ओ३म्

स्व. नारणजी पुरुषोत्तम वेदप्रचार ग्रंथमाळा ॥

# मीमांसा दर्शनम्

## गुर्जर भाषाटीकायुतम्


भाष्यकार

पं. मयाशंकरजी शर्मा.

आणंद.





प्रकाशक

स्व. नारणजी पुरुषोत्तम ट्रस्टना ट्रस्टीओ.





| विक्रमाब्द | सृष्टीसंवत | दयानन्दाब्द |
|---|---|---|
| २००८ | १९७२९४९०५३ | १२७ |

॥ ओ३म् ॥

સ્વ. નારણજી પુરૂષોત્તમ વેદપ્રચાર ગ્રંથમાળા.

# મીમાંસા દર્શન

શ્રી.

મુમુક્ષુને અભ્યાસાર્થે

{

# ભૂમિકા

સંપત્તિ બે પ્રકારની હોય છે, દૈવી અને આસુરી. સીકંદર, અલ્લાઉદ્દીન, ઓરંગઝેબ, હિટલર, મુસોલિની અને વર્તમાન પાકીસ્તાનના અધિનાયકો આસુરી સંપત્તિના માલિકો છે. તેમનું વર્તન તે પ્રકારનો પુરાવો પુરો પાડે છે. રામ, કૃષ્ણ, બુદ્ધ, શંકરાચાર્ય, ઇસુ, સ્વામી દયાનંદ, સ્વામી વિવેકાનંદ અને મહાત્મા ગાંધી આદિ જગતની વિભૂતિઓ દૈવી સંપત્તિધારી હતી, જેમણે જગતને દયા, ક્ષમા, શાંતિ, સુખના માર્ગે આકર્ષ્યા. રાગ, દ્વેષ, ઇર્ષા, વિશ્વાસઘાત, સુખની લાલસા પિપાસા અર્થે મદ્ય–માંસ, ચારિત્ર્ય હીનતા આદિ આસુરી સંપત્તિના લક્ષણો છે. જગતને શાંતિને નામે છદ્મ વેશે, સ્વાર્થ સાધનામાં માનવ સમુદાયને કળે વા બળે પોતાને આધીન કરવાને, જગતની શાંતિને નામે લડાતી લડાઇઓ એ આસુરી સંપત્તિધારી કૃત્યો છે. રશિયાના સામ્યવાદે અને યૂરોપ અમેરિકાનાં સામ્રાજ્યવાદે આજે સુંદર શબ્દો અને વિશ્વાસને નામે માનવીને મૃત્યુને આરે ધકેલી દીધા છે. આવે આપત્તિ સમયે ભારતનું મૂલધન, ધર્મજ, સૌનું રક્ષણ કરી શકે. દુઃખ છે કે ભારતના મોટા ભાગના સંતાનો પોતાના ધર્મને ભૂલીને પશ્ચિમના દાસ બન્યા છે. જ્યારે વેદજ્ઞાનરૂપી ગંગા દ્વારા સમસ્ત વિશ્વના દોષો શુદ્ધ કરવાનું જેમનું કર્તવ્ય હતું અને છે, તેમજ વૈદિક સૂર્ય દ્વારા જગતના અંધકારને દૂર કરવાનું પણ જેમનું કાર્ય સર્જાયેલું હતું અને છે, પરંતુ દેશ દેશાંતરના લોકોને પોતાની ઉચ્ચતા અને શુદ્ધતાથી સુખદાતા બની, જેઓએ કાર્ય કરવાનું હતું તેઓ ઉચ્ચ આસને વિરાજતા, સ્થાનભ્રષ્ટ બની વિશ્વને આર્ય કરવાને સ્થાને સ્વયં પતિત બની ગયા. ભારતની પૂણ્યભૂમિ જગતમાં વ્યાપતા અંધકારથી ધર્મનો નાશ થાય છે, ત્યારે ત્યારે ઉપર કહી વિભૂતિઓ પેઠે એકાદ પુરુષને પેદા કરે છે. ધર્મપથ પર ચાલતા, વિપત્તિ છતાં તેને ન છોડનારા ધનહીન અને માનહીન બનીને પણ સતપથને કર્તવ્ય માનનારા આજે પણ વિરલ માનવીઓ ભારતમાં જીવે છે. એમના અંતરાત્મામાં "कृण्वंतो विश्वम् आर्यम् ।"નો નાદ છે. ભારે પાપાચારના મેલા આચ્છાદનને કારણે આ ઓછી અગ્નિ ધરાવનાર આત્માઓ તેને ભસ્મ કરવા શક્તિશાળી નથી. છતાં નિઃસંશય આ પૂણ્યભુમિ મહાન આત્માને જન્મ આપશે અને તે નાની નાની વિખરાયેલી, દબાયેલી, શુદ્ધ અને પવિત્ર અગ્નિ શિખાઓ દ્વારા સમર્થ કલહ કલેશરૂપી વાતાવરણને ભેદશે એવી સત્યમાં શ્રદ્ધા રાખનાર સૌ ભારતીય ભાઇઓની આશા છે.

આ પુસ્તકની ભૂમિકા લખાવવાની શરૂઆત શ્રી. શૂરજીભાઈ વલ્લભદાસે દેવલાલીમાં કરેલી અને ઉપરની પ્રથમ પંક્તિઓ લખાવ્યા બાદ બાકીનું પોતાની અસ્વસ્થ પ્રકૃતિને લીધે મુલતવી રાખેલું. શ્રી શૂરજીભાઇ છેલ્લા આઠેક માસથી કેન્સર જેવા મહારોગથી ગ્રસિત હતા. ચિકિત્સાર્થે એતદ્ વિષયના નિષ્ણાત ડૉકટરોની સલાહથી યૂરોપ અને ત્યાંથી અમેરિકા પણ એપ્રીલ ૧૯૫૧ માં ગયેલા, અમેરિકામ તેમનાં પર સફળ શસ્ત્રક્રિયા પણ કરવામાં આવી અને ત્યાંથી ઑગસ્ટની અધવચ્ચે સ્વદેશ પાછા ફર્યા. સ્નેહી મિત્રો, પરિવારજનો તેમજ ડૉકટરોએ પણ માન્યું કે તેએ

ભયથી મુકત થયા છે, અને ધીરે ધીરે શક્તિ સંપાદન કરી પૂર્ણ સ્વસ્થતા પ્રાપ્ત કરી શકશે. સ્વાસ્થ્ય લાભાર્થે તેઓને દેવલાલી રાખવામાં આવ્યા, જ્યાં શરૂઆતમાં તેમને થોડો લાભ પણ જણાયો પણ પછી દિનપ્રતિદિન તેમનું સ્વાસ્થ્ય વધુને વધુ ક્ષીણ થતું ગયું, જેથી આઠમી નવેમ્બરના દિવસે તેમને વધુ સારી ચિકિત્સાર્થે મુંબઇ લાવવામાં આવ્યા. અનેક ઉપાયો છતાં દૈવની ઇચ્છા કંઇ જુદી જ હતી, અને તા. ૧૪ મી નવેમ્બર, ૧૯૫૧ ને બુધવારે સવારના તેમણે જીવનલીલા સંકેલી લીધી.

આ રીતે તેમણે શરૂ કરેલ ભૂમિકા લખવાનું કાર્ય અધુરૂં જ રહ્યું. મીમાંસાનું પુસ્તક જલ્દી પ્રકાશન પામે ને વાચકોના હાથમાં જલ્દી મૂકી શકાય તે તેમની સતત ઝંખના હતી, અને માંદગીના બિછાનેથી પણ વખતો વખત તે માટે તાકીદ કરતા રહેતા, પણ દુઃખ છે કે તે પુસ્તક છાપીને બહાર પ્રકાશિત કરી શકાય તે પૂર્વે તો તેમણે સદાને માટે અહીંથી મહાપ્રયાણ કર્યું. પ્રભુ તેમના અક્ષય આત્માને ચિરંતન શાંતિ આપે તેવું આપ સર્વ વતી તથા ટ્રસ્ટી મંડળ વતી પ્રાર્થું છું.

શ્રી સ્વ. નારણજી પુરુષોત્તમ કચ્છના વતની હતા. સત્ય તથા ધાર્મિક પ્રકૃતિના આર્ય મહાનુભાવ હતા ચુસ્ત આર્ય સમાજી અને આર્ય સાહિત્યનો પ્રચાર કેમ વધુ પ્રચલે તેવી ભાવનાવાળા હતા અને તેથી આર્ય ગ્રંથોના પ્રકાશનાર્થે પોતાની સંપત્તિ વપરાય તેવી ઇચ્છા દર્શાવેલી. પરિણામે શ્રી નારણજી પુરુષોત્તમ ટ્રસ્ટ અસ્તિત્વમાં આવ્યું. આ ટ્રસ્ટ તરફથી થોડા વર્ષો પૂર્વે ચાર વેદોના ગ્રંથો વિદ્યાભ્યાસીઓને વિનામૂલ્યે વિતરણ કરવામાં આવેલા, અને તે દિશામાં સ્વાધ્યાયશિલોની ધાર્મિક વાંચનની ઇચ્છા બને તેટલી સંતોષી શકાય તે અર્થે આ મીમાંસા દર્શનના પુસ્તકનું ગુજરાતી ભાષાંતર ટ્રસ્ટીઓએ છપાવી પ્રસિદ્ધ કરવાનું ઉચિત ધાર્યું. જેનો સર્વ યશ સ્વ. શ્રીયુત શૂરજીભાઇ વલ્લભદાસને ફાળે જાય છે. તેમણે આ માટે અથાગ પ્રયત્ન કરેલો. શ્રી પં. મયાશંકર શર્માને આ ગ્રંથનો ગુજરાતી અનુવાદ કરી આપવા માટે વીનવેલા અને મીમાંસા દર્શનનો આ ગુજરાતી અનુવાદ પહેલા સ્વ. શ્રી જેઠાભાઇ પ્રેમજી ટ્રસ્ટમાંથી છપાવી પ્રસિદ્ધ કરવાનું ઠરાવેલું. પાછળથી જેઠા પ્રેમજી ટ્રસ્ટના ટ્રસ્ટીઓની ફેરબદલીમાં આ ગ્રંથના પ્રકાશનાર્થે વિલંબ ન થાય એ આશયે શ્રી શૂરજીભાઈએ પોતા હસ્તકના બીજા ટ્રસ્ટ શ્રી નારણજી પુરુષોત્તમ ટ્રસ્ટ તરફથી છપાવી પ્રસિદ્ધ કરવાનું સ્વીકાર્યું.

આશા છે સ્વાધ્યાય પ્રેમીઓ આ ગ્રંથનો પૂરો લાભ ઉઠાવશે અને આજે જે આર્ય સંસ્કૃતિ અને ધાર્મિક વાતાવરણ ભારતમાંથી લુપ્ત થઇ રહેલ છે તેને ફરી દૃઢિભૂત કરવાના કાર્યમાં પ્રયત્નશીલ રહેશે.

ટ્રસ્ટીઓ વખતો વખત આ રીતે આર્ય ધર્મના ને વૈદિક ધર્મના પ્રકાશનો બહાર પાડવાની આશા સેવે છે અને આપના પૂરા સહકારની અને પરમ પિતા પ્રભુ પાસે સામર્થ્યની યાચના કરે છે.

લી. પ્રતાપસિંહ શૂરજી વલ્લભદાસ
ટ્રસ્ટી
શ્રી સ્વ. નારણજી પુરૂષોત્તમ ટ્રસ્ટ.

મુંબઇ
મકર સંક્રાંતિ
૨૦૦૮

# પ્રાક્કથન

धीनेत्रस्य प्रदातारं तमोभिः संकुले पथि ।
प्रकाशमूलमीशानं चिन्तयामि दिवानिशम् ॥

આજથી સાત આઠેક વરસ ઉપર એક દિવસ શ્રીમાન્ શેઠ શૂરજીભાઈ મુંબઈથી આણંદ ચરોતર પ્રદેશ આર્ય સમાજમાં પ્રસંગોપાત્ત પધાર્યા હતા. તે વખતે મેં તેમને કહ્યું કે શ્રી ગોતમીય ન્યાય દર્શન તો આપે છપાવી પ્રકટ કર્યું, હવે વૈશેષિક દર્શન છપવવાની જરૂર છે, કારણ કે, તે બંને ગ્રંથો એક બીજાના પૂરક છે, માટે જો છપાવી પ્રકટ કરવાનો આપની ઇચ્છા હોય તો હું તેનું ગુજરાતી ભાષામાં ભાષ્ય તૈયાર કરૂં.

આના જવાબમાં તેઓશ્રીએ બીજી જ વાત કહી. તેમણે કહ્યું કે, વૈશેષિક દર્શન તો નાનું છે તેને તો ગમે ત્યારે છપાવીશું પણ, મીમાંસા દર્શન મોટું છે માટે એનું તમે ગુજરાતી ભાષ્ય લખો તો હું ટ્રસ્ટ તરફથી તે છપાવી પ્રકટ કરૂં. વૈદિક અને આર્ષ દૃષ્ટિએ એના પ્રકાશનની જરૂર છે. મારી તમને સાગ્રહ વિનંતિ છે કે તમે તેનું ગુજરાતીમાં ભાષ્ય લખો.

મને પણ વિચાર આવ્યો કે, મીમાંસા દર્શનનું ગુજરાતીમાં ભાષ્ય લખવું એ કઠણ અને નીરસતા-ભર્યું કામ છે, છતાં જો એનું ગુજરાતીમાં ભાષ્ય થઇ જાય તો આર્ય દૃષ્ટિએ એ ઉત્તમ કામ થયું કહેવાય અને ગુજરાતીભાષાના વાઙ્મય મહાયજ્ઞમાં એક નવીન આહુતિ આપ્યાનું પુણ્ય મેળવી શકાય. થોડાક વિચાર મન્થન બાદ મેં શેઠશ્રીને જણાવ્યું કે આપની સદિચ્છા અને સત્પ્રેરણા છે તો હું તેનું ગુજરાતીમાં ભાષ્ય કરીશ. તેમણે પ્રત્યુત્તરમાં જણાવ્યું કે, જરૂર એ કામ શરૂ કરો અને તેને લગતાં પુસ્તકોની જરૂર હોય તો મને લખશો એટલે હું તેનો પ્રબંધ કરી આપીશ. પુસ્તકોની મદદ મેળવી આપવામાં મુંબઇ નિવાસી વેદવિશારદ શ્રી સ્નાતક સત્યવ્રતજીના પરોક્ષ પ્રયત્નને હું ભૂલી શકું એમ નથી.

મને મારી ત્રુટિયોનો ખ્યાલ હતો, છતાં પ્રભુ પ્રેરણાથી ઉત્સાહિત થઈ કામ હાથ ધર્યું અને દોઢેક વરસમાં આ કામ પુરૂં કર્યું. આ પુસ્તક વાંચી જો કોઈ વિદ્વાનને આના કરતાં વધારે સારૂં ભાષ્ય લખવાની પ્રેરણા થશે તો તે આનંદનો અવસર ગણાશે.

આ ઠેકાણે એ લખવું અસ્થાને નહીં ગણાય કે, ' સદ્‌ગત જેઠા પ્રેમજી ફંડના '* ટ્રસ્ટીઓ તરફથી જે જે વૈદિક દર્શનો પ્રકટ થયાં છે તેનો પાછળ વેદદિવાકર મહર્ષિ સ્વામી દયાનંદ સરસ્વતીજીએ આર્યોમાં રેડેલી ચૈતન્ય-ભરી વૈદિક ભાવનાનું સાત્વિક બળ છે.

# મીમાંસા દર્શન

'મીમાંસા' શબ્દ मान पूजायाम् આ ધાતુ અને सन् પ્રત્યયના યોગથી બન્યો છે 'मानबधशान्भ्यो दीर्घश्चाभ्यासस्य' ૩-૧-૬ મુનિવર પાણિનિજીએ આ સૂત્રદ્વારા 'મીમાંસા' શબ્દની સિદ્ધિ કરી છે. मानेर्जिज्ञासायाम् આ વચનથી માન ધાતુને જિજ્ઞાસા અર્થમાં 'सन्' પ્રત્યય લગાડ્યો છે. એટલે મીમાંસાનો અર્થ જિજ્ઞાસા થાય એ સ્વાભાવિક છે. આ દર્શનનું પહેલું જ સૂત્ર છે કે 'अथातो धर्मजिज्ञासा' આથી ધર્મ જિજ્ઞાસા અને ધર્મ મીમાંસાનો એક જ અર્થ થાય છે. જિજ્ઞાસાનો અર્થ "જાણવાની ઇચ્છા" એવો થાય છે. છતાં जिज्ञासा = ज्ञानेच्छासाध्यो विचारः (જ્ઞાનની ઇચ્છાથી સાધ્ય વિચાર) એવો અર્થ વિદ્વાનોએ કર્યો છે. આવો અર્થ કરવાનું કારણ એવું દર્શાવ્યું છે કે ઇચ્છાનું વિધાન થઇ શકતું નથી, પણ વિચારનું વિધાન થઈ શકે છે આ વસ્તુ स्वाध्याय ઽ એ આર્ષ વાકયથી સૂચિત થાય છે. વેદનું અધ્યયન કર્યા પછી તેના ઉપર । કરવો જોઇએ. આ ઉપરથી 'ધર્મ જિજ્ઞાસા'નો અર્થ 'ધર્મ વિચાર' કરવો એ સ્પષ્ટ થાય છે.

## ધર્મ એટલે

આ શાસ્ત્રમાં ધર્મ શબ્દનો અર્થ આ પ્રમાણે છે. માનવજાતિને કર્મ કરવા પ્રેરણા આપનાર વિધિવાકયથી જે અર્થ લક્ષિત થાય છે તેનું નામ ધર્મ છે चोदनालक्षणोऽर्थो धर्मः । ૧-૧-૨ વૈદિક પ્રવર્તક વાકયરૂપ લક્ષણથી સમજાતો જે અર્થ તેનું નામ ધર્મ વેદ તથા બ્રાહ્મણ-ગ્રંથોમાં અભ્યુદય-કારક પ્રવર્તક વાકયો ઘણાં છે. તેના ઉપર જૈમિનિ-મુનિએ ખૂબ બારીક વિચાર કર્યો છે અને પછી તેમણે ધર્મસંબંધી પોતાના વિચારો આ દર્શનમાં પ્રકટ કર્યા છે. માનવીય પ્રત્યક્ષ પ્રમાણદ્વારા ધર્મ સમજી શકાતો નથી એ સમજવા માટે તો ઈશ્વરીય વચનોજ જોઇએ. વેદ એટલે કર્મ, ઉપાસના અને જ્ઞાન. આ ત્રણેનો ઉપદેશ આપનારો અપૌરુષેય નિત્ય વહેતી જ્ઞાનમયી અને કલ્યાણ વરસાવતી વાગ્ધારા.

વેદના કર્મકાંડ ઉપર વિચાર કરનાર જૈમિનિમુનિ અને ઉપાસના તથા જ્ઞાન ઉપર વિચાર કરનાર વ્યાસમુનિ હતા. જો કે વેદપ્રતિપાદ્ય કર્મકાંડ અને જ્ઞાનકાંડ ઉપર બીજા ઘણા વિદ્વાનોએ ખૂબ અભ્યાસ-પૂર્ણ વિચાર કર્યો છે, છતાં ઉક્ત બંને મહા-મુનિયો વૈદિક માર્ગના નભોમંડળમાં સૂર્ય અને ચંદ્રના માફક પ્રકાશી ગયા છે, એ એમનાં અપૂર્વ વેદ-પરિશ્રમ અને ક્રાંતદર્શિતાનું ફળ છે. મહામુનિ વ્યાસ તથા જૈમિનિ

---

* મીમાંસા દર્શન જેઠા પ્રેમજી ટ્રસ્ટ તરફથી છાપવા પ્રવૃત્તિ આરંભી હતી. એથી પંડિતજીએ એ ટ્રસ્ટને અહીં અંજલિ આપી છે. પરંતુ વસ્તુતઃ જેઠા પ્રેમજી ટ્રસ્ટના ટ્રસ્ટીઓ બદલાવા સાથે આ આરંભાયેલી પ્રવૃત્તિમાં વિક્ષેપ આવતાં નવા ટ્રસ્ટીઓ પાસેથી એ પુસ્તક અંગેના સઘળા હકકો અને છાપેલાં ફર્માં રૂા. ૫૦૦૦-૦-૦ રૂપિયા પાંચ હજાર રોકડા આપીને મેં ખરીદી લીધાં છે. એટલે આ દર્શન સદ્‌ગત નારણજી પુરૂષોતમ ટ્રસ્ટની મતા છે. પંડિતજીની આપેલી અંજલિ આથી આ ટ્રસ્ટને અંગે સમજવી અને આ ટ્રસ્ટ તરફથીજ આ દર્શનની પ્રસિદ્ધિ થાય છે. —શૂરજી વલ્લભદાસ.

બને ગુરુ શિષ્ય હતા એમ પણ માનવામાં આવે છે. વ્યાસ ગુરુ અને જૈમિનિ તેમના શિષ્ય હતા શિષ્યે 'ધર્મમીમાંસા' અને ગુરુએ 'બ્રહ્મમીમાંસા' લખી જનતા સમક્ષ વૈદિક કર્મ, ઉપાસના અને જ્ઞાનનો માર્ગ સુપ્રકાશિત કર્યો. આ બને વેદ-દિવાકર ધુરંધર વિદ્વાનો કયા સૈકામાં અને કયા પ્રદેશમાં જન્મ્યા એ નિશ્ચય પૂર્વક કહેવામાં કોઇ સચોટ પ્રમાણ ઉપલબ્ધ થતુ નથી માટે તે સંબંધે મૂકભાવ સેવવો એ જ યોગ્ય જણાય છે.

ધર્મમીમાંસાના લેખક જૈમિનિ મુનિ ઇશ્વરમાં માનતા ન હતા એમ કેટલાકનું માનવું છે તે અયોગ્ય જણાય છે કારણ કે, બ્રહ્મમીમાંસામાં શ્રી વ્યાસમુનિ લખે છે કે,

साक्षादप्यविरोध जैमिनिः १-२-२८

'વૈશ્વાનર' એ પરમેશ્વરનું નામ છે એની ઉપાસના જાઠરાગ્નિરૂપ પ્રતીક અથવા ઉપાધિદ્વારા કરવી એમ કેટલાક આચાર્યો માને છે પણ જૈમિનિમુનિનો મત એવો છે કે પ્રતીક અને ઉપાધિ વગર વૈશ્વાનર-પરમેશ્વરની સાક્ષાત્ ઉપાસના કરવી એ ઠીક છે. હવે જો જૈમિનિ પરમેશ્વરને ન માનતા હોત તો તેની ઉપાસના માટે તેમનો ઉકત મત કેવી રીતે યોગ્ય થઇ શકે ?

સામાન્યતઃ મીમાંસકો માનતા આવ્યા છે કે, કર્મ જ અપૂર્વદ્વારા ફળ આપે છે. કર્મનું ફળ આપવા માટે ઇશ્વરને માનવાની જરૂર નથી. પણ આની સાથે મીમાંસા-દર્શનકાર જૈમિનિ મુનિનો કેટલો સંબંધ છે તે જાણવાની જરૂર છે, બ્રહ્મમીમાંસામાં વ્યાસમુનિ લખે છે કે फलमत उपपत्तेः । ૩-૨-૩૮ ફળ તો ઇશ્વર તરફથીજ મળે છે. જો ઇશ્વર ફળદાતા હોય તો તેનામાં વૈષમ્ય અને નિર્ઘૃણતા રૂપ દોષ આવવાનો સંભવ છે માટે વ્યાસમુનિ જૈમિનિનો મત ટાંકે છે કે :— धर्मं जैमिनिरत एव । ૩-૨-૪૦ ઉપર કહેલો દોષ, ફળ આપવામાં ન આવે માટે ધર્મ અર્થાત કર્મ ફળનું સામાન્ય કારણ છે. આ મતથી ઇશ્વરનો ફળદાતા તરીકે નિષેધ નથી એ સ્પષ્ટ સમજી શકાય છે. ધર્મ ભલે સામાન્ય કારણ રહે પણ વિશેષ કારણ તે ઇશ્વરજ હોઇ શકે. ઇશ્વર ફળ આપવામાં કર્મની અપેક્ષા રાખે છે કર્મ જડ છે તે વિચારપૂર્વક ફળ આપી શકે નહિ.

भवन्ति भावा भूतानां मत्त एव पृथग्विधाः ॥ १०-५

આ ગીતાના વાકયથી પણ ઇશ્વર કર્મફળદાતા છે એ સ્પષ્ટ થાય છે.

જેમ ગુરુ વ્યાસ મુનિએ પોતાના શાસ્ત્રમાં પોતાના શિષ્યના નામનો ઉલ્લેખ બહુ માન સાથે કર્યો છે તેમ જૈમિનિ મુનિએ પણ પોતાના ધર્મમીમાંસા શાસ્ત્રમાં ગુરુ શ્રી વ્યાસમુનિના નામનો ઉલ્લેખ બહુ માનપૂર્વક કર્યો છે, અને એમના મતને માન્ય પણ રાખ્યો છે. જેમકે :—

**औत्पत्तिकस्तु शब्दस्यार्थेन सम्बन्धः तस्य ज्ञानमुपदेशोऽव्यति-**
**रेकश्चार्थेऽनुपलब्धे तत्प्रमाणं बादरायणस्यानपेक्षत्वात् ॥ १-१-५**

અર્થ :— શબ્દ અને અર્થ ઉત્પન્ન થયા પછી તે બંનેમાં સંબંધની કલ્પના પુરુષ કરે છે, જેમકે; ' આ શબ્દથી આ અર્થ સમજવો. ' અહીં સંબંધ પુરુષકલ્પિત હોવાથી કોઈક વખતે વાકયનો અર્થ ખોટો પણ પડે છે કારણ કે માણસ ભૂલને પાત્ર છે; પણ વેદમાં તો શબ્દ અને અર્થનો સંબંધ નિત્ય છે; પુરુષ કલ્પિત નથી, તેથી બોધ આપનાર વૈદિક ઉપદેશ પ્રત્યક્ષ આદિ પ્રમાણોથી અનુપલબ્ધ અર્થમાં સત્ય ઠરે છે, કારણ કે, વૈદિક શબ્દોનો અર્થ સાથેનો સંબંધ પુરુષની અપેક્ષા રાખતો નથી. આ સૂત્રમાં બાદરાયણ-વ્યાસમુનિના નામનો સ્પષ્ટ ઉલ્લેખ છે.

## જીવાત્મા.

મીમાંસકો જીવાત્માને શરીર ઇંદ્રિયો, મન અને બુદ્ધિના સાક્ષી તરીકે માને છે. એ પોતાના કર્મનું ફળ કાળાન્તરમાં ભોગવે છે. પોતે સ્વયં ચેતન અને નિત્ય છે જીવાત્માઓ અનેક છે એક નથી. આટલા અંશમાં તેઓ સાંખ્ય તથા નૈયાયિકો સાથે મળતા થાય છે. જૈમિનિ મુનિએ જીવાત્મા તથા પરમાત્મા સંબંધી કોઈ પણ સૂત્ર ધર્મ-મીમાંસામાં લખ્યું નથી, કારણ કે તેમનો ઉદ્દેશ વૈદિક વિધાનો અને તેના વિષયોને જ સમજાવવાનો છે.

## સ્વર્ગ.

મીમાંસકો સ્વર્ગને માને છે જે વિધાનોમાં કર્મનું ફળ ન જણાવ્યું હોય તે વિહિત કર્મનું ફળ સ્વર્ગ છે એવો તેમણે નિર્ણય કર્યો છે. સ્વર્ગ એક વિશિષ્ટ પ્રકારના સુખનું નામ છે કઠોપનિષદમાં નચિકેતાએ સ્વર્ગનું વર્ણન આપ્યું છે અને એ સ્વર્ગ મેળવવાનો ઉપાય યમાચાર્યે તેને સમજાવ્યો છે. એ સ્વર્ગના વર્ણનમાં સંભવત અર્થવાદ છે. સુખ ભોગવનારને ભૂખ તરસ ન હોય એમ કેમ બને ? સ્વર્ગને ભોગવનાર દેવોને પણ દૈત્યો સાથે લડાઇઓ લડવી પડી છે અને માર પણ ખાવો પડયો છે આ બધું પુરાણો, રામાયણ અને મહાભારતમાં સ્પષ્ટ છે સુખને અંતે દુઃખ છે તેથીજ સ્વર્ગ-ભોકતાઓ પુણ્યનો ક્ષય થયે સામાન્ય માણસો બની જાય છે, માટે વિશિષ્ટ પ્રકારના સુખનું નામ સ્વર્ગ છે એ મીમાંસકોનો નિર્ણય યોગ્ય જણાય છે.

## યજ્ઞ અને યાગ.

આ દર્શનમાં જુદા જુદા નામવાળા અનેક પ્રકારના યજ્ઞો અને યાગો બતાવ્યા છે દ્રવ્ય અને દેવતા યજ્ઞનું સ્વરૂપ છે. જેને ઉદ્દેશીને હોમીય દ્રવ્યનો ત્યાગ થાય તે અથવા જેની સ્તુતિ થાય તે દેવતા કહેવાય છે. આ દેવતાઓનાં નામ અગ્નિ, વરૂણ,

વાયુ, અશ્વિનૌ વગેરે છે. ઉપલક દૃષ્ટિએ જોતાં વેદમાં અનેક દેવતાવાદ છે એમ આપણને જણાય છે પણ જ્યારે एकं सद्विप्रा बहुधा वदन्ति ઈત્યાદિ મંત્ર ઉપર વિચાર કરીએ છીએ ત્યારે એ બધાં એક જ દેવનાં નામ છે અને તે દેવ સચ્ચિદાનંદ સ્વરૂપ બ્રહ્મ છે. યજ્ઞની પ્રક્રિયા ઘણી વિશાળ છે. આ બધી પ્રક્રિયાઓનો ખૂબ લાંબા વખત સુધી વિચાર કરીને મહામુનિ પાણિનિએ 'યજ્ઞ' શબ્દમાં યજ ધાતુની કલ્પના કરી અને તેનો અર્થ આ પ્રમાણે બતાવ્યો.

**यज देवपूजासंगतिकरणदानेषु**

જેમાં દેવની પૂજા થતી હોય, જનતાનું સંગતિકરણ સંગઠન થતું હોય, જુદાં જુદાં અન્ન દ્રવ્યો યજ્ઞનાં સાધન તરીકે મેળવાતાં હોય અને દાન થતું હોય તે યજ્ઞ કહેવાય છે. કલ્પસૂત્રો એ પ્રયોગ બતાવનારાં શાસ્ત્રો છે જ્યારે મીમાંસા, પ્રયોગો ઉપર વિચાર કરનારૂં શાસ્ત્ર છે. પ્રથમ વિચાર કરવો અને પછી પ્રયોગ કરવો એ સનાતન નિર્ણીત નિયમ હોવાથી મીમાંસા દર્શન કલ્પ સૂત્રો સાથે પણ બહુજ નિકટનો સંબંધ બતાવે છે. ग्रामकामो यजेत, वृष्टिकामो यजेत स्वर्गकामो यजेत આમ જુદાં જુદાં ફળ મેળવવાની ઇચ્છાએ યજ્ઞનું અનુષ્ઠાન કરવામાં આવતું હતું. જો યજ્ઞ સર્વ અંગોથી પૂર્ણ થયો હોય, તેમાં ભૂલ થયેલી ન હોય તો વિધાનમાં બતાવેલું ફળ યજ્ઞ કરનારને જરૂર મળે છે सांगात् कर्मण: फलावश्यंभाव: એવો મીમાંસકોનો દૃઢ વિશ્વાસ છે. વૈદિક વિધિઓ કદી પણ ખોટી હોઈ શકે નહિ. કર્મનો વિચાર કરતી વખતે તેના અધિકારી યજમાનનો પણ વિચાર કરેલો છે. ઋત્વિજોનો પણ વિચાર કર્યો છે. દ્રવ્ય અને તેના ગુણોનો પણ નિર્ણય કરવામાં આવ્યો છે. દેશકાળ પણ વિચાર બહાર નથી રહ્યા. વ્યકિતગત સુખ અને સમષ્ટિગત સુખનો પણ વિચાર કરવામાં આવ્યો છે. અત્યારે તો યજમાનના અંતઃકરણની અને યોગ્ય દ્રવ્યની પણ શુદ્ધિ જણાતી નથી. વેદનો અભ્યાસ છૂટી ગયો છે એટલે આવાં કર્મો સમજી શકતાં નથી અને તેને લીધે એ કર્મોમાં લોકોને શ્રદ્ધા નથી. અભ્યુદય થવો એ પણ ધર્મને લીધે છે. જ્યાં ધર્માચરણ નથી ત્યાં અભ્યુદય પણ નથી. પ્રાચીન સમયમાં જ્યારે વૈદિક કર્મકાંડ વિચાર પૂર્વક અનુષ્ઠાનમાં હતો ત્યારે જનતા સુખી હતી યજ્ઞ શબ્દનો બીજો અર્થ અધ્વર છે. તે હિંસાનો અભાવ સૂચવે છે. યજ્ઞ એ શ્રેષ્ઠતમ અને પવિત્ર કર્મ છે એવો નિર્ણય ઋષિ મુનિયો અને વિદ્વાનોએ અનુભવ ઉપરથી કર્યો હતો. યજ્ઞની અસર જડ પદાર્થો ઉપર પડતી હતી અને તેનાથી જગતમાં શાંતિ ફેલાતી હતી. द्यौः शान्ति रन्तरिक्षं शान्तिः ઈત્યાદિ વેદના મંત્રોથી એ બાબત સૂચિત થાય છે.

આ ધર્મ મીમાંસામાં બાર અધ્યાયો છે તેથી તેને દ્વાદશ લક્ષણી પણ કહે છે. સામાન્યતઃ અધ્યાયના ચાર પાદ હોય છે. આ મીમાંસામાં ૩-૬ અને ૧૦ અધ્યાયોમાં આઠ આઠ પાદ છે. ચાર પાદનો અધ્યાય માનવામાં આવે તો આ ગ્રંથમાં ૧૫ પંદર અધ્યાયો થાય છે. વૈદિક દર્શનોમાં મીમાંસા દર્શન સૌથી મોટું દર્શન છે.

ધર્મ મીમાંસા અને બ્રહ્મ મીમાંસાનો એક જ પ્રકારની શૈલી છે. વૈદિક જગતમાં આ બે દર્શનો છેલ્લાં છે એના પછી કોઈ પણ દર્શન લખાયું નથી. દર્શનો લખવામાં આવ્યા તે પહેલાં ઘણા લાંબા કાળથી તેના વિષયો ચર્ચવામાં આવતા હતા એટલે બધાય દર્શનોમાં બધાય મતનો ઉલ્લેખ છે.

આ મીમાંસા દર્શન ઉપર મહાન્ વિદ્વાન્ શબર સ્વામીનું ભાષ્ય છે. સ્વામી શંકરાચાર્યજીને પણ આ ભાષ્યમાંથી જ વેદાંત દર્શન ઉપર ભાષ્ય લખવાની કળા હાથ લાગી હતી એ વિદ્વાનો સમજી શકે છે આ ભાષ્ય પહેલાં પાણિની મુનિના સહાધ્યાયી મહામુનિ ઉપવર્ષે પણ આ મીમાંસા દર્શન ઉપર આર્ષવૃત્તિ લખી છે.

ત્યાર પછી કુમારિલ ભટ્ટ, મંડનમિશ્ર, વાચસ્પતિમિશ્ર પાર્થસારથિમિશ્ર અને માધવાચાર્ય વગેરે પ્રકાંડ વિદ્વાનોએ ધર્મ મીમાંસા ઉપર અતિગંભીર અને વિસ્તીર્ણ ગ્રંથો લખ્યા છે અને એ દર્શનને એક વિશાળ મહાસાગરના રૂપમાં મૂકી દીધું છે. આજે એના ભોકતાઓ ભાગ્યે જ નજરે પડે છે.

મારો પ્રકૃત ધર્મમીમાંસા ઉપર ભાષ્ય લખવાનો પ્રયાસ એક સામાન્ય દિગ્દર્શન રૂપ જ છે. અને એ પ્રયાસમાં શ્રીમાન શેઠ શૂરજીભાઇની પ્રેરણાએ કામ કર્યું છે. આ ગ્રંથ વાંચવાથી જૈમિનિ મુનિએ કર્મ કરવામાં કેટલી બધી ચોકસાઇ બતાવી છે એ ગુજરાતી વાચક વર્ગને જણાયા વગર નહીં રહે. કર્મની પાછળ કેટલો બધો વ્યાપક અને ગંભીર વિચાર છે એની કલ્પના પણ આવ્યા વગર રહેશે નહિ. આ પ્રાક્કથન પૂરું કરૂં તે પહેલાં મારી અલ્પજ્ઞતા અને ત્રુટિઓને માટે વિદ્વાન વર્ગ પાસે સાંજલિ ક્ષમા માગું છું આ ગંભીર અને વિશાલ ગ્રંથ ઉપર મારા અલ્પતમ પ્રયાસ માટે દયાળુ પ્રભુ પ્રસન્ન થાવ. સચ્ચિદાનંદ પરમાત્માને આ સમર્પણ છે. ઇતિ

આણંદ<br>
તા. ૧૫-૧૦-૫૧

સદ્વિદ્વાનોનો કૃપા ભાજન<br>
પં. મયાશંકર શર્મા



# વિષયસૂચિ

## અધ્યાય ૫



## અધ્યાય ૬



## અધ્યાય ૭



# મીમાંસા દર્શન



प्रणम्य परमात्मानं श्रौतकर्मप्रबोधिनीम् ।
नयन्तीं च प्रसन्नार्थां मीमांसां मतिमानये ॥ १ ॥

महर्षिजैमिनिप्रोक्तं मीमांसादर्शनं महत् ।
यथाशक्ति समुद्युक्तो व्याख्यातुमहमञ्जसा ॥ २ ॥

सहाया अत्र मे सन्तु विद्वांसः करुणालयाः ।
भक्त्या चावर्जितोऽधीशो धियां मे धियमाहरेत् ॥ ३ ॥

पङ्गुरस्मि गिरं नेतुं गौर्जरीमार्षभावनाम् ।
तथापि करुणामूर्तिः पारं मां नेष्यतीश्वरः ॥ ४ ॥

મહર્ષિ જૈમિનિ-પ્રણીત મીમાંસાદર્શનના બાર અધ્યાય છે અને તેમાં વૈદિક કર્મકાંડનો વિચાર કર્યો છે. '**स्वाध्यायोऽध्येतव्यः**' આ વિધિ વાક્યથી વેદનું અધ્યયન વિહિત કર્યું છે, અધ્યયન એટલે ગુરુપાસેથી અક્ષર ગ્રહણ કરવું તે. છ યે અંગો સહિત વેદનું અધ્યયન વિદ્યાર્થીએ ગુરુકુળમાં રહી બ્રહ્મચર્યના પાલન સાથે કરવું જોઈએ. વેદનું અધ્યયન સમાપ્ત થયા પછી **अधीत्य स्नायात्** એ વાક્યને આધારે સમાવર્તન સંસ્કારથી સંસ્કૃત થઇ બ્રહ્મચારીએ ઘેર આવવું જોઇએ. અહીં સંશય એ થાય છે કે અધ્યયન પૂરૂં થયા પછી તેનાં ઉપર મનન કરવું કે નહીં. જો અધીત અર્થ ઉપર મનન-વિચાર કરવામાં ન આવે તો અધ્યયન નિરર્થક થઈ જાય છે, માટે ગુરુકુળમાં રહી બ્રહ્મચારીએ મનન પણ કરવું જોઇએ. **મનન એજ મીમાંસા.** આ વિચારણા સામે કેટલાક લોકોનો એવો મત જણાય છે કે વેદના અધ્યયનનું ફળ તો સ્વર્ગ છે. માટે અધ્યયન સમાપ્ત કર્યા પછી તરત સમાવર્તન સંસ્કારને અંગે સ્નાન કરી બ્રહ્મચારીએ ઘેર જવું જોઇએ. અધીત વેદ ઉપર મનન એટલે મીમાંસા કરવાની કશી જરૂર નથી. કેવળ વેદના પાઠથી જ વેદાધ્યયન ચરિતાર્થ છે. આ શંકાના સમાધાનને લક્ષમાં લઇ મહર્ષિ પ્રથમ સૂત્ર આ પ્રમાણે લખે છે :--

**ધર્મજિજ્ઞાસાનું અધિકરણ.**

## अथातो धर्मजिज्ञासा ॥ १ ॥

**પદાર્થ:**— ( **अथ** ) ગુરુકુળમાં રહી વેદનું અધ્યયન કર્યા પછી ( **अतः** ) અધ્યયનનું ફળ **અર્થ**જ્ઞાન હોવાથી ( **धर्मजिज्ञासा** ) ધર્મની જિજ્ઞાસા એટલે ધર્મ ઉપર વિચાર કરવો જોઇએ.

**ભાવાર્થ:**—આ સૂત્રમાં ધર્મનો અર્થ વેદ છે અને જિજ્ઞાસાનો અર્થ વિચાર છે. વેદનો પાઠમાત્રરૂપ અભ્યાસ થઇ રહ્યા પછી તેનો અર્થ સમજવો જોઇએ અને અર્થ ઉપર મનન પણ થવું જોઇએ પાઠમાત્રથી જ ભણનારને સ્વર્ગ મળશે એવી કલ્પના કરવી ઠીક નથી. અધ્યયનનું ફળ તો અર્થજ્ઞાન છે અને તે ભણ્યા પછી તરત જ થવું જોઇએ. કવિતા શિક્ષક પાસેથી પાઠમાત્ર શીખ્યા પછી તરત જ તેનો અર્થ શીખવો પડે છે, નહીં તો પાઠમાત્ર ભણેલી કવિતા નકામી થઇ જાય છે આ દૃષ્ટિએ જોતાં વેદાધ્યયનનું ફળ દૃષ્ટ છે, અદૃષ્ટ સ્વર્ગ નહીં. સર્વ કોઇ અર્થ જાણવા માટે જ અધ્યયન કરે છે. માટે જ્યાં દ્રષ્ટ ફળ નિશ્ચિત હોય ત્યાં અદૃષ્ટ સ્વર્ગરૂપ ફળની કલ્પના કરવી એ અન્યાય છે.

लभ्यमाने फलेदृष्टे नादृष्टपरिकल्पना ।
विधेस्तु नियमार्थत्वान्नानर्थक्यं भविष्यति ॥

**અર્થ:**—જ્યાં દ્રષ્ટ ફળ મળતું હોય ત્યાં અદૃષ્ટ ફળની કલ્પના કરવી નહીં. વિધિ નિયમાર્થક હોવાથી તેનું આનર્થક્ય નથી. ' **अक्ताः शर्करा उपदधाति** ' આ ઠેકાણે શર્કરાને ઘીથી ભીંજવવી કે તેલથી એનો નિર્ણય વ્યાકરણ કે નિરુક્તથી થઇ શકે નહીં, કારણ કે ઘીથી અને તેલથી પણ શર્કરા અક્ત થઇ શકે છે. માટે **तेजा वै घृतम्** ઘી એ જ તેજ છે. આ વાક્યશેષથી સમજી શકાય છે, કે શર્કરાને ઘી થી જ ભીંજવવી જોઇએ, તેલથી નહીં. માટે વિચાર આવશ્યક છે અને તે વેદોના વાક્યો દ્વારા જ થઇ શકે છે. અર્થનું તત્વજ્ઞાન વિચારશાસ્ત્ર વગર પ્રાપ્ત થવું અસંભવિત છે, માટે મીમાંસારૂપ વિચારશાસ્ત્ર જરૂર આરંભવું જોઇએ.

**अधीत्य स्नायात्** :—ભણીને સમાવર્તન કરવું જોઇએ. એ વાક્યનો ભાવ ભણવા રૂપ ક્રિયા અને સમાવર્તનની અંગભૂત સ્નાનક્રિયા એ બન્ને ક્રિયાનો એક જ કર્તા હોવા જોઇએ, એમ બતાવે છે. પણ વેદ ભણીને તરત જ અર્થ જાણ્યા સિવાય અને તેના ઉપર વિચાર કર્યા સિવાય સમાવર્તન સંસ્કાર કરી જ દેવો એવો ભાવ નથી. **धर्माय हि वेदवाक्यानि विचारायतु-मनधीतवेदो न शक्नुयात्** (શાબર ભાષ્ય) જેણે અંગો સહિત વેદોનું અધ્યયન નથી કર્યું તે વેદોનાં વાક્યો ઉપર વિચાર કરી શકે નહીં. માટે વેદ ભણ્યા પછી વેદવાક્યરૂપ ધર્મની જિજ્ઞાસા કરવી જોઇએ. પ્રથમ સૂત્રમાં ધર્મની જિજ્ઞાસા ( વિચાર ) કરવા કહ્યું પણ ધર્મ શી વસ્તુ છે ? ગોઘટાદિની માફક એ પ્રત્યક્ષ તો નથી જ કારણ કે, જેમાં રૂપ ન હોય તે આંખનો વિષય બની શકે નહીં. ધર્મમાં ચક્ષુર્ગ્રાહ્ય કોઇ પણ રૂપ નથી. પ્રત્યક્ષ થયા વગર એનું અનુમાન પણ કેમ થઇ શકે ? પ્રત્યક્ષ થયેલી વસ્તુનું જ કોઇ બીજા સમયમાં અથવા બીજા પ્રદેશમાં અનુમાન થઇ શકે છે. અપ્રત્યક્ષ પદાર્થમાં વ્યાપ્તિ ગ્રહ પણ થઇ શકે નહિ અને વ્યાપ્તિગ્રહ વગર અનુમાન થઇ શકે નહિ. ધર્મનું કંઇ લક્ષણ તો હોવું જોઇએ કે જેથી તેનો સામાન્ય બોધ થઇ શકે, માટે ધર્મનું કંઇ લક્ષણ કરો, કારણ કે, **लक्षणप्रमाणाभ्यां वस्तु सिद्धिः** : લક્ષણ અને પ્રમાણથી વસ્તુની સિદ્ધિ થઇ શકે છે. આ ઉપરથી બીજા સૂત્રમા મહર્ષિ ધર્મનું લક્ષણ બાંધે છે.

### ધર્મલક્ષણ-અધિકરણ.

## चोदनालक्षणोऽर्थो धर्मः॥ २ ॥

**પદાર્થ:**—( **चोदनालक्षणः** ) ચોદના એટલે વૈદિક પ્રવર્તક વાક્ય એજ જેનું લક્ષણ છે એવા જ ( **अर्थः** ) અર્થ હોય તેનું નામ ( **धर्मः** ) ધર્મ છે.

**ભાવાર્થ:**—ધર્મ સમજવામાં વેદનાં વિધિવાક્યો જ લક્ષણ તરીકે છે એટલે **अर्थत्वे सति चोदनागम्यो धर्मः** જે સુખનું જ સાધન હોય અને જે વેદથી જણાતું હોય તે ધર્મ કહેવાય છે. જેમ ધૂમથી અગ્નિ જાણી શકાય છે તેમ વેદના વિધિ વાક્યથી ધર્મ જાણી શકાય છે. સ્મૃતિમાં પણ કહ્યું છે કે **वेदोऽखिलो धर्ममूलम्** પૂર્ણ વેદ જ ધર્મનું મૂળ છે. કોઇ પણ માણસ જો બાહ્ય ઇંદ્રિયોથી ધર્મ સમજવા ઇચ્છશે તો તે કદી પણ ધર્મ સમજી શકશે નહિ. કેવળ પોતાની બુદ્ધિથી કે મનથી પણ ધર્મ સમજી શકશે નહિ. વેદ દ્વારાજ ધર્મ સમજી શકાશે વેદનાં વાક્યો લૌકિક વાક્યો જેવાં હોતાં નથી ,અર્થાત્ લૌકિક વાક્યો કોઇક વખત સાચાં અને કોઇક વખત ખોટાં પણ હોય છે, પણ વેદવાક્યો તો હમેશાં સાચાં જ હોય છે; કારણ કે, એ વાક્યો રાગ, દ્વેષ, પ્રમાદ અને ભ્રાન્તિવાળા માણસોએ ઉચ્ચાર્યાં નથી. વેદ તો કોઇ પણ માનવ–પુરુષથી નિર્મિત થયેલ નથી તેથી તે અપૌરુષેય છે. અપૌરુષેય વાક્યમાં પુરુષના દોષો ઉતરવા સંભવિત જ ક્યાંથી હોય ? અને તેથી તેમાં અસત્યતા હોવાનો જરા પણ સંભવ નથી. માટે વેદ–વિહિત કર્મ આચરવાથી એકાંત કલ્યાણ જ થાય છે. વૈશેષિક શાસ્ત્રમાં મહર્ષિ કણાદે પણ કહ્યું છે કે **यतोऽभ्युदयनिःश्रेयससिद्धिः स धर्मः** જેનાથી અભ્યુદય અને નિઃશ્રેયસ મળે તે ધર્મ કહેવાય છે. તે અહીં પણ ચરિતાર્થ થાય છે. વેદપ્રતિપાદિત કર્મો જ અભ્યુદય અને નિઃશ્રેયસનાં કારણો છે, માટે ચોદના–બોધક પ્રવર્તક વાક્ય જ ધર્મનું લક્ષણ છે. ગીતામાં પણ કહ્યું છે કે:—

तस्माच्छास्त्रं प्रमाणं ते कार्याकार्यव्यवस्थितौ ।
ज्ञात्वा शास्त्रविधानोक्तं कर्म कर्तुमिहार्हसि ॥ १६–२४

કાર્ય અને અકાર્યનો નિર્ણય કરવા માટે શ્રુતિરૂપશાસ્ત્ર જ પ્રમાણ તરીકે છે, માટે હે અર્જુન, શાસ્ત્રમાં કહેવાયેલું કર્મ તારે કરવું જ જોઇએ. આ કારણોને લીધે ( **चोदना** ) એ જ ધર્મનું લક્ષણ છે.

**ધર્મપ્રામાણ્યના વિચારનું અધિકરણ.**

હવે ધર્મનાં નિમિત્તોની પરીક્ષાનું પ્રકરણ શરૂ કરે છે.

## तस्यनिमित्तपरीष्टिः ॥ ३ ॥

**પદાર્થ:**—( **तस्य** ) ધર્મના ( **निमित्तपरीष्टिः** ) નિમિત્તની પરીક્ષા કરવી જોઇએ.

**ભાવાર્થ:**—ચોદના એજ ધર્મનું નિમિત્ત છે એ બીજા સૂત્રમાં કહ્યું છે. હવે તેની પરીક્ષા કરવી રહી. વેદનાં વાક્યો સિવાય શું બીજાં કોઈ પ્રમાણો ધર્મમાં પ્રસાર પામી શકે કે નહિ ? આ સંદેહની નિવૃત્તિ તેની પરીક્ષા વગર થઈ શકતી નથી. ' **પરીષ્ટિ** ' એટલે સાધક બાધક તર્કોથી વિચાર કરવો તે. આ વિચારો દ્વારા જ્યારે સંશયની નિવૃત્તિ થઇ જાય ત્યારે જ સ્પષ્ટતયા સમજી શકાય કે ધર્મ સમજવામાં કેવળ વેદ જ પ્રમાણ તરીકે છે. ॥ ૩ ॥

પ્રત્યક્ષ પ્રમાણ ધર્મનું પ્રમાપક બની શકતું નથી, એ આ સૂત્રમાં જણાવે છે.

**धर्मे प्रत्यक्षस्य अप्रमाणताया अधिकरणम् ।**

આ સૂત્રમાં પ્રત્યક્ષનું લક્ષણ બાંધે છે અને તે ધર્મમાં પ્રસરતું નથી એ પણ બતાવે છે.

**सत्संप्रयोगे पुरुषस्येन्द्रियाणां बुध्धिजन्म तत्प्रत्यक्ष-**
**मनिमित्तं विद्यमानोपलम्भात् ॥ ४ ॥**

**પદાર્થ:**—( **पुरुषस्य** ) પુરુષની ( **इन्द्रियाणाम्** ) ઇંદ્રિયોનો ( **सत्संप्रयोगे** ) વિદ્યમાન પદાર્થો સાથે સંબંધ થયા પછી ( **बुद्धिजन्म** ) જે જ્ઞાનનો જન્મ થાય છે ( **तम्** ) તે ( **प्रत्यक्षम्** ) પ્રત્યક્ષ કહેવાય છે અને તે ( **अनिमित्तम** ) ધર્મ જાણવાનું નિમિત્ત નથી. કારણ કે, ( **विद्यमानोपलम्भात्** ) તે વિદ્યમાન અર્થોનું જ જ્ઞાન કરાવે છે.

**ભાવાર્થ:**—ત્રીજા સૂત્રમાં ધર્મના નિમિત્તોની પરીક્ષા કરવાની પ્રતિજ્ઞા કરી છે માટે પ્રત્યક્ષ પ્રમાણ ધર્મનું નિમિત્ત થઇ શકે છે કે નહિ ? તેનો વિચાર આ સૂત્રમાં કર્યો છે. અહીં પ્રથમ પ્રત્યક્ષ કોને કહેવું એ સમજાવ્યું છે અને પછી તેની શક્તિ ધર્મ સમજાવવામાં છે કે નહિ તે પણ બતાવ્યું છે.

જે પદાર્થો વિદ્યમાન હોય છે તેની સાથે પુરુષની ઇંદ્રિયોનો સંબંધ થાય છે અને એ સંબંધ થયા પછી જે જ્ઞાન થાય છે તે પ્રત્યક્ષપ્રમા કહેવાય છે. એ પ્રમાનું કરણ ઇંદ્રિયો છે, માટે ઇંદ્રિયો પ્રત્યક્ષ પ્રમાણ છે. આ જાતનું પ્રમાણ ધર્મના જ્ઞાનને ઉત્પન્ન કરી શકે નહિ કારણ કે, ધર્મનું જે વખતે જ્ઞાન થાય છે તે વખતે ધર્મનું અસ્તિત્વ હોતું નથી. **अग्निहोत्रं जुहुयात् स्वर्गकामः** ઇત્યાદિ વૈદિક વિધિવાક્યના બળથી ભવિષ્યમાં થનાર ધર્મનું જ્ઞાન થાય છે. એ જ્ઞાન થયા પછી કર્મનું અનુષ્ઠાન થાય છે અને અનુષ્ઠાન સાંગોપાંગ પૂર્ણ થયા પછી પુરુષમાં ધર્મ ઉત્પન્ન થાય છે અને એ ધર્મથી સ્વર્ગાદિ ફળની પ્રાપ્તિ થાય છે. આ ઉપરથી ફલિત થાય છે કે પ્રત્યક્ષ પ્રમાની સાધન તરીકે ગણાતી ઇંદ્રિયો ધર્મનું જ્ઞાન કરાવી શકતી નથી. પ્રત્યક્ષ પ્રમાનું કરણ ઇંદ્રિયો હોવાથી આ ઠેકાણે ઇંદ્રિયોને પ્રત્યક્ષ પ્રમાણ તરીકે કહી છે. ન્યાયભાષ્યમાં ઇંદ્રિયોને અને તેનાથી ઉત્પન્ન થતા જ્ઞાનને પણ પ્રત્યક્ષ પ્રમાણ કહ્યું છે અને એમ કહેવાનો હેતુ શો છે એ જાણવાની જેની ઇચ્છા હોય તેમણે ન્યાયદર્શન ઉપરનું વાત્સ્યાયન ભાષ્ય જોવું.

પ્રત્યક્ષ પ્રમાણ તરીકે ગણાતી ઇંદ્રિયોથી ધર્મનું જ્ઞાન થઇ શકતું નથી કારણ કે તેની શક્તિ વર્તમાન પદાર્થોનું જ્ઞાન કરાવવામાં છે. ધર્મ તો તેના જ્ઞાન વખતે તે વિદ્યમાન ન હોવાથી ઇંદ્રિયોને અગમ્ય છે અને તેને લીધે ધર્મ અતીન્દ્રિય કહેવાય છે.

ઇન્દ્રિયો ધર્મના જ્ઞાનનું નિમિત્ત નથી એમ કહેવાથી વ્યાપ્તિજ્ઞાન અને સાદૃશ્ય જ્ઞાન આદિ પણ ધર્મનું અનુમાન કરવામાં કારણ તરીકે નથી એ પણ સિદ્ધ થઇ જાય છે. કારણ કે, જે પદાર્થ ઇન્દ્રિય–ગ્રાહ્ય ન હોય તેનો વ્યાપ્તિરૂપ સંબંધ પણ પ્રત્યક્ષ થઇ શકતો નથી અને વ્યાપ્તિના જ્ઞાન વગર અનુમાન પણ થઇ શકતું નથી. આ કારણથી અનુમાન આદિ પ્રમાણો પણ ધર્મનું જ્ઞાન કરાવી શકતાં નથી, માટે, વેદના વિધિવાક્યોથી ધર્મનું જ્ઞાન થઇ શકે છે. આ જ કારણથી આગળ લખવામાં આવ્યું છે કે **चोदना** એ જ ધર્મમાં પ્રમાણ છે, બીજું કોઇ નહિ.

**प्रत्यक्षादिभिरप्येष गम्यते विधिनैव वा ।**
**अक्षादीनां प्रमाणत्वान्मेयधर्मावभासिता ॥**

वर्तमानैकविषयमक्षं धर्मस्तु भाव्यसौ ।
अक्षमूलोऽनुमानादिस्तेन विध्येकमेयता ॥

આ શ્લોકો જૈમિનીય ન્યાયમાલામાં લખવામાં આવ્યા છે. તેનો ભાવાર્થ પણ ઉપરના લખાણમાં આવી જાય છે. ॥ ૪ ॥

### સ્વતઃ પ્રમાણ્યાધિકરણ.

ધર્મમાં વેદનું સ્વતઃ પ્રમાણ્ય છે તથા વેદઘટિત પદોનો અર્થ સાથેનો સંબંધ નિત્ય અને અપૌરુષેય છે તે આ સૂત્રમાં સમજાવે છે.

## औत्पत्तिकस्तु शब्दस्यार्थेन सम्बन्धस्तस्य ज्ञानमुपदेशोऽव्यतिरेकश्चार्थेऽनुपलब्धे तत्प्रमाणं बादरायणस्यानपेक्षत्वात् ॥ ५ ॥

**પદાર્થઃ**—( **तु** ) પણ ( **शब्दस्य** ) વેદઘટિત શબ્દનો ( **अर्थेन** ) અર્થ સાથેનો સંબંધ ( **औत्पत्तिकः** ) નિત્ય છે. ( **तस्य** ) માટે જ ધર્મનું ( **ज्ञानम्** ) જ્ઞાનકારણ વિધિવાક્ય છે ( **अनुपलब्धे** ) પ્રત્યક્ષાદિ પ્રમાણોથી અગમ્ય ( **अर्थे** ) અર્થમાં ( **उपदेशः** ) ઉપદેશ ( **अव्यतिरेकः** ) અર્થ સાથે અવ્યભિચરિત છે ( **अनपेक्षत्वात** ) ઇતર પ્રમાણોની અપેક્ષા ન રાખતો હોવાથી ( **बादरायणस्य** ) બાદરાયણ આચાર્યનો પણ એ જ મત છે.

**ભાવાર્થઃ**—આ સૂત્રમાં જે **तु** શબ્દ પડ્યો છે તે, શબ્દ અને અર્થના સંબંધને અનિત્ય માને છે તેને દૂર કરવા માટે છે.

શાસ્ત્રકાર કહે છે કે અમે શબ્દના અર્થ સાથેના સંબંધને અનિત્ય માનતા નથી તથા એ સંબંધને કોઈપણ પુરુષે બનાવ્યો નથી. વેદઘટિત પદોનો, અર્થ સાથેનો સંબંધ ઔત્પત્તિક એટલે નિત્ય છે. નિત્ય સંબંધથી અસત્ય અર્થ સમજાય જ નહિ. જે લૌકિક વાક્ય ખોટું પડે છે તે તો પુરુષમાં રહેલા ધૂર્તત્વ, અજ્ઞાન અને ઇન્દ્રિયોની અશક્તિને લીધે છે. વેદવાક્યનો વક્તા કોઈ ધૂર્ત કે અજ્ઞાની માણસ નથી. એ તો અપૌરુષેય છે અર્થાત્ વેદ કોઈ માણસે બનાવ્યા નથી. જ્યાં જ્યાં વાક્યનો અર્થ ખોટો પડે છે ત્યાં ત્યાં તે વાક્યના પ્રણેતા પુરુષમાં અજ્ઞાન આદિ દોષો હોય છે. વેદ અપૌરુષેય હોવાથી એ દોષો વેદવાક્યમાં ઉતરતા નથી અને તેને લીધે વેદનાં વાક્ય સત્ય જ હોય છે. નિત્ય વેદને ઋષિઓના હૃદયમાં ઉતારનાર સર્વજ્ઞ અને રાગાદિ દોષોથી રહિત પરમાત્મા જ છે.

આ જ કારણથી વેદનાં વિધિવાક્યો સત્યજ્ઞાનનાં જ કારણ છે. અલૌકિક અર્થમાં પ્રત્યક્ષાદિ પ્રમાણોનો સંવાદ ન હોવા છતાં પણ ત્યાં વેદનો ઉપદેશ અર્થ સાથે કદી પણ વ્યભિચાર પામતો નથી. અર્થાત વૈદિક ઉપદેશ લૌકિક અર્થમાં અને અલૌકિક અર્થમાં અસત્ય હોતો જ નથી. આ કારણથી દ્રષ્ટ અર્થમાં અને અદ્રષ્ટ અર્થમાં વેદજન્યજ્ઞાનમાં સંવાદની જરૂર જ નથી. સૂર્ય જેમ પોતાને પ્રકાશિત કરવામાં બીજા કોઈ તેજસ્વી પ્રદીપાદિની અપેક્ષા નથી રાખતો તેમ વૈદિક જ્ઞાન પણ પોતાના અર્થની સત્યતા માટે પ્રત્યક્ષાદિ પ્રમાણોની કે કોઈ પણ સંવાદિ પ્રવૃત્તિની અપેક્ષા રાખતું નથી. માનવની અશક્તિને લીધે જે દોષ માનવીય ઉપદેશમાં આવે છે તે દોષ અપૌરુષેય નિત્ય વેદમાં આવી શકતા નથી. માટે વેદ સ્વતઃ પ્રમાણ છે, બાદરાયણ આચાર્યનો પણ આવો જ મત છે. અહીં મહર્ષિ જૈમિનિએ પોતાની માન્યતાને સત્ય ઠરાવવા બાદરાયણ ઋષિની સંમતિ બતાવી છે. બાકી મહર્ષિ જૈમિનિ તો વેદને સ્વતઃ પ્રમાણ જ માને છે, તે આ

સૂત્રની પર્યાલોચના કરવાથી સ્પષ્ટ સમજાશે. **अग्निहोत्रं जुहुयात्** આ વાક્ય કાલત્રયમાં પણ અસત્ય અર્થનું પ્રતિપાદન કરતું નથી. આ જ પ્રમાણે સંપૂર્ણ વેદ ધર્મમાં નિરપેક્ષ પ્રમાણ છે.

શબ્દના નિત્ય સંબંધ વિષે ભાષ્યકાર શબરસ્વામી આ પ્રમાણે લખે છે:—

**स्यादेवम्, नैव शब्दस्यार्थेन सम्बन्धः कुतोऽस्य पौरुषेयता अपौरुषेयता वेति, कथम् ? स्याच्चेदर्थेन सम्बन्धः क्षुरमोदकशब्दोच्चारणे मुखस्य पाटनपूरणे स्याताम् । यदि संश्लेषलक्षणं सम्बन्धमभिप्रेत्योच्यते, कार्यकारण निमित्तनैमित्तिकाश्रयाश्रयिभावसंयोगादयस्तु सम्बन्धाः, शब्दस्यानुपपन्ना एवेति । उच्यते, यो ह्यत्र व्यपदेश्यः सम्बन्धः तमेकं न व्यपदिशति भवान् । प्रत्याय्यस्य प्रत्यायकस्य च यः सञ्ज्ञासञ्ज्ञिलक्षण इति ॥**

કોઈ શંકા કરે છે કે, શબ્દનો અર્થ સાથે કોઈપણ સંબંધ નથી, તો પછી, એ સંબંધમાં પૌરુષેયતા અને અપૌરુષેયતાનો વિચાર જ કયાં રહ્યો ? જો અર્થ અને શબ્દનો સંબંધ હોય તો ક્ષુર ( અસ્ત્રો ) કહેતાં હોઠ કપાઈ જવા જોઈએ અને મોદક બોલતાં લાડવાથી મોઢું ભરાઈ જવું જોઈએ. શબ્દ મોઢામાં આવતાં જ તેની સાથે સંબંધ રાખનારા અર્થ પણ મોઢામાં આવી જવા જ જોઈએ. પણ અર્થ મોઢામાં શબ્દ પેઠે આવતા નથી માટે શબ્દ સાથે અર્થનો કોઈપણ સંબંધ નથી.

ભાષ્યકાર એ શંકાનો ઉત્તર આપે છે કે સંશ્લેષ=સંયોગાદિ સંબંધના અભિપ્રાયે શબ્દનો અર્થ સાથે સંબંધ છે એમ કહેવાતું નથી, કાર્યકારણભાવ, નિમિત્તનૈમિત્તિકભાવ, આશ્રયાશ્રયિભાવ કે સંયોગાદિ સંબંધોમાંથી કોઈપણ સંબંધ શબ્દ અને અર્થમાં નથી એ વાત સાચી હોવા છતાં જે જાતનો સંબંધ શબ્દ અને અર્થનો છે તેને તો તમે છોડી જ દો છો. પ્રત્યાય્ય અને પ્રત્યાયક રૂપ સંબંધ શબ્દ અને અર્થમાં છે. અર્થ પ્રત્યાય્ય એટલે બોધ્ય છે અને શબ્દ પ્રત્યાયક એટલે બોધક છે. આ પ્રમાણે બોધ્ય બોધક લક્ષણ સંબંધ માનવામાં કોઈપણ આપત્તિ આવતી નથી અને એજ સંબંધ ઔત્પત્તિક અર્થાત્ નિત્ય છે. ॥ ૫ ॥

શબ્દ અને અર્થનો સંબંધ નિત્ય છે, એ પાંચમા સૂત્રમાં બતાવ્યું છે પણ એ તો શબ્દ નિત્ય હોય તો જ બની શકે, માટે હવે શબ્દ નિત્ય છે એ સાબિત કરે છે.

### शब्दस्यानित्यत्वाधिकरणम्

શબ્દના અનિત્યત્વનું અધિકરણ શરૂ કરે છે. વિષય, સંદેહ, સંગતિ, પૂર્વપક્ષ અને સિદ્ધાંત આ પાંચ અધિકરણના અવયવો માનવામાં આવે છે. તે પ્રમાણે શબ્દનિત્યત્વ સામે જે પૂર્વપક્ષ છે તે પ્રથમ બતાવે છે :—

## कर्मैके तत्र दर्शनात् ॥ ६ ॥

**પદાર્થ:—( एके )** કેટલાક શાસ્ત્રકારો **( कर्म )** કાર્ય માને છે કારણ કે, **( तत्र )** શબ્દમાં **( दर्शनात् )** કાર્યત્વ હોવાના હેતુઓનું દર્શન થાય છે.

**ભાવાર્થ:**—શબ્દ પ્રયત્ન કરવાથી ઉત્પન્ન થાય છે, નૈયાયિકો, બૌદ્ધો અને જૈનો પણ

શબ્દને અનિત્ય માને છે. નૈયાયિકો સંયોગ અને વિભાગને પ્રાથમિક શબ્દનાં અસમવાયિ કારણ માને છે અને આકાશને સમવાયિ કારણ માને છે. ચેતનના પ્રયત્નથી કોઈ પદાર્થનો કોઈ પદાર્થ સાથે અભિઘાતાત્મક સંયોગ અથવા વિભાગ થાય છે ત્યારે આકાશમાં પ્રથમ શબ્દ ઉત્પન્ન થાય છે અને પછી ઉત્તર ઉત્તર ઉત્પન્ન થતા શબ્દોનું પૂર્વ પૂર્વ શબ્દ અસમવાયિ કારણ હોય છે. આ પ્રમાણે શબ્દનાં મોજાં દશે દિશાઓમાં ફેલાઇ જાય છે. આ રીતે શબ્દ સકારણ હોવાથી અનિત્ય છે. જ્યારે શબ્દ અનિત્ય છે તો તેનો સંબંધ નિત્ય કેવી રીતે હોઇ શકે ? **अस्य क्रियमाणस्य अर्थेन अकृतकः सम्बन्धो नोपपद्यते ।** પ્રયત્નથી ઉત્પન્ન થતા શબ્દનો અકૃત સંબંધ હોઇ શકે નહિ. વળી **विनष्टः शब्दः, उत्पन्नः शब्दः**– શબ્દ નાશ પામ્યો, શબ્દ ઉત્પન્ન થયો આવો વ્યવહાર પણ થાય છે, એ પણ શબ્દને અનિત્ય તરીકે સિદ્ધ કરે છે. **शब्दोऽनित्यः, प्रयत्नानन्तरीयकत्वात्**–શબ્દ અનિત્ય છે કારણ કે, પ્રયત્ન કર્યા પછી જ તે ઉત્પન્ન થાય છે. જો શબ્દ નિત્ય જ હોય તો તેને માટે પ્રયત્ન કરવા પડે નહિ. આ યુક્તિથી પણ શબ્દ અનિત્ય સિદ્ધ થાય છે.

જો કોઇ કહે કે, શબ્દ તો હમેશાં વિદ્યમાન જ છે, પણ, તેના ઉપર આવરણ હોય છે માટે તે પ્રયત્ન કર્યા વગર સંભળાતો નથી. પ્રયત્ન કરવાથી શબ્દ ઉપરનું આવરણ દૂર થાય છે એટલે શબ્દની અભિવ્યકિત થાય છે અને પછી તે સંભળાય છે. સંયોગ અને વિભાગ વગેરેનો ઉપયોગ શબ્દ ઉપરના આવરણને દૂર કરવામાં છે.

આનું સમાધાન પૂર્વપક્ષી નૈયાયિક આદિ એવી રીતે કરે છે કે, શબ્દની અભિવ્યકિત થયાં પહેલાં શબ્દ વિદ્યમાન છે એ બાબતને સાબિત કરતું કોઇ પણ પ્રમાણ નથી. વિદ્યમાન વસ્તુની જ અભિવ્યકિત હોઇ શકે, અવિદ્યમાનની નહિ. બાહ્ય પ્રકાશના સંબંધથી વિદ્યમાન ઘડાની જ અભિવ્યકિત થાય છે. પ્રકાશ થવાથી ઘડા ઉપર પથરાયેલો અંધકાર જેમ દૂર થાય છે તેમ શબ્દ ઉપરથી કયું આવરણ હટી જાય છે ? શબ્દ ઉપર કોઇ આવરણ પડયું છે એવું અમને તો કોઇ પણ પ્રમાણથી જણાતું નથી. આ કારણથી શબ્દ અનિત્ય છે અને એનો સંબંધ પણ અનિત્ય છે શબ્દ અને તેનો સંબંધ અનિત્ય હોવાથી તે પૌરુષેય છે અને તેથી વેદ પણ પૌરુષેય બની જાય છે. વેદ પૌરુષેય બનવાથી તે સ્વતઃ પ્રમાણ પણ બની શકતો નથી. ॥ ૬ ॥

શબ્દ અનિત્ય હોવામાં બીજું કારણ બતાવે છે :—

## अस्थानात् ॥ ७ ॥ પૂર્વપક્ષ

**પદાર્થ**:—( **अस्थानात्** )સ્થિર ન રહેવાથી.

**ભાવાર્થ**:—શબ્દના ઉચ્ચારણના નાશ સાથે જ શબ્દનો પણ નાશ થાય છે અર્થાત્ ઉચ્ચારણનો સમય એજ શબ્દ સ્થિતિનો સમય છે. જો શબ્દ સ્થાયી અને નિત્ય હોત તો 'ક' 'ખ' આદિ વ્યંજનો તથા 'ઘટ' આદિ શબ્દના ઉચ્ચારણના નાશ થવા પછી પણ 'ક' 'ખ' આદિ વ્યંજનો અને 'ઘટ' આદિ શબ્દો સંભળાતા જ રહેત. પણ ઉચ્ચારણના વિનાશ સાથે વ્યંજન અને શબ્દો સંભળાતા બંધ પડે છે, શબ્દ ન સંભળાવાનાં કારણો જે વ્યવધાનાદિ હોય છે તે પણ આવરણ તરીકે જણાતા નથી માટે શબ્દ અનિત્ય છે. ॥ ૭ ॥

ત્રીજું કારણ બતાવે છેઃ —

## करोतिशब्दात् ॥ ८ ॥ પૂર્વપક્ષ

**પદાર્થ**:—( **करोतिशब्दात्** ) શબ્દના સંબંધમાં '**करोति**' કરવું આદિ શબ્દો નો પ્રયોગ થાય છે.

**ભાવાર્થ**:—હે રામ, તું શબ્દ કર, હે હરિ, તું શબ્દ કર. આવો વ્યવહાર અનિત્ય વસ્તુના સંબંધમાં જ થઇ શકે છે, નિત્ય વસ્તુમાં નહિ. જેમકે ઘડો અનિત્ય છે માટે લોકો કુંભારને કહે છે કે, 'તું મારે માટે ઘડો કર.'

આકાશ અને આત્મા નિત્ય છે માટે એના સંબંધમાં 'તું આકાશ કર.' અથવા 'તું આત્મા કર ( બનાવ. )' આવો વ્યવહાર કોઈ પણ કરતું નથી. જો શબ્દ નિત્ય હોત તો 'તું શબ્દ કર' આવો અનિત્ય પદાર્થમાં થતો વ્યવહાર શબ્દના સંબંધમાં કદી પણ થાત નહિ, કારણ કે, નિત્યમાં કરવાપણું હોતું નથી.

ચોથું કારણ બતાવે છે :—

## सत्त्वान्तरे च यौगपद्यात् ॥ ९ ॥ પૂર્વપક્ષ

**પદાર્થ**:—( **च** ) અને ( **सत्त्वान्तरे** ) જુદા જુદા પ્રાણીઓમાં અને જુદા જુદા દેશોમાં ( **यौगपद्यात्** ) એક સાથે શબ્દની ઉપલબ્ધિ થવાથી.

**ભાવાર્થ**:— જે હેતુથી તમે શબ્દને નિત્ય માનતા હો તે જ હેતુથી તમારે શબ્દને એક જ માનવો જોઇએ. જ્યારે શબ્દ એક અને નિત્ય છે તો તે, જ્યારે એક પુરુષ એક દેશમાં જે શબ્દ સાંભળે છે ત્યારે બીજા પુરુષે બીજા દેશમાં તે જ વખતે તે જ શબ્દ ન સાંભળવો જોઇએ. પણ એક જ 'ઘટ' શબ્દ જ્યારે દેવદત્ત મુંબઇમાં સાંભળે છે ત્યારે તે જ ઘટ શબ્દ યજ્ઞદત્ત કલકત્તામાં પણ સાંભળે છે અને બોલે પણ છે. અલ્પ પરિમાણવાળા એક અને નિત્ય શબ્દમાં આવી વ્યવહારસ્થિતિ સંભવી શકે નહિ. અલ્પ પરિમાણવાળી એક વસ્તુ એક ઠેકાણે હોય ત્યારે તે તે જ વખતે બીજે ઠેકાણે હોતી નથી. શબ્દમાં આ નિયમ જણાતો નથી માટે શબ્દ નિત્ય નથી, પણ પ્રયત્નથી ઉત્પન્ન થતા શબ્દો અનેક અને નિત્ય છે. ॥ ૯ ॥

પાંચમું કારણ બતાવે છે :—

## प्रकृतिविकृत्योश्च ॥ १० ॥ પૂર્વપક્ષ

**પદાર્થ**:—(**च**) અને (**प्रकृतिविकृत्योः**) પ્રકૃતિ અને વિકૃતિનો ભાવ જણાતો હોવાથી.

**ભાવાર્થ**:—જો શબ્દ નિત્ય હોત તો તે કોઇની પણ વિકૃતિ અર્થાત વિકાર ન હોત પણ **दध्यत्र** આ ઉદાહરણમાં **य**એ **इ**કારનો વિકાર છે અને **यज्** ધાતુનું ભૂતકૃદન્ત જે '**इष्ट**' છે તેમાં **य**કારનો '**इ**' વિકાર છે. નિત્ય વસ્તુ કોઇનો પણ વિકાર હોઈ શકે નહિ. વિકારાત્મક પણ શબ્દ હોવાથી તે નિત્ય નથી પણ અનિત્ય છે. ॥ १० ॥

છઠ્ઠું કારણ બતાવે છે:—

## वृद्धिश्च कर्तृभूम्ना ॥ ११ ॥ પૂર્વપક્ષ

**પદાર્થ** :—( **च** ) અને ( **कर्तृभूम्ना** ) કર્તાઓના બાહુલ્યથી શબ્દમાં ( **वृद्धिः** ) વૃદ્ધિ થાય છે.

**ભાવાર્થ**:—શબ્દનું ઉચ્ચારણ કરનારા એકી સાથે ઘણાં હોય તો શબ્દમાં વધારો થતો જણાય છે. એકજ ઘટ શબ્દને એક માણસ ઉચ્ચારે છે તો તેનો અવાજ અલ્પ હોય છે પણ જ્યારે પચાસ, સો માણસ એકી સાથે તેને ઉચ્ચારે છે ત્યારે તેનો અવાજ ખૂબ વૃદ્ધિ પામતો જણાય છે અર્થાત તે શબ્દ વૃદ્ધિ પામેલો જણાય છે. જો શબ્દ એકજ અને નિત્ય હોત તો ગમે તેટલા માણસો ઉચ્ચારણ કરનારા હોય તો પણ તેમાં વૃદ્ધિ ન જ થાત. વળી ઉચ્ચારણ જો નિત્ય શબ્દનું અભિવ્યંજક હોય અને શબ્દ વ્યંગ્ય હોય તો હજારો અભિવ્યંજકો હોવા છતાં વ્યંગ્યમાં વૃદ્ધિ ન જ થવી જોઇએ. અંધારામાં રહેલા ઘડા ઉપર હજારો દીવાઓના પ્રકાશ પડે તો પણ વ્યંગ્ય ઘટનું પ્રમાણ અભિવ્યંજક પ્રકાશને લીધે જરા પણ વધતું નથી. વ્યંગ્ય અને અભિવ્યંજકની આ મર્યાદા છે, તે શબ્દ અને ઉચ્ચારણમાં જોવામાં આવતી નથી માટે શબ્દ અનિત્ય છે. ॥ ૧૧ ॥

હવે ઉપર જણાવેલા પૂર્વપક્ષનો ઉત્તર આપે છે.

## समं तु तत्र दर्शनम् ॥ १२ ॥

**પદાર્થ** :—(**तु**) પૂર્વપક્ષને નિવૃત્ત કરે છે, (**तत्र**) બન્ને મતમાં ( **दर्शनम्** ) ક્ષણિક દર્શન=શબ્દ શ્રવણ તો (**समम्**) એક સરખુંજ થાય છે.

**ભાવાર્થ**:—જેઓ શબ્દને અનિત્ય માને છે તે નૈયાયિક આદિના પક્ષમાં તથા શબ્દને નિત્ય માનનાર મીમાંસક આદિના પક્ષમાં શબ્દનું પ્રત્યક્ષ એક જ ક્ષણ સુધી થાય છે. એટલે કે શબ્દનું પ્રત્યક્ષ ક્ષણિક છે એમાં તો કોઇ પણ જાતનો વિવાદ જ નથી અને બન્ને પક્ષમાં શબ્દનું પ્રત્યક્ષ ક્ષણિક જ છે. મીમાંસકના મતમાં વિદ્યમાન અને અનભિવ્યક્ત શબ્દ, ઉચ્ચારણથી અભિવ્યક્ત થાય છે અને નૈયાયિકના મતમાં અવિદ્યમાન શબ્દ ઉચ્ચારણ રૂપ પ્રયત્ન કરવાથી શબ્દની ઉત્પત્તિ થાય છે. ॥ ૧૨ ॥

બન્ને પક્ષ સમાન છે એમ કહેવાથી શબ્દના નિત્યત્વ કે અનિત્યત્વનો નિર્ણય થઇ શકતો નથી સન્દેહ કાયમ રાખવો એ શાસ્ત્રનો વિષય નથી. શાસ્ત્રથી તો નિર્ણય જ થવો જોઇએ. માટે હવે નિત્યત્વ પક્ષમાં પૂર્વપક્ષવાદીએ જે જે દોષો આપ્યા છે તેનું ક્રમથી ખંડન કરે છે.

## सतः परमदर्शनं विषयानागमात् ॥ १३ ॥

**પદાર્થ** :—(**सतः**) વિદ્યમાન શબ્દનું (**अदर्शनम्**) પ્રત્યક્ષ નથી થતું તેનું કારણ (**परम्**) કેવળ (**विषयानागमात्**) શબ્દ પાસે વ્યંજકનું ન આવવું તે છે.

**ભાવાર્થ**:—ઉચ્ચારણ થયાં પહેલાં પણ શબ્દ તો વિદ્યમાન જ છે. છતાં તેનું પ્રત્યક્ષ નથી થતું એનુ કારણ એ છે કે એના ઉપર આવરણ છે સ્થિર અને અતિસૂક્ષ્મ વાતાવરણ ( હવા ) આકાશમાં પથરાયેલું હોય છે. એ વાતાવરણ પ્રયત્નથી દૂર થાય એટલે શબ્દ સાંભળી શકાય છે.

વાતાવરણ હટી ગયા પછી વ્યંજક દૂર થતાં પાછું શબ્દ ઉપર તે વાતાવરણ પથરાઇ જાય છે એટલે શબ્દ સંભળાતો બંધ પડે છે. આ વાતાવરણને સંસ્કૃતજ્ઞ કેટલાક વિદ્વાનો સ્તિમિત વાયુ કહે છે.

શબ્દ નિત્ય અને વિદ્યમાન માનવાનું એ કારણ છે કે જે ' ગ ' કાર કાલે ઉચ્ચાર્યો હતો તે જ ' ગ ' કારનું આજે પણ પ્રત્યક્ષ થાય છે. માટે **सोऽयं गकारः** એવી પ્રત્યભિજ્ઞા ( ઓળખાણ ) થવાથી શબ્દને વિદ્યમાન જ માનવો જોઇએ. દેવદત્ત જે શબ્દ ગઇકાલે બોલ્યો હતો તે જ શબ્દ આજે પણ બોલે છે. જો ગઇકાલનો અને આજનો શબ્દ જુદો હોય તો આવી પ્રત્યભિજ્ઞા થઇ શકે નહિ.

શબ્દ જેમ નિત્ય છે તેમ તે એક પણ છે. વ્યંજકના ભેદને લઇને જુદા જુદા પ્રતીત થાય છે. આ વ્યંજક કોણ છે ? તેનો ઉત્તર એ છે કે મુખમાંથી નીકળેલા વાયુના સંયોગ અને વિભાગો શબ્દપ્રત્યક્ષના પ્રતિબંધક તરીકે રહેલા સ્તિમિત વાયુને હટાવે છે એટલે શબ્દનું તરત શ્રવણ થાય છે. એટલે વાયુના સંયોગ અને વિભાગોજ વ્યંજક છે. અહીં ભાષ્યકાર શ્રી શબરસ્વામી આ પ્રમાણે લખે છે :—

**अभिघानेन हि प्रेरिता वायवःस्तिमितानि वाय्वन्तराणि प्रतिबाधमानाः सर्वतोदिक्कान् संयोगविभागान् उत्पादयन्ति, यावद्वेगमभिप्रतिष्ठन्ते । ते च वायोरप्रत्यक्षत्वात् संयोगविभागा नोपलभ्यन्ते । अनुपरतेष्वत्र तेषु शब्द उपलभ्यते नोपरतेषु ॥**

**અર્થ**:—અભિઘાતથી પ્રેરિત થયેલા વાયુઓ સ્તિમિત થઇ શબ્દ ઉપર પડેલા બીજા વાયુઓને ખસેડી ચારે દિશામાં સંયોગ અને વિભાગોને ઉત્પન્ન કરે છે. જ્યાંસુધી વાયુમાં વેગ હોય છે ત્યાં સુધી સંયોગ વિભાગો થયા કરે છે. વાયુ સ્વયં આંખથી દેખાતો ન હોવાથી તેના સંયોગ અને વિભાગો પણ આંખથી જોઇ શકાતા નથી. જ્યાસુધી સંયોગ વિભાગોનું ઉત્પન્ન થવું ચાલુ રહે છે, ત્યાં સુધી શબ્દ સંભળાય છે. તે (સંયોગ વિભાગો) ઉત્પન્ન થતા બંધ પડે છે એટલે તેના ( શબ્દ ) ઉપર પાછો સ્તિમિત વાયુ પથરાઇ જાય છે અને શબ્દ સંભળાતો બંધ પડે છે, પણ આવરણની ઓથે શબ્દ તો વિદ્યમાન જ રહે છે, જેમ અંધારામાં ઘડો વિદ્યમાન રહે છે તેમ આવરણ ઓથે શબ્દ વિદ્યમાન રહે છે. આ કારણથી શબ્દને નિત્ય માનવામાં કોઇ પણ જાતનો દોષ આવતો નથી. ॥ ૧૩ ॥

શબ્દના સંબંધમાં **करोति** શબ્દનો પ્રયોગ થાય છે, એ જે સૂત્ર ૯માં અનિત્યત્વસમર્થક વ્યવહાર બતાવ્યો છે તેનો ઉત્તર આ સૂત્રમાં આપે છે:—

## प्रयोगस्य परम् ॥ १४ ॥

**પદાર્થ**:—( **प्रयोगस्य** ) **शब्दं कुरु** ' તું શબ્દ કર ' આવો જે શબ્દપ્રયોગ થાય છે તે તો ( **परम्** ) ઉચ્ચારણના અભિપ્રાયથી કરવામાં આવે છે.

**ભાવાર્થ**:—' તું શબ્દ કર ' આ ઠેકાણે ' કર ' નો અર્થ ઉચ્ચારણ ' થાય છે. તું શબ્દ કર, એટલે તું શબ્દ ઉચ્ચાર. ધાતુના અનેક અર્થો થાય છે, માટે અહીં **कृ** ધાતુનો અર્થ ઉચ્ચારણ કરવું થાય છે. આવા વ્યવહારથી શબ્દનું અનિત્યત્વ ઠરતું નથી. શબ્દના પ્રયોગ સંબંધી મહર્ષિ પતંજલિ મહાભાષ્યમાં આ પ્રમાણે કહે છે. ॥ **लोकतः** ॥

यल्लोकेऽर्थमर्थमुपादाय शब्दान प्रयुञ्जते। नैषां निर्वृत्तौ यत्नं कुर्वन्ति। ये पुनः कार्या-भावा निर्वृत्तौ तावत्तेषां यत्नः क्रियते तद्यथा घटेन कार्यं करिष्यन् कुम्भकारकुलं गत्वाह-कुरु घटं कार्यमनेन करिष्यामीति न तद्वच्छब्दान् प्रयुयुक्षमाणो वैयाकरणकुलं गत्वाह-कुरु शब्दान् प्रयोक्ष्य इति तावत्येनार्थमुपादाय शब्दान् प्रयुञ्जते ॥

**અર્થ**:—વ્યવહારમાં તો દરેક અર્થને સમજીને શબ્દ પ્રયોગ થાય છે. શબ્દને ઉત્પન્ન કરવા માટે કોઇ વિશિષ્ટ પ્રકારનો પ્રયત્ન થતો જોવામાં આવતો નથી. જેને ઘડાની જરૂર હોય છે તે કુંભારને ઘેર જઇને કહે છે કે તું ઘડો બનાવ, મારે તેની જરૂર છે. તે પ્રમાણે શબ્દના પ્રયોગની ઇચ્છા રાખનારો કોઇ પણ માણસ વૈયાકરણને ઘેર જઇને એમ નથી કહેતો કે ભાઇ ' શબ્દ બનાવ ' મારે એનો પ્રયોગ કરવો છે. શબ્દપ્રયોગ કરવાની ઇચ્છા રાખનારો તો પોતાને ઘેર બેઠા જ અર્થને સમજી શબ્દ પ્રયોગ કરી દે છે ઘડાને ઉત્પન્ન કરવા માટે તેના ઉપાદાન કારણ-રૂપ માટી લાવી તેને કેળવી તેમાંથી જેમ ઘડો બનાવાય છે, તેવું શબ્દમાં થતું નથી. કાર્ય વસ્તુનો વ્યવહાર જુદી જાતનો હોય છે અને નિત્યનો વ્યવહાર જુદી જાતનો હોય છે માટે **शब्दं करोति** આ ઠેકાણે **करोति**નો અર્થ બનાવે છે એમ નહીં પણ ઉચ્ચારે છે, એ જ અર્થ ન્યાય સંગત છે. માટે કાર્યવસ્તુના જેવા વ્યવહારથી શબ્દમાં અનિત્યત્વ સિદ્ધ થતુ નથી. ॥ ૧૪ ॥

હવે ૯માં સૂત્રમાં જે પૂર્વપક્ષ કર્યો છે તેનો ઉત્તર આપે છે:—

## आदित्यवद् यौगपद्यम् ॥ १५ ॥

**પદાર્થ**:—(**आदित्यवत्**) સૂર્યની પેઠે (**यौगपद्यम्**) એકી સાથે સર્વત્ર પ્રત્યક્ષ થાય છે.

**ભાવાર્થ**:—સૂર્ય કલકત્તા, મુંબઇ અને લાહોર આદિ જુદા જુદા અને દૂર દૂરના સ્થાનોમાં એક સાથે જોઇ શકાય છે એનું કારણ એ નથી કે સૂર્ય અનેક છે. અર્થાત્ મુંબઇમાં જે સૂર્ય દેખાય છે તે જ કલકત્તા આદિ નગરોમાં પણ દેખાય છે. સૂર્ય ઘણો જ વિશાળ અને મ્હોટો હોવાથી જ બધી જગ્યાના માણસોવડે જોઇ શકાય છે. તે જ પ્રમાણે શબ્દ એક છે પણ તે વિશાળ અને મ્હોટો હોવાથી બધે ઠેકાણે એકી વખતે સાંભળી શકાય છે. સૂર્યમાં જેમ એકત્વ અને મહત્વ છે તેમ શબ્દમાં પણ એકત્વ અને મહત્વ છે. ॥ ૧૫ ॥

હવે ૧૦ મા સૂત્રમાં કરેલા પૂર્વપક્ષનો ઉત્તર આપે છે:—

## वर्णान्तरमविकारः ॥ १६ ॥

**પદાર્થ**:—( **वर्णान्तरम्** ) બીજો વર્ણ પ્રયુક્ત થાય છે માટે ( **अविकारः** ) શબ્દમાં વિકાર થતા નથી.

**ભાવાર્થ**:—શબ્દમાં વિકાર થતો જ નથી. **इ** અને **य** બન્ને બળદ અને ઘોડાની માફક જુદા જુદા જ છે **इ** નો વિકાર **य** નથી અને **य** નો વિકાર **इ** નથી. ' **दधि अत्र** ' ની જગ્યા પર ' **दध्यत्र** ' જુદો શબ્દ જ પ્રયોગાય છે. જ્યારે **इ** કારનો પ્રયોગ કરવો હોય ત્યારે નિયમથી કંઇ **य** નું ઉપાદાન થતું નથી. જો વિકાર હોત તો પ્રકૃતિનું ઉપાદાન જરૂર થાત. જેને દહીં જોતું હોય તેમણે દહીંની પ્રકૃતિ દૂધને જરૂર લેવું પડે છે. કારણ કે દહીં વિકૃતિ છે અને દૂધ પ્રકૃતિ છે. **इ** અને **य** નો પ્રયોગ કરતી વખતે આ પ્રમાણે હોતું નથી, માટે શબ્દમાં પ્રકૃતિ-વિકૃતિભાવ નથી, તેથી શબ્દ નિત્ય છે. ॥ ૧૬ ॥

હવે અગ્યારમાં સૂત્રમાં કરેલા પૂર્વપક્ષનો ઉત્તર આપે છે :—

## नादवृद्धिपरा ॥ १७ ॥

**પદાર્થ**:—( **नादवृद्धिपरा** ) શબ્દની કહેવાતી વૃદ્ધિ નાદપરક છે.

**ભાવાર્થ**:— ધીમો શબ્દ, મોટો શબ્દ આ પ્રતીતિ ભ્રમમાં નાંખનારી છે. શબ્દ અવયવ વગરનો અને સૂક્ષ્મ છે. જેમાં થોડા અવયવો હોય તે અમુકની અપેક્ષાએ નાનું કહેવાય છે અને જેમાં અવયવો વધારે હોય તે નાનાની અપેક્ષાએ મોટું કહેવાય છે. શબ્દમાં જ્યારે અવયવો જ નથી તો તેમાં નાનાપણું અને મોટાપણું બને જ કઇ રીતે ? નયાયિકો તો શબ્દમાં મહત્વ માની જ શકે નહિ કારણ કે, એના મતમાં શબ્દ ગુણ છે અને મહત્વ એ પણ ગુણ છે. ગુણ ગુણમાં નથી રહેતો પણ એતો દ્રવ્યમાં જ સમવાય સબંધથી રહે છે એ એમનો સિદ્ધાંત છે. **गुणे गुणानङ्गीकारः !**

ત્યારે પ્રશ્ન એ થાય છે કે એક માણસ બોલે છે ત્યારે ધીમો શબ્દ થાય છે અને ઘણા માણસો એક સાથે બોલે છે ત્યારે શબ્દ મોટો થાય છે એ પ્રતીતિનું ઉપપાદન શી રીતે થાય છે ?

આનો ઉત્તર એ છે કે નાદમાં જ નાનાપણું અને મોટાપણું છે. નાદ એટલે શબ્દ જનક સંયોગ અને વિભાગો. અહીં શ્રી શબરસ્વામી આ પ્રમાણે લખે છે :—

**मृदुरकेन बहुभिश्चोच्चार्यमाणे तान्येवाक्षराणि कर्णशष्कुलीमण्डलस्य सर्वां नेमिं व्याप्नुवाद्भिः संयोगविभागनैरन्तर्येण अनेकशो ग्रहणात् महान् इव अवयवान् इवोपलभ्यन्ते । सयोगविभागा नैरन्तर्येण क्रियमाणाः शब्दमभिव्यञ्जन्तो नादशब्दवाच्याः तेन नादस्यैषा वृद्धिः न शब्दस्येति ।**

**અર્થ**:—એક માણસ શબ્દ બોલે તો તે મૃદુ થાય છે અને ઘણા જણાથી જ્યારે ઉચ્ચારણ કરવામાં આવે છે ત્યારે તે જ અક્ષરો કર્ણશષ્કુલીની સંપૂર્ણ નેમિને વ્યાપી વળતા સંયોગ વિભાગોથી નિરન્તરતાથી ગ્રહણ કરવામાં આવતા એ જાણે મહાન્ અને અવયવવાન્ હોય એવા જણાય છે. નિરન્તર ઉત્પન્ન થતા અને શબ્દને અભિવ્યક્ત કરનારા સંયોગ વિભાગો જ નાદશબ્દના વાચ્ય છે, માટે વૃદ્ધિ ( મોટાપણું ) નાદની જ છે શબ્દની નહિ. ॥ ૧૭ ॥

પૂર્વપક્ષ તરફથી આપવામાં આવેલા દોષોને દૂર કર્યા પછી હવે પોતાના મત પ્રમાણે શબ્દના નિત્ય હોવામાં હેતુઓ જણાવે છે.

## नित्यस्तु स्याद्दर्शनस्य परार्थत्वात् ॥ १८ ॥

**પદાર્થ** :—(**नित्यः**) શબ્દ નિત્ય (**तु**) જ (**स्यात्**) હોઇ શકે (**दर्शनस्य**) ઉચ્ચારણ (**परार्थत्वात्**) બીજાને અર્થબોધ કરાવવા માટે થતું હોવાથી.

**ભાવાર્થ** :—આ સૂત્રમાં જે 'દર્શન' પદ છે તેનો અર્થ ઉચ્ચારણ થાય છે. **दृश्यते व्यज्यते शब्दोऽनेन इति दर्शनमुच्चारणम्** જેનાથી શબ્દ **दृश्यते** એટલે અભિવ્યક્ત થાય તે દર્શન અને દર્શન એટલે ઉચ્ચારણ.

ઉચ્ચારણ બીજાને અર્થ સમજાવવા માટે થાય છે. પોતાને અર્થ સમજવા માટે પોતે ઉચ્ચારણ કાંઇ પણ કરતું નથી. હવે જો શબ્દ અનિત્ય–ક્ષણિક જ હોય તો શ્રોતાને અર્થજ્ઞાન થાય ત્યાંસુધી શબ્દ સ્થિર ન રહેવાથી શ્રોતાને ઉચ્ચારણથી જ્ઞાન જ ન થવું જોઇએ. ઉચ્ચારણ એ અર્થ સમજવામાં કારણ છે. કારણ ન હોય તો કાર્ય પણ ન થાય. **कारणाभावात् कार्याभावः** એ સાર્વલૌકિક નિયમ છે **उच्चरितमात्रे हि विनष्टे शब्दे न चान्योऽन्यान् अर्थं प्रत्याययितुं शक्नुयात्.** જો શબ્દ સ્થિર રહે તો જ અર્થનું જ્ઞાન થઇ શકે. જો એમ કહેવામાં આવે કે શબ્દની ધારા ઉત્પન્ન થતી રહેશે અને સાદૃશ્યથી ' આ એજ શબ્દ છે. ' એવું જ્ઞાન રહેશે અને અર્થનું જ્ઞાન પણ થઇ શકશે તો આ કથન પણ ઠીક નથી કારણ કે, ઉચ્ચારણ કરનારને બીજી વખત ઉચ્ચારણ કરવાની ઇચ્છા જ નથી તો પછી સંયોગ વિભાગ રૂપ ઉચ્ચારણ વગર બીજા શબ્દો કેવી રીતે ઉત્પન્ન થાય. એક શબ્દને માટે જે પ્રયત્ન થયો હોય તે જ પ્રયત્નથી બીજો શબ્દ ઉત્પન્ન થશે એ માનવું ભૂલભરેલું છે. આ કારણથી એટલે કે ઉચ્ચારણ તો પરાર્થ-તાને લીધે શબ્દને સ્થિર અર્થાત્ નિત્ય જ માનવો જોઈએ. ॥ ૧૮ ॥

શબ્દ નિત્ય હોવામાં બીજો હેતુ આપે છે.

## सर्वत्र यौगपद्यात् ॥ १९ ॥

**પદાર્થ**:—( **सर्वत्र** ) એક વખત ગોશબ્દના ઉચ્ચારણથી બધી ગાયોમાં ( **यौगपद्यात्** ) એકી સાથે સામાન્ય જ્ઞાન થતું હોવાથી.

**ભાવાર્થ**:—' ગો ' શબ્દ સાંભળતાં જ આ તે જ ' ગ ' કાર છે કે જે પહેલાં સાંભળ્યો હતો. આવી પ્રતીતિ જેટલા સાંભળનારા હોય છે તે બધાને થાય છે. આ બધાને ભ્રાંત અર્થાત્ ભૂલેલા કેમ માની શકાય ? પહેલી વખત જે ' ગ ' કાર સાંભળ્યો હતો તેના જેવા જ આ ' ગ ' કાર છે આવી પ્રતીતિ તો કોઇને પણ થતી નથી માટે સર્વની જે પ્રત્યભિજ્ઞા છે તે જ શબ્દને નિત્ય ઠરાવે છે. ॥ ૧૯ ॥

શબ્દ નિત્ય હોવામાં ત્રીજો હેતુ આપે છે.

## संख्या भावात् ॥ २० ॥

**પદાર્થ**:—( **संख्या भावात्** ) ગોશબ્દ સાથે સંખ્યાનો સંબંધ હોવાથી.

**ભાવાર્થ**:—દેવદત્ત કહે છે કે મેં આઠવાર ગોશબ્દને ઉચ્ચાર્યો. અહીં એક જ સ્થિર ગોશબ્દનું આઠ વખત ઉચ્ચારણ થયાનું સૂચન થાય છે. ઉચ્ચારણ કરનારનો એ ભાવ કદાપિ નથી કે મે આઠ ગોશબ્દો ઉચ્ચાર્યા. એક જ ગોશબ્દને આઠ વખત ઉચ્ચાર્યો. આમાં એક જ શબ્દની પ્રત્યભિજ્ઞા થાય છે સાદૃશ્યને લીધે બધાજ ભૂલ ખાય છે એ માનવું ખોટું છે. વળી એક વખત સ્પષ્ટ રીતે જુદા જુદા સદૃશ શબ્દો અનુભવ્યા હોય તો કોઇકને કાળાન્તરમાં સાદૃશ્યને લીધે ભ્રમ થવાનો સંભવ છે. ગઈકાલે ઉચ્ચારેલો ' ગો ' શબ્દ અને આજે ઉચ્ચારેલો ' ગો ' શબ્દ એક જ છે, જુદા જુદા નહીં. એક વસ્તુનું એક વખત પ્રત્યક્ષ થયું હોય અને પછી તે વસ્તુ થોડો વખત ન દેખાય એટલે તે નાશજ પામી છે એમ માનવાને કશું જ કારણ નથી, કાળાન્તરે પાછી તે વસ્તુનું પ્રત્યક્ષ થાય છે.

પરદેશમાં ગયેલો માણુસ ઘરનાં માણસોને જોતો નથી અને ઘેર આવીને પાછા જુએ છે.

તો શું ગૃહજનના પુનર્દર્શન પહેલાં તેઓ વિનષ્ટ થઇ ગયાં હતાં અને આ તેના જેવાં કોઇ બીજાં જ છે એમ કોઈ માને છે ? માટે વસ્તુનું પ્રત્યક્ષ ન થવું એ કંઇ વિનાશનું કારણ નથી. અન્તર્હિતનું પણ પ્રત્યક્ષ થઈ શકતું નથી. માટે સંખ્યાના બળથી પ્રતીત થતી પ્રત્યભિજ્ઞાના બળથી શબ્દને નિત્ય જ માનવો જોઇએ. ॥ ૨૦ ॥

શબ્દ નિત્ય હોવામાં ચોથો હેતુ આપે છે.

## अनपेक्षत्वात् ॥ २१ ॥

**પદાર્થઃ—( अनपेक्षत्वात् )** અપેક્ષા રહિત હોવાથી.

**ભાવાર્થઃ—** જે કોઇ ઉત્પન્ન થાય છે તે કારણની અપેક્ષા જરૂર રાખે છે. જેમકે ' પટ ' ઉત્પત્તિવાળું દ્રવ્ય છે તો તે સૂતર અને તેના અરસ્પરસના સંયોગોની અવશ્ય અપેક્ષા રાખે છે. સમવાયિ અને અસમવાયિ કારણ વગર કોઇ પણ દ્રવ્યની ઉત્પત્તિ થતી **નથી.** ગુણ હોય તો તે પણ પોતાની ઉત્પત્તિમાં કારણની જરૂર અપેક્ષા રાખે છે. અપેક્ષા રાખનારો પદાર્થ અપેક્ષિત કારણનો નાશ થવાથી, કાર્યદ્રવ્ય અથવા પદાર્થ જરૂર નાશ પામે છે. સૂતરના નાશથી અથવા સૂતરના સંયોગોના નાશથી પટરૂપ દ્રવ્ય જરૂર નાશ પામે છે. પણ શબ્દ કોઇપણ કારણની અપેક્ષા રાખી ઉત્પન્ન જ થયો નથી તો પછી શબ્દ શાના નાશથી નાશ પામે ? શબ્દ તો અનપેક્ષ છે અને એજ કારણથી તે નિત્ય છે. ॥ **૨૧** ॥

શબ્દ નિત્ય હોવામાં પાંચમો હેતુ આપે છે.

## प्रख्याभावाच्च योगस्य ॥ २२ ॥

**પદાર્થઃ—( च )** અને **( योगस्य )** વાયુ આદિ કારણ દ્રવ્યના સંબંધનું પણ **( प्रख्याभावात् )** જ્ઞાન થતું ન હોવાથી શબ્દ નિત્ય છે.

**ભાવાર્થઃ—**કેટલાક શાસ્ત્રકારો શબ્દનું ઉપાદાન કારણ વાયુ છે એમ માને છે. કારણ કે તે વાયુના સંયોગોથી ઉત્પન્ન થાય છે. શાબ્દિકો શિક્ષામાં જણાવે છે કે " **वायुरापद्यते शब्दताम्** " માટી જેમ ઘડાના રૂપમાં આવે છે તેમ વાયુ શબ્દના રૂપમાં આવે છે. આ શંકાના ઉત્તરમાં આ સૂત્ર લખાયું છે. શ્રોત્રરૂપ ઇન્દ્રિયથી પ્રત્યક્ષ થતા જ્ઞાનનો વિષય શબ્દ, વાયુનો વિકાર હોઈ શકે નહિ. જો તે વાયુનો વિકાર હોય તો તેનું શ્રોત્રથી કદી પણ ગ્રહણ થઈ શકે નહિ. વાયુનું જ્ઞાન કરાવનારી ઇન્દ્રિય તો ત્વક્ ઇન્દ્રિય છે. ત્વક્ ઇન્દ્રિયથી શબ્દનું કદી પણ ગ્રહણ થતું હોત તો શબ્દને વાયવીય માની શકાત અને પરિણામે શ્રોત્રેન્દ્રિયની જરૂર પણ ન રહેત. શબ્દમાં વાયુના અવયવો પણ જણાતા નથી માટે વાયુકારણ પણ નથી એટલે શબ્દ કારણ વગરનો હોવાથી નિત્ય છે. **सदकारणवन्नित्यम्** । ૪-૧-૧--એ વૈશેષિકમાં નિત્યનું જે લક્ષણ કરવામાં આવ્યું છે તે પણ શબ્દમાં ઘટતું હોવાથી શબ્દ નિત્ય છે. ॥ ૨૨ ॥

શબ્દ નિત્ય હોવામાં છઠ્ઠો હેતુ આપે છે.

## लिङ्गदर्शनाच्च ॥ २३ ॥

**પદાર્થઃ—( च )** અને **( लिङ्गदर्शनात् )** વેદમંત્રમાં પણ શબ્દ નિત્ય હોવાનું જણાવ્યું હોવાથી.

**ભાવાર્થ**:—મન્ત્ર આ પ્રમાણે છે " **वाचाऽविरूपनित्यया ॥** " આ મન્ત્રમાં વેદ-વાણીને માટે નિત્ય વિશેષણ સ્પષ્ટ આપ્યું છે. તેથી પણ સમજી શકાય છે કે વેદવાણી નિત્ય છે. આ મન્ત્ર શાબર ભાષ્યમાં તથા સૂત્રવૃત્તિમાં લખેલો છે. પ્રથમ યુક્તિથી શબ્દને નિત્ય તરીકે સિદ્ધ કરી પછી શબ્દ પ્રમાણ પણ આપ્યું છે. આ ઉપર બતાવેલા બધા હેતુઓથી શબ્દ નિત્ય છે એ સ્પષ્ટ સિદ્ધ થાય છે. નિત્ય નિરપેક્ષ હોવાથી વેદનું સ્વતઃ પ્રમાણ પણ આપો આપ સિદ્ધ થઇ જાય છે. ॥ ૨૩ ॥

પૂર્વપક્ષ. વેદાર્થ પ્રત્યાયકતાધિકરણ

## उत्पत्तौ वाऽवचनाः स्युरर्थस्यातन्निमित्तत्वात् ॥ २४ ॥

**પદાર્થ**:—(**वा**) "વા" શબ્દ પૂર્વપક્ષની વ્યાવૃત્તિ કરવા માટે પ્રયોજાયો છે. (**उत्पत्तौ**) પદોના અર્થનું જ્ઞાન થયા પછી પણ ( **अवचनाः** ) વાક્યાત્મક વેદો અર્થના અબોધક ( **स्युः** ) થવા જોઇએ કારણ કે ( **अर्थस्य** ) વાક્યજન્ય જ્ઞાનમાં ( **अतन्निमित्तत्वात्** ) પદ અને પદાર્થનો નિત્ય સંબંધ નિમિત્ત રૂપે પડતો નથી.

**ભાવાર્થ**:—જો કે પદ અને પદનો સમ્બંધ નિત્ય છે પણ વેદવાક્યનો વેદવાક્યાર્થ સાથે કોઇ પણ સંબંધ નથી. પદાર્થ જ કંઇ વાક્યાર્થ નથી તેથી પદાર્થના પદ સાથેના સંબંધથી વાક્યાર્થનો બોધ થઇ શકે નહિ. **अग्निहोत्रं जुहुयात् स्वर्गकामः** ' અગ્નિહોત્રનામક યાગથી સ્વર્ગની પ્રાપ્તિ કરવી.' આ વાક્યાર્થને કેવી રીતે સમજવો ? માટે વાક્યનો વાક્યાર્થ સાથે સંબંધ માનો અને એ સંબંધને પુરુષ કલ્પિત જ માનવો પડશે અને પુરુષ કલ્પિત સંબંધથી વેદ સાપેક્ષ થશે અને તેથી તે સ્વતઃ પ્રમાણ રહી શકશે નહિ. જો સમ્બન્ધ નહીં માનો તો વેદવાક્યો નિરર્થક થઇ જશે. પદાર્થ એ વાક્યાર્થ નથી એનું કારણ એ છે કે પદનો અર્થ સામાન્ય હોય છે અને વાક્યનો અર્થ વિશેષ હોય છે. **गाः** એ પદનો અર્થ ગાય સામાન્ય છે પણ **गां दुग्धि** તું ગાય દો.' આ વાક્યર્થમાં તો કોઇ અમુક જ ગાયનો સંબંધ છે. બધી ગાયોનો નહિ. પદનો પદાર્થ જોડે સમ્બન્ધ નિત્ય અને અપૌરુષેય છે, પણ વાક્યનો વાક્યાર્થ જોડે તેવો સંબંધ ન હોવાથી એ સમ્બન્ધને પુરુષ–કલ્પિત માનવો પડશે એટલે અનિત્ય અને કૃત્રિમ માનવો પડશે અને એમ માનવા જતાં વેદમાં સ્વતઃ પ્રામાણ્ય નહીં રહે. જો સમ્બન્ધ ન માનવામાં આવે તો વગર સમ્બન્ધે અર્થ જણાવી શકતાં ન હોવાથી વેદવાક્યો અર્થબોધક થઇ શકશે નહિ. એવો પૂર્વ-પક્ષનો અભિપ્રાય છે.

**જૈમિનીય ન્યાયમાળામાં પણ લખવામાં આવ્યું છે કે :—**

**यद्यपि वर्णानां नित्यत्वात् एकार्थावच्छेदकस्य पदस्यापि वर्णरूपतया नित्यत्वाद् वर्णपदद्वारा वेदस्य कारणमापेक्षं नास्ति तथापि ' अग्निहोत्रं जुहुयात् स्वर्गकामः ' इत्यादि वाक्यस्य वाक्यार्थे संगातग्रहणमपाक्षेतम् ततो नैरपेक्ष्याभावात् प्रामाण्यं नास्तीति ॥**

**અર્થ**:—વર્ણ નિત્ય છે અને એક જ અર્થનો નિર્ણય કરાવનાર પદ પણ વર્ણરૂપ હોવાથી નિત્ય છે તેથી વર્ણ અને પદરૂપે વેદને કારણની સાપેક્ષતા નથી છતાં **अग्निहोत्रं जुहुयात् स्वर्गकाम**; આ વાક્યની વાક્યાર્થમાં સંગતિ હોવી એ સાપેક્ષ છે માટે નિરપેક્ષ્ય ન રહેવાથી વેદમાં પ્રામાણ્ય નહી રહે એ સ્પષ્ટ થાય છે.

**જૈમિનિ સૂત્ર વૃત્તિમાં પણ લખવામાં આવ્યું છે કે —**

**अतः पदस्य पदार्थे यथाशक्तिसम्बन्धः पदसमूहरूपवाक्यस्य वाक्यार्थे न शक्तिसम्बन्धः किन्त्वन्यः स च पुरुषकल्पितः इति कृत्रिमः कथं धर्मे प्रमाणम् ? इति पूर्वपक्षाभिप्रायः।**

**અર્થ:**—પદનો પદાર્થમાં જેવો સમ્બન્ધ છે તેવો પદસમૂહરૂપ વાક્યનો વાક્યાર્થમાં શકિત સમ્બન્ધ નથી. પણ કોઈ બીજો જ સમ્બન્ધ હોવો જોઇએ અને તે પુરુષ કલ્પિત હોવાથી ધર્મમાં પ્રમાણ કેવી રીતે હોઇ શકે ? એવો પૂર્વપક્ષનો અભિપ્રાય છે. વાક્યનો અર્થ સાથેનો સમ્બન્ધ પુરુષ કલ્પિત માનવામાં આવે તો વેદો કોઇ માણસોએ જ બનાવ્યા છે એજ ફલિતાર્થ થાય અને મનુષ્ય દોષપાત્ર હોવાથી એનાં વચનો ધર્મમાં પ્રમાણભૂત ન જ માની શકાય. ॥ ૨૪ ॥

સિદ્ધાંત સૂત્ર.

## तद्भूतानां क्रियार्थेन समाम्नायोऽर्थस्य तन्निमित्तत्वात् ॥ २५ ॥

**પદાર્થ:**—( **तद्भूतानाम्** ) અગ્નિહોત્ર આદિ અર્થોમાં વાચકત્વરૂપથી વર્તમાન પદોનો ( **क्रियार्थेन** ) ક્રિયાવાચક પદ સાથે ( **समाम्नायः** ) પઠન જોવામાં આવે છે માટે ક્રિયાવાચક પદઘટિત પદસમૂહથી જ વાક્યાર્થ બોધ થાય છે કારણ કે ( **अर्थस्य** ) વાક્યાર્થજ્ઞાનનું ( **तन्निमित्तत्वात्** ) પદાર્થોનું જ્ઞાન કારણ હોવાથી.

**ભાવાર્થ**—**अग्निहोत्रं जुहुयात् स्वर्गकामः** આ ઠેકાણે **अग्निहोत्रनामक होमेन स्वर्गं भावयेत्** અગ્નિહોત્ર નામક હોમથી સ્વર્ગને પ્રાપ્ત કરવું. આવું વાક્યાર્થનું જ્ઞાન પદાર્થોના જ્ઞાન સિવાય થઇ શકે નહિ. પદોના શ્રવણથી પદાર્થોની સ્મૃતિ થાય છે અને સ્મૃતિમાં આવેલા પદાર્થો આકાંક્ષા, યોગ્યતા અને સંનિધિના બળથી અરસ્પરસ અન્વય પામી ક્રિયાવિશેષ્યક જે જ્ઞાન ઉત્પન્ન કરાવે છે તેજ વાક્યાર્થ જ્ઞાન કહેવાય છે. લૌકિક ભાષામાં પણ વાક્યોની વાક્યાર્થોમા શકિત માનવામા આવતી નથી. પદાર્થો જ અરસ્પરસ સમ્બન્ધ પામી વાક્યાર્થનુ જ્ઞાન કરાવે છે. આ કારણથી પદાર્થો જ વાક્યાર્થના જ્ઞાનને ઉત્પન્ન કરે છે અને પદોની પદાર્થોમાં નિત્ય શકિત માનેલી જ છે, શકિત એજ સમ્બન્ધ કહેવાય છે. માટે વેદવાક્યો નિરર્થક નથી પણ અર્થનો બોધ કરાવવામા સમર્થ છે. અને તેમ કરવામા કોઇ પુરુષ આદિની અપેક્ષા કરતાં નથી માટે સ્વતઃ પ્રમાણ છે. કેવળ પદાર્થ જ્ઞાનમા સમ્બન્ધ પ્રતીત થતા નથી પણ વાક્યાર્થમાં કર્મ-ત્વાદિરૂપ સમ્બન્ધ પ્રતીત થાય છે. આટલા જ પદાર્થ કરતા વાક્યાર્થમાં વિશેષ છે અને આ સમ્બન્ધ ક્રિયાપદના સાનિધાનથી આપોઆપ જણાઇ જાય છે માટે વાક્યની વાક્યાર્થમાં શક્તિ માનવામા આવતી નથી. ॥ ૨૫ ॥

આ પણ સિદ્ધાંત સૂત્ર છે

## लोके सन्नियमात् प्रयोगसन्निकर्षः ॥ २६ ॥

**પદાર્થ:**—( **लोके** ) લૌકિક ભાષામાં પણ ( **संनियमात्** ) પ્રયોગ થવાથી વેદમાં ( **प्रयोगसन्निकर्षः** ) પ્રયોગની ઉપપત્તિ ( **स्यात्** ) થઇ શકે.

**ભાવાર્થ:**—લૌકિક ભાષામાં પદાર્થના જ્ઞાતાને પદાર્થ જ્ઞાનપૂર્વક વાક્યનો પ્રયોગ થાય છે. તેજ પ્રમાણે વેદમા પણ ગુરુપરંપરાથી જ્ઞાનપૂર્વક વાક્ય પ્રયોગની ઉપપત્તિ થઇ શકે. માટે વૈદિક વાક્યો અર્થબોધક છે ॥ ૨૬ ॥

વૈદિક અપૌરુષેયતા–અધિકરણ.

પૂર્વપક્ષનું સૂત્ર.

## वेदांश्चैके सन्निकर्षं पुरुषाख्याः ॥ २७ ॥

**પદાર્થ:**—( **च** ) વળી ( **वेदान्** ) વેદોને પુરુષનિર્મિત ( **एके** ) કેટલાક માને છે, કારણકે, ( **पुरुषाख्याः** ) પુરુષોના નામોનો તેના સાથે ( **सन्निकर्षम्** ) સંબંધ છે.

**ભાવાર્થ:**—વૈદિકવિધિ લક્ષણ અર્થ એજ ધર્મ છે, કારણ કે, તે શબ્દોનો અર્થસાથેનો સંબંધ કોઇ પણ પુરુષે કરેલો નથી, અર્થાત્ અમુક શબ્દથી અમુક અર્થ જાણવો આવો સંકેત રૂપ સંબંધ ( શક્તિ ) કોઇ પુરુષે કર્યો નથી.

આ સંબંધમાં પદનો અને વાકયનો આશ્રય લઇ વેદની નિત્યતા, અર્થબોધકતા અને સ્વતઃ–પ્રામાણ્ય ઉપર જે આક્ષેપ કરવામાં આવ્યો હતો તેનો પરિહાર કરવામાં આવ્યો છે. હવે બીજી રીતે આક્ષેપ કરે છે:

વેદો પુરુષકૃત છે, અને તે અનાદિ નથી એટલું જ નહિ પણ તે બહુ દૂરના ભૂતકાળના પણ નથી, કારણ કે વેદો સાથે આધુનિક પુરુષોનાં નામ જોડાયાં છે. જેમકે કાઠક ( વેદ ) કાલાપક ( વેદ ) પૈપ્પલાદક ( વેદ ) મૌહુલ ( વેદ ). આ પુરુષોને લીધે વેદોની શાખા બંધાયેલી છે. ‘ કઠ ’ નામના ઋષિએ જે વેદ બનાવ્યો તેનું નામ કઠ શાખાનો વેદ. તેજ પ્રમાણે બીજા બધા વેદોમાં સમજવું. પુરુષના સંબંધ વગર વેદની સમાખ્યા–યૌગિકનામ અર્થાત્ શાખા બની શકે નહિ. જો કોઈ કહે કે એ બધા ઋષિઓએ વેદના ઉપર પ્રવચન કર્યું છે, તેથી તે તે ઋષિઓનાં નામ વેદ સાથે જોડાયાં છે તો તેના ઉપર પૂર્વપક્ષ એવો આક્ષેપ કરે છે કે :—

**असाधारणं हि विशेषणं भवति । एक एव कर्ता, बह्वोऽपि प्रब्रूयुः । अतोऽस्मर्यमाणोऽपि चोदनायाः कर्ता स्यात्, तस्मान्न प्रमाणं चोदनालक्षणोऽर्थो धर्म इति ।**

**અર્થ:**—એ બધા ઋષિઓમાંથી કોઈ એક કર્તા હોઇ શકે અને બીજા પ્રવચન–કર્તા પણ હોઇ શકે, માટે વેદના કર્તાનું સ્મરણ ન હોય તોપણ તેનો કર્તા માનવો જ જોઇએ.

**विमतं वेदवाक्यं पौरुषेयम वाक्यत्वात् कालिदासादिवाक्यवत्**

વિવાદ–ગ્રસ્ત વેદ વાકય પણ પૌરુષેય જ છે, કારણ કે તેમાં પણ વાકયત્વ છે. જેમાં જેમાં વાક્યત્વ હોય અર્થાત્ જે જે વાકય હોય તે બધાં જ પુરુષ–નિર્મિત છે. જેમ રઘુવંશાદિવાકયો કવિ કાલિદાસે નિર્મિત કર્યાં છે તેમ આ ન્યાયથી વેદવાકયો પણ પુરુષ નિર્મિત સિદ્ધ થાય છે. ॥ ૨૭ ॥

પૂર્વપક્ષનું બીજું સૂત્ર.

## अनित्य दर्शनाच्च ॥ २८ ॥

**પદાર્થ:**—(**च**) અને (**अनित्यदर्शनात्**) જન્મ અને મરણવાળા મનુષ્યોનું તેમાં જીવન-વૃત્તાન્ત હોવાથી.

**ભાવાર્થ:**—વેદમાં માણસોનો ઇતિહાસ પણ જોવામાં આવે છે જેમકે **बबरः प्रावा-**

**हणिरकामयत। कुसुरुविन्दः औद्दालकिरकामयत। हिरण्यगर्भः समवर्तताग्रे** ઇત્યાદિ ઔદ્દાલકિ એટલે ઉદ્દાલકનો પુત્ર. આ ઉપરથી સમન્વય છે કે બર્બર, ઔદ્દાલકિ અને હિરણ્યગર્ભ વગેરે પુરુષોનાં પહેલાં વેદો ન હતા. કારણ કે આ વેદવાક્યો એ પુરુષોનાં જન્મ પછી જ રચાયાં છે માટે વેદો પૌરુષેય છે અને તેથી અનિત્ય પણ સિદ્ધ થાય છે. ॥ ૨૮ ॥

સિદ્ધાંત સૂત્રો.

## उक्तं तु शब्दपूर्वत्वम् ॥ २९ ॥

**પદાર્થ:**—( **तु** ) '**तु**' શબ્દ પૂર્વપક્ષની નિવૃત્તિ સૂચવે છે. ( **शब्दपूर्वत्वम्** ) શબ્દમાં નિત્યત્વ ( **उक्तम्** ) પ્રમાણ દ્વારા સિદ્ધ કરી દીધું છે.

**ભાવાર્થ:**—શબ્દ નિત્ય છે અને સંયોગ, વિભાગ આદિથી તે વ્યક્ત થાય છે એ તો આગળ સિદ્ધ કરી આપ્યું છે. શબ્દ નિત્ય થવાથી વેદ પણ નિત્ય સિદ્ધ થઇ જાય છે, **वाचा विरूपनित्यया** એ શ્રુતિ વાક્ય પણ વેદને નિત્ય બતાવે છે.

સૂત્ર ૨૭માં જે પૂર્વપક્ષ કર્યો છે તેનું સમાધાન કરે છે.

## आख्या प्रवचनात् ॥ ३० ॥

**પદાર્થ:**—( **आख्या** ) કાઠક આદિ નામો ( **प्रवचनात्** ) પ્રવચનને લીધે જ છે.

**ભાવાર્થ:**—કઠ, કલાપ આદિ નામનો સંબંધ વેદ સાથે જે જોડવામાં આવ્યો છે, તે તો તે તે ઋષિઓ પ્રવચન કરનારા હોવાથી જ છે. તેઓએ વેદોને કંઇ બનાવ્યા નથી. કર્તા હોય તો જ તેની સાથે નામ જોડાય એવો કશો જ નિયમ નથી. સમાખ્યાનું નિમિત્ત પ્રવચન જ છે, કર્તૃત્વ નહિ. **प्रकर्षेण वचनम्=प्रवचनम्** કઠ આદિ ઋષિઓએ અનન્ય સાધારણ પ્રવચન કર્યું હતું તેથી જ વેદ સાથે એમનું નામ જોડાયું છે. કોઇ ઋષિ બધા વેદોનું અધ્યયન ન કરતાં એક જ વેદનું અધ્યયન અને પ્રવચન કરે તથા તેમાં તે વધારે સ્ફુટ–અર્થ સમજે અને સમજાવી શકે અને તેને લીધે તેનું નામ તે વેદ સાથે જોડાઇ શકે છે. ॥ ૩૦ ॥

સૂત્ર ૨૮ માના પૂર્વપક્ષનું સમાધાન સૂત્ર.

## परं तु श्रुतिसामान्यमात्रम् ॥ ३१ ॥

**પદાર્થ:**—( **तु** ) બર્બર આદિ જન્મ મરણવાળા માનવીનો સંબંધ બતાવ્યો તે તો ( **परम** ) કેવળ ( **श्रुतिसामान्यमात्रम्** ) શ્રવણ સામાન્ય છે.

**ભાવાર્થ:**—બર્બર આદિ રૂઢિ શબ્દો નથી પણ સામાન્ય યૌગિક શબ્દો છે એટલે એ શબ્દનો વાચ્ય કોઇ વ્યક્તિવિશેષ નથી. 'બર્બર' એનો કેવળ શબ્દનું અનુકરણ જ છે અને તે વાયુપરક છે અને તે તો પ્રવાહરૂપે અનાદિ વાયુ છે માટે એમાં અનિત્યત્વનો ગન્ધ પણ નથી. પ્રાવાહણિ એટલે પ્રવાહણનો પુત્ર નહિ પણ **प्रवाहयतीति प्रवाहणः** એટલે પુષ્કળ ગતિ. અને '**इ**' શબ્દનો અર્થ કર્તા થાય છે. માટે પુષ્કળગતિનો કર્તા અથવા આશ્રય. ફલિત અર્થ વાયુ જ થાય છે. **हिरण्यगर्भ** નો અર્થ પણ **हिरण्यं वै ज्योतिः** તેજ પદાર્થોનો આધાર પરમાત્મા થાય છે અને તે પણ નિત્ય જ છે તેજ પ્રમાણે ઔદ્દાલકિ આદિ શબ્દ યૌગિક હોવાથી

તેમાં ક્યાંય પણ અનિત્ય માનવીઓનું વર્ણન અથવા તેમનો ઇતિહાસ નથી. આ કારણથી વેદની અનિત્યતા અને પૌરુષેયતા સિદ્ધ થઈ શકતી નથી.

જૈમિનીય ન્યાયમાળામાં લખ્યું છે કેઃ—

**अध्ययनसम्प्रदायप्रवर्तकत्वेन समाख्या उपपद्यते । कालिदासादिग्रन्थेषु तत्तत्सर्गावसाने कर्तार उपलभ्यन्ते । तथा वेदस्यापि पौरुषेयत्वे तत्कर्ता उपलभ्येत । न चोपलभ्यते ! अतो वाक्यत्वहेतुः प्रतिकूलतर्कपराहतः। तस्मादपौरुषेयो वेदः । तथा सति पुरुषबुद्धिदोषकृतस्य अप्रामाण्यस्य अनाशङ्कनीयत्वात् विधिवाक्यस्य धर्मे प्रामाण्यं सुस्थितम् ॥**

**અર્થ**:—અધ્યયનસંપ્રદાયના પ્રવર્તકત્વથી સમાખ્યાનો ઉકેલ થઈ જાય છે. કાલિદાસ આદિ કવિઓના ગ્રંથમાં તો તે તે સર્ગની સમાપ્તિએ તે તે કર્તાઓનાં નામ મળે છે. જો વેદ પૌરુષેય હોત તો તેમાં પણ કર્તાના નામનો ઉલ્લેખ મળી શકત, પણ એવો ઉલ્લેખ ક્યાંય પણ મળતો નથી, માટે **विमतं वेदवाक्यम, पौरुषेयम्, वाक्यत्वात्** આ પ્રકારે જે 'વાક્યત્વ' હેતુ આપ્યો છે તે પ્રતિકૂલ તર્કથી હેત્વાભાસ બની જાય છે, માટે વેદ અપૌરુષેય સિદ્ધ થાય છે. વેદ અપૌરુષેય હોવાથી તેમાં પુરુષની બુદ્ધિના દોષથી ઉત્પન્ન થતું અપ્રમાણ્ય આવી શકતું નથી. આ કારણે વિધિવાક્યનું ધર્મમાં પ્રામાણ્ય છે. એ બાબત સુદૃઢ બની જાય છે. અન્યત્ર પણ વેદની નિત્યતા સિદ્ધ કરવામાં આવી છે જેમકેઃ—

**वेदस्याध्ययनं सर्वं गुर्वध्ययनपूर्वकम् ।**
**वेदाध्ययनसामान्यादधुनाध्ययनं यथा ॥**

**શ્લોક વાર્તિક વાક્યાધિકરણમાં જુઓ.**

**અર્થ**:—સર્વ વેદનું અધ્યયન ગુરુના અધ્યયનપૂર્વક છે અર્થાત્ વેદના જેટલા ગુરુઓ થઈ ગયા છે તે બધા જ પરંપરારૂપે ગુરુ પાસેથી જ ભણ્યા છે. કોઈએ પણ વેદ રચ્યા નથી. જેમ આજકાલના વેદના અધ્યયન કરનારા ગુરુઓ પાસેથી ભણે છે, કોઈ વેદને બનાવતો નથી તેમ પૂર્વકાળમાં પણ હતું એમ સમજવું આથી પણ વેદની અપૌરુષેયતા સ્પષ્ટ થાય છે. ॥ **૩૧** ॥

હવે વેદમાં જણાતા અને કહેવાતા અસંબદ્ધ પ્રલાપો વિષે સમાધાન કરે છે.

સિદ્ધાંત સૂત્ર.

## कृते वा विनियोगः स्यात् कर्मणः सम्बन्धात् ॥ ३२ ॥

**પદાર્થ**:—( **कर्मणः** ) કર્મપ્રતિપાદક વાક્યનો ( **सम्बन्धात्** ) અરસપરસ આકાંક્ષા આદિવાળાં પદોથી સંબંધ બનતો હોવાથી ( **कृते** ) **गावो वा सत्रमासत** ઇત્યાદિ કર્મમાં ( **विनियोगः** ) સ્તુતિદ્વારા વિનિયોગ ( **स्यात्** ) થાય છે.

**ભાવાર્થ**:—અસંબંધ બાબત પૂર્વપક્ષ તરફથી એમ કહેવામાં આવે છે કે વેદવાક્યો નિરર્થક છે, કારણ કે, તે વાક્યોમાંથી કશો અર્થ નીકળતો નથી. જેમકેઃ—

**जरद्गवो गायति मत्तकानि**—ઘરડો બળદ આનંદ જનક વેદમંત્રો ગાય છે.

**वनस्पतयः सत्रमासत**—વનસ્પતિઓ સત્ર કરે છે.

**सर्पाः सत्रमासतः**—　　સર્પો સત્ર કરે છે.

ઘરડો બળદ કેવી રીતે ગાઇ શકે ? વનસ્પતિઓ અને સર્પો કેવી રીતે સત્ર કરી શકે ? આ વાકયો ચોકખી રીતે અસંબંધ પ્રલાપ બતાવે છે, એટલે એકંદરે વેદ આ શ્લોકમાં બતાવ્યા પ્રમાણે નિરર્થક છે :—

**जरद्गवः कम्बलपादुकाभ्यां द्वारि स्थितो गायति भद्रकाणि ।**
**तं ब्राह्मणी पृच्छति पुत्रकामा राजन्नुमायां लशुनस्य कोऽर्घः ॥**

આ શ્લોકમાંથી કશો પણ અર્થ નીકળતો નથી કારણ કે તેમાં અસંબંધ પ્રલાપ છે. વેદ-મંત્રો પણ આવા જ છે.

આ શંકાના સમાધાન માટે આ સૂત્ર લખવામાં આવ્યું છે કે; કર્મપ્રતિપાદક વિધિ-વાકયમાં જે પદો હોય છે તે આકાંક્ષા, યોગ્યતા અને સંનિધિથી સાર્થક હોય છે. જેમકે **अग्निहोत्रं जुहुयात् स्वर्गकामः** આ વાકયમાં જણાવવામાં આવ્યું છે કે હોમદ્વારા ઇષ્ટ પ્રાપ્ત કરો. પછી શંકા થાય છે કે હોમનું સાધન શું ? તો સોમ,ઘૃત આદિ દ્રવ્યો સાધન તરીકે બતાવવામાં આવ્યાં છે અને કેવી રીતે હોમ કરવો ? એવી ઇતિકર્તવ્યતાની આકાંક્ષામાં એ રીત પણ બતાવવામાં આવે છે. કોઇ પદાર્થ કર્તૃત્વથી, કોઇ કરણત્વથી તો કોઇ ઇતિકર્તવ્યતાથી ક્રિયા સાથે સંબંધ પામે છે. આમાં અનર્થ હોવાની શંકા જ રહેતી નથી.

હવે રહ્યાં **जरद्गवो गायति** આદિ યોગ્યતા-હીન વાકયો. તેનું સમાધાન આ પ્રમાણે છે. એ વાકયનો તો યાગરૂપ કર્મની સ્તુતિ દ્વારા જ વિનિયોગ છે. વેદમાં કેટલોક ભાગ **અર્થવાદ** પણ છે. એનો ઉપયોગ વિધ્યર્થની સ્તુતિ અને નિષેધ્યની નિંદામાં હોય છે જેમકે: —

**अर्थवादानामपि…स्वार्थप्रतिपादनं च प्रयोजनाभावात् लक्षणया प्रयोजनवदर्थ-पर्यवसानं वक्तव्यम्।** મીમાંસા ન્યાયપ્રકાશ.

અર્થવાદો પણ પ્રયોજન—રહિત હોતા નથી, જો કે સ્વાર્થનું પ્રતિપાદન કરવામાં એનું કશું પ્રયોજન હોતું નથી છતાં લક્ષણાથી અર્થવાદપ્રતિપાદ્ય અર્થ પ્રયોજનવાળા જ છે. **ते च अर्थवादा द्विविधाः, विधिशेषा निषेधशेषाश्च।** અર્થવાદ બે પ્રકારના હોય છે (૧) વિધિશેષ ( ૨ ) અને બીજા નિષેધશેષ. આ ઉપરથી એવો લાક્ષણિક અર્થ નીકળે છે કે વિદ્વાનો જ્યારે સંવત્સર સુધી જ્યોતિષ્ટોમ આદિ યાગ કરે છે ત્યારે પશુ આદિ તિર્યગ્યોનિવાળાં પ્રાણીઓ પણ સત્ર કરવા બેસી જાય છે. આ વાકય નિરર્થક જણાતાં તેમાંથી યજ્ઞની સ્તુતિ ફલિત થાય છે. પશુઓ પણ દુઃખ નાશને માટે યજ્ઞાદિ કર્મ કરે છે તો વિદ્વાન્ એવાં કર્મ આચરે એમાં આશ્ચર્ય શું ? અહીં પશુ ગાય છે કે યજ્ઞ કરે છે એવો વાકયાર્થ લેવાનો જ નથી પણ તેમાંથી લક્ષિત થતી જ્યોતિષ્ટોમ જેવા યાગની સ્તુતિ જ **जरद्गवो गायति** રૂપ અર્થવાદમાંથી નીકળે છે.

આ ઉપરથી એવું અનુમાન નીકળે છે કે વૈદિક અર્થવાદોજ ધીમે ધીમે સમય જતાં લૌકિક ભાષાના કાવ્યમાં અલંકાર રૂપમાં પરિણમ્યા હશે.

આ પ્રમાણે વેદમાં કોઇ અસંબંધ પ્રલાપ જેવું છે જ નહિ માટે વેદ અપૌરુષેય અને સ્વતઃ પ્રમાણ છે. ॥ ૩૨ ॥

**इति मीमांसागुर्जरभाष्ये प्रथमस्य अध्यायस्य प्रथमः पादः ॥**

## अथ मीमांसादर्शनस्य प्रथमाध्यायस्य द्वितीय पादः प्रारभ्यते ।

### અર્થવાદ-પ્રામાણ્ય-અધિકરણ.

પૂર્વપક્ષનું પહેલું સૂત્ર.

## आम्नायस्य क्रियार्थत्वादानर्थक्यमतदर्थानां तस्मादनित्यमुच्यते ॥ १ ॥

**પદાર્થ:**—( **आम्नायस्य** ) વેદનું ( **क्रियार्थत्वात्** ) પ્રયોજન ક્રિયા જ હોવાથી ( **अतदर्थानाम्** ) જે ક્રિયાબોધક વાક્યો ન હોય તેનુ નિરર્થકત્વ છે ( **तस्मात्** ) માટે અક્રિયા-બોધક વાક્યો ( **अनित्य** ) અનિત્ય અર્થાત્ ધર્મના બોધ કરાવવામાં પ્રમાણરૂપ નથી.

**ભાવાર્થ:**—જે વાક્યમાં ક્રિયા જણાતી હોય તે વાક્ય સપ્રયોજન ગણાય છે. સંપૂર્ણ વેદ કર્મમાં પ્રવૃત્તિ કરાવવા માટે છે. અતઃ જે વાક્ય ક્રિયાબોધક ન હોય અર્થાત ક્રિયાર્થક ન હોય તે નિરર્થક છે. જે પ્રવૃત્તિને કરાવે અર્થાત્ જે વાક્યમાં વિધ્યર્થક ક્રિયાપદ અથવા કૃદન્ત હોય તે જ સત્ય છે અને જે વાક્ય કેવળ વસ્તુ વૃત્તાન્તનું કથન કરતું હોય તે સિદ્ધવાક્ય અથવા ભૂતાર્થક વાક્ય કહેવાય છે. એવાં વાક્યો ધર્મબોધક ન હોવાથી એમાં પ્રમાણતા માનવામાં આવતી નથી. ધર્મ એટલે અભ્યુદય જનક પ્રવૃત્તિ અથવા ક્રિયા. જેમકે **'वायु वै क्षेपिष्ठा देवता'** વાયુ એ વધારે વેગવતી અર્થાત્ બલવતી દેવતા છે. આ વાક્યમાં વિધ્યર્થક ક્રિયાપદ તેમજ વિધ્યર્થક કૃદન્ત પણ નથી, માટે આ વાક્ય ભૂતાર્થનુ જ કથન કરનારૂં થયું અતઃ આ વાક્ય ધર્મમાં પ્રમાણરૂપ ગણી શકાય નહિ. તેજ પ્રમાણે **हंमः शुचिषद् वसुरन्तरिक्षसद् होता वेदिषदतिथिर्दुरोणसत् । नृषद्वरसदृतसद्व्योमसदब्जा गोजा ऋतजा अद्रिजा ऋतम् ।**

**ऋ. ४-४१-१४.**

આ મંત્રમાં પણ વિધ્યર્થક ક્રિયાપદ આદિ ન હોવાથી ભૂતાર્થવાદ બની જાય છે માટે આ મંત્ર પણ ધર્મમાં પ્રમાણ નથી. ભૂતાર્થવાદ વાક્યો અર્થવાદ વાક્યો ગણાય છે **सोऽरोदीत्** આદિ વાક્યોમાં પણ વિધ્યર્થક ક્રિયા જણાવવામાં આવતી નથી માટે એ પણ અર્થવાદ બની જાય છે અને તેને લીધે અપ્રમાણ છે. **सोऽरोदीत्, तस्मादन्येनापि रोदितव्यम्** રુદ્ર રડયો માટે બીજાએ પણ રડવું જોઇએ આવો વિધિ પણ કલ્પી શકાય નહિ માટે સિદ્ધાર્થક અથવા ભૂતાર્થક બધાં જ વાક્યો અર્થવાદ છે અને તેથી તેનું ધર્મમાં પ્રામાણ્ય હોતું નથી. ॥ ૧ ॥

પૂર્વપક્ષનું બીજું સૂત્ર.

## शास्त्रदृष्टविरोधाच्च ॥ २ ॥

**પદાર્થ:**—( **च** ) અને ( **शास्त्रदृष्टविरोधात्** ) શાસ્ત્ર સાથે અને દષ્ટ સાથે અર્થવાદ વાક્યોનો વિરોધ હોવાથી તે અપ્રમાણ છે.

**ભાવાર્થ:**—અર્થવાદ વાક્ય શાસ્ત્ર સાથે પોતાનો વિરોધ બતાવે છે. જેમકે:—

**स्तेनं मनः, अनृतवादिनी वाक् ।** આ બન્ને વાક્ય સિદ્ધાર્થક છે કારણ કે, તેમાં વિધ્યર્થક ક્રિયાપદ નથી માટે અર્થવાદ છે. એ બન્ને વાક્યાર્થનો વિધિ કલ્પવો રહ્યો કારણ કે,

વિધિના સ્પર્શ વગર એ બન્ને વાકયો નિરર્થક છે. વિધિ આ પ્રમાણે કલ્પી શકાય. **स्तेनं मनः कर्तव्यम् वाग् अनृतवादिनी कर्तव्या।** 'મનને સ્તેન બનાવવું અને વાણીને અસત્ય બનાવવી.' 'આ વિધિ' **नानृतं वदेत्** ' એ પ્રત્યક્ષવિધિ સાથે વિરુદ્ધ થઇ જાય છે. સાચું યે બોલવું અને જુઠું યે બોલવું આવો વિકલ્પનો આશ્રય કરી બન્ને ને સત્ય ઠરાવી શકાય નહિ. **वाग् अनृतवादिनी कर्तव्या,** આ વિધિ તો આનુમાનિક થઇ અને **नानृतं वदेत** એ તો વૈદિક વાકય ઉપલબ્ધ હોવાથી પ્રત્યક્ષ છે. પ્રત્યક્ષ અને અનુમાનમાં એક સરખું બળ હોતું નથી. પ્રત્યક્ષની અપેક્ષાએ અનુમાન નિર્બળ છે માટે સબળ અને નિર્બળમાં તુલ્ય બળ ન હોવાથી વિકલ્પ થઇ શકતો નથી. તુલ્ય બલવાળાં વાકયોના વિરોધમાં જ વિકલ્પ બની શકે છે. માટે **अनृतवादिनी वाक्कर्तव्या** અને **नानृतं वदेत्** અહીં શાસ્ત્રનો વિરોધ સ્પષ્ટ છે.

હવે દૃષ્ટ વિરોધનું પણ ઉદાહરણ તપાસો:—**धूम एव अग्नेर्दिवा ददृशे,** અગ્નિમાંથી ધૂમાડો જ દિવસે દેખાયો. અહીં વાકયમાં **एव** અવ્યય અવધારણાર્થક છે. અને એનાથી એવો અર્થ ફલિત થાય છે કે દિવસે ધૂમાડો જ દેખાયો પણ અગ્નિ ન દેખાયો. દિવસમાં ધૂમાડો દેખાય અને અગ્નિ ન દેખાય એનો પ્રત્યક્ષ- વિરુદ્ધ છે. દિવસમાં અગ્નિ અને ધૂમાડો બન્ને જોઇ શકાય છે. આ પ્રમાણે અર્થવાદાત્મક વાકયો શાસ્ત્ર સાથે અને પ્રત્યક્ષદૃષ્ટ સાથે વિરોધ ધરાવતાં હોવાથી અપ્રમાણ છે. ॥ ૨ ॥

પૂર્વપક્ષનું ત્રીજું સૂત્ર.

## तथा फलाभावात् ॥ ३ ॥

**પદાર્થ**:—( **तथा** ) તે પ્રમાણે ( **फलाभावात्** ) નિષ્ફલતા જણાવાથી.

**ભાવાર્થ**:—ગર્ગત્રિરાત્રબ્રાહ્મણમાં એમ લખવામાં આવ્યું છે કે **शोभतेऽस्य य एवं वेद ॥** જે ગર્ગત્રિરાત્રનું જ્ઞાન ધરાવે છે તેનું મુખ શોભે છે. ' પણ જેનું મુખ ખરાબ હોય છે તેને પણ તેનું જ્ઞાન થયા પછી મુખ કંઇ શોભવા લાગતું નથી. માટે જ્ઞાન થવાથી મુખ શોભે છે એ કથન નિષ્ફલ છે. આવી રીતે ભૂતાર્થવાકયો=અર્થવાદો નિષ્ફલ બાબતને પણ કહેતાં હોવાથી તે ( ભૂતાર્થવાદ=અર્થવાદો ) અપ્રમાણ છે. ॥ ૩ ॥

પૂર્વપક્ષનું ચોથું સૂત્ર.

## अन्यानर्थक्यात् ॥ ४ ॥

**પદાર્થ**:—( **आनर्थक्यात्** ) નિરર્થક હોવાથી. અર્થવાદો અપ્રમાણ છે.

**ભાવાર્થ**:—**पूर्णाहुत्या सर्वान् कामान् अवाप्नोति । तरति मृत्युं तरति ब्रह्महत्यां योऽश्वमेधेन यजते ।** આ વાકયો જો કેવળ સિદ્ધ અર્થનું પ્રતિપાદન કરતાં હોય તો અનર્થક છે. કારણ કે એનાથી પ્રવૃત્તિરૂપ કશો ધર્મ થઇ શકતો નથી. જો ફળવિધિ હોય તો બીજાં કર્મો નિરર્થક થઇ જાય છે. જો પૂર્ણાહુતિથી સર્વ કામની પ્રાપ્તિ થતી હોય તો એકલી પૂર્ણાહુતિ જ કરી લેવી બીજી વિધિ કરવી જ શામાટે ? જો અશ્વમેધથી બધું પુણ્ય મેળવાતું હોય અને પાપને દૂર કરી શકાતું હોય તો બીજાં કર્મ કરવાં સ્પષ્ટ રીતે નકામાં થઇ જાય છે. પણ જ્યારે બીજાં કર્મો પણ કરવાં પડે છે તો પછી પૂર્ણાહુતિથી બધું ફળ મળી જાય છે એ કહેવું નિરર્થક છે. અર્થવાદો આવી રીતે નિષ્ફળ અને નિરર્થક બાબતનું કથન કરતાં હોવાથી તે અપ્રમાણ છે. ( કેટલીક પ્રતોમાં **आनर्थक्यात्** એવો પણ પાઠ છે. ) ॥ ૪ ॥

પૂર્વપક્ષનું પાંચમું સૂત્ર.

## अभागिप्रतिषेधाच्च ॥ ५ ॥

**પદાર્થ** :—( **च** ) અને ( **अभागिप्रतिषेधात्** ) અત્યંત અપ્રાપ્તનો નિષેધ કરવાથી.

**ભાવાર્થ**:—વ્યવહારમાં એવો નિયમ છે કે કોઈ પણ પ્રમાણથી જે અર્થ પ્રાપ્ત થતો હોય તેનો જ નિષેધ થઈ શકે છે. કોઈ પણ પ્રમાણથી જે અર્થ પ્રાપ્ત જ ન હોય તેનો નિષેધ બની શકે નહિ. વન્ધ્યાના પુત્રના વિવાહનો નિષેધ કોઈ પણ કરતું નથી. તે જ રીત શાસ્ત્રમાં પણ છે.

" **नान्तरिक्षे चिन्वीत** " અન્તરિક્ષમાં અગ્નિનું ચયન ન કરવું. આ વાક્ય તદ્દન અપ્રમાણ છે. શું આકાશમાં અગ્નિચયન કોઈપણ પ્રમાણથી બની શકે છે ? (શું આકાશમાં હોમ થઈ શકે ? ) જ્યારે અન્તરિક્ષમાં અગ્નિચયનની કોઈ પણ પ્રમાણથી પ્રાપ્તિ જ નથી તો તેનો નિષેધ જ શામાટે જોઈએ. આ પ્રમાણે અર્થવાદ વાક્યો અત્યન્ત અપ્રાપ્ત અર્થનો નિષેધ કરતાં હોવાથી તે અપ્રમાણ છે. ॥ ૫ ॥

પૂર્વપક્ષનું છઠ્ઠું સૂત્ર.

## अनित्यसंयोगात् ॥ ६ ॥

**પદાર્થ**:—( **अनित्यसंयोगात्** ) જન્મ મરણવાળા પુરુષોનું ઇતિહાસ બતાવતા હોવાથી.

**ભાવાર્થ**:—અર્થવાદ વેદત્વાક્રાંત હોવાથી તે પણ વેદ જ છે. **सहस्रशीर्षा पुरुषः सहस्राक्षः सहस्रपात्** વગેરે વાક્યો સિદ્ધ અર્થનું કથન કરે છે છતાં તે વેદ જ છે, **स च वेदो विधिमन्त्रनामधेयनिषेधार्थवादात्मकः** (મીમાંસા ન્યાયપ્રકાશઃ) વિધિ, મંત્ર, નામધેય, નિષેધ, અને અર્થવાદ એમ પાંચ ભાગમાં વેદ વિભક્ત થયેલ છે. આ દૃષ્ટિએ અર્થવાદ પણ વેદ હોવાથી તે પણ નિત્ય છે અને નિત્ય વાક્યમાં જન્મ મરણવાળા પુરુષોનો ઇતિહાસ ન આવવો જોઇએ. જો વેદમાં ઇતિહાસ માનવામાં આવે તો તે અનિત્ય થઈ જાય અને ધર્મમાં એનું પ્રામાણ્ય રહે નહિ. અર્થવાદમાં જન્મ મરણવાળા માણસોનો ઇતિહાસ છે જે આગળ બતાવવામાં આવ્યું છે. જેમકઃ— **बबरः प्रावाहणिरकामयत** ઇત્યાદિ. આ પ્રમાણે ઇતિહાસનું કથન કરતા હોવાથી અર્થવાદ વાક્યો અપ્રમાણ છે. આનું સમાધાન થઈ ગયેલું છે છતાં તેનું અહીં ફરીથી ઉત્થાન કર્યું છે તે માત્ર પૂર્વપક્ષને બળવાન્ બનાવવાના હેતુથી જ છે. ॥ ૬ ॥

હવે સિદ્ધાંતપક્ષ લખવો શરૂ કરે છે.

## विधिना त्वेकवाक्यत्वात् स्तुत्यर्थेन विधीनां स्युः ॥ ७ ॥

**પદાર્થ**:—( **तु** ) પૂર્વપક્ષની વ્યાવૃત્તિ માટે છે.

( **विधीनाम्** ) વિધેય અર્થોની ( **स्तुत्यर्थेन** ) સ્તુતિ કરતા અર્થવાદોની.

( **विधिना** ) વિધિ સાથે ( **एकवाक्यत्वात्** ) એક વાક્યના હોવાથી.

( **स्युः** ) સાર્થકતાને પામે છે.

**ભાવાર્થ:**—અર્થવાદો વિધિસાપેક્ષ હોય છે તેથી વિધિવાક્યો સાથે એનો સંબંધ હોય છે. કેટલાક અર્થવાદો વિધેય અર્થની સ્તુતિ કરી વિધિવાક્ય સાથે સંબંધ પામે છે. વિધ્યર્થક ક્રિયાપદમાંથી આર્થી ભાવના અને શાબ્દી ભાવના પ્રતીત થાય છે. આર્થી ભાવનાના ત્રણ અંશ હોય છે. જેમકે '**छिन्द्यात्**' આ વિધ્યર્થક પદ છે. આમાંથી ત્રણ અંશ પ્રતીત થાય છે. (૧) અર્થની સ્તુતિની જરૂર પડે છે. આ સ્તુતિનું સમર્પણ કરીને અર્થવાદો સાર્થકયને પામે છે. સાધ્યાકાંક્ષા (૨) સાધનાકાંક્ષા (૩) કથંભાવાકાંક્ષા. જેમકે:—(૧) **केन छिन्द्यात्** ? (૨) **किं छिन्द्यात्** ? (૩) **कथं छिन्द्यात्** (૧) શાથી કાપે ? (૨) શું કાપે ? અને (૩) કેવી કાપે ? આ ત્રણે આકાંક્ષાની પૂર્તિ આ પ્રમાણે કરવામાં આવે છે. **कुठारेण छिन्द्यात्**, કુહાડાથી કાપે, **वृक्षं छिन्द्यात्** વૃક્ષને કાપે, **उद्यमननिपातनरूपेण छिन्द्यात्** વૃક્ષ ઉપર કુહાડાના ઘા કરીને તેને કાપવું. આર્થીભાવના એટલે છેદનક્રિયાને અનુકૂળ એવા પુરુષમાં રહેલો વ્યાપાર (યત્ન) વિશેષ. આ પ્રમાણે વેદનાં વિધ્યર્થક ક્રિયાપદથી પણ ત્રણ આકાંક્ષારૂપી અંશો પ્રતીત થાય છે. વેદને બનાવનાર કોઇ પુરુષ ન હોવાથી ઉત્પન્ન થનારી ક્રિયાના અનુકૂળ વ્યાપારને શબ્દમાં જ માનવો પડે છે. માટે તે **શાબ્દી ભાવના** કહેવાય છે. પુરુષની પ્રવૃત્તિનો અન્વય સાધ્યનારૂપે થાય છે. કરણની અપેક્ષામાં લિઙ્આદિ (વિધ્યર્થક ક્રિયાપદ વગેરે)નું શ્રવણ કરણરૂપે અન્વય પામે છે, પણ કેવળ લિઙ્આદિના શ્રવણથી પુરુષની પ્રવૃત્તિ થવી સંભવિત ન હોવાથી તેને મદદ કરવા વિધેય

જેમકે:—**वायव्यं श्वेतमालभेत भूतिकामः** આ વિધિવાક્ય છે. આ વાક્ય સાથે 'વાયુ' દેવતાની સ્તુતિ કરનારૂં **वायुर्वै क्षेपिष्ठा देवता** 'વાયુ એ બહુજ ક્ષિપ્રગામી દેવતા છે.' એ **અર્થવાદ** વાક્ય છે. આ પ્રમાણે વાયુની સ્તુતિ કરી પુરુષને કર્મ કરવામાં પ્રેરે છે, તેથી સ્તુતિદ્વારા અર્થવાદ વાક્ય સાર્થક બન્યું છે. આ પ્રમાણે વિધેય અર્થની સ્તુતિદ્વારા અને નિષેધ્ય અર્થની નિન્દાદ્વારા સિદ્ધાર્થક અર્થવાદો વિધિ સાથે સંબંધ પામીને સાર્થક થાય છે, માટે અર્થવાદો નકામા નથી. આ અર્થવાદથી **वायव्यं श्वेतमालभेत भूतिकामः** આ વિધિ-વાક્યનો એવો અર્થ થાય છે કે વાયુ માફક બળવાન્ પશુઓને મેળવનાર માણસ ભૂતિ અર્થાત્ આબાદિને પ્રાપ્ત થાય છે, એટલે ઉક્તવાક્યનો સીધો અર્થ એ નીકળે છે કે જે ભૂતિની (આબાદિની) ઇચ્છા કરતો હોય તેણે વાયુ માફક બળવાન્ પશુને પ્રાપ્ત કરવું. આ પ્રમાણે સિદ્ધઅર્થબોધક અર્થવાદ સંબંધમાં પ્રથમ સૂત્રમાં જે આક્ષેપ કર્યો હતો તેનો ઉત્તર આ સૂત્રમાં આપવામાં આવ્યો છે. ॥ ૭ ॥

હવે કેટલાક શંકા કરે છે કે અર્થવાદવાક્યો તો વેદમાં પાછળથી ઘુસાડવામાં આવ્યાં છે. વિધિવાક્યોની પેઠે એ વાક્યો સાંપ્રદાયિક અર્થાત્ નિત્ય નથી. આ શંકાના સમાધાનમાં આ સૂત્ર છે.

## तुल्यं च साम्प्रदायिकम् ॥ ८ ॥

**પદાર્થ:**—(**सांप्रदायिकम्**) અર્થવાદો સાંપ્રદાયિક નિત્ય (**च**) પણ (**तुल्यम्**) સમાન છે

**ભાવાર્થ:**—જેમ વિધિવાક્યો નિત્ય છે તેમ અર્થવાદ વાક્યો પણ નિત્ય છે. વૈદિક સિદ્ધાર્થ બોધક વાક્યોનું અને કાર્યાર્થબોધક વાક્યોનું અનાદિ ગુરુપરંપરાથી અધ્યયન ચાલ્યા કરે છે. ! **सम्प्रदायः प्रयोजनं येषां धर्माणां, सर्वे च ते (धर्माः) विधिपदानाम् अर्थवाद-पदानां च तुल्याः !** વિધિપદોના અને અર્થવાદપદોના ધર્મો સમાન છે. પદોના ધર્મો આ પ્રમાણે છે. **अध्यायनध्यायते, गुरुमुखात् प्रतिपत्तिः, शिष्योपाध्यायता च सर्वस्मिन्**

**एवंजातीयके तुल्यमाद्रियन्ते। स्मरणं च दृढम्। अतो न प्रमादपाठः** ( શાબર-ભાષ્ય. ) ભણવું ન ભણવું. ગુરુમુખેથી જ્ઞાન થવું, હરેક વાક્યમાટે શિષ્ય અને ઉપાધ્યાયની જરૂર હોવી આ બધા ધર્મો વિધિવાક્યોમાં અને અર્થવાક્યમાં એક સરખી રીતે આદર સાથે મનાય છે. વિધિવાક્ય સાથે અર્થવાક્યનું સ્મરણ પણ બરાબર ચાલ્યું આવે છે, માટે અર્થવાદવાક્યનો પાઠ પ્રમાદ-પાઠ નથી અર્થાત્ પાછળથી મેળવેલો નથી પણ વિધિવાક્યો પેઠે તે વાક્યો પણ નિત્ય છે. ॥ ૮ ॥

હવે બીજા સૂત્રના આક્ષેપનું સમાધાન કરે છે.

## अप्राप्ता चानुपपत्तिः प्रयोगे हि विरोधः स्याच्छब्दार्थ स्त्वप्रयोगभूतस्तस्मादुपपद्येत ॥ ९ ॥

**પદાર્થ**:—( **च** ) અને ( **अनुपपत्तिः** ) શાસ્ત્ર અને દૃષ્ટવિરોધની પણ ( **अप्राप्ता** ) સિદ્ધિ પ્રાપ્ત થતી નથી. ( **हि** ) કારણ કે ( **प्रयोगे** ) શબ્દના પ્રયોગમાં ( **विरोधः** ) વિરોધ હોઈ શકે છે. ( **तु** ) પણ ( **शब्दार्थः** ) શબ્દનો અર્થ હોવો તે ( **अप्रयोगभूतः** ) પ્રયોગ કહેવાય નહિ ( **तस्मात्** ) માટે ( **उपपद्येत** ) **स्तेनं मनः** આદિ અર્થવાદની પ્રામાણિકતા સિદ્ધ થઈ શકે છે.

**ભાવાર્થ**:—અનૃતવદન કરવું જોઈએ અર્થાત્ અસત્ય બોલવું જોઈએ. આવા અભિપ્રાયથી જો પ્રયોગ થયો હોય તો **नानृतं वदेत्** એ શાસ્ત્ર સાથે વિરોધ થાય. પણ **अनृतवादिनी वाक्**નો એવા અભિપ્રાયથી પ્રયોગ થયો જ નથી એતો **अनृता वाक्** એ અપ્રયોગભૂત કેવળ શબ્દાર્થ છે, માટે તે વિરોધ કરવામાં પ્રયોજક નથી, અતઃ અમારા મતમાં વિરોધની પ્રાપ્તિ થઈ શકતી નથી **स्तेनं मनः** એનો પણ કોઈ સાથે વિરોધ નથી અને મનને સ્તેન શામાટે કહેવામાં આવે છે એની પણ સિદ્ધિ થઈ શકે છે, સ્તેન અર્થાત્ ચોર જેમ અદૃશ્ય રહે છે તેમ મન પણ અદૃશ્ય રહે છે એવા અભિપ્રાયથી એ શબ્દ ઉચ્ચારાયો છે માટે કોઈ પણ જાતનો વિરોધ નથી અને એ બન્ને અર્થવાદ પ્રયોજનવાળા હોવાથી શાસ્ત્રમાં કોઈ પણ જાતનો વિરોધ નથી. ॥ ૯ ॥

હવે એક બીજી શંકા કરે છે. **विधिना त्वेकवाक्यत्वात् स्तुत्यर्थेन विधीनां स्युः** આ સૂત્રમાં અર્થવાદ વિધેયની સ્તુતિ માટે હોય છે એમ બતાવ્યું છે પણ એ તો કેટલાક ઠેકાણે વ્યભિચરિત થયેલું જોવામાં આવે છે અર્થાત્ કોઈ અર્થવાદ વિધેય કરતાં કોઈ જુદા જ અર્થની સ્તુતિ કરતા હોય છે. એનો ખુલાસો આ સૂત્રમાં કરે છે.

## गुणवादस्तु ॥ १० ॥

**પદાર્થ**:—( **तु** ) 'તુ' શબ્દ શંકાના નિરાકરણ માટે વપરાયો છે ( **गुणवादः** ) કોઈ ઠેકાણે અર્થવાદ ગુણવાદ તરીકે હોય છે અર્થાત્ ગૌણની સ્તુતિ કરનાર હોય છે.

**ભાવાર્થ**:—કોઈક ઠેકાણે અર્થવાદ વિધેયની સ્તુતિ ન કરતાં વિધેય સાથે સંબંધ રાખનાર કોઈ ભિન્ન અર્થની જ સ્તુતિ કરે છે. આવી સ્તુતિ ગૌણ-સ્તુતિ કહેવાય છે. માટે એ અર્થવાદ ગુણવાદ થઈ જાય છે. જેમકે **वेतसशाखाऽवकाभिश्चाग्निं विकर्षति** વેતસની શાખાથી અગ્નિનું વિકર્ષણ કરે છે (કરવું.) અહીં વેતસ અને અવક વિધેય તરીકે છે, માટે અર્થવાદે એની જ સ્તુતિ કરવી જોઈએ. પણ તેમ નહીં હોતાં વેતસ જેમાં ઉગે છે એવા પાણીની જ

સ્તુતિ અર્થવાદ કરે છે. જેમકેઃ—**आपो वै शान्ताः** પાણી શાંત હોય છે. વેતસનું કારણ પાણી છે અને પાણીના ગુણનું કથન કરવાથી **कारणगुणाः कार्यगुणान् आरभन्ते** એ ન્યાય પ્રમાણે વેતસમાં પણ તે ગુણનું (પાણીના ગુણનું) સત્વ પ્રતીત થાય છે. **अभिजनो ह्येष वेतसावकयोः, ततस्ते जाते। अभिजनसंस्तवेन चाभिजातस्तुतो भवति। यथा, अस्माकाभिजनो देवदत्तोऽस्माकेषु स्तूयमानेषु स्तुतमात्मानं मन्यते। एवमत्रापि द्रष्टव्यम्**

**અર્થ**:—અહીં જળ રૂપ સંબંધી એ વેતસ અને અવકનો અભિજન છે. કારણ કે તે (વેતસ અને અવક) જળમાંથી ઉત્પન્ન થાય છે. અભિજનની સ્તુતિ કરવાથી અભિજાત પણ સ્તુતિને પામે છે. જેમકે અસ્માક વંશમાં ઉત્પન્ન થયેલો દેવદત્ત જ્યારે અસ્માકના અભિજનોની સ્તુતિ થાય છે ત્યારે તે પોતાની સ્તુતિ થતી અનુભવે છે, કારણ કે પોતે પણ એ વંશમાં જ ઉત્પન્ન થયો છે. એ પ્રમાણ પ્રકૃતમાં પણ સમજવું. આવી જાતની સ્તુતિ કરનાર અર્થવાદ ગુણવાદ કહેવાય છે અને એ પણ પ્રામાણિક છે ॥ ૧૦ ॥

હવે બીજી શંકા કરે છે. મન સ્તેન નથી. એને સ્તેનની સાથે અભેદ બતાવવો તથા વાણીમાં અનૃતત્વનું પ્રતિપાદન કરવું એમાં તો અર્થનો ચોકખો બાધ છે. જેમ કોઇ બળદને અશ્વ કહે તેવું ઉપલું કથન (**स्तेनं मनः**) થયું. આ બાધિત અર્થનું સમાધાન આ સૂત્રમાં કરે છે.

## रूपात् प्रायात्॥ ११ ॥

**પદાર્થ**:—( **रूपात्** ) રૂપથી ( **प्रायात्** ) પ્રાપ્ત થયું છે.

**ભાવાર્થ**:—સ્તેનગત રૂપને લીધે એમ કહેવાય છે. સ્તેનમાં જેમ પ્રચ્છન્ન સંચાર હોય છે તેમ મનનો સંચાર પણ પ્રચ્છન્ન હોય છે. મન અદૃશ્ય હોવાથી એમાં થતો સંચાર પણ અદૃશ્ય જ હોય છે. આ કારણને લીધે મનનો સ્તેનની સાથે અભેદ બતાવ્યો છે માટે ગુણને લીધે થયેલો પ્રયોગ ઔપચારિક છે અને જે **स्तेनं मनः** અર્થવાદ છે તે પણ ગુણવાદ છે. સત્યવાદિની વાણીને પણ કોઇક કારણથી અનૃતવાદિની કહેવાય છે એ પણ ગુણવાદ છે ॥ ૧૧ ॥ હવે દૃષ્ટવિરોધનું સમાધાન કરે છે.

## दूरभूयस्त्वात् ॥ १२ ॥

**પદાર્થ**:—(**दूरभूयस्त्वात्**) ઘણું દૂર હોવાથી.

**ભાવાર્થ**:—**धूम एवाग्नेर्दिवाददृशे** આ વાકયમાં ધૂમ જ દેખાય છે અને અગ્નિ દેખાતો નથી. આમાં પણ વિરોધ જેવું કશું નથી, કારણ કે **सूर्यो ज्योतिर्ज्योतिः सूर्यः स्वाहा** । આ મંત્રદ્વારા પ્રાતઃ હોમ થતો હોય છે ત્યારે બહુ દૂરથી તો ધૂમ જ દેખાય છે અગ્નિ દેખાતો નથી. તેજ પ્રમાણે **अग्निर्ज्योतिर्ज्योतिरग्निः स्वाहा** આ મંત્રથી સાયંકાળ હોમ થાય છે તે વખતે દૂરથી અગ્નિની જ્વાળા જ દેખાય છે. અંધારાને લીધે ધૂમાડો દેખાતો નથી. **तस्माद् धूम एवाग्नेर्ददृशे नार्चिः** તથા **तस्मादर्चिरेवाग्नेर्नक्तं ददृशे, न धूमः** આ બન્ને અર્થવાદથી સૂર્ય અને અગ્નિના સંનિધાનમાં હોમની સ્તુતિ સિદ્ધ થાય છે. ધૂમાડા અને અગ્નિના અદર્શનને બતાવનાર શબ્દો ગૌણ છે. કેવળ બન્ને વખતે થતા હોમની સ્તુતિ જ છે, માટે એમાં કોઈપણ જાતનો દૃષ્ટ વિરોધ નથી.

દષ્ટ વિરોધ નથી એને માટે બીજું ઉદાહરણ આપે છે.

## स्त्र्यपराधात् कर्तुश्च पुत्रदर्शनम् ॥ १३ ॥

**પદાર્થ:—(स्त्र्यपराधात्)** સ્ત્રીના અપરાધથી **(च)** અને **(कर्तुः)** પતિભિન્નથી જે પુત્ર ઉત્પન્ન થયો હોય તો તે **(पुत्रदर्शनम्)** પુત્ર ઉત્પાદકનો ગણાય **છે.** એટલે પુત્રમાં વ્યભિચારજન્યત્વનો સંભવ છે.

**ભાવાર્થ:—तत् प्रवरे प्रव्रियमाणे देवा पितर इति प्रब्रूयात् ।** જ્યારે બ્રાહ્મણોનું વરણ થાય ત્યારે તેમણે **देवा: पितरः** એમ બોલવું જોઇએ તેને બદલે બ્રાહ્મણો એમ કહે છે કે **न चैवं विद्मः ब्राह्मणा वयम ब्राह्मणा वेति** અમે બ્રાહ્મણો છીએ કે નથી એ અમે જાણતા નથી. આ તો ચોકખો દૃષ્ટ વિરોધ છે. કારણ કે બ્રાહ્મણત્વનો તો પ્રત્યક્ષથી જ નિશ્ચય થયો છે, એમાં સંશય હોવાનું કારણ જ નથી.

આ દૃષ્ટવિરોધના સમાધાનમાં આ સૂત્ર છે. સ્ત્રીની ભૂલથી સ્વકીય પતિભિન્ન કોઇ બીજા પુરુષના સંબંધથી પુત્રજન્મ થવો સંભવિત છે. જો સ્ત્રીથી એવી ભૂલ થઇ હોય તો વ્યભિચારજન્ય બાળક બ્રાહ્મણ કહી શકાય નહિ. કારણ કે જે ઉત્પન્ન કરે તેનો જ તે પુત્ર ગણાય છે. સ્ત્રીના ઋષિસ્વામીના બીજથી પુત્ર ઉત્પન્ન થયો હોય તો જ તે બ્રાહ્મણ ગણાય. પણ સ્ત્રીનું મન ચંચલ નહીં થયું હોય એની કશી ખાત્રી નથી. તેથી પ્રવરાનુ મંત્રણ વખતે ઋષિઓ કહે છે કે અમે બ્રાહ્મણ છીએ કે નહિ તે અમે કહી શકતા નથી. ખરી રીતે જેનું બીજ તેનો જ પુત્ર ગણાય. વેદમાં પણ લખવામાં આવ્યું છે કે:—

परिषद्यं ह्यरणस्य रेक्णो नित्यस्य रायः पतयः स्याम ।
न शेषो अग्ने अन्यजातमस्त्यचेतानस्य मा पथो विदूक्षः
ऋ. ५—२—१— २.

न शेषो अग्ने अन्यजातमस्ति । शिष इति अपत्य नाम । इति यास्कः
य एव हि जनयति तस्यैव हि तद्भवति । इति दुर्गाचार्यः

આ નિરુકતના પ્રમાણથી પણ સિદ્ધ થાય છે કે ઉત્પાદકનો જ પુત્ર ગણાય છે. આથી ઋષિઓએ પોતાના બ્રાહ્મણત્વવિષે સંદેહ બતાવ્યો છે તે સંભવિત છે. છતાં આ કેવળ અર્થવાદ છે અને તે વિધેય અર્થની સ્તુતિ કરે છે. ઋષિઓએ જે પોતાનું અજ્ઞાન બતાવ્યું છે એતો ગૌણ છે. આવા અર્થવાદમાં સાચા બ્રાહ્મણ અને ઋષિઓની સ્તુતિ જ ફલિત થાય છે. માટે અર્થવાદ અપ્રમાણ નથી. ॥ ૧૩ ॥

હવે શાસ્ત્રવિરોધનું બીજું ઉદાહરણ આપે છે.

## आकालिकेप्सा ॥ १४ ॥

**પદાર્થ:—( आकालिकेप्सा )** તત્કાળ સુખની ઇચ્છા.

**ભાવાર્થ:—को हि तद्वेद यद्यमुष्मिन् लोकेऽस्ति वा न वा इति दिक्षु अतीकाशान् करोति ।** આ વાકયનો એવો અભિપ્રાય છે કે કર્મ કરતી વખતે શરૂઆતમાં કલેશ થાય છે

અને તેનું ફળ સુખરૂપ સ્વર્ગ તો પછીથી મળે છે અથવા જન્માન્તરમાં પણ મળે છે. તાત્કાલિક દુઃખથી ગભરાઈને કેટલાક કહે છે કેઃ—પરજન્મમાં સ્વર્ગ મળશે કે નહિ, એ કોણ જાણી શકે ? પરજન્મના સ્વર્ગની ઇચ્છાએ અત્યારે દુઃખ વેઠવું સારૂં નથી. **ज्योतिष्टोमेन स्वर्गकामः** અર્થાત્ સ્વર્ગની ઇચ્છા રાખનારે જ્યોતિષ્ટોમ નામક યજ્ઞથી સ્વર્ગ મેળવવું. આમ કહીને પછી અર્થવાદવાક્યથી સ્વર્ગની પ્રાપ્તિમાં સંશય બતાવવો એ ઠીક નથી. અને તે શાસ્ત્રવિરુદ્ધ છે.

આનો ઉત્તર એ છે કે, લાંબે સમયે પ્રાપ્ત થનાર સ્વર્ગની નિન્દા કરી તાત્કાલિક સુખનો ઉપાય લેવો એ પણ જરૂરી છે. ઉક્ત અર્થવાદમાં પ્રત્યક્ષ ફળની સ્તુતિ છે અને લાંબે સમયે થનાર ફળમાં સંશય બતાવ્યો છે એ માત્ર ગૌણ છે. એટલે ઉક્ત અર્થવાદનો વિધિશાસ્ત્ર સાથે વિરોધ નથી.

સુબોધિની જૈમિનિ સૂત્રવૃત્તિમાં ઉક્ત અર્થવાદનો આ પ્રમાણે વિસ્પષ્ટાર્થ કર્યો છે.

**को हि तद्वेद यद्यमुष्मिन् लोकेऽस्ति वा न वेति दिक्ष्वतीकाशान करोतीति ज्योतिष्टोमे प्राग्वंशशालायाः परिश्रमणं विहितं प्रथमम । अमुष्मिन लोके स्वर्गोऽस्ति न वा को वेद ? इदानीं धूमस्य मुखादिषु प्रवेशे सद्यो मरणं भविष्यतीति धूमनिर्गमनार्थं चतुर्दिक्षु द्वाराणि करोतीति वाक्याभिप्रायः ॥**

**અર્થઃ**—*જ્યોતિષ્ટોમમાં પ્રાગ્વંશ શાળામાં પરિશ્રમણ વિહિત કર્યું છે. તેમાં બધાં બારણાં બંધ હોવાથી ઋત્વિજોના મુખમાં અને નાકમાં ધુમાડો પેસી જાય છે ત્યારે તે યજમાનને કહે છે કે પરલોકમાં સ્વર્ગ છે કે નહિ કોને ખબર છે પણ અત્યારે ધુમાડાને લીધે મરી જઈશું ઠાકોર, એમ કહી ધુમાડો નીકળી જવાના દ્વાર ખુલ્લાં કરી નાંખે છે ॥ ૧૪ ॥*

હવે ત્રીજા સૂત્રમાં જે પૂર્વપક્ષ કર્યો છે તેનું સમાધાન કરે છે.

## विद्याप्रशंसा ॥ १५ ॥

પદાર્થઃ—( **विद्याप्रशंसा** ) કેવળ વિદ્યાની પ્રશંસા કરી છે.

**ભાવાર્થઃ—शोभते अस्य मुखम्.** ગર્ગત્રિરાત્ર બ્રાહ્મણમાં જે લખ્યું છે કે આ વિદ્યા જાણનારનું મુખ શોભે છે. એ તો માત્ર વિદ્યાની પ્રશંસા છે. એ વિદ્યા જાણનારનું મુખ સુંદર ન હોય તો સુંદર બની જાય છે એવો અભિપ્રાય ઉપરના વાક્યનો નથી. એવી પ્રશંસાથી ક્રતુની સ્તુતિ બતાવી છે. **शोभते इव शिष्यैरुद्वीक्ष्यमाणम् । कुले सतताध्ययनश्रवणान्मेधावी जायते ।** ( શાબરભાષ્ય ) વિદ્વાનના મુખ તરફ શિષ્યોનો સમુદાય શ્રદ્ધા-ભરી દ્રષ્ટિથી જોતો હોવાથી વિદ્વાન ગુરુનું મુખ જાણે કે શોભે છે. તથા કુળમાં નિરન્તર અધ્યયનનું શ્રવણ થતું હોવાથી બાળક મેધાવી બને છે. આવી રીતે ગૌણતાના અભિપ્રાયથી ઉપરનો અર્થવાદ છે માટે તે પણ ગુણવાદ છે અને તેથી તે પણ વિધિ સાથે વિરોધ ધરાવતો નથી. ॥ ૧૫ ॥

હવે ચોથા સૂત્રમાં જે પૂર્વપક્ષ કર્યો છે તેનું સમાધાન કરે છે.

## सर्वत्वमाधिकारिकम् ॥ १६ ॥

**પદાર્થઃ—( सर्वत्वम् )** સર્વ કામોને પ્રાપ્ત કરે છે એ કહેવું એ તો (**आधिकारिकम्**) ઔપચારિક છે.

**ભાવાર્થ**:—પૂર્ણાહુતિથી બધા કામોની પ્રાપ્તિ થાય છે એ કથન પણ ઔપચારિક છે. પૂર્ણાહુતિ સિવાય બીજા કર્મોની નિષ્ફલતા એ અર્થવાદ બતાવતો નથી. જેમ 'સર્વ અન્ન શુદ્ધ છે' અહીં સર્વ શબ્દ ઘરમાં રહેલા અન્નના અભિપ્રાયથી ઉચ્ચારાયેલો છે તેમ પ્રકૃત ક્રતુના ફળને ઉદ્દેશીને જ 'પૂર્ણાહુતિથી બધું મળે છે' એ વાક્ય ઉચ્ચારાયેલું છે. પૂર્ણાહુતિ વગર ક્રતુનું ફળ મળતું નથી માટે પૂર્ણાહુતિના વિધિની સ્તુતિ માટે ઉપરનો અર્થવાદ છે, માટે એ અર્થવાદ પણ વિધિ સાથે વિરોધ ધરાવતો નથી. ॥ ૧૬ ॥

એજ પૂર્વપક્ષના સંબંધમાં બીજી રીતે સમાધાન કરે છે.

## फलस्य कर्मनिष्पत्तेस्तेषां लोकवत् परिमाणतः फलविशेषः स्यात् ॥ १७ ॥

**પદાર્થ**:—( **फलस्य** ) સુખરૂપ સ્વર્ગની ( **कर्मनिष्पत्तेः** ) કર્મથી નિષ્પત્તિ થતી હોવાથી ( **तेषां** ) કર્મોના ( **परिमाणतः** ) પ્રમાણથી ( **फलविशेषः** ) ફળમાં વધારો ઘટાડો ( **स्यात्** ) થાય છે. ( **लोकवत** ) જેમ વ્યવહારમાં.

**ભાવાર્થ**:—સ્વર્ગ એ સુખ વિશેષનું નામ છે. કર્મના પ્રમાણમા સુખની પ્રાપ્તિ થાય છે. વ્યવહારમાં પણ જોવામાં આવે છે કે જે વધારે કામ કરે છે તેને કામના પ્રમાણમાં વધારે રોજી મળે છે અને થોડું કામ કરે છે તેને થોડી રોજી મળે છે. તે જ પ્રમાણે પૂર્ણાહુતિથી અલ્પકાળ સુધી ભોગવાય એવું સુખ મળે છે જ્યારે જ્યોતિષ્ટોમથી વધારે કાળ સુધી ભોગવાય એવું સુખ મળે છે. માટે 'પૂર્ણાહુતિથી બધા કામો પ્રાપ્ત થાય છે.' અને જ્યોતિષ્ટોમથી સ્વર્ગ પ્રાપ્ત થાય છે, આ અર્થવાદ અને વિધિમાં કશો પણ વિરોધ જણાતો નથી. **ज्योतिष्टोमेन यजेत स्वर्गकामः** આ વિધિવાક્ય છે અને **पूर्णाहुतिमुत्तमां जुहोति सर्वमवाप्नोति** આ અર્થવાદ વાક્ય છે ॥ ૧૭ ॥

હવે પાંચમા સૂત્રમાં જે પૂર્વપક્ષ કર્યો છે તેનું સમાધાન કરે છે.

## अन्त्ययोर्यथोक्तम् ॥ १८ ॥

**પદાર્થ**:—( **अन्त्ययोः** ) **अभागिप्रतिषेधात्** અને **अनित्य संयोगात्** આ બન્ને સૂત્રમાં કરેલા પૂર્વપક્ષનું સમાધાન ( **यथोक्तम** ) આગળ કહેવામાં આવ્યું છે તે જ પ્રમાણે છે.

**ભાવાર્થ**:—**नान्तरिक्षे चिन्वीत** આ વાક્યને સ્વાર્થમાં પ્રામાણ્ય ન હોવા છતાં **रुक्ममुपदधाति** આનાથી સુવર્ણને વિધેય તરીકે બતાવવામાં આવે છે અને તેથી તેની સ્તુતિ-પરક જ ઉપરનો અર્થવાદ છે. **हिरण्यं निधाय चेतव्यम्** સોનું મૂકીને અગ્નિ ચયન કરવું જોઇએ. અહીં વિધેયની સ્તુતિ માટે અર્થવાદની જરૂર છે. પૃથ્વી અને આકાશમાં ચયન કરે છે આવા અર્થવાદથી પૃથ્વી અને આકાશની નિંદા થાય છે. એટલે ઉપરના અર્થવાદથી પૃથ્વી અને આકાશની નિન્દા અને સુવર્ણની સ્તુતિ આમ બન્ને ફલિત થતાં હોય એમ જણાય છે. **असति प्रसङ्गे प्रतिषेधो नित्यानुवादः** ( શાબર ભાષ્ય ) આકાશમાં અગ્નિ ચયનનો પ્રસંગ જ નથી છતાં તેનો નિષેધ કરવો એ નિત્ય-અનુવાદને સૂચવે છે.

વળી **बर्बरः प्रावाहणिरकामयत** આ અર્થવાદનું સમાધાન તો આગળ કરી આપ્યું જ છે. અર્થાત્ બર્બર એ પ્રવાહણનો પુત્ર હતો અને તેણે ઇચ્છા કરી આ જન્મમરણવાળા મનુષ્યનો સંબંધ વેદમાં બતાવ્યો છે એ કહેવું ખોટું છે. કારણ કે એ બન્ને શબ્દો યૌગિક છે. અને તેનો અર્થ વાયુ થાય છે એ જાતનું સમાધાન આગળ કરી આપ્યું છે. ॥ ૧૮ ॥

હવે 'વિધિવન્નિગદાધિકરણ' શરૂ કરે છે વિધિ જેવા કેટલાક નિગદો હોય છે. 'નિગદ એટલે કેવળ પાઠ.' એ નિગદોને વિધિ તરીકે ગણવા કે અર્થવાદ તરીકે ? એના સંબંધમાં આ સૂત્ર છે. પૂર્વપક્ષ

# विधि र्वा स्यादपूर्वत्वाद् वादमात्रं ह्यनर्थकम् ॥ १९ ॥

**પદાર્થ:**—( **वा** ) અથવા ( **विधिः** ) વિધિ ( **स्यात्** ) હોઇશકે ( **अपूर्वत्वात्** ) અપૂર્વત્વ હોવાથી અર્થાત્ વિધિમાં સફલતા હોવાથી ( **हि** ) કારણ કે ( **वादमात्रम्** ) અર્થવાદ માનવાથી તો ( **अनर्थकम्** ) તે ફલશૂન્ય હોવાથી તે અનર્થક જ થઇ જશે.

**ભાવાર્થ**:—'**औदुम्बरो यूपो भवति**' આ બ્રાહ્મણ ગ્રંથનું નિગદ વાક્ય છે. આ વાક્યમાં વિધ્યર્થક ક્રિયાપદ નથી તેથી તે વિધિવાક્ય જણાતું નથી તથા સ્તુતિ અને નિન્દા પણ એમાં જણાતી ન હોવાથી ઉપરના વાક્યને અર્થવાદ પણ માની શકાય નહિ. આ ઉપરથી સંશય થાય છે કે ઉપરના વાક્યને વિધિવાક્ય માનવું કે સંશય વાક્ય ? પૂર્વપક્ષવાદી કહે છે કે એને વિધિવાક્ય જ માનવું જોઇએ. અને એ યૂપમાં ઉદુંબરત્વનું વિધાન કરે છે અર્થાત્ યાગમાં ઉદુંબરનો યૂપ જોઇએ.'

**ऊर्ग्वा ऊदुम्बरः, ऊर्क्पशवः ऊर्जैवास्मा ऊर्जं पशूनाप्नोति, ऊर्जोऽवरुध्यै, इति अमृतशब्दाभिधेयोऽत्यन्तसारभूतोऽन्नरस ऊर्गुच्यते । उदुम्बररूपयोर्जा यजमानार्थमध्वर्युः पशुरूपामूर्जमाप्नोति ।** ઇતિ જૈમિનીય ન્યાયમાળા.

આ વાક્યનો ભાવ એ છે કે અધ્વર્યુ ઉદુમ્બર રૂપ **ऊर्क्**થી યજમાનને માટે પશુરૂપ **ऊर्क्**ને પ્રાપ્ત કરે છે. અન્નના અત્યંત સૂક્ષ્મરસને **ऊर्क्** કહેવામાં આવે છે. એટલે કે ઉદુંબરનો યૂપ બનાવવો, પશુને બલવાન્ બનાવવા અને બલપ્રદતત્ત્વવાળાં અન્નોને પ્રાપ્ત કરવાં. માટે '**औदुम्बरो यूपो भवति**' આ નિગદને વિધિતરીકે જ સ્વીકારવું જોઇએ. જો અર્થવાદ માનીએ તો તે ફલબોધક ન હોવાથી તે વાક્ય નિરર્થક જ થઇ જાય. અર્થવાદો સ્વાર્થના પ્રતિપાદક હોતા નથી, તે તો લક્ષણાથી સ્તુતિ અથવા નિન્દાનો બોધ કરાવે છે. માટે અર્થવાદ તો ન છૂટકયે જ સ્વીકારવો પડે છે. જ્યાંસુધી શકિતથી કામ સરતું હોય ત્યાંસુધી લક્ષણા માની શકાય નહિ, માટે પૂર્વપક્ષવાદી ઉપરના નિગદને વિધિતરીકે સ્વીકારે છે, અર્થવાદ તરીકે નહિ. ॥ ૧૯ ॥

હવે પૂર્વપક્ષવાદીના મતમાં સિદ્ધાન્તવાદી શંકા કરે છેઃ—

# लोकवदिति चेत् ॥ २० ॥

**પદાર્થ**:— ( **लोकवत्** ) જેમ લોકભાષામાં વ્યવહાર થાય છે તેમ ( **इति चेत्** ) જો એવી શંકા કરો તો;

**ભાવાર્થ**:—લોકવ્યવહારમાં જ્યારે કોઈને ગાય વેચવાની હોય છે ત્યારે તે ગાય પોતાની સ્તુતિની અપેક્ષા રાખે છે. જેમકે ' આ ગાય તારે ખરીદવી જોઇએ ' કારણ કે, આ ગાય ઘણું દૂધ આપે છે. અને જ્યારે જ્યારે વિઆય છે ત્યારે ત્યારે વાછડીને જ જન્મ આપે છે. ગાયની આ સ્તુતિ સાંભળી ખરીદનારા ગાયને ખરીદે છે. તે જ પ્રમાણે **औदुम्बरो यूपो भवति** આ નિગદ વાક્યમાં પણ યૂપની સ્તુતિને માટે ઔદુંબરનો પ્રયોગ થયો છે.

હવે પૂર્વપક્ષવાદી સિદ્ધાંતીની આશંકાનો નિરાસ કરે છે.

## न, पूर्वत्वात् ॥ २१ ॥

**પદાર્થ**:—(**न**) ઉપરના સૂત્રમાં જે આશંકા કરી છે તે ઠીક નથી કારણ કે (**पूर्वत्वाद्**) પ્રત્યક્ષાદિથી જાણી શકાય એમ હોવાથી.

**ભાવાર્થ**:—દૂધ આદિ પદાર્થો તો જાણેલા હોય છે અર્થાત એ તો પ્રત્યક્ષ કરેલા હોય છે. માટે ***त्वया गोः क्रेतव्या*** આ વિધિના **बहुक्षीरादि** વાક્યો સ્તુતિપરક સંભવી શકે છે. પણ વૈદિક વાક્યમાં ઊર્ક પશુત્વસાધન છે એ કાંઈ પ્રત્યક્ષગમ્ય નથી માટે તે સ્તુતિ-પરક માની શકાય નહિ, એટલે **औदुम्बरो यूपो भवति** આને વિધિ તરીકે માનવું જોઇએ. જો વિધિથી પ્રરોચના ન થઇ શકે તો પ્રત્યક્ષાદિથી અગમ્ય અર્થોની સ્તુતિ કરવાથી પણ પ્રરોચના થઈ શકતી નથી. માટે ઉક્તસ્થળે અનુષ્ઠાના વિધિવાક્યથી જ પ્રરોચિત થઈ કાર્યમાં પ્રવૃત્ત થાય છે, માટે અર્થવાદ માનવાની કશી જરૂર નથી. ॥ ૨૧ ॥

હવે સિદ્ધાંત કહે છે.

## उक्तं तु वाक्यशेषत्वम् ॥ २२ ॥

**પદાર્થ**:—( **तु** ) પૂર્વપક્ષના નિરાસ માટે પ્રયોજાયો છે. ( **वाक्यशेषत्वम्** વાક્યનો ) શેષ ( **उक्तम्** ) કહ્યો છે.

**ભાવાર્થ**:—અર્થવાદોનો સંબંધ વિધિવાક્ય સાથે હોય છે. ઉકત સ્થળે સ્પષ્ટ વિધિ નથી, માટે વિધિની કલ્પના કરવી જોઇએ. સ્તુતિ વગર એવા વિધિની કલ્પના પણ થઇ શકતી નથી, **औदुम्बरो यूपो भवति** એ અર્થવાદ જ છે અને તે સ્તુતિપરક છે. માટે અર્થવાદનું આનર્થક્ય નથી. **ऊर्ग्वा उदुम्बरः** વગેરે વાક્યો ઉદુમ્બરની પ્રશંસાને જ જણાવે છે. ॥ ૨૨ ॥

હવે સિદ્ધાંતમાં યુકિત આપે છે.

## विधिश्चानर्थकः क्वचित् तस्मात् स्तुतिः प्रतीयेत, तत्सामान्यादितरेषु तथात्वम् ॥ २३ ॥

**પદાર્થ**:—( **क्वचित्** ) કોઈક ઠેકાણે ( **विधिः** ) વિધિની કલ્પના કરવી તે ( **अनर्थकः** ) અનર્થક બની જાય છે. ( **तस्मात्** ) માટે ( **स्तुतिः** ) સ્તુતિની ( **प्रतीयेत** ) પ્રતીતિ થવા યોગ્ય છે. ( **तत्सामान्यात्** ) તે જ સામાન્યને લઇને ( **इतरेषु** ) અન્ય અર્થવાદોમાં પણ ( **तथात्वम्** ) તે પ્રમાણે થવું યોગ્ય છે.

**ભાવાર્થ**:—અર્થવાદમાં કોઇક સ્થળે વિધિની કલ્પના કરવી એ અનર્થક હોય છે. જેમકે **वायु वैं क्षेपिष्ठा देवता** આ વાક્યમાં જો વિધિ કલ્પવામાં આવે તો તે એવી રીતે કલ્પી શકાય કે 'વાયુને ક્ષિપ્રગામી બનાવવો જોઇએ' પણ આ વાત સંભવિત નથી. વાયુમાં ક્ષિપ્રગામિત્વ તો સ્વભાવસિદ્ધ છે. વાયુમાં ક્ષિપ્રગામિત્વ ઉત્પન્ન કરવું એ માનવીય પ્રયત્નને સાધ્ય નથી, માટે એવો વિધિ કલ્પી શકાય નહિ. આ કારણથી **वायु वैं क्षेपिष्ठा देवता** અહીં વાયુની સ્તુતિ જ છે અને તેથી તે અર્થવાદ ઠરે છે. તથા **वायव्यं श्वेतमालभेत** એ વિધિનો શેષ બને છે. તે જ પ્રમાણે અન્યત્ર પણ સ્તુતિ માની શકાય છે, વિધિ નહિ. જ્યાં વિધિનો સંભવ ન હોય અને સ્તુતિનો સંભવ હોય ત્યાં જ સ્તુતિ માનવી જોઇએ. ॥ ૨૩ ॥

સિદ્ધાંતમાં બીજી યુક્તિ આપે છે.

## प्रकरणे संभवन् अपकर्षो न प्रकल्प्येत विध्यानर्थक्यं हि तं प्रति ॥ २४ ॥

**પદાર્થ**:—( **प्रकरणे** ) પ્રકરણ ( **संभवन्** ) સંભવિત થતો ( **अपकर्षः** ) અપકર્ષ ( **न प्रकल्प्येत** ) માની શકાય નહિ. ( **हि** ) કારણ કે ( **तं प्रति** ) તેના સંબંધમાં ( **विध्यानर्थक्यम्** ) વિધિનું આનર્થક્ય આવે છે.

**ભાવાર્થ**:—જે પ્રકરણમાં વિધિની કલ્પના કરવા જતાં પ્રકરણનો જ નાશ થતો હોય ત્યાં પણ વિધિની કલ્પના ન કરવી જોઇએ. તેવે ઠેકાણે સ્તુતિ માનવી જોઇએ. જેમકે દર્શપૂર્ણમાસ પ્રકરણમાં **यो विदग्धः स नैर्ऋतः** અહીં વિધિ માનવાથી પ્રકરણનો જ નાશ થાય છે. કારણ કે દર્શપૂર્ણમાસમાં નિર્ઋતિ યાગ હોતો નથી. ' **दर्शपूर्णमासे निर्ऋतियागाभावात्** ' જૈમિનિસૂત્રવૃત્ત. **दर्शपूर्णमासकर्म प्रति नैर्ऋताभावात् विदग्धः विधानमनर्थकं स्यात्, तस्मात्स्तुतिरेव** ।' શાબરભાષ્ય. દર્શપૂર્ણમાસ કર્મ પ્રત્યે નૈઋત ( યાગ ) ન હોવાથી વિદગ્ધનું વિધાન કરવું એ અનર્થક થઇ પડે છે. માટે સ્તુતિ જ માનવી જોઇએ. ॥ ૨૪ ॥

સિદ્ધાંતવાદી ત્રીજી યુકિત આપે છે.

## विधौ वाक्यभेदः स्यात् ॥ २५ ॥

**પદાર્થ**:—( **विधौ** ) જો વિધિ માનવામાં આવે તો ( **वाक्यभेदः** ) વાકયનો ભેદ ( **स्यात्** ) થાય.

**ભાવાર્થ**:—**औदुम्बरो यूपो भवति** આ ઠેકાણે જો વિધિ માનવામાં આવે તો વાકયનો ભેદ થાય છે. એક જ વાકય સ્તુતિના તાત્પર્યે તથા વિધિના તાત્પર્યે ઉચ્ચારી શકાય નહિ, માટે બે વાકય કરવાં જોઇએ. એટલે વાકયનો ભેદ સ્પષ્ટરૂપે આવી પડે છે અને તે અનિષ્ટ છે. માટે સિદ્ધાંત એ છે કે વિધિવત્ નિગદો સ્તુતિપરક છે, એમ માનવું જોઇએ. શાબરભાષ્યમાં પણ લખ્યું છે કે **तस्मात् विधिवन्निगदानामपि स्तुतिरेव कार्यमर्थवादानाम् इति.** ॥ ૨૫ ॥

### હેતુવન્નિગદાધિકરણ.

હવે હેતુવત્ નિગદોનું સમાધાન કરે છે.

## हेतुर्वा स्यादर्थवत्त्वोपपत्तिभ्याम् ॥ २६ ॥

**પદાર્થ**:—( **वा** ) પૂર્વપક્ષને પ્રકટ કરે છે. ( **हेतुः** ) હેતુવત નિગદો હેતુનું જ પ્રતિપાદન કરે છે. ( **अर्थवत्त्वोपपत्तिभ्याम्** ) વાક્યની સફલતા અને ઉપપત્તિ થતી હોવાથી.

**ભાવાર્થ**:—**चातुर्मास्ये श्रुतम् । शूर्पेण जुहोति तेन ह्यन्नं क्रियते ।** જૈમિનિ સૂત્ર-વૃત્તિ. આ હેતુવત્ નિગદમાં બીજુ વાક્ય **तेन हि अन्नं क्रियते** છે. તેનું પ્રામાણ્ય હેતુપ્રતિ-પાદક હોવાથી માનવું કે સ્તુતિબોધક હોવાથી માનવુ ? આ સંશયમાં પૂર્વપક્ષવાદી કહે છે કે '**हि**' એ હેતુબોધક હોવાથી હેતુત્વને લીધે જ એને પ્રમાણ માનવું જોઇએ. પહેલું વાક્ય **शूर्पेण जुहोति** છે. ( સુપડાથી હોમવું ) કારણ કે તેનાથી અન્ન થાય છે. અર્થાત તેનાથી અન્ન સાફ થાય છે અને પછી અન્નને રાંધવાના ઉપયોગમાં લેવાય છે. આ ઉપરથી ફલિત થાય છે કે જે જે કોઇ અન્નસાધક હોય તે તે હોમસાધન છે. દર્વી અને સ્થાલી આદિ પણ હોમસાધનત્વવિધાયક હોવાને લીધે તે પણ પ્રયોજનવાળાં છે. શૂર્પ પદ તો અન્નસાધનમાત્રનું ઉપલક્ષક હોવાથી તેની પણ ઉપપત્તિ થઇ શકે છે. પૂર્વપક્ષવાદી આ સૂત્રમાં ઉપરના નિગદ હેતુનું પ્રતિપાદન હોવું ઇષ્ટ માને છે. ॥ ૨૬ ॥

સિદ્ધાંતવાદીનું કથન.

## स्तुतिस्तु शब्दपूर्वत्वादचोदना च तस्य ॥ २७ ॥

**પદાર્થ**:—( **तु** ) પૂર્વપક્ષની વ્યાવૃત્તિ માટે છે. ( **स्तुतिः** ) ઉપર બતાવેલા નિગદમાં સ્તુતિ છે, હેતુ નથી. ( **शब्दपूर्वत्वात्** ) કરણતા બોધક શબ્દનો પ્રયોગ હોવાથી. ( **च** ) અને ( **तस्य** ) દર્વી પિઠર આદિની ( **अचोदना** ) વિધિ નથી.

**ભાવાર્થ**:—સિદ્ધાન્તપક્ષી ઉપરના નિગદને શૂર્પની સ્તુતિ બોધક માને છે. હોમ કરવામાં સાધનની આકાંક્ષા રહે છે અને શૂર્પ એ હોમસાધન તરીકે પણ બતાવ્યું છે. અન્નને સિદ્ધ કરવામાં શૂર્પ પ્રશસ્ત છે એજ ભાવ **तेन हि अन्नं क्रियते** વાક્યનો છે. ॥ ૨૭ ॥

સિદ્ધાંત ઉપર આક્ષેપ.

## व्यर्थे स्तुतिरन्याय्येति चेत् ॥ २८ ॥

**પદાર્થ**:—( **व्यर्थे** ) જે વ્યર્થ પડે છે તેમાં ( **स्तुतिः** ) સ્તુતિ હોવી એ ( **अन्याय्या** ) અન્યાય્ય છે. ( **इति चेत्** ) જો એવી શંકા કરવામાં આવે તો.

**ભાવાર્થ**:—સ્થાલી આદિ તો અન્નનું સાધન શૂર્પ કરતાં પણ વધારે પ્રકૃષ્ટ છે, માટે અન્ન કરવાનું પ્રકૃષ્ટ સાધનત્વ તો સ્થાલી આદિમાં છે, શૂર્પમાં નથી. આને લીધે જે ધર્મ જેમાં ન હોય તે ધર્મથી તેની સ્તુતિ કરવી અન્યાય્ય છે. આક્ષેપ કરનાર ઉપલા નિગદને સ્તુતિપરક નહીં પણ હેતુપરક માને છે. ॥ ૨૮ ॥

આક્ષેપનું નિરાકરણ.

## अर्थस्तु विधिशेषत्वाद् यथा लोके ॥ २९ ॥

**પદાર્થ**:—( **तु** ) "તુ" શબ્દ પૂર્વપક્ષની વ્યાવૃત્તિ માટે છે. ( **अर्थः** ) શૂર્પમાં પ્રકૃષ્ટ સાધનત્વ છે. ( **विधिशेषत्वात्** ) વિધિનો શેષ હોવાથી. ( **यथा लोके** ) જેવી લોક વ્યવહારમાં.

**ભાવાર્થ:**—વિધેય જે શૂર્પ છે તેનો સ્તાવક અર્થવાદ છે. માટે **तेन हि अन्नं क्रियते** આનાથી વિધેય અર્થની સ્તુતિ લક્ષિત થાય છે. શૂર્પ સ્થાલી આદિની અપેક્ષાએ અન્નને સિદ્ધ કરવામાં ભલે પ્રકૃષ્ટ સાધન હોય પણ હળ લાંગલ આદિની અપેક્ષા એ તો પ્રકૃષ્ટ સાધન છે જ. લોકમાં પણ એવી રીત છે. શિવદત્ત કરતાં મોહન નામનો માણસ વધારે બળવાન્ છે. અહીં પણ બલવત્વ અપેક્ષાકૃત છે. શિવદત્ત કરતાં મોહન વધારે બળવાન્ ભલે હોય પણ સિંહથી વધારે બળવાન્ નથી એ તો ચોક્કસ છે, છતાં શિવદત્ત કરતાં વધારે બલવત્વ માનવું પડે છે. તેજ પ્રમાણે હળ અને લાંગલ આદિ કરતાં શૂર્પમાં ( સૂપડામાં ) અન્નસિદ્ધિ માટેનું પ્રકૃષ્ટ સાધનત્વ સ્વીકારવું જ જોઇએ. માટે અવિદ્યમાન કે અવર્તમાન ધર્મને લીધે શૂર્પની સ્તુતિ નથી, પણ વર્તમાન ધર્મને લીધે જ સ્તુતિ છે. ॥ ૨૯ ॥

સિદ્ધાંતમાં યુક્તિ બતાવે છે.

## यदि च हेतुः अवतिष्ठेत निर्देशात्, सामान्यादिति चेत् अव्यवस्था विधीनां स्यात् ॥ ३० ॥

**પદાર્થ:**—( **च** ) અને ( **यदि** ) જો ( **हेतुः** ) હેતુ ( **अवतिष्ठेत** ) રહે, ( **निर्देशात्** ) શૂર્પનો નિર્દેશ હોવાથી. ( **सामान्यात्** ) સામાન્ય અનુસાર તો ( **विधीनाम्** ) વિધિઓની ( **अव्यवस्था** ) અવ્યવસ્થા ( **स्यात्** ) થશે.

**ભાવાર્થ:**—દુર્જનતોષ ન્યાયથી ઉપલા નિગદમાં હેતુવિધાનને સ્વીકારવામાં આવે તો પૂર્વપક્ષવાદીના મતની સિદ્ધિ થતી નથી. શૂર્પનો એકજ નિર્દેશ હોવાથી શૂર્પનિષ્ઠ હેતુત્વને જ માની શકાય. દર્વીપિઠર આદિને અન્નાસાદનના હેતુ માની શકાય નહિ. કારણ કે એને માટે શબ્દ પ્રયોગ નથી તૃતીયા વિભક્તિથી ( શૂર્પપદોત્તર તૃતીયા વિભક્તિથી ) અન્નકરણ-સામાન્ય જણાય છે. જો એમ માનવામાં આવે તો સર્વવિધિઓમાં અવ્યવસ્થા ઉત્પન્ન થાય. **तत्र यावदुक्तं स्यात् जुहोति इति तावदेव अन्नकरणेन जुहोति** इति શાબર ભાષ્ય. જ્યાં ' **जुहोति** ' શબ્દ સાંભળ્યો કે તેના અર્થ એવા જ થાય કે અન્નકરણથી હોમ કરવે આ પ્રમાણે થવાથી વિધિનો કશો અર્થ જ રહેતો નથી. માટે ઉપરના વાક્યમાં શૂર્પની વિધિ છે. કારણ કે તે તૃતીયાંત પદ છે અને **तेन हि अन्नं क्रियते** આ વાક્યથી વિધેય શૂર્પની સ્તુતિ છે એ જ માનવું યોગ્ય છે માટે હેતુવન્નિગદનું કાર્ય પણ સ્તુતિ જ છે. ॥ ૩૦ ॥

હવે મંત્રો અર્થ જણાવવા માટે યજ્ઞમાં ઉપયોગી છે એ બાબત સમજાવે છે.

### મન્ત્રલિંગાધિકરણ

**मन्त्राणां च प्रयोगसमवेतार्थस्मारकतया अर्थवत्त्वम् । न तु तदुच्चारणम् अदृष्टार्थम्, दृष्टे संभवति अदृष्टस्य अन्याय्यत्वात् । न च दृष्टस्य प्रकारान्तरेणापि संभवात् मन्त्राम्नानमनर्थकम् । मन्त्रैरेव स्मर्तव्यमिति नियमविध्याश्रयणात् ।**

પ્રયોગમાં સમવેત અર્થને મંત્ર યાદ કરાવે છે તેથી તે અર્થવાળા હોઇ પ્રયોજનયુક્ત છે. કેવળ મન્ત્રોનું ઉચ્ચારણ કરવું અને અર્થ ન જાણવો એથી કશો લાભ નથી, જો કોઇ કહે કે એથી અદૃષ્ટ ફળ મળશે ( અર્થાત્ ધર્મની પ્રાપ્તિ થશે ) તો તેના ઉત્તરમાં કહેવામાં આવે છે કે જો દૃષ્ટ ફળ સંભવી શકતું હોય તો અદૃષ્ટ ફળ માનવું એ અયોગ્ય છે. દૃષ્ટફળ તો મંત્ર

બોલ્યા વગર પણ મળી શકે છે, દૃષ્ટ ફળ ... માટે મંત્રોનું ઉચ્ચારણ નકામું છે એમ પણ ન કહી શકાય કારણ કે મંત્રોથી જ અનુષ્ઠાનગત અર્થોને યાદ કરવા જોઇએ, એવો નિયમવિધિ પણ છે. માટે મંત્ર સાર્થક છે. **મીમાંસા ન્યાયપ્રકાશ.**

આ પ્રમાણે મંત્રોનો ઉપયોગ તેની અર્થવત્તામાં છે એમ મીમાંસકો સ્વીકારે છે. હવે આના સંબંધમાં મહર્ષિ જૈમિનિનો શો મત છે તે સૂત્રદ્વારા આપણે જોઇએ.

## तदर्थशास्त्रात् ॥ ३१ ॥ પૂર્વપક્ષનું સૂત્ર.

**પદાર્થ:**—( **तदर्थशास्त्रात्** ) જે અર્થ મંત્ર કહેવાને સમર્થ હોય છે તે જ અર્થમાં મંત્રને શાસ્ત્ર પ્રયુક્ત કરતું હોવાથી.

**ભાવાર્થ:**—જો મંત્ર અર્થના અભિધાન દ્વારા પ્રયોગમાં ઉપયોગી હોય તો **उरु प्रथा उरु प्रथस्व** આ મંત્રથી જ અર્થનું સ્મરણ થઇ શકે છે તો પછી **पुरोडाशं प्रथयति** એ વચન નિરર્થક થઇ પડે છે. જો ઉચ્ચારણ માત્રથી જ મંત્રની પ્રયોજનવત્તા હોય તો તો તેનો વિનિયોગ કરવો એ યોગ્ય છે. **साक्षः पुरुषः परेण चेन्नीयते नूनमक्षिभ्यां न पश्यते इति गम्यते** શાબર ભાષ્ય.

નેત્રવાળા માણસને જો કોઇ બીજો માણસ દોરતો હોય તો એમ માનવું જોઇએ કે તે ( જેને દોરવામાં આવે છે ) જોઇ શકતો નથી.

તે જ પ્રમાણે સાર્થક મંત્રનો વિનિયોગ બીજું વાક્ય શામાટે કરે ? મન્ત્ર પોતે જ પોતાનો વિનિયોગ જણાવી શકે છે. જ્યારે મંત્રના વિનિયોગ કરનારાં બીજાં વાક્યો છે, ત્યારે તો સ્પષ્ટ સમજાય છે કે મંત્રનો અર્થ ... . એટલે મંત્રો ઉચ્ચારણને માટેજ છે અને તેનું ફળ અદૃષ્ટ છે. આ ઉપરથી એજ ફલિત થાય છે કે મંત્રો નિરર્થક છે. ॥ ૩૧ ॥

પૂર્વપક્ષનું બીજું સૂત્ર.

## वाक्यनियमात् ॥ ३२ ॥

**પદાર્થ:**—( **वाक्यनियमात्** ) વાક્યમાં નિયમ હોવાથી.

**ભાવાર્થ:**—મંત્રોમાં પદોનો ક્રમ નિયત હોય છે. **अग्निर्मूर्धा दिवः ककुत्** આજ પ્રમાણે બોલાય છે. જો સાર્થક હોય તો પદોના ક્રમનો નિયમ શામાટે હોવો જોઇએ ? ઉલટો ક્રમ રાખે તો પણ અર્થ તો સમજી શકાય છે. **ककुद् दिवः** આમ બોલે તોપણ અર્થતો સમજી શકાય. **राज्ञः पुरुषः** બોલાય તો પણ અર્થ સમજાય અને **पुरुषः राज्ञः** બોલાય તો પણ અર્થ સમજાય, તો પછી નિયમ શામાટે જોઇએ ? **विश्वानि देव सवितर्** આ ક્રમથી બોલવામાં આવે તો જ અર્થ સમજાય, અને **देव सवित विश्वानि** આમ બોલવામાં આવે તો અર્થ ન સમજાય એવું કશું જ નથી. માટે જો અર્થ સમજાવવો એ જ મંત્રનો ઉપયોગ હોય તો તેમાં પદસંનિવેશનો નિયમ ન હોવો જોઇએ. છતાં નિયમ છે માટે મંત્રો નિરર્થક છે. ॥ ૩૨ ॥

પૂર્વપક્ષનું ત્રીજું સૂત્ર.

## बुद्धशास्त्रात् ॥ ३३ ॥

**પદાર્થ**:—( **बुद्धशास्त्रात्** ) જ્ઞાત વિષયમાં પણ શાસ્ત્રનો આદેશ હોવાથી.

**ભાવાર્થ**:—**आग्नीध्रेण प्रयोगाद् बहिरेव अग्निविहरणादिकर्म मदीयम् इति बुद्धे ज्ञाते अग्नीद् अग्नीद् विहर बर्हिस्तृणीहि इति शास्त्रात् पाठाद् ज्ञातस्य ज्ञानं निष्प्रयोजनमिति भावः** જૈમિની સૂત્રવૃત્તિ. આનો ભાવાર્થ એવો છે કે આગ્નીધ્ર નામના ઋત્વિજે જાણ્યું હોય કે અગ્નિ વિહરણ-આદિ કર્મ પ્રયોગમાંથી બહાર જ કરવાનું હોય છે, છતાં તે કર્મને જણાવનાર શાસ્ત્ર પાઠ છે કે **अग्नीद् अग्नीद् विहरेत्**. આમ જ્ઞાત વસ્તુને જણાવનાર શાસ્ત્રમાં અપૂર્વ અર્થ રહેતો નથી માટે મંત્રોનું પ્રયોજન કેવળ ઉચ્ચારણમાં માનવું એ ઠીક છે. જાણેલું હોય છતાં **अग्नीद् अग्नीद् विहरेत्** એ વાક્યનું ઉચ્ચારણ કરવું જોઈએ.

**ननु पुनर्वचनात् संस्कारविशेषो भविष्यति। एवम्, अस्मत्पक्षमेवाश्रितोऽसि, वचनमुच्चारणम् तच्च शक्यते कर्तुं नार्थप्रत्यायनम् तत् प्रतीते अशक्यम्।**

ફરીથી બોલવાથી સંસ્કારવિશેષ થશે, હા, જો એમ હોય તો અમારો પક્ષ જ તમે સ્વીકારી લીધો. વચન એટલે ઉચ્ચારણ. જાણેલા અર્થને જણાવવાને માટે ફરીથી ઉચ્ચારણ કરવાની જરૂર નથી.' આ ઉપરથી સિદ્ધ થાય છે કે મંત્રો ઉચ્ચારણને માટે જ છે. ॥ ૩૩ ॥

પૂર્વપક્ષનું ચોથું સૂત્ર.

## अविद्यमानवचनात् ॥ ३४ ॥

**પદાર્થ**:—( **अविद्यमानवचनात्** ) સંસારમાં જે અર્થ ન હોય તેવા અર્થનું વર્ણન મંત્રમાં જણાય છે માટે તે ઉચ્ચારણને માટે જ છે.

**ભાવાર્થ**:—યજ્ઞમાં એવા અર્થનું પ્રકાશન કરવું જોઈએ કે જે યજ્ઞનું સાધન હોઈ શકે, પણ મંત્ર એવા અર્થ બતાવે છે કે જે સંસારમાં ક્યાંય પણ મળી શકતા નથી. જેમકે **चत्वारि शृङ्गा त्रयो अस्य पादा द्वे शीर्षे** ઇત્યાદિ. ચાર શીંગડાંવાળો, ત્રણ પગવાળો, બે માથાવાળો, સાત હાથવાળો વૃષભ છે. શું આવા કોઈ પણ અર્થ સંસારમાં પ્રસિદ્ધ છે ! જો નથી, તો સ્પષ્ટ થાય છે કે મંત્રનો અભિધેય અર્થ કશો જ નથી હા, એવા મંત્રનું ઉચ્ચારણ કરવું જોઈએ કે જેનાથી યજ્ઞસંબંધી કોઈ અપૂર્વ અર્થ ઉત્પન્ન થાય. **मा मा हिंसीः** આવું વાક્ય હિંસા કરતાં કરતાં પણ બોલવામાં આવે છે માટે મંત્રનો અભિધેય અર્થ કશો જ નથી. ॥ ૩૪ ॥

પૂર્વપક્ષનું પાંચમું સૂત્ર.

## अचेतनेऽर्थबन्धनात् ॥ ३५ ॥

**પદાર્થ**:—( **अचेतने** ) જડને ( **अर्थबन्धनात्** ) સંબોધન કરી રક્ષણ આદિ કરવાનું કહેવાથી.

**ભાવાર્થ**:—'**ओषधे त्रायस्वैनम्**' હે ઓષધિ, તું આનું રક્ષણ કર. ઓષધિમાં એ સમજશક્તિ જ નથી કે હું આનું રક્ષણ કરું અથવા આને દુઃખ આપું ! તો એને રક્ષણ કરવા કહેવું એ નિરર્થક છે. માટે મંત્રનો અર્થ વિવક્ષિત નથી. મંત્રો ઉચ્ચારણને માટે જ છે. **शृणोत ग्रावाणः** 'હે પથરો ! તમે સાંભળો' આ પણ ઉદાહરણ છે. ॥ ૩૫ ॥

પૂર્વપક્ષનું છઠ્ઠું

## अर्थविप्रतिषेधात् ॥ ३६ ॥

**પદાર્થ**:—( **अर्थविप्रतिषेधात्** ) અર્થમાં પરસ્પર વિરોધ હોવાથી.

**ભાવાર્થ**:—અર્થોમાં પણ એક બીજા સાથે વિરોધ જોવામાં આવે છે. **अदितिर्द्यौरदितिरन्तरिक्षम्** ઇત્યાદિ. અદિતિ દ્યૌ છે અને અદિતિ અન્તરિક્ષ છે. અદિતિ ચેતન છે અને દ્યૌ જડ પદાર્થ છે. એ બન્ને એક જ હોઈ શકે છે? વળી અદિતિ દ્યૌ પણ હોય અને અંતરિક્ષ પણ હોય એ કેમ બને? એક જ વસ્તુનો માણસ, માણસ પણ હોય, પશુ પણ હોય, પર્વત પણ હોય અને ઘાસ પણ હોય એ કદાપિ બની શકે? માટે મંત્રો અર્થના અભિધાયક નથી. મંત્રો તો યજ્ઞાદિ અનુષ્ઠાનમાં ઉચ્ચારણને માટે હોય છે એ જ માનવું ઠીક છે. વળી એક ઠેકાણે કહ્યું છે કે રુદ્ર એક જ છે અને આગળ જઈ વળી કહે છે પૃથ્વીમાં રુદ્રો અસંખ્યાત્ છે. આવા વિરોધ અર્થોનું કશું જ પ્રયોજન નથી. ॥ ૩૬ ॥

પૂર્વપક્ષનું સાતમું સૂત્ર.

## स्वाध्यायवदवचनात् ॥ ३७ ॥

**પદાર્થ**:—( **स्वाध्यायवत्** ) સ્વાધ્યાય પેઠે ( **अवचनात्** ) ઉપદેશ=વિધાન ન હોવાથી.

**ભાવાર્થ**:—**स्वाध्यायोऽध्येतव्यः** સ્વાધ્યાય=વેદ ભણવો જોઇએ. અહીં જેમ અક્ષર-ગ્રહણનો વિધિ છે તેવી રીતે **स्वाध्यायार्थः स्मर्तव्यः** આવો કોઇ વિધિ નથી. માટે મંત્રભાગ જ અર્થનું સ્મરણ કરવું જોઇએ આવા નિયમ માનવાની કશી જ જરૂર નથી. આ ઉપરથી પણ જણાય છે મંત્રો ઉચ્ચારણો માટે છે અર્થ જાણવા માટે નહિ. ॥ ૩૭ ॥

પૂર્વપક્ષનું આઠમું સૂત્ર.

## अविज्ञेयात् ॥ ३८ ॥

**પદાર્થ**:—( **अविज्ञेयात्** ) કેટલાક વૈદિક પદોનો અર્થ પણ જણાતો નથી.

**ભાવાર્થ**:—વેદના મંત્રમાં એવા ઘણાં યે પદો અને વાક્યો છે કે જેનો કશો જ અર્થ સમજાતો નથી. જેમકે ' **अम्यक् सा त इन्द्र ऋष्टिरस्मे** ' **इत्यादि सृण्येव जर्भरी तुर्फरी इति इन्द्रः सोमस्य काणुका ।** આ વાક્ય કયા અર્થનું પ્રતિપાદન કરે છે એ કશું જ સમજાતું નથી માટે મંત્રને જો કેવળ ઉચ્ચારણ માટે જ માનવામાં આવે તો એમાં કોઇ પણ દોષ આવે નહિ. માટે ઉચ્ચારણાર્થક મંત્રો છે.

પૂર્વપક્ષનું નવમું સૂત્ર.

## अनित्यसंयोगान्मन्त्रानर्थक्यम् ॥ ३९ ॥

**પદાર્થ**:—( **अनित्यसंयोगात्** ) અનિત્ય અર્થનો વેદમંત્રોમાં સંબંધ હોવાથી ( **मन्त्रानर्थक्यम्** ) વેદ મંત્રોની અનર્થકતા છે.

**ભાવાર્થ**:—વેદમાં અનિત્ય અર્થોનું વર્ણન છે. જેમકે: **किं ते कृण्वन्ति कीकटेषु गावः** ગાયો તારા કીકટોમાં શું કરવાની છે ? કીકટ=કોઇ દેશનું નામ છે.

**नैचाशाखं नगरम्, प्रमंगदो राजा ।** ' નૈચાશાખ ' નામનું નગર છે. ' પ્રમંગદ ' નામનો રાજા છે. ઉપર બતાવેલા નામવાળુ નગર અને ઉપર બતાવેલા નામવાળો રાજા જ્યારે ન હતાં ત્યારે ઉપરના મન્ત્રો ન હોતા એ સિદ્ધ થાય છે- તો વેદોનું નિત્યત્વ ક્યાં રહ્યું ? માટે વેદના મંત્રો અર્થજ્ઞાન માટે નથી પણ ઉચ્ચારણ માટે છે અર્થાત્ વેદના મંત્રોનો કશો જ અર્થ નથી, આ ઉપરથી જણાય છે કે **तदेतैस्तदर्थशास्त्रादिभिः कारणैः मन्त्राणाम् अविवक्षितवचनता ।** તે તે અર્થવાળાં શાસ્ત્રઆદિના કારણે મંત્રમાં વિવક્ષિતવચનતા નથી. ॥૩૯॥

ઇતિ પૂર્વપક્ષઃ સમાપ્તઃ

સિદ્ધાંતપક્ષ.

## अविशिष्टस्तु वाक्यार्थः ॥ ४० ॥

**પદાર્થ**: -( **तु** ) ' तु ' શબ્દ પૂર્વપક્ષની વ્યાવૃત્તિ સૂચવે છે. ( **वाक्यार्थः** ) વૈદિક વાક્યનો અર્થ ( **अविशिष्टः** ) લૌકિક વાક્યસમાન છે.

**ભાવાર્થ**:—લોક-વ્યવહારમાં જેમ પદો અને વાક્યો સાર્થક હોય છે તેમ વેદમાં પ્રયોજાયેલાં પદો અને વાક્યો પણ સાર્થક છે. અર્થાત્ વેદના મંત્રોનો અર્થ વિવક્ષિત છે. અર્થ જણાવવાને માટે જ યજ્ઞમાં મંત્રોનું ઉચ્ચારણ થાય છે. મંત્રોદ્વારા યજ્ઞોના અંગો અને તેનાં ફળો પ્રકાશિત થાય છે. યજ્ઞ અને યજ્ઞના અંગો જો સમજી જ ન શકાય તથા તેનો ઉદ્દેશ જાણી ન શકાય તો યજ્ઞનું અનુષ્ઠાન જ થઇ શકે નહિ આ કારણને લીધે મંત્રો યજ્ઞસિદ્ધિને માટે અર્થનું પ્રકાશન કરીને કર્મ ઉપર ઘણો જ ઉપકાર કરે છે. વેદના મંત્રોનો અર્થ યજ્ઞાદિ કર્મ કરતી વખતે અવશ્ય જાણવા જોઇએ એ સિદ્ધાંતપક્ષ છે.

ઉત્તરપક્ષનું સૂત્ર.

## गुणार्थेन पुनः श्रुतिः ॥ ४१ ॥

**પદાર્થ**:—( **गुणार्थेन** ) ગુણ બતાવવા માટે ( **पुनः** ) ફરીથી ( **श्रुतिः** ) બ્રાહ્મણ આદિ વાક્યનો પ્રયોગ કરવામાં આવે છે.

**ભાવાર્થ**:—મંત્ર લિંગ દ્વારા જે અર્થ સમજાયો હોય છતાં વચન દ્વારા ફરીથી તેજ અર્થનું કથન કરવું એમાં અર્થના ગુણનું વર્ણન હોય છે. જેમકે: ' **चतुर्भिरभ्रिमादत्ते** ' આ પુનર્વચનનું ફળ એ છે કે **गायत्रेण छन्दसा आददे** આનાથી આદાનરૂપ અર્થનું જે પ્રકાશન થયું છે તેમાં ચતુષ્ટયરૂપ ગુણની પ્રાપ્તિ કરવી. અર્થાત્ ચાર મંત્રોનું ઉચ્ચારણ કરીને આદાન કરવું. આ પ્રમાણે મંત્રોના સમુચ્ચયનું વિધાન થાય છે. માટે પુનર્વચન નિરર્થક નથી. ॥ ૪૧ ॥

આ પણ ઉત્તરપક્ષનું સૂત્ર છે:—

## परिसंख्या ॥ ४२ ॥

**પદાર્થ**:--( **परिसंख्या** ) પરિસંખ્યા નામક વિધિથી ત્યાજ્ય વસ્તુનું જ્ઞાન થાય છે.

**ભાવાર્થ:**--વેદમાં ત્રણ પ્રકારના વિધિઓ હોય છે. (૧)અપૂર્વ વિધિ. (૨) નિયમ-વિધિ ( ૩ ) પરિસંખ્યા-વિધિ.

**विधिरत्यन्तमप्राप्ते नियमः पाक्षिके सति ।**
**तत्र चान्यत्र च प्राप्ते परिसंख्येति गीयते ॥**

કોઈપણ પ્રમાણાન્તર ( શબ્દ પ્રમાણ સિવાયના ) થી જે અર્થની પ્રાપ્તિ ન થઇ શકે તે અર્થને જે પ્રાપ્ત કરાવે તે ' અપૂર્વ વિધિ ' કહેવાય છે.

જ્યાં બે અથવા વધારે સાધનો હોય તેમાંથી કાર્યને સિદ્ધ કરવા એકની પ્રાપ્તિ થયા પછી બીજાં સાધનોની અપ્રાપ્તિ થાય છે અનેક સાધનોમાંથી કયું સાધન નિયમથી કાર્યની પ્રાપ્તિ કરવા માટે ઉપયોગમાં લેવું તે બતાવનાર વિધિ ' નિયમવિધિ ' કહેવાય છે.

જે સાધ્યમાં બે સાધનો એક સાથે પ્રાપ્ત થતાં હોય તેમાં એકની નિવૃત્તિ કરાવવી અર્થાત્ નિવૃત્તિફલક વિધિ કરવી તેનું નામ ' પરિસંખ્યા વિધિ. ' ઉદાહરણ:- **यजेत स्वर्गकामः** આ ' અપૂર્વવિધિ ' કહેવાય છે કારણ કે, યાગ સ્વર્ગ માટે હોય છે તે ( શબ્દપ્રમાણ સિવાય ) પ્રત્યક્ષાદિ પ્રમાણોથી પ્રાપ્ત નથી. ઉક્ત વિધિથી જ સમજાય છે કે યાગ સ્વર્ગને માટે છે, માટે તે ' અપૂર્વવિધિ ' કહેવાય છે.

' **व्रीहीन् अवहन्ति** ' આ નિયમવિધિનું ઉદાહરણ છે. વ્રીહિને ફોતરાંથી રહિત કરવામાં અનેક સાધનો હોય છે તેમાંથી એક ' અવહનનથી ' જ ફોતરાં રહિત કરવા ' આ નિયમવિધિ કહેવાય છે.

જ્યારે કોઇ રોગીને ફળ ખાવાની ઇચ્છા થાય ત્યારે વૈદ્ય સમજે છે કે દરદ પ્રમાણે રોગીએ ફળ ખાવાં સારાં નથી છતાં રોગીના સંતોષને ખાતર કહે છે કે જો ફળ ખાવાં હોય તો ' મોસંબી ખાવી ' આ ઠેકાણે વૈદ્યનો અભિપ્રાય મોસંબી ખવાડવામાં તાત્પર્ય નથી પણ બીજાં ફળ ન ખાવા દેવાં એમાં જ એનું તાત્પર્ય છે.

' **पंच पञ्चनखा भक्ष्याः** ' આ ઉદાહરણ પણ પરિસંખ્યા–વિધિનું ગણાય છે. આમાં પણ ઇતર પ્રાણીઓને ન ખાવામાં તાત્પર્ય છે, પંચનખના વિધાનમાં નહિ.

આ પ્રકારનાં ઘણાં ઉદાહરણો પરિસંખ્યાના હોય છે તેનું જ્ઞાન વેદના અર્થ જાણવાની ઇચ્છા કરનારાએ મેળવવું જોઇએ. ॥ ૪૨ ॥

ઉત્તર પક્ષનું બીજું સૂત્ર.

# अर्थवादो वा ॥ ४३ ॥

**પદાર્થ**:—( **वा** ) અને ( **अर्थवादः** ) વિધેયના સ્તાવક અર્થવાદો પણ હોય છે.

**ભાવાર્થ**:—**उरुप्रथा उरुप्रथस्व** આ વિધિવાક્ય છે અને **पुरोडाशं प्रथयति** આ પ્રથમવાક્ય જ્ઞાત જે પ્રથન છે તેની સ્તુતિ કરવા માટે બીજું વાક્ય અર્થવાદ તરીકે વપરાયું છે. અર્થવાદથી સ્તુતિની પ્રતીતિ થાય છે અને સ્તુતિનું પ્રયોજન અનુષ્ઠાતાને ધર્મમાં પ્રવૃત્ત કરાવવાનું હોય છે. ॥ ૪૩ ॥

ઉત્તરપક્ષનું ત્રીજું સૂત્ર.

## अविरुद्धं परम् ॥ ४४ ॥

**પદાર્થ**:—( **परम्** ) પરંતુ ( **अविरुद्धम्** ) વિરુદ્ધક્રમનો પાઠ કરવો એ તો અર્થ સ્મરણ કરવા માટે અવિરુદ્ધ છે.

**ભાવાર્થ**:—**क्रमपाठनियमापूर्वकल्पनात्** જૈમિનિ સૂત્રવૃત્તિ., ક્રમથી પાઠ કરવામાં અપૂર્વની કલ્પના છે. અર્થસ્મરણ તો બન્ને રીતે થઇ શકે છે. વાક્યના નિયમને લીધે મંત્રો અનર્થક થતા નથી. ભાષામાં પણ વાક્યનો નિયમ હોય છે. જેમકે **पितापुत्रौ, इन्द्राग्नी** ઇત્યાદિ. છતાં પણ એ અર્થવાળાં જ વાક્યો છે. નિરુક્તમાં પણ પ્રયોગના નિયમને લીધે મંત્રોને અનર્થક માનનારાઓને ઉત્તર આપવામાં આવ્યો છે. **यथो एतान्नियतवाचोयुक्तयो नियतानुपूर्व्या भवन्तीति लौकिकेष्वपि एतद् यथेन्द्राग्नी पितापुत्राविति** ॥ ४४ ॥

હવે ઉત્તરપક્ષનું ચોથું સૂત્ર. આમાં **बुद्धशास्त्रात्** ॥ ૩૩ ॥ માં સૂત્રનો ઉત્તર છે.

## सम्प्रैषे कर्मगर्हानुपलम्भः संस्कारत्वात् ॥ ४५ ॥

**પદાર્થ**:—( **सम्प्रैषे** ) આજ્ઞાકથનમાં ( **कर्मगर्हानुपलम्भः** ) કર્મસંબંધી દૂષણ આપવું તે ( **संस्कारत्वात्** ) સંસ્કારને ઉત્પન્ન કરતું હોવાથી.

**ભાવાર્થ**:—મંત્રદ્વારા આગ્નીધ્રને આજ્ઞાકથન કરવામાં આગ્નીધ્રને સંસ્કાર આપવાનો હેતુ છે. પ્રોક્ષણદ્વારા જેમ વ્રીહિનો સંસ્કાર થાય છે તેમ મંત્રદ્વારા સંપ્રૈષ કરવાથી આગ્નીધ્ર નામક હોતાનો સંસ્કાર થાય છે. ગુરુ શિષ્યને અને તેના ગોત્રને જાણે છે છતાં પણ શિષ્યમાં સંસ્કાર નાખવા માટે શિષ્યે ગુરુને અભિવાદન કરતી વખતે દરરોજ હું અમુક ગોત્રનો અને મારું અમુક નામ છે એમ કહેવું પડે છે. **अमुकगोत्रोत्पन्नोऽमुकनामाहं भवन्तमभिवादये** એમ કહેવું પડે છે શિષ્ટ ચારથી બાળક આદિમાં સંસ્કાર અને સભ્યતા ઉત્પન્ન થાય છે. માટે જાણકારને પણ સંપ્રૈષ કરવાથી મંત્રોનું આનર્થક્ય નથી. ॥ ૪૫ ॥

ઉત્તરપક્ષનું પાંચમું સૂત્ર.

## अभिधानेऽर्थवादः ॥ ४६ ॥

**પદાર્થ**:—( **अभिधाने** ) અસત્ અર્થના અભિધાનમાં ( **अर्थवादः** ) અર્થવાદ હોય છે.

**ભાવાર્થ**:—આ સૂત્રમાં ' **अविद्यमानवचनात** ' અને **अचेतनेऽर्थबन्धनात्** એ બન્ને સૂત્રના પૂર્વપક્ષનો ઉત્તર છે.

જે મંત્રમાં અપ્રસિદ્ધ અર્થ બતાવ્યો હોય તે અર્થવાદ છે એમ સમજવું. **चत्वारि शृङ्गा त्रयो अस्य पादाः द्वे शीर्षे सप्त हस्तासः त्रिधा बद्धो वृषभो रोरवीति** । આમાં ગૌણ અર્થનું પ્રતિપાદન કર્યું છે. અને તેનાથી યજ્ઞની સ્તુતિ કરી છે. ચાર શૃંગ બતાવ્યાં છે તે ચાર હોત્રના અભિપ્રાયથી, ત્રણ પાદ કહ્યા છે તે ત્રણ સવનના અભિપ્રાયથી, બે માથાં કહ્યાં છે તે પત્ની અને યજમાનના અભિપ્રાયથી. સાત હાથ કહ્યા છે તે વેદમાં વપરાતા ( ૧ ) ગાયત્રી ( ૨ ) ઉષ્ણિક્ ( ૩ ) અનુષ્ટુપ્ ( ૪ ) બૃહતી, (૫) પંક્તિ, ( ૬ ) ત્રિષ્ટુપ્ (૭) જગતી એ સાત છંદોના અભિપ્રાયથી. ત્રણ ઠેકાણે બાંધ્યા છે એમ કહેવાનો અભિપ્રાય ત્રણ વેદોમાં બંધાયો છે

એવો છે. માણસમાં એ યજ્ઞરૂપી મહાદેવ પ્રવિષ્ટ થયો છે એનો **અભિપ્રાય** એ છે કે યજ્ઞ કરવાનો અધિકાર માણસોને જ છે આ પ્રમાણે ગૌણ અર્થનું એ મંત્રમાં પ્રતિપાદન છે. આનો વિશેષ ખુલાસો શાબર ભાષ્યમાં છે માટે ત્યાં જોઈ લેવું. જડ પદાર્થોને સંબોધન કરીને તેને જે કંઈ કહ્યું છે તે પણ યજ્ઞના સાધનોમાં ચેતનના સાદૃશ્યને બતાવવા સારૂ છે અને એ પ્રમાણે ઉપપાદન કરી યજ્ઞની મહત્તા વર્ણવી છે. માટે મંત્રો અનર્થક નથી. ॥ ૪૬ ॥

ઉત્તરપક્ષનું છઠ્ઠું સૂત્ર

## गुणादविप्रतिषेधः स्यात् ॥ ४७ ॥

**પદાર્થ**:—( **गुणात्** ) ગૌણ શબ્દનો પ્રયોગ હોવાથી ( **अविप्रतिषेधः** ) અવિપ્રતિષેધ-અવિરુદ્ધ અર્થનું કથન ( **स्यात्** ) હોઈ શકે.

**ભાવાર્થ**:—આ સૂત્રમાં **अर्थविप्रतिषेधात्** એ સૂત્રમાં કરેલા પૂર્વપક્ષનો ઉત્તર છે. અદિતિ દ્યૌરૂપ છે, અંતરિક્ષરૂપ છે વગેરે જે કંઈ કહ્યું છે ગૌણ અર્થના અભિપ્રાયે છે. જેમ **त्वमेव माता च पिता त्वमेव** આદિ શ્લોકમાં પરમાત્માને માતા, પિતા, બંધુ વગેરે કહેવામાં આવ્યું છે છતાં ગૌણાર્થક હોવાથી વિરોધ નથી તેમ **अदितिर्द्यौः** આદિ મંત્રમાં પણ વિરોધ નથી. ॥ ૪૭ ॥

ઉત્તરપક્ષનું સાતમું સૂત્ર.

## विद्यावचनमसंयोगात् ॥ ४८ ॥

**પદાર્થ**:—( **विद्यावचनम्** ) વિદ્યાનું અવચન ( **असंयोगात्** ) સ્વાભાવિક હોવાથી.

**ભાવાર્થ**:—સ્વાધ્યાયનું જેવી રીતે વિધાન કર્યું છે તેવી રીતે તેના અર્થ જાણવાનું વિધાન નથી કર્યું તેનું કારણ એ છે કે અધ્યયન હમેશાં અર્થવાળું જ હોય છે જે શબ્દ અથવા વાક્યનો અર્થ ન આવડે તેને યાદ રાખવાનો કશો જ અર્થ નથી. યાદ કરવા સાથે અથવા યાદ કરીને તેનો અર્થ જરૂર જાણવો જોઈએ એ તો સર્વત્ર સ્વાભાવિક અર્થ હોય છે. માટે મંત્રો નિરર્થક નથી. ॥ ૪૮ ॥

ઉત્તરપક્ષનું આઠમું સૂત્ર

## सतः परमविज्ञानम् ॥ ४९ ॥

**પદાર્થ**:—( **सतः** ) વિદ્યમાન અર્થનું ( **परम्** ) માત્ર ( **अविज्ञानम्** ) જ્ઞાન નથી થતું એ તો પ્રમાદને લીધે.

**ભાવાર્થ**:—આ સૂત્રમાં '**अविज्ञेयात्**' એ સૂત્રમાં કરેલા પૂર્વપક્ષનું સમાધાન છે. **अम्यक्**, **ज्ञात**, **जर्भरी तुर्फरी** વગેરે શબ્દોના અર્થો છે. જે લોકો કહે છે કે એનો કશો અર્થ થતો નથી એ તો એ લોકોનો કેવળ પ્રમાદ છે. નિરુક્ત, વ્યાકરણ વગેરેની સહાયતાથી એનો અર્થ વેદોના ભાષ્યમાં કરેલો છે માટે ત્યાં જોઈ લેવો. આળસ પક્ષપાત છોડી દે તો જ મંત્રોનો અર્થ સ્પષ્ટ સમજી શકાય છે. **अम्यक्** શબ્દનો નિરુક્તમાં આ પ્રમાણે અર્થ કર્યો છે. **अम्यक्**-

**अम्यक्तेति वा अभ्यक्तेति वा** જેને જોઈ શત્રુ ત્રાસી ઉઠે એવી ઋષ્ટિ અર્થાત્ રેષણુ શક્તિ. જુઓ નિગમકાંડ. **सृणि** નો અર્થ અંકુશ થાય છે. **सृणिरङ्कुशो भवति सरणात्** જુઓ નિરુક્તનો નિગમકાંડ. **जर्भरी तुर्फरी इत्येवमादीनि अश्विनो रभिधानानि द्विवचनान्तानि लक्ष्यन्ते** જુઓ શાબર ભાષ્ય. જર્ભરી અને તુર્ફરી એ અશ્વિન દેવોના દ્વિવચનાંત નામો છે.આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે મંત્રોમાં કોઈ પણ પદ કે વાક્ય નિરર્થક નથી. જેઓ અર્થ જાણવા વધારે પ્રયત્ન કરશે અને વધારે જ્ઞાન મેળવશે તેને તેનો ઉત્તમ અર્થ મળી રહેશે. ॥ ૪૯ ॥

ઉત્તરપક્ષનું નવમું સૂત્ર.

## उक्तश्चानित्यसंयोगः ॥ ५० ॥

**પદાર્થ**:—( **च** ) અને ( **अनित्यसंयोगः** ) અનિત્ય અર્થોનું વર્ણન મંત્રોમાં આવે છે એનું સમાધાન તો ( **उक्तः** ) આગળ કહેવામાં આવ્યું છે.

**ભાવાર્થ**:—જન્મ મરણવાળા અર્થોનું વર્ણન મંત્રોમાં છે એમ જે કહેવામાં આવે છે તેનું સમાધાન અ. ૧. પા. ૧. સૂત્ર. ૩૧માં કરી દીધું છે, માટે ત્યાં જ જોઈ લેવું. આ ઉપરથી સિદ્ધ થાય છે કે મંત્રો બધા સાર્થક છે અને યજ્ઞાદિના પ્રયોગ વખતે અર્થને યાદ કરાવી તે ઉપકારક બને છે. ॥ ૫૦ ॥

હવે સિદ્ધાન્તમાં યુક્તિ આપે છે.

## लिङ्गोपदेशश्च तदर्थत्वात् ॥ ५१ ॥

**પદાર્થ**:—( **च** ) અને ( **लिङ्गोपदेशः** ) અગ્નિલિંગનો ઉપદેશ ( **तदर्थत्वात्** ) મંત્રના અર્થજ્ઞાનને આધીન હોવાથી.

**ભાવાર્થ**:—'**आग्नेय्या आग्नीध्र मुपतिष्ठते**' આ વિધાનમા '**आग्नेय्या**' એ મંત્રમાં અગ્નિલિંગનો ઉપદેશ છે એનું જ્ઞાન અર્થના જ્ઞાન વગર સંભવી શકે નહિ. **अग्निः देवता प्रतिपाद्या अस्याम् ऋचि इति आग्नेयी ऋक्** આવો તદ્ધિતપ્રત્યયનો અર્થ છે. આ મંત્રમાં અગ્નિ દેવતાનું પ્રતિપાદન છે એ જ્ઞાન અર્થના જ્ઞાન વગર કદી પણ સંભવી શકે નહિ. માટે મંત્રોના અર્થનું જાણવું આવશ્યક છે. ॥ ૫૧ ॥

સિદ્ધાંતમાં બીજી યુક્તિ આપે છે.

## ऊहः ॥ ५२ ॥

**પદાર્થ**:—( **ऊहः** ) ઊહનો નિષેધ પણ અર્થના જ્ઞાન વગર થઈ શકે નહિ.

**ભાવાર્થ**:—જ્યાં જરૂર પડે ત્યાં વચન આદિનો ઊહ કરવો પડે છે. વ્યાકરણ ભણવાના અનેક કારણમાં વેદના મંત્ર સંબંધી ઊહનું જ્ઞાન હોવું એ પણ પ્રયોજન છે. મહાભાષ્યકાર શ્રી પતંજલિ મુનિ લખે છે કે:—

**ऊहः खल्वपि, न सर्वैर्लिङ्गैर्न च सर्वाभिर्विभक्तिभिर्वेदे मन्त्रा निगदिताः । ते चावश्यं यज्ञगतेन पुरुषेण यथायथं विपरिणमयितव्याः ॥**

બધાં લિંગોથી અને બધી વિભક્તિઓથી વેદોમાં મંત્રો કહ્યા નથી અને તેથી યજ્ઞમાં ઋત્વિજોએ જ્યાં જરૂર પડે ત્યાં લિંગ અને વચનનો વિપરિણામ કરવા જોઇએ.' આ વિપરિણામ અર્થના જ્ઞાન વગર થઇ શકે નહિ. અમુક સ્થળે જ્યાં અર્થનો બાધ જણાય ત્યાં **एनम्** ની જગ્યાએ **एनान्** એવો એક વચનમાંથી બહુવચનનો ઊહ કરવો પડે છે પણ તેની સાથે પડેલા '**मातामन्यतामनुपिता**' આ ઠેકાણે **मातरो मन्यन्ताम् अनुपितरः** એવા ઊહની પ્રાપ્તિ શાને છે પણ '**न माता वर्धते न पिता**' માતા અને પિતા શબ્દને બહુવચનમાં વિપરિણત કરવા નહિ. આવુ ઊહ નિષેધનુ જ્ઞાન જો મંત્રના અર્થનું જ્ઞાન ન હોય તો થઇ શકે નહિ. જો મંત્રા કેવળ અદૃષ્ટાર્થક હોય તો ઊહની પ્રસક્તિ જ નથી તો **न माता वर्धते** ઇત્યાદિ નિષેધની જરૂર જ કયાં રહે છે ? માટે મંત્રના જ્ઞાનની જરૂર છે. શબ્દની વૃદ્ધિ એટલે દ્વિવચન અને બહુવચનનો શબ્દ સાથે સંબંધ જોડવો તે. **शब्दवृद्धिर्नाम द्विवचनबहुवचनसंयोगः** ॥ ૫૨ ॥

સિદ્ધાંતમાં ત્રીજી યુક્તિ આપે છે.

## विधिशब्दाश्च ॥ ५३ ॥

**પદાર્થઃ**—( **च** ) અને ( **विधिशब्दाः** ) વિધિશબ્દો પણ કોઇક ઠેકાણે મંત્રના અર્થના સાધક હોય છે.

**ભાવાર્થ**:—અગ્નિહોત્ર પ્રકરણમાં મહોપસ્થાનમાં લખ્યું છે કેઃ—

**अग्ने गृहपते सुगृहपति रहं त्वयेति मंत्रे शतं हिमा इत्यस्ति । तत्र हिमा इत्यस्य व्याख्यानं शतं हिमा इत्याह शतं हेमन्तान् इन्धिषीयेति वावैतदाहेति ।**

જૈમિનિ સૂત્રવૃત્તિ.

આ મંત્રમાં **હિમા** એવું લખ્યું તેનું વ્યાખ્યાન સો હેમન્ત ઋતુ સુધી હું પ્રકાશિત રહું આવું અર્થવાદમાં વ્યાખ્યાન કર્યું છે. જો અર્થજ્ઞાનમાં તાત્પર્ય ન હોય તો મંત્રગત અર્થને અર્થવાદે પ્રકાશિત કરવાની શી જરૂર હતી, **एतद् यजुरिममर्थमाहेति यजुरर्थप्रकाशनं व्यर्थमितिभावः** આ પણ જૈમિનિ સૂત્રવૃત્તિનું વાકય છે. 'યજુ 'આ અર્થને કહે છે આ પ્રમાણે યજુએ અર્થપ્રકાશન કરવું વ્યર્થ થઇ પડે ' જો મંત્રો નિરર્થક હોય તો. માટે મન્ત્રો સાર્થક છે અને એના અર્થો જરૂર જાણવા જોઇએ. જેને અર્થોનું જ્ઞાન નથી હોતું તેમની નિન્દા પણ કરી છે. માટે મન્ત્રો અર્થનો પ્રકાશ કરીને જ ઉપયોગી થાય છે, કેવળ ઉચ્ચારણ દ્વારા અદૃષ્ટફલક નથી. ॥ ૫૩ ॥

**इति मीमांसागुर्जरभाष्ये प्रथमस्य अध्यायस्यः द्वितीय पादः**

अथ मीमांसादर्शनस्य प्रथमाध्यायस्य तृतीयः पादः प्रारभ्यते।

## સ્મૃતિપ્રામાણ્ય–અધિકરણ.

પૂર્વપક્ષનું સૂત્ર.

## धर्मस्य शब्दमूलत्वात् अशब्दमनपेक्ष्यं स्यात् ॥ १ ॥

**પદાર્થ**:—( **धर्मस्य** ) ધર્મનું ( **शब्दमूलत्वात्** ) મૂળ શબ્દ એટલે વેદ હોવાથી ( **अशब्दम्** ) જેને વેદનો આધાર ન હોય એવી બાબત **ધર્મ**માં ( **अनपेक्ष्यम्** ) અનાદરણીય, **અર્થાત્** અગ્રાહ્ય ( **स्यात्** ) થાય.

**ભાવાર્થ**:—વિધિ, અર્થવાદ અને મન્ત્રો ધર્મનું પ્રતિપાદન કરવામાં પ્રમાણ છે એનો નિશ્ચય બીજા પાદમાં કરી દીધો છે. પણ સ્મૃતિ અને શિષ્ટાચારને ધર્મમાં પ્રમાણ તરીકે ગણવાં કે નહિ? **गुरुरनुगन्तव्यः, तडागं खनितव्यम्, प्रपा प्रवर्तयितव्या,** ગુરુની આજ્ઞા માનવી, લોકોના કલ્યાણ માટે તળાવ ખોદાવવાં, ઢોરોને પાણી પીવા હવાડા બંધાવવા વગેરે સ્મૃતિ વાક્યો છે, આને વેદની માફક જ પ્રમાણભૂત માનવાં કે નહિ? અને તે ધાર્મિક કાર્ય ગણવાં કે નહિ? આના સબંધમાં પૂર્વપક્ષવાદી કહે છે કે ધર્મનું મૂળ વેદ છે, માટે જો વેદમાં એનું વિધાન હોય તો તેને માનવાં, જો વેદનો એને આધાર ન મળતો હોય તો ન માનવાં. એટલે કે સ્મૃતિ જો વેદમૂલક હોય તો પ્રમાણ તરીકે સ્વીકારવી, પણ જે વાત વેદમાં છે, તે જ વાત જો સ્મૃતિમાં કરી હોય તો વેદથી જ તે સમન્વય છે પછી સ્મૃતિને માનવાની જરૂર ક્યાં ઉભી થાય છે? સ્મૃતિકારો વેદમાંથી અનુભવ કરીને સ્મૃતિઓ લખે છે, વગર અનુભવે સ્મૃતિ થઇ શકતી નથી માટે અનુભવને પ્રમાણ માનવું, સ્મૃતિને પ્રમાણ માનવાની કશી જરૂર નથી, અર્થાત્ વેદ જ ધર્મમાં પ્રમાણ છે, સ્મૃતિઓ નહિ એ પૂર્વપક્ષનો અભિપ્રાય છે. **केवलपौरुषवाक्यप्रतिपाद्यम् अशब्दम् अवेदमूलम् अनपेक्ष्यम् अनादरणीयं स्यात्.** ઇતિ જૈમિનિ સૂત્ર વૃત્તિ: **स्मृतिवाक्यं न धर्मे प्रमाणम्, पौरुषेयवाक्यत्वे सति मूल प्रमाणरहितत्वात्, विप्रलम्भकवाक्यवत्।** ઇતિ જૈમિનીય ન્યાયમાળા—સ્માર્તનાં વાક્યો ધર્મમાં પ્રમાણ તરીકે ગણાતાં નથી. કારણ કે, એના બનાવનારા કેવળ પુરુષો જ હોવાથી તે પ્રમાણ રહિત છે, જેમ ધૂર્ત લોકોનાં વાક્યો મૂળ વગરનાં હોવાથી અપ્રમાણ ગણાય છે તેમ. આ ન્યાય પણ સ્મૃતિઓને અપ્રમાણિત કરવા વપરાય છે. ॥ ૧ ॥

હવે ઉત્તરપક્ષ સિદ્ધાંત રૂપે પ્રતિપાદિત કરે છે.

## अपि वा कर्तृसामान्यात् प्रमाणमनुमानं स्यात् ॥ २ ॥

**પદાર્થ**:—( **अपि वा** ) આ શબ્દો પૂર્વપક્ષની નિવૃત્તિ સૂચવે છે. ( **कर्तृसामान्यात्** ) સમાન કર્તા હોવાથી ( **अनुमानम्** ) સ્મૃતિ ( **प्रमाणम्** ) પ્રમાણ ( **स्यात्** ) હોઇ શકે.

**ભાવાર્થ**:—જે વાક્યસંદર્ભને વેદનો આધાર મળતો હોય એવા વાક્યસંદર્ભને (સ્મૃતિને) પ્રમાણ માનવો જોઇએ. સ્મૃતિઓ ઋષિઓએ બનાવી છે અને વેદના સૂક્ષ્મ અર્થને તેમાં વધારે વિસ્તારપૂર્વક સમજાવ્યો હોય છે. વેદથી સંપૂર્ણ અર્થ ન સમજી શકનારાઓને તથા વેદ ન સમજી શકનારાઓને ધર્મ સમજાવવો એ હેતુ સ્મૃતિઓમાં સમાયો હોય છે. વૈદિકધર્મનું અનુ-

ષ્ઠાન કરનારા ઋષિઓ સ્મૃતિઓના બનાવનાર છે એટલે ધર્માનુષ્ઠાન અને સ્મૃતિ આ બન્નેના કર્તાઓ સમાન છે. જે વૈદિક ધર્મનું અનુષ્ઠાન કરે તે વૈદિક ધર્મથી વિરુદ્ધ શામાટે લખે ? વળી ઋષિઓ રાગદ્વેષથી રહિત અને જ્ઞાની હોય છે. કેવળ જન કલ્યાણની ભાવનાથી પ્રવૃત્ત થયેલા હોય છે માટે એમને અસત્ય અર્થનું પ્રતિપાદન કરવામાં કશું જ પ્રયોજન નથી. અહીં શ્રી માધવાચાર્ય ( સાયણાચાર્ય ) આવો ન્યાય મૂકે છે.

**विमता स्मृति र्वेदमूला, वैदिकमन्वादिप्रणीतस्मृतित्वात्, उपनयनाध्ययनादि स्मृतित्वात्।**

વિમત સ્મૃતિ વેદમૂલક છે. કારણ કે, એ વેદ જાણનાર મનુઆદિથી પ્રણીત સ્મૃતિ છે. ઉપનયન અને અધ્યયન સ્મૃતિ પેઠે. આ પ્રમાણે મન્વાદિ સ્મૃતિ પ્રમાણ સ્વરૂપ છે છતાં તેમાં જ્યાં પ્રક્ષિપ્ત બાબત જણાતી હોય તેનો ત્યાગ કરવો એ વિવેકવાળી બુદ્ધિનું કામ છે. આનાથી મહર્ષિ જૈમિનિ વેદ, સ્મૃતિ અને સદાચારને પ્રમાણ તરીકે ગણે છે. ॥ ૨ ॥

### શ્રુતિ-પ્રાબલ્ય-અધિકરણ.

## विरोधे त्वनपेक्ष्यं स्यादसति ह्यनुमानम् ॥ ३ ॥

**પદાર્થઃ**—(**तु**) પણ (**विरोधे**) શ્રુતિ સાથે સ્મૃતિનો વિરોધ હોય ત્યારે ( **अनपेक्ष्यम्** ) સ્મૃતિ અનાદરણીય ( **स्यात्** ) થઈ જાય છે. ( **हि** ) માટે ( **असति** ) વિરોધ ન હોય તો જ ( **अनुमानम्** ) સ્મૃતિ પ્રમાણ ગણાય છે.

**ભાવાર્થઃ**—શ્રુતિ અર્થાત્ વેદની સાથે જો સ્મૃતિનો વિરોધ હોય એટલે કે શ્રુતિ–વિરુદ્ધ સ્મૃતિ હોય તો તેને માન્ય ગણવી નહિ. જો વિરોધ ન હોય તો જ સ્મૃતિને માન્ય ગણવી. જાબાલ સ્મૃતિમાં જણાવ્યું છે કેઃ—

**श्रुतिस्मृतिविरोधे तु श्रुतिरेव गरीयसी।**
**अविरोधे सदा कार्यं स्मार्तं वैदिकवत् सता॥**

શ્રુતિ અને સ્મૃતિમાં જ્યાં વિરોધ પડે ત્યાં શ્રુતિ જ શ્રેષ્ઠ છે. માટે જ્યાં વિરોધ ન હોય ત્યાં જ સ્માર્ત કાર્ય વૈદિક કાર્ય પેઠે કરવું. ॥ ૩ ॥

### દૃષ્ટમૂલક સ્મૃતિનું અપ્રામાણ્ય-અધિકરણ.

## हेतुदर्शनाच्च ॥ ४ ॥

**પદાર્થઃ**—( **च** ) કારણ કે ( **हेतुदर्शनात्** ) હેતુ જણાતો હોવાથી.

**ભાવાર્થઃ**—મનુષ્ય માત્ર ભૂલને પાત્ર છે લોભ સર્વ કોઈને ઓછાવત્તા પ્રમાણમાં હોય છે બધાય સ્મૃતિકારો રાગદ્વેષ રહિત હોવા સંભવિત નથી, માટે લોભને લીધે વેદવિરુદ્ધ સ્મૃતિ પણ વિદ્વાનો બનાવે છે. આ કારણથી સ્મૃતિની કસોટી વેદ છે, વેદની કસોટીએ ચડતાં જે સ્મૃતિમાં વેદમૂલકતા ન જણાય તે સ્મૃતિને પ્રમાણ માનવી નહિ. બાળલગ્નવિધાનની સ્મૃતિ અને મૂર્તિપૂજાના વિધાનની સ્મૃતિઓનું મૂળ વેદમાં નથી માટે એવી સ્મૃતિઓને માન્ય રાખવી નહિ ॥ ૪ ॥

## પદાર્થ પ્રાબલ્યનું અધિકરણ.

## शिष्टाकोपेऽविरुद्धमिति चेत् ॥ ५ ॥

**પદાર્થઃ**—( **शिष्टाकोपे** ) વૈદિક પદાર્થો સાથે વિરોધ ન આવે તો ( **अविरुद्धम्** ) સ્માર્ત પદાર્થનું અનુષ્ઠાન કરવું ( **इति चेत्** ) જો એમ કહેવામાં આવે તો.

**ભાવાર્થઃ**—વૈદિક પદાર્થ સાથે સ્માર્ત પદાર્થનો વિરોધ ન હોય તો સ્માર્ત પદાર્થનું પણ અનુષ્ઠાન કરવું. આ ઠેકાણે ઉદાહરણ આપવામાં આવે છે કે **वेदं कृत्वा वेदिं करोति.** વેદ કરીને વેદિ કરવી. આ ઠેકાણે વેદ અને વેદિનો આ પ્રમાણે અર્થ છે. **वेदो नाम दर्भमयं संमार्जनसाधनम्** દર્ભનું બનાવેલું જમીન સાફ કરવાનું સાધન, સાવરણી. **वेदिराहवनीयगार्हपत्यमध्यवर्तिनी चतुरङ्गुलखाता भूमिः** । આહવનીય અને ગાર્હપત્ય વચ્ચે ચાર આંગળ ખોદેલી ભૂમિ. વેદ અને વેદિ બનાવતી વખતે જો વચ્ચે છીંક ખાધી હોય તો આચમન કરવું **क्षुत आचामेत्** આ વાક્ય સ્મૃતિનું છે અને **वेदं कृत्वा वेदिं करोति** આ વાક્ય વૈદિક છે, આ ઠેકાણે સ્મૃતિવાક્યનો વૈદિક વાક્ય સાથે વિરોધ નથી વૈદિક વાક્ય ક્રમનું પ્રતિપાદન કરે છે જ્યારે સ્મૃતિ વાક્ય પદાર્થનું પ્રતિપાદન કરે છે. માટે **क्रमस्य पदार्थधर्मत्वेन आचमनेन प्रबलेन पदार्थेन बाधे बाधकाभावः** ક્રમ એ પદાર્થનો ધર્મ છે અને આચમન એ તો પદાર્થ છે માટે તેનાથી શ્રૌત ક્રમનો બાધ થતો નથી અર્થાત્ વિરોધ થતો નથી. માટે સ્માર્ત આચમન પણ કરવું જોઈએ. ॥ ५ ॥

આના સંબંધમાં પૂર્વપક્ષવાદી કહે છે કેઃ—          પૂર્વપક્ષનું સૂત્ર.

## न शास्त्रपरिमाणत्वात् ॥ ६ ॥

**પદાર્થઃ**—( **शास्त्रपरिमाणत्वात्** ) શાસ્ત્રપ્રતિપાદ્ય પ્રયોગથી પરિમાણનું જ્ઞાન થવાથી, ( **न** ) ઉપર જે બાબત કહી છે તે ઠીક નથી

**ભાવાર્થઃ**—પ્રયોગ વિધિથી એમ જણાય છે કે આ કર્મમાં આટલા પદાર્થો જ કરવા એટલે એમાં સંખ્યાનું પરિમાણ સ્પષ્ટ જણાય છે. હવે જો આચમન કરવામાં આવે તો સંખ્યાનું પરિમાણ=પ્રમાણ સચવાતું નથી માટે સ્માર્ત આચમનનો બાધ થાય છે અર્થાત્ ઉક્ત વૈદિક વાક્ય સાથે સ્માર્ત વાક્યનો વિરોધ હોવાથી સ્માર્ત આચમન ન કરવું જોઈએ. ॥ ६ ॥

સિદ્ધાંત સૂત્ર.

## अपि वा कारणाग्रहणे प्रयुक्तानि प्रतीयेरन् ॥ ७ ॥

**પદાર્થઃ**—( **अपि वा** ) અથવા ( **कारणाग्रहणे** ) લોભાદિ કારણો ન હોવાથી ( **प्रयुक्तानि** ) અનુષ્ઠિત આચમન આદિ અવિરુદ્ધ ( **प्रतीयेरन्** ) જણાય છે.

**ભાવાર્થઃ**—જે સ્મૃતિ બનાવવામાં કોઇ પણ જાતનો લોભ સ્વાર્થ, અથવા અજ્ઞાન વિદિત ન થતાં હોય એવાં સ્મૃતિ વાક્યો માનવામાં કોઇ પણ જાતનો વિરોધ નથી. છીંક ખાધા પછી આચમન કરવું આની પાછળ કોઇ પણ જાતનો સ્વાર્થ નથી તેમ તે અજ્ઞાન પણ નથી. એ તો સ્વચ્છતા છે માટે તે કરવું જોઈએ.

आचान्तेन कर्तव्यम्, यज्ञोपवीतिना कर्तव्यम्......शौचं दक्षिणाचारता यज्ञोपवीतित्वं च एवंजातीयका अर्थो व्यवधातारो न भवन्ति । सर्वपदार्थानां शेषभूतत्वात् । तस्मादाचमनादीनां प्रामाण्यम्. ઇતિ શાબરભાષ્ય.

શુદ્ધિ અને ઉપવીત આદિ પદાર્થો ક્રમના વ્યવધાયક ગણાતા નથી. કારણ એનો બધા પદાર્થોના અંગ ગણાય છે. માટે આચમન આદિ પ્રામાણિક છે અને તે કરવાં જોઇએ. આચમન એ પદાર્થ ગણાય છે અને ' અમુક કર્યા પછી અમુક કરવું ' આમાં ક્રમ છે. પદાર્થ પ્રબળ છે અને તેનાથી પદાર્થના ધર્મસ્વરૂપ ક્રમનો બાધ થતો નથી. એ ભાવ આ અધિકરણનો છે. ॥ ૭ ॥

**શાસ્ત્રપ્રસિદ્ધ પદાર્થપ્રામાણ્યનું અધિકરણ.**

પૂર્વપક્ષનું સૂત્ર.

## तेष्वदर्शनाद् विरोधस्य समा विप्रतिपत्तिः स्यात् ॥ ८ ॥

**પદાર્થ:**—( **तेषु** ) તેઓમાં અર્થાત્ આર્ય અને મ્લેચ્છના પ્રયોગોમાં ( **विरोधस्य** ) વિરોધનું ( **अदर्शनाद्** ) દર્શન ન થવાથી ( **विप्रतिपत्तिः** ) વિશિષ્ટ જ્ઞાન ( **समा** ) એક સરખું ( **स्यात्** ) થવું જોઇએ.

**ભાવાર્થ:**—**यवमयश्चरुः, वाराही उपानहौ, वैतसे कटे प्राजापत्यान् संचिनोति** આ વૈદિક વાક્યોમા ' યવ ' ' વરાહ ' અને ' વૈતસ ' શબ્દો આવેલા છે. આર્યો અને આર્યેતર મ્લેચ્છો એ શબ્દોનો જુદા જુદા અર્થોમાં પ્રયોગ કરે છે ' **યવ** ' ને આર્યલોકો અણીવાળા ધાન્યમાં એટલે જવમાં પ્રયોગ કરે છે જ્યારે મ્લેચ્છો ' કાંગ ' નામના ધાન્યમાં પ્રયોગ કરે છે. ' **વરાહ** ' નો આર્યલોકો ભુંડ અર્થ કરે છે જ્યારે મ્લેચ્છો કોઇ કાળું પંખી એવો અર્થ કરે છે. ' વૈતસ ' નો આર્યલોકો વંજુલ ( નેતર ) અર્થ કરે છે જ્યારે મ્લેચ્છો જાંબુ અર્થ કરે છે. યવ આદિ શબ્દોનો અર્થ વ્યવહારથી જાણી શકાય છે. અને આર્ય અને મ્લેચ્છોના વ્યવહારની પ્રસિદ્ધિ એક સરખી જ છે અર્થાત્ કોનો પ્રયોગ સાચો છે અને કોનો પ્રયોગ ખોટો છે એનો નિશ્ચય થઇ શકતો નથી કારણ કે બન્ને જાતના પ્રયોગનું બળ સમાન છે. એટલે પરિણામ એ આવે છે કે કોઇક વાર ચરૂ યવનો બનાવવો તો કોઇક વાર કાંગનો બનાવવો જોઇએ. જવ અને કાંગનો વિકલ્પ થાય છે. તે જ પ્રમાણે ભુંડ અને કૃષ્ણ શકુનિ તથા ' નેતર ' અને ' જાંબુ ' અર્થોમાં પણ સમજવું. આ પ્રમાણે યવ આદિ શબ્દનો વિકલ્પ માનવો એવો પૂર્વપક્ષનો અભિપ્રાય છે. ॥ ૮ ॥

હવે સિદ્ધાંત સૂત્ર કહે છે.

## शास्त्रस्था वा तन्निमित्तत्वात् ॥ ९ ॥

**પદાર્થ:**—( **वा** ) પૂર્વપક્ષની વ્યાવૃત્તિ સૂચવે છે. ( **शास्त्रस्था** ) આવા શબ્દોના અર્થનો નિર્ણય વેદમાંથી શોધવો ( **तन्निमित्तत्वात्** ) વેદ તથા તેને અનુસરનારાં શાસ્ત્રો જ એવા પ્રયોગોમાંથી સત્ય અર્થ જાણવાનું નિમિત્ત હોવાથી.

**ભાવાર્થ:**—શાસ્ત્રીય ધર્મના જ્ઞાનમાં શાસ્ત્ર-પ્રસિદ્ધિ જ બલવતી હોય છે. આવે ઠેકાણે લૌકિક પ્રયોગોને આદર આપવામાં આવતો નથી. વૈદિક શાસ્ત્રોમાં ' યવ ' શબ્દનો અર્થ

'જવ' જ કરવામાં આવ્યો છે. 'યવ' શબ્દને માટે આ પ્રમાણે અર્થવાદ વૈદિક ગ્રંથોમાં છે.' **यत्रान्या औषधयो म्लायन्ते अथैते मोदमाना इवोत्तिष्ठन्ति ।** જ્યારે બીજી ઔષધિઓ સુકાઇ જાય છે ત્યારે 'યવ' ઔષધિ જાણે હર્ષ પામતી હોય એવી રીતે ઉભી હોય છે અર્થાત્ ખીલી રહેલી હોય છે. આ અર્થવાદથી નિર્ણય થાય છે કે યવ એટલે જવ. 'વરાહ'ના સંબંધમાં પણ આ પ્રમાણે અર્થવાદ છે. **तस्माद् वराहं गावोऽनुधावन्ति** વરાહને જોઇને ગવાદિ પશુઓ તેની પાછળ દોડે છે. જંગલી ભુંડની પાછળ ગવાદિ પશુઓ દોડે છે એ પ્રસિદ્ધ છે. કાળાં કોઇ પંખીની પાછળ ગવાદિ પશુઓ દોડતાં નથી. આ ઉપરથી નિર્ણય થાય છે કે 'વરાહ'નો અર્થ 'ભુંડ' થાય છે, પંખી નહિ.

વૈતસના સંબંધમાં અર્થવાદ આ પ્રમાણે છેઃ—'**अप्सु वञ्जुलो जायते**' વંજુલ પાણીમાં ઉગે છે, નેતર પણ પાણીમાં ઉગે છે. જાંબુડાનું ઝાડ કાંઇ પાણીમાં ઉગતું નથી એ તો કોઇ પર્વત ઉપર અથવા નદીના કાંઠા ઉપર ઉગે છે, માટે આ અર્થવાદથી સિદ્ધ થાય છે 'વૈતસ' એટલે 'નેતર'. આ પ્રમાણે શાસ્ત્રમાં જે પદોનો અર્થ પ્રસિદ્ધ હોય તેને જ સત્ય માનવો અને બીજા પ્રયોગોને ગૌણ માનવા. અર્થાત શાસ્ત્રીય પદાર્થોમાં જ પ્રામાણ્ય છે. શાસ્ત્રીય અર્થ કરવામાં મ્લેચ્છાદિના પ્રયોગની પ્રસિદ્ધિ ઉપયોગમાં લેવી નહિ. ॥ ૯ ॥

## મ્લેચ્છપ્રસિદ્ધાર્થપ્રામાણ્યનું અધિકરણ.

# चोदितं तु प्रतीयेताविरोधात् प्रमाणेन ॥ १० ॥

**પદાર્થઃ**—( **चोदितम्** ) મ્લેચ્છોએ કરેલો વ્યવહાર ( **तु** ) પણ ( **प्रमाणेन** ) પ્રમાણ સાથે ( **अविरोधात्** ) વિરોધ ન હોવાથી ( **प्रतीयेत** ) શબ્દોનો અર્થ કરવામાં સ્વીકારવો જોઇએ.

**ભાવાર્થઃ**—પિક, નેમ, સત, તામરસ, આદિ શબ્દોના પ્રયોગ આર્યોએ કર્યો નથી અને મ્લેચ્છોએ એ શબ્દોનો પ્રયોગ કર્યો છે, તો એ શબ્દોના અર્થ કરવામાં મ્લેચ્છ વ્યવહારને પ્રમાણભૂત માનવો કે 'પિક' આદિ શબ્દોના અર્થની નિગમ, વ્યાકરણ અને નિરુક્તનાં બળથી કલ્પના કરવી જોઇએ ?

આ પ્રકારના સંદેહમાં આ પ્રમાણે પૂર્વપક્ષ ઉત્પન્ન થાય છે. શિષ્ટનો આચાર પ્રમાણ મનાય છે, અશિષ્ટનો આચાર પ્રમાણ મનાતો નથી, માટે ઉપર કહેલા પિક આદિ શબ્દના અર્થનો નિર્ણય મ્લેચ્છોના પ્રયોગથી કરવો જોઇએ નહિ પણ વ્યાકરણ, નિરુક્ત અને નિગમની પદ્ધતિએ કરવો જોઇએ.

આ પ્રમણેના પૂર્વપક્ષમાં સમાધાન આ પ્રમાણે છે.

મ્લેચ્છોએ જે જે શબ્દોનો પ્રયોગ કર્યો હોય અને તેના પ્રમાણભૂત વૈદિક શાસ્ત્ર સાથે વિરોધ ન આવતો હોય તો મ્લેચ્છ પ્રયોગને પણ પ્રમાણ તરીકે સ્વીકારવો.

જો મ્લેચ્છોના પ્રયોગથી અર્થનો નિર્ણય કરી શકાય તો પછી વ્યાકરણ અને નિરુક્તની જરૂર શી છે ?

એ શંકાનો ઉત્તર એ છે કે, જે શબ્દોનો અવિરુદ્ધ પ્રયોગ મ્લેચ્છોએ પણ ખાસ અર્થમાં કર્યો હોય તેવા શબ્દોના અર્થ નિર્ણય કરવામાં વ્યાકરણ અને નિરુક્તાદિનો ઉપયોગ છે.

વળી આર્યોએ જે શબ્દોનો પ્રયોગ ન કર્યો હોય, તથા મ્લેચ્છનો અવિરુદ્ધ પ્રયોગ પણ માન્ય કરવામાં ન આવે અને એવા શબ્દનો **અર્થ** વ્યાકરણ અને નિરુકતાદિની સહાયતાથી કરવામાં આવે તો શબ્દનો અર્થ અવ્યવસ્થિત થઇ જાય રૂઢિને લીધે શબ્દનો **અર્થ** વ્યવસ્થિત થઇ જાય છે. જેમ ' યવ ' આદિ શબ્દોના અર્થોનો અર્થવાદ સાથે વિરોધ છે તેવા **વિરોધ** કોઇ પણ વેદમંત્ર કે અર્થવાદ સાથે પિક આદિ શબ્દ પ્રયોગનો નથી. માટે પિક આદિ શબ્દોના અર્થ મ્લેચ્છપ્રસિદ્ધિથી માન્ય રાખવા જોઇએ. મ્લેચ્છપ્રસિદ્ધિ ઉક્ત શબ્દમાં આ પ્રમાણે છે. **पिक**=કોયલ. **नेम**=અર્ધુ. **तामरस**=પદ્મ. **सत**=લાકડાનું બનાવેલું સો છિદ્રવાળું ગોળ પાત્ર. આને માટે જુઓ શાબર ભાષ્ય. આ પ્રમાણે કોઇક ઠેકાણે મ્લેચ્છ પ્રસિદ્ધિને પણ જો તે અવિરુદ્ધ હોય તો પ્રમાણ નહીં કે સ્વીકારવા. ॥ ૧૦ ॥

**કલ્પસૂત્રાદિ ગ્રન્થોના અસ્વતઃ પ્રામાણ્યનું અધિકરણ.**

પૂર્વપક્ષનું સૂત્ર.

## प्रयोगशास्त्रमिति चेत् ॥ ११ ॥

**પદાર્થ**:—( **प्रयोगशास्त्रम्** ) બૌદ્ધાયન, આપસ્તંબ આદિ સૂત્રગ્રન્થો પ્રયોગશાસ્ત્ર છે અર્થાત્ કલ્પસૂત્ર ગ્રન્થો છે અને તેને પણ અપૌરુષેય માનવા જોઇએ.

**ભાવાર્થ**:—બૌદ્ધાયનાદિ કલ્પસૂત્રો અપૌરુષેય માનવાં જોઇએ અને એ સૂત્રગ્રન્થો સાથે જે બૌદ્ધાયન આદિ નામો જોડાયા છે તે તો કઠ આદિ નામ પેઠે પ્રવચનને લીધે છે, અથવા એ સૂત્રોને સ્વતઃ પ્રમાણ માનવાં જોઇએ કારણ કે બૌદ્ધાયન જેવા આચાર્યોના વચનમાં અસત્યતા હોય જ નહિ. આ કારણથી કલ્પસૂત્ર ગ્રન્થો સ્વતઃ પ્રમાણ છે અને અપૌરુષેય પણ છે એવું પૂર્વપક્ષકારનું મન્તવ્ય છે. ॥ ૧૧ ॥

હવે સિદ્ધાંત પક્ષ બતાવે છે.

## असन्नियमात् ॥ १२ ॥

**પદાર્થ**:—( **असन्नियमात्** ) પૂર્વ અવિદ્યમાન એવા બોદ્ધાયન આદિ ઋષિઓએ એનું નિર્માણ કરેલું હોવાથી.

**ભાવાર્થ**:—જન્મ મરણવાળા બૌદ્ધાયન આદિ ઋષિઓએ કલ્પસૂત્ર બનાવ્યાં છે, તેના જન્મ પહેલાં એમના સૂત્રો ગ્રન્થો સંસારમાં હતાં જ નહિ માટે તેને અપૌરુષેય કહી શકાય નહિ. કાઠક આદિ વેદ ગ્રન્થમાં તો કઠ આદિની પહેલાં પણ એ વેદ તો વિદ્યમાન હતા માટે કઠ આદિ વેદના પ્રવચન કર્તા હતા અને કલ્પસૂત્રના બૌદ્ધાયન આદિ ઋષિઓ તો નિર્માતા હતા. વળી આપસ્તંબ સૂત્રમાં વૈદિક વાક્યો સાથે કોઇક ઠેકાણે વિરોધ પણ છે જેમકે:—**सर्वाणि हवींषि पर्यग्नि करोति** એમ આપસ્તમ્બ ઋષિ લખે છે જ્યારે વૈદિક વાક્યમાં **पुरोडाशं पर्यग्नि करोति** લખ્યું છે. ત્યાં હવિઓને પર્યગ્નિ કરવાં એમ આપસ્તમ્બ લખે છે. જ્યારે કેવળ પુરોડાશને જ પર્યગ્નિ કરવા એમ વદિક કહે છે. આ વિરોધને લીધે કલ્પસૂત્ર ગ્રંથો સ્વતઃ પ્રમાણભૂત માની શકાય નહિ. આથી એ સ્પષ્ટ થાય છે કે કલ્પસૂત્રગ્રન્થો અપૌરુષેય અને સ્વતઃ પ્રમાણ નથી ॥ ૧૨ ॥

સિદ્ધાંતમાં યુક્તિ બતાવે છે.

## अवाक्यशेषाच्च ॥ १३ ॥

**પદાર્થ**:—( **च** ) અને ( **अवाक्यशेषात्** ) વાક્યનો શેષ ન હોવાથી

**ભાવાર્થ**:—વૈદિક વિધિવાક્યોને વિધિસ્તાવક અર્થવાદ રૂપ શેષ વાક્યો હોય છે. જ્યારે સૂત્રગ્રંથોના વાક્યોમાં એવાં શેષ વાક્યો હોતાં નથી. જેમકે **ऋत्विजो वृणीते, वृता यजन्ति, देवयजनमध्यवस्यन्ति** ભાષ્ય. આ વાક્યોમાં વિધિ છે એવું સમજી શકાતું નથી, કારણ કે, વર્તમાન કાળનાં પ્રત્યયનો જ નિર્દેશ છે. વળી સ્તુતિ કરનાર કોઈ વાક્ય શેષ પણ નથી માટે સૂત્રવાક્યોને વેદતુલ્ય માની શકાય નહિ. ॥ ૧૩ ॥

આ પણ ઉત્તરપક્ષનું જ સૂત્ર છે.

## सर्वत्र च प्रयोगात् संनिधानशास्त्राच्च ॥ १४ ॥

**પદાર્થ**:—( **च** ) અને ( **सर्वत्र** ) બધે ઠેકાણે ( **संनिधिपठितशास्त्रात्** ) સંનિધિ પઠિત શાસ્ત્રથી વિરુદ્ધ ( **प्रयोगात्** ) કથન હોવાથી.

**ભાવાર્થ**:—આચાર્યનું એવું વચન છે કે, **सर्वातिथिषु अमावास्या** અર્થાત્ સર્વતિથિઓમાં દર્શયાગની કર્તવ્યતા છે. પણ સન્નિહિત=વૈદિક વચન છે કે **पार्णमास्यां पार्णमास्या यजेत । अमावास्यायाम् अमावास्यया यजेत ।** અર્થાત્ અમાવાસ્યાને દિવસે જ દર્શયાગ કરવો.

આ શ્રૌત વચન સાથે આચાર્યનું વચન વિરુદ્ધતા ધરાવે છે. માટે બૌદ્ધાયન આદિ આચાર્યનાં કલ્પસૂત્રો સ્વતઃ પ્રમાણ નથી, મન્વાદિ સ્મૃતિઓનાં વચનો પણ વેદ સાથે વિરોધ ન ધરાવે તે જ પ્રમાણ ગણવાં, બાકીના અપ્રમાણ સમજવા. આચાર્યો પણ ભૂલને પાત્ર બની શકે છે માટે સ્વતઃ પ્રમાણ તો નિત્ય અનાદિ વેદ જ હોઇ શકે, કલ્પાદિ ગ્રન્થો નહિ. ॥ ૧૪ ॥

### સામાન્યશ્રુતિકલ્પનાનું અધિકરણ.

પૂર્વપક્ષનું સૂત્ર.

## अनुमानव्यवस्थानात् तत्संयुक्तं प्रमाणं स्यात् ॥ १५ ॥

**પદાર્થ**:—( **अनुमानव्यवस्थानात्** ) અનુમાનની વ્યવસ્થાથી ( **तत्संयुक्तम्** ) તેનાથી સંયુક્ત ( **प्रमाणम्** ) પ્રમાણ ( **स्यात्** ) થઈ શકે.

**ભાવાર્થ**:—શ્રુતિ અને શિષ્ટાચારનું પ્રામાણ્ય તન્મૂલભૂત શ્રુતિના અનુમાનથી માનવામાં આવે છે. તો હોલકા-આદિના સંબંધમાં એમ લખવામાં આવ્યું છે **होलकादयः प्राच्यैरेव कर्तव्याः** હોલકા એટલે વસન્ત-ઉત્સવ. ( હુતાશનિ ) હોલીકા આદિ પ્રાચ્ય લોકોએ ઉજવવા જોઇએ, તો હવે શંકા એ થાય છે ' પ્રાચ્ય પુરુષોએ હોલક-ઉત્સવ કરવો જોઇએ. ' એવા ભાવની શ્રુતિની કલ્પના કરવી કે ' હોલકા-ઉત્સવ કરવો જોઇએ ' આટલા જ ભાવની શ્રુતિની કલ્પના કરવી. અર્થાત્ પ્રાચ્યાદિ પદ ઘટિત હોલકા-ઉત્સવ સમજવો કે કેવળ ' હોલકા ' સમજવો ?

આના સંબંધમાં પૂર્વપક્ષવાદીનું કહેવું છે કે પ્રાચ્ય પદ ઘટિત હોલાકા-ઉત્સવ કરવો એમ માનવું જોઇએ અને શ્રુતિ-અનુમાન પણ એવું જ કરવું જોઈએ. ॥ ૧૫ ॥

સિદ્ધાંત સૂત્ર.

## अपि वा सर्वधर्मः स्यात् तन्न्यायत्वाद् विधानस्य ॥ १६ ॥

**પદાર્થ**:—( **अपि वा** ) પૂર્વપક્ષની વ્યાવૃત્તિ સૂચવે છે. ( **सर्वधर्मः स्यात्** ) હોલકા-ઉત્સવ સર્વને માટે સામાન્યધર્મ ગણાવા જોઇએ ( **विधानस्य** ) વિધાન શ્રુતિ ( **तन्न्यायत्वात्** ) એવા ન્યાયથી જ અનુમિત થતુ હોવાથી.

**ભાવાર્થ**:—' પ્રાચ્ય પુરુષોએ હોલાકા-ઉત્સવ કરવો ' આ પ્રકારની શ્રુતિનું અનુમાન કરવું નહિ પણ, ' સર્વ કોઈએ હોલાકા-ઉત્સવ-વસન્ત-ઉત્સવ ઉજવવો જોઇએ ' એવા ભાવની શ્રુતિનું અનુમાન કરવું જોઇએ. કારણ કે પ્રાચ્ય ( પૂર્વના ) પુરુષ, કોને કહેવા એનો નિર્ણય થઇ શકતો નથી. પૂર્વ, પશ્ચિમ તો અમુકની અપેક્ષાએ હોય છે અર્થાત્ પ્રાચ્ય કોઇ જાતિવાચક શબ્દ નથી. સામાન્યવાચક વિધાન ભૂત શબ્દનું જ અનુમાન થઇ શકે. પ્રાચ્યપદ ઘટિતનું અનુમાન કરતા અવ્યવસ્થા થઇ પડે છે. જેને આપણે પ્રાચ્ય પુરુષ કહીએ છીએ તેને જ કોઇની અપેક્ષાએ પાશ્ચાત્ય પણ કહી શકાય. **तस्मात् सर्वधर्मता विधेर्न्याय्या कुतः? " पदार्थाः कर्तव्या इतिप्रमाणमस्ति व्यवस्थायां तु न किंचित् प्रमाणमस्ति "** શાબર ભાષ્ય. પદાર્થો કરવા—ઉજવવા જોઇએ એમા પ્રમાણ છે પણ વ્યવસ્થામાં અર્થાત્ પ્રાચ્યોએ અથવા દાક્ષિણાત્યોએ પદાર્થો-ઉત્સવો ઉજવવા એવું માનવામાં કશું પ્રમાણ નથી. માટે સામાન્ય શ્રુતિનું જ અનુમાન કરવું યોગ્ય છે. ॥ ૧૬ ॥

આ પણ સિદ્ધાંત સૂત્ર છે.

## दर्शनाद् विनियोगः स्यात् ॥ १७ ॥

**પદાર્થ**:—( **दर्शनात्** ) અન્યત્ર જોવાથી ( **विनियोगः स्यात्** ) વિનિયોગ થઇ શકે છે.

**ભાવાર્થ**:—શિખાકર્મની માફક વ્યવસ્થા પણ થઇ શકતી નથી. જેમ કોઇ ત્રણ શિખા રખાવે છે, કોઇ પાચ શિખા રખાવે છે, તેમ અમુક માણસો જ હોલાકા-આદિ ઉત્સવ ઉજવે તો તેનો ઉત્તર એ છે કે શિખાદિ કર્મ સાથે ગોત્રનો સંબધ હોય છે અર્થાત્ અમુક ગોત્રના હોય તેમણે અમુક પ્રકારે શિખાઓ રખાવવી અને ભૃગુવંશના હોય તેમણે ( ઉપનયન વખતે ) શિખા ન રખાવવી. **मुण्डा भृगवः** ગોત્ર શબ્દ પ્રાચ્યાદિ શબ્દ માફક અવ્યવસ્થિત નથી માટે ત્યાં વ્યવસ્થા બની શકે પણ **प्राच्यैः होलाका कर्तव्या** અહીં વ્યવસ્થા થઇ શકે નહિ. માટે અહીં તો સામાન્ય શ્રુતિનું જ અનુમાન ઘટી શકે છે. ॥ ૧૭ ॥

સિદ્ધાંતમાં યુક્તિ આપે છેઃ—

## लिङ्गाभावात् नित्यस्य ॥ १८ ॥

**પદાર્થ**:—( **च** ) અને ( **नित्यस्य** ) નિત્યનું ( **लिङ्गाभावात्** ) કોઇ ચિહ્ન જણાતું ન હોવાથી.

**ભાવાર્થ:**—કર્તા-વિશેષનું નિયમ બાંધનાર કોઇ લિંગ અર્થાત્ ચિહ્ન જણાતું ન હોવાથી પણ વ્યવસ્થા થઇ શકતી નથી કે અમુક માણસો જ હોલાકા-ઉત્સવ કરે. માટે ત્યાં તો સામાન્ય શ્રુતિનું અનુમાન કરવું એ જ યોગ્ય છે. ॥ ૧૮ ॥

સિદ્ધાંત ઉપર આક્ષેપની નિવૃત્તિ.

## आख्या हि देशसंयोगात् ॥ १९ ॥

**પદાર્થ:**—( **हि** ) કારણ કે પ્રાચ્ય આદિ ( **आख्या** ) શબ્દ ( **देशसंयोगात्** ) દેશના સંબંધથી નિષ્પન્ન થયો છે.

**ભાવાર્થ:**—પ્રાચ્યત્વ જાતિને માનીને તે જાતિયુકત શ્રુતિની કલ્પના પણ થઇ શકતી નથી, કારણ કે, પ્રાચ્યત્વ જાતિ નથી, ' પ્રાચ્ય ' શબ્દ તો કેવળ દેશના સંબંધથી જ વ્યવહારમાં આવે છે. ॥ ૧૯ ॥

સિદ્ધાંત ઉપર આક્ષેપ કરનારૂં સૂત્ર.

## न स्याद् देशान्तरेष्विति चेत् ॥ २० ॥

**પદાર્થ:**—( **देशान्तरे** ) બીજા દેશમાં જતાં ( **न स्यात्** ) પ્રાચ્ય-આદિ વ્યવહાર ન થવો જોઇએ ( **इति चेत्** ) જો એવી શંકા કરવામાં આવે તો.

**ભાવાર્થ:**—જો કોઇ શંકા કરે કે જો ' પ્રાચ્ય ' આદિ શબ્દો તો દેશના સંબંધથી બનેલા છે, તો શંકા એ થાય છે કે ઉત્તર અથવા પશ્ચિમ દેશમાં પ્રાચ્યદેશનો પુરુષ ગયા પછી તે પુરુષને પ્રાચ્ય ન કહેવો જોઇએ, છતાં લોકો તો અને પ્રાચ્ય પુરુષ પોતે પણ પોતાને માટે પ્રાચ્ય તરીકે વ્યવહાર કરે છે, માટે પ્રાચ્ય શબ્દ દેશના સંબંધને લીધે નથી, પણ જાતિવાચક છે એવું આક્ષેપ કરનારનું માનવું જણાય છે.

આક્ષેપની નિવૃત્તિ કરનારૂં સૂત્ર

## स्याद् योगाख्या हि माथुरवत् ॥ २१ ॥

**પદાર્થ:**—( **हि** ) કારણ કે ( **योगाख्या स्यात्** ) અન્યદેશમાં જવા પછી પણ યોગાખ્યા શબ્દ યૌગિકના રહી શકે છે ( **माथुरवत्** ) માથુર આદિ શબ્દ પેઠે.

**ભાવાર્થ:**—જે યૌગિક શબ્દો હોય છે, તેને ભૂત, ભવિષ્યત્ અને વર્તમાન કાળનો સંબંધ હોતો નથી અને યૌગિક શબ્દ વાચ્ય અન્યનો સંબંધ થવાથી તેને માટે નિષ્પન્ન થયેલા યૌગિક દૂર પણ થતા નથી જેમકે માથુર શબ્દ. જે મથુરામાં જન્મ્યો હોય તેને ' માથુર ' કહે છે. એ ' માથુર ' માણસ કાશી, કલકત્તા કે મુંબઇમાં જવાથી ' માથુર ' મટી જતો નથી. તેમ પ્રાચ્ય પુરુષ ઉત્તર અને પશ્ચિમમાં જવાથી તે પ્રાચ્ય મટી જતો નથી અને એજ કારણથી એ જાતિવાચક શબ્દ પણ બની શકતો નથી. પ્રકૃતિ અને પ્રત્યયના અર્થને બતાવવું એટલું યૌગિક શબ્દનું મહત્વ છે માટે **प्राच्यैर्जनैः होलका कर्तव्या** આવી શ્રુતિનું અનુમાન ન કરવું પણ **जनै होंलाका कर्तव्या** આવી શ્રુતિનું અનુમાન કરવું. કારણ સમાખ્યા-યૌગિક શબ્દથી કોઇ વ્યવસ્થા બાંધી શકાતી નથી. ॥ ૨૧ ॥

આક્ષેપ–સૂત્ર.

## कर्मधर्मो वा प्रवणवत् ॥ २२ ॥

**પદાર્થ**:—( **वा** ) આક્ષેપ સૂચક શબ્દ છે. ( **कर्मधर्मः** ) દેશને કર્મનું અંગ માનો ( **प्रवणवत्** ) 'પ્રાચીન પ્રવણ દેશમાં વૈશ્વદેવ યજ્ઞ કરવો' એની પેઠે.

**ભાવાર્થ**:—વૈશ્વદેવ યજ્ઞ કરવામાં "**प्राचीनप्रवणे वैश्वदेवेन यजेत**" પૂર્વદિશા તરફ ઢળતા પ્રદેશમાં વૈશ્વદેવ યજ્ઞ કરવો આ વિધાનમાં જેમ દેશને કર્મના અંગ તરીકે જણાવ્યો છે. તેમ 'પ્રાચ્ય' દેશ કર્મનું અંગ શામાટે ન માનવું. અર્થાત્ પ્રાચ્ય દેશમાં હોલાકા-ઉત્સવ કરવો. આ ઠેકાણે દેશને કર્મનું અંગ શામાટે ન સમજવું ? ॥ ૨૨ ॥

આક્ષેપ સમાધાન સૂત્ર.

## तुल्यं तु कर्तृधर्मेण ॥ २३ ॥

**પદાર્થ**:—( **तु** ) શબ્દ આક્ષેપની વ્યાવૃત્તિ સૂચવે છે. ( **कर्तृधर्मेण** ) કર્તાના ધર્મ સાથે ( **तुल्यम्** ) સમાનતા છે.

**ભાવાર્થ**:—જેમ અમુક કર્તા કર્મનું અંગ થઇ શકતું નથી તેમ દેશપણ કર્મનું અંગ થઇ શકતું નથી. જેમ કોઇ કાળા માણસે કોઇ ધાર્મિક કર્મ કર્યું હોય તો તેથી એ કર્મ કરવાના અધિકારી કાળા માણસો જ હોય છે એવો નિયમ બાંધી શકાતો નથી. કાળા માણસે સંધ્યા કર્મનું અનુષ્ઠાન કર્યું હોય તો સંધ્યાનું અંગ કાળો માણસ થઇ શકતો નથી તેમ દેશ પણ કર્મનું અંગ થઇ શકતો નથી. તો પછી વૈશ્વદેવ યજ્ઞમાં 'પ્રાચીન પ્રવણ' દેશ કર્મનું અંગ કેમ બને છે ? તો તેનું સમાધાન એ છે કે ત્યાં તો **प्राचीन प्रवणे यजेत** એવું પ્રત્યક્ષ વૈદિક વચન છે. અને અહીં હોલાકાદિ પ્રકરણમાં તો શ્રુતિનું અનુમાન કરવું પડે છે, માટે ત્યાં પુરુષ કે દેશનો સંબંધ માની શકાતો નથી. સામાન્ય શ્રુતિનું જ અનુમાન કરવું જોઇએ અર્થાત् **सर्वैर्जनैर्होलाका** ( **वसन्तोत्सवः** ) **कर्तव्या** આવી સામાન્ય શ્રુતિ જ કલ્પવી જોઇએ. ॥ ૨૩ ॥

હવે પૂર્વપક્ષનું સૂત્ર.

**સાધુપદપ્રયુક્તિનું અધિકરણ શરૂ કરે છે.**

## प्रयोगोत्पत्यशास्त्रत्वाच्छब्देषु न व्यवस्था स्यात् ॥ २४ ॥

**પદાર્થ**:—( **प्रयागोत्पत्यशास्त्रत्वात** ) પ્રયોગના નિયમનું કોઇ શાસ્ત્ર ન હોવાથી ( **शब्देषु** ) 'અમુક જ શબ્દનો પ્રયોગ કરવો' ઇત્યાકારક શબ્દોમાં ( **व्यवस्था** ) નિયમ ( **न स्यात्** ) થઇ શકતો નથી

**ભાવાર્થ**:—ગવાદિ અર્થને માટે **गौः**, **गावी**, **गोणी** અને **गोपोतलिका** આદિ શબ્દો છે. આ બધામાંથી ગોરૂપ અર્થને જણાવવા માટે કયા શબ્દનો પ્રયોગ કરવો ? આને માટે ખાસ કોઇ નિયમ જણાતો નથી, માટે ગમે તે શબ્દનો પ્રયોગ કરી શકાય. '**गौः**' પ્રયોગ સાચો છે અને '**गावी**' પ્રયોગ ખોટો છે એમ ન કહી શકાય, કારણ કે, '**गौः**' પદ સાધુ છે અને

'**गावी**' પદ અસાધુ છે એનો નિર્ણય કયા શાસ્ત્રે કર્યો છે? અર્થાત્ કોઇ પણ શાસ્ત્રે શબ્દના સાધુત્વ અને અસાધુત્વ માટે નિયમ ઘડયો નથી. જો કોઇ કહે કે વ્યાકરણ શાસ્ત્રે નિયમ બતાવ્યા છે માટે વ્યાકરણ શાસ્ત્રે જેની વ્યુત્પત્તિ બતાવી હોય તે શબ્દ સાધુ ગણાય અને જેની વ્યુત્પત્તિ વ્યાકરણ શાસ્ત્રમા ન હોય તે અસાધુ શબ્દ ગણાય આને આધારે અમુક સાધુ પ્રયોગ કહેવાય અને અમુક અસાધુ પ્રયોગ કહેવાય. **गौः** પદ સાધુ છે કારણ કે તેની સિદ્ધિ વ્યાકરણમાં છે. 'ગાવી' 'ગોણી' અને 'ગોપોતલિકા' અસાધુ પ્રયોગો છે કારણ કે તેની સિદ્ધિ વ્યાકરણમાં નથી અને તેને લીધે જ ગાવી આદિ શબ્દો અપભ્રંશ કહેવાય છે. તો એના ઉત્તરમાં પૂર્વપક્ષ તરફથી કહેવામાં આવે છે કે વ્યાકરણ શાસ્ત્ર પ્રમાણ નથી, કારણ કે વેદનો એને માટે કશો આધાર નથી. જે શાસ્ત્રનું મૂળ વેદમાં હોય તેને જ પ્રમાણ માની શકાય અને જેનું મૂળ વેદમાં ન હોય એ બધાં જ શાસ્ત્રો છિન્ન-મૂળ હોવાથી અસત્ય છે. આથી સિદ્ધ થાય છે કે શબ્દોના સાધુત્વ અને અસાધુત્વનું કોઇ નિર્ણાયક શાસ્ત્ર ન હોવાથી શબ્દોના પ્રયોગોમાં કોઇ વ્યવસ્થા નથી. ગવાદિ અર્થને માટે **गौः** અને **गावी** આદિ શબ્દો પણ વાપરી શકાય અને બન્ને પ્રયોગોને સત્ય જ માનવા જોઇએ. ॥ ૨૪ ॥

સિદ્ધાંત સૂત્ર.

## शब्दे प्रयत्ननिष्पत्तेरपराधस्य भागित्वम् ॥ २५ ॥

**પદાર્થ**:—( **शब्दे** ) શબ્દમાં ( **प्रयत्ननिष्पत्तेः** ) પ્રયત્નથી ઉત્પત્તિ હોવાથી ( **अपराधस्य** ) અપરાધનું ( **भागित्वम्** ) ભાગિત્વ અર્થાત કર્તૃત્વ થઇ શકે છે.

**ભાવાર્થ**:—શબ્દનું ઉચ્ચારણ કરવામાં પ્રયત્ન કરવો પડે છે. સ્થાન પ્રયત્નો બરાબર જે શબ્દ માટે ન હોય તે શબ્દોને ખોટા માનવા પડે છે. કોઇ શબ્દ સ્થાનના દોષને લીધે અને કોઇ શબ્દ પ્રયત્નના દોષને લીધે ખોટો પડે છે. અશક્તિને લીધે પણ શબ્દનુ ઉચ્ચારણ બરાબર થઇ શકતું નથી માટે લોકમાં બે જાતના શબ્દો હોય છે. તેમાં જે સાધુ શબ્દ હોય તેનો જ પ્રયોગ કરવો, અસાધુ શબ્દનો પ્રયોગ કરવો નહિ. આને માટે વૈદિક વાક્યો પણ છે જેમકે: **एकः शब्दः सम्यग्ज्ञातः सुप्रयुक्तः स्वर्गे लोके कामधुग्भवति ।** આમાં શબ્દનુ જ્ઞાન મેળવવા અને સાધુ શબ્દનો પ્રયોગ કરવા કહ્યું છે. અને તે ગુણવાક્ય છે. **तस्माद् ब्राह्मणेन न म्लेच्छितवै नापभाषितवै, म्लेच्छो ह वा एष यदपशब्दः ॥** અપશબ્દ મ્લેચ્છ કહેવાય છે બ્રાહ્મણોએ મ્લેચ્છ ન બનવું જોઇએ.

એટલે કે અસાધુ શબ્દોનો પ્રયોગ ન કરવો જોઇએ. આ પ્રમાણે સાધુ અને અસાધુ અર્થાત્ શુદ્ધ અને અપભ્રંશ એવા બે પ્રકારના ભેદો શબ્દોમાં છે એમ બતાવે છે. સાધુત્વનો નિશ્ચય કરનાર વ્યાકરણ શાસ્ત્ર જ છે, વ્યાકરણ શાસ્ત્ર અવૈદિક નથી. વ્યાકરણને વેદનો આધાર છે. **द्वे विद्ये वेदितव्ये इति ह स्म यद् ब्रह्मविदो परा चैवापरा च । तत्र अपरा ऋग्वेदो यजुर्वेदः सामवेदोऽथर्ववेदः, शिक्षा, कल्पो व्याकरणम् निरुक्तं छन्दो ज्योतिषम् इति** આ ઠેકાણે અપરા વિદ્યામાં વેદની માફક વ્યાકરણને પણ બ્રહ્મવેત્તાઓએ જણાવ્યું છે. તૈત્તરીય બ્રાહ્મણમાં પણ વ્યાકરણની ઉપાદેયતા બતાવી છે. '**ते देवा इन्द्रमब्रुवन्–इमां नो वाचं व्याकुरु इति । तामिन्द्रो मध्यतोऽपक्रम्य व्याकरोत् । तस्मादियं व्याकृता वागुद्यते ।** આ વૈદિક અર્થવાદમાં સંસ્કૃત વ્યાકરણથી શુદ્ધ થયેલી વાણી જ બોલવી જોઇએ એવો સ્પષ્ટ ઉપદેશ છે. આથી સિદ્ધ થાય છે કે વ્યાકરણ શાસ્ત્ર અવેદમૂલક નથી. વ્યાકરણ શાસ્ત્રને બનાવ-

નારા પાણિનિ, કાત્યાયન અને પતંજલિ મુનિઓ પણ મનુ આદિ ઋષિ સમાન જ છે, એમનાં શાસ્ત્રો વેદ વિરુદ્ધ હોય જ નહિ, માટે 'गौ' આદિ શબ્દો જ સાધુ શબ્દો છે અને 'गावी' આદિ શબ્દ અસાધુ છે. ॥ ૨૫ ॥

સિદ્ધાંતમાં યુક્તિ પણ બતાવે છે.

## अन्यायश्चानेकशब्दत्वम् ॥ २६ ॥

**પદાર્થ**:—( **च** ) અને ( **अनेकशब्दत्वम्** ) એક અર્થને માટે અનેક શબ્દ હોવા ( **अन्यायः** ) અન્યાય છે.

**ભાવાર્થ**:—એક જ અર્થને માટે અનેક શબ્દો વાપરવા તે અયોગ્ય છે **गौः**, **गावी**, **गोणी**, **गोपोतालिका** આ બધા શબ્દો એક અર્થને માટે ન જ હોય. જે વ્યાકરણ-શુદ્ધ છે તે એક જ **गौः** ગાય રૂપ અર્થને માટે ન્યાય્ય છે. બીજા બધા અપભ્રંશ છે. આમાં શંકા એ થાય છે કે ત્યારે શું **हस्तः**, **करः**, **पाणिः** આ ત્રણ શબ્દોમાં શું એકને જ સાધુ માનવા અને બીજા બે શબ્દોને અપભ્રંશ માનવા ? આનો ઉત્તર એ છે કે, આ ત્રણે શબ્દો તો વ્યાકરણ-શુદ્ધ છે શિષ્ટ પુરુષોએ એ ત્રણે શબ્દોને એક જ અર્થમાં પ્રયુક્ત કર્યા છે, માટે આ ઠેકાણે તો ત્રણે શબ્દ સાધુશબ્દો જ છે. પણ **गाः** ને સ્થાને અપભ્રંશ ગાવી આદિ શબ્દોને શિષ્ટ પુરુષોએ વાપર્યા નથી, માટે સાધુ અને અસાધુ બંને મળીને જે અનેક શબ્દો હોય છે તેજ અનેક શબ્દ એક જ અર્થમાં અન્યાય્ય ગણાય છે. ॥ ૨૬ ॥

આક્ષેપ-નિવૃત્તિ.

## तत्र तत्त्वमभियोगविशेषात् ॥ २७ ॥

**પદાર્થ**:—( **तत्र** ) સાધુત્વ અને અસાધુત્વની ચિન્તનિકામાં ( **तत्त्वम्** ) નિશ્ચય ( **अभियोगविशेषात् स्यात्** ) વ્યુત્પત્તિવિશેષથી થઇ શકે છે.

**ભાવાર્થ**:—જેઓ અભિયુક્તો શિષ્ટ વિદ્વાનો હોય છે તેના પ્રયોગથી જ સાધુત્વ અને અસાધુત્વનો નિશ્ચય થઇ શકે છે. જેઓ શિષ્ટ હોય છે તેઓ પ્રયોગ કરવામાં ભૂલ કરતા નથી. શિષ્ટનું લક્ષણ પણ એ જ છે કે જેઓ ભૂલ ન કરે. માટે પાણિનિ, કાત્યાયન અને પતંજલિ મુનિ જેવા શિષ્ટ પુરુષોએ જે શબ્દોને સાધુ તરીકે ઉપદેશ્યા તે જ શબ્દો સાધુ અને બીજા અસાધુ આજ નિર્ણય છે. ॥ ૨૭ ॥

ઉત્તર સૂત્ર.

## तदशक्तिश्चानुरूपत्वात् ॥ २८ ॥

**પદાર્થ**:—( **तदशक्तिः** ) **गौः** આદિ સાધુ શબ્દના ઉચ્ચારણમાં કેટલાકને અશક્તિ હોય છે તેથી અપભ્રંશ શબ્દ બની જાય છે છતાં ( **अनुरूपत्वात्** ) અપભ્રષ્ટ શબ્દથી જે અર્થનો બોધ થાય છે તે તો સાધુ શબ્દને અનુરૂપ હોવાથી.

**ભાવાર્થ**:—અપભ્રષ્ટ શબ્દથી પણ અર્થનો બોધ તો થઇ શકે છે પણ તેથી તેમાં શક્તિ

માનવામાં આવતી નથી. સાધુશબ્દ ઉચ્ચારક વિકૃતિ પામીને અપભ્રષ્ટ શબ્દ બની જાય છે તેથી તેમાં અનુરૂપતા અર્થાત સાદસ્ય રહે છે અને એ સાદસ્યને લીધે અસાધુ શબ્દથી પણ અર્થ બોધ થાય છે. અર્થનો બોધ કરાવવો એજ કંઇ સાધુશબ્દનું લક્ષણ નથી. સાધુશબ્દનું લક્ષણ તો **शिष्टप्रयुक्तत्वम्** શિષ્ટપ્રયુક્તત્વ ગણાય છે. માટે અપભ્રષ્ટ શબ્દમાં શક્તિ માનવામાં આવતી નથી. ॥૨૮॥

ઉત્તરમાં યુક્તિ બતાવે છે.

# एकदेशत्वाच्च विभक्तिव्यत्यये स्यात् ॥ २९ ॥

**પદાર્થ**:—( **च** ) અને ( **विभक्तिव्यत्यये** ) વિભક્તિના વ્યત્યયમાં ( **एकदेशत्वात् स्यात्** ) સાધુ શબ્દના એક દેશથી પણ અર્થબોધ થાય છે.

**ભાવાર્થ**:—કોઇએ **अश्मकेभ्य आगच्छन्ति** ને બદલે **अश्मकैरागच्छन्ति** એવો પ્રયોગ ભૂલથી કર્યો હોય તો પણ **अश्मक** શબ્દના સાદસ્યથી સાંભળનારને બોધ થઇ શકે છે. વ્યુત્પન્ન શ્રોતા સમજી શકે છે પ્રયોકતાએ ભૂલથી પંચમી વિભક્તિને બદલે તૃતીયા વિભક્તિનો પ્રયોગ કર્યો છે. તે જ પ્રમાણે 'ગાવી' આદિ શબ્દોમાં પણ ગૌઃ શબ્દનો એક દેશ છે જ તેને લીધે અર્થ બોધ થઇ શકે છે. પણ તેથી '**अश्मकेभ्यः**' ના અર્થમાં વપરાયેલો '**अश्मकैः**' પ્રયોગ સાધુ કહેવાય નહિ. આ ઉપરથી સિદ્ધ થાય છે કે; વ્યાકરણથી શબ્દનું સાધુત્વ ઓળખી શકાય છે અને વ્યાકરણ વેદમૂલક છે માટે સાધુ શબ્દનો જ પ્રયોગ કરવો જોઇએ. આજ કારણથી પતંજલિ મુનિએ વ્યાકરણ ભણવા ઉપર ભાર મુકયો છે કે અમે મ્લેચ્છ ન બની જઇએ માટે વ્યાકરણ ભણવું જોઇએ. ( **म्लेच्छा मा भूमेत्यध्येयं व्याकरणम्** ) ॥ ૨૯ ॥

**હવે લોક અને વેદમાં શબ્દોના અર્થોનું ઐકય છે એ અધિકરણ શરૂ કરે છે.**

# प्रयोग चोदनाभावादर्थैकत्वमविभागात् ॥ ३० ॥

**પદાર્થ**:—( **प्रयोगचोदनाभावात्** ) વાકયના ઉચ્ચારણથી ઉત્પન્ન થનાર પ્રતીતિ ન થવાને લીધે ( **अविभागात्** ) શબ્દોના અર્થોનો વિભાગ ન હોવાથી ( **अर्थैकत्वम्** ) અર્થોની એકતા છે.

**ભાવાર્થ**:—આ સૂત્રમાં પૂર્વપક્ષ અને ઉત્તરપક્ષ બન્ને સમાવિષ્ટ થાય છે. વૈદિકભાષામાં અને લૌકિક ભાષામાં જે પદો તથા વાકયો વપરાયાં છે તેનો અર્થ જેવો લૌકિક સંસ્કૃતભાષામાં થાય છે તેવો જ વૈદિક ભાષામાં પણ થાય છે. આ ઠેકાણે પૂર્વપક્ષ એમ કહે છે કે વેદમા પદો લૌકિક ભાષા કરતાં જુદાં છે માટે અર્થો પણ જુદા હોવા જોઇએ. લોકભાષામાં '**देवाः**' પદ વપરાય છે ત્યારે વેદમાં '**देवासः**' પદ વપરાયું છે. એજ પ્રમાણે બીજા પદોમાં પણ સમજવું. વેદમાં **कर्णेभिः** પદ વપરાયું છે જ્યારે લૌકિક ભાષામાં '**कर्णैः**' પદ વપરાય છે આ પ્રકારે રૂપ ભેદને લીધે લોકભાષામાં પદનો જે અર્થ થાય છે તેના કરતાં વેદમાં જુદોજ અર્થ થવો જોઇએ

અર્થ પણ વેદમાં જુદી જાતના બતાવ્યા છે, જેમકેઃ—**उत्ताना देवगवा वहन्ति** દેવની ગાયો ઉંચે આકાશ તરફ મુખવાળી હોય છે. પણ લોકમાં ગાય રૂપ અર્થ તો નીચે જમીન તરફ મુખવાળી હોય છે આ કારણને લીધે પણ વેદનાં વાકયોનો અર્થ લોકભાષાને અનુસરીને ન થવો જોઇએ કારણ લૌકિક અર્થ અને વૈદિક અર્થ જુદી જાતના હોય છે.

આનું સમાધાન સિદ્ધાંતપક્ષ તરફથી આ પ્રમાણે છેઃ—'**देवासः**' આદિ પ્રયોગો બહુ જ થોડા છે બાકી જેવાં ભાષામાં રૂપ વપરાય છે તેવાં જ વેદમાં પણ રૂપો વપરાય છે **विश्वानि**

**देव, सवितर् दुरितानि परासुव** આ મંત્રો રૂપ લોકભાષા પ્રમાણે જ છે. રૂપનો કાંઈક ફેરફાર જોઈને ભિન્ન અર્થ માની શકાય નહિ.

**उत्ताना देवगवा वहन्ति** આ તો કેવળ અર્થવાદ છે અને તેમાં ગાયની સ્તુતિ છે. જો વેદમાં વપરાયેલા પદોના અર્થ જુદા માનવામાં આવે તો એ શબ્દોનું શક્તિજ્ઞાન ન થવાથી વેદના અર્થ જ થઈ શકે નહિ. અને તેથી વેદમાં અપ્રામાણ્ય આવી જાય.

આ ઉપરથી એ સિદ્ધાંત છે કે **य एव लौकिकाः पदार्थाः त एव वैदिकाः ।** પદના અર્થો જેવા લૌકિક છે તેવા જ વૈદિક પણ છે.

**लोकावगतसामर्थ्यः शब्दो वेदेऽपि बोधकः**

લૌકિક સંસ્કૃત ભાષામાં જેણે શબ્દશક્તિનું જ્ઞાન મેળવ્યું છે તે વેદના શબ્દોના અર્થ પણ જાણી શકે છે. માટે લૌકિક પદો અને વૈદિક સમાન પદોનો એક જ અર્થ હોય છે. ॥ ૩૦ ॥

**હવે આકૃતિમાં શક્તિ માનવી એ અધિકરણ શરૂ કરે છે.**

પૂર્વપક્ષ **अद्रव्यशब्दत्वात् ॥ ३१ ॥**

**પદાર્થ:—( अद्रव्यशब्दत्वात् )** દ્રવ્ય વાચક શબ્દ ન થવાથી.

**ભાવાર્થ:**—જો શબ્દને જાતિવાચક માનવામાં આવે તો એ વાત સ્પષ્ટ જ છે કે તે દ્રવ્યવાચક ન જ બની શકે. જેમાં ક્રિયા અને ગુણ સમવેત હોય તે દ્રવ્ય અર્થ કહેવાય છે. દ્રવ્યવાચક ન હોવાથી દોષ એ આવે છે કે **एका देया, द्वे देये, षड् देये** એક ગાય આપવી, બે ગાય આપવી, છ ગાય આપવી. આ પ્રયોગો અસંગત થઈ જાય, કારણ કે ગોત્વરૂપ જાતિ એક જ હોવાથી તેમાં બે, ચાર, છ વગેરે સંખ્યાનો અન્વય થઈ શકે નહિ. સંખ્યા એ ગુણ છે, તે જાતિમાં રહી શકે નહિ. આ કારણને લીધે પદ જાતિવાચક નથી પણ વ્યક્તિવાચક છે. ॥ ૩૧ ॥

પૂર્વપક્ષ **अन्यदर्शनाच्च ॥ ३२ ॥**

**પદાર્થ:—( च )** અને **( अन्यदर्शनात् )** અન્ય શબ્દનો પ્રયોગ થયેલો હોવાથી.

**ભાવાર્થ:**—પશુત્વ જાતિ એક હોવાથી તેમાં 'અન્ય પશુત્વ' એવો પ્રયોગ થઈ શકે નહિ. **यदि पशुरुपाकृतः पलायेत अन्यं पशुमुपाकुर्यात् ।** તૈયાર કરેલું પશુ ભાગી જાય તો તેના જેવું બીજું પશુ ઉપયોગમાં લેવું. અહીં જો પશુ શબ્દની શક્તિ પશુત્વરૂપ જાતિમાં હોય તો બીજી પશુત્વ જાતિ ન હોવાથી 'અન્ય' શબ્દનો પ્રયોગ ન થવો જોઈએ પણ, થયેલો છે એ તો સ્પષ્ટ છે. માટે 'પશુ' શબ્દની શક્તિ વ્યક્તિમાં છે જાતિમાં નહિ. વળી '**पशुः पलायेत**' આ પ્રમાણે લખ્યું છે. જો પશુ શબ્દની શક્તિ પશુત્વમાં હોય તો પશુત્વમાં પલાયન થવું જ અસંભવિત છે. પલાયન તો વ્યક્તિમાં સંભવિત છે, માટે વ્યક્તિમાં જ શક્તિ માનવી યોગ્ય છે. ॥ ૩૨ ॥

સિદ્ધાંતસૂત્ર. **आकृतिस्तु क्रियार्थत्वात् ॥ ३३ ॥**

**પદાર્થ:—( तु )** 'તુ' શબ્દ પૂર્વપક્ષની વ્યાવૃત્તિ સૂચવે છે **( क्रियार्थत्वात् )** પદની શક્તિ જાતિમાં માનવાથી જ ક્રિયા થઈ શકે છે.

**ભાવાર્થ:**—વ્યક્તિમાં શક્તિ માનનારે પણ જાતિનો તે પદથી બોધ થાય છે એમ જરૂર માનવું જોઈએ, નહીં તો '**श्येनचितं चिन्वीत**' આ વાક્યમાં શ્યેન પક્ષીના જેવી આહવનીય

અગ્નિને માટે વેદી બનાવવી. આ ઠેકાણે શ્યેનનો અર્થ અમુક શ્યેન વ્યકિત જ લેવામાં આવે તો તે વ્યકિત મરી ગયા પછી શ્યેનચયન ક્રિયાનો લોપ થવો જોઇએ. કારણ કે જે વ્યકિતને ઉદ્દેશીને એ વાકય કહેવાયું હતું તે તો મરી ગઇ. તો હવે તેનું સાદશ્ય કેવી રીતે જાણી શકાય ? પણ આ ઠેકાણે જો શ્યેનત્વરૂપ જાતિમાં શ્યેન શબ્દની શકિત માની હોય તો જાતિ અમર હોવાથી જાતિસબદ્ધ વ્યકિતનું સાદશ્ય હમેશાં લઇ શકાય અને વૈદિક શબ્દથી પ્રતિપાદ્ય ક્રિયા પ્રયોજનવાળી થાય. આજ ભાવ કુમારિલ ભટ્ટે પણ કહ્યો છે કે **विशेष्यं नाभिधा गच्छेत् क्षीणशक्तिर्विशेषणे ।** જાતિરૂપ વિશેષણમાં ક્ષીણશકિત થયેલી અભિધા અર્થાત્ પદ વિશેષ્ય એટલે વ્યકિતવાચક પદ થઇ શકતું નથી. આ કારણથી જાતિમાં જ શકિત માનવી જોઇએ. ॥ ૩૩ ॥

**હવે પૂર્વપક્ષ તરફથી સિદ્ધાંતમાં દૂષણો બતાવે છે.**

## न क्रिया स्यात् इति चेदर्थान्तरे विधानं न द्रव्यमितिचेत् ॥ ३४ ॥

**પદાર્થઃ**—( **क्रिया** ) ક્રિયા ( **न स्यात्** ) થઇ શકે નહિ. ( **इति चेत्** ) જો એમ કહેવામાં આવે તો તથા ( **अर्थान्तरे** ) બીજા અર્થમાં ( **विधानम्** ) વિધાન થાય છે તેથી ( **द्रव्यम्** ) જાતિ ( **न** ) શકય નથી ( **इति चेत्** ) જો એમ કહેવામાં આવે તો.

**ભાવાર્થઃ**—' **व्रीहीन् प्रोक्षति** ' ધાન્યનું પ્રોક્ષણ કરે છે. આ પ્રોક્ષણ જાતિનું સભવી શકે નહિ પણ જાતિ–આધાર ધાન્યનું જ પ્રોક્ષણ થઇ શકે તથા 'એક પશુ ભાગી જાય તો અન્ય પશુ લાવવુ, આ ઠેકાણે અન્ય શબ્દનો પ્રયોગ ત્યારે સફળ થાય જ્યારે વ્યકિતમાં શકિત માનવામાં આવે. એક ગાય આપવી, બે ગાય આપવી, છ ગાય આપવી, દશ ગાય આપવી. અહીં સંખ્યાનો સંબંધ પણ વ્યકિત સાથે જ સભવી શકે જાતિ સાથે નહિ, દશ ગાય એટલે દશ ગોત્વ કહેવાય જ નહિ. દાન પણ ગાયરૂપ વ્યકિતનું થાય છે પણ ગોત્વરૂપ જાતિનું નહિ, માટે વ્યકિતમાં જ શકિત માનવી જોઇએ. ॥ ૩૪ ॥

**હવે ઉપરના સૂત્રમાં કહેલાં દૂષણોનો ઉદ્ધાર કરે છે.**

સિદ્ધાંતસૂત્ર.

## तदर्थत्वात् प्रयोगस्याविभागः ॥ ३५ ॥

**પદાર્થઃ**—( **तदर्थत्वात्** ) વ્યકિતને માટે હોવાથી ( **प्रयोगस्य** ) વાકય પ્રયોગનો ( **अविभागः** ) બાધ આવતો નથી.

**ભાવાર્થઃ**—**व्रीहीन् प्रोक्षति** ઇત્યાદિ પ્રયોગોમાં લક્ષણાથી વ્યકિતનો બોધ થઇ શકશે, માટે પ્રયોગનો બાધ માનવાની કશી જરૂર નથી. વ્યકિત અનન્ત હોવાથી અનન્ત શકિતઓ માનવી પડે અને તે બધાનો બોધ થતો અસંભવિત હોવાથી શબ્દના અર્થનું જ્ઞાન થઇ શકે નહિ. જો અમુક જ વ્યકિતમાં શકિત માનીએ તો બાકી વ્યકિતઓના બોધ વગર શકિત થાય છે એમ માનવું પડે, એ પણ અયોગ્ય છે. જાતિનું જ્ઞાન થાય તો જ વ્યકિતનું જ્ઞાન થાય છે, જો જાતિનું જ્ઞાન ન થાય તો વ્યકિતનું જ્ઞાન પણ ન થાય. આવા અન્વય વ્યતિરેકથી જાતિમાં જ શકિત માનવી સમુચિત છે. જાતિનો શબ્દ દ્વારા પ્રથમ બોધ થાય છે માટે જાતિમાં જ શકિત માનવી જોઇએ. વ્યકિત અને આકૃતિના અભેદને લીધે વ્યવહારમાં કયાંય પણ દોષ આવતો નથી. લિંગ સંખ્યા આદિનો સંબંધ પણ અભેદના વ્યવહારથી થઇ શકશે. આજ કારણથી જાતિમાં જ શબ્દની શકિત માનવી, અને જાતિ એજ આકૃતિ છે. ॥ ૩૫ ॥

**ઇતિ આકૃતિ શક્તિ-અધિકરણ.**

**इति मीमांसा गुर्जरभाष्ये प्रथमाध्यायस्य तृतीयः पादः ॥**

अथ मीमांसादर्शनस्य प्रथमाध्यायस्य चतुर्थः पादः प्रारभ्यते ।

ઉદ્ભિદાદિશબ્દોની યાગનામતાનું અધિકરણ.

પૂર્વપક્ષ **उक्तं समाम्नायैतदर्थ्यं तस्मात्सर्वं तदर्थं स्यात् ॥ १ ॥**

**પદાર્થ**:—( **समाम्नायैतदर्थ्यम्** ) વેદ વિધિ અને સ્તુતિના અનુષ્ઠેય અર્થનો પ્રકાશ કરવા માટે છે એ ( **उक्तम्** ) વાત કહી દીધી છે. ( **तस्मात्** ) માટે ( **सर्वम्** ) બધાં વૈદિક પદો ( **तदर्थम्** ) વિધ્યાદિમાંના કોઇ પણ અર્થને માટે ( **स्यात्** ) હોવું જોઇએ.

**ભાવાર્થ**:—વેદમાં કોઇ પણ પદ નિરર્થક નથી. કોઈ વિધ્યર્થક હશે તો કોઇ સ્તુત્યર્થક હશે. અહીં પૂર્વપક્ષ તરફથી એ શંકા કરવામાં આવે છે:—

उद्भिदा यजेत । बलभिदा यजेत । अभिजिता यजेत । विश्वजिता यजेत ।

આ વૈદિક વિધિઓમાં **उद्भिद्**, **बलभिद्**, **अभिजित्** અને **विश्वजित्** શબ્દો તૃતીયાંત વિભક્તિવાળા હોવાથી તેનાથી કોઇ ગુણનું વિધાન થાય છે માટે ઉપરની વિધિઓ ગુણ વિધિઓ છે. જો એને ગુણવિધિ માનવામાં ન આવે તો **उद्भिद्** આદિ પદો નિરર્થક થઇ જાય. જેમ **दध्ना जुहोति** અહીં **दधि** શબ્દ તૃતીયાંત વિભક્તિમાં છે તેથી તે દહીંરૂપ ગુણનું વિધાન કરે છે. દહીંથી યાગ કરવો. તેજ પ્રમાણે ઉદ્ભિદ્ આદિ દ્રવ્યોથી યાગ કરવો એવો અર્થ ઉપરનાં વાક્યોનો હોવો જોઇએ. આ કારણથી **उद्भिदा यजेत** એ ગુણવિધિ વૈદિક વાક્ય છે. ॥ ૧ ॥

સિદ્ધાંત સૂત્ર કહે છે.

**अपि वा नामधेयं स्यात् यदुत्पत्तावपूर्वमविधायकत्वात् ॥२॥**

**પદાર્થ**:—( **अपि वा** ) પૂર્વપક્ષની વ્યાવૃત્તિ સૂચવે છે. ( **नामधेयम्** ) નામ ( **स्यात्** ) છે. ( **यदुत्पत्तौ** ) જે શબ્દના પ્રથમ શ્રવણમાં ( **अपूर्वम्** ) કોઇપણ અર્થાન્તરમાં રૂપત્વ જ્ઞાન ન હોય તો તે કર્મનું જ નામ હોય છે. ( **अविधायकत्वात्** ) વિધિ તરીકે તેનો સંભવ નથી.

**ભાવાર્થ**:—જેમ **दधि** શબ્દનો અર્થ લોકમાં પ્રસિદ્ધ છે, તેમ **उद्भिद्** શબ્દનો અર્થ લોકમા પ્રસિદ્ધ નથી. દહીં જેમ એક દ્રવ્ય છે તેમ **उद्भिद्** નામનું દ્રવ્ય પ્રસિદ્ધ નથી, તેથી કરીને **उद्भिदा यजेत** આ વાક્ય ગુણનું વિધાન કરતું નથી અને તેથી તે ગુણ–વિધિ વાક્ય પણ નથી. પણ **उद्भिद्** એ યાગનું જ નામ છે એમ માનવું જોઇએ.

**उद्भिद्यते पशुफलमनेन यागेन इति निरुक्त्या नामत्वम् उद्भित्पदस्य उपपद्यते ।** જે યાગથી પશુરૂપ ફલની પ્રાપ્તિ થાય તે યાગનું નામ **उद्भिद्** યાગ. આ પ્રમાણે **उद्भिद्**, **बलभिद्**, **अभिजित्** અને **विश्वजित्** આ પદો જુદાજુદા યાગનાં નામો છે. એ પદો કોઈ પ્રસિદ્ધ દ્રવ્યનાં વાચક નથી તેથી તે ગુણ–વિધિ થઇ શકતાં નથી. ॥ ૨ ॥

હવે ‘ ચિત્રા ’ આદિ શબ્દોની યાગનામધેયતાનું અધિકરણ.

**यस्मिन् गुणोपदेशः प्रधानतोऽभिसम्बन्धः ॥ ३ ॥**

**પદાર્થ**:—( **यस्मिन्** ) જે વાક્યમાં ( **गुणोपदेशः** ) અનેક ગુણોનો ઉપદેશ હોય છે તે ગુણવિધિ હોતા નથી ( **प्रधानतः** ) ધાતુના અર્થ સાથે તેનો ( **अभिसम्बन्धः** ) નામધેયત્વરૂપથી સંબંધ હોય છે.

**ભાવાર્થ**:—"**चित्रया यजेत पशुकामः** આ વૈદિક વાક્યમાં જે "ચિત્રા" શબ્દ છે તે 'ઉદ્ભિદ્" ની પેઠે યૌગિક નથી. "ચિત્રા" શબ્દ તો ચિત્રત્વ અને સ્ત્રીત્વનું કથન કરે છે એટલે તે રૂઢ છે માટે તે '**उद्भिद्**' શબ્દની પેઠે નામધેય તરીકે ગણાતો નથી. પણ પશુની અંદર ચિત્રત્વ અને સ્ત્રીત્વ રૂપ ગુણોનું વિધાન છે. એટલે અનેક રંગવાળું સ્ત્રીજાતિનું પશુ એવો અર્થ થાય અને એ પશુદ્રવ્યરૂપ ગુણનું વિધાન થવાથી ઉપરનું વાક્ય ગુણવિધિ છે એમ જણાય છે. આવું પૂર્વપક્ષ તરફથી કથન થાય છે. આનો ઉત્તર આ પ્રમાણે છે. ચિત્રત્વ અને સ્ત્રીત્વ આ બન્ને ગુણનું વિધાન કરવા જતાં વાક્યમાં ભેદ ઉત્પન્ન થાય છે અર્થાત્ એક વાક્યને બદલે બે વાક્ય કરવાં જોઈએ. કારણ કે:—

**प्राप्ते कर्मणि नानेको विधातुं शक्यते गुणः ।**
**अप्राप्ते तु विधीयन्ते बहवोऽप्येकयत्नतः ॥**

પ્રાપ્ત કર્મમાં અનેક ગુણ એક સાથે વિહિત થઈ શકે નહિ, જો કર્મ અપ્રાપ્ત હોય તો અનેક ગુણોનું વિધાન થઈ શકે. '**अग्नीषोमीयं पशुमालभेत**' આનાથી પશુરૂપ કર્મની તો પ્રાપ્તિ થઈ ચુકી છે. આ કારણને લીધે ચિત્રા શબ્દ યાગની સાથે સમાનાધિકરણ હોવાથી ચિત્રા શબ્દ યાગનુ જ નામ બને છે. 'ચિત્રાનામક યાગથી ઇષ્ટની પ્રાપ્તિ કરવી' એવો એનો અર્થ થાય છે. યાગની અંદર ચિત્રતા જુદી જુદી જાતનાં હવિદ્રવ્યને લીધે હોય છે. **दधि मधु, घृतम् आपः, धानाः तण्डुलाः** આ બધાંનો જે યાગમાં સંબંધ હોય તે "ચિત્રા યાગ" કહેવાય છે. આવુ નામ રાખવાથી બીજાં નામવાળા યાગોથી આ યાગ જુદો પડે છે. માટે ચિત્રા એ યાગનું જ નામ છે.

આજ પ્રમાણે "**बहिष्पवमान**" "**आज्य**" "**पृष्ठ**" આ શબ્દો સ્તોત્રવિશેષનાં નામ છે એને માટે આ પ્રમાણે વૈદિક વાક્યો છે "**त्रिवृद्बहिष्पवमानम्**" "**पञ्चदशानि आज्यानि**" "**सप्तदशानि पृष्ठानि**" આનો વિશેષ અર્થ જૈમિનીન્યાયમાલામાં જોઈ લેવા. **पवमानार्थमन्त्रकत्वात् बहिःसम्बन्धाच्च बहिष्पवमानम् । आजिगमनाद् आज्यानि । पृष्ठैः स्तुवते ।** ઇતિ શાબરભાષ્ય. સભામંડપની બહાર પવમાનને માટે જે સ્તોત્ર ગવાય છે તે બહિષ્પવમાન સ્તોત્ર. આજિ=એટલે યુદ્ધ. યુદ્ધમાં જતી વખતે જે સ્તોત્ર બોલાય તે આજ્ય-સ્તોત્ર-લડાઈમાં ગયા પછી પાછળથી જે સ્તોત્ર બોલાય છે તે પૃષ્ઠ સ્તોત્ર. આ માત્ર સામાન્ય અર્થ છે. આનો વિશેષ-ભાવ આકરગ્રંથોમાં જોઈ લેવા. ॥ ૩ ॥

**હવે 'અગ્નિહોત્ર' આદિ શબ્દોની યાગનામધેયતાનું અધિકરણ.**
**( તત્પ્રખ્યન્યાય )**

**तत्प्रख्यं चान्यशास्त्रम् ॥ ४ ॥**

**પદાર્થ**:—(**च**) અને (**तत्प्रख्यम्**) અગ્ન્યાદિ ગુણની પ્રાપ્તિ કરાવનાર (**अन्यशास्त्रम्**) બીજું શાસ્ત્ર છે, માટે 'અગ્નિહોત્ર' એ યાગનું નામ છે.

**ભાવાર્થ**:—"**अग्निहोत्रं जुहोति**" આ ઠેકાણે અગ્નિદેવતારૂપ ગુણનું વિધાન છે. આવું પૂર્વપક્ષનું કથન છે. ઉત્તરપક્ષ તરફથી એનું સમાધાન કરવામાં આવે છે કે 'અગ્નિરૂપદેવતા' તો **अग्निर्ज्योति ज्योतिरग्निः स्वाहेति सायं जुहोति** આ મંત્રથી અગ્નિદેવતા તો પ્રાપ્ત જ છે, માટે 'અગ્નિહોત્ર' શબ્દ ગુણવિધાયક નથી પણ સાંજે કરવામાં આવતા યાગનું નામ છે. તેમજ **सूर्यो ज्योति ज्योतिः सूर्यः स्वाहा** આ મંત્રથી અગ્નિહોત્ર યાગ જે સવારે કરવામાં આવે છે તેનું નામ પણ 'અગ્નિહોત્ર' છે.

આ પ્રમાણે અન્યત્ર પણ કહેવામાં આવ્યું છે કે **विधित्सितगुणप्राप्तिशास्त्रमन्यद् यतास्त्विह । तस्मात् तत्प्रापणं व्यर्थमिति नामत्वमिष्यतताम ॥** વિધાન કરવાને ઇચ્છાયેલા ગુણને પ્રાપ્ત કરાવનાર આ ઠેકાણે બીજું શાસ્ત્ર છે માટે **अग्निहोत्र** શબ્દમાંથી અગ્નિદેવતારૂપ ગુણવિધાન કરવું વ્યર્થ પડે છે તેથી '**अग्निहोत्र**' શબ્દ સાયંપ્રાતઃકાળ કરવામાં આવતા યાગનું નામ છે. ॥ ૪ ॥

**હવે શ્યેન-આદિ શબ્દોનું યાગનામત્વ છે, એ અધિકરણ શરૂ કરે છે.**

**( આને તદ્વ્યપદેશ ન્યાય પણ કહે છે. )**

## तद्-व्यपदेशं च ॥ ५ ॥

**પદાર્થ:**—( **च** ) અને ( **तद् व्यपदेशम्** ) શ્યેન આદિ શબ્દોથી વ્યપદેશ થતો હોવાથી, તે યાગનું જ નામધેય છે.

**ભાવાર્થ:**—'**श्येनेन अभिचरन् यजेत**' આ વાક્યમાં જે શ્યેન શબ્દ છે, તેનો વાચ્ય ગુણ નહિ છે કે શ્યેન શબ્દ માત્ર યાગનું જ નામ છે. આ સંશયમાં પૂર્વપક્ષવાદી એમ કહેતા ઇચ્છે છે કે, શ્યેન શબ્દ પક્ષિવિશેષમાં રૂઢ છે માટે તે ગુણવિધિ છે. આનો ઉત્તરમાં સિદ્ધાંતીનું એવું કથન છે કે શ્યેનનિષ્ઠ ગુણનું સાદૃશ્ય જે યાગમાં હોય છે તે યાગનું નામ શ્યેનયાગ કહેવાય છે. જેમ શ્યેન કોઇ પંખી અથવા પદાર્થને ઝડપથી પકડી લે છે તેવી રીતે આ કર્મ દ્વેષ કરનાર શત્રુને પકડીને નાશ કરે છે જો શ્યેન ગણનું વિધાન હોય તો શ્યેનનિષ્ઠ ગુણનું સાદૃશ્ય શામાં માનવું. પોતાનું સાદૃશ્ય પોતામાં માની શકાય નહિ. માટે 'શ્યેન' એ ગૌણવૃત્તિથી યાગનું નામ છે. આજ પ્રમાણે '**संदंशेन अभिचरन् यजेत**' આ વાક્યમાં રહેલા '**संदंश**' શબ્દ પણ યાગનું જ નામ છે. "**गवाभिचरन् यजेत**" આ વાક્યમાં 'ગો' શબ્દ પણ યાગવાચક છે. જેમ ગાય રક્ષણ કરે છે તેમ ગોનામક યજ્ઞ પણ રક્ષણ કરે છે. ॥ **૫** ॥

**હવે વાજપેય-આદિ શબ્દોની નામધેયતાનું અધિકરણ શરૂ કરે છે.**

## પૂર્વપક્ષ. नामधेये गुणश्रुतेः स्याद् विधानमिति चेत् ॥ ६ ॥

**પદાર્થ:**—( **नामधेये** ) નામધેયપણાથી સંભાવિત કરવામાં આવેલો વાજપેય શબ્દ ( **गुणश्रुतेः** ) નો અર્થ દ્રવ્યવિશેષ હોવાથી ગુણનું શ્રવણ છે તેથી ( **विधानम्** ) ગુણનું વિધાન ( **स्यात्** ) થાય ( **इति चेत्** ) જો એમ માનવામાં આવે તો.

**ભાવાર્થ:**—"વાજ" એટલે અન્ન. તેનું પેય એટલે દ્રવીભૂત રસ આ વ્યુત્પત્તિથી 'વાજપેય' શબ્દનો અર્થ "યવાગૂ" ( રાબ ) રૂપ અર્થ થાય છે. દ્રવ્ય હોવાથી તે ગુણ છે અને તેનું વિધાન યાગમાં છે. અર્થાત્ "વાજપેય પદાર્થથી યાગ કરવો" એ પ્રમાણે "**वाजपेयेन स्वाराज्यकामो यजेत**" આ વાક્યમાં વાજપેય દ્રવ્યનું વિધાન હોવાથી તે ગુણવિધિ છે. 'વાજપેય' કોઇ યાગવિશેષનું નામ નથી. આ પ્રમાણે પૂર્વપક્ષવાદીનો અભિપ્રાય છે. ॥ ૬ ॥

## સિદ્ધાંત સૂત્ર. तुल्यत्वात् क्रिययोर्न ॥ ७ ॥

**પદાર્થ:**—( **न** ) 'વાજપેય' ગુણવિધાન નથી ( **क्रिययोः** ) દર્શપૂર્ણમાસ અને વાજપેયની ઇતિકર્તવ્યતા ( **तुल्यत्वात्** ) એક સરખી થઇ જતી હોવાથી.

**ભાવાર્થ** વાજપેય શબ્દ ગુણભુત દ્રવ્યવાચક હોય અને તેનું વિધાન યાગમાં હોય તો વાજપેયની ક્રિયા અને દર્શપૂર્ણમાસની ક્રિયા એક સરખી જ થઇ જાય. જો બન્ને ક્રિયાઓને તુલ્ય માનવામાં આવે તો 'દીક્ષા' અને 'ઉપસત્' રૂપ ધર્મને લીધે દર્શપૂર્ણમાસ કરતાં વાજપેય યાગ જે જુદો પડે છે, તે બની શકે નહિ. અર્થાત્ વાજપેયમાં 'દીક્ષા' અને 'ઉપસત્' ધર્મો છે અને દર્શપૂર્ણમાસયાગમાં એ ધર્મો નથી. **सप्तदशदीक्षो वाजपेयः सप्तदशोपसत्को वाजपेयः** ઇતિ શાબરભાષ્ય. જો દર્શપૂર્ણમાસ અને વાજપેય સમાન ક્રિયાવાળા માનવામાં આવે તો 'દીક્ષા' અને '**ઉપસત્**'નું શ્રવણ ન થવું જોઇએ, માટે 'વાજપેય' **શબ્દ** ગુણનું વિધાન નથી કરતો પણ યાગવિશેષનું એ નામ છે. 'દીક્ષા' અને **ઉપસત્** સોમને લગતા ધર્મ છે. **सप्तदशोपसत्को वाजपेय इति सौमिकधर्मश्रवणाविरोधात् । तस्माद् गुणविधिर्न ।** ઇતિ જૈમિનિ સૂત્રવૃત્તિઃ **उपसत्** ના સંબંધમાં શ્રી આર્યમુનિજી લખે છે કેઃ—

**दीक्षादिन के अनन्तर सोमाभिषव दिनसे पूर्व पूर्व जो होम किये जाते हैं उनका नाम उपसत् है ॥ ७ ॥**

સિદ્ધાંતવાદી બીજો હેતુ આપે છે.

## एकशब्दे परार्थवत् ॥ ८ ॥

( **एकशब्दे** ) એક વાર ઉચ્ચારિત ધાત્વર્થમાં એક સાથે કર્મત્વ અને કરણત્વ સંબંધ કરવાં જતાં ( **परार्थवत्** ) પર=બીજો જે " યવાગૂ " રૂપ અર્થના વિધાન પેઠે.

**ભાવાર્થ:**—'યવાગૂ' રૂપ **અર્થ**માં વિધેયત્વ અને અનુવાદ્યત્વ બન્ને વિરુદ્ધ **ધર્મો** એકી સાથે માનવા પડે, કારણ કે ધાત્વર્થમાં અનુવાદનો સંભવ નથી. એ વિરુદ્ધ ધર્મ એક કાલાવચ્છેદેન એક **અર્થ**માં માની શકાય નહિ. આ કારણને લીધે " વાજપેય " ને ગુણ તરીકે માની શકાય નહિ પણ તે યાગ વિશેષનું નામ છે એમ જ માનવું જોઇએ.

**कस्यचित् समीपे पाठा भावेन धात्वर्थानुवादासंभवात् यथा स्वार्थविधानवान् यागः तथा परस्य गुणस्य विध्यर्थमनुवाद्यमपीति विरुद्धयोर्विधेयत्वानुवाद्यत्वयोः एकस्मिन् काले समावेशापत्तिरिति भावः** ઇતિ જૈમિનિસૂત્ર વૃત્તિ:—

યાગનો ફલ અને દ્રવ્યની સાથે એકી વખતે સંબંધ બાંધતાં તેમાં કર્મત્વ અને કરણત્વ રૂપ વિરુદ્ધ ધર્મ એક જ વખતમાં સંભવી શકે નહિ માટે **यज्** ધાતુની આવૃત્તિ કરવી પડે, અને તેમ કરતાં વાકયનો ભેદ થાય છે. **द्रव्येण यागं कुर्यात्** આ એક વાકય અને **यागेन फलं कुर्यात्** આ બીજું વાકય. આ કારણથી 'વાજપેય' શબ્દ ગુણ–વિધાયક નથી પણ અગ્નિહોત્ર–આદિ શબ્દની પેઠે યાગનું જ નામ છે. ॥ ૮ ॥

**હવે 'આગ્નેય' આદિ શબ્દોની અનામતાનું અધિકરણ શરૂ કરે છે.**

'આગ્નેય' શબ્દ કોઇ કર્મનું નામ નથી પણ એ ગુણવિધાયક છે એ આ સૂત્રનો ભાવ છે.

## तद्गुणास्तु विधीयेरन्नविभागाद् विधानार्थे न चेदन्येन शिष्टाः ॥ ९ ॥

**પદાર્થ:**—( **तु** ) " તુ " શબ્દ પૂર્વપક્ષની વ્યાવૃત્તિ કરે છે ( **तद्गुणाः** ) કર્મ અને

ગુણોનું ( **विधीयेरन्** ) વિધાન થઇ શકે ( **विधानार्थे** ) વિધીયમાન યાગ રૂપ અર્થમાં ( **अविभागात्** ) વિભાગ ન હોવાથી. ક્રિયાનું જ વિધાન થાય અથવા ગુણોનું જ વિધાન થાય એવો કશો નિયમ નથી. ( **चेत्** ) જો ( **अन्येन** ) બીજા કોઇ વાકયથી ( **न शिष्टाः** ) ગુણો વિહિત ન હોય તો.

**ભાવાર્થ**:—દર્શપૂર્ણમાસમાં આવું સંભળાય છે કે, " **यदाग्नेयोऽष्टाकपालोऽमावास्यायां पौर्णमास्यां चाच्युतो भवति** " આ ઠેકાણે **अग्नये होत्रम्** ' **अग्निहोत्र** ' આવી વ્યુત્પત્તિ કરી અગ્નિનિમિત્ત દ્વારા "**अग्निहोत्र**" એ કર્મનામધેય છે, એવો નિર્ણય કર્યો છે, તેમ અહીં પણ ' **आग्नेय** ' શબ્દ પણ ' અગ્નિ નિમિત્ત ' દ્વારા કર્મનામધેય તરીકે માનવો જોઇએ. આ પૂર્વપક્ષના ઉત્તરમા સિદ્ધાંતવાદી તરફથી આ પ્રમાણે ખુલાસો છે કે, જો ' આગ્નેય ' શબ્દને કર્મનું નામ માનવામાં આવે તો દેવતાનો અભાવ પ્રાપ્ત થાય. ' અગ્નિહોત્ર ' માં તો **अग्निर्ज्योतिर्ज्योतिरग्निः स्वाहेति सायं जुहोति** આ વચનાન્તરથી અર્થાત્ બીજા મંત્રથી અગ્નિનું વિધાન થઇ ગયું છે, તેથી મંત્રવર્ણિત અગ્નિરૂપ દેવતા પ્રાપ્ત થાય છે માટે ' અગ્નિહોત્ર ' ને કર્મનું નામ માનવામાં કશો વાંધો નથી, પણ **आग्नेयोऽष्टाकपालः** ઇત્યાદિ કોઇ બીજા મંત્રથી અગ્નિરૂપ દેવતા લભ્ય નથી. માટે અહીં તો અગ્નિરૂપ દેવતાનું વિધાન કરવું જ જોઇએ. **आग्नेय** શબ્દ દેવતાનું વિધાન કરી શકે છે, કારણ કે " **अग्निर्देवता अस्य** " આવા અર્થમાં તદ્ધિતપ્રત્યયની ઉત્પત્તિ છે. દ્રવ્ય અને દેવતા બન્નેનું વિધાન કરવા જતાં અહીં વાકય ભેદ થઇ જશે એવી પણ શંકા લાવવી નહિ. કારણ કે કર્મ કોઇ બીજા મંત્રથી વિહિત ન હોવાથી ગુણરૂપ વિશિષ્ટ કર્મનું એક જ વાકયથી વિધાન થઇ શકે છે. માટે **आग्नेय** શબ્દ યાગ–વિશેષનું નામ નથી પણ તે શબ્દથી દેવતારૂપ ગુણનું વિધાન છે. આ ઉપરથી સમજી શકાશે કે આગ્નેય શબ્દ ગુણવિધાયક છે. ॥ ૯ ॥

**હવે બર્હિસ-આદિ શબ્દોની જાતિવાચકતાનું અધિકરણ શરૂ કરે છે.**

' બર્હિસ્, અને ' આજ્ય ' આદિ શબ્દો જાતિવાચક છે. સંસ્કૃત દર્ભ તથા સંસ્કૃત ઘીનાજ વાચક નથી. એ આ સૂત્રનો ભાવ છે.

## बर्हिराज्ययोरसंस्कारे शब्दलाभादतच्छब्दः ॥ १० ॥

**પદાર્થ**:—(**असंस्कारे**) સંસ્કાર ન થયો હોય તો પણ ( **बर्हिराज्ययोः** ) બર્હિસ્ અને આજ્ય શબ્દનો (**शब्दलाभात्**) પ્રયોગ થવાથી (**अतच्छब्दः**) એ શબ્દો સંસ્કારવાચક નથી.

**ભાવાર્થ**:—" **बर्हिर्लुनाति** " " **आज्यं विलापयति** " " **पुरोडाशं पर्यग्नि करोति** " આ વાકયોમાં જે બર્હિસ્ આદિ શબ્દો છે તેને સંસ્કાર વાચક માનવા કે જાતિવાચક ? જે દર્ભને મન્ત્ર દ્વારા સંસ્કૃત કર્યા હોય તેનું નામ ' બર્હિસ્ ' રાખવું, એજ સંસ્કાર વાચક શબ્દ. આ સંદેહમાં પૂર્વપક્ષવાદી એમ કહે છે કે, **बर्हिस्** અને **आज्य** એ શબ્દો મન્ત્રથી સંસ્કૃત થયેલા દર્ભ અને ઘીના વાચક જ છે. યૂપ અને આહવનીય શબ્દો જેમ સંસ્કારવાચક છે અર્થાત્ ખીલા–માત્રને યૂપ તથા અગ્નિમાત્રને આહવનીય તરીકે કહેવાતા નથી માટે તે સંસ્કારવાચક છે, જાતિવાચક નથી.

આ પૂર્વપક્ષના સંબંધમાં સિદ્ધાંતવાદીનો ઉત્તર આ પ્રમાણે છે. ' બર્હિસ્ ' અને ' આજ્ય ' આ બન્ને શબ્દો સંસ્કારવાચક નથી પણ જાતિવાચક છે. જ્યાં જ્યાં લોકમાં અથવા વેદમાં બર્હિસ્ અને આજ્ય શબ્દનો પ્રયોગ થયો છે ત્યાં ત્યાં જાતિ જ પ્રતીત થાય છે. જે દર્ભનો

મંત્રથી સંસ્કાર ન કર્યો હોય તેને પણ ' બર્હિસ્ ' કહેવાય છે અને જે ઘીનો સંસ્કાર ન કર્યો હોય તેને પણ ' આજ્ય ' કહેવામાં આવે છે, જેમકે **बार्हिरादाय गावो गताः** ગાયો દર્ભને લઇ ગઈ "**क्रय्यम् आज्यम**" ઘી વેચવાનું છે. આ ઠેકાણે સંસ્કૃત બર્હિસ્ તથા સંસ્કૃત ઘીનો અભિપ્રાયજ નથી. આ કારણથી બર્હિસ્, આજ્ય આદિ શબ્દો જાતિ–વાચક છે. ॥ ૧૦ ॥

**હવે ' પ્રોક્ષણી ' આદિ શબ્દોની યૌગિકતાનું અધિકરણ શરૂ કરે છે.**

## प्रोक्षणीष्वर्थसंयोगात् ॥ ११ ॥

**પદાર્થઃ**—( **प्रोक्षणीषु** ) પ્રોક્ષણી આદિ શબ્દો ( **अर्थसंयोगात** ) ધાતુ અને પ્રત્યયનો અર્થ પ્રતીત થતો હોવાથી તે યૌગિક શબ્દ છે.

**ભાવાર્થઃ**—' પ્રોક્ષણી ' એટલે સેચનનું સાધન. આ શબ્દ કેવળ મંત્ર સંસ્કૃત જળનો વાચક નથી કારણ કે **प्रोक्षणीभिरुद्वेजिताः स्मः** અહીં અસંસ્કૃત જળમાં ' પ્રોક્ષણી' નો પ્રયોગ થયેલો હોવાથી. તથા જાતિવાચક પણ પ્રોક્ષણી શબ્દ નથી, કારણ જળ–અર્થમાં પ્રોક્ષણી શબ્દ સર્વસામાન્ય થયો નથી. અર્થાત્ આપ્તયુક્ત પુરુષોએ જળ-રૂપ અર્થમાં એ શબ્દનો પ્રયોગ કર્યો નથી. આ કારણથી સેચનરૂપ અર્થના સાધનમાં એટલે સામાન્ય દ્રવદ્રવ્ય અર્થમાં વપરાયેલો છે, માટે ' પ્રોક્ષણી ' શબ્દ યૌગિક છે. **प्रोक्ष्यते अनया सा प्रोक्षणी** આવો યૌગિક અર્થ એ શબ્દમાંથી નીકળે છે. પ્રોક્ષણનુ સાધન જે જળ તેનું નામ પ્રોક્ષણી. ' **प्रोक्षणी रासादय** " દર્શ અને પૂર્ણમાસમાં જે આ વાક્યનું શ્રવણ થાય છે ત્યાં યૌગિકતાના અભિપ્રાય જ એ શબ્દ વાપર્યો છે. ॥ ૧૧ ॥

**હવે " નિર્મન્થ્ય " શબ્દની યૌગિકતાનું અધિકરણ બતાવે છે.**

## तथा निर्मन्थ्ये ॥ १२ ॥

**પદાર્થઃ**—( **तथा** ) તેવી રીતે ( **निर्मन्थ्ये** ) નિર્મન્થ્ય શબ્દમાં પણ સમજવું.

**ભાવાર્થઃ**—જેમ પ્રોક્ષણી શબ્દ યૌગિક છે તથા નિર્મન્થ્ય શબ્દ પણ યૌગિક છે. " **निर्मन्थ्येनष्टकाः पचन्ति** " આવુ વાક્ય અગ્નિચયન પ્રકરણમાં છે. અહીં ' નિર્મન્થ્ય ' શબ્દની સ્વાર્થમાં કેવી વૃત્તિ છે ? આમાં એક પક્ષ રૂઢિવાદીનો છે બીજો પક્ષ યૌગિકવાદીનો છે.

બે અરણીના ઘસવાથી જે અગ્નિ ઉત્પન્ન થાય છે તે ' નિર્મન્થ્ય ' અગ્નિ કહેવાય છે. લૌકિક મન્થન અને લાંબા વખતે કરેલા મન્થનથી ઉત્પન્ન થયેલા અગ્નિનું વારણ કરવા માટે યોગરૂઢિનું આશ્રયણ કરવું એવું સિદ્ધાંતવાદીનું માનવું જણાય છે, અગ્ન્યાધાન વખતે નિમંથન કરીને ગાર્હપત્યમાં જે અગ્નિ સદૈવ પ્રદીપ્ત રાખ્યો હોય છે તે ચિરમથિત અગ્નિ અર્થાત્ લાંબા વખતે કરેલા મન્થનથી ઉત્પન્ન થયેલા અગ્નિ કહેવાય છે. તરત જ લૌકિક મથનથી ઉત્પન્ન થયેલા અગ્નિનું નામ આ ઠેકાણે " નિર્મન્થ્ય " અગ્નિ છે, તેનાથી ઇષ્ટકા ( ઇંટોને ) પકાવવી. જુનું અને તાજું ઘી નવનીત ( માખણ ) માંથી જ ઉત્પન્ન થાય છે, છતાં જે તાજું ઘી હોય છે તેને જ નવનીત ઘી કહેવાય છે. તેજ પ્રમાણે તાત્કાલિક મથનથી ઉત્પન્ન થયેલા અગ્નિને જ નિર્મન્થ્ય અગ્નિ કહેવાય છે. એટલે ' નિર્મન્થ્ય ' શબ્દ યોગરૂઢ છે. ॥ ૧૨ ॥

**હવે વૈશ્વદેવ-આદિ શબ્દોની નામધેયતાનું અધિકરણ શરૂ કરે છે.**

પૂર્વપક્ષ. **वैश्वदेवे विकल्प इति चेत् ॥ १३ ॥**

દ્રવ્યરૂપ ગુણો વિધીયમાન છે તેનો ( **विकल्पः** ) વિકલ્પ છે ( **इति चेत्** ) જો એમ માનવામાં આવે તો.

**ભાવાર્થ**:—ચાતુર્માસ્ય યાગનાં ચાર પ્રકરણ છે. (૧) વૈશ્વદેવ, (૨) વરુણ-પ્રઘાસ. (૩) સાકમેધ (૪) શુનાસીરીય. તેમાં પ્રથમ પર્વમાં આઠ યાગો છે. (૧) આગ્નેય અષ્ટાકપાલ, (૨) સૌમ્ય ચરુ (૩) સાવિત્ર દ્વાદશકપાલ (૪) સારસ્વત ચરુ (૫) પૌષ્ણ ચરુ (૬) મારુત સપ્તકપાલ (૭) વૈશ્વદેવી આમિક્ષા (૮) દ્યાવાપૃથિવ્ય એકકપાલ. આ આઠ યાગોની નજીકમાં જ " **वैश्वदेवेन यजेत** " આવું વિધાન છે. અહીં **आग्नेयादीन् यागान् यजेत** આવો અનુવાદ કરીને 'વૈશ્વદેવ' શબ્દથી દેવતા રૂપ ગુણનું વિધાન થાય છે. જો કે **वैश्वदेव्याम् आमिक्षायाम्** માં ' વિશ્વદેવા ' દેવતા પ્રાપ્ત છે, છતાં બીજા સાત યાગોમાં તો ' વિશ્વેદેવા ' દેવતા પ્રાપ્ત નથી જો કે ત્યાં પણ આગ્નેયાદિ શબ્દો તદ્ધિતવૃત્તિ અગ્નિઆદિ દેવોના વિધાયક છે જ તો પણ બીજો ઉપાય ન હોવાથી અગ્નિ-આદિ દેવો સાથે ' વિશ્વેદેવા ' નો વિકલ્પ માનવો જોઈએ. જો ' વૈશ્વદેવ ' શબ્દ કેવળ યાગનું નામ માનવામાં આવે તો તેમાં દેવતા અને દ્રવ્યનું વિધાન ન હોવાથી યાગનું સ્વરૂપ જ બની શકતું નથી. દેવતા અને દ્રવ્ય એ યાગનું સ્વરૂપ કહેવાય છે. આ કારણને લીધે જો ' વૈશ્વદેવ ' કેવળ યાગવિશેષનું નામ માનવામાં આવે તો વિધિ અનર્થક થઈ જાય છે, માટે ' વૈશ્વદેવ ' શબ્દ ગુણવિધાયક છે એમ માનવું જોઈએ. ॥ ૧૩ ॥

સિદ્ધાંત સૂત્ર. **न वा प्रकरणात् प्रत्यक्षविधानाच्च न हि प्रकरणं द्रव्यस्य ॥ १४ ॥**

**પદાર્થ**:—( **प्रकरणात्** ) બળવાન્ વાક્યના સમીપ પાઠથી, ( **प्रत्यक्षविधानात् च** ) અને ઉત્પત્તિવિધિથી અગ્નિઆદિ દેવતા શ્રુત હોવાથી ( **न** ) તેનો બાધ થઈ શકતો નથી. ( **प्रकरणम्** ) તથા સમીપપાઠ માત્ર ( **द्रव्यस्य** ) ઉત્પત્તિ શિષ્ટ દ્રવ્યનો ( **न हि** ) બાધક થઈ શકતો નથી.

**ભાવાર્થ**:—બળવત્ વાક્યો પાસે અર્થાત્ **आग्नेयमष्टाकपालं निर्वपति** ઇત્યાદિ વાક્યો પાસે ' **वैश्वदेवेन यजेत** ' વાક્યનો પાઠ હોવાથી ' અગ્નિ ' આદિ દેવોનો બાધ થઈ શકતો નથી તથા ઉત્પત્તિ યાગથી વિહિત જે પુરોડાશ દ્રવ્ય છે તેનો પણ બાધ થઈ શકતો નથી. આ કારણથી **वैश्वदेव** શબ્દ દેવતા-વિધાયક તથા દ્રવ્ય-વિધાયક થઈ શકતો નથી પણ એ શબ્દ કેવળ યાગવિશેષનું નામ જ થઈ શકે છે. અર્થાત્ ઉપર જણાવેલા આઠેય યાગોનું નામ ' વૈશ્વદેવ ' છે.

આક્ષેપ નિરાકરણ સૂત્ર. **मिथश्चानर्थसम्बन्धः ॥ १५ ॥**

**પદાર્થ**:—( **च** ) અને ( **मिथः** ) યાગોની આવૃત્તિ કરીને પણ અરસપરસ ( **अनर्थसम्बन्धः** ) અર્થનો સંબંધ થઈ શકતો નથી.

**ભાવાર્થ**:— આઠેય યાગોનો અનુવાદ કરી અને પછી તેને ઉદ્દેશી આવૃત્તિ પામેલા યાગોમાં વૈશ્વદેવની ગુણવિધિ થાય તો શી હરકત છે ? એટલે કે, પ્રથમ યાગ વિધાનમાં અગ્નિ આદિ દેવતા માનવા અને બીજી વખત આવૃત્ત થયેલા યાગોમાં ' વિશ્વદેવ ' દેવતા માનવામાં આવે તો શો વાંધો ? આ પૂર્વપક્ષના સમાધાનમાં કહેવામાં આવે છે કે ' વૈશ્વદેવ ' યાગની આવૃત્તિ કર્યા વગર યાગ અને દેવતાઓમાં ઉદ્દેસ્ય-વિધેય ભાવનો સંબંધ કરી શકાય નહિ. ॥ ૧૫ ॥

ત્યારે યાગની આવૃત્તિ કરો. એના સંબંધમાં આ સૂત્ર છે.

**परार्थत्वाद् गुणानाम् ॥ १६ ॥**

**પદાર્થ**:—( **गुणानाम्** ) ગુણોનું ( **परार्थत्वात्** ) પરાર્થત્વ હોવાથી.

**ભાવાર્થ**:—દેવતા આદિ ગુણો અપ્રધાન હોય છે અને યાગ ક્રિયા મુખ્ય હોય છે. અપ્રધાનને ખાતર પ્રધાનભૂત યાગની આવૃત્તિ સંભવી શકે નહિ, એટલે કે ' વિશ્વદેવ ' દેવતારૂપ ગુણને ખાતર યાગની આવૃત્તિ થઇ શકે નહિ. આ કારણને લીધે ' વૈશ્વદેવ ' પદ ગુણવિધાયક નથી પણ નામવિધાયક છે. અને તે ઉપર કહેલા આઠ યાગોનું નામ વૈશ્વદેવ છે. અને એ રીતે નામધેય માનવામાં દ્રવ્ય અને દેવતાનો પણ ઉપરની યુક્તિથી અભાવ ન હોવાથી ' વૈશ્વદેવ ' નામધેય યાગ વ્યર્થ પણ નથી. કારણ કે તે યાગમાં અગ્નિ આદિ દેવતા અને દ્રવ્ય વિહિત છે જ અને એનો જ વ્યવહાર ' વૈશ્વદેવ ' નામથી થાય છે. ॥ ૧૬ ॥

હવે વૈશ્વાનરમાં અષ્ટત્વાદિની અર્થવાદતાનું અધિકરણ.

પૂર્વપક્ષનું સૂત્ર. **पूर्ववन्तोऽविधानार्थास्तत्सामर्थ्यं समाम्नाये ॥ १७ ॥**

**પદાર્થ**:—( **पूर्ववन्तः** ) અગ્નિ આદિ ઉત્પત્તિવાકયથી પ્રથમ પ્રાપ્ત છે માટે ( **अविधानार्थाः** ) **वैश्वदेवेन यजेत** આ વાકયગત ગુણો વિધિને માટે નથી ( **समाम्नाये** ) અષ્ટાકપાલ નવકપાલ આદિ વાકયમાં ( **तत्सामर्थ्यम्** ) વિધિનું સામર્થ્ય છે.

**ભાવાર્થ**:—' **वैश्वानरं द्वादशकपालं निर्वपेत् पुत्रे जाते** ' કામ્યેષ્ટિ કાંડમાં આ વાકય છે. એનો અર્થ એ છે કે જ્યારે પુત્ર ઉત્પન્ન થાય ત્યારે બાર કપાલમાં (માટીના પાત્રમાં) સંસ્કૃત કરેલા અર્થાત્ વિધિપ્રમાણે બનાવવામાં આવેલા પુરોડાશનો નિર્વાપ–( પ્રદાન ) કરવો. આની સાથે બીજાં પણ વાકયો છે.

यदष्टाकपालो भवति गायत्री एव एनं पुनाति । यन्नव कपालस्त्रिवृतैवास्मिंस्तेजो दधाति । यद् दशकपालो विराजैवास्मिन्नन्नाद्यं दधाति । यदेकादशकपालो जगत्यैवास्मिन् पशून् दधाति । આનો અર્થ એ છે કે જે આઠ કપાલમાં સંસ્કૃત થયેલા પુરોડાશનું પ્રદાન કરે છે તે ગાયત્રીથી પુત્રને પવિત્ર કરે છે. જે નવકપાલમાં સંસ્કૃત થયેલા પુરોડાશનું પ્રદાન કરે છે તે પવમાન સ્તોત્રદ્વારા પુત્રમાં તેજ મૂકે છે. જે દશકપાલમાં સંસ્કૃત થયેલા પુરોડાશનું પ્રદાન કરે છે તે વિરાજથી એને અન્નાદિ યુક્ત કરે છે. અને જે અગ્યાર કપાલમાં સંસ્કૃત થયેલા પુરોડાશનું પ્રદાન કરે છે તે જગતીદ્વારા એને પશુ સંપન્ન બનાવે છે. **यस्मिन् जाते एतामिष्टिं निर्वपति पूत एव स तेजस्वी अन्नाद इन्द्रियावी पशुमान् भवति** પુત્ર ઉત્પન્ન થયા પછી જે ઇષ્ટિ કરે છે તેનો પુત્ર તેજસ્વી, અન્નાદ, બળવાન્ ઇન્દ્રિયવાળો અને પશુવાળો થાય છે. અહીં શંકા એ થાય છે કે અહીં જે અષ્ટાકપાલ આદિ શબ્દો છે તે ગુણના વિધાયક છે કે અર્થવાદરૂપ છે. આ ઠેકાણે પૂર્વપક્ષનું એવું કથન છે કે **विश्वदेवेन यजेत** આ વાકયમાં અગ્નિ- આદિ ગુણો પ્રથમ પ્રાપ્ત છે માટે **विश्वदेवेन यजेत** આ વાકયમાં રહેલા ગુણો વિધિરૂપે હોઇ શકે નહિ, કારણ કે વિધિ તો અપ્રાપ્તની જ હોઇ શકે. અષ્ટાકપાલ આદિ વાકયમાં જ વિધિનું સામર્થ્ય ગણી શકાય કારણ કે ત્યાં પ્રથમપ્રાપ્ત ન હતા. આ કારણને લીધે એ અષ્ટાકપાલ આદિ અહીં વૈશ્વાનર ઇષ્ટિમાં ગુણ-વિધાયક છે. ॥ ૧૭ ॥

સિદ્ધાંતસૂત્ર. **गुणस्य तु विधानार्थेऽतद्गुणाः प्रयोगे स्युरनर्थका न हि तं प्रत्यर्थवत्ताऽस्ति ॥ १८ ॥**

**પદાર્થ**:—( **गुणस्य** ) અષ્ટાકપાલાદિરૂપ ગુણનું ( **विधानार्थे** ) વિધાનાર્થત્વ હોવાથી ( **अतद्गुणाः** ) વૈશ્વાનર ઇષ્ટિ પ્રત્યે તે ગુણો નથી કારણ કે ત્યાં દ્વાદશકપાલ હોવાથી તેનો અવરોધ થાય છે. બીજા યાગોનું તો વિધાન કરી શકે એમ નથી, માટે ( **प्रयोगे** ) વૈશ્વાનર ઇષ્ટિમાં તે ( **अनर्थकाः स्युः** ) નિરર્થક પડે છે તેને લીધે ( **तं प्रति** ) વૈશ્વાનર યાગ પ્રત્યે ( **अर्थवत्ता न अस्ति** ) તેની અર્થવત્તા નથી.

**ભાવાર્થ**:—અષ્ટાકપાલાદિ સંસ્કૃત પુરોડાશ '**वैश्वानरं द्वादशकपालं निर्वपेत्**' એ વૈશ્વાનરી ઇષ્ટિમાં ગુણરૂપ બની શકતા નથી, કારણ કે તે કર્મમાં તો દ્વાદશકપાલ સસ્કૃત પુરોડાશ ગુણરૂપે છે. આ કારણથી અષ્ટાકપાલઆદિથી સંસ્કૃત પુરોડાશો નિરર્થક પડવાથી દ્વાદશકપાલના સ્તાવક રૂપે હોઇ તે વૈશ્વાનરી ઇષ્ટિમાં અર્થવાદરૂપે એ વાકયો છે. અષ્ટાકપાલાદિ બીજા યાગોનું વિધાન કરી શકે નહિ. ॥ ૧૮ ॥

ઉત્તરાભાસ સૂત્ર. **तच्छेषो नोपपद्यते ॥ १९ ॥**

**પદાર્થ**:—(**तच्छेषः**) દ્વાદશકપાલ વિધિનો શેષ (**न उपपद्यते**) સિદ્ધ થઇ શકતો નથી.

**ભાવાર્થ**:—**द्वादशकपालं निर्वपेत्** આ વિધિનાં શેષરૂપ પણ અષ્ટાકપાલ-આદિ બની શકતાં નથી અર્થાત્ વિધિનાં સ્તાવક અર્થવાદો પણ થઇ શકતા નથી. ॥ ૧૯ ॥

ઉત્તર સૂત્ર. **अविभागाद् विधानार्थे स्तुत्यर्थेनोपपद्येरन् ॥ २० ॥**

**પદાર્થ**:—( **अविभागात्** ) વિભક્ત ન હોવાથી ( **विधानार्थे** ) વિધાનરૂપ અર્થમાં ( **स्तुत्यर्थत्वेन** ) દ્વાદશકપાલના સ્તુતિરૂપે ( **उपपद्येरन्** ) સિદ્ધ થઇ શકે.

**ભાવાર્થ**:—દ્વાદશકપાલમાં અષ્ટકપાલત્વ નિયમથી જ અન્તર્ગત હોવાથી એટલે કે બારરૂપ સંખ્યામાં આઠથી અગ્યારથી સુધીની સંખ્યા અવિભક્ત હોવાથી દ્વાદશકપાલ સંસ્કૃત પુરોડાશનાં સ્તુતિરૂપે એ વાકયો સિદ્ધ થઇ શકે છે. બારરૂપ અવયવીના આઠ, નવ, દશ અને અગ્યાર અવયવો છે. એટલે અવયવો દ્વારા અવયવીની સ્તુતિ છે એમ માનવામાં કશી હરકત નથી. માટે વૈશ્વાનરી ઇષ્ટિ પ્રત્યે અષ્ટાકપાલ આદિ અર્થવાદો છે. ॥ ૨૦ ॥

આક્ષેપ સૂત્ર. **कारणं स्यादिति चेत् ॥ २१ ॥**

**પદાર્થ**:—( **कारणम्** ) શ્રૂયમાણ પૂતત્વાદિનું કારણ ( **स्यात्** ) થઇ શકે ( **इति चेत्** ) જો એમ કહો તો.

**ભાવાર્થ**:—'**गायत्री एव एनं ब्रह्मवर्चसेन पुनाति**' આ વાકયમાં પવિત્રતા રૂપ ફળ સ્પષ્ટ રીતે શ્રુત થાય છે તો એ પવિત્રતાનું કારણ અષ્ટાકપાલ આદિ ગુણો માનવામાં આવે તો શો વાંધો ? જો એ પ્રમાણે કારણ માનવામાં આવે તો ગુણવિધિ સ્પષ્ટ થાય છે. ॥ ૨૧ ॥

આ શંકાના સમાધાન રૂપે આ સૂત્ર છે.

## आनर्थक्यादकारणं कर्तुर्हि कारणानि गुणार्थे विधीयन्ते ॥ २२ ॥

**પદાર્થ**:—( **अकारणम्** ) અષ્ટાકપાલાદિ પવિત્રતાદિનું કારણ નથી. ( **आनर्थक्यात्** ) માટે એ નિરર્થક પડતાં હોવાથી ( **गुणार्थे** ) સ્તુતિને માટે ( **विधीयन्ते** ) તાત્પર્યનો વિષય માનવામાં આવે છે ( **हि** ) કારણ કે ( **कर्तुः** ) કર્તાને ( **कारणानि** ) ગુણોના ફળ મળે છે.

**ભાવાર્થ**:—પવિત્રતાદિનું કારણ પણ અષ્ટાકપાલાદિ નથી, કારણ કે એમ માનવાથી વાક્યભેદ ઉપક્રમ અને ઉપસંહારનો પણ ભંગ ઉત્પન્ન થાય છે ગુણજન્ય ફળોનો સંબંધ પણ યાગના કર્તા સાથે હોય છે જ્યારે અહીં પવિત્રતા ફળનો સંબંધ ઉત્પન્ન થનાર શિશુની સાથે છે અને તે યાગનો કર્તા નથી. આ કારણને લીધે પવિત્રતાદિ ફળનાં કારણ અષ્ટકપાલ આદિ નથી. આથી માનવું પડે છે કે અષ્ટાકપાલાદિ વાક્યો વૈશ્વાનરી ઇષ્ટિના અર્થવાદ જ છે. ॥ ૨૨ ॥

**હવે યજમાનપદની પ્રસ્તરાદિસ્તુત્યર્થતાનું અધિકરણ.**

## तत्सिद्धिः ॥ २३ ॥

**પદાર્થ**:—( **तत्सिद्धिः** ) '**यजमानः प्रस्तरः**' પ્રસ્તરદ્વારા યજમાનના કાર્યની સિદ્ધિ થાય છે.

**ભાવાર્થ**:—ગૌણ વૃત્તિથી વપરાયેલા શબ્દોનું પ્રવૃત્તિ નિમિત્ત શું છે? એનુ પ્રકરણ અહીંથી શરૂ થાય છે. '**यजमानः प्रस्तरः**' આ ઠેકાણે યજમાનનું નામ પ્રસ્તર છે કે પ્રસ્તરનું નામ યજમાન છે? એ સંદેહની નિવૃત્તિ કરવાની છે. 'પ્રસ્તર' એટલે પ્રથમ કાપેલી દર્ભની મુષ્ટિ. આ દર્ભની મુષ્ટિથી યજમાનનુ કાર્ય થાય છે. પરિધિ ઉપર દર્ભથી પરિધાન કરવું પડે છે. આ 'પરિધાન' યજમાનનું કાર્ય છે પણ દર્ભ વડે તે થતું હોવાથી પ્રસ્તર રૂપ અર્થને ગૌણ વૃત્તિથી યજમાન કહેવામાં આવ્યો છે એટલે કે યજમાન શબ્દદ્વારા 'પ્રસ્તર'ની સ્તુતિ કરવામાં આવી છે માટે **यजमानः प्रस्तरः** એ અર્થવાદ વાક્ય છે. **यजमानकार्यं परिधिपरिधानं प्रस्तरः करोतीति तस्माद् प्रस्तरात् यजमानकार्यसिद्धिः** ઇતિ જૈમિનિસૂત્ર વૃત્તિ. ॥ ૨૩ ॥

**આગ્નેય આદિ શબ્દો બ્રાહ્મણ આદિની સ્તુતિ માટે જ છે એ અધિકરણ આ સૂત્રનો વિષય છે**

## जातिः ॥ २४ ॥

**પદાર્થ**:—( **जातिः** ) જન્મ ગૌણવૃત્તિથી શબ્દ પ્રયોગ કરવાનું નિમિત્ત હોય છે.

**ભાવાર્થ**:—'**आग्नेयो वै ब्राह्मणः**' '**ऐन्द्रो राजन्यः वैश्यो वैश्वदेवः**' આ ઠેકાણે બ્રાહ્મણને આગ્નેય, ક્ષત્રિયને ઐન્દ્ર અને વૈશ્યને વૈશ્વદેવ કહેવામાં આવ્યા છે આગ્નેય, ઐન્દ્ર અને વૈશ્વદેવ શબ્દો ગૌણવૃત્તિથી બ્રાહ્મણાદિને માટે પ્રયુક્ત છે. આ ગૌણવૃત્તિનુ નિમિત્ત અગ્નિ જેમ બધા દેવોમાં મુખ્ય ગણાય છે તેમ બ્રાહ્મણ પણ મનુષ્યોમાં પવિત્રતાદિ ગુણોને લઇને મુખ્ય ગણાય છે. માટે મુખ્ય જન્મ અગ્નિ અને બ્રાહ્મણનો સમાનગુણ છે તેથી બ્રાહ્મણને આગ્નેય અથવા અગ્નિ કહેવામાં આવે છે. **अग्निर्वैश्वानरो यद्ब्राह्मण इति ब्राह्मणस्तुतिः** જે બ્રાહ્મણ છે તે વૈશ્વાનર

( સર્વમનુષ્યોમાં ) અગ્નિ છે. ક્ષત્રિયમાં અને ઇન્દ્રમાં બળના આધિક્યને લઇ ક્ષત્રિયની પ્રશંસા માટે ' ઐન્દ્ર ' અને સર્વને અન્નાદિ પદાર્થ પૂરૂં પાડનાર હોવાથી વૈશ્યની સ્તુતિને માટે વૈશ્વદેવ શબ્દ વપરાયો છે. આ કારણથી **आग्नेयो ब्राह्मणः** આ વાક્ય બ્રાહ્મણની સ્તુતિપરક હોવાથી અર્થવાદ છે. ॥ ૨૪ ॥

**યૂપાદિશબ્દોની યજમાનસ્તુતિનું અધિકરણ.**

# सारूप्यात् ॥ २५ ॥

**પદાર્થ**:—( **सारूप्यात्** ) સમાનતાને લઇને પણ ગૌણ શબ્દનો પ્રયોગ થાય છે અને તેનાથી સ્તુતિ પ્રતીત થાય છે.

**ભાવાર્થ**:—' **यजमानो यूपः** ' ' **आदित्यो यूपः** ' ' યજમાન યૂપ છે ' ' આદિત્ય યૂપ છે. ' આ ઠેકાણે યૂપને માટે યજમાન અને આદિત્ય શબ્દો વપરાયા છે. ઊર્ધ્વત્વરૂપ ગુણ યજમાન અને યૂપમાં સમાન છે. તેજસ્વિતારૂપ ગુણ આદિત્યમાં અને યૂપમાં સમાન છે. આવા પ્રયોગથી યૂપની સ્તુતિ પ્રતીત થાય છે. જ્યારે યૂપને સુંદર સુંવાળો બનાવવામાં આવે છે ત્યારે તેના ઉપર ઘી ચોપડવામાં આવે છે એટલે તે ચળકાટ મારે છે. આ ચળકાટરૂપ ગુણ આદિત્યમાં અને યૂપમાં સમાન છે. આ કારણને લઇને અર્થાત્ ઊર્ધ્વત્વરૂપ સમાન ગુણથી યૂપને યજમાન કહ્યો છે અને ચળકાટ રૂપ સમાન ગુણને લઇને યૂપને આદિત્ય કહેવામાં આવ્યો છે. તેથી **यजमानो यूपः** અને **आदित्यो यूपः** એ સ્તાવક હોવાથી અર્થવાદ છે. ॥ ૨૫ ॥

**અપશ્વાદિશબ્દોની ગવાદિસ્તુત્યર્થત્વનું અધિકરણ**

# प्रशंसा ॥ २६ ॥

**પદાર્થ**:—( **प्रशंसा** ) ' **अपशवो वा अन्ये गो अश्वेभ्यः** ' આ વાક્યમાં ગાય બળદ અને અશ્વથી ભિન્ન પ્રાણીઓ પશુ નથી એમ કહેવામાં આવ્યું છે તે માત્ર ગાય, બળદ અને અશ્વની સ્તુતિ માટે છે.

**ભાવાર્થ**:—ઊંટ, બકરૂં, કૂતરૂં, ગાય અને અશ્વમાં પશુત્વ એક સરખું હોવા છતાં ગાય અને અશ્વ સિવાય પશુ જ નથી એમ કહેવામાં ઊંટ, કૂતરા અને બકરાની ગવાદિની અપેક્ષાએ નિન્દા જણાય છે અને ગાય તથા અશ્વની સ્તુતિ જણાય છે, તેજ પ્રમાણે " **यद् अघृतम् अभोजनं तत्** ' **यन्मालिनम् अवासस्तत्** । ' જેમાં ઘી નથી તે ભોજન નથી. ' જે મેલું છે તે કપડું નથી. આ ઠેકાણે પણ ઘી વગરના ભોજનની નિન્દા તથા ઘી વાળા ભોજનની સ્તુતિ જણાય છે. તેમજ મેલા કપડાની નિન્દા અને ધોયેલા કપડાંની સ્તુતિ જણાય છે. આ કારણથી ' **अपशवो वा अन्ये गो अश्वेभ्यः** ' આ વાક્ય અર્થવાદ છે. ઉપરના વાક્યમાં ઊંટ, બકરા અને કૂતરા આદિને માટે ' અપશુ ' શબ્દની પ્રવૃત્તિ હોવી તેમાં ગવાદિ પશુઓની પ્રશંસા એજ નિમિત્ત છે. અને એ શબ્દ પ્રયોગનું ફળ પણ પ્રશંસા જ છે. ॥ ૨૬ ॥

**' બાહુલ્યથી સૃષ્ટિશબ્દનો વ્યપદેશ છે ' એ અધિકરણ શરૂ કરે છે.**

# भूमा ॥ २७ ॥

**પદાર્થ**:—( **भूमा** ) ' **सृष्टिरुपदधाति** ' આ ઠેકાણે **सृज्** ધાતુના પ્રયોગના બાહુલ્યથી સૃજ્ ધાતુના પ્રયોગવાળા અને તે ધાતુનો પ્રયોગ જેમાં ન હોય તે મંત્રો પણ સૃષ્ટિપદ વાચ્ય છે.

**ભાવાર્થ:**—સૃષ્ટિલિંગક મન્ત્રો અગ્નિચયન પ્રકરણમાં વધારે હોવાથી સૃષ્ટિલિંગક અને અસૃષ્ટિલિંગક બન્ને જાતના મન્ત્રોના સમુદાયને " સૃષ્ટિ " એવું નામ આપવામાં આવ્યું છે. " **बाहुल्येन व्यपदेशा भवन्ति** " જેનો પ્રયોગ વધારે હોય છે તેનાથી તે સમુદાય પ્રસિદ્ધિમાં આવે છે. અમુક મંત્રોના સમુદાયને '**सृष्टि**' નામ આપવામાં સૃજ્ ધાતુના પ્રયોગના ભૂમા અર્થાત્ બાહુલ્યને લીધે છે.

જે જનસમુદાયમાં છત્રીવાળા માણસો વધારે હોય છે તે સમુદાયમાં કોઈ છત્રી વગરના માણસો હોય તો પણ આખા સમુદાયને ' છત્રીસમુદાય ' કહેવામાં આવે છે. એજ પ્રમાણે અગ્નિચયન પ્રકરણમાં આવેલા મંત્રોને સૃષ્ટિ પ્રયોગના ભૂમાને લીધે " સૃષ્ટિ " એવું નામ આપવામાં આવ્યું છે.

જે ઇષ્ટકા ( ઈંટો ) નો સૃષ્ટિ મન્ત્રોથી અગ્નિકુંડ રચવામાં ઉપયોગ થયો હોય તે ઇષ્ટકા પણ સૃષ્ટિ કહેવાય છે.

સૃષ્ટિ મંત્રોનો સંબંધ ચયન સાથે છે. માટે મંત્રોનો અનુવાદ કરીને ઇષ્ટકાનું ઉપધાન કરવામાં આવે છે. માટે મન્ત્રોનો અનુવાદ કરનાર સૃષ્ટિ શબ્દ અર્થવાદ છે. ॥ ૨૭ ॥

**' પ્રાણભૃત્ ' શબ્દાદિ સ્તુત્યર્થક છે એ અધિકરણ શરૂ કરે છે.**

# लिङ्गसमवायात् ॥ २८ ॥

**પદાર્થ:**—( **लिङ्गसमवायात्** ) પ્રાણલિંગક મન્ત્ર પાસે પઠિત બીજા મંત્રોનો પણ પ્રાણભૃત્ મંત્રોથી વ્યવહાર થાય છે.

**ભાવાર્થ:**—' **प्राणभृत उपदधाति** ' આ ઠેકાણે માત્ર એક જ મંત્રમાં પ્રાણ શબ્દનો પ્રયોગ થયો છે. બીજા મંત્રોમાં ' પ્રાણ ' શબ્દનો પ્રયોગ નથી છતાં આખા મંત્રસમુદાયને ' પ્રાણભૃત્ ' કહેવામાં આવે છે. પ્રથમ મંત્ર આ પ્રમાણે છે. " **अयं पुरोभुवस्तस्य प्राणो भौवायनः** " ગૌણવૃત્તિથી આખા મંત્ર સમુદાયનું નામ ' પ્રાણભૃત્ ' રાખવામાં આવ્યું છે.

આ પ્રમાણે છ કારણોથી ગૌણ શબ્દોની પ્રવૃત્તિ થાય છે એવું આ ઠેકાણે બતાવવામાં આવ્યું છે. આ છ સૂત્રોને એક શ્લોકમાં સાયણાચાર્યે આ પ્રમાણે બતાવ્યાં છે.

**तत्सिद्धिजातिसारूप्यप्रशंसालिङ्गभूमाभिः**
**षड्भिः सर्वत्र शब्दानां गौणी वृत्तिः प्रकल्पिता ॥**

આ સૂત્રમાં 'સમવાય' શબ્દનો અર્થ 'સમીપપાઠ' એવો કરવામાં આવ્યો છે. ॥ ૨૮ ॥

**વાક્યશેષથી સંદિગ્ધ અર્થને નિરૂપણ કરવાનું અધિકરણ.**

# संदिग्धेषु वाक्यशेषात् ॥ २९ ॥

**ભાવાર્થ:**—( **संदिग्धेषु** ) જ્યાં વિધ્યર્થ સંદિગ્ધ હોય ત્યાં ( **वाक्यशेषात्** ) વાક્ય-શેષથી નિર્ણય થાય છે.

**ભાવાર્થ:**—" **अक्ताः शर्करा उपदध्यात्** " ઝીણાં ઝીણાં કાંકરાને 'શર્કરા' કહેવામાં આવે છે. શર્કરાને ભીંજવીને પછી તેનું ઉપધાન કરવું એટલે અમુક ઠેકાણે તેનો યજ્ઞમાં ઉપયોગ

કરવો. આ ઠેકાણે વિધિનો અર્થ જે શર્કરાને ભીંજવવો છે તે ભીંજવવું કોઇપણ પ્રવાહી પદાર્થથી થઈ શકે છે ઘી, તેલ અથવા ચરબીથી પણ ભીંજવી શકાય છે. તો આ વિધિમાં શર્કરાને શાનાથી ભીંજવવી એ સંદેહ છે, આ સંદેહની નિવૃત્તિ અર્થવાદથી થઇ શકે છે. આ વિધિનો અર્થવાદ **तेजो वै घृतम्, स तैजसमेवाग्निं चिनुते** આ અર્થવાદમાં ઘીની સ્તુતિ કરવામાં આવી છે માટે વિધેય અર્થ ઘૃત જ છે. કારણ કે **यः स्तूयते स विधीयते** એવો ન્યાય છે. આ ઉપરથી ઘીથી ભીંજવીને શર્કરાનું ઉપધાન કરવું એવો વિધિ સ્પષ્ટ થાય છે. અર્થવાદમાં હમેશાં વિધેય અર્થની જ સ્તુતિ હોય છે. ॥ ૨૯ ॥

**સામર્થ્યને અનુસરીને જ વ્યવસ્થા કરવી એ અધિકરણ સમજાવે છે.**

# अर्थाद् वा कल्पनैकदेशत्वात् ॥ ३० ॥

**પદાર્થ**:—( **वा** ) પૂર્વપક્ષની વ્યાવૃત્તિ બતાવે છે. ( **अर्थात्** ) વસ્તુવૃત્તિસામર્થ્યથી વિધેય અર્થની સિદ્ધિ થાય છે. (**कल्पनैकदेशत्वात्**) કલ્પના-તર્ક પણ વેદનો એક દેશ હોવાથી.

'**हस्तेन अवद्यति**' '**स्रुवेण अवद्यति**' '**स्वधितिना अवद्यति**' આ વાક્યોમાં હોમવા યોગ્ય દ્રવ્યોનું અવદાન શાથી કરવું તે બતાવવામાં આવ્યું છે. અવદાન એટલે હોમવા માટે રાખેલા દ્રવ્યને જુદું પાડવું તે. " હાથવતી અવદાન કરવું, સ્ત્રુવથી અવદાન કરવું, સ્વધિતિ ( યજ્ઞમાં વપરાતું ચપ્પુ જેવું લોઢાનું હથીયાર ) થી અવદાન કરવું. " આમાં શંકા એ થાય છે કોઇપણ દ્રવ્યનું અવદાન કરવામાં આ ત્રણે સાધન વાપરવાં કે વિકલ્પથી વાપરવાં ? આનું સમાધાન એમ કરવામાં આવ્યું છે કે દ્રવ્યની યોગ્યતાને અનુસરીને અવદાન કરવું. જો કોઇ શિરા જેવું દ્રવ્ય હોય તો હાથથી અવદાન કરવું, ઘી હોય તો સ્ત્રુવથી અવદાન કરવું અને કોઇ બહુજ કઠણ પદાર્થ હોય ( જેમકે ટોપરૂ અથવા કોઇ કઠણ ફળ ) તો સ્વધિતિથી અવદાન કરવું. જો કે આમ કરવાનો કોઇ સ્પષ્ટ વિધિ નથી પણ કલ્પના કરવામાં આવે છે. કલ્પના એટલે તર્ક. તર્ક પણ જો યોગ્ય હોય તો તેને માનવામાં કશી હરકત નથી. વેદ અને શાસ્ત્રથી અવિરુદ્ધ તર્ક પણ વેદનો એક ભાગ જ ગણાય છે. મનુસ્મૃતિમાં પણ લખ્યું છે કેઃ—

**आर्षं धर्मोपदेशं च वेदशास्त्राविरोधिना**
**यस्तर्केणानुसंधत्ते स धर्मं वेद नेतरः**

વેદ અને શાસ્ત્રોથી અવિરુદ્ધ તર્કથી જે વેદનું અને શાસ્ત્રોનું અનુસંધાન કરી શકે છે તે ધર્મને જાણી શકે છે. ॥ ૩૦ ॥

इति मीमांसा गुर्जरभाष्ये प्रथमाध्यायस्य चतुर्थः पादः ॥
समाप्तश्चायं प्रथमोऽध्यायः ॥

अथ द्वितीयोऽध्यायः प्रारभ्यते ।

तत्र चायं प्रथमः पादः

**અપૂર્વરૂપ ધર્મ આખ્યાત પદથી પ્રતિપાદ્ય છે. એ નામનું અધિકરણ સમજાવે છે.**

પહેલા અધ્યાયમાં પ્રમાણનું લક્ષણ બતાવ્યું, વિધિ, અર્થવાદ, મંત્ર અને સ્મૃતિનો પણ નિર્ણય કર્યો છે. ગુણવિધિ અને નામધેયનો પણ નિશ્ચય કર્યો છે તથા સંદિગ્ધ અર્થનો વાક્યશેષથી નિર્ણય કરવો એ પણ દર્શાવ્યું છે. હવે વિધિવાક્ય રૂપ પ્રમાણમાં કયો અર્થ પ્રધાન અને કયો અર્થ અપ્રધાન છે જેનાથી ધર્મરૂપ અપૂર્વ પ્રતીત થાય તે પ્રમાણ વાક્યમાં મુખ્ય ગણાય છે.

## भावार्थाः कर्मशब्दाः, तेभ्यः क्रिया प्रतीयेतैष ह्यर्थो विधीयते ॥ १ ॥

**પદાર્થ**:—( **भावार्थाः** ) ભાવના રૂપ અર્થ સિદ્ધિને માટે ( **कर्मशब्दाः** ) ધાત્વર્થવાચક કર્મશબ્દો અર્થાત્ ક્રિયાપદો છે અર્થાત્ ધાત્વર્થો યાગઆદિ ભાવનાને માટે હોય છે. કારણ કે ( **तेभ्यः** ) ધાત્વર્થોથી જ ( **क्रिया** ) અપૂર્વનામક ધર્મ (**प्रतीयेत**) જાણી શકાય છે ( **हि** ) માટે ( **एषः** ) આ ( **अर्थः** ) ધાત્વર્થરૂપ અર્થ ( **विधीयते** ) વિહિત થાય છે.

**ભાવાર્થ**:—વિધ્યર્થક પદના ધાત્વર્થો આખ્યાત પ્રત્યય-વાચ્ય ભાવનામાં કરણત્વ રૂપથી અન્વય પામે છે. **यजेत** નો અર્થ **यागेन भावयेत्** યાગથી ભાવના કરવી એવો અર્થ થાય છે. આ કારણથી ધાત્વર્થ ભાવનારૂપ પ્રયોજન સિદ્ધ કરવા માટે હોય છે. વિધ્યર્થક ક્રિયાપદોથી 'ક્રિયા' એટલે અપૂર્વ પ્રતીત થાય છે. અપૂર્વનું જ બીજું નામ ધર્મ છે. વાક્યમાં ધાત્વર્થનું વિધાન થાય છે અને જેનું વિધાન થાય તે જ ધર્મ. અર્થાત્ અપૂર્વનું સાધન છે. નામના અર્થો ભાવના સાથે સીધી રીતે સંબંધ પામતા નથી. નામાર્થનો સંબંધ ધાત્વર્થ સાથે હોય છે અને ધાત્વર્થનો સંબંધ ભાવના સાથે હોય છે. **सोमेन यजेत** અહીં સોમરૂપ નામાર્થનો સંબંધ યાગરૂપ ધાત્વર્થ સાથે છે અને એમ વિશિષ્ટ યાગનો સંબંધ ભાવના સાથે છે. જેમ **सोमेन यागं कुर्यात्** તેજ પ્રમાણે **यागेन भावयेत्** એમ કહેવાય છે. ભાવનાના ત્રણ અંશ હોય છે **केन भावयेत् ? किं भावयेत् ?** અને **कथं भावयेत् ?** આ ઠેકાણે ધાતુનો અર્થ જ ભાવનાનું કરણ હોય છે. **किं भावयेत् ?** નો જવાબ **स्वर्गं भावयेत्** હોય છે અને **कथं भावयेत् ?** કેવી રીતે ભાવના કરવી ? એનો જવાબ 'અગ્નિનું અન્વાધાન' પ્રયાજ અને અવઘ્રાત આદિથી ઉપકાર કરી ભાવના કરે, એ હોય છે. નામાર્થ તો ધાત્વર્થના ઉપકારી હોય છે. ક્રિયા વગર દ્રવ્યો ફળ સાધી શકતાં નથી. જેમકે:—પચન ક્રિયા વગર નિષ્ક્રિય રહેલાં કાષ્ઠ અને તપેલી આદિ ભાત બનાવી શકતાં નથી. આ ઉપરથી સમજાશે કે વાક્યમાં ક્રિયાપદનો અર્થ જ મુખ્ય હોય છે.

'**यजेत**' આમાં **यज्** ધાતુ છે અને **त** પ્રત્યય છે. 'યાગ' એ **यज्** ધાતુનો અર્થ છે અને ભાવના **त** પ્રત્યયનો અર્થ છે. આનું વિશેષ સ્પષ્ટીકરણ જૈમિનીય ન્યાયમાલા તથા શાબરભાષ્ય આદિ ગ્રંથોમાં છે માટે જિજ્ઞાસુઓએ ત્યાં જ જોઈ લેવું. ॥ ૧ ॥

આક્ષેપ કથન.

## सर्वेषां भावार्थ इति चेत् ॥ २ ॥

**પદાર્થ**:—( **सर्वेषाम्** ) બધાં પદોનો ( **भावः** ) ભાવ ( **अर्थः** ) અર્થ છે ( **इति चेत्** ) એમ માનવામાં આવે તો શી હરકત ?

**ભાવાર્થ**:—ધાતુના અર્થ પેઠે ' સોમ ' આદિ નામના અર્થનો અન્વય પણ સીધો ભાવનામાં જ માનવામાં આવે તો શી હરકત ? અર્થાત્ નામનો અર્થ પણ " ભાવ " માનવામાં આવે તો વાકયમાં ક્રિયાપદનો અર્થ જ મુખ્ય છે અને નામનો અર્થ મુખ્ય નથી એ સવાલ જ ઉડી જાય.

तस्मादेतेऽपि साकाङ्क्षत्वात् भाववचनाः । सर्वेषु भाव वचनेषु नास्ति विनिगमतायां हेतुः, कर्मशब्दाः एव अपूर्वस्य विधायकाः न द्रव्य गुणशब्दाः। ઇતિ શાબરભાષ્ય. ઉક્ત વાકયનો ભાવ એ છે કે નામ આદિ સાકાંક્ષ હોવાથી તે પણ ભાવવાચક છે. બધાં જ પદો ભાવવાચક હોવાથી કર્મશબ્દો જ અપૂર્વનાં વિધાયક છે અને દ્રવ્યગુણ શબ્દો નથી એમાં કોઈપણ જાતની યુકિત નથી. માટે બધાય પદોનો અર્થ 'ભાવ' માનવામાં આવે તો ?

**ઉપરના સૂત્રમાં કરેલા આક્ષેપની નિવૃત્તિ માટે ' નામ ' નું લક્ષણ બાંધે છે.**

## येषामुत्पत्तौ स्वे प्रयोगे रूपोपलब्धिस्तानि नामानि, तस्मात् तेभ्यः पराकाङ्क्षा भूतत्वात् ॥ ३ ॥

**પદાર્થ**:—( **उत्पत्तौ** ) **सोमेन यजेत** ઇત્યાદિ ઉત્પત્તિ વાકયમાં ( **येषाम्** ) જેઓના અર્થોની ( **स्वे प्रयोगे** ) પ્રયોગના ઉચ્ચારણ વખતે ( **रूपोपलब्धिः** ) સ્વરૂપની ઉપલબ્ધિ હોય છે ( **तानि नामानि** ) તે નામ કહેવાય છે ( **तस्मात्** ) અને તે કારણને લીધે ( **तेभ्यः** ) નામોના અર્થની ઉત્પત્તિ માટે ( **पराकाङ्क्षा** ) બીજાની આકાંક્ષા ( **न** ) હોતી નથી. કારણ કે ( **भूतत्वात्** ) અર્થની સિદ્ધિ હોવાથી.

**ભાવાર્થ**:—આ સૂત્રમાં ' ન ' નો અધ્યાહાર કરવો પડે છે અથવા ઉત્તરના સૂત્રમાંથી તેને આ સૂત્રમાં ખેંચવો પડે છે અને તેનો સંબંધ ' પરાકાંક્ષા ' ની પછી જોડવો પડે છે. ' **सोमेन यजेत** ' આ ઉત્પત્તિ વાકય કહેવાય છે. જે વિધિવાકયમાં દ્રવ્ય અને દેવતાનું વિધાન હોય છે તે ઉત્પત્તિ વાકય કહેવાય છે. ઉપરના વાકયમાં સોમરૂપ દ્રવ્યનું વિધાન છે. ઉત્પત્તિ વાકયના શ્રવણ વખતે જે પદનો અર્થ સિદ્ધ હોય તે નામ કહેવાય છે. ઉપરના વાકયના શ્રવણ વખતે ' સોમ ' રૂપ દ્રવ્ય સિદ્ધ હોય છે માટે સોમની ઉત્પત્તિમાં યાગ આદિની જરૂર હોતી નથી, કારણ કે યાગ કર્યા પહેલાં સોમ દ્રવ્ય વિદ્યમાન છે, માટે ' સોમ ' એ નામ કહેવાય છે, એજ પ્રમાણે સાધનભૂત દ્રવ્યને માટે ક્રિયાની જરૂર હોતી નથી. નામનો અર્થ સિદ્ધ હોય છે. અને સિદ્ધ હોય છે તેથી જ તેનું ગુણરૂપે યાગાદિમાં વિધાન હોય છે. ॥ ૩ ॥

**હવે આખ્યાતાનું લક્ષણ બાંધે છે.**

## येषां तूत्पत्तावर्थे स्वे प्रयोगे न विद्यते तान्याख्यातानि तस्मात् तेभ्यः प्रतीयेताश्रितत्वात् प्रयोगस्य ॥ ४ ॥

**પદાર્થ**:—( **उत्पत्तौ** ) ઉત્પત્તિ વાકયના ( **स्वे अर्थे** ) સ્વાર્થને માટે ( **प्रयोगे** ) ઉચ્ચારણ સમયે ( **येषाम्** ) જે પદોનો અર્થ ( **न विद्यते** ) હોતો નથી ( **तानि** ) તે ( **आख्यातानि** ) આખ્યાતાન્ત કહેવાય છે. ( **तस्मात्** ) તે કારણથી ( **तेभ्यः** ) તેનાથી ( **प्रतीयेत** ) અપૂર્વરૂપ ધર્મની પ્રતીતિ થાય છે. ( **प्रयोगस्य** ) ઉત્પત્તિ ( **आश्रितत्वात्** ) પુરુષના પ્રયત્નને આધીન હોવાથી.

**ભાવાર્થ**:—ઉત્પત્તિ વાક્યના શ્રવણ વખતે જે પદનો અર્થ વિદ્યમાન હોતો નથી તે આખ્યાતાન્ત પદ કહેવાય છે. '**यजेत** પ'માં **त** એ આખ્યાત કહેવાય છે. વ્યાકરણની પરિભાષા પ્રમાણે **तिङ्** માત્ર આખ્યાત કહેવાય છે. આ કારણથી આખ્યાતાન્ત પદના અર્થથી અપૂર્વની પ્રતીતિ થાય છે. કારણ કે યાગની ઉત્પત્તિ પુરુષના પ્રયત્નને આધીન હોય છે. યાગરૂપ ક્રિયા પુરુષે કરી લીધી એટલે અપૂર્વરૂપ ધર્મ ઉત્પન્ન થાય છે. આ ઉપરથી સિદ્ધ થાય છે આખ્યાતાન્ત પદના અર્થથી જ અપૂર્વની સિદ્ધિ થાય છે. નામાર્થનો સંબંધ તો ધાત્વર્થની સાથે હોય છે માટે નામાર્થ અપ્રધાન છે અને આખ્યાતાન્તનો અર્થ પ્રધાન હોય છે. ॥ ૪ ॥

### અપૂર્વના અસ્તિત્વનું અધિકરણ.

## चोदना पुनरारम्भः ॥ ५ ॥

**પદાર્થ**:—( **पुनः** ) આ શબ્દ વાક્યાલંકાર માટે વપરાયો છે. ( **चोदना** ) **यजेत** ઇત્યાદિ જે વિધાન છે તેનાથી અપૂર્વની પ્રતીતિ થાય છે. અથવા **चोदना** એ જ અપૂર્વ છે. કે જેનાથી ( **आरम्भः** ) યાગ આદિ વૈદિક કર્મનો આરંભ કરી શકાય છે.

**ભાવાર્થ**:—અપૂર્વ ઉત્પન્ન થાય છે માટે જ યાગ આદિ વૈદિક ક્રિયાઓ કરવામાં આવે છે. જો યાગથી અપૂર્વ ઉત્પન્ન ન થાય તો યાગરૂપ ક્રિયા નષ્ટ થયા પછી ઘણા કાળને અંતરે ભાવિ સ્વર્ગ કેવી રીતે મળી શકે ? ' ક્રિયા નષ્ટ થયા પછી પણ કાળાન્તરમાં જો ફળ મળી શકતું હોય તો દંપતી નષ્ટ થયા પછી પુત્રરૂપ ફળ ઉત્પન્ન થવું જોઇએ. ' આવી આપત્તિ શ્રી સાયણાચાર્ય આપે છે. **चोदनेत्यपूर्वं ब्रूमः, अपूर्वं पुनरस्ति यतः आरम्भः शिष्यते** । ચોદના=પ્રેરણાને અમે અપૂર્વ કહીએ છીએ. અપૂર્વ છે માટે જ યાગાદિનું વિધાન છે. અપૂર્વ એ ક્રિયાનો અવાન્તર વ્યાપાર છે, જેમ છેદનરૂપ ફળ પ્રત્યે કુહાડીનું ઉપાડવું અને મારવું રૂપક્રિયા વ્યાપાર છે તેમ સ્વર્ગાદિ ફળ પ્રત્યે યાગાદિનો વ્યાપાર અપૂર્વ છે અપૂર્વ ફળ મળે ત્યાંસુધી યાગ આદિના કર્તા જે યજમાન આદિ છે તેના આત્મામાં સંસ્કાર રૂપે રહે છે. જ્યારે સ્વર્ગાદિ મળી જાય છે ત્યારે તે અપૂર્વ નષ્ટ થાય છે. બળતા અંગારા ઠરી જવા છતાં તેની ઉષ્ણતા પાણીમાં જેમ અમુક સમય સુધી રહે છે, તેમ યાગઆદિ ક્રિયા નષ્ટ થવા છતાં પણ સ્વર્ગ આદિ ફળ મળે ત્યાં સુધી યાગઆદિથી ઉત્પન્ન થનાર અપૂર્વ કર્તામાં રહે છે ॥ ૫ ॥

### કર્મોના ગુણપ્રધાન વિભાગનું અધિકરણ.

## तानि द्वैधं गुणप्रधानभूतानि ॥ ६ ॥

**પદાર્થ**:—(**तानि**) તે આખ્યાતો (**द्वैधम्**) બે પ્રકારના હોય છે ( **गुणप्रधानभूतानि** ) કેટલાક ગૌણ અને કેટલાંક પ્રધાન એટલે મુખ્ય હોય છે.

**ભાવાર્થ**:—ક્રિયાવાચક આખ્યાતો બધાં જ મુખ્ય હોતાં નથી, કેટલાંક દ્રવ્ય પ્રત્યે ગૌણ હોય છે અને કેટલાક દ્રવ્ય પ્રત્યે મુખ્ય હોય છે ॥ ૬ ॥

### હવે પ્રધાન કર્મનું લક્ષણ બતાવે છે.

## यैर्द्रव्यं न चिकीर्ष्यते, तानि प्रधानभूतानि, द्रव्यस्य गुणभूतत्वात् ॥ ७ ॥

**પદાર્થ**:—( **यैः** ) જેનાથી ( **द्रव्यम्** ) દ્રવ્ય ( **न चिकीर्ष्यते** ) સંસ્કાર્યતાથી કરવાને ઇચ્છાયેલું નથી ( **तानि** ) તે આખ્યાતાન્ત ( **प्रधानभूतानि** ) મુખ્ય છે ( **द्रव्यस्य** ) દ્રવ્યનું ( **गुणभूतत्वात्** ) ગૌણપણું લોકથી સિદ્ધ હોવાથી.

**ભાવાર્થ**:—જે કર્મથી દ્રવ્યમાં કોઇ સંસ્કાર ઉત્પન્ન કરવાનો ન હોય તે કર્મ મુખ્ય ગણાય છે અને તે કર્મનું પ્રતિપાદન કરનાર આખ્યાતાંત અર્થાત્ ક્રિયાપદ પણ મુખ્ય છે. ક્રિયાની અપેક્ષાએ દ્રવ્ય ગૌણ હોય છે એ તો લોકવ્યવહારથી પણ સિદ્ધ થાય છે. ' **स्वर्गकामो यजेत** ' અહીં આ યાગરૂપ ક્રિયા=કર્મ મુખ્ય છે અને તેનું પ્રતિપાદન કરનાર **यजेत** આખ્યાતાંત પણ મુખ્ય છે. ॥ ૭ ॥

ગુણકર્મનું લક્ષણ.

## यैस्तु द्रव्यं चिकीर्ष्यते गुणस्तत्र प्रतीयते तस्य द्रव्यप्रधानत्वात् ॥ ८ ॥

**પદાર્થ**:—( **तु** ) પણ ( **यैः** ) જે કર્મોથી ( **द्रव्यम** ) દ્રવ્ય સંસ્કાર્યત્વ રૂપથી ( **चिकीर्ष्यते** ) કરવા ઇચ્છાય છે ( **तत्र** ) ત્યાં ધાત્વર્થ ( **गुणः** ) ગૌણ જણાય છે કારણ કે ( **तस्य** ) ધાત્વર્થ રૂપ કર્મનું ( **द्रव्यप्रधानत्वात्** ) દ્રવ્યપ્રધાનપણું હોવાથી એટલે કે ત્યાં દ્રવ્યપ્રધાન અને કર્મ ગૌણ હોય છે.

**ભાવાર્થ**:—જે ઠેકાણે કર્મથી દ્રવ્યમાં સંસ્કાર ઉત્પન્ન કરવા હોય તે ઠેકાણે ક્રિયા દ્રવ્યને ખાતર થતી હોવાથી ક્રિયા એટલે કર્મ ગૌણ ગણાય છે અને તે કર્મ—વાચક ક્રિયાપદ=આખ્યાતાન્ત પણ ગૌણ કહેવાય છે. જેમકે **व्रीहीन् अवहन्ति**-વ્રીહિને ખાંડે છે. અહીં ખાંડવા રૂપ ક્રિયા વ્રીહિને ભુંસાથી પૃથક્ કરવા માટે છે માટે એ ક્રિયા=કર્મ વ્રીહિમાં શુદ્ધત્વરૂપ સંસ્કાર ઉત્પન્ન કરે છે. આ કારણથી અવઘાત ( ખાંડવુ ) વ્રીહિને માટે જ હોવાથી તે વ્રીહિરૂપ દ્રવ્ય પ્રત્યે ગૌણ છે અને તેથી **अवहन्ति** ક્રિયાપદ પણ ગૌણ છે. જે ક્રિયાનુ ફળ અહીં જ દૃષ્ટ થતુ હોય તે ક્રિયાને માટે ' અપૂર્વ ' મનાતુ નથી. ॥ ૮ ॥

**હવે સંમાર્જન આદિ કર્મની અપ્રધાનતાનું અધિકરણ શરૂ કરે છે.**

પૂર્વપક્ષનું સૂત્ર. **धर्ममात्रे तु कर्म स्यादनिर्वृत्तेः प्रयाजवत् ॥ ९ ॥**

**પદાર્થ**:—( **तु** ) આ શબ્દ પૂર્વપક્ષની સૂચના કરે છે. ( **प्रयाजवत्** ) પ્રયાજની પેઠે ( **धर्ममात्रे** ) સંમાર્જાદિ બધાં કર્મોમાં ( **अनिर्वृत्तेः** ) દ્રવ્ય પ્રત્યે ઉપકાર ન થતો હોવાથી ( **कर्म** ) પ્રધાન કર્મ ( **स्यात्** ) હોઇ શકે.

**ભાવાર્થ**:—**स्रुचः संमार्ष्टि। अग्निं संमार्ष्टि, । परिधिं संमार्ष्टि। पुरोडाशं पर्यग्नि करोति।** આ ઠેકાણે સંમાર્જન—આદિ કર્મ પ્રધાન કર્મ ગણવા કે ગૌણ કર્મ ? અહીં પૂર્વપક્ષનું એવું કહેવું છે કે જે કર્મનું ફળ દૃષ્ટ જણાતું હોય તે ગૌણ કર્મ અને દૃષ્ટ ન જણાતું હોય તો પ્રધાન કર્મ ગણવું. સ્રુચનું સંમાર્જન કરવાથી કોઇ દૃષ્ટ ફળ જણાતું નથી માટે એ પ્રધાન કર્મ છે. **स्रुग्भिः संमार्गं भावयेत्** અર્થાત્ સ્રુચોથી સંમાર્જન કરવું. જેમ પ્રયાજ કર્મનું કોઇ દૃષ્ટ ફળ ન હોવાથી તે પ્રયાજ કર્મ પ્રધાન કર્મ છે તેમ સંમાર્જન આદિ પ્રધાન કર્મ છે. ॥ ૯ ॥

સિદ્ધાંતસૂત્ર. **तुल्यश्रुतित्वाद् वेतरैः सधर्मा स्यात् ॥ १० ॥**

**પદાર્થ**:—( **वा** ) પૂર્વપક્ષની વ્યાવૃત્તિ સૂચવે છે. ( **तुल्यश्रुतित्वात्** ) સમાન શ્રવણ થતું હોવાથી ( **इतरैः** ) બીજા સાથે ( **सधर्मा** ) સમાનધર્મ ( **स्यात्** ) હોઇ શકે.

**ભાવાર્થ**:—**व्रीहीन् अवहन्ति** આ ઠેકાણે જેમ બીજી વિભક્તિ દ્રવ્યની પ્રધાનતા સૂચવે છે તેમ **स्रुचः संमार्ष्टि** અહીં પણ દ્રવ્યની જ પ્રધાનતા સૂચવે છે. માટે અવહનન આદિ સમાન જ સંમાર્જન કર્મ પણ છે. અર્થાત્ અવહનન જેમ ગૌણ કર્મ છે તેમ સંમાર્જન પણ ગૌણ કર્મ છે. દ્વિતીયા વિભક્તિથી સ્રુચ રૂપ દ્રવ્યની જ પ્રધાનતા જણાવાય છે. સંમાર્જનરૂપ કર્મની પ્રધાનતા નહીં. જે કર્મ અપૂર્વને ઉત્પન્ન કરે તે કર્મ પ્રધાન કહેવાય છે. ॥ १० ॥

સિદ્ધાંત ઉપર આક્ષેપ કરનારૂં સૂત્ર.

**द्रव्योपदेश इति चेत् ॥ ११ ॥**

**પદાર્થ**:—( **द्रव्योपदेशः** ) ગૌણતાથી દ્રવ્યનો ઉપદેશ છે ( **इति चेत्** ) જો એમ કહેવામાં આવે તો.

**ભાવાર્થ**:—જે ' **सक्तून् जुहोति** ' આ ઠેકાણે દ્વિતીયા વિભક્તિ હોમ પ્રત્યે સકતુરૂપ દ્રવ્યની ગુણતા બતાવે છે, માટે **स्रुच्** શબ્દોત્તરવર્તી દ્વિતીયા વિભક્તિ ગુણવાચિકા વિભક્તિ માનવામાં આવે તો શી હરકત ? ॥ ११ ॥

આક્ષેપનો ઉત્તર.

**न तदर्थत्वाल्लोकवत्तस्य च शेषभूतत्वात् ॥ १२ ॥**

**પદાર્થ**:—( **न** ) દ્રવ્યનો ઉપદેશ ગૌણ નથી ( **तदर्थत्वात्** ) દ્વિતીયા વિભકિત કર્મને માટે જ હોવાથી ( **लोकवत्** ) લોકમાં જેમ કર્મને માટે બીજી વિભકિત વપરાય છે તેમ (**च**) ( **तस्य** ) **स्रुग्** આદિ દ્રવ્ય ( **शेषभूतत्वात्** ) શેષભૂત હોવાથી.

**ભાવાર્થ**:—લોકમાં જેમ **ग्रामं गच्छति** આવા પ્રયોગ કરે છે તેમ **अश्वं गच्छति** કરણભૂત અશ્વને બીજી વિભકિતમાં પ્રયુકત કરતા નથી. તેજ પ્રમાણે **सक्तून् जुहोति** અહીં પણ હોમ પ્રત્યે સકતુ કરણ છે. માટે અહીં તો સકતુની ઉત્તરમાં રહેલી બીજી વિભકિતનો અર્થ લક્ષણાથી ' કરણ ' કરવાનો છે. એટલે કે ત્યાં કરણના અર્થમાં બીજી વિભકિત પ્રયુકત થયેલી છે. માટે **सक्तून् जुहोति** આ ઠેકાણે દ્રવ્ય ગૌણ છે અને હોમરૂપ કર્મ પ્રધાન છે. કારણ કે, હોમરૂપ કર્મથી સકતુઓ ભસ્મીભૂત થાય છે માટે હોમરૂપ ક્રિયાથી તેમાં કોઇ સંસ્કાર ઉત્પન્ન કરી શકાતો નથી. આ કારણથી સકતુકરણક હોમ એ કર્મ પ્રધાન છે. પણ **स्रुचः संमार्ष्टि** અહીં તો સંમાર્જન ક્રિયાથી સ્રુચરૂપ દ્રવ્ય પ્રત્યે ઉપકાર કરી શકાય છે માટે અહીં તો દ્રવ્ય જ પ્રધાન છે અને સંમાર્જનરૂપ કર્મ તો દ્રવ્યને માટે જ થતું હોવાથી એ દ્રવ્યનું શેષભૂત છે અર્થાત્ ગૌણ છે. ॥ १२ ॥

**હવે સ્તોત્રાદિ-પ્રાધાન્યનું અધિકરણ.**

પૂર્વપક્ષનું સૂત્ર.

# स्तुतशस्त्रयोस्तु संस्कारो याज्यावद् देवताभिधानत्वात् ॥१३॥

**પદાર્થ**:—( **तु** ) " तु " શબ્દ પૂર્વપક્ષનું સૂચન કરે છે ( **स्तुतशस्त्रयोः** ) સ્તોત્ર અને શસ્ત્રનું ફળ ( **संस्कारः** ) સંસ્કાર છે. ( **याज्यावत्** ) યાજ્યા નામક મન્ત્ર પેઠે. ( **देवताभिधानत्वात्** ) કારણ કે, સ્તોત્ર અને શસ્ત્ર દેવતાનું પ્રકાશન કરે છે.

**ભાવાર્થ**:—**प्रउगं शंसति, निष्केवल्यं शंसति, आज्यैः स्तुवते, पृष्ठैः स्तुवते ।** **શંસન** અને સ્તવન ગુણવાચક હોય છે સ્તોત્ર અને શસ્ત્ર બન્ને સ્તુતિવાચક શબ્દો છે. સ્તોત્ર અને **શસ્ત્રમાં આટલો** ભેદ બતાવવામાં આવ્યો છે.

**प्रगीतमन्त्रसाध्या स्तुतिः स्तोत्रम् ।** જે મંત્રોનું ગાન કરી સ્તુતિ કરવામાં આવે છે તે **स्तोत्र** કહેવાય છે. અને **अप्रगीतमन्त्रसाध्या स्तुतिः शस्त्रम् ।** ગાન કર્યા વગર મંત્રસાધ્ય જે સ્તુતિ છે તેનું નામ શસ્ત્ર કહેવાય છે, સ્તોત્ર અને શસ્ત્ર ગુણ કર્મ છે કે પ્રધાન કર્મ ? એનો વિચાર કરવો એ આ અધિકરણનો વિષય છે. સ્તોત્ર અને શસ્ત્ર ગૌણ કર્મ છે એવું માનવું પૂર્વપક્ષવાદીનું છે અને 'એ પ્રધાન કર્મ છે' એવું માનવું સિદ્ધાંતવાદીનું છે.

સ્તોત્ર અને શસ્ત્રનું ફળ સંસ્કાર છે, કારણ કે, સ્તુતિ કરવાથી દેવતાનું સ્મરણ થાય છે. અને તેનાથી સંસ્કાર થાય છે. **याज्यावत्** એટલે યાજ્યા ઋચા. યાજ્યારૂપ ઋચા બોલવાથી દેવતાનું સ્મરણ થાય છે, માટે યાજ્યારૂપ ઋચાનું ફળ સ્મરણ માનવામાં આવ્યું છે. તેજ પ્રમાણે દેવતાનું અભિધાન અથવા પ્રકાશન કરવાથી સ્તોત્ર અને શસ્ત્ર સંસ્કારફલક છે. યાજ્યા, સ્તુતિ અને શસ્ત્ર એ બધાં એક સરખાં જ છે.

યાગની શરૂઆતમાં અધ્વર્યુ ઉભો થઇ જે ઋચાથી પરમાત્માની સ્તુતિ કરે છે તે ઋચાનું નામ 'યાજ્યા ઋચા' કહેવાય છે.

આ ઉપરથી સિદ્ધ થાય છે કે, સ્તોત્ર અને શસ્ત્ર દેવતાના પ્રકાશન દ્વારા સંસ્કાર ઉત્પન્ન કરતા હોવાથી ગૌણ કર્મ છે. જે કર્મ અપૂર્વને ઉત્પન્ન કરે તે મુખ્ય ગણાય છે. સ્તોત્ર અને શસ્ત્ર 'અપૂર્વ'નાં ઉત્પાદક નથી. ॥ ૧૩ ॥

સિદ્ધાંત સૂત્ર.

# अर्थेन त्वपकृष्येत देवतानामचोदनार्थस्य गुणभूतत्वात् ॥१४॥

**પદાર્થ**:—( **तु** ) ' तु ' શબ્દ પૂર્વપક્ષમાં દોષનું ઉદ્ભાવન સૂચવે છે. ( **अर्थेन** ) કેવળ ઇન્દ્ર દેવતાનું સ્મરણરૂપ કાર્ય હોવાને લીધે ( **अपकृष्येत** ) માહેન્દ્ર યાગમાંથી મન્ત્રને દૂર કરવો પડશે ( **देवतानामचोदनार्थस्य** ) ઇન્દ્રનામથી પઠિત થયેલી ઋચાથી જે સ્મરણરૂપ અર્થ થશે તેનાથી એ ઋચા ઇન્દ્ર દેવતા પ્રત્યે જ ( **गुणभूतत्वात्** ) ગુણભૂત હોવાથી.

**ભાવાર્થ**:—માહેન્દ્ર યાગની સંનિધિમાં (પ્રકરણમાં) સ્તોત્ર અને શસ્ત્રનો જે મન્ત્ર અથવા ઋચા બોલવામાં આવે છે તે મન્ત્રમાં તો ઇંદ્રની જ સ્તુતિ છે, માહેન્દ્રની સ્તુતિ નથી, ખરી રીતે માહેન્દ્રયાગમાં મહેન્દ્ર દેવતાનું સ્મરણ કરાવનાર મંત્ર હોવો જોઇએ. આ કારણથી માહેન્દ્ર યાગમાંથી ઇન્દ્રદેવતા મન્ત્રને દૂર કરી ઇન્દ્રયાગનાં પ્રકરણમાં જોડી દેવો જોઇએ. અને તેથી એ મન્ત્ર ઇન્દ્રદેવતા પ્રત્યે ગુણભૂત થઇ શકશે. આમ કરવા જતાં માહેન્દ્ર યાગસંનિધિમાં ઇન્દ્રદેવતા મન્ત્રનો જે પાઠ થયો છે તે વ્યર્થ થશે. આ વ્યર્થત્વરૂપ દોષ સ્તોત્ર અને શસ્ત્રને ગુણકર્મ માનવાથી ઉત્પન્ન થાય છે. જો એને પ્રધાન કર્મ માનવામાં આવે તો આ દોષ આવી શકે નહિ માટે સ્તોત્ર અને શસ્ત્રને પ્રધાનકર્માર્થ માનવાં જોઇએ.

માહેન્દ્ર યાગના પ્રકરણમાં જે ઇન્દ્રદેવતાક મન્ત્ર પઠિત થયો છે તે મંત્ર આ પ્રમાણે છે.

**अभि त्वा शूर नोनुमोऽदुग्धा इव धेनवः ।**
**ईशानमस्य जगतः स्वर्दृशमीशानमिन्द्र तस्थुषः ॥**

**ऋग्वेद ७-३२-२२.**

આ ઋચા ઇન્દ્રને ઉદ્દેશીને પ્રેરિત થઇ છે, મહેન્દ્રને ઉદ્દેશીને નહિ. માટે આ મંત્રથી ઇંદ્રની સ્મૃતિ થઇ શકે, મહેન્દ્રની સ્મૃતિ ન થઇ શકે. માહેન્દ્રયાગમાં માહેન્દ્રની સ્મૃતિ થવી જરૂરની છે. ॥ ૧૪ ॥

**પૂર્વસૂત્રમાં આપેલા દૂષણ ઉપર સમાધાન.**

## वशावद् वा गुणार्थं स्यात् ॥ १५ ॥

**પદાર્થઃ**—( **वा** ) અથવા ( **गुणार्थम्** ) મહત્વગુણના સ્મરણને માટે પૂર્વોક્ત ઋચા ( **स्यात्** ) હોવી સંભવિત છે. ( **वशावत्** ) વશાની પેઠે.

**ભાવાર્થઃ**—" **अभि त्वा शूर नोनुमः** " ઇત્યાદિ ઋક્ ઇંદ્રમાં રહેલા મહત્વ ગુણના સ્મરણને માટે પણ હોઇ શકે. ઇંદ્ર એ જ મહેન્દ્ર છે. મહત્વ રૂપ ગુણ એનામાં હોવાથી એ જ ઇંદ્ર મહેન્દ્ર પણ કહી શકાય છે. માટે માહેન્દ્રયાગ સંનિધિમાં ઇન્દ્રદેવતાક ઉપરની ઋચા પઠિત થઇ છે તેને ત્યાંથી લઇ ઇન્દ્રયાગ સંનિધિમાં લઇ જવાની કશી જરૂર નથી.

**वशावत्** જેમકેઃ **एषा वा सर्वदेवत्या यदजावशा, वायव्यां आलभेत** અહીં **अजावशा** શબ્દથી કર્મવિહિત કર્યું છે અને ' **छाग** ' શબ્દવાચી નિગમો છે. ' **छागस्य वपाया मेदस** ' વૈદિક વાક્યમાં ' છાગ ' પદ આવ્યું છે છતાં પણ વશાત્વરૂપ ગુણ વિશિષ્ટ છાગનું ગ્રહણ થઇ શકે છે. તેજ પ્રમાણે પ્રકૃતમાં પણ ઇંદ્ર પદથી મહેન્દ્રનું પણ ગ્રહણ અથવા સ્મરણ થઇ શકશે. ઇન્દ્ર અને મહેન્દ્ર કોઇ ભિન્ન ભિન્ન વ્યક્તિ નથી. વિદ્વત્વગુણ વિશિષ્ટ દેવદત્તને કેવળ દેવદત્તપદથી પણ સંબોધી શકાય છે. આ કારણથી ઋચાનો અપકર્ષ=વિયોગ કરવો પડશે નહિ. ॥ ૧૫ ॥

**પૂર્વપક્ષવાદી ઉક્તપક્ષને દૂષિત બતાવે છે.**

## न, श्रुतिसमवायित्वात् ॥ १६ ॥

**પદાર્થઃ**—( **न** ) ઋચાનો અપકર્ષ=વિયોગ નહિ કરવો પડે એમ નહિ. ( **श्रुतिसमवायित्वात्** ) ઉક્ત શ્રુતિ અર્થાત્ ઋચામાં ઇન્દ્રપદનો જ સંબંધ હોવાથી.

**ભાવાર્થઃ**—' માહેન્દ્ર ' પદનો અર્થ એ થાય છે કે **महेन्द्रो देवता अस्य** મહેન્દ્ર છે દેવતા જેનો. તે માહેન્દ્ર ગ્રહઃ આ ઠેકાણે ગ્રહનો અર્થ યજ્ઞને લગતું અમુક પાત્ર એવો થાય છે. મહેન્દ્ર શબ્દને તદ્ધિત **अण्** પ્રત્યય લાગી ' માહેન્દ્ર ' શબ્દ વ્યુત્પન્ન થયો છે. તદ્ધિત **अण्** પ્રત્યયની પ્રકૃતિ મહેન્દ્ર જ છે, મહેન્દ્ર શબ્દનો એક દેશ ઇંદ્ર એ પ્રત્યયની પ્રકૃતિ બની શકે જ નહિ. આ વ્યાકરણની મર્યાદાથી માહેન્દ્ર યાગના સંબંધમાં માહેન્દ્રદેવતાક ઋચા હોવી જોઇએ તો જ મહેન્દ્રનું સ્મરણ થઇ શકે. આ કારણથી મહેન્દ્ર અને ઇંદ્ર બન્ને ભિન્ન ભિન્ન વ્યક્તિઓ પણ માનવી જોઇએ. આ કારણને લીધે મંત્રનો અપકર્ષ જરૂર કરવો જ પડે અને એમ કરવાથી વૈદિક કર્મનો ભંગ થાય છે. ॥ ૧૬ ॥

ઉપર કહેલા અર્થમાં બીજો સાધક હેતુ આપે છે.

## व्यपदेशभेदाच्च ॥ १७ ॥

**પદાર્થ**:—( **च** ) અને ( **व्यपदेशभेदात्** ) વ્યપદેશ કથનનો પણ ભેદ હોવાથી.

**ભાવાર્થ**:—દર્શપૂર્ણમાસમાં લખવામાં આવ્યું છે કે **बहु दुग्धीन्द्राय देवेभ्यः, बहु दुग्धि महेन्द्राय देवेभ्यः** આ બન્ને વાક્યમાં ઇંદ્ર અને મહેન્દ્રને જુદા જુદા વર્ણવ્યા છે. જો ઇન્દ્રપદથી મહેન્દ્રની સ્મૃતિ થતી હોત તો બીજા વાક્યમાં મહેન્દ્રનો નિર્દેશ કરવો વ્યર્થ થઇ પડે છે. માટે ઇન્દ્ર અને મહેન્દ્ર ભિન્ન ભિન્ન વ્યક્તિઓ છે. ॥ ૧૭ ॥

આ પણ પૂર્વપક્ષવાદીનું સૂત્ર છે.

## गुणश्चानर्थकः ॥ १८ ॥

**પદાર્થ**:—( **च** ) અને ( **गुणः** ) ગુણનું કથન કરવું તે ( **अनर्थकः** ) અર્થહીન છે.

**ભાવાર્થ**:—જો મહેન્દ્ર અને ઇંદ્ર એક જ હોય તો મહત્વ રૂપ ગુણનો નિર્દેશ શામાટે કરવો ? ઇંદ્ર અને મહેન્દ્ર એક જ છે તો ઇંદ્રપદથી જ ઇંદ્રની સ્મૃતિ થઇ શકે છે તો પછી મહેન્દ્ર શબ્દનો પ્રયોગ શામાટે હોવો જોઇએ ? છતાં પ્રયોગ થયેલો છે માટે ઇંદ્ર અને મહેન્દ્ર જુદા હોવા જોઇએ અને તેથી જેમ દેવદત્તપદના સાંભળવાથી યજ્ઞદત્તનું સ્મરણ નથી થતું તેમ ઇંદ્રપદથી મહેન્દ્ર રૂપ અર્થનું સ્મરણ ન જ થઇ શકે. ॥ ૧૮ ॥

## तथा याज्यापुरोरुचोः ॥ १९ ॥

**પદાર્થ**:—( **तथा** ) તે પ્રમાણે ( **याज्यापुरोरुचोः** ) યાજ્યા અને પુરોનુવાક્યા ઋચાઓમાં જે ભેદનું કથન કર્યું છે તે પણ નકામું થઇ જાય.

**ભાવાર્થ**:—જો ઇન્દ્ર અને મહેન્દ્ર એક જ વ્યક્તિ હોય તો **महा इन्द्रो य ओजसेति । ऐन्द्र सानसिमिति ।** આ બે ઋચાઓમાં ઇન્દ્ર અને મહેન્દ્રનો જે ભેદ બતાવ્યો છે તે પણ નિરર્થક થઇ જાય. ॥ ૧૯ ॥

સૂત્ર ૧૫ માં જે ' વશા ' નું દૃષ્ટાન્ત આપ્યું છે તે પણ ઠીક નથી એ આ સૂત્રમાં બતાવે છે.

## वशायामर्थसमवायात् ॥ २० ॥

**પદાર્થ**:—(**वशायाम्**) વશા એટલે વન્ધ્ય છાગી, (બકરી) વશામાં (**अर्थसमवायात्**) અર્થના સંબંધનું જ્ઞાન પ્રત્યક્ષથી થઇ શકે છે.

**ભાવાર્થ**:—વન્ધ્ય છાગીમાં વંધ્યાત્વનો જે સંબંધ છે તે પ્રત્યક્ષરીતે અનુભવી શકાય છે. એટલે **छाग्या वपाया मेदसः** ઇત્યાદિ વૈદિક વાક્યમાં છાગી પદના શ્રવણથી વશાનું સ્મરણ ચોક્કસ થાય છે. કારણ કે છાગી અને વશા એ બન્ને શબ્દનો એક અર્થ છે, છાગીથી અભિન્ન ' વશા ' હોય છે, પણ ઇંદ્રપદથી જે મહેન્દ્રનું સ્મરણ કરવું છે તે યથાર્થ રીતે થઇ શકશે નહિ. કારણ કે ઇંદ્રમાં મહત્વ રૂપ ગુણનું પ્રત્યક્ષ થઇ શકતું નથી. ઇંદ્ર મહાન્ છે એ તો કેવળ શાસ્ત્રથી

જ જાણી શકાય છે, માટે ઇંદ્રપદથી મહેન્દ્રનું સ્મરણ થશે અને તેના સમર્થનમાં જે 'વશા' નું દૃષ્ટાન્ત આપ્યું છે તે વિષમ દૃષ્ટાન્ત છે, અર્થાત્ એ દૃષ્ટાંત બરાબર નથી, આ કારણથી '**अभि त्वा शूर नोनुमः**' એ ઐન્દ્ર પ્રગાથનો માહેન્દ્ર યાગમાંથી અપકર્ષ થવો જ જોઇએ, જો સ્તોત્ર અને શસ્ત્રને સંસ્કારકર્મ ( ગૌણકર્મ ) માનવામાં આવે તો.

**પૂર્વપક્ષવાદીનું ફરીથી ઉત્થાન થાય છે.**

## यच्चेति वाऽर्थवत्वात् स्यात् ॥ २१ ॥

**પદાર્થ**:—( **यत् च इति** ) જે દોષ દેવામાં આવ્યો છે કે, '**अभित्वा शूर नोनुमः**' ઇત્યાદિ ઐન્દ્ર પ્રગાથનો અપકર્ષ કરવા પડશે એટલે કે જ્યાં ઇંદ્રયાગનું વિધાન હશે ત્યાં ઉક્ત મંત્રને જોડવો પડશે. તો કહે છે કે, ( **स्यात्** ) અપકર્ષ ભલે થતો. ( **अर्थवत्वात्** ) એ મંત્રનુ સામર્થ્ય ઇંદ્ર સાથે હોવાથી.

**ભાવાર્થ**:—'**अभित्वा शूर नोनुमः**' ઇત્યાદિ ઐન્દ્ર પ્રગાથનો અપકર્ષ થતો હોય તો થવા દેવો. જે મંત્રનો જેની સાથે સંબંધ હોય ત્યાં તેને જોડવો જોઇએ એ ન્યાય છે. ઉપર કહેલા પ્રગાથથી ઇંદ્રનું જ સ્મરણ થતું હોવાથી ઐન્દ્રયાગની સંનિધિમાં એને મૂકવામાં કોઇપણ દોષ નથી. ॥ ૨૧ ॥

**ઉપરના સૂત્રે કરેલા આક્ષેપનું આ સિદ્ધાંતસૂત્રમાં સમાધાન છે.**

## न त्वाम्नातेषु ॥ २२ ॥

**પદાર્થ**:—( **तु** ) પૂર્વપક્ષની વ્યાવૃત્તિ સૂચવે છે ( **आम्नातेषु** ) ઇંદ્ર શબ્દથી આમ્નાત થયેલા બીજા મંત્રોમાં ( **न** ) અપકર્ષ કરવા છતાં અર્થવત્વ નથી તેમ આ ઠેકાણે પણ અર્થવત્વ નથી.

**ભાવાર્થ**:—**याम्याः शंसति । शिपिविष्टवतीः शंसति । आग्निमारुते शंसति । मण्डूकसूक्तम्, अक्षसूक्तम्** આ બધે ઠેકાણે સ્તોત્ર અને શસ્ત્રનું અદૃષ્ટાર્થત્વ જ સ્વીકાર્યું છે અર્થાત્ એને પ્રધાન કર્મ માનવામાં આવ્યું છે કારણ આ મંત્રોનો અપકર્ષ કરવાથી તેનું અર્થવત્વ રહેતું નથી, તે જ પ્રમાણે ઐન્દ્ર પ્રગાથમાં પણ પ્રધાન કર્મપણું સ્વીકારવું જોઇએ. અપકર્ષ કરવાથી ઉપરના શસ્ત્રની પેઠે એમાં પણ અર્થવત્વ રહી શકશે નહિ. ॥ ૨૨ ॥

પૂર્વપક્ષથી આક્ષેપ સૂત્ર. **दृश्यते ॥ २३ ॥**

**પદાર્થ**:—( **दृश्यते** ) એ મન્ત્રોનો પણ અપકર્ષ થવાથી અર્થવત્વ છે.

**ભાવાર્થ**:—**याम्याः शंसति** ઇત્યાદિનો અપકર્ષ થવાથી તેનું અર્થવત્વ જોવામાં આવે છે. તે તે મંત્રો તત્તદ્દેવતાક કર્મમાં અર્થવાન્ છે. મંડૂક સૂક્ત ચયનકર્મમાં અર્થવત્ છે 'રાજસૂય' યજ્ઞમાં અક્ષસૂક્ત અર્થવત્ છે. કારણ કે, **अक्षैर्दीव्यति** એવું વિધાન છે. આ પ્રમાણે અપકૃષ્ટ થયેલા તે તે દેવતાવાળા મંત્રો તે તે દેવતાવાળા કર્મમાં અર્થવાન્ અર્થાત્ સાર્થક થઇ શકશે.

અપકર્ષ પામેલા મંત્રોનું અર્થવત્વ હોવામાં આ બીજી પણ યુક્તિ છે. **वाचः स्तोमे ।। विशेषे सर्वा ऋचः** ઇત્યાદિ **दाशतयीरनुब्रूयात्** વાચસ્તોમ રૂપ કર્મવિશેષમાં બધી

ઋચાઓનો પાઠ હોઇ શકે છે. આથી પણ ઉકત પ્રગાર્થનું અર્થવત્વ જોઈ શકાય છે. આ કારણથી એટલે કે અપકર્ષ થવાથી ઉકત પ્રગાથનું અર્થવત્વ નહીં રહી શકે એ ભયથી એને પ્રધાન કર્મ માનવું એ વાસ્તવિક નથી. જ્યારે અપકર્ષ થવા છતાં એનું અર્થવત્વ રહે છે તો પછી એને સંસ્કાર કર્મ શામાટે ન માનવું ? માટે ઉપર બતાવેલાં સ્તોત્ર શસ્ત્ર દેવતાના સ્મારક હોવાથી સંસ્કાર કર્મ છે. ॥ ૨૩ ॥

સિદ્ધાંત સૂત્ર.

## अपि वा श्रुतिसंयोगात् प्रकरणे स्तौतिशंसती क्रियोत्पत्तिं विद्ध्याताम् ॥ २४ ॥

**પદાર્થ**:—( **अपि वा** ) આ શબ્દો પૂર્વપક્ષને નિવૃત્ત કરે છે. ( **श्रुतिसंयोगात्** ) ધાતુના શકિતરૂપ સંબંધથી ( **स्तौतिशंसती** ) સ્તુ અને શંસ ધાતુઓના શકયાર્થો ( **प्रकरणे** ) માહેન્દ્રગ્રહમાં ( **क्रियोत्पत्तिम्** ) અપૂર્વની ઉત્પત્તિ ( **विद्ध्याताम्** ) કરે છે.

**ભાવાર્થ**:—સ્તુ અને શંસ ધાતુઓનો અર્થ સ્તુતિ કરવી એ શકયાર્થ છે. એ સ્તુતિ અને શસ્ત્ર રૂપ શકયાર્થ પ્રકૃત જે માહેન્દ્ર યાગ છે તેમાં ' અપૂર્વ ' ને ઉત્પન્ન કરશે. સ્તુતિ એટલે ગુણવાનની અંદર રહેલા ગુણોનું પ્રકાશન કરવું તે. એટલે અર્થ એ થયો કે **गुणप्रकाशेन भावयेत्** ગુણોનો પ્રકાશ કરીને અપૂર્વને ઉત્પન્ન કરવું. સ્તુતિ કરવાથી કોઇ પ્રત્યક્ષ ફળ જણાતું ન હોવાથી અદૃષ્ટ અર્થાત્ અપૂર્વની કલ્પના કરવી એ ન્યાય્ય છે. આ કારણથી સ્તોત્ર અને શસ્ત્ર પ્રધાન કર્મ છે, ગૌણકર્મ નથી અર્થાત્ સંસ્કારકર્મ નથી. ॥ ૨૪ ॥

### આજ સિદ્ધાંતમાં બીજો હેતુ આપે છે.

## शब्दपृथक्त्वाच्च ॥ २५ ॥

**પદાર્થ**:—( **च** ) અને ( **शब्दपृथक्त्वात्** ) સંખ્યા વાચક દ્વાદશશબ્દથી પૃથકત્વ જણાતું હોવાથી.

**ભાવાર્થ**:—સ્તોત્રોથી ઉત્પન્ન થતાં અપૂર્વો બાર છે માટે તેનાં સાધન પણ બાર હોવાં એ યુકત છે. જો સ્તુતિથી દેવતાનું સ્મરણ જ માનવામાં આવે તો દેવતામાં દ્વાદશપણાનો સ્પષ્ટ બાધ થાય છે. કારણ કે દેવતા તો એક જ છે, માટે સ્તોત્ર અને શસ્ત્ર પ્રધાન કર્મ છે. ॥ ૨૫ ॥

### પૂર્વપક્ષમાં બીજો દોષ આપે છે.

## अनर्थकं च तद्वचनम् ॥ २६ ॥

**પદાર્થ**:—( **च** ) અને ( **तद्वचनम्** ) તે વચન ( **अनर्थकम्** ) નિરર્થક થઇ જાય.

**ભાવાર્થ**:—**अग्निष्टुत्** ક્રતુમાં આગ્નેય ગ્રહો ( પાત્ર વિશેષ ) હોય છે. અગ્નિસંબંધવાળી વિધિમાં અગ્નિદેવતાનો પ્રકાશ કરવાનો હોવાથી આગ્નેયી ઋચાઓની જ પ્રાપ્તિ છે તો પછી **आग्नेयीभिः स्तुवते** અર્થાત્ અગ્નિ દેવતાક ઋચાઓથી સ્તુતિ કરવી, આવી વિધિ વ્યર્થ છે. અર્થપ્રાપ્ત વસ્તુમાં વિધાન હોઇ શકે નહિ, પણ જો સ્તુતિનું ફળ અદૃષ્ટ માનવામાં આવે તો **आग्नेयीषु स्तुवते** આ વચન સાર્થક થઇ શકે, માટે સ્તોત્ર અને શસ્ત્ર એ પ્રધાનકર્મ છે.

પૂર્વપક્ષમાં ત્રીજો દોષ આપે છે.

## अन्यश्चार्थः प्रतीयते ॥ २७ ॥

**પદાર્થ**:—( **च** ) અને ( **अन्यः** ) બીજો ( **अर्थः** ) અર્થ ( **प्रतीयते** ) જણાય છે.

**ભાવાર્થ**:—જો સ્તોત્ર અને શસ્ત્રને પ્રધાન કર્મ માનવામાં આવે તો સ્તોત્ર જન્ય ફલ કરતાં બીજું જુદીજ જાતનું ફળ શસ્ત્રનું માની શકાય. અર્થાત્ એ બન્નેનાં અપૂર્વ જુદી જુદી જાતનાં માની શકાય. પણ જો એ બન્ને દેવતા રૂપ અર્થનું જ સ્મરણ કરાવતાં હોય તો બન્નેનો એક જ અર્થ થયો. એટલે **यदेव स्तोत्रम्, तदेव शस्त्रं स्यात्** ( શાબરભાષ્ય. ) જે સ્તોત્ર તે જ શસ્ત્ર એવું થયું. પણ એમ નથી. શાસ્ત્રથી તે બન્નેના ભિન્ન ભિન્ન અર્થ પ્રતીત થાય છે અને તે વિજાતીય અપૂર્વ છે. માટે એ પ્રધાન કર્મ છે. ॥ ૨૭ ॥

પ્રધાન કર્મ હોવામાં બીજી યુક્તિ બતાવે છે

## अभिधानं च कर्मवत् ॥ २८ ॥

**પદાર્થ**:—(**च**) અને ( **कर्मवत्** ) કર્મવાચક બીજી વિભક્તિ-અંતવાળું (**अभिधानम्**) નામ પ્રયુક્ત થયેલું છે.

**ભાવાર્થ**:—**प्रउगं शंसति, निष्केवल्यं शंसति** આ બન્ને વાક્યમાં જે નામ અર્થાત્ પ્રાતિપદિક છે તે બીજી વિભક્તિમાં વપરાયેલું છે. બીજીવિભક્તિવાળા નામનું કર્મ હમેશાં પ્રધાન હોય છે. જેમકે **अग्निहोत्रं जुहुयात्** આ ઠેકાણે અગ્નિહોત્રક હવનરૂપ કર્મ પ્રધાન છે એ સર્વવાદિ સંમત છે તે જ પ્રમાણે **प्रउगं शंसति** ઇત્યાદિમા પણ સ્તોત્ર અને શસ્ત્ર પ્રધાન કર્મ જ હોવાં જોઇએ ॥ ૨૮ ॥

પ્રધાન કર્મ હોવામાં વળી એક વધારે યુક્તિ આપે છે.

## फलनिर्वृत्तेश्च ॥ २९ ॥

**પદાર્થ**:—( **च** ) અને ( **फलनिर्वृत्तेः** ) ફળની સિદ્ધિનું શ્રવણ થતું હોવાથી.

**ભાવાર્થ**:—સ્તોત્ર અને શસ્ત્રથી ફલની ઉત્પત્તિનું પણ શ્રવણ થાય છે. જેમકે **एष वै स्तुतशस्त्रयोर्दोहः** આ સ્તોત્ર અને શસ્ત્રના દોહ છે. આ ઠેકાણે દોહનો અર્થ ફળ સમજવું. જો સ્તોત્ર અને શસ્ત્ર ગૌણકર્મ હોત અર્થાત્ સંસ્કારકર્મ હોત તો ફળનું સાધન દેવતા જ હોત. પણ જ્યારે ફળનું સાધન દેવતા ન હોતાં સ્તોત્ર અને શસ્ત્ર જ છે, માટે સ્તોત્ર અને શસ્ત્ર એ પ્રધાન કર્મ છે. સિદ્ધાન્ત સ્પષ્ટ થાય છે. ॥ ૨૯ ॥

મન્ત્રના અવિધાયકત્વનું અધિકરણ.

## विधिमन्त्रयोरैकार्थ्यमेकशब्दात् ॥ ३० ॥

**પદાર્થ**:—( **विधिमन्त्रयोः** ) વિધિ અને મન્ત્રની ( **ऐकार्थ्यम्** ) એકાર્થતા છે ( **एकशब्दात्** ) એક જાતના શબ્દ હોવાથી.

**ભાવાર્થ**:—વિધિવાક્ય અને મંત્રવાક્યમાં રહેલાં જે આખ્યાત ( ક્રિયાપદો ) છે તેનો વિધિરૂપ એક જ અર્થ માનવો જોઇએ. કારણ કે, બન્નેમાં રહેલા આખ્યાતનો ભાવરૂપ એક જ જાતિનો અર્થ છે, માટે "**देवांश्च याभिर्यजते ददाति च ज्योगित्ताभिः सचते गोपतिः**" આ મંત્રમાં **यजते** અને **ददाति** ક્રિયાપદનો અર્થ વિધિ તરીકે કરવો જોઇએ. ॥૩૦॥

હવે સિદ્ધાંત સૂત્ર કહે છે.

## अपि वा प्रयोगसामर्थ्यान्मन्त्रोऽभिधानवाची स्यात् ॥३१॥

**પદાર્થ**:—( **अपि वा** ) પૂર્વપક્ષનું નિરાકરણ સૂચવે છે. ( **मन्त्रः** ) મંત્રસ્થ આખ્યાતપદ ( **अभिधानवाची** ) અર્થ પ્રકાશનમાત્રપરક (**स्यात्**) હોઇ શકે ( **प्रयोगसामर्थ्यात्** ) કારણ કે, તેનું સામર્થ્ય અનુષ્ઠાન કરવામાં અર્થનું સ્મરણ કરાવવામાં છે.

**ભાવાર્થ**:—મંત્રમાં રહેલા ક્રિયાપદો અર્થનો પ્રકાશ કરનાર હોવાથી તે વિધિ તરીકે નથી પણ અભિધાનવાચી છે, જ્યારે કર્મનું અનુષ્ઠાન થતું હોય છે ત્યારે મંત્રગત ક્રિયાપદો કર્મસમવેત અર્થનું સ્મરણ કરાવે છે. માટે તે ક્રિયાપદ વિધાયક નથી.

**एषामाख्यातशब्दानां तच्छब्दाद्युपबन्धनात् विधिशक्तिः प्रणश्येत ते सर्वेऽत्राभिधायकाः॥**
એ આખ્યાત શબ્દો સાથે '**तद्**' શબ્દોનો પ્રયોગ હોવાથી તેમાં વિધિશક્તિ નાશ પામે છે માટે તે કેવળ અભિધાન વાચક છે.

સાયણાચાર્ય પણ લખે છે કે, "**यच्छब्दादिना विधिशक्तेः क्षीणत्वात् सति हि तस्य वाक्यस्य अनुवादकत्वं प्रतीयते । न तु विधायकत्वम् । 'यच्छब्दादेः' इत्यादिशब्देन उत्तमपुरुषामन्त्रणादयः** ॥ ભાવાર્થ:

'**यत्**' શબ્દનો પ્રયોગ હોવાથી વિધિશક્તિ ક્ષીણ થાય છે માટે એવું વાક્ય અનુવાદક હોય છે, વિધાયક નહિ. 'યત' શબ્દ સાથે આદિ શબ્દ હોવાથી ઉત્તમપુરુષ અને આમંત્રણ વગેરે પણ સમજવાં અર્થાત્ જેમાં ઉત્તમપુરુષ, આમંત્રણ વગેરે હોય તે પણ અભિધાનવાચી સમજવાં, વિધાયક નહિ. આ ઉપરથી સમજાય છે કે, આખ્યાતપદ પ્રધાનકર્મવિધાયક અને ગુણવિધાયક એવાં બે જાતનાં નથી પણ અભિધાયક પણ હોય છે. એટલે આખ્યાતપદ એકંદરે ત્રણ પ્રકારના હોય છે એમ જણાય છે. ( ૧ ) પ્રધાનકર્મવિધાયક, ( ૨ ) ગુણકર્મવિધાયક અને ( ૩ ) અભિધાયક. માટે મંત્રગત આખ્યાતપદ વિધાયક નથી. આવો મત શ્રી સાયણાચાર્ય આદિનો જણાય છે. ॥ ૩૧ ॥

### મન્ત્રલક્ષણ અધિકરણ.

## तच्चोदकेषु मन्त्राख्या ॥३२॥

**પદાર્થ**:—( **तच्चोदकेषु** ) કર્મ સમવેત અર્થના સ્મારક વૈદક વાક્યોમાં ( **मन्त्राख्या** ) મંત્ર નામ આપવામાં આવ્યું છે.

**ભાવાર્થ**:—મંત્ર કોને કહેવો એ બહુ મુશ્કેલી ભર્યો પ્રશ્ન છે. કારણ કે, એનું નિર્દોષ લક્ષણ થઇ શકતું નથી. લક્ષણ તો બાંધવું જ જોઇએ. લક્ષણ વગર મંત્ર કોને કહેવો એ સમજી શકાય નહિ. લક્ષણનો ઉપયોગ પૂર્વ આચાર્યોએ આ પ્રમાણે જણાવ્યો છે.

**ऋषयोऽपि पदार्थानां नान्तं यान्ति पृथक्त्वशः ।**
**लक्षणेन तु सिद्धाना मन्तं यान्ति विपश्चितः ॥**

આ મંત્ર આ મંત્ર એમ બતાવતાં તો ઋષિઓ પણ પદાર્થોનો પાર પામી શક્યા નથી માટે લક્ષણ દ્વારા સિદ્ધ પદાર્થોના પારને પામ્યા છે. મંત્રનું સામાન્ય લક્ષણ આ પ્રમાણે છે કે, જે કર્મસમવેત અર્થને સ્મરણ કરાવે તે મંત્ર. આ લક્ષણ પણ અવ્યાપ્તિથી મુક્ત થતું નથી, કારણ કે **वसन्ताय कपिञ्जलान् आलभेत** આ વિધાયક વાક્યને પણ મંત્ર કહેવામાં આવે છે. એટલે જે '**विहितार्थाभिधायको मन्त्रः**' વિહિત અર્થનો અભિધાયક મંત્ર હોય છે એ નિયમ સ્થિર થઇ શકતો નથી. ઋષિઓએ મંત્રની જુદી જુદી વ્યાખ્યા કરી છે પણ એ બધામાં અવ્યાપ્તિ અથવા અતિવ્યાપ્તિનો દોષ રહી જ જાય છે, આ બધી મુશ્કેલીને લીધે સાયણાચાર્યે જૈમિનીય ન્યાયમાલામાં જણાવ્યું છે કે '**अभियुक्तानां 'मन्त्रोऽयम्' इति समाख्यानं लक्षणम् ।**' 'આ મંત્ર છે' આવું અભિયુક્તોનું જે વાક્યમાં કથન હોય તેને મંત્ર કહેવો એજ લક્ષણ ઠીક છે, મંત્રસંહિતાઓમાં પણ આજ લક્ષણ લાગે છે. બીજાં મંત્રના ઘણા લક્ષણો જૈમિનીય ન્યાયમાલામાં બતાવ્યાં છે. જિજ્ઞાસુએ તે ભાગ જોઇ જવો. ॥ ૩૨ ॥

### બ્રાહ્મણનિર્વચન અધિકરણ સૂત્ર

## शेषे ब्राह्मणशब्दः ॥ ३३ ॥

**પદાર્થઃ**—( **शेषे** ) જે મંત્રથી ભિન્ન છે તેમાં ( **ब्राह्मणशब्दः** ) 'બ્રાહ્મણ' શબ્દ વપરાયો છે.

**ભાવાર્થઃ**—જે મંત્ર ન હોય અર્થાત્ અભિયુક્ત લોકોએ જેને મંત્ર ન કહ્યો હોય એવાં વૈદિક કર્મ આદિ પ્રતિપાદક વાક્યોમાં બ્રાહ્મણ શબ્દ પ્રયોજાય છે બ્રાહ્મણ ગ્રન્થોના ઘણે ભાગે આટલા વિષયો હોય છે.

**हेतुर्निर्वचनं निन्दा प्रशंसा संशयो विधिः**
**परक्रिया पुराकल्पो व्यवधारणकल्पना**
**उपमानं दशैते तु विधयो ब्राह्मणस्य तु**

| | | | |
|---|---|---|---|
| **तेन हि अन्नं क्रियते** | હેતુ | **पुरा ब्राह्मणा अभैषुः** | પુરાકલ્પ |
| **तद् दध्नो दधित्वम्** | નિર્વચન | **यावतोऽश्वान् प्रतिगृह्णीयात्** | વ્યવધારણ- |
| **अमेध्या वै माषाः** | નિંદા | **तावतोवारुणान् चतुष्कपालान्** | કલ્પના |
| **वायुर्वै क्षेपिष्ठा देवता** | પ્રશંસા | **निर्वपेत्** | |
| **तद्व्यचिकित्सत् जुहवानि मा होषम्** | સંશય | | |
| **यजमानेन संमिता औदुम्बरी भवति** | વિધિ | | |
| **माषानेव मह्यं पचत** | પરકૃતિ | | |

આ વિષયો બ્રાહ્મણગ્રંથોમાં આવે છે. છતાં મંત્રોમાં પણ આમાંના ઘણા અર્થો હોય છે તેથી બ્રાહ્મણગ્રંથનું પણ સ્પષ્ટ લક્ષણ થઇ શકતું નથી, માટે મંત્રભિન્ન અને ક્વચિત્ મંત્રની વ્યાખ્યા કરનાર જે ગ્રંથ હોય તે બ્રાહ્મણ કહેવાય છે. ॥ ૩૩ ॥

ઊહાદિનું અમંત્રત્વાધિકરણ.

## अनाम्नातेष्वमन्त्रत्वमाम्नातेषु हि विभागः ॥ ३४ ॥

**પદાર્થ:**—( **अनाम्नातेषु** ) જે આમ્નાયમાં પઠિત ન હોય તેઓનું ( **अमन्त्रत्वम्** ) મન્ત્રત્વ નથી ( **हि** ) કારણ કે, ( **आम्नातेषु** ) જેઓના આમ્નાયમાં પાઠ હોય તેમનો જ ( **विभागः** ) વિભાગ હોય છે.

**ભાવાર્થ:**—ઊહ, પ્રવર અને નામધેયમાં મન્ત્રત્વ માનવું કે નહિ એ સંશય છે. એમાં પૂર્વપક્ષવાદીનું એવું કહેવું છે કે તેમાં પણ મન્ત્રત્વ માનવું અર્થાત્ તેને પણ મંત્ર તરીકે ગણવા કારણ કે, મંત્રમાં જેમ અભિધાયકત્વ છે તેમ ઊહાદિમાં પણ અભિધાયકત્વ છે. સિદ્ધાંતવાદી કહે છે કે ઊહાદિને મંત્ર તરીકે ગણવા નહિ કારણ કે યાજ્ઞિક લોકોના પ્રસિદ્ધ પ્રમાણે જેને આમ્નાય કહેવામાં આવે છે તેને મંત્ર કહેવામાં આવે છે. યાજ્ઞિક અભિયુક્તો જેને મંત્ર કહે તેને જ મંત્ર માનવા જોઈએ, ઊહાદિમાં અભિયુક્તોનું મંત્ર તરીકે કથન નથી માટે તેને મન્ત્ર માનવા નહિ. મન્ત્ર વગેરે જે વિભાગ પાડયા છે તે આમ્નાતમાં જ પાડયા છે અનામ્નાતમાં નહિ.

**अग्नये जुष्टं निर्वपामि** એ ઠેકાણે જો સૌર્યચરુ હોય તો **सूर्याय जुष्टं निर्वपामि** આવા એક બીજા પદનો પ્રક્ષેપ કરવો તેનું નામ ' ઊહ ' છે **काश्यपा वत्सार** ઇત્યાદિ પ્રવર કહેવામાં આવે છે અને સુબ્રહ્મણ્યાદિ નિગદોમાં ' **कृष्णशर्मा यजते** ' ઇત્યાદિ ' નામ ' કહેવાય છે. આ ત્રણેનો આમ્નાયમાં પાઠ નથી માટે એને મંત્ર તરીકે માનવા નહિ. ॥ ૩૪ ॥

ઋક્ લક્ષણનું અધિકરણ.

## ऋग् यत्रार्थवशेन पादव्यवस्था ॥ ३५ ॥

**પદાર્થ:**—(**यत्र**) જે વૈદિક વાક્યમાં ( **अर्थवशेन** ) પિંગલશાસ્ત્રમાં કહેલા છંદ પ્રમાણે ( **पादव्यवस्था** ) ચરણની વ્યવસ્થા હોય તે ( **ऋग्** ) ઋક્ અર્થાત્ ઋચા કહેવાય છે.

**ભાવાર્થ:**—ગાયત્રી આદિના છંદ પ્રમાણે જે મંત્રમાં બે પાદ ત્રણ પાદ ચાર પાદ વગેરે હોય તથા પાદમાં અક્ષરોનો નિયમ હોય તો તે ઋચા કહેવાય છે અર્થાત્ ' **पादेन अर्थेन च उपेता वृत्तबद्धा मन्त्रा ऋचः** ' પાદોથી એટલે ચરણોથી તથા અર્થોથી જે યુક્ત હોય, વૃત્તબદ્ધ હોય, એવા જે મંત્રો હોય તેને ઋચાઓ કહેવામાં આવે છે. ॥ ૩૫ ॥

સામલક્ષણનું અધિકરણ.

## गीतिषु साम ॥ ३६ ॥

**પદાર્થ:**—( **गीतिषु** ) જે મન્ત્રોનું ગાન થતું હોય તે મંત્રો (**साम**) સામ કહેવાય છે.

**ભાવાર્થ:**—ગીતિ રૂપ જે મંત્રો હોય તે સામ કહેવાય છે અર્થાત્ જે ઋચાઓનું ગાન થઇ શકે છે તેને સામવેદ કહે છે. ॥ ૩૬ ॥

યજુર્લક્ષણનું અધિકરણ.

## शेषे यजुः शब्दः ॥ ३७ ॥

**પદાર્થ:**—( **शेषे** ) ઋક્ અને સામથી બાકી રહેલા મંત્રોમાં ( **यजुः शब्दः** ) યજુઃ એવો શબ્દ વપરાય છે.

**ભાવાર્થ:**—જે વૃત્તબદ્ધ ન હોય તથા જે ગીતિરૂપ પણ ન હોય એવા **પ્રશ્લિષ્ટ** પઠિત અર્થાત્ **સાથે** સાથે વાકયના રૂપમાં જે મંત્રો પઠિત હોય છે તેને યજુઃ **અર્થાત્** યજુર્વેદ કહેવામાં આવે છે. ॥ ૩૭ ॥

નિગદોનું યજુષ્ટ્વાધિકરણ.

પૂર્વપક્ષનું સૂત્ર. **निगदो वा चतुर्थं स्याद् धर्मविशेषात् ॥ ३८ ॥**

**પદાર્થ:**—( **वा** ) આ શબ્દ પૂર્વપક્ષનું સૂચન કરે છે. ( **निगदः** ) **प्रोक्षणीरासादय । इध्मं बर्हिरुपसादय ।** આ વાકયો નિગદો કહેવાય છે તે ( **चतुर्थम्** ) વેદનો ચોથો ભાગ ( **स्यात्** ) થવો જોઈએ ( **धर्मविशेषात्** ) ઋકત્વ, યજુષ્ટ્વ અને સામત્વ ધર્મ કરતાં એમાં જુદો ધર્મ હોવાથી.

**ભાવાર્થ:**—છન્દોબદ્ધ, પ્રશ્લિષ્ટપાઠ અને ગીતિ એવા વેદના ત્રણ ભાગ છે. જે છન્દોબદ્ધ છે તે 'ઋગ્વેદ' જે 'પ્રશ્લિષ્ટ' ગદ્યાત્મક પાઠ છે તે 'યજુર્વેદ.' અને જે ગીતિરૂપ છે તે 'સામવેદ' આ ત્રણ ભાગ કરતાં એક ચોથો ભાગ પણ વેદમાં હોવો જોઈએ અને તે 'નિગદ' છે. નિગદનો સમાવેશ એ ત્રણમાંથી કોઈમાં પણ થતો નથી કારણ કે 'નિગદ'નો **ધર્મ** જુદો છે.

**प्रोक्षणीरासादय । इध्मं बर्हिरुपसादय । अग्नीदग्नीन् विहर बर्हिस्तृणीहि । इन्द्र आगच्छ । हरिव आगच्छ ।** આવી જાતના આમ્નાયમાં પઠિત વાકયો નિગદ કહેવાય છે. એનો અર્થ બહુ જ સ્પષ્ટ હોય છે. એ છન્દોબદ્ધ નથી, ગીતિરૂપ પણ નથી તેમ કેવળ પ્રશ્લિષ્ટ પાઠરૂપ પણ નથી પણ એ ત્રણે કરતાં એક ધર્મ તેમાં વિશેષ નજરે પડે છે. જો કે યજુસ્ સાથે એનું સામ્ય જણાય છે. છતાં **उपांशु यजुषः क्रियते** યજુ માનસિક અથવા બહુ જ ધીમેથી બોલાય છે જ્યારે નિગદ તો '**उच्चैर्निगदेन**' ઉચ્ચ સ્વરથી બોલાય છે. 'યજુસ્' માં ઉપાંશુત્વ ધર્મ છે જ્યારે 'નિગદ' માં **उच्चैस्त्व** ધર્મ છે. આટલા જ ધર્મ ભેદથી નિગદ યજુસ્ કરતાં જુદો પડે છે. ઋક્ અને સામથી તો નિગદનો ભેદ સ્પષ્ટ જ છે. આ કારણથી નિગદ એક વેદનો ચોથો ભાગ માનવો જોઈએ. ॥ ૩૮ ॥

'નિગદ' એ વેદનો ચોથો ભાગ છે એમાં એક બીજો સાધક હેતુ આપે છે.

**व्यपदेशाच्च ॥ ३९ ॥**

**પદાર્થ:**—( **च** ) અને ( **व्यपदेशात्** ) વ્યપદેશ=શબ્દ વ્યવહાર હોવાથી.

**ભાવાર્થ:**—આ 'નિગદ' છે, યજુઃ નથી. આ યજુઃ છે, નિગદ નથી. આવો વ્યવહાર પણ યજુ અને નિગદમાં ભેદ પાડે છે. જો યજુ અને નિગદ એક જ હોત તો ઉપર બતાવેલો ભેદક વ્યવહાર ન હોવો જોઈએ, માટે યજુઃ કરતા નિગદ ભિન્ન છે. ॥ ૩૯ ॥

હવે સિદ્ધાંતપક્ષ સ્થાપિત કરે છે.

**यजूंषि वा तद्रूपत्वात् ॥ ४० ॥**

**પદાર્થ:**—( **वा** ) આ શબ્દ પૂર્વપક્ષનું નિરાકરણ કરે છે. ( **यजूंषि** ) નિગદો એ યજુસ્ જ છે કારણ કે ( **तद्रूपत्वात्** ) યજુનું જેવું રૂપ છે તેવું જ રૂપ નિગદનું પણ છે.

**ભાવાર્થ**:—પ્રશ્લિષ્ટ પાઠ યજુસ્ અને નિગદનો એક સરખો જ છે, એટલે બન્નેનું રૂપ એક સરખું જ છે, માટે નિગદ એ યજુસ્ જ છે વેદનો કોઇ એ ચોથો ભાગ નથી. યજુસ જેમ ગદ્યરૂપે છે તેમ નિગદ પણ ગદ્યરૂપે છે માટે 'નિગદ' ને કોઇ જુદો ભેદ માનવાની જરૂર નથી. ॥૪૦॥

## वचनाद् धर्मविशेषः ॥ ४१ ॥

**પદાર્થ**:—( **वचनात्** ) બીજાને જણાવવાનું સામર્થ્ય ઉચ્ચ સ્વરે બોલવાથી આવે છે માટે ( **धर्मविशेषः** ) ઉચ્ચૈસ્ત્વરૂપ વિશેષ ધર્મ ભેદક નથી.

**ભાવાર્થ**:—મંત્રનો અર્થ બીજાને જણાવવો છે તે ઉચ્ચસ્વરે બોલ્યા વગર શકય નથી, કેવળ ઉપાંશુ જપ કરવાથી મંત્રનો અર્થ સામો માણસ જાણી શકતો નથી માટે કેટલાક યજુર્વાકયોમાં ઉચ્ચૈસ્ત્વ ધર્મ લાવવો પડે છે. આટલા કારણથી જ નિગદો યજુર્વેદથી જુદા પડી શકતા નથી. માટે નિગદ યજુસ્ જ છે. ॥ ૪૧ ॥

## अर्थाच्च ॥ ४२ ॥

**પદાર્થ**:—( **च** ) અને ( **अर्थात्** ) બીજાને જણાવવું એ અર્થવત્ છે.

**ભાવાર્થ**:—કેટલાક યજુર્વાકયોમાં જે ઉચ્ચૈસ્ત્વ ધર્મ રહ્યો છે તેનું ફળ છે. અર્થાત્ એ ધર્મ નિષ્ફળ નથી. '**अग्नीद्ग्नीन् विहर**' અથવા **प्रोक्षणीरासादय** । આ વાકયો કેવળ ઓઠ ફફડાવવા પૂરતાં જ બોલવામાં આવે તો સામો માણસ એ વાકયોનો અર્થ કેવી રીતે સમજે ? માટે તે વાકયો બીજાને તેનો અર્થ સમજાવવા ખાતર મોટેથી બોલવાં જોઇએ. આટલા માટે ઉચ્ચૈસ્ત્વધર્મ યજુર્વાકયોમાં હોય છે અને એને નિગદ કહેવામાં આવે છે પણ એટલાથી નિગદો યજુસથી જુદા પડતા નથી ॥ ૪૨ ॥

## गुणार्थो व्यपदेशः ॥ ४३ ॥

**પદાર્થ**:—( **व्यपदेशः** ) આ યજુઃ છે, નિગદ નથી. આ નિગદ છે, યજુઃ નથી આવો વ્યપદેશ થાય છે એ તો ( **गुणार्थः** ) ગુણને લીધે.

**ભાવાર્થ**:—યજુસ્ અને નિગદ આવાં બે નામ પડયાં છે એ તો ખાસ અમુક ગુણ બતાવવાને ખાતર. જેમાં ઉચ્ચૈસ્ત્વ ગુણ હોય તે નિગદ અને જેમાં ઉપાંશુત્વ ગુણ હોય તે યજુઃ એ ગુણને લીધે નિગદ યજુસ્થી જુદા પડતા નથી. જેમ બ્રાહ્મણત્વ બ્રાહ્મણોમાં અને પરિવ્રાજકમાં સરખું હોવા છતાં આમ કહેવાય છે કે આ તરફ બ્રાહ્મણોને બેસાડો અને આ તરફ પરિવ્રાજકોને બેસાડો. ઉચ્ચૈસ્ત્વ ગુણ પરિવ્રાજકમાં છે તેથી તેમાંથી કંઇ બ્રાહ્મણત્વ દૂર થતું નથી. આવા બ્રાહ્મણપરિવ્રાજકન્યાયથી નિગદ અને યજુસ્ એવાં બે નામ યજુસ્નાં જ ગુણ વિશેષને લઇને છે. ॥ ૪૩ ॥

## सर्वेषामिति चेत् ॥ ४४ ॥

**પદાર્થ**:—( **सर्वेषाम्** ) સર્વ વેદોને નિગદ નામ આપવું જોઇએ કે જે ઉચ્ચસ્વરે બોલવામાં આવે ( **इति चेत्** ) જો એમ કહેવામાં આવે તો.

**ભાવાર્થ**:—'**य उच्चैर्गद्यते स निगदः**' 'જે ઉચ્ચેથી બોલાય તે નિગદ.' એમ કહેવામાં આવે તો ઋચાને અને સામવેદના મંત્રને પણ નિગદ કહેવા જોઇએ કારણ કે તે પણ ઉચ્ચેથી બોલાય છે. ॥ ૪૪ ॥

ઉપરના આક્ષેપનું સમાધાન.

## न ऋग्व्यपदेशात् ॥ ४५ ॥

**પદાર્થ**:—( **न** ) ઋચા અને સામને નિગદ નહીં કહેવાય કારણ કે ( **ऋग्व्यपदेशात्** ) તેનો વ્યપદેશ ઋક્ શબ્દથી થાય છે.

**ભાવાર્થ**:—ઋચા અને સામનો વ્યવહાર નિગદ શબ્દથી થતો નથી કારણ કે જે છન્દોબદ્ધ હોય છે તેનો વ્યપદેશ **ऋक्** શબ્દથી થાય છે અને જે ગીતિના રૂપે બોલાય છે તેનો વ્યપદેશ 'સામ' શબ્દથી થાય છે '**अयाज्या वै निगदाः**' નિગદોથી યજ્ઞ થતો નથી ઋચાઓથી યજ્ઞ થાય છે. આવો ભિન્નત્વ વ્યવહાર ઋક્ અને નિગદમાં છે માટે ઋચા અને સામને નિગદ ન કહેવાય પણ નિગદને તો યજુસ્ જ કહી શકાય. કારણકે બન્ને ગદ્યરૂપ છે. આ પ્રમાણે ઋક્, સામ અને યજુસ્ આવી ત્રણ પદ્ધતિ વેદમાં બતાવી છે. ચોથી કોઇ પદ્ધતિ અર્થાત ઉચ્ચારણ કરવાની રીત વેદમાં નથી. ॥ ૪૫ ॥

એકવાકયતાલક્ષણનું અધિકરણ.

## अर्थैकत्वादेकं वाक्यं साकाङ्क्षं चेद् विभागे स्यात् ॥ ४६ ॥

**પદાર્થ**:—( **विभागे** ) વાકયઘટક પદોના વિભાગમાં ( **चेत्** ) જો ( **साकाङ्क्षम्** ) એકાદ પદ બીજા પદ સાથે આકાંક્ષા રાખતું હોય તો ( **अर्थैकत्वात्** ) તે એક પ્રયોજનવાળું હોવાથી ( **एकम्** ) એક ( **वाक्यम्** ) એક વાકય ( **स्यात्** ) હોય છે.

**ભાવાર્થ**:—વાકયનાં ઘટક પદો જો એક બીજા સાથે આકાંક્ષા રાખતાં હોય અર્થાત્ વાકયમાં જેટલાં પદો હોય તેમાંથી જો એક પદ દૂર કરવામાં આવે અને તેને લીધે વાકયનો અર્થ ન સમજી શકાય તો એક પદની બીજા પદની સાથે આકાંક્ષા છે એમ સમજવું. આ પ્રમાણે એક પદવિભાગ બીજા સાથે આકાંક્ષા રાખતો હોય અને બધા જ વિભાગો એક જ ફળનું પ્રતિપાદન કરતા હોય તો તે વિભાગો **એક વાકય** છે એમ સમજવું. ઉદાહરણ '**अग्नये जुष्टं निर्वपामि**' આ ઠેકાણે બધાં પદો એક બીજા સાથે આકાંક્ષા રાખે છે કારણ કે, જો તેમાંથી એકાદ પદને દૂર કરવામાં આવે તો બાકી રહેલાં પદો મળી કોઇ એક અર્થને સમજાવી શકતાં નથી. માટે એ ત્રણે પદો મળી એક વાકય કહેવાય છે અને નિર્વાપરૂપ એક અર્થનું પ્રતિપાદન કરે છે.

**विभागे साकाङ्क्षत्वे सति एकफलप्रतिपादकं यत् तद् एकं वाक्यम्** । ( જૈમિનિ સૂત્રવૃત્તિ: ) વિભાગ સાકાંક્ષ હોય અને એક ફળનું પ્રતિપાદન કરે તો તે એક વાકય કહેવાય છે. ॥ ૪૬ ॥

વાકયભેદાધિકરણ.

## समेषु वाक्यभेदः स्यात् ॥ ४७ ॥

**પદાર્થ**:—(**समेषु**) એક બીજા સાથે આકાંક્ષા ન રાખતા પદસમુદાયોમાં (**वाक्यभेदः**) વાકયોનો ભેદ ( **स्यात्** ) હોઇ શકે.

**ભાવાર્થ**:—જે વાકયો એક બીજા સાથે આકાંક્ષા ન રાખતાં હોય તે વાકયો પરસ્પર ભિન્ન ભિન્ન છે એમ સમજવું. જેમકે **आयुर्यज्ञेन कल्पताम् । प्राणो यज्ञेन कल्पताम्** આ બન્ને યજુર્વાકયો સમ છે અર્થાત એકની સાથે બીજાની આકાંક્ષા નથી, બન્નેનાં પ્રયોજનો જુદાં

જુદાં છે. માટે એ વાકયોમાં ભેદ છે અર્થાત બન્ને વાકયો ભિન્ન છે એમ સમજવું. જો કે ઉપરનાં વાકયોમાં કલૃપ્તિરૂપ એક અર્થ છે છતાં આયુષ્ અને પ્રાણ જુદા હોવાથી વાકયભેદ સ્પષ્ટ થાય છે, તથા " **क्लृप्तीर्वाचयति** " અહીં કલૃપ્તિઓમાં બહુત્વ હોવાથી વાકયોમાં સ્પષ્ટ ભેદ સમજાય છે. ॥ ૪૭ ॥

અનુષંગાધિકરણ.

## अनुषङ्गो वाक्यसमाप्तिः सर्वेषु तुल्ययोगित्वात् ॥ ४८ ॥

**પદાર્થ**:—( **वाक्यसमाप्तिः** ) વાકયોમાં આકાંક્ષાની શાંતિ થતી હોય તો ( **अनुषङ्गः** ) સંબંધ ( **सर्वेषु** ) બધા વાકયોમાં જોડવો જોઇએ. ( **तुल्ययोगित्वात्** ) સર્વ વાકયોમાં આકાંક્ષાપૂરકત્વ સમાન હોવાથી.

**ભાવાર્થ**:—જ્યોતિષ્ટોમમાં આ પ્રમાણે પાઠ છે. " **या ते अग्नेऽयाशया, या ते अग्ने रजाशया, या ते अग्ने हराशया तनूर्वर्षिष्ठा गह्वरेष्ठोऽयं वचो अपावधीत् त्वेषं वचो अपावधीत् स्वा हा** " આમાં ત્રણ વાકયો છે. છેલ્લા વાકયમાં **तनूर्वर्षिष्ठा** ઇત્યાદિનો સંબંધ છે, પહેલાં બે વાકયોમાં એનો સંબંધ નથી તો ઉપરનાં બન્ને વાકયોમાં **तनूर्वर्षिष्ठा** આદિનો સંબંધ જોડવો કે નહિ ? આનો ઉત્તર આ પ્રમાણે છે કે જો ' **तनूर्वर्षिष्ठा** આદિ ન જોડવામાં આવે તો ઉપરનાં બન્ને વાકયોમાં આકાંક્ષાની શાંતિ થતી નથી અને જોડવાથી આકાંક્ષાની શાંતિ થાય છે માટે એ બન્ને વાકયોમાં **तनूर्वर्षिष्ठा** આદિનો સંબંધ જોડવો. ત્રણે વાકયોમાં એનો આકાંક્ષાપૂરકત્વરૂપ ધર્મ સમાન છે. આ પ્રમાણે અન્યત્ર પણ જ્યાં જે પદોનો સંબંધ જોડવાથી આકાંક્ષાની શાંતિ થતી હોય ત્યાં તે પદોને જોડવા જોઇએ. ॥ ૪૮ ॥

વ્યવેતાનનુષઙ્ગનું અધિકરણ.

## व्यवायान्नानुषज्यते ॥ ४९ ॥

**પદાર્થ**:—( **व्यवायात्** ) જ્યાં વ્યવધાન પડતું હોય ત્યાં ( **न अनुषज्यते** ) અનુષંગ થઇ શકતો નથી.

**ભાવાર્થ**:—**सं ते वायुर्वातेन गच्छताम् । सं त यजत्रैरङ्गानि । सं यज्ञपतिराशिषा ।** આ ત્રણ મંત્રોમાં **सम्** ઉપસર્ગ છે. ઉપસર્ગને ક્રિયાપદ સાથે જોડવો જોઇએ માટે પ્રથમ મંત્રના **गच्छताम्** ક્રિયાપદ સાથે **सम्**ને જોડી **संगच्छताम्** આવું ક્રિયાપદ સમજવું. જોડવું એજ અનુષંગ, હવે બીજા મંત્રમાં અને ત્રીજા મંત્રમાં ક્રિયાપદ નથી. પ્રથમ મંત્રનું ક્રિયાપદ ત્યાં જોડવું કે નહિ ? આનો ઉત્તર એ છે કે બીજા મંત્રમાં **गच्छताम्** ક્રિયાપદ જોડી શકાશે નહિ કારણ કે **अङ्गानि** એ કર્તૃપદ બહુવચનમાં છે. ક્રિયાપદનો બહુવચનમાં વિપરિણામ કરીને જોડી શકાય નહિ. ત્રીજા મંત્રમાં જો કે કર્તૃપદ એક વચનમાં છે કારણ કે **यज्ञपति** એક વચનમાં છે છતાં બીજો મંત્ર વ્યવધાન રૂપે પડવાથી ત્રીજા મંત્રમાં **गच्छताम्** ક્રિયાનો અનુષંગ થઇ શકે નહિ. અવ્યવહિત મંત્રમાં જ અનુષંગ થઇ શકે છે. આ કારણથી બીજા અને ત્રીજા મંત્રમાં ક્રિયાનો અધ્યાહાર કરવો જોઇએ અર્થાત વાકયનો શેષ જે ઉચિત જણાતો હોય તેનો અધ્યાહાર કરવો જોઇએ. ॥ ૪૯ ॥

**इति मीमांसा गुर्जरभाष्ये द्वितीयस्याध्यायस्य प्रथमः पादः ॥**

અંગાપૂર્વભેદાધિકરણ.

## शब्दान्तरे कर्मभेदः कृतानुबन्धत्वात् ॥ १ ॥

**પદાર્થ**:—( **शब्दान्तरे** ) ભિન્ન ભિન્ન ધાતુઓનો પ્રયોગ હોવાથી ( **कर्मभेदः** ) અપૂર્વનો પણ ભેદ છે. ( **कृतानुबन्धत्वात्** ) ધાતુ ભેદને લીધે આખ્યાતવાચી ભાવનાનો પણ ભેદ થતો હોવાથી.

**ભાવાર્થ**:—જ્યોતિષ્ટોમમાં આ પ્રમાણે પાઠ છે. **सोमेन यजेत । दाक्षिणानि जुहोति । हिरण्यमात्रेयाय ददाति ।** આ વાક્યોમાં જે ક્રિયાપદોનો પ્રયોગ થયો છે, તે ( ક્રિયાપદો ) પર્યાય વાચક નથી. ધાતુઓ ભિન્ન ભિન્ન છે અને તેને લીધે આખ્યાતો પણ ભિન્ન ભિન્ન છે. એ બન્ને ભેદોને લીધે કર્મ અર્થાત અપૂર્વનો પણ ભેદ છે. અર્થાત યાગજન્ય હોમજન્ય અને દાનજન્ય અપૂર્વો જુદાં જુદાં જ છે એક નથી. પૂર્વપક્ષવાદી લાઘવરૂપ યુક્તિને લઇ એ ત્રણેનું એક જ અપૂર્વ સ્વીકારે છે પણ તે સિદ્ધાંતપક્ષથી વિરુદ્ધ હોવાથી ઉપેક્ષણીય છે. ॥ ૧ ॥

સમિદાદ્યપૂર્વભેદનું અધિકરણ.

## एकस्यैव पुनः श्रुतिरविशेषादनर्थकं हि स्यात् ॥ २ ॥

**પદાર્થ**:—( **एकस्यैव** ) એક જ ધાતુનો ફરી ફરીને પ્રયોગ થયેલો હોવાથી ( **अविशेषात्** ) તથા ગુણ આદિના તે પ્રયોગો વિધાયક ન હોવાથી ( **पुनः श्रुतिः** ) ફરી ફરીથી એક જ ધાતુનું શ્રવણ આ ઠેકાણે કર્મનું ભેદક છે, નહીં તો ( **अनर्थकं हि** ) એક જ ક્રિયાપદોનો અભ્યાસ નિરર્થક ( **स्यात्** ) થઇ જાય.

**ભાવાર્થ**: -દર્શપૂર્ણમાસમાં આ પ્રમાણે પ્રયોગો છે. **समिधो यजति । तनूनपातं यजति । इडो यजति । बर्हिर्यजति । स्वाहाकारं यजति ।** આ પાંચ વાક્યો છે અને તે બધામાં એક જ ક્રિયાપદ વપરાયું છે માટે અહીં ધાતુભેદ ન હોવાથી એક જ કર્મ અને એક જ અપૂર્વ છે એમ માનવું જોઇએ. આ જાતના પૂર્વપક્ષ સામે આ સૂત્ર સૈદ્ધાન્તિક ઉત્તર રૂપે છે. કે, ધાતુ ભલે એક હોય પણ સમિધ્, તનૂનપાત, ઇડ, બર્હિ અને સ્વાહાકાર એ પાંચે યાગોનાં નામ છે, માટે પાંચ કર્મો જુદાં જુદાં જ છે, માટે અપૂર્વ પણ પાંચ છે. **अग्निहोत्रं जुहोति** આ ઠેકાણે અગ્નિહોત્ર શબ્દ બીજી વિભક્તિમાં હોવાથી એ જેમ કર્મના નામ તરીકે છે તેમ ' સમિધ્ ' આદિપણ બીજી વિભક્તિમાં હોવાથી નામવાચક જ છે. જો સમિધ્ આદિ ગુણ વાચક હોત તો તે ત્રીજી વિભક્તિમાં પ્રયુકત હોત. જેમકે **दध्ना जुहोति** અહીં **दधि** શબ્દ ત્રીજી વિભકિતમાં હોવાથી તેને ગુણ વાચક માનવામાં આવે છે, ' સમિધ્ ' આદિ શબ્દો ત્રીજી વિભકિતમાં નથી વપરાયા પણ બીજી વિભકિતમાં વપરાયા છે માટે તે બધા ભિન્ન ભિન્ન કર્મનાં નામ છે. માટે આ ઠેકાણે તો એક જ ધાતુનો પ્રયોગ હોવા છતાં પાંચ કર્મના નામ હોવાથી **यजति**નો પાંચ વખતનો પ્રયોગ પાંચ કર્મ અર્થાત પાંચ અપૂર્વનું વિધાન કરે છે. ॥૨॥

આઘારાઘાગ્નેયઆદિનો અંગાંગિભાવ અને
વિદ્વદ્વાકયનું અનુવાદકત્વનું અધિકરણ.

## प्रकरणं तु पौर्णमास्यां रूपावचनात् ॥ ३ ॥

**પદાર્થ**:—(**पौर्णमास्याम्**) પૌર્ણમાસીથી ઉપલક્ષિત થતાં બે વિદ્વદ્વાક્ય (**प्रकरणम्**) પ્રકરણમાં આવતા છ યાગોનાં અનુવાદ રૂપ છે ( **रूपावचनात्** ) દેવતા અને દ્રવ્યના પ્રતિપાદક ન હોવાથી.

**ભાવાર્થ**:—યાગનું સ્વરૂપ દ્રવ્ય અને દેવતા છે. એ રૂપ બે વિદ્વદ્વાક્યમાં નથી માટે તે વાક્યો વિધિરૂપ નથી પણ અનુવાદાત્મક છે.

દર્શપૂર્ણમાસ પ્રકરણમાં આ પ્રમાણે છ યાગોનું વિધાન છે. **यदाग्नेयोऽष्टाकपालोऽमावास्यायां पौर्णमास्यां च अच्युतो भवति । तावब्रूतामग्नीषोमावाज्यस्यैव नौ उपांशु पौर्णमास्यां यजन्निति । ताभ्यामेतमग्नीषोमीयमेकादशकपालं पूर्णमासे प्रायच्छत् । ऐन्द्रं दधि अमावास्यायाम् । ऐन्द्रं पयोऽमावास्यायामिति ।** આ પ્રમાણે છ યાગોનું વિધાન કર્યા પછી **य एवं विद्वान् पौर्णमासीं यजते । य एवं विद्वान् अमावास्यां यजते ।** આ બે વિદ્વદ્વાક્યો છે કારણ કે એમાં 'વિદ્વાન્' શબ્દનો પ્રયોગ થયેલો છે. જે વિદ્વાન્ પૌર્ણમાસી નામનો યાગ કરે છે અને જે વિદ્વાન અમાવાસ્યા નામનો યાગ કરે છે. આ બે વાક્યોમાં જે **यजते** ક્રિયાપદ છે તે કોઇ અપૂર્વ યાગનું વિધાન કરતા નથી કારણ કે, જો તે યાગનું વિધાન કરતા હોત તો તેમાં દેવતા અને દ્રવ્યનો ઉલ્લેખ થવો જોઇતો હતો. દેવતાની પ્રતીતિ ચતુર્થી વિભક્તિથી અથવા તદ્ધિત પ્રત્યયથી થાય છે. ગુણવિધાયક દ્રવ્યની પ્રતીતિ ત્રીજી વિભક્તિથી થાય છે. આ બેમાંથી એક પણ ઉપરના વિદ્વદ્વાક્યમાં નથી માટે એ વાક્યો **आग्नेयोऽष्टाकपालोऽमावास्यायां पौर्णमास्यां चाच्युतो भवति** આદિ છ યાગોનું અનુવાદક છે એમ જ માનવું જોઇએ, પૌર્ણમાસી અને અમાવાસ્યા શબ્દો યાગોના અનુવાદ કરે છે. **आग्नेय** એટલે અગ્નિદેવતાક અને અષ્ટાકપાલ ( પુરોડાશ ) રૂપ દ્રવ્યથી પૌર્ણમાસી અને અમાવાસ્યામાં યાગ કરવો એવો અર્થ છે. વિદ્વદ્વાક્યોને અનુવાદક માનવાં એ સિદ્ધાંતપક્ષ છે અને વિધાયક માનવાં એ પૂર્વપક્ષ છે. આ સૂત્રમાં સિદ્ધાંતપક્ષ જ બતાવ્યો છે. આના ઉપર પૂર્વપક્ષ આગળ બતાવવામાં આવશે. ॥ ૩ ॥

હવે સિદ્ધાન્તવાદમાં યુક્તિ આપે છે.

## विशेषदर्शनाच्च सर्वेषां समेषु ह्यप्रवृत्तिः स्यात् ॥ ४ ॥

**પદાર્થ**:—( **च** ) અને ( **विशेषदर्शनात्** ) સૌર્યયાગ રૂપ વિકૃતિમાં પ્રયાજોનું દર્શન હોવાથી ( **सर्वेषाम्** ) આગ્નેય આદિ છ યાગો અને પ્રયાજાદિયાગો ( **समेषु** ) બધા સમાન હોય તો ( **अप्रवृत्तिः हि स्यात्** ) પ્રયાજાદિની સૌર્યયાગમાં અપ્રવૃત્તિ જ થવી જોઇએ.

**ભાવાર્થ**:—આગ્નેય આદિ છ યાગો પ્રધાન છે અને પ્રયાજાદિ અંગ યાગો છે. વિદ્વદ્વાક્ય પ્રધાન છ વાક્યોનો જ અનુવાદ કરે છે, પ્રયાજાદિ અંગ યાગોનો નહિ. જો બધા જ યાગો પ્રધાન તરીકે હોય તો વિકૃતિરૂપ સૌર્ય યાગમાં પ્રયાજની જે પ્રવૃત્તિ જોવામાં આવે છે તે ન આવત. **प्रयाजे प्रयाजे कृष्णलं जुहोति** આ પ્રમાણે સૌર્યયાગમાં પ્રયાજનો અતિદેશ થાય છે. જો એ પ્રધાન હોત તો તેનો અતિદેશ ન થાત. **प्रधानस्य अतिदेशाभावात्** । આ ઉપરથી સિદ્ધ થાય છે કે આગ્નેય આદિ છ યાગો પ્રધાન છે તેનો જ **पौर्णमासी** અને **अमावास्या** નામક યાગથી અનુવાદ થતો નથી. પ્રયાજ, અનુયાજ અને પત્નીસંયાજ એ આગ્નેય આદિ પ્રધાન યાગોના અંગ યાગો છે. ॥ ૪ ॥

પૂર્વપક્ષનું સૂત્ર. **गुणस्तु श्रुतिसंयोगात् ॥ ५ ॥**

**પદાર્થ**:—( **तु** ) આ શબ્દ પૂર્વપક્ષની સૂચના કરે છે. ( **श्रुतिसंयोगात्** ) શ્રવણના સંયોગથી ( **गुणः** ) ગુણની પ્રાપ્તિ થાય છે.

**ભાવાર્થ**:—જે એ વિદ્વદ્વાક્ય છે તે અનુવાદક નથી પણ અપૂર્વકર્મનાં વિધાયક છે. જો કે એ વાક્યોમાં યાગનાં સ્વરૂપ દેવતા અને દ્રવ્ય નથી છતાં એ સ્વરૂપ તો **पौर्णमास्यामाग्नेयोऽष्टाकपालो भवति** એ વાક્યથી મળી રહેશે. **आग्नेय** પદથી અગ્નિ દેવતા સમન્વય છે અને **अष्टकपाल** શબ્દથી 'પુરોડાશ' રૂપ દ્રવ્ય પણ સમન્વય છે માટે વિદ્વદ્વાક્ય વિધાયક વાક્ય છે. **आग्नेयोऽष्टाकपालः** એ વાક્ય વિધિવાક્ય નથી પણ ગુણવાક્ય છે. વળી પૌર્ણમાસી અને અમાવાસ્યા એ બે શબ્દો છ યાગોના સમુદાયના અનુવાદક પણ નથી. આ ઉપરથી સિદ્ધ થાય છે કે વિદ્વદ્વાક્ય-વિહિત યાગમાં દેવતા અગ્નિ છે અને દ્રવ્ય પુરોડાશ છે. ॥ ૫ ॥

**હવે ઉક્ત પૂર્વપક્ષના ઉત્તર રૂપે સિદ્ધાંત સૂત્ર કહે છે.**

**चोदना वा गुणानां युगपच्छास्त्राच्चोदिते हि तदर्थत्वात्तस्य तस्योपदिश्यते ॥ ६ ॥**

**પદાર્થ**:—( **वा** ) આ શબ્દ પૂર્વપક્ષનું નિરાકરણ સૂચવે છે. ( **चोदना** ) **यदाग्नेयोऽष्टाकपालः** આ કર્મોત્પત્તિવિધિ છે. ( **गुणानाम्** ) દ્રવ્ય દેવતારૂપ ગુણોનું ( **युगपत्** ) ( **शास्त्रात्** ) શાસન હોવાથી અર્થાત એક વાક્યથી અનેક ગુણોનું વિધાન હોવાથી. ( **हि** ) કારણ કે ( **चोदिते** ) અન્ય વિધિથી વિહિત કર્મ હોય તો ( **तदर्थत्वात्** ) ગુણો કર્મને માટે હોવાથી ( **तस्य तस्य उपदिश्यते** ) તે તે ગુણોનું અલગ અલગ વિધાન હોવું જોઈએ.

**ભાવાર્થ**:—**यदाग्नेयोऽष्टाकपालः** આનાથી દ્રવ્ય દેવતાથી વિશિષ્ટ કર્મવિધિ છે. એક જ વાક્યથી અનેક ગુણોનું વિધાન છે. જો આ ગુણવિધિ હોત અને પ્રધાન કર્મ કોઈ બીજા વિધાનથી પ્રાપ્ત થતું હોત તો ગુણો બધા જ કર્મને માટે હોવાથી એક એક ગુણનું પૃથક્ પૃથક્ વિધાન હોત. જેમકે **ऋजुमाधारयति । संततमाधारयति ।** અહીં ઋજુત્વ અને સંતતત્વ ગુણોનું અલગ અલગ વિધાન છે તેમ ઉપરનાં સ્થળે પણ અગ્નિરૂપ દેવતા અને અષ્ટાકપાલ પુરોડાશ રૂપ દ્રવ્યનું પણ અલગ અલગ વિધાન હોત. પણ એ પ્રમાણે નથી માટે **यदाग्नेयोऽष्टाकपालः** ઇત્યાદિને અપૂર્વકર્મવિધાયક માનવું જોઈએ અને તે વિશિષ્ટ વિધિ છે એમ પણ સ્વીકારવું જોઈએ. ॥ ૬ ॥

**व्यपदेशश्च तद्वत् ॥ ७ ॥**

**પદાર્થ**:—( **च** ) અને ( **तद्वत्** ) દ્રવ્ય દેવતારૂપ ગુણોનું યુગપત શાસન જેમ ગુણવિધિનું બાધક છે તેમ ( **व्यपदेशः** ) **उग्राणि ह वा** ઇત્યાદિ સમુચ્ચય વ્યપદેશ પણ બાધક છે.

**ભાવાર્થ**:—'**उग्राणि ह वा एतानि हवींषि अमावास्यायां संभ्रियन्ते, आग्नेयं प्रथममैन्द्रे इतरे ।** આ વાક્યથી અમાવાસ્યામાં ત્રણ પ્રધાન હવિષ્ છે. આમાં દેવતાનો સમુચ્ચય બતાવ્યો છે. હવે વિદ્વદ્વાક્ય-વિહિત અમાવાસ્યાનામક યાગ તો એક જ છે. એક યાગમાં

એક સાથે અનેક દેવતાનો સમાવેશ થવો દુર્લભ છે. જો દેવતાઓનો વિકલ્પ માનવામાં આવે તો ઉપર જે સમુચ્ચય બતાવ્યો છે તે નિરર્થક થઇ જાય છે. આ કારણથી વિદ્વદ્વાકયને અપૂર્વ કર્મ વિધાયક નહીં માનતાં અનુવાદક માનવું એજ યોગ્ય છે. ॥ ૭ ॥

## लिङ्गदर्शनाच्च ॥ ८ ॥

**પદાર્થ**:—( **च** ) અને ( **लिङ्गदर्शनात्** ) **चतुर्दश पौर्णमास्यामाहुतयो ह्रयन्ते** આ લિઙ્ગવાકય પણ એક યાગ પક્ષમાં વિરુદ્ધ થાય છે.

**ભાવાર્થ**:—પૌર્ણમાસસંજ્ઞક યાગમાં ચૌદ અને અમાવાસ્યાસંજ્ઞક યાગમાં તેર આહુતિ આપવાનું લખ્યું છે તે એક યાગ પક્ષમાં વિરોધ ઉત્પન્ન કરે છે. પણ જો **यदाग्नेय** આદિ વાકયોને કર્મવિધિ તરીકે માનવામાં આવે તો પાંચ પ્રયાજ આહુતિઓ ત્રણ અનુયાજ-આહુતિઓ બે ચક્ષુઃ આહુતિઓ ત્રણ પ્રધાન આહુતિઓ સિદ્ધ થઇ શકે, આ ઉપરથી સિદ્ધ થાય છે **यदाग्नेय** આદિ વિહિત 'પૌર્ણમાસિ' તથા 'અમાવાસ્યા' સંજ્ઞક યાગમાં વિહિત પ્રધાન ત્રણ ત્રણ આહુતિ રૂપ કર્મનું વિદ્વદ્વાકય અનુવાદક જ છે. ॥ ૮ ॥

### ઉપાંશુયાજના અપૂર્વત્વનું અધિકરણ.

પૂર્વપક્ષનું સૂત્ર. **पौर्णमासीवदुपांशुयाजः स्यात् ॥ ९ ॥**

**પદાર્થ**:—( **पौर्णमासीवत्** ) વિદ્વદ્વાકયમાં જેમ પૌર્ણમાસીપદ અનુવાદક છે તેમ ( **उपांशुयाजः** ) **उपांशुयाजमन्तरायजति** એ વાકયમાં બતાવેલા 'ઉપાંશુયાજ'નું વાચક પદ પણ અનુવાદ ( **स्यात्** ) છે.

**ભાવાર્થ**:—**जामि एतद् यज्ञस्य क्रियते यदन्वञ्चौ पुरोडाशा उपांशुयाज मन्तरा यजति । विष्णुरुपांशु यष्टव्यः । प्रजापतिरुपांशु यष्टव्यः । अग्नीषोमौ उपांशु यष्टव्यौ अजामित्वाय** આ ઠેકાણે 'અન્તરા' વાકયસ્થ **उपांशुयाज** પદ વિષ્ણુઆદિ જે ત્રણ યાગ આગળ બતાવ્યા છે તેનું અનુવાદક વાકય છે કે અપૂર્વયાગનું વિધાયક છે એ સંશયમાં આ સૂત્ર પૂર્વપક્ષ તરફ ઉપસ્થિત કરવામાં આવ્યું છે અને એનો અર્થ એવો છે કે વિદ્વદ્વાકયમાં પૌર્ણમાસીપદ જેમ અનુવાદક છે તેમ આ ઠેકાણે પણ **अन्तरा** વાકયવાળું **उपांशु** પદ સમુદાયનું અનુવાદક જ છે. એ કોઇ અપૂર્વયાગનું વિધાયક નથી. ॥ ૯ ॥

સિદ્ધાંતસૂત્ર. **चोदना वाऽप्रकृतत्वात् ॥ १० ॥**

**પદાર્થ**:—( **वा** ) 'વા' શબ્દ પૂર્વપક્ષની નિવૃત્તિ સૂચવે છે. ( **चोदना** ) **उपांशु याजमन्तरा यजति** આ વાકય અપૂર્વકર્મનું વિધાયક છે. ( **अप्रकृतत्वात्** ) ઉપક્રમ વાકયથી આકાંક્ષિત ન હોવાથી.

**ભાવાર્થ**:—**अन्तरा** વાકય એજ વિધાયક છે અર્થાત કર્મોત્પત્તિવાકય છે. **विष्णुरुपांशु यष्टव्यः** ઇત્યાદિ ત્રણ યાગો વિધાયક નથી પણ અર્થવાદ છે, કારણ કે **जामि वा एतद् यज्ञस्य क्रियते यदन्वञ्चौ पुरोडाशौ** આ ઉપક્રમ વાકય છે, બે પુરોડાશ યાગ નિરન્તર કરવામાં દોષ

બતાવ્યો છે. **जामि** એટલે દોષ. આ ઉપરથી સમજાય છે કે બે યાગ વચ્ચે કંઇક વિધાન કરવાને ઇષ્ટ છે. આવો નિશ્ચય હોવાથી વિષ્ણુઆદિ ત્રણ યાગો બે પુરોડાશ વચ્ચે બતાવ્યા છે તેથી વિષ્ણવાદિ યાગત્રય ઉપક્રમ વાકય સાથે આકાંક્ષા ધરાવે છે. આ કારણથી **उपांशु याजमन्तरा यजति** એ યાગ મુખ્ય છે અને વિષ્ણવાદિ વાકયો અંતરાલગુણકકર્મવિધિના શેષ અર્થાત અર્થવાદો છે. જો કોઇ શંકા કરે કે **उपांशु याजमन्तरा यजति** આ ઠેકાણે **यजति** પદ એ વિધિવાચક નથી. તો તેનો ઉત્તર એ છે કે એ **यजति** ક્રિયાપદ **लेट्** લકારનું નથી પણ **लेट्** લકારનું છે માટે તેનો અર્થ વિધિપણ થઇ શકે. કારણ **लेट** લકારનાં રૂપનો વિધ્યર્થ પણ થાય છે. આથી સિદ્ધ થાય છે કે **उपांशु याजमन्तरा यजति** આ વાકય અપૂર્વકર્મનું વિધાયક જ છે અને વિષ્ણવાદિ યાગત્રય અનુવાદ છે. ॥ ૧૦ ॥

## गुणोपबन्धात् ॥ ११ ॥

**પદાર્થ**:—( **गुणोपबन्धात्** ) ઉપાંશુત્વ રૂપ ગુણને લીધે ઉપાંશુયાગ નામ પાડયું છે.

**ભાવાર્થ**:—જો કોઇ કહે કે ' ઉપાંશુ યાગ ' એવું નામ યાગનું શામાટે રાખવામાં આવ્યું તો તેનો ઉત્તર એ છે કે એ યાગ ઉપાંશુ કરવામાં આવે છે અર્થાત બીજો નજીકમાં બેઠેલો માણસ પણ વિષ્ણુદેવતાક મન્ત્ર ન સાંભળી શકે એટલો ધીમેથી મન્ત્ર બોલી આહુતિ આપવી જોઇએ. એટલે માત્ર હોઠ જ હાલતા ચાલતા માલમ પડે એવી રીતે મંત્ર બોલવા. આ ઉપાંશુત્વ ગુણને લીધે યાગનું નામ પણ **उपांशु याग** રાખવામાં આવ્યું છે. ॥ ૧૧ ॥

## प्राये वचनाच्च ॥ १२ ॥

**પદાર્થ**:—( **च** ) અને ( **प्राये** ) પ્રધાનકર્મમાં ( **वचनात्** ) એનો પાઠ હોવાથી.

ભાવાર્થ:—तस्य वा एतस्य आग्नेय एव शिरः। हृदयमुपांशुयाजः। पादौ अग्नीषोमीयः।

પૌર્ણમાસ કર્મનું 'આગ્નેય યાગ' શિર છે. 'ઉપાંશુયાગ' હૃદય છે અને 'અગ્નીષોમીય' પગ છે. આ પ્રમાણે પ્રધાન કર્મ વાચક ન હોત તો તેનો પ્રધાન વાકયો સાથે પાઠ ન હોત માટે અન્તરાઘટત ઉપાંશુયાગ એ પ્રધાનયાગ જ છે. એ કોઇનો અનુવાદક નથી ॥ ૧૨ ॥

### આઘારાદિનું અપૂર્વતાધિકરણ.

## आघाराग्निहोत्रमरूपत्वात् ॥ १३ ॥ પૂર્વપક્ષનું સૂત્ર.

**પદાર્થ**:—( **आघाराग्निहोत्रम्** ) આઘાર અને અગ્નહોત્ર આ બન્ને પદો કોઇ કર્મ સમુદાયના અનુવાદક છે ( **अरूपत्वात्** ) દ્રવ્ય અને દેવતાને જણાવનાર કોઇ પદ ન હોવાથી.

**ભાવાર્થ**:—**ऋजुमाघारयति सततमाघारयति** । આ વાકયોની પાસે જ **यदा घारमाघारयति** આવું વાકય છે. એજ પ્રમાણે **दध्ना जुहोति, पयसा जुहोति** આ બે વાકય પાસે **अग्निहोत्रं जुहोति** આવું વાકય છે. માટે **आघार** અને **अग्निहोत्रं** આ બન્ને પદો કોઇ ક્રિયા

સમુદાયના અનુવાદક છે. કોઇ અપૂર્વ કર્મના વિધાયક અથવા યાગવિશેષના વાચક નથી, કારણકે જો અપૂર્વકર્મના વાચક એ બે પદો હોત તો કોઇ દ્રવ્ય અને દેવતા વાચક પદો પણ તેની પાસે હોત. દ્રવ્ય અને દેવતા એ અપૂર્વકર્મનાં સ્વરૂપ છે, માટે, રૂપનો અભાવ હોવાથી અગ્નિહોત્ર અને આઘાર બન્ને પદો અનુવાદક છે. ॥ ૧૩ ॥

## संज्ञोपबन्धात् ॥ १४ ॥

**પદાર્થ**:—( **संज्ञोपबन्धात्** ) સંજ્ઞાવાચક પદ બીજી વિભક્તિમાં છે તેથી પણ **आघार** અને **अग्निहोत्रं** પદો અનુવાદક છે.

**ભાવાર્થ**:—સિદ્ધ કર્મ વાચક શબ્દ જ્યારે બીજી વિભક્તિ આવેલી હોય છે ત્યારે એ દ્વિતીયાન્તપદ અનુવાદક હોય છે. **आघारम्** અને **अग्निहोत्रम्** આ બન્ને પદો દ્વિતીયાન્ત છે માટે અનુવાદક છે. અપૂર્વ કર્મવિધાયક નથી. અપૂર્વ કર્મવિધાયક પદ ત્રીજી વિભક્તિમાં હોય છે જેમકે **चित्रया यजेत** અહીં **चित्रया** એ તૃતીયા વિભક્તિવાળું પદ છે માટે **चित्रा** એ અપૂર્વ કર્મનું એટલે યાગવિશેષનું વાચક છે. ॥ ૧૪ ॥

## अप्रकृतत्वाच्च ॥ १५ ॥

**પદાર્થ**:—( **च** ) અને ( **अप्रकृतत्वात्** ) સમીપમાં કોઇ દેવતા વાચક કે દ્રવ્ય- વાચક પદ નથી.

**ભાવાર્થ**:—જો **आघारम्** અને **अग्निहोत्रम्** એ પદો અપૂર્વ કર્મવિધાયક હોત તો તેની પાસે દેવતા વાચક અને દ્રવ્ય વાચક પદવાળાં વાક્યો હોત. દ્રવ્ય દેવતાનાં પ્રકાશક વાક્યો સમીપમાં ન હોવાથી યાગ અપૂર્વ કર્મના રૂપનો અભાવ છે. માટે એ બન્ને પદો અનુવાદક છે. ॥ ૧૪ ॥

સિદ્ધાંતસૂત્ર.

## चोदना शब्दार्थस्य प्रयोगभूतत्वात् संनिधेर्गुणार्थेन पुनः श्रुतिः ॥ १६ ॥

**પદાર્થ**:—( **चोदना** ) ઉક્તવાક્ય કર્મોત્પત્તિ સૂચવે છે. ( **शब्दार्थस्य** ) ઉક્ત વાક્યનો અર્થ ( **प्रयोगभूतत्वात्** ) અનુષ્ઠેયરૂપ હોવાથી ( **पुनः श्रुतिः** ) ફરીથી જે શ્રવણ છે તે ( **गुणार्थेन** ) ગુણના લાભ માટે છે.

**ભાવાર્થ**:—**ऋजुमाघारयति, अग्निहोत्रं जुहोति** આ બન્ને વાક્યો અપૂર્વવિધાયક છે, અનુવાદ વાક્ય નથી, કારણકે, એ બન્ને વાક્યથી જે અર્થ પ્રતીત થાય છે તે અનુષ્ઠાનરૂપ છે. અગ્નિહોત્ર અને આઘાર નામક કર્મ અનુષ્ઠેય છે. અગ્નિહોત્ર અને આઘાર શબ્દોનું ફરીથી શ્રવણ છે તે ગુણના લાભ માટે છે, એટલે કે **अग्निहोत्रं जुहोति** આ કર્મવિધાયક વાક્ય છે અને **दध्ना जुहोति** આ વાક્યથી ઉક્ત કર્મમાં દધિરૂપ દ્રવ્યની પ્રતીતિ થાય છે એ ગુણવાક્ય છે. દેવતાની પ્રતીતિ મંત્રમાંથી થાય છે. આ કારણથી **अग्निहोत्र** અને **आघार** રૂપ કર્મમાં દ્રવ્ય અને દેવતા બન્નેની પ્રતીતિ થતી હોવાથી એમાં રૂપનો અભાવ પણ નથી. ॥ ૧૬ ॥

## द्रव्यसंयोगाच्चोदना पशुसोमयोः प्रकरणे ह्यनर्थको द्रव्यसंयोगो न हि तस्य गुणार्थेन ॥ १७ ॥

**પદાર્થ**:—( **पशुसोमयोः** ) પશુ અને સોમઘટિત વાક્યોથી ( **चोदना** ) અપૂર્વકર્મનું વિધાન છે. ( **द्रव्यसंयोगात्** ) પશુ અને સોમરૂપ દ્રવ્યનો સંબંધ હોવાથી ( **प्रकरणे** ) પ્રકરણપઠિત હૃદય અને ઐન્દ્રવાયવવાક્યથી વિહિત યાગ હોય તો ( **अनर्थकः हि** ) પશુ અને સોમરૂપ દ્રવ્યનો સંયોગ વ્યર્થ થઇ જાય. ( **गुणार्थेन** ) પશુપદ અને સોમપદને ગુણવાચક માનવાથી તેની સાર્થકતા ( **न हि** ) નથી.

**ભાવાર્થ**:—જ્યોતિષ્ટોમ પ્રકરણમાં લખ્યું છે કે **हृदयस्य अवद्यति, अथ जिह्वाया अथ वक्षस इति** અને પછી **अग्निषोमीयं पशुमालभेत** એમ શ્રુત વાક્ય છે. તેજ પ્રમાણે **ऐन्द्रवायवंगृह्णाति, मैत्रावरुणं गृह्णाति, आश्विनं गृह्णाति** આ વાક્યોના પાઠ પાસેજ **सोमेन यजेत** વાક્ય શ્રુત છે. આથી સમજાય છે કે **अग्निषोमीयं पशुमालभेत** અને **सोमेन यजेत** આ બન્ને વાક્યો અપૂર્વકર્મના વિધાયક છે. જો હૃદયાદિઘટિત વાક્યને યાગ વિધાયક માનવામાં આવે તો પશુ અને સોમપદનો કશોજ અર્થ નથી. દ્રવ્યનો લાભ તો **अण्व्या धारया जुहोति** આ વાક્યથીજ થઇ જાય છે. **दध्ना जुहोति** આ વાક્યમાં જેમ ' દધિ ' પદ ગુણવાચક છે તેમ સોમપદ ગુણવાચક પણ થઇ શકતું નથી માટે યુક્ત બન્ને વાક્ય અપૂર્વ કર્મવિધાયક છે. અનુવાદક નથી. ॥ ૧૭ ॥

## अचोदकाश्च संस्काराः ॥ १८ ॥

**પદાર્થ**:—( **च** ) અને ( **संस्काराः** ) સંસ્કારો ( **अचोदकाः** ) અવિધાયક હોય છે.

**ભાવાર્થ**:—સંસ્કાર બોધક વાક્યો અપૂર્વકર્મવિધાયક થઇ શકતા નથી. **ऐन्द्रवायवं गृह्णाति** આ તો દ્રવ્યનું ગ્રહણ કરવું એ બતાવે છે એટલે ગ્રહણથી સોમઆદિ દ્રવ્યનો સંસ્કાર સૂચિત થાય છે, એ કાંઇ અપૂર્વકર્મનું વિધાન નથી. ॥ ૧૮ ॥

## तद्भेदात् कर्मणोऽभ्यासो द्रव्यपृथक्त्वादनर्थकं हि स्याद्भेदो द्रव्यगुणीभावात् ॥ १९ ॥

**પદાર્થ**:—( **कर्मणः** ) **सोमेन यजेत** ઇત્યાદિ વાક્યથી વિહિત કર્મની ( **अभ्यासः** ) આવૃત્તિ માનવી જોઇએ. ( **तद्भेदात्** ) દેવતા સંબંધમાં ભેદ હોવાથી ( **द्रव्यपृथक्त्वात्** ) પાત્રભેદને લીધે દ્રવ્યમાં પણ ભેદ માનવા જોઇએ અને તેથી સંસ્કારમાં ( **भेदः स्यात्** ) ભેદ પડે છે. ( **द्रव्यगुणीभावात्** ) દ્રવ્ય પ્રતિ ગ્રહણનો ગુણીભાવ હોય છે એટલે કે દ્રવ્ય મુખ્ય છે અને ગ્રહણ ગૌણ=અંગ હોય છે. માટે પ્રધાનને અનુસરી અંગની આવૃત્તિ કરવી પડે છે. ( **अनर्थकं हि** ) જો એક જ વખત ગ્રહણ કરવામાં આવે તો ક્રમવિધિ અનર્થક થઇ જાય.

**ભાવાર્થ**:–સોમરસરૂપ દ્રવ્ય એક હોવા છતાં ઇન્દ્ર, વાયુ આદિ દેવતાઓ અનેક હોવાને લીધે દેવતા દીઠ દ્રવ્યનો પણ ભેદ કરવો પડે છે અને એ ભેદોને લઇ યાગ રૂપ ક્રિયાનો પણ અભ્યાસ કરવો જોઇએ. અભ્યાસ એટલે આવૃત્તિ.

દસ ગ્રહરૂપી પાત્રોનું એકી સાથે ગ્રહણ થઇ શકે છે છતાં દ્રવ્ય જુદા જુદા વિહિત ક્રમે લેવાથી સંસ્કારનો પણ ભેદ થાય છે.

સોમરસરૂપ એક દ્રવ્યના સંસ્કારમાં જુદાં ગ્રહણો એટલા માટે કરવાં પડે છે કે દ્રવ્ય પ્રત્યે ગ્રહણ ગૌણ પડે છે માટે જેટલાં દ્રવ્ય તેટલાં ગ્રહણ કરવાં જોઇએ. પ્રધાનને અનુસરી અંગની આવૃત્તિ થાય એવો નિયમ છે. દેવતાના સંબંધ ભેદથી પણ યાગનો ભેદ હોવો જોઇએ. જેટલા દેવતા વિહિત હોય તેટલા યાગો (આહુતિઓ) પણ કરવા જોઇએ. જો દ્રવ્યનો વિભાગ કરી એકીજ વખતે યાગ કરવામાં આવે તો आश्विनो दशमो गृह्यते અશ્વિની દેવતાવાળો દશમો લેવો એ ક્રમવિધિ નિરર્થક થઇ જાય માટે દેવતાના ભેદથી યાગરૂપ કર્મનો પણ ભેદ કરવો જોઇએ. ॥ ૧૯ ॥

## संस्कारस्तु न भिद्यते परार्थत्वात् द्रव्यस्य गुणभूतत्वात् ॥ २० ॥

**પદાર્થ**:—( संस्कारः ) પશુબંધનરૂપ સંસ્કારનો ( न भिद्यते ) અભ્યાસ થતો નથી ( द्रव्यस्य ) દ્રવ્યનું ( परार्थत्वात् ) પરાર્થત્વ હોવાથી અને પરાર્થત્વ ( गुणभूतत्वात् ) અંગ હોવાને લીધે બને છે.

**ભાવાર્થ**:—खादिरे पशुं बध्नाति । पालाशे बध्नाति । આ ઠેકાણે બંધનની આવૃત્તિ કરવી નહિ. અર્થાત્ પ્રથમ ખેરને ખીલે પશુને બાંધવું અને પછી પલાશને ખીલે બાંધવું એવી આવૃત્તિ કરવી નહિ. કારણ કે ખીલે પશુને બાંધવું એ એક એનો સંસ્કાર છે અને એ સંસ્કારનો ભેદ થતો નથી. યૂપ (ખીલો) રૂપ દ્રવ્ય એ પરાર્થ અર્થાત્ બંધન માટે હોય છે એટલે તે ગૌણ અર્થાત્ અંગ પડે છે અને બંધન એ પ્રધાન પડે છે. અંગને અનુસરીને પ્રધાનની આવૃત્તિ બની શકે નહિ. માટે ખદિરના અથવા પલાશના ખીલે પશુને સંસ્કાર માટે બાંધવું. ॥ ૨૦ ॥

### સંખ્યા–કૃત કર્મભેદનું અધિકરણ.

## पृथक्त्वनिवेशात् संख्यया कर्मभेदः स्यात् ॥ २१ ॥

**પદાર્થ**:—( पृथक्त्वनिवेशात् ) અલગપણાનો નિવેશ હોવાથી ( संख्यया ) સંખ્યાને લીધે ( कर्मभेदः ) કર્મનો ભેદ અર્થાત્ ભિન્ન ભિન્ન કર્મ ( स्यात् ) છે.

**ભાવાર્થ**:—વાજપેય યાગના પ્રકરણમાં લખ્યું છે કે सप्तदश प्राजापत्यान् पशून् आलभते । આ સત્તર પશુઓનું દાન કરવારૂપ પ્રકરણમાં શું એક જ યાગ કરવો કે સત્તર પશુ દાન આપવાનાં કહ્યાં છે માટે સત્તર યાગો કરવા ? આમાં પૂર્વ પક્ષ એમ કહેવા માગે છે કે યાગ એક કરવો અને સત્તર પશુઓનું દાન કરવું, જ્યારે સિદ્ધાંતપક્ષકારનું કથન છે કે સત્તર પશુઓનું અલગ અલગ વિધાન છે માટે સત્તર યાગો અલગ અલગ કરવા. આ પ્રમાણે અહીં સંખ્યાને લીધે કર્મમાં ભેદ પડે છે અર્થાત્ સત્તર પશુઓની સંખ્યા બતાવી છે માટે યાગરૂપ કર્મ પણ સત્તર કરવાં. ॥ ૨૧ ॥

### સંજ્ઞાકૃત કર્મભેદનું અધિકરણ.

## संज्ञा चोत्पत्तिसंयोगात् ॥ २२ ॥

**પદાર્થ**:—( च ) અને ( संज्ञा ) સંજ્ઞા ( उत्पत्तिसंयोगात् ) કર્મવિધાયક વાક્ય સાથે

પાઠ હોવાથી કર્મભેદક છે.

**ભાવાર્થ:**—જ્યોતિષ્ટોમયાગ વિધિની સમીપ આ વાક્યો છે. अथैष ज्योतिरथ विश्वज्योतिरथ सर्वज्योतिरेतेन सहस्रदक्षिणेन यजेत । આમાં (૧) જ્યોતિઃ (૨) વિશ્વજ્યોતિઃ (૩) સર્વજ્યોતિઃ આ ત્રણ નામોથી ત્રણ જુદા જુદા યાગોનું વિધાન છે કે એ ત્રણે જ્યોતિષ્ટોમનાં યાગનો અનુવાદ કરનારાં નામ છે ? આમાં પૂર્વપક્ષવાદી એમ માને છે કે એ ત્રણે નામો જ્યોતિ-ષ્ટોમનાં જ અનુવાદક છે અને જ્યોતિષ્ટોમમાં સહસ્રદક્ષિણા આપવી એવું ગુણવિધાન છે. સિદ્ધાંતપક્ષવાદીનું એવું કથન છે કે એ નામો ત્રણ જુદા યાગોનું પ્રતિપાદન કરે છે અને એ ત્રણે યાગોમાં સહસ્રદક્ષિણા આપવી એવું ગુણ વિધાન છે. જ્યોતિષ્ટોમ યાગ એનાથી જુદો છે અને એમાં બારસોની દક્ષિણા હોય છે. આ પ્રમાણે ' જ્યોતિઃ '

## દેવતાભેદકૃત કર્મભેદનું અધિકરણ

## गुणश्चापूर्वसंयोगे वाक्ययोः समत्वात् ॥ २३ ॥

**પદાર્થ :**—(च) અને (अपूर्वसंयोगे) પૂર્વકર્મમાં ગુણનો નિવેશ ન થઈ શકતો હોવાથી (गुणः) ગુણ કર્મનો ભેદક છે અર્થાત્ તે (ગુણ) કર્માન્તર માનવામાં કારણ પડે છે. (वाक्ययोः) બન્ને વાક્યોની (समत्वात्) સમતા=તુલ્યતા હોવાથી.

**ભાવાર્થ :**—तप्ते पयसि दध्यानयति सा वैश्वदेवी आमिक्षा वाजिभ्यो वाजिनम् । (ગરમ દૂધમાં દહીં નાંખવાથી દૂધ ફાટે છે તેમાં જે ફોદા ફોદા હોય છે તેને આમિક્ષા કહે છે અને જે પાણી હોય છે તેને ' વાજિન ' કહે છે.) આ વાક્યમાં વિચાર એ ઉત્પન્ન થાય છે કે ' આમિક્ષા ' દ્રવ્ય તે ' વિશ્વદેવ ' રૂપ દેવતાને માટે છે. અને આમિક્ષારૂપ દ્રવ્યથી વિશ્વદેવને ઉદ્દેશી હોમ કરવો, પણ वाजिभ्यो वाजिनम् આ વાક્ય શા માટે મુકવામાં આવ્યું છે. ' वाजी ' પદ શું ' विश्वदेव ' નું અભિધાયક છે કે કોઈ બીજી દેવતાનું વાચક છે ? જો બીજી દેવતાનું વાચક ન હોય તો ' વિશ્વદેવ ' નું જ તે અનુવાદક છે એમ માનવું પડે અને તેનો અર્થ વાજ=બળ અને " વાજી " એટલે બળવાન એવો અર્થ કરવો પડે. અહીં પૂર્વપક્ષવાદી " वाजी " પદને विश्वदेव નું અનુવાદક માને છે અને વાજિન રૂપ ગુણ તેને જ આપવાનું કહે છે. સિદ્ધાંતવાદી એ મતનું ખંડન કરે છે અને તેની પુષ્ટિમાં એમ જણાવે છે કે વાજી પદ વિશ્વદેવનું વાચક નથી. કોઈ પણ શાસ્ત્રમાં વિશ્વદેવને માટે ' વાજી ' પદ વપરાયું જ નથી. માટે ' वाजी ' એ ' દેવતાન્તર ' નું વાચક છે અને એ वाजी દેવતાને ઉદ્દેશીને वाजिन દ્રવ્યનો ત્યાગ કરવો જોઈએ.

વળી वैश्वदेवी आमिक्षा અને वाजिभ्यो वाजिनम् આ બન્ને વાક્યો તુલ્ય બલવાળાં છે એટલે એકની અપેક્ષાએ બીજું ગૌણ પડતું નથી. એ બન્ને વાક્યોમાં ગૌણ મુખ્ય ભાવ નથી. કર્મવિધાન વખતેજ આમિક્ષા દ્રવ્યનું વિધાન થઈ જતું હોવાથી વૈશ્વદેવને માટે વાજિન-દ્રવ્યનો અવકાશ જ રહેતો નથી. आमिक्षा દ્રવ્ય સાથે वाजिन દ્રવ્યનો સમુચ્ચય અથવા વિકલ્પ પણ બની શકતો નથી. આ કારણથી ' वाजी ' પદવાચ્ય કોઈ અપ્રસિધ્ધ દેવતા છે તેને માટે वाजिन દ્રવ્ય છે. આ રીતે દેવતા અને દ્રવ્ય એ બન્ને યાગના સ્વરૂપ નિષ્પન્ન થતાં હોવાથી તે એક જુદું કર્મ જ છે અર્થાત् वाजिदेवताक वाजिनद्रव्यक કોઈ યાગ વિશેષનું એ વાક્ય વિધાયક છે એમ માનવું જોઈએ. ॥ ૨૩ ॥

આ ઠેકાણે એટલું યાદ રાખવું જોઈએ કે વૈદિક સિધ્ધાંતમાં મુખ્ય દેવ તો પરબ્રહ્મ જ છે પણ તેની અનન્ત શક્તિઓને લીધે તેનાં અનન્ત નામ પડ છે અને તે તે શક્તિને જુદા

જુદા દેવો પણ માનવામાં આવે છે. एको देवः सर्वभूतेषु गूढः रूपं रूपं प्रतिरूपो बभूव દરેક રૂપમાં સર્વ વ્યાપક એકજ દેવ ગૂઢ છે અને એ રૂપથી પ્રતિરૂપવાળો અર્થાત્ આરોપિત રૂપવાળો તે કહેવાય છે. આ ઉપરથી ભિન્ન ભિન્ન દેવતાના નામ સાંભળી સિદ્ધાંત વિરૂધ્ધ કલ્પના કરવાની ઉતાવળમાં કોઈએ પડવું નહિ.

વાજિન અને આમિક્ષા દ્રવ્યનો વિકલ્પ શા માટે ન માનવો? એ પ્રશ્નનું સમાધાન કરે છે.

## अगुणे तु गुणस्तत्र प्रतीयेत ॥ २४ ॥

**પદાર્થ :**—' तु ' શબ્દ પૂર્વપક્ષની વ્યાવૃત્તિ સૂચવે છે ( अगुणे ) જો કર્મ વિધાયક વાક્ય ગુણનું વિધાન ન કરે તો ( तत्र ) ત્યાં અર્થાત તે વાક્યથી વિહિત કર્મમાં ( गुणः ) ગુણની ( प्रतीयेत ) પ્રતીતિ થાય.

**ભાવાર્થ :**—જેમકે अग्निहोत्रं जुहोति આ ઉત્પત્તિવાક્ય એટલે કર્મવિધિવાક્ય છે. આ વાક્યથી ગુણનું વિધાન થતું નથી તેથી ગુણ વિધાનને માટે બીજા વાક્યની જરૂર પડે છે, એટલે કે दध्ना जुहोति । पयसा जुहोति આ વાક્યોથી ગુણનું વિધાન થાય છે. दधि અને पयः આ બન્ને ગુણોના વિકલ્પ પણ થઈ શકે છે કારણ કે એ બન્ને ગુણો ઉત્પન્નશિષ્ટ છે. એટલે કે કર્મનું વિધાન થઈ ગયા પછી એનું વિધાન છે. પણ वैश्वदेवी आमिक्षा અહીં વિશ્વદેવ યાગના વિધાન સાથે જ તદ્ધિત પ્રત્યયના બળે ' આમિક્ષા રૂપગુણનું વિધાન થઈ જાય છે એટલે એ કર્મમાં ગુણની અપેક્ષા રહેતી જ નથી. આમિક્ષારૂપ દ્રવ્ય ઉત્પત્તિશિષ્ટ છે આ કારણને લીધે उत्पत्तिशिष्टगुणावरुध्दे उत्पन्नशिष्टगुणस्य दुर्बलस्य पक्षेऽपि बाधकत्वं न सम्भवति ( ઇતિ સુબોધિની ) ઉત્પત્તિશિષ્ટ ગુણથી કર્મ અવરૂદ્ધ થઈ જવાથી દુર્બળ થયેલા ઉત્પન્ન-શિષ્ટ ગુણ ( વાજિન ) નું પક્ષમાં બાધકત્વ પણ સંભવી શકતું નથી. આ કારણથી વાજિન ગુણ અને વાજી દેવતા બન્ને પદો જુદા કર્મનાં જ વિધાયક છે ॥ ૨૪ ॥

### દધિ–આદિ દ્રવ્યની સફળતાનું અધિકરણ

## फलश्रुतेस्तु कर्म स्यात् फलस्य कर्मयोगित्वात् ॥ २५ ॥

**પદાર્થ :**—( तु ) ' तु ' શબ્દ પૂર્વપક્ષનો દ્યોતક છે ( फलश्रुतेः ) ફળનું શ્રવણ થતું હોવાથી ( कर्म ) અપૂર્વ કર્મ ( स्यात् ) છે. કારણ કે ( फलस्य ) ફળનો ( कर्मयोगित्वात् ) કર્મ સાથે સંબંધ હોય છે.

**ભાવાર્થ :**—' અગ્નિહોત્ર 'ના પ્રકરણમાં दध्नेन्द्रियकामस्य जुहुयात् એવું વાક્ય છે. આ વાક્યથી શું અગ્નિહોત્રથી કોઈ જુદા જ કર્મનું વિધાન થાય છે કે વિહિત અગ્નિહોત્રમાં કેવળ દધિ (દહી) રૂપ ગુણનો સંબંધ બતાવવામાં આવે છે? પૂર્વપક્ષવાદીનું એવું કથન છે કે ઉક્ત વાક્યથી જુદું જ કર્મ વિહિત છે. કારણ કે એ વાક્યમાં ઇન્દ્રિયત્વ:રૂપ ફળનો નિર્દેશ કર્યો છે અને ફળની નિષ્પત્તિ કર્મ વગર ન થઈ શકે માટે અગ્નિહોત્ર રૂપ કર્મથી જુદું જ અપૂર્વ કર્મ ઉક્ત-વાક્યથી વિહિત થાય છે. ॥૨૫॥

સિદ્ધાંત સૂત્ર.

## अतुल्यत्वात् तु वाक्ययोर्गुणे तस्य प्रतीयेत ॥२६॥

**પદાર્થ :**—( तु ) ' तु ' શબ્દ પૂર્વપક્ષનું નિરાકરણ સૂચવે છે. ( वाक्ययोः ) બન્ને

વાક્યો ( अतुल्यत्वात् ) સમાન ન હોવાથી ( तस्य ) વાક્યનો સંબંધ ( गुणे ) ગુણમાં ( प्रतीयेत ) જણાય છે.

**ભાવાર્થ** :—अग्निहोत्रं जुहुयात् स्वर्गकामः અને 'दध्नेन्द्रियकामस्य' આ બન્ને વાક્ય સરખાં નથી. પહેલા વાક્યમાં કેવળ અગ્નિહોત્ર રૂપ કર્મનું વિધાન છે અને તેનો સંબંધ સ્વર્ગરૂપ ફળની સાથે બતાવ્યો છે. જ્યારે બીજું વાક્ય દધિ રૂપ ગુણનો ઇન્દ્રિયરૂપ ફળ સાથે બતાવ્યો છે. પણ કેવળ દધિ રૂપ દ્રવ્યથી ઇન્દ્રિયરૂપ ફળની પ્રાપ્તિ થઇ શકે નહિ માટે એમાં ક્રિયાની જરૂર છે માટે પ્રથમ વાક્યમાં જે जुहुयात् ક્રિયા બતાવી છે અને અગ્નિહોત્ર રૂપ કર્મ બતાવ્યું છે તેમાં જ दधि દ્રવ્યરૂપ ગુણનું વિધાન કરે છે. અર્થાત્ જેને ઇન્દ્રિય રૂપ ફળની કામના હોય તેણે દધિ રૂપ દ્રવ્યથી હોમ કરવો. આમ એકવાક્યતા થતી હોવાથી બીજું વાક્ય અપૂર્વ કર્મનું વિધાયક નથી. ॥૨૬॥

## વારવન્તીય આદિનું કર્માન્તરત્વ-અધિકરણ.

## समेषु कर्मयुक्तं स्यात् ॥२७॥

**પદાર્થ** :—( समेषु ) યાગ અને સામગાન બન્ને ક્રિયા તરીકે સમાન હોવાથી જે ફળ છે તે ( कर्मयुक्तम् ) અપૂર્વ કર્મ સંબંધી ( स्यात् ) હોવું જોઇએ.

**ભાવાર્થ** :—त्रिवृदग्निष्टुदग्निष्टोमस्तस्य वायव्यास्वृक्षु एकविंशमग्निष्टोमसाम कृत्वा ब्रह्मवर्चसकामो यजेत इति अग्निष्टुतं प्रकृत्य-तदुत्तरम्, एतस्यैव रेवतीषु वारवन्तीयमग्निष्टोमसाम कृत्वा पशुकामो ह्येतेन यजेत इति ।

**આ વાક્યનો અર્થ** :—અગ્નિષ્ટોમનો વિકૃતિ રૂપ અગ્નિષ્ટુત નામનો યાગ છે અને તે પૃષ્ઠસ્તોત્રમાં ત્રિવૃત્સ્તોત્ર સાથે જોડવાથી ત્રિવૃત્ એવા નામથી ઓળખાય છે. અગ્નિષ્ટોમ સામથી યાગની સમાપ્તિ થતી હોવાથી યાગનું નામ અગ્નિષ્ટોમ કહેવાય છે. તૃતીય સવનમાં આર્ભવ અને પવમાન્ પછી યજ્ઞાયજ્ઞીય નામક સામ ગાવામાં આવે છે, તેનું જ બીજું નામ 'અગ્નિષ્ટોમ સામ' છે અને તેનાથી યાગની સમાપ્તિ થાય છે. એ સામ પ્રકૃત યાગમાં 'यज्ञायज्ञा वो अग्नयः' એ આગ્નેયી ઋચાઓમાં ગાવામાં આવે છે.

બ્રહ્મવર્ચસના કારણભૂત અગ્નિષ્ટુત્ યાગમાં " वायो शतं हरीणाम् ઇત્યાદિ વાયવીય ઋચાઓમાં ગાવું જોઇએ.

પશુઓની ઇચ્છા કરનારે रेवतीर्नः सधमाद इति 'रेवती' પદવાળા મંત્રમાં સામ ગાવું જોઇએ.

હવે અહીં વિચારણાનો વિષય એ છે કે પશુ રૂપ ફળ રેવત્યાદિઋગધિકરણ સામગાન સાથે સંબંધ ધરાવે છે કે તાદૃશ સામગાન વિશિષ્ટ યાગ રૂપ અપૂર્વ કર્મ સાથે સંબંધ ધરાવે છે ? સામગાન એ યાગની અંદર ગુણ કહેવાય છે.

પૂર્વ પક્ષ સામગાન રૂપ ગુણ સાથે ફળનો સંબંધ બતાવે છે અને સિદ્ધાંતવાદી કર્મની સાથે પશુ રૂપ ફળનો સંબંધ બતાવે છે.

સૂત્રનો શબ્દાર્થ આ પ્રમાણે છે. ગાન અને કર્મ બન્ને ક્રિયા રૂપ છે અને એ બન્નેમાં ક્રિયાત્વ રૂપ સમાન ધર્મ હોવા છતાં પશુ રૂપ ફળનો સંબંધ તો કર્મની સાથે છે. એટલે અગ્નિષ્ટોમ સામ રૂપ ગાન યુક્ત અગ્નિષ્ટોમ યાગ કરવાથી પશુ રૂપ ફળની પ્રાપ્તિ થાય છે. આ

પ્રમાણે भावार्थाधिकरणन्यायेन गानविशिष्टम् अपूर्वं कर्मैव फलेन संबध्यते । આ પ્રમાણે જૈમિનિ સૂત્ર વૃત્તિ–સુબોધિનીમાં નિર્ણય કરવામાં આવ્યો છે. ॥૨૭॥

## સૌભરનિધનકામૈક્ય–અધિકરણ.

પૂર્વપક્ષ. **सौभरे पुरुषश्रुतेर्निधनं कामसंयोगः ॥२८॥**

**પદાર્થ** :—( सौभरे ) સૌભર સંબંધી ( निधनम् ) નિધન અર્થાત્ નિધનાશ્રિત હીષૂ આદિ ( कामसंयोगः ) ફલાન્તરનું જનક છે ( पुरुषश्रुतेः ) ત્યાર પછીના વાક્યમાં શ્રુતિથી પુરુષનું પ્રતિપાદન થતું હોવાથી.

**ભાવાર્થ** :—" यो वृष्टिकामो योऽन्नाद्यकामो यः स्वर्गकामः स सौभरेण स्तुवीत, सर्वे वै कामाः सौभरे " इति એટલું કહીને આગળ જણાવે છે કે " हीष् इति वृष्टिकामाय निधनं कुर्यात् ऊर्गिति अन्नाद्यकामाय, ऊ इति स्वर्गकामाय इति ।

**અર્થ**:—જેને વૃષ્ટિની ઈચ્છા હોય, જેને અન્નની ઇચ્છા હોય અને જેને સ્વર્ગની ઈચ્છા હોય તેણે ' સૌભર 'થી સ્તુતિ કરવી. બધી ઇચ્છાઓ સૌભરમાં સફળ થાય છે. હીષ્ આટલું બોલી વૃષ્ટિકામને માટે નિધન કરવું. ऊर्क् એટલું બોલી અન્નાદ્ય કામને માટે નિધન કરવું. અને ' ऊ ' એટલું બોલી સ્વર્ગ કામને માટે ' નિધન ' કરવું.

' સૌભર ' એ સામવિશેષનું નામ છે.

' નિધન ' પાંચ અથવા ભાગોથી યુક્ત થયેલ સામનો જે છેલ્લો ભાગ છે તેને નિધન કહેવાય છે.

' સૌભર 'થી જે વૃષ્ટિ, અન્ન અને સ્વર્ગરૂપ ફળો બતાવ્યાં છે તેના કરતાં જુદાં ફળો ' હીષ્ ' આદિનાં છે. એવું બતાવવા માટે ' હીષ્ ', ' ऊर्ग् ' અને ' ऊ 'નું વિધાન કરવામાં આવ્યું છે. આવું પૂર્વપક્ષવાદીનું માનવું છે. કારણ કે वृष्टिकामाय અહીં ચતુર્થી વિભક્તિનું શ્રવણ છે. અને એ તાદર્થ્યને બતાવતી ચતુર્થી વિભક્તિ ' હીષ્ આદિ વૃષ્ટ્યાદિકામ પુરુષવિશેષના શેષ માટે છે એમ જણાવે છે. પુરુષે ઇચ્છેલાં જે વૃષ્ટ્યાદિ છે તેના સાધન તરીકે જો ' હીષ્ આદિ ' બને તોજ તેના શેષ તરીકે તે છે એમ માની શકાય, નહીંતો નહિ. આ કારણથી સૌભરસામ અને હીષ આદિનાં ફળો અલગ અલગ છે એમ સિદ્ધ થાય છે. ॥ ૨૮ ॥

સિદ્ધાંતપક્ષ.

**सर्वस्य वोक्तकामत्वात् तस्मिन् कामश्रुतिः स्यात्, निधनार्था पुनःश्रुतिः ॥२९॥**

( વા ) પૂર્વપક્ષની નિવૃત્તિ સૂચવે છે.

**પદાર્થ**:—सर्वस्य સંપૂર્ણ સૌભર સામના (उक्तकामत्वात्) ઉપર કહેલાં વૃષ્ટિ, અન્ન અને સ્વર્ગ ફળ હોવાથી ( तस्मिन् ) હીષ્ આદિ સમુદાયમાં ( कामश्रुतिः ) ફલ સંબંધની શ્રુતિ ( निधनार्था ) હીષ આદિ પદ ઘટિત નિધન કરવું એવા નિયમને માટેજ ( पुनःश्रुतिः ) ફરાથી શ્રવણ થાય છે.

**ભાવાર્થ**:—સૌભરવિધિમાં ફળ તરીકે જે વૃષ્ટ્યાદિ છે તેજ હીષ–આદિમાં પણ ફળ તરીકે છે. અર્થાત્ સૌભર અને હીષ–આદિના ફળો જુદાં નથી. સૌભરોક્તવૃષ્ટ્યાદિજ હીષાદિમાં અનુવાદિત થાય છે. ફરીથી જે वृष्टिकामाय એવું કહેવામાં આવ્યું છે તે એટલા માટે કે વૃષ્ટિ,

અન્ન અને સ્વર્ગ આદિ જે ત્રણ કામ છે તેનું નિધન હીષ આદિમાંના ગમે તે શબ્દથી કરવું નહિ પણ ' वृष्टिकाम 'નું નિધન તો હીષ્ શબ્દથી જ કરવું ' अन्नाद्यकाम 'નું નિધન ' ऊर्ग ' શબ્દથી અને ' स्वर्गकाम 'નું નિધન ' ऊ ' એવા શબ્દથી કરવું. આવો નિયમ જણાવવાને માટે પુનઃશ્રુતિ છે. આ કારણથી નિધનવિશેષ એ નિયમ વિધિ છે. ॥ ૨૯ ॥

इति मीमांसाभाष्ये द्वितीयाध्यायस्य द्वितीय पादः

---

## अथ द्वितीयाध्याये तृतीयः पादः

ગ્રહાગ્રત્વ એ જ્યોતિષ્ટોમનું અંગ છે એ વિષય આ અધિકરણમાં ચર્ચે છે. પૂર્વપક્ષસૂત્ર–

**गुणस्तु क्रतुसंयोगात् कर्मान्तरं प्रयोजयेत् संयोगस्याशेषभूतत्वात् ॥१॥**

**ભાવાર્થઃ**— ( तु ) " तु " શબ્દ પૂર્વપક્ષને સૂચવે છે. ( गुणः ) રથંતર સામ ગુણ છે. ( क्रतुसंयोगात् ) સમાસને લીધે એ ક્રતુની સાથે સંબદ્ધ હોવાથી. रथंतर साम यत्र એ પ્રમાણે स रथंतरसामा ( संयोगस्य ) રથંતરસામનો સંબંધ ( अशेषभूतत्वात् ) પ્રકૃત જ્યોતિષ્ટોમનો શેષ ન હોવાથી ( कर्मान्तरं ) અપૂર્વ કર્મ તરીકે ( प्रयोजयेत् ) ઉત્પન્ન કરે છે. અર્થાત્ રથંતરસામ નામનો એક જુદો જ યાગ વિશેષ છે.

**ભાવાર્થઃ**—જ્યોતિષ્ટોમના પ્રકરણમાં આ પ્રમાણે વાક્ય છે.

यदि रथंतरसामा सोमः स्यात् ऐन्द्रवायवाग्रान् ग्रहान् गृह्णीयात्,
यदि बृहत्सामा शुक्राग्रान्, यदि जगत्सामा आग्रयणाग्रान् इति.

આ વાક્યનો ભાવાર્થ આ પ્રમાણે છે. આ વાક્યમાં જે સોમ શબ્દ પડેલો છે તે સોમલતાસાધનક યાગનું વિધાન કરે છે. તે યાગમાં માધ્યંદિન સવનમાં પૃષ્ટસ્તોત્રમાં રથંતર, બૃહત્ અને જગત્ નામક સામનું વિકલ્પથી વિધાન છે. ' अभि त्वा शूर नोनुमः ' આ સામ મંત્રમાં ગાવામાં આવતું સામ ' રથંતરસામ ' કહેવાય છે.

' त्वामिद्धि हवामहे ' એ સામવેદના મંત્રમાં ગાવામાં આવતું સામ ' બૃહત્સામ કહેવામાં આવે છે અને ' જગતી છન્દ ' વાળી ઋચાઓમાં જે સામ ગવાય છે તે ' જગત્ સામ ' કહેવાય છે.

ઐન્દ્રવાયવ, મૈત્રાવરુણ, આશ્વિન, શુક્ર, મન્થી, આગ્રયણ, ઉકથ્ય અને ધ્રુવ આ નામવાળા સોમરસ રાખવાના પાત્રો છે. એ પાત્રને ગ્રહ એટલા માટે કહેવામાં આવે છે કે તે સોમરસને ગ્રહણ કરે છે. આ પાત્ર કાષ્ઠનાં બનાવેલાં હોય છે.

પ્રાતઃસવનમાં ઉપર કહેલા ગ્રહો (પાત્રો) લેવામાં આવે છે. સોમયાગ રથંતરસામયુક્ત હોય તો ઐન્દ્રવાયવ નામનો ગ્રહ પહેલો લેવો. બૃહત્સામયુક્ત હોય તો શુક્ર નામવાળો ગ્રહ પહેલો લેવો અને જગત્ સામયુક્ત હોય તો આગ્રયણ નામવાળો ગ્રહ પહેલો લેવો.

સૂત્રનો ભાવાર્થ આ પ્રમાણે છે. જ્યોતિષ્ટોમ કરતાં રથંતરાદિસામવિશિષ્ટ કર્મ કોઈ જુદું કર્મ છે કે તે તે સામ નિમિત્તરૂપે પડતાં ઉકત ગ્રહાગ્રતાનું ગુણ તરીકે પ્રકૃત જ્યોતિષ્ટોમમાં વિધાન થાય છે ? આ સંશયમાં પૂર્વપક્ષવાદીનું કહેવું છે કે રથંતરાદિસામવિશિષ્ટ એક જુદું જ યાગરૂપ અપૂર્વકર્મ છે. રથંતરસામ એ ગુણ છે અને તેનો સંબંધ અપૂર્વ ક્રતુની સાથે છે એટલે તે જુદા યાગનું વિધાન કરે છે. પ્રકૃત જ્યોતિષ્ટોમની સાથે એનો સંબંધ નથી. જ્યોતિષ્ટોમમાં તો રથંતર આદિથી જુદા સામમંત્રોનું ગાન છે. ॥ ૧ ॥

**एकस्य तु लिङ्गभेदात् प्रयोजनार्थमुच्येतैकत्वं गुणवाक्यात् ॥ २ ॥** સિદ્ધાંત સૂત્ર.

**પદાર્થ**:—(तु) 'तु' શબ્દ પૂર્વપક્ષની નિવૃત્તિ સૂચવે છે. (एकस्य) જ્યોતિષ્ટોમરૂપ એકજ યાગના (लिङ्गभेदात्) બૃહદ્ અને રથંતર સામના ભેદથી ઐન્દ્રવાયવાગ્રતા અને શુક્રાગ્રતાના પ્રયોગના ભેદથી (प्रयोजनार्थम्) નિયમ વિધિરૂપ પ્રયોજનને માટે ઉક્ત વાક્ય કહેવામાં આવ્યું છે. આ કારણથી (गुणवाक्यात्) જ્યોતિષ્ટોમ યાગમાં અંગરૂપે બૃહદ્ અને રથંતર-આદિરૂપ ગુણવાક્યથી (एकत्वम्) વિહિતકર્મની એકતા જ છે.

**ભાવાર્થ**:—रथंतरं साम यस्य पृष्ठस्तोत्रे એવી વ્યુત્પત્તિ કરવાથી સંપૂર્ણ ક્રતુ સાથે સંબંધ વગર પણ અન્યપદાર્થત્વની પ્રકૃત જ્યોતિષ્ટોમમાં ઉપપત્તિ સંભવી શકતી હોવાથી એકજ કર્મ માનવું જોઇએ. જુદા યાગની કલ્પના કરવામાં પ્રકરણનો ભંગ થાય છે અપ્રકૃતની કલ્પના કરવી પડે છે ઇત્યાદિ દોષો આવે છે. માટે यदि रथंतरसामा सोमः स्यात् ઇત્યાદિ વાક્ય જ્યોતિષ્ટોમના અંગનુંજ વિધાન કરનાર છે, રથંતરસામવાળા કોઇ જુદા સોમયાગનું વિધાન કરતું નથી. ॥ ૨ ॥

હવે " અવેષ્ટિ " નામક યાગ કર્માન્તરત્વનું અધિકરણ છે એ વિષય ચર્ચે છે.

**अवेष्टौ यज्ञसंयोगात् क्रतुप्रधानमुच्यते ॥ ३ ॥**

**પદાર્થ**:—(अवेष्टौ) અવેષ્ટિ-યાગ વિધાન પાસે यदि ब्राह्मणो यजेत એ વાક્ય (क्रतुप्रधानम्) અપૂર્વ કર્મનું વિધાયક છે. :(यज्ञसंयोगात्) કારણ કે રાજસૂય યજ્ઞમાં ક્ષત્રિયનો જ અધિકાર છે અને અવેષ્ટિ યાગ રાજસૂય યજ્ઞના પ્રકરણમાં જ (उच्यते) કહેવાયો છે.

**ભાવાર્થ**:—રાજસૂય યજ્ઞમાં અવેષ્ટિનામવાળા પાંચ યાગો કહેવામાં આવ્યા છે.

(१) आग्नेयमष्टाकपालं निर्वपति हिरण्यं दक्षिणा (२) ऐन्द्रमेकादशकपालमृषभो दक्षिणा। (३) वैश्वदेवं चरुं पिशङ्गी प्रष्ठौही दक्षिणा (४) मैत्रावरुणीमामिक्षां वशा दक्षिणा (५) बार्हस्पत्यं चरुं शितिपृष्ठो दक्षिणा इति।

આ પાંચ વાક્યોથી પાંચ યજ્ઞોનું વિધાન છે અને આ પાંચ યજ્ઞો પાંચ અવેષ્ટિ યાગ કહેવાય છે. એ પાંચે યજ્ઞોમાં દ્રવ્ય, દેવતા અને દક્ષિણાનું વિધાન છે. આ વિધાયક વાક્યો પાસે આવું એક વાક્ય છે.

यदि ब्राह्मणो यजेत बार्हस्पत्यं मध्ये निधाय आहुतिमाहुतिं हुत्वा अभि घारयेत्, यदि राजन्य ऐन्द्रं यदि वैश्यो वैश्वदेवम् इति.

આ ઠેકાણે શંકા એ છે કે રાજસૂયાન્તર્ગત ઉક્ત યજ્ઞોમાં બ્રાહ્મણ આદિ નિમિત્તક ગુણ વિધિ તરીકે છે કે અપૂર્વકર્મનું એ વાક્યો વિધાન કરે છે. પૂર્વપક્ષવાદી એવું માને છે કે કર્તા તરીકે બ્રાહ્મણાદિનો અનુવાદ છે જ્યારે સિદ્ધાંતવાદીનું માનવું છે કે એ અપૂર્વવિધિ છે. કારણ કે રાજસૂય યજ્ઞમાં ક્ષત્રિય રાજાનો જ અધિકાર છે. राजा राजसूयेन यजेत આવું વિધાન છે. આ કારણને લીધે અવેષ્ટિકર્મ રાજસૂયનું જ અંગ હોવાથી એ કર્મમાં બ્રાહ્મણનો અધિકાર સિદ્ધ થઇ શકતો ન હોવાથી ગુણવિધાન થઇ શકતું નથી કારણ સિદ્ધનો જ ગુણ વિધિ થાય છે માટે यदि ब्राह्मणो यजेत ઇત્યાદિ વાક્ય અપૂર્વ કર્મનું જ વિધાન કરે છે.

જો કે બ્રાહ્મણ આદિ પણ રાજા હોઇ શકે છે કારણ કે ' રાજા ' એ તો યૌગિક નામ છે. છતાં જે જન્મથી ક્ષત્રિય હોવા ઉપરાંત રાજા હોય તેનો જ રાજસૂયમાં અધિકાર છે એવું શાબરભાષ્ય આદિ આકર ગ્રંથોમાં સિદ્ધ કર્યું છે. વિશેષ જિજ્ઞાસા ધરાવનારે આ સંબંધે આકર ગ્રંથો જોવા. ॥ ૩ ॥

## હવે આધાનના વિધેયત્વનુ અધિકરણ.

## आधानेऽ सर्वाशेषत्वात् ॥४॥

**પદાર્થ** :—( आधाने ) આધાન આદિ વિષયમાં वसन्त આદિ વાક્ય વિધાયક વાક્ય છે. કારણ કે ( असर्वशेषत्वात् ) કોઇ એક પુરુષે કરેલું અગ્નિ–આધાન બધા પુરુષોને માટે હોતું નથી.

**ભાવાર્થ** :—वसन्ते ब्राह्मणोऽग्निमादधीत । ग्रीष्मे राजन्यः । शरदि वैश्यः । આ વાક્યોમાં બ્રાહ્મણે વસન્ત ઋતુમાં, ક્ષત્રિયે ગ્રીષ્મ ઋતુમાં અને વૈશ્યે શરદ્ઋતુમાં અગ્નિ–આધાન કરવું એવું જણાવ્યું છે. ઉપનયનનું વિધાન પણ એજ પ્રમાણે છે.

આમાં વિચારણા આ પ્રમાણે છે કે બ્રાહ્મણાદિનું નિમિત્ત કરી વસન્ત આદિ કાળનું જ વિધાન છે કે અગ્ન્યાધાનનું વિધાન છે ? પૂર્વપક્ષવાદી વસન્ત આદિ કાળનું જ વિધાન માને છે જ્યારે સિદ્ધાંતવાદી કહે છે કે કાળનું અપૂર્વ વિધાન નથી પણ અગ્નિ–આધાનનું જ અપૂર્વ વિધાન છે. જો કોઇ એવી શંકા કરે કે કોઈ એક બ્રાહ્મણ આદિએ અગ્નિ–આધાન કર્યું હોય પછી તેમાં બીજો માણસ પણ હોમ કરી શકશે એટલે દરેક પુરુષ પ્રત્યે અગ્નિ–આધાનના વિધાનની શી જરૂર છે. તથા ઉપનયન લીધા વગર પણ વેદ–આદિ વિદ્યા અને હોમ કરવામાં કુદરત આડે આવતી નથી તો પછી ઉપનયનનું પણ વિધાન શા માટે હોવું જોઇએ. આ શંકાનાં સમાધાનમાં કહેવામાં આવે છે કે જે પુરુષ અગ્ન્યાધાન કરે છે તે અગ્નિમાં હોમ કરવાનો અધિકાર તેજ પુરુષને થાય છે બીજાથી તેમાં હોમ થઇ શકે નહિ. કારણ કે आदधीत આ ઠેકાણે આત્માને પદમાં ક્રિયાપદ મૂક્યું છે. જેણે અગ્ન્યાધાન કર્યું હોય તેમાં હોમ કરવાનું ફળ તેનેજ મળે છે બીજાને નહિ. આ કારણથી પ્રતિપુરુષઆધાનની આવૃત્તિ છે. ઉપનયન લીધા વગર વેદાદિ વિદ્યા ભણનારને પણ અપૂર્વ–અલૌકિક ફળની પ્રાપ્તિ થતી નથી એ પણ આનાથી સમજી શકાય છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે वसन्ते ब्राह्मणोऽग्निमादधीत આદિ વાક્યો અગ્નિ-આધાનનું જ અપૂર્વ વિધાન કરે છે. ॥ ૪ ॥

## દાક્ષાયણાદિનું ગુણત્વાધિકરણ

## अयनेषु चोदनान्तरं संज्ञोपबन્धात् ॥ ५ ॥ પૂર્વપક્ષ

**પદાર્થ** :—( अयनेषु ) અયનપદઘટિત દાક્ષાયણઆદિ વાક્યોમાં ( चोदनान्तरम् ) જુદા કર્મનુંજ વિધાન છે ( संज्ञोपबन्धात् ) કારણ કે સંજ્ઞાવાચક પદનો પ્રયોગ કર્યો છે.

**ભાવાર્થ** :—( दाक्षायणयज्ञेन स्वर्गकामो यजेत ) આવું વાક્ય દર્શપૂર્ણ માસ પ્રકરણમાં શ્રુત છે. આ ઠેકાણે દાક્ષાયણ શબ્દ ગુણ સમર્પક છે કે તે વિશેષનું નામ છે ? પૂર્વપક્ષવાદી દાક્ષાયણ શબ્દને યાગ વિશેષનું નામ માની ઉક્ત વાક્ય કર્મવિશેષનું વિધાયક છે એમ માને છે. સંજ્ઞાથી પણ કર્મનો ભેદ થાય છે એ આગળ જણાવવામાં આવ્યું છે. જેમકે :-उद्भिदा यजेत આ ઠેકાણે उद्भिद् શબ્દ યાગવિશેષનો વાચક છે. તેમ ' દાક્ષાયણ ' શબ્દ પણ યાગવિશેષનો વાચક છે. અને એ કારણથી ઉક્ત વાક્ય કર્મવિધાયક છે ગુણ વિધાયક નથી. ॥ ૫ ॥

પૂર્વપક્ષ **अगुणा च कर्मचोदना ॥ ६ ॥**

**પદાર્થ**:—(च) અને ( अगुणा ) ગુણવિધિશૂન્ય ( कर्मचोदना ) કેવળ કર્મવિધિ જ છે.

**ભાવાર્થ**:—ઉક્ત વાક્યમાં ગુણવિધાન નથી કેવળ કર્મનું જ વિધાન કરે છે. ' દાક્ષાયણ ' શબ્દને યાગવિશેષની સંજ્ઞા માનવા પછી ઉક્તવાક્યમાં કોઈ એવું પદ નથી કે જે ગુણનું વિધાન કરતું હોય. ॥ ૬ ॥

**समाप्तं च फले वाक्यम् ॥ ७ ॥**

**પદાર્થ**:—(च) અને ( वाक्यम् ) ઉક્ત વાક્ય ( फले ) સ્વર્ગરૂપ ફળને બતાવીને જ ( समाप्तम् ) નિરાકાંક્ષ થઈ જાય છે

**ભાવાર્થ**:—दाक्षायणयज्ञेन स्वर्गकामो यजेत આ વાક્ય સ્વર્ગરૂપ ફળને બતાવીને નિરાકાંક્ષ થાય છે. ગુણને માટે કોઈપણ આકાંક્ષા ઉઠતી હોય એમ જણાતું નથી. માટે ઉક્ત વાક્ય કર્મનું જ વિધાન કરે છે અર્થાત્ દાક્ષાયણ નામના યાગનું જ વિધાન કરે છે. ॥ ૭ ॥

સિદ્ધાંત સૂત્ર **विकारो वा प्रकरणात् ॥ ८ ॥**

**પદાર્થ**:—(वा) 'શબ્દ પૂર્વપક્ષની નિવૃત્તિ સૂચવે છે. (विकारः) દર્શ પૂર્ણમાસનો વિકાર છે અર્થાત્ દર્શપૂર્ણમાસ યાગમાં ગુણનું વિધાન કરે છે. ( प्रकरणात् ) કારણ તેનું પ્રકરણ છે.

**ભાવાર્થ**:—' દાક્ષાયણ ' શબ્દથી દર્શપૂર્ણમાસનામક યાગમાં ગુણનું વિધાન થાય છે કારણ કે એનાજ પ્રકરણમાં ઉક્ત વાક્ય આવ્યું છે. ॥ ૮ ॥

**लिङ्गदर्शनाच्च ॥९॥**

**પદાર્થ** :—(च) અને ( लिङ्गदर्शनात् ) દર્શપૂર્ણમાસનો જ શેષ ઉક્ત વાક્ય બતાવે છે તેનું અનુમાન કરાવનારૂં બીજું વાક્ય પણ છે.

**ભાવાર્થ** :—दाक्षायणयज्ञेन स्वर्गकामो यजेत આ વાક્ય દર્શ અને પૌર્ણ માસ યાગમાં ગુણ વિધાન કરે છે એવું લિંગ છે. અર્થાત્ તદ્બોધક એક વાક્ય પણ છે. જેમકે :—

**त्रिंशतं वर्षाणि दर्शपूर्णमासाभ्यां यजेत । यदि दाक्षायणयाजी स्यात् अथो अपि पञ्चदशैव वर्षाणि यजेत अत्रैव सा संपत् साम्पद्यते द्वे हि तत्र पौर्णमास्यौ द्वे आमावास्ये अत्र ह्येव सा सम्पाद् भवति इति ।**

આ વાકયનો અર્થ આ પ્રમાણે છે. ત્રીસ વરસ સુધી દર્શ અને પૌર્ણમાસ યાગથી યજન કરવું. પણ જો દાક્ષાયણયાજી યજમાન હોય તો તેણે પંદર વરસ સુધી દર્શ અને પૌર્ણ માસ નામનો યાગ કરવો કારણ કે, દરરોજ બે પૌર્ણમાસ અને બે અમાવાસ્યા નામક યાગ કરવાથી ત્રીસ વરસનું ફળ પંદર વરસમાં મેળવી શકાય છે. આ ઠેકાણે ' દાક્ષાયણ ' શબ્દ યજમાનના ઋત્વિજો કર્મની જે આવૃત્તિ કરે છે તે આવૃત્તિનું નામ દાક્ષાયણ શબ્દ છે. દિવસમાં એક વખત દર્શ યાગ અને એક વખત પૌર્ણમાસ યાગ કરતાં ત્રીસ વરસમાં જેટલી પ્રયોગાવૃત્તિ થાય છે તેટલી જ પ્રયોગાવૃત્તિ દિવસમાં બે વાર દર્શ યાગ અને બે વાર પૌર્ણમાસ યાગ કરવાથી પંદર વરસમાં થાય છે. માટે જો ઉક્ત પ્રકારે પંદર વરસ સુધી દર્શપૌર્ણમાસ યાગ કરે તો પણ સ્વર્ગની પ્રાપ્તિ થાય છે. આ પ્રમાણે આવૃત્તિ વાચક દાક્ષાયણ શબ્દ છે. અને त्रिंशतं वर्षाणि ઇત્યાદિ વાક્ય જ લિંગ દર્શન કહેવાય છે. ॥૯॥

## गुणात् संज्ञोपबन्धः ॥ १० ॥

**પદાર્થ**:—( गुणात् ) ગુણને લીધે ( संज्ञोपबन्धः ) દાક્ષાયણ એવી સંજ્ઞા પડી છે.

**ભાવાર્થ**:—' दाक्षायण ' શબ્દ ગુણ સમર્પક છે અને તેની વ્યુત્પત્તિ અને અર્થ આ પ્રમાણે છે. दक्षस्य इमे दाक्षाः, तेषाम् अयनम् दाक्षायणम् આ પ્રમાણે ઉકત શબ્દનું નિર્વચન છે. दक्षः उत्साही पुनः पुनरावृत्तावनलस इत्यर्थः દક્ષ એટલે ઉત્સાહી કર્મ કરવાની આવૃત્તિમાં જેને આળસ ન હોય એવો જે યજમાન તેને ' દક્ષ ' કહેવામાં આવે છે. दक्षस्य इमे दाक्षाः દક્ષ=યજમાનના જે ઋત્વિજો હોય છે તે 'દાક્ષા' કહેવાય છે. યજ્ઞ કરવા માટે ઋત્વિજો કર્મ કરવા રૂપ આવૃત્તિ તેને અયન કહેવામાં આવે છે એટલે:—

**आवृत्तियुक्तः प्रकृतो दर्शपौर्णमासात्मको यज्ञो दाक्षायण यज्ञः।**

આવૃત્તિવાળો પ્રકૃત દર્શપૂર્ણમાસાત્મક જે યજ્ઞ છે તે ' દાક્ષાયણ ' યજ્ઞ કહેવાય છે. આ પ્રમાણે 'આવૃત્તિરૂપી' ગુણને સૂચન કરનાર ' દાક્ષાયણ ' શબ્દ હોવાથી दाक्षायणयज्ञेन स्वर्गकामो यजेत એ વાક્ય ગુણનું જ વિધાન કરે છે કોઈ ભિન્ન અપૂર્વકર્મનું નહિ. ॥ ૧૦ ॥

## समाप्तिरविशिष्टा ॥ ११ ॥

**પદાર્થ**:—( समाप्तिः ) ગુણવિધાન પક્ષમાં પણ સમાપ્તિ ( अविशिष्टा ) સમાન છે.

**ભાવાર્થ**:—ઉકત ' દાક્ષાયણ યજ્ઞ ' ઘટિત વાક્ય આવૃત્તિરૂપ ગુણનું વિધાન કરી સ્વર્ગરૂપ ફળકી બતાવી સમાપ્ત અર્થાત્ આકાંક્ષા રહિત થાય છે.

આ પ્રમાણે નિરાકાંક્ષતા તો બન્ને પક્ષમાં સમાન છે. માટે दाक्षायणयज्ञेन स्वर्गकामो यजेत આ વાક્ય દર્શપૌર્ણમાસ યાગમાં આવૃત્તિરૂપ ગુણનું જ વિધાન કરે છે. ॥ ૧૧ ॥

### દ્રવ્યદેવતાયુકતોનું કર્માન્તરત્વ-અધિકરણ.

પૂર્વપક્ષ **संस्कारश्चाप्रकरणे ऽकर्मशेषत्वात् ॥ १२ ॥**

**પદાર્થ** :—( च ) પૂર્વપક્ષને સૂચવે છે. ( अप्रकरणे ) વાયવ્ય વાકયમાં ( સંસ્કારઃ ) સ્પર્શરૂપ સંસ્કાર અનુવાદ છે ( अकर्मशेषत्वात् ) યાગવાચકપદનો સ્વભાવ હોવાથી.

**ભાવાર્થ** :—આ વાકયો અનારભ્ય પઠિત છે અર્થાત કોઇ યાગને ઉદ્દેશીને આ વાકયો પઠિત નથી. " वायव्यं श्वेतमालभेत " दर्शपूर्णमासे ईषामालभेत । ઈષા શકટ (ગાડા) નું લાગું કાષ્ઠ વિશેષ છે. તેનો સ્પર્શ કરવો જોઇએ અને તે ઘષાદંડ શ્વેત હોવો જોઇએ. અહીં ત્રણ પક્ષ ઉભા થાય છે.

( ૧ ) ઈષા-વાકયથી વિહિત સ્પર્શરૂપ સંસ્કાર અનુવાદ છે કે, ( ૨ ) અપૂર્વ કર્મ ફલના હેતુ તરીકે છે અથવા ( ૩ ) કોઇ પાત્ર વિશેષનું વિધાન છે. પ્રથમપક્ષવાદીનું કહેવું છે કે, ઈષાવાકય વિહિત સ્પર્શરૂપ સંસ્કાર વાયવ્ય વાકયમાં કેવળ અનુવાદરૂપ છે કારણ કે એમાં યાગવાચક પદનું શ્રવણ થતું નથી. ॥ ૧૨ ॥

બીજો પૂર્વપક્ષ **यावदुक्तं वा कर्मणः श्रुतिमूलत्वात् ॥ १३ ॥**

**પદાર્થ** :—( वा ) અથવા ( यावदुक्तम् ) જે કંઇ શ્વેત દ્રવ્યના સ્પર્શ માટે કહ્યું છે તે ફલહેતુક સ્પર્શક્રિયા કર્મ તરીકે વિહિત છે ( कर्मणः श्रुतिमूलत्वात् ) કર્મનું જેવું શ્રવણ થાય છે

તેથુંજ કર્મ ફલહેતુક માનવું યોગ્ય છે.

**ભાવાર્થ** :—સ્પર્શરૂપ ક્રિયા ફળને માટે વિહિત માનવી જોઇએ. શ્રુતિમૂલક જ કર્મ અપૂર્વ તરીકે માનવું એ ન્યાય્ય છે. માટે એ અનુવાદ નથી તેમ યાગાન્તરની કલ્પના પણ કરવી ન જોઇએ. ॥ ૧૩ ॥

સિદ્ધાંત પક્ષ **यजातिस्तु द्रव्यफलभोक्तृसंयोगात् एतेषां कर्मसम्बन्धात्** ॥ १४ ॥

**પદાર્થ** :—( तु ) 'तु' શબ્દ પૂર્વપક્ષની વ્યાવૃત્તિ બતાવે છે. ( यजतिः ) યાગનું વિધાન છે: ( द्रव्यफलभोक्तृसंयोगात् ) દ્રવ્ય, ફલ અને દેવતાનો સંબંધ હોવાથી ( एतेषाम् ) એનો ( कर्मसम्बन्धात् ) કર્મ સાથે સંબંધ હોય છે.

**ભાવાર્થ** :—वायव्यं श्वेतमालभेत भूतिकामः ઇત્યાદિ વાક્યથી પ્રધાન યાગનું જ વિધાન છે. કારણ કે આમાં દ્રવ્ય, દેવતા અને ફળનો સંબંધ બતાવ્યો છે. દ્રવ્ય અને દેવતા તો યાગનું સ્વરૂપ જ છે. જો ઉક્ત વાક્યને ગુણ વિધાયક માનવામાં આવે તો ફળનો નિર્દેશ વ્યર્થ પડે છે. ફળનો સંબંધ પ્રધાન કર્મ સાથેજ હોય છે. આ કારણથી ગુણવિધાન તથા ગૌણકર્મવિધાન પક્ષ ઠીક નથી. ॥ ૧૪ ॥

**लिङ्गदर्शनाच्च** ॥ १५ ॥

**પદાર્થ** :—( च ) અને ( लिङ्गदर्शनात् ) લિંગવાક્યનું દર્શન થવાથી.

**ભાવાર્થ** :— यो ब्रह्मवर्चसकामः स्यात् तस्मा एतं सोमारौद्रं चरुं निर्वपेदिति श्रुतम् । જેને બ્રહ્મવર્ચસ પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તેણે સોમ અને રૂદ્ર સ્વરૂપ પરમાત્માને ઉદ્દેશીને ચરુનો નિર્વાપ કરવો જોઇએ. તથા દર્શપૂર્ણમાસ પ્રકરણમાં चतुरो मुष्टीन्निर्वपेत् અનાજની ચાર મુઠ્ઠિ લઇ તેનો ચરુ બનાવવો આ ઠેકાણે ચરુ બનાવવો. એટલાજ કથનમાં તાત્પર્ય નથી પણ તેનાથી યાગવિશેષની કર્તવ્યતા જણાય છે અને તેમાં ચરૂનિર્વાપ ગુણ તરીકે છે. તેજ પ્રમાણે 'वायव्यं श्वेतमालभेत भूतिकामः' આ વાક્ય પણ યાગ વિશેષનું પ્રતિપાદન કરે છે. ॥ ૧૫ ॥

**વત્સાલંભાદિનું સંસ્કારત્વાધિકરણ**

**विशये प्रायदर्शनात्** ॥ १६ ॥

**પદાર્થ** :—( विशये ) સંશયમાં ( प्रायदर्शनात् ) વાક્ય પ્રયોગોના બળથી નિર્ણય થતો હોવાથી.

**ભાવાર્થ** :—અગ્નિહોત્ર પ્રકરણમાં 'वत्समालभेत' આ વાક્ય છે એનાથી શું યાગનું વિધાન છે કે કેવળ સંસ્કારનું જ વિધાન છે. આ સંદેહમાં પૂર્વપક્ષનું આ પ્રમાણે અનુમાન છે.

**वत्सालम्भो यजिः स्यात्, प्राणिद्रव्यालम्भत्वात्, अग्नीषोमीया लम्भवत्,**

આ અનુમાનથી પૂર્વપક્ષવાદી વત્સાલંભથી યાગનું વિધાન સમજે છે. સિદ્ધાંત પક્ષવાદીનું એવું કહેવું છે કે એ યાગવિધાયક નથી પણ સંસ્કાર વિધાયક છે: દોહન–આદિ સંસ્કાર બોધક વાક્યોમાં જ એ વાક્યનો પણ પાઠ છે માટે એ વાક્ય પણ સંસ્કાર બોધક છે. જે અનુમાન કરવામાં આવ્યું છે તે અપ્રયોજક છે અર્થાત્ એ અનુમાન અસત્ય છે. વત્સનો સ્પર્શ રૂપ સંસ્કાર કરવો જ વિહિત છે. ॥૧૬॥

अथवादोपपत्तेश्च ॥१७॥

પદાર્થઃ—( च ) અને ( अर्थवादोपपत्तेः ) અર્થવાદની પણ સિદ્ધિ થતી હોવાથી.

ભાવાર્થઃ—वत्समालमेत આ વિધિવાકય પાસે આ પ્રમાણે અર્થવાદ વાકય છે. वत्सनिकान्ता हि पशवः । પશુઓ પોતાના વત્સ તરફ પ્રેમાળ હોય છે. આ અર્થવાદ વાકય છે. વાછડો ગાયની પાસે ઉભો રહે છે એટલે ગાયને દૂધનો પ્રસવ થાય છે આ વાત તો લોકપ્રસિધ્ધ જ છે. આ કારણથી વાછડાને ગાયની પાસે લાવવા તેનો સ્પર્શ કરવો જ જોઇએ. જો આલંભ શબ્દનો ' યાગમાં વત્સની હિંસા ' એવો અર્થ થતો હોય તો ઉકત અર્થવાદની સિદ્ધિ જ થાય નહિ. કારણ કે પોતાના વાછડાને મરતો જોઇ કોઇ ગાય પ્રસન્ન થતી નથી અને દૂધ પણ આપતી નથી. મરણ જોઇને તો દુઃખ થાય છે. માટે અર્થવાદને પણ ધ્યાનમાં લેતા સમજાય છે કે आलमेत નો અર્થ યાગમાં હિંસા કરવી એ અર્થ ખોટો છે. ॥ १७ ॥

નૈવારચરુનું આધાનાર્થત્વાધિકરણ.

संयुक्तस्त्वर्थशब्देन तदर्थः श्रुतिसंयोगात ॥ १८ ॥

પદાર્થઃ—( तु ) પૂર્વપક્ષનો નિરાસ સૂચવે છે. ( अर्थशब्देन ) કાર્યશબ્દ અર્થાત્ ક્રિયાપદ સાથે ( संयुक्तः ) સંબંધ પામેલો ચરુ શબ્દ ( तदर्थः ) ઉપધાનને માટે જ છે ( श्रुतिसंयोगात् ) શકય અર્થનો લાભ થતો હોવાથી.

ભાવાર્થઃ—મહાગ્નિચયનમાં આ પ્રમાણે વાકય છે.

नैवारश्चरुर्भवति यदेनं चरुमुपदधाति । बृहस्पतेर्वा एतदन्नं यन्नीवारा इति ।

આ ઠેકાણે चरुमुपदधाति આ વાકયથી હુતશેષ ચરુનું ઉપધાન કરવું અને ઉપધાન એ એક સંસ્કારજ છે. જો હુતશેષ ચરુનું ઉપધાન ન હોય તો બૃહસ્પતિને ઉદ્દેશીને ત્યાગ થતો ન હોવાથી बृहस्पतेरन्नम् એ અર્થવાદની સંગતિ જ થઇ શકતી નથી. આવો પૂર્વપક્ષવાદીનો મત છે તેના ઉપર સિદ્ધાંતવાદીનું કથન છે કે, ' ચરુ ' શબ્દ ' ઉપદધાતિ ' ક્રિયાની સાથે સંબદ્ધ હોવાથી ઉપધાનને માટે જ ચરુ છે, યાગને માટે નથી એમ સમજવું. આ પ્રમાણે માનવાથી શકય અર્થનો લાભ થાય છે. बृहस्पतेरन्न એતો અર્થવાદ છે. જેમ રાત્રિસત્રમાં ફળની આકાંક્ષા થતાં અર્થવાદગત ફળની કલ્પના કરવામાં આવે છે તેમ અહીં શ્રૂયમાણ ઉપધાન દેવતાની આકાંક્ષા જ રાખતું નથી, માટે અર્થવાદગત દેવતાની કલ્પના કરવાની કશી જરૂર નથી. ॥ १८ ॥

' ત્વાષ્ટ્રપાત્નીવતનું પર્યગ્નિ કરવા સુધી છે ' એ સૂચવતું અધિકરણ.

पात्नीवते तु पूर्ववत्वादवच्छेदः ॥१९॥

પદાર્થઃ—(पात्नीवते) पर्यग्निकृत पात्नीवतं એ વાકયમાં (पूर्ववत्वात्) પૂર્વ વાકય વિહિત કર્મની પ્રત્યભિજ્ઞા થવાથી (अवच्छेदः) આગળના કર્મોની નિવૃત્તિ થાય છે.

ભાવાર્થઃ—' त्वाष्ट्रं पत्नीवतमालभेत ' આ પ્રમાણે વાકય છે અને તેજ ઠેકાણે पर्यग्निकृतं पात्नीवतमुत्सृजति ' આવું વાકય પણ છે. આ ઠેકાણે પૂર્વયાગ કરતાં કોઇ બીજા યાગનું વિધાન છે કે શેષપરિસંખ્યા છે ? આ સદેહમાં પૂર્વપક્ષવાદીનું મન્તવ્ય છે કે पर्यग्निकृतम् ઇત્યાદિ વાકયમાં દ્રવ્ય અને દેવતાનો લાભ થવાથી અપૂર્વ યાગનો વિધિ છે.

સિદ્ધાંતપક્ષવાદીનું કથન છે કે પૂર્વવાકયથી વિહિત કર્મનું પ્રત્યાભિજ્ઞાન થતુ હોવાથી

પર્યગ્નિરૂપકર્મ કર્યા પછી પાત્નીવદ્દેવતાક પશુને છોડી મૂકવું જોઇએ. તેનાં વિશસન આદિ કર્મ કરવાં નહિ.

'પર્યગ્નિકરણ' એટલે દર્ભની મુષ્ટિ સળગાવી પશુની ચારે તરફ ફેરવવી. ॥ ૧૯ ॥

**અદાભ્યાદિ શબ્દોનું ગ્રહનામત્વ–અધિકરણ.**

**अद्रव्यत्वात् केवले कर्मशेषः स्यात् ॥ २० ॥**

**પદાર્થ**:—(अद्रव्यत्वात्) દ્રવ્ય અને તદુપલક્ષિત દેવતાનો અભાવ હોવાથી (केवले) કેવળ गृह्णाति માત્રનું શ્રવણ થવાથી (कर्मशेषः) જ્યોતિષ્ટોમરૂપ કર્મનો શેષ (स्यात्) છે.

**ભાવાર્થ**:—एष वै हविषा हविर्यजते, योऽदाभ्यं गृहित्वा सोमाय यजते इति । परा वा एतस्यायुः प्राण एति, योंऽशुं गृह्णाति इति च ।

આ વાક્યોથી 'અદાભ્ય' શબ્દથી શું સમજવું ? પૂર્વપક્ષવાદી એમ માને છે કે "અદાભ્ય" એ યાગવિશેષનું નામ છે અને 'यजते' એ ક્રિયાપદથી એ નામવાળા યાગનું વિધાન છે. 'અંશુ' આ ઠેકાણે यजति નું શ્રવણ નથી છતાં 'અંશુ' એ યાગનું નામ હોવાને કારણે જ અપૂર્વ યાગનું વિધાન છે. આમાં દ્રવ્ય અને દેવતાની પ્રતીતિ થતી નથી એવી પણ શંકાને સ્થાન નથી કારણ કે ઉક્ત યાગ જ્યોતિષ્ટોમની વિકૃતિ હોવાથી તેનાં દ્રવ્ય અને દેવતાનો અતિદેશ થશે.

આના ઉપર સિદ્ધાંતવાદીનું કથન છે કે 'અદાભ્ય' અને 'અંશુ' આ બન્ને નામ છે એ વાત સાચી છે પણ એ નામ યાગનાં નથી પણ ગ્રહનાં નામ છે. કારણ કે गृहीत्वा શબ્દ પછી તુરત જ એનો પાઠ છે. यजति નો પાઠ તો વ્યવહિત છે. 'અંશુ' વાળા વાક્યમાં તો 'यजति' નો પાઠ પણ નથી, માટે ગ્રહનું જ વિધાન છે. અને ગ્રહણ એ સોમરસનો સંસ્કારરૂપ ગુણ છે. આ કારણથી ઉપરનાં અનારભ્યાધીત વાક્યથ જ્યોતિષ્ટોમ યાગના અંગભૂત ગ્રહણનું જ વિધાન થાય છે, કોઇ યાગ વિશેષનું નહિ. ॥ ૨૦ ॥

**અગ્નિચયનનું સંસ્કારત્વાધિકરણ.**

**अग्निस्तु लिङ्गदर्शनात् क्रतुशब्दः प्रतीयेत ॥ २१ ॥** પૂર્વપક્ષ

**પદાર્થ**:—(तु) "तु" પૂર્વપક્ષને સૂચવે છે. (अग्निः) આ ઠેકાણે 'અગ્નિ' શબ્દ (क्रतुशब्दः) ક્રતુવાચક શબ્દ તરીકે (प्रतीयेत) જણાય છે. (लिङ्गदर्शनात्) अग्नेः स्तोत्रम्, अग्नेः शस्त्रम् એ લિંગનું–અનુમાપકનું દર્શન થતું હોવાથી.

**ભાવાર્થ**:—'य एवं विद्वान् अग्निं चिनुते' આ વાક્યમાં 'અગ્નિ' શબ્દ કર્મના નામધેય તરીકે છે અને चिनोति ધાતુનો અર્થ લક્ષણાવૃત્તિથી "યાગ એવો અર્થ કરવો. લક્ષણા કરવાનું કારણ એ છે કે 'अग्नेः स्तोत्रम् अग्नेः शस्त्रम्' આ વાક્યો ક્રતુની સાથે અવ્યભિચરિત્ સંબંધ ધરાવનાર સ્તોત્ર અને શસ્ત્ર બતાવે છે. જ્યાં સ્તોત્ર અને શસ્ત્ર હોય ત્યાં ક્રતુ અવશ્ય હોવો જોઇએ. માટે 'અગ્નિ' શબ્દ ક્રતુ એટલે યાગનો વાચક છે. એટલે, अग्निनामकयागेन भावयेत्' અગ્નિ નામક યાગથી ભાવના કરવી અર્થાત ફળની પ્રાપ્તિ કરવી. ॥૨૧॥

સિદ્ધાંત સૂત્ર. **द्रव्यं वा स्यात् चोदनायास्तदर्थत्वात् ॥२२॥**

**પદાર્થ**:—(वा) 'वा' શબ્દ પૂર્વપક્ષની નિવૃત્તિ સૂચવે છે. (द्रव्यम्) ઇષ્ટકાદિ અંશવાળું

આધાનથી સંસ્કૃતિ થયેલું અગ્નિ રૂપ દ્રવ્ય છે અને તેજ આહવનીય પદવાચ્ય ( स्यात् ) છે ( चोदमायाः ) વિધેય જે ચિનોતિ રૂપ ધાત્વર્થ છે તે ( तदर्थत्वात् ) અગ્નિના સંસ્કાર પરક હોવાથી.

**ભાવાર્થ** :—' अग्नि ' શબ્દ કર્મનું નામધેય નથી પણ ઉષ્ણસ્પર્શવાળા અને આધાનથી સંસ્કાર પામેલા અગ્નિ રૂપ દ્રવ્યનો વાચક છે. चिनोति રૂપ ધાતુનો અર્થ પણ અગ્નિના સંસ્કાર માટે જ છે. ચયન કરવાથી એટલે ઉત્તરવેદિસ્થાતાપન્ન સ્થંડિલ વિશેષ ઉપર અગ્નિને મુકીને તેનો સંસ્કાર કરવો અર્થાત્ સ્થંડિલ ઉપર અગ્નિને મુકવાથી જ અગ્નિનો સંસ્કાર થાય છે અને સંસ્કૃત થયેલો અગ્નિ અગ્નિષ્ટોમાદિનું અંગ બને છે. ॥૨૨॥

## क्रतुसंयोगात् क्रतुस्तदाख्यः स्यात् तेन धर्मविधानानि ॥ २३ ॥

**પદાર્થ** :—( क्रतुसम्बन्धात् ) અંગાંગિભાવરૂપ સંબંધથી ( क्रतुः ) જ્યોતિષ્ટોમાદિ अग्नेःस्तोत्रम्, अग्नेः शस्त्रम् એ વાક્યમાં (तदाख्यः) અગ્નિનામ શક્યસંબંધરૂપ લક્ષણાથી ક્રતુને સૂચવે છે માટે ( तेन ) अग्नेः स्तोत्रम् ઇત્યાદિ વાક્યથી લક્ષિત થતા ક્રતુમાં ( धर्मविधानानि ) સ્તોત્ર શસ્ત્રાદિનું વિધાન થાય છે.

**ભાવાર્થ** :—જો અગ્નિ શબ્દથી ઉષ્ણસ્પર્શવાળા જ્વલનરૂપ અગ્નિનો બોધ થતો હોય તો अग्नेः शस्त्रम् ઇત્યાદિ લિંગ વાક્યની ગતિ શી થશે ? તો તેનો ઉત્તર એ છે કે અગ્નિ શબ્દ શક્ય સંબંધરૂપ લક્ષણાથી ક્રતુબોધક થઈ શકશે અને સ્તોત્ર શસ્ત્ર આદિ ધર્મના વિધાનો તે ક્રતુમાં થશે. અર્થાત અગ્નિ શબ્દ શકિતરૂપ સંબંધથી તો જ્વલનનો જ વાચક છે પણ લક્ષણાવૃત્તિથી ક્રતુબોધક થવામાં કશી હરકત નથી કારણ કે અગ્નિરૂપ દ્રવ્યનો સંબંધ ક્રતુ સાથે હોવાથી શક્ય સબંધ રૂપ લક્ષણા માની શકાશે. આ ઉપરથી य एवं विद्वान् अग्निं चिनुते । અહીં અગ્નિ શબ્દ ક્રતુવાચક નથી પણ જ્વલનરૂપ દ્રવ્યનો વાચક છે ॥૨૩॥

### માસાગ્નિહોત્રાદિનું કર્માન્તરત્વાધિકરણ.

## प्रकरणान्तरे प्रयोजनान्यत्वम् ॥२४॥

**પદાર્થ** :—( प्रकरणान्तरे ) ભિન્ન પ્રકરણ હોવાથી ( प्रयोजनान्यत्वम् ) કર્મનો ભેદ છે અર્થાત્ જુદું જ કર્મ છે.

**ભાવાર્થ** :—' कुण्डपायिनामयने उपसद्भिश्चरित्वा मासमग्निहोत्रं जुहोति ' આ વાક્ય અગ્નિહોત્રનો અનુવાદ કરી માસ રૂપ ગુણનું વિધાન કરે છે આવું પૂર્વપક્ષવાદીનું માનવું છે. સિદ્ધાંતવાદી જણાવે છે કે अग्निहोत्र ભિન્ન પ્રકરણ હોવાથી અગ્નિહોત્રનો અનુવાદ થઈ શકે નહિ માટે આ કર્મ ભિન્ન જ છે. અર્થાત નિત્ય અગ્નિહોત્ર કરતાં मासमग्निहोत्रं जुहोति એ ભિન્ન કર્મનું વિધાયક છે. ॥૨૪॥

### આગ્નેય આદિ ઇષ્ટિઓનુ કર્માન્તરત્વ બોધક અધિકરણ.

## फलं चाकर्मसन्निधौ ॥२५॥

**પદાર્થ** :—( च ) અને ( अकर्मसन्निधौ ) કર્મની અસંનિધિમાં શ્રૂયમાણ ( फलम् ) ફલ કર્માન્તરનું વિધાયક છે.

**ભાવાર્થ** :—अनारभ्या किंचित्श्रूयते, आग्नेयमष्टाकपालं निर्वपेत् स्कामः ।

તેજની કામનાવાળાએ અષ્ટાકપાલનું અગ્નિ સ્વરૂપ પરમાત્માને ઉદ્દેશીને નિર્વપન કરવું.

ऐन्द्राग्नमेकादशकपालं निर्वपेत् प्रजाकामः । પ્રજાની કામનાવાળાએ એકાદશ કપાલ પુરોડાશનો ઇન્દ્ર અને અગ્નિસ્વરૂપ પરમાત્માને ઉદ્દેશી નિર્વાપ કરવો.

આ વાક્યોમાં સંદેહ થાય છે કે પ્રાકૃત આગ્નેય–આદિમાં ફળનું વિધાન છે કે પ્રાકૃત આગ્નેય કરતાં જુદાં જ કર્મ છે? કારણ કે દર્શપૂર્ણમાસગત આગ્નેય યાગની સંનિધિમાં ઉકત વાક્યનો પાઠ નથી. વળી ઉકત યાગ રૂપ કર્મનું ફળ પણ જુદું છે. માટે આ વાક્યથી ફળના સંબંધ બળે ભિન્ન કર્મનું વિધાન થાય છે. ॥૨૫॥

## અવેષ્ટિનું અન્નાદ્યફલકત્વાધિકરણ.

## सन्निधौ त्वविभागात् फलार्थेन पुनः श्रुतिः ॥२६॥

પદાર્થ:—( सन्निधौ ) અવેષ્ટિ યાગની સંનિધિમાં 'एतेन अन्नाद्यकामं याजयेत्' આ વાક્યનો પાઠ છે ( अविभागात् ) માટે एतत् પદથી અભેદ જ્ઞાન થવાથી ( तु ) એકજ કર્મ છે કોઈ જુદું કર્મ નથી ( फलार्थेन ) ફલના સંબંધને લીધે ( पुनः श्रुतिः ) ફરીથી વિધાન થયું છે.

ભાવાર્થ:—રાજસૂયના અંગભૂત અવેષ્ટિ યાગ આજ પાદમાં ત્રીજા સૂત્રમાં બતાવવામાં આવ્યા છે. તેની જ સમીપમાં एतेन अन्नाद्यकामं याजयेत् આવો પાઠ છે. આ વાક્યથી કોઈ અવેષ્ટિ યાગ કરતાં જુદું કર્મ નથી કારણ કે एतत् પદથી એજ કર્મનો બોધ થાય છે. તો શંકા એ થાય છે કે ઉકત વાક્યથી ફરીથી વિધાન શામાટે કર્યું? તેનો ઉત્તર એ છે કે 'અન્ન' રૂપ ફળનો સંબંધ બતાવવા માટે ફરીથી વિધાન કરવું પડયું છે. અવેષ્ટિ યાગનું શું ફળ છે એ બતાવવાને ખાતર જ ઉકત વાક્યમાં એજ પુનઃ શ્રવણ થાય છે.

फलमुद्दिश्य पुनः कर्मविधिः, फलस्य प्रमाणान्तरेण ज्ञातत्वेन अविधेयत्वात् ।

ઇતિ સુબોધિની. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે एतेन ઇત્યાદિ વાક્ય કોઈ અપૂર્વ કર્મનું વિધાન કરતું નથી. ॥૨૬॥

## આગ્નેય યાગની દ્વિરુક્તિ સ્તુતિ માટે છે એ વિષય દર્શાવનારૂં અધિકરણ.

## आग्नेयस्तूक्तहेतुत्वात् अभ्यासेन प्रतीयेत ॥ २७ ॥ પૂર્વપક્ષ

પદાર્થ:—( तु ) "તુ" પૂર્વપક્ષની સૂચના કરે છે. ( उक्तहेतुत्वात् ) ૨–૨–૨ મીમાંસામાં બતાવ્યા પ્રમાણે હેતુ હોવાથી ( आग्नेय: ) આગ્નેય યાગ ( अभ्यासेन ) અભ્યાસને લીધે બે વખત કરવો એવી ( प्रतीयेत ) પ્રતીતિ થાય છે.

ભાવાર્થ:—दर्शपूर्णमासयोः आग्नेयोऽष्टाकपालोऽमावास्यायां पौर्णमास्यां च अच्युतो भवति આ વાક્યમાં દર્શ અને પૌર્ણ માસમાં આગ્નેય યાગનું વિધાન કરીને ફરી કહે છે કે यान्नेयोऽष्टा कपालोऽमावास्यायां भवति । અમાવાસ્યાને દિવસે અષ્ટાકપાલ આગ્નેય યાગ કરવો. આ પ્રમાણે બે વખત અમાવાસ્યામાં યાગનું વિધાન થતું હોવાથી અમાવાસ્યાને દિવસે બે વખત અષ્ટાકપાલ આગ્નેય યાગ કરવો. આ મત પૂર્વપક્ષવાદીનો છે કારણ કે સિદ્ધાન્તવાદી આગળ તેનું ખંડન કરે છે. પૂર્વપક્ષવાદી વિશેષમાં જણાવે છે કે આજ મીમાંસાદર્શનના અ. ૨. પા. ૨ સૂ. ૨ માં આ પ્રમાણે જણાવ્યું છે કે, ( एकस्यैवं पुनः श्रुतिरविशेषादनर्थकं स्यात् ) એકજ કર્મને

ફરીથી કહેવું અને તેમાં કશો વિશેષ અર્થ ન જણાતો હોવાથી અનર્થક થાય છે માટે પુનઃ શ્રુતિ કર્મભેદક છે. આથી સિદ્ધ થાય છે કે અમાવાસ્યાને દિવસે બે વખત આગ્નેય અષ્ટાકપાલ યાગ કરવો જોઇએ. અને બીજું વાક્ય ભિન્ન કર્મનું વિધાયક છે. ॥૨૭॥

સિદ્ધાંત સૂત્ર अविभागात्तु कर्मणा द्विरुक्तेर्न विधीयते ।।२८।।

**પદાર્થ** :—( तु ) પૂર્વપક્ષની વ્યાવૃત્તિ સૂચવે છે. ( कर्मणा ) કર્મનો ( अविभागात् ) અભેદ પ્રતીત થતો હોવાથી કેવળ ( उक्तेः ) બે વખત ઉચ્ચારણ કરવાથી ( द्विः ) બે વખત ( न विधीयते ) વિધાન થઇ શકતું નથી.

**ભાવાર્થ** :—જો અર્થમાં અભેદનો નિશ્ચય થતો હોય તો બે વખત નહીં પણ સો વખત એજ વાક્યનું અથવા પદનું ઉચ્ચારણ થાય તો પણ અર્થ જુદો થઇ શકતો નથી. જો કોઇ કહે કે વિહિતનું વિધાન કરવું એ તો નિરર્થકજ કહેવાય, તો તેનો ઉત્તર એ છે કે ભલે વિધાન નિરર્થક થાય પણ કર્મ એકજ છે એમ પ્રતીત થયા પછી ભિન્ન કર્મનું વિધાન છે એમ માની શકાય જ નહીં. ઉક્ત વાક્યમાં એક કર્મનું ફરીથી વિધાન જણાય છે, માટે જુદા કર્મનું વિધાન નથી. ॥ ૨૮ ॥

ઉક્ત સિદ્ધાંત સૂત્રમાં જે કંઇ અરૂચિ જણાય છે તેનો નિરાસ આ સૂત્રમાં કરે છે.

अन्यर्थ्या वा पुनः श्रुतिः ॥ २९ ॥

**પદાર્થ** :—( वा ) પૂર્વોક્ત સિદ્ધાંતમાં અરૂચિ જણાવે છે ( पुनः श्रुतिः ) ફરીથી શ્રવણ ( अन्यार्थ्या ) અન્ય પ્રયોજનને માટે છે.

**ભાવાર્થ** ;—પુનઃ શ્રુતિ:નિરર્થક નથી. એ તો અર્થવાદને માટે છે. ફરીથી જે શ્રુતિ છે તે ઐન્દ્રાગ્ન વિધાનને માટે છે અર્થાત્ કેવળ અગ્નિ દ્વારા યાગ સુંદર થતો નથી પણ ઇન્દ્ર સહિત અગ્નિ સમીચીનતર છે માટે ઐન્દ્રાગ્ન યાગ કરવો જોઇએ. એ બીજા વાક્યનું તાત્પર્ય છે. ઇન્દ્ર અર્થાત પરમાત્માનું ધ્યાન કર્યા વગર કેવળ આગ્નેય યાગ કરવાથી આત્મશુદ્ધિ થતી નથી. આ અધિકરણમાં એ સિદ્ધ કર્યું કે અમાવાસ્યાને દિવસે કેવળ પુનઃશ્રુતિથી બે વખત યાગનું વિધાન નથી અર્થાત્ બીજું વિધાન તે કોઇ અપૂર્વ કર્મ નથી. ॥ ૨૯ ॥

इति मीमांसागुर्जरभाष्ये द्वितीयस्य अध्यायस्य तृतीयः पादः ।



## अथ द्वितीयाध्यायस्य चतुर्थः पादः ।

હવે પ્રથમ યાવજ્જીવિક-અગ્નિહોત્રનું અધિકરણ સમજાવે છે.

यावज्जीविकोऽभ्यासः कर्मधर्मः प्रकरणात् ॥ १ ॥ પૂર્વપક્ષ

**પદાર્થ**:—( यावज्जीविकः ) જ્યાં સુધી જીવે ત્યાં સુધી ( अभ्यासः ) અગ્નિ હોત્રરૂપ કર્મની આવૃત્તિ કરવી એ ( कर्मधर्मः ) કર્મનું અંગ છે ( प्रकरणात् ) કારણ કે તેના પ્રકરણમાં જ વાક્યનો પાઠ છે.

**ભાવાર્થ**:—यावज्जीवमग्निहोत्रं जुहोति । यावज्जीवं दर्शपूर्णमासाभ्यां यजेत (જ્યાં સુધી જીવે ત્યાં સુધી અગ્નિહોત્ર કરવો અને જ્યાં સુધી જીવે ત્યાં સુધી દર્શ અને

પૂર્ણમાસ યાગ કરવા. ) આ વાક્યમાં વિચાર એ કરવાનો છે કે, દર્શપૂર્ણમાસ કર્મને માટે યાવજ્જીવકાળનું વિધાન થાય છે કે, જીવન નિમિત્ત હોવાથી દર્શપૂર્ણમાસ–કર્મનું વિધાન પુરુષાર્થતાને કારણે થાય છે. આ વિચારણામાં પૂર્વપક્ષવાદીનું માનવું છે કે, यावज्जीविक-अभ्यास અર્થાત્ આવૃત્તિ એ કર્મનું અંગ છે.

'યાવજ્જીવ' શબ્દનો અર્થ મરણ સુધીનો કાળ છે. એ કાળનો સંબંધ પ્રકૃત કામ્ય અગ્નિહોત્રમાં પહેલાં પ્રાપ્ત ન હોવાથી 'जुहोति' એ પદથી કર્મનો અનુવાદ કરીને વિહિત કરવામાં આવે છે. કામ્ય પ્રયોગનો (અગ્નિહોત્રનો) અભ્યાસ– (આવૃત્તિ) કરવા જોઈએ. જો એક જ વખત અગ્નિહોત્ર કરવાનો હોય તો अग्निहोत्रं जुहुयात् स्वर्गकामः આ વાક્યથી જ સિદ્ધિ થઈ જાય છે અને એમ માનવાથી यावज्जीवम् આ વાક્યથી કાળનું જે વિધાન થાય છે તે વ્યર્થ બની જવાનો પ્રસંગ ઉભો થાય છે. માટે કામ્ય કર્મના અભ્યાસની સિદ્ધિ માટે કાળરૂપધર્મની વિધિ થાય છે અને એ કર્મનું અંગ છે. ॥ ૧ ॥

સિદ્ધાંત સૂત્ર

## कर्तुर्वा श्रुतिसंयोगात् ॥२॥

**પદાર્થ** :—(वा) 'वा' શબ્દ પૂર્વપક્ષનું નિરાકરણ સૂચવે છે. (कर्तुः) यावज्जीविक નો અર્થ સંપૂર્ણ જીવન થાય છે અને જીવન એ કર્તાનો અર્થાત્ પુરૂષનો ધર્મ છે. (श्रुतिसंयोगात्) એમ માનવાથી શક્ય અર્થનો લાભ થાય છે અને લક્ષણા કરવી પડતી નથી.

**ભાવાર્થ** :—યાવજ્જીવન એ કર્તાનો ધર્મ છે કારણ કે જીવન એ પુરૂષનો ધર્મ છે. જીવનરૂપ નિમિત્ત હોવાથી દર્શ અને પૂર્ણમાસ નૈમિત્તિક કર્મો કરવાં જોઈએ. નૈમિત્તિક કર્મ કરવાથી પ્રત્યવાયનો પરિહાર થાય છે. નૈમિત્તિક કર્મ ન કરવાથી પ્રત્યવાય (પાપ) લાગે છે. યાવજ્જીવન પુરૂષનો ધર્મ માનવાથી શક્ય અર્થનો જ લાભ થાય છે. જો યાવજ્જીવનને કર્મનો ધર્મ માનવામાં આવે તો યાવજ્જીવનની કાળરૂપ અર્થમાં લક્ષણા માનવી પડે. જો કે કર્મનું પ્રકરણ હોવાથી કર્તાનો ધર્મ માનવા જતાં પ્રકરણની હાનિ થાય છે અને અપ્રકૃતની કલ્પના કરવી પડે છે તો પણ લક્ષણાના ભયથી તથા આગળ આપવામાં આવતા લિંગાદિ હેતુથી યાવજ્જીવનને પુરૂષનો અર્થ માનવો એ જ યુક્ત છે. ॥ ૨ ॥

## लिङ्गदर्शनाच्च कर्मधर्मो हि प्रक्रमेण नियम्येत तत्रानर्थकमन्यत् स्यात् ॥३॥

પદાર્થ—(च) અને (लिङ्गदर्शनात्) અન્ય કર્મ કરવાનું વિધાન હોવાથી 'યાવજ્જીવ' એ કર્તાનુ અંગ છે. જો (कर्मधर्मः) ઉક્ત વાક્યના અર્થને કર્મધર્મ માનવામાં આવે અને (प्रक्रमेण) આરંભથી (नियम्येत) મરણ પર્યન્ત સમાપ્તિ થતી નથી એવી વ્યાખ્યા કરવામાં આવે (तत्र) તો (अन्यत्) બીજું કર્મવિધાન (अनर्थकम्) નિષ્ફળ (स्यात्) થાય.

**ભાવાર્થ**—દર્શપૂર્ણમાસ પ્રકરણમાં પણ લખવામાં આવ્યું છે કે—

यावज्जीवं दर्श पूर्णमासाभ्यां यजेत। तथा यो दर्शपूर्णमासयाजी सन् अमावास्यां पौर्णमासीं वा अतिपातयति स स्वर्गात् च्यवते।

જે દર્શપૂર્ણમાસનો યાગ કરનાર અમાવાસ્યા અથવા પૌર્ણમાસીને દિવસે યાગ કરવાનો અતિક્રમ કરે તો તે સ્વર્ગથી ભ્રષ્ટ થાય છે. વળી બીજું પણ વિધાન છે કે 'अग्नये पथिकृते अष्टाकपाल निर्वपेत्' પથિકૃત્ અગ્નિને અષ્ટાકપાલનો નિર્વાપ કરવા. હવે યાવજ્જીવનને કર્મધર્મ તરીકે માનતાં આખી જીંદગી પર્યન્ત એકજ પ્રયોગ થાય છે એની સમાપ્તિ જ મરણ

પછી થાય છે તો પછી કોઈપણ અમાવાસ્યા અથવા પૌર્ણમાસીનો અતિક્રમ થાય તો સ્વર્ગથી ભ્રષ્ટ થાય છે એ કહેવાનો અવકાશ જ ક્યાં રહે છે ? મરણપર્યન્ત પ્રયોગ જ ચાલુ છે. સમાપ્તિ જ થતી નથી ત્યાં અતિક્રમણની તો વાત જ શી ? વળી પથિકૃત્ અગ્નિને અષ્ટાકપ નિર્વાપ કરવો એટલે હોમ કરવો એ કર્મનું વિધાન પણ નિરર્થક થઇ જાય છે. એક કર્મ છૂટે ત્યારે જ બીજું કર્મ થઇ શકે. જ્યાં એક જ કર્મ મરણ થયા પછી જ સમાપ્ત થાય છે ત્યાં બીજા કર્મની વાત જ શી કરવી. માટે ' યાવજ્જીવ ' એ વાક્ય કાળવાચક નથી તેમ તે કર્મનું અંગ પણ સૂચવતું નથી. સિદ્ધાંત પ્રમાણે જો ઉક્ત વાક્યના અર્થને પુરુષધર્મ માનવામાં આવે તો માસસાધ્ય પ્રયોગ એક માસે પૂરો થાય છે અને જીવન નિમિત્ત વિદ્યમાન હોવાથી ફરીથી બીજો પ્રયોગ શરૂ થાય છે અને એક માસે પૂર્ણ થાય છે. આમાં જો કોઇ અમાવાસ્યા અથવા પૌર્ણમાસીએ યાગ ન થાય તો તે સ્વર્ગથી ભ્રષ્ટ થાય છે. એ વાક્ય ઉપપન્ન થઇ શકે અને તેને માટે પ્રાયશ્ચિત પણ કરવું જોઇએ. पथिकृत् આદિવાક્યથી જે બીજું કર્મ વિહિત કર્યું છે તેનો પણ પ્રયોગ यावज्जीविक નો અર્થ પુરુષના ધર્મ તરીકે માનવાથી થઇ શકે છે. માટે યાવજ્જીવન એ પુરુષનો જ ધર્મ છે, કર્મનું અંગ નથી. ॥ ૩ ॥

## व्यपवर्गं च दर्शयति कालश्चेत् कर्मभेदः स्यात् ॥ ४ ॥

**પદાર્થઃ**—(च) અને ( व्यपवर्गं ) સમાપ્તિને ( दर्शयति ) બતાવે છે. ( चेत् ) પણ જો ( कालः ) કાળ ( कर्मभेदः ) કર્મનું અંગ હોય તો ( स्यात् ) સમાપ્ત અનુપપન્ન થઇ જાય.

**ભાવાર્થ**:—' दर्शपूर्णमासाभ्याम् इष्ट्वा सोमेन यजेत ' દર્શ અને પૂર્ણ માસ યાગની સમાપ્તિ કરી પછી સોમ યાગ કરવો. હવે જો પૂર્વપક્ષવાદીના મત પ્રમાણે યાવજ્જીવને કાળવાચક ગણી કર્મનું અંગ માનવામાં આવે તો સમાપ્તિ જ બની શકતી નથી અને શાસ્ત્રમાં તો સમાપ્તિ પણ બતાવવામાં આવી છે અને બીજાં કર્મો પણ કર્તવ્ય તરીકે બતાવ્યાં છે માટે ' યાવજ્જીવિક ' એ પુરુષનો જ ધર્મ છે. જીવનરૂપ નિમિત્ત હોય તો નૈમિત્તિક દર્શ-પૂર્ણમાસ યાગ કરવા અને કામ્ય અગ્નિહોત્ર પણ કરવો. માટે યાવજ્જીવન એ પુરુષ ધર્મ તરીકે જ માનવો જોઇએ. ॥૪॥

ઉક્તઅર્થમાં એક બીજો હેતુ આપે છે.

## अनित्यत्वात्तु नैवं स्यात् ॥ ५ ॥

**પદાર્થ**;—( तु ) વળી ( अनित्यत्वात् ) કામ્ય કર્મ અનિત્ય હોવાથી ( न एवं स्यात् ) ધ્યાનની ઉપપત્તિ થઇ શકે નહિ.

**ભાવાર્થઃ**—योऽग्निहोत्रं न जुहोति न दर्शपूर्णमासौ यजते तस्याहुतिभाजोऽनुध्यायिनीः करोति ' જે અગ્નિહોત્ર નથી કરતો અને દર્શપૂર્ણમાસનો યાગ પણ નથી કરતો તે દેવતાનું ધ્યાન કરે છે. અર્થાત્ તેણે આહુતિભાજ દેવતાનું ધ્યાન કરવું. આ અર્થવાદ છે. આ વાત દર્શપૂર્ણમાસ યાગને નૈમિત્તિક માનવાથી સિદ્ધ થઈ શકે છે. નૈમિત્તિક કર્મ નિયમથી કરવાનું હોય છે. જે કોઇ નિયમથી નિત્ય દાન આપતો હોય તે કોઇક દિવસે ન આપી શકે તો દેવતાનું ધ્યાન કરે છે. આવી લોક પ્રસિદ્ધિ છે. જો અગ્નિહોત્રાદિને કામ્ય કર્મ માનવામાં આવે તો ધ્યાન સિદ્ધિ થઇ શકે નહિ. આ ઉપરથી સિદ્ધ થાય છે કે જીવનરૂપ નિમિત્ત હોવાથી અગ્નિહોત્રાદિ નૈમિત્તિક કર્મ કરવાં અને જીવન પુરુષધર્મજ છે. આ પ્રમાણે સુબોધિનીકાર

જણાવે છે. ।।૫।। વિશેષ હેતુ આપે છે.

विरोधश्चापि पूर्ववत् ॥ ६ ॥

પદાર્થઃ—( च ) અને ( अपि ) પણ ( पूर्ववत् ) પૂર્વપેઠે ( विरोधः ) વિરોધ જણાય છે.

ભાવાર્થ :—યાવજ્જીવકાળને જો કર્મનું અંગ માનવામાં આવે તો જેટલી કામ્ય ઇષ્ટિઓ છે તેમાં તેના અતિદેશ થતો હોવાથી બધી ઇષ્ટિઓનું યાવજ્જીવન અનુષ્ઠાન કોઇ પણ કરી શકે નહિ માટે અનુષ્ઠાન લક્ષણ વિરોધ જણાય છે માટે યાવજ્જીવનકાળને કામ્યકર્તાના અંગ તરીકે માની શકાય નહિ. ।। ૬ ।।

ઉપસંહાર જણાવે છે :—

कर्तुस्तु धर्मनियमात् कालशास्त्रं निमित्तं स्यात् ॥ ७ ॥

પદાર્થ :—( तु ) પૂર્વપક્ષની નિવૃત્તિ સૂચવે છે. ( कालशास्त्रं ) કાળશાસ્ત્ર તરીકે ભાસમાન થતું यावज्जीवमिति વાકય ઉકતરીત પ્રમાણે ( निमित्तम् ) નિમિત્ત તરીકે છે અને તે ( कर्तुः ) કર્તાના ( धर्मनियमात् ) ધર્મ તરીકે નિયમથી માનવુ જોઇએ.

ભાવાર્થ :—यावज्जीव વાકય કાળવાચક છે એમ જણાય છે પણ ઉપર જે જે હેતુઓ બતાવ્યા છે તે પ્રમાણે એ વાકય નિમિત્તપરક છે એમ જ માનવું જોઇએ. અને તે કર્તાનું અંગ છે એવો સિદ્ધાંત છે. એટલે જ્યાંસુધી જીવનરૂપ પુરૂષનો ધર્મ છે ત્યાં સુધી નૈમિત્તિક અગ્નિહોત્ર અને દર્શપૂર્ણમાસ યાગ કરવા એવો સિદ્ધાંત ઉકત વાકયથી સ્પષ્ટ થાય છે. ।। ૭ ।।

## જુદી જુદી શાખાઓમાં વિહિત અગ્નિહોત્રાદિ કર્મોનું ઐકય છે એ સંબંધી વિચારણાનું અધિકરણ.

नामरूपधर्मविशेषपुनरुक्ति निन्दाऽशक्तिसमाप्तिवचन-
प्रायश्चित्तान्यार्थदर्शनाच्छाखान्तरेपु कर्मभेदः स्यात् ॥ ८ ॥ · પૂર્વપક્ષ

પદાર્થ :—(नाम, रूप, धर्म विशेष, पुनरुक्ति, निन्दाऽशक्ति, समाप्तिवचन, प्रायश्चित्तान्यार्थदर्शनात् ) ( ૧ ) નામવિશેષ, ( ૨ ) રૂપવિશેષ ( ૩ ) ધર્મવિશેષ, ( ૪ ) પુનરુક્તિ ( ૫ ) નિન્દા ( ૬ ) અશક્તિ ( ૭ ) સમાપ્તિવચન ( ૮ ) પ્રાયશ્ચિત્ત ( ૯ ) અન્યાર્થદર્શનને લીધે ( शाखान्तरेषु ) જુદી જુદી શાખાઓમાં વિહિત કરેલાં ( कर्मभेदः ) અગ્નિહોત્ર આદિ કર્મો જુદાં જુદા ( स्यात् ) છે એમ માનવું જોઇએ.

ભાવાર્થ :—એક એક વેદની ઘણી શાખાઓ છે અને બધી શાખાઓમાં અગ્નિહોત્ર અને દર્શપૂર્ણમાસ આદિ કર્મનો પાઠ છે. તે બધાં કર્મો ભિન્ન ભિન્ન છે કે અભિન્ન છે એવા સંશયમાં પૂર્વપક્ષવાદીનું માનવું એવું છે કે એ બધાં કર્મ જુદાં જુદાં છે અર્થાત ભિન્ન છે, અભિન્ન નથી.

જુદી જુદી શાખાઓમાં કર્મનો ભેદ છે કારણ કે નામભેદ આદિ નવ ભેદક હેતુઓ છે.

૧ નામભેદ—કાઠક કૌથુમ આદિ ભિન્ન ભિન્ન કર્મનાં નામો છે. તેથી કર્મ ભિન્ન ભિન્ન છે.

૨ રૂપભેદ—કોઇક શાખામાં अग्निषोमीयमेकादशकपाल मामनन्ति જ્યારે બીજી શાખામાં 'द्वादशकपालम्' નું આમનન કરે છે. દ્રવ્ય અને દેવતા યાગનું રૂપ ગણાય છે. એકા-

દશકપાલ ( પુરોડાશ ) અને દ્વાદશકપાલ ( પુરોડાશ ) એ યાગનું દ્રવ્ય છે અને તે રૂપ કહેવાય છે અને તેમાં અગ્યાર અને બાર એવો સંખ્યાગત ભેદ છે.

૩ ધર્મભેદ :—कारीरीवाक्यानि अधीयानास्तैत्तिरीया भूमौ भोजनमाचरन्ति કારીરી યાગના પ્રતિપાદક વાક્યોને ભણનારા તૈત્તિરીય શાખાવાળા ભૂમિ ઉપર ભોજન નથી કરતા.

કેટલીક શાખાવાળા આગ્ન્યાધાન પ્રકરણનો અભ્યાસ કરનારા અધ્યાપકને માટે પ્રતિદિન પાણીનો ઘડો લાવે છે, બીજી શાખાવાળા નથી લાવતા.

અશ્વમેધ પ્રકરણનો અભ્યાસ કરનારા કેટલીક શાખાવાળા ઘોડા માટે પ્રતિદિન ઘાસ લાવે છે જ્યારે બીજી શાખાવાળા નથી લાવતા. આ બધા અભ્યાસ અંગેના ધર્મભેદો છે. આ ભેદને લીધે કર્મમાં પણ ભેદ માનવો જોઈએ.

૪ પુનરુક્તિ :—એક શાખામાં જે કર્મનું વિધાન કર્યું હોય છે તેજ કર્મનું વિધાન બીજી શાખામાં પણ કર્યું હોય છે. આનું નામ પુનરુક્તિ છે. જો કર્મ એક હોય તો ફરીથી બીજી શાખામાં તેનું વિધાન શા માટે જોઇએ ? માટે પુનરુક્તિને લીધે પણ કર્મ ભિન્ન છે.

૫ નિન્દા :—શાખા ભેદને લીધે ઉદિત અને અનુદિત હોમની નિંદા છે प्रातः प्रातरनृतं ते वदन्ति पुरोदयात् जुह्वति ये अग्निहोत्रं दिवाकीर्त्यम् अदिवा कीर्तयन्तः सूर्यो ज्योतिर्न तदा ज्योतिरेषाम् જે લોકો સૂર્યોદય પહેલાં હોમ કરે છે તેઓ પ્રાતપ્રાતઃ અસત્ય બોલે છે કારણ કે દિવસે બોલવા યોગ્યને દિવસ ઉગ્યા પહેલાં બોલે છે, સૂર્યનો ઉદય થયા પહેલાં સૂર્યની જ્યોતિ હોતી નથી માટે તે બોલવુ અસત્ય છે. એજ પ્રમાણે કેટલીક શાખાવાળા અનુદિત હોમની નિંદા કરે છે. यथा अतिथये प्रद्रुताय अन्नमाहरेयु स्तादृक् तत्, यदि उदिते जुह्वति । પલાયમાન થતા અતિથિની પાસે અન્ન લઈ જવા બરાબર તે કર્મ છે કે જે સૂર્ય ઉગ્યા પછી હોમ કરે છે. આમ એકજ કર્મની બીજી શાખામાં નિંદા જણાતી હોવાથી કર્મના ભેદ માનવો જોઇએ.

૬ અશક્તિ:—અનેક શાખાઓમાં વિહિત એકજ તે તે શાખાના વિધાન પ્રમાણે કરવાનું જે અસામર્થ્ય તેનું નામ અશક્તિ છે બધી શાખાઓનો સંગ્રહ કરી તેના વિધાન પ્રમાણે કર્મ કરવું એ અશક્ય છે. માટે એક શાખા અગર બ્રાહ્મણ વિહિત કર્મ કરવું જોઇએ એ શકય હોવાથી પ્રતિ શાખા વિહિત એકજ કર્મમાં પણ ભેદ માનવો જોઇએ.

૭ સમાપ્તિવચન :—મહાગ્નિચયન સમાપ્તિમાં પણ શાખા પરત્વે ભેદ છે. કોઇ કહે છે કે अत्रास्माकमग्निः समाप्यते અગ્નિ કર્મ અહીં સમાપ્ત થાય છે જ્યારે બીજી શાખાઓ વાળા अन्यत्र परिसमाप्यते બીજે ઠેકાણે સમાપ્તિ બતાવે છે. આ પ્રમાણે સમાપ્તિના ભેદથી કર્મમાં ભેદ માનવો જોઇએ.

૮ પ્રાયશ્ચિત્ત :—ઉદિત અને અનુદિત હોમના પોત પોતાના કાળનો અતિક્રમ થતાં અનુષ્ઠાન કરનાર પ્રાયશ્ચિત્ત કરે છે. કોઇ ઉદિત હોમના સમયનું અતિક્રમણ થવાથી પ્રાયશ્ચિત્ત કરે છે. આ કારણથી પણ કર્મમાં ભેદ માનવો જોઇએ.

૯ અન્યાર્થદર્શન :—" यदि पुरा दिदीक्षाणाः स्युः एतमेव बृहत्सामानं क्रतुमुपेयुः उपेतं येषां रथन्तरमथ यदि अदिदीक्षाणाः " જે માણસ કોઇ બીજા યાગની દીક્ષાથી દીક્ષિત થયો

હોય તેણે वृहत्साम નામક જ્યોતિષ્ટોમ યાગ કરવો. અને જે પ્રથમ દીક્ષિત ન હોય તેણે रथन्तरसामा નામક જ્યોતિષ્ટોમ યાગ કરવો આ બન્ને યાગો બાર દિવસમાં પૂર્ણ થતા હોવાથી એને 'द्वादशाह' જ્યોતિષ્ટોમનો અવાન્તરભેદરૂપ યાગ કહે છે. આ યાગમાં ઉક્ત પ્રમાણને આધારે દીક્ષિત અને અદીક્ષિત બન્નેનો અધિકાર સૂચિત થાય છે. પણ બીજા બ્રાહ્મણમાં તો एष वाक प्रथमो यज्ञो यज्ञानां यज्ज्योतिष्टोमः य एतेन अनिष्ट्वा अथ अन्येन यजेत गर्तपत्यमेव तज्जायते प्र वा मीयते । બધા યાગોમાં જ્યોતિષ્ટોમ યાગ પ્રથમ યાગ તરીકે મનાય છે. જે એ યાગનું અનુષ્ઠાન કર્યા વગર બીજા યાગનું અનુષ્ઠાન કરે છે તે અવનતિને પામે છે. અથવા રોગી થાય છે. આ પ્રમાણથી અહીં અધિકારનું નિરૂપણ કર્યું છે. આ બન્ને પ્રકારનું કથન પ્રતિશાખા અને પ્રતિબ્રાહ્મણ કર્મને ભિન્ન માન્યા વગર ઉત્પન્ન થઇ શકતું નથી. કારણ કે એક માનવા જતાં શાસ્ત્રમાં પરસ્પર વિરોધ આવે છે. શાસ્ત્રમાં વિરોધ હોવા ઠીક નથી માટે પ્રતિશાખા કર્મમાં ભેદ માનવો જોઇએ. ॥ ૮ ॥

સિદ્ધાંત સૂત્ર एकं वा संयोगरूपचोदनाख्याविशेषात् ॥ ९ ॥

**પદાર્થ**:—(वा) શબ્દ પૂર્વપક્ષનો નિરાસ સૂચવે છે. (संयोगरूपचोदनाख्याविशेषात्) સંયોગ=ફલ, રૂપ=દ્રવ્ય અને દેવતા, ચોદના=પુરુષપ્રયત્ન અને આખ્યા=નામમાં કશો ભેદ ન હોવાથી.

**ભાવાર્થ**:—અગ્નિહોત્રાદિ કર્મનું ફળ દરેક ગ્રંથમાં એક જ બતાવ્યું છે, યાગમાં દ્રવ્ય અને દેવતા પણ સર્વત્ર એકજ બતાવ્યાં છે. કર્મ કરવામાં પુરૂષનો પ્રયત્ન પણ એક સરખો જ છે અને કર્મનું નામ પણ બધાય ગ્રંથમાં એક જ બતાવ્યું છે. સર્વ ગ્રંથમાં અગ્નિહોત્રનામક કર્મને અગ્નિહોત્ર જ કહેવામાં આવ્યું છે એ કર્મને કોઇ જુદું નામ આપવામાં આવ્યું નથી. આ ચાર હેતુથી સર્વશાખામાં વિહિત થયેલું કર્મ એકજ છે.॥ ૯ ॥ પ્રથમ ભેદક હેતુનો નિરાસ કરે છે.

न नाम्ना स्यादचोदनाभिधानत्वात् ॥ १० ॥

**પદાર્થ**:—(नाम्ना) કઠ અને કલાપ આદિ નામના ભેદથી (न स्यात्) કર્મનો ભેદ થશે નહિ (अचोदनाभिधानत्वात्) વિધાનનું વિષયભૂત જે કર્મ હોય છે તેનું નામ કઠ આદિ ન હોવાથી.

**ભાવાર્થ**:—ઉત્પત્તિવાક્યમાં જે નામ હોય છે તે નામ જ કર્મભેદક હોય છે. કઠ અને કલાપ એ નામ ઉત્પત્તિવાક્યમાં બતાવવામાં આવેલા કર્મના સ્વરૂપનું નામ નથી. એ નામો તો ગ્રંથના છે. ગ્રંથના નામોથી કર્મનો ભેદ પડી શકતો નથી. ॥ ૧૦ ॥

सर्वेषां चैककर्म्यात् ॥ ११ ॥

**પદાર્થ**:—(च) અને सर्वेषाम्) બધાં કર્મો (एककर्म्यात्) એક જ કર્મ થઇ જવાથી

**ભાવાર્થ**:—જો ગ્રંથનું નામ જ કર્મનું ભેદક હોય તો એક ગ્રંથમાં જે જુદા જુદા વિહિત કર્મો કર્યા છે તે બધાં એક કર્મ તરીકે ગણાશે કારણ કે એ બધાં કર્મ એક જ નામવાળા ગ્રંથમાં વિહિત છે. જેમકે:—

દર્શ પૂર્ણમાસ, અગ્નિહોત્ર, જ્યોતિષ્ટોમ આદિ બધા ક્રતુઓનું એક કર્મત્વ થવું જોઇએ કારણ કે એ બધાં કર્મ તૈત્તિરીયનામ એક જ ગ્રંથમાં વિહિત છે. આ કારણથી ગ્રંથનું નામ કર્મના ભેદનું પ્રતિપાદક નથી. ॥ ૧૧ ॥

## कृतकं त्वभिधानम् ॥ १२ ॥

**પદાર્થ**:—( तु ) અન્ય દોષના સમુચ્ચયને બતાવે છે. ( अभिधानम् ) કાઠક આદિ સંજ્ઞા ( कृतकम् ) અનિત્ય છે.

**ભાવાર્થ**:—કાઠક આદિ સંજ્ઞા અનિત્ય છે. જ્યારે કઠ ઋષિએ વેદનું પ્રકૃષ્ટરૂપે પ્રવચન કર્યું ત્યારથી વેદની સાથે તે ઋષિનું નામ જોડાયું અને એજ નામથી કાઠક એવી શાખા શરૂ થઇ. જ્યારે કઠ ઋષિ જન્મ્યા ન હોતા અને તેનું પ્રવચન પણ વેદ સંબંધી નહોતું ત્યારે કાઠકનામક શાખા હતી જ નહિ. કઠ ઋષિની પહેલાં કર્મના ભેદનું પ્રતિપાદન કરનાર એ નામ નહોતુ એથી કર્મ એક રૂપે જ હતું. કઠ પછી જ કર્મ ભિન્ન થયું એવું માનવું એ વેદમાં વિરૂપતા ઉત્પન્ન કર્યું છે. માટે ગ્રંથનું નામ કર્મભેદ પ્રતિપાદક નથી. ॥ ૧૨ ॥

**હવે બીજા ભેદક હેતુનો નિરાસ છે.**

## एकत्वेऽपि परम् ॥ १३ ॥

**પદાર્થ**:—( एकत्वे अपि ) કર્મ એક હોવા છતાં ( परम् ) દ્વાદશ કપાલરૂપ કર્મ (परम्) વિકલ્પથી સંનિવિષ્ટ થાય છે.

**ભાવાર્થ**:—કર્મ એક હોવા છતાં 'एकादशकपालं निर्वपेत्' કોઇ એક શાખામાં વિહિત છે તો બીજી શાખા द्वादशकपालं निर्वपेत् આવા રૂપભેદ છે. એ તો વિકલ્પસૂચક છે, કોઇ વખત એકાદશ કપાલ પુરોડાશ આપવો તો કોઇ વખત દ્વાદશકપાલ પુરોડાશ આપવો. न च वार्त्तिके रूपभेदे असत्यामपि भेदबुद्धा कर्मणो भेदोऽध्यवसीयते શાબરભાષ્ય. કર્મ અભિન્ન હોવા છતાં વાર્ત્તિક રૂપભેદ કર્મભેદક થઇ શકતો નથી. ॥ ૧૩ ॥

**ત્રીજા ભેદક હેતુનો નિરાસ કરે છે.**

## विद्यायां धर्मशास्त्रम् ॥ १४ ॥

**પદાર્થ**:—( विद्यायाम् ) વિદ્યાધ્યયનમાં ( धर्मशास्त्रम् ) ભિન્ન ધર્મબોધક શાસ્ત્ર છે.

**ભાવાર્થ**:—કારીરી-અધ્યયનમાં ભૂમિ ઉપર ભોજન કરવું એવું કોઇક શાખામાં વિધાન છે, કોઇકમાં નથી. અગ્ન્યાધાન પ્રકરણનું અધ્યયન કરનારા પાણીનો ઘડો અધ્યાપક માટે લાવે એવું અમુક શાખામાં વિધાન છે જ્યારે બીજામાં નથી. આ જે ભેદક ધર્મ છે એ તો વિદ્યાધ્યયનનાં અંગ છે એનાથી કંઇ કર્મનો ભેદ સિદ્ધ થઇ શકતો નથી. ॥૧૪॥

**હવે ચતુર્થ ભેદક હેતુનો નિરાસ કરે છે.**

## आग्नेयवत् पुनर्वचनम् ॥१५॥

**પદાર્થ**:—( आग्नेयवत् ) આગ્નેય યાગની માફક ( पुनर्वचनम् ) પુનર્વચન અર્થાત્ પુનરુક્તિ છે.

**ભાવાર્થ**:—" અમાવાસ્યા "માં વાક્યાન્તરથી આગ્નેય યાગ સિદ્ધ છે છતાં यदाग्नेयोऽष्टा-

कपालो भवति ऐन्द्र दधि એ જેવી રીતે અનુવાદ ગણાય છે તેવીજ રીતે એકઃશાખામાં વિહિત કર્મ બીજી શાખામાં અનુવાદ રૂપે જ છે વાસ્તવમાં કર્મનો ભેદ નથી. ।।૧૫।।

અનુવાદ કરવામાં કશું ફળ જણાતું ન હોવાથી પુનઃ પાઠ વ્યર્થ છે આવી શંકાને લીધે બીજી રીતે સમાધાન કરે છે.

## अद्विर्वचनं वाऽश्रुतिसंयोगाविशेषात् ॥१६॥

**પદાર્થ** :—( वा ) સમાધાનનું સૂચક પદ છે. ( अद्विर्वचनम् ) અનુવાદ રૂપે પણ નથી કારણ કે ( अश्रुतिसंयोगाविशेषात् ) અજ્ઞાત અર્થના સબંધનું જ્ઞાન કરાવવું એ સર્વ શાખાના વાક્યમાં સામાન્ય છે.

**ભાવાર્થ** :—અજ્ઞાત અર્થનો બોધ કરાવવો એ દરેક શાખાના ઉપદેશકના ઉપદેશનું પ્રયોજન છે. એક શાખાધ્યાયીઓને અગ્નિહોત્ર આદિનું જ્ઞાન થયું એટલે બીજી શાખાના અધ્યેતાને પણ અજ્ઞાત અર્થનું જ્ઞાન થાય એવો નિયમ નથી. માટે બીજી શાખાવાળાએ પણ અજ્ઞાત અર્થનો બોધ કરાવવો જોઇએ. એકથી અજ્ઞાત અર્થનું જ્ઞાન થવાથી બીજું વ્યર્થ છે એમ કહી શકાય નહિ. તે તે શાખાવાળાએ પોતપોતાનાં શાખાગત વાક્યોથી અર્થજ્ઞાન મેળવવું જોઇએ એવું સ્વાધ્યાયવિધિનું તાત્પર્ય છે. જુઓ સુબોધિની.

**तत्तच्छाखिना स्वस्वशाखागतवाक्यैनैवार्थज्ञानं सपादयेत् इति स्वाध्यायविधितात्पर्यात्**

વળી એક વકતા પોતાના વાક્યને ફરીથી બોલે અથવા લખે તો પુનરુક્તિ કહેવાય, જ્યારે ભિન્ન ભિન્ન શાખાના પ્રવચન-કર્તા ભિન્ન ભિન્ન હોવાથી પુનરુક્તિ થઇ શકે નહિ.

**न च एकोऽर्थो बहुभिरुच्यामानः पुनरुक्तो भवति । यदि भवेत् एकस्मिन्नेव वेदे बहुभिरुच्यमाने भवेत् तस्मान्न बहुकर्मसमवायोऽयम् एकमेवेदं कर्म इति.** શાબરભાષ્ય.

એક જ અર્થ ઘણાઓથી બોલવામાં આવે તો તે અર્થ પુનરુક્ત થતો નથી. જો એક જ શાખાનો અર્થ ઘણાઓ બોલે તો પુનરુક્ત થાય ( પણ ભિન્ન ભિન્ન શાખાઓમાં ભિન્ન ભિન્ન વકતાઓથી બોલાતો અર્થ પુનરુક્ત થતો નથી. ) માટે બહુકર્મનો સમવાય નથી અર્થાત્ ભિન્ન ભિન્ન કર્મ નથી. અગ્નિહોત્ર આદિ કર્મ સર્વશાખામાં એક જ છે. ।।૧૬।।

## अर्थासन्निधेश्च ॥१७॥

**પદાર્થ** :—( च ) અને ( अर्थासन्निधेः ) અર્થ સમીપ ન હોવાથી પુનરુક્તિ નથી.

**ભાવાર્થ** :—શાખાન્તર પ્રતિપાદિત દર્શપૂર્ણમાસ આદિ સાથે સંનિધિ ( સામીપ્ય ) ન હોવાથી પુનરુક્તિ નથી. જે શાખામાં અગ્નિહોત્રાદિનું પ્રતિપાદન કર્યું હોય તે જ પુનરુક્તિ કહેવાય. પણ શાખાઓ અનેક છે માટે એક શાખાનો અર્થ બીજી શાખાના અર્થ સાથે સાનિધ્ય ધરાવતો ન હોવાથી પુનરુક્તિ નથી.

**शाखा इव हीमाः शाखाः, तद् यथा वृक्षस्य शाखाः, एवमिहापि वृक्षस्थानीयस्य वेदस्य शाखाः । किम् शाखासारूप्यम् ? यथा नानावस्थानम्, न चैकैकस्यां कृत्स्नं पुष्पं फलं सन्निहितम् इति अर्थासन्निधेः शाखाभेदोपपत्तिः तस्मादपि एकं कर्म.** શાબરભાષ્ય.

વૃક્ષની શાખા જેવી વેદની શાખા ગણાય છે. શાખાનો મુખ્ય અર્થ વૈદિક શાખામાં નથી માટે शाखा इव शाखाः એવો અર્થ કરવો પડે છે. વેદની શાખા અને વૃક્ષની શાખામાં સારૂપ્ય શું છે ? એનો ઉત્તર એ છે કે જુદું જુદું અવસ્થાન હોવું તે, તથા જેમ

વૃક્ષની એક જ શાખામાં શાખાન્તરગત પુષ્પ અને ફળ સંનિહિત હોતાં નથી તેમ વેદની એક જ શાખામાં બીજી શાખાઓનો અર્થ સંનિહિત હોતો નથી. માટે શાખાઓનો ભેદ છે પણ કર્મ તો બધી શાખાઓમાં એક જ પ્રતિપાદિત છે. ॥૧૭॥

न चैकं प्रतिशिष्यते ॥ १८ ॥

પદાર્થ:—( च ) અને ( एकं प्रति ) એકને જ ઉદ્દેશીને ( न शिष्यते ) વિધાન કરવામાં આવ્યું નથી.

ભાવાર્થ:—જો કોઇ શંકા કરે કે 'જેની શાખામાં જેટલા ધર્મ પઠિત છે તે બધા ધર્મોના અનુષ્ઠાનથી અપૂર્વની ઉત્પત્તિ થશે તો પછી વિકલ્પ અને સમુચ્ચયનું અનુસરણ શા માટે કરવું ? તો તેનો ઉત્તર એ છે કે 'તે શાખામાં પઠિત ધર્મ તેજ શાખાવાળાને ઉદ્દેશીને વિહિત થયો છે એમ નથી. ઉદ્દેશના સંકોચ કરવામાં કોઇપણ પ્રમાણ નથી. 'यच्च काठकस्याग्निहोत्रम् तच्च तैत्तिरीयकस्य' શાબરભાષ્ય. જે કાઠકનું અગ્નિહોત્ર છે તેજ તૈત્તિરીયકનું પણ અગ્નિહોત્ર છે. માટે સર્વશાખાગત એક અગ્નિહોત્રાદિકર્મ છે. કર્મનોભેદ નથી. ॥ ૧૮ ॥

ભેદહેતુ સમાપ્તિનો નિરાસ કરે છે.

समाप्तिवच्च सम्प्रेक्षा ॥ १९ ॥

પદાર્થ:—( च ) અને ( समाप्तिवत् ) સમાપ્તિ કર્મના ભેદકનો હેતુ જેમ જણાય છે તેમ ( सम्प्रेक्षा ) તેના ઉપર વિચાર કરવાથી તો તે કર્મનો અભેદ જ જણાય છે.

ભાવાર્થ:—अत्रास्माकमग्निः परिसमाप्यते ઇત્યાદિ વાક્યોમાં મૈત્રાયણી શાખાવાળાઓ અન્વારોહમાં અગ્નિકર્મના પરિસમાપ્તિ માને છે પણ नास्माकम् અમારા મતમાં એ ઠેકાણે સમાપ્તિ થતી નથી આ વાક્યમાં જે अस्माकम् પદ પડયું છે તે ઉપરથી કર્મનો અભેદ જ પ્રતીત થાય છે. ભાવાર્થ એ છે કે અગ્નિકર્મ તો એક જ પણ સમાપ્તિમાં ભેદ છે. કોઇ અમુક ઠેકાણે સમાપ્ત માને છે તો કોઇ અન્યત્ર પરિસમાપ્તિ માને છે. જો કર્મનો ભેદ હોય તો 'अस्माकम्' એ પદ આપવાની જરૂર જ નહોતી. આ ઉપરથી સિદ્ધ થાય છે પ્રતિશાખ અગ્નિકર્મ એક જ છે. ॥ ૧૯ ॥

હવે પૂર્વપક્ષવાદીએ આપેલાં નિંદા, અશક્તિ અને સમાપ્તિ વચનો અભેદપક્ષમાં પણ ઉત્પન્ન થઇ શકે છે એ બાબત બતાવે છે.

एकत्वेऽपि पराणि निन्दाऽशक्ति समाप्तिवचनानि ॥ २० ॥

પદાર્થ:—( एकत्वे अपि ) કર્મનું ઐક્ય માનવામાં આવે તો તેમાં પણ ( पराणि ) બાકી રહેલાં ( निन्दाऽशक्ति समाप्तिवचनानि ) નિન્દા, અશકિત અને સમાપ્તિ વચનોની ઉત્પત્તિ થઇ શકે છે.

જે વાક્યથી કર્મની નિંદા કરવામાં આવી છે તેનું તાત્પર્ય નિંદામાં નથી પણ પક્ષાન્તરની વિધિમાં છે. વિરુદ્ધ પદાર્થોનું એકી સાથે અનુષ્ઠાન કરવું ન કરવું એ અશક્ય હોવાથી વિકલ્પથી પ્રયોગના ભેદનું અનુષ્ઠાન કરવું એ ભાવ છે. એમાં અશક્તિ કર્મભેદસાધક બની શકતી નથી. તેમ એક શાખા બીજી શાખામાં પ્રતિપાદિત કર્મની નિંદા પણ કરતી નથી પણ

બીજા પક્ષની વિધિ કરે છે.

**नहि निन्दा निन्द्यं निन्दितुं प्रयुज्यते किं तर्हि निन्दितात् इतरत् प्रशंसितुम् ।**

નિન્દા નિન્દ્યની નિંદા કરવામાં પ્રયોજાતી નથી. તેનાથી બીજા વિધાનની પ્રશંસા માટે પ્રયોજાય છે. આ કારણથી કર્મમાં ભેદ નથી પણ સર્વ શાખાઓમાં એક જ કર્મ છે. ॥ ૨૦ ॥

ઉક્ત અર્થમાં શંકા ઉપસ્થિત કરે છે.

## प्रायश्चित्तं निमित्तेन ॥ २१ ॥

પદાર્થઃ—( निमित्तेन ) હોમને માટે વિહિત ઉદય તથા અનુદયના કાળના લોપરૂપ નિમિત્ત ઉપસ્થિત થતાં ( प्रायश्चित्तम् ) પ્રાયશ્ચિત્તનું વિધાન કરવામાં આવે છે.

ભાવાર્થઃ—ઉદિત અને અનુદિત હોમનું પોતપોતાના કાળનું અતિક્રમણ થતાં જે પ્રાયશ્ચિત્તનું વિધાન કર્યું છે તે બતાવે છે કે કર્મનો ભેદ છે. વૈકલ્પિક અનુષ્ઠાનમાં પ્રાયશ્ચિત્તનો સંભવ નથી. ઉદય વખતે હોમ કરવો હોય તો તે વખતે કરવો અને અનુદય સમયે હોમ કરવો હોય તો તે વખતે પણ કરવો ઠીક છે તો પછી તે તે સમયના અતિક્રમણ થતાં પ્રાયશ્ચિત્ત શાનું ? પ્રાયશ્ચિત્ત તો વિરુદ્ધનું અનુષ્ઠાન કરવાથી વિહિતનું અનુષ્ઠાન ન કરવાથી ઉત્પન્ન થાય છે. માટે વૈકલ્પિક અનુષ્ઠાનમાં પ્રાયશ્ચિત્ત ન હોવું જોઇએ. આ શંકાસૂત્ર છે. । ૨૧ ॥

સમાધાન. **प्रक्रमाद् वा नियोगेन ॥ २२ ॥**

પદાર્થઃ—( प्रक्रमात् ) પ્રથમ પ્રયોગથી ( वा ) શંકાનું સમાધાન સૂચવે છે. ( नियोगेन ) પ્રતિજ્ઞા કરેલી હોવાથી.

ભાવાર્થઃ—' હું ઉદિત સમયે જ હોમ કરીશ. ' અથવા ' હું અનુદિત સમયે જ હોમ કરીશ ' આવી પ્રતિજ્ઞા કર્યા પછી જે એ પ્રતિજ્ઞાનો ભંગ કરે છે તેને માટે પ્રાયશ્ચિત્ત બતાવ્યું છે. એમાં કર્મનો કશો ભેદ પડતો નથી. નિયોગ=પ્રતિજ્ઞા. પ્રક્રમ=આરંભ. ॥ ૨૨ ॥

## समाप्तिश्च पूर्ववत्त्वात् यथाज्ञाते प्रतीयेत ॥ २३ ॥

પદાર્થઃ—( च ) અને ( समाप्तिः ) સમાપ્તિ ( यथाज्ञाते ) અભિન્ન જ્ઞાનના વિષયભૂત અર્થમાં ( प्रतीयेत ) સમજવી જોઇએ. ( पूर्ववत्त्वात् ) સમાપ્તિ આરંભપૂર્વક હોવી એ નિયમ છે.

ભાવાર્થ :—આગળ બતાવેલી યુક્તિઓથી સર્વશાખામાં એક જ કર્મ છે એ જાણ્યા પછી આરંભ કરેલા કર્મની પરિસમાપ્તિ પણ અભિન્ન કર્મને જ જણાવે છે. અર્થાત્ સમાપ્તિરૂપ લિંગ પણ અભિન્ન કર્મને જ જણાવે છે. ॥ ૨૩ ॥

હવે "અન્યાર્થદર્શન" રૂપ ભેદહેતુમાંથી પ્રથમ હેતુનું સમાધાન કરે છે.

## लिङ्गमविशिष्टं सर्वशेषत्वात् नहि तत्र कर्मचोदना तस्माद् द्वादशाहस्याहारव्यपदेशः स्यात् ॥ २४ ॥

પદાર્થઃ—( लिङ्गम् ) पुरा दिदीक्षाणा ઇત્યાદિ લિંગ ( अविशिष्टम् ) પ્રતિ શાખા કર્મભેદનું

પ્રતિપાદક નથી પણ એકરૂપતાનું પ્રતિપાદક છે. ( सर्वशेषत्वात् ) એનાથી તો જ્યોતિષ્ટોમ યાગ સર્વ યાગોમાં પ્રથમ છે એવું સિદ્ધ થાય છે. ( तत्र ) તેમાં ( कर्मचोदना ) કર્મના ભેદનું વિધાન ( न हि ) નથી. ( तस्मात् ) માટે ( द्वादशाहस्य ) બાર દિવસ સિદ્ધ થનાર બૃહત્સામ યાગના ( आहारव्यपदेशः ) પ્રયોગ ભેદના વ્યપદેશ અર્થાત્ વિરુદ્ધ અનુષ્ઠાન વિકલ્પથી ( स्यात् ) થાય છે.

ભાવાર્થ:—दिदीक्षाण અને अदिदीक्षाण પદનો અર્થ કોઇ બીજા યાગની દીક્ષાથી દીક્ષિત થવાનું સૂચવતું નથી પણ દ્વાદશાહ રૂપ જે જ્યોતિષ્ટોમ યાગ વિહિત છે તેને ઉદ્દેશીને જ છે. જ્યોતિષ્ટોમમાં અદીક્ષિતનો અધિકાર બતાવ્યો છે. તેથી બ્રાહ્મણાન્તરમાં જ્યોતિષ્ટોમનું સર્વયાગો કરતાં પ્રાથમ્ય બતાવ્યું છે તેમાં કશો વિરોધ આવતો નથી. સર્વ યાગોમાં જ્યોતિષ્ટોમ પ્રથમ છે એમ કહેવાથી અદીક્ષિતનો જ્યોતિષ્ટોમમાં અધિકાર સિદ્ધ થાય છે. જે જ્યોતિષ્ટોમ યાજી હોય તેણે "બૃહત્સામા"નું અને જે જ્યોતિષ્ટોમ યાજી ન હોય તેણે 'રથન્તર સામા'નું અનુષ્ઠાન કરવું. આમાં જ્યોતિષ્ટોમ સર્વશેષ હોવાનો બાધ આવતો નથી. વિરોધ ન હોવાથી સર્વશાખામાં અગ્નિહોત્રાદિ કર્મ એક જ છે. ॥ ૨૪ ॥

અન્યાર્થદર્શનનો બીજો કર્મભેદક હેતુ બતાવી તેનું સમાધાન કરે છે.

द्रव्ये चाचोदितत्वात् विधीनामव्यवस्था स्यात्
निर्देशाद् व्यवतिष्ठेत तस्मान्नित्यानुवादः स्यात् ॥ २५ ॥

પદાર્થ :—( द्रव्ये ) ચયન રૂપ દ્રવ્ય પ્રકરણમાં ( च ) અને ( अचोदितत्वात् ) એકાદશિની યાગનું વિધાન ન હોવાથી ( विधीनाम् ) પક્ષસંમિતની નિન્દા તથા વેદિસંમિત અને રથાક્ષાન્તરાલ વિધિઓની (अव्यवस्था) પરસ્પરવિરોધરૂપ અવ્યવસ્થા કેવી રીતે થઇ શકે ! અર્થાત્ એમાં કશો વિરોધ નથી.( निर्देशात् ) રથાક્ષમિત અને અન્તરાલશાઓનો નિર્દેશ હોવાથી વાચઃસ્તોત્રમાં ( व्यवतिष्ठेत ) વ્યવસ્થા થાય છે ( तस्मात् ) માટે (नित्यानुवादः) દોષ કથનપૂર્વક નિત્ય અનુવાદજ ( स्यात् ) છે.

ભાવાર્થ :—એક બીજો હેતુ છે કે જે કર્મના એકયમાં વિરોધ ઉત્પન્ન કરે છે. અને તે આ પ્રમાણે :—મહાગ્નિચયન પ્રકરણમાં यत्पक्षसंमितां मिनुयात् कनीयांसं यज्ञक्रतुमुपेयात्, पापीयसी आत्मनः प्रजा स्यात् वेदिसंमितां मिमोतीति । આ વાકયોનો અર્થ આ પ્રમાણે છે. 'શ્યેનાકાર અગ્નિના પક્ષપરિમિત દેશ જો યૂપૈકાદશિની યાગમાં હોય તો ક્રતુનું ફળ અલ્પ મળે છે. પોતાની પ્રજા પાપવાસનાવાળી થાય છે.' આ પ્રમાણે પક્ષસંમિત દેશની નિંદા કરી વેદિસંમિતનું વિધાન કર્યું છે. બીજી શાખાઓમાં રથાક્ષમિત યૂપોના અંતરાલો હોય છે. આનો પણ ત્યાં નિવેશ કરવાથી રથાક્ષના અંતરાલ સહિત પક્ષસંમિત અને વેદિસંમિત યુપૈકાદશિની યાગની ભૂમિ કરવી અશક્ય હોવાથી કર્મનો ભેદ માનીને જ વ્યવસ્થા કરવી જોઇએ.

આનું સમાધાન આ પ્રમાણે છે. ચયનરૂપ દ્રવ્ય પ્રકરણમાં યૂપૈકાદશિનીનું વિધાન જ નથી, માટે વિરૂદ્ધ પરિમાણવાળી પક્ષસંમિતની નિન્દા અને વેદિસંમિત અને રથાન્તરાલ-વિધિઓનો પરસ્પર વિરોધજ કેવી રીતે આવી શકે ? મહાગ્નિચયનમાં એક જ યૂપનું વિધાન છે, તેમાં અંતરાલની પ્રસક્તિજ નથી.

વાચસ્તોમમાં એકાદશિનીનું વિધાન હોવાથી ત્યાં યૂપનો નિવેશ છે અને ત્યાંજ રથાક્ષ-

માનશાસ્ત્રની વ્યવસ્થા છે.

એક યૂપમાં પક્ષસંમિતમાન સર્વથા અસંભવ હોવાથી નિંદા પણ ન થવી જોઇએ. તેનો ઉત્તર એ છે કે જેમ अन्तरिक्षे चिन्वीत અહીં અંતરિક્ષમાં ચયન અસંભવિત હોવાથી લોકસિદ્ધ દોષનું કથન કરી નિત્ય અનુવાદ જ ફલિત થાય છે તે જ પ્રમાણે પક્ષમાન પણ નિત્ય અનુવાદ જ છે. આ પ્રમાણે વિરોધ ન હોવાથી સર્વશાખામાં કર્મ એક જ છે, ભિન્ન નથી. ॥ ૨૫ ॥

અન્યાર્થદર્શનના ત્રીજા ભેદક હેતુનું સમાધાન કરે છે.

## विहितप्रतिषेधात् पक्षेऽतिरेकः स्यात् ॥ २६ ॥

પદાર્થ :—( विहितप्रतिषेधात् ) વિધિ અને નિષેધ બંને હોવાથી ( पक्षे ) એક પક્ષમાં ( अतिरेकः ) અતિરેક ( स्यात् ) થાય છે.

ભાવાર્થ :—विराजं संस्तुतानां द्वे अतिरिच्येते । शाखान्तरे च तिस्रोऽतिरिच्यंते इति । આ વાકયોથી વિરાટની અપેક્ષાએ બે અને ત્રણ ઋચાઓનો અતિરેક બતાવ્યો છે. જો એકજ કર્મ હોય તો વિરૂદ્ધ સંખ્યાનો સંનિવેશ કેવી રીતે થાય ? માટે શાખાદીઠ કર્મ ભિન્ન ભિન્ન માનવું જોઇએ.

આનું સમાધાન આ પ્રમાણે છે કે, अतिरात्रे षोडशिनं गृह्णाति । नातिरात्रे षोडशिनं गृह्णाति । આ ઠેકાણે ષોડશી રૂપ પાત્રના ગ્રહણના વિધિ અને નિષેધ બન્ને છે. એક જ કર્મમાં વિધિ અને નિષેધ બન્ને એકકાલમાં સંભવી શકે નહિ માટે વિકલ્પથી ગ્રહણ અને અગ્રહણ છે. ગ્રહણપક્ષમાં ત્રણનો અતિરેક સમજવો અને અગ્રહણ પક્ષમાં બેનો અતિરેક સમજવો. આ સબંધ વિશેષ વિવેચન શાબર ભાષ્યમાં છે માટે જિજ્ઞાસુએ તે અવશ્ય વાંચવું. ॥ ૨૬ ॥

અન્યાર્થ દર્શનના કર્મભેદક ચોથા હેતુનું સમાધાન કરે છે.

## सारस्वते विप्रतिषेधाद् यदेति स्यात् ॥ २७ ॥

પદાર્થ:—( सारस्वते ) સારસ્વત સત્રમાં ( विप्रतिषेधात् ) વિરોધ જણાતો હોવાથી કર્મમાં ભેદ માનવો જોઇએ. ( यदा इति ) યદા એવા પદનો અધ્યાહાર કરવાથી વિરોધનું સમાધાન ( स्यात् ) થઇ જાય છે અને કર્મમાં અભેદ સિદ્ધ થાય છે.

ભાવાર્થ:— સારસ્વત સત્રમાં ये पुरोडाशिनः सन्ति त उप वसन्ति ये सान्नायिनस्ते वत्सान् धारयन्ति । આ ઠેકાણે આ પ્રમાણે વિરોધ જણાય છે. પુરોડાશી અસોમયાજી હોય છે અને સાન્નાયી સોમયાજી હોય છે. સારસ્વત સત્રમાં આ પ્રમાણે અસોમયાજી અને સોમયાજી બન્નેનું દર્શન થાય છે. હવે પ્રથમ વાકય કે જે एष वा प्रथमो यज्ञः ઇત્યાદિ વાકયથી જેટલા કર્મો છે તે બધા સોમયાગપૂર્વક હોય છે. તો પુરોડાશી ( અસોમયાજી ) એ પદથી કર્મના એકત્વમાં વિરોધ કેમ ન ગણાય ?

આનો ઉત્તર એ છે કે સારસ્વત સત્રમાં ઉપર પ્રમાણે વિરોધ જણાતો હોવાથી 'યદા' એવા પદનો અધ્યાહાર કરવો. सोमयाजिनामपि पौर्णमास्यां केवलपुराडाशित्वात् यदा पौर्णमास्यां सोमयाजिनाऽपि पुराडाशित्वम् तदा केवलोपवास इति योज्यम् સોમયાજી હોય તેઓ પણ પૌર્ણમાસીને દિવસે કેવળ પુરોડાશી હોય છે. જ્યારે સોમયાજીનું પુરોડાશિત્વ હોય ત્યારે તેઓએ કેવળ

ઉપવાસ કરવો. આનાથી એ સ્પષ્ટ થાય છે કે સોમયાજીને જ સારસ્વત સત્રમાં અધિકાર છે. ये पुरोडाशिनस्त उपवसन्ति यदा ते सामायिनः स्युः तदा ते वत्साद् धारयन्ति ।

જે પુરોડાશી છે તેમણે ઉપવાસ કરવો અને જ્યારે સોમયાજી થાય ત્યાર તે વત્સધારણ આદિક્રિયા કરે અર્થાત્ સારસ્વત સત્રમાં તેને અધિકાર મળે છે. આ ઉપરથી સોમયાજીઓને જ સારસ્વત સત્રમાં અધિકાર છે એજ ઉપરનું વાકય બતાવે છે. માટે एष वा प्रथमो यज्ञः ઇત્યાદિ વાકય સાથે કોઇ શાખાન્તરીય વાકયનો વિરોધ નથી. ॥ ૨૭ ॥

હવે અન્યાર્થદર્શન ગત પાંચમાં હેતુનું નિદર્શન કરે છે.

પૂર્વપક્ષ **उपहव्ये प्रतिप्रसवः ॥ २८ ॥**

**પદાર્થ** :—( उपहव्ये ) ઉપહવ્ય નામક વિકૃતિ યાગમાં ( प्रतिप्रसवः ) વિકલ્પનો બાધ કરવા માટે ફરીથી રથન્તરસામ અને બૃહત્સામનું ગ્રહણ સફળ થાય છે અને તેથી કર્મભેદ સૂચિત થાય છે.

**ભાવાર્થ**:—ઉપહવ્યનામક ક્રતુમાં શાખા વિશેષમાં આ પ્રમાણે લખ્યું છે.

उपहव्योऽग्निष्टोमः रथंतरं साम अश्वः श्यावो दक्षिणेति । અને બીજે ઠેકાણે उपहव्य उक्थ्यो यज्ञाः बृहत्साम अश्वः श्वेतो रुक्मललाटो दक्षिणेति ।

આ બન્ને વાકયમાં બૃહદ્ અને રથન્તર સામનું ગ્રહણ વ્યર્થ પડે છે. કારણ કે પ્રકૃતિ યાગમાંથી એ બન્નેની વિકલ્પથી પ્રાપ્તિ છે. જો કર્મનો ભેદ માનવામા આવે તો પ્રકૃતિમાથી વિકલ્પે પ્રાપ્તિ હોવા છતાં તે તે શાખામાં કહેલા ઉપહવ્ય ક્રતુમાં નિયમને માટે તેનુ ગ્રહણ સંગત થઇ શકે. માટે સૂત્રનો અર્થ એ છે કે વિકલ્પનો બાધ કરવા માટે બન્ને સામનું ગ્રહણ છે. પ્રતિપ્રસવ એટલે બાધ. આથી કર્મનો ભેદ સ્ફુટ થાય છે. ॥૨૮॥

સમાધાન **गुणार्था वा पुनः श्रुतिः ॥२९॥**

**પદાર્થઃ**—( वा ) સમાધાનને સૂચવે છે ( पुनः श्रुतिः ) ફરીથી શ્રવણ ( गुणार्था ) ગુણ વિશેષ બતાવવા માટે છે.

**ભાવાર્થ**:—રથન્તર સામ અને બૃહત્સામનું જે ફરીથી શ્રવણ થાય છે તે તો દક્ષિણારૂપ ગુણનું વિધાન કરવા માટે છે એનાથી કંઇ કર્મમા ભેદ પડતો નથી. આ કારણથી સર્વશાખામાં અભિન્ન કર્મ જ બતાવવામાં આવ્યું છે. ॥૨૯॥

**ભેદ સાધક હેતુઓનો નિરાસ કર્યા પછી હવે કર્મૈકય સાધક હેતુ બતાવે છે.**

**प्रत्ययं चापि दर्शयति ॥३०॥**

**પદાર્થ**:—( च ) અને ( प्रत्ययम् ) સમન્વય ( अपि ) પણ ( दर्शयति ) બતાવે છે.

**ભાવાર્થ**:—મૈત્રાયણીય શાખામાં સમિદ્–આદિ પ્રયાજોનું વિધાન નથી. છતાં તૈતિરીય શાખામાં પઠિત સમિદ્ આદિ પ્રયાજોનો અનુવાદ કરી બતાવ્યું છે કે, ऋतवो वै प्रयाजाः આ વાકયથી समा होतव्याः પાંચ પ્રયાજોનો એકદેશરૂપ ગુણ વિહિત કર્યો છે. અર્થાત્ પાંચ પ્રયાજો એક જ દેશમાં હોમવા. હવે જો તૈત્તિરીય શાખા વિહિત કર્મ ભિન્ન હોય તો તેનો અનુવાદ મૈત્રાયણીય શાખામાં ન થવો જોઇએ. છતાં અનુવાદ કર્યો છે માટે સર્વશાખાસ્થ કર્મ એક જ છે; ભિન્ન નથી. ॥૩૦॥

સિદ્ધાન્તમાં શંકા બતાવે છે.

**अपि वा क्रमसंयोगाद् विधिपृथक्त्वमेकस्यां शाखायां व्यवतिष्ठेत ॥३१॥**

**પદાર્થ**:—( अपि वा ) આ પદો સિદ્ધાંતમાં શંકા સૂચવે છે. ( एकस्यां शाखायाम् ) એક શાખાસ્થ ( विधिपृथक्त्वम् ) વિધિનું પૃથક્પણું બીજી શાખાસ્થ કર્મ કરતાં પૃથકત્વ (व्यवतिष्ठेत) સિદ્ધ થઇ શકે ( क्रमसंयोगात् ) પોતાની શાખામાં ક્રમ, કલ્પ અને પાઠ આદિના સંયોગથી.

**ભાવાર્થ** :—દર્શપૂર્ણમાસના પ્રકરણમાં કોઇએક શાખામાં સ્વિષ્ટકૃત પછી પ્રાશિત્રદાન પઠિત છે અને પછી ઇડાવદાન. જયારે બીજી શાખામાં તેનાથી ઉલટું જ બતાવ્યું છે. આ પ્રમાણે પાઠના ફેરફારથી અનુષ્ઠાનનો ક્રમ પણ પાઠ પ્રમાણે ફરવો જ જોઇએ. આ પ્રમાણે હોવાથી સર્વ શાખાના અંગોનો ઉપસંહાર કરવા જતાં પોતાની શાખામાં જે પાઠક્રમ છે તેનો બાધ જરૂર થાય છે. આના કરતાં પ્રતિશાખા જુદું જુદું કર્મ માનવામાં આવે તો તે તે શાખાનો ક્રમ નિયત થાય. માટે કર્મના ઐક્ય કરતાં જુદું કર્મ માનવું એજ વધારે સારૂ છે. ॥ ૩૧ ॥ ઉકત શંકાનું સમાધાન કરે છે.

**विरोधिना त्वसंयोगाद् ऐक्यकर्म्ये तत्संयोगाद् विधीनां सर्वकर्मप्रत्ययः स्यात् ॥ ३२ ॥**

**પદાર્થ** :—( तु ) શંકાની નિવૃત્તિ સૂચવે છે. ( विरोधिना ) અનુષ્ઠાન ક્રમના વિરોધી પાઠક્રમ સાથે ( असंयोगात् ) અંગાનુષ્ઠાનનો સંબંધ ન થઇ શકતો હોવાથી ( ऐक्यकर्म्ये ) આગળ બતાવેલી યુક્તિઓથી સર્વશાખાઓમાં એક જ કર્મ છે એવું સિદ્ધ થવાથી ( विधीनाम् ) બધી અંગ વિધિઓનો ( तत्संयोगात् ) એક કર્મવિધિ સાથે સંબંધ હોવાથી ( सर्वकर्मप्रत्ययः ) સર્વશાખા વિહિત ક્રમને અનુસરી અંગોનું અનુષ્ઠાન ( स्यात् ) થાય છે.

**ભાવાર્થ** :—જયારે પૂર્વ આપેલા હેતુઓથી સર્વશાખાગત એક જ કર્મ છે એવું સિદ્ધ થાય છે તો પછી સર્વશાખાસ્થ અંગવિધિઓનો એક કર્મમાં સમન્વય થવોજ જોઇએ. જયાં વિરુદ્ધ ક્રમ જણાય ત્યાં એક પ્રયોગમાં તેનો સંબંધ થઇ શકે નહિ માટે તે ઠેકાણે પ્રયોગના ભેદથી સમાવેશ કરવો જોઇએ. પ્રયોગ ભેદથી કંઇ કર્મ ભિન્ન થઇ શકતું નથી, માટે સર્વશાખાઓ અગ્નિહોત્રાદિ એક જ કર્મ છે. ॥ ૩૨ ॥

इति मीमांसाभाष्ये द्वितीयाध्यायस्य चतुर्थः पादः । समाप्तोऽयं द्वितीयोऽध्यायः ।



## अथ तृतीयेऽध्याये प्रथमः पादः

### પ્રતિજ્ઞાધિકરણ

**अथातः शेषलक्षणम् ॥ १ ॥**

**પદાર્થ** :—( अथ ) શબ્દાન્તર–આદિ ૭ પ્રમાણોથી કર્મના ભેદનું અપવાદ સહિત નિરૂપણ કર્યા પછી ( अतः ) શેષશેષિભાવ ભેદગર્ભિત હોવાથી ( शेषलक्षणम् ) શેષનું લક્ષણ બાંધવામાં આવે છે.

**ભાવાર્થ** ;—शब्दान्तरे कर्मभेदः कृतानुबन्धित्वात् । ૨–૨–૧ ઇત્યાદિ સૂત્રોથી કર્મભેદનું

નિરૂપણ કર્યું છે તેના અપવાદો પણ બતાવ્યા છે ને હવે શેષ કોને કહેવું તેનું લક્ષણ બાંધે છે. કર્મ ભિન્ન હોય તો જ તેમાં એક શેષ અને બીજુ શેષી કહેવાય માટે શેષનું લક્ષણ ભેદોત્તર બતાવવામાં આવે છે. ॥ ૧ ॥

## શેષલક્ષણાધિકરણ

## शेषः परार्थत्वात् ॥ २ ॥

**પદાર્થ :**—( शेषः ) શેષ ( परार्थत्वात् ) પરાર્થત્વને લીધે છે.

**ભાવાર્થ :**—જે પરાર્થ ( બીજાને માટે ) હોય તે શેષ કહેવાય છે એટલે પરાર્થત્વ એ જ શેષનું લક્ષણ છે. યાગમાં વ્રીહિ આદિ સ્વભિન્ન યાગને માટે હોવાથી વ્રીહિ શેષ કહેવાય છે અને યાગરૂપ કર્મ શેષી કહેવાય છે. यो यदर्थ प्रवृत्तिविषयी क्रियते स तदङ्गमिति व्याप्तिः જે જેને માટે પ્રવૃત્તિનો વિષય બનાવવામાં આવે તે તેનું અંગ ગણાય છે. એવી વ્યાપ્તિ છે. यः परस्य उपकारे वर्तते स शेषशेषः જે બીજાના ઉપકાર નિમિત્તે હોય તે શેષ કહેવાય છે. ( આવું શાબરભાષ્યમાં વાક્ય છે. ) ॥ ૨ ॥

## શેષત્વલક્ષ્યનુ અધિકરણ.

## द्रव्यगुणसंस्कारेषु बादरिः ॥ ३ ॥ પૂર્વપક્ષ

**પદાર્થ :**—( द्रव्यगुणसंस्कारेषु ) દ્રવ્ય, ગુણ અને સંસ્કારમાં જ શેષત્વ અથવા અંગત્વ હોય છે એવું ( बादरिः ) બાદરિ આચાર્ય માને છે.

**ભાવાર્થ:**—ઉપર બતાવવામાં આવેલું શેષનું લક્ષણ દ્રવ્ય, ગુણ અને સંસ્કારમાં જ હોય છે કે યાગ અને ફળમાં પણ હોય છે ? આ સંશયમાં પૂર્વપક્ષનું માનવું છે કે, દ્રવ્ય એટલે વ્રીહિ આદિ, ગુણ એટલે અરુણ આદિ અને સંસ્કાર પ્રોક્ષણ આદિ આ ત્રણમાં જ પારાર્થ્ય હોવાથી એ ત્રણ જ શેષ તરીકે અથવા અંગ તરીકે હોય છે. પૂર્વપક્ષના મતમાં ફળ અને યાગ અંગ તરીકે ગણાતા નથી. એ બાબતને આગળ વધારે સ્પષ્ટ કરવામાં આવશે. ॥ ૩ ॥

## સિદ્ધાંત સૂત્ર. कर्माण्यपि जैमिनिः फलार्थत्वात् ॥ ४ ॥

**પદાર્થ:**—( कर्माणि ) કર્મો ( अपि ) પણ ( फलार्थत्वात् ) ફળને માટે હોવાથી તે પણ ( યાગાદિ કર્મ પણ ) શેષ તરીકે છે એવું ( जैमिनिः ) જૈમિનિ આચાર્ય માને છે.

**ભાવાર્થ:**—યાગ આદિ કર્મો પણ શેષ તરીકે છે કારણ ઉપર જે શેષનું લક્ષણ બાંધવામાં આવ્યું છે તે યાગ આદિ કર્મોમાં પણ ઘટી શકે છે. યાગ-આદિ કર્મ ફળને માટે હોય છે. માટે યાગમાં પણ ફળને ઉદ્દેશી પરાર્થત્વ છે. ॥ ૪ ॥

## फलं च पुरुषार्थत्वात् ॥ ५ ॥

**પદાર્થ:**—( च ) અને ( फलम् ) ફળ પણ શેષ તરીકે ગણાય છે ( पुरुषार्थत्वात् ) કારણ કે ફળ પુરૂષને માટે હોય છે.

**ભાવાર્થ:**—ફળમાં પણ પારાર્થ્યરૂપ શેષનું લક્ષણ આવી જતું હોવાથી ફળને પણ શેષ તરીકે ગણવું જોઇએ. સ્વર્ગ-આદિ ફળ પુરૂષને માટે હોય છે. માટે પુરૂષને ઉદ્દેશી ફળ પણ શેષ અથવા અંગ તરીકે ગણવું જોઇએ. ફળ પુરૂષનું અંગ હોય છે. એવું જૈમિનિ આચાર્ય માને છે. ॥ ૫ ॥

## पुरुषश्च कर्मार्थत्वात् ॥ ६ ॥

**પદાર્થ**:— ( च ) અને ( पुरुषः ) પુરૂષ પણ શેષ છે કારણ કે, તે ( कर्मार्थत्वात् ) કર્મ કરવા માટે છે.

**ભાવાર્થ** :—જેમ દ્રવ્ય, ગુણ આદિ શેષ છે તેમ પુરૂષ પણ કર્મની અપેક્ષાએ શેષ બને છે અને કર્મ શેષી અર્થાત્ મુખ્ય બને છે. આ ઠેકાણે શબર આચાર્ય આ પ્રમાણે લખે છે. ' पुरुषोऽपि " औदम्बरीसमानादिषु गुणभूतः श्रूयते, तस्मात् अनवधारणा एषा, 'द्रव्यगुणसंस्कारेषु शेषत्वम्' बादरिर्मेने इति " આનો અર્થ:-પુરૂષ પણ ઓદમ્બરી-સંમાન આદિ કર્મોમાં ગુણભૂત સંભળાય છે માટે બાદરિ આચાર્યે દ્રવ્ય, ગુણ અને સંસ્કારમાં જ શેષત્વ સ્વીકાર્યું છે તે કાંઇ નિશ્ચયાત્મક નથી. ॥ ૬ ॥

**હવે નિર્વપણ આદિ અર્થાનુસાર વ્યવસ્થિત વિષયવાળા છે એ અધિકરણ સમજાવે છે.**

## तेषामर्थेन सम्बन्धः ॥७॥

**પદાર્થ**:—( तेषाम् ) નિર્વપણ અને અવહનન આદિનો ( अर्थेन ) દષ્ટ ફલ જે વિતુષીભાવ આદિ છે તેના સાથ ( सम्बन्धः ) સંબંધ છે.

**ભાવાર્થ** :—' दर्शपूर्णमासौ । दर्शपूर्णमासाभ्यां स्वर्गकामो यजेत । ' આ વાક્યમાં સાથે કેટલાક ધર્મોનું શ્રવણ થાય છે. નિર્વપણ ( કાપવું ) प्रोक्षणम् ( ધોઇને સાફ કરવું ) અને અવહનન (ખાંડવું) આ ક્રિયારૂપ ધર્મો ઔષધના છે. ઉત્પવન વિલાપન, ગ્રહણ અને આસાદન આ ઘીના ધર્મ છે. શાખા લાવવી, ગાયોને હાંકી લાવવી, દોહન કરવું આ બધા સાન્નાય અર્થાત્ દહીં અને દૂધના ધર્મો છે. સાન્નાય એ દહીં અને દૂધ રૂપ હવિષનું નામ છે. હવે આમાં સદેહ એ છે કે ઉપર કહેલા ક્રિયારૂપ ધર્મો ઓષધ, આજય અને સાન્નાય્ય એ બધાના શેષ રૂપ છે કે અમુક ઔષધના, અમુક આજયના અને અમુક સાન્નાય્યના છે. અમુકના અમુક જ ધર્મશેષ છે એનું નામ વ્યવસ્થા અને સર્વના સર્વ સાથે સંબધ બતાવવો એનું નામ અવ્યવસ્થા. આમાં સિદ્ધાંતપક્ષ વ્યવસ્થાને જ માને છે. અવહનન આદિનો દષ્ટ અર્થ સાથેજ સંબંધ છે અર્થાત્ અવહનન અને ઔષધમાં ઔષધ શેષી છે અને એનું અવહનન શેષ છે. ઔષધને માટે જ અવહનન છે. અવહનનનો ( ખાંડવાનો ) સંબંધ આજયની સાથે નથી માટે એ બેનો શેષશેષિભાવ પણ નથી. અવહનન આદિનો ઘૃતાદિ સાથે સંબધ માની તેનું કાંઇ અદષ્ટ ફળ કલ્પવું એ તો જયારે દષ્ટફલ દેખાતું હોય ત્યારે અન્યાય્ય છે, માટે સિદ્ધાંતપક્ષમાં વ્યવસ્થાથી જ સંબંધ છે. ॥૭॥

## विहितस्तु सर्वधर्मः स्यात् संयोगतोऽविशेषात् प्रकरणाविशेषाच्च ॥८॥

**પદાર્થ**:—( तु ) પૂર્વપક્ષને સૂચવે છે. ( विहितः ) શાસ્ત્રથી વિહિત ( सर्वधर्मः ) સર્વનો શેષ ( स्यात् ) છે. ( संयोगतः अविशेषात् ) સાક્ષાત્ અથવા પરંપરા સંબંધથી સમાન હોવાથી ( च ) અને ( प्रकरणाविशेषात् ) દર્શપૂર્ણ પ્રકરણ પાઠનો પણ અવિશેષ હોવાથી.

**ભાવાર્થ**:—નિર્વપ-, પ્રોક્ષણ અને અવહનન આદિ ક્રિયા ધર્મ ખાસ ઔષધ આદિનાજ ધર્મ નથી પણ એનો સંબંધ દ્રવ્યસામાન્ય સાથે છે. અવહનનરૂપ ધર્મ કેવળ વ્રીહિને ઉદ્દેશીને જ નથી પણ દ્રવ્ય માત્રને ઉદ્દેશીને છે. तथा च उद्देश्यतावच्छेदकस्य सर्वद्रव्यवृत्तित्वात् अन्यवस्थिता एव प्रवर्तन्ते એટલે કે ઉદ્દેશ્યતાનો અવચ્છેદક ધર્મ સર્વ દ્રવ્યગત હોવાથી અવહનન-આદિ ધર્મો અવ્યવસ્થિત છે અને પરમાપૂર્વ સાથે એનો સંબંધ છે. જો કે અવહનન આદિ ધર્મ

વ્રીહિ-આદિમાં જ ઉપકારક છે, છતાં વિધાન સામર્થ્યથી સર્વત્ર એ ઉપકારક છે એવું અનુમાન કરવું જોઇએ અને તે ઉપકાર અદૃષ્ટ જ રહેશે. ॥ ૮ ॥ સિદ્ધાંતમાં યુક્તિ બતાવે છે.

**अर्थलोपादकर्म स्यात् ॥ ९ ॥**

**પદાર્થ:**—( अर्थलोपात् ) દૃષ્ટ ઉપકારના લોપથી ( अकर्म ) અકર્મ ( स्यात् ) થાય.

**ભાવાર્થ:**—જો કે પ્રકરણ અને સંબંધની સમાનતા છે તથાપિ અવહનન આદિ ક્રિયાધર્મનો સંબંધ બધાં દ્રવ્ય સાથે થઈ શકશે નહીં, કારણ કે એ સંબંધ માનવાથી એવું કશું ફળ જણાતું નથી. આજ્યની સાથે અવહનનનો સંબંધ જોડવાથી આજ્યમાં એનું શું ફળ જણાય છે ? અને ફળ જણાયા વગર આજ્ય સાથે અવહનનરૂપ ક્રિયાનું અનુષ્ઠાન પણ કેવી રીતે થઇ શકે ? એજ પ્રમાણે ઉત્પવનરૂપ ક્રિયાધર્મનું વ્રીહિમાં અનુષ્ઠાન પણ કેવી રીતે થઇ શકે ? આ કારણથી જ્યાં ફળ જણાય ત્યાં જ ઉક્ત ક્રિયાનો સંબંધ માની શેષશેષિભાવ માનવો જોઇએ. ॥ ૯ ॥

**फलं तु सह चेष्टया शब्दार्थोऽभावाद् विप्रयोगे स्यात् ॥ १० ॥**

**પદાર્થ:**—( तु ) પૂર્વપક્ષની નિવૃત્તિ સૂચવે છે. ( फलम् ) ક્રિયાનું પરિણામ ( चेष्टया सह ) જે દ્રવ્યમાં ક્રિયા થાય છે ત્યાં જ જણાય છે. માટે ( शब्दार्थः ) વિધિરૂપ શબ્દનો અર્થ ત્યાંજ ચરિતાર્થ થાય છે. ( विप्रयोगे ) જ્યાં દૃષ્ટ ફળ ન જણાય ત્યાં ( अभावात् ) દૃષ્ટ ઉપકાર ન થવાથી અવઘાત રૂપ શબ્દનો અર્થ અભાવ ( स्यात् ) થાય.

**ભાવાર્થ:**—જે દ્રવ્યમાં ક્રિયા થઇ શકતી હોય ત્યાં જ તેનું ફળ દેખાય છે જેમકે અવહનન અર્થાત્ ખાંડવા રૂપ ક્રિયાનું ફળ વ્રીહિમાં તુષવિમોક ( ફોતરાંનું જુદું પડવું ) દેખાય છે માટે જ્યાં ક્રિયા ફલવતી જણાય ત્યાં જ વિધિશબ્દની પ્રવૃત્તિ માનવી જોઇએ. ખાંડવા રૂપ ક્રિયા ઘીમાં શું ફળ લાવી શકે ? અર્થાત્ કશું જ નહિ. માટે ઘૃતાદિ સાથે 'अवघ्नन्ति' રૂપ શબ્દાર્થનો સંબંધ ન માનવો જોઇએ. આગ્નેય યાગથી જે અપૂર્વ ઉત્પન્ન થાય છે તેમાં તંડુલ આદિ સન્નિકૃષ્ટ ઉપકારક છે. માટે સર્વધર્મ સર્વદ્રવ્યના શેષ ન માનવા જોઇએ. વિધાનનાં બળથી પણ દૃષ્ટ ફળનો લોપ માની સર્વધર્મોનો સર્વદ્રવ્ય સાથે શેષશેષિભાવ ન માનવો જોઇએ. ॥ ૧૦ ॥

**સ્ફ્યઆદિનું વ્યવસ્થિતત્વ છે. એ અધિકરણ**

**द्रव्यं चोत्पत्तिसंयोगात् तदर्थमेव चोद्यते ॥ ११ ॥**

**પદાર્થ:**—( च ) બહારથી થયેલા પૂર્વપક્ષનો નિરાસ સૂચવે છે. ( द्रव्यम् ) સ્ફ્ય આદિ દ્રવ્યો ( उत्पत्तिसंयोगात् ) વિધિવાક્ય નિર્દિષ્ટ ક્રિયા સાથે સંબંધ બતાવવાથી ( तदर्थम् एव ) એજ ક્રિયાને માટે ( चोद्यते ) વિધાન કરવામાં આવે છે.

**ભાવાર્થ:**—દર્શપૂર્ણમાસ પ્રકરણમાં આ પ્રમાણે પાઠ છે. स्फ्यश्च कपालानि च अग्निहोत्रहवणी च शूर्पं च कृष्णाजिनं च शम्या चोलूखलं च मुसलं च दृषच्चोपला चैतानि वै दश यज्ञायुधानि इति. ( ૧ ) સ્ફ્ય, તરવારના આકારનું કાષ્ઠમાંથી બનાવેલું સાધન, ( ૨ ) કપાલ-પુરાડાશ બનાવવાનું મૃત્તિકામાંથી બનાવવામાં આવેલું પાત્ર. ( ૩ ) અગ્નિહોત્રહવણી-હવિષ હોમવાનું કાષ્ઠનું પાત્ર. ( ૪ ) શૂર્પ-યજ્ઞમાં વપરાતું સૂપડું. ( ૫ ) કૃષ્ણાજિન-કાળા મૃગનું ચામડું. ( ૬ ) શમ્યા-

મુસલના આકારનું કાષ્ઠમાંથી બનાવેલું યજ્ઞનું સાધન (૭) ઉલૂખલ-ખાંડણી (૮) મુસલ ખાંડવાનું સાધન, સાબેલું (૯) દૃષત્-શિલા (૧૦) ઉપલા-યજ્ઞમાં વપરાતું સાધન વિશેષ. આ દસ યજ્ઞના આયુધ અર્થાત્ સાધન છે. स्फ्येनोद्धन्ति='સ્ફ્ય'થી ઉદ્ધનન કરે છે. कपालेषु पुरोडाशं श्रपयति=કપાલમાં પુરોડાશ બનાવે છે. अग्निहोत्रहवण्या हवींषि निर्वपति અગ્નિહોત્રહવણીથી હવિષ્ હોમે છે. शूर्पेण तण्डुलान् विविनक्ति સૂપડાથી ફોતરામાંથી ચોખાને જુદા પાડે છે. कृष्णाजिनमुलूखलस्याधस्तादुपस्तृणाति=ઉલૂખલ નીચે કૃષ્ણાજિનને પાથરે છે. शम्यायां दृषदमादधाति શમ્યા ઉપર શિલાને મૂકે છે. उलूखलमुसलाभ्यामवहन्ति ઉલૂખલ અને મુસલ વડે ખાંડે છે. दृषदुपलाभ्यां पिनष्टि= દૃષદ્ અને ઉપલા વડે દળે છે. આ પ્રમાણે પાઠ છે.

હવે આ ઠેકાણે સ્ફ્ય આદિ દશ સાધનદ્રવ્ય એ દ્રવ્યમાત્રના લક્ષક છે કે શક્ય અર્થના જ વાચક છે. આમાં પૂર્વપક્ષ એમ માને છે કે સ્ફ્ય આદિ દશ યજ્ઞનાં સાધન છે એમ કહ્યું છે માટે ઉદ્ધનન એ દસ દ્રવ્યમાંથી ગમે તે સાધનથી કરવું, જ્યારે સિદ્ધાન્તવાદીનું માનવું છે કે જે દ્રવ્યથી જે ક્રિયા બતાવી છે તે ક્રિયા તેજ દ્રવ્યથી કરવી, ગમે તે દ્રવ્યથી નહીં. વિધિવાક્યથી જે દ્રવ્યથી જે ક્રિયા બતાવી હોય તેજ ક્રિયાનું અંગ તે દ્રવ્ય થાય છે. માટે સ્ફ્ય આદિ દ્રવ્યો તે તે ક્રિયામાં વ્યવસ્થિત જ છે. સ્ફ્યથી જ જો ઉદ્ધનન કર્યું હોય તો જ અપૂર્વ થાય છે નહીં તો નહીં એવું વિધિબળથી માનવું જોઇએ. ઉદ્ધનન એટલે ખોદવું. દ્રવ્ય શેષ છે અને ક્રિયા શેષી છે. શેષશેષિભાવ અર્થાત્ અંગાંગિભાવ વિધિવાક્યોમાં બતાવ્યા પ્રમાણે જ માનવો. ॥ ૧૧ ॥

## આરુણ્યાદિ ગુણોનું અસંકીર્ણત્વ-અધિકરણ.

## अर्थैकत्वे द्रव्यगुणयोरैककर्म्यान्नियमः स्यात् ॥ १२ ॥

પદાર્થ:—(अर्थैकत्वे) એક વાક્યાર્થમાં (द्रव्यगुणयोः) દ્રવ્ય અને ગુણનો એક ક્રિયામાં અન્વય રૂપ એકાર્થ સંભવિત છે. માટે (नियमः) પરિચ્છેદ્ય પરિચ્છેદકભાવ નિયમ-તે દ્રવ્ય અને ગુણનો નિયમ (स्यात्) થાય (ऐककर्म्यात्) એકાર્થપ્રતિપાદકત્વરૂપ એકવાક્યતા હોવાથી.

ભાવાર્થ—જ્યોતિષ્ટોમ પ્રકરણમાં ક્રયસંનિધિમાં આ પ્રમાણે વાક્ય છે. "अरुणया पिङ्गाक्ष्यैकहायन्या सोमं क्रीणाति इति" આ વાક્યમાં એકહાયની અને પિંગાક્ષી આ બે પદો દ્રવ્ય-વાચક છે. બહુવ્રીહિ સમાસમાં અન્યપદાર્થમાં શક્તિ છે એવું સ્વીકારવામાં આવ્યું છે. માટે એ બન્ને પદના અર્થોનો ક્રયમાં ક[illegible]રૂપે અન્વય થવામાં કોઇ પણ જાતનો બાધ નથી. આ કારણથી એ બે પદાર્થોને છોડી અરુણાસ્થળનો વિચાર આ આધકરણમાં કરવામાં આવ્યો છે.

અરુણાપદ ક્રયની સાથે સંબંધ પામે છે કે વાક્ય દ્વારા તેને પૃથક્ કરી પ્રકરણમાં આવેલાં બધાં દ્રવ્યો સાથે સંબંધ છે? આ સંશયમાં પૂર્વપક્ષવાદીનું એવું માનવું છે કે 'અરુણા' પદ રૂપવિશેષનું વાચક છે અને રૂપ એ તો ગુણ છે અને ગુણ પોતે ક્રય રૂપ ક્રિયામાં કરણ તરીકે સંબદ્ધ થઇ શકે નહિ, માટે વાક્યથી એ પદનો વિચ્છેદ કરી અરુણાના પ્રકરણગત સર્વદ્રવ્યની સાથે સંબંધ રાખવો જોઇએ. આ પૂર્વપક્ષના ઉત્તર રૂપે આ સૂત્ર લખવામાં આવ્યું છે.

અરુણાપદનો અર્થ ભલે ગુણ હોય એનો સાક્ષાત્ સંબંધ ક્રય રૂપ ક્રિયામાં ભલે ન થઇ શકે પણ 'અરુણા' રૂપ ગુણનો ગોરૂપ દ્રવ્યની સાથે સંબંધ હોવામાં કોઇ પણ જાતનો દોષ નથી. અને એ ગોરૂપ દ્રવ્યનો કરણત્વથી ક્રય સાથે અન્વય થઇ શકશે. અર્થાત્ 'અરુણ'નો પરંપરા સંબંધથી ક્રય સાથે અન્વય થવામાં કોઇપણ દોષની પ્રતીતિ નથી. એટલે ઉક્ત વાક્યનો

અર્થ આ પ્રમાણે થશે. ' લાલ, એકવરસની, અને પીંગળી આંખવાળી ગાયથી સોમ ખરીદવો ' ગ્રહ, ચમસ આદિ દ્રવ્ય સાથે અરુણાનો સંબંધ થઈ શકશે નહિ. કારણ કે ગ્રહ આદિ તો પાત્ર છે અને તે ક્રયનું સાધન નથી. वाससा क्रीणाति अजया क्रीणाति. વાસસ્ અને અજાની સાથે પણ અરુણાનો સંબંધ નથી કારણ કે એ તો ક્રયાન્તરના સાધન છે. માટે અરુણા પદનો અર્થ ગોરૂપ દ્રવ્યની સાથેજ છે. ' आरुण्यविशिष्टैक हायन्या क्रीणाति ' इत्यर्थः पर्यवस्यति । આરુણ્ય ગુણવિશિષ્ટ એકવરસની ( ગાયથી ) સોમ ખરીદવો એજ અર્થ થાય છે. આ કારણથી આરુણ્ય રૂપ ગુણ ગોરૂપ દ્રવ્યનોજ શેષ છે. ગાય શેષી છે અને આરુણ્ય શેષ છે. ॥ ૧૨ ॥

## ઉદ્દેશ્યગત સંખ્યાનું અવિવક્ષિતત્વ–અધિકરણ

પૂર્વપક્ષ **एकत्वयुक्तमेकस्य श्रुतिसंयोगात्** ॥ १३ ॥

પદાર્થ :—( एकत्वयुक्तम् ) એકત્વસંખ્યાયુક્ત ગ્રહ આદિ દ્રવ્ય ( एकस्य ) સંમાર્ગ આદિનું ઉદ્દેશ્ય છે ( श्रुतिसंयोगात् ) એકત્વવાચકપદ ઘટિત હોવાથી.

ભાવાર્થ :—' स एवं विद्वान् सोमेन यजेत ' સોમયાગના પ્રકરણમાં આ પ્રમાણે પાઠ છે. दशापवित्रेण ग्रहं संमार्ष्टि ( કપડાના ટુકડાથી ગ્રહ નામના પાત્રને સાફ કરવું. ત્ર પ્રકરણમાં अग्नेस्तृणानि अपचिनोति ( અગ્નિ પાસેથી તૃણ દૂર કરવું ) पुरोडाशं पर्यग्नि करोति ( પુરોડાશનું પર્યગ્નિ કરવું ) આ ઠેકાણે ગ્રહ આદિ પ્રાતિપદિકની પાછળ આવેલી બીજી વિભક્તિનું એકત્વ વિવક્ષિત છે કે નહિ ? આ વિચારણામાં પૂર્વપક્ષવાદી એકત્વને વિવક્ષિત માને છે ઐન્દ્રવાયવ આદિ દશ ગ્રહો છે. એ બધામાં કોઈ એક ગ્રહનું સંમાર્જન દશાપવિત્રથી કરવું, કારણ કે " ग्रहम् " અહિંઆ દ્વિતીયાના એક વચનની શ્રુતિ છે, માટે ગ્રહગત એકત્વ વિવક્ષિત છે. ગ્રહ શબ્દ જાતિવાચક છે, જાતિ સંસ્કાર્ય હોવાથી જાતિનો કોઈ પણ આશ્રય=વ્યક્તિ સંસ્કૃત થવાથી જાતિ પણ સંસ્કૃત થઈ શકશે, માટે એક જ ગ્રહનો સંમાર્ગ કરવો જોઈએ. ॥ ૧૩ ॥

સિદ્ધાંત સૂત્ર **सर्वेषां वा लक्षणत्वादविशिष्टं हि लक्षणम्** ॥ १४ ॥

પદાર્થ :—( वा ) પૂર્વપક્ષની વ્યાવૃત્તિ સૂચવે છે. ( सर्वेषाम् ) બધા ગ્રહોનો સંમાર્ગ કરવો જોઈએ. ( लक्षणत्वात् ) ગ્રહત્વજાતિરૂપ લક્ષણ સર્વગ્રહો[illegible]હોવાથી ( लक्षणम् ) શક્ય સંબંધ રૂપ લક્ષણા ( अविशिष्टम् ) એક સમાન છે.

ભાવાર્થ :—ग्रहं संमार्ष्टि આ ઠેકાણે 'ગ્રહ ' પદનો ગ્રહત્વ અર્થ છે. ગ્રહત્વ સર્વગ્રહો ઉપર એક જ છે. જાતિનું સંમાર્જન થઈ શકતું નથી માટે એનો આશ્રય જે વ્યક્તિ હોય તેનું સંમાર્જન કરવું જોઈએ. જાતિના આશ્રયભૂત દસ ગ્રહ ઉપસ્થિત થાય છે. આ દશ ગ્રહોમાંથી અમુક એક જ ગ્રહનુ સંમાર્જન કરવુ એમાં કોઈ નિયામક નથી માટે દશે ગ્રહોનું સંમાર્જન કરવું જોઈએ. સંમાર્જન અને સંમાર્ગ એકજ અર્થના વાચક છે. આજ પ્રમાણે અગ્નિ પદથી સર્વ અગ્નિ અને પુરોડાશ પદથી સર્વ પુરોડાશ સમજવા. કોઈ એક અગ્નિ અથવા એક પુરોડાશ સમજવા નહિ. ગ્રહ આદિ શેષી છે અને સંમાર્ગ આદિ શેષ છે. ॥ ૧૪ ॥

આક્ષેપનું નિરાકરણ

**चोदिते तु परार्थत्वाद् यथाश्रुतिः प्रतीयेत** ॥ १५ ॥

પદાર્થ :—( तु ) દૃષ્ટાંતની વિષમતા સૂચવે છે, ( चोदिते ) વિહિત પશુ આદિ ઉપાદેયમાં

તે: ( यथाश्रुतिः ) શ્રુતિનું અતિક્રમણ કર્યા વગર એકત્વઆદિથી વિશિષ્ટ પશુની (प्रतीयेत) પ્રતીતિ થાય છે. ( परार्थत्वात् ) પ્રધાનાર્થક હોવાથી.

ભાવાર્થ :—' पशुना यजेत ' આ ઠેકાણે પશુ શબ્દની પાછળ તૃતીયા વિભક્તિ છે અને તે એકવચન છે. અહીં એકવચન અર્થાત્ એકત્વ વિવક્ષિત છે. કારણ કે ' પશુ ' યાગ પ્રત્યે ગુણભૂત છે न हि ' प्रतिगुणं प्रधानस्य आवृत्तिः ' ગુણને લીધે પ્રધાનની આવૃત્તિ થઈ શકતી નથી, પણ પ્રધાનને લીધે ગુણની આવૃત્તિ થઈ શકે છે. ' प्रतिप्रधानं गुण आवर्तनीयः ' ગ્રહ પ્રત્યે સંમાર્ગ ગુણભૂત છે તેથી જેટલા પ્રધાનભૂત ગ્રહો છે તેટલા ગુણભૂત સંમાર્ગોની આવૃત્તિ કરવી જોઈએ, सर्वेषु ग्रहेषु समार्गप्राप्तौ संमार्गः कियत्सु कार्यः इत्याकाङ्क्षैव नोदेति अतोऽविवक्षा સર્વ ગ્રહોમાં સંમાર્ગ કર્યા પછી કેટલા ગ્રહોમાં સંમાર્ગ કરવો એવા પ્રકારની આકાંક્ષા જ ઉદિત થતી નથી માટે ગ્રહોત્તરવર્તી દ્વિતીયા વિભક્તિનું એકત્વ વિવક્ષિત નથી. અર્થાત્ સોમયાગ દશ ગ્રહોનો શેષ સંમાર્ગ છે કોઈ એકાદનો નહિ. એજ પ્રમાણે અગ્નિ અને પુરોડાશના સંબંધમાં પણ સમજવું. ॥ ૧૫ ॥

હવે ચમસ–આદિમાં સંમાર્ગ–આદિનો અપ્રયોગ છે એ અધિકરણ સમજાવે છે.

પૂર્વપક્ષ संस्काराद् वा गुणानामव्यवस्था स्यात् ॥१६॥

પદાર્થ—(वा) પૂર્વપક્ષને સૂચિત કરે છે. ( गुणानाम् ) સંમાર્ગ આદિ ગુણોની (अव्यवस्था) ગ્રહોનો જ સંમાર્ગ થવો જોઈએ અને ચમસ આદિનો નહિ આવી વ્યવસ્થા અર્થાત્ નિયમ ન હોવાથી અવ્યવસ્થા અર્થાત્ અનિયમ ( स्यात् ) થશે. ( संस्कारात् ) કારણ સંમાર્ગ તો સંસ્કાર છે તે તો ગ્રહ અને ચમસ આદિ બધાને લાગુ પડે છે.

ભાવાર્થ:—ग्रहं संमार्ष्टि ઇત્યાદિમાં જે સંમાર્ગ અર્થાત્ શુદ્ધિકરણ બતાવ્યું છે તે જેમ ગ્રહને લાગુ પડે છે તેમ ચમસ આદિને પણ લાગુ પડે છે. એટલે જેમ ગ્રહોને શુદ્ધ કરવા તેમ ચમસ આદિને પણ શુદ્ધ કરવા. ગ્રહ તો માત્ર ઉપલક્ષણ છે. જેમ કોઈ ભોજન વખતે કહે થાળી આદિ સાફ કરો તો તેનો અભિપ્રાય એ છે કે થાળી લોટા વાટકા વગેરે જે કંઈ ભોજન વખતે ઉપયોગી હોય તે બધું સાફ કરવું. થાળી તો માત્ર ઉપલક્ષણ તરીકે ઉપયુક્ત છે. સંમાર્ગ એ તો સંસ્કાર છે અને સંસ્કારોદ્દેશ્યતાવચ્છેદક ધર્મ અપૂર્વના સાધનમાં છે. આ અવચ્છેદક ધર્મ જેવો ગ્રહમાં છે તેવો જ ચમસ આદિમાં પણ છે. માટે સંમાર્ગ ગ્રહ અને ચમસ આદિનો પણ શેષ છે. ॥ ૧૬ ॥

व्यवस्था वा अर्थस्य श्रुतिसंयोगात् तस्य शब्दप्रमाणत्वात् ॥१७॥

પદાર્થ :—( वा ) પૂર્વપક્ષની અસારતા સૂચવે છે. ( व्यवस्था ) ગ્રહોનો જ સંમાર્ગ થવો જોઈએ ચમસ–આદિનો નહિ એવો નિયમ છે, અર્થાત્ વ્યવસ્થા છે. ( अर्थस्य ) ગ્રહરૂપ અર્થનો ( श्रुतिसंयोगात् ) શબ્દ સાથે મુખ્ય વૃત્તિથી સંબંધ હોવાથી. ( तस्य ) અપૂર્વ સાધનમાં ( शब्दप्रमाणत्वात् ) શબ્દ પ્રમાણ હોવાથી.

ભાવાર્થ:—સંમાર્ગનો સંબંધ કેવળ ગ્રહ સાથે જ છે ચમસ આદિ સાથે નથી. ग्रहं संमार्ष्टि આ વાક્યથી ગ્રહાપૂર્વજ લક્ષિત થાય છે. ગ્રહરૂપ અર્થ અપૂર્વનો સાધક છે તેમાં શબ્દ પ્રમાણ છે એટલે ગ્રહપદ લાક્ષણિક નથી તેથી ગ્રહ અને ચમસ આદિ ગ્રહપદથી ઉપલક્ષિત

થતા નથી. લોકોમાં અર્થજ્ઞાન અર્થલક્ષણ હોવાથી અર્થથી જ સ્થાળીથી બીજાં સાધનો પણ સમજી શકાય છે પણ વૈદિક વાક્યમાં તો શબ્દલક્ષણ બોધ થતો હોવાથી જે શબ્દ કહે તે જ અર્થ માનવો જોઇએ. લક્ષણા કરવી નહિ. આથી સિદ્ધ થાય છે કે ग्रहं संमार्ष्टि આ વાક્ય સ્થળે ગ્રહગત એકત્વ વિવક્ષિત નથી પણ ગ્રહગત ગ્રહત્વ તો વિવક્ષિત છેજ. અર્થાત્ સંમાર્ગ ગ્રહોનો જ શેષ છે બીજાનો નહિ. ॥ ૧૭ ॥

સપ્તદશારત્નિત્વ એ પશુધર્મત્વ છે. એ અધિકરણ સમજાવે છે.

आनर्थक्यात् तदङ्गेषु ॥ १८ ॥

**પદાર્થઃ**—( आनर्थक्यात् ) વાજપેયમાં યૂપ ન હોવાથી યૂપપ્રતિપાદક વાક્ય અનર્થક પડે છે. ( तदङ्गेषु ) તેથી વાજપેયના અંગભૂત પ્રાજાપત્યાદિ પશુઓના સંબંધમાં યૂપનું વિધાન હોવું જોઇએ.

**ભાવાર્થઃ**—' सप्तादशारत्निर्वाजपेयस्य यूपो भवति ' આ વાક્ય વાજપેય યાગના સંબંધમાં આવ્યું છે. આ ઠેકાણે આ પ્રમાણે વિચારણા ઉત્પન્ન થાય છે કે ' યૂપ ' પદ ગ્રહવિશેષનું લક્ષક છે કે શક્યનું વાચક છે. ( યૂપનો શક્ય અર્થ પશુ બાંધવાનો ખીલો થાય છે. ) સત્તર અરત્નિ-સંમિત વાજપેયનો યૂપ હોવો જોઇએ. આમાં પૂર્વપક્ષનું માનવુ છે કે, વાજપેય યાગ સોમ-યાગનો વિકાર છે અને વાજપેય યાગમાં યૂપનો પ્રસંગ જ નથી માટે યૂપસદૃશ વાજપેય સંબંધી ષોડશીનામક ગ્રહનું જ યૂપપદ લક્ષક છે.

સિદ્ધાંતવાદી જણાવે છે કે વાજપેયમાં યૂપ ન હોવાથી યૂપપદનું પઠન નિરર્થક જ થઇ જાય છે માટે તેને સાર્થક બનાવવા વાજપેયના અંગભૂત પ્રાજાપત્ય–આદિમાં જે પશુઓ છે તેની સાથે સંબંધ ધરાવે છે. પૂર્વપક્ષના મતમાં યૂપપદની લક્ષણા ષોડશી ગ્રહમાં કરવી પડે છે જ્યારે સિદ્ધાંતવાદી પક્ષ યૂપનો અર્થ જે છે તે જ રહે છે, લક્ષણા કરવી પડતી નથી. વગર લક્ષણાએ સંગતિ લાગી જતી હોય તો લક્ષણા ન કરવી એજ ઉચિત છે. वाजपेयस्य આ ઠેકાણે જે ષષ્ઠી વિભક્તિ છે તેનો વાચ્ય અર્થ સંબંધ સામાન્ય છે માટે પરંપરા સંબંધથી પ્રાજાપત્ય–આદિ શક્યાર્થ થઇ શકશે. માટે યૂપપદનો શક્ય અર્થ જ લેવો અને તે પ્રાજાપત્યમાં પશુનો જ શેષ છે. ॥૧૮॥

અભિક્રમણ આદિ પ્રયાજમાત્રનું અંગ છે એ અધિકરણ સમજાવે છે.

પૂર્વપક્ષ कर्तृगुणे तु कर्मासमवायात् वाक्यभेदः स्यात् ॥ १९ ॥

**પદાર્થઃ**—( तु ) પૂર્વપક્ષનો દ્યોતક છે. ( कर्तृगुणे ) અભિક્રમણ રૂપ ક્રિયા કર્તાનો ગુણ હોવાથી ( कर्मासमवायात् ) એ ક્રિયારૂપ ગુણનો હોમરૂપ ક્રિયા સાથે સંબંધ ન હોવાથી ( वाक्यभेदः ) વાક્યનો ભેદ ( स्यात् ) હોવો જોઇએ.

**ભાવાર્થઃ**—દર્શપૂર્ણમાસના ' પ્રયાજ ' વાક્યોમાં આ પ્રમાણે પાઠ છે. ' अभिक्रामं जुहोति अभिजित्या ' અગ્નિની ચારે બાજુ ઘૂમીને હોમ કરવો. આ ઠેકાણે અભિક્રમણનો સંબંધ શું કેવળ ' પ્રયાજ ' ની સાથે જ છે કે સર્વહોમની સાથે ? અહીં પૂર્વપક્ષ માને છે કે અભિ-ક્રમણ એ ક્રિયા છે અને ' जुहोति ' ધાત્વર્થ પણ ક્રિયા છે. ક્રિયાનો સંબંધ કારક સાથે હોય છે ક્રિયા સાથે નહિ. માટે પ્રકરણથી પરિગૃહીત પ્રયોગ કર્તા સાથે અભિક્રમણનો સંબંધ માનવો

અને એ કર્તારૂપ કારકનો સંબંધ હોમરૂપ ક્રિયા સાથે માનવો. આ કારણથી अभिक्रम्य जुहोति આ વાક્યને ત્યાંથી અલગ કરી સંપૂર્ણ દર્શપૂર્ણમાસનો પ્રયોગ કરનાર કર્તા સાથે જોડી દઇ એ કર્તા દ્વારા અભિક્રમણ ક્રિયાથી હોમરૂપ ક્રિયા કરવી. આ પ્રમાણે અર્થ કરવો યોગ્ય છે. ॥ ૧૯ ॥

**સિદ્ધાંત સૂત્ર** **साकांक्षं त्वेकवाक्यं स्यादसमाप्तं हि पूर्वेण ॥ २० ॥**

**પદાર્થ** :—( तु ) પૂર્વપક્ષની નિવૃત્તિ સૂચવે છે. ( एकवाक्यम् )એક વાક્ય ( साकांक्षम् ) આકાંક્ષાવાળું ( स्यात् ) છે ( हि ) માટે ( पूर्वेण ) अभिक्रामम् આ જે ' णमुल् ' પ્રત્યયાંત પદ ( असमाप्तम् ) અપરિપૂર્ણ રહી જાય.

**ભાવાર્થ** :—अभिक्रामम् આ જે णमुल् પ્રત્યયાન્ત છે તેનો સંબંધ जुहोति ક્રિયાપદની સાથે છે. માટે એક વાક્ય રાખવું જોઇએ. વાક્યનો ભેદ ન કરવો જોઇએ અર્થાત્ એ પદને સંપૂર્ણ દર્શપૂર્ણમાસના કર્તા સાથે જોડવું નહિ. જ્યાં છે ત્યાં જ રાખી સંનિધિને કારણે जुहोति સાથે સંબંધ સાચવવો જોઇએ. આ કારણથી अभिक्रामम् ( અભિક્રમણક્રિયા ) નો સંબંધ પ્રયાજના જ કર્તા દ્વારા जुहोति સાથે જોડવો અને એ અભિક્રમણ પ્રયાજનું અંગ છે. ॥ ૨૦ ॥

## ઉપવીતનું પ્રાકરણિકાંગત્વ-અધિકરણ,

**संदिग्धे तु व्यवायाद् वाक्यभेदः स्यात् ॥ २१ ॥**

**પદાર્થ**:—( तु ) ઉપવીતનું સામિધેની-અંગત્વ નથી એ સૂચવે છે. (संदिग्धे) અવાન્તર પ્રકરણના સંદેહ વિષયમાં ( व्यवायात् ) વચમાં નિવિત્ સંજ્ઞક મંત્રોનું વ્યવધાન હોવાથી ( वाक्यभेदः ) સામિધેનીવાક્ય સાથે એકવાક્યતાનો ભેદ ( स्यात् ) થશે.

**ભાવાર્થ** :—' विश्वरूपो वै त्वाष्ट्रः ' એ અધ્યાયમાં સાતમાં અને આઠમાં અનુવાકમાં સામિધેનીબ્રાહ્મણનું આમ્નાન થયેલું છે. નવમા અનુવાકમાં નિવિત્સંજ્ઞક મંત્ર બ્રાહ્મણનું આમ્નાન થયું છે અને દશમા અનુવાકમાં કામ્યસામિધેનીમંત્રોનું આમ્નાન કરીને અગ્યારમાં પઠિત છે કે, ' उपव्ययत इति ' ઉપવીત વિધિ કરવો. આ ઠેકાણે ઉપવીત એટલે જનોઇની પેઠે વસ્ત્ર ડાબા ખંભા ઉપર ધારણ કરવું. આગળ પણ तिष्ठन् अन्वाह ઇત્યાદિ કેટલાક સામિધેનીના ધર્મો ભણવામાં આવ્યા છે. આ ઠેકાણે સંદેહ થાય છે કે ' ઉપવીત ' સામિધેનીનું અંગ છે કે ( સમગ્ર પ્રકરણમાં જે જે કર્મનું અનુષ્ઠાન થાય તે તે વખતે ઉપવીત ધારણ કરવું ? સર્વનું અંગ છે ? સંનિધિના બળથી ઉપવીત સામિધેનીનું જ અંગ છે એવું પૂર્વપક્ષવાદીનું માનવું છે. સિદ્ધાંતવાદીનું માનવું છે કે તે કેવળ સામિધેનીનું અંગ નથી પણ સર્વનું અંગ છે એટલે એ પ્રકરણમાં જે જે વિધિ કરવામાં આવે તે તે વખતે ઉપવીત ધારણ કરવું કારણ કે સામિધિની પ્રકરણ ' નિવિત્ ' પ્રકરણથી વ્યવહિત પડે છે તેથી ' उपव्ययते ' એ સામિધેની વાક્ય સાથે એકવાક્યતાપન્ન થઇ શકતું નથી. આ કારણથી તે મહાપ્રકરણમાં સર્વનું અંગ છે. ॥ ૨૧ ॥

## વૈકંકત આદિ પાત્રો સંપૂર્ણ યાગના અંગ છે એ અધિકરણને સ્પષ્ટ કરે છે.

**गुणानां च परार्थत्वात् असम्बन्धः समत्वात् स्यात् ॥२२॥**

**પદાર્થ**:—( च ) અને ( गुणानाम् ) ગુણો ( परार्थत्वात् ) પરાર્થ હોવાથી ( समत्वात् )

સરખાપણાને લીધે ( असम्बन्धः स्यात् ) પરસ્પર અંગાગિભાવરૂપ સંબંધ થઇ શકતો નથી.

**ભાવાર્થ**:—અગ્ન્યાધાનના સામીપ્યમાં આ પ્રમાણે પાઠ છે. वारणो यज्ञावचरः । वैकंकतो यज्ञावचरः । યજ્ઞાવચર એટલે યજ્ઞનું સાધન. આ પવમાન ઇષ્ટિનું અંગ છે કે યજ્ઞસાધન-માત્રનું અંગ છે ? આ ઠેકાણે પૂર્વપક્ષવાદીનું કથન છે કે આધાન પાસે જ પવમાન–ઇષ્ટિનો પાઠ છે તે આધાનનું અંગ હોવાથી અને આધાનમાં યાગ ન હોવાથી ત્યાં યજ્ઞસાધન પાત્ર હોવાનો પ્રસંગ જ નથી માટે તે ઠેકાણે પાઠ વ્યર્થ પડતો હોવાથી ' वाजपेयस्य यूपः । આ ઠેકાણે વાજપેયના અંગમાં યૂપનો સંબંધ બતાવ્યો છે તેમ અહીં પણ પવમાન–ઇષ્ટિમાં જ वारणो यज्ञावचरः ઇત્યાદિ અંગ રૂપે પડે છે.

સિદ્ધાંતવાદી કહે છે કે વારણ, વૈકંકત આદિ યજ્ઞના સાધન પાત્ર છે અને તેથી તે પરાર્થ છે. આધાનમાં યાગ નથી અને પવમાન ઇષ્ટિ પાસે ઉપર બતાવેલા વાક્યનો પાઠ નથી માટે પવમાન ઇષ્ટિ સાર્થ અંગાગિભાવરૂપ સંબંધ બની શકશે નહિ. આ કારણથી વારણ અને વૈકંકત આદિ સર્વયજ્ઞનું અંગ છે. ॥ ૨૨ ॥

હવે વાર્ત્રઘ્ની આદિ અનુવાક્યોનું આજયભાગાંગત્વ-અધિકરણ સમજાવે છે.

## मिथश्चानर्थसम्बन्धात् ॥२३॥

**પદાર્થ**:—( च ) પ્રધાનના અંગ તરીકે હોવાનો નિષેધ સૂચવે છે. ( मिथः ) યુગલભૂત અર્થાત્ દ્વિત્વવિશિષ્ટ યાજ્ય અને પુરોનુવાક્યનો ( अनर्थसम्बन्धात् ) પ્રધાન યાગની સાથે સંબંધ હોવો એ નિષ્પ્રયોજન છે.

**ભાવાર્થ**:—દર્શ અને પૂર્ણમાસ પ્રકરણમાં આ પ્રમાણે પાઠ છે. " वार्त्रघ्नी पौर्णमास्या-ममूच्येते । वृधन्वती अमावास्यायामिति " એ ઠેકાણે ( ૧ ) अग्निर्वृत्राणि जंघनत् , તથા ( ૨ ) त्वं सोमासि सत्पति આ બે વાર્ત્રઘ્ની વાચક ઋચાઓ છે અને ( ३ ) अग्निः प्रत्नेन जन्मना इति તથા ( ४ ) सोमगीर्भिष्ट्वा वयम् इति આ બે વૃધન્વતી નામક ઋચાઓ છે આ ચારે ઋચાઓ દર્શપૂર્ણમાસ યાગનું અંગ છે કે આજ્યભાગોનું અંગ છે ? આમાં પૂર્વ-પક્ષવાદીનું માનવું છે કે દર્શપૂર્ણમાસ યાગની સાથે એનો સંબંધ છે અને એ ચારે મંત્રો તેનાજ અંગભૂત છે. સિદ્ધાંતવાદી કહે છે કે પ્રધાનયાગની સાથે એનો સંબંધ નથી પણ આજ્ય ભાગની સાથે એનો સંબંધ છે તેથી તે આજ્યભાગનાં જ અંગ છે. નંબર–૧ અને ૩ વાળા મંત્રની દેવતા અગ્નિ છે અને ૨ તથા ૪ નંબરવાળા મંત્રના દેવતા સોમ છે. દર્શ-પૂર્ણમાસમાં સોમદેવતાક યાગ ન હોવાથી સોમદેવતાક મંત્રનો સંબંધ તેની સાથે બની શકે નહિ. વળી પૌર્ણમાસી અને અમાવાસ્યાને સપ્તમી વિભક્તિનો નિર્દેશ છે તેથી તે યાગવાચક નહીં પણ કાળવાચક છે किं च प्रयाजमन्त्रानुवाकस्यानन्तरमेवायमनुवाकः पठितः । स च आज्यभागयोरङ्गयोः क्रमः । न तु मुख्ययोर्दर्शपूर्णमासयोः । तस्मान्न मन्त्रचतुष्टयस्य मुख्ययागाङ्गत्वम् किं च आज्यभागाङ्गत्वम् અર્થ=વળી પ્રયાજ મંત્રાનુવાક પછી જ આ અનુવાદ પઠિત છે. અને તે આજ્યભાગ રૂપ અંગનો ક્રમ છે. મુખ્ય જે દર્શ અને પૂર્ણમાસનો ક્રમ નથી. માટે એ ચારે ય મંત્ર મુખ્ય યાગના અંગ નથી પણ આજ્યભાગના અંગ છે. ॥ ૨૩ ॥

હસ્તાવનેજન આદિ સંપૂર્ણ પ્રકરણનું અંગ છે. એ અધિકરણ સમજાવે છે.

## आनन्तर्यमचोदना ॥ २४ ॥

**પદાર્થ**:—( आनन्तर्यम् ) સંનિધિ ( अचोदना ) એક વાક્યતાસાધક નથી.

**ભાવાર્થ:**—દર્શપૂર્ણમાસના પ્રકરણમાં આ પ્રમાણે પાઠ છે. 'हस्तावनेनिक्ते । उलपराजिं स्तृणाति ।' હાથ ધોવા. ઉલપરાજિને પાથરે છે. वेद्यामास्तरितुं सम्पादितस्तृणस्तम्ब उलपराजिः એ ઉલપરાજિના વેદિ ઉપર પાથરવાને ભેગો કરેલો ઘાસનો સમૂહ ઉલપરાજિ કહેવાય છે. આ ઠેકાણે હસ્તપ્રક્ષાલન આસ્તરણ માટે જ છે કે એ પ્રકરણમાં કરવામાં આવતા સર્વકર્મને માટે છે? આના સંબંધમાં પૂર્વપક્ષવાદીનું કહેવું છે કે હાથ ધોઈ તૃણ રાશિને વેદી ઉપર પાથરવો. આ ઠેકાણે સ્પષ્ટ થાય છે કે તૃણ પાથરવા માટે જ હાથ ધોવાનું છે. માટે ઉલપરાજિના આસ્તરણનો જ હસ્તપ્રક્ષાલન શેષ છે, વળી બંને વાક્ય નજીકમાંજ છે. એક વાકયનીજ સન્નિધિમાં બીજું વાક્ય પડેલું છે એ સંનિધિના બળેથી પણ હસ્તપ્રક્ષાલન ઉલપરાજિના આસ્તરણનું જ અંગ છે.

સિધ્ધાંતવાદી કહે છે કે, આનન્તર્ય અર્થાત્ સંનિધિ એક વાક્યનું સાધક નથી. જો કેવળ સંનિધિ જ એક વાકયતાનું સાધક હોય તો घटमाहरति गां नयति આ બે વાકયોની પણ એક વાકયતા થવી જોઇએ. કારણ કે બંને વાકયોમાં સંનિધિ છે. અપેક્ષા રહિત સંનિધિ એક વાક્યતાનું કારણ નથી, માટે હસ્તાવનેજન પ્રકરણગત સર્વ કર્મોનું અંગ છે એમ માનવું જોઇએ. ॥ ૨૪ ॥

## वाक्यानां च समाप्तत्वात् ॥ २५ ॥

**પદાર્થ:**—( च ) અને ( वाक्यानाम् ) વાકયો ( समाप्तत्वात् ) પરસ્પર આકાંક્ષા રાખ્યા વગર સમાપ્ત થાય છે, તેથી પણ એક વાકયતા સિધ્ધ થતી નથી.

**ભાવાર્થ:**—हस्तावनेनिक्ते તથા उलपराजिं स्तृणाति આ બે વાકયોમાં એકવાકયતાનું લક્ષણ જ નથી. વિભિન્ન વાકયોમાં પરસ્પર આકાંક્ષા હોય તોજ એકવાકયતા થઇ શકે છે. તે ઉક્તવાકયોમાં નથી. अतः प्रबलाभ्यां लिंगप्रकरणाभ्यां क्रमबाधात् सर्वशेषो हस्तशुद्धिः પ્રબળ લિંગ અને પ્રકરણથી ક્રમનો બાધ થવાથી હસ્તશુદ્ધિ સર્વકર્મનો શેષ છે. ॥ ૨૫ ॥

હવે ચતુર્ધાકરણ આદિ આગ્નેય પુરોડાશમાત્રનું જ અંગ છે એ અધિકરણ સમજાવે છે. પૂર્વપક્ષ—

## शेषस्तु गुणसंयुक्तः साधारणः प्रतीयेत मिथस्तेषामसम्बन्धात् ॥ २६ ॥

**પદાર્થ:**—( तु ) પૂર્વપક્ષને સૂચવે છે. ( शेषः ) ચતુર્ધાકરણ રૂપ સંસ્કાર ( गुणसंयुक्तः ) અગ્નિરૂપ ગુણ સંબંધ વિશિષ્ટ હોવા છતાં ( साधारणः ) અગ્નિષોમ, ઐન્દ્રાગ્ન પુરોડાશ સાધારણ ચતુર્ધાકરણ ( प्रतीयेत ) પ્રતીત થાય છે કારણ કે ( तेषाम् ) અગ્નિ અને ચતુર્ધાકરણનો ( मिथः ) પરસ્પર ( असम्बन्धात् ) સંબંધ જણાતો નથી.

**ભાવાર્થ:**—દર્શપૂર્ણમાસ પ્રકરણમાં 'आग्नेयं चतुर्धा करोति' આવો પાઠ છે. આ ઠેકાણે આગ્નેય પુરોડાશ પેઠે ઐન્દ્રાગ્ન અને અગ્નિ ષોમીય પુરોડાશનો સંબંધ પણ અગ્નિ સાથે હોવાથી એ ત્રણે પુરોડાશ સાથે ચતુર્ધાકરણનો સંબંધ છે માટે ચતુર્ધાકરણ ત્રણે પુરોડાશોનું અંગ છે. એવો પૂર્વપક્ષવાદીનો મત છે. ॥ ૨૬ ॥

સિદ્ધાંત સૂત્ર.

## व्यवस्था वाऽर्थसंयोगात् लिङ्गस्यार्थेन सम्बन्धात् लक्षणार्था गुणश्रुतिः ॥२७॥

**પદાર્થ:**—( वा ) પૂર્વપક્ષની નિવૃત્તિ સૂચવે છે. ( व्यवस्था ) આગ્નેય પુરોડાશનું ચતુર્ધાકરણ છે. ( अर्थेन ) દેવતારૂપ તદ્ધિત અર્થ સાથે ( सम्बन्धात् ) સંબંધ હોવાથી.

( लिङ्गस्य ) દેવતાત્વ પર્યાપ્તિ પ્રકાશક લિંગનો ( अर्थसंयोगात् ) ઇતર નિરપેક્ષત્વરૂપ સામર્થ્ય રૂપ અર્થ સાથે સંબંધ હોવાથી ( लक्षणार्था ) અન્ય પુરોડાશનો વ્યવચ્છેદ કરવા માટે ( गुणश्रुतिः ) અગ્નિદેવતારૂપ ગુણુ સાથે સંબંધ છે.

ભાવાર્થ:—' આગ્નેય ' પદની સાથે જે તદ્ધિત પ્રત્યય જોડાયો છે તે સંબંધ સામાન્ય રૂપ અર્થમાં આવ્યો નથી પણુ માત્ર દેવતાના સંબંધમાં જ આવ્યો છે. अग्निः देवता अस्य, स आग्नेयः જેનો અગ્નિદેવતા હોય તે પુરોડાશ આગ્નેય પુરોડાશ કહેવાય છે. માટે જે પુરોડાશના અગ્નિ સાથે ઇન્દ્ર અથવા સોમ દેવતા હોય તે द्विदैवत्य પુરોડાશ કહેવાય છે, તે કેવળ આગ્નેય પુરોડાશ કહેવાતો નથી માટે જેનો સંબંધ કેવળ એક જ અગ્નિ સાથે હોય તે પુરોડાશનું ચતુર્ધાકરણુ કરવું એવું ઉક્ત વાક્યમાંથી વિધાન પ્રતીત થાય છે. આ કારણુથી વ્યવસ્થા અર્થાત્ નિયમ પ્રતીત થાય છે. માટે ચતુર્ધાકરણુ આગ્નેય પુરોડાશનું જ અંગ છે. ॥ ૨૭ ॥

इति तृतीयाध्यायस्य प्रथमः पादः

---

अथ तृतीयेऽध्याये द्वितीयः पादः

હવે લવનપ્રકાશક મંત્રોનો મુખ્ય બર્હિષમાં વિનિયોગ છે. એ નામનું અધિકરણુ સમજાવે છે. પ્રથમ અધિકરણુ ૧. આને 'બર્હિર્ન્યાય' પણુ કહેવામાં આવે છે.

अर्थाभिधानसंयोगात् मन्त्रेषु शेषभावः स्यात्
तस्मादुत्पत्तिसम्बन्धोऽर्थेन नित्यसंयोगात् ॥ १ ॥

પદાર્થ:—( उत्पत्ति सम्बन्धः ) નિત્યસંબંધ ( अर्थेन ) અર્થ સાથે હોય છે. ( नित्यसंयोगात् ) મંત્રગત પદ અને તેના અર્થનો સંબંધ નિત્ય છે એવું પ્રથમ અધ્યાયમાં સિદ્ધ કર્યું છે. અર્થ અને તેના પદનો શક્તિરૂપ સંબંધ નિત્ય છે માટે ( अर्थाभिधानसंयोगात् ) મુખ્યાર્થના કથન દ્વારા ક્રતુ સાથે સંબંધ થતો હોવાથી ( मन्त्रेषु ) મંત્રોમા ( शेषभावः स्यात् ) ક્રત્વંગત્વ થાય છે.

ભાવાર્થ :—આ પાદમાં લિંગ દ્વારા વિનિયોગનો વિચાર થાય છે. અર્થપ્રકાશ કરવાના સામર્થ્યનું નામ લિંગ છે. મંત્રાધિકરણુમાં મંત્રો કર્મસમવેતાર્થના સ્મારક હોવાથી ક્રતુના અંગભૂત હોય છે. મંત્રગત પદો બે રીતે અર્થના સ્મારક બને છે. (૧) શક્તિરૂપ સંબંધથી અને (૨) લક્ષણુારૂપ સંબંધથી. આ રીત હોય છે. હવે ' बर्हिं देवसदनं दामि ' આ મંત્રમાં ' बर्हिष् ' પદનો શક્તિરૂપ સંબંધથી તો 'કુશ' અર્થ થાય છે અને લક્ષણુાથી કુશસદશ તૃણુ વિશેષ અર્થ થાય છે. હવે સંદેહ એ થાય છે કે બન્ને પ્રકારના ઘાસ કાપવામાં ઉક્ત મંત્રનો વિનિયોગ છે કે કેવળ કુશ=દર્ભ કાપવામાં ઉક્ત મંત્રનો વિનિયોગ છે ? આ ઠેકાણે પૂર્વપક્ષવાદીનું માનવું છે કે બન્ને જાતના ઘાસ કાપવામાં ઉક્ત મંત્રનો વિનિયોગ છે. સિદ્ધાંતવાદીનું માનવું છે કે સ્વાભાવિક=નિત્ય સંબંધથી જે અર્થનું સ્મરણુ થતું હોય તેનું લવન કરવું, લક્ષણુાથી જે અર્થનું સ્મરણુ થાય તેનું નહિ. અને મુખ્ય સંબંધ દ્વારા જ કર્મસમવેત અર્થનું સ્મરણુ કરાવી મંત્રો ક્રતુના શેષ બને છે. મુખ્ય અર્થથી જ મંત્ર નિરાકાંક્ષ થાય છે માટે અમુખ્ય અર્થમાં મંત્રનો વિનિયોગ થતો નથી. तस्मात् मुख्यगौणयोर्मुख्ये कार्यसंप्रत्ययः ઇતિ શાબરભાષ્ય.

જ્યાં મુખ્ય અને ગૌણુ બન્ને અર્થ પ્રતીત થતા હોય ત્યાં મુખ્યમાં જ કાર્યનો સમ્પ્રત્યય થાય છે. ॥ ૧ ॥

## संस्कारकत्वादचोदिते न स्यात् ॥ २ ॥

**પદાર્થ:**—( संस्कारकत्वात् ) મંત્રો સંસ્કારક હોવાથી ( अचोदिते ) અવિહિત કર્મમાં ( न स्यात् ) મંત્ર શેષરૂપે થતાં નથી.

**ભાવાર્થ** :—દેવતાનું સ્મરણ કરાવવું એ મંત્રમાં સંસ્કારકત્વ છે માટે જે યાગ વિહિત ન હોય તે યાગમાં મંત્ર શેષરૂપે બનતા નથી અર્થાત્ અવિહિત યાગમાં મંત્રો અંગભૂત હોતા નથી. જ્યાં સંસ્કારના સંભવ હોય ત્યાંજ મંત્રો અંગ બને છે. ॥ ૨ ॥

## ઇન્દ્રપ્રકાશક મંત્રોનો શ્રુતિથી ગાર્હપત્યમાં વિનિયોગ અધિકરણ.

## वचनात्त्वयथार्थमैन्द्री स्यात् ॥ ३ ॥

**પદાર્થ** :—( तु ) પૂર્વપક્ષની નિવૃત્તિ સૂચવે છે. ( वचनात् ) ગાર્હપત્ય પ્રાતિપદિકોત્તરવર્તી દ્વિતીયાના શ્રવણથી ( अयथार्थम् ) ઇન્દ્રપ્રકાશક ઋચા થઇ શકતી નથી માટે ( ऐन्द्री ) ઐન્દ્રી ઋચા ( स्यात् ) ગાર્હપત્યના ઉપસ્થાનમાં વિનિયુકત થાય છે.

**ભાવાર્થ**:—મહાગ્નિચયનમાં આ પ્રમાણે પાઠનું શ્રવણ થાય છે. "ऐन्द्र्यागार्हपत्यमुपतिष्ठते " આ ઐન્દ્રી ઋચાથી ઇન્દ્રનું ઉપસ્થાન કરવું કે ગાર્હપત્ય અગ્નિનું ? અહીં પૂર્વપક્ષનું માનવું છે કે આ ઋચામાં ઇન્દ્રપદ હોવાથી ઇન્દ્રનું ઉપસ્થાન કરવું સિદ્ધાંતપક્ષવાદી કહે છે કે ગાર્હપત્ય શબ્દની પાછળ બીજી વિભકિતનું શ્રવણ હોવાથી ગાર્હપત્ય અગ્નિનું જ ઉપસ્થાન કરવું જોઇએ કારણ કે લિંગ કરતાં શ્રુતિ બલવતી હોય છે. વળી ઇન્દ્ર શબ્દનો અર્થ 'ઐશ્વર્યવાન્' થાય છે અને એ ઐશ્વર્યનો સંબંધ ગાર્હપત્ય અગ્નિમાં છે માટે આ ઠેકાણે અવયવાર્થથી ઇંદ્રપદનો અર્થ ગાર્હપત્ય અગ્નિ પણ થઇ શકે છે, માટે ઉકત મંત્ર ગાર્હપત્યના ઉપસ્થાનમાં વિનિયુકત છે. ॥ ૩ ॥

## गुणाद्वाऽप्यभिधानं स्यात् सम्बन्धस्याशास्त्रहेतुत्वात् ॥ ४ ॥

**પદાર્થ**:—( वा ) અથવા ( सम्बन्धस्य ) શકિતરૂપ સંબંધ ( अशास्त्रहेतुत्वात् ) શાસ્ત્રને આધીન ન હોવાથી ( गुणाद् ) શકય સંબંધરૂપ ગૌણવૃત્તિથી ( अपि ) પણ ( अभिधानम् स्यात् ) ઇંદ્રપદથી ગાર્હપત્યનું અભિધાન પ્રકાશન થાય છે.

**ભાવાર્થ**:—અવયવાર્થ લઇને ઇંદ્ર શબ્દથી ગાર્હપત્યનું અભિધાન થઇ શકે નહિ. જો અવયવાર્થથી જ અર્થ લઇ શકાય તો जलेन दहेत् આ વાકયમાં જલ શબ્દનો અર્થ અગ્નિ પણ થઇ શકે પણ એવો અશકયાર્થ નીકળી શકતો નથી માટે અવયવાર્થને લઇ ઇન્દ્ર શબ્દનો અર્થ ગાર્હપત્ય–અગ્નિ થઇ શકે નહી. શબ્દ અને અર્થનો સંબંધ કંઇ શાસ્ત્રને આધીન હોતો નથી એતો સ્વાભાવિક અને નિત્ય છે. આ કારણથી બીજી રીતે સમાધાન કરે છે કે ગૌણવૃત્તિથી અર્થાત્ શકયરૂપસંબંધ–લક્ષણાવૃત્તિથી ઇંદ્ર શબ્દનો અર્થ ગાર્હપત્ય કરવો. सिंहो देवदत्तः આ ઠેકાણે સિંહ શબ્દનો અર્થ દેવદત્ત ગૌણવૃત્તિથી કરવામાં આવે છે તેમ ઇંદ્રપદનો અર્થ ગૌણવૃત્તિથી ગાર્હપત્ય અગ્નિ કરવો. ॥ ૪ ॥

## આહ્વાન પ્રકાશક મંત્રોનો આહ્વાનમાં વિનિયોગ છે એ અધિકરણ સમજાવે છે.

પૂર્વપક્ષ **तथाह्वानमपीति चेत् ॥ ५ ॥**

**પદાર્થઃ**—( तथा ) તે પ્રમાણે ( आह्वानम् अपि ) આહ્વાન પણ અર્થાત્ આહ્વાન-વાચક एहि પદ પણ અવહનનનું લક્ષક છે ( इति चेत् ) જો એમ માનવામાં આવે તો આનો સંબંધ ઉત્તર સૂત્રમાં જાય છે.

**ભાવાર્થઃ**—દર્શપૂર્ણમાસ પ્રકરણમાં આ પ્રમાણે પાઠ છે. हविष्कृदेहि इति त्रिरवघ्नन्नाह्वयति ( હે હવિષ્કૃત્ તું આવ. એ પ્રમાણે અવહનન કરતાં ત્રણ વાર બોલાવે છે. ) આ મંત્ર અવહનનનું અંગ છે કે આહ્વાનનું ? પૂર્વપક્ષનું માનવું છે કે લિંગના બળથી પૂર્વ સૂત્રમાં ઇંદ્ર શબ્દ ગૌણવૃત્તિથી જેમ ગાર્હપત્યનો પ્રકાશક થાય છે તેમ આ ઠેકાણે પણ ' हविष्कृदेहि ' આ મંત્રગત एहि પદ આહ્વાનવાચક હોવા છતાં અવહનનનું લક્ષક છે એમ સમજવું. અર્થાત્ ઉક્ત મંત્રનો અવહનનમાં વિનિયોગ થાય છે. એવો પૂર્વપક્ષનો અભિપ્રાય છે. ॥ ५ ॥

સિદ્ધાંત સૂત્ર. **न कालविधिश्चोदितत्वात् ॥ ६ ॥**

**પદાર્થ**:—( न ) પૂર્વપક્ષનું માનવું ઠીક નથી. ( कालविधिः ) અને કાળનું પણ વિધાન નથી ( च ) કારણ કે ( चोदितत्वात् ) હવિષ્કર્તાનું આહ્વાન લોક વ્યવહારથી જ્ઞાત થાય છે.

**ભાવાર્થ**:—આ સૂત્રમાં ' न ' ની આવૃત્તિ કરી, પૂર્વપક્ષનું માનવું ઠીક નથી અને કાળનું પણ વિધાન નથી, એવો અર્થ કરવો. કારણ કે, કાળનું વિધાન કરવા જતાં કાળના સંબંધનું વિધાન અને ત્રણ વખતના અભ્યાસનું વિધાન આમ બે વિધાન કરવાથી વાક્યભેદ કરવો પડે. હવિષ્કર્તાનું અવહનન કાળે આહ્વાન તો લોકવ્યવહારથી જ જણાય છે માટે ' हविष्कृदेहि इति त्रिरवघ्नन् आह्वयति ' આ ઠેકાણે ત્રણ વખતના અભ્યાસની જ વિધિ છે અને एहि પદથી આ મંત્રના આહ્વાનમાં જ વિનિયોગ થાય છે. અવહનન ક્રિયામાં નહિ કારણ કે, एहि એ પદ ' આહ્વાન ' પ્રકાશક કરવામાં સમર્થ લિંગ છે. ॥ ६ ॥

**गुणाभावात् ॥ ७ ॥**

**પદાર્થઃ**—( गुणाभावात् ) સામાન્યધર્મનો અભાવ હોવાથી સદૃશનું ઉપસ્થિતિ નથી.

**ભાવાર્થઃ**—एहि પદથી ' અવહનન ' ગૌણ રૂપે પણ પ્રતીત થતું નથી. જેમ ' सिंहो माणवकः ' આ ઠેકાણે સિંહ રૂપ મુખ્ય અર્થમાં રહેલા ક્રૂરત્વનું સામ્ય માણવકમાં છે તેથી માણવક સિંહ પદથી ગૌણરૂપે લક્ષિત થાય છે. તેમ एहि ના મુખ્ય અર્થનો ધર્મ અવહનન ક્રિયામાં જણાતો નથી. માટે ગૌણ રીતે પણ एहि પદથી અવહનનની પ્રતીતિ થઇ શકે નહિ. માટે ઉપરનો મંત્ર આહ્વાનરૂપ અર્થમાં વિનિયુક્ત થાય છે. ॥ ७ ॥

**लिङ्गाच्च ॥ ८ ॥**

**પદાર્થ**:—( च ) અને ( लिंगात् ) અર્થવાદરૂપ લિંગથી પણ અવહનનની પ્રતીતિ થતી નથી.

**ભાવાર્થ**:—" वाग्वै हविष्कृत् " આ અર્થવાદથી પણ અવહનન ક્રિયાની પ્રતીતિ થતી નથી. વાણીનું સાદૃશ્ય સ્ત્રીત્વથી પ્રતીત થાય છે. ' अवहननं न स्त्रीसदृशम् ' અવહનન સ્ત્રી સદૃશ

છે એમ કહેવાય નહિ. આ કારણથી પણ ઉક્ત મંત્ર અવહનન ક્રિયામાં વિનિયુક્ત થતો નથી. ॥ ૮ ॥

## विधिकोपश्चोपदेशे स्यात् ॥ ९ ॥

**પદાર્થ**:—( च ) અને ( उपदेशे ) हविष्कृदेहि આ મંત્રને અવહનનનું અંગ માનવામાં આવે તો ( विधिकोपः ) વિધિવાક્યની નિર્વિષયતા ( स्यात् ) થાય છે.

**ભાવાર્થ** :—જો ' हविष्कृदेहि ' આ મંત્રને અવહનનનો શેષ માનવામાં આવે તો " अव रक्षो दिवः सपत्नं वध्यास मित्यवहन्ति આ મંત્ર કે જે અવહનનના અંગ તરીકે છે. એનો કોઈ વિષય જ રહે નહિ. માટે हविष्कृदेहि એ મંત્ર આહ્વાનનું અંગ છે. અર્થાત્ હવિષ તૈયાર કરનાર યજમાન પત્નીના આહ્વાનમાં ઉક્ત મંત્ર વિનિયુક્ત છે. ॥ ૯ ॥

### અગ્નિવિહરણ–આદિ પ્રકાશક મંત્રોનો વિનિયોગ વિહરણઆદિમાં જ છે. એ અધિકરણ સમજાવે છે.

## तथोत्थानविसर्जने ॥ १० ॥

**પદાર્થ**:—( तथा ) તે જ પ્રમાણે ( उत्थानविसर्जने ) એ બે પદો ઉત્થાન કાળ અને વિસર્જનકાળનાં બોધક છે.

**ભાવાર્થ**:—જ્યોતિષ્ટોમ યાગમાં આ પ્રમાણે પાઠ છે. उत्तिष्ठन् अन्वाह अग्नीदग्नीन् विहरेति । तथा व्रतं कृणुतेति वाच विसृजति । આ બન્ને વાક્યનો અર્થ આ પ્રમાણે છે. ઉઠતાં બોલે છે કે હે અગ્નીધ્, તું અગ્નિઓને પ્રજ્વલિત કર. તમે દુગ્ધપાન કરો એમ કહીને વાણીના મૌનને છોડે છે. આ ઠેકાણે પ્રથમ વાક્યમાં उत्तिष्ठन् પદ ઉઠવાના સમયને લક્ષિત કરે છે અને वाचं विसृजति એ પદ વાણીના વિસર્જનકાળને બોધિત કરે છે. अग्नीन् विहर । અને व्रतं कृणुत આ મંત્રોમાં ક્રિયાપદો લોડન્ત છે અને તે અગ્નિ પ્રજ્વલન અને વ્રતકરણને પ્રકાશિત કરે છે. માટે એજ અર્થમાં એ મંત્રનો વિનિયોગ છે. ऐन्द्र्या गार्हपत्यमुपतिष्ठते અહીં આ ગાર્હપત્ય પદની પાછળ જેમ બીજી વિભક્તિનું શ્રવણ થાય છે તેમ ઉક્તમાં વાક્યોમાં દ્વિતીયાદિ શ્રુતિ નથી માટે અર્થપ્રકાશકત્વ રૂપ લિંગથી જ વિનિયોગ કરવામાં આવે છે. ॥ ૧૦ ॥

### હવે ' સૂક્તવાક ' એ પ્રસ્તરપ્રહરણનું અંગ છે એ અધિકરણ સમજાવે છે

## सूक्तवाके च कालविधिः परार्थत्वात् ॥ ११ ॥ પૂર્વપક્ષ

**પદાર્થ** :—( च ) પૂર્વપક્ષને સૂચવે છે. ( सूक्तवाके ) સૂક્તવાકમાં ( कालविधिः ) કાલનું વિધાન છે. ( परार्थत्वात् ) કારણ કે સૂક્તવાક અને પ્રસ્તર આ બંને પરાર્થ છે. સૂક્તવાક દેવતાની સ્તુતિ છે અને પ્રસ્તર સ્રુચા ધારણ કરવા માટે છે.

**ભાવાર્થ** :—દર્શપૂર્ણમાસ પ્રકરણમાં આ પ્રમાણે આમ્નાન છે. " सूक्तवाकेब प्रस्तरं प्रहरति " इदं द्यावापृथिवी भद्रमभूत् ॥ આ મંત્રમાં અગ્નિનું સંબોધન કરી " त्वं सूक्तवागसि " તું સૂક્તવાક છો એવું આમ્નાન કરવામાં આવ્યું છે. ' પ્રસ્તર ' એ દર્ભની મુષ્ટિનુ નામ છે. અને ' પ્રહરણ ' નો અર્થ આ ઠેકાણે અગ્નિમાં પ્રક્ષેપ કરવો એ છે. આ ઠેકાણે જે વખતે ' સૂક્તવાક ' હોતા બોલે તે વખતે અધ્વર્યુ પ્રસ્તરનો પ્રક્ષેપ કરે. આવો અર્થ હોવાથી સૂક્ત વાક એ કાળનો લક્ષક છે. આવો ભાવ પૂર્વપક્ષનો છે. સૂક્તવાક પ્રસ્તરનું અંગ નથી કારણ કે

સૂક્તવાક અને પ્રસ્તર બંને અંગ છે. અંગો હંમેશાં પરાર્થ હોય છે તેથી તેમાં અંગાંગિભાવ બની શકતો નથી. માટે 'સૂક્તવાક' થી કાળ જ લક્ષિત થાય છે. ॥ ૧૧ ॥

સિદ્ધાંત સૂત્ર **उपदेशो वा याज्याशब्दो हि नाकस्मात् ॥ १२ ॥**

**પદાર્થ**:—( वा ) પૂર્વપક્ષની નિવૃત્તિ સૂચવે છે. ( उपदेशः ) પ્રસ્તરપ્રહરણ પ્રત્યે અંગ તરીકે વિધિ છે. ( हि ) કારણ કે ( याज्याशब्दः ) સૂક્તવાક ને માટે 'યાજ્યા' શબ્દ પ્રયોજાયેલો છે. ( अकस्मात् ) અકસ્માત્ યાજ્યા શબ્દનો પ્રયોગ થયો ( न ) નથી.

**ભાવાર્થ** :—સૂક્તવાકને માટે યાજ્યા શબ્દનો પ્રયોગ થયો છે. જો હોમનું અંગ સૂક્તવાક ન હોય તો તેને માટે યાજ્યા શબ્દનો પ્રયોગ બની શકે નહિ. અગ્નિની સ્તુતિ કરવાથી તેને યાજ્યા કહેવામાં આવે છે. હોમના સાધનમાં જ 'યાજ્યા' શબ્દની પ્રવૃત્તિ છે. માટે સૂક્તવાક એ પ્રસ્તરપ્રહરણનું જ અંગ છે, પ્રસ્તરપ્રહરણ એટલે દર્ભમુષ્ટિનો હોમ. એ હોમમાં સાધનની આકાંક્ષા જરૂર છેજ. 'सूक्तवाकेन' અહીં શ્રૂયમાણ થતી તૃતીયા વિભક્તિ સાધનને બતાવે છે માટે સૂક્તવાક સાધનરૂપે હોમમાં અન્વિત થવાથી અંગ છે એ સ્પષ્ટ થાય છે. આ કારણથી 'સૂક્તવાક' ને કાળનો લક્ષક નહીં માનતા હોમનુ અંગ જ માનવું યોગ્ય છે. ॥ ૧૨ ॥

**स देवतार्थस्तत्संयोगात् ॥ १३ ॥**

**પદાર્થ** :—( सः ) સૂક્તવાક ( देवतार्थः ) દેવતાદ્રવ્ય સંબધરૂપ યાગ છે ( तत्सयोगात् ) કારણ કે એનો દેવતા દ્વારા પ્રસ્તરની સાથે સંબંધ છે.

**ભાવાર્થ** :—प्रस्तर प्रहरति આ ઠેકાણે प्र ઉપસર્ગપૂર્વક हरति ધાતુનો અર્થ यजति એવો કરવો. સૂક્તવાક એ દેવતાનો પ્રકાશ કરે છે માટે સૂક્તવાકરૂપ યાજ્યાથી પ્રસ્તરનો યાગ કરવો. આ અર્થ થવાથી अग्निरिद हविरजुषत અહીં અગ્નિએ પ્રસ્તરરૂપ હવિષને સ્વીકૃત કર્યું છે એવો અર્થ સમજવો. માટે સૂક્તવાક એ પ્રહરણનો અર્થાત્ હોમનું દેવતાનો પ્રકાશ કરી અંગ બને છે એ સિદ્ધ થાય છે. ॥ ૧૩ ॥

**प्रतिपत्तिरिति चेन्न स्विष्टकृद्वदुभयसंस्कारः स्यात् ॥ १४ ॥**

**પદાર્થ** :—( प्रतिपत्तिः ) સંસ્કાર ( इति चेन्न ) છે એમ કહેવામાં આવે તો ઠીક નથી. ( स्विष्टकृद्वत् ) સ્વિષ્ટકૃતની પેઠે ( उभय सस्कारः ) એ બંને પ્રકારનું કર્મ છે.

**ભાવાર્થ** :—પ્રસ્તરને સુવા ઉપર રાખવો એ પ્રતિપત્તિરૂપ સંસ્કાર કહેવાય છે. એટલે પ્રતિપત્તિરૂપ સંસ્કાર અને ત્યાગ રૂપ યાગનું અંગ એ બંને અર્થ प्रहरति પદમાંથી પ્રતીત થાય છે. પ્રક્ષેપ પ્રસ્તરને સંસ્કૃત કરી સમીપમાં ઉપકારક બને છે અને તૃતીયા વિભક્તિના શ્રવણથી પ્રસ્તરકરણક ત્યાગ એવો અર્થ પણ નીકળે છે. 'સ્વિષ્ટકૃત' એ જેમ બન્ને પ્રકારનું કર્મ છે તેમ પ્રસ્તરપ્રહરણ પણ સંસ્કાર અને હોમ બન્ને રૂપે કર્મ છે. પ્રતિપત્તિનુ અપૂર્વ અને યાગનું અપૂર્વ એમ બન્ને અપૂર્વ માનવા પડે તો પણ ઇષ્ટાપત્તિ છે. માટે સૂક્તવાક એ પ્રકરણનું જ અંગ છે. ॥ ૧૪ ॥

**હવે સૂક્તવાકોનો અર્થાનુસાર વિનિયોગ કરવો એ અધિકરણ સમજાવે છે.**

પૂર્વપક્ષ **कृत्स्नोपदेशादुभयत्र सर्ववचनम् ॥१५॥**

**પદાર્થ** :—( उभयत्र ) દર્શ અને પૂર્ણમાસ બન્નેમાં ( सर्ववचनम् ) સૂક્તવાકસંજ્ઞક

જેટલા મંત્રો હોય તે બધાનો પાઠ કરવો જોઇએ ( कृत्स्नोपदेशात् કારણ એ બધાય મંત્રોનો ઉપદેશ પ્રકરણ પ્રત્યે કરવામાં આવ્યો છે.

**ભાવાર્થ** :—આ સંપૂર્ણ સૂકતવાક દર્શ અને પૂર્ણમાસનું અંગ છે કે એમાંથી અમુક મંત્રો પૂર્ણમાસના અને અમુક મંત્રો દર્શના અંગ છે ? આ સંશયમાં પૂર્વપક્ષનું માનવું છે કે सूक्तवाकेन प्रस्तरं प्रहरति આ વાકયથી પૂર્ણમાસમાં અને દર્શમાં બધાય મંત્રો બોલવા જોઇએ અર્થાત્ બધાય મંત્રો પૂર્ણમાસમાં અંગ છે અને એ જ બધાય મંત્રો દર્શમાં પણ અંગભૂત છે. ॥ ૧૫ ॥

સિદ્ધાંત સૂત્ર यथार्थं वा शेषभूतसंस्कारत्वात् ॥१६॥

**પદાર્થ** :—( वा ) પૂર્વપક્ષની નિવૃત્તિ સૂચવે છે. ( यथार्थम् ) અર્થ પ્રમાણે સૂકતવાકના મંત્રો બોલવા જોઇએ ( शेषभूतसंस्कारत्वात् ) યાગમાં દેવતાસ્મારક મંત્રો હોય છે. યાગની સાથે સંબંધ નહીં ધરાવનાર દેવતાના મંત્રો બોલવાની જરૂર નથી, યાગ-સંબંધ્ધ દેવતા-સ્મારક મંત્રો બોલવા જોઇએ.

**ભાવાર્થ** :—અર્થ પ્રમાણે વિભાગ કરી મંત્રોનો વિનિયોગ કરવો જોઇએ. દર્શમાં જે દેવતા સંબંધ ધરાવતા હોય તે દેવતાના સ્મારક મંત્રો દર્શ યાગમાં બોલવા અને પૂર્ણમાસ યાગમાં સંબધ ધરાવનારા જે દેવતા હોય તેના સ્મારક મંત્રો પૂર્ણ યાગમાં બોલવા જોઇએ. નિરર્થક મંત્ર બોલવાનો કશો પણ અર્થ નથી. જે યાગમાં જે દેવતા સંબંધ ધરાવે છે તે દેવતા તે યાગના શેષ ગણાય છે. ॥ ૧૬ ॥

वचनादिति चेत् ॥१७॥

**પદાર્થ** :—( वचनात् ) સૂકતવાક એ તૃતીયા વિભકત્યન્ત નિખિલ સૂકતવાકનો વિનિયોગ હોવાથી તેમાં યુકિતની જરૂર નથી ( इति चेत् ) જો એમ કહેવામાં આવે તો આનો ઉત્તર આગળના સૂત્રમાં છે.

**ભાવાર્થ** :—सूक्तवाकेन प्रस्तरं प्रहरति આ ઠેકાણે સંપૂર્ણ સૂકતવાકનો વિનિયોગ હોવાથી આખું સૂકત બોલવું જોઇએ. એમાં કોઇ પણ યુકિતનો ઉપયોગ કરવો ન જોઇએ કારણ કે શ્રુતિ સર્વથી બલવતી હોય છે. ॥ ૧૭ ॥

प्रकरणाविभागादुभे प्रति कृत्स्नशब्दः ॥१८॥

**પદાર્થ** :—( कृत्स्नशब्दः ) 'કૃત્સ્ન' શબ્દ ( उभे प्रति ) દર્શ અને પૂર્ણમાસ પ્રત્યે ઉપદિષ્ટ છે, ( प्रकरणाविभागात् ) પ્રકરણનો વિભાગ ન હોવાથી અર્થાત્ એક જ પ્રકરણ હોવાથી.

**ભાવાર્થ** :—દર્શપૂર્ણમાસ એક જ પ્રકરણ છે, એમાં વિભાગ પાડીને બતાવ્યું નથી કે આ મંત્રો આ યાગમાં વિનિયુકત કરવા અને બીજા મંત્રો બીજા યાગમાં વિનિયુકત કરવા. પૂર્ણમાસ અને દર્શ બન્નેને ઉદ્દેશીને કહેવામાં આવ્યું છે કે सूक्तवाकेन प्रहरति માટે એમ ન સમજવું કે બધા મંત્રો દરેક યાગમાં નિરર્થક હોય તો પણ બોલવા જેમકે ૫૦) રૂપીઆ યજ્ઞદત્ત અને દેવદત્તને આપી દો. આનો અર્થ એ નથી કે ૫૦) યજ્ઞદત્તને આપો અને ૫૦) દેવદત્તને આપો. પણ પચ્ચાસમાંથી ભાગે પડતા યજ્ઞદત્તને આપો અને ભાગે પડતા દેવદત્તને પણ આપો આ પ્રમાણે તૃતીયા શ્રુતિ જે છે તે બરાબર છે પણ તેનો અર્થ સમજી મંત્રોનો વિનિ-

યોગ કરવો જોઇએ. ॥ ૧૬ ॥

**કામ્યયાજ્યાનુવાક્યમંત્રો કેવળ કામ્યનું જ અંગ છે એ અધિકરણ સમજાવે છે**

**लिङ्गक्रमसमाख्यानात् काम्ययुक्तं समाम्नानम् ॥ १९ ॥**

**પદાર્થ** :—( लिङ्गक्रमसमाख्यानात् ) उभा वामिन्द्राग्नी ઇત્યાદિ આઠ ઋચાઓનો વિનિયોગ લિંગ, ક્રમ અને સમાખ્યા એ ત્રણેને ધ્યાનમાં લઇને કરવો ( काम्ययुक्तम् ) કામ્યેષ્ટિ સંબદ્ધ હોય એવી ઋચોઓનો ( समाम्नानम् ) કાર્યેષ્ટિમાં જ વિનિયોગ કરવો. કેવળ લિંગનો આશ્રય લઇ ઉક્ત ઋચાઓનો વિનિયોગ કરવો નહિ.

**ભાવાર્થ**:—उभा वा भिन्द्राग्नी ઇત્યાદિ અનુવાકમાં ઇંદ્ર અને અગ્નિ લિંગવાળી આઠ ઋચાઓનું આમ્નાન છે. તે ઋચાઓનો વિનિયોગ કેવળ લિંગનો આશ્રય કરી વિનિયોગ કરવો જોઇએ એવો પૂર્વપક્ષવાદીનો મત છે. સિદ્ધાંતવાદીનું માનવું છે કે કેવળ લિંગના બળથી એનો વિનિયોગ કરવો નહીં પણ લિંગ, ક્રમ અને સમાખ્યા આ ત્રણેને ધ્યાનમાં લઇ તેનો વિનિયોગ કરવો. ' કામ્યયાજ્યાનુવાક્યાકાંડ ' આ સમાખ્યા છે.

**काम्येष्टिषु ऐन्द्राग्नमेकादशकपालं निर्वपेत् प्रजाकामः इत्यादौ । तत्रापि क्रमप्रमाणेन प्रथमेष्टेः प्रथमयाज्यानुवाक्यायुगलमितिरीत्या समानपठितं काम्ययुक्तं काम्योष्टिसम्बद्धं स्यान्न केवलेन लिङ्गेन इति भावः ॥**

કામ્યેષ્ટિઓમાં પ્રજાની ઇચ્છા રાખનારે ઇન્દ્રાગ્નિદેવતાક એકાદશકપાલમાં સંસ્કૃત કરેલા પુરોડાશનો નિર્વાપ કરવો. આ ઠેકાણે ક્રમરૂપ પ્રમાણથી પ્રથમ ઇષ્ટિનું પ્રથમયાજ્યાનુયુગલ વિનિયુક્ત છે. આ પ્રમાણે ક્રમ સખ્યાની મદદ લઇ વિનિયોગ કરવા કેવળ ઇંદ્ર અને અગ્નિ-દેવતા પ્રકાશક લિંગથી ઉક્ત ઋચાઓનો વિનિયોગ કરવો નહિ. સમાખ્યા એટલે યૌગિક શબ્દ. કામ્ય એટલે કામના યુક્ત. યાજ્યા એટલે દેવના સ્મારક મંત્ર, અનુવાક્યા એટલે અનુવાકમાં સમામ્નાત થયેલી ઋચાઓ. ઇત્યાદિ. ॥ ૧૯ ॥

**આગ્નીધ્રોપસ્થાને પ્રાકૃત મંત્રના વિનિયોગનું અધિકરણ.**

**अधिकारे च मंत्रविधिरतदाख्येषु शिष्टत्वात् ॥ २० ॥** **પૂર્વપક્ષ**

**પદાર્થ** :—(च ) પૂર્વપક્ષનો સૂચક છે. ( अधिकारे ) જ્યોતિષ્ટોમ-આદિ યાગ પ્રકરણમાં ( मन्त्रविधिः ) જે મંત્રોનું વિધાન હોય છે તે ( अतदाख्येषु ) પ્રકરણગત અને અપ્રકરણગત મંત્રો છે. ( शिष्टत्वात् ) સામાન્યરૂપથી વિહિત હોવાથી.

**ભાવાર્થ** :—જ્યોતિષ્ટોમમાં ' आग्नेय्या आग्नीध्रमुपतिष्ठते ' આ પ્રમાણે પાઠ છે. આ ઠેકાણે ' આગ્નેયી ' પદ પ્રકૃત અને અપ્રકૃત મંત્ર સાધારણપરક છે કે કેવળ પ્રકૃતમંત્રપરક જ ? આ સંશયમાં પૂર્વપક્ષવાદીનું માનવું છે કે ક્રતુસમીપમાં જે મંત્ર વિધાન છે પ્રકૃત અને અપ્રકૃત મંત્રોને લગતું છે. કોઇ પણ અગ્નિદેવતાક ઋચાથી અગ્નીધ્ર=મંડપમાં ઉપસ્થિત થવું, કારણ કે આગ્નેયી પદનો અર્થ છે अग्निः देवता अस्या ऋचः सा ऋक आग्नेयीः આમાં પ્રકરણને લગતો કોઇ પણ ઉલ્લેખ જણાતો નથી માટે અર્થ પ્રકાશરૂપ લિંગથી કોઇ પણ અગ્નિ દેવતાક ઋચા બોલતા આગ્નીધ્ર નામક મંડપમાં દાખલ થવું ॥ ૨૦ ॥

## तदाख्यो वा प्रकरणोपपत्तिभ्याम् ॥ २१ ॥

**પદાર્થ** :—( वा ) પૂર્વપક્ષની નિવૃત્તિ સૂચવે છે. ( तदाख्यः ) પ્રકરણ પઠિત મંત્રજ ઉપસ્થાનમાં વિનિયુક્ત કરવો. ( प्रकरणोपपत्तिभ्याम् ) પ્રકરણ અને ઉપપત્તિ અર્થાત્ યુક્તિથી એજ સિદ્ધ થાય છે.

**પદાર્થ** :— ઉપસ્થાનમાં પ્રકરણગત મંત્ર જ વિનિયુક્ત કરવો. કારણ કે, સંન્નિહિત મંત્રથી કાર્ય કરવું એ જ સમુચિત છે. અપ્રકરણગત મંત્ર દૂર પડે છે. सन्निहित અને असंनिहित માંથી સંનિહિત જ બળવાન્ હોય છે, માટે સનિહિત અર્થાત્ પ્રકૃત મંત્રથી જ आग्नीध्र નામવાળા મંડપમાં ઉપસ્થાન કરવું આગ્નેયી ઋચાઓ વેદોમાં ઘણી છે અને તે જુદે જુદે ઠેકાણે આવી છે. તેમાંથી ક્રતુપ્રકરણમાં જે આગ્નેયી ઋચા હોય તે જ ઋચાથી ઉપસ્થાન કરવું જોઇએ. ॥ ૨૧ ॥

## अनर्थकश्चोपदेशः स्यादसम्बन्धात् फलवता नह्युपस्थानं फलवत् ॥ २२ ॥

**પદાર્થ**:—( च ) અને ( असंबंधात् ) અપ્રકૃત મંત્રથી જો ઉપસ્થાન કરવામાં આવે તો ( उपदेशः ) પ્રકરણમાં મંત્રનો ઉપદેશ ( अनर्थकः ) નિરર્થક થઇ જાય કારણ કે ( फलवता ) ફલબોધક ક્રતુની સાથે સંબંધ નથી ( उपस्थानम् ) સ્વતઃ ઉપસ્થાન ( फलवत् ) ફળવાળું ( नहि ) નથી.

**ભાવાર્થ** :—જો ગમે તે અગ્નિદેવતાક મંત્રથી ઉપસ્થાન કરવામાં આવતું હોય તો જ્યોતિષ્ટોમ આદિ ક્રતુમાં તેને લગતા વિશેષમંત્રનો ઉપદેશ વ્યર્થ થઇ પડે છે. ઉપસ્થાન સ્વતંત્ર રીતે ફળબોધક નથી એ તો ક્રતુની ફલવત્તાથી ફલવત્ છે માટે પ્રકરણગત મંત્રથી આગ્નીધ્રાત્મક મંડપમાં ઉપસ્થાન કરવું જોઇએ. ॥ ૨૨ ॥

## सर्वेषां चोपदिष्टत्वात् ॥ २३ ॥

**પદાર્થ**:— ( च ) અને ( सर्वेषाम् ) બધા મંત્રોનો ( उपदिष्टत्वात् ) ઉપદેશ થયેલો છે.

**ભાવાર્થ** :—અપ્રકૃત પઠિત મંત્રોનો વિનિયોગ ક્યાંય પણ થશે નહિ એવી શંકા કરવાની જરૂર નથી કારણ કે અપ્રકરણ પઠિત જેટલા મંત્ર છે તે બધાનો સંબંધ વાચસ્તોમ ક્રતુ સાથે છે.

अविनियुक्ता वाचःस्तोमे संपद्यन्ते ।

આ વચનથી મંત્રોના ફલના સંબંધ ઉપદિષ્ટ છે તેથી કોઇ પણ પ્રકારની અનુપપત્તિ રહેતી નથી, માટે જ્યોતિષ્ટોમ ક્રતુમાં તો પ્રકૃતમંત્રથી જ ઉપસ્થાન કરવું જોઇએ. એ જ પ્રમાણે "ऐन्द्या सदो वैष्णव्या हविर्धानम्" 'સદઃ' નામવાળા મંડપમાં ઇંદ્રદેવતાક ઋચાથી અને હવિર્ધાન નામવાળા મંડપમા વિષ્ણુ દેવતાક ઋચાથી ઉપસ્થાન કરવું. અહીં પણ પ્રકૃત ઐન્દ્રી ઋચા અને પ્રકૃત વૈષ્ણવી ઋચાથી ઉપસ્થાન કરવું એમ સમજવું. ॥૨૩॥

### ભક્ષમંત્રોનો યથાલિંગ ગ્રહણ આદિમાં વિનયોગ કરવો એ અધિકરણ.

## પૂર્વપક્ષ लिङ्गसमाख्यानाभ्यां भक्षार्थताऽनुवाकस्य ॥२४॥

**પદાર્થ** :—( अनुवाकस्य ) અનુવાકની ( लिङ्गसमाख्याभ्याम् ) લિંગ અને સમાખ્યાથી ( भक्षार्थता ) ભક્ષાર્થતા છે. અર્થાત્ એ અનુવાક સોમપાનમાં વિનિયુક્ત થાય છે.

**ભાવાર્થ** :—જ્યોતિષ્ટોમમાં હોમ કરેલા સોમરસના બાકી રહેલા ભાગનું ભક્ષણ ( પાન ) વિહિત કર્યું છે. અને આ પ્રમાણે આમ્નાન છે. अभिषुत्याहवनीये हुत्वा प्रत्यञ्चः परेत्य सदसि सोमं भक्षयन्ति । ભક્ષણમાં ચાર વ્યાપાર હોય છે. ગ્રહણ, અવેક્ષણ, નિગરણ અને સમ્યગ્ જરણ. " भक्षेहि " ઇત્યાદિ મંત્ર ભક્ષાનુવાકમાં પઠિત છે. હવે અહીં વિચારવાનું એ છે કે આખો અનુવાક ભક્ષણનું અંગ છે કે એમાં આવતાં કેટલાંક વાક્યો લિંગના બળથી કોઇ બીજી ક્રિયામાં અંગ તરીકે છે ? પૂર્વપક્ષનું માનવું છે કે એ આખો ય અનુવાક લિંગ અને સમાખ્યાના બળે ભક્ષણનું જ અંગ છે. भक्षानुवाक આ સમાખ્યા છે અર્થાત્ આ યૌગિક શબ્દ છે અને भक्षयामि આ લિંગ છે કારણ કે એનાથી ભક્ષણની પ્રતીતિ થાય છે. માટે લિંગ અને સમાખ્યા રૂપ બન્ને પ્રમાણોથી એ આખો ય અનુવાક ભક્ષણનું અંગ માનવું એ ઉચિત છે ॥૨૪॥

સિધ્ધાંત સૂત્ર **तस्य रूपोपदेशाभ्यामपकर्षोऽर्थस्य चोदितत्वात्** ॥૨૫॥

**પદાર્થ** :—( तस्य ) भक्षेहीति सच्यासम् ) ઇત્યાદિ મંત્ર સમૂહનો ( अपकर्षः ) ભક્ષવાક્ય-માંથી વિચ્છેદ કરવો. ( रूपोपदेशाभ्याम् ) ગ્રહણ રૂપ અર્થ ( चोदित्वात् ) વિહિત હોવાથી.

**ભાવાર્થ** :—જેમ ભક્ષણ વિહિત છે તેમ ગ્રહણ પણ વિહિત જ છે. अश्विनो स्त्वा बाहुभ्यां सच्यासम् આનાથી ગ્રહણ રૂપ અર્થનો પ્રકાશ થાય છે. ગ્રહણ, અવેક્ષણ, નિગરણ અને સમ્યગ્ જરણ વગર ભક્ષણરૂપ અર્થ ચરિતાર્થ થતો જ નથી. માટે આખોય અનુવાક ભક્ષણપરક જ ન માનતા જે વાક્યથી ગ્રહણનો પ્રકાશ થાય, તે વાક્ય ગ્રહણનું લિંગ સમજવું અને એ વાક્ય બોલી ગ્રહણ કરવું. नृचक्षसं त्वा देव सोम सुचक्षा अवख्येषम् આ મંત્રથી સોમરસનું અવેક્ષણ કરવું કારણ કે એનાથી અવેક્ષણની પ્રતીતિ થાય છે. ' मा मे अवाङ् नाभिमतिगाः ' આ વાક્ય સમ્યગ્ જરણમાં વિનિયુક્ત કરવું કારણ કે એનાથી એ અર્થ સમજાય છે. માટે જે મંત્રથી જે અર્થ પ્રતીત થાય તે મંત્ર તેના અંગ તરીકે સમજવો બધા જ મંત્રો ભક્ષણના અંગ છે એમ નહિ. લિંગરૂપ પ્રમાણથી વિનિયોગ કરવો. સમાખ્યા લિંગનો બાધ કરી શકે નહિ. લિંગથી તો સમાખ્યાનો બાધ થઇ શકે છે. ॥ ૨૫ ॥

**' मन्द्राभिभूति ' ઇત્યાદિથી भक्षयात्रि ઇત્યન્ત સુધી એક જ મંત્ર છે અને એક જ અર્થમાં એનો વિનયોગ છે એ અધિકરણ સમજાવે છે.**

**गणाभिधानान्मन्द्रादिरेकमन्त्रः स्यात् तयोरेकार्थसंयोगात् ॥ २६ ॥**

**પદાર્થ**:—( गणाभिधानात् ) ગૌણ તરીકેનું અભિધાન હોવાથી ( मन्द्रादिः ) मन्द्राभिर्भूति ઇત્યાદિ એકાર્થ વિનિયુક્ત ( एकमन्त्रः ) એક જ મંત્ર ( स्यात् ) છે ( तयोः ) ભક્ષણ અને પ્રીતિ-બોધક બંને વાક્યોનો ( एकार्थसयोगात ) એક શાબ્દબોધ સાથે સંયોગ હોવાથી.

**ભાવાર્થ**:—ઉપર બતાવેલા પ્રકરણમાં જ मन्द्राभिभूतिः केतु ' **यज्ञानां वाग् जुषाणा सोमस्य तृप्यतु इत्यग्ने वसुमद्गणस्येति भक्षयामि** ' આટલો મંત્ર છે અને તે भक्षमन्त्र છે. આમાં जुषाणा सोमस्य तृप्यतु આટલો ભાગ અરુચિને દૂર કરનારી અને સોમરસને સેવનાર જીહ્વા-ની તૃપ્તિને પ્રકાશિત કરે છે અને બાકીનો ભાગ भक्षयामि પદથી ભક્ષણને પ્રકાશિત કરે છે. તો હવે શંકા એ થાય છે કે એ મંત્રમાં બે ભાગ પાડવા અને એક ભાગને તૃપ્તિમાં અને બીજા

ભાગને ભક્ષણમાં વિનિયુક્ત કરવો ? આમ કરવાથી એ એક મંત્ર નહિ પણ બે મંત્ર મણાશે. આ શંકાનું સમાધાન આ સૂત્રમાં આ પ્રમાણે છે. તૃપ્તિ ભક્ષણ સિવાય બીજા કોઇ પણ વ્યાપારથી ઉત્પન્ન થતી નથી. ભક્ષણની પાછળ એ તો આપોઆપ ઉત્પન્ન થાય છે. તૃપ્તિને વિધિનો સંભવ જ નથી કારણ કે તે પુરુષપ્રયત્નનો વિષય નથી. પુરુષપ્રયત્નનો વિષય તો ભક્ષણ જ હોઇ શકે. ભક્ષણ એ કારણ છે અને તૃપ્તિ એ તો એનું કાર્ય છે. કારણ નિષ્પન્ન થવા પછી કાર્ય એની મેળે જ થાય છે માટે તૃપ્તિમાં મંત્રનો વિનિયોગ કરવાની જરૂર નથી. ભક્ષણવાક્યનો તૃપ્તિપ્રકાશક વાક્યભાગ શેષ છે. અને ભક્ષણવાક્ય શેષી છે. આ પ્રમાણે શેષશેષિભાવ રૂપ એકાર્થમાં એ મંત્રનો સંબંધ હોવાથી એ એક જ મંત્ર છે અને ભક્ષણમાં (સોમપાનમાં) જ એનો વિનિયોગ છે. ॥ ૨૬ ॥

"इन्द्रपीतस्य" ઇત્યાદિ મંત્રોનો બધાં ભક્ષણોમાં ઊહથી વિનિયોગ કરવો એ બાબત સમજાવતું અધિકરણ. પૂર્વપક્ષ.

## लिङ्गविशेषनिर्देशात् समानविधानेष्वनैन्द्राणाममन्त्रत्वम् ॥ २७ ॥

**પદાર્થ :**—( लिंगविशेषनिर्देशात् ) લિંગ–વિશેષના નિર્દેશથી ( समानविधानेषु ) પ્રકૃતિવિકૃતિભાવશૂન્ય સ્થળમાં ( अनैन्द्राणाम् ) મૈત્રાવરુણાદિગ્રહોના ભક્ષણમાં ( अमन्त्रत्वम् ) મંત્રરહિતપણું છે.

**ભાવાર્થ :**—' इन्द्रपीतस्य ' એ પદઘટિત ભક્ષમંત્રનો ઇન્દ્રભિન્ન મૈત્રાવરુણાદિગ્રહભક્ષણમાં પાઠ છે કે નહિ ? એ શંકામાં પૂર્વપક્ષનું કથન છે કે ઐન્દ્રભિન્નગ્રહો (ઇન્દ્રદેવતાક સોમરસ) એક ક્રતુમાં તુલ્ય પાઠ હોવાને લીધે પ્રકૃતિ વિકૃતિ ભાવ નથી, તેથી ઐન્દ્રભિન્ન ભક્ષમાં (સોમપાનમાં) 'इन्द्रपीतस्य' ઇત્યાદિ મંત્રની પ્રાપ્તિ નથી માટે મંત્ર બોલ્યા વગર મૈત્રાવરુણાદિ ગ્રહ શેષનું ભક્ષણ કરવું. मैत्रावरुणाभ्यां पीतस्य शेषं भक्षयामि આવો ઊહ કરવો નહી. ॥ ૨૭ ॥

## यथादेवतं वा तत्प्रकृतित्वं हि दर्शयति ॥ २८ ॥

**પદાર્થ :**—( वा ) અથવા ( तत्प्रकृतित्वम् ) સર્વ ગ્રહોની પ્રકૃતિ ઐન્દ્રગ્રહ જ પ્રકૃતિ છે ( दर्शयति ) એવું સોમ ગ્રહણમંત્ર બતાવે છે ( हि ) માટે ( यथादेवतम् ) જે ગ્રહની જે દેવતા હોય તે દેવતાનો ઊહ કરી ભક્ષમંત્રનો પાઠ કરવો.

**ભાવાર્થ :**—જે જે દેવતાનો ઉદ્દેશ કરી પાત્રમાંથી સોમરસ હોમ્યો હોય તે તે દેવતાનો શેષ રહેલા સોમરસના ભક્ષણ વખતે તે તે દેવતાનો ઉલ્લેખ કરી મંત્ર બોલવો. ઇન્દ્રદેવતાક સોમરસના પાન વખતે જેમ इन्द्रपीतस्य सोमस्य शेषं भक्षयामि તેમ મૈત્રાવરુણ દેવતાક સોમના ભક્ષણ વખતે मैत्रावरुणपीतस्य सोमस्य शेषं भक्षयामि એવો મંત્રોચ્ચાર કરી સોમરસનું પાન કરવું. ॥ ૨૮ ॥

અભ્યુન્નીતસોમના ભક્ષણમાં ઇન્દ્રનું પણ ઉપલક્ષણ છે એ અધિકરણ સમજાવે છે.

## पुनरभ्युन्नीतेषु सर्वेषामुपलक्षणं द्विशेषत्वात् ॥ २९ ॥

**પદાર્થ :**—( पुनरभ्युन्नीतेषु ) બે વખત સોમરસ નાંખવામાં આવ્યો છે જે ગ્રહમાં ( ગ્રહ એટલે પાત્ર )એના ભક્ષણ વખતે ( सर्वेषाम् ) ઇન્દ્ર તથા બીજા દેવોનો ( उपलक्षणम् ) ઊહ કરવો જોઇએ કારણ કે તે ભક્ષણીય સોમરસ સર્વદેવોનો શેષ છે.

**ભાવાર્થ :**—પ્રથમ ચમસમાં સોમરસ લઇ ઇન્દ્રને ઉદ્દેશી હોમ કર્યો અને ચમસમાં શેષ રહેલા સોમનું इन्द्रपीतस्य पीतस्य सोमस्य शेषं भक्षयामि આ મંત્ર બોલી ભક્ષણ કર્યા પછી

ફરીથી દ્રોણનામક કલશમાંથી તેજ ચમસમાં સોમ લઇ મિત્રાવરુણને ઉદ્દેશીને હોમ કર્યા પછી ફરીથી ચમસમાં બાકી રહેલા સોમ ભક્ષણ વખતે मित्रावरुणाभ्यां पीतस्य આ વાક્ય સાથે इन्द्रपीतस्य પદ પણ જોડવું. કારણ કે તે ઇન્દ્ર અને મિત્રાવરુણ એ બન્નેના પ્રદાન કરેલાનું શેષ છે. ॥ ૨૯ ॥

પૂર્વપક્ષવાદી આ સંબંધમાં પોતાનો મત પ્રકટ કરે છે.

अपनयाद् वा पूर्वस्य अनुपलक्षणम् ॥ ३० ॥

**પદાર્થ**:—( वा ) પૂર્વપક્ષને જણાવે છે. ( पूर्वस्य ) પ્રથમ દેવતા ( अपनयात् ) વિચ્છેદ થઇ જવાથી ( अनुपलक्षणम् ) બીજા દેવતા સાથે તેનો ઊહ કરવો નહિ.

**ભાવાર્થ**:—પ્રથમ ઇન્દ્રને ઉદ્દેશી સોમનો હોમ કર્યો. પછી મિત્રાવરુણ દેવતાને ઉદ્દેશી સોમનું પ્રદાન = ( હોમ ) કરતી વખતે ઇન્દ્રનો સંબંધ રહેતો નથી, ॥ ૩૦ ॥

ઉત્તર. ग्रहणाद् वाऽनपायः स्यात् ॥ ३१ ॥

**પદાર્થ**:—( वा ) પૂર્વપક્ષનો નિરાસ સૂચવે છે. ( अनपायः स्यात् ) ઇન્દ્રના સંબંધનો વિચ્છેદ થતો નથી. ( ग्रहणात् ) પૂર્વશેષમાં ગ્રહણ થતું હોવાથી.

**ભાવાર્થ**:—ઇન્દ્રના સંબંધનો વિચ્છેદ થતો નથી મિત્રાવરૂણાદિ સંબંધિ સોમરસનો પૂર્વશેષ ( ઇન્દ્રના શેષ ) સાથે સબંધરૂપ સંસ્કારનું વિધાન થાય છે આ કારણથી સર્વ દેવોનો ઊહ કરવો અર્થાત् इन्द्रमित्रावरुणपीतस्य सोमस्य शेषं भक्षयामि આ પ્રમાણે ઊહ કરી શેષ ભક્ષણ કરવું. ॥ ૩૧ ॥

પાત્નીવતભક્ષણમાં ઇન્દ્રાદિદેવતાનું ઉપલક્ષણ કરવું કે નહિ ? એ અધિકરણ.

પૂર્વપક્ષ पात्नीवते तु पूर्ववत् ॥ ३२ ॥

**પદાર્થ** :—( तु ) પૂર્વપક્ષને સૂચિત કરે છે. ( पात्नीवते ) પત્નીવદ્દેવતાક ગ્રહના ભક્ષણમાં ( पूर्ववत् ) પૂર્વ પ્રકરણમાં બતાવ્યા પ્રમાણે ઇન્દ્રાદિ દેવોનું ઉપલક્ષણ કરવું.

**ભાવાર્થ**:—" પત્નીવત્ " દેવતાવાળા ગ્રહ ( સોમરસ ) ના ભક્ષણમાં ઇન્દ્રવાયુ, મિત્રાવરુણ અને અશ્વિન દેવતાઓનું ઉપલક્ષણ કરવું જોઇએ અર્થાત् इन्द्रवायुपत्नीवत्पीतस्य शेषं भक्षयामि આ પ્રમાણે બોલી પાત્નીવતગ્રહનું પાન કરવું જોઇએ. ॥ ૩૨ ॥

સિદ્ધાંત સૂત્ર ग्रहणाद् वाऽपनीतः स्यात् ॥ ३३ ॥

**પદાર્થ** :—( वा ) પૂર્વપક્ષની નિવૃત્તિ સૂચવે છે. ( ग्रहणाद् ) પાત્નીવત ગ્રહ આગ્રયણ નામક સ્થાલીમાંથી લેવામાં આવતો હોવાથી ( अपनीतः स्यात् ) ઇન્દ્રાદિ દેવોનો વિચ્છેદ થાય છે.

**ભાવાર્થ** :—" यदुपांशुपात्रेण पात्नीवतमाग्रयणाद् गृह्णाति ॥ ઉપાંશુ પાત્રદ્વારા આગ્રયણ પાત્રમાંથી પાત્નીવતગ્રહને ગ્રહણ કરે છે. આગ્રયણ પાત્રદ્વારા ઇંદ્રાદિદેવોને ઉદ્દેશી સોમરસનો હોમ કરેલો હોતો નથી. માટે એ પાત્રમાં ઇંદ્રાદિ દેવોનો શેષ રહેતો નથી. આગ્રયણપાત્રમાં તો કેવળ પત્નીવદ્દેવતાનોજ શેષ હોય છે. આ કારણથી આગ્રયણમાંથી શેષભક્ષણમાં ઇન્દ્રાદિનો સંબંધ નથી એટલે પાત્નીવત શેષ ભક્ષણ વખતે ઇન્દ્રાદિ દેવતાનું નામ લેવાની જરૂર નથી. पत्नीवद्देवतापीतस्य सोमस्य शेषं भक्षयामि આ પ્રમાણે બોલી પાત્નીવતશેષનું ભક્ષણ ( પાન ) કરવું. ભિન્ન પાત્ર હોવાથી પૂર્વદેવતાનો શેષ રહેતો નથી. એક જ પાત્રમાં ભિન્ન ભિન્ન

દેવતાકર્મક હોમાતો હોય તોજ પૂર્વદેવતાનો શેષ રહેવો સંભવિત છે. માટે પાત્નીવતના ભક્ષણમાં ઇન્દ્રાદિદેવોનું ઉપલક્ષણ કરવું નહિ. ॥ ૩૩ ॥

### પાત્નીવતશેષ ભક્ષણમાં ત્વષ્ટાનું ઉપલક્ષણ નથી એ અધિકરણ સમજાવે છે.

પૂર્વપક્ષ **त्वष्टारं तूपलक्षयेत् पानात् ॥ ३४ ॥**

**પદાર્થ** :—( तु ) પૂર્વપક્ષને સૂચવે છે. ( पानात् ) પાનરૂપલિંગથી ( त्वष्टरम् ) ત્વષ્ટૃદેવનું ( उपलक्षयेत् ) ઉપલક્ષણ કરવું જોઇએ.

**ભાવાર્થ** :—પાત્નીવતશેષ ભક્ષણમાં ત્વષ્ટાનું ઉપલક્ષણ કરવું કે નહિ? અર્થાત્ " त्वष्ट्रा पीतस्य " આવો ઊહ કરવો કે નહિ ? પૂર્વપક્ષ માને છે કે એવો ઊહ કરવો જોઇએ કારણ કે, " अग्ना३इ पत्नीवः३ सजूर्देवेन त्वष्ट्रा सोमं पिब स्वाहा " આ મંત્રમાં ત્વષ્ટા સાથે પાન કરવાનું પ્રતીત થાય છે. ॥ ૩૮ ॥

સિદ્ધાંત સૂત્ર **अतुल्यत्वात् तु नैवं स्यात् ॥ ३५ ॥**

**પદાર્થ**:—( तु ) પૂર્વપક્ષની વ્યાવૃત્તિ સૂચવે છે. ( अतुल्यत्वात् ) તુલ્ય ન હોવાથી (एवम्) એ પ્રમાણે ( न स्यात् ) થઇ શકે નહિ.

**ભાવાર્થ** :—ઉક્ત મંત્રરૂપ લિંગથી તો ત્વષ્ટાનું કેવળ સાહિત્ય જ પ્રતીત થાય છે. ત્વષ્ટાનો પાનની સાથે સંબંધ જણાતો નથી. જે પ્રમાણે પત્નીવત્‌ને ઉદ્દેશીને પાનનું વિધાન છે તે પ્રમાણે ત્વષ્ટાને ઉદ્દેશીને પાનનું વિધાન નથી. અર્થાત્ त्वष्टः, सोम पिब આવું વિધાન નથી માટે ત્વષ્ટાનો ઊહ કરવો નહિ. પત્નીવદ્ દેવતાના પાન વખતે ત્વષ્ટાની માત્ર ઉપસ્થિતિ જ ઉક્તમંત્રમાં બોધિત કરી છે. ॥ ૩૫ ॥

### પાત્નીવતશેષ ભક્ષણમાં ત્રીશ દેવોનું પણ ઉપલક્ષણ કરવું નહિ એ અધિકરણ સમજાવે છે.

**त्रिंशच्च परार्थत्वात् ॥ ३६ ॥**

**પદાર્થ** :—( च ) અને ( त्रिंशत् ) ત્રીશ દેવોનું ઉપલક્ષણ કરવું નહિ. ( परार्थत्वात् ) ઉત્પત્તિવિધિમાં ત્રીશનું નામ ન હોવાથી એ પરાર્થ છે.

**ભાવાર્થ** :—પાત્નીવત યાગના વિધાનમાં પત્નીવત્ દેવતાનું જ નામ છે. બીજાનું નથી માટે " एभिरग्नेरथ याह्यर्वाङ्ग् नानारथं वा विभवा ह्यश्वाः पत्नीवतः त्रिंशतं त्रींश्च देवान् अनुष्वधमादयस्व " આ યાજ્યામાં જણાતા ત્રીશ દેવો ઉપલક્ષિત કરવા નહિ. " पत्नीवदुद्देशेन द्रव्ये दत्ते तेन स्वभागमध्ये अन्येभ्योऽपि दत्ते इति स्तुतिसंभवात् तथालिङ्गं नेयम् " પત્નીવદ્ દેવનો ઉદ્દેશ કરીને જ દ્રવ્યનો હોમ કરવામાં આવે છે. એમ સુબોધિનીકારે કહ્યું છે.

' पत्नीवन्नामधारिणस्त्रयस्त्रिंशद् देवान् मादय ' इत्यभिधीयते આ પ્રમાણે જૈમિનીય ન્યાયમાલામાં લખવામાં આવ્યું છે. પત્નીવત્ નામ ધારણ કરનાર તેત્રીશ દેવોને ખુશી કર. આવો ઉક્ત વાક્યનો ભાવ છે. ॥ ૩૬ ॥

### ' ભક્ષણમાં અનુવષટ્કારદેવતા ઉપલક્ષિત નથી ' એ અધિકરણ સમજાવે છે.

**वषट्कारश्च कर्तृवत् ॥ ३७ ॥**

**પદાર્થ** :—( च ) અને ( वषट्कारः ) અનુવષટ્કાર દેવતા ( कर्तृवत् ) હોતા આદિની પેઠે ઉપલક્ષિત નથી.

**ભાવાર્થ**:—सोमयागे सर्वत्र सोमस्याग्ने वीहि इति अनुवषट्कृते जुहोति આ ઠેકાણે પૂર્વસૂત્રમાં જેમ બતાવવામાં આવ્યું છે તેમ પરાર્થત્વ નથી अग्निना पीतत्वात् सोऽपि भक्षमन्त्रे उपलक्षणीयः અગ્નિ વડે પાન થયેલું હોવાથી તે પણ ભક્ષમંત્રમાં ઉપલક્ષિત છે એવું પૂર્વ પક્ષનું મંતવ્ય છે. સિદ્ધાંતવાદી કહે છે કે અનુવષટ્કાર દેવતા અગ્નિનું નામ છે અને તે મંત્રમાં ઉપલક્ષણીય નથી. પ્રકૃતિભૂત ઇંદ્રયાગમાં પ્રથમ હોતાએ સોમપાન કર્યું હોય છે અને પછી અધ્વર્યુના પાનને માટે જે મંત્ર બોલવામાં આવે છે તેમાં 'होतृपीतस्य' આવો ઊહ કરવામાં આવ્યો નથી. તેજ પ્રમાણે અનુવષટ્કારદેવતાનો પાઠ પણ નથી. અર્થાત્ અનુવષટ્કારદેવતાનો ઊહ કરવો નહિ. પ્રકૃતિયાગમાં ઐન્દ્રગ્રહ ઇન્દ્રના ઉદ્દેશથી ગૃહીત કરેલો હોય છે અગ્નિના કે હોતાના ઉદ્દેશથી નહિ. માટે ભક્ષ મંત્રમાં કેવળ 'इन्द्रपीतस्य' એનો જ પાઠ વિકૃતિયાગમાં પણ કરવો. ॥ ૩૭ ॥

## અનૈન્દ્રોનું અમંત્રક ભક્ષણ–અધિકરણ.

## छन्दोनिषेधस्तु सर्वगामित्वात् ॥ ३८ ॥

**પદાર્થ**:—( तु ) આ શબ્દ પૂર્વપક્ષનો નિરાસ કરે છે. ( छंदोनिषेधः ) જગતી છન્દનો પ્રતિષેધ કરી અનુષ્ટુપ છન્દનો ઊહનો વિધિ કર્યો એ ઐન્દ્ર અને અનૈન્દ્ર પ્રદાનોમાં પ્રકૃતિવિકૃતિ ભાવને સૂચવતું નથી ( सर्गगामित्वात् ) સોમ તથા સોમધર્મ સંપૂર્ણ જ્યોતિષ્ટોમમાં પ્રદાનમાત્ર સાથે સમાન છે.

**ભાવાર્થ**:—' सोमेन यजेत ' આ વાક્યથી સોમ એ કર્મનું અંગ છે કોઈ પ્રદાન વિશેષનું અંગ નથી. જો કોઇ ખાસ પ્રદાનનું અંગ હોત તો પ્રકૃતિવિકૃતિભાવ માનવામાં આવત. સોમ કર્મનું અંગ હોવાથી અખિલ પ્રદાનોમાં સોમનો સમાન ભાવથી સંબંધ છે. अनुष्टुप् छन्दस इति षोडशिनि भक्षमन्त्रं नमति આ વાક્યથી ગાયત્ર છન્દના સ્થાનમાં જગતી છંદનો પ્રતિષેધકરી અનુષ્ટુપ છંદનો ઊહ કરી પ્રકૃતિવિકૃતિભાવમાં કારણ બતાવ્યું છે તે પણ ઠીક નથી કારણ કે એ ઊહતો વાચનિક છે એટલે તૃતીય સવનમાં ષોડશી શેષના ભક્ષમંત્ર પૂરતો જ છે. બધે ઠેકાણે ઊહ કરવાનું એ કારણ નથી. માટે પ્રકૃતિવિકૃતિ ભાવ ન હોવાથી અનૈન્દ્રમાં ઊહનો સંભવ નથી અને એ કારણથી અનૈન્દ્રપ્રદાનના શેષનું અમંત્રક ભક્ષણ કરવું. ॥ ૩૮ ॥

## ઐન્દ્રાગ્ન ભક્ષનું અમંત્રકત્વ–અધિકરણ.

## ऐन्द्राग्ने तु लिंगभावात् स्यात् ॥ ३९ ॥ પૂર્વપક્ષ.

**પદાર્થ**:—( तु ) પૂર્વપક્ષ દ્યોતક છે. ( ऐन्द्राग्ने ) ઐન્દ્રાગ્ન શેષભક્ષણમાં તો ( लिङ्गभावात् ) ઇન્દ્રરૂપ કારણ હોવાથી ( स्यात् ) સમંત્રક ભક્ષણ છે.

**ભાવાર્થ**:—' ऐन्द्रानमृतुपात्रेण गृह्णाति ' ઐન્દ્રાગ્ન શેષનું ભક્ષણ અમંત્રક કરે કે સમંત્રક ? એ શંકાના સમાધાનમાં પૂર્વપક્ષ તરફથી કહેવામાં આવ્યું છે કે ઇન્દ્ર અને અગ્નિ આ બે દેવતા વાળા શેષમાં ઇન્દ્ર તો સ્પષ્ટ છે અને ઐન્દ્રશેષનું ભક્ષણ તો સમંત્રક છે માટે ઐન્દ્રાગ્ન શેષનું ભક્ષણ સમંત્રક જ કરવું. ॥ ૩૯ ॥

## સમાધાન સૂત્ર. एकस्मिम् वा देवतान्तराद् विभागवत् ॥ ४० ॥

**પદાર્થ**:—( वा ) પૂર્વપક્ષનો નિરાસ કરે છે. ( एकस्मिन् ) એક દેવતાક હવિઃ શેષ ભક્ષણમાં મંત્ર છે. ( देवतान्तरात् ) બે દેવતાવાળા હવિશેષ એ ભિન્નદેવતાક જ કહેવાય માટે ભિન્નદેવતા હોવાથી અમંત્રક જ ભક્ષણ છે. ( विभागवत् ) આગ્નેય પુરોડાશ ને ચતુર્ધા કરવો તેની પેઠે.

**ભાવાર્થ** :—આગ્નેય પુરોડાશનું ચાર ભાગમાં કરવું એ જેમ અમંત્રક છે તેજ પ્રમાણે એન્દ્રાગ્ન શેષનું ભક્ષણ પણ અમંત્રક જ કરવું. કેવળ ઇન્દ્રદેવતાક હવિશેષ કરતાં ઇન્દ્ર અને અગ્નિ દેવતાક હવિઃશેષ ભિન્ન છે. કેવળ ઇંદ્રદેવતાવાળા હવિશેષનું ભક્ષણ જ સમંત્રક છે, માટે ઐન્દ્રાગ્નશેષભક્ષણ અમંત્રક છે. ॥ ૪૦ ॥

" गायत्रच्छन्दसः " ઇત્યાદિ મંત્રોનો અનેક છન્દસ્કમાં વિનિયોગ છે એ અધિકરણ

## छन्दश्च देवतावत् ॥ ४१ ॥

**પદાર્થ** :—( च ) અને ( छन्दः ) કેવળ ગાયત્રાદિ જેમાં હોય તે જ ઠેકાણે ભક્ષમંત્રનો વિનિયોગ કરવો ( देवतावत् ) પૂર્વાધિકરણમાં જેમ ઇન્દ્ર એકજ દેવતાવાળા હવિઃશેષના ભક્ષણમાં ભક્ષમંત્ર વિનિયુક્ત કર્યો છે તેમ.

**ભાવાર્થ** :—પૂર્વાધિકરણ બતાવવામાં આવ્યું છે કે કેવળ ઇન્દ્ર એકજ દેવતાને ઉદ્દેશીને સોમરસ આપવામાં આવ્યો હોય એ સોમરસરૂપહવિના શેષના ભક્ષણમાં ભક્ષમંત્રનો વિનિયોગ છે તેજ પ્રમાણે ગાયત્રી છન્દ વાળાસોમના ભક્ષશેષમાં ભક્ષયમંત્રનો વિનિયોગ થવો જોઇએ અર્થાત્ ગાયત્રી છન્દવાળી ઋચા બોલી ઇન્દ્રને જે સોમરસ આપવામાં આવે છે તેનાજ શેષના ભક્ષણમાં गायत्रच्छन्दग इन्द्रपीतस्य शेषं भक्षयामि આ ભક્ષમંત્રનો વિનિયોગ થવો જોઇએ. અન્ય છંદવાળી ઋચાથી ઈન્દ્રને આપવામાં આવેલા સોમના શેષના ભક્ષણમાં ઉક્ત મંત્રનો વિનિયોગ ન થવો જોઇએ એવો પૂર્વપક્ષનો મત છે. ॥ ૪૧ ॥

## सर्वेषु वा अभावादेकच्छन्दसः ॥ ४२ ॥

**પદાર્થ** :—(वा) પૂર્વપક્ષની નિવૃત્તિ સૂચવે છે. ( सर्वेषु ) અનેક વિધ છન્દવાળા સર્વ યાગોમાં ભક્ષમંત્રનો વિનિયોગ છે. ( एकच्छन्दसः ) કેવળ ગાયત્રી છન્દવાળા યાગનો ( अभावात् ) અભાવ હોવાથી ભક્ષમંત્રનો ક્યાંય પણ વિનિયોગ જ ન થાય.

**ભાવાર્થ** :—સર્વ યાગો ભિન્ન ભિન્ન છન્દવાળા મંત્રો અથવા ઋચાઓ છે. જેમાં બધા જ ગાયત્રી છંદવાળા જ મંત્ર હોય એવો કોઇ ક્રતુ જ નથી. હવે જો ગાયત્રી મંત્રવાળાજ ક્રતુનો આગ્રહ રાખવામાં આવે તો એવો કોઈ ક્રતુ ન મળવાથી ભક્ષમંત્રના કયાંય પણ વિનિયોગ જ થઇ શકે નહિ. માટે नानाछन्दस्केषु सर्वेषु क्रतुषु भक्षमन्त्रः स्यात् જુદા જુદા છંદવાળા બધા ય ક્રતુઓમાં ભક્ષમંત્ર વિનિયુક્ત છે એમ માનવું જોઇએ. ॥ ૪૨ ॥

હવે સૂત્ર ૨૭ થી ૪૨ સૂત્ર સુધી પૂર્વોત્તરપક્ષ રૂપે જે પ્રકરણ સમુત્થિત થયું છે તેનું સમાધાન સૂત્ર ૪૩ માં આ પ્રમાણે કરે છે. આ ઉપસંહારાત્મક છે.

## सर्वेषां वैकमन्त्र्यमैतिशायनस्य भक्तिपानत्वात् सवनाधिकारो हि ॥ ४३ ॥

**પદાર્થ**—( वा ) પૂર્વપક્ષની નિવૃત્તિ સૂચવે છે. ( सर्वेषाम् ) ઐન્દ્ર અને અનૈન્દ્ર બધા હવિઃશેષના ભક્ષણમાં ( ऐकमन्त्र्यम् ) સમાન રૂપે ભક્ષમંત્રનો વિનિયોગ છે. ( हि ) કારણ કે (भक्तिपानत्वात्) લક્ષણાવૃત્તિ દ્વારા પા ધાતુનો અર્થ આપવું એવો અર્થ કરવાનો છે અને " इन्द्रपीत " આ પદમાં બહુવ્રીહિ સમાસ કરવાનો છે. ( सवनाधिकारः ) :અને અન્યપદાર્થ પ્રધાન તરીકે સવન છે. ( ऐतिशायनस्य ) મહર્ષિ ઐતિશાયનનો એવો મત છે.

**ભાવાર્થ** :—ઇન્દ્ર-આદિ દેવતા અશરીરી છે એવું આગળ નવમા અધ્યાયમાં સિદ્ધ કરવામાં આવશે. માટે 'इन्द्रपीतनो અર્થ ઇન્દ્રે પીધેલો ' એવો અર્થ થઇ શકે નહિ. અશરીરી દેવ પાન કરી શકે નહિ. માટે " पीत " નો લાક્ષણિક અર્થ ' दत्त ' કરવો અર્થાત્ ઇન્દ્રને આપવામાં

આવ્યો છે સોમ જે સવનમાં તે સવનનું નામ इन्द्रपीत સવન છે. ઐતિશાયન મહર્ષિ માને છે કે એ સવનમાં ઐન્દ્ર અને અનૈન્દ્ર સર્વ શેષોમાં ભક્ષમંત્રનો વિનિયોગ છે इन्द्रपीत પદથી કેવળ ઇન્દ્રને આપેલા હવિષનો શેષજ પ્રતીત થતો નથી પણ સવનમાં આપેલા સર્વ હવિષનો શેષ પ્રતીત થાય છે. માટે સર્વશેષોના ભક્ષણમાં ભક્ષમંત્ર વિનિયુક્ત છે. આ ઉપરથી સિદ્ધ થાય છે ઐન્દ્રશેષભક્ષણ જેમ સમંત્રક છે તેમ અનૈન્દ્રશેષ ભક્ષણ સમંત્રક જ છે. ॥ ४३ ॥

इति मीमांसागुर्जरभाष्ये तृतीयस्य अध्यायस्य द्वितीयः पादः ॥

## अथ तृतीये अध्याये तृतीयः पादः

### હવે ઉચ્ચૈસ્ત્વાદિમાં વેદધર્મત્વ છે એ અધિકરણ સમજાવે છે.

**श्रुतेर्जाताधिकारः स्यात् ॥ १ ॥** પૂર્વપક્ષ

પદાર્થ :—( શ્રુતેઃ ) उच्चैः ऋचा क्रियते આ વાક્યમાં ऋचा એવા પદનું શ્રવણ થતું હોવાથી (जाताधिकारः) ઋક્ત્વ જાતિવાળા મંત્રમાં જ ઉચ્ચૈસ્ત્વાદિ ધર્મનો અધિકાર ( स्यात् ) છે.

ભાવાર્થ :—જ્યોતિષ્ટોમમાં આ પ્રમાણે પાઠ છે. उच्चैः ऋचा क्रियते उच्चैः साम्ना उपांशु यजुषेति । આ ઠેકાણે ઉચ્ચૈસ્ત્વાદિ ધર્મો કેવળ મંત્રોના અધિકારને લઇને પ્રવૃત્ત થયા છે કે સંપૂર્ણ ઋગ્વેદ આદિને લઇને ? આ સંશયમાં પૂર્વપક્ષનું માનવું છે કે કેવળ મંત્રોને ઉદ્દેશીને ઉચ્ચૈસ્ત્વ આદિ ધર્મો પ્રવૃત્ત થયા છે સંપૂર્ણઋગ્વેદ આદિને ઉદ્દેશીને નહિ. ऋच्, साम યજુષ એ જાતિવાચક શબ્દ છે. વેદવાચક નથી. ॥ ૧ ॥

સિદ્ધાંત સૂત્ર. **वेदो वा प्रायदर्शनात् ॥ २ ॥**

પદાર્થ :—( वा ) " વા " શબ્દ પૂર્વપક્ષનું નિરાકરણ સૂચવે છે. ( वेदः ) ઉચ્ચૈસ્ત્વાદિ ધર્મવિધિનો ઉદ્દેશ વેદ છે. ( प्रायदर्शनात् ) વાક્યના ઉપક્રમમાં વેદશબ્દનું દર્શન થાય છે.

ભાવાર્થ:—ઉચ્ચૈસ્ત્વાદિ ધર્મો વેદોને ઉદ્દેશીને પ્રવૃત્ત થયા છે. કારણ કે વાક્યની શરૂઆતમાં વેદ શબ્દનું શ્રવણ થાય છે. જેમકે:—

प्रजापतिरकामयत प्रजाः सृजेयेति स तपोऽतप्यत, तस्मात् तेपानात् त्रयो देवा असृज्यन्त अग्निर्वायुरादित्यः, तेऽतप्यन्त तेभ्यस्तेपानेभ्यः त्रयो वेदा असृज्यन्त । अग्नेऋग्वेदः, वायोर्यजुर्वेदः आदित्यात् सामवेदः । इति उपक्रम्य तस्मादुच्चैर्ऋचा क्रियत इत्युपसंहारात् असंजातविरोधित्वेन प्रबलत्वेन उपक्रमानुसारेण उपसंहारनयनम् ॥

અર્થ :—પ્રજાપતિએ કામના કરી કે હું પ્રજા સર્જું, તેણે તપ કર્યો, તપ કરી તેણે અગ્નિ, વાયુ અને આદિત્ય એ ત્રણ દેવોને ઉત્પન્ન કર્યા. તેઓએ પણ તપ કર્યું. તેમાંથી ત્રણ વેદ ઉત્પન્ન થયા, અગ્નિમાંથી ઋગ્વેદ, વાયુમાંથી યજુર્વેદ અને આદિત્યમાંથી સામવેદ. આ વાક્યોમાં વેદ શબ્દ સ્પષ્ટ શ્રુત છે. આ પ્રમાણે વાક્યની શરૂઆત કરી उच्चैः ऋचा क्रियते માટે ઉચ્ચસ્વરે ઋચા દ્વારા કાર્ય કરવું. વાક્યોપક્રમમાં ઋગ્વેદ શબ્દ સ્પષ્ટ છે માટે 'ઋચા' પદથી પણ ઋગ્વેદ જ સમજવો કારણ ઉપક્રમ વિરોધ–હીન હોવાથી પ્રબળ છે. ઉપક્રમ પ્રમાણેજ ઉપસંહાર થવો જોઇએ. तस्मात् उच्चै र्ऋचा क्रियते ઇત્યાદિ વાક્યો ઉપસંહાર સૂચવે છે. ઉપક્રમમાં ઋગ્વેદ છે માટે ઉપસંહારમાં પણ ઋચા પદ ઋગ્વેદ ' साम्ना ' પદથી સામવેદ અને ' यजुषा ' પદથી યજુર્વેદ સમજવો. ટીકાકારોએ આ ઠેકાણે મંત્ર અને બ્રાહ્મણને વેદ કહ્યો છે. જેમ કે मन्त्र ब्राह्मण समुदायपवेदरूधर्मः જૈમિનિ સૂત્રવૃત્તિ. સ્વામીશ્રી દયાનંદજી કેવળ મંત્ર ભાગને વેદ

માને છે જે તેમણે ઋગ્વેદાદિ ભાષ્ય ભૂમિકામાં વિસ્તારથી સમજાવ્યું છે. ॥ ૨ ॥

## लिङ्गाच्च ॥ ३ ॥

પદાર્થ :—( च ) અને ( लिंगात् ) અર્થપ્રકાશ રૂપ લિંગથી પણ વેદજ ઋચા પદથી સમજવો.

ભાવાર્થ :—ऋक् પદથી ઋગ્વેદ સમજવો. જેમકે " ऋग्भिः पूर्वाह्णे दिविदेव ईयते यजुर्वेदेन तिष्ठति मध्ये अह्नः, सामवेदेन अस्तमये महीयते वेदैरशून्यस्त्रिभिरेति सूर्यः " આ ઠેકાણે પહેલા ચરણમાં "ऋग्भिः" પદથી ઋગ્વેદ લીધો છે, કારણ ચોથા ચરણમાં " वेदैः " આવું બહુ વચન આપ્યું છે, જો ઋક્પદથી ઋગ્વેદનો વ્યવહાર ન હોત તો वेदाभ्याम् એવું દ્વિવચન જ આપ્યું હોત. આ અર્થબોધક લિંગથી પણ સમજાય છે કે ઋક્ આદિ શબ્દો વેદબોધક જ છે. ॥ ૩ ॥

## धर्मोपदेशाच्च न हि द्रव्येण सम्बन्धः ॥ ४ ॥

પદાર્થ:—( च ) અને ( धर्मोपदेशात् ) ઉચ્ચૈસ્ત્વ ધર્મનો ઉપદેશ કરવાથી પણ ઋક્નો વ્યવહાર વેદમાં જ છે ( हि ) કારણ કે ( द्रव्येण ) સામવેદ સાથે ( सम्बन्धो न ) ઉચ્ચૈસ્ત્વ ધર્મનો સંબંધ બતાવવા ન હોતો જોઇતો.

ભાવાર્થ :—उच्चैः साम्ना ઉચ્ચ સ્વરેથી સામથી કાર્ય કરવું અહીં સામવેદમાં જે ઉચ્ચૈસ્ત્વ ધર્મનું વિધાન કર્યું છે તે કરવું જોઇતું ન હતું. કારણ કે " ऋच्यध्यूढं साम गायति " સામનું ગાન ઋકમંત્રમાં જ થાય છે એવું આનાથી સિધ્ધ થાય છે. ગાન હમેશાં ઉચ્ચસ્વરે થાય છે તો પછી उच्चैः साम्ना क्रियते આવું વિધાન શા માટે કરવું જોઇએ ? છતાં ઉચ્ચૈસ્ત્વ ધર્મનો ઉપદેશ કર્યો છે તેથી સિધ્ધ થાય છે કે ઋકપદથી ઋગ્વેદ સમજવો. સામપદથી સામવેદ અને યજુઃપદથી યજુર્વેદ સમજવો. ॥ ૪ ॥

## त्रयी विद्याख्या च तद्विदि ॥ ५ ॥

પદાર્થ—( च ) અને ( त्रयी विद्याख्या ) ત્રયી એવી વિદ્યાની આખ્યા ( तद्विदि ) ત્રણ વેદને જાણનારમાં રૂઢ છે.

ભાવાર્થ:—त्रयी विद्या यस्य स त्रयीविद्यः ત્રયી એટલે ત્રણ વેદ ત્રણ વેદને જે જાણે તેને 'ત્રયીવિદ્ય' એવું નામ આપવામાં આવે છે. ત્રયી પદ કેવળ ઋક્, સામ અને યજુઃમાં પ્રસિદ્ધ નથી. પણ ત્રયી પદ લક્ષણાવૃત્તિથી ત્રણ વેદોનું વાચક છેઃ માટે આ 'ત્રયીવિદ્ય' રૂપ પદની પ્રસિદ્ધિ બળે પણ ઋક્, સામ અને યજુઃ એ ત્રણે પદો ત્રણ વેદોના વાચક છે તેજ પ્રમાણે तस्मादुच्चैः ऋचा क्रियते એ ઉપસંહારક વાકયમાં આવેલા ઋચાદિ પદો વેદવાચક જ છે. ॥ ૫ ॥

## આશંકા સૂત્ર व्यतिक्रमे यथाश्रुतीति चेत् ॥ ६ ॥

પદાર્થ :—( व्यतिक्रमे ) ઋચાઓનો યજુર્વેદમાં અને યજુષ્નો ઋગ્વેદમાં પાઠ હોય તો પણ ( यथाश्रुति ) વાકયોકત રીતે ઋચાઓનો ઉચ્ચૈસ્ત્વ પાઠ અને યજુષનો ઉપાંશુત્વ પાઠ થવો જોઇએ ( इति चेत्) જો એવી શંકા કરવામાં આવે તો સમાધાન આગળના સૂત્રમાં.

ભાવાર્થ :—યજુર્વેદ વિહિત કર્મમાં જો ઋચાઓનો પાઠ આવ્યો હોય તો યજુર્વેદમાં આવેલી ઋચાઓમાં ઉચ્ચૈસ્ત્વ અને ઉપાંશુત્વનો વિકલ્પ માનવો પડશે કારણ કે યજુર્વેદ પ્રકરણ પઠિત ઉપાંશુત્વ આવવું જોઇએ અને વાકયના બળ પ્રમાણે ઉચ્ચૈસ્ત્વ આવવું જોઇએ એટલે વિકલ્પની જ પ્રાપ્તિ થશે. તેના કરતાં યજુર્વેદમાં પ્રાપ્ત થયેલી ઋચામાં પણ ઉચ્ચૈસ્ત્વ પાઠ કરવો ઉચિત છે. કારણ કે વાકયોકત ઋકત્વ ધર્મનો તેમાં અપાય નથી માટે યાજુર્વેદિક

ઋચામાં પણ ઉચ્ચૈસ્ત્વ ધર્મ સ્વીકારવો જોઇએ. ॥૬॥

**આશંકાનું સમાધાન સૂત્ર.**

## न सर्वस्मिन् निवेशात् ॥ ७ ॥

**પદાર્થ** :—( न ) એમ નહિ ( सर्वस्मिन् ) સર્વવેદમાં ( निवेशात् ) ઉચ્ચૈસ્ત્વ અને ઉપાંશુત્વ ધર્મનો નિવેશ હોવાથી.

**ભાવાર્થ** :—સંપૂર્ણ યજુર્વેદમાં ' પછી તે ઋગાત્મક હોય કે યજુષાત્મક હોય ' ઉપાંશુત્વ ધર્મ સંનિવિષ્ટ થયેલો છે તેમ સંપૂર્ણ ઋગ્વેદમાં ' પછી તે ઋગાત્મક હોય કે યજુષાત્મક હોય' ઉચ્ચાસ્ત્વ ધર્મ સંન્નિવિષ્ટ થયો છે. માટે યાજુર્વૈદિક ઋચા હોય તો તેમાં પણ ઉપાંશુત્વ ધર્મ જ માનવો જોઇએ ઉચ્ચૈસ્ત્વ ધર્મ નહિ. તેજ પ્રમાણે ઋગ્વેદમાં કોઇ યજુઃ પડયો હોય તો તેમાં ઋગ્વેદના સંબંધને લીધે ઉચ્ચૈસ્ત્વ ધર્મજ સ્વીકારવો જોઇએ. પણ વિકલ્પનો સ્વીકાર કરવો નહિ. અર્થાત્ યજુર્વેદગત ઋચામાં કોઇક વખત ઉપાંશુત્વ અને કોઇ વખત ઉચ્ચૈસ્ત્વ એમ વિકલ્પ માનવો નહિ. ॥ ૭ ॥

## संयोगान्न प्रकरणेन बाध्यते ॥ ८ ॥

**પદાર્થ**:—( संयोगेन ) જે વેદવિહિત કર્મ હોય તે વેદનો ધર્મજ સંબંધ પ્રાપ્ત થતો હોવાથી ( प्रकरणेन ) પ્રકરણથી તે ધર્મનો ( न बाध्यते ) બાધ થતો નથી.

**ભાવાર્થ** :—જે વેદથી કર્મવિહિત હોય તે વેદનો ધર્મ, ઉચ્ચૈસ્ત્વ અથવા ઉપાંશુત્વ ધર્મ પ્રાપ્ત થાય છે. પ્રકરણથી તેનો બાધ થતો નથી. ઉલટું વાક્યથી જ પ્રકરણનો બાધ થાય છે. ઉચ્ચૈસ્ત્વ ધર્મ ઋગ્વેદની સાથે સંબંધ રાખે છે. આ પ્રમાણે આ અધિકરણમાં સિદ્ધ કરવામાં આવ્યું છે કે ઋક્પદથી ઋગ્વેદનો વ્યવહાર છે અને તેનો ધર્મ ઉચ્ચૈસ્ત્વ છે, યજુષ પદથી યજુર્વેદનો વ્યવહાર છે અને તેનો ધર્મ ઉપાંશુત્વ છે અને સામ પદથી સામનો વ્યવહાર છે અને તેનો ધર્મ ઉચ્ચૈસ્ત્વ છે.

उच्चैः ऋचा क्रियते, उच्चैः साम्ना, उपांशु यजुषेति ॥ ८ ॥

**આધાનમાં ગાનનું ઉપાંશુત્વ છે એ અધિકરણ.**

## गुणमुख्यव्यतिक्रमे तदर्थत्वान्मुख्येन वेदसंयोगः ॥ ९ ॥

**પદાર્થ** :—( गुणमुख्यव्यतिक्रमे ) ગુણ અને મુખ્યનો વિરોધ હોય ત્યાં ( वेदसंयोगः ) વેદદ્વારા સંબંધ પ્રતિપાદ્ય છે. ( मुख्येन ) પ્રધાનને અનુસરીને જ (तदर्थत्वात्) અંગો પ્રધાનને માટે જ યોજાયેલાં હોય છે.

**ભાવાર્થ**:—' वसन्ते ब्राह्मणोऽग्निमादधीत ' આ પ્રમાણે યજુર્વેદ બ્રાહ્મણમાં અગ્ન્યાધાન વિહિત છે અને ત્યાંજ

रथन्तर मभिगायते गार्हपत्य आधीयमान इति

સામમંત્રો અંગ તરીકે વિહિત છે. સામ આધાનના અંગ તરીકે વિહિત છે. સામગાન ઉચ્ચૈસ્ત્વ ધર્મથી કરવું કે ઉપાંશુ ધર્મથી ? આવા સંશયમાં પૂર્વપક્ષ માને છે કે સામનો ધર્મ ઉચ્ચૈસ્ત્વ છે માટે ઉચ્ચૈસ્ત્વધર્મથી ગાન કરવું જોઇએ. સિદ્ધાંતપક્ષવાદીનું કહેવું છે કે સામ એ તો અંગ છે અને આધાન એ મુખ્ય છે માટે ઉચ્ચૈસ્ત્વ આવે અને ઉપાંશુત્વરૂપ ધર્મનો વિરોધ હોય ત્યારે પ્રધાનને અનુસરી સામગાન થવું જોઇએ. આધાન યજુર્વેદ વિહિત હોવાથી ઉપાંશુધર્મથી કરવામાં છે તો રથંતર સામગાન પણ ઉપાંશુધર્મથી જ થવું જોઇએ. ॥ ૯ ॥

## જ્યોતિષ્ટોમ યાજુર્વેદિકત્વ અધિકરણ.

## भूयस्त्वेनोभयश्रुति ॥ १० ॥

**પદાર્થ**:—( उभयश्रुति ) બન્ને વેદમાં જે કર્મના વિધાનનું શ્રવણ થતું હોય ત્યાં તે કર્મનો નિર્ણય ( भूयस्त्वेन ) અંગોના ભૂયસ્ત્વથી કરવો.

**ભાવાર્થ** :—' ज्योतिष्टोमेन स्वर्गकामो यजेत । ' આ વિધાન યજુર્વેદમાં તથા સામવેદમાં પણ ઉપલબ્ધ થાય છે, પ્રધાન કર્મ બન્ને વેદમાં તુલ્ય હોવાથી બન્ને વેદના સ્વરનો વિકલ્પ થવો જોઇએ. અર્થાત્ કોઇ વખતે યજુર્વેદના ઉપાંશુત્વ સ્વરથી અને કોઇ વખત સામવેદના ઉચ્ચૈસ્ત્વ સ્વરથી જ્યોતિષ્ટોમ યાગ કરવો જોઇએ આવા પૂર્વપક્ષના સમાધાનમાં સિદ્ધાન્તવાદી કહે છે કે પ્રધાન કર્મમાં જે વેદના અંગો વધારે હોય તે વેદનુંજ એ પ્રધાન કર્મ છે એમ માનવું જોઇએ. જેમ જેની સાથે વધારે અંગ રક્ષક આદિ પરિવાર હોય તે રાજા અને થોડો પરિવાર જેની સાથે હોય તે સચિવ તરીકે ઓળખી શકાય છે તેમ ઉભય વેદ પ્રતિપાદિત પ્રધાન કર્મ કયા વેદનું છે તે જાણી લેવું જોઇએ. જ્યોતિષ્ટોમ યાગમાં યજુર્વેદ વિહિત અંગો વધારે છે તેથી જ્યોતિષ્ટોમ રૂપ પ્રધાન યાગ કર્મ યાજુર્વેદિક છે. સામવેદિક નથી એમ સ્પષ્ટ જાણવું જોઇએ અને તેથી એ કર્મ ઉપાંશુ સ્વરથી થવું જોઇએ. ॥ ૧૦ ॥

## પ્રકરણનું વિનિયોજકત્વાધિકરણ.

## असंयुक्तं प्रकरणादितिकर्तव्यतार्थत्वात् ॥ ११ ॥

**પદાર્થ** :—( असंयुक्तम् ) શ્રુતિ, લિંગ અને વાક્યથી જેનો વિનિયોગ ન થઇ શકે તેનો વિનિયોગ ( प्रकरणात् ) પ્રકરણથી કરવો જોઇએ. ( इतिकर्तव्यतार्थत्वात् ) પ્રધાન કર્મને ઇતિ-કર્તવ્યતાની આકાંક્ષા હોવાથી.

**ભાવાર્થ** :—શ્રુતિ, લિંગ અને વાક્યથી જે અંગનો વિનિયોગ ન થઇ શકતો હોય તેનો વિનિયોગ પ્રકરણથી કરવો. જેમકે દર્શ પૂર્ણમાસ સંનિધિમાં समिधो यजति । तनूनपातं यजति આ વાક્યો ફલરહિત જણાય છે, માટે તેને ફળની આકાંક્ષા છે અને દર્શ પૂર્ણમાસ રૂપ યાગ પોતાના વ્યાપારની આકાંક્ષા રાખે છે. આ બન્ને આકાંક્ષાથી પ્રયાજાદિ વ્યાપાર સહિત દર્શ પૂર્ણમાસ રૂપ બન્ને યાગો દ્વારા સ્વર્ગને પ્રાપ્ત કરવું આવી એક વાક્યતા કરી અંગાંગિભાવને સિદ્ધ કરવો. માટે समिधो यजति ઇત્યાદિ વાક્યો પ્રકરણ દ્વારા દર્શ પૂર્ણમાસ યાગના અંગ છે એમ સમજવું અર્થાત્ પ્રકરણ એનું વિનિયોજક છે. ॥ ૧૧ ॥

## સ્થાનનું વિનિયોજકત્વાધિકરણ

## क्रमश्च देशसाम्यात् ॥ १२ ॥

**પદાર્થ** :—( च ) અને ( क्रमः ) ક્રમ મંત્રનો વિનિયોજક છે ( देशसाम्यात् ) સ્થાનની તુલ્યતા હોવાથી.

**ભાવાર્થ** :—ક્રમ, સ્થળ તથા સમાન દેશ એ ત્રણ પર્યાયવાચક છે. દર્શ પૂર્ણમાસ યાગના આધ્વર્યકાંડમાં આગ્નેય, ઉપાંશુયાજ તથા અગ્નિષ્ટોમીય આ ત્રણ યાગોનું વિધાન કર્યા પછી યાજમાન કાંડમાં

" अग्नेरहं " " दाब्धिरस्यदब्धो भूयासम् " तथा अग्नीषोमयोरहं

આ ક્રમથી અનુમંત્ર સંજ્ઞક ત્રણ મંત્રોનો પાઠ કરવામાં આવ્યો છે. એમાં પહેલા અને ત્રીજા મંત્રનો વિનિયોગ પહેલા અને ત્રીજા યાગમાં થાય છે એતો અર્થ પ્રકાશ રૂપ લિંગ દ્વારા સ્પષ્ટ

થાય છે પણ " दग्धिरसि " આ મંત્ર કોઇ દેવતાનો પ્રકાશ કરતો નથી ( દગ્ધિ કોઈ ધાતુક આયુધનું નામ છે. ) માટે એમાં સંદેહ થાય છે કે એ મંત્ર ઉપાંશુયાજનું અંગ છે કે નહિ ? આનું સમાધાન આ પ્રમાણે છે કે આધ્વર્યવ કાંડમાં ઉપાંશુયાજનો નંબર બીજો છે અને યાજમાન કાંડમાં ઉકત મંત્રનો નંબર પણ બીજો છે. માટે જેનું સ્થાન જેની સાથે સમાન હોય તે સ્થાન અથવા ક્રમ તે મંત્રનો વિનિયોજક થાય છે. માટે दग्धिरसि એ મંત્ર ઉપાંશુયાજનું અંગ છે એ ક્રમથી જાણી શકાય છે. ॥ ૧૨ ॥

## સમાખ્યાનું વિનિયોજકત્વાધિકરણ.

## आख्या चैवं तदर्थत्वात् ॥ १३ ॥

**પદાર્થ** :—( च ) અને ( आख्या ) સમાખ્યા પણ ( एवम् ) વિનિયોજક થઇ શકે છે ( तदर्थत्वात् ) કારણ તેનાથી કર્તા અને ક્રિયાનો સંબંધ જણાય છે.

**ભાવાર્થ** :—યૌગિક શબ્દને ' સમાખ્યા ' કહેવામાં આવે છે. આખ્યા અને સમાખ્યા પર્યાયવાચક શબ્દો છે. યાજ્યાપુરોનુવાકયાપાઠ–આદિ ધર્મો ઋગ્વેદમાં કહ્યા છે. દોહન અને નિર્વાપ આદિ ધર્મો યજુર્વેદમાં કહ્યા છે અને આજ્યસ્તોત્ર, પૃષ્ઠસ્તોત્ર આદિ ધર્મો સામવેદમાં કહ્યા છે. અમુક ઋત્વિજે જ તે ધર્મો કરવા એવું કોઇ નિયામક પ્રમાણ મળતુ ન હોવાથી કોઈ પણ ઋત્વિજે તે ધર્મો કરવા એવો અર્થ ફલિત થાય છે. આ શંકાનું સમાધાન આ પ્રમાણે છે. હોત્ર, આધ્વર્યવ અને ઔદ્‌ગાત્ર આ સમાખ્યાથી નિયમ જાણી શકાય છે. સમાખ્યાનથી વિનિયોગ કરવામાં કોઇ બાધક પ્રમાણ મળતું નથી. હોતાનું કામ તે હૌત્ર, અધ્વર્યુનું કામ તે આધ્વર્યવ અને ઉદ્‌ગાતાનું કામ તે ઔદ્‌ગાત્ર. યાજ્યાપુરોનુવાકયા એ હૌત્ર કર્મ છે માટે તે હોતાએ કરવું જોઇએ. દોહન આદિ આધ્વર્યવ કર્મ છે માટે તે અધ્વર્યુએ કરવું જોઇએ અને આજ્યસ્તોત્ર આદિ ઔદ્‌ગાત્ર કર્મ છે એમ કહ્યું હોવાથી તે ઉદ્‌ગાતાએ કરવું. આ પ્રમાણે હૌત્ર આદિ સમાખ્યાથી વિનિયોગ થઇ શકે છે. આ પ્રમાણે શ્રુતિ, લિંગ, વાકય, પ્રકરણ, સ્થાન (ક્રમ) અને સમાખ્યા આ ૭ પ્રમાણોથી વિનિયોગ થઇ શકે છે. ॥ ૧૩ ॥

## શ્રુતિઆદિનું પૂર્વપૂર્વબલીયસ્ત્વ–અધિકરણ.

## श्रुतिलिङ्गवाक्यप्रकरणस्थानसमाख्यानां समवाये पारदौर्बल्यमर्थविप्रकर्षात् ॥१४॥

**પદાર્થ** :—( श्रुतिलिंगवाक्यप्रकरणस्थानसमाख्यानाम् ) શ્રુતિ, લિંગ, વાકય, પ્રકરણ સ્થાન અને સમાખ્યા આ ૭ વિનિયોજક પ્રમાણોમાં ( समवाये ) બે વિરુદ્ધપ્રમાણોનો એકત્ર સંનિપાત થાય ત્યારે ( पारदौर्बल्यम् ) બે પ્રમાણોમાનું જે છેલ્લું પ્રમાણ હોય તે દુર્બલ સમજવું, કારણ કે ( अर्थविप्रकर्षात् ) પૂર્વપ્રમાણ કરતાં ઉત્તર પ્રમાણથી વિનિયોગ વિલંબમાં પડી જાય છે.

**ભાવાર્થ** —વિનિયોગ કરનારાં ૭ પ્રમાણો બતાવ્યાં. હવે આ સૂત્રમાં જો પ્રમાણો એકજ વિનિયોગાર્હ અર્થમાં એકી સાથે આવે તો કયા પ્રમાણથી વિનિયોગ કરવો ? એ બાબતને સ્પષ્ટ કરે છે. જો એકજ વિનિયોજ્ય અર્થમાં વિરુદ્ધ બે પ્રમાણોનો સમવાય થાય તો એ બે પ્રમાણોમાંથી સૂત્રમાં બતાવેલા ક્રમ પ્રમાણે જે પછીનું પ્રમાણ હોય તે દુર્બલ ગણાય છે, કારણ કે એનાથી અર્થનો વિનિયોગ કરવામાં વિલંબ થાય છે, માટે એવે સ્થળે પૂર્વપ્રમાણથીજ અર્થનો વિનિયોગ કરવો. જેમકે:–' ऐन्द्रर्चा गार्हपत्यमुपतिष्ठते ' આ ઠેકાણે ઐન્દ્ર પદથી ઇન્દ્રદેવતાની પ્રતીતિ થવાથી ઇન્દ્રદેવતાક ઋચાથી ઇન્દ્રનું ઉપસ્થાન કરવું અને ऐन्द्रर्चा इन्द्रम् उपतिष्ठेत આવા

વાક્યની કલ્પના કરવી પડે છે. આ પ્રમાણે જે વિનિયોગ થયો તે લિંગ પ્રમાણથી થયો કહેવાય. પણ ઉપરના વાક્યમાં गार्हपत्यम् એ દ્વિતીયાંતપદની શ્રુતિ સ્પષ્ટ છે અહીં કલ્પના કરવી પડતી નથી માટે ऐन्द्रर्चा गार्हपत्यमुपतिष्ठते આનાથી ઇન્દ્રદેવતાક ઋચાથી ગાર્હપત્યનું ઉપસ્થાન કરવું. આ પ્રમાણે જે વિનિયોગ થયો તે શ્રુતિથી થયો. આ પ્રમાણે આ ઠેકાણે શ્રુતિ અને લિંગનો સમવાય થયો છે અને લિંગ પ્રમાણથી વિનિયોગ કરવા જતાં ઉપર જણાવ્યા પ્રમાણે કલ્પના કરવા પછી ઇન્દ્રોપસ્થાન કરવાં જતાં વિનિયોગ કરવામાં વિલંબ સ્પષ્ટ દેખાઇ આવે છે અને શ્રુતિરૂપ પ્રમાણથી વિનિયોગ કરવા જરા પણ વિલંબ થતો નથી માટે ઉત્તર પ્રમાણ અર્થાત્ શ્રુતિની અપેક્ષાએ લિંગ પ્રમાણ નિર્બળ પડે છે. આ કારણથી શ્રુતિરૂપ બળવાન્ પ્રમાણથી જ વિનિયોગ કરવો, લિંગ પ્રમાણથી નહિ.

જો વિનિયોજ્ય અર્થમાં એકજ પ્રમાણ હોય અર્થાત્ લિંગરૂપ એકજ પ્રમાણ હોય શ્રુતિનો સંબંધ ન હોય તેવે સ્થળે લિંગ પ્રમાણથી વિનિયોગ કરવામાં કશી હરકત નથી. આજ પ્રમાણે લિંગ વાક્ય પ્રકરણ સ્થાન અને સમાખ્યાના આપસ આપસના વિરોધમાં પૂર્વ પ્રમાણ પ્રમાણે વિનિયોગ કરવો. વિસ્તારના ભયથી બધાનાં પ્રમાણો અહીં ટાંકી શકાતાં નથી. ॥૧૪॥

## બાર ઉપસદ્ હોમો અહીનનું અંગ છે એ અધિકરણ સમજાવે છે

**अहीनो वा प्रकरणाद् गौणः ॥ १५ ॥** પૂર્વપક્ષ

**પદાર્થ** :—( वा ) ' वा ' શબ્દ પૂર્વપક્ષને સૂચિત કરે છે. ( अहीनः) અહીન શબ્દ (गौणः) કેવળયૌગિક છે એટલે જે હીન ન હોય તે 'અહીન' એમ સમજવું અને એનો અર્થ સર્વક્રતુઓમાં શ્રેષ્ઠ જ્યોતિષ્ટોમ જ થાય છે. (प्रकरणात्) જો ઘણા દિવસે સાધ્ય એવા ક્રતુ પરત્વે અર્થ કરવામાં આવે તો પ્રકરણનો બાધ થાય છે.

**ભાવાર્થ**:—આ સૂત્રમાં ' અહીન ' શબ્દ જ્યોતિષ્ટોમ ક્રતુને માટે વપરાયો છે અહીન શબ્દ ગૌણ અર્થાત્ યૌગિક છે. જો પાણિનિ વ્યાકરણમાં ' अह्नः खः क्रतौ' માંના વાર્તિક પ્રમાણે બહુદિવસ સાધ્ય કોઈ જુદો ક્રતુવિશેષ અર્થ કરવામાં આવે તો પ્રકરણનો બાધ થાય છે. ત્રણ અને બાર ઉપસદ હોમોનું જે વિધાન છે તે પણ જ્યોતિષ્ટોમનાંજ અંગ વિકલ્પે સમજવાં. કોઇ જ્યોતિષ્ટોમમાં ત્રણ ઉપસદ હોય અને કોઇ જ્યોતિષ્ટોમમાં બાર ઉપસદ હોમ કરવા. दीक्षादिवसात् ऊर्ध्वं सोमाभिषवदिवसात् पूर्वं कर्तव्या होमा उपसदः દીક્ષા દિવસથી લઇ સોમાભિષવના દિવસ પહેલાં કરવા યોગ્ય જે હોમ કહ્યા છે તે "ઉપસદ હોમ" કહેવાય છે. " तिस्र एव साह्नस्य उपसदः द्वादशाहीनस्य " એક દિવસમાં સાધ્ય હોવાથી જ્યોતિષ્ટોમનું ' साह्न ' એવું યૌગિક નામ છે તેજ પ્રમાણે ' अहीन ' પણ યૌગિક હોઇ જ્યોતિષ્ટોમનું નામ છે. એ જ્યોતિષ્ટોમમાં ત્રણ અને બાર ઉપસદ હોમો કરવા. આ સંખ્યા વિકલ્પે સમજવી. આવો પૂર્વપક્ષવાદીનો મત છે.

સિદ્ધાંત સૂત્ર **असंयोगात् तु मुख्यस्य तस्मादपकृष्येत ॥१६॥**

**પદાર્થ**:—( तु ) પૂર્વપક્ષની વ્યાવૃત્તિ સૂચવે છે ( असंयोगात् ) મુખ્ય રૂઢિઅર્થ અહર્ગણ સાધ્ય ક્રતુવિશેષ થાય છે. યૌગિક અર્થ કરવાથી તેના ( मुख्यस्य ) રૂઢિ–અર્થનો બાધ થાય છે ( तस्मात् ) માટે ( अपकृष्येत ) વિચ્છેદ કરવો જોઇએ.

**ભાવાર્થ** :—" અહીન " શબ્દનો રૂઢ અર્થ અહર્ગણ સાધ્ય ક્રતુ જ થાય છે. જ્યોતિષ્ટોમ નહીં, અને યોગ કરતાં રૂઢિ બલવતી હોય છે. ઋષિઓએ " अह्नः खः क्रतौ " આ વાર્તિક લખી ' અહીન ' શબ્દનો રૂઢ અર્થ બતાવ્યો છે. માટે બાર ઉપસદ હોમો જ્યોતિષ્ટોમના

અંગ નથી પણ 'અહીન' નામક ક્રતુનાં અંગો છે, અને અહીન શબ્દ એ જ્યોતિષ્ટોમથી ભિન્ન એક ખાસ ક્રતુનો વાચક છે, માટે द्वादशाहीनस्य આ ભાગને જ્યોતિષ્ટોમના પ્રકરણથી અલગ સમજવો ॥ ૧૬ ॥

## કુલાય આદિમાં પ્રતિપદોનો ઉત્કર્ષ નામક અધિકરણ

**द्वित्वबहुत्वयुक्तं वाऽ चोदनात् तस्य ॥१७॥** સિદ્ધાંત પક્ષ

**પદાર્થ :**— ( द्वित्वबहुत्वयुक्तम् ) દ્વિવચન અને બહુવચન યુક્ત બે મંત્રોનો બીજા યાગમાં અપકર્ષ કરવો. કારણ કે ( तस्य ) દ્વિકર્તૃકપણાનું ( अचोदनात् ) વિધાન ન હોવાથી ( वा ) પૂર્વપક્ષને સૂચવે છે.

**ભાવાર્થ :**—જ્યોતિષ્ટોમમાં આ પ્રમાણે પાઠ છે "युवं हि स्थः स्वर्पती 'તથા' एते असृग्रमिन्दवः પ્રથમ મંત્રમાં દ્વિવચન છે અને એનો અર્થ તમે બે સ્વર્ગના અધિપતિ થાવ અને બીજા મંત્રનો અર્થ 'આ યજમાનો સ્વર્ગને ઇચ્છનારા ચંદ્રતુલ્ય થાય' એવા અનુક્રમે અર્થ છે કે બે મંત્રોનું નામ પ્રતિપદ છે. કારણ કે प्रतिपदं कुर्यात् એવું એ બે મંત્રોને માટે કહેવામાં આવ્યુ છે. સ્તોત્રની શરૂઆતમાં જે ઋચા ભણવામાં આવે છે તેને 'પ્રતિપદ' કહે છે. ઉક્ત બે મંત્રો જ્યોતિષ્ટોમના પ્રકરણમાં રાખવા કે તેમાંથી અલગ કરી દ્વિકર્તૃક અને બહુકર્તૃક યાગમાં તેને જોડવા ? આ શંકામાં સિદ્ધાંત એ છે કે એ બન્ને મંત્રોને અલગ કરી બીજા યોગ્ય યાગ સાથે જોડી દેવા, કારણ કે જ્યોતિષ્ટોમ યાગ બે યજમાનવાળો અથવા બહુ યજમાનવાળો પણ હોઇ શકે છે, એવું વિધાન નથી. ॥ ૧૭ ॥

પૂર્વપક્ષની શંકા બતાવનારૂં સૂત્ર.

**पक्षेणार्थकृतस्य ॥ १८ ॥**

**પદાર્થ :**—( पक्षेण ) અસામર્થ્ય આદિ કારણને લીધે ( अर्थकृतस्य ) આર્થિક બે યજમાનનો પણ સંભવ હોઇ શકે.

**ભાવાર્થ :**—જ્યોતિષ્ટોમ યજ્ઞ કરનાર યજમાન અર્થના અભાવ અથવા કોઇ બીજા કારણથી બીજાની મદદ માગે અને બે યજમાન મળી અથવા બે કરતાં વધારે યજમાનો મળી જ્યોતિષ્ટોમ યાગ પૂરો કરી શકે છે. આરંભેલો યાગ અવશ્ય સંપૂર્ણ કરવો જ જોઇએ. માટે બે અથવા વધારે યજમાનો પણ જ્યોતિષ્ટોમ યાગમાં સંભવી શકે છે, આ કારણને લીધે ઉપર કહેલા બન્ને મંત્રોને જ્યોતિષ્ટોમના પ્રકરણમાંથી અલગ ન કરતાં એજ પ્રકરણમાં એનો વિનિયોગ થવો જોઇએ. ॥ ૧૮ ॥

સમાધાન સૂત્ર **न प्रकृतेरेकसंयोगात् ॥ १९ ॥**

**પદાર્થ :**—( न ) નહીં, ( प्रकृतेः ) જ્યોતિષ્ટોમ યાગનો ( एकसंयोगात् એકજ કર્તાની સાથે સંબંધ હોય છે.

**ભાવાર્થ :**—' ज्योतिष्टोमेन स्वर्गकामो यजेत ' આ ઠેકાણે ક્રિયાપદ એકવચનમાં છે અને તે વિવક્ષિત છે માટે જ્યોતિષ્ટોમ યાગ એક જ યજમાને સંપૂર્ણ કરવો જોઇએ. વળી યજમાનનો પ્રતિનિધિ હોઇ શકે નહિ એ બાબત આગળ સ્પષ્ટ કરવામાં આવનાર છે. આ કારણથી વિહિત એકત્વનો આર્થિક દ્વિત્વ બહુત્વથી બાધ થઇ શકતો નથી. આ ઉપરથી સિદ્ધ થાય છે કે ઉપર કહેલા બે મંત્રનો જ્યોતિષ્ટોમ પ્રકરણમાંથી અલગ કરી કુલાય આદિનામક ' राजपुरोहितौ सायुज्यकामौ यजेयाताम् ' આ વાક્યથી વિહિત દ્વિકર્તૃક યાગમાં વિનિયોગ કરવો.

રાજા અને પુરોહિત બંનેએ સાયુજ્યની ઇચ્છા રાખી યજ્ઞ કરવો જોઈએ એ ઉક્ત વાક્યનો અર્થ છે. ॥ ૧૯ ॥

**'જાઘની' નો પ્રકરણમાંથી અનુત્કર્ષ હોવો એ અધિકરણ.**

**जाघनी चैकदेशत्वात् ॥ २० ॥**

**પદાર્થ** :—(जाघनी) પશુપુચ્છનો બીજા યાગમાં અપકર્ષ નથી. (च) પૂર્વપક્ષને સૂચવે છે (एकदेशत्वात्) એક દેશ હોવાથી.

**ભાવાર્થ** :—'जाघन्या पत्नीः संयाजयन्ति' આવો પાઠ દર્શપૂર્ણમાસ પ્રકરણમાં છે. જાઘની શબ્દનો અર્થ પશુપુચ્છ વિદ્વાનોએ કર્યો છે. जाघनी=पशुपुच्छम् આ અર્થનો પ્રકૃતિભૂત દર્શપૂર્ણમાસમાં નિવેશ છે કે અગ્નીષોમીય પશુમાં ? આ શંકામાં પૂર્વપક્ષનું માનવું છે કે જાઘની વિધિ જે યાગમાં પશુદાનમાં આપવામાં આવે છે ત્યાં તેનો અપકર્ષ થવો જોઇએ કારણ કે જાઘની પશુના શરીરનો એક ભાગ છે દર્શપૂર્ણમાસમાં પશુના દાનનો વિધિ નથી માટે ઉક્ત-વિધિનો યાગાન્તરમાં અપકર્ષ થવો જોઇએ. ॥ ૨૦ ॥

સિદ્ધાંત સૂત્ર **चोदना वा अपूर्वत्वात् ॥ २१ ॥**

**પદાર્થ** :—(वा) પૂર્વપક્ષની નિવૃત્તિ સૂચવે છે. (चोदना) જાઘનીનો અપૂર્વ વિધિ છે (अपूर्वत्वात्) અપ્રાપ્તનો પ્રાપક હોવાથી.

**ભાવાર્થ** :—જાઘની એ પત્ની સંયાજનું અંગ છે.

**पत्नीशब्दोऽत्र आहुति चतुष्टयात्मकस्य कर्मणो नामधेयैकदेशः ।**

આ ઠેકાણે પત્ની શબ્દ ચાર આહુતિઓ આપવા રૂપ કર્મના નામધેયનો એક ભાગ છે. પત્ની-સંયાજ નામક કર્મ દર્શ પૂર્ણમાસમાં હોવાથી તેનું અંગભૂત જાઘની કર્મ પણ ત્યાંજ હોવું જોઇએ માટે તેનો અપકર્ષ ન થવો જોઇએ. ॥ ૨૧ ॥

**एकदेश इति चेत् ॥ २२ ॥**

**પદાર્થ** :—(एकदेशः) જાઘની એ તો પશુનો એક દેશ છે (इति चेत्) જો એવી શંકા કરવામાં આવે તો આનો ઉત્તર આગળના સૂત્રમાં આવે છે.

**ભાવાર્થ** :—અવયવી વગર અવયવની પ્રાપ્તિ કેવી રીતે થઇ શકે ? પશુ રૂપ અવયવી વગર તેનો એક દેશ કેવી રીતે પ્રાપ્ત થાય ! આ શંકાનું સમાધાન ઉત્તર સૂત્રમાં છે. ॥ ૨૨ ॥

**न प्रकृतेरशास्त्रनिष्पत्तेः ॥ २३ ॥**

**પદાર્થ** :—(न) અવયવી રૂપ પશુની જરૂર નથી. (प्रकृतेः) દર્શ પૂર્ણમાસને લગતી જાઘની (अशास्त्रनिष्पत्तेः) અસંસ્કૃત પશુની હશે તો પણ ચાલશે અને તે ક્રય આદિથી મેળવી શકાશે.

**ભાવાર્થ** :—જાઘની ક્રયથી પણ મેળવી શકાશે. વિહિત પશુની જ જાઘની જોઇએ એવો કશો નિયમ નથી. આ ઉપરથી સમજાય છે, કોઇ પુચ્છાકાર કૃત્રિમ વસ્તુ યજ્ઞોપયોગી બજારમાંથી વેચાતી લેવી. આ બાબત કર્મકાંડના પ્રચાર વખતે સ્પષ્ટ હશે અત્યારે તો એ સમજવું દુરાપ થઇ ગયું છે, કારણ કે વર્તમાન સમયમાં એ સંપ્રદાયનો લોપ થયો છે. પરંતુ કેટલાક લોકો જાઘની શબ્દ સાંભળી પશુહિંસાનું અનુમાન કરે છે એ તો એ લોકોની ભૂલ છે અને વેદ મર્યાદાથી વિરુદ્ધ છે. મરેલા પશુના પૂછડાનો યજ્ઞમાં શો ઉપયોગ હોઈ શકે ? અને એવાં પૂછડાં બજારમાં વેચાતાં પણ હોતાં નથી માટે એવો અર્થ કરવો એ તો બાલિશતા જ છે. ॥ ૨૩ ॥

## સંતર્દનનો સંસ્થાનિવેશ-અધિકરણ.

**संतर्दनं प्रकृतौ क्रयणवदनर्थलोपात् स्यात् ॥ २४ ॥** પૂર્વપક્ષ

**પદાર્થ:**—( संतर्दनम् ) દ્રઢસંશ્લેષનો ( प्रकृतौ ) પ્રકૃતિમાં નિવેશ છે. ( अनर्थलोपात् ) ઉકત અર્થનો બાધ થતો ન હોવાથી. ( क्रयणवत् ) ક્રયણની પેઠે ( स्यात् ) થાય છે.

**ભાવાર્થ** :—જ્યોતિષ્ટોમમાં સોમના અભિષવણના બે ફલકને ઉદ્દેશીને કહેવામાં આવ્યું છે કે, न स तृणत्ति, असंतृण्णे हि हनू अथो खलु दीर्घसोमे संतृन्द्यात् धृत्या इति આ વાક્યમાં न स तृर्णात्तिनो અર્થ મેલન ન કરવું એવો થાય છે. દીર્ઘસોમમાં સંતર્દન કરવું એટલે કે સોમના અભિષવણ માટે જે બે ફલક હોય છે તેનો દઢ સંશ્લેષ કરવો. હવે "दीर्घसोमे" ઇત્યાદિ વાક્યનો પ્રકરણમાં નિવેશ થાય છે કે કોઇ બીજામાં ? આ સંશયમાં પૂર્વપક્ષનું એવું માનવું છે સંતર્દન અર્થાત્ પરસ્પર-દઢસંશ્લેષ પ્રકૃતિમાં સંનિવિષ્ટ થઇ શકે છે. દીર્ઘસોમ શબ્દનો અર્થ 'દીર્ઘનો સોમ' એવો કરવો અને દીર્ઘ પદ યજમાનનું વાચક સમજવું. 'દ્રઢસોમ' આ સામાસિક પદમાં ષષ્ઠી-તત્પુરુષ સમાસ છે અર્થાત્ दीर्घस्य सोमः इति दीर्घसोमः। સાર એ નિકળ્યો કે દીર્ઘસોમરૂપ જ્યોતિષ્ટોમમાં બે ફલકોનો દઢસંશ્લેષ કરવો.

બીજી શંકા એ પણ થાય છે કે न संतृणत्ति વાક્યથી અસંતર્દન પણ સમજાય છે. એટલે શું સંતર્દન અને અસંતર્દન બન્ને કરવાં ? તેનો ઉત્તર એ છે કે ગાય આપીને સોમ ખરીદવો गवा ते सोमं क्रीणाति। આટલું કહ્યા પછી વળી આગળ કહે છે કે ' वाससा क्रीणाति ' વસ્ત્ર આપીને સોમ ખરીદવો. તો આ ઠેકાણે ગાય અને વસ્ત્રનો જેમ વિકલ્પ છે અર્થાત્ કોઇ વખત ગાયથી તો કોઇ વખત વસ્ત્રથી પણ સોમ ખરીદી શકાય છે તેજ પ્રમાણે સંતર્દન અને અસંતર્દનનો વિકલ્પ સમજવો અર્થાત કોઇ વખત બે ફલકોનો દઢ સયોગ કરવો અને કોઇ વખતે ન પણ કરવો. જેમ અનુકૂળતા આવે તેમ કરવું અને સોમાભિષવન કરવું. असतृण्णे हि हनू આ વાક્યનો અર્થ એવો થાય છે કે બે ફલક એ તો બે ઝડબાં છે અને બે ઝડબાંનો દઢ સંશ્લેષ હોતો નથી તેમ બે ફલકોનો પણ દઢસંશ્લેષ ન કરવો અને જરૂર પડે ત્યારે કરવો પણ ખરો. આમ સંતર્દન અને અસંતર્દનનો વિકલ્પ આ સૂત્રમાં સમજાવ્યો છે અને એ સંતર્દન પ્રકૃતિભૂત યાગમાં નિવેશ પામે છે. ॥ ૨૪ ॥

સિદ્ધાંત સૂત્ર **उत्कर्षो वा ग्रहणाद् विशेषस्य ॥ २५ ॥**

**પદાર્થ**:—(वा) પૂર્વપક્ષની નિવૃત્તિ સૂચવે છે. (उत्कर्षः) પ્રકરણમાંથી સંતર્દનનો ઉત્કર્ષ કરવો અર્થાત્ તેનો સંબંધ અન્યત્ર કરવો પ્રકૃતિમાં નહિ. ( विशेषस्य ग्रहणात ) દીર્ઘસોમ એ વિશેષના ગ્રહણ કરવાથી.

**ભાવાર્થ** :—દીર્ઘ સોમરૂપ વિશેષ પદ મૂક્યું છે અને એનો સંબંધ બીજા યાગની સાથે છે. ષષ્ઠી તત્પુરુષ સમાસ કરવા કરતાં કર્મધારય સમાસ કરવા એજ યોગ્ય છે કારણ કે એ ષષ્ઠી તત્પુરૂષ કરતાં બળવાન્ છે. માટે પ્રકરણમાંથી સંતર્દનનો ઉત્કર્ષ કરવો જોઇએ અર્થાત એનો સંબંધ બીજા યાગમાં જોડવો જોઇએ. ॥ ૨૫ ॥

**પૂર્વપક્ષ તરફની શંકા.**

**कर्तृतो वा विशेषस्य तन्निमित्तत्वात् ॥ २६ ॥**

**પદાર્થ**:—( वा ) પૂર્વપક્ષની શંકા સૂચવે છે. ( कर्तृतः ) યજમાનરૂપ કર્તાના સંબંધથી ઉક્ત વાક્યમાં ' દીર્ઘસોમ ' એ જ્યોતિષ્ટોમનું વિશેષણ જાણવું જોઇએ. ( विशेषस्य ) યજમાન-

નિષ્ઠ દીર્ઘત્વ હોવું (तन्निमित्तत्वात्) સંતર્દનને લીધે છે.

**ભાવાર્થઃ**—દીર્ઘ એ યજમાનનું નામ છે અને એનું નિમિત્ત સંતર્દન જ્યોતિષ્ટોમમાં હોવું એ છે. અર્થાત્ દીર્ઘસોમ જ્યોતિષ્ટોમનું જ વિશેષણ હોવાથી સંતર્દનનો ઉત્કર્ષ કરવાની જરૂર નથી, અર્થાત્ ઉકથ્યાદિ વિકૃતિયાગમાં તેનો સંબંધ જોડવો ઠીક નથી. ॥ ૨૬ ॥

શંકા નિરાકરણ **क्रतुतो वाऽर्थवादानुपपत्तेः स्यात् ॥ २७ ॥**

**પદાર્થ** :—(क्रतुतः) ક્રતુને લીધે સંતર્દનનું નિમિત્ત દીર્ઘકાલસાધ્યત્વ છે. કર્તાને લીધે (स्यात्) નથી. (अर्थवादानुपपत्तेः) અર્થવાદ ઉપપન્ન ન થઈ શકતો હોવાથી.

**ભાવાર્થ** :—લાંબા વખત સુધી યાગ ચાલુ રહે તો વારંવાર સોમને પીસવો જોઇએ અને એ પીસવામાં બન્ને ફલક દૃઢ સંશ્લિષ્ટ ન હોય તો તેને ફાટી જવાની શંકા રહે, માટે જો એક બીજાનો મજબુત સંયોગ હોય તો તે ઢીલાં ન પડે. માટે સંતર્દન કરવું જોઇએ. એટલે લાંબા કાળ સુધી ચાલે એવા યાગમાં સંતર્દન કરવું જોઇએ એવો અર્થવાદનો ભાવાર્થ સ્પષ્ટ છે યજમાનની દીર્ઘતા સોમના ધારણ કરવામાં નિષ્ફળ છે માટે સંતર્દનનો ઉત્કર્ષ અર્થાત્ સંબંધ બીજા યાગમાં થવો જોઇએ. दीर्घसोमे (यागे) संतृन्द्यात् धृत्यै આ અર્થવાદ વાકય છે. આ ઠેકાણે धृत्यै । અર્થ સોમધારણ કરવા માટે એવો થાય છે. ॥ ૨૭ ॥

સિદ્ધાંત ઉપર આક્ષેપ. **संस्थाश्च कर्तृवद् धारणाविशेषात् ॥ २८ ॥**

**પદાર્થ** :—(च) અને (संस्थाः) જ્યોતિષ્ટોમના અગ્નિષ્ટોમ આદિ યાગોને સંસ્થા કહેવાય છે. (कर्तृवत्) કર્તાના દૈર્ઘ્ય પેઠે સંસ્થામાં પણ દીર્ઘત્વ અપ્રયોજક છે (धारणाविशेषात्) અર્થવાદથી પ્રતિપાદ્ય ધારણરૂપ અર્થ પણ સમાન જ છે.

**ભાવાર્થ**:—જ્યોતિષ્ટોમની સાત સંસ્થા છે. (૧) અગ્નિષ્ટોમ. (૨) ઉકથ્ય (૩) ષોડશી (૪) અતિરાત્ર (૫) અત્યગ્નિષ્ટોમ (૬) આપ્તોર્યામ (૭) વાજપેય. આ સંસ્થાઓ સંતર્દનનો આશ્રય નથી જેમ પ્રકૃતિમાં કર્તા દીર્ઘત્વનો આશ્રય નથી તેમ. અર્થાત્ કર્તાનું દીર્ઘત્વ સોમધારણમાં ઉપયોગી નથી તેમ સંસ્થાઓમાં પણ સંતર્દન પણ ઉપયોગી નથી. પ્રકૃતિમાં જેટલો સોમ હોય છે તેટલો સંસ્થાઓમાં પણ સોમ હોય છે. માટે અર્થવાદથી પ્રતિપાદ્ય ધારણરૂપ ક્રિયાને માટે સંતર્દનની જરૂર છે એ કથનનો કશો ઉપયોગ નથી. જો પ્રકૃતિમાં સંતર્દનની જરૂર નથી તો સંસ્થામાં પણ જરૂર નથી. ॥ ૨૮ ॥

આક્ષેપનો પરિહાર. **उकथ्यादिषु वा अर्थस्य विद्यमानत्वात् ॥ २९ ॥**

**પદાર્થ** :—(वा) આક્ષેપ પરિહાર સૂચવે છે. (उकथ्यादिषु) સંતર્દનનો ઉકથ્યાદિ સંસ્થાઓમાં ઉત્કર્ષ થવો જોઇએ. (अर्थस्य) દૃઢ ધારણ અર્થની (विद्यमानत्वात्) વિદ્યમાનતા હોવાથી.

**ભાવાર્થ** :—ઉકથ્ય–આદિ સંસ્થામાં સંતર્દનનો સંબંધ છે કારણ કે તેમાં સોમને વિશેષ પ્રમાણમાં ધારણ કરવાનો હોય છે. ઉકથ્ય–આદિમાં યાગના અભ્યાસની વૃદ્ધિ છે. અને એ વૃદ્ધિ સોમ રૂપ દ્રવ્ય જો વધારે ન હોય તો બની શકે નહિ. સોમ વધારે હોય તો અભિષવ વધારે કરવો જ પડે અને અભિષવ વધારે કરવો પડે તો સોમ વાટવા જે બે ફલકો છે તે જ મજબુત અને દૃઢ સંશ્લિષ્ટ રાખવાં જ જોઇએ નહીં તો આડા અવળાં થઇ જાય અથવા ભાંગી જાય. માટે સંસ્થામાં તો સંતર્દનનો ઉત્કર્ષ થવોજ જોઇએ. ॥ ૨૯ ॥

अविशेषात् स्तुतिर्व्यर्थेति चेत् ॥ ३० ॥

પદાર્થ :—( अविशेषात् ) સોમપાન સામાન્ય હોવાથી ( स्तुतिः ) સ્તુતિ વ્યર્થ છે ( इति चेत् ) જો એમ કહેવામાં આવે તો આનો ઉત્તર આગળનાં સૂત્રમાં છે.

ભાવાર્થ :—જ્યોતિષ્ટોમમાં દશમુષ્ટિ પરિમિત સોમ હોય છે. ઉકથ્યાદિ સંસ્થાઓમાં પણ તેટલો જ સોમ અતિદેશથી પ્રાપ્ત થાય છે માટે અધિક સોમ હોવાનો સંભવ જ નથી. धृत्यै ઈત્યાદિ સ્તુતિ વ્યર્થ છે. જ્યારે પ્રકૃતિમાં જેટલો સોમ છે તેટલી જ સંસ્થાઓ પણ છે તો ત્યાં પણ સંતર્દનની જરૂર નથી. ॥ ૩૦ ॥

શંકાનું સમાધાન.

स्यादनित्यत्वात् ॥ ३१ ॥

પદાર્થ :—( स्यात् ) ઉકથ્ય-આદિમાં સોમનું આધિક્ય છે અને તે શાસ્ત્રીય છે ( अनित्यत्वात् ) દશ મુષ્ટિ પરિમાણ તો અનિત્ય છે.

ભાવાર્થ :—" प्रजाभ्यस्त्वेत्युप समूहति " ઈત્યાદિ વાક્યોથી સંસ્થામાં વિશેષ સોમનું વિધાન છે. અવદાનની વૃદ્ધિ હોય તો અભિષવની પણ વૃદ્ધિ હોવી જ જોઈએ માટે धृत्यै ઈત્યાદિ અર્થવાદ સફળ છે. ધારણ માટે સંતર્દનનો ઉત્કર્ષ પણ જરૂરી છે. અર્થાત્ સંતર્દનનો સંબંધ ઉકથ્યાદિ સંસ્થામાં જોડવો આવશ્યક છે. ॥ ૩૧ ॥

પ્રવર્ગ્યકર્મનો નિષેધ પ્રથમ પ્રયોગનો વિષય છે એ અધિકરણ સમજાવે છે.

પૂર્વપક્ષ संख्यायुक्तं क्रतोः प्रकरणात् स्यात् ॥ ३२ ॥

પદાર્થ :—( संख्यायुक्तम् ) પ્રથમ પદ પ્રયોગ ( क्रतोः ) યજ્ઞના સંબંધથી વિધાયક ( स्यात् ) છે. ( प्रकरणात् ) કારણ કે એનું જ પ્રકરણ છે.

ભાવાર્થ :—જ્યોતિષ્ટોમ પ્રકરણમાં આ પ્રમાણે પાઠ છે. द प्रथमयज्ञे प्रवृज्ज्यात् પ્રથમ યજ્ઞમાં પ્રવર્ગ્ય નામનું કર્મ કરવું નહિ. આ ઠેકાણે શંકા એ થાય છે કે જ્યોતિષ્ટોમમાં પ્રવર્ગ્ય કર્મ કરવું નહિ કે જ્યોતિષ્ટોમના પ્રથમ પ્રયોગમાં ઉક્ત કર્મ કરવું નહિ ? આના સંબંધમાં પૂર્વપક્ષનો એવો મત છે કે ' પ્રથમ પદ ક્રતુની સાથે સંબંધ ધરાવે છે કારણ કે એનું જ પ્રકરણ છે. ' नानृतं वदेत् ' આ વાક્યનો પ ત્યાં પાઠ હોવાથી એનો સંબંધ પણ ક્રતુની સાથે જ છે એટલે સંપૂર્ણ ક્રતુમાં અનૃત બોલવું નહિ. તે જ પ્રમાણે સંપૂર્ણ યજ્ઞમાં પ્રવર્ગ્ય કર્મ કરવું નહિ એવો અર્થ સ્પષ્ટ થાય છે. વળી " एष वाव प्रथमो यज्ञो यज्ञानां यज्ज्योतिष्टोमः " આ વાક્યથી પ્રથમ પદ જ્યોતિષ્ટોમનું જ વાચક છે માટે જ્યોતિષ્ટોમમાં પ્રવર્ગ્ય કર્મ કરવું નહિ એજ અર્થ ઉપરના વાક્યોનો છે. ॥ ૩૨ ॥

સિદ્ધાંત સૂત્ર. नैमित्तिकं वा कर्तृसंयोगात् लिङ्गस्य तन्निमित्तत्वात् ॥३३॥

પદાર્થ :—( वा ) પૂર્વપક્ષની નિવૃત્તિ સૂચવે છે. ( नैमित्तिकम् ) દ્વિતીય આદિ શબ્દોની અપેક્ષાએ ' પ્રથમ ' શબ્દ છે ( लिङ्गस्य ) અર્થ નિર્ણાયક વ્યવહાર ( तन्निमित्तत्वात् ) દ્વિતીયાદિ સાપેક્ષપણાનો લોક વ્યવહારથી બોધ થાય છે. માટે ( कर्तृसंयोगात् ) કર્તાના આદ્ય પ્રયત્ન સાથે પ્રથમત્વ સંબંધ રાખે છે અને વસ્તુ નથી છે.

ભાવાર્થ :—પ્રથમ શબ્દ પ્રથમ પ્રયોગની સાથે સંબંધ રાખે છે ક્રતુની સાથે નહિ અને એ પ્રથમત્વ કર્તાના આદ્ય પ્રયોગમાં જ છે. બીજા, ત્રીજા વગેરે શબ્દોની અપેક્ષાએ જે પ્રથમ શબ્દ પ્રયોગમાં આવે છે. જો બીજો અને ત્રીજો વગેરે શબ્દ કે અર્થ ન હોય તો પ્રથમ શબ્દ પણ વ્યવહાર વિષયમાં હોય જ નહિ. આ ઉપરથી એ સિદ્ધ થાય છે કે પ્રવર્ગ્યકર્મનો જે નિષેધ

કર્યો છે તે કર્તાના પ્રથમ પ્રયોગ સાથે સંબંધ રાખે છે ક્રતુ સાથે નહિ. ક્રતુમાં તો પ્રવર્ગ્ય કર્મ કરવું પણ જ્યોતિષ્ટોમની જે સાત સંસ્થાઓ છે તેમાંથી પ્રથમ સંસ્થા અર્થાત્ પ્રયોગ અગ્નિષ્ટોમ છે માટે અગ્નિષ્ટોમમાં પ્રવર્ગ્ય કર્મ કરવું નહિ એ ફલિતાર્થ નીકળે છે,

જો કે " अग्निष्टोमे प्रवृणक्ति " અગ્નિષ્ટોમમાં પ્રવર્ગ્ય કર્મ કરવું આવો વિધિ છે. છતાં કર્તા ( યજમાન ) જો વિદ્વાન્ હોય તો પ્રવર્ગ્ય કર્મ કરવું અને કર્તા જો અવિદ્વાન હોય તો પ્રવર્ગ્ય કર્મ કરવું નહિ. આવી વ્યવસ્થા સમજવી. આથી સિદ્ધ થયું છે કે પ્રવર્ગ્ય કર્મનો નિષેધ જ્યોતિષ્ટોમના પ્રથમ પ્રયોગ તરીકે રહેવા અગ્નિષ્ટોમમાં જ છે. ॥ ૩૩ ॥

## પૌષ્ણ પેષણનો વિકૃતિમાં નિવેશ છે એ અધિકરણ.

## पौष्णं पेषणं विकृतौ प्रतीयेताचोदनात् प्रकृतौ ॥ ३४ ॥

**પદાર્થ** :—( पौष्णम् ) પૂષાદેવતાવાળું ( पेषणम् ) પીસીને સિદ્ધ કરેલું હવિ ( विकृतौ ) વિકૃતિ યાગમાં ( प्रतीयेत ) જણાય છે. ( प्रकृतौ ) પ્રકૃતિ યાગમાં ( अचोदनात् ) વિધાન ન કર્યું હોવાથી.

**ભાવાર્થ** :—દર્શપૂર્ણમાસમાં આ પ્રમાણે પાઠ છે. "तस्मात् पूषा प्रपिष्टभागः" માટે પૂષાને પીસેલો ભાગ આપવો. આ વાક્યને દર્શપૂર્ણમાસમાંથી અલગ કરી વિકૃતિ યાગમાં જોડવું. વિકૃતિ યાગમાં જ પૌષ્ણ ' ચરુ ' વિહિત છે. પ્રકૃતિયાગમાં તો પૂષા નામની કોઇ દેવતા જ નથી તો તેના અંગ તરીકે પ્રપિષ્ટ ભાગ પ્રકૃતિ સાથે કેવી રીતે સંબંધ ધરાવી શકે ? ॥ ૩૪ ॥

## પૌષ્ણ પેષણનો ચરુમાં જ નિવેશ છે એ અધિકરણ.

પૂર્વપક્ષ. **तत्सर्वार्थ मविशेषात् ॥ ३५ ॥**

**પદાર્થ** :—( तत् ) પૌષ્ણ પેષણ ( सर्वार्थम् ) ચરુ, પશુ અને પુરોડાશને માટે છે. ( अविशेषात् ) ત્રણમાંથી ખાસ અમુકને માટે જ સ્પષ્ટ વિધાન ન હોવાથી.

**ભાવાર્થ**:—પૂષાદેવતા સંબંધી પેષણ ચરુ, પશુ અને પુરોડાશ એ ત્રણેની સાથે સંબંધ રાખે છે. કારણ કે એ ત્રણે પૂષા દેવતા સાથે સંબંધ ધરાવે છે અને પેષણ પણ એ ત્રણમાંથી ખાસ કોઈ એકને ઉદ્દેશીને જ કહેવામાં આવ્યું નથી. માટે પેષણ સર્વને માટે છે. અર્થાત્ ત્રણેને માટે છે. ॥ ૩૫ ॥

સિદ્ધાંત સૂત્ર. **चरौ वा अर्थोक्तं पुरोडाशे अर्थविप्रतिषेधात् पशौ न स्यात् ॥३६॥**

**પદાર્થ**:—( वा ) પૂર્વપક્ષની નિવૃત્તિ સૂચવે છે. ( चरौ ) પેષણનો સંબંધ ચરુ સાથે છે. ( पुरोडाशे ) પુરોડાશમાં તો અર્થ સિદ્ધ છે. અને (पशौ) પશુમાં તો ( अर्थविप्रतिषेधात् ) ધાર્મિક ક્રિયા કલાપનો લોપ થવાથી ( न स्यात् ) સંબંધ થઇ શકે નહિ

**ભાવાર્થ**:—પેષણનો સંબંધ ચરુ સાથે જ છે. પુરોડાશમાં પેષણના સંબંધનું વિધાન કરવાની જરૂર નથી કારણ કે પદાર્થને પીસ્યા વગર અથવા દળીને લોટ કર્યા વગર પુરોડાશ તૈયાર થઇ શકે જ નહિ, માટે પુરોડાશમાં તો પેષણ અર્થસિદ્ધ છે. પશુ સાથે તો પેષણનો સંબંધ ઘટી શકતો જ નથી. પશુનું પેષણ કરવાથી ધાર્મિક ક્રિયા માત્રનો લોપ થઇ જાય. માટે પેષણનો શાબ્દિક સંબંધ ચરુ સાથે છે. આર્થિક સંબંધ પુરોડાશ સાથે છે અને પશુ સાથે તો શાબ્દિક કે આર્થિક કોઇ પણ જાતનો સંબંધ નથી. પશુને પીસવાનું બની શકેજ નહીં. ॥૩૬॥

શંકા–સૂત્ર. **चरावपीति चेत् ॥ ३७ ॥**

**પદાર્થ**:—( चरौ ) ચરુમાં ( अपि ) પણ અર્થનો વિપ્રતિષેધ છે ( इति चेत् ) જો એમ કહેવામાં આવે તો તેનો ઉત્તર આગળના સૂત્રમાં આપે છે.

**ભાવાર્થ**:—રાંધેલા ચોખા અર્થાત્ ભાત પણ ચરુ કહેવાય છે. અને ભાત દાણો અલગ હોય છે. એટલે તે ઘઉંના લોટ જેવો પ્રપિષ્ટ નથી. જો ચોખાને પીસીને–દળીને રાંધવામાં આવે તો કઢી જ થઇ જાય. અથવા લાપસી થઇ જાય. पेषणानन्तरं श्रपणे यवागूः स्यात्. આ કારણથી ચરુમાં પણ પેષણનો સંબંધ થઇ શકતો નથી. તો પછી પેષણ વિધાનનો સંબંધ ત્રણમાંથી કોઇની સાથે રહેશે નહિ. જો એમ કહેવામાં આવે તો, ઉત્તર આગળના સૂત્રમાં ॥ ૩૭ ॥

**સમાધાન સૂત્ર.** **न पक्तिनामत्वात् ॥ ३८ ॥**

**પદાર્થ**:—(न) ચરુમાં વિરોધ નથી કારણ કે ( पक्तिनामत्वात् ) તપેલીમાં રાંધેલી કોઇપણ વસ્તુનું નામ ચરુ છે.

**ભાવાર્થ**:—તપેલીમાં રાંધેલી કોઇપણ ચરુ કહેવાય છેઃ स्थाल्यधिकरणकपाकविशेषनामत्वात् तस्याः તપેલીમાં રાંધેલ પાક વિશેષનું નામ ચરુ છે. પિષ્ટનો પાક બનાવ્યો હોય તે પણ ચરુ કહેવાય છે અને ભાત પણ ચરુ છે. માટે પૌષ્ણ ચરુમાં જ પેષણનો સંબંધ છે. અર્થાત્ પૂષા દેવતાને ઉદ્દેશીને જે ચરુ બનાવ્યો હોય તે પીસેલા અથવા દળેલા પદાર્થનો બનાવેલો હોવો જોઇએ. ॥ ૩૮ ॥

## પૌષ્ણ પેષણનો એકદેવત્ય યાગમાં નિવેશ છે એ અધિકરણ.

**एकस्मिन् एकसंयोगात् ॥ ३९ ॥**

**પદાર્થ**:—(एकस्मिन्) એક પૂષા દેવતાવાળા ચરુમાં જ પેષણનો નિવેશ છે. (एकसंयोगात्) કારણ કે એક પૂષા દેવતાનો જ સંયોગ છે.

**ભાવાર્થ**:—सोमापौष्णं चरुं निर्वपति આ ઠેકાણે અર્થાત્ સોમ અને પૂષા આ બે દેવતાવાળા યાગમાં પેષણનો નિવેશ છે કે નહિ ? આના જવાબમાં કહેવામાં આવે છે કેવળ પૂષા દેવતાવાળા યાગમાં જ પેષણનો સંબંધ છે. બે દેવતાવાળા યાગમાં નહિ. કારણ કે ' पूषा प्रपिष्टभागः ' આ વાક્યમાં કેવળ પૂષા દેવતાનો જ સંયોગ છે અર્થાત્ ઉક્તવાક્યથી પૂષા દેવતા જ સૂચિત થાય છે. ॥ ૩૯ ॥

**धर्मविप्रतिषेधाच्च ॥ ४० ॥**

**પદાર્થ** :—( च ) અને ( धर्मविप्रतिषेधात् ) બે વિરુદ્ધ ધર્મ આવવાથી વિરોધ પણ ઉભો થાય છે.

**ભાવાર્થ**:—સોમ દેવતા માટે અપેષણ અને પૂષા દેવતા માટે પેષણવાળા ચરુ કરવામાં સ્પષ્ટ વિરોધ ઉભો થયેલો જણાય છે. એકજ ચરુમાં પેષણનો અને અપેષણનો સંબંધ કેવી રીતે હોઇ શકે ? ઉભયદેવતાક એક ચરુ કાંતો પિષ્ટનું બનેલું હોય કાંતો અપિષ્ટનું બનેલું હોય. એમાં પિષ્ટાપિષ્ટત્વનો સંભવ હોઇ શકે નહિ. ॥ ૪૦ ॥

**अपि वा सद्वितीये स्याद् देवतानिमित्तत्वात् ॥ ४१ ॥**

**પદાર્થ**—( अपिवा ) પૂર્વપક્ષને સૂચિત કરે છે. ( सद्वितीये ) સોમાપૌષ્ણ ઉભયદેવતાક યાગમાં પણ ( स्यात् ) પેષણનો સંબંધ છે. ( देवतानिमित्तत्वात् ) પેષણ એ તો દેવતાને લીધે આવે છે.

**ભાવાર્થ** :—પેષણ એ તો દેવતાને માટે છે. પૂષા દેવતા છે તો તેને માટે પેષણવાળું ચરુ હોવું જોઇએ. માટે બે દેવતાવાળા યાગમાં જો બેમાંથી એક દેવતા હોય તો ચરુમાં પેષણનો સંબંધ જરૂર હોવો જોઇએ. ॥ ૪૧ ॥

लिङ्गदर्शनाच्च ॥ ४२ ॥

**પદાર્થ** :—( च ) અને ( लिङ्गदर्शनात् ) અર્થબોધક લિંગ પણ જણાતું હોવાથી.

**ભાવાર્થ** :—' सोमापौष्णं चरुं निर्वपेन्नेमपिष्टं पशुकामः ' પશુઓની ઇચ્છા રાખનાર યજમાને અર્ધપિષ્ટ ચરુનો નિર્વાપ કરવો અને એ ચરુ સોમ અને પૂષા દેવતાવાળો હોવો જોઇએ.' આ વાક્યમાં નેમપિષ્ટ શબ્દ ચરુને માટે વિશેષણ તરીકે વપરાયો છે તેથી સ્પષ્ટ થાય છે કે અર્ધો પીસેલો ચરુ પૂષા દેવતા માટે છે. માટે દ્વિદેવતાક યાગમાં પણ પેષણનો સંબંધ છે. ॥ ૪૨ ॥

वचनात् सर्वपेषणं तं प्रति शास्त्रवत्वात् अर्थाभावात् द्विचरावपेषणम् ॥ ४३ ॥

**પદાર્થ** :—( वचनात् ) વિધિવાક્યરૂપ વચનથી ( सर्वपेषणम् ) પશુ, પુરોડાશ અને ચરુ આ ત્રણેમાં પેષણનો સંબંધ લાગુ પડે. ( तं प्रति शास्त्रवत्वात् ) સર્વના ઉદ્દેશથી જ એ વિધાન હોવું જોઇએ. ( अर्थाभावात् ) ચરુ શબ્દ શ્રયમાણ હોવા છતાં તેની વિવક્ષા નથી. કોઇ પણ ચરુમાં પેષણ હોવું જોઇએ એજ ભાવ હોઇ શકે. માટે ચરુને ઉદ્દેશીને પેષણ વિધિ નથી પણ ઉક્ત વાક્ય અર્થબોધક લિંગરૂપે છે. ( द्विचरौ ) દ્વિદેવતાક ચરુમાં ( अपेषणं भवति ) પેષણનો સંબંધ નથી.

**ભાવાર્થ** :—ઉક્ત વાક્ય પેષણ–વિધાયક નથી પણ પશુરૂપ ફળને ઉદ્દેશીને કેવળ યાગનું જ વિધાન છે. નેમપિષ્ટ શબ્દ એતો પૂષા દેવતાના સંબંધથી અર્ધપેષણ જે પ્રાપ્ત થાય છે તેનો કેવળ અનુવાદ જ છે માટે ઉક્ત વાક્યને લિંગરૂપે સમજવું. પેષણનો વિધિરૂપે નથી. ॥ ૪૩ ॥

एकस्मिन् वा अर्थधर्मत्वात् ऐन्द्राग्नवदुभयोर्न स्यादचोदितत्वात् ॥ ४४ ॥

**પદાર્થ** :—( वा ) ' વા ' શબ્દ સિદ્ધાંત પક્ષને સૂચવે છે. ( एकस्मिन् ) એક દેવતાક યાગમાં જ પેષણનું વિધાન છે ( अर्थधर्मत्वात् ) પેષણ એ યાગનો ધર્મ હોવાથી ( उभयोः ) સોમ અને પૂષા દેવતાવાળા યાગના અંગ તરીકે ( अचोदितत्वात् ) વિહિત ન હોવાથી તેમાં પેષણ નથી ( ऐन्द्राग्नवत् स्यात् ) ઐન્દ્રાગ્ન યાગમાં જેમ ચતુર્ધાકરણ નથી તેમ અહીં પણ પેષણ નથી.

**ભાવાર્થ** :—આગ્નેય યાગમાં ચતુર્ધાકરણ હોય છે પણ ઐન્દ્રયાગમાં અર્થાત્ ઉભયદેવતાક યાગમાં ચતુર્ધાકરણ હોતું નથી તેજ પ્રમાણે અહીં પણ કેવળ પૂષાદેવતાક યાગમાં પેષણ હોય છે પણ સોમ અને પૂષા બે દેવતાવાળા યાગમાં પેષણનો સંબંધ હોતો નથી. પેષણ એ યાગનો ધર્મ છે, દેવતાનો નહિ. દેવતાઓ હવિષૂનું ભક્ષણ કરતા નથી એ આગળ જતાં સ્પષ્ટ કરવામાં આવશે માટે ન છૂટકે પેષણ આદિ યાગના જ ધર્મ માનવા જોઇએ માટે કેવળ પૂષાદેવતાક યાગમાં પેષણ કરવું ઉભયદેવતાક યાગમાં નહીં એ વાત સિદ્ધ થાય છે. ॥ ૪૪ ॥

हेतुमात्रमदन्तत्वम् ॥ ४५ ॥

**પદાર્થ** :—( अदन्तत्वम् ) દાંત વગરના હોવું એ કથન તો કેવળ ( हेतुमात्रम् ) અર્થવાદ જ છે.

**ભાવાર્થ** :—' अदन्तको हि सः ' ' પૂષા દેવતા દંતહીન છે ' એ કથન કેવળ અર્થવાદ જ છે. પૂષા આદિ દેવતા શરીરધારી હોતા નથી એ આગળ સ્પષ્ટ કરવામાં આવશે. માટે દેવતા યાગમાં હવિષનું ભક્ષણ કરતા નથી એ વાત સ્પષ્ટ અને નિશ્ચિંત છે. ॥ ૪૫ ॥

वचनं परम् ॥ ४६ ॥

**પદાર્થ**:—(वचनम्) 'નેમપિષ્ટ' વચન ( परम् ) પશુરૂપ ફળના હેતુનું જ કથન કરે છે.

**ભાવાર્થ** :—' सोमापौष्णं चरुं निर्वपेत् नेमपिष्टं पशुकामः '
આ વાક્ય તો ઉક્ત ગુણ વિશિષ્ટ કર્મ કે જે પશુ રૂપ ફળનું કારણ છે તેનું વિધાન કરે છે.

'દાંત વગરના પૂષા દેવતાના ભક્ષણ માટે પિષ્ટ પદાર્થનો ચરુ બનાવવો' ઇત્યાદિ ભાવ છે જ નહિ. યાગમાં દેહધારી પૂષા આદિ દેવતાઓ હવિભોજન કરતા નથી. એ શાસ્ત્રસિદ્ધ બાબત છે. ॥ ૪૬ ॥

**इति मीमांसागुर्जरभाष्ये तृतीयस्य अध्यायस्य तृतीयः पादः**

## अथ चतुर्थपादः

### નિવીતના અર્થવાદત્વનું અધિકરણ.

પૂર્વપક્ષ. **निवीतमिति मनुष्यधर्मः शब्दस्य तत्प्रधानत्वात् ॥ १ ॥**

**પદાર્થ** :—( निवीतम् इति ) કંઠમાં માળા પેઠે વસ્ત્ર રાખવું તેને આ ઠેકાણે નિવીત કહેવામાં આવ્યું છે. નિવીત એ ( मनुष्यधर्मः ) મનુષ્ય અંગ છે (शब्दस्य) मनुष्याणाम् એ શબ્દ ષષ્ઠી વિભકત્યન્ત છે ( तत्प्रधानत्वात् ) એ મનુષ્યની પ્રધાનતા બતાવે છે.

**ભાવાર્થ** :—દર્શપૂર્ણમાસ પ્રકરણમાં આ પ્રમાણે પાઠ છે.

निवीतं मनुष्याणाम् प्राचीनावीतं देवानाम् उपव्ययत इति "

" મનુષ્ય સંબંધી ધાર્મિક કાર્ય ' નિવીત ' રાખી કરવું, પિતૃઓનું 'કાર્ય પ્રાચીનાવીત' જમણે ખભે જનોઇની માફક વસ્ત્ર રાખી કરવું. અને દેવનું કાર્ય ' ઉપવીત ' ડાબે ખભે જનોઇ માફક વસ્ત્ર રાખી કરવું. " આ વાકયમાં ' નિવીત ' એ મનુષ્યનો ધર્મ છે. અર્થાત્ મનુષ્યને લગતું ધાર્મિક કાર્ય કરતી વખતે નિવીત કરવું એટલે ' નિવીત ' એ મનુષ્યનું અંગ છે. મનુષ્ય શબ્દને છઠ્ઠી વિભક્તિ લાગી છે. તેથી મનુષ્યની પ્રધાનતા સિદ્ધ થાય છે. જેવી રીતે ' दध्नेन्द्रियकामस्य जुहुयात् ' આ વાકયથી ' इन्द्रियकामस्य ' પદથી ' ઇન્દ્રીયકામ ' ની પ્રધાનતા નિશ્ચિંત કરવામાં આવી છે. તેમ ઉક્ત સ્થળે પણ સમજવું. ॥ ૧ ॥

સિદ્ધાંતની શંકા **अपदेशो वाऽर्थस्य विद्यमानत्वात् ॥ २ ॥**

**પદાર્થ** :—( वा ) અથવા ( अपदेशः ) નિવીત એ અનુવાદ છે, વિધિ નહિ. ( अर्थस्य ) નિવીતરૂપ અર્થ (विद्यमानत्वात्) વિદ્યમાન હોવાથી.

**ભાવાર્થ**:—"નિવીત" રુપ અર્થ લોકવ્યવહારથી સિદ્ધ છે. લોકો મનુષ્યને લગતું ધાર્મિક કાર્ય કરતી વખત નિવીત રાખે છે. માટે એ કોઇ અપ્રાપ્ત પ્રાપક નથી; માટે निवीत मनुष्याणाम् એ વિધિ નથી પણ અનુવાદ છે. પ્રમાણાન્તરથી સિદ્ધ વસ્તુનું કથન કરનાર વાકય અનુવાદ વાકય કહેવાય છે, કાર્ય કરતી વખતે વસ્ત્રને માળા પેઠે ધારણ કરવામાં કાર્ય કરવું સુગમ થઇ પડે છે માટે લોકો નિવીત ધારણ કરે છે. પૂર્વપક્ષવાદી ફરીથી આક્ષેપ કરે છે.

**विधिस्त्वपूर्वत्वात् स्यात् ॥ ३ ॥**

**પદાર્થ**:—( तु ) આક્ષેપ સૂચક છે. ( अपूर्वत्वात् ) અપૂર્વત્વ=અપ્રાપ્તનું પ્રાપક હોવાથી ( विधिः ) વિધિ ( स्यात् ) છે.

**ભાવાર્થ** :— " निवीतं मनुष्याणाम् " એ વિધિ જ છે કારણ કે એ લોકસિદ્ધ વસ્તુનો અનુવાદ નથી. જો કે લોકો મનુષ્ય સંબંધી ધાર્મિક કાર્ય કરે છે પણ તે નિયમથી કરતા હતા. માટે ઉક્ત વાક્ય વિધિ વાક્ય જ છે. ॥ ૩ ॥ હવે કોઇ બીજો પૂર્વપક્ષવાદી કહે છે.

**स प्रायात् कर्मधर्मः स्यात् ॥ ४ ॥**

**પદાર્થ** :—( स ) "નિવીત" એ પદથી વિધીયમાન અર્થ ( कर्मधर्मः ) દર્શપૂર્ણ માસનું અંગ ( स्यात् ) છે. ( प्रायात् ) પ્રકરણથી એના જ અંગનું પ્રતિપાદન થાય છે. ॥ ૪ ॥

**ભાવાર્થ** :—" નિવીત " પદથી વિધીયમાન અર્થ ભલે રહો પણ એ તો દર્શપૂર્ણ-માસનું અંગ છે. મનુષ્યનું અંગ નથી. પ્રકરણથી એનું જ અંગ સમજાય છે. અતિથિ આદિ માટે જે કર્મ કરવામાં આવે છે તેને મનુષ્યકર્મ કહેવામાં આવે છે અને તેથી તેને મનુષ્યનું અંગ પણ કહે છે. નિવીત એ મનુષ્યનું અંગ નથી પણ એનો પાઠ દર્શપૂર્ણમાસ પ્રકરણમાં પડેલો છે. તેથી દર્શપૂર્ણમાસનું જ એ અંગ છે. ॥ ૪ ॥

**આ સૂત્રમાં પણ કોઇ ત્રીજો પૂર્વપક્ષવાદી પોતાનો મત બતાવે છે-**

**वाक्यस्य शेषवत्वात् ॥ ५ ॥**

**પદાર્થ** :—( वाक्यस्य ) નિવીત આદિ જે વાક્ય છે ( शेषवत्वात् ) તે તો શેષ હોવાથી.

**ભાવાર્થ** :—' નિવીત ' પદથી પ્રતિપાદ્યમાન અર્થ ક્રતુનું અંગ ભલે રહો પણ એ પ્રયાજ આદિના જેવું અંગ નથી. પણ क्रतुकर्तुः—અર્થાત્ ક્રતુ કરનાર અધ્વર્યુનો એ ધર્મ છે. ' અધ્વર્યુકાંડ ' એવી સમાખ્યા છે, નિવીતનું અનુષ્ઠાન અધ્વર્યુ જ કરે આ પ્રમાણે અર્થ કરવાથી પ્રકરણની પેઠે સમાખ્યા પણ અબાધિત થઇ શકશે. ॥ ૫ ॥

**तत्प्रकरणे यत् तत्संयुक्तमविप्रतिषेधात् ॥ ६ ॥**

**પદાર્થ** :—( तत्प्रकरणे ) દર્શપૂર્ણમાસ પ્રકરણમાં ( यद् ) અન્વાહાર્ય અને દક્ષિણા, દાન આદિ ( तत् संयुक्तम् ) તે અંગ તરીકે છે. ( अविप्रतिषेधात् ) વાક્ય અને પ્રકરણનો વિરોધ ન હોવાથી.

**ભાવાર્થ** ::—' નિવીત એ પુરૂષનું અંગ છે તેનો બાધ કરી દુર્બલ પ્રકરણ અને સમાખ્યાથી ' નિવીત ' ને ક્રત્વર્થ માનવું એ ઠીક નથી માટે ક્રતુમાં જે અન્વાહાર્ય ( દરેક પર્વમાં શ્રાદ્ધ કરવું તેનું નામ અન્વાહાર્ય ) દક્ષિણા અને દાન આદિ કર્મ છે તે માનુષ કર્મ છે અને તેનું અંગ નિવીત છે. અને ' मनुष्याणाम् ' નો અર્થ मनुष्यकर्मणाम् આવો લક્ષણાર્થ કરવો એટલે ' मनुष्याणां निवीतम् ' આ વાક્ય પણ અનુગૃહીત થશે અને પ્રકરણ સાથે પણ વિરોધ રહેશે નહિ. " अध्वर्युकाण्डम् " એ સમાખ્યા પણ ઉક્ત કર્મ અધ્વર્યુએ કરવાનું હોવાથી અનુકૂળ થશે. માટે ક્રતુમાં જે અધ્વર્યુ છે તેનું કર્મ નિવીત છે. એટલે તે માનુષકર્મ છે. ॥ ૬ ॥

**બીજા વાદીની શંકા**

**तत्प्रधाने वा तुल्यवत् प्रसंख्यनादितरस्य तदर्थत्वात् ॥ ७ ॥**

**પદાર્થ**:—( वा ) અથવા ( तत्प्रधाने ) ક્રતુ સાથે સબંધ ન ધરાવનાર કેવળ મનુષ્યપ્રધાન આતિથ્ય આદિ માનુષ કર્મ અંગ તરીકે છે. ( तुल्यवत् प्रसंख्यानात् ) જેવી રીતે ઉપવીત દેવકર્મ છે તેવી જ રીતે નિવીત માનુષ કર્મ છે ( इतरस्य ) मनुष्याणाम् આ ઠેકાણે જે ષષ્ઠી વિભક્તિ છે તેનો ( तदर्थत्वात् ) એજ અર્થ છે.

**ભાવાર્થ** :—ક્રતુ સાથે સંબંધ ધરાવતો હોય કે ન ધરાવતો હોય એવા માણસનું જ નિવીત અંગ છે એમ માનવાની કશી જરૂર નથી. જેમ ઉપવીત કર્મ એ દેવને માટે હોય છે તેજ પ્રમાણે નિવીત એ કોઇપણ મનુષ્યનું ધાર્મિક કર્મનું અંગ છે. આતિથ્ય કર્મનું પણ અંગ છે કારણ કે मनुष्याणाम् આ ઠેકાણે જે ષષ્ઠી વિભક્ત છે તે ક્રતુસંબદ્ધ મનુષ્યનો જ બોધ કરાવે છે એવું કશું જ નથી. માટે પ્રકરણ આદિની અપેક્ષા રાખ્યા વગર એ માનુષકર્મ છે. ॥ ૭ ॥

**સિદ્ધાંત સૂત્ર** **अर्थवादो वाऽप्रकरणात् ॥ ८ ॥**

**પદાર્થ** :—( वा ) સિદ્ધાંતને સૂચવે છે. ( अर्थवादः ) " उपव्ययते " એ વિધિનો શેષ હોવાથી અર્થવાદ છે ( अप्रकरणात् ) આતિથ્યનું પ્રકરણ ન હોવાથી.

**ભાવાર્થ** :—" निवीतं मनुष्याणाम् " આ વાક્ય उपव्ययते એ વિધિનો અર્થવાદ છે. આતિથ્ય આદિ માનવકર્મનું પ્રકરણ પણ નથી. અને मनुष्याणाम् નો मनुष्यकर्मणाम् આવો લાક્ષણિક અર્થ કરવો એમાં પણ કોઇ જાતનું પ્રમાણ નથી માટે " निवीतम् " આદિને વિધિ વાક્ય ન માનતાં અર્થવાદ વાક્ય જ માનવું જોઇએ. ॥ ૮ ॥

## विधिना चैकवाक्यत्वात् ॥ ९ ॥

**પદાર્થ** :—( च ) અને ( विधिना ) વિધિવાક્ય સાથે ( एकवाक्यत्वात् ) એક વાક્યતા હોવાથી.

**ભાવાર્થ** :—उपव्ययते देवलक्ष्ममेव तत्कुरुते આ વિધિ વાક્ય છે. એની સાથે ' निवीतं मनुष्याणाम् ' આ વાક્યની એક વાક્યતા છે અને તે વિધિની સ્તુતિ કરે છે માટે એ અર્થવાદ છે. જો કોઇ શંકા કરે કે નિવીતથી ઉપવીતની સ્તુતિ કેવી રીતે થાય છે ? તો તેનો ઉત્તર એ છે કે ' નિવીત ' એ મનુષ્યનો ધર્મ છે તેથી એ જઘન્ય અર્થાત્ કંઇક ઉતરતો ધર્મ છે અને ' ઉપવીત ' એ દેવનો ધર્મ છે માટે તે શ્રેષ્ઠ છે. આવી રીતે અપેક્ષા દૃષ્ટિથી સ્તુતિ સમજી શકાય છે અને તેથી ' उपव्ययते ' એ વિધિની સ્તુતિ થઇ શકે છે. ॥ ૯ ॥

### દિગ્વિભાગનું અનુવાદત્વાધિકરણ.

## दिग्विभागश्च तद्वत्सम्बन्धस्यार्थहेतुत्वात् ॥१०॥

**પદાર્થ** :—( च ) અને ( दग्विभागः ) દિગ્વિભાગ અર્થવાદ છે. ( तद्वत् ) નિવીત પેઠે ( सम्बन्धस्य ) મનુષ્યોનો પ્રતીચી દિશા સાથેનો સંબંધ ( अर्थहेतुत्वात् ) સુખ સાધન રૂપ અર્થનો હેતુ છે.

**ભાવાર્થ** :—જ્યોતિષ્ટોમ પ્રકરણમાં આ પ્રમાણે પાઠ છે. प्राचीनवंशं करोति । देवमनुष्या दिशो व्यभजन्त, प्राचीं देवा दक्षिणां पितरः प्रतीचीं मनुष्या इति । આ ઠેકાણે मनुष्यैः प्रतीची दिग्विभागः कार्यः આ પ્રકારના વિધિની કલ્પના કરવી જોઇએ. એવો પૂર્વપક્ષ છે તેના જવાબમાં કહેવામાં આવે છે કે ગત નિવીત પ્રકરણમાં જે પ્રમાણે પૂર્વપક્ષ અને ઉત્તર કરવામાં આવ્યા છે તેજ પ્રમાણે અહીં સમજવું. પ્રાચીનવંશ નામક યજ્ઞવેદીના પશ્ચિમ ભાગમાં મંડપ બાંધવો તેમાં પૂર્વદિશા દેવોએ અધિષ્ઠિત કરી છે, દક્ષિણ દિશા પિતરોએ અધિષ્ઠિત કરી છે અને પશ્ચિમ દિશા મનુષ્યોએ અધિષ્ઠિત કરી છે. મનુષ્યોનો પશ્ચિમ દિશાની સાથે જે સંબંધ બતાવ્યો છે તે સુખ સાધન રૂપ અર્થનો હેતુ છે. ભાવ એ છે કે નિવીતનું કરવું એમાં કશું દૃષ્ટ ફળ જણાતું નથી માટે અનુવાદનો સંભવ જણાતો નથી પણ પૂર્વાહ્ણમાં પશ્ચિમ દિશામાં ચાલતા માણસોને સૂર્ય પાછળ રહેવાથી સૂર્યના તાપની પીડા જણાતી નથી માટે આ દૃષ્ટ અર્થ હોવાથી અનુવાદ સંભવી શકે છે. यस्य मण्डपविशेषस्य उपरिवंशा प्रागग्रा भवन्ति स प्राचीनवंशः જે મંડપમાં ઉપરની વળીઓ પૂર્વ તરફ અગ્રભાગવાળી રાખી હોય છે તેને પ્રાચીન વંશ કહે છે એ મંડપ વિધિનો અનુવાદ દિગ્વિભાગ છે. અર્થાત્ प्रतीचीं मनुष्या व्यभजन्त એ અનુવાદ વાક્ય પ્રાચીનવંશના વિધિનું સ્તાવક છે. ॥ ૧૦ ॥

### પરુષિદિત–આદિ વાક્યો અનુવાદ રૂપે છે એ અધિકરણ.

## परुषिदितपूर्णघृतविदग्धं च तद्वत् ॥ ११ ॥

**પદાર્થ** :—( च ) અને ( परुर्षिदित, पूर्ण, घृत, विदग्धम् ) પરુષિદિત, પૂર્ણ, ઘૃત, અને વિદગ્ધ શબ્દાંકિત વાક્યો ( तद्वत ) નિવીત વાક્ય પેઠે અર્થવાદ વાક્ય છે.

ભાવાર્થ:—મહાપિતૃયજ્ઞમાં આ પ્રમાણે વાક્યો છે.

यत् परुषि दितं तद् देवानाम्, यदन्तरा तन्मनुष्याणाम् यत्समूलं तत्पितृणाम् આ વાક્ય समूलं बर्हिर्भवति આ વિધિ વાક્યનું શેષ છે અર્થાત્ અર્થવાદ છે. પરુષ—ગાંઠ દિત—કાપેલું. મૂળમાંથી જે દર્ભ કાપેલો હોય તે પરુષિદિત કહેવાય છે.

यत्पूर्णं तन्मनुष्याणाम् उपरि अर्धो देवानाम्, अधः पितृणाम् આ વાક્ય મન્થન વિધિના અર્થવાદ તરીકે છે.

' घृतं देवानां मस्तु पितृणाम्, निष्पक्वं मनुष्याणाम् આ વાક્ય નવીતાભ્યંજન વિધિના અર્થવાદ તરીકે છે. મસ્તુ એટલે મઠ્ઠો. નિષ્પક્વ એટલે ગરમીથી જરા ઓગળેલું માખણ. यो विदग्धः स नैर्ऋतः, योऽशृतः स रौद्रः यः शृतः स दैवः ' આ વાક્ય પુગડાશ સંબંધી છે અને તે શ્રપણવિધિના અર્થવાદ તરીકે છે. જે પુરોડાશ બળી ગયેલો હોય તે વિદગ્ધ. કાચો હોય તે અશૃત અને બરાબર પાકેલો હોય તે શૃત કહેવાય છે. ઉપર કહેલા ચારેય વાક્યો અર્થવાદ તરીકે છે અપૂર્વવિધિ તરીકે નથી એ સૂત્રનો ભાવાર્થ છે ॥ ૧૧ ॥

### અનૃતવદનનિષેધનું ક્રતુધર્મત્વ છે એ અધિકરણ.

પૂર્વપક્ષ **अकर्म क्रतुसंयुक्तं संयोगाद् नित्यानुवादः स्यात् ॥ १२ ॥**

પદાર્થ—(क्रतुसंयुक्तम्) ક્રતુપ્રકરણમાં પઠિત (अकर्म) અનૃત વદનનો નિષેધ (नित्यानुवादः) નિત્યકર્મનો અનુવાદ (स्यात्) છે (संयोगात्) ઉપનયન આપતી વખતે ' सत्यं वद ' વગેરે ઉપદેશ આપવાથી પ્રાપ્તનું જ કથન છે.

ભાવાર્થ:—દર્શપૂર્ણમાસ પ્રકરણ પાઠ છે કે, ' नानृतं वदेत् ' ' અસત્ય બોલવું નહિં ' આ વાક્યાર્થ નિત્યનો અનુવાદ છે કે અપૂર્વ વિધિ છે ? આ સંબંધમાં પૂર્વપક્ષવાદીનું કહેવું છે કે ઉપનયન આપતી વખતે ' सत्यं वद धर्मं चर ' આ ઉપદેશ આપ્યો છે અને તેમાં જણાવ્યું છે કે હે શિષ્ય તું સદા સત્ય જ બોલ. આ પ્રમાણે સત્ય વદન તો પ્રાપ્ત જ છે. હવે ક્રતુ કરતી વખતે કહેવામાં આવે છે કે ' नानृतं वदेत् ' ' જૂઠું ન બોલવું જોઇએ ' આ પ્રાપ્તનું જ વિધાન છે માટે ક્રતુસંબંધી અનૃત નિષેધ કથન અનુવાદ છે. ॥ ૧૨ ॥

ઉત્તર પક્ષ. **विधिर्वा संयोगान्तरात् ॥ १३ ॥**

પદાર્થ:—(वा) પૂર્વપક્ષની નિવૃત્તિ સૂચવે છે. (विधिः) नानृतं वदेत् એ અપૂર્વ વિધિ છે, અનુવાદ નથી. (संयोगान्तरात्) ઉદ્દેશ્યનો ભેદ હોવાથી.

ભાવાર્થ:—ક્રતુમાં જે અનૃતવદનનો નિષેધ કર્યો છે તે અપૂર્વ વિધિ છે કારણ કે ઉપનયન વખતે જે સત્ય બોલવાનું વિધાન કર્યું છે તે તો પુરૂષને ઉદ્દેશીને છે અને અહીં તો ક્રતુને ઉદ્દેશીને છે. एतद्व्यतिक्रमे क्रतोरेव वैगुण्यम् न तु पुरुषस्य प्रत्यवायः ક્રતુધર્મ તરીકે જે સત્યવદન છે તેનો વ્યતિક્રમ થાય તો ક્રતુમાંજ વિગુણતા આવે છે. પુરૂષને પ્રત્યવાય લાગતો નથી. માટે ક્રતુને લગતું પ્રાયશ્ચિત કરવું પડે છે. ઔપનયન કાલિક સત્યવદન એ પુરૂષનો ધર્મ છે અને તેનો વ્યતિક્રમ થવાથી પુરુષને પ્રત્યવાય લાગે છે. ક્રતુમાં કશુ વૈગુણ્ય આવતું નથી અને તેમાં સ્માર્ત પ્રાયશ્ચિત હોય છે. આ પ્રમાણે સત્યવદન અને ક્રતુસંબંધી અનૃતનિષેધમાં ફેર છે. ॥ ૧૩ ॥

### જઞ્જભ્યમાન ધર્મોનો પ્રકરણમાં નિવેશ છે એ અધિકરણ

**अहीनवत्पुरुषधर्मस्तदर्थत्वात् ॥ १४ ॥**

પદાર્થ :—(पुरुषधर्मः) ક્રતુગત પુરૂષ જ્યારે બગાસું ખાય ત્યારે मयि दक्ष क्रतू અર્થાત્ મારામાં પ્રાણ અને અપાન બળ ધારણ કરે. ઇત્યાદિ અર્થવાળા ઉક્ત મંત્રનું ઉચ્ચારણ પુરૂષ

માત્રનો ધર્મ છે, ( तदर्थत्वात् ) ઉક્ત વાક્ય પુરૂષાર્થત્વને જણાવતું હોવાથી ( अहीनवत् ) અહીન શબ્દના શ્રવણથી બાર ઉપસદ હોમનો પ્રકરણ વિચ્છેદ થાય છે તેમ.

**ભાવાર્થ** :—દર્શપૂર્ણમાસના પ્રકરણમાં પાઠ છે કે जञ्जभ्यमानोऽनुब्रूयात् मयि दक्षक्रतू इति प्राणापानावेवात्मन्ध-ते इति આ મંત્રનું ઉચ્ચારણ પુરૂષ માત્રને ઉદ્દેશીને અર્થાત્ જ્યારે પુરૂષ જગ-જભ્યમાન હોય અર્થાત્ બગાસું ખાય ત્યારે ઉપરના મંત્રનું ઉચ્ચારણ કરે. આ ઉચ્ચારણ પુરુષ સામાન્ય માટે છે. કોઈ ખાસ પુરુષને માટે નથી આગળ જેમ કહેવામાં આવ્યું છે કે દ્વાદશ ઉપસદ હોમોને પ્રકરણમાંથી વિચ્છેદ કરી અહીનયાગ સાથે જોડવામાં આવે છે તેમ અહીં પણ પ્રકરણમાંથી વિચ્છેદ કરી પુરુષ સામાન્ય સાથે ઉક્ત મંત્રનો સંબંધ જોડવો કારણ કે जञ्जभ्यमानो ब्रूयात् એમાં પુરૂષનું પ્રાધાન્ય સમજાય છે. માટે કોઇ પણ જમ-જભ્યમાન પુરૂષ સાથે એનો સંબધ છે. ॥ ૧૪ ॥

સિદ્ધાંત સૂત્ર **प्रकरणाविशेषात् वा तद्युक्तस्य तत्संस्कारो द्रव्यवत्** ॥૧૫॥

**પદાર્થ** :— ( वा ) પૂર્વપક્ષની નિવૃત્તિ સૂચવે છે. ( प्रकरणाविशेषात् ) પ્રયાજ—આદિનો જેમ પ્રકરણમાં વિનિયોગ છે તેમ જગ-જભ્યમાન—ઇત્યાદિનો પ્રકરણગત પુરૂષ સાથે સંબંધ છે. પ્રયાજ આદિમાં અને એમાં કશો વિશેષ નથી. ( तद्युक्तस्य ) ક્રતુસંબન્ધ પુરૂષનો ( तत्संस्कारो ) સંસ્કાર છે ( द्रव्यवत् ) व्रीहीन् प्रोक्षति અહીં ક્રતુ સંબન્ધ વ્રીહીનું જ પ્રોક્ષણ છે તેમ

**ભાવાર્થ** :—व्रीहीन् प्रोक्षति આ વાક્યથી જેમ ક્રતુગત વ્રીહિનું જ પ્રોક્ષણ સમજવાનું હોય છે તેમ जंजभ्यमान પુરૂષ પણ ક્રતુગત જ સમજવો અર્થાત્ જે ક્રતુ કરનાર પુરૂષ હોય એ જયારે જંજભ્યમાન થાય અર્થાત્ બગાસું ખાય ત્યારે मयि दक्ष क्रतू આદિ મંત્રનું ઉચ્ચારણ કરે એ ઉચ્ચારણથી પુરૂષનો સંસ્કાર થાય છે. દર્શપૂર્ણમાસ સાથે સબંધ ન ધરાવનાર કોઈપણ પુરૂષને માટે ઉક્ત મંત્રનુ ઉચ્ચારણ વિહિત નથી. માટે વાકયથી શ્રૂયમાણ પુરૂષ પ્રાધાન્ય પ્રકરણ સાથે સંબંધ ધરાવે છે. ॥ ૧૫ ॥

**व्यपदेशादपकृष्यते** ॥ ૧૬ ॥

**પદાર્થ** :—( व्यपदेशात् )સાહ્ન જ્યોતિષ્ટોમના ત્રણ ઉપસદ હોમ હોય છે એવા વ્યપદેશને લીધે ( अपकृष्यते ) અહીનમાં ઉત્કર્ષ થાય છે.

**ભાવાર્થ** :—अहीने द्वादशोपसदः આ ઠેકાણે તો પ્રકરણનો બાધ થશે. કારણ કે જ્યોતિષ્ટોમમાં તો ત્રણ જ ઉપસદ નામક હોમ કહ્યા છે માટે બાર ઉપસદ હોમનો સંબંધ પ્રકરણનો વિચ્છેદ કરી અહીન યાગની સાથે જોડવો પડે છે જયારે અહીં એવો કશો વ્યપદેશ જોવામાં આવતો નથી માટે પ્રકરણ અને વાકય બંનેને ધ્યાનમાં લઇ ક્રતુગત પુરુષને માટે " मयि दक्षक्रतू " ઇત્યાદિ મંત્રનું ઉચ્ચારણ છે. दक्ष=પ્રાણ અને क्रतु=અપાન. આ પ્રમાણે ઉક્ત શબ્દના અર્થ છે. ॥ ૧૬ ॥

**હવે અપગોરણ આદિ પુમર્થ છે એ અધિકરણ.**

**शंयौ च सर्वपरिदानात्** ॥ ૧૭ ॥

**પદાર્થ**:—(च) અને (शंयौ) શંયુના ઉપદેશમાં અપગોરણનો નિષેધ છે તેનો પ્રકરણમાંથી ઉત્કર્ષ છે કારણ કે, ( सर्वपरिदानात् ) ક્રતુ સાથે સંબંધ રાખનાર અને ન રાખનાર સર્વ કોઇ બ્રાહ્મણને માટે એ નિષેધ વાકય છે.

**ભાવાર્થ**;—દર્શપૂર્ણમાસમાં પાઠ છે કે, देवा वै शंयुं बार्हस्पत्यमब्रुवन् हव्य नो वह इति

प्रकृत्य वचनमिदं भवति किं मे प्रजायाः ? इति तेऽब्रुवन् । यो ब्राह्मणायावगुरेत् तं शतेन यातयात् यो नहनत् तं सहस्रेण यातयात, यो लोहितं करवत् यावतः प्रस्कन्द्य पांशून् संगृह्णात् तावतः संवत्सरान् पितृलोकं न प्रजानीयात्, तस्मान्न ब्राह्मणायावगुरेत् न हन्यात् न लोहितं कुर्यात्" આ સંદર્ભમાં બ્રાહ્મણ સામે કોઇ પણ હથીયાર ઉગામવો નહિ, તેનો વધ કરવો નહિ અને તેને લોહીલુહાણ પણ કરવો નહિ. આવાં નિષેધ વાકયો છે. તેમાં સંદેહ એ છે કે એ નિષેધ શું બ્રાહ્મણ માત્રને લાગુ પડે છે કે પ્રકરણસ્થ બ્રાહ્મણને જ લાગુ પડે છે ? પ્રકરણસ્થ એટલે ક્રતુમાં કર્મ કરતો બ્રાહ્મણ. અપગોરણ એટલે હથીયાર ઉગામવું.

આ શંકામાં સિદ્ધાંતવાદીનું માનવું છે કે એ નિષેધ સર્વ કોઇ બ્રાહ્મણને લાગુ પડે છે અર્થાત્ કોઇપણ બ્રાહ્મણને મારવો નહિ.. ક્રતુસંબંધી અને તદિતર સર્વ બ્રાહ્મણનો નિષેધમાં પરિગ્રહ છે. અપગોરણ કારણ તરીકે છે અને સો વરસ સુધી યાતના ભોગવવી પડે છે એ તેના કાર્ય તરીકે બતાવ્યું છે. માટે नापगुरेत् त् એ નિષેધ વાકયનો ઉત્કર્ષ કરવો જોઇએ અર્થાત્ પ્રકરણ સાથે સંબંધ ન રાખનાર બ્રાહ્મણ સાથે પણ ઉક્ત નિષેધનો સંબંધ છે પ્રકરણ સિવાય સાથે પણ વાકયનો સંબંધ બતાવવો એનું નામ આ ઠેકાણે 'વાકયનો ઉત્કર્ષ' કહેવામાં આવે છે. ॥ ૧૭ ॥

## મલવદ્વાસા સ્ત્રી સાથે સંવાદ ન કરવો એ પુમર્થ છે એ અધિકરણ.

### प्रागवरोधान्मलवद्वाससः ॥ १८ ॥

પદાર્થ :—( मलवद्वाससः ) રજસ્વલા સ્ત્રીનો ( प्राग् ) પ્રથમથી ( अवरोधात् ) યજ્ઞશાલામાંથી બહિષ્કાર કરવો.

ભાવાર્થ:—દર્શપૂર્ણમાસ પ્રકરણમાં પાઠ છે કે 'तस्माद् मलवद्वाससा न संवदेत' માટે રજસ્વલા સ્ત્રી સાથે અધ્વર્યુએ સંવાદ કરવો નહિ. मलवद्वासा એટલે રજસ્વલા સ્ત્રી. દર્શપૂર્ણમાસમાં કર્મ વચ્ચે અધ્વર્યુએ પોતાની પત્ની સાથે સંવાદ કરવાનો હોય છે જેમકે, 'पत्नि, पत्नि, एष ते लोकः' આ સંવાદ કર્મના અંગ તરીકે ગણાય છે. પણ यस्य व्रत्येऽहनि पत्नी अनालम्भुका भवति तामपरुध्य यजेत અર્થાત્ વ્રતને દિવસે પત્ની જો અનાલંભુકા રજસ્વલા હોય તો તેને યજ્ઞશાળામાં આવવા દેવી નહિ. એટલે સંવાદ પણ એની સાથે નિષિદ્ધ થઇ જ જાય છે. સંવાદ એ રાગપ્રાપ્ત છે માટે એ પુમર્થ છે માટે એનો નિષેધ પણ પુમર્થ ગણાય છે એટલે ફલિતાર્થ એ નિકળે છે કે રજસ્વલા સ્ત્રી સાથે સંવાદ યજ્ઞમાં ન કરવો તેમ યજ્ઞ બહાર પણ ન કરવો. ॥ ૧૮ ॥

### अन्नप्रतिषेधात् ॥ १९ ॥

પદાર્થ:—( अन्नप्रतिषेधात् ) અન્ન અર્થાત્ મૈથુનનો પણ પ્રતિષેધ છે.

ભાવાર્થ:—' नास्या अन्नमद्यात् ' આ ઠેકાણે અન્નનો અર્થ મૈથુન કર્યો છે. જેમ મૈથુન એ રાગ પ્રાપ્ત છે અને રજસ્વલાવસ્થામાં એનો નિષેધ કર્યો છે. અર્થાત્ જેમ રજસ્વલા સ્ત્રી સાથે યજ્ઞ અને યજ્ઞેતર સમયમાં મૈથુન નિષિદ્ધ છે તેમ તેની સાથે ઉક્ત સંવાદ પણ કોઇ પણ સમયમાં નિષિદ્ધ જ છે. માટે રજસ્વલા સ્ત્રી સાથેના સંવાદ-વાકયનો ઉત્કર્ષ થાય છે કેવળ પ્રકરણ સાથે જ એનો સંબંધ નથી અન્યત્ર પણ છે. આ કારણથી એ સંવાદને પુમર્થ કહ્યો છે. ॥ ૧૯ ॥

## સુવર્ણ ધારણાદિ પુમર્થ છે એ બાબતનું અધિકરણ.

### अप्रकरणे तु तद्धर्मः ततो विशेषात् ॥ २० ॥

પદાર્થ :—( तु ) સિદ્ધાંત પક્ષને સૂચવે છે. ( अप्रकरणे ) અપ્રકરણમાં પઠિત સુવર્ણ-

ધારણ આદિ ( तद्धर्मः ) પુરુષને માટે છે ( ततः ) પ્રકરણપઠિત કરતાં ( विशेषात् ) એ વિલક્ષણ છે.

**ભાવાર્થ** :—" तस्मात् सुवर्णं हिरण्यं भार्यं, सुवर्ण एव भवति " આ ઠેકાણે સુવર્ણને ધારણ કરવાનો વિધિ છે તે અનભ્યારભ્ય વિધિ છે. અર્થાત્ એનો સંબંધ કોઈ ક્રતુની સાથે નથી. સુંદર વર્ણવાળું હિરણ્ય ધારણ કરવું એ પુરુષાર્થ છે અર્થાત્ સોનું ધારણ કરવાથી પુરુષ સુંદર દેખાય છે. માટે યાજ્ઞિક અયાજ્ઞિક કોઈ પણ પુરુષે તેને ધારણ કરવું. જો પ્રકરણ પઠિત હોય તો તે ક્રતુનું અંગ ગણાત પણ તેમ નથી, માટે સુવર્ણ ધારણ ક્રતુનું અંગ નથી. ॥ ૨૦ ॥

પૂર્વપક્ષ **अद्रव्यत्वात्तु शेषः स्यात् ॥ २१ ॥**

**પદાર્થ** ;—( तु ) ' तु ' શબ્દ પૂર્વપક્ષને સૂચિત કરે છે. ( शेषः स्यात् ) સુવર્ણ-ધારણ અગ્નિહોત્ર આદિ ક્રિયાનું શેષ છે. ( अद्रव्यत्वात् ) સુવર્ણ ધારણ દ્રવ્ય નથી પણ ક્રિયા છે અને એ ક્રિયા અગ્નિહોત્ર આદિની શેષ અંગ છે.

**ભાવાર્થ** :—આ ઠેકાણે કોઈ દ્રવ્ય કે દેવતાનું શ્રવણ થતું નથી અને તેથી જ भार्यम् નો અર્થ यष्टव्यम् એવો અર્થ થતો નથી. દેવતા અને દ્રવ્યનો સંબંધ ન હોવાથી ધારણ ક્રિયા-શબ્દ સંસ્કાર વાચક છે. જો શેષ હોય તેમાં જ સંસ્કાર હોઈ શકે છે માટે સુવર્ણ ધારણ અગ્નિહોત્ર--આદિનો શેષ અર્થાત્ અંગ છે. ॥ ૨૧ ॥

પૂર્વપક્ષની યુક્તિ **वेदसंयोगात् ॥ २२ ॥**

**પદાર્થ** :—(वेद संयोगात् ) ઉક્ત વાક્ય આધ્વર્યવ કાંડમાં પઠિત છે. અને આધ્વર્યવ કાર્ય યજુર્વેદની સાથે સંબંધ ધરાવે છે. તેથી તેનો વેદની સાથે સંબધ છે.

**ભાવાર્થ** :—આધ્વર્યવ-એમાં વેદનો સંબંધ છે. જે શેષ ભૂત કર્મ હોય તેને યજુર્વેદી ઋત્વિક્ કહે છે. દર્શ પૂર્ણમાસનાં જેટલાં અંગો છે તેનું અનુષ્ઠાન અધ્વર્યુ કરે છે. માટે સુવર્ણ ધારણ રૂપ જે શેષ અંગક્રિયા છે તે પણ અધ્વર્યુ જ કરે. અર્થાત્ અધ્વર્યુને સુવર્ણ ધારણ કરાવી તેનો સંસ્કાર કરવો. સુવર્ણ ધારણ કરવાથી અધ્વર્યુ સંસ્કૃત થાય છે માટે સુવર્ણ ધારણ કરવું એ યાગની સાથે સંબંધ રાખનાર મનુષ્યનો જ ધર્મ છે. મનુષ્ય માત્રનો નહિ. ॥૨૨॥

પૂર્વપક્ષની બીજી યુક્તિ. **द्रव्यपरत्वाच्च ॥ २३ ॥**

**પદાર્થ** :—( च ) અને ( द्रव्यपरत्वात् ) ઉક્ત વાક્યમાં જે હિરણ્ય શબ્દ છે તે हिरण्यं ददाति એ વાક્યાર્થપરક છે.

**ભાવાર્થ** :—' सुवर्णं हिरण्यं भार्यं ' આ ઠેકાણે જે હિરણ્ય શબ્દ પઠિત છે તે 'आत्रेयाय हिरण्यं ददाति ' અત્રિગોત્રમાં ઉત્પન્ન થયેલા અધ્વર્યુને સોનાનું દાન આપવું ' એનો સૂચક છે અર્થાત્ અધ્વર્યુને જે સુવર્ણની દક્ષિણા આપવામાં આવે છે તે સુવર્ણ અધ્વર્યુએ ધારણ કરવું અને એ ધારણ કરવાથી અધ્વર્યુ સંસ્કૃત થાય છે. આ પ્રમાણે વેદ અને યજ્ઞની સાથે સંબંધ ધરાવનાર પુરુષને માટે જ સુવર્ણધારણ કરવાનું કહ્યું છે. ' ગમે તે સુવર્ણ ગમે તે પુરુષ ધારણ કરે ' એવું ઉક્ત વાક્યનું તાત્પર્ય નથી. ॥ ૨૩ ॥

સિદ્ધાંત સૂત્ર **स्याद्वा संयोगवत्फलेन सम्बन्धस्तस्मात्कर्मैतिशायनः ॥ २४ ॥**

**પદાર્થ** :—( वा ) 'वा' શબ્દ પૂર્વપક્ષોની નિવૃત્તિ સૂચવે છે. ( संयोगवत् ) જેમાં વાક્ય શેષથી પ્રાજાપત્ય વ્રતો ફલની સાથે સંબંધ થાય છે તેમ ( फलेन सम्बन्धः ) સુવર્ણ આદિ ધારણરૂપ કર્મનો પણ વાક્ય શેષથી ફળની સાથે સંબંધ ( स्यात् ) થાય છે. ( तस्मात् ) માટે ( कर्म ) સુવર્ણધારણ કર્મ પ્રધાન કર્મ છે ( ऐतिशायनः ) એવું ઐતિશાયન ઋષિનું માનવું છે.

**ભાવાર્થ** :—ઐતિશાયન આચાર્ય માને છે કે સુવર્ણધારણ કરવું એ ફલવત્ કર્મ છે માટે તે પ્રધાન કર્મ છે. સુવર્ણધારણ કરવાથી પુરુષ સુંદર દેખાય છે અને એનો શત્રુ અસુંદર (ઝાંખો) પડી જાય છે એ સુવર્ણધારણ કરવાનું ફળ છે. આમાં ક્રતુની સાથે કશો સંબંધ નથી. પર્ણમયી જૂહૂનો સંબંધ સદા યજ્ઞ સાથે હોય છે તેવો સુવર્ણનો સંબંધ યજ્ઞ સાથે હોતો નથી માટે તે અગ્નિહોત્રાદિ કર્મનું શેષ નથી. પ્રાજાપત્ય વ્રતોનો સંબંધ વાક્ય શેષથી જેમ ફળ સાથે હોય છે તેમ અહીં પણ વાક્યશેષથી સુવર્ણધારણ રૂપ કર્મનો સંબંધ ફળ સાથે છે. एतावता ह एनसाऽयुक्तो भवति પ્રાજાપત્ય વ્રત કરવાથી પુરુષ પાપથી યુકત થતો નથી. આ વાક્યશેષથી પ્રાજાપત્ય વ્રત સફલ અને પ્રધાન કર્મ છે તેમ સુવર્ણ ધારણ કરનાર પુરૂષ સુંદર દેખાય છે અને એનો શત્રુ અસુંદર=ફીક્કો દેખાય છે. એવા વાક્યશેષથી સુવર્ણધારણ પ્રધાન કર્મ છે, શેષ નહિ. અને સુવર્ણ ધારણ એ પુરુષમાત્રનો જ ધર્મ છે ક્રતુનો કે ક્રતુ સાથે સંબંધ રાખનાર અધ્વર્યુનો જ નહિ. ॥ ૨૪ ॥

જયાદિ હોમોનું વૈદિક કર્માંગત્વ–અધિકરણ.

**शेषोऽप्रकरणेऽविशेषात् सर्वकर्मणाम्** ॥ ૨૫ ॥

**પદાર્થ** :—(अप्रकरणे) અપ્રકરણમાં પઠિત જયાદિ હોમો (अविशेषात्) કોઇ ખાસ વિશેષ હેતુ ન હોવાથી (सर्वकर्मणाम्) લૌકિક અને વૈદિક બધાં કર્મના (शेषः) શેષ અર્થાત્ અંગ છે.

**ભાવાર્થ** :—'येन कर्मणा इर्त्सेत् तत्र जयाभ्यातानान् राष्ट्रभृतो जुहोति' આ વાક્ય અપ્રકરણમાં અર્થાત્ કોઇ પણ યજ્ઞના પ્રકરણમાં પડયું નથી. આ વાક્યનો અર્થ આ પ્રમાણે છે. "જે કર્મથી ઋદ્ધિની વૃદ્ધિ માણસ ઇચ્છે તેણે જયા, અભ્યાતાન અને રાષ્ટ્રભૃત્ હોમ કરવા." આ હોમો લૌકિક અને વૈદિક સર્વ કર્મના શેષ તરીકે સમજવા. અર્થાત્ લૌકિક કૃષિ આદિ કર્મથી સમૃદ્ધિ ઇચ્છે તો ય પણ જયાદિ હોમ કરવા. चित्तं च स्वाहा ઇત્યાદિ મંત્રોથી જે હોમ થાય છે તેને જય હોમ કહેવામાં આવે છે. ओ३म् ऋताषाड् ऋतधामाग्निर्गन्धर्वः स न इदं ब्रह्म. ઇત્યાદિ મંત્રોથી જે હોમ થાય છે તે રાષ્ટ્રભૃત્ હોમ કહેવાય છે, અને अग्निर्भूतानामधिपतिः स मावत्वस्मिन् ઇત્યાદિ મંત્રોથી જે હોમ થાય છે તે અભ્યાતાન હોમ કહેવાય છે. આ હોમો સર્વ કર્મના શેષ છે એવું પૂર્વપક્ષનું માનવું છે. ॥ ૨૫ ॥

સિદ્ધાંત પક્ષઃ- **होमास्तु व्यवतिष्ठेरन्नाहवनीयसंयोगात्** ॥ ૨૬ ॥

**પદાર્થ** :—(तु) 'तु' શબ્દ પૂર્વપક્ષની વ્યાવૃત્તિ સૂચવે છે. (होमाः) ઉપરના સૂત્રના ભાષ્યમાં બતાવેલા હોમો વ્યવસ્થિત છે અર્થાત્ તે વૈદિક કર્મના જ હોમો છે, લૌકિક કર્મના નહિ. (आहवनीय संयोगात्) આહવનીય અગ્નિ સાથે એનો સંબંધ હોવાથી.

**ભાવાર્થ** :—કૃષિ અને વ્યાપાર આદિ કર્મથી સમૃદ્ધિની ઇચ્છાથી જે હોમો કરવામાં આવે છે એનો સંબંધ આહવનીય અગ્નિ સાથે હોતો નથી જ્યારે જય–રાષ્ટ્રભૃત્ અને અભ્યાતાન હોમ આહવનીય અગ્નિમાં જ થાય છે, માટે વૈદિક કર્મથી સમૃદ્ધિ ઇચ્છનારે જ જયાદિહોમો આહવનીય અગ્નિમાં કરવા. ॥ ૨૬ ॥

**शेषश्च समाख्यानात्** ॥ ૨૭ ॥

**પદાર્થ** :—(च) અને (शेषः) અધ્વર્યુકર્તૃક કર્મનો શેષ છે (समाख्यानात्) ઉપરના હોમ રૂપ કર્મની આધ્વર્યવ એવી સમાખ્યા છે.

**ભાવાર્થ** :—જો ઉકત હોમો કૃષિ આદિ કર્મના શેષ હોત તો તેની સંજ્ઞા 'આધ્વર્યવ' એવી ન હોત. કારણ કે અધ્વર્યુ કૃષિ, વ્યાપાર આદિ લૌકિક કર્મ કરતા નથી. યજુર્વેદોકત કર્મ

કરનારનું નામ જ અધ્વર્યુ છે. માટે આધ્વર્યવ એ સમાખ્યાથી પણ સિદ્ધ થાય છે કે ઉકત હોમો વૈદિક કર્મના અંગ છે લૌકિક કૃષિ આદિ કર્મના નહિ. ॥૨૭॥

**વૈદિકાશ્વપ્રતિગ્રહમાં ઇષ્ટિ કરવી જોઇએ એ અધિકરણ સમજાવે છે.**

**પૂર્વપક્ષ दोषात्त्विष्टिर्लौकिके स्यात् शास्त्राद्धि वैदिके न दोषः स्यात् ॥ २८ ॥**

**પદાર્થ** :—( तु ) પૂર્વપક્ષને સૂચિત કરે છે. ( लौकिके ) લૌકિક અશ્વદાનમાં ( दोषात् ) દોષનું શ્રવણ હોવાથી ( इष्टिः ) પ્રાયશ્ચિતરૂપે ઇષ્ટિ ( स्यात् ) કરવી જોઇએ. ( वैदिकेः ) વૈદિક અશ્વદાનમાં ( शास्त्रात् ) અશ્વદાન કરવા માટે શાસ્ત્રનું વિધાન હોવાથી ( दोषः न स्यात् ) દોષ લાગતો નથી.

**ભાવાર્થ** :—આ ઠેકાણે પ્રતિગ્રહ શબ્દનો અર્થ ' દાન ' કરવાનો છે. અશ્વનું દાન ન કરવું જોઇએ, જો કોઇ અશ્વનું દાન કરે તો તેને પાપ લાગે છે અને એ પાપને દૂર કરવા માટે ઇષ્ટિ રૂપ પ્રાયશ્ચિત કરવું જોઇએ. આ અશ્વદાન સ્વેચ્છાપૂર્વક કરવામાં આવે તો પાપ લાગે છે. શાસ્ત્રની આજ્ઞા વગર પોતાની ઇચ્છા પ્રમાણે અશ્વનું દાન કરવું તેનું નામ લૌકિકાશ્વ–પ્રતિગ્રહ એટલે લૌકિકાશ્વદાન છે. પરંતુ જો વૈદિક આજ્ઞા હોય તો અશ્વદાનમાં દોષ નથી. જેમકે वारुण यवमयं चरुम् अश्वो दक्षिणेति આ શાસ્ત્રના વિધાન પ્રમાણે અશ્વનું દાન કરવામાં દોષ નથી માટે પ્રાયશ્ચિતરૂપે જે ઇષ્ટિ કરવાનું વિધાન છે તે લૌકિકાશ્વદાનને માટે છે.

" यावतो ऽश्वान् प्रतिगृह्णीयात् तावतो वारुणान् चतुष्कपालान्निर्वपेत् " જેટલા અશ્વનું દાન કર્યું હોય તેટલા વારુણ ચતુષ્કપાલ પુરોડાશોનો હોમ કરવો આ શાસ્ત્રીય ઇષ્ટિ પ્રાયશ્ચિત રૂપે કહી છે ' स एव एनं वरुणपाशान् मुञ्चति ' પ્રાયશ્ચિતરૂપ યજ્ઞ અશ્વદાતાને જળોદર રોગમાંથી મુકત કરે છે. આથી લૌકિકાશ્વદાનમાં ઇષ્ટિ જરૂર કરવી જોઇએ, વૈદિકાશ્વદાનમાં નહિ. ॥૨૮॥

**સિદ્ધાંત સૂત્ર अर्थवादानुपपातात् तस्माद् यज्ञे प्रतीयेत ॥ २९ ॥**

**પદાર્થ** :—(अर्थवादानुपपातात्) અર્થવાદનું સાદશ્ય હોવાથી ( तस्मात् ) માટે ( यज्ञे ) યજ્ઞ સંબંધી દાનનું અંગ ( प्रतीयेत ) વિહિત છે.

**ભાવાર્થ** :—વૈદિકાશ્વદાનમાં પણ એ ઇષ્ટિ સમજવી. જે અશ્વનું દાન કરે છે તેને જળોદરનો રોગ થાય છે. (वरुणो वा एतं गृह्णाति योऽश्वं प्रतिगृह्णाति ) આ વાકય અર્થવાદ રૂપ છે. જે માણસને જળોદરનો રોગ થયો હોય તેને એ રોગમાંથી મુક્ત કરવામાં જેટલું શ્રેય થાય છે તેટલું શ્રેય અશ્વદાનની ઇષ્ટિ કરવાથી થાય છે. માટે એ ઇષ્ટિ યજ્ઞમાં અશ્વના દાનનું અંગ સમજવું આ કારણથી લૌકિક અને વૈદિક બંને પ્રકારના દાનમાં વારુણ ઇષ્ટિ વિહિત છે એમ સમજવું. ॥ ૨૯ ॥

**જે અશ્વનું દાન કરનાર હોય છે તેણે જ વારુણેષ્ટિ કરવાની હોય છે એ અધિકરણ સમજાવે છે**

**પૂર્વપક્ષ अचोदितं च कर्मभेदात् ॥ ३० ॥**

**પદાર્થ** :—( च ) અને ( कर्मभेदात् ) ददाति અને प्रतिगृह्णाति આ બે ક્રિયા ભિન્ન હોવાથી (अचोदितम्) આ કર્મ પ્રતિગ્રહીતાનું છે કારણ કે प्रतिगृह्णीयात एवे। પ્રકરણમાં પાઠ છે.

**ભાવાર્થ** :—અશ્વનું દાન કરનારને વરુણ-ઇષ્ટિ કરવાની હોય છે કે અશ્વનું દાન લેનારને ? આ સંશયમાં પૂર્વપક્ષનું કથન છે કે અશ્વનું દાન લેનારને જ વારુણી ઇષ્ટિ કરવાની હોય છે કારણ કે यावतोऽश्वान् प्रतिगृह्णीयात् એવો પાઠ છે એટલે પ્રતિગ્રહીતાને જ ઇષ્ટિ કરવાની છે એમ સ્પષ્ટ જણાય છે.

સિદ્ધાંત પક્ષ **सा लिङ्गादार्त्विजे स्यात् ॥ ३१ ॥**

**પદાર્થ** :—(सा) વારુણી ઇષ્ટિ ( आर्त्विजे ) ઋત્વિકને પ્રેરણા કરનાર યજમાનને ( स्यात् ) કરવાની હોય છે ( लिङ्गात् ) 'प्रजापति वरुणायाश्वमनयत्' આ વાકયરૂપ લિંગથી પ્રજાપતિરૂપ યજમાનને પીડા થયાનું શ્રવણ થાય છે.

**ભાવાર્થ** :—વારુણી ઇષ્ટિ ઋત્વિક્ પાસે કર્મ કરાવનાર યજમાને જ કરવાની હોય છે. કારણ કે, प्रजापतिर्वरुणायाश्वमनयत् આ વાકયરૂપ લિંગથી પ્રજાપતિરૂપ યજમાનને અશ્વદાનને લીધે પીડા થયેલી છે એમ સમજાય છે. જેને પ્રત્યવાય લાગ્યો હોય તેને જ પ્રાયશ્ચિત્ત કરવાનું હોય છે. માટે प्रतिगृह्णीयात्નો અર્થ प्रतिग्राहयेत् એવો કરવો. 'જેટલા અશ્વોનું દાન કરે તેટલા વારુણ ચતુષ્કપાલ પુરોડાશનો હોમ કરવો.' આથી સિદ્ધ થાય છે કે અશ્વદાતાએ જ વારુણી ઇષ્ટિ કરવી. ॥ ૩૧ ॥

## વૈદિક પાન વ્યાપદમાં સૌમેન્દ્ર ચરુ-વિધાનનું અધિકરણ

**पानव्यापच्च तद्वत् ॥३२॥**

**પદાર્થ** :—( च ) અને ( पानव्यापद् ) સોમપાન કર્યા પછી જો વમન થાય તો તે સૌમેન્દ્ર ઇષ્ટિનું નિમિત્ત બને છે. ( तद्वत् ) અશ્વદાન જેમ વારુણી ઇષ્ટિનું નિમિત્ત બને છે તેમ.

**ભાવાર્થ** :—"यः सोमं वमति, यः सोमवामी स्यात् तस्मा एतं सौमेन्द्रं श्यामाकं चरुं निर्वपेत्" સોમવામીએ સૌમેન્દ્ર શ્યામાક ચરુનો હોમ કરવો. આ ઇષ્ટ લૌકિક સોમપાન પછી વમન થાય તેની છે કે વૈદિક સોમપાન કર્યા પછી વમન થાય તેની ? આ ઠેકાણે પૂર્વપક્ષ-વાદી એવું માને છે લૌકિકપાન વમન ઇષ્ટિનું નિમિત્ત બને છે, વૈદિક પાનવમન નહિ. જેમ લૌકિક અને વૈદિક અશ્વદાન બંને ઇષ્ટિનું નિમિત્ત બને છે તેમ અહીં પણ લૌકિક સોમપાન વમન જ ઇષ્ટિનું નિમિત્ત બને છે. દ્રષ્ટાંતમાં આટલો વિશેષ છે કે અશ્વદાન ગમે તે હોય તોપણ ઇષ્ટિનું નિમિત્ત બને છે. જયારે સોમવમન માત્ર લૌકિક હોય તો જ ઇષ્ટિનું નિમિત્ત બને છે.

સિ. સૂત્ર. **दोषात्तु वैदिके स्यात् अर्थाद्धि लौकिके न दोषः स्यात् ॥ ३३ ॥**

**પદાર્થ** :—( तु ) પૂર્વપક્ષની નિવૃત્તિ સૂચવે છે. ( वैदिके ) વૈદિક સોમવમનમાં (दोषात्) દોષનું શ્રવણ થવાથી ( स्यात् ) તે જ ઇષ્ટિનું નિમિત્ત બને છે. ( हिं ) કારણ કે ( अर्थात् ) વમનરૂપ કાર્યને માટે જ હોવાથી ( लौकिके ) લૌકિક વમનમાં ( दोषः ) દોષ ( न स्यात् ) લાગતો નથી.

**ભાવાર્થ** :— વૈદિક સોમપાનવમનમાં દોષનું શ્રવણ છે. विवा एष इन्द्रियेण वीर्येण ऋध्यते यः सोमं वमति જે સોમપાન કર્યા પછી વમન કરે છે તેની ચક્ષુ ઇન્દ્રિય નિર્બળ બને છે આ દોષ વૈદિક સોમપાનવમનમાં જ છે લૌકિક સોમપાન તો વમન માટે જ કરવામાં આવે છે ધાતુમાં વિષમતા આવી હોય તો સોમપાનથી વમન કરી ધાતુનું સામ્ય કરવામા આવે છે. આ લૌકિક સોમવમન ધાતુ સામ્યનો ઉપાય હોવાથી તેમાં દોષ નથી, માટે વૈદિક સોમપાન વમનજ સૌમેન્દ્ર ઇષ્ટિનું નિમિત્ત બને છે. ॥ ૩૩ ॥

## સૌમેન્દ્રચરુનું યજમાન પાનવ્યાપદ્-વિષયત્વ-અધિકરણ

પૂર્વપક્ષ. **तत्सर्वत्राविशेषात् ॥ ३४ ॥**

**પદાર્થ** :—( तत् ) તે વમન ( सर्वत्र ) યજમાન અને ઋત્વિજ ગમે તેનું હોય તો પણ ઇષ્ટિનું નિમિત્ત છે. ( अविशेषात् ) કોઇ વિશેષ કારણ ન હોવાથી.

**ભાવાર્થ**:—પૂર્વ સૂત્રમાં સોમપાનથી જે વમન થાય છે તે ઋત્વિજ અને યજમાનને થયું હોય તોપણ તે ઇષ્ટિનું કારણ બને છે. ખાસ યજમાનનું વમન અથવા ખાસ ઋત્વિજોનુંજ વમન હોવામાં કોઇ કારણ જણાતું નથી, માટે ગમે તેનું યજ્ઞમાં સોમપાનને લીધે થયેલું વમન ઇષ્ટિનું કારણ બને છે. ॥ ૩૪ ॥

સિદ્ધાંત સૂત્ર. **स्वामिनो वा तदर्थत्वात् ॥ ३५ ॥**

**પદાર્થ**:—( स्वामिनः ) યજમાનનું વમન જ ઇષ્ટિનું કરણ બને છે. (वा) સિદ્ધાંત સૂચવે છે ( तदर्थत्वात् ) ક્રતુજન્ય ફલ યજમાનને જ મળતું હોવાથી.

**ભાવાર્થ** :—ક્રતુમાં સોમપાનને લીધે થયેલું વમન યજમાનને જ લાગુ પડે છે ઋત્વિજોને નહિ. કારણ કે ક્રતુનું ફળ યજમાનને જ મળે છે, માટે યજમાનનું વમન જ ક્રતુમાં વૈગુણ્ય ઉત્પન્ન કરે છે, આ કારણથી યજમાન જો સોમપાન કરી વમન કરે તો તેણે ઇષ્ટિ કરીને ક્રતુમાં ઉત્પન્ન થયેલા વૈગુણ્યને દૂર કરવું જોઇએ. અને તેને માટે જ સૌમેન્દ્ર ચરુનો નિર્વાપ વિહિત છે.

**लिङ्गदर्शनाच्च ॥ ३६ ॥**

**પદાર્થ** :—(च) અને ( लिङ्गदर्शनात् ) લિંગવાકય પણ તેને માટે જ હોવાથી.

**ભાવાર્થ**—सोमपीथेन व्यृध्यते यः सोमं वमति જે યજમાન સોમપાનથી વમન કરે છે તેના ક્રતુમાં વૈગુણ્ય આવે છે આ વાકયથી સ્પષ્ટ સમજાય છે યજમાન–કર્તૃક વમન જ ઇષ્ટિનું કારણ છે. સોમપાન કરવાથી યજમાનનો જ સંસ્કાર થાય છે. ઋત્વિજોનો નહિ. કારણ કે, ઋત્વિજો તો દક્ષિણા લઇને કર્મ કરાવે છે. ક્રતુના ફળ સાથે એનો કશો સંબંધ નથી, માટે ઋત્વિક્–કર્તૃક સોમપાનથી થતું વમન ઇષ્ટિનું કારણ નથી, પણ યજમાનનું વામન જ ઇષ્ટિનું કારણ છે. ૩૬

## આગ્નેય, અષ્ટાકપાલ ચરુનું દ્વયવદાન માત્રનુ હોતવ્યત્વ–અધિકરણ

પૂર્વપક્ષ. **सर्वप्रदानं हविषस्तदर्थत्वात् ॥ ३७ ॥**

**પદાર્થ**:—( हविषः ) હવિષનું ( सर्वप्रदानम् ) સર્વપ્રદાન કરવું જોઇએ. ( तदर्थत्वात् ) કારણ સંપૂર્ણ પુરોડાશ અગ્નિને માટે જ હોવાથી.

**ભાવાર્થ** :—' आग्नेयोऽष्टाकपालः ' આ વાકયથી વિહિત જે પુરોડાશ છે, તે બધાનું અગ્નિ દેવતાને પ્રદાન કરવું જોઇએ અર્થાત્ એમાંથી થોડોક ભાગ પણ બાકી રાખવો નહીં કારણ કે अग्नये जुष्टं निर्वपामि આ વાકયથી સંપૂર્ણ પુરોડાશનો નિર્વાપ કરવાનું વિધાન છે. વળી જે પુરોડાશ બનાવવામાં આવ્યો છે તે અગ્નિને માટે જ છે બીજાને માટે નહિ માટે સર્વ પ્રદાન કરવું જોઇએ. ॥ ૩૭ ॥

સિદ્ધાંત સૂત્ર **निरवदानात्तु शेषः स्यात् ॥ ३८ ॥**

**પદાર્થ** :—( तु ) સિદ્ધાંત પક્ષનું સૂચન કરે છે. ( निरवदानात् ) निष्कृष्य अवदानम्= निरवदानम् સંપૂર્ણ પુરોડાશમાંથી અંગુષ્ઠ–પર્વ જેટલો ભાગ લઇ હોમ કરવો. આવું વિધાન હોવાથી ( शेषः स्यात् ) પુરોડાશનો અમુક ભાગ શેષ રહેવો જોઇએ.

**ભાવાર્થ** :—द्विर्हविषोऽवद्यति પુરોડાશ રૂપ હવિષમાંથી બે વખત અંગુષ્ઠપર્વ જેટલો ભાગ લઇને હોમવો જોઇએ. આ ઉપરથી સિદ્ધ થાય છે કે બાકીનો પુરોડાશ અન્ય કાર્ય માટે રહેવો જોઇએ. आग्नेयोऽष्टाकपालः એ સમાન્ય વાકય છે અને द्विर्हविषोऽवद्यति આ વિશેષ વાકય છે. વિશેષ વાકયથી સામાન્ય વાકયમાં સંકોચ થવો યોગ્ય છે માટે શેષ રહેવો જ જોઇએ. ॥ ૩૮ ॥

પૂર્વપક્ષ વાદીની શંકા **उपायो वा तदर्थत्वात् ॥ ३९ ॥**

**પદાર્થ** :—( वा ) શંકાને સૂચવે છે ( उपायः ) હવન કરવાનો ઉપાય બતાવે છે.

( तदर्थत्वात् ) અગ્નિને માટે હોવાથી.

**ભાવાર્થ** :—એ વખત અવદાન કરવું. એ તો હવન કરવાનો ઉપાય બતાવે છે. અર્થાત્ સંપૂર્ણ પુરોડાશમાંથી બે બે વાર અંગુષ્ઠપર્વ જેટલો ભાગ લઈને હોમ કરવો. અને એ રીતે સંપૂર્ણ પુરોડાશને હોમી દેવો. એક સામટો આખો ય પુરોડાશ હોમવો નહી. આમાં શેષ રાખવાની વાત જ નથી. વળી સામાન્ય વાક્યમાં સંકોચ કરવાની પણ જરૂર રહેતી નથી. સામાન્ય વાક્ય અને વિશેષ વાક્ય વિરોધી નથી. એક વાક્ય પુરોડાશ અગ્નિને માટે છે એમ બતાવે છે અને બીજું વાક્ય પુરોડાશને કેવી રીતે હોમવો એ બતાવે છે. માટે સંપૂર્ણ પુરોડાશ હોમી દેવો.

સિદ્ધાંતવાદી પોતાનો મત બતાવે છે.

**कृतत्वात् तु कर्मणः सकृत् स्यात् द्रव्यस्य गुणभूतत्वात् ॥ ४० ॥**

**પદાર્થ** :—( तु ) ' तु ' શબ્દ શંકાની નિવૃત્તિ બતાવે છે. ( सकृत् ) એકવાર ( कर्मणः कृतत्वात् ) કર્મ થઇ જવાથી ( स्यात् ) આવૃત્તિ કરવાની જરૂર નથી. ( द्रव्यस्य ) દ્રવ્ય ( गुणभूतत्वात् ) ગૌણ હોવાથી.

**ભાવાર્થ**:—એક વખત હોમ કરવાથી વિધિ ચરિતાર્થ થઇ જાય છે, પછી વારે વારે હોમ કરવાની શી જરૂર છે ? જો કહો કે દ્રવ્ય બાકી રહ્યું છે માટે એને હોમવા ખાતર ફરી અગ્નિમાં નિર્વાપ કરવો. એ પ્રમાણે જ્યાં સુધી દ્રવ્ય સંપૂર્ણ ખૂટી જાય ત્યાં સુધી હોમ કર્યા કરવો. આનો ઉત્તર એ છે કે હોમ એતો ક્રિયા છે અને તે પ્રધાન છે. દ્રવ્ય એ તો ગૌણ વસ્તુ છે, કારણ કે, તે તો હોમ કરવાને ખાતર હોય છે. ગુણભૂત વસ્તુને અનુસરીને પ્રધાનભૂત કર્મ ( હોમ ) ની આવૃત્તિ ન હોવી જોઇએ. ॥ ૪૦ ॥

બીજો સાધક હેતુ બતાવે છે. **शेषदर्शनाच्च ॥ ४१ ॥**

**પદાર્થ** :—( च ) અને ( शेषदर्शनात् ) સ્વિષ્ટકૃત્ હોમને માટે શેષનું વિધાન હોવાથી.

**ભાવાર્થ** :—સ્વિષ્ટકૃત હોમને માટે બાકી રાખવો જોઇએ કારણ કે ' शेषात् स्विष्टकृतेऽवद्यति ' બાકી રહેલામાંથી સ્વિષ્ટકૃત્ને માટે અવદાન કરવું જોઇએ. જો સંપૂર્ણ પુરોડાશ હોમી દેવામાં આવે તો ' શેષમાંથી અવદાન સ્વિષ્ટકૃત માટે કરવું.' એ વિધિ કેવી રીતે ચરિતાર્થ થાય ? આ કારણથી પુરોડાશમાંથી શેષ રાખવો એ આવશ્યક છે. ॥ ૪૧ ॥

બધાં હવ્યોનાં શેષમાંથી સ્વિષ્ટકૃતનું અનુષ્ઠાન કરવું એ અધિકરણ.

પૂર્વપક્ષ **अप्रयोजकत्वादेकस्मात् क्रियेरन् शेषस्य गुणभूतत्वात् ॥ ४२ ॥**

**પદાર્થ** :—( अप्रयोजकत्वात् ) શેષ કાર્ય પ્રત્યે હવિષ અપ્રયોજક હોવાથી (एकस्मात्) એક હવિષ્માંથી અવદાન ( क्रियेरन् ) કરવું ( शेषस्य ) શેષ કાર્ય પ્રત્યે હવિષ (गुणभूतत्वात) ગૌણ છે.

**ભાવાર્થ** :—જેટલાં હવિષ્ ઉપયોગમાં આવ્યાં હોય તે બધાંમાંથી અવદાન કરી સ્વિષ્ટકૃત્ આહુતિ આપવાની જરૂર નથી. પ્રધાન યાગમાં ઉપયુક્ત થયેલા કોઇપણ એક હવિષમાંથી અવદાન કરી સ્વિષ્ટકૃત્ હોમ કરવો જોઇએ. સ્વિષ્ટકૃત એ શેષ કાર્ય છે અને શેષ કાર્યને ઉદ્દેશીને હવિષ ગૌણ અર્થાત્ અંગ તરીકે હોય છે. શેષકાર્ય પ્રત્યે બધાં જ હવિષો અપ્રયોજક હોય છે તેથી કોઇપણ એક હવિષમાંથી અવદાન કરી ' हविषः शेषात् स्विष्टकृतेऽवद्यति इति शास्त्रमेकस्मादवदानेऽपि चरितार्थम् ' ઇતિ સુબોધિની જૈમિનિ સૂત્રવૃત્તિઃ આ ઉપરથી સિદ્ધ થાય છે કે સ્વિષ્ટકૃતને માટે એકમાંથી જ અવદાન કરવું. ॥ ૪૨ ॥

**संस्कृतत्वाच्च ॥ ४३ ॥**

**પદાર્થ** :—( च ) અને ( संस्कृतत्वात् ) એવા પ્રકારના શેષ કાર્યથી પ્રધાન

થઈ જાય છે.

**ભાવાર્થ**:—આ પ્રમાણે શેષ કાર્ય કરવાથી પ્રધાન કર્મ સંસ્કૃત થઇ જાય છે. માટે બીજા હવિષમાંથી અવદાન કરવાની જરૂર રહેતી નથી.

**सर्वेभ्यो वा कारणाविशेषात् संस्कारस्य तदर्थत्वात् ॥ ४४ ॥**

**પદાર્થ** :—( वा ) સિદ્ધાંતપક્ષને સૂચવે છે. ( सर्वेभ्यः ) બધાં હવિષોમાંથી અવદાન કરવું જોઇએ. ( कारणाविशेषात् ) સંસ્કારરૂપ કારણ સર્વ પ્રત્યે સમાન હોવાથી. ( संस्कारस्य ) સંસ્કાર ( तदर्थत्वात् ) હવિષને માટે હોવાથી.

**ભાવાર્થ** :—સ્વિષ્ટકૃત હોમથી હવિષનો સંસ્કાર થાય છે અને સર્વ હવિષોમાં સંસ્કાર કરવાનો હોવાથી બધાં હવિષોમાંથી અવદાન કરવું જોઇએ. હવિષ શેષકાર્ય પ્રત્યે ગૌણ નથી પણ પ્રધાન છે. માટે प्रतिप्रधानमङ्गावृत्ति જેટલાં પ્રધાન હોય તેટલી વાર અંગની આવૃત્તિ કરવી જોઇએ. ॥ ૪૪ ॥

**लिङ्गदर्शनाच्च ॥४५॥**

**પદાર્થ** :—( च ) અને ( लिङ्गदर्शनात् ) લિંગ વાક્યમાં પણ એજ ભાવ હોવાથી.

**ભાવાર્થ** :—' सकृत् सकृत् अवद्यति ' આ લિંગ વાક્યમાં સકૃત્ શબ્દનો બે વાર પ્રયોગ કરી વીપ્સા બતાવી છે. અર્થાત્ એક એક વાર અવદાન કરવું. જો એક હવિષમાંથી અવદાન કરવું હોય તો ' એક એક વાર ' આમ કહેવાની જરૂર નહોતી. આ લિંગવાક્યગત વીપ્સાથી પણ સિદ્ધ થાય છે કે જેટલાં હવિષ પ્રધાન યાગમાંથી બાકી રહ્યાં હોય તે બધામાંથી એક એક વાર અવદાન કરવાં. ॥ ૪૫ ॥

**પ્રાથમિક શેષમાંથી સ્વિષ્ટકૃત આદિનું અનુષ્ઠાન કરવું એ અધિકરણ.**

પૂર્વપક્ષ. **एकस्माच्चेद् यथाकाम्यविशेषात् ॥ ४६ ॥**

**પદાર્થ** :—( चेत् ) જો ( एकस्मात् ) એકજ હવિષમાંથી સ્વિષ્ટકૃત્ હોમ માટે અવદાન કરવાનું હોય તો ( यथाकामी ) પોતાની ઇચ્છા પ્રમાણે અવદાન કરવું ( अविशेषात् ) અમુકમાંથી જ અવદાન કરવામાં કોઇ વિશેષ હેતુ ન હોવાથી.

**ભાવાર્થ**:—સૂત્ર ૪૨ માં જે પૂર્વપક્ષ કરવામાં આવ્યો છે તેજ પ્રમાણે જો અવદાન કરવાનું હોય તો ગમે તે હવિષમાંથી અવદાન કરવું. આગ્નેય, અગ્નિષોમીય અને ઉપાંશુ આ ત્રણ યાગના હવિષમાંથી કોઇ પણ હવિષમાંથી અવદાન કરી શકાય છે. અમુક જ હવિષમાંથી અવદાન કરવામાં કોઇ વિશેષ હેતુ જણાતો નથી. ॥ ૪૬ ॥

સિદ્ધાંત પક્ષનું સૂત્ર **मुख्याद् वा पूर्वकालत्वात् ॥ ४७ ॥**

**પદાર્થ** :—(वा) સિદ્ધાંતપક્ષની સૂચના માટે આવ્યો છે. ( मुख्यात् ) પ્રથમમાંથી અવદાન કરવું. ( पूर्वकालत्वात् ) પ્રથમ ઉપસ્થિતિ થવાથી.

**ભાવાર્થ**:—ત્રણ હવિષ પ્રધાન યાગ કરવામાંથી બાકી રહ્યાં છે તેમાંથી જે મુખ્ય અર્થાત્ પ્રથમ હવિષ હોય તેમાંથી જ અવદાન કરી સ્વિષ્ટકૃત હોમ કરવો. प्रथमातिक्रमे मानाभावात् પ્રથમ હવિષનો ત્યાગ કરી બીજા અથવા ત્રીજા હવિષમાંથી અવદાન કરવા માટે કોઇ પ્રમાણ નથી, માટે પૂર્વપક્ષના સિદ્ધાંત પ્રમાણે અવદાન કરવું હોય તો પ્રથમ હવિષમાંથીજ અવદાન કરવું. દ્વિતીય અથવા તૃતીય હવિષમાંથી નહિ. ॥ ૪૭ ॥

**પુરોડાશના વિભાગ ભક્ષાર્થ છે એ અધિકરણ.**

પૂર્વપક્ષ **भक्षाश्रवणाद् दानशब्दः परिक्रये ॥ ४८ ॥**

**પદાર્થ** :—( भक्षाश्रवणात् ) ભક્ષ શબ્દનું શ્રવણ ન થતું હોવાથી ( दानशब्दः ) દાન

શબ્દ ( परिक्र्ये ) પરિક્રય અર્થાત્ ભૃતિને માટે વપરાયો છે.

**ભાવાર્થ** :—દર્શપૂર્ણમાસમાં ચતુર્ધાકરણમાં આ પ્રમાણે પાઠ છે. इदं ब्रह्मणे । इदं होतुः । इदमध्वर्योः । इदमग्नीध्रः । આ બ્રહ્માને, આ હોતાને, આ અધ્વર્યુને અને અગ્નીધ્રને આપવું. આ પ્રમાણે પુરોડાશના ચાર ભાગ કરીને કહેવામાં આવ્યું છે. આમાં ભક્ષ શબ્દ પ્રયુક્ત થયેલો નથી, તેથી પુરોડાશનો એક એક ભાગ ઋત્વિજોને પરિક્રયને માટે વપરાયો છે. ચોથી વિભક્તિનો જે પ્રયોગ થયો છે તે દાનને સૂચવે છે. અર્થાત્ પુરાડાશ ભક્ષણને માટે ઋત્વિજોને આપવામાં આવતો નથી. ॥ ૪૮ ॥

**तत्संस्तवाच्च ॥ ४९ ॥**

**પદાર્થ** :—( च ) અને ( तत्संस्तवात् ) તેની સ્તુતિ કરવામાં આવી હોવાથી.

**ભાવાર્થ** :—एषा वै दर्शपूर्णमासस्य दक्षिणा इति॥ પુરાડાશના દરેક ભાગને દર્શપૂર્ણમાસની દક્ષિણા તરીકે સ્તુતિ કરવામાં આવી છે. તેથી પણ સિદ્ધ થાય છે કે દક્ષિણા પરિક્રયને માટે હોય છે. ભક્ષણને માટે નહિ. ઋત્વિજોને પુરોડાશનો જે ભાગ આપવામાં આવે છે તે ભક્ષણને માટે નહિ. ॥ ૪૯ ॥

સિદ્ધાંત સૂત્ર. **भक्षार्थो वा द्रव्ये समत्वात् ॥ ५० ॥**

**પદાર્થ** —( वा ) સિદ્ધાંતપક્ષને સૂચવે છે. ( भक्षार्थः ) આ વિભાગ ભક્ષાર્થ એટલે ભક્ષણને માટે હોય છે. કારણ કે ( द्रव्ये ) પુરોડાશ રૂપ દ્રવ્યમાં યજમાન અથવા ઋત્વિજોનું સ્વત્વ ન હોવાથી તે બન્નેને માટે ( समत्वात् ) સમાન હોવાથી.

**ભાવાર્થ** :—જે વસ્તુ પોતાની હોય તેનું દાન થઇ શકે છે. દેવતાને માટે લીધેલું દ્રવ્ય દેવતાને નિવેદિત કર્યા પછી તેમાં યજમાનનું સ્વત્વ રહેતું નથી. આ કારણથી યજમાન તેનું ઋત્વિજોને દાન કરી શકે નહિ.

પુરોડાશના ભાગ લેવામાં ઋત્વિજોમાં કલહ ઉત્પન્ન ન થાય તેટલા માટે યજમાન તેના ચાર ભાગ કરી દરેક ઋત્વિજને એક એક આપે છે અને તે ભક્ષણ કરવા માટે જ છે. આ કારણથી યજમાનકર્તૃક વિભાગ થઇ શકે છે પણ યજમાનકર્તૃક દાન થઇ શકતું નથી. ॥ ૫૦ ॥

**व्यादेशाद् दानसंस्तुतिः ॥ ५१ ॥**

**પદાર્થ** :—( व्यादेशात् ) ચતુર્થી વિભક્તિ સંપ્રદાન અર્થમાં આવે છે એટલા માટે ' આ બ્રહ્માને આપો ' અહીં પણ ચતુર્થી વિભક્તિ પ્રયુક્ત થાય છે તેથી માત્ર એ દાનનું સામ્ય સૂચવે છે ( दान संस्तुतिः ) ચતુર્થીનો નિર્દેશ દાનની સ્તુતિ બતાવે છે.

**ભાવાર્થ** :—ચતુર્થી વિભક્તિ જેમ સંપ્રદાન અર્થમાં આવે છે, તેમ દાન ન આપવું હોય અને કેવળ અમથું આપવું હોય તો પણ જેને આપવું હોય તેના વાચક શબ્દને ચતુર્થી વિભક્તિ લાગે છે. માટે ચતુર્થી વિભક્તિ જોઇને દાનની કલ્પના કરી શકાય નહિ. પુરોડાશના ભાગને જે દક્ષિણા કહી છે એ તો કેવળ દાનની સ્તુતિને જ જણાવે છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે પુરોડાશના ભાગ ભક્ષણને માટે જ છે. ॥ ૫૧ ॥

**इति मीमांसागुर्जरभाष्ये तृतीयाध्यायस्य चतुर्थः पादः ।**



## अथ तृतीयाध्यायस्य पञ्चमः पादः ।

### ધ્રુવાજ્ય-આદિથી સ્વિષ્ટકૃદ્ આદિ શેષનું અનનુષ્ઠાન-અધિકરણ.

પૂર્વપક્ષ. **आज्याच्च सर्वसंयोगात् ॥ १ ॥**

**પદાર્થ** :—( आज्यात् ) ઉપાંશુયાજ કર્યા પછી ધ્રુવા નામક પાત્રમાં રહેલા આજ્યમાંથી ( च ) પણ સ્વિષ્ટકૃત માટે અવદાન કરવું જોઇએ ( सर्वसंयोगात् ) સર્વ હવિષોની અંદર ધ્રુવાજ્યનો પણ સંબંધ હોવાથી.

**ભાવાર્થ** :—સ્વિષ્ટકૃત માટે અવદાન બધાં હવિષોમાંથી કરવાનું હોય છે ધ્રુવાજ્ય પણ સર્વની અંદર આવી જ જાય છે માટે ઉપાંશુ યાગના શેષભૂત ધ્રુવાજ્યમાંથી પણ અવદાન કરવું જોઇએ. ॥ ૧ ॥

**कारणाच्च ॥ २ ॥**

**પદાર્થ**:—( च ) અને ( कारणात् ) સ્વિષ્ટકૃત્‌નું અનુષ્ઠાન સર્વ શેષ હવિઓના સંસ્કાર માટે હોવાથી.

**ભાવાર્થ** :—સ્વિષ્ટકૃતનું અનુષ્ઠાન સર્વ હવિઃશેષોમાંથી કરવાનું હોય છે અને તે હવિઃ શેષોના સંસ્કાર માટે હોય છે, માટે ઉપાંશુ યાગનો શેષ પણ સંસ્કરણીય હોવાથી તેમાંથી પણ સ્વિષ્ટકૃત્ માટે અવદાન કરવું જોઇએ. ॥ ૨ ॥

**एकस्मिन् समवत्तशब्दात् ॥ ३ ॥**

**પદાર્થ** :—( एकस्मिन् ) પ્રાયણીય ઇષ્ટિના એક આદિત્ય રૂપ ચરુ હવિષ્‌માં ( समवत्त-शब्दात् ) સમવત્ત શબ્દનો પ્રયોગ કરવાથી.

**ભાવાર્થ** :—એક જ હવિષમાંથી અવદાન કરવું હોય તો अवद्यति શબ્દનો પ્રયોગ હોય છે અને અનેકમાંથી અવદાન કરવું હોય તો समवद्यति શબ્દનો પ્રયોગ થાય છે. પ્રાયણીય ઇષ્ટિમાં જો એક જ હવિષમાંથી અવદાન કરવાનું હોત તો તેમાં अग्नये स्विष्टकृते समवद्यति આવો પ્રયોગ ન હોત પણ માત્ર अवद्यति જ પ્રયોગ હોત. પણ समवद्यति ક્રિયાપદના પ્રયોગનું શ્રવણ થાય છે માટે ધ્રુવાજ્યમાંથી અવદાન કરવું એ સિદ્ધ થાય છે. ॥ ૩ ॥

**आज्ये च दर्शनात् स्विष्टकृदर्थवादस्य ॥ ४ ॥**

**પદાર્થ** :—( च ) અને ( आज्ये ) ધ્રુવાજ્યમાં ( स्विष्टकृदर्थवादस्य ) સ્વિષ્ટકૃતને માટે અર્થવાદનું ( दर्शनात् ) દર્શન થતું હોવાથી.

**ભાવાર્થ** :—ધ્રુવાજ્યમાંથી અવદાન કરવા માટે અર્થવાદનું પણ શ્રવણ થાય છે. " अवदाय अवदाय ध्रुवां प्रत्यभिधारयति स्विष्टकृते अवदाय न ध्रुवां प्रत्यभिधारयति नहि ततः परामाहुतिं यक्ष्यन् भवति " આ અર્થવાદથી એમ જણાય છે કે, સ્વિષ્ટકૃત્ માટે અવદાન કર્યા પહેલાં ધ્રુવામાં પ્રત્યભિધારણ સ્વિષ્ટકૃતને માટે કરવાં જોઇએ માટે ધ્રુવાજ્યમાંથી અવદાન કરવું જોઇએ. ॥ ૪ ॥

સિદ્ધાંત સૂત્ર. **अशेषत्वात् तु नैवं स्यात् सर्वदानादशेषता ॥ ५ ॥**

**પદાર્થ** :—' तु ' શબ્દ પૂર્વપક્ષનું નિરાકરણ સૂચવે છે. ( नैवं स्यात् ) ઉપાંશુ યાગ-શેષનું અવદાન ન થાય. ( अशेषत्वात् ) ઉપાંશુ યાગના શેષનો અભાવ હોય છે. ( सर्वदानात् ) સર્વનો હવન થઇ જવાથી ( अशेषता ) અશેષતા સિદ્ધ છે.

**ભાવાર્થ** :—ઉપાંશુ યાગ શેષમાંથી અવદાન કરી સ્વિષ્ટકૃત્ હોમ થઇ શકશે નહિ, કારણ કે, चतुरवत्तं जुहोति આ વાકયથી ચાર વખત અવદાન કરી સર્વ આજ્ય હોમી દેવામાં આવે છે,

પછી જ્યારે શેષ જ નથી રહેતો તો અવદાન શામાંથી કરવું? માટે ઉપાંશુ યાગશેષ ન હોવાથી તેમાંથી અવદાન અને સ્વિષ્ટકૃત્ હોમ થતાં નથી. ધ્રુવા પાત્રમાં જે આજ્ય હોય છે તે તો બીજા યાગને માટે હોય છે, ઉપાંશુ યાગનો શેષ તે નથી. ॥ ૫ ॥

**साधारण्यान्न ध्रुवायां स्यात् ॥ ६ ॥**

**પદાર્થ**:—(साधारण्यात्) ધ્રુવાપાત્રમાં રહેલું આજ્ય સર્વયાગને માટે હોવાથી (ध्रुवायाम्) ધ્રુવાસ્થ આજ્ય (न स्यात्) વિષ્ણુદેવતાક નથી.

**ભાવાર્થ**:—" सर्वस्मै वा एतद् यज्ञाय गृह्यते यद् ध्रुवायामाज्यम् " આ વાક્યથી સમજી શકાય છે કે ધ્રુવા પાત્રમાં રહેલું આજ્ય સર્વને માટે હોવાથી તે ઉપાંશુ યાગનો શેષ નથી માટે તે વિષ્ણુદેવતાક જ આજ્ય છે એમ કહી શકાય નહિ આ કારણથી તેમાંથી અવદાન કરી સ્વિષ્ટકૃત્ હોમ કરી શકાય નહિ. હવિઃશેષ જ જ્યારે નથી તો પછી સ્વિષ્ટકૃત્ હોમથી સંસ્કારની પણ જરૂર રહેતી નથી. ॥ ૬ ॥

**अवत्तत्वाच्च जुह्वां तस्य च होमसंयोगात् ॥ ७ ॥**

**પદાર્થ** :—(च) અને (जुह्वाम्) જુહૂમાં જેટલું આજ્ય છે તે હવનને માટે અવદાન કરેલું હોવાથી (तस्य) તેનો (होमसंयोगात्) હોમની સાથે જ સંબંધ છે.

**ભાવાર્થ** :—દેવતાના ઉદ્દેશથી જુહૂમાં અવદાન કરેલું આજ્ય चतुरवत्तं जुहोति એ વાક્યથી તેનો હોમની સાથે જ સંબંધ છે માટે ઉપાંશુયાગનો શેષ રહેતો નથી. ॥ ૭ ॥

પૂર્વપક્ષ તરફથી શંકા બતાવે છે. **चमसवदिति चेत् ॥ ८ ॥**

**પદાર્થ**:—(चेत्) જો (चमसवत् इति) જેમ ચમસમાં રહેલા દ્રવ્યથી:અગ્નિને ઉદ્દેશીને હોમ થાય છે તેમ વિષ્ણુદેવતાદિક જૂહૂસ્થ આજ્યથી સ્વિષ્ટકૃત્ હોમ કરવામાં આવે તો ? ઉત્તર આગળના સૂત્રમાં

**ભાવાર્થ**:—'ऐन्द्रवायवं गृह्णाति' આ વાક્યથી ચમસાદિમાં એક દેવતાના ઉદ્દેશથી ગ્રહણ કરવા છતાં જેમ ચમસસ્થ દ્રવ્યથી અગ્નિને ઉદ્દેશી હોમ થાય છે તેમ વિષ્ણુ આદિને માટે અવત્ત કરેલા જુહૂસ્થ ઘૃતથી સ્વિષ્ટકૃત્ હોમ કરવામાં શો વાંધો ? આનો ઉત્તર આગળના સૂત્રમાં આપવામાં આવે છે. ॥ ૮ ॥

**न चोदनाविरोधात् हविष्प्रकल्पनत्वाच्च ॥ ९ ॥**

**પદાર્થ**—(न) ચમસનું દૃષ્ટાન્ત ઠીક નથી (चोदनाविरोधात्) વિધિ વાક્યમાં વિરોધ-આવતો હોવાથી. (च) અને (हविष्प्रकल्पनत्वात्) હવિષનું કેવળ પ્રકલ્પન જ છે.

**ભાવાર્થ**:—ऐन्द्रवायवं गृह्णाति આ વાક્યથી માત્ર ચમસમાં હવિષ લેવામાં આવે છે. પણ એનો અર્થ એ કદાપિ થતો નથી કે બધું દ્રવ્ય હોમની સાથે સંબંધ રાખે છે. अल्पं जुहोति આ વાક્યથી શેષ હોવાનું સિદ્ધ થાય છે. જ્યારે દાર્ષ્ટાન્તમાં चतुरवत्तं जुहोति એ વાક્યથી ચાર વખત અવદાન કરેલું આજ્ય બધું જ હોમની સાથે સંબંધ રાખે છે અને બધું હોમી દેવામાં આવે છે માટે શેષ રહેતું નથી. ચમસ્થદ્રવ્ય તો થોડું હોમી બાકી શેષ રાખવામાં આવે છે અને એનો વિધિ પણ સ્પષ્ટ છે. ઉપાંશુ યાજમાં જો થોડું હોમી શેષ રાખવામાં આવે તો चतुरवत्तं जुहोति આ વિધિ સાથે સ્પષ્ટ વિરોધ આવે છે. માટે દૃષ્ટાંત બરાબર નથી અને તેથી ઉપાંશુ-યાજમાં શેષ ન હોવાથી સ્વિષ્ટકૃતને માટે અવદાન થઇ શકતું નથી એ સ્પષ્ટ થાય છે. ॥ ૯ ॥

**उत्पन्नाधिकारात् सति सर्ववचनम् ॥ १० ॥**

**પદાર્થ** :— (सति) શેષ હોય તો (सर्ववचनम्) સર્વ શબ્દનો પ્રયોગ ત્યાં ચરિતાર્થ

થાય છે, કારણ કે ( उत्पन्नाधिकारात् ) શેષનો અધિકાર કરીને સર્વ શબ્દનો પ્રયોગ થયો છે.

**ભાવાર્થ:**— ' सर्वेषां हविषां स्विष्टकृत् अवद्यति ' આ ઠેકાણે જે સર્વ શબ્દનો પ્રયોગ થયો છે તે શેષવત્ હવિષને ઉદ્દેશીને થયો છે. જે હવિષનો શેષ જ નથી તેને સર્વશબ્દ સાથે સંબંધ જ નથી. ઉપાંશુયાગમાં શેષ રહેતો નથી માટે તે યાગનું હવિષ સર્વની ગણત્રીમાં આવી શકે નહિ.

## जातिविशेषात्परम् ॥ ११ ॥

**પદાર્થ:**— ( परम् ) પ્રાયણીય નામક ઇષ્ટિમાં આદિત્ય ચરુ સમીપ જે समवद्यति શબ્દનો પ્રયોગ કર્યો છે તે ( जातिविशेषात् ) જાતિ વિશેષનો અધિકાર કરીને કરવામાં આવ્યો છે.

**ભાવાર્થ:**— પ્રકૃતિ યાગમાં અનેક હવિષોની પ્રધાન આહુતિ આપ્યા પછી સ્વિષ્ટકૃત હોમથી સંસ્કરણીય છે. એને માટે समवद्यति શબ્દનો પ્રયોગ કર્યો છે. પ્રકૃતિમાં પ્રયુક્ત ક્રિયાનો વિકૃતિમાં અતિદેશ કર્યો છે. એ પ્રયોગ ધ્રૌવ આજ્યથી સ્વિષ્ટકૃત્ હોમ કરવો એવું કશું સિદ્ધ થતું નથી. ओदनजातिमाज्यजातिं चापेक्ष्य प्रकृतिस्थशब्देन अनुवादः । प्रकृतौ प्रयुक्तशद्ब एवात्र प्रयुक्त इति भाव: ઓદન જાતિ અને આજ્ય જાતિની અપેક્ષા કરી પ્રકૃતિ યાગસ્થ શબ્દથી માત્ર પ્રાયણીય રૂપ વિકૃતિ યાગમાં અનુવાદ કરવામાં આવ્યો છે. પ્રાયણીય ઇષ્ટિ દર્શપૂર્ણમાસ યાગની વિકૃતિ છે અને દર્શપૂર્ણમાસ યાગ એ એની પ્રકૃતિ છે. ॥ ૧૧ ॥

## अन्त्यमरेकार्थे ॥ १२ ॥

**પદાર્થ:**—( अन्त्यम् ) છેલ્લો જે અર્થવાદ બતાવ્યો છે તે તો ( अरेकार्थे ) ધ્રુવા પાત્રને ખાલી ન રાખવા માટે.

**ભાવાર્થ:**—સ્વિષ્ટકૃતના ઉપસ્તરણથી માંડી અભિધારણ પર્યંત ધ્રુવાજ્યનું કાર્ય હોય છે. હવે જો ધ્રુવામાં પ્રત્યભિધારણ ન કરે તો ધ્રુવાપાત્ર આજ્યહીન થઇ જાય અને આજ્યહીનથી ઉત્તર કાર્ય થઇ શકે નહિ. સ્વિષ્ટકૃતના અવદાન પછી ઉત્તર કાર્ય નથી માટે પૂરણ કરવું નહિ એ અર્થવાદનું તાત્પર્ય છે. अवदाय अवदाय ध्रुवां प्रत्यभिधारयति स्विष्टकृते अवदाय न ध्रुवां प्रत्यभिधारयति । न हि ततः परामाहुतिं यक्ष्यन् भवति આ અર્થવાદ છે. માટે જ્યાં સુધી સ્વિષ્ટકૃત આહુતિ ન આપી હોય ત્યાં સુધી ધ્રુવાનું પ્રત્યભિધારણ કરવું જોઇએ એ પાત્રને ખાલી ન રાખવું. આ ઉપરથી કંઇ ઉપાંશુયાગના શેષની સિદ્ધિ થતી નથી. સંપૂર્ણ અધિકરણનો ભાવાર્થ એ નીકળ્યો કે ઉપાંશુયાગ કર્યા પછી ધ્રૌવ આજ્યમાંથી સ્વિષ્ટકૃત્ આદિ કર્મ કરવાનું રહેતું નથી.

### સાકંપ્રસ્થાયીયમાં સ્વિષ્ટકૃતનું અનુષ્ઠાન નથી એ અધિકરણ

## साकंप्रस्थायीये स्विष्टकृदिडं च तद्वत् ॥ १३ ॥

**પદાર્થ:**—( साकंप्रस्थायीये ) સાકંપ્રસ્થાયીય યાગમાં ( च ) પણ ( स्विष्टकृदिडम् ) સ્વિષ્ટકૃત તથા ઇડાવદાનનો ( तद्वत् ) ઉપાંશુયાગ પેઠે શેષ ન હોવાથી લોપ છે.

**ભાવાર્થ:**—साकंप्रस्थायीयेन यजेत पशुकामः જેને પશુની કામના હોય તેણે સાકંપ્રાસ્થાયીય નામક યાગ કરવો. એ યાગ દર્શપૂર્ણમાસની વિકૃતિરૂપ યાગ છે. એ યાગમાં દૂધ અને દહીંની કુંભીઓથી હોમ કરવામાં આવે છે, अमी वे सुचौ प्रदाय सह कुम्भीभिरभिक्राम जुहोति અગ્નીધ નામક ઋત્વિજે સ્રુચ આપી દઇને કુંભી સાથે અભિક્રમણ કરી હોમ કરવો. ચારે કુંભીમાં જે સાંનાય્ય હવિ એટલે દૂધ અને દહીં રૂપ હવિ હોય તે કુંભીદ્વારા જ બધું હોમી દેવું આ કથનથી બધું હવિષ હોમાઈ જાય છે. કશું પણ શેષ રહેતું નથી. માત્ર ચાર કુંભીઓ (ચાર કુલડીઓ)જ શેષ રહે છે. શેષ ન રહેવાથી સ્વિષ્ટકૃત આહુતિ પણ એ યાગમાં હોતી નથી એ સિદ્ધ થાય છે. માટે ઉપાંશુ યાગ પેઠે સાકંપ્રસ્થાયીય યાગમાં પણ સ્વિષ્ટકૃત આહુતિ નથી. ॥ ૧૩ ॥

સૌત્રામણીમાં શેષ કાર્યનું અનનુષ્ટાન છે એ અધિકરણ સમજાવે છે.

**सौत्रामण्यां च ग्रहेषु ॥ १४ ॥**

**પદાર્થ** :—( च ) અને ( सौत्रामण्याम् ) સૌત્રામણી યાગમાં ( ग्रहेषु ) પયોગ્રહમાં શેષ કાર્ય નથી.

**ભાવાર્થ** :—सौत्रामण्यामुत्तरेऽग्नौ पयोग्रहाञ् जुहोति ઇત્યાદિ વાક્યોથી સ્પષ્ટ સમજાય છે કે સંપૂર્ણ પયોગ્રહ–આદિનો હોમની સાથે સંબંધ છે. માટે સ્વિષ્ટકૃત અને ઇડા આદિ શેષ કાર્ય હોતા નથી. ॥ ૧૪ ॥

**तद्वच्च शेषवचनम् ॥ १५ ॥**

**પદાર્થ** :—(च) અને ( तद्वत् ) તેની પેઠે ( शेषवचनम् ) શેષવચન પણ છે.

**ભાવાર્થ**:–उच्छिनष्टि न सर्वं जुहोति. બાકી રાખવું બધું હોમવું નહિ. આ નિષેધ–વચન કુંભીથી કરવામાં આવતા હોમની પેઠે સર્વનો હોમ કરવામાં આવે તો જ સાર્થક થઇ શકે. અને જે શેષ ભાગ રાખવામાં આવે છે તે સ્વિષ્ટકૃત માટે નહિ પણ ब्राह्मणं परिक्रीणीयात् उच्छेषणस्य पातारम् ' કોઇ બ્રાહ્મણને દક્ષિણા આપી એ શેષ ભાગ પાઇ દેવો જોઇએ. અને જો કોઇ બ્રાહ્મણ ન પીએ તો રાફડામાં નાખી દેવો. શેષ ભાગનો આવી રીતે ઉપયોગ થતો હોવાથી સ્પષ્ટ થાય છે કે પયોગ્રહ આદિમાં રહેલા શેષ ભાગથી સ્વિષ્ટકૃત આહુતિ આપવી નહિ. સૌત્રામણી યાગમાં સુરાગ્રહોથી પણ હોમ કરવાનું કેટલાક જણાવે છે. પણ વૈદિક ધર્મમાં સુરાપાન વિહિત નથી. ॥ ૧૫ ॥

સર્વપૃષ્ઠ ઇષ્ટિમાં સ્વિષ્ટકૃત્ આદિનું એકજ વખત અનુષ્ઠાન છે એ અધિકરણ.

પૂર્વપક્ષ. **द्रव्यैकत्वे कर्मभेदात् प्रतिकर्म क्रियेरन् ॥ १६ ॥**

**પદાર્થ** :—( द्रव्यैकत्वे ) દ્રવ્ય એક હોવા છતાં ( कर्मभेदात् ) પ્રધાન યાગ જુદા જુદા હોવાથી ( प्रतिकर्म ) હરેક પ્રધાન કર્મદીઠ સ્વિષ્ટકૃત માટે અવદાન કરવું જોઇએ.

**ભાવાર્થ** :—य इन्द्रियकामः स्यात् तमेतया सर्वपृष्ठ्या याजयेत् આ સૂત્રથી વિહિત ઇષ્ટિમાં છ ઇન્દ્રયાગો આ પ્રમાણે છે. इन्द्राय राथंतराय, इन्द्राय बार्हताय, इन्द्राय वैराजाय, इन्द्राय शाकराय, इन्द्राय रैवताय. આ બધામાં ઇન્દ્ર એક હોવા છતાં રથંતર સામ આદિના ભેદથી ભિન્ન ભિન્ન ગણાય છે. એ બધાને માટે એક પુરોડાશ હોય છે. અને તેમાંથી અલગ અલગ અવદાન કરી ઉક્ત છ દેવતાઓને ક્રમથી આહુતિ અપાય છે માટે સ્વિષ્ટકૃત ઇડાદિ કર્મ પણ છ વખત જ કરવું જોઇએ. ॥૧૬॥

સિદ્ધાંતપક્ષ. **अविभागात् तु शेषस्य सर्वान् प्रत्यविशिष्टत्वात् ॥ १७ ॥**

**પદાર્થ** :—( अविभागात् ) પુરોડાશ રૂપ દ્રવ્ય એક જ હોવાથી ( तु ) સિદ્ધાંત પક્ષ સૂચવે છે. ( सर्वान् प्रति ) સર્વ દેવતા પ્રત્યે ( अविशिष्टत्वात् ) એક જ સ્વિષ્ટકૃત આહુતિ આપવી.

**ભાવાર્થ** :—ઇંદ્ર રૂપ દેવતા એક જ છે. માત્ર સામ આદિના સંબંધને લીધે જ તે છ દેવતા ગણાય છે એટલે દેવતાઓમાં વાસ્તવિક ભેદ જ નથી, વળી દ્રવ્ય પણ પુરોડાશ રૂપ એક જ છે માટે સ્વિષ્ટકૃત ઇડાદિ કર્મ પણ એક જ વખત કરવું છ વખત નહિ. ॥ ૧૭ ॥

ઐન્દ્રવાયવગ્રહમાં બે વખત શેષભક્ષણ–અધિકરણ.

**ऐन्द्रवायवे तु वचनात् प्रतिकर्म भक्षः स्यात् ॥ १८ ॥**

**પદાર્થ** :—( तु ) પૂર્વ અધિકરણ કરતાં આ અધિકરણની વિલક્ષણતા સૂચવે છે. ( ऐन्द्रवायवे ) ઇન્દ્ર અને વાયુ દેવતાવાળા ગ્રહ અર્થાત્ પાત્રમાંથી ( वचनात् ) ખાસ વચન

હોવાથી ( प्रतिकर्म ) દરેક કર્મે ( भक्षः स्यात् ) ભક્ષણ છે.

**ભાવાર્થ** :—જ્યોતિષ્ટોમમાં ઐન્દ્રવાયવ ગ્રહમાંથી હોમ કર્યાબાદ સોમરૂપ એક જ દ્રવ્ય બાકી રહે છે છતાં द्विःऐन्द्रवायव भक्षयति આ વાકયથી પ્રતિકર્મ સોમરસનું ભક્ષણ સિદ્ધ થાય છે. અર્થાત્ બે વખત કર્મ થાય છે માટે સોમ રસનું પણ બે વખત ભક્ષણ કરવું જોઇએ. વાકય હોવાથી દ્રવ્યની એકતા એક જ વખતના ભક્ષણનું પ્રયોજક નથી. ॥ ૧૮ ॥

## સોમમાં શેષભક્ષાસ્તિત્વ-અધિકરણ.

પૂર્વપક્ષ. **सोमे अवचनाद् भक्षो न विद्यते ॥ १९ ॥**

**પદાર્થ** :—( सोमे ) સોમમાં ( अवचनाद् ) વિધાન ન હોવાથી ( भक्षः ) ભક્ષણ ( न विद्यते ) નથી.

**ભાવાર્થ** :—જ્યોતિષ્ટોમ યાગમાં સોમનું ભક્ષણ નથી, કારણ કે એનું વિધાન બતાવનાર કોઇ વાકય નથી, માટે હોતવ્ય સોમનો શેષ અભક્ષ્ય છે. ॥ ૧૯ ॥

સિદ્ધાંત સૂત્ર. **स्याद्वाऽन्यार्थदर्शनात् ॥ २० ॥**

**પદાર્થ** :—( वा ) અથવા ( स्यात् ) ભક્ષણ કરવું જોઇએ. ( अन्यार्थ दर्शनात् ) ભક્ષણના અંગભૂત ભ્રમણનું વિધાન છે.

**ભાવાર્થ** :—આશ્વિનગ્રહભક્ષનો અનુવાદ કરીને सर्वतः परिहारमाश्विनमिति भ्रमणं विधीयते । આ વાકયથી ભક્ષણના અંગભૂત ભ્રમણનું વિધાન છે. જો સોમ ભક્ષણ ન હોય તો તેને લઇ ચારે તરફ ભ્રમણનું વિધાન નકામું થઇ પડે. માટે સોમયાગમાં હુતશેષ સોમનું ભક્ષણ વિહિત છે. ॥ ૨૦ ॥

**वचनानि तु अपूर्वत्वात् तस्माद् यथोपदेशं स्युः ॥ २१ ॥**

**પદાર્થ**:— ( तु ) પૂર્વપક્ષની નિવૃત્તિને માટે છે. ( वचनानि ) सर्वतः परिहार આદિ વચનો ભ્રમણ-વિશિષ્ટ ભક્ષણનાં વિધાયક છે. ( अपूर्वत्वात् ) અપ્રાપ્ત હોવાથી ( तस्मात् ) માટે ( यथोपदेशं स्युः ) ઉકત વાકયોને આધારે સોમશેષનું ભક્ષણ હોવું જોઇએ.

**ભાવાર્થ**:— ' आश्विन भक्षयति ' ' द्विरैन्द्रवायवस्य भक्षयन्ति सदसि भक्षयन्ति ' આ બધાં વાકયો અપૂર્વ અર્થને પ્રતિપાદિત કરે છે. માટે અપ્રાપ્ત ભક્ષણનું વિધાન છે તેથી સોમ યાગમાં હુત શેષ સોમનું ભક્ષણ છે. ॥ ૨૧ ॥

## ચમસીઓનું શેષ ભક્ષણ-અધિકરણ

**चमसेषु समाख्यानात् संयोगस्य तन्निमित्तत्वात् ॥ २२ ॥**

**પદાર્થ** :—( चमसेषु ) ચમસોમાં ( समाख्यानात् ) યૌગિક શબ્દરૂપ સમાખ્યા હોવાથી ( संयोगस्य ) સંજ્ઞા અને સંજ્ઞીનો સંબંધ ( तन्निमित्तत्वात ) ભક્ષણનું જ નિમિત્ત હોવાથી.

ભાવાર્થ ;—જ્યોતિષ્ટોમ યાગમાં होतृचमस આદિ દશ સંજ્ઞાઓ છે. તેમાં જેનો ચમસ હોય છે તેને સોમનું ભક્ષણ નથી. આવો પૂર્વપક્ષ કેટલાક લોકો કરે છે તેના ઉત્તર રૂપે આ સૂત્ર છે. ચમસીઓને સોમભક્ષણ છે. કારણ કે હોતૃચમસનો એવો અર્થ થાય છે કે હોતાએ સોમનું ભક્ષણ કરવું જોઇએ. होत्रा अनेन पात्रेण चम्यते भक्ष्यते इति होतृचमसः આ પ્રમાણે સંજ્ઞા અને સંજ્ઞીનો સંબંધ સોમરસના ભક્ષણને અવશ્ય સૂચવે છે. चमस=સોમરસ પીવાનું પાત્ર જો ભક્ષણ વિહિત ન હોય તો ઉપરનો યોગાર્થ સંભવી શકે નહિ. ॥ ૨૨ ॥

**तस्माच्चाब्राह्मणस्य सोमं प्रतिषेधति ॥ २३ ॥**

**પદાર્થ** ;—( च ) અને ( तस्मात् ) સમાખ્યા શબ્દથી ભક્ષણ સિધ્ધ થતું હોવાથી

अब्राह्मणस्य બ્રાહ્મણેતર ક્ષત્રિય આદિને ( सोमम् ) સોમભક્ષણનો ( प्रतिषेधति ) પ્રતિષેધ કરવામાં આવે છે,

ભાવાર્થ :—' यजमान चमसः ' આ સમાખ્યાથી યજમાનને પણ ચમસ-ભક્ષણ પ્રાપ્ત થાય છે. પણ જો યજમાન અબ્રાહ્મણ અર્થાત્ ક્ષત્રિય કે વૈશ્ય હોય અને જો તે સોમરસનું ભક્ષણ કરવા ઇચ્છે તો, यदि स सोमं बिभक्षयिषेत् न्यग्रोधस्तिमिनीराहृत्य ताः सम्पिष्य दधन्युपमृज्य तमस्मै भक्षं प्रयच्छेत्। વડલાની સ્તિમિનીઓ લાવી તેને વાટી દહીમાં ભક્ષ તરીકે બ્રાહ્મણેતર યજમાનને આપવી પણ न सोमम् સોમરસ ભક્ષ તરીકે અબ્રાહ્મણ યજમાનને આપવો નહિ. આ નિષેધની સંગતિ પણ ત્યારેજ થઇ શકે જો સોમરસ ભક્ષ તરીકે સામાન્યરૂપે વિહિત હોય. પ્રાપ્તિપૂર્વકજ નિષેધ હોય છે. માટે જ્યોતિષ્ટોમ યાગમાં હોતા આદિની સોમભક્ષણ વિહિત્ છે. ॥ ૨૩ ॥

## ઉદ્‌ગાતૃઓનું સુબ્રહ્મણ્ય સાથે સોમભક્ષણાધિકરણ.

પૂર્વપક્ષ. **उद्गातृचमसमेकः श्रुतिसंयोगात् ॥ २४ ॥**

**પદાર્થ** :—( उद्गातृचमसम् ) ઉદ્‌ગાતાના ચમસને ( एकः ) ઉદ્‌ગાતા જ ભક્ષણ કરે ( श्रुतिसंयोगात् ) ઉદ્‌ગાતૃ શબ્દનો ઉદ્‌ગાતારૂપ એક જ વ્યક્તિની સાથે સંબંધ હોવાથી.

**ભાવાર્થ** :—જ્યોતિષ્ટોમ યાગમાં. " प्रैतु होतुश्चमसः प्रब्रह्मणः प्रोद्गातॄणामिति " આ મંત્રમાં ઉદ્‌ગાતાનો જ ચમસ ભક્ષણીય તરીકે છે એ સૂચિત થાય છે. પણ ચમસગત સોમનું પાન એક ઉદ્‌ગાતા જ કરે કે, અનેક ઋત્વિજો ? આનો ઉત્તર એ છે કે ઉદ્‌ગાતા શબ્દ એક જ વ્યકિતનો વાચક છે એવું રૂઢિથી સિદ્ધ થાય છે માટે એક જ ઉદ્‌ગાતા સોમભક્ષ કરે. મંત્રમાં ઉદ્‌ગાતા શબ્દનું જે બહુ વચન વાપર્યું છે તે તો ભિન્ન ભિન્ન પ્રયોગ વખતે ઉદ્‌ગાતા પણ આવૃત્તિ પામે છે, આ કારણને લીધે પ્રયોગ ભેદથી ઉદ્‌ગાતૃ શબ્દને બહુ વચનમાં પ્રયુક્ત કર્યો છે. અનેક ઉદ્‌ગાતાઓને અથવા અન્ય ઋત્વિજોને સોમભક્ષ વિહિત નથી પણ રૂઢિસિદ્ધ એક જ ઉદ્‌ગાતાને સોમભક્ષણ વિહિત છે. ઇતિ એક પૂર્વપક્ષ ॥ ૨૪ ॥

બીજો પૂર્વપક્ષ. **सर्वे वा सर्वसंयोगात् ॥ २५ ॥**

**પદાર્થ**:—( वा ) અથવા ( सर्वे ) બધા ( सर्वसंयोगात् ) બધા સાથે અન્વયયોગ્ય બહુ-વચનનો સંબંધ હોવાથી

**ભાવાર્થ** :—સોળ ઋત્વિજો હોય છે. એ બધા જ ઋત્વિજોને સોમભક્ષણ વિહિત છે કારણ કે બહુવચનનો પ્રયોગ એ સોળેને ઉદ્દેશીને જ થયેલો છે. આ રીતે બીજો પક્ષ પણ ઉપસ્થિત થાય છે.

ત્રીજો પૂર્વપક્ષ. **स्तोत्रकारिणो वा तत्संयोगात् बहुत्वश्रुतेः ॥ २६ ॥**

**પદાર્થ** :—(वा) અથવા ( स्तोत्रकारिणः ) સ્તોત્રગાનારાઓ (तत्सयोगात्) સાથે ઉદ્‌ગાતાનો સંબંધ હોવાથી ( बहुत्वश्रुतेः ) બહુવચનથી એ ત્રણ સ્તોત્ર ગાનારાઓનો જ બોધ થાય છે.

**ભાવાર્થ** :—ઉદ્‌ગાતાના રૂઢિબળથી એક જ ન લેવો તેમ લક્ષણા માની સોળ ઋત્વિજો પણ ન સમજવા, પણ સ્તોત્રનું ગાન કરનારા ઉદ્‌ગાતા, પ્રસ્તોતા અને પ્રતિહર્તા આ ત્રણ જ ઋત્વિજો ઉદ્‌ગાતૃપદથી સમજવા. જે ઉદ્‌ગાન કરે તે ઉદ્‌ગાતા આવો અન્વયાર્થ છે. માટે ત્રણ ઋત્વિજોને સોમપાન વિહિત છે એમ સિદ્ધ થાય છે ॥ ૨૬ ॥

સિધ્ધાંતપક્ષ **सर्वे तु वेदसंयोगात् कारणादेकदेशः स्यात् ॥ २७ ॥**

**પદાર્થ** :—( तु ) સિધ્ધાંત પક્ષને સૂચવે છે. ( सर्वे ) સુબ્રહ્મણ્ય ઋત્વિજ સાથે ઉપર બતાવેલા ત્રણ ઋત્વિજોનું ગ્રહણ હોવાથી ચાર ઋત્વિજોને સોમપાન વિહિત છે. (वेदसंयोगात्)

સામવેદ પ્રતિપાદિત કર્મ સાથે સંબંધ હોવાથી. ( कारणात् ) કારણને લીધે ( एकदेशः ) કેવલ ઉદ્ગાતૃરૂપ અર્થમાં ( स्यात् ) વ્યવહાર થાય છે.

**ભાવાર્થ** :—ઉદ્ગાતા, પ્રસ્તોતા પ્રતિહર્તા અને સુબ્રહ્મણ્ય આ ચાર ઋત્વિજોને સોમપાન વિહિત છે. " गायति " ધાતુની શક્તિ ' ઉચ્ચસ્વરે ગાવું ' એમાં નથી પણ સામવેદના દ્વિતીય-ભક્તિગાનમાં છે. તેમાં જ ઉદ્ગીથ શબ્દનો વ્યવહાર છે. એ ગાન કરનારને ઉદ્ગાતા કહેવામાં આવે છે, પણ એજ ઉદ્ગાતા અહીં લેવામાં આવે તો બહુવચનની ઉપપત્તિ થઈ શકતી નથી માટે પ્રકૃતમાં યોગાર્થ તથા રૂઢયર્થ લઈ શકાશે નહિ. આ કારણથી અગત્યા લક્ષણાનો આશ્રય કરવો જ પડશે અને એથી ઉપર કહેલા ચાર ઋત્વિજોને સોમપાન વિહિત છે એ સિધ્ધાંતપક્ષ છે. ॥ ૨૭ ॥

### ગ્રાવસ્તુતને પણ સોમભક્ષણ વિહિત છે. એ અધિકરણ.

પૂર્વપક્ષ **ग्रावस्तुतो भक्षो न विद्यते अनाम्नात् ॥ २८ ॥**

**પદાર્થ**:— ( ग्रावस्तुतः ) ગ્રાવસ્તુત નામવાળા ઋત્વિક્‌ને ( भक्षः ) સોમપાન (न विद्यते) વિહિત નથી. ( अनाम्नानात् ) આમ્નાન અર્થાત્ વૈદિક વિધાન ન હોવાથી.

**ભાવાર્થ**:— જ્યોતિષ્ટોમ યાગમાં " हरिरसि हारियोजनः " આ મંત્રથી લેવામાં આવતો ગ્રહ ( પાત્રવિશેષ ) હારિયોજન કહેવાય છે. હોતા બ્રહ્મા આદિ ઋત્વિજો ચમસી અર્થાત્ ચમસમાં રહેલા સોમરસનું પાન કરનારા છે. એ ચાર હોતામાં એક ' ગ્રાવસ્તુત્ ' નામક હોતા પણ હોય છે. હારિયોજન નામના ગ્રહમાં રહેલો સોમરસ ચમસીઓને જ પીવાનો હોય છે ગ્રાવસ્તુત્ નામક હોતા ચમસી નથી માટે તેને સોમપાન કરવાનો અધિકાર નથી ગ્રહ અને ચમસ બન્ને શબ્દો પાત્રનાં નામ છે. ॥ ૨૮ ॥

સિદ્ધાંત સૂત્ર. **हारियोजने वा सर्वसंयोगात् ॥ २९ ॥**

**પદાર્થ** :—( वा ) સિદ્ધાંત પક્ષની સૂચના માટે પ્રયુક્ત થયો છે ( हारियोजने ) હારિયોજન નામક ગ્રહમાં રહેલું સોમનું ભક્ષણ ગ્રાવસ્તુતને પણ વિહિત છે. ( सर्वसंयोगात् ) સર્વ ઋત્વિજોનો એમાં સંબંધ હોવાથી.

**ભાવાર્થ** :—હારિયોજન ગ્રહમાં રહેલા સોમનું પાન સર્વને કરવાનું હોય છે चमसान् चमसिनो भक्षयन्ति यथैतस्य हारियोजनस्य सर्वएव लिप्सन्ति ' ' ચમસી ચમસોનું ભક્ષણ કરે પણ હરિયોજન નામના ગ્રહમાં રહેલા સોમનું ભક્ષણ બધા વ કરે.' આ વાકયમાં ' સર્વ ' શબ્દ સ્પષ્ટ છે અને તેમાં ગ્રાવસ્તુતનો પણ સમાવેશ થઈ જાય છે. માટે ગ્રાવસ્તુત્ નામના ઋત્વિજે પણ ગ્રહમાં રહેલો સોમરસ પીવો. ॥ ૨૯ ॥

સિદ્ધાંત ઉપર આક્ષેપ સૂત્ર.

**चमसिनां वा सांनिधानात् ॥ ३० ॥**

**પદાર્થ** :—( वा ) અથવા ( चमसिनाम् ) ચમસીઓનું જ સર્વ શબ્દથી કથન થાય છે ( संनिधानात् ) ઉક્ત વાકયમાં ચમસ પદનું સાંનિધ્ય હોવાથી.

**ભાવાર્થ** :—પૂર્વ સૂત્રના ભાષ્યના વાકયમાં જે સર્વ શબ્દનો પ્રયોગ થયો છે તે ચમસીઓને ઉદ્દેશીને જ થયો છે કારણ કે, ચમસીઓનું સંનિધાન છે, માટે ગ્રાવસ્તુત ચમસી ન હોવાથી તેને ગ્રહસ્થ સોમરસનું પાન વિહિત નથી. ॥ ૩૦ ॥

આક્ષેપનો પરિહાર કરનારૂં સૂત્ર.

**सर्वेषां तु विधित्वात् तदर्था चमसश्रुतिः ॥ ३१ ॥**

**પદાર્થ** :—( तु ) આક્ષેપ પરિહાર સૂચક છે. ( सर्वेषाम् ) બધા ઋત્વિજોને સોમાપાન

( विधित्वात् ) સર્વકર્તૃક ભક્ષણનો વિધિ હોવાથી. ( तदर्था ) હારિયોજનભક્ષની સ્તુતિ માટે ( चमससंकीर्तिः ) ચમસઘટિત વાક્યનું શ્રવણ છે.

**ભાવાર્થ** :—પ્રકૃત યાગમાં જેટલા ઋત્વિજોનો સંબંધ છે તે બધા જ ઉક્તવાક્યમાં ' સર્વ ' પદના અભિધેય છે. અપૂર્વ ભક્ષણનું વિધાન છે, તેમાં કોણ ભક્ષણ કરે એ આકાંક્ષાની પૂર્તિ માટે સર્વ પદ આવ્યું છે. સર્વ એટલે સર્વ ઋત્વિજો. એમાં ગ્રાવસ્તુત્ ઋત્વિજ પણ આવી જાય છે प्रकृतपुरुषाः पानं कुर्युः ते च चमसिन इति આવો અર્થ કરવા જતાં વાક્યનો ભંગ થાય છે, માટે યજ્ઞસંબંધી બધા જ ઋત્વિજો સર્વપદથી સમજવા. પૂર્વવાક્યમાં જે चमस પદ પ્રયુક્ત થયું છે એ તો હારિયોજનના ભક્ષની સ્તુતિ માટે છે. ચમસોનું ભક્ષણ ચમસીઓજ કરે પણ હારિયોજનનું ભક્ષણ તો બધા જ કરે આમ કરવાથી હારિયોજન ગ્રહની સ્તુતિ થાય છે અને તેથી તે શ્રેષ્ઠ છે એમ પણ સૂચિત થાય છે. આ ઉપરથી ગ્રાવસ્તુત્ પણ હારિયોજન ગ્રહમાં રહેલા સોમપાનનો અધિકારી છે એ સિદ્ધાંત સ્પષ્ટ થાય છે. ॥ ૩૧ ॥

## વષટ્કારને પ્રથમભક્ષણ કરવાનું અધિકરણ.

## वषट्काराच्च भक्षयेत् ॥ ३२ ॥

**પદાર્થ** :—( च ) અને ( वषट्कारात् ) વષટકારરૂપ નિમિત્તથી પ્રથમ ( भक्षयेत् ) ભક્ષણ કરવું જોઇએ.

**ભાવાર્થ** :—કેવળ સમાખ્યા જ સોમભક્ષણમાં નિમિત્ત નથી પણ વષટકારકર્તૃત્વ પણ સોમભક્ષણમાં નિમિત્ત પડે છે. वषट्कर्तुः प्रथमभक्षः આ વાક્યથી પ્રથમત્વવિશિષ્ટ ભક્ષણ વિહિત થાય છે. પ્રથમભક્ષણ ગ્રાવસ્તુત્ હોતાને છે એમ સિદ્ધ થાય છે. ॥ ૩૨ ॥

## હોમ અને અભિષવ પણ ભક્ષણનુ નિમિત્ત છે.

## होमाभिषवाभ्यां च ॥ ३३ ॥

**પદાર્થ**:—( च ) અને ( होमाभिषवाभ्याम् ) હોમ અને અભિષવથી ભક્ષણ સિદ્ધ થાય છે.

**ભાવાર્થ** :—" ग्रावभिरभिषुत्य आहवनीये हुत्वा प्रत्यञ्चः परेत्य सदसि भक्षयन्ति " આ વાક્યથી સિદ્ધ થાય છે કે જે સોમલતામાંથી પત્થરથી કુટીને રસ કાઢે છે અને પછી તે જ માણસ સોમરસનો હોમ કરે છે અને પછી स भक्षयेत् એવી રીતે ભક્ષણનું વિધાન કરે છે. માટે ગ્રાવસ્તુતને સોમભક્ષણ વિહિત છે. અભિષવ અને હોમ ભક્ષણના હેતુ તરીકે આ સૂત્રમાં બતાવ્યા છે. ॥ ૩૩ ॥

## વષટ્કર્તા આદિને પણ ચમસમાં સોમભક્ષ વિહિત છે એ અધિકરણ.

પૂર્વપક્ષ. **प्रत्यक्षोपदेशाच्चमसानामव्यक्तः शेषे ॥ ३४ ॥**

**પદાર્થ** :—( चमसानाम् ) ચમસોના ભક્ષણમાં વષટ્કાર આદિ ભક્ષણનું નિમિત્ત નથી. ( प्रत्यक्षोपदेशात् ) કારણ કે એમના ભક્ષણમાં સાક્ષાત્ ચમસીઓને નિમિત્ત તરીકે કહ્યા છે. ( शेषे ) ગ્રહાદિમાં ( अव्यक्तः ) "वषट्कर्तुः प्रथम भक्षः " આ વાક્ય ચરિતાર્થ થાય છે.

**ભાવાર્થ** :—यथा चमसमन्यैाश्चमसमन्यैाश्चमसिनो भक्षयन्ति આ વાક્યથી હોતા અને અધ્વર્યુને સોમભક્ષણ પ્રાપ્ત છે. ચમસ ભક્ષણમાં વષટ્કારને પ્રથમભક્ષ છે એ જે કથન કરવામાં આવ્યું છે તે ચમસ સિવાય બીજા ગ્રહ આદિને લઇને છે. અર્થાત્ વષટકર્તા ગ્રહાદિમાં ભક્ષણ કરે પણ ચમસપાત્રમાં નહિ ચમસિત્વ અને વષટકાર આ બન્ને ચમસભક્ષણમાં નિમિત્ત તરીકે નથી. જેનું ચમસિત્વ હોય તે જ ચમસમાં સોમભક્ષણું કરે. વષટકર્તાને ચમસિત્વ નથી માટે તે ચમસમાં સોમભક્ષણ ન કરે પણ બીજા ગ્રહાદિ પાત્રમાં કરે ॥ ૩૪ ॥

**स्याद् वा कारणभावाद् अनिर्देशश्चमसानां कर्तुस्तद्वचनत्वात् ॥ ३५ ॥**

**પદાર્થ** :—( वा ) અર્થાત ( स्यात् ) ચમસમાં બીજાઓનો પણ ભક્ષ છે ( कारणभावात् ) તેનો પણ કારણ રૂપે નિર્દેશ છે ( चमसानाम् ) ચમસોના ભક્ષણમાં ( कर्तुः ) ચમસીઓનો ( अनिर्देशः ) નિમિત્ત રૂપે નિર્દેશ કરવામાં આવ્યો નથી. ( तद्वचनत्वात् ) " यथाचमसम् " આ વાક્યમાં ચમસીઓના ભક્ષણનો અયોગવ્યવચ્છેદ રૂપે વિધાન છે, બીજાની નિવૃત્તિને માટે નહિ.

**ભાવાર્થ** :—ચમસોમાં ચમસીઓના ભક્ષણનું જે વિધાન છે તે સામાન્યરૂપે છે એટલે કે અયોગવ્યવચ્છેદરૂપે છે અન્યયોગવ્યવચ્છેદ રૂપે નહિ. અર્થાત્ ચમસીઓ અને વષટકારકર્તા બન્ને હોતાઓને ચમસમાં સોમભક્ષણનો અધિકાર છે. વષટકર્તાને માટે ચમસભિન્ન ગ્રહાદિ પાત્રની કલ્પના કરવી તેમાં કોઇ જાતનું પ્રમાણ નથી, માટે वषट्कर्तुः प्रथमभक्षः આ વાક્યથી વષટકર્તાને પણ ચમસભક્ષણ પ્રાપ્ત છે. ॥ ૩૫ ॥

બીજો હેતુ આપે છે. **चमसे चान्यदर्शनात् ॥ ३६ ॥**

**પદાર્થ** :—( च ) અને ( चमसे ) અધ્વર્યુના ચમસમાં ( अन्यदर्शनात् ) વષટકર્તાને ચમસનું દાન આપવાનું કથન હોવાથી.

**ભાવાર્થ** :—ચમસનું વષટકર્તાને દાન આપવાનું કથન કર્યું છે. ચમસનું દાન કરવું એ ભક્ષણ માટે જ છે. સોમરસવાળા ચમસનું દાન વષટકર્તાને આપવા કહ્યું છે. તેથી સિદ્ધ થાય છે કે વષટકર્તાને પણ ચમસભક્ષણ વિહિત છે. ॥ ૩૬ ॥

**એક પાત્રમાં હોતાને જ પ્રથમભક્ષ છે એ અધિકરણ.**

પૂર્વપક્ષ. **एकपात्रे क्रमादध्वर्युः पूर्वो भक्षयेत् ॥ ३७ ॥**

**પદાર્થ** :—( एकपात्रे ) એક પાત્રમા ઘણા ઋત્વિજોને સોમભક્ષણ વિહિત છે તેમાં ( क्रमात् ) ક્રમબળથી ( अध्वर्युः ) અધ્વર્યુનામક ઋત્વિજ ( पूर्वः ) પૂર્વ=પહેલાં ( भक्षयेत् ) ભક્ષણ કરે.

**ભાવાર્થ** :—એક પાત્રમાં ઘણા ઋત્વિજોને સોમભક્ષણ કરવાનું હોય છે. તેમાં પ્રથમ ભક્ષણ અધ્વર્યુ જ કરે. કારણ કે, અધ્વર્યુનું સાનિધ્ય સોમરસ સાથે હોય છે. અધ્વર્યુ સોમરસનો હોમ કરે છે અને શેષ સોમ જે પાત્રમાં રહે છે તેનું સાનિધ્ય અધ્વર્યુ સાથે હોય છે હોતા સાથે નહિ. હોતા તો સોમરસ ભરીને પાત્ર અધ્વર્યુને આપે છે અને અધ્વર્યુ તેનો હોમ કરે છે એટલે હોતા હુતશેષ સોમથી જરા દૂર પડી જાય છે. ॥ ૩૭ ॥

સિદ્ધાંત સૂત્ર. **होता वा मन्त्रवर्णात् ॥ ३८ ॥**

**પદાર્થ**:—( वा ) અથવા ( होता ) હોતા જ પ્રથમ ભક્ષણ કરે ( मन्त्रवर्णात् ) મંત્રમાં એવુ વર્ણન છે.

**ભાવાર્થ** :—होतुश्चित् पूर्वे हविरद्यमाशत इति આ મંત્રમાં હોતાને પ્રથમ ભક્ષણ કરવાનું સ્પષ્ટ લખ્યું છે. માટે હોતા જ પ્રથમ ભક્ષણ કરે, અધ્વર્યુ નહિ. ॥ ૩૮ ॥

**वचनाच्च ॥ ३९ ॥**

**પદાર્થ** :—( च ) અને ( वचनात् ) વચનથી પણ.

**ભાવાર્થ** :—" वषट्कर्तुः प्रथमभक्षः " આ વચનથી વષટકાર કરનાર હોતાને સૌથી પ્રથમ ભક્ષણ વિહિત છે. માટે હોતા જ પ્રથમ ભક્ષણ કરે. ॥ ૩૯ ॥

બીજો હેતુ આપે છે. **कारणानुपूर्व्याच्च ॥ ४० ॥**

**પદાર્થ** :—( च ) અને ( कारणानुपूर्व्यात् ) કારણના ક્રમથી પણ હોતાને પ્રથમ ભક્ષ

સિદ્ધ થાય છે.

ભાવાર્થ:—પહેલાં "વષટકાર" બોલવામાં આવે છે. અને પછી હોમ કરવામાં આવે છે. આવા કારણના ક્રમને લીધે પણ વષટકર્તા હોતા પ્રથમ ભક્ષણ કરે. જે કારણનો ક્રમ છે તે જ ભક્ષણ ક્રમ છે. ॥ ૪૦ ॥

સોમભક્ષણ અનુજ્ઞાપૂર્વક હોવું જોઇએ. એ અધિકરણ.

**वचनादनुज्ञातभक्षणम् ॥ ४१ ॥**

**પદાર્થ** :—( वचनात् ) વચન હોવાથી (अनुज्ञातभक्षणम् ) જેને અનુજ્ઞા મળી હોય તેણે જ ભક્ષણ કરવું.

**ભાવાર્થ**:—" नानुपहूतेन सोमः पातव्यः " આ વાક્યથી સમજી શકાય છે કે જેને અનુજ્ઞા મળી હોય તેજ સોમ–ભક્ષણ કરી શકે કારણ જેને અનુજ્ઞા ન મળી હોય તેણે સોમનું પાન કરવું નહીં આનો સ્પષ્ટ નિષેધ છે. ॥ ૪૧ ॥

વૈદિક વચનથી જ અનુજ્ઞા મળવી જોઇએ એ અધિકરણને સ્પષ્ટ કરે છે.

**तदुपहूत उपह्वयस्वेति अनुज्ञापेल्लिङ्गात् ॥ ४२ ॥**

**પદાર્થ** :—( तत् ) માટે ( उपहूत उपह्वयस्व इति उपहूत उपह्वयस्व આ મંત્ર વાક્યથી ( अनुज्ञापयेत् ) અનુજ્ઞા આપવી કારણ કે ઉકતવાક્ય ( लिङ्गात् ) લિંગરૂપે હોવાથી.

**ભાવાર્થ**:—" उपहूत उपह्वयस्व " આ વાક્યરૂપ લિંગથી લૌકિક વાક્યથી અનુજ્ઞા આપવી નહિ, કિંતુ વૈદિક વાક્યથી જ અનુજ્ઞા આપવી. " आगच्छ सोमं पिब " આ લૌકિક વાક્ય કહેવાય છે એવા વાક્યથી અનુજ્ઞા આપવી નહિ. ॥ ૪૨ ॥

વૈદિક વચનથી આર્થક્રમાનુસાર પ્રતિવચન કરવું જોઈએ એ અધિકરણ.

**तत्रार्थात् प्रतिवचनम् ॥ ४३ ॥**

**પદાર્થ**:— ( तत्र ) તેમાં ( आर्थात ) અર્થક્રમથી ( प्रतिवचनम् ) ઉત્તર આપવો.

**ભાવાર્થ** :—જો કે " उपहूत उपह्वयस्व " આમાં પહેલું પદ ઉત્તરને સૂચવે છે અને બીજું પદ અનુજ્ઞાને સૂચવે છે. છતાં પ્રથમ બોલાવવાનું હોય છે અને પછી 'આ હું આવ્યો' આવો ઉત્તર હોય છે માટે અર્થના ક્રમ પ્રમાણે પ્રથમ उपह्वयस्व એ પદને સમજવું અને પછી उपह्वयस्व એ પદને સમજવું. ॥ ૪૩॥

**एकपात्राणां समवायात् ॥ ४४ ॥**

**પદાર્થ** :—( एकपात्राणाम् ) તે સોમભક્ષણ જેઓને એક પાત્રમાં કરવાનું હોય છે તે ઋત્વિજોને જ અનુજ્ઞા આપવાની હોય છે ભિન્ન ભિન્ન પાત્રમાં સોમપાન કરનારને નહિ. ( समवायात् ) તેઓને જ ભક્ષ પ્રાપ્ત હોવાથી.

**ભાવાર્થ** :—એક પાત્રમાં સોમપાન કરનાર ઋત્વિજને અનુજ્ઞા આપવાથી સર્વેનું ઐકયમત્ય થાય છે. અને ન્યૂનાધિક લાભ મળે તો પણ કલહ થવાનો સંભવ રહેતો નથી. ॥૪૪॥

યાજ્યાનો અપનય થવાથી ભક્ષનો પણ અપનય થાય છે એ અધિકરણ સમજાવે છે

પૂર્વપક્ષ. **याज्यापनये न अपनीतो भक्षः प्रवरवत् ॥ ४५ ॥**

**પદાર્થ** :—( याज्या ) યાજ્યારૂપ મંત્ર હોતા પાસેથી દૂર થવાથી ( भक्षः ) સોમ ભક્ષ ( न अपनीतः ) દૂર થતો નથી ( प्रवरवत् ) જેમ ક્રતુયાજાર્થ વરણ દૂર થતું નથી તેમ.

**ભાવાર્થ**:—જ્યોતિષ્ટોમમાં ઋતુગ્રહપ્રચારમાં " यजमानस्य याज्या सोऽभिप्रेष्यति होतरेतद् यजेति स्वयं वा निषद्य यजति " આ વાક્યથી હોતાએ જે યાજ્યામંત્ર બોલવાનો હોય છે તેને

યજમાન બોલે આવું કથન હોવાથી હોતા પાસેથી યાજ્યામંત્ર દૂર થવાથી હોતા પાસેથી સોમ-ભક્ષણ પણ દૂર થાય છે કે નહિ ? એ પ્રશ્નના સંબંધમાં જણાવે છે કે યાજ્યા મંત્ર દૂર છતાં સોમભક્ષણ દૂર થતું નથી અર્થાત્ સોમભક્ષણ તો હોતાને જ કરવાનું રહે છે. વૈશ્ય અથવા ક્ષત્રિય યજમાનને નહિ. તેમાં દૃષ્ટાંત એ આપે છે કે જેમ होतारं त्वा वृणे આ વાક્યથી યજમાને કરેલું ઋત્વિજનું હોતા તરીકેનું વરણ દૂર થતું નથી તેમ સોમભક્ષણ પણ હોતા પાસેથી દૂર થતું નથી. ॥ ૪૫ ॥

સિદ્ધાંત સૂત્ર यष्टुर्वा कारणागमात् ॥ ४६ ॥

**પદાર્થ**:—(वा) અથવા ( यष्टुः ) યજ્ઞ કરનાર યજમાનને ( कारणागमात् ) કારણની પ્રાપ્તિ થવાથી.

**ભાવાર્થ** :—ભક્ષણનું કારણ વષટકર્તૃત્વ છે જે 'વષટ' આવો શબ્દ ઉચ્ચારી હોમે તેજ સોમ ભક્ષણ કરે. યજમાન પોતે જ્યારે "वषट्" એવો શબ્દોચ્ચાર કરીને સોમરસ હોમે છે તો પછી હુતશિષ્ટ સોમરસનું પાન યજમાન જ કરે એ સિદ્ધ થાય છે. જ્યાં કારણ ત્યાં કાર્ય એવો નિયમ છે. હોતાએ યાજ્યા મંત્ર બોલવાનો ન હોવાથી 'વષટ્' આવો શબ્દોચ્ચાર પણ હોતાએ બોલવાનો હોતો નથી પણ યજમાને જ બોલવાનો હોય છે, માટે યાજ્યામંત્ર બોલીને હોમ કરનાર યજમાનને પણ સોમપાન કરવું યોગ્ય છે. ॥ ૪૬ ॥

પ્રવર દૃષ્ટાંતની અયોગ્યતા બતાવે છે

प्रवृत्तत्वात् प्रवरस्यानपायः ॥ ४७ ॥

**પદાર્થ** :—( प्रवरस्य ) પ્રવર તો પ્રથમથી જ ( प्रवृत्तत्वात् ) થઇ ચુકેલુ હોવાથી ( अनपायः ) તેનો અપાય અર્થાત્ દૂરીકરણ થઇ શકતું નથી.

**ભાવાર્થ** :—યજ્ઞ શરૂ કરવા પહેલાં જ હોતાનુ વરણ થઇ ગયેલું હોવાથી જ્યાંસુધી તે યજ્ઞ સમાપ્ત ન થાય ત્યાંસુધી તે વરણ અથવા પ્રવર દૂર થઈ શકતું નથી. જ્યારે ભક્ષણ તો [illegible] છે માટે તે દૂર થઈ શકે. [illegible] હોતા પાસેથી એક યાજ્યા દૂર થાય છે અને તે યજમાન બોલે છે અને હોમ કરે છે. પણ બીજી યાજ્યાઓ હોતા-એજ બોલવાના હોય છે અને હોમ પણ તેણે જ કરવાના હોય છે માટે વરણનો અપનય થઇ શકતો નથી, તેથી દૃષ્ટાંત ખોટું છે. ॥ ૪૭ ॥

'ફલ ચમસ એ ઇજ્યાવિકાર છે' એ અધિકરણ.

પૂર્વપક્ષ. फलचमसो नैमित्तिको भक्षविकारः श्रुतिसंयोगात् ॥ ४८ ॥

**પદાર્થ** :—( फलचमसः ) વટવૃક્ષનાં કુંપળો દહીંમાં વાટીને તેનો એકરસ કરી ચમસને ભરવો તે ફલ ચમસ કહેવાય છે. તે ( नैमित्तिकः ) રાજન્ય આદિના કર્તૃત્વરૂપ નિમિત્તથી પ્રાપ્ત છે તેથી ( भक्षविकार; ) કેવળ ખાવાને ઉપયોગી છે. ( श्रुतिसंयोगात् ) विभक्षयिषेत् इति तस्मै भक्षं प्रयच्छेत्' આ શ્રુતિ વાક્યનું શ્રવણ હોવાથી.

**ભાવાર્થ** :—જ્યોતિષ્ટોમમાં રાજન્ય કર્તૃક અને વૈશ્યકર્તૃક કોઇ યાગ વિશેષ છે. "राजन्यं वैश्यं वा याजयेत् स यदि सोमं विभक्षयिषेत् न्यग्रोधस्तिमिनीराहृत्य ताः सम्पिष्य दधन्युपमृज्य तमस्मै भक्षं प्रयच्छेन्न सोमम्' ક્ષત્રિય અથવા વૈશ્યને યજ્ઞ કરાવવો પણ જો તે સોમરસ પીવાની ઇચ્છા કરે તો વડલાના કુંપળો લાવી તેને વાટી દહીંની સાથે એકરસ કરી તે રસ આ યજમાનને ભક્ષ તરીકે આપવો પણ સોમરસ આપવો નહિ." આ ઉપરથી એમ સમજાય છે કે જે આ ફલચમસ બનાવવામાં આવે છે તે કેવળ ખાવા માટે છે હોમવા માટે નહિ, માટે તે

ભક્ષવિકાર જ છે. વૈદિક વાક્ય પણ એવા જ ભાવનું જણાય છે. बिभक्षयिषेत् तमस्मै भक्षं प्रयच्छेत् ખાવાની ઇચ્છા કરે તો ઉપરને। ફલચમસ ક્ષત્રિય અથવા વૈશ્યને આપવો. આ પ્રમાણે ક્ષત્રિય અથવા વૈશ્ય યજમાનને આપવામાં આવતા ફલચમસ ભક્ષણ માટે જ છે હોમને માટે નથી આવો પૂર્વપક્ષ છે. ॥ ૪૮ ॥

**સિદ્ધાંત સૂત્ર  इज्याविकारो वा संस्कारस्य तदर्थत्वात् ॥ ४९ ॥**

**પદાર્થ** :—(वा) પૂર્વપક્ષની નિવૃત્તિ સૂચક અથવા. ( इज्याविकारः ) હોમ દ્રવ્યને વિકાર છે (संस्कारस्य) હોમશેષની પ્રતિપત્તિરૂપ સંસ્કાર ( तदर्थत्वात् ) હોમના શેષ માટે જ હોવાથી.

**ભાવાર્થ** :—ફલ-ચમસ યાગનો વિકાર છે અર્થાત્ એનાથી હોમ કરવો. હોમના શેષનું ભક્ષણ કરવાથી જ તેમાં સંસ્કાર ઉત્પન્ન થાય છે. હોમ વગર હોમનો શેષ જ ન કહેવાય. बिभक्षयिषेत् એ જે વિધાન છે તે હોમના શેષનુંજ ભક્ષણ કરવા કહ્યું છે. માટે વટવૃક્ષની કુંપળોને વાટી દહીંમાં મેળવી તેનો એક રસ કરી ચમસને પૂર્ણ કરવામાં આવે છે તે હોમને માટે જ છે અને હોમવાથી જે શેષ રહે તેનું ભક્ષણ કરવું એવું વિધાન છે એમ સમજવું. ॥ ૪૯ ॥

**होमात् ॥ ५० ॥**

**પદાર્થ** :—( होमात् ) હોમવિધાયક વાક્ય પણ હોવાથી.

**ભાવાર્થ**:—अन्यांश्चमसान् जुहोति अथ एतस्य दर्भतरुणकेन उपहत्य जुहोति । फलचमसहोममुद्दिश्य दर्भतरुणस्य गुणत्वेन विधानाद् होमसिद्धिः ॥ બીજા ચમસોને હોમ કરવો. અને જ્યારે આ ફલચમસનો હોમ કરવાનો વખત આવે ત્યારે દર્ભની બનાવેલી પૂળીથી હલાવી પછી તે ફળ-ચમસમાં રહેલા રસને હોમવો. આ ઉપરથી ફળચમસનો હોમ કરવો એ સ્પષ્ટ થાય છે માટે ફલચમસ ક્ષત્રિય અથવા વૈશ્યને કેવળ ખાવાં માટે નથી પણ હોમ માટે જ છે અને હોમમાંથી જે શેષ રહે તેજ ખાવા માટે છે એ સિદ્ધ થાય છે. ॥ ૫૦ ॥

**चमसैः तुल्यकालत्वात् ॥ ५१ ॥**

**પદાર્થ**:— ( चमसैः ) બીજા ચમસો સાથે આનો ( तुल्यकालत्वाद् ) તુલ્ય સમય હોવાથી.

ભાવાર્થ :—" यदा अन्यांश्चमसानुन्नयन्ति अथैनं चमसमपि उन्नयन्ति " જ્યારે બીજા ચમસો હોમવા માટે ઉંચા કરવામાં આવે ત્યારે આ ફલચમસને પણ ઉંચો કરવો. હોમના સાધનભૂત બીજા ચમસો સાથે ફલ ચમસનું પણ ઉન્નયન બતાવ્યું છે તે પણ એમ જ સિદ્ધ કરે છે કે ફલ ચમસનો પણ હોમ કરવો, બંને ચમસોના ઉન્નયનનો એક જ કાળ વિહિત છે. માટે ફલચમસથી હોમ કરવો. ॥ ૫૧ ॥

**र्शनाच्च ॥ ५२ ॥**

**પદાર્થ** :—( च ) અને ( लिङ्गदर्शनात् ) નામક વાક્યરૂપ લિંગ દર્શન હોવાથી.

**ભાવાર્થ** :—" तमस्मै भक्षं प्रयच्छेत् न सोमम् " આમાં સોમ ક્ષત્રિય અથવા વૈશ્ય યજમાનને પીવા માટે નિષેધ બતાવ્યો છે. સોમનો નિષેધ કરી વટવૃક્ષની કુંપળોને દહીંમાં વાટી મેળવી રસ બનાવવા કહ્યું છે તે સોમરસના બદલામાં છે એ સ્પષ્ટ છે. માટે સોમરસ જેમ હુતશેષજ ભક્ષણને। વિષય બને છે તેમ ફલચમસ પણ હુતશેષ હોય તે જ ભક્ષણનો વિષય બને ઉપરના વાક્યમાં કહેવામા આવ્યો છે. આ ઉપરથી એજ સિદ્ધ થાય છે કે ફલચમસને। હોમ કરી પછી જે બાકી રહે તેનું ભક્ષણ ક્ષત્રિય અથવા વૈશ્ય યજમાન કરે. આવી રીતે ભક્ષણ થાય તો તે અપૂર્વજનક થઈ શકે. ॥ ૫૨ ॥

બ્રાહ્મણોએજ રાજન્યચમસ તરફ અનુસર્પણ કરવું જોઇએ એ અધિકરણ સમજાવે છે

**अनुप्रसर्पिषु सामान्यात् ॥ ५३ ॥**

**પદાર્થ** :—( अनुप्रसर्पिषु ) રાજન્ય ચમસ તરફ જનારાઓ દશ રાજન્યોજ હોવા જોઇએ ( सामान्यात् ) એક જાતિરુપ સામાન્ય ધર્મને લીધે.

**ભાવાર્થ** :— રાજસૂય યજ્ઞમાં દશપેયનામક સોમવિકાર યાગ હોય છે ત્યાં આ પ્રમાણે શ્રવણ થાય છે કે, शतं ब्राह्मणाः सोमान् भक्षयन्ति दश दश एकैकं चमसमनुसर्पन्ति સો બ્રાહ્મણો સોમરસનું ભક્ષણ કરે તેમાં એક એક ચમસ પાત્ર તરફ દસ દસ જણા અનુસર્પણ કરે (અર્થાત્ જાય ) આમાં સંશય એ થાય છે કે રાજન્યચમસમાં ક્ષત્રિયનોજ અધિકાર હોય છે માટે દશ ક્ષત્રિઓએ જ ચમસ તરફ અનુસર્પણ કરવું કે દશ બ્રાહ્મણોએ પણ અનુસર્પણ કરવું ? રાજસૂય યજ્ઞમાં પણ ક્ષત્રિયનો જ અધિકાર હોય છે. માટે રાજન્ય યજમાનનો રાજન્ય ચમસ જ હોય છે, આ સંશયમાં પૂર્વપક્ષવાદીનો મત એ છે કે રાજન્ય ચમસ તરફ દસ ક્ષત્રિયો જ હોવા જોઇએ. પ્રકૃતિયાગમાં ચમસનું ભક્ષણ વિહિત છે અને ભક્ષણમાં એક જાતીયકર્તૃકત્વ પ્રાપ્ત થાય છે અને દશ સંખ્યા પણ પ્રાપ્ત થાય છે માટે રાજન્યચમસનું ભક્ષણ એક યજમાન ક્ષત્રિય અને બીજા નવ ક્ષત્રિયોએ મળી કરવું જોઇએ ॥ ૫૩ ॥

પૂર્વપક્ષ **ब्राह्मणा वा तुल्यशब्दत्वात् ॥ ५४ ॥**

**પદાર્થ** :—( वा ) સિધ્ધાંત પક્ષની સૂચના કરે છે. ( ब्राह्मणाः ) રાજન્ય ચમસ તરફ પણ દશ બ્રાહ્મણો જ અનુસર્પણ કરે ( तुल्यशब्दत्वात् ) દશે ચમસોમાં બ્રાહ્મણોએ જ ભક્ષણ કરવાનું હોય છે કારણ કે તે બધા એક જાતીય છે.

**ભાવાર્થ**:—" शत ब्राह्मणाः " સો બ્રાહ્મણોનો અનુવાદ કરી સોમરસના પાનનું વિધાન છે. માટે દશ દશનો જે નિયમ બાંધ્યો છે તે પણ બ્રાહ્મણોને ઉદ્દેશીને જ છે માટે રાજન્ય ચમસમાં પણ દશ બ્રાહ્મણોને સોમભક્ષણ કરવાનું હોય છે. ક્ષત્રિઓને નહિ. જો દશ ક્ષત્રિયો રાજન્યચમસનું ભક્ષણ કરે તો બીજા નવ ચમસ-ભક્ષક બ્રાહ્મણોથી તે વિજાતીય થઇ જાય, વિધાન તો સો બ્રાહ્મણોને ઉદ્દેશીને જ છે. દશ ક્ષત્રિયો ચમસભક્ષણમાં આવવાથી સો બ્રાહ્મણોની સંખ્યા પણ પૂરી થાય નહિ અને એમ કરવાથી વિધિ ભંગ થઇ જાય માટે રાજન્યચમસ માં પણ બ્રાહ્મણોએ જ સોમભક્ષણ કરવું જોઇએ ॥ ૫૪ ॥

इति मीमांसागुर्जरभाष्ये तृतीयाध्यायस्य पञ्चमः पादः समाप्तः

---

**अथ षष्ठः पादः**

અનારભ્યવિહિતપર્ણતાદિનો પ્રકૃતિમાં નિવેશ કરવો એ અધિકરણને સમજાવે છે

પૂર્વપક્ષ **सर्वार्थमप्रकरणात् ॥ १ ॥**

**પદાર્થ** :—( सर्वार्थम् ) અનારભ્ય-અધીત પાત્ર આદિ પ્રકૃતિ અને વિકૃતિ બન્નેમાં નિવેશ પામે છે કારણ કે ( अप्रकरणात् ) એનો પ્રકરણ સાથે સંબંધ નથી.

**ભાવાર્થ** :—यस्य पर्णमयी जुहूर्भवति न स पाप श्लोकं शृणोति " જેને પલાશની જુહૂ (પાત્ર) હોય છે તે પાપ શ્લોકને સાંભળતો નથી. અર્થાત્ તેની નિંદા થતી નથી. " આ વાકય કોઇ પ્રકરણ સાથે સંબંધ ધરાવતું ન હોવાથી :' અનારભ્યવિધિ ' કહેવાય છે. પર્ણ-એટલે પલાશ. ' પલાશની જુહુ બનાવવી ' આ વિધિ પ્રકૃતિ યાગમાં અને વિકૃતિ યાગમા નિવેશ પામે છે. માટે " पर्णमयी जुहुर्भवति " આ અનારભ્યવિધિ સર્વાર્થ છે એટલે કે પ્રકૃતિયાગ અને વિકૃતિ

યાગ બન્ને માટે છે. પ્રકૃતિયાગમાં પર્ણમયી જુહુ હોવી જોઇએ તેમ વિકૃતિયાગમાં જુહુ હોવી જોઇએ. ॥ ૧ ॥

સિદ્ધાંત પક્ષ **प्रकृतौ वाऽद्विरुक्तत्वात् ॥**

**પદાર્થ**:— (वा) અથવા (प्रकृतौ) દર્શપૂર્ણમાસયાગરૂપ પ્રકૃતિમાં જ પર્ણમયી જુહૂનો સંનિવેશ છે. (अद्विरुक्तत्वात्) એમ સંનિવેશ માનવાથી દ્વિરુક્તિરૂપ દોષની પ્રાપ્તિ થશે નહિ.

**ભાવાર્થ** :—' प्रकृतिवद् विकृतिः कर्तव्या ' આ અતિદેશ વાક્ય છે, એનાથી પ્રકૃતિયાગનાં જે અંગો હોય છે તેનો અતિદેશ વિકૃતિયાગમાં થાય છે. માટે જો પર્ણમયી જુહૂ પ્રકૃતિયાગમાં સંનિવિષ્ટ માનવામાં આવે તો અતિદેશ વાક્યથી વિકૃતિયાગમાં પણ 'પર્ણમયી' જુહૂ આવી જ જશે. આ કારણથી પ્રકૃતિ અને વિકૃતિ બન્નેમાં यस्य पर्णमयी जुहूर्भवति न स पाप श्लोकं शृणोति એ અનારભ્ય વિધિનો સંનિવેશ માનવો નહિ, કારણ કે એમ માનવાથી દ્વિરુક્તિ થાય છે विकृतावतिदेशशास्त्रेण एकदा उक्तवचनेन चैकदा એકવાર અતિદેશ વાકયથી અને બીજીવાર અનારભ્યવિધિરૂપ ઉક્ત વાકયથી. આવી દ્વિરુક્તિ ન આવે માટે પ્રકૃતિમાં જ ઉક્ત અનારભ્યવિધિનો સંનિવેશ માનવો. ॥ ૨ ॥

ફરીથી પૂર્વપક્ષ **तद्वर्जं तु वचनप्राप्ते ॥ ३ ॥**

**પદાર્થ** :—(तु) પૂર્વપક્ષને સૂચવે છે. (तद्वर्जम्) અનારભ્ય વિધિને છોડીને (वचनप्राप्ते) પ્રકરણ પઠિત વિધિ વાકયથી જે જે ધર્મ પ્રકૃતિયાગમાં વિહિત હોય તે તે ધર્મો વિકૃતિયાગમાં પણ કરવા અર્થાત્ प्रकृतिवद् विकृतिः कर्तव्या એ ચોદક વાકયની પ્રવૃત્તિ સમજવી.

**ભાવાર્થ** :—અનારભ્યવિધિને છોડીને પ્રકરણપાઠિત વિધિવાક્ય-પ્રાપ્ત ધર્મોને ચોદક વાકયથી વિકૃતિયાગમાં પ્રાપ્ત કરાવવામાં આવે છે. અતિદેશવાક્યથી વિકૃતિ યાગમાં જે ધર્મો પ્રાપ્ત કરાવવા એતો અનુમાનથી પ્રાપ્ત કરાવ્યા કહેવાય અનારભ્યવિધિથી જે ધર્મ વિકૃતિયાગમાં પ્રાપ્ત કરાવાય એતો પ્રત્યક્ષથી પ્રાપ્ત કરાવ્યા કહેવાય. અનુમાન કરતાં પ્રત્યક્ષ બળવાન્ હોય છે માટે જે અનારભ્યવિધિ છે તે પ્રકૃતિ અને વિકૃતિ બન્ને માટે છે. तस्मात् प्रकृतिविकृत्यर्थोऽनारभ्यविधिः ઇતિ શાબરભાષ્યમ્ ॥ ૩ ॥

આક્ષેપ સૂત્ર **दर्शनादिति चेत् ॥ ४ ॥**

**પદાર્થ** :—(दर्शनात्) વિકૃતિયાગમાં પ્રકૃતિયાગના ધર્મો જોવામાં આવે છે (इतिचेत्) જો એમ કહેવામાં આવે તો (આનો સંબંધ આગળના સૂત્રમાં છે)

**ભાવાર્થ**:— જો ચોદકશાસ્ત્ર અર્થાત્ અતિદેશશાસ્ત્ર કરતાં અનારભ્યશાસ્ત્ર બળવાન્ હોય તો અનારભ્યવિધિથી વિકૃતિયાગમાં ધર્મની પ્રાપ્તિ થઇ જવાથી ચોદકશાસ્ત્ર અર્થાત् प्रकृतिवद् विकृतिः कर्तव्या એની આકાંક્ષા જ રહેશે નહિ. તો પછી પ્રયાજાદિનું દર્શન વિકૃતિયાગમાં થશેજ નહિ. પણ કોઇ કોઇ ઠેકાણે પ્રયાજ-આદિ પણ જોવામાં આવે છે. प्रयाजे प्रयाजे कृष्णलं जुहोति માટે જો ચોદકવાક્યને બળવાન્ માનવામાં આવે તો ઉક્ત દર્શનની ઉપપત્તિ થઇ શકે. આ કારણથી પ્રકૃતિને માટે અનારભ્યવિધિ છે એમ માનવું જોઇએ "तस्मात् प्रकृत्यर्थोऽनारभ्यविधिः" ઇતિ શાબર ભાષ્ય. ॥ ૪ ॥ પૂર્વપક્ષ તરફથી ઉપરની શંકાનું નિરાકરણ કરવામાં આવે છે.

**न चोदनैकार्थ्यात् ॥ ५ ॥**

**પદાર્થ** :—(न) અનારભ્યશાસ્ત્રથી ચોદકશાસ્ત્ર નિરાકાંક્ષ બનતું નથી. (चोदनैकार्थ्यात्) यस्य पर्णमयी जुहूर्भवति એ ચોદના-શાસ્ત્રમાં એકાર્થતા છે.

**ભાવાર્થ** :—यस्य पर्णमयी जुहूर्भवति આ અનારભ્યશાસ્ત્ર જુહૂગત માત્ર પર્ણમયીત્વનં

જ વિધાન કરે છે. જુહૂનું નહિ. જો જુહૂ અને પર્ણમયીત્વ બન્નેનું વિધાન ઉક્ત અનારભ્યશાસ્ત્ર કરતું હોત તો प्रकृतिवद् विकृतिः कर्तव्या એ ચોદક નિરાકાંક્ષ થાત. પણ એમ નથી. માટે વિકૃતિ યાગમાં જુહૂની પ્રાપ્તિ તો ચોદકશાસ્ત્રથી થશે અને તેમાં પર્ણમયીત્વની પ્રાપ્તિ અનારભ્યશાસ્ત્રથી થશે. માટે જુહૂ પ્રાપ્તિને માટે प्रकृतिवद् विकृतिः कर्तव्या એ ચોદક શાસ્ત્ર સાકાંક્ષ રહેશે ॥ ૫ ॥

ફરીથી સિધ્ધાંતી શંકા કરે છે. **उत्पत्तिरिति चेत् ॥ ६ ॥**

**પદાર્થ** :—( उत्पत्तिः ) જુહૂની ઉત્પત્તિ પણ અનારભ્ય શાસ્ત્રમાં વિહિત છે ( इति चेत् ) જો એમ કહેવામાં આવે તો. ( આનું સમાધાન આગળના સૂત્રમાં છે. )

**ભાવાર્થ** :—यस्य पर्णमयी जुहूर्भवति આ અનારભ્ય શાસ્ત્રથી જુહૂનુ પણ અપૂર્વ વિધાન છે. यस्यैव रूपाः स्रुचो भवन्ति इति स्रुचां प्राप्तौ पर्णमयी जुहूरिति विशेषविधिः ॥ આ વાક્ય સ્રુચની પ્રાપ્તિ વિકૃતિ યાગમાં બતાવી છે પણ જુહૂ માટે વિશેષવિધિ છે. એટલે કે અનારભ્ય શાસ્ત્ર જ જુહૂનું વિકૃતિ વિધાન કરે છે તેથી જુહૂને માટે ચોદકશાસ્ત્રની આકાંક્ષા રહેતી નથી. અર્થાત્ यस्य पर्णमयी ઇત્યાદિ અનારભ્યવિધિનો સંબંધ પ્રકૃતિ સાથે નથી કિંતુ વિકૃતિ સાથે જ છે.

**न तुल्यत्वात् ॥ ७ ॥**

**પદાર્થ** :—(न) નહિ. ( तुल्यत्वात् ) તુલ્યત્વવાચકપદ ઘટિત હોવાથી.

**ભાવાર્થ** :—यस्यैव रूपाः स्रुचो भवन्ति इति અહીં પ્રથમ સ્રુકની પ્રાપ્તિ કહેવી પડશે. एव रूपाः એ પહેલાં પ્રાપ્તનો જ નિર્દેશ કરે છે માટે ચોદક શાસ્ત્રથી જ જુહૂની પ્રાપ્તિ છે એમ માનવું યોગ્ય છે. ॥ ૭ ॥

અંતિમ સિધ્ધાંત **चोदनार्थकार्त्स्न्यात्तु मुख्यविप्रतिषेधात्प्रकृत्यर्थः ॥८॥**

**પદાર્થ** :—( तु ) પૂર્વપક્ષનો સિદ્ધાંત સૂચવે છે :( चोदनार्थकार्त्स्न्यात् ) વિકૃતિમાં બધા ધર્મો ચોદકશાસ્ત્રથી પ્રાપ્ત થાય છે. ( मुख्यविप्रतिषेधात् ) મુખ્ય અનારભ્યશાસ્ત્રનો વિપ્રતિષેધ હોવાથી. ( प्रकृत्यर्थः ) અનારભ્યવિધિ પ્રકૃતિને માટેજ છે.

**ભાવાર્થ** :—અનારભ્યવિધિશાસ્ત્રનો પ્રકૃતિમાંજ નિવેશ માનવો જોઇએ અને प्रकृतिवद् विकृतिः कर्तव्या એ ચોદકશાસ્ત્રના પ્રકૃતિગત જેટલા ધર્મ છે તે વિકૃતિમાં પણ કરવા જોઇએ જુહૂની પ્રાપ્તિ વખતે જ પર્ણમયીત્વની પણ પ્રાપ્તિ થઇ જશે. અનારભ્યશાસ્ત્ર ભલે પ્રત્યક્ષ રહ્યું અને ચોદકશાસ્ત્ર ભલે આનુમાનિક રહ્યું પણ જુહૂની પ્રાપ્તિ માટે પ્રત્યક્ષ અનારભ્યશાસ્ત્ર કરતાં પણ ચોદકશાસ્ત્રને બલવત્ માનવું જોઇએ. जुहुप्राप्तिवेलायामेव पर्णताया अपि प्राप्तौ प्रत्यक्षशास्त्रमेव निराकांक्षम् " જુહૂની પ્રાપ્તિ વખતે જ પર્ણતાની પ્રાપ્તિ થઇ જતી હોવાથી વિકૃતિમાં અનારભ્યશાસ્ત્રની આકાંક્ષા રહેતીજ નથી, આ ઉપરથી એ સિદ્ધાંત સ્પષ્ટ થાય છે કે અનારભ્યવિધિ અર્થાત્ અપ્રકરણ પઠિત વિધિ પ્રકૃતિમાંજ સંનિવેશ પામે છે. ॥ ૮ ॥

**સામિધેનીની સપ્તદશ સંખ્યા વિકૃતિગામિની છે એ અધિકરણ.**

**प्रकरणविशेषात्तु विकृतौ विरोधि स्यात् ॥ ९ ॥**

**પદાર્થ** :—( तु ) પણ ( प्रकरणविशेषात् ) દર્શપૂર્ણમાસના પ્રકરણમાં पञ्चदशसामिधेनीरन्वाह આ વાક્યપ્રતિપાદિત સંખ્યારૂપ વિશેષ હોવાથી ( विरोधि ) પાંચદશ્ય–વિરોધિ સાપ્તદશ્ય ( विकृतौ ) વિકૃતિ યાગમાં ( स्यात् ) સંબદ્ધ છે.

**ભાવાર્થ** :—सप्तदश सामिधेनीरनुब्रूयात् સત્તર સામિધેની મંત્રો બોલવા "प्रवो वाजा अभिद्यव " ઇત્યાદિ મંત્રો ઋગ્વેદના ૩–૨૭ ત્રીજા મંડળના સત્તાવીસમા સૂક્તના મંત્રો

પણ સિદ્ધાંતપક્ષવાદી કહે છે કે મંત્રોની જે સત્તર સંખ્યા બોલવાની કહી છે તે વિકૃતિયાગમાં જ સંનિવિષ્ટ છે. પ્રકૃતિયાગમાં પંદર મંત્ર બોલવા એવો પ્રકૃતવિધિ છે, માટે જો સામદશ્યને પ્રકૃતિયાગમાં સંનિવિષ્ટ કરવામાં આવે તો 'પાંચદશ્ય' સાથે વિરોધ થાય. માટે મિત્રવિન્દાધ્વરકલ્પ આદિ જે વિકૃતિયાગ છે તેમાં જ સામદશ્યનો સંનિવેશ કરવો જોઈએ, એટલે કે सप्तदश सामिधेनीरनुब्रूयात् આ અનારભ્યવિધિ મિત્રવિન્દાદિ વિકૃતિયાગ માટે છે પ્રકૃતિયાગ માટે નહિ. ॥ ૯ ॥

## ગોદોહનાદિ પ્રકૃતિગામિત્વાધિકરણ.

**नैमित्तिकं तु प्रकृतौ तद्विकारः संयोगविशेषात् ॥ १० ॥**

**પદાર્થ** :--( तु ) પણ ( नैमित्तिकम् ) ગોદોહન નૈમિત્તિક છે, તેથી તેનો પ્રકૃતિમાં સંનિવેશ છે. ( तद्विकारः ) ચમસનો બાધક થાય છે ( संयोगविशेषात् ) પશુકામ રૂપ પદવિશેષનો સંબંધ હોવાથી.

**ભાવાર્થ** :--દર્શપૂર્ણમાસ સંનિધિમાં આ પ્રમાણે પાઠ છે ' गोदोहनेन पशुकामः प्रणयेत् ' પશુની કામના કરનારે ગોદોહનથી પ્રણયન કરવું, આ વાકયથી ગોદોહન વિકૃતિયાગમાં સંનિવિષ્ટ હોવું જોઈએ કારણ કે, પ્રકૃતિયાગમાં તો ચમસથી પ્રણયન અવરુદ્ધ છે, આવો પૂર્વપક્ષવાદીનો મત છે. સિદ્ધાંતપક્ષવાદીનું કથન છે કે ગોદોહન છે માટે તેનો પ્રકૃતિયાગમાં જ સંનિવેશ છે. ગોદોહન ચમસનું બાધક થશે કારણ કે 'પશુકામ' પદ રૂપ વિશેષનું શ્રવણ થાય છે. અર્થાત્ જેને પશુકામના હોય તેણે ગોદોહનથી પ્રણયન કરવું, ચમસથી પ્રણયન કરવું એ તો સામાન્ય છે અને સામાન્યનો વિશેષથી બાધ થઇ શકે છે. સાર એ નીકળ્યો કે જેને પશુની કામના ન હોય તે ભલે ચમસથી પ્રણયન કરે પણ પશુકામવાળાએ તો ગોદોહનથી પ્રણયન કરવું, માટે ગોદોહનનો પ્રકૃતિયાગમાં સંનિવેશ છે. ॥ ૧૦ ॥

## આધાન પવમાનેષ્ટિનું અંગ નથી એ અધિકરણને સમજાવે છે.

પૂર્વપક્ષનું સૂત્ર **इष्ट्यर्थमग्न्याधेयं प्रकरणात् ॥ ११ ॥**

**પદાર્થ** :--( इष्ट्यर्थम् ) પવમાન આદિ ઈષ્ટિને માટે ( अग्न्याधेयम् ) અગ્ન્યાધાન છે ( प्रकरणात् ) પ્રકરણમાં પઠિત હોવાથી.

**ભાવાર્થ** :--अग्नये पवमानाय, अग्नये पावकाय, આવાં વાકયોથી પવમાન ઈષ્ટિ વિહિત છે અને તેની જ સંનિધિમાં પાઠ છે કે ब्राह्मणोऽग्निमादधीत । " વસંત ઋતુમાં બ્રાહ્મણે અગ્ન્યાધાન કરવું. " આ પ્રકરણ બળથી અગ્ન્યાધાન ઈષ્ટિ માટે છે અને તેથી તે ઈષ્ટિનું જ અંગ છે. ॥ ૧૧ ॥

સિદ્ધાંત સૂત્ર. **न वा तासां तदर्थत्वात् ॥ १२ ॥**

**પદાર્થ** :--( वा ) પૂર્વપક્ષના નિરાસને સૂચવે છે. ( न ) અગ્ન્યાધાન ઇષ્ટિનું અંગ નથી. ( तासाम् ) ઈષ્ટિઓ પોતે જ ( तदर्थत्वात् ) આહવનીય આદિ અગ્નિઓનું અંગ છે.

**ભાવાર્થ** :—ઈષ્ટિઓ પોતેજ આહવનીય આદિનું અંગ હોવાથી અગ્ન્યાધાન ઈષ્ટિઓનું અંગ નથી. ઈષ્ટિનું કોઇ ફલ-શ્રવણ નથી. માટે "फलवत्संनिधौ अफलं तदङ्गम्" આ ન્યાયનો પ્રસર થઇ શકતો નથી. આ કારણથી એ સિદ્ધ થાય છે કે આધાન અને ઇષ્ટિ આ બન્ને અગ્નિઓને માટે છે અને અગ્નિઓ નિખિલ ક્રતુઓને માટે છે. સાર એ નીકળ્યો કે અગ્ન્યાધાન ઈષ્ટિઓનું અંગ નથી. ॥ ૧૨ ॥

**लिङ्गदर्शनाच्च ॥ १३ ॥**

**પદાર્થ** :—( च ) અને ( लिङ्गदर्शनात् ) વાક્ય રૂપ લિંગનું દર્શન હોવાથી.

**ભાવાર્થ** :—जीर्यति वा एष आहिताग्निः संवत्सरस्य परस्तात् । एतानि हवींषि संवत्सरे निर्वपेत्, तेन एष न जीर्यति । આહિત અગ્નિ વરસને અંતે જીર્ણ થઇ જાય છે, પણ વરસની આખરે હવિઓનું નિર્વપન કરવાથી તે જીર્ણ થતો નથી અર્થાત્ ઈષ્ટિઓ કરવાથી આહિત અગ્નિ જીર્ણ થતો નથી. આ વાક્યથી સ્પષ્ટ થાય છે કે ઈષ્ટિઓ અગ્નિને માટે જ છે અને તેથી અગ્નિઓનું અંગ છે એ પણ સિદ્ધ થાય છે. માટે ઇષ્ટિઓ સ્વયં અંગ હોવાથી અગ્ન્યાધાન ઇષ્ટિઓનું અંગ નથી. ॥ ૧૩ ॥

**આધાનની સર્વાર્થતા છે એ અધિકરણ સમજાવે છે.**

પૂર્વપક્ષ સૂત્ર **तत्प्रकृत्यर्थं यथाऽन्येऽनारभ्यवादाः ॥ १४ ॥**

**પદાર્થ** :—( तत् ) આધાન ( प्रकृत्यर्थम् ) પ્રકૃતિયાગમાં સંનિવિષ્ટ છે. ( यथा ) જેમ ( अन्ये ) પર્ણમયીત્વ—આદિ ( अनारभ्यवादाः ) અનારભ્યવાદો પ્રકૃતિયાગો માટે હોય છે તેમ.

**ભાવાર્થ** :—શ્રૌત વિધિથી આહવનીય-આદિ અગ્નિઓના સ્થાપનનું નામ અગ્ન્યાધાન છે. એ અગ્ન્યાધાન અર્થાત્ આધાન કેવળ પ્રકૃતિયાગને માટે જ છે. જેવી રીતે यस्य पर्णमयी जुहू र्भवति આદિ અનારભ્યવાદથી વિહિત થયેલો પર્ણ-પલાશ પ્રકૃતિયાગને માટે છે તેજ રીતે 'वसन्ते अग्नीन् आदधीत' આ અનારભ્યવાદથી વિહિત અગ્ન્યાધાન પણ પ્રકૃતિયાગને માટે છે. ॥ ૧૪ ॥

સિદ્ધાંત સૂત્ર **सर्वार्थं वा आधानस्य स्वकालत्वात् ॥ १५ ॥**

**પદાર્થ** :—( वा ) સિદ્ધાંત પક્ષને સૂચવે છે. ( सर्वार्थम् ) અગ્ન્યાધાન સર્વને માટે છે અર્થાત્ પ્રકૃતિ અને વિકૃતિ બંને યાગોને માટે છે એટલે બધાય ક્રતુઓને માટે છે. ( आधानस्य ) આધાનનો ( स्वकालत्वात् ) પોતાનો કાળ વિહિત હોવાથી.

**ભાવાર્થ** :—દર્શપૂર્ણમાસ રૂપ પ્રધાનનું અંગ જ જો અગ્ન્યાધાન હોત તો પ્રધાનભૂત દર્શપૂર્ણમાસયાગનો કાળ દર્શ અમાવાસ્યા અને પૂર્ણિમા છે તે જ કાળ તેના અંગનો કાળ હોત. જે પ્રધાનનો કાળ હોય છે તે જ તેના અંગનો પણ કાળ હોય છે, એવો નિયમ છે. અંગોનો કોઈ સ્વતંત્ર કાળ હોતો નથી. પણ અહીં તો "वसन्ते अग्नीन् आदधीत

સ્વતંત્ર વસન્ત કાળનું પણ વિધાન છે, માટે આધાન કેવળ અગ્નિને માટે છે અને એ આધાનથી ઉત્પન્ન થયેલા અગ્નિઓ બધા ક્રતુઓને માટે છે. "यदाहवनीये जुहोति" ઇત્યાદિ વાકયથી સિદ્ધ થાય છે. ॥ ૧૫ ॥

પવમાન ઇષ્ટિઓ અસંસ્કૃત અગ્નિમાં કરવી જોઇએ. એ અધિકરણ સમજાવે છે.

**પૂર્વપક્ષ** **तासामग्निः प्रकृतितः प्रयाजवत् ॥ १६ ॥**

**પદાર્થ** :—( तासाम् ) પવમાન ઇષ્ટિઓના અગ્નિ હોમને માટે ( प्रकृतितः ) દર્શ-પૂર્ણ માસ રૂપ પ્રધાન યાગમાંથી અતિદેશ કરવો જોઇએ ( प्रयाजवत् ) જેમ પ્રયાજોનો અતિદેશ થાય છે તેમ.

**ભાવાર્થ** :—પ્રયાજોનો હોમ સંસ્કૃત અગ્નિમાં થાય છે. અને તે સંસ્કૃત અગ્નિ પ્રધાન યાગમાંથી લાવવામાં આવે છે તેજ પ્રમાણે પવમાન ઇષ્ટિઓ પણ પ્રધાન યાગમાંથી સંસ્કૃત અગ્નિ લાવી તેમાં હોમ કરવો જોઇએ. ॥ ૧૬ ॥

**સિદ્ધાંત સૂત્ર** **न वा तासां तदर्थत्वात् ॥ १७ ॥**

**પદાથ** :—( वा ) પૂર્વપક્ષની નિવૃત્તિ સૂચવે છે. ( तासम् न ) પવમાન ઇષ્ટિથી સંસ્કૃત અગ્નિ ત્યાં હોતો નથી કારણ કે ( तदर्थत्वात ) એ ઇષ્ટિઓ જ અગ્નિને માટે હોય છે.

**ભાવાર્થ** :—જો પવમાન ઇષ્ટિમાં સંસ્કૃત અગ્નિ અપેક્ષિત હોય તો પ્રશ્ન એ થાય છે કે એ અગ્નિ શાથી સંસ્કૃત થાય છે ! ઉત્તર એજ છે કે પવમાન ઇષ્ટિથી. આનાથી તો અનવસ્થા અથવા અન્યોન્યાશ્રય દોષ આવીને ઉભો રહે છે. જ્યારે જ્યારે પવમાન ઇષ્ટિ કરવામાં આવે ત્યારે ત્યારે પવમાન ઇષ્ટિથી તે સંસ્કૃત અગ્નિ જોઇએ. આ પ્રમાણે પૂર્વ પૂર્વ પવમાન ઇષ્ટિઓ અનન્ત માનવી જોઇએ જે કદિ પણ સંભવી શકે નહિ અથવા પવમાન ઇષ્ટિને સંસ્કૃત અગ્નિની અપેક્ષા અને અગ્નિ સંસ્કાર પવમાન ઇષ્ટિની અપેક્ષા આવી રીતે અન્યોન્યાશ્રય દોષ આવીને ઉભો રહે એટલે પવમાન ઇષ્ટિ જ થઇ શકે નહિ માટે સિદ્ધાંત એ છે કે પવમાન ઇષ્ટિઓમાં સંસ્કૃત અગ્નિની જરૂર નથી અસંસ્કૃત અગ્નિમાંજ પવમાન ઇષ્ટિઓ કરવી. ॥ ૧૭ ॥

ઉપાકરણ આદિ અગ્નિષોમીય પશુના ધર્મ છે એ અધિકરણ સમજાવે છે.

**પૂર્વપક્ષ સૂત્ર** **तुल्यः सर्वेषां पशुविधिः प्रकरणाविशेषात् ॥ १८ ॥**

**પદાર્થ** :—( सर्वेषाम् ) સર્વ પશુઓને માટે ( पशुविधिः ) પશુ ધર્મ ( तुल्यः સમાન છે. ( प्रकरणाविशेषात् ) પ્રકરણગત કોઇ વિશેષ ન હોવાથી.

**ભાવાર્થ** :— જ્યોતિષ્ટોમ યાગમાં અગ્નિષોમીય, સવનીય અને અનુબન્ધ એવા ત્રણ પશુઓ હોય છે. જે પશુને અગ્નિ અને સોમ સ્વરૂપ પરમાત્માને પ્રાપ્તિ કરવા માટે દાનમાં આપવામાં આવે છે તે અગ્નિષોમીય પશુ કહેવાય છે. સોત્ય દિવસે જે પશુનું દાન કરવામાં આવે છે તેને 'સવનીય પશુ' કહેવામાં આવે છે અને 'અવભૃથ' નામ ઇષ્ટિ કર્યા પછી જે

પશુનું દાન કરવામાં આવે છે તેને ' અનુબંધ પશુ ' કહેવામાં આવે છે. જે દિવસે સોમલતાને કૂટી રસ કાઢવામાં આવે છે તેને ' સૌત્ય ' દિવસ કહેવામાં આવે છે. જે દિવસે યાગનો આરંભ કરવામાં આવે છે તેને ઔપવસ્થ્ય દિવસ કહેવામાં આવે છે એટલે પહેલા દિવસનું નામ ઔપ-વસ્થ્ય અને બીજા દિવસનું નામ સૌત્ય દિવસ છે.

ઉપાકરણ અને પર્યગ્નિકરણ એ પશુઓના ધર્મ છે. पशोरुपस्पर्शनम् उपाकरणम् પશુને દાન આપવાના અંગ તરીકે સ્પર્શ કરવો તેનું નામ ઉપાકરણ અને दर्भज्वालया त्रि : प्रदक्षिणीकरणम् पर्यग्निकरणम् ડાભની ઝુડીને સળગાવી ત્રણ વખત પશુની ચોતરફ ફેરવવી તેનું નામ પર્યગ્નિ-કરણ છે. આ ધર્મો ત્રણે પશુઓને માટે છે, કારણ કે એનો પાઠ સમાન રીતે જ્યોતિષ્ટોમના પ્રકરણમાં છે, સોમલતા આદિના એ ધર્મો નથી પણ સવનીય પશુના એ ધર્મો છે. ॥ ૧૮ ॥

બીજો પૂર્વ પક્ષ **स्थानाच्च पूर्वस्य ॥ १९ ॥**

**પદાર્થ** : ( च ) અને ( स्थानात् ) ક્રમથી ( पूर्वस्य ) પ્રથમ અગ્નિષોમીયના પણ એ ધર્મો છે.

**ભાવાર્થ** :—ઉપાકરણ, ઉપાનયન, પર્યગ્નિકરણ વગેરે ધર્મો કેવળ સવનીય પશુના ધર્મ નથી પણ અગ્નિષોમીય પશુના પણ એ ધર્મો છે માટે એ ધર્મો ઉભયાર્થ ધર્મો છે અર્થાત્ સવનીય અને અગ્નિષોમીય પશુ બન્નેને માટે છે. ॥ ૧૯ ॥

સિદ્ધાંત સૂત્ર **श्वस्त्वेकेषां तत्र प्राक्श्रुतिर्गुणार्था ॥ २० ॥**

**પદાર્થ** :--( एकेषाम् ) કેટલાક શાખીઓ ( श्वः ) સવનીય પશુઓનું આમ્નાન કરે છે ( तत्र ) તેમાં ( प्राक्श्रुतिः ) પ્રથમ શ્રુતિ ( गुणार्था ) ગૌણ શ્રુતિ છે ( तु ) 'तु' શબ્દ સિદ્ધાંતને સૂચવે છે.

**ભાવાર્થ** :--आश्विनं ग्रहं गृहीत्वा त्रिवृता यूपं परिवीय आग्नेयं सवनीयं पशुमुपाकरोति આ વાક્યથી ઉપાકરણ આદિ ધર્મો સવનીય પશુને માટે બતાવ્યા છે તે તો ગુણાર્થક શ્રુતિ છે. બાકી ઉપાકરણ અને પર્યગ્નિકરણ આદિ ધર્મો તો અગ્નિષોમીય પશુને માટે છે. ॥ ૨૦ ॥

આક્ષેપ સૂત્ર **तेनोत्कृष्टस्य कालविधिरिति चेत् ॥ २१ ॥**

**પદાર્થ** :—( तेन ) તેનાથી ( उत्कृष्टस्य ) ઉત્કૃષ્ટ પશુનો ( कालविधिः ) દાન તરીકે આપવાના સમયનું વિધાન છે ( इति चेत् ) જો એમ માનવામાં આવે તો:—આનો ઉત્તર આગળના સૂત્રમાં છે.

**ભાવાર્થ** :--ક્રમથી અગ્નિષોમીય પશુના ઉપાકરણ આદિ ધર્મો છે અને પ્રકરણથી સવનીય પશુના ઉક્ત ધર્મો છે એ વાત ઠીક નથી. આશ્વિન વાક્ય તો કાળનું વિધાન કરે છે અર્થાત્ આશ્વિનં ગ્રહં ગૃહીત્વા ઇત્યાદિ વાક્ય સમયનું વિધાન કરે છે. પશુનું ક્યારે દાન કરવું એ સમયનું ઉક્ત વાક્યમાં વિધાન છે, માટે ઉપાકરણ આદિ ધર્મો તો સવનીય પશુના જ ધર્મ છે. જો આ પ્રમાણે આક્ષેપ કરવામાં આવે તો તેનું નિરાકરણ નીચે પ્રમાણે છે. ॥ ૨૧ ॥

આક્ષેપ-નિરાકરણ સૂત્ર **नैकदेशत्वात् ॥ २२ ॥**

**પદાર્થ** :—( न ) નહિ ( एकदेशत्वात् ) એક દેશ હોવાથી.

**ભાવાર્થ** :—'आश्विनं ग्रहं गृहीत्वा' આનાથી આશ્વિન કાળ એ વિધાન છે, જો ગુણાર્થક માનવામાં આવે તો વાક્યનો ભેદ થાય છે. ॥ ૨૨ ॥

આક્ષેપ સૂત્ર **अर्थेनेति चेत् ॥ २३ ॥**

**પદાર્થ** :—( अर्थेन ) કોઇ અર્થથી ઉત્કૃષ્ટના કાળનું વિધાન છે ( इति चेत् ) જો એમ માનવામાં આવે તો ઉત્તર આગળના સૂત્રમાં:—

**ભાવાર્થ** :—मुष्टिना पिधाय......आसीत આ વાકયથી કાળનું વિધાન છે એમ અનુમાન થાય છે. કારણ કે પશુને પકડીને ચોવીસ કલાક સુધી કંઇ બેસી રહેવાય નહી, આહાર વિહાર આદિ જરૂર કરવા જોઇએ માટે કાળનું વિધાન કરે છે કે અમુક વખતે પશુનું દાન કરી દેવું જોઇએ. ॥ ૨૩ ॥

આક્ષેપ નિરાકરણ **न श्रुतिविप्रतिषेधात् ॥ २४ ॥**

**પદાર્થ** :— ( न ) નહિ. ( श्रुतिविप्रतिषेधात् ) જો કાળનું વિધાન માનવામાં આવે તો શ્રુતિમાં વિપ્રતિષેધ આવે.

**ભાવાર્થ** :—પશુને પકડી બેસી રહેવું એનો એ અર્થ નથી કે હાથમાં પકડીને બેસી રહેવું તેના ઉપર સ્વામિત્વ ધરાવીને રહેવું એટલોજ એનો અર્થ થાય છે. જેમકે क्षेत्राणि परिगृह्य आस्ते શાબર ભાષ્ય 'ખેતરને લઇને બેઠો છે' આનો અર્થ એવો તો ન જ કરી શકાય કે હાથથી ખેતરને પકડીને બેસી રહ્યો છે. પણ એનો ભાવ એ છે કે ખેતરનો ધણી થઇને બેઠો છે એવો જ અર્થ થાય છે. એજ પ્રમાણે પ્રકૃત અર્થમાં પણ સમજવું. માટે, ઉપાકરણ આદિ સવનીય પશુના ધર્મ નથી. ॥ ૨૪ ॥

ઉપપત્તિ સૂત્ર **स्थानात्तु पूर्वस्य संस्कारस्य तदर्थत्वात् ॥ २५ ॥**

**પદાર્થ** :— ( तु ) વળી ( स्थानात् ) ક્રમથી ( पूर्वस्य ) અગ્નિષેમીય પશુના ધર્મો છે. ( संस्कारस्य ) સંસ્કાર ( तदर्थत्वात् ) તેને માટે હોવાથી.

**ભાવાર્થ** :—સવનીય પશુઓનું પ્રકરણ જ નથી. સ્થાન ક્રમ રૂપ પ્રમાણથી અગ્નિષોમીય પશુનું જ પ્રકરણ છે. માટે અગ્નિષોમીય પશુનો જ સંસ્કાર છે જ્યોતિષ્ટોમને લીધે કંઇ પશુ સંસ્કાર નથી. માટે અગ્નિષોમીય પશુનાજ ઉપાકરણ આદિ સંસ્કારો છે. ॥ ૨૫ ॥

હેતુ સૂત્ર **लिङ्गदर्शनाच्च ॥ २६ ॥**

**પદાર્થ** :—( च ) અને ( लिङ्गदर्शनात् ) લિંગરૂપ વાકય હોવાથી

**ભાવાર્થ** :—એવાં વાકયો પણ છે કે જેથી ઉપાકરણાદિ ધર્મ અગ્નિષોમીય પશુના જ છે એમ સિદ્ધ થાય છે. સવનીય પશુને માટે એવાં કોઇ વાકય નથી. માટે ઉપાકરણ આદિ ધર્મો અગ્નિષોમીય પશુને માટે છે. ॥ ૨૬ ॥

अचोदना गुणार्थेन ॥ २७ ॥

પદાર્થ :—( गुणार्थेन ) છિદ્ર પિધાન રૂપ અર્થથી ( अचोदना ) વિધાન નથી.

ભાવાર્થ :—છિદ્રપિધાન આદિ વાક્યો ગુણાર્થક છે એ કોઈ વિધાન નથી. એ તો માત્ર અર્થવાદ છે. અર્થાત્ ઉપાકરણ આદિ ધર્મો અગ્નિષોમીય પશુનાજ ધર્મો છે. એ સમગ્ર અધિકરણનો ભાવ છે. ॥ ૨૭ ॥

શાખાહરણ આ ઉભયદોહના ધર્મ છે એ અધિકરણ સમજાવે છે.

પૂર્વ પક્ષ दोहयो : कालभेदात् असंयुक्तं श्रुतं स्यात् ॥ २८ ॥

પદાર્થ : —( दोहयो : ) સાયંકાળ અને પ્રાત : કાળ દોહનનો ( कालमेदात् ) સમય જુદો જુદો હોવાથી ( श्रुतम् ) દર્શપૂર્ણમાસ યાગમાં સાભળવામાં આવતા શાખાહરણ આદિ ઉક્ત દોહનોના ( असंयुक्तम् स्यात् ) ધર્મ થઈ શકે નહિ.

ભાવાર્થ :—દર્શપૂર્ણમાસ પ્રકરણમાં ' अस्ति सायं दोह : ' अस्ति प्रातर्दोह : સાય દોહ છે અને પ્રાતર્દોહ પણ છે. શાખાહરણ, ગોપ્રસ્થાન, ગોદોહન વગેરે સાયંકાળના દોહન ધર્મો છે કારણ કે સાય દોહ પાઠ સાથે જ ઉક્ત ધર્મનો પાઠ હોવાથી સંનિધિ-બળથી સાયં-દોહના ધર્મો હોવાજ યોગ્ય છે. ॥ ૨૮ ॥

સિદ્ધાંત સૂત્ર प्रकरणाविभागाद्वा संयुक्तस्य कालमात्रम ॥ २९ ॥

પદાર્થ :—( प्रकरणाविभागात् ) પ્રકરણનો વિભાગ ન હોવાથી (संयुक्तस्य) અંગ સંયુક્ત ( कालमात्रम् ) ઉભય દોહન કાળ વિધાન છે. ( वा ) ' વા ' શબ્દ સિદ્ધાંત પક્ષ સૂચવે છે.

ભાવાર્થ :—મહાપ્રકરણ એક જ હોવાથી ઉભય દોહનમાં ભેદ ન હોવાથી શાખા હરણ આદિ ધર્મ બન્ને દોહનના ધર્મ છે. दध्यमावास्यायाम्, ऐन्द्रं पयोऽमावास्यायाम् આ વાક્યોને કાળ શાસ્ત્ર કહે છે. પૂર્વ દિવસે અર્થાત્ અમાવાસ્યા દિવસે સાયદોહનું આમ્નાન નથી પણ ત્યાર-પછીનો જે પ્રતિપદ્-દિવસ છે તેમાં વિધાન છે છતાં અમાવાસ્યામાં દોહન કહ્યું છે તે તો પ્રતિપદ્‌ને દિવસે દહીં તૈયાર થાય માટે કહ્યું છે. स्वभाव एष दध्नो यत्पूर्वेद्युरुपक्रान्तम् अपरेद्युरभिनिवर्तते ( શાબર ભાષ્ય ) માટે બન્ને દોહનના ધર્મો વિહિત છે ॥ ૨૯ ॥

સંમાર્ગ-આદિ જે ગ્રહ ધર્મો છે તે ત્રણે સવન માટે છે. એ પ્રકરણને સમજાવે છે.

तद्वत्सवनान्तरे ग्रहाम्नानम् ॥ ३० ॥

પદાર્થ :—( तद्वत् ) તે જ પ્રમાણે ( ग्रहाम्नानम् ) ગ્રહ ધર્મોનું અનુષ્ઠાન ( सवनान्तरे ) પ્રાત : સવન, મધ્યંદિન સવન અને સાયંસવનમાં થાય છે.

ભાવાર્થ :— ઐન્દ્રવાયવ આદિ દસ ગ્રહો ( પાત્ર વિશેષ ) પ્રાત : સવનના પ્રકરણમાં પઠિત છે. ટુવાલ અંગોછાના છેડાથી તેને સાફ કરવા दशापवित्रेण ग्रहं संमार्ष्टि આ વસ્ત્રપ્રોચ્છન આદિ ગ્રહધર્મો ત્રણે સવનોમાં કરવા. ત્રણે સવનોનું પ્રકરણ એક જ છે. ક્રમ કરતાં વાક્ય અને

પ્રકરણ બલવત્ છે, માટે ગ્રહધર્મો ત્રણે સવનોના ગ્રહો માટે છે. પ્રાત : સવનમાં ઐન્દ્રવાયવ આદિ દસ ગ્રહો હોય છે. મધ્યદિન સવનમાં મરત્વતીય આદિ નામક ચાર ગ્રહો હોય છે. સાયં-સવનમાં આદિત્ય આદિ નામક છ ગ્રહો હોય છે. આ સર્વ ગ્રહોને માટે ગ્રહ ધર્મો છે. ॥ ૩૦ ॥

## રશનાત્રિવૃત્વાદિ સર્વપશુઓના ધર્મ છે. એ અધિકરણને સમજાવે છે.

### रशना च लिङ्गदर्शनात् ॥ ३१ ॥

**પદાર્થ** :--( च ) અને ( रशना ) ધર્મ સહિત રશના બન્નેને માટે છે. ( लिङ्गदर्शनात् ) સવનીય પરિવ્યાણમાં ત્રિવૃત્ત્વગુણવિશિષ્ટ રશનાનો અનુવાદ રૂપ લિંગ વાક્ય હોવાથી.

**ભાવાર્થ** :--અગ્નિષોમીય પશુસમીપ રશનાથી યૂપનું પરિવેષ્ટન, રશનાને ત્રેવડી કરવી, રશના દર્ભની હોવી જોઈએ વગેરે ધર્મો કહેવામાં આવ્યા છે ' परिव्ययति उर्वें रशना ' " त्रिवृद् भवति " " दर्भमयी भवति " આ રશના અને વેષ્ટન આદિ ધર્મો સંનિધિ રૂપ અવાન્તર પ્રકરણથી અગ્નિષોમીય પશુના જ ધર્મ છે આવું પૂર્વપક્ષનું માનવું છે સિદ્ધાંતપક્ષનું માનવું છે કે સવનીય પશુમાં પણ એ બધાનો સંબંધ છે. પરિવ્યાણવેષ્ટન એ તો યૂપનો જ ધર્મ છે અને યૂપ ત્રણ પશુઓને માટે હોય છે માટે વેષ્ટનાદિ સર્વપશુઓના ધર્મ છે. ॥ ૩૧ ॥

## અંશુ અને અદાભ્યના પણ સાદન આદિ ધર્મો છે. એ પ્રકરણને સમજાવે છે.

પૂર્વપક્ષ સૂત્ર आराच्छिष्टमसंयुक्तमितरैरसंनिधानात् ॥ ३२ ॥

**પદાર્થ** :--( आरात् ) પ્રકરણપઠિત ગ્રહસમીપ ( शिष्टम् ) વિધાન કરવામાં આવેલા સંમાર્ગાદિ ધર્મ ( इतरैः ) અનારભ્ય-પઠિતગ્રહો સાથે ( असंयुक्तम् ) સંબદ્ધ નથી (असंनिधानात्) દૂરવૃત્તિત્વ હોવાથી.

**ભાવાર્થ** :--અંશુ અને અદાભ્ય ગ્રહોનો પાઠ પ્રકરણ-બાહ્ય હોવાથી સંમાર્ગાદિ ધર્મો એ ગ્રહોને લાગુ પડતા નથી પણ ઐન્દ્રવાયવાદિ ગ્રહોને જ લાગુ પડે છે. ॥ ૩૨ ॥

સિદ્ધાંત સૂત્ર संयुक्तं वा तदर्थत्वात् शेषस्य तन्निमित्तत्वात् ॥ ३३ ॥

**પદાર્થ** :--( वा ) 'વા' શબ્દ સિદ્ધાંતપક્ષને સૂચવે છે. ( संयुक्तम् )ગ્રહમાત્ર સાથે સંમાર્ગાદિ ધર્મ સંયુક્ત છે. ( तदर्थत्वात् ) તે ધર્મો જ્યોતિષ્ટોમના અપૂર્વ માટે છે ( शेषस्य ) ગ્રહધર્મો ગ્રહદ્વારા ( तन्निमित्तत्वात् ) જ્યોતિષ્ટોમના અપૂર્વના કારણ છે.

**ભાવાર્થ** :—સંમાર્ગાદિ ધર્મો બધા ગ્રહોને માટે છે. અનારભ્ય પઠિત અંશુ અને અદાભ્ય ગ્રહોને માટે પણ છે, કારણ કે એ બધા ધર્મો ગ્રહદ્વારા જ્યોતિષ્ટોમના અપૂર્વના કારણ છે. ॥ ૩૩ ॥

### निर्देशाद् व्यवतिष्ठेत ॥ ३४ ॥

**પદાર્થ** :--( निर्देशात् ) વિધાયક વાક્યથી પણ ( व्यवतिष्ठेत ) ઉક્ત ધર્મોનો ગ્રહમાત્ર સાથે સંબંધ જણાય છે.

ભાવાર્થ :--( ग्रहं संमार्ष्टि ) આ વાક્ય ખાસ અમુક ગ્રહોને માટે નથી પણ ગ્રહસામાન્ય માટે છે, માટે અંશુ અને અદાભ્ય ગ્રહોપણ સંમાર્ગાદિ ધર્મોના સંબંધી છે.॥ ૩૪॥

ચિત્રિણી આદિ ઇષ્ટકા અગ્નિના અંગ છે એ પ્રકરણ સમજાવે છે.

अग्न्यङ्गमप्रकरणे तद्वत् ॥ ३५ ॥

પદાર્થ :—( अप्रकरणे ) અનારભ્ય પઠિત ચિત્રિણી આદિ ઇષ્ટકા પણ ( तद्वत् ) અંશુ અને અદાભ્ય ગ્રહ પેઠે ( अग्न्यङ्गम् ) અગ્નિના જ અંગ છે.

ભાવાર્થ :-- " चित्रिणीरुपदधाति " " अखण्डामकृष्णां कुर्यात् " આ વાક્યો અપ્રકરણ પઠિત છે. છતાં પણ ' य एव विद्वान् अग्निं चिनुते ' આ વાક્ય પ્રકરણ પઠિત છે માટે અખંડત્વાદિ અગ્નિ સાધનભૂત ઇષ્ટકાના ધર્મો છે, પ્રથમચિતિના ધર્મ નથી. જેવી રીતે સંમાર્જન આદિ અપ્રકરણ પઠિત અંશુ તથા અદાભ્ય નામક ગ્રહોના ધર્મ છે તેવીજ રીતે અખંડત્વાદિ ધર્મો અપ્રકરણ પઠિત હોવા છતાં ચિત્રિણી આદિ ઇષ્ટકાના જ ધર્મ છે માટે ચિત્રિણી આદિ ઇષ્ટકાઓ અગ્નિનાં અંગ છે. ॥ ૩૫ ॥

' ક્રય અભિષવ આદિ કેવળ સોમનાજ ધર્મ છે ' એ અધિકરણને સમજાવે છે

नैमित्तिकमतुल्यत्वात् असमानविधानं स्यात् ॥ ३६ ॥

પદાર્થ :--( नैमित्तिकम् ) ફલ ચમસ દ્રવ્ય નૈમિત્તિક છે, માટે ( असमानविधानम् ) ( स्यात् ) સોમતુલ્ય વિધાન એનું ન હોઇ શકે. ( अतुल्यत्वात् ) સમાન ન હોવાથી.

ભાવાર્થ :--જો ક્ષત્રિય અથવા વૈશ્ય યજમાન હોય તો તેને વડલાની કુંપળો લાવી, વાટી તેમાં દહીં નાખી સોમરસને બદલે આપવી એવું આગળ કહેવામાં આવ્યું છે. આ વટકુંપળો વાટીને તૈયાર કરી હોય છે તેને ' ફલચમસ ' કહેવામાં આવે છે. न्यग्रोधमुकुलरूपस्य फलस्य पिष्टं चम्यते ( भक्ष्यते ) यत्र स ' फलचमसः ' ( ઇતિ માધવ )

ક્રય અભિષવ આદિ સોમના ધર્મ છે અને તે નિત્ય છે. ફલચમસ તો ક્ષત્રિય વૈશ્યરૂપ નિમિત્તને લીધે અનિત્ય છે માટે સોમના ક્રય, અભિષવ આદિ ધર્મો ફલચમસના નથી. જો અનિત્યફલ ચમસને માટે પણ એ ધર્મ માનવામાં આવે તો નિત્યશ્રુતિનો વિરોધ આવે છે. આ કારણે ફલચમસમાં એ ધર્મો અતિદેશથી પ્રાપ્ત થાય છે. ॥ ૩૬ ॥

' પ્રતિનિધિમાં પણ મુખ્યધર્મનું અનુષ્ઠાન કરવું. ' એ અધિકરણ સમજાવે છે.

પૂર્વપક્ષ प्रतिनिधिश्च तद्वत् ॥ ३७ ॥

પદાર્થ :--(च) અને ( प्रतिनिधिः ) પ્રતિનિધિ દ્રવ્ય પણ ( तद्वत् ) સોમ ધર્મ પેઠે છે.

ભાવાર્થ :--' व्रीह्यभावे नित्यं प्रतिनिधिना अनुष्ठेयम् વ્રીહી ન હોય તો નિત્ય પ્રતિનિધિવડે અનુષ્ઠિત કરવું. એવું વિધાન આગળ છઠ્ઠા અધ્યાયમાં કહેવામાં આવશે પ્રતિનિધિ દ્રવ્ય અનિત્ય હોવાથી પ્રોક્ષણ આદિ ધર્મો સોમના ધર્મ પેઠે પ્રતિનિધિ દ્રવ્યને લાગુ પડતા નથી. એવો પૂર્વપક્ષનો મત છે. ॥ ૩૭ ॥

સિદ્ધાંત સૂત્ર **न तद्वत् प्रयोजनैकत्वात् ॥ ३८ ॥**

**પદાર્થ** :—( तद्वत् ) સોમધર્મ પેઠે ( न ) નહી ( प्रयोजनैकत्वात् ) એક પ્રયોજન હોવાથી.

**ભાવાર્થ** :—પુરોડાશની નિષ્પત્તિરૂપ એક જ પ્રયોજન પ્રતિનિધિ દ્રવ્યનું હોવાથી સોમની પેઠે ન માનતાં પ્રોક્ષણાદિ ધર્મો પ્રતિનિધિ દ્રવ્યને પણ લાગુ પડે છે. व्रीह्यभावे नीवाराः જો વ્રીહિ ન મળે તો નીવારધાન્યથી યજ્ઞ કરવો. અહીં નીવાર એ પ્રતિનિધિ દ્રવ્ય છે. નીવારને પણ પ્રોક્ષણ, અવહનન આદિ ધર્મો શ્રુતિથી વિહિત છે એમ સમજવું. ' मुख्याभावे क्रियमाणःप्रतिनिधिः सदृशतमः ' મુખ્ય ન મળે તો પ્રતિનિધિ સદૃશતમ હોય તેને જ બનાવવો. મુખ્ય દ્રવ્યના ધર્મો પ્રતિનિધિને પણ લાગુ પડે છે એમ સમજવું ॥ ૩૮ ॥

**अशास्त्रलक्षणत्वाच्च ॥ ३९ ॥**

**પદાર્થ** :—( च ) અને ( अशास्त्रलक्षणत्वात् ) અશાસ્ત્રીય હોવાથી.

**ભાવાર્થ** :—' व्रीहिभिर्यजेत ' આ વાકયથી વ્રીહિ વડે યજ્ઞ કરવા કહ્યું છે પણ વ્રીહીમાંથી પુરાડાશ બનાવવા માટે વ્રીહિને ખાંડી, તેનો લોટ બનાવવો પડે છે અને પછી તેમાંથી પુરોડાશ બને છે. ખાંડવાથી અને દળવાથી વ્રીહિ નાશ પામે છે એ સ્પષ્ટ છે માટે ખરી રીતે જોતાં વ્રીહિનાં અવયવો યજ્ઞનાં અંગ બને છે. વ્રીહિ તો માત્ર ફલોપધાયક છે. માટે જે સ્વરૂપ યોગ્ય હોય તે અશાસ્ત્રીય કહેવાય છે. માટે જેમ વ્રીહિ અશાસ્ત્રીય હોવા છતાં પ્રોક્ષણાદિ ધર્મો તેના ઉપર થાય છે તેમ પ્રતિનિધિભૂત નીવાર દ્રવ્યને પણ પ્રોક્ષણાદિ ધર્મ લાગુ પડે છે કારણ કે અશાસ્ત્રીયત્વ બન્નેમાં સરખું છે આ કારણથી વ્રીહિ અને નીવારમાં પ્રકૃતિ વિકૃતિ ભાવ નથી પણ મૂળ શ્રુતિથીજ પ્રતિનિધિ નીવાર રૂપ દ્રવ્યને પ્રોક્ષણ આદિ ધર્મ લાગુ પડે છે. ॥ ૩૯ ॥

**શ્રુતિવિહિત પ્રતિનિધિ દ્રવ્યમાં મુખ્ય ધર્મોનું અનુષ્ઠાન હોય છે એ અધિકરણને સમજાવે છે.**

**नियमार्था गुणश्रुतिः ॥ ४० ॥**

**પદાર્થ** :—( गुणश्रुतिः ) ગુણ શ્રુતિ ( नियमार्था ) નિયમને માટે છે.

**ભાવાર્થ** :—" यदि सोमं न विन्देत पूतिकान् अभिषुणुयात् " જો સોમ લતા ન મળે તો પૂતિક લતામાંથી રસ કાઢવો. આ ઠેકાણે પૂતિક લતા વિહિત છે, નીવારની પેઠે એ પણ પ્રતિનિધિ દ્રવ્ય છે. આ પૂતિકલતા વિધાન નિયમને માટે છે અર્થાત્ સોમ ન મળે તો પૂતિક સિવાય બીજું દ્રવ્ય ન લેવું. અને અભિષવ તથા ક્રય આદિ ધર્મો સોમ અને પૂતિકલતામાં સમાન છે એમ સમજવું. ॥ ૪૦ ॥

**દીક્ષણીય-આદિ ધર્મો અગ્નિષ્ટોમનાં અંગ છે. એ અધિકરણ સમજાવે છે.**

પૂર્વપક્ષ સૂત્ર **संस्थास्तु समानविधानाः प्रकरणाविभागात् ॥ ४१ ॥**

**પદાર્થ** :—( तु ) પૂર્વપક્ષને ' तु ' શબ્દ સૂચવે છે. ( संस्थाः ) અગ્નિષ્ટોમ, ઉકથ્ય ષોડશી અને અતિરાત્ર આ ચાર સંસ્થાઓ ( समानविधानाः ) પ્રકૃતિ વિકૃતિ ભાવ રહિત છે

એટલે એકસરખાં વિધાનવાળી છે, ( प्रकरणाविभागात् ) જ્યોતિષ્ટોમ રૂપ પ્રકરણનો વિચ્છેદ થતો ન હોવાથી.

**ભાવાર્થ** :—અગ્નિષ્ટોમ, ઉકથ્ય, ષોડશી, અતિરાત્ર, અત્યગ્નિષ્ટોમ, આપ્તોર્યામ અને વાજપેય આ સાત જ્યોતિષ્ટોમની સંસ્થાઓ ગણાય છે તેમાં અત્યગ્નિષ્ટોમ, આપ્તોર્યામ અને વાજપેય આ ત્રણનો ઉપરની ચારમાં સમાવેશ થાય છે કારણ કે એ ચાર મુખ્ય સંસ્થાઓ છે. સંસ્થા એટલે સમાપ્તિ. જ્યોતિષ્ટોમ સ્વયં એક હોવા છતાં સમાપ્તિના ભેદથી ભિન્ન હોય છે. 'यज्ञायज्ञीयस्तोत्र'થી સમાપ્તિ થતી હોય ત્યારે 'અગ્નિષ્ટોમ' કહેવાય છે, उक्थ्यस्तोत्रથી સમાપ્તિ થતી હોય ત્યારે એજ જ્યોતિષ્ટોમ 'ઉકથ્ય' કહેવાય છે. આ પ્રમાણે સાત સંસ્થાવાળા જ્યોતિષ્ટોમના પ્રકરણમાં 'દીક્ષણીય' અને પ્રાયણીય ઇષ્ટિઓનું વિધાન છે. આ વિધાન અંગ વિધાન કહેવાય છે જ્યોતિષ્ટોમની અગ્નિષ્ટોમ આદિ મુખ્ય ચારે ય સંસ્થાઓમાં દીક્ષણીય આદિ અંગભૂત ઇષ્ટિઓનું વિધાન સમાન રૂપે છે એમાં પ્રકૃતિ વિકૃતિ ભાવ માનવાની જરૂર નથી અર્થાત્ અગ્નિષ્ટોમને પ્રકૃતિ માની બીજાઓને વિકૃતિ માનવી નહિ કારણ કે જ્યોતિષ્ટોમ રૂપ પ્રકરણનો એ ચારેયમાં વિચ્છેદ થતો નથી. એટલે ચારે ય સંસ્થાઓમાં સમાન વિધાન છે. ॥ ૪૧ ॥

આ કારણથી પણ અંગોનું સમાનવિધાન છે.

व्यपदेशश्च तुल्यवत् ॥ ४२ ॥

**પદાર્થ** :—( च ) અને ( तुल्यवत् ) સમાન રૂપથી ( व्यपदेशः ) બધી સંસ્થાઓનો સંબંધ કહેવામાં આવ્યો છે.

**ભાવાર્થ** :—જ્યોતિષ્ટોમ રૂપ યાગ-પ્રકરણનો સંબંધ અગ્નિષ્ટોમ ઉકથ્ય આદિમાં સમાન રૂપે કહ્યો છે. વળી અગ્નિષ્ટોમ ફલકથનને લીધે જેમ અંગવિધિ સાથે જોડાય છે તેમ ઉકથ્ય-આદિ પણ જોડાય છે. તેના ફળનું કથન આ પ્રમાણે છે. पशुकाम उक्थ्यं गृह्णीयात् । षोडशीना वीर्यकामः स्तुवीत । अतिरात्रेण प्रजाकामं याजयेत् । આ પ્રમાણે દરેક સંસ્થામાં ફળ કથન હોવાથી સાતે સંસ્થામાં સમાન અંગવિધિ છે. ॥ ૪૨ ॥

સિદ્ધાંત સૂત્ર विकारास्तु कामसंयोगे सति नित्यस्य समत्वात ॥ ४३ ॥

**પદાર્થ** :—( तु ) 'तु' શબ્દ પૂર્વપક્ષને સૂચવે છે. ( विकाराः ) ઉકથ્ય આદિ ત્રણે સંસ્થાઓ અગ્નિષ્ટોમની વિકૃતિઓ છે ( पशुसंयोगे सति ) પશુકામ આદિના સંયોગને લીધે ( नित्यस्य समत्वात् ) નિત્ય અગ્નિષ્ટોમ સંસ્થાની સમાન હોવા છતાં દીક્ષણીય આદિ ઇષ્ટિઓનું સમાનરૂપે વિધાન તેમાં થઈ શકતું નથી.

**ભાવાર્થ** :—અગ્નિષ્ટોમ સંસ્થાનો જ્યોતિષ્ટોમ સાથે નિત્ય સંબંધ હોય છે, ઉકથ્યઆદિનો નિત્ય સંબંધ હોતો નથી. ફલકામના હોય તો જ તેની પ્રવૃત્તિ હોય છે જો ફળની ઇચ્છા ન હોય તો ઉકથ્યાદિ કરવામાં આવતા નથી પણ જ્યોતિષ્ટોમમાં અગ્નિષ્ટોમ આવશ્ય હોય જ છે. માટે ઉકથ્યાદિ અગ્નિષ્ટોમની વિકૃતિઓ છે અને વિકૃતિમાં પ્રકૃતિવિહિત અંગો અતિદેશ શાસ્ત્રથી આવે છે માટે એમાં સમાનવિધાન નથી. ॥ ૪૩ ॥

वचनात्तु समुच्चयः ॥ ४४ ॥

પદાર્થ :--( तु ) વળી ( वचनात् ) વચનોથી ( समुच्चयः ) સમુચ્ચયની પ્રતીતિ થાય છે.

ભાવાર્થ :-यदि अग्निष्टोमो जुहोति यद्युक्थ्यः परिधौ निर्मार्ष्टि ઈત્યાદિ વચનોથી તો અગ્નિષ્ટોમ અને ઉકથ્યાદિનો સમુચ્ચય માત્ર કથિત છે અને સમુચ્ચય પ્રકૃતિ વિકૃતિભાવથી પણ હોઈ શકે છે. માટે ઉકથ્યાદિમાં દીક્ષણીય આદિ અંગોનું વિધાન માનવાની જરૂર નથી. ॥ ૪૪ ॥

प्रतिषेधाच्च पूर्वेषाम ॥ ४५ ॥

પદાર્થ :–( च ) અને ( पूर्वेषाम् ) પૂર્વલિંગ હોમોનો ( प्रतिषेधात् ) નિષેધ હોવાથી.

ભાવાર્થ :—ઉકથ્ય સંસ્થામાં હોમનો નિષેધ કર્યો છે કેવળ આજ્યશેષથી પરિધિનું માર્જન કરવા કહ્યું છે. નિષેધ પ્રાપ્તનો જ હોય શકે, ઉકથ્યમાં જે હોમનો નિષેધ કર્યો છે તે કયા વચનથી પ્રાપ્ત છે ? અર્થાત્ એને માટે કોઈ વચન નથી પણ અગ્નિષ્ટોમમાં જે હોમ વિહિત છે તેનો માત્ર અતિદેશ જ છે અને અતિદેશ તો વિકૃતિમાંજ સંભવે આથી સિદ્ધ થાય છે કે ઉકથ્ય આદિ અગ્નિષ્ટોમની વિકૃતિઓ છે માટે દીક્ષણીય આદિ અંગોનું વિધાન પ્રકૃતિભૂત અગ્નિષ્ટોમમાંજ છે. ॥ ૪૫ ॥

गुणविशेषादेकस्य व्यपदेश : ॥ ४६ ॥

પદાર્થ :—( एकस्य ) જ્યોતિષ્ટોમ રૂપ યાગ એક હોવા છતાં ( गुणविशेषात् ) જુદા જુદા ગુણોને લીધે ( व्यपदेशः ) અનુવાદ માત્ર કરવામાં આવ્યો છે.

ભાવાર્થ :—જ્યોતિષ્ટોમ એક છે છતાં અગ્નિષ્ટોમ સામથી સમાપ્તને લીધે અગ્નિ-ષ્ટોમનો અનુવાદ કર્યો છે તે જ પ્રમાણે ઉકથ્યાદિમાં પણ સ્તોત્ર રૂપ ગુણોને લીધે તેના જુદાં જુદાં નામો પડયાં છે. અગ્નિષ્ટોમ નિત્ય છે અને બીજી સંસ્થાઓ અનિત્ય છે તેથી પ્રકૃતિ વિકૃતિ પણ તેમાં છે. આ કારણને લીધે અગ્નિષ્ટોમમાં દીક્ષણીય આદિ ઇષ્ટિઓનું વિધાન છે બીજી સંસ્થામાં વિધાન નથી પણ प्रकृतिवद् विकृतिः कर्तव्या એ અતિદેશ વાકયથી પ્રાપ્ત થાય છે. ॥૪૬॥

इति मीमांसा गुर्जरभाष्ये तृतीयाध्यायस्य षष्ठः पाद : ॥



अथ तृतीयाध्यायस्य सप्तम : पाद :

બર્હિ આદિ તથા તેના અંગના પણ અંગ છે. એ અધિકરણ સ્પષ્ટ કરે છે

પૂર્વપક્ષ સૂત્ર प्रकरणविशेषादसंयुक्तं प्रधानस्य ॥ १ ॥

પદાર્થ :—( असंयुक्तम् ) ઉદ્દેશ્ય સાથે અસંબદ્ધ છે માટે ( प्रकरण विशेषात् ) અંગા-કાંક્ષા રૂપ પ્રકરણ વિશેષથી ( प्रधानस्य ) બર્હિ અને વેદિ આદિ ધર્મો પ્રધાન યાગનાજ ધર્મ છે.

ભાવાર્થ :—દર્શ પૂર્ણ માસ પ્રકરણમાં ' वेदिं खनति ' वेद्यां हवींषि आसादयति ' बर्हि-र्लुनाति ' ' बर्हिषि हवींषि आसादयति ' બર્હિ અને બર્હિના ધર્મો તથા વેદિ અને વેદિના ધર્મોનો

પાઠ છે. એ ધર્મો કેવળ પ્રધાન યાગના અંગ છે કે અંગના પણ ધર્મ છે ? અહીં પૂર્વ પક્ષનું એવું માનવું છે કે એ પ્રધાન યાગના જ ધર્મ છે અંગના નહિ, કારણ કે પ્રધાનનું જ પ્રકરણ છે, અંગોનું નહિ. પ્રધાનની સાથે એનો સંબંધ છે માટે એ પ્રધાનનાજ ધર્મ છે. ॥ ૧ ॥

સિદ્ધાંત સૂત્ર सर्वेषां वा शेषत्वस्यातत्प्रयुक्तत्वात् ॥ २ ॥

પદાર્થ :—(वा) 'વા' શબ્દ પૂર્વપક્ષને સૂચવે છે.(सर्वेषाम्) પ્રધાન અને અંગ બધાયના ઉક્ત ધર્મો છે ( शेषत्वस्य ) શેષપણું ( अतत्प्रयुक्तत्वात् ) પ્રકરણથી પ્રાપ્ત થતું નથી.

ભાવાર્થ :—જે જેનો ઉપકાર કરે તે તેનો શેષ કહેવાય છે, વેદિ, બર્હિ અને હવિરાસાદાન વગેરે ધર્મો અંગને અને પ્રધાન સર્વેને ઉપકાર કરે છે માટે એ ધર્મો પ્રધાન યાગના અને અંગના પણ શેષભૂત છે. वेद्यां हवींषि आसादयति આ વાક્ય છે એ હવિર્માત્રનું પ્રયોજક છે વળી પ્રકરણ વાક્ય બલવત્ હોય છે તેથી અંગમાં અને પ્રધાનમાં ઉક્ત ધર્મો કરવા જોઈએ. ॥ ૨ ॥

પૂર્વપક્ષવાદીનું શંકાસૂત્ર आरादपीति चेत् ॥ ३ ॥

પદાર્થ :—( आराद् अपि ) સમીપમાં પિંડ પિતૃયજ્ઞ પણ શિષ્ટ છે માટે તેના પણ ઉક્ત ધર્મો અંગ થવાં જોઇએ ( इति चेत् ) જો એવી શંકા કરવામાં આવે તો તેનો ઉત્તર આગળના સૂત્રમાં.

ભાવાર્થ :—દર્શ પૂર્ણ માસની સમીપ પાઠ હોવાથી જો સર્વના શેષ બનતા હોય તો ' પિંડપિતૃ યજ્ઞ ' નામક યજ્ઞ પણ પ્રધાન યાગની પાસે પઠિત છે તો ઉક્ત ધર્મો પિંડપિતૃ-યજ્ઞના પણ અંગ થવા જોઇએ. ॥ ૩ ॥

સમાધાન સૂત્ર न तद्वाक्यं हि तदर्थत्वात् ॥ ४ ॥

પદાર્થ :— ( न ) ઉક્ત શંકા ઠીક નથી ( हि ) કારણ કે ( तद्वाक्यम् ) બર્હિ વેદ્યાદિ વાક્ય ( तदर्थत्वात् ) પ્રધાન તથા અંગ બંન્ને માટે વેદિ આદિનું વિધાન કરે છે.

ભાવાર્થ :—दर्शपूर्ण मासाभ्यां स्वर्गकामो यजेत । આ પ્રકરણ સાથે बर्हिर्वेद्यादि વાક્ય એકવાક્યતાપન્ન થાય છે. પિંડપિતૃ યજ્ઞનો પ્રકરણ સાથે સંબંધ નથી માટે પ્રકરણથી માત્ર પ્રધાન યાગ અને તેના અંગોનું જ ગ્રહણ થાય છે. જ્યારે પ્રકરણથી પિંડપિતૃયજ્ઞનું ગ્રહણ નથી થતું તો પછી ઉક્ત ધર્મો પિંડપિતૃ યજ્ઞનાં અંગ કેવી રીતે ગણાય ? અર્થાત્ ઉક્ત વેદિ, બર્હિ આદિ ધર્મો પિંડપિતૃ યજ્ઞના નથી. ॥ ૪ ॥

लिङ्गदर्शनाच्च ॥ ५ ॥

પદાર્થ :—( च ) અને ( लिङ्ग दर्शनात् ) લિંગ વાક્યનું શ્રવણ થતું હોવાથી.

ભાવાર્થ :—ध्रुवामेवाग्रेऽभिधारयति ततो हि प्रथमावाज्यभागौ यक्ष्यन् भवति પ્રથમ 'ધ્રુવા'નામક પાત્રમાં અભિધારણ કરે ત્યાર પછી ' આજ્ય ભાગ ' નામક પ્રધાન આહુતિ આપવી. આ વાક્યમાં અભિધારણ જેમ ઉભયાર્થક છે તે જ પ્રમાણે બીજાં અંગો પણ ઉભયાર્થક છે. ॥ ૫ ॥

### સ્વામિસંસ્કારો પ્રધાનાર્થ છે એ અધિકરણને સમજાવે છે.

**फलसंयोगात् तु स्वामियुक्तं प्रधानस्य ॥ ६ ॥**

પદાર્થ :–(तु) સિદ્ધાંત પક્ષને સૂચવે છે (स्वामियुक्तम्) યજમાનને કરવામાં આવતા કેશવપન આદિસંસ્કાર (प्रधानस्य) પ્રધાન કર્મનું અંગ છે (फलसंयोगात्) ફળનો ભોક્તા યજમાન હોવાથી.

ભાવાર્થ :—જ્યોતિષ્ટોમ પ્રકરણમાં 'केशश्म्रु वपते' ઇત્યાદિ શ્રવણ થાય છે તે ફક્ત પ્રધાન કર્મને માટે જ છે અંગ કર્મને માટે નહિ. યજમાનનાં બે રૂપ હોય છે. એક કર્તૃત્વ અને બીજું ભોક્તૃત્વ. તેમાં કર્તૃત્વની સિદ્ધિ માટે શાસ્ત્રની જરૂર નથી પણ ફલભોક્તૃત્વતો સંસ્કારથી સાધ્ય હોય છે અને તે કેવળ શાસ્ત્રથી જ જાણી શકાય છે. ગ્રહપાત્રોથી સોમનો હોમ કરવો એ મુખ્ય કર્મ છે અને અગ્નિષોમીય પશુનું દાન કરવું એ અંગ કર્મ છે. વપન આદિ સંસ્કાર ફલસાધન મુખ્ય જે હોમ છે તેના જ ઉપકારક છે અંગ કર્મના નહિ. ॥ ૬ ॥

### સૌમિકવેદિ આદિ પ્રધાન તથા અંગ બન્ને માટે હોય છે એ અધિકરણને સમજાવે છે

પૂર્વપક્ષ **चिकीर्षया च संयोगात् ॥ ७ ॥**

પદાર્થ :—(च) અને (चिकीर्षया) કરવાની ઇચ્છાનો (संयोगात्) પ્રધાન કર્મ સાથે સંબંધ હોવાથી.

ભાવાર્થ :—પ્રાચીનવંશના પૂર્વ ભાગમાં 'સૌમિકી' વેદિ બનાવવામાં આવે છે ત્યાં સોમસંબંધી કાર્ય કરવામાં આવે છે. એ વેદિનું પ્રમાણ આ પ્રમાણે છે. षट्त्रिंशत्प्रक्रमा प्राची चतुर्विंशतिरग्रेण त्रिंशत् जघन्येन, इयति शक्ष्यामहे। છત્રીસ ક્રમ લાંબી ચોવીસ ક્રમ (૫૮) આગળના ભાગમાં ત્રીસ ક્રમ પાછળના ભાગમાં વેદિ બનાવવી. આવડી વેદિમાં સોમનું કાર્ય કરી શકીશું. આ વાક્ય સૌમિક વેદિની સમીપમાં પઠિત છે. પુરુષ જે કરવાને ઇચ્છે છે તે પ્રધાન હોય છે કારણ કે તે ફલસાથે સંબંધ ધરાવે છે. માટે સૌમિકી વેદિ પ્રધાન કર્મને માટે છે આવું પૂર્વપક્ષનું માનવું છે, આનો ઉત્તર આગળ આવશે. પણ અહીં ઉત્તર આપ્યા પહેલાં જ બીજું અધિકરણ શરૂ કરે છે અને બંને અધિકરણનો ઉત્તર આગળ છે. સિદ્ધાંતપક્ષમાં સૌમિકી વેદિ પ્રધાન અને અંગ બન્ને કર્મને માટે છે. ॥ ૭ ॥

### અભિમર્શન પ્રધાન અને અંગ બન્નેને માટે છે.

પૂર્વપક્ષ સૂત્ર **तथाऽभिधानेन ॥ ८ ॥**

પદાર્થ :—(तथा) તે પ્રમાણે (अभिधानेन) પૌર્ણમાસી અને અમાવાસ્યા રૂપ પ્રધાન હવિષના નામ સાથે સંબંધ હોવાથી.

ભાવાર્થ :—चतुर्होत्रा पौर्णमासी मभिमृशेत्। पञ्चहोत्रा अमावास्यायाम् આ મંત્રોથી પ્રધાન હવિષનું અભિમર્શન બતાવવામાં આવ્યું છે અભિમર્શન એટલે સ્પર્શ. પૌર્ણમાસી અને

અમાવાસ્યા શબ્દો પ્રધાન કર્મના વાચક છે એ બીજા અધ્યાય બીજા પાદમાં ત્રીજા અધિકરણમાં કહેવામાં આવ્યું છે માટે અભિમર્શન કેવળ પ્રધાનને માટે છે. આવું પૂર્વપક્ષનું માનવું છે. ॥ ૮ ॥

સાતમા સૂત્રમાં કરેલા પૂર્વપક્ષનું સમાધાન કરે છે

**तद्युक्ते तु फलश्रुतिस्तस्मात् सर्वचिकीर्षा स्यात् ॥ ९ ॥**

પદાર્થ :--( तु ) પૂર્વ પક્ષનો નિરાસ સૂચવે છે. ( तद्युक्ते ) અંગયુક્ત પ્રધાન કર્મમાં ( फलश्रुति: ) ફલ સાધનત્વની શ્રુતિ છે ( तस्मात् ) માટે ( सर्वचिकीर्षा स्यात् ) અંગ સહિત પ્રધાન કર્મની ચિકીર્ષા છે.

ભાવાર્થ :—જે ફલશ્રવણ છે તે અંગ સહિત પ્રધાન કર્મનું ફળ સમજવું અંગ રહિત પ્રધાન કર્મનું નહીં માટે જે ચિકીર્ષા છે તે અંગ અને પ્રધાન બન્ને માટે છે. આ પ્રમાણે સાતમા સૂત્રના પૂર્વપક્ષનું સમાધાન છે. ॥ ૯ ॥

આઠમાં સૂત્રના પૂર્વપક્ષનું સમાધાન કરે છે.

**गुणाभिधानात् सर्वार्थमभिधानम् ॥ १० ॥**

પદાર્થ :—( गुणाभिधानात् ) ગુણ એટલે અંગનું અર્થાત્ કાળ રૂપ અંગનું કથન હોવાથી ( अभिधानम् ) અભિમર્શનરૂપ અભિધાન ( सर्वार्थम् ) સર્વને માટે છે

ભાવાર્થ :—અમાવાસ્યા અને પૌર્ણમાસી શબ્દો જો પ્રધાન કર્મના વાચક હોય તો કર્મ એ ક્રિયારૂપ હોવાથી એનો સ્પર્શ થઈ શકે નહિ માટે અમાવાસ્યા અને પૌર્ણમાસી બન્ને શબ્દોના હવિષ્માં લક્ષણા માનવી જોઇએ અને તે સપ્તમી વિભક્તિના અર્થમાં જ જોઇએ. એટલે અમાવાસ્યા અને પૌર્ણમાસી કાળના જ વાચક માનવા તેથી અભિમર્શન અંગ સહિત પ્રધાનને માટે છે અર્થાત્ ઉભયાર્થ છે એમ માનવું જોઈએ. ॥ ૧૦ ॥

દીક્ષા અને દક્ષિણા પ્રધાન કર્મને માટે છે. એ અધિકરણ સમજાવે છે.

**दीक्षादक्षिणं तु वचनात् प्रधानस्य ॥ ११ ॥**

પદાર્થ :--( तु ) સિદ્ધાંતપક્ષને સૂચવે છે. ( दीक्षादक्षिणम् ) દીક્ષા અને દક્ષિણા (वचनात्) વાક્ય બળથી ( प्रधानस्य ) પ્રધાન કર્મનુ અંગ છે.

ભાવાર્થ :--જ્યોતિષ્ટોમમાં દીક્ષા અને દક્ષિણા સંબંધમાં આ પ્રમાણે શ્રવણ થાય છે. " दण्डेन दीक्षयंत " પલાશનો દંડ આપી દીક્ષા દેવી " तस्य द्वादशशतं दक्षिणा " તેની બારસો દક્ષિણા હોય છે. દીક્ષા અને દક્ષિણા મુખ્ય કર્મ અને અંગ કર્મ બન્ને ઉપર ઉપકાર કરે છે માટે પ્રધાન અને અંગ બન્નેને માટે દીક્ષા અને દક્ષિણા છે. આવું પૂર્વ પક્ષનું માનવું છે. આ સૂત્રમાં સિદ્ધાંત પક્ષ બતાવ્યો છે તેમાં એમ જણાવવામાં આવ્યું છે કે सोमस्य दीक्षा અને सोमस्य दक्षिणा આ વચનોથી પ્રધાન કર્મનું જ દીક્ષા અને દક્ષિણા અંગ છે. ગૌણ કર્મનું અંગ એ નથી. ॥ ૧૧ ॥

### ઉક્ત સિદ્ધાંત પક્ષમાં હેતુ બતાવે છે

**निवृत्तिदर्शनाच्च ॥ १२ ॥**

પદાર્થ :--( च ) અને ( निवृत्तिदर्शनात् ) અંગીભૂત કર્મોમાં દીક્ષા અને દક્ષિણાની નિવૃત્તિનું કથન હોવાથી.

ભાવાર્થ :--અગ્નિષોમીય વિકૃતિ નિરૂઢપશુ બંધ નામક યાગમાં ' षड्ढौतारं मनसानुसृत्य जुहोति सैवास्य दीक्षा ' આ વાકયથી સ્તુતિ કરી દીક્ષાની નિવૃત્તિ બતાવવામાં આવી છે. જો વિકૃતિ યાગ રૂપ અંગીભૂતકર્મમાં દીક્ષાનો સંબંધ હોત તો અતિદેશ વાકયથી અંગ કર્મમાં પ્રાપ્ત થયેલી દીક્ષાની નિવૃત્તિ કરત નહિ, પણ વાકયથી જ્યારે દીક્ષાની નિવૃત્તિ બતાવવામાં આવી છે ત્યારે સમજાય છે કે પ્રધાન કર્મ જ્યોતિષ્ટોમની સાથે જ એનો સંબંધ છે અર્થાત્ અગ્નિષ્ટોમ રૂપ મુખ્ય કર્મ સાથેજ એનો સંબંધ છે અંગ કર્મો સાથે નહિ. ॥ ૧૨ ॥

### " અંતર્વેદિ યૂપનું અંગ નથી. " એ અધિકરણને સમજાવે છે.

પૂર્વપક્ષ સૂત્ર **तथा यूपस्य वेदिः ॥ १३ ॥**

પદાર્થ :—( तथा ) તે પ્રમાણે ( यूपस्य ) યૂપનું ( वेदिः ) વેદિ અંગ છે.

ભાવાર્થ :—અગ્નિષોમીય પશુ-પ્રકરણમાં " यूपं मिनोति " આમ લખીને अर्धमन्तर्वेदि मिनोति, अर्धं बहिर्वेदि યૂપનું પ્રમાણ કરી પછી વેદિનો અર્ધો અંદરનો ભાગ માપવો અને અર્ધો બહારનો ભાગ માપવો. અર્થાત જેમ દીક્ષા અને દક્ષિણા પ્રધાન કર્મને માટે છે તેમ યૂપને માટે વેદિની અંદરનો ભાગ અંગ તરીકે છે. આવું પૂર્વ પક્ષનું માનવું છે. ॥ ૧૩ ॥

સિદ્ધાંત સૂત્ર **देशमात्रं वा शिष्टेनैकवाक्यत्वात् ॥ १४ ॥**

પદાર્થ :—( वा ) અથવા ( देशमात्रम् ) અસંસ્કૃત દેશનું પણ વિધાન છે. ( शिष्टेन ) ' अर्धं बहिर्वेदि ' એ શિષ્ટ વાકય સાથે ( एकवाक्यत्वात् ) એકવાકયતા હોવાથી.

ભાવાર્થ :—જેવી રીતે વેદિનો સંસ્કૃત મધ્યભાગ વિહિત છે. તેવી રીતે વેદિનો અસંસ્કૃત બહારનો ભાગ પણ વિહિત છે હવે જો વેદિના મધ્ય ભાગનું યૂપને માટે વિધાન કરવામાં આવે તો વાકયનો ભેદ થાય છે માટે વેદિના અભ્યન્તર અને બાહ્ય ભાગથી ઉપલક્ષિત લૌકિક દેશનું માપવામાં આવતા યૂપને માટે વિધાન કરવામાં આવે છે, આ કારણથી લૌકિક દેશ જ યૂપનું અંગ છે. સંસ્કૃતવેદિભાગ યૂપનું અંગ નથી. ॥ ૧૪ ॥

### ' હવિર્ધાન સામિધેનીનું અંગ નથી. ' એ અધિકરણને સમજાવે છે.

પૂર્વપક્ષ સૂત્ર **सामिधेनीस्तदन्वाहुरिति हविर्धानयोर्वचनात् सामिधेनीनाम् ॥ १५ ॥**

પદાર્થ :-- हविर्धानयोः) હવિર્ધાન નામક શકટમાં કે જેમાં સોમલતા ખાંડવામાં આવે છે તે ( सामिधेनीनाम् ) સામિધેનીનું અંગ છે કારણ કે ( सामिधेनीस्तदन्वाहुरिति ) सामिधेनीस्तदन्वाहुः એ ( वचनात् ) વચનથી તેનું અંગ છે એમ જણાય છે.

ભાવાર્થ :— જ્યોતિષ્ટોમ પ્રકરણમાં એવો પાઠ છે કે, यत् सुन्वन्ति सामिधेनीस्तदन्वाहु: હવિર્ધાનનામક મંડપના દક્ષિણ અને ઉત્તર ભાગમાં બે શકટ અર્થાત્ યજ્ઞોપયોગી ગાડાં હોય છે. તેમાં જે દક્ષિણ ભાગમાં ગાડું હોય છે તેમાં સોમલતાને ખાંડવામાં આવે છે અને તે વખતે સામિધેની મંત્રો બોલવામાં આવે છે, માટે દક્ષિણ શકટ સામિધેનીનું અંગ છે એવું પૂર્વપક્ષવાદીનું માનવું છે. ઉક્ત વાક્યમાં જે यत् અને तत् પદ છે તેનો અર્થ यत्=यस्मिन् કરવો. અર્થાત્ यत् શબ્દ અધિકરણ વાચક છે. ॥ ૧૫ ॥

સિદ્ધાંત સૂત્ર देशमात्रं वा प्रत्यक्षं ह्यर्थकर्म सोमस्य ॥ १६ ॥

પદાર્થ :—( वा ) ' અથવા ' આ શબ્દ પૂર્વપક્ષની નિવૃત્તિ સૂચવે છે.

( देशमात्रम् ) દક્ષિણ શકટ શબ્દ સ્વસમીપ રહેલા દેશનો ઉપલક્ષક છે ( हि ) કારણ કે ( सोमस्य ) જ્યોતિષ્ટોમ યાગનું ( अर्थकर्म ) અંગ ( प्रत्यक्षम् ) પ્રત્યક્ષ છે.

ભાવાર્થ :—' दक्षिणे हविर्धाने सोममारादयति ' જ્યોતિષ્ટોમ યાગમાં દક્ષિણ હવિર્ધાન નામક શકટમાં સોમ ગખવો ! આ વાક્યથી દક્ષિણ હવિર્ધાન જ્યોતિષ્ટોમનું અંગ છે એ સ્પષ્ટ થાય છે. સામિધેનીના મંત્રો પણ જ્યોતિષ્ટોમ યાગમાં અગ્નિઓને પ્રજ્વલિત કરવામાં વિનિયુક્ત છે માટે સામિધેની પણ જ્યોતિષ્ટોમનું જ અંગ છે. આ કારણથી બે અંગોનો અંગાંગિભાવ બની શકતો નથી અર્થાત્ સામિધેની દક્ષિણ હવિર્ધાનનું અંગ નથી પણ જ્યોતિષ્ટોમનું જ અંગ છે. અને સામિધેની મંત્રોનું ઉચ્ચારણ સ્થાન આહવનીય અગ્નિનો પશ્ચિમ ભાગ છે અને એજ ભાગમાં દક્ષિણ હવિર્ધાન નામક શકટ પણ હોય છે. એટલે ઉકત શકટ પાસેના દેશમાં રહી સામિધેનીના મંત્રો ઉચ્ચારવા આમાં દક્ષિણ હવિર્ધાનનું અંગ સામિધેની છે એવું કોઇપણ રીતે સિદ્ધ થતું નથી. ॥ ૧૬ ॥

समाख्यानं च तद्वत् ॥ १७ ॥

પદાર્થ :—( च ) અને ( तद्वत् ) તે પ્રમાણે ( समाख्यानम् ) હવિર્ધાનને જ્યોતિષ્ટોમ યાગનું અંગ તરીકે કથન કરવું એ પણ ઉકત અર્થનું સાધક છે.

ભાવાર્થ :—જેમ શકટ વાચક यत् तत् શબ્દ લક્ષણાવૃત્તિથી તત્સમીપ દેશના વાચક છે તેમ જ્યોતિષ્ટોમનું અંગ હવિર્ધાન નામક શકટ છે એ કથન પણ સિદ્ધ કરે છે કે સામિધેની હવિર્ધાનનું અંગ નથી પણ પ્રધાનભૂત યાગનું જ અંગ છે. ॥ ૧૭ ॥

ઉત્સર્ગાતિરિક્ત કર્મ અન્યદ્વારા પણ થઈ શકે છે. એ અધિકરણને સ્ફુટ કરે છે.

પૂર્વપક્ષ સૂત્ર शास्त्रफलं प्रयोक्तरि तल्लक्षणत्वात् तस्मात् स्वयं प्रयोगे स्यात् ॥ १८ ॥

પદાર્થ :—( शास्त्रफलम् ) શાસ્ત્રમાં બતાવેલું ફળ ( प्रयोक्तरि ) કર્મ કરનારને મળે છે. ( तल्लक्षणत्वात् ) ભોકતૃત્વ એ યજમાનનું લક્ષણ હોવાથી યાગીય બધાં ( प्रयोगे ) અનુષ્ઠાનો ( स्वयम् स्यात् ) યજમાને પોતે જ કરવાં જોઇએ.

ભાવાર્થ :--દર્શપૂર્ણમાસ તથા જ્યોતિષ્ટોમ આદિ કાર્યો યજમાને કરવાં જોઈએ, અર્થાત્ પ્રધાન કર્મને લગનાં કાર્યો હોય તે બધાં યજમાને જાતે જ કરવાં અને પ્રધાન કર્મ પણ યજમાને જ કરવું જોઈએ, કારણ કે કર્મફળનો ભોક્તા યજમાન જ હોય છે. કર્તૃત્વ અને ભોક્તૃત્વનું સામાનાધિકરણ્ય હોય છે. માટે યજમાન સિવાય બીજાએ કર્મ કરવાં ન જોઈએ. ॥ ૧૮ ॥

પૂર્વપક્ષ સૂત્ર **उत्सर्गे तु प्रधानत्वाच् शेषकारी प्रधानस्य तस्मादन्यः स्वयं वा स्यात् ॥ १९ ॥**

પદાર્થ :—(तु) પૂર્વપક્ષને સૂચિત કરે છે. ( उत्सर्गे ) ઋત્વિજોને દક્ષિણા આપવી એ મુખ્ય હોવાથી અને એ લીધે યજમાનની સાર્થકતા હોવાથી ( प्रधानस्य ) યજમાનની સિદ્ધિમાં ( शेषकारी ) ઉત્સર્ગ સિવાય બીજાં કર્મ ( अन्य : स्वय वा स्यात् ) બીજા ઋત્વિજો કરે અથવા યજમાન જાતે કરે.

ભાવાર્થ :—યજમાન દક્ષિણા આપી ઋત્વિજોનું વરણ કરે છે. પરિક્રય અને વરણનો એક જ અર્થ છે. જો બધાં જ કર્મો યજમાને જ કરવાનાં હોય તો ઋત્વિજોનું વરણ જ શા માટે જોઈએ ? માટે ત્યાગ કર્મ યજમાને કરવું અને બીજાં કર્મ યજમાન કરે તો પણ ચાલે અને ઋત્વિજો કરે તો પણ ચાલે દ્રવ્યથી પરિક્રીત થયેલા ઋત્વિજો જે કર્મ કરે છે તેનો યથાર્થ કર્તા યજમાન જ હોય છે કારણ કે દક્ષિણા આપનાર તો યજમાન હોય છે. સ્વર્ગ રૂપી ફલ ઋત્વિજોને મળતું નથી, તેમને તો દક્ષિણા રૂપી દૃષ્ટ ફળ અહીં જ મળી રહે છે. સ્વર્ગ આદિ અદૃષ્ટ ફળનો ભોક્તા તો યજમાન જ હોય છે. ॥ ૧૯ ॥

સિધ્ધાંત સૂત્ર **अन्यो वा स्यात् परिक्रयाम्नानाद्विप्रतिषेधात् प्रत्यगात्मनि ॥ २० ॥**

પદાર્થ :—( वा ) સિધ્ધાંત પક્ષને સૂચિત કરે છે ( अन्यः स्यात् ) દ્રવ્યનું દાન કરવા રૂપ કર્મ સિવાય બીજાં કર્મ ઋત્વિજો જ કરે ( परिक्रयाम्नानात् ) પરિક્રય દક્ષિણા આપી વરણ કરવાનું વિધાન હોવાથી ( प्रत्यगात्मनि ) પોતામાં જ પરિક્રયનો ( विप्रतिषेधात् ) અસંભવ હોવાથી.

ભાવાર્થ :—દ્રવ્ય-દાન સિવાય બીજાં કર્મ ઋત્વિજોએ જ કરવાં જોઈએ જો ઋત્વિજો અન્ય કર્મ ન કરે તો તેમનો પરિક્રય વ્યર્થ થઈ જાય, પરિક્રય ઋત્વિજોનો જ હોઈ શકે છે, પોતાનો પરિક્રય બની શકે જ નહિ. પોતે પોતાને દક્ષિણા આપી વરણ કરવું એ અસંભવિત છે, માટે ઉત્સર્ગ સિવાય બીજાં કર્મ ઋત્વિજોએ કરવાં. ઋત્વિજોથી કરાતાં કર્મના ફળનો ભોક્તા યજમાન જ છે કારણ કે દક્ષિણા આપવાથી સર્વકર્મનો કર્તા યજમાન જ છે. નોકર મારફત જે કર્મ કરાવવામાં આવે છે તે કર્મનો કર્તા સ્વામી જ હોય છે પ્રયોજક જ મુખ્ય કર્તા ગણાય છે. ॥ ૨૦ ॥

પરિક્રીત ઋત્વિજોની સંખ્યાનો નિયમ' એ અધિકરણની સ્પષ્ટતા કરે છે.

પૂર્વપક્ષસૂત્ર **तत्रार्थात् कर्तृपरिमाणं स्यादनियमोऽविशेषात् ॥ २१ ॥**

પદાર્થ :—(तत्र) ઋત્વિજોના સંબંધમાં (अनियमः) સંખ્યાનો નિયમ નથી. ( अविशेषात् ) એને માટે કોઈ વિશેષવચન નથી ( कर्तृपरिमाणम् ) ઋત્વિજોની સંખ્યા ( अर्थात् स्यात् ) કર્મમાં જેટલા ઋત્વિજોની જરૂર હોય તેટલાનું વરણ કરવું.

ભાવાર્થ :—પરિક્રીત ઋત્વિજોની સંખ્યાનો કોઇ નિયમ બતાવવામાં આવ્યો નથી. માટે ઋત્વિજોની જરૂર જણાય તેટલા ઋત્વિજોનો પરિક્રય કરવો જોઇએ. જેમ લૌકિક વ્યવહારમાં ઘર આદિ બાંધવામાં જેટલા માણસોની જરૂર પડે છે તેટલા માણસોને કામમાં જોડે છે તે જ પ્રમાણે શ્રૌત કર્મમાં પણ અર્થ પ્રમાણે ઋત્વિજોની સંખ્યા લેવી. ॥ ૨૧ ॥

સિદ્ધાંતસૂત્ર अपि वा श्रुतिभेदात् प्रतिनामधेयं स्युः ॥ २२ ॥

પદાર્થ :—( अपि वा ) અથવા ( श्रुतिभेदात् ) અધ્વર્યુ, બ્રહ્મા. હોતા આદિ નામોનો ભેદ હોવાથી ( प्रतिनामधेयं स्युः ) જેટલાં નામો છે તે સાર્થક છે અને એ અર્થ પ્રમાણે જરૂર જણાય તેનું વરણ કરવું.

ભાવાર્થ :—ઋત્વિજોનાં નામ કાર્ય પ્રમાણે હોય છે. અધ્વર્યુંનું કાર્ય જુદું બ્રહ્માનું કાર્ય જુદું અને હોતાનું કાર્ય જુદું હોય છે એ જ પ્રમાણે બીજા ઋત્વિજોનું પણ કાર્ય જુદું જુદું જ હોય છે, માટે જે જે કાર્ય માટે જે જે ઋત્વિજોની જરૂર જણાય તે તે કાર્ય માટે તે તે ઋત્વિજોનું વરણ કરવું. એમાં ખાસ કંઇ સંખ્યાનો નિયમ નથી. ॥ ૨૨ ॥

एकस्य कर्मभेदात् ॥ २३ ॥

પદાર્થ:—( एकस्य ) એક જ ઋત્વિજનું ( कर्मभेदात् ) કર્મભેદથી એક જ નામ હોય છે.

ભાવાર્થ :—એક ઋત્વિજનું એક જ નામ હોય છે. એક જ ઋત્વિજનાં અધ્વર્યુ, બ્રહ્મા, હોતા આદિ ત્રણ કે ચાર નામ હોતાં નથી કાર્ય પ્રમાણે નામ રાખવામાં આવ્યાં છે અને એક કાર્ય એક જ ઋત્વિજે કરવાનું હોય છે એટલે જે બ્રહ્મા હોય તે અધ્વર્યુ ન હોઇ શકે. કાર્ય પ્રમાણે ઋત્વિજોના નામ હોય છે માટે જે જે કાર્યની જરૂર તેટલા ઋત્વિજોનો પરિક્રય કરવો ॥ ૨૩ ॥

नोत्पत्तौ हि ॥ २४ ॥

પદાર્થ :—( उत्पत्तौ ) વરણ કરતી વખતે એક ઋત્વિજને એક જ નામ અપાયેલું હોય છે માટે ( न हि ) એક ઋત્વિજના બે ત્રણ નામો હોતાં નથી.

ભાવાર્થ :—' अध्वर्युं वृणीते, ब्रह्माणं वृणीते ' આમ એક એક નામનો ઉચ્ચાર કરી સોમ ઋત્વિજોનું વરણ કરવામાં આવે છે માટે અર્થ પ્રમાણે સોમ ઋત્વિજોનાં અલગ અલગ સોમ નામ હોય છે. સોમ નામ આ પ્રમાણે છે (૧) અધ્વર્યુ (૨) પ્રતિ પ્રસ્થાતા (૩) નેષ્ટા (૪) ઉન્નેતા (૫) પ્રસ્તોતા (૬) ઉદ્‌ગાતા (૭) પ્રતિહર્તા (૮) સુબ્રહ્મણ્ય (૯) હોતા (૧૦) મૈત્રાવરુણ (૧૧) અચ્છાવાક (૧૨) ગ્રાવસ્તુત્ (૧૩) બ્રહ્મા (૧૪) બ્રાહ્મણાચ્છંસી (૧૫) આગ્નીધ્ર (૧૬) પોતા.

આ નામ પ્રમાણે કર્તાના કાર્ય હોય છે. માટે ' यावन्ति कार्याणि तावन्त ऋत्विजो वरीतव्या : ' જેટલાં કાર્યો યજ્ઞમાં જરૂર હોય તેટલા ઋત્વિજોનું વરણ કરવું ॥ ૨૪ ॥

'ચમસાધ્વર્યું અલગઋત્વિજો' છે એ અધિકરણને સમજાવે છે.

**चमसाध्वर्यवश्च तैर्व्यपदेशात् ॥ २५ ॥**

પદાર્થ :—(च) અને (चमसाध्वर्यवः) ચમસાધ્વર્યું ઉક્ત ઋત્વિજો કરતાં જુદા ઋત્વિજો છે. (तैः) ભિન્ન નામોથી તેમનો (व्यपदेशात्) વ્યવહાર થતો હોવાથી.

ભાવાર્થ :-ચમસાધ્વર્યું ઋત્વિજો ઉપર ગણાવેલા ઋત્વિજોથી જુદા છે કે તેમની અંદર જ એનો સમાવેશ થાય છે ? આનો સંબંધમાં સિદ્ધાંત પક્ષ એવો છે કે ઉપર ગણાવેલા ચોવીસ ઋત્વિજોથી એ ઋત્વિજો જુદા જ છે કારણ કે, એ જુદા નામથી વ્યવહારમાં આવે છે. ॥ ૨૫ ॥

ચમસાધ્વર્યુંઓનું બહુત્વાધિકરણ

**उत्पत्तौ बहुश्रुतेः ॥ २६ ॥**

પદાર્થ :—(उत्पत्तौ) વરણ કરતી વખતે (बहुश्रुतेः) બહુત્વનું શ્રવણ થતું હોવાથી તેઓની સંખ્યા એક કરતાં વધારે છે.

ભાવાર્થ :—જે વખતે વરણ કરવામાં આવે છે તે વખતે चमसाध्वर्यून् वृणीते આ પ્રમાણે બહુ વચનનો પ્રયોગ છે માટે ચમસાધ્વર્યુંઓ એક નહીં પણ ઘણા હોય છે. ॥ ૨૬ ॥

'ચમસાધ્વર્યુંઓની સંખ્યા દશ જ છે.' એ અધિકરણ સ્પષ્ટ કરે છે.

**दशत्वं लिङ्गदर्शनात् ॥ २७ ॥**

પદાર્થ :—(दशत्वम्) .તેઓની સંખ્યા દશ છે (लिङ्ग दर्शनात्) દશત્વબોધક વાક્ય હોવાથી.

ભાવાર્થ :—દશપેય નામક યાગમાં एकैकं चमसं दश दशोपसर्पन्ति शतं ब्राह्मणाः એક એક ચમસ પ્રત્યે દશ દશ બ્રાહ્મણો ભક્ષણને માટે ઉપસર્પણ કરે આ પ્રમાણે સો બ્રાહ્મણોએ ઉપસર્પણ કરવાનું હોય છે તેથી દશ ચમસાધ્વર્યુંઓનો નિયમ બંધાય છે. વધારે કે ઓછા ચમસાધ્વર્યુંઓ હોતા નથી. ॥ ૨૭ ॥

'શમિતા અધ્વર્યુ ભિન્ન નથી.' એ અધિકરણને સ્પષ્ટ કરે છે.

પૂર્વપક્ષ સૂત્ર **शमिता च शब्दभेदात् ॥ २८ ॥**

પદાર્થ :—(च) અને (शमिता) શમિતા નામક ઋત્વિજ પણ અલગ છે. (शब्दभेदात्) તેને માટે ભિન્ન શબ્દનો પ્રયોગ થયેલો હોવાથી.

ભાવાર્થ :-જેમ ચમસાધ્વર્યુ ભિન્ન ઋત્વિજો હોય છે તેમ શમિતા-નામક ઋત્વિજ પણ ભિન્ન ઋત્વિજ જ છે ઉપર ગણાવેલા ઋત્વિજોમાં એનો સમાવેશ થતો નથી. ॥ ૨૮ ॥

સિદ્ધાંતસૂત્ર **प्रकरणाद्वोत्पत्त्यसंयोगात् ॥ २९ ॥**

પદાર્થ :—(वा) આ શબ્દ સિદ્ધાંત પક્ષને સૂચવે છે. (प्रकरणात्) પ્રકરણ પઠિત અધ્વર્યુ પ્રતિપ્રસ્થાતા આદિ સહકારી પુરુષોથી 'શમિતા' કોઇ અલગ નથી (उत्पत्त्यसंयोगात्) એને માટે કોઇ ભિન્ન વરણ વાક્ય નથી.

ભાવાર્થ :—" શમિતા " ને માટે કોઈ વરણ વાક્ય નથી તેથી સમજાય છે કે શમિતા-નામક કોઇ જુદો ઋત્વિજ નથી પણ અધ્વર્યુના સહાયક ઋત્વિજોમાંથી કોઈ એકનું નામ ' શમિતા ' છે, કે, જે પશુને શાંત કરવાનું કામ કરે છે. ॥ ૨૯ ॥

**' ઉપગ ઋત્વિજો પણ ભિન્ન હોતા નથી. ' એ અધિકરણને સ્પષ્ટ કરે છે.**

**उपगाश्च लिङ्गदर्शनात् ॥ ३ ॥**

પદાર્થ:—(च) અને (उपगा)ઉપગાતા પણ અલગ નથી ( लिङ्गदर्शनात् ) એના અભિન્નત્વ બોધક વાક્યનું શ્રવણ થતું હોવાથી.

**ભાવાર્થ** :—ઉપગાન કરનારા ઋત્વિજો પણ ઉપર કહેલા ઋત્વિજોમાંથીજ હોય છે તેનાથી જુદા હોતા નથી, કારણ કે ' नाध्वर्युरुपगायेत् ' અધ્વર્યુએ ઉપગાન કરવું નહી આનું અનુમાપક વાક્ય છે. જો ઉપગાતા ઋત્વિજો જુદા હોત તો અધ્વર્યુમાં ઉપગાનની પ્રાપ્તિ જ નથી તો પછી અત્યન્ત અપ્રાપ્તનો નિષેધ જ કેવી રીતે થઇ શકે ?

આ કારણથી ઉપગાતાઓ કોઇ જુદા ઋત્વિજો હોતા નથી. ॥ ૩૦ ॥

**સોમવિક્રેતા અલગ છે. એ અધિકરણને સ્પષ્ટ કરે છે.**

**विक्रयी त्वन्यः कर्मणोऽचोदितत्वात् ॥ ३१ ॥**

પદાર્થ :—( विक्रयी ) સોમનો વિક્રય કરનાર ( तु ) તો ( अन्यः ) જુદોજ છે ( कर्मणः ) વિક્રય કર્મ ( अचोदितत्वात् ) વિહિત ન હોવાથી.

**ભાવાર્થ** :—સોમના વિક્રયનું વિધાન નથી, ક્રયનું જ વિધાન છે ' गवा सोमं क्रीणाति ' ગાય આપીને સોમ ખરીદવો ક્રય છે, તો વિક્રય પણ હોવો જ જોઈએ એ સિદ્ધ થાય છે, પણ વિક્રય વિહિત નથી. ઋત્વિજો તો એને જ કહેવાય કે જે વિહિત કર્મ જ કરે, માટે સોમવિક્રેતા ઉપર બતાવેલા ઋત્વિજોથી કોઇ જુદો જ છે. ॥ ૩૧ ॥

**' ઋત્વિક્‌પદ યોગરૂઢિના બળથી સત્તર ઋત્વિજોનું જ વાચક છે '**
**એ અધિકરણને સમજાવે છે.**

**પૂર્વપક્ષનુંસૂત્ર कर्मकार्यात् सर्वेषामृत्विक्त्वमविशेषात् ॥ ३२ ॥**

**પદાર્થ** :—( कर्मकार्यात् ) વિહિત કર્મનું અનુષ્ઠાન કરવાથી ( सर्वेषाम् ) બધાયમાં ( ऋत्विक्त्वम् ) ઋત્વિક્‌પણું પ્રાપ્ત થાય છે ( अविशेषात् ) આ ઋત્વિજો છે અને આ ઋત્વિજો નથી આવો ભેદ બોધક કોઈ વિશેષ ન હોવાથી.

**ભાવાર્થ** :—જ્યોતિષ્ટોમ યાગમાં જે ચમસાધ્વર્યુઓ છે તેને ઋત્વિજો કહેવાય કે નહિ ? એના ઉત્તરમાં આ અધિકરણ છે. પૂર્વપક્ષવાદીઓનું એવું માનવુ છે કે યજ્ઞમાં વિહિત કર્મ કરનારા બધા જ ઋત્વિજો છે, એમાં અમુક ઋત્વિજ છે અને અમુક નથી એવું માનવાને કશું પ્રમાણ મળતું નથી. ॥ ૩૨ ॥

સિદ્ધાંતસૂત્ર **न वा परिसंख्यानात् ॥ ३३ ॥**

પદાર્થ :—( वा ) 'વા ' પદ સિદ્ધાંતપક્ષને સૂચવે છે, (न) ચમસાધ્વર્યુંઓને ઋત્વિજો કહી શકાય નહિ ( परिसंख्यानात् ) પરિસંખ્યાન અર્થાત્ ગણતરી કરેલી હોવાથી.

ભાવાર્થ :—જ્યોતિષ્ટોમ યાગમાં જે ચમસાધ્વર્યુંઓ હોય છે તેનો ઋત્વિજો કહેવાય નહિ, કારણ કે, सौम्यस्याध्वरस्य यज्ञक्रतोः सप्तदश ऋत्विजः " જ્યોતિષ્ટોમ યાગમાં સત્તર ઋત્વિજો હોય છે આવું કથન હોવાથી આગળ ગણાવેલા સત્તર કરતાં વધારેમાં ઋત્વિકૂપણું પ્રાપ્ત થઈ શકતું નથી. ऋतुषु यजति इति ऋत्विक् ' ઋતુમાં યજન કરવું ' એ ઋત્વિક્ શબ્દનું પ્રવૃત્તિનિમિત છે, છતાં વાકય તો સત્તરને જ ઋત્વિજ તરીકે જણાવે છે અને યોગ કરતાં વાકય બલવત્ હોવાથી સત્તરમાં જ ઋત્વિકત્વ ધર્મ સ્વીકારવો જોઈએ. ॥ ૩૩ ॥

**पक्षेणेति चेत् ॥ ३४ ॥**

પદાર્થ :—( पक्षेण ) પાક્ષિકતાથી ચમસાધ્વર્યુંમાં પણ ઋત્વિકૂપણું પ્રાપ્ત છે ( इति चेत् ) જો એમ કહેવામાં આવે તો એનો ઉત્તર આગળના સૂત્રમાં છે.

ભાવાર્થ :—" ऋत्विजो वृणीते " અહીં બહુવચનના નિર્દેશથી સત્તાવીસ ઋત્વિજો ચમસાધ્વર્યુંને સાથે લેવાથી થાય છે પરિસંખ્યામાં ત્રણ જાતના દોષ હોય છે. (૧) સ્વાર્થહાન (૨) પરાર્થકલ્પના (૩) પ્રાપ્ત બાધ ; એટલે એક પક્ષમાં અનુવાદ હોય છે. એટલે એક પક્ષમાં ચમસાધ્વર્યુંઓ પણ ઋત્વિક્ કહેવાય છે જો એમ કહેવામાં આવે તો. ॥ ૩૪ ॥

**न सर्वेषामनधिकारात् ॥ ३५ ॥**

પદાર્થ :—( न ) ઉકત કથન ઠીક નથી ( सर्वेषाम् ) બધાનો ( अनधिकारात् ) ઋત્વિક્ હોવાનો અધિકાર ન હોવાથી.

ભાવાર્થ :—જ્યોતિષ્ટોમ યાગમાં જેટલા કર્મકર હોય છે તે બધા ઋત્વિજો છે એવું જો કોઈ વાકય મળતું હોત તો એમ માની શકાત પણ એવું કયાંય પણ વાકય મળતું નથી અને સત્તર સિવાય બીજો કોઈ ઋત્વિજ નથી એવું વાકય તો સ્પષ્ટ મળે છે, માટે પાક્ષિક અનુવાદ માનવો એ ઠીક નથી. એટલે આ અધિકરણમાં એજ ફલિત થાય છે કે જ્યોતિષ્ટોમ યાગમાં સત્તર જ ઋત્વિજો હોય છે અને દસ જે ચમસાધ્વર્યુંઓ છે તે ઋત્વિજો નથી. ॥ ૩૫ ॥

**દીક્ષા દક્ષિણા વાકયોમાં કહેલા બ્રાહ્માદિ સત્તર જ ઋત્વિજો છે. એ અધિકરણને સ્પષ્ટ કરે છે.**

**नियमस्तु दक्षिणाभिः श्रुतिसंयोगात् ॥ ३६ ॥**

પદાર્થ :—( तु ) સિદ્ધાંત પક્ષને સૂચવે છે ( नियम : ) આગ્નીધ્રાદિમાંજ ઋત્વિકૂપણું છે એવો નિયમ છે ( दक्षिणाभिः ) દક્ષિણા સાથે ( श्रुतिसंयोगात् ) તે તે ઋત્વિકનું નામ આપી સંકીર્તન કરવામાં આવ્યું છે.

**ભાવાર્થ** :- દક્ષિણા આપતી વખતે ઋત્વિજોના નામો બોલવામાં આવે છે, તેમાં જે જે નામો બોલવામાં આવ્યાં હોય તેને જ ઋત્વિજો કહેવાય બીજાને નહિ જેમકે :-' ऋत्विक्भ्यो दक्षिणां ददाति ' આ વાક્ય બોલીને પછી કહેવામાં આવ્યું છે કે ' अग्नीधे प्रथमं ददाति तत ब्रह्मणे ' આવી રીતે નામનો સંબંધ હોવાથી જેનાં નામ દક્ષિણા સાથે સંબંધ ન ધરાવતાં હોય તે ઋત્વિજ નથી એ સિદ્ધ થાય છે. ॥ ૩૬ ॥

**उक्त्वा यजमानत्वं तेषां दीक्षाविधानात् ॥ ३७ ॥**

**પદાર્થ** :—( यजमानत्वम् उक्त्वा ) ઋત્વિજોમાં યજમાનત્વ કરીને ( तेषाम् ) તે સોળને ( दीक्षाविधानात् ) દીક્ષાનું વિધાન હોવાથી.

**ભાવાર્થ** :—' अध्वर्युर्गृहपतिं दीक्षयित्वा ब्रह्माणं दीक्षयति ' અધ્વર્યુ ગૃહપતિને દીક્ષા આપીને પછી બ્રહ્માને દીક્ષા આપે છે ' तत उद्गातारं तत होतारम् ' પછી ઉદ્ગાતા અને હોતાને દીક્ષા આપે છે. આ પ્રમાણે સોળે ઋત્વિજોનાં નામ લઈને તેને દીક્ષા આપવામાં આવે છે. પણ ચમસાધ્વર્યુનું નામ દીક્ષા આપવામાં નથી તેથી સિદ્ધ થાય છે કે ચમસાધ્વર્યુઓ ઋત્વિજ તરીકે નથી, જો તે ઋત્વિજો હોત તો તેનાં પણ નામ હોત, પણ નથી માટે ચમસાધ્વર્યુઓ ઋત્વિજ નથી. ॥ ૩૭ ॥

' સત્તર ઋત્વિજો કેવી રીતે થાય છે ' તે અધિકરણ સ્પષ્ટ કરે છે.

**स्वामिसप्तदशाः कर्मसामान्यात् ॥ ३८ ॥**

**પદાર્થ** :—( स्वामिसप्तदशाः ) યજમાન સાથે સત્તર ઋત્વિજો ગણાય છે (कर्मसामान्यात्) સમાન કર્મ હોવાથી.

**ભાવાર્થ** :—જ્યોતિષ્ટોમમાં જે સત્તર ઋત્વિજો કહ્યા છે તેમાં સોળ તો આગળ જે બતાવવામાં આવ્યા છે તે અને એક યજમાનને પણ ઋત્વિજ તરીકે ગણવો જોઈએ. યજમાન પણ ઋત્વિજ તરીકે ગણી શકાય કારણ કે, એ બધાનું કર્મ સરખું જ હોય છે. સોળ ઋત્વિજો અને સત્તરમો યજમાન એ બધાયે વિહિત કર્મ જ કરવાનું હોય છે. યજ્ઞમાં જે વિહિત કર્મ કરે છે તે બધા ઋત્વિજો જ ગણાય, આ પ્રકારે યજમાન મળીને સત્તર ઋત્વિજોની સંખ્યા પૂરી થાય છે ઋત્વિજ શબ્દ ઋતુયજનરૂપ નિમિત્તને લીધે વ્યવહારમાં આવ્યો છે. 'સદસ્ય'માં ઋતુયજનરૂપ નિમિત્ત નથી માટે સદસ્ય ઋત્વિજ નથી. એટલે કે સદસ્યને લીધે સત્તર ઋત્વિજોની સંખ્યા પૂરી થતી નથી પણ યજમાનને લીધે જ એ સંખ્યા પૂરી થાય છે. ॥ ૩૮ ॥

આધ્વર્યવાદિકર્મ અધ્વર્યુ આદિઓએ જ કરવાનાં હોય છે. એ અધિકરણને સ્પષ્ટ કરે છે.

**પૂર્વપક્ષ સૂત્ર. ते सर्वार्थाः प्रयुक्तत्वादग्नयश्च स्वकालत्वात् ॥ ३९ ॥**

**પદાર્થ** :—( ते ) અધ્વર્યુ આદિ ઋત્વિજો ( सर्वार्थाः ) યાગમાં થતાં સર્વકામો કરવાને માટે છે. ( प्रयुक्तत्वात् ) કારણ કે તેને માટે જ નિયુક્ત થયેલા હોય છે. ( च ) અને ( अग्नयः ) ગાર્હપત્ય-આદિ અગ્નિઓ ( स्वकालत्वात् ) સ્વતંત્ર હોવાથી.

**ભાવાર્થ** :—અધ્વર્યુ આદિનાં કાર્યો નિયત ન હોવાથી તથા પ્રકરણ સર્વકાર્યને માટે હોવાથી ગમે તે ઋત્વિજ્ ગમે તે યજ્ઞગત કાર્ય કરી શકે છે. ગાર્હપત્ય-આદિ અગ્નિઓ પણ સર્વક્રતુને માટે હોય છે. ખાસ અમુક કાર્યને માટે અમુક જ ઋત્વિજ્ અથવા અમુક જ અગ્નિ છે એવો કશો નિયમ નથી. ॥ ૩૯ ॥

**સિદ્ધાંત સૂત્ર** तत्संयोगात् कर्मणो व्यवस्था स्यात् ॥ ४० ॥

**પદાર્થ** :—( तत्संयोगात् ) આધ્વર્યવ, હૌત્ર, ઓદ્ગાત્ર આદિ સમાખ્યાના સંબંધથી ( कर्मण: ) કર્મની ( व्यवस्था स्यात् ) વ્યવસ્થા છે.

**ભાવાર્થ** :—આધ્વર્યવ આદિ યૌગિક શબ્દને લીધે નિયમ બંધાય છે. આધ્વર્યવ કર્મ અધ્વર્યુએ જ કરવું જોઈએ, હૌત્ર કર્મ હોતાએ જ કરવું જોઇએ, ગમે તે કામ ગમે તે ઋત્વિજે કરવું ન જોઇએ એમ કરવાથી અવ્યવસ્થા થઇ જાય અને અધ્વર્યુ અને હોતા આવા યૌગિક શબ્દો રાખવાનો કશો પણ અર્થ ન રહે માટે સમાખ્યાના બળથી વ્યવસ્થા જ છે. વૈદિક કર્મમાં સ્વેચ્છાનો પ્રતિબંધ હોય છે. ઋત્વિજોના કાર્ય કરવામા વ્યવસ્થા છે પણ અગ્નિતો સર્વક્રતુને માટે છે અર્થાત્ એમાં વ્યવસ્થા નથી. ॥ ૪૦ ॥

संयोगस्यार्थवत्वात् ॥ ४१ ॥

**પદાર્થ** :—( संयोगस्य ) સમાખ્યા રૂપ યોગની (अर्थवत्वात् ) અર્થવત્તા હોવાથી.

**ભાવાર્થ** :--અધ્વર્યુ આદિ જે સમાખ્યા છે તે સફલ છે નિષ્ફલ નથી. આ ઠેકાણે પ્રકરણ કરતાં સમાખ્યા નિર્બલ નથી. કારણ કે એ બન્નેમાં વિરોધ નથી. જ્યાં વિરોધ હોય ત્યાં જ બલાબલની ચિન્તા હોય છે ॥ ૪૧ ॥

'સમાખ્યાપ્રાપ્તકર્તૃકત્વનો કોઈક ઠેકાણે બાધ હોય છે.
એ અધિકરણને સ્પષ્ટ કરે છે

तस्योपदेशसमाख्यानेन निर्देशः ॥ ४२ ॥

**પદાર્થ** ;--( तस्य ) કર્મની ( उपदेशसमाख्यानेन ) ઉપદેશ સહિત સમાખ્યાથી ( निर्देश : ) વ્યવસ્થા થાય છે.

**ભાવાર્થ** :--मैत्रावरुण: प्रेष्यति चानु चाहेति ઉપદેશસહિત હૌત્ર એ સમાખ્યાથી મૈત્રવરુણ કર્તૃકત્વનો નિયમ બંધાય છે. " होतर्यज " ' अग्नये समिध्यमानायानुब्रूहि ' અહીં यज અને " अनुब्रूहि " એ આજ્ઞાવાચક પદોને પ્રૈષ કહેવામાં આવે છે. તથા ' प्रवो वाजा अभिद्यव : ' अञ्जन्ति त्वामध्वरे देवयन्त : આ પરમાત્માના સ્તાવક મંત્રનું નામ ' અનુવચન ' છે પ્રૈષ અને અનુવચનના સમસ્ત અને વ્યસ્ત નામે બે ભેદો હોય છે. ઉપર જે પ્રૈષ અને અનુવચન બતાવ્યા છે તે વ્યસ્ત છે અને ' होताऽयक्षदग्निं समिधं होतर्यज ' આ સમસ્તનું ઉદાહરણ છે प्रैषा आध्वर्यव : પ્રૈષ એ અધ્વર્યુંનું કર્મ છે અને अनुवचनानि हौत्राणि અનુવચન હૌત્ર કર્મ છે પણ ' मैत्रावरुण : प्रेष्यति चानु चाह આ વાક્યથી મૈત્રાવરુણ નામક ઋત્વિજ પ્રૈષ અને અનુવચન કરે. એમ સિદ્ધ

થાય છે એટલે કે જ્યારે વાકય અને સમાખ્યાનો વિરોધ હોય ત્યારે સમાખ્યાનો બાધ થાય છે અને વાકયથી વ્યવસ્થા થાય છે. એટલે મૈત્રાવરુણ નામક ઋત્વિજ પ્રૈષ અને અનુવચન કરે એ ઉપદેશ સહિત, હૌત્ર સમાખ્યાથી વ્યવસ્થા હોવી યોગ્ય છે. ॥ ૪૨ ॥

**तद्वच्च लिङ्गदर्शनम् ॥ ૪૩ ॥**

**પદાર્થ** : --(च) અને (तद्वत्) તે પ્રમાણે (लिङ्गदर्शनम्) લિંગબોધક વાકય પણ છે.

**ભાવાર્થ** :—પ્રકરણ જેમ નિયામક હોય છે સમાખ્યાપણ નિયામક હોય છે, होतुः प्रातरनुवाकमनब्रुवतः उपशृणुयात् આ લિંગબોધક વાકયથી હોતાને પ્રાતરનુવાકનો કર્તા તરીકે નિર્દેશ છે જો પ્રાતરનુવાકનો પાઠ સમાખ્યાથી હોતાને પ્રાપ્ત ન હોત તો ઉપરના વાકયથી એનો અનુવાદ કરવામાં ન આવત. માટે સમાખ્યા પણ નિયામક થઈ શકે છે અને વાકયવિશેષ હોત તો તેનો બાધ પણ થઇ જાય છે જેમ કે ઉપર મૈત્રાવરુણને પ્રૈષ અને અનુવાકનો કર્તા બતાવવામાં આવ્યો છે. ॥ ૪૩ ॥

**સમુચ્ચિત અનુવચન અને પ્રૈષ હોય તો તેનો કર્તા મૈત્રાવરુણ બને છે એ અધિકરણને સ્પષ્ટ કરે છે.**

**પૂર્વપક્ષ સૂત્ર प्रैषानुवचनं मैत्रावरुणस्योपदेशात् ॥ ૪૪ ॥**

**પદાર્થ** :—( उपदेशात् ) ઉપરના વાકયથી ( प्रैषानुवचनम् ) પ્રૈષ અને અનુવચન માત્રનો ( मैत्रावरुणस्य ) કર્તા મૈત્રાવરુણ નામક ઋત્વિજ હોય છે.

**ભાવાર્થ**:—मैत्रावरुणः प्रेष्यति આ વાકયથી બધાં અનુવચનોમાં અને પ્રૈષોમાં મૈત્રાવરુણનું કર્તૃત્વ છે એમ સિદ્ધ થાય છે. ॥ ૪૪ ॥

**સિદ્ધાંત સૂત્ર पुरोवाक्याधिकारो वा प्रैषसंनिधानात् ॥ ૪૫ ॥**

**પદાર્થ** :—( वा ) સિદ્ધાંતપક્ષને સૂચવે છે. (पुरोवाक्याधिकारः) પ્રૈષ સંયુક્ત અનુવચનમાં મૈત્રાવરુણનો અધિકાર છે. ( प्रैषसंनिधानात् ) ઉક્ત વાકયમાં પ્રૈષ સાથે અનુવચનનું સંનિધાન હોવાથી.

**ભાવાર્થ** :--જ્યાં પ્રૈષ સહિત અનુવચન હોય ત્યાં જ મૈત્રાવરુણ નામક ઋત્વિજનું કર્તૃત્વ છે. પણ જ્યાં એકલું પ્રૈષ જ હોય અથવા એકલું અનુવચન હોય ત્યાં કર્તૃત્વ નથી. એકલા પ્રૈષને ઠેકાણે અધ્વર્યુ કર્તા હોય છે અને એકલા અનુવચનમાં હોતા કર્તા હોય છે. આમ વિધેયના ભેદથી વાકયનો પણ ભેદ હોય છે. ॥ ૪૫ ॥

**प्रातरनुवाके होतृदर्शनात् ॥ ૪૬ ॥**

**પદાર્થ** :--( प्रातरनुवाके ) પ્રાતરનુવાકમાં ( होतृदर्शनात् ) હોતા જ તેના કર્તા હોય છે એવું બતાવવામાં આવ્યું છે.

**ભાવાર્થ** :--' होतुः प्रातरनुवाकमनुब्रुवतः उपशृणुयात् ' આ વાકયમાં અનુવાકનો કર્તા હોતા છે એમ સ્પષ્ટ બતાવવામાં આવ્યું છે અર્થાત્ એકલા અનુવચનનો કર્તા હોતા છે. ॥ ૪૬ ॥

**'ચમસહોમમાં અધ્વર્યુનું કર્તૃત્વ છે.' એ અધિકરણને સ્પષ્ટ કરે છે.**

**પૂર્વપક્ષ સૂત્ર** **चमसांश्चमसाध्वर्यवः समाख्यानात् ।। ४७ ।।**

**પદાર્થ** :--( चमसान् ) ચમસોને ( चमसाध्वर्यव : ) ચમસાધ્વર્યુઓ હોમે ( समाख्यानात् ) ઉક્ત શબ્દ સમાખ્યા અર્થાત્ યૌગિક હોવાથી.

**ભાવાર્થ** :--ચમસોનો હોમ ચમસાધ્વર્યુઓએ કરવો કે અધ્વર્યુઓએ ? આમાં પૂર્વપક્ષનું એવું માનવું છે કે ચમસાધ્વર્યુઓએ હોમ કરવો કારણ કે ચમસાધ્વર્યુઓનો શબ્દાર્થ એવો થાય છે કે ચમસના અધ્વર્યુઓ અર્થાત્ હોમ કરનારા. આ સમાખ્યાથી ચમસાધ્વર્યુઓને ચમસહોમ કર્તૃત્વ પ્રાપ્ત થાય છે. ।। ૪૭ ।।

**સિદ્ધાંત સૂત્ર** **अध्वर्युर्वा तन्न्यायत्वात् ।। ४८ ।।**

**પદાર્થ** :--( वा ) 'વા' શબ્દ સિદ્ધાંતપક્ષને સૂચવે છે ( अध्वर्युः ) અધ્વર્યુએ ચમસોનો હોમ કરવો જોઇએ ( तन्न्यायत्वात् ) તે જ ન્યાય હોવાથી.

**ભાવાર્થ** : --ચમસાધ્વર્યુ જે સમાખ્યા છે તે અધ્વર્યુને લીધે જ છે માટે ચમસાધ્વર્યુ સમાખ્યા અધ્વર્યુ સમાખ્યાનો બાધ કરી શકે નહિ. અધ્વર્યુ સમાખ્યા ઉપજીવ્ય છે. ઉપજીવ્યનો ઉપજીવકથી બાધ થવો યોગ્ય નથી. કારણ કે તે ઉપજીવ્ય કરતાં અસમર્થ હોય છે. ॥ ૪૮ ॥

**चमसे चान्यदर्शनात् ॥ ४९ ॥**

**પદાર્થ** :--( च ) અને ( चमसे ) ચમસ હોમમાં ( अन्यदर्शनात् ) ચમસાધ્વર્યુથી અન્યનું દર્શન થાય છે.

**ભાવાર્થ** :--' चमसान् चमसाध्वर्यवे प्रयच्छति ' तान् स वषट्कर्त्रे हरतीति ' यः प्रयच्छति स होमकर्त्तेति ज्ञायते ' ' ચમસો ચમસાધ્વર્યુને આપે છે. ચમસાધ્વર્યુ તેને વષટ્કર્તાને આપે છે. ' આ વાક્યથી એમ જણાય છે કે જે ચમસોને આપનાર છે તે જ હોમકર્તા છે બીજો નહિ. અધ્વર્યુ જ ચમસાધ્વર્યુને આપે છે માટે અધ્વર્યુજ ચમસોનો હોમ કરનાર છે. ॥ ૪૯ ॥

**अशक्तौ ते प्रतीयेरन् ।। ५० ।।**

**પદાર્થ** :--( अशक्तौ ) જો અશક્તિ હોય તો ( ते ) ચમસાધ્વર્યુઓ પણ ( प्रतीयेरन् ) પ્રતીત થાય છે.

**ભાવાર્થ** :--જો અધ્વર્યુઓ ચમસ હોમ કરવામાં અશકત જણાય તો તેઓ અર્થાત્ ચમસાધ્વર્યુઓ પણ ચમસ હોમ કરી શકે છે ' शुक्रामन्थिग्रहप्रचारे व्यापृतत्वात् चमसहोमे अशक्तौ ते चमसाध्वर्यव : होमे प्रतीयेरन् ' શુક્રામન્થિ ગ્રહ પ્રચાર રૂપ કર્મમાં અધ્વર્યુ વ્યાપૃત હોવાથી ચમસ હોમમાં તે અસમર્થ હોય તો ચમસાધ્વર્યુઓ પણ હોમ કરી શકે છે. આવો અધિકરણનો સિદ્ધાંત છે. ।। ૫૦ ।।

શ્યેન અને વાજપેય યાગમાં અધ્વર્યુ આદિ સર્વગણનું કર્તૃત્વ છે
એ અધિકરણ સમજાવે છે.

પૂર્વપક્ષ સૂત્ર　वेदोपदेशात् पूर्ववद् वेदान्यत्वे यथोपदेशं स्युः ॥ ५१ ॥

પદાર્થ :—( वेदोपदेशात् ) સામવેદની ઔદ્ગાત્ર એવી સંજ્ઞા હોવાથી ( पूर्ववत् ) પૂર્વ અધિકરણ પેઠે ( वेदान्यत्वे ) અન્યવેદમાં પણ ( यथोपदेशं स्युः ) જેવી સમાખ્યા હોય તે પ્રમાણે કર્મ કરવું.

ભાવાર્થ :—સામવેદની ઔદ્ગાત્રી સંજ્ઞા છે, માટે એ સમાખ્યાને આધારે સામવેદોક્ત જે કર્મ હોય તે ઉદ્ગાતા ઋત્વિજ જ કર્મ કરાવે. શ્યેન યાગનું વિધાન સામવેદમાં છે માટે શ્યેન યાગ રૂપ કર્મ ઉદ્ગાતૃગણ જ કરાવે એવો પૂર્વપક્ષવાદીનો મત છે. ॥ ૫૧ ॥

સિદ્ધાંત સૂત્ર　तद्ग्रहणाद् वा सधर्मा स्यादधिकारसामर्थ्यात्
सहाङ्गैरव्यक्तः शेषे ॥ ५२ ॥

પદાર્થ :—( वा ) અથવા ( तद्ग्रहणात् ) પ્રાકૃતધર્મોનું ગ્રહણ હોવાથી ( सधर्मा ) સમાનધર્મ તરીકે ( स्यात् ) વિધાન થવું જોઈએ. ( अधिकार सामर्थ्यात् ) ચોદકશાસ્ત્ર-અતિદેશ-શાસ્ત્રના સામર્થ્યથી ( अङ्गैः सह ) અંગો સાથે પ્રવેશ થઈ શકશે. ( शेषे ) જ્યાં ચોદક શાસ્ત્રથી જે ધર્મની પ્રાપ્તિ ન થતી હોય ત્યાં ( अव्यक्तः ) સમાખ્યા ભલે પ્રવૃત્ત થાય.

ભાવાર્થ :—श्येनवाजपेयौ ज्योतिष्टोमविकारौ આમ સાયણાચાર્ય કહે છે. શ્યેન યાગ અને વાજપેય યાગ જ્યોતિષ્ટોમની વિકૃતિરૂપ યાગો છે. જે અંગ પ્રકૃતિમાં કરવાના હોય છે તે અંગ વિકૃતિમાં પણ કરવાં જોઈએ. જ્યોતિષ્ટોમમાં દીક્ષણીય આદિ અંગો અધ્વર્યુકર્તૃક હોય છે. હવે તેની વિકૃતિરૂપ શ્યેન યાગમાં પણ દીક્ષણીય આદિ અંગો પણ કરવાના હોય છે અને તે અધ્વર્યુએ જ કરવાનાં હોય છે. ચોદકશાસ્ત્રની શ્યેનયાગમાં અંગોનું ગ્રહણ હોવાથી પ્રવૃત્તિ અવશ્ય થાય છે. માટે શ્યેનયાગમાં તે તે અંગો અધ્વર્યુથી કર્તવ્ય છે. ઉદ્ગાતાથી નહિ. અર્થાત્ આવેઠેકાણે સમાખ્યાની પ્રવૃત્તિ થતી નથી. જે કર્મ શ્યેન યાગમાં ચોદકશાસ્ત્રથી પ્રાપ્ત ન થતું હોય ત્યાં સમાખ્યાથી ભલે વ્યવસ્થા થાય. कण्टकै वितुदन्ति જૈમિનિસૂત્રવૃત્તિ. આ વિતોદન રૂપ કર્મ ચોદકશાસ્ત્રથી પ્રાપ્ત નથી માટે ત્યાં સમાખ્યાથી કર્મની વ્યવસ્થા થાય છે. અર્થાત્ વિતોદન રૂપ કર્મ ઉદ્ગાતાઓ કરે છે. ॥ ૫૨ ॥

इति मीमांसागुर्जरभाष्ये तृतीयाध्यायस्य सप्तमः पादः



अथ तृतीयाध्यायस्याष्टमः पादः

પરિક્રય સ્વામિનું કર્મ છે. એ અધિકરણને સમજાવે છે.

स्वामिकर्म परिक्रयः कर्मणस्तदर्थत्वात् ॥ १ ॥

પદાર્થ :—( परिक्रय ) ઋત્વિજોને દક્ષિણા આદિ આપવી એ ( स्वामिकर्म ) યજ્ઞ કરનાર યજમાનનું કર્તવ્ય છે. ( कर्मणः ) કર્મ ( तदर्थत्वात् ) યજ્ઞ યાગાદિ કર્મ યજમાનને માટે જ હોવાથી.

ભાવાર્થ :—યજ્ઞમાં જે દક્ષિણા આપી ઋત્વિજોનું વરણ કરવામાં આવે છે તે કર્મ યજમાને પોતે જાતે જ કરવાનું હોય છે કારણ કે યજ્ઞનો ભોક્તા યજમાન જ હોય છે, दक्षिणादानेन कर्मकराः परिक्रेतव्याः । तत्र हविस्त्यागव्यतिरिक्तं सर्वमार्त्विज्यम् ॥ યજ્ઞની અંદર અનેક જુદી જુદી ક્રિયાઓ કરવાની હોય છે તે બધી એકલા યજમાનથી થઈ શકતી નથી માટે સહાયક તરીકે યજમાને દક્ષિણા આપી ઋત્વિજોની વરણી કરવી જોઇએ. હવિસ્ત્યાગ તો યજમાને જ કરવો જોઈએ બાકી બધું પરિક્રીત થયેલા ઋત્વિજોએ યથાવિધિ કરવું જોઇએ. ॥ ૧ ॥

वचनादितरेषाम् ॥ २ ॥

પદાર્થ :—( वचनात् ) યજમાનની આજ્ઞા રૂપ વચનથી ( इतरेषाम् ) અધ્વર્યું પણ ઋત્વિજોનું વરણ કરી શકે છે.

ભાવાર્થ :—જો કે ઋત્વિગ્વરણ કેવળ યજમાને જ કરવાનું હોય છે. છતાં જો યજમાન અધ્વર્યું આદિમાંથી કોઈને કહે કે તમે ઋત્વિજોનું વરણ કરો તો અધ્વર્યું આદિ પણ ઋત્વિજોનું વરણ કરી શકે છે. અધ્વર્યું, હોતા, ઉદ્ગાતા અને બ્રહ્મા આ ચાર પ્રધાન ઋત્વિજો હોય છે. ચારનું વરણ તો યજમાને કરવું જોઇએ બાકી બીજા સહાયક ઋત્વિજોનું વરણ યજમાનની આજ્ઞાથી અધ્વર્યું આદિ કરી શકે છે. જ્યોતિષ્ટોમની અંદર સોળ ઋત્વિજો હોય છે તે આગળ કહેવામાં આવ્યું છે. યજમાનની આજ્ઞાથી કરવામાં આવેલું વરણ યજમાને જ કર્યું કહેવાય છે ॥ ૨ ॥

**'વપન-આદિ સંસ્કારો યજમાને કરવાના હોય છે.' એ અધિકરણને સમજાવે છે.**

**પૂર્વપક્ષસૂત્ર** संस्कारास्तु पुरुषसामर्थ्ये यथावेदं कर्मवत् व्यवतिष्ठेरन् ॥ ३ ॥

પદાર્થ :—( तु ) 'તુ' શબ્દ પૂર્વપક્ષની સૂચના કરે છે. ( संस्काराः ) કેશવપન-આદિ સંસ્કારો ( कर्मवत् ) સ્તોત્ર શાસ્ત્રઆદિ કર્મ પેઠે (यथावेदम्) વેદની સમાખ્યા પ્રમાણે (व्यवतिष्ठेरन्) વ્યવસ્થિત થાય છે ( पुरुषसामर्थ्ये ) અનુષ્ઠાન માટેની યોગ્યતા ઉત્પન્ન કરવાને ઉપયુક્ત થાય છે.

ભાવાર્થ :—જ્યોતિષ્ટોમ યાગના પ્રકરણમાં લખવામાં આવ્યું છે કે, केशश्मश्रू वपते । दतो धावते । नखानि निकृन्तते । स्नाति । કેશ અને શ્મશ્રુનું વપન કરવું, દાંત સાફ કરવા, નખ કપાવી નાંખવા, સ્નાન કરવું. આ બધા સંસ્કારો કહેવાય છે. આ બધા સંસ્કારો યજુર્વેદના બ્રાહ્મણ ગ્રંથમાં કહ્યા છે. યજુર્વેદોક્ત કર્મ અધ્વર્યુએ કરવાનું હોય છે માટે ઉક્ત સંસ્કારો આધ્વર્યવ કહેવામાં આવે છે અને એ અધ્વર્યુએ કરવાના હોય છે. સ્તોત્ર અને શાસ્ત્ર આ પણ કર્મ છે અને તે યજુર્વેદને લગતા ગ્રંથોમાં કહેવામાં આવ્યા છે તેથી તે જેમ આધ્વર્યવ કર્મ કહેવાય છે તેમ સંસ્કારો પણ આધ્વર્યવ કહેવાવા જોઇએ. એટલે કે મુંડન આદિ સંસ્કારો અધ્વર્યુએ કરવા જોઇએ. આવું પૂર્વ પક્ષવાદીનું માનવું છે. ॥ ૩ ॥

**સિદ્ધાંત સૂત્ર** याजमानास्तु तत्प्रधानत्वात् कर्मवत् ॥ ४ ॥

પદાર્થ :—( तु ) આ શબ્દ પૂર્વપક્ષની નિવૃત્તિ સૂચવે છે. ( याजमानाः ) ઉક્ત સંસ્કારો યજમાને કરવાના હોય છે ( तत्प्रधानत्वात् ) સંસ્કારોમાં ભોક્તૃત્વ મુખ્ય હોય છે તેથી ( कर्मवत् )

પ્રધાનભૂત યાગ રૂપ કર્મ જેમ યજમાને કરવાનાં હોય છે તેમ સંસ્કારો પણ યજમાને કરવાના હોય છે.

ભાવાર્થ :—યાગના ફળનો જે ભોક્તા હોય છે તેણે સંસ્કૃત-શુદ્ધ થઇ કર્મ અનુષ્ઠાન કરવાનું હોય છે, ફળનો ભોક્તા તો યજમાન જ હોય છે. સ્વર્ગ-આદિ ફળની પ્રાપ્તિ યજમાને કરવાની છે તો જેમ હવિસ્ત્યાગ રૂપ પ્રધાન કર્મ યજમાને કરવાનું હોય છે તેમ કેશમુંડન આદિ સંસ્કારોપણ યજમાને જ કરવાના હોય છે સ્નાન આદિથી પવિત્ર થઇ યજમાને યાગીય મુખ્ય કર્મ કરવાં જોઇએ. ॥ ૪ ॥

## व्यपदेशाच्च ॥ ५ ॥

પદાર્થ :—(च) અને ( व्यपदेशात् ) સાક્ષાત્ કથન હોવાથી.

ભાવાર્થ :—' तमभ्यनक्ति ' યજમાનને તેલ આદિ ચોળી નવરાવવો જોઇએ. અહીં અભ્યંગ ખાસ યજમાનને માટે બતાવ્યું છે તેમ ઉપર કહેલા સંસ્કારો પણ યજમાનેજ કરવા જોઇએ, અધ્વર્યુંએ નહિ. ॥ ૫ ॥

## गुणत्वे तस्य निर्देश : ॥ ६ ॥

પદાર્થ :—( तस्य ) સંસ્કારનો ( गुणत्वे ) ગુણત્વમાં ( निर्देश : ) નિર્દેશ છે.

ભાવાર્થ :—યાગમાં કર્મ મુખ્ય અને ગૌણ ભેદ બે પ્રકારનાં હોય છે તે આગળ બીજા અધ્યાયમાં કહેવામાં આવ્યું છે. જે પ્રધાન કર્મ હોય તેમાં સમાખ્યાથી વ્યવસ્થા હોય છે. પણ જે ગૌણ કર્મ હોય છે તે યજમાનનોજ ધર્મ હોય છે. કેશવપન આદિ યજમાન રૂપ પુરુષ પ્રત્યે ગુણ તરીકે છે. ॥ ૬ ॥

## चोदना प्रतिभावाच्च ॥ ७ ॥

પદાર્થ :—(च) અને ( चोदना प्रतिभावात् ) વૈદિકવિધાન યજમાનને જ સંનિકૃષ્ટ હોય છે.

ભાવાર્થ :—' स्वर्गकामो यजेत ' આ વૈદિક વિધાનથી જાણી શકાય છે કે વિધાનજન્ય અપૂર્વ યજમાનની અંદર જ ઉત્પન્ન થાય છે માટે જ્યાં અપૂર્વ ઉત્પન્ન થાય ત્યાં જ સંસ્કારો થવા જોઇએ. જે ખેતરમાં ધાન્ય આદિ પાકતું હોય ત્યાંજ ખાતર આદિ સંસ્કાર કરવા જોઇએ ઉપર ભૂમિમાં ખાતર નાખવાનો અર્થ શો ? આ ઉપરથી સિદ્ધ થાય છે કે કેશવપન આદિ સંસ્કાર યજમાને જ કરવાના હોય છે અધ્વર્યુંએ નહિ. ॥ ૭ ॥

## अतुल्यत्वादसमानविधाना : स्यु : ॥ ८ ॥

પદાર્થ :—( अतुल्यत्वात् ) તુલ્ય ન હોવાથી ( असमानविधाना : स्यु : ) સમાન વિધાન નથી.

ભાવાર્થ :—ઋત્વિજ્ અને યજમાન એ બન્નેને સંસ્કારો સમાન રીતે લાગુ પડતા નથી કારણ કે, ઋત્વિજોમાં યજ્ઞફલભોક્તૃત્વ નથી. માટે ઉક્ત સંસ્કારો ' અધ્વર્યુ ' આદિ સમાખ્યાથી ઋત્વિજ્ અને યજમાન એ બન્નેને માટે નથી પણ યજમાનને માટે જ છે. ॥ ૮ ॥

તપ પણ યજમાન માટે જ છે. એ અધિકરણને સ્પષ્ટ કરે છે.

**तपश्च फलसिद्धत्वात् लोकवत् ॥ ९ ॥**

**પદાર્થ**:--( च ) ચકાર સાથે સમુચ્ચયને સૂચવે છે ( तप: ) ઉપવાસ આદિ તપ ( फलसिद्धत्वात् ) ફલભોક્તૃત્વની સિદ્ધિને આપનાર હોવાથી ( लोकवत् ) લોક વ્યવહાર પેઠે યજમાન માટે છે.

**ભાવાર્થ** :—લોક વ્યવહારમાં કૃચ્છ્ર, ચાંદ્રાયણ આદિ તપ કરવાથી શરૂઆતમાં તપ કરનારને દુઃખ ઉત્પન્ન થાય છે પણ પછીથી સુખ રૂપ ફળ ઉત્પન્ન થાય છે તે જ પ્રમાણે જ્યોતિષ્ટોમમાં ' त्र्यहं नाश्नाति ' આવું જે ત્રણ દિવસ સુધી અનશન રૂપ તપ કહેવામાં આવ્યું છે તે પણ યજમાને જ કરવાનું હોય છે, કારણ કે તપને લીધે યજમાનમાં જો પાપ હોય તો તેનો ક્ષય થાય છે અને પછી નિષ્પાપ થયેલો યજમાન સ્વર્ગ રૂપ ફળ ભોગવવાને યોગ્ય થાય છે. ॥ ૯ ॥

**वाक्यशेषश्च तद्वत् ॥ १० ॥**

**પદાર્થ** :—( च ) અને ( तद्वत् ) લૌકિક વ્યવહાર પેઠે ( वाक्यशेष : ) વાક્યશેષ પણ યજમાન-ગત તપને પુષ્ટિ આપે છે.

**ભાવાર્થ** :— ' यदा वै पुरुषे न किंचनान्नं भवति तदाऽस्य कृष्णं चक्षु र्नश्यति अथमेध्यतम : । यदा वै दीक्षित : कृशो भवति अथ मेध्यो भवति ' જ્યારે પુરુષમાં ઉપવાસ દ્વારા કશું પણ અન્ન પેટમાં નથી હોતું ત્યારે દુષ્ટ વિચાર કરવા રૂપ શક્તિ તેમાં નષ્ટ થય છે. ઉપવાસથી કૃશ થયેલો યજમાન મેધ્ય અર્થાત્ પવિત્ર બને છે. જેમ શરીરમાં ગુમડું થયું હોય તો તેને પકાવી ફાડી નાંખ્યા વગર શાંતિ થતી નથી તેમ પુરુષમાં રહેલા પાપને તપથી નષ્ટ કરવું જોઇએ. પછી પવિત્ર થયેલા યજમાને યજ્ઞ રૂપ કર્મ કરવું જોઇએ. ॥ ૧૦ ॥

**वचनादितरेषां स्यात् ॥ ११ ॥**

**પદાર્થ** :—( इतरेषाम् ) બીજા ઋત્વિજોને ( वचनात् ) જો વાક્યથી તપ વિધાન કર્યું હોય તો ( स्यात् ) હોઇ શકે.

**ભાવાર્થ** :—' ऋत्विज एतां रात्रिमुपवसन्ति ' ' આ રાત્રિએ ઋત્વિજોએ ઉપવાસ કરવો જોઇએ ' આવું ઋત્વિજો માટે ખાસ વિધાન હોય તો તે ઉપવાસરૂપ તપ ઋત્વિજોએ પણ કરવું જોઇએ. ॥ ૧૧ ॥

લોહિતોષ્ણીતાદિ સર્વ ઋત્વિજોનો ધર્મ છે. એ અધિકરણને સ્ફુટ કરે છે.

**गुणत्वाच्च वेदे न व्यवस्था स्यात् ॥ १२ ॥**

**પદાર્થ** :—( च ) અને ( गुणत्वात् ) દરેક પ્રધાન કર્મ દીઠ ગુણ કર્મની આવૃત્તિ થતી હોવાથી ( वेदे ) વૈદિક શબ્દની સમાખ્યાથી ( व्यवस्था न स्यात् ) વ્યવસ્થા થઇ શકે નહિ.

**ભાવાર્થ** :—વાજપેય યજ્ઞ પ્રકરણમાં हिरण्यमालिन: ऋत्विजः प्रचरन्ति । શ્યેનયાગ પ્રકરણમાં लोहितोष्णीषा लोहितवसना निवीता ऋत्विजः प्रचरन्ति । આ વાક્યથી હિરણ્યમાલિત્વ અને લોહિતોષ્ણી-

ષત્વ આદિ ધર્મો સર્વઋત્વિજોના છે. અહીં પૂર્વપક્ષવાદીનું એવું માનવું છે કે હિરણ્યમાલિત્વ યજુર્વેદમાં બતાવવામાં આવ્યું છે માટે સમાખ્યા બળથી એ ધર્મ અધ્વર્યુનો જ હોવો જોઇએ તથા લોહિષ્ણીષત્વ ધર્મ સામવેદમાં કહ્યો છે માટે ઉદ્ગાતૃનો જ એ ધર્મ હોવો જોઇએ.' સિદ્ધાંતવાદી કહે છે કે એમ માનવું ઠીક નથી કારણ કે ઉક્ત વાક્યો સર્વ ઋત્વિજોના સંનિધિમાં પઠિત છે, માટે તે સમાખ્યાનો બાધ કરી સંનિધિથી સર્વઋત્વિજો સાથે એનો સંબંધ છે. હિરણ્યમાલિત્વ અને લોહિતોષ્ણીષત્વ રૂપ ધર્મથી ઋત્વિજોનો સંસ્કાર થાય છે. વાજપેયનું વિધાન યજુર્વેદમાં અને શ્યેન યાગનું વિધાન સામવેદમાં છે. એટલે એ વેદને લગતા બ્રાહ્મણ ગ્રંથ આદિમાં એનું વિધાન છે. ॥ ૧૨ ॥

### વૃષ્ટિ કામના એ યજમાનનો ધર્મ છે એ અધિકરણને સ્પષ્ટ કરે છે.

### तथा कामोऽर्थसंयोगात् ॥ १३ ॥

પદાર્થ :—(तथा) તે પ્રમાણે ( काम: ) કામના પણ યજમાનનો ધર્મ છે. ( अर्थसंयोगात ) સાંગ યાગના ફળ સાથે યજમાનનો સંબંધ હોવાથી.

ભાવાર્થ :—તપ જેમ યજમાનનો ધર્મ છે તેમ यदि कामयेत वर्षुक : पर्जन्य : स्यात् इति नीचै : सदो मिनुयादिति આ વાક્યમાં જે વૃષ્ટિકામના જણાવવામાં આવી છે તે યજમાનની જ સમજવી અધ્વર્યુની નહિ, કારણ કે, અંગો સહિત સંપૂર્ણ યાગના ફળનો સંબંધ યજમાનને જ હોય છે. જેને ફળ જોઇતું હોય તે જ કામના કરે એવો નિયમ છે. યજમાનને ફળ જોઇએ છે માટે કામના પણ યજમાનનીજ સમજવી. ॥ ૧૩ ॥

### व्यपदेशादितरेषाम् ॥ १४ ॥

પદાર્થ :—( व्यपदेशात् ) જો કોઇ ખાસ વાક્ય યજમાન સિવાય બીજાને માટે હોય તો ( इतरेषाम् ) બીજાને પણ કામનાનો સંબંધ સંભવી શકે છે.

ભાવાર્થ :—एवं विद् उद्गाता आत्मने वा यजमानाय वा यं कामं कामयते तमागायति । આ વાક્યમાં ઉદ્ગાતાની સાથે કામનાનો સંબંધ બતાવ્યો છે. આ પ્રમાણે જો ઋત્વિજોમાં કામનાનો સંબંધ કોઇ ખાસ વાક્યથી બતાવવામાં આવ્યો હોય તો કામના ઋત્વિજોનો પણ ધર્મ સંભવી શકે છે. જો એમ ન હોય તો કામના યજમાનની જ સમજવી. ॥ ૧૪ ॥

### 'આયુર્દાદિ મંત્રપાઠ કરવો એ પણ યજમાનનો ધર્મ છે' એ અધિકરણને સ્પષ્ટ કરે છે.

### मन्त्राश्चाकर्मकरणास्तद्वत् ॥ १५ ॥

પદાર્થ :—( च ) અને ( अकर्मकरणाः ) અનુષ્ઠેય ક્રિયાવિશેષના અસ્મારક ( मन्त्राः ) મંત્રોપણ ( तद्वत् ) યજમાનના જ ધર્મ છે.

ભાવાર્થ :—आयुर्दा अग्नेऽस्यायुर्मे देहि ઇત્યાદિ મંત્રો ખાસ કોઇ અનુષ્ઠેય ક્રિયામાં વિનિયુક્ત નથી, પણ એ મંત્રોનો પ્રાર્થના માટે પાઠ કરવાનો હોય છે, તો મંત્રોનો પાઠ કોણ કરે ? યજમાન કરે કે ઋત્વિજ ? સિદ્ધાંતવાદીનું માનવું છે કે એ મંત્ર પાઠ યજમાને જ કરવો

જોઈએ. જેમ કામના યજમાને જ કરવાની હોય છે તેમ મંત્ર પાઠ પણ યજમાને જ કરવાનો હોય છે, મંત્રબોધિત આયુ આદિની પ્રાર્થના યજમાને જ કરવી જોઈએ, યજુર્વેદમાં ઉક્ત મંત્રનો પાઠ હોવાથી અધ્વર્યુએ મંત્રપાઠ કરવો જોઈએ, કારણ કે સમાખ્યાથી તેને જ લાગુ પડે છે આવું પૂર્વપક્ષનું માનવું અસંગત છે, જેણે ધન આદિનો ત્યાગ કરી અન્યને પ્રસન્ન કર્યા છે તેનેજ પ્રાર્થના કરવાનો હક છે. ઋત્વિજો તો ધનથી પરિક્રીત થયેલા હોય છે. જે ધન લઈ કાર્ય કરે છે તેણે યજ્ઞના ફળ સાથે સંબંધ રાખતી પ્રાર્થના કરવી એ સ્પષ્ટ રીતે અસંગત છે. માટે ઉક્ત મંત્રોનો પાઠ યજમાને જ કરવો જોઈએ. ॥ ૧૫ ॥

**विप्रयोगे च दर्शनात् ॥ १६ ॥**

**પદાર્થ** :--( च ) અને ( विप्रयोगे ) પ્રવાસમાં ( दर्शनात् ) પણ પાઠ કરવાનો હોય છે.

**ભાવાર્થ** :—' आयुर्दा अग्नेऽस्यायुर्मे देहि ' ઇત્યાદિ મંત્રોનો પાઠ પ્રવાસમાં યજમાન હોય તે વખતે પણ કરવાનો હોય છે. દરેક પ્રવાસમાં યજમાન સાથે કંઈ અધ્વર્યુ હોય નહિ. માટે ઉક્ત મંત્રોનો પાઠ યજમાને જ કરવો જોઈએ. इहैव सन् तत्र सन्तं त्वाग्ने इति આ વાક્યમાં પ્રવાસસ્થ યજમાને પણ મંત્ર પાઠ કરવો એવું સૂચન છે. માટે આવા મંત્રો યજમાને બોલવા જોઈએ, અધ્વર્યુએ નહિ ॥ ૧૬ ॥

**' દ્વયામ્નાત મંત્રોનો પાઠ યજમાન તથા અધ્વર્યુ બન્નેએ કરવો જોઈએ '**
**એ અધિકરણને સ્ફુટ કરે છે.**

**द्वयाम्नातेषूभौ द्वयाम्नातस्यार्थवत्वात् ॥ १७ ॥**

**પદાર્થ** :—( द्वयाम्नातेषु ) બે વખત આમ્નાત થયેલા મંત્રોના પાઠ કરનાર ( उभौ ) યજમાન અને અધ્વર્યુ બન્ને છે. ( द्वयाम्नातस्य ) બે વખત આમ્નાત કરવું એનું ( अर्थवत्वात् ) ખાસ પ્રયોજન હોવાથી.

**ભાવાર્થ** :—દર્શપૂર્ણમાસ પ્રકરણમાં--वाजस्य मा प्रसवेन ઇત્યાદિ મંત્ર આધ્વર્યવ કાંડમાં અને યજમાન કાંડમાં પઠિત છે. આમ બે વાર પઠિત થયેલા મંત્રોનો પાઠ યજમાને અને અધ્વર્યુએ કરવાનો હોય છે એટલે કે બન્નેએ કરવાનો હોય છે. બે વખત આમ્નાન કરવાનું ખાસ પ્રયોજન છે, અધ્વર્યુ અને યજમાન જે પાઠ કરે છે તેમાં બન્નેનો અભિપ્રાય જુદો જુદો હોય છે. આ મંત્રથી પ્રકાશિત અર્થનું હું અનુષ્ઠાન કરીશ એવો અધ્વર્યુનો અભિપ્રાય હોય છે અને આ કાર્ય કરવામાં હું પ્રમાદ નહીં કરૂં એવો અભિપ્રાય યજમાનનો હોય છે. આમ અભિપ્રાયના ભેદને લીધે અધ્વર્યુ અને યજમાન બન્નેએ ઉક્ત મંત્રનો પાઠ કરવાનો વિધિ છે. ॥ ૧૭ ॥

**' જ્ઞાતનું જ વાચયિતવ્યત્વ છે. ' એ અધિકરણને સ્પષ્ટ કરે છે.**

**ज्ञाते च वाचनं न ह्यविद्वान् विहितोऽस्ति ॥ १८ ॥**

**પદાર્થ** :--( च ) અને ( ज्ञाते ) વેદના અર્થને જાણનાર યજમાન પાસે ( वाचनम् ) વેદ મંત્રોનું વાચન કરાવવું ( हि ) કારણ કે ( अविद्वान् ) વેદના અર્થને નહીં જાણનાર યજમાન ( विहितः न अस्ति વિહિત નથી.

ભાવાર્થ :--क्लृप्तीर्यजमानं वाचयति। કલૃપ્તિસંજ્ઞક મંત્રોનું વાચન યજમાન પાસે કરાવવું. 'आयुर्यज्ञेन कल्पताम्' ઇત્યાદિ મંત્રોનું નામ 'કલૃપ્તિ' છે. મંત્રો અને તેના અર્થોને સારી રીતે જાણનાર યજમાન પાસે કલૃપ્તિ નામવાળા મંત્રોનો પાઠ કરાવવો. જે મંત્રો અને અર્થ ન સમજતો હોય તે યજમાન જ થઇ શકતો નથી. અવિદ્વાન્ પણ યજમાન થઇ શકે છે એવું ક્યાંય પણ વિધાન નથી. અધીતવેદ અને વિદિતવેદ જ યજમાન તરીકે થઇ શકે છે. મંત્રો અને તેના અર્થ યજમાનને વિદિત હોવા છતાં અદૃષ્ટાર્થની પ્રાપ્તિ માટે ઉક્ત મંત્રોનું વાચન કરાવવું જોઇએ. ॥ ૧૮ ॥

'દ્વાદશદ્વન્દ્વોમાં અધ્વર્યુકર્તૃકત્વ છે.' એ અધિકરણને સ્પષ્ટ કરે છે.

**પૂર્વપક્ષ સૂત્ર याजमाने समाख्यानात् कर्माणि याजमानानि स्युः ॥ १९ ॥**

**પદાર્થ** :—( याजमाने ) યજુર્વેદમાં યાજમાન કાંડ અવાંતરકાંડ છે તેમાં દ્વન્દ્વોનો ( समाख्यानात् ) પાઠ હોવાથી ( कर्माणि ) દ્વાદશ દ્વન્દ્વ કર્મ ( याजमानानि ) યજમાને કરવાના ( स्युः ) હોય છે.

ભાવાર્થ :—દર્શપૂર્ણમાસમાં-યાજમાન કાંડમાં આ પ્રમાણે પાઠ છે. "द्वादश द्वंद्वानि दर्शपूर्णमासयोस्तानि सम्पाद्यानि" वत्सं चोपावसृजति उखां चाधिश्रयति। अव च हन्ति दृषदौ च समाहन्ति। પલાશની શાખાથી વત્સનું અપાકરણ કરવું એક કર્મ અને ગાય દોહીને પ્રાપ્ત કરેલા દૂધને પીઠર ઉપર રાખવું આ બીજું કર્મ એ બન્ને કર્મ દ્વન્દ્વ કર્મ કહેવાય છે. વ્રીહિને ખાંડવા અને બે પાષણોનો સમાઘાત કરવો આ બીજું દ્વન્દ્વ કર્મ. આ પ્રમાણે બાર દ્વન્દ્વ કર્મ કહ્યાં છે. તે યાજમાન કાંડમાં પઠિત છે માટે યજમાને તે કર્મ કરવાં જોઇએ એવું પૂર્વપક્ષવાદીનું કથન છે. ॥ ૧૯ ॥

**સિદ્ધાંત સૂત્ર अध्वर्युर्वा तदर्थो हि न्यायपूर्वं समाख्यानम् ॥ २० ॥**

**પદાર્થ** :--( वा ) પૂર્વપક્ષનું નિરાકરણ સૂચવે છે. ( अध्वर्युः ) અધ્વર્યુ જ તે કર્મ કરે. ( हि ) કારણ કે ( तदर्थः ) યજમાનનાં યજ્ઞિય કાર્યને માટે જ અધ્વર્યુનો પરિક્રય થયેલો હોય છે. ( न्यायपूर्वम् ) ન્યાયથી અવિરુદ્ધ ( समाख्यानम् ) વસ્તુઓની પ્રાપ્તિ થવી જોઇએ.

**ભાવાર્થ**: --યજમાનનાં જે જે કાર્યો હોય છે તેનું સંપાદન કરવા માટે તો ઋત્વિજોને પરિક્રીત કરવામાં આવ્યા હોય છે. યજુર્વેદમાં યાજમાન કાંડ અવાન્તર કાંડ તરીકે આવેલ છે મહાકાંડ તો આધ્વર્યવ કાંડ છે. વત્સાપાકરણ આદિ ધર્મોનું આમ્નાન ત્યાં જ થયેલ છે, માટે અધ્વર્યુએ જ ઉક્ત દ્વાદશ દ્વન્દ્વ કર્મો કરવાનાં હોય છે, યજમાને નહિ. ॥ ૨૦ ॥

'હોતાએ આધ્વર્યવકરણ મંત્રોનું અનુષ્ઠાન કરવું'
એ અધિકરણને સ્પષ્ટ કરે છે.

**विप्रतिषेधे करण : समवायविशेषाद् इतरमन्यस्तेषां यतो विशेष : स्यात् ॥ २१ ॥**

**પદાર્થ**:—( विप्रतिषेधे ) વિરોધમાં હોતાએ ( करण : ) અધ્વર્યુનો મંત્ર બોલવો જોઇએ ( समवायविशेषात् ) સંબંધમાં વિશેષ હોવાથી ( इतरम् ) ચોદક શાસ્ત્રથી પ્રાપ્ત મંત્રોચ્ચારણ

(अन्य :) હોતૃગણુ સંબંધી કોઇ બીજો મૈત્રાવરુણુ નામક ઋત્વિજ કરે. (यतः) કારણુ કે (तेषाम्) બીજા ઋત્વિજો કરતાં તેમાં (विशेष : स्यात्) વિશેષ છે.

**ભાવાર્થ** :-- કુંડપાયિનામયન નામક વિકૃતિ યાગમાં આ પ્રમાણે પાઠ છે. 'यो होता सोऽध्वर्युः' આ વાકયનો અર્થ એવો થાય છે કે અધ્વર્યુએ જે કાર્ય મંત્રોચ્ચારણ રૂપ કરવાનું હોય છે તે હોતાએ કરવું પ્રકૃતિ યાગમાં યૂપના પરિવ્યાણ વખતે 'युवा सुवासा :' આ મંત્ર હોતાએ બોલવાનો હોય છે અને "परिवीरसि" આ મંત્ર અધ્વર્યુએ બોલવાનો હોય છે. વિકૃતિ યાગમાં એ બંને મંત્રો અતિદેશ શાસ્ત્રથી પ્રાપ્ત છે प्रकृतिवद् विकृतिः कर्तव्या આને ચોદક શાસ્ત્ર કહેવામાં આવે છે. આ ઠેકાણે હોતામાં આધ્વર્યવ કાર્યકારિત્વનું વિધાન કરેલું હોવાથી હોતાએ પોતાનો મંત્ર અને અધ્વર્યુનો મંત્ર બોલવો જોઇએ પણ બંને મંત્ર એકી સાથે હોતા બોલી શકે નહિ માટે એકનો ત્યાગ જરૂર કરવો જ જોઇએ. આનુમાનિક ચોદક શાસ્ત્રના પ્રાબલ્યથી હોતાએ 'परिवीरसि' આ મંત્રજ બોલવો જોઇએ. અને 'युवा सुवासा :' ઈત્યાદિ મંત્ર બોલવાનો આત્યંતિક બાધ થતો નથી માટે એ મંત્રનું ઉચ્ચારણ હોતા સાથે નિકટ સંબંધ ધરાવનાર મૈત્રાવરુણ નામક ઋત્વિજ કરે. હોતા સાથે અત્યંત નિકટ સંબંધ ધરાવનાર મૈત્રાવરુણ ઋત્વિજ પણ ગૌણવૃત્યા હોતા જ કહી શકાય. ॥ ૨૧ ॥

'પ્રૈષ અને પ્રૈષાર્થ બન્ને ભિન્નકર્તૃક છે.' એ અધિકરણને સ્પષ્ટ કરે છે.

**प्रैषे च पराधिकारात् ॥ २२ ॥**

**પદાર્થ** :--(च) અને (प्रैषे) પ્રૈષમાં (पराधिकारात्) પરવિષયત્વ મધ્યમ પુરુષઘટિત હોવાથી.

**ભાવાર્થ** :--આજ્ઞાર્થક પદ ઘટિત વાકયને 'प्रैष' કહેવામાં આવે છે અને આજ્ઞાર્થ પદઘટિત વાકયનો જે અર્થ હોય છે તેને પ્રૈષાર્થ કહેવામાં આવે છે. "प्रोक्षणी रासादय" "इध्माबर्हिरुपसादय" "स्रुवं स्रुचं च संमृड्ढि" "पत्नीं संनह्य" "आज्येन उदेहि" આ બધાં વાકયોમાં આજ્ઞાર્થકપદ છે માટે તે બધાં વાકયો "प्रैष" કહેવાય છે અને એ વાકયનો જે અર્થ થાય છે તે "प्रैषार्थ" કહેવાય છે. પ્રૈષાર્થનો કર્તા પ્રયોજ્ય અથવા પ્રૈર્ય કહેવાય છે અને પ્રૈષવાકયનો ઉચ્ચારયિતા પ્રયોજક અથવા પ્રેરક કહેવાય છે. પ્રયોજક એટલે આજ્ઞા કરનાર અને પ્રયોજ્ય એટલે આજ્ઞા પાળનાર, આ ઉપરથી સિદ્ધ થાય છે કે પ્રૈષના કર્તા અને પ્રૈષાર્થનો કર્તા એક હોતા નથી પણ ભિન્ન ભિન્ન હોય છે. ॥ ૨૨ ॥

"પ્રૈષનો કર્તા અધ્વર્યુ અને પ્રૈષાર્થનો કર્તા અગ્નીધ્ર હોય છે"
એ અધિકરણને સ્પષ્ટ કરે છે

**પૂર્વપક્ષ સૂત્ર** **अध्वर्युस्तथा लिङ्गदर्शनात् ॥ २३ ॥**

**પદાર્થ**:— (अध्वर्यु :) અધ્વર્યુ પ્રૈષાર્થનો કર્તા છે (तथा) કારણુ કે તેવું (लिङ्ग-दर्शनात्) લિંગ વાકય જોવામાં આવે છે.

**ભાવાર્થ** :--અધ્વર્યુ પ્રૈષાર્થનો કર્તા છે કારણ કે, એવું માનવામાં વાકય પ્રમાણ રૂપે મળી આવે છે. પ્રૈષના ઉચ્ચારણ વખતે આ પ્રમાણે વાકય પાઠ છે. "वज्रो स्फ्य :" સ્ફ્ય એ

વજ્ર છે. તરવારના આકારનું લાકડાનું બનાવેલું યજ્ઞોપયોગિ સાધનને સ્ફ્ય કહેવામાં આવે છે. " वज्रेण अध्वर्युं क्षिण्वीत " સ્ફ્ય રૂપ વજ્રથી અધ્વર્યુંને ક્ષીણ કરે. અર્થાત્ તેના વડે સ્પર્શ કરે. આ ઉપરથી એમ જણાય છે કે જેના હાથમાં વજ્ર છે તે પ્રૈષનો કર્તા છે. અને એ પ્રયોજક કર્તા અધ્વર્યુંને સ્ફ્ય વડે સ્પર્શ કરે છે. એટલે પ્રૈષાર્થનો કર્તા અધ્વર્યું જ છે એમ સ્પષ્ટ થાય છે. આવો પૂર્વપક્ષવાદીનો મત છે. ॥ ૨૩ ॥

સિદ્ધાંત સૂત્ર　　　　**गौणो वा कर्मसामान्यात् ॥ २४ ॥**

**પદાર્થ** :—( वा ) પૂર્વપક્ષનો નિરાસ સૂચવે છે. ( गौण : ) આગ્નીધ્ર રૂપ પ્રૈષાર્થ કર્તામાં અધ્વર્યું શબ્દ ગૌણવૃત્તિથી પ્રયુક્ત કરવામાં આવ્યો છે. ( कर्म सामान्यात् ) કર્મ સામાન્યના કર્તા હોવાથી.

**ભાવાર્થ** :—અધ્વર્યુવેદ અર્થાત યજુર્વેદ વિહિત પ્રૈષાર્થનો કર્તા આ ઠેકાણે સામાન્ય રૂપે લીધો છે. અધ્વર્યુંનું સાક્ષાત્ કર્તૃત્વ તો પ્રૈષમાં હોય છે અને પ્રૈષથી પ્રેરિત અગ્નીધ્રકૃત કર્મમાં અધ્વર્યુંનું પ્રયોજક કર્તૃત્વ હોય છે એટલે પ્રૈષનો સાક્ષાત્ કર્તા અધ્વર્યું અને પ્રૈષાર્થનો સાક્ષાત્કર્તા આગ્નીધ્ર હોય છે. છતાં પરંપરા સંબંધથી આગ્નીધ્રકૃત કર્મનો કર્તા પણ અધ્વર્યુ હોય છે પણ તે ગૌણ તરીકે છે અર્થાત્ પ્રેરક કર્તા તરીકે છે. આ સંપૂર્ણ અધિકરણનો સાર એ છે કે પ્રૈષાર્થનો કર્તા આગ્નીધ્રનામક ઋત્વિજ છે અને પ્રૈષનો કર્તા અધ્વર્યું નામક ઋત્વિજ છે. ॥ ૨૪ ॥

'કરણ મંત્રોમાં સ્વામીને માટે ફલની આશા રાખવામાં આવી છે.'
એ અધિકરણને સ્પષ્ટ કરે છે.

પૂર્વપક્ષ સૂત્ર　　　**ऋत्विक्-फलं करणेष्वर्थवत्वात् ॥ २५ ॥**

**પદાર્થ** :—( ऋत्विक्फलम् ) કરણ મંત્રોમાં જે ફળને ઇચ્છવામાં આવ્યું છે તે ફલ ઋત્વિક્‌ને મળે એવી આશા રાખવામાં આવી છે ( करणेषु ) એમ માનવાથી કરણ મંત્રોની ( अर्थवत्वात् ) સાર્થકતા થઈ શકે છે.

**ભાવાર્થ** :—" ममाग्ने वर्चो विहवेष्वस्तु " આ મંત્રમાં યજ્ઞોમાં વર્ચસ્ રૂપ ફળની પ્રાર્થના કરવામાં આવી છે અને તે વર્ચસ્ રૂપ ઋત્વિજને અર્થાત્ અધ્વર્યુંને મળે એવો ભાવ છે કારણ અધ્વર્યું પોતે ' मम ' શબ્દનો પ્રયોગ કરે છે એટલે " मम अध्वर्यो : वर्चोऽस्तु " મને અધ્વર્યુંને ઉક્ત ફળ મળે એમ માનવાથીજ મંત્રનો ખરો અર્થ થઈ શકે. જો मम નો અર્થ મંત્ર બોલનાર અધ્વર્યુંને માટે ન કરવામાં આવે અને યજમાનને માટે કરવામાં આવે તો मम પદની લક્ષણા માનવી પડે. શક્યાર્થને છોડી વગર કારણે લક્ષ્યાર્થ તરફ જવું એ અન્યાય્ય છે. માટે કરણ સંજ્ઞક મંત્રોક્ત ફળ ઋત્વિક્‌ને માટે છે એમ માનવું જોઇએ, એવો પૂર્વપક્ષવાદીનો મત છે. ॥ ૨૫ ॥

સિદ્ધાંત સૂત્ર　　　　**स्वामिनो वा तदर्थत्वात् ॥ २६ ॥**

**પદાર્થ** :—( वा ) પૂર્વપક્ષનો નિરાસ સૂચવે છે. ( स्वामिन : ) યજમાનને માટે જ ફળની પ્રાર્થના છે ( तदर्थत्वात् ) યજ્ઞનું પૂરેપૂરું ફળ યજમાનને જ મળવાનું હોય છે.

**ભાવાર્થ** :--ઋત્વિજોને તો યજમાને પરિક્રીત કર્યા છે. માટે યજ્ઞનાં બધાં ફળ યજમાનને માટે જ હોય છે અને એમ કરવાથીજ કરણ મંત્રમાં પણ સાર્થકતા આવી શકે છે. दर्शपूर्ण मासाभ्यां स्वर्गकामो यजेत । આ ઠેકાણે यजेत પદ આત્મનેપદમાં પ્રયુક્ત છે અને એ એમ સૂચવે છે કે યજ્ઞનું ફળ યજમાન કે જે યજ્ઞ કરનાર છે તેને જ મળવું જોઇએ. ઋત્વિજો તો યજ્ઞ કરાવવા માટેની દક્ષિણા રૂપ ફલ લઇ કૃતાર્થ થાય છે માટે મંત્રોક્ત ફળ યજમાનને માટે છે. એ સિદ્ધાંત છે. ॥ ૨૬ ॥

## लिङ्गदर्शनाच्च ॥२७॥

**પદાર્થ** :--( च ) અને ( लिङ्गदर्शनात् ) લિંગ રૂપ વૈદિક વાક્ય પણ ઉક્ત અર્થનું સમર્થન મળતું હોવાથી.

**ભાવાર્થ** :--' यां कांचन यज्ञे ऋत्विज आशिषमाशासते यज्ञमानस्यैव ' ઋત્વિજો યજ્ઞમાં જે કોઇ આશિષની આશા કરે છે તે યજમાનની જ હોય છે. આ લિંગ વાક્યથી સ્પષ્ટ થાય છે કે " ममाग्ने वर्चो विहवेष्वस्तु " ઇત્યાદિ મંત્રોમાં પ્રાર્થ્યમાન ફળ યજમાનને માટે જ છે અને મમ શબ્દનો અર્થ " मम यजमानस्य " એ પ્રમાણે કરવો, ઋત્વિજોને માટે નહિ ॥ ૨૭ ॥

## ' કરણ મંત્રોમાં કર્મ સિદ્ધ કરવા માટેનું ફળ ઋત્વિકકર્મ છે એ અધિકરણને સ્પષ્ટ કરે છે

## कर्मार्थं तु फलं तेषां स्वामिनं प्रत्यर्थवत्त्वात् ॥ २८ ॥

**પદાર્થ** : --( तु ) પણ ( कर्मार्थम् ) કર્મને માટે ( फलम् ) ફળ ( तेषाम् ) ઋત્વિજો માટે હોય છે ( स्वामिनं प्रति ) કારણ કે એ ફળ પરંપરા સંબંધથી સ્વામીને માટે જ ( अर्थवत्वात् ) સફળ થતું હોવાથી.

**ભાવાર્થ** :- अग्नाविष्णू मावामवक्रमिषं विजिहाथां मा मा संताप्तम् હે પ્રકાશ સ્વરૂપ અને વ્યાપક સ્વરૂપ પરમાત્મન્ મેં આ કર્મ કરવામાં ક્યાંય પણ અતિક્રમણ અર્થાત્ ભૂલ કરી નથી માટે આપ મ્હને તજી ન દેશો અને આપ મને સંતાપિત ન કરશો. આ મંત્રમાં કહેલું સંતાપના અભાવરૂપ ફલ તો અધ્વર્યુને માટે જ છે. કારણ કે સંતાપ ન હોય તોજ અધ્વર્યુ સ્વામીના યજમાનના કાર્યને માટે યોગ્ય થઇ શકે છે. માટે કોઇક ઠેકાણે

## व्यपदेशाच्च ॥ २९ ॥

**પદાર્થ** :—(च) અને ( व्यपदेशात् ) ઋત્વિજોને ફળ મેળવવાનું કથન હોવાથી.

**ભાવાર્થ**:—જ્યોતિષ્ટોમમાં આ પ્રમાણે પાઠ છે ' हविधान मण्डपे सोमाभिषवाधारयो: फलकयोरधस्ताच्चतसृषु आग्नेय्यादिविदिक्षु चत्वार उपवरनामका गर्ता अरत्निमात्रखाता अधोभागे परस्परं मिलिता ऊर्ध्वभागे परस्परं प्रादेशमात्रव्यवहिता वर्तन्ते तेषु एकस्मिन् उपरवे यजमानो दक्षिणं हस्तं प्रसारयति, तथैवाध्वर्युरन्यस्मिन् स्वहस्तं प्रसार्याधस्ताद् यजमानहस्तं गृह्णाति तदा यजमान: " किमत्र " इत्यनेन मंत्रेण फलं पृच्छति । अध्वर्युश्च " भद्रम् " इत्यनेन मन्त्रेण उत्तरं ब्रूते । ततो यजमान: ' तन्नौ सह ' इत्यनेन मन्त्रेण तत्फलं स्वकीयत्वेन स्वीकरोति इति चेत्—मैवं नौ इति इत्यनेन

द्विवचनेन " सह " इत्यनेन च उभयगामितया स्वीकारात्' આ પ્રમાણે જૈમિનીય ન્યાયમાલામાં પૂર્વ-પક્ષ અને ઉત્તરપક્ષ બતાવી ઋત્વિક અને યજમાન બન્નેને ફળનો સંબંધ બતાવ્યો છે. 'ઉપવર' નામક ગર્તા ઉપર યજમાન પોતાનો જમણો હાથ રાખે છે અને તેજ પ્રમાણે અધ્વર્યુ પણ એ ગર્તા ઉપર પોતાનો જમણો હાથ રાખે છે. પછી 'किमत्र' એ મંત્રથી યજમાન ફળ પૂછે છે. પછી અધ્વર્યુ " भद्रम् " એ મંત્રથી ફળ જણાવે છે પછી યજમાન " तन्नौ सह " એ મંત્રથી ઉક્ત ફળ બન્નેને માટે જણાવે છે. કેવળ યજમાનને માટે જ નહિ. ॥ ૨૯ ॥

## દ્રવ્ય સંસ્કાર અંગ અને પ્રધાનને માટે હોય છે એ અધિકરણને સ્પષ્ટ કરે છે.

**द्रव्य संस्कारः प्रकरणाविशेषात् सर्वकर्मणाम् ॥ ३० ॥**

**પદાર્થ** :--( द्रव्य संस्कारः ) દર્ભ આદિ દ્રવ્યનો સંસ્કાર ( प्रकरणाविशेषात् ) એકજ પ્રકરણમાં હોવાથી ( सर्वकर्मणाम् ) અંગ સહિત પ્રધાન કર્તાને માટે હોય છે.

**ભાવાર્થ** :--યાગોપયોગી દર્ભ આદિ દ્રવ્ય હોય છે તથા તેના આસ્તરણ આદિ જે સંસ્કારો છે તે પ્રકૃતિ અને વિકૃતિ યાગોમાં એક સરખી રીતે કરવાના હોય છે. એટલે એ દ્રવ્યો પ્રધાન અને અંગ બધાને માટે હોય છે. ॥ ૩૦ ॥

## અપૂર્વ પ્રાકૃત ધર્મોનો વિકૃતિમાં સંબંધ નથી. એ અધિકરણની સ્પષ્ટતા

**निर्देशात् तु विकृतावपूर्वस्य अनधिकारः ॥ ३१ ॥**

**પદાર્થ** :—( तु ) પણ ( निर्देशात् ) પ્રકૃતિ યાગમાં સ્તરણ રૂપ કાર્યનો નિર્દેશ હોવાથી ( विकृतौ ) વિકૃતિ યાગમાં ( अपूर्वस्य ) બર્હિના લવન આદિ અપૂર્વનો ( अनधिकारः ) સંબંધ નથી.

**ભાવાર્થ** :—પ્રકૃતિયાગમાં હવિરાસાદાન આદિ વેદિનું કાર્ય છે. તે કાર્ય વિકૃતિયાગમાં કરવાના હોય છે અને તે વેદિની સિદ્ધિ માટે ખનન આદિ વેદિના ધર્મો પણ વિકૃતિ યાગમાં પ્રાપ્ત થાય છે, પણ યૂપાવટના–આસ્તરણ રૂપ કાર્ય પ્રકૃતિ યાગમાં હોતા નથી. દર્શપૂર્ણમાસ યાગમાં યૂપાવટ નથી. માટે વિકૃતિયાગમાં તે વિધીયમાન આસ્તરણ રૂપ કાર્ય પ્રકૃતિયાગના લવન આદિ બર્હિષના સંસ્કારને પ્રાપ્ત કરાવતું નથી. એટલે યૂપાસ્તરણમાં ઉદ્દેશ્યતા નથી કારણ કે તેનું પ્રકૃતિમાં વિધાન નથી. ॥ ૩૧ ॥

## વિધૃતિ અને પવિત્ર એ પરિભોજનીય બર્હિષથી કરવું જોઈએ એ અધિકરણની સ્પષ્ટતા કરે છે.

**विरोधे च श्रुतिविशेषादव्यक्तः शेषे ॥ ३२ ॥**

**પદાર્થ** :—( च ) અને ( शेषे ) વિધૃતિ અને પવિત્ર બંનેમાં ( अव्यक्तः ) અપંસ્કૃત બર્હિનો વિનિયોગ છે કારણ કે ( श्रुतिविशेषात् ) ઉક્ત બન્નેમાં એનો વિનિયોગ થાય તો વાક્ય વિશેષ સાથે ( विरोधे ) વિરોધ થતો હોવાથી.

**ભાવાર્થ** :—સ્રુવ–આદિના આધાર રૂપ દર્ભમુષ્ટિ રૂપ પ્રસ્તરં બે દર્ભની ઝુડીઓ હોય છે તેના ઉપર સ્રુવ આદિ રાખવામાં આવે છે તેને 'વિધૃતિ' કહે છે, તથા નખથી જેને

કાપવામાં ન આવ્યા હોય અને અગ્રભાગથી પણ જેને કાપવામાં નથી આવ્યા એવા પ્રાદેશ માત્ર દર્ભથી જે વીંટી બનાવવામાં આવે છે તેને પવિત્ર કહેવામાં આવે છે. એ વિધૃતિ અને પવિત્ર (વીંટી) અસંસ્કૃત પરિભોજનીય નામક દર્ભમાંથી બનાવવાં જોઇએ, કારણ કે, 'वेदिं स्तृणाति' એ વિધાનથી સંસ્કૃત બર્હિ બધો જ ઉપક્ષીણ અર્થાત્ પૂરો થઇ જાય છે. માટે વિધૃતિ અને પવિત્ર (વીંટી) બનાવવા માટે બીજો અસંસ્કૃત બર્હિ અર્થાત્ દર્ભ લેવો જોઇએ. ॥ ૩૨ ॥

'પ્રાકૃત પુરોડાશ આદિનું નિધાન' એ નામનું અધિકરણ સમજાવે છે.

**अपनयस्त्वेकदेशस्य विद्यमानसंयोगात् ॥ ३३ ॥**

**પદાર્થ** :—( तु ) પણ ( एकदेशस्य ) સવનીય પુરોડાશના એકદેશનું ( अपनयः ) નિધાન મૂકવું તે ( विद्यमानसंयोगात् ) વિદ્યમાનનો વિધિસંયોગ હોવાથી.

**ભાવાર્થ** :—જ્યોતિષ્ટોમમાં આ પ્રમાણે પાઠ છે. 'पुरोडाशस्य शकलमैन्द्रवायवस्य पात्रे निदधाति' પુરોડાશના ટુકડાને ઐન્દ્રવાયવના પાત્રમાં મૂકે છે. હવે આ ઠેકાણે જે પુરોડાશ કહ્યો છે તે સવનીય પુરાડાશ સમજવો કે કોઇ બીજો ? પૂર્વપક્ષવાદીનું એવું માનવું છે કે વિધૃતિની પેઠે સવનીય પુરાડાશથી જુદોજ અસંસ્કૃત પુરોડાશ હોવો જોઇએ. સિદ્ધાંતવાદી કહે છે કે સવનીય પુરોડાશનો જ એક ભાગ ઐન્દ્રવાયવના પાત્રમાં મૂકવો જોઇએ 'पुरोडाश शकलम्' આ ઠેકાણે જે બીજી વિભક્તિનું શ્રવણ થાય છે તે સંસ્કૃત પુરોડાશનું જ વિધાન કરે છે. ॥ ૩૩ ॥

"કામ્યેષ્ટિઓમાં ઉપાંશુત્વ પ્રધાનને માટે છે" એ નામનું અધિકરણ સ્પષ્ટ કરે છે

પૂર્વપક્ષ **विकृतौ सर्वार्थः शेषः प्रकृतिवत् ॥ ३४ ॥**

**પદાર્થ** :—( विकृतौ ) વિકૃતિ યાગમાં વિહિત ( शेषः ) ગુણ ( सर्वार्थः ) પ્રકૃતિ અને વિકૃતિ બન્નેને માટે છે. ( प्रकृतिवत् ) દર્શપૂર્ણમાસમાં જેમ વેદિ સર્વને માટે છે તેમ કામ્યેષ્ટિગત ઉપાંશુત્વ પણ સર્વને માટે છે.

**ભાવાર્થ** :—'आथर्वणा वै काम्या इष्टयः ता उपांशु यष्टव्याः' આ ઠેકાણે જે ઉપાંશુત્વનું વિધાન કર્યું છે તે અંગ અને પ્રધાન બન્નેને માટે છે. આવું પૂર્વપક્ષવાદીનું માનવું છે. ॥ ૩૪ ॥

સિદ્ધાંત સૂત્ર **मुख्यार्थो वाऽङ्गस्याचोदितत्वात् ॥ ३५ ॥**

**પદાર્થ** :—( वा ) અથવા ( मुख्यार्थः ) પ્રધાનને માટે જ છે. ( अङ्गस्य ) વિકૃતિ યાગમાં ( अचोदितत्वात् ) વિહિત ન હોવાથી.

**ભાવાર્થ** :—કેવળ પ્રધાનને માટે જ ઉપાંશુત્વ છે. "आथर्वणा वै काम्या इष्टयः ता उपांशु यष्टव्याः" આ વાક્યમાં જે ताः પદ પડયું છે. તે કેવળ પ્રધાન કામ્ય ઇષ્ટિઓનો જ પરામર્શ કરે છે, તેની સમીપમાં અંગનો પાઠ જ નથી. માટે અંગનો પરામર્શ કરનારો નથી. જેનો પરામર્શ થતો હોય તેમાં જ ઉપાંશુત્વ છે એમજ સમજવું જોઇએ. ॥ ૩૫ ॥

" નવનીતાજ્ય શ્યેનયાગના અંગ માટે છે. " એ અધિકરણને સમજાવે છે.

सन्निधानविशेषादसंभवे तदङ्गानाम् ॥ ३६ ॥

પદાર્થ :—( असंभवे ) શ્યેનયાગમાં આજ્ય દ્રવ્યનો સંભવ ન હોવાથી, ( तत् ) વિહિત કરવામાં આવેલું નવનીતાજ્ય ( अङ्गानाम् ) શ્યેનયાગના અંગ તરીકે ગણાતા દીક્ષણીય આદિ ઇષ્ટિઓનો ધર્મ છે ( स निधानविशेषात् ) કારણ કે અંગોનો ધર્મ હોવાથી શ્યેનયાગરૂપ પ્રધાનની સાથે પણ સંબંધ થઇ શકશે.

ભાવાર્થ :—શ્યેન યાગના પ્રકરણમાં ' दृतिनवनीतमाज्यं भवति ' ચામડાની કુંડલીમાં રાખેલું નવનીત એટલે માખણ જે ઘીનું તે ' दृतिनवनीताज्य ' કહેવાય છે. શ્યેન યાગમાં નવનીતાજ્યનું વિધાન છે પણ શ્યેન યાગ પોતે જ જ્યોતિષ્ટોમનો વિકાર હોવાથી प्रकृतिवद् विकृतिः कर्तव्या આ ચોદક વાકયથી પ્રકૃતિ યાગ જેમ સોમસાધ્ય છે તેમ વિકૃતિયાગરૂપ શ્યેન પણ સોમસાધ્ય જ છે ત્યારે નવનીતાજ્ય કયા યાગને માટે છે એ પ્રશ્ન ઉભો થાય છે. જો બીજા યાગને માટે નવનીતાજ્યનો ઉપયોગ થાય તો તેમાં કરેલું વિધાન વ્યર્થ થઇ જાય માટે શ્યેનયાગના અંગભૂત દીક્ષણીય આદિ યાગમાં તેનો ઉપયોગ કરવો. શ્યેનયાગના અંગમાં નવનીતાજ્યનો કરેલો ઉપયોગ શ્યેનયાગમાંજ ઉપયોગ થયેલો ગણાય. આ કારણથી શ્યેનયાગના અંગમાં જ નવનીતાજ્યનો ઉપયોગ કરવો. ॥ ૩૬ ॥

आधानेऽपि तथेति चेत् ॥ ३७ ॥

પદાર્થ :—( आधाने अपि ) શ્યેન યાગનું અંગ જે અગ્ન્યાધાન છે તેનું પણ તે અંગ હોવું જોઇએ ( तथेति चेत् ) એવી જો શંકા કરવામાં આવે તો ? આનો ઉત્તર આગળનાસૂત્રમાં છે.

ભાવાર્થ:—જેમ દીક્ષણીય આદિ શ્યેન યાગના અંગ છે તેમ અગ્ન્યાધાન પણ શ્યેન યાગનું અંગ છે. અંગનું લક્ષણ એ જ છે કે જેના વગર જે ન થઈ શકે તે તેનું અંગ ગણાય. અગ્ન્યાધાન વગર પણ શ્યેન યાગ થઇ શકતો નથી માટે અગ્ન્યાધાન પણ તેનું અંગ ગણાય માટે નવનીતાજ્ય અગ્ન્યાધાનનું પણ અંગ ગણાવું જોઇએ. આ શંકાનો ઉત્તર આગળના સૂત્રમાં છે. ॥ ૩૭ ॥

नाप्रकरणत्वादङ्गस्यातन्निमित्तत्वात् ॥ ३८ ॥

પદાર્થ :—( अप्रकरणत्वात् ) અસંનિહિત હોવાથી ( अङ्गस्य ) અગ્ન્યાધાનનું ( अतन्निमित्तत्वात् ) નવનીતાજ્ય અંગ થઇ શકતું નથી.

ભાવાર્થ :—અગ્ન્યાધાનનું વિધાન સમસ્ત વૈદિક કર્મના અનુષ્ઠાન માટે કરવામાં આવ્યું છે. ખાસ શ્યેન યાગને માટે નહિ આ કારણથી શ્યેન યાગ સાથે અગ્ન્યાધાનનો સાધારણ સંબંધ છે કોઈ વિશેષ સંબંધ નથી માટે દીક્ષણીય યાગ જેવું તે અગ્ન્યાધાન શ્યેન યાગનું અંગ ગણતું નથી આ કારણને લીધે નવનીતાજ્ય અગ્ન્યાધાનનું અંગ નથી પણ શ્યેન યાગના ખાસ અંગ દીક્ષણીય ઇષ્ટિનું જ અંગ છે. અંગના સંબંધને લીધે શ્યેન યાગ રૂપી અંગીની સાથે પણ એનો સંબંધ થઇ શકે છે. માટે શ્યેન યાગમાં दृतिनवनीताज्यं भवति એ વિધિ ચરિતાર્થ થઈ શકે છે. ॥ ૩૮ ॥

' નવનીતાજ્ય શ્યેનયાગના બધાં અંગોને માટે છે.' એ અધિકરણને સમજાવે છે.

પૂર્વપક્ષ સૂત્ર तत्काले लिङ्गदर्शनात् ॥ ३९ ॥

પદાર્થ :—( तत्काले ) સુત્યાદિવસે ( लिङ्गदर्शनात् ) લિંગવાકયને મળતું હોવાથી.

ભાવાર્થ :—જે દિવસે સોમલતાને ખાંડીને તેમાંથી સોમરસ કાઢવામાં આવે છે તે દિવસને યાગમાં ' સુત્યાદિવસ ' કહે છે. હવે સુત્યાદિવસે શ્યેનયાગનાં જેટલાં અંગોનું અનુષ્ઠાન થાય તે બધાંનું નવનીતાજ્ય અંગ તરીકે છે એવું પૂર્વપક્ષવાદીનું માનવું છે. स यस्के सह पशून् आलमेत આ લિંગ વાકય પણ તત્કાલીન શ્યેનાંગોનું નવનીતાજ્ય અંગ છે એમાં પ્રમાણ રૂપ છે. ॥ ૩૯ ॥

સિદ્ધાંત સૂત્ર सर्वेषां वाऽविशेषात् ॥ ४० ॥

પદાર્થ :—( वा ) અથવા ( सर्वेषाम् ) શ્યેન યાગનાં જેટલાં અંગ હોય તે બધાનું નવનીતાજ્ય અંગ છે ( अविशेषात् ) વિશેષશાસ્ત્ર જોવામાં આવતું ન હોવાથી.

ભાવાર્થ :—સુત્યાદિનમાં જે અંગોનું અનુષ્ઠાન થાય તેનું જ અંગ નવનીતાજ્ય ગણાય એવું માનવા માટે કોઈ પ્રમાણ મળતું ન હોવાથી શ્યેન યાગનાં જેટલાં અંગો હોય તે બધા સાથે નવનીતાજ્યનો સંબંધ માનવો, ખાસ સુત્યાદિનનાં જ બધાં અંગો સાથે નહિ. आज्यपदस्य श्रूयमाणस्य सुत्याकालीनाज्यमिति संकोचे मानाभावात् નવનીત આજ્ય પદનો જે પાઠ શ્રુત થાય છે તેમાં સુત્યાકાલીનાજ્ય એવો સંકોચ કરવામાં કોઇ પણ પ્રમાણ નથી. માટે સુત્યાકાલીન અંગ અને અસુત્યાકાલીન અંગ સર્વ કોઇ શ્યેન યાગના અંગ સાથે નવનીતાજ્યનો સંબંધ છે. ॥ ૪૦ ॥

न्यायोक्ते लिङ्गदर्शनम् ॥ ४१ ॥

પદાર્થ :—( न्यायोक्ते ) ન્યાય વાકયથી ઉકત અર્થમાં ( लिङ्गदर्शनम् ) લિંગ દર્શન પ્રમાણ નથી.

ભાવાર્થ :—ન્યાયવિરુદ્ધ લિંગ વાકય હોય તો તે પ્રમાણ માની શકાય નહિ. માટે સુત્યાકાલ સંબંધિ જ શ્યેન વિકૃતિ ધર્મો માનવા એમાં કોઇ પ્રમાણ ન હોવાથી નવનીતાજ્ય શ્યેન યાગનાં બધાં અંગો માટે છે. ॥ ૪૧ ॥

સવનીય બલપ્રદ હોવા જોઇએ. એ અધિકરણને સ્પષ્ટ કરે છે.

मांसं तु सवनीयानां चोदनाविशेषत्वात् ॥ ४२ ॥

પદાર્થ :—( तु ) પણ ( मांसम् ) માંસલત્વ ( सवनीयानाम् ) સવનીય સંબંધી ધાના-કરંભ આદિમાં હોવું જોઇએ ( चोदनाविशेषात् ) અર્થના સામર્થ્યને લીધે.

ભાવાર્થ :—સવનીય પુરોડાશો જે દ્રવ્યોમાંથી બનાવવામાં આવે તે બધાં દ્રવ્યો પુષ્ટિકારક ધાન્ય હોવાં જોઇએ. હવનીય દ્રવ્ય પુષ્ટિકારક હોય તો જ તેનાથી લાભ થાય છે. નિઃસત્વ પદાર્થમાંથી પુરાડાશ ન બનાવવો જોઇએ. આ સૂત્રમાં માંસલના અર્થમાં માંસ શબ્દનો પ્રયોગ થયો છે. માંસલ એટલે બળદાયક. વૈદિક શબ્દપ્રયોગો આવી રીતે વેદમાં અનેક ઠેકાણે

જોવામાં આવે છે. જેમ કે આ धावता मुहस्त्यः शुक्रा गृभ्णीत मन्थिना । गोभिः श्रीणीत मत्सरम् ઋગ્વેદ-૯-૪૬-૪ આ મંત્રમાં गोभिः પદનો અર્થ गोभ्योऽभिनिष्पन्नेन क्षीरेण ગાયમાંથી ઉત્પન્ન થતું દૂધ એવો અર્થ કર્યો છે. એ દૂધ સાથે સોમરસ મેળવવો. એજ પ્રમાણે આ ઠેકાણે પણ માંસનો અર્થ માંસલ એટલે બલપ્રદ અર્થ કરવો જોઈએ એ ન્યાય્ય ગણાય છે. કેટલાક પંડિતોએ સવનીય પુરોડાશની માંસમયતા અર્થાત્ માંસમાંથી સવનીય પુરાડાશ બનાવવો એવો અર્થ કર્યો છે પણ એમ કરતાં તેઓ વૈદિક ધર્મની અહિંસા અને વૈદિક શબ્દના પ્રયોગોની મર્યાદાને સમજ્યા નથી. ॥ ૪૨ ॥

भक्तिरसंनिधावन्याय्येति चेत् ॥ ४३ ॥

પદાર્થ :--( भक्तिः ) ગૌણ પ્રયોગ ( असंनिधौ ) મુખ્ય અર્થ સંભવતો હોય ત્યારે ( अन्याय्या ) અન્યાય્ય છે ( इति चेत् ) જો એમ માનવામાં આવે તો

ભાવાર્થ :—મુખ્ય અર્થ સંભવતો હોય તો શબ્દનો ગૌણ અર્થ લેવો એ અન્યાય્ય છે જો એમ કહેવામાં આવે તો એનો ઉત્તર પછીના સૂત્રમાં આપવામાં આવે છે. ॥ ૪૩ ॥

स्यात् प्रकृतिलिङ्गत्वात् वैराजवत् ॥ ४४ ॥

પદાર્થ :--( स्यात् ) ગૌણાર્થમાં શબ્દ પ્રયોગ થઈ શકે છે. ( प्रकृतिलिङ्गत्वात् ) પ્રકૃતિભૂત જ્યોતિષ્ટોમમાં પણ ભાક્ત શબ્દનો પ્રયોગ કર્યો છે ( वैराजवत् ) વૈરાજ શબ્દ જેમ વૈરાજસામને માટે પ્રયુક્ત થયો છે તેમ.

ભાવાર્થ :--પ્રકૃતિયાગમાં ધાનાદિમાં પુરોડાશ શબ્દ ભક્તિથી અર્થાત્ ગૌણ વૃત્તિથી પ્રયુક્ત થયો છે. धानादिषु अयं पुरोडाश शब्दो भाक्तः શાબરભાષ્ય જુઓ. તથા उक्थ्यो वैरूपसामा एकविंशः षोडशी वैराजसामा આ ઠેકાણે સામ શબ્દ વૈરૂપપૃષ્ઠ અને વૈરાજપૃષ્ઠ માટે પ્રયુક્ત થયો છે તેમ ઉક્ત સૂત્રમાં માંસ શબ્દ પણ માંસલ અર્થાત્ બલપ્રદત્વ અર્થમાં પ્રયુક્ત થયો છે એમ માનવામાં કશી હરકત નથી. ॥ ૪૪ ॥

इति मीमांसागुर्जरभाष्ये तृतीयाध्यायस्य अष्टमः पादः समाप्तश्च तृतीयोऽध्यायः

## अथ चतुर्थाध्यायस्य प्रथम : पाद : ॥

### હવે ક્રત્વર્થ અને પુરુષાર્થની જિજ્ઞાસાનું અધિકરણ સમજાવે છે.

अथात : क्रत्वर्थपुरुषार्थयोर्जिज्ञासा ॥ १ ॥

પદાર્થ :--( अथ ) શેષ અને શેષીના નિરૂપણ પછી ( अत : ) શેષશેષિભાવ વક્ષ્યમાણ અર્થનું કારણ હોવાથી ( क्रत्वर्थ पुरुषार्थयो : ) ક્રત્વર્થ અને પુરુષાર્થની ( जिज्ञासा ) જિજ્ઞાસા કરવી જોઈએ.

ભાવાર્થ :--ક્રત્વર્થનો અર્થ અને પુરુષાર્થનો અર્થ શું છે ? અર્થાત્ એનાં લક્ષણો શું છે એ વિષયના જ્ઞાનની ઇચ્છા કરવી જોઈએ જે ક્રતુને માટે હોય તે ક્રત્વર્થ અને જે પુરુષને

માટે હોય તે પુરુષાર્થ. ક્રતુ એટલે યાગ અને પુરુષ એટલે મનુષ્ય. કેવળ નરજાતિનું ગ્રહણ કરવું એવો અર્થ સમજવો નહિ. જો ક્રતુનો અર્થ અને પુરુષનો અર્થ સમજી શકાય તો કોણ પ્રયોજ્ય છે અને કોણ પ્રયોજક છે તે પણ સમજી શકાય.

## હવે ક્રત્વર્થ અને પુરુષાર્થના લક્ષણનું આધિકરણ શરૂ કરે છે.

**यस्मिन् प्रीतिः पुरुषस्य तस्य लिप्साऽर्थलक्षणाऽविभक्तत्वात् ॥ २ ॥**

પદાર્થ :—(यस्मिन्) સ્વર્ગ-આદિક કોઇ સુખવિશેષમાં અથવા પશુ આદિ જે સુખનાં સાધન છે તેને મેળવ્યા પછી (पुरुषस्य) પુરુષને જે (प्रीतिः) પ્રીતિ થાય છે તે પુરુષાર્થ કહેવાય છે. અને જેનું અનુષ્ઠાન કરવા પછી પુરુષને સ્વર્ગાદિની પ્રાપ્તિ થાય છે તે ક્રત્વર્થ કહેવાય છે (तस्य) સ્વર્ગાદિની (लिप्सा) ઇચ્છા (अर्थलक्षणा) શાસ્ત્રની પ્રેરણા વગર સ્વાભાવિક થાય છે. (अविभक्तत्वात्) સ્વર્ગાદિ સાથે ક્રતુરૂપ સાધનનો અવ્યભિચાર સંબંધ હોય છે.

ભાવાર્થ :—સ્વર્ગાદિ સુખ મળ્યા પછી અથવા સુખનાં સાધન મળ્યા પછી પુરુષ એમ માને છે કે હું હવે કૃતાર્થ થયો છું. એવી જે મનની વૃત્તિ તેનું નામ પુરુષાર્થ છે. તથા સ્વર્ગાદિ સુખ વિશેષને મેળવવા જેનું વિધાન કરવામાં આવ્યું છે તે ક્રતુ કહેવાય છે. સુખની ઇચ્છા માણસને સ્વાભાવિક રીતે જ થાય છે એમાં કોઇ શાસ્ત્રની અપેક્ષા નથી. ક્રતુ અને સ્વર્ગરૂપ ફળનો અવ્યભિચરિત સંબંધ છે માટે ક્રતુની ઇચ્છા કરવી જોઇએ. ક્રતુના જે ઉપકારક અંગો હોય છે તે 'ક્રત્વર્થ' કહેવાય છે.

સ્વર્ગઆદિ સુખનું મુખ્ય સાધન જે હોય છે તેને પણ પુરુષાર્થ કહેવામાં આવે છે અને એ સાધનના ઉપકારી અંગ હોય છે તેને ક્રત્વર્થ કહેવામાં આવે છે આવો પણ અર્થ છે. આ પ્રમાણે પુરુષાર્થના બે અર્થ નીકળે છે એક સુખ અને બીજું સુખનું મુખ્ય સાધન; કારણ કે એ બન્નેને પુરુષ ઇચ્છે છે. ॥ ૨ ॥

## પ્રજાપતિવ્રત પુરૂષાર્થ છે. એ અધિકરણ સમજાવે છે.

**तदुत्सर्गे कर्माणि पुरुषार्थाय शास्त्रस्यानतिशङ्क्यत्वात् न च द्रव्यं चिकीर्ष्यते तेनार्थेनाभिसम्बन्धात् क्रियायां पुरुषश्रुतिः ॥ ३ ॥**

પદાર્થ :—(कर्माणि) तस्य व्रतमित्युपक्रम्य, 'नेक्षेतायन्तमादित्यं नास्तं यन्तं कदाचन। આ વાક્યથી બોધ્ય જે કર્મ છે તેમાં (तदुत्सर्गे) પ્રીતિનો ઉપલંભ થતો ન હોવા છતાં (पुरुषार्थाय) પુરુષાર્થત્વ છે (शास्त्रस्य) પ્રકૃતવાક્ય (अनतिशङ्क्यत्वात्) તર્કથી દૂર કરી શકાય એમ ન હોવાથી (च) અને (द्रव्यम्) ક્રત્વંગભૂત દ્રવ્ય (चिकीर्ष्यते) સંસ્કારયુક્ત કરવાને ઇચ્છાતું નથી. (तेन) તેથી (अर्थेन) પુરુષાર્થ સાથે (अभिसम्बन्धात्) સંબંધ હોવાથી (क्रियायाम्) ક્રિયામાં (पुरुषश्रुतिः) પુરુષનું શ્રવણ છે. પુરુષ કર્તા હોવાથી પ્રકૃતક્રિયાનું તે અંગ છે.

ભાવાર્થ:—'तस्य व्रतम्' नेक्षेतोयन्तमादित्यं नास्तं यन्तं कदाचन આ પ્રમાણે અનારભ્ય પાઠ છે અર્થાત્ સામાન્ય વિધિ છે. સૂર્યને ઉગતો કે આથમતો ન જોવો આ ઠેકાણે સૂર્યનું અનીક્ષણ કરવું એ ક્રત્વર્થ છે કે પુરુષાર્થ છે? પૂર્વપક્ષ ક્રત્વર્થ માને છે અને સિદ્ધાંતવાદી

પુરુષાર્થ માને છે સૂર્યના અનીક્ષણુમાં જો કે પ્રીતિ નથી અને જેમાં પ્રીતિ ન હોય તે પુરુષાર્થ પણ ન હોય છતાં તે પુરુષાર્થ જ છે કારણુ કે તર્કથી ઉક્ત વાક્યની નિષ્ફલતા સિદ્ધ કરી શકાય નહિ. ઇક્ષણુ વિરોધી કોઈ બીજી ક્રિયા એવો નેક્ષેતનો અર્થ કરી એ ક્રિયાથી ક્રતુનુ અંગભૂત કોઇ દ્રવ્યનો સંસ્કાર કરવો, એવો પણુ અર્થ થઈ શકતો નથી કોઈપણ ક્રતુને ઉદ્દેશીને ઉક્ત વાક્યનો પાઠ કરવામાં આવ્યો નથી, માટે કોઇપણુ ક્રત્વંગ દ્રવ્યનો સંસ્કાર માની શકાય નહિ. આ કારણુથી અનીક્ષણુનો સંબંધ ફલ સાથે છે. જેનો સંબંધ ફળ સાથે હોય તે હંમેશાં પુરુષાર્થ જ હોય છે. ઉક્ત વાક્યનો ભાવ હું ઉગતા સૂર્યને અને આથમતા સૂર્યને નહીં જોઉં આવો સંકલ્પ પુરુષ પ્રજાપતિ વ્રતને માટે કરે છે. આવા સંકલ્પથી કર્મમાં તન્મય થવાથી एतावता हैनसा मुक्तो भवति પુરુષ પાપથી મુક્ત થાય છે. પાપથી મુક્ત થવું એ પુરુષાર્થ છે. માટે પ્રજાપતિ વ્રત પુરુષાર્થ છે. ક્રત્વર્થ નથી. ॥ ૩ ॥

## अविशेषात्तु शास्त्रस्य यथाश्रुति फलानि स्यु: ॥४॥

પદાર્થ :—( तु ) આશંકા સૂચવે છે. ( शास्त्रस्य ) समिधो यजति ઇત્યાદિ શાસ્ત્ર ( अविशेषात् ) नेक्षेतोद्यन्तमादित्यम् ઇત્યાદિ શાસ્ત્ર સમાન હોવાથી ( यथाश्रुति ) તેની સમીપ શ્રૂયમાણુ અર્થવાદથી પ્રતિપાદ્ય ( फलानि स्यु: ) ફળો હોવાં જોઈએ. અને તેથી તે પણુ પુરુષાર્થ માનવાં જોઇએ.

ભાવાર્થ :—જો અર્થવાદમાં બતાવેલાં ફળથી ઉક્ત વ્રત પુરુષાર્થ માનવામાં આવે તો समिधो यजति ઇત્યાદિ પણુ પુરુષાર્થ જ માનવાં પડશે કારણુ કે તેની સમીપ જે અર્થવાદ વાદ છે તેમાં બતાવેલાં ફળોને લીધે ઉક્ત સમિધાદિ યજન પણુ પુરુષાર્થ થઇ શકશે. ક્રત્વર્થ નહીં થાય ॥ ૪ ॥

## अपि वा कारणाग्रहणे तदर्थमर्थस्यानभिसम्बन्धात् ॥ ५ ॥

પદાર્થ :—( अपि वा ) આ બન્ને પદો ઉક્ત આશંકાની નિવૃત્તિ સૂચવે છે. ( कारणाग्रहणे ) શ્રુતિ, લિંગ આદિ વિનિયોજક પ્રમાણુ ન મળવાથી ( तदर्थम् ) પ્રજાપતિવ્રત પુરુષાર્થ માનવામાં આવે છે. ( अर्थस्य ) પ્રમાણુ ન મળવાથી કોઇ કર્મની સાથે એનો ( अनभिसम्बन्धात् ) સંબંધ નથી.

ભાવાર્થ :—શ્રુતિ, લિંગ, વાક્ય, પ્રકરણુ, સ્થાન અને સમાખ્યા આ વિનિયોજક પ્રમાણુ છે. આમાંના કોઇ પણુ પ્રમાણુથી પ્રજાપતિવ્રતનો કોઈપણુ કર્મમાં વિનિયોગ થતો નથી. માટે समिधो यजति ઇત્યાદિ સમિદાદિથી પ્રજાપતિ વ્રતની વિષમતા છે. આ કારણુથી પ્રજાપતિ વ્રત પુરુષાર્થ છે ક્રત્વર્થ નથી. અર્થાત્ સૂર્યનું અનીક્ષણુ કોઈ ક્રતુના અંગને ઉપકારક નથી પણુ પુરુષને ઉપકારક છે. જે પુરુષને ઉપકારક હોય તે પુરુષાર્થ. ॥ ૫ ॥

## तथा च लोकभूतेषु ॥ ६ ॥

પદાર્થ :—( तथा च ) અને તે જ પ્રમાણે ( लोकभूतेषु ) સાધારણુ મનુષ્યના વ્યવહારમાં પણુ જોવામાં આવે છે.

ભાવાર્થ :--સાધારણ લોક વ્યવહારમાં જો આ પ્રમાણે વાક્યો હોય. स्नानं कुरु, पाकं कुरु સ્નાન કર. રસોઇ કર. તો એ ઠેકાણે સ્નાન કરવું એ રસોઇને માટે છે અર્થાત્ રસોઇ કરવા પહેલાં સ્નાન કર. પણ જો એકલું વાક્ય હોય જેમકે 'स्नानं कुरु' સ્નાન કર, તો આ સ્નાન કેવળ પુરુષને માટે જ છે કોઇ કર્મને માટે નથી. તેમ પ્રજાપ્રતિવ્રત કોઇ ક્રતુવિશેષને ઉદ્દેશીને પઠિત નથી એટલે તે અનારભ્યપઠિત છે માટે તે સ્વતંત્ર ફલવાળું વાક્ય છે અને તેથી તે પુરુષાર્થ જ છે ક્રત્વર્થ નથી. ॥ ૬ ॥

## યજ્ઞાયુધોનું અનુવાદત્વાધિકરણ

**પૂર્વપક્ષ સૂત્ર** द्रव्याणि त्वविशेषेणानर्थक्यात् प्रदीयेरन् ॥ ७ ॥

પદાર્થ :--( तु ) પૂર્વપક્ષને સૂચિત કરે છે. ( द्रव्याणि ) સ્ફ્ય આદિ યજ્ઞિય સાધન (अविशेषेण) સંપૂર્ણતાથી (आनर्थक्यात्) નિરર્થકતાના ભયથી ( प्रदीयेरन् ) અગ્નિમાં પ્રદાન કરવું

ભાવાર્થ :--સ્ફ્ય, કપાલ, અગ્નિહોત્રહવણી, શૂર્પ, કૃષ્ણાજિન, શમ્યા, ઉલૂખલ, મુસલ, દૃષદ્ અને ઉપલા આ દશ યજ્ઞના આયુધ છે એવો પાઠ છે. આ ઠેકાણે એવો સંદેહ થાય છે કે ઉક્ત સાધનોનો હોમ કરવો કે તેનાથી જે જે કાર્ય યજ્ઞમાં થતું હોય તે કરવું ? અહીં પૂર્વપક્ષનું એવું માનવું છે કે એ બધાનો હોમ કરવો. જો એનો હોમ ન કરવામાં આવે તો 'एतानि वै दश यज्ञायुधानि' આ વાક્ય નિરર્થક થઈ જાય કારણ કે એમાં યજ્ઞના આયુધ અર્થાત્ સાધન તરીકે બતાવ્યાં છે. માટે ઘૃત આદિ યજ્ઞનાં સાધન હોવાથી તેનો જેમ હોમ થાય છે તેમ સ્ફ્ય આદિ પાત્રનો પણ હોમ થવો જોઈએ. કારણ કે તે યજ્ઞરૂપ પ્રધાનનાં અંગ છે. ॥ ૭ ॥

**સિદ્ધાંત સૂત્ર** स्वेन त्वर्थेन सम्बन्धो द्रव्याणां पृथगर्थत्वात् तस्माद् यथाश्रुति स्युः ॥ ८ ॥

પદાર્થ :--(तु) શબ્દ પૂર્વપક્ષની નિવૃત્તિ સૂચવે છે. ( द्रव्याणाम् ) સ્ફ્ય આદિ દ્રવ્યોનો ( स्वेन अर्थेन ) પોત પોતાનાં કાર્ય સાથે ( सम्बन्धः ) સંબંધ છે ( पृथगर्थत्वात् ) એનું ભિન્ન ભિન્ન કાર્ય સાથે પ્રયોજન હોવાથી ( तस्मात् ) માટે ( यथाश्रुति ) જે પ્રમાણે શ્રવણ થયું છે તે પ્રમાણે ( स्यु : ) વિનિયોગ થવો જોઇએ.

ભાવાર્થ :--સ્ફ્ય આદિ દસ દ્રવ્યોનો હોમ કરવાનો નથી પણ એ સાધનોથી જે જે કાર્ય થઇ શકે તે કરવાનું હોય છે. જેમકે સ્ફ્યથી વેદિનું ખનન કરવું, કપાલોમાં પુરોડાશ બનાવવો, અગ્નિહોત્રહવણીમાં હવિષ્ નાંખવું આ પ્રમાણે જે સાધનથી જે કાર્ય થતું હોય તે સાધનથી તે કાર્ય કરવું. યજ્ઞાયુધ એ કોઇ અપૂર્વ વિધિ નથી. પણ અનુવાદ છે અર્થાત્ તે તે સાધનને ઉદ્દેશીને તેનાથી અમુક અમુક ક્રિયા કરવી. ॥ ૮ ॥

चोद्यन्ते चार्थकर्मसु ॥ ९ ॥

પદાર્થ :--(च) અને ( अर्थकर्मसु ) પાત્રપ્રતિપત્તિ કર્મમાં ( चोद्यन्ते ) આહિતાગ્નિને અર્થાત્ આહિતાગ્નિના શબને પાત્ર સાથે બાળવું.

ભાવાર્થ :—જે માણસ આહિતાગ્નિ હોય તે જ્યારે પંચત્વને પામે ત્યારે તેના દેહને તેનાં યજ્ઞિય પાત્ર સાથે બાળવો આવું વિધાન છે હવે જો જ્યોતિષ્ટોમમાં તે પાત્રને બાળી નાખ્યા હોય તો મૃત દેહ વખતે પાત્રોની પ્રતિપત્તિ અર્થાત્ મૃતદેહ સાથે પાત્રોનું દહન કેવી રીતે સંભવે ? પાત્ર તો પહેલેથીજ એની જીવિત દશામાં હોમી દેવામાં આવ્યાં છે. આ કારણને લીધે પાત્રોનો હોમ કરવાનો નથી પણ જે પાત્રથી જે ક્રિયા કરવાની હોય તે કરવી એવો ભાવ છે. ॥ ૯ ॥

## लिङ्गदर्शनाच्च ॥ १० ॥

પદાર્થ :—( च ) અને ( लिङ्गदर्शनात् ) લિંગવાક્યનું દર્શન થતું હોવાથી.

ભાવાર્થ :—चतुर्दशपौर्णमास्याम्, अमावास्यायां त्रयोदशाहुतयः પૌર્ણમાસીમાં ચૌદ અને અમાવાસ્યામાં તેર આહુતિઓ આપવાની હોય છે. હવે જો યજ્ઞાયુધોની પણ આહુતિઓ આપવાની હોય તો દસ દસ બીજી વધારે આહુતિ થવી જોઇએ અને જો એમ કરવામાં આવે તો ચૌદ અને તેરનો નિયમ ન રહે. માટે ઉક્ત ચૌદ અને તેર સંખ્યા સાથે વિરોધ આવતો હોવાથી યજ્ઞાયુધોનો હોમ કરવો ન જોઈએ. ॥ ૧૦ ॥

## પશ્વેકત્વવિવક્ષાધિકરણ

પૂર્વપક્ષ સૂત્ર तत्रैकत्वमयज्ञाङ्गमर्थस्य गुणभूतत्वात् ॥ ११ ॥

પદાર્થ :—( तत्र ) ઉદાહૃત વાક્યગત अग्नीषोमीयम् पशुम् આ ઠેકાણે, ( एकत्वम् ) સંખ્યા માત્ર જ છે ( अयज्ञाङ्गम् ) એકત્વ યજ્ઞનું અંગ નથી ( गुणभूतत्वात् ) પ્રત્યયની પ્રકૃતિ જે પશુ છે તેના પ્રત્યે ગૌણ હોવાથી.

ભાવાર્થ :—यदग्नीषोमीयं पशुमालभते આ વાક્યમાં જે अम् વિભક્તિ છે તેનો અર્થ એકત્વ અને કર્મકારક બે છે તેમાંથી એકત્વની વિવક્ષા નથી એવું પૂર્વપક્ષવાદીનું માનવું છે જો, એની વિવક્ષા હોત તો તે યજ્ઞનું અંગ ગણાત અને પછી એકત્વ અર્થાત્ એક કરતાં વધારે પશુઓ દાનમાં આપત તો યજ્ઞ ફલને ઉત્પન્ન ન કરી શકત કારણ કે એ એકત્વથી વિકલ થયો હતો. એકત્વની વિવક્ષા એટલે એક જ પશુ, બે નહિ. એવો અર્થ થાય છે. આ કારણથી એકત્વની વિવક્ષા નથી એમ જ માનવું યોગ્ય છે. ॥ ૧૧ ॥

## एकश्रुतित्वाच्च ॥ १२ ॥

પદાર્થ :—( च ) અને ( एकश्रुतित्वात् ) એક શબ્દનું શ્રવણ થતું હોવાથી.

ભાવાર્થ :—જ્યાં એક સંખ્યાની જરૂર હોય છે ત્યાં એક શબ્દ વાપરે છે, કેવળ પ્રત્યયથી કામ સરતું નથી. જેમ કે एकां गां दक्षिणां दद्यात् એક ગાયને દક્ષિણા તરીકે આપવી. આ પાઠમાં એક શબ્દનું સ્પષ્ટ ઉચ્ચારણ છે. જો गाम् આ ઠેકાણે એકત્વ સંખ્યા વિવક્ષિત હોત તો એક શબ્દનો પ્રયોગ કરવાની જરૂર ન રહેત. આ કારણથી अग्नीषोमीयं पशुम् આ ઠેકાણે એકત્વ સંખ્યાની વિવક્ષા નથી. ॥ ૧૨ ॥

હવે પૂર્વપક્ષમાં શંકા ઉત્પન્ન કરે છે.

**प्रतीयते इति चेत् ॥ १३ ॥**

પદાર્થ :--( प्रतीयते ) પ્રતીયમાન થાય છે ( इति चेत् ) જો એમ કહેવામાં આવે તો.

ભાવાર્થ :—ગુરુ શિષ્યને કહે કે गामानय ગાય લાવ. તો શિષ્ય ' गाम् ' અહીં ગોશબ્દોત્તરવર્તી એક વચનને સાંભળી એક જ ગાય લાવે છે બે નહિ. માટે એકત્વનો પણ શાબ્દ બોધમાં પ્રવિષ્ટ થઇ શકે છે. જો એમ કહેવામાં આવે તો તેનો ઉત્તર નીચેના સૂત્રમાં આપવામાં આવે છે. ॥ ૧૩ ॥

**नाशब्दं तत्प्रमाणत्वात् पूर्ववत् ॥ १४ ॥**

પદાર્થ:—( न ) નહિ, એકત્વની પ્રતીતિ થતી નથી. ( अशब्दम् ) જે એકત્વની પ્રતીતિ થાય છે તે તો અશાબ્દ છે અર્થાત્ આર્થિકી છે ( तत्प्रमाणत्वात् ) પ્રમાણભૂત વાકયના શ્રવણથી એકત્વનો બોધ થાય છે ( पूर्ववत् ) જેમકે પૂર્વની પેઠે.

ભાવાર્થ :—જે એકત્વની પ્રતીતિ થાય છે તે તો આર્થિક છે શાબ્દિક નથી. જેમકે ' પૂર્વ વિદ્યાર્થી દોડે છે ' અહીં પૂર્વ શબ્દનો પ્રયોગ ત્યારે જ સફળ થઈ શકે જ્યારે બે ત્રણ વિદ્યાર્થી હોય. જો એક જ વિદ્યાર્થી હોય તો પૂર્વ શબ્દનો પ્રયોગ નકામો છે, એટલે पूर्वो धावति કહેવાથી બીજાનો પણ બોધ થાય છે, પણ એ બોધ શાબ્દિક નથી પણ આર્થિક છે તેમ अमीषोमीयम् पशुम् આ ઠેકાણે પણ એકત્વની પ્રતીતિ આર્થિકી છે. જો શાબ્દી પ્રતીતિ હોત તો શ્રુતિથી જ વિનિયોગ થઇ શકત વાકયની કોઇ જરૂર ન હોતી કારણ કે વાકય કરતાં શ્રુતિ બલવતી હોય છે માટે ઉકત વાકય એકત્વની પ્રતીતિ શબ્દથી થતી નથી. આ કારણથી એકત્વ સંખ્યા વિવક્ષિત નથી. ॥ ૧૪ ॥

સિદ્ધાંત સૂત્ર **शब्दवत् तूपलभ्यते तदागमे हि तद्दृश्यते तस्य ज्ञानं यथाऽन्येषाम ॥ १५ ॥**

પદાર્થ :—( तु ) સિદ્ધાંતને સૂચવે છે. ( शब्दवत् ) શબ્દ વિશિષ્ટ ( उपलभ्यते ) એકત્વની પ્રતીતિ થાય છે. ( तदागमे ) એક વચનનો પ્રયોગ સાંભળ્યા પછી ( तद् दृश्यते हि ) એકત્વ વિષયક સ્મરણ ચોક્કસ થાય છે અને એમ પ્રમાણે લોકો પણ અનુભવે છે. ( तस्य ज्ञानम् ) માટે તદ્વિષયક જ્ઞાન શાબ્દ છે. ( यथा अन्येषाम् ) જેમ ગવાદિવિષયક શાબ્દબોધ શબ્દથી થાય છે તેમ એકત્વની પ્રતીતિ પણ શબ્દવિષયક જ છે.

ભાવાર્થ :—જેવી રીતે पशुम् આ ઠેકાણે પશુવિષયક બોધ શાબ્દ છે તેમ अम् પ્રત્યયથી જે એકત્વની પ્રતીતિ થાય છે તે પણ શાબ્દ જ છે, એકવચનાંત પદના શ્રવણથી લોકો એકત્વ સંખ્યાનો અનુભવ કરે જ છે. જે પદ સાંભળ્યા પછી જે અર્થનું નિયમથી સ્મરણ થાય તે અર્થ શાબ્દ બોધનો જ વિષય છે. આર્થિક વિષય નથી. માટે એકત્વ એ યાગનું અંગ છે અને તે એકત્વ વિવક્ષિત છે અર્થાત अग्निषोमीयं पशुम् આ ઠેકાણે પ્રત્યયથી પ્રતીત થતું એકત્વ યજ્ઞમાં વિવક્ષિત છે. એક પશુનું જ દાન કરવું એવો ઉક્ત વાકયનો અર્થ થાય છે. ॥ ૧૫ ॥

**तद्वच्च लिङ्गदर्शनम् ॥ १६ ॥**

પદાર્થ :—( च ) અને ( तद्वत् ) તે જ પ્રમાણે ( लिङ्गदर्शनम् ) લિંગવાક્યનું દર્શન પણ થાય છે.

ભાવાર્થ :—कर्णा याम्याः, अवलिप्ता रौद्राः, नभोरूपाः पार्जन्याः, ऐन्द्राग्रो दशमः આ વાક્યમાં कर्णा : ઇત્યાદિમાં બહુવચન વિવક્ષિત છે એટલે કે कर्णाः કહેવાથી ત્રણ ગાયો સમજાય છે. તે જ પ્રમાણે अवलिप्ता અને नभोरूपाः માં પણ બહુવચન વિવક્ષિત છે અને તેથી જ अवलिप्ता થી ત્રણ અને नभोरूपाः થી પણ ત્રણ ત્રણ ગાયે ની પ્રતીતિ થાય છે. આ પ્રમાણે ઉક્ત શબ્દોથી નવ ગાયોની પ્રતીતિ થાય છે અને દશમ ઐન્દ્રાગ્ન સ્વરૂપ પરમાત્મદેવતાક સાંઢની પ્રતીતિ થાય છે. જો ઉક્ત શબ્દોમાં બહુત્વ વિવક્ષિત ન હોત તો ' દશમ ' શબ્દનો પ્રયોગ નિષ્ફળ થઇ જાત માટે જેવી રીતે कर्णाः આદિમાં બહુત્વ વિવક્ષિત છે તેવી જ રીતે अमोषोमीयम् पशुम् આ ઠેકાણે પણ એકત્વ સંખ્યા વિવક્ષિત છે. ॥ ૧૬ ॥

## લિંગ વિવક્ષા-અધિકરણ

**तथा च लिङ्गम् ॥ १७ ॥**

પદાર્થ :—( तथा च ) અને તે પ્રમાણે ( लिङ्गम् ) લિંગ પણ વિવક્ષિત છે.

ભાવાર્થ :—જે પ્રમાણે એકત્વ વિવક્ષિત છે તે જ પ્રમાણે લિંગ પણ વિવક્ષિત છે. જો ગાયનું દાન કહ્યું હોય તો ગાયનું જ દાન આપવું બળદ અથવા સાંઢનું નહિ. ॥ ૧૭ ॥

## આશ્રયિઓનું અદષ્ટમતાધિકરણ

**आश्रयिष्वविशेषेण भावोऽर्थः प्रतीयेत ॥ १८ ॥**

પદાર્થ :—( आश्रयिषु ) પદાર્થોમાં એટલે પ્રયાજ, પુરોડાશ સ્વિષ્ટકૃત્ આદિમાં ( भाव : ) અપૂર્વ રૂપ ( अर्थ : ) અર્થ ( प्रतीयेत ) માનવો જોઈએ ( अविशेषेण ) કારણ કે તે પણ યાગની માફક કર્મ જ છે.

ભાવાર્થ :—જે સ્વિષ્ટકૃત્ યાગ હોય છે તે ઉપયુક્ત થયેલા હવિષ્નો સંસ્કાર છે. સંસ્કાર અદષ્ટરૂપ અર્થને માટે હોય છે પણ સ્વિષ્ટકૃત્ યાગ અપૂર્વનો ઉપકારક નથી કારણ કે એક કર્મના બે પ્રયોજન માનવા એ ઠીક નથી આવું પૂર્વપક્ષવાદીનું માનવું છે એમાં સિદ્ધાંતવાદીનું માનવું છે કે, કર્મ એક હોવા છતાં અંશના ભેદોથી પ્રયોજનનો પણ ભેદ હોય છે, (૧) મંત્રપાઠ (૨) દ્રવ્ય પ્રક્ષેપ (૩) દેવતાનો ઉદ્દેશ કરી ત્યાગ કરવો. ત્રણ કર્મનાં અંશ છે તેમાં ત્યાગથી પરમાપૂર્વનું ઉપયુક્ત અવાંતર અપૂર્વ ઉત્પન્ન થાય છે. ઉક્ત ત્રણ અંશોમાં મંત્રોચ્ચારણથી દેવતાનું સ્મરણ થાય છે. હવિષ્પ્રક્ષેપથી શિષ્ટ વિનિયોગ થાય છે આ બંને દષ્ટ પ્રયોજન છે પણ ત્યાગરૂપ અંશનું કોઇ દષ્ટ ફળ જણાતું નથી માટે તેનું અપૂર્વ માનવું જ જોઇએ. यजति ददाति जुहोति આદિ ક્રિયાઓ જેમ અપૂર્વ પ્રયોજક છે તેમ स्वाहाकारं यजति આદિ વાક્યો પણ અપૂર્વનાં પ્રયોજક છે. ભાવાર્થ એ છે કે સ્વિષ્ટકૃત્ યાગથી ઉપયુક્ત હવિષોનો સંસ્કાર થાય છે અને ફલજનક અપૂર્વ પણ ઉત્પન્ન થાય છે તેથી તે ઉભયાર્થક છે. ॥ ૧૮ ॥

ઉપર કહેલા અર્થમાં શંકા ઉત્પન્ન કરે છે.

चोदनायां त्वनारम्भोऽविभक्तत्वान्नह्यन्येन विधीयते ॥ १९ ॥

પદાર્થ :—(तु) આશંકાને સૂચિત કરે છે. ( चोदनायाम् ) શેષ હવિષ્યથી વિધાન કરવામાં આવેલા સ્વિષ્ટકૃત્ આદિ કર્મમાં ( अनारम्भः ) આંશિક વિધિનો અભાવ છે ( अविभक्तत्वात् ) વિધિનો વિષય વિશિષ્ટ હોવાથી તેમાં અંશ જેવું કશું નથી. ( अन्येन ) બીજા કોઇ વાકયથી ( न हि विधीयते ) વિધાન થતું નથી.

ભાવાર્થ—शेषात् स्विष्टकृते समवद्यति આ વાકયથી પ્રધાન આહુતિઓ આપ્યા પછી બાકી રહેલાં હવિષો દ્વારા સ્વિષ્ટકૃત્ કર્મનું વિધાન કરવામાં આવ્યું છે. એમાં કોઇ અંશ વિધિ નથી તેમ બીજા કોઇ વાકયથી પણ જેમ પ્રધાન કર્મનું વિધાન છે એનું અર્થાત્ સ્વિષ્ટકૃત કર્મનું કોઈ અપૂર્વ વિધાન નથી માટે પ્રધાન કર્મ સાથે એનો જરા પણ ભેદ નથી તેથી જે પ્રધાન કર્મનું ફળ છે તે જ ફળ સ્વિષ્ટકૃતનું પણ છે. સ્વિષ્ટકૃત્ કર્મના અંશો ભલે ત્રણ રહ્યા પણ તેથી એ ત્રણે અંશો કંઇ જુદા જુદા અપૂર્વને ઉત્પન્ન કરતાં નથી માટે સ્વિષ્ટકૃત વિધિનો વિષય અપૂર્વ નથી પણ સંસ્કાર છે. ॥ ૧૯ ॥

શંકાનું સમાધાન

स्याद्वा द्रव्यचिकीर्षायां भावोऽर्थे च गुणभूतताऽऽश्रयाद्धि गुणीभावः ॥ २० ॥

પદાર્થ :—(वा) આશંકની નિવૃત્તિ સૂચક છે. ( द्रव्यचिकीर्षायाम् ) દ્રવ્યનો સંસ્કાર કરવાની ઇચ્છા હોવા છતાં પણ ( भावः ) અપૂર્વ ( स्यात् ) હોવું જ જોઇએ (च) અને (अर्थे) સ્વિષ્ટકૃતરૂપ અર્થમાં ( गुणभूतता ) સંસ્કારાર્થતા ( हि ) કારણ કે ( गुणीभावः ) સંસ્કારાર્થતા અને અદૃષ્ટાર્થતા ( आश्रयात् ) ઉદ્દેશને આધીન હોવાથી.

ભાવાર્થ :—સ્વિષ્ટકૃત્ આદિ દ્રવ્યના સંસ્કારને માટે હોવા છતાં તેના ત્રણ ભાગ છે એ તો કબુલ કરવું જ પડે છે. એ ત્રણ અંશોમાં મંત્રોચ્ચારણ અને હવિ:પ્રક્ષેપ ભલે ઉપયુક્ત હવિષોના સંસ્કાર માટે હોય પણ જે ત્યાગ છે એ કોઈના સંસ્કાર માટે નથી તેનાથી તો જરૂર અપૂર્વ ઉત્પન્ન થાય છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે સ્વિષ્ટકૃત્ સંસ્કારને માટે અને અપૂર્વ ઉત્પન્ન કરવા માટે પણ છે. અર્થાત્ એ ઉભયાર્થક છે. ॥ ૨૦ ॥

પ્રયોજ્ય-પ્રયોજક-ભાવ નિરૂપણાધિકરણ પ્રતિજ્ઞા

अर्थेन समवैषम्यमतो द्रव्यकर्मणाम् ॥ २१ ॥

પદાર્થ :—(अतः) હવે પછી ( द्रव्यकर्मणाम् ) દ્રવ્ય અને કર્મનો ( अर्थेन ) ફલસંબંધ વખતે ( समवैषम्यम् ) સમ અને વિષમ ભાવનું પ્રતિપાદન કરવામાં આવે છે.

ભાવાર્થ :—કયું દ્રવ્ય તથા કર્મ સમ અને વિષમ છે એનું નિરૂપણ હવે કરવામાં આવે છે. અર્થાત્ કોણ કોનું પ્રયોજક છે તેનું હવે સ્પષ્ટપણે નિરૂપણ કરવામાં આવે છે. એજ પ્રતિજ્ઞાત અર્થ છે.

शेषत्वमुपरिग्रन्थे चिन्तनीयमुतेतरत् । शेषो मानाच्च तस्यात्र प्रयुक्त्याख्यफलेरणात् ॥

હવે આગળ શેષનો વિચાર થવાનો છે કે કોઇ બીજાનો ? તેનો ઉત્તર એ છે કે આ ક્રતુનો શેષ છે તથા પુરુષનો શેષ છે એનો વિચાર તો આગળ થઈ ગયો છે માટે હવે તે વિચારનો વિષય નથી પણ શેષત્વનું જે પ્રયુક્તિરૂપ ફળ છે તેનો વિચાર કરવાનો છે. કદાચિત્ તેના ઉપયોગને માટે શેષ વિચાર થયો હોય તો તે પ્રધાનરૂપે નથી પણ ગૌણ રૂપે છે એમ સમજવું ॥ ૨૧ ॥

દધ્યાનયન એ આમિક્ષાનું પ્રયોજ્ય છે. એ અધિકરણને સ્પષ્ટ કરે છે.

પૂર્વપક્ષ સૂત્ર **एकनिष्पत्तेः सर्वं समं स्यात् ॥ २२ ॥**

**પદાર્થ** :—( एकनिष्पत्तेः ) એક જ વખતે આમિક્ષા અને વાજિન દ્રવ્યની ઉત્પત્તિ થવાથી ( सर्वम् ) એ બન્નેનો ( समम् ) દધ્યાનયન સાથે સંબંધ એક સરખો ( स्यात् ) છે.

ભાવાર્થ :—तप्त पयसि दध्यानयति ગરમ દૂધમાં દહીં નાંખવું, આ વિધિ પ્રમાણે દહીં નાંખવાથી દૂધ ફાટી જાય છે તેમાં જે ઘન ભાગ હોય છે તેને ' આમિક્ષા ' કહે છે અને પાણી જેવો પ્રવાહી ભાગ હોય છે તેને ' વાજિન ' કહે છે. હવે અહીં વિચાર એ કરવાનો છે કે ગરમ દૂધમાં જે દહીં નાંખ્યું તે ખાસ આમિક્ષાને માટે કે વાજિનને માટે છે. પૂર્વપક્ષવાદી એવું માને છે કે દહીં નાખવા રૂપ એક જ પ્રયત્નથી બન્ને દ્રવ્યની ઉત્પત્તિ થઇ છે માટે બન્ને માટે જ દધિ પ્રક્ષેપ છે. એટલે કે દધિ-આનયન એ આમિક્ષા અને વાજિન એ બન્નેનું એક સરખી રીતે પ્રયોજ્ય છે. એમાંથી અમુક એક જ દધ્યાનયનનું પ્રયોજક છે એમ કહી શકાય નહિ.

સિદ્ધાંત સૂત્ર **संसर्गरसनिष्पत्तेरामिक्षा वा प्रधानं स्यात् ॥ २३ ॥**

**પદાર્થ** :—(वा) અથવા ( संसर्गरसनिष्पत्तेः ) દહીં નાંખવાથી આમિક્ષાની ઉત્પત્તિ થવાથી તે જ ( प्रधानम् ) પ્રધાન ( स्यात् ) છે.

**ભાવાર્થ** :—દધ્યાનયન ખાસ આમિક્ષા દ્રવ્યને માટે જ છે, વાજિનને માટે નહિ. આમિક્ષા પ્રાપ્ત કરવાને માટે જ ગરમ દૂધમાં દહીં નાંખવામાં આવ્યું છે. તેની સાથે વાજિન દ્રવ્ય તો કુદરતી રીતે ઉત્પન્ન થયું છે. એને ઉદ્દેશીને કોઈ ખાસ પ્રયત્ન નથી એટલે આમિક્ષા જ દધ્યાનયનનું પ્રયોજક છે. ॥ ૨૩ ॥

**मुख्यशब्दसंस्तवाच्च ॥ २४ ॥**

**પદાર્થ** :—( च ) અને ( मुख्यशब्दसंस्तवात् ) મુખ્ય શબ્દથી સ્તુતિ થતી હોવાથી.

ભાવાર્થ :—મુખ્ય શબ્દથી આમિક્ષાની સ્તુતિ થાય છે વાજિન નહિ. જેમકે मिथुनं वै दधि च शृतं च अथ यत् संसृष्टं मण्डमिव मस्त्विव परि च ददृशे गर्भ एव सः इति गर्भंस्तुता आमिक्षा । मिथुनस्य च गर्भः प्रयोजको भवति न गर्भोदकम् " દધિ અને શૃત બન્ને મિથુન છે. ગરમ દૂધ નાંખ્યા પછી જે ઉપર જરા ઘન પદાર્થ જણાય છે તે ગર્ભ છે. આ પ્રમાણે આમિક્ષા ગર્ભ શબ્દથી સ્તુત થાય છે. ગર્ભ જ મિથુન થવાનો પ્રયોજક હોય છે, ગર્ભોદક નહિ. ( શાબર ભાષ્ય ) આ પ્રમાણે ગર્ભ રૂપ મુખ્ય શબ્દથી આમિક્ષાની સ્તુતિ થઇ છે માટે આમિક્ષા જ દધ્યાનયનનું પ્રયોજક છે. ॥ ૨૪ ॥

ગવાનયન પદકર્મનું અપ્રયોજય છે. એ અધિકરણને સમજાવે છે

पदकर्माप्रयोजकं नयनस्य परार्थत्वात् ॥ २५ ॥

પદાર્થ :—( पदकर्म ) ધૂળથી ગાડાના અક્ષનું અંજન કરવું તે ( अप्रयोजकम् ) અપ્રયોજક છે ( नयनस्य ) ગોનયનનું ( परार्थत्वात् ) પરાર્થત્વ હોવાથી.

ભાવાર્થ :—एकहायन्या सोमं क्रीणाति इत्युक्त्वा षट् पदानि अनु निष्क्रामति આવું વાક્ય છે. એક વરસની વાછડી આપી સોમને ખરીદવો પછી એ વાછડી પાછળ ૭ પગલાં ચાલવાં અને સાતમે પગલે ગાયના ચરણની રજ લઇ સોમ વેચવાને જે ગાડું ઉભું હોય ત્યાં જઇ તેના અક્ષ ઉપર તે રજ નાંખવી. અહીં ૭ પગલાં ગાયે ભરવાં એ ગવાનયનનું પ્રયોજન છે કે ગાડાના અક્ષ ( ધરી ) ઉપર ગાયના સાતમે પગલે લીધેલી રજ એ ગવાનયનનું પ્રયોજન છે ? આનું સમાધાન એ છે ગાયનું લાવવું એ સોમ ખરીદવા માટે છે, માટે એક વરસની વાછડી એ તો સોમક્રયનું અંગ છે, તેથી ગવાનયન પણ સોમક્રયને માટે જ છે આ કારણથી ગવાનયન પદકર્મનું પ્રયોજ્ય નથી પણ સોમક્રયનું પ્રયોજ્ય છે. વાછડીની પાછળ ૭ પગલાં ચાલી સાતમે પગલે ગાયના પગલાની રજ લઇ સોમલતાના ગાડાના અક્ષ ( ધરી ) ઉપર નાંખવી એને પદકર્મ કહે છે. આ કર્મ અધ્વર્યુએ કરવાનું હોય છે. ॥ ૨૫ ॥

કપાલ તુષોપવાપનું પ્રયોજ્ય નથી. એ અધિકરણને સમજાવે છે.

अर्थाभिधानकर्म च भविष्यता संयोगस्य तन्निमित्तत्वात्

तदर्थो हि विधीयते ॥ २६ ॥

પદાર્થ :—( च ) અને ( अर्थाभिधानकर्म ) પુરોડાશશ્રપણરૂપ ફલ સાથે જેનું અભિધાન છે એવા અર્થથી સાધ્ય કર્મ તુષોપવાપ આદિ અપ્રયોજક છે. ( भविष्यता ) ભવિષ્યમાં થનાર પુરોડાશની સાથેનો ( संयोगस्य ) સંબંધ ( तन्निमित्तत्वात् ) પુરોડાશ કપાલરૂપ વ્યહારનું નિમિત્ત હોવાથી ( हि ) આ કારણને લીધે ( तदर्थः ) તુષોપવાપનું ( विधीयते ) વિધાન છે.

ભાવાર્થ :—પુરોડાશ બનાવવાનું સાધન જે કપાલ છે તેમાં તુષો નાંખવા આ તુષોપવાપ કપાલનું પ્રયોજક નથી. જો કે જે વખતે કપાલમાં તુષ ( જેમાંથી પુરોડાશ બનાવવામાં આવે છે તે અનાજનાં ફોતરાં ) નાખવામાં આવે છે તે વખતે પુરોડાશ નથી તો પુરોડાશકપાલ કેમ કહેવાય ? આનો ઉત્તર એ છે કે ભવિષ્યમાં જે પુરોડાશ થનાર છે તેના સંબંધને લીધે ‘ કપાલ પુરોડાશ ’ કહેવાય છે. અર્થાત્ કપાલનો પ્રયોજક ધર્મ પુરોડાશનું શ્રપણ ( રાંધવું ) છે. તુષોનો ઉપવાપ નથી. કારણ કે, કપાલ બનાવવાનું મુખ્ય પ્રયોજન પુરોડાશનું શ્રપણ જ છે તુષોપવાપ નહિ. ॥ ૨૬ ॥

શકૃત્ અને લોહિત પશુમાં અપ્રયોજક છે. એ અધિકરણને સૂચવે છે.

पशावनालम्भाल्लोहितशकृतोरकर्मत्वम् ॥ २७ ॥

પદાર્થ :—( पशौ ) પશુકર્મકદાનમાં ( लोहितशकृतोः ) લોહિત અને શકૃત (अकर्मत्वम्) અપ્રયોજક છે ( अनालम्भात् ) તેના ઉદ્દેશથી પશુનું દાન થતું ન હોવાથી.

**ભાવાર્થ** :- પશુનું દાન શકૃત્ અને લોહિતના ઉદ્દેશથી થતું નથી પણ દૂધ આદિના ઉદ્દેશથી થાય છે. માટે ઉક્ત બન્ને પદાર્થો અપ્રયોજક છે. ॥ ૨૭ ॥

**હવે પુરોડાશનું પ્રયોજક સ્વિષ્ટકૃત્ કર્મ નથી. એ અધિકરણને સમજાવે છે.**

**एकदेशद्रव्यश्चोत्पत्तौ विद्यमानसंयोगात् ॥ २८ ॥**

**પદાર્થ** :—( च ) અને ( एकदेशद्रव्यः ) પુરોડાશોના ઉત્તરાર્ધરૂપ દ્રવ્ય જેને માટે છે એવો જે સ્વિષ્ટકૃત્ યાગ પુરોડાશનો પ્રયોજક નથી. ( उत्पत्तौ ) ઉત્પત્તિવાક્યમાં (विद्यमानसंयोगात्) કલૃપ્તનો જ સંયોગ હોવાથી.

**ભાવાર્થ** :—દર્શપૂર્ણમાસમાં આ પ્રમાણે પાઠ છે કે उत्तरार्द्धात् स्विष्टकृतेऽवद्यति સ્વિષ્ટકૃત્ માટે પુરોડાશના ઉત્તરાર્ધમાંથી અવદાન કરવું જોઈએ. અહીં સ્વિષ્ટકૃત્ યાગનું જેમ વિધાન છે તેમ અગ્ન્યાદિનો ઉદ્દેશ કરી પ્રધાન યાગ પણ વિહિત કર્યો છે. આ ઉપરથી સંદેહ થાય છે કે પુરોડાશનું નિર્માણ અગ્નિને માટે છે કે સ્વિષ્ટકૃતને માટે ? પૂર્વપક્ષવાદીનું માનવું છે કે બન્નેને માટે છે. સિદ્ધાંતવાદી કહે છે કે સ્વિષ્ટકૃત્ યાગ પુરોડાશના નિર્માણનું કારણ નથી કારણ કે, यदाग्नेयोऽष्टाकपालः આ પુરોડાશનું વિધાન કરનારૂં વાક્ય છે, તેનાથી સ્પષ્ટ સમજાય છે કે, પુરોડાશનો પ્રયોજક પ્રધાન યાગ છે સ્વિષ્ટકૃત્ નહિ ॥ ૨૮ ॥

**निर्देशात् तस्यान्यदर्थादिति चेत ॥ २९ ॥**

**પદાર્થ** :—( निर्देशात् ) આગ્નેય પુરોડાશનો નિર્દેશ હોવાથી, ( तस्य ) તેનો બીજા દેવતાના ઉદ્દેશથી દાનનો અસંભવ હોવાથી ( अर्थात् ) સ્વિષ્ટકૃત્ યાગની સિદ્ધિ માટે ( अन्यत् ) સ્વતંત્ર બીજા પુરોડાશનું નિર્માણ છે ( इति चेत ) જો એવી શંકા કરવામાં આવે તો એનો ઉત્તર આગળના સૂત્રમાં છે.

**ભાવાર્થ** :—આગ્નેય પુરોડાશ જુદો છે અને સ્વિષ્ટકૃત્ યાગને માટે પણ જુદો પુરોડાશ છે. કારણ કે, સ્વિષ્ટકૃત્ યાગ વિહિત્ છે આમ બે યાગ છે અને બે પુરોડાશ પણ છે તેથી સ્વિષ્ટકૃત્ને માટે પણ સ્વતંત્ર પુરોડાશનું નિર્માણ હોવું જોઈએ. ॥ ૨૯ ॥

**ઉક્ત શંકાનું સમાધાન**

**न शेषसन्निधानात् ॥ ३० ॥**

**પદાર્થ** :—( न ) નહિ. ( शेषसन्निधानात् ) અગ્નિઆદિ શેષનું સંનિધાન હોવાથી.

**ભાવાર્થ** :—જે આગ્નેય યાગ કર્યા છે અને તેમાંથી જે શેષ પુરોડાશ હોય છે તેમાંથી સ્વિષ્ટકૃત્ યાગ કરવાનો હોય છે. આ કારણથી સ્વિષ્ટકૃત્ યાગ માટે સ્વતંત્ર પુરોડાશ બનાવવાની જરૂર નથી. ॥ ૩૦ ॥

**બીજી યુક્તિ આપે છે.**

**कर्मकार्यात् ॥ ३१ ॥**

**પદાર્થ** :—( कर्मकार्यात् ) પોતાની સેવાનું ફળરૂપતાથી સ્તુતિ હોવાથી.

**ભાવાર્થ** :—સ્વિષ્ટકૃત્‌ની સેવાને માટે આ પ્રમાણે અર્થવાદ છે देवा वै स्विष्टकृतमब्रुवन् हव्यं नो वहेति सोऽब्रवीत् उत्तरार्द्धाद् मह्यं दीयतामिति । દેવોએ સ્વિષ્ટકૃતને કહ્યું કે અમારે હવિનું વહન કર, ત્યારે સ્વિષ્ટકૃતે કહ્યું કે મને પુરોડાશના ઉત્તરાર્દ્ધમાંથી આપો. આ અર્થવાદમાં સ્વિષ્ટકૃત્‌ની સેવાની સ્તુતિ છે. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે સ્વિષ્ટકૃત્ યાગ માટે સ્વતંત્ર પુરોડાશ બનાવવાની જરૂર નથી પણ જે પુરોડાશ પ્રધાન યાગ કરવામાંથી બાકી રહ્યો છે તેમાંથી જ સ્વિષ્ટકૃત્ યાગ કરવો. લોકમાં પણ એવો વ્યવહાર જોવામાં આવે છે કે સેવકો માટે ખાસ રાંધવામાં આવતું નથી પણ સ્વામીને માટે જે રાંધ્યું હોય છે તેમાંથી જ આપવામાં આવે છે. એટલે સ્વિષ્ટકૃત્ યાગ પુરોડાશનો પ્રયોજક નથી. ॥ ૩૧ ॥

**लिङ्गदर्शनाच्च**

**પદાર્થ** :—( च ) અને ( लिङ्गदर्शनात् ) લિંગ–વાક્ય પણ હોવાથી.

**ભાવાર્થ** :—' तद् यत् सर्वेभ्यो हविर्भ्यः स्विष्टकृते समवद्यति ' આ અર્થવાદ–વાક્યથી સ્પષ્ટ થાય છે કે પ્રધાન યાગ કરી લીધા પછી જે બાકી રહ્યાં હોય છે તે બધામાંથી સ્વિષ્ટકૃત્ યાગ માટે અવદાન કરવું આનાથી પણ સિદ્ધ થાય છે કે સ્વિષ્ટકૃત્ યાગને માટે સ્વતંત્ર પુરોડાશનું નિર્માણ નથી એટલે સ્વિષ્ટકૃત યાગ પુરોડાશનો પ્રયોજક નથી. ॥ ૩૨ ॥

**હવે અભિધારણને માટે શેષધારણ તથા તેને માટે જુદું પાત્ર હોવું એમાં પ્રયોજકતા નથી એ અધિકરણને સમજાવે છે.**

પૂર્વપક્ષ સૂત્ર **अभिघारणे विप्रकर्षात् अनुयाजवत् पात्रभेदः स्यात् ॥ ३३ ॥**

**પદાર્થ** :—( अभिघारणे ) અભિધારણ કરવા માટે ( विप्रकर्षात् ) કાલાંતરમાં હવિષ્ હોવાને લીધે અત્યંત દૂર પડતું હોવાથી ( पात्रभेदः ) જુદું પાત્ર હોવું જોઈએ, ( अनुयाजवत् ) અનુયાજના સાધનભૂત પૃષદાજ્ય માટે જેમ જુદું પાત્ર હોય છે તેમ.

**ભાવાર્થ** :—પ્રાતઃકાળમાં પ્રયાજ હોમ કર્યા પછી જૂહૂમાં શેષ ઘી બચ્યું હોય છે તેનાથી મધ્યંદિનમાં જે હવિષોનો હોમ કરવાનો હોય છે તેના ઉપર અભિધારણ કરવાનું હોય છે. એ શેષ-ઘૃત જૂહૂમાં જ રાખવું કે તે કોઈ જુદા પાત્રમાં રાખવું ? જૂહૂમાં તો એ શેષઘૃત રાખી શકાય નહિ કારણ કે એ જૂહૂથી બીજાં કાર્ય કરવાનાં હોય છે. આ કારણને લીધે શેષઘૃતના ધારણ માટે જુદું પાત્ર હોવું જોઈએ એવો પૂર્વપક્ષવાદીનો મત છે. જેમ અનુયાજ કરવા માટે પૃષદાજ્યના ધારણ નિમિત્તે જુદું પાત્ર રાખવામાં આવે છે તેમ કાલાન્તરમાં અભિધારણ કરવા માટે શેષઘૃતના ધારણ માટે જુદું પાત્ર હોવું જોઈએ. ॥ ૩૩ ॥

સમાધાન સૂત્ર **न वाऽपात्रत्वात् अपात्रत्वं त्वेकदेशत्वात् ॥ ३४ ॥**

**પદાર્થ** :—( वा ) સિદ્ધાંત સૂચક છે. ( अपात्रत्वात् ) જુદા પાત્રનું વિધાન ન હોવાથી ( अपात्रत्वम् ) માટે શેષ ઘૃતને પાત્રાન્તરમાં ધારણ કરવું યોગ્ય નથી ( तु ) અને ( एकदेशत्वात् ) એ આજ્ય તો પ્રયાજને માટે જે વિનિયુક્ત હોય છે તેનો શેષ છે.

**ભાવાર્થ** :—શેષનું અભિધારણ પ્રતિપત્તિ સંસ્કાર છે, એટલે જે હવિષો તે વખતે તૈયાર હોય તેના ઉપર શેષ ઘૃત નાખી દેવું. આ પ્રમાણે શેષ ઘૃતની ચારિતાર્થતા થઈ જતી

હોવાથી કાલાન્તર હવિષ્નો હોમ થાય ત્યાં સુધી પ્રયાજ શેષ ઘૃતને રાખી મૂકવાની જરૂર છે. પૃષ્પદાજ્ય તો અનુયાજનું અંગ હોય છે માટે એ ઘૃતને ધારણ કરવું જરૂરી છે અને તેને માટે પાત્રાન્તરની પણ જરૂર છે. આ પ્રમાણે દૃષ્ટાન્તમાં વિષમતા છે. સાર એ છે કે પ્રયાજશેષ ઘૃતને કોઇ જુદા પાત્રની અપેક્ષા નથી. ॥ ૩૪ ॥

**हेतुत्वाच्च सहप्रयोगस्य ॥ ३५ ॥**

પદાર્થ :—( च ) અને ( सह प्रयोगस्य ) સાથે પ્રયોગ કરવો એ કારણ છે.

ભાવાર્થ :—પ્રાતઃકાળ અને મધ્યંદિન કાળમાં જે અનુષ્ઠાનો કરવાનાં હોય છે તે અનુષ્ઠાન સાથે જ કરવું, એવો હેતુ છે. પ્રાતઃકાળમાં સહ અનુષ્ઠાન કરવું તેને માટે અર્થવાદ પણ છે. ‘ तीर्थं वै प्रातःसवनम् ’ સવારે સવન કરવું એ તો તીર્થ છે. ॥ ૩૫ ॥

**अभावदर्शनाच्च ॥ ३६ ॥**

પદાર્થ :—(च ) અને ( अभावदर्शनात् ) અભિધારણનો અભાવ પણ છે એવું સૂચવનાર વાકય પણ છે.

ભાવાર્થ :—ब्रह्म वै ब्रह्मसाम यद् ब्रह्मसाम्न्यालभते नासव्यास्तेनाभिघृता : મધ્યંદિનમાં જે સામ ગાવામાં આવે છે તે સાક્ષાત્ બ્રહ્મ છે, માટે બ્રહ્મસામમાં જે પશુઓનું દાન કરવામાં આવે છે તેના સંબંધી હવિષો રૂક્ષ હોતાં નથી એટલે કે તે પ્રથમથી જ અભિધારિત હોય છે માટે તે હવિષોને અભિધારણની જરૂર નથી. આ અર્થવાદથી મધ્યંદિનના હવિષોને જ્યારે અભિધારણની જરૂર નથી તો પછી પ્રયાજ શેષ ઘૃતને માટે પાત્રાન્તરની અપેક્ષા જ રહેતી નથી માટે પાત્રાન્તર અભિધારણને માટે અપ્રયોજક છે. ॥ ૩૬ ॥

**सति सव्यवचनम् ॥ ३७ ॥**

પદાર્થ :—( सति ) અભિધારણનો અભાવ હોવાથી જ ( सव्यवचनम् ) સવ્ય વચન સાર્થક થાય છે.

ભાવાર્થ :—सव्या वा एतर्हि પ્રાજાપત્ય પશુ સંબંધી હવિષોને જે ઘૃતના સંબંધથી હીન બતાવ્યાં છે તે ત્યારે જ સિદ્ધ થઇ શકે કે જ્યારે એના ઉપર અભિધારણ ન કરવામાં આવે. માટે મધ્યંદિનના પ્રાજાપત્ય હવિષોને પ્રયાજ શેષ ઘૃતથી અભિધારણની જરૂર નથી. ॥ ૩૭ ॥

**न तस्येति चेत् ॥ ३८ ॥**

પદાર્થ :—( तस्य न ) સવ્ય વચન અભિધારણના અભાવને સિદ્ધ કરતું નથી ( इति चेत् ) જો એવી શંકા કરવામાં આવે તો ? એનો ઉત્તર આગળના સૂત્રમાં છે. ॥ ૩૮ ॥

**स्यात् तस्य मुख्यत्वात् ॥ ३९ ॥**

પદાર્થ :—( स्यात् ) ઉપરના વાકયમાં અભિધારણનો અભાવ માનવો એજ યોગ્ય છે. ( तस्य मुख्यत्वात् ) કારણ કે અભિધારણનો અભાવ જ મુખ્ય છે.

ભાવાર્થ :—' सव्या वा एतर्हि ' આ વાકયથી હવિષોને સવ્ય બતાવ્યાં છે એમાં અભિધારણનો અભાવ જ મુખ્ય છે. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે જયારે માધ્યંદિન હવેષ્મ અભિધારણનો અભાવ છે તો પ્રયાજકશેષઘૃતના ધારણ કરવા માટે પાત્રાન્તરની જરૂર જ રહેતી નથી. આ કારણથી અભિધારણને માટે શેષ ધારણ અને તેને માટે પાત્રાન્તરનું અનુષ્ઠાન ન કરવું એજ અર્થ ફલિત થાય છે. ॥ ૩૯ ॥

## સમાનયન એ આજ્યધર્મનું પ્રયોજક છે. એ અધિકરણ સમજાવે છે.

## समानयनं तु मुख्यं स्याल्लिङ्गदर्शनात् ॥ ४० ॥

પદાર્થ :—( तु ) ' तु ' શબ્દ ગૌણ કર્મત્વનો નિષેધ સૂચવે છે. ( समानयनम् ) ઉપભૃત્ નામક સ્રુવામાંથી જુહૂનામના સ્રુવામાં ઘૃત લાવવું એ ( मुख्यम् ) ઔપભૃત આજ્યના ગ્રહણનું પ્રયોજક ( स्यात् ) છે. ( लिङ्गदर्शनात् ) લિંગ વાકયથી એમ જ સમજાય છે.

ભાવાર્થ :—દર્શપૂર્ણમાસ પ્રકરણમાં આ પાઠ છે. अतिहायेडः समानयत उपभृत इति પાંચ પ્રયાજોમાં જે ત્રીજો, પ્રયાજ છે તે इडः નામથી ઓળખાય છે. इडः એ इड् શબ્દનું દ્વિતીયાનું બહુવચન છે. એ ત્રીજા પ્રયાજને છોડી ચોથા અને પાંચમા પ્રયાજના હોમ માટે ઉપભૃત નામક સ્રુવામાંથી ઘી જુહૂનામક સ્રુવામાં લેવું. જુહૂસ્થઘૃતથી પ્રયાજોનો હોમ થાય છે અને ઉપભૃત્સ્થ ઘૃતથી પ્રયાજ અને અનુયાજ બન્નેને માટે હોય છે. આ ઉપરથી પ્રયાજોનો હોમ જુહૂસ્થ ઘૃતથી પણ થાય છે અને ઉપભૃત્સ્થઘૃતથી પણ થાય છે આવો વિકલ્પ માનવો નહિ. જુહૂસ્થ આજ્ય પ્રથમ ત્રણ પ્રયાજને માટે હોય છે અને બાકીના બે પ્રયાજો ઉપભૃત્માંથી ઘૃતને જુહૂમાં લઇ કરવાના હોય છે. માટે ઉપભૃત્સ્થ ઘૃતનું સમાનયન મુખ્ય છે. ॥ ૪૦ ॥

## वचने हि हेत्वसामर्थ्यम् ॥ ४१ ॥

પદાર્થ :—( हि ) કારણ કે ( वचने ) अतिहायेडो बर्हिः प्रति ઇત્યાદિ શ્રૂયમાણ સમાનયનને ઔપભૃતના સંપાદનનું પ્રયોજક ન માનવામાં આવે તો ( हेत्वसामर्थ्यम् ) જુહૂસ્થ ઘૃતથી અનુયાજાભાવ રૂપ હેતુનું કથન કરવું એ નિરર્થક થઇ જાય.

ભાવાર્થ :—अतिहायेडो बर्हिः प्रति समानयति जुह्वामौपभृतम् ' આ વાકયથી बर्हिः એટલે ચોથો પ્રયાજ અને પાંચમાં પ્રયાજ ઉપભૃત્ પાત્રમાંથી જુહૂ પાત્રમાં સમાનીતઘૃતથી કરવા એમ સિદ્ધ થાય છે. માટે ઔપભૃત આજ્યનું પ્રયોજક સમાનયન માનવું જ જોઇએ જો એમ ન માનવામાં આવે તો જુહૂસ્થઘૃતથી અનુયાજ ન કરવા नह्यत्रानुयाजान् यक्ष्यन् भवति ' ઉપભૃત્ પાત્રમાં રહેલા ઘીથી પ્રયાજ અને અનુયાજનો હોમ થાય છે પણ જયારે ઉપભૃત્ પાત્રમાંથી અડધું આજ્ય જુહૂમાં લેવામાં આવે છે, અડધું ઉપભૃત્ પાત્રમા જ રાખવામાં આવે છે, ત્યારે પ્રશ્ન એ થાય છે કે બધું ઘૃત જુહૂમાં શામાટે ન લીધું શામાટે અડધું જ લીધું ? આનો ઉત્તર એ છે કે સમાનીત ઘૃતથી કેવળ પ્રયાજો જ થાય છે અનુયાજો નહિ. આ ઉપરથી સમાનયન ઉપભૃત્સ્થ ઘૃતનું પ્રયોજક છે એ માનવું જ જોઇએ અને એજ આ અધિકરણનો પ્રયિતાર્થ છે. ॥૪૧॥

**ઔપભૃત અને જૌહવ બન્ને ઘૃત બન્ને માટે અલગ અલગ નથી. એ અધિકરણ સમજાવે છે.**

**પૂર્વપક્ષ સૂત્ર** **तत्रोत्पत्तिरविभक्ता स्यात् ॥ ४२ ॥**

પદાર્થ :--( तत्र ) જૌહવઆદિ આજ્યમાં ( उत्पत्तिः ) ગ્રહણપ્રતિપાદક વાક્ય ( अविभक्ता स्यात् ) અવિભાગનું પ્રતિપાદક છે.

ભાવાર્થ :--ઉપભૃત્ પાત્રમાં જે ઘૃત હોય તે ઔપભૃત અને જુહૂ-પાત્રમાં જે ઘૃત હોય તે જૌહવ ઘૃત કહેવાય છે. દર્શપૂર્ણમાસમાં चतुर्जुह्वां गृह्णाति, अष्टौ उपभृति આમાં ઘૃતનો જે વિનિયોગ કર્યો છે તે વગર વિભાગે કર્યો છે. અર્થાત્ જુહૂમાં ચારવાર ઘૃત લેવું અને ઉપભૃતમાં આઠવાર લેવું. આ બન્ને આજ્યથી પ્રયાજ તથા અનુયાજનો હોમ થાય છે આમાં કશો વિભાગ નથી આવું પૂર્વપક્ષનું માનવું છે सर्वं सर्वार्थं यज्जुहवां गृह्णाति प्रयाजेभ्यस्तत् इत्यादि वाक्यानि अवयुत्यानुवादकानीति ( સુબોધિની ) અર્થ:--સર્વ ઘૃત સર્વને માટે છે. 'જુહૂમાં લેવામાં આવે છે તે પ્રયાજને માટે છે એ તો અવયુતિથી અનુવાદ માત્ર જ છે, એક દેશથી સર્વનું ગ્રહણ કરવું એનું નામ અવયુતિ--અનુવાદ કહેવાય છે. જેમ કપડાનો એક ભાગ બળવાથી કપડું બળ્યું એમ કહેવાય છે તે અવયુતિ અનુવાદ કહેવાય છે. જુહૂ, ઉપભૃત્ અને ધ્રુવામાં રહેલાં ઘૃતથી પ્રયાજ અને અનુયાજ બન્ને યાગો વગર વિભાગે થાય છે એવું પૂર્વપક્ષવાદીનું માનવું છે. ॥ ૪૨ ॥

**સિદ્ધાંત સૂત્ર** **तत्र जौहवमनुयाजप्रतिषेधार्थम् ॥ ४३ ॥**

પદાર્થ :—( तत्र ) તેમાં ( जौहवम् ) જુહૂપાત્રમાં રહેલું ઘૃત ( अनुयाजप्रतिषेधार्थम् ) અનુયાજના પ્રતિષેધ માટે છે.

ભાવાર્થ :--જે ઘૃત જુહૂમાં લીધું હોય છે प्रयाजेभ्यस्तत् તે તો પ્રયાજને માટે જ હોય છે, અને તેનાથી અનુયાજનો હોમ ન કરવો એવો પ્રતિષેધ છે. આ કારણથી ઘૃત હોમવાની વ્યવસ્થા અર્થાત્ વિભાગ છે. અવ્યવસ્થા અર્થાત્ અવિભાગ નથી. ॥ ૪૩ ॥

**औपभृतं तथेति चेत् ॥ ४४ ॥**

પદાર્થ :— ( औपभृतम् ) ઉપભૃત્ પાત્રસ્થ ઘૃત ( तथा इति चेत् ) અનુયાજને માટે જ છે પ્રયાજને માટે નથી જો એમ કહેવામાં આવે તો તેનો ઉત્તર આગળના સૂત્રમાં છે.

ભાવાર્થ :—જુહૂસ્થ ઘૃત પ્રયાજને માટે અને ઉપભૃત્સ્થ ઘૃત અનુયાજને માટે જ માનવામાં આવે તો શો વાંધો ? ઉપભૃત્સ્થ ઘૃત પ્રયાજ અને અનુયાજ બન્નેને માટે શા માટે માનવું ? જો એવી શંકા કરવામાં આવે તો તેનો ઉત્તર આગળના સૂત્રમાં આવે છે. ॥ ૪૪ ॥

**स्याज्जुहूप्रतिषेधान्नित्यानुवादः ॥ ४५ ॥**

પદાર્થ :--( जुहू प्रतिषेधात् ) જુહ્વાજ્યનો પ્રતિષેધ હોવાથી ( नित्यानुवादः ) નિત્યનો અનુવાદ ( स्यात् ) થાય છે.

ભાવાર્થ :—ઉપભૃત્સ્થ આજ્ય પ્રયાજ અને અનુયાજ બન્નેને માટે છે 'यदुपभृति प्रयाजानुयाजेभ्यस्तत्' આ વાક્યથી જુહૂસ્થ આજ્યનો પ્રતિષેધ થાય છે માટે ઉપભૃત્સ્થ આજ્ય પ્રયાજ અને અનુયાજ બન્નેને માટે અર્થાત્ ઉભયાર્થક છે આ પ્રમાણે ઉભયાર્થ વ્યવસ્થા થવાથી ઉપભૃત્સ્થ આજ્યનો નિત્ય સિદ્ધ અનુવાદ જ છે અને પ્રયાજનું વિધાન છે જેમ ગૃહસ્થને ત્યાં અતિથિ આવ્યા હોય અને જમવાને વખતે કહેવામાં આવે છે કે ઘરધણી અને અતિથિ જમી લે આ ઠેકાણે ઘરધણીનો તો માત્ર અનુવાદ છે અને અતિથિને માટે ભોજનનું વિધાન હોય છે તેમ ઉપભૃત્સ્થ ધૃતથી અનુયાજ અને પ્રયાજના સંબંધમાં સમજવું. ॥ ૪૫ ॥

'ઉપભૃત્પાત્રમાં ચાર ચાર વાર બે વખત ગ્રહણ કરવું' એ અધિકરણ સમજાવે છે

પૂર્વપક્ષ સૂત્ર तदष्टसंख्यं श्रवणात् ॥ ૪૬ ॥

પદાર્થ :—(तद्) ઉક્ત વાક્યથી વિધેય થતું (अष्टसंख्यम्) અષ્ટસંખ્ય છે (श्रवणात्) ગ્રહણ વિધાયક વાક્યથી એવી જ પ્રતીતિ થાય છે.

ભાવાર્થ :—"अष्टावुपभृति" આ વાક્યમાં अष्टौ પદ પડયું છે તેનો અર્થ એ છે કે ઉપભૃતમાં આઠ વાર ધૃત લેવું અને એ પ્રમાણે અષ્ટત્વ સંખ્યાનું જ વિધાન છે. બે ચતુષ્ટયત્વ વિશિષ્ટ સંખ્યાનું વિધાન નથી. એવો પૂર્વ પક્ષવાદીનો મત છે. ॥ ૪૬ ॥

अनुग्रहाच्च जौहवस्य ॥ ૪૭ ॥

પદાર્થ :—(च) અને (जौहवस्य) જુહૂ સંબંધી આજ્યને ઔપભૃત આજ્ય સાથે મેળવણી કરવામાં અર્થવાદનો (अनुग्रहात्) અનુગ્રહ હોવાથી.

ભાવાર્થ :—'चतुर्गृहीतं वै यत् तदभूत् तस्याधारम् आधार्य त्रिरित : प्राचीनं प्रयाजान् यजति समानयत उपभृत : चतुर्गृहीतत्वाय' આ અર્થવાદ જો અષ્ટત્વ વિશિષ્ટ સંખ્યાનું વિધાન થાય તોજ ચરિતાર્થ થાય છે. આ વાક્યમાં 'चतुर्गृहीत' એ પદ અલ્પાર્થક છે. જુહૂમાં જે ધૃત છે તે થોડું હોવાથી ઉપભૃતમાંથી ચાર વખત લેવું જોઇએ જેથી આધાર અને પ્રયાજોનો હોમ થઇ શકે. વળી चतुर्जुह्वां गृह्णाति આ ઠેકાણે ચતુ : સંખ્યા વિશિષ્ટ જેમ એક જ હવિષ્નું ગ્રહણ છે તેમ अष्टावुपभृति અહીં પણ અષ્ટ સંખ્યા વિશિષ્ટ એક હવિષ્ના ગ્રહણનું જ વિધાન હોવું જોઇએ. આઠની સંખ્યાના ચાર ચારના બે અવયવોને જો વિધાન માનવામાં આવે તો અષ્ટ શબ્દની લક્ષણા માનવી પડે અને તે યોગ્ય નથી માટે અષ્ટત્વ વિશિષ્ટ સંખ્યાનું જ વિધાન છે. ॥ ૪૭ ॥

સિદ્ધાંત સૂત્ર द्वयोस्तु हेतुसामर्थ्यं श्रवणं च समानयने ॥ ૪૮ ॥

પદાર્થ :—(तु) શબ્દ સિદ્ધાંતને સૂચવે છે. (द्वयोः) બે ચતુર્ગૃહીતોનોજ વિધિ છે. (हेतुसामर्थ्यम्) હોમ પ્રતિપાદક વાક્યનું સામર્થ્ય હોવાથી (च) અને (श्रवणम्) અષ્ટત્વ શ્રવણ તો (समानयने) ગ્રહણમાં પાત્ર ભેદાભાવનું દ્યોતક છે.

ભાવાર્થ :—બે વખત ચારનું જ વિધાન છે. એક વખત ચારવાર ધૃત લીધું તેનાથી ચતુર્થ અને પંચમ પ્રયાજના હોમ કરવો અને બીજી વખત ચારવાર લીધું તેનાથી અનુયાજનો

હોમ કરવો. અષ્ટ સંખ્યા તો આઠવાર ગ્રહણ કરવા માટે છે. હોમ કરવા માટે તો બે વાર ચાર ગ્રહણ જ છે. હોમ ફલવાન્ હોવાથી પ્રધાન છે. ગ્રહણ હોમને માટે હોવાથી ઉપસર્જન થઇ જાય છે. આ કારણથી બે વખત ચારગ્રહણનું જ વિધાન છે, અષ્ટત્વશિષ્ટ સંખ્યાનું વિધાન નથી એ સિદ્ધાંત છે. ॥ ૪૮ ॥

इति मीमांसागुर्जरभाष्ये चतुर्थाध्यायस्य प्रथमः पादः ॥



अथ चतुर्थाध्यायस्य द्वितीय पाद :

स्वरुनुं छेदनादिमां अप्रयोजकत्व छे. ए अधिकरण समजावे छे.

પૂર્વપક્ષ સૂત્ર स्वरुस्त्वनेकनिष्पत्तिः स्वकर्मशब्दत्वात् ॥ १ ॥

પદાર્થ :—( स्वरुः ) એક કાષ્ઠના કટકાનું નામ સ્વરુ છે. ( तु ) પૂર્વપક્ષને સૂચિત કરે છે ( अनेकनिष्पत्तिः ) યૂપની ક્રિયાથી ભિન્ન ક્રિયાથી સ્વરુની ઉત્પત્તિ થાય છે ( स्वकर्मशब्दत्वात् ) ' સ્વરુ બનાવે ' આવું સ્વરુને માટે સ્વતંત્ર વાક્ય હોવાથી.

ભાવાર્થ :—' यूपार्थं छिद्यमानात् यः प्रथमः शकलः पतेत् स स्वरुः ' યૂપ ( યજ્ઞમાં પશુ બાંધવા માટે ખીલો ) ને માટે કાષ્ટ જ્યારે છોલવામાં આવે ત્યારે જે પહેલો ટુકડો લાકડામાંથી પડે છે તેને ' સ્વરુ ' કહેવામાં આવે છે, એ સ્વરુને માટે જુદી ક્રિયા કરવી પડે છે જે ક્રિયાથી યૂપ બનાવવામાં આવે છે તેજ ક્રિયામાંથી સ્વરુ બનતો નથી, કારણ કે ' स्वरुं करोति ' આવું એને માટે પૃથક્ વાક્ય છે જો યૂપની ક્રિયાથી જ સ્વરુ બની જતો હોત તો પૃથક્ વાક્યની જરૂર ન રહત માટે સ્વરુ પણ છેદન ક્રિયાનો પ્રયોજક છે. આવું પૂર્વપક્ષનું માનવું છે. ॥ ૧ ॥

પૂર્વપક્ષ તરફથી સાધક હેતુ આપવામાં આવે છે.

जात्यन्तराच्च शङ्कते ॥ २ ॥

પદાર્થ :—( च ) અને ( जात्यन्तरात् ) જે કાષ્ઠમાંથી યૂપ બને છે તેના કરતાં બીજું કાષ્ઠ સ્વરુને માટે હોય છે એવો અર્થવાદ હોવાથી સ્વરુને માટે જુદી ક્રિયા છે એવી ( शङ्कते ) શંકા ઉઠાવવામાં આવે છે.

ભાવાર્થ :—યૂપના કાષ્ઠ કરતાં જુદી જાતનું કાષ્ઠ ' સ્વરુ ' માટે જોઇએ એવો અર્થવાદ પણ છે. જેમ કે:—"यद्यन्यस्य वृक्षस्य स्वरुं कुर्यात् अन्यस्य लोकमारोहेयुर्यूपस्य स्वरुं करोति इति" ' જો બીજા વૃક્ષનો સ્વરુ બનાવે તો બીજા લોકને પ્રાપ્ત થાય ' જો યજ્ઞિય યૂપ કરવા સાથે એકજ ક્રિયામાંથી યૂપની પાછળ સ્વરુ આપોઆપ બની જતો હોત તો ઉપરનો અર્થવાદ શામાટે જોઇએ ? એટલે કે અન્યવૃક્ષની શંકા જ ન કરવી જોઇએ. માટે યૂપીય ક્રિયાથી ભિન્ન કોઈ બીજી સ્વતંત્ર ક્રિયાથી સ્વરુ બનાવવો જોઈએ. ॥ ૨ ॥

સિદ્ધાંત સૂત્ર तदेकदेशो वा स्वरुत्वस्य तन्निमित्तत्वात् ॥ ३ ॥

પદાર્થ :—( वा ) સિદ્ધાંતને સૂચવે છે. ( तदेकदेशः ) યૂપનો જ એક ભાગ સ્વરુ છે અને તે યૂપક્રિયાથી જ યૂપ સાથે બની જાય છે એને માટે કોઇ જુદી ક્રિયા કરવી પડતી નથી. યૂપ એ સ્વરુનું નિમિત્ત જ છે. અર્થાત્ તેમાંથી સ્વરુ બને છે ' यूपस्य स्वरुं करोति ' આ વાકયમાં ધાત્વર્થનું વિધાન જ નથી. किंतु स्वरुणा पशुमनक्ति इति विध्यन्यथानुपपत्त्यैव स्वसिद्धस्वरुक्रियामनूद्य यूपशब्देन स्वप्रकृतिकत्वं विधीयते । ' સ્વરુથી પશુનું અંજન કરવું ' આ વિધિની બીજી રીતે ઉપપત્તિ ન થવાથી યૂપસિદ્ધ સ્વરુક્રિયાનો અનુવાદ કરીને યૂપશબ્દથી સ્વરુ પ્રકૃતિક અંજનનું વિધાન થાય છે. આ કારણથી પ્રથમ સૂત્રમાં પૂર્વપક્ષ તરફથી स्वकर्मशब्दत्वात् જે હેતુ આપ્યો છે તે અસિદ્ધ છે. ॥ ૩ ॥

शाकलश्रुतेश्च ॥ ४ ॥

પદાર્થ :—( च ) અને ( शाकलश्रुतेः ) યૂપપ્રકૃતિક કાષ્ઠના ટુકડાને સ્વરુ કહે છે એવું શ્રવણ થતું હોવાથી.

ભાવાર્થ :—યૂપને માટે જે કાષ્ઠને કાપવામાં આવે છે તેમાંથી પહેલો ટુકડો જે નીકળે છે તેને જ સ્વરુ કહે છે એટલે યૂપ બનાવવા માટે ક્રિયા કરવી પડે છે તેના કરતાં આમાં જુદી ક્રિયા કયાં છે. એ તો યૂપક્રિયાથી અનુનિષ્પાદી છે. યૂપની પાછળ તે પણ બની જ જાય છે. માટે સ્વરુ કોઇ ભિન્ન ક્રિયાનો પ્રયોજક નથી. યૂપની ક્રિયાનો પ્રયોજક તો યૂપ જ છે, સ્વરુ નથી. આ કારણથી બીજા સૂત્રમાં જે અર્થવાદ આપ્યો છે તેનો પણ બાધ થઇ જાય છે. ॥ ૪ ॥

प्रतियूपं च दर्शनात् ॥ ५ ॥

પદાર્થ :—( च ) અને ( प्रतियूपम् ) દરેક યૂપની સાથે ( दर्शनात् ) સ્વરુની નિષ્પત્તિ જોવામાં આવે છે અને તેનાથી અંજન-વિધાન પણ છે.

ભાવાર્થ :—' યૂપૈકાદશિની યાગ ' માં દરેક યૂપે સ્વરુ હોવાથી પણ સિદ્ધ થાય છે કે સ્વરુ કોઇપણ ક્રિયાનો પ્રયોજક નથી ' यथानुपूर्व्यं स्वरुभिः पशुमनक्ति ' જે જે યૂપમાંથી જે જે 'સ્વરુ' નીકળ્યો હોય તે ભિન્ન ભિન્ન સ્વરુથી પશુનું અંજન કરવું. જો સ્વરુ સ્વતંત્ર ક્રિયાપ્રયોજક હોત તો એક સ્વરુથી સર્વપશુઓનું અંજન થઇ જાત, તો પછી જુદા જુદા સ્વરુથી પશ્વંજનનું શામાટે વિધાન કરત. માટે સ્વરુ તો યૂપનો શેષ છે અને તે કોઇ પણ ક્રિયાનો પ્રયોજક નથી. ॥ ૫ ॥

आदाने कर्मशब्दः ॥ ६ ॥

પદાર્થ :—( आदाने ) આદાન-ગ્રહણ અર્થમાં ( कर्मशब्दः ) करोति શબ્દનો પ્રયોગ થયો છે.

ભાવાર્થ :—स्वरुं करोति આ વાકયમાં करोति શબ્દનો અર્થ ઉત્પત્તિ નથી પણ करोति શબ્દનો અર્થ ' લેવું ' એવો થાય છે. એટલે ઉક્ત શબ્દની ' લેવું ' અર્થાત્ ગ્રહણ કરવું એ અર્થમાં લક્ષણા છે. અર્થાત્ યૂપ બનાવતાં જે પ્રથમ કાષ્ઠનો ટુકડો ઉતરે તેનો સંગ્રહ કરવો અને

તેને 'સ્વરુ' નામથી ઓળખવો આવો ઉક્ત વાક્યનો લાક્ષણિક અર્થ છે માટે સ્વરુ છેદન ક્રિયાનો પ્રયોજક નથી અને પોતે પણ યૂપનો શેષ છે. અર્થાત્ જંગલમાંથી ખદિરનું લાકડું લેવા જવામાં સ્વરુ કારણ નથી પણ યજ્ઞિય યૂપ કારણ છે. સ્વરુ તો યૂપનો અનુનિષ્પ દી છે. એ અખિલ અધિકરણનો નિચોલિત અર્થ છે. ॥ ૬ ॥

## શાખાનું આહાર્યત્વ-અધિકરણ

### शाखायां तत्प्रधानत्वात् ॥ ७ ॥

પદાર્થ :—( शाखायाम् ) પ્રાચી શબ્દનો અર્થ પ્રકરણ બળથી શાખા કરવો જોઇએ. ( तत्प्रधानत्वात् ) શાખા રૂપ અર્થ જ પ્રધાન હોવાથી.

ભાવાર્થ:— દર્શપૂર્ણમાસ પ્રકરણમાં આ પ્રમાણે પાઠ છે पलाशशाखाया वत्सानपाकरोति । यत्प्राचीमाहरेत् देवलोकमभिजयेत् । પલાશની શાખાથી વાછડાંઓને દૂર કરવા. તથા જે 'પ્રાચી' ને લાવે છે તે દેવલોકને મેળવે છે. અહીં પ્રાચીનું આહરણ કરવું લખ્યું છે તેમાં પ્રાચી શબ્દનો અર્થ શો કરવો ? પૂર્વ પક્ષવાદી પ્રાચી એટલે પૂર્વદિશા એવો કરે છે. સિદ્ધાંતવાદી કહે છે કે પૂર્વ દિશાનું આહરણ ( લાવવું ) એ શક્ય નથી માટે અન્વયની ઉપપત્તિ થઈ શક્તી ન હોવાથી પૂર્વદિશા તરફની પલાશની શાખા લાવવી એવો અર્થ કરવો, એટલે કે પ્રાચી શબ્દનો અર્થ શાખા જ કરવો. કારણ કે આહરણ એ શાખામાં જ થઇ શકે છે અને પ્રકરણ પણ તેનું જ છે. આ કારણથી શક્ય અર્થનો ત્યાગ કરી પ્રાચી શબ્દનો લક્ષ્ય અર્થ શાખા જ લેવો યોગ્ય છે. પ્રાચી શબ્દની આ ઠેકાણે શાખા રૂપ અર્થમાં લક્ષણા સ્વીકારવી ॥ ૭ ॥

## 'છેદનનું શાખાપ્રયુક્તત્વ-છે' એ અધિકરણને સમજાવે છે.

### शाखायां तत्प्रधानत्वादुपवेषेण विभागः स्याद् वैषम्यात् ॥ ८ ॥

પદાર્થ:—( शाखायाम् ) શાખાચ્છેદનના પ્રતિપાદક વાક્યમાં ( उपवेषेण ) ઉપવેષ સાથે ( विभागः ) વિભાગ ( स्यात् ) હોવો જોઇએ. ( तत्प्रधानत्वात् ) શાખા પ્રધાન હોવાથી (वैषम्यात्) ઉપવેષ છેદન કર્મ થઇ શકતું નથી કારણ કે તેનો સંબંધ करोति ક્રિયા સાથે છે માટે વૈષમ્ય છે.

ભાવાર્થ :—' मूलत : शाखां परिवास्योपवेषं करोति ' આવો દર્શ પૂર્ણમાસ પ્રકરણમાં પાઠ છે. પલાશના વૃક્ષને કાપીને તેની શાખા લાવવામાં આવે છે અને શાખાને મૂળમાંથી કાપી પ્રાદેશ પરિમાણવાળો ઉપવેષ બનાવવામાં આવે છે. શાખા અને ઉપવેષનો વિનિયોગ પણ જુદો જુદો છે. શાખાથી વત્સોનું અપાકરણ થાય છે અને ઉપવેષથી કપાલને ઓઠીંગણ મૂકવામાં આવે છે. उपवेषेण कपालानि उपदधाति આ બન્ને કાર્યો વૃક્ષને કાપી જે શાખા લાવવામાં આવે છે તેનાથી બને છે માટે છેદન અને આહરણના પ્રયોજક શાખા અને ઉપવેષ બંને છે એવું પૂર્વ-પક્ષનું માનવું છે. સિદ્ધાંતવાદીનું માનવું છે કે શાખા જ છેદન અને આહરણની પ્રયોજિકા છે ઉપવેષ નહિ. કારણ કે શાખા જ પ્રધાન છે. ઉપવેષ છેદનનું કર્મ જ નથી એ તો કરોતિનું કર્મ છે. આવું એ બન્નેમાં વૈષમ્ય છે. ભાવાર્થ એ છે કે શાખા જ છેદનનું પ્રધાન હોવાથી પ્રયોજક છે. ॥ ૮ ॥

**श्रुत्यपायाच्च ॥ ९ ॥**

પદાર્થ :—( च ) અ ( श्रुत्यपायात् ) શક્ય અર્થનો અપાય થવાથી.

ભાવાર્થ :—પૂર્વપક્ષવાદી તરફથી એવું કહેવામાં આવ્યું છે કે શાખા પદથી મૂળ પણ લઇ શકાય અને તેથી મૂળ પણ પ્રધાન છે. જો મૂળ પણ પ્રધાન માનવામાં આવે તો ઉપવેષ પણ પ્રયોજક થઇ જાય આનું સમાધાન એવું છે કે, શાખા શબ્દનો અર્થ મૂળ થઇ શકે નહિ શાખા અને મૂળ એ વૃક્ષના બંને જુદા જુદા જ ભાગો છે માટે શાખાનો અર્થ મૂળ કરવો એમાં પ્રધાનતા નથી અને શાખાનો અર્થ મૂળ કરવા જતાં શક્ય અર્થનો ત્યાગ કરવો પડે છે. આ કારણથી શાખા જ છેદન ક્રિયામાં પ્રયોજક છે ઉપવેષ નહિ. ॥ ૯ ॥

'શાખા પ્રહરણ એ પ્રતિપત્તિ કર્મ છે' એ અધિકરણને સમજાવે છે

પૂર્વપક્ષ સૂત્ર **हरणे जुहोतिः योगसामान्याद् द्रव्याणां चार्थशेषत्वात् ॥ १० ॥**

પદાર્થ :—( हरणे ) हरति ધાતુ ( जुहोतिः ) जुहोतिના અર્થમાં પ્રયુક્ત થયેલો છે. ( योगसामान्यात् ) જેમ પ્રસ્તરમાં યાગ સાધનત્વ છે તેમ સામર્થ્ય બલથી શાખામાં પણ યાગ સાધનત્વ છે ( च ) અને ( द्रव्याणाम् ) દ્રવ્યોનું ( अर्थशेषत्वात् ) યાગરૂપ અર્થમાં શેષતા હોવાથી.

ભાવાર્થ :—દર્શપૂર્ણમાસ પ્રકરણમાં આ પ્રમાણે પાઠ છે. 'सह शाखया प्रस्तरं प्रहरति' આ ઠેકાણે શાખા પ્રહરણ અર્થકર્મ અર્થાત્ યાગ કર્મ છે. એવું પૂર્વપક્ષવાદીનું માનવું છે. प्रहरति નો અર્થ जुहोति અર્થાત્ યાગ કરવો એવો છે. सूक्तवाकेन प्रस्तरं प्रहरति આ વાક્ય સમજાવતી વખતે અ. ૩-૨-૧૧ માં સમજાવવામાં આવ્યું છે. પ્રસ્તર જેમ યાગનું સાધન છે તેમ અહીં શાખા પણ યાગનું સાધન છે. દ્રવ્યો યાગરૂપ ક્રિયા પ્રત્યે શેષ હોય છે, શાખા પણ દ્રવ્ય છે તેથી પ્રહરણ ક્રિયા પ્રત્યે શાખા પ્રધાન નથી. પ્રસ્તરપ્રહરણ જેમ અર્થકર્મ છે તેમ શાખા પ્રહરણ પણ અર્થ-કર્મ છે. આવું પૂર્વ પક્ષવાદીનું માનવું છે. ॥ ૧૦ ॥

સિદ્ધાંત સૂત્ર **प्रतिपत्तिर्वा शब्दस्य तत्प्रधानत्वात् ॥ ११ ॥**

પદાર્થ :—( वा ) સિદ્ધાંતપક્ષને સૂચવે છે. ( प्रतिपत्तिः ) શાખા-પ્રહરણ પ્રતિપત્તિ કર્મ છે. (शब्दस्य) શાખા શબ્દ ( तत्प्रधानत्वात् ) શાખામાં પ્રધાનત્વને જણાવતો હોવાથી.

ભાવાર્થ :—જે શબ્દને છેડે બીજી વિભક્તિ હોય તે શબ્દાર્થ ક્રિયામાં પ્રધાન ગણાય છે. शाखया प्रस्तरं प्रहरति અહીં શાખા પણ પ્રહરણ ક્રિયા પ્રત્યે પ્રધાન છે, જો કે શાખા શબ્દને છેડે બીજી વિભક્તિ નથી, છતાં તેને सहના યોગમાં ત્રીજી વિભક્તિ છે, અને સહત્વ તુલ્યવત્ એકજ ક્રિયામાં અન્વિત હોય છે. માટે પ્રસ્તર જેમ કર્મ છે તેમ ઉક્ત વાક્યમાં શાખા પણ કર્મ છે. આ કારણથી શાખા પ્રહરણ પ્રતિપત્તિ કર્મ છે, અર્થ કર્મ નહિ. શાખાનો ત્યાગ કરવો એનાથી યાગ ઉપર કશો ઉપકાર થતો નથી માટે તે પ્રતિપત્તિ કર્મ કહેવાય છે. પ્રસ્તરનું પ્રહરણ તો યાગનું ઉપયોગિ હોવાથી તે અર્થ કર્મ છે ભાવાર્થ એ છે કે શાખા શબ્દ આર્થિક રીતે પ્રહરણ ક્રિયાનું યજ્ઞ-ઉપયોગિ ન હોવાથી પ્રતિપત્તિ કર્મ જ છે. ॥ ૧૧ ॥

## अर्थेऽपीति चेत् ॥ १२ ॥

પદાર્થઃ--(अर्थे) પરાર્થમાં પણ અર્થા ગુણરૂપ અર્થવાચક શબ્દને છેડે (अपि) પણ દ્વિતીયા વિભક્તિ હોય છે. (इति चेत्) જો એવો આક્ષેપ કરવામાં આવે તો.

ભાવાર્થઃ—ગુણ વાચક શબ્દને પણ બીજી વિભક્તિ લાગે છે. જેમ કે सक्तून् जुहोति છતાં સકતુ એ ગુણ જ છે અને તે વાગોપ યોગિ હોવાથી અર્થ કર્મ કહેવાય છે તેમ શાખાને કર્મ તરીકે માનવા છતાં તે ગુણ જ છે, અને તે ગુણવાચક શબ્દને છેડે દ્વિતીયા છે એમ જ સમજાશે. જો આવો આક્ષેપ કરવામાં આવે તો આનો ઉત્તર આગળના સૂત્રમાં છે. ॥ ૧૨ ॥

## न तस्यानधिकारादर्थस्य च कृतत्वात् ॥ १३ ॥

પદાર્થઃ—(न) નહિ (तस्य) તેનો (अनधिकारात्) વિનિયોગ થયેલો ન હોવાથી (च) અને (अर्थस्य) વત્સાપાકરણ રૂપ અર્થ (कृतत्वात्) થઇ ગયેલો હોવાથી.

ભાવાર્થ :—શાખા સકતુના જેવી ગુણ નથી અર્થાત્ તે ગુણ ભૂત દ્રવ્ય નથી. ત્યાં તો સકતુનો કોઇ અન્ય ક્રિયામાં વિનિયોગ થયેલો ન હોવાથી સકતુને યજ્ઞાર્થ માની શકાય છે, પણ અહીં શાખાનો વિનિયોગ તો વત્સના અપાકરણમાં થયેલો છે માટે હવે તો તે શાખાને કોઇ યોગ્ય ઠેકાણે મૂકી દેવી એજ એ શાખાનું પ્રતિપત્તિ કર્મ છે. આમ શાખાનો યોગ્ય ઠેકાણે ત્યાગ કરવો એ કોઇ યજ્ઞને ઉપયોગી નથી માટે તે કર્મ નથી પણ પ્રતિપત્તિ કર્મ જ છે. ॥ ૧૩ ॥

## 'પ્રણીતા' નું નિનયન એ પ્રતિપત્તિ કર્મ છે એ અધિકરણને સમજાવે છે.

**પૂર્વસૂત્ર** उत्पत्त्य संयोगात् प्रणोतानामाज्यवद्र विभागः स्यात् ॥ १४ ॥

પદાર્થ :--(आज्यवत्) ધ્રુવા નામક પાત્રમાં રહેલું ઘી જેમ સર્વ કાર્યને માટે છે તેમ (प्रणीतानाम्) પ્રણીતા–પાત્રમાં રહેલા જળનો (विभाग :) બન્ને કાર્યમાં વિભાગ (स्यात्) છે (उत्पत्त्यसंयोगात्) ઉત્પત્તિ વાકયનો કોઈ અમુક જ કાર્ય માટે વિનિયોગ થયેલો નથી

ભાવાર્થઃ—'अपः प्रणयति' આવું વાકય દર્શપૂર્ણમાસ પ્રકરણમાં છે. એનો ભાવાર્થ એવો છે કે મંત્ર બોલી પ્રણીતા નામક પાત્રમાં જળ લેવું પછી તે જળપૂર્ણ પાત્ર अन्तर्वेदि प्रणीतां विमुञ्चति વેદિની વચ્ચે મૂકવું આ પ્રણીત જળથી બે કાર્ય કરવાનાં હોય છે એકતો પુરોડાશ બનાવવા માટે જે આટો હોય છે તેનો એ પાણી વડે પિંડ બનાવવો અને શેષ રહેલા પાણીથી વેદિમાં નિનયન અર્થાત્ સેચન કરવું. પ્રણીત જળથી આટો બાંધવો એને સંયવન કહે છે. સંયવન અને નિનયન આ બન્ને કર્મ યજ્ઞાર્થ છે એવું પૂર્વપક્ષવાદીનું માનવું છે કારણમાં પૂર્વપક્ષવાદી જણાવે છે કે अप प्रणयति આ ઉત્પત્તિ વાકયમાં એક યજ્ઞાર્થક છે અને બીજું યજ્ઞને માટે નથી એવો કશો ખુલાસો નથી. આ બન્ને કર્મ યજ્ઞાર્થક છે. ॥ ૧૪ ॥

**સિદ્ધાંત સૂત્ર** संयवनार्थानां वा प्रतिपत्तिरितरासा तत्प्रधानत्वात् ॥ १५ ॥

પદાર્થઃ—(वा) પૂર્વપક્ષની નિવૃત્તિ સૂચવે છે. (संयवनार्थानाम्) સંયવન માટે ઉપયુક્ત થયેલા જળમાંથી (इतरासाम्) બાકી રહેલું જળ (प्रतिपत्ति) પ્રતિપત્તિ કર્મ માટે છે. (तत्प्रधानत्वात्) દ્વિતીયા વિભક્તિના શ્રવણથી પ્રતિપત્તિ કર્મ જ મુખ્ય જણાય છે.

ભાવાર્થ:—' प्रणीताभिः हवींषि संयौति ' આ વાક્યમાં તૃતીયા વિભક્તિનું શ્રવણ થાય છે તેથી ' પ્રણીત જળથી હવિષ્નું સંયવન કરવું. ' સંયવનને માટે જળ યજ્ઞાર્થક છે અને अन्तर्वेदि प्रणीतानि निनयति આ વાક્યમાં प्रणीतानि એ દ્વિતીયા વિભક્તિ વાળું પદ છે અને એ દ્વિતીયા વિભક્તિથી નિનયન જ પ્રધાન કર્મ સમજાય છે યજ્ઞ નહિ માટે નિનયન પ્રતિપત્તિ કર્મ છે. ॥ ૧૫ ॥

## દંડ દાનનું અર્થ કર્મત્વાધિકરણ.

**પૂર્વપક્ષ સૂત્ર** प्रासनवन्मैत्रावरुणस्य दण्डप्रदानं कृतार्थत्वात् ॥ १६ ॥

પદાર્થ :—( प्रासनवत् ) કંડૂતિનું સાધનભૂત કાર્ષ્ણવિશેષનું ચાત્વાલ નામક ગર્તમાં પ્રક્ષેપ કરવો. એ જેમ પ્રતિપત્તિ કર્મ છે તેમ ( मैत्रावरुणाय ) મૈત્રાવરુણ નામક ઋત્વિજને ( दण्डप्रदानम् ) દંડ આપવો તે પણ પ્રતિપત્તિ કર્મ છે. ( कृतार्थत्वात् ) કારણ કે તેનો દીક્ષા કર્મમાં વિનિયોગ થયો છે.

ભાવાર્થ :—જ્યોતિષ્ટોમ યાગમાં ' क्रीते सोमे मैत्रावरुणाय दण्डं प्रयच्छति ' અર્થાત્ એ દીક્ષા વખતે જે દંડ યજમાનને આપ્યો હોય છે તે જ દંડ સોમ ખરીદવામાં આવે ત્યારે મૈત્રાવરુણ નામ ઋત્વિજને આપવામાં આવે છે. આ યજમાનકર્તૃક દંડ દાન પ્રતિપત્તિ કર્મ છે અર્થ કર્મ નથી અર્થાત્ તે યજ્ઞાર્થક કર્મ નથી આવું પૂર્વપક્ષવાદીનું માનવું છે. કારણમાં એમ જણાવવામાં આવે છે કે એ દંડનો પ્રથમ દીક્ષા રૂપ કર્મમાં વિનિયોગ થયો છે, માટે હવે એનું યજમાનકર્તૃકદાન રૂપ કર્મ પ્રતિપત્તિ કર્મ છે. ॥ ૧૬ ॥

**સિદ્ધાંત સૂત્ર** अर्थकर्म वा कर्तृसंयोगात् स्रग्वत् ॥ १७ ॥

પદાર્થ :—( वा ) અથવા ( अर्थकर्म ) યજમાન કર્તૃક દંડદાન એ અર્થ કર્મ છે ( कर्तृसंयोगात् ) મૈત્રાવરુણ નામક ઋત્વિજનો સંયોગ હોવાથી ( स्रग्वत् ) ઉદ્ગાતાને માળા આપે છે, આ માળાનું દાન જેમ અર્થ કર્મ માનવામાં આવે છે તેમ.

ભાવાર્થ :—' उद्गात्रे स्रजं प्रयच्छति ' ઉદ્ગાતાને માળા આપવી આ ઠેકાણે માળાનું દાન મુખ્ય કર્મ અર્થાત્ અર્થ કર્મ ગણાય છે કારણ કે માળાદાનથી ઉદ્ગાતાનો સંસ્કાર થાય છે તેમ યજમાન મૈત્રાવરુણને જે દંડ આપે છે તેનાથી મૈત્રાવરુણનો સંસ્કાર થતો હોવાથી દંડદાન પણ અર્થ કર્મ છે. ॥ ૧૭ ॥

## હવે ઉકત અર્થમાં કારણ બતાવે છે.

**कर्मायुक्ते च दर्शनात् ॥ १८ ॥**

પદાર્થ :—( च ) અને ( कर्मयुक्ते ) પ્રૈષ આદિ કર્મયુક્ત મૈત્રાવરુણ નામક ઋત્વિજને ( दर्शनात् ) દાન આપવાનું જોવામાં આવે છે તેથી.

ભાવાર્થ :—મૈત્રાવરુણને જે દંડ આપવામાં આવે છે તે નિરર્થક નથી પણ એ દંડને ધારણ કરનાર મૈત્રાવરુણે પ્રૈષોનું ઉચ્ચારણ કરવાનું હોય છે. दण्डी प्रैषान् अन्वाह આવું વિધાન છે. જો

ઉક્ત કર્મ નિષ્ફલ હોત તો એ પ્રતિ કર્મ કહી શકાત. પણ જ્યારે દંડ દાન બીજા કર્મમાં અંગ તરીકે જણાય છે તો તે અર્થ કર્મ અર્થાત્ મુખ્ય કર્મ છે. યજ્ઞાર્થક કર્મ છે ॥ ૧૮ ॥

## પ્રાસન એ પ્રતિપત્તિ કર્મ છે એ અધિકરણને સમજાવે છે

**उत्पत्तौ येन संयुक्तं तच्छ्रुतिहेतुत्वात् तस्यार्थान्तरगमनेऽशेषत्वात् प्रतिपत्तिः स्यात् ॥ १९ ॥**

**પદાર્થ** :—( उत्पत्तौ ) ઉત્પત્તિ વાક્યમાં ( येन संयुक्तम् ) જે અંગ જે ફળ સાથે જોડાયું હોય ( तदर्थम् ) તે ફળને માટે ( तच्छ्रुतिहेतुत्वात् ) તૃતીયા વિભક્તિનું શ્રવણ કારણ હોવાથી ( तस्य ) તેનું ( अर्थान्तरगमने ) કેઇ બીજા વાક્યથી પદાર્થાંતર સાથેના સંબંધમાં ( अशेषत्वात् ) બીજી વિભક્તિના શ્રવણથી અનંગ તરીકે જણાતાથી (प्रतिपत्तिः स्यात्) પ્રતિપત્તિ રૂપ કર્મ છે.

**ભાવાર્થ**:—જ્યોતિષ્ટોમ યાગ પ્રકરણમાં પાઠ છે કે ' प्रत्तासु दक्षिणासु चात्वाले कृष्णविषाणां प्रास्यति અર્થાત્ ઋત્વિજોને દક્ષિણા આપી દીધા પછી યજમાને કંડૂતિને માટે જે કૃષ્ણવિષાણુ ( કાળું શીંગડું ) રાખ્યું હોય છે તેને ચાત્વાલ નામક ગર્તમાં ફેંકી દે. આ કૃષ્ણવિષાણુના ફેંકવાને કૃષ્ણવિષાણુ પ્રાસન કહેવામાં આવે છે. આ પ્રાસન પ્રતિપત્તિ રૂપ કર્મ છે. कृष्णविषाणया कण्डूयते ' કાળાવિષાણથી કંડૂયન કરે અહીં તૃતીયા વિભક્તિનું સ્પષ્ટ શ્રવણ છે માટે તે વિષાણ કંડૂયન કર્મનું અંગ છે એમ કહી શકાય. અને તે યજ્ઞની પરિસમાપ્તિ થાય ત્યાંસુધી અપેક્ષિત છે. પણ બીજા વાકયમાં कृष्णविषाणां દ્વિતીયા વિભક્તિનું સ્પષ્ટ શ્રવણ છે અને તે પ્રાસન પ્રધાન જ છે તેથી યજ્ઞપરિસમાપ્તિ પછી તેને ગર્તમાં ફેંકી દેવું એ પ્રતિપત્તિ કર્મ છે એ પ્રાસન કોઈ યજ્ઞ માટે નથી માટે તે અર્થ કર્મ નથી ભાવાર્થ એ છે કે કૃષ્ણવિષાણનું ગર્તમાં પ્રાસન કરવું એ પ્રતિપત્તિ કર્મ છે. ॥ ૧૯ ॥

## અવભૃથગમનનું પ્રતિપત્તિકર્મત્વ છે એ અધિકરણને સમજાવે છે

સિદ્ધાંત સૂત્ર **सौमिके च कृतार्थत्वात् ॥ २० ॥**

**પદાર્થ**:—(च) અને ( सौमिके ) સૌમિક અવભૃથમાં સોમલિપ્ત પાત્રનું જવું પ્રતિપત્તિ કર્મ છે ( कृतार्थत्वात् ) કાર્ય પૂરું થયેલું હોવાથી.

**ભાવાર્થ**:—જ્યોતિષ્ટોમ પ્રકરણમાં પાઠ છે કે यत्किञ्चित् सोमलिप्तं द्रव्यं तेन अवभृथं यन्ति આ વાકયનો એ ભાવ છે સોમલિપ્ત જે પાત્ર હોય તેને અવભૃથમાં લઇ જવાં અહીં સોમલિપ્ત પાત્રનું અવભૃથમાં લઇ જવું એ પ્રતિપત્તિ કર્મ છે, એવું પૂર્વપક્ષવાદીનું માનવું છે, કારણ કે એનાથી જે કર્મ યજ્ઞને માટે કરવાનું હતું તે થઇ ગયું છે. માટે તેને અવભૃથમાં જઇ મૂકી દેવાં ॥ ૨૦ ॥

**अर्थकर्म वाऽभिधानसंयोगात् ॥ २१ ॥**

**પદાર્થ** :—( वा ) પૂર્વપક્ષને સૂચવે છે. ( अर्थकर्म ) સોમલિપ્ત દ્રવ્યનું અવભૃથમાં લઈ જવું એ અર્થકર્મ છે. ( अभिधानसंयोगात् ) અંગત્વ બોધક તૃતીયા વિભક્તિનું શ્રવણ થતું હોવાથી સ્પષ્ટ શ્રવણ છે.

**ભાવાર્થ**:-( तेन अवमृथं यन्ति ) અહીં તૃતીય વિભકિતનું અને તે વિભકિત અવભૃથ ગમનને અંગ તરીકે જણાવે છે, જે કર્મ યજ્ઞનું અંગ હોય તે અર્થ કર્મ જ કહેવાય છે માટે ઉકત કર્મ પ્રતિપતિ કર્મ નહિ, પણ અર્થકર્મ છે. ॥ ૨૧ ॥

સમાધાન સૂત્ર **प्रतिपत्तिर्वा तच्छयायत्वात देशार्थाऽवभृथश्रुतिः ॥ २२ ॥**

**પદાર્થ** :—( वा ) સમાધાનને સૂચવે છે ( तच्छयायत्वात् ) પૂર્વ યુકિતથી એમ જ સમજાય છે કે ( प्रतिपत्ति ) ઉકત કર્મ પ્રતિપત્તિ કર્મ છે ( अवभृत श्रुति: ) અવભૃથ શબ્દ ( देशार्था ) દેશનો ઉપલક્ષક છે.

**ભાવાર્થ** :—સોમાદિ દ્રવ્યની અવભથમાં પ્રાપ્તિ કરવી એ પ્રતિપત્તિ કર્મ છે. અવભ યજ્ઞનું નામ નથી પણ તેનાથી અમુક દેશનું અર્થાત્ સ્થાનનું સૂચન થાય છે. એ સ્થાનને અવભૃથ કહેવામાં આવે છે. તૃતીયાનું જે શ્રવણ થાય છે તે અંગત્વનું બોધન નથી કરતું, પણ એ તૃતીયા વિભક્તિ સહ ' ના સંબંધમાં આવેલી છે. ' सहयुकते प्रधाने ' એ પાણિનીય સૂત્ર એમાં પ્રમાણ છે. સહનો અર્થ નીકળતો હોય તો સહ શબ્દનો પ્રયોગ થયો હોય અથવા ન થયો હોય તો પણ ત્રીજી વિભકિત લાગે છે. આ કારણથી દ્રવ્યોનું અવભૃથ ગમન એ પ્રતિપત્તિ કર્મ જ છે. ॥ ૨૨ ॥

' કર્તૃ દેશ કાલ અને વિધિ નિયમાર્થ છે ' એ અધિકરણને સમજાવે છે.

**कर्तृदेशकालानामचोदनं प्रयोगे नित्यसमवायात् ॥ २३ ॥**

**પદાર્થ** :—( कर्तृदेशकालानाम् ) કર્તા, દેશ અને કાળનું ( अचोदनम् ) વિધાન નથી પ્રયોગે અનુષ્ઠાન વખતે ( नित्य समवायात् ) એ ત્રણેનો નિત્ય સંબંધ હોવાથી.

**ભાવાર્થ** :—समे दर्श पूर्ण मासाभ्यां यजेत । प्राचीन प्रवणे वैश्वदेवेन यजेत । સરખી ભૂમિ ઉપર દર્શપૂર્ણ માસથી યાગ કરવો. પૂર્વ દિશા તરફ ઢળતી ભૂમિ ઉપર વૈશ્વદેવથી યાગ કરવો. અહીં દેશ બતાવવામાં આવ્યો છે.

पौर्णमास्यां पौर्णमास्या यजेत । પૂર્ણિમાને દીવસે પૂર્ણમાસીનામક યાગ કરવો. અહીં કાળ બતાવવામાં આવ્યો છે. चातुर्मास्यानां यज्ञक्रतूनां पञ्चर्त्विजः ચાતુર્માસ્ય યજ્ઞ અને ક્રતુમાં પાંચ ઋત્વિજો જોઇએ. અહીં કર્તાઓનો નિર્દેશ કર્યો છે. આ બધાય ઠેકાણે દેશ, કાળ અને કર્તા રૂપી દ્રવ્યોનું વિધાન નથી, કારણ કે, વિધાન તો એનું થઇ શકે કે જે બીજા પ્રમાણોથી પ્રાપ્ત ન હોય. દેશ, કાળ અને કર્તા વગર તો યજ્ઞ થઇ શકે જ નહિ, એ તો નિત્ય પ્રાપ્ત છે માટે એ તો અર્થાપત્તિરૂપ પ્રમાણથી પ્રાપ્ત જ છે. પ્રાપ્તનું વિધાન ન હોય. ॥ ૨૩ ॥

**नियमार्था वा पुन: श्रुति : ॥ २४ ॥**

**પદાર્થ**—( वा ) સિદ્ધાંત પક્ષને સૂચવે છે. ( पुन : श्रुति : ) ફરીથી જે શ્રુતિ છે તે ( नियमार्था ) નિયમ વિધિ છે.

**ભાવાર્થ** :—કર્તા, દેશ અને કાળ અનુષ્ઠાનમાં નિત્ય પ્રાપ્ત હોવા છતાં કેટલા ઋત્વિજો, કેવો દેશ કયો કાળ એની પ્રાપ્તિ નિયમ પૂર્વક હોતી નથી માટે ઉકત ત્રણેની નિયમ વિધિ છે. અમુક સંખ્યામાં જ કર્તા, અમુક જ દેશ અને અમુક જ કાળમાં અમુક યાગ કરવો આવો નિયમવિધિ છે. ॥ ૨૪ ॥

' દ્રવ્યમાં ગુણવિધાન નિયમાર્થ છે. ' એ અધિકરણને સમજાવે છે.

**तथा द्रव्येषु गुणश्रुतिरुत्पत्तिसंयोगात् ॥ २५ ॥**

પદાર્થ:—( तथा ) તે પ્રમાણે ( द्रव्येषु ) દ્રવ્યોમાં ( गुणश्रुति ) ગુણનું શ્રવણ નિયમ વિધિ માટે છે. ( उत्पत्तिसंयोगात् ) ઉત્પત્તિવાકયથી એનો દ્રવ્ય સાથે નિત્યસંબંધ હોય છે.

ભાવાર્થ:—ગુણ વગર દ્રવ્ય હોતું જ નથી છતાં દ્રવ્યમાં જે ગુણ વિધાન કર્યું હોય છે તે પણ નિયમવિધિ જ છે. જેમ કે ' वायव्यं श्वेतमालमेत ' અહીં દ્રવ્યમાં શ્વેત ગુણનું વિધાન છે તે નિયમ માટે છે. શ્વેત જ દ્રવ્ય જોઈએ લાલ આદિ ગુણ વાળું નહિ. ॥ ૨૫ ॥

' અવઘાત-આદિ સંસ્કાર નિયમાર્થ છે ' એ અધિકરણ

**संस्कारे च तत्प्रधानत्वात् ॥ २६ ॥**

પદાર્થ :—( च ) અને ( संस्कारे ) સંસ્કારમાં પણ નિયમ વિધિ છે. ( तत्प्रधानत्वात् ) દ્રવ્યમાં તેની જ પ્રધાનતા હોવાથી.

ભાવાર્થ :– व्रीहीन् अवहन्ति व्रीहीने ખાંડવા. અહીં વ્રીહીને ફોતરાંથી રહિત કરવા માટે અવઘાત જ જોઈએ કોઈ બીજા ઉપાયથી ફોતરાંનું પૃથક્કરણ ઇષ્ટ નથી માટે અવઘાત રૂપ સંસ્કાર પણ નિયમવિધિ માટે છે. ॥ ૨૬ ॥

યાગ પદાર્થનિ રૂપણાધિકરણ.

**यजतिचोदना द्रव्यदेवताक्रियं समुदाये कृतार्थत्वात् ॥ २७॥**

પદાર્થ :—( यजतिचोदना ) ' યજતિ ' ધાતુનો અર્થ ( द्रव्यदेवताक्रियम् ) દ્રવ્ય, દેવતા અને ક્રિયા એ ત્રણે છે. ( समुदाये ) સમુદાયમાં ( कृतार्थत्वात् ) અનાદિ આની શકિત છે.

ભાવાર્થ:—દેવતાને ઉદ્દેશીને દ્રવ્યનો ત્યાગ કરવો એ ' यजति ' શબ્દનો અર્થ છે. દ્રવ્ય, દેવતા અને ક્રિયા એ ત્રણેમાં યાગ પદની નિરૂઢ શકિત છે. ॥ ૨૭ ॥

હોમ પદના અર્થનું નિરૂપણ કરે છે.

**तदुक्ते श्रवणात् जुहोतिरासेचनाधिकः स्यात् ॥ २८ ॥**

પદાર્થ :–( तदुक्ते ) ' यजति ' ધાતુનો જે અર્થ ઉપર કર્યો છે તેમાં (आसेचनाधिकः ) ' અગ્નિમાં પ્રક્ષેપ કરવો ' એટલો અર્થ વધવાથી ( जुहोति ) जुहोति શબ્દનો અર્થ ( स्यात् ) થાય છે ( श्रवणात् ) એ પ્રમાણે જ વ્યવહાર થાય છે.

ભાવાર્થ :—દેવતાને ઉદ્દેશીને જે દ્રવ્યનો ત્યાગ કર્યો છે તેને અગ્નિમાં નાંખવું એ ' જુહોતિ ' શબ્દનો અર્થ છે. એને જ હોમ કહેવાય છે. देवताद्रव्यसम्बन्धविशिष्टद्रव्यप्रतियोगिकसंयोगरूपो व्यापारः जुहोत्यर्थं इति फलितम्। આ વાકયનો પણ ઉપર કહ્યો તેજ અર્થ છે. દેવતાનો ઉદ્દેશ કર્યા વગર અગ્નિમાં દ્રવ્યદ્રવ્યને નાંખવું એ કંઈ હોમ નથી. ॥ ૨૮ ॥

દાનપદાર્થ નિરૂપણ

दद्रातिरुत्सर्गपूर्वकः परस्वत्वेन सम्बन्धः ॥ २९ ॥

પદાર્થ :—' ( ददातिः ) ' 'દદાતિ' શબ્દનો અર્થ ( उत्सर्गपूर्वकः )પોતાના સ્વામિત્વની નિવૃત્તિ કરીને ( परस्वत्वेन ) બીજાના સ્વત્વનો ( सम्बन्धः ) જે સંબંધ.

ભાવાર્થ :—કોઇપણ દ્રવ્યમાં પોતાના સ્વત્વની નિવૃત્તિ કરવી અને બીજાના સ્વત્વનો સંબંધ ઉત્પન્ન થવો તેનું નામ દાન છે. એટલે કે આ દ્રવ્ય હું અમુક ઋત્વિજ આદિને અર્પું છું તેનું નામ દાન છે. ॥ ૨૯ ॥

બર્હિષ આતિથ્યાદિ સાધારણ છે. એ અધિકરણને સમજાવે છે.

પૂર્વપક્ષ સૂત્ર विधेः कर्मापवर्गित्वात् अर्थान्तरे विधिप्रदेशः स्यात् ॥ ३० ॥

પદાર્થ :—( विधेः ) વિધિવિહિત આતિથ્યા-આશ્વવાલ સંબંધ ( कर्मापवर्गित्वात् ) કર્મની સમાપ્તિ થાય ત્યાં સુધી હોવાથી ( अर्थान्तरे ) ક્રિયાન્તર સંબંધ વિધિ પ્રાપ્ત થવા પછી ( विधिप्रदेशः ) વિધિવિહિત આશ્વવાલ આદિનો પ્રદેશ અર્થાત્ અતિદેશ ( स्यात् ) થાય છે.

પદાર્થ :—' आतिथ्यायामाश्ववालः प्रस्तरो विहितः ' આતિથ્યા એક પ્રકારની ઇષ્ટિ છે, તેમાં આશ્વવાલનો પ્રસ્તર વિહિત છે, આશ્વવાલ કોઇ અમુક પ્રકારનું ઘાસ છે, તેનો પ્રસ્તર બનાવવાનો હોય છે. ' आतिथ्यायां बर्हिस्तदुपसदाम् ' ' આતિથ્યા ' માં બર્હિનું વિધાન છે અને તેજ ઉપસદ્‌માં પણ હોય છે. આ ઠેકાણે ' બર્હિઃ ' શબ્દ બર્હિનોજ વાચક છે કે તેના જેવા બીજા ઘાસનો પણ ઉપલક્ષક છે. આતિથ્યામાં આશ્વવાલનો સંબંધ વિહિત છે તે કર્મ સંપૂર્ણ થાય ત્યાં સુધી છે. માટે ઉપસદ રૂપ યાગોમાં પણ આશ્વવાલનો અતિદેશ ' तदुपसदाम् ' અહીં તત્ પદનો અર્થ તત્સદૃશ એવો કરવાનો છે. અર્થાત્ જે આશ્વવાલ આતિથ્યમાં હોય છે તેનાં જેવો ઉપસદ્‌માં પણ કરવો, તેજ નહિ. આવું પૂર્વપક્ષવાદીનું માનવું છે. ॥ ૩૦ ॥

સિદ્ધાંત સૂત્ર अपि वोत्पत्तिसंयोगाद् अर्थसम्बन्धो विशिष्टानां प्रयोगैकत्वे हेतुः स्यात् ॥ ३१ ॥

પદાર્થ :—( अपि वा ) સિદ્ધાંતને સૂચવે છે. ( उत्पत्तिसंयोगात् ) ઉત્પત્તિ વાક્યમાં શ્રુતનો સંબંધ હોવાથી ( अर्थसम्बन्धः ) તેનો કર્મ માત્રની સાથે સંબંધ છે. ( विशिष्टानाम् ) ઉદાસીન વાક્યોનો અર્થ ( प्रयोगैकत्वे हेतुः स्यात ) પ્રયોગની એકતામાં કારણ છે.

ભાવાર્થ :—આતિથ્યા ઇષ્ટિમાં જે બર્હિનું વિધાન છે તેજ બર્હિ ઉપસદ્ અને અગ્નિષોમીય યાગોમાં વિહિત છે એમ સમજવું. અતિદેશ માનવાની કશી જરૂર નથી, અતિદેશ માનવાથી લક્ષણા માનવાનો પ્રસંગ ઉભો થાય છે અને ઉત્પત્તિવાક્યમાં શ્રુતપદ શક્યાર્થક હોવું એજ ઇષ્ટ છે માટે ઉત્પત્તિવાક્યમાં જે અર્થ શ્રુત છે તેનો બધાં જ કર્મ સાથે સંબંધ છે અર્થાત્ આતિથ્યા, ઉપસદ, અને અગ્નિષોમીય એ ત્રણે કર્મોમાં શ્રુત બર્હિરૂપ અર્થનો સંબંધ છે ભાવાર્થ એ છે કે આતિથ્યા, ઉપસદ અને અગ્નિષોમીય આ ત્રણે અર્થો બર્હિમીષ્ના પ્રયોજક છે. ॥ ૩૧ ॥

॥ इति मीमांसागुर्जरभाष्ये चतुर्थाध्यायस्य द्वितीयः पादः ॥

## अथ चतुर्थाध्यायस्य तृतीयः पादः

'દ્રવ્ય, સંસ્કાર એ કર્મ ક્રત્વર્થ છે.' એ અધિકરણને સમજાવે છે.

**द्रव्यसंस्कारकर्मसु परार्थत्वात् फलश्रुतिरर्थवादः ॥ १ ॥**

પદાર્થ:—( द्रव्यसंस्कारकर्मसु ) દ્રવ્ય, સંસ્કાર અને કર્મમાં ( परार्थत्वात् ) પરાર્થત્વ હોવાથી ( फलश्रुतिः ) ફળનું શ્રવણ ( अर्थवादः ) અર્થવાદ છે.

ભાવાર્થ:—यस्य पर्णमयी जुहूर्भवति न स पापंश्लोकं शृणोति જેને પલાશની જુહૂ હોય તે પાપશ્લોક એટલે નિંદા સાંભળતો નથી, 'यदाङ्क्ते चक्षुरेव भ्रातृव्यस्य वृङ्क्ते' જે અંજન સંસ્કાર કરે છે તે મનો કે શત્રુની આંખ જુદી કરે છે. 'यत्प्रयाजा इज्यन्ते वर्मैव तद् यज्ञस्य क्रियते' જે પ્રયાજો કરવામાં આવે છે તે યજ્ઞનું વર્મ છે. પ્રથમ વાક્યમાં 'પર્ણમયી જુહૂ રૂપ દ્રવ્યનું' વિધાન છે. બીજા વાક્યમાં 'અંજન રૂપ સંસ્કાર' નું વિધાન છે અને ત્રીજા વાક્યમાં 'પ્રયાજારૂપ હોમકર્મનું વિધાન છે. આ બધા ફળને ઉદ્દેશી વિધિઓ છે કે અર્થવાદ ? આ સંશયમાં સિદ્ધાંત પક્ષ એ છે કે ઉક્ત વાક્યો દ્રવ્ય, સંસ્કાર અને કર્મનાં જે વિધાનો છે તે અર્થવાદ છે. કોઇ અપૂર્વવિધિ નથી, કારણ કે પ્રકરણથી એમ જણાય છે કે પર્ણમયીત્વ આદિ ક્રતુને માટે જ છે. એટલે કે એ ત્રણ ક્રત્વર્થ છે. ॥ १ ॥

**उत्पत्तेश्चातत्प्रधानत्वात् ॥ २ ॥**

પદાર્થ:—( च ) અને ( उत्पत्तेः ) ઉત્પત્તિવાક્ય ( अतत्प्रधानत्वात् ) પુરુષપ્રધાન નથી.

ભાવાર્થ:—यस्य पर्णमयी जुहूर्भवति न स पापं श्लोकं शृणोति ઇત્યાદિ વાક્યોમાં પુરુષનું પ્રધાનત્વ નથી. પણ દ્રવ્યને ઉદ્દેશીને ફળનું શ્રવણ થાય છે માટે તે અર્થવાદ છે. અને તે ક્રત્વર્થ જ છે પુરુષાર્થ નથી. ॥ ૩ ॥

**फलं तु तत्प्रधानायाम् ॥ ३ ॥**

પદાર્થ:—( तु ) અને ( फलम् ) પાપશ્લોકનું અશ્રવણ આદિ ફળ ( तत्प्रधानायाम् ) દ્રવ્ય પ્રધાનતામાં જ સંગત થઇ શકે છે.

ભાવાર્થ:—જેટલી યાગક્રિયાઓ છે તે બધી દ્રવ્ય-સાધ્ય હોય છે અને ફળ ક્રિયા-સાધ્ય હોય છે. ઉક્તવાક્યોમાં ક્રિયા-સાધ્ય ફળોનું કથન કરવામાં આવ્યું નથી પણ દ્રવ્યો સાથે ફળનો સંબંધ બતાવવામાં આવ્યો છે. માટે દ્રવ્યાદિ ત્રણે ક્રત્વર્થ છે. ॥ ૩ ॥

'નૈમિત્તિક પાત્ર આદિ જે હોય છે તે અનિત્યાર્થ હોય છે'
એ અધિકરણને સ્પષ્ટ કરે છે.

**नैमित्तिके विकारत्वात् क्रतुप्रधानमन्यत् स्यात् ॥ ४ ॥**

પદાર્થ:—( अन्यत् ) મૃન્મય આદિ પાત્રથી જુદાં ચમસ આદિ પાત્રો ( क्रतुप्रधानम् ) નિત્યકર્મને માટે ( स्यात् ) છે ( नैमित्तिके ) કામ્ય કર્મમાં ( विकारत्वात् ) ચમસ આ.દ પાત્રના વિકાર ભૂત મૃન્મય આદિ અનિત્ય પાત્રોનું વિધાન છે.

ભાવાર્થ :—" अपः प्रणयति " જળનું પ્રણયન કરે. આ પ્રમાણે આરંભ કરી આગળ કહેવામાં આવ્યું છે 'मृन्मयेन प्रतिष्ठाकामस्य: प्रणयेत्' પ્રતિષ્ઠાની ઇચ્છા રાખનારે મૃન્મય પાત્ર દ્વારા જળનું પ્રણયન કરવું. આ ઠેકાણે મૃન્મય પાત્રનું હોવું, એ કામાર્થ છે, જો પ્રતિષ્ઠાની ઇચ્છા હોય તો મૃન્મય પાત્રમાં પ્રણયન કરવું. જો એ ઇચ્છા ન હોય તો ન કરવું આ પ્રમાણે મૃન્મય પાત્ર અનિત્ય ઇચ્છાને જ નિમિત્ત કરી પ્રવૃત્ત થયું છે માટે તે નિત્યને યોગ્ય નથી, માટે નિત્ય પ્રયોગમાં મૃન્મયથી જુદાં પાત્ર હોવાં જોઇએ. નિત્ય કર્મમાં તો 'ચમસ' આદિ પાત્ર જલ પ્રણયનનાં સાધન છે. અર્થાત્ નૈમિત્તિક કર્મમાં વિકારભૂત મૃન્મય પાત્ર હોય છે અને ક્રતુ પ્રધાન પાત્ર ચમસ આદિ હોય છે. ॥ ૪ ॥

'દધિ આદિ નિત્ય અને નૈમિત્તિક બન્ને માટે છે' એ અધિકરણને સમજાવે છે.

एकस्य तूभयत्वे संयोगपृथक्त्वम् ॥ ५ ॥

પદાર્થ :—( एकस्य ) એક દ્રવ્ય ( तु ) પણ ( उभयत्वे ) ઉભય અર્થમાં છે. ( संयोग पृथक्त्वम् ) વાક્ય ભેદ હોવાથી.

ભાવાર્થ :—दध्ना जुहोति, दध्नन्द्रियकामस्य जुहुयात् । આ વાક્યોમાં એક વાક્ય દધિ અર્થાત્ દહીંને નિત્ય અગ્નિ હોત્રમાં વિનિયુક્ત કરે છે અને બીજા વાક્યમાં અનિત્ય ઇન્દ્રિય કામનાવાળા યાગમાં વિનિયુક્ત કરે છે. દધિ રૂપ એક જ દ્રવ્ય બન્ને ઠેકાણે ન હોવું જોઇએ, માટે નિત્ય અગ્નિ હોત્રમાં દધિનો પ્રયોગ ન થવો જોઇએ. આવું પૂર્વપક્ષવાદીનું માનવું છે એનું સમાધાન એ પ્રમાણે છે કે ઉપર બે વાક્યો છે તે જુદાં જુદાં છે. બન્ને વાક્યના ઉદ્દેશો જુદા જુદા છે માટે દધિ રૂપ એક જ દ્રવ્ય ઉભયાર્થક છે. ॥ ૫ ॥

शेष इति चेत् ॥ ६ ॥

પદાર્થ :—( शेष : ) એ બન્ને કોઈ એક કર્મના શેષ છે ( इति चेत् ) જો એમ માનવામાં આવે તો આનો ઉત્તર આગળના સૂત્રમાં છે.

ભાવાર્થ :—दध्ना जुहोति આ વાક્યમાં દહીંથી હોમ કરવાનું કહ્યું છે અને એનું ફળ ઇન્દ્રિય અર્થાત્ બળ પ્રાપ્તિ હોવું એ છે. જો એમ માનવામાં આવે તો વાક્ય ભેદ માનવો ન પડે એકજ વાક્ય માનવાથી અર્થ સિદ્ધ થશે. માટે એ બન્ને એક શેષ જ છે. જો આવી શંકા કરવામાં આવે તો એનો ઉત્તર આગળ આપવામાં આવે છે. ॥ ૬ ॥

नार्थपृथक्त्वात् ॥ ७ ॥

પદાર્થ :—(न) નહીં. ( अर्थ पृथक्त्वात् ) અર્થ ભિન્ન હોવાથી.

ભાવાર્થ :—ફળમાં ભેદ હોવાથી ઉદ્દેશનો પણ ભેદ માનવોજ જોઈએ અને ઉદ્દેશના ભેદને લીધે વાક્યમાં પણ ભેદ સ્વીકારવો જોઇએ. દધિહોમસંયોગ અને દધીન્દ્રિયસંયોગ એ બંને ભિન્ન અર્થ છે. ॥ ૭ ॥

## પયોવ્રત આદનું ક્રતુ ધર્મત્વાધિકરણ

**द्रव्याणां तु क्रियार्थानां संस्कार : क्रतुधर्मत्वम् ॥ ८ ॥**

**પદાર્થ** :--( तु ) સિદ્ધાંતને સૂચવે છે. ( द्रव्याणाम् ) દ્રવ્યો ( क्रियार्थानाम् ) કે જે જ્યોતિષ્ટોમ આદિમાં અધિકૃત થયાં છે તેનો ( संस्कार : ) વ્રતરૂપ સંસ્કાર ( क्रतुधर्मत्वात् ) ક્રતુનો ધર્મ છે. પુરુષનો નહિ.

**ભાવાર્થ** :--જ્યોતિષ્ટોમમાં આ પ્રમાણે પાઠ છે. पयोव्रतं ब्राह्मणस्य । यवागू राजन्यस्य । आमिक्षा वैश्यस्य । બ્રાહ્મણે યજ્ઞમાં દૂધમા પીને રહેવું, રાજન્યે યવાગૂ પાને અને વૈશ્યે આમિક્ષા પીને. આ બધાં યજ્ઞ કરવા માટે વ્રત છે. વ્રત કરવાથી યજ્ઞ નિર્વિઘ્ને સફળ થાય છે. વ્રત એ પુરુષમાં એક પ્રકારનો સંસ્કાર છે, એનાથી પુરુષની શુદ્ધિ થાય છે આ સંસ્કાર ક્રતુને માટે હોય છે, પુરુષને માટે નહિ, તેથી તેને પુરુષાર્થ ન કહેતાં ક્રત્વર્થ કહેવામાં આવે છે. ॥ ૮ ॥

**पृथक्त्वाद् व्यवतिष्ठेत ॥ ९ ॥**

**પદાર્થ**—( पथक्त्वात् ) પૃથક્ત્વ હોવાથી ( व्यवतिष्ठेत ) વ્યવસ્થા થાય છે.

**ભાવાર્થ**:--બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યનો કર્મ સાથે સંબંધ બતાવવામાં આવ્યો છે તે તો વ્યવસ્થા માટે છે. જો બ્રાહ્મણ કર્તૃક યાગ હોય તો દૂધનું વ્રત હોવું જોઈએ અને તે બ્રાહ્મણે જ કરવું. જો ક્ષત્રિય કર્તૃક યાગ હોય તો ક્ષત્રિયે યવાગૂ પીને યાગ કરવો અને જો વૈશ્યકર્તૃક યાગ હોય તો તેમણે આમિક્ષાનું જ વ્રત કરવું. આ પ્રમાણે વ્યવસ્થા છે. ॥ ૯ ॥

## ' વિશ્વજિત્ આદિ યાગોનું ફળ છે. ' એ અધિકરણને સમજાવે છે.

**પૂર્વપક્ષ સૂત્ર** **चोदनायां फलाश्रुतेः कर्ममात्रं विधीयेत नह्यशब्दं प्रतीयते ॥ १० ॥**

**પદાર્થ**:--( चोदनायाम् ) વિધિવાક્યમાં ( फलाश्रुतेः ) ફલનું શ્રવણ ન થવાથી ( कर्ममात्रम् ) કેવળ કર્મનું ( विधीयेत ) જ વિધાન છે, તેનું કશું ફળ નથી. ( हि ) કારણ કે ( अशब्दम् ) જે ફળને માટે કોઈપણ શબ્દ અર્થાત્ વાક્ય ન હોય ( न प्रतीयेत ) એવું કોઈપણ ફલવાચક પદ અધ્યાહૃત ન સમજવું જોઈએ.

**ભાવાર્થ**:--' विश्वजिता यजेत ' આવું વાક્ય છે. વિશ્વજિત્ નામક યાગથી યજન કરવું પણ એ વિશ્વજિત્ યાગ કરવાથી શું ફળ મળશે ? એ સંબંધી કશું જણાતું નથી, માટે વિશ્વજિત્ યાગ કેવળ કર્મ તરીકે વિહિત છે અર્થાત્ એ નિષ્ફલ કર્મ છે. એ યાગને માટે કોઈ પણ ફળની કલ્પના પણ કરી શકાય નહિ. જ્યારે ફલબોધક કોઈ વાક્ય જ નથી તો અમુક પ્રકારના ફળનું અનુમાન કરવામાં પ્રમાણ શું ? માટે વિશ્વજિત્ યાગના ફળનો વિચાર જ ન કરવો. હા, કેવળ વિહિત હોવાથી એ યાગ કરવો. ॥ ૧૦ ॥

**સિદ્ધાંત સૂત્ર** **अपि वाऽऽम्नानसामर्थ्याच्चोदनार्थेन गम्येतार्थानामर्थवत्वेन वचनानि प्रतीयन्ते ऽर्थतोऽसमर्थानामानन्तर्येणाप्यसम्बन्ध स्तस्माच्छ्रुत्येकदेशः सः ॥ ११ ॥**

પદાર્થ :—( अपि वा ) આ બન્ને શબ્દો પૂર્વ પક્ષના નિરાકરણ માટે પ્રયુક્ત થયા છે. ( आम्नान सामर्थ्यात् ) વૈદિક વાક્યના સામર્થ્યથી ( चोदनार्थेन ) આખ્યાત વાચ્ય ભાવના રૂપ પુરુષ પ્રવૃત્તિથી ( गम्येत ) ફલની કલ્પના કરવી જોઇએ. ( अर्थानाम् ) લિંગ વાચ્ય શબ્દ ભાવનાનો ( अर्थकत्वेन ) પુરુષ પ્રવૃત્તિ રૂપ અર્થ હોવાથી ( वचनानि ) બીજાં વચનો પણ પ્રતીત થાય છે ( अर्थत: ) અર્થથી ( असमर्थानाम् ) અસમર્થ પદોનું ( आनन्तर्ये अपि ) સામીપ્ય હોય તો પણ ( असम्बन्ध: ) સફળ સંબંધ હોતો નથી ( तस्मात् ) માટે ( स: ) વાક્યના સામર્થ્યથી કલ્પના કરવામાં આવેલો ફલ સંબંધ જ ( श्रुत्येकदेश: ) શ્રુત વાક્યનો એક ભાગ છે એમ સમજવું જોઇએ.

ભાવાર્થ ;—' विश्वजिता यजेत ' આ વાક્યનો અર્થ એવો થાય છે કે, विश्वजिन्नाम्ना यागेन कुर्यात् વિશ્વજિત્ નામક યાગથી કરે તો અહીં આકાંક્ષા એ ઉઠે છે કે, ' શું કરે ? ' ભાવના ભાવ્યની અપેક્ષા જરૂર રાખે છે. આ કારણથી ઉપરના વાક્યમાં ઉઠતી આકાંક્ષાને શમાવવા માટે કોઇપણ ફળનો અધ્યાહાર જરૂર કરવો જોઇએ. ફળનો અધ્યાહાર કર્યા પછી એ ફળની જેને કામના હોય, તે પુરુષ વિશ્વજિત્ નામક યાગમાં પ્રવૃત્તિ કરે અને એ યાગનું અનુષ્ઠાન સફળ સિદ્ધ થાય, નહીં તો એ યાગનો કોઇ અધિકારી ન મળવાથી વિધિ જ નિરર્થક થઇ જશે. માટે ફલની કલ્પના અવશ્ય કરવી જોઇએ.

नैवास्ति विश्वजिद्यागे फलमस्त्युत नाश्रुते : ॥
भाव्यापेक्षाद् विधे : कल्प्यं फलं पुंस : प्रवृत्तये ॥

ભાવાર્થ :—' વિશ્વજિદ્ યાગમાં ફળ છે કે નહિ ? કારણ કે ઉત્પત્તિ વાક્યમાં ફળનું શ્રવણ નથી. વિધિ ભાવ્યની અપેક્ષા રાખે છે માટે ફલની કલ્પના કરવી જોઇએ તો જ પુરુષની એમાં પ્રવૃત્તિ થશે. આ પ્રમાણે ન્યાય માલામાં પણ નિર્ણય કરવામાં આવ્યો છે. ॥ ૧૧ ॥

वाक्यार्थश्च गुणार्थवत् ॥ १२ ॥

પદાર્થ :—( च ) અને ( वाक्यार्थ : ) ઉક્તવાક્યનો અર્થ ( गुणार्थवत् ) ગુણ વિધાન જેવો છે.

ભાવાર્થ ;—इन्द्रा याज्ञे शकर : ' આ વાક્યાર્થ કોઇ બીજા વાક્યમાં રહેલા વિધિ શબ્દથી ગુણ વિધાન છે તેમ ફળનું પણ વિધાન થવું જોઇએ. માટે વિશ્વજિત્ યાગમાં ફળની કલ્પના અવશ્ય કરવી જોઇએ. ॥ ૧૨ ॥

## વિશ્વજિદાદિનું એકફલકત્વ—અધિકરણ

પૂર્વ પક્ષ સૂત્ર तत्सर्वार्थमनादेशात् ॥ १३ ॥

પદાર્થ :—( तत् ) તે વિશ્વજિત્ યાગનું કલ્પનીય ફળ ( सर्वार्थम् ) સર્વ ફળ હોવું જોઈએ ( अनादेशात् ) વિશેષ ફળનું શ્રવણ ન હોવાથી.

ભાવાર્થ :—પશુ, પુત્ર, વીર્ય, ઇંદ્રિય આદિ અનેક પ્રકારનાં ફળ હોય છે તે બધાંજ વિશ્વજિત્ યાગનાં ફળ છે એમ માનવું જોઈએ કારણ કે, કોઇ અમુક જ ફળનું શ્રવણ થતું નથી. માટે બધાં જ ફળ ઉક્ત યાગનાં માનવાં જોઇએ. ॥ १३ ॥

સિધ્ધાંત સૂત્ર एकं वा चोदनैकत्वात् ॥ १४ ॥

પદાર્થ :—( वा ) સિદ્ધાંત પક્ષને સૂચવે છે ( एकम् ) એક જ ફળ માનવું જોઇએ ( चोदनैकत्वात् ) એક જ વિધિ હોવાથી.

ભાવાર્થ :—વિશ્વજિત્ વિધિ એક જ છે માટે ફળ પણ એક જ હોવું જોઇએ. એક વિધિનું એક ફળ હોવું એ ન્યાય છે. જો વિશ્વજિત્ યાગનાં બધાં જ ફળ માનવામાં આવે તો બીજા વિધિઓ નિરર્થક થઈ જાય. આ કારણથી એક વિધિ એક જ ફળની અપેક્ષા રાખે છે. ॥ १४ ॥

'વિશ્વજિત્ યાગનું ફળ સ્વર્ગ છે' એ અધિકરણને સમજાવે છે.

स स्वर्गः स्यात् सर्वान् प्रत्यविशिष्टत्वात् ॥ १५ ॥

પદાર્થ :—( स : ) તે પ્રસિદ્ધ ( स्वर्ग : ) સ્વર્ગ ( स्यात् ) હોઇ શકે ( सर्वान् प्रति ) સર્વ પ્રત્યે ( अविशिष्टत्वात् ) સાધારણ હોવાથી.

ભાવાર્થ :—વિશ્વજિત્ યાગનું કોઇ પણ એક ફળ માનવું જોઇએ પણ કયું માનવું એમાં કોઈ વિનિગમક જણાતું નથી. આ કારણથી વિશ્વજિત્ યાગનું ફળ સ્વર્ગ માનવું જોઇએ. सर्वे हि पुरुषा : स्वर्ग कामा : બધા જ પુરુષો સ્વર્ગની ઈચ્છા કરે છે. प्रीति र्हि स्वर्ग : કારણ કે 'પ્રીતિ' જ સ્વર્ગ છે सर्वश्च प्रीतिं प्रार्थयन्ते બધા જ પ્રીતિની પ્રાર્થના કરે છે, માટે સ્વર્ગ જ વિશ્વજિત્ યાગનું ફળ છે એમ માનવું જોઇએ. ॥ १५ ॥

प्रत्ययाच्च ॥ १६ ॥

પદાર્થ :—( च ) અને ( प्रत्ययात् ) અનુભવ હોવાથી.

ભાવાર્થ :—જે વિહિત કર્મનું ફળ ન બતાવ્યું હોય તે કર્મનું ફળ સ્વર્ગ છે. લોક વ્યવહારમાં પણ એવો અનુભવ થાય છે आरामकृद् देवदत्त :, नियतोऽस्य स्वर्ग : । तडागाकृद् देवदत्त : । नियतोऽस्य स्वर्ग इति । લોકોના ઉપકાર માટે દેવદત્તે બગીચો બનાવ્યો છે, માટે એને સ્વર્ગ પ્રાપ્તિ નક્કી છે લોકોના ઉપયોગ માટે દેવદત્તે તળાવ બંધાવ્યું માટે એને સ્વર્ગ પ્રાપ્ત નક્કી છે આજ પ્રમાણે કલ્યાણને માટે વિહિત થયેલાં કર્મનું ફળ જો ન શ્રુત થતું હોય તો સ્વર્ગ રૂપ ફળ અવશ્ય પ્રાપ્ત થાય છે. આ કારણથી અશ્રુતફલક વિશ્વજિદ્યાગનું ફળ સ્વર્ગ છે. ॥ १६ ॥

રાત્રિસત્રનું અર્થવાદ ફલકત્વ છે એ અધિકરણને સમજાવે છે.

क्रतौ फलार्थवादमङ्गवत् कार्ष्णाजिनि : ॥ १७ ॥

પદાર્થ :—( क्रतौ ) રાત્રિરૂપ ક્રતુ બોધક વાક્યમાં ( फलार्थवादम् ) ફલપ્રતિપાદક વાક્ય અર્થવાદ છે ( अङ्गवत् ) ક્રતુના અંગ બોધક વાક્યપેઠે ( कार्ष्णाजिनि : ) એવું કાર્ષ્ણાજિન આચાર્ય માને છે.

ભાવાર્થ :--प्रतितिष्ठन्ति ह वा य एता रात्री रुपयन्ति અર્થ—જેઓ ત્રયોદશ રાત્ર નામક યાગ કરે છે તેઓ પ્રતિષ્ઠા પામે છે. આ વાકયમાં પ્રતિષ્ઠા રૂપ ફળ બતાવી રાત્રિસત્ર નામક યાગ બતાવ્યો છે આ વાકયમાં જે પ્રતિષ્ઠા રૂપ ફળ બતાવ્યુ છે તે કેવળ અર્થવાદ છે. યાગ કરનારને એ ફળ મળે એવું તાત્પર્ય નથી यस्य पर्णमयी जुहू र्भवति न स पापं श्लोकं श्रुणोति આ ક્રત્વંગ બોધક વાકયમાં પાપ શ્લોક શ્રવણા ભાવ જેમ અર્થવાદ છે તેમ ઉપરના વાકયમાં પ્રતિષ્ઠા બોધક વાકય અર્થવાદ છે. આવું પૂર્વ પક્ષ વાદીનું માનવું છે ॥ ૧૭ ॥

फलमात्रेयो निर्देशादश्रुतौ ह्यनुमानं स्यात् ॥ १८ ॥

પદાર્થ :--( फलम् ) ફળ બોધક જ વાકય છે ( आत्रेयः ) એવું આત્રેય ઋષિ માને છે ( निर्देशात् ) ફળ હોવાથી નિર્દેશ યોગ્ય છે જો કે ( अश्रुतौ ) વિધિ પ્રત્યયનું શ્રવણ નથી ( हि ) તો પણ તેનું ( अनुमानं स्यात् ) અનુમાન કરવું જોઇએ.

ભાવાર્થ :--આત્રેય ઋષિનું એવું માનવું છે કે 'प्रतितिष्ठन्ति' આ વાકયમાં ફળનુંજ વિધાન છે. જો કે ઉકત ક્રિયાપદમાં વિધિ બોધક પ્રત્યય નથી તો પણ તેનું અનુમાન કરવું જોઇએ અર્થાત્ વિધિ બોધક પ્રત્યયાન્ત આખ્યાતનો અધ્યાહાર કરવો જોઇએ. આ આત્રેયનો મત એજ સિધ્ધાંત પક્ષ છે. ॥ ૧૮ ॥

अङ्गेषु स्तुतिः परार्थत्वात् ॥ १९ ॥

પદાર્થ :-- ( अङ्गेषु ) અંગ બોધક વાકયોમાં તો ( स्तुतिः ) સ્તુતિ છે. ( परार्थत्वात् ) પરાર્થ હોવાથી.

ભાવાર્થ :--જે ક્રતુનાં અંગ બોધક વાકયો હોય અને એમાં જો ફળ જણાવ્યું હોય તો તે કેવળ સ્તુતિ છે અર્થાત્ અર્થવાદ છે એમ સમજવું જોઈએ કારણ કે પ્રકરણથી તે અંગ યાગને માટે છે એમ સ્પષ્ટ સમજાય છે અને ક્રતુના મુખ્ય ફળથી તે સફળ છે એમ પણ સમજી શકાય છે. આ કારણથી રાત્રિ સત્રમાં બતાવેલું ફળ મુખ્ય છે, અર્થવાદ નથી. ॥ ૧૯ ॥

'કામ્ય કર્મોમાં જે કામ્ય ફળ બતાવ્યું હોય છે તે ફળ તરીકેજ માનવું જોઇએ'
એ અધિકરણને સ્પષ્ટ કરે છે

પૂર્વ પક્ષ સૂત્ર काम्ये कर्मणि नित्यः स्वर्गो यथा यज्ञाङ्गे क्रत्वर्थः ॥ २० ॥

પદાર્થ :--( काम्ये कर्मणि ) કામ્ય કર્મ માત્રમાં ( नित्यः ) મુખ્ય ( स्वर्गः ) સ્વર્ગ ફળ હોય છે ( यथा ) જેવી રીતે ( यज्ञाङ्गे ) યજ્ઞના અંગનું અનુષ્ઠાન કર્યા પછી એનું ફળ પશ્વાદિ હોય છે તેવી રીતે (क्रत्वर्थः) ક્રતુનું ફળ સ્વર્ગ હોય છે.

ભાવાર્થ:--કર્મમાત્રનું ફળ સ્વર્ગ હોય છે. પશુ અને બ્રહ્મવર્ચસ આદિ ફળ તો આનુષંગિક અર્થાત્ ગૌણ હોય છે. કામ્યકર્મનું પણ મુખ્ય ફળ તો સ્વર્ગ જ છે. ॥ ૨૦ ॥

वीते च कारणे नियमात् ॥ २१ ॥

પદાર્થ:--( च ) અને ( कारणे वीते ) પશુ આદિની ઇચ્છા રૂપ કારણ ગત થયા પછી ( नियमात् ) આરબ્ધ કર્મની સમાપ્તિ જોવામાં આવ્યાથી.

ભાવાર્થ:—કામનાને લીધે જે યાગ કરવામાં આવે છે તે કામના વચ્ચે નિવૃત્ત થઈ ગઈ હોય તો પણ આરંભેલો યાગ વચ્ચે જ પડતો મૂકાતો નથી તેને સમાપ્તિ પર્યન્ત ચાલુ રાખવો જ પડે છે. યાગને વચ્ચે બંધ ન પાડવો એવો નિયમ છે. માટે યાગનું ફળ સ્વર્ગ છે જે અર્થની કામના કરવામાં આવે છે તે તો ગૌણ ફળ છે. ॥ ૨૧ ॥

સિદ્ધાંત સૂત્ર कामो वा तत्संयोगेन चोद्यते ॥ २२ ॥

પદાર્થ:—( वा ) સિદ્ધાંતપક્ષને સૂચવે છે ( कामः ) કામપદ સાથે શ્રુત થતો પશુ આદિ અર્થનું ( तत्संयोगेन ) સાધનત્વ રૂપથી ( चोद्यते ) વિધાન કરવામાં આવે છે.

ભાવાર્થ:—કામ્યકર્મમાં જે અર્થની કામના કરવામાં આવે છે તે અર્થ જ મુખ્ય ફળ છે સ્વર્ગ આદિ નહિ. કારણ કે, કામ્ય કર્મનું ફળ શ્રુત હોય છે અને સ્વર્ગ તો કામ્ય કર્મમાં અશ્રુત હોય છે, માટે 'વિશ્વજિત્ ન્યાયથી' કામ્યકર્મનું ફળ સ્વર્ગ ન માનવું જોઇએ. આ કારણથી सौर्यं चरुं निर्वपेत् ब्रह्मवर्चसकामः જેને 'બ્રહ્મ વર્ચસ' જોતું હોય તેણે સૌર્ય ચરુનો નિર્વાપ કરવો. અહીં સૌર્ય ચરુકર્મક યાગનું ફળ બ્રહ્મવર્ચસ જ માનવું જોઇએ. સ્વર્ગ નહિ. શ્રુત ફળ હોવા છતાં અશ્રુત સ્વર્ગની કલ્પના કરવી તે યોગ્ય નથી. ॥ ૨૨ ॥

अङ्गे गुणत्वात् ॥ २३ ॥

પદાર્થ:—( अङ्गे ) ગોદોહન-આદિ અંગોમાં ( गुणत्वात् ) ગુણત્વ હોવાથી યોગ્ય છે.

ભાવાર્થ:—ગોદોહન આદિ યજ્ઞનાં અંગ છે અને અંગ કર્મનું ફળ પશુ આદિનું વિધાન કરવાથી ત્યાં તો યાગનું મુખ્ય કર્મ સ્વર્ગ માનવું યોગ્ય છે. પણ વિહિત કામ્યકર્મ એ કંઇ ગૌણ કર્મ નથી, માટે કામ્યકર્મનું ફળ સ્વર્ગાદિ ન માની શકાય પણ વાક્યમાં જે ફળ બતાવ્યું હોય તેજ માનવું જોઇએ. ॥ ૨૩ ॥

वीते च नियमस्तदर्थम् ॥ २ ॥

પદાર્થ:- ( च ) અને ( वीते ) કામનાની નિવૃત્તિ થયા પછી પણ કર્મ સમાપ્તિ પર્યન્ત ચાલુ રાખવાનો ( नियमः ) નિયમ બતાવ્યો છે તે ( तदर्थम् ) પ્રત્યવાયનો પરિહાર કરવા માટે.

ભાવાર્થ:—કામ્ય કર્મમાં કામના નિવૃત્ત થવા છતાં આરબ્ધ કામ્ય કર્મ સમાપ્તિ પર્યન્ત કર્મ ચાલુ રાખવાનો જે નિયમ બતાવ્યો છે તે વચ્ચે યજ્ઞ-ભંગ કરવાથી પ્રાયશ્ચિત કરવું પડે છે તે બતાવવા માટે છે. સમાપ્તિ પર્યન્ત કામ્ય કર્મ ચાલુ રાખવાથી કંઇ સ્વર્ગ ફળ માની શકાતું નથી. જે કોઈ 'यक्ष्ये' હું યજ્ઞ કરીશ આવી પ્રતિજ્ઞા કરી યજ્ઞ ન કરે તો તેને પ્રાયશ્ચિત લાગે છે. એવું શ્રવણ છે આ ઉપરથી સિદ્ધ થાય છે કે કામ્ય કર્મનું ફળ તેના વિધાયક વાક્યમાં બતાવવામાં આવ્યું છે તે જ માનવું જોઇએ. અશ્રુત સ્વર્ગ આદિ નહિ, ॥ ૨૪ ॥

'દર્શ પૂર્ણમાસાદિ સર્વાર્થ માટે છે.' એ અધિકરણને સ્પષ્ટ કરે છે.

પૂર્વપક્ષ સૂત્ર સાર્વકામ્યમङ्गकामैः प्रकरणात् ॥ ૨૫ ॥

પદાર્થ:--( अङ्गकामैः ) અંગ કામો સાથે ( सार्वकाम्यम् ) દર્શપૂર્ણમાસાદિના બધાં ફળોનું કથન કરવામાં આવ્યું છે ( प्रकरणात् ) પ્રકરણથી એમ જ જણાય છે.

ભાવાર્થ.--एकस्मै वा अन्या इष्टयः कामायाऽऽह्रियन्ते । सर्वेभ्यो दर्शपूर्णमासौ । एकस्मै वा अन्ये यज्ञक्रतवः कामायाऽऽह्रियन्ते सर्वेभ्यो ज्योतिष्टोमः । આ વાક્યોમાં જે सर्वेभ्यः પદ શ્રુત થાય છે એનાથી દર્શપૂર્ણમાસના ફળમાં વિધાન નથી, કારણ કે વિધાયક લિંગાદિ અને ભાવનાવાચક આખ્યાતનું શ્રવણ થતું નથી. અંગ અને ઉપાંગના કામની પણ પ્રાપ્તિ છે. સામિધેની દર્શપૂર્ણમાસનું અંગ છે તેમાં કામોનું આ પ્રમાણે શ્રવણ થાય છે एकविंशतिमनुब्रूयात् प्रतिष्ठाकामस्य, चतुर्विंशतिमनुब्रूयात् ब्रह्मवर्चसकामस्य । આ વાક્યોમાં પ્રતિષ્ઠા અને બ્રહ્મવર્ચસ કામ તરીકે સંભળાય છે સાંનાય્ય યાગનું દોહન અંગ છે તેનું સાધન વત્સાપાકરણ ઉપાંગ છે. તેમાં પલાશશાખાહરણમાં કામ શ્રુત થાય છે જેમ કે यः कामयेत 'पशुमान् स्यात्-इति' बहुपर्णां तस्मै बहुशाखामाहरेत् । पशुमन्तमेवैनं करोति' આ વાક્યમાં પશુમાન્ હોવું એ કામનું કથન છે. આ બધા કામોનો અનુવાદ દર્શપૂર્ણમાસથી થાય છે, અપૂર્વ વિધિ નહિ. ॥ ૨૫ ॥

સિદ્ધાંત સૂત્ર फलोपदेशो वा प्रधानशब्दसंयोगात् ॥ ૨૬ ॥

પદાર્થ :--( वा ) સિદ્ધાંત પક્ષને સૂચવે છે. ( फलोपदेशः ) પ્રધાન ફળની ભાવના છે ( प्रधानशब्दसंयोगात् ) દર્શપૂર્ણમાસ રૂપ પ્રધાન શબ્દ સાથે સંયોગ હોવાથી.

ભાવાર્થ :—सर्वेभ्यो दर्शपूर्णमासौ આ ઠેકાણે વિધિ અને ભાવના ભલે ન હોય તો પણ दर्शपूर्णमासाभ्यां यजेत આ ઉત્પત્તિ વાક્યમાં જે વિધિ અને ભાવના છે તેનો આશ્રય કરી તાદર્થ્ય વાચક ચતુર્થી વિભક્તિ સાથે સંબંધ જણાવવામાં આવે છે. આ કારણથી ઉક્ત કામોનું પ્રધાન ફળ સાથે વિધાન છે, અનુવાદ નથી. ॥ ૨૬ ॥

'દર્શાદિનું દરેક ફળ પ્રત્યે અલગ અલગ અનુષ્ઠાન કરવું'
એ અધિકરણને સમજાવે છે.

પૂર્વપક્ષ સૂત્ર तत्र सर्वेऽविशेषात् ॥ ૨૭ ॥

પદાર્થ :—( तत्र ) એક જ વખતના પ્રયોગમાં ( सर्वे ) બધા અર્થોનો સંબંધ છે ( अविशेषात् ) વિશેષનું શ્રવણ થતું ન હોવાથી.

ભાવાર્થ :--'सर्वेभ्यो दर्शपूर्णमासौ' આ વાક્યથી સિદ્ધ થાય છે કે એક જ વખતના પ્રયોગથી દર્શ પૂર્ણ માસનાં બધાં ફળોની પ્રાપ્તિ થાય છે. દર્શ પૂર્ણ માસ બધાં ફળોનું સામાન્ય નિમિત્ત છે. નિમિત્તના સંનિધાનમાં જેટલાં નૈમિત્તિક ફળો હોય તે બધાંની સિદ્ધિ એકજ વખતમાં થવી જોઇએ છે. દાહ અને પ્રકાશરૂપ નૈમિત્તિક ફળોનું સામાન્ય કારણ અગ્નિ છે, તો અગ્નિના સંનિધાનમાં એ બંને ફળો એક સાથે જ થાય છે તેજ પ્રમાણે દર્શ અને પૂર્ણ માસનો એક વખત પ્રયોગ કરવાથી બધાં ફળોની સિદ્ધિ થાય છે. ॥ ૨૭ ॥

સિદ્ધાંત સૂત્ર **योगसिद्धिर्वाऽर्थस्योत्पत्त्यसंयोगात् ॥ २८ ॥**

પદાર્થ :—( वा ) સિદ્ધાંતપક્ષને સૂચવે છે. ( योगसिद्धिः ) પ્રત્યેક પ્રયોગના સંબંધથી ક્રમથી તે તે ફળની સિદ્ધિ થાય છે. ( अर्थस्य ) ફળનો ( उत्पत्त्यसंयोगात् ) ઉત્પત્તિ વાક્ય બધાં ફળોના સાહિત્યનું વિધાન કરતું નથી.

ભાવાર્થ :—જે જે અર્થની જે જે ઇચ્છા થાય તે તે ઇચ્છાના વિષયનું સાધન દર્શ-પૂર્ણમાસ યાગ છે એવો ભાવ ઉક્ત વાક્યનો છે. બધાં ફળોની ઇચ્છાઓ એક સાથે થઇ શકતી નથી. ઇચ્છાઓ ક્રમથી થાય છે. ઇચ્છા ક્રમિક હોવાથી સાધન પણ ક્રમિક હોય છે એ સાર્વત્રિક નિયમ છે. માટે એક એક ફળને ઉદ્દેશીને દર્શપૂર્ણમાસનું અલગ અલગ અનુષ્ઠાન કરવું જોઇએ. ॥ २८ ॥

સૌત્રામણ્યાદિનું ચયનાદ્યઙ્ગત્વ છે. એ અધિકરણને સમજાવે છે.

**समवाये चोदना संयोगस्यार्थवत्वात् ॥ २९ ॥**

પદાર્થ :—( समवाये ) અંગાંગિભાવ સંબંધમાં ( चोदना ) વિધિ છે. ( संयोगस्य ) સંયોગ ( अर्थवत्वात् ) સાર્થક થતો હોવાથી.

ભાવાર્થ :—'वाजपेयेन इष्ट्वा बृहस्पतिसवेन यजेत' વાજપેયનામક યાગથી યજન કરી બૃહસ્પતિસવ નામક યાગથી યજન કરવું. अग्निं चित्वा सौत्रामण्या यजेत અગ્નિનું ચયન કરી સૌત્રામણિથી યજન કરવું. આ બન્ને વાક્યોથી એમ સમજાય છે કે વાજપેયનું અંગ બૃહસ્પતિ-સવ છે અને અગ્નિ ચયનનું અંગ સૌત્રામણિ યાગ છે. અંગાંગિભાવ હોવાને કારણે વાજપેય પછી બૃહસ્પતિ સવનું અને અગ્નિ ચયન પછી સૌત્રામણિ યાગનું વિધાન કર્યું છે. વાજપેયનો સંબંધ બૃહસ્પતિ સાથે બતાવ્યો છે એની અર્થવત્તા અંગાંગિભાવ માનવાથી જ થઇ શકે છે અગ્નિ ચયન અને સૌત્રામણિમાં પણ એજ ન્યાય લાગુ પડે છે. ॥ २९ ॥

**कालश्रुतौ काल इति चेत् ॥ ३० ॥**

પદાર્થ :—( काल श्रुतौ ) કાલ વાચક પ્રત્યયનું શ્રવણ થતું હોવાથી ( काल इति चेत् ) કાળનું વિધાન છે. જો એમ માનવામાં આવે તો એનો ઉત્તર આગળના સૂત્રમાં છે.

ભાવાર્થ :—'वाजपेयेन इष्ट्वा' આ ઠેકાણે 'इष्ट्वा' પદનો પ્રયોગ કર્યો છે. એમાં ત્વા પ્રત્યય છે, અને ત્વા પ્રત્યય પૂર્વ કાળનું વિધાન કરે છે. માટે ઉક્ત વાક્યોમાં અંગાંગિભાવ સંબંધનું વિધાન નથી પણ કાળનું જ વિધાન છે. પહેલાં વાજપેય યાગ કરવો અને પછી બૃહસ્પતિ સવ કરવો. બંને સ્વતંત્ર વિધાન છે. આ શંકાનું સમાધાન હવે પછીના સૂત્રમાં છે. ॥ ३० ॥

**नासमवायात् प्रयोजनेन स्यात् ॥ ३१ ॥**

પદાર્થ :—( न स्यात् ) કાળનું વિધાન નથી. ( प्रयोजनेन ) ફળ સાથે ( असमवायात् ) સંબંધ ન હોવાથી.

ભાવાર્થ :—જો બૃહસ્પતિ સવનું સ્વતંત્ર વિધાન હોત તો તેના ફળનું શ્રવણ જરૂર થાત, પણ બૃહસ્પતિસવના ફળનું શ્રવણ નથી માટે અફલ બૃહસ્પતિસવ સફલ વાજપેયનું અંગ અને સૌત્રામણિ યાગ અગ્નિચયનનું અંગ છે એમ માનવું જ જોઇએ વળી પૂર્વ કાલમાં क्त्वा પ્રત્યય લાગે છે એવો પણ નિરપવાદ વિધિ નથી मुखं व्यादाय स्वपिति મોઢું ઉઘાડીને ઉંઘે છે આ ઠેકાણે મોઢાનું ઉઘાડું હોવું અને ઉંઘવું આ બન્ને એક જ કાળમાં હોય છે વળી समानकर्तृकयोः पूर्वकाले ૩–૪–૨૧ આ પાણિનીય સૂત્રથી બે ક્રિયાઓનો એક કર્તા હોય તો પૂર્વ ક્રિયા વાચક ધાતુને ' क्त्वा ' પ્રત્યય લાગે છે એવું વિધાન છે. તેથી અંગાંગિભાવ સ્પષ્ટ થાય છે ॥ ૩૧॥

'વૈમૃધ ઇષ્ટિ આદિ પૌર્ણમાસીનું અંગ છે' એ અધિકરણને સમજાવે છે.

પૂર્વપક્ષ સૂત્ર उभयार्थमिति चेत् ॥ ३२ ॥

પદાર્થ :—( उभयार्थम् ) પૌર્ણમાસી તથા દર્શ યાગ એ બન્નેનું અંગ વૈમૃધ ઇષ્ટિ છે ( इति चेत् ) જો એમ કહેવામાં આવે તો, એનો ઉત્તર આગળના સૂત્રમાં બતાવવામાં આવે છે.

ભાવાર્થ :—संस्थाप्य पौर्णमासीमिन्द्राय वैमृधाय निर्वपेत् ॥ પૌર્ણમાસી યાગ સમાપ્ત કરી 'વૈમૃધ' યાગ કરવો. આ વૈમૃધ યાગ પૌર્ણમાસી અને દર્શ બન્નેનું અંગ છે. પ્રકરણ પણ બંનેનું છે. માટે પ્રકરણથી પણ ઉભયાર્થ સિદ્ધ થાય છે એવું પૂર્વપક્ષનું માનવું છે. ॥ ૩૨ ॥

સિદ્ધાંત સૂત્ર न शब्दैकत्वात् ॥ ३३ ॥

પદાર્થ :—( न ) નહિ ( शब्दैकत्वात् ) એક જ શબ્દનો પ્રયોગ હોવાથી.

ભાવાર્થ :—શબ્દ એક જ છે અર્થાત્ વિધિ પ્રત્યય એક જ છે. એક પ્રત્યય બન્ને સંબંધ અને કાળનું વિધાન કરવાને માટે અક્ષમ છે. ॥ ૩૩ ॥

प्रकरणादिति चेत् ॥ ३४ ॥

પદાર્થ :—( प्रकरणात् ) પ્રકરણ દર્શપૌર્ણમાસનું છે માટે બન્નેનું અંગ છે ( इति चेत् ) જો એમ માનવામાં આવે તો ? આનું સમાધાન આગળના સૂત્રમાં છે.

ભાવાર્થ :—પ્રકરણ દર્શ અને પૌર્ણમાસ બંનેનું છે. વૈમૃધ યાગ એજ પ્રકરણમાં પઠિત છે માટે બન્નેનું અંગ માનવું જ જોઇએ આ શંકાનો ઉત્તર આગળના સૂત્રમાં આવે છે. ॥ ૩૪ ॥

नोत्पत्तिसंयोगात् ॥ ३५ ॥

પદાર્થ :—( न ) નહિ અર્થાત્ ઉભયાર્થ નથી. ( उत्पत्तिसंयोगात् ) વૈમૃધોત્પત્તિ વાક્યમાં પૌર્ણમાસીનો જ સંબંધ છે.

ભાવાર્થ :—વૈમૃધ ઇષ્ટિનું વિધાન કરનાર વાક્ય ફક્ત પૌર્ણમાસીનો જ સંબંધ બતાવે છે જો બન્નેનો સંબંધ બતાવવો હોત તો संस्थाप्य दर्शपौर्णमासौ આવું વિધાન કરત આ કારણથી કેવળ પૌર્ણમાસી સાથે જે વૈમૃધનો સંબંધ છે તે તેનું જ અંગ છે દર્શનું નહિ. ॥ ૩૫ ॥

'અનુયાજ આદિની આગ્નિમારુતોર્ધ્વકાલતા છે' એ અધિકરણને સમજાવે છે

अनुत्पत्तौ तु कालः स्यात् प्रयोजनेन संबन्धात् ॥३६॥

પદાર્થ :—( अनुत्पत्तौ ) અંગાગિભાવ વિધિનો સંભવ ન હોવાથી ( तु ) તો ( कालः ) કાલનું ( स्यात् ) વિધાન હોવું જોઇએ. ( प्रयोजनेन ) પ્રયોજન સાથે ( सम्बन्धात् ) અનુયાજોનો સંબંધ હોવાથી.

ભાવાર્થ :—'आग्निमारुतादूर्ध्वमनुयाजैश्चरति' આગ્નિમારુત નામ કોઇ શસ્ત્ર છે. ( શસ્ત્ર એટલે સ્તુતિ ) એના પછી 'देवं बर्हिः' આદિ અગ્યાર મંત્રોથી સાધ્ય હોમો છે. આગ્નિમારુત શસ્ત્રના અનુયાજો અંગ છે. એ અંગાગિભાવનું બોધન કરાવવા માટે જ આ આગ્નિ મારુત અને અનુયાજોનો સંયોગ બતાવવામાં આવ્યો છે. માટે બૃહસ્પતિસવની પેઠે અનુયાજો પણ અંગ છે. આવું પૂર્વ પક્ષવાદીનું માનવું છે. સિદ્ધાંત પક્ષવાદીનું કથન છે કે જેમ બીજાં સ્તોત્ર અને શસ્ત્ર સોમના અંગ છે તેમ આગ્નિમારુત પણ સોમનું અંગ છે આ કારણથી આગ્નિમારુત શસ્ત્ર અને અનુયાજોનો અંગાગિભાવ સંબંધ નથી પણ કાલનું વિધાન છે. અને કાલના ઉપદેશ માટે ઉક્ત બન્નેનો સંયોગ છે. ॥ ૩૬ ॥

'સોમયાગ આદિ દર્શપૂર્ણમાસ કર્યા પછી કરવાના હોય છે'
એ અધિકરણને સમજાવે છે.

उत्पत्तिकालविशये कालः स्याद् वाक्यस्य तत्प्रधानत्वात् ॥ ३७ ॥

પદાર્થ :—( उत्पत्तिकालविशये ) અંગવિધાન અને કાલવિધાન આ બંનેમાં સંદેહ થયા પછી ( कालः स्यात् ) કાલનું જ વિધાન છે એવો નિર્ણય કરવામાં આવ્યો છે. ( वाक्यस्य ) ઉદાહૃત વાકયમાં ( तत्प्रधानत्वात् ) કાળ વિધાનનું જ પ્રાધાન્ય જણાતું હોવાથી.

ભાવાર્થ :—'दर्शपूर्णमासाभ्यामिष्ट्वा सोमेन यजेत' સોમ યાગના કાળનું જ વિધાન છે અર્થાત્ દર્શપૂર્ણમાસના યજન પછી સોમ યાગ કરવો. દર્શપૂર્ણમાસ અને સોમ યાગ આ બન્નેનો અંગાંગિભાવ નથી. બન્ને યાગોના સ્વતંત્ર વિધાન છે ઉક્ત વાકયમાં તો પૂર્વોત્તર કાળનું જ વિધાન છે. स्वतंत्रफलवतः सोमस्य अङ्गत्वासंभवात्। फलवत्संनिधावफलं तदङ्गं भवति। સોમ યાગનું સ્વતંત્ર ફળ છે. ફળવાળા કર્મની સંનિધિમાં જે ફલ રહિત કર્મ હોય તો તે ફલવત્ કર્મનું અંગ થાય છે એવો ન્યાય છે એમ માધવાચાર્ય કહે છે क्त्वा પ્રત્યયને જોઈને જ એકદમ અંગાંગિભાવનો નિશ્ચય ન કરવો જોઇએ. બે ક્રિયાનો એક કર્તા છે એવું બતાવવા માટે પણ क्त्वा પ્રત્યય હોય છે. આ કારણથી ઉક્ત વાકયથી કાલનું વિધાન છે. ॥ ૩૭ ॥

'વૈશ્વાનરેષ્ટિનું ફળ પુત્રપ્રાપ્તિ છે' એ અધિકરણને સમજાવે છે

फलसंयोगस्त्वचोदिते न स्यादशेषभूतत्वात् ॥ ३८ ॥

પદાર્થ :—( तु ) આ શબ્દ સિદ્ધાંતપક્ષને સૂચવે છે. ( फलसंयोगः ) વૈશ્વાનર ઇષ્ટિના ફળનો સંબંધ ( अचोदिते ) શાસ્ત્રના તાત્પર્યના અવિષયભૂત પિતામાં ( न स्यात् ) નથી. ( अशेषभूतत्वात् ) પિતા ફળનું અંગ ન હોવાથી.

ભાવાર્થ :—वैश्वानरं द्वादशकपालं निर्वपेत् पुत्रे जाते । પુત્રનો જન્મ થયા પછી વૈશ્વાનર નામક ઇષ્ટિ કરવી यस्मिन् जाते एतामिष्टिं निर्वपति पूत एव तेजस्व्यन्नाद इन्द्रियावी पशुमान् भवति પુત્રનો જન્મ થયા પછી આ ઇષ્ટિ કરવાથી પવિત્ર, તેજસ્વી, અન્નાદ સારી ઇંદ્રિયોવાળો અને પશુમાન થાય છે. આ ઇષ્ટિનું જે ફળ બતાવવામાં આવ્યું તે ફળ પિતાને મળતું નથી પણ પુત્રને મળે છે ઇષ્ટિ કરવાથી પુત્ર જ પવિત્ર થાય છે. પિતાનો ઉક્ત શાસ્ત્રના તાત્પર્યનો વિષય જ નથી. પિતા એ ફળનું અંગ નથી પણ પુત્ર જ ફળનું અંગ છે. આ કારણથી પવિત્રત્વ આદિ જે ફળો બતાવ્યાં છે તે બધાં પુત્ર ગામી છે. ॥ ૩૮ ॥

'વૈશ્વાનર ઇષ્ટિ જાતકર્મ કર્યા પછી કરવી' એ અધિકરણને સમજાવે છે

अङ्गानां तूपघातसंयोगो निमित्तार्थः ॥ ૩૯ ॥

પદાર્થ :—( तु ) આ શબ્દ સિધ્ધાંતને સૂચવે છે ( अङ्गानाम् ) ફળ પ્રત્યે અંગભૂત રહેલી ઇષ્ટિઓનો ( उपघात संयोग : ) પુત્રનો જન્મ થયા પછી સંબંધ થાય છે ( निमित्तार्थः ) અને એ સંબંધ નિમિત્તત્વનો દ્યોતક છે.

ભાવાર્થ :—વૈશ્વાનર ઇષ્ટિ અને જાતકર્મ આ બન્ને કર્મ પુત્રનો જન્મ થયા પછી કરવાં. उपघातः पुत्रजन्म આ પ્રમાણે શાબર ભાષ્યમાં લખ્યું છે. પુત્રનો જન્મ ઇષ્ટિ અને જાતકર્મનું નિમિત્ત છે. હવે શંકા એ થાય છે કે પુત્રજન્મ થયા પછી પહેલી વૈશ્વાનરેષ્ટિ કરવી કે પહેલું જાતકર્મ કરવું ? આમાં સિદ્ધાંતપક્ષ એ છે કે પહેલું જાતકર્મ કરવું. જો પહેલી ઇષ્ટિ કરવામાં આવે તો બાળકને દૂધ પીવરાવવામાં વિલંબ થાય અને તેથી બાળકનું જીવન ન ટકે. માટે પહેલાં જાતકર્મ સંસ્કાર કરવો અને પછી વૈશ્વાનર ઇષ્ટિ કરવી. જાતકર્મ કર્યા પછી પણ પુત્રજન્મ અને વૈશ્વાનરેષ્ટિમાં નિમિત્તનૈમિત્તિક ભાવ રહે છે. આ કારણથી પહેલાં જાતકર્મ અને પછી વૈશ્વાનરેષ્ટિ કરવી એવો શાસ્ત્ર સિદ્ધાન્ત છે. ॥ ૩૯ ॥

'સૌત્રામણ્યાદિ અંગોનું સ્વકાલકર્તવ્યત્વ છે.' એ અધિકરણને સમજાવે છે.'

પૂર્વપક્ષ સૂત્ર प्रधानेनाभिसंयोगादङ्गानां मुख्यकालत्वम् ॥ ૪૦ ॥

પદાર્થ :—( प्रधानेन ) પ્રધાનકર્મ સાથે ( अङ्गानाम् ) અંગોનો ( अभिसंयोगात् ) અભિસંયોગ હોવાથી ( मुख्यकालत्वम् ) પ્રધાનકર્મનો જે સમય છે તે જ સમય અંગોનો પણ જાણવો.

ભાવાર્થ :—અંગ કર્મોનો પ્રધાનકર્મની સાથે સંબંધ હોય છે, માટે જે કાળમાં પ્રધાન કર્મ કરવામાં આવે છે તે જ કાળમાં અંગ કર્મ પણ કરવાં જોઇએ. આ કારણથી વાજપેયયાગ જે કાળમાં કરવામાં આવે તે જ કાળમાં બૃહસ્પતિસવનું પણ અનુષ્ઠાન કરવું. કારણ કે બૃહસ્પતિસવ એ વાજપેયયાગનું અંગ છે. ॥ ૪૦ ॥

अपवृत्ते तु चोदनात् तत्सामान्यात् स्वकाले स्यात् ॥ ૪૧ ॥

પદાર્થ :—( तु ) સિદ્ધાંતપક્ષને સૂચવે છે. ( अपवृत्ते ) પ્રયોગની સમાપ્તિ થઇ ગયા પછી ( चोदनात् ) વિધાન કરવાથી ( तत्सामान्यात् ) પ્રકૃતિભૂત જ્યોતિષ્ટોમના સમયમાં હોવાથી ( स्वकाले स्यात् ) બૃહસ્પતિસવનો જે કાળ હોય તેમાં તે અંગનું અનુષ્ઠાન કરવું.

ભાવાર્થ :—વાજપેય આદિ પ્રધાન કર્મ કર્યા પછી બૃહસ્પતિસવ આદિ અંગ કર્મો કરવાં આવો નિર્દેશ હોવાથી અંગોનો જે સમય વિહિત હોય તે સમયમાં જ અંગ કર્મોનું અનુષ્ઠાન કરવું. પ્રધાન કર્મો સાથે અંગ કર્મો કરવાની જરૂર નથી. જો પ્રધાન કર્મો સાથે અંગ કર્મો કરવાનાં હોય તો અંગ કર્મોનું કાલવિધાન વ્યર્થ થઈ જાય. જો અંગિના સાથે અંગોનો પ્રયોગ કરવામાં આવે તો क्त्वा प्रत्ययप्रापित : पूर्वोत्तरकालविभागो बाध्येत । ક્ત્વા પ્રત્યયથી પ્રાપ્ત કરવામાં આવતો પૂર્વોત્તર કાલ બાધિત થઈ જાય. આ કારણથી અંગોનું અનુષ્ઠાન અંગના વિહિત સમયમાં કરવું એ જ સિદ્ધાંત પક્ષ છે. ॥ ૪૧ ॥

इति मीमांसागुर्जरभाष्ये चतुर्थाध्यायस्य तृतीय : पाद :

## अथ चतुर्थाध्यायस्य चतुर्थ : पाद :

'રાજસૂય ઈજયાનું વિદેવનાદિ અંગ છે' એ અધિકરણને સમજાવે છે

પૂર્વ પક્ષ સૂત્ર प्रकरणाशब्दसामान्याच्चोदनानामनङ्गत्वम् ॥ १ ॥

પદાર્થ :—(प्रकरणशब्दसामान्यात्) स्वाराज्यकाम ઇત્યાદિ વાક્ય સંનિધિમાં યાગ અને યાગ-ભિન્ન અર્થોના પ્રતિપાદક શબ્દોનું સામ્ય હોવાથી (चोदनानाम्) વિધિગમ્ય સર્વ અર્થોનું (अनङ्गत्वम्) પ્રધાનત્વ છે.

ભાવાર્થ :—अक्षै र्दीव्यति, राजन्यं जिनाति આ વાક્યો યાગ ભિન્ન અર્થોના પ્રતિપાદક છે अनुमत्यै पुराडाशमष्टाकपालं निर्वपति આ વાક્ય યાગનું પ્રતિપાદક છે. અને આ વાક્યો राजा राजसूयेन स्वाराज्यकामो यजेत એની સંનિધિમાં પઠિત છે. આ ઉપરથી એવું માનવામાં આવે છે કે અક્ષોથી દેવન કરવું અને રાજન્ય ઉપર વિજય મેળવવો આ જે અયાગ રૂપ અર્થો છે તે પણ યાગની માફક પ્રધાનતા જ ભોગવે છે. એટલે કે 'રાજસૂય' શબ્દ યાગ અને યાગ ભિન્ન બન્ને અર્થોનો સાધારણ વાચક છે. આવું પૂર્વપક્ષનું માનવું છે. ॥ ૧ ॥

સિદ્ધાંત સૂત્ર अपि वाऽङ्गमनिज्या : स्युस्ततो विशिष्टत्वात् ॥ २ ॥

પદાર્થ :—(अपि वा) સિદ્ધાંત પક્ષને સૂચવે છે (अनिज्या :) યાગભિન્ન વિદેવનાદિ અર્થો (अङ्गं स्युः) અંગ તરીકે છે (ततः) યાગ ક્રિયાથી (विशिष्टत्वात्) વિશિષ્ટતા હોવાથી.

ભાવાર્થ ;—જો કે 'રાજ સૂય' શબ્દની વ્યુત્પત્તિ राजा सूयते उत्पाद्यते अनेन' જે ક્રિયાઓથી રાજા બને છે એવો સામાન્ય અર્થ છે અને તેથી રાજસૂયમાં અનુષ્ઠિત કરવામાં આવતી બધી ક્રિયાઓ પ્રધાન છે એમ લાગે છે તથાપિ રાજસૂય શબ્દ યાગની સાથે જ મુખ્ય સંબંધ ધરાવે છે માટે યાગ મુખ્ય છે અને બીજી વિદેવનાદિ ક્રિયાઓ ગૌણ છે. ॥ ૨ ॥

'વિદેવનાદિ સંપૂર્ણ રાજસૂયનું અંગ છે' એ અધિકરણને સમજાવે છે.

પૂર્વપક્ષ સૂત્ર मध्यस्थं यस्य तन्मध्ये ॥ ३ ॥

પદાર્થ :—( यस्य मध्यस्थम् ) જે કર્મ જેની સમીપમાં હોય તે તેનું અંગ છે ( तन्मध्ये ) તેની મધ્યમાં પાઠ હોવાથી.

ભાવાર્થ :—રાજસૂય યાગમાં 'અભિષેચનીય' નામક એક અવાન્તર યાગનું અનુષ્ઠાન કરવામાં આવે છે, તેની પાસે જ अक्षै दीव्यति આદિ વાક્યોનો પાઠ છે આથી જણાય છે કે વિદેવન આદિ 'અભિષેચનીય' યાગનું જ અંગ છે, સંપૂર્ણ રાજસૂય યાગનું અંગ નથી, જેનો પાઠ જેની પાસે હોય તે તેનું અંગ છે એવું માનવામાં આવે છે. આવું પૂર્વપક્ષવાદીનું માનવું છે. ॥ ૩ ॥

સિદ્ધાંત સૂત્ર सर्वासां वा समत्वात् चोदनात : स्यान्न हि तस्य प्रकरणं देशार्थमुच्यते मध्ये ॥ ४ ॥

પદાર્થ :—( वा ) સિદ્ધાંત પક્ષને સૂચવે છે. ( सर्वासाम् ) રાજસૂયની બધી યાગ ક્રિયાઓ ( समत्वात् ) સમાન હોવાથી ( चोदनात : स्यात् ) ફલ બોધક વિધિથી સર્વયાગ ક્રિયાઓનું અંગ છે ( न हि तस्य प्रकरणम् ) સોમયાગનું કોઇ અવાન્તર પ્રકરણ નથી ( मध्ये पाठ : देशार्थम् ) મધ્યમાં જે પાઠ છે તે દેશને માટે છે અંગને માટે નથી.

ભાવાર્થ :—'અભિષેચનીય યાગ' એ કોઇ અવાંતર પ્રકરણ નથી. 'અભિષેચનીય' યાગ સાથે દેવનાદિનો જે પાઠ છે તે તો સ્થાન બતાવવા માટે છે કે અમુક ક્રિયા પછી દેવનાદિ ક્રિયા કરવી પણ એથી એમ સમજવાનું નથી કે દેવનાદિ 'અભિષેચનીય' યાગનું અંગ છે રાજસૂયમાં જેટલી યાગ ક્રિયાઓ છે તે બધી જ મુખ્ય છે અને એ બધીનું અંગ વિદેવનાદિ ક્રિયાઓ છે કેવળ અભિષેચનીય યાગનું અંગ નથી. આવું સિદ્ધાંત પક્ષવાદીનું માનવું છે. ॥ ૪ ॥

'સૌમ્ય આદિ હવિષ્ ઉપસત્કાલમાં કર્તવ્ય છે' એ અધિકરણને સમજાવે છે.

પૂર્વ પક્ષવાદીનું સૂત્ર प्रकरणाविभागे च विप्रतिषिद्धं ह्युभयम् ॥ ५ ॥

પદાર્થ :—( च ) અને ( प्रकरणाविभागे ) પ્રકરણનો ભેદ ન હોવાથી અર્થાત્ કથંભાવાકાંક્ષાનો અવિભાગ એટલે વિલક્ષણત્વ ન હોવા છતાં ( उभयम् ) ઉપસદંગત્વ અને તત્પૂર્વકાલ વિધિ એ બન્ને ( विप्रतिषिद्धं हि ) વાક્યભેદ ગ્રસ્ત હોવા છતાં પણ માનવું જોઈએ.

ભાવાર્થ :—રાજસૂય યજ્ઞમાં સંસૃત શબ્દવાચ્ય આગ્નેયાષ્ટાપાલ આદિ દસ હવિષ્ આમ્નાત છે. તેમાં આઠમું, નવમું અને દસમું સૌમ્ય, ત્વાષ્ટ્ર અને વૈષ્ણવ છે. તેના સંબંધમાં આ પ્રમાણે વાક્ય છે 'पुरस्तात् उपसदां सौम्येन प्रचरन्ति अन्तरा त्वाष्ट्रेण उपरिष्टाद् वैष्णवेन" આ વાક્યથી એમ સમજાય છે કે સૌમ્ય ચરુ ઉપસદનું અંગ છે અને તેની ( ઉપસદની ) પહેલાં કર્તવ્ય છે. ઉપસદ્ શબ્દને ષષ્ઠી વિભક્તિ લાગી છે એ તેનું પ્રધાન્ય સૂચવે છે અને સૌમ્ય શબ્દને તૃતીયા વિભક્તિ લાગી છે એનાથી ચરુનું અંગત્વ સમજાય છે આવું પૂર્વપક્ષવાદીનું માનવું છે. ॥ ૫ ॥

સિધ્ધાંત સૂત્ર : अपि वा कालमात्रं स्यावदर्शनाद्विशेषस्य ॥ ६ ॥

પદાર્થ:—(अपि वा) સિધાન્તને સૂચવે છે. (कालमात्रम्) કાલમાત્રનું વિધાન (स्यात्) છે (विशेषस्य) વિશેષનું (अदर्शनात्) દર્શન થતું ન હોવાથી.

ભાવાર્થ:—કેવળ કાલનું જ વિધાન છે ઉપસદ્‌ની પહેલાં સૌમ્ય આદિનું અનુષ્ઠાન કરવું. કાલનું વિધાન તો ઉભયવાદિસિદ્ધ છે. અને ઉપસદ્‌નું અંગ હોવાનું કોઇપણ પ્રમાણ નથી. ઉપસદ્‌ની પછી ષષ્ઠી વિભક્તિ છે તેનો તો પંચમી વિભક્તિમાં વિપરિણામ છે એટલે એનાથી ઉપસદ્‌ની પ્રધાનતા સિદ્ધ થતી નથી. ॥ ૬ ॥

'આમન હોમો સાંગ્રહણી ઇષ્ટિના અંગ તરીકે છે.' એ અધિકરણને સમજાવે છે.

फलवद्वोक्तहेतुत्वादितरस्य प्रधानं स्यात् ॥ ७ ॥

પદાર્થ: (वा) સિદ્ધાંત સૂચક છે. (फलवत्) જે કર્મનું ફળ બતાવવામાં આવ્યું હોય છે તે પ્રધાન હોય છે માટે (इतरस्य) જે ફલવત્ ન હોય એ કર્મ પ્રત્યે બીજું અર્થાત્ ફલવાળું કર્મ (प्रधानं स्यात्) મુખ્ય હોય છે. (उक्तहेतुत्वात्) ઉપર બતાવેલા હેતુથી જ.

ભાવાર્થ:—वैश्वदेवीं सांग्रहणीं निर्वपेद् ग्रामकामः જેને ગ્રામ મેળવવાની ઇચ્છા હોય તેણે સાંગ્રહણીનામક વૈશ્વદેવી ઇષ્ટિ કરવી. સાંગ્રહણી એટલે જે ઇષ્ટિનું પ્રયોજન સંગ્રહ કરવાનું હોય તે. આજ ઠેકાણે "आमनस्य आमनस्य देवाः" આવી રીતે મંત્ર બોલી ત્રણ આહુતિઓ આપવામાં આવે છે. તેને 'આમન હોમ' કહેવામાં આવે છે. આ આમન હોમો સાંગ્રહણી ઇષ્ટિનું અંગ છે. આમન હોમોનું કશું ફળ બતાવ્યું નથી અને સાંગ્રહણી ઇષ્ટિનું ફળ બતાવવામાં આવ્યું છે માટે फलवत्संनिधौ अफलं तदङ्गम् ફલવત્ સંનિધિમાં પઠિત અફલ કર્મ ફલવત્‌નું અંગ હોય છે. આ ન્યાયથી આમનહોમો સાંગ્રહણી ઇષ્ટિનું અંગ છે.

## દધિગ્રહનું નિત્યત્વાધિકરણ.

પૂર્વપક્ષ સૂત્રો दधिग्रहो नैमित्तिकः श्रुतिसंयोगात् ॥ ८ ॥

પદાર્થ:—(दधिग्रहः) प्राजापत्यं दधिग्रहं गृह्णीयात् આ વાક્યથી શ્રુત થયેલો દધિગ્રહ (नैमित्तिकः) નૈમિત્તિક છે (श्रुतिसंयोगात्) શ્રુતિના સંબંધથી.

ભાવાર્થ:—દધિગ્રહ નૈમિત્તિક, નિત્યનૈમિત્તિક ઉભયરૂપ કે કેવળ નિત્ય રૂપ છે? આવા ત્રણ પક્ષ છે. એમાં આ સૂત્રમાં પૂર્વપક્ષ બતાવે છે. यां वै कांचिदध्वर्युर्यजमानश्च देवतामन्तरीतः, तस्या आवृश्च्येते यत्प्राजापत्यं दधिग्रहं गृह्णाति; शमयत्येवैनाम् આ વાક્યમાં દેવતાને અન્તરાય કરનાર અધ્વર્યુ અને યજમાન તે દેવતાના કોપપાત્ર બને છે અને પ્રાજાપત્ય દધિગ્રહનું ગ્રહણ કરવાથી એ દેવતા શાંત થાય છે એવું સૂચન કરવામાં આવે છે. આ ઠેકાણે 'દધિગ્રહ' નૈમિત્તિક છે. કારણ કે દેવતાને અન્તરાય બતાવી તે દેવતાને ઉત્પન્ન થયેલા કોપની શાંતિ માટે દધિગ્રહ છે એવું જણાવવામાં આવ્યું છે. અર્થાત્ 'દેવતાન્તરાય' ને નિમિત્ત તરીકે બતાવવામાં આવ્યો છે. આવું એક પૂર્વપક્ષવાદીનું માનવું છે. ॥ ૮ ॥

नित्यश्च ज्येष्ठशब्दत्वात् ॥ ९ ॥

પદાર્થ :—( च ) બીજા પૂર્વપક્ષને સૂચવે છે. ( नित्यः ) દધિગ્રહ નિત્ય પણ છે ( ज्येष्ठशब्दत्वात् ) એના સંબંધમાં જ્યેષ્ઠ શબ્દનું શ્રવણ છે.

ભાવાર્થ :—' ज्येष्ठो वा एष ग्रहाणाम् ' આ વાક્યથી દધિગ્રહની જ્યેષ્ઠતા બતાવવામાં આવી છે. આ જ્યેષ્ઠતા જો દધિગ્રહને નિત્ય માનવામાં ન આવે તો ઉપપન્ન થઈ શકે નહિ. માટે દધિગ્રહ નૈમિત્તિક છે અને નિત્ય પણ છે. ॥ ૯ ॥

सार्वरूप्याच्च ॥ १० ॥

પદાર્થઃ—( च ) અને ( सार्वरूप्यात् ) સર્વદેવતાના રૂપે સ્તુતિ કરી હોવાથી.

ભાવાર્થઃ—' सर्वासां वा एतद् देवानां रूपं यदेष ग्रह ' આ દધિગ્રહ સર્વદેવતાનું રૂપ છે આવી સ્તુતિ કરી હોવાથી તે નિત્ય છે એવું માનવામાં આવે છે. નિત્ય વગર આવી સ્તુતિ હોઈ શકે નહિ. ॥ ૧૦ ॥

સિદ્ધાંત સૂત્ર नित्यो वा स्यादर्थवादः तयोः कर्मण्यसम्बन्धाद् भङ्गित्वाच्चान्तरायस्य ॥ ११ ॥

પદાર્થઃ—( वा ) સિદ્ધાંતપક્ષને સૂચવે છે. ( नित्यः स्यात् ) દધિગ્રહ નિત્ય જ છે. ( तयोः ) અધ્વર્યુ અને યજમાનનો ( कर्मण्यसम्बन्धात् ) કર્મ સંબંધ ન હોવાથી ( अन्तरायस्य ) દેવતાન્તરાય તો ( भङ्गित्वात् ) સ્તાવક છે માટે ( अर्थवादः ) અર્થવાદ છે.

ભાવાર્થઃ—દધિગ્રહ નિત્ય જ છે. કેવળ નૈમિત્તિક કે નિત્યનૈમિત્તિક ઉભય રૂપ નથી. અધ્વર્યુ અને યજમાનનો કર્મમાં સંબંધ ન હોવાથી અન્તરાય નિમિત્ત તરીકે નથી જો નિમિત્ત તરીકે હોત તો તે શબ્દ પાછળ સપ્તમી વિભક્તિનું શ્રવણ હોત. અર્થાત્ ' दधिग्रहे ' આવું શ્રવણ હોત, પણ નથી માટે એ નૈમિત્તિક નથી, આ કારણથી 'દધિગ્રહ' ની કેવળ નિત્યતા માનવી એજ ઉચિત છે. દેવતાક્ષોભ અને તેના સમાધાનનો જે ઉપન્યાસ કર્યો છે તેતો વિધેય જે દધિગ્રહ છે તેની સ્તુતિને માટે અર્થવાદ છે. આવું સિદ્ધાંતપક્ષવાદીનું મંતવ્ય છે ॥૧૧॥

વૈશ્વાનરનું નૈમિત્તિકત્વ અધિકરણ.

પૂર્વપક્ષનું સૂત્ર वैश्वानरश्च नित्यः स्यान्नित्यैः समानसंख्यत्वात् ॥ १२ ॥

પદાર્થ :—( च ) અને ( वैश्वानरः ) વૈશ્વાનર નામક યાગ ( नित्यः स्यात् ) નિત્ય છે ( नित्यैः ) નિત્યો સાથે ( समानसंख्यत्वात् ) સમાન સંખ્યા બતાવી હોવાથી.

ભાવાર્થ :—यो वै संवत्सरमुख्यमभृत्वाऽग्निं चिनुते यथा सामिगर्भो विपद्यते तादृगेव तदार्त्तिमार्च्छेत् वैश्वानरं द्वादशकपालं निर्वपेदिति એક વરસ સુધી ઉખામાં અગ્નિનું ભરણ કરવું અને પછી અગ્નિનું ચયન કરવું પણ જે ઉખામાં એક વરસ સુધી અગ્નિનું ભરણ નથી કરતો તેનો અપૂર્ણ ગર્ભ પેઠે નાશ થાય છે. માટે જેનાથી એક વરસ સુધી અગ્નિનું ભરણ ન થઈ શક્યું હોય તેણે અગ્નિચયન કર્યા પહેલાં વૈશ્વાનર ઇષ્ટિ કરવી. આ ઇષ્ટિ નિત્ય છે અનિત્ય નથી. એની

નિત્ય ત્રણુ લોકો સાથે સ્તુતિ પણ કરી છે. અગ્નિચયન પહેલાં વૈશ્વાનર ઇષ્ટિ બધાયે કરવીજ જોઇએ. આવું પૂર્વપક્ષવાદીનું મંતવ્ય છે. ॥ ૧૨ ॥

સિદ્ધાંત સૂત્ર पक्षे वोत्पन्नसंयोगात् ॥ १३ ॥

પદાર્થ :—( वा ) સિદ્ધાંતપક્ષને સૂચવે છે ( पक्षे ) આ વૈશ્વાનર કર્મ નૈમિત્તિક છે ( उत्पन्न संयोगात् ) નિમિત્ત ઉત્પન્ન થયા પછી તેનો સંબંધ બતાવ્યો હોવાથી.

ભાવાર્થ :—વૈશ્વાનર ઇષ્ટિ નૈમિત્તિક છે, નિત્ય નથી. " यः पुमान् अमृत्वाऽग्निं चिनुते स निर्वपेत् ' इति कर्तृसमानाधिकृतयच्छब्दबलादभरणेष्टयो र्निमित्तनैमित्तिकभावावभासात् ' જે માણસ અગ્નિનું ભરણુ કર્યા વગર અગ્નિનું ચયન કરે છે તેણે વૈશ્વાનર ઇષ્ટિ કરવી. આમ એક જ કર્તાનું કથન હોવાથી અભરણુ અને અગ્નિચયનનો નિમિત્તનૈમિત્તિક ભાવ સ્પષ્ટ છે. વૈશ્વાનર ઇષ્ટિ નિત્ય હોવામાં કોઈ પ્રમાણુ જ નથી, માટે તે અનિત્ય છે. ॥ ૧૩ ॥

## છઠ્ઠી ચિતિ નૈમિત્તિક છે. એ અધિકરણને સમજાવે છે.

પૂર્વપક્ષ સૂત્ર षट्चितिः पूर्ववत् स्यात् ॥ १४ ॥

પદાર્થ :—( षट् चितिः ) છઠ્ઠી ચિતિ ( पूर्ववत् स्यात् ) વૈશ્વાનર ઇષ્ટિ પેઠે નૈમિત્તિક છે.

ભાવાર્થ :—અગ્નિચયન–પ્રકરણુમાં આ પ્રમાણે પાઠ છે. याऽग्निं चित्वा न प्रतितिष्ठति पञ्च पूर्वाश्चितयो भवन्त्यथ षष्ठीं चिनुते । પાંચ ચિતિઓ કર્યા પછી જો પ્રતિષ્ઠાને ન પામે તો છઠ્ઠી ચિતિનું ચયન કરવું. लाङ्गलेन कृष्टे व्यायाममात्रे भूप्रदेशे नानाविधाभिरिष्टकाभिः पक्ष्याकारेण स्थानं निष्पाद्यते सेयं चितिः હળથી જમીન ખોદી તેની માટીથી જુદી જુદી ઇષ્ટિકાઓથી પક્ષીના આકારનું જે સ્થાન બનાવવામાં આવે છે તેને ' ચિતિ ' કહે છે. આ છઠ્ઠી ચિતિ નિત્ય છે એ પૂર્વપક્ષવાદીનો મત છે. ॥ ૧૪ ॥

ताभिश्च तुल्यसंख्यानात् ॥ १५ ॥

પદાર્થ :—(च) અને ( ताभिः ) પૂર્વ પાંચ ચિતિઓ સાથે ( तुल्यसंख्यानात ) તુલ્યતાથી પરિગણુન પણ કર્યું હોવાથી.

ભાવાર્થ :—પૂર્વ પાંચ પાંચ ચિતિઓ સાથે છઠ્ઠી ચિતિનું તુલ્યરૂપે પરિગણુન કર્યું છે. માટે પૂર્વચિતિઓ પેઠે છઠ્ઠી ચિતિ પણ નિત્ય છે. ॥ ૧૫ ॥

अर्थवादोपपत्तेश्च ॥ १६ ॥

પદાર્થ :—( च ) અને ( अर्थवादोपपत्तेः ) અર્થવાદની ઉપપત્તિ થઇ શકતી હોવાથી.

ભાવાર્થ :—षट् चितयो भवन्ति । षट् पुरोषाणि । तानि द्वादश सम्पद्यन्ते द्वादश मासाः संवत्सरः संवत्सर एव प्रतितिष्ठति આ વાક્યમાં એક વરસમાં ચિતિઓના ચયનથી પ્રતિષ્ઠા પામવા જણાવ્યું છે શાબર ભાષ્યમાં ઓષધિ, વર્ષાસિ, નક્ષત્ર, દક્ષિણા, પ્રજા અને ઋતુઓને પુરીષ તરીકે *વર્ણવ્યાં છે. છ ચિતિ અને છ પુરીષનું તુલ્ય રૂપે વર્ણન છે એ અર્થવાદ રૂપે ઉપપન્ન થઇ શકે*

છે. ૭ ચિતિ વાળો અગ્નિ પ્રતિષ્ઠાનું કારણ છે માટે પાંચ ચિતિઓ સાથે છઠ્ઠી ચિતિ પણ નિત્ય છે આવુ પૂર્વ પક્ષવાદીનું મંતવ્ય છે. ॥ ૧૬ ॥

સિદ્ધાંત સૂત્ર **एकचितिर्वा स्यादपवृक्तेहि चोद्यते निमित्तेन ॥ १७ ॥**

**પદાર્થ** :—( वा ) શબ્દ સિદ્ધાંતને સૂચવે છે. ( एकचितिः स्यात् ) એક ચિતિક અગ્નિ નૈમિત્તિક છે ( हि ) કારણ કે ( अपवृक्ते ) પાંચચિતિવાળા અગ્નિનું અનુષ્ઠાન થઈ રહ્યા પછી ( निमित्तेन चोद्यते ) એક ચિતિક અગ્નિ નિમિત્ત તરીકે વિહિત કરવામાં આવ્યા છે.

**ભાવાર્થ** :—પાંચ ચિતિઓ કર્યા પછી છઠ્ઠી ચિતિ અપ્રતિષ્ઠાને નિમિત્ત કરી વિધાન કરવામાં આવ્યું છે અર્થાત્ પાંચચિતિવાળા અગ્નિનું ચયન કર્યા પછી છઠ્ઠી ચિતિરૂપ એકચિતિક અગ્નિનું ચયન ન કરવામાં આવે તો અપ્રતિષ્ઠા થાય છે માટે છઠ્ઠી ચિતિ કરવી જોઈએ. આ પ્રમાણે છઠ્ઠી ચિતિ નૈમિત્તિક છે અને તે કારણથી તે નિત્ય પણ ન હોઇ શકે. ॥ ૧૭ ॥

**विप्रतिषेधात् ताभिः समानसंख्यत्वम् ॥ १८ ॥**

**પદાર્થ** :—( विप्रतिषेधात् ) વિપ્રતિષેધ થતો હોવાથી ( ताभि ) પૂર્વ ચિતિ અને પુરીષો સાથે ( समानसंख्यत्वम् ) સમાન સંખ્યા બતાવી છે.

**ભાવાર્થ** :—या षष्ठी चिति : सैका तस्यां षट्त्वं द्वादशत्वं विरुद्धम् જે છઠ્ઠી ચિતિ છે તે તો એક છે, તેનાં છપણું અને બારપણું બતાવવું એ વિરુધ્ધ છે માટે એ વિરોધનો પરિહાર કરવા માટે પૂર્વની પાંચ ચિતિઓ અને પૂર્વનાં પાંચ ઉપર ગણાવેલાં પુરીષો સાથે તુલ્ય સંખ્યા કરી બતાવી છે. આ પ્રમાણે એક કર્તૃક ચિતિઓ નિમિત્તને લીધે ૭ ચિતિઓ અને ૭ પુરીષો સંપન્ન થાય છે. અને નિમિત્ત હોવાને કારણે જ છઠ્ઠી ચિતિ નૈમિત્તિક છે નિત્ય નથી. ॥ ૧૮ ॥

## પિંડપિતૃ યજ્ઞ દર્શયાગનું અંગ નથી. એ અધિકરણને સમજાવે છે.

**पितृयज्ञ : स्वकालत्वादनङ्गं स्यात् ॥ १९ ॥**

**પદાર્થ** :—( पितृयज्ञ : ) પિતૃયજ્ઞ ( स्वकालत्वात् ) ને પોતાના અનુષ્ઠાનનો કાળ હોવાથી ( अनङ्गम् स्यात ) તે દર્શયાગનું અંગ નથી.

**ભાવાર્થ** :—' आमावास्यायामपराह्णे पिण्डपितृ यज्ञेन चरन्ति ' આ વાક્યથી પિંડપિતૃ-યજ્ઞનું વિધાન થાય છે અહીં પૂર્વ પક્ષ એવું માને છે કે આ યજ્ઞ દર્શયાગનું અંગ છે. સિદ્ધાંત પક્ષવાદી કહે છે ઉપરના વાક્યમાં જે અમાવાસ્યા શબ્દ પડયો છે તે કોઈ યાગ વાચક નથી પણ કાળ વાચક છે. જો કર્મવાચક માનવામાં આવે તો લક્ષણા માનવી પડે આ કારણથી ઉક્ત વાક્યનો આ પ્રમાણે અર્થ થાય છે. અમાવાસ્યાને દિવસે બપોર પછી પિંડપિતૃ યજ્ઞ કરવો. આમાં માત્ર ઉક્ત યજ્ઞના કાળનું સ્વતંત્ર વિધાન છે તેથી અમાવાસ્યા રૂપ યાગનું અંગ પિતૃયજ્ઞ નથી એ સ્પષ્ટ થાય છે. ॥ ૧૯ ॥

तुल्यवच्च प्रसंख्यानात ॥ २० ॥

પદાર્થ :—( च ) અને ( तुल्यवत् ) મહાયજ્ઞોની તુલ્યતાથી પિંડપિતૃયજ્ઞની ( प्रसंख्यानात् ) ગણત્રી કરેલી હોવાથી.

ભાવાર્થ: —' चत्वारो वै महायज्ञा अग्निहोत्रं दर्शपूर्णमासावग्निष्टोम: पिण्डपितृयज्ञश्चेति ' ચાર મહાયજ્ઞો છે. (૧) અગ્નિહોત્ર (૨) દર્શપૂર્ણમાસ (૩) અગ્નિષ્ટોમ (૪) અને પિંડપિતૃયજ્ઞ આ પ્રમાણે પિંડપિતૃયજ્ઞનું મહાયજ્ઞોમાં પરિગણન હોવાથી પિંડપિતૃયજ્ઞ કોઇ પણ કર્મનું અંગ નથી. ॥ ૨૦ ॥

विप्रतिषिद्धे च दर्शनात ॥ २१ ॥

પદાર્થ :—( च ) અને ( विप्रतिषिध्धे ) દર્શયાગના પ્રતિષેધમાં પણ ( दर्शनात् ) પિંડપિતૃ યજ્ઞનું વિધાન હોવાથી.

ભાવાર્થ :—नामावास्यां यजेत पिण्डपितृ यज्ञेनैव अमावास्यायां प्रीणाति અમાવાસ્યા અર્થાત્ દર્શ યાગ ન કરે, પણ અમાવાસ્યાને દિવસે પિંડ પિતૃ યજ્ઞ દ્વારા દેવને પ્રસન્ન કરે. આમાં દર્શયાગનો પ્રતિષેધ બતાવ્યો છે અને પિંડ પિતૃ યજ્ઞનું વિધાન કર્યું છે, તો પિંડપિતૃ યજ્ઞ દર્શયાગનું અંગ કેવી રીતે થઇ શકે ? અંગિ વગર અંગનું અનુષ્ઠાન ન હોય માટે પિંડ પિતૃ યજ્ઞ દર્શયાગનું અંગ નથી. ॥ ૨૧ ॥

' રશના યૂપનું અંગ છે ' એ અધિકરણને સમજાવે છે.

પૂર્વપક્ષ સૂત્ર पश्वङ्गं रशना स्यात तदागमे विधानात् । २२ ॥

પદાર્થ :—( पश्वङ्गम् ) ત્રેવડી કરેલી ( रशना ) રાશના પશુનું અંગ ( स्यात् ) છે ( तदागमे ) પશુ બંધનના આગમનાં ( विधानात् ) વિધાન હોવાથી.

ભાવાર્થ :—જ્યોતિષ્ટોમ યાગમાં આ પ્રમાણે શ્રવણ છે. आश्विनं ग्रहं गृहीत्वा त्रिवृता यूपं परिवीय आग्नेय पशुमुपाकरोति આ વાકયમાં રશના અર્થાત્ પશુને બાંધવાના દોરડાને ત્રેવડુ કરવાનું જણાવ્યું છે, દોરડુ એટલે રશના. આ રશના પશુનું અંગ છે કારણ કે રશના સાથે પશુનો સંબંધ છે અને એ પશુનું દાન કરવા જણાવ્યું છે આવું પુર્વપક્ષવાદીનું માનવું છે. ॥ ૨૨ ॥

સિદ્ધાંત સૂત્ર यूपाङ्गं वा तत्संस्कारात् ॥ २३ ॥

પદાર્થ :—( वा )સિધ્ધાંત પક્ષને સૂચવે છે ( यूपाङ्गम् ) યૂપનું અંગ રશના છે ( तत्संस्कारात् ) યૂપના સંસ્કારને માટે રશનાનું પ્રયોજન હોવાથી.

ભાવાર્થ:—યૂપને દઢતા રૂપ સંસ્કાર કરવાનો હોવાથી રશના યૂપનું અંગ છે આ સંસ્કારનું ફળ પણ દષ્ટ છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે રશના યૂપનું અંગ છે પશુનું નહિ. ॥ ૨૩ ॥

अर्थवादश्च तदर्थवत् ॥ २४ ॥

પદાર્થ :—( च ) અને ( अर्थवादः ) અર્થવાદ ( तदर्थवत् ) યૂપના સંસ્કારને જણાવે છે.

ભાવાર્થ:— युवा सुवासा परिवीत आगात् આ મંત્રમાં યૂપની સ્તુતિ છે તે માત્ર યૂપનો અર્થવાદ છે. ઉત્તમવસ્ત્રથી પરિવીત અર્થાત્ વીંટેલો આ યૂપનું વિશેષણ છે. રશનાથી યૂપનું વેષ્ટન થાય છે અને એ વેષ્ટનથી યૂપનો જ સંસ્કાર થાય છે. રશના યૂપનું જ અંગ છે. ॥ ૨૪ ॥

'સ્વરુ પશુનું અંગ છે.' એ અધિકરણને સમજાવે છે.

પૂર્વપક્ષ સૂત્ર स्वरुश्चाप्येकदेशत्वात् ॥ २५ ॥

પદાર્થ :—( च ) અને ( स्वरु ) સ્વરુ ( अपि ) પણ યૂપનું અંગ છે ( एकदेशत्वात् ) યૂપનો અવયવ હોવાથી.

ભાવાર્થ :—' स्वरुणा पशुमनक्ति ' આ વાકયમાં જ સ્વરુ બતાવ્યો છે. તે યૂપનું અંગ છે. કારણ કે સ્વરુની ઉત્પત્તિ યૂપમાંથી થાય છે. અને સ્વરુ એ યૂપનો અવયવ પણ છે. કાષ્ઠમાંથી યૂપ બનાવતાં જે પ્રથમ ટુકડો કાષ્ઠથી જુદો પડે છે તેને સ્વરુ કહે છે આ વાત આગળ આવી ગઇ છે. यूपस्य અહીં જે ષષ્ઠી વિભક્તિનું શ્રવણ છે તે યૂપની પ્રધાનતા બતાવે છે અને સ્વરુ તેનુ અંગ છે. ॥ ૨૫ ॥

निष्क्रयश्च तदङ्गवत् ॥ २६ ॥

પદાર્થ :—( च ) અને ( निष्क्रयः ) નિષ્ક્રય ( तदङ्गवत् ) યૂપના અંગને સિદ્ધ કરે છે.

ભાવાર્થ:—' तं प्रस्तरं स्रुचां निष्क्रयमपश्यन् ' ઋષિઓએ સ્રુચોના મૂલ્ય તરીકે પ્રસ્તર અને યૂપના મૂલ્ય તરીકે સ્વરુને જોયા. આ અર્થવાદ સ્વરુને યૂપના અંગ તરીકે દૃઢતાથી બતાવી રહ્યો છે. ॥ ૨૬ ॥

સિદ્ધાંત સૂત્ર पश्वङ्गं वाऽर्थकर्मत्वात् ॥ २७ ॥

પદાર્થ:—( वा ) સિદ્ધાંતને સૂચવે છે. ( पश्वङ्गम् ) સ્વરુ એ પશુનું અંગ છે ( अर्थकर्मत्वात् ) દૃષ્ટફળ હોવાથી.

ભાવાર્થ: —સ્વરુથી પશુનું અંજન કરવામાં આવે છે. આ અંજન દૃષ્ટફળ છે. હવે જો સ્વરુને યૂપ અંગ માનવામાં આવે તો કોઈ અદૃષ્ટ ફળની કલ્પના કરવી પડે. દૃષ્ટફળ મળતું હોય તો અદૃષ્ટ ફળની કલ્પના કરવી એ અન્યાય્ય છે. માટે સ્વરુ એ પશુનું અંગ છે. ॥ ૨૭ ॥

भक्त्या निष्क्रयवादः स्यात् ॥ २८ ॥

પદાર્થ:—( भक्त्या ) લક્ષણાથી ( निष्क्रयवादः स्यात् ) નિષ્ક્રય વચનની ઉપપત્તિ થઈ શકતી હોવાથી.

ભાવાર્થ :—સ્વરુને યૂપનું મૂલ્ય કહ્યું છે તે તો લક્ષણાથી કહ્યું છે. યૂપ બનાવતાં જે પ્રથમ કાષ્ઠખંડ પડે તે કંઇ યૂપનું મૂલ્ય હોઈ શકે નહિ એ તો સૌ કોઇ સમજી શકે છે. 'यूपोऽग्नौ प्रक्षेप्तव्य. ' આ ઠેકાણે સ્વરુને અગ્નિમાં નાંખવાને કહ્યું છે છતાં યૂપને ફેંકવા જે બતાવ્યુ છે તે તો માત્ર લક્ષણા છે. સ્વરુ યૂપનો અવયવ હોવાથી સ્વરુને અગ્નિમાં નાંખ્યો એટલે તે યૂપને નાંખ્યા બરાબર છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે સ્વરુનું પ્રયોજન પશુ સાથે હોવાથી તે પશુનું જ અંગ છે. યૂપનુ નહિ. ॥ ૨૮ ॥

આધાર-આદિ યાગો આગ્નેય યાગાદિનાં અંગ છે. એ અધિકરણને સમજાવે છે

પૂર્વપક્ષ સૂત્ર दर्शपूर्णमासयोरिज्याः प्रधानान्यविशेषात् ॥ २९ ॥

પદાર્થ —( दर्शपूर्णमासयोः ) દર્શ અને પૂર્ણમાસના ( इज्याः ) બધા યાગો ( प्रधानानि ) પ્રધાનભૂત છે. ( अविशेषात् ) પ્રધાનાંગભાવ માનવામાં કોઇ વિશેષ પ્રમાણ મળતું ન હોવાથી.

ભાવાર્થ :—દર્શ અને પૂર્ણમાસમાં જેટલા યાગો વિહિત કર્યા છે તે બધા પ્રધાનભૂત એટલે મુખ્ય છે. અમુક યાગ મુખ્ય છે અને અમુક યાગ અંગરૂપ છે એવું કશું પ્રમાણ ઉપલબ્ધ થતું નથી, માટે બધા જ યાગોને મુખ્ય માનવા એજ યોગ્ય છે. આવું પૂર્વપક્ષવાદીનું માનવું છે. ॥ ૨૯ ॥

સિદ્ધાંત સૂત્ર अपि वाऽङ्गानि कानिचिद् येष्वङ्गत्वेन संस्तुतिः सामान्यादभिसंस्तवः ॥ ३० ॥

પદાર્થ :—( अपि वा ) સિદ્ધાંતપક્ષને સૂચવે છે. ( कानिचित् ) કેટલાક ( अङ्गानि ) અંગ તરીકે છે. ( येषु ) જેમાં ( अङ्गत्वेन ) અંગપણાથી ( संस्तुतिः ) સ્તુતિ છે ( सामान्यात् ) સામાન્યરૂપ એકતાને લીધે ( अभिसंस्तवः ) સ્તુતિ કરવામાં આવેલી છે,

ભાવાર્થ :—જે યાગોમાં અંગરૂપે સ્તુતિ કરવામાં આવી હોય તે યાગોને અંગ તરીકે માનવા જોઇએ. યથા चक्षुषी वा एते यज्ञस्य यदाज्यभागौ, यत्प्रयाजानूयाजा इज्यन्ते वर्मैव तद् यज्ञाय क्रियते આમાં આજ્યભાગ યાગોને યજ્ઞના નેત્ર તરીકે અને પ્રયાજ તથા અનૂયાજને યજ્ઞના વર્મ તરીકે વર્ણવ્યા છે માટે નેત્ર જેમ શરીરનું અંગ છે તેમ આજ્યભાગ યાગો પણ આગ્નેય યાગનું અંગ છે. યોધાની અપેક્ષા વર્મ=કવચ અંગ તરીકે છે તેમ પ્રયાજ અને અનૂયાજ પણ અંગ તરીકે છે. આથી સ્પષ્ટ થાય છે કે દર્શપૂર્ણમાસ યાગોમાં કેટલાક યાગો મુખ્ય છે અને કેટલાક અંગ અર્થાત્ ગૌણ છે. જો અંગ તરીકે કેટલાક યાગો ન માનવામાં આવે તો તેની અંગ તરીકે જે સ્તુતિ કરી છે તે નિષ્ફલ થઇ જાય. ॥ ૩૦ ॥

तथा चान्यार्थदर्शनम् ॥ ३१ ॥

પદાર્થ :—( तथा च ) તેમ જ ( अन्यार्थदर्शनम् ) અન્ય અર્થનું દર્શન છે.

ભાવાર્થ :—પ્રયાજ આદિ અંગ યાગો હોવાથી જ તેનો અતિદેશ થાય છે. જેમકે नव प्रयाजा इज्यन्ते ' નવ પ્રયાજોનો હોમ કરવો. આ નવ પ્રયાજ પ્રાકૃતપ્રયાજના અનુવાદથી નવત્વ રૂપ ગુણનું વિધાન કર્યું છે. જો પ્રયાજ અંગ તરીકે ન હોય તો તેનો અતિદેશ થઇ શકે નહિ, માટે દર્શપૂર્ણમાસમાં કેટલાક યાગો પ્રધાન અને કેટલાક અંગ તરીકે છે. ॥ ૩૧ ॥

अविशिष्टं तु कारणं प्रधानेषु गुणस्य विद्यमानत्वात् ॥ ३२ ॥

પદાર્થ :--( तु ) સિદ્ધાંત પક્ષમાં શંકા સૂચવે છે. ( कारणम् अविशिष्टम् ) સંસ્તવ રૂપ કારણ ઉભયત્ર સમાન છે ( प्रधानेषु ) પ્રધાન યાગમાં પણ ( गुणस्य ) ગુણનું (विद्यमानत्वात्) વિદ્યમાનત્વ હોવાથી.

ભાવાર્થ :—તમે જે આગ્નેય યાગાદિને પ્રધાન માનો છે તેમાં પણ અંગ તરીકે સ્તુતિ તો છે જ જેમ કે:--शिरो वा एतद् यज्ञस्य यदाग्नेयः हृदयमुपांशुयाजः पादावग्नीषोमीयः આ વાક્યમાં આગ્નેય યાગનું યજ્ઞનું શિર, ઉપાંશુયાગને હૃદય અને અગ્નીષોમીય યાગ પગ તરીકે વર્ણવ્યા છે. આ રીતે જોતાં અંગ તરીકે વર્ણન કરવું એ કંઇ અંગત્વનું બોધક નથી. આવી આશંકા પૂર્વપક્ષ તરફથી સિદ્ધાંતમાં કરવામાં આવે છે. ॥ ૩૨ ॥

नानुक्तेऽन्यार्थदर्शनम् ॥ ३३ ॥

પદાર્થ:--( अन्यार्थदर्शनम् ) પૂર્વોક્ત ( अनुक्ते ) પ્રયાજ પ્રાપણ રૂપ ફલરહિતમાં (न) અંગત્વ સાધક નથી.

ભાવાર્થ:--પ્રયાજ વાક્ય પરાર્થ છે એટલે કે પ્રયાજોમાં નવત્વ ગુણ પ્રાપ્તિને માટે છે. આ કારણથી પૂર્વોક્ત અન્યાર્થ દર્શન પણ અંગત્વ સાધક નથી. ॥ ૩૩ ॥

ઉક્ત આશંકાનું સમાધાન કરતાં સિદ્ધાંત-રહસ્ય સમજાવે છે.

पृथक्त्वे त्वभिधानयोर्निवेशः श्रुतितो व्यपदेशाच्च तत्पुनर्मुख्यलक्षणं यत्फलवत्त्वं तत्सन्निधावसंयुक्तं तदङ्गं स्याद् भागित्वात् कारणस्याश्रुतिश्चान्यसम्बन्धः ॥ ३४॥

પદાર્થ :--( तु ) આશંકાની નિવૃત્તિ માટે છે. ( पृथक्त्वे ) કેવળ આગ્નેય આ છ યાગોમાં જે બે ત્રિક છે તેમાં જ ( अभिधानयोः ) દર્શ પૂર્ણનામક સંજ્ઞાનો ( निवेशः ) નિવેશ છે. બીજે ઠેકાણે નહિ. ( श्रुतितः च ) અને શ્રુતિના ( व्यपदेशात् ) વ્યપદેશથી ઉક્ત અર્થમાં સિદ્ધિ સમજાય છે. ( पुनः ) અને ( तत् ) તે બન્ને ત્રિક ( मुख्यलक्षणम् ) પ્રધાન યાગના લક્ષણ-સમન્વિત છે ( यत् ) કારણ કે ( फलवत्त्वम् ) ફળવાળું કર્મ જ પ્રધાન હોય છે ( तत्संनिधौ ) અને તેની સંનિધિમાં પઠિત થયેલું ( असंयुक्तम् ) ફલસંબંધ-હીન ( तद् अङ्गम् ) હોય તે અંગ ( स्यात् ) હોય છે. ( च ) અને ( कारणस्य ) આધાર આદિ ( भागित्वात् ) ફલભાગી હોવાને કારણે ( अश्रुतेः ) ફળનું શ્રવણ ન થવાથી ( अन्यसम्बन्धः ) અન્ય ફલવાળા કર્મ સાથે સંબંધ માનવો જોઈએ અને તે કારણ આધારાદિ અંગ છે.

**ભાવાર્થ** :—દર્શપૂર્ણમાસમાં દર્શસંજ્ઞક એક ત્રિક અને બીજું પૂર્ણમાસ સંજ્ઞક ત્રિક છે. આ છ યાગો જ પ્રધાન યાગ છે. કારણ કે दर्शपूर्णमासाभ्यां स्वर्गकामो यजेत સ્વર્ગની ઇચ્છા રાખનારે દર્શ અને પૂર્ણ માસ નામક યાગથી યજ્ઞ કરવો. આ વાક્યથી દર્શ અને પૂર્ણ માસ નામવાળા છ યાગોને જ ફળવાળા બતાવ્યા છે. જે યાગનું ફળ બતાવવામાં આવ્યું છે તે યાગ મુખ્ય ગણાય છે અને જેનું ફળ બતાવવામાં ન આવ્યું હોય અને ફળવાળા યાગની સંનિધિમાં પઠિત હોય તે અંગ યાગ ગણાય છે. समिधो यजति આ યાગ અંગ-યાગ છે કારણ કે એનું ફળ બતાવવામાં આવ્યું નથી, માટે સમિધ યાગ ફળવાળા યાગ સાથે સંબંધ પામી ઉપયોગી બને છે. આધારાદિ યાગો પણ આજ યુક્તિથી અંગ યાગ કહેવાય છે ॥ ૩૪ ॥

गुणाश्च नामसंयुक्ता विधीयन्ते नाङ्गेषूपपद्यन्ते ॥ ३५ ॥

**પદાર્થ** :—( च ) અને ( अङ्गेषु ) અભિમર્શન આદિ અંગોમાં ( गुणा : ) ગુણો ( नाम संयुक्ता : ) પૌર્ણ માસી આદિ નામ સંયુક્ત ( विधीयन्ते ) વિધાન કરવામાં આવે છે. માટે પ્રધાનાંગભાવમાં ( उपपद्यन्ते ) ગુણો ઉપપન્ન થાય છે.

**ભાવાર્થ** :—અંગોમાં અભિમર્શન આદિ ગુણોનું પૌર્ણ માસી આદિ નામ સાથે જ વિધાન થાય છે. જેમકે चतुर्होत्रा पौर्णमासोमभिमृशेत् पञ्चहोत्राऽमावास्याम्। આ પ્રમાણે પૌર્ણ માસી અને અમાવાસ્યા નામ આપી અભિમર્શન ગુણોનું વિધાન થાય છે એથી સિદ્ધ થાય છે કે પૌર્ણમાસી નામક યાગનું એક ત્રિક છે અને અમાવાસ્યા નામક બીજું ત્રિક છે. ત્રિક એટલે ત્રણ યાગો. આ પ્રમાણે બે ત્રિક મળી છે યાગો જ મુખ્ય છે અને બીજા એના ગૌણ યાગો છે એ સ્પષ્ટ થાય છે. આ કથન દર્શપૂર્ણમાસનેજ લાગુ પડે છે. જો બે ત્રિક હોય તોજ ચતુર્હોત્રા અને પંચહોત્રા નામક મંત્રો પૌર્ણમાસી અને અમાવાસ્યા નામ સાથે વિધાન થઇ શકે માટે બે ત્રિક અલગ અલગ છે એ પણ આ વાક્યથી સિધ્ધ થાય છે. અને એ બે ત્રિકોજ મુખ્ય યાગો છે એ પણ સ્પષ્ટ થાય છે. અભિમર્શન એટલે ઉક્ત મંત્ર બોલી યાગમાં સંસ્કાર ઉત્પન્ન કરવો તે. ॥ ૩૫ ॥

तुल्या च कारणश्रुतिरन्यैरङ्गाभि सम्बन्धैः ॥ ३६ ॥

**પદાર્થ** :—( च ) અને ( अन्यैः ) બીજા ( अङ्गाभिसम्बन्धैः ) અંગ સંબંધો સાથે ( कारण श्रुतिः ) પ્રધાનમાં શ્રવણ ( तुल्या ) તુલ્ય છે.

**ભાવાર્થ** :—પુરુષના અવયવ સંબંધી પ્રધાન યાગમાં જે શ્રવણ થાય છે તે તો પુરુષવૃત્તિ અવયવોમાં જે ઉત્પત્તિ ક્રમ બતાવ્યો છે તેની સાથે તુલ્ય છે. પૌર્ણ માસી યાગ ત્રયમાં પણ ક્રમ છે માટે પુરુષગત અવયવ વાક્યથી માત્ર સ્તુતિ કરી છે. એ સ્તુતિથી પૌર્ણ માસી યાગત્રિક અંગ છે એમ સિધ્ધ થતું નથી. આનાથી शिरो वा एतद् यज्ञस्य यदाग्नेय ; એમ જે ૩૨માં સૂત્રમાં કહેવામાં આવ્યું છે તેનું સમાધાન છે. ॥ ૩૬ ॥

પુરુષગત અવયવોમાં કયો ક્રમ છે? એ અપેક્ષામાં આ સૂત્ર છે.

उत्पत्तावभिसम्बन्धस्तस्मादङ्गोपदेशः स्यात् ॥ ३७ ॥

પદાર્થ :—( उत्पत्तौ ) પ્રાણીની ઉત્પત્તિમાં અવયવોનો ( अभिसम्बन्धः ) ક્રમનો સંબંધ હોય છે. ( तस्मात् ) માટે તે પ્રમાણે ( अङ्गोपदेशः स्यात् ) પ્રધાન યાગોમાં અનુષ્ઠાનનો ક્રમ બતાવ્યો છે.

ભાવાર્થ :—માતાના ઉદરમાં જ્યારે પ્રાણીના શરીરની ઉત્પત્તિ થાય છે ત્યારે પ્રથમ શિર એટલે મસ્તક બને છે પછી શરીરનો મધ્યભાગ અને પછી પગ થાય છે. આ ક્રમ પ્રમાણે પ્રથમ આગ્નેયયાગ, પછી ઉપાંશુયાગ અને પછી અગ્નીષોમીય યાગ આ ક્રમ પ્રમાણે અનુષ્ઠાન થાય છે માટે શિર આદિ શબ્દો વડે ઉપદેશ કરવામાં આવ્યો છે. આગ્નેય યાગ એ શિર છે. કંઈ આગ્નેય યાગ વાસ્તવિક શિર છે એમ સમજવાનું નથી એ તો माणवकः सिंहः અહીં જેમ માણવકને સિંહ કહેવો એ ગૌણવૃત્તિથી કહેવાય છે તેમ ઉપરના સ્થાનમાં આગ્નેય યાગને શિર કહેવું એ પણ ગૌણવૃત્તિથી છે. આગ્નેય આદિ યાગો અંગયાગ છે એવું સાબીત કરવાને પણ એવો નિર્દેશ નથી. ॥ ૩૭ ॥

तथा चान्यार्थदर्शनम् ॥ ३८ ॥

પદાર્થ :—( तथा च ) અને તે પ્રમાણે ( अन्यार्थदर्शनम् ) અન્યાર્થદર્શન પણ સિદ્ધ થાય છે.

ભાવાર્થ :— चतुर्दश पौर्णमास्यामाहुतयः त्रयोदश अमावास्यायाम् ચૌદ આહુતિઓ પૌર્ણમાસીસંજ્ઞક યાગમાં નાંખવી અને તેર આહુતિઓ અમાવાસ્યાસંજ્ઞક યાગમાં નાંખવી. આ કથન પણ પૌર્ણમાસ યાગ અને અમાવાસ્યાયાગ રૂપ કર્મ ભિન્ન ભિન્ન હોયતો જ ઉપપન્ન થઈ શકે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે આગ્નેય આદિ ૭ યાગો દર્શપૂર્ણમાસમાં મુખ્ય છે અને આઘારાદિ યાગો અંગ યાગો છે. બીજા અધ્યાયમાં પણ આગ્નેય આદિ ૭ યાગોનું કથન કરવામાં આવ્યું છે. ॥ ૩૮ ॥

જ્યોતિષ્ટોમ યાગમાં દીક્ષણીય-આદિ અંગ તરીકે છે. એ અધિકરણને સ્પષ્ટ કરે છે.

પૂર્વપક્ષ સૂત્ર ज्योतिष्टोमे तुल्यान्यविशिष्टं हि कारणम् ॥ ३९ ॥

પદાર્થ :—( ज्योतिष्टोमे ) જ્યોતિષ્ટોમ યાગમાં જેટલા અવાન્તર યાગો છે તે બધા ( तुल्यानि ) પ્રધાન જ છે ( हि ) કારણ કે ( कारणम् ) કારણ ( अविशिष्टम् ) સમાન છે.

ભાવાર્થ :—જ્યોતિષ્ટોમ યાગ રૂપ જેટલાં કર્મ છે તે બધાં પ્રધાન જ છે, કારણ કે, પ્રધાનનું લક્ષણ ફલવત્વ છે. આ યાગમાં બધા જ યાગોનું ફળ બતાવવામાં આવ્યું છે. આ સમાન કારણને લીધે બધા યાગ પ્રધાન માનવા જોઈએ કોઈને પણ અંગ તરીકે માનવા ન જોઈએ. ॥ ૩૯ ॥

સિદ્ધાંત સૂત્ર ગુણાનાં तूत्पत्तिवाक्येन सम्बन्धात् कारणश्रुतिस्तस्मात् सोमः प्रधानं स्यात् ॥ ४० ॥

પદાર્થ :—( उत्पत्तिवाक्येन ) સ્વર્ગ રૂપ ફલ સંબંધોત્પત્તિવાક્ય સાથે ( गुणानाम् ) ત્રિવૃત્પંચદશ ઇત્યાદિ સ્તોત્રોનો ( सम्बन्धात् ) સંબંધ હોવાથી ( कारणश्रुतिः ) અંગાંગિભાવ માનવામાં કારણ શ્રુતિ હોવાથી ( सोमः ) સોમ યાગ જ ( प्रधानं स्यात् ) પ્રધાન યાગ છે. ( तु ) સિદ્ધાંત પક્ષને સૂચવે છે.

ભાવાર્થ :—ज्योतिष्टोमेन स्वर्गकामो यजेत આ ઉત્પત્તિ વાક્ય છે. આની સાથે ત્રિવૃત પંચદશ: एकविंश ઇત્યાદિ સ્તોમોનો સંબંધ છે આ સંબંધ રૂપ કારણને લીધે સોમયાગ એ જ પ્રધાન યાગ છે અને બીજા યાગો અંગ છે. જ્યોતિરૂપ સ્તોમોનો સોમ યાગની સાથે સંબંધ છે દીક્ષણીય યાગની સાથે નથી. જેની સાથે સંબંધ હોય તે મુખ્ય છે. માટે દીક્ષણીય આદિ યાગો પ્રધાન નથી. જ્યોતિષ્ટોમની વ્યુત્પત્તિ પણ આ પ્રમાણે થાય છે. ज्योतींषि स्तोमाः यत्र सोमे स ज्योतिष्टोमः આ વ્યુત્પત્તિથી પણ સોમયાગ પ્રધાન છે અને બીજા અંગ યાગો છે એ સ્પષ્ટ થાય છે. અવાન્તર યાગોનાં ફળનો સંબંધ પણ ઉત્પત્તિ વાક્યમાં બતાવેલા ફળ સાથે છે. આથી અવાન્તર યાગોનું ફળ બતાવવા છતાં તે દીક્ષણીય યાદિ અંગ યાગો જ છે, મુખ્ય નહિ. મુખ્ય તો સોમ યાગ જ છે.

तथा चान्यार्थदर्शनम् ॥ ४१ ॥

પદાર્થ :—( तथा च ) અને તે જ પ્રમાણે ( अन्यार्थदर्शनम् ) બીજાં અર્થનું દર્શન પણ દીક્ષણીય યાગોની અંગતા સિદ્ધ કરે છે.

ભાવાર્થ :—" शिरो वा एतद् यज्ञस्य यद् दीक्षणीया " જે દીક્ષણીય આદિ યાગ છે તે યજ્ઞરૂપ પુરુષનાં શિર આદિ અંગો છે. આવાં વાક્યોમાં પુરુષનાં અંગોનું જે શ્રવણ થાય છે તે પણ સોમયાગની પ્રધાનતા સિદ્ધ થયા પછી દીક્ષણીય આદિ યાગોમાં અંગતાને જ વધારે મજબુત રીતે સિદ્ધ કરે છે. દીક્ષણીય યાગને યજ્ઞનું શિર કહેવું એ માત્ર સ્તુતિ છે અને આડકતરી રીતે તે યાગમાં અંગતા બતાવવી એ પણ હેતુ હોય છે આથી સ્પષ્ટ થયું કે જ્યોતિ-ષ્ટોમમાં સોમયાગ પ્રધાન છે અને દીક્ષણીય આદિ અંગ યાગો છે. ॥ ૪૧ ॥

इति मीमांसागुर्जरभाष्ये चतुर्थाध्यायस्य चतुर्थः पादः

समाप्तश्च चतुर्थोऽध्यायः

अथ पञ्चमाध्यायस्य प्रथम : पाद : प्रारभ्यते ।

ચતુર્થ અધ્યાયમાં પ્રયોજ્ય પ્રયોજક ભાવનો નિર્ણય કર્યો તેનાથી પ્રયોગ વિધિમાં અમુક પદાર્થો છે એમ જાણવામાં આવ્યા પછી તેનો ક્રમ કેવો છે એ જાણવા માટે પાંચમા અધ્યાયનો પ્રારંભ કરવામાં આવે છે.

પ્રથમ ક્રમનિયમનું અધિકરણ સમજાવવામાં આવે છે.

श्रुतिलक्षणमानुपूर्व्यं तत्प्रमाणत्वात् ॥ १ ॥

પદાર્થ :— ( आनुपूर्व्यम् ) પદાર્થોનો ક્રમ ( श्रुतिलक्षणम् ) શ્રુતિ અર્થાત્ વેદવાક્યો દ્વારા જ સમજી શકાય છે ( तत्प्रमाणत्वात् ) કારણ કે ક્રમમાં શ્રુતિ જ પ્રમાણ છે.

ભાવાર્થ :—નિયત ક્રમ પ્રયોગનું અંગ છે એવું માનવામાં કોઈ પણ પ્રમાણ ન હોવાથી ઇચ્છા પ્રમાણે અનુષ્ઠાન કરવું જોઇએ આવું પૂર્વપક્ષનું માનવું છે. એના સમાધાનમાં ઉત્તર-પક્ષનું માનવું છે કે કર્તવ્ય પદાર્થોનો ક્રમ જરૂર હોવો જોઇએ અને તે ક્રમ માનવામાં વૈદિક વાક્યો જ પ્રમાણ તરીકે માનવાં જોઇએ. अध्वर्यु र्गृहपतिं दीक्षयित्वा ब्रह्माणं दीक्षयति આ વાક્યમાં क्त्वा પ્રત્યય ક્રમને બતાવે છે. એટલે કે અધ્વર્યુએ પ્રથમ ગૃહપતિને દીક્ષા આપવી અને પછી બ્રહ્માને, આ પ્રમાણે ક્રમ સ્વીકારવો જોઇએ. ॥ ૧ ॥

ક્રમ કોઈ ઠેકાણે આર્થિક પણ હોય છે.

अर्थाच्च ॥ २ ॥

પદાર્થ :—( च ) અને ( अर्थात् ) અર્થથી પણ ક્રમ સમજી શકાય છે.

ભાવાર્થ :— કોઇ ઠેકાણે અર્થથી પણ ક્રમ સમજાય છે જેમકે : अग्निं होत्रं जुहोति यवागूं पचति આ વાક્યોમાં क्त्वा પ્રત્યય નથી તેથી શ્રુતિથી ક્રમ સમજી શકાતો નથી, પણ યવા-ગૂનો પાઠ અગ્નિ હોત્ર કરવા માટે હોય છે તેથી પહેલાં યવાગૂ તૈયાર કરવી જોઈએ અને પછી અગ્નિહોત્ર કરવો જોઇએ આવી રીતે જ ક્રમ સમજાય છે તે આર્થિક ક્રમ કહેવાય છે ॥ ૨ ॥

' પ્રયાજાનુમંત્રણમાં ક્રમનો નિયમ નથી ' એ અધિકરણને સમજાવે છે.

अनियमोऽन्यत्र ॥ ३ ॥

પદાર્થ :—( अन्यत्र ) ક્રમ નિયામકપણાથી જ્યાં છ પ્રમાણમાંથી કોઇ પણ પ્રમાણ પ્રવૃત્ત ન થઇ શકે ત્યાં ( अनियम : ) ઇચ્છા પ્રમાણે જ અનુષ્ઠાન કરવું જોઇએ.

ભાવાર્થ :—શ્રુતિ, અર્થ, પાઠ, પ્રવૃત્તિ, સ્થાન અને મુખ્ય ક્રમ આ છ પ્રમાણ ક્રમના બોધક છે એમ માનવામાં આવે છે. આ છ પ્રમાણોનો જ્યાં અભાવ હોય ત્યાં ક્રમનો નિયમ માન-વાની કશી જરૂર નથી. જેમકે वसन्तमृतूनां प्रीणामि ग्रीष्ममृतूनां प्रीणामि આ ઠેકાણે પાઠ, શ્રુતિ, કે અર્થ નિયામક જણાતા નથી. જુદી શાખામાં આનો પાઠ જુદી જ રીતે છે માટે પાઠ નિયામક નથી, ' ક્ત્વા ' પ્રત્યય આદિની શ્રુતિ નથી માટે શ્રુતિ પણ નિયામક નથી, અર્થ પણ નિયામક નથી. વસન્ત મંત્રથી ગમે તે પ્રયાજનું અનુમંત્રણ કર્યું હોય તો પણ અનુપપત્તિ થઇ શકતી નથી માટે આવે ઠેકાણે કોઇ નિયત ક્રમ નથી એવો જ સિદ્ધાંત છે. ॥ ૩ ॥

'ક્રમનું કોઇક ઠેકાણે પાઠાનુસારિત્વ હોય છે' એ અધિકરણને સમજાવે છે.

क्रमेण वा नियम्यते क्रत्वेकत्वे तद्गुणत्वात् ॥ ४ ॥

પદાર્થ :—( वा ) અથવા ( क्रत्वेकत्वे ) એક ક્રતુગત હોવાથી ( क्रमेण नियम्यते ) પાઠ ક્રમથી અનુષ્ઠાન ક્રમનું નિયમન થાય છે. ( तद्गुणत्वात् ) ક્રમ એ અનુષ્ઠાનનું અંગ હોવાથી.

ભાવાર્થ :—પાંચ પ્રયાજો છે. એનો જે પ્રમાણે પાઠ છે તેજ પ્રમાણે અનુષ્ઠાન કરવું જોઇએ. કારણ કે એક ક્રતુમાં જે પ્રમાણે પાઠ હોય છે તેજ પ્રમાણે અનુષ્ઠાન કરવાનો નિયમ છે અને ક્રમ એ અનુષ્ઠાનનું અંગ છે માટે समिधो यजति तनूनपातं यजति ઇત્યાદિમાં પાઠ પ્રમાણે ક્રમ સ્વીકારવો જોઇએ. ॥ ૪ ॥

આશંકા સૂત્ર अशाब्द इति चेत् स्याद् वाक्यशब्दत्वात ॥ ५ ॥

પદાર્થ :—( अशाब्द : स्यात् ) ક્રમ શબ્દ પ્રતિપાદ્ય નહીં થાય ( वाक्य शब्दत्वात् ) વાકય પદસમૂહ હોય છે અને તેમાં ક્રમનો વાચક કોઇ શબ્દ નથી ( इति चेत् ) જો એવી શંકા કરવામાં આવે તો તેનો ઉત્તર આગળના સૂત્રમાં આપવામાં આવે છે.

ભાવાર્થ :—વાકયના પાઠ પ્રમાણે કોઇક ઠેકાણે ક્રમ હોય છે. પણ એમ માનવામાં ક્રમ શબ્દગમ્ય થઇ શકશે નહિ અને જે શબ્દગમ્ય ન હોય તે ધર્મ કહી શકાય નહિ. વાકય પોતે ક્રમ બોધક નથી વાકયની તો શક્તિ જ નથી. પદોમાં જ શકિત છે. દરેક પદની પોત પોતાના અર્થમાં શકિત છે. કોઇપણ પદની ક્રમમાં શકિત નથી અને પદાર્થોથી વાકયાર્થ સમજી શકાય છે. પદોના સમૂહને જ વાકય કહેવામાં આવે છે માટે ક્રમ બોધક કોઇ શબ્દ ન હોવાથી ક્રમનું સ્મરણ થઇ શકશે નહીં અને જો થાય તો તે શાબ્દ ન હોવાથી પ્રમાણ તરીકે ગણાશે નહિ. ॥ ૫ ॥

સમાધાન સૂત્ર अर्थकृते वानुमानं स्यात क्रत्वेकत्वे परार्थत्वात्

स्वेन त्वर्थेन सम्बन्धस्तस्मात् स्वशब्दमुच्यते ॥ ६ ॥

પદાર્થ :—( वा ) 'વા' શબ્દ સમાધાન સૂચક છે. ( अर्थकृते ) અર્થસિદ્ધિમાં ( अनुमानं स्यात् ) તાત્પર્ય માનવું જોઇએ, ( क्रत्वेकत्वे ) ક્રતુ એક હોય છે અને તેને લગતાં કર્મો અનેક હોય છે. કર્તા પણ એક જ હોય છે. એક કર્તા અનેક કર્મોને એક સાથે કરી શકે નહિ માટે ક્રમ માનવો જ જોઇએ. ( परार्थत्वात् ) પદનો અર્થ જે જે શકયાર્થ હોય તેની સાથે પદનો સંબંધ હોવાથી ( स्वेन तु अर्थेन ) માટે સ્વસંબંધી અર્થ સાથે ( सम्बन्धः ) સંબંધ છે ( तस्मात् ) માટે ( स्वशब्दम् उच्यते ) ક્રમબોધક શબ્દ કહેવાય છે.

ભાવાર્થ :—ક્રતુ એક હોય છે અને કર્તા પણ એક હોય છે ક્રતુને લગતાં કર્મ અનેક હોય છે. અનેક કર્મોનું એક કર્તાથી એકજ કાળમાં અનુષ્ઠાન થઇ શકતું નથી માટે તેમાં ક્રમ સ્વીકારવો જ જોઇએ. પદનો જે અર્થ હોય અને તે અર્થનો જેની સાથે સંબંધ હોય તેમાં પણ તાત્પર્ય સ્વીકારવું જ જોઇએ. આ યુક્તિથી ક્રમ પણ શબ્દથી પ્રતીત થાય છે અને એ પ્રતીત થતો ક્રમ અશાબ્દ નથી. આ કારણથી વાકયના પાઠ પ્રમાણે કોઇક ઠેકાણે કર્મ કરવાનો ક્રમ છે. એવું સ્વીકારવું એ સિદ્ધાંત છે. ॥ ૬ ॥

**तथा चान्यार्थदर्शनम् ॥ ७ ॥**

પદાર્થ :—( तथा च ) અને તે પ્રમાણે ( अन्यार्थदर्शनम् ) અન્ય અર્થનું ક્રમ-બાધકનું પણ દર્શન ઉપપન્ન થાય છે.

ભાવાર્થ:—ક્રમ શ્રૌત છે તેથી જ કોઈક ઠેકાણે એ ક્રમનો શ્રુતિથી જ બાધ થાય છે. જેમ કે:—व्यत्यस्तमृतव्या उपदधाति। राष्ट्रभृद् होमे च अभिचरता प्रतिलोमं होतव्याः આ વાક્યમાં ઋતવ્યોનું વ્યત્યાસથી ઉપધાન કરવું અને રાષ્ટ્રભૃદ્ હોમમાં પ્રતિલોમતાથી હોમ કરવો વગેરે વાક્યો ક્રમનાં બાધક છે. જો ક્રમ શ્રૌત ન હોય તો શ્રુતિવાક્યોથી એનો બાધ પણ ન થવો જોઇએ. પણ જ્યારે શ્રુતિ વાક્યથી ક્રમનો બાધ થાય છે તેથી ક્રમ પણ શ્રૌત છે અર્થાત્ શાબ્દ છે એ પણ સિદ્ધ થાય છે. ॥ ૭ ॥

ક્રમ કોઇ વખતે પ્રથમપ્રવૃત્તિને અનુસરે છે. એ અધિકરણને સ્પષ્ટ કરે છે,

**प्रवृत्त्या तुल्यकालानां गुणानां तदुपक्रमात् ॥ ८ ॥**

પદાર્થ :—( तुल्यकालानाम् ) એક કાળમાં પ્રાપ્ત ( गुणानाम् ) ઉપાકરણ આદિ પશુ-સંસ્કારોનો ક્રમ ( प्रवृत्त्या ) પ્રથમ પ્રવૃત્તિ અનુસાર હોવો જોઇએ. ( तदुपक्रमात् ) એનાથી જ પ્રથમ આરંભ થાય છે.

ભાવાર્થ ;—' सप्तदश प्राजापत्यान् पशूनालभते ' આ પ્રમાણે વાજપેય પ્રકરણમાં પાઠ છે. સત્તર પશુઓનું આલંભન અર્થાત્ સ્પર્શન એટલે કે દાન કરવામાં આવે છે. દાનમાં આપ્યા પહેલાં તેના કેટલાક સંસ્કાર રૂપ ગુણોનું અનુષ્ઠાન કરવામાં આવે છે. પ્રથમ પશુનું જે ક્રમથી ઉપાકરણરૂપ અંગનું અનુષ્ઠાન કર્યું હોય છે તે જ ક્રમથી નિયોજન આદિ ગુણોનું અનુષ્ઠાન કરવું. પ્રથમ પ્રવૃત્તિ પ્રમાણે દ્વિતીય આદિ સંસ્કારનો ક્રમ નિયમિત કરવામાં આવે છે. જેટલાં હોય છે તે બધાનું અનુષ્ઠાન અવ્યવધાનથી કરવું જોઇએ. પોતાની ઇચ્છા પ્રમાણે સંસ્કારોનો ક્રમ ન રાખવો પણ પ્રથમ પ્રવૃત્તિ પ્રમાણે જ રાખવો જોઇએ. એ સૂત્રકારનો આશય છે. ॥ ૮ ॥

ઉક્ત સિદ્ધાંતપક્ષમાં શંકા બતાવનારૂં સૂત્ર

**सर्वमिति चेत् ॥ ९ ॥**

પદાર્થ :—( सर्वम् ) ઉપાકરણ આદિ બધા સંસ્કાર એક સાથે કરવા ( इति चेत् ) જો એવી શંકા કરવામાં આવે તો ? આનો ઉત્તર આગળના સૂત્રમાં છે.

ભાવાર્થ:—પ્રથમ પ્રવૃત્તિને અનુસરીને ક્રમ માનવાની જરૂર નથી કારણ કે પશુઓને ઉદ્દેશીને સંસ્કાર કહ્યા છે. પશુઓના ક્રમને ઉદ્દેશીને નહિ, માટે ગમે તે પશુનો ગમે તે ક્રમથી અથવા અક્રમથી પણ સંસ્કાર થાય છે, જો એવી શંકા કરવામાં આવે તો. આનો ઉત્તર આગળના સૂત્રમાં છે ॥ ૯ ॥

**नाकृतत्वात् ॥ १० ॥**

પદાર્થ:—( न ) નહીં ( अकृतत्वात् ) વિહિત ન હોવાથી.

ભાવાર્થ :—ક્રમનો ત્યાગ કરવો યોગ્ય નથી કારણ કે સાહિત્ય અથવા વ્યત્યાસ અથવા સ્વેચ્છાએ પણ સંસ્કારો કરવા એવું કોઇ વિધાન નથી. માટે પ્રથમ પ્રવૃત્તિ પ્રમાણે જ ક્રમ રાખવો જોઇએ. ॥ ૧૦ ॥

બીજી શંકા. क्रत्वन्तरवत् इतिचेत् ॥ ११ ॥

પદાર્થ :—( क्रत्वन्तरवत् ) સૌર્યયાગમાં જેમ પદાર્થોનો સંસ્કાર યુગપત્ થાય છે તેવી રીતે પશુઓમાં પણ યુગપત્ સંસ્કાર કરવામાં આવે ( इति चेत् ) જો એમ માનવામાં આવે તો.

ભાવાર્થ :—જેવી રીતે સૌર્યયાગમાં ક્રમ હોતો નથી તેવી રીતે અહીં પણ ક્રમ ન રાખવામાં આવે તો ? આનો ઉત્તર આગળના સૂત્રમાં છે. ॥ ૧૧ ॥

ઉક્ત શંકાનું સમાધાન. नासमवायात् ॥ १२ ॥

પદાર્થ :—( न ) નહીં ( असमवायात् ) સાહિત્ય વિવક્ષિત ન હોવાથી.

ભાવાર્થ :—વાજપેય યાગમાં પશુઓનું દાન એક સાથે આપવાનું હોતું નથી પણ ક્રમથી આપવાનું હોય છે. તેથી તેના ઉપર થતા સંસ્કારોનો પણ ક્રમ માનવો જ જોઇએ ॥૧૨॥

'કોઇક ઠેકાણે સ્થાનાનુસારી ક્રમ હોય છે'
એ અધિકરણને સ્પષ્ટ કરે છે.

स्थानाच्चोत्पत्तिसंयोगात् ॥ १३ ॥

પદાર્થ :—( च ) અને ( उत्पत्तिवाक्यसंयोगात् ) ઉત્પત્તિ વાક્યમાં સંબંધ હોવાથી ( स्थानात् ) સ્થાનને અનુસરીને પણ ક્રમ હોય છે.

ભાવાર્થ :—સાદ્યસ્કનામક ક્રતુમાં અગ્નીષોમીય અને અનૂબન્ધ્ય પશુઓનો સવનીય પશુ સાથે અનુષ્ઠાન વિહિત છે. આ ઠેકાણે પ્રથમ કયા પશુનું ઉપાકરણ કરવું ? આના સંબંધમાં એવો સિદ્ધાંત છે કે ( आश्विनं ग्रहं गृहीत्वा आग्नेयं पशुमुपाकरोति ) આ ઠેકાણે આશ્વિન ગ્રહણ પછી સ્થાનનો સંબંધ હોવાથી સવનીય પશુનો પ્રથમ સંસ્કાર કરવો જોઇએ. આશ્વિનનું ગ્રહણ થયા પછી તરત જ સવનીય પશુની ઉપસ્થિતિ થાય છે કારણ કે એ બન્નેનું સ્થાન એક સાથે જ હોય છે, અગ્નીષોમીય અને અનુબંધ્યનું સ્થાન આશ્વિન ગ્રહ સાથે હોતું નથી. આ કારણથી પ્રથમ ઉપસ્થિતનો ત્યાગ કરવામાં કોઇ પ્રમાણ નથી, એટલે સવનીય પશુનો જ પ્રથમ ઉપાકરણ નામક સંસ્કાર કરવો જોઇએ.

'અંગક્રમ મુખ્યક્રમાનુસારી હોય છે'
એ અધિકરણને સ્પષ્ટ કરે છે.

मुख्यक्रमेण चाङ्गानां तदर्थत्वात् ॥ १४ ॥

પદાર્થ :—( च ) અને ( मुख्यक्रमेण ) પ્રધાન યાગના ક્રમ પ્રમાણે ( अङ्गानाम् ) અંગ યાગોનું અનુષ્ઠાન કરવું જોઇએ. ( तदर्थत्वात् ) કારણ કે તે પ્રધાન યાગને માટે જ હોય છે.

ભાવાર્થ :—ચિત્રાયાગમાં સાત હવિષ મધ્યે આ પ્રમાણે આમ્નાન છે. "सारस्वतौ भवतः" આ વાક્યથી એક સરસ્વતી દેવતાવાળો યાગ અને બીજો સરસ્વાન્ દેવતાવાળો યાગ વિહિત છે. એ સ્ત્રીદેવતાક યાગ છે અને બીજો પુંદેવતાક યાગ છે આ બન્ને યાગમાં નિર્વાપ આદિ ધર્મો ઉદકથી કરવાના હોય છે. તેમાં સ્ત્રીદેવતાક યાગ પ્રથમ કર્તવ્ય છે. કારણ કે "प्रणो देवी सरस्वती"નો પાઠ પ્રથમ છે અને પછી पीपिवांसं सरस्वतः આ પ્રમાણે પુંદેવતાવાળા મંત્રનો પાઠ છે. આ પ્રમાણે બે મુખ્ય યાગોનું વિધાન છે માટે મુખ્ય યાગના ક્રમ પ્રમાણે સ્ત્રીયાગનો જ પ્રથમ નિર્વાપ કરવો જોઇએ. ॥ ૧૪ ॥

'અંગોમાં મુખ્ય ક્રમની અપેક્ષા પાઠ બળવાન હોય છે.'
એ અધિકરણને સમજાવે છે.

**प्रकृतौ स्वशब्दत्वाद् यथाक्रमं प्रतीयेत ॥ १५ ॥**

પદાર્થ :—( प्रकृतौ ) પૂર્ણમાસ યાગમાં અંગોનું અનુષ્ઠાન પાઠના ક્રમ પ્રમાણે કરવું. ( स्वशब्दत्वात् ) અંગ પ્રતિપાદક શબ્દ હોવાથી ( यथाक्रमं प्रतीयेत ) પાઠનોજ ક્રમ પ્રતીત થાય છે.

ભાવાર્થ :—ઉપાંશુયાજ અને અગ્નીષોમીય યાગ આ બન્ને પૌર્ણમાસીયાગમાં આમ્નાત છે. ઉપાંશુયાજનું દ્રવ્ય આજ્ય હોય છે અને ઉત્પવન આદિ આજ્યના ધર્મ હોય છે. અગ્નિષોમીય યાગનું દ્રવ્ય પુરોડાશ હોય છે. તેના ધર્મ નિર્વાપ અને અવઘાત આદિ હોય છે. આ ઠેકાણે પાઠક્રમ પ્રમાણે નિર્વાપ આદિ ધર્મો પ્રથમ કર્તવ્ય હોય છે અને મુખ્ય ક્રમપ્રયુક્ત આજ્ય ધર્મોના પ્રાથમ્યનો બાધ થાય છે. આ કારણથી અગ્નીષોમીય પુરોડાશને માટે થતા નિર્વાપ આદિ ધર્મો પ્રથમ કરવા અને પછી આજ્યના ધર્મો જે ઉત્પવન આદિ છે તે પછીથી કરવાં. ॥ ૧૫ ॥

'બ્રાહ્મણ પાઠની અપેક્ષાએ મંત્રપાઠ બળવાન્ છે'
એ અધિકરણને સમજાવે છે.

**मन्त्रतस्तु विरोधे स्यात् प्रयोगरूपसामर्थ्यात् तस्मादुत्पत्तिदेशः सः ॥ १६ ॥**

પદાર્થ :—( तु ) શબ્દ મંત્રપાઠની બલવત્તા સૂચવે છે. બ્રાહ્મણ પાઠ ક્રમનો ( मन्त्रतः ) મંત્રપાઠના ક્રમ સાથે ( विरोधे ) વિરોધ હોય ત્યારે ( स्यात् ) મંત્રના પાઠક્રમ પ્રમાણે અનુષ્ઠાન થવું જોઇએ. ( प्रयोगरूपसामर्थ्यात् ) પ્રયોગરૂપ ક્રિયાની ઉત્પતિમાં કારણરૂપ હોવાથી, મંત્ર સ્મારક છે. અનુષ્ઠીયમાન ક્રિયાના સ્મરણ વગર અનુષ્ઠાન થઇ શકે નહિ. ( तस्मात् ) બ્રાહ્મણ કરતાં ( उत्पत्ति देशः ) ક્રમનો વિધાયક હોવાથી ( सः ) મંત્ર પાઠક્રમ પ્રબળ છે.

ભાવાર્થ :—પૂર્ણમાસયાગ પ્રકરણમાં પ્રથમ ઉપાંશુયાગ મંત્ર છે અને પછી અગ્નિષોમ મંત્ર છે. પણ ઉત્પત્તિ વાક્ય પાઠક્રમ તો તેનાથી વિપરીત છે અર્થાત્ પ્રથમ અગ્નીષોમીયનું વિધાન કરી પછી ઉપાંશુ યાગનું વિધાન કર્યું છે. મંત્ર અનુષ્ઠીયમાન ક્રિયાનું સ્મરણ કરાવે છે અને સ્મરણ વગર અનુષ્ઠાન થઇ શકે નહિ માટે મંત્રપાઠ જ બ્રાહ્મણ પાઠ કરતાં પ્રબળ છે એવો સિદ્ધાંત છે. ॥ ૧૬ ॥

' પ્રયોગ વચન કરતાં ચોદક વાકય બલવત્ હોય છે. '
એ અધિકરણને સ્પષ્ટ કરે છે.

પૂર્વપક્ષ સૂત્ર. तद्वचनात् विकृतौ यथाप्रधानं स्यात् ॥ १७ ॥

પદાર્થ :—( विकृतौ ) વિકૃતિ યાગમાં ( यथाप्रधानम् ) પ્રધાનક્રમ પેઠે ( स्यात् ) અનુષ્ઠાન કરવું જોઇએ ( तद्वचनात् ) પ્રધાનક્રમ બોધક પ્રધાન વચનનો પાઠ હોવાથી.

ભાવાર્થ :—દર્શપૂર્ણમાસ પ્રકરણમાં અભ્યરકલ્પનામક ઇષ્ટિ છે. એ દર્શપૂર્ણમાસ-યાગની વિકૃતિ છે. આ વિકૃતિયાગમાં આ પ્રમાણે મુખ્ય પાઠ છે. " आग्नावैष्णवमेकादशकपालं निर्वपेत् " " सरस्वत्याज्यभागा स्यात् " " बार्हस्पत्यश्चरुः " આ ઠેકાણે સારસ્વતયાગના જે ધર્મો છે તેનું પ્રથમ અનુષ્ઠાન કરવું જોઇએ અને પછી બાર્હસ્પત્ય યાગના ચરુધર્મોનું, કારણ કે બાર્હસ્પત્ય કરતાં સારસ્વત યાગનો પ્રથમ પાઠ છે. મુખ્ય ક્રમ પ્રમાણે જ ધર્મોનું અનુષ્ઠાન કરવું જોઇએ. ॥ ૧૭ ॥

विप्रतिपत्तौ वा प्रकृत्यन्वयाद् यथाप्रकृति ॥ १८ ॥

પદાર્થ :—( वा ) ' વા ' શબ્દ પૂર્વપક્ષની નિવૃત્તિ સૂચવે છે. ( विप्रतिपत्तौ ) બે ક્રમોનો જ્યાં વિરોધ આવતો હોય ત્યાં ( यथाप्रकृति ) પ્રકૃતિયાગમાં કહેલા ક્રમ પ્રમાણે અનુષ્ઠાન કરવું જોઇએ ( प्रकृत्यन्वयात् ) વિકૃતયાગમાં પ્રકૃતિનિર્દિષ્ટ ક્રમનો સંબંધ છે.

ભાવાર્થ :—આ વિકૃતિયાગમાં આજ્યધર્મ તથા ઔષધ ધર્મોનો ઉપદેશ કર્યો નથી માટે એ ધર્મોનો ક્રમ તો प्रकृतिवद् विकृतिः कर्तव्या એ ચોદક વાકયથી મેળવી શકાય છે ચોદક= અતિદેશવાકય તો ક્રમવાળા પદાર્થોનો જ અતિદેશ કરે છે. પ્રકૃતિયાગમાં ઔષધધર્મોનું પ્રથમ અનુષ્ઠાન કરવાનું બતાવ્યું છે માટે આ ઇષ્ટિમાં બાર્હસ્પત્ય ચરુના ધર્મોનું પ્રથમ અનુષ્ઠાન કરવું જોઇએ અને પછી પશ્ચાદ્ આવી ઉપાંશુયાજ એટલે સારસ્વત યાગના આજ્ય ધર્મોનું અનુષ્ઠાન કરવું જોઇએ પ્રકૃતિયાગમાં જે ક્રમ બતાવવામાં આવે છે તે અંતરંગ ક્રમ કહેવાય છે અને વિકૃતિયાગમાં જે ક્રમ બતાવવામાં આવે છે તે બહિરંગ ક્રમ કહેવાય છે. બહિરંગ કરતાં અંતરંગ બળવાન્ હોય છે માટે બાર્હસ્પત્ય ચરુધર્મો અન્તરંગ હોવાથી પ્રથમ કર્તવ્ય છે અને સારસ્વત આજ્યના ધર્મો પછીથી કર્તવ્ય છે. ॥ ૧૮ ॥

" વિકૃતિયાગમાં પણ કોઇક ઠેકાણે પ્રકૃતિયાગના ધર્મોનો અતિદેશ થતો નથી "
એ અધિકરણને સમજાવે છે.

પૂર્વપક્ષ સૂત્ર विकृतिः प्रकृतिधर्मत्वात् तत्काला स्याद्यथाशिष्टम् ॥ १९ ॥

પદાર્થ :—( विकृतिः ) આગ્નેય આદિ ત્રણ વિકૃતિ ઇષ્ટિઓ ( प्रकृतिधर्मत्वात् ) પ્રકૃતિગતધર્મવાળી હોવાથી ( तत्काला स्यात् ) પ્રકૃતિગત જેટલો કાળ કર્મના અનુષ્ઠાન માટે હોય છે તેટલોજ કાળ વિકૃતિને માટે હોવો જોઇએ. ( यथाशिष्टम् ) માટે પ્રકૃતિયાગમાં જેટલા કાળનું વિધાન કર્યું છે તેટલા કાળનું વિધાન વિકૃતિયાગમાં પણ માનવું.

ભાવાર્થ :–ચાતુર્માસ્યોમાં સાકમેધનામક ત્રીજા પર્વમાં આ પ્રમાણે પાઠ છે. 'अग्नयेऽनीकवते प्रातरष्टाकपालं निर्वपेत्" આનાથી આગ્નેયયાગ " मरुद्भ्यः सान्तपनेभ्यः मध्य दिने चरुम्" એનાથી સાંતપન મરુદ્દયાગ અને मरुद्भ्यो गृहमेधिभ्य : सर्वासां दुग्धे सायमोदनम् આનાથી ગૃહમેધિમરુદ્દયાગ વિહિત છે આ ત્રણે વિકૃતિ યાગ છે. આ વિકૃતિ ઇષ્ટિની પ્રકૃતિ દ્વયહસાધ્ય અર્થાત્ બે દિવસમાં પૂર્ણ કરી શકાય છે. તેમ ઉકત ત્રણ વિકૃતિરૂપ ઇષ્ટિઓ પણ બે દિવસમાં પૂર્ણ થવી જોઇએ. પ્રકૃતિમાં દ્વયહ ( બે દિવસ ) નું વિધાન છે માટે વિકૃતિમાં પણ બે દિવસનું વિધાન હોવું જોઇએ, કારણ प्रकृति वद् विकृति : कर्तव्या એવો નિયમ છે. પ્રથમ દિવસે શરૂઆત કરી બીજે દિવસે પૂર્ણ કરવી. આવો પૂર્વ પક્ષવાદીનો મત છે. ॥ ૧૯ ॥

સિધ્ધાંત સૂત્ર अपि वा क्रमकालसंयुक्ता सद्य : क्रियेत तत्र विधेरनुमानात् प्रकृतिधर्मलोप : स्यात् ॥ २० ॥

પદાર્થ :—( अपि वा ) આ શબ્દો સિધ્ધાંત પક્ષને સૂચવે છે ( क्रमकालसंयुक्ता ) ઉકત ત્રણે વિકૃતિઓ ક્રમ અને કાળથી સંયુકત છે માટે તે પ્રમાણે ( सद्य : क्रियेत ) એકજ દિવસમાં કરી લેવી જોઇએ ( तत्र विधे : ) ત્યાં વિધિનું ( अनुमानात् ) અનુમાન હોવાથી ( प्रकृति धर्मलोप : ) પ્રકૃતિ ધર્મનો લોપ ( स्यात ) થવો જોઇએ.

ભાવાર્થ :—ઉક્ત વિકૃતિ યાગમાં પ્રાતઃ, મધ્યંદિન અને સાયંકાળનું પ્રત્યક્ષ વિધાન છે માટે ઉક્ત ઇષ્ટિઓ સદ્યઃ ( જલદી ) અર્થાત્ એક જ દિવસમાં કરવી જોઇએ. પ્રકૃતિનાં ધર્મોને વિકૃતિમાં લાવવા એ તો અતિદેશ વાકયથી બને છે એટલે તે અનુમાન છે. અનુમાન કરતાં પ્રત્યક્ષ વિધાન બળવાન્ હોય છે. આ કારણથી પ્રકૃતિમાંથી પ્રાપ્ત થતી દ્વયહ પ્રાપ્તિ ( બે દિવસના કાળવિધાન ) નો લોપ માનવો જોઇએ. અર્થાત્ પ્રકૃતિના દ્વયહ કાળરૂપ ધર્મનો વિકૃતિમાં અતિદેશ કરવો નહિ. એવુ સિદ્ધાંતવાદીનું માનવું છે. ॥ ૨૦ ॥

कालोत्कर्ष इति चेत् ॥ २१ ॥

પદાર્થ :—( कालोत्कर्ष: ) કાળનો ઉત્કર્ષ કરવો ( इति चेत् ) જો એવી શંકા કરવામાં આવે તો, આનો ઉત્તર આગળના સૂત્રમાં છે.

ભાવાર્થ :—પ્રાતઃકાળ, મધ્યંદિન અને સાયંકાળ આ ત્રણે કાળનો ઉત્કર્ષ કરવો એટલે કે તે બીજા દિવસના લેવા. પહેલે દિવસે અગ્ન્યાધાન કરવું અને બીજે દિવસે ત્રણે સમયે ત્રણ યાગ કરવા. આમ માનવાથી દ્વયહસાધ્ય થઇ શકશે અને પ્રકૃતિના ધર્મનો અતિદેશ વિકૃતિમાં કરવો એ નિયમનું પાલન પણ થઇ શકશે. માટે કાળનો ઉત્કર્ષ માનવો જોઇએ. ॥ ૨૧ ॥

न तत्सम्बन्धात् ॥ २२ ॥

પદાર્થ :—( न ) નહીં ( तत्सम्बन्धात् ) ઉત્પત્તિ વાકયની સાથે સંબંધ હોવાથી.

ભાવાર્થ :—જે વાકયનો ઉત્પત્તિ સાથે અર્થાત્ કર્મના વિધાન સાથે સંબંધ હોય તેનો ઉત્કર્ષ થઇ શકે નહિ. ઉક્ત ત્રણ યાગના વિધાન સાથે જ પ્રાતઃકાળ મધ્યંદિન અને સાયંકાળનું વિધાન સ્પષ્ટ છે માટે ઉત્કર્ષ માની શકાય નહિ ॥ ૨૨ ॥

' અનુયાજાદિનો ઉત્કર્ષ અને પ્રયાજાન્તનો અપકર્ષ કરવો '
એ અધિકરણને સમજાવે છે.

**अङ्गानां मुख्यकालत्वात् यथोक्तमुत्कर्षे स्यात् ॥ २३ ॥**

**પદાર્થ** :—( अङ्गानाम् ) પ્રયાજ અને અનુયાજ રૂપ શ્રૂયમાણ અંગોથી અતિરિક્ત અંગોમાંનો જે ( मुख्यकालत्वात् ) મુખ્યનો સમીપકાળ હોય છે તેની સાથે સંબંધ હોવાથી ( यथोक्तम् ) જે કંઈ કર્તવ્ય કહ્યું હોય તે બધું ( उत्कर्षे ) ઉત્કર્ષમાં ( स्यात् ) હોય શકે.

**ભાવાર્થ** :—જ્યોતિષ્ટોમ યાગમાં આ પ્રમાણે શ્રવણ છે. आग्निमारुतादूर्ध्वमनुयाजैश्चरन्ति આગ્નિમારુત કર્મ પછી અનુયાજનામક કરવું અને ' तिष्ठन्तं पशुं प्रयजन्ति ' પશુદાન પહેલાં પ્રયાજ નામક કર્મ કરવું. કર્મને આગળ લેવું અર્થાત્ ઉત્તરકાળમાં કર્મ કરવું તે કર્મનો ઉત્કર્ષ કહેવાય. કર્મને અમુક કર્મ પહેલાં કરવાનું કહેવું એ કર્મનો અપકર્ષ કર્યો કહેવાય. અહીં જે અનુયાજનો ઉત્કર્ષ બતાવ્યો છે તે શ્રૂયમાણ અનુયાજનો ઉત્કર્ષ સમજવો તેની સાથે બીજાં જે અંગ કર્મ કરવાનાં હોય છે તેનો ઉત્કર્ષ સમજવો નહિ. તેમજ શ્રૂયમાણ પ્રયાજ રૂપ કર્મનો જ અપકર્ષ સમજવો તેની સાથે સંબંધ ધરાવતાં બીજાં કર્મનો અપકર્ષ કરવો નહિ. આવું પૂર્વપક્ષવાદીનું મંતવ્ય છે. ॥ ૨૩ ॥

સિદ્ધાંત સૂત્ર. **तदादि वाऽभिसम्बन्धात् तदन्तमपकर्षे स्यात् ॥ २४ ॥**

**પદાર્થ** :—( वा ) ' वा ' શબ્દ પૂર્વપક્ષનો નિરાસ સૂચવે છે. ( तदादि ) અનુયાજાદિ ( तदन्तम् ) પ્રયાજાન્ત સર્વનો ઉત્કર્ષ અને અપકર્ષ સમજવો. ( अभिसम्बन्धात् ) વિધાયક વાક્યથી તદાદિ અને તદન્તનો સંબંધ સમજાય છે.

**ભાવાર્થ**;—અનૂયાજ પછી તેની સાથે જે જે કર્મોનો સંબંધ હોય તે બધાનો જ ઉત્કર્ષ સમજવો. અને પ્રયાજની પહેલાંના જે જે કર્મ પ્રયાજની સાથે સંબંધ ધરાવતાં હોય તે બધાંયનો અપકર્ષ સમજવો. કેવળ શ્રૂયમાણ અનૂયાજનો ઉત્કર્ષ નહિ તેમજ કેવળ શ્રૂયમાણ પ્રયાજનો અપકર્ષ નહિ. ॥ ૨૪ ॥

' પ્રવૃત્તિરૂપ પ્રમાણથી પ્રોક્ષણાદિ ધર્મોનું સૌમિક કર્મ પહેલાં અનુષ્ઠાન
કરવું. ' એ અધિકરણને સ્પષ્ટ કરે છે.

**प्रवृत्त्या कृतकालानाम् ॥ २५ ॥**

**પદાર્થ** :—( प्रवृत्त्या ) પ્રવૃત્તિ રૂપ પ્રમાણથી ( कृतकालानाम् ) જે પ્રોક્ષણાદિનો કાળ જ્ઞાત થાય છે એનું પ્રથમ અનુષ્ઠાન કરવું.

**ભાવાર્થ** :—જ્યોતિષ્ટોમ યાગમાં સુત્યાદિનમાં આ પ્રમાણે પાઠ છે. ' प्रथमं प्रातरनुवाकः ' ' तदनन्तरं प्रचरणी होमाः ' ततः सवनीयपुरोडाशनिर्वापः પહેલાં પ્રાતઃ અનુવાક, પછી પ્રચરણી હોમ અને ત્યાર પછી સવનીયપુરોડાશનો નિર્વાપ. प्रातर्यावभ्यो देवेभ्योऽनुब्रूहि, ब्रह्मन् वाचं यच्छ, प्रतिप्रस्थातः सवनीयान् निर्वप આ પ્રૈષબળથી નિર્વાપાન્ત કર્મોનો અપકર્ષ કરવો જોઈએ

અર્થાત્ એ કેર્મ પ્રચરણી હોમની પહેલાં કરવું. નિર્વાપ અને પુરોડાશાલંકરણ આદિ ધર્મોનું અનુષ્ઠાન કર્યા પછી પ્રચરણી હોમ કરવો. ॥ ૨૫ ॥

**शब्दविप्रतिषेधाच्च ॥ २६ ॥**

**પદાર્થ** :—( च ) અને ( शब्दविप्रतिषेधात् ) શબ્દમાં વિરોધ આવતો હોવાથી પણ નિર્વાપાન્ત કર્મનો અપકર્ષ કરવો જોઇએ.

**ભાવાર્થ** :—પ્રથમ પ્રતિપ્રસ્થાતાનામક ઋત્વિજ 'પ્રાતરનુવાક કરે અને પછી નિર્વાપ કરી લે અને પછી તરત જો પ્રોક્ષણ આદિ અલંકરણ પર્યન્ત ધર્મોનું અનુષ્ઠાન ન કરવામાં આવે અને પ્રચરણી હોમ આદિ સૌમિક તંત્ર શરૂ કરવામાં આવે તો પુરોડાશ અલંકરણને માટે પ્રતીક્ષા કરવી પડે. માટે પ્રોક્ષણાદિથી લઇ અલંકરણ પર્યન્ત કર્મનું અનુષ્ઠાન કરી પછી સૌમિકતંત્રનો ઉપક્રમ કરવામાં આવે તો શબ્દમાં કોઇપણ જાતનો વિરોધ આવે નહિ. અર્થાત્ પ્રથમ પ્રાતરનુવાક, પછી પુરોડાશનિર્વાપ અને પછી પ્રચરણી હોમ કરવો. આ ક્રમ રાખવાથી શબ્દમાં કોઇપણ જાતનો વિરોધ આવતો નથી. ॥ ૨૬ ॥

'વૈકૃતયૂપનો જ અપકર્ષ થાય છે. એ અધિકરણને સમજાવે છે.

**असंयोगात् तु वैकृतं तदेव प्रतिकृष्येत ॥ २७ ॥**

**પદાર્થ** :—( तु ) શબ્દ સિદ્ધાંતને સૂચવે છે. ( वैकृतम् ) વિકૃતિયાગમાં વિધાન કરવામાં આવેલું યૂપચ્છેદન ( तत् एव ) તે જ ( प्रतिकृष्येत ) અપકૃષ્ટ કરવામાં આવે છે ( असंयोगात् ) તદુત્તરવર્તી પ્રણયન આદિ અંગોનો અપકર્ષ કરવામાં આવતો નથી.

**ભાવાર્થ** :—જ્યોતિષ્ટોમ પ્રકરણમાં વૈસર્જન હોમ પછી પ્રાચીનવંશગત વહ્નિનું આગ્નીધ્રીયમાં પ્રણયન થાય છે. અને પૂર્વસ્થાપિત સોમનું પ્રાચીન વંશમાં હવે હવિર્ધાનમાં પ્રણયન થાય છે. એ બન્નેના પ્રણયન થયા પછી યૂપનું છેદન આમ્નાત કર્યું છે આ સર્વ સુત્યાદિવસ પહેલાં પ્રાચીન ઔપવસથ્ય દિવસે કરવાનું હોય છે તેમાં યૂપનું છેદન ત્રણ દિવસ પહેલાં દીક્ષા વખતે જ અપકર્ષ કરીને કરી લેવામાં આવે છે ' दीक्षासु यूपं छिनत्ति ' આ પ્રમાણે વિધાન હોવાથી યૂપચ્છેદન ઉત્તરવર્તી પ્રણયન આદિ અંગોનો અપકર્ષ કરવો નહિ. કારણ કે પ્રયોગનિધિમાં બતાવેલો ક્રમ લક્ષણ સંયોગ એમાં હોતો નથી. પ્રણયન એ સોમનું અંગ છે અને યૂપચ્છેદન તો અગ્નિષોમીય પશુનું અંગ છે આ પ્રમાણે પ્રણયન અને છેદનનો જ પરસ્પર ક્રમ અપેક્ષિત જ નથી. માટે કેવળ છેદનનો અપકર્ષ કરવો. ॥ ૨૭ ॥

## દક્ષિણાગ્નિક હોમાનપકર્ષ અધિકરણ

**प्रासंगिकं च नोत्कर्षेत् असंयोगात् ॥ २८ ॥**

**પદાર્થ** :—( च ) અને ( प्रासंगिकम् ) પુરોડાશ ઉપર ઉપકાર કરનાર અનૂયાજ કર્મ ( न उत्कर्षेत् ) દક્ષિણાગ્નિ હોમોનો ઉત્કર્ષ કરતું નથી. ( असंयोगात् ) સંબંધ ન હોવાથી.

**ભાવાર્થ** :—' आग्निमारुतादूर्ध्वमनूयाजैः चरन्ति ' આ વિધાનથી અનૂયાજ કર્મનો ઉત્કર્ષ થાય છે આ અનુયાજ કર્મ પિષ્ટલેપ અને ફલીકરણ નામક દક્ષિણાગ્નિ હોમોનો ઉત્કર્ષ કરતું

નથી. દૃષદ્, ઉપલ અને કપાલ આદિમાં જે પિષ્ટ આશ્લિષ્ટ હોય તેને ઉખેડી જાહૂમાં લીધેલા ચતુર્ગૃહીત ઘીમાં નાંખી દક્ષિણાગ્નિમાં હોમ કરવો તેનું નામ પિષ્ટલેપ હોમ અને તંડુલ કણોને ધ્રામાં નાંખી હોમ કરવો તેનું નામ ફલીકરણ હોમ. આ બન્ને હોમનો અનુયાજ કર્મ સાથે ઉત્કર્ષ થતો નથી. ॥ ૨૮ ॥

'પુરોડાશાભિવાસનાંતનો દર્શમાં અપકર્ષ નથી' એ અધિકરણને સ્પષ્ટ કરે છે.

**तथाऽपूर्वम् ॥ २९ ॥**

પદાર્થઃ—( तथा ) જેમ પ્રાસંગિક અનુયાજ કર્મ પિષ્ટ લેપ હોમનો ઉત્કર્ષ કરતું નથી તેમ ( अपूर्वम् ) પ્રાકૃત વેદિ કર્મ અભિવાસનાન્ત અંગ સમૂહનું અપકર્ષક નથી.

ભાવાર્થઃ—દર્શપૂર્ણમાસ પ્રકરણમાં કપાલમાં શ્રપિત કરેલા પુરોડાશનું આચ્છાદન પ્રથમ આમ્નાત કર્યું છે અને ત્યારબાદ વેદિ કરવાનું આમ્નાન છે. અને આજ ક્રમ પ્રમાણે પૌર્ણમાસી યાગમાં પ્રતિપદ્ ( પડવાને દિવસે ) માં અનુષ્ઠાન કર્યું છે. પણ દર્શ યાગમાં વેદિનો અપકર્ષ આમ્નાત કર્યો છે. ' पूर्वेद्युरमावास्यायां वेदिं करोति ' હવે વેદિ પહેલાં થનાર અભિવાસનાન્ત અંગ સમૂહનો અપકર્ષ કરવો જોઇએ. જો એમ ન કરવામાં આવે તો વેદિમાં વૈગુણ્યનો પ્રસંગ આવે આવું પૂર્વપક્ષનું માનવું છે.

સિદ્ધાંતવાદીનું માનવું છે કે દર્શ યાગ એ કંઇ પૌર્ણમાસી યાગનો વિકાર નથી તેથી વેદિનો અતિદેશ થતો નથી. વેદિ રૂપ પદાર્થ તો અભિવાસન કર્મ પછી દર્શ અને પૂર્ણ માસ યાગમાં સાધારણ રીતે આમ્નાત છે. દાર્શિક વેદિ તો પ્રતિપદ્ પહેલાંજ કરવાનું વિધાન જ છે, અપકર્ષ નથી. જ્યારે વેદિનોજ અપકર્ષ નથી તો પછી અભિવાસનાન્ત અંગ સમૂહના અપકર્ષની તો વાત જ શી ? અર્થાત્ દર્શયાગમાં વેદિનો અપકર્ષ નથી પણ વેદિનું અપૂર્વ વિધાન છે. ॥૨૯॥

'સાંતપનીયા ઇષ્ટિનો ઉત્કર્ષ થાય છે પણ તે અગ્નિહોત્રનો ઉત્કર્ષ કરતી નથી' એ અધિકરણને સ્પષ્ટ કરે છે.

પૂર્વ પક્ષ સૂત્ર **सांतपनीया तूत्कर्षेदग्निहोत्रं सवनवद्वैगुण्यात ॥ ३० ॥**

પદાર્થ :—( तु ) ' तु ' શબ્દ પૂર્વપક્ષને સૂચવે છે ( सवनवत् ) જેમ પ્રાતઃસવનનો ઉત્કર્ષ થાય તો માધ્યંદિન સવનનો ઉત્કર્ષ થાય છે તેમ ( सान्तपनीया ) ઉત્કૃષ્યમાણ થતી સાંતપનીય ઇષ્ટિ પણ ( अग्निहोत्रम् ) અગ્નિ હોત્રનો ઉત્કર્ષ કરે છે ( वैगुण्यात् ) જો ઉત્કર્ષ ન કરવામાં આવે તો કર્મ વિગુણતાને પામે છે.

ભાવાર્થ :—ચાતુર્માસ્ય પ્રકરણ આમ્નાન છે કે ' मरुद्भ्य : सांतपनेभ्यो मध्यन्दिने चरुं निर्वपति ' આ પ્રમાણે સાંતપનીયા ઇષ્ટિ વિહિત છે. આ સાંતપનીયા ઇષ્ટિ કોઇ પણ કારણથી ઉત્કૃષ્યમાણ થાય છે એટલે કે એનો સમય આગળ ધકેલાય છે સાંતપનીયાનો ઉત્કર્ષ થવાથી અગ્નિ હોત્રનો પણ ઉત્કર્ષ થાય છે એટલે અગ્નિ હોત્ર પણ પોતાના સમય કરતા આગળ બીજા કાળમાં અનુષ્ઠિત થાય છે. જો અગ્નિહોત્રનો ઉત્કર્ષ ન થાય તો કર્મમાં વૈગુણ્ય આવે છે. પ્રાતઃ સવનનો ઉત્કર્ષ થાય તો મધ્યંદિનજ સવનનો પણ ઉત્કર્ષ કરવો પડે છે તેમ

ઉત્કૃષ્યમાણ થતી સાંતપનીયા ઇષ્ટિ અગ્નિહોત્રનો પણ ઉત્કર્ષ કરે છે. એવું પૂર્વપક્ષવાદીનું માનવું છે. ॥ ૩૦ ॥

**अव्यवायाच्च ॥ ३१ ॥**

પદાર્થ :—( च ) અને ( अव्यवायात् ) વ્યવધાન ન પડવાથી કર્મ સફલ થાય છે.

ભાવાર્થ :—જો અગ્નિહોત્રનો ઉત્કર્ષ ન કરવામાં આવે અર્થાત્ અગ્નિહોત્રનો સમય આગળ ધકેલવામાં ન આવે અને નિર્ણીત સમયે જ અગ્નિહોત્ર કરવામાં આવે તો ઉત્કૃષ્યમાણ ઇષ્ટિની વચ્ચે જ અગ્નિહોત્ર કરવો પડે અને આ પ્રમાણે કરવાથી અગ્નિહોત્ર વડે સાંતપનીયા ઇષ્ટિ વ્યવહિત થઇ જાય એટલે કે સાંતપનીય ઇષ્ટિની વચ્ચે જ અગ્નિહોત્ર કરવો પડે અને એમ કરવાથી ક્રમનો બાધ થાય છે. માટે ઇષ્ટિ સંપૂર્ણ થયા પછી અગ્નિહોત્ર કરવો અને ઇષ્ટિનો સમય લંબાવાથી અગ્નિહોત્રને પોતાના સમયથી ચ્યુત કરવો પડે છે. જો ક્રમમાં ભેદ કરવામાં આવે તો કર્મમાં દોષ ઉત્પન્ન થાય છે. માટે અગ્નિહોત્રનો પણ ઉત્કર્ષ થવો જોઇએ આવું પૂર્વપક્ષવાદીનું મંતવ્ય છે. ॥ ૩૧ ॥

સિદ્ધાંત સૂત્ર **असम्बन्धात तु नोत्कर्षेत् ॥ ३२ ॥**

પદાર્થ :—( तु ) સિદ્ધાંતને સૂચવે છે. ( असम्बन्धात् ) અગ્નિહોત્ર સાંતપનીય ઇષ્ટિનું અંગ ન હોવાથી એની સાથે અગ્નિહોત્રનો સંબંધ ન હોવાથી ( न उत्कर्षेत् ) ઉત્કર્ષ કરવો નહિ.

ભાવાર્થ: —અગ્નિહોત્ર સાંતપનીય ઇષ્ટિનું અંગ નથી તેથી અગ્નિહોત્રનો સાંતપનીય ઇષ્ટિ સાથે સંબંધ નથી માટે અગ્નિહોત્રનો ઉત્કર્ષ કરવો નહિ અર્થાત્ અગ્નિહોત્રનો કાળ બદલવો નહિ. જે કાળમાં અગ્નિહોત્રનું વિધાન છે તે જ કાળમાં અગ્નિહોત્ર કરવો. ॥ ૩૨ ॥

**प्रापणाच्च निमित्तस्य ॥ ३३ ॥**

પદાર્થ :—( च ) અને ( निमित्तस्य ) નિમિત્ત ( प्रापणात् ) પ્રાપ્ત હોવાથી.

ભાવાર્થ :—અગ્નિહોત્ર કરવાનું નિમિત્ત સાયંકાળ છે. 'सायं जुहोति' આ પ્રમાણે વિધાન છે. સાયંકાળરૂપ નિમિત્ત પ્રાપ્ત હોવાથી નૈમિત્તિક અગ્નિહોત્ર પણ પ્રાપ્ત થવો જ જોઇએ. નિમિત્તનું અતિક્રમણ ન કરવું જોઇએ, આ કારણથી અગ્નિહોત્રનો ઉત્કર્ષ કરવો ન જોઇએ. નિર્ણીત સમય કરતાં જુદા સમયમાં અગ્નિહોત્ર કરવાથી કર્મમાં ઉલટું વૈગુણ્ય ઉત્પન્ન થાય છે. માટે અગ્નિહોત્રનો સમય ફેરવવો ન જોઇએ. ॥ ૩૩ ॥

**सम्बन्धात् सवनोत्कर्षः ॥ ३४ ॥**

પદાર્થ :—( सम्बन्धात् ) સંબંધ હોવાથી ( सवनोत्कर्षः સવનનો તો ઉત્કર્ષ થશે.

ભાવાર્થ:—પ્રાતઃસવન અને મધ્યંદિન સવનનો એક ક્રતુની સાથે સંબંધ હોવાથી પ્રાતઃસવનનો જો ઉત્કર્ષ થાય તો મધ્યંદિનસવનનો પણ ઉત્કર્ષ કરવો જ પડે, માટે सवनवत्

એ જે પૂર્વપક્ષવાદીએ દૃષ્ટાંત આપ્યું છે તે અયોગ્ય છે. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે સાતપનીયા ઇષ્ટિ ઉત્કૃષ્યમાણ થાય છે પણ તેને લીધે અગ્નિહોત્ર ઉત્કૃષ્ટ થતો નથી. એટલે કે વિહિતકાળથી ઇષ્ટિ કોઇપણ કારણથી કરવામાં આવે તો પણ અગ્નિહોત્રનો સમય બદલાતો નથી. સમયને આગળ લેવો એનું નામ ઉત્કર્ષ. ધારો કે છ વાગ્યે કોઇ કર્મ કરવાનું હોય અને પછી કોઈ કારણથી તે કર્મ સાત વાગ્યે કરવામાં આવે તો કર્મનો ઉત્કર્ષ થયો એમ કહેવાય છે. આ મીમાંસકોનો પારિભાષિક શબ્દ છે. ॥ ૩૪ ॥

'ઉકથ્યાનુરોધથી ષોડશીનો ઉત્કર્ષ થાય છે.' એ અધિકરણને સ્પષ્ટ કરે છે.

**षोडशी चोक्थ्यसंयोगात् ॥ ३५ ॥**

**પદાર્થ** :—( च ) અને ( उक्थ्यसंयोगात् ) ઉકથ્યની સાથે ષોડશીનો સંબંધ હોવાથી ( षोडशी ) ષોડશીનામક સ્તોત્રનો ઉત્કર્ષ થાય છે.

**ભાવાર્થ** :—જો દૈવ અથવા માનુષ પ્રતિબંધને કારણે ઉકથ્ય ગ્રહનો ઉત્કર્ષ કરવો પડે તો ષોડશીનામકગ્રહનો પણ ઉત્કર્ષ કરવો. ગ્રહ=પાત્ર. तं पराञ्चमुक्थ्येभ्यो गृह्णाति ઉકથ્યની પછી જ ષોડશીનું ગ્રહણ વિહિત છે માટે ઉકથ્યનો ઉત્કર્ષ ષોડશીના ઉત્કર્ષનું કારણ બને છે ॥ ૩૫ ॥

**" इति मीमांसागुर्जरभाष्ये पञ्चमाध्यायस्य प्रथमः पादः "**



## अथ पञ्चमाध्यायस्य द्वितीयः पादः

### " વાજપેય યાગમાં સર્વ પશુઓને એકી વખતે ઉપાકરણ આદિ ધર્મોનું અનુષ્ઠાન કરવું " એ અધિકરણને સમજાવે છે.

પૂર્વપક્ષ સૂત્ર **सन्निपाते प्रधानानामेकैकस्य गुणानां सर्वकर्म स्यात् ॥ १ ॥**

**પદાર્થ** :—( प्रधानानाम् ) સંસ્કાર્ય બહુ હોય ( सन्निपाते ) અને એકયાગમાં એકી સાથે પ્રયોગ કરવાનો હોય તો ( गुणानाम् ) ગુણોમાંના ( एकैकस्य ) એક એકને ( सर्वकर्म स्यात् ) બધા જ કર્મો અર્થાત્ સંસ્કારો કરવા જોઇએ.

**ભાવાર્થ** :—વાજપેય યાગમાં પ્રાજાપત્ય પશુઓનું દાન કરવું એ સંબંધમાં આ પ્રમાણે પાઠ છે. " सप्तदश प्राजापत्यान् पशूनालभते " વાજપેય યાગમાં સત્તર પશુઓનું દાન કરવું. દાન આપવા પહેલાં દરેક પશુઓને ઉપાકરણ, નિયોજન અને અંજનાદિ સંસ્કાર કરવાના હોય છે. આ સંસ્કારો પ્રકૃતિ યાગમાંથી પ્રાપ્ત છે, કારણ કે વાજપેય યાગ એ વિકૃતિ યાગ છે. એક પશુઓમાં બધા સંસ્કારો કર્યા પછી બીજા પશુઓમાં બધા સંસ્કારો કરવા અને એજ પ્રમાણે ત્રીજા, ચોથા વગેરેને સમજવા. પણ એક પશુને એક બીજા પશુને તે જ એક એમ સત્તરે પશુઓનો સંસ્કાર સમાપ્ત કરી ફરીથી તેજ પશુમાં બીજો સંસ્કાર કરવો. બીજા ત્રીજા પશુઓમાં. એ પ્રમાણે સત્તરે પશુઓમાં બીજો સંસ્કાર પણ સમાપ્ત કરવો. આ પ્રમાણે

ક્રમથી બધાય સંસ્કાર સત્તરે પશુઓમાં કરવા એ પક્ષ પૂર્વવાદીને માન્ય નથી પણ એક પશુમાં બધાય સંસ્કારો પૂરા કરી પછી બીજા પશુમાં બધાય સંસ્કાર પૂરા કરવા અને પછી ત્રીજા એમ સત્તરે પશુઓમાં સંસ્કારો કરવા આવું પૂર્વપક્ષવાદીનુ મંતવ્ય છે. અર્થાત્ ધર્મોનું સાહિત્ય હોવું એ પૂર્વ પક્ષને ઇષ્ટ છે. ધર્મોનાં સાહિત્યને ' काण्डानुसमय " મીમાંસકની પરિભાષામાં કહે છે. પશુઓના ક્રમ પ્રમાણે ધર્મોનો પણ ક્રમ રાખવો એને पदार्थानुसमय કહેવામાં આવે છે.

સિદ્ધાંત સૂત્ર　　　**सर्वेषां वैकजातीयं कृतानुपूर्व्यत्वात् ॥ २ ॥**

**પદાર્થ** :—( वा ) ' वा ' શબ્દ સિદ્ધાંત પક્ષને સૂચવે છે. ( सर्वेषाम् ) બધાય પશુઓને ( एकजातीयम् ) એક જાતીય ઉપાકરણ સંસ્કાર કર્યા પછી બીજો સજાતીય સંસ્કાર કરવો ( कृतानुपूर्व्यत्वात् ) હેય પશુઓના સાહિત્યથી એજ ક્રમ સૂચિત થાય છે.

**ભાવાર્થ** :—જો ગુણોનું સાહિત્ય લઇ ધર્મોનું અનુષ્ઠાન એકજ પશુમાં સમગ્ર રૂપે કરવામાં આવે તો ગુણીઓનું સાહિત્ય બની શકશે નહિ. ગુણોના સાહિત્ય કરતાં ગુણીઓનું સાહિત્ય પ્રબળ હોય છે. પશુઓ ગુણી કહેવાય છે, અને તેને કરવામાં આવતા નિયોજન આદિ સંસ્કારો ગુણો કહેવાય છે. ગુણીઓનું સાહિત્ય પ્રબળ હોવાથી સંસ્કારોનો જ ક્રમ માનવો જોઇએ. અર્થાત્ સત્તર પશુઓનો વારાફરતી ઉપાકરણ સંસ્કાર કરી લેવો ત્યારબાદ એજ પશુઓનો વારાફરતી નિયોજન સંસ્કાર કરવો એજ પ્રમાણે ત્રીજો સંસ્કાર કરવો. આ પ્રમાણે પદાર્થાનુસમય રાખવો એજ સિદ્ધાંત પક્ષ છે. ' सर्वेषु पशुषु एकैकं उपाकरणादि धर्मः कर्तव्यः ' इत्येवं पदार्थानुसमयोऽभ्युपेतव्यः ॥ આ પ્રમાણે માધવાચાર્ય પણ સ્વીકારે છે. ॥ ૨ ॥

**કોઇક ઠેકાણે એકજ ગુણી પદાર્થમાં વારા ફરતી બધા સંસ્કારો કર્યા પછી બીજા ગુણી પદાર્થમા સંસ્કારો કરવા આવો ' કાંડાનુસમય ' પણ સિદ્ધાંત તરીકે માનવામાં આવે છે.**

**कारणादभ्यावृत्तिः ॥ ३ ॥**

**પદાર્થ**:—( कारणात् ) કારણને લીધે ( अभ्यावृत्तिः ) ક્રમથી બધાય સંસ્કારો એક પદાર્થમાં કરી પછી બીજામાં બધાય સંસ્કારો કરવા.

**ભાવાર્થ** :—જ્યાં બહુ પુરોડાશોમાં ધર્મોનું અનુષ્ઠાન કરવાનું હોય ત્યાં ધર્મોના ક્રમ પ્રમાણે અનુષ્ઠાન કરવું. અર્થાત્ એક પુરોડાશમાં અધિશ્રયણ આદિ બધા સંસ્કારો સંપૂર્ણ કરી પછી બીજા પુરોડાશમાં તેજ સંસ્કારો કરવા. જો ઉપર પ્રથમ અધિકરણમાં કહ્યા પ્રમાણે પુરોડાશોનો ક્રમ સાચવવા જાય તો તપેલા એક કપાલમાં પહેલો પુરોડાશ નાંખ્યો પછી બીજા કપાલમાં બીજો પુરોડાશ નાંખ્યો એમ બહુ પુરોડાશો તપેલા કપાલમાં નાંખતા જ જાય અને પ્રથમના પુરોડાશને ફેરવવામાં ન આવે તો બધાય પુરોડાશો કપાલમાં નાંખવાના સમયમાં તો પહેલો પુરોડાશ બળીને ભસ્મ થઇ જાય માટે પ્રથમ પુરોડાશમાં અધિશ્રયણ આદિ બધા સંસ્કારો કરી નાંખવા. એક પુરોડાશ તૈયાર થઇ ગયા પછી બીજો પુરોડાશ બનાવવો અને એજ પ્રમાણે ત્રીજો વગેરે. આ ક્રમને ' કાંડાનુસમય ' કહેવામાં આવે છે અને બહુ પુરોડાશાદિ સ્થળમાં ' કાંડાનુસમય ' ક્રમ જ અનુષ્ઠેય છે. ॥ ૩ ॥

## મુષ્ટિકપાલ-આદિનો સમુદાયાનુસમય-અધિકરણ

**પૂર્વપક્ષ સૂત્ર મુષ્ટિકપાલાવદાનાઞ્જનાભ્યઞ્જનવપનપાવનેષુ चैकेन ॥ ४ ॥**

પદાર્થ :--( च ) પૂર્વપક્ષને સૂચિત કરે છે. ( मुष्टिकपालावदानाञ्जनाभ्यञ्जनवपन पावनेषु ) મુષ્ટિ, કપાલ, અવદાન, અંજન, અભ્યંજન, વપન અને પાવનોમાં ( एकेन ) એક એકનું અનુષ્ઠાન હોવું જોઈએ.

ભાવાર્થ :—' દર્શપૂર્ણમાસ ' યાગના અવાન્તર " આગ્નેય " તથા " અગ્નીષોમીય " યાગમાં આ પ્રમાણે પાઠ છે " चतुरो मुष्टीर्निर्वपति " પુરોડાશ બનાવવા માટે ચાર મુંઠ લોટનો નિર્વાપ કરે. આગ્નેય યાગ તથા અગ્નીષોમીય યાગને માટે પુરોડાશ બનાવવાના હોય છે. અને તેને માટે ચાર ચાર મુઠિ લોટ લેવાનો હોય છે. અહીં પૂર્વ પક્ષનું એવું કહેવું છે કે એક મુઠિ આગ્નેય પુરોડાશને માટે લઇ પછી એક મુઠિ અગ્નિષોમીય પુરોડાશને માટે લોટ લેવો ફરીથી બીજી મુઠિ આગ્નેય પુરોડાશ માટે અને પછી અગ્નીષોમીય પુરોડાશ માટે એ પ્રમાણે ચાર મુઠિ આગ્નેય અને અગ્નીષોમીય પુરોડાશ માટે લઈ પૂર્ણ કરવો. આને પૂર્વસૂત્રમાં બતાવ્યા પ્રમાણે ' પદાર્થાનુસમય ' કહે છે. અવદાન, અંજન, અભ્યંજન વપન અને પાવનમાં પણ આ જ પદાર્થાનુસમય પ્રમાણે ક્રમ રાખવો. આવું પૂર્વપક્ષનું મંતવ્ય છે. ॥ ૪ ॥

**સમાધાન સૂત્ર सर्वाणि त्वेककार्यत्वादेषां तद्गुणत्वात् ॥ ५ ॥**

પદાર્થ :—( तु ) 'तु' શબ્દ પૂર્વપક્ષના નિરાકરણ માટે આવેલો છે. ( सर्वाणि ) ચાર મુષ્ટિ નિર્વાપ, કપાલોનું ઉપધાન વગેરે ( एककार्यत्वात् ) પુરોડાશાદિરૂપ એક એ કાર્ય હોવાથી એક જ પદાર્થ માનવો જોઈએ. ( एषाम् ) એનો ( तद्गुणत्वात् ) વિશિષ્ટ અપૂર્વ અંગ હોવાથી વિશિષ્ટ જ પદાર્થ છે.

ભાવાર્થ :—એક કાર્ય સંપૂર્ણ કર્યા પછી બીજું કાર્ય કરવું. જેમ કે ચાર મુષ્ટિ નિર્વાપ આગ્નેય પુરોડાશને માટે કરવાનો છે તો તે ચાર મુષ્ટિ નિર્વાપ કરી પછી જ અગ્નીષોમીય માટેના પુરોડાશનો નિર્વાપ કરવો. એક કાર્ય પૂરું થયું એટલે તે એક પદાર્થ થયો કહેવાય. એક મુઠિનો નિર્વાપ એક પુરોડાશને લેવો અને બાકીની ત્રણ મુઠિ અગ્નીષોમીય પુરોડાશ માટે નિર્વાપ કરી પછી લેવો એ તો પદાર્થનો એક દેશ થયો કહેવાય એ પ્રમાણે નિર્વાપ ન કરવો. એક પદાર્થનું સંપૂર્ણ અનુષ્ઠાન કરી પછી બીજા પદાર્થનું અનુષ્ઠાન કરવું. આ પદ્ધતિને પૂર્વસૂત્રમાં ' કાંડાનુસમય ' કહ્યો છે. એટલે કાંડાનુસમય પ્રમાણે નિર્વાપ, કપાલ, અવદાન, અંજન, અભ્યંજન, વપન અને પાવન કાર્યનું અનુષ્ઠાન કરવું. એ સિદ્ધાંતપક્ષ છે. ॥ ૫ ॥

### ' અવદાન પ્રદાનાનનુસમય છે ' એ અધિકરણની સ્પષ્ટતા કરે છે.

**संयुक्ते तु प्रक्रमात्तदङ्गं स्यादितरस्य तदर्थत्वात ॥ ६ ॥**

પદાર્થ :—( तु ) 'तु' શબ્દ સિદ્ધાંત સૂચક છે. ( संयुक्ते ) ચતુરવત્તનો હોમ કરવો હોય ત્યારે ( प्रक्रमात् ) ચતુરવત્તનો ઉપક્રમ કરેલો હોવાથી ( इतरस्य ) અવદાન પછી ઉપસ્તરણ આદિ કર્મો ( तदर्थत्वात ) હોમને માટે હોવાથી ( स्यात् ) એકજ પદાર્થ છે એમ સમજવું જોઈએ.

ભાવાર્થ :—હોમ પર્યન્ત અવદાન એક જ પદાર્થ માનવામાં આવે છે. 'चतुरवत्तं जुहोति' આ વ કયથી એક જ હોમ પદાર્થ વિહિત છે. ઉપસ્તરણ અને અભિધારણ એ તો અવદાનના અવયવો માનવામાં આવે છે. આ ઉપરથી એ સિદ્ધ થાય છે કે, પુરોડાશમાંથી ચાર વખત અવદાન કરી પછી તે અવત્તને ઉપસ્તરણ અને અભિધારણ કરી તેનો હોમ કરવો. આ પ્રમાણે આગ્નેય હોમ કર્યા પછી એજ પ્રમાણે અગ્નીષોમીય હોમ કરવો. પૂર્વ પક્ષવાદીનું એવું માનવું છે કે પહેલાં આગ્નેય પુરોડાશનું અવદાન કરવું અને પછી અગ્નીષોમીય પુરોડાશનું અવદાન કરવું. ઉપસ્તરણ અને અભિધારણનો પણ એજ ક્રમ રાખવો અને પછી હોમ કરવો. આ પ્રમાણે ક્રમ રાખવો એ અસત્ય છે. કારણ કે કેવળ અવદાન સંપૂર્ણ પદાર્થ નથી. સંપૂર્ણ પદાર્થ તો અવદાન, ઉપસ્તરણ, અભિધારણ અને હોમ એ ચાર મળીને થાય છે. માટે ઉપર બતાવેલી સિદ્ધાન્તપક્ષની રીત જ માનવા યોગ્ય છે. ॥ ૬ ॥

## અંજનાદિ પરિવ્યાણાન્તાનુસમયાધિકરણ

**वचनात्तु परिव्याणान्तमञ्जनादि स्यात् ॥ ७ ॥**

પદાર્થ :— ( तु ) સિધ્ધાંતને સૂચવે છે. ( अञ्जनादि ) અંજન આદિ ( परिव्याणान्तम् ) પરિવ્યાણ પર્યન્ત સંસ્કારોનું સંપૂર્ણ રૂપે અનુષ્ઠાન ( स्यात् ) થાય. ( वचनात् ) વાકયવિશેષથી એવું જણાતું હોવાથી.

ભાવાર્થ :—અગ્નિષોમીય પશુયૂપના કેટલાક સંસ્કારો કરવાના હોય છે. यूपस्य घृतेनाञ्जनम् उच्छ्रयणम्, अवटस्य समूहनम्, यूपमूलस्य परिबृंहणम्, मध्ये रशनाया परिव्याणम् इत्येते पदार्था आम्नाता : । આ પ્રમાણે માધવાચાર્યે જૈમિનીય ન્યાયમાલામાં જણાવ્યું છે. જ્યાં અનેક યૂપો હોય છે ત્યાં અંજન, ઉચ્છ્રયણ, અવટ સમૂહન, મૂલ પરિબૃંહણ અને રશનાથી પરિવ્યાણ આ બધા સંસ્કારો એક યૂપને પૂર્ણ કર્યા પછી બીજા યૂપને કરવા એવો સિદ્ધાંત પક્ષ છે. કારણ કે अञ्जनादि परिव्याणान्तं यजमानो यूपं नोत्सृजति અંજનથી માંડી પરિવ્યાણ પર્યન્ત સંસ્કારો કર્યા વગર યજમાને યૂપને છોડવો નહિ. આવું વચન છે. અંજન આદિને પદાર્થો કહે છે. આ બધા પદાર્થો એક યૂપને ક્રમથી કર્યા પછી જ યજમાને બીજો યૂપ હાથમાં લેવો તે પહેલાં નહિ. એટલે અહીં કાંડાનુસમય વિહિત છે. ॥ ૭ ॥

પૂર્વ પક્ષ સૂત્ર **कारणाद् वाऽवसर्गः स्याद्यथा पात्रवृद्धिः ॥ ८ ॥**

પદાર્થ :—( वा ) અથવા આ શબ્દ પૂર્વપક્ષને સૂચિત કરે છે. ( कारणात् ) અધ્વર્યુ સહાયરૂપ કારણને લીધે ( अवसर्गः स्यात् ) યજમાનથી અતિરિકતની કલ્પના કરવી જોઇએ. ( यथा पात्रवृद्धिः ) પ્રયાજ અને અનૂયાજ યાગમાં આજ્ય અને પૃષદાજ્ય બે દ્રવ્ય હોમને માટે હોય છે તે બે દ્રવ્યને રાખવાને માટે એક બીજા પાત્રની કલ્પના જેમ કરવી પડે છે, તેમ યજમાન સિવાય બીજાની પણ કલ્પના કરવી જોઇએ.

ભાવાર્થ :—અધ્વર્યુરૂપ બીજો સહાયક યજમાનને વિહિત હોવાથી એક યૂપને અંજનરૂપ એક સંસ્કાર કરી પછી બીજા યૂપને અંજન સંસ્કાર કરવો એ પ્રમાણે બધાય યૂપને એક સંસ્કાર કરી રહ્યા પછી તે જ યૂપોને બીજો સંસ્કાર ક્રમથી કર્યે જવો અને પછી ત્રીજો

એમ સમગ્ર સંસ્કારો કરવા. એટલે પૂર્વપક્ષવાદી કાંડાનુસમય નહી પણ પદાર્થાનુસમય અહીં માને છે. જેમ આજ્ય અને પૃષદાજ્ય બે દ્રવ્ય પ્રયાજ અને અનૂયાજ યાગમાં હોય છે અને બે દ્રવ્યને માટે બીજા પાત્રની કલ્પના કરવી પડે છે કારણ કે એક જ પાત્રમાં બે દ્રવ્ય ન રહી શકે તેમ અહીં પણ અધ્વર્યુની સહાયકરૂપ કલ્પના કરવી જોઈએ. આજ્ય=ઘી. પૃષદાજ્ય=દધિમિશ્રિત ઘી. એટલેકે દહીં મેળવેલું ઘી. આ પ્રમાણે દરેક યૂપને ક્રમથી ઉક્ત સંસ્કારો કરવા એવું પૂર્વપક્ષવાદીનું મંતવ્ય છે. ॥ ૮ ॥

પૂર્વપક્ષને દૂષિત કરે છે.

**न वा शब्दकृतत्वान्न्यायमात्रमितरदर्थात् पात्रवृद्धिः ॥ ९ ॥**

પદાર્થ :—( न वा ) આ બન્ને શબ્દો પૂર્વપક્ષના નિરાકરણ માટે છે. ( शब्दकृतत्वात ) એક યૂપમાં યજમાને બધા સંસ્કારો કર્યા પછી જ બીજા યૂપના સંસ્કારો કરવાં એજ શબ્દગમ્ય છે ( इतरत ) બીજા સહાયની કલ્પના કરવી એ તો ( न्यायमात्रम् ) કલ્પના માત્ર છે. ( पात्रवृद्धिः ) પાત્રાન્તરની કલ્પના તો ( अर्थात ) અનુસરીને હોવાથી ન્યાય્ય છે.

ભાવાર્થ:—યૂપના બધા સંસ્કારો યજમાને જ કરવાના હોય છે. અધ્વર્યુએ નહિ. માટે અધ્વર્યુની કલ્પના કરવી એ વ્યર્થ છે. યજમાને એક યૂપમાં સમગ્ર સંસ્કારો કરી બીજા યૂપમાં સંસ્કારો કરવા એજ પક્ષ ઇષ્ટ છે. અનૂયાજમાં પાત્રાન્તરની કલ્પના કરવી એ તો અનુમાન પ્રમાણથી સિદ્ધ થાય છે કારણ કે એક જ પાત્રમાં આજ્ય રૂપ દ્રવ્ય અને પૃષદાજ્ય રૂપ દ્રવ્ય રહી શકતાં નથી. પણ અહીં તો યજમાન સર્વ યૂપોના સંસ્કારો ન કરી શકે એવું કહ્યું જ નથી માટે કાંડાનુસમય જ ન્યાય્ય છે. ॥ ૯ ॥

## દેવતાદ્યવદાનમાં પદાર્થાનુસમયાધિકરણ

પૂર્વપક્ષ સૂત્ર **पशुगणे तस्य तस्यापवर्जयेत् पश्वेकत्वात् ॥ १० ॥**

પદાર્થ :—( पशुगणे ) દાનમાં દેવા યોગ્ય પશુઓના સમુદાયમાં (तस्यतस्य) તે તે અવદાન અને હોમ એક પશુ સંબંધી પુરોડાશાદિ હવિષૂમાં ( अपवर्जयेत ) સમાપ્ત કરવાં જોઈએ ( पश्वेकत्वात् ) પ્રકૃતિ યાગમાં જેવી રીતે એક પશુને ઉદ્દેશીને થાય છે તેમ. કારણ કે પશુત્વ રૂપ ધર્મ સર્વ પશુઓમાં એક છે.

ભાવાર્થ :—પ્રાજાપત્ય સત્તર પશુઓનું દાન કરતી વખતે પુરાડાશનું જે અવદાન કરવામાં આવે છે તે અવદાન એક પુરોડાશમાંથી વારા ફરતી ત્રણે અવદાન પૂરા કરવા અને પછી બીજા પુરોડાશમાંથી પણ તેજ પ્રમાણે કરવાં. દૈવત, સૌવિષ્ટકૃત અને ઇડા ભક્ષણાર્થક એ ત્રણે અવદાન એક એકમાં સમાપ્ત કરવાં. પ્રકૃતિ યાગમાં એક પશુને ઉદ્દેશીને પુરાડાશ રૂપ હવિષૂમાં પણ એજ રીતે ત્રણ અવદાન કરવામાં આવે છે. પશુગણમાં પણ તેજ રીતે કરવું. ॥ ૧૦ ॥

સિદ્ધાંત સૂત્ર **दैवते वैककर्म्यात् ॥ ११ ॥**

પદાર્થ :—( वा ) 'વા' શબ્દ સિદ્ધાંતને સૂચવે છે. ( दैवतैः ) દૈવત અવદાનોનો અનુક્રમ હોવો જોઈએ. અર્થાત્ સર્વ પુરોડાશમાંથી પ્રથમ દૈવત અવદાન પછી સર્વ પુરોડા-

માંથી સૌવિષ્ટકૃત અને પછી સર્વ પુરોડાશમાંથી ઐડ અવદાન કરવાં જોઇએ ( ऐककर्म्यात् ) એક પ્રયોગ હોવાથી.

**ભાવાર્થ** :—જેટલા પુરોડાશ હોય તે બધામાથા પ્રથમ દૈવત અવદાન કરવું ત્યારપછી બધામાંથાં સૌવિષ્ટકૃત અને ત્યારપછી બધામાંથી ભક્ષણાર્થ અવદાન કરવું. આ પ્રમાણે અનુસમય ક્રમથી અવદાનો કરવાં એક જ પુરોડાશમાંથી એક સાથે ત્રણે અવદાનો કરી બીજામાંથી પછી ત્રીજામાંથા એવી રીતે કાંડાનુસમય પ્રમાણે અનુષ્ઠાન ન કરવું. કારણ કે આ એક જ પ્રયોગ હોવાથી સત્તરેમાંથી પ્રથમ એક અવદાન ક્રમથી બધામાંથી કરી દૈવત અને પછી ઐડ અવદાનો કરવાં. મીમાં કની પરિભાષામાં આને પદાર્થાનુસમય કહેવામાં આવે છે. અવદાન એટલે સંપૂર્ણ પદાર્થનો અમુક ભાગ લેવો તે. આ પ્રમાણે ક્રમથી અવદાનો કરી પછી હોમ કરવો. ॥ ૧૧ ॥

**मन्त्रस्य चार्थवत्वात् ॥ १२ ॥**

**પદાર્થ** :—( च ) અને ( मन्त्रस्य ) મન્ત્રની ( अर्थवत्वात् ) અર્થવત્તા હોવાથી.

**ભાવાર્થ** ;—અવદાન કરતી વખતે " त्वं ह्यग्ने प्रथमो मनोता " આ મંત્ર બોલવામાં આવે છે. આ મંત્રનું ઉચ્ચારણ સાર્થક છે. એક વાર મંત્ર બોલી બધાય પુરોડાશમાંથી અવદાન કરવાથી ઉચ્ચારણમાં લાઘવ આવે છે અને જો એક જ પુરોડાશમાંથી એકી સાથે ત્રણે અવદાન કરવામાં આવે તો સત્તર હવિષોને માટે સત્તર વખત મંત્ર બોલવો પડે. આ પ્રમાણે ગૌરવ રૂપ દોષ ઉત્પન્ન થાય છે; માટે પદાર્થાનુસમય પ્રમાણે અનુષ્ઠાન કરવું જોઇએ. દેવતાને ઉદ્દેશીને જે અવદાન કરવામાં આવે તે દૈવત અવદાન સ્વિષ્ટકૃતને ઉદ્દેશી કરવમાં આવતું સૌવિષ્ટકૃત અવદાન અને ઇડા અર્થાત્ ભક્ષણને ઉદ્દેશી કરવામાં આવતું અવદાન ઐડ અવદાન કહેવામાં આવે છે. સર્વમાંથી આ પ્રમાણે અવદાનો કરી લીધા પછી હોમ કરવો જોઇએ. ॥ ૧૨ ॥

## જુદાં જુદાં બીજોની ઇષ્ટિમાં ઉલૂખલાદિની તંત્રતા છે એ અધિકરણને સમજાવે છે.

સિદ્ધાંત સૂત્ર **नानाबीजेष्वेकमुलूखलं विभवात् ॥ १३ ॥**

**પદાર્થ** :—( नानाबीजेषु ) જુદાં જુદાં અન્નની ઇષ્ટિ કરવી હોય ત્યારે ( उलूखलम् ) ઉલૂખલ ( एकम् ) એક જ જોઇએ. ( विभवात् ) કારણ કે એકથી બધાં અન્નો નિષ્પન્ન થઇ શકતાં હોવાથી.

**ભાવાર્થ** :—રાજસૂય યજ્ઞમાં " अग्नये गृहपतये पुरोडाशमष्टाकपालं निर्वपति कृष्णानां व्रीहीणां " सोमाय वनस्पतये श्यामाकं चरुमिति " આ વાક્યથી જુદી જુદી જાતનાં અન્નોમાંથી પુરોડાશનું વિધાન થાય છે. આ બધાં અન્નોને ખાંડવા માટે એક જ ખાંડણી પર્યાપ્ત છે. જેટલી જાતનાં અન્ન હોય તેટલી ખાંડણી એટલે ઉલૂખલોનો ઉપયોગ કરવાની જરૂર નથી. અન્નના અવઘાત માટે, કૃષ્ણાજિનનું આસ્તરણ, તેના ઉપર ઉલૂખલનું સ્થાપન, પછી ઉલૂખલમાં અન્ન નાંખવું ( બીજોનો આવાપ ) પછી અવઘાત કરવો એટલે ખાંડવું. પછી સૂપડાથી પરાવપણ કરવું પછી તંડુલ આદિ કણોનું પૃથક્કરણ કરવું આ પ્રમાણે કૃષ્ણાજિનાસ્તરણથી માંડી તંડુલ નિષ્પત્તિ સુધી એક જ પદાર્થ માનવામાં આવે છે. આ કારણથી સર્વ બીજોનો અવ-

ઘાત કરવા માટે એક જ ઉલૂખલ પર્યાપ્ત છે જેટલાં અન્ન તેટલા ઉલૂખલોની જરૂર નથી. આ પ્રમાણે સિદ્ધાંત પક્ષનું માનવું છે. ॥ ૧૩ ॥

**પૂર્વ પક્ષ સૂત્ર** **विवृद्धिर्वा नियमादानुपूर्व्यस्य तदर्थत्वात् ॥ १४ ॥**

પદાર્થ ( वा ) પૂર્વપક્ષને સૂચવે છે. ( विवृद्धि: ) ઉલૂખલની વૃદ્ધિ હોવી જોઇએ. ( आनुपूर्व्यस्य नियमात् ) પાઠક્રમનો પ્રકૃતિમાં નિયમ હોવાથી અર્થાત્ ઉલૂખલમાં હવિષ્ નાંખવું પછી તરત જ અવહનન કરવું. જેટલી જાતનાં ધાન્ય હોય તે બધાનો એક ઉલૂખલમાં આવાપ સંભવી શકે નહિ કારણ બીજાનું મિશ્રણ થવાનો સંભવ છે ( तदर्थत्वात् ) ઉલૂખલ હવિષ્યના આવાપને માટે જ હોય છે.

ભાવાર્થ :—એક ઉલૂખલથી કાર્ય સરશે નહિ. જેટલી જાતનાં ધાન્ય હોય તેટલાં ઉલૂખલો જોઇએ એક જ ઉલૂખલમાં વારા ફરતી ધાન્યોને ખાંડવામાં આવે તો પણ એકમાં બીજા ધાન્યનું મિશ્રણ થવાનો સંભવ છે અને તે પ્રમાણે થવું ઇષ્ટ નથી. કૃષ્ણાજિનથી માંડી ધાન્યનિષ્પત્તિ પર્યન્ત એક પદાર્થ પણ નથી પણ ભિન્ન ભિન્ન પદાર્થો છે. માટે અનેક ઉલૂખલો હોવાં જરૂરનાં છે. આવું પૂર્વપક્ષવાદીનું માનવું છે. ॥ ૧૪ ॥

**સિદ્ધાંત સૂત્ર** **एकं वा तण्डुलभावात् हन्तेस्तदर्थत्वात् ॥ १५ ॥**

પદાર્થ:—( वा ) અથવા ( एकम् ) એક જ ઉલૂખલ પર્યાપ્ત છે ( तण्डुल भावात् ) તંડુલ ડાંગરમાંથી કાઢતા સુધી એક જ પદાર્થ સમજવો ( हन्ते: ) અવ ઉપસર્ગ પૂર્વક હન્તિનો અર્થ ( तदर्थत्वात् ) તંડુલ નિષ્પત્તિ માટે જ હોય છે.

ભાવાર્થ :—એક જ ઉલૂખલ જુદાં જુદાં ધાન્ય ખાંડવા માટે પૂરતો છે. એક ધાન્ય ખાંડી લીધા પછી બીજું ધાન્ય તેજ ઉલૂખલમાં ખાંડવું. અવઘાત અનાજની સિદ્ધિ માટે હોય છે. એક ધાન્યમાં બીજા ધાન્યના કણો ન મળી જાય તેને માટે બહુ ધ્યાન રાખવું. જેટલાં ધાન્ય તેટલા ઉલૂખલોનો ઉપયોગ કરવાની કશી જરૂર નથી ॥ ૧૫ ॥

**' અગ્નીષોમીયપશુયાગમાં પ્રયાજાનુયાજમાં પાત્રભેદ છે '**
**એ અધિકરણને સમજાવે છે**

**विकारे त्वनुयाजानां पात्रभेदोऽर्थभेदात् ॥ १६ ॥**

પદાર્થ ;—( तु ) પાત્રના ભેદ સૂચક છે. ( विकारे ) અગ્નીષોમી પશુ વિકૃતિ યાગમાં ( अनुयाजानाम् ) અનુયાજ અને પ્રયાજના ( पात्रभेद: ) પાત્રનો ભેદ ( स्यात् ) છે ( अर्थ भेदात् ) હોતવ્ય આજ્ય રૂપ હવિષમાં ભેદ હોવાથી.

ભાવાર્થ ;—દર્શપૂર્ણમાસ રૂપ પ્રકૃતિ યાગમાં પ્રયાજ અને અનુયાજને માટેના આજ્યરૂપ હવિષ્યને માટે એક જ ઉપભૃત્ નામક પાત્ર હોય છે प्रकृतिवद् विकृति: कर्तव्या આ અતિદેશ વાક્યથી અગ્નીષોમીય વિકૃતિયાગમાં પણ એક જ પાત્ર હોવું યોગ્ય છે. ઉપર જેમ ઉલૂખલનો પર્યાયથી ઉપયોગ થાય છે એમ કહ્યું છે તેમ અહીં પણ પાત્રનો પર્યાયથી ઉપયોગ કરવો. આવું

પૂર્વપક્ષવાદીનું કથન થાય છે. પણ સિદ્ધાંત એમ છે કે વિકૃતિ યાગમાં અનૂયાજનું દ્રવ્ય જુદું હોય છે. અર્થાત્ પ્રયાજને માટે કેવળ ઘૃત રૂપ દ્રવ્ય હોય છે પણ અનૂયાજને માટે પૃષદાજ્યેન અનુયાજાન् यजति આ વાક્યને આધારે 'પૃષદાજ્ય' દ્રવ્ય હોય છે. પૃષદાજ્ય એટલે 'दधिमिश्रमाज्यम्' દહીંથી મળેલું ઘી. શુદ્ધ ઘૃત અને મિશ્રિત ઘૃત બન્ને એક પાત્રમાં હોવું સંભવિત નથી માટે પાત્રભેદ હોવો જોઈએ. અર્થાત્ બે રાખવાં ॥ ૧૬ ॥

## ''નારિષ્ટહોમ' નું ઉપહોમની પહેલાં અનુષ્ઠાન કરવું જોઇએ.' એ અધિકરણને સમજાવે છે.

સિદ્ધાંત સૂત્ર प्रकृतेः पूर्वोक्तत्वात् अपूर्वमन्ते स्यान्नह्यचोदितस्य शेषाम्नानम् ॥१७॥

પદાર્થ :—(प्रकृतेः) પ્રકૃતિના ધર્મો (पूर्वोक्तत्वात्) ઉત્પતિવાક્યના શ્રવણ વખતે જ કથંભાવાકાંક્ષાના પૂરક હોવાથી પ્રકૃતિની માફક પૂર્વજ અનુષ્ઠિત કરવા જોઇએ. (अपूर्वम्) વૈકૃત અંગ (अन्ते स्यात्) પછીથી અનુષ્ઠિત કરવા (हि) કારણ કે (अचोदितस्य) અંગીની પહેલાં અવિહિતને (शेषाम्नानम् न) પૂર્વવિહિત સમાન અંગતા પ્રાપ્ત થઇ શકે નહિ.

ભાવાર્થ :—અગ્ન્યાદિ દેવતાયુક્ત કૃતિકા આદિ નક્ષત્રોને ઉદ્દેશીને કામ્ય ઇષ્ટિઓ વિહિત છે. 'अग्नये कृत्तिकाभ्यः पुरोडाश मष्टाकपालम्' ઇત્યાદિ. તેમાં अग्निर्नः पातु कृत्तिकाः ઇત્યાદિ યાજ્યાનુંવાક્યાપુરસ્સર પ્રધાન હોમોનું અનુષ્ઠાન થાય છે. તે જ ઠેકાણે ઉપહોમો પણ વિહિત છે. તે આ પ્રમાણે છે. सोऽत्र जुहोति—अग्नये स्वाहा, कृत्तिकाभ्यः स्वाहा, अम्बायै स्वाहा, दुलायै स्वाहा' ઇત્યાદિ. અને નારિષ્ટહોમ અતિદેશ વાક્યથી પ્રાપ્ત થાય છે, दश ते तनुवो यज्ञ-यज्ञियाः ઇત્યાદિ મંત્રોથી આજ્યાહુતિઓ જે વિહિત છે તેને નારિષ્ટહોમ કહેવામાં આવે છે. આ ઠેકાણે એવો ક્રમ સિદ્ધાંતપક્ષમાં છે કે પ્રથમ હોમ, પછી નારિષ્ટહોમ અને ત્યાર પછી ઉપહોમોનું અનુષ્ઠાન કરવું જોઇએ. કારણ કે નારિષ્ટહોમનું જે અંગત્વ ગ્રહણ થાય છે તે પ્રાકૃતહોમની વખતે જ થાય છે. અર્થાત્ નારિષ્ટહોમ પહેલાં અને ઉપહોમ પછીથી અનુષ્ઠિત કરવા. ॥ ૧૭ ॥

પૂર્વપક્ષ સૂત્ર. मुख्यानन्तर्यमात्रेयस्तेन तुल्यश्रुतित्वादशब्दत्वात्प्राकृतानां व्यवायः स्यात् ॥ १८ ॥

પદાર્થ :—(मुख्यानन्तर्यम्) ઉપહોમ મુખ્ય હોમ પછી તરત જ અનુષ્ઠિત કરવા (आत्रेयः) એ આત્રેય ઋષિ માને છે. (तेन) પ્રધાન (तुल्यश्रुतित्वात्) સાથ તુલ્ય શ્રવણ હોવાથી. (प्राकृतानाम्) નારિષ્ટહોમ પ્રાકૃત છે છતાં તે અશાબ્દ હોવાથી ઉપહોમ કરતાં વિલંબ છે તેથી (व्यवायः स्यात्) ઉપહોમની પછી જ અનુષ્ઠાન થવું યોગ્ય છે.

ભાવાર્થ :—આત્રેય આચાર્યનું એવું માનવું છે કે નારિષ્ટહોમનું ઉપ હોમની પછી અનુષ્ઠાન કરવું. જેમ પ્રધાન હોમનું પ્રત્યક્ષ શ્રવણ છે તેમ વૈકૃત હોમનું પણ પ્રત્યક્ષ શ્રવણ છે. પ્રાકૃત નારિષ્ટહોમનું પ્રત્યક્ષ શ્રવણ નથી માટે તે આનુમાનિક ગણાય છે આ કારણથી તેનું વિલંબથી ઉપસ્થાન થતું હોવાથી પ્રાકૃત હોમ અને નારિષ્ટહોમ વચ્ચે વૈકૃત હોમનું વ્યવધાન હોવું જોઈએ. એટલે કે નારિષ્ટ હોમનું અનુષ્ઠાન છેલ્લું થવું જોઇએ. ॥ ૧૮ ॥

સિદ્ધાંત સૂત્ર અન્તે તુ बादरायणः तेषां प्रधानशब्दत्वात् ॥ १९ ॥

પદાર્થ :--( बादरायणः ) બાદરાયણ-આચાર્ય એવું માને છે કે ( अन्ते तु ) નારિષ્ટ હોમ પછી જ વૈકૃત હોમો થવા જોઈએ. ( तेषां प्रधानशब्दत्वात् ) કારણ કે નારિષ્ટ હોમ પ્રધાન હોમના જે વિધાયક શબ્દો છે તેના જ વિષય થાય છે.

ભાવાર્થ :—બાદરાયણ આચાર્ય એવું માને છે કે પ્રાકૃત હોમ સાથે નરિષ્ટ હોમનો સંબંધ હોવાથ. ઉપહોમ કરતાં પણ નારિષ્ટ હોમનું પ્રથમ અનુષ્ઠાન થવું જોઇએ અને એજ સિદ્ધાંત છે. ॥ ૧૯ ॥

तथा चान्यार्थदर्शनम् ॥ २० ॥

પદાર્થ :—( तथा च ) અને તે જ પ્રમાણે ( अन्यार्थदर्शनम् ) અન્ય અર્થનું પણ દર્શન થાય છે.

ભાવાર્થ :—જે પ્રથમ જણાય તેનું પ્રથમ અનુષ્ઠાન કરવું જોઇએ. આગ્નેય કર્મ પ્રથમ જણાય છે. (अग्निर्हि प्रथममवगतः) કારણ કે અગ્નિ પ્રથમ અવગત થાય છે. પ્રથમ અવગમ પ્રથમ અનુષ્ઠાનમાં કારણ હોય છે. આ ઉપરથી એ સિદ્ધાંત થાય છે કે પ્રથમ પ્રકૃતિ હોમ, પછી નારિષ્ટહોમ અને પછી વૈકૃતહોમ ॥ ૨૦ ॥

## વિદેવન-આદિ અભિષેચનીયનામક યાગ પહેલાં કર્તવ્ય છે એ અધિકરણને સમજાવે છે.

कृतदेशात्तु पूर्वेषां स देशः स्यात् तेन प्रत्यक्षसंयोगान्न्यायमात्रमितरत् ॥ २१ ॥

પદાર્થ :--( तु ) સિદ્ધાંતપક્ષ સૂચવે છે. ( कृतदेशात् ) અભિષેચનીય-નામક સોમ-યાગના અંગભૂત માહેન્દ્રસ્તોત્રસમીપમાં, માહેન્દ્રસ્તોત્રરૂપ નિશ્ચિતદેશ હોવાથી અભિષેક પહેલાં ( पूर्वेषाम् ) વિદેવન-આદિનો ( स देशः स्यात् ) તેજ દેશ છે ( तेन प्रत्यक्षसंयोगात् ) તેની સાથે પ્રત્યક્ષ સંબંધ હોવાથી અર્થાત્ અભિષેક પહેલાંજ પાઠ હોવાથી ( इतरत् ) અભિષેચનીય અંગાતરત્વ ( न्यायमात्रम् ) કાલ્પનિક જ છે.

ભાવાર્થ :—રાજસૂય યાગમાં પ્રથમ अक्षैर्दीव्यति, પછી शौनःशेपमाख्यापयति અને પછી अभिषिञ्चति પાઠ ક્રમ છે. ' माहेन्द्रस्तोत्रं प्रत्यभिषिच्यते ' આ વાક્યથી સોમ યાગ વચ્ચે માહેન્દ્ર સ્તોત્રનો અપકર્ષ થાય છે. અભિષેક પહેલાં જ વિદેવનાદિ કર્તવ્ય છે એવો પ્રત્યક્ષ પાઠ છે. માટે માહેન્દ્ર સ્તોત્ર પહેલાં વિદેવનાદિનો પણ અપકર્ષ કરવો જોઇએ. અર્થાત્ માહેન્દ્ર સ્તોત્ર પહે-લાંજ વિદેવનાદિ કરવાં જોઇએ. આ સૂત્રમાં વિદેવનાદિ અભિષેક નામક યાગ પહેલાં અનુષ્ઠિત કરવાં જોઇએ એવો સિદ્ધાંત નિશ્ચિત કરવામાં આવ્યો છે. ॥ ૨૧ ॥

## સાવિત્ર હોમ આદિ દીક્ષણીયા ઇષ્ટિની પહેલાં કર્તવ્ય છે. એ અધિકરણને સમજાવે છે.

प्राकृताच्च पुरस्ताद् यत् ॥ २२ ॥

પદાર્થ :—( च ) અને ( यत् ) જે ( प्राकृतात् ) પ્રાકૃતિ ઇષ્ટિની ( पुरस्तात् ) પહેલાં પઠિત છે એનું અનુષ્ઠાન પણ પહેલાં કરવું જોઇએ.

ભાવાર્થ : અગ્નિચયન પ્રકરણમાં આ પ્રમાણે પાઠ છે. सावित्राणि जुहोति પ્રથમ સાવિત્ર હોમ કરે. आग्नावैष्णवमेकादशकपालं निर्वपेद् दीक्षिष्यमाणः દીક્ષા લેનાર યજમાન અગ્નિ-વિષ્ણુ દેવતા અગ્યારકપાલમાં પકવ કરવામાં આવેલા પુરોડાશનો નિર્વાપ કરે આ પ્રમાણે 'દીક્ષણીયા' ઇષ્ટિનું પણ વિધાન છે. દીક્ષણીયા ઇષ્ટિ પ્રકૃતિ યાગમાં વિહિત હોવાથી પ્રાકૃત કહેવાય છે. જે પ્રાકૃત હોય છે તે વૈકૃત કર્મ કરતાં પહેલું બુધ્ધિસ્થ થાય છે. માટે દીક્ષણીયા ઇષ્ટિ પહેલી કરવી અને પછી સાવિત્ર હોમ કરવો એવું પૂર્વપક્ષનું માનવું છે પણ સિધ્ધાંત પક્ષનું મંતવ્ય છે કે પાઠ ક્રમ પ્રમાણે તો સાવિત્ર હોમનું પ્રથમ અનુષ્ઠાન થવું જોઈએ અને પછી દીક્ષણીયા ઇષ્ટિનું અનુષ્ઠાન કરવું. ॥ ૨૨ ॥

## યાજમાન સંસ્કારો રુકમપ્રતિમોક પહેલા થવી જોઇએ એ અધિકરણને સ્પષ્ટ કરે છે.

**सन्निपातश्चेद् यथोक्तमन्ते स्यात् ॥ २३ ॥**

પદાર્થ :—( चेत् ) જો ( सन्निपातः ) પ્રાકૃત અને વૈકૃત બન્ને સંસ્કારો એક સાથે પ્રાપ્ત થાય તો ( यथोक्तम् ) પ્રત્યક્ષ શ્રુત વૈકૃત કર્મનું અનુષ્ઠાન ( अन्ते ) પ્રાકૃત ધર્મની પછી ( स्यात् ) થવું જોઇએ.

ભાવાર્થ :—અગ્નિચયન પ્રકરણમાં દીક્ષણીય હોમ પછી અતિદેશ વાકયથી દીક્ષિત યજમાનના સંસ્કારો અને પ્રત્યક્ષ વચન પાઠ ક્રમથી 'રુકમ' ધારણ પણ પ્રાપ્ત છે. 'कण्ठे धृतः सन्नुरसि लम्बमानः सौवर्ण आभरणविशेषो रुक्मशब्दार्थः' ગળામાં પહેરેલા અને છાતી સુધી લટકતા કોઇ અલંકાર વિશેષનું નામ 'રુકમ' છે. દીક્ષિતના સંસ્કાર વપન આદિ હોય છે. તે પહેલાં કરવા જોઇએ અને 'રુકમ'નું ધારણ પછીથી કરવું જોઇએ. રુકમ પ્રતિમોક પછી સંસ્કારોનો પાઠ ક્યાંય પણ નથી. આ કારણથી 'રુકમપ્રતિમોક' એટલે રુકમધારણ પછીથી કરવું જોઇએ. રુકમધારણ કરવાનું પ્રયોજન આ પ્રમાણે બતાવવામાં આવે છે. उखास्थितोऽग्निः शिक्येऽवस्थापितः कण्ठे धार्यमाण उरःप्रदेशं यथा न दहति तथा व्यवधायकेन तद्धारणम् अतएव ब्राह्मणम्, 'रुक्ममन्तरं प्रतिमुञ्चतेऽमृतमेव मृत्योरन्तर्धत्ते' ઉખામાં રહેલો અગ્નિ શિકયમાં રાખી તે શિકય કંઠમાં ધારણ કરવું તે વખતે છાતમાં દઝાય નહીં માટે 'રુકમ' અલંકાર ધારણ કરવો, બ્રાહ્મણ ગ્રંથમાં એ પ્રમાણે વિધાન છે. આ પ્રમાણે જૈમિનીય ન્યાયમાલા વિસ્તરમાં માધવાચાર્ય જણાવે છે. ॥ ૨૩ ॥

**इति गुर्जरमीमांसाभाष्ये पञ्चमाध्यायस्य द्वितीयः पादः**

## अथ पञ्चमाध्यायस्य तृतीयः पादः ।

## પાંચ પ્રયાજોની એકાદશ સંખ્યા સર્વસંપાદ્ય છે.' એ અધિકરણને સમજાવે છે.

પૂર્વપક્ષ સૂત્ર विवृद्धिः कर्मभेदात् पृषदाज्यवत्तस्य तस्योपदिश्येत ॥ १ ॥

પદાર્થ :—( पृषदाज्यवत् ) પૃષદાજ્ય પેઠે ( तस्य तस्य उपदिश्येत ) દરેક પ્રયાજની સાથે એકાદશ સંખ્યાનો સંબંધ છે. ( कर्मभेदात् ) સમિધાદિ કર્મનો ભેદ હોવાથી ( विवृद्धिः ) તે પ્રમાણે વૃદ્ધિ કરવી એટલે પંચાવન પ્રયાજો થશે.

ભાવાર્થ :—અગ્નિષ્ટોમીય પશુ પ્રકરણમાં ' एकादश प्रयाजान् यजति ' આ પ્રમાણે પાઠ છે. પાંચ પ્રયાજો છે તેમાં ઉક્તવાક્યથી દરેક પ્રયાજને અગ્યાર વાર અનુષ્ઠિત કરવાનું વિધાન કરવામાં આવે છે તેથી અગ્યાર પંચા પંચાવન પ્રયાજોનું અનુષ્ઠાન કરવાનું સિદ્ધ થાય છે. જેવી રીતે પૃષદાજ્યનો દરેક અનૂયાજ સાથે સંબંધ છે તેવી જ રીતે અગ્યારનો સંબંધ પ્રત્યેક પ્રયાજ સાથે છે આવું પૂર્વપક્ષવાદીનું મંતવ્ય છે ॥ ૧ ॥

સિદ્ધાંત સૂત્ર अपि वा सर्वसंख्यत्वात् विकारः प्रतीयेत ॥ २ ॥

પદાર્થઃ—( अपि वा ) આ બન્ને શબ્દો સિદ્ધાંતપક્ષને સૂચિત કરે છે. ( सर्वसंख्यत्वात् ) અગ્યાર સંખ્યા છે તે સમુદાયનો ધર્મ છે. દરેક પ્રયાજનો ધર્મ નથી તેથી. ( विकारः प्रतीयेत ) સમુદાયની આવૃત્તિ કરવી જોઇએ.

ભાવાર્થ :—एकादश प्रयाजान् यजति આ વાક્યમાં પ્રયાજોને અગ્યાર કરવાનું જે કહ્યું છે તે સમુદાયના ધર્મ તરીકે કહ્યું છે. અર્થાત્ પાંચ પ્રયાજો છે. તેને ડબલ કરવાથી દશ પ્રયાજો થશે અને પછી છેલ્લા પ્રયાજની બે વખત આવૃતિ કરવાથી અગ્યાર પ્રયાજો થશે. આ પ્રમાણે સમુદાયગત એકાદશત્વ ધર્મ માનવાથી જ અગ્યાર પ્રયાજો જ થશે. પ્રતિ પ્રયાજને અગ્યાર વખત આવૃત્તિ કરી પંચાવન પ્રયાજો કરવાની કશી જરૂર નથી. એકની સાથે એકાદશનો અન્વય ન હોવાથી પૃષદાજ્યનું દૃષ્ટાન્ત પણ અસ્થાને છે. આ પ્રમાણે સિદ્ધાંતવાદીનું મન્તવ્ય છે. ॥ ૨ ॥

## પ્રથમાદિ ત્રણ ઉપસદોનો સ્વસ્થાનાવૃત્તિ- અધિકરણ.

स्वस्थानात्तु विवृध्येरन् कृतानुपूर्व्यत्वात् ॥ ३ ॥

પદાર્થ :—( तु ) 'तु' શબ્દ સમુદાયાવૃત્તિની નિવૃત્તિ માટે છે. ( स्वस्थानात् ) પોત પોતાના સ્થાનથી ( विवृध्येरन् ) પ્રત્યેક ઉપસદની બે વખત આવૃત્તિ કરવી જોઇએ કારણ કે ( कृतानुपूर्व्यत्वात् ) પ્રકૃતિ યાગમાં એના અનુષ્ઠાનનો ક્રમ નિયત કરવામાં આવ્યો છે.

ભાવાર્થ :— 'અગ્નિચયન' પ્રકરણમાં ' षडुपसदः ' ઉપસદ્ નામના ૭ હોમ કરવા જોઇએ એવું વિધાન છે. દીક્ષા-દિવસથી માંડી સોમાભિષવ સુધીમાં વચ્ચે જે હોમ કરવામાં આવે છે તેને 'ઉપસદ્' હોમ કહેવામાં આવે છે. દીક્ષા-દિવસ પછી પહેલે દિવસે પ્રથમ ઉપસદ હોમ બીજે દિવસે બીજો અને ત્રીજે દિવસે ત્રીજો કરવો એવો નિયમ કરવામાં આવ્યો છે. આ પ્રમાણે ત્રણ ઉપસદ હોમોનું વિધાન છે. પણ અગ્નિચયન પ્રકરણમાં ૭ ઉપસદ હોમો કરવા બતાવ્યું છે માટે એ ત્રણની આવૃત્તિ કરી ૭ સંખ્યા પૂર્ણ કરવી જોઇએ. આ આવૃત્તિ સમુદાયના રૂપે કરવી નહિ, પણ પ્રત્યેકની આવૃત્તિ પોત પોતાના સ્થાનમાં જ કરવી જોઇએ એટલે કે પહેલે

દિવસે પ્રથમ ઉપસદ્દની બે વખત આવૃત્તિ કરવી બીજે દિવસે બીજા ઉપસદ્દની અને ત્રીજે દિવસે ત્રીજા ઉપસદ્દની આવૃત્તિ કરવી. આનું નામ પ્રત્યેક આવૃત્તિ કહેવાય છે. અને પ્રથમ ત્રણ દિવસ સુધી એક એક વાર ઉપસદ હોમનું અનુષ્ઠાન કરી ફરીથી પ્રથમ આદિ ઉપસદોનું અનુષ્ઠાન કરવું એનુ નામ સમુદાયાવૃત્તિ કહેવાય છે. સમુદાયાવૃત્તિનું અનુષ્ઠાન કરવાથી પ્રકૃતિ યાગમાં જે ક્રમ બાંધ્યો છે તેનો બાધ થાય છે. માટે ઉપર બતાવ્યા પ્રમાણે પ્રત્યેકા વૃત્તિનું જ અનુષ્ઠાન કરવું. ॥ ૩ ॥

## સામિધેનીઓમાં આગન્તુક મંત્રોનો નિવેશ અંતે કરવો. એ અધિકરણને સમજાવે છે.

પૂર્વપક્ષ સૂત્ર **समिध्यमानवतीं समिद्धवतीं चान्तरेण धाय्याः स्युर्द्यावापृथिव्योरन्तराले समर्हणात् ॥ ४ ॥**

**પદાર્થ** :—(समिध्यमानवतीम्) સમિધ્યામાનપદઘટિત ઋચા (च) અને (समिद्धवतीम्) સમિદ્ધપદ ઘટિત ઋચાની (अन्तरेण) વચ્ચે (धाय्याः स्युः) 'ધાય્યા' નામક મંત્રો મૂકવામાં આવે છે. (द्यावापृथिव्योः अन्तराले) દ્યાવાપૃથિવીની વચ્ચે (समर्हणात्) સ્તુતિ રૂપે વર્ણન કરવામાં આવેલ હોવાથી.

**ભાવાર્થ** :—પ્રકૃતિયાગમાં પંદર સામિધેની મંત્રો પઠિત કરવામાં આવ્યા છે. પછી કહેવામાં આવ્યું છે કે 'एकविंशति मनुब्रूयात् प्रतिष्ठाकामस्य' જેને પ્રતિષ્ઠાની ઇચ્છા હોય તેણે એકસામિધેની બોલવી જોઇએ. હવે એકવીશ મંત્રો બોલવમાં ૬ છ સામિધેનીઓ ખૂટે છે. માટે છ મંત્રો ઉમેરવા જોઇએ. પણ પ્રશ્ન એ છે કે આગન્તુક છ મંત્રોનો પાઠ ઉક્ત પંદર સમીધેનીઓમાં કઇ જગ્યાએ કરવો? 'समिध्यमानोऽध्वरे' અને समिद्धो अग्न आहुतेति આ બે મંત્ર વચ્ચે ધાય્યા અર્થાત્ આગન્તુક મંત્રોનો પાઠ કરવો. धीयन्ते इति धाय्याः એવી 'ધ્યાયા' શબ્દની વ્યુત્પત્તિ છે. समिध्यमानवती ઋચાને દ્યુલોકની અને સમિદ્ધવતી ઋચાને પૃથ્વીની ઉપમા આપી છે. આ ઉપમા આપનાર વાક્યને અર્થવાદ વાક્ય કહેવામાં આવે છે. આગન્તુક છ મંત્રો ઉક્ત બન્ને વચ્ચે મૂકવા એ દ્યૌ અને પૃથ્વી વચ્ચે મૂકવા બરાબર છે. એવો અર્થવાદનો અર્થ છે. ॥ ૪ ॥

સિદ્ધાંત સૂત્ર.                **तच्छब्दो वा ॥ ५ ॥**

**પદાર્થ** :—(वा) સિદ્ધાંતને સૂચવે છે.( तच्छब्दः ) 'पृथुपाजवती' ઇત્યાદિ બે મંત્રોનું નામ જ ધાય્યા છે.

**ભાવાર્થ** :—છ આગન્તુક મંત્રોનું નામ ધાય્યા નથી પણ 'पृथुपाजवती' અર્થાત્ પૃથુપાજ શબ્દ જેમાં આવે છે એવા બે મંત્રોનું નામ જ ધાય્યા છે. માટે એ શબ્દવાળા બે મંત્રો જ 'સમિધ્યમાનવતી' અને 'સમિદ્ધવતી' ઋચાઓની વચ્ચે મૂકવા. બાકી ચાર મંત્રોનો નિવેશ તો સૌથી છેલ્લે જ કરવો. જો કે 'धाय्या' શબ્દ યૌગિક છે છતાં રૂઢિથી તો ઉક્ત બે જ મંત્રોને 'ધાય્યા' કહેવામાં આવે છે. સાર એ નીકળે છે કે 'ધાય્યા' નામક બે મંત્રો ઉક્ત બે ઋચાની વચ્ચે અને ચાર મંત્રોનો સૌથી છેલ્લે પાઠ કરવો. ॥ ૫ ॥

उष्णिक्ककुभोरन्ते दर्शनात ॥ ६ ॥

પદાર્થ:—( उष्णिक्ककुभोः ) ઉષ્ણિક અને કકુભ્ છન્દવાળા મંત્રોનો મધ્યમાં પાઠ બતાવી બીજા મંત્રોનો ( अन्ते दर्शनात् ) છેવટે નિવેશ કરેલો જોવામાં આવવાથી.

ભાવાર્થ:—ત્રૈધાતવીય ઇષ્ટિમાં 'प्रत्नो अग्ने ઇત્યાદિ' ઉષ્ણિક્ છંદવાળા અને प्रहोत्रे पूर्व्यं वच ઇત્યાદિ'' 'કકુપ્ છન્દવાળા મંત્રોનો' સમિધ્યમાનવતી અને સમિદ્ધવતી' ઋચાઓની વચ્ચે પાઠ કરી अग्ने त्री ते वाजिना ઈત્યાદિ ચાર મંત્રોનો અંતમાં પાઠ કર્યો છે. એથી સ્પષ્ટ થાય છે કે 'ધાય્યા' એ નામ આગન્તુક છયે મંત્રોનું નથી. પણ ઉપર બતાવેલા બે મંત્રોનું જ નામ છે અને તેનો વચ્ચે પાઠ પણ કર્યો છે આ ઉપરથી અધિકરણનો સાર એ નીકળે છે કે ''ધાય્યા' સંજ્ઞાવાળા બે મંત્રોનો વચ્ચે પાઠ કરવો અને બીજા આગન્તુક ચાર મંત્રોનો અંતમાં પાઠ કરવો આ પ્રમાણે એક વીશ મંત્રોનું અનુવચન કરવું અને एकविंशति मनुब्रूयात् प्रतिष्ठाकामस्य એ વિધિવાક્યનું આજ રહસ્ય છે. ॥ ૬ ॥

'બહિષ્પવમાનમાં આગન્તુક મંત્રોનું પર્યાસ પછી સ્થાન છે'
એ અધિકરણને સમજાવે છે.

પૂર્વપક્ષ સૂત્ર स्तोमविवृद्धौ बहिष्पवमाने पुरस्तात्पर्यासादागन्तवः स्युः तथाहि दृष्टं द्वादशाहे ॥ ७ ॥

પદાર્થ:—( बहिष्पवमाने ) "બહિષ્પવમાન" નામક સ્તોત્રમાં ( स्तोम विवृद्धौ ) આગન્તુક મંત્રોથી સ્તોત્રમાં જે વૃધ્ધિ કરવામાં આવે છે તેને માટે ( आगन्तवः ) આગન્તુક મંત્રો ( पर्यासात् पुरस्तात् ) પર્યાસની પહેલાં ( स्युः ) મૂકવા જોઇએ ( हि ) કારણ કે ( द्वादशाहे ) 'દ્વાદશાહ' નામક યાગમાં ( तथा ) તે પ્રમાણે ( दृष्टम् ) જોવામાં આવ્યું છે.

ભાવાર્થ:—'જ્યોતિષ્ટોમ' નામક યાગમાં બહિષ્પવમાન સ્તોત્રમાં ત્રણ તૃચ છે. સ્તોમ એટલે સ્તુતિના મંત્રો. તૃચ એટલે ત્રણ ઋચાઓ અર્થાત્ ત્રણ ઋગ્વેદના મંત્રો ત્રણ તૃચ એટલે ત્રણ ત્રિક. ત્રિક એટલે ત્રણનો સમુદાય. આ ઉપરથી સમજી શકાશે કે ત્રણ ત્રિક એટલે નવ મંત્રો. બહિષ્પવમાન સ્તોત્રમાં ત્રણ ત્રિક અર્થાત્ નવ સંખ્યાક ઋગ્મંત્રો હોય છે. એ ત્રણ ત્રિકોના અનુક્રમે આ પ્રમાણે નામ છે. ( ૧ ) સ્તોત્રીય ( ૨ ) અનૂરૂપ (૩) પર્યાસ હવે 'एकविंशेन अतिरात्रेण प्रजाकामं याजयेत्' એકવીશ મંત્રોથી 'અતિરાત્ર' નામક યાગ વડે પ્રજાની ઇચ્છા રાખનાર યજમાને યાગ કરાવવો. આ વાક્યમાં બહિષ્પવમાન સ્તોત્રમાં મંત્રોની વૃધ્ધિ કરવામાં આવી છે અર્થાત્ નવસંખ્યાક મંત્રોની જગ્યાએ એકવીસ મંત્રોથી સ્તુતિ કરવા જણાવ્યું છે. ત્રણ તૃચાથી નવ મંત્રો તો સિધ્ધ છે જ બાકી જ ચાર તૃચ એમાં ઉમેરવા જોઇએ. આ ચાર તૃચો ઋગ્વેદમાંથી લેવા જોઇએ એટલે એક વીસ મંત્રો પૂરા થાય એ ચાર તૃચો અર્થાત્ આગન્તુક બાર મંત્રોનો સંનિવેશ કયાં કરવો એ પ્રશ્ન છે. અહીં પૂર્વપક્ષનું એવું માનવું છે કે 'પર્યાસ' નામક તૃચની પહેલાં આગન્તુક તૃચોનો સંનિવેશ કરવો. કારણ કે દ્વાદશાહ નામક યાગમાં એ પ્રમાણે પાઠ છે. 'स्तोत्रीयानुरूपयोरनन्तर मागन्तुका ऋचः वृषण्वत्यः पठिताः' સ્તોત્રીય અને અનૂરૂપ તૃચ પછી આગન્તુક 'वृषण्वत्' શબ્દ જેમાં આવે છે

એવી ઋચાઓનો સંનિવેશ કરવો. આ પ્રમાણે સુબોધિની નામક ટીકામાં પણ લખ્યું છે. આ પ્રમાણે પૂર્વપક્ષના મતે પર્યાસનામક તૃચની પહેલાં આગન્તુક ઋચાઓનો સંનિવેશ કરવો. ॥ ૭ ॥

पर्यास इति चान्ताख्या ॥ ८ ॥

પદાર્થ :--( च ) અને ( पर्यास ) પર્યાસ ( इति ) એવી ( अन्ताख्या ) બહિષ્પવમાન સ્તોત્રમાં જે અન્તિમ તૃચ આવે છે તેનું નામ છે.

ભાવાર્થ :—આ સૂત્રમાં 'પર્યાસ' કોને કહેવો એનો ઉત્તર છે. બહિષ્પવમાન સ્તોત્રમાં જે ત્રણ તૃચો બતાવ્યા છે તેમાં જે છેલ્લો તૃચ છે તેનું જ નામ પર્યાસ છે. ભાષામાં પણ પર્યાસનો અર્થ 'છેલ્લો' થાય છે. જેમકે क्षेत्रस्य पर्यासः અર્થાત્ ખેતરનો છેવટનો ભાગ આ પ્રમાણે 'પર્યાસ' એ અન્તિમ ભાગની સંજ્ઞા છે. ॥ ૮ ॥

સિદ્ધાંત સૂત્ર

अन्ते वा तदुक्तम् ॥ ९ ॥

પદાર્થ :--( वा ) આ શબ્દ સિદ્ધાંતને સૂચવે છે. ( अन्ते ) પર્યાસની પછી જ ( तदुक्तम् ) આગન્તુક મંત્રોનો નિવેશ કરવાનું કહ્યું છે.

ભાવાર્થ :—એકવીસ મંત્રોની સંખ્યા પૂરી કરવા માટે જે ચાર ત્રિકો ત્રણ તૃચાઓમાં ઉમેરવા પડે છે, તે મંત્રો છેલ્લા પર્યાસ નામક તૃચની પછી જ મૂકવા. અર્થાત્ છેલ્લે મૂકવા પર્યાસની આગળ નહિ. ॥ ૯ ॥

वचनात्तु द्वादशाहे ॥ १० ॥

પદાર્થ :—( तु ) પણ ( वचनात् ) વાક્ય વિશેષને લીધે ( द्वादशाहे ) દ્વાદશાહ નામક યાગમાં મધ્યમાં નિવેશ થાય છે.

ભાવાર્થ :—દ્વાદશાહ યાગમાં તો મધ્યમાં સંનિવેશ કરવા માટે ખાસ વાક્ય છે તેથી એ વાક્યના બળથી મધ્યમાં નિવેશ કરવો. પણ અતિરાત્ર યાગમાં વાક્યવિશેષ ન હોવાથી મધ્યમાં નિવેશ કરવો નહિ. ॥ ૧૦ ॥

अतद्विकारश्च ॥ ११ ॥

પદાર્થ :—(च) અને ( अतद्विकारः) દ્વાદશાહ યાગનો વિકાર અતિરાત્ર યાગ નથી.

ભાવાર્થ :—અતિરાત્ર દ્વાદશાહ રાત્રનો વિકાર નથી તેથી દ્વાદશાહ યાગમાં જેમ મધ્યમાં આગંતુક મંત્રોનો સંનિવેશ થાય છે તેમ અતિરાત્ર યાગમાં મધ્યમાં સંનિવેશ કરવો નહિ પણ અન્તે જ સંનિવેશ કરવો. ॥ ૧૧ ॥

तद्विकारेऽप्यपूर्वत्वात् ॥ १२ ॥

પદાર્થ :—(तद्विकारे) તેના વિકૃતિ યાગમાં (अपि) પણ (अपूर्वत्वात्) વાક્ય વિશેષ વિધાયક રૂપે ન હોવાથી.

**ભાવાર્થ** :—દ્વાદશાહ યાગની વિકૃતિ યાગો જે અહીત સત્ર આદિ છે તેમાં પણ આગંતુક મંત્રોનો અંતમાં જ સંનિવેશ કરવો. કેવળ વૃષણ્વત્ શબ્દવાળી જે ઋચાઓ હોય તેનો જ માત્ર દ્વાદશાહના વિકૃતિ યાગોમાં પર્યાસની પહેલાં નિવેશ કરવો. બાકી બીજી બધી આગંતુક ઋચાઓનો અંતમાં સંનિવેશ કરવો. સમગ્ર અધિકરણનો સાર એ છે કે અતિરાત્ર યાગમાં આંગતુક મંત્રોનો સંનિવેશ પ્રયાસની પાછળ અંતે જ કરવો. ॥ ૧૨ ॥

### બહિષ્પવમાનમાં આગન્તુક સામમંત્રોનો મધ્યમાં નિવેશ છે. એ અધિકરણને સમજાવે છે.

**પૂર્વપક્ષ સૂત્ર** **अन्ते तूत्तरयोर्दध्यात्** ॥ १३ ॥

**પદાર્થ** :—(तु) ' तु ' શબ્દ પૂર્વપક્ષને સૂચવે છે. (उत्तरयोः) માધ્યંદિન પવમાન તથા આર્ભવ પવમાન (अन्ते दध्यात्) છેલ્લા તૃચમાં મૂકવા.

**ભાવાર્થ** :—વિવૃદ્ધસ્તોમક ક્રતુઓમાં માધ્યંદિન સવનના આર્ભવ અને પવમાનમાં સામમંત્રોનો આગમ કરવામાં આવે છે. આ સામના મંત્રો ઉપર કહેલા ત્રણ તૃચોમાં છેલ્લા તૃચમાં મૂકવા. અર્થાત્ છેલ્લા તૃચના મંત્રો બોલીને પછી ગાવા. આવો પૂર્વપક્ષવાદીનો મત છે. ॥ ૧૩ ॥

**સિદ્ધાંત સૂત્ર** **अपि वा गायत्रीबृहत्यनुष्टुप्सु वचनात्** ॥ १४ ॥

**પદાર્થ** :—(अपि वा) આ શબ્દો સિદ્ધાંતને સૂચવે છે. (गायत्री बृहत्यनुष्टुप्सु) ગાયત્રી બૃહતી અને અનુષ્ટુપ છંદવાળા મંત્રોમાં આગંતુક સામમંત્રોનો નિવેશ થવો જોઇએ. (वचनात्) કારણ કે એને માટે વાક્ય છે.

**ભાવાર્થ** :—त्रीणि ह वै यज्ञस्योदराणि गायत्री बृहती अनुष्टुप् च अत्रह्यवावपन्ति अतएवोद्वपन्ति આ વાકયવિશેષથી આગન્તુક સામ મંત્રોનો મધ્યમાં નિવેશ કરવો જોઇએ. ઉક્ત વાકયનો અર્થ આ પ્રમાણે છે. યજ્ઞના ગાયત્રી, બૃહતી અને અનુષ્ટુપ્ આ ત્રણ છંદવાળા મંત્રો યજ્ઞનાં ઉદરરૂપે છે. એમાં જ આવાપ કરવો અર્થાત્ વધારાના મંત્રો મૂકવા અને એમાંથી જ ઉદ્વાપ કરવો. આવાપ એટલે આગંતુક મંત્રોને દાખલ કરવા અને ઉદ્વાપ એટલે મંત્રોને કાઢવા. "उच्चा ते जातमन्धसः" આ માધ્યંદિન પવમાનનો ગાયત્રી છંદ વાળો આદ્ય તૃચ છે. અને ' स्वादिष्ठया ' ઇત્યાદિ આર્ભવ પવમાનનો તૃચ છે. માટે એ તૃચોમાં જ આગન્તુક સામ મંત્રોનો આવાપ કરવો. ત્રિષ્ટુપ્ અને જગતી છન્દવાળા તૃચમાં સામનો આવાપ કરવો નહિ. આ ઉપરથી સિદ્ધાંત એ નિકળે છે કે અતિરાત્ર યાગમાં જે બહિષ્પવમાન સ્તોમ્ ગાવામાં આવે છે તેમાં સામ મંત્રની જે વૃદ્ધિ કરવામાં આવે છે તે વૃદ્ધિ મધ્યમાં જ કરવી અન્તમાં નહિ. ॥ ૧૪ ॥

### ' ગ્રહ અને ઇષ્ટિકા આદિ ક્રતુ અને અગ્નિના શેષ છે. ' એ અધિકરણને સમજાવે છે.

**પૂર્વપક્ષ સૂત્ર** **ग्रहैष्टकमौपानुवाक्यं सवनचितिशेषः स्यात्** ॥ १५ ॥

**પદાર્થ** :—(औपानुवाक्यम्) અનારભ્ય પઠિત (ग्रहैष्टकम्) ગ્રહ અને ઇષ્ટકા (सवनचितिशेषः स्यात्) સવન અને ચિતના શેષ છે.

**ભાવાર્થ** :—अदाभ्यं गृह्णाति અદાભ્યનામક ગ્રહને લે છે अंशुं गृह्णाति ' અંશુ નામના ગ્રહને લે છે. તથા चित्रिणीरुप दधाति ચિત્રિણી નામક ઇષ્ટિકા મૂકે છે અને वज्रिणीरुपदधाति વજ્રિણી નામક ઇષ્ટકા મૂકે છે. આ ઠેકાણે અદાભ્ય અને અંશુનું ગ્રહણ કરવું એ સવનનો શેષ છે. કારણ કે એનાથી સવન થાય છે. અને ઇષ્ટકા ચિતિનો શેષ છે. કારણ કે ઇષ્ટકાથી કુંડ બનાવાય છે. આવું પૂર્વપક્ષનું માનવું છે. ॥ ૧૫ ॥

સિદ્ધાંત સૂત્ર क्रत्वग्निशेषो वा चोदितत्वादचोदना तु पूर्वस्य ॥ १६ ॥

**પદાર્થ** :—( वा ) સિદ્ધાંતપક્ષને સૂચવે છે. ( क्रत्वग्निशेषः ) ક્રતુ અને અગ્નિના શેષ છે. ( चोदितत्वात् ) વિધાન હોવાથી ( पूर्वस्य तु ) અને પૂર્વ સવન અને અગ્નિના અંગ તરીકેનું વિધાન ન હોવાથી.

**ભાવાર્થ** :—ગ્રહનું ગ્રહણ એ ક્રતુનું અંગ છે અને ઇષ્ટિકાનું ઉપધાન અગ્નિનું શેષ છે. સવન અને ચિતિ એ બન્ને ફળવાળા નથી. અનારભ્ય પઠિત અર્થોનો ફળવાળા સાથે અવશ્ય સંબંધ હોવો જોઇએ. ફળવાળા તો યાગ અને અગ્નિ છે. યાગ અને અગ્નિચયનનું ફળ શાસ્ત્રમાં બતાવ્યું છે, સવન અને ચયન સાથે જે સંબંધ બતાવ્યો છે તે તો ગૌણ છે કારણ કે સવન પણ યાગને માટે જ હોય છે ચયન અર્થાત્ ઇંટોથી કુંડનું બનાવવું તે પણ અગ્નિ સ્થાપન માટે જ હોય છે. આ કારણથી યાગ અને અગ્નિ સાથે સવન અને ઇષ્ટકાનો મુખ્ય સંબંધ માનવો અને તેનાં જ એ અંગો છે એમ માનવું એજ સિદ્ધાન્ત છે.

" ચિત્રિણી આદિ ઇષ્ટકાઓનું મધ્યમચિતિમાં ઉપધાન કરવું."

એ અધિકરણને સ્પષ્ટ કરે છે.

પૂર્વપક્ષ સૂત્ર अन्ते स्युरव्यवायात् ॥ १७ ॥

**પદાર્થ** :—( अन्ते ) ચિત્રિણી આદિ ઇષ્ટકાઓનું ઉપધાન અંતિમ ચિતિમાં ( स्युः ) થવું જોઈએ ( अव्यवायात् ) એમ કરવાથી પ્રકરણ પઠિત ઇષ્ટકાઓનું પરસ્પર વ્યવધાન થતું ન હોવાથી.

**ભાવાર્થ** :—અપ્રકરણ પઠિત બ્રાહ્મણ વાક્યથી જેનું વિધાન કરવામાં આવ્યું છે. એવા અગ્નિની અંગભૂત પૂર્વોક્ત ચિત્રિણી આદિ ઇષ્ટકાઓનું ઉપધાન અંતિમ ચિતિમાં થવું જોઇએ એવો પૂર્વપક્ષવાદીઓનો મત છે. જે કુંડની નિષ્પત્તિ માટે ઇષ્ટકાઓનું ચયન થાય છે એમાં પાંચ ચિતિ હોય છે. હવે જો અપ્રકરણ પઠિત ચિત્રિણી આદિ ઇષ્ટકાઓનું મધ્યમ ચિતિમાં ઉપધાન કરવામાં આવે તો પ્રકરણ પઠિત ઇષ્ટકાઓના ઉપધાન પરસ્પર વ્યવધાન ઉત્પન્ન થાય છે. પણ જો ચાર ચિતિઓમાં પ્રકરણ પઠિત ઇષ્ટકાઓનું ઉપધાન કરી અંતિમ ચિતિ એટલે પાંચમી ચિતિમાં ઉપધાન કરવામાં આવે તો ક્રમનો ભંગ થતો નથી અને વ્યવધાન પણ થતું નથી, માટે અંતિમ ચિતિમાં અપ્રકરણ પઠિત ચિત્રિણી આદિ ઇષ્ટકાઓનું ઉપધાન કરવું. ॥૧૭॥

लिङ्गदर्शनाच्च ॥ १८ ॥

પદાર્થ :—(च) અને ( लिङ्गदर्शनात् ) લિંગ વાક્ય હોવાથી.

ભાવાર્થ: —आवपनं वा उत्तमा चितिरन्या अन्या उपदधाति નિરાશ્રિત ઇષ્ટકાઓનું સ્થાન અંતિમ ચિતિ છે. આ લિંગ વાક્યથી પણ સિદ્ધ થાય છે કે અપ્રકરણ પઠિત ચિત્રિણી ઇષ્ટકાઓનું સ્થાન અંતિમ ચિતિ છે. જે અપ્રકરણ પઠિત ઇષ્ટકા છે તે નિરાશ્રિત ઇષ્ટકાઓ કહેવાય છે. ॥ ૧૮ ॥

સિદ્ધાંત સૂત્ર मध्यमायां तु वचनाद् ब्राह्मणवत्यः ॥ १९ ॥

પદાર્થ :—(तु) 'तु' શબ્દ પૂર્વપક્ષના નિરાકરણ માટે છે. ( ब्राह्मणवत्यः ) જે અપ્રકરણ પઠિત છે છતાં જેઓનું વિધાન બ્રાહ્મણ વાક્યથી થયું છે તે ઇષ્ટકાઓનું ( मध्यमायाम् ) ઉપધાન મધ્યમ ચિતિમાં થવું જોઇએ. ( वचनात् ) એને માટે ખાસ વચન હોવાથી.

ભાવાર્થ :—લિંગ, ક્રમ અને સમાખ્યાથી જેનું સ્થાન નિશ્ચિત નથી પણ કેવળ બ્રાહ્મણ વાક્યથી વિહિત છે. તેવી ઇષ્ટકાઓનું ઉપધાન મધ્યમ ચિતિ કરવું યોગ્ય છે કારણ કે, તેને માટે ખાસ વચન છે જેમકે, यां कांचन ब्राह्मणवतीमिष्टकामभिजानीयात् तां मध्यमायामुपदध्यात् આ વચન અપ્રકરણ પઠિત ઇષ્ટકા હોવા છતાં કેવળ આજ બ્રાહ્મણ ગ્રંથના વાક્યથી તેઓનું મધ્યમ ચિતિમાં ઉપધાન કરવા વિધાન છે, તેથી મધ્યમ ચિતિમાં જ ઉપધાન કરવું એજ સિદ્ધાંત છે. ॥૧૯॥

લોકંપૃણા નામક ઇષ્ટિકા પહેલાં ચિત્રિણી આદિ ઇષ્ટકાનું ઉપધાન કરવું એ અધિકરણને સ્પષ્ટ કરે છે.

प्राग्लोकंपृणायाः तस्याः संपूरणार्थत्वात् ॥ २० ॥

પદાર્થ :—( तस्या ) લોકંપૃણ નામવાળી ઇષ્ટકા ( संपूरणार्थत्वात् ) છિદ્ર પૂરણ કરવા માટે હોવાથી ( लोकंपृणायाः प्राक् ) લોકંપૃણા નામક ઇષ્ટકાની પહેલા ઉપહિત કરવી.

ભાવાર્થ :—चित्रिणीरुपदधाति। वज्रिणीरुपदधाति। भूतेष्टका उपदधाति ચિત્રિણી વજ્રિણી અને ભૂતેષ્ટકાઓનું ઉપધાન લોકંપૃણા નામક ઇષ્ટકા પહેલાં કરવું જોઇએ. કુંડની ભીંતો ચણતી વખતે વચ્ચે વચ્ચે છિદ્રો રહી જાય છે તેને પૂરી દેવા માટે જે ઇંટો વપરાય છે તેને લોકંપૃણ ઇષ્ટકા કહેવાય છે. જો લોકંપૃણા પછી ઉક્ત ઇષ્ટકાઓ મૂકવામાં આવે તો તે છિદ્ર પૂરવાના કામમાં આવે નહિ માટે ચિત્રિણી આદિ ઇષ્ટકાઓનું ઉપધાન લોકંપૃણા ઇષ્ટકાઓના ઉપધાન પહેલાં થવું જોઇએ પછી નહિ. ॥ ૨૦ ॥

ઇષ્ટિથી સંસ્કૃત થયેલા અગ્નિમાં અગ્નિહોત્રાદિનું અનુષ્ઠાન કરવું જોઇએ એ અધિકરણને સ્પષ્ટ કરે છે.

संस्कृते कर्म संस्काराणां तदर्थत्वात् ॥ २१ ॥

પદાર્થ:—(संस्कृते) પવમાન ઇષ્ટરૂપ સંસ્કારોથી સંસ્કૃત થએલા અગ્નિમાં ( कर्म )

અગ્નિહોત્ર રૂપ કર્મ કરવું જોઈએ. (संस्काराणाम्) ઉક્ત સંસ્કારો (तदर्थत्वात्) કર્મ કરવાને માટે જ પૂર્વ સંસ્કાર અપેક્ષિત હોય છે,

ભાવાર્થ :—અગ્ન્યાધાન કર્યા પછી તુરતજ તેમાં અગ્નિહોત્રરૂપ કર્મ કરવું નહિ, પણ અગ્ન્યાધાન કર્યા પછી द्वादशसु रात्रिषु अनुनिर्वपेत् બાર રાત્રિ સુધી પવમાન ઇષ્ટિઓ કરવી જોઇએ. માટે પવમાન ઇષ્ટિઓથી અગ્નિ સંસ્કૃત થયા પછી તેમાં અગ્નિહોત્ર રૂપ કર્મ કરવું. આધાન અને પવમાન ઇષ્ટિઓથી જ આહવનીય સિદ્ધ થાય છે. કેવળ આધાનથી આહવનીય અગ્નિની સિદ્ધિ થતી નથી. આહવનીયત્વ રૂપ ધર્મથી સિધ્ધ થયેલા અગ્નિમાંજ અગ્નિહોત્ર કર્મ કરવું. એટલે આધાન પછી તેરમા દિવસથી આહવનીય અગ્નિમાં અગ્નિ હોત્રાદિ કર્મ કરવું એ સિદ્ધાંતપક્ષ છે. ॥ ૨૧ ॥

अनन्तरं च व्रतं तद्भूतत्वात् ॥ २२ ॥

પદાર્થ :—(च) અને (अनन्तरम्) આધાન પછીનાં જે વ્રત હોય તે (व्रतम्) વ્રતતો ઇષ્ટિ પહેલાં પણ કરવાં (तद्भूतत्वात्) આધાન પછી તેની ઉત્પત્તિ હોવાથી.

ભાવાર્થ :—'आहिताग्निर्न क्रियं दार्व्म्यादध्यात्' આહિતાગ્નિએ લીલું લાકડું અગ્નિમાં મૂકવું નહિ ઇત્યાદિ જે વ્રતો છે ત આહિતાગ્નિ પુરુષકર્તૃક હોય છે એ વ્રતો તો અગ્ન્યાધાન પછી તુરત કરી શકાય છે, કારણ કે અગ્ન્યાધાન એ વ્રતોને માટે જ હોય છે. આધાનથી સંસ્કૃત થયેલો અગ્નિ વ્રતોનું નિમિત્ત છે અર્થાત્ પવમાન ઇષ્ટિ પહેલાં વ્રતો તો થઇ શકે પણ અગ્નિહોત્ર રૂપ કર્મ તો પવમાન ઇષ્ટિ કરી લીધા પછી થઇ શકે છે. ॥ ૨૨ ॥

પૂર્વપક્ષ સૂત્ર पूर्वे च लिङ्गदर्शनात् ॥ २३ ॥

પદાર્થ :—(च) પૂર્વપક્ષને સૂચવે છે. (पूर्वम्) પવમાન ઇષ્ટિ પહેલાં અગ્નિ હોત્ર કર્તવ્ય છે. (लिङ्गदर्शनात्) લિંગ વાક્ય હોવાથી.

ભાવાર્થ:—अग्निं वै सृष्टमग्निहोत्रेणानुद्रवन्ति' આધાનથી ઉત્પન્ન થયેલા અગ્નિની પાછળ અગ્નિહોત્ર દ્વારા જાય છે. આ વાક્યનો એ ભાવ છે કે અગ્ન્યાધાન પછી તુરતજ બીજા દિવસથી અગ્નિ હોત્ર કરવો જોઇએ. પવમાનેષ્ટિ દ્વારા સંસ્કાર થયા પછી જ આહિત અગ્નિમાં અગ્નિહોત્ર કરવો એવો કશો નિયમ નથી. ॥ ૨૩ ॥

પૂર્વપક્ષનું સમાધાન अर्थवादो वार्थस्य विद्यमानत्वात् ॥ २४ ॥

પદાર્થ :—(वा) 'વા' શબ્દ પૂર્વપક્ષની નિવૃત્તિ સૂચવે છે (अर्थवादः) ઉક્તવાક્ય અર્થવાદ છે કારણ કે (अर्थस्य) સ્તુતિ રૂપ અર્થ એમા (विद्यमानत्वात्) વિદ્યમાન હોવાથી.

ભાવાર્થ :—ઉક્ત વાક્ય આધાન પછી નિત્ય અગ્નિહોત્રાદિ રૂપકર્મની કર્તવ્યતા બતાવતુ નથી. આધાનના અંગભૂત "તૂષ્ણીં હોમ" નું એ વાક્ય માત્ર સ્તાવક છે. ब्रह्मवादिनो मीमांसन्ते होतव्यम्, अग्निहोत्रं न होतव्यम्, यद्यजुषा जुहुयात्, अयथापूर्वमाहुती जुहुयात्, यदि न जुहुयात् अग्निः परापतेत् तूष्णीमेव होतव्यम् આ વાક્યમાં અગ્ન્યાધાન પછી તૂષ્ણી હોમ કરવાનું

વિધાન છે. પવમાન ઇષ્ટિ પહેલાં અગ્નિહોત્ર કરવાનો નિષેધ કર્યો છે. તૂષ્ણી હોમ એટલે મંત્ર બોલ્યા વગર હોમ કરવો. અગ્નિહોત્ર રૂપ કર્મ તો પવમાન ઇષ્ટિઓ થઇ ગયા પછી કર્તવ્ય છે. ॥ ૨૪ ॥

न्यायविप्रतिषेधाच्च ॥ ૨૫ ॥

પદાર્થ :—( च ) અને ( न्यायविप्रतिषेधात ) બ્રહ્મવાદી વાકયમાં અગ્નિહોત્ર કરવાનો સ્પષ્ટ નિષેધ જણાય છે.

ભાવાર્થ :—બ્રહ્મવાદી–વાકયમાં अग्निहोत्रं न होतव्यम् આ વાકયમાં આધાન પછી તુરત અગ્નિહોત્ર કરવાનો સ્પષ્ટ નિષેધ છે. એટલે ભાવ એ નીકળે છે કે અગ્ન્યાધાન કર્યા પછી અગ્નિહોત્રથી અતિરિક્ત તૂષ્ણી હોમ કરવો. અને પવમાન ઇષ્ટિઓ તે આહિત અગ્નિ સંસ્કૃત થઇ ગયા પછી તેમાં અગ્નિ હોત્રાદિ રૂપ કર્મ કરવું જોઇએ. ॥ ૨૫ ॥

' અગ્નિચિદ્વર્ષણાદિ વ્રતોનું ક્રત્વન્તમાં અનુષ્ઠાન છે '
એ અધિકરણને સમજાવે છે.

संचिते त्वग्निचिद्युक्तं प्रापणान्निमित्तस्य ॥ ૨૬ ॥

પદાર્થ :—( तु ) ' तु ' આ શબ્દ પૂર્વપક્ષને સૂચવે છે. ( संचिते ) અગ્નિનું ચયન થઇ રહ્યા પછી ( अग्निचिद्युक्तम् ) અગ્નિચિત્પદ યુકત વાકયમાં વિહિત વ્રત કર્તવ્ય છે ( निमित्तस्य ) ચયન અનુષ્ઠાન રૂપ નિમિત્ત ( प्रापणात् ) પ્રાપ્ત હોવાથી.

ભાવાર્થ :—' अग्निचिद् वर्षति न धावेत् ' વરસાદ વરસતો હોય ત્યારે અગ્નિચિત્ પુરુષે દોડવું નહિ. न स्त्रियमुपेयात् સ્ત્રી સંગ પણ કરવો નહિ. આ વ્રતો ચયનમાત્ર સંપૂર્ણ થયા પછી કરવાનાં હોય છે, કારણ કે વ્રતનું નિમિત્ત ચયન છે. નિમિત્ત આવ્યા પછી નૈમિત્તિક વ્રતોનું અનુષ્ઠાન કરવું જોઇએ. આવું પૂર્વ પક્ષવાદીનું માનવું છે. ॥ ૨૬ ॥

સિધ્ધાંત સૂત્ર　　　क्रत्वन्ते वा प्रयोगवचनाभावात् ॥ ૨૭ ॥

પદાર્થ :—( वा ) અથવા પૂર્વપક્ષની નિવૃત્તિ સૂચવે છે. ( क्रत्वन्ते ) ક્રતુપૂર્ણ થઇ રહ્યા પછી ઉક્ત વ્રતો કર્તવ્ય છે કારણ કે ( प्रयोगवचनाभावात् ) ચયન પછી અનુષ્ઠાન બોધક કોઇ વાકયનો પ્રયોગ ન હોવાથી.

ભાવાર્થ :—ઉક્ત વ્રતો ક્રતુનું અનુષ્ઠાન કર્યા પછી કરવાનાં હોય છે. કારણ કે अग्निचित् ચિતિરૂપ અગ્નિમાં જેણે યાગ કર્યો હોય તે પુરુષનું નામ अग्निचित् છે કારણ કે ' अग्नौ चेः ' ૩–૨–૯૧. આ પાણીનીય સૂત્રથી અગ્નિ ઉપપદ રહેતાં चि ધાતુને ભૂતકાળમાં क्विप् પ્રત્યય લાગે છે એટલે જ્યાં સુધી ક્રતુનું અનુષ્ઠાન ન થયું હોય ત્યાં સુધી પુરુષનું નામ अग्निचित् થઇ શકતું નથી. માટે અગ્નિચિત્પદ સાથે જોડાયેલાં જે વ્રતો છે તે જેણે ચિતિ રૂપ અગ્નિમાં અર્થાત્ ચિતિ સાધ્ય અગ્નિમાં ક્રતુ કરી લીધો હોય તેણે જ કરવાનાં છે. કેવળ જેણે ચયન કર્યું હોય અને ક્રતુનું

અનુષ્ઠાન ન કર્યું હોય તેને ઉકત વ્રત કરવાનો નિયમ લાગુ પડતો નથી માટે જેણે ક્રતુ કરી લીધો હોય તેણે જ એ વ્રતો કરવાનાં છે. આવો સિદ્ધાંત પક્ષ છે. ॥ ૨૭ ॥

अग्नेः कर्मत्वनिर्देशात् ॥ २८ ॥

પદાર્થ:— ( अग्नेः ) અગ્નિનો ( कर्मत्व निर्देशात् ) કર્મ તરીકે નિર્દેશ હોવાથી.

ભાવાર્થ :—' य एवं विद्वान् अग्निं चिनुते ' આ વાકયમાં અગ્નિપદ પછી બીજી વિભક્તિનું શ્રવણ થાય છે માટે कर्तुरीप्सिततमं कर्म એ અનુશાસન પ્રમાણે અગ્નિ એ ઇપ્સિતતમ કર્મ છે એટલે चयनेन अग्निं भावयेत् ચયન કર્યા પછી તેમા અગ્નિનું આધાન કરવું. કારણ કે ચયન અર્થાત્ કુંડનું નિર્માણ અગ્નિને માટે જ હોય છે. માટે અગ્નિથી ક્રતુરૂપ કાર્ય અંગ સહિત પૂર્ણ કરવું. આ સંપૂર્ણ ક્રતુ રૂપ કાર્ય વ્રતોનું નિમિત્ત છે તેથી ક્રતુ કર્યા પછી જ અગ્નિચિત્ પુરુષે ઉકત વ્રતો કરવાં જોઇએ. આજ સિદ્ધાંત પક્ષ છે. ॥ ૨૮ ॥

' દીક્ષા ' ઇષ્ટિથી સિદ્ધ થઇ શકે છે. એ અધિકરણને હવે સ્પષ્ટ કરે છે.

परेणावेदनाद् दीक्षितः स्यात् सर्वैर्दीक्षाभिसम्बन्धात् ॥ २९ ॥

પદાર્થ :—( परेण ) પર-અધ્વર્યુ વડે ( आवेदनात् ) નિર્દેશ કરવાથી ( दीक्षितः स्यात् ) દીક્ષિત થાય છે. ( सर्वैः )પૂર્વ દેદાહૃત બધાં વાકયો સાથે ( दीक्षाभिसम्बन्धात् ) દીક્ષાનો સંબંધ હોવાથી.

ભાવાર્થ :—' आग्नावैष्णवमेकादशकपालं निर्वपेद् दीक्षिष्यमाणः ' જે દીક્ષા લેનાર હોય તેણે અગ્નિ અને વિષ્ણુદેવતાવાળા અગ્યાર કપાલમાં સિદ્ધ કરેલા પુરોડાશનો નિર્વાપ કરવો. તથા दण्डेन दीक्षयति, मेखलया दीक्षयति, कृष्णाजिनेन दीक्षयति ઇત્યાદિ વાકયોમાં દંડ આદિ જે પદાર્થો બતાવ્યા છે તે બધા દીક્ષાનું કારણ છે. વળી ' परेण= अध्वर्युणा आवेदनाद्विदेशादूर्ध्व मदीक्षिष्टायं ब्राह्मणः इति निर्देशादूर्ध्वम् ' અધ્વર્યુ યજ્ઞ મંડપમાં બેઠેલાઓને જાહેર કરે કે આ બ્રાહ્મણ દીક્ષિત થયા છે. એટલે આ બધાં કારણો દીક્ષા પ્રાપ્ત કરવાના છે એવું પૂર્વપક્ષનું માનવું છે. એકને કારણ માનવું અને બીજાને ન માનવું એમાં કશું વિનિગમ જણાતું નથી. અર્થાત્ સર્વ પદાર્થો દીક્ષાનાં કારણ છે. ॥ ૨૯ ॥

સિદ્ધાંત સૂત્ર इष्ट्यन्ते वा तदर्था ह्यविशेषार्थसंबन्धात् ॥ ३० ॥

પદાર્થ :—( वा ) ' વા ' શબ્દ સિદ્ધાંત પક્ષને સૂચવે છે ( इष्टयन्ते ) ઇષ્ટિ થઇ રહ્યા પછી જ દીક્ષા થાય છે. ( तदर्था ) દીક્ષાને માટે જ ઇષ્ટિ હોય છે ( हि ) કારણ કે બીજા પદાર્થો ( अविशेषार्थ सम्बन्धात् ) ક્રિયા વિશેષથી શૂન્ય હોય છે અને કેવળ દ્રવ્ય રૂપ અર્થની સાથે સંબંધ હોય છે.

ભાવાર્થ :—દીક્ષાનું કારણ કેવળ ઇષ્ટિ જ છે. ઇષ્ટિમાં દીક્ષાની જનકતા છે એ પણ કેવળ શાસ્ત્ર ગમ્ય જ છે એમાં કોઇ લૌકિક તર્ક કામમાં આવે એમ નથી. દીક્ષિતત્વ રૂપ ધર્મ અલૌકિક છે તેને ઉત્પન્ન કરવામાં ક્રિયા જ સમર્થ છે. દંડ મેખલા આદિ દ્રવ્ય નહિ. જેણે દીક્ષા

દેવી હોય તેણે નિર્વાપ કરવો અર્થાત્ આગ્નાવૈષ્ણવ એકાદશકપાલ પુરોડાશથી ઇષ્ટિ કરવી. આ સૂત્રનો સિદ્ધાંત દૃષ્ટિએ નિષ્કર્ષ એ છે કે ઇષ્ટિ જ દીક્ષાનું કારણ છે બીજા પદાર્થો નહિ. ॥ ૩૦ ॥

**समाख्यानं च तद्वत् ॥ ३१ ॥**

**પદાર્થ** :—( च ) અને ( समाख्यानम् ) दीक्षणीया આ સમાખ્યા પણ ( तद्वत् ) ઇષ્ટિનેજ દીક્ષાના અવ્યભિચરિત હેતુ તરીકે બતાવે છે.

**ભાવાર્થ** :—ઉક્ત ઇષ્ટિને 'દીક્ષણીયા' એવું નામ આપવામાં આવે છે. આ દીક્ષણીય સમાખ્યા પણ ત્યારેજ સિદ્ધ થઇ શકે કે જ્યારે ઇષ્ટિને જ દીક્ષાનું કારણ માનવામાં આવે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે દંડ આદિનું ધારણ કરવું એ દીક્ષાનું કારણ નથી, પણ ઇષ્ટિ જ કારણ છે. ॥ ૩૧ ॥

**'કામ્ય ઇષ્ટિઓનું અનિયમથી અનુષ્ઠાન કરવું' એ અધિકરણને સમજાવે છે.**

**પૂર્વપક્ષ સૂત્ર　　　अङ्गवत् क्रतूनामानुपूर्व्यम् ॥ ३२ ॥**

**પદાર્થ** :—( अङ्गवत् ) અંગોમાં જેમ ક્રમ હોય છે તેમ ( क्रतूनाम् ) ઇષ્ટિઓમાં પણ ( आनुपूर्व्यम् ) ક્રમ હોય છે.

**ભાવાર્થ** :—'ऐन्द्राममेकादशकपालं निर्वपेत् प्रजाकामः' ઇત્યાદિ કામ્ય-ઇષ્ટિઓનો પાઠ ક્રમથી છે, માટે તેઓનું અનુષ્ઠાન પણ ક્રમથી જ કરવું જોઇએ. પ્રયાજાદિ અંગોનું અનુષ્ઠાન જે ક્રમ પૂર્વક કરવામાં આવે છે તેમ કામ્ય ઇષ્ટિઓનું અનુષ્ઠાન પણ ક્રમ પ્રમાણે જ કરવું જોઇએ. આવો પૂર્વપક્ષવાદીનો મત છે. ॥ ૩૨ ॥

**સિદ્ધાંત સૂત્ર　　　न वा ऽ सम्बन्धात् ॥ ३३ ॥**

**પદાર્થ** :—( वा ) પૂર્વપક્ષની નિવૃત્તિ સૂચવે છે. ( असम्बन्धात् ) કામ્ય ઇષ્ટિઓનો અરસપરસ સંબંધ ( न ) ન હોવાથી ક્રમ પ્રમાણે અનુષ્ઠાન કરવું નહિ

**ભાવાર્થ** :—એક કામ્ય ઇષ્ટિને બીજી કામ્ય ઇષ્ટિ સાથે કોઇપણ જાતનો સંબંધ હોતો નથી માણસની અંદર કામનાઓ પણ કોઇ ક્રમથી ઉત્પન્ન થતી નથી માટે કામ્ય ઇષ્ટિઓ પાઠના ક્રમ પ્રમાણે અનુષ્ઠાન કરવાની કોઇ આવશ્યકતા નથી. અનુષ્ઠાન કરનારે ઇચ્છા પ્રમાણે કામ્ય ઇષ્ટિઓ કરવી. આવો સિદ્ધાંતવાદીનો મત છે. ॥ ૩૩ ॥

**काम्यत्वाच्च ॥ ३४ ॥**

**પદાર્થ** :—( च ) અને ( काम्यत्वात् ) કામ્ય હોવાથી.

**ભાવાર્થ** :—કઇ ઇચ્છા ક્યારે ઉત્પન્ન થાય એનો કશો પણ નિયમ નથી, અનિયમથી ઇચ્છાઓ ઉત્પન્ન થાય છે માટે તત્પ્રયુક્ત કામ્ય ઇષ્ટિઓમાં પણ નિયમ નથી. પાઠ ક્રમ પ્રમાણે

કામ્ય ઇષ્ટિઓ કરવા જતાં કર્તાના સ્વાતંત્ર્યનો ભંગ થાય છે માટે કર્તાની ઇચ્છા પ્રમાણે કામ્યેષ્ટિઓનું અનુષ્ઠાન કરવું, પાઠ ક્રમ પ્રમાણે નહિ. ॥ ૩૪ ॥

**आनर्थक्यान्नेति चेत् ॥ ३५ ॥**

પદાર્થ :—( आनर्थक्यात् ) પાઠ ક્રમ અનર્થક થઇ જશે ( इति चेत् ) જો એમ કહેવામાં આવે તો ( न ) તે પણ ઠીક નથી.

ભાવાર્થ :—જો કામ્ય ઇષ્ટિઓ કર્તાની ઇચ્છા પ્રમાણે કરવામાં આવે તો એના પાઠનો જે ક્રમ રાખ્યો છે તે ક્રમ નિરર્થક થઇ જશે, માટે એ નિરર્થકતા ન આવે તદર્થ કામ્યેષ્ટિઓ પાઠ ક્રમ પ્રમાણે કરવી જોઇએ. આ શંકાનું સમાધાન આગળના સૂત્રમાં છે. ॥ ૩૫ ॥

**स्याद्विद्यार्थत्वाद्यथा परेषु सर्वस्वारात् ॥ ३६ ॥**

પદાર્થ :—( विद्यार्थत्वात् ) ઉક્ત પાઠ ક્રમ જ્ઞાન માટે ( स्यात् ) છે ( यथा ) જેવી રીતે ( परेषु ) નિત્ય યાગોમાં ( सर्वस्वारात् ) 'સર્વસ્વાર' નામક યાગ જ્ઞાનને માટે હોવાથી સફળ છે તેમ.

ભાવાર્થ :—જેમ નિત્ય યાગોમાં 'સર્વસ્વાર' નામક યાગનું ફળ કેવળ જ્ઞાન જ છે સ્વર્ગ આદિ નહિ તેમ ઇષ્ટિઓનો પાઠ પણ જ્ઞાનાર્થ હોવાથી જ સાર્થક થશે માટે નિરર્થકતાની શંકા કરવી નહિ. આથી સિદ્ધ થાય છે કે કામ્ય ઇષ્ટિઓનું અનુષ્ઠાન પાઠ ક્રમ પ્રમાણે કરવું નહિ, પણ કર્તાની ઇચ્છા પ્રમાણે કરવું. ॥ ૩૬ ॥

## યજ્ઞોનું અગ્નિષ્ટોમપૂર્વકત્વાધિકરણ.

**य एतेनेत्यग्निष्टोमः प्रकरणात् ॥ ३७ ॥**

પદાર્થ :—( य एतेन इति ) જે આ યજ્ઞથી યજન કર્યા વગર બીજા યજ્ઞો કરે છે ઇત્યાદિ જે કહ્યું છે તેમાં एतेन પદથી ( अग्निष्टोमः ) અગ્નિષ્ટોમ સમજવો ( प्रकरणात् ) તેનું પ્રકરણ હોવાથી.

ભાવાર્થ :—एष वाव प्रथमो यज्ञो यज्ञानाम्, यज्ज्योतिष्टोमः। य एतेनानिष्ट्वाऽथान्येन यजेत गर्तपत्यमेव हि तज्जीर्यत प्र वा मीयते। આ વાક્યમાં જણાવવામાં આવ્યું છે કે પ્રથમ જ્યોતિષ્ટોમ યજ્ઞ કરવો અને પછી બીજા યજ્ઞો કરવા જે કેઇ જ્યોતિષ્ટોમ યજ્ઞ કર્યા વગર બીજા યજ્ઞો કરે છે તે બધા નિષ્ફળ થઇ જાય છે અને યજ્ઞ કરનારને પણ હાનિ પહોંચે છે. માટે પ્રથમ જ્યોતિષ્ટોમ યજ્ઞ કરવો. જ્યોતિષ્ટોમની સાત સંસ્થા છે. (૧) અગ્નિષ્ટોમ. (૨) અત્યગ્નિષ્ટોમ (૩) ઉક્થ્ય (૪) ષોડશી (૫) અતિરાત્ર (૬) આપ્તોર્યામ. (૭) વાજપેય. ઉપરના વાક્યમાં एतेन એ સર્વનામ પદથી ઉક્ત સાત સંસ્થાવાળા જ્યોતિષ્ટોમનો જ પરામર્શ થાય છે, માટે એ સાત સંસ્થાઓનું અનુષ્ઠાન કર્યા પછી બીજા યજ્ઞોનું અનુષ્ઠાન કરવું જોઇએ. એવું પૂર્વપક્ષવાદીનું માનવું છે. સિદ્ધાંતપક્ષનું એવું માનવું છે કે, एतेन પદથી અગ્નિષ્ટોમનું જ ગ્રહણ છે ઉક્ત સાતે સંસ્થાનું ગ્રહણ નથી. અત્યગ્નિષ્ટોમ આદિ સંસ્થાઓ તો કામ્ય હોવાથી

અનિત્ય છે. તેથી તે ૭ સંસ્થાઓ નિત્ય જ્યોતિષ્ટોમનું સ્વરૂપ બની શકે નહિ. અત્યગ્નિષ્ટોમ આદિ ૭ સંસ્થાઓ આગંતુક આકાર વિશેષ ગણાય છે. માટે અગ્નિષ્ટોમ એ જ પ્રથમ યજ્ઞ છે અને તેના વડે યજન કરી પછી બીજા યજ્ઞો કરવા એજ સિદ્ધાંતપક્ષ છે. ॥ ૩૭ ॥

लिङ्गाच्च ॥ ३८ ॥

પદાર્થ :– ( च ) અને ( लिंगात् ) લિંગ રૂપ વાક્ય હોવાથી.

ભાવાર્થ :—ઉપર જે વાક્ય લખ્યું છે તેનો શેષ આ પ્રમાણે છે. 'तस्य नवतिशतं स्तोत्रीयाः' એ જ્યોતિષ્ટોમની ૧૯૦ સ્તોત્રીય ઋચાઓ છે. યાગમાં જે ઋચાઓ ગવાય છે તે ઋચાઓ સ્તોત્રીય કહેવાય છે. એ વાક્યશેષ પણ एतेन પદથી અગ્નિષ્ટોમનું ગ્રહણ કરવામાં લિંગ=કારણ છે. અગ્નિષ્ટોમ યાગ સિવાય બીજા યાગમાં ૧૯૦ સ્તોત્રીય ઋચાઓ વિહિત નથી. ॥ ૩૮ ॥

જ્યોતિષ્ટોમના વિકૃતિયાગો પણ અગ્નિષ્ટોમપૂર્વક છે.

એ અધિકરણને સમજાવે છે.

પૂર્વપક્ષ સૂત્ર. अथान्येनेति संस्थानां सन्निधानात् ॥ ३९ ॥

પદાર્થ :—( अथ अन्येन इति ) य एतेनानिष्ट्वाऽथ न्येन આ વાક્યમાં જે अन्य શબ્દ છે તેનાથી ( संस्थानाम् ) જ્યોતિષ્ટોમની સંસ્થાઓનું જ ગ્રહણ થાય છે ( सन्निधानात् ) કારણ કે તેનું જ સંનિધાન છે.

ભાવાર્થ :—'अथान्येन' આ વાક્યમાં જે અન્ય શબ્દ છે તેનાથી જ્યોતિષ્ટોમની જે અગ્નિષ્ટોમ આદિ ૭ સંસ્થાઓ છે તેનું ગ્રહણ થાય છે. બીજી જ્યોતિષ્ટોમની જે વિકૃતિઓ છે તેનું ગ્રહણ થતું નથી. 'એકાહ' 'અહીન' આદિ સત્રો જ્યોતિષ્ટોમની વિકૃતિઓ છે. ॥૩૯॥

સિદ્ધાંત સૂત્ર तत्प्रकृतेर्वाऽपत्तिविहारौ हि न तुल्येषूपपद्येते ॥ ४० ॥

પદાર્થ :—( वा ) 'વા' શબ્દ પૂર્વપક્ષના નિરાકરણ માટે પ્રયુક્ત છે. ( तत्प्रकृतेः ) 'अन्येन' આ શબ્દથી અત્યગ્નિષ્ટોમાદિ ૭ સંસ્થાસહિત 'એકાહ' આદિ બધા યાગોનું ગ્રહણ છે (हि) કારણ કે (तुल्येषु) કેવળ ૭ સંસ્થાઓનું જ ગ્રહણ હોય તો (आपत्तिविहारौ) આપત્તિ અને વિહાર ( न उपपद्येते ) ઉપપન્ન થઈ શકે નહિ.

ભાવાર્થ :—જો 'अन्य' શબ્દથી કેવળ ૭ સંસ્થાઓનું જ ગ્રહણ હોય તો प्रजापतिर्वा अग्निष्टोमः उत्तरानेकाहानसृजत, ते सृष्टा अब्रुवन् न वै प्रभवामः तेभ्यः स्वातन्त्र्यं प्रायच्छत् तथा च ते प्राभवन्, આ વાક્યમાં 'અનેકાહ' આદિ યાગોને સર્જવાનું અને તેને સ્વાતંત્ર્ય આપવાનું જણાવ્યું છે. સ્વાતંત્ર્ય અર્થાત્ સામર્થ્યની પ્રાપ્તિનું નામ આ ઠેકાણે આપત્તિ છે. यथा वा अग्नेर्जाता अन्ये अग्नयो विह्रियन्ते एवं वा एतस्माद् यज्ञाद् अन्ये क्रतवो विह्रियन्ते । આ વાક્યમાં અન્ય યાગોને વિહાર બતાવ્યો છે. अन्यपदार्थे रन्यस्योपभोग : विहारः અન્ય પદાર્થથી અન્યનો ઉપભોગ હોવો એનું નામ વિહાર છે. આ કારણથી અગ્નિષ્ટોમમ ઉત્પન્ન

બીજા યાગો પણ अन्य શબ્દથી ગૃહીત થાય છે કેવળ ૭ સંસ્થાઓ જ નહિ. આવું સિદ્ધાંત પક્ષવાદીનું માનવું છે.

સિદ્ધાંતપક્ષમાં આશંકા કરનારૂં સૂત્ર

**प्रशंसा वा विहरणाभावात् ॥ ४१ ॥**

**પદાર્થ** :—( वा ) ' વા ' આશંકા સૂચવે છે. ( प्रशंसा ) માત્ર પ્રશંસા છે. ( विहरणाभावात् ) આપત્તિ અને વિહરણ ન હોવાથી.

**ભાવાર્થ** :—'એકાહ' આદિ જ્યોતિષ્ટોમના વિકૃતિ યાગો છે. વિકૃતિ યાગ પ્રકૃતિ યાગને આધીન જ હોય છે. અને તે પ્રશંસા આ પ્રમાણે થાય છે કે, अग्निष्टोम યાગ એવો પ્રશસ્ત છે કે તેનાથી બીજા યાગો ઉત્પન્ન થાય છે અને તેમાં સ્વતંત્રતા અને વિહાર પણ હોય છે. ખરી રીતે વિકૃતિયાગમાં સ્વતંત્રતા અને વિહાર હોતા નથી, કારણ કે તે પ્રકૃતિ યાગને આધીન હોય છે અને તેથી જ અતિદેશ વાકય છે કે પ્રકૃતિયાગ પેઠે વિકૃતિયાગ કરવા માટે अन्येन એ શબ્દથી અત્યગ્નિષ્ટોમ આદિ છ સંસ્થાઓનું જ ગ્રહણ થાય છે બીજા યાગોનું નહિ. ॥ ૪૧ ॥

ઉક્ત આશંકાનું સમાધાન કરે છે.

**विधिप्रत्ययाद् वा नह्यकस्मात् प्रशंसा स्यात् ॥ ४२ ॥**

**પદાર્થ** :—( वा ) ' વા ' શબ્દ આશંકાની નિવૃત્તિ સૂચવે છે. ( विधिप्रत्ययात् ) અતિદેશવાકય દ્વારા વિકૃત યાગમાં પ્રાકૃત યાગના ધર્મનો અનુભવ થતો હોવાથી આપત્તિ અને વિહાર યથાર્થ સ્વરૂપે માનવા જોઇએ. ( अकस्मात् ) ધર્મપ્રાપ્તિ વગર ( प्रशंसा न स्यात् ) પ્રશંસા થઇ શકે નહિ.

**ભાવાર્થ** :—આપત્તિ અને વિહાર બોધક વાકય અગ્નિષ્ટોમ યાગની પ્રશંસા–પરક છે, છતાં એકાહ આદિ વિકૃતિ યાગમાં અતિદેશવાકય દ્વારા આપત્તિ અને વિહાર રૂપ ધર્મ માનવા જ જોઇએ અવિદ્યમાન ધર્મને લીધે પ્રશંસા થઇ શકે નહિ. આ કારણથી અગ્નિષ્ટોમના ધર્મ એકાહ આદિ વિકૃતિ યાગમાં છે, અને એ ધર્મને લીધે તે યાગો અગ્નિષ્ટોમના સબંધી છે એ પણ સિદ્ધ થાય છે. સંબંધી હોવાથી अन्येन પદથી એનું પણ ગ્રહણ થવું જોઈએ. આથી સિદ્ધ થાય છે કે અત્યગ્નિષ્ટોમ આદિ ૭ સંસ્થાઓ સાથે ' એકાહ ' આદિ બધા યાગો અગ્નિષ્ટોમ યાગનું અનુષ્ઠાન કર્યા પછી જ કરવા, માટે અગ્નિષ્ટોમયાગાનુષ્ઠાનપૂર્વક અન્ય યાગો અનુષ્ઠેય છે એ સિદ્ધાંત છે. ॥ ૪૨ ॥

એકસ્તોમક અને અનેક સ્તોમક બધાય યાગોનું અગ્નિષ્ટોમપૂર્વકત્વ છે.
એ અધિકરણને સમજાવે છે.

પૂર્વ પક્ષ સૂત્ર **एकस्तोमो वा क्रतुसंयोगात् ॥ ४३ ॥**

**પદાર્થ**:—( वा ) ' વા ' શબ્દ પૂર્વપક્ષને સૂચવે છે. ( एकस्तोमः ) अन्येन શબ્દથી એકસ્તોમક યાગનું ગ્રહણ છે. ( क्रतुसंयोगात् ) અર્થવાદ વાકયથી એક જ પ્રાકૃત સ્તોમનો વિકૃતિ યાગો સાથે વ્યાપ્તિરૂપ સંબંધ દ્વારા પ્રકાશ હોવાનું જણાય છે.

ભાવાર્થ :—'अन्येन' શબ્દથી અગ્નિષ્ટોમ સંબંધી 'એકાહ' આદિ વિકૃતિ યાગોનું પણ ગ્રહણ થાય છે એ આગળ સ્પષ્ટ કરવામાં આવ્યું છે. હવે એ બધા યાગોમાં કોઇ યાગ એકસ્તોમક છે અને કોઇ યાગ અનેક સ્તોમક હોય છે. સ્તોમ એટલે સ્તોત્ર. અહીં પૂર્વપક્ષવાદીનું એવું માનવું છે કે 'अन्येन' શબ્દથી 'એકસ્તોમક' યાગનું જ ગ્રહણ થાય છે. यो वै त्रिवृदन्यं यज्ञक्रतुमापद्यते स तं दीपयति આ અર્થવાદ વાકય છે. આનો ભાવ એ છે કે ત્રિવૃત્સ્તોમ અન્યક્રતુ સાથે અતિદેશ વાકયથી સંબંધ પામે છે. અહીં એક જ ત્રિવૃત્સ્તોમનો અન્યક્રતુ સાથે સંબંધ બતાવેલો હોવાથી એકસ્તોમક યાગનું જ 'अन्येन શબ્દથી ગ્રહણ કરવું જોઇએ. અગ્નિષ્ટોમ યાગમાં ત્રિવૃત્સ્તોમ, પંચદશસ્તોમ, સપ્તદશસ્તોમ અને એકવિંશસ્તોમ એ ચાર સ્તોમ છે. તેમાંથી એકસ્તોમવાળા યાગનું જ अन्येन શબ્દથી ગ્રહણ થાય છે એવું પૂર્વપક્ષવાદીનું મન્તવ્ય છે. ॥૪૩॥

સિદ્ધાંત સૂત્ર **सर्वेषां वा चोदनाविशेषात्प्रशंसा स्तोमानाम् ॥ ૪૪ ॥**

પદાર્થ :—( वा ) સિદ્ધાંતને સૂચવે છે. ( सर्वेषाम् ) એક સ્તોમક અને અનેક સ્તોમક સર્વ યાગોનું ગ્રહણ થાય છે. ( चोदनाविशेषात् ) અન્ય શબ્દના શકય અર્થમાં કંઇ વિશેષ ન હોવાથી ( प्रशंसा स्तोमानाम् ) સર્વ સ્તોમોની પ્રશંસામાં કોઇ વિશેષ નથી.

ભાવાર્થ :—'अन्येन' પદથી એકસ્તોમક અને અનેક સ્તોમક જેટલા યાગો છે તે બધાનું જ ગ્રહણ સમજવું. એકસ્તોમકનું ગ્રહણ કરવું અને અનેક સ્તોમક યાગનું ગ્રહણ ન કરવું એમાં કોઇ પ્રમાણ નથી. અર્થવાદ વાકયમાં એકસ્તોમકનો વિકૃતિ યાગ સાથે જે સંબંધ બતાવ્યો છે તે તો માત્ર પ્રશંસાનેજ સૂચવે છે. ભાવ એ છે કે એકસ્તોમક અને અનેકસ્તોમક યાગો અગ્નિષ્ટોમ યાગ કર્યા પછી જ અનુષ્ઠેય છે. ॥ ૪૪ ॥

**इति मीमांसागुर्जरभाष्ये पञ्चमाध्यायस्य तृतीयः पादः**



**अथ पञ्चमाध्यायस्य चतुर्थः पादः**

## પાઠક્રમની અપેક્ષા શ્રુતિ અને અર્થ બળવાન્ હોય છે.
## એ અધિકરણ હવે સમજાવે છે.

**क्रमकोपोऽर्थशब्दाभ्यां श्रुतिविशेषादर्थपरत्वाच्च ॥ १ ॥**

પદાર્થ:—( अर्थशब्दाभ्याम् ) અર્થ અને શ્રોતક્રમથી ( क्रमकोपः ) પાઠક્રમનો બાધ થાય છે. કારણ કે ( श्रुतिविशेषात ) શ્રુતિવિશેષ (च) અને ( अर्थपरत्वात् ) અર્થ સાધક હોવાથી.

ભાવાર્થ :—ઐન્દ્રવાયવ આદિ દશગ્રહોમાં આશ્વિનગ્રહ ત્રીજા સ્થાનમાં પઠિત છે, પણ તેનું દશમ સ્થાન છે એવું શ્રુતિરૂપ વાચક શબ્દથી આમ્નાત છે. જેમ કે आश्विनो दशमो गृह्यते । આશ્વિન ગ્રહ દશમે સ્થાને લેવો. તે જ પ્રમાણે અગ્નિહોત્ર હોમ પછી યવાગૂપાકનો પાઠ છે, પણ

યવાગૂરૂપ દ્રવ્ય વગર અગ્નિહોત્ર થઇ ન શકે માટે અર્થબલથી યવાગૂ અગ્નિહોત્ર પહેલાં જ હોવી જોઇએ. આ ઉપરથી સિદ્ધ થાય છે કે શ્રુતિરૂપ વાક્ય વિશેષથી તથા અર્થના સામર્થ્યથી પાઠક્રમનો બાધ થાય છે. એટલે કે શ્રુતિરૂપ વાક્યથી તથા અર્થના સામર્થ્યથી જે ક્રમ હોય તેજ ક્રમ લેવો. પાઠક્રમ આશ્વિન ગ્રહ માટે ત્રીજો છે છતાં શ્રુતિવાક્ય તેને દશમા સ્થાનમાં બતાવે છે માટે દશમા સ્થાને આશ્વિન ગ્રહ લેવો. તથા અગ્નિહોત્રનો પાઠ પ્રથમ છે છતાં યવાગૂ સાધન હોવાથી અર્થ સામર્થ્યથી પ્રથમ જ લેવી જોઇએ. આ પ્રમાણે પાઠક્રમનો અર્થ અને શ્રુતિવાક્યથી બાધ થાય છે.

મુખ્યક્રમથી આગ્નેય પુરોડાશના અવદાન આદિ ધર્મોનું પ્રથમ અનુષ્ઠાન કરવું જોઇએ એ અધિકરણ સમજાવે છે.

પૂર્વપક્ષ સૂત્ર अवदानाभिघारणासादनेष्वानुपूर्व्यं प्रवृत्त्या स्यात् ॥ २ ॥

પદાર્થ :—( अवदानाभिघारणासादनेषु ) અવદાન, અભિઘારણ અને આસાદન રૂપધર્મોમાં ( आनुपूर्व्यम् ) ક્રમ ( प्रवृत्या ) પ્રવૃત્તિથી ( स्यात् ) થવો જોઇએ.

ભાવાર્થ:—સાંનાય્યના ધર્મ વત્સાપાકરણ અને દોહન આદિ ધર્મો પ્રથમ આમ્નાત છે અને પુરોડાશના નિર્વાપ અને અવઘાત આદિ ધર્મો પછીથી આમ્નાત છે, માટે મંત્રપાઠનો જે ક્રમ છે તે પ્રમાણે ધર્મોનું અનુષ્ઠાન થવું યોગ્ય છે. એટલે મંત્રપાઠની પ્રવૃત્તિના ક્રમ પ્રમાણે અનુષ્ઠાન કરવું જોઇએ. આ નિયમને આધારે પહેલાં દધિના અવદાન, અભિઘારણ અને આસાદન થવાં જોઇએ. ॥ ૨॥

સિદ્ધાંત સૂત્ર यथाप्रदानं वा तदर्थत्वात् ॥ ३ ॥

પદાર્થ :—( वा ) અથવા ( यथाप्रदानम् ) પ્રદાન ક્રમને અનુસરીને અવદાન આદિ ધર્મોનું અનુષ્ઠાન થવું જોઇએ ( तदर्थत्वात् ) કારણ કે અવદાન આદિ પ્રદાનને માટે જ કરવામાં આવે છે.

ભાવાર્થ :—સાંનાય્ય યાગની પહેલાં આગ્નેય યાગનું અનુષ્ઠાન છે. સાંનાય્ય એટલે દહીં અને દૂધ. આગ્નેય પુરોડાશનું પ્રથમ પ્રદાન હોવાથી, એ પુરોડાશના અવદાન આદિ ધર્મો પહેલા થવા જોઇએ, કારણ કે યાગમાં પ્રદાન જ મુખ્ય છે અને અવદાન આદિ ધર્મો પણ પ્રદાનને માટે જ હોય છે. પ્રાવૃત્તિક ક્રમ કરતાં મુખ્ય ક્રમ બળવાન્ હોય છે માટે દધિના અવદાન આદિ ધર્મોનું પછીથી અનુષ્ઠાન કરવું આજ સિદ્ધાંત પક્ષ છે. ॥ ૩ ॥

लिङ्गदर्शनाच्च ॥ ४ ॥

પદાર્થ: :—( च ) અને ( लिङ्गदर्शनात् ) લિંગરૂપ વાક્ય હોવાથી.

ભાવાર્થ :— प्रयाजशेषाभिधारे प्रथमं ध्रुवामभिघारयेत् प्रथममाज्यभागयोरग्नीषोमयोः प्रदानं तदीयं द्रव्यं ध्रुवायामस्ति तद् अभिघारप्राथम्ये प्रथम प्रयाजकथनं लिङ्गम् " આ વાક્યમાં કહેવામાં આવ્યું છે કે અગ્નીષોમીય આજ્યભાગોનું પ્રથમ પ્રદાન કરવું જોઇએ, એનું દ્રવ્ય ધ્રુવા નામના

પાત્રમાં હોય છે. આ કથન અભિધાર પ્રાથમ્યમાં પ્રથમ પ્રદાન કારણરૂપે છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે જેનું પ્રથમ પ્રદાન, અવદાન આદિ ધર્મો પણ તેના જ પહેલાં કરવા જોઈએ, માટે આગ્નેય પુરોડાશના અવદાન આદિ ધર્મો પ્રથમ અનુષ્ઠિત કરવા અને ઐન્દ્ર સાંનાય્ય દ્રવ્યના અવદાન આદિ ધર્મો પછીથી અનુષ્ઠિત કરવા આ જ સિદ્ધાંત પક્ષ છે. ॥ ૪ ॥

## ઇષ્ટિ અને સોમયાગનો પૌર્વાપર્યભાવનો નિયમ નથી એ અધિકરણને સમજાવે છે.

પૂર્વપક્ષ સૂત્ર   वचनादिष्टिपूर्वत्वम् ॥ ५ ॥

**પદાર્થ** :—( वचनात ) પ્રથમ ઇષ્ટિપ્રતિપાદક વાક્ય હોવાથી ( इष्टिपूर्वत्वम् ) સોમયાગ પહેલાં ઇષ્ટિ કરવી જોઈએ.

**ભાવાર્થ** :—દર્શપૂર્ણમાસ અને સોમયાગ આ બન્નેમાં પૂર્વાપર ભાવ છે કે નહિ એ બાબતના સંશયમાં પૂર્વપક્ષવાદીનું એવું મન્તવ્ય છે કે, दर्शपूर्णमासाभ्यामिष्ट्वा सोमेन यजेत दर्श અને પૂર્ણમાસનો યાગ કરી પછી સોમથી યાગ કરવો. આ વાક્યથી સિદ્ધ થાય છે કે પહેલાં દર્શપૂર્ણમાસની ઇષ્ટિ કરવી અને પછી સોમયાગ કરવો. ॥ ૫ ॥

સિદ્ધાંત સૂત્ર   सोमश्चैकेषामग्न्याधेयस्यर्तुनक्षत्रातिक्रमवचनात् तदन्तेनानर्थकं हि स्यात् ॥ ६ ॥

**પદાર્થ** :—( च ) અને ( सोमः ) સોમયાગ ( एकेषाम् ) કેટલાક યજમાનોને દર્શપૂર્ણમાસ પહેલાં કર્તવ્ય હોય છે. ( अग्न्याधेयस्य ) અગ્ન્યાધાન સંબંધી ( ऋतुनक्षत्रातिक्रमवचनात् ) ઋતુ અને નક્ષત્રનો અતિક્રમ જણાતો હોવાથી ( तदन्तेन ) દર્શપૂર્ણમાસ પછી જ સોમયાગની કર્તવ્યતા માનવામાં આવે તો ( अनर्थकं हि स्यात् ) અનર્થક જ થઈ જાય.

**ભાવાર્થ** :—કેટલાક યજમાનોને સોમયાગ દર્શપૂર્ણમાસ પહેલાં કર્તવ્ય હોય છે કારણ કે અગ્ન્યાધાનનાં ઋતુ અને નક્ષત્રનો આ પ્રમાણે બાધ બતાવવામાં આવ્યો છે. જેમકે सोमेन यक्ष्यमाणो नर्तुं सूर्क्षेत नक्षत्रम् જેણે સોમયાગ કરવાનો હોય તેણે ઋતુ અને નક્ષત્રની પ્રતીક્ષા કરવી નહિ. આમાં અગ્ન્યાધાનનાં ઋતુ અને નક્ષત્રની પ્રતીક્ષા કરવાનો નિષેધ કર્યો છે. જો દર્શપૂર્ણમાસ નિયમથી પૂર્વ વિહિત હોય તો આ ઋતુનક્ષત્રનો બાધ નિરર્થક થઈ જાય માટે પહેલાં દર્શપૂર્ણમાસનો યાગ કરવો અને પછી જ સોમયાગ કરવો એવો ખાસ કોઈ નિયમ નથી. કેટલાક યજમાનો સોમયાગ કર્યા પછી પણ દર્શપૂર્ણમાસ યાગ કરે છે, અને અગ્ન્યાધાન કેવળ સોમયાગને માટે પ્રથમ હોય છે. આવું સિદ્ધાંતવાદીનું મન્તવ્ય છે. ॥ ૬ ॥

तदर्थवचनाच्च नाविशेषात् तदर्थत्वं स्यात् ॥ ७ ॥

**પદાર્થ** :—( च ) અને ( तदर्थवचनात् ) અગ્ન્યાધાનનું જ્યોતિષ્ટોમને માટે કથન કરવાથી પણ ઉક્ત અર્થની સિદ્ધિ થાય છે. જો અગ્ન્યાધાન અને જ્યોતિષ્ટોમ અર્થાત્ સોમયાગનું નિયમથી આનન્તર્ય ન માનવામાં આવે તો ( अविशेषात् ) અગ્ન્યાધાન કર્મમાત્ર પ્રત્યે

સમાન હોવાથી ( तदर्थत्वम् ) જ્યોતિષ્ટોમાર્થતાનું અભિધાયક વચન ( न ) ઉપપન્ન થઈ શકે નહિ.

**ભાવાર્થ** :--જ્યોતિષ્ટોમ અર્થાત્ સોમયાગ પહેલાં માત્ર અગ્ન્યાધાન અપેક્ષિત છે કારણ કે અગ્ન્યાધાન તો હરકોઇ યાગ પહેલાં સામાન્ય જ હોય છે તેના વગર યાગ જ થઈ શકે નહિ. આ કારણથી માત્ર સોમયાગાર્થ અગ્ન્યાધાન અને સોમયાગ આ બેનું આનન્તર્ય છે અર્થાત પૌર્વાપર્યભાવનો નિયમ છે, પણ દર્શપૂર્ણમાસ યાગ અને સોમયાગનો પૌર્વાપર્યભાવનો નિયમ નથી. ॥ ૭ ॥

**अयक्ष्यमाणस्य च पवमानहविषां कालनिर्देशात् आनन्तर्याद् विशङ्का स्यात् ॥ ८॥**

**પદાર્થ** :--( च ) અને ( अयक्ष्यमाणस्य ) સોમથી જેને યાગ ન કરવો હોય તેને ( पवमानहविषाम् ) પવમાન હવિષનો ( कालनिर्देशात् ) કાળનો નિર્દેશ હોવાથી ( आनन्तर्यात् ) આનન્તર્ય હોવાથી ( विशङ्का ) સંશયનો અભાવ ( स्यात् ) છે.

**ભાવાર્થ** :--જે અગ્ન્યાધાન કર્યા પછી સોમયાગ ન કરે તેને માટે પવમાન હવિષો કરવા માટે આ પ્રમાણે કાળવિધાન છે. योऽयक्ष्यमाणोऽग्निमादधीत स पुरा संवत्सरान् पवमानहवींषि निवपेदिति। જે અગ્ન્યાધાન કર્યા પછી સોમ યાગ ન કરે તેણે પવમાન હવિષોનો નિર્વાપ કરવો. આ એક પ્રાયશ્ચિત છે એથી સ્પષ્ટ સમજાય છે કે અગ્ન્યાધાન પછી સોમયાગ કરવો. આ ઉપરથી સિદ્ધ થાય છે અગ્ન્યાધાન અને સોમયાગનો પૂર્વાપરીભાવ છે. દર્શપૂર્ણમાસ અને સોમયાગનો પૂર્વાપરીભાવ નથી.

**इष्टिरयक्ष्यमाणस्य तादर्थ्येन सोमपूर्वत्वम् ॥ ९ ॥**

**પદાર્થ** —( अयक्ष्यमाणस्य ) સોમથી જેને યાગ ન કરવો હોય તેને પહેલાં ( इष्टिः ) કરવી જોઇએ. ( तादर्थ्येन ) સોમાર્થત્વ હોવાથી ( सोमपूर्वत्वम् ) સોમયાગ પહેલાં કરવી જોઇએ.

**ભાવાર્થ** :—જે યજમાન અગ્ન્યાધાન કર્યા પછી સોમયાગ ન કરે તેણે દર્શપૂર્ણમાસ ઇષ્ટિ કરવી જોઇએ, અને જે યજમાન અગ્ન્યાધાન પછી સોમયાગ કરવા ઇચ્છે તેણે સોમયાગ કરવો. આ ઉપરથી આ અધિકરણનો ભાવાર્થ એ નીકળે છે કે અગ્ન્યાધાન અને સોમયાગનો પૂર્વાપરભાવ છે અને અગ્ન્યાધાન અને દર્શપૂર્ણમાસનો પણ પૂર્વાપરભાવ છે. કિંતુ દર્શપૂર્ણમાસ ઇષ્ટિ અને સોમયાગનો પૂર્વાપરભાવ નિયત નથી. ॥ ૯ ॥

**બ્રાહ્મણ કર્તૃક ઇષ્ટિ અને સોમયાગનો પૂર્વાપર ભાવ અનિયત છે. એ અધિકરણને સમજાવે છે.**

**उत्कर्षाद् ब्राह्मणस्य सोमः स्यात् ॥ १० ॥**

**પદાર્થ** :—( ब्राह्मणस्य ) બ્રાહ્મણે ( उत्कर्षात् ) ઇષ્ટિ પહેલાં ( सोमः स्यात् ) સોમ યાગ કરવો જોઇએ.

**ભાવાર્થ** :—आग्नेयो वै ब्राह्मणो देवतया स सोमेन इष्ट्वा अग्नीषोमीयो भवति इति, यदेवादः पौर्णमासं हविः तदनु निर्वपेत् उभय देवत्यो भवतीति આ વાક્યમાં એમ કહેવામાં આવ્યું છે કે

બ્રાહ્મણ અગ્નિ દેવતાક છે તે જ્યારે સોમથી યાગ કરે છે ત્યારે અગ્નીષોમીય થાય છે. પૌર્ણમાસ જે હવિષ્ છે તેનો સોમ યાગ કર્યા પછી નિર્વાપ કરવો. અગ્નીષોમીય યાગ કર્યા વગર બીજા યાગોથી ફલની નિષ્પત્તિ થતી નથી માટે બ્રાહ્મણે પ્રથમ સોમ યાગ કરવો અને પછી ઇષ્ટિ કરવી. ॥ ૧૦ ॥

पौर्णमासो वा श्रुतिसंयोगात् ॥ ११ ॥

પદાર્થ :—( वा ) અથવા ( पौर्णमासो ) જ્યોતિષ્ટોમ યાગ પછી કેવળ પૌર્ણમાસ યાગ કર્તવ્ય છે ( श्रुति संयोगात् ) ઉપર કહેલા વચનથી પૌર્ણમાસ શબ્દનો સંબંધ જોવામાં આવે છે.

ભાવાર્થ :—પૂર્વપક્ષ તરફથી એવી શંકા કરવામાં આવે છે. ઉક્ત વચનથી કેવળ પૌર્ણમાસ આદિ જે ત્રણ યાગો છે તેનો જ ઉત્કર્ષ છે દર્શ યાગ આદિનો નહિ, માટે કેવળ પૌર્ણ માસ યાગ જ સોમ યાગ પછી કર્તવ્ય છે દર્શ આદિ નહિ. ॥ ૧૧ ॥

सर्वस्य चैककर्मत्वात् ॥ १२ ॥

પદાર્થ :—( च ) ' ચ ' શબ્દ પૂર્વપક્ષને દૃઢ કરે છે. ( सर्वस्य ) જે છ યાગોનો સમૂહ બતાવ્યો છે તે બધાનોજ ઉત્કર્ષ છે ( एक कर्मत्वात् ) કારણ કે એક જ ફલમાં સમુચ્ચયથી તેનો સંબંધ છે.

ભાવાર્થ :—પૌર્ણમાસ આદિ ત્રણ યાગનો જ ઉત્કર્ષ નથી પણ દર્શ પૂર્ણ માસ યાગમાં જે છ યાગો બતાવ્યા છે તે બધાનો જ ઉત્કર્ષ છે કારણ કે એ બધા સમુચ્ચિત થઇ એક જ ફલના જનક છે. અર્થાત્ છયે યાગો સોમ યાગ પછી બ્રાહ્મણે કરવા જોઈએ. ॥ ૧૨ ॥

स्याद्वा विधिः तदर्थेन ॥ १३ ॥

પદાર્થ :—( वा ) અથવા ( तदर्थेन ) જ્યોતિષ્ટોમાંગત્વથી ( विधिः स्यात् ) અપૂર્વ જ કોઈ કર્મની વિધિ છે.

ભાવાર્થ :—ત્રીજો કોઇ પક્ષવાદી કહે છે કે પૌર્ણમાસ યાગ એ કોઇ જુદો જ વિધિ છે અને તેનો સંબંધ જ્યોતિષ્ટોમ યાગ સાથે છે. એટલે સોમ યાગ કર્યા પછી એ પૌર્ણમાસ નામક અપૂર્વ વિધિ કરવો. ॥ ૧૩ ॥

प्रकरणात् तु कालः स्यात् ॥ १४ ॥

પદાર્થ :—( तु ) પ્રથમ પૂર્વપક્ષ સાથે આ સૂત્રનો સંબંધ છે એમ तु શબ્દ બતાવે છે ( प्रकरणात् ) દર્શપૂર્ણમાસ યાગનું પ્રકરણ હોવાથી ( कालः स्यात् ) કાળનું જ વિધાન છે.

ભાવાર્થ :—દર્શપૂર્ણમાસનું પ્રકરણ છે. માટે જો પૌર્ણ માસને અપૂર્વ કોઇ જુદું જ કર્મ માનવામાં આવે તો પ્રકરણનો બાધ થાય. માટે સોમયાગોત્તરત્વ રૂપ કાળનું જ વિધાન છે અર્થાત્ સોમ યાગ કર્યા પછી બ્રાહ્મણે દર્શ અને પૂર્ણ માસનું અનુષ્ઠાન કરવું.

तथा सति ब्राह्मणस्य एकस्मिन्नग्नीषोमीयपुरोडाशे सोमपूर्वत्वनियमः, इतत्र क्षत्रियवैश्ययोरिव अस्यापि इष्टिपूर्वत्व सोमपूर्वत्वे विकल्प्येते। આ ઠેકાણે સાયણાચાર્ય કહે છે કે અગ્નીષોમીય પુરોડાશનો નિર્વાપ જ બ્રાહ્મણે સોમ યાગ કર્યા પછી નિયમથી કરવો, બીજા નિર્વાપ અર્થાત્ યાગોમાં ક્ષત્રિય અને વૈશ્ય પેઠે બ્રાહ્મણને પણ સોમ પૂર્વત્વ અને ઇષ્ટિ પૂર્વત્વ વિકલ્પ હોય છે અર્થાત્ બીજામાં બ્રાહ્મણને પણ પૂર્વાપર ભાવ નિયત નથી. ॥ ૧૪ ॥

નતું પ્રતીક્ષેત ઇત્યાદિથી સોમ યાગના કાળનો બાધ થાય છે.
એ અધિકરણને સમજાવે છે.

પૂર્વપક્ષ સૂત્ર स्वकाले स्यादविप्रतिषेधात् ॥ १५ ॥

પદાર્થ :—( स्वकाले ) જ્યોતિષ્ટોમ યાગ પોતાના કાળમાં ( स्यात ) થાય છે. ( अविप्रतिषेधात् ) જ્યોતિષ્ટોમ મુખ્ય યાગ હોવાથી તેના કાળનો બાધ થઇ શકે નહિ.

ભાવાર્થ: —' सोमेन यक्ष्यमाणोऽग्नीन् आदधीत ' ' नतूनृत्सूर्क्षेत् ' ' न च नक्षत्रम् ' सूर्क्षति धातुर्दर्शनार्थे वर्तते। જેને સોમથી યાગ કરવાનો હોય તેણે અગ્નિનું આધાન કરવું ઋતુ અને નક્ષત્રની પરીક્ષા કરવાની તેને જરૂર નથી આ વિધાનથી માત્ર આધાનના કાળનોજ બાધ થાય છે, પણ સોમનો જે વિહિત કાળ છે તેનો બાધ થતો નથી. " वसन्ते ब्राह्मणोऽग्नीनादधीत " " कृत्तिकास्वग्नि मादधीत ' વસન્તમાં બ્રાહ્મણે અગ્ન્યાધાન કરવું. કૃત્તિકા નક્ષત્રમાં પણ અગ્ન્યાધાન કરવું. સોમયાગ કરવાના કાળનું પણ વિધાન છે કે वसन्ते वसन्ते ज्योतिषा यजेत દરેક વસન્ત ઋતુમાં સોમથી યજ્ઞ કરવો. આ વિધાનોમાં જે અગ્નિના આધાનનો સમય છે તેનો જ બાધ ઉક્ત વાક્યથી થાય છે. સોમ યાગ તો પ્રધાન છે માટે તેના સમયનો ઉક્ત વાક્યથી બાધ થતો નથી. ॥ ૧૫ ॥

સિદ્ધાંત સૂત્ર अपनयो वाऽऽधानस्य सर्वकालत्वात् ॥ १६ ॥

પદાર્થ :—( वा ) સિદ્ધાંત સૂચક ' વા ' શબ્દ છે. ( अपनयः ) પ્રધાનકાળનો પણ બાધ થાય છે. ( आधानस्य ) અગ્ન્યાધાન તો ( सर्वकालत्वात ) સર્વ કાળમાં થઇ શકે છે.

ભાવાર્થ :—અગ્ન્યાધાન તો સર્વકાળમાં વિહિત છે यदैवैनं यज्ञ उपनमेत् अथादधीत સોમયાગ કરવાની શ્રદ્ધા વખતે આધાનકાળને શોધવાની જરૂર નથી. આવા વચનથી આધાનકાળ તો બાધિત છે. જે બાધિત છે તેને ફરીથી બાધિત કરવાનો કશો જ અર્થ નથી માટે ઉક્ત વાક્યથી સોમયાગ કે જે પ્રધાન છે તેના કાળનો પણ બાધ થાય છે. એજ સિદ્ધાંત છે. ॥ ૧૬ ॥

બ્રાહ્મણ કર્તૃક ઈષ્ટિ અને સોમયાગનો જે પૂર્વપક્ષ આગળ થયો છે
તેનું સમાધાન કરે છે.

पौर्णमास्यूर्ध्वं सोमाद् ब्राह्मणस्य ॥ १७ ॥

પદાર્થ :—( पौर्णमासी ) પૌર્ણમાસ જ યાગ ( सोमाद् ऊर्ध्वम् ) સોમયાગ પછી કરવો જોઈએ ( ब्राह्मणस्य ) બ્રાહ્મણે.

**ભાવાર્થ** :—બ્રાહ્મણે સોમયાગ કર્યા પછી જ પૌર્ણમાસ યાગ કરવો બીજા દર્શ-આદિ યાગો તો સોમયાગ પહેલાં પણ તે કરી શકે છે. ॥ ૧૭ ॥

**एकं वा शब्दसामर्थ्यात् प्राक् कृत्स्नविधानात् ॥ १८ ॥**

**પદાર્થ**:—( वा ) અથવા ( एकम् ) પૂર્ણમાસ સંજ્ઞક માત્ર એક જ ' અગ્નિષોમીય ' યાગ પહેલાં બ્રાહ્મણકર્તૃક જ્યોતિષ્ટોમ યાગ કર્તવ્ય છે. પૂર્ણમાસસંજ્ઞક બીજા યાગો નહિં ( शब्दसामर्थ्यात् ) શબ્દના સામર્થ્યથી એમજ જણાય છે. ( प्राक् ) જ્યોતિષ્ટોમ પહેલાં ( कृत्स्नविधानम् ) અગ્નીષોમીય સિવાય બધા યાગો કરી શકાય છે.

**ભાવાર્થ** :—આગ્નેય, ઉપાંશુ અને અગ્નીષોમીય આ ત્રણ યાગનું નામ પૌર્ણમાસ છે. છતાં અગ્નીષોમીયના સંનિધાનથી ઉક્તવાક્યમાં અગ્નીષોમીય જ પૌર્ણમાસપદથી વિવક્ષિત છે. એટલે ઉપરના અધિકરણમાં સિદ્ધાંત પક્ષ એ નીકળે છે કે બ્રાહ્મણકર્તૃક સોમયાગમાં પહેલાં સોમયાગ અને પછી અગ્નીષોમીય નામક પૌર્ણમાસ યાગ કરવો. એટલે કે બ્રાહ્મણકર્તૃક સોમયાગ અને અગ્નીષોમીય પૌર્ણમાસમાંજ પૌર્વાપર્યનિયમ છે. બીજા આગ્નેય અને ઉપાંશું યાગોમાં બ્રાહ્મણકર્તૃક સોમયાગનો પૌર્વાપર્યનો નિયમ નથી. ॥ ૧૮ ॥

**' હવે આજયનો સોમ પછી ઉત્કર્ષ નથી ' એ અધિકરણને સમજાવે છે.**

**पुरोडाशस्त्वनिर्देशे तद्युक्ते देवताभावात् ॥ १९ ॥**

**પદાર્થ** :—( तु ) આજયસાધ્યક ઉપાંશુ યાગની વ્યાવૃત્તિ સૂચવે છે. ( पुरोडाशः ) પુરોડાશ જ અગ્નીષોમીય છે. ( तद्युक्ते ) અગ્નિયુક્ત સોમમાં ( देवताभावात ) દેવતાત્વ હોવાથી ( अनिर्देशे ) એક દેવતાક હવિષ્નો નિર્દેશ ન હોવાથી કેવલાગ્નિદેવતાકનો ઉત્કર્ષ નથી.

**ભાવાર્થ**: —अग्निर्वै ब्राह्मणः આ વાક્યમાં કેવળ અગ્નિદેવનોજ સંબંધ છે. પૌર્ણમાસ હવિષ્નો નિર્વાપ કર્યા વગર અગ્નીષોમીય દેવતાક બ્રાહ્મણ કહેવાતો નથી. યજ્ઞ કરનાર પુરુષને પણ દેવતાનો સંબંધ હોય છે. પુરોડાશ રૂપ હવિષ્ અગ્નીષોમીય છે. બાજુ હવિષ્ અગ્નીષોમીય નથી, માટે સોમયાગ પછી અગ્નીષોમીય પુરોડાશનું જ આનન્તર્ય છે ॥ ૧૯ ॥

**आज्यमपीति चेत् ॥ २० ॥**

**પદાર્થ** :—( आज्यमपि ) આજયદ્રવ્યક ઉપાંશુ યાગ પણ ઉત્કૃષ્ટ થાય છે એટલે કે સોમયાગ પછી જ થાય છે ( इति चेत् ) જો એવી શંકા કરવામાં આવે તો એનો સંબંધ ઉત્તર સૂત્રમાં છે.

**ભાવાર્થ** :—જેમ અગ્નીષોમીય પુરોડાશનો ઉત્કર્ષ કરવામાં આવે છે તેમ આજ્યદ્રવ્યક ઉપાંશુ યાગને પણ અગ્નીષોમીય માનો અને એનો પણ ઉત્કર્ષ માનો. આ શંકાનું સમાધાન આગળના સૂત્રમાં આવે છે. ॥ ૨૦ ॥

**न मिश्रदेवतात्वादैन्द्राग्नवत् ॥ २१ ॥**

**પદાર્થ** :—(न) ઉક્ત કથન ઠીક નથી (ऐन्द्राग्नवत्) ઐન્દ્રાગ્ન યાગ જેવી રીતે (मिश्रदेवतात्वात्) આજ્યયાગ પણ મિશ્રદેવતાક છે.

**ભાવાર્થ** :—આજ્યદ્રવ્યક ઉપાંશુયાગ ઐન્દ્રાગ્ન યાગ પેઠે મિશ્રદેવતાક છે. તેથી તે યાગ અગ્નીષોમીય ન કહેવાય. ઉપાંશુ યાગનો દેવતા વિષ્ણુ છે અને એક પક્ષે પ્રજાપતિ પણ છે. ઉપાંશુયાગમાં દ્વિદેવતાત્વ નિયત છે. આ કારણથી આજ્યદ્રવ્યક ઉપાંશુ યાગનો ઉત્કર્ષ નથી. ॥ ૨૧ ॥

**ઐન્દ્રાગ્ન આદિ જે વૈકૃત યાગો છે તેની સદ્યઃકાલતા છે એ અધિકરણને સમજાવે છે.**

**विकृतेः प्रकृतिकालत्वाव सद्यस्कालोत्तरा विकृतिः तयोः प्रत्यक्षशिष्टत्वात ॥ २२ ॥**

**પદાર્થ** :—(उत्तरा विकृतिः) પ્રકૃતિ યાગના ઉત્તર કાળમાં થનાર વિકૃતિ યાગ (सद्यस्काला) એકાહસાધ્ય એક દિવસે પૂર્ણ થાય એ પ્રમાણે થવું જોઇએ. (विकृतेः) વિકૃતિ-યાગની (प्रकृति कालत्वात्) પ્રકૃતિકાલના હોવાથી (तयोः) એકાહસાધ્ય અને દ્વયહસાધ્ય બન્ને કાળોમાં (प्रत्यक्षोपदिष्टत्वात्) પ્રત્યક્ષ વિહિત હોવાથી એકાહ કાળ પ્રબળ છે.

**ભાવાર્થ** :—દર્શપૂર્ણમાસમાં ऐन्द्राग्नमेकादशकपालं निर्वपेत् प्रजाकामः। તથા सौर्यं चरुं निर्वपेत् ब्रह्मवर्चसकामः આવાં વાકયોથી ઐન્દ્રાગ્ન તથા સૌર્ય આદિ વિકૃતિ યાગો વિહિત છે. આ બધા યાગો એક જ દિવસમાં પૂર્ણ થવા જોઇએ, માટે તે સદ્યઃકાલ કહેવાય છે. જો કે प्रकृतिवद् विकृतिः कर्तव्या આ અતિદેશ વાકયથી પ્રકૃતિ યાગ બે દિવસમાં પૂર્ણ થતો હોવાથી વિકૃતિ યાગ પણ બે દિવસમાં પૂર્ણ કરવો જોઇએ કારણ કે પ્રકૃતિયાગના ધર્મો વિકૃતિયાગમાં પણ હોય છે. પણ य इष्ट्या पशुना सोमेन वा आग्रयणेन वा यक्ष्यमाणः सोऽमावास्यायां पौर्णमास्यो वा यजेत જે પુરુષ દર્શપૂર્ણમાસ આદિ યાગો કરવા ઇચ્છે તેણે તે અમાવાસ્યા અથવા પૌર્ણમાસી દિવસે કરવા આ વાકયથી એક દિવસમાં તે કરવાનું સ્પષ્ટ વિધાન હોવાથી વિકૃતિયાગો એકાહસાધ્ય છે અને દ્વયહસાધ્ય નથી એ સ્પષ્ટ થાય છે. य इष्ट्या ઇત્યાદ યુક્ત વચન એ પ્રત્યક્ષવચન કહેવાય છે અને તેનાથી प्रकृतिवद्विकृतिः कर्तव्या એ અતિદેશ વાકયનો બાધ થાય છે. ॥ ૨૨ ॥

**પૂર્વપક્ષ સૂત્ર** **द्वैयहकाल्ये तु यथान्यायम ॥ २३ ॥**

**પદાર્થ** :—(तु) પૂર્વપક્ષને સૂચિત કરે છે. (द्वैयहकाल्ये) જો વિકૃતિ યાગ દ્વયહસાધ્ય અર્થાત્ બે દિવસમાં સંપૂર્ણ કરવામાં આવે તો (यथान्यायम्) પ્રકૃત ન્યાય પ્રમાણે થયું કહેવાય.

**ભાવાર્થ** :—प्रकृतिवद् विकृतिः कर्तव्या પ્રકૃતિયાગના ધર્મો વિકૃતિયાગમાં થવા જોઇએ. દ્વયહસાધ્યતા એ પ્રકૃતિ ધર્મ છે માટે વિકૃતિયાગમાં પણ જો દ્વયહસાધ્યતા માનવામાં આવે તો ન્યાય પ્રમાણે ગણાય. અર્થાત્ પ્રકૃતિ વિકૃતિ ભાવનો જે નિયમ છે તે પ્રમાણે અનુષ્ઠાન થયું કહેવાય.

प्रकृतौ हि श्रूयते पूर्वेद्युः अग्निं गृह्णाति उत्तरमह देवतां यजेत પ્રકૃતિ યાગમાં એમ શ્રવણ થાય છે કે પહેલે દિવસે અગ્નિનું ગ્રહણ કરવું અને બીજે દિવસે દેવતાને ઉદ્દેશીને યાગ કરવો.

આમ જ્યારે પ્રકૃતિ યાગ માટે બે દિવસ છે તો તેના વિકૃતિ યાગોમાં પણ બે દિવસ હોવા જોઈએ. આવું પૂર્વપક્ષવાદીનું માનવું છે. ॥ ૨૩ ॥

સમાધાન સૂત્ર **वचनाद् वैककाल्यं स्यात् ॥ २४ ॥**

પદાર્થ :—( वा ) 'વા' શબ્દ પૂર્વપક્ષનો નિરાસ સૂચવે છે. ( वचनाद् ) વચનવિશેષથી ( एककाल्यम् ) એકકાલસાધ્યત્વ ( स्यात् ) થાય છે.

ભાવાર્થ :—એકજ દિવસમાં વિકૃતિ યાગ સંપૂર્ણ અનુષ્ઠિત કરવાને આ પ્રમાણે વચન છે. इष्टया, पशुना, सोमेन आग्रयणेन वा यक्ष्यमाणः स पौण मास्याममावास्यायां वा यजेत ઇષ્ટિ, પશુ, સોમ અથવા આગ્રયણથી જેને યાગ કરવો હોય તેણે પૌર્ણમાસી અથવા અમાવાસ્યામાં તે વિકૃતિ યાગ કરવો. આ વચનથી સિદ્ધ થાય છે કે વિકૃતિ યાગ સદ્યઃકાલ છે. એક દિવસમાં અનુષ્ઠાન સંપૂર્ણ કરવું એ સદ્યઃકાલ કહેવાય છે. ॥ ૨૪ ॥

## સાન્નાય્ય યાગ આદિના વિકારયાગો પણ સોમયાગ પછી કરવા. એ અધિકરણને સમજાવે છે

**साान्नाय्याग्नीषोमीयविकाराद्रूर्ध्वं सोमात्प्रकृतिवत् ॥ २५ ॥**

પદાર્થ :—( सान्नाय्याग्नीषोमीयविकारात् ) સાન્નાય્ય અને અગ્નીષોમીય યાગના વિકારો ( सोमात् ऊर्ध्वम् ) સોમયાગ પછી કરવા. ( प्रकृतिवत् ) જેમ સાન્નાય્ય અને અગ્નીષોમીય યાગ જ્યોતિષ્ટોમ પ્રકૃતિ પછી થાય છે તેમ.

ભાવાર્થ :—જ્યોતિષ્ટોમ યાગ પ્રકૃતિયાગ છે અને સાંનાય્ય તથા અગ્નીષોમીય યાગ તેની વિકૃતિ છે અને તે જેમ જ્યોતિષ્ટોમ યાગ પછી કરવામાં આવે છે તેમ સાંનાય્યની વિકૃતિ સાન્નાય્ય યાગ પછી અને અગ્નીષોમીયની વિકૃતિ અગ્નીષોમીય પછી કર્તવ્ય છે. ॥ ૨૫ ॥

## સોમયાગના વિકારો-પણ દર્શપૂર્ણમાસ પછી કર્તવ્ય છે એ અધિકરણને સમજાવે છે.

**तथा सोमविकारा दर्शपूर्णमासाभ्याम् ॥ २६ ॥**

પદાર્થ :—( तथा ) તે પ્રમાણે ( सोमविकाराः ) સોમયાગના વિકારો પણ ( दर्शपूर्णमासाभ्याम् ) દર્શ અને પૂર્ણમાસ યાગ પછી કર્તવ્ય છે.

ભાવાર્થ :—સોમયાગના વિકારો પણ દર્શયાગ અને પૌર્ણમાસયાગની પછી જ કર્તવ્ય છે. સાંનાય્યયાગ તથા અગ્નીષોમીય યાગની વિકૃતિઓ જેમ જ્યોતિષ્ટોમ યાગ પછી કર્તવ્ય હોય છે તેમ સોમયાગના વિકારો પણ દર્શપૂર્ણમાસ પછી જ કર્તવ્ય છે. જ્યોતિષ્ટોમ યાગને સોમયાગ પણ કહે છે. गवा यजेत આ વચનથી 'ગોનામક' યાગ જ્યોતિષ્ટોમ યાગની વિકૃતિ છે એવું સમજાય છે એનું અનુષ્ઠાન દર્શપૂર્ણમાસ પછી કર્તવ્ય છે એવું આ અધિકરણ નિર્ણીત કરવામાં આવ્યું છે. ॥ ૨૬ ॥

**इति मीमांसागुर्जरभाष्ये पञ्चमाध्यायस्य चतुर्थः पादः**



## अथ षष्ठाध्याये प्रथमः पादः ॥

### યાગ આદિ કર્મો સ્વર્ગાદિ ફલનાં સાધન છે એ અધિકરણ શરૂ કરે છે.

પૂર્વ પક્ષ સૂત્ર **द्रव्याणां कर्मसंयोगे गुणत्वेनाभिसम्बन्धः ॥ १ ॥**

**પદાર્થ** :—( कर्मसंयोगे ) યાગ રૂપ કર્મના સંબંધમાં ( द्रव्याणाम् ) દ્રવ્યોનો ( गुणत्वेन ) ગુણ રૂપે અર્થાત્ ગૌણ રૂપે ( अभि सम्बन्धः ) સંબંધ છે.

**ભાવાર્થ** :—'યાગ' એ એક ક્રિયાવિશેષનું નામ છે. दर्श पूर्ण मासाभ्यां स्वर्ग कामो यजेत જેને સ્વર્ગ મેળવવાની ઇચ્છા હોય તેણે દર્શપૂર્ણસંજ્ઞક યાગ કરવો. આ વાક્યના શ્રવણ વખતે યાગ-ક્રિયા અસિદ્ધ અર્થાત્ સાધ્ય હોય છે અને સ્વર્ગ તો સિદ્ધ હોય છે, કારણ કે સ્વર્ગ તો સુખનું સાધન કોઇ દ્રવ્ય વિશેષ છે. અથવા જેનાથી સુખ થાય તે દ્રવ્ય સ્વર્ગ કહેવાય છે. પછી તે દેશ રૂપે હો કે કોઇ અદૃષ્ટ, ભોગ્ય રૂપે હો. સિદ્ધ અને સાધ્યના સમભિવ્યાહારમાં સિદ્ધ સાધ્યને માટે છે. તેથી યાગ રૂપ ક્રિયા મુખ્ય છે અને સ્વર્ગાદિ દ્રવ્ય ગૌણ રૂપે છે. ક્રિયા જ મુખ્ય હોય છે અને દ્રવ્ય ગૌણ હોય છે એવો સામાન્ય નિયમ છે. આવું પૂર્વપક્ષવાદીનું મંતવ્ય છે ॥ ૧ ॥

સિદ્ધાંત સૂત્ર **असाधकं तु तादर्थ्यात् ॥ २ ॥**

**પદાર્થ** :—( तु ) પૂર્વપક્ષની વ્યાવૃત્તિ સૂચવે છે ( असाधकम् ) સ્વર્ગ યાગનું સાધન નથી કારણ કે ( तादर्थ्यात् ) સ્વર્ગને માટે જ યાગ હોય છે.

**ભાવાર્થ** :—જેને માટે પ્રવૃત્તિ કરવામાં આવે તે મુખ્ય ગણાય. યાગ સ્વર્ગ મેળવવા માટે હોય છે માટે ગૌણ છે અને સ્વર્ગ મુખ્ય છે. વળી સ્વર્ગ કોઇ દ્રવ્યનું નામ નથી, પણ સ્વર્ગ એટલે પ્રીતિ અથવા સુખ. જેનાથી પ્રીતિ ઉત્પન્ન થાય એવા દ્રવ્યને તો ગૌણવૃત્તિથી સ્વર્ગ કહેવાય છે. પ્રીતિ જ સ્વર્ગશબ્દનો મુખ્ય વાચ્ય છે. પ્રીતિ એ ગુણ છે દ્રવ્ય નથી. માટે સ્વર્ગ મુખ્ય છે અને યાગ તદર્થ હોવાથી ગૌણ છે. ॥ ૨ ॥

**प्रत्यर्थं चाभिसंयोगात् कर्मतो ह्यभिसम्बन्धस्तस्मात् कर्मोपदेशः स्यात् ॥ ३ ॥**

**પદાર્થ** :—( च ) અને ( प्रत्यर्थम् ) સ્વર્ગપદ વાચ્ય અર્થ સાથે ( अभि सम्बन्धः ) સંબંધ હોવાથી ( कर्मतो हि ) યાગ રૂપ કર્મ સાથે ( अभि सम्बन्धः ) સ્વર્ગનો સંબંધ સાધ્ય રૂપે છે ( तस्मात् ) માટે ( कर्मोपदेशः स्यात् ) યાગ રૂપ કર્મનો ઉપદેશ સ્વર્ગરૂપ સાધ્યની અપેક્ષાએ ગૌણ છે.

**ભાવાર્થ** :—ક્રિયા કોઇ ગુણ અથવા દ્રવ્ય ઉત્પન્ન કરવા માટે હોય છે. યાગ રૂપ ક્રિયા સુખ રૂપ સ્વર્ગને માટે કર્તવ્ય છે. માટે સ્વર્ગ જ મુખ્ય છે અને તેને માટે થતી યાગાદિ ક્રિયા ગૌણ છે. સ્વર્ગ મુખ્ય રીતે કોઇ દ્રવ્યનું નામ ન હોવાથી સ્વર્ગ પણ સાધ્ય પદાર્થ જ છે સિદ્ધ નહિ. ॥ ૩ ॥

યાગ-આદિ કર્મમાં માણસનો જ અધિકાર છે એ અધિકરણને સમજાવે છે.

પૂર્વ પક્ષ સૂત્ર फलार्थत्वात कर्मणः शास्त्रं सर्वाधिकारं स्यात् ॥ ४ ॥

પદાર્થ :—( कर्मणः ) વૈદિક કર્મ ( फलार्थत्वात् ) કોઇપણ ફળની સિદ્ધિ માટે વિહિત છે તેથી ( शास्त्रम् ) दर्शपूर्णमासाभ्यां यजेत ઇત્યાદિ શાસ્ત્ર વાક્ય ( सर्वाधिकारं स्यात् ) સર્વ કોઇને માટે છે.

ભાવાર્થ :—વૈદિક કર્મ સ્વર્ગાદિ મેળવવાનો ઉપાય છે. અને સ્વર્ગ મેળવવાની ઇચ્છા સર્વ કોઇને હોય છે માટે વૈદિક કર્મમાં બધાય નો અધિકાર છે. ॥ ૪ ॥

સિદ્ધાંત સૂત્ર कर्तुर्वा श्रुतिसंयोगात् विधिः कार्त्स्न्येन गम्यते ॥ ५ ॥

પદાર્થ :—( वा ) 'વા' સિધ્ધાંતને સૂચવે છે. ( कार्त्स्न्येन ) બધાં અંગ સહિત ( विधिः ) અધિકાર વિધિ ( कर्तुः ) પ્રધાન કર્તાને કરવાના હોય છે. ( श्रुति संयोगात ) એજ અર્થમાં શ્રુતિનું તાત્પર્ય છે.

ભાવાર્થ :—પશુ આદિ યજ્ઞ ન કરી શકે એ તો સ્પષ્ટ જ છે માટે એનો કર્મમાં અધિકાર નથી એ તો સ્પષ્ટ જ છે. આંધળો માણસ આજ્યનું અવેક્ષણ કરી શકે નહિ, લંગડો માણસ વિષ્ણુક્રમ કરવામા અશક્ત હોય છે, બહેરો માણસ અધ્વર્યુ શું કહે છે તે સાંભળી શકે નહિ માટે અંધ આદિ માણસો વૈદિક કર્મ કરવામાં અશક્ત હોવાથી એનો કર્મમાં અધિકાર નથી. જે અર્થ અને સર્વ અંગોનું અનુષ્ઠાન કરી શકે એવાનોજ શાસ્ત્ર-વિહિત કર્મ કરવામાં અધિકાર છે. ॥ ૫ ॥

સ્ત્રી અને પુરુષ બન્નેનો યજ્ઞમાં અધિકાર છે. એ અધિકરણને સમજાવે છે.

પૂર્વપક્ષ સૂત્ર लिङ्गविशेषनिर्देशात् पुंयुक्तमैतिशायनः ॥ ६ ॥

પદાર્થ :—( लिङ्गविशेषनिर्देशात् ) લિંગ-વિશેષનો અર્થાત્ પુંલિંગનો જ નિર્દેશ હોવાથી ( पुंयुक्तम् ) પુરુષનો જ કર્મમાં અધિકાર છે ( ऐतिशायनः ) એવું ઐતિશાયન આચાર્યનું માનવું છે.

ભાવાર્થ :—'स्वर्गकामः' અહીં પુંલિંગનો જ નિર્દેશ છે માટે વૈદિક કર્મ કરવામાં પુરુષનો જ અધિકાર છે સ્ત્રીનો નહિ. આવું ઐતિશાયન આચાર્ય માને છે. ॥ ૬ ॥

तदुक्तित्वाच्च दोषश्रुतिरविज्ञाते ॥ ७ ॥

પદાર્થ :—( च ) અને ( तदुक्तित्वात् ) પુંલિંગનો નિર્દેશ હોવાથી ( अविज्ञाते ) અવિજ્ઞાતમા ( दोषश्रुतिः ) દોષનું શ્રવણ થાય છે.

ભાવાર્થ :—अविज्ञाते गर्भे भ्रूणहत्यानुवादो भवति तस्मात् अविज्ञातेन गर्भेण हतेन भ्रूणहा भवति ગર્ભિણી સ્ત્રીને મારવાથી ભ્રૂણ હત્યા લાગે છે એટલે કે સ્ત્રીના ગર્ભમાં જો પુરુષ ગર્ભ હોય તો તે યજ્ઞનો અધિકારી હોવાથી, યજ્ઞના અધિકારીને મારવાથી યજ્ઞનો નાશ થાય છે.

ભ્રૂણ એટલે યજ્ઞ, ભ્રૂણહત્યા એટલે યજ્ઞહત્યા. જો કન્યા ગર્ભમાં હોય તો ભ્રૂણહત્યા લાગતી નથી કારણ કે તે યજ્ઞની અધિકારિણી નથી. પણ એ જાણી શકાતું નથી કે ગર્ભમાં પુરુષગર્ભ છે કે સ્ત્રી ગર્ભ. આ કારણથી ગર્ભિણી સ્ત્રીને મારવી નહિ. 'आत्रेयीं हत्वा भ्रूणहा भवति' આત્રેયી એટલે ગર્ભિણી अत्र=આ કુક્ષિમાં વિદ્યતે ગર્ભ છે માટે आत्रेयी. આવા રીતે 'આત્રેયી' શબ્દની વ્યુત્પત્તિ થાય છે. આ ઠેકાણે 'અવિજ્ઞાત પદ મૂકવાથી સ્પષ્ટ થાય છે કે પુરુષને જ યજ્ઞનો અધિકાર છે. જો સ્ત્રીને અધિકાર હોય તો 'અવિજ્ઞાત' આવું પદ મૂકત નહિ. કારણ કે ગર્ભમાં કન્યા હોય તો પણ ભ્રૂણહત્યા થતી હોત તો અવિજ્ઞાત પદ આપવાની જરૂર ન હોતી ॥ ૭ ॥

સિદ્ધાંત સૂત્ર जातिं तु बादरायणोऽविशेषात् तस्मात् स्त्र्यपि प्रतीयेत जात्यर्थस्याविशिष्टत्वात् ॥ ८ ॥

પદાર્થ :—(तु) 'तु' શબ્દ પૂર્વ પક્ષની વ્યાવૃત્તિ સૂચવે છે (बादरायण) બાદરાયણ આચાર્ય (जातिम्) સ્વર્ગવિષયક ઇચ્છા તે જ અધિકૃત તરીકે માને છે (तस्मात्) માટે (स्त्री अपि) સ્ત્રી પણ (प्रतीयेत) પ્રતીત થાય છે (जात्यर्थस्य) ઉક્ત પ્રકારની ઇચ્છા (अविशिष्टत्वात्) ખાસ કોઇ પુંલિંગ અથવા સ્ત્રીલિંગને વ્યક્ત કરતી નથી.

ભાવાર્થ :—'स्वर्गकामः' આ ઠેકાણે જે પુંલિંગનો નિર્દેશ કર્યો છે તેમાં પુંલિંગ વિવક્ષિત નથી. કેવળ સ્વર્ગની ઇચ્છા જ વિવક્ષાનો વિષય છે. સ્ત્રી હો અથવા પુરુષ હો, જેને સ્વર્ગની ઇચ્છા હોય તે યાગ કરી શકે છે. એટલે સ્વર્ગકામ પદથી પુરુષ અને સ્ત્રી બન્ને વિવક્ષિત છે આવું બાદરાયણાચાર્ય માને છે અને તે શાસ્ત્રકારને પણ ઇષ્ટ છે. માટે સ્ત્રી પણ યજ્ઞ કરવાને અધિકારી છે. ॥ ૮ ॥

चोदितत्वात् यथाश्रुति ॥ ९ ॥

પદાર્થ :—(चोदितत्वात्) વિધાન હોવાથી (यथाश्रुति) જે પ્રમાણે શ્રવણ છે તે પ્રમાણે કરવું.

ભાવાર્થ :—'पशुमालभेत' આ વાક્યમાં પશુગતપુંસ્ત્વ વિવક્ષિત છે તેમ 'स्वर्गकामः' આ ઠેકાણે પુંસ્ત્વ વિવક્ષિત નથી. ઉપરના વાક્યમાં તો પશુત્વ યાગનું વિશેષણ હોવાથી વિવક્ષિત છે. ક્યાં પુંલિંગ વિવક્ષિત છે અને ક્યાં નથી એ વેદવેત્તાએ નિશ્ચય કર્યો છે માટે એ નિશ્ચય પ્રમાણે पशुम् આ ઠેકાણે પુંસ્ત્વ વિવક્ષિત છે અને स्वर्गकाम આ ઠેકાણે પુંસ્ત્વ વિવક્ષિત નથી. ॥ ૯ ॥

હવે ફરીથી પૂર્વપક્ષ ઉત્પન્ન કરે છે.

પૂર્વપક્ષ સૂત્ર द्रव्यवत्त्वात्तु पुंसां स्यात्, द्रव्यसंयुक्तं क्रयविक्रयाभ्याम् अद्रव्यत्वं स्त्रीणां द्रव्यैः समानयोगित्वात् ॥ १० ॥

પદાર્થ :—(तु) 'तु' શબ્દ પૂર્વ પક્ષને સૂચવે છે. (द्रव्यवत्त्वात्) દ્રવ્યવાન્ હોવાથી (पुंसाम्) પુરુષોને જ અધિકાર (स्यात्) છે. (द्रव्य संयुक्तम्) કર્મ દ્રવ્ય સાધ્ય હોય છે

( क्रयविक्रयाभ्याम् ) સ્ત્રીનો ક્રય અને વિક્રય થતો હોવાથી ( अद्रव्यत्वम् ) સ્ત્રીઓમાં દ્રવ્યનું સ્વામિત્વ નથી માટે ( स्त्रीणाम् ) સ્ત્રીઓનું ( द्रव्यैः ) બીજાં દ્રવ્યો સાથે ( समानयोगित्वात् ) સમાન સંબંધ જણાય છે.

ભાવાર્થ :—જેની પાસે દ્રવ્ય હોય છે તે યાગ કરી શકે છે. પુરુષ પાસેજ દ્રવ્ય હોય છે સ્ત્રીઓ પાસે દ્રવ્ય હોતું નથી. વળી કન્યાનો ક્રય અને વિક્રય પણ થાય છે. માબાપ કન્યાનો વિક્રય કરે છે અને જે તેનો પતિ થવાનો હોય છે તે કન્યાને ખરીદે છે તથા બાપના ધનની સ્વામિની પણ કન્યા ( સ્ત્રી ) હોતી નથી. માટે સ્ત્રી બીજાં દ્રવ્યની પેઠે એક જાતનું દ્રવ્ય જ છે તેથી તેને યજ્ઞ કરવાનો અધિકાર નથી આવું પૂર્વપક્ષવાદીનું માનવું છે. ॥ ૧૦ ॥

ઉદાહરણ तथा च अन्यार्थदर्शनम् ॥ ११ ॥

પદાર્થ :—( तथा च ) અને તેજ પ્રમાણે ( अन्यार्थ दर्शनम् ) અન્ય અર્થનું દર્શન પણ જોવામાં આવે છે.

ભાવાર્થ :— या पत्या क्रीता सती જે પતિથી ખરીદાયેલી હોય છે अथान्यैश्चरति પછી બીજા સાથે ચાલે છે અર્થાત્ પિતૃકુલનો ત્યાગ કરે છે.

" सा हि तस्य धनक्रीता प्राणेभ्योऽपि गरीयसी " આ વાક્યમાં સ્ત્રી ( કન્યા ) ધનથી ખરીદાય છે એમ સ્પષ્ટ સમજાય છે, માટે સ્ત્રી યજ્ઞની અધિકારિણી નથી. ॥ ૧૧ ॥

तादर्थ्यात् कर्मतादर्थ्यम् ॥ १२ ॥

પદાર્થ :—( तादर्थ्यात् ) પુરુષને માટે હોવાથી ( कर्मतादर्थ्यम् ) કાંતવા આદિથી સ્ત્રીએ જે ધન મેળવ્યું હોય છે તે પણ તેના પતિનું ગણાય છે.

ભાવાર્થ :—સ્ત્રી પોતેજ પુરુષને માટે હોવાથી સ્ત્રી જે કંઇ કર્મ કરી ધનની કમાણી કરે છે તે ધન પણ તેના પતિનું હોય છે. એટલે ખરૂં જોતાં સ્ત્રીનું કશું ધન જ હોતું નથી. સ્મૃતિમાં પણ કહ્યું છે કે :—

भार्या दासश्च पुत्रश्च निर्धनाः सर्व एव ते यत् ते समधिगच्छन्ति यस्य ते तस्य तद्धनम् આ શ્લોકમાં પણ ભાર્યા, દાસ અને પુત્રને નિર્ધન જ કહ્યા છે માટે એ ત્રણે જેના હોય તેનું જ ખરૂં ધન છે. આ કારણથી સ્ત્રી નિર્ધન છે અને તેથી તે યજ્ઞની અધિકારિણી નથી. આવું પૂર્વપક્ષવાદીનું માનવું છે. ॥ ૧૨ ॥

પૂર્વપક્ષવાદીના ઉત્તર फलोत्साहाविशेषात्तु ॥ १३ ॥

પદાર્થ :—( तु ) ' तु ' શબ્દ પૂર્વપક્ષની વ્યાવૃત્તિ સૂચવે છે. ( फलोत्साहाविशेषात् ) ફળ અને ઉત્સાહમાં વિશેષ ન હોવાથી.

ભાવાર્થ :—ફળની કામના અને કર્મ કરવામાં ઉત્સાહ પુરુષ અને સ્ત્રીમાં એક સરખો હોય છે. માટે જે સ્ત્રીને યજ્ઞ કરવાની ઇચ્છા, શક્તિ અને ઉત્સાહ હોય તે પણ યજ્ઞ કરી શકે છે.

જો સ્ત્રી ધનની સ્વામિની ન હોય તો यजेत એ શ્રુતિ પદનો બાધ થાય. સ્મૃતિથી શ્રુતિનો બાધ થાય એ ન્યાય્ય નથી માટે फलार्थिनी सती स्मृतिमप्रमाणीकृत्य द्रव्यं परिगृह्णीयात् यजेत च. ફલાર્થિની સ્ત્રીએ ઉક્ત સ્મૃતિને પ્રમાણ તરીકે નહીં માની દ્રવ્યનો પરિગ્રહ કરવો અને યજ્ઞ યાગ આદિ વૈદિક કર્મ કરવાં જોઇએ, ॥ ૧૩ ॥

अर्थेन च समवेतत्वात् ॥ १४ ॥

પદાર્થ :—( च ) અને ( अर्थेन ) ધન સાથે ( समवेतत्वात् ) સમવેતપણું બતાવે છે.

ભાવાર્થ :—સ્ત્રીમાં અર્થનું સમવેતત્વ પણ બતાવવામાં આવ્યું છે. एवं दानकाले संवादः क्रियते। સ્ત્રીના લગ્ન વખતે આ પ્રમાણે સંવાદ છે. धर्मे च अर्थे च कामे च न अतिचरितव्या ધર્મ, અર્થ અને કામમાં સ્ત્રીને લગનો અતિચાર ન કરવો અથાત્ ધર્માદિ વ્યવહાર કરવા માટે સ્ત્રી પાસે તેની માલીકીનું ધન હાવું જોઇએ. સ્મૃતિમાં જ લખ્યું છે, કે मार्यादयो निर्धनाः इति ભાર્યા આદિ નિર્ધન છે માટે તેને યજ્ઞનો અધિકાર નથી स्मयमाणमपि निर्धनत्वम् अन्याय्यम् સ્મૃતિમાં સ્ત્રીના સંબંધમાં જે નિર્ધનત્વ લખ્યું છે તે અન્યાય્ય છે. श्रुतिविरोधात् શ્રુતિ સાથે એનો વિરોધ હોવાથી. માટે સ્ત્રી ધનસ્વામિની પણ છે અને તે યજ્ઞની અધિકારિણી પણ છે. ॥ ૧૪ ॥

क्रयस्य धर्ममात्रम् ॥ १५ ॥

પદાર્થ :—( क्रयस्य ) ક્રય તો ( धर्ममात्रम् ) કેવળ ધર્મ છે.

ભાવાર્થ :—કન્યાનો ક્રય કે વિક્રય થતો નથી. ક્રય કરનાર કોઇ વસ્તુની કિંમત ઠરાવે છે. જો કોઇ સ્મૃતિમાં કન્યાનો ક્રય બતાવ્યો હોય તો તે માન્ય નથી स्मार्तं च श्रुतिविरुद्धं विक्रयं नानुमन्यते સ્માર્ત વિક્રય શ્રુતિવિરુદ્ધ હોવાથી માન્ય નથી. ॥ ૧૫ ॥

स्ववत्तामपि दर्शयति ॥ १६ ॥

પદાર્થ :—( स्ववत्ताम् अपि ) ધનવત્તા પણ ( दर्शयति ) શ્રુતિ બતાવે છે.

ભાવાર્થ :—સ્ત્રીની ધનવત્તા પણ બતાવવામાં આવે છે पत्नी वै परिणाह्यस्येष्टे પરિણયમાં જે ધન પ્રાપ્ત થયું હોય તેની સ્વામિની સ્ત્રી છે. भसदा पत्नीः संयाजयन्ति, भसद्वीर्या हि पत्न्यः સ્ત્રી પોતાના ધનથી યજ્ઞ કરાવી શકે છે અને સ્ત્રી પોતાના ધનથી બલવતી છે વગેરે શાસ્ત્રમાં લખવામાં આવ્યું છે. માટે સ્ત્રી પરિગ્રહવતી અને યજ્ઞમાં અધિકારિણી છે. ॥ ૧૬ ॥

'યાગમાં દમ્પતીનો સાથે અધિકાર છે,' એ અધિકરણને સમજાવે છે.

स्ववतोस्तु वचनादैककर्म्यं स्यात् ॥ १७ ॥

પદાર્થ :—( तु ) 'तु' શબ્દ સિદ્ધાંતને સૂચવે છે. ( स्ववतोः ) ધન સ્વામી બન્ને છે અને ( वचनात् ) વાક્ય વિશેષથી ( ऐककर्म्यं स्यात् ) સ્ત્રી અને પુરુષ બન્નેને સાથે યજ્ઞ કરવાનો અધિકાર છે.

ભાવાર્થ :—પત્નીને યજ્ઞ કરવાનો અધિકાર છે છતાં દંપતીએ સાથે જ યજ્ઞ કરવો અલગ નહિ. કારણ કે યાગમાં આજ્યનું અવેક્ષણ બન્નેએ કરવાનું હોય છે. જો એક યજમાન અથવા એક યજમાન પત્ની યજ્ઞ કરે તો ઉભય અવેક્ષણને બદલે એકનું અવેક્ષણ થાય. તેથી કર્મ અંગહીન થઇ જાય માટે બન્ને સાથે જ યજ્ઞ કરે ॥ ૧૭ ॥

लिङ्गदर्शनाच्च ॥ १८ ॥

પદાર્થ :—( च ) અને ( लिङ्गदर्शनात् ) વાક્ય વિશેષનું દર્શન થતું હોવાથી.

ભાવાર્થ :— मेखलया यजमानं दीक्षयति અને योक्त्रेण पत्नीं मिथुनत्वाय આ વાક્યથી સિદ્ધ થાય છે કે યજમાન તથા યજમાન પત્નીને સાથે જ યજ્ઞ કરવાનો અધિકાર છે. ॥ ૧૮ ॥

પૂર્વપક્ષની પુષ્ટિમાં કહે છે કેઃ—

क्रीतत्वात् तु भक्त्या स्वामित्वमुच्यते ॥ १९ ॥

પદાર્થ :—( तु ) ' तु ' શબ્દ પૂર્વપક્ષને સૂચવે છે ( क्रीतत्वात् ) સ્ત્રી ક્રીત હોવાથી ( स्वामित्वम् ) એનું સ્વામીપણું ( भक्त्या ) ગૌણ રૂપથી ( उच्यते ) કહેવાય છે.

ભાવાર્થ :—પૂર્વપક્ષવાદી માને છે કે સ્ત્રી તો પૈસાથી ખરીદી છે માટે એ ધનની સ્વામિની હોય નહિ છતાં એને જે ધનની સ્વામિની કહી છે તે તો ગૌણવૃત્તિથી કહી છે. ॥ ૧૯ ॥

પૂર્વપક્ષને દૂષિત કરે છે. फलार्थित्वात् तु स्वामित्वेनाभिसम्बन्धः ॥ २० ॥

પદાર્થ :—( तु ) સિદ્ધાંતપક્ષ સૂચિત થાય છે ( फलार्थित्वात् ) ફળમાં બન્નેનો સાથે અધિકાર હોવાથી ( स्वामित्वेन अभिसम्बन्धः ) મુખ્ય સ્વામિત્વ સાથે જ સંબંધ છે.

ભાવાર્થ :—સ્ત્રીનો પણ ફળમાં પુરુષના જેટલો સંબંધ છે માટે ધનસ્વામી તરીકે પણ મુખ્ય સંબંધ જ છે અર્થાત્ સ્ત્રીને જે ધનસ્વામિની કહેવામાં આવી છે તે મુખ્યવૃત્તિથી જ ગૌણવૃત્તિથી નહિ માટે પૂર્વપક્ષ અસત્ય છે. ॥ ૨૦ ॥

फलवत्तां च दर्शयति ॥ २१ ॥

પદાર્થ :—( च ) અને ( फलवत्ताम् ) ફલવતા ( दर्शयति ) બતાવે છે.

ભાવાર્થ :—બન્ને મિલિત થઇ કાર્ય કરે તો જ ફળની પ્રાપ્તિ થાય છે તેથી સ્ત્રી પણ ધનસ્વામિની અને ફલાધિકારિણી છે यज्ञस्य युक्तौ धुर्याविभूताम् જેમ એક રથને બે અશ્વ અથવા બળદ જોડ્યા હોય છે તેમ એક યજ્ઞને સ્ત્રી અને પુરુષ બન્ને જોડાયેલા હોય છે ॥ ૨૧ ॥

**' એક પુરુષનેજ અગ્ન્યાધાન કરવામાં અધિકાર છે ' એ અધિકરણને સમજાવે છે**

પૂર્વ પક્ષ સૂત્ર द्वयाधानं च द्वियज्ञवत् ॥ २२ ॥

પદાર્થ :—( च ) અને ( द्वयाधानम् ) પુરુષદ્વય કર્તૃક આધાન છે ( द्वियज्ञवत् ) રાજા અને પુરોહિત બે યજમાન સાથે જેમ યજ્ઞ કરે છે તેમ.

ભાવાર્થ :—राजपुरोहितौ यजेयाताम् રાજા અને પુરોહિત સાથે યજ્ઞ કરે આ વાકયમાં જેમ બે પુરુષને યજ્ઞનો અધિકાર બતાવ્યો છે તેમ क्षौमे वसानावग्निमादधीयाताम् આ વાકયથી પણ બે પુરુષોએ અગ્ન્યાધાન કરવું એવું પ્રતીત થાય છે. આતું પૂર્વપક્ષવાદીનું મંતવ્ય છે. ક્ષૌમ એટલે દુકુલ અર્થાત્ નવું વસ્ત્ર નૂતન વસ્ત્ર અથવા ધોયેલાં વસ્ત્ર પહેરી બન્નેએ અગ્ન્યાધાન કરવું એવો ઉક્ત વાકયનો અર્થ થાય છે. ॥ ૨૨ ॥

સિદ્ધાંત સૂત્ર गुणस्य तु विधानत्वात्पत्न्या द्वितियशद्बः स्यात् ॥ २३ ॥

પદાર્થ :-(तु) 'तु' શબ્દ સિદ્ધાંત પક્ષને સૂચવે છે (गुणस्य) ક્ષૌમ અર્થાત્ દુકુલનું વિધાન હોવાથી (द्वितीय शब्दः) દ્વિવચન શબ્દ (पत्न्याः) પત્નીને માટે (स्यात्) છે.

ભાવાર્થ :—(क्षौमे वसानौ) આ ઠેકાણે ક્ષૌમ રૂપ ગુણનું વિધાન કરવા માટે છે. માટે દ્વિવચન પત્નીને માટે જ વપરાયું છે. અર્થાત્ પત્ની સહિત યજમાન અગ્નિનું આધાન કરે ('वसन्ते ब्राह्मणोऽग्निमादधीत') આ ઠેકાણે એક વચનનો સ્પષ્ટ ઉલ્લેખ છે માટે અગ્ન્યાધાન એક પુરૂષકર્તૃક છે અને ક્ષૌમવસ્ત્રપરિધાનકર્તૃત્વ બે માટે છે. આ પ્રમાણે હોવાથી પત્ની સહિત યજમાને અગ્ન્યાધાન કરવું એવો સ્પષ્ટ અર્થ થાય છે, અને આજ સિદ્ધાંત પક્ષ છે. ॥૨૩॥

પત્નીને વૈદિક આશીર્મન્ત્રોમાં અને બ્રહ્મચર્યપાલનમાં અધિકાર છે.
એ અધિકરણને સ્પષ્ટ કરે છે.

तस्या यावदुक्तमाशीर्ब्रह्मचर्यमतुल्यत्वात् ॥ २४ ॥

પદાર્થ :—(तस्याः) પત્નીને (यावदुक्तम्) જેટલું કહેવામાં આવ્યું છે તેમાં અધિકાર છે. (आशीर्ब्रह्मचर्यम्) આશીર્મંત્રો અને બ્રહ્મચર્ય વિહિત છે (अतुल्यत्वात्) સ્ત્રી અને પુરુષ અધ્યયનમાં સમાન ન હોવાથી.

ભાવાર્થ :- પુરુષના જેટલું અધ્યયન સ્ત્રી કરી શકતી ન હોવાથી આશીર્મંત્રો અને બ્રહ્મચર્યના પાલનમાં અધિકાર છે બ્રહ્મચર્યપદથી फलिसंस्काराः सर्वे ग्राह्याः ફળવાળા બધા સંસ્કારો સમજવા. પુરુષની સાથે અતુલ્યતા સ્ત્રીની બતાવવી એમાં ભાવ એ છે કે સ્ત્રીને ગૃહકૃત્યો સંભાળવાના હોય છે, તથા સ્ત્રીના કેટલાક પ્રસૂતિ આદિ ધર્મો પણ એવા છે કે જે વધારે ભણવામાં અંતરાય રૂપ થઈ પડે છે. એટલે જેટલું અધ્યયન વિહિત કરવામાં આવ્યું તેમાં સ્ત્રીનો અધિકાર છે. જો કોઈ સ્ત્રી બ્રહ્મચર્ય પાળી સમગ્ર વેદાધ્યયન આદિ કરે તો આ વાકયથી એનો બાધ થતો નથી, આ તો પત્ની બનેલી અથવા પત્ની થનાર સ્ત્રી માટે છે. ॥ ૨૪ ॥

'યાગમાં શૂદ્રનો અધિકાર નથી.' એ અધિકરણને સમજાવે છે.

પૂર્વપક્ષ સૂત્ર. चातुर्वर्ण्यमविशेषात् ॥ २५ ॥

પદાર્થ :—(अविशेषात्) કોઇ વિશેષ વચન ન હોવાથી (चातुर्वर्ण्यम्) ચારે ય વર્ણનો યાગમાં અધિકાર છે.

**ભાવાર્થ** :—ચારે વર્ણોનો યજ્ઞમાં અધિકાર છે, કારણ કે ખાસ અમુક વર્ણને જ અધિકાર છે અથવા અમુક વર્ણને અધિકાર નથી એવું કોઇ કથન અથવા વચન નથી. ॥ ૨૫ ॥

**હવે અહીં આત્રેય ઋષિનો મત જણાવે છે.**

**निर्देशाद्वा त्रयाणां स्यादग्न्याधेये ह्यसम्बन्धः क्रतुषु ब्राह्मणश्रुतेरित्यात्रेयः ॥ २६ ॥**

**પદાર્થ** :—( वा ) પક્ષ સૂચક છે. ( निर्देशात ) નિર્દેશ હોવાથી ( त्रयाणाम् ) ત્રણ વર્ણનો અધિકાર ( स्यात् ) છે ( अग्न्याधेये ) અગ્ન્યાધાનમાં ( क्रतुषु ) દર્શપૂર્ણમાસાદિમાં ( असम्बन्धः ) સંબંધ નથી ( ब्राह्मणश्रुतेः ) બ્રાહ્મણ ગ્રંથનું વચન હોવાથી ( इति आत्रेयः ) એવું આત્રેયનું મન્તવ્ય છે.

**ભાવાર્થ**:—वसन्ते ब्राह्मणोऽग्निमादधीत, ग्रीष्मे राजन्यः, शरदि वैश्यः આવાં બ્રાહ્મણ ગ્રંથના વચનો હોવાથી ત્રણ વર્ણોનો અગ્ન્યાધાનમાં અધિકાર છે, શૂદ્રને માટે વચન ન હોવાથી એનો અધિકાર નથી એવું આત્રેય ઋષિ માને છે.

**હવે બાદરિ ઋષિનો મત જણાવે છે.**

**निमित्तार्थे च बादरिः तस्मात् सर्वाधिकारः स्यात् ॥ २७ ॥**

**પદાર્થ**:—( च ) અને ( निमित्तार्थे ) નિમિત્તાર્થક હોવાથી વસન્ત આદિ છે ( तस्मात् ) માટે ( सर्वाधिकारः स्यात् ) સર્વ વર્ણના અધિકાર છે ( बादरिः ) એવું બાદરિ આચાર્ય માને છે.

**ભાવાર્થ** :—વસન્ત આદિ ઋતુઓ તો નિયમને માટે છે એટલે કે જો બ્રાહ્મણે અગ્ન્યાધાન કરવું હોય તો વસન્તમાં જ કરે, ક્ષત્રિયે ગ્રીષ્મમાં જ અને વૈશ્યે શરદ ઋતુમાં જ. આ પ્રમાણે બ્રાહ્મણાદિનો સમય નિયત કર્યો છે. પણ શૂદ્રને માટે કોઈ સમય નિયત કર્યો નથી માટે એ ગમે તે સમયે અગ્ન્યાધાન કરી શકે છે એવું બાદરિ આચાર્ય માને છે. ॥ ૨૭ ॥

**સિદ્ધાંત સૂત્ર** **अपि वाऽन्यार्थदर्शनाद् यथाश्रुति प्रतीयेत ॥ २८ ॥**

**પદાર્થ** :—( अपि वा ) પક્ષની વ્યાવૃત્તિ કરે છે. ( अन्यार्थदर्शनात् ) અન્ય અર્થનું દર્શન હોવાથી ( यथाश्रुति ) શ્રુતિ પ્રમાણે જ ( प्रतीयेत ) પ્રતીત થાય છે.

**ભાવાર્થ** :—બ્રાહ્મણ આદિ વર્ણોનું શ્રવણ શ્રુતિમાં છે શૂદ્રનું નથી અને તેથી બ્રાહ્મણાદિને માટે અગ્ન્યાધાનનો સમય બતાવ્યો છે, શૂદ્રને માટે કોઇ સમય બતાવ્યો નથી માટે શૂદ્રને અધિકાર નથી. બ્રાહ્મણને માટે પય=દૂધનું વ્રત, ક્ષત્રિયને માટે યવાગૂ અને વૈશ્યને માટે આમિક્ષા બતાવવામાં આવ્યાં છે. આ પ્રમાણે पयो व्रतं ब्राह्मणस्य ઇત્યાદિ વાક્યને આધારે અમુક નિમિત્ત હોય ત્યારે વ્રત પણ ત્રણ વર્ણને જ બતાવ્યાં છે માટે ત્રૈવર્ણિકને જ યજ્ઞમાં અધિકાર છે. ॥૨૮॥

**निर्देशात्तु पक्षे स्यात् ॥ २९ ॥**

**પદાર્થ**:—( तु ) પૂર્વપક્ષની વ્યાવૃત્તિ માટે છે. ( निर्देशात् ) નિર્દેશ હોવાથી ( पक्षे ) પક્ષમાં ( स्यात् ) થાય છે.

ભાવાર્થ :—'य एवं विद्वानमिमावत्ते' આ વાકયનો નિર્દેશ શૂદ્રાદિ સામાન્ય છે માટે શ્રુ આમાં યાગ કરવા માટે સર્વનો અધિકાર છે એમ જણાય છે. ॥ ૨૯ ॥

### वैगुण्यान्नेति चेन्न ॥ ३० ॥

પદાર્થ :—( वैगुण्यात् ) વિગુણતા આવવાથી ( नेति चेत् ) શૂદ્રને અધિકાર નથી. જો એમ કહેવામાં આવે તો આનો ઉત્તર આગળના સૂત્રમાં છે.

ભાવાર્થ :—બ્રાહ્મણને માટે દૂધનું વ્રત ક્ષત્રિયને યવાગૂનું અને વૈશ્યને આમિક્ષાનું વ્રત બતાવ્યું છે. શૂદ્રને માટે કોઇ વ્રત બતાવ્યું નથી માટે વ્રત-આદિના અભાવને લીધે શૂદ્રકર્તૃક યાગમાં વિગુણતા આવશે અને એને લીધે યાગ નિષ્ફળ થશે જો એવી શંકા કરવામાં આવે તો, આનો ઉત્તર આગળ છે. ॥ ૩૦ ॥

### न काम्यत्वात् ॥ ३१ ॥

પદાર્થ :—( न ) નહિ ( काम्यत्वात् ) કામ્ય હોવાથી.

ભાવાર્થ :—'स्वर्गकामो यजेत' આ ઠેકાણે જેને સ્વર્ગની ઇચ્છા હોય તેણે યજ્ઞ કરવો આમાં કોઇ વર્ણને અધિકાર છે અને કોઇને નથી એવું કહ્યું નથી. સામાન્ય વિધાન છે. શૂદ્રને પણ કામના હોય છે માટે શૂદ્ર પણ યજ્ઞ કરી શકે છે, બ્રાહ્મણાદિને માટે વ્રતનો ભલે નિયમ હોય અને શૂદ્રને માટે વ્રતનો નિયમ ન હોય તો પણ તે ગમે તેનું વ્રત કરી યજ્ઞ કરી શકશે. માટે વ્રતાભાવને લીધે વૈગુણ્યની શંકા કરવાની કશી જરૂર નથી. ॥ ૩૧ ॥

### संस्कारे च तत्प्रधानत्वात् ॥ ३२ ॥

પદાર્થ :—( च ) અને ( संस्कारे ) સંસ્કારમાં ( तत्प्रधानत्वात् ) પુરુષ પ્રધાન હોવાથી.

ભાવાર્થ :—વ્રત તો પુરુષના સંસ્કાર માટે છે. માટે જે વ્રત જે પુરુષને કહ્યું હોય છે તે વ્રતથી તે પુરુષ સંસ્કૃત થાય છે. આમાં યજ્ઞના અધિકારની વાત નથી. માટે જેને વ્રતપ્રયુક્ત સંસ્કારની જરૂર નથી તે વ્રત કર્યા વગર પણ યજ્ઞ કરી શકશે, આમાં શૂદ્રને યજ્ઞ ન કરવો એવું કહ્યું જણાતું નથી. ॥ ૩૨ ॥

### अपि वा वेदनिर्देशादपशूद्राणां प्रतीयेत ॥ ३३ ॥

પદાર્થ :—( अपि वा ) અથવા ( वेदनिर्देशात् ) વેદના ગ્રહણ માટે ત્રૈવર્ણિકને જ ઉપનયન વિહિત છે માટે ( अपशूद्राणाम् ) જે શૂદ્રો નથી તેઓને જ અધિકાર ( प्रतीयेत ) જણાય છે.

ભાવાર્થ :—ઉપનયન સંસ્કાર ત્રૈવર્ણિકને જ છે. ઉપનયન વેદના અધ્યયનને માટે હોય છે. શૂદ્રને ઉપનયન હોતું નથી તેથી તે વિદ્યા ભણ્યો નથી એ સિદ્ધ થાય છે તો જેણે વેદ-વિદ્યાનું અધ્યયન નથી કર્યું તેને વૈદિક યાગનો અધિકાર પણ કેવી રીતે હોઈ શકે? યજ્ઞ કરવાને માટે વેદ અવશ્ય ભણવા જોઇએ. શૂદ્ર વેદ ભણ્યો નથી માટે તેને યાગમાં પણ અધિકાર નથી. ॥ ૩૩ ॥

## गुणार्थत्वान्नेति चेन्न ॥ ३४ ॥

પદાર્થ :—( गुणार्थत्वात् ) ગુણ–સંસ્કારને માટે હોવાથી ( न ) વિદ્યાને માટે નથી ( इति चेन्न ) જો એમ કહેવામાં આવે તો તે ઠીક નથી.

ભાવાર્થ :—ઉપનયન એ એક સંસ્કાર છે અને સંસ્કાર શુદ્ધિને માટે હોય છે. માટે ઉપનયન સંસ્કાર પુરુષની શુદ્ધિને માટે છે, કંઈ વિદ્યાને માટે નથી. આથી જો શૂદ્રને ઉપનયન વિહિત ન હોય તેથી તે વેદ ભણવાનો અધિકાર ગુમાવતો નથી. એટલે શૂદ્રને વેદવિદ્યા મેળવવાનો અધિકાર છે. ॥ ૩૪ ॥

## संस्कारस्य तदर्थत्वात् विद्यायां पुरुषश्रुतिः ॥ ३५ ॥

પદાર્થ :—( संस्कारस्य ) ઉપનયન સંસ્કાર ( तदर्थत्वात् ) વિદ્યાને માટે હોવાથી ( विद्यायाम् ) વિદ્યામાં ( पुरुषश्रुतिः ) પુરુષની શ્રુતિ છે.

ભાવાર્થ :—ઉપનયન સંસ્કાર વેદવિદ્યા પ્રાપ્ત કરવા માટે છે અને ઉપનયન સંસ્કાર શૂદ્રને વિહિત નથી માટે વેદવિદ્યામાં બ્રાહ્મણાદિ ત્રૈવર્ણિકનો જ અધિકાર છે ॥ ૩૫ ॥

## विद्यानिर्देशान्नेति चेत् ॥ ३६ ॥

પદાર્થ :—( विद्यानिर्देशात् ) સ્વર્ગકામની સંભાવના શૂદ્રમાં છે અને યજ્ઞ વગર સ્વર્ગ પ્રાપ્તિ થતી નથી માટે શૂદ્રને પણ વેદવિદ્યા વિહિત છે એવી કલ્પના કરવી જોઈએ ( इति चेत् न ) જો એમ કહેવામાં આવે તો તે ઠીક નથી.

ભાવાર્થ :—સ્વર્ગ મેળવવાની કામના જેમ બ્રાહ્મણાદિ ત્રૈવર્ણિકમાં છે તેમ શૂદ્રમાં પણ એ કામના છે માટે શૂદ્રને પણ વેદવિદ્યા ભણવાનો અધિકાર છે એવી કલ્પના કરવી જોઇએ કારણ કે એ વગર યજ્ઞ યાગાદિ થઇ શકે નહિ એમ કહેવામાં આવે તો તે ઠીક નથી. આનો વધારે ખુલાસો આગળના સૂત્રમાં છે. ॥ ૩૬ ॥

## अवैद्यत्वात् अभावः कर्मणि स्यात् ॥ ३७ ॥

પદાર્થ :—( अवैद्यत्वात् ) શૂદ્રને વેદવિદ્યાનો અભાવ છે ( कर्मणि ) યાગાદિ વૈદિક કર્મમાં ( अभावः स्यात् ) અભાવ છે.

ભાવાર્થ :—શૂદ્રને વેદવિદ્યા ભણવાનો અધિકાર નથી માટે તે એ વિદ્યાથી અનભિજ્ઞ હોય છે અને તેને લીધે યાગાદિ વૈદિક કર્મ કરી શકે નહિ ॥ ૩૭ ॥

## तथा चान्यार्थदर्शनम् ॥ ३८ ॥

પદાર્થ :—( तथा च ) અને તે જ પ્રમાણે ( अन्यार्थदर्शनम् ) શૂદ્રને ભણવાનો અધિકાર નથી એવા ભાવના વાક્યો પણ છે.

ભાવાર્થ :—' एतत् श्मशानम् य शूद्रः तस्मात् शूद्रसकाशे नाध्येयम् । શૂદ્ર એ શ્મશાન છે માટે તેની સમીપમાં વેદાધ્યયન કરવું નહિ. જ્યારે આટલો બધો સ્પષ્ટ ઉલ્લેખ છે તો પછી

વેદવિદ્યાની કલ્પના શૂદ્રમાં કેવી રીતે કરી શકાય. આ કારણથી શૂદ્રને યાગાદિક કર્મમાં અધિકાર નથી.

આ બાબતમાં કેટલાક, શૂદ્રને વિદ્યા અને કર્મમાં અધિકાર છે એવું માને છે અને 'નથી' એવું બીજા માને છે. આ ઉપરથી એવું અનુમાન થાય છે કે જે શીલ ગુણ સંપન્ન અને વિદ્યા મેળવવા શકિત અને અર્થિતા ધરાવતો હોય તે વેદ ભણી શકે છે અને જેનામાં એવા ગુણો, શકિત અને અર્થિતા નથી તે શૂદ્ર છે અને એવા શૂદ્રો વેદ ભણવાને અને તદુકત કર્મ કરવાને અધિકારી નથી એવું સ્પષ્ટ જણાય છે. ॥ ૩૮ ॥

'યાગમાં નિર્ધનનો પણ અધિકાર છે' એ અધિકરણ સ્પષ્ટ કરે છે.

પૂર્વપક્ષ સૂત્ર **त्रयाणां द्रव्यसम्पन्नः कर्मणो द्रव्यसिद्धित्वात् ॥ ३९ ॥**

**પદાર્થ** :—( त्रयाणाम् ) બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણમાંથી જે ( द्रव्य सम्पन्नः ) ધનસંપન્ન હોય તે યજ્ઞ કરવાને અધિકારી છે. કારણ કે ( कर्मणः ) કર્મ ( द्रव्य सिद्धित्वात् ) દ્રવ્યથી સિદ્ધ થતું હોવાથી.

**ભાવાર્થ** :—યાગાદિ રૂપ કર્મ દ્રવ્ય વગર થઇ શકે નહિ માટે જે ત્રૈવર્ણિકની પાસે ધન હોય તે જ યજ્ઞમાં અધિકારી છે. નિર્ધન યજ્ઞ કરવાને અધિકારી નથી પણ ધનવાન્ યજ્ઞમાં અધિકારી છે એવું પૂર્વપક્ષવાદીનું મંતવ્ય છે. ॥ ૩૯ ॥

સિદ્ધાંત સૂત્ર **अनित्यत्वात् तु नैवं स्यादर्थाद्धि द्रव्यसंयोगः ॥ ४० ॥**

**પદાર્થ** :—( तु ) 'तु' શબ્દ પૂર્વપક્ષની વ્યાવૃત્તિ સૂચવે છે ( अनित्यत्वात् ) નિર્ધનત્વ અનિત્ય હોવાથી ( न एवं स्यात् ) ધનવાન્ જ યજ્ઞનો અધિકારી છે એ વાત યોગ્ય નથી ( हि ) કારણ કે ( अर्थात् ) પુરુષાર્થ કરવાથી , ( द्रव्य संयोगः ) દ્રવ્યની પ્રાપ્તિ થઇ શકે છે.

**ભાવાર્થ** —દરિદ્ર અથવા નિર્ધન નામની કોઇ જાતિ નથી. દારિદ્ર અર્થાત્ નિર્ધનત્વ એ અનિત્ય વસ્તુ છે પુરુષાર્થ કરવાથી દ્રવ્યની પ્રાપ્તિ થઇ શકે છે માટે જેની પાસે દ્રવ્ય ન હોય તેણે યજ્ઞાર્થ ધનને માટે પ્રયત્ન કરવો જોઇએ. આ કારણથી નિર્ધન પણ યજ્ઞ કરવાને અધિકારી છે, તેણે પ્રયત્ન કરી ધન મેળવવું જોઇએ. અર્થાત્ નિર્ધનને માટે યજ્ઞ કરવાના દ્વાર બંધ નથી. ॥ ૪૦ ॥

'અંગહીનનો પણ યાગમાં અધિકાર છે'

**अङ्गहीनश्च तद्धर्मा ॥ ४१ ॥**

**પદાર્થ** :—( च ) અને ( अङ्गहीनः ) અંગહીનને પણ ( तद्धर्मा ) દ્રવ્યનો ન્યાય લાગુ પડે છે

**ભાવાર્થ** :—જે અંગહીન હોય તેણે પણ ઔષધનું સેવન કરી અંગને સુધારવું જોઇએ આંખ કોઇ રોગથી જોઇ ન શકતી હોય તો દવા કરી આંખ સારી કરવી જોઇએ. પગ દુઃખતો હોય તો તેને પણ દવા લગાવી સારો કરવો જોઇએ, એટલા કારણથી તે યાગનો અનધિકારી બની શકતો નથી. ॥ ૪૧ ॥

## અસાધ્ય અંગવૈકલ્યવાળો માણસ યાગનો અધિકારી નથી.

**उत्पत्तौ नित्यसंयोगात् ॥ ४२ ॥**

પદાર્થ :—( उत्पत्तौ ) જે ઉત્પત્તિ જન્મથી જ અંગ હીન હોય અને તે અંગ સુધારવા માટે કોઈ ઉપાય જ ન હોય તો તે યાગમાં અધિકારી નથી ( नित्य संयोगात् ) નિત્ય સંયોગ હોવાથી.

ભાવાર્થ :—જેને જન્મથી જ ખોડ હોય, જેમકે કોઇ જન્મથી જ આંધળો હોય તેવો ત્રવર્ણિક યજ્ઞ કરવાને અધિકારી નથી કારણ કે એ અંગવૈકલ્ય નિત્ય છે. અર્થાત્ એ અંગ વૈકલ્ય દૂર કરી શકાતું નથી માટે નિત્ય અંગહીન માણસ યજ્ઞનો અધિકારી નથી. ॥ ૪૨ ॥

## દર્શપૂર્ણમાસ યાગ કરવામાં ત્ર્યાર્ષેયનો જ અધિકાર છે

**अत्र्यार्षेयस्य हानं स्यात् ॥ ४३ ॥**

પદાર્થ :—( अत्र्यार्षेयस्य ) જે ત્રણનું વરણ કરી શકે તેનો જ દર્શપૂર્ણમાસ યાગમાં અધિકાર છે બીજાનો ( हानम् ) અનધિકાર ( स्यात् ) છે.

ભાવાર્થ :—જે ત્રણ ઋત્વિજોનું વરણ કરે તેને જ દર્શ અને પૂર્ણ માસ યાગ કરવાનો અધિકાર છે. જે એકનું બેનું, ચારનું અથવા પાંચનું વરણ કરે તેને દર્શપૂર્ણમાસ યાગ કરવાનો અધિકાર નથી. आर्षेयं वृणीते આ પ્રમાણે વિધાન કરીને કહેવામાં આવ્યું છે કે एक वृणीते । द्वौ वृणीते, त्रीन् वृणीते न चतुरो वृणीते न पञ्चातिप्रवृणीते । આ વિધાનથી જે ત્રણનું વરણ કરે તેનો જ યાગમાં અધિકાર છે. ॥ ૪૩ ॥

## ચાતુર્વર્ણ્યભિન્ન રથકારનો આધાનમાં અધિકાર છે.

સિદ્ધાંત સૂત્ર **वचनाद् रथकारस्याधाने सर्वशेषत्वात् ॥ ४४ ॥**

પદાર્થ :—( वचनात् ) વચનથી ( रथकारस्य ) રથકારનો ( आधाने ) અગ્ન્યાધાનમાં અધિકાર છે ( सर्वशेषत्वात् ) સર્વનો શેષ હોવાથી અર્થાત્ ત્રૈવર્ણિકથી અતિરિક્ત હોવાથી.

ભાવાર્થ :—રથકાર ત્રૈવર્ણિકથી ભિન્ન છે, છતાં એને અગ્ન્યાધાન કરવામાં અધિકાર છે કારણ કે એને માટે ખાસ વચન છે જેમ કે ' वर्षासु रथकार आदधीत ' વર્ષા ઋતુમાં રથકારે અગ્ન્યાધાન કરવું. બ્રાહ્મણે વસન્ત ઋતુમાં, રાજન્યે ગ્રીષ્મમાં અને વૈશ્યે શરદ ઋતુમાં. આ પ્રમાણે ત્રણે વર્ણોને માટે સમય વિહિત છે. જો રથકાર ત્રણમાંનો એક હોત તો તેને માટે વર્ષા કાળનું વિધાન ન હોત માટે રથકાર ત્રૈવર્ણિક ન હોવા છતાં ઉક્ત વચનને લીધે એને પણ અગ્ન્યાધાનમાં અધિકાર છે. ॥ ૪૪ ॥

પૂર્વપક્ષ સૂત્ર **न्याय्यो वा कर्मसंयोगात् शूद्रस्य प्रतिषिद्धत्वात् ॥ ४५ ॥**

પદાર્થ :—( वा ) અથવા ( न्याय्यः ) રથકારને અગ્ન્યાધાનનો ન્યાય છે ( कर्मसंयोगात् ) ' રથનું બનાવવું ' એ ક્રિયાને લીધે રથકાર સંજ્ઞા છે બાકી રથકાર વર્ણિક જ છે ( शूद्रस्य ) શૂદ્રને ( प्रतिषिद्धत्वात् ) પ્રતિષિદ્ધ હોવાથી.

**ભાવાર્થ** :—રથકાર શૂદ્ર નથી પણ ત્રૈવર્ણિક છે અને ત્રૈવર્ણિકને અગ્ન્યાધાન શ્રુતિસિદ્ધ છે. જો રથકાર શૂદ્ર હોત તો એને અગ્ન્યાધાન અધિકાર ન હોત કારણ કે શૂદ્રને અગ્ન્યાધાન પ્રતિષિદ્ધ છે. પૂર્વપક્ષવાદીનો ભાવ એ છે કે રથકાર શૂદ્ર નથી પણ ત્રૈવર્ણિક છે માટે એને વચન ન હોત તો પણ અગ્ન્યાધાનમાં એને અધિકાર ન્યાય્ય છે. ॥ ૪૫ ॥

પૂર્વપક્ષ નિરાસ  **अकर्मत्वात् नैवं स्यात् ॥ ४६ ॥**

**પદાર્થ** :—( अकर्मत्वात ) ત્રૈવર્ણિકને શિલ્પકર્મ નિષિદ્ધ હોવાથી ( एवं न स्यात् ) રથકાર ત્રૈવર્ણિક નથી.

**ભાવાર્થ** :—શિલ્પ કરવાનું વિધાન ત્રૈવર્ણિકને નથી. રથનિર્માણ એ શિલ્પ છે, માટે રથકાર શૂદ્ર છે. તેથી તેને અગ્ન્યાધાનમાં અધિકાર નથી છતાં ખાસ વચનને લીધે એને અધિકાર પ્રાપ્ત થાય છે. ॥ ૪૬ ॥

**आनर्थक्यं च संयोगात् ॥ ४७ ॥**

**પદાર્થ** :—( च ) અને ( संयोगात् ) બ્રાહ્મણાદિ વસંતાદિનો સંબંધ હોવાથી ( आनर्थक्यम् ) નિરર્થકતા છે.

**ભાવાર્થ** :—બ્રાહ્મણ આદિ વર્ણોને અગ્ન્યાધાન માટે વસન્ત આદિ કાળનું વિધાન છે. હવે જો રથકાર ત્રૈવર્ણિક હોય તો તેને પણ વસન્ત-આદિ કોઇપણ સમય પ્રાપ્ત છે જ તો પછી વર્ષાકાળનું વિધાન નિરર્થક જ થઇ જાય છે. માટે રથકાર ત્રૈવર્ણિક નથી. ॥ ૪૭ ॥

**गुणार्थमिति चेत् ॥ ४८ ॥**

**પદાર્થ** :—( गुणार्थम् ) નિમિત્તને માટે છે ( इति चेत् ) જો એમ માનવામાં આવે તો.

**ભાવાર્થ** :—ધારો કે રથકાર ત્રૈવર્ણિક જ છે અને તેને રથકાર એવું નામ રથકરણ રૂપ નિમિત્તને લીધે પડયું છે અને રથ કરે છે માટે એને વર્ષાકાળનું વિધાન છે એમ માનવામાં આવે તો શો દોષ છે ? આનો ઉત્તર આગળના સૂત્રમાં છે. ॥ ૪૮ ॥

**उक्तमनिमित्तत्वम् ॥ ४९ ॥**

**પદાર્થ** :—( उक्तम् ) એ તો અમે કહી દીધું છે કે ( अनिमित्तत्वम् ) રથકાર એવું નામ કોઇ નિમિત્તને લીધે પડયું નથી.

**ભાવાર્થ**: —આમા નિમિત્તત્વનો સંભવ જ નથી એ તો અમે આગળ કહી દીધું છે માટે રથકાર અત્રૈવર્ણિક છે અને તેથી તેને અગ્ન્યાધાન સામાન્યવિધાનથી પ્રાપ્ત ન હોવા પણ वर्षासु रथकार आदधीत એ વચનથી પ્રાપ્ત થયું છે. ॥ ૪૯ ॥

ત્યારે રથકાર કોણ છે એનું સમાધાન આ સૂત્રમાં છે.

**सौधन्वनास्तु हीनत्वान्मन्त्रवर्णात्प्रतीयेरन् ॥ ५० ॥**

**પદાર્થ** :—( तु ) કિન્તુ ( सौधन्वनाः ) સૌધન્વન નામની જાતિ છે ( हीनत्वात् ) તે ત્રૈવર્ણિક કરતાં કંઇક ઉતરતા છે પણ શૂદ્ર કરતાં ઉંચા છે. ( मन्त्रवर्णात् ) મંત્રના વર્ણનથી ( प्रतीयेरन् ) એવું જાણવામાં આવે છે.

**ભાવાર્થ** :—સૌધન્વન નામની એક જાત છે તે શૂદ્ર કરતાં ઉત્તમ અને ત્રૈવર્ણિક કરતાં ઉતરતી છે. એટલે તે શૂદ્ર નથી, વૈશ્ય નથી તેમ ક્ષત્રિય પણ નથી. सौधन्वना ऋभव शूरचक्षसः સૌધન્વન એ ઋભુ છે અને ઋભુ એ જ રથકાર છે. આના સંબંધમાં જેને વિશેષ જિજ્ઞાસા હોય તેણે શાબરભાષ્ય જોવું. માટે અત્રૈવર્ણિક અને અશૂદ્ર રથકાર છે અને એને વર્ષા ઋતુમાં અગ્ન્યાધાન વિહિત છે. એ આ અધિકરણનો સાર છે. ॥ ૫૦ ॥

ત્રૈવર્ણિક-ભિન્ન નિષાદનો રૌદ્રયાગમાં અધિકાર છે.

**स्थपतिर्निषादः स्यात् शब्दसामर्थ्यात् ॥ ५१ ॥**

**પદાર્થ** :—( स्थपतिः ) જે સ્થપતિ છે તે જ ( निषादः ) નિષાદ ( स्यात् ) છે. ( शब्दसामर्थ्यात् ) શબ્દની શક્તિ એવી છે.

**ભાવાર્થ** :—वास्तुमयं रौद्रंचरुं निर्वपेत् ) આવું પ્રકરણ બાંધીને આગળ લખે છે કે एतया निषादस्थपतिं याजयेत् આ ઇષ્ટિથી નિષાદસ્થપતિની પાસે યાગ કરાવવો. વાસ્તુ શબ્દનો અર્થ અહીં પ્રકૃતિ યાગનું કંઇક દ્રવ્ય છે. આ ઠેકાણે શંકા એ થાય છે કે નિષાદ પોતે જ સ્થપતિ છે કે નિષાદોનો જે અધિપતિ હોય છે તે 'સ્થપતિ' છે. સ્થપતિ શબ્દનો અર્થ ધનવાન્ માલીક થાય છે જો કર્મધારય સમાસ માનવામાં આવે તો તો નિષાદ એ જ સ્થપતિ એવો અર્થ નીકળે છે અને પષ્ઠી તત્પુરુષ સમાસનો આશ્રય કરવામાં આવે તો નિષાદોનો માલિક કોઈ ત્રૈવર્ણિક ધનપતિ એવો અર્થ નીકળે છે. પૂર્વપક્ષનું એવું માનવું છે કે ષષ્ઠી તત્પુરુષ સમાસ માનવો અને નિષાદોનો માલિક જે ત્રૈવર્ણિકોમાંનો કોઇ હોય તેની પાસે રૌદ્ર યાગ કરાવવો. નિષાદ તો શૂદ્ર છે એને યાગનો અધિકાર નથી. સિદ્ધાંત પક્ષ એવો છે કે કર્મધારય સમાસ જ માનવો અને નિષાદની પાસે જ રુદ્રયાગ કરાવવો. શૂદ્ર નિષાદ પાસે જો ધન ન હોય તો તેણે એ યાગને માટે જેટલા ધનની જરૂર હોય તેટલું મેળવી લેવું. એટલે ' નિષાદ એ જ સ્થપતિ ' એવો અર્થ કરવો. ષષ્ઠી-તત્પુરુષ સમાસ કરવા જતાં લક્ષણા કરવી પડે છે. ॥ ૫૧ ॥

**लिङ्गदर्शनाच्च ॥ ५२ ॥**

**પદાર્થ** :—( च ) અને ( लिङ्गदर्शनात् ) વાક્ય રૂપ લિંગ પણ એ અર્થ સ્વીકારવા માટે છે.

**ભાવાર્થ** :—' कूटं निषादानां दक्षिणा ' નિષાદે ' કૂટ ' ની દક્ષિણા આપવી " કૂટ " નામનું દ્રવ્ય આર્યોને ઉપયોગનું હોતું નથી. જો સ્થપતિ કોઇ ત્રૈવર્ણિક હોય તો તે કૂટની દક્ષિણા આપે એવું ન લખત માટે 'निषादस्थपति' અહીં કર્મધારય સમાસનો જ આશ્રય કરવો ॥ ૫૨ ॥

**इति मीमांसाया गुर्जरभाष्ये षष्ठाध्याये प्रथमः पादः**

## अथ षष्ठाध्यायस्य द्वितीयः पादः

### 'સત્રમાં સત્રીઓમાંના દરેક સત્રીઓનો સંપૂર્ણ ફળ સાથે સંબંધ છે.' એ અધિકરણને સમજાવે છે.

**पुरुषार्थैकसिद्धित्वात्तस्य तस्याधिकारः स्यात् ॥ १ ॥**

પદાર્થ :—( पुरुषार्थैकसिद्धित्वात् ) ફળ એકથી સિદ્ધ થતું હોવાથી ( तस्य तस्य ) તે તે કર્તાનો ( अधिकारः स्यात् ) અધિકાર છે.

ભાવાર્થ :—' ऋद्धिकामाः सत्रमासीरन् ' ' સમૃદ્ધિને ઇચ્છનારાઓએ સત્ર કરવો જોઇએ. આ વાકયથી સમજાય છે કે સત્ર રૂપ યજ્ઞકર્મ એક છે પણ તેના કર્તાઓ તો બહુ જ છે. સત્રનું કર્તૃત્વ અનેક પુરુષનિષ્ઠ વ્યાસક્ત છે માટે ફળ પણ અનેક પુરુષનિષ્ઠ વ્યસક્ત હોવાથી એક એક પુરુષને તો આંશિક ફળ જ મળવું જોઇએ સંપૂર્ણ નહિં. આવા પૂર્વપક્ષમાં આ સૂત્ર સિદ્ધાંત રૂપે છે કે એક એક કર્તાને સંપૂર્ણ ફળનો અધિકાર છે આંશિક ફળનો નહિ ॥ ૧ ॥

**अपि वोत्पत्तिसंयोगात् यथा स्यात् सत्त्वदर्शनं तथा भावो विभागे स्यात् ॥ २ ॥**

પદાર્થ :—( अपि वा ) અથવા ( उत्पत्ति संयोगात् ) ઉત્પત્તિ વાકયમાં કર્તાઓનું અનેકત્વ વિહિત હોવાથી ( यथा स्यात् सत्त्वदर्शनम् ) જેમ કોઇ સત્ત્વ દર્શન દરેક કર્તાને સંપૂર્ણ ફળવાળું હોય છે ( तथा ) તેમ ( विभागे ) વિભાગમાં ( भावः स्यात् ) ફળ પ્રાપ્તિ થાય છે.

ભાવાર્થ :—ઉત્પત્તિ વાકયમાં બહુ કર્તાઓનું પણ શ્રવણ છે તેથી એક યજ્ઞ રૂપ કર્મમાં અનેક કર્તાઓ હોઇ શકે છે અને દરેક કર્તાને સંપૂર્ણ ફળ પણ મળે છે. જેમ કોઇ એક હાથી અથવા અશ્વ આદિ પ્રાણીનું દર્શન અનેક કર્તાઓ સાથે કરે છે અને દર્શનનું સંપૂર્ણ ફળ દરેક કર્તાને મળે છે તેમ યજ્ઞમાં પણ વિધાન હોવાથી દરેક કર્તાને સંપૂર્ણ ફળ મળે છે, અંશ રૂપે નહિ. ॥ ૨ ॥

### દર્શાદિ યાગમાં કર્તાના એકત્વનુ અધિકરણ

પૂર્વપક્ષ સૂત્ર **प्रयोगे पुरुषश्रुतेः यथाकामी प्रयोगे स्यात् ॥ ३ ॥**

પદાર્થ :—( प्रयोगे ) ઉદાહત વાકયમાં ( पुरुषश्रुतेः ) પુરુષ માત્રનું શ્રવણ થવાથી ( यथाकामी ) ઇચ્છા પ્રમાણે ( प्रयोगे ) અનુષ્ઠાનમાં ( स्यात् ) એક, બે અથવા વધારે કર્તાઓ હોઇ શકે.

ભાવાર્થ :—दर्शपूर्णमासाभ्यां स्वर्गकामो यजेत । ज्योतिष्टोमेन स्वर्गकामो यजेत । આ વાકયમાં કેવળ સ્વર્ગની ઇચ્છા રાખનાર કેવળ પુરુષનું શ્રવણ થાય છે. એમાં એક, બે અથવા વધારે યજમાન=અનુષ્ઠાન કર્તાનો કશો નિયમ જણાતો નથી, માટે અનુષ્ઠાન કરનાર યજમાન એક પણ હોઇ શકે, બે પણ હોઇ શકે અને વધારે પણ હોઇ શકે. ઉકત વાકય પુરુષને માટે યાગનું જ વિધાન કરે છે બે કર્તાઓ અથવા વધારે કર્તાઓનું કંઇ વારણ કરતું નથી. અર્થાત્ ' स्वर्गकामः ' આ ઠેકાણે જે એક વચનનો પ્રયોગ કર્યો છે તે વિવક્ષિત નથી. ॥ ૩ ॥

સિદ્ધાંતવાદી તરફથી શંકા प्रत्यर्थं श्रुतिभाव इति चेत् ॥ ४ ॥

પદાર્થ :—( प्रत्यर्थम् ) અર્થના ભેદને લીધે ( श्रुतिभावः ) ગુણ પ્રધાન ભાવ હોય છે ( इति चेत ) જો એમ કહેવામાં આવે તો.

ભાવાર્થ :—આખ્યાતથી યાગાનુરક્ત ક્રિયાનું પણ વિધાન થાય છે માટે ક્રિયામાં ગુણભૂત થયેલા કર્તાનો પણ આક્ષેપ થઈ જ જાય છે તેથી પુરુષનિષ્ઠ સંખ્યા પણ વિવક્ષિત હોવી જોઈએ અર્થાત્ स्वर्गकामः આ ઠેકાણે એકવચનનો જે પ્રયોગ છે તે પુરુષનો નિયમ બાંધે છે કે અનુષ્ઠાન કરનાર પુરુષ એક જ હોવો જોઈએ. આવી શંકા પૂર્વપક્ષ ઉપર સિધ્ધાંતવાદીએ કેહાની છે. ॥ ૪ ॥

શંકા નિવારણ સૂત્ર तादर्थ्ये न गुणार्थताऽनुक्तेऽर्थान्तरत्वात् कर्तुः प्रधानभूतत्वात् ॥ ५ ॥

પદાર્થ :—( तादर्थ्ये ) ફળ તેને માટે અર્થાત્ પુરુષને માટે હોવાથી તે પ્રધાન છે તેથી ( गुणार्थता ) ગુણભૂત યાગ પ્રત્યે પુરુષની ગુણાર્થતા એટલે ગૌણતા ( न ) નથી. ( अनुक्ते अर्थान्तरत्वात ) શબ્દ ગમ્ય ન હોવા છતાં પ્રત્યક્ષાદિ પ્રમાણ તો છે જ ( कर्तुः प्रधानभूतत्वात् ) માટે પુરુષ કર્તા પ્રધાન તરીકે જ છે.

ભાવાર્થ :—સ્વર્ગાદિ ફળ પુરુષને માટે જ હોય છે, માટે યાગ કરવામાં અનુષ્ઠાન કર્તા પુરુષ ગૌણ તરીકે નથી અને જે પ્રધાન હોય તે ગૌણ ન હોય જો કે આ બાબતમાં કોઈ શબ્દ પ્રમાણ નથી તોપણ પ્રત્યક્ષાદિ પ્રમાણથી જાણી શકાય છે કે રાજા અને પ્રધાન આ બેમાં રાજા મુખ્ય છે તો હવે રાજા ગૌણ નથી એ સ્પષ્ટ સમજી શકાય છે. રાજા મુખ્ય પણ છે અને ગૌણ પણ છે આ બે વાત તો ન જ બની શકે. માટે યાગ કરવામાં અથવા ફળ મેળવવામાં પુરુષ ગૌણ હોવાથી એક, બે અથવા વધારે પુરુષો યાગ કરી શકે, એટલે કે સંખ્યાની વિવક્ષા નથી. ॥ ૫ ॥

સિદ્ધાંત સૂત્ર अपि वा कामसंयोगे सम्बन्धात् प्रयोगायोपदिश्येत, प्रत्यर्थं हि विधि श्रुति विषाणावत् ॥ ६ ॥

પદાર્થ :—( अपि वा ) આ શબ્દ પૂર્વપક્ષની વ્યાવૃત્તિ સૂચવે છે ( कामसंयोगे ) કામનાનો આત્માની સાથે સંબંધ હોય છે. ( सम्बन्धात् ) અને સંબંધને લીધે આત્માને માટે જ ફળની ઇચ્છા રાખે છે બીજાને માટે નહિ એવો અર્થ સ્પષ્ટ છે. ( प्रयोगाय उपदिश्यते ) પ્રયોગને માટે જ પુરુષનો ઉપદેશ છે ( हि ) કારણ કે ( प्रत्यर्थम् ) જ્યાં એક કરતાં વધારે અર્થો હોય ત્યાં ( विधिश्रुतिः ) વિધિનું શ્રવણ થાય છે. ( विषाणावत् ) कृष्ण विषाणया कण्डूयति ઇત્યાદિ શ્રુતિ પેઠે

ભાવાર્થ —कृष्ण विषाणया कण्डूयति । चात्वाले कृष्णविषाणां प्रास्यति અહીં બે શ્રુતિ કે આમાં ગુણ પ્રધાન ભાવ સંભવી શકે છે. પણ यजेत અહીં તો 'યાગ કરે' અથવા યાગથી ફળ ઉત્પન્ન કરે' આવો અર્થ નીકળે છે આમાં વગર કહયે પુરુષ માત્રનો સંબંધ પ્રતીત થાય છે, ખાસ અમુક જ પુરુષ યાગ કરે એવા અર્થની પ્રતીતિ થતી નથી. સુખ એ ગુણ છે અને એનો સંબંધ આત્મા સાથે જ હોય છે એટલે કોઈપણ પુરુષ યાગ કર્તા હોઈ શકે એટલામાંજ

તાત્પર્ય છે. માટે આમાં પુરુષ તો ગૌણ તરીકે છે આ કારણથી गुणभूतस्य पुरुषस्य संख्या विवक्षिता ગુણ ભૂત પુરુષની સંખ્યા વિવક્ષિત છે એટલે દર્શપૂર્ણમાસ યાગમાં એક જ કર્તા યાગનું અનુષ્ઠાન કરે બે અથવા ત્રણ એકી સાથે નહિ. એવો અર્થ સ્પષ્ટ છે. ॥ ૬ ॥

શંકા સૂત્ર अन्यस्य स्यादिति चेत् ॥ ७ ॥

પદાર્થ :—( अन्यस्य स्यात् ) બીજાને માટે પણ હોઇ શકે ( इति चेत् ) જો એવી શંકા કરવામાં આવે તો.

ભાવાર્થ :— स्वर्गकामो यजेत સ્વર્ગની ઇચ્છા યાગ કરનાર પોતાને માટે જ કરે છે એવો કશો નિયમ નથી. બીજાને માટે સ્વર્ગની ઇચ્છા કરી પોતે યાગ કરે એવું પણ બની શકે અને જો એમ હોય તો शास्त्रफलं प्रयोक्तरि શાસ્ત્રમાં કહેલું ફળ પ્રયોગ કરનારને જ મળે છે એ ન્યાય ખોટો ઠરે. આનું સમાધાન આગળના સૂત્રમાં છે. ॥ ૭ ॥

શંકા નિવારણ સૂત્ર अन्यार्थे नाभिसम्बन्धः ॥ ८ ॥

પદાર્થ :—( अन्यार्थे ) બીજાને માટે ( न ) નહીં ( अभिसम्बन्धः ) અભિ સંબંધ નથી.

ભાવાર્થ :—બીજાને માટે સ્વર્ગની ઇચ્છા કરી પોતે યાગ ન કરી શકે કારણ કે यजेत અહીં આત્મનેપદનો પ્રયોગ છે એટલે જે સ્વર્ગની ઇચ્છા કરે તેજ યાગ કરે એવો અર્થ છે, પોતે યાગ કરે અને ફળ કોઇ બીજો લઇ જાય એ વૈદિક સિદ્ધાંત નથી. જે કર્તા તેજ ભોક્તા એવો નિયમ છે. ॥ ૮ ॥

फलकामो निमित्तमिति चेत् ॥ ९. ॥

પદાર્થ :—( फलकामः ) ફળની કામના કરનાર निमित्तम् इति चेत् ) એ નિમિત્ત જ છે જો એવી શંકા કરવામાં આવે તો

ભાવાર્થ :— स्वर्गकामो यजेत અહીં યાગ કરવામાં સ્વર્ગકામ તો નિમિત્તત્વને દ્યોતિત કરે છે એટલે સ્વર્ગની ઇચ્છા રૂપ નિમિત્ત હોય તો યાગ કરે જો એવી શંકા કરવામાં આવે તો આનો ઉત્તર આગળના સૂત્રમાં છે.

न नित्यत्वात् ॥ १० ॥

પદાર્થ :—( न ) નહીં ( नित्यत्वात् ) નિત્ય હોવાથી.

ભાવાર્થ :—દર્શપૂર્ણમાસ આદિ યાગ એ નિત્યકર્મ છે નૈમિત્તિક નથી. નિમિત્તત્વના સૂચક णमुल् આદિ પ્રત્યયો હોય છે. स्वर्गकामो यजेत ) આ ઠેકાણે णमुल् આદિ પ્રત્યયો નથી. यावज्जीवं यजेत આ ઠેકાણે णमुल् પ્રત્યય નિમિતત્ત્વ દ્યોતક છે માટે યાગ સામાન્ય પ્રત્યે યાવજ્જીવન નિમિત્ત તરીકે હોઇ શકે પણ દર્શપૂર્ણમાસ આદિ યાગો તો નિત્ય કર્મ છે. ॥ ૧૦ ॥

कर्म तथेति चेत् ॥ ११ ॥

પદાથ :—( कर्म ) યાગ કર્મ ( तथेति चेत् ) ઉભયકર્તૃક હોઇ શકે.

ભાવાર્થ :—युवं हि स्थः स्वः पती તમે બન્ને સ્વર્ગના અધિકારી છો. એટલે આ વાક્યમાં યાગમાં બે કર્તા પણ બતાવ્યા છે એટલે કર્તા એક જ હોવો જોઇએ એવો નિયમ જણાતો નથી. આ શંકાનું સમાધાન આગળના સૂત્રમાં છે. ॥ ૧૧ ॥

न समवायात् ॥ १२ ॥

પદાર્થ :—( न ) નહિ ( समवायात् ) અહીં બે કર્તાઓનું ખાસ વિધાન હોવાથી.

ભાવાર્થ :—' राजपुरोहितौ सायुज्यकामौ यजेयाताम् ' રાજા અને પુરોહિત સાયુજ્યની ઇચ્છા કરી યાગ કરે. આ વાક્યમાં બે કર્તાનું સ્પષ્ટ વિધાન છે માટે ત્યાં તો ઉભય કર્તા હોઇ શકે પણ જ્યાં એવું વિધાન નથી એવે ઠેકાણે અર્થાત્ દર્શપૂર્ણમાસ યાગાદિમાં અનેક કર્તા અનુષ્ઠાતા તરીકે ન હોઇ શકે. અર્થાત્ स्वर्गकामो यजेत ઇત્યાદિ સ્થળમાં એક વચન વિવક્ષિત છે અને દર્શાદિયાગમાં એક જ કર્તા જોઈએ. એ આ અધિકરણનો ભાવ છે. ॥ ૧૨ ॥

આરબ્ધ કામ્યકર્મ સમાપ્તિ પર્યન્ત હોવાનો નિયમ છે.
એ અધિકરણ સ્પષ્ટ કરે છે.

प्रक्रमात् तु नियम्येतारम्भस्य क्रियानिमित्तत्वात् ॥ १३ ॥

પદાર્થ :—( तु ) સિદ્ધાંતને સૂચવે છે ( प्रक्रमात् ) કામ્ય કર્મનો આરંભ કર્યો હોય તો ( नियम्येत ) તેને સમાપ્તિ પર્યન્ત અનુષ્ઠિત કરવું જોઇએ ( आरम्भस्य ) ક્રિયાનો આરંભ ( क्रियानिमित्तत्वात् ) સમાપ્તિનું નિમિત્ત હોવાથી.

ભાવાર્થ :—' कारीर्या वृष्टिकामो यजेत ' આ વાક્યથી સમજી શકાય છે કે વૃષ્ટિની ઇચ્છા રાખનારે ' કારીરી ' નામક યાગ કરવો ' કારીરી ' યાગ શરૂ કર્યા પછી તુરત જ જો વૃષ્ટિ થાય તો તે યાગને અધુરો મૂકવો નહિ. સમાપ્તિ પર્યન્ત તે કર્મ કરવું જોઇએ. યજ્ઞની શરૂઆત યજ્ઞની સમાપ્તિનું નિમિત્ત છે. વૈદિક કર્મને અધુરૂં મૂકી શકાય નહિ. ॥ ૧૩ ॥

પૂર્વ પક્ષ સૂત્ર फलार्थित्वाद्वा नियमो यथानुपक्रान्ते ॥ १४ ॥

પદાર્થ :—( वा ) અથવા (फलार्थित्वात्) ફળ મેળવવાના ઉદ્દેશથી યાગ કરવામાં આવેલો હોવાથી ફળ મળ્યા પછી ( नियमः ) યાગ બંધ કરવો એ નિયમ છે. ( यथा अनुपक्रान्ते ) જેમ શરૂ કર્યા પહેલાં યાગ બંધ હોય છે.

ભાવાર્થ :—યાગ શરૂ કર્યા પહેલાં જેમ યાગ બંધ હોય છે તેજ પ્રમાણે જે ફળના ઉદ્દેશથી જે યાગ કરવામાં આવે તે યાગ ફળ મળી ગયા પછી બંધ કરી દેવો જોઇએ. ફળ મળ્યા છતાં યાગ ચાલુ રાખવો અને તેને ઠેઠ સમાપ્તિ સુધી અનુષ્ઠીયમાન કરવો એ ઠીક નથી. આરંભ કંઇ સમાપ્તિ માટે હોતો નથી પણ ખરી રીતે આરંભ ફળની પ્રાપ્તિને માટે હોય છે માટે જો ફળ મળી ગયું હોયતો સમાપ્તિ કર્યા પહેલાં પણ યાગ બંધ કરવો જોઇએ આવું પૂર્વપક્ષવાદીનું માનવું છે ॥ ૧૪ ॥

પૂર્વપક્ષનું નિરાકરણ કરે છે

**नियमो वा तन्निमित्तत्वात् कर्तुस्तत्कारणं स्यात् ॥ १५ ॥**

**પદાર્થ** :—( वा ) અથવા ( नियमः ) આરબ્ધ કામ્ય કર્મની સમાપ્તિ કરવી જ જોઈએ. ( तन्निमित्तत्वात् ) આરંભ સમાપ્તિનું નિમિત્ત હોવાથી ( कर्तुः ) કર્તાને ( तत्कारणं स्यात् ) તે કર્મ સમાપ્તિ પર્યન્ત લઈ જવાનું કારણ છે.

**ભાવાર્થ** :—કામના યજ્ઞના આરંભનું કારણ છે અને યજ્ઞનો આરંભ સમાપ્તિનું કારણ છે માટે આરંભેલો યાગ વચમાં અધુરો ન મૂકવો. ' હું યજ્ઞ કરીશ ' આવી પ્રતિજ્ઞા કરી પછી તે પ્રતિજ્ઞાને વચ્ચે તોડી પાડવી એ અયોગ્ય છે. જો યાગ અધુરો રાખવામાં આવે તો યજમાનને પ્રત્યવાય લાગે છે અને તેને માટે પ્રાયશ્ચિત પણ બતાવ્યું છે જેમ કે ' यो यक्ष्य इत्युक्त्वा न यजते त्रैधातवीयेन यजेत ' જે યાગ કરવાની પ્રતિજ્ઞા કરી આરબ્ધ યાગ પૂરો ન કરે તેણે પ્રાયશ્ચિત તરીકે ત્રૈધાતવીય નામક યાગ કરવો. આ કારણથી આરબ્ધ કામ્ય યાગ વચ્ચે ફળ પ્રાપ્ત થાય તો પણ યજ્ઞ પૂરો કરવો જ જોઈએ. ॥ ૧૫ ॥

**આરબ્ધ લૌકિક કર્મના સમાપ્તિનો નિયમ નથી એ અધિકરણને સમજાવે છે**

પૂર્વપક્ષ સૂત્ર **लोके कर्मणि वेदवत् ततोऽधिपुरुषज्ञानम् ॥ १६ ॥**

**પદાર્થ** :—( लोके ) લૌકિક ( कर्मणि ) કર્મમાં ( वेदवत् ) વૈદિક કર્મ પેઠે સમાપ્તિ આવશ્યક છે ( ततः ) તેનાથી ( अधिपुरुषज्ञानम् ) પુરુષને કર્મમાં જોડનાર લૌકિક કર્મનું જ્ઞાન પણ વેદથી જ થાય છે.

**ભાવાર્થ** :—જેમ વૈદિક કર્મ જો શરૂ કર્યું તો તેની સમાપ્તિ કરવી જ જોઈએ. અધુરૂં મૂકવાથી પ્રત્યવાય લાગે છે તેમ લૌકિક કર્મ જો આરંભ્યું તો તેની પણ સમાપ્તિ કરવી જ જોઈએ કારણ લૌકિક કર્મનું જ્ઞાન પણ પરંપરા સંબંધથી વેદથી જ થયેલું છે. ગૃહનિર્માણ-ઘરબાંધવું, કૂવો ખોદાવવો વગેરે લૌકિક કર્મ કહેવાય છે અને યજ્ઞ યાગાદિ વૈદિક કર્મ કહેવાય છે. ॥ ૧૬ ॥

**अपराधेऽपि च तैः शास्त्रम ॥ १७ ॥**

**પદાર્થ** :—( अपि च ) લૌકિક કર્મમાં પણ ( अपराधे ) અપૂર્ણતા અથવા ત્રુટિ આવવાથી ( तैः ) શિલ્પી લોકો ( शास्त्रम् ) શાસ્ત્રને આધારે પ્રાયશ્ચિત્ત કરે છે.

**ભાવાર્થ** :—લૌકિક કર્મમાં પણ જો કોઈ અપરાધ થાય અર્થાત્ કોઈ અંશ ભાંગી જાય, પડી જાય અથવા અસમાપ્તિ થાય તો શિલ્પી લોકો શાસ્ત્રને આધારે પ્રાયશ્ચિત્ત કરે છે એટલે વૈદિક કર્મમાં અપરાધ થવાથી જેમ પ્રાયશ્ચિત હોય છે તેમ લૌકિક કર્મમાં પણ શાસ્ત્રને આધારે પ્રાયશ્ચિત કરે છે માટે આરબ્ધ લૌકિક કર્મની પણ સમાપ્તિ આવશ્યક છે આવું પૂર્વપક્ષવાદીનું માનવું છે. ॥ ૧૭ ॥

સિદ્ધાંત સૂત્ર अशास्त्रात्तूपसम्प्राप्तिः शास्त्रं स्यान्न प्रकल्पकं तस्मादर्थेन गम्येताप्राप्ते शास्त्रमर्थवत् ॥ १८ ॥

પદાર્થ :—( अशास्त्रात् ) અશાસ્ત્રીય અવૈદિક ( उपसम्प्राप्तिः ) ગૃહનિર્માણ આદિની પ્રાપ્તિ છે ( तु ) આ શબ્દ સિધ્ધાંત સૂચવે છે. માટે ( शास्त्रम् ) શિલ્પશાસ્ત્ર ( प्रकल्पकं न स्यात् ) વેદનું અનુમાપક નથી. ( अर्थेन ) સ્વરક્ષણ આદિ પ્રયોજનથી ( गम्येत ) જાણી શકાય ( अप्राप्ते ) પ્રમાણાન્તરથી પ્રાપ્ત ન હોય ત્યાં ( शास्त्रम् ) વેદ શાસ્ત્ર ( अर्थवत् ) સફલ ગણી શકાય છે.

ભાવાર્થ :—શિલ્પી લોકોનાં શાસ્ત્રો વેદોનાં અનુમાપક નથી એટલે કે એ લોકોએ જે જે શાસ્ત્ર ગૃહનિર્માણ આદિ માટે શાસ્ત્રો બનાવ્યાં છે તે સંપૂર્ણ રીતે વેદને અવલંબીનેજ બનાવ્યા છે એવું કશું જ નથી, પોતાની બુદ્ધિથી અનુભવ મેળવતાં મેળવતાં પણ શાસ્ત્રો બનાવી શકાય છે માટે શિલ્પ શાસ્ત્ર યજ્ઞ યાગાદિ પ્રતિપાદક વેદ જેવા નથી. શિલ્પનું ફળ લૌકિક હોય છે, રથ આગે બનાવ્યો હોય તો તેનું ફળ આજન્મમાં જ અનુભવાય છે. સુંદર મહેલ બાંધ્યો હોય તો તેનું ફળ પરલોકમાં મળે છે એવું કશું નથી, જ્યારે યાગ આદિ વૈદિક કર્મનું ફળ પરલોકમાં અનુભવાય છે. આ કારણથી લૌકિક કર્મની સમાપ્તિ ન થઇ શકે તો તેથી પ્રત્યવાય લાગે છે એમ માનવાની જરૂર નથી, એટલે કે લૌકિક કર્મમાં સમાપ્તિ આવશ્યક જ છે એમ માનવાની જરૂર નથી. લૌકિક કાર્ય આરંભ્યા પછી સંયોગો ફરી જાય તો તે અધુરૂંયે રહી જાય અને તેમ થવાથી કંઇ નરક આદિની પ્રાપ્તિ થતી નથી. ॥ ૧૮ ॥

## પ્રતિષિદ્ધ કર્મના અનુષ્ઠાનમાં અનિષ્ટ પ્રાપ્તિ થાય છે એ અધિકરણના સૂત્રો

प्रतिषेधेष्वकर्मत्वात् क्रिया स्यात् प्रतिषिद्धानां विभक्तत्वादकर्मणाम् ॥ १९ ॥

પદાર્થ :—( प्रतिषेधेषु ) નિષિધ્ધ કર્મમાં ( अकर्मत्वात् ) ભક્ષણ વિરોધી સંકલ્પ વિધિ હોવાથી ( क्रिया स्यात् ) તે કામના રહિત પુરુષોને ભક્ષણ સિદ્ધ થાય છે ( प्रतिषिद्धानाम् ) ભક્ષણ વિરુદ્ધ સંકલ્પ રૂપ કર્મના પ્રતિપાદક પર્યુદાસ અને નિષિદ્ધ કર્મ ( विभक्तत्वात् ) હોવાથી

ભાવાર્થ :—' न कलञ्जं भक्षयेत्, न सुरां पिबेत् ' આવાં વાકયોથી જે નિષિદ્ધ કર્મો જણાય છે તેનો ભાવ એ છે કે જેને સ્વર્ગની ઇચ્છા હોય તેણે કલંજ ન ખાવું, દારૂ ન પીવો હિંસા ન કરવી વગેરે પણ અર્થાપત્તિ પ્રમાણથી એ પણ સિધ્ધ થાય છે જેને સ્વર્ગની ઇચ્છા ન હોય તેણે તો કલંજ ભક્ષણ અને મદ્યપાન વગેરે કરવાં એવું વિધાન થાય છે. આવું પૂર્વ-પક્ષવાદીનું માનવું છે. તેઓ એમ માનતા જણાય છે કે તેનો સંબંધ ભક્ષણની સાથે છે એટલે કે ભક્ષણના અભાવને કરે. હવે અભાવ કૃતિસાધ્ય નથી માટે એનો ભાવ એ છે કે ભક્ષણ કરવાનો સંકલ્પ કરવો. આ સંકલ્પ રૂપ વ્રતનું ફળ બીજું કશું જણાતું ન હોવાથી સ્વર્ગ ફળ જ માનવુ જોઇએ આ ઉપરથી ફલિતાર્થ એ નીકળ્યો કે જેને સ્વર્ગની ઇચ્છા ન હોય તે કલંજ ભક્ષણ આદિ નિષિદ્ધ કર્મ કરે. ॥ ૧૯ ॥

ઉક્ત પૂર્વપક્ષનું ખંડન કરે છે.

**शास्त्राणां त्वर्थवत्त्वेन पुरुषार्थो विधीयते तयोरसमवायित्वात् तादर्थ्ये विप्यतिक्रमः ॥ २० ॥**

પદાર્થ :—( तु ) પૂર્વપક્ષની વ્યાવૃત્તિ સૂચવે છે ( शास्त्राणाम् अर्थवत्त्वेन ) શાસ્ત્રો બધાં અર્થવત્ હોય છે તેથી ( पुरुषार्थो विधीयते ) પુરુષનું જે અર્થમા કલ્યાણ થતું હોય તેનું વિધાન શાસ્ત્ર કરે છે ( तयोः असमवायित्वात् ) નિષિદ્ધ ક્રિયા અને વિધેય ક્રિયા બન્નેનું એક સાથે હોવું બની શકે નહિ. ( तादर्थ्ये विप्यतिक्रमः ) તેને માટે વિધિનો અતિક્રમ થઇ જાય.

ભાવાર્થ :—શાસ્ત્રની ઉત્પત્તિ લોકના કલ્યાણ માટે હોય છે માટે શાસ્ત્રમાં એ જ બાબતનું વિધાન હોય છે કે જેનાથી પુરુષનું કલ્યાણ થાય. નિષિદ્ધ કર્મનો નિષેધ હોય અને વળી બીજી રીતે તેનું વિધાન પણ હોય એ બની શકે નહિ. માટે સ્વર્ગની ઇચ્છા હોય તેણે અભક્ષ્ય ન ખાવાનો સંકલ્પ કરવો અને જેને સ્વર્ગની ઇચ્છા ન હોય તેણે અભક્ષ્યનું સેવન કરવું આવો વિધિ કલ્પી શકાય નહિ. માટે કોઈએ પણ અભક્ષ્યનું ભક્ષણ ન કરવું. ન આચરવા જેવાં કર્મ ન જ કરવાં એ સામાન્ય વિધિ જ સમજવો, આનાથી વિપરીત અર્થ કરવો એ ખોટી કલ્પના છે આવો સિદ્ધાંત પક્ષ છે. ॥ ૨૦ ॥

ગુર્વનુગમન-આદિ પદાર્થો ઉપનયન થયા પછી નિયમથી કર્તવ્ય છે એ અધિકરણ સમજાવે છે.

પૂર્વપક્ષ **तस्मिंस्तु शिष्यमाणानि जननेन प्रवर्तेरन् ॥ २१ ॥**

પદાર્થ :—( तु ) પૂર્વપક્ષ દ્યોતક છે ( तस्मिन् ) મન્વાદિ સ્મૃતિ ગ્રંથોમાં ( शिष्यमाणानि ) વિહિત કરવામાં આવેલા ધર્મો ( जननेन ) જન્મ માત્રથી ( प्रवर्तेरन् ) પ્રવૃત્ત થાય છે.

ભાવાર્થ :—गुरुरनुगन्तव्यः क्षुत आचामेत् આ ગુરુની પાછળ જવું, ક્ષુત્ થયા પછી આચમન કરવું વગેરે જે ઉપનયન કર્યા પછી જે જે કર્તવ્યો બતાવ્યાં છે તે બધા જન્મથી જ કરવાં જોઈએ. ઉપનયન લીધા પછીજ કરવાં એવો નિયમ નથી આવું પૂર્વપક્ષવાદીનું માનવું છે. ॥ ૨૧ ॥

સિદ્ધાંત સૂત્ર **अपि वा वेदतुल्यत्वात् उपायेन प्रवर्तेरन् ॥ २२ ॥**

પદાર્થ :— ( अपि वा ) અથવા ( वेदतुल्यत्वात् ) સ્મૃતિ પણ વેદતુલ્ય હોવાથી ( उपायेन प्रवर्तेरन् ) ઉપનયન સાથે જ પ્રવૃત્ત થાય છે.

ભાવાર્થ :—સ્માર્ત પદાર્થો ઉપનયન આપ્યા પછી જ પ્રવૃત્ત થાય છે. એટલે કે ગુરુ આવે એટલે ઉભા થઈ તેને માન આપવુ, નિયમ પૂર્વક તેમની પાસે અભ્યાસ કરવો વગેરે ઉપનયન લીધા પછી જ કર્તવ્ય કરે છે. જન્મથી કંઈ બાળક ભણી શકે નહિ અને ગુર્વનુગમન પણ ન કરી શકે. માટે સ્માર્ત કર્તવ્ય બ્રહ્મચારીએ ઉપનયન લીધા પછી નિયમથી કરવાં જોઇએ. ॥ ૨૨ ॥

અગ્નિહોત્રાદિ જીવન પર્યન્તના કર્મો પોતપોતાના વિહિત કાલમાત્રમાંજ કરવાના હોય છે એ અધિકરણને લગતાં સૂત્રો સમજાવે છે.

પૂર્વપક્ષ अभ्यासोऽकर्मशेषत्वात् पुरुषार्थो विधीयते ॥ २३ ॥

પદાર્થ :—( अभ्यासः ) વારંવાર કર્તવ્ય તરીકે બતાવવામાં આવેલાં અગ્નિહોત્રાદિ કર્મ ( अकर्मशेषत्वात् ) કોઇ કર્મના અંગ તરીકે ન હોવાથી ( पुरुषार्थः विधीयते ) પુરુષાર્થ તરીકે વિહિત છે, માટે અગ્નિહોત્રાદિ કર્મ સતત કરવાં જોઇએ.

ભાવાર્થ :—यावज्जीवमग्निहोत्रं जुहोति । यावज्जीवं दर्शपूर्णमासाभ्यां यजेत આ વાકયોથી અગ્નિહોત્ર અને દર્શપૂર્ણ માસ યાગ રૂપ કર્મ કર્તવ્ય તરીકે વિહિત કર્યાં છે તે સતત કરવાં જ જોઇએ. ઉક્ત વાકયમાં અગ્નિહોત્ર આદિ કર્મમાં જીવન નિમિત્ત તરીકે છે, માટે જયાં સુધી અને જયારે જયારે નિમિત્ત ઉપસ્થિત થાય ત્યાં સુધી અને ત્યારે ત્યારે અગ્નિહોત્રાદિ કર્મ કરવાં જોઇએ. જીવન સતત છે માટે કર્મ પણ સતત કરવાં એ જ ન્યાય છે. ॥ ૨૩ ॥

एतस्मिन्नसंभवन्नर्थात् ॥ २४ ॥

પદાર્થ :—( एतस्मिन् ) સાતત્યથી ઉક્ત કર્મોનું અનુષ્ઠાન કરવાથી ( असंभवन् ) નિદ્રા-હાર વિહાર આદિનો પણ સંભવ થઇ શકે નહિ માટે ( अर्थात् ) આહાર વિહારાદિના સમયથી બચતા બધા સમયમાં ઉક્ત કર્મો જ કરવાં જોઇએ.

ભાવાર્થ :—નિદ્રા, આહાર, વિહાર કરવા પછી જે સમય બચે તેમાં સાતત્યથી અગ્નિ-હોત્રાદિ વિહિત કર્મ કર્યેજ જવું એજ યોગ્ય છે અર્થાત્ એ કર્મ સિવાય બીજા કર્મ ન કરવા પણ હોમ જ કરવો જોઇએ આવું પૂર્વપક્ષવાદીનું મન્તવ્ય છે. ॥ ૨૪ ॥

સિદ્ધાંત સૂત્ર न कालेभ्य उपदिश्यन्ते ॥ २५ ॥

પદાર્થ :—( न ) ઉક્ત કથન ઠીક નથી કારણ કે ( कालेभ्यः ) વિહિત કામ સિવાય બીજા કામમાં એ કર્મ કર્તવ્ય નથી. ( उपदिश्यन्ते ) તે કર્મ કરવાના સમયોનો ઉપદેશ આપ્યો છે.

ભાવાર્થ :—અગ્નિહોત્રનો સમય સાયંકાળ અને પ્રાતઃકાળ વિહિત કર્યો છે અને દર્શપૂર્ણમાસ યાગને પૂર્ણિમા અને અમાવાસ્યા વિહિત છે તેથી એ સમય સિવાય બીજા સમયમાં એ કર્મ ન કરવા જોઇએ અર્થાત્ એ કર્મોનું સાતત્યથી અનુષ્ઠાન કરવાનું નથી. નિયત સમયે ઉક્ત કર્મ કર્યાં પછી સાંસારિક બીજાં કર્મો પણ કરવાં જોઈએ. ॥ ૨૫ ॥

दर्शनात् काललिङ्गानां कालविधानम् ॥ २६ ॥

પદાર્થ :—( दर्शनात् ) વિહિત કાળમાં જ લિંગોનું દર્શન થતું હોવાથી ( काललिङ्गानाम् कालविधानम् ) કાલનિમિત્તક કર્મોનું તે તે કાળમાં જ અનુષ્ઠાન કરવું જોઇએ.

**ભાવાર્થ** :—अमावास्यां पौर्णमासीं वाऽतिपादयति ઈત્યાદિ વાક્યલિંગથી વિહિતકાળમાં કર્મ ન કરવાથી પ્રાયશ્ચિત્ત બતાવવામાં આવ્યું છે. માટે અનુમાન થાય છે કે વિહિત કાળમાં જ કર્મોનું અનુષ્ઠાન કરવું, નિરંતર એ કર્મ કર્તવ્ય નથી. કાળનું વિધાન કરવાથી જીવનરૂપ નિમિત્તનો સંકોચ કરવો જોઇએ. એટલે વિહિતકાલવિશિષ્ટ જીવન જ અગ્નિહોત્રાદિ કર્મનું નિમિત્ત છે એમ માનવું જોઇએ. ॥ ૨૬ ॥

## અગ્નિહોત્રાદિ સ્વકાલની આવૃત્તિપ્રમાણે આવૃત્ત થાય છે. એ અધિકરણ સમજાવે છે.

**तेषामौत्पत्तिकत्वादागमेन प्रवर्तेत ॥ २७ ॥**

**પદાર્થ**:—( तेषाम् ) વિહિતકાળનું ( औत्पत्तिकत्वात् ) અનુષ્ઠાનમાં કારણ હોવાથી ( आगमेन ) જ્યારે જ્યારે તે આવે ત્યારે ત્યારે ( प्रवर्तेत ) કર્મની પ્રવૃત્તિ થાય છે.

**ભાવાર્થ** :—અગ્નિહોત્ર આદિ કર્મનું જે કાળમાં વિધાન કર્યું છે તે કાળની આવૃત્તિ પ્રમાણે કર્મની પણ આવૃત્તિ થાય છે અર્થાત્ સાયંકાળ અને પ્રાતઃકાળમાં અગ્નિહોત્ર કરવાનું વિધાન છે તો, જ્યારે જ્યારે સાયંકાળ અને પ્રાતઃકાળ આવે ત્યારે ત્યારે અગ્નિહોત્ર કરવો, માત્ર એક જ સવારમાં અથવા સાયંકાળમાં અગ્નિહોત્ર કર્યા પછી તે સદાને માટે બંધ કરવા એમ ન સમજવું. કાલવિશિષ્ટજીવન નિમિત્ત છે માટે નિમિત્તની આવૃત્તિથી કર્મની પણ આવૃત્તિ કરવી જ જોઇએ ॥ ૨૭ ॥

**तथाहि लिङ्गदर्शनम् ॥ २८ ॥**

**પદાર્થ** :—( तथाहि ) તેજ પ્રમાણે ( लिङ्गदर्शनात् ) લિંગ-વાક્યનું દર્શન છે.

**ભાવાર્થ** :—જે દર્શ અને પૂર્ણમાને દિવસે યજ્ઞ નથી કરતો તેને પ્રાયશ્ચિત્ત કરવું પડે છે. આવા પ્રકારના વાક્યો પણ છે. આથી એ સિદ્ધ થાય છે કે જ્યારે જ્યારે દર્શ અને પૂર્ણિમા આવે ત્યારે ત્યારે યાગ કરવો. ॥ ૨૮ ॥

## દર્શાદિમાં ભેદાદિની આવૃત્તિ થાય તો હોમની આવૃત્તિ પણ થવી જોઇએ એ અધિકરણને સમજાવે છે.

**तथान्तःक्रतुप्रयुक्तानि ॥ २९ ॥**

**પદાર્થ** :—( तथा ) તે પ્રમાણે ( अन्तःक्रतुयुक्तानि ) ક્રતુની મધ્યમાં પણ અવાન્તર હોમ હોય છે.

**ભાવાર્થ** :—' भिन्ने जुहोति स्कन्ने जुहोति ' કુંભી આદિ પાત્રનો ભેદ થયો હોય અને ઘૃત સ્રવી ગયું હોય ત્યારે પણ હોમ કરવો અને આ પણ જ્યારે જ્યારે ભેદ થાય ત્યારે ત્યારે કરવો. નિમિત્તથી આવૃત્તિ થાય તો નૈમિત્તિકની પણ આવૃત્તિ થવી જોઇએ એવો નિયમ છે. ॥ ૨૯ ॥

## ગુર્વનુગમનાદિ પણ નિમિત્તની આવૃત્તિને અનુસરી થવાં જોઈએ. એ અધિકરણને સમજાવે છે.

**आचाराद् गृह्यमाणेषु तथा स्यात् पुरुषार्थत्वात् ॥ ३० ॥**

**પદાર્થ** :—( आचारात् ) આચાર હોવાથી ( गृह्यमाणेषु तथा स्यात् ) ગુર્વનુગમન આદિ પણ કરવાં જોઈએ. ( पुरुषार्थत्वात् ) ગુરુ પ્રીત્યર્થ હોવાથી

**ભાવાર્થ** :—गुरुरनुगन्तव्यः , अभिवादयितव्यश्च । वृद्धवयाः प्रत्युत्थेयः , सम्मन्तव्यश्च । આ વાક્યથી પ્રતીત થતો સદાચાર પણ જ્યારે જ્યારે ગુરુ આવે ત્યારે ત્યારે કર્તવ્ય હોય છે. માત્ર એક જ વખત ગુરુ અથવા કોઇ વૃદ્ધને માન આપી પછી બીજી વખત પ્રસંગ આવે ત્યારે માન ન આપવું એમ સમજવું નહિ. અભિવાદન તથા ગુરુનું અનુગમન આદિ સદાચાર ગુરુની પ્રીતિ માટે હોય છે. અતઃ જ્યારે જ્યારે નિમિત્ત આવે ત્યારે ત્યારે નૈમિત્તિક કર્મ પણ કરવું જોઇએ. ॥ ૩૦ ॥

## ઋણત્રયનું અપાકરણ બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યને માટે નિત્યકર્મ છે એ અધિકરણને સમજાવે છે.

**ब्राह्मणस्य तु सोमविद्याप्रजमृणवाक्येन संयोगात् ॥ ३१ ॥**

**પદાર્થ** :—( तु ) ' तु ' છે. શબ્દ સિદ્ધાંત પક્ષને સૂચવે ( ब्राह्मणस्य ) બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યને ( सोमविद्याप्रजम् ) સોમયાગ વિદ્યાધ્યયન અને પ્રજોત્પાદન ( ऋणवाक्येन ) ઋણઘટિત વાક્ય સાથે ( संयोगात् ) સંબંધ હોવાથી નિત્યકર્મ છે, કામ્ય કર્મ નથી આ સૂત્રમાં બ્રાહ્મણપદ ક્ષત્રિય અને વૈશ્યનું પણ ઉપલક્ષણ છે.

**ભાવાર્થ** :— वसन्ते वसन्ते ज्योतिषा यजेत, स्वाध्यायोऽध्येतव्यः । अनुत्पाद्य सुतान् न लोकं गच्छति આ વાક્યોથી પ્રતીત થતાં સોમયાગ, વેદાધ્યયન અને સુતોત્પાદન રૂપ કર્મ બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્યને માટે નિત્ય કર્મ છે, કામ્ય નથી કારણ કે " जायमानो वै ब्राह्मणस्त्रिभि ऋणवा जायते । ब्रह्मचर्येण ऋषिभ्यः, यज्ञेन देवेभ्यः प्रजया पितृभ्यः । एष वा अनृणो यः पुत्री, यज्वा ब्रह्मचारी " इति અહીં બ્રાહ્મણ પદને ક્ષત્રિય અને વૈશ્યનું ઉપલક્ષણ સમજવું અર્થ આ પ્રમાણે છે. બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય ત્રણ ઋણથી બંધાયા છે તેમણે વેદાધ્યાયન કરી ઋષિનું, યજ્ઞ કરીને દેવોનું અને પ્રજા ઉત્પન્ન કરી પિતૃઓનું ઋણ ચુકવવાનું હોય છે. જે પુત્રવાન્ છે, જેણે સોમયાગ કર્યો છે અને જેણે વેદાધ્યયન કર્યું છે તે જ અનૃણ છે અર્થાત તે દેવાદાર નથી. આ કારણથી ઉક્ત ત્રણે કર્મ ત્રૈવર્ણિકને માટે નિત્ય છે, કામ્ય નથી એમ સમજવું. ॥ ૩૧ ॥

**इति मीमांसागुर्जरभाष्ये षष्ठाध्यायस्य द्वितीयः पादः ॥**



## अथ षष्ठाध्यायस्य तृतीयः पादः ॥

### નિત્યકર્મોમાં યથાશક્તિ અંગોનું અનુષ્ઠાન કરવા સંબંધી અધિકરણ

પૂર્વપક્ષ સૂત્ર सर्वशक्तौ प्रवृत्तिः स्यात् तथाभूतोपदेशात् ॥ १ ॥

પદાર્થ :— ( सर्व शक्तौ ) સર્વ અનુષ્ઠાન કરવામાં જે સમર્થ હોય તેનીજ ( प्रवृत्तिः ) યાગ કરવામાં પ્રવૃત્તિ થવી જોઈએ. ( तथाभूतोपदेशात् ) અંગ સહિત જ કર્મનો ઉપદેશ હોવાથી.

ભાવાર્થ :—સર્વ અંગો સહિત પ્રધાન કર્મ કરવા માટે જેનામાં શકિત હોય તેણે જ યાગ કરવામાં પ્રવૃત્તિ કરવી જોઇએ, અગ્નિહોત્રાદિ નિત્ય કર્મ કરવામાં માત્ર પોતાની શકિત પ્રમાણે જ અનુષ્ઠાન કરવું એમ સમજવું નહિ. સાંગોપાંગ કર્મ કરવા માટે જે ધન જોઇએ તથા જે કંઈ બીજી સામગ્રી જોઇએ તે મેળવી લેવાની શકિત પ્રથમ પ્રાપ્ત કરવી અને પછી અગ્નિહોત્રાદિ નિત્ય કર્મમાં પ્રવૃત્તિ કરવી. આવો પૂર્વપક્ષવાદીનો મત છે. ॥ ૧ ॥

સિધ્ધાંત સૂત્ર अपि वाप्येकदेशे स्यात् प्रधाने ह्यर्थनिर्वृत्तिर्गुणमात्र-

मितरत् तदर्थत्वात् ॥ २ ॥

પદાર્થ :—( अपि वा ) આ શબ્દો પૂર્વપક્ષની વ્યાવૃત્તિ સૂચવે છે ( एकदेशे अपि स्यात् ) એક દેશમાં પણ અંગોનું અનુષ્ઠાન થઇ શકે છે. ( प्रधाने ) પ્રધાન કર્મનું અનુષ્ઠાન કરવાથી ( हि ) પણ ( अर्थ निर्वृत्तिः ) અર્થની સિદ્ધિ થાય છે. ( इतरत् ) બીજું ( गुणमात्रम् ) સંપૂર્ણ અંગોનું અનુષ્ઠાન ( तदर्थत्वात् ) સ્વર્ગાદિ ફળને માટે હોય છે.

ભાવાર્થ :—સિદ્ધાંતપક્ષનું એવું માનવું છે. પ્રધાન કર્મનું અનુષ્ઠાન તો અવશ્ય કરવું અને બીજાં જે તેને લગતાં અંગભૂત અનુષ્ઠાનો હોય તેમાંથી જેટલાં બની શકે તેટલાનું અનુષ્ઠાન કરવું કારણ કે અંગસહિત પ્રધાન કર્મજ ફળદાયક છે, એટલે પ્રધાન કર્મ તો ન જ ચુકવું જોઇએ. ॥ ૨ ॥

तदकर्मणि च दोषस्तस्मात् ततो विशेषः स्यात् प्रधानेनाभिसम्बन्धात् ॥ ३ ॥

પદાર્થ :—( च तदकर्मणि ) પ્રધાન કર્મ ન કરવામાં ( दोषः ) દોષનું શ્રવણ છે. ( तस्मात् ) માટે ( ततः विशेषः स्यात् ) તેનાથી વિશેષ થાય છે ( प्रधानेन अभिसम्बन्धात् ) પ્રધાન કર્મ માત્રની આવશ્યકતા હોવાથી.

ભાવાર્થ :—પ્રધાન કર્મ ન કરવામાં દોષ બતાવવામાં આવ્યો છે અને એને માટે પ્રાયશ્ચિત્ત પણ છે અંગાનુષ્ઠાનને માટે એવો નિયમ બતાવવામાં આવ્યો નથી. ॥ ૩ ॥

कर्माभेदं तु जैमिनिः प्रयोगवचनैकत्वात् सर्वेषामुपदेशः स्यात् ॥ ४ ॥

પદાર્થ :—( तु ) સિદ્ધાંતમાં આક્ષેપ સૂચક " तु " શબ્દ છે. ( कर्माभेदं जैमिनिः ) પ્રધાન અને અંગ બન્નેના પ્રયોગમાં ભેદ નથી એવું જૈમિનિ આચાર્ય માને છે. ( प्रयोगव-

चनैकत्वात् ) કરેલા પ્રયોગની એક રૂપતા હોવાથી ( सर्वेषाम् उपदेशः स्यात् ) બધાય કર્મોનું અનુષ્ઠાન કરવું જોઇએ.

**ભાવાર્થ** :—મહર્ષિ જૈમિનિ એમ માને છે. પ્રધાન અને અંગ કર્મના પ્રયોગોમાં ભલે ભેદ હોય પણ તેના અનુષ્ઠાનમાં ભેદ નથી અર્થાત્ પ્રધાન અને જેટલાં અંગો હોય તે બધાનું અનુષ્ઠાન તો કરવું જ જોઇએ. ॥ ૪ ॥

**अर्थस्य व्यपवर्गित्वात् एकस्यापि प्रयोगे स्याद् यथाक्रत्वन्तरेषु ॥ ५ ॥**

**પદાર્થ** :—( एकस्यापि प्रयोगे ) એક અંગનો પ્રયોગ થાય તો પણ ( व्यपवर्गित्वात् ) અંગ કર્મ કરતાં પ્રધાન કર્મ ભિન્ન હોવાથી પ્રત્યવાયનો અભાવ થાય છે. ( अर्थस्य ) પ્રધાન કર્મ અંગથી ભિન્ન હોવાને લીધે ( यथा क्रत्वन्तरेषु ) જેમ બીજા યાગોમાં થાય છે તેમ.

**ભાવાર્થ** :—જેમ દર્શપૂર્ણમાસ અને અગ્નિહોત્ર કર્મ પરસ્પર નિરપેક્ષ છે તેમ નિત્ય કર્મ અને કામ્ય કર્મ પણ પરસ્પર નિરપેક્ષ છે માટે પ્રધાન કર્મ જો વિગુણ હોય તોપણ તેનાથી ફળ પ્રાપ્તિ થાય છે. विगुणादपि फलम् ( આ પ્રમાણે શાબર ભાષ્યમાં લખ્યું છે ) અગ્નિ હોત્ર નામક અને દર્શપૂર્ણમાસ સંજ્ઞક કર્મથી ફળની પ્રાપ્તિ થાય છે કારણ કે તે જ મુખ્ય કર્મ છે. સાંગપ્રધાન પરક અગ્નિહોત્ર અને દર્શપૂર્ણમાસ શબ્દો નથી. ભાવાર્થ એ છે કે કેવળ પ્રધાન યાગ કરવાથી ફળની પ્રાપ્તિ થાય છે. અંગ કર્મનું કોઇ પૃથક્ ફળ નથી માટે કોઇ અંગ કર્મ ન થઇ શકે તોપણ હરકત નથી. ॥ ૫ ॥

**विष्यपराधेऽपि च दर्शनात् समाप्तेः ॥ ६ ॥**

**પદાર્થ** :—( विष्यपराधे अपि च ) કોઇ અંગનો લોપ થાય તો પણ ( समाप्तेः दर्शनात् ) સમાપ્તિનું દર્શન થતું હોવાથી.

**ભાવાર્થ** :—અંગનું અનુષ્ઠાન ન થઇ શક્યું હોય તોપણ કર્મની સમાપ્તિ તો જરૂર કરવી જોઇએ એવું શ્રવણ છે तदेव यादृक्कीदृक् च होतव्यम् આવું વાક્ય અચ્છિદ્ર કાંડમાં લખેલું છે એનો ભાવાર્થ એ છે કે ગમે તે રીતે પણ અર્થાત્ અંગ કર્મ રહિત પણ પ્રધાન કર્મનું અનુષ્ઠાન કરવું જોઇએ. ॥ ૬ ॥

**प्रायश्चित्तविधानाच्च ॥ ७ ॥**

**પદાર્થ** :—( च ) અને ( प्रायश्चित्तविधानात् ) પ્રાયશ્ચિતનું વિધાન હોવાથી.

**ભાવાર્થ** :—यस्यामिमनुद्धृतं सूर्योऽभ्युदेति चतुर्गृहीतमाज्यं पुरस्ताद् हरेत्' આ વાક્યથી અંગ કર્મના લોપમાં પ્રાયશ્ચિત વિહિત છે એથી સૂચિત થાય છે કે અંગનો લોપ થાય તો પણ પ્રધાન કર્મનું અનુષ્ઠાન સંપૂર્ણ રીતે જરૂર કરવું જોઇએ विगुणानामपि प्रयोगः कर्तव्यः એવું ભાષ્યકાર શબર-આચાર્ય પણ લખી ગયા છે. ॥ ૭ ॥

**અંગનો વિકલતામાં કામ્ય કર્મ નિષ્ફળ થાય છે. એ અધિકરણને હવે સમજાવે છે.**

પૂર્વ પક્ષ સૂત્ર **काम्येषु चैवमर्थित्वात् ॥ ८ ॥**

**પદાર્થ** :—( च ) અને ( एवम् ) એ પ્રમાણે ( काम्येषु ) કામ્ય કર્મમાં પણ છે ( अर्थित्वात् ) ફળની ઇચ્છા હોવાથી.

**ભાવાર્થ** :—જેમ નિત્ય કર્મ સંધ્યા વંદન અને અગ્નિહોત્રાદિ અંગની વિકલતામાં પણ કરી શકાય છે તેમ કામ્ય કર્મ પણ અંગની વિકલતામાં કરી શકાય છે. આવું પૂર્વ-પક્ષનું માનવું છે.

સિદ્ધાંત સૂત્ર **असंयोगात्तु नैवं स्याद्विधेः शब्दप्रमाणत्वात् ॥ ९ ॥**

**પદાર્થ** :—( तु ) પૂર્વપક્ષની વ્યાવૃત્તિ સૂચવે છે ( विधेः असंयोगात् ) કેવળ પ્રધાન અપૂર્વજનક છે એવું વિધિનું તાત્પર્ય ન હોવાથી ( नैवं स्यात् ) એ પ્રમાણે થઇ શકે નહિ. ( शब्दप्रमाणकत्वात् ) અપૂર્વ શાથી ઉત્પન્ન થાય છે એ તો કેવળ શબ્દ પ્રમાણથીજ જાણી શકાય છે.

**ભાવાર્થ** :—કામ્ય કર્મ અંગ હીન કરવામાં આવે તો તે નિષ્ફળ થાય છે અર્થાત્ એનું કશું ફળ મળતું નથી માટે કામ્ય કર્મ તો એના જેટલાં અંગો હોય એ બધાનું અનુષ્ઠાન કરવાની શકિત આવે ત્યારે જ કરવું, અંગહીન કામ્ય કર્મનું જો અનુષ્ઠાન કર્યું હોય તો તે અપૂર્વ-જનક હોતું નથી અને અંગહીન નિત્ય કર્મનું અનુષ્ઠાન કર્યું હોય તો તે પ્રત્યવાય-જનક નથી આ બાબત કેવળ શાસ્ત્રથી જ જાણી શકાય છે. એમાં તર્કને સ્થાન નથી. ॥ ૯ ॥

**अकर्मणि च प्रत्यवायात् ॥ १० ॥**

**પદાર્થ** :—( च ) અને ( अकर्मणि ) ન કરવાથી ( प्रत्यवायात् ) પ્રત્યવાય અર્થાત્ પાપ લાગતું હોવાથી.

**ભાવાર્થ** :—નિત્ય કર્મ જે સંધ્યા અગ્નિહોત્ર આદિ છે તે ન કરવાથી પ્રત્યવાય લાગે છે પણ કામ્ય કર્મ ન કરવામાં આવે તો પાપ લાગતું નથી આ કારણથી નિત્યકર્મ અને કામ્ય કર્મ એક સરખાં ગણાતાં નથી. માટે નિત્યકર્મ અંગહીન પણ કરી શકાય છે પણ કામ્ય કર્મ તો તેનાં જેટલાં અંગો હોય તે સાથે જ કરવું જોઇએ. એ આ અધિકરણનો ભાવ છે ॥ ૧૦ ॥

**દ્રવ્યનો ભેદ હોય તોપણ કર્મમાં ભેદ પડતો નથી એ અધિકરણને સમજાવે છે.**

પૂર્વ પક્ષ સૂત્ર **क्रियाणामाश्रितत्वाद् द्रव्यान्तरे विभागः स्यात् ॥ ११ ॥**

**પદાર્થ** :—( क्रियाणाम् ) જેટલી ક્રિયાઓ હોય છે તે બધી ( आश्रितत्वात् ) દ્રવ્યાશ્રિત હોવાથી ( द्रव्यान्तरे ) જુદા દ્રવ્યમાં ( विभागः स्यात ) કર્મનો ભેદ માનવો જોઇએ.

**ભાવાર્થ** :—જે યાગ આદિમાં જે દ્રવ્ય વિહિત કર્યું હોય તે દ્રવ્ય ન મળે અને તેના સ્થાનમાં કોઇ બીજું દ્રવ્ય લઇ કર્મ કર્યું હોય તો તે જુદું કર્મ ગણાવું જોઇએ. એવો પૂર્વપક્ષ-વાદીનો મત છે. ॥ ૧૧ ॥

સિદ્ધાંત સૂત્ર अपि वाऽव्यतिरेकाद्रूपशब्दाविभागाच्च गोत्ववदैककर्म्यं स्यान्नामधेयं च सत्ववत् ॥ १२ ॥

**પદાર્થ** :—( अपि वा ) આ બે શબ્દો સિદ્ધાંતપક્ષને સૂચવે છે. ( ऐककर्म्यम् स्यात् ) દ્રવ્યનો ભેદ હોય તો પણ કર્મ તો એક જ ગણાય છે ( अव्यतिरेकात् ) ભેદ સાધક કોઇ પ્રમાણ ન હોવાથી ( रूपशब्दाविभागात् ) કર્મવાચક પદ દર્શપૂર્ણમાસ વગેરે રૂપમાં કોઇ ભેદ ન હોવાથી ( गोत्ववत् ) જેમ વ્યક્તિ ભેદ હોવા છતાં ગોત્વ તો એકજ હોય છે તેમ ( च ) અને ( सत्ववत् ) સત્તા રૂપે ભેદ નથી ( नामधेयं च ) ' સત્ ' નામ જુદું હોવું નથી

**ભાવાર્થ** :—દર્શપૂર્ણમાસ આદિ કર્મમાં જે દ્રવ્ય વિહિત હોય તેજ દ્રવ્યથી તે કર્મ કરવું પણ જો તે દ્રવ્ય ન મળે તો તત્સદૃશ બીજા દ્રવ્યથી પણ યાગ થઈ શકે છે અને એમ કરવાથી કર્મ કંઇ જુદું થતું નથી. જેમ गौः કહેવાથી ગોત્વની પ્રતીતિ થાય છે અને ગોત્વાશ્રિત વ્યક્તિઓ પણ સામાન્ય રૂપે એક જ ગણાય છે. દ્રવ્ય, ગુણ અને કર્મ આ ત્રણ માટે ' સત્ ' નામ વપરાય છે, જો કે ઉક્ત ત્રણે પદાર્થો જુદા જુદા હોવા છતાં સત્તાશ્રિતત્વ રૂપે તો એક જ કહેવાય છે. તેમ દર્શપૂર્ણમાસ રૂપ શબ્દવાચ્ય કર્મ વિહિત દ્રવ્યથી ભિન્ન દ્રવ્યે સાધ્ય થતું હોવા છતાં એક જ કર્મ કહેવાય છે ॥ ૧૨ ॥

## નિત્યકર્મ અને અનિત્ય પ્રારબ્ધ કર્મના દ્રવ્યાપચારમાં પ્રતિનિધિથી પણ કર્મની સમાપ્તિ કરવી જોઇએ. એ અધિકરણને સમજાવે છે.

પૂર્વપક્ષ સૂત્ર श्रुतिप्रमाणत्वाच्छिष्टाभावेऽनागमोऽन्यस्याशिष्टत्वात् ॥ १३ ॥

**પદાર્થ** :—( श्रुतिप्रमाणत्वात् ) શ્રુતિ પ્રમાણ હોવાથી ( शिष्टाभावे ) જે દ્રવ્યનું વિધાન ન હોય તેવા દ્રવ્યનો ( अनागमः ) કર્મમાં ઉપયોગ કરવો નહિ. કારણ કે ( अन्यस्य ) તેવા દ્રવ્યનું ( अशिष्टत्वात् ) વિધાન ન હોવાથી.

**ભાવાર્થ** :—" व्रीहिभिर्यजेत " આ ઠેકાણે વ્રીહિ શબ્દોત્તરવર્તી ત્રીજી વિભક્તિની શ્રુતિ છે તેથી વ્રીહિ જ યાગમાં અંગ તરીકે હોવાથી તેનાથી જ યાગ કરવો જોઇએ, જો વ્રીહિ ન હોય તો તેના બદલામાં 'નીવાર ' આદિથી હોમ કરી સમાપ્તિ ન કરવી જોઇએ એવું પૂર્વપક્ષ-વાદીનું માનવું છે.

क्वचिद् विधानाच्च ॥ १४ ॥

**પદાર્થ** :—( च ) અને ( क्वचित् ) કોઇ ઠેકાણે ( विधानात् ) વિહિત દ્રવ્યથી ભિન્ન દ્રવ્યનુ પણ વિધાન હોય છે.

**ભાવાર્થ** :—જો વિહિત દ્રવ્યથી ભિન્ન દ્રવ્ય લેવું હોય તો તેનું વિધાન હોવું જોઇએ. જેમ કે ' सोमेन यजेत ' આ ઠેકાણે સોમ ન મળે તો पूतीकान् अभिषुणोति ' પૂતીકા ' નામના વેલામાંથી રસ કાઢવો. એટલે આ ઠેકાણે સોમના બદલામાં પૂતીક વિહિત છે, માટે પૂતીકનો રસ હોમી કર્મની સમાપ્તિ કરવી, પણ એક દ્રવ્યને બદલે બીજા દ્રવ્યનું વિધાન ન હોય તેવા દ્રવ્યથી હોમ કરી કર્મની સમાપ્તિ ન કરવી આવું પૂર્વપક્ષનું મંતવ્ય છે. ॥ ૧૪ ॥

સિદ્ધાંત સૂત્ર **आगमो वा चोदनार्थाविशेषात् ॥ १५ ॥**

**પદાર્થ** :—( वा ) આ શબ્દ સિદ્ધાંત પક્ષને સૂચવે છે. ( आगमः ) શ્રુત દ્રવ્ય કરતાં બીજા દ્રવ્યની પણ પ્રાપ્તિ હોય છે. ( चोदनार्थाविशेषात् ) વિધિવિહિત અર્થની એકતા હોવાથી.

**ભાવાર્થ** :—દ્રવ્ય ભેદમાં યાગ રૂપ કર્મ ભિન્ન પડતું ન હોવાથી જો વ્રીહિ રૂપ વિહિત દ્રવ્ય ન મળે તો ' નીવાર ' આદિથી પણ યાગની સિદ્ધિ થઈ શકે છે. ॥ ૧૫ ॥

**नियमार्थः क्वचिद् विधिः ॥ १६ ॥**

**પદાર્થ** :—( क्वचित ) કોઈક ઠેકાણે ( नियमार्थः ) નિયમને ખાતર ( विधिः ) વિધાન હોય છે.

**ભાવાર્થ** :—ખાસ નિયમને ખાતર કોઈક ઠેકાણે વિહિત દ્રવ્ય ન મળે તો તેનાથી ભિન્ન દ્રવ્યનું વિધાન કરેલું હોય છે જ્યાં નિયમ ન હોય ત્યાં કોઈ પણ પ્રતિનિધિ દ્રવ્ય લઈ શકાય છે એટલે ગમે તે દ્રવ્ય લઈ શકાય છે પણ અહીં તો નિયમ રાખ્યો છે કે સોમ ન મળે તો પૂતીક દ્રવ્ય જ લેવું બીજું નહિ. ॥ ૧૬ ॥

**तन्नित्यं तच्चिकीर्षा हि ॥ १७ ॥**

**પદાર્થ** :—( हि ) કારણ કે ( तच्चिकीर्षा ) યાગ કરવાની ઇચ્છા નિત્ય છે. ( तन्नित्यम् ) માટે જુદું દ્રવ્ય લઈ સમાપ્તિ કરવી એ પણ નિત્ય છે.

**ભાવાર્થ** :—યાગ કરવાની ઇચ્છા નિત્ય છે તો વિહિત દ્રવ્યના અભાવમાં તત્સદૃશ અર્થાત્ તે દ્રવ્યના પ્રતિનિધિ દ્રવ્યથી યાગની સમાપ્તિ કરવી જોઈએ. જો પ્રતિનિધિ દ્રવ્યથી કર્મ ન કરવામાં આવે અને કર્મને વચ્ચે પડતું મૂકવામાં આવે તો યજમાનને પ્રત્યવાય લાગે છે એવું શાસ્ત્રમાં વિધાન કરેલું છે. માટે પ્રતિનિધિ દ્રવ્યથી પણ કર્મની સમાપ્તિ થઈ શકે છે. એ આ અધિકરણનો ભાવ છે. ॥ ૧૭ ॥

**' દેવતા, મંત્ર ક્રિયાના અપચારમાં પ્રતિનિધિ હોતો નથી. '**
**એ અધિકરણ સમજાવે છે.**

**न देवताग्निशब्दक्रियमन्यार्थसंयोगात् ॥ १८ ॥**

**પદાર્થ** :—( देवताग्निशब्दक्रियम् ) દેવતા, અગ્નિ, શબ્દ અને ક્રિયા એ ચાર ( न ) પ્રતિનિધિને લાયક નથી. ( अन्यार्थसंयोगात् ) પ્રતિનિધિ સાધક જે ન્યાય છે તેનાથી ભિન્ન ન્યાય તેમાં પ્રવર્તતો હોવાથી.

**ભાવાર્થ** :—દેવતાઃ-ઇંદ્ર, અગ્નિ, વરુણ આદિ, અગ્નિઃ-આહવનીય આદિ શબ્દઃ-મંત્રકલાપ, ક્રિયાઃ-પ્રયાજ આદિ. આ ચાર અદૃષ્ટ સાધક હોય છે માટે એક દેવતાને બદલે બીજો દેવતા, એક અગ્નિને બદલે બીજો અગ્નિ, એક મંત્રને બદલે બીજો મંત્ર અને એક પ્રયાજ આદિ ક્રિયાને બદલે બીજી ક્રિયા થઈ શકે નહિ. જે દેવતાને ઉદ્દેશી જે અગ્નિમાં જે મંત્રથી જે ક્રિયા કરવાની હોય તે જ પ્રમાણે કર્મ કરવું. એમાં પ્રતિનિધિ ચાલી શકે નહિ. ॥ ૧૮ ॥

**देवतायां च तदर्थत्वात् ॥ १९. ॥**

પદાર્થ :—( च ) અને ( देवतायाम् ) દેવતામાં ( तदर्थत्वात् ) હવિષ્યનું ઉદ્દેશ્યત્વ હોવાથી.

ભાવાર્થ :—દર્શહવિષ્યનો ઉદ્દેશ્ય અગ્નિ આદિ હોય છે. હવે જો એ હવિષ્યના ઉદ્દેશને સ્થાને સૂર્યને યોજવાથી દર્શયાગ જ સિદ્ધ થઇ શકે નહિ. માટે ઉક્ત ચાર બાબતોમાં પ્રતિનિધિ હોઇ શકે નહિ. ॥ ૧૯ ॥

**નિષિદ્ધ દ્રવ્ય પણ પ્રતિનિધિ તરીકે હોઇ શકે નહિ. એ અધિકરણને સમજાવે છે.**

**प्रतिषिद्धं चाविशेषेण हि तच्छ्रुतिः ॥ २० ॥**

પદાર્થ :—( च ) અને ( प्रतिषिद्धम् ) જેનો પ્રતિષેધ કરવામાં આવ્યો હોય તે દ્રવ્ય ( अविशेषेण ) કોઇપણ હોમાદિક્રિયામાં પ્રતિનિધિ બની શકે નહિ ( हि ) કારણ કે ( तच्छ्रुतिः ) નિષેધશ્રુતિ સામાન્ય હવનને માટે હોય છે.

ભાવાર્થ :—અડદ, ચણા આદિ કેટલાંક દ્રવ્યો હવિષ્ય તરીકે ઉપયોગમાં લેવામાં આવતાં નથી. જેમકે " अयज्ञिया वै माषा : " અડદ યજ્ઞને ઉપયોગી નથી. આવાં નિષિદ્ધ દ્રવ્યો પણ પ્રતિનિધિ બની શકે નહિ. યવને બદલે અડદ ન ચાલી શકે. ॥ ૨૦ ॥

**યજમાનનો પણ પ્રતિનિધિ ન હોઇ શકે એ અધિકરણનું સૂત્ર**

**तथा स्वामिनः फलसमवायात् फलस्य कर्मयोगित्वात् ॥ २१ ॥**

પદાર્થ :—( तथा ) તે પ્રમાણે ( स्वामिनः ) યજ્ઞના સ્વામીનો પણ પ્રતિનિધિ નથી. ( फलस्य कर्मयोगित्वात् ) ફળનો સંબંધ જે પ્રયોક્તા હોય તેની સાથે જ સંબંધ રાખતો હોવાથી ( फलसमवायात् ) પ્રતિનિધિરૂપ સ્વામી ફળની પ્રાપ્તિ થવાનો સંભવ આવે અને તે અનિષ્ટ છે.

ભાવાર્થ :—યજ્ઞનું ફળ જે ક્રિયા કરનાર યજમાન હોય તેને જ મળી શકે છે. હવે જો એક યજમાન પોતાનો પ્રતિનિધિ બનાવે તો પ્રસ્તુત યજ્ઞનું ફળ પ્રતિનિધિને મળે અને તે સર્વથા અનિષ્ટ છે. જે કામનાથી યજમાન યજ્ઞ કરે તે કામનાનું ફળ તેજ યજમાનને મળવું બાધ્ય છે. માટે યજમાનનો પ્રતિનિધિ હોઈ શકે નહિ. ॥ ૨૧ ॥

**બહુ યજમાનકર્તૃક સત્રમાં કોઇક યજમાનનો અપચાર થાય તો પ્રતિનિધિ લેવો એ અધિકરણ સમજાવે છે.**

**बहूनां च प्रवृत्तावन्यमागमयेद्वैगुण्यात् ॥ २२ ॥**

પદાર્થ :—( बहूनाम् ) ઘણા યજમાનો ( प्रवृत्ते ) યજ્ઞ કરવા પ્રવૃત્ત થયા હોય તે યજ્ઞમાં ( तु ) જો કોઇ યજમાનનું મૃત્યુ થઇ જાય તો ( अन्यम् ) બીજાને ( आगमयेत् ) પ્રતિનિધિ તરીકે લેવો જોઇએ. ( अवैगुण्यात् ) સપ્તદશત્વ સંખ્યાના લોપ થવાના ભયને લીધે.

ભાવાર્થ :—એક એવો યજ્ઞ છે કે જેમાં સત્તર યજમાનો પ્રવૃત્ત થઇ શકે છે અર્થાત્ સત્તર યજમાનો મળીને એ સત્ર કરે છે હવે કદાચિત્ દૈવ યોગે એક યજમાનનો અપચાર થાય તો તેની જગ્યાએ કોઇ બીજાને પ્રતિનિધિ તરીકે લેવો જોઇએ. કારણ કે એમ ન કરવાથી યજ્ઞમાં વૈગુણ્ય ઉત્પન્ન થાય છે. અર્થાત્ બહુયજમાનકર્તૃક સત્રમાં પ્રતિનિધિને સ્વીકારવામાં આવે છે. ॥ ૨૨ ॥

## સત્રમાં યજમાનના પ્રતિનિધિ તરીકે આવેલો માણસ સ્વામી થઇ શકતો નથી એ અધિકરણને સમજાવે છે

પૂર્વપક્ષ સૂત્ર **स स्वामी स्यात् संयोगात् ॥ २३ ॥**

પદાર્થ :—(सः) તે (स्वामी स्यात) સ્વામી થઇ શકે છે (संयोगात्) સ્વામિના સ્થાનનો સંબંધી થવાથી

ભાવાર્થ :—જે મૃત યજમાનનો પ્રતિનિધિ થયો હોય તે સ્વામી પણ થઇ શકે છે કારણ કે તે સ્વામીના સ્થાનમાં નિયુક્ત થયેલો છે. ॥ ૨૩ ॥

સિદ્ધાંત સૂત્ર **कर्मकरो वा क्रीतत्वात् ॥ २४ ॥**

પદાર્થ :—(वा) પૂર્વપક્ષના ખંડનમાં છે. (कर्मकरः) અધ્વર્યુની માફક તે કેવળ કામ કરનાર જ છે. સ્વામી નહિ. (क्रीतत्वात्) કારણ કે તેને દ્રવ્ય આપી પ્રતિનિધિ બનાવવામાં આવ્યો છે.

ભાવાર્થ :—પ્રતિનિધિ સ્વામી ન થઇ શકે કારણ કે તેને તો પૈસા આપી પ્રતિનિધિ બનાવવામાં આવ્યો છે માટે અપચરિત યજમાનનો પ્રતિનિધિ સ્વામી થઇ શકે નહિ ॥ ૨૪ ॥

**तस्मिंश्च फलदर्शनात् ॥ २५ ॥**

પદાર્થ :—(च) અને (तस्मिन्) અપચરિતમાંજ (फलदर्शनात्) ફળના દર્શનનું શ્રવણ થતું હોવાથી.

ભાવાર્થ :—જે સ્વામી અપચરિત થયો તેને જ યજ્ઞનું ફળ મળે છે, પ્રતિનિધિને નહિ શ્રુતિપણ આ બાબતને પુષ્ટ કરે છે.

જેમકે :—"यः सत्रायदीक्षितानां प्रमीयेतापि तस्य फलम्" સત્રને માટે જેઓ દીક્ષિત થયા હોય એ તેમાંથી જો કોઇ મરી ગયો હોય તો પણ તે મૃત સ્વામી યજ્ઞના ફળનો ભાગી બને છે. આવો ઉક્ત વાક્યનોઅર્થ છે. ભાવ એ છે કે પ્રતિનિધિ કેવળ કામ કરવા માટે હોય છે ફળનો ભાગી તો જે સ્વામી હોય તેજ કાયમ રહે છે. ॥ ૨૫ ॥

## પ્રતિનિધિ બનેલામાં યજમાનના ધર્મો પણ માનવામાં આવે છે. એ અધિકરણને સમજાવે છે.

**स तद्धर्मा स्यात् तत्कर्मसंयोगात् ॥ २६ ॥**

પદાર્થ :—(सः) તે પ્રતિનિધિ (तद्धर्मा) યજમાન ધર્મોવાળો (स्यात्) થઇ શકે છે. (तत्कर्मसंयोगात्) મૂળ યજમાનના કાર્ય કરવા માટે નિયુક્ત થયેલો હોવાથી.

ભાવાર્થ :— મૂળ યજમાનના કાર્યને માટે પ્રતિનિધિને નિયુક્ત કરવામાં આવે છે, માટે યજમાનના યજ્ઞને લગતાં જે જે કાર્ય કરવાના હોય છે તે તે કાર્ય કરી શકે છે અર્થાત્ પ્રતિનિધિ યજમાનના ધર્મવાળો હોય છે. ॥ ૨૬ ॥

## શ્રુતદ્રવ્યના અપચારમાં ( અભાવમાં ) તત્સદૃશ દ્રવ્યનું જ પ્રતિનિધિત્વ છે. એ અધિકરણને સમજાવે છે.

**सामान्यं तच्चिकीर्षा हि ॥ २७ ॥**

પદાર્થ :— ( सामान्यम् ) તત્સદૃશ લેવું જોઇએ ( हि ) કારણ કે ( तच्चिकीर्षा ) યાગમાં પ્રવૃત્ત થયેલાની ઇચ્છા વિહિત દ્રવ્યના અભાવમાં તત્સદૃશનીજ હોય છે.

ભાવાર્થ :—' व्रीहिभिर्यजेत ' આ વાક્યથી વ્રીહિનું વિધાન યાગમાં છે. વ્રીહિ પુરોડાશ આદિ બનાવવા માટે હોય છે. હવે જો વ્રીહિ ન મળે તો વ્રીહિ જેવું કોઇ બીજું ધાન્ય લેવું જોઇએ કે જેના લોટમાંથી પુરોડાશ આદિ બનાવી શકાય. भूयोऽवयवसामान्यं सादृश्यं અર્થાત્ જે વધારેમાં વધારે સદૃશ હોય તેજ દ્રવ્ય લેવું જોઇએ. જો વ્રીહિ ન મળે તો તેના જેવા જ નીવાર લેવા જોઇએ. અર્થાત્ અત્યંત સદૃશ જ પ્રતિનિધિ લઇ શકાય છે ॥ ૨૭ ॥

## વિહિતદ્રવ્યના અપચારમાં વૈકલ્પિક દ્રવ્ય પ્રતિનિધિ તરીકે ગણી શકાતુ નથી એ અધિકરણ સ્પષ્ટ કરે છે.

**निर्देशात्तु विकल्पे यत्प्रवृत्तम ॥ २८ ॥**

પદાર્થ :—( तु ) નિશ્ચયને સૂચવે છે. ( विकल्पे ) જ્યાં વિકલ્પ તરીકે દ્રવ્યોનું વિધાન હોય ત્યાં ( निर्देशात् ) પ્રથમ પ્રવૃત્ત દ્રવ્ય સદૃશનું જ ગ્રહણ કરવું. ( यत्प्रवृत्तम् ) કારણ કે વિહિત સદૃશ અવિહિત દ્રવ્ય જ પ્રતિનિધિ બની શકે છે.

ભાવાર્થ :—જ્યાં બે દ્રવ્યોનો વિકલ્પ હોય જેમ કે વ્રીહિથી અથવા યવથી યજ્ઞ કરવો. તો જો વ્રીહિ ન મળે તો યવ પ્રતિનિધિ તરીકે ન ગણાય પણ વ્રીહિ સદૃશ અવિહિત નિવાર આદિજ પ્રતિનિધિ તરીકે ગણી શકાય. જે વિહિત હોય તેમાં પ્રતિનિધિત્વ માનવું નહિ. ॥ ૨૮ ॥

**अशब्दमिति चेत् ॥ २९ ॥**

પદાર્થ :—( अशब्दम् ) અવિહિત છે ( इति चेत् ) જો એવી શંકા કરવામાં આવે તો.

ભાવાર્થ :—સદૃશ અનંગ હોવાથી તેનું ઉપાદાન ન થવું જોઇએ જો એવી શંકા કરવામાં આવે તો તેનું સમાધાન આગળના સૂત્રમાં છે. ॥ ૨૯ ॥

**नानङ्गत्वात् ॥ ३० ॥**

પદાર્થ :—( न ) નહિ ( अनङ्गत्वात् ) અંગ ન હોવાથી.

ભાવાર્થ :—જે દ્રવ્ય વિહિત હોય તે અંગ ગણાય છે. અને વિહિત સદૃશ અનંગ ગણાય છે. માટે તત્સદૃશને જ પ્રતિનિધિ તરીકે જાણવું. ॥ ૩૦ ॥

**संस्काराश्च खदिरे कर्तव्याः ॥ ३१ ॥**

**પદાર્થ** :—( च ) અને ( संस्काराः ) સંસ્કારો ( खदिरे ) ખદિર સદૃશ પલાશમાં જ ( कर्तव्याः ) કરવા જોઈએ.

**ભાવાર્થ** :—ખદિરનું વિધાન હોય અને ખદિરનું લાકડું ન મળે તો તત્સદૃશ પલાશનું લાકડું લેવું અને એના યૂપ બનાવવા માટે જે જે સંસ્કારો કરવા હોય તે પ્રતિનિધિભૂત પલાશમાં કરી શકાય છે. ॥ ૩૧ ॥

**પૂતીકલતા સોમલતાનું પ્રતિનિધિ છે. એ અધિકરણ સ્પષ્ટ કરે છે.**

**वचनाच्च न्याय्यमभावे तत्सामान्येन प्रतिनिधिरभावादितरस्य ॥ ३२ ॥**

**પદાર્થ** :—( च ) અને ( वचनात् ) વચન હોવાથી ( अन्याय्यम् ) ગમે તે સદૃશ લેવું એ અન્યાય્ય હોવાથી ( तत्सामान्येन ) તેનું સદૃશ નિયમ વિધિથી લેવું. ( अभावात् ) વિહિત સોમ રૂપ દ્રવ્યના અભાવમાં ( इतरस्य ) બીજું પૂતીક દ્રવ્ય લેવું.

**ભાવાર્થ**:--( यदि सोमं न विन्देत् पूतीकान् अभिषुणुयात् ) જો સોમ ન મળે તો પૂતીક-લતામાંથી રસ કાઢવો આવો નિયમ હોવાથી સોમના અભાવમાં ગમે તે લતામાંથી રસ ન કાઢવો પણ પૂતિકમાંથી જ રસ કાઢવો આવો નિયમ છે. એટલે કે સોમના અભાવમાં પૂતીક જ પ્રતિ-નિધિ તરીકે આવી શકે છે. બીજું દ્રવ્ય સદૃશ હોય તો પણ પ્રતિનિધિ ન બને કારણ કે આ ઠેકાણે તો પ્રતિનિધિ બનાવવા માટે પણ વચન છે. ॥ ૩૨ ॥

**પ્રતિનિધિના અપચારમાં ઉપાત્તદ્રવ્ય સદૃશ જ પ્રતિનિધિ થઇ શકે છે.**
**એ અધિકરણને સમજાવે છે.**

**न प्रतिनिधौ समत्वात् ॥ ३३ ॥**

**પદાર્થ** :—( प्रतिनिधौ ) પ્રતિનિધિનો નાશ થાય તો ( न ) પ્રતિનિધિ સદૃશનું ગ્રહણ કરવું નહિ. ( समत्वात् ) આગન્તુક તરીકે સમાન હોવાથી.

**ભાવાર્થ** :—વ્રીહિના સ્થાનમાં નીવારને પ્રતિનિધિ તરીકે સ્વીકરાય છે પણ નીવાર ન મળે તો નીવાર સદૃશ કોઈ બીજા દ્રવ્યને પ્રતિનિધિ તરીકે ન લેવાય વિહિત દ્રવ્યનો જ પ્રતિનિધિ હોઇ શકે. પ્રતિનિધિનો પ્રતિનિધિ હોઇ શકે નહિ. ॥ ૩૩ ॥

**શ્રુત પ્રતિનિધિના અભાવમાં મુખ્ય સદૃશ જ પ્રતિનિધિ હોઇ શકે.**
**એ અધિકરણને સમજાવે છે.**

**स्याच्छ्रुतिलक्षणे नियतत्वात् ॥ ३४ ॥**

**પદાર્થ** :—( स्यात् ) પ્રતિનિધિનો પણ પ્રતિનિધિ થઇ શકે છે. કારણ કે ( श्रुतिलक्षणः ) પ્રતિનિધિ વિધાયક વાક્યમાં ( नियतत्वात् ) એવો નિયમ હોવાથી.

**ભાવાર્થ** :--જેમ સોમ ન મળે તો પૂતિકા લેવામાં આવે છે તેમ પૂતીક ન મળે તો પૂતીક સદૃશ લઇ શકાય કારણ કે નિયતપ્રતિના નાશમાં નષ્ટ સદૃશ લઇ શકાય આવું પૂર્વપક્ષનું માનવું છે. ॥ ૩૪ ॥

**સિધ્ધાંત સૂત્ર** **न तदीप्सा हि ॥ ३५ ॥**

**પદાર્થ** :—( न ) નહિ ( हि ) કારણ કે ( तदीप्सा ) યાગમાં પ્રવૃત્ત થનાર યજમાનને સોમની જ ઇચ્છા હોય છે.

**ભાવાર્થ** :—યાગમાં પ્રવૃત્ત થનાર યજમાનને મુખ્ય સોમની જ ઇચ્છા હોય છે. માટે નિયમિત પ્રતિનિધિ પૂતીકા ન મળે તો તત્સદૃશ લઇ શકાય નહિ. સોમ અથવા શ્રૌત પ્રતિનિધિ પૂતીક ન મળે તો યાગ બંધજ રહે. ॥ ૩૫ ॥

**મુખ્યનો અપચાર થયો હોય પણ પછીથી જે તેની પ્રાપ્તિ થઇ હોય તો મુખ્યનું જ ગ્રહણ કરવું. એ અધિકરણને સમજાવે છે.**

**मुख्याधिगमे मुख्यमागमो हि तदभावात् ॥ ३६ ॥**

**પદાર્થ** :—( मुख्याधिगमे ) મુખ્યની પ્રાપ્તિ જો પછી થઇ જાય તો ( मुख्यम् ) મુખ્યનું જ ગ્રહણ કરવું. ( हि ) કારણ કે ( आगमः ) નીવારનો આગમ ( तदभावात् ) વ્રીહિ ન મળે તો જ હોય છે.

**ભાવાર્થ** :— વ્રીહિ રૂપ મુખ્ય ન મળે તો તત્સદૃશ નીવાર આદિને લઈ શકાય. હવે નીવારને યાગમાં ઉપયોગ માટે લીધા પછી દૈવયોગે પછીથી વ્રીહિ મળી જાય તો પ્રતિનિધિ નીવારનો ત્યાગ કરી મુખ્ય દ્રવ્ય વ્રીહિને જ લેવા. ॥ ૩૬ ॥

**પ્રતિનિધિ દ્રવ્યથી કર્મ જો શરૂ થઇ ગયું હોય તો મુખ્યની પ્રાપ્તિ થઈ હોય તો પણ પ્રતિનિધિ દ્રવ્યથીજ કર્મની સમાપ્તિ કરવી એ અધિકરણને સમજાવે છે.**

**પૂર્વપક્ષ** **प्रवृत्तेऽपीति चेत् ॥ ३७ ॥**

**પદાર્થ** :—( प्रवृत्ते अपि ) પ્રતિનિધિ દ્રવ્યથી કર્મ શરૂ થયું હોય તો પણ મુખ્ય દ્રવ્ય મળે તો પ્રતિનિધિનો ત્યાગ કરવો ( इति चेत् ) જો એવું માનવામાં આવે તો.

**ભાવાર્થ** :— વ્રીહિ રૂપ મુખ્ય દ્રવ્યના અભાવમાં નિવારને લઇ તેનો પુરોડાશ તૈયાર થઇ ગયો હોય અને તેનાથી કાર્ય પણ શરૂ થઇ ગયું હોય અને પછી વ્રીહિ રૂપ મુખ્ય દ્રવ્ય દૈવ યોગે મળી જાય તો પણ પ્રતિનિધિનો ત્યાગ કરી મુખ્ય દ્રવ્ય વ્રીહિનોજ પુરોડાશ બનાવી કર્મ ફરીથી શરૂ કરવું. આવું પૂર્વપક્ષનું માનવું છે. ॥ ૩૭ ॥

**સિદ્ધાંત સૂત્ર** **नानर्थकत्वात ॥ ३८ ॥**

**પદાર્થ** :—( न ) નહિ ( अनर्थकत्वात ) વ્યર્થ હોવાથી.

ભાવાર્થ :— પ્રતિદ્રવ્યથી કર્મ શરૂ થઈ ગયું હોય અને પછી દૈવયોગથી મુખ્ય દ્રવ્ય મળી જાય તો આરબ્ધ કર્મનો ત્યાગ કરી ફરીથી મુખ્ય દ્રવ્યથી કર્મ કરવું એ અયોગ્ય છે. પ્રતિનિધિ દ્રવ્યથી પુરોડાશ બનાવી હોમ થઇ ગયો, હવે મુખ્ય દ્રવ્યનો કશોજ ઉપયોગ નથી. યાગનું સમ્પાદન થઇ ગયું. પુરોડાશાદિ દ્રવ્ય તો યાગના અંગ છે અને યાગ એ મુખ્ય છે માટે અંગને અનુસરી મુખ્યની અર્થાત્ પ્રધાનની આવૃત્તિ થઇ શકે નહિ. ॥ ૩૮ ॥

## અમુખ્ય સંસ્કારને યોગ્ય હોય છતાં મુખ્યનું જ ગ્રહણ કરવું. એ અધિકરણને સમજાવે છે.

**द्रव्यसंस्कारविरोधे द्रव्यं तदर्थत्वात् ॥ ३९ ॥**

પદાર્થ :—( द्रव्यसंस्कारविरोधे ) દ્રવ્ય અને સંસ્કારના વિરોધમાં ( द्रव्यम् ) દ્રવ્ય જ લેવું. સંસ્કારને પડતો મૂકવો. ( तदर्थत्वात् ) સંસ્કાર તો દ્રવ્યને માટે હોવાથી.

ભાવાર્થ :—સંસ્કાર યોગ્ય મુખ્ય દ્રવ્ય ન મળે અને પ્રતિનિધિ દ્રવ્ય સંસ્કાર યોગ્ય મળે તો મુખ્ય દ્રવ્ય જ લેવું અને તેના ઉપર સંસ્કાર ન થાય તો પણ કશી હરકત નથી. કારણ કે દ્રવ્ય જ મુખ્ય છે સંસ્કાર નહિ. ધારો કે ખદિર મુખ્ય દ્રવ્ય મળ્યું પણ તે બહુ જ પાતળું હોય અને તેના ઉપર કરવા ધારેલા અષ્ટકોણ આદિ સંસ્કાર ન થઇ શકે અને પ્રતિનિધિ કદરરૂપ દ્રવ્ય ઉપર એ સંસ્કાર થઇ શકે છે. તો પણ સંસ્કારને પડતા મુકી મુખ્ય દ્રવ્ય જ લેવું અર્થાત્ ખદિર જ યૂપને માટે લેવું. ॥ ૩૯ ॥

## પ્રયોજનને માટે જો મુખ્ય દ્રવ્ય અયોગ્ય જણાય તો પ્રતિનિધિ દ્રવ્ય લેવું જોઇએ એ અધિકરણને સમજાવે છે.

**अर्थद्रव्यविरोधेऽर्थो द्रव्याभावे तदुत्पत्तेर्द्रव्याणामर्थशेषत्वात् ॥ ४० ॥**

પદાર્થ :—( अर्थद्रव्य विरोधे ) અર્થ અને દ્રવ્યના વિરોધમાં ( अर्थः ) અર્થજ સંપાદનીય છે. ( द्रव्याभावे ) મુખ્ય દ્રવ્યના અભાવમાં ( तदुत्पत्तेः ) મુખ્ય દ્રવ્યના અભાવમાં ગૌણ દ્રવ્યથી પણ કાર્યની ઉત્પત્તિ થતી હોવાથી ( द्रव्याणाम् ) દ્રવ્ય પોતે પશુ નિયોજન આદિ અર્થનું અંગ હોવાથી.

ભાવાર્થ :—દ્રવ્ય એ તો અર્થરૂપ પ્રયોજનનું અંગ છે જો મુખ્ય દ્રવ્ય એવું મળ્યું હોય કે જેનાથી અર્થ સરતો હોય તો પ્રતિનિધિ દ્રવ્ય લેવું જોઇએ. અર્થ એ મુખ્ય છે અને દ્રવ્ય એ ગૌણ વસ્તુ છે. જેમકે પશુબંધન રૂપ અર્થ મુખ્ય છે. અને તેને અંગે યૂપ એ ગૌણ વસ્તુ છે. મુખ્ય દ્રવ્ય એટલું બધું પાતળું મળ્યું હોય કે જેનાથી યૂપ થઇ શકે નહિ અને પશુબંધન પણ થઇ શકે નહિ. તો પછી એવું મુખ્ય દ્રવ્ય મળ્યું હોય તો પણ તેનો ત્યાગ કરી પ્રતિનિધિ દ્રવ્ય લેવું જોઇએ. ॥ ૪૦ ॥

**અંગનો નિર્વાહ કરવામાં અસમર્થ નીવરેલું દ્રવ્ય છતાં પ્રધાનનો નિર્વાહ કરવા સમર્થ નીવડ્યું હોય તો મુખ્ય દ્રવ્યનુંજ ગ્રહણ કરવું જોઇએ.**

પૂર્વપક્ષ **विधिरप्येकदेशे स्यात् ॥ ४१ ॥**

**પદાર્થ** :—( एकदेशे ) એક ભાગમાં સમર્થ ( विधिः स्यात् ) વિહિત દ્રવ્ય હોય તો વિહિત દ્રવ્યજ લેવું.

**ભાવાર્થ** :—વિહિત દ્રવ્ય થોડું હોય અને તેનાથી માત્ર પ્રધાન કર્મ જ થઇ શકે એમ અંગ કર્મ કરી શકાય તેટલું એ દ્રવ્ય હોય તો અંગ કર્મોનો ત્યાગ કરવો અને મુખ્ય દ્રવ્યથી જ પ્રધાન કર્મ કરવું. ॥ ૪૧ ॥

સિદ્ધાંત સૂત્ર **अपि वाऽर्थस्य शक्यत्वादेकदेशेन निर्वर्त्येतार्थाना-मविभक्तत्वाद्गुणमात्रमितरत् तदर्थत्वात् ॥ ४२ ॥**

**પદાર્થ** :—( अपि वा ) સિદ્ધાંત સૂચવે છે. ( एकदेशेन ) મુખ્ય દ્રવ્યના એક ભાગથી પણ ( अर्थस्य ) અર્થનું ( शक्यत्वात् ) અનુષ્ઠાન શક્ય હોવાથી ( अर्थानाम् ) હવન સંબંધી શેષ અર્થ ( निर्वर्त्येत ) અન્ય દ્રવ્યથી સિદ્ધ થઇ શકે છે. કારણ કે ( अविभक्तत्वात् ) એ શેષ અર્થોનો યજ્ઞ સાથે વિભાગ ન હોવાથી ( इतरत् ) બીજું પ્રયોજન ( गुणमात्रम् ) ગૌણ છે ( तदर्थत्वात् ) યજ્ઞરૂપ અર્થ હોવાથી.

**ભાવાર્થ** :—મુખ્ય દ્રવ્ય થોડું હોય તો પ્રધાન કર્મ મુખ્ય દ્રવ્યથી કરી લેવું જોઇએ. અને પ્રતિનિધિ દ્રવ્યથી યજ્ઞશેષ હવનાદિ કાર્ય કરવા જોઇએ માટે એવે ઠેકાણે મુખ્ય અને પ્રતિનિધિ બન્ને દ્રવ્ય અપેક્ષિત હોય છે. જ્યાં મુખ્ય દ્રવ્ય અલ્પ હોય ત્યાં પ્રતિનિધિ દ્રવ્યથી પ્રધાન કર્મ ન કરવું જોઇએ પણ સ્વિષ્ટકૃત્ આદિ અંગ કાર્યતો પ્રતિનિધિ દ્રવ્યથી કરી શકાય છે. કારણ કે બધાંય શેષ કાર્યો હવિના અંગભૂત ગણાય છે. ॥ ૪૨ ॥

**इति गुर्जरमीमांसाभाष्ये षष्ठाध्यायस्य तृतीयः पादः ॥**



**अथ षष्ठाध्यायस्य चतुर्थः पादः**

**અવત્તનો નાશ થાય તો ફરીથી અવદાનને માટે પ્રતિનિધિનું આદાન કરવું જોઇએ. એ અધિકરણને સમજાવે છે.**

**પૂર્વપક્ષસૂત્ર શેષાદ્ द्व्यवदाननाशे स्यात् तदर्थत्वात् ॥ १ ॥**

**પદાર્થ** :—( द्व्यवदाननाशे ) પુરોડાશના મધ્યભાગ અને પૂર્વભાગથી જે ભાગ જુદા પાડ્યા હોય તેનો જો નાશ થઇ ગયો હોય તો ( शेषात् स्यात् ) બાકી રહેલા પુરોડાશમાંથી ફરી તે ભાગો લેવા જોઇએ ( तदर्थत्वात् ) કારણ કે પુરોડાશ અગ્નિને માટે જ હોય છે.

ભાવાર્થ: --પુરોડાશમાંથી અવદાન કરી સ્રુચમાં બે અવત્ત ભાગ રાખ્યા હોય અને પછી કોઇ કારણથી તેનો નાશ થાય તો બાકી રહેલા પુરોડાશમાંથી ફરીથી અવદાન કરવું જોઇએ. કારણ કે સમગ્ર પુરોડાશ અગ્નિને માટે જ હોય છે એવું પૂર્વપક્ષવાદીનું માનવું છે. ॥ ૧ ॥

સિદ્ધાંત સૂત્ર निर्देशात् वाऽन्यदागमयेत् ॥ २ ॥

પદાર્થ :—( वा ) અથવા ( निर्देशात ) નિર્દેશ હોવાથી ( अन्यत् ) બીજો (आगमयेत्) પુરોડાશ બનાવી તેમાંથી અવદાન કરવાં જોઇએ.

ભાવાર્થ :— જે મધ્ય અને પૂર્વભાગ પ્રથમ પુરોડાશમાં હતાં તે પ્રથમ અવદાનો કર્યા પછી નષ્ટ થયા હોય છે એટલે ફરીથી શેષ રહેલા પુરોડાશમાંથી અવદાનો થઇ શકે નહિ એટલા માટે નવો જ પુરોડાશ બનાવવો જોઇએ અને તેમાંથી મધ્ય અને પૂર્વમાંથી અવદાન કરવાં જોઇએ આવું સિધ્ધાંતવાદીનું મંતવ્ય છે. ॥ ૨ ॥

સ્વિષ્ટકૃત્ માટે અવત્ત કરેલાનો જો નાશ થાય તો ફરીથી અવદાન કરવું નહિ એ અધિકરણ સમજાવે છે.

अपि वा शेषभाजां स्याद्विशिष्टकारणात् ॥ ३ ॥

પદાર્થ :—( अपि वा ) સિદ્ધાંતપક્ષને સૂચવે છે. ( शेषभाजाम् ) શેષની પ્રતિપત્તિ માટે અવત્ત કરેલાનો જો નાશ થાય તો સ્વિષ્ટકૃત્ હોમનો લોપ ( स्यात् ) થાય છે. ( विशिष्ट कारणात् ) શેષ હવિ: સંસ્કારને માટે તે હોવાથી.

ભાવાર્થ :- સ્વિષ્ટકૃત્ આદિ હોમ બાકી રહેલા હોમીય દ્રવ્યના સંસ્કાર માટે હોય છે, તેથી જો સ્વિષ્ટકૃત્ માટે અવત્ત કરેલા ભાગનો લોપ થાય તો ફરીથી સ્વિષ્ટકૃત્ હોમને માટે પુરોડાશમાંથી અવદાન કરવું નહિ. અંગને અનુસરીને પ્રધાનની આવૃત્તિ કરવી એ યોગ્ય નથી. ॥ ૩ ॥

ઋત્વિજોએ જ શેષનું ભક્ષણ કરવું એ અધિકરણ સમજાવે છે

પૂર્વપક્ષ निर्देशाच्छेषभक्षोऽन्यैः प्रधानवत् ॥ ४ ॥

પદાર્થ :—( निर्देशात् ) यजमानपञ्चमा इडां भक्षयन्ति આ વાક્યથી ( शेषभक्षः ) પ્રાશિત્રાદિ ભક્ષણ ( अन्यैः ) ઋત્વિજ કરતાં બીજાએ કરવું ( प्रधानवत् ) જેમ मध्यादवद्यति આ વાક્યને લીધે બીજો પુરોડાશ બનાવવો પડે છે તેમ.

ભાવાર્થ :—પુરોડાશમાંથી અવત્ત કર્યા પછી જો તેનો નાશ થાય તો ફરીથી અવત્ત કરવા માટે બીજા પુરોડાશની જરૂર પડે છે તે જ પુરોડાશમાંથી ફરીથી અવત્ત કરી શકાતું નથી તેમ શેષ રહેલા શંયુવાકાદિ ભક્ષણ જે ઋત્વિજ ન હોય તેણે કરવું જોઇએ. અર્થાત્ પ્રાશિત્રાદિ શેષનું ભક્ષણ ઋત્વિજો સિવાય બીજાએ કરવું જોઇએ. ॥ ૪ ॥

સિદ્ધાંત સૂત્ર **सर्वैर्वा समवायात् स्यात् ॥ ५ ॥**

**પદાર્થ** :--( वा ) સિદ્ધાંત પક્ષને સૂચવે છે. ( सर्वैः ) બધા ઋત્વિજોએ ભક્ષણ કરવું જોઇએ. ( समवायात् स्यात् ) કારણ કે કર્મકર્તૃત્વથી ઋત્વિજોનો સંબંધ હોઇ શકે

**ભાવાર્થ** :—કર્મ કરનાર ઋત્વિજો જ હોય છે માટે પ્રાશિત્રાદિ શેષનું ભક્ષણ તેમણે જ કરવું એજ ન્યાય્ય છે. ॥ ૫ ॥

**निर्देशस्य गुणार्थत्वात् ॥ ६ ॥**

**પદાર્થ** :—( निर्देशस्य ) यजमानपञ्चमा इडां भक्षयन्ति આ નિર્દેશ ( गुणार्थत्वात् ) ગુણાર્થક હોવાથી.

**ભાવાર્થ** :— યજમાન કાર્યકર ન હોવાથી ઇડાના ભક્ષણમાં યજમાન પ્રાપ્ત નથી, તથા યજમાનના અપૂર્વવિધાનને માટે ઉક્ત નિર્દેશ છે. અને જ્યાં એવો નિર્દેશ ન હોય ત્યાં ઋત્વિક્કર્તૃકજ ભક્ષણ સમજવું, અન્ય કર્તૃક નહિ. ઇડા ભક્ષણમાં તો યજમાનના પ્રાપ્તિ અપૂર્વવિધાન થાય છે, માટે ઉક્ત નિર્દેશ ગુણાર્થક છે. એટલે કે યજમાનના વિધાન માટે છે. ॥ ૬ ॥

**प्रधाने श्रुतिलक्षणम् ॥ ७ ॥**

**પદાર્થ** :—( प्रधाने ) દ્વયવદાનમાત્ર પ્રધાનમાં જે બતાવવામાં આવે છે તે તો ( श्रुति-लक्षणम् ) વાક્ય પ્રામાણ્યને લીધે છે.

**ભાવાર્થ** :— પ્રધાનમાં જે નિર્દેશ છે તે તો પરીસંખ્યા છે. પણ यजमानपञ्चमा इडां भक्षयन्ति અહીં તે યજમાનનું અપૂર્વ વિધાન છે. પરિસંખ્યા નથી. જ્યાં પરિસંખ્યા અને વિધિમાં સંશય હોય ત્યાં વિધિનો સ્વીકાર કરવો એજ ન્યાય છે કારણ કે એવે સ્થળે પરિસંખ્યા માનવા જતાં સ્વાર્થહાન, અસ્વાર્થ પરિગ્રહ અને પ્રાપ્તબાધ આવા ત્રણ દોષો આવે છે. ઇડા સિવાય પ્રાશિત્રમાં તો ઋત્વિકકર્તૃક જ ભક્ષણ છે. ॥ ૭ ॥

**अश्ववदिति चेत् ॥ ८ ॥**

**પદાર્થ** :—( अश्ववत् ) અશ્વમેધમાં જેમ ભક્ષણકર્તા બીજા પણ હોય છે તેમ પ્રકૃત પણ હોવું જોઇએ. ( इति चेत् ) જો એવી શંકા લેવામાં આવે તો આનું સમાધાન આગળના સૂત્રમાં છે. ॥ ૮ ॥

**न चोदनाविरोधात् ॥ ९ ॥**

**પદાર્થ** :--( न ) અશ્વમેધનું દૃષ્ટાંત અહીં લાગુ પડતું નથી ( चोदनाविरोधात् ) अश्वमेधेन यजेत આ શ્રુતિનો વિરોધ થતો હોવાથી.

**ભાવાર્થ** :—અશ્વમેધમાં શેષભક્ષણ કરનારા ઘણા હોય છે. કેવળ ઋત્વિજો જ નહિ. કારણ કે તેમાં શેષ પુષ્કળ વધે છે. જો બધાનું ભક્ષણ ઋત્વિજો પરાણે કરે તો તેઓનું

મૃત્યુ થઇ જાય અને તેને પરિણામે યજ્ઞ અધુરો રહે. અને તેથી अश्वमेधेन यजेत એ શ્રુતિનો બાધ થઇ જાય માટે એ દૃષ્ટાન્ત પ્રાશિત્રાદિસ્થળમાં લેવું નહિ આ કારણથી પ્રાશિત્રાદિકોનું ભક્ષણ તો ઋત્વિજો એ જ કરવાનું હોય છે. ॥ ૯ ॥

## કૃત્સ્ન અથવા એક દેશમાં ભેદ થાય તો પ્રાયશ્ચિત્ત કરવું એ અધિકરણને સમજાવે છે.

### अर्थसमवायात् प्रायश्चित्तमेकदेशेऽपि ॥ १० ॥

**પદાર્થ** :—( एकदेशे अपि ) કપાલનો એકદેશનો પણ જો ભેદ થાય તો (प्रायश्चित्तम्) પ્રાયશ્ચિત્ત કરવું જોઇએ. ( अर्थसमवायात् ) ભેદનરૂપ નિમિત્ત સંપન્ન થવાથી.

**ભાવાર્થ** :—જેમાં પુરોડાશ બનાવવામાં આવે છે એ કપાલનો એક ભાગ ફુટી જાય અથવા એ આખાયે કપાલ ફુટીને ચૂર્ણ થઇ જાય તો પ્રાયશ્ચિત્ત કરવું જોઇએ. ભેદન એ નિમિત્ત છે અને હોમ નૈમિત્તિક છે. નિમિત પ્રાપ્ત થાય ત્યારે નૈમિતિક કરવું જોઇએ. આ સિદ્ધાંત સૂત્ર છે. ॥ ૧૦ ॥

### न त्वशेषे वैगुण्यात् तदर्थं हि ॥ ११ ॥

પદાર્થ :—( तु ) પૂર્વપક્ષને વ્યાવૃત્ત કરે છે. ( अशेषे न ) સંપૂર્ણ નષ્ટ થઇ જાય તો પ્રાયશ્ચિત ન કરવું. ( वैगुण्यात् ) કાર્યને માટે તે અક્ષમ હોવાથી. ( हि ) કારણ કે ( तदर्थम् ) હોમરૂપ પ્રાયશ્ચિત્ત ભિન્ન વસ્તુના સંસ્કારને માટે હોવાથી.

**ભાવાર્થ** :— જો કપાલ ભાંગીને ભુકા થઇ ગયા હોય તો પ્રાયશ્ચિત ન કરવું, કારણ કે ભાંગેલી વસ્તુમાં સસ્કાર આપવા પ્રાયશ્ચિત હોય છે જો સંપૂર્ણ ચૂર્ણ જ થઇ ગયું હોય તો તે કાર્ય કરવાને માટે યોગ્ય જ નથી તો પછી તેના સસ્કાર પણ શા માટે હોવો જોઇએ. કાર્યકરવાને જે સમર્થ હોય તેનો જ સંસ્કાર હોઇ શકે. ॥ ૧૧ ॥

### स्याद्वा प्राप्तनिमित्तत्वात् अतद्धर्मा नित्यसंयोगात् न हि तस्य गुणार्थत्वेनानित्यत्वात् ॥ १२ ॥

**પદાર્થ** :—( वा ) અથવા ( प्राप्तनिमित्तत्वात् स्यात् ) નિમિત્ત પ્રાપ્ત થાય તો નૈમિતિક કર્મ કરવું જોઇએ ( अतद्धर्मः ) પ્રાયશ્ચિત્ત એ ફુટી ગયેલા કપાળનું સંસ્કારક નથી (नित्यसंयोगात्) હોમનો નિત્યસંયોગ છે ( तस्य ) ભેદનો ( गुणार्थत्वेन ) ગુણકાર્યરૂપે નિર્દેશ છે ( अनित्यत्वात् ) ભેદન રૂપ કાર્ય અનિત્ય હોવાથી.

**ભાવાર્થ** :— પ્રાયશ્ચિત એ તો નિમિત્ત છે. ભેદન રૂપ નિમિત્ત પ્રાપ્ત થવાથી નૈમિત્તિક રૂપે પ્રાયશ્ચિત કરવું જોઇએ. ભિન્ન કપાલના સંસ્કાર રૂપે પ્રાયશ્ચિત નથી. હોમ તો નિત્ય વસ્તુ છે. જ્યારે ભેદન કોઇક વખતે થનાર હોવાથી અનિત્ય વસ્તુ છે. નિત્ય હોમાદિ અનિત્ય ભેદન ઉપર ઉપકાર કરી શકે નહિ અને ઉપકાર ન કરી શકે તો તે સંસ્કાર જ ન કહેવાય. ॥ ૧૨ ॥

गुणानां च परार्थत्वात वचनाद् व्यपाश्रयः ॥ १३ ॥

પદાર્થ :—( गुणानां च ) અને ગુણો ( परार्थत्वात् ) પરાર્થ હોવાથી ( वचनात् ) વાક્ય વિશેષથી ( व्यपाश्रयः ) બીજે ઠેકાણે વિનિયોગ કરી શકાય.

ભાવાર્થ :— અંગોનો પ્રધાન સાથેજ સંબંધ હોય છે. હા, જો કોઇ વચન અર્થાત વૈદિક વાકય વિધાન રૂપે મળી આવે તો જ અંગના પ્રધાન સિવાય બીજે વિનિયોગ કરી શકાય. ' भिन्ने जुहोति ' કપાલ જો ભિન્ન થઇ જાય તો હોમ કરવો. આ ઠેકાણે કોઈ વિશેષનું શ્રવણ થતું નથીં માટે તેમાં પ્રધાન હોમજ થવો જોઈએ પણ એ પ્રધાન આહવનીયમાંજ કરવાનો હોય છે. માટે સંપૂર્ણ કપાલ ચૂર્ણ થઇ ગયું હોય તો સંસ્કાર રૂપે પ્રાયશ્ચિત ન કરવું જોઇએ ॥ ૧૩ ॥

भेदार्थमिति चेत् ॥ १४ ॥

પદાર્થ :—( भेदार्थम् ) ભિન્ન થયેલા કપાલના સંધાનને માટે પ્રાયશ્ચિત્ત કરવું ( इति चेत् ) જો એમ કહો તો તે પણ ઠીક નથી.

ભાવાર્થ :—गायत्र्या त्वा शताक्षरया संदधामि આ મંત્રલિંગથી સમજાય છે કે ફૂટેલા કપાલને ફરીથી સાંધવો. ॥ ૧૪ ॥

न शेषभूतत्वात ॥ १५ ॥

પદાર્થ:—( न ) નહિ ( शेषभूतत्वात् ) સંપૂર્ણ ફુટી ગયેલા કપાલનુ સંધાન થઈ શકે નહિ, અને ફુટેલાને જેમ તેમ સાંધે તો પણ ભિન્ન બુદ્ધિ દૂર થઇ શકતી નથી.

ભાવાર્થ :—સંપૂર્ણ ફુટી ગયેલા કપાલનું સંધાન થઇ શકે નહિ અને થાય તો પણ આ ફુટેલું છે એવી બુદ્ધિ દૂર થતી નથી. ઉપરના સૂત્રમાં જે વાક્ય મૂક્યું છે તે તો અદૃષ્ટાર્થ છે. ॥ ૧૫ ॥

अनर्थकश्च सर्वनाशे स्यात ॥ १६ ॥

પદાર્થ :—( च ) અને ( सर्वनाशे ) સંપૂર્ણ નાશ થયા પછી ( अनर्थकः स्यात् ) તે નિરર્થક થઇ જાય છે.

ભાવાર્થ :—સંપૂર્ણ કપાલ નાશ થયા પછી તે નિરર્થક થઇ જાય છે. માટે ' भिन्नो जुहोति ' કર્મ નૈમિત્તિક છે અને અંગ તરીકે છે. ભિન્ન કપાલના સંસ્કાર માટે નથી. માટે કપાલ એક ભાગમાં ફુટે તો પણ અને સંપૂર્ણ ફુટીને ચૂર્ણ થઇ જાય તો પણ ભેદન રૂપ નિમિત્ત પ્રાપ્ત થતાં નૈમિત્તિક હોમ કરવો જોઇએ. એ આ અધિકરણનું તાત્પર્ય છે. ॥ ૧૬ ॥

દાહના સંબંધમાં જો પુરોડાશ સંપૂર્ણ બળી ગયો હોય તો પ્રાયશ્ચિત્ત કરવું જોઈએ

क्षामे तु सर्वदाहे स्यादेकदेशस्यावर्जनीयत्वात ॥ १७ ॥

પદાર્થ :—( क्षामे तु ) દાહના સંબંધમાં તો ( सर्वदाहे ) સંપૂર્ણ પુરોડાશનો દાહ

થયો હોય તો ( स्यात् ) પ્રાયશ્ચિત્ત કરવું જોઇએ. ( एकदेशस्य ) એકદેશ ( अवर्जनीयत्वात् ) અવર્જનીય હોવાથી.

**ભાવાર્થ** :— પુરોડાશ બનાવતી વખતે જો તે સંપૂર્ણ બળી ગયો હોય તો પ્રાયશ્ચિત્ત કરવું જોઇએ. અને કોઇ અમુક ભાગમાં દાઝી ગયો હોય તો પ્રાયશ્ચિત્ત કરવાની જરૂર નથી કારણ કોઇ એક ભાગમાં દાઝી જવું એ તો અવર્જનીય છે અર્થાત્ સ્વાભાવિક છે. ॥ ૧૭ ॥

## दर्शनादेकदेशे स्यात् ॥ १८ ॥

**પદાર્થ** :—( दर्शनात् ) યાગની સમાપ્તિનું શ્રવણ થતું હોવાથી ( एकदेशे ) એક દેશમાં દાહ થાય તો પણ ( स्यात् ) પ્રાયશ્ચિત્ત કરવું જોઇએ.

**ભાવાર્થ** :—यस्य पुरोडाशौ क्षायतः तं यज्ञं वरुणो गृह्णाति यदा तद्धविः संतिष्ठेताथ तदेव हविर्निर्वपेत् यज्ञो हि यज्ञस्य प्रायश्चित्तम् । આ વાકયમાં બતાવ્યું છે કે તે હવિષ્થી યાગ સમાપ્ત કરવો હવે જો સંપૂર્ણ પુરોડાશ બળી ગયો હોય તો હવિષ્ ન રહેવાથી યાગ થઇ શકે જ નાહ, અને એમ થાય તો ઉપરનું ખોટું ઠરે માટે એક દેશમાં પુરોડાશ દાઝી ગયો હોય તો પ્રાયશ્ચિત્ત કરવું એવું પૂર્વપક્ષવાદીનું માનવું છે. ॥ ૧૮ ॥

## अन्येन वैतच्छास्त्राद्धि कारणप्राप्तिः ॥ १९ ॥

**પદાર્થ** :— ( वा ) પૂર્વપક્ષનું નિરાકરણ સૂચવે છે. ( अन्येन ) બીજાથી યાગની સમાપ્તિ કરવી ( हि ) કારણ કે ( एतत् ) આ ( शास्त्रात् ) શાસ્ત્રથી ( कारणप्राप्तिः ) આહુતિરૂપ કારણની પ્રાપ્તિ છે.

**ભાવાર્થ** :— સંપૂર્ણ પુરાડાશને દાહ થાય તો બીજા હવિષ્થી યાગ સમાપ્ત કરવો. બીજા દ્રવ્યથી યાગ કર્યો હોય તો પણ પ્રાયશ્ચિત્ત કરવું આ કારણથી સંપૂર્ણ દાહ સૂચિત થાય છે ॥ ૧૯ ॥

## तद्धविः शब्दान्नेति चेन्न ॥ २० ॥

**પદાર્થ** :—( तद्धविः शब्दात् ) દગ્ધ હવિષ્થી સમાપ્તિ કરવી જોઇએ એવો શબ્દ હોવાથી અન્ય હવિષ્થી ( न ) યાગ ન કરવો જોઇએ ( इति चेत् ) જો એવા શંકા કરવામાં આવે તો.

**ભાવાર્થ** :— દગ્ધ હવિષમાં જ કરણતા બતાવી છે, માટે અન્ય હવિષ્થી યાગ કરવો ઠીક નથી. આ શંકાનું સમાધાન આગળના સૂત્રમાં છે. ॥ ૨૦ ॥

## स्याद्विज्यागामी हविःशब्दः तल्लिङ्गसंयोगात् ॥ २१ ॥

**પદાર્થ** :—( इज्यागामी ) યાગ વાચક ( हविः शब्दः ) હવિષ્ શબ્દ છે. ( तल्लिङ्गसंयोगात् ) સંતિષ્ઠેત એ લિંગની સાથે સંબંધ હોવાથી માટે ( स्यात् ) અન્ય હવિષ્થી યાગ-સમાપ્તિ કરવી.

ભાવાર્થ :-- અન્ય હવિષ્થી યાગની સમાપ્તિ કરવી. ઉક્ત વાક્યમાં જે હવિષ્ શબ્દ છે તે યાગ વાચક છે સંપૂર્ણ દગ્ધ થયેલા પુરોડાશથી યાગ થઇ શકે નહિ, માટે ધૃત રૂપ બીજા હવિષ્થી યાગ સંપૂર્ણ કરવો અને સંપૂર્ણ દાહમાં પ્રાયશ્ચિત્ત પણ છે. એ આ અધિકરણનો ભાવ છે. ॥ ૨૧ ॥

## એક હવિષ્નો નાશ થાય તો પણ પંચ શરાવનો નિર્વાપ કરવો એ અધિકરણના સૂત્રો

### यथाश्रुतीति चेत् ॥ २२ ॥

પદાર્થ :—( यथाश्रुति ) જેવી રીતે શ્રવણ થાય છે તેવી રીતે બંનેનું ગ્રહણ કરવું. ( इति चेत् ) એ શંકા જો કરવામાં આવે તો આનો ઉત્તર આગળના સૂત્રમાં છે.

ભાવાર્થ :—દર્શ પૂર્ણમાસના પ્રકરણમાં લખવામાં આવ્યું છે કે यस्योभयं हविरार्तिमार्च्छेत्, ऐन्द्रं पञ्चशरावमोदनं निर्वपेत् ॥ આ વાકયમાં જે યાગ બતાવવામાં આવ્યો છે તે સાયંકાળ અને પ્રાતઃકાળના હવિષ્ને ઉદ્દેશીને છે. એટલે કે જેનું સાયંકાળ અને પ્રાતઃકાળનું ઉભય હવિષ્ નાશ પામે તેણે પંચશરાવ ઓદનનો નિર્વાપ કરવો એટલે બન્ને કાળના હવિષ્ને ઉદ્દેશીને ઉક્ત પ્રાયશ્ચિત્તનું વિધાન કરવામાં આવ્યું છે. ॥ ૨૨ ॥

### न तल्लक्षणत्वात् उपपातो हि कारणम् ॥ २३ ॥

પદાર્થ :—( न ) ઉપરની બાબત ઠીક નથી ( हि ) કારણ કે ( उपपातः ) નાશ ( कारणम् ) કારણ છે ( तल्लक्षणत्वात् ) હવિષ્ માત્ર લક્ષણ તરીકે હોવાથી.

ભાવાર્થ :—સાયંકાળ અને પ્રાતઃકાળ બન્ને વખતના હવિષ્નો નાશ થયો હોય તો જ પ્રાયશ્ચિત્ત કરવું એમ માનવું ઠીક નથી. હવિષ્ માત્રનો નાશ થાય તો પ્રાયશ્ચિત્ત કરવું એમાં ઉભય શબ્દની વિવક્ષા નથી, માટે પ્રાતઃકાળનું અથવા સાંયકાળનું કે બન્ને વખતનું હવિષ્ નાશ પામ્યું હોય તો ઉક્ત પ્રાયશ્ચિત્ત કરવું. અર્થાત્ એક વખતનું પણ હવિષ નાશ થાય તો પણ પ્રાયશ્ચિત કરવું જોઇએ. ॥ ૨૩ ॥

## હોમ અને અભિષવ બન્ને ભક્ષણના નિમિત્ત છે એ અધિકરણને સમજાવે છે.

પૂર્વપક્ષ

### होमाभिषवभक्षणं च तद्वत् ॥ २४ ॥

પદાર્થ :-- ( होमाभिषवभक्षणं च ) હોમ અને અભિષવ બન્ને ભક્ષણનાં નિમિત્ત છે ( तद्वत् ) જેમ ઉપર બતાવેલ હવિર્નાશ પ્રાયશ્ચિત્તનું કારણ છે તેમ.

ભાવાર્થ :— જ્યોતિષ્ટોમ પ્રકરણમાં આ પ્રમાણે પાઠ છે. हविर्धानं प्रावभिरभिषुत्याऽऽहवनीये हुत्वा प्रत्यञ्चः परेत्य सदसि भक्षान् भक्षयन्ति । આ વાકયમાં અભિષવ અને હોમ બન્ને સોમ ભક્ષણના નિમિત્ત નથી પણ દરેક જુદાં જુદાં નિમિત્ત છે. સાહિત્યમાં નિમિત્તત્વ નથી પણ દરેકમાં છે. ॥ ૨૪ ॥

સિદ્ધાંત સૂત્ર उभाभ्यां वा न हि तयोर्धर्मशास्त्रम् ॥ २५ ॥

પદાર્થ .— ( वा ) અથવા ( उभाभ्याम् ) બન્નેમાં નિમિત્તતા છે ( हि ) કારણ ( तयोः ) તે બન્નેમાંથી દરેકને માટે ( धर्मशास्त्रं न ) ધર્મ શાસ્ત્ર નથી.

ભાવાર્થ :—દરેક અર્થાત્ અભિષવ પણ નિમિત્ત છે અને હોમ પણ નિમિત્ત છે આવું માનવાને કોઈપણ ધર્મત્વપ્રતિપાદક શાસ્ત્ર નથી, માટે અભિષવ અને હોમ બન્ને મળીને ઋત્વિકકર્તૃક સોમ ભક્ષણના નિમિત્ત છે. ॥ ૨૫ ॥

## પુનરાધાનમાં બન્ને અગ્નિનો અનુગમ નિમિત્ત છે એ અધિકરણનાં સૂત્ર.

પૂર્વપક્ષ पुनराधेयमोदनवत् ॥ २६ ॥

પદાર્થ :—( पुनर् आधेयम् ) ફરીથી અગ્ન્યાધાન કરવું, ( ओदनवत् ) જેમ પંચશરાવ ઓદનના નિર્વાપમાં બતાવ્યું છે તેમ.

ભાવાર્થ :— અગ્નિહોત્ર પ્રકરણમાં આ પ્રમાણે પાઠ છે. यस्योभावग्नी अनुगतावभिनिम्लोचेयाताम् सूर्यो वाऽभ्युदियात् पुनराधेयं तस्य प्रायश्चित्तिः આહવનીય અને ગાર્હપત્ય બન્ને અગ્નિઓ જો નષ્ટ થઈ જાય અને સૂર્યનો અસ્ત અથવા ઉદય થઈ જાય તો ફરીથી અગ્ન્યાધાન કરવું. જેમ પંચશરાવ ઓદન નિર્વાપમાં દરેક હવિની આર્તિ નિમિત્ત રૂપે છે તેમ પ્રકૃતમાં પણ દરેક અગ્નિના નાશ નિમિત્ત રૂપે છે. ॥ ૨૬ ॥

સિદ્ધાંત द्रव्योत्पत्तेर्वोभयोःस्यात् ॥ २७ ॥

પદાર્થ :—( द्रव्योत्पत्तिः ) અગ્નિ રૂપ દ્રવ્યની ઉત્પત્તિનાં (उभयोः स्यात्) બન્ને કારણ છે.

ભાવાર્થ :— ' अग्नी आदधीत ' આ ઠેકાણે બન્ને અગ્નિની ઉત્પત્તિ બતાવી છે, માટે બન્ને અગ્નિના નાશમાં નિમિત્તતા છે એકમાં નહિ. અર્થાત્ આહવનીય અને ગાર્હપત્ય બન્ને અગ્નિ નાશ પામ્યા હોય તો પુનરાધાન કરવુ જોઈએ. ॥ ૨૭ ॥

## પંચશરાવનિર્વાપનું કર્માન્તરત્વ છે' એ અધિકરણ સમજાવે છે.

પૂર્વપક્ષ पञ्चशरावस्तु द्रव्यश्रुतेः प्रतिनिधिः स्यात् ॥ २८ ॥

પદાર્થ :—( तु ) પૂર્વપક્ષદ્યોતક છે. ( पञ्चशरावः ) પાંચ શરાવ ઓદનનો નિર્વાપ કરવો એજે લખવામાં આવ્યું છે તેમાં (द्रव्यश्रुतेः। દ્રવ્ય નું શ્રવણ થતું હોવાથી (प्रतिनिधिः) સાન્નાય દ્રવ્યનુ એ પ્રતિનિધિ દ્રવ્ય ( स्यात् ) છે.

ભાવાર્થ :—पञ्चशरावमोदनं निर्वपेत् આ ઠેકાણે જે ઓદન રૂપ દ્રવ્યનું શ્રવણ થાય છે તે સાન્નાય દ્રવ્ય અર્થાત્ દહીં અને દૂધ રૂપ દ્રવ્યનુ પ્રતિનિધિ છે અર્થાત્ એ કોઈ જુદું કર્મ નથી આવુ પૂર્વપક્ષનું માનવું છે. ॥ ૨૮ ॥

**સિદ્ધાંત સૂત્ર**　　**चोदना वा द्रव्यदेवताविधिरवाच्ये हि ॥ २९ ॥**

**પદાર્થ** :—( द्रव्यदेवताविधिः ) દ્રવ્ય અને દેવતાનો સંબંધ હોવાથી કર્માન્તર વિધિ છે. ( हि ) કારણ કે ( अवाच्ये ) જો કર્માન્તર ન હોય તો દ્રવ્ય અને દેવતાનું કથન ન હોવું જોઇએ માટે ( चोदना ) અપૂર્વ વિધિ છે.

**ભાવાર્થ** :—દ્રવ્ય અને દેવતા એ યાગનું સ્વરૂપ છે. માટે જ્યાં દ્રવ્ય અને દેવતા બતાવ્યાં હોય તે અપૂર્વ યાગ છે એમ સમજવું જો પ્રકૃત કર્મનો અનુવાદ હોય તો ऐन्द्रम् એ પદ નકામું ઠરે છે. કારણ કે પ્રકૃત યાગમાં ઇન્દ્ર અને મહેન્દ્ર દેવતા છે. તો પછી 'ઐન્દ્ર' કહેવાથી ઉભય દેવતાની પ્રતીતિ કેવી રીતે થાય માટે ઇન્દ્રદેવતાક પંચશરાવ ઓદન નિર્વાપ એ પૃથક્ યાગ રૂપ કર્મ માનવું જોઇએ. ॥ ૨૯ ॥

### પંચશરાવ નિર્વાપ એ નૈમિત્તિક દર્શયાગનું અંગ છે એ અધિકરણને સમજાવે છે.

**પૂર્વપક્ષ**　　**स प्रत्यामनेत् स्थानात् ॥ ३० ॥**

**પદાર્થ** :—( सः ) તે યાગ ( प्रत्यामनेत् ) દર્શયાગનો પ્રતિનિધિ યાગ છે. ( स्थानात् ) ઉભય હવિષ્‌ની આર્તિથી દર્શ યાગ નિવૃત્ત થતો હોવાથી.

**ભાવાર્થ** :—ઉક્ત પંચશરાવ ઓદન નિર્વાપ જે પૃથક્ યાગ બતાવવામાં આવ્યો છે તે દર્શ યાગનો પ્રતિનિધિ યાગ છે. કારણ કે સાન્નાય્ય હવિષ્‌નો નાશ થવાથી તે યાગની નિવૃત્તિ થાય છે. માટે તેના બદલામાં ઉક્ત યાગ થાય છે. એવું પૂર્વપક્ષવાદીનું માનવું છે.

**સિદ્ધાંત સૂત્ર**　　**अङ्गविधिर्वा निमित्तसंयोगात ॥ ३१ ॥**

**પદાર્થ** :—( वा ) અથવા ઉક્ત ( अङ्गविधिः ) દર્શયાગનો અંગવિધિ છે. ( निमित्तसंयोगात् ) નિમિત્તનો સંબંધ હોવાથી

**ભાવાર્થ** :—પ્રથમના દહીં અને દૂધ રૂપ હવિષનો નાશ થયા છતાં બીજા દહીં અને દૂધ લઇને દર્શ યાગનું અનુષ્ઠાન થાય છે અને હવિષના નાશથી જે વૈગુણ્ય પ્રાપ્ત થયું હોય તેનો પરિહાર થાય છે. માટે પંચશરાવનિર્વાપ રૂપ યાગ દર્શયાગનું અંગ છે. પ્રતિનિધિ નહિ. ॥ ૩૧ ॥

### સત્ર કરવાનો સંકલ્પ કરીને પછી જે સત્ર નથી કરતો તેણે વિશ્વજિત્ યાગ કરવો જોઇએ એ અધિકરણ સમજાવે છે.

**विश्वजित्त्वप्रवृत्ते भावः कर्मणि स्यात ॥ ३२ ॥**

**પદાર્થ** :—( तु ) સિદ્ધાંત પક્ષને સૂચવે છે. ( अप्रवृत्ते ) સત્રને માટે જે સંકલ્પ કરે છે અને પછી તેનું અનુષ્ઠાન નથી કરતો તેણે ( विश्वजित् ) વિશ્વજિત્ નામક યાગ કરવો અને એમ કરવાથી ( कर्मणि ) વિશ્વજિત રૂપ કર્મમાં ( भावः स्यात् ) ફળની પ્રાપ્તિ થાય છે.

**ભાવાર્થ** :—હું સત્ર કરીશ ! આવો સંકલ્પ કરી પછી જે સત્ર નથી કરતો તેણે વિશ્વજિત્ યાગ કરવો અને તે યાગ કરવાથી સત્રનું ફળ તેને પ્રાપ્ત થાય છે. ॥ ૩૨ ॥

**निष्क्रयवादाच्च ॥ ३३ ॥**

પદાર્થ :— ( च ) અને ( निष्क्रयवादात् ) નિષ્ક્રયવાદ હોવાથી.

ભાવાર્થ :— सर्वाभ्यो वा एष देवताभ्यः, सर्वेभ्यः पृष्ठेभ्यः आत्मानमागुरते यः सत्राय आगुरते । આ ઠેકાણે आगुरते નો અર્થ संकल्पयति થાય છે. જે ઉપર પ્રમાણે કહે છે તે સર્વ દેવતા અને સર્વ પૃષ્ઠને આત્માનો નિષ્ક્રય કરે છે. માટે જે આગોરણ અર્થાત્ સત્ર માટેનો સંકલ્પ કરીને સત્ર ન થી કરતો તેણે વિશ્વજિત્ યાગ કરવો જોઈએ. સત્રનો સંકલ્પ કર્યો એટલે એ આત્માનો નિષ્ક્રય બરાબર છે માટે संकल्पाकरणे ऋणीसन् अनेन विश्वजिता परिक्रीणीत इति संगतः આ પ્રમાણે સુબોધનીયમાં સમાધાન કરવામાં આવ્યું છે. અર્થાત્ સંકલ્પ કરી સત્ર ન કરવો એ તો દેવતાના ઋણી થયા એવું કહેવાય માટે વિશ્વજિત્ યાગ કરીને ઋણમાંથી છુટવું જોઈએ. ॥ ૩૩ ॥

બર્હિષેત્યાદિ શ્રુતિથી વ્રતકાળનું વિધાન છે એ અધિકરણને સમજાવે છે.

પૂર્વપક્ષ **वत्ससंयोगे व्रतचोदना स्यात् ॥ ३४ ॥**

પદાર્થ :—( वत्ससंयोगे ) વત્સનો સંબંધ હોવાથી ( व्रतचोदना ) વ્રતનું વિધાન ( स्यात् ) છે.

ભાવાર્થ :—દર્શપૂર્ણમાસ પ્રકરણમાં આ પ્રમાણે પાઠ છે 'बर्हिषा वै पौर्णमासे व्रतम् उपयन्ति वत्सेन अमावास्यायाम्' અહીં વ્રતનો અર્થ ભોજન થાય છે. આ ઠેકાણે વત્સનું શ્રવણ થાય છે માટે અમાવાસ્યાને દિવસે વત્સથી વ્રત કરવું એવો અર્થ છે. એટલે કે વત્સસાધન ભોજન કરવું આવું પૂર્વપક્ષવાદીનું મન્તવ્ય છે.

સિદ્ધાંત સૂત્ર **कालो वोत्पन्नसंयोगात् यथोक्तस्य ॥ ३५ ॥**

પદાર્થ :—(वा સિદ્ધાંત પક્ષને સૂચવે છે ( कालः ) કાળની વિધિ છે ( यथोक्तस्य ) વચનાન્તરથી પ્રાપ્ત થાય છે ( उत्पन्न संयोगात् ) ઉત્પન્નનો આ સંયોગ છે.

ભાવાર્થ :- अमाषममांसं बहुसर्पिष्कं अन्नं व्रतयन्ति અડદ અને માંસ વગરનું તથા પુષ્કળ ઘીવાળુ વ્રત ભોજન કરવું જોઈએ આ પ્રમાણે વ્રતનું વિધાન કર્યું છે પણ આ વ્રત ક્યારે કરવુ એ કાળ અર્થાત સમય બતાવ્યો નથી માટે अमावास्यायां वत्सेन એટલે અમાવાસ્યાને દિવસે વત્સના અપાકરણ વખતે વ્રતભોજન કરવું આવી રીતે વ્રતના કાળનું વિધાન કર્યું છે ॥ ૩૫ ॥

**अर्थापरिमाणाच्च ॥ ३६ ॥**

પદાર્થ :- ( च ) અને ( अर्थापरिमाणात् ) અર્થ સમજી શકાય એમ ન હોવાથી.

ભાવાર્થ :— જો કાળવિધિ ન માનવામાં આવે તો વત્સથી વ્રત ભોજન કરવું એનો અર્થ જ કશો જ નીકળતો નથી. શું જેમ હાથથી ભોજન કરીએ છીએ તેમ વત્સથી ભોજન કરવું, કે વત્સને આગળ રાખીને ભોજન કરવું ? ઇત્યાદિ કોઈ પણ પક્ષમાં અર્થ સંગત થતો નથી. માટે કાળવિધિજ માનવો જોઈએ. ॥ ૩૬ ॥

**वत्सस्तु श्रुतिसंयोगात् तदङ्गं स्यात् ॥ ३७ ॥**

**પદાર્થ** :--( तु ) પણ ( वत्सः ) વત્સ વિધાનમાં શકયાર્થ છે ( श्रुति संयोगात् ) શ્રુતિમાં તેનો સંયોગ હોવાથી માટે ( तदङ्गम् ) વત્સનું વિધાન તેનાં અંગ તરીકે ( स्यात् ) છે.

**ભાવાર્થ** :— જો વત્સનો અર્થ ' વત્સના અપાકરણનો કાળ ' એવો અર્થ કરવામાં આવે તો વત્સનો એ શકયાર્થ ન થયો પણ લક્ષ્યાર્થ થયો. લક્ષણા માનવા કરતાં શક્તિ માનવી એજ ન્યાય છે. માટે શકિત રૂપ અર્થ લઇ વ્રતના અંગ તરીકે વત્સનું વિધાન છે એમ માનવુ જોઇએ. ॥ ૩૭ ॥

**कालस्तु स्यादचोदनात् ॥ ३८ ॥**

**પદાર્થ** :--( तु ) નિશ્ચયાર્થને સૂચવે છે. ( कालः स्यात् ) કાળનું જ વિધાન છે ( अचोदनात् ) વિધાન ન હોવાથી.

**ભાવાર્થ** :—ઉક્ત વાકયમાં લક્ષણાથી જ અર્થ કરવો ન્યાય્ય છે. શક્તિથી નહિ. पुरा वत्सानामपाकर्तोर्दम्पती अश्नीयाताम् આ વાકયથી કાળનું વિધાન છે માટે ઉપરના સ્થળે લક્ષણા માનવા એમાં કોઈ પણ જાતનો દોષ નથી ॥ ૩૮ ॥

**अनर्थकश्च कर्मसंयोगे ॥ ३९ ॥**

**પદાર્થ** :--( च ) અને ( कर्मसंयोगे ) કર્મના અંગ તરીકે તો તે ( अनर्थकः ) નિરર્થક થઇ પડે છે.

**ભાવાર્થ** :—જો વત્સને વ્રતનું અંગ ગણવામાં આવે તો તે કેવી રીતે અંગ ગણવું એનો નિશ્ચય થઇ શકતો નથી. માટે કાળ વિધિજ લક્ષણાથી સ્વીકારવો જોઇએ. ॥ ૩૯ ॥

**अवचनाच्च स्वशब्दस्य ॥ ४० ॥**

**પદાર્થ** :—( च ) અને ( स्वशब्दस्य ) વત્સશબ્દની શક્તિ વત્સમાંસમાં ( अवचनात् ) ન હોવાથી.

**ભાવાર્થ** :— જો કોઇ કહે કે વત્સ કહેવાથી વત્સનું માંસ સમજવું અને વત્સમાંસ વ્રત-ભોજનનું અંગ થઇ શકે છે. તો તેનો ઉત્તર એ છે કે વત્સ શબ્દનો અર્થ ' વાછડો ' થાય છે ' વાછડાનું માંસ ' એવો અર્થ થતો નથી. વત્સની શક્તિ વત્સમાંસ નથી માટે વત્સ-માંસ તો ન જ લઇ શકાય. આ કારણથી કાળનું વિધાન માનવું એજ સિદ્ધાંત પક્ષ છે. ॥ ૪૦ ॥

**' બર્હિષેત્યાદિ ઉક્તકાળ સંનયત્ અને અસંનયત્ ઉભય સાધારણ છે. એ અધિકરણને સમજાવે છે.**

**कालश्चेत् संनयत्पक्षे तल्लिङ्गसंयोगात् ॥ ४१ ॥**

**પદાર્થ** :—( कालः चेत् ) જો કાળ વિધિ માનવામાં આવે તો ( संनयत्पक्षे ) સાંનાય્ય હવિષુના પક્ષમાં જ તે વિધાન હોતું જોઇએ. ( तल्लिङ्गसंयोगात् ) સાન્નાય્યલિંગયુક્ત વાકય હોવાથી.

**ભાવાર્થ** :—જે સાન્નાય્ય હવિનો ઉપયોગ કરે છે તેને માટે જ કાળનું વિધાન છે એમ માનવું જોઇએ. સાન્નાય્ય એટલે દહીં અને દૂધ. દૂધ મેળવવા માટે વત્સને ધવરાવી દૂર કરવો જોઇએ. અને એ દૂર કરવાને વખતે વ્રત કરવું જોઇએ એવો સ્પષ્ટ અર્થ થઈ શકે. એટલે ગાયને દોહવા પ્રાતઃકાળ અને સાયંકાળ એવા બે વખત હોય છે સાન્નાય્ય હવિના ઉપયોગ કરનારે ગાયને ધવરાવી વત્સને જ્યારે દૂર કરે છે ત્યારે વ્રત ભોજન કરવું એવો સ્પષ્ટ અર્થ થાય છે પણ જે પુરોડાશનો હવિ તરીકે ઉપયોગ કરે છે તેને માટે ઉક્ત કાળનું વિધાન માનવું ન જોઇએ. માટે સંનયત્પક્ષમાં અર્થાત્ સાન્નાય્ય હવિ પ્રયોક્તાને માટે જ ઉક્ત કાળવિધિ છે એવું પૂર્વ પક્ષવાદીનું માનવું છે. ॥ ૪૧ ॥

**સિદ્ધાંત સૂત્ર** **कालार्थत्वाद् वोभयोः प्रतीयेत ॥ ४२ ॥**

**પદાર્થ** :—( वा ) અથવા ( कालार्थत्वात् ) કાળનો અર્થ મુખ્ય હોવાથી ( उभयोः प्रतीयेत ) સંનયત્ અને અસંનયત્ બન્ને પક્ષમાં કાળનું વિધાન છે.

**ભાવાર્થ** :—કાળના વિધાનમાં જ તાત્પર્ય છે સાંનાય્ય હવિષવાળા હોય તો તેને અને પુરોડાશ હવિષવાળા હોય તેને વ્રત કરવું હોય તો વત્સાપાકરણ વખતે અર્થાત્ સાયંકાળ અથવા પ્રાતઃકાળેજ કરવું જોઇએ એજ ઉક્ત વાક્યનો અર્થ નીકળે છે. ॥ ૪૨ ॥

**सह शाखया પ્રસ્તરાદિનું કાળ વિધાનાર્થત્વ છે એ અધિકરણનાં સૂત્રો સમજાવે છે**

**પૂર્વપક્ષસૂત્ર** **प्रस्तरे शाखा श्रयणवत् ॥ ४३ ॥**

**પદાર્થ** :—( प्रस्तरे ) પ્રસ્તરમાં ( शाखा ) અંગ તરીકે છે. ( श्रयणवत् ) જેમ मैत्रावरुणं पयसा श्रयति આ ઠેકાણે પયસ્ અંગ તરીકે છે તેમ.

**ભાવાર્થ** :—सह शाखया प्रस्तरमाहवनीये प्रहरति આ ઠેકાણે 'શાખા' એ પ્રસ્તર-પ્રહરણનું અંગ છે. કારણ કે 'શાખા' શબ્દને 'સહ' ના યોગમાં ત્રીજી વિભક્તિ છે તે શાખામાં અંગતા સૂચવે છે. અર્થાત્ 'પ્રસ્તર' એ મુખ્ય છે અને 'શાખા' એ અંગ અર્થાત્ ગૌણ છે. જેમ मैत्रावरुणं पयसा श्रयति આ ઠેકાણે મિત્રાવરુણ દેવતાક હવિ એ મુખ્ય છે અને પયસ્ એ અંગ છે. તેમ ઉપર પણ સમજવું. ॥ ૪૩ ॥

**સિદ્ધાંત સૂત્ર** **कालविधि र्वोभयोर्विद्यमानत्वात् ॥ ४४ ॥**

**પદાર્થ** :—( उभयोः ) પ્રસ્તર અને શાખા ( विद्यमानत्वात् ) વચનાન્તરથી પ્રાપ્ત થતાં હોવાથી ( कालविधिः ) કાળનું જ વિધાન છે અંગનું નહિ.

**ભાવાર્થ** :—सह शाखया प्रस्तरमाहवनीये प्रहरति આ ઠેકાણે કાળનું જ વિધાન છે. પ્રસ્તર પ્રહરણનું અંગ શાખાપ્રહરણ નથી. વત્સના અપાકરણ માટે શાખાની જરૂર પડે છે. પછી શાખાને આહવનીયમાં પ્રહરણ કરવાનું હોતું નથી પણ તેનું પ્રતિપત્તિ કર્મ હોય છે. અર્થાત્ અમુક ઠેકાણે શાખાને રાખી મુકવાની હોય છે. ॥ ૪૪ ॥

**अतत्संस्कारार्थत्वाच्च ॥ ४५ ॥**

**પદાર્થ** :—(च) અને ( अतत्संस्कारार्थत्वात् ) શાખા પ્રસ્તરને કશો ઉપકાર કરતી ન હોવાથી તે અંગ નથી.

**ભાવાર્થ** :—શાખા પ્રસ્તર ઉપર કશો દૃષ્ટ અદૃષ્ટ ઉપકાર કરતી નથી અને જે ઉપકારક ન હોય તે અંગ તરીકે પણ ન હોય માટે શાખા પ્રસ્તરના સંસ્કાર માટે પણ નથી. ॥ ૪૫ ॥

**तस्माच्च विप्रयोगे स्यात ॥ ४६ ॥**

**પદાર્થ** :—(च) અને ( तस्मात् ) તે કારણથી ( विप्रयोगे ) શાખાના અભાવમાં પણ પ્રસ્તર-પ્રહરણ થઇ શકે છે. પ્રસ્તર એક દ્રવ્ય વિશેષનું નામ છે. ॥ ૪૬ ॥

**उपवेषश्च पक्षे स्यात् ॥ ४७ ॥**

**પદાર્થ** :—( च ) અને ( उपवेषः ) ઉપવેષ ( पक्षे ) સંનયત્પક્ષમાં ( स्यात् ) હોય છે.

**ભાવાર્થ** :—સાંનાય્ય હવિષ્‌વાળાએ જ્યારે પ્રસ્તરનું પ્રહરણ કરે અર્થાત્ અહવનીયમાં નાંખે ત્યારે શાખા પણ અન્યત્ર મૂકી દે પણ જેને સાંનાય્ય હવિષ્ ન હોય તેણે શાખા મેળવવાની જરૂર નથી. માટે सह शाखया ઇત્યાદિ પણ કાળનું જ વિધાન કરે છે. અર્થાત્ જે પ્રસ્તરના પ્રહરણનો કાળ તેજ શાખાની પ્રતિપત્તિનો કાળ છે. ॥ ૪૭ ॥

**इति मीमांसागुर्जरभाष्ये षष्ठाध्यायस्य चतुर्थः पादः**



**अथ षष्ठाध्यायस्य पञ्चमः पादः**

**દર્શમાં અભ્યુદયેષ્ટિ જે કરવામાં આવે છે તે નૈમિત્તિક દેવતાનો વિભાગ બતાવે છે એ અધિકરણને સમજાવે છે.**

પૂર્વપક્ષ સૂત્ર **अभ्युदये कालापराधादिज्याचोदना स्याद्यथा पञ्चशरावे ॥ १ ॥**

**પદાર્થ** :—( अभ्युदये ) ચંદ્રનો ઉદય થયો હોય તો ( कालापराधात् ) સમયની ભૂલ થવાથી ( इज्याचोदना स्यात् ) યાગનો વિધિ છે ( यथा पञ्चशरावे ) જેવી રીતે પંચશરાવના સબંધમાં બને છે તેમ.

**ભાવાર્થ** :—અમાવાસ્યાના દિવસે કર્તવ્ય યજ્ઞ કર્યો હોય, પણ પછી તેજ રાત્રિના પાછલા પહોરે ચન્દ્રનો ઉદય થયો હોય તો તે કરેલો યાગ દર્શયાગ કર્યો ન કહેવાય, કારણ કે,

સમયની ભૂલ થયેલી ગણાય. દર્શ એટલે અમાવાસ્યા અને એ રાત્રે ચંદ્રમા ન ઉગે તો જ તે દર્શ કહેવાય અને તે દિવસે કરેલો યાગ દર્શયાગ કહેવાય પણ જો એજ રાત્રિએ ચંદ્રમા ઉગ્યો હોય તો यस्य हविर्निरुप्तं पुरस्ताच्चन्द्रमा अभ्युदेति त्रेधा तण्डुलान् विभजेद् ये मध्यमाः स्युस्तानग्नये दात्रे पुरोडाशमष्टाकपालं कुर्याद्, ये स्थविष्ठास्तानिन्द्राय प्रदात्रे दधन् चरुम्, येऽणिष्ठास्तान् विष्णवे शिपिविष्टाय शृते चरुम् ॥ આ વાક્યથી એક જુદોજ યાગ કરવો. અને તે સમયની ભૂલનું પ્રાયશ્ચિત્ત છે એમ સમજવું આવું પૂર્વપક્ષનું માનવું છે. ॥ ૧ ॥

સિદ્ધાંત સૂત્ર अपनयो वा विद्यमानत्वात् ॥ २ ॥

પદાર્થ :—( वा ) સિદ્ધાંતને સૂચવે છે. ( अपनयः ) દ્રવ્ય સંબંધ પ્રાકૃત દેવતાના વિભાગનું જ વિધાન છે ( विद्यमानत्वात् ) પ્રાકૃત દેવતાનો સંબંધ તો વિદ્યમાન જ હોવાથી.

ભાવાર્થ :— દર્શયાગના સંબંધમાં જે સમયની ભૂલ થયેલી હોય છે તેને માટે જે યાગ કરવામાં આવે છે તે કોઇ જુદું કર્મ નથી પણ દ્રવ્ય સંબંધી જે દેવતાઓ હોય છે તેનો વિભાગ જ બતાવવામાં આવે છે. અને તેને લગતું ઉપરના સૂત્રમાં વાક્ય બતાવવામાં આવ્યું છે. અખંડ તંદુલ, કોક કોક ભાંગલાં દાણાવાળા તંદુલ અને લગભગ બધા જ ભાંગલા એટલે કણકી જે અખંડ હોય તે ઇન્દ્રને જે મધ્યમ હોય તે અગ્નિને અને સૂક્ષ્મ ( કણકી ) હોય તે વિષ્ણુને આપવા. એટલે તે તે તંદુલોનો ચરૂ બનાવી ઉક્ત દેવતાનું નામ લઇ અગ્નિમાં હોમવો. જો કે દેવતા તો પરમાત્મા રૂપી એકજ છે છતાં તેની અનંત શક્તિને લીધે અનન્ત નામ છે. ભાવાર્થ એ છે કે એ કોઇ જુદો યાગ નથી પણ પ્રાકૃત યાગ એટલે દર્શયાગમાં જ થોડો ઘણો વિશેષ ફેરફાર બતાવવામાં આવે છે. ॥ ૨ ॥

तद्रूपत्वाच्च शब्दानाम् ॥ ३ ॥

પદાર્થ :—( च ) અને ( शब्दानाम् ) ઉપર કહેલા વાક્યના ઘટક શબ્દો ( तद्रूपत्वात् ) દેવતાના વિભાગને જ સૂચવે છે.

ભાવાર્થ ' विभजेत् ' આ પદથી દેવતાના વિભાગ સ્પષ્ટ સમજાય છે. ये मध्यमाः स्युः આ શબ્દો પણ દેવતાનો વિભાગ જ બતાવી રહ્યા છે. માટે દેવતાના અપનયન માટે જ એ કર્મ છે. ॥ ૩ ॥

आतञ्चनाभ्यासस्य च दर्शनात् ॥ ४ ॥

પદાર્થ :—( च ) અને ( आतञ्चनाभ्यासस्य ) આતંચનનો અભ્યાસ ( दर्शनात् ) થતો હોવાથી.

ભાવાર્થ :—જો અપૂર્વ કર્મ હોત તો પ્રાકૃત દહીં વિદ્યમાન જ હતું તો પછી અમાવાસ્ય કર્મને માટે આતંચનની આવૃત્તિની જરૂર ન હોતી પણ જો દેવતાના અપનય માટે એ કર્મ હોય તો પ્રાકૃત દધિમાં ચરુ થયેલો હોવાથી ફરીથી દહીંની જરૂર પડવાથી अनेन आतच्य प्रचरेत् આ દધિથી દૂધ મેળવી દહીં ઉત્પન્ન કરી અમાવાસ્યા કર્મ કરવું. આવી રીતે

આતંચનનો અભ્યાસ ( ફરીથી કથન ) હોવાથી ઉક્ત કર્મ દેવતાના અપનય માટે જ છે એમ સિદ્ધ થાય છે. ॥ ૪ ॥

अपूर्वत्वाद् विधानं स्यात ॥ ५ ॥

પદાર્થ ( अपूर्वत्वात् ) અપૂર્વ હોવાથી ( विधानं स्यात् ) વિધાન છે.

ભાવાર્થ :—यः पशुकामः स्यात् सोऽमावास्यामिष्ट्वा वत्सानपाकुर्यात् ॥ જેને પશુની કામના હોય તેમણે અમાવાસ્ય યાગ કરી વત્સોનું અપાકરણ કરવું. આ ઠેકાણે તો પ્રકૃત યાગ સમાપ્ત થઇ ગયેલો હોવાથી અપૂર્વ વિધાન માનવું જ જોઇએ. ॥ ૫ ॥

पयोदोषात् पञ्चशरावेऽदुष्टं हीतरत् ॥ ६ ॥

પદાર્થ :—( पयोदोषात् ) દૂધ બગડી જવાથી ( पञ्चशरावे ) ઉપર બતાવવામાં આવેલું પંચ શરાવ સંબંધી કર્મ એ તો અપૂર્વ કર્મ છે પરંતુ પ્રકૃત સ્થળમાં તો ( अदुष्टम् ) ( हि ) માટે ( इतरत् ) આ કોઈ અપૂર્વ નથી.

ભાવાર્થ :—પંચશરાવમાં હવિષ્ ખરાબ થયેલું હોવાથી એનો નાશ થયેલો હોય છે માટે ત્યાં તો અપૂર્વ કર્મવિધાન માનવું પણ આ અભ્યુદયેષ્ટિમાં હવિષ્ બગડેલું ન હોવાથી નવું દ્રવ્ય સંપાદન કરવાનું રહેતું નથી માટે તે અપૂર્વ કર્મ નથી. માત્ર तदनूद्य प्रकृते यागे देवता विधीयते ( શાબર ભાષ્ય ) તેજ દ્રવ્યનો અનુવાદ કરી પ્રકૃતયાગમાં દેવતાનું જ વિધાન હોય છે ॥ ૬ ॥

सांनाय्येऽपि तथेति चेत् ॥ ७ ॥

પદાર્થ :—( सांनाय्ये अपि ) સાંનાય્યમાં પણ ( तथेति चेत ) હવિ દુષ્ટ થઇ ગયું છે એમ માની લેવામાં આવે તો.

ભાવાર્થ :—પંચશરાવમાં તો સ્પષ્ટ દેખાય છે કે હવિષ્ નષ્ટ થઇ ગયું છે. અને અહીં અમાવાસ્યા કર્મમાં કોઇ પણ હવિષ્નો નાશ થયેલો તો નથી પણ અકાલ નિર્વાપને લીધે હવિષ્ દુષ્ટ માનવું જોઇએ. આ શંકાનો ઉત્તર આગળના સૂત્રમાં છે. ॥ ૭ ॥

न तस्यादुष्टत्वादविशिष्टं हि कारणम ॥ ८ ॥

પદાર્થ :—( न ) નહીં. ( तस्य ) તે ( अदुष्टत्वात् ) દુષ્ટ ન હોવાથી ( अविशिष्टम् ) તુલ્ય છે ( हि ) કારણ કે ( कारणम् ) હવિષ્ રૂપ કારણ વિદ્યમાન છે.

ભાવાર્થ :—સાંનાય્ય દુષ્ટ હોવાથી શિષ્ટ પુરૂષો તેમાં દોષ ગણતા નથી. સમયનો અપરાધ થવાથી હવિષ્ કંઇ બગડી જતું નથી તેથી અયોગ્ય સમયે પ્રવૃત્ત થયેલા માટે નૂતન દ્રવ્યનું વિધાન નથી પણ કેવળ દેવતાનું જ વિધાન છે. ॥ ૮ ॥

लक्षणार्था शृतश्रुतिः ॥ ९ ॥

પદાર્થ :--( लक्षणायाम् ) લક્ષણામાં ( शृत श्रुतिः ) શૃતનું શ્રવણ છે.

ભાવાર્થ :—' शृते चरुम् ' આવી રીતે શ્રપણ સંસ્કાર થઇ ગયેલો જણાય છે પણ ચંદ્રના ઉદય વખતે દૂધમાં શ્રપણ થયેલું હોતું નથી તો અશૃત હવિષ્નો અનુવાદ કેવી રીતે જોડી શકાય ? તો આનું સમાધાન એ છે કે શૃત શબ્દમાં લક્ષણાવૃત્તિ સ્વીકારવી જોઇએ અને તેનો એવો અર્થ છે કે શ્રપણ સહિત વત્સાપાકરણ વત્સનું અપાકરણ પ્રથમ થયેલું જ છે. માટે ભૂતાર્થ क्त પ્રત્યયની શ્રુતિ યોગ્ય છે. આ સર્વ કથન ઉપરથી સિદ્ધ થાય છે કે અભ્યુદયેષ્ટિમાં દેવતાનો વિભાગ જ બતાવવામાં આવે છે અને તે નૈમિત્તિક કર્મ છે. ।। ૯ ।।

## ઉપાંશુ યાગમાં દેવતાપનયાધિકરણ

પૂર્વ પક્ષ સૂત્ર उपांशुयाजेऽवचनाद्यथाप्रकृति ॥ १० ॥

પદાર્થ :—( उपांशु याजे ) ઉપાંશુ યાગમાં ( अवचनात् ) અન્ય દેવતાનું શ્રવણ ન હોવાથી ( यथाप्रकृति ) પ્રાકૃત દેવતાક યાગનું અનુષ્ઠાન કરવું જોઈએ.

ભાવાર્થ :—ઉપાંશુ યાગમાં પ્રાકૃત દેવતા સિવાય બીજા દેવતાને પ્રતિપાદન કરનાર કોઇ પણ વચન ન હોવાથી પ્રકૃતિગત દેવતા જ ઉપાંશુ યાગમાં હોય છે. ॥ ૧૦ ॥

સિદ્ધાંત સૂત્ર अपनयो वा प्रवृत्त्या यथेतरेषाम् ॥ ११ ॥

પદાર્થ :–( वा ) અથવા ( अपनयः ) અપનય કરવો જોઇએ ( प्रवृत्त्या ) ઉપર બતાવેલી રીત પ્રમાણે ( यथा इतरेषाम् ) જેમ બીજા યાગમાં થાય છે તેમ.

ભાવાર્થ :—જેમ બીજા યાગમાં વિભાગ હોય છે તેમ ઉપાંશુ યાગમાં પણ દ્રવ્ય અને દેવતાનો વિભાગ હોવો જોઈએ. ॥ ૧૧ ॥

## અનિરુપ્તમાં પણ અભ્યુદય ઇષ્ટિ કર્તવ્ય હોય છે એ અધિકરણ સમજાવે છે.

પૂર્વપક્ષ સૂત્ર निरुप्ते स्यात् तत्संयोगात् ॥ १२ ॥

પદાર્થ :—( निरुप्ते ) હવિર્નિવાપ કર્યા પછી જો ચંદ્રનો ઉદય થયો હોય તો અભ્યુદય ઇષ્ટિ ( स्यात् ) કરવી જોઈએ (तत्संयोगात् ) નિરુપ્ત પદનો સંયોગ હોવાથી.

ભાવાર્થ :—હવિષ્નો નિર્વાપ કરી દીધો હોય અને પછી જો ચંદ્ર ઉગ્યો હોય તો અભ્યુદય ઇષ્ટિ કરવી જોઇએ કારણ કે નિર્વાપ સૂચક નિરુપ્તપદનો સંબંધ છે. ' यस्य हविनिरुप्तम् ' આ વાક્યમાં નિરુપ્તપદનો સ્પષ્ટ ઉલ્લેખ છે. આવું પૂર્વપક્ષનું માનવું છે. ॥ ૧૨ ॥

સિદ્ધાંત સૂત્ર प्रवृत्ते वा प्रापणान्निमित्तस्य ॥ १३ ॥

પદાર્થ :—( वा ) પૂર્વપક્ષના નિરાસ માટે છે. ( प्रवृत्ते ) આરબ્ધમાં ( निमित्तस्य ) નિમિત્તનું ( प्रापणात् ) બોધન હોવાથી.

ભાવાર્થ :--ઉક્ત વાક્ય હવિષ્ માત્રને નિમિત્ત તરીકે જણાવે છે હવિષૂનો નિર્વાપ થયો હોય એવું જણાવતું નથી માટે હવિષૂની પ્રવૃત્તિ થઇ હોય અને પછી ચંદ્રનો ઉદય થયો હોય તો અભ્યુદયેષ્ટિ કરવી જોઇએ. ॥ ૧૩ ॥

लक्षणमात्रमितरत् ॥ १४ ॥

પદાર્થ :—( इतरत् ) બીજું ( लक्षणमात्रम् ) કેવળ લક્ષણ જ છે

ભાવાર્થ :--કેવળ દ્રવ્ય નિમિત્ત તરીકે સંભવી શકતું ન હોવાથી પ્રવૃત્ત થયેલું હવિષ્ જ વિવક્ષિત છે અને એનું જ લક્ષક નિરુપ્ત પદ છે. ॥ ૧૪ ॥

तथा चान्यार्थदर्शनम् ॥ १५ ॥

પદાર્થ :--( तथा च ) અને તે પ્રમાણે ( अन्यार्थ दर्शनम् ) અન્ય અર્થનું દર્શન છે.

ભાવાર્થ--स यद्यगृहीतं हविरभ्युदियात्तदैवैत्र व्रतचर्या આ વાક્યમાં અગૃહીતનો અર્થ અનિરુપ્ત થાય છે. એટલે અનિરુપ્ત હવિષ્ હોય તો પણ વ્રતચર્યા અર્થાત્ અભ્યુદયેષ્ટિ કરવી જોઇએ. ॥ ૧૫ ॥

નિર્વાપ ન કર્યો હોય અને અભ્યુદય થયો હોય તે વખતે વૈકૃતી દેવતાને નિર્વાપ કરવો જોઇએ. એ આધિકરણને સમજાવે છે.

પૂર્વપક્ષ अनिरुप्तेऽभ्युदिते प्राकृतीभ्यो निर्वपेदित्याश्मरथ्य-
स्तण्डुलभूतेष्वपनयात् ॥ १६ ॥

પદાર્થ :—( अनिरुप्ते ) નિર્વાપ કર્યા પહેલાં ( अभ्युदिते ) ચંદ્રનો ઉદય થયો હોય તો ( प्राकृतीभ्यः ) પ્રકૃતિયાગના દેવતાને ( निर्वपेत ) નિર્વાપ કરવો જોઇએ ( इति आश्मरथ्यः ) એવું આશ્મરથ્ય આચાર્ય માને છે. ( तण्डुलभूतेषु ) તંદુલમાં ( अपनयात् ) અપનય સંભળાય છે.

ભાવાર્થ :—નિર્વાપ કર્યા પહેલાં જો ચંદ્રનો ઉદય થયો હોય તો પ્રકૃતિયાગના જે અગ્ન્યાદિ દેવતા હોય છે તેને નિર્વાપ કરવો. કારણ કે તંદુલમાં અપનય બતાવ્યો છે તંદુલ થયા પહેલાં વ્રીહિનો નિર્વાપ કરવો છે તે વખતે પ્રાકૃત દેવતા અપનીત થયેલા હોતા નથી. ॥ ૧૬ ॥

સિદ્ધાંત સૂત્ર व्यूर्ध्वभाग्भ्यस्त्वालेखनस्तत्कारित्वाद्देवतापनयनस्य ॥ १७ ॥

પદાર્થ :--( व्यूर्ध्वभाग्भ्यः ) હવિનો અશનભાગવાળી ( वैकृतीभ्यः ) વિકૃતિયાગના દેવતાને નિર્વાપ કરવો જોઇએ ( तु ) સિદ્ધાંત પક્ષને સૂચવે છે. ( आलेखनः ) આલેખન આચાર્ય એવું માને છે. ( देवतापनयस्य ) દેવતાનો અપનય ( तत्कारित्वात् ) વૈકૃત દેવતા સંબંધના લાભાર્થ હોવાથી.

ભાવાર્થ :—નિર્વાપ કર્યા પહેલાં ચંદ્રોદય થયો હોય તો પણ નિર્વાપ વૈકૃતી દેવતાઓને જ ઉદ્દેશીને કરવો. કારણ કે તંડુલ શબ્દ કોઇપણ હવિષ્નું ઉપલક્ષક છે. માટે પ્રાકૃતદેવતાનો અપનય કરી દેવતાન્તરનો સંબંધ કરવો એ યોગ્ય હોવાથી વૈકૃત દેવતાને જ નિર્વાપ કરવો. આવું આલેખન આચાર્ય માને છે ॥ ૧૭ ॥

અર્ધાહવિષનો નિર્વાપ થઇ ગયા પછી ચંદ્રોદય થયો હોય તો બાકી રહેલા હવિષનો નિર્વાપ મૌન રીતે કરવો. એ અધિકરણને સમજાવે છે.

પૂર્વ પક્ષ विनिरुप्ते न मुष्टीनामपनयस्तद्गुणत्वात् ॥ १८ ॥

પદાર્થ :—( विनिरुप्ते ) અર્ધો નિર્વાપ કર્યા પછી જો ચંદ્રોદય થયો હોય તો ( न ) પ્રાકૃત દેવતાનો અપનય કરવો નહિ. ( तद्गुणत्वात् ) દેવતા એ નિર્વાપનું અંગ હોવાથી ( मुष्टीनां न ) મુષ્ટિઓનું અંગ દેવતા નથી.

ભાવાર્થ :—દર્શયાગમાં ચાર મુષ્ટિ હવિષોનો નિર્વાપ કરવાનો હોય છે, હવે એ મુષ્ટિનો નિર્વાપ થયા પછી જો ચંદ્રોદય થયો હોય તો પ્રાકૃત દેવતાનો અપનય કરવો નહિ કારણ કે ચારેય મુષ્ટિ હવિષોનો એકજ પ્રાકૃત દેવતા હોય છે. અર્થાત્ એજ દેવતાને ઉદ્દેશી બાકી રહેલા હવિષોનો નિર્વાપ કરવો. ॥ ૧૮ ॥

બીજો પૂર્વ પક્ષ अप्राकृतेन हि संयोगस्तत्स्थानीयत्वात् ॥ १९ ॥

પદાર્થ :—( अप्राकृतेन हि ) અપ્રાકૃત દેવતાનો ( संयोगः ) સંયોગ હોય છે. ( तत्स्थानीयत्वात् ) આગન્તુક દેવતાનું એ સ્થાન હોવાથી.

ભાવાર્થ :—શેષ રહેલા બે મુષ્ટિ હવિષોનો પ્રાકૃત દેવતાનો ઉદ્દેશ કરીને નિર્વાપ કરવો નહિ પણ અન્ય આગન્તુક દેવતાને ઉદ્દેશીને અવશિષ્ટનો નિર્વાપ કરવો જોઇએ કારણ કે પ્રાકૃત દેવતાનું સ્થાન આગન્તુક દેવતાએ લીધેલું હોય છે. ॥ ૧૯ ॥

સિદ્ધાંત સૂત્ર अभावाच्चेतरस्य ॥ २० ॥

પદાર્થ :—( च ) અને ( इतरस्य ) વૈકૃત દેવતાના સંબંધનો ( अभावात् ) અભાવ હોવાથી.

ભાવાર્થ :—અવશિષ્ટ નિર્વાપ સાથે વૈકૃત દેવતાનો અર્થાત્ વિકૃત યાગના દેવતાનો સંબંધ ન હોવાથી અવશિષ્ટ નિર્વાપ મૌન અવલંબીને જ કરવો અર્થાત્ કોઇપણ દેવતાનું નામ લીધા વગર તૂષ્ણીંભાવથી નિર્વાપ કરવો એજ સિદ્ધાંતપક્ષ છે. ॥ ૨૦ ॥

સંનયત્ અને અસંનયત્ બન્નેને અભ્યુદયમાં પ્રાયશ્ચિત્ત કરવાનું હોય છે. એ અધિકરણ સંબંધી સૂત્રો

પૂર્વપક્ષ સૂત્ર सांनाय्यसंयोगान्नासंनयतःस्यात् ॥ २१ ॥

પદાર્થ :—( सांनाय्यसंयोगात् ) સાંનાય્ય હવિષ્નો સંબંધ હોવાથી ( असंनयतः ) જેની પાસે સાંનાય્ય હવિષ્ ન હોય તેને ( न स्यात् ) પ્રાયશ્ચિત્ત રૂપ ઈષ્ટિ કર્તવ્ય નથી.

ભાવાર્થ:—જે સાંનાય્ય રહિત હોય તેની પાસ દધિ અને પય હોતાં નથી અને સાંનાય્યના અભાવમાં दघनि चरुम्, शते चरुम् વિગેરે વિધિ સંગત થઇ શકે નહિ, માટે સાંનાય્ય હવિષૂવાળાને જ ચંદ્રોદય વખતે પૂર્વોક્ત ઇષ્ટિ પ્રાયશ્ચિત્ત રૂપે કરવાની હોય છે. આવું પૂર્વપક્ષનું માનવુ છે. ॥ ૨૧ ॥

સિદ્ધાંત સૂત્ર　　　**औषधसंयोगाद् वोभयोः ॥ २२ ॥**

પદાર્થ :—( वा ) પૂર્વપક્ષની નિવૃત્તિ સૂચવે છે. ( औषधसंयोगात् ) ઔષધનો પણ સંબંધ હોવાથી ( उभयोः ) બન્નેને પ્રાયશ્ચિત્ત કર્તવ્ય હોય છે.

ભાવાર્થ :—ये मध्यमाः ये स्थविष्ठाः ये च क्षोदिष्ठा એવો પાઠ છે તેથી ઔષધ પણ સંયોગ છે માટે જે સાંનાય્ય હવિષૂવાળા ન હોય તેને પણ અભ્યુદયેષ્ટિ કર્તવ્ય છે. અર્થાત સાંનાય્યી અને અસાન્નાય્યી બન્ને પ્રાયશ્ચિત્ત-અભ્યુદયેષ્ટ કરવાની હોય છે. ॥ ૨૨ ॥

**वैगुण्यान्नेति चेत् ॥ २३ ॥**

પદાર્થ :—( वैगुण्यात् ) કર્મમાં વૈગુણ્ય પ્રાપ્ત થતું હોવાથી ( नेति चेत् ) ઉક્ત કથન ઠીક નથી જો એવી શંકા કરવામાં આવે તો આનું સમાધાન આગળના સૂત્રમાં છે.

ભાવાર્થ :—સાંનાય્યરહિત હવિષૂવાળાને દહીંમાં ચરુ બનાવવાનો હોય છે માટે જો દહીં ન હોય તો એ ચરુ બની શકે નહિ માટે એ પક્ષમાં વૈગુણ્ય આવશે એનું સમાધાન કરવું જોઇએ. ॥ ૨૩ ॥

**नातत्संस्कारत्वात् ॥ २४ ॥**

પદાર્થ :—( न ) નહીં, ( अतत्संस्कारत्वात् ) દધિ સંસ્કારને માટે નથી.

ભાવાર્થ :—દધિનું વિધાન ચરુના શ્રપણ રૂપ સંસ્કાર માટે નથી પણ દેવતાના સંબંધ માટે છે ઉદકમાં પણ ચરુનું શ્રપણ થઇ શકે છે. માટે સાંનાય્યી પેઠે બીજાને પણ અભ્યુદય ઇષ્ટિ કર્તવ્ય હોય છે. ॥ ૨૪ ॥

## સત્રને માટે પ્રવૃત્ત થયેલાને વિશ્વજિત્ કર્તવ્ય હોય છે એ અધિકરણને લગતાં સૂત્રો

પૂર્વ પક્ષ　　　**साम्युत्थाने विश्वजित् क्रीते विभागसंयोगात् ॥ २५ ॥**

પદાર્થ :—( साम्युत्थाने ) સત્રને માટે દીક્ષિત થયેલો જો કોઈ તે સમાપ્ત કર્યા વગર જવા ઇચ્છે તો તેણે ( विश्वजित् ) વિશ્વજિત્ યાગ કરવો જોઇએ ( क्रीते ) અને યાગ સોમનું ક્રયણ કર્યા પછી કર્તવ્ય છે ( विभाग संयोगात् ) સોમના વિભાગનું શ્રવણ થતું હોવાથી.

ભાવાર્થ :—સત્ર કરવા માટે જે લોકો દીક્ષિત થયા હોય તેમાંથી કોઇ સત્ર પૂરો કર્યા વગર જ ઉઠીને ચાલવા માંડે તો તેણે વિશ્વજિત્ યાગ કરવો જોઇએ. અને એ યાગ સોમ ખરીદ્યો હોય તો જ કરવો કારણ કે સોમનો વિભાગ કરવો એવું એમાં શ્રવણ છે. ॥ ૨૫ ॥

સમાધાન **प्रवृत्ते वा प्रापणान्निमित्तस्य ॥ २६ ॥**

**પદાર્થ** :—( प्रवृत्ते वा ) અથવા સત્ર યાગ કરવાનો માત્ર સંકલ્પ કર્યો હોય તો પણ વિશ્વજિત્ યાગ કરવો જોઇએ કારણ કે ઉઠવાની ઇચ્છા જ વિશ્વજિત્ યાગનું નિમિત્ત છે. ॥ ૨૬ ॥

**आदेशार्थेतरा श्रुतिः ॥ २७ ॥**

**પદાર્થ** : ( इतरा श्रुतिः ) 'सोमं विभज्य' આ શ્રુતિ ( आदेशार्था ) બીજા દ્રવ્યના વિભાગને માટે છે.

**ભાવાર્થ** :—સોમનો ક્રય ન કર્યો હોય તો પણ અસમાપ્ત કરી ઉઠવાની ઇચ્છા થઇ હોય તો વિશ્વજિત્ યાગ કર્તવ્ય છે. 'સોમનો વિભાગ કરીને' એ જે કહેવામાં આવ્યું છે તે બીજી સામગ્રીને પણ લાગુ પડે છે. ભાવ એ છે કે સત્રને સમાપ્ત કર્યા વગર ઉઠવાની ઇચ્છા થઇ હોય તો સોમનું ક્રયણ કર્યું હોય અથવા ન કર્યું હોય તો પણ વિશ્વજિત્ યાગ કરવો. વિશ્વજિત યાગનું નિમિત્ત સમાપ્ત કર્યા વગર ઉઠવાની ઇચ્છા જ છે. માટે સત્ર કરવા માત્ર પ્રવૃત્ત થયેલાને વિશ્વજિત્ યાગ કર્તવ્ય છે. જો ઉત્તિષ્ઠાસા થઇ હોય તો. ॥ ૨૭ ॥

## દીક્ષા પરિમાણમાં દ્વાદશાહત્વનો નિયમ છે એ અધિકરણને બતાવતાં સૂત્રો

**दीक्षापरिमाणे यथाकाम्यविशेषात् ॥ २८ ॥**

**પદાર્થ** :—( दीक्षापरिमाणे ) દીક્ષાના પરિમાણમાં ( यथाकामी ) પોતાની ઇચ્છા પ્રમાણે કરવું ( अविशेषात् ) કોઇ તેને માટે વિશેષ ન હોવાથી.

**ભાવાર્થ** :—દીક્ષાના દિવસોના પ્રમાણ માટે ખાસ કોઇ વિશેષ નથી. એક દિવસની કે બે દિવસની દીક્ષા લેવી એ કોઇ નિયમ નથી માટે પોતાની ઇચ્છા એક દિવસની હોય તો એક દિવસની અને વધારે ઇચ્છા હોય તો વધારે દિવસની દીક્ષા લેવી. એટલે એમાં ઇચ્છા જ નિયામિકા છે. ॥ ૨૮ ॥

**द्वादशाहस्तु लिङ्गात् ॥ २९ ॥**

**પદાર્થ** :—( तु ) પણ ( द्वादशाहः ) દ્વાદશાહ નામક જ્યોતિષ્ટોમના વિકૃતિ યાગમાં નિયમ છે ( लिङ्गात् ) વાક્ય રૂપ લિંગ હોવાથી.

**ભાવાર્થ** :—दीक्षितो द्वादशरात्रीः भृर्ति वन्वीत । આ પ્રમાણે બાર રાત્રી સુધી યજ્ઞ સાધન દ્રવ્યની ભિક્ષાનું વિધાન હોવાથી બાર દિવસની દીક્ષાનું વિધાન છે. અર્થાત્ દ્વાદશાહ યાગમાં બાર દિવસ સુધી દીક્ષા રાખવી એવો નિયમ છે. द्वादशाहक्रतुः द्वादशदीक्षः स्यात् આવું વચન પણ છે. દીક્ષા એ વ્રતનું નામ છે. ॥ ૨૯ ॥

**ગવામયનમાં માઘમાસની પૌર્ણમાસી પહેલાં દીક્ષા લેવી એ અધિકરણના સૂત્રો**

પૂર્વ પક્ષ **पौर्णमास्यामनियमोऽविशेषात् ॥ ૩૦ ॥**

**પદાર્થ**--( पौर्णमास्याम् ) પૂર્ણિમાના સંબંધમાં ( अनियमः ) કોઇ નિયમ નથી ( अविशेषात् ) કોઇ વિશેષ બોધક વાકય ન હોવાથી.

**ભાવાર્થ** :--કઇ પૌર્ણમાસી લેવી ? વરસમાં તો બાર પૌર્ણ માસી આવે છે તેમાં કઇ પૌર્ણમાસી પહેલાં દીક્ષા લેવા ? આ શંકાના સમાધાનમાં પૂર્વપક્ષ તરફથી એવું સમાધાન છે કે ગમે તે પૌર્ણમાસી લેવી. ॥ ૩૦ ॥

બીજો પૂર્વપક્ષ **आनन्तर्यात्तु चैत्री स्यात् ॥ ૩૧ ॥**

**પદાર્થ**--( तु ) બીજા પૂર્વપક્ષને સૂચવે છે ( आनन्तर्यात् ) આનન્તર્ય રૂપ કન હોવાથી ( चैत्री स्यात् ) ચૈત્ર માસની પૂર્ણિમા લેવી.

**ભાવાર્થ** :—ચૈત્ર માસની પૂર્ણિમા પહેલાં દીક્ષા લેવી આવું માનવું બીજા પૂર્વપક્ષનું છે. ॥૩૧॥

સિધ્ધાંત સૂત્ર **माघी वैकाष्टकाश्रुतेः ॥ ૩૨ ॥**

**પદાર્થ** :--( माघी ) માઘ માસની પૂર્ણિમા સ્વીકારવી ( वा ) પૂર્વપક્ષ માટે છે ( एकाष्टकाश्रुतेः ) એકાષ્ટકા શબ્દ માઘ માસના કૃષ્ણપક્ષની અષ્ટમીને માટે વપરાયેલો હોવાથી.

**ભાવાર્થ** :—तेषामेकाष्टकायां क्रयः सम्पद्यते માઘમાસની કૃષ્ણપક્ષની અષ્ટમીને દિવસે સોમનો કય કરવો એવું વિધાન છે. દીક્ષા લીધાને બાર દિવસ થયા પછી તેરમે દિવસે કય કરવો. એટલે માઘની પૂર્ણિમા પહેલાં ચાર દિવસે દીક્ષા લેવી. એટલે માઘકૃષ્ણ સપ્તમીને દિવસે બાર દિવસ પૂરા થાય અને પછી કૃષ્ણ-અષ્ટમીને દિવસે કય કરવો એકાષ્ટકા-માઘમાસની કૃષ્ણાષ્ટમીને કહેવ માં આવે છે. બીજી અષ્ટમીને નહિ. આ ઉપરથી સિદ્ધ થાય છે કે માઘમાસની જ પૂર્ણિમાનો સ્વીકાર કરવો. ॥ ૩૨ ॥

**હવે એકાષ્ટકાના સંબંધમાં શંકા સમાધાન ચાલે છે.**

**अन्या अपि इति चेत् ॥ ૩૩ ॥**

**પદાર્થ** —( अन्या अपि ) બધી અષ્ટમીઓ પણ એકાષ્ટકાપદવાચ્ય છે ( इति चेत् ) જો એમ માનવામાં આવે તો.

**ભાવાર્થ** :—વરસ દરમ્યાન આવતી બધી જ અષ્ટમીઓને એકાષ્ટકા તરીકે કેમ ન માનવી ? ઉત્તર આગળના સૂત્રમાં છે. ॥ ૩૩ ॥

**न भक्तत्वादेषां हि लोके ॥ ૩૪ ॥**

**પદાર્થ** :—( न ) નહિ ( भक्तत्वात् ) ગૌણ તરીકે ( एषाम् ) એનો ( लोके ) વ્યવહારમાં ( हि ) કારણ સૂચક છે,

**ભાવાર્થ** :—લોક વ્યવહારમાં બીજી અષ્ટમીઓને જો એકાષ્ટકા પદથી કથન થતું હોય તો તે ગૌણ છે એમ સમજવું. ॥ ૩૪ ॥

**दीक्षापराधे चानुग्रहात् ॥ ३५ ॥**

**પદાર્થ** :—( च ) અને ( दीक्षापराधे ) દીક્ષાના અયોગમાં ( अनुग्रहात् ) ક્ષ કરીને અનુગ્રહનું શ્રવણ થતું હોવાથી.

**ભાવાર્થ** :—एषा वै संवत्सरस्य पत्नी यदेकाष्टका इत्युक्त्वा तस्यामेकाष्टकायां क्षयः सम्पद्यते तेन एकाष्टकायां न छम्बट् कुर्वन्ति આ પ્રમાણે સુબોધિનીમાં ઉલ્લેખ છે. દીક્ષાના અયોગથી જે અનાદર થયો હોય છે તે ક્ષયના યોગથી પરિહૃત થાય છે એકાષ્ટકા એ સંવત્સરની પત્ની છે. અહીં જે એકાષ્ટકાને એકવચનમાં પ્રયુક્ત કરી છે તે એમ જણાવે છે કે બીજી અષ્ટમીઓ એકાષ્ટકાપદની વાચ્ય નથી. કેમકે માઘમાસની કૃષ્ણપક્ષની અષ્ટમીનેજ એકાષ્ટકા કહેવામાં આવે છે. ॥ ૩૫ ॥

**उत्थाने चानुप्ररोहात् ॥ ३६ ॥**

**પદાર્થ** :—( च ) અને ( उत्थाने ) ઉત્થાનમાં ( अनुप्ररोहात् ) નૂતન પર્ણાદિનો પ્રરોહ થતો હોવાથી.

**ભાવાર્થ** :—तान् उत्तिष्ठतः ओषधयो वनस्पतयोऽनूत्तिष्ठन्ति સામને માટે જ્યારે ઋત્વિજો તૈયાર થાય છે ત્યારે ઓષધિઓ અને વનસ્પતિઓ પણ ખીલી ઉઠે છે. આ ઠેકાણે ઓષધિ અને વનસ્પતિને નવપર્ણાદિથી ખીલવાનું કહેવું એ વસન્ત ઋતુનું સામીપ્ય બતાવે છે. માટે માઘની અષ્ટમીનેજ એકાષ્ટકા માનવી. ॥ ૩૬ ॥

**अस्यां च सर्वलिङ्गानि ॥ ३७ ॥**

**પદાર્થ** :—( च ) અને ( अस्याम् ) આ માઘકૃષ્ણાષ્ટમીના દિવસોમાં ( सर्वलिङ्गानि ) બધાં ચિહ્નો જણાય છે.

**ભાવાર્થ** :—એકાષ્ટકામાં જે ચિહ્નો શાસ્ત્રમાં જણાવ્યાં છે તે બધાં માઘ-કૃષ્ણ-અષ્ટમીના દિવસોમાં હોય છે. માટે માઘ કૃષ્ણાષ્ટમીનેજ 'એકાષ્ટકા' તરીકે સમજવી. ॥ ૩૭ ॥

**દીક્ષાના ઉત્કર્ષમાં તેના નિયમોનો પણ ઉત્કર્ષ થાય છે.**
**એ અધિકરણનાં સૂત્રો**

**પૂર્વપક્ષ दीक्षाकालस्य शिष्टत्वादतिक्रमे नियतानामनुत्कर्षः प्राप्तकालत्वात् ॥ ३८ ॥**

**પદાર્થ** :— ( दीक्षाकालस्य ) દીક્ષાના કામને અંગ તરીકે ( शिष्टत्वात् ) વિહિત હોવાથી ( अतिक्रमे ) અવભૃથનો ઉત્કર્ષ થાય તો ( नियतानाम् ) અગ્નિહોત્રાદિ નિષેધોનો ( अनुत्कर्षः ) ઉત્કર્ષ થતો. નથી ( प्राप्तकालत्वात् ) વિમોક કાળ પ્રાપ્ત થઇ ગયો હોવાથી.

**ભાવાર્થ** :—જે દીક્ષિત થયો હોય તેણે દાન, હોમ અને પાક કરવાનાં હોતાં નથી दीक्षितो न ददाति न पचति न जुहोति. દીક્ષાના દિવસથી માંડી પાંચમે, સાતમે કે આઠમે દિવસે

સુત્યા કરવાની હોય છે. સુત્યા દિવસે ત્રણ સવન કર્યા પછી અવભૃથ સ્નાન થય છે. તે કર્યા પછી દીક્ષાના જે નિયમો હોય છે તે છૂટી જાય છે. હવે કોઇ કારણને લીધે અવભૃથ સ્નાનનો ઉત્કર્ષ થયો હોય અર્થાત્ અવભૃથ પાછળ ધકેલાય તો તે ઉત્કર્ષના દિવસોમાં દીક્ષિતના નિયમો હોતા નથી. અર્થાત દાન, યજન અને હોમના અભાવ હોતા નથી. કારણ કે અવભૃથકાળ પૂર્ણ થઇ ગયો હોય છે. અવભૃથના સમય સુધીજ દીક્ષાના નિયમો પાળવાના હોય છે. વધારે દિવસોમાં નહિ. ॥ ૩૮ ॥

સિદ્ધાંત સૂત્ર **उत्कर्षो वा दीक्षितत्वात् अवशिष्टं हि कारणम्** ॥ ૩૯ ॥

**પદાર્થ** :—( वा ) અથવા ( उत्कर्षः ) નિષેધનો પણ ઉત્કર્ષ કરવો ( दीक्षितत्वात् ) દીક્ષાવિશિષ્ટ હોવાથી ( हि ) કારણ કે ( कारणम् ) કારણ ( अवशिष्टम् ) બાકી રહેલું હોય છે.

**ભાવાર્થ** :—दीक्षितो न ददाति ઇત્યાદિ નિષેધે જ્યાં સુધી દીક્ષા ચાલુ હો ત્યાં સુધી આચરવાનાં હોય છે. દીક્ષામોચનનું સાધન અવભૃથ સાધન છે. માટે અવભૃથકાળનું અતિક્રમણ થયું હોય તોપણ જો અવભૃથ સ્નાન ન થયું હોય તો દીક્ષા પણ ચાલુ છે અને દીક્ષાના નિયમો પણ ચાલુ જ છે એમ સમજવું માટે દીક્ષાના નિયમોમાં દાન હોમાદિ કરવા નહિ. ॥ ૩૯ ॥

## જ્યોતિષ્ટોમના ઉત્કર્ષમાં પ્રતિહોમોનું અનુષ્ઠાન નથી એ અધિકરણનાં સૂત્રો

**तत्र प्रतिहोमो न विद्यते यथा पूर्वेषाम्** ॥ ૪૦ ॥

**પદાર્થ** :—( तत्र ) અવભૃથના ઉત્કર્ષમાં ( प्रतिहोमः ) પ્રતિહોમ ( न विद्यते ) કર્તવ્ય નથી. ( यथा पूर्वेषाम् ) જેવી રીતે પ્રવર્ગ્યના અનુદિન સંબંધીન..

**ભાવાર્થ** :—અવભૃથનો ઉત્કર્ષ થયો હોય અર્થાત્ યથાસમય ન થયો હોય તો તે પુરૂષનો અપરાધ ગણાય અને તેથી જેટલા હોમેનો લોપ થયો હોય તેટલા પ્રતિહોમો કરવા જોઇએ. કારણ કે હોમનો લોપ એ દોષજનક છે. આ પૂર્વપક્ષ છે. આના ઉત્તરમાં આ સૂત્ર જવાબ આપે છે કે પ્રતિહોમ કરવાની જરૂર નથી. ॥ ૪૦ ॥

**कालप्राधान्याच्च** ॥ ૪૧ ॥

**પદાર્થ** :—( च ) અને ( कालप्राधान्यात् ) કાળનું પ્રધાનપણું હોવાથી.

**ભાવાર્થ** :—કાળ કોઇ ઉપાદેય વસ્તુ નથી માટે તેનું વિધાન થઈ શકે નહિ. માટે એની ગણત્રી કરી પ્રતિહોમ કરવાની જરૂર નથી. જે હોમો ગયા તે ગયા.

## ઉદવસાનીય ઇષ્ટિના ઉત્કર્ષમાં પણ પ્રતિહોમ કરવાના હોતા નથી.

**प्रतिषिद्धश्चोर्ध्वमवभृथादिष्टेः** ॥ ૪૨ ॥

**પદાર્થ** :—( च ) અને ( प्रतिषिद्धः ) પ્રતિષિદ્ધ છે ( अवभृथात् इष्टेः ऊर्ध्वम् ) અવભૃથ ઇષ્ટિના ઉત્તરકાળમાં.

**ભાવાર્થ** :—અવભૃથ કર્યા પછી ઉદવસાનીય ઇષ્ટિ કર્તવ્ય હોય છે. હવે એ ઇષ્ટિનો ઉત્કર્ષ કોઇ પણ કારણથી થયો હોય અર્થાત્ યથાસમય ઉદવસાનીય ઇષ્ટિ ન થઇ હોય તો

તેના દોષ નિવારણ માટે પ્રતિહોમ કરવાની જરૂર નથી एतया पुनराधेयसंमितया इष्ट्वा अग्निहोत्रं होतव्यम् આ વચનથી પ્રતિહોમનો પ્રતિષેધ છે. ॥ ૪૨ ॥

## પ્રતિહોમમાં સાયંકાળે અગ્નિહોત્ર આદિ કર્તવ્ય છે એ અધિકરણનું સૂત્ર.

**प्रतिहोमश्चेत सायंप्रभृतीनि हूयेरन् ॥ ४३ ॥**

**પદાર્થ** :—( प्रतिहोमः चेत् ) પ્રતિહોમ કરવો જ હોય તો ( सायंप्रभृतीनि हूयेरन् ) સાયંહોમ આદિ કરવા.

**ભાવાર્થ** :—જો કે પ્રતિહોમ છે જ નહિ છતાં છે એમ માનીને કહેવામાં આવે છે પ્રતિહોમને બદલે સાયંકાળના હોમ અર્થાત્ સાયંકાળીન અગ્નિહોમ આદિ કરવા. જે ન હોય તેને છે એમ માની તેની ચિંતા કરાય તેને ' कृत्वाचिन्ता ' કહેવામાં આવે છે. આ સૂત્રમાં પ્રતિહોમને માટે ' કૃત્વાચિન્તા ' છે. ॥ ૪૩ ॥

## ષોડશિસંસ્થમાં પ્રાતઃકાળમાં અગ્નિહોમ આદિનું અનુષ્ઠાન કરવું એ અધિકરણનું સૂત્ર.

**प्रातस्तु षोडशिनि ॥ ४४ ॥**

**પદાર્થ** :—( तु ) સિદ્ધાંત પક્ષને સૂચવે છે. ( प्रातः ) પ્રાતઃકાળે ( षोडशिनि ) ષોડશીક્રતુમાં.

**ભાવાર્થ** :—ષોડશી નામક ક્રતુ રાત્રિમાં જ સંપૂર્ણ થઈ જવાથી પ્રતિહોમ પ્રથમ અનિયત થાય છે માટે તેજ ક્રમથી પ્રતિહોમ કરવો જોઈએ. ॥ ૪૪ ॥

## ભેદન આદિ હોમના નિમિત્ત છે અને દર્શપૂર્ણમાસના જ અંગ છે એ અધિકરણને લગતાં સૂત્રો.

પૂર્વપક્ષ **प्रायश्चित्तमधिकारे सर्वत्र दोषसामान्यात् ॥ ४५ ॥**

**પદાર્થ** :—( अधिकारे ) પ્રકરણમાં ( प्रायश्चित्तम् ) જે પ્રાયશ્ચિત્ત સાંભળવામાં આવે છે તે ( सर्वत्र ) બધા ક્રતુઓમાં અને લોકવ્યવહારમાં થવું જોઈએ ( दोषसामान्यात् ) દોષ એક સરખો હોવાથી.

**ભાવાર્થ**:—भिन्ने जुहोति ઇત્યાદિ વાક્ય એમ સૂચવે છે કે પાત્ર ફુટી જાય અથવા તેમાં રાખેલાં હુતદ્રવ્યો ઢોળાઈ જાય તો પ્રાયશ્ચિત્ત તરીકે હોમ કરવો. આ જાતનું પ્રાયશ્ચિત્ત સર્વક્રતુમાં અને સર્વ લૌકિકકર્મમાં પણ કર્તવ્ય છે. એટલે જ્યાં જ્યાં નિમિત્ત હોય ત્યાં ત્યાં સર્વત્ર નૈમિત્તિક પ્રાયશ્ચિત્ત કરવું. પાત્રનું ફુટવું અને તેમાં રાખેલાં દ્રવ્યોનું ઢોળાવું એ પ્રાયશ્ચિત્તનું નિમિત્ત છે. ॥ ૪૫ ॥

સિદ્ધાંત સૂત્ર **प्रकरणे वा शब्दहेतुत्वात् ॥ ४६ ॥**

**પદાર્થ** :— ( वा ) અથવા ( प्रकरणे ) પ્રકરણમાં એનો વિશ્રામ હોવો જોઈએ ( शब्दहेतुत्वात् ) પ્રધાનયાગને લગતો જ એ શબ્દ હોવાથી.

**ભાવાર્થ :—**भिन्ने जुहोति ઇત્યાદિ વાકયોની દર્શપૂર્ણમાસ યાગ સાથે એકવાકયતા છે માટે એ યાગ પૂરતું જ પ્રાયશ્ચિત્ત માનવું. સર્વ યાગોમાં તથા લૌકિક કર્મમાં નહિ. ॥ ૪૭ ॥

**अतद्विकाराच्च ॥ ४७ ॥**

**પદાર્થ :—**( च ) અને ( अतद्विकारात् ) અગ્નિહોત્રાદિ દર્શપૂર્ણમાસયાગની વિકૃતિ ન હોવાથી.

**ભાવાર્થ :—**અગ્નિહોત્રાદિ દર્શપૂર્ણમાસના વિકારો નથી માટે ઉક્ત પ્રાયશ્ચિત્ત અગ્નિહોત્ર આદિમાં લાગુ પડતું નથી. ॥ ૪૭ ॥

## 'વ્યાપન્ન શબ્દના અર્થનો નિર્ણય' એ અધિકરણ સમજાવે છે.

**व्यापन्नस्याप्सु गतौ यदभोज्यमार्याणां तत्प्रतीयेत ॥ ४८ ॥**

**પદાર્થ :—**( व्यापन्नस्य ) વ્યાપન્ન દ્રવ્યનો ( अप्सु ) પાણીમાં ( गतौ ) ત્યાગ કરી દેવો ( यद् ) જે ( अभोज्यम् ) અભોજ્ય છે ( आर्याणाम् ) આર્યોને ( तत्प्रतीयेत ) તેની પ્રતીતિ થાય છે.

**ભાવાર્થ :—**'જે દ્રવ્ય વ્યાપન્ન થઇ ગયું હોય તેને પાણીમાં ફેંકી દેવું' આ ઠેકાણે 'વ્યાપન્ન' શબ્દનો અર્થ શો છે ? તો તેનો ઉત્તર એ છે કે જે દ્રવ્ય આર્યોને અભોજ્ય થઇ ગયું હોય તે 'દ્રવ્ય' વ્યાપન્ન કહી શકાય છે. એટલે કે જે દ્રવ્યમાં વાળઆદિ પડયા હોય અથવા જે દ્રવ્યમાં જંતુઓ પડી ગયાં હોય તે દ્રવ્ય આર્યલોકને અભોજ્ય છે અને એવાં દ્રવ્યો વ્યાપન્ન કહેવાય છે. ॥ ૪૮ ॥

## અપચ્છેદના યૌગપદ્યમાં પણ પ્રાયશ્ચિત્ત છે એ અધિકરણનાં સૂત્ર.

પૂર્વપક્ષ સૂત્ર. **विभागश्रुतेः प्रायश्चित्तं यौगपद्ये न विद्यते ॥ ४९ ॥**

**પદાર્થ :—**( विभागश्रुतेः ) બેમાંથી એકના અપચ્છેદમાં જે ( प्रायश्चित्तम् ) પ્રાયશ્ચિત્ત સંભળાય છે તે ( यौगपद्ये ) બન્ને એક સાથમાં ( न विद्यते ) નથી.

**ભાવાર્થ :—**પ્રાતઃ સવનમાં બહિષ્પવમાન નામક સ્તોત્રથી સ્તુતિ બોલતા ઋત્વિજો શાલાની બહાર ચાલે છે, તે વખતે એકની પાછળ બીજો એમ કીડીઓની પંક્તિની માફક ઋત્વિજો જાય છે તેમાં જે પહેલો ઋત્વિજ હોય છે તેના કચ્છો અર્થાત ધોતીયાના છેડાને પકડી બીજો અને ત્રીજો ઇત્યાદિ ચાલે એવો ક્રમ હોય છે. હવે એમાં ઉદ્ગાતા નામક ઋત્વિજ જો ભૂલથી કચ્છ મૂકી દે તો દક્ષિણા આપ્યા વગર યજ્ઞને સમાપ્ત કરવો અને ફરીથી બીજા યાગનો પ્રયોગ કરવો અને તે યાગમાં જે ધન દક્ષિણા તરીકે આપવા ધારેલું હોય તે આપવું. જો પ્રતિહર્તા નામક ઋત્વિજ કચ્છ મૂકી દે તો તે પ્રયોગમાં સર્વસ્વ આપી દેવું. જો ઉદ્ગાતા અને પ્રતિહર્તા બન્ને એક સાથે મૂકી દે તો પ્રાયશ્ચિત્તનો વિઘાત થાય છે, કારણ કે એકકર્તૃક જ અપચ્છેદ નિમિત તરીકે શ્રુત છે. માટે જ્યાં ઉભય કર્તૃક અપચ્છેદ હોય ત્યાં ઉક્ત પ્રાયશ્ચિત્ત ન કરવુ એવું પૂર્વપક્ષવાદીનું માનવું છે. ॥ ૪૯ ॥

સિદ્ધાંત સૂત્ર **स्याद्वा प्राप्तनिमित्तत्वात्कालमात्रमेकम् ॥ ५० ॥**

**પદાર્થ** :—( स्याद् वा ) અથવા ઉભયકર્તૃક અપચ્છેદમાં પણ પ્રાયશ્ચિત હોય છે. ( प्राप्तनिमित्तत्वात् ) નિમિત્તની પ્રાપ્તિ બરાબર હોય છે ( कालमात्रम् एकम् ) કેવળ કાળની જ એકતા હોય છે.

**ભાવાર્થ** —અપચ્છેદ એટલે વિભાગ. જેની ક્રિયાથી વિભાગ થાય તેને કર્તા ગણાય છે. બન્નેની ક્રિયાથી જ્યાં વિભાગ થતો હોય ત્યાં પણ બન્નેમાં વિભાગનું કર્તૃત્વ તો હોય જ છે. ફક્ત કાળનું જ ઐકય હોય છે. માટે વિભાગ કર્તૃત્વ રૂપ નિમિત્ત હોવાથી બન્નેએ એક સાથે અપચ્છેદ કર્યો હોય ત્યાં પણ ઉક્ત પ્રાયશ્ચિત્ત કરવું જોઇએ. એ સિદ્ધાંત પક્ષ છે. ॥ ૫૦ ॥

## યૌગપદ્યમાં અદક્ષિણત્વ અને સર્વદક્ષિણત્વનો વિકલ્પ છે એ અધિકરણના સૂત્રો.

**तत्र विप्रतिषेधाद् विकल्पः स्यात् ॥ ५१ ॥**

**પદાર્થ** :—( तत्र ) ઉપર કહેલાં નિમિત્તવાળા કર્મમાં ( विप्रतिषेधात् ) વિરોધ આવવાથી ( विकल्पः ) વિકલ્પ ( स्यात् ) હોય છે.

**ભાવાર્થ** :—ઉદ્ગાતૃકર્તૃક અપચ્છેદમાં દક્ષિણાનો અભાવ હોય છે અને પ્રતિહર્તૃકર્તૃક અપચ્છેદમાં સર્વસ્વદક્ષિણા આપવાની હોય છે આ બન્ને નિમિત્ત એકજ કાળમાં પ્રાપ્ત છે. તો એક કર્મમાં દક્ષિણા ન આપવી અને સર્વસ્વની દક્ષિણા આપવી એ બન્ને વિરુદ્ધ છે. માટે એ અશક્ય છે તેથી પ્રથમ પ્રયોગનાં કર્મમાં ઉક્ત બન્ને પ્રાયશ્ચિત્તમાં વિકલ્પ માનવો જોઇએ. ॥ ૫૧ ॥

આશંકા સૂત્ર **प्रयोगान्तरे वोभयानुग्रहः स्यात् ॥ ५२ ॥**

**પદાર્થ** :—( प्रयोगान्तरे ) બીજો પ્રયોગ કરવો અને તેમ કરવામાં ( वा ) આશંકા સૂચવે છે ( उभयानुग्रहः स्यात् ) બન્ને પ્રાયશ્ચિત્તની વ્યવસ્થા થઇ શકશે.

**ભાવાર્થ** :—બે પ્રયોગ અર્થાત્ કર્મ કરવા એટલે એકમાં દક્ષિણા ન આપવી અને બીજામાં સર્વસ્વ દક્ષિણા આપવી આમ બન્ને પ્રાયશ્ચિતની વ્યવસ્થા થઇ શકશે. ॥ ૫૨ ॥

ઉક્ત શંકાનું સમાધાન **न चैकसंयोगात् ॥ ५३ ॥**

**પદાર્થ** :—( च ) અને ( न ) એવી રીતે વ્યવસ્થા થઇ શકે નહિ ( एकसंयोगात् ) એકજ પ્રયોગ કરવાનો હોય છે.

**ભાવાર્થ** :—એક જ યાગમાં ઉક્ત પ્રાયશ્ચિત્ત કરવાના હોય છે માટે બે યાગ ન કરી શકાય અને એક યાગમાં દક્ષિણા આપવી અને ન આપવી એ વિરુદ્ધ હોવાથી વિકલ્પ માનવો એજ યોગ્ય છે. એટલે કાંતો દક્ષિણા ન આપવી અથવા સર્વસ્વ દક્ષિણા આપવી આ બેમાંથી ગમે તે એક કરવું. ॥ ૫૩ ॥

## ક્રમથી અપચ્છેદ થયો હોય તો ઉત્તરાપચ્છેદ નિમિત્ત પ્રાયશ્ચિત્ત કરવું એ અધિકરણનું સૂત્ર

**पौर्वापर्ये पूर्वदौर्बल्यं प्रकृतिवत् ॥ ५४ ॥**

**પદાર્થ** :—( पौर्वापर्ये ) પૂર્વાપરની ચિન્તામાં ( पूर्वदौर्बल्यम् ) પ્રથમ કર્મને દુર્બલ સમજવું ( प्रकृतिवत् ) જેની રીતે પ્રકૃતિયાગમાં થાય છે તેમ.

**ભાવાર્થ** :—પહેલાં પ્રતિહર્તૃકર્તૃક ઉદ્ગાતાથી વિભાગ થયો હોય અને પછી ઉદ્ગાતૃકર્તૃક બ્રહ્માથી વિભાગ થયો હોય, આમ જો ક્રમથી વિભાગ થયા હોય તો પૂર્વનિમિત્તવાળા કર્મનો બાધ સમજવો અને પછીથી થતા નિમિત્તવાળું કર્મ કરવું. પ્રકૃતિયાગમાં જેમ પ્રથમ પંચ પ્રયાજોની પ્રાપ્તિ હોય છે પણ વિકૃતિ યાગમાં નવ પ્રયાજો કરવાના કહ્યા છે તો પૂર્વોક્ત પંચ પ્રયાજોનો બાધ થાય છે અને પછીથી વિહિત વૈકૃત નવ પ્રયાજોનું અનુષ્ઠાન થાય છે તેમ અહીં પણ પશ્ચાદ્ભાવિનિમિત્તવાળું પ્રાયશ્ચિત્ત કર્મ કરવું. ॥ ૫૪ ॥

## ઉદ્ગાતાનો પછીથી અપચ્છેદ થયો હોય તો પણ સર્વસ્વ દક્ષિણા દાન જ વિહિત છે એ અધિકરણ સમજાવે છે

**यद्युद्गाता जघन्यः स्यात् पुनर्यज्ञे सर्ववेदसं दद्याद्यथेतरस्मिन् ॥ ५५ ॥**

**પદાર્થ** :—( यदि ) જો ( उद्गाता ) ઉદ્ગાતા નામક ઋત્વિજ ( जघन्यः ) પછીથી અપચ્છેદકારક ( स्यात् ) હોય તો ( पुनर्यज्ञे ) ફરીથી યજ્ઞપ્રયોગમાં ( सर्ववेदसम् ) સર્વસ્વની દક્ષિણા ( दद्यात् ) આપવી જોઇએ ( यथा इतरस्मिन् ) જેની રીતે અન્યત્ર.

**ભાવાર્થ** :—જો ઉદ્ગાતા અપચ્છેદ પછીથી કરે તો પુનર્યજ્ઞમાં સર્વસ્વની દક્ષિણા આપવી જોઇએ. પ્રાયશ્ચિત આ પ્રમાણે હોય છે. પહેલો પ્રયોગ દક્ષિણા-રહિત કરીને બીજા પ્રયોગમાં પહેલાં જે દક્ષિણા દેવા ધારેલી હોય તે આપવી જ્યોતિષ્ટોમની દક્ષિણા પ્રથમ બારસો ગાયો વિહિત છે માટે જ્યારે બીજો પ્રયોગ કરવામાં આવે ત્યારે બારસો ગાયો દક્ષિણા રૂપે આપવી જોઇએ પણ જ્યારે પ્રતિહર્તાનો પ્રથમ અપચ્છેદ હોય ત્યારે તે નિમિત્તે સર્વસ્વ દાન રૂપે પ્રાયશ્ચિત્ત પ્રથમ પ્રયોગમાં હોય છે માટે ઉદ્ગાતાના અપચ્છેદ નિમિત્ત ઉત્તર પ્રયોગમાં પણ આ નિયમ પ્રમાણે સર્વસ્વનું દાન દક્ષિણા તરીકે કરવું જોઇએ. ॥ ૫૫ ॥

## અહર્ગણમાં અપચ્છેદ થાય તો સર્વનું આવર્તન ન કરવું એ અધિકરણ સમજાવે છે.

**अहर्गणे यस्मिन्नपच्छेदस्तदावर्तेत कर्मपृथक्त्वात् ॥ ५६ ॥**

**પદાર્થ** :—( अहर्गणे ) દ્વાદશાહમાં ( यस्मिन् अपच्छेदः ) કોઇ પણ એક દિવસે ઉદ્ગાતાએ અપચ્છેદ કર્યો હોય તો ( तद् आवर्तेत ) તેજ દિવસનું કર્મ ફરીથી કરવું બીજા દિવસોનું નહિ. ( कर्मपृथक्त्वात् ) કર્મ ભિન્ન હોવાથી.

**ભાવાર્થ** :—દ્વાદશાહ આદિ અહર્ગણમાં જો કોઇ એક દિવસમાં ઉદ્ગાતાએ અપચ્છેદ કર્યો હોય તો પ્રાયશ્ચિત તરીકે તેજ દિવસનું કર્મ ફરીથી કરવું. બધા દિવસનાં કર્મ ફરીથી

ન કરવી કારણ કે મહાપ્રયોગ ભલે એક રહ્યો પણ અવાન્તર પ્રયોગો તો જુદા જુદા જ હોય છે. માટે એક દિવસની આવૃત્તિમાં અંતર દિવસોની આવૃત્તિનો પ્રસંગ નથી. માટે એક જ દિવસના કર્મની આવૃતિ કરવી ॥ ૫૬ ॥

इति मीमांसागुर्जरभाष्ये षष्ठाध्यायस्य पञ्चमः पादः



अथ मीमांसागुर्जरभाष्ये षष्ठाध्याये षष्ठः पादः ॥

હવે સત્રમાં સમાનકલ્પોનો જ અધિકાર હોય છે
એ અધિકરણને સમજાવે છે.

સિદ્ધાંત સૂત્ર सन्निपाते वैगुण्यात् प्रकृतिवत् तुल्यकल्पा यजेरन् ॥ १ ॥

પદાર્થ :—( सन्निपाते ) ભિન્ન કલ્પવાળાના એક ક્રતુમાં મેલન કરવાથી ( वैगुण्यात् ) વિગુણના ઉત્પન્ન થતી હોવાથી ( प्रकृतिवत् ) જેમ પ્રકૃતિયાગમાં થાય છે તેમ ( तुल्यकल्पाः ) સમાન કલ્પવાળાઓનો સત્રમાં અધિકાર ( स्यात् ) છે.

ભાવાર્થ :—પ્રકૃતિ યાગમાં વસિષ્ઠ ગોત્રવાળા જે તનૂનપાત્‌નું અનુષ્ઠાન કરે તો યાગમાં વૈગુણ્ય ઉત્પન્ન થાય છે, કારણ કે વાસિષ્ઠ યજમાનોનો નારાશંસ દ્વિતીય પ્રયાજ હોય છે અને બીજા ગોત્રવાળાનો તનપાત્ દ્વિતીય પ્રયાજ હોય છે. જો સમાન કલ્પવાળા પ્રકૃતિયાગનું અનુ-ષ્ઠાન કરે તો જ તેમાં સાદૃગુણ્ય ઉત્પન્ન થાય છે તેમ સત્રમાં પણ સમાન કલ્પવાળાઓનો જ અધિકાર છે, વિરૂદ્ધ કલ્પવાળાનો નહિ. ॥ ૧ ॥

પૂર્વપક્ષ वचनाद् वा शिरोवत् स्यात् ॥ २ ॥

પદાર્થ :—( वा ) અથવા ( वचनात् ) વચન વિશેષથી ભિન્ન કલ્પવાળાનો પણ અધિકાર હોય છે. ( शिरोवत् स्यात् ) पुरुषशीर्षमुपदधाति એ વચનથી જેમ શવનો સ્પર્શ નિષિદ્ધ હોવા છતાં મૃતક પુરૂષના મસ્તકને ઉઠાવવું એ કર્મ વચન વિશેષથી કર્તવ્ય ઠરે છે તેમ ભિન્ન-કલ્પવાળાઓનો સત્રમાં અધિકાર થઈ શકશે.

ભાવાર્થ :—જેમ મૃતકપુરુષનું શરીર અસ્પૃશ્ય હોય છે છતાં તેના માથાનો સ્પર્શ વચનવિશેષથી કરવો યોગ્ય ગણાય છે તેમ વચનવિશેષથી અસમાન કલ્પવાળાઓનો સત્રમાં અધિકાર માન્ય ગણવો જોઈએ. सप्तदशावराः सत्रेऽधिकारिणः स्युः આ સત્તર ઋત્વિજોમાં સમાન-કલ્પ અને અસમાનકલ્પ ઋત્વિજોનો સમાવેશ થાય છે અને એ બધા મળી સત્રનું અનુષ્ઠાન કરે આવું પૂર્વપક્ષનું માનવું થાય છે. ॥ ૨ ॥

પૂર્વપક્ષનું સમાધાન न वाऽनारभ्य वादत्वात् ॥ ३ ॥

પદાર્થ :—( वा ) અથવા ( न ) નહિ ( अनारभ्य ) અધિકાર કર્યા વગર ( वादत्वात् ) પઠિત હોવાથી.

**ભાવાર્થ**: —જેમ ચયનનો અધિકાર કરીને મૃતક પુરુષના શિરનું ઉપધાન વિહિત છે તેમ અહીં ભિન્ન કલ્પવાળાનો અધિકાર કરીને સત્રનું વિધાન નથી. અહીં તો અનારભ્ય સત્રવિધાન છે માટે સમાનકલ્પવાળાનો જ સત્રમાં અધિકાર છે. ॥ ૩ ॥

**स्याद्वा परार्थत्वादौदुम्बरीवत् ॥ ४ ॥**

**પદાર્થ** :—( वा ) અથવા ( स्यात् ) થઇ શકે છે ( परार्थत्वात् ) ક્રતુને માટે હોવાથી ( औदुम्बरीवत् )ઔદુમ્બરી માફક.

**ભાવાર્થ** :—કોઇ પણ કલ્પ યજ્ઞને માટે જ હોય છે. તો પછી ભિન્ન કલ્પવાળનો કલ્પ પણ યજ્ઞનો સાધક થઇ શકશે. જેમ કે यजमानेन संमाय औदुम्बरीं परिवासयन्ति ઔદુમ્બરીને યજમાન સાથે સંમિત કરવી. આ ઠેકાણે કોઇ પણ યજમાન સાથે સંમિત કરવાથી યજ્ઞનો ઉપકાર સિદ્ધ થય છે. તે જ પ્રમાણે કોઇ પણ કલ્પવાળાનો કલ્પ સત્રને સિદ્ધ કરી શકશે. ॥ ૪ ॥

**ઉપરની શંકાનું સમાધાન** **न वा तत्प्रधानत्वात् ॥ ५ ॥**

**પદાર્થ** :—( वा ) અથવા ( न ) નહિ. ( तत्प्रधानत्वात् ) વસિષ્ઠ આદિનું પ્રધાનપણું હોવાથી.

**ભાવાર્થ** :– वासिष्ठराजन्यानाम् नराशंसो द्वितीयः આ ઠેકાણે વસિષ્ઠ આદિની પ્રધાનતા છે. માટે જે જેનું યજ્ઞાંગ હોય તેના સાથે કર્મ ફળદાયક થાય છે. એટલે સમાનકલ્પવાળાઓનોજ સત્રમાં અધિકાર છે એજ સિદ્ધાંત પક્ષ છે. ॥ ૫ ॥

**औदुम्बर्याः परार्थत्वात्कपालवत् ॥ ६ ॥**

**પદાર્થ** :—( औदुम्बर्याः ) ઔદુમ્બરી ( परार्थत्वात् ) પરાર્થ હોવાથી ( कपालवत् ) કપાલ પેઠે.

**ભાવાર્થ** :—ઔદુમ્બરી દૃષ્ટાંતમાં ઔદુમ્બરીની પરાર્થતા છે. કોઈ પણ યજમાન સંમિત ઔદુમ્બરી ક્રતુને ઉપકારક થઇ શકે છે જેમ પુરોડાશકપાલથી તુષોનું ઉપવપન કરવામાં આવે છે કારણ કે કપાલ પરાર્થ હોય છે. તેવી રીતે પ્રકૃતમાં કોઇ પણ કલ્પ પરાર્થ નથી અને તેથી સમાનકલ્પવાળાનો જ સત્રમાં અધિકાર છે. ॥ ૬ ॥

**अन्येनापीति चेत् ॥ ७ ॥**

**પદાર્થ** :—( अन्येन अपि ) બીજા ક્રતુના યજમાન સાથેનું માપ પણ લઇ શકાય ( इति चेत् ) જો એવી શંકા કરવામાં આવે તો,

**ભાવાર્થ** :—જો ઔદુમ્બરી એટલે કાષ્ઠ વિશેષનું માપ કોઇ પણ યજમાન સાથે લઇ શકાય તો શું પ્રકૃત ક્રતુ સિવાય કોઇ બીજા યજમાનનું માપ પણ ચાલી શકે ? આ પ્રશ્નનો ઉત્તર આગળ સૂત્રમાં છે. ॥ ૭ ॥

**नैकत्वात्तस्य चानधिकाराच्छब्दस्य चाविभक्तत्वात् ॥ ८ ॥**

**પદાર્થ** :—( न ) અન્ય યજમાનથી માપ ન કઢાય ( तस्य एकत्वात् ) યજમાન એક જ હોવાથી ( च ) અને ( अनधिकारात् ) અન્ય ક્રતુના યજમાનનો અધિકાર ન હોવાથી ( शब्दस्य च ) અને શબ્દ પણ ( अविभक्तत्वात् ) અવિભક્ત હોવાથી.

**ભાવાર્થ** :—અન્ય યજમાન સાથે માન ( માપ ) ન કરી શકાય. કારણ કે यजेत એ પદ એક જ પ્રકૃત ક્રતુના યજમાનને જ સૂચવી રહ્યો છે માટે અન્ય ક્રતુકર્તૃક યજમાનનો અધિકારજ નથી. यजमानेन संमितौदुम्बरी ઇત્યાદિ વાક્યગત યજમાન શબ્દ પ્રકૃત ક્રતુના ફળ ભોગવનાર સાથે અભિન્નતા બતાવે છે. એટલે અન્ય ક્રતુના યજમાન સાથે ઔદુમ્બરીનું સંમિત પણું થઇ શકશે નહિ ॥ ૮ ॥

આક્ષેપ સૂત્ર **संनिपातात्तु निमित्तविघातात् बृहद्रथंतरवद् विभक्तशिष्टत्वाद् वसिष्ठनिर्वर्त्ये ॥ ९ ॥**

**પદાર્થ** :—( संनिपातात्तु ) ભિન્ન કલ્પવાળાનું મેલન થાય તો ( निमित्तविघातात् ) નિમિત્તનો અભાવ થાય છે. ( वसिष्ठनिर्वर्त्ये ) વસિષ્ઠથી જે કર્મ સમાપ્ત કરવાનું હોય તેમાં ( विभक्तशिष्टत्वात् ) પ્રત્યેક કર્તૃકત્વમાં વિધાન હોવાથી ( बृहद्रथंतरवत् ) જેમ પૃષ્ઠ સ્તોત્રમાં બૃહસ્પતિસામમાં શુક્રાગ્રતા અને રથન્તરસામમાં ઐન્દ્રવાયવતી છે છતાં વિકૃતિ વિશેષમાં બન્નેનું વિધાન છે. અને બન્ને નિમિત્તનો બાધ કરી ઇચ્છા જ નિયામિકા બને છે.

**ભાવાર્થ** :—ભિન્નકલ્પના સંનિપાતથી અમુક કર્મ વસિષ્ઠ ગોત્રવાળાએજ કરવું અને અમુક કર્મ કશ્યપગોત્ર વાળાએજ કરવું આ જે નિમિત્ત છે તેનો સત્રમાં બાધ થશે. અને સત્રમાં ભિન્ન કલ્પવાળાનો પણ અધિકાર માનવો આમાં બૃહદ્રથન્તર સામગાનનું ઉદાહરણ આપ્યું છે અને તેમાં ઇચ્છાનેજ નિયામિક બનાવી છે તેમ ભિન્ન કલ્પવાળાનો સત્રમાં અધિકાર માનવો અને કયું કર્મ કોણે કરવું એમાં ઇચ્છાને જ નિયામક માનવી આ આક્ષેપનું સમાધાન આગળના સૂત્રમાં છે. ॥ ૯ ॥

સમાધાન **अपि वा कृत्स्नसंयोगादविभागः प्रतीयेत स्वामित्वेनाभिसम्बन्धस्तस्मात तत्र विघातः स्यात् ॥ १० ॥**

**પદાર્થ** :—( अपि वा ) અથવા ( कृत्स्नसंयोगात् ) સંપૂર્ણની સાથે સંબંધ ( अविभागः प्रतीयेत ) નિમિત્તના વિભાગની પ્રતીતિ થતી નથી. ( स्वामित्वेन अभिसम्बन्धः ) સ્વામીને ઉદ્દેશીને ફળનો સંબંધ છે ( तस्मात् तत्र ) માટે ત્યાં ( विघातः स्यात् ) નિમિત્તનો વિધાત થાય છે.

**ભાવાર્થ** :—સંપૂર્ણ તનૂનપાત્ તથા સંપૂર્ણ નરાશંસ પ્રયાજો સાથે વસિષ્ઠાદિનો અવિભાગ પ્રતીત થાય છે એટલે કે નિમિત્તનો વિભાગ જણાતો નથી. ફળની સાથે સમાન કલ્પવાળાનો સંબંધ છે. માટે ભિન્ન કલ્પવાળાનો સત્રમાં અધિકાર માનવો ઠીક નથી. ભિન્ન કલ્પવાળા જુદું જુદું અનુષ્ઠાન એક કર્મમાં કરે એ અયોગ્ય છે અને શાસ્ત્ર સંમતિ પણ નથી. માટે સમાન કલ્પવાળાનો જ સત્રમાં અધિકાર છે. ॥ ૧૦ ॥

**साम्नोः कर्मवदेकदेशेन संयोगो गुणत्वेनाभिसंबन्धस्तस्मात् तत्र विघातः स्यात् ॥ ११ ॥**

**પદાર્થ** :—( साम्नोः ) બૃહત્ અને રથંતર સામનો તો ( कर्मवत् ) કર્મ પેઠે ( एकदेशेन ) એક દેશ સાથે ( संयोगः ) સંબંધ છે. ( तस्मात् ) માટે ( गुणत्वेन अभिसम्बन्धः ) ગુણ રૂપે સંબંધ છે. ( तस्मात् तत्र विघात :स्यात् ) માટે ત્યાં નિમિત્તનો વિઘાત છે.

**ભાવાર્થ** :—બૃહત્સામ અને રથંતર સામ સ્તોત્રના એક દેશની સાથે સંબંધ હોય છે. એ બંને સામ સ્તોત્ર સાથે અંગ તરીકે સંબદ્ધ હોય છે. માટે ત્યાં નિમિત્તનો બાધ હોય છે અર્થાત્ વિકૃતિ યાગમાં બન્ને સામ ગાય શકાય છે. માટે બૃહદ્રથંતર સામનું દૃષ્ટાન્ત વિષમ છે. એટલે આ સંપૂર્ણ આધિકરણથી સિદ્ધ એ થાય છે કે સત્રમાં સમાન કલ્પવાળાનોજ અધિકાર છે, ભિન્ન કલ્પવાળાનો નહિ ॥ ૧૧ ॥

**ભિન્નકલ્પવાળા હોય તો પણ રાજા અને પુરોહિતનો કુલાલયજ્ઞમાં અધિકાર હોય છે, એ અધિકરણનાં સૂત્રો સમજાવે છે.**

**પૂર્વ પક્ષ वचनात्तु द्विसंयोगः तस्मादेकस्य पाणिवत् ॥ १२ ॥**

**પદાર્થ** :—( वचनात् तु ) વચનથી તો ( द्विसंयोगः ) એક રાજાને બે પુરોહિતોનો સંબંધ જણાય છે. ( तस्मात् ) માટે ( एकस्य ) એક રાજાને બે પુરોહિતનો સ્વીકાર કરવો જોઇએ ( पाणिवत् ) હવન કરવામાં જેમ ડાબા હાથનો સંયોગ સ્વીકારાય છે તેમ.

**ભાવાર્થ** :—राजपुरोहितौ सायुज्यकामौ यजेयाताम् આ વાક્યથી સ્પષ્ટ થાય છે કે એક રાજા અને બે પુરોહિતો મળી યજ્ઞ કરે राज्ञः पुरोहितौ इति राजपुरोहितौ આવી રીતે એનો વિગ્રહ છે. જેમ अञ्जलिना जुहोति આ વાક્યથી ડાબા હાથનો પણ હોમ કરવા માટે ઉપયોગ કરવો પડે છે તેમ. નહી તો હોમાદિકાર્ય જમણે હાથેજ કરવાનું હોય છે, પણ ઉક્ત વચનથી ડાબા હાથનો પણ ઉપયોગ કરી શકાય છે. આવું પૂર્વપક્ષનું માનવું છે. ॥ ૧૨ ॥

ઉક્ત પૂર્વપક્ષનો નિરાસ કરે છે.

**अर्थाभावात्तु नैवं स्यात् ॥ १३ ॥**

**પદાર્થ** :—( तु ) પૂર્વપક્ષના નિરાસને સૂચવે છે. ( अर्थाभावात् ) અસત્ય અર્થ હોવાથી ( एवं न स्यात् ) એમ કહેવું સત્ય નથી.

**ભાવાર્થ** :—पुरोहितस्य प्रवरेण राजा प्रवृणीते આ વાક્યથી એકજ પુરોહિતનું પ્રવરણ ઇષ્ટ છે. બીજા પુરોહિતનું કશું જ પ્રયોજન હોતું નથી માટે એક જ પુરોહિત અને એક જ રાજા સાયુજ્યની ઇચ્છાથી યાગ કરે એવોજ ઉક્ત વાક્યનો અર્થ છે. राजा च पुरोहितश्च तौ राजपुरोहितौ આ પ્રમાણે દ્વન્દ્વ સમાસ સમજીને વિગ્રહ કરવો. ॥ ૧૩ ॥

**अर्थानां च विभक्तत्वात् न तच्छ्रुतेनसंबन्धः ॥ १४ ॥**

**પદાર્થ** :—( च ) અને ( अर्थानाम् ) બે સંબંધીની અંદર રહેલા ગુણો ( विभक्तत्वात् ) ભિન્ન ભિન્ન હોવાથી ( श्रुतेन ) બે પુરોહિતોનો ( न सम्बन्धः ) યાગની સાથે સંબંધ નથી.

**ભાવાર્થ** :--બ્રાહ્મણ અને ક્ષત્રિયના સંબંધની સ્તુતિમાં એક રાજા અને એક પુરોહિત એવાજ અર્થની સ્પષ્ટ પ્રતીતિ થાય છે બ્રાહ્મણની સ્તુતિ તેજથી બતાવી છે, અને ક્ષત્રિયની સ્તુતિ વીર્યથી અર્થાત્ બળથી કરી છે. એટલે તેજઃ સૂચક બ્રાહ્મણ સ્તુતિ અને બલ સૂચક ક્ષત્રિય સ્તુતિ છે. જો બન્ને જ પુરોહિતોની સ્તુતિ હોય તો બલ સૂચક સ્તુતિ વ્યર્થ પડે છે. માટે રાજા અને પુરોહિતનો સાયુજ્ય ઇચ્છાથી યાગ કરવામાં અધિકાર છે, ભલે તે ભિન્ન કલ્પવાળા હોય એવા અર્થની પ્રતીતિ થાય છે. ॥ ૧૪ ॥

**पाणेः प्रत्यङ्गभावात् असम्बन्धः प्रतीयते ॥ १५ ॥**

**પદાર્થ** :- ( पाणेः ) ડાબો હાથ તો ( प्रत्यङ्गभावात् ) સહકારી હોવાથી તેનો સ્વીકાર થાય છે ( असम्बन्धः प्रतीयते ) બીજો જમણો હાથ અસંભવિત છે.

**ભાવાર્થ** :—अञ्जलिना जुहोति આ ઠેકાણે તો ડાબા હાથનો ઉપયોગ અગતિથી સ્વીકારવામાં આવે છે. બે જમણા હાથથી અંજલિ થઇ શકે નહિ. મનુષ્ય માત્રને એક ડાબો અને એક જમણો હાથ હોય છે. આ કારણથી હાથનું દષ્ટાન્ત આપવું અયોગ્ય છે. સાયુજ્યની ઇચ્છા રાખનાર એક રાજા અને એક પુરોહિત યજ્ઞ કરે એજ ઉક્ત વાક્યનો અર્થ છે. ॥ ૧૫ ॥

**સત્રનામક યજ્ઞમાં કેવળ બ્રાહ્મણોનો અધિકાર છે એ અધિકરણનાં સૂત્ર સમજાવે છે.**

પૂર્વપક્ષ **सत्राणि सर्ववर्णानामविशेषात् ॥ १६ ॥**

**પદાર્થ** :—( सत्राणि ) સત્રો ( सर्ववर्णानाम् ) સર્વવર્ણોના હોય છે ( अविशेषात् ) તેના વિધાયક વાક્યોમાં કોઇ વિશેષ ન હોવાથી.

**ભાવાર્થ** :—સત્ર નામક યાગો ખાસ કોઇ અમુક વર્ણને માટે જ છે એવું કોઇ વિધાન નથી તેમાં તો માત્ર એટલું જ કહેવામાં આવ્યું છે કે य एवं विद्वांसः सत्रमासते જે વિદ્વાનો આ પ્રમાણે સત્ર શરૂ કરે છે. અહીંઆ ફક્ત વિદ્વાનોએ સત્ર કરવો એટલું જ વિધાન છે માટે જે કોઇ વર્ણનો વિદ્વાન માણસ હોય તે સત્ર કરી શકે છે. અર્થાત્ ત્રણે વર્ણનો અધિકાર સત્રમાં છે. એવું પૂર્વપક્ષવાદીનું માનવું છે. ॥ ૧૬ ॥

**लिङ्गदर्शनाच्च ॥ १७ ॥**

**પદાર્થ** :—( च ) અને ( लिङ्गदर्शनात् ) લિંગ=બોધક વાક્ય હોવાથી.

**ભાવાર્થ** :—ત્રણ વર્ણોના અધિકાર જણાવતું આ પ્રમાણે વાક્ય છે દ્વાદશાહ નામક સત્રમાં આ પ્રમાણે વાક્ય છે. बार्हद्गिरं ब्राह्मणस्य, पार्थुरश्मं राजन्यस्य, रायोवाजीयं वैश्यस्य બાર્હદ્ગિર નામક સામ બ્રાહ્મણને માટે પાર્થુરશ્મ સામ ક્ષત્રિય માટે અને રાયોવાજીય સામ વૈશ્યને માટે છે. જો ત્રૈવર્ણિકોને સત્રમાં અધિકાર ન હોત તો ઉપર કહ્યા પ્રમાણે સામગાનનો ભેદ ન હોત આથી સિદ્ધ થાય છે કે ત્રણે વર્ણોનો અધિકાર સત્રમાં છે. ॥ ૧૭ ॥

સિદ્ધાંતપક્ષ ब्राह्मणानां वेतरयोरार्त्विज्याभावात् ॥ १८ ॥

પદાર્થ :—( वा ) અથવા ( ब्राह्मणानाम् ) બ્રાહ્મણોનો જ સત્રમાં અધિકાર છે. ( इतरयोः ) ક્ષત્રિય અને વૈશ્યને ( आर्त्विज्याभावात् ) ઋત્વિક્ કર્મનો અભાવ હોવાથી.

ભાવાર્થ :—ક્ષત્રિય અને વૈશ્યને આર્ત્વિજ્ય હોતું નથી એટલે ક્ષત્રિય અને વૈશ્ય પોતે જાતે ઋત્વિક્ બની શકતા નથી. ઋત્વિક થવાનો અધિકાર બ્રાહ્મણોને જ હોય છે. સત્રમાં ઋત્વિજોને યજમાન હોવાનું જણાવ્યું છે. અર્થાત્ જે યજમાનો ઋત્વિજો થઇ શકે એનેજ સત્રનો અધિકાર છે. ઋત્વિજ બ્રાહ્મણો જ થઇ શકે બીજા નહીં એવો નિર્ણય બારમા અધ્યાયમાં કર્યો છે. स्मृतेर्वा स्याद् ब्राह्मणानाम् ॥ १२-४-३४ ब्राह्मणानामेवार्त्विज्यं स्यात्, नेतरयोर्वर्णयोः। कुतः ? स्मृतेः = एवं शिष्टाः स्मरन्ति। याजनाध्यापनप्रतिग्रहा ब्राह्मणस्यैव वृत्त्युपायाइति स्मृतिश्च प्रमाणमित्युक्तम्। આ પ્રમાણે સૂત્રકાર અને ભાષ્યકારે બારમાં અધ્યાયમાં નિર્ણય કર્યો છે. ॥ १८ ॥

वचनादिति चेत् ॥ १९ ॥

પદાર્થ :—( वचनात् ) વચન હોવાથી ( इति चेत ) ત્રૈવર્ણિકને અધિકાર છે એવું વચન હોવાથી.

ભાવાર્થ :—ત્રણ વર્ણને સત્રમાં અધિકાર છે એવું વચન જાણવામાં આવે છે જેમ કે ये यजमानास्ते ऋत्विजः આમાં ક્ષત્રિયાદિને પણ ઋત્વિજ હોવાનું પ્રતીત થાય છે. ॥ १९ ॥

न, स्वामित्वं हि विधीयते ॥ २० ॥

પદાર્થ :— ( न ) નહિ ( हि ) કારણ કે, ( स्वामित्वम् ) સ્વામી પણું ( विधीयते ) વિહિત થાય છે.

ભાવાર્થ :— ये यजमानास्ते ऋत्विजः એનાથી તો સ્વામિત્વનું વિધાન છે અર્થાત્ જે ઋત્વિજ થઇ શકે એવા હોય અને સત્ર કરવાને સમર્થ હોય તેણે સત્ર કરવો. એવા લોકો જ સત્રના સ્વામી છે. એવો ઉક્ત વાકયનો ભાવ છે. ॥ २० ॥

गार्हपते वा स्यातामविप्रतिषेधात् ॥ २१ ॥

પદાર્થ :—( वा ) અને ( गार्हपते ) સત્રની અંદર જે ગૃહપતિનું કર્મ હોય છે તેમાં ( स्याताम् ) ક્ષત્રિય અને વૈશ્યનો અધિકાર છે (अविप्रतिषेधात् ) એમાં કોઇ વિરોધ ન હોવાથી.

ભાવાર્થ :—સત્ર યાગમાં જે ગૃહપતિ સબંધી કર્મ છે તેમાં ક્ષત્રિય અને વૈશ્યનો અધિકાર છે કારણ કે એમાં કોઇ વિરોધ જણાતો નથી. ॥ २१ ॥

ઉક્ત આશંકાનું સમાધાન

न वा कल्पविरोधात् ॥ २२ ॥

પદાર્થ :—( वा ) અથવા ( न ) એમાં પણ ક્ષત્રિય અને વૈશ્યનો અધિકાર નથી ( कल्पविरोधात ) કલ્પનો વિરોધ હોવાથી.

ભાવાર્થ :—કેટલાક યજમાનનો ચમસ સોમરસનો હોય છે અને કેટલાક યજમાનનો ચમસ ફળના રસનો હોય છે. સોમરસ બ્રાહ્મણ યજમાનનો હોય છે અને ફળરસનો ચમસ ક્ષત્રિયોનો હોય છે. આ વિરોધને લીધે ગાર્હપત કર્મમાં પણ બ્રાહ્મણોનો જ અધિકાર છે. ॥૨૨॥

**स्वामित्वादितरेषामहीने लिङ्गदर्शनम् ॥ २३ ॥**

પદાર્થ :—( स्वामित्वात् ) સ્વામ્ય હોવાથી ( इतरेषाम् ) બીજા વર્ણોનો અધિકાર નથી ( अहीने ) અહીન વાચ્ય સત્રમાં ( लिङ्गदर्शनम् ) લિંગ-વાક્યનું દર્શન છે.

ભાવાર્થ —સત્ર શબ્દથી અહીન યાગજ વાચ્ય છે, અને અહીન યાગમાં ઋત્વિજોનું જ સ્વામિત્વ હોય છે. માટે ક્ષત્રિય અને વૈશ્યનો સત્રમાં અધિકાર નથી અને અહીનમાં જ ઉક્ત લિંગ-વચન પણ છે. જે યાગમાં ઘણા દિવસો લાગે તેને અહીન યાગ કહે છે. अह्नः खः क्रतौ। अहग णसाध्यमुत्याकः क्रतुः આ પ્રમાણે અહીન શબ્દનો અર્થ વિદ્વાનોએ કર્યો છે. ॥ ૨૩ ॥

## સત્રમાં વિશ્વામિત્ર અને તેના સમાન કલ્પવાળાનો અધિકાર છે એ અધિકરણનાં સૂત્રો

પૂર્વ પક્ષ **वासिष्ठानां वा ब्रह्मत्वनियमात् ॥ २४ ॥**

પદાર્થ :—( वा ) પૂર્વપક્ષને સૂચવે છે ( वासिष्ठानाम् ) વસિષ્ઠ ગોત્રવાળા બ્રાહ્મણોનો સત્રમાં અધિકાર છે ( ब्रह्मत्वनियमात् ) બ્રહ્મત્વનો નિયમ હોવાથી.

ભાવાર્થ :—સત્રમાં વસિષ્ઠ ગોત્રવાળા બ્રાહ્મણોનો અધિકાર છે वासिष्ठो ब्रह्मा भवति વસિષ્ઠ ગોત્રવાળો બ્રહ્માનામક ઋત્વિજ થાય એવો નિયમ હોવાથી. આથી વાસિષ્ઠ ગોત્રવાળા અને તેના સમાન કલ્પવાળાઓનો સત્રમાં અધિકાર છે એ સ્પષ્ટ થાય છે. ॥ ૨૪ ॥

બીજો પૂર્વપક્ષ. **सर्वेषां वा प्रतिप्रसवात् ॥ २५ ॥**

પદાર્થ :—( वा ) અથવા ( सर्वेषाम् ) બધા ય બ્રાહ્મણોનો સત્રમાં અધિકાર છે ( प्रतिप्रसवात् ) વાસિષ્ઠ શબ્દનું વિવરણ હોવાથી.

ભાવાર્થ :—'વાસિષ્ઠ' શબ્દનું આ પ્રમાણે વિવરણ છે —य एव कश्चन स्तोमभागमधीयीत स एव ब्रह्मा भवेत्। જે કોઈ સ્તોમભાગનું અધ્યયન કરે તે જ બ્રહ્મા થાય છે स्तोमभागान् अधीयानोऽत्र अवासिष्ठोऽपि वासिष्ठं कार्यं समर्थः कर्तुम् ' વસિષ્ઠગોત્રનો ન હોય છતાં જો સ્તોમભાગનું અધ્યયન કરે તો તે વાસિષ્ઠ કાર્ય કરવાને સમર્થ થાય છે. આ ઉપરથી સર્વનો અધિકાર પ્રતીત થાય છે. ॥ ૨૫ ॥

સિદ્ધાંત સૂત્ર. **विश्वामित्रस्य हौत्रनियमात भृगुशुनकवसिष्ठानामनधिकारः ॥ २६ ॥**

પદાર્થ :—( विश्वामित्रस्य ) વિશ્વામિત્ર ગોત્રવાળો ( हौत्रनियमात् ) નિયમથી હોતા થતો હોવાથી ( भृगुशुनकवसिष्ठानाम् ) ભૃગુ, શુનક અને વાસિષ્ઠ ગોત્રવાળાઓનો ( अनधिकारः ) અધિકાર નથી.

**ભાવાર્થ** :—ભૃગુ, શુનક અને વાસિષ્ઠ ગોત્રવાળાનો સત્રમાં અધિકાર નથી. કારણ કે વિશ્વામિત્ર ગોત્રવાળો જ નિયમથી હોતા થઇ શકે છે માટે વિશ્વામિત્ર ગોત્રવાળા સાથે જેનો સમાનકલ્પ હોય તેમનો જ સત્રમાં અધિકાર છે. ભૃગુઆદિગોત્રવાળાનો નહિ. ॥ ૨૬ ॥

## સત્રમાં આહિતાગ્નિકનો જ અધિકાર છે એ અધિકરણના બોધક સૂત્રો

**પૂર્વપક્ષ.** **विहारस्य प्रभुत्वादनग्नीनामपि स्यात् ॥ २७ ॥**

**પદાર્થ** :—( विहारस्य ) એકાહવનીય ( प्रभुत्वात् ) અનાહિતાગ્નિક ક્રતુઉપર ઉપકાર કરવા સમર્થ હોવાથી ( अनग्नीनाम् अपि स्यात् ) અનાહિતાગ્નિઓનો પણ સત્રમાં અધિકાર છે.

**ભાવાર્થ** :—જે અનાહિતાગ્નિક બ્રાહ્મણો છે તેઓ પણ સત્ર કરી શકે છે. કારણ કે આહવનીય અગ્નિ ક્રતુઉપર ઉપકાર કરવા સમર્થ છે. હવનમાં આહવનીય અગ્નિ આવશ્યક છે, માટે આહિતાગ્નિકોનો જે આહવનીય અગ્નિ છે તેમાં અનાહિતગ્નિઓ પણ હોમ કરી શકશે. જેણે અગ્ન્યાધાન કર્યું હોય છે તેને આહિતાગ્નિ કહે છે. ॥ ૨૭ ॥

**सारस्वते च दर्शनात् ॥ २८ ॥**

**પદાર્થ** :—( च ) અને ( सारस्वते ) સારસ્વત નામક સત્રમાં ( दर्शनात् ) સ્પષ્ટ શ્રવણ છે.

**ભાવાર્થ** :—સારસ્વત નામક સત્રમાં આ પ્રમાણે વાક્ય છે. परस्थैर्वा एते स्वर्गं लोकं यान्ति, येऽनाहिताग्नयः सत्रमासते બીજાના રથોવડે તેઓ સ્વર્ગમાં જઇ શકે છે કે જેઓએ અગ્ન્યાધાન નથી કર્યું. આ ઠેકાણે રથનો અર્થ આહવનીય અગ્નિ છે. અનાહિતાગ્નિઓ અગ્નિ ન હોવાથી બીજાની અગ્નિમાં હોમ સત્ર કરી સુખ મેળવી શકે છે એ ઉક્ત વાક્યનો અર્થ છે, માટે અનાહિતાગ્નિઓનો પણ અધિકાર છે. ॥ ૨૮ ॥

**प्रायश्चित्तविधानाच्च ॥ २९ ॥**

**પદાર્થ** :—( च ) અને ( प्रायश्चित्तविधानात् ) પ્રાયશ્ચિત્તનું વિધાન હોવ થી.

**ભાવાર્થ** :—જે આહિતાગ્નિ સાથે રુળી અનાહિતાગ્નિઓએ સત્ર કર્યા હોય તે આહિતાગ્નિ બ્રાહ્મણે अग्नये विविचयेऽष्टाकपालं निर्वपेत्। આ વાક્યથી અન્યનો અગ્નિસાથે સંસર્ગ થવાથી પ્રાયશ્ચિત્ત બતાવવામાં આવ્યું છે ॥ ૨૯ ॥

**સિદ્ધાંત સૂત્ર.** **साग्नीनां वेष्टिपूर्वत्वात् ॥ ३० ॥**

**પદાર્થ** :—( वा ) અથવા ( साग्नीनाम् ) આહિતાગ્નિઓનો સત્રમાં અધિકાર છે ( इष्टिपूर्वत्वात् ) ઇષ્ટિ કર્યા પછી જ સોમયાગ કરી શકાતો હોવાથી.

**ભાવાર્થ** :— જેણે દર્શપૂર્ણમાસની ઇષ્ટિ કરી હોય તેજ સોમ યાગ કરી શકે છે. અને સોમયાગની વિકૃતિભૂત સત્રયાગ પણ તેઓ જ કરવાને યોગ્ય છે. માટે અનાહિતાગ્નીઓને સત્રમાં અધિકાર નથી. ॥ ૩૦ ॥

स्वार्थेन च प्रयुक्तत्वात् ॥ ३१ ॥

**પદાર્થ** :—( च ) અને ( स्वार्थेन ) સ્વફળ સાથે ( प्रयुक्तत्वात् ) આહવનીયનો સંબંધ હોવાથી.

**ભાવાર્થ** :—પોતાના આહવનીય અગ્નિ સાથે પોતે ઇચ્છેલા ફળનો સંબંધ હોય છે. ' अग्नीन् आधत्ते ' આ ઠેકાણે ક્રિયાપદનું આત્મનેપદમાં હોવું એ સ્વાર્થને જ સૂચવે છે. ॥ ૩૧ ॥

सन्निवापं च दर्शयति ॥ ३२ ॥

**પદાર્થ** :—( च ) અને ( सन्निवापम् ) મેલન ( दर्शयति ) બતાવે છે.

**ભાવાર્થ** :—' सावित्राणि होष्यन्तः सन्निवपेरन् ' સવિતૃદેવતાક હવિષ્યનો હોમકરનારાએ પોત પોતાના અગ્નિઓનું મેલન કરવું આવું કથન છે, માટે જે અનાહિતાગ્નિઓ છે તેઓને અગ્નિ જ હોતો નથી તો તેઓ સાવિત્ર હોમ કેવી રીતે કરી શકે ? આ કારણથી અનાહિતાગ્નિઓને સત્ર કરવાનો અધિકાર નથી એ સ્પષ્ટ થાય છે. ॥ ૩૨ ॥

## સત્રમાં જુહૂ આદિ પાત્ર સર્વસાધારણ જોઇએ કોઇ એક આહિતાગ્નિના નહીં. એ અધિકરણને લગતાં સૂત્રો.

પૂર્વપક્ષ. जुह्वादीनामप्रयुक्तत्वात् संदेहे याथाकामी प्रतीयते ॥ ३३ ॥

**પદાર્થ** :—( जुह्वादीनाम् ) સત્તર ઋત્વિજોમાંથી કોના પાત્રનો ઉપયોગ સત્રમાં કરવો તેનો ( अप्रयुक्तत्वात् ) સ્પષ્ટ નિર્દેશ ન હોવાથી ( संदेहे ) શંકાને સ્થાન છે માટે ( याथाकामी ) ઇચ્છા જ નિયામક ( प्रतीयते ) જણાય છે.

**ભાવાર્થ** :—સત્તર ઋત્વિજો સત્રમાં હોવા જોઇએ અને તે બધા આહિતાગ્નિ પણ હોવા જોઇએ. હવે આ ઋત્વિજોમાંથી કોના યજ્ઞીય પાત્રોનો ઉપયોગ સત્રમાં કરવો ? આ સંબંધી કશો ઉલ્લેખ જણાતો નથી માટે ઇચ્છા પ્રમાણે પાત્રનો ઉપયોગ કરવો એવો ભાવ જણાય છે. અર્થાત્ ગમે તે ઋત્વિજના પાત્રનો ઉપયોગ કરવો. ॥ ૩૩ ॥

સિદ્ધાંત સૂત્ર. अपि वान्यानि पात्राणि साधारणानि कुर्वीरन्
विप्रतिषेधात् शास्त्रकृतत्वात् ॥ ३४ ॥

**પદાર્થ** :—( अपि वा ) સિદ્ધાંતને સૂચવે છે. ( अन्यानि साधारणानि पात्राणि कुर्वीरन् ) બીજાં સર્વસાધારણ પાત્રો બનાવવાં ( विप्रतिषेधात् ) અનુષ્ઠાનનો પ્રતિબંધ થવાથી ( शास्त्रकृतत्वात् ) શાસ્ત્રના તાત્પર્યનો વિષય હોવાથી.

**ભાવાર્થ** :—કોઇપણ ઋત્વિજના પાત્રનો ઉપયોગ સત્રમાં કરવો નહિ પણ સત્રને માટે બીજાં નવાં પાત્રો બનાવવાં. કારણ કે કોઇ અમુક ઋત્વિજનાં પાત્રનો ઉપયોગ સત્રમાં કર્યો હોય અને દૈવયોગે તે ઋત્વિજનું મરણ થઇ જાય તો તેના પાત્ર સાથેજ તેનો અન્ત્યેષ્ટિ સંસ્કાર કરવો પડે એટલે સત્ર અધુરોજ રહી જાય માટે નવાં પાત્ર બનાવવામાં શાસ્ત્રનું તાત્પર્ય છે. ॥ ૩૪ ॥

प्रायश्चित्तमापदि स्यात् ॥ ३५ ॥

પદાર્થ :—( आपदि ) આપત્તિમાં ( प्रायश्चित्तम् ) પ્રાયશ્ચિત ( स्यात् ) કરવું જોઇએ.

ભાવાર્થ :—પ્રાણસંકટ આવી પડે તો આપત્તિના નિવારણ માટે પ્રાયશ્ચિત્ત કરવું જોઇએ ॥ ૩૫ ॥

## વિકૃતિયાગમાં કહેવામાં આવેલી સપ્તદશ સામિધેનીમાં ત્રણે વર્ણોનો અધિકાર છે એ અધિકરણને લગતાં સૂત્રો.

પૂર્વપક્ષ. पुरुषकल्पेन विकृतौ कर्तृनियमः स्याद्यज्ञस्य तद्गुणत्वादभावादितरान् प्रत्येकस्मिन् अधिकारः स्यात् ॥ ३६ ॥

પદાર્થ :—( विकृतौ ) અધ્વર કલ્પ આદિ વિકૃતિ યાગોમાં ( पुरुष कल्पेन ) પુરુષ વિશેષકર્તા તરીકે હોવાથી ( कर्तृनियमः ) વૈશ્યરૂપ કર્તાનો નિયમ ( स्यात् ) છે. ( यज्ञस्य ) અધ્વર કલ્પાદિ ( तद्गुणत्वात् ) સાપ્તદશ્ય આદિ ગુણવાળો હોવાથી ( इतरान् प्रति ) બ્રાહ્મણ આદિ પ્રત્યે ( अभावात् ) સાપ્તદશ્ય નહીં હોવાથી ( एकस्मिन् ) વૈશ્યમાં ( अधिकारः स्यात् ) અધિકાર છે.

ભાવાર્થ :—सप्तदशानुब्रूयाद् वैश्यस्य વૈશ્યને ઉદ્દેશીને સત્તર સામિધેની મંત્રો બોલવા આ વાક્યથી એવું જણાય છે કે અધ્વર કલ્પાદિ વિકૃતિ યાગમાં વૈશ્યનો જ અધિકાર છે. બ્રાહ્મણ અને ક્ષત્રિયનો ઉક્ત વિકૃતિ યાગમાં અધિકાર નથી એવું પૂર્વપક્ષવાદીનું માનવું છે. ॥ ૩૬ ॥

लिङ्गाच्चेज्याविशेषवत् ॥ ३७ ॥

પદાર્થ :—( च ) અને ( लिङ्गात् ) લિંગ-વાક્યથી ( इज्याविशेषवत् ) વૈશ્યસ્તોમ પેઠે.

ભાવાર્થ :—જેમ વૈશ્યસ્તોમમાં વૈશ્યનો જ અધિકાર છે તેમ ઉક્ત યાગમાં પણ વૈશ્યનો જ અધિકાર છે. કારણ કે સાપ્તદશ્યનો સંબંધ બ્રાહ્મણ ક્ષત્રિય સાથે નથી सप्तदशो वै वैश्यः આ વાક્યથી વૈશ્યનો અધિકાર છે એ દૃઢ થાય છે. ॥ ૩૭ ॥

સિદ્ધાંત પક્ષ. न वा संयोगपृथक्त्वाद् गुणस्येज्याप्रधानत्वादसंयुक्ता हि चोदना ॥ ३८ ॥

પદાર્થ :—( न वा ) અધ્વર કલ્પાદિમાં વૈશ્યકર્તૃકત્વનો નિયમ નથી. ( संयोगपृथक्त्वात् ) બન્ને વાક્યો અલગ અલગ સંબંધમાં હોવાથી ( गुणस्य ) સત્તર સામિધેની વૈશ્યને માટે બોલવી એ વાક્યથી વિહિત ગુણ ( इज्याप्रधानत्वात् ) યાગની પ્રધાનતાને લઇને ( असंयुक्ता हि चोदना ) વૈશ્યપદથી રહિત વિધિવાક્ય છે.

ભાવાર્થ :—પ્રકૃતિયાગમાં “ पञ्चदश सामिधेनीरन्वाह ” આ વાક્ય ત્રણે વર્ણોને ઉદ્દેશીને કહેવામાં આવ્યું છે. પછી વૈશ્યને નિમિત્ત કરી પાંચદશ્યનો બાધ કરી સાપ્તદશ્ય વિહિત કર્યું છે. માટે એ સાપ્તદશ્ય વાક્યનો સંબંધ પ્રકૃતિયાગની સાથે છે. વિકૃતિયાગની સાથે નહિ.

અને જે વિકૃતિયાગમાં સામિદશ્ય વિહિત છે એ તો વર્ણત્રયને સાધારણ છે જેમ કે सप्तदश सामिधेनीरनुब्रूयात्। માટે અધ્વર કલ્પાદિમાં ત્રણે વર્ણોનો અધિકાર છે. ॥ ૩૮ ॥

**इज्यायां तद्गुणत्वाद्विशेषेण नियम्येत ॥ ३९ ॥**

**પદાર્થ** :—( इज्यायाम् ) વૈશ્યસ્તોમમાં તો ( तद्गुणत्वात् ) વૈશ્યકર્તૃકત્વ ગુણ તરીકે હોવાથી ( विशेषेण ) તે ક્રતુને ઉદ્દેશીને વૈશ્યકર્તૃકત્વનો ( नियम्येत ) નિયમ થઇ શકે છે.

**ભાવાર્થ** :—વૈશ્યસ્તોમમાં તો વૈશ્યનો જ અધિકાર છે, કારણ કે એ યાગ પ્રત્યે વૈશ્યકર્તાને ગુણ તરીકે બતાવ્યો છે वैश्यो वैश्यस्तोमेन यजेत આ વાક્યમાં વૈશ્યને યાગ પ્રત્યે ગુણ તરીકે સ્પષ્ટ વિહિત કર્યો છે. પરંતુ એવું અધ્વર કલ્પાદિ વિકૃતિ યાગમાં નથી માટે એમાં તો ત્રણે વર્ણોનો અધિકાર છે. ॥ ૩૯ ॥

**इति मीमांसागुर्जरभाष्ये षष्ठाध्यायस्य षष्ठः पादः ॥**



**अथ षष्ठाध्यायस्य सप्तमः पादः**

## વિશ્વજિત્-યાગમાં પિતા આદિ અદેય છે એ અધિકરણને લગતાં સૂત્ર.

પૂર્વપક્ષ. **स्वदाने सर्वमविशेषात् ॥ १ ॥**

**પદાર્થ** :—( स्वदाने ) સર્વસ્વના દાનમાં ( सर्वम् ) બધું જ દાનમાં આપી દેવું જોઇએ ( अविशेषात् ) કોઇપણ જાતનો વિશેષ ન હોવાથી.

**ભાવાર્થ** :—વિશ્વજિત્ યાગમાં સર્વસ્વનું દાન કરવાનું હોય છે માટે પિતા આદિનું પણ દાન કરી નાંખવું જોઇએ એવું પૂર્વપક્ષવાદીનું માનવું છે. ॥ ૧ ॥

સિદ્ધાંત પક્ષ. **यस्य वा प्रभुः स्यादितरस्याशक्यत्वात् ॥ २ ॥**

**પદાર્થ** :—( वा ) અથવા ( यस्य प्रभुः स्यात् ) જે જે વસ્તુનો યજમાન પ્રભુ હોય તેનું દાન કરી શકાય છે. ( इतरस्य ) બીજાનું નહિ. ( अशक्यत्वात् ) અશક્ય હોવાથી.

**ભાવાર્થ** :—જે જે વસ્તુ યજમાનના કાબુમાં હોય અને જેનો તે માલિક હોય તેનું જ દાન થઇ શકે છે બીજાનું નહિ. પિતા આદિનો માલિક યજમાન હોતો નથી માટે તેનું દાન થઇ શકે નહિ. પિતાનું અથવા પુત્રનું દાન કરવાથી પિતૃત્વ કે પુત્રત્વ દૂર થતું નથી. માટે પિતા પુત્રાદિનું દાન અશક્ય છે. ॥ ૨ ॥

## વિશ્વજિત્ યાગમાં પૃથ્વી અદેય છે. એ અધિકરણનું સૂત્ર.

**न भूमिः स्यात् सर्वान्प्रत्यविशिष्टत्वात् ॥ ३ ॥**

**પદાર્થ** :—( भूमिः ) મહાભૂમિ અર્થાત્ સમસ્ત રાષ્ટ્રભૂમિ ( न स्यात् ) દાનમાં

આપી શકાતી નથી. ( सर्वान्प्रत्यविशिष्टत्वात् ) સર્વ પ્રાણીઓ અને માણસો પ્રત્યે તે સાધારણ હોવાથી.

**ભાવાર્થ** :— વિશ્વજિત્ યાગમાં મહાભૂમિનું દાન થઇ શકે નહિ. મહાભૂમિ એટલે गोपथराजमार्गजलाशयाद्यन्विता भूमिः જેમાં ગોચર, રાજમાર્ગ અને જળાશય આદિનો સમ વેશ થતો હોય. આવી મહાભૂમિ સર્વને માટે સાધારણ હોય છે. જે સર્વસાધારણ હોય એનું દાન થઇ શકે નહિ, ભલે રાજાનું એ ભૂમિ ઐશ્વર્ય હોય. ॥ ૩ ॥

## વિશ્વજિત્ યાગમાં અશ્વ આદિપણ અદેય છે.

**अकार्यत्वाच्च ततः पुनर्विशेषः स्यात ॥ ४ ॥**

**પદાર્થ** :- ( अकार्यत्वात् ) નિષેધ હોવાથી ( ततः ) તેથી ( पुनः ) ફરીથી ( विशेषः स्यात् ) વિશેષ હોય છે.

**ભાવાર્થ** :— न केसरिणो ददाति કેસરીઓનું દાન કરવું નહિ. આ ઠેકાણે કેસરીનો અર્થ ' અશ્વ ' થાય છે. આ નિષેધને લીધે સુવર્ણાદિ કરતાં અશ્વમાં કંઇક વિશેષ છે. ઘણા ખરા વિદ્વાનો વિશેષનો અર્થ જ ' દાનકર્મત્વનો અભાવ ' કરે છે. ॥ ૪ ॥

## વિશ્વજિત્ યાગમાં જે વસ્તુઓ પોતાની પાસે વિદ્યમાન હોય તેનું દાન કરવું એ અધિકરણનુ સૂત્ર

**नित्यत्वाच्चानित्यैर्नास्ति सम्बन्धः ॥ ५ ॥**

પદાર્થ :—( च ) અને ( नित्यत्वात् ) નિશ્ચિત હોવાથી ( अनित्यै ) અનિશ્ચિત પદાર્થો સાથે ( सम्बन्धः नास्ति ) સંબંધ નથી.

**ભાવાર્થ** :— જે વસ્તુ પોતાની પાસે વિદ્યમાન હોય તેનું જ દાન કરવું. ભવિષ્યમાં અમુક વસ્તુ હું મેળવશ એમ ધારીને ભવિષ્યમાં જે વસ્તુ પ્રાપ્ત થવાની હોય તેનો દાન સંકલ્પ કરવો નહિ કારણ કે ભવિષ્યમાં મળવાની વસ્તુનો નિશ્ચય હોતો નથી, તે અધ્રુવ ગણાય છે. માટે વિદ્યમાન શય્યા, આસન, ગૃહ, ધન વગેરેનું દાન કરવું. ॥ ૫ ॥

## વિશ્વજિત્ યાગમાં ધર્મમાટે સેવક અને શૂદ્ર અદેય છે. એ અધિકરણનું સૂત્ર

**शूद्रश्च धर्मशास्त्रत्वात् ॥ ६ ॥**

પદાર્થ :—( च ) અને ( शूद्रः ) શૂદ્ર અદેય છે ( धर्मशास्त्रत्वात् ) ધર્મશાસ્ત્રનું પ્રમાણ હોવાથી.

**ભાવાર્થ** :— પોતાને ત્યાં જે સેવક અથવા શૂદ્ર હોય તેનું દાન થઇ શકતું નથી. કારણ કે તે ધર્મના સંરક્ષણને માટે શુશ્રૂષા કરતાં હોય છે. અને તેના ઉપર સ્વામીનું સ્વત્વ હોતું નથી. ॥ ૬ ॥

## વિશ્વજિત્ યાગમાં દક્ષિણા વખતે જે પોતાની પાસે વિદ્યમાન હોય તેનું જ દાન કરવું. એનું સૂત્ર સમજાવે છે.

**दक्षिणाकाले यत्स्वं प्रतीयेत तद्दानसंयोगात् ॥ ७ ॥**

પદાર્થ :—( दक्षिणाकाले ) દક્ષિણા વખતે ( यत्स्वम् ) જે સ્વ ( प्रतीयेत ) હોય ( तद्दानसंयोगात् ) તેની સાથે દાનનો સંબંધ હોવાથી.

ભાવાર્થ :— જે સ્વ પોતાની પાસે વિદ્યમાન હોય તેનું જ દાન આપવું ભવિષ્યમાં હું અમુક વસ્તુ મેળવીશ એમ ધારી ભવિષ્યમાં પ્રાપ્ત થવા સંભવિત વસ્તુનું દાન કરવું નહિ. ॥ ૭ ॥

## વિશ્વજિત્ યાગમાં દક્ષિણાદાન પછીના અંગોનું પણ અનુષ્ઠાન છે. એ અધિકરણનાં સૂત્રો

પૂર્વપક્ષ **अशेषत्वात् तदन्तःस्यात् कर्मणो द्रव्यसिद्धत्वात् ॥ ८ ॥**

પદાર્થ :—( अशेषत्वात् ) ક્રતુ અશેષદક્ષિણા પર્યન્ત હોવાથી ( तदन्तः ) ત્યાંસુધી જ ( स्यात् ) થાય છે ( कर्मणः ) અવશિષ્ટ અંગ ( द्रव्यसिद्धत्वात् ) દ્રવ્ય-સાધ્ય હોવાથી.

ભાવાર્થ :—વિશ્વજિત્ યાગ સંપૂર્ણદક્ષિણા આપવા સુધી જ હોય છે માટે દક્ષિણા આપીને યાગની સમાપ્તિ કરવી જોઇએ. અવશિષ્ટ અંગોનું જો અનુષ્ઠાન કરવામાં આવે તો દ્રવ્ય જોઇએ અને બધું જ દ્રવ્ય દક્ષિણામાં આપી દીધું હોય છે. આ કારણથી દક્ષિણા આપીને વિશ્વજિત્ યાગની સમાપ્તિ કરવી જોઇએ. ॥ ૮ ॥

સિદ્ધાંત સૂત્ર **अपि वा शेषकर्मस्यात् क्रतोः प्रत्यक्षशिष्टत्वात् ॥ ९ ॥**

પદાર્થ :—( अपि वा ) અથવા ( शेषकर्म स्यात् ) અવશિષ્ટ કર્મોનું અનુષ્ઠાન કરવું જોઇએ. ( क्रतोः ) યાગનું ( प्रत्यक्षशिष्टत्वात् ) સંપૂર્ણ કર્માંગનું વિધાન હોવાથી.

ભાવાર્થ :— વિશ્વજિત્ યાગના બધાં જ અંગભૂત કર્મ વિહિત છે માટે સંપૂર્ણ અંગોનું અનુષ્ઠાન કરવું જોઇએ કેવળ દક્ષિણાન્ત વિશ્વજિત્ યાગ નથી. ॥ ૯ ॥

**तथा चान्यार्थदर्शनम् ॥ १० ॥**

પદાર્થ :-( तथा च ) સમાપ્તિ પર્યન્ત વિશ્વજિત યાગ હોવાથી ( अन्यार्थ दर्शनम् ) અન્ય અર્થનું દર્શન ઉપપન્ન થાય છે.

ભાવાર્થ :—વિશ્વજિત્ યાગ સમાપ્તિ પર્યન્ત હોવાથી अवभृथादुदेत्य वत्सात्वचमाच्छादयति આ વાક્યથી વત્સને આચ્છાદાન કરવાનું જણાવ્યું છે તે અવભૃથ સ્નાન પછી હોય છે આથી સિદ્ધ થાય છે કે દક્ષિણોત્તરકાલના અંગો પણ અનુષ્ઠેય છે. ॥ ૧૦ ॥

**अशेषं तु समञ्जसमादाने शेषकर्म स्यात् ॥ ११ ॥**

પદાર્થ :—( अशेषं तु ) અશેષ દાનમાં આપવું ( समञ्जसम् ) એ યોગ્ય હોવાથી ( आदाने ) નવીન વસ્તુ સંપાદન કરવામાં ( शेषकर्म स्यात् ) બાકીના કર્મ કરવાં જોઇએ.

**ભાવાર્થ** :—નિઃશેષ દાન આપવું જોઈએ એવું વિશ્વજિત્ યાગમાં વિધાન હોવાથી જે વસ્તુ પોતા પાસે ન હોય તે મેળવીને પણ આપવી જોઈએ. તેથી શેષ કર્મ પણ અનુષ્ઠેય છે. ॥ ૧૧ ॥

**नादानस्यानित्यत्वात ॥ १२ ॥**

**પદાર્થ** :—( न ) નહિ ( आदानस्य ) મેળવવું એ ( अनित्यत्वात् ) અનિશ્ચિત હોવાથી.

**ભાવાર્થ** :—દ્રવ્યનું સંપાદન કરવું એ અધ્રુવ છે પ્રયત્ન કરવા છતાં કદાચિત્ ન પણ મળે. દક્ષિણા માટે વિશ્વજિત્ યાગ કરવો અને પછી શેષ કર્મ ન કરવાં કારણ કે દ્રવ્ય સાધ્ય છે અને દ્રવ્ય તો બધું દક્ષિણામાં દેવાઈ ગયુ હોય છે. ॥ ૧૨ ॥

**दीक्षासु विनिर्देशादक्रत्वर्थेन संयोगस्तस्मादविरोधः स्यात् ॥ १३ ॥**

**પદાર્થ** :—( दीक्षासु ) દીક્ષામાં ( विनिर्देशात् ) અમુક ક્રતુ માટે છે, અમુક દક્ષિણા માટે અને પોતાના ઉપભોગ માટે છે આવો નિર્દેશ હોવાથી ( अक्रत्वर्थेन ) ક્રતુને માટે નિર્ણીત કરેલાથી ભિન્ન સાથે ( संयोगः ) દાનનો સબંધ છે ( तस्मात् ) માટે ( अविरोधः स्यात ) વિરોધ નથી.

**ભાવાર્થ** :—જ્યોતિષ્ટોમ યાગમાં એવાં વચનો છે કે આટલી વસ્તુઓ ક્રતુઓ માટે. આટલી વસ્તુઓ દાનને માટે અને આટલી ઉપભોગને માટે છે આવો વિભાગ કરેલો હોવાથી નિર્ણીત કરેલી વસ્તુઓ જ દાનને માટે સર્વસ્વ છે માટે સર્વસ્વનું દાન કરવું એનો કશો વિરોધ નથી ભવિષ્યમાં મેળવવા ધારેલી વસ્તુઓની ગણત્રી સર્વસ્વમાં આવી શકતી નથી. અતઃ કોઈપણ જાતનો વિરોધ નથી. ॥ ૧૩ ॥

**અહર્ગણસ્થ વિશ્વજિત્ યાગમાં સર્વસ્વદાન કરવા સંબંધી સૂત્રો.**

**अहर्गणे च तद्धर्मः स्यात् सर्वेषामविशेषात ॥ १४ ॥**

**પદાર્થ** :—( च ) અને ( अहर्गणे ) અહર્ગણમાં અષ્ટરાત્રનામક યાગમાં ( तद्धर्मः स्यात ) પ્રકૃતિભૂત વિશ્વજિત યાગનો ધર્મ અર્થાત સર્વસ્વ દક્ષિણા હોય છે. ( सर्वेषाम् ) બધા પ્રકૃતિ વિકૃતિરૂપ યાગો ( अविशेषात् ) એકરૂપ હોય છે.

**ભાવાર્થ** :—અહર્ગણસ્થ અષ્ટરાત્રનામક યાગમાં જે વિશ્વજિત્ યાગ કરવામાં આવે છે તેમાં પણ સર્વસ્વની દક્ષિણા હોય છે. કારણ કે પ્રકૃતિ વિકૃતિરૂપ બધા યાગો એકરૂપજ હોય છે. ॥ ૧૪ ॥

પૂર્વપક્ષ **द्वादशशतं वा प्रकृतिवत् ॥ १५ ॥**

**પદાર્થ** :—( वा ) અથવા ( प्रकृतिवत् ) પ્રકૃતિ યાગ પેઠે ( द्वादशशतम् ) બારસો રૂપીઆ દક્ષિણા હોય છે.

**ભાવાર્થ** :—અહર્ગણ યાગ જ્યોતિષ્ટોમની વિકૃતિ છે અને અહર્ગણસ્થ વિશ્વજિત્ યાગ પણ જ્યોતિષ્ટોમની જ વિકૃતિ છે. જ્યોતિષ્ટોમની દક્ષિણા બારસો રૂપીઆ હોય છે માટે તેના વિકૃતિભૂત અહર્ગણસ્થ વિશ્વજિત્ યાગની પણ બારસો રૂપીઆ જ દક્ષિણા છે. ॥ ૧૫ ॥

પૂર્વપક્ષ નિરાસ **अतद्गुणत्वात्तु नैवं स्यात् ॥ १६ ॥**

**પદાર્થ** :—( तु ) પણ ( अतद्गुणत्वात् ) જ્યોતિષ્ટોમનો ધર્મ ન હોવાથી ( नैवं स्यात् ) જ્યોતિષ્ટોમની દક્ષિણા પણ નથી.

**ભાવાર્થ** :—અહર્ગણસ્થ વિશ્વજિત્ યાગ જ્યોતિષ્ટોમનો ધર્મ નથી માટે જ્યોતિષ્ટોમની દક્ષિણા એમાં વિહિત નથી. ॥ ૧૬ ॥

**लिङ्गदर्शनाच्च ॥ १७ ॥**

**પદાર્થ** :—( च ) અને ( लिङ्गदर्शनात् ) લિંગ વાક્યનું શ્રવણ થતું હોવાથી.

**ભાવાર્થ** :—हीयते वा एष पशुभिर्यो विश्वजिति सर्वस्वं न ददाति આ વાક્યમાં વિશ્વજિત્ યાગમાં જે સર્વસ્વની દક્ષિણા નથી આપતો તેને પશુઓનો લાભ મળતો નથી. એવું કથન છે તેથી અહર્ગણસ્થ વિશ્વજિત્ યાગમાં સર્વસ્વદક્ષિણા જ વિહિત છે. ॥ ૧૭ ॥

### વિશ્વજિત્ યાગમાં દ્વાદશશત કરતાં ઓછું ધન દક્ષિણા તરીકે હોય તેનો તે યાગમાં અધિકાર નથી એ અધિકરણના સૂત્રો સમજાવે છે.

પૂર્વપક્ષ **विकारः सन्नुभयतोऽविशेषात् ॥ १८ ॥**

**પદાર્થ** :—( विकारः ) વિશ્વજિત્ રૂપ વિકાર ( सन् ) હોવા છતાં ( उभयतः ) બારસો દક્ષિણા હોય અને તેનાં કરતાં ઓછી દક્ષિણા હોય તો પણ ચાલી શકે ( अविशेषात् ) ન્યૂન અથવા અધિકમાં સર્વસ્વ આવી શકે છે.

**ભાવાર્થ** :—સર્વસ્વની દક્ષિણા આપવી એવું વિધાન વિશ્વજિત્ યાગમાં છે, માટે બારસો પણ સર્વસ્વ તરીકે હોય શકે અને તેના કરતાં ઓછું ધન હોય તો તે પણ સર્વસ્વ તરીકે હોય શકે છે. માટે ઓછા ધનવાળાનો પણ વિશ્વજિત્ યાગમાં અધિકાર છે. ॥ ૧૮ ॥

સિદ્ધાંત સૂત્ર **अधिकं वा प्रतिप्रसवात् ॥ १९ ॥**

**પદાર્થ** :—( वा ) અથવા ( अधिकम् ) દ્વાદશશતાધિકનો ( प्रतिप्रसवात् ) પ્રતિપ્રસવ હોવાથી.

**ભાવાર્થ** —एवं वावर्त्विजः आनेया अपि वा सर्वस्वदानेन આ વાક્યથી સિદ્ધ થાય છે કે બારસો રૂપીઆ દક્ષિણા તરીકે આપવાના કરી ઋત્વિજોનું વરણ કરવું જોઈએ તેથી ઓછી દક્ષિણા નહિ. આનાથી સિદ્ધ થાય છે કે બારસો રૂપીઆ કરતાં ઓછી દક્ષિણા આપવાનો જેનો વિચાર હોય તેણે વિશ્વજિદ્ યાગ કરવો નહિ. ॥ ૧૯ ॥

**अनुग्रहाच्च पादवत् ॥ २० ॥**

**પદાર્થ** :—( च ) અને ( पादवत् ) ચતુર્થભાગવત્ ( अनुग्रहात् ) અનુગ્રહ-સમાવેશ થાય છે તેની પેઠે.

**ભાવાર્થ** :—એક મુદ્રાના દાનમાં જેમ એક ચતુર્થાંશનો સમાવેશ થાય છે તેમ સર્વસ્વદાનમાં બારસોનો પણ સમાવેશ થાય છે. માટે ન્યૂનધનવાળાનો વિશ્વજિત્ યાગમાં અધિકાર નથી. ॥ ૨૦ ॥

**આધાનમાં અપરિમિત આપવું આ ઠેકાણે અપરિમિત શબ્દથી સંખ્યાન્તરનું વિધાન છે એ અધિકરણને સમજાવે છે.**

પૂર્વપક્ષ **अपरिमिते संख्याप्रतिषेधस्तच्छ्रुतित्वात् ॥ २१ ॥**

**પદાર્થ** :—( अपरिमिते ) અપરિમિત શબ્દ શ્રવણમાં ( संख्याप्रतिषेधः ) પૂર્વ સંખ્યાનો પ્રતિષેધ છે ( तच्छ्रुतत्वात् ) તે અપરિમિત શબ્દના શક્ય અર્થની ઉપપત્તિ થવાથી.

**ભાવાર્થ** :—આધાનમાં આ પ્રમાણે શ્રવણ છે. एकादेया शतं देयं सहस्रं देयम्, अपरिमितं देयम् આ ઠેકાણે ' અપરિમિત ' શબ્દ આવવાથી પૂર્વ જે એક, શત વગેરે સંખ્યા આપી છે તેનો પ્રતિષેધ કરવામાં આવે છે. એટલે કે આધાન વખતે અપરિમિત વસ્તુઓનું દાન કરવું. અર્થાત્ પરિમિત દાન ન આપવું જોઇએ. ॥ ૨૧ ॥

સિદ્ધાંત સૂત્ર **कल्पान्तरं वा तुल्यवत्प्रसंख्यानात् ॥ २२ ॥**

**પદાર્થ** :—(वा) અથવા ( कल्पान्तरम् ) બીજો જ દાનનો કલ્પ છે (तुल्यवत्प्रसंख्यानात्) એક આપવી જોઇએ ઇત્યાદિ સંખ્યા પ્રમાણે વિધાન હોવાથી.

**ભાવાર્થ** :—જેમ, એક, સો અને હજાર સંખ્યાનું વિધાન છે તેમ ' અપરિમિત ' નું પણ વિધાન છે તેથી અપરિમિત શબ્દથી બહુત્વરૂપ સંખ્યાંતરનુ વિધાન છે. ॥ ૨૨ ॥

**' અપરિમિત શબ્દથી હજાર કરતાં વધારે સંખ્યા સમજવી ' એ અધિકરણનાં સૂત્રો સમજાવે છે.**

પૂર્વપક્ષ **अनियमोऽविशेषात् ॥ २३ ॥**

**પદાર્થ** :—( अनियमः ) સહસ્ર કરતાં વધારે અથવા ઓછું આદિનો નિયમ નથી. ( अविशेषात् ) કારણ કે વિશેષનું શ્રવણ થતું નથી.

**ભાવાર્થ** :—સહસ્ર કરતાં વધારે આપવું કે ઓછું આપવું એનો કશો નિયમ ન હોવાથી અપરિમિત શબ્દના અર્થનો ખાસ સંખ્યાનિયમ જણાતો નથી. ॥ ૨૩ ॥

સિદ્ધાંત સૂત્ર **अधिकं वा स्याद् बह्वर्थत्वादितरैः संनिधानात् ॥ २४ ॥**

**પદાર્થ** :—( वा ) અથવા ( अधिकं स्यात् ) શ્રૂયમાણ સંખ્યા કરતાં વધારે જ અપરિમિત શબ્દનો અર્થ સમજવો ( इतरैः ) શત સહસ્રાદિ શબ્દો સાથે ( संनिधानात् ) સંનિધાન હોવાથી ( बह्वर्थत्वात् ) તે શબ્દોની માફક બહુ-અર્થવાળો જ શબ્દ સમજવો.

**ભાવાર્થ** :—શત અને સહસ્ર શબ્દ બહુત્વવાચક છે તેમ અપરિમિત શબ્દ બહુત્વ-વાચક સમજવો અને તે બહુત્વ શત અને સહસ્ર કરતાં વધારે હોવું જોઇએ. ॥ ૨૪ ॥

अर्थवादश्च ॥ २५ ॥

પદાર્થ :—( च ) અને ( अर्थवादः ) અર્થવાદ પણ અધિક સંખ્યા સૂચવે છે.

ભાવાર્થ :—उत्कृष्टं वै तदपरिमितम् આ અર્થવાદપણ અધિક સંખ્યાને જ સૂચવે છે. માટે અપરિમિત શબ્દનો અર્થ હજાર કરતાં વધારે એવો અર્થ કરવો. ॥ ૨૫ ॥

'પરકૃતિ' અને 'પુરાકલ્પ' એ અર્થવાદ છે એ અધિકરણના સૂત્રો સમજાવે છે.

પૂર્વપક્ષ परकृति पुराकल्पं च मनुष्यधर्मः स्यादर्थाय ह्यनुकीर्तनम् ॥ २६ ॥

પદાર્થ :—( च ) અને ( परकृतिपुराकल्पम् ) પરકૃતિ અને પુરાકલ્પ ( मनुष्यधर्मः ) મનુષ્યમાત્રનો અધિકાર છે. ( अर्थाय हि ) ફળને માટે જ ( अनुकीर्तनम् ) વાક્યનું અનુકીર્તન છે.

ભાવાર્થ :—' इति ह स्माह बर्कुर्वार्ष्णिर्माषान्मे पचत ' આ પરકૃતિ વાક્ય છે. જેમાં એક કર્તા હોય તે ' પરકૃતિ ' કહેવાય છે અને बहुकर्तृकः पुराकल्पः બહુકર્તૃક હોય તે પુરાકલ્પ કહેવાય છે ઉક્ત વાક્યમાં માષપાકનું વિધાન છે. તે વિધાનમાં મનુષ્યમાત્રનો અધિકાર છે કારણ કે ફળને માટે જ એ વાક્યનું કથન છે. ઉક્તવાક્ય અધિકાર પ્રદર્શનને માટે છે આવું પૂર્વપક્ષવાદીનું મંતવ્ય છે. ॥ ૨૬ ॥

तद्युक्ते च प्रतिषेधात् ॥ २७ ॥

પદાર્થ :—( च ) અને ( तद्युक्ते ) નિન્દાયુક્તમાં ( प्रतिषेधात् ) પ્રતિષેધ હોવાથી.

ભાવાર્થ :—' अमेध्या वै माषाः ' માષ અર્થાત્ અડદ અમેધ્ય એટલે યજ્ઞને માટે અપવિત્ર છે. આ નિંદા વાક્યથી વિધિ સફળ થાય છે. ॥ ૨૭ ॥

निर्देशाद्वा तद्धर्मः स्यात् पञ्चावत्तवत् ॥ २८ ॥

પદાર્થ :—( वा ) અથવા ( निर्देशात् ) નિર્દેશથી ( तद्धर्मः स्यात् ) મનુષ્ય માત્રનો ધર્મ છે. (पञ्चावत्तवत्) પંચાવત્ત પેઠે.

ભાવાર્થ :—ઉક્તવાક્યમાં જે ' માષપાક ' બતાવ્યો છે તેમાં વૃષ્ણિગોત્રવાળાનો જ અધિકાર છે. કારણ કે ' वार्ष्णि ' આ શબ્દ ગોત્રવાચક છે. જેમ ' પંચાવત્ત ' માં જમદગ્નિ અને જમદગ્નિ ગોત્રવાળાનો અધિકાર છે, તેમ અહીંપણ વૃષ્ણિગોત્રવાળાઓ જ અધિકૃત છે.

विधौ तु वेदसंयोगादुपदेशः स्यात् ॥ २९ ॥

પદાર્થ :—( तु ) પણ ( वेदसंयोगात् ) અર્થવાદમાં વૃષ્ણિનો સંબંધ હોવાથી ( विधौ ) અર્થવાદથી અનુમિતિ વિધિમાં ( उपदेशः स्यात् ) વૃષ્ણિ શબ્દનો ઉપદેશ છે.

ભાવાર્થ :—અર્થવાદમાં વૃષ્ણિનો સંબંધ હોવાથી એનાથી અનુમિત થતાં વિધિમાં વૃષ્ણિ શબ્દનો ઉપદેશ છે. પૂર્વકલ્પમાં આ અર્થવાદ નથી આ કલ્પમાં જે વાક્યમાં માષપાક બતાવ્યો છે તે વાક્યનો અર્થવાદ તરીકે સ્વીકાર કરવો વિધિ તરીકે નહિ. ॥ ૨૯ ॥

સિદ્ધાંત સૂત્ર  अर्थवादो वा विधिशेषत्वात् तस्मान्नित्यानुवादः स्यात् ॥ ૩૦ ॥

**પદાર્થ** :—( विधिशेषत्वात् ) કલૂપ્તાંવધિનો શેષ હોવાથી ( वा ) અથવા ( अर्थवादः ) અર્થવાદ જ છે. ( तस्मात ) માટે ( नित्यानुवादः स्यात् ) નિત્ય વિધિનો અનુવાદ છે

**ભાવાર્થ** :—आरण्यस्याश्नीयात् આ વિધિનો माषान्मे पचत આ વાક્ય સ્તાવક હોવાથી અર્થવાદ જ છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે પરકૃતિવાકય અને પુરાકલ્પવાકય બન્ને કોઈ સ્વતંત્ર વિધિ નથી પણ વિધિના શેષ હોવાથી અર્થવાદ જ છે. માટે माषा मे पचत આ વિધિ નથી તેથી તેમાં કોનો અધિકાર છે શું મનુષ્યમાત્રનો અધિકાર છે કે વૃષ્ણિ ગોત્રવાળાનો અધિકાર છે ? એની ચિન્તા જ કરવાની નથી કારણ કે તે તો વિધિની માત્ર સ્તુતિ કરે છે અને તેથી તે અર્થવાદ છે. ॥ ૩૦ ॥

**સહસ્રસંવત્સર શબ્દ સહસ્રદિવસનો પણ વાચક છે**
**એ અધિકરણનાં સૂત્રો સમજાવે છે.**

सहस्रसंवत्सरं तदायुषामसंभवान्मनुष्येषु ॥ ૩૧ ॥

**પદાર્થ** :—( सहस्रसंवत्सरम् ) હજાર વરસથી સાધ્ય વિશ્વસૃજ સત્રમાં ( तदायुषाम् ) હજાર વરસનું આયુષ્ય ( मनुष्येषु ) માણુસોને ( असंभवात् ) સંભવ ન હોવાથી.

**ભાવાર્થ** :—વિશ્વસૃજ-સત્ર હજાર વરસ સુધીનો પ્રયોગ છે હજાર વરસનું આયુષ્ય માણસોને હોવું અસંભવિત છે માટે એ સત્રમાં મનુષ્યનો અધિકાર નથી, પણ દેવોનો અધિકાર હોવો જોઇએ. ॥ ૩૧ ॥

उपचारोऽन्यार्थदर्शनम् ॥ ૩૨ ॥

**પદાર્થ** :—( उपचारः ) અર્થવાદ છે ( अन्यार्थदर्शनम् ) અન્યાર્થદર્શન દેવનો અધિકાર બતાવે છે.

**ભાવાર્થ** :—સહસ્રસંવત્સર વિશ્વસૃજ સત્ર ચાલે છે એ તો માત્ર અર્થવાદ છે. અને સત્રમાં દેવોનો અધિકાર છે એવો આ અર્થવાદ બતાવે છે. ' प्रजापतिं वै प्रजा सृजमानं पाप्मा मृत्युरभिजघान सहस्रसंवत्सरेण पाप्मानं मृत्युं जहौ ' પ્રજાપતિ જ્યારે પ્રજા ઉત્પન્ન કરતા હતા ત્યારે પાપી મૃત્યુએ તેના ઉપર હુમલો કર્યો પછી સહસ્રસંવત્સર સાધ્ય વિશ્વસૃજ સત્રથી તેણે મૃત્યુને દૂર કર્યું. આ વાકય પ્રજાપતિ રૂપ દેવનો ઉક્ત સત્રમાં અધિકાર બતાવે છે. ॥ ૩૨ ॥

अपि वा तदधिकारान्मनुष्यधर्मः स्यात् ॥ ૩૩ ॥

**પદાર્થ** :—( अपि वा ) અથવા ( तदधिकारात ) મનુષ્યનો જ અધિકાર હોવાથી ( मनुष्यधर्मः स्यात् ) ઉક્ત સત્ર મનુષ્યનો જ ધર્મ છે.

**ભાવાર્થ** :—યાગ આદિ કર્મમાં માણુસોનો જ અધિકાર છે માટે શાસ્રપ્રતિપાદ્ય કર્મ માણસોએ જ કરવું જોઇએ. ॥ ૩૩ ॥

**नासामर्थ्यात् ॥ ३४ ॥**

પદાર્થ :—( न ) નહિ ( असामर्थ्यात् ) શક્તિ ન હોવાથી.

ભાવાર્થ :—હજાર વરસ સુધી જ્યારે માણસ જીવી શકતા નથી તો હજાર વરસ સુધીનું સત્ર તો ક્યાંથી જ કરી શકે ? ॥ ૩૪ ॥

**सम्बन्धादर्शनात् ॥ ३५ ॥**

પદાર્થ :—( सम्बन्धादर्शनात ) સંબંધ ન હોવાથી.

ભાવાર્થ :—રસાયન આદિ સેવીને પણ માણસ હજારો વરસ સુધીનું આયુષ્ય મેળવી શકતા નથી. રસાયન અને આયુષ્યનો કોઇ અવ્યભિચારી સંબંધ નથી. ॥ ૩૫ ॥

**स कुल्य: स्यादिति कार्ष्णाजिनिरेकस्मिन्नसंभवात ॥ ३६ ॥**

પદાર્થ :—( सः ) તે પ્રયોગ ( कुल्यः स्यात् इति ) વંશપરંપરાએ સિદ્ધ કરવો ( कार्ष्णाजिनि ) એવું કાર્ષ્ણાજિનિ આચાર્ય માને છે ( एकस्मिन् ) એક માણસને ( असंभवात् ) હજાર વરસનું આયુષ્ય સંભવિત ન હોવાથી.

ભાવાર્થ :—કાર્ષ્ણાજિનિ આચાર્ય એમ માને છે કે એ વિશ્વજિત્ સત્ર એક માણસ ન કરી શકે કારણ કે હજાર વરસનું આયુષ્ય એક માણસમાં સંભવિત નથી માટે તે કુલ્ય પ્રયોગ છે એટલે કુળમાં ઉત્પન્ન થતા એક પછી એક માણસોએ તે પ્રયોગ પૂરો કરવો જોઇએ. ॥ ૩૭ ॥

**अपि वा कृत्स्नसंयोगादेकस्यैव प्रयोगः स्यात् ॥ ३७ ॥**

પદાર્થ :—( अपि वा ) અથવા ( एकस्य एव ) એકજ કર્તા સાથે ( कृत्स्नसंयोगात ) સંપૂર્ણ કર્મનો સંબંધ હોવાથી ( प्रयोग: स्यात ) એક કર્તૃક જ પ્રયોગ છે.

ભાવાર્થ:—એક કર્મનો સંબંધ એક જ માણસ સાથે છે અર્થાત્ જે માણસ કર્મનો આરંભ કરે તેજ માણસ તે કર્મ સમાપ્ત કરે એવો નિયમ હોવાથી ઉક્ત સત્ર એક કર્તૃક જ છે. જે આરંભે તેજ પૂરૂં કરે તોજ તેનું ફળ તે કર્તાને મળે. એક આરંભે અને કોઇ બીજો તેને પુરૂં કરે તો કર્મનું ફળ કોને મળે ? આ પ્રમાણે ફળની વ્યવસ્થા થઇ શકતી ન હોવાથી જે કર્મની શરૂઆત કરે તેજ કર્મની સમાપ્તિ કરે માટે ઉક્ત પ્રયોગ કુલ્ય નથી. ॥ ૩૭ ॥

**विप्रतिषेधात्तु गुण्यन्यतरः स्यादिति लावुकायनः ॥ ३८ ॥**

પદાર્થ :—( तु ) પણ ( विप्रतिषेधात् ) વિરોધ હોવાથી ( अन्यतर: ) બેમાંથી એક ( गुणी ) ગૌણ ( स्यात ) હોવો જોઇએ ( इति ) એવું ( लावुकायनः ) લાવુકાયન આચાર્ય માને છે.

ભાવાર્થ :—સહસ્રસંવત્સર સાધ્ય સત્રનો એક જ અનુષ્ઠાતા હોવો જોઇએ. જો આ નિયમ હોય તો કાંતો સત્ર ગૌણ હોવો જોઇએ અથવા સંવત્સર શબ્દ જ ગૌણ અર્થનો વાચક હોવો જોઇએ એવું લાવુકાયન આચાર્ય માને છે. ॥ ૩૮ ॥

**संवत्सरो वा विचालितत्वात् ॥ ३९ ॥**

**પદાર્થ** :—(वा) અથવા (संवत्सरः) સંવત્સર શબ્દ જ ગૌણાર્થક છે. (विचालितत्वात्) કારણ કે સંવત્સર શબ્દ કોઈ વખતે માસનો અને કોઈ વખતે દિવસનો પણ વાચક હોય છે. જેમ કે 'यो मासः स संवत्सरः' જે માસ છે તે સંવસ છે. ઈત્યાદિ. માટે સંવત્સર શબ્દ જ ગૌણાર્થક છે. ॥ ૩૯ ॥

**स प्रकृतिः स्यादधिकारात् ॥ ४० ॥**

**પદાર્થ** :—(सः) સંવત્સર શબ્દ (प्रकृतिः) પ્રકૃતિ પેઠે (स्यात्) થાય છે (अधिकारात्) માણસનો જ અધિકાર હોવાથી.

**ભાવાર્થ** :—કર્મ એકકર્તૃક જ હોવાથી અને કર્મમાં મનુષ્યનો જ અધિકાર હોવાથી સંવત્સર શબ્દને જ ગૌણ માનવો જોઇએ. પ્રકૃતિયાગમાં આ પ્રમાણે વાકય પણ છે. यो मासः स संवत्सरः જે માસ છે તે જ સંવત્સર છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે સંવત્સર શબ્દનો જ ગૌણ અર્થ છે. ॥ ૪૦ ॥

**अहानि वा अभिसंख्यत्वात् ॥ ४१ ॥**

**પદાર્થ** :—(वा) અથવા (अहानि) દવસો જ સવત્સર શબ્દ વાચ્ય છે (अभिसंख्यत्वात्) એવી ગણત્રી કરેલી હોવાથી.

**ભાવાર્થ** :—સંવત્સર શબ્દ દિવસનો વાચક છે એવી પરિગણના પણ કરેલી છે જેમ કે સર્વસત્ર પ્રકૃતિભૂત દ્વાદશાહમાં ત્રિવૃદહની શરૂઆત કરીને કહ્યું છે કે आदित्यो वै सर्वर्तवः स यदोदेति अथ वसन्तः 'यदा संगवोऽथ ग्रीष्मः यदा मध्यंदिनेऽथ वर्षा, यदपराह्ने अथ शरद् यदा अस्तमेति अथ हेमन्तशिशिरौ' આ વાકયમાં એક જ દિવસમાં છ યે ઋતુઓની પરિગણના કરી છે માટે દિવસ જ સંવત્સર શબ્દનો વાચ્ય છે. છ ઋતુઓ જ સંવત્સર છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે વિશ્વસૃજ સત્ર જે સહસ્રસંવત્સર સાધ્ય છે તેમાં સંવત્સર શબ્દને દિવસનો વાચક સમજવો. ॥ ૪૧ ॥

**॥ इति मीमांसागुर्जरभाषाभाष्ये षष्ठाध्यायस्य सप्तमः पादः ॥**



**अथ मीमांसागुर्जरभाषाभाष्ये षष्ठाध्यायस्याष्टमः पादः**

**અનાહિતાગ્નિનો જ ચતુર્હોતૃહોમમાં અધિકાર છે.**

પૂર્વ પક્ષ **इष्टिपूर्वत्वादक्रतुशेषो होमः संस्कृतेष्वग्निषु स्यादपूर्वोऽप्याधानस्य सर्वशेषत्वात् ॥ १ ॥**

**પદાર્થ** :—(अक्रतुशेषः) કોઈપણ ક્રતુનો અનંગભૂત (अपूर्वः अपि) અપૂર્વ છતાં (होमः) અપ્રકૃતિહોમ અર્થાત્ દર્વીહોમ (संस्कृतेषु) સંસ્કૃત (अग्निषु) અગ્નિઓમાં (स्यात्)

થાય છે. (आधानस्य) આધાનસંસ્કૃત અગ્નિ (सर्वशेषत्वात्) સર્વહોમનો શેષ હોવાથી (इष्टिपूर्वत्वात्) આહવનીય અગ્નિ પવમાન ઇષ્ટિ સાધ્ય હોવાથી અનાહિતાગ્નિનો અધિકાર નથી.

ભાવાર્થ :--'प्रजाकामं चतुर्होत्रा याजयेत्' આ વાક્યથી દર્વીહોમનું વિધાન છે. આ હોમ અનારભ્યાધીત છે અર્થાત્ કોઇ ક્રતુનો શેષ નથી. આ હોમ આધાનથી સંસ્કૃત થયેલા આહવનીય અગ્નિમાં કરવો જોઇએ. માટે જે આહિતાગ્નિ ન હોય તે ચતુર્હોતૃહોમ કરી શકે નહિ. એવું પૂર્વ પક્ષવાદીનું મંતવ્ય છે. ॥ ૧ ॥

સિદ્ધાંત સૂત્ર इष्टित्वेन संस्तवश्चतुर्होतॄनसंस्कृतेषु दर्शयति ॥ २ ॥

પદાર્થ :—(इष्टित्वेन संस्तवः) ચતુર્હોતૃ હોમની ઇષ્ટિ તરીકે સ્તુતિ છે માટે (चतुर्होतॄन्) ચતુર્હોતૃ હોમોને (असंस्कृतेषु) આધાનાદિથી અસંસ્કૃત અગ્નિઓમાં (दर्शयति) બતાવે છે.

ભાવાર્થ :—ચાતુર્હોતૃ હોમની ઇષ્ટિ તરીકે સ્તુતિ કરવામાં આવી છે. જેમકે:-'एषा वा अनाहिताग्नेरिष्टिर्यच्चतुर्होतारः' ચતુર્હોતૃ હોમો અનાહિતાગ્નિની ઇષ્ટિ છે માટે અસંસ્કૃત અગ્નિમાં ઉક્ત હોમો થઇ શકે છે તેથી અનાહિતાગ્નિનો જ ચાતુર્હોતૃ હોમમાં અધિકાર છે. ॥ ૨ ॥

उपदेशस्त्वपूर्वत्वात् ॥ ३ ॥

પદાર્થ :—(उपदेशः) વિધિ (तु) તો (अपूर्वत्वात्) અપ્રાપ્ત હોવાથી.

ભાવાર્થ :—ચાતુર્હોતૃ નામક હોમ અપૂર્વવિધિ છે કારણ કે કોઇ બીજા કારણથી તે હોમ પ્રાપ્ત નથી. ॥ ૩ ॥

स सर्वेषामविशेषात् ॥ ४ ॥

પદાર્થ :—(सः) તે વિધિ (सर्वेषाम्) સર્વનો સાધારણ છે (अविशेषात्) કોઇ વિશેષ પ્રમાણ ન મળવાથી.

ભાવાર્થ :—એ વિધિ ક્રતુના અંગ તરીકે અને સ્વતંત્ર યાગ તરીકે છે કારણ કે અમુક ક્રતુનું જ તે અંગ છે આવું માનવામાં કોઇ વિશેષ કારણ નથી. ॥ ૪ ॥

अपि वा क्रत्वभावात् अनाहिताग्नेरशेषभूतनिर्देशः ॥ ५ ॥

પદાર્થ :—(अपि वा) અથવા (अनाहिताग्नेः) અનાહિતાગ્નિને ક્રતુ ન હોવાથી (अशेषभूतनिर्देशः) અક્રતુશેષનો નિર્દેશ છે.

ભાવાર્થ :—અનાહિતાગ્નિ પદનું શ્રવણ થતું હોવાથી ઉક્ત યાગનું અક્રતુશેષ તરીકે વિધાન છે. અર્થાત્ અનાહિતાગ્નિનો તેમાં અધિકાર છે. ॥ ૫ ॥

**जपो वाऽनग्निसंयोगात् ॥ ६ ॥**

**પદાર્થ** :—( वा ) અથવા ( जपः ) જપરૂપક્રિયા છે. ( अनग्निसंयोगात् ) અનાહિતાગ્નિ શબ્દનો સંયોગ હોવાથી.

**ભાવાર્થ** :—एषा वा अनाहिताग्निरित्यनेन उत्पन्ना क्रिया जपरूपैवास्तु એટલેકે અનાહિતાગ્નિ ઉક્ત હોમ જે બતાવ્યો છે તે માત્ર જપરૂપક્રિયા છે અર્થાત્ અર્થવાદ રૂપ જ છે. કારણ કે અનાહિતાગ્નિને ક્રતુ હોઈ શકે નહિ ॥ ૬ ॥

**इष्टित्वेन संस्तुते होमः स्यादनारभ्याग्निसंयोगादितरेषामवाच्यत्वात् ॥ ७ ॥**

**પદાર્થ** :—( इष्टित्वेन ) ઇષ્ટિ તરીકે ( संस्तुते ) સંસ્તુત હોવાથી ( होमः स्यात् ) હોમ જ છે જપરૂપક્રિયા નથી. ( अनारभ्याग्निसंयोगात् ) અનારભ્યાધીત અર્થાત્ સામાન્ય વિધિ હોવાથી ( इतरेषाम् ) બીજાઓનું ( अवाच्यत्वात् ) અવાચ્યત્વ છે અર્થાત્ બીજાં કર્મોનો તેમાં પ્રવેશ નથી.

**ભાવાર્થ** :—ચતુર્હોતૃહોમની ઇષ્ટિ તરીકે સ્તુતિ કરી છે માટે તેને જપ તરીકે માની શકાય નહિ પણ હોમ તરીકે જ માની શકાય વળી એ વિધિ સામાન્ય વિધિ છે કોઈપણ ક્રતુના અંગ તરીકે નથી તેથી તેમાં આહવનીય પ્રાપક કોઇ વચન નથી. શ્રૌતકર્મનોજ આહવનીય સાથે સંબંધ હોય છે. આ કારણથી ઉક્ત હોમ આહવનીય અગ્નિમાં ન કરવો, અને તેજ કારણને લીધે અનાહિતાગ્નિઓનો જ તેમાં અધિકાર છે. ॥ ૭ ॥

**उभयोः पितृयज्ञवत् ॥ ८ ॥**

**પદાર્થ** :—( उभयोः ) આહિતાગ્નિ અને અનાહિતાગ્નિ બન્નેનો અધિકાર છે ( पितृयज्ञवत् ) પિંડપિતૃયજ્ઞ પેઠે.

**ભાવાર્થ** :—જેમ પિંડપિતૃયજ્ઞ આહિતાગ્નિ અને અનાહિતાગ્નિ બન્ને કરી શકે છે તેમ ચતુર્હોતૃ હોમ પણ બન્ને કરી શકે છે. આ પણ પૂર્વપક્ષનું જ સૂત્ર છે ॥ ૮ ॥

**निर्देशो वाऽनाहिताग्नेरनारभ्याग्निसंयोगात् ॥ ९ ॥**

**પદાર્થ** :—( वा ) અથવા ( अनाहिताग्नेः निर्देशः ) અનાહિતાગ્નિનો નિર્દેશ હોવાથી બન્નેનો અધિકાર નથી ( अनारभ्याग्निसंयोगात् ) સામાન્ય વિધિનો સંબંધ હોવાથી.

**ભાવાર્થ** :—ઉક્ત હોમ અનારભ્યાધીત એટલે સામાન્ય વિધિ છે અને તેની સાથે અનાહિતાગ્નિપદનો સંબંધ પણ જે અનાહિતાગ્નિ હોય તેનો જ અધિકાર છે. ॥ ૯ ॥

**पितृयज्ञे संयुक्तस्य पुनर्वचनम् ॥ १० ॥**

**પદાર્થ** :—( पितृयज्ञे ) પિતૃયજ્ઞમાં ( संयुक्तस्य ) સંયુક્ત થયેલું આહિતાગ્નિપદ ( पुनर्वचनम् ) પુનર્વચન છે.

ભાવાર્થ :—પિંડપિતૃયજ્ઞમાં તો અનાહિતાગ્નિને ઔપાસનમાં શ્રપણના ધર્મો અને હોમનું અલગ વિધાન છે માટે તેમાં તો બન્નેનો અધિકાર હોવો ઇષ્ટ છે પણ ચતુર્હોતૃહોમમાં એવું વિધાન નથી. માટે એ ચતુર્હોતૃહોમમાં તો અનાહિતાગ્નિનો જ અધિકાર છે. ॥ ૧૦ ॥

## અનાહિત અગ્નિઓમાં ઉપનયન-હોમો થઈ શકે છે એ અધિકરણનાં સૂત્રો સમજાવે છે.

પૂર્વપક્ષ **उपनयन्नादधीत होमसंयोगात् ॥ ११ ॥**

પદાર્થ :—( उपनयन् ) ઉપનયન કરનારે ( आदधीत ) અગ્ન્યાધાન કરવું જોઈએ ( होमसंयोगात् ) હોમનો સબંધ હોવાથી.

ભાવાર્થ :—જે પોતાનો ઉપનયન સંસ્કાર કરવા ઈચ્છે તેણે અગ્ન્યાધાન કરવું જોઈએ. કારણ કે जुहोति આદિપદથી સિદ્ધ થાય છે કે તેણે કેટલાક મંત્રો દ્વારા હોમ કરવાનો હોય છે. આ હોમ અગ્ન્યાધાન કર્યા વગર સંભવિત નથી. આહવનીય અગ્નિમાં જ હોમ થવો જોઈએ. લૌકિક અગ્નિમાં નહિ. આવું પૂર્વપક્ષનું માનવું છે. ॥ ૧૧ ॥

સિદ્ધાંત સૂત્ર **स्थपतीष्टिवल्लौकिके वा विद्याकर्मानुपूर्वत्वात् ॥ १२ ॥**

પદાર્થ :—( वा ) સિદ્ધાંત પક્ષને સૂચવે છે. ( विद्याकर्मानुपूर्वत्वात् ) વિદ્યા અને ઉપનયન રૂપ કર્મ પછી જ આધાન થઈ શકતું હોવાથી ( स्थपतीष्टिवत् ) નિષાદસ્થપતિની ઇષ્ટિની પેઠે ( लौकिके ) લૌકિક અગ્નિમાં જ હોમ કરવો.

ભાવાર્થ :—પ્રથમ ઉપનયન સંસ્કાર કરે અને પછી વિદ્યા અર્થાત્ વેદ-વિદ્યાનો અભ્યાસ કરે ત્યાર પછી જ અગ્ન્યાધાન થઈ શકે, તે પહેલાં નહિ. માટે જેમ નિષાદસ્થપતિની ઇષ્ટિ લૌકિક અગ્નિમાં થાય છે તેમ ઉપનયનને લગતા હોમો લૌકિક અગ્નિમાં જ કરવા. આહિતાગ્નિમાં નહિ. ॥ ૧૨ ॥

**आधानं च भार्यासंयुक्तम् ॥ १३ ॥**

પદાર્થ :—( च ) અને ( आधानम् ) અગ્ન્યાધાન ( भार्यासंयुक्तम् ) ભાર્યા સાથે હોય તો જ થઈ શકે.

ભાવાર્થ :—જો ભાર્યા સાથે હોય તો જ અગ્ન્યાધાન થઈ શકે, ઉપનયન સંસ્કાર કરનારને ભાર્યા હોતી નથી માટે તે અગ્ન્યાધાન ન કરી શકે ॥ ૧૩ ॥

**अकर्म चोर्ध्वमाधानात्तत्समवायो हि कर्मभिः ॥ १४ ॥**

પદાર્થ :—( च ) અને જો ઉપનયન કરવા પહેલાં આધાનને માટે ભાર્યા કરે તો ( ऊर्ध्वम् ) આધાન કર્યા પછી પરિણીત કરવામાં આવતી ભાર્યા સાથે ( अकर्म ) વૈદિક કર્મ થઈ શકશે નહિ ( हि ) કારણ કે ( कर्मभिः समवायः ) વૈદિક કર્મનો સંબંધ પૂર્વભાર્યા સાથે જ થયેલો હોય છે.

**ભાવાર્થ** :—કેટલાક એવી શંકા કરે છે કે અગ્ન્યાધાન કરવા માટે જ ઉપનયન પહેલાં એક ભાર્યા કરવી અને વેદ-વિદ્યાનો અભ્યાસ કર્યા પછી અને સમાવર્તન સંસ્કાર પામી બીજી ભાર્યા કરવી, એટલે પહેલી ભાર્યા આધાન રૂપ વૈદિક કર્મને માટે અને બીજી ભાર્યા પુત્રાદિ સંતાનને માટે આમ બે ભાર્યા કરે તો આહિત અગ્નિમાં હોમ કરવામાં કશો વાંધો આવતો નથી. ॥ ૧૪ ॥

**श्राद्धवदिति चेत ॥ १५ ॥**

**પદાર્થ** :—( श्राद्धवत् ) પિતૃયજ્ઞ પેઠે ( इति चेत् ) જો એમ કહેવામાં આવે તો

**ભાવાર્થ** :—પિતૃયજ્ઞ જેમ આહિત અગ્નિમાં તથા અનાહિત અગ્નિમાં કરવામાં આવે છે તેમ ઉપનયન હોમો પણ બન્ને અગ્નિમાં કરવામાં આવે તો ? આનો ઉત્તર આગળના સૂત્રમાં છે. ॥ ૧૫ ॥

**न श्रुति प्रतिषेधात ॥ १६ ॥**

**પદાર્થ** :—( न ) નહિ ( श्रुतिप्रतिषेधात ) શ્રુતિથી પ્રતિષિદ્ધ હોવાથી.

**ભાવાર્થ** :—શ્રુતિમાં કહેવામાં આવ્યું છે કે स्नात्वा उद्वहेत् અથાત્ વિદ્યાભ્યાસ કરી સ્નાતક થયા પછી ઉદ્વાહ અર્થાત્ લગ્ન કરવાં. આથી સ્પષ્ટ થાય છે કે ઉપનયનને માટે દારક્રિયાની જરૂર નથી અને ઉપનયન હોમ અસંસ્કૃત અગ્નિમાં કરવો. ॥ ૧૬ ॥

**सर्वार्थत्वाच्च पुत्रार्थो न प्रयोजयेत ॥ १७ ॥**

**પદાર્થ**:—( च ) અને ( सर्वार्थत्वात् ) સર્વ અર્થ માટે હોવાથી ( पुत्रार्थः ) પુત્રને માટે બીજી દારક્રિયા ( न प्रयोजयेत् ) કરવી નહિ.

**ભાવાર્થ** :—' धर्मे अर्थे च कामे च नातिचरितव्या ' ધર્મ અર્થ અને કામને માટે એક જ ભાર્યા હોય છે. માટે પુત્રને માટે બીજી ભાર્યા કરવી એ અયોગ્ય છે. સમાવર્તન પછી જે દારસંગ્રહ હોય છે તેનાથી જ ધર્મ અર્થ અને કામની સિદ્ધિ કરવી. ॥ ૧૭ ॥

**सोमपानात्तु प्रापणं द्वितीयस्य तस्मादुपयच्छेत् ॥ १८ ॥**

**પદાર્થ** :—( तु ) પણ ( सोमपानात् ) સોમપાનના અર્થવાદથી ( द्वितीयस्य ) બીજા દારકર્મનું ( प्रापणम् ) પ્રાપણ થાય છે ( तस्मात् ) માટે ( उपयच्छेत् ) બીજી ભાર્યા કરવી જોઇએ.

**ભાવાર્થ** :—सोमपो न द्वितीयां जायामभ्यूषयते સોમપાન કરનાર બીજી સ્ત્રી ન કરે. આ અર્થવાદથી એવુ સૂચન થાય છે કે સોમપાન ન કરનાર બીજી સ્ત્રી કરી શકે છે. આ સૂત્રમાં બીજી સ્ત્રી કરવાનો પ્રયત્ન છે પણ અર્થવાદથી જ કંઇ વિધાન સિદ્ધ થઇ શકતું નથી. અર્થવાદનો કોઇ વિધિ સાથે સંબંધ બતાવવો જોઇએ તો અર્થવાદનો નિંદા અથવા પ્રશંસા માટે ઉપયોગ છે પણ તે સંબંધ બતાવવામાં આવ્યો નથી, માટે બીજી સ્ત્રી કરવામાં કોઇ પ્રબળ કારણ નથી. વિદ્યાપ્રાપ્તિ પછી જ દારસંગ્રહ કરવો. ઉપનયન પહેલાં દારસંગ્રહ ન કરવો અને ઉપનયન હોમ અનાહિત અગ્નિમાં કરવો એજ સિદ્ધાંત છે. ॥ ૧૮ ॥

**पितृयज्ञे तु दर्शनात्प्रागाधानात्प्रतीयेत ॥ १९. ॥**

**પદાર્થ** :—( पितृयज्ञे तु ) પિતૃયજ્ઞમાં તો ( दर्शनात् ) વાકય મળતું હોવાથી ( आधानात्प्राक् प्रतीयेत ) આધાન પહેલાં પ્રતીત થાય છે.

**ભાવાર્થ** :—પિતૃયજ્ઞમાં તો વચન મળવાથી આહિતાગ્નિમાં અને અનાહિતાગ્નિમાં હોમ થઇ શકે પણ ઉપનયન પહેલાં અગ્ન્યાધાન કરવું એવું કોઇ વચન ન મળવાથી લૌકિક અગ્નિમાંજ ઉપનયન હોમ કરવો. ॥ ૧૯ ॥

## ' અનાહિતાગ્નિમાં સ્થપતીષ્ટિ કરવી ' એ અધિકરણના સૂત્રો સમજાવે છે.

**પૂર્વપક્ષ स्थपतीष्टिः प्रयाजवदग्न्याधेयं प्रयोजयेत्तादर्थ्याच्चापवृज्येत ॥ २० ॥**

**પદાર્થ** :—( स्थपतीष्टिः ) સ્થપતિ ઇષ્ટિ ( प्रयाजवत् ) પ્રયાજેની પેઠે ( अग्न्याधेयम् ) સંસ્કૃતિ અગ્નિમાં ( प्रयोजयेत् ) કરવી જોઇએ. ( तादर्थ्याच्चापवृज्येत ) ઇષ્ટિ માત્રને માટે અગ્નિનો ઉત્સર્ગ કરવો જોઇએ.

**ભાવાર્થ** :— निषादस्थपतिं याजयेत् એ વાકયથી સ્થપતિકર્તૃક જે ઇષ્ટિ કર્તવ્ય તરીકે પ્રતીત થાય છે, તે ઇષ્ટિ સંસ્કૃત અગ્નિમાં કરવી જોઇએ અર્થાત્ આહવનીય અગ્નિમાં કરવી જોઇએ. જેવી રીતે અશ્રુત પ્રયાજે કરવા પડે છે તેવી રીતે સ્થપતિને અશ્રુત અગ્ન્યાધાન પણ માનવું જોઇએ, ભાવાર્થ એ છે કે સ્થપતિએ આહવનીય-અગ્નિમાં ઇષ્ટિ કરવી એવું પૂર્વપક્ષનું માનવું છે. ॥ ૨૦ ॥

**સિદ્ધાંત સૂત્ર अपि वा लौकिकेऽग्नौ स्यादाधानस्यासर्वशेषत्वात् ॥ २१ ॥**

**પદાર્થ** —( अपि वा ) આ બન્ને શબ્દ પૂર્વપક્ષની વ્યાવૃત્તિ સૂચવે છે ( लौकिके अग्नौ ) લૌકિક અગ્નિમાં ( स्यात् ) ઇષ્ટિ કરવી જોઇએ. ( आधानस्य असर्वशेषत्वात् ) આધાન સર્વનું અંગ ન હોવાથી.

**ભાવાર્થ** :—સ્થપતિની ઇષ્ટિ લૌકિક અગ્નિમાં થવી જોઇએ. સર્વ પુરુષકર્તૃક યજ્ઞનું અંગ આધાન બની શકતું નથી. આધાનોત્પત્તિ વાકયમાં ત્રૈવર્ણિકર્તૃકનું શ્રવણ છે. એટલે જે ત્રૈવર્ણિક હોય તેણે જ સંસ્કૃતાગ્નિમાં ઇષ્ટિ કરવી જોઇએ. સ્થપતિની ગણત્રી ત્રૈવર્ણિકમાં નથી માટે તેણે લૌકિક અગ્નિમાં ઇષ્ટિ કરવી જોઇએ. ॥ ૨૧ ॥

## અવકીર્ણિ પશ્વનુષ્ઠાન અનાહિતાગ્નિમાં થવું જોઇએ એ અધિકરણ સમજાવે છે.

**अवकीर्णि-पशुश्च तद्वदाधानस्याप्राप्तकालत्वात् ॥ २२ ॥**

**પદાર્થ** :—( च ) અને ( अवकीर्णि-पशुः ) અવકીર્ણિ બ્રહ્મચારી અર્થાત્ જેનું બ્રહ્મચર્યવ્રત ભ્રષ્ટ થયું હોય તેણે પશુ દાનમાં આપવાનું અને તદર્થ ઇષ્ટિપણ કર્તવ્ય હોય છે. ( तद्वत् ) તેની પેઠે ( आधानस्य अप्राप्तकालत्वात् ) આધાન પ્રાપ્ત હોતું નથી.

ભાવાર્થ :—જે બ્રહ્મચારી હોઇ બ્રહ્મચર્યવ્રતનો નાશ કરે છે તે અવકીર્ણી કહેવાય છે. એવા અવકીર્ણી પણ अवकीर्णी नैर्ऋतं गर्दभमालभेत આ વાકયથી ઇષ્ટિ પ્રાપ્ત છે. એ ઇષ્ટિ તેણે સ્થપતિકર્તૃક ઇષ્ટિ પેઠે લૌકિક અગ્નિમાં કરવી જોઇએ. આહવનીય અગ્નિમાં નહિ, કારણ કે બ્રહ્મચારીને અગ્ન્યાધાન હોતું નથી, એ તો વિવાહ સમયે જ અગ્ન્યાધાન કરે છે. માટે અવકીર્ણી બ્રહ્મચારીએ લૌકિક અગ્નિમાં ઇષ્ટિ કરવી જોઇએ, આ ઇષ્ટિ પ્રાયશ્ચિતરૂપ હોય છે. ॥ ૨૨ ॥

'દૈવકર્મો ઉદગયનાદિ કાળમાં કર્તવ્ય હોય છે'
એ અધિકરણ સંબંધી સૂત્રો.

**उदगयनपूर्वपक्षाहः पुण्याहेषु दैवानि स्मृतिरूपान्यार्थदर्शनात् ॥ २३ ॥**

પદાર્થ :—( दैवानि ) હોમ આદિ દૈવ કર્મ ( उदगयनपूर्वपक्षाहः पुण्याहेषु ) ઉત્તરાયણ, શુક્લપક્ષ, દિવસ આદિ પવિત્ર દિવસોમાં કર્તવ્ય છે ( स्मृतिरूपान्यार्थदर्शनात् ) સ્મૃતિ આદિ ધર્મગ્રન્થોમાં એવો ઉલ્લેખ જોવાથી.

ભાવાર્થ :—ઉપનયન ચૌલ આદિ જે દૈવ કર્મ હોય છે તે ઉત્તરાયણ, શુક્લપક્ષ, દિવસ આદિ પવિત્ર સમયમાં કરવાં જોઇએ, અર્થાત્ ઉક્ત સમયમાં જે તિથિ અનુકૂલ અને યજમાનને શાંતિ અને આનંદપ્રદ લાગે તે તિથિમાં કરવાં. ॥ ૨૩

**अहनि च कर्मसाकल्यम् ॥ २४ ॥**

પદાર્થ :—( च ) અને ( अहनि ) દિવસમાં ( कर्मसाकल्यम् ) સર્વ કર્મ કરવાં.

ભાવાર્થ :—ઉપર કહેવામાં આવેલાં બધાં જ દૈવ કર્મ દિવસમાં જ કરવાં જોઇએ. રાત્રે નહિ. ॥ ૨૪ ॥

પિત્ર્યકર્મ અપરપક્ષાદિમાં કર્તવ્ય છે એ અધિકરણનાં સૂત્રો

**इतरेषु च पित्र्याणि ॥ २५ ॥**

પદાર્થ :—( च ) અને ( इतरेषु ) બીજા સમયમાં ( पित्र्याणि ) પિત્ર્ય કર્મ કરવાં.

ભાવાર્થ :—દક્ષિણાયન અને અપરપક્ષ આદિ કાળમાં પિત્ર્યકર્મ કરવાનાં હોય છે. ॥ ૨૫ ॥

જ્યોતિષ્ટોમાંગ યાચ્ઞા ક્રયનું નિત્યતાધિકરણ

**याच्ञाक्रयणमविद्यमाने लोकवत् ॥ २६ ॥**

પદાર્થ :—( अविद्यमाने ) વિદ્યમાન ન હોય તો ( याच्ञाक्रयणम् ) યાચ્ઞા અને ક્રયણ કરવું ( लोकवत् ) વ્યવહારમાં જેમ બને છે તેમ.

ભાવાર્થ :—લોકવ્યવહારમાં જે વસ્તુ પોતાની પાસે ન હોય અને તેની જરૂર હોય તો મેળવવા પ્રયત્ન કરવામાં આવે છે તેજ પ્રમાણે જ્યોતિષ્ટોમમાં જે વિધાન છે કે द्वादशरात्री-

दीक्षितो भृतिं वन्वीत બાર રાત્રિસુધી દીક્ષા પામેલાએ ભૃતિ માગવી જોઇએ. अरुणया पिङ्गाक्ष्या सोमं क्रीणाति લાલ અને પીંગળી આંખવાળી ગાય આપી સોમને ખરીદવો આ ભિક્ષા અને સોમ-ક્રય જો પોતા પાસે સોમ ન હોય તો કરવાં. આવું પૂર્વપક્ષનું મંતવ્ય છે. જો અપેક્ષિત વસ્તુ અને સોમ પોતા પાસે હોય તો ભિક્ષા અને સોમક્રય નકામાં થઇ જાય છે. ॥ ૨૬ ॥

## नियतं वार्थवत्त्वात् ॥ २७ ॥

**પદાર્થ** :—( वा ) અથવા ( नियतम् ) નિયમથી તે કર્મો કરવાં. ( अर्थवत्वात् ) ઉક્ત કર્મ જ્યોતિષ્ટોમપ્રયુક્ત હોવાથી

**ભાવાર્થ** :—ઉપરનાં બન્ને કર્મ જ્યોતિષ્ટોમના અંગ હોવાથી અપેક્ષિત દ્રવ્ય પોતા પાસે હોય તથા સોમ પણ હોય તો પણ કરવાં જોઇએ, કારણ કે તેમ કરવામાં અર્થવત્તા છે. અર્થાત્ શાસ્ત્ર અર્થવત્ થાય છે. ॥ ૨૭ ॥

### જ્યોતિષ્ટોમમાં પયોવ્રત આદિપણ નિત્ય હોય છે એ અધિકરણને સમજાવે છે.

## तथा भैक्षप्रैषाच्छादनसंज्ञप्तहोमद्वेषम् ॥ २८ ॥

**પદાર્થ** :—( तथा ) તેજ પ્રમાણે ( भैक्षप्रैषाच्छादानसंज्ञप्तहोमद्वेषम् ) ભૈક્ષ, પ્રૈષ, આચ્છાદન, સંજ્ઞપ્ત હોમ, દ્વેષ પણ કરવાં.

**ભાવાર્થ** :—દૂધ પીને રહેવું વગેરે જે કંઇ શાસ્ત્રમાં કર્તવ્ય તરીકે જે તે આર્ષવાક્ય દ્વારા બતાવવામાં આવ્યા છે તે તે બધાં તે તે શાસ્ત્રીય વચન પ્રમાણે કરવાં જોઇએ. આ સંબંધમાં વિશેષ જિજ્ઞાસાવાળાએ શાબરભાષ્ય આદિ ગ્રંથો જોવા. ॥ ૨૮ ॥

### અપરરાત્રે વ્રત નિયમથી કર્તવ્ય નથી. એ અધિકરણ સમજાવે છે.

## अनर्थकं त्वनित्यं स्यात् ॥ २९ ॥

**પદાર્થ** :—( अनर्थकम् ) વ્યર્થ થાય છે ( तु ) માટે ( अनित्यम् ) અનિત્ય ( स्यात् ) છે.

**ભાવાર્થ** :—જ્યોતિષ્ટોમમાં ઉલ્લેખ છે કે मध्यंदिने अपररात्रे वा व्रतं व्रतयति બપોરે અથવા રાત્રિના પાછલા ભાગમાં વ્રત ભોજન કરવું, આ નિયમ તરીકે ન સમજવું. જે સમયે પોતાને એમ લાગે કે આ વખતે દૂધપાન કરવાથી મને સારી રીતે પચી જશે તે જ વખતે વ્રતાર્થ દૂધ-પાન આદિ કરવું. અજીર્ણ થાય એવા કાળમાં વ્રતભોજન કરવું નહિ. માટે વ્રત-ભોજનનો કાળ અનિયત છે. ॥ ૨૯ ॥

### ' છાગમાં જ અગ્નીષોમીય પશુતા છે. ' એ અધિકરણને સમજાવે છે.

પૂર્વપક્ષ સૂત્ર

## पशुचोदनायामनियमोऽविशेषात् ॥ ३० ॥

**પદાર્થ** :—( पशुचोदनायाम् ) પશુ વિધાનમાં ( अनियमः ) નિયમ નથી ( अविशेषात् ) વિશેષ ન હોવાથી.

**ભાવાર્થ** :--अग्नीषोमीयं पशुमालभेत આ વાકયમાં પશુનું દાન કરવા જે બતાવ્યું છે તે કોઇ ખાસ પશુ માટે નથી કારણકે પશુ સામાન્યનો જ નિર્દેશ છે. ॥ ૩૦ ॥

**સિદ્ધાંત સૂત્ર**　　　　　**छागो वा मन्त्रवर्णनात् ॥ ३१ ॥**

**પદાર્થ** :—( वा ) અથવા ( छागः ) છાગનું દાન કરવું ( मन्त्रवर्णनात् ) મંત્રમાં વર્ણન હોવાથી.

**ભાવાર્થ** :—છાગનું જ દાન કરવું જોઇએ ગમે તે પશુનું નહિ કારણ કે મંત્રમાં છાગનું જ વર્ણન છે.

**न चोदनाविरोधात ॥ ३२ ॥**

**પદાર્થ** :--( न ) નહિ ( चोदनाविरोधात् ) વિધિ વાકય સાથે વિરોધ આવવાથી.

**ભાવાર્થ** :—જે મંત્રમાં વર્ણન કરવામાં આવ્યું છે તે કોઇ વિધિ વાકય નથી, મંત્ર કરતાં વિધિ વાકય પ્રબળ હોય છે માટે વિધિ વાકય પ્રમાણે પશુ સામાન્યનું દાન હોવું જોઇએ. ॥ ૩૨ ॥

**आर्षेयवदिति चेत् ॥ ३३ ॥**

**પદાર્થ** :—( आर्षेयवत् ) आर्षेयं वृणीते આ વાકયથી જેમ ત્રણ ઋષિનું વરણ થાય છે. તેમ ( इति चेत् ) જો એમ માનવામાં આવે તો ! ઉત્તર આગળના સૂત્રમાં છે.

**ભાવાર્થ** :—आर्षेयं वृणीते આ વાકયમાં ઋષિનું વરણ કરવા કહ્યું છે પણ કેટલા ? એ કહ્યું નથી છતાં ત્રણમાં જ સંકોચ કરી વરણ કરવામાં આવે છે. તેજ પ્રમાણે પશુ સામાન્યમાંથી છાગમાં સંકોચ કરવો. ॥ ૩૩ ॥

**न तत्र ह्यचोदितत्वात् ॥ ३४ ॥**

**પદાર્થ** :—( न ) નહિ ( तत्र ) છાગમાં ( हि ) નિશ્ચયાર્થક છે ( अचोदितत्वात् ) વિધિનો અભાવ હોવાથી.

**ભાવાર્થ** :—આર્ષસ્થળમાં ત્રિત્વ રૂપે સંકોચ કરવામાં વિધાન છે પણ પ્રકૃતમાં એવું વિધાન નથી માટે દૃષ્ટાન્તમાં વિષમતા છે. ॥ ૩૪ ॥

**नियमो वैकार्थ्यं ह्यर्थभेदाद्भेदः पृथक्त्वेनाभिधानात् ॥ ३५ ॥**

**પદાર્થ** :--( वा ) અથવા ( नियमः ) નિયમ છે. ( ऐकार्थ्यम् ) એકાર્થતા છે. ( हि ) કારણ કે જ્યાં ( अर्थभेदात् ) અર્થનો ભેદ હોય ત્યાં વિધિ અને મંત્રવર્ણનમાં ( भेदः ) ભેદ માનવો જોઇએ. ( पृथक्त्वेन ) પરસ્પર વિરોધથી ( अभिधानात् ) કથન થતું હોવાથી.

**ભાવાર્થ** :—જ્યાં છાગત્વ છે ત્યાં પશુત્વ છે આ પ્રમાણે છાગ અને પશુની એકતા હોવાથી મંત્રલિંગ અને વિધ્યર્થમાં ભેદ ગણવો ન જોઇએ માટે મંત્રલિંગ દુર્બલ હોવા છતાં

વિધિથી તેનો બાધ થતો નથી. દુર્બળ મંત્રલિંગ કંઇ વિધિ શબ્દના શકયાર્થનો બાધ કરતો નથી. માટે પશુ શબ્દથી છાગનું ગ્રહણ થવું જોઇએ. ॥ ૩૫ ॥

**अनियमो वार्थान्तरत्वादन्यत्वं व्यतिरेकशब्दभेदाभ्याम् ॥ ३६ ॥**

પદાર્થ :—( वा ) અથવા ( अर्थान्तरत्वात् ) ભિન્ન અર્થ હોવાથી ( अन्यत्वम् ) ભેદ છે. ( व्यतिरेकशब्दभेदाभ्याम् ) વ્યતિરેક અને ભિન્નશબ્દની વાચ્યતા હોવાથી. ( अनियमः ) નિયમ નથી.

ભાવાર્થ :—છાગત્વનો જ્યાં અભાવ છે ત્યાં પશુત્વ પણ છે. આ ઉપરથી સમજાય છે કે છાગ અને પશુ બન્ને શબ્દ સમાનાર્થક નથી. આ કારણથી પશુ શબ્દથી છાગનું ગ્રહણ ન થવુ જોઇએ. ॥ ૩૬ ॥

**रूपाल्लिङ्गाच्च ॥ ३७ ॥**

પદાર્થ :—( रूपात् ) રૂપથી ( च ) અને ( लिङ्गात् ) લિંગથી.

ભાવાર્થ :—छिद् ધાતુથી અને गम् ધાતુથી છાગ શબ્દ નિષ્પન્ન થાય છે માટે छिन्नगमनोऽश्वोऽपि छागः જેની ગતિ અટકી પડી હોય તે છાગ આવા અર્થથી તો અશ્વ પણ 'છાગ' પદવાચ્ય હોઇ શકે. માટે મંત્રવર્ણ પ્રમાણે અશ્વપણ લઇ શકાય. ॥ ૩૭ ॥

**छागे न कर्माख्या रूपलिङ्गाभ्याम् ॥ ३८ ॥**

પદાર્થ :—( छागे ) છાગમાં ( न कर्माख्या ) કર્મ-આખ્યા નથી. ( रूपलिङ्गाभ्याम् ) રૂપ અને લિંગથી.

ભાવાર્થ :—છાગ શબ્દનો 'છિન્નગમન' અર્થ કરવો એ તો અવયવાર્થ માત્ર છે. સમુદાયનો અર્થ નથી. અવયવાર્થ કરતાં સમુદાયાર્થની પ્રસિદ્ધિ હોય છે. અવયવાર્થની પ્રસિદ્ધિથી સમુદાયાર્થની પ્રસિદ્ધિનો બાધ ન થવો જોઇએ. માટે છાગપદથી અશ્વનું ગ્રહણ થઇ શકે નહિ. ॥ ૩૮ ॥

**रूपान्यत्वान्न जातिशब्दः स्यात् ॥ ३९ ॥**

પદાર્થ :—( रूपान्यत्वात् ) રૂપભેદ હોવાથી ( जातिशब्दः ) જાતિવાચક શબ્દ ( न स्यात् ) નથી.

ભાવાર્થ :—કેટલાક છાગ શબ્દને વયોવાચક માને છે. એ લોકોના મત પ્રમાણે વયોવાચક માનવામાં આવે તોપણ અજાપતિગત જ વય લેવું જોઇએ. એટલે છાગ શબ્દ કેવળ વયોવાચક નથી કિન્તુ છાગત્વવિશિષ્ટ વયનો વાચક છે. એટલે ઉક્ત પ્રકૃત વાક્યમાં પશુ પદથી છાગ જ લેવો જોઇએ. छागः छगलः बस्तः આ શબ્દ વયોવાચક છે. આ કારણથી છાગ શબ્દ નિયમિત થાય છે. ॥ ૩૯ ॥

विकारो नौत्पत्तिकत्वात् ॥ ४० ॥

પદાર્થ :—( न विकारः ) શબ્દનો અર્થ કલ્પિત નથી ( औत्पत्तिकत्वात् ) સ્વાભાવિક સંબંધ હોવાથી.

ભાવાર્થ :—શબ્દનો અર્થ વેદમાં કલ્પિત નથી, પણ નામ અને નામીનો નિત્ય સંબંધ છે. એટલે છાગ શબ્દનો અર્થ સમુદાય પ્રસિદ્ધિ અર્થાત્ જાતિ જ લેવો જોઇએ અર્થાત્ છાગ શબ્દ જાતિ વાચક છે. ૧-૧-૭ સૂત્રમાં શબ્દ અને અર્થની નિત્યતા સિદ્ધ કરવામાં આવી છે. ॥ ૪૦ ॥

स नैमित्तिकः पशोर्गुणस्याचोदितत्वात् ॥ ४१ ॥

પદાર્થ :—( सः ) છાગશબ્દ ( नैमित्तिकः ) કોઈ નિમિત્તને લીધે વ્યવહારમાં પ્રચલિત નથી ( पशोः ) પશુના ( गुणस्य ) ગુણનું ( अचोदितत्वात् ) વિધાન ન હોવાથી

ભાવાર્થ :—છાગ શબ્દ કોઇ છિદ્ર આદિ નિમિત્તને લીધે પ્રચલિત નથી તેમ છાગ શબ્દ વાચ્ય અર્થનું દાન તરીકેનું જે વિધાન છે તે પણ કોઇ નિમિત્તને લીધે વિધાન નથી. માટે સમુદાયથી જે અર્થ પ્રસિદ્ધ થાય છે તે જ છાગ શબ્દનો અર્થ સમજવો. ॥ ૪૧ ॥

जातेर्वा तत्प्रायवचनार्थवत्त्वाभ्याम् ॥ ४२ ॥

પદાર્થ :—( वा ) નિશ્ચયાર્થક છે. ( जातेः ) જાતિવાચક હોવાથી ( तत्प्रायवचनार्थवत्त्वाभ्याम् ) પ્રયોગના બાહુલ્યથી તથા વિધાનની અર્થવત્તા થઇ શકતી હોવાથી છાગ શબ્દ જાતિવાચક જ છે.

ભાવાર્થ :—છાગ શબ્દ જાતિવાચક જ હોવામાં પ્રયોગનું બાહુલ્ય તથા દાનરૂપ વિધાનનું સાર્થક્ય કારણ રૂપે છે. આ કારણથી છાગ શબ્દ જાતિવાચક જ સમજવો. ॥ ૪૨ ॥

इति मीमांसागुर्जरभाष्ये षष्ठाध्यायस्याष्टमः पादः ॥



अथ सप्तमाध्यायस्य प्रथमः पादः

પ્રયાજાદિ ધર્મો અપૂર્વપ્રયુક્ત છે એ અધિકરણને સમજાવે છે.

श्रुतिप्रमाणत्वाच्छेषाणां मुख्यभेदे यथाधिकारं भावः स्यात् ॥ १ ॥

પદાર્થ :—( मुख्यभेदे ) મુખ્ય અર્થાત્ અપૂર્વ. અપૂર્વોનો ભેદ હોવાથી ( शेषाणाम् ) પ્રયાજાદિ જે શેષ છે તે ( यथाधिकारम् ) પ્રકરણ પ્રમાણે ( भावः स्यात् ) વ્યવસ્થા થાય છે. ( श्रुतिप्रमाणत्वात् ) અમુક ધર્મ અમુક યાગનો શેષ છે એ કેવળ શ્રુતિગમ્ય હોવાથી.

ભાવાર્થ :—પ્રથમ ૭ અધ્યાયમાં પ્રત્યક્ષધર્મોનો વિચાર કરવામાં આવ્યો છે અને હવે જે ૭ અધ્યાય છે તેમાં આતિદેશિક ધર્મોનો વિચાર કરવામાં આવશે. પ્રયાજાદિ ધર્મો

દર્શપૂર્ણ માસ સમીપ પઠિત છે તે શું દર્શપૂર્ણમાસ યાગને માટે જ છે કે જેટલા યાગ છે તે બધાને માટે છે ? આ પ્રશ્નનું નિરાકરણ આ પ્રમાણે છે. અપૂર્વનો ભેદ હોવાથી પ્રયાજાદિ જે પ્રકરણમાં પઠિત હોય છે તેના જ શેષ ગણાય છે માટે દર્શપૂર્ણમાસમાં કથંભાવરૂપ આકાંક્ષાથી અન્વિત થયેલા પ્રયાજાદિ ધર્મો દર્શપૂર્ણમાસમાં જ રહેશે, એ ધર્મો બીજા યાગમાં વિહિત તરીકે જઇ શકશે નહિ. ॥ ૧ ॥

હવે ઉક્ત સિદ્ધાંતમાં પૂર્વપક્ષ કરે છે.

**उत्पत्त्यर्थाविभागाद्वा सत्ववदैक्यधर्म्यं स्यात् ॥ २ ॥**

**પદાર્થ** :—( वा ) ( उत्पत्त्यर्था विभागात् ) યજ્ ધાતુના અર્થનો વિભાગ ન હોવાથી ( सत्त्ववत् ) ગોત્વાદિ જાતિ પેઠે ( ऐक्यधर्म्यं स्यात् ) એકયધર્મ્ય છે.

**ભાવાર્થ** —યાગજન્ય અપૂર્વ એક જ હોય છે તેથી યાગમાં બતાવેલા ધર્મો સર્વ યાગોને માટે છે. જેમ ' गौः पदा न स्प्रष्टव्या ' ગાયને પગથી સ્પર્શ કરવો નહિ. આ ઠેકાણે કોઇ અમુક ગાયનો સ્પર્શ નિષિદ્ધ છે એમ નહિ પણ સર્વ ગાયોનો સ્પર્શ નિષદ્ધ છે એમ સમજવું. કારણ કે ગોશબ્દનો અર્થ ગોત્વ જાતિ છે અને તે એક છે. સ્પર્શનિષિદ્ધ સર્વ ગાયમાં અન્વય છે તેમ યાગમાં બતાવેલા ધર્મો સર્વ યાગને લાગુ પડે છે. ॥ ૨ ॥

સિદ્ધાંત સૂત્ર **चोदनाविशेषभावाद्वा तद्भेदाद्व्यवतिष्ठेरन्नुत्पत्तेर्गुणभूतत्वात् ॥ ३ ॥**

**પદાર્થ** :—( वा ) અથવા ( उत्पत्तेः ) દર્શપૂર્ણમાસ નામ કર્મોની ઉત્પત્તિ એટલે અપૂર્વમાં ( गुणभूतत्वात् ) ગૌણતા હોવાથી ( चोदनाविशेषभावात् ) यजेत ઇત્યાદિ વિધિ એકદેશરૂપ હોવાથી ( तद्भेदात् ) અપૂર્વના ભેદ હોવાથી ( व्यवतिष्ठेरन् ) પ્રતિયાગ વ્યવસ્થિત છે.

**ભાવાર્થ** :—પ્રયાજાદિરૂપ જે ધર્મો છે તે યાગમાં જે અન્વિત થાય છે તે કથંભાવરૂપ આકાંક્ષાથી થાય છે. જેમકે " યાગથી અપૂર્વ ઉત્પન્ન કરે " અહીં એ આકાંક્ષા ઉત્પન્ન થાય છે કે અપૂર્વ કેવી રીતે ઉત્પન્ન કરવું, તો ઉત્તર એ છે કે પ્રયાજાદિ યાગના અંગોનું અનુષ્ઠાન કરીને આ પ્રમાણે જે અંગોનું વિધાન કર્યું હોય તે અંગોનો તે યાગમાં જ સમાવેશ થાય છે. સર્વ યાગમાં નહિ. પ્રતિનિયતયાગાંગોના અનુષ્ઠાનથી જ અપૂર્વ ઉત્પન્ન થઇ શકે છે. એવું વિધિનું તાત્પર્ય છે. માટે પ્રયાજાદિ ધર્મો દર્શપૂર્ણમાસનામક યાગના જ ધર્મો છે બીજા યાગના નહિ. ॥ ૩ ॥

**सत्वे लक्षणसंयोगात्सार्वत्रिकं प्रतीयेत ॥ ४ ॥**

**પદાર્થ** :—( सत्वे ) ગોવ્યક્તિમાં ( लक्षणसंयोगात् ) લક્ષણાર્થ વ્યક્તિ સાથે સંબંધ હોવાથી ( सार्वत्रिकम् ) સર્વ ગાયોમાં ( प्रतीयेत ) પ્રતીતિ થાય છે.

**ભાવાર્થ** :—गौः पदा न स्प्रष्टव्या આ વાક્યમાં ગોપદથી નિખિલ ગાયોની જે પ્રતીતિ થાય છે તેનું કારણ આ પ્રમાણે છે. गो શબ્દનો અર્થ ગોત્વરૂપ જાતિ છે અને તે નિખિલ ગોસંબદ્ધ એક જ છે. હવે ગોત્વ સાથે પાદનો સ્પર્શ થઇ શકે નહિ, માટે ગોત્વસંબંધી ગોવ્યક્તિ

ગોપદ વાચ્ય છે આવું લક્ષણાવૃત્તિથી સ્વીકારમાં આવે છે. આ પ્રમાણે ગોત્વનો સંબંધ સર્વ ગોવ્યક્તિ સાથે હોવાથી નિખિલ ગાય સાથે પાદસ્પર્શ નિષિદ્ધ થાય છે. પણ અહીં તો યાગ તો ગૌણ છે અને યાગ જન્ય અપૂર્વ મુખ્ય છે. માટે યાગમાં બતાવેલા ધર્મો અપૂર્વને માટે હોય છે. તેથી પ્રયાજાદિ બધા યાગને લીધે પ્રયુક્ત નથી પણ વિશિષ્ટ અપૂર્વને લીધે પ્રયુક્ત છે. અર્થાત્ યાગ કરવો છે માટે પ્રયાજાદિ અંગોવિહિત નથી પણ વિશિષ્ટ અપૂર્વ ઉત્પન્ન કરવું છે માટે પ્રયાજાદિ ધર્મો વિહિત છે. તેથી સર્વયાગો સાથે પ્રયાજાદિ ધર્મોનો સંબંધ નથી. ॥ ૪ ॥

## ફરીથી પૂર્વપક્ષનું ઉત્થાન થાય છે.

**अविभागात्तु नैवं स्यात् ॥ ५ ॥**

**પદાર્થ** :—( तु ) પણ ( अविभागात् ) યાગ સાથે કારણ તરીકે સંયુક્ત હોવાથી ( एवं न स्यात् ) એ પ્રમાણે નથી.

**ભાવાર્થ** :—પ્રયાજાદિ અંગોનો સંબંધ યાગ સાથે છે એ તો પ્રત્યક્ષ છે. દ્રવ્ય, દેવતા, મંત્ર અને અગ્નિ એ યાગનાં કારણ છે એ તો પ્રત્યક્ષરૂપે જાણી શકાય છે. અને અપૂર્વનાં એ કારણ છે એ તો અનુમાનથી જાણી શકાય છે કારણ કે અપૂર્વ કોઇ પ્રત્યક્ષવ્યક્તિ નથી. આ કારણથી અનુમાન કરતાં પ્રત્યક્ષ બળવાન્ હોય છે. માટે યાગપ્રયુક્ત પ્રયાજાદિ ધર્મો છે અને તેનો સંબંધ સર્વયાગો સાથે ઉપર બતાવેલી યુક્તિથી સિદ્ધ થાય છે. ॥ ૫ ॥

**द्व्यर्थं च विप्रतिषिद्धम् ॥ ६ ॥**

**પદાર્થ** :—( च ) અને ( द्व्यर्थम् ) બે અર્થો માનવા ( विप्रतिषिद्धम् ) અન્યાય્ય છે.

**ભાવાર્થ** :—જો દર્શપૂર્ણમાસને માટે જ પ્રયાજાદિ હોય તો સૌર્યયાગમાં પ્રયાજ ન હોવાને કારણે प्रयाजे प्रयाजे कृष्णलं जुहोति આ એકજ વાક્યથી યાગને ઉદ્દેશીને પ્રયાજનું વિધાન કરવું જોઇએ અને પ્રયાજને ઉદ્દેશીને કૃષ્ણલનું વિધાન કરવું જોઇએ આવી રીતે એક જ વાકયના બે અર્થ માનવા એ અન્યાય છે. માટે પ્રયાજાદિ સર્વ યાગોના ધર્મ છે એમ માનવું જોઇએ ॥ ૬ ॥

**સિદ્ધાંત પક્ષનું સૂત્ર**　　**उत्पत्तौ विध्यभावाद्वा चोदनायां प्रवृत्तिः स्यात्ततश्च कर्मभेदः स्यात् ॥ ७ ॥**

**પદાર્થ** :—( वा ) અથવા ( चोदनायाम् ) અપૂર્વમાં ( प्रवृत्तिः स्यात् ) પ્રયાજાદિ ધર્મોની પ્રવૃત્તિ છે. ( उत्पत्तौ ) યાગમાં ( विध्यभावाद् ) ધર્મોની વિધિ ન હોવાથી ( ततः ) તેથી ( कर्मभेदः ) અપૂર્વનો અર્થાત્ ધાતુના અર્થનો ભેદ છે.

**ભાવાર્થ** :—અપૂર્વને માટે જ પ્રયાજાદિ ધર્મોનું પ્રવર્તન છે. યાગને ખાતર જ પ્રયાજાદિ ધર્મોનું વિધાન નથી તેથી અપૂર્વનો ભેદ છે. કારણ કે અપૂર્વ જ ફલવત્ છે. યાગમાં પ્રયાજોનું માત્ર શ્રવણ થાય છે અને યાગમાં તેનું અનુષ્ઠાન પણ થાય છે એટલા

ખાતર તે યાગને માટે જ છે એમ કહી શકાય નહિ જેમ કપડા ઉપર રંગ ચઢાવવામાં આવે છે તે કપડાને માટે નથી તથા તે રંગનો પ્રયોગ પણ કપડામાં જ થાય છે તેટલાથી તે કપડા માટે માની શકાય નહિ પણ એ કપડાનો ઉપયોગ કરનાર સ્ત્રી અથવા પુરુષને માટે તે રંગ છે. તેમ યાગમાં થતા પ્રયાજાદિ ધર્મો યાગ માટે નહિ પણ તજ્જન્ય અપૂર્વ માટે જ છે. ॥ ૭ ॥

આક્ષેપ સૂત્ર  यदि वाप्यभिधानवत्सामान्यात् सर्वधर्मः स्यात् ॥ ८ ॥

**પદાર્થ** :—( यदि वा ) અથવા ( अभिधानवत् ) સર્વધર્મોનું ફળ અપૂર્વ એ નામ ( सामान्यात् ) સમાન હોવાથી ( सर्वधर्मः ) ધર્મો પણ સમાન ( स्यात् ) હોવા જોઇએ.

**ભાવાર્થ** :—સર્વધર્મોનું પ્રયોજક અપૂર્વ છે અને તે સર્વધર્મોનું સમાન જ છે એટલે કે પ્રયાજાદિ ધર્મજન્ય જે જે વ્યાપાર ઉત્પન્ન થાય છે તેનું અપૂર્વ એવું સામાન્ય નામ છે. તે જ પ્રમાણે ધર્મો પણ સર્વ અપૂર્વ પ્રત્યે સમાન જ હોવા જોઇએ. यथा वाहीकोऽतिथिरागतः यवान्नमस्मै प्रक्रियताम् इत्युक्ते यो यो वाहीकस्तस्य तस्य यवान्नं क्रियते एवम् इहापि एकस्य अपूर्वस्य ये धर्माः श्रुताः ते सर्वापूर्वाणां भवितुमर्हन्ति ॥ ઇતિ શાબરભાષ્ય. જેમ:-વાહીક ( રબારી, ભરવાડ ) અતિથિ આવ્યો છે તેને જવનો ખોરાક આપવો. જે જે વાહીક આવે તે બધાને માટે જવનો ખોરાક એક સરખો જ હોય છે તેમ અહીં પણ જેટલાં અપૂર્વો હોય તે બધાના ધર્મ એક સરખા જ હોવા જોઇએ. આ કારણથી પ્રયાજાદિ ધર્મો સર્વ અપૂર્વો પ્રત્યે સમાન જ હોવા જોઇએ. એટલે સર્વયાગોમાં ઉક્ત ધર્મો કરવા જ જોઇએ. ॥ ૮ ॥

આક્ષેપ નિરાકરણ સૂત્ર.

अर्थस्य त्वविभक्तत्वात्तथा स्यादभिधानेषु पूर्ववत्त्वात्प्रयोगस्य कर्मणः

शब्दभाव्यत्वाद् विभागाच्छेषाणामप्रवृत्तिः स्यात् ॥ ९ ॥

**પદાર્થ** :—( तु ) પણ ( अर्थस्य ) વાહીકદેશ સંબંધનો ( अविभक्तत्वात् ) નિયત હોવાથી ( तथा स्यात् ) તે પ્રમાણે થાય છે. ( अभिधानेषु ) અપૂર્વરૂપ નામોમાં ( प्रयोगस्य ) ઉક્ત વાક્ય પ્રયોગ ( पूर्ववत्वात् ) પ્રથમ પણ અનેકવાર થયેલો હોવાથી એમ બને છે પણ ( कर्मणः ) અપૂર્વ તો ( शब्दभाव्यत्वात् ) વૈદિક વાક્યોથી જ જાણી શકાતું હોવાથી, ભેદ છે ( शेषाणाम् ) માટે પ્રયાજાદિની સર્વત્ર ( अप्रवृत्तिः स्यात् ) પ્રવૃત્તિ થતી નથી.

**ભાવાર્થ** :—વાહીકનું દૃષ્ટાંત પ્રકૃત સ્થળમાં લાગી શકતું નથી. વાહીકનો દેશ સાથે જે સંબંધ બને છે તે જ સમાન હોય છે જેટલા વાહીક પુરુષો અમુક દેશમાં આવે તેને જવનો ખોરાક આપવો અહીં દેશનો સંબંધ જ. સમાન છે અને આ સંબંધ પ્રત્યક્ષ અને અનુમાનથી જાણી શકાય છે. કારણ કે પહેલા ઘણી વખત વાહીકો આવતા રહ્યા અને तस्मै यवान्नं देहि એ વાક્ય પણ ઘણી વખત સાંભળ્યા કર્યું આ ઉપરથી સાંભળનારે વ્યાપ્તિ બાંધી લીધી કે આ સ્થાને જે જે વાહીક આવે તેને યવાન્ન આપવું. પણ અહીં તો અપૂર્વ એ કાંઇ પ્રત્યક્ષ વસ્તુ નથી એ તો માત્ર શબ્દથી જ જાણી શકાય છે અને શબ્દો અમુક ધર્મથી અમુક અપૂર્વ, અમુક ધર્મથી અમુક અપૂર્વ એમ ધર્મોએ જુદા અને તેના અપૂર્વો પણ જુદાજ બતાવે છે. માટે પ્રયાજાદિ

ધર્મોની સર્વ યાગોમાં પ્રવૃત્તિ થઇ શકતી નથી. જે યાગમાં એ પઠિત હોય છે તે જ યાગ સાથે તેનો સંબંધ માનવો એ જ ઉચિત છે. ॥ ૯ ॥

स्मृतिरिति चेन्न ॥ १० ॥

**પદાર્થ** :—( स्मृतिः ) સ્મૃતિ છે ( इति चेन्न ) જો એમ કહેવામાં આવે તો, આનો ઉત્તર આગળના સૂત્રમાં છે.

**ભાવાર્થ** :—વરુણ પરાશર નામક શાખાવાળા કહે છે કે જે દર્શપૂર્ણ માસના જે જે ધર્મો છે તે બધા સર્વ ઇષ્ટિના ધર્મો છે; શું એ સ્મૃતિનું કથન અસત્ય છે ? આનો ઉત્તર આગળના સૂત્રમાં છે. ॥ ૧૦ ॥

पूर्ववत्त्वात् ॥ ११ ॥

**પદાર્થ** :—( पूर्ववत्वात् ) પૂર્વ અર્થાત પ્રકૃતિ યાગવાળાઓ માટે તે ધર્મો છે.

**ભાવાર્થ** :—દર્શપૂર્ણમાસ યાગ પ્રકૃતિ યાગ છે માટે તેના જે જે વિકૃતિ યાગો હોય તેમાં प्रकृतिवद् विकृतिः कर्तव्या. એ ચોદક શાસ્ત્રથી પ્રકૃતિગત ધર્મોની વિકૃતિયાગમાં પ્રાપ્તિ થાય છે. આથી અવિકૃતિરૂપ બીજા યાગોમાં પ્રયાજાદિની પ્રાપ્તિ છે એમ ન સમજવું. માટે વરુણ પરાશર શાખાવાળાઓનું કથન ઉક્ત ચોદક વાક્યનો અનુવાદ જ છે. ॥ ૧૧ ॥

अर्थस्य शब्द भाव्यत्वात् प्रकरणनिबन्धनाच्छब्दादेवान्यत्र भावः स्यात् ॥ १२ ॥

**પદાર્થ** :—( अर्थस्य ) અંગકલાપ ( शब्दभाव्यत्वात् ) વિધિ વાક્યથી જ જાણી શકાય એમ હોવાથી ( प्रकरणनिबन्धनाद् ) પ્રકરણ સાથે સંબંધ થયેલો હોવાથી ( शब्दात् एव ) અતિદેશ શાસ્ત્રરૂપ શબ્દથી જ ( अन्यत्र भावः स्यात् ) વિકૃતિ યાગમાં સંબંધ થઇ શકે છે.

**ભાવાર્થ** :—અમુક અમુક અંગો અમુક યાગના છે એ તો કેવળ વિધિવાક્ય રૂપ શબ્દથી જ જાણી શકાય છે, માટે જે જે અંગો પ્રકૃતિયાગમાં સંબદ્ધ થયેલાં હોય છે તે અંગો બીજા યાગમાં અનુષ્ઠિત થઇ શકે નહિ. માટે અતિદેશ વાક્યથી જ પ્રકૃતિના ધર્મો સૌર્ય-આદિ વિકૃતિ યાગમાં અનુષ્ઠિત થઇ શકે. જો એ અતિદેશ વાક્ય ન હોય તો પ્રકૃતિના ધર્મોનું વિકૃતિ યાગોમાં પણ અનુષ્ઠાન થઇ શકે નહિ માટે અતિદેશ શાસ્ત્રનો આરંભ કરવો જોઇએ. આ અધિકરણમાં એ સ્પષ્ટ કરી આપ્યું કે અપૂર્વને લીધે જ ધર્મોનો પ્રયોગ થાય છે. અપૂર્વો જુદાં જુદાં હોવાથી ધર્મો પણ જુદા જુદા જ છે, સમાન નથી. જો પ્રકૃતિના ધર્મ વિકૃતિ યાગમાં અનુષ્ઠાન કરવા હોય તો અતિદેશ શાસ્ત્રથીજ તેની કર્તવ્યતા પ્રાપ્ત થાય છે. માટે અતિદેશ શાસ્ત્રનો પણ આરંભ કરવો જોઇએ. ॥ ૧૨ ॥

'समानमितरत् श्येनेन આ વાકયથી ઇષુનામક યાગમાં શ્યેનયાગના વિશેષ ધર્મોનો અતિદેશ થાય છે.' એ અધિકરણનાં સૂત્રો સમજાવે છે.

પૂર્વ પક્ષ સૂત્ર. समाने पूर्ववत्त्वादुत्पन्नाधिकारः स्यात ॥ १३ ॥

**પદાર્થ** :—( समाने ) समानमितरत् श्येनेन એ વાકયમાં ( उत्पन्नाधिकारः स्यात् ) અનુવાદ છે. ( पूर्ववत्त्वात् ) જ્યોતિષ્ટોમની વિકૃતિ હોવાથી.

**ભાવાર્થ** :—' ઇષુનામક ' એક યાગ છે અને તે એક દિવસમાં સંપૂર્ણ થાય છે. તેમાં કેટલાક વિકૃતિગત ધર્મોનો પાઠ કરીને પછીથી લખવામાં આવ્યું છે કે બાકીના અનુષ્ઠાનો શ્યેન યાગ પ્રમાણે કરવા. ઇષુ અને શ્યેન નામના બન્ને યાગો જ્યોતિષ્ટોમની વિકૃતિઓ છે માટે ઇષુ યાગનાં વિધાનો પાસે જે વૈશેષિક ધર્મો કહ્યા છે તે અને ઇતર અર્થાત્ બીજા ધર્મો પ્રકૃતિયાગના લેવા એવો અતિદેશ છે. પ્રકૃતિયાગના ધર્મોનો અતિદેશ હોવાથી એ અનુવાદ છે અને ઇતરપદથી પ્રકૃતિગત ધર્મો જ સમજવા. ॥ ૧૩ ॥

**श्येनस्येति चेत् ॥ १४ ॥**

**પદાર્થ** :—(श्येनस्य) શ્યેનયાગના ધર્મો લેવા (इति चेत्) જો એવી શંકા કરવામાં આવે તો.

**ભાવાર્થ** :—જો કોઇ કહે કે 'ઇતર પદથી શ્યેનનામક યાગના ધર્મો લેવા' લોહિતોષ્ણીષ આદિ શ્યેનયાગના વિશેષ ધર્મો છે તો તેનો ઉત્તર આગલા સૂત્રમાં આપવામાં આવે છે. ॥ ૧૪ ॥

**नासंनिधानात् ॥ १५ ॥**

**પદાર્થ** :—( न ) નહિ ( असंनिधानात् ) સંનિધાન ન હોવાથી.

ભાવાર્થ :—શ્યેનયાગમાં જ્યોતિષ્ટોમના ધર્મો કર્તવ્ય હોય છે. શ્યેનયાગના બીજા વધારાના વૈશેષિક ધર્મો પણ કર્તવ્ય હોય છે. આ બે પ્રકારના ધર્મોમાંથી જ્યોતિષ્ટોમના ધર્મો જ સ્વીકારવા કારણકે પ્રાકૃત ધર્મો સાથે જ સંનિધાન છે. અર્થાત્ શ્યેનગત પ્રાકૃતધર્મોનો જ ઇષુયાગમાં અતિદેશ છે. ॥ ૧૫ ॥

સિદ્ધાંત સૂત્ર. **अपि वा यद्यपूर्वत्वादितरदधिकार्थे ज्यौतिष्टोमिकाद्विधेस्तद्वाचकं समानं स्यात् ॥ १६ ॥**

**પદાર્થ** :—( अपि वा ) અથવા ( अपूर्वत्वात् ) ઉક્તવાક્યવિધાયક હોવાથી. ( इतरत ) ઇતર શબ્દ ( अधिकार्थे ) અધિક અર્થનો વાચક છે ( ज्यौतिष्टोमिकात् ) જ્યોતિષ્ટોમ સંબંધી ધર્મ કરતાં ( तद्वाचकम् ) અધિકાર્થનું વાચક ( समानं स्यात् ) સમાન પદ છે.

**ભાવાર્થ** :—' समानमितरत् श्येनेन ' આ વાક્ય વિધાયક વાક્ય છે અને इतरत पदनो અર્થ અધિક છે. એટલે જ્યોતિષ્ટોમયાગના જે જે ધર્મો છે તે બધા ઇષુ યાગમાં સમાન રીતે કર્તવ્ય છે અને શ્યેનયાગના જે 'લોહિતોષ્ણીષ-આદિ વધારે ધર્મો છે તે પણ કર્તવ્ય છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે ઇષુ યાગમાં શ્યેનયાગસંબંધી લોહિતોષ્ણીષ આદિ ધર્મનો અતિદેશ છે. ' ઇતર ' શબ્દ એજ ધર્મનો સૂચક છે. ॥ ૧૬ ॥

**एतद्ब्राह्मणानि ઇત્યાદિ વાકયથી પાંચહવિષોમાં અર્થવાદસહિત અંગવિધિઓનો પણ અતિદેશ છે એ અધિકરણને સમજાવે છે.**

**પૂર્વપક્ષ સૂત્ર** **पञ्चसञ्चरेष्वर्थवादातिदेशः सन्निधानात् ॥ १७ ॥**

**પદાર્થ** :—( पञ्चसञ्चरेषु ) પાંચ હવિષોના સંચરમાં ( अर्थवादातिदेशः ) અર્થવાદનો જ અતિદેશ છે ( सन्निधानात् ) વિધિ વાકયના શેષત્વથી તેનું સન્નિધાન હોવાથી.

**ભાવાર્થ** :—ચાતુર્માસ્યમાં વૈશ્વદેવ, વરુણ પ્રઘાસ, સાકમેધ અને શુનાસીરીય નામક ચાર પર્વ છે તેમાં વૈશ્વદેવ-ઇષ્ટિમાં હવિષોનું વિધાન છે. आग्नेयमष्टाकपालं निर्वपति। सौम्यं चरुम्। सावित्रं द्वादशकपालम्। सारस्वतं चरुम्। पौष्णं चरुम्। मारुतं सप्तकपालम्। वैश्वदेवीमामिक्षाम्। द्यावापृथिव्यमेककपालम्। આ હવિષોનો બ્રાહ્મણગ્રંથમાં આ પ્રમાણે અર્થવાદ સમામ્નાત કર્યો છે. "वार्त्रघ्नानि व एतानि हवींषि" આ હવિષો વૃત્રને નાશ કરનારાં છે. અંગવિધિઓનું પણ સમામ્નાન છે. જેમકે:—त्रेधा सन्नद्धं बर्हिर्भवति। त्रेधा सन्नद्ध इध्मः। नव प्रयाजा इज्यन्ते। नवानुयाजाः। હવે વરુણ પ્રઘાસમાં ઉપર કહેલાં હવિષોમાં આગ્નેય આદિ પાંચ હવિષોનું વિધાન કરી તેનું પૂર્વોક્ત બ્રાહ્મણ વાક્ય એ પાંચમાં અતિદિષ્ટ છે. જેમ કે एतद्ब्राह्मणान्येव पञ्च हवींषि, यद्ब्राह्मणानीतराणि ઇતિ. અહીં કેવળ અર્થવાદનો અતિદેશ જ ન્યાય્ય છે, કારણ કે, તેનો હવિષ્ સાથે સ્તુત્યસ્તાવક રૂપથી અન્વય સંભવિત છે. અંગ વિધિઓનો તેમાં સંભવ નથી. ॥ ૧૭ ॥

સિદ્ધાંત સૂત્ર **सर्वस्य वैकशब्द्यात् ॥ १८ ॥**

**પદાર્થ** :—(वा) સિદ્ધાંત સૂચક છે. (सर्वस्य) અર્થવાદ અને અંગ વિધિઓનો પણ અતિદેશ છે. (ऐकशब्द्यात्) એક બ્રાહ્મણ વાક્યથી બન્નેનું પ્રતિપાદન થતું હોવાથી.

**ભાવાર્થ** :—અંગ વિધિ સહિત અને અર્થવાદ સહિત બ્રાહ્મણ કાંડનો અતિદેશ છે. 'બ્રાહ્મણ' આ શબ્દ અંગવિધિ અને અર્થવાદને માટે સમાન છે. ॥ ૧૮ ॥

**लिङ्गदर्शनाच्च ॥ १९ ॥**

**પદાર્થ** :—(च) અને (लिङ्गदर्शनात्) લિંગ વાક્ય હોવાથી.

**ભાવાર્થ** :—વરુણ પ્રઘાસમાં त्रिंशदाहुतयः ત્રીશ આહુતિઓનું પરિગણન કરવામાં આવ્યું છે. આ પરિગણન અંગવિધિના અતિદેશ વગર ઉપપન્ન થઈ શકે નહિ. માટે અંગવિધિઓનો પણ અતિદેશ છે. ॥ ૧૯ ॥

**विहिताम्नानान्नेति चेत् ॥ २० ॥**

**પદાર્થ** :—(विहिताम्नानात्) વિહિતનું આમ્નાન હોવાથી (न इति चेत्) અંગવિધિ-અતિદેશ નથી જો એમ કહેવામાં આવે તો ઉત્તર આગલા સૂત્રમાં.

**ભાવાર્થ** :—अग्निं मन्थन्ति। प्रसुवो भवन्ति। આ પ્રમાણે વિધાન છે. જો અતિદેશ હોય તો ફરીથી આ અંગવિધિઓનું વિધાન ન જોઇએ: માટે ફરીથી વિધાન હોવાથી અંગ-વિધિઓનો અતિદેશ નથી. જો એમ માનવામાં આવે તો આનો ઉત્તર આગળના સૂત્રમાં છે તે જુઓ. ॥ ૨૦ ॥

**नेतरार्थत्वात् ॥ २१ ॥**

**પદાર્થ** :—(न) વ્યર્થતા નથી. (इतरार्थत्वात्) અન્ય અર્થને માટે હોવાથી.

**ભાવાર્થ** :—અગ્નિમન્થન આદિનું જે ફરીથી વિધાન કર્યું છે તે બીજા હવિષને

માટે છે. અર્થાત્ मारुती प्रचारार्थत्वात् મારુત હવિષૂને માટે છે. આ કારણથી અર્થવાદ અને અંગવિધિ બન્નેનો અતિદેશ છે એ જ સિદ્ધાંત છે. ॥ ૨૧ ॥

'एतद्ब्राह्मणं' ઇત્યાદિથી એકકપાલ અને ઐન્દ્રાગ્નમાં પણ અર્થવાદ સહિત અંગવિધિનો અતિદેશ છે. એ અધિકરણનું સૂત્ર.

**एककपालैन्द्राग्नौ च तद्वत् ॥ २२ ॥**

પદાર્થ :—( च ) અને ( तद्वत् ) તે જ પ્રમાણે ( एककपालैन्द्राग्नौ ) ઇંદ્રાગ્નિદેવતાક હવિષૂમાં પણ.

ભાવાર્થ :—સાકમેધ પર્વમાં પણ 'एतद्ब्राह्मण ऐन्द्राग्नः' एतद्ब्राह्मण एककपालः અહીં પણ અર્થવાદ અને અંગવિધિનો અતિદેશ છે. ॥ ૨૨ ॥

સાકમેધપર્વમાં વારુણપ્રઘાસિક એકકપાલનો અતિદેશ છે. એ અધિકરણનું સૂત્ર સમજાવે છે.

**एककपालानां वैश्वदेविकप्रकृतिराग्रयणे सर्वहोमापरिवृत्ति-दर्शनादवभृथे च सकृद्द्व्यवदानस्य वचनात् ॥ २३ ॥**

પદાર્થ :—( एककपालानाम् ) જેટલા એકકપાલોનું વિધાન છે તે બધાની ( वैश्वदेविकप्रकृतिः ) વૈશ્વદેવ એકકપાલ પ્રકૃતિ છે. ( आग्रयणे ) દ્યાવાપૃથિવ્ય-એકકપાલમાં ( सर्वहोमापरिवृत्ति-दर्शनात् ) સર્વ હોમોનો અનુવાદ હોવાથી ( अवभृथे च ) અને વારુણ એક કપાલમાં ( सकृद् ) એક વખત ( द्व्यवदानस्य ) દ્વ્યવદાનનું ( वचनात् ) વચન હોવાથી.

ભાવાર્થ :—વૈશ્વદેવ પર્વમાં દ્યાવાપૃથિવી દેવતાક એકકપાલનું વિધાન છે. વરુણપ્રઘાસમાં કદેવતાક એકકપાલનું વિધાન છે. અને સાકમેધીય પર્વમાં वैश्वकर्मणमेककपालम् એમ કહીને 'एतद्ब्राह्मण एककपालः' આવું શ્રવણ છે. આ વાક્યમાં एतद् શબ્દથી वैश्वदेविक એકકપાલનું ગ્રહણ કરવું કે વરુણ પ્રઘાસ સંબંધી એકકપાલનું ગ્રહણ કરવું. આ સંદેહમાં વધારે ધર્મો હોવાથી વૈશ્વદેવિક એક ગ્રહણ કરવું એવો પૂર્વપક્ષ છે. તેના ઉત્તર રૂપે આ સૂત્રમાં સિદ્ધાંત બતાવ્યો છે કે વારુણપ્રઘાસ એક કપાલનું ગ્રહણ કરવું. જેટલા એકકપાલો બતાવ્યા છે તે બધાની પ્રકૃતિ વૈશ્વદેવ એક કપાલ છે. દ્યાવાપૃથિવી એક કપાલમાં સર્વ હોમોનો અનુવાદ છે. વારુણૈકકપાલમાં द्विरवद्यति બે વખત અવદાન કરવું આવું વિધાન છે. જો વૈશ્વદેવિક પ્રકૃતિકત્વ હોય તો દ્વિરવદાનનું ફરીથી વિધાન વ્યર્થ પડે છે. વૈશ્વદેવપર્વમાં यदेककपालस्य अवद्येत् यजमानस्य अवद्येत् આ વાક્યથી જે નિષેધ થયો છે તેનું ઉક્ત પ્રકૃત વચન બાધક છે. शमीमय्यः स्रुचः સ્રુચ્ શમીના કાષ્ઠમાંથી બનાવવી, આ વિશેષ ધર્મો વરુણપ્રઘાસના છે, માટે એ ધર્મોની પ્રાપ્તિ માટે एतद् ब्राह्मण एककपाल આ વાક્યગત एतत्पदथी વરુણ પ્રઘાસ એક કપાલનું જ ગ્રહણ કરવું. એટલે કે વરુણપ્રઘાસના જે ધર્મો છે તેનો જ અતિદેશ કરવો. ॥ ૨૩ ॥

**॥ इति मीमांसागुर्जरभाषाभाष्ये सप्तमाध्यायस्य प्रथमः पादः ॥**



## अथ मीमांसागुर्जरभाषाभाष्ये सप्तमाध्यायस्य द्वितीयः पादः

### 'રથન્તર' આદિ શબ્દનો અર્થ ગાનવિશેષ છે એ અધિકરણનાં સૂત્રો સમજાવે છે.

પૂર્વપક્ષ. **साम्नोऽभिधानशब्देन प्रवृत्तिः स्याद्यथाशिष्टम् ॥ १ ॥**

**પદાર્થ** :—( साम्नः ) સામના ( अभिधानशब्देन ) વાચક શબ્દથી રથન્તર એ આનુપૂર્વી વડે ( यथाशिष्टम् ) ગુરુપરંપરાથી જેવું ઉપદિષ્ટ છે તેજ પ્રમાણે ( प्रवृत्तिः स्यात् ) પ્રવૃત્તિ થાય છે.

**ભાવાર્થ** :—' कवतीषु रथंतरं गायतीति ' આ વાકયનો એવો અર્થ છે કે अभित्वा शूर नोनुमः આ ઋચામાં ગાન વિશેષથી ગવાતું સામ રથંતર શબ્દવાચ્ય છે. એ ઋચાનું ગાન कया नश्चित्र आभुवत् આદિ ત્રણ મંત્રમાં કરવું આ એક અતિદેશ છે. આમાં અતિદેશ કોનો છે એ વિચારણીય છે. અહીં પૂર્વપક્ષ એવું માને છે કે કોઇને કોઇ કહે કે તું રથંતર સામ બોલ તો તે ગાનયુકત ઋચાને જ બોલે છે, માટે ગાનવિશિષ્ટ ઋચાનો જ અતિદેશ છે. સામ શબ્દથી પણ ઋચાવિશેષ જ સમજાય છે. ગુરુશિષ્ય સંપ્રદાય પણ એજ પ્રમાણે ચાલ્યો આવે છે. માટે રથંતરનામક ગાનવિશિષ્ટ अभि त्वा शूर ઇત્યાદિ ઋચાનો कया नश्चित्र આદિ कवती ઋચામાં અતિદેશ છે. कया नश्चित्र આદિ ત્રણ ઋચાઓ कवती ઋચાઓ કહેવાય છે. ॥ ૧ ॥

પૂર્વપક્ષને દૂષિત કરનારૂં સૂત્ર.

**शब्दैस्त्वर्थविधित्वादर्थान्तरेऽप्रवृत्तिः स्यात्**
**पृथग्भावात् क्रियाया ह्यभिसम्बन्धः ॥ २ ॥**

**પદાર્થ** :—( तु ) આ શબ્દ પૂર્વપક્ષમાં દૂષણ બતાવે છે ( शब्दैः ) શબ્દો વડે ( अर्थविधित्वात् ) અર્થનું બોધન થતું હોવાથી ( अर्थान्तरे ) ભિન્ન અર્થમાં શબ્દની ( अप्रवृत्तिः स्यात् ) પ્રવૃત્તિ થઇ શકે નહિ. ( पृथग्भावात् ) વાચ્યાર્થ જુદા જુદા હોવાથી ( क्रियायाः ) ક્રિયાનો ( हि अभिसम्बन्धः ) તે તે અર્થ સાથે સંબંધ હોવાથી.

**ભાવાર્થ** :—ઋચાનો અતિદેશ થઇ શકે નહિ. कवती ઋચામાં अभित्वा इत्यादि ગાન-વિશિષ્ટ ઋચાનો જો અતિદેશ થતો હોય તો कवती જે અર્થ છે તે જ अभित्वा ઇત્યાદિ ઋચાએ કથિત કરવો જોઇએ પણ એ શકય નથી. શબ્દો હમેશાં પોત પોતાના અર્થોના જ વાચક હોય છે. घट શબ્દથી કોઇપણ पट અર્થનો બોધ થઇ શકે નહિ ઘટાર્થ અને પટાર્થમાં તથા ઘટ અને પટ શબ્દમાં સ્પષ્ટ ભેદ છે. આ કારણથી એક ઋચામાં બીજી ઋચાનો અતિદેશ સંભવી શકે નહિ. ॥ ૨ ॥

બીજો પૂર્વપક્ષ.

**स्वार्थे वा स्यात्प्रयोजनं क्रियायास्तदङ्गभावेनोपदिश्येरन् ॥ ३ ॥**

**પદાર્થ** :—( वा ) અથવા ( स्वार्थे ) સ્વાર્થમાં પ્રવર્તતી અભિવતી ઋચા ( अङ्गभावेन

उपदिश्येरन् ) અંગ તરીકે ઉપદિષ્ટ થશે ( क्रियायाः ) એક ઋચામાં બીજી ગાનવિશિષ્ટ ઋચાનો અતિદેશ કરવાનું ( प्रयोजनम् ) ફળ અદૃષ્ટ છે.

**ભાવાર્થ** :—એક ઋચા બીજી ઋચાના અર્થને ભલે બોધિત ન કરે પણ એક ઋચા બીજી ઋચાનું અંગ તો થઇ શકે, અને એક ઋચાને બદલે બીજી ઋચા બોલવી એનું ફળ દૃષ્ટ નથી પણ અદૃષ્ટ છે, માટે ઋચાનો જ અતિદેશ છે. ॥ ૩ ॥

**शब्दमात्रमिति चेत् ॥ ४ ॥**

**પદાર્થ** :—જો ( शब्दमात्रम् ) કેવળ શબ્દનું જ વિધાન છે ( इति चेत् ) જો એમ માનવામાં આવે તો.

**ભાવાર્થ** —જો અદૃષ્ટાર્થ ફલની કલ્પના કરવામાં ગૌરવ જણાતું હોય તો કેવળ શબ્દનું જ વિધાન કરવું એટલે કે कवती આદિ ઋચાઓમાં રથંતર શબ્દનો પ્રયોગ કરવો. રથંતર શબ્દથી જ એ ઋચાઓનો અભિલાપ કરવો. જ્યાં શબ્દમાં જ કાર્યનો સંભવ હોય ત્યાં શબ્દાર્થમાં કાર્ય માનવાની જરૂર નથી. રથંતર શબ્દનો જ कवती ઋચાઓમાં પ્રયોગ થઈ શકે છે. ॥ ૪ ॥

**नौत्पत्तिकत्वात् ॥ ५ ॥**

**પદાર્થ** :—( न ) શબ્દનું વિધાન પણ યોગ્ય નથી ( औत्पत्तिकत्वात् ) શબ્દ અને અર્થનો નિત્ય સંબંધ હોવાથી.

**ભાવાર્થ** :—રથંતર શબ્દથી कवती ઋચાઓ સમજી શકાય નહિ કારણ કે રથંતર શબ્દનો અર્થ એ ઋચાઓ નથી. શબ્દ અને અર્થનો નિત્ય સંબંધ છે, માટે જે શબ્દનો જે અર્થ હોય તે જ સમજી શકાય. રથંતર શબ્દ રથંતર શબ્દાર્થનો વિધાયક થઇ શકે જ નહિ. કારણ કે એ વિધાન સાથે એ રથંતર શબ્દનો સંબંધ નથી. ॥ ૫ ॥

**शास्त्रं चैवमनर्थकं स्यात् ॥ ६ ॥**

**પદાર્થ** :—( एवम् ) એ પ્રમાણે ( शास्त्रम् ) અતિદેશ શાસ્ત્ર ( अनर्थकं स्यात् ) અનર્થક થઇ જાય.

**ભાવાર્થ** :—અશક્ય અર્થ હોવાથી અતિદેશ શાસ્ત્ર આ ઠેકાણે નિરર્થક થઈ પડે છે. અર્થાત્ રથંતર શબ્દનો અતિદેશ ન થઇ શકતો હોવાથી कवतीषु रथंतरं गायति આ અતિદેશ વાક્ય નિરર્થક થઇ પડે છે. ॥ ૬ ॥

**स्वरस्येति चेत ॥ ७ ॥**

**પદાર્થ** :—( स्वरस्य ) સ્વરનું વિધાન છે ( इति चेत् ) જો એમ માનવામાં આવે તો.

**ભાવાર્થ** :—अभित्वा शूर नोनुमः ઇત્યાદિ ઋચામાં જે સ્વર છે તે સ્વરનું વિધાન कवती ઋચાઓમાં કરવું આ પ્રમાણે અતિદેશ માનવામાં આવે તો ? આનો ઉત્તર આગળના સૂત્રમાં છે ॥ ૭ ॥

**नार्थाभावाच्छ्रुते र्न सम्बन्धः ॥ ८ ॥**

**પદાર્થ** :—( अर्थाभावात् ) એ સ્વર કવતીમાં ન હોવાથી ( श्रुतेः ) શ્રુતિનો ( न सम्बन्धः ) સંબંધ નથી.

**ભાવાર્થ** :—अभि त्वा ઇત્યાદિ ઋચાના સ્વર કવતીમાં નથી માટે कवतीषु रथंतरं गायति આ વાક્યનો સંબંધ નથી. એટલે કે સ્વરવિધિમાં ઉક્ત વાક્યનું તાત્પર્ય નથી. ॥ ૮ ॥

**स्वरस्तूत्पत्तिषु स्यान्मात्रावर्णाविभक्तत्वात् ॥ ९ ॥**

**પદાર્થ** :—( तु ) પણ ( स्वरः ) સ્વર ( उत्पत्तिषु ) ઉત્પન્ન થયેલા વર્ણો ( स्यात् ) છે. ( मात्रावर्णाविभक्तत्वात् ) માત્રા અને વર્ણ અભિન્ન હોવાથી.

**ભાવાર્થ** :—अभित्वा शूर ઇત્યાદિ ઋચામાં જે વર્ણો અને જે માત્રા છે તે વર્ણો અને તે માત્રા કવતી ઋચાઓમાં પણ છે. અવર્ણાદિ અક્ષરો અને હ્રસ્વ, દીર્ઘાદિ બન્ને ઋચાઓમાં એક સરખા જ છે તો પછી એક ઋચાના સ્વરનું બીજીમાં વિધાન કરવું એ નિરર્થક છે. જો નિરર્થક હોય તો વિધાન ન માનવું પણ અનુવાદ માનવો. આવું પૂર્વપક્ષવાદીનું માનવું છે, એમ જણાય છે. ॥ ૯ ॥

**लिङ्गदर्शनाच्च ॥ १० ॥**

**પદાર્થ** :—( च ) અને ( लिङ्गदर्शनात् ) લિંગવાક્યોનું પણ શ્રવણ થતું હોવાથી.

**ભાવાર્થ** :—रथंतरमुत्तरयो र्न पश्यामि इति विश्वामित्रस्तपस्तेपे । बृहदुत्तरयो र्न पश्यामीति वसिष्ठः ઉત્તરની બે ઋચામાં રથંતર નથી સમજાતો માટે તે સમજવા માટે વિશ્વામિત્રે પ્રયત્ન રૂપ તપ કર્યું અને વસિષ્ઠે બૃહદ્ નમનને માટે તપ કર્યું. જો રથંતર અને બૃહદ્ ઉત્તરની ઋચામાં ન હોત તો તેને જાણવા માટે એ બે ઋષિઓ તપ ન કરત. આથી સિદ્ધ થાય છે કે ઉત્તરની બે ઋચાઓમાં પણ રથંતર છે. કવતીમાં રથંતરનો અતિદેશ છે એ તો સ્પષ્ટ થાય છે. ॥ ૧૦ ॥

**अश्रुतेस्तु विकारस्योत्तरासु यथाश्रुति ॥ ११ ॥**

**પદાર્થ** :—( तु ) પણ ( उत्तरासु ) ઉત્તરની ઋચાઓમાં ( विकारस्य ) નવીન ધર્મનું વિધાન ન હોવાથી ( यथाश्रुति ) સ્વાધ્યાય વખતે જે પ્રમાણે એ ઋચાઓનો પાઠ કરાય છે તે પ્રમાણે ગાન વખતે કરવો.

**ભાવાર્થ** :—કવતી આદિ ઋચાઓમાં સ્વાધ્યાય વખતે જેવી રીતે પાઠ કરવામાં આવે છે, તેવી રીતે ગાન વખતે પણ કરવો. આ પ્રમાણે તો ' कवतीषु रथंतरं गायति । આ વાક્ય સ્પષ્ટ રીતે નિરર્થક જણાય છે. ॥ ૧૧ ॥

**शब्दानां चासामञ्जस्यम् ॥ १२ ॥**

**પદાર્થ** :—( च ) અને ( शब्दानाम् ) શબ્દનું ( असामञ्जस्यम् ) અસામંજસ્ય છે.

ભાવાર્થ :—અનુવાદ રથંતરના ધર્મોની પ્રાપ્તિ છે. અને તે ધર્મો रथंतरे प्रस्तूयमाने पृथिवीं ध्यायेत જ્યારે રથંતર ગાવાનું શરૂ કરે ત્યારે પૃથિવીનું ધ્યાન કરવું. આ ધર્મની પ્રાપ્તિને માટે કવતીમાં રથંતર સામ ગાવાનું કહ્યું છે જો એમ માનવામાં આવે તો ઉક્ત વાક્યથી જે શક્યાર્થ પ્રતીત થાય છે તે પૃથિવીના ધ્યાન રૂપે નથી. આ કારણથી कवतीषु रथंतरं गायति એ વાક્યની લક્ષણા માનવી પડે. આ અસામંજસ્ય છે. ॥ ૧૨ ॥

સિદ્ધાંત સૂત્ર अपि तु कर्मशब्दः स्याद्भावोऽर्थः प्रसिद्धग्रहणत्वाद्विकारो-
ह्यविशिष्टोऽन्यैः ॥ १३ ॥

પદાર્થ :—( अपि तु ) ઉપર બતાવવામાં આવેલાં પૂર્વપક્ષના નિરાસને માટે આ શબ્દો છે. ( कर्मशब्दः ) રથંતર શબ્દ ગાનરૂપ કર્મનો વાચક ( स्यात् ) છે ( प्रसिद्धग्रहणात् ) રૂઢિશક્તિને લીધે ( भावः अर्थः ) આજ અર્થ વાસ્તવિક છે. ( हि ) કારણ કે ( अन्यैः अविशिष्टः ) અન્ય અવહનન-આદિ ધાત્વર્થ તુલ્ય ( विकाराः ) ગાન શબ્દનો અર્થ છે.

ભાવાર્થ :—રથંતર શબ્દ ગાનરૂપ ક્રિયાનો વાચક છે અને તે ગાન ઋચામાં એક જાતનો સંસ્કાર છે. રથંતર ગાનની રૂઢિ પણ ગાન-ક્રિયાને જ સૂચવે છે. જેમ અગ્નિહોમ એક ક્રિયા છે, તેમ ગાન પણ એક જાતની ક્રિયા છે, रथन्तरं गायति આ વાક્યમાં રથંતર શબ્દનો અર્થ ગાનરૂપક્રિયામાં અભેદ સંબંધથી અન્વય પામે છે, જેમ અવહનન ક્રિયાથી ચોખા અને તેના ઉપરના ફોતરાં છૂટાં પડે છે. તેમ ગાન રૂપ ક્રિયાથી ઋચાઓના અક્ષરોની અભિવ્યક્તિ થાય છે. માટે રથંતર કોઇ ઋચાનું કે ગાન વિશિષ્ટ ઋચાનું પણ નામ નથી પણ શુદ્ધ ગાનક્રિયાનું જ નામ છે. ॥ ૧૩ ॥

अद्रव्यं चापि दृश्यते ॥ १४ ॥

પદાર્થ :—( अद्रव्यं च ) અને ઋચા-શૂન્યમાં ( अपि ) પણ રથંતર શબ્દનો પ્રયોગ ( दृश्यते ) જોવામાં આવે છે.

ભાવાર્થ :—ઋચા ન હોય તેમાં પણ રથંતર સામનો પ્રયોગ જોવામાં આવે છે. આ સૂત્રમાં ‘દ્રવ્ય’ શબ્દનો અર્થ ‘ઋચા’ થાય છે. માટે ગાનવિશિષ્ટ ઋચાનો અતિદેશ નથી. ॥ ૧૪ ॥

तस्य च क्रिया ग्रहणार्था नानार्थेषु विरूपित्वादर्थो
ह्यासामलौकिको विधानात् ॥ १५ ॥

પદાર્થ :—( तस्य च क्रिया ) તેની અકર્મ વખતે જે ક્રિયા કરવામાં આવે છે તે ( ग्रहणार्था ) અભ્યાસને માટે હોય છે. ( नानार्थेषु ) જુદી જુદી ઋચાઓમાં ( विरूपित्वात् ) ગાન પણ જુદાં જુદાં હોય છે. ( आसाम् अर्थः ) રથંતર આદિ સંજ્ઞાઓનો અર્થ ( अलौकिकः ) અલૌકિક હોય છે. ( विधानात् ) ગુરુદ્વારા જ તે જાણી શકાય એમ હોવાથી.

ભાવાર્થ :—જે વખતે વૈદિક કર્મ નથી કરવાનું હોતું તે વખતે જે રથંતર ગાન કરવામાં આવે છે તે તો શીખવા માટે હોય છે. જુદી જુદી ઋચાઓમાં ગાન પણ જુદાં જુદાં હોય છે અને તે ગાનને જાણનાર ગુરુદ્વારા જ સમજી શકાય છે. રથંતરનામક ગાનથી અમુક ઋચા ગાવી અને આવા પ્રકારની જે ગાનક્રિયા છે તેનું નામ રથંતર ગાન અર્થાત્ રથંતર સામ છે. આ વિષય વિવિધ ગાનમાં નિષ્ણાત ગુરુ વગર સમજી શકાય એમ ન હોવાથી રથંતર આદિ શબ્દના અર્થ અલૌકિક છે. અર્થાત્ જેમ અવહનન ક્રિયા લોક વ્યવહારથી સમજી શકાય છે તેમ રથંતર ક્રિયા લોક વ્યવહારથી સમજી શકાતી નથી. ॥ ૧૫ ॥

## तस्मिन् संज्ञाविशेषाः स्युर्विकारपृथक्त्वात ॥ १६ ॥

પદાર્થ :—( तस्मिन् ) તે ગાન રૂપ ક્રિયામાં ( संज्ञाविशेषाः स्युः ) જુદી જુદી સંજ્ઞાઓ છે. ( विकारपृथक्त्वात् ) ગાનના સ્વરૂપો જુદાં જુદાં હોવાથ.

ભાવાર્થ :—જેમ ભાષામાં અનેક જાતનાં ગાન હોય છે અને તેનાં જુદાં જુદાં નામ હોય છે તેમ વેદમાં પણ જુદાં જુદાં ગાન હોય છે અને તેના નામ પણ જુદાં જુદાં હોય છે કોઇ ગાનનું નામ રથંતર તો કોઇ ગાનનું નામ 'બૃહત્' હોય છે, જેમ લૌકિક ગાનોમાં જુદા જુદા રાગ અને રાગિણી હોય છે તેના નામ જુદાં જુદાં હોય છે તેમ વૈદિક સામગાન પણ સમજવું. ॥ ૧૬ ॥

## योनिशस्याश्च तुल्यवदितराभिर्विधीयन्ते ॥ १७ ॥

પદાર્થ —( च ) અને ( योनिशस्याः ) શાસ્ત્રસાધનીભૂત ઋચા ( इतराभिः ) અયોનિશસ્યા સાથે( तुल्यवद् ) સમાનતાથી ( विधीयन्ते ) વિહિત કરવામાં આવે છે.

ભાવાર્થ :—રથંતર અને એ ગાન જેમાં ગાવામાં આવે છે તે રથંતરની યોનિ અર્થાત્ કારણ તરીકે કહેવામાં આવે છે. જે ઋચામાં શંસન થાય છે તે ઋચા યોનિશસ્યા કહેવામાં આવે છે. યોનિશસ્યા ઋચાઓનું અયોનિશસ્યા સાથે વિધાન કરવામાં આવે છે આથી સ્પષ્ટ થાય છે કે રથંતર અને ઋચા બન્ને ભિન્ન છે. ॥ ૧૭ ॥

## अयोनौ चापि दृश्यतेऽतथायोनि ॥ १८ ॥

પદાર્થ :—( अयोनौ च ) અને યોનિભૂત ઋચાથી ભિન્નમાં ( अपि ) પણ ( अतथायोनि दृश्यते ) અધિક અથવા ન્યૂન ઋચાવાળા સામ જોવામાં આવે છે.

ભાવાર્થ :—ગાયત્રી છંદવાળી ઋચામાં બૃહત્સામ ગાવામાં આવે છે. બૃહત્ સામની યોનિ ભૂત ઋચામાં જેટલા અક્ષર હોય છે તેના કરતાં વધાર અથવા ઓછા અક્ષરોવાળી ઋચાનાં પણ બૃહત્ સામ આદિનો અતિદેશ થાય છે આથી સ્પષ્ટ જણાય છે કે રથંતર-આદિ કોઇ ઋચા નથી પણ એક પ્રકારનું ગાન છે. ॥ ૧૮ ॥

## एकार्थे नास्ति वैरूप्यमिति चेत् ॥ १९ ॥

પદાર્થ :—( एकार्थे ) એક જ અર્થ હોવાથી ( वैरूप्यं न अस्ति ) વૈરૂપ્ય નથી ( इति चेत ) જો એમ કહેવામાં આવે તો ? ઉત્તર આગલા સૂત્રમાં છે.

ભાવાર્થ :—રથંતર ગાન બધું એક જ પ્રકારનું હોવાથી કોઇપણ એક ઋચામાં ગાયું એટલે બીજી ઋચામાં પણ ગાતા આવડશે. માટે પ્રયોગ બહાર એ ગાનનો એક વખત અભ્યાસ કર્યા પછી ઋચામાં તે ગાવાનો અભ્યાસ કરવાની જરૂર નથી. જો આવી શંકા કરવામાં આવે તો ? ઉત્તર આગળના સૂત્રમાં છે ॥ ૧૯ ॥

**स्यादर्थान्तरेष्वनिष्पत्तेर्यथापाके ॥ २० ॥**

પદાર્થ :—( अर्थान्तरेषु ) બીજી ઋચાઓમાં ( अनिष्पत्तेः ) અભ્યાસ વગર સિદ્ધિ ન થવાથી ( स्यात् ) અભ્યાસ થવો જોઇએ. ( यथा पाके ) જેમ પાકમાં.

ભાવાર્થ :—એક ઋચામાં રથંતર ગાન ગાતા આવડયું એટલે બીજી ઋચામાં પણ ગાતાં આવડી જાય છે એમ નથી. જે પાક ક્રિયા એક છે છતાં એક ઠેકાણે પાક કરતાં આવડયો એટલે બીજામાં પણ આવડી જાય છે એવું જોવામાં આવતું નથી. ચોખા રાંધતાં આવડયા એટલે ગોળ પણ રાંધતાં આવડી જાય છે એવું ક્યાંય પણ જોવામાં આવતું નથી. આશ્રય દીઠ પાક ક્રિયા જુદીજુદી હોય છે તેમ એક આશ્રયમાં રથંતર ગાતાં આવડયું એટલે બીજા આશ્રયમાં પણ ગાતાં આવડી ગયું એમ માની શકાય નહિ. પ્રતિઋચામા રથંતરનો પણ આશ્રયની ભિન્નતાથી ભેદ પડે છે. ॥ ૨૦ ॥

**शब्दानां च सामञ्जस्यम् ॥ २१ ॥**

પદાર્થ :—( शब्दानाम् वा ) અને શબ્દોનું ( सामञ्जस्यम् ) યથાર્થપણું સ્પષ્ટ થાય છે.

ભાવાર્થ :—જો कवती શબ્દ અને રથંતર શબ્દ આ બન્ને શબ્દ ઋચાઓના વાચક હોય તો એક ઋચા બીજી ઋચાનું અધિકરણ થઇ શકતું ન હોવાથી શબ્દોનું સામંજસ્ય બની શકે નહિ માટે ' कवती ' શબ્દ ઋચા વાચક છે અને રથંતર શબ્દ ગાન વિશેષ વાચક છે. ગાન ક્રિયા માનવાથી ગાનનું અધિકરણ ઋચા થઇ શકે છે અને તેથી શબ્દનું સામંજસ્ય પણ બની શકે છે. આ ઉપરથી સ્પષ્ટ થયું કે રથંતર શબ્દ ગાન વિશેષનું વાચક છે. स्वरादि-विशेषानुपूर्वीमात्रस्वरूपमृगक्षरव्यतिरिक्तं यद्गानं तदेव रथंतरशब्दस्यार्थं इति माधवः સ્વર-આદિ વિશેષના ક્રમમાત્ર સ્વરૂપ અને ઋચાઓના અક્ષરોથી ભિન્ન જે ગાન હોય છે તેજ રથંતર શબ્દનો અર્થ છે. એમ માધવાચાર્યે પણ કહ્યું છે.

**इति मीमांसागुर्जरभाषाभाष्ये सप्तमाध्यायस्य द्वितीय पादः**



## अथ मीमांसाया गुर्जरभाषाभाष्ये सप्तमाध्यायस्य तृतीयः पादः

### 'અગ્નિહોત્ર નામથી તેના ધર્મનો અતિદેશ છે.' એ અધિકરણનાં સૂત્રો સમજાવે છે.

સિદ્ધાંત સૂત્ર　　उक्तं क्रियाभिधानं तच्छ्रुतावन्यत्र विधिप्रदेशः स्यात् ॥ १ ॥

પદાર્થ :—( क्रियाभिधानम् उक्तम् ) અગ્નિહોત્ર નામક ક્રિયા છે એ આગળ નામધેય પાદમાં કહેવામાં આવ્યું છે, ( अन्यत्र ) માટે બીજા સ્થાને એટલે કુંડ પાયિનામયને ( तच्छ्रुतौ ) અગ્નિહોત્ર શબ્દના શ્રવણમાં ( विधिप्रदेशः स्यात् ) ધર્મનો અતિદેશ છે.

ભાવાર્થ :—' कुंडपायिनामयने ' આ પ્રમાણે વાક્ય છે. ' मासमग्निहोत्रं जुहोति ' આ ઠેકાણે અગ્નિહોત્ર પદથી શું સમજવું ? અહીં એવો સિદ્ધાંત કર્યો કે ' અગ્નિહોત્ર ' શબ્દ નિત્ય હોમ કરવાની ક્રિયાને કહેવામાં આવે છે એવું આગળ સિદ્ધ કરી આપ્યું છે માટે मासमग्निहोत्रं जुहोति આ ઠેકાણે નિત્ય અગ્નિહોત્રના જે ધર્મ છે તે ધર્મનો ઉક્ત હોમમાં અતિદેશ છે એમ સમજવું ॥ ૧ ॥

પૂર્વપક્ષ　　अपूर्वे वाऽपि भागित्वात् ॥ २ ॥

પદાર્થ :—( अपि वा ) અથવા ( अपूर्वे ) માસાગ્નિહોત્રમાં પણ ' અગ્નિહોત્ર ' શબ્દ કર્મનું જ નામ છે ( भागित्वात् ) યોગ્ય હોવાથી.

ભાવાર્થ :—માસાગ્નિહોત્રમાં પણ જે ' અગ્નિહોત્ર ' શબ્દ છે તે એક માસ સુધી જે હવન કરાય છે તેનું જ નામ અગ્નિહોત્ર છે. જેમ નિત્ય હોમ ક્રિયાનું નામ અગ્નિહોત્ર છે તેમ માસ સુધી હોમ ક્રિયા કરવામાં આવે છે તેનું નામ ' અગ્નિહોત્ર ' છે. એવું પૂર્વપક્ષવાદીનુ કથન છે. ॥ ૨ ॥

પૂર્વપક્ષનું દૂષણ　　नाम्नस्त्वौत्पत्तिकत्वात् ॥ ३ ॥

પદાર્થ :—( तु ) પણ ( नाम्नः ) અગ્નિહોત્રાદિ નામનો સંબંધ ( औत्पत्तिकत्वात् ) નિયત હોવાથી.

ભાવાર્થ :—નામ અને નામીનો સંબંધ નિયત હોવાથી એક શબ્દના અનેક અર્થ માનવા એ ઠીક નથી. अन्याय्यश्चानेकार्थत्वम् । ' માણવક સિંહ છે ' એમ કહેવાથી માણવક શબ્દ સિંહ સાથે સંબદ્ધ થઇ શકતો નથી. માટે સિંહના ધર્મનો અતિદેશ માણવકમાં થાય છે. તેમ ઉક્ત અગ્નિહોત્રમાં પણ સમજવું. ॥ ૩ ॥

प्रत्यक्षाद् गुणसंयोगात् क्रियाभिधानं स्यात्
तदभावेऽप्रसिद्धं स्यात् ॥ ४ ॥

પદાર્થ :—( प्रत्यक्षात् ) નૈયમિક અગ્નિહોત્રમાં શ્રૂયમાણ अग्निर्ज्योति ज्योतिरग्निः स्वाहा એ મંત્રલિંગથી ( गुणसंयोगात् ) દેવતારૂપ ગુણનો સંયોગ હોવાથી તત્પ્રખ્ય ન્યાયથી

( क्रियाभिधानं स्यात् ) અગ્નિહોત્રરૂપ ક્રિયાનું નામ થાય છે. ( तदभावे ) પણ માસાગ્નિહોત્રમાં દેવતા રૂપ ગુણનો અભાવ હોવાથી ( अप्रसिद्धं स्यात् ) ' અગ્નિહોત્ર ' નામ બની શકે નહીં.

ભાવાર્થ :—નિત્ય અને નિયમિતમાં હોમ ક્રિયામાં જે કારણોથી અગ્નિહોત્ર નામ આપવામાં આવ્યું છે તે કારણો માસાગ્નિહોત્રમાં નથી. માસાગ્નિહોત્રમાં ગુણરૂપ દેવતાનું વિધાન નથી. માટે નિત્ય અગ્નિહોત્રના ધર્મોનો જ માસાગ્નિહોત્રથી અતિદેશ છે. એજ સિદ્ધાંત છે. ॥ ૪ ॥

' પ્રાયણીય નામથી ધર્મનો અતિદેશ નથી. એ અધિકરણનું સૂત્ર.

अपि वा सर्वत्र कर्मणि गुणार्थैषा श्रुतिः स्यात् ॥ ५ ॥

પદાર્થ :—( सर्वत्र कर्मणि ) પ્રકૃતિ અને વિકૃતિ યાગોમાં ( गुणार्था ) ગુણ વિધિને માટે ( एषा ) પ્રાયણીય ઇત્યાદિ ( श्रुतिः स्यात् ) શ્રુતિ છે.

ભાવાર્થ :—દ્વાદશાહ યાગમાં પ્રથમ દિવસ જે હોય છે તેને પ્રાયણીય કહે છે. તેની વિકૃતિ જે ગવામયન યાગ છે તેમાં પણ પ્રાયણીય શબ્દ આવે છે. તેમાં પણ પ્રથમ દિવસનો જ વાચક એ શબ્દ છે, આ ઠેકાણે પ્રાયણીય શબ્દ પ્રકૃતિગત પ્રાયણીયના ધર્મનો અતિદેશ બતાવતો નથી પણ બન્ને ઠેકાણે ગુણવિધિને માટે જ પ્રાયણીય શબ્દ છે. प्रारभ्य अयति प्रवर्तते इति प्रायणीयाः આ પ્રમાણે એની વ્યુત્પત્તિ થાય છે. માટે પ્રાથમ્યરૂપ ગુણને માટે બન્ને ઠેકાણે પ્રાયણીય શબ્દ પ્રયોજાયેલો છે. ॥ ૫ ॥

' સર્વપૃષ્ઠ ' શબ્દથી છ પૃષ્ઠોનો અતિદેશ છે એ અધિકરણનાં સૂત્રો સમજાવે છે.

विश्वजिति सर्वपृष्ठे तत्पूर्वकत्वाज्ज्यौतिष्टोमिकानि पृष्ठानि अस्ति च पृष्ठशब्दः ॥ ६ ॥

પદાર્થ :—( विश्वजिति सर्वपृष्ठे ) વિશ્વજિત્ સર્વપૃષ્ઠ ઉદાહૃત વાક્યમાં ( ज्यौतिष्टोमिकानि पृष्ठानि ) જ્યોતિષ્ટોમગત જે પૃષ્ઠો કહ્યાં છે તેનો જ અનુવાદ છે. ( तत्पूर्वकत्वात् ) કારણ જ્યોતિષ્ટોમથી વિકૃતિ વિશ્વજિત યાગ છે. ( अस्ति च पृष्ठशब्दः ) માહેન્દ્રાદિ ચાર સ્તોત્રોમાં પૃષ્ઠ શબ્દ પ્રયોજાયો છે.

ભાવાર્થ :—विश्वजित् सर्वपृष्ठोऽतिरात्रो भवति આ ઠેકાણે સર્વપૃષ્ઠ શબ્દ અનુવાદ જણાવે છે કે વિધિને જણાવે છે ? એમાં પૂર્વપક્ષનું કથન છે કે વિશ્વજિત્ સર્વપૃષ્ઠ યાગ જ્યોતિષ્ટોમ યાગની વિકૃતિ છે માટે પ્રકૃતિગત સર્વપૃષ્ઠનો અનુવાદ છે. જ્યોતિષ્ટોમમાં પણ માહેન્દ્રાદિ ચાર સ્તોત્રોમાં પૃષ્ઠ શબ્દ વપરાયો છે, એક જ સૂક્તમાં જે ત્રણ ઋચાઓ છે તેને બ્રાહ્મણોક્ત રીતિથી સત્તરસંખ્યામાં અભ્યાસ કરવો એટલે સપ્તદશસ્તોમ થશે. માટે सप्तदश पृष्ठानि એ અનુવાદ છે. સ્તોત્રોમાં જ પૃષ્ઠ શબ્દનો વ્યવહાર થયો છે. ॥ ૬ ॥

સિદ્ધાંત સૂત્ર **षडहाद्वा तत्र चोदना ॥ ७ ॥**

**પદાર્થ** :—( वा ) અથવા ( षडहात् ) ૭ દિવસમાં સાધ્ય થતા યાગમાં જે ૭ સ્તોત્ર બતાવ્યાં છે ( तत्र ) તેમાં ( चोदना ) અતિદેશ છે.

**ભાવાર્થ** :—રથંતર, બૃહદ્, વૈરૂપ, વૈરાજ, રૈવત અને શાકવર આ ૭ સ્તોત્રોનો જ વિશ્વજિત્ સર્વપૃષ્ઠમાં અતિદેશ છે. ॥ ૭ ॥

**लिङ्गदर्शनाच्च ॥ ८ ॥**

**પદાર્થ** :—( च ) અને ( लिङ्गदर्शनात् ) લિંગરૂપ વાકય પણ હોવાથી.

**ભાવાર્થ** :—वैरूपं होतुः; वैराजं मित्रावरुणयोः ઇત્યાદિ વાકયમાં વૈરૂપ આદિ સ્તોત્રોમાં તે તે સ્તોત્રના ગાન કરનારનો પણ નિર્દેશ હોવાથી ષડહધર્મનો જ અતિદેશ છે. ॥ ૮ ॥

**उत्पन्नाधिकारो ज्योतिष्टोमः ॥ ९ ॥**

**પદાર્થ** :—( उत्पन्नाधिकारः ) એક સ્તોત્રમાં પૃષ્ઠ શબ્દ ( ज्योतिष्टोमः ) જ્યોતિષ્ટોમમાં વપરાયો છે.

**ભાવાર્થ** :—बृहत्पृष्ठं भवति આ વાકયથી જ્યોતિષ્ટોમમાં બૃહત્સ્તોત્રને પૃષ્ઠ કહેવામાં આવે છે અને માહેન્દ્રાદિ સ્તોત્રોમાં જે પૃષ્ઠ શબ્દનો વ્યવહાર છે તે તો છત્રિન્યાયથી છે. ॥ ૯ ॥

**द्वयोरिति चेत् ॥ १० ॥**

**પદાર્થ** :—( द्वयोः ) બે જ સ્તોત્રનો વિકલ્પ છે ( इति चेत् ) જો એમ કહેવામાં આવે તો.

**ભાવાર્થ** :—જ્યોતિષ્ટોમમાં 'બૃહત્' અને 'રથંતર' નો વિકલ્પ હોવાથી બન્નેના સમુચ્ચય માટે છે જો એવી શંકા કરવામાં આવે તો તેનો ઉત્તર આગળના સૂત્રમાં છે. ॥ ૧૦ ॥

**न व्यर्थत्वात् सर्वशद्बस्य ॥ ११ ॥**

**પદાર્થ** :—( न ) નહિ ( सर्वशद्बस्य ) સર્વશબ્દ ( व्यर्थत्वात् ) વ્યર્થ હોવાથી.

**ભાવાર્થ** :—સર્વશબ્દ બહુ અર્થમાં વપરાય છે એમાં નહિ. માટે જો બે સ્તોત્રને ઉદ્દેશીને સર્વશબ્દ વપરાયો હોય તો તે પ્રયોગ વ્યર્થ છે. આથી સિદ્ધ થાય છે કે સર્વપૃષ્ઠ શબ્દથી ષડહમાં ગણાવેલા ૭ સ્તોત્રોનો વિશ્વજિત્ યાગમાં અતિદેશ છે. અનુવાદ નથી. ॥ ૧૧ ॥

## 'અવભૃથ' નામથી સૌમિક ધર્મનો અતિદેશ થાય છે, એ અધિકરણનાં સૂત્રો સમજાવે છે.

સિદ્ધાંત સૂત્ર. **तथावभृथः सोमात् ॥ १२ ॥**

**પદાર્થ** :—( तथा ) ઉપરના અધિકરણ પ્રમાણે ( सोमात् ) સોમયાગમાંથી ( अवभृथः ) સૌમિક અવભૃથ ધર્મનો પ્રાપક છે.

ભાવાર્થ :—'चातुर्मास्ये तुषैश्च निष्कासेन च अवभृथं यन्ति' આ પ્રમાણે વાક્ય છે. દર્શપૂર્ણમાસમાંથી પૂર્વદિશામાં ઉત્સેક કરવામાં આવે છે તેમાં તુષ અને નિષ્કાસનું વિધાન છે, કે, અવૃભથ શબ્દ સૌમિક ધર્મનો પ્રાપક છે ? આ સંશયનું નિરાકારણ એ છે કે અવભૃથ શબ્દ સૌમિકધર્મનો પ્રાપક છે. જેમ ઉપરના અધિકરણમાં ષડહયાગમાંથી છ પૃષ્ઠસ્તોત્રોનો અતિદેશ થાય છે એમ બતાવ્યું છે તેમ અવભૃથ પણ સૌમિક ધર્મનો પ્રાપક છે. ॥ ૧૨ ॥

પૂર્વપક્ષ

प्रकृतेरितिचेत् ॥ १३ ॥

પદાર્થ :—( प्रकृतेः ) દર્શપૂર્ણમાસમાં પ્રાપ્ત દિગુત્સેકનો તુષનિષ્કાસમાં ગુણત્વથી વિધિ છે. ( इति चेत् ) જો એમ માનવામાં આવે તો.

ભાવાર્થ :—પૂર્વદિશામાં જે જળનું ઉત્સેચન કરવામાં આવે છે તેને જ અવભૃથ કહેવામાં આવે છે અને ઉત્સેકનું તુષનિષ્કાસમાં ગુણરૂપે વિધાન છે. જો એમ કહેવામાં આવે તો ? આનો ઉત્તર આગળના સૂત્રમાં છે. ॥ ૧૩ ॥

न भक्तित्वात् ॥ १४ ॥

પદાર્થ :—( न ) નહિ ( भक्तित्वात् ) સ્તાવક હોવાથી.

ભાવાર્થ :—દિગુત્સેકમાં જે અવભૃથનો પ્રયોગ થયો છે તે માત્ર તેની સ્તુતિરૂપ છે. તેથી દિગુત્સેકનું તુષનિષ્કાસમાં ગુણરૂપે વિધાન થઇ શકે નહિ. માટે સૌમિકધર્મનો અતિદેશ છે. ॥ ૧૪ ॥

लिङ्गदर्शनाच्च ॥ १५ ॥

પદાર્થ :- ( च ) અને ( लिङ्गदर्शनात् ) नायुर्दा जुहोति આદિ લિંગ વાક્યનું દર્શન પણ છે.

ભાવાર્થ :—'नायुर्दा जुहोति न साम गायति' આ વાક્યમાં પ્રતીત થતા આયુર્દા હોમ અને સામગાન સૌમિકાવભૃથના ધર્મ છે. જો અહીં સૌમિક ધર્મનો અતિદેશ ન હોય તો નિષેધ પણ ન હોવો જોઇએ. આથી સિદ્ધ થાય છે કે અવભૃથના ધર્મનો અતિદેશ થાય છે. ॥ ૧૫ ॥

'વારુણ પ્રઘાસિકાવભૃથમાં તુષનિષ્કાસ દ્રવ્ય હોય છે'
એ અધિકરણને સમજાવે છે.

द्रव्यादेशे तद्द्रव्यः श्रुतिसंयोगात् पुरोडाशस्त्वना-
देशे तत्प्रकृतिकत्वात् ॥ १६ ॥

પદાર્થ :—( द्रव्यादेशे ) યાગ સાધન હોવાથી દ્રવ્યની પ્રાપ્તિ થાય છે માટે ( तद्द्रव्यः ) તેમાં તુષનિષ્કાસ દ્રવ્ય જોઇએ. ( श्रुतिसंयोगात् ) પ્રત્યક્ષશ્રુતિથી વિધાન હોવાથી ( अनादेशे )

પ્રત્યક્ષશ્રુતિથી પ્રાપ્ત ન હોવાને લીધે (पुरोडाश: तु) પુરોડાશનો તો બાધ થાય છે (तत्प्रकृतिकत्वात्) તુષપ્રકૃતિક હોવાથી.

**ભાવાર્થ** :—તુષનિષ્કાસ દ્રવ્ય પ્રત્યક્ષશ્રુતિથી વિહિત છે. પુરોડાશ તો અનુમાન ગમ્ય છે. જો અહીં વારુણ પ્રધાન્તિક-અવભૃથમાં પ્રત્યક્ષ શ્રુતિથી વિહિત દ્રવ્ય ન હોત તો પુરોડાશને દ્રવ્ય તરીકે લઈ શકાત પણ અહીં પ્રત્યક્ષશ્રુત દ્રવ્ય હોવાથી પુરોડાશ દ્રવ્યનો બાધ થાય છે. ॥ ૧૬ ॥

'વૈષ્ણવશબ્દથી આતિથ્યેષ્ટિમાં ધર્મોનો અતિદેશ નથી'
એ અધિકરણ સમજાવે છે.

**गुणविधिस्तु न गृह्णीयात समत्वात् ॥ १७ ॥**

**પદાર્થ** :—(गुणविधि) ગુણ અર્થાત્ ધર્મનું વિધાન (न) નહીં (गृह्णीयात्) ગ્રહણ કરવું (समत्वात्) બન્ને ઠેકાણે સમાન હોવાથી.

**ભાવાર્થ** :—आतिथ्यायां नवकपालो वैष्णवो भवति તે જ પ્રમાણે राजसूये वैष्णवस्त्रिकपाल: આતિથ્યેષ્ટિમાં અને રાજસૂય યજ્ઞમાં વૈષ્ણવ શબ્દનું શ્રવણ થાય છે. અહીં વૈષ્ણવ શબ્દ આતિથ્યના ધર્મનો અતિદેશ કરતો નથી પણ દેવતા રૂપ ગુણનું વિધાન કરે છે. કારણ કે विष्णुः देवता अस्य इति वैष्णव: આવી રીતે તદ્ધિતપ્રત્યયથી દેવતારૂપ ગુણનું વિધાન બન્ને ઠેકાણે એક સરખું છે. માટે વૈષ્ણવ શબ્દ અતિદેશ કરનાર નથી પણ ગુણવિધાયક છે. ॥ ૧૭ ॥

'નિર્મન્થ્યાદિ શબ્દો પણ ધર્મોનો અતિદેશ કરતા નથી.'
એ અધિકરણ સમજાવે છે

**निर्मन्थ्यादिषु चैवम् ॥ १८ ॥**

**પદાર્થ** :—(च) અને (एवम्) એજ પ્રમાણે (निर्मन्थ्यादिषु) નિર્મન્થ્ય આદિ શબ્દોમાં પણ સમજવું.

**ભાવાર્થ** :—अग्नौ निर्मन्थ्येनेष्टका: पचन्ति' ઇત્યાદિ ઠેકાણે નિર્મન્થ્ય નામક અગ્નિનું નામ આવેલ છે અને દર્શપૂર્ણમાસમાં 'બર્હિ' સંસ્કાર પામેલાનું આમ્નાન છે. આ ઠેકાણે પણ મથિત અગ્નિ સંસ્કૃત બર્હિ પણ ગુણત્વરૂપથી વિહિત થાય છે, તે શબ્દો ધર્મોના અતિદેશ કરનારા નથી. ॥ ૧૮ ॥

'द्वयोः प्रणयन्ति' આ વાકયથી સૌમિક ધર્મનો અતિદેશ નથી.
એ અધિકરણને સમજાવે છે.

**प्रणयनं तु सौमिकमवाच्यं हीतरत् ॥ १९ ॥**

**પદાર્થ** :—(तु) પૂર્વપક્ષને સૂચિત કરે છે. (प्रणयनम्) અગ્નિપ્રદીપન (सौमिकम्) સૌમિક છે (हि) કારણકે (इतरत्) બીજું (अवाच्यम्) વાચ્ય નથી.

**ભાવાર્થ** :—ચાતુર્માસ્યમાં આ પ્રમાણે શ્રવણ થાય છે. ( द्वयोः प्रणयन्ति तस्माद् द्वाभ्यामेति । આ વાક્યથી જે પ્રણયન શબ્દ છે તે સૌમિક પ્રણયન છે. ( સોમયાગમાં જે ધર્મ-વાળું થાય છે તે પ્રણયન સ્વીકારવું. ) બીજું જે દાર્શપૌર્ણમાસિક પ્રણયન છે તે અવાચ્ય છે. જો કે પ્રણયન શબ્દ અસામર્સિક છે છતાં લક્ષણાથી પ્રણયન શબ્દથી સોમિક પ્રણયન સમજવું. ( પ્રણયન એટલે વેદિમાં અગ્નિપ્રદીપ્ત કરવો તે ) ॥ ૧૯ ॥

**उत्तरवेदिप्रतिषेधश्च तद्वत् ॥ २० ॥**

**પદાર્થ** :—( च ) અને ( तद्वत् ) તેજ પ્રમાણે ( उत्तरवेदिप्रतिषेधः ) ઉત્તર વેદિનો પ્રતિષેધ પણ છે.

**ભાવાર્થ** :—न वैश्वदेवे उत्तरवेदिमुपवपन्ति न सुनासीरीये । વૈશ્વદેવ અને સુનાસીરીય ઉત્તરવેદિનું ઉપવપનનો પ્રતિષેધ કર્યો છે. પ્રાપ્તિ વગર પ્રતિષેધ ન હોય એ વાદ નિર્ણીત છે. સોમિક પ્રણયનમાં ઉત્તર વેદિ હોય છે પણ દાર્શપૌર્ણમાસિક યાગમાં હોતી નથી. ઉક્ત પ્રતિષેધથી સોમિક પ્રણયન જ હોવું જોઇએ ॥ ૨૦ ॥

સિદ્ધાંત સૂત્ર **प्राकृतं वाऽनामत्वात् ॥ २१ ॥**

**પદાર્થ**:—( वा ) અથવા ( प्राकृतम ) પ્રકૃતિભૂત દાર્શપૌર્ણમાસિક યાગનું પ્રણયન છે ( अनामत्वात् ) પ્રણયન શબ્દ સૌમિક પ્રણયનનું નામ થઇ શકે નહિ.

**ભાવાર્થ** :—દાર્શપૌર્ણમાસિક પ્રણયન છે કારણ કે પ્રણયન શબ્દ સૌમિક પ્રણયનનું નામ બની શકતું નથી. પ્રણયન શબ્દ લક્ષણાથી સૌમિક પ્રણયન જણાવશે એમ જે કહ્યું છે તે પણ અયોગ્ય છે. 'संभवति श्रुत्यर्थे लक्षणार्थोऽग्राह्यः । શ્રુત્યર્થ સંભવિત હોય ત્યાં લક્ષણાર્થ લઇ શકાય નહિ માટે ઉક્ત સ્થળે પ્રણયન શબ્દ સૌમિક પ્રણયનનો વાચક નથી પણ પ્રાકૃતિક દાર્શપૌર્ણમાસિક પ્રણયનનો બોધક છે. ॥ ૨૧ ॥

**परिसंख्यार्थं श्रवणं गुणार्थमर्थवादो वा ॥ २२ ॥**

**પદાર્થ** :—( परिसंख्यार्थम् ) પરિસંખ્યાને માટે ( श्रवणम् ) ઉક્ત વાક્યનું શ્રવણ માનવું. ( गुणार्थम् अथ वादो वा ) ગુણને માટે અથવા અર્થવાદને માટે.

**ભાવાર્થ** :—દાર્શપૌર્ણમાસિક અવાચ્ય છે द्वयोः प्रणयन्ति એ વાક્ય પરિસંખ્યા માટે, અથવા ગુણમાટે અથવા અર્થવાદને માટે છે એમ સમજવું. પરિસંખ્યા ત્રણ દોષ યુક્ત હોવાથી અર્થવાદ જ માનવો યોગ્ય છે. પ્રણયન દાર્શપૌર્ણમાસિક છે માટે તે સોમિક પ્રણયનના ધર્મનો અતિદેશ કરતો નથી. ॥ ૨૨ ॥

**' द्वयोः प्रणयन्ति આ વાક્યથી મધ્યમ બે પર્વમાં અગ્નિનું પ્રણયન કરવાનું હોય છે. ' એ અધિકરણને સમજાવે છે.**

પૂર્વપક્ષ સૂત્ર **प्रथमोत्तमयोः प्रणयनमुत्तरवेदिप्रतिषेधात् ॥ २३ ॥**

**પદાર્થ** :—( प्रथमोत्तमयोः ) પ્રથમ અને છેલ્લા પર્વોમાં ( प्रणयनम् ) અગ્નિ પ્રણયન કરવાનું હોય છે. ( उत्तरवेदिप्रतिषेधात् ) ઉત્તરવેદિનો પ્રતિષેધ હોવાથી.

**ભાવાર્થ** :—આ પ્રણયન વૈશ્વદેવ, વરુણપ્રઘાસ, સાકમેધ અને શુનાસીરીય આ ચાર પર્વોમાં કયા પર્વમાં કરવાનું છે એ જિજ્ઞાસાના સમાધાન માટે આ અધિકરણ છે. ઉક્ત ચાર પર્વોમાંથી પ્રથમ અને છેલ્લા પર્વમાં એટલે વૈશ્વદેવ અને શુનાસીરીય પર્વોમાં અગ્નિ પ્રણયન કરવું. પ્રથમ અને છેલ્લા પર્વમાં ઉત્તરવેદિનો પ્રતિષેધ કર્યો છે અને પ્રતિષેધ પ્રાપ્તિપૂર્વક હોવાથી એ પર્વમાં ઉત્તરવેદિ હોવાનું સમજાય છે. उत्तरवेद्यामग्निं निदधाति એ વાક્યથી પ્રાપ્ત થતી ઉત્તર-વેદિનો પ્રતિષેધ સાર્થક બને છે. માટે પ્રથમ અને અન્ત્ય પર્વમાં અગ્નિનું પ્રણયન કરવું. ॥ ૨૩ ॥

સિદ્ધાંત સૂત્ર **मध्यमयोर्वा गत्यर्थवादात् ॥ २४ ॥**

**પદાર્થ** :—( वा ) અથવા ( मध्यमयोः ) મધ્યમના બે વરુણ પ્રઘાસ અને સાકમેધ પર્વમાં પ્રણયન હોય છે. ( गत्यर्थवादात् ) ગતિ-રૂપ અર્થનો વાદ હોવાથી.

**ભાવાર્થ** :—ऊरु वा एते यज्ञस्य यद्वरुणप्रघासः साकमेधश्च વરુણ પ્રઘાસ અને સાકમેધ આ બે પર્વ યજ્ઞના ઊરુ છે. ઊરૂ શબ્દનો અર્થ ગતિસાધન છે માટે ઊરુપદથી સંસ્તુતિ હોવાથી द्वाभ्यां यन्ति ' બે માં અગ્નિ પ્રણયન કરવું ' આ બે સંખ્યા ઉક્ત ચાર પર્વમાં વચલા જે બે પર્વ છે તે જ સમજવા. અર્થાત્ વરુણ પ્રઘાસ અને સાકમેધમાં જ પ્રણયન કરવુ ॥ ૨૪ ॥

**औत्तरवेदिकोऽनारभ्यवादप्रतिषेधः ॥ २५ ॥**

**પદાર્થ** :—( औत्तरवेदिकः ) ઉતર વેદિનો જે પ્રતિષેધ છે તે તો ( अनारभ्यवाद प्रतिषेधः ) અનારભ્યવાદનો પ્રતિષેધ છે.

**ભાવાર્થ** :—न वैश्वदेवे उत्तरवेदिमुपकिरति, न शुनासीरीये આ વાકયોથી પ્રતિષેધ કરવામાં આવ્યો છે તે તો અનારભ્યવાદનો પ્રતિષેધ છે उत्तरवेद्यामग्निं निदधाति આ પ્રણયન એક પણ પર્વનો આરંભ કર્યા વગર કહ્યું છે માટે અનારભ્યવાદ છે અને એ વાદનો જ ઉપરનાં વાકયોથી ઉલ્લેખ કરવામાં આવ્યો છે. ઉત્તરવેદિ અગ્નિ પ્રણયન માટે જ હોય છે. આ અધિકરણથી એ સ્પષ્ટ કર્યું છે કે મધ્યના બે વરુણ પ્રઘાસ અને સાકમેધ પર્વમાં જ પ્રણયન કરવાનું હોય છે. ॥ ૨૫ ॥

**स्वरसामैककपालामिक्षं च लिङ्गदर्शनात् ॥ २६ ॥**

**પદાર્થ** :—( च ) અને ( स्वरसामैककपालामिक्षम् ) સ્વરસામ, એકકપાલ, આમિક્ષા આ ત્રણે શબ્દો ધર્મનો અતિદેશ કરે છે ( लिङ्गदर्शनात् ) લિંગબોધક વચનો હોવાથી.

**ભાવાર્થ** :—સ્વરસામ શબ્દ બીજા ક્રતુમાં શ્રૂયમાણ છે તે ગવામયનસ્થ સ્વરસામ શબ્દના સપ્તદશ સ્તોમ આદિ જે ધર્મો છે તેનો ગ્રાહક છે અને તેજ પ્રમાણે એકકપાલ અને આમિક્ષા શબ્દો પણ ધર્મોના ગ્રાહક છે. સ્વરસામ શબ્દોનો અર્થ જૈમિનીય ન્યાયમાલા આદિ ગ્રંથોમાં આ પ્રમાણે છે. गवामयने द्वयोः मासषट्कयोर्मध्ये वर्तमानं विषुवन्नामकं प्रधानभूतमेक-महर्विंधते तच्च दिवाकीर्त्यम् । तस्मात् प्राचीनास्त्रयः स्वरसामनामका अहर्विशेषाः । तथोपरिष्टादपि त्रयः स्वर सामानः । ગવાયનમાં આ પ્રમાણે પાઠ છે. બે માસષટ્ક વચ્ચે એ વિષુવત્ નામક પ્રધાન

ભૂતં દિવસ છે તેનું નામ 'દિવાકીર્ત્ય' છે. એ 'દિવાકીર્ત્ય' પહેલાના ત્રણ દિવસો અને પછીના ત્રણ દિવસોને 'સ્વરસામ' કહેવામાં આવે છે. अन्यत्र त्वेवं श्रूयते पृष्ठ्यः षडहः. द्वौ स्वर सामनौ અન્ય ક્રતુમાં પૃષ્ઠ્ય અને ષડહ આ બન્ને સ્વરસામ કહેવામાં આવે છે. આ ઠેકાણે એકત્ર વિહિત થયેલો સ્વરસામ વાચક શબ્દ અન્યસ્થળ વિહિત સ્વરસામના ધર્મનો ગ્રાહક છે, માટે 'વૈષ્ણવ' શબ્દની પેઠે સ્વર સામાદિ શબ્દો ગુણવિધાયક નથી પણ ધર્મના અતિદેશ કરનાર છે. ॥ ૨૬ ॥

## चोदनासामान्याद् वा ॥ २७ ॥

**પદાર્થ :**—( चोदनासामान्यात ) વિધિ સામાન્ય હોવાથી. ( वा ) હેતુ સૂચક છે.

**ભાવાર્થ :**- સ્વરસામત્વ સામાન્યથી, એકકપાલત્વ સામાન્યથી અને આમિક્ષા સામાન્યથી પણ જાણી શકાય છે કે એ શબ્દો ગુણ વિધાયક છે. ॥ ૨૭ ॥

## 'વાસ આદિ શબ્દો આકૃતિ = જાતિ વાચક છે' એ અધિકરણ-નાં સૂત્રો સમજાવે છેઃ

**પૂર્વપક્ષ સૂત્ર** कर्मजे कर्म यूपवत् ॥ २८ ॥

**પદાર્થ :**—( कर्मजे ) તુરીવેમાદિસંયોગાદિરૂપ ક્રિયાથી ઉત્પન્ન થનાર વસ્ત્ર આદિ દ્રવ્ય ( कर्म ) ક્રિયા વાચક છે ( यूपवत् ) યૂપની પેઠે

**ભાવાર્થ :**—'वासो ददाति' આ ઠેકાણે वासः શબ્દ તુરીવેમાદિથી થતી ક્રિયાનો વાચક વાસ શબ્દ છે. જેમ યૂપ શબ્દ વાંસલા આદિથી થની ક્રિયાનો વાચક છે તેમ. એટલે ઉપર જે वासो ददाति વાક્ય છે તેનો અર્થ એ થાય છે કે વસ્ત્ર ઉત્પન્ન કરીને આપવું આવું પૂર્વપક્ષવાદીનું માનવું છે. ॥ ૨૮ ॥

**સિદ્ધાંત સૂત્ર** रूपं वाऽशेषभूतत्वात् ॥ २९ ॥

**પદાર્થ :**— ( वा ) અથવા ( रूपम् ) આકૃતિ અર્થાત્ જાતિ વાચ્ય છે. ( अशेषभूतत्वात् ) અંગ તરીકે વિધાન ન હોવાથી.

**ભાવાર્થ :**—ઉક્ત વાક્યમાં જે वासः શબ્દ વપરાયો છે તેનો અર્થ 'જાતિ' છે. વાસોજનક ક્રિયાનું અંગ તરીકે વિધાન ન હોવાથી यूपं तक्षति આ ઠેકાણે તો ક્રિયાકલાપનું વિધાન છે માટે યૂપ શબ્દનો અર્થ યૂપજનક ક્રિયા થઈ શકે છે પણ वासः શબ્દનો અર્થ તજ્જનક ક્રિયાવાચક નથી પણ જાતિ-વાચક છે. ॥ ૨૯ ॥

## ગર્ગત્રિરાત્રમાં લૌકિક અગ્નિનું ઉપનિધાન છે. એ અધિકરણ સમજાવે છે.

**પૂર્વ પક્ષ** विशये लौकिकः स्यात् सर्वार्थत्वात् ॥ ३० ॥

**પદાર્થ :**—( विशये ) સંશયમાં ( लौकिकः स्यात् ) લૌકિક અગ્નિનું ઉપધાન સમજવું, ( सर्वार्थत्वात् ) કારણ કે તે વૈદિક સર્વ કર્મને માટે છે.

ભાવાર્થ :—ગર્ગત્રિરાત્રમાં સ્તોત્રના અંગ તરીકે અગ્નિનું ઉપનિધાન કરવા કહ્યું છે. अग्निमुपनिधाय स्तुवीत । આ ઠેકાણે લૌકિક અગ્નિનું ગ્રહણ કરવું કે વૈદિક ? પૂર્વપક્ષનું માનવું છે કે આધાનથી સંસ્કૃત થયેલો વૈદિક અગ્નિ જ જોઇએ ' કારણ કે વૈદિક સર્વકર્મને માટે આધાન સંસ્કૃત અગ્નિ જ વિહિત છે. ॥ ૩૦ ॥

સિદ્ધાંત સૂત્ર न वैदिकमर्थनिर्देशात् ॥ ૩૧ ॥

પદાર્થ :—( वैदिकम् ) વૈદિક અગ્નિ ( न ) નહી. ( अर्थनिर्देशात् ) હોમરૂપ અર્થનો વૈદિક અગ્નિમાં નિર્દેશ હોવાથી.

ભાવાર્થ :—વૈદિક અગ્નિનું ઉપનિધાન કરવાનું નથી. પણ લૌકિક અગ્નિનું છે. यदाहवनीये जुहोति આ વાક્યથી પ્રતીત થતો હોમરૂપ અર્થ જ્યાં ઉપસ્થિત હોય ત્યાં જ વૈદિક અગ્નિ ગ્રાહ્ય હોય છે. अग्नि मुपनिधाय स्तुवीत આ વાક્યથી હોમરૂપ અર્થની પ્રતીતિ થતી નથી પણ ઉપનિધાનની પ્રતીતિ થાય છે તે તો લૌકિક અગ્નિને લગતું છે. અર્થાત્ વૈદિક અગ્નિના ધર્મનો અતિદેશ નથી. ॥ ૩૧ ॥

तथोत्पत्तिरितरेषाम् ॥ ૩૨ ॥

પદાર્થ :—( तथा ) તે પ્રમાણે ( इतरेषाम् ) બીજા અગ્નિઓની ( उत्पत्तिः ) ઉત્પત્તિ છે.

ભાવાર્થ :—અન્ય ધિષ્ણ્ય અગ્નિઓની ઉત્પત્તિ પણ તે જ પ્રમાણે સમજવી અર્થાત્ ધિષ્ણ્યાદિ અગ્નિઓનું પણ ઉપનિધાન નથી. એ અગ્નિઓનું કાર્ય ' प्रागासोनो धिष्ण्यान् व्याघारयति ' ઇત્યાદિ વ્યાઘારને માટે હોય છે. ઉપનિધાનને માટે નહિ. માટે સ્તુતિના અંગ તરીકે લૌકિક અગ્નિનું જ ઉપનિધાન સમજવું ॥ ૩૨ ॥

' उपशयो यूपो भवति ' ઇત્યાદિ વાકયમાં ' યૂપ ' શબ્દ સંસ્કાર પ્રયોજક નથી. એ અધિકરણને સમજાવે છે.

પૂર્વપક્ષ સૂત્ર संस्कृतं स्यात्तच्छब्दत्वात् ॥ ૩૩ ॥

પદાર્થ :—( संस्कृतम् ) ઉપશય દ્રવ્ય સંસ્કૃત ( स्यात् ) હોય છે. ( तच्छब्दत्वात ) યૂપ શબ્દથી યૂપના ધર્મનો અતિદેશ થતો હોવાથી.

ભાવાર્થ :—एकादशिन्यां श्रूयते ' उपशयो यूपो भवति ' અગ્યાર યૂપોનો જે સમુદાય હોય છે તેને ' એકાદશિની ' કહે છે, તેમાં દક્ષિણ ભાગ અવસ્થાપિત જ અગ્યારમો યૂપ હોય કે તે ઉપશય કહેવાય છે. તે ઉપશયમાં પરિવ્યાણ આદિ યૂપ સંસ્કાર છે કારણ કે સંસ્કારના નિમિત્તે જ યૂપ શબ્દનો પ્રયોગ થયો છે. આવું પૂર્વપક્ષનું માનવું છે. ॥ ૩૩ ॥

સિદ્ધાંત સૂત્ર भक्त्या वाऽयज्ञशेषत्वाद् गुणानामभिधानात् ॥ ૩૪ ॥

પદાર્થ :—( वा ) અથવા ( भक्त्या ) ગૌણવૃત્તિથી યૂપ શબ્દનો પ્રયોગ થયો છે. ( गुणानाम् ) ગુણોનું ( अभिधानात् ) અભિધાન હોવાથી ( अयज्ञशेषत्वात् ) યજ્ઞનું અંગ ન હોવાથી તેમાં સંસ્કારો નથી.

ભાવાર્થ :—ઉપશય યૂપ યજ્ઞનું અંગ નથી માટે તેમાં સંસ્કાર કરવાના હોતા નથી. તૂષ્ણીંછેદન આદિ ગુણોનું અભિધાન હોય છે અને તેથી તેમાં યૂપ શબ્દનો પ્રયોગ ગૌણી વૃત્તિથી થયો છે. પશુ બંધનને માટે યૂપોને સંસ્કાર કરવામાં આવે છે પણ અગ્યારમો યૂપ કે જેનું નામ ઉપશય છે ત્યાં પશુ બંધન વિહિત જ નથી માટે ત્યાં પરિવ્યાણાદિ સંસ્કાર નથી. પણ અમંત્રક છેદન આદિ કેટલાક ધર્મો હોય છે તેથી ગૌણવૃત્તિને લીધે યૂપ શબ્દનો પ્રયોગ કરવામાં આવ્યો છે. માટે યૂપ શબ્દ ધર્મનો અતિદેશ કરતો નથી. ॥ ૩૪ ॥

'પૃષ્ઠૈરુપતિષ્ઠતે' ઇત્યાદિ વાકયમાં પૃષ્ઠ શબ્દનું વાચ્ય ઋગ્વેદની ઋચાઓ છે. એ અધિકરણને સમજાવે છે.

પૂર્વપક્ષ कर्मणः पृष्ठशब्दः स्यात्तथाभूतोपदेशात् ॥ ३५ ॥

પદાર્થ :—( कर्मणः ) पृष्ठैरुपदधाति ઇત્યાદિમાં આવેલો ( पृष्ठशब्दः ) પૃષ્ઠશબ્દ ( स्यात् ) કર્મનો વાચક છે ( तथाभूतोपदेशात् ) તેવા શબ્દોથી ઉપદેશ થતો હોવાથી.

ભાવાર્થ :—अमौ श्रपते, 'पृष्ठैरुपतिष्ठते ઇત્યાદિ વાકયમાં પૃષ્ઠશબ્દ કર્મનો વાચક છે. હિંકાર-આદિ સામાન્ય ધર્મો અને पृथिवीं मनसा ध्यायेत ઇત્યાદિ વિશેષ ધર્મો સહિત પૃષ્ઠ સદૃશ કર્મ કરવુ જોઇએ. એટલેકે અગ્નિચયનગત-ઉપસ્થાન કર્મમાં જે પૃષ્ઠ શબ્દ વપરાયો છે તે પૃષ્ઠ સ્તોત્રના જે ધર્મો છે તેનો અતિદેશ કરે છે. આવું પૂર્વપક્ષનું માનવું છે. ॥ ૩૫ ॥

સિદ્ધાંત સૂત્ર अभिधानोपदेशाद्वा विप्रतिषेधाद् द्रव्येषु पृष्ठशब्दः स्यात् ॥ ३६ ॥

પદાર્થ :—( वा ) અથવા ( अभिधानोपदेशात् ) આત્મનેપદનું અભિધાન હોવાથી ( विप्रतिषेधात् ) આત્મનેપદનો વિરોધ થતો હોવાથી ( पृष्ठशब्दः ) પૃષ્ઠ શબ્દ ( द्रव्येषु ) ઋચા-રૂપ દ્રવ્યનો વાચક છે.

ભાવાર્થ :—પૃષ્ઠ શબ્દ ઋગમંત્રનો વાચક છે. કોઇ કર્મનો વાચક નથી કારણ કે :- उपान्मन्त्रकरणे । ૧-૩-૨૫ ॥ આ પાણિનીય વ્યાકરણનું સૂત્ર છે. તે ઉપ ઉપસર્ગપૂર્વક સ્થા ધાતુને આત્મને પદનું વિધાન કરે છે, જો ઉપસ્થાનનું કરણ મંત્ર હોય તો ઉપસ્થાનનો અર્થ આ ઠેકાણે સ્તુતિ કરવી થાય છે. છતાં पृष्ठै रुपतिष्ठते આ ઠેકાણે પૃષ્ઠ શબ્દ રથંતરાદિ સામગાન યુક્ત अभित्वा शूर नोनुम. ઇત્યાદિ ઋગ્વેદના મંત્રોને જ જણાવે છે. માટે પૃષ્ઠ શબ્દ સ્તોત્રના ધર્મનો અતિદેશ કરતો નથી પણ તે સામગાન યુક્ત ઋચાનો જ વાચક છે. પૃષ્ઠ એ મંત્ર હોવાથી જ તેને કરણના અર્થમાં ત્રીજી વિભક્તિ વિહિત થયેલી છે. 'પૃષ્ઠસંજ્ઞક મંત્રોથી સ્તુતિ કરે છે' એ पृष्ठैरुपतिष्ठते વાકયનો અર્થ છે. આ કારણથી પૃષ્ઠ શબ્દ ઋચાનો જ વાચક છે. ॥ ૩૬ ॥

इति मीमांसागुर्जरभाष्ये सप्तमाध्यायस्य तृतीयः पादः ॥

## अथ मीमांसागुर्जरभाष्ये सप्तमाध्यायस्य चतुर्थः पादः ॥

'સોર્યચરુમાં ઇતિકર્તવ્યતાનો અતિદેશ છે. એ અધિકરણને સમજાવે છે.

**इतिकर्तव्यताऽविधेर्यजतेः पूर्ववत्त्वम् ॥ १ ॥**

**પદાર્થ** :—( इतिकर्तव्यताऽविधेः ) ઇતિ કર્તવ્યતાનું વિધાન ન હોવાથી ( यजतेः ) સૌર્યાદિયાગમાં ( पूर्ववत्त्वम् ) પૂર્વવત્તા છે. અર્થાત્ અન્યત્ર વિહિત ધર્મોનો તેમાં અતિદેશ છે.

**ભાવાર્થ** :—' सौर्यं चरुं निर्वपेद् ब्रह्मवर्चसकामः ' આ વાક્યથી સૌર્યયાગનું વિધાન છે. એમાં શાની ભાવના કરવી અને શાથી ભાવના કરવી એ બે અંશ તો સ્પષ્ટ છે. એટલે કે सौर्येण चरुणा ब्रह्मवर्चसं भावयेत् સૌર્યચરુવડે બ્રહ્મવર્ચસ પ્રાપ્ત કરવું અહીં સૌર્યચરુ એ કરણ છે અને બ્રહ્મવર્ચસ એ ફળ છે. પણ कथं भावयेत् અર્થાત્ કેવી રીતે ભાવના કરવી એ ત્રીજો અંશ બતાવ્યો નથી. માટે તે ભાગ અન્યત્ર જે ધર્મો નિશ્ચિત કરેલા હોય છે તે ધર્મો આ યાગમાં કરવા. ઇતિકર્તવ્યતા તો કરણનો વ્યાપાર છે. વ્યાપાર વગર કરણ ફળ ઉત્પન્ન કરી શકે નહિ. માટે કેવી રીતે યાગ કરવો એ ધર્મોનો અતિદેશ પ્રકૃતિભૂત યાગમાંથી કરવો. ॥ ૧ ॥

' સૌર્યચરુમાં વૈદિક ઇતિકર્તવ્યતા છે. ' એ અધિકરણને સમજાવે છે.

પૂર્વપક્ષ **स लौकिकः स्यात् दृष्टप्रवृत्तित्वात् ॥ २ ॥**

**પદાર્થ** :—( सः ) ઇતિકર્તવ્યતાનો ઉપાય ( लौकिकः ) લૌકિક હોય છે. ( दृष्टप्रवृत्तित्वात् ) એવી પ્રવૃત્તિ અર્થાત્ અતિદેશ દૃષ્ટ હોવાથી.

**ભાવાર્થ** :—સૌર્યચરુ એટલે સૌર્યયાગ એમાં ઇતિકર્તવ્યતા જરૂર હોવી જોઇએ. એ ઇતિકર્તવ્યતા સૌર્યયાગમાં લૌકિક હોવી જોઇએ. यथा पार्वणस्थालीपाकं अष्टकाचरो आग्रहायणीयकर्मणि ( શાબર ભાષ્ય ) જેમ આગ્રહાયણીકર્મમાં અષ્ટકા ચરુમાં પાર્વણ સ્થાલીપાક આદિ લૌકિક ઇતિકર્તવ્યતા જોવામાં આવે છે તેમ સૌર્યયાગમાં લૌકિક ઇતિકર્તવ્યતા હોવી જોઇએ આવું પૂર્વપક્ષનું માનવું છે. ॥ ૨ ॥

**वचनात्तु ततोऽन्यत्वम् ॥ ३ ॥**

**પદાર્થ** :—( तु ) અને ( वचनात् ) જો કોઇ વચન મળે તો તેનાથી ( ततः ) લૌકિક ઇતિકર્તવ્યતા કરતાં ( अन्यत्वम् ) ભેદ માનવો.

**ભાવાર્થ** :—જો કોઇ વૈદિક વચન મળે તો લૌકિક ઇતિકર્તવ્યતાનો ત્યાગ કરી વૈદિક ઇતિકર્તવ્યતાનું ગ્રહણ કરી શકાય પણ જો એવું વચન ન મળે તો ઉક્તયાગોમાં લૌકિક કર્તવ્યતા સ્વીકારવી જોઇએ. આ પણ પૂર્વપક્ષવાદીનું મન્તવ્ય છે. ॥ ૩ ॥

સિદ્ધાંત સૂત્ર **लिङ्गेन वा नियम्येत लिङ्गस्य तद्गुणत्वात् ॥ ४ ॥**

**પદાર્થ** :—( वा ) અથવા ( लिङ्गेन ) લિંગવાક્યથી ( नियम्येत ) ઇતિકર્તવ્યતાનો નિયમ થાય છે. ( लिङ्गस्य ) લિંગવાક્યમાં જણાવેલ ધર્મ ( तद्गुणत्वात् ) વૈદિક અપૂર્વના ગુણો હોવાથી.

ભાવાર્થ :—લિંગવાકયથી ઇતિકર્તવ્યતાનો નિર્ણય થઇ શકે છે. કારણ કે લિંગવાકયમાં જણાવેલા ધર્મો વૈદિક ઇતિકર્તવ્યતાને બતાવે છે. જેમકે 'प्रयाजे प्रयाजे कृष्णलं जुहोति' આ વાકયમાં સૂર્યયાગમાં કૃષ્ણલ નામક દ્રવ્ય હોમવાનું જણાવે છે અને તે દરેક પ્રયાજમાં હોમવાનું કહે છે હવે પ્રયાજ તો વૈદિક અપૂર્વના સાધનો છે માટે વૈદિક ઇતિકર્તવ્યતા જ સૌર્યયાગમાં કરવી એવો નિર્ણય થાય છે. આ પ્રમાણે અનુમાન વાકયનો પ્રયોગ પણ થઈ શકે છે. सौर्ययागापूर्वं, प्रयाजादिजन्यं, वैदिकापूर्वत्वात्, दर्शपूर्णमासापूर्ववत्। સૌર્યયાગનું અપૂર્વ પ્રયાજાદિ ધર્મથી ઉત્પન્ન થઇ શકે છે. વૈદિક અપૂર્વ હોવાથી જેમ દર્શપૂર્ણમાસનું અપૂર્વ પ્રયાજાદિ ધર્મોથી ઉત્પન્ન થાય છે તેમ આ અનુમાનથી સૌર્યયાગમાં વૈદિક ઇતિકર્તવ્યતા છે એવો સિદ્ધાંત થાય છે. ॥ ૪ ॥

આક્ષેપ સૂત્ર

अपि वाऽन्यायपूर्वत्वात् यत्र नित्यानुवादवचनानि स्युः ॥ ५ ॥

પદાર્થ :—(अपि वा) અથવા (अन्यायपूर्वत्वात्) અન્યાય પૂર્વક હોવાથી યોગ્ય નથી. (यत्र) જ્યાં ન્યાયપૂર્વક લિંગ હોય તેજ માન્ય છે. માટે ઉક્ત વચનો (नित्यानुवादवचनानि स्युः) નિત્યઅનુવાદ બોધક વચનો છે.

ભાવાર્થ :—જે ન્યાયપૂર્વક વચનો માન્ય હોય તે માન્ય ગણાય છે અન્યાયપૂર્વક વચનો માન્ય ગણી શકાય નહિ. પ્રયાજાદિ ધર્મો તો દર્શપૂર્ણમાસરૂપ પ્રકરણાદિમાં નિબદ્ધ છે માટે તે ધર્મો પ્રકરણમાંથી છૂટા પાડી શકાય છે. સૌર્યયાગમાં પ્રયાજાદિ ધર્મો જ નથી તો તેની સાથે બતાવવામાં આવેલો કૃષ્ણલ હોમ કેવી રીતે કરી શકાય ? જ્યાં પ્રયાજોનું વિધાન હોય ત્યાં કૃષ્ણલ હોમ પણ હોય અને તે દર્શપૂર્ણમાસરૂપ પ્રકરણમાંજ છે માટે ત્યાં જ કૃષ્ણલ હોમ કર્તવ્ય છે. સૌર્ય યાગમાં નહિ. માટે प्रयाजे कृष्णलं जुहोति એ વાકય નિત્યાનુવાદ છે. આ કારણથી સૌર્ય યાગમાં વૈદિકી ઇતિકર્તવ્યતા પ્રાપ્ત થઇ શકતી નથી પણ લૌકિકી ઇતિકર્તવ્યતા જ પ્રાપ્ત થઇ શકે છે. આવું પૂર્વપક્ષવાદીનું મંતવ્ય છે. ॥ ૫ ॥

मिथो विप्रतिषेधाच्च गुणानां यथार्थकल्पना स्यात् ॥ ६ ॥

પદાર્થ :—(च) અને (मिथो विप्रतिषेधात्) એક બીજાનો વિપ્રતિષેધ હોવાથી (गुणानाम्) ધર્મોની (यथार्थकल्पना स्यात्) યથાર્થ કલ્પના કરવી જોઇએ.

ભાવાર્થ :—વૈદિકી અને લૌકિકી બન્ને ઇતિકર્તવ્યતા શા માટે ન કરવી એના ઉત્તરમાં આ સૂત્ર છે. બે ઇતિકર્તવ્યતાની જરૂર નથી. એક ઇતિકર્તવ્યતાથી કર્મ સંપૂર્ણ થઇ ગયું તો પછી બીજી નકામી પડે છે એ તો સ્પષ્ટ સમજી શકાય છે. માટે એકની જ કલ્પના કરવી એ જ વાસ્તવિક છે. પ્રકરણનિબદ્ધ હોવાથી વૈદિક ઇતિકર્તવ્યતા તો ત્યાંથી છૂટી પડી શકે ન હે તેથી લૌકિક ઇતિકર્તવ્યતા કરવી જોઇએ લૌકિકી ઇતિકર્તવ્યતા એટલે સ્મૃતિમાં ઉક્ત હોય તે અને વૈદિકી ઇતિકર્તવ્યતા એટલે વેદ અને બ્રાહ્મણ ગ્રંથમાં કહેલી હોય તે. ઉક્ત ન્યાયથી લૌકિકી ઇતિકર્તવ્યતા કરવી જોઇએ એવું પૂર્વપક્ષવાદીનું મંતવ્ય છે. ॥ ૬ ॥

**भागित्वात्तु नियम्येत गुणानामभिधानत्वात्सम्बन्धादभिधा-नवद् यथा धेनुः किशोरेण ॥ ७ ॥**

**પદાર્થ** :—( गुणानाम् ) પ્રયાજાદિ ગુણોનું ( भागित्वात् ) ભાગિપણું હોવાથી ( अभिधानवत् ) અગ્નિહોત્રાદિ નામ પેઠે પ્રયાજાદિ ગુણો ( अभिधानत्वात् ) સૌર્યચરુમાં અ ભહિત હોવાથી ( सम्बन्धात् ) સંબંધ હોવાને લીધે ( नियम्येत ) વૈદિકી ઇતિકર્તવ્યતાનો નિયમ બંધાય છે ( यथा धेनुः किशोरेण ) જેવી રીતે ધેનુ શબ્દ કિશોરના સંબંધને લીધે અશ્વધેનુમાં પ્રયુક્ત થાય છે.

**ભાવાર્થ** —વૈદિક ગુણ જે પ્રયાજો છે તેનું સ્મરણ વિકૃતિરૂપ સૌર્ય યાગમાં થાય છે. માટે વૈદિક ગુણોના સંબંધને લીધે વૈદિક ઇતિકર્તવ્યતા જ હોવી જોઇએ અને એનો જ અતિદેશ થવો જોઇએ. લૌકિકી ઇતિકર્તવ્યતાનો અતિદેશ થઇ શકે નહિ. જો કે લૌકિક પાર્વણધર્મનો અતિદેશ અન્યત્ર સંભળાય છે. એ તો જેમ ધેનુ શબ્દની પ્રવૃત્તિ ગાયમાં છે છતાં કિશોર શબ્દના સંબંધને લીધે અશ્વામાં પણ ધેનુ શબ્દની પ્રવૃત્તિ હોય છે તેમ પ્રયાજાદિધર્મોનો અતિદેશ ન હોવા છતાં વિકૃતિ યાગમાં તે માનવો જોઇએ. धेनुः स्यात् नवसूतिका જે ગાય તાજી વીયાણી હોય તે ધેનુ કહેવાય છે અને ' कृष्ण किशोरा धेनुः ' એમ કહેવામાં આવ્યું હોય તો તે ધેનુ શબ્દથી ઘોડી સમજી શકાય છે કારણ કે તેની સાથે ' કિશોર ' શબ્દ વપરાયો છે. ' કિશોર ' ઘોડીના વછેરાને કહે છે. એટલે જેમ ધેનુ શબ્દ અશ્વામાં અદૃષ્ટ પ્રવૃત્તિ છે છતાં કિશોરના સંબંધથી ધેનુ શબ્દ અશ્વાને માટે વપરાયો છે એમ સમજાય છે તેમ પ્રયાજના સંબંધથી સૌર્યયાગમાં વૈદિક ઇતિકર્તવ્યતા હોવી એજ ન્યાય્ય છે. ॥

**પૂર્વપક્ષ** **उत्पत्तीनां समत्वाद्वा यथाधिकारं भावः स्यात् ॥ ८ ॥**

**પદાર્થ** :—( वा ) અથવા ( उत्पत्तीनाम् ) પ્રયાજો અને અનુયાજ આદિની ઉત્પત્તિઓ ( समानत्वात् ) સમાન હોવાથી. ( यथाधिकारम् ) અધિકાર પ્રમાણે ( भावः स्यात् ) અસ્તિત્વ થાય છે

**ભાવાર્થ** :—પ્રયાજો પ્રધાન હોય અને બીજા તેના અંગો હોય તો તો પ્રયાજોની પ્રવૃત્તિ સાથે તેના અંગોની ( અનુયાજાદિની ) પણ પ્રવૃત્તિ થવી જોઇએ. પણ એમ નથી. પ્રયાજ સિવાય બીજા જે અનુયાજો છે તેનું પ્રાપક કોઇ પ્રમાણ નથી. અને ઘણે ઠેકાણે પાર્વણ ધર્મોનો સંબંધ જોવામાં આવે છે. અનૂયાજ તો એક જ વખત ફક્ત દર્શપૂર્ણમાસમાં જ જોવામાં આવે છે માટે સૌર્ય યાગમાં પ્રયાજોના બધા જ પાર્વણધર્મો અંગ તરીકે આવશે. એટલે ઇતિકર્તવ્યતા લૌકિકી જ થશે. ॥ ૮ ॥

**उत्पत्तिशेषवचनं च विप्रतिषिद्धमेकस्मिन् ॥ ९ ॥**

**પદાર્થ** :—( च ) અને ( उत्पत्तिशेषवचनम् ) એક જ વાક્યમાં પ્રધાનની ઉત્પત્તિ અંગોનું પણ વિધાન માનવું એ તો ( विप्रतिषिद्धम् ) વિપ્રતિષિદ્ધ છે.

**ભાવાર્થ** :—જો 'निर्वपेत्' આ એક જ વાક્યથી પ્રધાન અને અંગોનું સમાન રીતે વિધાન થતું હોય તો અંગોનો પણ પૃથક્ ફળનો સંબંધ માનવો પડે અને એમ કરવા જતાં અંગોનું અંગપણું જ નષ્ટ થાય છે કારણ જે કર્મનું સ્વતંત્ર ફળ હોય તે અંગ કર્મ ન કહેવાય પણ પ્રધાન જ કહેવાય માટે લૌકિકી અર્થાત્ સ્મૃતિમાં કહેલી જ ઇતિકર્તવ્યતા સ્વીકારવી આવું પૂર્વપક્ષવાદીનું માનવું છે. ॥ ૯ ॥

**विध्यन्तो वा प्रकृतिवच्चोदनायां प्रवर्तेत तथा हि लिङ्गदर्शनम् ॥ १० ॥**

**પદાર્થ** :—( वा ) અથવા ( प्रकृतिवत् ) દર્શપૂર્ણમાસ પેઠે ( चोदनायाम् ) સૌર્યયાગ વિધિમાં ( विध्यन्तः ) પુરાડાશાદિ નિખિલ ( प्रवर्तेत ) સંબંધ પામે છે. ( तथा हि ) તે જ ધર્મ પ્રમાણે ( लिङ्गदर्शनम् ) પ્રયાજાદિ ધર્મપ્રાપક લિંગનું દર્શન છે.

**ભાવાર્થ** :—જેમ દર્શપૂર્ણમાસરૂપ પ્રકૃતિ યાગમાં ત્રણે અંશો કરવાના હોય છે (૧) કયા સાધનથી યાગ કરવો. (૨) શું કરવું જોઇએ અને (૩) કેવી રીતે કરવું. આ ત્રણ અંશ કહેવાય છે. વિકૃતિરૂપ સૌર્યયાગમાં પણ આ ત્રણ અંશ અવશ્ય હોય છે. તેમાં બે અંશ તો બતાવ્યા છે. (૧) ચરુથી હોમ કરવો (૨) તે યાગથી બ્રહ્મવર્ચસ્વ મેળવવું. ત્રીજો અંશ કેવી રીતે યાગ કરવો એ જણાવ્યું નથી. તે 'વિધ્યન્ત' કહેવાય છે. પુરાડાશ આદિ નિખિલ ધર્મો કરવા એ ત્રીજો અંશ છે. અને તેની સૌર્યયાગમાં પ્રાપ્તિ છે માટે ઇતિકર્તવ્યતા વૈદિકી છે કારણ પુરાડાશાદિ ધર્મો સ્મૃતિમાં કહ્યા હોતા નથી તે તો બ્રાહ્મણ ગ્રંથમાં કહ્યા છે અને તે વૈદિક વચનો હોવાથી વેદોક્ત છે માટે વૈદિક ઇતિકર્તવ્યતા કરવી જોઇએ એ સિદ્ધાંતપક્ષ છે. ॥ ૧૦ ॥

**लिङ्गस्य हेतुत्वात् अलिङ्गे लौकिकं स्यात ॥ ११ ॥**

**પદાર્થ** :—( लिङ्गस्य ) પ્રયાજાદિ વાચક શબ્દનું શ્રવણ થવાથી ( हेतुत्वात् ) તે હેતુ તરીકે છે. ( अलिङ्गे ) જો લિંગવાક્ય ન હોય તો ( लौकिकम् स्यात् ) લૌકિક ઇતિકર્તવ્યતા માનવામાં આવે.

**ભાવાર્થ** :—પ્રજાસાધાન-ઐન્દ્રાગ્ન-ઇષ્ટિમાં પણ દર્શપૂર્ણમાસના ધર્મ પ્રાપક લિંગ છે. માટે ત્યાં પણ પ્રયાજાદિ વૈદિક ધર્મો જ કરવાના હોય છે. જ્યાં લિંગવાક્યનું શ્રવણ ન હોય ત્યાંજ લૌકિક ધર્મો કરવાના હોય છે અર્થાત્ લૌકિકી એટલે સ્માર્ત ઇતિકર્તવ્યતા કરવાની હોય છે. ॥ ૧૧ ॥

**लिङ्गस्य पूर्ववत्त्वाच्चोदनाशब्दसामान्यादेकेनापि निरूप्येत यथा स्थालीपुलाकेन ॥ १२ ॥**

**પદાર્થ** :—( लिङ्गस्य ) પ્રયાજાદિ લિંગ ( पूर्वत्वात् ) પોતા કરતા બીજાં પણ કારણ હોવાથી ( चोदनाशब्दसामान्यात् ) કર્મ બોધક વિધિપદ સામાન્ય હોવાથી ( अपि ) પણ ( निरूप्येत ) વૈદિક ઇતિકર્તવ્યતાનું નિરૂપણ થઇ શકે છે. ( यथा ) જેમ ( स्थालीपुलाकेन ) સ્થાલિપુલાકથી.

**ભાવાર્થ** :—કર્મ બોધક વિધ્યર્થ ક્રિયાપદથી જ વૈદિક ઇતિકર્તવ્યતા સમજી શકાય છે કારણ કે વૈદિક વિધાનમાં कथंभावयेत् એ અંશ આવશ્યક હોય છે. કેવી રીતે અમુક વૈદિક કર્મ કરવું ? તો જિજ્ઞાસાની શાંતિ ' દર્શપૂર્ણમાસ પેઠે ' એમ જાણવાથી થઇ શકે છે. લિંગ વાક્ય કોઇ પણ એ ઠેકાણે હોય તો પણ તેથી વૈદિક ઇતિકર્તવ્યતા સર્વ વિકૃતિ યાગમાં સમજી શકાય છે. જેમ તપેલીમાં રંધાતા ચોખાનો એક દાણો દાબી જોવાથી બધા દાણા રંધાઇ ગયા છે એમ સમજી શકાય છે તેમ કોઇ પણ એક ઠેકાણે વિકૃતિ યાગમાં લિંગ વાક્ય હોવાથી સર્વત્ર વિકૃતિ યાગના કર્મ પ્રકૃતિ યાગ પ્રમાણે થાય છે એમ સમજી શકાય છે. એથી સિદ્ધ થાય છે કે વિકૃતિભૂત સૌર્યયાગમાં ઇતિકર્તવ્યતા વૈદિક જ છે લૌકિક નથી. ॥ ૧૨ ॥

## ' ગવામયન નામક યજ્ઞમાં ઐકાહિક ઇતિ કર્તવ્યતાનું અનુષ્ઠાન કરવું જોઇએ. ' એ અધિકરણને સમજાવે છે.

પૂર્વપક્ષ **द्वादशाहिकमहर्गणे तत्प्रकृतित्वादैकाहिकमधिकागमात् तदाख्यं स्यादेकाहवत् ॥ १३ ॥**

**પદાર્થ** :—( अहर्गणे ) અહર્ગણ નામક યાગમાં ( द्वादशाहिकम् ) દ્વાદશાહ નામક યાગના ધર્મો કર્તવ્ય હોય છે. ( तत्प्रकृतित्वात् ) એકાહ યાગ દ્વાદશાહ યાગની વિકૃતિ હોવાથી. ( ऐकाहिकम् ) એકાહ સંબંધી સમાખ્યાન છે ' જ્યોતિઃ ' ' गौः ' आयुः આદિ ( अधिकागमात् ) જ્યોતિષ્ટોમ કરતાં વધારે ધર્મોની પ્રાપ્તિ હોવાથી ( तदाख्यम् स्यात् ) તદાખ્ય થાય છે. ( एकाहवत् ) એકાહ પેઠે.

**ભાવાર્થ** :—ગવામયન યાગમાં ' જ્યોતિઃ ' ' ગૌ ' અને ' આયુ ' નામ એક દિનસાધ્ય ત્રણ યાગ છે તેમાં દ્વાદશાહના ધર્મો કર્તવ્ય હોય છે. ' જ્યોતિ ' આદિ દૈનિક યાગનાં નામ છે. એ યાગમાં જે પ્રકૃતિ યાગ કરતાં જે વધારે ધર્મો કરવાના હોય છે તે કરવા તેની સાથે દ્વાદશાહિક ધર્મનો વિરોધ નથી. જ્યાં પ્રકૃતિ સાથે વિકૃતિ ધર્મોનો વિરોધ જણાય ત્યાં દ્વાદશાહિક ધર્મો કરવા જોઇએ એવું પૂર્વપક્ષીનું માનવું છે. ॥ ૧૩ ॥

**लिङ्गाच्च ॥ १४ ॥**

**પદાર્થ** :—( च ) અને ( लिङ्गात् ) લિંગ વાક્ય હોવાથી.

**ભાવાર્થ** :—દ્વાદશાહિક ધર્મોનું અનુષ્ઠાન કરવા માટે લિંગ વાક્ય પણ છે. આનું વિશેષ વિવરણ શાબર ભાષ્યમાં જોવું. ॥ ૧૪ ॥

**न वा प्रत्यक्षत्वात् क्रत्वभिधानादधिकानामशब्दत्वम् ॥ १५ ॥**

**પદાર્થ** :—( वा ) અથવા ( न ) નહિ ( प्रत्यक्षत्वात् ) નામધેય પ્રત્યક્ષ હોવાથી ( क्रत्वभिधानात् ) જ્યોતિઃ આયુઃ અને ગૌઃ એ કર્મનાં નામધેય છે. ( अधिकानाम् अशब्दत्वम् ) અધિક જે સ્તોત્ર આદિ છે તે જ્યોતિ આદિ નામથી પ્રાપ્ત નથી.

ભાવાર્થ :—દ્વાદશાહ ધર્મની પ્રાપ્તિ જ્યોતિઆદિમાં નથી પણ તે ક્રતુના નામ હોવાથી ક્રતુધર્મની તેમાં પ્રાપ્તિ છે. અતિદેશ કરતાં નામધેય પ્રબળ હોય છે તેથી તેના ધર્મની પ્રાપ્તિ થવી એ યોગ્ય છે. અધિક જે સ્તોત્ર શસ્ત્રાદિ બતાવ્યાં છે તે નામથી વિહિત થતાં નથી તેની પ્રાપ્તિ તો વચન વિશેષથીજ થાય છે. ॥ ૧૫ ॥

## लिङ्गं संघातधर्मः स्यादर्थापत्तेर्द्रव्यवत ॥ १६ ॥

પદાર્થ :—( लिङ्गम् ) લિંગ ( संघातधर्मः स्यात् ) સંઘાતનો ધર્મ હોય છે (अर्थापत्ते) અર્થથી પ્રાપ્તિ થતી હોવાથી ( द्रव्यवत ) જેમ એક દ્રવ્યના સ્થાનમાં બીજું દ્રવ્ય પ્રાપ્ત થાય તો મૂળ દ્રવ્યના ધર્મ આદેશ દ્રવ્યને પ્રાપ્ત થાય છે તેમ.

ભાવાર્થ :—લિંગ પણ દ્વાદશાહ ધર્મની પ્રાપ્તિનું કારણ નથી. અર્થાત્ દ્વાદશ ઉપસદ્નું જે વિધાન છે તેની પ્રાપ્તિ જ્યોતિરાદિમાં લિંગ વાકયથી થતી નથી. લિંગ એ તો સંઘાતનો ધર્મ છે. દ્વાદશાહ યાગ ફળને ઉદ્દેશીને વિહિત છે અને 'ગવામયન' પણ ફળને ઉદ્દેશીને વિહિત છે. સ્થાનીના સ્થાનમાં જે આદેશ હોય તે સ્થાનીના ધર્મને પ્રાપ્ત કરે જ છે. જો વ્રીહિના સ્થાનમાં નીવાર આદિષ્ટ હોય તો અવહનનાદિ જે વ્રીહિના ધર્મો છે તે પ્રતિનિધીભૂત નીવારાદિને પણ લાગુ પડે છે તેમાં અતિદેશનો જરૂર પડતી નથી. માટે દ્વાદશાહધર્મ અતિદેશ શાસ્ત્રથી ગવામયનમાં પ્રાપ્ત નથી. ॥ ૧૬ ॥

## न वा अर्थधर्मः स्यात्संघातस्य गुणत्वात् ॥ १७ ॥

પદાર્થ :—( वा ) અથવા ( न ) નહિ. ( अर्थधर्मः स्यात् ) પ્રધાનનો ધર્મ છે ( संघातस्य ) સમુદાયત્વ ( गुणत्वात् ) અહગુંણુ હોવાથી.

ભાવાર્થ :—દ્વાદશ-ઉપસદ્ દ્વાદશત્વ વિશિષ્ટ દિવસનો ગુણ છે. વિશિષ્ટને ઉદ્દેશીને જે વિધાન કરવામાં આવ્યું હોય તે વિશેષણનું અંગ બનતું નથી. 'રાજપુરુષને બોલાવ' એમ કહેવાથી રાજાને કોઇ લાવતું નથી કારણ કે ઉક્તવાકયમાં રાજા એ વિશેષણ પડે છે તેથી આનયન રૂપક્રિયાવિશેષ્ય જે પુરુષ છે તેને જ લાગુ પડે છે. તે જ પ્રમાણે લિંગમાં કહેલા દ્વાદશ ઉપસદો મુખ્યના જ ધર્મ છે વિશેષણના નહિ. ॥ ૧૭ ॥

## अर्थापत्तेर्द्रव्येषु धर्मलाभः ॥ १८ ॥

પદાર્થ :—( द्रव्येषु ) પ્રતિનિધિભૂત દ્રવ્યોમાં ( अर्थापत्तेः ) અર્થમાં પ્રાપ્તિ થવાથી ( धर्मलाभः ) સ્થાનીભૂત દ્રવ્યના ધર્મનો લાભ થાય છે.

ભાવાર્થ :—જે પ્રતિનિધિ દ્રવ્ય હોય છે તેમાં કાર્યને લીધે સ્થાનીના ધર્મ પ્રાપ્ત થાય છે. વ્રીહિના અભાવમાં નીવાર પ્રતિનિધિ દ્રવ્ય હોય તો પુરોડાશાદિ કાર્ય કરવા માટે વ્રીહિના અવહનન આદિ ધર્મનો લાભ નીવારમાં પણ થાય છે. પ્રકૃતમાં સંઘાતનું કારણ ઉપસદ નથી, માટે દ્વાદશાહના ધર્મની પ્રાપ્તિ અતિદેશ શાસ્ત્રથી થતી નથી. ॥ ૧૮ ॥

**प्रवृत्त्या नियतस्य लिङ्गदर्शनम् ॥ १९ ॥**

**પદાર્થ** :—( प्रवृत्त्या ) મુખ્ય પ્રવૃત્તિથી ( नियतस्य ) નિયતનું ( लिङ्गदर्शनम् ) લિંગ વાકયનું દર્શન છે.

**ભાવાર્થ** :—ગવામયનમાં દ્વાદશાહિકમાં પ્રથમ દિવસ પ્રાયણીય કહેવાય છે અને તેના ધર્મ દ્વાદશોપસદ્ છે અને ૭ ઉપસદ્ જ્યોતિ ગૌ અને આયુ નામક જઘન્ય અહન્‌ના અંગ છે. માટે દ્વાદશોપસદ મુખ્ય પ્રવૃત્તિથી જ પ્રાપ્ત છે તે અતિદેશથી પ્રાપ્ત નથી. ॥ ૧૯ ॥

**विहारदर्शनं च शिष्टस्यानारभ्यवादानां प्रकृत्यर्थत्वात् ॥ २० ॥**

**પદાર્થ** :—( च ) અને ( विहारदर्शनम् ) અગ્યાર પશુઓનો પ્રચાર તે પણ ( शिष्टस्य ) તેમાં વિહિતનું જ દર્શન છે. ( अनारभ्यवादानाम् ) અપ્રકરણ પઠિત જે હોય છે તે ( प्रकृत्यर्थत्वात् ) પણ પ્રકરણ ગામી જ હોય છે.

**ભાવાર્થ** :—અનારાભ્યવાદમાં જે અર્થ વિહિત હોય છે તે પણ કોઇને કોઇ પ્રકરણ ગામી જ હોય છે. એટલે એકાદશ પશુ પ્રચાર પણ જ્યોતિષ્ટોમરૂપ પ્રકરણનું જ અંગ છે. અને ત્યાં દ્વિતીય તૃતીય આદિ અહન્ ન હોવાથી દ્વાદશાહ નામક યાગમાં કે જે બીજી પ્રકૃતિ છે તેમાં પ્રાપ્ત થાય છે. માટે गवामयनार्थं उक्तविधि र्नातिदेशशास्त्रविषयः ઉક્ત વિધિ ગવામયનાર્થ છે અને તે અતિદેશ શાસ્ત્રનો વિષય નથી. એટલે ગવામયનમાં અતિદેશશાસ્ત્રથી દ્વાદશાહની ઇતિકર્તવ્યતા પ્રાપ્ત થતી નથી.

**इति मीमांसागुर्जरभाष्ये सप्तमाध्यायस्य चतुर्थः पादः**



**अथ अष्टमाध्यायस्य प्रथमः पादः**

## હવે પ્રતિજ્ઞા-અધિકરણનું સૂત્ર સમજાવે છે.

**अथ विशेषलक्षणम् ॥ १ ॥**

**પદાર્થ** :—( अथ ) સામાન્ય અતિદેશનું નિરૂપણ કર્યા પછી ( विशेषलक्षणम् ) વિશેષ અતિદેશનું લક્ષણ કહેવામાં આવે છે.

**ભાવાર્થ** :—સાતમા અધ્યાયમાં સામાન્ય અતિદેશનું લક્ષણ બતાવ્યું છે હવે વિશેષ અતિદેશનું લક્ષણ કહેવામાં આવે છે.

"વિશેષ કર્મના ધર્મોનો અતિદેશ કરવો."
એ અધિકરણ સંબંધી સૂત્રો સમજાવે છે.

**यस्य लिङ्गमर्थसंयोगादभिधानवत् ॥ २ ॥**

પદાર્થ :—( यस्य ) જે વિધ્યન્તનું ( लिङ्गम् ) કોઇપણ શબ્દગત કે અર્થગત લિંગ વૈકૃતકર્મ વિધિમાં જણાઇ આવે તે વિધ્યન્ત કરવો. ( अर्थसंयोगात् ) અર્થનો તે વિધ્યન્ત સાથે સંબંધ હોવાથી. ( अभिधानवत् ) અગ્નિ હોત્રાદિ નામ પેઠે.

ભાવાર્થ :—વિકૃતિયાગમાં વિધ્યન્ત બતાવવામાં આવ્યો નથી માટે વિધ્યન્ત કોઇ બીજા કર્મમાંથી લાવવો જોઇએ. વિકૃતિયાગના વિધાન સાથે દેવતા, દ્રવ્ય આદિ સાથે જે વિધ્યન્તનું લિંગ જણાય તેજ વિધ્યન્ત તે વિકૃતિયાગમાં અનુષ્ઠિત થઇ શકે નહિ. વિધ્યન્ત એટલે ઇત્થંભાવની આકાંક્ષાનું જે પૂરણ કરી શકે તે. सौर्यं चरुं निर्वपेत् ब्रह्मवर्चसकामः જેને બ્રહ્મવર્ચસ મેળવવાની ઇચ્છા હોય તેણે સૌર્ય ચરુનો નિર્વાપ કરવો જોઇએ અહીં કેવી રીતે તે નિર્વાપ કરવો આ વિધ્યન્ત જણાવવામાં આવ્યો નથી. અહીં સૌર્યયાગનો સંબંધી આગ્નેય યાગ છે. તેમાં દેવતા પણ એક છે અને દ્રવ્ય પણ ઓષધિ રૂપ, બન્ને યાગમાં સરખાં છે. અર્થાત્ સૌર્ય-ચરુ ઓષધિનો વિકાર છે અને પુરોડાશ પણ ઓષધિનો વિકાર છે. આ અર્થગત લિંગથી એમ ફલિત થાય છે કે सौर्यं चरुम् आग्नेयवत् निर्वपेत् અર્થાત્ આગ્નેય યાગમાં જે રીતે અષ્ટાકપાલ પુરોડાશનો નિર્વાપ થાય છે તેજ રીતે સૌર્યયાગમાં ચરુનો નિર્વાપ કરવો. આજ પ્રમાણે સોમ યાગાદિમાં પણ વિધ્યન્તની બાબતમાં સમજવું. જેમ કુંડપાયિનામયનમાં લખ્યું છે अग्निहोत्रं जुहुयात् આ ઠેકાણે નિત્ય અગ્નિહોત્રના ધર્મનું સ્મરણ થાય છે કારણ કે નામ રૂપ સામાન્યથી તેનું સ્મરણ થવું યોગ્ય છે તેમ અર્થનો સંબંધ પણ વિશેષ વિધ્યન્ત સાથે હોવાથી તેનુ પણ સ્મરણ થવુ યોગ્ય છે. માટે આ પ્રમાણે જ વિકૃતિયાગમાં અનુષ્ઠાન કરવું. ॥ ૨ ॥

સોમકર્મમાં ઐષ્ટિક ધર્મનો અતિદેશ નથી. એ અધિકરણનાં સૂત્ર સમજાવે છે

પૂર્વ પક્ષ. **प्रवृत्तत्वादिष्टेः सोमे प्रवृत्तिः स्यात् ॥ ३ ॥**

પદાર્થ :—( सोमे ) સોમ કર્મમાં ( इष्टेः ) ઇષ્ટિના ધર્મોની ( प्रवृत्तिः स्यात् ) પ્રવૃત્તિ હોય છે ( प्रवृत्तत्वात् ) સોમના અંગભૂત દીક્ષણીય આદિમાં પ્રવૃત્ત હોવાથી.

ભાવાર્થ :— 'ज्योतिष्टोमेन स्वर्गकामो यजेत' આ વિધાનમાં વિધ્યન્તને માટે વિચારણા છે. આમાં ઇતિકર્તવ્યતા બતાવવાંમાં આવી નથી તો તે શામાંથી લેવી ? દીક્ષણીયા, આતિથ્યા, પ્રાયણીયા આદિમાં જે વિધ્યન્ત પ્રવૃત્ત છે તેજ વિધ્યન્ત સોમમાં પણ કરવો. યથા देवदत्तो भोजयितव्यः, विष्णुमित्रो भोजयितव्यः, माठरः, कौण्डिन्यो भारद्वाजः અહીં માઠરાદિમાં પણ જેમ ભોજનનો અતિદેશ થાય છે કારણ ઉપરના બે વાક્યમાં ભોજન જ પ્રવૃત્ત છે તેમ સોમ યાગમાં પણ દીક્ષણીયાદિમાં પ્રવૃત્ત વિધ્યન્ત કરવો જોઇએ. અર્થાત્ પ્રવૃત્ત ઇતિકર્તવ્યતા કરવી જોઇએ. ॥ ૩ ॥

**लिङ्गदर्शनात् ॥ ४ ॥**

પદાર્થ :—( च ) અને ( लिङ्गदर्शनात ) લિંગ વાક્યનું પણ દર્શન થતું હોવાથી.

ભાવાર્થ :—तस्य एकशतं प्रयाजानुयाजाः આ વાકયમાં બતાવવામાં આવેલા પ્રયાજો અને અનુયાજો ઐષ્ટિક ધર્મોજ છે, માટે સોમ યાગમાં પણ ઐષ્ટિક વિકલ્પન્ત છે. ॥ ૪ ॥

સિદ્ધાંત સૂત્ર कृत्स्नविधानाद्वा अपूर्वत्वम् ॥ ५ ॥

પદાર્થ :—( वा ) અથવા ( कृत्स्नविधानात ) પ્રતિકર્તવ્યતાનું વિધાન હેવાથી ( अपूर्वत्वम् ) ધર્મની અપેક્ષા નથી.

ભાવાર્થ :—સંપૂર્ણ અંગ કલાપનું વિધાન સોમયાગમાં છે માટે કોઇ પણ ધર્મ બીજા કર્મમાંથી તેમાં લેવામાં આવતો નથી. ॥ ૫ ॥

स्रुगभिघारणाभावस्य च नित्यानुवादात् ॥ ६ ॥

પદાર્થ :—(च) અને ( स्रुगभिघारणाभावस्य ) સ્રુગભિધારણનો અભાવ ( नित्यानुवादात् ) નિત્યાનુવાદ છે.

ભાવાર્થ :—જો સોમમાં ઇષ્ટિના ધર્મો અતિદિષ્ટ ન હોય તો 'न सोम माज्येनाभिघारयन्ति ' આ વાકયમાં સોમમાં અભિધારણનો જે અભાવ બતાવ્યો છે તે સિદ્ધ કરે છે કે ઐષ્ટિક ધર્મ સોમમાં છે. ઐષ્ટિક ધર્મ અભિધારણ સોમમાં ન હોત તો એનો નિષેધ પણ ન હોત. પ્રાપ્તનો જ નિષેધ હોઇ શકે. આના ઉત્તરમાં એમ કહેવામાં આવે છે કે અભિધારણનો અભાવ એતો નિત્યાનુવાદ છે. ॥ ૬ ॥

विधिरिति चेत् ॥ ७ ॥

પદાર્થ :—( विधिः ) જો નિષેધવિધિ ( इति चेत् ) માનવામાં આવે તો.

ભાવાર્થ :—જો અભિધારણનો અભાવ માનવામાં આવે તો આનો ઉત્તર આગળના સૂત્રમાં છે. ॥ ૭ ॥

न वाक्यशेषत्वात् ॥ ८ ॥

પદાર્થ :—( न ) નિષેધવિધિ નથી ( वाक्यशेषत्वात् ) વાકયોનો શેષ અર્થાત્ અર્થવાદ હોવાથી.

ભાવાર્થ :—अंशुरंशुष्टे देव सोमाप्यायताम् આ મંત્રનો અર્થવાદ ઉક્ત વાકય છે. અર્થાત્ अवधिषुर्वा एतत् सोमं यदभिषुण्वन्ति ઇત્યાદિ વાકય ઉક્ત મંત્રનો શેષ અર્થાત્ અર્થવાદ રૂપ છે. ॥ ૮ ॥

शङ्कते चानुपोषणात् ॥ ९ ॥

પદાર્થ :—( च ) અને ( अनुपोषणात् ) અનુપોષણની ( शङ्कते ) શંકા કરે છે તેથી.

ભાવાર્થ :—यदनुपोष्य प्रयाद्ग्रीवबद्धमेनममुष्मिल् लोके निनीयेरन् ઇત્યાદિ વકયમાં અનુપોષણની શંકા બતાવે છે. જો ઐષ્ટિક ધર્મ હોય તો તેમાં ઉપોષણ નિયત છે. તો તેમાં

અનુપોષણ-( ઉપોષણા ભાવ ) ની શંકા ન કરવી જોઇએ. છતાં કરી છે માટે ઐષ્ટિક ધર્મનો અતિદેશ નથી. ॥ ૯ ॥

**दर्शनमैष्टिकानां स्यात् ॥ १० ॥**

**પદાર્થ** :—( दर्शनम् ) પ્રયાજ અને અનુયાજોનું જે દર્શન છે તે તો ( ऐष्टिकानाम् ) દીક્ષણીયાથી લઇ અવભૃથ સુધીના પ્રયાજો અને અનુયાજોનો ( स्यात् ) પરિગણના છે.

**ભાવાર્થ** :—એક સો પ્રયાજ અને અનુયાજો જે બતાવ્યા છે તે તો સોમના અંગભૂત દીક્ષણીયાદિથી માંડી અવભૃથ સુધીના પ્રયાજાનુયાજોનું પરિગણન છે. ઐષ્ટિક ધર્મો નથી. માટે સોમ યાગમાં ઐષ્ટિક ધર્મોનો અતિદેશ નથી. એ સિદ્ધાંત સ્પષ્ટ થાય છે. ॥ ૧૦ ॥

**ઐન્દ્રાગ્નાદિમાં ઐષ્ટિક ધર્મનો અતિદેશ છે. એ અધિકરણનું સૂત્ર સમજાવે છે.**

**इष्टिषु दर्शपूर्णमासयोः प्रवृत्तिः स्यात् ॥ ११ ॥**

**પદાર્થ** :—( इष्टिषु ) નૈમિત્તિક તથા બીજી ઇષ્ટિઓમાં ( दर्शपूर्णमासयोः ) દર્શ અને પૂર્ણમાસ યાગના ( प्रवृत्तिः स्यात् ) ધર્મની પ્રવૃત્તિ થાય છે.

**ભાવાર્થ** :—રૂપાર્ક્ષનિર્વાપ નિર્વાપ-આદિ લિંગ વિશેષથી ઇષ્ટિઓમાં પણ દર્શ અને પૌર્ણમાસના ધર્મની પ્રાપ્તિ છે. ॥ ૧૧ ॥

**અગ્નિષોમીય પશુ યાગમાં દર્શ પૌર્ણમાસ ધર્મનો અતિદેશ છે એ અધિકરણ.**

**पशौ च लिङ्गदर्शनात् ॥ १२ ॥**

**પદાર્થ** :—( च ) અને ( पशौ ) અગ્નિષોમીય પશુ યાગમાં દર્શપૂર્ણમાસના ધર્મ પ્રાપ્ત છે. ( लिङ्गदर्शनात् ) લિંગ વાકયનું દર્શન હોવાથી.

**ભાવાર્થ** :—જેમાં પશુઓનું દાન કરવામાં આવે છે એવા અગ્નિ અને સોમ ઉભય દેવતાક યાગમાં પણ દર્શ અને પૂર્ણ માસના ધર્મની પ્રાપ્તિ છે. ॥ ૧૨ ॥

**સવનીય પશુમાં પણ અગ્નીષોમીય યાગના ધર્મ અતિદિષ્ટ છે.**

**दैक्षस्य चेतरेषु ॥ १३ ॥**

**પદાર્થ** :—( च ) અને ( इतरेषु ) બીજા સવનાય પશુઓમાં ( दैक्षस्य ) અગ્નીષોમીય યાગના ધર્મ પ્રાપ્ત છે.

**ભાવાર્થ** :—સવનીય પશુઓમાં પણ અગ્નીષોમીય પશુના ધર્મ પ્રાપ્ત છે અર્થાત્ જે વિધ્યન્ત કરી અગ્નીષોમીય પશુનું દાન કરવામાં આવે છે તેજ વિધ્યન્ત એટલે ઇતિકર્તવ્યતા બીજા પશુઓમાં પણ કરી તે પશુઓ પાત્રને દાનમાં આપવાં. ॥ ૧૩ ॥

**ઐકાદશિનમાં સવનધર્મનો અતિદેશ છે.**

**ऐकादशिनेषु सौत्यस्य द्वैरशन्यदर्शनात् ॥ १४ ॥**

**પદાર્થ** :—( ऐकादशिनेषु ) એકાદશિન પશુઓમાં ( सौत्यस्य ) સવનીય પશુના ધર્મો કર્તવ્ય હોય છે. ( द्वैरशन्यदर्शनात् ) દ્વિરશના રૂપ લિંગ વાક્ય મળતું આવતું હોવાથી.

**ભાવાર્થ** :—એકાદશિન પશુઓ સવનીય ધર્મોનો અતિદેશ કરવાનો છે. ' ऐकादशिनेषु द्वे द्वे रशने परिव्ययति ' અહીં જેમ બે રશના વિહિત છે તેમ સવનીય પશુમાં પણ રશના દ્વય વિહિત છે. આ સામ્યને લીધે સવનીય પશુઓના ધર્મનો અતિદેશ થાય છે. ॥ ૧૪ ॥

### પશુગણોમાં એકાદશિનધર્મોનો અતિદેશ છે.

**तत्प्रवृत्तिर्गणेषु स्यात् प्रतिपशु यूपदर्शनात् ॥ १५ ॥**

**પદાર્થ** :—( गणेषु ) ગણોમાં ( तत्प्रवृत्तिः ) એકાદશિનધર્મની પ્રવૃત્તિ ( स्यात ) છે. ( प्रतिपशु ) હરેક પશુએમાં ( यूपदर्शनात् ) યૂપનો અનુવાદ કરી દોષનું દર્શન બતાવ્યું હોવાથી.

**ભાવાર્થ** :—સૌત્રામણિ યાગમાં પશુગણને ઉદ્દેશીને આ પ્રમાણે પાઠ છે. ' यत्त्रिषु यूपेष्वालमेत । बहिर्धाऽस्मात इन्द्रियं वीर्यं दध्यात् भ्रातृव्यमस्मैजनयेत् एकयूप आलभते ' આ વાક્યમાં એક યૂપમાં દોષ બતાવવામાં આવ્યો છે. માટે આ યાગની પ્રકૃતિ અગ્નીષોમીય નથી પણ એકાદશિન પ્રકૃતિ છે તેથી એકાદશિન ધર્મોનો અતિદેશ પશુગણોમાં કરવો. ॥ ૧૫ ॥

### અવ્યક્તયાગમાં સૌમિક ધર્મનો અતિદેશ છે.

**अव्यक्तासु तु सोमस्य ॥ १६ ॥**

**પદાર્થ** :—( अव्यक्तासु ) જેમાં દ્રવ્ય અને દેવતા વાચક પદથી વિધાન ન હોય તેવા ( सोमस्य ) સોમના ધર્મનો અતિદેશ છે.

**ભાવાર્થ** :—જે યાગના વિધાનમાં દ્રવ્યનું કે દેવતાનું પદ ન જણાતું હોય તે યાગોમાં સોમયાગના ધર્મનો અતિદેશ થાય છે જેમકે विश्वजिता यजेत આ વિધાન વાક્યમાં દ્રવ્યવાચક કે દેવતાવાચક પદ જણાતું નથી, માટે તેમાં સોમના ધર્મનો અતિદેશ સમજવો. ॥ ૧૬ ॥

### અહર્ગણોમાં દ્વાદશાહના ધર્મોનો અતિદેશ છે.

**गणेषु द्वादशाहस्य ॥ १७ ॥**

**પદાર્થ** :—( गणेष ) અહર્ગણોમાં ( द्वादशाहस्य ) દ્વાદશાહયાગના ધર્મોનો અતિદેશ છે.

**ભાવાર્થ** :—અહર્ગણોમાં દ્વાદશાહયાગના ધર્મોનો અતિદેશ છે. ॥ ૧૭ ॥

### સંવત્સરસત્રમાં ગવામયન-ધર્મોનો અતિદેશ છે.

**गव्यस्य चैतदादिषु ॥ १८ ॥**

**પદાર્થ** :—( एतदादिषु ) આદિત્યના અયન આદિમાં ( च ) અને ( गव्यस्य ) ગવામયનના ધર્મોનો અતિદેશ છે.

ભાવાર્થ :—સંવત્સરસાધ્ય ક્રતુઓમાં ગવામયન ધર્મોનો અતિદેશ છે. સંવત્સર-સાધ્યતારૂપ સામાન્ય ધર્મ હોવાથી. ॥ ૧૮ ॥

## નિકાયિયાગોનો ધર્મ ઉત્તર નિકાયિયાગોમાં અતિદેશ છે.

**निकायिनां च पूर्वस्योत्तरेषु प्रवृत्तिः स्यात् ॥ १९ ॥**

પદાર્થ :—( च ) અને ( निकायिनाम् ) નિકાયિ યાગોમાં ( पूर्वस्य ) પૂર્વની ( प्रवृत्तिः ) પ્રવૃત્તિ ( उत्तरेषु ) ઉત્તર યાગોમાં ( स्यात् ) થાય છે.

ભાવાર્થ :—' साद्यस्काः ' ' साहस्राः ' આવા નામવાળા એક સંઘ વર્તી ઘણા યાગો વિહિત છે. તેમાં એક નામત્વ અને એક સંઘ વર્તિત્વ રૂપ સામાન્ય લિંગથી પ્રથમ સાદ્યસ્ક અને પ્રથમ સાહસ્ર નામક યાગની પ્રવૃત્તિ દ્વિતીય સાદ્યસ્ક અને દ્વિતીય સાહસ્ર યાગમાં હોય છે. ॥ ૧૯ ॥

## ફલ આદિનો અતિદેશ નથી એ અધિકરણનાં સૂત્રો.

**कर्मणस्त्वप्रवृत्तित्वात् फलनियमकर्तृसमुदायस्यानन्वयस्तद्बन्धनत्वात् ॥ २० ॥**

પદાર્થ :—( कर्मणः ) સૌર્યયાગ રૂપ કર્મ ( अप्रवृत्तत्वात् ) આકાંક્ષાના ભાવથી પ્રવૃત્ત ન હોવાથી ( तु ) નક્કી ( फलनियमकर्तृसमुदायस्य ) ફળ, નિયમ, કર્તા અને સમુદાયનો ( अनन्वयः ) સંબંધ નથી ( तद्बन्धनत्वात् ) પ્રધાન કર્મ સાથે તેનો સંબંધ હોવાથી.

ભાવાર્થ :—સૌર્ય ઇષ્ટિ ફળ=સ્વર્ગ. નિયમ = જ્યાંસુધી જીવે ત્યાં સુધી હવન કરવો. કર્તા=સ્વર્ગની ઇચ્છા રાખનાર પુરુષ વિશેષ. સમુદાય=આગ્નેયાદિ યાગષટ્કનું સાહિત્ય. આ ચારેયનો સૌર્યયાગમાં અતિદેશ નથી. અનાકાંક્ષિત પ્રધાન કર્મનો વિકૃતિ યાગમાં સંબંધ હોતો નથી. ફળ આદિ પણ અનાકાંક્ષિત હોવાથી તેનો પણ અતિદેશ નથી. ॥ ૨૦ ॥

**प्रवृत्तौ चापि तादर्थ्यात् ॥ २१ ॥**

પદાર્થ :—( प्रवृत्तौ च अपि ) અને પ્રવૃત્ત થાય તો પણ ( तादर्थ्यात् ) પુરુષાર્થ હોવાથી નકામાં થઇ પડે છે.

ભાવાર્થ :—ફળ પુરુષનું જ ઉપકારક છે, જીવન પર્યન્તનો નિયમ પણ પુરુષ માટે જ હોય છે. કર્મ પણ પુરુષને માટે હોય છે, કર્મને માટે કંઇ પુરુષ હોતો નથી અને પ્રધાન કર્મ પણ ફળને માટે હોય છે, એટલે ઉક્ત ચારેયમાંથી કોઇ પણ કૃતાર્થ જણાતું નથી માટે સૌર્ય યાગમાં એનો અતિદેશ નથી. ॥ ૨૧ ॥

**अश्रुतित्वाच्च ॥ २२ ॥**

પદાર્થ :—( च ) અને ( अश्रुतित्वात् ) પ્રધાનનો અતિદેશ કરવાનું કોઇ શાસ્ત્ર ન હોવાથી.

ભાવાર્થ :—પ્રધાનનો અતિદેશ કરવાનું ક્યાંય પણ શ્રવણ થતું નથી માટે તેનો અતિદેશ ન કરવો. ॥ ૨૨ ॥

## ગુણકામ-ગોદોહન આદિના અનતિ દેશાધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ સૂત્ર. गुणकामेष्वाश्रितत्वात् प्रवृत्तिः स्यात् ॥ २३ ॥

પદાર્થ :—( गुणकामेषु ) ગોદોહન આદિરૂપ ગુણને લીધે પરવાદિની ઇચ્છા થવાથી ( प्रवृत्तिः स्यात ) ગોદોહનાદિની પ્રવૃત્તિ હોવી જોઇએ ( आश्रितत्वात् ) પ્રણયનાશ્રિત હોવાથી

ભાવાર્થ :—चमसेनापः प्रणयेत् गोदोहनेनप्रणयेत् पशुकामः આ વાક્યમાં પ્રણયન ગોદોહાશ્રિત કર્મમાં ઉપયોગી જણાવ્યું છે. તેથી ગોદોહનનો પણ અતિદેશ થવો જોઇએ. ગોદોહન વગર પ્રણયન થઇ શકે નહિ. આશ્રિતની કર્મમાં જરૂર હોય તે આશ્રય પણ અવશ્ય હોવો જ જોઇએ. પટાશ્રિત ચિત્રની જરૂર હોય તો પટ પણ અવશ્ય સ્વીકારવો જ જોઇએ. આથી ગોદોહનાદિનો અતિ દેશ સ્વીકારવો જોઇએ. ॥ ૨૩ ॥

સિધ્ધાંત સૂત્ર. निवृत्तिर्वा कर्मभेदात् ॥ २४ ॥

પદાર્થ :—( वा ) અથવા ( कर्मभेदात् ) ચમસ અને ગોદોહનનો ફળમાં ભેદ પડતો હોવાથી ( निवृत्तिः ) ગોદોહનાદિની નિવૃત્તિ માનવી જોઇએ.

ભાવાર્થ :—વિકૃતિયાગમાં ગોદોહનાદિનો અતિદેશ કરવાની જરૂર નથી કારણ ચમસ ક્રત્વર્થ છે અને ગોદોહન પુરુષાર્થ છે. વિકૃતિયાગમાં જે ક્રત્વર્થ હોય તેનીજ આકાંક્ષા હોય છે, માટે ગોદોહનની નિવૃત્તિ માનવી જોઇએ અર્થાત્ એનો અતિદેશ ન કરવો જોઇએ. ॥ ૨૪ ॥

अपि वाऽतद्विकारत्वात् क्रत्वर्थत्वात् प्रवृत्तिः स्यात् ॥ २५ ॥

પદાર્થ :—( अपि वा ) અતદ્વિકાર હોવાથી અને ( क्रत्वर्थत्वात् ) ક્રત્વર્થ હોવાથી ( प्रवृत्तिः स्यात् ) વિકૃતિયાગમાં ખાદિરની પ્રવૃત્તિ થઇ શકે છે.

ભાવાર્થ :—જો વિકૃતિ યાગમાં ગોદોહનનો અતિદેશ ન માનો તો खादिरं वीर्यकामस्य यूपं कुर्यात् આ વાક્યથી ખાદિર યૂપ જે યાગમાં હોય ત્યાં ખાદિરનો અતિદેશ ન માનવો જોઇએ. એ શંકાના સમાધાનમાં જણાવે છે કે ખાદિરનો અતિદેશ થઇ શકે છે કારણ તે ઠેકાણે તો ખાદિર પણ ક્રત્વર્થ છે પણ ગોદોહન ક્રત્વર્થ નથી. આ બન્નેમાં સ્પષ્ટભેદ હોવાથી દૃષ્ટાંત યોગ્ય નથી. એટલે ગોદોહનનો અતિદેશ વિકૃતિ યાગમાં ન માનવો એ સિદ્ધાંત છે. ॥ ૨૫ ॥

## 'સૌર્યચરુમાં અભિમર્શનરૂપનો વિકલ્પ છે.' એ અધિકરણને સમજાવતું સૂત્ર.

एककर्मणि विकल्पोऽविभागो हि चोदनैकत्वात् ॥ २६ ॥

પદાર્થ :—( अविभागः ) સૌર્યયાગ એક અવિભક્ત કર્મ છે ( हि ) કારણ કે ( चोदनैकत्वात् ) એક વિધિ વિહિત હોવાથી, માટે ( एक कर्मणि )એક કર્મમાં ( विकल्पः ) વિકલ્પ છે.

ભાવાર્થ :—' चतुर्होत्रा पौर्णमासीमभिमृशेत् ' ' पञ्चहोत्रा अमावास्यायाम् ' આ પ્રમાણે પ્રકૃતિભૂત દર્શપૂર્ણમાસના હવિષોમાં બે અભિમર્શન અર્થાત્ સ્પર્શન વિહિત છે. એ સ્પર્શનદ્વય સૌર્યયાગ રૂપ વિકૃતિ યાગમાં અતિદેશ શાસ્ત્રથી પ્રાપ્ત છે. પ્રકૃતિ યાગમાં એક હવિઃસ્પર્શન

પૂર્ણિમાને દિવસે અને બીજું હવિઃસ્પર્શન અમાવાસ્યાને દિવસે થાય છે. પૂર્ણિમાને દિવસે જે યાગ થાય તેમાં चतुर्होत्रा ઇત્યાદિ મંત્રથી અને અમાવાસ્યાને દિવસે જે યાગ થાય તે पञ्चहोत्रा ઇત્યાદિ મંત્રથી હવિષૂનું આસાદન કરવું પડે છે. વિકૃતિભૂત સૌર્યયાગમાં જ્યારે એનો અતિદેશ થાય છે ત્યારે બે કાળ હોતા નથી માટે ઉક્ત બે મંત્રથી જે હવિષૂનું આસાદન થાય છે તેમાં વિકલ્પ માનવો જોઈએ. પ્રકૃતિ યાગમાં તો બે કર્મ = યાગો હોય છે માટે ત્યાં વ્યવસ્થા થઇ શકે છે કે એક યાગમાં चतुर्होत्राથી અને બીજા યાગમાં पञ्चहोत्राથી હવિષનું આસાદન કરવું. પણ સૌર્યયાગ તો એક જ કર્મ છે માટે બન્નેનો સમાવેશ થઇ શકે નહિ તેથી બેમાંથી એક મંત્ર વડે અભિમર્શન કરવું અને તે ઉક્ત બે મંત્રોમાંથી ગમે તે એક મંત્રથી આવો સિદ્ધાંત પક્ષ છે. અર્થાત્ આ ઠેકાણે વિકલ્પ માનવો જોઇએ. ॥ ૨૬ ॥

## સૌર્યયાગમાં આગ્નેય ધર્મનો અતિદેશ કરવો જોઇએ.

પૂર્વપક્ષ સૂત્ર. लिङ्गसाधारण्याद् विकल्पः स्यात् ॥ २७ ॥

**પદાર્થ** :—( लिङ्गसाधारण्यात् ) ઉભયત્ર ઓષધિદ્રવ્યરૂપ લિંગ સાધારણ હોવાથી ( विकल्पः स्यात् ) વિકલ્પ થાય છે.

**ભાવાર્થ** :—સૌર્યયાગમાં દર્શપૂર્ણમાસના ૭ યાગોમાંહેના કોઇપણ યાગનો વિધ્યન્ત કરવો કે ખાસ અમુક જ યાગનો એ શંકાના સંબંધમાં આ પૂર્વપક્ષનું સૂત્ર છે એનો ભાવ એ છે કે કોઈપણ યાગનો વિધ્યન્ત કરવો જોઇએ કારણ કે અમુક જ યાગનો વિધ્યન્ત કરવો એવું કશું નિયામક જણાતું નથી. અર્થાત્ ૭ યાગમાંથી કોઈપણ યાગનો વિધ્યન્ત કરવો. ઓષધિરૂપ દ્રવ્ય સાધારણ લિંગ છે એથી પણ સિદ્ધ થાય છે, કે કોઇપણ ઓષધિ દ્રવ્યવાળા યાગનો વિધ્યન્ત કરવો. ॥ ૨૭ ॥

સિદ્ધાંત સૂત્ર. ऐकार्थ्याद् विनियम्येत पूर्ववत्वाद्विकारो हि ॥ २८ ॥

**પદાર્થ** :—( हि ) કારણ એ છે કે, ( विकारः ) સૌર્યયાગ ( पूर्ववत्वात् ) પ્રકૃતિધર્મ સાપેક્ષ હોવાથી ( ऐकार्थ्यात् ) દેવતારૂપ એક અર્થવાળો હોવાથી ( विनियम्येत ) નિયમ બાંધી શકાય છે.

**ભાવાર્થ** :—સૌર્યયાગ વિકૃતિયાગ છે, અને વિકૃતિયાગ પ્રકૃતિયાગના ધર્મની અપેક્ષા રાખે છે. સૌર્યયાગ એક દેવતાક યાગ છે અને પ્રકૃતિભૂત ' આગ્નેય ' યાગ પણ એક દેવતાક યાગ છે. માટે આગ્નેય યાગનો વિધ્યન્ત સૌર્યયાગમાં કરવો એવો નિયમ છે. ॥ ૨૮ ॥

अश्रुतित्वादिति चेत् ॥ २९ ॥

**પદાર્થ** :—( अश्रुतित्वात् ) એકત્વનું શ્રવણ નથી ( इति चेत् ) જો એવી શંકા કરવામાં આવે તો.

**ભાવાર્થ** :—' सौर्य ' આ શબ્દ તદ્ધિત પ્રત્યયાન્ત છે. सास्य देवता ॥ ४ । २ । २४ ॥ આ પાણિનીય સૂત્રથી કહેવામાં આવેલા અર્થમાં સૂર્યશબ્દને अण् પ્રત્યય લાગી ' सौर्य ' શબ્દ

સિદ્ધ થયેલો છે. આ તદ્ધિત વિગ્રહ વાકયમાં એકવચન તેમ પુંલિંગનો નિયમ બાંધી શકાતો નથી. ' સૂર્ય જેનો દેવતા છે તે અને ' બે સૂર્ય જેના દેવતા છે તે ' આવો પણ વિગ્રહ થઇ શકે છે. ' सूर्यो देवता अस्य ' અથવા सर्यो देवते अस्य આવો પણ અર્થ નીકળી શકે. વળી सूर्या देवता अस्य આવો પણ અર્થ નીકળી શકે. આવી શંકા આ સૂત્રમાં બતાવવામાં આવી છે એનો ઉત્તર આગળના સૂત્રમાં છે. ॥ ૨૯ ॥

स्याल्लिङ्गभावात् ॥ ३० ॥

પદાર્થ :—( लिङ्गभावात् ) એક વચન માનવાને કારણ હોવાથી ( स्यात् ) એક દેવતા અને તે પુંલિંગ જ છે.

ભાવાર્થ :—अमुमेव आदित्यं स्वेन भागधेयेन उपधावति આ અર્થવાદથી સિદ્ધ થાય છે કે ' सौर्यं ' પદમાં સૂર્ય એક વચનમાં જ છે, કારણકે ઉક્ત અર્થવાદ आदित्यम् એ સૂર્યાર્થક પદને એકવચનમાં જ પ્રયુક્ત કર્યું છે માટે સૌર્ય યાગ એક જ દેવતાક યાગ છે. ॥ ૩૦ ॥

तथा चान्यार्थदर्शनम् ॥ ३१ ॥

પદાર્થ :—( तथा च ) અને તે પ્રમાણે ( अन्यार्थदर्शनम् ) બીજા મંત્રમાં પણ અર્થ દર્શન જણાય છે.

ભાવાર્થ :—" उदुत्यं जातवेदसं देवं वहन्ति केतवः " तथा चित्रं देवानामुदगात् આ બન્ને મંત્રમાં પણ સૂર્યરૂપ એક જ અર્થ બતાવવામાં આવ્યો છે તેથી એક દેવતારૂપ અર્થને લીધે સૌર્યયાગમાં એકદેવતાક આગ્નેય યાગનો જ વિધ્યન્ત કરવો જોઇએ. અર્થાત્ સૌર્યયાગમાં આગ્નેય યાગને સ્વીકારવો જોઇએ એ સિદ્ધાંત છે. ॥ ૩૧ ॥

હવિષ્ અને દેવતા બન્નેનો જયાં સંન્નિપાત હોય ત્યાં હવિઃ સામાન્ય બલવત્ હોય છે. એ અધિકરણનાં સૂત્રો સમજાવે છે.

विप्रतिपत्तौ हविषा नियम्येत कर्मणस्तदुपाख्यत्वात् ॥ ३२ ॥

પદાર્થ :—( विप्रतिपत्तौ ) વિરોધમાં ( हविषा ) હવિષ્ના સાદૃશ્યથી ( नियम्येत ) નિયમ થાય છે. ( कर्मणः ) કર્મ ( तदुपाख्यत्वात् ) અંતરંગ હોવાથી.

ભાવાર્થ :—આ પ્રમાણે શ્રવણ છે. ऐन्द्रमेकादशकपालं निर्वपेत् । आग्नेयं पयः આ ઠેકાણે દેવતા-સામાન્યથી સાન્નાય્યના ધર્મની પ્રાપ્તિ થાય છે અને एकादशकपालादि લિંગથી પુરોડાશના ધર્મની પ્રાપ્તિ થાય છે. સાન્નાય્ય હવિષ્નો દેવતા ઇંદ્ર છે અને ઉક્તવાકયમાં એકાદશ-કપાલ-પુરોડાશનો દેવતા પણ ઇંદ્ર છે. તે દેવતાને લઇને વિધ્યન્તનો નિર્ણય કરવો કે હવિષ્ને લઇને એકાદશકપાલ પુરોડાશરૂપ હવિષ્ દેવતા અગ્નિ છે, એ આગળ આવ્યું છે. આ વિરોધમાં એવી રીતે નિર્ણય કરવામાં આવે છે કે હવિષ્ના સાદૃશ્યથી જ નિર્ણય કરવો કારણ કે કર્મ અંતરંગ હોય છે અને કર્મમાં હવિષ્ સંનિહિત અને દૃષ્ટ હોય છે જ્યારે દેવતા વ્યવહિત અને અદૃષ્ટ હોય છે. માટે યાગમાં દેવતા બહિરંગ હોય છે અને હવિષ્રૂપ દ્રવ્ય અંતરંગ હોય છે. દ્રવ્યના લિંગથી દેવતાનું લિંગ બાધિત થાય છે. ॥ ૩૨ ॥

**तेन च कर्मसंयोगात् ॥ ३३ ॥**

**પદાર્થ** :—( च ) અને ( तेन ) હવિષથી ( कर्मसंयोगात् ) કર્મ સંયુક્ત હોય છે.

**ભાવાર્થ** :—યાગ રૂપ કર્મમાં હવિષ્ સાથે નિર્દેશ હોય છે, કર્મમાં હવિષ્નો સાક્ષાત્કાર હોય છે. ઐન્દ્ર, આગ્નેય આદિ પદોથી હવિઃપ્રધાન હોય છે માટે હવિષ્ જ બુદ્ધિમાં પ્રથમ સંનિહિત થાય છે માટે હવિષ્ ઉપરથી જ વિધ્યન્તનો નિર્ણય થાય છે. ॥ ૩૩ ॥

**गुणत्वेन देवताश्रुतिः ॥ ३४ ॥**

**પદાર્થ** :—( गुणत्वेन ) ગૌણતાથી ( देवताश्रुतिः ) દેવતાનું શ્રવણ હોય છે.

**ભાવાર્થ** :—ઐન્દ્ર, આગ્નેય શબ્દો તદ્ધિતાન્ત છે. તદ્ધિત પ્રત્યય છે અને ઇંદ્ર અને અગ્નિ આદિ એ પ્રત્યયોની પ્રકૃતિ ગણાય છે. પ્રકૃતિનો અર્થ વિશેષણ તરીકે ગણાય છે અને પ્રત્યયનો અર્થ વિશેષ્ય તરીકે ગણાય છે. प्रत्ययानां प्रकृत्यर्थान्वितस्वार्थबोधकत्वनियमात् પ્રત્યય જ્યારે પોતાનો અર્થ જણાવે છે ત્યારે પ્રકૃત્યર્થસાથે અન્વિત થઇને જ સ્વાર્થને જણાવે છે. વિશેષણની અપેક્ષા પ્રબળ હોય છે. માટે દેવતા ગૌણ પડે છે અને હવિષ મુખ્ય બને છે તેથી હવિષ્થી જ વિધ્યન્તનો નિર્ણય કરવો જોઇએ. ॥ ૩૪ ॥

**' શતકૃષ્ણલનામક હિરણ્યમાં ઔષધધર્મનો અતિદેશ છે. ' એ અધિકરણનાં સૂત્રો હવે સમજાવે છે.**

પૂર્વપક્ષ સૂત્ર **हिरण्यमाज्यधर्मस्तेजस्त्वात् ॥ ३५ ॥**

**પદાર્થ** :—( हिरण्यम् ) શતકૃષ્ણલ એટલે સો સોનાના ઝીણા ઝીણા કણોના હોમમાં ( आज्यधर्मं ) આજ્યના ધર્મો કર્તવ્ય હોય છે. ( तेजस्त्वात् ) બન્ને દ્રવ્યમાં સ્વચ્છતા રૂપ સમાન ધર્મ હોવાથી.

**ભાવાર્થ** :—प्राज्यापत्यं घृते शतकृष्णलं चरुं निर्वपेत् । પ્રજાપતિદેવતાક શતકૃષ્ણલ ચરુને ઘીમાં નાંખવો આ ઠેકાણે શતકૃષ્ણલ એ સો સોનાના ઝીણા ઝીણા ટુકડાનું નામ છે. તેનો નિર્વાપ કરતી વખતે તેમાં જે ધર્મો અર્થાત્ વિધિશેષ કરવાનો હોય છે તે આજ્યનો વિધિશેષ કરવો, પુરોડાશનો વિધિશેષ નહિ. આવું પૂર્વપક્ષવાદીનું મંતવ્ય છે. ॥ ૩૫ ॥

**धर्मानुग्रहाच्च ॥ ३६ ॥**

**પદાર્થ** :—( च ) અને ( धर्मानुग्रहात् ) ધર્મનો બાધ થતો ન હોવાથી.

**ભાવાર્થ** :—પત્ની-અવેક્ષણ આદિ આજ્યધર્મો સુવર્ણમાં પણ થઇ શકતા હોવાથી. સુવર્ણ અતિ સ્વચ્છ હોવાથી. તેમાં પણ પ્રતિબિંબ થઇ શકે છે. પુરાડાશમાં અવેક્ષણ થઇ શકતું નથી, તેથી આજ્યધર્મોનો જ અતિદેશ કરવો યોગ્ય છે. ॥ ૩૬ ॥

સિદ્ધાંત સૂત્ર **औषधं वा विशदत्वात् ॥ ३७ ॥**

**પદાર્થ** :—( वा ) પૂર્વપક્ષની નિવૃત્તિ સૂચવે છે ( औषधम् ) વ્રીહિ આદિ ઓષધના ધર્મો જ કર્તવ્ય છે. ( विशदत्वात् ) કઠિનત્વાદિ ધર્મનું સામ્ય હોવાથી.

**ભાવાર્થ** :—વ્રીહિ આદિ ઔષધના ધર્મોનો સુવર્ણમાં અતિદેશ છે, કારણ કે કઠિનત્વ રૂપ ધર્મ બન્નેમાં સમાન છે. ॥ ૩૭ ॥

**चरुशब्दाच्च ॥ ३८ ॥**

**પદાર્થ** :—( च ) અને ( चरुशब्दात् ) ચરુ શબ્દ ઓષધિ ધર્મનો પ્રાપક છે.

**ભાવાર્થ** :—' चरुं निर्वपेत् ' એમ કહેવામાં આવ્યું છે. ' ચરુ ' શબ્દ આજ્યને માટે પ્રયુક્ત થયેલો નથી પણ પુરોડાશ આદિ ઓષધિમાંથી બનતા દ્રવ્યને માટે પ્રયુક્ત થયેલો છે. આ કારણથી પણ સુવર્ણમાં આજ્યધર્મનો અતિદેશ સિદ્ધ થાય છે. ॥ ૩૮ ॥

**तस्मिंश्च श्रपणश्रुतेः ॥ ३९ ॥**

**પદાર્થ** :—( च ) અને ( तस्मिन् ) તેમાં ( श्रपणश्रुतेः ) શ્રપણનું શ્રવણ છે.

**ભાવાર્થ** :—શ્રપણનું શ્રવણ ચરુને લગતું હોય છે. આજ્યમાં શ્રપણ શબ્દનો પ્રયોગ થતો નથી તેથી ઓષધિના ધર્મોનો જ અતિદેશ છે. આથી સિદ્ધ થાય છે કે શતકૃષ્ણલ સુવર્ણમાં ઔષધ ધર્મોજ અતિદિષ્ટ છે. ॥ ૩૯ ॥

## ' મધૂદકમાં ઉપાંશુયાજીય ધર્મનો અતિદેશ છે ' એ અધિકરણનાં સૂત્રો સમજાવે છે.

**પૂર્વપક્ષ સૂત્ર.** **मधूदके द्रवसामान्यात् पयोविकारः स्यात् ॥ ४० ॥**

**પદાર્થ** :—( मधूदके ) મધુ અને ઉદકમાં ( पयोविकारः स्यात् ) દૂધના ધર્મોનો અતિદેશ છે. ( द्रवसामान्यात् ) દ્રવત્વરૂપ ધર્મ બન્નેમાં સમાન હોવાથી.

**ભાવાર્થ** :—ચિત્રા નામક યાગમાં दधि मधु घृतमापो धानाः तण्डुलाः । तत्संसृष्टं प्राजापत्यम् ॥ દધિ, મધુ, ઘી, પાણી, ધાના અને તંદુલ બધાં સંસૃષ્ટ પ્રાજાપત્ય દેવતાક હોય છે. આ ઠેકાણે મધુ અને ઉદકમાં દ્રવત્વ રૂપ સમાન ધર્મને લીધે પયોવિકાર અર્થાત્ દૂધના ધર્મનો અતિદેશ છે. સાન્નાય્યગત પયના જે ધર્મો હોય છે તે ધર્મો મધુ અને ઉદકમાં પણ કરવા આવું પૂર્વપક્ષવાદીનું મંતવ્ય છે. ॥ ૪૦ ॥

**સિદ્ધાંત સૂત્ર.** **आज्यं वा वर्णसामान्यात् ॥ ४१ ॥**

**પદાર્થ** :—( वा ) અથવા ( आज्यम् ) આજ્યના ધર્મ કર્તવ્ય હોય છે. ( वर्णसामान्यात् ) વર્ણથી સામ્ય હોવાને લીધે.

**ભાવાર્થ** :—મધુ અને ઉદકમાં આજ્યના ધર્મનો અતિદેશ છે કારણ કે તેમાં વર્ણનું સામ્ય છે. શુક્લવર્ણ ત્રણેમાં સમાન છે. ॥ ૪૧ ॥

**धर्मानुग्रहाच्च ॥ ४२ ॥**

**પદાર્થ** :—( च ) અને ( धर्मानुग्रहात् ) આજ્યના ધર્મો તેમાં થઇ શકતા હોવાથી.

ભાવાર્થ :—પયના ધર્મો જે દોહનાદિ છે તેનો મધુ અને ઉદકમાં બાધ થાય છે, જ્યારે આજ્યના ઘણા ધર્મો તેમાં થઇ શકે છે માટે આજ્યના ધર્મોનો જ તેમાં અતિદેશ કરવો જોઇએ ॥ ૪૨ ॥

पूर्वस्याविशिष्टत्वात् ॥ ४३ ॥

પદાર્થ :—( पूर्वस्य ) પૂર્વપક્ષવાદીએ જે દ્રવત્વરૂપ હેતુ આપ્યો છે તે ( अविशिष्टत्वात् ) ઘૃતમાં પણ છે.

ભાવાર્થ :—ઘીને ગરમ કરવાથી તેમાં પણ દ્રવત્વ આવે છે તેથી આજ્યમાં પણ દ્રવત્વ છે. માટે મધુ અને ઉદકમાં આજ્યના ધર્મોનો જ અતિદેશ છે પયના ધર્મોનો અતિદેશ નથી. એજ સિદ્ધાંત પક્ષ છે. ॥ ૪૩ ॥

इति मीमांसागुर्जरभाष्येऽष्टमाध्यायस्य प्रथमः पादः ॥



## अथ अष्टमाध्यायस्य द्वितीयः पादः

'ચાતુર્માસ્ય અને સૌત્રામણિ યાગમાં ઐષ્ટિક ધર્મનો અતિદેશ છે.'
એ અધિકરણને સમજાવે છે.

પૂર્વપક્ષ સૂત્ર. वाजिने सोमपूर्वत्वं सौत्रामण्यां च ग्रहेषु ताच्छब्द्यात् ॥ १ ॥

પદાર્થ :—( वाजिने सौत्रामण्यां च ) વાજિન યાગમાં અને સૌત્રામણિ યાગમાં ( सोमपूर्वत्वम् ) સોમના ધર્મનો અતિદેશ છે. ( ग्रहेषु ) ગ્રહ નામક પાત્રમાં ( ताच्छब्द्यात् ) તાચ્છબ્દ્યનો પ્રયોગ હોવાથી.

ભાવાર્થ :—आश्विनं गृह्णाति ઇત્યાદિ પ્રયોગથી જાણી શકાય છે કે ચાતુર્માસ્યમાં વાજિન યાગ છે. "वाजिभ्यो वाजिनम्" વાજિ દેવતાને ઉદ્દેશી વાજિનો ત્યાગ કરવો. આ યાગમાં સોમના ધર્મો વાજિન દ્રવ્યમાં કરવા. કારણ કે सोमो वै वाजिनम् આવું વાક્ય છે. આ વાક્યથી સોમ અને વાજિન દ્રવ્ય ભિન્ન હોવા છતાં અભેદ ગર્ભિત ઉચ્ચારણ કર્યું છે તેથી વાજિનમાં સોમ ધર્મનો અતિદેશ સિદ્ધ થાય છે. તેજ પ્રમાણે सुरा वै सोम આવું વાક્ય છે તે પણ સુરામાં સોમ ધર્મનો અતિદેશ સિદ્ધ કરે છે. સોમ શબ્દ આ ઠેકાણે સોમના ધર્મનો વાચક લક્ષણાવૃત્તિથી થાય છે. ॥ ૧ ॥

अनुवषट्काराच्च ॥ २ ॥

પદાર્થ :—( च ) અને ( अनुवषट्कारात् ) અનુવષટ્કારનો પ્રયોગ પણ સોમ ધર્મની પ્રાપ્તિ બતાવે છે.

ભાવાર્થ :—' वाजिनस्याग्ने वीही ' આ અનુવષટ્કાર વાક્ય કહેવાય છે. અને એ સોમને ધર્મ છે છતાં વાજિનને માટે પ્રયોગ કર્યો છે તેથી વાજિન યાગમાં સોમના ધર્મને અતિદેશ છે એમ સિદ્ધ થાય છે . ॥ ૨ ॥

समुपहूय भक्षणाच्च ॥ ३ ॥

પદાર્થ:--( च ) અને ( समुपहूय ) સમુપહ્વાન કરીને ( भक्षणात् ) ભક્ષણને નિર્દેશ હોવાથી.

ભાવાર્થ :—' शेषं विभज्य समुपहूय भक्षयन्ति ' આ સમુપહ્વાનપૂર્વક ભક્ષણ પણ સોમના ધર્મને પ્રાપ્ત કરાવવાનું લિંગ છે. ॥ ૩ ॥

क्रयणश्रपणपुरोरुगुपयामग्रहणासादनवासोपनहनं च तद्वत् ॥ ४ ॥

પદાર્થ :—( क्रयणश्रपणपुरोरुक् उपयामग्रहणासादनवासोपनहनं च ) અને ક્રયણ, શ્રપણ, પુરોરુક્, ઉપયામ, ગ્રહણ, આસાદન તથા વાસોપનહન લિંગોપણ ( तद्वत् ) સોમધર્મને અતિદેશ કરવાના લિંગ છે.

ભાવાર્થ :—ક્રયણ આદિ ધર્મો સોમના છે છતાં તે સુરામાં પણ જોવામાં આવે છે તેથી સૌત્રામણિ યાગમાં અને વાજિનયાગમાં સોમ ધર્મોને અતિદેશ છે. આવું પૂર્વપક્ષવાદીનું મંતવ્ય છે. ॥ ૪ ॥

સિદ્ધાંત સૂત્ર. हविषा वा नियम्येत तद्विकारत्वात् ॥ ५ ॥

પદાર્થ :—( वा ) અથવા ( हविषा ) હવિષ્‌ના સાદૃશ્યથી ( नियम्येत ) ઐષ્ટિક ધર્મને નિયમ છે. ( तद्विकारत्वात् ) દર્શપૂર્ણમાસિક હવિષને વિકાર હોવાથી.

ભાવાર્થ :—સુરા અને વાજિન દ્રવ્ય દર્શપૂર્ણમાસિક હવિષ્‌ના વિકારો છે. સુરા ઔષધિ દ્રવ્યને વિકાર છે. વાજિન સાન્નાય્ય હવિષ્‌ને વિકાર છે. તેથી ઐષ્ટિક ધર્મો જ વાજિન આદિ દ્રવ્યમાં કરવાના હોય છે, સોમના ધર્મો નહિ. ॥ ૫ ॥

प्रशंसा सोमशब्दः ॥ ६ ॥

પદાર્થ :—( सोमशब्दः ) સુરાને માટે વપરાયેલો સોમ શબ્દ ( प्रशंसा ) માત્ર પ્રશંસાને સૂચવે છે.

ભાવાર્થ :—' सोमो वै सुरा ' આ ઠેકાણે પ્રયુક્ત સોમ શબ્દ પ્રશંસા વાચક છે. જેમ અમાત્યને માટે પ્રયુક્ત થયેલો ' રાજ ' શબ્દ પ્રશંસા વાચક હોય છે તેમ. ॥ ૬ ॥

वचनानीतराणि ॥ ७ ॥

પદાર્થ :—( इतराणि ) બીજાં ( वचनानि ) વચનો પણ વાચનિક તરીકે વિધીયમાન છે.

ભાવાર્થ :—આ પ્રમાણે દ્રવ્યના સાદૃશ્યથી ઐષ્ટિક વિધ્યન્ત સિદ્ધ થવાથી બીજા ધર્મો પણ વચનોથી વિહિત કર્યા છે. ॥ ૭ ॥

व्यपदेशश्च तद्वत् ॥ ८ ॥

પદાર્થ :—( च ) અને ( तद्वत् ) તે જ પ્રમાણે ( व्यपदेशः ) વ્યપદેશ છે.

ભાવાર્થ :—' शष्पैरेव दीक्षणीयामाप्नोति '। ' तोक्मभिः प्रायणीयाम् ' આ વાક્યમાં શષ્પ અને તોકમ શબ્દો પણ સ્તુતિ વાચક છે. ॥ ૮ ॥

पशुपुरोडाशस्य च लिङ्गदर्शनात् ॥ ९ ॥

પદાર્થ :— च ) અને ( पशुपुरोडाशस्य ) પશુપુરોડાશનો નિષેધ પણ ( लिङ्गदर्शनात् ) ઐષ્ટિક ધર્મના અતિદેશમાં લિંગ છે.

ભાવાર્થ :—नैतेषां पशूनां पुरोडाशा भवन्ति ग्रहपुरोडाशा ह्येते । આ વાક્યમાં પશુઓના પુરોડાશ હોવાનો નિષેધ બતાવ્યો છે અને ગ્રહને જ પુરોડાશ તરીકે બતાવ્યા છે. આમાં ગ્રહોની પણ જે પ્રશંસા કરી છે તે પણ ઐષ્ટિક ધર્મના અતિદેશમાં લિંગ છે. આ ઉપરથી સિદ્ધ થાયછે કે વાજિન અને સૌત્રામણિ યાગમાં ઐષ્ટિક ધર્મનો જ વિધ્યન્ત છે, સૌમિક ધર્મનો નહિ. ॥ ૯ ॥

પશુમાં સાન્નાય્યધર્મનો અતિદેશ છે. એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ. पशुः पुरोडाशविकारः स्याद् देवतासामान्यात् ॥ १० ॥

પદાર્થ :—( पशुः ) પશુયાગ ( पुरोडाशविकारः ) પુરેડાશના ધર્મવાળો ( स्यात् ) છે ( देवतासामान्यात् ) બન્નેના દેવતા સમાન હોવાથી.

ભાવાર્થ :—જ્યોતિષ્ટોમ યાગમાં પશુ દેય તરીકે હોય છે. તે પશુમાં જે વિધ્યન્ત કરવાનો હોય છે તે પુરોડાશમાં જે વિધિ કરવામાં આવે તે વિધિ કરવો. કારણ કે પુરોડાશ અને પશુ એ બન્નેની દેવતા એક જ હોય છે. પુરોડાશ અગ્નીષોમીય હોય છે તેમ પશુ પણ અગ્નીષોમીય હોય છે, માટે પુરોડાશનો વિધ્યન્ત કરવો. આવું પૂર્વપક્ષવાદીનું માનવું છે. ॥ ૧૦ ॥

प्रोक्षणाच्च ॥ ११ ॥

પદાર્થઃ :—( च ) અને ( प्रोक्षणात् ) પ્રોક્ષણનું શ્રવણ હોવાથી.

ભાવાર્થ :—' अद्भ्यस्त्वौषधीभ्यो जुष्टं प्रोक्षामि ' આ વાક્યમાં પશુને પ્રોક્ષણ કરવાનું જણાવ્યું છે. પ્રોક્ષણ એ પુરોડાશનો ધર્મ છે. એથી પણ સિદ્ધ થાય છે કે પુરોડાશના ધર્મોનો જ પશુમાં અતિદેશ છે. ॥ ૧૧ ॥

पर्यग्निकरणाच्च ॥ १२ ॥

પદાર્થ :—( च ) અને ( पर्यग्निकरणात् ) પર્યગ્નિકરણ પણ હોવાથી.

ભાવાર્થ :—પર્યગ્નિકરણ પણ પશુને વિહિત છે અને પુરોડાશને પણ પર્યગ્નિકરણ કરવાનું હોય છે. આથી પણ સિદ્ધ થાય છે કે પુરોડાશના ધર્મો પશુમાં કર્તવ્ય છે. 'उल्मुकेन पशुं पर्यग्निं करोति ' આ પ્રમાણે શાબરભાષ્યમાં ઉલ્લેખ છે. ॥ ૧૨ ॥

સિદ્ધાંત સૂત્ર. सान्नाय्यं वा तत्प्रभवत्वात् ॥ १३ ॥

પદાર્થ :—( वा ) સિદ્ધાંત સૂચક છે ( सान्नाय्यम् ) સાન્નાય્ય હવિષ્ના ધર્મો પશુમાં કર્તવ્ય છે. तत्प्रभवत्वात् ) સાન્નાય્ય હવિષ્ પશુમાંથી ઉત્પન્ન થતું હોવાથી.

ભાવાર્થ :—સાન્નાય્ય ધર્મો પશુમાં કર્તવ્ય છે. કારણ કે સાન્નાય્ય હવિષ્ની ઉત્પત્તિ પશુ અર્થાત્ ગાય આદિ પશુમાંથી છે. સાન્નાય્ય એટલે દહીં અને દૂધ. દૂધ એ પશુમાંથી ઉત્પન્ન થાય છે અને દૂધનો વિકાર તે દહીં. પશુ પણ પશુજન્ય છે. આ સાજાત્યની પ્રબલતાને લીધે સાન્નાય્યના ધર્મો પશુઓમાં કર્તવ્ય છે. ॥ ૧૩ ॥

तस्य च पात्रदर्शनात् ॥ १४ ॥

પદાર્થ :—( च ) અને ( तस्य ) પશુને ( पात्रदर्शनात् ) પાત્રનું દર્શન હોવાથી.

ભાવાર્થ :—સાન્નાય્ય હવિષ્ને જેમ પાત્રની જરૂર છે તેમ પશુને પણ ખાણુ આદિને માટે પાત્રની જરૂર હોય છે તેથી સાન્નાય્ય ધર્મો જ પશુમાં કર્તવ્ય છે. પુરોડાશના નહિ. ॥ ૧૪ ॥

## ' પશુમાં પયોધર્મોનો અતિદેશ છે ' એ અધિકરણને લગતાં સૂત્રો.

પૂર્વપક્ષ સૂત્ર. दध्नः स्यान्मूर्तिसामान्यात् ॥ १५ ॥

પદાથ :—( दध्नः स्यात् ) સાંનાય્યધર્મવાળા પશુયાગમાં દહીંના ધર્મનો અતિદેશ છે. ( मुर्तिसामान्यात् ) મૂર્તિ=ઘનત્વરૂપ સામાન્ય ધર્મને લીધે.

ભાવાર્થ :—સાન્નાય્યધર્મવાળા પશુમાં દહીંના ધર્મનો અતિદેશ છે, કારણ કે દહીંમાં ઘનત્વ છે અને પશુમાં પણ ઘનત્વ છે. આ સામાન્યધર્મને લીધે દધિધર્મનો અતિદેશ પશુમાં છે. ॥ ૧૫ ॥

સિદ્ધાંત સૂત્ર. पयो वा कालसामान्यत् ॥ १६ ॥

પદાર્થ :—( वा ) અથવા ( पयः ) દૂધ પશુમાં પોતાના ધર્મનો અતિદેશ કરે છે. ( कालसामान्यात् ) પશુ અને પયમાં સદ્યઃ કાલતા રૂપ ધર્મ સમાન છે.

ભાવાર્થ :—દૂધ પશુને દહીં કરતાં સંનિહિત છે. દધિથી પશુ દૂધને લીધે વ્યવહિત બને છે. તેથી દૂધના ધર્મનો અતિદેશ કરવામાં આવે છે. ॥ ૧૬ ॥

पश्वानन्तर्याच्च ॥ १७ ॥

પદાર્થ :—( च ) અને ( पश्वानन्तर्यात् ) પશુપ્રભવમાં આનન્તર્ય હોવાથી.

ભાવાર્થ :—પશુમાંથી પ્રથમ દૂધ અને દૂધમાંથી દધિ ઉત્પન્ન થાય છે. માટે દહીં કરતાં દૂધ અંતરંગ હોય છે. ॥ ૧૭ ॥

द्रवत्वं चाविशिष्टम् ॥ १८ ॥

પદાર્થ :—( च ) અને ( द्रवत्वम् ) દ્રવત્વરૂપ ધર્મપણ ( अविशिष्टम् ) સમાન છે.

ભાવાર્થ :—પશુ પણ દ્રવે છે અને દૂધ પણ દ્રવે છે. દ્રવત્વરૂપ ધર્મપણ સમાન છે. માટે સાંનાય્યધર્મવાળા પશુ યાગમાં પયોધર્મ અતિદિષ્ટ છે. ॥ ૧૮ ॥

## 'આમિક્ષામાં પયોધર્મનો અતિદેશ છે.' એ અધિકરણનાં સૂત્રો સમજાવે છે.

आमिक्षोभयभाव्यत्वादुभयविकारः स्यात् ॥ १९ ॥

પદાર્થ :—( आमिक्षा ) આમિક્ષા ( उभयभाव्यत्वात् ) દૂધ અને દહીં બન્નેમાંથી હોવાથી ( उभयविकारः स्यात् ) બન્નેના ધર્મો તેમાં કર્તવ્ય હોય છે.

ભાવાર્થ :—દૂધ અને દહીં બન્નેમાંથી 'આમિક્ષા' દ્રવ્ય ઉત્પન્ન થાય છે. માટે 'वैश्वदेव्यामिक्षा' એ વાકયથી જે યાગ વિહિત થાય છે તેમાં દૂધ અને દહીં બન્નેના ધર્મો કર્તવ્ય હોય છે. ॥ ૧૯ ॥

एकं वा चोदनैकत्वात् ॥ २० ॥

પદાર્થ —( वा ) અથવા ( एकम् ) બેમાંથી એકના જ ધર્મનો અતિદેશ માનવો યોગ્ય છે. ( चोदनैकत्वात् ) એક વિધિથી વિહિત હોવાથી.

ભાવાર્થ —એકના ધર્મના અતિદેશથી નિરાકાંક્ષ થાય છે તો પછી બીજાના વિષ્યન્તની કશી જરૂર રહેતી નથી માટે બન્નેનો વિષ્યન્ત નહીં પણ એકનો જ વિષ્યન્ત સ્વીકારવો જોઈએ. ॥ ૨૦ ॥

दधि संघातसामान्यात् ॥ २१ ॥

પદાર્થ :—( दधि ) દહીંના ધર્મનો અતિદેશ કરવો જોઈએ ( संघातसामान्यात् ) ઘનીભાવરૂપ ધર્મ બન્નેમાં સમાન હોવાથી.

ભાવાર્થ :—દહીમાં અને આમિક્ષામાં ઘનત્વરૂપ સમાન ધર્મ છે તેથી દધિનો જ વિષ્યન્ત સ્વીકારવો જોઇએ. ॥ ૨૧ ॥

સિદ્ધાંત સૂત્ર. पयो वा तत्प्रभवत्वाल्लोकवद्दध्नस्तदर्थत्वात् ॥ २२ ॥

પદાર્થ :—( वा ) સિદ્ધાંત સૂચક છે ( पयः ) પયોધર્મ અતિદિષ્ટ છે ( तत्प्रभवत्वात् ) દૂધમાંથી જ આમિક્ષા બનતી હોવાથી. ( लोकवत् ) લોક વ્યવહારમાં પણ દૂધમાં મેળવણ દહીં બનાવવા માટે નાંખવામાં આવે છે ( दध्नः तदर्थत्वात् ) દૂધમાં જે થોડુંક દહીં નાખવામાં આવે છે તે દહીં બનાવવા માટે જ હોય છે.

**ભાવાર્થ** :– ' तप्ते पयसि दध्यानयति सा वैश्वदेवी आमिक्षा ' તપાવેલા દૂધમાં દહીં નાંખવામાં આવે છે અને જ્યારે તે ફાટી જાય છે ત્યારે જે કઠણ ભાગ=માવો અલગ પડે છે તેને ' આમિક્ષા ' કહે છે અને જે પાણી જેવો પ્રવાહી ભાગ હોય છે.તેને ' વાજિન ' કહેવામાં આવે છે. આમિક્ષા દૂધમાંથી જ બને છે દહીંમાંથી નહિ. દહીં તો કેવળ આતંચન=મેળવણ તરીકે જ ઉપયોગમાં લેવાય છે. માટે પયોધર્મ જ ' આમિક્ષા ' માં અતિદિષ્ટ છે. ॥ ૨૨ ॥

**धर्मानुग्रहाच्च ॥ २३ ॥**

પદાર્થ :—( च ) અને ( धर्मानुग्रहात् ) સદ્યઃકાલતા રૂપ ધર્મ અનુકૂળ હોવાથી.

**ભાવાર્થ** :—વૈશ્વદેવ સદ્યઃકાલ યાગ છે, જો તેમાં દધિના ધર્મો કર્તવ્ય હોય તો સદ્યઃકાલતાનો બાધ થાય છે દધિની માફક તે યાગ પણ દ્વયહકાલસાધ્ય હોવો જોઈએ. ' सद्योभावं च दर्शयति जुष्क्तं युज्यं पयः ' આ પ્રમાણે શાબરભાષ્યમાં પણ ઉલ્લેખ છે માટે આમિક્ષામાં પયોવિકાર કર્તવ્ય છે. અર્થાત્ પયોધર્મો જ આમિક્ષામાં અતિદિષ્ટ છે. ॥ ૨૩ ॥

**' દ્વાદશાહમાં સત્ર અને અહીનની વ્યવસ્થાથી ધર્મનો અતિદેશ થાય છે. ' એ અધિકરણને સમજાવે છે.**

**પૂર્વપક્ષ સૂત્ર.　सत्रमहीनश्च द्वादशाहस्तस्योभयथा प्रवृत्तिरैककर्म्यात् ॥ २४ ॥**

પદાર્થ :—( सत्रम्, अहीनः च ) સત્ર અને અહીન બન્ને સ્વભાવવાળો ( द्वादशाहः ) દ્વાદશાહ હોય છે. ( तस्य ) તે દ્વાદશાહની ( उभयथा प्रवृत्तिः ) બન્ને રીતે પ્રવૃત્તિ હોય છે. ( ऐककर्म्यात् ) કર્મ એક જ હોવાથી.

ભાવાર્થ :- દ્વાદશાહ એક ક્રતુ છે તેના બે રૂપ છે. એક અહીન અને બીજું સત્ર. તે બન્નેરૂપમાં ભેદ હોય છે. સત્રમાં જે યજમાનો હોય તેમ ઋત્વિજો હોય છે. सर्वेऽपि दीक्षेरन् બધાએ જ દીક્ષા લેવી જોઈએ. અહીનના ધર્મો દ્વાદશાહ ઉપસદ્ આદિ હોય છે. દ્વિરાત્ર આદિ અહીનોની અને ગવામયનાદિ સત્રોનો દ્વાદશાહ ક્રતુ પ્રકૃતિ હોય છે. આ કારણથી દ્વિરાત્ર આદિ અહીનોમાં અને ગવામયનાદિ સત્રોમાં દરેકમાં બન્નેના ધર્મો પ્રવર્તે છે કે સત્રમાં સત્રના ધર્મો અને અહીનમાં અહીન ધર્મો ? આ સંદેહમાં પૂર્વપક્ષવાદીનું એવું માનવું છે કે દ્વાદશાહ ઉભય-સ્વભાવ હોય છે અર્થાત્ સત્ર અને અહીન બન્નેના ધર્મો તેને લાગુ પડે છે, કારણ કે કર્મ તો એક જ છે. ॥ ૨૪ ॥

**સિદ્ધાંત સૂત્ર.　अपि वा यजतिश्रुतैरहीनभूतप्रवृत्तिः स्यात् प्रकृत्यातुल्यशब्दत्वात् ॥ २५ ॥**

પદાર્થ :—( अपि वा ) અથવા ( यजतिश्रुतेः ) જ્યાં ' यजति ' પદનું શ્રવણ હોય ત્યાં ( अहीनभूत प्रवृत्तिः ) અહીનધર્મની પ્રવૃત્તિ ( स्यात् ) માનવી ( प्रकृत्या ) દ્વાદશાહરૂપ પ્રકૃતિ સાથે ( तुल्यशब्दत्वात् ) સમાન શબ્દ હોવાથી.

**ભાવાર્થ** :—પ્રકૃતિભૂત દ્વાદશાહમાં ' प्रजाकामं याजयेत ' અહીં ' यजति ' નું શ્રવણ છે એજ પ્રમાણે ' य एवं विद्वान् द्विरात्रे यजते ' આ વિકૃત યાગમાં પણ યજતિનું શ્રવણ છે. માટે અહીનમાં અહીનના ધર્મો અને સત્રમાં સત્રના ધર્મો પ્રવર્તે છે. ॥ ૨૫ ॥

द्विरात्रादीनामेकादशरात्रादहीनत्वं यजतिचोदनात् ॥ २६ ॥

પદાર્થ :--( द्विरात्रादीनाम् ) દ્વિરાત્ર આદિ યાગો ( एकादशरात्रात् ) એકાદશ રાત્ર સુધીના યાગો ( अहीनत्वम् ) અહીન કહેવાય છે ( यजतिचोदनात् ) यजति પદથી વિધાન થતું હોવાથી.

ભાવાર્થ :—જ્યાં જ્યાં यजति પદથી વિધાન થતું હોય ત્યાં ત્યાં અહીન ધર્મ સમજવો અને જ્યાં જ્યાં आसीरन् અથવા उपेयु પદનો પ્રયોગ કર્યો હોય જેમકે गृहपतिसप्तदशा स्वपमृत्विजो ब्राह्मणाः सत्वमुपेयुः ' ત્યાં ત્યાં સત્ર ધર્મનો પ્રયોગ કરવો ' द्विरात्रेण यजेत ' ' त्रिरात्रेण यजेत ' આ અહીનલિંગ છે અને त्रयोदशरात्रमृद्धिकामा उपेयुः આ સત્રલિંગ છે કારણ કે उपेयुः શબ્દનો પ્રયોગ કર્યો છે. તે જ પ્રમાણે ' चतुर्दशरात्रं प्रतिष्ठाकामा आसीरन् ' આ પણ સત્રનું લિંગ છે કારણ કે અહીં आसीरन् પદનો પ્રયોગ કર્યો છે. ॥ ૨૬ ॥

त्रयोदशरात्रादिषु सत्रभूतस्तेष्वासनोपायिचोदनात् ॥ २७ ॥

પદાર્થ :—( त्रयोदशरात्रादिषु ) ત્રયોદશરાત્ર આદિમાં ( सत्रभूतः ) સત્રના ધર્મનો અતિદેશ છે. ( आसनोपायिचोदनात् ) આસન અને ઉપાયિ શબ્દનો પ્રયોગ હોવાથી.

ભાવાર્થ :– त्रयोदशरात्रमृद्धिकामा उपेयुः ત્રયોદશરાત્ર યાગમાં उपेयुः શબ્દથી વિધાન થયેલું છે તેથી તે સત્ર કહેવાય છે. જ્યાં आसीरन् અથવા उपेयुः શબ્દથી વિધાન હોય છે તે સત્ર કહેવાય છે. ॥ ૨૮ ॥

लिङ्गाच्च ॥ २८ ॥

પદાર્થ :--( च ) અને ( लिङ्गात् ) અર્થવાદ રૂપ લિંગ હોવાથી.

ભાવાર્થ :—' अग्निष्टोमो वै प्रजापतिः स उत्तरानेकाहानसृजत तमेनं द्विरात्रादयोऽहर्गणा ऊचुः त्वमस्मान्माहासीः ' આ અર્થવાદથી સિદ્ધ થાય છે કે દ્વિરાત્રાદિ અહીન ધર્મવાળા જ છે. સત્ર ધર્મવાળા નહિ. આ ઉપરથી સિદ્ધ થાય છે કે દ્વિરાત્રાદિ અહીન ધર્મવાળા અને त्रयोदशरात्र-मृद्धिकामा उपेयुः ત્રયોદશરાત્ર આદિ સત્ર ધર્મવાળા યાગો છે. આ પ્રમાણે વ્યવસ્થાથી ધર્મનો અતિદેશ છે. ॥ ૨૮ ॥

' પંચદશરાત્રાદિમાં સત્ર ધર્મનો અતિદેશ છે. '
એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ अन्यतरतोऽतिरात्रत्वात् पञ्चदशरात्रस्याहीनत्वं कुण्डपायिनामयनं च तद्भूतेष्वहीनत्वदर्शनात् ॥ २९ ॥

પદાર્થ :—( पञ्चदशरात्रस्य कुण्डपायिनामयनं च ) પંચદશરાત્ર અને કુંડપાયિનામયનમાં ( अहीनत्वम् ) અહીનના ધર્મનો અતિદેશ છે. ( अन्यतरतः ) આદિ અને અન્ત મધ્યેન એક દેશમાં ( अतिरात्रत्वात् ) અતિરાત્ર નામક યાગ હોવાથી ( तद्भूतेषु ) અતિરાત્રવાળામાં ( अहीनत्वदर्शनात् ) અહીનત્વ ધર્મનું દર્શન હોય છે.

**ભાવાર્થ** :— પંચદશરાત્ર અને કુંડપાયિનામયનમાં અહીન ધર્મોનો અતિદેશ હોય છે. કારણ કે તે બેમાંના એકને અંતે અતિરાત્ર સંજ્ઞક યાગ હોય છે. અને જેમાં અતિરાત્ર હોય છે તે અહીન ધર્મવાળા હોય છે. यदन्यतरतोऽतिरात्रा स्तेनाहीनाः આ પ્રમાણે શ્રવણ છે. ॥ ૨૯ ॥

**अहीनवचनाच्च ॥ ३० ॥**

**પદાર્થ** :—( च ) અને ( अहीनवचनात् ) ઉક્ત વાક્યમાં 'અહીન' એવું સ્પષ્ટ વચન છે.

**ભાવાર્થ** :—ઉક્ત વાક્યમાં 'અહીન' એવો સ્પષ્ટ શબ્દ છે તેથી પંચદશરાત્ર આદિ અહીન ધર્મવાળા છે એમ સમજી શકાય છે. ॥ ૩૦ ॥

સિદ્ધાંત સૂત્ર **सत्रे चोपायिदर्शनात् ॥ ३१ ॥**

**પદાર્થ** :—( च ) પણ ( उपायिदर्शनात् ) સત્રમાં ઉપાયિ શબ્દનો વિધાન તરીકે પ્રયોગ હોવાથી ( सत्रे ) ઉક્ત બન્ને સત્ર જ છે.

**ભાવાર્થ** :—'पञ्चदशरात्रमुपेयुः' આ વાક્યમાં उपेयुः શબ્દ હોવાથી એ યાગમાં સત્ર ધર્મો જ અતિદિષ્ટ છે. ॥ ૩૧ ॥

**सत्रलिङ्गं च दर्शयति ॥ ३२ ॥**

**પદાર્થ** :—( च ) અને ( सत्रलिङ्गम् ) સત્રનું લિંગ ( दर्शयति ) બતાવેછે.

**ભાવાર્થ** ;—કુંડપાયિનામયનમાં સત્રલિંગ આ પ્રમાણે બતાવ્યું છે. गृहपतिः सुब्रह्मण्यः સત્રમાં જ ગૃહપતિ શબ્દનો વ્યવહાર હોય છે. આથી સિદ્ધ થાય છે કે પંચદશરાત્ર આદિમાં સત્ર ધર્મોનો અતિદેશ છે. ॥ ૩૨ ॥

**इति मीमांसागुर्जरभाष्ये अष्टमाध्यायस्य द्वितीयः पादः**



**अथ गुर्जरभाषामीमांसाभाष्ये अष्टमाध्यायस्य तृतीयः पादः ॥**

**'શુચિદેવતે આગ્નેયનો અને આગ્નાવૈષ્ણવમાં આગ્નીષોમીયનો ધર્માતિદેશ છે.' એ અધિકરણનાં સૂત્રો.**

પૂર્વપક્ષ-સૂત્ર **हविर्गणे परमुत्तरस्य देशसामान्यात् ॥ १ ॥**

**પદાર્થ** :—( हविर्गणे ) હવિર્ગણમાં ( परम् ) પર ( उत्तरस्य ) ઉત્તર અગ્નિની ઉપાંશુ યાગ પ્રકૃતિ છે. ( देशसामान्यात् ) દેશની સમાનતા હોવાથી.

ભાવાર્થ :—આ પ્રમાણે હવિર્ગણનું શ્રવણ થાય છે. आग्नावैष्णवम् एकादशकपालं निर्वपेत्, सरस्वत्यै चरुम्, बार्हस्पत्यं चरुम्। બીજા ગણનું આમ્નાન આ પ્રમાણે થાય છે. अग्नये पावकाय, अग्नये शुचयेऽष्टा कपालम्। તેમાં આગ્નાવૈષ્ણવનો પ્રથમ પાઠ હોવાથી આગ્નેય યાગની વિકૃતિ છે અને શુચિદેવતાક દ્વિતીય સ્થાન અર્થાત્ પછીથી શ્રવણ થતું હોવાથી અગ્નીષોમીયની વિકૃતિ છે. જે યાગ જેની વિકૃતિ હોય તેના ધર્મો તેમાં અતિદિષ્ટ થાય છે. ॥ ૧ ॥

સિદ્ધાંત સૂત્ર देवतया वा नियम्येत शब्दवत्वादितरस्याश्रुतित्वात् ॥ २ ॥

પદાર્થ :—(वा) અથવા (देवतया) દેવતાથી (नियम्येत) નિયમ બંધાય છે. (शब्दवत्वात्) દેવતા સામ્ય શાબ્દિક હોવાથી (इतरस्य) બીજું (अश्रुतत्वात्) શ્રુત ન હોવાથી.

ભાવાર્થ :—દેવતાના સાદૃશ્યથી નિયમ બંધાય છે. આગ્નાવૈષ્ણવ અને અગ્નીષોમીય દ્વિદેવતાક હોવાથી આગ્નાવૈષ્ણવ અગ્નીષોમીયની વિકૃતિ છે અને શુચિદેવતાક અને આગ્નેય એકદેવતાક હોવાથી શુચિદેવક યાગ આગ્નેયયાગની વિકૃતિ છે એટલે આગ્નાવૈષ્ણવમાં અગ્નીષોમીય યાગના ધર્મોનો અને શુચિદેવતાક યાગમાં આગ્નેયયાગના ધર્મોનો અતિદેશ છે. આ સામ્ય શબ્દગમ્ય છે. જયારે દેશસામ્ય શબ્દગમ્ય નથી. માટે ઉક્ત રીતે જ ધર્મોનો અતિદેશ કરવો યોગ્ય છે. ॥ ૨ ॥

'જનકસપ્તરાત્રમાં ત્રિવૃત્ અહનમાં દ્વાદશાહધર્મોનો અતિદેશ છે.'
એ અધિકરણનાં સૂત્રો

પૂર્વપક્ષ સૂત્ર गणचोदनायां यस्य लिङ्गं तदावृत्तिः प्रतीयेताग्नेयवत् ॥ ३ ॥

પદાર્થ :—(गणचोदनायाम्) ગણવિધાનમાં જે ઉદાહરણ બતાવવામાં આવ્યું છે તેમાં (यस्य) જે પ્રથમ અહનનું (लिङ्गम्) ત્રિવૃત્ત્વ કહ્યું છે (तदावृत्तिः) તે પ્રથમ અહનની આવૃત્તિ (प्रतीयेत) જણાય છે. (आग्नेयवत्) આગ્નેય વિધ્યન્તનો જેમ અભ્યાસ બતાવવામાં આવ્યો છે તેમ.

ભાવાર્થ :—अग्नये पवमानाय, अग्नये पावकाय, अग्नये शुचये અહીં જેમ દેવતાના ઐક્યનું સાદૃશ્ય છે અને તેથી આગ્નેય વિધ્યન્તનો અભ્યાસ માનવામાં આવે છે તેમ જનકસપ્તરાત્રમાં જે ગણવિધાન છે તેમાં પ્રથમ અહનની આવૃત્તિ જ પ્રતીયમાન છે. પ્રથમ અહન્ જ ત્રિવૃત્સ્તોમ છે પછીના ઉત્તર અહનોમાં તેની જ આવૃત્તિ કરવાની હોય છે. ॥ ૩ ॥

સિદ્ધાંત સૂત્ર नानाऽहानि वा संघातत्वात् प्रवृत्तिलिङ्गेन चोदनात् ॥ ४ ॥

પદાર્થ :—(वा) અથવા (नाना अहानि) દ્વાદશાહ સંબંધી જુદા જુદા અહનોનું વિધાન છે. (संघातत्वात्) चत्वारि अहानि આમ ચાર સંખ્યાથી અહનોના સમુદાયનું વિધાન હોવાથી (प्रवृत्ति लिङ्गेन चोदनात्) પ્રવૃત્તિલિંગથી વિધાન હોવાથી.

ભાવાર્થ :—દ્વાદશાહ સંબંધી જુદા જુદા અહનોનું વિધાન છે એટલે સમુદાયનું વિધાન દ્વાદશાહિકમાં ચાર અહનોના અનુવાદ કરીને વિધાન કર્યું છે એટલે સંઘાતમાં ત્રિવૃત્ત્વનું વિધાન છે પ્રથમ અહન્‌ને ત્રિવૃત્સ્તોમવિશિષ્ટ માની પછી ઉત્તરત્ર તેનો જ વિધ્યન્ત સ્વીકાર કરવો એ અયોગ્ય છે. એક જ અહન્‌ની આવૃત્તિથી ચાર અહન્ સિદ્ધ થઈ શકે નહિ. કારણ કે ચારે અહન્ જુદા જુદા છે. માટે તેમાં દ્વાદશાહ યાગના ધર્મ માનવા જોઈએ. ॥ ૪ ॥

**तथा चान्यार्थदर्शनम् ॥ ५ ॥**

પદાર્થ :—( तथा च ) અને તે પ્રમાણે ( अन्यार्थदर्शनम् ) અન્ય દર્શન પણ છે.

ભાવાર્થ :—तेषामग्निष्टोमः प्रथमः અહીં અગ્નિષ્ટોમમાં પ્રથમત્વ બતાવ્યું છે જ્યારે બીજા અગ્નિષ્ટોમ જ નથી તો પ્રથમ અગ્નિષ્ટોમ કેમ કહેવાય ? બીજાની અપેક્ષાએ પ્રથમ કહેવાય છે માટે અહનોમાં ભિન્ન ધર્મકત્વ છે એમ સૂચિત થાય છે. જે પ્રથમ અહનમાં ધર્મ વિહિત છે તેની આવૃત્તિ બીજા અહનોમાં થાય છે એમ નહિ. આ હેતુથી ત્રિવૃત્ અહનોમાં દ્વાદશાહ ધર્મોનો અતિદેશ છે. ॥ ૫ ॥

## ષટ્ત્રિંશદ્રાત્રમાં ષડહ ધર્મનો અતિદેશ છે. એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ **कालाभ्यासेऽपि बादरिः कर्मभेदात् ॥ ६ ॥**

પદાર્થ :—( कालभ्यासे अपि ) કાળનો અભ્યાસ કરનારૂં વાક્ય છે ( बादरिः ) એવું બાદરિ આચાર્ય માને છે ( कर्मभेदात् ) કર્મનો ભેદ હોવાથી.

ભાવાર્થ :—षडहा भवन्ति चत्वारो भवन्ति અહીં અહઃસંજ્ઞક સોમ યાગોનો સંખ્યવિશેષ ષડહપદાન્તર્ગત ષટ્ શબ્દથી અભિહિત થાય છે. અને તે ષટ્ સંખ્યા છે. ફરીથી તેને ચાર ગણી બતાવવાથી ચોવીશ સંખ્યાવાળા અહન્‌ના સંઘમાં પર્યવસિત થાય છે. અહ.સંઘની પ્રકૃતિ દ્વાદશાહ હોય છે. માટે દ્વાદશાહનોજ ધર્માતિદેશ ષડહ સંજ્ઞક યાગમાં કરવો જોઈએ અને ષડહરૂપ કાળની જ આવૃત્તિ માનવી જોઈએ આવું બાદરિ આચાર્ય માને છે. ॥ ૬ ॥

સિદ્ધાંત સૂત્ર **तदावृत्तिं तु जैमिनिरह्नामप्रत्यक्षसंख्यत्वात् ॥ ७ ॥**

પદાર્થ :—( तु ) સિદ્ધાંત પક્ષને સૂચવે છે. ( तदावृत्तिम् ) કર્મની આવૃતિ છે એવું ( जैमिनिः ) જૈમિનિ આચાર્ય માને છે. ( अह्नाम् ) અહનોની ( अप्रत्यक्षसंख्यत्वात् ) પ્રત્યક્ષ સંખ્યા ન હોવાથી.

ભાવાર્થ :—૭ દિવસથી સાધ્ય જે કર્મ છે તેજ કર્મ षडह શબ્દ વાચ્ય છે. અને તેને માટે ચોવીસ દિવસ લાગે છે. માટે જે ષડહ નામક કર્મ વિશેષ છે તેનો જ વિધ્યન્ત માનવો એજ ન્યાય્ય છે આવું જૈમિનિ આચાર્ય માને છે. ॥ ૭ ॥

## 'સંસ્થાગણોમાં દ્વાદશાહિક ધર્મનો અતિદેશ છે.' એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ. संस्थागणेषु तदभ्यासः प्रतीयेत कृतलक्षणग्रहणात् ॥ ८ ॥

પદાર્થ :—( संस्थागणेषु ) જ્યોતિષ્ટોમની સંસ્થાઓમાં ( तदभ्यासः ) જ્યોતિષ્ટોમનો વિધ્યન્ત ( प्रतीयेत ) પ્રતીત થાય છેઃ ( कृतलक्षणग्रहणात् ) કૃતનામ જ્યોતિષ્ટોમનું જ ગ્રહણ હોવાથી.

ભાવાર્થ :—'शतोक्थ्यं भवति । शतातिरात्रं भवति । पञ्चाभिः पञ्चोक्थ्यः' આવા નામવાળા યજ્ઞો જ્યોતિષ્ટોમની સંસ્થા તરીકે સંભળાય છે, તેમાં જ્યોતિષ્ટોમનો જ વિધ્યન્ત થાય છે, કારણ કે ઉકથ્ય, ષોડશી, અતિરાત્ર, અગ્નિષ્ટોમ, આ બધાં જ્યોતિષ્ટોમનાં નામ છે. ॥ ૮ ॥

સિદ્ધાંત સૂત્ર अधिकाराद्वा प्रकृतिः तद्विशिष्टा स्यादभिधानस्य तन्निमित्तत्वात् ॥ ९ ॥

પદાર્થ :—( वा ) અથવા ( तद्विशिष्टा ) ઉકથ્યાદિસંસ્થાવિશિષ્ટા ( प्रकृतिः ) દ્વાદશાહ સંબંધી અહનો ( स्यात् ) વિહિત કરવામાં આવ્યા એ ( अधिकारात् ) અતિદેશ શાસ્ત્રનો અધિકાર હોવાથી. ( अभिधानस्य तन्निमित्तत्वात् ) ઉકથ્યાદિ નામ ક્રતુસમાપ્તિને લીધે આપવામાં આવેલાં હોવાથી.

ભાવાર્થ :—ઉકથ્ય આદિ સ્તોત્રો છે. જે કર્મની સમાપ્તિ જે સ્તોત્રથી કરવામાં આવે છે તે કર્મ ( યાગ ) સમાપ્તિરૂપ નિમિત્તને લીધે તે સ્તોત્રના નામથી કહેવામાં આવે છે. માટે દ્વાદશાહની અંદર અહનોમાં ઉકથ્યાદિ નામનો સંભવ હોવાથી સંઘત્વરૂપ લિંગથી દ્વાદશાહનો વિધ્યન્ત થાય છે. ॥ ૯ ॥

●

## શતોકથ્યાદિમાં જ્યોતિષ્ટોમમાંથી સ્તોત્રોમાં ઉપચય થાય છે એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ સૂત્ર गणादुपचयस्तत्प्रकृतित्वात् ॥ १० ॥

પદાર્થ :—( गणात् ) દ્વાદશાહ ગણમાંથી ( उपचयः ) ધર્મ પ્રાપ્તિ થાય છે. ( तत्प्रकृतित्वात् ) શતોકથ્યની પ્રકૃતિ દ્વાદશાહ હોવાથી.

ભાવાર્થ :—'शतोक्थ्यं भवति' અહીં ઉકથ્ય સ્તોત્રમાં જ્યોતિષ્ટોમોકથ્ય સ્તોત્રમાંથી કેટલાક અધિક ધર્મ આમ્નાત કર્યા છે. આ ધર્મો દ્વાદશાહ ગણમાંથી પ્રાપ્ત કરવાના હોય છે. કારણ કે શતોકથ્યની પ્રકૃતિ દ્વાદશાહ ગણ યજ્ઞ પ્રકૃતિ છે. ॥ ૧૦ ॥

સિદ્ધાંત સૂત્ર एकाहाद्वा तेषां समत्वात् स्यात् ॥ ११ ॥

પદાર્થ :—( वा ) અથવા ( एकाहाद् ) જ્યોતિષ્ટોમમાંથી ધર્મો પ્રાપ્ત કરવાના હોય છે. ( तेषाम् ) શતોકથ્ય અને દ્વાદશાહ અહનો આ બન્નેની ( समत्वात् स्यात् ) સમાનતા હોવાથી.

**ભાવાર્થ** :—દ્વાદશાહ ગણુ પોતે જ જ્યોતિષ્ટોમની વિકૃતિ છે અને શતોક્થ્ય સ્તોત્ર પણ વિકૃતિ હોય છે, એટલે બન્નેને બીજામાંથી ધર્મો પ્રાપ્ત કરવાના હોય છે, માટે શતોક્થ્ય સ્તોત્રમાં સૌની પ્રકૃતિભૂત યાગમાં જ્યોતિષ્ટોમમાંથી જ ધર્મો પ્રાપ્ત કરવાના છે. જ્યોતિષ્ટોમ કોઈની પણ પાસે ભિક્ષા માગતો નથી અને દ્વાદશાહને તો ભિક્ષા માગવી પડે છે. न भिक्षुको भिक्षुकं याचते अभिक्षुके सति જો અભિક્ષુક મળે તો ભિક્ષુક ભિક્ષુક પાસે માગતો નથી. એ લૌકિક ન્યાયને અનુસરી શતોક્થ્ય દ્વાદશાહ પાસેથી નહિ પણ જ્યોતિષ્ટોમ પાસેથી જ ધર્મવૃદ્ધિ માગે છે. ॥ ૧૧ ॥

### " गायत्रमेतद् अहर्भवति " ઇત્યાદિમાં ઉત્પત્તિ ગાયત્રીઓનો આગમ છે એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ સૂત્ર **गायत्रीषु प्राकृतीनामवच्छेदः प्रकृत्यधिकारात्संख्यात्वा दग्निष्टोमवदव्यतिरेकात्तदाख्यत्वम् ॥ १२ ॥**

**પદાર્થ** :—( गायत्रीषु ) શ્રૂયમાણ ગાયત્રીઓમાં ( प्राकृतीनाम् ) પ્રકૃતિ યાગમાંથી પ્રાપ્ત થતી ત્રિષ્ટુપ્ જગતી ઇત્યાદિમાંથી ( अवच्छेदः ) અક્ષરોનો લોપ કરવો અને ગાયત્રી બનાવવી. ( प्रकृत्यधिकारात् ) પ્રકૃતિગત વિધાનનો અનુગ્રહ થતો હોવાથી. ( संख्यात्वात् ) ગાયત્રીમાં ચોવીસ અક્ષરોની સંખ્યા હોવાથી ( अव्यतिरेकात् ) નિત્ય સંબંધ હોવાથી ( तदाख्यत्वम् ) ગાયત્રી નામ વાળું છે. ( अग्निष्टोमवत् ) પુર્વાધિકરણમાં અગ્નિષ્ટોમની રીત પ્રમાણે.

**ભાવાર્થ** :—' वाजपेयेन इष्ट्वा बृहस्पतिसवेन यजेत ' इति श्रुते बृहस्पतिसवे ' गायत्रमेतदहर्भवति ' વાજપેય યાગ કર્યા પછી બૃહસ્પતિ સવનામ યાગ કરવો. અહીં એમ શ્રવણ થયેલું છે કે, આ અહન્ ગાયત્ર છે. એટલેઆમાં ગાયત્રી મંત્રનો ઉપયોગ કરવો. હવે એ બૃહસ્પતિ સત્ર વિકૃતિયાગ હોવાથી તેમાં પ્રકૃતિ યાગમાંથી અતિદેશ શાસ્ત્રથી પ્રાપ્ત થતા ' ત્રિષ્ટુપ્ અને અનુષ્ટુપ, આદિછંદ વાળી ઋચાઓમાંથી અક્ષરોનો લોપ કરી તેને ગાયત્રી છંદ બનાવવો કે દાશતયા = ઋગ્વેદમાંથી ગાયત્રી છંદનો આગમ કરી ઉક્ત યાગને સંપન્ન કરવો ? આ સંશયમાં પૂર્વપક્ષવાદીનું એવું કહેવું છે કે પ્રકૃતિગત શ્રૂયમાણ ત્રિષ્ટુપ્ અને જગતી આદિ છદમાંથી અક્ષરોનો લોપ કરી તેને ગાયત્રી છંદનું રૂપ આપવું. ત્રિષ્ટુપ છંદમાં ૪૪ અક્ષરો હોય છે. તો તેમાંથી ૨૦ અક્ષરોનો લોપ કરી તને ૨૪ અક્ષરોનો ગાયત્રી છંદ બનાવવો. ઋગ્વેદમાંથી કોઇ નવી ગાયત્રીઓ લાવવાની જરૂર નથી. જેમ પૂર્વાધિકરણમાં શતાગ્નિષ્ટોમમાં દ્વાદશાહક અહનોમાં ઉક્થ્યનો લોપ કરવામાં આવ્યો છે તેમ આ ઠેકાણે પણ અધિક અક્ષરવાળા છદોમાંથી વધારાના અક્ષરોનો લોપ કરી તેને ગાયત્રી છંદ બનાવવો અને તેના વડે બૃહસ્પતિ સવને સંપન્ન કરવો. ॥ ૧૨ ॥

**नित्यवच्च पृथक् सतीषु तद्वचनम् ॥ १३ ॥**

**પદાર્થ** :—( च ) અને ( पृथक्सतीषु ) ગાયત્રીની અપેક્ષાએ જુદી ગણાતી ત્રિષ્ટુપ્ જગતી આદિમાં ( नित्यवत् ) નિત્ય સંખ્યા વાચક ( तद्वचनम् ) ગાયત્રી વચન છે.

**ભાવાર્થ** :—આ સૂત્રમાં ગાયત્રી શબ્દ ચોવીસ સંખ્યાનો વાચક છે તે સિદ્ધ કરવામાં આવે છે. ' જગતી ' છન્દ અડતાળીસ અક્ષરોનો છે. ये हि द्वे गायत्र्यौ सैका जगती । એ

ગાયત્રી મળીને એક 'જગતી' છન્દ થાય છે, હવે જો ગાયત્રી શબ્દ ચોવીસ સંખ્યાનોજ વાચક ન હોય તો ઉપર કહેલું વચન કેવી રીતે સંગત થાય ? કંઇ બે ગાયત્રી છંદવાળી ઋચા મળીને એક જગતી બનતી નથી. આ કારણને લીધે 'ગાયત્રી' શબ્દ શુદ્ધ ચોવીસ સંખ્ય નો જ વાચક છે. આવું પૂર્વ પક્ષવાદીનું મન્તવ્ય છે. ॥ ૧૩ ॥

न विंशतौ दशेति चेत् ॥ १४ ॥

**પદાર્થ** :—( विंशतौ ) વીશ સંખ્યામાં ( दश ) જેમ દશ સંખ્યા સમાયેલી હોય છે તેમ જગતીમાં ગાયત્રી પણ સમાયેલી હોય છે ( इति चेत न ) જો એમ માનવામાં આવે તો એનો ઉત્તર આગળના સૂત્રમા છે.

**ભાવાર્થ** :—વીશ સંખ્યામાં જેમ દશ સંખ્યા સમાયેલી છે તેમ જગતીમાં ગાયત્રી પણ આવી જ જાય છે માટે જ્યાં ગાયત્રીથી કર્મ કરવાનું કહ્યું હોય અને તે ઠેકાણે જો છન્દ પ્રાપ્ત થયેલો હોય તો જગતીમાંથી અક્ષરોનો લોપ કરી તેને ગાયત્રીનું રૂપ આપવાની જરૂર નથી કારણ કે તેમાં ગાયત્રી પણ આવી જ ગઇ. જો આમ કહેવામાં આવે તો. આનો ઉત્તર આગળના સૂત્રમાં છે. ॥ ૧૪ ॥

ऐकसंख्यमेव स्यात् ॥ १५ ॥

**પદાર્થ** :—( एकसंख्यम् ) એક જ સંખ્યા ( एव स्यात् ) નિશ્ચય થાય.

**ભાવાર્થ** :- જો એમ માનવામાં આવે તો પરાર્ધ જ એક માનવી જોઇએ બીજી બધી સંખ્યાનો સમાવેશ તેમાં થઇ જ જાય છે. તો પછી જુદી જુદી સંખ્યા શામાટે માનવી જોઇએ. ॥ ૧૫ ॥

સિદ્ધાંત સૂત્ર गुणाद्वा द्रव्यशब्दः स्यादसर्वविषयत्वात् ॥ १६ ॥

**પદાર્થ** :—( वा ) અથવા ( गुणात् ) ગુણ હોવાથી ( द्रव्यशब्दः ) ચતુર્વિંશતિ અક્ષર યુક્ત દ્રવ્યનો વાચક ( स्यात् ) ગાયત્રી શબ્દ છે. ( असर्वविषयत्वात् ) સર્વવિષયક ન હોવાથી.

**ભાવાર્થ** :—ગાયત્રી શબ્દ ચોવીસ સંખ્યાનો વાચક નથી પણ ચોવીસ અક્ષરવાળાં દ્રવ્યનો ( ઋચાનો ) વાચક છે. જો કેવળ સંખ્યા વાચક હોત તો વીસ ઘડાઓ ઇત્યાદિમાં પણ પ્રયોગ થાત. કોઇએ પૂછ્યું કે કેટલી ગાયો છે ? તો શું 'ગાયત્રી ગાયો છે' એમ કહેવાથી ચોવીસ ગાયો છે એમ સમજી શકાશે નહીં જ, માટે ગાયત્રી શબ્દ ચોવીસ અક્ષરવાળી ઋચાનો જ વાચક છે કેવળ સંખ્યાનો નહિ. ॥ ૧૬ ॥

गोत्ववच्च समन्वयः ॥ १७ ॥

**પદાર્થ** :—( च ) અને ( गोत्ववत् ) ગોશબ્દ ગોત્વવાચક છે છતાં ગમન ગોશબ્દની પ્રવૃત્તિ નિમિત્ત પડે છે માટે તેની માફક ( समन्वयः ) સમન્વય કરવો જોઇએ.

**ભાવાર્થ** :—જેમ ગોશબ્દ ગમનનિમિત્તક સામાન્ય દ્રવ્યનો વાચક હોવા છતાં સાસ્નાદિવાળા પશુ દ્રવ્ય જે ગાય અથવા બળદ છે તેનો જ વાચક બને છે. જેમાં જેમાં ગમન

હોય છે તેનો તેનો વાચક બનતો નથી. પુરુષમાં પણ ગમન છે છતાં તેમાં ગોશબ્દનો પ્રયોગ થતો નથી, માટે જેમ ગોશબ્દ ગાયમાં જ પ્રવૃત્ત થાય છે તેમ ગાયત્રી શબ્દ ચોવીસ અક્ષરવાળા ઋગ્મંત્રમાં જ પ્રવૃત્ત થાય છે. ॥ ૧૭ ॥

संख्यायाश्च शब्दवत्त्वात् ॥ १८ ॥

પદાર્થ :—( च ) અને ( संख्यायाः ) ચોવીસ સંખ્યાનો વાચક ચતુર્વિંશતિ શબ્દ છે ( शब्दवत्वात् ) માટે ઉક્ત સંખ્યા શબ્દવાળી છે.

ભાવાર્થ :—ચોવીસ સંખ્યાનો વાચક ચતુર્વિંશતિ શબ્દ છે તો પછી એજ સંખ્યાના કથન કરવા માટે ગાયત્રી શબ્દની જરૂર નથી. સંજ્ઞા વ્યવહાર સિદ્ધિને માટે છે. જો એક શબ્દથી વ્યવહાર સિદ્ધિ થઇ ગઈ તો પછી તેને માટે બીજા શબ્દની જરૂર નથી. ॥ ૧૮ ॥

इतरस्याश्रुतत्वाच्च ॥ १९ ॥

પદાર્થ :—( च ) અને ( इतरस्य ) ઋગ્ રૂપ દ્રવ્યને માટે ( अश्रुतत्वात् ) શબ્દ ન હોવાથી.

ભાવાર્થ :—ઋગ્વેદના મંત્રો માટે તેની સંખ્યાની ગણતરીએ ગાયત્રી આદિ છંદો સિવાય બીજો કોઇ શબ્દ નથી માટે ગાયત્રી નામ ઋચાઓનું જ છે અને તેને લીધે જ તે શબ્દોની સાર્થકતા છે. ॥ ૧૯ ॥

द्रव्यान्तरेऽनिवेशादुक्थ्यलोपे विशिष्टं स्यात् ॥ २० ॥

પદાર્થ :—( द्रव्यान्तरे ) બીજા દ્રવ્યમાં ( अनिवेशात् ) નિવેશ ન હોવાથી ( उक्थ्यलोपे ) ઉકથ્યનો લોપ કરી ( विशिष्टं स्यात् ) વિશિષ્ટ અગ્નિષ્ટોમ નામ બને છે.

ભાવાર્થ :—અગ્નિષ્ટોમ શબ્દ કોઇ બીજા દ્રવ્યનો વાચક નથી. જેમ ગાયત્રી શબ્દ ઋગ્દ્રવ્યનો વાચક છે તેમ અગ્નિષ્ટોમ શબ્દ પણ કેવળ અગ્નિષ્ટોમાન્તતાને જ કહે છે. ઉકથ્યનો લોપ કર્યા વગર દ્વાદશાહિકના અહનોની અગ્નિષ્ટોમતા થતી નથી. માટે ઉકથ્યનો લોપ જરૂર કરવો જોઇએ અગ્નિષ્ટોમ સામથી ક્રતુની સમાપ્તિ કરવાથી જ ' અગ્નિષ્ટોમ ' એવું વિશિષ્ટ નામ બને છે. ॥ ૨૦ ॥

अशास्त्रलक्षणत्वाच्च ॥ २१ ॥

પદાર્થ :—( च ) અને ( अशास्त्रलक्षणत्वात् ) ઉકથ્યમાં શાસ્ત્રનું લક્ષણ ન હોવાથી.

ભાવાર્થ :—જેમ ' शतामिष्टोमः ' અહીં અગ્નિષ્ટોમાન્તત્વ પ્રત્યક્ષશાસ્ત્ર ગમ્ય છે તેમ ઉકથ્ય પ્રત્યક્ષશાસ્ત્ર ગમ્ય નથી એ તો આનુમાનિક છે માટે તેનો બાધ થવો યોગ્ય છે. ગાયત્રી પણ શાસ્ત્રીય લક્ષણવાળી છે માટે આનુમાનિક ત્રિષ્ટુપ્ જગતી આદિથી તેનો બાધ થઇ શકે નહિ. ॥ ૨૧ ॥

उत्पत्तिनामधेयत्वाद्भक्त्या पृथक्सतीषु ॥ २२ ॥

પદાર્થ :—( उत्पत्तिनामधेयत्वात् ) ऋचः गायत्री ઋચાનું નામ ગાયત્રી છે અને એ સ્વભાવ સિદ્ધ છે. ( भक्त्या ) ગૌણુ વૃત્તિથી ( पृथक्सतीषु ) જગતી આદિમાં ગાયત્રી શબ્દનો પ્રયોગ થયો છે.

ભાવાર્થ :—( द्वे गायत्र्यौ एका जगति ) આ ઠેકાણે જગતીના ચોવીસ ચોવીસ અક્ષરો માટે જે ગાયત્રી શબ્દનો પ્રયોગ થયો છે તે ગૌણુ વૃત્તિને લઇને થયો છે. ગાયત્રી શબ્દનો મુખ્ય વૃત્તિથી પ્રયોગ તો ચોવીસ અક્ષરની જે એક ઋચા હોય તેમાં જ છે. માટે જગતી છંદના અવયવમાં ગાયત્રી શબ્દ મુખ્ય નથી. ॥ ૨૨ ॥

वचनमिति चेव ॥ २३ ॥

પદાર્થ :—( वचनम् ) વિધાન છે ( इति चेत् ) જો એમ કહેવામાં આવે તો.

ભાવાર્થ :—લક્ષણાવૃત્તિ તો અનુવાદ કરવો હોય ત્યાં ઉપયોગી છે વિધાનમાં તો અભિધા વૃત્તિથી જ પ્રયોગ થવો જોઇએ. ' द्वाभ्यां गायत्रीभ्यां वैश्यस्य क्रियते जगत्यैवं कृतं भवति ' બે ગાયત્રીઓથી વૈશ્યને કાર્ય કરાય છે. એક જગતીથી જો કાર્ય કરાવવામાં આવે તોપણુ બે ગાયત્રીથી કાર્ય કરાવ્યુ એ પણુ સત્ય છે. કારણુ કે બે ગાયત્રીના અક્ષરો અડતાળીસ થાય અને એક જગતીના પણુ અડતાળીસ અક્ષરો થાય છે. આ વિધાન છે તેમાં ગૌણુવૃત્તિ અર્થાત્ લક્ષણુાવૃત્તિથી પ્રયોગ ન થવો જોઇએ. ॥ ૨૩ ॥

यावदुक्तम् ॥ २४ ॥

પદાર્થ :—( यावदुक्तम् ) બધી વૃત્તિઓથી પ્રયોગ થઇ શકે છે.

ભાવાર્થ :—વિધાન પણુ અભિધા અને લક્ષણાવૃત્તિથી શબ્દ પ્રયોગ વેદમાં હોય છે. અત એવ ' पृष्ठेरुपतिष्ठते ' આ ઠેકાણે પૃષ્ઠ શબ્દ ગૌણુવૃત્તિથી પ્રયોજાયેલો છે. ॥ ૨૪ ॥

अपूर्वे च विकल्पः स्याद् यदि संख्याभिधानम् ॥ २५ ॥

પદાર્થ :—( च ) અને ( अपूर्वे ) પ્રકૃતિભૂત દર્શપૂર્ણુમાસમાં ગાયત્રીનો ( विकल्पः स्यात् ) વિકલ્પ માનવો પડે ( यदि संख्याभिधानम् ) જો ગાયત્રીનો અર્થ ચોવીસ સંખ્યા માનવામાં આવે તો.

ભાવાર્થ :—પ્રકૃતિભૂત દર્શપૂર્ણુમાસમાં શ્રવણુ થાય છે કે ' जगत्या परिदध्यात् ' જગતીથી પરિધાન કરવું. એમ કહી गायत्र्या परि दध्यात् ગાયત્રીથી પરિધાન કરવું એમ પણુ કહ્યું છે. હવે આ ઠેકાણે જગતીના ૨૪ અક્ષરોથી પરિધાન કરવામાં આવે તો પણુ ગાયત્રીથી જ કર્મ થયું કહેવાય. જો ગાયત્રી માત્ર ચોવીસ સંખ્યાનું નામ હોય તો અને એમ કરવા જતાં ' आजुहोता दुवस्यताग्निं प्रयत्यध्वरे । वृणीध्वं हव्यवाहनम् ' ૫·૨૮-૬ ઋગ્વેદ. આ ગાયત્રીનો વિકલ્પ થશે. એટલે જગતીના ચોવીસ અક્ષરોથી કોઇ વખત પરિધાન અને કોઇ વખત ઉક્ત ગાયત્રીથી પણુ થાય. એટલે પક્ષમાં ઋગ્ ગાયત્રીનો બાધ થાય. આ બાધ થવો યોગ્ય નથી.

આ કારણથી પણ ગાયત્રી શબ્દ ચોવીસ સંખ્યાનો વાચક નથી પણ ચોવીસ અક્ષરવાળા ઋગ્મંત્રનો વાચક છે. ॥ ૨૫ ॥

ऋग्गुणत्वान्नेति चेत् ॥ २६ ॥

પદાર્થ :—( ऋग्गुणत्वात् ) ઋચાઓનો જ ગુણ હોવાથી ( न इति चेत् ) એમ થઈ શકે નહિ.

ભાવાર્થ :—ગાયત્રીત્વ એ તો ઋચાવિશેષનો જ ગુણ છે. માટે જગતીના એક દેશમાં ઋક્ત્વ ધર્મ નથી. જો જગતીના એક દેશથી પરિધાન કરવામાં આવે તો પરિધાન એ ઋક્નો ધર્મ છે એ કથન મિથ્યા થઇ જાય. માટે ' आजुहोता दुवस्यत ' ઇત્યાદિ ગાયત્રીથી જ પરિધાન કરવું. ગાયત્રીનો એ કર્મમાં વિકલ્પ નથી. ॥ ૨૬ ॥

तथा पूर्ववति स्यात् ॥ २७ ॥

પદાર્થ :—( तथा ) તે પ્રમાણે ( पूर्ववति स्यात् ) બૃહસ્પતિ સવમાં પણ છે.

ભાવાર્થ :—વિકૃતિભૂત બૃહસ્પતિ સવમાં પણ ગાન વિહિત છે અને તે પણ ઋક્નો જ ધર્મ છે. જ્યોતિષ્ટોમમાં ગાન ઋચાઓમાં જ ગાવાનું હોય છે માટે અતિદેશ શાસ્ત્રથી ગાયત્રી છંદોમાં જ ગાન કરવું જોઇએ અને તો જ અતિદેશ શાસ્ત્રનું કથન સફળ થાય છે. ॥ ૨૭ ॥

गुणावेशश्च ॥ २८ ॥

પદાર્થ :—( च ) અને ( गुणावेशः ) ચોવીસ સંખ્યાનો સમાવેશ બધે થવો જોઇએ.

ભાવાર્થ :—જો કેવળ ચોવીસ સંખ્યાનો વાચક ગાયત્રી શબ્દ હોય ગ્રહ ને ચમસ આદિમાં પણ તેનો પ્રયોગ થવો જોઇએ જો ચોવીસ ગ્રહો કહેવાના હોય ત્યાં ગાયત્રી ગ્રહા એમ પણ કહેલું હોવું જોઇએ, પણ એવી રીતે પ્રયોગ નથી માટે શુદ્ધ ચોવીસ સંખ્યાનો વાચક ગાયત્રી શબ્દ નથી. ॥ ૨૮ ॥

निष्पन्नग्रहणादिति चेत् ॥ २९ ॥

પદાર્થ :—( निष्पन्नग्रहात ) રૂઢિ રૂપ અર્થનું ગ્રહણ હોવાથી. ( इति चेत् ) જો એમ માનવામાં આવે તો.

ભાવાર્થ :—ગ્રહાદિની ગણત્રીમાં તો જે શબ્દ ચોવીસ સંખ્યામાં રૂઢ હોય તે જ શબ્દ ગ્રહોની ચોવીસ સંખ્યામાં પ્રયુક્ત થવો જોઇએ. જો એમ માનવામાં આવે તો. ઉત્તર આગળના સૂત્રમાં છે.

तथेहापि स्यात् ॥ ३० ॥

પદાર્થ :—( तथा इह अपि स्यात् ) તે પ્રમાણે અહીં પણ માનવું જોઇએ.

ભાવાર્થ :—ઋક્ સિવાય બીજે ઠેકાણે ગાયત્રી શબ્દનો વ્યવહાર નથી માટે ચોવીસ અક્ષરોની સંખ્યાવાળા ઋક્‌ના મંત્રને જ ગાયત્રી તરીકે સમજવી બીજા કોઇપણ પદાર્થનું નામ ગાયત્રી નથી. ॥ ૩૦ ॥

**यदि वाऽविशये नियमः प्रकृत्युपबन्धाच्छरेष्वपि प्रसिद्धः स्यात् ॥ ३१ ॥**

પદાર્થ :—( वा ) અથવા ( अविशये ) ગાયત્રી શબ્દના સંખ્યાવિશિષ્ટ ઋગર્થત્વમાં સંશય ન હોવા છતાં પણ ( प्रकृत्युपबन्धात् ) અતિદેશ શાસ્ત્રના અનુગ્રહને લીધે ( नियमः ) અગાયત્રીમાં પણ ગાયત્રી શબ્દની કલ્પના કરવી. ( यदि ) જો એમ હોય તો ( शरेषु अपि प्रसिद्धः स्यात् ) કુશમાં પણ શર શબ્દની કલ્પના કરવી જોઇએ.

ભાવાર્થ :—અતિદેશ શાસ્ત્રને લીધે જો અગાયત્રીમાં પણ ગાયત્રી શબ્દની કલ્પના કરવામાં આવે તો शरमयं बर्हिर्भवति આ ઠેકાણે કુશ પણ શરશબ્દ વાચ્ય છે એવી કલ્પના કરવી જોઇએ, ' प्रकृत्युपबन्धात् अगायत्र्यां गायत्री शब्दः कल्प्यते ' આ પ્રમાણે શાબર ભાષ્યમાં પાઠ છે. અથવા કુશમાં શરશબ્દનો પ્રયોગ ન હોવામાં કોઇ વિશેષ હેતુ કહેવો જોઇએ. ॥ ૩૧ ॥

**दृष्टः प्रयोग इति चेत् ॥ ३२ ॥**

પદાર્થ :—( दृष्टः ) જોવામાં આવ્યો છે. ( प्रयोगः ) પ્રયોગ ( इति चेत् ) જો એમ કહેવામાં આવે તો.

ભાવાર્થ :—અક્ષરગત ચોવીસ સંખ્યામાં ગાયત્રી શબ્દનો પ્રયોગ જોવામાં આવ્યો છે અને બે ગાયત્રા અર્થાત્ બે ચોવીસ અક્ષરો મળી એક ' જગતી ' છંદ બને છે તેથી એવું અનુમાન કાઢી શકાય છે કે અગાયત્રી છંદમાં પણ ગાયત્રી શબ્દનો પ્રયોગ થાય છે. અને શરમાં ' કુશ ' શબ્દનો વ્યવહાર નથી એવી શંકા કરવામાં આવે તો. ઉત્તર આગળના સૂત્રમાં છે. ॥ ૩૨ ॥

**तथा शरेष्वपि ॥ ३३ ॥**

પદાર્થ :—( तथा ) તે પ્રમાણે ( शरेषु अपि ) શરમાં પણ.

ભાવાર્થ :—શર શબ્દનો પણ ' કુશ ' અર્થમાં પ્રયોગ જોવામાં આવે છે જેમ કે ' शरवणेदं कुशवनम् ' શરવણ જ આ કુશવન છે. ॥ ૩૩ ॥

**भक्त्येति चेत् ॥ ३४ ॥**

પદાર્થ :—( भक्त्या ) લક્ષણા વૃત્તિથી પ્રયોગ કરવામાં આવ્યો છે ( इति चेत् ) જો એમ કહેવામાં આવે તો.

ભાવાર્થ :—શરવણમાં જે ' કુશવન ' એવો શબ્દ પ્રયોગ કરવામાં આવ્યો છે એ તો ગૌણવૃત્તિથી છે અર્થાત્ લક્ષણા વૃત્તિથી છે જો એમ કહેવામાં આવે તો. ઉત્તર આગળના સૂત્રમાં છે. ॥ ૩૪ ॥

तथेतरस्मिन् ॥ ३५ ॥

પદાર્થ :—( तथा ) તે પ્રમાણે ( इतरस्मिन् ) બીજે ઠેકાણે પણ.

ભાવાર્થ :—જો ' શરવણ ' માં ' કુશવન ' શબ્દ ગૌણવૃત્તિથી માનવામાં આવે તો ' द्वे गायत्र्यौ सैका जगती ' આ ઠેકાણે પણ ' ગાયત્રી ' શબ્દનો ગૌણ અર્થમાં પ્રયોગ સ્વીકારશે. માટે ઋચાઓમાં જ ગાયત્રી શબ્દનો મુખ્ય અર્થ છે, સંખ્યાના અર્થમાં નહિ. માટે જગતી છંદમાં અક્ષરલોપ કરવો નહિ. ॥ ૩૫ ॥

अर्थस्य चासमाप्तत्वान्न तासामेकदेशे स्यात् ॥ ३६ ॥

પદાર્થ :—( च ) અને ( अर्थस्य असमाप्तत्वात् ) અર્થ સંપૂર્ણ ન થતો હોવાથી ( तासाम् ) પ્રકૃતિગત જગતી આદિ ઋચાઓના ( एकदेशे ) એક ભાગમાં ( न स्यात् ) ગાયત્રી શબ્દનો પ્રયોગ થતો નથી.

ભાવાર્થ :—त्रिष्टुप् અને जगती આદિ છન્દમાં અક્ષર લોપ કરી ગાયત્રી કરવા જતાં શબ્દોનો અર્થ અધુરો રહી જશે. લોપાયેલા શબ્દ સાથે બીજા વિદ્યમાન શબ્દનો સંબંધ રહી જવાથી અર્થ સમજી શકાશે નહિ. આ રીતે લોપ કરવા જતાં શાબ્દબોધ થઈ શકશે નહિ, માટે પ્રાકૃત ઋચાઓના એક દેશમાં ગાન-આદિ થઈ શકશે નહિ. આ કારણથી ચોવીસ અક્ષરવાળી ઋગ્વેદની સ્વતંત્ર બીજી જ ગાયત્રી ઋચાઓનું ગ્રહણ કરવું જોઈએ. અક્ષરલોપ કરવાથી મંત્ર નિરર્થક થઇ જાય. અર્થના અભિધાનને માટે તો મંત્રનો પ્રયોગ હોય છે. મંત્રપ્રયોગને નિરર્થક માનવો એ યોગ્ય નથી, તેથી ' त्रिष्टुप् ' ' जगती ' આદિના એક દેશમાં ગાયત્રી શબ્દ ન માનવો. ॥ ૩૬ ॥

॥ इति मीमांसागुर्जरभाषाभाष्येऽष्टमाध्यायस्य तृतीयः पादः ॥



अथाष्टमाध्यायस्य चतुर्थः पादः ॥

' દર્વિહોમ ' એ કર્મનું નામ છે, એ અધિકરણનાં સૂત્રો.

સિદ્ધાંત સૂત્ર दर्विहोमो यज्ञाभिधानं होमसंयोगात् ॥ १ ॥

પદાર્થ :—( दर्विहोमः ) દર્વિહોમ ( यज्ञाभिधानम् ) યજ્ઞનું નામ છે ( होमसंयोगात् ) હોમનો સંબંધ હોવાથી.

ભાવાર્થ :—' यदेकया जुहुयात् दर्विहोमं कुर्यात् ' । આ ઠેકાણે હોમ શબ્દ સાથે દર્વિનો અભેદ સંબંધ બતાવ્યો છે તેથી દર્વિ હોમ શબ્દ યજ્ઞનું નામ છે. ' दर्विहोम ' કોઈ ગુણ તરીકે નથી. ॥ ૧ ॥

'દર્વિહોમ શબ્દ લૌકિક અને વૈદિક બન્ને કર્મનું નામ છે'
એ અધિકરણને સમજાવે છે.

પૂર્વપક્ષ સૂત્ર स लौकिकानां स्यात् कर्तुस्तदाख्यत्वात् ॥ २ ॥

પદાર્થ :—( सः ) નામરૂપ તે સંકેત ( लौकिकानां स्यात् ) સ્થાલીપાક આદિ લૌકિક કર્મનો છે ( कर्तुः तदाख्यत्वात् ) લૌકિક કર્મના કર્તાનું તેની સાથે સ્મરણ હોવાથી.

ભાવાર્થ :—'દર્વિહોમ' આ નામ લૌકિક કર્મનું છે કારણ કે લૌકિક કર્મના કર્તાનું નામ તેની સાથે જોડાયું છે જેમ કેઃ—शिनीनां दार्विहोमिको ब्राह्मणः । अम्बष्ठानां दार्विहोमिको ब्राह्मणः । જે માણસ જે કર્મ કરે છે તે કર્મથી તે કર્તાનું નામ પડે છે. જેમ કે લવન કરે તે લાવક અને પવન કરે તે પાવક. ઉક્ત વાક્યમાં લૌકિક-કર્મના કર્તા તરીકે દાર્વિહોમિક બ્રાહ્મણનો નિર્દેશ છે માટે દાર્વિહોમ લૌકિક કર્મનું નામ છે. ॥ ૨ ॥

સિદ્ધાંત સૂત્ર. सर्वेषां वा दर्शनाद् वास्तुहोमे ॥ ३ ॥

પદાર્થ :—( वा ) અથવા ( सर्वेषाम् ) લૌકિક અને વૈદિક કર્મનું એ નામ છે ( वास्तुहोमे दर्शनात् ) વાસ્તુહોમમાં એવી રીતે જોવામાં આવે છે

ભાવાર્થ :—'દર્વિહોમ' લૌકિક અને વૈદિક બન્ને કર્મનું નામ છે. यदेकया जुहुयाद् दर्विहोमं कुर्यात् આ પ્રમાણે પ્રયોગ જોવામાં આવે છે. पुरोवाक्यामनूच्य याज्यया जुहोति सदेवतत्वाय આ વાક્યમાં 'યાજ્યા'થી હોમ કરવાનું જણાવ્યું છે તેથી દર્વિહોમ વૈદિક કર્મ પણ છે એમ સિદ્ધ થાય છે. ॥ ૩ ॥

'દર્વિહોમ શબ્દ હોમનું જ નામ છે' એ અધિકરણનાં સૂત્રો.

સિદ્ધાંત સૂત્ર. जुहोतिचोदनानां वा तत्संयोगात् ॥ ४ ॥

પદાર્થ :—( वा ) સિદ્ધાંતને સૂચવે છે ( जुहोतिचोदनानाम् ) जुहोति શબ્દથી વિધાન થયેલું હોવાથી 'जुहोति' વિધાનનું જ નામ છે 'यजति'નું નામધેય નથી અર્થાત્ યાગનું નામ નથી. ( तत्संयोगात् ) 'હોમ' શબ્દનો સંબંધ હોવાથી.

ભાવાર્થ :—'होम' શબ્દનો સંબંધ હોવાથી 'દર્વિહોમ' હોમનું જ નામ છે યાગનું નહિ. હોમ અને યાગ બન્ને શબ્દના અર્થમાં ભેદ હોય છે प्रक्षेपाङ्गकोद्देशत्यागरूपक्रियाद्वय-वृत्तिजातेः यागत्वात् उद्देश, त्याग, प्रक्षेपात्मकक्रियात्रयवृत्तिजातेः होमत्वाच्च । પ્રક્ષેપાંગક ઉદ્દેશ અને ત્યાગ આ ક્રિયાનું નામ યાગ છે ઉદ્દેશ, ત્યાગ અને પ્રક્ષેપ આ ત્રણ ક્રિયાનું નામ હોમ છે આમ પણ કેટલાક વિદ્વાનો કહે છે. ॥ ૪ ॥

'દર્વિહોમ' શબ્દનું ગુણવિધિત્વ નિરાકરણ અધિકરણ.

પૂર્વપક્ષ સૂત્ર. द्रव्योपदेशाद् वा गुणाभिधानं स्यात् ॥ ५ ॥

પદાર્થ :—( वा ) પૂર્વપક્ષને સૂચવે છે. ( द्रव्योपदेशात् ) દર્વિપદથી દ્રવ્યનો ઉપદેશ થતો હોવાથી ( गुणाभिधानं स्यात् ) ગુણનું વિધાન થાય છે.

ભાવાર્થ :—दर्व्या होमः दर्विहोमः આવી રીતે તૃતીયા તત્પુરુષ સમાસથી શબ્દની સિદ્ધિ થાય છે માટે દર્વિરૂપ દ્રવ્યથી હોમ કરવો એટલે દર્વિહોમ શબ્દ ગુણવિધિને સૂચવે છે. ॥ ૫ ॥

સિદ્ધાંત સૂત્ર. न लौकिकानामाचारग्रहणत्वाच्छब्दवतां चान्यार्थविधानात् ॥ ૬ ॥

પદાર્થ :—( न ) નહિ ( लौकिकानाम् आचारग्रहणत्वात् ) લૌકિક હોમમાં આચારથી જ દર્વિ ગૃહીત થાય છે માટે તેનું વિધાન કરવાનું રહેતું નથી. ( शब्दवताम् च अन्यार्थविधानात् ) શ્રૌતહોમને માટે તો અન્ય પાત્રો આમ્નાત હોય છે.

ભાવાર્થ :—સ્માર્તહોમમાં તો આચારથી દર્વિ ગૃહીત થાય છે જેમકે त्वग्बिलया मूलदण्डया दर्व्या जुहोति । પણ શ્રૌત હોમમાં તો બીજાં જ પાત્રોનું આમ્નાન છે જેમકે स्रुवेण जुहोति અહીં સ્રુવનું આમ્નાત છે. કોઈ ઠેકાણે ચમસનું પણ આમ્નાત હોય છે. આમ્નાત પાત્ર સાથે દર્વિનો વિકલ્પ કરવો એ અન્યાય્ય છે. માટે ગુણનું વિધાન નથી. ॥ ૬ ॥

दर्शनाच्चान्यपात्रस्य ॥ ૭ ॥

પદાર્થ :—( च ) અને ( अन्यपात्रस्य ) બીજા પાત્રનું ( दर्शनात् ) દર્શન થતું હોવાથી.

ભાવાર્થ :—દર્વિહોમમાં અન્યપાત્ર જોવામાં આવે છે. જેમકે भूतेभ्यस्त्वा એમ કહીને અપૂર્વ સ્રુવનું ગ્રહણ કરે છે માટે ગુણવિધિ નથી. ॥ ૭ ॥

तथाग्निहविषोः ॥ ૮ ॥

પદાર્થ :—( तथा ) તે પ્રમાણે ( अग्निहविषोः ) અગ્નિ અને હવિષ્‌ને સ્થાને દર્વિ રહેશે એમ કહેવું પણ ઠીક નથી.

ભાવાર્થ :—दर्वौ होमः અથવા दर्वेहोमः આમ સપ્તમી કે ષષ્ઠી તત્પુરુષ સમાસનો સ્વીકાર કરી અગ્નિ અથવા હવિષ્‌ના કાર્યને કરનાર દાર્વ છે એમ કહી ગુણ વિધાન માનવું એ પણ ઠીક નથી. આધાર તરીકે આહવનીય અગ્નિનું વિધાન છે જેમકે यदाहवनीये जुहोति અને પ્રદેય તરીકે પુરોડાશનું વિધાન છે માટે હવિષ્ અને અગ્નિના કાર્યમાં દર્વિનો નિવેશ થઇ શકે નહિ. તેથી ગુણવિધિ માની શકાય નહિ. ॥ ૮ ॥

उक्तश्चार्थसम्बन्धः ॥ ९ ॥

પદાર્થ :—( उक्तः च ) અને કહેવામાં આવ્યો છે ( अर्थसम्बन्धः ) અર્થનો સંબંધ.

ભાવાર્થ:—અગ્નિ જે કાર્ય કરી શકે છે તે કાર્ય બીજું દ્રવ્ય કદી પણ કરી શકે નહિ. દહન પાચન અને પ્રકાશન એ અગ્નિનું કામ છે તે કર્મ દર્વિ કદિપણ કરી શકે નહિ આ

કારણથી પણ ' દર્વિહોમ ' શબ્દથી ગુણવિધિની પ્રતીતિ થતી નથી. પણ એ શબ્દ ઉપર કહેવા પ્રમાણે હોમના જ વાચક છે. ॥ ૯ ॥

' દર્વિ હોમોનું અપૂર્વત્વાધિકરણ '

પૂર્વપક્ષ સૂત્ર. तस्मिन् सोमः प्रवर्तेताव्यक्तत्वात् ॥ १० ॥

પદાર્થ :— ( तस्मिन् ) તે દર્વિહોમમાં ( सोमः प्रवर्तेत ) સોમના ધર્મોની પ્રવૃત્તિ છે. ( अव्यक्तत्वात् ) અવ્યક્તત્વ રૂપ સમાનતાને લીધે.

ભાવાર્થ :—દર્વિહોમમા સોમનો વિધ્યન્ત કરવો જોઇએ અર્થાત્ સોમયાગના જે ધર્મો છે તે ધર્મોનું અનુષ્ઠાન દર્વિહોમમાં પણ કરવું. કારણ કે સોમયાગમાં વ્યક્ત વિધિ નથી અને આમાં પણ વ્યક્ત વિધિ નથી. અવ્યક્ત એટલે પોતાના અંગ તરીકે દેવતાનું વિધાન ન હોવું તે. સોમયાગના અંગ તરીકે દેવતાનું વિધાન નથી માટે સોમ યાગ અવ્યક્ત છે. અહીં પણ ' मित्रे जुहोति ' માં દેવતાનું અંગ તરીકે વિધાન નથી. આ સામાન્યને લઇને દર્વિહોમમાં સોમ ધર્મો લાવવા જોઈએ. ॥ ૧૦ ॥

સિદ્ધાંત સૂત્ર. न वा स्वाहाकारेण संयोगाद् वषट्कारस्य च निर्देशात् तन्त्रे तेन विप्रतिषेधात् ॥ ११ ॥

પદાર્થ:—( वा ) પૂર્વપક્ષની નિવૃત્તિ સૂચવે છે. ( न ) અહીં સૌમિક વિધ્યન્ત ન કરવો જોઇએ. ( स्वाहाकारेण संयोगात् ) દર્વિહોમમાં સ્વાહાકાર સાથે સંયોગ છે અને ( तन्त्रे ) સોમાદિતન્ત્રમાં ( वषट्कारस्य च निर्देशात् ) વષટ્કારનો નિર્દેશ હોવાથી. ( तेन ) તેની સાથે ( विप्रतिषेधात् ) વિરોધ હોવાથી.

ભાવાર્થ :-દર્વિહોમ સ્વાહાકારથી સંયુક્ત છે. જેમકે :- पृथिव्यै स्वाहा अन्तरिक्षाय स्वाहा ઇત્યાદિ. અને સોમયાગમાં તો વષટ્કારનો નિર્દેશ છે તેથી સ્વાહાકારનો વષટ્કાર સાથે વિરોધ હોવાથી દર્વિહોમમાં સૌમિક વિધ્યન્ત નથી. જો સૌમિક વિધ્યન્ત હોય તો વષટ્કારનો નિર્દેશ હોવો જોઇએ, તો પછી સ્વાહાકારનું આમ્નાન નિરર્થક થઇ જાય. સ્વાહાકાર અને વષટ્કાર બન્નેનો વિકલ્પ માનવામાં આવે તો પક્ષમાં બન્નેનો બાધ થાય. માટે જો દર્વિહોમને અપૂર્વકર્મ માનવામાં આવે તો આ વિરોધ આવે નહિ, તેથી દર્વિહોમ અપૂર્વ કર્મ છે. ॥ ૧૧ ॥

शब्दान्तरत्वात् ॥ १२ ॥

પદાર્થ :— ( शब्दान्तरत्वात् ) જુદા જુદા શબ્દના પ્રયોગો હોવાથી.

ભાવાર્થ :—' सोमेन यजेत ' આ ઠેકાણે 'સોમ'નું વિધાન ' यजति ' શબ્દથી થયું છે અને ' नारिष्ठान् जुहोति ' આ દર્વિહોમમાં ' जुहोति ' શબ્દથી વિધાન થયું છે. આમ બન્ને વિધાનો સમાન શબ્દથી નથી પણ જુદા જુદા શબ્દોથી છે. વિધાનની સમાનતાથી ધર્મની પ્રાપ્તિ ઇચ્છાય છે. આ કારણથી પણ સૌમિકી ધર્મપ્રાપ્તિ માનવી એ અયોગ્ય છે. ॥ ૧૨ ॥

लिङ्गदर्शनाच्च ॥ १३ ॥

પદાર્થ :—( च ) અને ( लिङ्गदर्शनात् ) લિંગભૂત વાક્યના દર્શનથી પણ જાણી શકાય છે કે દર્વિહોમમાં સોમિક વિધ્યન્ત નથી.

ભાવાર્થ :— सोमघृतेन द्यावापृथिवी आपृणेथाम् ઇત્યાદિમાં औदुम्बर्यां जुहोति અહીં ઔદમ્બરી હોમમાં आमूलादवस्रावयति भूमिगते स्वाहा ભૂમિગતને ઉદ્દેશી સ્વાહા શબ્દનો પ્રયોગ કર્યો છે. જો जुहोति શબ્દથી વિહિત દર્વિહોમમાં સોમિક વિધ્યન્ત હોત તો વષટ્કારનું જ વિધાન કરત भूमिगते स्वाहा એવો પ્રયોગ ન કરત. આથી પણ સમજાય છે કે દર્વિહોમમાં સોમિક વિધ્યન્ત નથી. ॥ ૧૩ ॥

उत्तरार्थस्तु स्वाहाकारो यथा साप्तदश्यं तत्राविप्रतिषिद्धा पुनः प्रवृत्तिर्लिङ्गदर्शनात्पशुवत् ॥ १४ ॥

પદાર્થ :—( तु ) પૂર્વપક્ષ તરફથી આક્ષેપને સૂચવે છે. ( उत्तरार्थः ) પ્રકૃતિભિન્ન માટે ( स्वाहाकारः ) સ્વાહાકાર વિધિ છે. ( यथा ) જેમ ( साप्तदश्यम् ) સાપ્તદશ્ય વાક્ય મિત્રાવિંદાદિ વિકૃતિમાં સંનિવિષ્ટ થાય છે. ( तत्र ) તેમાં ( अविप्रतिषिद्धा ) સોમ ધર્મની પ્રવૃત્તિ પ્રતિષિદ્ધ નથી (पुनः प्रवृत्तिः) ફરીથી પ્રવૃત્તિ થાય છે. ( लिङ्गदर्शनात् ) લિંગ ભૂત વાક્યનાં દર્શનથી ( पशुवत् ) જેમ પશુદૈયક યાગમાં.

ભાવાર્થ :—ઔદમ્બરી હોમમાં સ્વાહાકાર વિધિ પ્રકૃતિભિન્ન વિકૃતિને માટે છે. જેમ અનારભ્ય પઠિત ' सप्तदशानुब्रूयात् ' આ વાક્ય દર્શપૂર્ણમાસ રૂપ પ્રકૃતિગામી થાય છે. પણ ત્યાં શ્રૂયમાણ પાંચદશ્ય છે અને તે પ્રકરણ પઠિત છે, માટે બલવત્ પાંચદશ્યથી નિવારિત થયેલું ઉક્ત સાપ્તદશ્ય વાક્ય વિકૃતિભૂત ' सप्तदश सामेधिनी रन्वाह ' શ્રૂયમાણસાપ્તદશ્યવાળા પશુમિત્રવિન્દાદિવિકૃતિમાં સંનિવેશ પામે છે તે જ પ્રમાણે स्वाहाकारेण वषट्कारेण वा देवेभ्यो हविर्दीयते એ વાક્યમાં સ્વાહાકારથી દાનવિધિ વષટ્કારથી અવરુદ્ધ થયેલા પ્રકૃતિભૂતદર્શપૂર્ણ-માસમાં સંનિવેશ નહીં પામતાં જ્યાં સ્વાહાકાર શ્રુત છે ત્યાંજ ઉપસંહાર પામે છે. આ રીતે સ્વાહાકારપ્રવૃત્તિરૂપ લિંગવાક્યથી સોમિક ધર્મની પ્રાપ્તિમાં વિરોધ આવતો નથી. પશુદૈયક યાગમાં સાપ્તદશ્યનું વિધાન હોવા છતાં દર્શપૂર્ણમાસના ધર્મ જે પ્રયાજાનુયાજાદિ છે તેનો વિરોધ નથી થતો તેમ સ્વાહાકારનું વિધાન હોવા છતાં સોમધર્મનો વિરોધ થતો નથી. અર્થાત્ દર્વિહોમમાં સોમધર્મની પ્રાપ્તિ છે. ॥ ૧૪ ॥

આક્ષેપ નિવારક સૂત્ર. अनुत्तरार्थो वा अर्थवत्त्वादानर्थक्याद्धि प्राकृतस्योपरोधः स्यात् ॥ १५ ॥

પદાર્થ :—( वा ) અથવા ( अनुत्तरार्थः ) પ્રકૃતિભિન્નને માટે નથી ( हि ) કારણકે ( आनर्थक्यात् ) સાપ્તદશ્ય તો આનર્થક્યને લીધે ( प्राकृतस्य ) પ્રકૃતિગત પાંચદશ્ય ( उपरोधः स्यात् ) નિવારક થઈ શકે.

ભાવાર્થ :- સ્વાહાકાર પ્રદાન વિધિ કે જે અનારભ્યાધીત છે તે દર્શપૂર્ણમાસ રૂપ પ્રકૃતિને માટે છે. કારણ કે નારિષ્ટહોમાદિમાં તેનો નિવેશ થઇ શકતો હોવાથી તે સફલ છે. સામદશ્ય તો કોઇ પણ ઠેકાણે નિવેશ ન પામતો હોવાથી તે નિષ્ફલ થતો હોય છે. માટે તેનો નિવારક પાંચદશ્ય થઇ શકે છે. પણ સ્વાહાકાર વિધિ તો પ્રકૃતિમાં અનર્થક નથી માટે તે ઉત્તરાર્થ નથી પણ પ્રકૃતિને માટે જ છે અને તેથી સોમધર્મના અભાવમાં એ સુદૃઢ લિંગ વાક્ય છે. અર્થાત્ દર્વિહોમમાં સોમધર્મના પ્રાપ્તિ નથી. ॥ ૧૫ ॥

આક્ષેપ સૂત્ર. **न प्रकृतावपीति चेत् ॥ १६ ॥**

પદાર્થ :—( प्रकृतौ अपि ) પ્રકૃતિભૂત નારિષ્ટહોમોમાં પણ ( न ) સ્વાહાકારનો સંનિવેશ નથી ( इति चेत् ) જો એવો આક્ષેપ કરવામાં આવે તો. આનો ઉત્તર આગળના સૂત્રમાં છે.

ભાવાર્થ :—' द्व्यक्षरो वषट्कार एष वै सप्तदशः प्रजापतिः ' આ વાક્યથી દર્શપૂર્ણમાસ પ્રકરણમાં અનુવષટ્કારવિધાનપ્રકરણથી નારિષ્ટહોમાદિમાં પણ વષટ્કારનો જ નિવેશ છે તેથી તેમાં સ્વાહાકારનો નિવેશ થઇ શકશે નહિ આવી શંકામાં આ સૂત્રનો ભાવાર્થ એ છે કે જો નારિષ્ટહોમમાં સ્વાહાકારનો નિવેશ ન થાય તો ? આ પ્રશ્નનો ઉત્તર આગળના સૂત્રમાં છે. ॥ ૧૬ ॥

**उक्तं समवाये पारदौर्बल्यम् ॥ १७ ॥**

પદાર્થ :—( उक्तम् ) કહેવામાં આવ્યું છે કે ( समवाये ) શ્રુત્યાદિના સમવાયમાં ( पारदौर्बल्यम् ) જે પ્રમાણ પર હોય છે તેની દુર્બલતા છે.

ભાવાર્થ :—ઉપરની શંકા અયોગ્ય છે કારણ કે श्रुतिलिङ्गवाक्यप्रकरणस्थानसमाख्यानां समवाये पारदौर्बल्यमर्थ विप्रकर्षात् ॥ ૩-૩-૧૪ આ સૂત્રમાં શ્રુતિ, લિંગ આદિ પ્રમાણોમાં જેમ જેમ પર પ્રમાણ આવતું જાય છે તેમ તેમ પૂર્વની અપેક્ષા ઉત્તર પ્રમાણ દુર્બળ ગણાય છે. કારણ કે ઉત્તરોત્તર પ્રમાણ અર્થ સમજવામાં પૂર્વ પ્રમાણ કરતાં વિલંબ ઉપજાવે છે. આ નિયમને આધારે પ્રકરણથી પ્રાપ્ત થયેલા ' વષટ્કાર ' ની પ્રાપ્તિ કરતાં વાક્યથી પ્રાપ્ત થયેલા ' સ્વાહાકાર ' ની પ્રાપ્તિ વધારે બલવતી છે. वाक्यं च प्रकरणाद्बलीयः પ્રકરણ કરતાં વાક્ય બલવત્ છે. આ કારણથી પણ દર્વિહોમમાં સોમ ધર્મની પ્રાપ્તિ નથી, માટે દર્વિહોમ એ અપૂર્વ કર્મ છે. ॥ ૧૭ ॥

પક્ષાન્તરના ઉત્થાપક સૂત્રો.

**तच्चोदना वेष्टेः प्रवृत्तत्वात् विधिः स्यात् ॥ १८ ॥**

પદાર્થ :—( वा ) અથવા ( तच्चोदना ) નારિષ્ટ હોમ વિધાનો દર્વિહોમોમાં પ્રવૃત્ત થશે ( इष्टेः ) દર્શપૂર્ણમાસ ઇષ્ટિ સામાન્યમાં ( प्रवृत्तत्वात् ) પ્રવૃત્ત થયેલ હોવાથી ( विधिः स्यात् ) અગ્નિહોત્રાદિમાં નારિષ્ટ હોમ પ્રવર્તક વિધિ પ્રાપ્ત થાય જ છે.

**ભાવાર્થ** —જે ઇષ્ટિ પશુ આદિ ઉપર ઉપકાર કરે છે તે અગ્નિહોત્રોમાં ઉપકાર કરે જ છે. રાજધાનીમાં રહીને જે ઘણાઓ ઉપર ઉપકાર કરે છે, તે માણસ મારી ઉપર પણ ઉપકાર કરશે એવું આગંતુક નવો માણસ પણ સમજી શકે છે. તેમ પ્રકરણસ્થ જે વિધિ ઘણી ઇષ્ટિઓ ઉપર ઉપકાર કરે છે ને અગ્નિહોત્ર ઉપર પણ ઉપકાર કરશે. માટે નારિષ્ટના જે ધર્મો છે તે દર્વિ હોમોમાં અગ્નિહોત્રાદિમાં પણ પ્રવૃત્ત થશે. એટલે આ સૂત્રથી દર્વિહોમ અપૂર્વ કર્મ નથી એવું સૂચન થાય છે. ॥ ૧૮ ॥

**शब्द सामर्थ्याच्च ॥ १९ ॥**

**પદાર્થ** :—( च ) અને ( शब्द सामर्थ्यात् ) શબ્દ સામર્થ્યથી.

**ભાવાર્થ** :—जुहोतिचोदनाचोदितत्वसामर्थ्यात् जुहोति શબ્દથી વિધાન થયેલું છે. જેમકે नारिष्टान् जुहोति અને अग्निहोत्रं जुहोति આ બન્ને ઠેકાણે जुहोति રૂપ એક જ વિધાયક શબ્દથી વિધાન થયું છે. માટે વિધાન સામ્યથી નારિષ્ટ ધર્મોની પ્રાપ્તિ અગ્નિહોત્રમાં છે. ॥ ૧૯ ॥

**लिङ्गदर्शनाच्च ॥ २० ॥**

**પદાર્થ** :—( च ) અને ( लिङ्गदर्शनात् ) લિંગભૂત વાકયનું શ્રવણ હોવાથી.

**ભાવાર્થ** :—પરિધિ અને અન્તર્વેદિ સાંગ પ્રધાન કર્મનું અંગ છે એવું દર્શપૂર્ણમાસમાં બતાવવામાં આવ્યું છે. તેથી પરિધિ અને અંતર્વેદિ નારિષ્ટહોમોનું પણ અંગ છે. એ પ્રમાણે अग्निहोत्रમાં यत्कीटावपन्नेनजुहुयात् अप्रजा अपशुः यजमानः स्यात् આ પ્રમાણે કીટવાળા હવિષના હોમમાં દોષ બતાવી 'मध्यमेन पर्णेन द्यावापृथिव्यया ऋचा अन्तः परिधि निनयेत्' આ લિંગ વાકયથી અગ્નિહોત્રમાં નારિષ્ટ ધર્મની પ્રાપ્તિ છે. તથા अन्तर्वेदि तिष्ठन् सावित्राणि जुहोति આ વાકયથી પણ દર્વિહોમમાં નારિષ્ટ પ્રકૃતિકત્વ સિદ્ધ થાય છે. એટલે કે નારિષ્ટહોમોના ધર્મો દર્વિહોમમાં પ્રાપ્ત છે એવો ઉક્ત લિંગ વાકયમાંથી નિષ્કર્ષ નીકળે છે. ॥ ૨૦ ॥

ઉત્થાપિત પક્ષાન્તરનું ખંડન સૂત્ર.

**तत्राभावस्य हेतुत्वाद् गुणार्थे स्याददर्शनम् ॥ २१ ॥**

**પદાર્થ** :—( तत्र ) તેમાં ( अभावस्य ) અભાવને ( हेतुत्वात् ) હેતુ તરીકે બતાવ્યો છે ( गुणार्थे ) ગુણ પ્રધાન માટે હોવાથી ( स्यात् ) ઇધ્મ બર્હિષ્ આદિ ગુણોનો ભાવ હોવો જોઇએ માટે ( अदर्शनम् ) અસાધક છે.

**ભાવાર્થ** :—અગ્નિહોત્રમાં નારિષ્ટગુણની પ્રવૃત્તિ થાય છે એમાં જે પ્રવૃત્તિરૂપ હેતુ આપ્યો છે તે દર્વિહોમમાં નારિષ્ટ પ્રકૃતિકત્વને સિદ્ધ કરી શકતો નથી, કારણ કે પ્રતિજ્ઞા વાકયમાં નારિષ્ટહોમના ગુણનો અભાવ બતાવ્યો છે. અને એ ભાવ હેતુ તરીકે છે अप्रतिष्ठिता वै त्र्यम्बकाः, नेध्मावर्हिः संनह्यते, न प्रयाजा इज्यन्ते नानुयाजा इज्यन्ते । न सामीधेनीरन्वाह । આ પ્રમાણે ત્ર્યંબકનું અપ્રતિષ્ઠિતત્વ બતાવીને અને એ અપ્રતિષ્ઠિતત્વને સિદ્ધ કરવા માટે ઇધ્માદિ ગુણોના

અભાવને હેતુ તરીકે બતાવ્યો છે. જો નારિષ્ટહોમેની દર્વિહોમમાં પ્રવૃત્તિ થતી હોત તો ઇંધ્માદિગુણોનો ભાવ જ હોવો જોઈએ અભાવ નહિ માટે દર્વિહોમમાં નારિષ્ટહોમની પ્રવૃત્તિ થતી નથી. ॥ ૨૧ ॥

विधिरिति चेत् ॥ २२ ॥

**પદાર્થ** :—( विधिः ) વિધિ શામાટે ન માનવો ( इति चेत् ) જો એવી શંકા કરવામાં આવે તો.

**ભાવાર્થ** :—ઉક્ત ગુણોની પ્રાપ્તિના અભાવને વિધિ અર્થાત્ નિષેધક વિધિ શામાટે ન માનવો? આનો ઉત્તર આગળના સૂત્રમાં છે. ॥ ૨૨ ॥

न वाक्यशेषत्वाद्गुणार्थे च समाधानं नानात्वेनोपपद्यते ॥ २३ ॥

**પદાર્થ** :—( न ) વિધિ નથી ( वाक्यशेषत्वात् ) વાક્યનો શેષ હોવાથી ( च ) અને ( गुणार्थे ) ઉક્ત વાક્યને જો ગુણ વિધ્યર્થ માનવામાં આવે તો ( समाधानम् ) સમાધાન ( नानात्वेन उपपद्यते ) અનેક વાક્યોથી થાય.

**ભાવાર્થ** :—જો ઇધ્માબર્હિષૂના અભાવને ગુણ વિધ્યર્થ માનવામાં આવે તો, ઇધ્માબર્હિષૂના નિષેધનું એક વાક્ય, न प्रयाजा એ બીજું વાક્ય, नानुयाजा એ ત્રીજું વાક્ય आदित्यं चरुं निर्वपेत् એ ચોથું વાક્ય આમ અનેક વિધાયક વાક્યો માનવાં પડે. જો ઇધ્માબર્હિષૂના અભાવ બોધક વાક્યને આદિત્ય યાગ વિધિના સ્તાવક રૂપે માની અનુવાદ માનવામાં આવે તો એક વાક્ય થાય. अतस्तेन सहैकवाक्यतां याति । तन्मध्ये च य इध्माद्यभाववचनास्तेऽपि तच्छेषा एव समुच्चारणाद्व्याख्याः આ પ્રમાણે શાબર ભાષ્યમાં પણ ઇધ્માદ્યભાવ વચનોને વિધિના શેષ તરીકે ગણી અર્થવાદ રૂપે જ માનવામાં આવ્યાં છે. ॥ ૨૩ ॥

एषां वाऽपरयोर्होमस्तेषां स्यादविरोधात् ॥ २४ ॥

**પદાર્થ** :—( वा ) અથવા ( एषाम् ) પત્ની સંયાજ, પિષ્ટલેપ, ફલીકરણ હોમરૂપના ( अपरयोः ) ગાર્હપત્ય અને દક્ષિણાગ્નિનો ( होमः ) હોમ છે ( तेषाम् ) તેઓની ધર્મપ્રાપ્તિ ( स्यात् ) થાય ( अविरोधात् ) વિરોધ ન હોવાથી.

**ભાવાર્થ** :—દર્વિહોમમાં નારિષ્ટહોમના ધર્મોની પ્રાપ્તિ ઉક્ત દોષોને લીધે ભલે ન હો પણ ગાર્હપત્ય અને દક્ષિણાગ્નિ હોમના ધર્મો પ્રાપ્ત થવામાં કોઇ વાંધો જણાતો નથી, કારણ કે એમાં ઇધ્મ બર્હિષૂ અંગ તરીકે નથી. માટે ગાર્હપત્ય દક્ષિણાગ્નિના જે પત્નીસંયાજ, પિષ્ટલેપ અને ફલીકરણ રૂપ હોમો છે તેના ધર્મની પ્રાપ્તિ દર્વિહોમમાં માનવી એટલે દર્વિહોમ કોઇ અપૂર્વ કર્મ નથી એમ સિદ્ધ થાય આવું પૂર્વપક્ષ વાદીનું મંતવ્ય છે. આનું ખંડન આગળના સૂત્રમાં છે. ॥ ૨૪ ॥

तत्रौषधानि चोद्यन्ते तानि स्थानेन गम्येरन् ॥ २५ ॥

**પદાર્થ** :—( तत्र ) દર્વિહોમ વિશેષમાં ( औषधानि ) ઓષધિ દ્રવ્યો વ્રીહિ આદિ વિધીયમાન છે ( तानि ) તે દ્રવ્યો ( स्थानेन ) સ્થાનથી ( गम्येरन् ) તેના ધર્મોને પ્રાપ્ત કરી શકે છે.

ભાવાર્થ :– દર્વિહોમમાં વ્રીહિ આદિ ઔષધ દ્રવ્યોનું વિધાન છે. જેમકે ' प्रतिपुरुष-मेककपालान्निर्वपेत् ' આ વાક્યથી પુરોડાશનું વિધાન થાય છે. તે વ્રીહિ આદિ દ્રવ્યો સ્થાનથી તેના ધર્મોની પ્રાપ્તિ મેળવી શકે. જેમકે सौम्यं श्यामाकं चरुम् એ વ્રીહિ સ્થાનમાં વિહિત છે માટે વ્રીહિના ધર્મો મેળવે. વ્રીહિના ધર્મો નિર્વાપ આદિ છે. તેજ પ્રમાણે ત્ર્યમ્બકમાં જ્યાં આજ્યની પ્રાપ્તિ છે ત્યાં વિહિત પુરોડાશ આજ્યધર્મોને પામે. આ વાત અયોગ્ય છે. તે न शक्यास्तत्रानुष्ठातुम्। अनुष्ठीयमाना वा अप्राकृतकार्याः स्युः ॥ શાબર ભાષ્ય. માટે દર્વિહોમમાં કોઇમાંથી પણ ધર્મ લેવાના હોતા નથી. ॥ ૨૫ ॥

लिङ्गाद् वा शेषहोमयोः ॥ २६ ॥

પદાર્થ :—( वा ) અથવા ( लिङ्गात् ) પિષ્ટલેપ અને ફલીકરણ હોમના વિધાન રૂપ લિંગથી ( शेषहोमयोः ) બાકી રહેલા હોમના ધર્મની પ્રાપ્તિને પામે.

ભાવાર્થ :—પત્નીસંયાજની પ્રવૃત્તિ દર્વિહોમમાં ભલે નહો પણ બીજા પિષ્ટલેપ અને ફલીકરણ રૂપ હોમના ધર્મોની પ્રવૃત્તિ હોવામાં શો દોષ છે ? એ બન્ને હોમો ઔષધિ દ્રવ્યક હોવાથી ઉપર જે દોષ બતાવ્યો છે તે અહીં લાગુ નહીં પડે. ॥ ૨૬ ॥

प्रतिपत्ती तु ते भवतस्तस्मादतद्विकारत्वम् ॥ २७ ॥

પદાર્થ :—( तु ) પૂર્વપક્ષના નિરાકરણ માટે છે. ( ते प्रतिपत्ती भवतः ) પિષ્ટલેપ અને ફલીકરણરૂપ હોમ કર્મ પ્રતિપત્તિ કર્મ છે અર્થાત્ શેષદ્રવ્યના સંસ્કાર રૂપ છે ( अतस्तद्विकारत्वम् ) માટે તેની વિકૃતિ દર્વિહોમ નથી.

ભાવાર્થ :— પિષ્ટલેપ અને ફલીકરણ રૂપ હોમ કર્મ તો ગુણકર્મ છે અર્થાત્ શેષ દ્રવ્યના સંસ્કાર રૂપે છે. જે પ્રતિપત્તિ કર્મ હોય છે તે કોઇની પણ પ્રકૃતિ કહેવાય નહિ, અને તેથી તેના ધર્મનો અતિદેશ ક્યાંય પણ જોવામાં આવ્યો નથી. આ કારણથી દર્વિહોમ અપૂર્વ કર્મ છે, અર્થાત્ કોઇ પણ પ્રકૃતિની એ વિકૃતિ નથી. ॥ ૨૭ ॥

ઉપસંહાર ત્ર.

सन्निपाते विरोधिनामप्रवृत्तिः प्रतीयेत विध्युत्पत्तिव्यवस्थाना-

दर्थस्यापरिणेयत्वात वचनादतिदेशः स्यात् ॥ २८ ॥

પદાર્થ :—( विरोधिनाम् ) દોષયુક્ત વચનોનો ( सन्निपाते ) સાધકત્વ રૂપે ઉપન્યાસ કર્યો હોય તો પણ ( अप्रवृत्तिः प्रतीयेत ) નારિષ્ટ હોમધર્મ પ્રાપ્તિરૂપની અપ્રવૃત્તિ જ જાણવી જોઈએ. ( विध्युत्पत्तिव्यवस्थानात् ) નારિષ્ટહોમ અને તેના ધર્મોના વિધિનો દર્શપૂર્ણમાસ પ્રકરણમાં જ નિયમ હોવાથી ( अर्थस्य अपरिणेयत्वात् ) નારિષ્ટધર્મો અતિદેશ્ય નથી ( वचनात् ) પ્રત્યક્ષ વચન હોય તો ( अतिदेशः स्यात् ) અતિદેશ થઇ શકે છે.

ભાવાર્થ :—દોષવાળા હેતુઓનો ઉપન્યાસ કર્યો હોય તો પણ નારિષ્ટહોમ ધર્મપ્રાપ્તિ-રૂપની પ્રવૃત્તિ થઇ શકતી નથી, નારિષ્ટ હોમ અને તેના ધર્મની વિધિનો જે ઉત્પત્તિ પાઠ છે તે તો

દર્શપૂર્ણમાસ પ્રકરણમાં જ નિયમિત છે. દર્શપૂર્ણમાસસંનિધિમાં પઠિત બીજા ધર્મોને છોડીને નારિષ્ટ ધર્મનો અતિદેશ થતો નથી. આ કારણથી દર્વિહોમ અપૂર્વ કર્મ જ છે. રાષ્ટ્રભૃત્ આદિ જ્યોતિષ્ટોમની સંનિધિમાં પઠિત છે છતાં વિવાહ આદિમાં તેનો અતિદેશ થાય છે. એનું કારણ એ છે કે ત્યાં તો પ્રત્યક્ષ વચન છે. जयाभ्यातानान् राष्ट्रभृतश्च हुत्वा ઇત્યાદિ વચનોથી કોઇ ઠેકાણે અતિદેશ થાય છે પણ જેને માટે વચન ન હોય તે તો કેવળ આનુમાનિક અતિદેશ કહેવાય. આનુમાનિક અતિદેશ દર્વિહોમમાં માનવામાં આવતો નથી. ॥ ૨૮ ॥

**इति श्री मीमांसागुर्जरभाष्ये अष्टमाध्यायस्य चतुर्थः पादः ॥**



**अथ नवमाध्यायस्य प्रथमः पादः**

**' અગ્નિહોત્રાદિમાં કહેલા ધર્મો અપૂર્વને પ્રયુક્ત છે. ' એ અધિકરણ સમજાવે છે.**

**यज्ञकर्म प्रधानं तद्धि चोदनाभूतं तस्य**
**द्रव्येषु संस्कारस्तत्प्रयुक्तस्तदर्थत्वात् ॥ १ ॥**

**પદાર્થ** :—( यज्ञकर्म ) દર્શપૂર્ણમાસ યાગનું કાર્ય જે અપૂર્વ છે તે ( प्रधानम् ) મુખ્ય છે. ( हि ) કારણ કે ( तत् ) તે અપૂર્વ ( चोदनाभूतम् ) કાર્ય હોવાથી વિધિગમ્ય છે. ( तस्य ) તેથી તેના સંબંધી ( द्रव्येषु ) વ્રીહિ આદિ દ્રવ્યોમાં ( संस्कारः ) જે અવહનન આદિ સંસ્કાર છે તે પણ ( तत्प्रयुक्तः ) અપૂર્વ પ્રયુક્ત છે. ( तदर्थत्वात् ) એ સંસ્કાર પણ અપૂર્વને માટે જ થતો હોવાથી.

**ભાવાર્થ** :—આ નવમા અધ્યાયમાં ઊહના સંબંધમાં વિચાર કરવામાં આવશે. પ્રસંગોપાત બીજાનો પણ વિચાર થશે. ઊહના મુખ્ય ઉદાહરણો અગ્નિહોત્ર, દર્શપૂર્ણમાસ અને જ્યોતિષ્ટોમ છે એમાં જે જુદા જુદા ધર્મો બતાવ્યા છે તે બધા અપૂર્વ પ્રયુક્ત છે. યજિપ્રયુક્ત નથી. જો અપૂર્વ પ્રયુક્ત હોય તો જ તેમાં ઊહ સંભવી શકે. જો યજિ પ્રયુક્ત હોય તો ધર્મોનો સંકર થઇ જાય. કારણ કે યજિ એટલે યાગ તો સર્વત્ર એક રૂપ જ હોય છે. અપૂર્વ તો જુદા જુદા હોય છે માટે તે તે અપૂર્વને માટે તે તે ધર્મો કર્તવ્ય બની શકે છે. અપૂર્વને માટે જ કથંભાવ આકાંક્ષા અને શાથી ભાવના કરવી એ ભાવના દ્રવ્યની આકાંક્ષા સંભવી શકે. યાગ એ તો પ્રત્યક્ષ ક્રિયા છે. અને તે તો લોકવ્યવહારથી જાણી શકાય છે પણ અપૂર્વ પ્રત્યક્ષ નથી તેથી તેને માટે केन भावयेत्, कथं भावयेत् અને किं भावयेत् એવી આકાંક્ષાઓની પૂર્તિ માટે શાસ્ત્રની જરૂર પડે છે. અમુક ધર્મથી અમુક જ અપૂર્વ થાય છે. એ જાણવા માટે શાસ્ત્ર સિવાય બીજો ઉપાય નથી. ब्रह्मवर्चसापूर्वं सौर्ययागेन आग्नेययागवत्कर्तव्यम् આ વિધિ વાક્યથી આગ્નેય યાગ તુલ્ય સૌર્યયાગનું અનુષ્ઠાન પ્રાપ્ત થાય છે. આગ્નેય યાગમાં अग्नये जुष्टं निर्वपामि આ વાક્યમાં

અપૂર્વસંબંધિ દેવતા સ્મરણ છે કારણ કે એમાં અગ્નિ દેવતા વાચક પદ છે. એ વાકયને જ્યારે સૌર્ય યાગમાં અતિદેશ થાય ત્યારે अग्नये ને ઠેકાણે सूर्याय એવો ઊહ કરવો જરૂરી છે. તેજ પ્રમાણે વ્રીહિને ઠેકાણે નીવાર હોય ત્યારે વ્રીહિ સંબંધી અવહનનરૂપ ધર્મનો નીવારમાં પણ ઊહ કરવો જોઈએ. કારણ કે સંસ્કાર પણ અપૂર્વને માટે જ હોય છે. मन्त्रसामसंस्कारविषयः ऊहः મંત્ર, સામ અને સંસ્કાર સંબંધી ઊહ હોય છે. ऊहो नाम वितर्कणा सा चैकरूपा मन्त्रसामसंस्कारेषु क्रियमाणा सैव सा આ પ્રમાણે તંત્રવાર્તિકમાં અને શાબર ભાષ્યમાં પણ ઉલ્લેખ છે. ભાવ એ છે કે અપૂર્વને માટે સકલ ધર્મો યાગમાં કર્તવ્ય હોય છે. ॥ ૧ ॥

## 'પ્રોક્ષણ અપૂર્વ પ્રયુક્ત છે.' એ અધિકરણનાં સૂત્રો.

**પૂર્વપક્ષ સૂત્ર. संस्कारे युज्यमानानां तादर्थ्यात् तत्प्रयुक्तं स्यात् ॥ २ ॥**

પદાર્થ :—( संस्कारे ) અવહનનનામક સંસ્કારમાં ( युज्यमानानाम् ) યોજવામાં આવતા પ્રોક્ષણ આદિ ધર્મો ( तादर्थ्यात् ) અવહનનને માટે હોવાથી ( तत्प्रयुक्तम् स्यात् ) તેનાથી પ્રયુક્ત છે.

ભાવાર્થ :—' प्रोक्षिताभ्यामुलूखलमुसलाभ्यामवहन्ति ' દર્શપૂર્ણમાસ પ્રકરણમાં આ વાકયનું શ્રવણ છે. એનો ભાવ એ છે કે અવહનનરૂપ સંસ્કાર વ્રીહિ આદિમાં કરવાનો હોય છે, તે પહેલાં ઉલૂખળ અને મુસલને પ્રોક્ષિત કરવાના કહ્યા છે. આ પ્રોક્ષણ અવહનનરૂપ સંસ્કારને માટે હોવાથી તત્પ્રયુક્ત છે. પ્રોક્ષણ ઉલૂખલ મુસલદ્વારા અવઘાતને માટે જ પ્રતીત થાય છે તેથી તે અન્યને માટે નથી પણ અવહનનને માટે જ છે. ॥ ૨ ॥

**સિદ્ધાંત સૂત્ર. तेन त्वर्थेन यज्ञस्य संयोगाद्धर्मसम्बन्धस्तस्माद्**
**यज्ञप्रयुक्तं स्यात् संस्कारस्य तदर्थत्वात् ॥ ३ ॥**

પદાર્થ :—( तु ) આ શબ્દ સિદ્ધાંત પક્ષને સૂચવે છે. ( तेन अर्थेन ) અવહનનરૂપ કાર્યથી ( यज्ञस्य संयोगात् ) અપૂર્વનો સંબંધ છે ( तस्मात् ) તેથી ( यज्ञप्रयुक्तम् स्यात् ) યજ્ઞપ્રયુક્ત છે. આ ઠેકાણે યજ્ઞ એટલે અપૂર્વ સમજવું ( संस्कारस्य ) પ્રોક્ષણ રૂપ સંસ્કાર પણ ( तदर्थत्वात् ) અપૂર્વને માટે જ છે.

ભાવાર્થ :—પ્રોક્ષણ અવહનનને માટે છે અને અવહનન યજ્ઞ પ્રયોગમાં અપૂર્વ માટે જ હોય છે. જ્યારે અવહનન અપૂર્વને માટે છે તો તેને માટે ઉલૂખલ આદિમાં થતું પ્રોક્ષણ પણ અપૂર્વને માટે છે એ તો આપોઆપ સિદ્ધ થાય છે. માટે પ્રોક્ષણ અપૂર્વને માટે છે અને તેથી તે અપૂર્વ પ્રયુક્ત છે. ॥ ૩ ॥

## 'ફલદેવતાસંબદ્ધ ધર્મો પણ અપૂર્વ પ્રયુકત છે' એ અધિકરણનાં સૂત્રો

**પૂર્વપક્ષ. फलदेवतयोश्च ॥ ४ ॥**

પદાર્થ:—( च ) અને ( फलदेवतयोः ) ફલ અને દેવના મંત્રના ઉચ્ચારણ માટે છે.

**ભાવાર્થ** :—अगन्म सुवः; सुवरगन्म। अग्नेरहमुज्जितिमनूजेषम् આ બે મંત્રો છે. તેમાં સ્વર્ગરૂપ ફળ અને અગ્નિરૂપ દેવતાની પ્રતીતિ થાય છે. આ બન્ને મંત્રોચ્ચારણના પ્રયોજક છે: તેથી સૌર્યયાગમા સ્વર્ગરૂપ ફળ અને અગ્નિરૂ દેવતા ન હોવાથી પ્રયોજકની નિવૃત્તિ થઇ જવાથી મંત્રોચ્ચારણની પણ નિવૃત્તિ થાય છે માટે ત્યાં ઊહની પ્રસક્તિ થતી નથી. ॥ ૪ ॥

સિદ્ધાંત સૂત્ર. **न चोदनातो हि तादुण्यम् ॥ ५ ॥**

**પદાર્થ** :—( न ) ફળ દેવતાના સ્વરૂપને પ્રકાશિત કરવામાં મંત્રોચ્ચારણ પ્રયોજક નથી ( हि ) કારણ કે ( चोदनात ) ફળ અને દેવતાના પ્રકાશદ્વારા ( तादुण्यम् ) અપૂર્વ પ્રયુક્ત બને છે

**ભાવાર્થ** :—મંત્રોનું ઉચ્ચારણ ફળ અને દેવતાના પ્રકાશ માટે જ હોતું નથી. સ્વરૂપથી માત્ર જો તેનું પ્રકાશન જ કરવું હોય તો તેનો કશો અર્થ નથી, માટે ફળદેવતાપ્રકાશ-દ્વારા અપૂર્વને સાધવાનું હોય છે તેથી મંત્રોચ્ચારણ પણ અપૂર્વપ્રયુક્ત છે. માટે સૌર્યયાગરૂપ વિકૃતિમાં પણ પયોજક અપૂર્વને માટે હોવાથી મંત્રનો અતિદેશ સિદ્ધ છે તેથી अगन्म ब्रह्मवर्चसम् ઇત્યાદિ ઊહની પણ સિદ્ધિ છે. ॥ ૫ ॥

'ધર્મોનું દેવતા-પ્રયુક્તત્વ નથી' એ અધિકરણનાં સૂત્રો

પૂર્વપક્ષનાં સૂત્રો **देवता वा प्रयोजयेदतिथिवद् भोजनस्य तदर्थत्वात् ॥ ६ ॥**

**પદાર્થ** :—( वा ) પૂર્વપક્ષને સૂચવે છે. ( देवता ) ઇન્દ્ર આદિ દેવતા ( प्रयोजयेत ) બધાં સાંગ પ્રધાન રૂપ કર્મોને પ્રયોજે છે ( भोजनस्य ) દેવતા ભોજન રૂપ યાગ ( तदर्थत्वात् ) દેવતાને માટે જ હોવાથી ( अतिथिवत् ) જેમ અતિથિને આપવામાં આવતું અન્ન અતિથિને માટે હોય છે તેમ.

**ભાવાર્થ** :—જેટલાં સાંગ પ્રધાન કર્મો છે તે બધાના પ્રયોજક ઇન્દ્ર અગ્નિ આદિ દેવતાઓ છે કારણ કે યાગ એ તો દેવતાનું જ ભોજન ગણાય છે અને એટલા માટે જે એને ઉદ્દેશીને હવિષ્ અગ્નિમાં નાંખવામાં આવે છે. જેમ અતિથિને આપવા માટે અન્ન અતિથિને માટે જ હોય છે અને તે અન્નનો પ્રયોજક પણ અતિથિજ હોય છે તેમ બધા જ યજ્ઞ યાગાદિ કર્મોની પ્રયોજક અગ્ન્યાદિ દેવતા જ છે. યજ્ઞ દેવતાના આરાધનને માટે જ હોય છે અને એનું ફળ પણ એજ આપે છે. तस्मात् न गुणभूता देवता, देवतां प्रति गुणभूते द्रव्यकर्मणी માટે યાગાદિમાં દેવતા ગૌણ નથી પણ દેવતા પ્રતિ દ્રવ્ય અને કર્મ ગુણભૂત છે. આવું પૂર્વપક્ષવાદીનું માનવું છે. પૂર્વપક્ષવાદીના મતમાં ઇન્દ્રાદિ દેવતા વિગ્રહવતી એટલે શરીરવાળી છે અને તે ખાય છે. अद्धीन्द्र पिब च प्रस्थितस्य......अन्नरस भोजिनी देवता मधुकरीवत् अवगम्यते कथम् ? देवतायै हविःप्रत्तं नीरसं भवति तस्मात् अन्न रसं भुङ्क्ते देवता इति गम्यते આ પ્રમાણે શાબર ભાષ્યમાં ઉલ્લેખ છે. એનો ભાવ એ છે કે :— હે ઇન્દ્ર તું આપેલું હવિષ્ ખા અને પાણી પી. વગેરે. દેવતા અન્નના માત્ર રસનું જ ભોજન કરે છે તેથી તેને આપેલું અન્ન ઓછું થતું નથી પણ તે નીરસ બની જાય છે. આ બધું પૂર્વપક્ષનું માનવું છે. ॥ ૬ ॥

अर्थापत्त्या च ॥ ७ ॥

પદાર્થ :—( च ) અને ( अर्थापत्त्या ) અર્થની સ્વામિતા હોવાથી.

ભાવાર્થ :—યજમાન જે અર્થની માગણી કરે છે તેના દેવતા છે. પ્રસન્ન થયેલી દેવતા યજમાનની ઇચ્છા પૂરી કરે છે इन्द्रो दिव इन्द्र ईशे: ઇત્યાદિ. સ્વર્ગનો માલિક ઇન્દ્ર છે એવું ઉક્ત મંત્રમાં સૂચિત પણ કર્યું છે. દેવતાની મહેરબાની વગર સ્વર્ગાદિની પ્રાપ્તિ થતી નથી, માટે કર્મમાં પ્રધાન રૂપે દેવતા છે. ॥ ૭ ॥

ततश्च तेन सम्बन्धः ॥ ८ ॥

પદાર્થ :—( च ) અને ( ततः ) તેથી ( तेन ) સ્વર્ગાદિ સાથે ( सम्बन्धः ) સંબંધ થાય છે.

ભાવાર્થ :—સર્વ ફળોની સ્વામિની દેવતાઓ જ છે. તેથી તેની પાસેથી જ કર્તાને સ્વર્ગાદિનો લાભ થાય છે. જે ફળની સ્વામિની જે દેવતા છે તેનું આરાધન કરવાથી તે ફળની પ્રાપ્તિ પરિચરિત થાય છે. येन कर्मणा अग्निराराधितः तस्य फलस्य ईष्टे, तत् कर्म, न तत्सूर्यः प्रदातुमर्हति वचनादेतत् अवगम्यते कः किं प्रयच्छति यथा अग्नौ वचनं न तत्सूर्ये । આ પ્રમાણે શાબર ભાષ્યમાં લખ્યું છે. એનો ભાવ એ છે કે જે કર્મથી અગ્નિનું આરાધન કરવામાં આવ્યું હોય તે કર્મનું ફળ અગ્નિ જ આપે છે સૂર્ય નહિ આ બધું વૈદિક વચનથી સમજી શકાય છે. જે વચન અગ્નિને માટે હોય છે તે સૂર્યને માટે માની શકાતુ નથી. ॥ ૮ ॥

સિદ્ધાંત સૂત્ર अपि वा शब्दपूर्वत्वाद्यज्ञकर्म प्रधानं स्याद्गुणत्वे देवता श्रुतिः ॥ ९ ॥

પદાર્થ :—( अपि वा ) સિદ્ધાંતને સૂચવે છે. ( शब्दपूर्वत्वात् ) શબ્દથી જ જાણી શકાય એમ હોવાથી ( यज्ञकर्म ) યાગનું કાર્ય જે અપૂર્વ છે ( प्रधानं स्यात् ) તે જ પ્રધાન છે માટે ( गुणत्वे ) અપૂર્વ પ્રત્યે ગુણભૂત હોવાથી ( देवताश्रुतिः ) દેવતાનું જે શ્રવણ થાય છે તે યાગના અંગભૂત છે.

ભાવાર્થ :—यागेन स्वर्गं भावयेत् આવો બોધ થતો હોવાથી યાગ-જન્ય જે અપૂર્વ છે તે જ પ્રધાન છે અને તેજ ફળને આપનાર છે. દેવતા તો અપૂર્વ પ્રત્યે ગુણભૂત છે. ॥ ૯ ॥

अतिथौ तत्प्रधानत्वमभावः कर्मणि स्यात् तस्य प्रीतिप्रधानत्वात् ॥ १० ॥

પદાર્થ :—( अतिथौ ) અતિથિ-ભોજનાદિનાદાનમાં ( तत्प्रधानत्वम् ) અતિથિપ્રધાનત્વ હોય ( कर्मणि अभावः स्यात् ) યજ્ઞાદિકર્મમાં દેવતાપ્રીતિનો અભાવ હોય છે. ( तस्य प्रीतिप्रधान-त्वात् ) આતિથ્યકર્મમાં અતિથિની પ્રીતિ જ મુખ્ય હોય છે.

ભાવાર્થ :—અતિથિના સંબંધમાં કહેવાનું એ છે કે અતિથિને ભોજન આપવા અતિથિની પ્રીતિ પ્રયોજક હોય છે. જેનાથી અતિથિ પ્રસન્ન થાય તે અતિથિને આપવું. યજ્ઞાદિ-કર્મમાં દેવતાને પ્રીતિ થાય એવું આપવું એવું ક્યાંય વેદમાં જણાવ્યું નથી. અતિથિને માટે તો

શબ્દ પ્રમાણ છે. જેમ કે अतिथिर्येन संतुष्टः तथा कुर्यात्प्रयत्नतः જેનાથી અતિથિ સંતુષ્ટ થાય તે અન્ન પ્રયત્નથી પણ આપવું. યાગ કર્મના સંબંધમાં અગ્ન્યાદિ દેવતાના સંબંધમાં આવું કયાંય પણ વિધાન નથી. વળી ઇન્દ્ર અગ્નિ આદિ દેવતા શરીરવાળી છે એમાં પણ કોઇ પ્રમાણ નથી શરીરપરત્વ જે જે મંત્રો જણાય છે તે તે બધા અર્થવાદ છે. आम्नायस्य क्रियार्थत्वादानर्थक्यमतदर्थानाम् ૧૨-૧ એ મીમાંસાનું પ્રધાન સૂત્ર છે. तस्मात् वाक्यात् इन्द्रस्य हस्त सत्ता न प्रतीयते...... तस्मात न किंचित् अन्यार्थ दर्शनं पुरुषविधानां देवतायाम् इदं ख्यापयति । न च इदं भोजनं, न हि देवताभुङ्क्ते । तस्मात् भोजनस्य तदर्थत्वात् इति तत् असद् वचनम् ઇત્યાદિ ૯-૧-૯ નું શાબર ભાષ્ય જિજ્ઞાસુએ વાંચવું અને તેના ઉપર મનન કરવું પરમાત્મા સિવાય કોઇપણ ઉપાસ્ય દેવતા છે જ નહિ. યજ્ઞાદિકર્મમાં અપૂર્વ મુખ્ય છે અને અગ્ન્યાદિ જડ દેવતાઓ અપૂર્વ પ્રત્યે ગૌણ છે એ જ મીમાંસાનો સિદ્ધાંત છે. દેવતા રસનું જ ભોજન કરે છે એટલે તે અન્ન નીરસ થઇ જાય છે વગેરે કહેવું એમાં પણ સત્ય નથી. કારણ કે ભાષ્યકાર પોતે જ લખે છે કેઃ–नैष दोषः वातोपहतं नीरसं भवति शीतीभूतं च । વાયુની અસરથી અન્ન નીરસ થાય છે અને ઠંડુ થયેલું રાંધેલું અન્ન પણ નીરસ થાય છે. એમાં વિગ્રહવાળી ચેતન, દેવતા માનવાની કશી જરૂર નથી. ॥ ૧૦ ॥

## 'પ્રોક્ષણાદિ અપૂર્વપ્રયુકત છે.' એ અધિકરણનાં સૂત્રો.

**પૂર્વપક્ષ સૂત્ર** द्रव्यसंख्या हेतुसमुदायं वा श्रुतिसंयोगात् ॥ ११ ॥

**પદાર્થ** :–( वा ) પૂર્વપક્ષને સૂચવે છે. ( द्रव्यसंख्याहेतुसमुदायम् ) વ્રીહિ આદિ દ્રવ્ય, પરિધિગત ત્રિત્વ આદિ સંખ્યા, હોમમાં શૂર્પગત અન્ન હેતુત્વ ચતુર્હોત્રાભિમર્શનમાં પૌર્ણમાસીયાગગત સમુદાયત્વ આ ચારે પ્રોક્ષણાદિના પ્રયોજક છે. ( श्रुतिसंयोगात् ) દ્વિતીયા આદિ શ્રુતિનો સંબંધ હોવાથી.

**ભાવાર્થ** :—દર્શપૂર્ણમાસમાં શ્રવણ થાય છે કે व्रीहीन् प्रोक्षति વ્રીહિધાન્યનું પ્રોક્ષણ કરવું त्रीन् परिधीं स्त्रिस्रः समिधः આ મંત્રમાં ત્રણ સમિધનું વિધાન છે. शूर्पेण जुहोति तेन अन्नं क्रियते શૂર્પથી હોમ કરવો કારણ કે તેનાથી અન્ન શુદ્ધ કરવામાં આવે છે આ ઠેકાણે અન્નકરણને હેતુ તરીકે બતાવવામાં આવ્યો છે. चतुर्होत्रा पौर्णमासीमभिमृशेत् पञ्चहोत्रा अमावास्याम् આ ઠેકાણે જે સમુદાય બતાવવામાં આવ્યો છે તે અભિમર્શનના પ્રયોજક છે. વ્રીહિ સ્વરૂપ પ્રોક્ષણમાં પ્રયોજક છે, પરિધિગત ત્રિત્વ આદિ સંખ્યા મંત્ર બોલવામાં પ્રયોજક છે. હોમ કરવો છે તેથી શૂર્પને સંસ્કૃત કરવું અહીં જે હેતુ બતાવ્યો છે તે હોમમાં પ્રયોજક છે. આ પ્રમાણે પ્રોક્ષણ, મંત્રોચ્ચારણ, હોમ અને અભિમર્શન રૂપ ધર્મોના પ્રયોજક વ્રીહિસ્વરૂપ આદિ છે. આવું પૂર્વપક્ષનું મંતવ્ય છે. ॥ ૧૧ ॥

**अर्थकारिते च द्रव्येण न व्यवस्था स्यात् ॥ १२ ॥**

**પદાર્થ** :— ( च ) અને ( अर्थकारिते ) અપૂર્વને લીધે ઉક્ત ધર્મો કરવામાં આવે તો ( द्रव्येण ) મૈત્રાવરુણગ્રહણસંયુક્તસોમ રસાદિદ્રવ્ય સાથે ( व्यवस्था न स्यात् ) વ્યવસ્થા થઇ શકે નહિ.

ભાવાર્થ :—જો અપૂર્વને ઉક્ત અર્થમાં પ્રયોજક માનવામાં આવે તો દશગ્રહોમાં અને ચમસોમાં અપૂર્વ સાધનત્વ સમાન છે તો સર્વત્ર પયઃસંયોગની પ્રાપ્તિ થવી જોઇએ. પણ એમ નથી કેવળ मैत्रावरुणं पयसा श्रीणाति મૈત્રાવરુણ જે ગ્રહ અને ચમસ છે તેને પયસથી શ્રપણ કરવાનું હોય છે. માટે દ્રવ્યનું સ્વરૂપ જ પ્રયોજક છે અપૂર્વ નહિ. ॥ ૧૨ ॥

સિદ્ધાંત સૂત્ર. अर्थो वा स्यात् प्रयोजनमितरेषामचोदनात् तस्य गुणभूतत्वात् ॥ १३ ॥

પદાર્થ :—( वा ) સિદ્ધાંત પક્ષને સૂચવે છે. ( अर्थः प्रयोजनं स्यात् ) અપૂર્વ રૂપ અર્થ જ પ્રયોજક છે. ( इतरेषाम् ) બીજાં દ્રવ્ય આદિ ( अचोदनात् ) કર્તવ્યત્વ રૂપે વિહિત ન હોવાથી ( तस्य ) દ્રવ્યાદિનું અપૂર્વ પ્રત્યે ( गुणभूतत्वात् ) ગુણ ભૂતત્વ છે.

ભાવાર્થ :—દ્રવ્યાદિમાં કર્તવ્યતા બતાવવામાં આવી નથી જેમાં કર્તવ્યતા બતાવવામાં આવી હોય તેને જ ધર્મની આકાંક્ષા હોય છે માટે દ્રવ્યાદિ કર્તવ્યભુત અપૂર્વ પ્રત્યે ગુણભૂત છે. એટલે કે વ્રીહિ પોતે કર્તવ્ય ન હોવાથી તે પ્રોક્ષણ જન્ય અપૂર્વ પ્રત્યે ગુણભૂત છે તેજ પ્રમાણે બીજામાં પણ સમજવું. ॥ ૧૩ ॥

अपूर्वत्वाद् व्यवस्था स्यात् ॥ १४ ॥

પદાર્થ :—( अपूर्वत्वात् ) અપૂર્વને લીધે ( व्यवस्था ) વ્યવસ્થા ( स्यात् ) થાય છે

ભાવાર્થ :—આગળ જે કહેવામાં આવ્યું છે કે જો અપૂર્વને પ્રયોજક માનીએ તો पयसा श्रीणाति ઇત્યાદિમાં વ્યવસ્થા થઇ શકે નહિ. તેનો ઉત્તર એ છે કે અપૂર્વ માનવાથી વ્યવસ્થા થઇ શકે છે. મૈત્રાવરુણને ઉદ્દેશીને જે શ્રવણ થાય છે તેનું ઉદ્દેશ્યતાવચ્છેદક બીજામાં હોતું નથી એટલે કે મૈત્રાવરુણાપૂર્વત્વ બીજા ગ્રહોમાં હોતું નથી. આ કારણથી 'અપૂર્વ' માનવામાં જ વ્યવસ્થા થઇ શકે છે. માટે પ્રોક્ષણાદિ ધર્મો અપૂર્વ પ્રયુક્ત છે. ॥ ૧૪ ॥

तत्प्रयुक्तत्वे च धर्मस्य सर्वविषयत्वम् ॥ १५ ॥

પદાર્થ :—( च ) અને ( तत्प्रयुक्तत्वे ) દ્રવ્ય પ્રયુક્ત જો પ્રોક્ષણ આદિ ધર્મો માનવામાં આવે તો ( धर्मस्य ) પ્રોક્ષણાદિ ધર્મોના ( सर्वविषयत्वम् ) બધા વિષય થઇ જાય.

ભાવાર્થ :—જો દ્રવ્યનું સ્વરૂપ પ્રોક્ષણાદિ ધર્મોમાં પ્રયોજક માનવામાં આવે તો બજારમાં રહેલાં વ્રીહિ દ્રવ્યોમાં પણ પ્રોક્ષણની પ્રાપ્તિ થાય કારણ કે યાગના સંબંધમાં આવેલા વ્રીહિ અને બજારની દુકાનોમાં રહેલા વ્રીહિનું સ્વરૂપ તો એક જ છે, માટે દ્રવ્ય સ્વરૂપને પ્રયોજક ન માનતાં અપૂર્વને જ પ્રયોજક માનવું જોઇએ. ॥ ૧૫ ॥

तद्युक्तस्येति चेत् ॥ १६ ॥

પદાર્થ :—( तद्युक्तस्य ) યાગયુક્ત જે દ્રવ્ય છે તે જ પ્રયોજક છે ( इति चेत् ) જો એમ માનવામાં આવે તો આનો ઉત્તર આગળના સૂત્રમાં છે.

ભાવાર્થ :—યાગયુક્ત જે વ્રીહિ છે તેમાં જ પ્રોક્ષણાદિ ધર્મની ઉદ્દેશ્યતા છે બજારની દુકાનમાં જે વ્રીહિ છે તેમાં ઉદ્દેશ્યતા નથી જો એવી શંકા કરવામાં આવે તો ? આનું સમાધાન આગળના સૂત્રમાં છે. ॥ ૧૬ ॥

नाश्रुतित्वात् ॥ १७ ॥

પદાર્થ :—( न ) નહિ ( अश्रुतित्वात् ) પ્રકૃત વ્રીહિજ ઉદ્દેશ્ય છે એમાં કોઇ શબ્દ પ્રમાણ નથી.

ભાવાર્થ :-ઉદ્દેશ્યતાવચ્છેદક ધર્મ નિખિલ વ્રીહિનાં છે એમાં સંકોચ કરવામાં પ્રમાણનો અભાવ છે. ॥ ૧૭ ॥

अधिकारादिति चेत् ॥ १८ ॥

પદાર્થ :—( अधिकारात् ) અધિકાર હોવાથી ( इति चेत् ) જો એવી શંકા કરવામાં આવે તો.

ભાવાર્થ :—ફરીથી એવી શંકા કરવામાં આવે છે કે ભલે શ્રવણ અવિશેષ રહ્યું પણ યાગનો અધિકાર છે તેથી યાગીય વ્રીહિમાં જ પ્રોક્ષણ થવું યોગ્ય છે, યાગ બહારના સમસ્ત વ્રીહિમાં નહિ. આ શંકાનો ઉત્તર આગળના સૂત્રમાં છે. ॥ ૧૮ ॥

तुल्येषु नाधिकारः स्यात् अचोदितश्च सम्बन्धः पृथक्
सत्तां यज्ञार्थेनाभिसम्बन्धस्तस्मात् यज्ञप्रयोजनम् ॥ १९ ॥

પદાર્થ :—( तुल्येषु ) સમાનમાં ( अधिकारः न स्यात् ) અધિકાર સંભવી શકે નહિ માટે ( सम्बन्धः ) યજ્ઞાર્થત્વનો સંબંધ ( अचोदितः ) શાસ્ત્રથી નિર્દિષ્ટ નથી. ( पृथक् सत्ताम् ) ભિન્ન સત્તને જાણી શકાતી નથી માટે ( यज्ञार्थेन अभिसम्बन्धः ) બધા વ્રીહિનો યજ્ઞ સાથે સંબંધ છે ( तस्मात् ) તેથી ( यज्ञप्रयोजनम् ) પ્રોક્ષણનું પ્રયોજન સર્વ વ્રીહિ છે.

ભાવાર્થ :—જ્યાં બધા સમાન હોય છે તેમાં અધિકાર સંભવી શકે નહિ. યાગના સંબંધમાં આવેલા વ્રીહિ અને બહારના વ્રીહિમાં ફરક શો છે તે સમજી શકાતો નથી. યાગીય વ્રીહિ કરતાં બહારના વ્રીહિની સત્તા જુદી છે એવું લોક વ્યવહારથી પણ સમજી શકાતું નથી. જેમ આ અશ્વ છે અને આ બળદ છે એવો સ્પષ્ટ ભેદ સમજી શકાય છે તેમ યાગીય વ્રીહિમા અને બહારના વ્રીહિમાં ભેદ સ્પષ્ટ સમજી શકાતો નથી. આ કારણથી જ્યાં સુધી શાસ્ત્રીય અતિદેશ ન કરવામાં આવે ત્યાં સુધી બધા વ્રીહિનો યજ્ઞાર્થ સાથે સંબંધ છે. અને એ સંબંધને લીધે નિખિલ વ્રીહિ પ્રોક્ષણનો ઉદ્દેશ છે એમ સમજાય. આ કારણથી વ્રીહિના સ્વરૂપને પ્રયોજક ન માનતાં અપૂર્વને જ પ્રોક્ષણાદિનું પ્રયોજક માનવું જોઇએ. આવું સિદ્ધાંતવાદીનું માનવું છે. ॥ ૧૯ ॥

'અગ્નીષોમીયનાં પૂર્વભાગરૂપદેશમાં અનુષ્ઠીયમાન પદાર્થોનું જે ઉપાંશુત્વ છે તે, તે તે પદાર્થોથી ઉત્પન્ન થતા અવાન્તર અપૂર્વોથી પ્રયુક્ત છે.' એ અધિકરણનાં સૂત્રો.

સિદ્ધાંત સૂત્ર देशबद्धमुपांशुत्वं तेषां स्याच्छ्रुतिनिर्देशात् तस्य च तत्र भावात् ॥ २० ॥

પદાર્થ :—( देशबद्धम् ) અગ્નીષોમીયના પૂર્વ તરફથી જે દેશ છે તેના ઉપર કરવામાં આવતું ( उपांशुत्वम् ) મૌનઅનુષ્ઠાન ( तेषां स्यात् ) દીક્ષણીય આદિનું છે. ( श्रुतिनिर्देशात् ) વૈદિક વાક્યનો નિર્દેશ હોવાથી. ( तस्य तत्र भावात् ) તે કર્મનો તે દેશમાં સંબંધ હોવાથી.

ભાવાર્થ :—અગ્નીષોમીયના પૂર્વભાગમાં જે જે કર્મ કરવામાં આવે છે તે ઉપાંશુત્વથી કરવામાં આવે છે તેથી તે ઉપાંશુત્વ યજ્ઞના અવાન્તર અપૂર્વના ઉપકારક કર્મોને લીધે પ્રયુક્ત થયેલું હોય છે અને માટે વૈદિક વાક્ય પણ છે. त्सरा वा एष यज्ञस्य तस्मात् यत्किंचित् प्राचीनमग्नीषोमीयात् तेनोपांशु प्रचरन्ति । ત્સરાનો અર્થ છદ્મગતિ થાય છે. એટલે જે ઉપાંશુ કર્મ કરવામાં આવે છે તે યજ્ઞની છદ્મગતિ છે. એ છદ્મગતિથી પ્રધાન અપૂર્વને સિદ્ધ કરવામાં આવે છે. પૂર્વદેશમાં અનુષ્ઠીયમાન થતાં કર્મો સમજવાનાં છે. અને લક્ષણાથી તેવો બોધ થાય છે. કર્મ અને દેશનો આધારાધેયભાવ સંબંધ છે. ॥ ૨૦ ॥

પૂર્વપક્ષ સૂત્ર. यज्ञस्य वा तत्संयोगात् ॥ २१ ॥

પદાર્થ :—( वा ) અથવા ( यज्ञस्य ) પ્રધાન અપૂર્વમાં પ્રયોજકત્વ છે. ( तत्संयोगात् ) તે યજ્ઞ શબ્દનો વાક્યમાં સંબંધ હોવાથી.

ભાવાર્થ :—યજ્ઞ શબ્દનો સંબંધ त्सरा સાથે નથી પણ यज्ञस्य यत्प्राचीनम् એવો સંબંધ છે એટલે એનો અર્થ નીકળે છે કે યજ્ઞ સંબંધી જે પૂર્વભાગમાં કરવામાં આવે છે, તે ઉપાંશુ કરવું જોઇએ એટલે ઉપાંશુત્વનું પ્રયોજક પરમાપૂર્વ જ છે, દીક્ષણીયાદિ નહિ. આ ઠેકાણે તંત્રવાર્તિકકાર લખે છે કે यज्ञशब्दः त्सरा शब्देन सम्बध्यते । अप्रवृत्तिविशेषकरत्वात् । यस्मात् प्राचीनशब्देन सम्बध्यमानः प्रवृत्तिविशेषकरो भवति । तेन यज्ञस्य यः प्राग्भागस्तस्यायं धर्म उपांशुत्वं विधीयते ॥ આ સંદર્ભથી સ્પષ્ટ થાય છે કે યજ્ઞનો સંબંધ યજ્ઞના પૂર્વભાગમાં અનુષ્ઠીયમાન ધર્મો સાથે છે માટે પરમાપૂર્વ પ્રયુક્ત જ ઉપાંશુત્વ છે. ॥ ૨૧ ॥

अनुवादश्च तदर्थवत् ॥ २२ ॥

પદાર્થ :—( च) અને ( अनुवादः ) અર્થવાદ પણ ( तदर्थवत् ) પરમાપૂર્વ પ્રયુક્તત્વને જણાવે છે.

ભાવાર્થ :—यज्ञस्य त्सरा આવી રીતે त्सरा નો સંબંધ યજ્ઞ સાથે કરવામાં આવે તોપણ પરમાપૂર્વપ્રયુક્ત જ ઉપાંશુત્વ થઇ શકે છે. કારણ કે :— त्सरा नाम छद्मगतिः । यथा शकुनिग्राहकस्य शकुनिं जिघृक्षतश्छद्मना गतिर्भवति । शनैः पदन्यासो दृष्टिप्रणिधानम् अशब्दकरणं च । कथमनवबुद्धः

शकुनिगृह्यतेति एवमिहाप्यनवबुद्धमिव प्रहीतुं यज्ञं प्रच्छन्नगतिरुपांशुत्वं नाम। આ પ્રમાણે શાબર ભાષ્યમાં ઉલ્લેખ છે. જેમ પક્ષીને ગ્રહણ કરવા માટે શિકારી પ્રચ્છન્નગતિ કરે છે, દૃષ્ટિને સ્થિર કરે છે અને શબ્દ પણ કરતો નથી, જેથી અનવબુદ્ધ રહેલું પંખી એકદમ પકડાઇ જાય છે તેમ ઉપાંશુત્વ રૂપ ધર્મથી યજ્ઞને પ્રાપ્ત કરી શકાય એ આવો અર્થવાદ છે. શિકારીનાં ચુપકીથી પગલાં ભરવાં આદિ તે દેશને માટે હોતાં નથી પણ પંખીને પકડવા માટે હોય છે તેમ અહીં પણ ઉપાંશુત્વ રૂપ ધર્મ તે દેશના પદાર્થોને માટે કરવામાં આવતો નથી પણ અપૂર્વ રૂપ યજ્ઞને પ્રાપ્ત કરવા માટે કરવામાં આવે છે. આથી સિદ્ધ થાય છે કે ઉપાંશુત્વ એ પરમાપૂર્વ પ્રયુકત છે. ॥ ૨૨ ॥

## ' વાઙ્નિયમ અવાન્તર અપૂર્વપ્રયુકત છે. ' એ અધિકરણનાં સૂત્રો.

### प्रणिताादि तथेति चेत् ॥ २३ ॥

પદાર્થ :—( प्रणीतादि ) પ્રણીતા પ્રણયન આદિ સંબંધિ વાઙ્નિયમ પણ ( तथ इति चेत् ) પરમાપૂર્વ પ્રયુકત છે જો એમ કહેવામાં આવે તો ?

ભાવાર્થ :—' यज्ञं तनिष्यन्तौ अध्वर्युयजमानौ वाचं यच्छतः, तां वाचं हविष्कृता विसृजेयाताम् ' આ વાકયમાં પ્રતિપાદિત જે વાણીનો સંયમ છે તે પરમાપૂર્વ પ્રયુકત છે. એટલે મૌન ધારણ કરી અધ્વર્યુ અને યજમાને યજ્ઞનું અનુષ્ઠાન કરવું, કે જેથી ચિત્તવૃત્તિમાં વિક્ષેપ ન આવે મોટેથી બોલવામાં અથવા અપ્રાસંગિક વાત કરવામાં ચિત્ત ચંચલ બને છે. ચિતના ચંચલ્યથી યજ્ઞમાં વૈકલ્ય ઉત્પન્ન થવા સંભવ છે. માટે મૌન ધારણ કરવા ઉકત વાકયમાં વિધાન છે અને તે પરમાપૂર્વ માટે જ છે. આવુ પૂર્વપક્ષવાદીનું મંતવ્ય છે. આ મૌન પ્રણીતાપ્રણયન સબંધી છે. ॥ ૨૩ ॥

સિદ્ધાંત સૂત્ર न यज्ञस्याश्रुतित्वात् ॥ २४ ॥

પદાર્થ :—( न ) નહિ, ( यज्ञस्य ) યજ્ઞની अश्रुतित्वात् ) વિવક્ષા ન હોવાથી.

ભાવાર્થ :-ઉકત મૌન અર્થાત્ ઉપાંશુત્વ પરમાપૂર્વપ્રયુક્ત નથી પણ અવાન્તર અપૂર્વથી પ્રયુક્ત છે. વાણીના નિયમના ઉદ્દેશ્ય અધ્વર્યુ અને યજમાન છે અને યજ્ઞ તો એનું વિશેષણ છે માટે ઉદ્દેશ્યનું વિશેષણ અવિવક્ષિત છે. ॥ ૨૪ ॥

### तद्देशानां वा संघातस्याचोदितत्वात् ॥ २५ ॥

પદાર્થ :—( वा ) અથવા ( तद्देशानाम् ) પૂર્વદેશ સંબંધી પદાર્થોથી ઉપાંશુત્વ પ્રયુકત થાય છે. ( संघातस्य अचोदितत्वात् ) ગ્રહ, યજિ અને અભ્યાસ આદિ સંઘાતનો ઉપાંશુત્વ ભાગ નથી એવું વિધાન ન હોવાથી.

ભાવાર્થ :—પરમાપૂર્વ પ્રયુક્ત ઉપાંશુત્વ નથી પણ અગ્નીષોમીયનો જે પૂર્વદેશ છે તેમાં અનુષ્ઠેયમાન થતા પદાર્થોનો સંબંધ રાખનાર ઉપાંશુત્વ છે એટલે તે અવાન્તરાપૂર્વપ્રયુકત જ છે. ॥ ૨૫ ॥

## ' ઈષ્ટકાઓમાં એક વખત વિકર્ષણઆદિનું અનુષ્ઠાન કરવું. ' એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ **अग्निधर्मः प्रतीष्टकं संघातात् पौर्णमासीवत् ॥ २६ ॥**

**પદાર્થ** :—( अग्निधर्मः ) કર્ષણ પ્રોક્ષણ આદિ અગ્નિના ધર્મ છે. ( प्रतीष्टकम् ) માટે પ્રતિ ઈષ્ટકાઓમાં કર્ષણ કરવું જોઈએ. ( संघातात् ) અગ્નિપદ વાચ્ય ઈષ્ટકાનો સમુદાય હોવાથી. ( पौर्णमासीवत् ) જેમ આગ્નેય, ઉપાંશુ અને અગ્નીષોમીયના સંઘાતમાં પૌર્ણમાસી-શબ્દ વપરાય છે તેમ.

**ભાવાર્થ** :—' इष्टकाभिरग्निं चिनुते ' આવું શ્રવણ છે. તેમાં આ પ્રમાણે આમ્નાન છે. ' मण्डूकेनाग्निं विकर्षति ' આ ઠેકાણે જે વિકર્ષણ બતાવ્યું છે તે દરેક ઇષ્ટકાને લાગુ પડે છે કારણ ઇષ્ટકાના સમુદાયને જ આ ઠેકાણે અગ્નિ કહેવામાં આવ્યો છે. આવું પૂર્વપક્ષવાદીનું માનવું છે. ॥ ૨૬ ॥

સિદ્ધાંત સૂત્ર. **अग्नेर्वा स्यात् द्रव्यैकत्वादितरासां तदर्थत्वात् ॥ २७ ॥**

**પદાર્થ** :—( वा ) અથવા ( अग्निः ) ઇષ્ટકાથી અલગ અગ્નિનો ધર્મ વિકર્ષણ છે. ( द्रव्यैकत्वात् ) અગ્નિરૂપ દ્રવ્ય એક જ હોવાથી. ( इतरासाम् ) ઇષ્ટકા અર્થાત્ ઈંટો ( तदर्थत्वात् ) અગ્નિને માટે હોવાથી.

**ભાવાર્થ** :—इष्टकाभिरग्निं चिनुते આ ઠેકાણે ઈષ્ટકાને તૃતીયા વિભકિત છે અને અગ્નિ શબ્દને બીજી વિભકિત છે. તેથી ઇષ્ટકા સાધન છે અને અગ્નિ સાધ્ય છે સાધ્ય અને સાધન જુદાં જ હોય છે. માટે ઇષ્ટકા અને અગ્નિનો ભેદ માનવો જોઈએ. ॥ ૨૭ ॥

**चोदनासमुदायात्तु पौर्णमास्यां तथात्वं स्यात् ॥ २८ ॥**

**પદાર્થ** :—( तु ) પૂર્વપક્ષની વ્યાવૃત્તિ સૂચવે છે. ( चोदनासमुदायात् ) વિધાન સમુદાય પરક હોવાથી ( पौर्णमास्यां ) પૌર્ણમાસીમાં ( तथात्वम् स्यात् ) તેમ માનવું યોગ્ય છે.

**ભાવાર્થ** :—પૌર્ણમાસી શબ્દ તો સંઘાત પરક છે એવું વૈદિક વિધાન છે માટે પૌર્ણમાસી શબ્દને સંઘાત પરક માનવો ઠીક છે પણ પ્રકૃત સ્થળમાં અગ્નિ શબ્દને ઇષ્ટકા પરક માનવામાં કોઈપણ જાતનું પ્રમાણ નથી. આથી સિદ્ધ થાય છે કે ઉકત સ્થળે એકજ વખત વિકર્ષણ છે અને તે અગ્નિ સંબંધમાં જ છે, ઇષ્ટકા સંબંધમાં નહિ. ॥ ૨૮ ॥

## દ્વાદશાહયજ્ઞમાં ઉત્તમાહ સિવાય બીજા અહનમાં પત્નીસંયાજાન્તત્વ છે. એ અધિકરણનાં સૂત્રો

પૂર્વપક્ષ **पत्नीसंयाजान्तत्वं सर्वेषामविशेषात् ॥ २९ ॥**

**પદાર્થ** :—( पत्नीसंयाजान्तत्वम् ) પત્નીસંયાજાન્તત્વ ( सर्वेषाम् ) સર્વ અહર્ગણાત્મક યાગોમાં હોય છે ( अविशेषात् ) બધાને માટે સામાન્ય રૂપે કહેવામાં આવેલ હોવાથી.

**ભાવાર્થ**:—'અહર્ગણ' યાગ વિશેષ છે, 'द्वादशाहेन प्रजाकामं याजयेत्' પ્રજાની ઇચ્છા રાખનારને દ્વાદશાહ નામક અહર્ગણથી યાગ કરાવવો. આ ઠેકાણે पत्नीसंयाजान्तानि अहानि संतिष्ठन्ते અહન્ નામક યાગ પત્નીસંયાજક કર્મ કરીને સમાપ્ત થાય છે. આ પત્નીસંયાજાન્તત્વ ધર્મ બધા યાગોમાં કરવાનો હોય છે કે ઉત્તમ અર્થાત્ છેલ્લાની પહેલાના બધા યાગોમાં ? આ સંદેહમાં પૂર્વપક્ષવાદી તરફથી એમ કહેવામાં આવે છે કે કોઇ વિશેષનું શ્રવણ ન થવાથી બધાય અહન્ યાગોમાં પત્નીસંયાજાન્તત્વ ધર્મ અનુષ્ઠેય છે. અને તે દરેક યજ્ઞને છેડે કરવાનો હોય છે. ॥ ૨૯ ॥

સિદ્ધાંત સૂત્ર. लिङ्गाद्वा प्रागुत्तमात् ॥ ३० ॥

**પદાર્થ** :—( उत्तमात् प्राक् ) છેલ્લા અહન્ યાગ પહેલાં સર્વ યાગેમાં પત્નીસંયાજાન્તત્વ હોય છે. ( लिङ्गात् ) લિંગ વાકયનું સમર્થન હોવાથી. ( वा ) આ શબ્દ સિદ્ધાંત પક્ષને સૂચવે છે.

**ભાવાર્થ** :—અર્થવાદ રૂપ લિંગ વાકયમાં શ્રવણથી અન્તિમ દિન પહેલાંના બધા અહનોમાં પત્નીસંયાજાન્તત્વ છે. पत्नीसंयाजान्तानि अहानि संतिष्ठन्ते । न बर्हिरनुप्रहरति, असंस्थितो हि यज्ञः આ લિંગ વાકયમાં અસંસ્થિત શબ્દનો અર્થ અસમાપ્ત થાય છે. એટલે જે અહન્માં યજ્ઞ અસંસ્થિત રહે તો તેમાં પત્નીસંયાજાન્તત્વ ધર્મ અનુષ્ઠેય છે. ચરમ અહન્માં યજ્ઞ સંસ્થિત હોવાથી તેમાં પત્નીસંયાજાન્તત્વ નથી ॥ ૩૦ ॥

अनुवादो वा दीक्षा यथा नक्तं संस्थापनस्य ॥ ३१ ॥

**પદાર્થ** :—( वा ) અથવા ( अनुवादः ) અર્થવાદ છે ( यथा ) જેમ ( दीक्षा ) દીક્ષાનું ઉન્મોચન વચન. ( नक्तं संस्थापनस्य ) નકત સંસ્થાપનનો વિધ્યર્થવાદ છે તેમ.

**ભાવાર્થ** :—આ સૂત્રમાં પૂર્વપક્ષવાદી તરફથી આક્ષેપ છે. પત્નીસંયાજાન્તત્વ એ તો અર્થવાદ છે એટલે સ્તુતિને માટે છે. असंस्थितो यज्ञश्चिरेण संस्थाप्यते । અસંસ્થિત અસમાપ્ત યજ્ઞ લાંબે વખતે સમાપ્ત થશે અસંસ્થા વચન પત્નીસંયાજાન્તતાની પ્રશંસા માટે છે. ઉકત બધા જ યજ્ઞો સંસ્થાવાળા હોય છે. જેમ દીક્ષાનું ઉન્મોચન વચન નકત સંસ્થાપનના અર્થવાદને માટે છે તેમ ઉકત સ્થળમાં અસંસ્થાવચન અર્થવાદને માટે છે. એટલે પત્નીસંયાજાન્તત્વ સર્વ અહન્ યાગોમાં હોય છે. ॥ ૩૧ ॥

સિદ્ધાંત સૂત્ર. स्याद्वाऽनारभ्यविधानादन्ते लिङ्गविरोधात् ॥ ३२ ॥

**પદાર્થ** :—( वा ) અથવા ( स्यात् ) અન્ત્ય અહનયાગ પહેલા યાગોમાં પત્નીસંયાજાન્તત્વ છે. ( अनारभ्यविधानात् ) અન્તિમ યાગને ઉદ્દેશીને વિધાન ન હોવાથી ( लिङ्गविरोधात् ) લિંગ વાકય સાથે વિરોધ હોવાથી.

**ભાવાર્થ** :—આ સૂત્રનો ભાવ એ છે કે પત્નીસંયાજાન્તત્વ અન્તિમ અહન્ પહેલાના જેટલા યાગો હોય તે બધામાં કર્તવ્ય છે. પત્નીસંયાજો કરવાથી કંઇ યજ્ઞની સમાપ્તિ થતી નથી

પણ યજ્ઞ તો આગળ ચાલુ જ રહે છે. માટે પત્નીસંયાજાન્ત અહન્ યાગો સમાનરૂપે શ્રુત હોવા છતાં અન્તિમયજ્ઞને છોડી તે કરવા એવો સંકોચ કરવો ન્યાય્ય છે. ॥ ૩૨ ॥

## 'સામિધેનીનો અભ્યાસ સ્થાનધર્મતાને લીધે છે.'

## એ અધિકરણનાં સૂત્રો.

**अभ्यासः सामिधेनीनां प्राथम्यात् स्थानधर्मः स्यात् ॥ ३३ ॥**

**પદાર્થ** :—( सामिधेनीनाम् ) સામિધેની ઋચાઓનો ( अभ्यासः ) વારંવાર ઉચ્ચારણ કરવું તે (स्थानधर्मः ) સ્થાનધર્મ ( स्यात् ) છે. ( प्राथम्यात् ) સ્થાનની પ્રથમ ઉપસ્થિતિ થવાથી.

**ભાવાર્થ** :—દર્શપૂર્ણમાસ પ્રકરણમાં આનું શ્રવણ થાય છે અને તે સામિધેનીને ઉદ્દેશીને છે. " त्रिः प्रथमामन्वाह " આ ઠેકાણે ત્રણવાર બોલવા રૂપ અભ્યાસ સૂચિત થાય છે. તેથી વિકૃતિ યાગમાં " प्र वो वाजा " આ ઋચાથી ભિન્ન ઋચાનો પણ ત્રણ વખત અભ્યાસ ઇષ્ટ છે. સ્થાનનો અભ્યાસ અશક્ય હોવાથી સ્થાનમાં પઠિત ઋચાઓ જ લક્ષણા વૃત્તિથી " प्रथमाम् " પદથી બોધ થાય છે. प्रथमाम् આ પદમાં 'પ્રથમ' ની ઉપસ્થિતિ પહેલી થાય છે અને એનાથી સ્થાન જ સૂચિત થાય છે. પછી ઋચાનો તો ઉક્ત રીતે બોધ થાય છે. માટે અભ્યાસની સ્થાન ધર્મતા છે એ સિદ્ધ થાય છે. ॥ ૩૩ ॥

## આરંભણીયા ઇષ્ટિના અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ **इष्ट्यावृत्तौ प्रयाजवदावर्तेताऽऽरम्भणीया ॥ ३४ ॥**

**પદાર્થ** :—( इष्ट्यावृत्तौ ) દર્શપૂર્ણમાસની આવૃત્તિમાં ( आरम्भणीया ) આરંભણીયા ઇષ્ટિની પણ ( आवर्तेत ) આવૃત્તિ કરવી જોઇએ. ( प्रयाजवत् ) પ્રયાજની પેઠે.

**ભાવાર્થ** :—आग्नावैष्णवमेकादशकपालं निर्वपेद् दर्शपूर्णमासा वारिप्समानः આ વાક્યથી વિહિત થતી આરંભણીયા ઇષ્ટિ જ્યારે જ્યારે દર્શપૂર્ણમાસ ઇષ્ટિ કરવામાં આવે ત્યારે ત્યારે કરવી જોઇએ. કારણ કે તે પ્રયાજની માફક અંગ છે. જ્યાં સુધી જીવન ચાલે ત્યાં સુધી દર્શપૂર્ણમાસની આવૃત્તિ કરવાની હોય છે. ॥ ૩૪ ॥

સિદ્ધાંત સૂત્ર. **सकृद्वाऽऽरम्भसंयोगादेकः पुनरारम्भो यावज्जीव प्रयोगात् ॥ ३५ ॥**

**પદાર્થ** :—( वा ) પૂર્વપક્ષની વ્યાવૃત્તિ સૂચવે છે. ( सकृत् ) એક વખત ( आरम्भसंयोगात् ) આરંભનું શ્રવણ હોવાથી ( आरम्भः पुनः एकः ) એકજ આરંભ કરવો જોઇએ यावज्जीवप्रयोगात् ) જ્યાં સુધી જીવ ચાલે ત્યાં સુધીનો પ્રયોગ હોવાથી.

**ભાવાર્થ** :—હું જ્યાંસુધી જીવીશ ત્યાંસુધી યજ્ઞ કરીશ એવો સંકલ્પ હોવાથી આરંભ સાથે જ આરંભણીયા ઇષ્ટિનું શ્રવણ છે તેથી પ્રત્યેક દર્શપૂર્ણમાસના યાગમાં તેની આવૃત્તિ કરવી ન જોઇએ. પ્રયાજાદિની પેઠે એ સાક્ષાત્ અંગ પણ નથી, પણ આરંભ દ્વારા એ અંગ બને છે ॥ ૩૫ ॥

## 'નિર્વાપમંત્રમાં અસમવેતાર્થક સવિતૃઆદિ પદોનો ઊહ થતો નથી.' એ અધિકરણનાં સૂત્રો.

**अर्थाभिधानसंयोगान्मन्त्रेषु शेषभावः स्यात्तत्राचोदितमप्राप्तं चोदिताभिधानात् ॥ ३६ ॥**

**પદાર્થ** :—( मन्त्रेषु ) મંત્રોમાં ( शेषभावः ) અંગત્વ ( स्यात् ) પ્રાપ્ત છે ( अर्थाभिधान संयोगात् ) અર્થપ્રકાશન સંબંધ હોવાથી ( तत्र ) દર્શપૂર્ણમાસમાં ( अचोदितं ) અવિહિત છે. ( अप्राप्तम् ) માટે અપ્રાપ્ત છે. ( चोदिताभिधानात् ) મંત્રમાં વિધિવિહિત અર્થનું પ્રકાશન હોવાથી.

**ભાવાર્થ** :—કર્મ સમવેત અર્થને મંત્ર સ્મરણ કરાવે છે. અને એ કારણથી જ મંત્ર અંગ તરીકે યાગમાં સમામ્નાત હોય છે. 'देवस्य त्वा सवितुः प्रसवेऽश्विनो बाहुभ्यां पूष्णो हस्ताभ्यामग्नये जुष्टं निर्वपामि । દર્શપૂર્ણમાસમાં આ નિર્વાપ મંત્ર છે. આ મંત્રમાં સવિત્રાદિ જે દેવતાવાચક શબ્દો છે તે કર્મ સમવેત દેવતારૂપ અર્થના પ્રકાશક છે. આ મંત્રની સૌર્યયાગમાં જ્યારે પ્રાપ્તિ થાય છે ત્યારે સવિતૃ પદના સ્થાનમાં સૂર્ય આદિ પદનો પ્રક્ષેપ રૂપ ઊહ કરવો જોઇએ એવું પૂર્વપક્ષવાદીનું મંતવ્ય છે. સિદ્ધાંત એ છે કે પ્રકૃતિમાં મંત્રલિંગથી કલ્પિત દેવતા સાથે અગ્નિઆદિનો વિકલ્પ છે એમ કહી શકાય નહિ કારણ કે એકવાકયતાનો ભંગ થાય છે. ઉત્પત્તિશિષ્ટ અગ્ન્યાદિની પ્રબલતા પણ છે તેથી તેનો બાધ સંભવી શકે નહિ માટે સૌર્યાદિ વિકૃતિયાગમાં પણ તે જ શબ્દોથી નિર્વાપ કરવો સંભવિત છે માટે સવિતૃપદના સ્થાનમાં સૂર્ય આદિ પદોનો ઊહ કરવો નહિ ॥ ૩૬ ॥

**ततश्चावचनं तेषामितरार्थं प्रयुज्यते ॥ ३७ ॥**

**પદાર્થ** :—( ततः ) તે કારણથી ( तेषाम् ) તેઓનું ( अवचनम् ) અશ્રુતનું વચન કરવામાં આવતું નથી ( इतरार्थम् प्रयुज्यते ) નિર્વાપની સ્તુતિને માટે એનો પ્રયોગ કરવામાં આવે છે.

**ભાવાર્થ** :—'देवस्य सवितुः प्रसवे' ઇત્યાદિ મંત્રમાં સવિતૃ, અશ્વિન્ અને પૂષન્ આદિ નિર્વાપની સ્તુતિ માટે છે અને નિર્વાપ अग्नये जुष्टं निर्वपामि એ મંત્રગતવાક્યથી કરવો જોઇએ. માટે સવિત્રાદિ શબ્દના સ્થાનમાં સૂર્યાદિ શબ્દનો ઊહ કરવો નહિ ॥ ૩૭ ॥

## 'अग्नये जुष्टम् ઇત્યાદિવાકયગત અગ્નિપદનો ઊહ વિકૃતિમાં કરવો જોઇએ.' એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ સૂત્ર. **गुणशब्दस्तथेति चेत् ॥ ३८ ॥**

**પદાર્થ** :—( गुणशब्दः ) ગુણભૂત અગ્નિઆદિ અર્થનો વાચક શબ્દ પણ ( तथा ) સવિત્રાદિ શબ્દની પેઠે સ્તાવક છે ( इति चेत् ) જો એમ માનવામાં આવે તો. આનો ઉત્તર આગળના સૂત્રમાં છે.

**ભાવાર્થ** :—देवस्य त्वा सवितुः प्रसवे ઈત્યાદિ મંત્રમાં જે ગુણભૂત અગ્નિ વાચક શબ્દ છે તે પણ સવિતૃ આદિ શબ્દ પેઠે સ્તાવક જ છે, માટે વિકૃતિ યાગમાં તેનો ઊહ ન કરવો જો એમ કહેવામાં આવે તો તેનો ઉત્તર આગળના સૂત્રમાં આપવામાં આવે છે. ॥ ૩૮ ॥

સિદ્ધાંત સૂત્ર. **न समवायात् ॥ ३९ ॥**

**પદાર્થ** :—( न ) સ્તાવક શબ્દ નથી ( समवायात् ) અર્થનો બાધ થતો ન હોવાથી.

**ભાવાર્થ** :—' अग्नये जुष्टं निर्वपामि ' ઉક્ત મંત્રમાં જે આ વાક્ય છે તેનો અર્થ એવો છે કે અગ્નિવડે જુષ્ટ જેવી રીતે થાય તેવી રીતે હું નિર્વાપ કરૂં છું. માટે અર્થનો બાધ થતો ન હોવાથી અગ્નિ શબ્દ સ્તાવક નથી તેથી વિકૃતિ યાગમાં અગ્નિપદનો ઊહ કરવો જોઈએ. ॥ ૩૯ ॥

**ઈડાપક્ષીન મંત્રોમાં જે યજ્ઞપતિ શબ્દ પઠિત છે તેનો ઊહ થતો નથી એ અધિકરણનું સૂત્ર.**

**चोदिते तु परार्थत्वाद्विधिवदविकारः स्यात् ॥ ४० ॥**

**પદાર્થ** :—( चोदिते तु ) યજ્ઞપતિ શબ્દનો પાઠ હોવા છતાં પણ ( परार्थत्वात् ) ઈડાની સ્તુતિને માટે હોવાથી ( विधिवत् ) અન્વારંભણ વિધિ પેંડે ( अविकारः स्यात् ) ઊહ થતો નથી.

**ભાવાર્થ** :—દર્શપૂર્ણમાસ પ્રકરણમાં આ પ્રમાણે મંત્ર છે. ये यज्ञपतिं वर्धान् આ ઠેકાણે वर्धान् નો અર્થ वर्धयन्तु થાય છે. હવે બહુયજમાનવાળા સત્રમાં યજ્ઞપતિ શબ્દનો અતિદેશ હોવાથી યજ્ઞપતિશબ્દોત્તર બહુવચનનો પ્રયોગ કરવો કે નહિ ? આ બાબત પૂર્વપક્ષવાદીનું માનવુ છે કે બહુવચનનો ઊહ કરવો જોઇએ અને સિદ્ધાંતવાદીનું કથન છે કે બહુવચનનો ઊહ ન કરવો જોઇએ. યજ્ઞપતિ શબ્દ તો કેવળ ઇડા સ્તુતિને માટે પ્રયુક્ત થયેલો છે અને તેથી તે અસમવેત છે. એક વચનાન્ત યજ્ઞપતિ શબ્દથી પણ ઇડાસ્તુતિ સંભવી શકે છે. આ પ્રમાણે સિદ્ધાન્તીનું સહેતુક માનવું છે. ॥ ૪૦ ॥

**સૂકતવાકમાં યજમાન શબ્દનો ઊહ છે. એ અધિકરણનું સૂત્ર.**

**विकारस्तत्प्रधाने स्यात् ॥ ४१ ॥**

**પદાર્થ** :—( तत्प्रधाने ) યજમાન પ્રધાન મંત્રમાં ( विकारः स्यात् ) ઊહ કરવો જોઈએ.

**ભાવાર્થ** :—પૂર્વસૂત્રનું આ અપવાદ સૂત્ર છે. દર્શપૂર્ણમાસ પ્રકરણમાં જે સૂક્તવાક મંત્ર છે તેમાં यजमान आयुराशास्ते सुप्रजस्त्वमाशास्ते उत्तरां देवयज्यामाशास्ते भूयो हविष्करणमाशास्ते । ઇત્યાદિ વાકયોમાં જે યજમાન શબ્દ છે તેનો સત્રમાં બહુવચનરૂપે ઊહ કરવો જોઈએ. કારણ કે જેટલા હોય છે તે બધા જ ફળની ઇચ્છા કરતા હોય છે. અને ફળ વિવક્ષિત છે માટે ઊહ કરવો જોઇએ. ॥ ૪૧ ॥

## 'સુબ્રહ્મણ્યાહ્વાનના નિગદમાં હરિવત્ શબ્દનો ઊહ થતો નથી.' એ અધિકરણને સમજાવે છે.

### असंयोगात् तदर्थेषु तद्विशिष्टं प्रतीयेत ॥ ४२ ॥

**પદાર્થ** :—હરિવત્ આદિ શબ્દોનો ( तदर्थेषु ) હરિદ્ર આદિના અર્થોમાં ( असंयोगात् ) સંબંધ ન હોવાથી ( तद्विशिष्टम् ) હરિવદાદિ શબ્દ વિશિષ્ટ જ વિકૃતિમાં ( प्रतीयेत ) પ્રતીત થાય છે.

**ભાવાર્થ** :—જ્યોતિષ્ટોમમાં, સુબ્રહ્મણ્યાહ્વાનમાં इन्द्रागच्छ हरिव आगच्छ मेधातिथेः ઇત્યાદિ મંત્ર સમામ્નાન છે. अग्निष्टुत નામક વિકૃતિ યાગમાં આનો અતિદેશ છે. અહીં હરિવત આદિનો જે શબ્દાર્થ છે, તેનો ઇંદ્ર સાથે સંબંધ ન હોવાથી हरिवत શબ્દનો ઊહ માનવામાં આવતો નથી. કેવળ અવિદ્યમાન ગુણોથી ઇંદ્રની સ્તુતિ કરવામાં આવી છે. ॥ ૪૨ ॥

### कर्माभावादेवमिति चेत् ॥ ४३ ॥

**પદાર્થ** :—( एवम् ) જો ઊહ ન કરવામાં આવે તો ( कर्माभावात् ) હરિવદાદિશબ્દ પ્રયોગ નિમિત્ત કર્મનો સંબંધ ઇંદ્રમાં ન હોય તો હરિવદાદિ શબ્દ અસમવેતાર્થક થઈ જાય ( इति चेत् ) જો એમ માનવામાં આવે તો. આનો ઉત્તર આગળના સૂત્રમાં છે.

**ભાવાર્થ** :—હરિવત્ શબ્દનો અર્થ ઇંદ્રમાં છે. જેમકે अहोरात्रे वा इन्द्रस्य हरी રાત અને દિવસ ઇન્દ્રના હરિ છે. કારણકે ताभ्यामेव सर्वं हरति તેનાથી જ આ બધાનું તે હરણ કરે છે. આ કારણને લીધે હરિવત્ શબ્દની પ્રવૃત્તિનિમિત્તક જે ક્રિયા છે તે ઇન્દ્રમાં છે. તેથી हरिवत् શબ્દ સમવેતાર્થક છે. અને એ કારણને લીધે હરિવત્ આદિ શબ્દોનો પણ ઊહ થવો જોઇએ. આનો ઉત્તર આગળના સૂત્રમાં છે. ॥ ૪૩ ॥

### न परार्थत्वात् ॥ ४४ ॥

**પદાર્થ** :—( न ) નહિ ( परार्थत्वात् ) કેવળ સ્તુતિને માટે હોવાથી.

**ભાવાર્થ** :—' अहोरात्रे इन्द्रस्य हरी ' આ વાક્ય તો કેવળ અર્થવાદ જ છે અને તેનાથી ઇન્દ્રની સ્તુતિ જ પ્રતીત થાય છે માટે હરિવત્ શબ્દ અસમવેતાર્થક છે, અને તેથી તેવા શબ્દોનો ઊહ થતો નથી. ॥ ૪૪ ॥

## સારસ્વતી મેષોમાં અદ્રિગુવચનનો અભાવ છે. એ અધિકરણનાં સૂત્રો.

### लिङ्गविशेषनिर्देशात् समानविधानेष्वप्राप्ता सारस्वती स्त्रीत्वात् ॥ ४५ ॥

**પદાર્થ** :—( समानविधानेषु ) પશુ સામાન્યનો ઉદ્દેશ કરી પશુ સંબંધી ધર્મવિધિઓમાં ( सारस्वती ) સરસ્વતી દેવતાક મેષીદ્રવ્યક યાગ ( अप्राप्ता ) પ્રાપ્ત થતો નથી ( लिङ्गविशेषनिर्देशात् ) પુંલિંગનો નિર્દેશ હોવાથી. અને મેષી તો ( स्त्रीत्वात् ) સ્ત્રી હોવાથી.

ભાવાર્થ :—અધ્રિગુ નામક એક ઋત્વિજ્ છે તેને ઉદ્દેશીને પ્રૈષ મંત્ર બોલવામાં આવે છે. दैव्यः शमितारः आरभध्वम् અતિરાત્ર યાગમાં સવનીય પશુનું આમ્નાન આ પ્રમાણે છે सारस्वी मेष्यतिरात्रे । એ મેષીમાં ઉકત મંત્ર લાગુ પડતો નથી કારણ કે મેષી સ્ત્રીલિંગ છે અને ' प्रास्मा अग्निं भरत ' આ ઠેકાણે अस्मै પદ પુંલિંગ વાચક છે. માટે सारस्वती અધ્રિગુ પ્રૈષને પ્રાપ્ત થતી નથી આ કારણથી સારસ્વતી મેષી જે અતિરાત્રમાં દેય છે તેમાં दैव्यः शमितारः ઇત્યાદિ મંત્રની નિવૃત્તિ થાય છે. ॥ ૪૫ ॥

પૂર્વપક્ષ **पश्वभिधानाद्वा तद्धि चोदनाभूतं पुंविषयं पुनः पशुत्वम् ॥ ૪૬ ॥**

**પદાર્થ** :—( वा ) અથવા ( पश्वभिधानात् ) પશુનું અભિધાન હોવાથી ( तत् हि ) તે જ ( चोदनाभूतम् ) વિધિનો વિષય છે ( पुंविषयम् ) માટે પુંપશુ પણ મેષીને ઉદ્દેશીને છે. (पुनः पशुत्वम् ) મેષીમાં પશુત્વ તો છે જ.

**ભાવાર્થ** :—અધ્રિગુ પ્રૈષપઠનમાં પુંલિંગનો કોઇ વિરોધ નથી. अग्निषोमियं पशुमालभेत આ ઠેકાણે પશુ શબ્દનો જ પાઠ છે प्रास्मा अग्निं भरत આ ઠેકાણે अस्मै પદ ઉક્ત વાકયમાં જે પશુ પદ છે તેને ઉદ્દેશીને જ છે. મેષી પણ પશુ જ છે. વસ્તુ માત્ર ત્રણે લિંગમાં પ્રયુક્ત થાય છે. કોઇક વખતે પુરુષને ઉદ્દેશીને કહેવામાં આવે છે કે इदं वस्तु दुर्लभम् અહીં વસ્તુના તાત્પર્યથી પુરુષમાં નપુંસકનો નિર્દેશ થયો છે વ્યકિતના તાત્પર્યથી સ્ત્રીલિંગનો નિર્દેશ પણ થઇ શકે છે. માટે પુલિંગ વચનમાં કોઇ વિરોધ નથી. એટલે કે સારસ્વતી મેષી અધ્રિગુ પ્રૈષને પ્રાપ્ત થાય છે. ॥ ૪૬ ॥

પૂર્વપક્ષ દૂષક સૂત્ર. **विशेषो वा तदर्थनिर्देशात् ॥ ૪૭ ॥**

**પદાર્થ** :—( वा ) અથવા ( विशेष ) વિશેષ છે. ( तदर्थनिर्देशात् ) પુંસ્ત્વની વિવક્ષા હોવાથી.

**ભાવાર્થ** :—ખાસ પુંલિંગનું કથન હોવાથી અને તેની વિવક્ષા હોવાથી સારસ્વતી મેષી અધ્રિગુના પ્રૈષનો વિષય નથી. ॥ ૪૭ ॥

**पशुत्वं चैक्यशब्द्यात् ॥ ૪૮ ॥**

**પદાર્થ** :—( च ) અને ( पशुत्वम् ) પશુત્વનો જે નિર્દેશ મેષીમાં થાય છે તે તો ( ऐक्यशब्द्यात् ) મેષી અને પશુની એકતા હોવાથી.

**ભાવાર્થ** :—મેષી પશુ છે અહીં પશુ એ વિશેષ્ય તરીકે છે, પણ તેથી જ્યાં મેષીની જરૂર હોય ત્યાં ગમે તે પશુ ચાલી શકે નહિ. ॥ ૪૮ ॥

**यथोक्तं वा सन्निधानात् ॥ ૪૯ ॥**

**પદાર્થ**:—( वा ) અથવા ( सन्निधानात ) સંનિધાન હોવાથી ( यथोक्तम् ) અધ્રિગુ પ્રૈષ મેષીને પ્રાપ્ત થતો નથી.

**ભાવાર્થ** :—જ્યાં સારસ્વતી મેષોનું દાન આપવાનું હોય છે ત્યાં વિધિમાં કહેલી મેષી જ પ્રથમ બુદ્ધિગોચર થાય છે, પણ નહિ. આથી સિદ્ધ થાય છે કે અધ્રિગુ પ્રૈષ મેષોને પ્રાપ્ત નથી એટલે સારસ્વત મેષોમાં અધ્રિગુ પ્રૈષનો ઊહ કરવો નહિ. ॥ ૪૯ ॥

## યજ્ઞાયજ્ઞીય સામગાનમાં ગિરાપદના સ્થાનમાં ઇરાપદની જ કર્તવ્યતા છે, એ અધિકરણનાં સૂત્રો.

**સિદ્ધાંત સૂત્ર.** **आम्नातादन्यदधिकारे वचनाद् विकारः स्यात् ॥ ५० ॥**

**પદાર્થ** :—( अधिकारे ) એ અધિકારમાં ( आम्नातात् ) આમ્નાત સામથી ( अन्यद् विकारः ) અન્ય આદેશભૂત વિકાર થાય છે. ( वचनात् ) વિશેષનું વિધાન હોવાથી.

**ભાવાર્થ** :—જ્યોતિષ્ટોમમાં યજ્ઞાયજ્ઞીય સ્તોત્ર છે. તેમાં આ ઋચા છે. यज्ञायज्ञा वो अग्नये गिरा गिरा चदक्षसे। प्रप्र वयममृतं जातवेदसं प्रियं मित्र न शंसिषम् ॥ ६-४८-१ ઋગ્વેદ આ ઋચામાં જ્યાં गिरा गिरा પદો છે ત્યાં इरा इरा પદો ગોઠવીને સામગાન કરવું. કારણ કે ऐरं कृत्वोद्गायेत् એવું વિશેષ વિધાન છે. માટે પ્રયોગ વખતે પઠિત વર્ણના બાધક તરીકે इरा इरा આવો વિકાર કરી ગાન કરવું. ॥ ૫૦ ॥

**પૂર્વપક્ષ સૂત્ર.** **द्वैधं वा तुल्यहेतुत्वात्सामान्याद् विकल्पः स्यात् ॥ ५१ ॥**

**પદાર્થ** :—( वा ) અથવા ( द्वैधम् ) બન્ને રીતે પાઠ રાખી ગાન કરવું. ( तुल्यहेतुत्वात् ) સમાન હેતુ હોવાથી. ( सामान्यात् ) સમાનતા હોવાથી ( विकल्पः स्यात् ) વિકલ્પ થાય છે.

**ભાવાર્થ** :—મંત્રમા પાઠ 'गिरा गिरा' આવો છે તેથી તેનું ગાન થવું જોઇએ અને 'इरा इरा' આવું વિધાન છે માટે તેનું પણ ગાન થવું જોઇએ. એટલે પરિણામ વિકલ્પમાં આવે છે. પ્રયોગ વખતે બેમાંથી કોઇ પણ પદ રાખી ગાન કરવું આવું પૂર્વપક્ષવાદીનું માનવું છે. ॥ ૫૧ ॥

**उपदेशाच्च साम्नः ॥ ५२ ॥**

**પદાર્થ** :—( च ) અને ( साम्नः ) સામનો ( उपदेशात् ) ઉપદેશ હોવાથી.

**ભાવાર્થ** :— गिरा પદ મંત્રમાં પાઠ હોવાથી તેનો વિધિ અનુમેય છે. અને इरा નો વિધિ પ્રત્યક્ષ છે. કારણ કે ऐरं कृत्वोद्गायेत् આવું સ્પષ્ટ વિધાન છે માટે બન્નેનું સમાન બળ હોવાથી વિકલ્પ માનવો યોગ્ય છે. આ પણ પૂર્વપક્ષનું જ સૂત્ર છે. ॥ ૫૨ ॥

**સિદ્ધાંત સૂત્ર.** **नियमो वा श्रुतिविशेषादितरत् सासदश्यवत् ॥ ५३ ॥**

**પદાર્થ** :—( वा ) પૂર્વપક્ષનું નિરાકરણ કરે છે. ( श्रुतिविशेषात् ) વિશેષ વચનથી ( नियमः ) इरा પદનો જ નિયમ છે. ( इतरत् ) મંત્ર ઘટક गिरा પદ ( सासदश्यवत् ) પાંચદશ્યથી સાપ્તદશ્યનો પ્રકૃતિમાં બાધ થાય છે તેમ અહીં પણ બાધ થાય છે.

**ભાવાર્થ** :—જ્યારે ऐरं कृत्वोद्गायेत् આવું બાધક વચન છે તો પછી गिरा પદથી ગાન ન કરવું એજ વિધાનને અનુકૂળ છે. માટે જ્યારે यज्ञायज्ञीयेन स्तुवीत એ પ્રમાણે કહેવામાં આવે ત્યારે મંત્ર ઘટક પદ गिरा गिराने બદલે इरा इरा બોલીને ગાન કરવું. વિકલ્પ માનવાની કશી જરૂર નથી आयीरा આવો પદન્યાસ સામગ લોકો ગાન વખતે કરે છે. આ પ્રમાણે અધિકરણ માળામાં પણ સ્પષ્ટ છે. ॥ ૫૩ ॥

## इरा પદનું પ્રગીતત્વ છે. એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષનું સૂત્ર. **अप्रगाणाच्छद्वान्यत्वे तथाभूतोपदेशः स्यात् ॥ ५४ ॥**

**પદાર્થ** :—( शद्वान्यत्वे ) इरा પદ गिरा શબ્દથી ભિન્ન હોવાથી ( अप्रगाणात ) અપ્રગીત શબ્દ જ વિહિત इरा પદ છે. ( तथाभूतोपदेशः स्यात् ) માટે જે પ્રમાણે વિહિત છે તે જ પ્રમાણે પાઠ કરવો જોઈએ.

**ભાવાર્થ** :—इरा અને गिरा બન્ને શબ્દ જૂદા જ છે. गिरा શબ્દનો પાઠ છે. માટે જે પ્રમાણે મંત્રમાં પાઠ છે તે જ પ્રમાણે ગાન કરવું જોઈએ इरा પદનું ગાન ન કરવું જોઈએ. માટે इरा પદમાં અપ્રગીતત્વ છે. આવું પૂર્વપક્ષનું માનવું છે. ॥ ૫૪ ॥

સિદ્ધાંત સૂત્ર. **यत्स्थाने वा तद्गीतिः स्याव् पदान्यत्वप्रधानत्वात् ॥ ५५ ॥**

**પદાર્થ** :—( वा ) અથવા ( यत्स्थाने ) જેના સ્થાનમાં જે શબ્દનો આદેશ થાય ( तद्गीतिः स्यात ) તેનું ગાન કરવું જોઇએ. ( पदान्यत्वप्रधानत्वात् ) ભિન્ન પદની પ્રધાનતા હોવાથી.

**ભાવાર્થ** :—गिरा ના સ્થાનમાં इरा પદનું વિધાન કર્યું છે અને તે આદેશ છે. સ્થાનની અપેક્ષાએ આદેશ પ્રધાન હોય છે. માટે इराનું જ ગાન થવું જોઇએ ऐरं कृत्वोद्गायेत् આ વિધિના તાત્પર્યનો વિષય પણ इराના ગાનમાં જ છે. इरा ને तद्धित પ્રત્યય अण् લગાડીને ऐरम् એવો પાઠ કર્યો છે. ॥ ૫૫ ॥

**गानसंयोगाच्च ॥ ५६ ॥**

**પદાર્થ** :—( च ) અને ( गानसंयोगात् ) ગાનનો સંયોગ હોવાથી.

ભાવાર્થ :— ' उद्रेयमा इरा चा दाक्षासा ' ઇત્યાદિ इरा વર્ણગાન સંયુક્ત પણ પાઠ છે માટે इरा પદ ગાન વિશિષ્ટ જ હેવું જોઇએ. ગાન સહિત इरा પદનો પ્રયોગ કરવો નહિ. ॥ ૫૬ ॥

**वचनमिति चेत् ॥ ५७ ॥**

**પદાર્થ** :—( वचनम् ) વચન શા માટે છે. ( इति चेत् ) જો એવી શંકા કરવામાં આવે તો આનો ઉત્તર આગળના સૂત્રમાં છે.

**ભાવાર્થ** :—ગાનપ્રતિપાદક શાસ્ત્ર હોવા છતાં ઉક્ત વચનથી શામાટે વિધાન કર્યું છે ? જો એવી શંકા કરવામાં આવે તો તેનો ઉત્તર આગળના સૂત્રમાં છે. ॥ ૫૭ ॥

न तत्प्रधानत्वात् ॥ ५८ ॥

**પદાર્થ** :--( न ) નહિ ( तत्प्रधानत्वात् ) ઇરા પદ પ્રધાન હોવાથી.

**ભાવાર્થ** :—ગાન વિશિષ્ટ ઇરા પદનું વિધાન નથી. વિધાનમાં કેવળ ઇરા પદ જ પ્રધાન છે. વિધિનો વિષય ઇરા પદ જ છે, ગાન તો ગાનવિધાયક શાસ્ત્રથી જ સિદ્ધ છે. આ કારણથી સિદ્ધાન્ત એ નિકળે છે કે ઇરા પદ પ્રગીત છે અર્થાત્ ઇરા પદનું જ ગાન કરવું જોઇએ. ॥ ૫૮ ॥

**इति मीमांसागुर्जरभाष्ये नवमाध्यायस्य प्रथमः पादः ॥**



## अथ नवमाध्यायस्य द्वितीयः पादः

### ' ગીતિ એજ સામ છે. ' એ અધિકરણનાં સૂત્રો.

**પૂર્વપક્ષ સૂત્ર.** सामानि मन्त्रमेके स्मृत्युपदेशाभ्याम् ॥ १ ॥

**પદાર્થ** :—( मन्त्रम् ) મંત્રોને ( सामानि ) સામ ( एके ) કેટલાક આચાર્યો માને છે. ( स्मृत्युपदेशाभ्याम् ) તેમાં સ્મૃતિ અને ઉપદેશને હેતુ તરીકે વર્ણવે છે.

**ભાવાર્થ** :—કેટલાક આચાર્યો રથંતર, બૃહદ્રૂપ, વૈરાજ, શાકવર, રૈવત આદિ શબ્દોનાં વાચ્ય ગાનવિશિષ્ટ ઋચાઓ જ છે, તેમાં પ્રમાણ એ છે કે ' प्रगीते मन्त्रः साम ' ગવાયેલો મંત્ર સામ છે આવી સ્મૃતિ છે. બીજું ગુરુ શિષ્યને ઉપદેશ આપે છે કે रथंतरं पठ રથન્તર સામ ભણ આ ઉપદેશથી શિષ્ય ગાનવિશિષ્ટ ઋચાને જ ભણે છે. માટે સ્મૃતિ અને ઉપદેશ રૂપ બે હેતુઓથી ગાન-વિશિષ્ટ ઋચાઓને જ સામ કહેવામાં આવે છે. ॥ ૧ ॥

**સિદ્ધાંત સૂત્ર.** तदुक्तदोषम् ॥ २ ॥

**પદાર્થ** :—( तत् ) તે પક્ષ ( उक्तदोषम् ) દોષવાળો છે એ આગળ કહેવાઇ ગયું છે.

**ભાવાર્થ** :—ગાનવિશિષ્ટ મંત્રોને સામ કહેવાના દોષ સાતમા અધ્યાયના બીજા પાદમાં કહેવામાં આવ્યા છે. માટે શુદ્ધ ગાનનું નામ જ સામ છે. અને એ ગાન જે મંત્રોમાં કરવામાં આવે છે તે સામયોનિ કહેવામાં આવે છે. જો મંત્રોને સામ કહેવામાં આવે તો ' कवतीषु रथन्तरं गायति ' कया नश्चित्र ઇત્યાદિમંત્રમાં રથંતર ગાવું. આવો આધારાધેયભાવનો ઉપદેશ થઇ શકે નહિ. માટે કેવળ ગીતિ જ સામ છે. ॥ ૨ ॥

### ' સામ ઋચાનો સંસ્કાર કરનારૂં કર્મ છે. ' એ અધિકરણનાં સૂત્રો.

**પૂર્વપક્ષ.** कर्म वा विधिलक्षणम् ॥ ३ ॥

**પદાર્થ** :—( वा ) પૂર્વપક્ષને સૂચિત કરે છે. ( कर्म ) સામ પ્રધાન કર્મ છે. ( विधि-लक्षणम् ) દ્વિતીયા વિભક્તિનું શ્રવણ હોવાથી.

ભાવાર્થ :—રથંતરં गायतीत्यत्र प्रयाजान् यजतीतिवत् प्रधानकर्मलक्षणम्: જેમ પ્રયાજને બીજી વિભક્તિ લાગી છે તેમ रथन्तरम् અહીં પણ બીજી વિભક્તિ છે, માટે પ્રયાજની પેઠે સામ પણ પ્રધાન કર્મ છે આ તું પૂર્વપક્ષવાદીનું મંતવ્ય છે. ॥ ૩ ॥

**तदृग्द्रव्यं वचनात् पाकयज्ञवत् ॥ ४ ॥**

પદાર્થ :—( तत् ) તે ( ऋग्द्रव्यम् ) ઋગ્ મંત્રરૂપ દ્રવ્ય છે ( वचनात् ) ऋचि सामगायत ઇત્યાદિ વચન હોવાથી ( पाकयज्ञवत् ) પાકયજ્ઞમાં જેમ લાજા આદિ દ્રવ્યો યાગ અંગ છે તેમ ઋગ્દ્રવ્ય પણ ગુણભૂત છે.

ભાવાર્થ :—પાકયજ્ઞમાં જેમ લાજા આદિ ગુણદ્રવ્ય ગણાય છે તેમ સામગાનની યોનિભૂત ઋચારૂપ દ્રવ્ય પણ ગુણભૂત છે અને સામગાન પ્રધાન કર્મ છે. ॥ ૪ ॥

**तत्राविप्रतिषिद्धो द्रव्यान्तरे व्यतिरेकः प्रदेशश्च ॥ ५ ॥**

પદાર્થ :—( तत्र ) ક્રતુવિશેષમાં ( द्रव्यान्तरे ) બીજી ઋચાઓમાં ( प्रदेशः ) અતિદેશ શાસ્ત્ર ( व्यतिरेकः ) અભાવ ( अप्रतिषिद्धः ) અવિરુદ્ધ છે.

ભાવાર્થ :—अभित्वा शूर नोनुमः એ ઋચામાં રથંતર સામ ગાવાનું વિધાન છે તો પછી कवतीषु साम गायति ઇત્યાદિ અતિદેશ નિરર્થક થઈ જાય છે. તો તેનો ઉત્તર એ છે કે કોઈ ક્રતુવિશેષમાં कवतीषु साम गायति ઇત્યાદિ અતિદેશ લાગુ પડે છે સર્વત્ર નહિ એટલે કે अभित्वा शूर नोनुम માં જે રથંતર સામ ગાવાનું કહ્યું છે તે સામાન્ય શાસ્ત્ર છે અને कवतीर्षा રથંતર સામ ગાવાનું કહ્યું છે તે વિશેષ શાસ્ત્ર છે. એટલે સ્થાન ભેદે બન્ને ચરિતાર્થ થઈ શકે છે ॥ ૫ ॥

સિદ્ધાંત સૂત્ર. **शद्धार्थत्वात् तु नैवं स्यात् ॥ ६ ॥**

પદાર્થ :—( तु ) પૂર્વપક્ષનો નિરાસ સૂચવે છે. ( शद्धार्थत्वात् ) રથંતરાદિ ગાન ઋચાઓને માટે હોવાથી ( न एवं स्यात् ) ગાન પ્રધાન કર્મ નથી.

ભાવાર્થ :—ગાનથી ઋચાઓના વર્ણોનો સંસ્કાર થાય છે અને વર્ણો અભિવ્યક્ત એટલે વધારે સ્પષ્ટ થાય છે. માટે ગાન ક્રિયાનું ફળ દૃષ્ટ છે અદૃષ્ટ નથી આ કારણે ગાન પ્રધાન કર્મ નથી પણ ગુણ કર્મ છે. ॥ ૬ ॥

**परार्थत्वाच्च शद्धानाम् ॥ ७ ॥**

પદાર્થ :—( च ) અને ( शद्धानाम् ) રથન્તરાદિ શબ્દોનું ( परार्थत्वात् ) સ્તુતિપરકત્વ હોવાથી.

ભાવાર્થ :—રથન્તર સામગાનથી ઋચાના અક્ષરોની અભિવ્યક્તિ થાય છે અને એ અક્ષરોથી દેવતાની સ્તુતિ થાય છે એટલે સામનું ફળ દૃષ્ટ છે અદૃષ્ટ નહિ. ॥ ૭ ॥

असम्बन्धश्च कर्मणा शब्दयोः पृथगर्थत्वात् ॥ ८ ॥

પદાર્થ :--( च ) અને ( कर्मणा असम्बन्धः ) જો ઋચાને અંગ તરીકે માનવામાં આવે તો તેની સાથે સામનો સંબંધ થઇ શકે નહિ. ( शब्दयोः पृथगर्थत्वात् ) એક ગીતિ વાચક અને બીજો શબ્દ સ્તોત્ર વાચક હોવાથી.

ભાવાર્થ :--સ્તુતિ અને ગાન એકાર્થક નથી, તો પછી रथन्तरं पृष्ठं भवति આ ઠેકાણે રથંતર અને પૃષ્ઠનો અભેદ-અન્વય કેવી રીતે સંભવી શકે કારણ કે ' રથન્તર ' એ ગાન છે અને પૃષ્ઠ એ સ્તોત્ર છે, આવી રીતે બન્ને શબ્દોના અંશ કે જુદા જુદા હોવાથી તેમાં અભેદ સંબંધ ન જ બની શકે. પણ સિદ્ધાંત પક્ષમાં ' રથંતર ' શબ્દનો અર્થ રથંતરગુણવાળું સ્તોત્ર છે. અને સ્તોત્ર અને પૃષ્ઠનો એક જ અર્થ હોવાથી અભેદ સંબંધ થઇ શકે છે. માટે સામને ઋક્સંસ્કારકજ કર્મ માનવું જોઇએ. ॥ ૮ ॥

सस्कारश्चाप्रकरणेऽग्निवत्स्यात्प्रयुक्तत्वात् ॥ ९ ॥

પદાર્થ :—( च ) અને ( अप्रकरणे ) પ્રયોગની બહાર અધ્યયન વખતે ( प्रयुक्तत्वात् ) પ્રયુક્ત થયેલ હોવાથી ( संस्कारः ) સંસ્કાર થઇ ચુકેલો હોવાથી ફરીથી સંસ્કાર કરવાનો રહેતો નથી. ( अग्निवत्- स्यात् ) જેમ અગ્નિ પ્રયોગ બહાર આધાનથી સંસ્કૃત થયેલો હોવાથી ફરીથી એને સંસ્કારની જરૂર રહેતી નથી.

ભાવાર્થ :—જેમ અગ્ન્યાધાન વખતે અગ્નિ સંસ્કાર પામેલો હોય છે પછી જ્યોતિ-ષ્ટોમના પ્રયોગ સમયમાં એને સંસ્કાર કરવો પડતો નથી તેમ અધ્યયન કાળમાં ઋચાઓ ગાનથી સંસ્કૃત થયેલ હોવાથી પ્રયોગ વખતે સંસ્કારની જરૂર રહેતી નથી. આ એક જુદો જ પક્ષ ઉઠાવ્યો છે. ॥ ૯ ॥

अकार्यत्वाच्च शब्दानामप्रयोगः प्रतीयेत ॥ १० ॥

પદાર્થ :--( च ) અને ( अकार्यत्वात् ) જો મંત્ર પ્રથમથી જ સંસ્કૃત થયેલો હોય તો તેનો પ્રયોગ વખતે પાઠ ન કરવો જોઇએ. ( शब्दानाम् ) શબ્દનો ( अप्रयोगः प्रतीयेत ) અપ્રયોગ થવો જોઇએ.

ભાવાર્થ :—જો અધ્યયન વખતે સામગાનથી મંત્રો સંસ્કૃત થયેલા હોય તો પ્રયોગ વખતે તે મંત્રનો પાઠ નકામો થઇ પડે કારણ તે વખતે ગાનનું પ્રયોજન મંત્રોમાં સંસ્કાર ઉત્પન્ન કરવો એ છે અને સંસ્કારતો થયેલો જ હોય છે. તો પછી મંત્રોનું ગાન શા માટે ? છતાં જ્યારે મંત્રોનું ગાન પ્રયોગ વખત કરવાનું હોવાથી પ્રયોગ વખતે જ સામગાન મંત્રોનું સંસ્કારક હોય છે. ॥ ૧૦ ॥

आश्रितत्वाच्च ॥ ११ ॥

પદાર્થ :—( च ) અને ( आश्रितत्वात् ) ઔદમ્બરીના સ્પર્શને આશ્રિત કરી ગાનનું વિધાન હોવાથી.

ભાવાર્થ :--औदम्बरीं स्पृष्ट्वोद्गायेत् આ વાકયમાં ઔદુમ્બરીનો સ્પર્શ કરી સામગાન કરવાનું વિધાન છે. માટે પ્રયોગ કાળમાં ગાન સંસ્કાર છે એ સિદ્ધ થાય છે. ॥ ૧૧ ॥

प्रयुज्यते इति चेत् ॥ १२ ॥

પદાર્થ :—( प्रयुज्यते ) જો પ્રયોગ વખતે સામગાનનો પ્રયોગ થતો હોય તો ( इतिचेत् ) પ્રયોગ બહારનો પાઠ વ્યર્થ થઇ જાય.

ભાવાર્થ :—જો પ્રયોગમાં સામગાનનો વિધિ હોય તો અધ્યયન વખતે જે સામગાન થાય છે તે વ્યર્થ થઈ જાય આનો ઉત્તર આગળના સૂત્રમાં છે. ॥ ૧૨ ॥

ग्रहणार्थं प्रतीयेत ॥ १३ ॥

પદાર્થ :—( ग्रहणार्थम् ) અભ્યાસને માટે ( प्रतियेत ) પ્રતીત થાય છે.

ભાવાર્થ :—અધ્યયન વખતે જે ગાન થાય છે તે તો અભ્યાસને માટે હોય છે. અધ્યયન વખતે ગાન કરવાથી ગાન કરવામાં પટુતા આવે છે જેથી પ્રયોગ વખતે વગર ભૂલે ગાન થઇ શકે છે. ॥ ૧૩ ॥

' તૃચમાં જે સામગાન થાય છે તે દરેક ઋચામાં સમાપ્ત કરવું જોઇએ '
એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ સૂત્ર. तृचे स्याच्छ्रुतिनिर्देशात् ॥ १४ ॥

પદાર્થ :—( तृचे ) ઋચાઓમાં ( स्यात् ) સામગાન થાય છે ( श्रुतिनिर्देशात् ) શ્રુતિમાં એવું કથન હોવાથી.

ભાવાર્થ —ત્રણ ઋચાઓને તૃચ કહેવામાં આવે છે. સામગાન તૃચમાં કરવું જોઇએ કારણ કે ' एकं साम तृचे क्रियते ' આવું વિધાન છે. એક જ સામગાન ત્રણ ઋચાઓમાં સંપૂર્ણ થવું જોઇએ. એક અથવા બે ઋચાઓમાં પૂર્ણ ન કરવું આવું પૂર્વપક્ષવાદીનું માનવું છે. ॥ ૧૪ ॥

शब्दार्थत्वाद् विकारस्य ॥ १५ ॥

પદાર્થ :—( विकारस्य ) સામગાનરૂપ વિકાર ( शब्दार्थत्वात् ) ત્રણે ઋચાઓના અક્ષરો સાથે સંબંધ ધરાવતો હોવાથી.

ભાવાર્થ :—સામગાન ઋચાઓના અક્ષરોને સંસ્કાર આપે છે. માટે જે ગાન આરંભ્યું તે જ ગાનથી ત્રણે ઋચાઓના અક્ષરો સંસ્કૃત થવા જોઇએ. માટે ઋચાઓ ઉપર એકજ સામગાન છે, જેમ ત્રણ ખાટીઓ ઉપર એક ઘડો મૂકવો. અહીં એકજ ઘડો ત્રણે ખીટી સાથે સંબંધ ધરાવે છે, તેમ એક જ સામ ત્રણે મંત્રોમાં સમાપ્ત થવું જોઇએ, એક જ મંત્રમાં નહિ. ભાવ એ છે કે એક સામગાન ત્રણે ઋચાઓમાં વ્યાસજ્યવૃત્તિથી થવું જોઇએ. ॥ ૧૫ ॥

दर्शयति च ॥ १६ ॥

પદાર્થ :—(च) અને (दर्शयति) અર્થવાદ પણ એવું જ બતાવે છે.

ભાવાર્થ :—અર્થવાદ પણ ત્રણ ઋચાઓમાં વ્યાસજ્યવૃત્તિથી એક જ સામગાન થાય છે એવું બતાવે છે. અર્થવાદ આ પ્રમાણે છે. ऋक् सामो वाच, आवां मिथुनी संभवावेति, सोऽब्रवीत् न वै त्वं प्रमाल्मसि जायार्थम् । ततस्ते द्वे भूत्वोचतुः संभवामेति सोऽब्रवीत् न युवां ममालमिति । ततस्तिस्रो भूत्वोचुर्मिथुनी संभवामेति । सोऽब्रवीत् संभवामेति આ અર્થવાદથી પણ સિદ્ધ થાય છે કે ત્રણ ઋચાઓમાં એકજ સામ ગાવામાં આવે છે. ॥ ૧૬ ॥

સિદ્ધાંત સૂત્ર. वाक्यानां तु विभक्तत्वात्प्रतिशब्दं समाप्तिः स्यात् संस्कारस्य तदर्थत्वात् ॥ १७ ॥

પદાર્થ :—(प्रतिशब्दम्) દરેક ઋચામાં (समाप्तिः) સામગાનની સમાપ્તિ (स्यात्) કરવી જોઇએ (संस्कारस्य) અક્ષરાભિવ્યક્તિ (तदर्थत्वात्) ઋચાને માટે થતી હોવાથી. (वाक्यानां विभक्तत्वात्) ઋગ્રૂપ વાકયો જુદાં જુદાં હોવાથી.

ભાવાર્થ :—એક ઋચાથી સ્તુતિ પૂર્ણ થાય છે, માટે દરેક ઋચાએ સામગાન સંપૂર્ણ થવું જોઇએ. તોજ ઋચાના અક્ષરોની અભિવ્યક્તિ થઇ શકે. બીજી ઋચામાં અને ત્રીજી ઋચામાં પાછું તેજ સામગાન કરવું અને તે તે ઋચાના અક્ષરોનો અભિવ્યક્તિરૂપ સંસ્કાર કરવો જોઇએ. જો ત્રણે ઋચામાં એક સામ વ્યાસજ્યવૃત્તિથી કરવામાં આવે તો એક ઋચામાં સામનો અવયવ જ આવે અને સામના અવયવથી ઋચાના અક્ષરોની અભિવ્યક્તિ નથી. ઋચાનો ઉપકારક સામ છે, સામનો અવયવ નહિ. માટે તૃચમાં પ્રત્યેક ઋચામાં સામગાન પૂર્ણ થવું જોઇએ. ॥ ૧૭ ॥

तथा चान्यार्थदर्शनम् ॥ १८ ॥

પદાર્થ :—(तथा च) અને તે જ પ્રમાણે (अन्यार्थदर्शनम्) બીજે જોવામાં આવે છે.

ભાવાર્થ :—એક જ ઋચામાં સામ સંપૂર્ણ કરવું તેથી જ અન્ય અર્થની સિદ્ધિ પણ થાય છે. અન્ય અર્થ એટલે પ્રસ્તાવનો ભેદ. એ પ્રસ્તાવ ભેદ આ પ્રમાણે બતાવે છે. अष्टाक्षरेण प्रथमायामृचि स्तौति द्व्यक्षरेणोत्तरयोः આઠ અક્ષરવાળા ઋક્પાદમાં પણ સામગાન સંપૂર્ણ કરવાનું કહ્યું છે. જો ત્રણે ઋચાઓમાં વ્યાસજ્યવૃત્તિથી સામગાન થતું હોત તો ઉક્ત પ્રસ્તાવ ઉપપન્ન થઇ શકે નહિ. ॥ ૧૮ ॥

अनवानोपदेशश्च तद्वत् ॥ १९ ॥

પદાર્થ :—(च) અને (तद्वत्) તેજ પ્રમાણે (अनवानोपदेशः) અનવાનનો ઉપદેશ છે.

**ભાવાર્થ** :—જો એક જ સામ ત્રણ ઋચાઓમાં વ્યાસજ્યવૃત્તિથી કરવામાં આવે તો અનવાનતા સિદ્ધ થઇ શકે નહિ. જો એક સામગાન એક ઋચામાં સંપૂર્ણ થાય તો જ અનવાનતા સિદ્ધ થાય છે. ॥ ૧૯ ॥

**अभ्यासेनेतरा ॥ २० ॥**

**પદાર્થ** :—( अभ्यासेन ) આવૃત્તિથી ( इतरा ) બીજી ઋચા એજ સામથી સંબદ્ધ થાય છે.

**ભાવાર્થ** :—એક ઋચામાં સામગાન પૂર્ણ કરવું અને બીજી ઋચામાં પછી તે જ સામગાનની આવૃત્તિ કરવી. 'જેમ ત્રણ ઘરે દેવદત્તને જમાડવો' આ વાકયનો અર્થ દેવદત્તને વારા ફરતી ત્રણે ઘરમાં જમાડવો એવો થાય છે. તેજ પ્રમાણે એક જ સામ ત્રણે ઋચામાં ગાવું. વળી અભ્યાસ કરતી વખતે સામગ લોકોએ એક ઋચામાં સંપૂર્ણ સામગાનનો અભ્યાસ કર્યો હોય છે તેથી પ્રયોગ વખતે પણ એજ પ્રમાણે સામગાન કરવું જોઇએ. આથી સિદ્ધ થાય છે કે પ્રત્યૃચમાં સામગાન સંપૂર્ણ કરવું જોઇએ. ॥ ૨૦ ॥

## 'સામ ગાવા માટે ત્રણે ઋચાઓ સમાનછન્દવાળી હોવી જોઇએ' એ અધિકરણનાં સૂત્રો.

**तदभ्यासः समासु स्यात ॥ २१ ॥**

**પદાર્થ** :—( तदभ्यासः ) તે સામનો અભ્યાસ ( समासु स्यात ) સમાન છન્દવાળી ત્રણ ઋચાઓમાં ગાવુ જોઇએ.

**ભાવાર્થ** :—તૃચમાં સામગાન કરવું જોઇએ અને તે સામ દરેક ઋચામાં સમાપ્ત થવું જોઇએ એ બાબત ઉપરના સૂત્રમાં સિદ્ધ કરી છે હવે આ સૂત્રમાં એમ કહેવામાં આવે છે કે તૃચમાં ત્રણ ઋચાઓ હોય છે અને એ ત્રણ ઋચાઓ સમાનછન્દવાળી અર્થાત્ એકજ છન્દવાળી હોવી જોઇએ. ત્રણેના જુદા જુદા છંદ ન હોવા જોઇએ કારણ કે સંશર અને નિલેશ નામના દોષો બતાવવામાં આવ્યા છે. સંશર એટલે લોપ અર્થાત્ એક ઋચા અલ્પાક્ષર છન્દવાળી હોય તો શેષ સામનો લોપ થાય છે અને અધિક અક્ષરવાળી છંદની ઋચા હોય તો સામ કરતાં અક્ષરો વધી પડે છે અને એ વધી પડેલા અક્ષરો અસંસ્કૃત રહી જાય છે માટે ત્રણે ઋચાઓનો એકજ છંદ જોઇએ. ॥ ૨૧ ॥

**लिङ्गदर्शनाच्च ॥ २२ ॥**

**પદાર્થ** :—( च ) અને ( लिङ्गदर्शनात् ) ઉક્ત અર્થમાં લિંગ વાકય પણ છે.

**ભાવાર્થ** :—स्थाल्यां सक्त्ववधीयते, यद् बृहद् गायत्रीषु क्रियते । આ વાકયમાં બહુ અક્ષરવાળા છંદ સાથે સંબંધ રાખતું સામગાન જો અલ્પાક્ષરછન્દવાળી ઋચામાં ગાવામાં આવે તો દોષ બતાવ્યો છે. માટે સમાનછંદવાળી ત્રણ ઋચામાં સામગાન કરવું જોઇએ. ॥ ૨૨ ॥

'उत्तरयो र्यिति ' આ ઠેકાણે ઉત્તરાનામક ગ્રંથમાં પઠિત બે ઋચાનું ગ્રહણ કરવાનું છે.' એ અધિકરણનાં સૂત્રો.

नैमित्तिकं तूत्तरात्वमानन्तर्यात् प्रतीयेत ॥ २३ ॥

પદાર્થ :—( तु ) આ શબ્દ સિદ્ધાંત સૂચક છે. ( नैमित्तिकम् ) ' यद्योन्यां तदुत्तरयोः ' ઇત્યાદિમાં જે ઉત્તરાપદ છે તેથી ઉત્તરાનામક ગ્રંથમાં બતાવેલી બે ઋચાઓનું ગ્રહણ કરવું ( उत्तरात्वम् ) ઉત્તરાત્વ ( आनन्तर्यात् ) સંબંધપૂર્વક નજીકમાં તે જ ( प्रतीयेत ) પ્રતીત થાય છે.

ભાવાર્થ :—સામગ લોકોના બે ગ્રંથ છે. એક છંદ અને બીજો ઉત્તરા ' છન્દ ' નામક ગ્રંથમાં સામગાનની યોનિભૂત ઋચાઓનો પાઠ હોય છે અને ઉત્તરાનામક ગ્રંથમાં સૂક્તોનો પાઠ હોય છે. હવે यद्योन्यां तदुत्तरयोः આ ઠેકાણે યોનિભૂત ઋચાનું ગાન કર્યાપછી ઉત્તરા પદથી સૂક્તગત બાકી બે ઋચાઓનું જ ગ્રહણ કરવું. સૂક્તમાંની પહેલી ઋચા યોનિભૂત હોય છે અને બીજી બે ઉત્તરા કહેવાય છે અને તે ઉત્તરાનામક ગ્રંથમાં હોય છે. ગમે તે સૂક્તની છેલ્લી બે ઋચાઓ ન સમજવી, પણ જે સૂકતની પ્રથમ ઋચા યોનિભૂત હોય તેજ સૂકતની બાકી રહેલી બે ઋચાઓ સમજવી. ॥ ૨૩ ॥

ऐकार्थ्याच्च तदभ्यासः ॥ २४ ॥

પદાર્થ :—( च ) અને ( ऐकार्थ्यात् ) ત્રણે ઋચાઓની એક અર્થમાં સંગતિ હોવાથી ( तदभ्यासः ) તેનો અભ્યાસ કરવામાં આવે છે.

ભાવાર્થ :—ત્રણે ઋચાઓ એક જ અર્થમાં સંગત હોય છે. જો જુદા જુદા તેના અર્થ હોય તો એક જ સૂકતમાં તેનો પાઠ ન હોવો જોઇએ માટે પ્રથમ યોનિભૂત ઋચાનું ગાન કરી પછી તેજ સૂકતની પાછળ બે ઋચાઓનું ગાન કરવું. એવો અભિપ્રાય આ અધિકરણનો છે. ॥ ૨૪ ॥

' બૃહતી અને પંક્તિ છંદોનું પ્રગ્રથન કરી રથન્તરનું ગાન કરવું ' એ અધિકરણનાં સૂત્રો.

प्रागाथिकं तु ॥ २५ ॥

પદાર્થ :—( तु ) પૂર્વપક્ષની વ્યાવૃત્તિને સૂચવે છે. ( प्रागाथिकम् ) પ્રાગાથિક સામગાન પણ કરવામાં અવે છે.

ભાવાર્થ :— પૂર્વા બૃહતી અને ઉત્તરા પંક્તિ આ બે છંદોનું પ્રગ્રથન કરીને સામગાન કરવું. જ્યોતિષ્ટોમમાં માધ્યંદિન સવનમાં બૃહદ્ રથન્તર સામગાન કરવાનું વિધાન કરવામાં આવ્યું છે. આ સંબંધમાં વિશેષ જાણવા ઇચ્છનારે શાબર ભાષ્ય જોવું. ॥ ૨૫ ॥

स्वे च ॥ २६ ॥

પદાર્થ :—( च ) અને ( स्वे ) કકુભ્ આદિ છન્દમાં પણ ગાન થાય છે.

ભાવાર્થ :– પ્રગ્રથન અર્થાત્ એક છંદમાં બીજા છંદના પાદનું મેલન કરવાથી કકુભ્ આદિ છંદ બને છે અને તેમાં ગાન કરવાથી કકુભમાં જ ગાન થયું કહેવાય છે. ॥ ૨૬ ॥

## प्रगाथे च ॥ ૨૭ ॥

પદાર્થ :—( च ) અને ( प्रगाथे ) પ્રગાથમાં.

ભાવાર્થ :—एवं चात्र प्रगाथशब्द उपपन्नो भवति । प्रकर्षं हि प्रशब्दो द्योतयति । प्रकर्षेण यत्र गानं स प्रगाथः कश्च प्रकर्षः । यत्किञ्चित्पुनर्गायति तस्मादपि प्रकृतयोः प्रग्रथनं कर्तव्यम् ॥ ઇતિ શાબર ભાષ્ય. પ્રકર્ષનો આશ્રય કરી ગાન કરવું તેનું નામ પ્રગાથ. જુદા જુદા છન્દ હોય તેમાંથી એક અથવા બે પાદ લઈ એક જુદો જ છંદ કકુભ્ આદિ ઉત્પન્ન કરી ઋગ્વર્ણીને ફરી ફરીને ગાવું તેનું નામ પ્રગાથ છે. આવી રીતે પ્રગાથમાં પણ ગાન થાય છે. આ પદ્ધતિ સામગાન કરનારાઓ પાસેથી જાણવી જોઇએ.

## लिङ्गदर्शनाव्यतिरेकाच्च ॥ ૨૮ ॥

પદાર્થ :—( च ) અને ( लिङ्गदर्शनाव्यतिरेकात ) લિંગ વાકયનો અવ્યતિરેક હોવાથી.

ભાવાર્થ :—एषा वै प्रतिष्ठिता बृहती यत्पादं पुनरारभते ઇત્યાદિ બૃહતીના અર્થવાદમાં પાદારંભલિંગ દર્શનનો બીજે ઉપાય નથી અર્થાત્ પ્રગ્રથન કરવાનું કથન છે. આ પ્રમાણે સમાન છન્દસ્ક ઋચાઓમાં અને ભિન્ન ભિન્ન છંદોના પાદની મિલાવટથી પણ જયાં વિધાન હોય ત્યાં સામગાન કરવ માં આવે છે. ॥ ૨૮ ॥

## ગીતિસંપાદક અક્ષરવિકાર આદિનો વિકલ્પ છે. એ અધિકરણનું સૂત્ર.

## अर्थैकत्वाद्‌ विकल्पः स्यात ॥ ૨૯ ॥

પદાર્થ :—( अर्थैकत्वात् ) પ્રયોજન એક હોવાથી ( विकल्पः स्यात् ) વિકલ્પ છે.

ભાવાર્થ :—સામવેદમાં ગીતિના ઉપાયો ઘણા છે सामवेदे सहस्रं गीत्युपायाः ગીતિના ઉપાયો એક હજાર સામવેદમાં કહ્યા છે. આવું શાબરભાષ્યમાં કહ્યું છે. गीति એક જાતની ક્રિયા છે અને તે આભ્યન્તરપ્રયત્નજનિત સ્વરવિશેષની અભિવ્યંજિકા છે. બધી ગીતિઓનું પ્રયોજન એકજ છે. માટે કોઇપણ એક ગીતિનો પ્રયોગ થયો હોય તો પછી બીજી ગીતિઓનો પ્રયોગ કરવાની જરૂર રહેતી નથી. માટે ગાનમાં ગીતઓનો વિકલ્પ છે, સમુચ્ચય નહિ. ॥ ૨૯ ॥

## 'साम्ना स्तुवते' આ વાકયથી સામમાંજ વિધિત્વ છે.

પૂર્વપક્ષ સૂત્ર. अर्थैकत्वाद्‌ विकल्पः स्याद्‌ ऋक्सामयोस्तदर्थत्वात ॥ ૩૦ ॥

પદાર્થ :—( अर्थैकत्वात ) એક પ્રયોજન હોવાથી ( ऋक्सामयोः ) ઋચા અને સામ ( तदर्थत्वात ) તુલ્યતાને લીધે સ્તુત્યર્થને લીધે જ શ્રવણ હોવાથી ( विकल्पः ) વિકલ્પ હોય છે.

**ભાવાર્થ** :—ऋचा स्तुवते, साम्ना स्तुवते, यदृचा स्तुवते तदसुरा अन्ववायन् यत्साम्ना स्तुवते तदसुरा नान्ववायन् આ વાક્યથી એવું સમજાય છે કે ઋચાથી અને સામથી બન્નેથી સ્તુતિ થઇ શકે છે. માટે ઋચા અને સામનો વિકલ્પ છે, કારણ કે, બન્નેનું સ્તુતિરૂપ એક જ પ્રયોજન છે. ॥ ૩૦ ॥

સિદ્ધાંત સૂત્ર. **वचनाद् विनियोगः स्यात् ॥ ३१ ॥**

**પદાર્થ** :—( वचनात् ) ઉક્ત વચનથી ( विनियोगः स्यात् ) વિનિયોગ છે અર્થાત્ બેમાંથી એકનોજ નિયમ છે.

**ભાવાર્થ** :—ઉક્ત વાક્યથી વિકલ્પ નહીં પણ એકનો નિયમ બંધાય છે. અર્થાત્ સામથી જ સ્તુતિ કરવી ઋચાથી નહિ. કારણ કે ઋચાથી સ્તુતિ કરવામાં એ જ વાક્યમાં નિંદા બતાવી છે અને સામથી સ્તુતિ કરવામાં નિંદા નથી બતાવી, માટે સામથી જ સ્તુતિ કરવી यदसुरा अन्ववायन् આ ભાગ નિંદાને સૂચવે છે. સ્તુતિમાં અસુરોનો સંબંધ થવો એ નિંદા છે. માટે સામથી જ સ્તુતિ કરવી એવો વિનિયોગ છે. ॥ ૩૧ ॥

**' रथंतरमुत्तरयोर्गायति ' આ ઠેકાણે ઉત્તરાના જે વર્ણો હોય તે પ્રમાણે ગાન કરવું એ અધિકરણનાં સૂત્રો.**

પૂર્વપક્ષ સૂત્ર. **सामप्रदेशे विकारस्तदपेक्षत्वाच्छास्त्रकृतत्वात् ॥ ३२ ॥**

**પદાર્થ** :—( सामप्रदेशे ) સામ ગાનનો અતિદેશ કરવો હોય ત્યાં ( विकारः ) आई ભાવ આદિ લક્ષણ વિકાર ( तदपेक्षत्वात् ) યોનિ અપેક્ષાકૃત હોવાથી તે પ્રમાણે થાય છે. ( शास्त्रकृतत्वात् ) यद्योन्यां तदुत्तरयोः ઇત્યાદિ શાસ્ત્રથી પ્રતિપાદિત હોવાથી.

**ભાવાર્થ** :—યોનિભૂત ઋચાના વર્ણોનો જે વિકાર કરી ગાન કરવામાં આવે છે તે જ વિકાર કરી ઉત્તર ઋચામાં પણ ગાન કરવું એ પ્રમાણે કરવાથી योनिवद् ગાન થઈ શકશે. જેમકે कया नश्चित्र आभुवत् અહીં कया એ પહેલો ભાગ છે અને नश्चित्र आभुवत् એ બીજો ભાગ છે. પહેલા ભાગમાં બે અક્ષરો છે અને બીજા ભાગમાં છ અક્ષરો છે હવે બીજા ભાગના બીજા च ની પછી રહેલી इ નો आई ભાવ કરી ગીતિ કરવી. તે જ પ્રમાણે ઉત્તરાઋચા कस्त्वा सत्यो मदानाम् અહીં પણ ચોથા અક્ષર यनी પછી यકાર અને ओકારનો લોપ કરી તેના સ્થાનમાં आ ई ભાવ કરી ગાન કરવું. તે જ પ્રમાણે अभीषुणः એ બીજી ઉત્તરા ઋચામાં णनो ઉત્તરવર્તી अकारनो લોપ કરી आई ભાવ કરવો. આ પ્રમાણે વર્ણ વિકાર કરી ગાન કરવાથી શાસ્ત્ર પ્રમાણે ગાન થઈ શકશે આવું પૂર્વપક્ષવાદીનું માનવું છે. ॥ ૩૨ ॥

સિદ્ધાંત સૂત્ર. **वर्णे तु बादरिर्यथा द्रव्यं द्रव्यव्यतिरेकात् ॥ ३३ ॥**

**પદાર્થ** :—( तु ) પૂર્વપક્ષની વ્યાવૃત્તિ સૂચવે છે. ( वर्णे ) ઉત્તરા ઋચામાં જ્યાં एકાર આવતો હોય ત્યાં आई भाव કરવો ( यथाद्रव्यम् ) સંધ્યક્ષરનું વિવરણ થાય છે. ( द्रव्यव्यतिरेकात् ) વર્ણોનો વ્યતિરેક થતો હોવાથી. ( बादरिः ) એવું બાદરિ આચાર્ય માને છે.

ભાવાર્થ :—યોનિભૂત ઋચામાં ચકાર પછી इ હોય છે. તે વૃદ્ધ થાય એટલે એકાર થાય છે. એટલે એકારમાં પહેલો અક્ષર अ છે અને બીજો અક્ષર इ છે. એટલે કુદરતી રીતે જ આ ई થાય છે. શાસ્ત્ર પણ છે કે वृद्धं तालव्यमायी भावः । તાલવ્ય અક્ષર इ માંથી વૃદ્ધિ પામી आई ભાવ થાય છે. પણ ઉત્તરા બીજી ઋચાઓમાં ચોથો અક્ષર તાલવ્ય इ આવતો નથી માટે તેના ચોથા અક્ષરો આ ई ભાવ ન કરવો પણ જ્યાં इ આવે ત્યાં આ ई ભાવ કરી ગાન કરવું આવું. अभीषुणः सखीना मविता जरितॄणाम् અહીં રેફની પછી જે इ છે તેનો આ ई ભાવ કરવો. યોનિ પ્રમાણે સર્વત્ર ચોથા અક્ષર પછી આવતા અક્ષરોનો જ આ ई ભાવ કરવો એવો અતિદેશ નથી. આવું બાદરિ આચાર્ય માને છે અને તે સિદ્ધાંત પક્ષ જ છે. આ ई ભાવ એ સંધ્યક્ષર એકારગત વર્ણોનો અભિવ્યંજક છે. ॥ ૩૩

## ' ઉત્તરા ઋચાઓમાં સ્તોભઅક્ષરોનો પણ અતિદેશ છે. '
## એ અધિકરણનાં સૂત્રો.

**પૂર્વપક્ષ સૂત્ર. स्तोभस्यैके द्रव्यान्तरे निवृत्तिमृग्वत् ॥ ३४ ॥**

પદાર્થ :—( एके ) કેટલાક આચાર્યો ( स्तोभस्य ) સ્તોભાક્ષરોની પણ ( द्रव्यान्तरे ) ઉત્તરા ઋચાઓમાં ( निवृत्तिम् ) નિવૃત્તિ માને છે ( ऋग्वत् ) ઋચાના અક્ષરો પેઠે.

ભાવાર્થ :—યોનિભૂત ઋચાના સામ ગાન વખતે જે સ્તોભાક્ષરો ઉમેર્યા હોય છે તે અક્ષરો ઋચાના ગાનમાં લેવા નહિ જેમ યોનિભૂત ઋચામાં અક્ષરો ઉત્તરા ઋચાઓમાં નથી બોલાતા તેમ સ્તોભાક્ષરોનો પણ ઉત્તરા ઋચાઓમાં ઉપયોગ કરવો નહિ એવું કેટલાક આચાર્યો માને છે. वामदेव्यसाम्नो योनौ द्वयोरर्धयोर्मध्ये ओकारद्वयेन हो शब्देन हायी शब्देन च निष्पन्नः स्तोभ एव आम्नात । બે અર્ધા વચ્ચે બે ઓકારથી हो શબ્દ અને हायी શબ્દ જે બોલાય છે તે વામદેવ્યગાનમાં સ્તોભમાં ગણત્રી થાય છે. આ સ્તોભ અક્ષરો યોનિભૂત ઋચામાં બોલવા પણ ઉત્તરની ઋચાઓમાં નહિ. ॥ ૩૪ ॥

**સિદ્ધાંત સૂત્ર. सर्वातिदेशस्तु सामान्याल्लोकवद् विकारः स्यात् ॥ ३५ ॥**

પદાર્થ :—( तु ) પૂર્વપક્ષની નિવૃત્તિ સૂચવે છે. ( सर्वातिदेशः ) સ્તોભ સહિત સામનો અતિદેશ થાય છે. ( सामान्यात् ) સામાન્ય હોવાથી ( लोकवत् ) લોક વ્યવહાર પેઠે. ( विकारः स्यात् ) અતિદેશ થાય છે.

ભાવાર્થ :—સ્તોભાક્ષર સહિત ઉત્તરા ઋચાઓમાં પણ સામગાન કરવું જેમ લૌકિક ગાનમાં ગવૈયાઓ ગાનની શોભાને માટે અનર્થક વર્ણોનો પ્રયોગ કરે છે તથા ઉત્તરા ઋચાઓમાં પણ સ્તોભ વર્ણનો પ્રક્ષેપરૂપ વિકાર કરવો જોઈએ. અહી શાબર ભાષ્યમાં જણાવ્યું છે કે ऋक्स्तोभस्वरकालाभ्यासविशिष्टाया गीतेः सामशब्दो वाचकः ઋચા, સ્તોભ, સ્વર, કાળ, અભ્યાસ આ બધા મળીને જે વિશિષ્ટ ગીતિ થાય છે તેનું નામ સામ છે. સ્તોભની નિવૃત્તિ માનવામાં આવે તો તેને લીધે ગાનમાં જે વિશિષ્ટતા ઉત્પન્ન થાય છે તે ન થાય. માટે સ્તોભઅક્ષરની પણ અનુવૃતિ ઉત્તરામાં ઋચા કરવી. ॥ ૩૫ ॥

**अन्वयं चापि दर्शयति ॥ ३६ ॥**

પદાર્થ :—( च ) અને ( अन्वयम् ) અન્વય ( अपि ) પણ ( दर्शयति ) બતાવે છે.

ભાવાર્થ :—स्तोभा गेष्णाश्चानुयन्ति આ વાક્યમાં સ્તોભાક્ષર અને સ્વરોની અનુવૃત્તિ બતાવી છે. गेष्णा: એટલે સ્વરો. માટે બીજી ઋચાઓમાં પણ સ્તોભાક્ષરોનો પ્રયોગ કરવો. ॥ ૩૬ ॥

**निवृत्तिर्वाऽर्थलोपात् ॥ ३७ ॥**

પદાર્થ :—( वा ) અથવા ( निवृत्ति: ) સ્તોભાક્ષરની નિવૃત્તિ છે ( अर्थलोपात् ) અર્થનો લોપ થતો હોવાથી.

ભાવાર્થ :—સ્તોભાક્ષરોનો કોઈ પણ અર્થ ન હોવાથી તેનો ઉત્તર ઋચામાં લોપ માનવો જોઇએ. આ સૂત્ર સિદ્ધાંત ઉપર આક્ષેપ કરે છે. ॥ ૩૭ ॥

**अन्वयो वाऽर्थवादः स्यात् ॥ ३८ ॥**

પદાર્થ :—( वा ) અથવા ( अन्वय: ) અનુવૃત્તિ માનવી જ જોઇએ ( अर्थवाद: स्यात् ) અર્થવાદ સ્વાર્થમાં પ્રમાણ ન હોવાથી.

ભાવાર્થ :—સ્તોભાક્ષરોની અનુવૃત્તિ માનવી જોઇએ. અર્થવાદ સ્વાર્થમાં પ્રમાણભૂત હોતા નથી અર્થાત્ તે નિરર્થક હોય છે તેમ સ્તોત્ર અક્ષરો ભલે નિરર્થક રહ્યા પણ ગાનમાં તેની જરૂર હોવાથી તેનો પ્રયોગ અવશ્ય કરવો જોઇએ. ॥ ૩૮ ॥

**સ્તોભનું લક્ષણ એ અધિકરણનું સૂત્ર.**

**अधिकं च विवर्णं च जैमिनिः स्तोभशब्दत्वात् ॥ ३९ ॥**

પદાર્થ :—( अधिकं च ) અધિક અને ( विवर्णं च ) ઋગક્ષર કરતાં વિલક્ષણ જે વર્ણ હોય તે ( स्तोभशब्दत्वात् ) સ્તોભઅક્ષર કહેવાય છે ( जैमिनि: ) એવું જૈમિનિ આચાર્ય માને છે.

ભાવાર્થ :—ઋચામાં જેટલા અક્ષરો હોય તેના કરતાં જે વધારે અક્ષરો હોય અને ઋચના અક્ષરો કરતાં વિલક્ષણ હોય તે સ્તોભ અક્ષર કહેવાય છે, એવું જૈમિનિ આચાર્ય માને છે. લોક વ્યવહારમાં પણ प्रकृतार्थानन्वितं कालक्षेपमात्रहेतुं शब्दराशिं ' स्तोभ: ' इत्याचक्षते। પ્રકૃત અર્થમાં જેનો સબંધ ન હોય અને કેવળ કાળક્ષેપને માટે જે અક્ષરોનો પ્રયોગ કરવામાં આવ્યો હોય તેને ' સ્તોભ ' અક્ષર કહેવામાં આવે છે. જેમકે ઙ્ને ઠેકાણે આ ઈ વર્ણનો પ્રયોગ ગીતિમાં થાય છે તે સ્તોભ અક્ષર કહેવાય છે. ॥ ૩૯ ॥

## 'નીવાર આદિમાં પ્રોક્ષણ અવઘાત આદિ ધર્મોનું અનુષ્ઠાન છે.' એ અધિકરણનાં સૂત્રો.

**धर्मस्यार्थकृतत्वाद् द्रव्यगुणविकारव्यतिक्रमप्रतिषेधे चोदनानुबन्धः समवायात ॥ ૪૦ ॥**

**પદાર્થ** :—( धर्मस्य ) વિધીયમાન પ્રોક્ષણ આદિ ધર્મનો ( द्रव्यगुणविकारव्यतिक्रमप्रतिषेधे ) દ્રવ્ય, ગુણ, વિકાર, વ્યતિક્રમ અને પ્રતિષેધમાં ( चोदनानुबन्धः ) વિધિ પ્રમાણે સંબંધ છે. ( समवायात् ) વ્રીહિ આદિના સ્થાનમાં સંબંધ હોવાથી. ( अर्थकृतत्वात् ) ધર્મ અર્થાત્ પ્રોક્ષણાદિ અપૂર્વરૂપ અર્થ પ્રયુક્ત હોવાથી.

**ભાવાર્થ** :—नैवारश्चरुं निर्वपेत् ઇત્યાદિ વ્રીહિ સ્થાનાપન્ન નીવારમાં પણ પ્રોક્ષણાદિ જે સ્થાનિધર્મો છે, તે કર્તવ્ય છે. અર્થાત્ વ્રીહિનું જેમ પ્રોક્ષણ કરવું પડે છે તેમ તેના સ્થાનમાં પ્રાપ્ત થયેલા નીવારમાં પણ પ્રોક્ષણ, અવહનન વગેરે ધર્મો કર્તવ્ય છે. તે પ્રમાણે ગુણાદિ સ્થાનિધર્મો આદેશમાં પણ કર્તવ્ય છે. ॥ ૪૦ ॥

## 'પરિધિમાં યૂપધર્મોનું અનુષ્ઠાન કર્તવ્ય છે.' એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ સૂત્ર तदुत्पत्तेस्तु निवृत्तिः तत्कृतत्वात् स्यात् ॥ ૪૧ ॥

**પદાર્થ** :—( तु ) પૂર્વપક્ષને સૂચવે છે. ( तदुत्पत्तेः ) આહવનીયના પરિધાનને માટે ( निवृत्तिः ) યૂપધર્મોની નિવૃત્તિ છે. ( तत्कृतत्वात् स्यात् ) યૂપના ધર્મો કેવળ પશુ નિયોજન માટે હોય છે.

**ભાવાર્થ** :—યૂપના જે ધર્મો છે તે તો કેવળ પશુ નિયોજનને માટે જ હોય છે. યૂપની ઉંચાઇ પશુને બાંધવા માટે હોય છે તે પરિધિમાં કર્તવ્ય નથી આવું પૂર્વપક્ષવાદીનું માનવું છે. ॥ ૪૧ ॥

સિદ્ધાંત સૂત્ર. आवेश्येरन् वाऽर्थवत्वात् संस्कारस्य तदर्थत्वात् ॥ ૪૨ ॥

**પદાર્થ** :—( वा ) સિદ્ધાંતને સૂચવે છે. ( आवेश्येरन् ) યૂપના ધર્મો પરિધિમાં પણ કરાય છે. ( संस्कारस्य ) સંસ્કાર ( तदर्थत्वात् ) પશુબંધનરૂપ કાર્યમાં જે નિયુક્ત હોય છે તેને માટે જ તે ધર્મો હોવાથી ( अर्थवत्वात् ) અને તેથી જ તેની સફલતા હોવાથી ( आवेश्येरन् ) યૂપના ધર્મો પરિધિમાં પણ કરવા જોઇએ.

**ભાવાર્થ** :—યૂપના ધર્મો જે ઉચ્છ્રાય આદિ છે તે પશુનિયોજન માટે છે માટે યૂપસ્થાનીય પરિધિમાં પણ યૂપના જે જે સંભવિત ધર્મો હોય છે તે તે જરૂર કરવા જોઇએ. ॥ ૪૨ ॥

**आख्या चैवं तदावेशाद् विकृतौ स्यादपूर्वत्वात् ॥ ૪૩ ॥**

**પદાર્થ** :—( आख्या च एवम् ) યૂપ શબ્દ પણ એ જ પ્રમાણે છે ( तदावेशात् ) પરિવ્યાણ, અને અંજનરૂપ સંસ્કારના આવેશને લીધે ( विकृतौ ) વિકૃતિમાં પણ યૂપશબ્દ છે. ( अपूर्वत्वात् स्यात् ) અપૂર્વનું નિમિત્ત હોવાથી થાય છે.

**ભાવાર્થ** :—પરિધિમાં સંસ્કારરૂપ શક્યતાનો અવચ્છેદક હોવાથી પરિધિમાં યૂપ શબ્દની પ્રવૃત્તિ છે જ. એટલે કે સંસ્કાર નિમિત્ત યૂપ શબ્દ પરિધિમાં પણ મુખ્ય છે. તેથી " यूपायाज्यमानायानुब्रूहि " આ પ્રૈષ મંત્રમાં परिधये आज्यमानाय એવી જાતનો ઊહ કરવો નહિ, ભાવાર્થ એ છે કે યૂપના ધર્મો જે શક્ય હોય તે પરિધિમાં કરવા પણ યૂપશબ્દના સ્થાનમાં પરિધિ શબ્દનો પ્રયોગ કરવો નહિ. ॥ ૪૩ ॥

## ' શૃતાદિમાં પ્રણીતાધર્મોનું અનુષ્ઠાન કરવાનું હોય છે. '
## એ અધિકરણનાં સૂત્રો

પૂર્વપક્ષ સૂત્ર **परार्थेन त्वर्थसामान्यं संस्कारस्य तदर्थत्वात् ॥ ४४ ॥**

**પદાર્થ** :—( परार्थे ) પ્રધાન યાગને માટે દધિમાં અને શૃતમાં ( न ) પ્રણીતા ધર્મો નથી ( अर्थसामान्यम् ) પ્રણીતા કાર્યકારિત્વ ( तु ) પણ નથી ( संस्कारस्य ) ઉત્પવનાદિ સંસ્કાર ( तदर्थत्वात् ) હવિઃશ્રપણને માટે હોવાથી.

**ભાવાર્થ**:—અભ્યુદયેષ્ટિમાં ' शृते चरुम् ' ' दधनि चरुम् ' આ પ્રમાણે આમ્નાન છે. શૃત અને દધિ આ બન્નેમાં પ્રણીતા ધર્મો કર્તવ્ય નથી, કારણ કે, તે ધર્મો હવિઃશ્રપણને માટે હોય છે. उत्पवनादिधर्मसंस्कृता आपः प्रणीताः ઉત્પવન–આદિ ધર્મથી જે પાણી સંસ્કૃત થયું હોય છે તે પ્રણીતા કહેવાય છે. દધિ અને પયઃ એ શ્રપણને માટે હોતાં નથી પણ તે તો હવિષ્ છે અને તે પ્રદાનને માટે હોય છે, આથી સામ્ય ન હોવાને કારણે ઉત્પવનાદિ ધર્મો દધિ અને શૃતમાં કર્તવ્ય નથી. ॥ ૪૪ ॥

સિદ્ધાંત સૂત્ર. **क्रियेरन् वाऽर्थनिर्वृत्तेः ॥ ४५ ॥**

**પદાર્થ** :—( वा ) સિદ્ધાંત પક્ષને સૂચવે છે. ( क्रियेरन् ) ઉત્પવનાદિ ધર્મો પણ કરવા જોઈએ ( अर्थनिर्वृत्तेः ) હવિઃશ્રપણ પણ દધિ અને પયથી નિષ્પન્ન થતું હોવાથી.

**ભાવાર્થ** :—હવિઃશ્રપણ પણ તે બન્નેથી થાય છે માટે શૃત અને દધિ આ બન્ને પ્રધાન યાગને માટે હોવા છતાં પણ તેમાં ઉત્પવનાદિ ધર્મો કર્તવ્ય છે. ॥ ૪૫ ॥

## ' બૃહદ્ અને રથંતર ધર્મની વ્યવસ્થા છે. ' એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ સૂત્ર. **एकार्थत्वादविभागः स्यात् ॥ ४६ ॥**

**પદાર્થ** :—( एकार्थत्वात् ) એક જ પ્રયોજન હોવાથી ( अविभागः स्यात् ) અવિભાગ છે.

**ભાવાર્થ** :—જ્યોતિષ્ટોમમાં વિકલ્પિત પૃષ્ઠસ્તોત્રનું વિધાન છે. જેમકે, " बृहत्पृष्ठं भवति । रथंतरं पृष्ठं भवति ' આ બન્ને ઠેકાણે જુદા જુદા ધર્મોનું આમ્નાન છે. જેમકે :- बृहति स्तूयमाने मनसा समुद्रं ध्यायेत ' रथंतरे स्तूयमाने संमीलयेत् ' બૃહત્સ્તોત્ર વખતે સમુદ્ર ધ્યાન કરવું અને રથંતર સ્તોત્રમાં સંમીલન કરવું. આ બન્ને ધર્મોનો એકમાં સમાવેશ છે. કારણ કે બન્ને સ્તોત્રનું કાર્ય પૃષ્ઠસ્તોત્રરૂપ એક જ છે. આવું પૂર્વપક્ષવાદીનું કથન છે. ॥ ૪૬ ॥

સિદ્ધાંત સૂત્ર. **निर्देशाद् वा व्यवतिष्ठेरन् ॥ ४७ ॥**

**પદાર્થ.**—( वा ) અથવા ( निर्देशात् ) નિર્દેશનો ભેદ હોવાથી ( व्यवतिष्ठेरन् ) ધર્મોની વ્યવસ્થા છે.

**ભાવાર્થ** :—નિર્દેશનો ભેદ છે તેથી ધર્મની વ્યવસ્થા છે. અર્થાત્ બૃહત્‌ના ધર્મ બૃહત્‌માં જ થવા જોઇએ રથંતરમાં નહિ, અને રથંતરના ધર્મો રથંતરમાં જ થવા જોઇએ બૃહત્‌માં નહિ. उच्चैगेयम्. बलवद्गेयम् ઉચ્ચૈર્ગાન અને બલવદ્ગાન એ બૃહત્‌ના ધર્મ છે અને ઉચ્ચૈસ્ ન ગવું અને બલવદ્ગાન ન કરવું એ રથંતરના ધર્મો છે. આ વિરુદ્ધ ધર્મોનો એકમાં સમાવેશ થઇ શકે નહિ, માટે બૃહત્ અને રથંતરના ધર્મોની વ્યવસ્થા છે.

**' કાણ્વ રથંતરમાં બૃહદ્ અને રથંતરના ધર્મોનો સમુચ્ચય છે. '**

**એ અધિકરણનાં સૂત્રો.**

**अप्राकृते तद्विकाराद्विरोधाद् व्यवतिष्ठेरन् ॥ ४८ ॥**

**પદાર્થ**:—( अप्राकृते ) વિકૃતિભૂત કાણ્વ રથંતરમાં ( तद्विकारात् ) બૃહત્ અને રથંતરનો વિકાર હોવાથી ( विरोधाद् ) જ્યાં વિરોધ આવે ત્યાં ( व्यवतिष्ठेरन् ) વ્યવસ્થા સમજવી.

**ભાવાર્થ** :—બૃહદ્ અને રથન્તર સામના રથનમાં કાણ્વ રથંતરનું વિધાન છે તેમાં બન્નેના ધર્મોનો સમાવેશ છે પણ જ્યાં બન્નેના ધર્મો અશક્ય હોય ત્યાં એમાંથી એકના ધર્મો જ સ્વીકારવા જેમકે રથંતરનો ' ધીમેથી ગાન ' રૂપ ધર્મ અને બૃહદ્‌નો ઉચ્ચૈર્ગાન ગાનરૂપ ' ધર્મ એકમાં સમાવિષ્ટ થઇ શકતા નથી માટે ત્યાં વિકલ્પ માનવો જોઇએ. ॥ ૪૮ ॥

**' દ્વિસામક યાગમાં બૃહદ્ અને રથંતર ધર્મોની વ્યવસ્થા છે. '**

**એ અધિકરણનાં સૂત્રો.**

પૂર્વપક્ષ સૂત્ર. **उभयसाम्नि चैवमेकार्थापत्तेः ॥ ४९ ॥**

**પદાર્થ** :—( उभयसाम्नि ) બન્ને સામ જેમાં છે એવા ક્રતુમાં ( च ) અને ( एवम् ) કાણ્વરથંતરવત્ દરેકમાં ધર્મદ્વયની પ્રાપ્તિ છે. ( एकार्थापत्तेः ) પૃષ્ઠસ્તોત્રરૂપ એક કાર્યમાં પ્રાપ્ત હોવાથી.

**ભાવાર્થ** :—' ગોસવ ' આદિક્રતુમાં બન્ને સામ અર્થાત્ બૃહદ્ અને રથંતર સામની પ્રાપ્તિ છે માટે પ્રત્યેક સ્તોત્રમાં બન્ને ધર્મોની પ્રાપ્તિ છે. ॥ ૪૯ ॥

સિદ્ધાંત સૂત્ર. **स्वार्थत्वाद्वा व्यवस्था स्यात् प्रकृतिवत् ॥ ५० ॥**

**પદાર્થ** :—( वा ) અથવા ( स्वार्थत्वाद् ) બૃહદ્ અને રથંતરરૂપ સામને માટે બન્ને ધર્મ હોવાથી ( व्यवस्था स्यात् ) વ્યવસ્થા છે. ( प्रकृतिवत् ) જેમ પ્રકૃતિમાં અર્થાત્ જ્યોતિષ્ટોમમાં સામ પ્રયુક્ત વ્યવસ્થા છે તેમ અહીં પણ વ્યવસ્થા જ સમજવી.

ભાવાર્થ :—જેમ જ્યોતિષ્ટોમ યાગમા બૃહદ્ના ધર્મ બૃહદ્માં અને રથંતરના ધર્મ રથંતરમાં જ હોય છે તેમ દ્વિસામક યાગમાં પણ વ્યવસ્થા જ સમજવી બન્ને ધર્મનું સાંકર્ય નહિ, ॥ ૫૦ ॥

'સૌર્યઆદિમાં પાર્વણુ હોમનું અનુષ્ઠાન થતું નથી.'
એ અધિકરણનાં સૂત્રો.

**पार्वणहोमयोस्त्वप्रवृत्तिः समुदायार्थसंयोगात् तदभीज्या हि ॥ ५१ ॥**

પદાર્થ :—( पार्वणहोमयोः ) વૈકૃતકર્મમાં પાર્વણુ હોમની ( अप्रवृत्तिः ) પ્રવૃત્તિ નથી. ( तु ) આ શબ્દ સિદ્ધાંતપક્ષને સૂચવે છે ( समुदायार्थसंयोगात् ) દર્શત્રિક અને પૌર્ણમાસત્રિક રૂપ જે અર્થ સમુદાય છે તેની સાથે સંબંધ હોવાથી ( हि ) કારણ કે ( तदभीज्या ) સમુદાયને ઉદ્દેશીને ઇજ્યા અર્થાત્ યાગ કર્તવ્ય છે.

ભાવાર્થ :—સૌર્યયાગ એ વિકૃતિ યાગ છે. તેમાં પાર્વણુ હોમ કર્તવ્ય નથી કારણ કે દર્શપૂર્ણમાસરૂપ પ્રકૃતિ યાગમાં ત્રણુનો સમુદાય પૂર્ણમાસયાગમાં અને બીજા ત્રણુનો દર્શયાગમાં હોય છે અને એને ઉદ્દેશીને જ યાગ કરવાનો હોય છે. સૌર્યયાગમાં ઉક્તત્રિક ન હોવાથી તેમાં પાર્વણુ હોમ કર્તવ્ય નથી. પર્વશબ્દ આગ્નેય આદિ ત્રિકરૂપ સંઘપરક છે. દાનાર્થક पृणाति ધાતુથી 'પર્વ' શબ્દ નિષ્પન્ન થાય છે. સૌર્યયાગ સમુદાયનો વિકાર નથી પણુ માત્ર અંગનો જ વિકાર છે માટે તેમાં પાર્વણુ હોમ કર્તવ્ય નથી. ॥ ૫૧ ॥

**कालस्येति चेत् ॥ ५२ ॥**

પદાર્થ :—( कालस्य ) પર્વશબ્દ કાળવાચક છે. ( इतिचेत् ) જો એવી શંકા કરવામાં આવે તો આનો ઉત્તર આગળના સૂત્રમાં છે.

ભાવાર્થ :—'પર્વ' શબ્દ કાળ વાચક છે. તો તેને અનુસરીને સૌર્યયાગમાં પાર્વણુ હોમ કેમ ન કરવો ? આનો ઉત્તર આગળના સૂત્રમાં છે. ॥ ૫૨ ॥

**नाप्रकरणत्वात ॥ ५३ ॥**

પદાર્થ :—( न ) નહિ ( अप्रकरणत्वात ) પ્રકરણુ ન હોવાથી.

ભાવાર્થ :—કાળનું આ પ્રકરણુ નથી માટે કાળવાચક શબ્દ નથી. यथा सैन्धवशब्दस्य नानार्थत्वेऽपि भोजनादिप्रकरणं लवणादि तात्पर्यग्राहकं तथा यागत्रिके तात्पर्यग्राहकं प्रकरणम्, कालस्य न प्रकरणम् । જેમ સૈંધવ શબ્દ ભિન્ન ભિન્ન અર્થવાળો હોવા છતાં ભોજનાદિ પ્રકરણુમાં તેનો અર્થ લવણુ જ થાય છે તેમ પર્વ શબ્દ ભિન્ન ભિન્ન અર્થવાળો હોવા છતાં પ્રકરણુથી યાગત્રિકનો જ અર્થ બતાવે છે. માટે સૌર્યયાગમાં પાર્વણુ હોમ કર્તવ્ય નથી, ॥ ૫૩ ॥

**मन्त्रवर्णाच्च ॥ ५४ ॥**

પદાર્થ :—( च ) અને ( मन्त्रवर्णात ) મંત્રવર્ણ પણુ અનુગૃહીત થાય છે.

**ભાવાર્થ** :—ऋषभं वाजिनं वयं पूर्णमासं यजामहे " આ મંત્ર પણ પર્વ શબ્દનો અર્થ સમુદાયવાચક કરવાથી અનુકુળ થાય છે. ॥ ૫૪ ॥

**तदभावेऽग्निवदिति चेत् ॥ ५५ ॥**

**પદાર્થ** :—( तदभावे अपि ) તેનો અભાવ હોવા છતાં પણ ( अग्निवत् ) સંનિહિત અથવા અસંનિહિત અગ્નિ યાગને માટે આવાહિત થાય છે તેમ ( इति चेत् ) જો એમ માનવામાં આવે તો.

**ભાવાર્થ** :—સમીપ હોય કે સમીપ ન હોય તોપણ અગ્નિનું યાગને માટે આવાહન થાય છે તેમ સૌર્યયાગમાં ત્રિકના અભાવમાં પણ એ નામવાળી દેવતા માનવામાં આવે તો ? આ શંકાનું સમાધાન આગળના સૂત્રમાં છે. ॥ ૫૫ ॥

**नाधिकारिकत्वात् ॥ ५६ ॥**

**પદાર્થ** :—( न ) નહિ ( आधिकारिकत्वात् ) ત્રિકના સંસ્કાર માટે જ પાર્વણ હોમનો અધિકાર છે.

**ભાવાર્થ** :—પાર્વણ હોમ પ્રકૃતિગત ત્રિકના સંસ્કારને માટે જ હોય છે. ત્રિકને ઉદ્દેશીને જ પાર્વણ હોમ છે. જ્યાં જેનો અધિકાર હોય ત્યાં જ તે ઉપકાર કરી શકે છે. તેથી સૌર્યયાગમાં પાર્વણ હોમનો અધિકાર નથી માટે તે ત્યાં કર્તવ્ય પણ નથી. ॥ ૫૬ ॥

**' દર્શપૂર્ણમાસમાં બન્ને હોમોની વ્યવસ્થા છે. ' એ અધિકરણનાં સૂત્રો.**

પૂર્વપક્ષ સૂત્ર. **उभयोरविशेषात् ॥ ५७ ॥**

**પદાર્થ** :—( उभयोः ) બન્નેમાં ( अविशेषात् ) વગર વિશેષ કરવા જોઇએ.

**ભાવાર્થ** :—બન્ને પાર્વણહોમ પૂર્ણમાસમાં પણ કરવા અને દર્શયાગમાં પણ કરવા. અમુકમાં અમુક જ યાગ કરવો એવો કોઇ નિયામક હેતુ જણાતો નથી, માટે યાગ કરવામાં વ્યવસ્થા નથી, તેથી ઉપર બતાવેલી રીતે દરેકમાં બન્ને પાર્વણ હોમો કર । આવું પૂર્વપક્ષનું માનવું છે. ॥ ૫૭ ॥

સિદ્ધાંત સૂત્ર. **यद्भीज्या वा तद्विषयौ ॥ ५८ ॥**

**પદાર્થ** :—( वा ) અથવા ( यदभीज्या ) જે નામનો યાગ હોય ( तद्विषयौ ) તેનો જ ઉપકારક હોય છે.

**ભાવાર્થ** :—પૌર્ણમાસી યાગમાં પૌર્ણમાસત્રિક સ્મરણાત્મક સંસ્કાર હોવાથી पूर्णमासाय स्वाहा કહી પૂર્ણમાસને લગતો પાર્વણ હોમ કરવો અને अमावास्यायै स्वाहा કહી અમાવાસ્યાને લગતો પાર્વણ હોમ કરવો. આ પ્રમાણે વ્યવસ્થા પૂર્વક પાર્વણ હોમ કરવો જોઇએ. ॥ ૫૮ ॥

પૂર્વપક્ષ　　प्रयाजेऽपीति चेत् ॥ ५९ ॥

પદાર્થ :—( प्रयाजे अपि ) પ્રયાજમાં પણ યાગ સંસ્કાર રૂપ છે. ( इति चेत् ) જો એમ માનવામાં આવે તો.

ભાવાર્થ :—" समिधो यजति " અહીં સમિધાદિ દેવતા છે અને યાગથી દેવતા સંસ્કૃત થાય છે. विष्णुं यजति અહીં જેમ વિષ્ણુ આદિ દેવતા છે અને તેના સંસ્કાર માટે યાગ થાય છે તેમ ઉપર સમિધાદિમાં પણ સમજવું ॥ ૫૯ ॥

नाचोदितत्वात् ॥ ६० ॥

પદાર્થ :—( न ) નહીં ( अचोदितत्वात् ) વિહિત ન હોવાથી.

ભાવાર્થ :—જેમ અગ્ન્યાદિ યાગત્રય હરેક વાકયથી વિહિત છે અને સમુદાયનું સ્મરણ છે તેમ સમિધાદિ દેવતાનું વિધાન નથી માટે તેના સંસ્કાર માટે યાગનું વિધાન સંભવિત નથી. દેવતાનુ કથન ચતુર્થી વિભક્તિથી અથવા તદ્ધિત પ્રત્યયથી થાય છે જેમકે यदग्नये सायं जुहुयात् અથવા आग्नेयोऽष्टाकपाल: આ રીતે સમિધને ચતુર્થી વિભકિત નથી તેમ સમિધ શબ્દ પછી તદ્ધિત પ્રત્યય પણ નથી માટે સમિધ દેવતાનું નામ નથી પણ યાગનું નામ છે. એટલે समिधो यजति આ વાકયથી કેવળ યાગનું જ વિધાન છે, દેવતા સંસ્કારનું વિધાન નથી. ॥ ૬૦ ॥

इति श्री मीमांसागुर्जरभाष्ये नवमाध्यायस्य द्वितीयः पादः ॥



## अथ मीमांसाया गुर्जरभाषाभाष्ये नवमाध्यायस्य तृतीयः पादः

### વિકૃતિમાં મંત્રાગત વ્રીહિ આદિ શબ્દોના ઊહનું અધિકરણ.

प्रकृतौ यथोत्पत्तिवचनमर्थानामुत्तरस्यां तत्प्रकृतित्वादर्थे चाकार्यत्वात् ॥ १ ॥

પદાર્થ :—( प्रकृतौ ) દર્શપૂર્ણમાસમાં ( यथोत्पत्तिवचनम् ) જે પદઘટિત મંત્રોની ઉત્પત્તિ હોય તે પદઘટિત મંત્રોથી જ ( अर्थानाम् ) અગ્ન્યાદિ દેવતાઓનું અભિધાન ( उत्तरस्याम् ) સૌર્યાદિ ઇષ્ટિમાં કરવું ( तत्प्रकृतित्वात ) પ્રકૃતિ પ્રમાણે વિકૃતિ કરવી એવું અતિદેશ શાસ્ત્ર હોવાથી ( अर्थे ) સૂર્યપ્રકાશન રૂપ કાર્યમાં ( च ) અને ( अकार्यत्वात् ) પ્રકૃતિ-પઠિત અગ્નિપદઘટિત મંત્રનું અસામર્થ્ય હોવાથી સૂર્યપદનો ઊહ કરવો આવશ્યક છે.

ભાવાર્થ :—अग्नये जुष्टं निर्वपामि એ દેવતાવિષયક મંત્ર છે અને व्रीहीणां मेध: सुमनस्यमान: એ દ્રવ્યવિષયક મંત્ર છે. વિકૃતિ યાગમાં सूर्याय जुष्टं निर्वपामि એ દેવતા વિષયક

મંત્રનો नीवाराणां मेव सुमनस्यमानः આ દ્રવ્યવિષયક મંત્રનો આ પ્રમાણે ઊહ ન કરવો જોઇએ. આ પ્રમાણે અર્ધા સૂત્રથી પૂર્વપક્ષ કર્યો છે અને અર્ધામાં ઉત્તર આ પ્રમાણે છે. સૂર્યપ્રકાશનરૂપ કાર્યમાં પ્રકૃતિપઠિત અગ્નિપદઘટિત મંત્રનું અસામર્થ્ય હોવાથી સૂર્યપદનો ઊહ જરૂર કરવો જોઇએ. ॥ ૧ ॥

**लिङ्गदर्शनाच्च ॥ २ ॥**

પદાર્થ :—( च ) અને ( लिङ्गदर्शनात् ) લિંગવાક્યનું દર્શન હોવાથી.

**ભાવાર્થ** :—એવાં લિંગવાક્યો પણ છે જેથી સિદ્ધ થાય છે કે સૂર્યપદનો ઊહ કરવો જોઇએ. જેમકે न माता वर्धते न पिता न भ्राता न स्वसा । આ મંત્રમાં न वर्धते નો અર્થ ऊहं न प्राप्नोति એવો કરવામાં આવ્યો છે. માતા આદિ શબ્દનો ઊહ થતો નથી એ ઉપરથી અર્થાપત્તિદ્વારા એમ સમજાય છે કે બીજા શબ્દોનો ઊહ થાય છે. અર્થાત્ સૂર્યાદિપદોનો ઊહ જરૂર થાય છે. ॥ ૨ ॥

**' પૌંડરીકોમાં હવિઃપ્રસ્તરણ મંત્રનો ઊહ કર્તવ્ય છે. '**

**એ અધિકરણનાં સૂત્રો.**

**जातिनैमित्तिकं यथास्थानम् ॥ ३ ॥**

પદાર્થ :—( जातिनैमित्तिकम् ) જાતિવાચક દર્ભશબ્દમાં વિશેષણભૂત ' हरितैः ' એ પદનો ( यथास्थानम् ) યથા યોગ્ય ઊહ કરવો જોઇએ.

**ભાવાર્થ** :—मौद्गं चरुं निर्वपेत् श्रीकामः એ ઇષ્ટિમાં पौण्डरीकं बर्हिर्भवति એ પ્રમાણે શ્રવણ થાય છે. પ્રકૃતિયાગમાં બર્હિસ્તરણ મંત્ર અતિદેશથી પ્રાપ્ત આ પ્રમાણે છે. 'दर्भैः स्तृणीत हरितैः सुपर्णैः' આમાં દર્ભના સ્થાનમાં ' પુંડરીક ' શબ્દનો ઊહ થઇ શકે છે. અને ' હરિત ' શબ્દના સ્થાનમાં ' રક્ત ' શબ્દનો પણ ઊહ થાય છે. ॥ ૩ ॥

**लिङ्गदर्शनाच्च ॥ ४ ॥**

પદાર્થ :—( च ) અને ( लिङ्गदर्शनात् ) લિંગવાક્ય પણ છે.

**ભાવાર્થ** :—विश्वेषां देवानामुस्राणां छागानां वपानां मेदसोऽनुब्रूहि અહીં ઊહથી જ મંત્રપાઠ છે. વિશેષણ વાચક પદનો ઉત્તરમાં વચનનો પાઠ પણ ઊહથી જ છે. ॥ ૪ ॥

**अविकारमेकेऽनार्षत्वात् ॥ ५ ॥**

પદાર્થ :—(एके) કેટલાક આચાર્યો ( अविकारम् ) ઊહને સ્વીકારતા નથી ( अनार्षत्वात् ) અપૌરુષેયત્વને લીધે.

**ભાવાર્થ** :—પ્રથમ સૂત્રના અર્ધા ભાગમાં જે પૂર્વપક્ષ કર્યો છે તેને દૃઢ કરવાને માટે આ સૂત્ર છે. ઊહ કરવો નહિ, કારણ કે એમ કરવાથી મંત્રનું અપૌરુષેયત્વ નષ્ટ થાય છે. ઊહ પૌરુષેય હોય છે, માટે પ્રકૃતિ પ્રમાણે જ પાઠ કરવો જોઇએ. ॥ ૫ ॥

लिङ्गदर्शनाच्च ॥ ६ ॥

પદાર્થ :—( च ) અને ( लिङ्गदर्शनात् ) લિંગ વાક્ય હોવાથી.

ભાવાર્થ :—આગ્નેય પશુમાં अग्नये छागस्य वपाया मेदसोऽनुब्रूहि જો ઊહ હોત તો ઊહથી જ મંત્રના સ્વરૂપની સિદ્ધિ થતી હતી તો પછી અગ્નિઘટિત મંત્રપાઠ કરવો વ્યર્થ હતો. ॥ ૬ ॥

ઉપરના હેતુઓને દૂષિત કરે છે.

विकारो वा तदुक्तो हेतुः ॥ ७ ॥

પદાર્થ :—( वा ) સિદ્ધાંત પક્ષને સૂચવે છે અથવા ( विकारः ) ઊહ કરવો જોઈએ. ( तदुक्तः हेतुः ) તેને માટે પ્રથમ સૂત્રના અર્ધમાં હેતુ આપ્યો છે.

ભાવાર્થ :— ઊહ તો જરૂર કરવો જોઈએ. તેને માટે પ્રથમ સૂત્રમાં હેતુ પણ આપ્યો. મંત્રભંગમાં ઇષ્ટાપત્તિ છે. આવું સિદ્ધાંત વાદીઓનું મંતવ્ય છે. ॥ ૭ ॥

लिङ्गं मन्त्रचिकीर्षार्थम् ॥ ८ ॥

પદાર્થ: :—( लिङ्गम् ) પૂર્વપક્ષવાદીએ જે લિંગ વાક્ય બતાવ્યું છે તેનો ઉદ્દેશ ( मन्त्रचिकीर्षार्थम् ) મંત્ર કરવાની ઇચ્છાથી.

ભાવાર્થ :—ઊહ જરૂર કરવો જોઈએ. પૂર્વપક્ષવાદીએ જે લિંગ વાક્ય બતાવ્યું છે તેનો ઉદ્દેશ મંત્રત્વ કરવાની ઇચ્છાથી અર્થાત્ ' अग्नये छागस्येति ' આ મંત્ર પાઠ છે એમ બતાવવાને ખાતર ઉક્ત લિગ વાક્ય છે. ॥ ૮ ॥

नियमो वोभयभागित्वात् ॥ ९ ॥

પદાર્થ :—( वा ) અથવા ( नियमः ) નિયમ કરવા માટે છે. ( उभयभागित्वात् ) વિકલ્પથી બન્ને મંત્ર સાથે સંબંધ હોવાથી.

ભાવાર્થ :—જો એક યૂપને સ્પર્શ કરે તો एष ते वायो इति ब्रूयात् यदि द्वौ एतौ જો બે યૂપ હોય તો ते वायू इति ब्रूयात् । આવો દ્વિવચનાન્ત પાઠ કરવો. હવે ઊહથી જ દ્વિવચનાન્તની સિદ્ધિ થતી હોત તો તો एतौ इति ब्रूयात् એ વાક્ય વ્યર્થ પડે છે અને તેથી ઊહના અભાવની સિદ્ધિ થાય છે. આ શંકાના સમાધાનમાં એમ કહેવામાં આવે છે કે જો આ વિધાન ન હોત તો એકવચનાન્ત અને દ્વિવચનાન્ત મંત્ર પાઠમાં એક યૂપનો સ્પર્શ ઉભયમંત્રગામી બનત એટલે કે વિકલ્પથી બન્ને મંત્રનો ઉપયોગ થાત. પણ આ વિધિથી એવો નિયમ બાંધવામાં આવે છે કે જો એકવચનાન્ત પાઠ હોય તો એક યૂપનો સ્પર્શ કરવો અને જો દ્વિવચનાન્ત પાઠ હોય તો બે યૂપનો સ્પર્શ કરવો માટે વિધાન વ્યર્થ નથી. ભાવાર્થ એ છે કે પૌંડરીકીય હવિઃપ્રસ્તરણ મંત્રનો ઊહ આવશ્યક છે. ॥ ૯ ॥

'અગ્નીષોમીય પશુમાં લૌકિક યૂપના સ્પર્શમાં પ્રાયશ્ચિત્ત છે.'
એ અધિકરણનું સૂત્ર.

**लौकिके दोषप्रसङ्गाद् अपवृक्ते हि चोद्यते निमित्तेन प्रकृतौ स्यादभागित्वात् ॥ १० ॥**

પદાર્થ :—( लौकिके ) લૌકિક સ્પર્શમાં મંત્ર પાઠ કરવાનો હોય છે ( दोष प्रसङ्गात् ) દોષનો સંબંધ હોવાથી. ( अपवृक्ते ) નિષિદ્ધ સ્પર્શરૂપ નિમિત્તમાં ( चोद्यते हि ) મંત્રપાઠનું વિધાન હોવાથી ( निमित्ते ) નિમિત્ત હોવાથી ( प्रकृतौ ) પ્રકૃતમાં ( अभागित्वात् ) નિષેધનો ભાગી ન હોવાથી ( न स्यात् ) મંત્રપાઠ થતો નથી.

ભાવાર્થ :—જ્યોતિષ્ટોમમાં અગ્નિષોમીય પશુ પ્રકરણમાં યૂપના સ્પર્શમાં પ્રાયશ્ચિત્તનું શ્રવણ થાય છે જેમકે यदि एकं यूपमुपस्पृशेत्' एष ते वायो इति ब्रूयात्' આ મંત્રપાઠરૂપ પ્રાયશ્ચિત્ત લૌકિક સ્પર્શ કરવામાં વિહિત છે. વૈદિક સ્પર્શમાં નહિ. વેદ તો સ્પર્શનું વિધાન કરે છે. તો વિધાન કર્યું છે તે પછી પ્રાયશ્ચિત્ત કેવી રીતે સંભવે ? માટે ઉક્ત પ્રાયશ્ચિત્ત લૌકિક સ્પર્શ વિષયક છે. કારણ જ્યાં સ્પર્શ વિહિત હોય ત્યાં નિષેધ પ્રાપ્ત હોઇ શકે નહિ. ॥ ૧૦ ॥

'દ્વિપશુયાગમાં પાશ સંબંધી બે મંત્રોમાં એકવચનાન્ત અને બહુવચનાન્ત ને ઠેકાણે દ્વિવચનાન્તથી ઊહ કરવો જોઇએ. એ અધિકરણનાં સૂત્રો'

પૂર્વપક્ષ. **अन्यायस्त्वविकारेण दृष्टप्रतिघातित्वाद् अविशेषाच्च तेनास्य ॥ ११ ॥**

પદાર્થ :—( तु ) પૂર્વપક્ષને સૂચવે છે ( अन्यायः ) પ્રકૃતિયાગમાં જ્યાં મંત્રમાં એકપાશ માટે પ્રયોગને માટે એવા બહુવચનાંત પદવાળા મંત્રનો પાઠ છે. વિકૃતિયાગમાં પણ તે મંત્ર ( अविकारेण ) વગર વિકારે પ્રયોગ કરવો જોઇએ. ( दृष्टप्रतिघातित्वात् ) કારણ કે બાધિત અર્થ પ્રકૃતિમાં જ જણાયો છે. માટે ( अविशेषात् च ) વિકૃતિયાગમાં પણ વિશેષ ન હોવાથી ( तेन अस्य )તેજ વચનથી પ્રયોગ કરવો.

ભાવાર્થ :—અગ્નિષોમીય પશુ પ્રકરણમાં આ પ્રમાણે મંત્ર પાઠ છે. अदितिः पाशं प्रमोमोक्तु एतम् । બંજે મંત્ર अदितिः पाशान् प्रमोमोक्तु एतम् ) અહીં 'પાશ' શબ્દ એકવચનમાં પણ પ્રયુક્ત છે અને બહુવચનમાં પણ પ્રયુક્ત છે. એક પશુને માટે એક પાશ એટલે રશના હોય છે તો તેને માટે એકવચન તો યોગ્ય છે પણ એક ને માટે બહુવચનનો પ્રયોગ અયોગ્ય છે છતાં પ્રકૃતિમાં જ્યારે એક માટે બહુવચનનો પ્રયોગ કર્યો છે તો વિકૃતિ યાગમાં કે જેમાં બે પશુઓ હોય છે અને તેને માટે બે રશનાઓ હોય છે છતાં બેને માટે પણ બહુવચનાન્ત પદનો પ્રયોગ કરવો અને તેવા પદવાળા મંત્રનો પાઠ વિકૃતિ યાગમાં કરવો. જ્યારે પ્રકૃતિયાગમાં બાધિત અર્થનો પ્રતિઘાત કર્યો છે તો વિકૃતિમાં પણ બાધિત અર્થનો પ્રકૃતિ હોવામાં કોઈ દોષ નથી. આથી સિદ્ધ થાય છે કે બે રશનાવાળા વિકૃતિયાગમાં પણ अदितिः पाशान् प्रमोमोक्तु આ મંત્રનો પાઠ કરવો યોગ્ય છે. ॥ ૧૧ ॥

विकारो वा तदर्थत्वात् ॥ १२ ॥

પદાર્થ :—( वा ) અથવા ( विकारः ) એક વચનાન્તને દ્વિવચનમાં મૂકીને તેનો પાઠ વિકૃતિમાં કરવો. ( तदर्थत्वात् ) તે પ્રમાણે યોગ્ય અર્થ થવાથી.

ભાવાર્થ :—પ્રકૃતિમાં એકવચનાન્ત પદવાળાને દ્વિવચનમાં મૂકી તેનો પાઠ વિકૃતિયાગમાં કરવો એટલે બે અર્થ અને તેને માટે દ્વિવચનાન્ત પદનો પ્રયોગ પણ યોગ્ય થશે. એટલે अदितिः पाशौ प्रमोमोक्तु આ પ્રમાણે પાઠ કરવો. બે રશનાને માટે पाशान् આવો બહુવચનાન્ત પ્રયોગ કરવો એ નિરર્થક છે. માટે બહુવચનાન્ત પાશપદવાળા મંત્રનો પાઠ ન કરતાં દ્વિત્વબોધક દ્વિવચનાન્તનો ઊહ કરી તેનો પાઠ કરવો આવું પૂર્વપક્ષવાદીનું માનવું છે ॥ ૧૨ ॥

પૂર્વપક્ષ. अपि त्वन्याय्यसम्बन्धात् प्रकृतिवत् परेष्वपि यथार्थं स्यात् ॥ १३ ॥

પદાર્થ :—( अपि तु ) પૂર્વપક્ષને સૂચવે છે. ( प्रकृतिवत् ) પ્રકૃતિ પેઠે ( परेषु अपि ) વિકૃતિમાં પણ ( यथार्थं स्यात् ) યથાર્થ છે ( अन्याय्यसम्बन्धात् ) અન્યાય્યનો સંબંધ હોવાથી.

ભાવાર્થ :—પ્રકૃતિમાં એકને માટે જે બહુવચનનો પ્રયોગ કર્યો તે અન્યાય્ય છે તો તેજ પ્રમાણે વિકૃતિમાં પણ કરવું યોગ્ય છે. એટલે પ્રકૃતિગત એકવચનાન્તમાં ઊહ કરી દ્વિપશુક વિકૃતિયાગમાં મંત્ર પાઠનો ઊહ કરવામાં આવે છે તેજ રીતે બહુવચનાન્ત મંત્રનો દ્વિવચનાન્તમાં ઊહ કરી વિકૃતિમાં પાઠ કરવો. ભાવાર્થ એ છે કે બન્ને મંત્રના વિકૃતિમાં વિકલ્પે ઊહ કરી પાઠ કરવો. पाशम् અને पाशान् આ બન્ને પદોનો पाशौ એવા પાઠનો ઊહ દ્વિપશુક વિકૃતિયાગમાં કરવો એવું પૂર્વપક્ષવાદીનુ મંતવ્ય છે. ॥ ૧૩ ॥

સિદ્ધાંત સૂત્ર. यथार्थं च न्यायस्याचोदितत्वात् ॥ १४ ॥

પદાર્થ :—( यथार्थं च ) બન્ને મંત્રના અર્થનો બાધ થતો ન હોવાથી દ્વિવચનાન્ત પદ મૂકીને પાઠ કરવો. ( अचोदितत्वात् ) વિહિત ન હોવાથી.

ભાવાર્થ :—પૂર્વપક્ષવાદી વિકલ્પે બે મંત્રમાંથી એક એકનો પાઠના દ્વિવચનમાં ઊહ કરી માને છે, જ્યારે સિદ્ધાંતપક્ષ બન્ને મંત્રનો દ્વિવચનમાં ઊહ કરી પાઠ સ્વીકારે છે. એક પાશમાં બહુવચનનો પ્રયોગ પ્રકૃતિમાં જેમ દૃષ્ટ છે તેમ બે પાશમાં બહુવચનાન્તનો પાઠ નથી, માટે તેનો પણ ઊહ કરવો જરૂરી છે. અર્થાત્ બહુવચનાન્તનો દ્વિવચનમાં ઊહ કરવો જરૂરી છે. ॥ ૧૪ ॥

छन्दसि तु यथादृष्टम् ॥ १५ ॥

પદાર્થ :—( छन्दसि तु ) વેદમાં તો ( यथादृष्टम् ) જે પ્રમાણે પઠિત હોય તે જ પ્રમાણે પાઠ કરવો.

ભાવાર્થ :—એક રશનાના માટે બહુવચનાન્ત પાશ શબ્દનો પ્રયોગ વેદમાં શામાટે કર્યો ? આવો પ્રશ્ન વેદને માટે નકામો છે. તેમાં તો જે પ્રમાણે પાઠ કર્યો હોય તે જ પ્રમાણે બોલવું જોઇએ. વેદના સંબંધમાં આવો તર્ક કરવો એ કુતર્ક છે. ॥ ૧૫ ॥

अन्याय्यस्याचोदितत्वात् ॥ १६ ॥

પદાર્થ:—( अन्याय्यस्य ) અર્થબાધ ( अचोदितत्वात् ) અવિહિત છે.

ભાવાર્થ :—ઊહ કરતી વખતે અર્થનો બાધ ન કરવો જોઇએ. જો રશના બે છે તો બહુવચનાન્ત પદનો પ્રયોગ શામાટે કરવો. અર્થપ્રમાણે ઊહ કરવો જોઇએ એ અર્થ છે માટે દ્વિવચનમાં જ ઊહ કરવો જોઇએ. ॥ ૧૬ ॥

## ‘અગ્નીષોમીયપશુમાં પાશૈકત્વ અને પાશબહુત્વના અભિધાયક મંત્રોનો વિકલ્પ છે.’ એ અધિકરણનાં સૂત્રો.

સિદ્ધાંત સૂત્ર. विप्रतिपत्तौ विकल्पः स्यात् तत्समत्वाद् गुणे त्वन्यायकल्पनैकदेशत्वात् ॥ १७ ॥

પદાર્થ :—( विकल्पः स्यात् ) વિકલ્પ થાય છે. ( तत्समत्वात् ) એકવચનાન્ત અને બહુવચનાન્ત મંત્રોનું પ્રકરણ સમાન હોવાથી ( विप्रतिपत्तौ ) વિરોધમાં ( एकदेशत्वात् ) અપ્રધાન હોવાથી ( अन्यायकल्पना ) વિવક્ષાના અભાવની કલ્પના કરવી એ યોગ્ય છે.

ભાવાર્થ :—અગ્નીષોમીય પ્રકરણમાં अदितिः पाशं प्रमोमोक्तु અને अदितिः पाशान् प्रमोमोक्तु આ બન્ને મંત્રો પ્રકૃતિમાં વિકલ્પે બોલવા. પાશ એક છે અને મંત્રગત પાશશબ્દ બહુવચનમાં છે એવા વિરોધમાં બહુવચન અવિવક્ષિત છે એવી કલ્પના કરવી જોઇએ. સંખ્યા ગૌણ છે અને પ્રાતિપદિક મુખ્ય છે. મુખ્યાનુસારી કલ્પના હોવી એ ન્યાય્ય છે. ॥ ૧૭ ॥

प्रकरणविशेषाच्च ॥ १८ ॥

પદાર્થ —( च ) અને ( प्रकरणविशेषात् ) પ્રકરણ બન્ને મંત્રોને સમાન છે. એટલે એકેય મંત્રોનો ત્યાગ ન થવો જોઇએ.

ભાવાર્થ :—બન્ને મંત્રોનું પ્રકરણ સમાન છે માટે કોઇપણ મંત્રનો ત્યાગ થઇ શકે નહિ એટલે વિકલ્પે બન્ને મંત્રનો પાઠ થવો યોગ્ય છે. ॥ ૧૮ ॥

પૂર્વપક્ષ. उत्कर्षो वा द्वियज्ञवत् ॥ १९ ॥

પદાર્થ :—( वा ) અથવા ( उत्कर्षः ) બહુવચનાન્તગત પદવાળા મંત્રનો ઉત્કર્ષ કરવો ( द्वियज्ञवत् ) દ્વિયજ્ઞમાં જેમ થાય છે તેમ.

ભાવાર્થ :—બહુવચનાન્ત પદવાળા મંત્રનો બહુપશુક યાગમાં ઉત્કર્ષ કરવો અર્થાત્ ત્યાં તેનો પાઠ કરવો. युवं हि स्थः स्वःपती આ મંત્રનો જેમ राजपुरोहितौ सायुज्यकामौ यजेयातामिति આ વાક્યથી પ્રતિપાદિત બે યજમાનવાળા કુલાયનામક યાગમાં ઉત્કર્ષ થાય છે તેમ અહીં પણ બહુવચનવાળા પદગત મંત્રનો ઉત્કર્ષ કરવો. ॥ ૧૯ ॥

**अर्थाभावात्तु नैवं स्यात् गुणमात्रमितरत् ॥ २० ॥**

**પદાર્થ** :—( अर्थाभावात् तु ) દ્વિત્વ વિશિષ્ટરૂપ અર્થબોધક વિધિનો પ્રકૃતમાં અભાવ હોવાથી. ( गुणमात्रम् इतरत् ) બીજું ગુણમાત્ર છે ( नैवं स्यात् ) માટે એમ થતું નથી.

**ભાવાર્થ** :—युवं हि स्थः स्वःपती આ મંત્ર એ પ્રમાણે નથી એટલે કે વિનિયોજક વિધિહીન નથી. માટે દૃષ્ટાન્તમાં વિષમતા છે. માટે ઉક્ત સ્થાનમાં તો ઉત્કર્ષ થશે પણ પાશાન્ પદવાળા ઉક્ત મંત્રનો ઉત્કર્ષ થશે નહિ. ॥ ૨૦ ॥

**द्यावोस्तथेति चेत् ॥ २१ ॥**

**પદાર્થ** :—દર્શપૂર્ણમાસ પ્રકરણપઠિત જે અનુમંત્રણ છે द्यावापृथिव्योरहम् ઇત્યાદિ દષ્ટાન્ત જે આપવામાં આવે તો તે પણ અયોગ્ય છે આના સંબંધમાં વિશેષ આગળના સૂત્રમાં જણાવે છે. ॥ ૨૧ ॥

**नोत्पत्तिशब्दत्वात् ॥ २२ ॥**

**પદાર્થ** :—( न ) નહિ ( उत्पत्तिशब्दत्वात् ) ઉત્પત્તિ શબ્દ હોવાથી.

**ભાવાર્થ** :—પ્રકૃતમાં रशनया यूपं परिव्ययति આ ઠેકાણે પાશનો અર્થ બતાવનાર શબ્દ છે પણ न हि दर्शपूर्णमासयोर्द्यावा पृथिव्यादीनामुत्पत्तौ शब्दोऽस्ति દર્શપૂર્ણમાસમાં દ્યાવાપૃથિવી આદિની ઉત્પત્તિના સંબંધમાં શબ્દ નથી. ( આ પ્રમાણે શાબર ભાષ્યમાં ઉલ્લેખ છે. ) એટલે દ્યાવા-પૃથિવી આદિ અનુમંત્રણ સાથે પણ વિષમતા છે. ભાવાર્થ એ નીકળે છે કે ઉક્ત બન્ને મંત્રોનો પ્રકૃતિમાં વિકલ્પથી પાઠ કરવો. ॥ ૨૨ ॥

**' દર્શપૂર્ણમાસયાગમાં દ્વિપત્નીક પ્રયોગમાં ' पत्नीं सन्नह्य ' ઇત્યાદિ મંત્રનો ઊહ નથી. ' એ અધિકરણનું સૂત્ર**

**अपूर्वे त्वविकारोऽप्रदेशात् प्रतीयेत ॥ २३ ॥**

**પદાર્થ** :—( अपूर्वे ) પ્રકૃતિમાં ( तु ) સિદ્ધાંત સૂચક છે. ( अविकारः ) અનૂહ ( प्रतीयेत ) પ્રતીત થાય છે. ( अप्रदेशात् ) અતિદેશથી પ્રાપ્તિ ન હોવાથી.

**ભાવાર્થ** :—દર્શપૂર્ણમાસ યાગમાં पत्नीं संनह्याज्येनोदेहि આ મંત્ર છે. હવે બહુપત્નીક દર્શપૂર્ણમાસના પ્રયોગમાં પત્ની શબ્દનો બહુવચનમાં ઊહ કરવો કે નહિ ? એના ઉત્તરમાં જણાવે છે કે બહુપત્નીક પ્રયોગમાં ' पत्नीम् ' શબ્દને બહુવચનમાં ઊહ કરવો નહિ, કારણ કે એવો અતિદેશ છે જ નહિ. જ્યાં અતિદેશ થતો હોય ત્યાં જ ઊહ થઇ શકે છે. ॥ ૨૩ ॥

**' દ્વિપત્નીક વિકૃતિયાગમાં પણ મંત્રનો ઊહ થતો નથી. ' એ અધિકરણનાં સૂત્રો.**

**विकृतौ चापि तद्वचनात् ॥ २४ ॥**

**પદાર્થ** :—( विकृतौ च अपि ) વિકૃતિભૂત સૌર્યયાગમાં પણ ( तद्वचनात् ) પત્ની માત્ર તાત્પર્યનો વિષય હોવાથી ઊહ કર્તવ્ય નથી.

ભાવાર્થ :— વિકૃતિ યાગ અર્થાત્ સૌર્યયાગમાં પણ પત્ની શબ્દનો ઊહ થતો નથી. સૌર્યયાગ બહુપત્નીક પ્રયોગવાળો પણ હોય છે છતાં પત્ની શબ્દનો દ્વિવચનમાં અથવા બહુવચનમાં ઊહ કરવો નહિ. 'पत्नीम्' આ ઠેકાણે સંખ્યા અવિવક્ષિત છે કેવળ પત્નીમાં જ તાત્પર્ય છે. ॥ ૨૪ ॥

## 'સવનીય પશુઓના સમાનવિધાનમાં 'प्रास्मा अग्निम्' આ મંત્રમાં ઊહ નથી.' એ સૂત્ર.

**अध्रिगुः सवनीयेषु तद्वत्समानविधानाश्चेत् ॥ २५ ॥**

પદાર્થ :—( अध्रिगुः ) અધ્રિગુપ્રૈષમંત્રનો પણ ( सवनीयेषु ) સવનીય પશુઓમાં ( तद्वत ) તે પ્રમાણે ઊહ થતો નથી ( समान विधानाश्चेत ) જો સમાનવિધાન હોય તો.

ભાવાર્થ :—'प्रास्मा अग्निं भरत' આ મંત્રમાં 'अस्मै' પદને સ્ત્રીલિંગ તથા દ્વિવચન બહુવચનમાં ઊહ કરવો નહિ. કારણ કે અહીં પણ પ્રાતિપદિક વિભક્તિ જ વિવક્ષિત છે સંખ્યા વિવક્ષિત નથી. અને કદાચિત્ વિવક્ષિત હોય તો પણ છાન્દસવ્યત્યયથી દ્વિવચન બહુવચનનો લાભ થઈ શકશે. માટે ઉક્તપદનો પણ જ્યોતિષ્ટોમની સંસ્થાઓમાં ઊહ કર્તવ્ય નથી. ॥ ૨૫ ॥

## નીવારોના વ્રીહિપ્રતિનિધિત્વમાં વ્રીહિશબ્દનો ઊહ નથી. એ અધિકરણનાં સૂત્ર.

સિદ્ધાંત સૂત્ર. **प्रतिनिधौ चाविकारात ॥ २६ ॥**

પદાર્થ :—( प्रतिनिधौ च ) વ્રીહિના અલાભમાં નીવાર પ્રતિનિધિ થયા પછી તેમાં ( अविकारात ) ઊહ કર્યા વગર મંત્રનો પાઠ કરવો.

ભાવાર્થ :—વ્રીહિ ન મળે તો વ્રીહિ જેવા નીવારનો યાગમાં ઉપયોગ કરવો અને મંત્રમાં નીવારમાં ઊહ કર્યા વગર જ પાઠ કરવો. तस्मिन् सीदामृते प्रतितिष्ठ व्रीहीणां मेध सुमनस्यमानः આ મંત્રમાં व्रीहीणांને સ્થાને नीवाराणां આવો પાઠ કરવાની જરૂર નથી. ॥ ૨૬ ॥

પૂર્વપક્ષ. **अनाम्नानादशब्दत्वमभावाच्चेतरस्य ॥ २७ ॥**

પદાર્થ :—( अनाम्नानात् ) જો મંત્રમાં વ્રીહિ શબ્દનો પાઠ ન હોત તો ઊહ ન થાત ( इतरस्य अभावात् च अशब्दत्वम् ) જો વ્રીહિ નીવારપદનો વાચ્ય ન થાત.

ભાવાર્થ :—જો મંત્રમાં વ્રીહિ શબ્દનો પાઠ ન હોત અને તે નીવારનો વાચક ન બનત તો ઊહ ન કરવો પડત પણ આ બન્ને નથી અર્થાત્ વ્રીહિ શબ્દનો પાઠ છે અને તે નીવારનો વાચક પણ બને છે માટે ઊહ કરવો જોઈએ. ॥ ૨૭ ॥

**तादर्थ्याद् वा तदाख्यं स्यात् संस्कारैरविशिष्टत्वात् ॥ २८ ॥**

પદાર્થ :—( वा ) પૂર્વપક્ષની નિવૃત્તિ સૂચવે છે. ( तादर्थ्यात ) નીવાર વ્રીહિના અર્થે છે ( संस्कारैः च अविशिष्टत्वात् ) પ્રોક્ષણાદિ સંસ્કારપણ તેને થાય છે માટે ( तदाख्यं स्यात् ) માટે વ્રીહિ શબ્દ વાચ્ય છે.

**ભાવાર્થ** :—નીવાર વ્રીહિને માટે છે. પ્રોક્ષણાદિ સંસ્કારો પણ નીવારમાં કર્તવ્ય છે માટે એ વ્રીહિ શબ્દ વાચ્યજ છે. જેમ બીજા ધાન્ય વ્રીહિ વાચ્ય હોય છે તેમ નીવાર પણ. માટે ઊહ કર્યા વગર જ વ્રીહિ શબ્દનો પાઠ મંત્રમાં કરવો. ॥ ૨૮ ॥

**उक्तश्च तत्त्वमस्य ॥ २९ ॥**

**પદાર્થ** :—( च ) અને ( अस्य ) આની ( तत्वम् ) યથાર્થતા ( उक्तम् ) છઠ્ઠા અધ્યાયમાં કહી છે.

**ભાવાર્થ** :—છઠ્ઠા અધ્યાયમાં વ્રહિગત જે વિશેષ છે તે નીવારમાં પણ છે, માટે વ્રીહિ વાચ્ય નીવાર થઈ શકે છે તેથી ઊહ કરવાની જરૂર નથી. ॥ ૨૯ ॥

**'દ્વિપશુયાગમાં सूर्यं चक्षुर्गमयतात इत्यादि મંત્રમાં ઊહ થતો નથી.' એ અધિકરણનાં સૂત્રો.**

સિદ્ધાંત સૂત્ર **संसर्गिषु चार्थस्यास्थितपरिमाणत्वात् ॥ ३० ॥**

**પદાર્થ** :—( संसर्गिषु ) શરીર સાથે સંબંધ ધરાવનારા અર્થોમાં ( अर्थस्य ) તેજોરૂપ અર્થનું ( अस्थितपरिमाणत्वात् ) અસ્થિત પરિમાણત્વ હોવાથી ઊહ થતો નથી.

**ભાવાર્થ** :—જે યાગમાં બે પશુઓનું દાન કરવામાં આવે છે તેમાં એવો મંત્ર છે કે 'सूर्यं चक्षुर्गमयतात्' અહીં બે પશુઓનું દાન થતું હોવાથી ચક્ષુ શબ્દનો બહુવચનમાં ઊહ કરવાની કશી જરૂર નથી, કારણ કે ગોલકનું નામ ચક્ષુ નથી પણ જોવાની શક્તિનું નામ ચક્ષુ છે, તે તેજ એક જ છે અને તેને સૂર્ય સાથે સરખાવે છે. ભાવાર્થ એ છે કે સૂર્ય જેમ પ્રકાશ આપે છે તેમ ચક્ષુનું તેજ આપી પદાર્થોનું જ્ઞાન કરાવે છે. તેજ એક જ હોવાથી બહુવચનમાં ઊહ કરવાની જરૂર નથી. ॥ ૩૦ ॥

**लिङ्गदर्शनाच्च ॥ ३१ ॥**

**પદાર્થ** :—( च ) અને ( लिङ्गदर्शनात् ) લિંગ વાક્યનું દર્શન થતું હોવાથી.

**ભાવાર્થ** :—'न माता वर्धते न मज्जा न नाभिर्न प्राणः' ઇત્યાદિ મંત્રમાં માતા, મજ્જા નાભિ અને પ્રાણ શબ્દનો ઊહ થતો નથી અર્થાત્ તે દ્વિવચન કે બહુવચનમાં ઊહને પ્રાપ્ત થતા નથી તેમ ચક્ષુ આદિ શબ્દો પણ ઊહ પામતા નથી. ॥ ૩૧ ॥

**'દ્વિપશુયાગે अध्रिगु, प्रैष માં 'એકધા' શબ્દનો અભ્યાસ થાય છે' એ અધિકરણનાં સૂત્રો.**

સિદ્ધાંત સૂત્ર. **एकधेत्येकसंयोगादभ्यासेन अभिधानं स्यादसर्वविषयत्वात् ॥ ३२ ॥**

**પદાર્થ** :—( एकधा इति ) 'એકધા' આ શબ્દનું ( अभ्यासेन अभिधानं स्यात् ) અભ્યાસથી અભિધાન કરવું જોઇએ. ( एकसंयोगात् ) એક વખતના ઉચ્ચારણથી ( असर्वविषयत्वात् ) સર્વ પશુઓની સાથે સંબંધ થઇ શકતો ન હોવાથી.

**ભાવાર્થ** :—' एकधाऽस्य त्वचमात्स्यात् ' એક રીતે પશુની ત્વક્‌નો સ્પર્શ કરવો. જે યાગમાં બહુ પશુઓનું દાન થતું હોય તેમાં ' એકધા ' શબ્દની આવૃત્તિ કરવી જોઇએ. ઘણા પશુઓનો સ્પર્શ એક માણસ એકી સાથે ન કરી શકતો હોવાથી. ॥ ૩૨ ॥

પૂર્વપક્ષ સૂત્ર.　　**अविकारो वा बहूनामेककर्मवत् ॥ ३३ ॥**

**પદાર્થ** :—( वा ) અથવા ( अविकारः ) અભ્યાસ કરવાની જરૂર નથી ( बहूनाम् एककर्मवत् ) બહુને પણ એક કર્મ થઇ શકતું હોવાથી.

**ભાવાર્થ** :—જેમ એકજ પુરુષ એક જ સમયમાં ઘણી ગાયોને એક રીતે જ પાણી હવાડા આદિ જળાશયમાં પાઇ શકે છે તેમ એક જ પુરુષ અનેક પશુઓનો એક ક્ષણે સ્પર્શ કરી શકે છે માટે ' એકધા ' શબ્દનો અભ્યાસ કરવાની જરૂર નથી. ભાવાર્થ એ છે કે ' એકધા ' શબ્દની આવૃત્તિ કરવી નહિ. ॥ ૩૩ ॥

સમાધાન સૂત્ર.　　**सकृत्त्वं चैकध्यं स्यात् एकत्वात् त्वचोऽनभिप्रेतं तत्प्रकृतित्वात् परेष्वभ्यासेनैव विवृद्धावभिधानं स्यात् ॥ ३४ ॥**

**પદાર્થ** :—( ऐकध्यं सकृत्वं च ) ઐકધ્ય એટલે એક પ્રકાર અને એક વખત એવો બોધ થાય છે એના કાળનો બોધ થતો નથી. ( एकत्वम् त्वचः ) ત્વચ એક હોવાથી ( अनभिप्रेतम् ) કાળની એકતા સિદ્ધ હોવાથી ઇષ્ટ નથી. ( तत्प्रकृतित्वात् ) પ્રકૃતિયાગમાં એકધા શબ્દની આવૃત્તિની જરૂર નથી પણ ( परेषु अभ्यासेन ) વિકૃતિયાગમાં અભ્યાસની જરૂર છે. ( विवृद्धौ अभिधानं स्यात् ) કારણ કે તેમાં બહુપશુદેય હોવાથી અભ્યાસના અભિધાનની જરૂર છે.

**ભાવાર્થ** :—પ્રકૃતિયાગમાં એક પશુ દેય તરીકે હોવાથી તેમાં एकधा શબ્દની આવૃત્તિ કરવાની જરૂર નથી પણ વિકૃતિયાગમાં પશુઓની વૃદ્ધિ હોવાથી एकधा શબ્દની આવૃત્તિ કરવી જ જોઇએ. એજ સિદ્ધાંત પક્ષ છે ॥ ૩૪ ॥

## ' દ્વિપશ્વાદિ પશુવિકૃતિયાગમાં ' મેધપતિ ' શબ્દનો દેવતાનુસાર ઊહ કરવો જોઇએ. ' એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ સૂત્ર.　　**मेधपतित्वं स्वामिदेवतस्य समवायात् सर्वत्र च प्रयुक्तत्वात् तस्यान्यायनिगदत्वात्सर्वत्रैवाविकारः स्यात् ॥ ३५ ॥**

**પદાર્થ** :—( मेधपतित्वम् ) મેધનું સ્વામીપણું ( स्वामिदेवतस्य ) યજમાન અને દેવતાનું છે. ( समवायात् ) યજમાન અને અગ્નીષોમૌ બન્ને દેવતા મળી ત્રણેમાં સ્વામીપણું વિદ્યમાન હોવાથી ( सर्वत्र च प्रयुक्तत्वात् ) સર્વદેશોમાં યજમાન અને દેવતામાં જ યજ્ઞના સ્વામીપણાનો પ્રયોગ થતો હોવાથી ( तस्य अन्यायनिगदत्वात् ) એક યજમાન અને બે દેવતા મળી ત્રણમાં એક વચન અથવા દ્વિવચનનો પ્રયોગ હોવો અન્યાય છે. ( सर्वत्र एव अविकारः स्यात् ) પ્રકૃતિમાં અને વિકૃતિમાં ઊહ કર્યા વગર જ પ્રયોગ કરવો.

**ભાવાર્થ** :—મેધ એટલે યજ્ઞ. મેધના સ્વામી યજમાન અને દેવતા હોય છે. યજમાન એક છે અને અગ્નીષોમરૂપ દેવતા બે છે, 'आशासाना मेधपतिभ्याम् मेधम्' અહીં મેધપતિ શબ્દને દ્વિવચનમાં મૂકયો છે. અને કોઇ શાખામાં आशासाना मेधपतये मेधम् અહીં મેધપતિ શબ્દ એકવચનમાં મૂકયો છે. આ બન્ને પ્રયોગો ઠીક નથી, કારણ કે એકવચનથી અથવા દ્વિવચનથી ત્રણનો બાધ થતો નથી. આમ બાધિત અર્થનું કથન કરવાથી નિગદ અન્વાય્ય ઠરે છે, માટે પ્રકૃતિમાં અને વિકૃતિમાં ઊહ કર્યા વગર જ પ્રયોગ કરવો અર્થાત્ વચનને અવિવક્ષિત સમજવું. ॥ ૩૫ ॥

બીજો પૂર્વપક્ષ. अपि वा द्विसमवायोऽर्थान्यत्वे यथासंख्यं प्रयोगः स्यात् ॥३६॥

**પદાર્થ**:—( अपि वा ) અથવા ( द्विसमवायः ) દ્વિવચનાન્તપદનો પ્રયોગ ( अर्थान्यत्वे ) દેવતાતાત્પર્યક હોવાથી જો એકવચનાન્ત પ્રયોગ હોય તો યજમાન તાત્પર્યક હોવાથી ( यथासंख्यं प्रयोगः स्यात् ) સંખ્યા પ્રમાણે પ્રયોગ સમજવો.

**ભાવાર્થ** :—અથવા દેવતાનું તાત્પર્ય રાખી દ્વિવચનનો પ્રયોગ છે, કારણ કે પ્રકૃતમાં અગ્નિ અને સોમ બે દેવતા છે. જો એકવચનનો પ્રયોગ હોય તો યજમાનનું તાત્પર્ય રાખીને પ્રયોગ કર્યો છે એમ સમજવું કારણ યજમાન એક છે. જો દેવતાની વૃદ્ધિ અર્થાત્ બેથી વધારે દેવતા હોય તો બહુવચનાન્ત પ્રયોગ અર્થાત् मेधपतिभ्यः આવો પ્રયોગ પણ કરવો. ॥ ૩૬ ॥

ત્રીજોપક્ષ. स्वामिनो वैकशब्द्यादुत्कर्षो देवतायां स्यात्
पत्न्या द्वितीयशब्दः स्यात् ॥ ३७ ॥

**પદાર્થ** :—( वा ) અથવા ( स्वामिनः ) બન્ને મંત્રમાં યજમાનરૂપ સ્વામીનું જ ગ્રહણ છે. ( ऐकशब्द्यात् ) એકાર્થ પ્રતિપાદક શબ્દનો પ્રયોગ હોવાથી ( देवतायाम् ) જો દેવતાવાચ્ય હોય તો ( उत्कर्षः स्यात् ) એક વચનાન્તપદનો ઉત્કર્ષ કરવો જોઇએ. ( पत्न्या द्वितीयः स्यात् ) યજમાન વાચ્ય હોય તો દ્વિવચનાન્તપદવાળા મંત્રમાં પત્ની સાથે યજમાન સમજવાથી દ્વિવચન પણ યથાર્થ થઇ શકશે.

**ભાવાર્થ** :—મેધપતિ શબ્દથી યજમાનનું જ ગ્રહણ સમજવું. યજમાન એક છે માટે એકવચનાન્તનો પ્રયોગ યોગ્ય છે અને જ્યાં દ્વિવચનાન્તનો પ્રયોગ છે ત્યાં પત્ની સહિત યજમાનનો બોધ થાય છે એમ સમજવું. જો મેધપતિથી દેવતાનો બોધ થાય તો એકવચનાન્ત પદવાળા મંત્રમાં ઉત્કર્ષ કરવો પડે અર્થાત્ એકવચનને બદલે દ્વિવચનનો પ્રયોગ કરવો પડે. ॥ ૩૭ ॥

સિદ્ધાંત સૂત્ર. देवता तु तदाशीष्ट्वात्संप्राप्तत्वात्स्वामिन्यनर्थिका स्यात् ॥ ३८ ॥

**પદાર્થ** :—( देवता तु ) મેધપતિપદનો વાચ્ય દેવતા છે. ( तदाशीष्ट्वात् ) દેવતાને ઉદ્દેશીને મેધ થતો હોવાથી. ( स्वामिनि ) જો સ્વામિપરક માનવામાં આવે તો ( सम्प्राप्तत्वात् )

યજમાનના સ્વત્વનું મેધમાં પ્રાપ્ત હોવાથી ( अनर्थिका स्यात् ) मेधं मेधपतिभ्यामाशासाना આ વાક્યાર્થ અનર્થક થઇ જાય.

**ભાવાર્થ** :—મેધપતિ શબ્દનો અર્થ દેવતા જ સમજવો. કારણ કે દેવતાને ઉદ્દેશીને જ ત્યાગ થાય છે. યજમાનના સ્વનો ત્યાગ યજમાનને ઉદ્દેશીને સંભવી શકે નહિ. તથા मेधं मेधपतिभ्यामाशासाना આ વાક્ય પણ મેધપતિનો અર્થ યજમાન કરવાથી નિરર્થક પડે છે. માટે મેધપતિ શબ્દનો અર્થ દેવતા જ થાય છે. ॥ ૩૮ ॥

## उत्सर्गाच्च भक्त्या तस्मिन् पतित्वं स्यात ॥ ३९ ॥

**પદાર્થ** :—( च ) અને ( उत्सर्गात् ) યજમાન દેવતાને ઉદ્દેશીને ઉત્સર્ગ કરતો હોવાથી દેવતા જ મેધપતિ છે. ( तस्मिन् ) યજમાનમાં ( भक्त्या ) ગૌણવૃત્તિથી ( पतित्वं स्यात् ) સ્વામીપણું છે.

**ભાવાર્થ** :—દેવતાને ઉદ્દેશીને યજમાન ઉત્સર્ગ કરે છે માટે દેવતા જ મેધપતિ છે. યજમાનમાં જે મેધપતિત્વ કહેવાય છે તે તો અમુખ્ય વૃત્તિથી છે. ભાવાર્થ એ છે કે દેવ એ મુખ્ય મેધપતિ છે અને યજમાન અમુખ્ય મેધપતિ છે. ॥ ૩૯ ॥

## एकस्तु समवायात तस्य तल्लक्षणत्वात ॥ ४० ॥

**પદાર્થ** :—( एक: तु ) જે એકવચનાન્ત પ્રયોગ છે તેનો વિકૃતિમાં ઉત્કર્ષ કરવો પડતો નથી. ( समवायात् ) એકથી દેવતાગણ બોધિત થતો હોવાથી ( तस्य ) ગણનું ( तल्लक्षणत्वात् ) એકવચનથી બોધિત થવું એ લક્ષણ હોવાથી.

**ભાવાર્થ** :—' मेधपतये ' આવો જે એક વચનાંત પાઠ છે તેનાથી દેવતાનો ગણ બોધિત થાય છે. તેથી બહુ દેવતાક વિકૃતિ યાગમાં ઉકત એક વચનાંત પદનો ઉત્કર્ષ પણ કરવામાં આવતો નથી. ॥ ૪૦ ॥

## संसर्गित्वाच्च तस्मात तेन विकल्पः स्यात् ॥ ४१ ॥

**પદાર્થ** :—( च ) અને ( तस्मात् ) માટે ( संसर्गित्वात ) બંને મંત્રોનો પ્રકૃતિયાગમાં સંબંધ હોવાથી ( तेन ) એકાર્થ વાચક પણ હોવાથી ( विकल्प: स्यात् ) બન્ને મંત્રનો વિકલ્પ છે.

**ભાવાર્થ** :—મેધપતિ શબ્દ દેવતાપરક હોવાથી અને દેવતાગણ વાચક એક વચનાન્ત પદ પણ થઇ શકતું હોવાથી બન્ને મંત્રો પ્રકૃતિના સંબંધી છે અને પ્રકૃતિમાં તેનો વિકલ્પ છે. ॥ ૪૧ ॥

## एकत्वेऽपि न गुणापायात ॥ ४२ ॥

**પદાર્થ** :—( एकत्वे अपि ) એકત્વની વિવક્ષા હોય તો પણ ( न ) પ્રકરણમાંથી ઉત્કર્ષ થતો નથી ( गुणापायात् ) એકત્વરૂપ ગુણની અવિવક્ષાથી.

ભાવાર્થ :—એક વચનાન્તપદથી ગુણરૂપ એકત્વની વિવક્ષા ન કરવાથી બન્ને મંત્રનો પ્રકરણમાં નિવેશ થઈ શકે છે. અને એકત્વની વિવક્ષા કરે તો પણ ઉપર બતાવેલી રીત પ્રમાણે ઉત્કર્ષ કરવાનો રહેતો નથી કારણ કે બહુ દેવતાક વિકૃતિ યાગમાં એક વચનાન્તપદથી દેવતા ગણનો બોધ થાય છે. આથી દેવતા પ્રમાણે મેધપતિ શબ્દનો ઊહ કરવો એ જ સિદ્ધાંત પક્ષમાં રહસ્ય છે. ॥ ૪૨ ॥

'બહુદેવત્યપશુમાં એકવચનાન્ત મેધપતિ શબ્દનો ઊહ થાય છે.'
એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ સૂત્ર. नियमो बहुदेवते विकारः स्यात् ॥ ४३ ॥

પદાર્થ :—(नियमः) દ્વિવચનાન્તનો જ અતિદેશ થાય છે (बहुदेवते) બહુદેવતાક વિકૃતિયાગમાં (विकारः स्यात्) ઊહ થાય છે.

ભાવાર્થ :—બહુદેવતાક વિકૃતિ યાગમાં દ્વિવચનાન્ત मेधपतिभ्याम् એ શબ્દનો જ ઊહ થાય છે. તેનો પ્રકૃતિ યાગમાં અર્થ સમવેત છે. દ્વિવચનાન્તનો બહુવચનાન્તમાં ઊહ કરવો. ॥ ૪૩ ॥

સિદ્ધાંત સૂત્ર. विकल्पो वा प्रकृतिवत् ॥ ४४ ॥

પદાર્થ :—(वा) અથવા (विकल्पः) વિકલ્પથી સમાવેશ થાય છે. (प्रकृतिवत्) પ્રકૃતિ પેઠે.

ભાવાર્થ :—પ્રકૃતિમાં જેમ વિકલ્પથી સમાવેશ થાય છે તેમ વિકૃતિમાં પણ દ્વિવચનાન્તનો બહુવચનાન્તરૂપે ઊહ થાય છે. ॥ ૪૪ ॥

'એકાદશિનીમાં એકવચનાન્ત મેધશબ્દનો ઊહ થાય છે.'
એ અધિકરણનું સૂત્ર.

अर्थान्तरे विकारः स्यात देवतापृथक्त्वात एकाभिसमवायात स्यात् ॥४५॥

પદાર્થ :—(अर्थान्तरे) ભિન્નદેવતાક યાગ સમુદાયમાં (विकारः स्यात्) ઊહ થાય છે. (देवतापृथक्त्वात्) ભિન્ન ભિન્ન દેવતા હોવાથી. (एकाभिसमवायात्) એક તદ્ધિત પ્રત્યયવાચ્ય દેવતા ન હોવાથી.

ભાવાર્થ :—બહુદેવતાક યાગમાં અને તે દેવતા ભિન્ન ભિન્ન તદ્ધિત પ્રત્યયથી જ પ્રતીત થતા હોવાથી એકવચનાન્ત મેધપતિવાળા મંત્રનો બહુવચનાન્તમાં ઊહ કરવો જોઈએ. ॥ ૪૫ ॥

इति मीमांसागुर्जरभाष्ये नवमाध्यायस्य तृतीयः पादः ॥



## अथ नवमाध्यायस्य चतुर्थः पादः

### ' षड्विंशतिरस्य वङ्क्रयः ' ઇત્યાદિમાં સમાસનો ઊહ કરવાનો હોયછે.

### એ અધિકરણનું સૂત્ર.

પૂર્વપક્ષ સૂત્ર. **षड्विंशतिरभ्यासेन पशुगणे तत्प्रकृतित्वाद्गुणस्य प्रविभक्तत्वा-दविकारे हि तासामकार्त्स्न्येनाभिसम्बन्धो विकारान्न समासः स्याद्संयोगाच्च सर्वाभिः ॥ १ ॥**

**પદાર્થ :**—( पशुगणे ) દ્વિપશુક યાગમાં ( षड्विंशतिः अभ्यासेन ) ષડ્વિંશતિ શબ્દનો અભ્યાસ કરવો જોઇએ ( तत्प्रकृतित्वाद् गुणस्य प्रविभक्तत्वात् ) પશુગણની પ્રકૃતિ અગ્નીષોમીય યાગ હોય છે. અને પ્રકૃતિમાં એક પશુ હોય છે અને એક પશુના શરીર છવ્વીસ વંક્રિઓ હોય છે. દરેક પશુને અસ્થિનો છવ્વીસ સંખ્યારૂપ ગુણ હોય છે. માટે વિકૃતિ યાગમાં જ્યાં બે પશુ બતાવ્યા હોય ત્યાં ષડ્વિંતિ શબ્દનો અભ્યાસ કરવો જોઇએ. ( अविकारे तासाम् अकार्त्स्न्येन-सम्बन्धः ) જો અભ્યાસ કરવામાં ન આવે તો છવ્વીસ સંખ્યારૂપ ગુણનો સંબંધ બે પશુમાં સંપૂર્ણ થઇ શકે નહિ ( न समासः ) બે પશુમાં બાવન શબ્દનો સમાસ કરવો નહિ (विकारात्) એવો વિકાર કરવાથી પ્રકૃતિગત શબ્દ કરતાં અત્યંત વિલક્ષણ શબ્દ પ્રાપ્ત થાય છે. ( असंयोगात् च सर्वाभिः ) અને કોઇ પણ એક પશુને બાવન વંક્રિઓનો સંબંધ હોતો નથી.

**ભાવાર્થ :**—આ અધિકરણમાં વંક્રિ શબ્દ ખાસ ધ્યાન ખેંચે છે વંક્રિ શબ્દનો અર્થ અધિકરણ માળામાં શ્રી માધવાચાર્યે આ પ્રમાણે કર્યો છે. वङ्क्रयो वक्राणि पश्वस्थीनि । तानि अस्य पशोः षड्विंशतिसंख्यानि વંક્રિ એટલે યજ્ઞમાં દેય પશુના પડખાના વાંકાં છવ્વીસ અસ્થિઓ. અગ્નીષોમીય યાગમાં એક પશુનું દાન હોય છે અને વિકૃતિ યાગમાં બે પશુઓનું દાન હોય છે માટે જ્યારે બે પશુઓનું દાન કરવામાં આવે ત્યારે षड्विंशति શબ્દ બે વખત ઉચ્ચારવો જોઇએ કારણ કે બે પશુઓ છે. બે પશુઓની બાવન વંક્રિઓ છે પણ શબ્દનો પ્રયોગ કરવો નહિ કારણ કે એમ કરવાથી પ્રકૃતિ કરતાં તે ભિન્ન જ શબ્દ બની જાય છે અને એમ પણ સમજાય કે આ એક પશુને બાવન વંક્રિઓ છે એ તો તદ્દન અસત્ય છે. માટે ષડ્વિંશતિ શબ્દનો અભ્યાસ કરવો જોઇએ આવું એક પૂર્વપક્ષવાદીનું મંતવ્ય છે. ॥ ૧ ॥

**अभ्यासेऽपि तथेति चेत् ॥ २ ॥**

**પદાર્થ :**—( अभ्यासे अपि ) અભ્યાસમાં પણ ( तथेति चेत् ) તેમજ છે જો એમ કહેવામાં આવે તો.

**ભાવાર્થ :**—' षड्विंशति रस्य वङ्क्रयः ' આ વાકયનો અભ્યાસ કરવાથી પણ અપ્રાકૃતત્વરૂપ દોષ તો આવે જ છે, કારણ કે પ્રકૃતિમાં એવી રીતે ઉકત વાકયનો બે વખત પાઠ નથી. એવી શંકા કરવામાં આવે તો, એનો ઉત્તર આગળના સૂત્રમાં છે. ॥ ૨ ॥

न गुणादर्थकृतत्वाच्च ॥ ३ ॥

પદાર્થ:--( न ) નહિ ( अर्थकृतत्वात् च ) અભ્યાસ કરવાથી બધી વંક્રિઓનો સંબંધ બન્ને પશુઓ સાથે સમજી શકાય છે ( गुणात् ) સમાસ કરવાથી એમ થતું નથી.

ભાવાર્થ :—અભ્યાસ કરવાથી બે પશુઓની બાવન વંક્રિઓ સમજી શકાય છે એટલે અભ્યાસ સાર્થક છે. શબ્દ એ ધર્મી છે અને અભ્યાસ કરવો એ શબ્દનો ધર્મ છે. द्वापञ्चाशत् એમ કહેવાથી પ્રધાનભૂત 'षड्विंशति' શબ્દનો બાધ થાય છે. અભ્યાસ પક્ષમાં પ્રધાનની રક્ષા થાય છે જ્યારે સમાસપક્ષમાં તેની રક્ષા થતી નથી માટે અભ્યાસ કરવો એજ યોગ્ય છે. ॥ ૩ ॥

समासेऽपि तथेति चेत् ॥ ४ ॥

પદાર્થ :—( समासेऽपि ) સમાસમાં પણ ( तथेति चेत् ) તેમજ છે જો એમ કહેવામાં આવે તો.

ભાવાર્થ ;—શબ્દનું મુખ્ય પ્રયોજન અર્થની સ્મૃતિ થવી એજ છે. અર્થ સ્મરણ માટે જ શબ્દનો પ્રયોગ થાય છે. 'द्विपंचाशत्' શબ્દના પ્રયોગથી પણ અર્થનું સ્મરણ તો થાય છે અને અતિદેશ શાસ્ત્ર પણ અનુકૂળ થાય છે. જો એમ કહેવાનાં આવે તો તેનો ઉત્તર આગળના સૂત્રમાં છે. ॥ ૪ ॥

नासंभवात् ॥ ५ ॥

પદાર્થ :—( न ) નહિ ( असंभवात् ) સંભવિત ન હોવાથી.

ભાવાર્થ :—બન્નેનો સરવાળો કરી 'द्विपंचाशद्' શબ્દનો પ્રયોગ કરવાથી અતિદેશ શાસ્ત્ર અનુકૂળ થતું નથી. प्रकृतिवद् विकृतिः कर्तव्या એ શાસ્ત્રપ્રમાણે 'द्विपंचाशद्' શબ્દ પ્રકૃતિપ્રમાણે નથી માટે એ પ્રમાણે કથનનો સંભવ નથી. ॥ ૫ ॥

स्वामिश्च वचनं प्रकृतौ तथेह स्यात् ॥ ६ ॥

પદાર્થ :—( प्रकृतौ ) અગ્નીષોમીયમાં ( स्वामिः वचनं च ) સ્વસંબંધી વંક્રિ વચન છે ( तथा इह स्यात् ) તે પ્રમાણે અભ્યાસ કરવામાં થઇ શકે છે.

ભાવાર્થ :—પ્રકૃતિમાં એકપશુને છવ્વીસ વંક્રિઓ વિશેષણ રૂપે બતાવવામાં આવી છે. અભ્યાસ કરવાથી તે ભાવ બરાબર જળવાઇ રહે છે. સમાસ પક્ષમાં તો સમુદાય વિશેષ્ય રૂપે થઈ જવાથી પશુના પ્રાધાન્યનો બાધ થાય છે. ॥ ૬ ॥

સિદ્ધાંત સૂત્ર. वङ्क्रीणां तु प्रधानत्वात् समासेनाभिधानं स्यात् प्राधान्यमध्रिगोस्तदर्थत्वात् ॥ ७ ॥

પદાર્થ :— ( वङ्क्रीणाम् प्राधान्यम् ) ગણવામાં વંક્રીઓનું પ્રાધાન્ય છે. પશુનું નહિ. ( अध्रिगोः तदर्थत्वात् ) અધ્રિગુપ્રૈષનો પણ એ જ ભાવ છે. ( प्रधानत्वात् ) વંક્રીનું પ્રધાનત્વ હોવાથી ( समासाभिधानम् ) સમાસનું કથન કરવું ઇષ્ટ છે.

**ભાવાર્થ** :—છવ્વીસ વંક્રિઓ આને છે એમ ગણવામાં પશુનું પ્રાધાન્ય નથી પણ વંક્રીઓનું છે અને બે પશુઓની વંક્રીઓ બાવન છે એમ સમાસ કરી કહેતું એમાં પણ વંક્રિની પ્રધાનતા સચવાય છે. માટે બન્નેનો અર્થાત્ બે षड्विंशति નો ' द्वापञ्चाशत् ' આવો સમાસ કરી ઉક્ત વાક્ય ઉચ્ચારવુ આવું સિદ્ધાંતવાદીનું મંતવ્ય છે. ॥ ७ ॥

**तासां च कृत्स्नवचनात् ॥ ८ ॥**

**પદાર્થ** :—( च ) અને ( तासाम् ) તે વંક્રિઓનું ( कृत्स्नवचनात् ) સંપૂર્ણતાથી ગણના વચન હોવાથી.

**ભાવાર્થ** :—' ता अनुष्ट्यो च्यावयतात् ' આ વાક્યમાં ताः પદથી વંક્રિઓનો પરામર્શ થાય છે માટે વંક્રિઓજ પ્રધાન છે. ॥ ८ ॥

**अपि त्वसन्निपातित्वात् पत्नीवदाम्नातेन अभिधानं स्यात् ॥ ९ ॥**

**પદાર્થ** :—( अपि तु ) આ શબ્દ પક્ષાન્તરને જણાવે છે. ( आम्नातेन ) પ્રકૃતિપાઠથી ( अभिधानं स्यात् ) અભિધાન થાય છે. ( असन्निपातित्वात् ) અસંનિકૃષ્ટ હોવાથી ( पत्नीवत् ) पत्नीं संनह्य ઇત્યાદિ પેઠે.

**ભાવાર્થ** :—જેમ બહુપત્નીક પ્રયોગમાં पत्नीं सन्नह्य આ ઠેકાણે વચન અવિવક્ષિત છે, તેમ પ્રકૃત સ્થાનમાં પણ મંત્ર પાઠ પ્રકૃતિમાં અને વિકૃતિમાં અદૃષ્ટ અર્થ માટે જ છે. કારણ કે મંત્રથી સ્મૃતિમાં આવતી ક્રિયા સંનિકૃષ્ટ નથી. મંત્રોચ્ચારણ વખતે જ વંક્રિઓને ગણવાનું હોતું નથી. ॥ ९ ॥

**विकारस्तु प्रदेशत्वाद् यजमानवत् ॥ १० ॥**

**પદાર્થ** :—( तु ) પૂર્વપક્ષાન્તરનો સૂચક છે. ( विकारः ) ઊહ ( प्रदेशवृत्तित्वात् ) પ્રદેશવૃત્તિથી ( यजमानवत् ) યજમાન પેઠે.

**ભાવાર્થ** :—षड्विंशतिरस्य वङ्क्रयस्ता अनुष्ट्योच्यावयतात् આ વાક્યથી વંક્રિની ધ્યત્તાની પ્રતીતિ થાય છે. છવ્વીસ સંખ્યાનો જ વાચક એ શબ્દ નથી માટે ઊહ કરવો જોઇએ. દ્વિયજમાનક પ્રયોગમાં यजमानौ એવો ઊહ કરવો પડે છે તેમ અહીં પણ षड्विंशति શબ્દનો ઊહ કરવો જોઇએ. ॥ १० ॥

**अपूर्वत्वात् तथा पत्न्याम् ॥ ११ ॥**

**પદાર્થ** :—( तथा ) તે જ પ્રમાણે ( अपूर्वत्वात् ) અપૂર્વ અર્થ હોવાથી ( पत्न्याम् ) પત્નીમાં ઊહ કરવો પડતો નથી.

**ભાવાર્થ** :—पत्नीं संनह्य આ ઠેકાણે પત્નીશબ્દોત્તરવર્તી એક વચનના પ્રયોગમાં અપૂર્વ અર્થ હોવાથી ઊહ કરવાનો નથી કારણ કે કેવળ પ્રકૃતિ અને કેવળ પ્રત્યયનો પ્રયોગ થતો

નથી માટે અવિવક્ષિત એક વચનનો પ્રયોગ કર્યો છે પણ षड्विंश तिरस्य ઇત્યાદિ મંત્રનું ફળ તો દૃષ્ટ છે. એ મંત્રથી છવ્વીસ વંક્રિઓ ગણવાનું સ્મરણ થાય છે. ભલે ભિન્ન સમયમાં એ મંત્ર ઉચ્ચાર્યો હોય અને ભિન્ન સમયમાં ગણવાનું હોય. જેમ રાજાની આજ્ઞા કાલાંતરમાં લોકો સાંભળે છે અને એ આજ્ઞાનું અનુષ્ઠાન જ્યારે જરૂર જણાય ત્યારે તેનું અનુષ્ઠાન આજ્ઞાને યાદ કરીને કરે છે. માટે ઉક્ત મંત્રનો ઊહ જરૂર કરવો જોઇએ. ॥ ૧૧ ॥

**आम्नातस्त्वविकारात्संख्यासु सर्वगामित्वात् ॥ १२ ॥**

**પદાર્થ :**—( तु ) તુ શબ્દ પક્ષનું ઉત્થાપન કરે છે. ( आम्नातः ) પ્રકૃતિમાં પ્રાતિપદિક શબ્દ જેવી રીતે આમ્નાત છે ( अविकारात् ) તેવી રીતે ઊહ કર્યા વગર ષડ્વિંશતિ શબ્દનો પાઠ કરવો. ( संख्यासु ) સંખ્યા વાચક વચનમાં વિકાર કરવો. ( सर्वगामित्वात् ) તેમ કરવાથી ૫૨ વંક્રિઓનું કથન થઈ શકશે.

**ભાવાર્થ :**—પ્રકૃતિમાં ષડ્વિંશતિ શબ્દ છે તેવો જ વિકૃતિમાં કાયમ રાખવો અને તેની ઉત્તરમાં સંખ્યાવાચક એકવચનમાં વિકાર કરવો એટલે કે षड्विंशती वङ्क्रयोऽस्य આવી રીતે પાઠ રાખવો. દ્વિવચન મૂકવાથી બન્ને પશુઓની બાવન વંક્રિઓનો બોધ થઇ શકશે. ॥ ૧૨ ॥

આ પક્ષને દૂષિત કરે છે.

**संख्या त्वेवं प्रधानं स्याद् वङ्क्रयः पुनः प्रधानम् ॥ १३ ॥**

**પદાર્થ :**—( तु ) પક્ષના દૂષણને સૂચવે છે. ( एवं संख्या प्रधानम् स्यात् ) એમ સંખ્યાનો ઊહ કરવાથી સંખ્યા પ્રધાન થશે ( वङ्क्रयः पुनः प्रधानम् ) ખરી રીતે વંક્રિ પ્રધાન છે.

**ભાવાર્થ :**—સંખ્યાનો ઊહ કરવાથી સંખ્યા પ્રધાનરૂપથી સમજાય છે અને ખરી રીતે તો વંક્રિઓ જ પ્રધાન છે માટે વચનનો ઊહ કરવો યોગ્ય નથી. ॥ ૧૩ ॥

**अभ्यासो वाऽविकारात् स्यात् ॥ १४ ॥**

**પદાર્થ :**—( वा ) અથવા ( अभ्यासः स्यात् ) अयं પદનો અભ્યાસ કરવો ( अविकारात् ) પ્રાકૃત ષડ્વિંશતિ શબ્દ કે જે પ્રત્યયવિશિષ્ટ છે તેનો વિકાર ન થતો હોવાથી.

**ભાવાર્થ :**—કેવળ अयम् પદનોજ અભ્યાસ કરવો પ્રકૃતિગત પ્રત્યયવિશિષ્ટ 'षड्विंशतिः' પદનો વિકાર કરવો નહિ. એમ કરવાથી પ્રકૃતિમાં શ્રૂયમાણ વર્ણનો બાધ થશે નહિ. ॥ ૧૪ ॥

આ પક્ષનું પણ દૂષણ બતાવે છે.

**पशुस्त्वेवं प्रधानं स्यादभ्यासस्य तन्निमित्तत्वात् तस्मात् समासशब्दः स्यात् ॥ १५ ॥**

**પદાર્થ :**—( तु ) સિદ્ધાંત પક્ષને સૂચવે છે. ( एवं पशु प्रधानं स्यात् ) એમ અભ્યાસ કરવાથી પશુ પ્રધાન તરીકે થશે. ( अभ्यासस्य ) અભ્યાસ કરવામાં ( तन्निमित्तत्वात् ) પશુ

નિમિત્ત હોવાથી. ( तस्मात् ) માટે ( समासशब्दः स्यात् ) સમાસ શબ્દનો પાઠ કરવો એ જ યોગ્ય છે.

ભાવાર્થ :- ' अयं ' પદનો અભ્યાસ કરવાથી પશુની પ્રધાનતા સમજાય છે. કારણ કે यो यः पशुः षड्विंशतिवङ्क्रीकः એવો વાક્યાર્થ થાય છે. અભ્યાસ કરવામાં પણ પશુ જ નિમિત્ત પડે છે. ખરી રીતે વંક્રિઓજ પ્રધાન છે માટે સમાસ એટલે છવ્વીસનો સરવાળો કરી द्वापञ्चाशद् શબ્દનો પાઠ કરવો એ જ યોગ્ય છે. એટલે આ અધિકરણનો એજ ભાવાર્થ છે કે षड्विंशति શબ્દનો સમાસ કરીને ઊહ કરવો. ॥ ૧૫ ॥

## ' चतुस्त्रिंशद्वाजिन ' ઇત્યાદિ વચનથી આશ્વમેધિક સવનીય અશ્વનું ચતુસ્ત્રિંશત્ વંક્રિરૂપ વિશેષ વચન છે.

પૂર્વપક્ષ સૂત્ર. **अश्वस्य चतुस्त्रिंशत्तस्य वचनाद्वैशेषिकम् ॥ १६ ॥**

પદાર્થ :—( अश्वस्य चतुस्त्रिंशत ) આ મંત્ર વાક્ય ( तस्य वचनात् ) ચોત્રીસ વંક્રિઓના પ્રકાશ કરનાર હોવાથી ( वैशेषिकम् ) ખાસ અશ્વને માટે જ છે.

ભાવાર્થ :—અશ્વમેધ યજ્ઞની અંદર એક અશ્વ અને બીજા બે તૂપર અને ગોમૃગ સવનીય પશુઓ છે. તેમાં अश्वस्य चतुस्त्रिंशत् એ ખાસ અશ્વપરક જ છે અને षड्विंशतिरस्य वंक्रयः એ જે અગ્નીષોમીયમાં બતાવ્યું છે તે અતિદેશ શાસ્ત્રથી અહીં પણ પ્રાપ્ત છે. તૂપર અને ગોમૃગ આ બન્ને પશુઓની વંક્રિઓ બાવન છે એવો પ્રકાશ સમાસ કરીને કહેવો અને અશ્વની ચોત્રીસ વંક્રિઓ ઉક્ત વચનથી પ્રકાશિત થાય છે. ॥ ૧૬ ॥

## આશ્વમેધિક સવનીય અશ્વનો ' न चतुस्त्रिंशत् ' એ વચનથી સમસ્ત ઋચાનો નિષેધ છે.

સિદ્ધાંત સૂત્ર. **तत्प्रतिषिध्य प्रकृतिः नियुज्यते सा चतुस्त्रिंशद्वाच्यत्वात् ॥१७॥**

પદાર્થ :—( तत्प्रतिषिध्य ) વૈશેષિક વચનનો પ્રતિષેધ કરીને ( प्रकृतिः ) અતિદેશ શાસ્ત્ર વિહિત સામાસિક વચન ( नियुज्यते ) વિહિત કરવામાં આવે છે. ( सा ) તે ( चतुस्त्रिंशद्वाच्यत्वम् ) ચોત્રીસ સંખ્યાનું પણ વાચ્ય થતું હોવાથી.

ભાવાર્થ :—न चतुस्त्रिंशद् इति ब्रूयात् એ વચનથી પૂર્વોક્ત વિશેષ વચનનો બાધ થાય છે અને ત્રણે પશુઓનો સમાસ કરી વચન કહેવાનું હોય છે અર્થાત્ છયાસી વંક્રિઓ ત્રણે પશુઓની મળી થાય છે માટે છયાશી એ સામાસિક વચન બોલવું એમાં ચોત્રીસ સંખ્યાનો વાચ્યાર્થ પણ આવી જશે. અતિદેશ શાસ્ત્ર એક પક્ષમાં એટલે વિકલ્પે વૈશેષિક વચનનું વારણ કરે છે. ॥ ૧૭ ॥

પક્ષાન્તર. **ऋग्वा स्यात् आम्नातत्वात् अविकल्पश्च न्यायः ॥ १८ ॥**

પદાર્થ :—( वा ) અથવા ( ऋक् स्यात् ) સમસ્ત ઋચાનું વિધાન છે ( आम्नातत्वात् ) પ્રકરણમાં પાઠ હોવાથી ( च ) અને ( अविकल्पः ) યોગ્ય છે.

ભાવાર્થઃ—પ્રતિષેધ કર્યા પછી જે વૈશેષિક પ્રાપ્તિ થાય છે તે સામાસિક સંખ્યાની પ્રયોજક નથી પણ તે સ્થાને સમસ્ત ઋચાનું વિધાન છે કારણ કે પ્રકરણમાં તે ઋચાનો પાઠ છે. વૈશેષિક વચનનો વિકલ્પ માનવો એ ઠીક નથી, માટે અવિકલ્પ જ માનવો જોઇએ. સંપૂર્ણ ઋચા આ પ્રમાણે શાબરભાષ્યમાં બતાવી છે ' चतुस्त्रिंशद्वाजिनो देवबन्धो वंङ्क्रीरश्वस्य स्वधितिः समेति । अच्छिद्रा गात्रा वयुना कृणोत परुष्परुरनुघुष्या विशस्ता ॥ १८ ॥

## तस्यां तु वचनादेरवत् पदविकारः स्यात् ॥ १९ ॥

પદાર્થ :—( तस्यां तु ) તે ઋચામાં તો ' वचनात ) ઉક્ત નિષેધ વચનથી ( एरवद् ) न गिरेति ब्रूयात् ऐरं, कृत्वोद्गायेत् એ સ્થળની પેઠે ( पदविकारः स्यात ) चतुस्त्रिंशत् પદના સ્થાનમાં षड्विंशति શબ્દનો પ્રક્ષેપ કરવો.

ભાવાર્થ :—ઉક્ત નિષેધ વચન સમસ્ત ઋચાનો નિષેધ નથી પણ તે ઋચામાં જે चतुस्त्रिंशत् પદ છે તેનો જ કેવળ નિષેધ છે. જેમ ' गिरा ' પદનો નિષેધ કરી તેને ઠેકાણે इरा પદનો પ્રક્ષેપ કર્યો છે તેમ પ્રકૃત સ્થાનમાં પણ સમજવું. પદના નિષેધથી સમસ્ત ઋચાનો નિષેધ માનવામાં આવે તો લક્ષણા માનવી પડે. અને તે પ્રમાણે માનવું અયોગ્ય છે. ॥ ૧૯ ॥

## सर्वप्रतिषेधो वा संयोगात्पदेन स्यात् ॥ २० ॥

પદાર્થ :—( वा ) અથવા ( सर्वप्रतिषेधः ) સમસ્ત ઋચાનો પ્રતિષેધ થઇ શકે છે. ( संयोगात पदेनं स्यात ) ઋચાના પ્રથમ પદ સાથે સંયોગ હોવાથી.

ભાવાર્થ :—સમસ્ત ઋચાનો પણ નિષેધ થઇ શકે છે કારણ કે ઉક્ત નિષેધનું પદ ઋચાના પ્રથમ પદ તરીકે સંબંધ રાખે છે અને જે તમે गिराનું દષ્ટાંત આપ્યું છે તે गिरा પદ ઋચાની શરૂઆતનું નથી માટે દષ્ટાંત વિષમ છે. ॥ ૨૦ ॥

### ' અગ્નીષોમીય પશુમાં ' ઉરૂક ' શબ્દથી દ્રવ્યનું અભિધાન છે. ' એ અધિકરણનું સૂત્ર.

## वनिष्ठुसन्निधानादुरूकेण वपाभिधानम् ॥ २१ ॥

પદાર્થ :—( वनिष्ठुसन्निधानात् ) વનિષ્ઠુના સામીપ્યથી ( उरूकेण ) ' ઉરૂક ' શબ્દથી ( वपाभिधानम् ) વપાનું અભિધાન થાય છે.

ભાવાર્થ :—' વનિષ્ઠુ ' શબ્દ પશુશરીરમાં સ્થિત એક અવયવનો વાચક છે તેની પાસે ' ઉરૂક ' પણ છે. ઉરૂક શબ્દથી પણ પશુશરીરમાંનો કોઇ અવયવ સમજવો. उरु विस्तीर्णमूको मेदो यत्र स उरूकः આ વ્યુત્પત્તિથી મેદપૂર્ણ વપાવિશેષનું નામ જ उरूक છે. કોઇએ ઉરૂક અને ઉલૂક શબ્દોના સામ્યથી उरूकનો અર્થ उलूक ન સમજવો એ અધિકરણનો ભાવ છે. ॥ ૨૧ ॥

### ' અધ્રિગુમાં જે પ્રશસા શબ્દ વપરાયો છે તેનો અર્થ પ્રશંસા છે. ' એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ સૂત્ર. **प्रशसास्यभिधानम् ॥ २२ ॥**

પદાર્થ :—( प्रशसा ) ' પ્રશસા ' શબ્દ ( अस्यभिधानम् ) અસિના અર્થનો વાચક છે.

**ભાવાર્થ** :—આ અગ્નીષોમીય પ્રકરણમાં ' प्रशसा ' શબ્દ આવે છે તેનો અર્થ 'અસિ' એટલે તલવાર થાય છે. ॥ ૨૨ ॥

**સિદ્ધાંત સૂત્ર.** **बाहुप्रशंसा वा ॥ २३ ॥**

**પદાર્થ** :—( वा ) સિદ્ધાંત સૂચક છે. ( बाहुप्रशंसा ) બાહુની પ્રશંસા વાચક એ શબ્દ છે.

**ભાવાર્થ** :—प्रशसा શબ્દ અસિ-વાચક નથી પણ પ્રશંસા વાચક છે. प्रशस्तौ इति बाहुविशेषणम् । प्रशसा એ તૃતીયા વિભક્ત્યન્ત પદ નથી કારણ અસિથી કંઇ બાહુની પ્રશંસા થતી નથી. प्रशसौ એ દ્વિતીયાના દ્વિવચનમાં રૂપ છે. ॥ ૨૩ ॥

## ' અધ્રિગુ પ્રૈષમાં ' श्येनमस्य ' ઇત્યાદિ વાકયગત શ્યેનાદિ શબ્દોનું કાર્ત્સ્ન્ય વચન છે. ' એ અધિકરણનાં સૂત્રો.

**श्येन-शला-कश्यप-कवष-स्रेकपर्णेष्वाकृतिवचनं प्रसिद्धि संनिधानात् ॥ २४ ॥**

**પદાર્થ** :—( श्येन, शला, कश्यप, कवष, स्रेकपर्णेषु ) શ્યેન, શલા, કાશ્યપ, કવષ, સ્રેકપર્ણમાં ( आकृतिवचनम् ) સાદૃશ્ય વચન છે. ( प्रसिद्धिसंनिधानात् ) પ્રસિદ્ધ શ્યેન આદિ પદના સંનિધાનથી.

**ભાવાર્થ** :—યજ્ઞમાં દાનમાં આપવા યોગ્ય પશુઓના શરીરમાં કેટલાક અવયવો શ્યેન આદિ પક્ષીઓ સદૃશ હોય છે. ॥ ૨૪ ॥

**कार्त्स्न्यं वा स्यात् तथाभावादध्रिगोश्च तदर्थत्वात् ॥ २५ ॥**

**પદાર્થ** :—( कार्त्स्न्यं वा स्यात् ) સંપૂર્ણ આકૃતિ શ્યેનાદિ જેવી જ કુદરતી રીતે હોય છે. ( तथाभावात् ) તે તે પક્ષીઓ સાથે તે તે ભાગ મળતો આવતો હોવાથી ( अध्रिगोस्त-दर्थत्वात् ) અધ્રિગુ નામ ઋત્વિજને પશુઓના શરીરના અવયવોની આકૃતિનું જ્ઞાન હોવું જોઈએ.

**ભાવાર્થ** :—ઉક્ત પશુઓના શરીરના વક્ષસ્થળની આકૃતિ સંપૂર્ણ રીતે શ્યેન આદિ પક્ષીઓના જેવી જ હોય છે. અને એનું જ્ઞાન અધ્રિગુ નામના ઋત્વિજને હોવું જ જોઇએ. ભાવાર્થ એ છે કે અધ્રિગુ નામક ઋત્વિજને પશુના શરીરના અંદર બહારના અવયવોનું સંપૂર્ણ જ્ઞાન સૂક્ષ્મરીતથી હોવું જોઇએ.॥ ૨૫ ॥

## દર્શયાગને માટે ઉધ્ધૃત અગ્નિનો લોપ થાય તો પ્રાયશ્ચિત્તરૂપ જ્યોતિષ્મતી ઇષ્ટિનું અનુષ્ઠાન ન કરવા સંબંધી અધિકરણ.

**प्रासङ्गिके प्रायश्चित्तं न विद्यते परार्थत्वात् तदर्थे हि विधीयते ॥ २६ ॥**

**પદાર્થ** :—( प्रासङ्गिके ) દર્શ અને પૂર્ણમાસને માટે ઉદ્ધૃત કરેલો અગ્નિ જો શાન્ત થઇ જાય તો ( प्रायश्चित्तं न विद्यते ) પ્રાયશ્ચિત્ત જ્યોતિષ્મતી ઇષ્ટિ કર્તવ્ય નથી. ( परार्थत्वात् )

જ્યોતિષ્મતી ઇષ્ટિ અન્યને માટે હોવાથી ( तदर्थे हि विधीयते ) અગ્નિહોત્રને માટે એ વિહિત છે.

ભાવાર્થ :—અગ્નિહોત્રને માટે ઉદ્ધૃત કરવામાં આવેલો અગ્નિ જો શાંત થઇ જાય તો તેને માટે જ્યોતિષ્મતી ઇષ્ટિ કરી ફરીથી અગ્નિ કરવો. અર્થાત્ દર્શને માટે ઉદ્ધૃત્ત કરેલો અગ્નિ શાંત થઇ જાય તો તેને ફરીથી કરવા માટે જ્યોતિષ્મતી ઇષ્ટિનું અનુષ્ઠાન કરવાનું હોતું નથી. अतोऽग्निहोत्रार्थेऽप्युद्धृतोद्वानस्य निमित्तस्य अभावात् नैमित्तिकी इष्टिर्न प्रवर्तते આ પ્રમાણે ન્યાયમાલા વિસ્તરમાં શ્રી માધવાચાર્યે લખ્યું છે. ॥ ૨૬ ॥

## 'ધાર્ય અગ્નિના ઉદ્વાનમાં પ્રાયશ્ચિત્તરૂપે જ્યોતિષ્મતી ઇષ્ટિનું અનુષ્ઠાન કરવું નહિ.' એ અધિકરણનાં સૂત્રો.

**धारणे च परार्थत्वात् ॥ २७ ॥**

પદાર્થ :—( च ) અને ( धारणे ) ધાર્યમાણ અગ્નિ ( परार्थत्वात् ) સર્વ કર્મને માટે હોવાથી તેના ઉદ્વાનમાં જ્યોતિષ્મતી ઇષ્ટિ કરવી જોઇએ.

ભાવાર્થ :—આહવનીય યજ્ઞકુંડમાંથી જે અગ્નિ લેવામાં આવે છે ને સર્વકર્મને માટે હોવાથી અગ્નિહોત્રને માટે પણ છે જ માટે જો તે અગ્નિહોત્ર કર્યા પહેલાં હોલવાઇ જાય તો જ્યોતિષ્મતી નામની ઇષ્ટિ કરવી જોઇએ. ॥ ૨૭ ॥

**क्रियार्थत्वादितरेषु कर्म स्यात् ॥ २८ ॥**

પદાર્થ :—( क्रियार्थत्वात ) પર્યુક્ષણ પરિસમૂહ–આદિ ક્રિયાને માટે હોવાથી ( इतरेषु कर्म स्यात् ) બીજામાં અનુષ્ઠાન થાય છે.

ભાવાર્થ :—આહવનીયમાંથી જે અગ્નિનું ઉદ્ધરણ કરવામાં આવે છે તેનું નિમિત્ત અગ્નિહોત્ર નથી પણ " धार्यो गतश्रिय आहवनीयः ' अथो ह वै गतश्रियः-ब्राह्मणः शुश्रुवान् ग्रामणीः राजन्यः । औवौ गौतमो भारद्वाजः " આ કલ્પસૂત્રને આધારે ગતશ્રીત્વ ધારણનું નિમિત્ત છે. અગ્નિહોત્ર નિમિત્ત નથી માટે અગ્નિહોત્ર કર્યા પહેલાં અગ્નિનું ઉદ્વાન થઇ જાય તો જ્યોતિષ્મતી નામની ઇષ્ટિ કરવાની નથી. निमित्ताभावात् नास्ति सेष्टिः નિમિત્ત વગર તે ઇષ્ટિ કર્તવ્ય નથી આ પ્રમાણે શ્રી માધવાચાર્યે પણ લખ્યું છે, જુઓ ન્યાયમાલા વિસ્તરનું આ અધિકરણ. ॥ ૨૮ ॥

## 'દર્શાર્થ ઉદ્ધરણ અમંત્રક હોય છે.' એ અધિકરણનું સૂત્ર.

**न तूत्पन्ने यस्य चोदना अप्राप्तकालत्वात् ॥ २९ ॥**

પદાર્થ :—( उत्पन्ने ) પરાર્થ ઉત્પન્ન અગ્નિમાં ( यस्य चोदना ) જે અગ્નિહોત્રનું વિધાન છે તેમાં ( न तु ) મંત્ર બોલવો નહિ. ( अप्राप्तकालत्वात् ) ભિન્ન કાળ હોવાથી.

ભાવાર્થ :—" अग्निहोत्रं वाचा त्वाहोत्रा ઇત્યાદિ નિત્ય ઉદ્ધરણુનો મંત્ર છે. હવે જેણે દર્શયાગને માટે ઉદ્ધરણુ કર્યું હોય તેને માટે ઉપર બતાવેલો મંત્ર બોલવો નહિ. અમંત્રકજ ઉદ્ધરણુ કરવું. કારણુ અગ્નિહોત્ર અને ઉદ્ધરણુનો સમય ભિન્ન છે. ॥ ૨૯ ॥

**' પ્રાયણીય ચરુમાં પ્રદાન ધર્મોનું અનુષ્ઠાન નથી. ' એ અધિકરણનાં સૂત્રો.**

**પૂર્વપક્ષ. प्रदानदर्शनं श्रपणे तद्धर्म भोजनार्थत्वात् संसर्गाच्च मधूदकवत् ॥३०॥**

પદાર્થ :—( श्रपणे ) પયસ્‌ના શ્રપણુમાં ( प्रदानदर्शनम् ) દેવતાનો ઉદ્દેશ કરીને જેમ પ્રદાન જોવામાં આવે છે તે પ્રમાણે પયસ્‌નું પણુ પ્રદાન કરવામાં આવે છે. ( मधूदकवत् ) માટે મધુ અને ઉદક પેઠે ( संसर्गात् ) મિલિત હોવાથી ( भोजनार्थत्वात् ) યાગને માટે હોવાથી ( तद्धर्म ) પ્રદેય દ્રવ્યના જે ધર્મો કર્તવ્ય હોય છે તે ધર્મો પ્રદેય પયના પણુ કર્તવ્ય છે.

ભાવાર્થ :—જ્યોતિષ્ટોમમાં આ પ્રમાણે શ્રવણ છે. ' आदित्यः प्रायणीयः पयसि चरुः ' આ વાક્યથી જેમ ચરું પ્રદેય દ્રવ્ય છે તેમ પય પણુ પ્રદેય દ્રવ્ય છે. એવું સ્પષ્ટ સમજાય છે. ચરુનો દેવતા જેમ આદિત્ય છે તેમ પયનો દેવતા પણુ આદિત્ય છે. અર્થાત્ દેવતાનો ઉદ્દેશ કરી બન્નેનો ત્યાગ કર્તવ્ય છે યાગમાં ત્યાગ આવશ્યક હોય છે. માટે પ્રદેય દ્રવ્ય પયના જે ધર્મો વત્સાપાકરણુ આદિ છે તે પણુ કર્તવ્ય છે. ॥ ૩૦ ॥

**संस्कारप्रतिषेधश्च तद्वत ॥ ३१ ॥**

પદાર્થ :—( च ) અને ( संस्कारप्रतिषेधः तद्वत् ) કેટલાક સંસ્કારોનો પણુ પ્રતિષેધ છે.

ભાવાર્થ :— કેટલાક પ્રદેયદ્રવ્યના સંસ્કારોનો પણુ પ્રતિષેધ છે. તેથી સ્પષ્ટ થાય છે કે, પ્રદાનના ધર્મો કર્તવ્ય છે. જો કર્તવ્ય જ હોયતો તેનો પ્રતિષેધ પણુ ન હોય જેમકે ' अयजुषा वत्सानपाकरोति ' યજુષ્ મંત્રદ્વારા વત્સોનું અપાકરણુ કરવું નહીં આ વાક્ય ધર્મના નિષેધને જણાવે છે. ॥ ૩૧ ॥

**तत्प्रतिषेधे च तथाभूतस्य वर्जनात् ॥ ३२ ॥**

પદાર્થ :—(च ) અને ( तत्प्रतिषेधे ) તે પયનો જો પ્રદેયત્વ તરીકે પ્રતિષેધ માનવામાં આવે તો ( तथाभूतस्य वर्जनात् ) પયોમિશ્રિત ચરુ દ્રવ્યનો પણુ નિષેધ થઇ જાય.

ભાવાર્થ :—જો પયમાં પ્રદેયત્વનો નિષેધ માનવામાં આવે તો પયમાં રાંધેલા ચરુનો પણુ નિષેધ થઇ જાય. જેમ વૈદ્ય કોઇ રોગીને દૂધ સેવવાની ના પાડી હોય તો તેણે દુગ્ધવાળો પદાર્થ પણુ છોડવો જ પડે છે. આથી દૂધમાં રાંધેલા ચરુનો પણુ નિષેધ થઇ જાય. જો દૂધ અર્થાત્ પયમાં પ્રદેયત્વનો નિષેધ માનવામાં આવે તો. ॥ ૩૨ ॥

**સિદ્ધાંત સૂત્ર. अधर्मत्वमप्रदानात् प्रणीतार्थे विधानादतुल्यत्वादसंसर्गः ॥३३॥**

પદાર્થ :—( अधर्मत्वम् ) પ્રદેય દ્રવ્ય ધર્મત્વ નથી ( अप्रदानात् ) પયસ્ વિધિનો વિષય બનતો હોવાથી કારણુ કે पयसि એ સાતમી વિભક્તિ છે જેનું વિધાન કરવું હોય તેને સાતમી

વિભક્તિ ન હોય. ( प्रणीतार्थं ) પ્રણીતાને માટે ( विधानात् ) વિધાન હોવાથી ( अतुल्यत्वात् ) તુલ્ય ન હોવાથી ( असंसर्गः ) સંસર્ગ પણ નથી.

**ભાવાર્થ** :—पयसि चरुः અહીં चरु તો પ્રથમાંત હોવાથી તે વિધેય બની શકતું નથી તેમજ दधिमधु घृतमापो धानाः ઇત્યાદિની માફક સંસર્ગ પણ નથી કારણ કે દૃષ્ટાન્તમાં બધાજ પ્રથમાંત છે જ્યારે દાર્ષ્ટાન્તિક પયસ્‌નેતો સાતમી વિભક્તિ લાગેલી છે અને તેથી પયસ્ એ ચરુનું અધિકરણ છે એમ સમજાય છે. ॥ ૩૩ ॥

## परो नित्यानुवादः स्यात् ॥ ३४ ॥

**પદાર્થ** :—( परः ) બીજો ( नित्यानुवादः स्यात् ) નિત્ય વિધિનો અનુવાદ છે.

**ભાવાર્થ** :—अयजुषा वत्सानपाकरोति આ વાક્યથી વત્સાપાકરણનો જે નિષેધ પ્રતીત થાય છે એ તો માત્ર અર્થવાદ છે. ॥ ૩૪ ॥

## विहितप्रतिषेधो वा ॥ ३५ ॥

**પદાર્થ** :—( वा ) અથવા ( विहितप्रतिषेधः ) શાખાન્તરમાં જે વિહિત છે તેનો પ્રતિષેધ છે.

**ભાવાર્થ** :—શાખાન્તરમાં यजुषा वत्सानपाकरोति આવું વિધાન છે તેનો ઉક્ત સ્થળે પ્રતિષેધ છે એવું સમજાય છે. માટે પ્રદાન ધર્મોનું અનુષ્ઠાન કર્તવ્ય નથી. ॥ ૩૫ ॥

## वर्जनेगुणभावित्वात् तदुक्तप्रतिषेधात् स्यात् कारणाव केवलाशनम् ॥ ३६ ॥

**પદાર્થ** :—( तदुक्तप्रतिषेधात् ) ' पयो मा भुङ्क्ष्व ' આવો પ્રતિષેધ હોવાથી. ( वर्जने ) પયઃસંસૃષ્ટ અન્ન વર્જનમાં ( गुणभावित्वात ) અપ્રધાન હોવાથી ( कारणात् ) એ કારણને લીધે ( केवलाशनम् ) કેવળ ઓદનનું અશન થઇ શકે છે.

**ભાવાર્થ** :—' તું દૂધનું સેવન ન કર ' આવો પ્રતિષેધ કોઇ રોગીને વૈદ્ય કર્યો હોય તો દૂધયુક્ત ભાતનો પણ નિષેધ થઇ શકે છે કારણ કે દૂધ એ ભોજનમાં ગૌણ વસ્તુ છે અને ભાત એ મુખ્ય છે. માટે દૂધ વગર કેવળ ભાતનું અશન થઇ શકે છે પણ દૃષ્ટાન્તમાં ચરુ દૂધમાં જ રાંધવાનું વિધાન છે એટલે એ ઓદન રૂપ ચરુ દૂધમાંથી જુદો પડી શકે નહિ. આ કારણથી ચરુ સાથે पयो मा भुङ्क्ष्वनुं જે દૃષ્ટાંત આપ્યું છે તે અયોગ્ય છે. ॥ ૩૬ ॥

## व्रत धर्माच्च लेपवत् ॥ ३७ ॥

**પદાર્થ** :—( च ) અને ( व्रतधर्मात् ) વ્રત ધર્મ હોવાથી ( लेपवत् ) લેપ પેઠે.

**ભાવાર્થ** :—બ્રહ્મચારી માટે મધુ અને માંસ આદિ ત્યાજ્ય છે. હવે જો મધુના લેપવાળો અથવા માંસના સંસર્ગવાળો પદાર્થ જો તે ખાય તો તેના વ્રતનો લોપ થાય છે તેમ અપ્રદેય પયના સંસર્ગવાળો ચરુ આપવામાં પણ અદૃષ્ટનો લોપ થવો જોઈએ. ॥ ૩૭ ॥

रसप्रतिषेधो वा पुरुषधर्मत्वात् ॥ ३८ ॥

પદાર્થ :—( वा ) અથવા ( रसप्रतिषेधः ) રસનો પ્રતિષેધ છે ( पुरुषधर्मत्वात् ) પુરુષનો ધર્મ હોવાથી.

ભાવાર્થ :—પુરુષનો ધર્મ રાગ છે. એ રાગથી પુરુષ મધુનો ( મદિરાનો ) ઉપયોગ કરે છે. માટે પદાર્થમાં જ્યારે બ્રહ્મચારીને મધુના રસનું જ્ઞાન થાય એટલો લેપનો નિષેધ છે. મધુનો કોઇપણ પદાર્થ સાથે સંસર્ગ હોવો એમાં પુરુષની ભૂખ છે પણ ચરુમાં જે પયસ્નો સંબંધ છે તે તો શાસ્ત્ર પ્રાપ્ત છે. શાસ્ત્રપ્રાપ્ત સંયોગનો નિષેધ થઇ શકે નહિ. માટે તેમાં प्रणीताधर्मा उत्पवनादयस्तत्र कर्त्तव्याः પ્રણીતાના ધર્મ ઉત્પવન આદિ કર્તવ્ય છે. વત્સાપાકરણ આદિ પ્રદેય ધર્મોનું અનુષ્ઠાન કર્તવ્ય નથી. ॥ ૩૮ ॥

'અભ્યુદય–ઇષ્ટિમાં દધિ અને શૃતમાં પ્રદેય ધર્મોનું અનુષ્ઠાન કરવાનું હોય છે.' એ અધિકરણનાં સૂત્રો.

अभ्युदये दोहापनयः स्वधर्मा स्यात प्रवृत्तत्वात ॥ ३९ ॥

પદાર્થ :—( अभ्युदये ) ચંદ્રોદયનિમિત્તક અભ્યુદય ઇષ્ટિમાં ( दोहापनयः ) દધિ શૃતરૂપ દ્રવ્યમાંથી પૂર્વદેવતાના વિભાગ અને બીજાદેવતાના સંબંધનું વિધાન છે. ( प्रवृत्तत्वात् ) યાગને માટે પૂર્વથી દધિ અને પયસ્ પ્રવૃત્ત હોવાથી ( स्वधर्मा स्यात् ) પ્રદેય દ્રવ્ય ધર્મવાળો અપનય હોય છે.

ભાવાર્થ :—અભ્યુદય ઇષ્ટિમાં શૃત અર્થાત્ પાકાશ્રય પયસ્ અને દધિ આ બન્નેમાં પ્રદેયદ્રવ્યના ધર્મોનું અનુષ્ઠાન કરવું જોઇએ, કારણ કે એ શૃત અને દધિમાંથી જ પૂર્વદેવતાનો વિભાગ અને અન્ય દેવતાનો સંબંધ જોડવામાં આવે છે. ॥ ૩૯ ॥

शृतोपदेशाच्च ॥ ४० ॥

પદાર્થ :—( च ) અને ( शृतोपदेशात् ) શૃત=પાકાશ્રય આ પ્રમાણે નિર્દેશ હોવાથી.

ભાવાર્થ :—શૃત એટલે પાકનો જે આશ્રય હોય તે. આવો સિદ્ધવત્ જે નિર્દેશ છે તે પ્રદેયદ્રવ્યમાં જ ઘટી શકે છે. માટે દધિ અને પાકાશ્રય પયસ્માં અભ્યુદયેષ્ટિ વખતે પ્રદેયના ધર્મો કરવા યોગ્ય છે. ॥ ૪૦ ॥

'પશુકામેષ્ટિમાં દધિ અને શૃતમાં પ્રદેય ધર્મોનું અનુષ્ઠાન થતું નથી.' એ અધિકરણનું સૂત્ર.

अपनयो वा अर्थान्तरे विधानाच्चरुपयोवत ॥ ४१ ॥

પદાર્થ :—( चरुपयोवत् ) ચરુ અને પયસ્ની માફક ( अर्थान्तरे विधानात् ) અપણરૂપ કાર્યાન્તરમાં વિધાન હોવાથી ( अपनयः ) ઇજ્યાના ધર્મનો અભાવ છે.

ભાવાર્થ :—'आदित्यः प्रायणीयः पयसि चरुः ' અહીં જેમ પયસ્‌માં પ્રદેય ધર્મોનું અનુષ્ઠાન થતું નથી તેમ પશુકામેષ્ટિમાં દધિ અને શૃતમાં ઇજ્યાના ધર્મો કર્તવ્ય નથી કારણ કે તેનો ઉપયોગ શ્રપણમાં થાય છે, માટે પ્રણીતાના ધર્મો જ કર્તવ્ય છે. ॥ ૪૧ ॥

'જ્યોતિષ્ટોમમાં પ્રદેય ધર્મોનું અનુષ્ઠાન નથી.' એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ. **श्रपणानां तु अपूर्वत्वात् प्रदानार्थविधानं स्याद् ॥ ४२ ॥**

પદાર્થ :—( श्रपणानां तु ) પયઃ આદિ શ્રપણોનું ( प्रदानार्थविधानं स्यात ) યાગને માટે વિધાન છે ( अपूर्वत्वात् ) અપૂર્વકર્મ હોવાથી.

ભાવાર્થ :—पयसा मैत्रावरुणं श्रीणाति અહીં પયમાં ઇજ્યાધર્મો કર્તવ્ય છે. ઉક્તવાક્યમાં સોમ સાથે પયસ્‌નું મિશ્રણ કરવા બતાવ્યું છે. સોમ પ્રદેય છે, માટે પયસ્‌માં સોમના જે ક્રય આદિ ધર્મો છે તે પયમાં પણ કર્તવ્ય છે. ॥ ૪૨ ॥

સિદ્ધાંત સૂત્ર. **गुणो वा श्रपणार्थत्वात् ॥ ४३ ॥**

પદાર્થ :—( वा ) અથવા ( गुणः ) સોમરસનું ગુણભૂત પય છે ( श्रपणार्थत्वात् ) પયસ્‌નો ઉપયોગ શ્રપણ અર્થાત્ મિશ્રણને માટે છે.

ભાવાર્થ :—સોમરસ પ્રધાન છે, પયસ્ ગૌણ છે. કારણ કે દૂધ તો ફક્ત મિશ્રણ માટે છે. ॥ ૪૩ ॥

**अनिर्देशाच्च ॥ ४४ ॥**

પદાર્થ :—( च ) અને ( अनिर्देशात् ) પયસ્‌નો દેવતા સાથે નિર્દેશ નથી.

ભાવાર્થ :—મૈત્રાવરુણ એ સોમનું વિશેષણ છે. અને એનાથી સોમ દ્રવ્યનો મિત્ર અને વરુણ સાથેનો સંબંધ જણાય છે, પયસ્‌ની સાથે કોઇ દેવતાનો સંબંધ જણાતો નથી માટે પયસ્ ગૌણ છે, તેથી તેમાં પ્રદેયના ધર્મ કર્તવ્ય નથી. ॥ ૪૪ ॥

**श्रुतेश्च तत्प्रधानत्वात् ॥ ४५ ॥**

પદાર્થ :—( च ) અને ( श्रुतेः ) દ્વિતીયા વિભક્તિની શ્રુતિ હોવાથી ( तत्प्रधानत्वम् ) સોમની પ્રધાનતા સ્પષ્ટ થાય છે.

પદાર્થ :—पयसा सोमं श्रीणाति અહીં દ્વિતીયા વિભક્તિ સોમને છે પયસ્‌ને તો ત્રીજી વિભક્તિ છે. દ્વિતીયા વિભક્તિ પ્રધાનતાને સૂચવે છે માટે સોમ જ પ્રધાન છે પયસ્ નહી. એટલે સોમ જ પ્રદેય છે પયસ્ નહીં. તેથી પયસ્‌માં પ્રદેયના ધર્મો જે ક્રય આદિ છે તે કર્તવ્ય નથી. ॥ ૪૫ ॥

**अर्थवादश्च तदर्थत्वात् ॥ ४६ ॥**

પદાર્થ :—( च ) અને ( अर्थवादः ) અર્થવાદ ( तदर्थत्वात् ) પણ સોમની પ્રધાનતા સૂચવે છે.

ભાવાર્થ :—पयसैव मे सोमं श्रीणातु આ અર્થવાદ વાકય છે તેમાં પણ સોમની પ્રધાનતા અને પયસ્‌ની અપ્રધાનતા પ્રતીત થાય છે. જો પયસ્ સોમતુલ્ય હોત તો पयो मे देहि આવો વરદાનની યાચનાવાળો અર્થવાદ હોત. આથી પણ સ્પષ્ટ થાય છે કે પયસ્‌માં પ્રદેયના ધર્મો કર્તવ્ય નથી. ॥ ૪૬ ॥

**संस्कारं प्रति भावाच्च तस्मादप्यप्रधानम् ॥ ૪૭ ॥**

પદાર્થ :—( संस्कारं प्रति ) સંસ્કારને માટે ( भावात् ) હોવાથી ( तस्मात् अपि ) તેથી પણ ( अप्रधानम् ) પયસ્ અપ્રધાન છે.

ભાવાર્થ :—પયસ્ તો સોમના સંસ્કારને માટે છે યાગને માટે નહિ. એટલે કે પયસ્ તો પ્રદેય દ્રવ્ય સોમનું સંસ્કાર દ્રવ્ય છે, તેથી તે અપ્રધાન છે. માટે તેમાં પ્રદેયના ધર્મો કર્તવ્ય નથી. ॥ ૪૭ ॥

**અશ્વમેધમાં ' ईशानाय परस्वतः ' આ વાકયથી યાગાન્તરનું વિધાન છે.**

**એ અધિકરણનાં સૂત્રો.**

પૂર્વપક્ષ સૂત્ર.. **पर्यग्निकृतानामुत्सर्गे तादर्थ्यमुपधानवत् ॥ ૪૮ ॥**

પદાર્થ :—( पर्यग्निकृतानाम् ) પર્યગ્નિકૃત પરસ્વતોનું ( उत्सर्गे ) છોડી મૂકવાનું હોવાથી ( तादर्थ्यम् ) તેને માટે હોય છે ( उपधानवत् ) ચરુના ઉપધાન પેઠે.

ભાવાર્થ :—અશ્વમેધ પ્રકરણમાં આ પ્રમાણે વાકય છે. ' ईशानाय परस्वत आलभते, तं पर्यग्निकृतमुत्सृजति ' અહીં ' પરસ્વત્ ' શબ્દ વન્યપશુ વિશેષનો વાચક છે. પરસ્વતને અગ્નિ પાસે લાવી પછી તેને છોડી મૂકવો અર્થાત્ તેનો ઉત્સર્ગ કરવો. તેનો ત્યાગ અર્થાત્ કોઇને દાનમાં આપવો નહિ. જેમ ' चरुमुपदधाति ' ચરુનું ઉપધાન કરવામાં આવે છે તેમ ' पर्यग्निकृतमुत्सृजति ' પર્યગ્નિ થયેલા પરસ્વતનો ઉત્સર્ગ કરવો. ॥ ૪૮ ॥

સિદ્ધાંત સૂત્ર. **शेषप्रतिषेधो वा अर्थाभावादिडान्तवत् ॥ ૪૯ ॥**

પદાર્થ :—( वा ) સિદ્ધાંત સૂચક છે. ( शेषप्रतिषेधः ) પર્યગ્નિ કર્યા પછી પ્રાકૃત અંગનો પ્રતિષેધ છે ( अर्थाभावात् ) કર્તવ્ય અર્થ ન હોવાથી ( इडान्तवत् ) આતિથ્યામાં ઇડાન્ત કર્મ જેમ અન્યનો નિવર્તક છે તેમ.

ભાવાર્થ :—આતિથ્યામાં ઇડાન્ત કર્મ અન્ય પ્રાકૃત કર્તવ્યનો નિષેધ કરે છે તેમ પર્યગ્નિકૃત કર્મ કર્યા પછી અન્ય કોઇ વિધેય અંશ રહેતો ન હોવાથી ઉક્ત બે વાકયમાં ઉત્તર વાકય નિષ્ફલ થઇ જાય છે. ॥ ૪૯ ॥

**पूर्वत्वाच्च शब्दस्य संस्थापयतीति चाप्रवृत्तेनोपपद्यते ॥ ૫૦ ॥**

પદાર્થ :—( च ) અને ( शब्दस्य पूर्वत्वात् ) પૂર્વ શબ્દ યજ્ઞ સૂચક હોવાથી ( संस्थापयति इति ) સમાપ્તિ સૂચક શબ્દ પણ હોવાથી ( अप्रवृत्तेन च ) જો પૂર્વયાગ પ્રવૃત્ત ન હોત ( उपपद्येत ) તો ઉત્સર્ગ માત્ર થઇ શકત.

ભાવાર્થ :—પૂર્વ જે બે વાક્ય બતાવ્યાં છે તેમાં પહેલું વાક્ય યાગનું પ્રતિપાદન કરે છે, કારણ કે તેમાં દ્રવ્ય અને દેવતાને ઉલ્લેખ છે દ્રવ્ય અને દેવતા એ જ સ્વરૂપ છે. તો બીજું વાક્ય પણ યાગનું સૂચક છે કારણ કે તેમાં દ્રવ્યનું સૂચન છે. ॥ ૫૦ ॥

**क्रिया वा स्यादवच्छेदादकर्म सर्वहानं स्यात् ॥ ५१ ॥**

પદાર્થ :—( वा ) અથવા ( अकर्म सर्वहानं स्यात् ) ક્રિયામાત્રનું હાન થાય (अवच्छेदात् ) પર્યગ્નિકરણ કર્યા પછી ઉત્તરાંગને વ્યવચ્છેદ હોવાથી ( क्रिया ) માટે પ્રધાન ક્રિયા અર્થાત્ યાગનું વિધાન છે.

ભાવાર્થ :—પૂર્વવાક્ય જેમ યાગનું પ્રતિપાદન કરે છે તેમ तं पर्यग्निकृतमुत्सृजति આ વાક્ય પણ યાગનું જ પ્રતિપાદન કરે છે. એ વાક્ય નિરર્થક નથી અને 'પરસ્વત્' આરણ્યક પશુ વિશેષનું દાન કરવામાં આવે છે એવો ભાવ આ અધિકરણનો છે. ॥ ૫૧ ॥

'आज्येन शेषं संस्थापयति' આ વાક્યથી કર્માન્તરનું વિધાન છે.

એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ. **आज्यसंस्था प्रतिनिधिः स्यात् द्रव्योत्सर्गात् ॥ ५२ ॥**

પદાર્થ :—( आज्यसंस्था ) આજ્યથી સમાપ્તિ ( प्रतिनिधिः स्यात् ) પ્રતિનિધિ થાય છે ( द्रव्योत्सर्गात् ) પૂર્વદ્રવ્યનો પરિત્યાગ હોવાથી.

ભાવાર્થ :—આજ્યથી સમાપ્તિ જે બતાવી છે તેમાં આજ્ય શબ્દ પૂર્વદ્રવ્યના પ્રતિનિધિપણાનો સૂચક છે. पत्नीवत् દેવતાવાળું છે. દ્રવ્ય આગળ બતાવ્યું છે તેનું પ્રતિનિધિ આજ્યા પદથી વાચ્ય છે આવું પૂર્વપક્ષવાદીનું માનવું છે. ॥ ૫૨ ॥

**समाप्तिवचनाच्च ॥ ५३ ॥**

પદાર્થ :—( च ) અને ( समाप्ति वचनात् ) સમાપ્તિનું વચન હોવાથી.

ભાવાર્થ :—' आज्येन शेषं समापयेत् ' આજ્ય અર્થાત્ ઘૃતથી બાકી રહેલું કર્મ સમાપ્ત કરવું જો કર્માન્તરનું વિધાન હોત તો आज्येन कर्मारमेत એ પ્રમાણે વાક્ય હોવું જોઈતું હતું. માટે બીજા કર્મનું વિધાન નથી ॥ ૫૩ ॥

સિદ્ધાંત સૂત્ર. **चोदना वा कर्मोत्सर्गादन्यैः स्यादविशिष्टत्वात् ॥ ५४ ॥**

પદાર્થ :—( चोदना वा ) અપૂર્વ કર્મનું વિધાન છે ( कर्मोत्सर्गात् ) પૂર્વ કર્મની સમાપ્તિ હોવાથી. ( अन्यैः अविशिष्टत्वात् स्यात् ) બીજાં વાક્યો સાથે સમાનતા હોવાથી.

ભાવાર્થ :—पात्नीवतमालभते पर्यग्निकृतं पात्नीवतमुत्सृजति आज्येन शेषं संस्थापयति આ વાક્યમાં आज्येन शेषं संस्थापयति આ ભાગથી એક બીજા કર્મનું જ વિધાન થાય છે જો કે એમાં યાગવાચક કોઈ પદ નથી છતાં એનાં જેવાં બીજાં વાક્યો છે જેમકે सौर्यं चरुं निर्वपेत् અહીં પણ યાગ વાચક પદ નથી છતાં તે એ યાગરૂપ કર્માન્તરનું વિધાન કરે છે. ॥ ૫૪ ॥

**अनिज्यां च वनस्पतेः प्रसिद्धान्तेन दर्शयति ॥ ૫૫ ॥**

**પદાર્થ** :--( प्रसिद्धान्तेन ) પ્રસિદ્ધ ચરમ-અવયવથી ( वनस्पतेः ) દશમ પ્રયાજને ( अनिज्याम् ) યાગના અભાવને ( दर्शयति ) બતાવે છે.

**ભાવાર્થ** :—આ સૂત્ર યાગના અભાવને સૂચિત કરે છે. એટલે શેષ કર્મની નિવૃત્તિ છે એમ સમજવું. આ કથન ઉપર બતાવેલા पात्नीवत યાગ સંબંધી છે. ॥ ૫૫ ॥

**संस्था च तद्देवतात्वात् स्यात् ॥ ૫૬ ॥**

**પદાર્થ** :—( संस्था च ) સંસ્થા એ શબ્દ સમાપ્તિને વાચક છે. ( तद्देवतात्वात् स्यात् ) પત્નીવદ્ દેવતાક હોવાથી.

**ભાવાર્થ** :—आज्येन शेषम् ઇત્યાદિથી કર્માન્તરનું વિધાન છે એમાં પણ દેવતાનું શ્રવણ ન હોવાથી સંનિહિત પત્નીવદ્ દેવતાનું જ ગ્રહણ થાય છે. માટે બન્ને પૂર્વ અને ઉત્તર કર્મોનું સાજાત્ય હોવાથી પત્નીવદ્દેવતાક જે કર્મ આરંભ્યું છે તે આ કર્મથી અર્થાત્ आज्येन समापयेत् ઇત્યાદિથી પ્રતીત થતા કર્મથી સમાપ્ત કરવું જોઈએ. આ ઉપરથી આ અધિકરણમાં आज्येन शेषं संस्थापयति એનાથી ભિન્ન યાગવિધાન પ્રતીત થાય છે. ॥ ૫૬ ॥

**इति श्री मीमांसागुर्जरभाष्ये नवमाध्यायस्य चतुर्थः पादः ॥**





## अथ दशमाध्यायस्य प्रथमः पादः

**'વિકૃતિમાં જે અર્થોનો લોપ હોય તેવા પ્રાકૃત અર્થોનો બાધ હોય છે અર્થાત્ એવા પ્રકૃતિમાં કહેલાં અર્થો વિકૃતિમાં ન કરવા.' એ અધિકરણનાં સૂત્રો. આ અધ્યાયમાં બાધ સંબંધી વિચારો કરવામાં આવશે.**

**विधेः प्रकरणान्तरेऽतिदेशात् सर्वकर्म स्यात् ॥ १ ॥**

**પદાર્થ** :--( विधेः ) પ્રકૃતિયાગના પ્રકરણમાં જે જે અર્થોનું વિધાન હોય તેનું ( प्रकरणान्तरे ) વિકૃતિ યાગમાં પ્રકૃતિ માફક સર્વકર્મ અનુષ્ઠેય હોવાથી ( अतिदेशात् ) અતિદેશ સામાન્યનું કથન હોવાથી ( सर्वकर्म स्यात् ) પ્રકૃતિમાં વિહિત બધાંજ કર્તવ્યોનું અનુષ્ઠાન થવું જોઇએ.

**ભાવાર્થ** :—પ્રકૃતિમાં જે જે કહ્યું હોય તે સર્વનું વિકૃતિમાં પણ અનુષ્ઠાન થવું જોઇએ. કારણ કે प्रकृतिवत् विकृतिः कर्तव्या એવો સામાન્ય અતિદેશ છે. એટલે પ્રકૃતિમાં જેટલાં અંગો વિહિત હોય તે બધાં જ વિકૃતિમાં પણ કરવા. કોઇપણ અંગનો બાધ વિકૃતિમાં ન થવો જોઇએ એવું પૂર્વપક્ષવાદીનું માનવું છે. ॥ ૧ ॥

સિદ્ધાંત સૂત્ર. अपि वाऽभिधानसंस्कारद्रव्यमर्थे क्रियेत तादर्थ्यात् ॥ २ ॥

પદાર્થ :—( अपि वा ) આ શબ્દો પૂર્વપક્ષની વ્યાવૃત્તિ સૂચક છે. ( अभिधान संस्कार द्रव्यम् ) देवस्य त्वा......ઇત્યાદિ મંત્રરૂપ અભિધાનથી સંસ્કારરૂપ આદાન આદિ ક્રિયાકલાપ જેમાં છે ( द्रव्यम् ) તે દ્રવ્ય ( अर्थे ) પુરુષપ્રયત્નસાધ્ય છેદન ક્રિયા હોય તો ( क्रियेत ) કરવામાં આવે ( तादर्थ्यात् ) તે કાર્યને માટે જ તે દ્રવ્ય જણાવવામાં આવેલું હોય છે.

ભાવાર્થ :—જે જે મંત્રદ્વારા જે જે ક્રિયાઓ કરવાની વિહિત હોય છે તે તે ક્રિયાઓ દ્રવ્યમાં કરવાની હોય છે. માટે યજ્ઞમાં તે દ્રવ્યનો ઉપયોગ હોય તોજ તેમાં તે ક્રિયાઓ કરવી, નહિ તો નહિ. એટલે વિકૃતિ યાગમાં જરૂર ન હોય તો પ્રકૃતિમાં કહેલા દ્રવ્યમાં ક્રિયાઓ વિકૃતિમાં ન કરવી. ઉદાહરણ-રાજસૂય યાગમાં મૈત્રાબાર્હસ્પત્ય હવિષમાં કહેવામાં આવ્યું છે કે ' स्वयं दितं बर्हि स्वयं कृत इध्मः ' આ વાક્યથી સમજાય છે કે બર્હિ અને ઇધ્મને માટે તેને કાપવાના સાધનનો ઉપયોગ કરવાનો નથી. પ્રકૃતિમાં જે દ્રવ્યનું જે કર્તૃત્વ અર્થાત્ સમર્થિત છે તે વિકૃતિમાં કોઇ વાક્યથી ન કરવા જણાવ્યું હોય તો ન કરવું. માટે વિકૃતિ યાગમાં બર્હિ-લવન માટે પશુ આદિનો ઉપયોગ ન કરવો. કર્મનો બાધ હોવાથી પશુ આદિ દ્રવ્યનું ગ્રહણ પણ મંત્રદ્વારા ન કરવું અર્થાત્ પ્રકૃતિમાં કરવું પણ વિકૃતિમાં ન કરવું કારણ કે તેનો બાધ છે. प्रकृतिवद् विकृतिः कर्तव्या એ સામાન્ય અતિદેશ નથી પણ જે વિકૃતિમાં પ્રકૃતિનાં અંગો અપેક્ષિત હોય તે અંગો પ્રકૃતિ પેઠે કરવાં એ આ સૂત્રનો અભિપ્રાય છે. ॥ ૨ ॥

तेषामप्रत्यक्षशिष्टत्वात् ॥ ३ ॥

પદાર્થ :—( तेषाम् ) મંત્ર, સંસ્કાર, ક્રિયા અને દ્રવ્યો ( अप्रत्यक्षशिष्टत्वात ) આનુમાનિક શાસ્ત્રથી શિષ્ટ હોવાથી અર્થાત્ અંગ હોવાથી.

ભાવાર્થ :—વિકૃતિ યાગમાં જે કર્મ કેમ કરવું ? તે ન બતાવ્યું હોય તે કર્મ પ્રકૃતિયાગ પ્રમાણે કરવું. આવો જે અતિદેશ છે તે આનુમાનિક અંગ છે. પ્રત્યક્ષ અંગ નથી, જ્યાં પ્રત્યક્ષ શિષ્ટ અંગ હોય ત્યાં આનુમાનિક અંગોનો બાધ થવો યોગ્ય છે કારણ કે પ્રત્યક્ષ કરતાં અનુમાન દુર્બલ છે, स्वयं दितं बर्हिः આ પ્રત્યક્ષ વિધાન છે માટે દાત્રાદિથી લવન કે જે આનુમાનિક છે તે લવનનો બાધ થવો એ ન્યાય્ય છે. સ્વયં કપાયેલો દર્ભ જે વિકૃતિમાં ઉપયોગમાં લેવાનો કહ્યો છે ત્યાં દાત્રાદિથી લવન બાધિત છે. પ્રકૃતિયાગમાં બર્હિલવન ભલે હોય પણ જ્યાં તૈયાર દર્ભનું વિધાન હોય તે વિકૃતિમાં પ્રાકૃત લવનનો બાધ સ્વીકારવો જ જોઇએ. લવનનો બાધ થવાથી દાત્રાદિની પણ નિવૃત્તિ થવી જ જોઇએ આ પ્રમાણે પ્રાકૃત અંગોનો વિકૃતિમાં પ્રત્યક્ષ અર્થાત્ વાક્યાદિથી બાધ થાય છે. ॥ ૩ ॥

' દીક્ષણીયા આદિ ઇષ્ટિઓમાં આરંભણીયાનો બાધ થાય છે. '
એ અધિકરણનું સૂત્ર.

इष्टिरारम्भसंयोगादङ्गभूतान्निवर्तेतारम्भस्य प्रधानसंयोगात् ॥ ४ ॥

પદાર્થ :—( आरम्भसंयोगात् ) આરંભ શબ્દનો સંબંધ હોવાથી ( अङ्गभूतात् ) અંગભૂત દીક્ષણીયામાં ( इष्टिः ) આરંભણીયા ઇષ્ટિ ( निवर्तेत ) નિવૃત્તિ થાય છે ( आरम्भस्य ) આરંભનો ( प्रधानसंयोगात ) સંબંધ પ્રધાન યાગની સાથે હોવાથી.

**ભાવાર્થ** :—જ્યોતિષ્ટોમમાં દર્શપૂર્ણમાસ જેની પ્રકૃતિ છે એવી વિકૃતિઓ છે તેના અંગરૂપે દીક્ષણીયા આદિ ઇષ્ટિઓ કર્તવ્ય છે તેમાં બધા દર્શપૂર્ણમાસના અંગકલાપ સાથે આરંભણીયાનો અતિદેશ છે કે નહિ ? એનો વિચાર આ અધિકરણમાં કર્યો છે. તેમાં સિદ્ધાંત એ બાંધ્યો છે કે અંગભૂત દીક્ષણીયાદિમાં પ્રધાનોદ્દેશ્યક આરંભ ન હોવાથી આરંભણીયા ઇષ્ટિનો બાધ છે અર્થાત્ એ ઇષ્ટિ દીક્ષણીયાદિમાં કર્તવ્ય નથી. 'आग्नावैष्णवमेकादशकपालं निर्वपेद्दर्शपूर्णमासावारप्स्यमानः' આ વાકયથી આરંભનો સંબંધ પ્રધાનભૂત દર્શપૂર્ણમાસ યાગ સાથે છે એમ સમજાય છે, માટે દીક્ષણીયાદિમાં આરંભણીયા ઇષ્ટિની નિવૃત્તિ છે. ॥ ૪ ॥

**'અનુમત્યાદિમાં આરંભણીયા ઇષ્ટિનો બાધ છે.' એ અધિકરણનું સૂત્ર.**

**प्रधानाच्चान्यसंयुक्तात्सर्वारम्भान्निवर्तेतानङ्गत्वात् ॥ ५ ॥**

**પદાર્થ** :—(च) અને (अन्यसंयुक्तात्) અન્ય સોમાદિરૂપ પ્રધાનથી યુક્ત (प्रधानात्) ઇષ્ટિરૂપ પ્રધાનથી ઇષ્ટિ અર્થાત્ અન્વારંભણીયા રૂપ ઇષ્ટિની (निवर्तेत) નિવૃત્તિ થાય છે. (सर्वारम्भात) સર્વને માટે આરંભ હોવાથી (अनङ्गत्वात्) કેવલ ઇષ્ટિનું અંગ નથી.

ભાવાર્થ :—'अनुमत्यै पुरोडाशमष्टाकपालं निर्वपति' આ વાકયથી રાજસૂયયજ્ઞમાં દર્શ-પૂર્ણમાસેષ્ટિની વિકૃતિરૂપ અનુમત્યાદિ યાગો વિહિત છે. આ અનુમત્યાદિ યાગો દીક્ષણીયાદિ યાગો પેઠે અન્યના અંગ નથી અર્થાત્ પ્રધાનભૂત છે તથાપિ એક એક ઇષ્ટિનો અલગ અલગ આરંભ નથી. ઇષ્ટિપશુસોમદર્વિહોમરૂપ અનેક પ્રધાનોનો સંઘ એજ રાજસૂય છે અને સંઘનો આરંભ છે માટે અનુમત્યાદિ યાગોમાં અન્વારંભણીયા ઇષ્ટિનો બાધ છે. અનુમત્યાદિ ઇષ્ટિને જ અનુમત્યાદિ કહેવામાં આવે છે. ॥ ૫ ॥

**'આરંભણીયા ઇષ્ટિમાં આરંભણીયાનો બાધ છે.'**
**એ અધિકરણનાં સૂત્રો.**

**પૂર્વપક્ષ સૂત્ર.** **तस्यां तु स्यात प्रयाजवत् ॥ ६ ॥**

**પદાર્થ** :—(तु) 'આરંભણીયાના અતિદેશમાં સંશય નથી.' એ અર્થ સૂચવવા માટે 'तु' શબ્દ છે. (तस्याम्) આરંભણીયા ઇષ્ટિમાં ઇષ્ટિ (स्यात्) હોવી જોઈએ. (प्रयाजवत्) જેમ પ્રયાજોનો અતિદેશ છે તેમ.

**ભાવાર્થ** :—આરંભણીયા ઇષ્ટિમાં જેમ પ્રયાજોનો અતિદેશ છે તેમ ઇષ્ટિનો પણ અતિદેશ છે. આરંભણીયા એ ઇષ્ટિ છે માટે જેમ બીજી ઇષ્ટિઓમાં આરંભણીયા ઇષ્ટિ કર્તવ્ય છે તેમ આરંભણીયા ઇષ્ટિમાં પણ આરંભણીયા ઇષ્ટિ કર્તવ્ય છે આવું પૂર્વપક્ષવાદીનું માનવું છે. ॥ ૬ ॥

**સિદ્ધાંત સૂત્ર.** **न वाङ्गभूतत्वात ॥ ७ ॥**

**પદાર્થ** :—(वा) 'વા' શબ્દ સિદ્ધાંત જ્ઞાપક છે. (न) આરંભણીયા ઇષ્ટિમાં આરંભણીયા ઇષ્ટિ કર્તવ્ય નથી (अङ्गभूतत्वात्) દર્શપૂર્ણમાસ યાગનું અંગ હોવાથી.

**ભાવાર્થ** :—' आरम्भो वरणं यज्ञे ' યજ્ઞમાં ઋત્વિકનું વરણ કરવું એ આરંભ છે તે આરંભ પ્રધાનને જ કરાય છે. જેમ જ્યોતિષ્ટોમમાં પ્રધાન કાર્યને માટે વૃતા થયેલા ઋત્વિજોનું અંગ કાર્યમાં જુદું વરણ હોતું નથી તેમ પ્રધાન કાર્યમાં અર્થાત્ દર્શપૂર્ણમાસના આરંભમાં ઇષ્ટિ કર્યા પછી અંગ કાર્યમાં આરંભણીયા ઇષ્ટિ કર્તવ્ય નથી ॥ ૭ ॥

**एकवाक्यत्वाच्च ॥ ८ ॥**

**પદાર્થ** :—( च ) અને ( एकवाक्यत्वात् ) એક વાકય હોવાથી.

**ભાવાર્થ** :—દર્શપૂર્ણમાસના અંગત્વથી વિહિત જે આરંભ છે તેના અંગત્વ રૂપે વિધાયક એક જ વાકય છે, બીજું નથી. માટે આરંભણીયા ઇષ્ટિમાં ઇષ્ટિ કરવાનું વિધાન ન હોવાથી તે કર્તવ્ય નથી. ॥ ૮ ॥

## ખલેવાલીમાં યૂપાહુતિનો બાધ છે. એ અધિકરણનું સૂત્ર.

**कर्म च द्रव्यसंयोगार्थमर्थाभावात् निवर्तेत तादर्थ्यं श्रुतिसंयोगात् ॥ ९ ॥**

**પદાર્થ** :—( च ) સિંદ્ધાન્તદ્યોતક છે. ( कर्म ) યૂપાહુતિરૂપ કર્મ ( द्रव्यसंयोगार्थम् ) દ્રવ્યનો સંયોગ કર્મની ઉત્પત્તિ માટે હોવાથી ( अर्थाभावात् ) ખલેવાલીમાં યૂપપદવાચ્ય દ્રવ્યોત્પત્તિ ન હોવાથી ( निवर्तेत ) નિવૃત્ત થાય છે ( तादर्थ्यम् ) કર્મ દ્રવ્યોત્પત્તિને માટે છે એવું ( श्रुति-संयोगात् ) શ્રુતિવાકયથી જ્ઞાપિત અંગત્વના જ્ઞાનથી સમજાય છે.

**ભાવાર્થ** :—સાદ્યસ્કનામક યાગ છે. તેમાં ખલેવાલી હોય છે. खले बलीवर्दबन्धनाय निखातो मेढिः ખળામાં બળદને બાંધવા માટે ખોડેલું મેઢિ ( લાકડું ) હોય છે. આવો ખલેવાલીનો અર્થ માધવાચાર્યે કર્યો છે. તે ખલેવાલી પાસે યૂપને માટે આહુતિ રૂપ કર્મની નિવૃત્તિ છે. नहि खलेवाल्यां शास्त्रीयं छेदनमस्ति, पूर्वमेव च्छिन्नस्य काष्ठस्य कृषीवलैः खले निखातत्वात्, तस्मात्-छेदन-द्वारलोपात् आहुति नं विद्यते " આ પ્રમાણે માધવાચાર્યે જૈમિનીય ન્યાયમાલાવિસ્તરમાં લખ્યું છે. એનો ભાવાર્થ એ છે કે ' ખલેવાલીમાં શાસ્ત્રીય છેદન નથી. ખેડુતોએ પ્રથમથી જ કાપેલા લાકડાને ખળામાં ખોડેલું હોય છે, માટે શાસ્ત્રીય છેદનરૂપ દ્વારનો લોપ થવાથી યૂપાહુતિ પણ તેને માટે નથી આથી યૂપાહુતિનો બાધ છે, એમ સિદ્ધ થાય છે. ॥ ૯ ॥

## ' સાદ્યસ્ક યાગમાં સ્થાણ્વાહુતિનો બાધ છે. ' એ અધિકરણનાં સૂત્રો.

**પૂર્વપક્ષ.** **स्थाणौ तु देशमात्रत्वादनिवृत्तिः प्रसज्येत ॥ १० ॥**

**પદાર્થ** :—( तु ) પૂર્વપક્ષની વ્યાવૃત્તિ સૂચવે છે. ( स्थाणौ ) સ્થાણુ તો ( देशमात्रत्वात् ) કેવળ આહુતિનો દેશ બતાવનાર હોવાથી ( अनिवृत्तिः प्रसज्येत ) ખલેવાલીમાં આહુતિની નિવૃત્તિ નથી.

**ભાવાર્થ** :—સ્થાણ્વાહુતિ યૂપમાં સંનિપત્ય ઉપકારક નથી, વૃક્ષને કાપવાથી બાકી રહેલા ભાગને સ્થાણુ કહેવામાં આવે છે. યૂપ સ્થાણુથી અલગ થઇ જવાથી સ્થાણુને આપવામાં આવતી આહુતિ યૂપને ઉપકારક નથી એટલે એ આહુતિ યૂપના સંસ્કાર માટે નથી. આમક્ષને

જુહોતિ આ વાકયથી દેશનો નિયમ બંધાય છે અને ખલેવાલીમાં પણ આહુતિ છે એમ સ્પષ્ટ સમજાય છે. ॥ ૧૦ ॥

સિદ્ધાંત સૂત્ર. अपि वा शेषभूतत्वात् संस्कारः प्रतीयते ॥ ११ ॥

પદાર્થ :—( अपि वा ) આ શબ્દ સિદ્ધાંતને સૂચવે છે. ( शेषभूतत्वात् ) આહુતિ રૂપ કર્મ યૂપનું અંગભૂત હોવાથી ( संस्कारः प्रतीयेत ) યૂપનો સંસ્કાર છે એમ સમજવું જોઇએ.

ભાવાર્થ :—आव्रश्चन जुहोति આ સ્થાણ્વાહુતિ યૂપને જ ઉપકાર કરે છે. જોકે યૂપ સ્થાણુથી અલગ પડી ગયો છે છતાં તે આહુતિરૂપકર્મ યૂપસંસ્કારક જ છે. ગુરુ પોતાનાં પહેરેલાં વસ્ત્ર ઉતારી શિષ્યને આપે છે ત્યારે શિષ્ય પોતાના ગુરુનાં છે એમ સમજી ગુરુથી અલગ પડી ગયેલાં વસ્ત્રને પણ સંભાળથી સારે ઠેકાણે મૂકે છે અને તે સારે ઠેકાણે મૂકવા રૂપ ક્રિયા વસ્ત્રને ઉપકારક છે. તેમ સ્થાણુથી જુદો પડેલો યૂપ છે છતાં આ સ્થાણુનો યૂપ છે એટલા ખાતર જ તે કર્મનું જ ઉપકારક છે. ॥ ૧૧ ॥

समाख्यानं च तद्वत् ॥ १२ ॥

પદાર્થ :—( च ) અને ( समाख्यानम् ) સમાખ્યાન પણ ( तद्वत् ) જેમ અવાન્તર પ્રકરણ યૂપના અંગત્વનું સાધક છે તેમ સમાખ્યાન રૂપ પ્રમાણ પણ અંગત્વનું સાધક છે.

ભાવાર્થ :—જેમ સ્થાણ્વાહુતિને અંગ તરીકે સિદ્ધ કરનાર અવાન્તર પ્રકરણ છે તેમ શ્રુતિ, લિંગ આદિ છ પ્રમાણોમાંનું સમાખ્યાન રૂપ પ્રમાણ પણ સ્થાણ્વાહુતિને અંગ તરીકે સિદ્ધ કરે છે આથી સ્થાણુ સંસ્કારદ્વારા યૂપનો જ સંસ્કાર થાય છે. ॥ ૧૨ ॥

मन्त्रवर्णश्च तद्वत ॥ १३ ॥

પદાર્થ :—( च ) અને ( तद्वत ) સમાખ્યાની પેઠે ( मन्त्रवर्णः ) મંત્ર વર્ણન પણ અંગત્વમાં પ્રમાણ છે.

ભાવાર્થ :—वनस्पते शतवल्शो विरोह ઇત્યાદિ મંત્રનું જે વર્ણન છે તે પણ આહુતિરૂપ કર્મ અંગ તરીકે છે અને તે યૂપમાં સંસ્કાર ઉત્પન્ન કરે છે. યૂપ સંસ્કારક હોવાથી સ્થાણ્વાહુતિનો બાધ થાય છે. ॥ ૧૩ ॥

'ઉત્તમ પ્રયાજ સંસ્કાર કર્મ છે.' એ અધિકરણનાં સૂત્રો.

प्रयाजे च तन्न्यायत्वात ॥ १४ ॥

પદાર્થ :—( च ) અને ( प्रयाजे ) પ્રયાજમાં ( तन्न्यायत्वात् ) તે જ પ્રતિજ્ઞા હેતુ ઉદાહરણ આદિ ન્યાય છે.

ભાવાર્થ :—દર્શપૂર્ણમાસમાં આ પ્રમાણે શ્રવણ છે 'उत्तमः प्रयाजः स्वाहा कारं यजति' અહીં સ્વાહાકાર પ્રધાન કર્મનો દ્યોતક નથી, પણ જેમ સ્થાણ્વાહુતિ યૂપદ્વારા સન્નિપત્ય ઉપકારક છે તેમ ઉત્તમ પ્રયાજ પણ વક્ષ્યમાણ અગ્ન્યાદિ સંસ્કાર દ્વારા ઉપકારક છે. ॥ ૧૪ ॥

लिङ्गदर्शनाच्च ॥ १५ ॥

પદાર્થ :—( च ) અને ( लिङ्गदर्शनात् ) લિંગ વાક્ય હોવાથી.

ભાવાર્થ :—ચાતુર્માસ્યમાં આ પ્રમાણે નિગદ છે. स्वाहा अग्निम् । स्वाहा सोमम् । स्वाहा सवितारं । स्वाहा सरस्वतीम् स्वाहा पूषणम् । આ નિગદ દેવતા સંસ્કાર પક્ષ માનવામાં આવે તો જ યોગ્ય થાય છે. જો અતિદેશ શાસ્ત્રથી પ્રાકૃત નિગદની પ્રાપ્તિ માનવામાં આવે તો ઉક્ત પાઠ નિરર્થક થઈ જાય માટે ઉત્તમ પ્રયાજ સંસ્કાર કર્મ છે.

'અગ્નિયાગનું આરાદુપકારકત્વ છે.' એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ સૂત્ર. तथाऽऽज्यभागाग्निरपीति चेत् ॥ १६ ॥

પદાર્થ :—( तथा ) ઉત્તમ પ્રયાજવત્ ( आज्यभागाग्निः ) આજ્ય ભાગની અંદર આવેલો અગ્નિયાગ ( अपि ) પણ સન્નિપત્ય ઉપકારક નજીકનો ઉપકારક છે ( इति चेत् ) જો એમ માનવામાં આવે તો.

ભાવાર્થ :—આજ્યભાગમાં આવેલો અગ્નિયાગ પણ સન્નિપત્ય ઉપકારક છે જો એમ માનવામાં આવે તો આનો ઉત્તર આગળના સૂત્રમાં છે. ॥ ૧૬ ॥

સિદ્ધાંત સૂત્ર. व्यपदेशाद् देवतान्तरम् ॥ १७ ॥

પદાર્થ :—( व्यपदेशात् ) નિગદમાં નિર્દેશ હોવાથી ( देवतान्तरम् ) પ્રધાન દેવતાથી ભિન્ન દેવતા છે.

ભાવાર્થ :—નિગદ અર્થાત્ વાક્ય-પાઠ આ પ્રમાણે છે. अग्निमम आवह । सोममावह । अग्निमावह । આમ બે વખત અગ્નિનું આવાહન છે. લોક વ્યવહારમાં જો આવાં વાક્યો હોય જેમકે ब्राह्मण आगतः । शूद्र आगतः । ब्राह्मण आगतः આમ બે વખત બ્રાહ્મણ આવ્યો એમ કહેવાથી બે બ્રાહ્મણ વ્યક્તિઓનો બોધ થાય છે, તો ઉપર વૈદિક વાક્યોમાં બે વખત અગ્નિનું આવાહન છે તેથી બે અંગઓ જણાય એ સ્વાભાવિક છે. આ કારણથી મુખ્ય અગ્નિ દેવતાથી ભિન્ન અગ્નિનો યાગ હોવાથી તે આરાદુપકારક અર્થાત્ પરંપરા સંબંધથી ઉપકારક છે. મુખ્ય ઉપકારક નહીં. ॥ ૧૭ ॥

समत्वाच्च ॥ १८ ॥

પદાર્થ :—( च ) અને ( समत्वात् ) આરાદુપકારક પંક્તિઓમાં આજ્યભાગાગ્નિનો પાઠ હોવાથી.

ભાવાર્થ :—આરાદુપકારક પદાર્થો જ્યાં ગણાવ્યા છે ત્યાંજ આજ્યભાગો પણ ગણાવ્યા છે તેથી સમજાય છે કે આજ્યભાગાગ્નિ યાગ પણ આરાદુપકારક છે. પાઠ આ પ્રમાણે છે. अभीषू वा एतौ यज्ञस्य यदाघारौ चक्षुषी वा एते यज्ञस्य यदाज्यभागौ यत्प्रयाजानूयाजा इज्यन्ते वर्मैव तद्यज्ञाय क्रियते " આ ઉપરથી સિદ્ધ થાય છે કે આધાર આદિ પેઠે આજ્યભાગાગ્નિ યાગ પણ આરાદુપકારક છે. ॥ ૧૮ ॥

‘ પશુપુરોડાશ યાગ પણ દેવતા સંસ્કારક છે. ’ એ અધિકરણનાં સૂત્રો.

पशावपीति चेत् ॥ १९ ॥

પદાર્થ :—( पशौ अपि ) આજ્યભાગાગ્નિ યાગ જેમ આરાદુપકારક છે તેમ પશુ પુરોડાશમાં પણ આરાદુપકારકત્વ છે. ( इति चेत् ) જો એમ માનવામાં આવે તો.

ભાવાર્થ :—આજ્યભાગાગ્નિ યાગ જેમ આરાદુપકારક છે તેમ પશુનું જેમાં દાન કરવામાં આવે છે અને પુરોડાશનો ત્યાગ કરવામાં આવે છે તે પણ આરાદુપકારક છે. ॥ ૧૯ ॥

न तद्भूतवचनात् ॥ २० ॥

પદાર્થ :—( न ) નહિ ( तद्भूतवचनात् ) એક દેવતા પ્રતિપાદક વચન હોવાથી.

ભાવાર્થ :—यद्देवत्यः पशुः तद्देवत्यः पुरोडाशः આ વાક્યથી બન્નેની દેવતા અર્થાત્ એક જ દેવતાનું સ્મરણ કરી દાન અને ત્યાગ થતો હોવાથી આરાદુપકારક નહી પણ તે યાગ સંસ્કારક છે. ॥ ૨૦ ॥

लिङ्गदर्शनाच्च ॥ २१ ॥

પદાર્થ :—( च ) અને ( लिङ्गदर्शनात् ) લિંગભૂત વાક્ય હોવાથી.

ભાવાર્થ :—એક દેવતા હોવાનાં વાક્યો પણ છે. જેમકે इन्द्रं स्तुहि वज्रिणं स्तुहि ઇત્યાદિ. ॥ ૨૧ ॥

ફરીથી પૂર્વપક્ષ.　　गुणो वा स्यात्कपालवद् गुणभूतविकाराच्च ॥ २२ ॥

પદાર્થ :—( वा ) પૂર્વપક્ષદ્યોતક છે. ( गुणः ) દેવતા અંગ છે. ( कपालवत् ) એક જ કપાલ હવિઃશ્રપણમાં અને તુષના ઉપવપનમાં અંગ છે તેમ. ( च ) અને ( गुणभूतविकारात् ) ગુણભૂત અગ્નીષોમીયનો વિકાર હોવાથી.

ભાવાર્થ :—જેમ એક કપાલ શ્રપણમાં અને તુષના વપનમાં ગુણભૂત છે તેમ અગ્નીષોમ દેવતા અભિન્ન થઈ પશુયાગ અને પુરોડાશ યાગમાં ગુણભૂત થશે, માટે પશુપુરોડાશ આરાદુપકારક છે. અને દેવતા યાગનું અંગભૂત છે. ॥ ૨૨ ॥

પૂર્વપક્ષનું ખંડન　अपि वा शेषभूतत्वात्संस्कारः प्रतीयेत स्वाहाकारवदङ्गानामर्थसंयोगात् ॥ २३ ॥

પદાર્થ :—( अपि वा तत्संस्कारः ) દેવતા સંસ્કાર ( प्रतीयेत ) પ્રતીત થાય છે. ( शेषभूतत्वात् , યાગ દેવતાનું અંગ હોવાથી. ( स्वाहाकारवत् ) સ્વાહાકારવજન ક્રિયાંજન જણાતાં જેમ તે દેવતાસંસ્કાર માટે માનવામાં આવે છે તેમ. ( अङ्गानामर्थसंयोगात् ) જે જે અંગ હોય છે તેના અર્થ એટલે પ્રયોજન સાથે સંબંધ હોય છે.

ભાવાર્થ :—ઉક્ત કર્મ આરાદુપકારક નથી પણ દેવતા સંસ્કારને માટે છે. દેવતા પ્રયોજનવતી છે. સ્વાહાકાર શબ્દોચ્ચારણ જેમ દેવતા સંસ્કાર માટે છે તેમ ઉક્ત કર્મ પણ દેવતા સંસ્કાર માટે છે. જે જે અંગ હોય છે તે તે બધાં જ પ્રયોજન સાથે સંબંધ ધરાવે છે. માટે ઉક્ત યાગરૂપ કર્મ આરાદુપકારક નથી, પણ સંસ્કારક છે. ॥ ૨૩ ॥

## व्यृद्धवचनं च विप्रतिपत्तौ तदर्थत्वात् ॥ २४ ॥

પદાર્થ :—( च ) અને ( विप्रतिपत्तौ ) પશુ પુરોડાશ અને દેવતાની વિપ્રતિપત્તિના સંબંધમાં ( व्यृद्धवचनम् ) વ્યૃદ્ધ–અંગલોપ વચન ( तदर्थत्वात् ) સંસ્કારપક્ષાર્થક હોવાથી.

ભાવાર્થ :— આ પ્રમાણે વચન સંભળાય છે. यद्वै सौत्रामण्यै व्यृद्धं तदस्यै समृद्धम् " આ વચન સંસ્કારપક્ષમાં જ અનુકૂળ થાય છે. આરાદુપકારકપક્ષમાં ' વ્યૃદ્ધ ' કહેવું એ અનુપ પન્ન છે. વ્યૃદ્ધ એટલે ન્યૂનતા. આરાદુપકારકપક્ષમાં અંગનો લોપ થતો નથી માટે વ્યૃદ્ધ વચનનું કથન ઠીક નથી. એટલે સંસ્કારપક્ષ માનવો એજ યોગ્ય છે. ॥ ૨૪ ॥

## गुणेऽपि चेत् ॥ २५ ॥

પદાર્થ :—( गुणे अपि ) ગુણપક્ષમાં પણ દોષ સમાન છે ( चेत् ) જો એમ કહેવામાં આવે તો. ઉત્તર આગળના સૂત્રમાં છે.

ભાવાર્થ :—પુરોડાશ યાગમાં દેવતા પ્રત્યે ગુણવાદ માનવામાં આવે તો ? ઉક્ત દોષ સમાન થઇ જાય છે અર્થાત્ સંસ્કારપક્ષમાં પણ વૃદ્ધવચન અયોગ્ય છે, માટે यथैव हि संस्कारपक्षे व्यृद्धवचनमर्थवाद एवमितरस्मिन्नपि એમ ભાષ્યકાર કહે છે. એટલે કે જેમ સંસ્કાર પક્ષમાં ' વૃદ્ધ ' વચન અર્થવાદ છે તેમ આરાદુપકારક પક્ષમાં પણ અર્થવાદ જ છે. ॥ ૨૫ ॥

## नासंहानात् कपालवत् ॥ २६ ॥

પદાર્થ :—( न ) નહિ ( असंहानात् ) હાનિ નથી ( कपालवत् ) કપાલ પેઠે.

ભાવાર્થ :— આરાદુપકારક પક્ષમાં વૈષમ્ય બતાવે છે. જેમ એક કપાલથી તુષનું ઉપવપન કરવાથી અન્ય કપાલને કશી હાનિ નથી તેમ અન્ય દેવતાથી પુરોડાશ યાગ કરવામાં પશુયાગદેવતાને હાનિ નથી. એટલે આરાદુપકારકપક્ષમાં વૃદ્ધવચન નિરર્થક પડે છે અને સંસ્કારપક્ષમાં સાર્થક થાય છે, માટે દેવતાસંસ્કારપક્ષ જ યોગ્ય છે. ॥ ૨૬ ॥

## ग्रहाणां च सम्प्रतिपत्तौ तद्वचनं तदर्थत्वात् ॥ २७ ॥

પદાર્થ :—( च ) અને ( ग्रहाणाम् ) ગ્રહનામક પાત્રની ( संप्रतिपत्तौ ) દેવતા વિષયક સંપ્રતિપત્તિમાં ( तद्वचनम् ) તે વચન છે. ( तदर्थत्वात् ) દેવતાસંસ્કારક હોવાથી.

ભાવાર્થ :—સૌત્રામણિમાં ગ્રહોના દેવતામાં વિવાદ નથી અને એ ગ્રહોમાં પુરોડાશ સંબંધી વચન છે. ग्रहपुरोडाशा ह्येते पशव: । એટલે કે ગ્રહ અને પશુ બન્ને દેવતા સંસ્કારને માટે છે. માટે સંસ્કારપક્ષ જ યોગ્ય છે. ॥ ૨૭ ॥

## ग्रहाभावे च तद्वचनम् ॥ २८ ॥

પદાર્થ :—( च ) અને ( ग्रहाभावे ) ગ્રહના અભાવમાં ( तद्वचनम् ) તે વચન છે.

ભાવાર્થ :—જો ગ્રહ દેવત ના સંસ્કારને માટે છે તો પુરોડાશ પણ દેવતાના સંસ્કારને માટે છે नैतस्य पशोर्ग्रहं गृह्णन्ति આ વાક્ય ગ્રહના અભાવનું સૂચન કરે છે અને એ અભાવનું પ્રયોજન એ છે કે ગ્રહ અને પુરોડાશનું પ્રયોજન એક જ છે. ॥ ૨૮ ॥

## देवतायाश्च हेतुत्वं प्रसिद्धं तेन दर्शयति ॥ २९ ॥

પદાર્થ :—( च ) અને ( देवतायाः हेतुत्वम् ) દેવતા હેતુ તરીકે છે એ ( प्रसिद्धम् ) પ્રસિદ્ધ છે ( तेन दर्शयति ) તેનાથી બતાવે છે.

ભાવાર્થ :—અગ્નિદેવતાક પશુઓ હોય છે અને પુરોડાશ પણ અગ્નિદેવતાક છે. आग्नेया हि पुरोडाशा भवन्ति । आग्नेया हि पशवः । આ ઉપરથી પણ સિદ્ધ થાય છે કે પુરોડાશોની દેવતા સંસ્કારાર્થતા છે. અગ્નિસ્વરૂપ પરમાત્માનું નામ સ્મરણ કરીને પશુનું દાન દેવામાં આવે છે અને એ જ પરમાત્માનું સ્મરણ કરીને પુરોડાશનો હોમ કરવામાં આવે છે એ ભાવ છે. ॥ ૨૯ ॥

## अविरुद्धोपपत्तिरर्थापत्तेः शृतवद्गुणभूतविकारः स्यात् ॥ ३० ॥

પદાર્થ :—( उपपत्तिः ) પ્રધાનભૂત અગ્નીષોમીય ધર્મોની ઉપપત્તિ ( अविरुद्धा ) અવિરુદ્ધ છે. ( अर्थापत्तेः ) પ્રધાનભૂત હોવા છતાં પ્રાકૃત કાર્ય યાગ સિદ્ધ ન કરતા ધર્મો સાથે સંયુકત થશે. ( शृतवत् ) જેમ દધિ અને શૃત પ્રણીતા કાર્ય કરતા ધર્મની સાથે સંયુકત થાય છે. તેમ ( गुणभूतविकारः स्यात् ) પ્રાકૃત અગ્નિષોમીયનો વિકાર પશુ યાગ છે.

ભાવાર્થ :—અગ્નિ અને સોમ પ્રધાન હોવા છતાં પ્રાકૃત અર્થાત્ પ્રકૃતિ યાગ કાર્ય કરવામાં દ્વારભૂત થાય છે. અભ્યુદયેષ્ટિમાં પ્રધાન દ્રવ્યના સંસ્કારને માટે કરવામાં આવતી પ્રણીતાના ધર્મો પ્રધાન કર્મમાં જ થાય છે. ભાવ એ છે કે જે ગુણભૂત હોય તેના ધર્મ પ્રધાનને પણ થઇ શકે છે. ॥ ૩૦ ॥

## सद्व्यर्थः स्यादुभयोः श्रुतिभूतत्वाद् विप्रतिपत्तौ तादर्थ्याद्
## विकारत्वमुक्तं तस्यार्थवादत्वम ॥ ३१ ॥

પદાર્થ :—( सः ) યાગ ( द्व्यर्थः ) બે પ્રયોજનવાળો ( स्यात् ) હોય છે. ( उभयोः ) બન્ને અર્થ ( श्रुतिभूतत्वात् ) વેદ વિહિત છે ( विप्रतिपत्तौ ) સંશયમાં ( तादर्थ्यात् ) ઉભયાર્થક યાગ સમજવો ( विकारत्वम् उक्तम् ) વિકૃતિ યાગ પણ તેને માટે જ છે. ( तस्य अर्थवादत्वम् ) पशोरेव ઇત્યાદિ વાક્ય અર્થવાદ છે.

ભાવાર્થ :—પશુ યાગ બે પ્રયોજનને માટે છે એક તો પશુઓનું જેને દાન આપવામાં આવે છે તેના ઉપર ઉપકાર થાય છે અર્થાત્ તેના આત્મામાં સંતોષ રૂપ સંસ્કાર થાય છે અને બીજું યાગ કરનારમાં ત્યાગ શકિત આવવાથી તેના આત્માની શુદ્ધિ થાય છે. ॥ ૩૧ ॥

## विप्रतिपत्तौ तासामाख्याविकारः स्यात् ॥ ३२ ॥

**પદાર્થ** :—( विप्रतिपत्तौ ) જ્યાં સંદેહ હોય ત્યાં ( तासाम् ) દેવતાઓનાં ( आख्याविकारः ) નામનો વિકાર ( स्यात् ) થાય છે.

**ભાવાર્થ** :—ઇંદ્રાદિ શબ્દો પશુ દેવતાઓના જ વાચક છે. સરસ્વતી દેવતાક નિગમમાં જણાવ્યું છે કે विश्वस्य वृसयस्य मायिनः આ ઠેકાણે 'वृसय' શબ્દ બૃહત્ શબ્દના અર્થને જણાવે છે. પશુઆદિનો કોઇ જુદો દેવ નથી. ઇંદ્રાદિ પરમેશ્વરસ્વરૂપ દેવનાં નામ છે માટે સર્વનો દેવ ભિન્ન ભિન્ન નામે બોલાતો એક જ છે. ॥ ૩૨ ॥

## अभ्यासो वा प्रयाजवदेकदेशोऽन्यदेवत्यः ॥ ३३ ॥

**પદાર્થ** :—( वा ) અથવા ( अभ्यासः ) પુરોડાશ યાગનો અભ્યાસ થશે ( प्रयाजवत् ) પ્રયાજ પેઠે. ( एकदेशः ) એકદેશ ( अन्यदेवत्यः ) ભિન્ન દેવતાવાળો છે.

**ભાવાર્થ** :—દેવતા સંસ્કારપક્ષમાં આખ્યાને વિકાર કરવાની જરૂર નથી. अभ्यास एव पुरोडाशयागस्य भविष्यति પુરોડાશ યાગનો અભ્યાસ થશે. તે યાગમાં અતિદેશ શાસ્ત્રથી દેવતા અને પુરોડાશની પ્રાપ્તિ થાય છે. पशुदेवताया अन्यद् द्रव्यं विधीयते महः પશુ દેવતાને મહરૂપ અન્ય દ્રવ્યનું વિધાન છે. અને पुरोडाशस्य अन्या देवताः પુરોડાશના ભિન્ન દેવતા છે. પશુયાગમાં પાંચ પ્રયાજો કહ્યા છે, તેના અગ્યાર કરવાના હોય છે, તો તે પાંચનો અભ્યાસ કર્યા વગર અગ્યારની સંખ્યા થતી નથી માટે જેમ પ્રયાજોનો અભ્યાસ કરી અગ્યારની સંખ્યા કરવામાં આવે છે તેમ યાગનો અભ્યાસ કરી ભિન્ન દેવતા અને ભિન્ન દ્રવ્યનો સંબંધ કરી શકાય છે. માટે પશુપુરોડાશ યાગ દેવતા સંસ્કારને માટે છે. આ સંબંધે વિશેષ જાણવાની ઇચ્છા રાખનારે શાબર ભાષ્ય આદિ ગ્રંથોનો અભ્યાસ કરવો જોઇએ. ॥ ૩૩ ॥

## સૌર્યયાગમાં 'ચરુ' શબ્દનો અર્થ 'ઓદન' છે. એ અધિકરણનાં સૂત્રો.

## चरुर्हविर्विकारः स्यादिज्यासंयोगात् ॥ ३४ ॥

**પદાર્થ** :—( चरुः ) ચરુ શબ્દનો અર્થ ( हविर्विकारः स्यात् ) હવિષ્નો વિકાર છે. ( इज्यासंयोगात् ) યાગનો સંબંધ હોવાથી.

**ભાવાર્થ** :—'सौर्यं चरुं निर्वपेत्' આ વાક્યમાં જે ચરુ શબ્દ આવ્યો છે તેનો અર્થ હવિષ્નો વિકાર થાય છે. એટલે કે જે કામ પુરોડાશ કરે છે તે કામ ચરુ કરે છે પ્રકૃતિયાગમાં પુરોડાશ બતાવ્યો છે જ્યારે સૌર્યયાગરૂપ વિકૃતિમાં 'ચરુ' બતાવ્યો છે. ભાવ એ છે કે ધાન્યમાંથી બનાવેલા કોઇ ખાવા લાયક પદાર્થનું નામ ચરુ છે. चर्यते भक्ष्यते स चरुः ॥ ૩૪ ॥

## प्रसिद्धिग्रहणाच्च ॥ ३५ ॥

**પદાર્થ** :—( च ) 'ચ' શબ્દ પૂર્વપક્ષને સૂચવે છે. ( प्रसिद्धिग्रहणात् ) પ્રસિદ્ધિથી 'ચરુ' શબ્દનો અર્થ માનવો જોઇએ.

ભાવાર્થ :—લોકવ્યવહારમાં ચરુ શબ્દનો અર્થ સ્થાલી અર્થાત્ તપેલી થાય છે. उखा स्थाली चरुः ઇત્યાદિ સમાનાર્થક છે. આ કારણથી ચરુ શબ્દનો અર્થ 'સ્થાલી' કરવો એજ ન્યાય્ય છે. ॥ ૩૫ ॥

સિદ્ધાંત પક્ષ. ओदनो वाऽन्नसंयोगात् ॥ ३६ ॥

પદાર્થ :—( वा ) અથવા ( ओदनः ) ચરુ શબ્દનો અર્થ ઓદન થાય છે. (अन्नसंयोगात) અન્ન અર્થાત્ અદનીય પદાર્થનો સંબંધ હોવાથી.

ભાવાર્થ :—ચરુ શબ્દનો અર્થ ઓદન એટલે ભાત જ આ ઠેકાણે સમજવો. ખાવા લાયક પદાર્થથી જ શિષ્ટ પુરુષો યાગ કરે છે. ॥ ૩૬ ॥

न द्व्यर्थत्वात् ॥ ३७ ॥

પદાર્થ :—( न ) નહિ ( द्व्यर्थत्वात् ) ચરુ શબ્દથી હવિર્વિકાર સમજવો ન જોઇએ, એમ સમજવાથી ચરુ શબ્દના અનેક અર્થ માનવા પડે.

ભાવાર્થ :—જો ચરુ શબ્દનો અર્થ હવિર્વિકાર અર્થાત્ અદનીય પદાર્થ માનવામાં આવે તો તેના બે અર્થ માનવા પડે, કારણ કે પ્રસિદ્ધિ તો સ્થાલીમાં જ છે. એક શબ્દના એક કરતા વધારે અર્થ માનવા એ અન્યાય્ય છે. ॥ ૩૭ ॥

कपालविकारो वा विशयेऽर्थोपपत्तिभ्याम् ॥ ३८ ॥

પદાર્થ :—( वा ) અથવા ( कपालविकारः ) કપાલનો વિકાર છે ( विशये ) સંશય હોવાથી ( अर्थोपपत्तिभ्याम् ) અર્થ અને ઉપપત્તિ એમાં હોવાથી.

ભાવાર્થ :—ચરુ શબ્દના અનેક અર્થ માનવાના ભયથી તેનો અર્થ કપાલનો વિકાર માનવો યોગ્ય છે. સૂર્યોદ્દેશ્યક હવિના આધાર રૂપની ઉપપત્તિ થતી હોવાથી અને શ્રપણની યોગ્યતા હોવાથી ચરુ શબ્દનો અર્થ કપાલનો વિકાર અર્થાત્ કપાલ જેવો કોઇ પદાર્થ માનવો જોઇએ. ॥ ૩૮ ॥

गुणमुख्यविशेषाच्च ॥ ३९ ॥

પદાર્થ :—( च ) અને ( गुणमुख्यविशेषात् ) ગુણ મુખ્યનો વિશેષ હોવાથી.

ભાવાર્થ :—પ્રકૃતિ યાગમાં કપાલ અને પુરોડાશ બન્નેનું વિધાન છે. સૌર્યયાગરૂપ વિકૃતિ યાગમાં અતિદેશ શાસ્ત્રથી બન્નેની પ્રાપ્તિ થાય છે. પણ વિકૃતિયાગમાં ચરુ શબ્દનો પ્રયોગ છે એટલે બેમાંથી એકનો બાધ જરૂર થવો જોઇએ. કાંતો કપાલના સ્થાનમાં ચરુ રૂપ અર્થ હોવો જોઇએ કાંતો પુરોડાશને ઠેકાણે ચરુ શબ્દનો અર્થ હોવો જોઇએ. જો કપાલનો બાધ માનવામાં આવે તો અંગનો બાધ થાય છે અને પુરોડાશનો બાધ થાય તો પ્રધાનનો બાધ થાય છે કારણ કપાલ અને પુરોડાશ આ બન્નેમાં પુરોડાશ એ પ્રધાન છે. હવે પ્રધાનનો બાધ કરવા કરતાં અંગનો બાધ કરવો ઠીક છે. માટે કપાલની જગ્યાએ તેના જેવો કોઇ અર્થ ચરુ શબ્દનો વાચ્ય હોવો જોઇએ. આ પણ પૂર્વપક્ષનો મત છે. ॥ ૩૯ ॥

तच्छ्रुतौ चान्यहविष्ट्वात् ॥ ४० ॥

પદાર્થ :—( तच्छ्रुतौ તેની શ્રુતિમાં ( च ) અને ( अन्यहविष्ट्वात् ) અન્ય હવિષ્નો સંબંધ છે, થી પણ ચરુ શબ્દનો અર્થ હવિષ્ જ થાય છે.

ભાવાર્થ :— प्राजापत्यं घृते चरुं निर्वपेत शतं कृष्णलमायुष्कामः । વાક્યમાં કૃષ્ણલશબ્દ હવિર્વાચક છે અને ચરુ શબ્દ પણ તેના સાથે છે તેથી ચરુ શબ્દનો અર્થ હવિષ્ જ થાય છે ॥ ૪૦ ॥

लिङ्गदर्शनाच्च ॥ ४१ ॥

પદાર્થ :—( च ) અને ( लिङ्गदर्शनात् ) લિંગ વાક્ય પણ આના સંબંધમાં સંભળાય છે.

ભાવાર્થ :—पृश्नियै दुग्धे प्रैयङ्गवं चरुं निर्वपेद् मरुद्भ्यो ग्रामकामः। આ લિંગ વાક્યમાં 'પ્રૈયંગવ' એ ચરુનું વિશેષણ છે. જે પ્રિયંગુમાંથી બને તે પ્રૈયંગવ. પ્રિયંગુ શબ્દ ધાન્યવિશેષનો વાચક છે. આ ઉપરથી એમ સ્પષ્ટ સમજાય છે કે પ્રિયંગુધાન્યમાંથી બનાવેલો ચરુ. આ ચરુ ચોક્કસ હવિષ્ વાચક જ છે પ્રિયંગુ એટલે કાંગ. તેમાંથી હોમને માટે બનાવેલો પદાર્થ. ॥૪૧॥

ओदनो वा प्रयुक्तत्वात् ॥ ४२ ॥

પદાર્થ :—( वा ) અથવા ( ओदनः ) ચરુ શબ્દનો અર્થ ઓદન જ થાય છે ( प्रयुक्तत्वात् ) દેવતાવાચક તદ્ધિત પ્રત્યયનો પ્રયોગ હોવાથી.

ભાવાર્થ :—' सौर्य ' આ શબ્દમાં સૂર્ય શબ્દને य તદ્ધિત પ્રત્યય લાગેલો છે એટલે જે પદાર્થનો દેવતા સૂર્ય છે તે સૂર્યને ઉદ્દેશીને જે હવિષ્નો ત્યાગ થાય છે તે હવિષ્ સૌર્ય કહેવાય છે. ॥ ૪૨ ॥

अपूर्वव्यपदेशाच्च ॥ ४३ ॥

પદાર્થ :—( च ) અને ( अपूर्वव्यपदेशात् ) અપૂર્વનો વ્યપદેશ હોવાથી.

ભાવાર્થ :—यः कामयेतामुष्मिँल्लोके ऋध्नुयाम्, स पुरोडाशं कुर्वीत यः कामयेतास्मिँल्लोके ऋध्नुयामिति स चरुं कुर्वीत। આ વાક્યમાં પરલોકમાં ઋદ્ધિ ઇચ્છનાર પુરોડાશ બનાવે અને આ લોકમાં ઋદ્ધિ ઇચ્છનાર ' ચરુ ' બનાવે. આ ઉપરથી સમજાય છે કે પુરોડાશ જેવું હવિષ્ ચરુ છે. ॥ ૪૩ ॥

तथा च लिङ्गदर्शनम् ॥ ४४ ॥

પદાર્થ :—( तथा च ) તેમજ ( लिङ्गदर्शनम् ) લિંગ વાક્ય પણ છે.

ભાવાર્થ :—प्रायणीयेष्टयामादित्यः प्रायणीयश्चरुः ' चतुर आज्यभागान् यजेत् ' આ વાક્યમાં ચરુ શબ્દનો અર્થ ઓદન જ છે. આ પ્રમાણે ચરુ શબ્દનો અર્થ કપાલ થતો નથી, માટે એ

પક્ષને આ અધિકરણમાં દૂષિત ઠરાવ્યો છે, અને ચરુ શબ્દનો અર્થ ઓદન જ છે એ સિદ્ધાંત ઠરાવ્યો છે. ॥ ૪૪ ॥

## 'સૌર્યચરુનો પાક સ્થાલી ( તપેલી ) માં કરવો.' એ અધિકરણનાં સૂત્રો.

**પૂર્વપક્ષ સૂત્ર.** स कपाले प्रकृत्या स्यादन्यस्य चाश्रुतित्वात् ॥ ४५ ॥

**પદાર્થ** :—( सः ) ઓદન ( कपाले ) આઠ કપાલોની અંદર પકાવવો જોઈએ. ( प्रकृत्या ) કારણ કે દર્શપૂર્ણમાસ રૂપ પ્રકૃતિમાંથી કપાલોની જ પ્રાપ્તિ થાય છે ( च ) અને ( अन्यस्य ) બીજું કોઇ પાત્ર હોવું એ ( अश्रुतित्वात् ) શાસ્ત્રવિહિત નથી.

**ભાવાર્થ** :—હવિષ્ની વિકૃતિરૂપ ઓદનનો પાક પુરોડાશની પેઠે આઠ કપાલોમાં કરવો જોઇએ કારણ પ્રકૃતિયાગ જે દર્શપૂર્ણમાસ છે તેમાંથી અતિદેશ શાસ્ત્રથી સોર્ય વિકૃતિયાગમાં એની ( કપાલોની ) પ્રાપ્તિ થાય છે. ॥ ૪૫ ॥

एकस्मिन् वा विप्रतिषेधात् ॥ ४६ ॥

**પદાર્થ** :—( वा ) અથવા ( एकस्मिन् ) એક જ કપાલમાં પાક કરવો જોઈએ ( विप्रतिषेधात् ) આઠનો બાધ થતો હોવાથી.

**ભાવાર્થ** :—આઠ કપાલોની સંખ્યાનો બાધ છે. માત્ર ઓદન બનાવવા માટે એક જ કપાલનો ઉપયોગ કરવો જોઇએ. જળનું ધારણ માત્ર એક જ પાત્રમાં શક્ય છે. હવિષ્ને માટે જે ભાત બનાવવામાં આવે છે તે એક જ કપાલમાં તૈયાર થવો જોઇએ એવું દ્વિતીય પૂર્વપક્ષવાદીનું મંતવ્ય છે ॥ ૪૬ ॥

न वाऽर्थान्तरसंयोगादपूपे पाकसंयुक्तं धारणार्थं चरौ भवति तत्रार्थात् पात्रलाभः स्यादनियमो विशेषात् ॥ ४७ ॥

**પદાર્થ** :—( वा ) અથવા ( न ) નહિ ( अपूपे ) અપૂપમાં ( अर्थान्तरसंयोगात् ) અર્થાન્તરનો સંયોગ હોવાથી ( चरौ ) ચરુમાં ( पाकसंयुक्तम् ) પાક સાધન ઉષ્માથી સંયુક્ત જે હોય તે ( धारणार्थम् ) જળના ધારણને માટે ( भवति ) હોય છે. ( अर्थात् ) અર્થાપત્તિ પ્રમાણથી ( पात्रलाभः स्यात् ) પાત્ર મેળવવું જોઇએ. ( विशेषात् अनियमः ) નિયામક કોઇ વિશેષ ન હોવાથી.

**ભાવાર્થ** :—ઓદન બનાવવા માટે કપાલની જરૂર નથી કારણ કે કપાલ તો અપૂપને માટે અર્થાત પુરોડાશને માટે જરૂર છે, કારણ કે, અપૂપપુરોડાશ આટાનો બને છે, અને તેને બનાવવા માટે કપાલની ઉષ્મા ( ગરમી ) ની જરૂર છે. જ્યારે ઓદન બનાવવા માટે જેમાં એ રંધાય છે તે આધારમાં જળની ઉષ્માથી ભાત તૈયાર થાય છે. માટે પાણી જેમાં જોઇતા પ્રમાણમાં રહી શકે એવી કોઇ સ્થાલી અર્થાત્ તપેલીની જરૂર છે. અથવા એના જેવું કોઈ બીજું કડાઇ આદિપાત્ર હોવું જોઇએ. કપાલ એ તો લગભગ તાવડીના આકારનું હોય છે એમાં ભાત

રાંધી શકાય નહિ. અમુક જ પાત્ર લેવું એવો કોઇ ખાસ નિયમ ન હોવાથી જેમાં ભાત રાંધી શકાય એવું કોઇપણ પાત્ર લેવું. ॥ ૪૭ ॥

સિદ્ધાંત સૂત્ર. चरौ वा लिङ्गदर्शनात् ॥ ૪૮ ॥

પદાર્થ :—( वा ) અથવા ( चरौ ) ચરુ બનાવવા માટે સ્થાલી જ જોઇએ. ( लिङ्गदर्शनात् ) લિંગવાક્યનું શ્રવણ હોવાથી.

ભાવાર્થ :—ચરુ બનાવવા માટે યજ્ઞપાત્રમાં વપરાતી સ્થાલી જ જોઇએ. ' यासु स्थालीषु सोमास्ते चरवः स्यु ' આ વાક્યનો ભાવાર્થ એ છે કે સોમસ્થાલીમાં જ ચરુ બનાવવો જોઇએ એટલે કે ચરુનું સાધન સ્થાલી જ છે. કપાલમાં કે કડાઇમાં ચરુ ન બનાવવો જોઇએ. तस्मात स्थाल्यां चरुः पक्तव्य इति આ પ્રમાણે ભાષ્યકારે પણ સિદ્ધ કરી આપ્યું છે. ॥ ૪૮ ॥

' સૌર્યચરુમાં પેષણનો બાધ છે. ' એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ સૂત્ર. तस्मिन् पेषणमनर्थलोपात स्यात ॥ ૪૯ ॥

પદાર્થ :—( तस्मिन् ) ચરુમાં ( पेषणम् स्यात् ) પેષણ થવું જોઇએ ( अनर्थलोपात् ) પેષણ રૂપ અર્થનો લોપ તેમાં નથી.

ભાવાર્થ :—ચરુમાં પેષણ થવું જોઇએ, કારણ કે ચોખામાં પેષણ=ચૂર્ણીભાવ શક્ય છે. ॥ ૪૯ ॥

સિદ્ધાંત સૂત્ર. अक्रिया वापूपहेतुत्वात् ॥ ૫૦ ॥

પદાર્થ :—( वा ) અથવા ( अक्रिया ) ચરુ બનાવવામાં પેષણ કર્તવ્ય નથી ( अपूपहेतुत्वात् ) કારણ કે પેષણ અપૂપનું કારણ છે.

ભાવાર્થ :—જો અપૂપ બનાવવો હોય તો પેષણ અર્થાત્ ચૂર્ણ કરવું જોઇએ ચરુ અર્થાત્ ભાત બનાવવામાં પેષણની જરૂર ન હોવાથી તે કર્તવ્ય નથી ॥ ૫૦ ॥

' સૌર્યચરુમાં સંયવનનો બાધ છે. '

पिण्डार्थत्वात् संयवनम् ॥ ૫૧ ॥

પદાર્થ :—( संयवनम् ) પાણીથી સંયવન કરવું તે ( पिण्डार्थत्वात् ) પિંડ બનાવવા માટે છે, માટે તે પણ કર્તવ્ય નથી.

ભાવાર્થ :—प्रणीताभिः संयौति એમ જે પ્રકૃતિમાં કહેવામાં આવ્યું છે તે તો લોટમાંથી પિંડો બનાવવો હોય તેને માટે છે. અહીં ચરુમાં તેનો બાધ છે. ॥ ૫૧ ॥

' સૌર્યચરુમાં સંવપનનો બાધ છે.

संवपनं च तादर्थ्यात् ॥ ૫૨ ॥

પદાર્થ :—( च ) અને ( संवपनम् ) સંવપન ( तादर्थ्यात् ) પુરોડાશને માટે હોવાથી અહીં કર્તવ્ય નથી.

**ભાવાર્થ** :—देवस्य त्वा संवपामि ઇત્યાદિથી જે સંવપન કરવામાં આવે છે તેનો પણ ચરુમાં બાધ છે. ॥ ૫૨ ॥

**संतापनमधः श्रपणात् ॥ ५३ ॥**

**પદાર્થ** :—( संतापनम् अध ) સંતાપન પણ નિવૃત્ત થાય છે. ( श्रपणात् ) અહીં શ્રપણ થતું હોવાથી.

**ભાવાર્થ** :—मृगूणामङ्गिरसां तपसा तप्यध्वम् ઇત્યાદિથી જે કપાલમાં સંતાપન કરવામાં આવે છે તેનો પણ ચરુમાં બાધ થાય છે. ॥ ૫૩ ॥

**સૌર્યચરુમાં ઉપધાનનો બાધ થાય છે.'**

**उपधानं च तादर्थ्यात् ॥ ५४ ॥**

**પદાર્થ** :—( च ) અને ( उपधानम् ) ઉપધાનનો બાધ છે ( तादर्थ्यात् ) હવિષ્પાકને માટે હોવાથી.

**ભાવાર્થ** :—ઉપધાનનો પણ ચરુમાં બાધ થાય છે. સ્થાલીમાં જ ઉપધાનનો નિર્વાહ થઈ જાય છે. ॥ ૫૪ ॥

**સૌર્યચરુમાં પૃથુ અને શ્લક્ષ્ણનો બાધ છે.**

**पृथुश्लक्ष्णे चानपूपत्वात् ॥ ५५ ॥**

**પદાર્થ** :—( च ) અને ( पृथुश्लक्ष्णे ) પ્રથન અને શ્લક્ષ્ણી કરણનો બાધ છે ( अनपूपत्वात् ) કારણ કે તે બન્ને અપૂપને માટે છે.

**ભાવાર્થ** :—उरुप्रथस्व એનાથી પ્રથન=વિસ્તાર કરવો અને શ્લક્ષ્ણીકરણ ચિક્કણ કરવું એ પણ અપૂપને માટે હોવાથી અહીં ચરુમાં તેનો બાધ છે. ॥ ૫૫ ॥

**' સૌર્યચરુમાં અભ્યૂહનો બાધ છે.**

**अभ्यूहश्चोपरिपाकार्थत्वात् ॥ ५६ ॥**

**પદાર્થ** :—( च ) અને ( अभ्यूहः ) અભ્યૂહ ( उपरिपाकार्थत्वात् ) ઉપર પાકને માટે હોય છે.

**ભાવાર્થ** :—અભ્યૂહ એટલે અપૂપ ઉપર અંગાર ભસ્મ નાંખવી એ અપૂપના ઉપર ભાગમાં પાકને માટે છે તેથી તે અહીં ચરુમાં કર્તવ્ય નથી. ॥ ૫૬ ॥

**" સૌર્યચરુમાં જ્વલનનો બાધ છે. "**

**तथा च ज्वलनम् ॥ ५७ ॥**

**પદાર્થ** :—( च ) અને ( तथा ) તે પ્રમાણે ( ज्वलनम् ) દર્ભની જુડીથી જ્વલન કરવું તેનો પણ અહીં બાધ છે.

**ભાવાર્થ** :—દર્ભની જુડીથી અપૂપ ઉપર જ્વલન કરવામાં આવે તેનો પણ અહીં ચરુમાં બાધ છે, કારણ કે તે પણ ઉપરના ભાગમાં પાક કરવા માટે છે. ॥ ૫૭ ॥

' સૌર્યચરુમાં વ્યુદ્ધૃત્યાસાદનનો બાધ છે, '

**व्युद्धृत्यासादनं च प्रकृतावश्रुतित्वात् ॥ ५८ ॥**

**પદાર્થ** :— च ) અને ( व्युद्धृत्य आसादनम् ) કપાલમાંથી અપૂપને જુદો પાડી વેદિમાં મૂકવામાં આવે છે તે ક્રિયા ચરુમાં ન કરવી ( प्रकृतौ अश्रुतित्वात् ) પ્રકૃતિમાં શ્રવણ ન હોવાથી.

**ભાવાર્થ** :—' कपालेभ्यो व्युद्धृत्य आसादयितव्यः पुरोडाशः ' આવું વાક્ય પ્રકૃતિ યાગમાં નથી માટે અહીં ચરુમાં સ્થાલીમાંથી કાઢી ચરુને વેદિમાં મૂકવો એ ક્રિયા પણ કર્તવ્ય નથી. અર્થાત્ વ્યુદ્ધરણ રૂપ ક્રિયા ચરુમાં કર્તવ્ય નથી. ॥ ૫૮ ॥

**इति मीमांसागुर्जरभाष्ये दशमस्याध्यायस्य प्रथमः पादः**



**अथ मीमांसाया गुर्जरभाष्ये दशमाध्यायस्य द्वितीयः पादः**

કૃષ્ણચરુમાં પાકાનુષ્ઠાન અધિકરણનાં સૂત્ર.

પૂર્વપક્ષ સૂત્ર. **कृष्णलेष्वर्थलोपादपाकः स्यात् ॥ १ ॥**

**પદાર્થ** :—( कृष्णलेषु ) કૃષ્ણચરુમાં ( अर्थलोपात् ) પાકરૂપ અર્થ સંભવિત ન હોવાથી અર્થનો લોપ થાય છે તેથી ( अपाकः स्यात ) એનો પાક થતો નથી.

**ભાવાર્થ** :—કૃષ્ણલ ચરુ એટલે સુવર્ણના ઝીણા ઝીણા દાણા હોય છે એમાં પાક થઇ શકે નહિ प्रकृतौ हि पुरोडाशार्थः पाकः પ્રકૃતિયાગમાં પુરોડાશને માટે પાક વિધાન છે. કૃષ્ણ ચરુમાં તો પાક વગર પણ કૃષ્ણલ તો કૃષ્ણલ જ રહે છે. માટે કૃષ્ણલમાં પાક કરવો નહિ. ॥ ૧ ॥

સિદ્ધાંત સૂત્ર. **स्याद्वा प्रत्यक्षशिष्टत्वात् प्रदानवत् ॥ २ ॥**

**પદાર્થ**:—( वा ) અથવા ( स्यात् ) થાય છે. ( प्रत्यक्षशिष्टत्वात् ) પ્રત્યક્ષ વિધાન હોવાથી ( प्रदानवत् ) પ્રદાન પેઠે.

**ભાવાર્થ** :—घृते श्रपयति । प्राजापत्यं चरुं निर्वपेत् घृते शतकृष्णलमायुष्कामः આ પ્રમાણે કૃષ્ણલમાં પણ પાકનું પ્રત્યક્ષ વિધાન છે માટે કરવું જોઇએ. જો કે એમાં પાક સંભવિત નથી ઘૃતશ્રવણ અદૃષ્ટાર્થ થશે. કૃષ્ણલ અદનીય નથી છતાં એનું પ્રદાન કરવામાં આવે છે, તેમ

પાકાર્થ ઘૃતમાં શ્રપણુ કરવું. જો પાકનો અર્થ ઉષ્ણુતા કરવામાં આવે તો તો કૃષ્ણુલમાં એ ઉત્પન્ન કરી શકાય છે. માટે પાક કર્તવ્ય છે. ॥ ૨ ॥

## 'કૃષ્ણુચરુમાં ઉપસ્તરણુ અને અભિધારણુનો અભાવ છે.' એ અધિકરણનાં સૂત્રો.

સિદ્ધાંત સૂત્ર. उपस्तरणाभिधारणयोरमृतार्थत्वादकर्म स्यात् ॥ ३ ॥

પદાર્થ :—( उपस्तरणाभिधारणयोः ) ઉપસ્તરણુ અને અભિધારણુ ( अमृतार्थत्वात् ) સ્વાદુત્વને માટે હોવાથી કૃષ્ણુલ ચરુમાં ( अकर्म स्यात् ) એનો અસંભવ હોવાથી તે બન્ને કર્તવ્ય નથી.

ભાવાર્થ :—કૃષ્ણુલ ચરુમાં ઉપસ્તરણુ અને અભિધારણુ કર્તવ્ય નથી, કારણુ કે એ તો હવિષ્માં સ્વાદુત્વ ઉત્પન્ન કરવા માટે છે. કૃષ્ણુલ ચરુ તો સુવર્ણુના દાણા છે અને તેમાં સ્વાદુત્વ ઉત્પન્ન કરવાનો સંભવ નથી ઉપસ્તરણુ એટલે સ્રુચ્માં હવિષ્ નાખવા પહેલાં જે ઘી રેડવામાં આવે છે તે અને અભિધારણુ એટલે હવિષ્ ઉપર ઘી રેડવામાં આવે છે તે ॥ ૩ ॥

પૂર્વપક્ષ સૂત્ર. क्रियेत वाऽर्थवादत्वात् तयोः संसर्गहेतुत्वात् ॥ ४ ॥

પદાર્થ :—( वा ) અથવા ( क्रियेत ) ઉપસ્તરણુ અને અભિધારણુ બન્ને કરવાં જોઈએ ( तयोः अर्थवादत्वात् ) સ્વાદુત્વકરણુ એ તો માત્ર અર્થવાદ જ છે. ( संसर्ग हेतुत्वात् ) સ્વાદુત્વકરણુ બોધ વાક્યથી માત્ર હવિષ્ની સાથે સંબંધ જ જણાય છે.

ભાવાર્થ :—यदुपस्तृणाति, अभिधारयति अमृताहुतिमेवैनां करोति આ સ્વાદુત્વ બોધક વાક્ય તો કેવળ અર્થવાદ જ છે. ઉપસ્તરણુ અને અભિધારણુ આ બન્ને કર્મ કેવળ હવિષ્નાં સાથે સંબંધ કરવા માટે જ હોય છે. માટે એ બન્ને પદાર્થો કરવા જ જોઈએ. ॥ ૪ ॥

સિદ્ધાંત સૂત્ર. अकर्म वा चतुर्भिराप्तिवचनात्स पूर्ण पुनश्चतुरवत्तम् ॥ ५ ॥

પદાર્થ :—( वा ) અથવા ( अकर्म ) એનું અનુષ્ઠાન કર્તવ્ય નથી ( चतुर्भिः आप्तिवचनात ) ચારથી આપ્તિ વચનનું શ્રવણુ થાય છે તેથી ( सह ) તે બે સાથે ( पूर्णम् ) અવદાન કરવાથી ચતુરવત્ત પૂર્ણુ થાય છે ( पुनश्चतुरवत्तम् ) તો પછી ચાર કૃષ્ણુલથી અવદાન કરવામાં તેનો વ્યાઘાત થાય છે.

ભાવાર્થ :—ઉપસ્તરણુ અને અભિધારણુ કર્તવ્ય નથી કારણુ કે ચાર કૃષ્ણુલ છે અને ચાર અવદાન છે. એક એક કૃષ્ણુલ લેવાથી ચાર અવદાન થઈ જાય છે માટે ઉપસ્તરણુ અને અભિધારણુની નિવૃત્તિ થાય છે. જો એ બન્ને ક્રિયા સાથે અવદાન કરવામાં આવે તો चत्वारि कृष्णलानि अवद्यति चतुरवत्तस्य आप्त्यै એ વચનનો વ્યાઘાત થઈ જાય. ॥ ૫ ॥

પૂર્વપક્ષ સૂત્ર. ઉત્થાપન.

क्रिया वा मुख्यावदानपरिमाणात्सामान्यात् तद्गुणत्वम् ॥ ६ ॥

**પદાર્થ** :—( वा ) અથવા ( क्रिया ) ઉપરતરણ અને અભિધારણ બન્ને કર્મ કરવાં ( मुख्यावदानपरिमाणात् ) મુખ્ય હવિષ્નું જે અવદાન કરવામાં આવે છે તેનું પરિમાણ બોધક હોવાથી ( सामान्या ) આકાંક્ષાપૂરક સાજાત્ય હોવાથી ( तद्गुणत्वम् ) અંગ છે.

**ભાવાર્થ** —ઉપરના સૂત્રમાં જે ચાર કૃષ્ણલ બતાવવામાં આવ્યા છે તે તો પરિમાણ બોધક છે એટલે કે મુખ્ય હવિષ્માંથી કેટલું અવદાન કરવું? તેના ઉત્તરમાં જણાવ્યું છે કે ચાર કૃષ્ણલ જેટલું. પરિમાણ સ્વયં ગુણ અર્થાત્ અંગ હોવાથી મુખ્ય દ્રવ્યનો બાધ કરી શકે નહિ. એટલે ઉક્ત બન્ને ક્રિયાઓ કરવી જોઈએ. ॥ ૬ ॥

तेषां चैकावदानत्वात् ॥ ७ ॥

**પદાર્થ** :—( च ) અને ( तेषाम् ) ચાર કૃષ્ણલો જેટલું ( एकावदानत्वात् ) એક અવદાનનું વિધાન હોવાથી.

**ભાવાર્થ** :—ચાર કૃષ્ણલ જેટલું એક અવદાન કરવું, એમ चत्वारि कृष्णलानि બતાવે છે, માટે ઉક્ત બન્ને ક્રિયાઓની નિવૃત્તિ નથી. ॥ ૭ ॥

आप्तिः संख्यासमानत्वात् ॥ ८ ॥

**પદાર્થ** :—( आप्तिः ) આપ્તિવચન ( संख्यासमानत्वात् ) બન્ને પક્ષમાં ચતુષ્ક તો સમાન છે, માટે કૃષ્ણલનિષ્ઠ સંખ્યા સ્તુતિ પરક છે.

**ભાવાર્થ** :—चतुरवत्तस्य आप्त्या અહીં જે આપ્તિ વચન છે તે તો સ્તુતિ બોધક છે. તેથી કંઇ ઉક્ત બન્ને ક્રિયાની નિવૃત્તિ થતી નથી. ॥ ૮ ॥

सतोस्त्वाप्तिवचनं व्यर्थम् ॥ ९ ॥

**પદાર્થ** :—( सतोः ) વિદ્યમાન હોવાથી ( तु ) સિદ્ધાંતપક્ષને જણાવે છે ( आप्तिवचनम् ) સ્તુતિ વચન ( व्यर्थम् ) વ્યર્થ છે.

**ભાવાર્થ** :—જો ઉપરતરણ અને અભિધારણ અવિદ્યમાન હોય તો તે રૂપે સ્તુતિ સંભવી શકે, અહીં તો તે વિદ્યમાન છે માટે સ્તુતિ સંભવી શકે નહીં. જે વસિષ્ઠ ન હોય તેને વસિષ્ઠ કહેવો એ સ્તુતિ છે. વસિષ્ઠને વસિષ્ઠ કહેવામાં સ્તુતિ નથી. ॥ ૯ ॥

विकल्पस्त्वेकावदानत्वात् ॥ १० ॥

**પદાર્થ** :—( तु ) 'तु' શબ્દ ક્રમથી પૂર્વપક્ષને સૂચવે છે. ( एकावदानत्वात् ) એક અવદાનનું કથન હોવાથી ઉક્ત બન્ને ક્રિયાની અનિવૃત્તિ જણાવે છે. માટે ( विकल्पः ) વિકલ્પ પ્રતીત થાય છે.

**ભાવાર્થ** :—આપ્તિ વચન ઉપસ્તરણ અને અભિઘારણને નિવૃત્ત કરે છે તેમજ એક અવદાન વચન ઉક્ત બન્ને ધર્મોને વ્યવસ્થાપિત કરે છે માટે પરિણામે વિકલ્પ જ પ્રાપ્ત થાય છે. ॥ ૧૦ ॥

**सर्वविकारे त्वभ्यासानर्थक्यं हविषो हीतरस्य स्यादपि**
**वा स्विष्टकृतः स्यादितरस्यान्याय्यत्वात् ॥ ११ ॥**

**પદાર્થ** :—( तु ) 'તુ' શબ્દ પૂર્વોક્ત વિકલ્પની અનુપપત્તિ જણાવે છે. ( सर्वविकारे ) સર્વ ચાર વખત અવદાનનો વિકાર હોય તો ( अभ्यासानर्थक्यम् ) चत्वारि चत्वारि આ અભ્યાસ નિરર્થક થઇ જાય ( इतरस्य हविषोहि स्यात् ) સિદ્ધાંતવાદી પક્ષે તો બીજા હવિષ્યના અવદાન માટે અભ્યાસ છે એ માનવું યોગ્ય છે. ( अपि वा ) અથવા ( स्विष्टकृतः स्यात् ) સ્વિષ્ટકૃતને માટે અભ્યાસ ચરિતાર્થ થશે જો એમ કહેવામાં આવે તો તે બરાબર નથી કારણ કે ( इतरस्य अन्याय्यत्वात् ) પ્રધાન પ્રકરણનો ત્યાગ કરી અન્ય પ્રકરણનો સ્વીકાર કરવો એ અન્યાય્ય છે.

**ભાવાર્થ** :—चत्वारि चत्वारि આવો જે અભ્યાસ છે તે ચાર વખત અવદાન કરે તો જ ચરિતાર્થ થાય. સ્વિષ્ટકૃત્ આહુતિથી એ અભ્યાસ ચરિતાર્થ થઇ શકે નહિ, કારણ કે સ્વિષ્ટકૃત્ આહુતિ તો કૃષ્ણલ આહુતિરૂપ પ્રકરણની બહાર છે. પ્રધાન પ્રકરણનો ત્યાગ કરી અન્ય અર્થ સ્વીકારવો એ અન્યાય છે. ॥ ૧૧ ॥

**अकर्म वा संसर्गार्थनिवृत्तित्वात् तस्मात् आप्तिसमर्थत्वात् ॥ १२ ॥**

**પદાર્થ** :—( वा ) સિદ્ધાંત પક્ષને સૂચવે છે. ( अकर्म ) ઉપસ્તરણ અને અભિઘારણ કર્તવ્ય નથી ( संसर्गार्थनिवृत्तित्वात् ) સંસર્ગની નિવૃત્તિમાટે હોવાથી ( तस्मात् ) તેની નિવૃત્તિ છે અને ( आप्तिसमर्थत्वात् ) 'આપ્તિ' વચનનું સમર્થન થતું હોવાથી.

**ભાવાર્થ** :—પ્રકૃત પુરાડાશના સૂક્ષ્મ અવયવો સ્રુચમાં ચોંટી ન રહે તેને માટે ઉપસ્તરણ અને અભિઘારણ ક્રિયા હોય છે કૃષ્ણલમાં ચોંટવાનો સંભવ જ નથી, કારણ કે એતો સુવર્ણના દાણા છે, એ ચોંટી ન રહે. માટે એ બન્ને કર્મ ઉપસ્તરણ અને અભિઘારણની નિવૃત્તિ છે, એનાથી બીજી વખત અવદાનની નિવૃત્તિ સૂચિત થતી નથી. ચાર વખત જો અવદાન કરવામાં આવે તો આપ્તિ વચનને સ્તુતિ માની શકાય પણ એ ઠીક નથી, માટે કૃષ્ણલ-આહુતિઓનાં ઉપસ્તરણ અને અભિઘારણ રૂપ કર્મ કર્તવ્ય નથી એજ સિદ્ધાંત છે. ॥ ૧૨ ॥

## કૃષ્ણલ ચરુમાં ભક્ષણ કર્તવ્યતાનું અધિકરણ.

**પૂર્વપક્ષ સૂત્ર. भक्षाणां तु प्रीत्यर्थत्वादकर्म स्यात् ॥ १३ ॥**

**પદાર્થ** :—( तु ) 'તુ' શબ્દ પૂર્વપક્ષને જણાવે છે ( भक्षाणाम् ) ભક્ષો ( प्रीत्यर्थत्वात् ) ભક્ષણજન્ય પ્રીતિ હોવાથી ( अकर्म स्यात ) કૃષ્ણચરુમાં ભક્ષણ નથી.

**ભાવાર્થ** :—પ્રકૃતિયાગમાં ભક્ષણ વિહિત છે. અર્થાત્ ચરુનું ભક્ષણ ઋત્વિજોએ કરવાનું હોય છે, પણ અહીં કૃષ્ણલ ચરુમાં ભક્ષણ બાધિત છે. માટે કૃષ્ણલ ચરુમાં ભક્ષણ અકર્તવ્ય છે. કૃષ્ણલ એ તો સુવર્ણ છે એનું ભક્ષણ અશક્ય છે. ॥ ૧૩ ॥

સિદ્ધાંત સૂત્ર. स्याद्वा निर्धानदर्शनात् ॥ १४ ॥

પદાર્થ :—( वा ) અથવા ( स्यात् ) એમાં પણ ભક્ષણ છે. ( निर्धानदर्शनात् ) નિર્ધાન શબ્દથી તે વિહિત છે.

ભાવાર્થ :— निरवधयन्तो भक्षयन्ति આ વાકયથી કૃષ્ણલ ચરુમાં ભક્ષણ સિદ્ધ થાય છે. સુવર્ણ કણોને ઘીમાં બોળેલા હોય છે તેને ચાટવા એજ આ ઠેકાણે ભક્ષણ છે. માટે કૃષ્ણલ ચરુમાં ભક્ષણ કર્તવ્ય છે. ॥ ૧૪ ॥

वचनं वाऽऽज्यभक्षस्य प्रकृतौ स्यादभागित्वात् ॥ १५ ॥

પદાર્થ :—( वा ) અથવા ( वचनम् ) એ વચન ( आज्यभक्षस्य ) આજ્ય અર્થાત્ ઘીનું ભક્ષણ છે ( प्रकृतौ ) પ્રકૃતિમાં (स्यात) હોવું જોઈએ. ( अभागित्वात् ) આજ્ય ભાગી તરીકે નથી.

ભાવાર્થ :—આજ્યનું ભક્ષણ શકય તો છે, પણ પ્રકૃતિ યાગમાં આજ્યનું ભક્ષણ કરવા કહ્યું નથી ત્યાં તો ચરુનું ભક્ષણ કરવાનું કહ્યું છે અને કૃષ્ણલ ચરુનું શકય નથી. ॥ ૧૫ ॥

वचनं वा हिरण्यस्य प्रदानवत् आज्यस्य गुणभूतत्वात् ॥ १६ ॥

પદાર્થ :—( वा ) અથવા ( वचनम् ) ઉક્ત વચન ( हिरण्यस्य ) હિરણ્ય માટે છે. ( प्रदानवत् ) જેમ અશનીય પદાર્થનું પ્રદાન કરવામાં આવે છે તેમ ભક્ષણ કરવામાં આવે છે ( आज्यस्य ) આજ્ય ( गुणभूतत्वात् ) ગુણભૂત હોવાથી.

ભાવાર્થ :—જેમ અશનીય પદાર્થનું પ્રદાન કરવામાં આવે છે તેમ ભક્ષણ પણ કરવમાં આવે છે. જો કે હિરણ્ય ભક્ષ્ય તરીકે નિર્દિષ્ટ નથી પણ આજ્ય તો ગૌણ છે માટે ભક્ષણમાં એનું ગ્રહણ નથી ચરુનું જ ભક્ષણ પ્રકૃતિમાં બતાવ્યું છે. પ્રધાનનું જ ગ્રહણ થવું ઇષ્ટ છે. યથા इष्टकाकूटे दण्डः तिष्ठति, प्रहर चोरम् । ઈંટોના ઢગલા ઉપર લાકડી છે, ચોરને માર આ વાકયથી લાકડીથી જ ચોરને મારવાનું સમજાય છે, કારણ કે તે પ્રધાન છે. તેજ પ્રમાણે પ્રધાન ચરુ જ ભક્ષણીય છે. અને તેનું ભક્ષણ કેવી રીતે કરવું તે રીત અને ઉપાય બન્ને ઉપર કહેવામાં આવ્યા છે. અર્થાત્ ઘીવાળા કૃષ્ણલોને મોઢામાં નાંખી ચગળવા એજ એનું ભક્ષણ છે. આ કારણથી કૃષ્ણલ ચરુમાં ભક્ષણનો સદ્ભાવ છે. ॥ ૧૫ ॥

## કૃષ્ણલ ચરુમાં સહુપરિહાર વિધાન અધિકરણ.

સિદ્ધાંત સૂત્ર. एकधोपहारे सहत्वं ब्रह्मभक्षाणां प्रकृतौ विहितत्वात् ॥ १७ ॥

પદાર્થ :– ( एकधा उपहारे ) उपहारो भक्षणाय समर्पणम् આ ઠેકાણે ઉપહારનો અર્થ ખાવાને માટે આપવું એવો થાય છે. એકધા એટલે એકજ સમયમાં પ્રાકૃત ઇડાઆદિ હવિષૂના ચાર ભાગ કરી આપવામાં ( सहत्वम् ) સહત્વ અર્થાત્ એક સાથે છે ( ब्रह्मभक्षाणाम् ) બ્રહ્મા નામક ઋત્વિજના ભક્ષભાગોના ( प्रकृतौ ) પ્રકૃતિ યાગમાં ( विहितत्वात् ) વિહિત હોવાથી.

ભાવાર્થ :—પ્રકૃતિ યાગમાં કરેલા ઇડારૂપ હવિષ્ના ચાર ભાગ કરી બ્રહ્મા નામક હોતાને આપવાના હોય છે એવું પ્રકૃતિયાગમાં જણાવ્યું છે. વિકૃતિ યાગમાં પણ અતિદેશ શાસ્ત્રથી એ પ્રાપ્ત છે. તેમાં 'એકધા' વારા ફરતી એક એક ભાગ બ્રહ્માને આપવો કે ચાર ભાગ એક સાથે આપવા ? આ પ્રશ્નનો ઉત્તર એવો આપવામાં આવ્યો છે કે ચારે ય ભક્ષભાગો એકધા અર્થાત્ એક સાથે આપવો. एकधानो અર્થ એક વખત અથવા યુગપત બન્ને થઇ શકે છે. એકવખત એ પ્રકાર છે અને એક સાથે એ પણ પ્રકાર છે. વારા ફરતી આપવામાં અવશિષ્ટ ત્રણ ભાગોનો બાધ થાય છે અને એક સાથે આપવાથી બાકી રહેલા ત્રણ કાળનો બાધ થાય છે. ભક્ષ એ પ્રધાન છે અને કાળ અંગ છે. પ્રધાનનો બાધ કરવા કરતાં અંગનો બાધ કરવો ઠીક છે માટે સહપરિહારનું જ વિધાન છે. ॥ ૧૭ ॥

## કૃષ્ણલચરુમાં બ્રહ્માનામક ઋત્વિજને સર્વભક્ષ ભાગાર્પણ અધિકરણ

### सर्वत्वं च तेषामधिकारात्स्यात ॥ १८ ॥

પદાર્થ :—( च ) અને ( तेषाम् ) બ્રહ્મા સંબંધી ભાગોનું ( सर्वत्वम् ) સર્વપણું વિહિત છે ( अधिकारात ) ઉદ્દેશ્ય હોવાથી.

ભાવાર્થ :—કૃષ્ણલ ચરુના જેટલા ભાગો હોય છે તે બધામાં બીજા ઋત્વિજોનો પણ સંબંધ હોય છે પણ સૂત્રમાં જણાવે છે તે ભાગોમાં બ્રહ્મા નામક ઋત્વિજનો જ સંબંધ છે. એટલે અધ્વર્યુ આદિ ઋત્વિજોએ એ ભાગોનું ભક્ષણ કર્તવ્ય નથી. ॥ ૧૮ ॥

### पुरुषापनयो वा तेषामवाच्यत्वात् ॥ १९ ॥

પદાર્થ :—( पुरुषापनयः वा ) બીજા પુરુષોનું દૂર ભવન થાય છે. (तेषाम् अवाच्यत्वात् ) તેઓનું વાચ્યત્વ ન હોવાથી.

ભાવાર્થ :—બાકી રહેલા હવિષ્માં બ્રહ્માનો સંબંધ હોવાથી બીજાઓના સંબંધની નિવૃત્તિ થાય છે. બીજા ઋત્વિજો તો અવાચ્ય છે. અર્થાત્ અશ્રુત છે. ॥ ૧૯ ॥

## ભક્ષભાગોનું ભક્ષણ તે તે નક્કી કરેલા સમયે બ્રહ્માએ કરવું. એ અધિકરણ.

### पुरुषापनयात्स्वकालम् ॥ २० ॥

પદાર્થ :—( पुरुषापनयात ) અન્ય ઋત્વિજોનો સંબંધ દૂર થયા પછી ( स्वकालम् ) તે તે સમયમાં બ્રહ્માએ તેનું ભક્ષણ કરવું.

ભાવાર્થ :—ભક્ષના બધા ભાગો બ્રહ્માએ જ કરવાના હોય છે બીજા ઋત્વિજોએ નહિ. જે ભાગનો જે સમય વિહિત તે કાળમાં તે ભાગનું ભક્ષણ કરવું. બ્રહ્માએ એક જ કાળમાં બધા ભાગોનું ભક્ષણ કરવું નહિ. પ્રકૃતિમાં જ કાળનું વિધાન કર્યું છે તેનો ભંગ કરવો નહિ. ॥ ૨૦ ॥

## બ્રહ્મભક્ષમાં ચતુર્ધાકરણ આદિનો અભાવ છે. એ અધિકરણનું સૂત્ર.

**एकार्थत्वादविभागः स्यात् ॥ २१ ॥**

પદાર્થ :—( एकार्थत्वात् ) એક બ્રહ્માનામક ઋત્વિજને માટે જ સર્વ ભાગો હોવાથી ( अविभाग स्यात् ) નિર્દેશ કરવાની જરૂર નથી.

ભાવાર્થ :—' इदं ब्रह्मणे ' આ બ્રહ્માને માટે છે.' આવો નિર્દેશ પણ કરવાની જરૂર નથી. પ્રકૃતિમાં તો ચારે ઋત્વિજોનો ભક્ષભાગ સાથે સંબંધ હતો તેથી " આ બ્રહ્માને " " આ અધ્વર્યુને " આવી રીતે નિર્દેશ કરવાની જરૂર હતી. પણ અહીં તો બધા જ ભાગો બ્રહ્માના હોવાથી ઉક્ત નિર્દેશ કરવાની જરૂર નથી. ॥ ૨૧ ॥

## ઋત્વિગ્દાનની આનતિના અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ સૂત્ર. **ऋत्विग्दानं धर्ममात्रार्थं स्याद् ददाति सामर्थ्यात् ॥ २२ ॥**

પદાર્થ :—( ऋत्विग्दानम् ) ઋત્વિજોને જે દાન આપવામાં આવે છે તે ( धर्ममात्रार्थम् ) કેવળ ધર્મને માટે એટલે અદૃષ્ટને માટે ( स्यात् ) છે. ( ददाति सामर्थ्यात् ) દદાતિનું સામર્થ્ય અદૃષ્ટને માટે હોય છે.

ભાવાર્થ :—ऋत्विग्भ्यो दक्षिणां ददाति આવું વચન પ્રકૃતિયાગમાં શ્રુત છે. તે અદૃષ્ટને માટે છે કે આનતિને માટે. આનતિ એટલે વેતન આપીને કોઇની પાસે કામ લેવું તે. ઋત્વિજોને ધન આપી જે કામ કરાવવું તે આનતિ કહેવાય છે. भृत्या परिक्रीय वशीकार आनतिः । આમાં પૂર્વપક્ષ અદૃષ્ટને માટે દક્ષિણા માને છે. અન્ન અને સુવર્ણ આદિનું જે દાન કરવામાં આવે છે તેને અદૃષ્ટ માટે માનવામાં આવે છે અર્થાત્ પરલોકમાં સુખની પ્રાપ્તિ માટે દાન હોય છે. ॥ ૨૨ ॥

સિદ્ધાંત સૂત્ર. **परिक्रयार्थं वा कर्मसंयोगाल्लोकवत् ॥ २३ ॥**

પદાર્થ :—( वा ) અથવા ( परिक्रयार्थम् ) આનતિને માટે છે. ( कर्मसंयोगात् ) કર્મ સાથે સંબંધ હોવાથી ( लोकवत् ) જેમ લોક વ્યવહારમાં કામનો બદલો આપવામા આવે છે તેમ.

ભાવાર્થ :—જે દક્ષિણા આપવામાં આવે છે તે કાર્ય કર્યું તેનો બદલો છે માટે ભૃતિરૂપ અર્થાત્ વેતનરૂપ છે. લોક વ્યવહારમાં જેમ કોઇની પાસે કામ કરાવી પછી તેના બદલામાં ઠરાવેલું ધન આપવામાં આવે છે એ કંઇ અદૃષ્ટ માટે નથી તેમ યજ્ઞમાં દક્ષિણા પણ અદૃષ્ટને માટે નથી, પણ દૃષ્ટ કર્મના બદલાના રૂપમાં છે.

**दक्षिणायुक्तवचनाच्च ॥ २४ ॥**

પદાર્થ :—( च ) અને ( दक्षिणायुक्त वचना॰ ) दक्षिणादुक्ता वहन्त्वृत्विजः આવું વચન હોવાથી.

**ભાવાર્થ** :—દક્ષિણા આપવાથી ઋત્વિજો કર્મો કરાવે છે. આથી સ્પષ્ટ થાય છે કે દક્ષિણા પરિક્રયને માટે છે અને તેનું ફળ દૃષ્ટ છે. અદૃષ્ટ નથી. ॥ ૨૪ ॥

**परिक्रीतत्वाच्च ॥ २५ ॥**

**પદાર્થ** :—( च ) અને ( परिक्रीतत्वात् ) પરિક્રીત વચન પણ હોવાથી.

**ભાવાર્થ** :—दक्षिणापरिक्रीता ऋत्विजो याजयन्ति દક્ષિણા આપવાનું વચન આપીને વરણી કરવામાં આવેલા ઋત્વિજો કર્મ કરાવે છે. આ વચન પણ દક્ષિણા દૃષ્ટ અર્થને માટે જ છે એમ સૂચવે છે. ॥ ૨૫ ॥

**सनिवन्ये च भृतिवचनात् ॥ २६ ॥**

**પદાર્થ** :—( च ) અને ( सनिवन्ये ) યાચ્ઞાથી પ્રાપ્તધનમાં ( भृतिवचनात् ) ભૃતિશબ્દનો પ્રયોગ હોવાથી.

**ભાવાર્થ** :—द्वादशरात्री दीक्षितो भृतिं वन्वीत દીક્ષિત થયેલો યજમાન બાર રાત્રિ સુધી બીજા પાસેથી ઋત્વિક્‌ને આપવાની દક્ષિણારૂપ ભૃતિ માગવી જોઇએ. ભૃતિ શબ્દ પરિક્રય અર્થમાં વપરાય છે. પરિક્રય એટલે લૌકિક બહુ જ સાદી ભાષા 'મજુરી' કહેવાય છે. ॥ ૨૬ ॥

**नैष्कर्तृकेण संस्तवात् ॥ २७ ॥**

**પદાર્થ** :—( नैष्कर्तृकेण ) નિષ્કર્તૃક શબ્દથી ( संस्तवात् ) પ્રયોગ થયેલો હોવાથી.

**ભાવાર્થ** :—यथा वै दारुहरो नैष्कर्तृको निष्कर्तनभृत कर्मयोगे वर्तते। एवं वा एते ऋत्विजः॥ જેમ લાકડાનો વહન કરનાર મજુરી લઇ કામ કરે છે, લાકડાને કાપનારો મજુરી લઇને લાકડાં કાપી આપે છે તેજ પ્રમાણે દક્ષિણા લઈ ઋત્વિજો યજ્ઞ કરાવે છે માટે દક્ષિણા શબ્દનો અર્થ દૃષ્ટ છે અદૃષ્ટ નહિ. ॥ ૨૭ ॥

**'જ્યોતિષ્ટોમમાં ભક્ષ પ્રતિપત્તિને માટે હોય છે.'**

**એ અધિકરણનાં સૂત્રો.**

પૂર્વપક્ષ સૂત્ર. **शेषभक्षाश्च तद्वत् ॥ २८ ॥**

**પદાર્થ** :—(च) અને ( शेषभक्षाः ) હવિઃશેષના ભક્ષો ( तद्वत् ) દક્ષિણા માફક દૃષ્ટાર્થક છે.

**ભાવાર્થ** :—જ્યોતિષ્ટોમમાં હવિઃશેષોનાં ભક્ષણો દક્ષિણા માફક દૃષ્ટાર્થક હોય છે. એટલે એ ભક્ષણ પરિક્રય રૂપે છે. ॥ ૨૮ ॥

**સિદ્ધાંત સૂત્ર. संस्कारो वा द्रव्यस्य परार्थत्वात् ॥ २९ ॥**

**પદાર્થ** :—( वा ) અથવા ( संस्कारः ) સંસ્કાર માટે છે. ( द्रव्यस्य परार्थत्वात् ) હવ્ય દ્રવ્ય પરાર્થક હોવાથી.

ભાવાર્થ :--પુરાડાશ દ્રવ્ય જ પરાર્થ છે. અર્થાત્ તે યાગને માટે જ છે માટે એના શેષનું ભક્ષણ પુરુષના આત્માના સંસ્કાર માટે છે. અર્થાત્ અદૃષ્ટને માટે છે. ॥ ૨૯ ॥

शेषे च समत्वात् ॥ ३० ॥

પદાર્થ :—( च ) અને ( शेषे ) હુતશેષમાં ( समत्वात् ) ઋત્વિક અને યજમાન સમાન હોવાથી.

ભાવાર્થ :--દેવતાના ઉદ્દેશથી એમ કહેવામાં આવે છે કે ' अग्नये जुष्टं निर्वपामि । નિર્વાપ કરવાથી યજમાનનું સ્વત્વ એમાં નિવૃત્ત થાય છે. માટે તેમાં પરિક્રય નથી પણ તે શેષ ભક્ષણ અદૃષ્ટ માને છે. જ્યાં સ્વત્વ જ ન હોય ત્યાં પરિક્રય થઇ શકે જ ન હ. ॥ ૩૦ ॥

स्वामिनि च दर्शनात् तत्सामान्यादितरेषां तथात्वम् ॥ ३१ ॥

પદાર્થ :—( च ) અને ( स्वामिनि दर्शनात् ) સ્વામીને પણ શેષ ભક્ષણ વિહિત છે ( तत्सामान्यात् इतरेषां तथात्वम् ) બીજાઓનું શેષ ભક્ષણ તેવું જ છે.

ભાવાર્થ :—યજમાનને શેષભક્ષણ વિહિત છે અને તે અદૃષ્ટાર્થ છે તેમજ અન્ય ઋત્વિજોનુ શેષ ભક્ષણ પણ અદૃષ્ટાર્થક જ છે. ॥ ૩૧ ॥

' સત્રમાં ઋત્વિક વરણનો અભાવ છે. ' એ અધિકરણનું સૂત્ર.

वरणमृत्विजामानमनार्थत्वात्सत्रे न स्यात स्वकर्मत्वात् ॥ ३२ ॥

પદાર્થ :—( सत्रे ) સત્રમાં ( स्वकर्मत्वात् ) પોતાનું જ કર્મ હોવાથી ( न स्यात् ) ઋત્વિજોનું વરણ થતું નથી ( ऋत्विजाम् वरणम् ) ઋત્વિજોનું વરણ ( आनमनार्थत्वात् ) પરિક્રયને માટે હોવાથી.

ભાવાર્થ :—ઋત્વિજોનું વરણ દક્ષિણા આપીને કર્મ કરાવવા માટે હોય છે, સત્રમાં તો ઋત્વિજો પોતે જ યજમાન તરીકે હોય છે એટલે સત્ર ઋત્વિજોનો જ હોય છે માટે પોતાનું જ કર્મ હોવાથી તેમાં ઋત્વિગ્ વરણ હોતું નથી. ॥ ૩૨ ॥

' સત્રમાં પરિક્રયનો અભાવ હોય છે. ' એ અધિકરણ.

परिक्रयश्च तादर्थ्यात् ॥ ३३ ॥

પદાર્થ :—( च ) અને ( परिक्रयः ) દક્ષિણા પણ ( तादर्थ्यात् ) તેને માટે હોવાથી.

ભાવાર્થ :—સત્ર પોતાને માટે જ હોવાથી તેમાં દક્ષિણા પણ આપવાની હોતી નથી. ॥ ૩૩ ॥

સિદ્ધાંતક્ષેપક સૂત્ર. प्रतिषेधश्च कर्मवत् ॥ ३४ ॥

પદાર્થ :—( च ) અને ( प्रतिषेधः ) પ્રતિષેધ ( कर्मवत् ) પ્રાપ્તિપૂર્વક હોવાથી.

ભાવાર્થ :—જો સત્રમાં દક્ષિણા આપવાનું ન હોય તો દક્ષિણાનો નિષેધ પણ ન હોવો જોઈએ કારણ નિષેધ પ્રાપ્તિપૂર્વક હોય છે. તો પછી अदक्षिणानि सत्राणि આ નિષેધ વાક્યની ઉપપત્તિ શી રીતે થશે ? ॥ ૩૪ ॥

એકદેશી સમાધાન स्याद्वा प्रासर्पिकस्य धर्ममात्रत्वात् ॥ ३५ ॥

પદાર્થ :—( वा ) અથવા ( स्यात् ) પ્રતિષેધની ઉપપત્તિ થઈ શકશે, ( प्रासर्पिकस्य ) દાનનું હોવું ( धर्ममात्रत्वात् ) એ અદૃષ્ટાર્થ હોવાથી.

ભાવાર્થ :—દક્ષિણા થઈ પણ દાન હોવાનો સત્રમાં સંભવ છે એ દાનના નિષેધથી દક્ષિણાના નિષેધની ઉપપત્તિ થઈ શકશે. ॥ ૩૫ ॥

સિદ્ધાંત સૂત્ર. न दक्षिणाशब्दात्तस्मान्नित्यानुवादः ॥ ३६ ॥

પદાર્થ :—( न ) પ્રાસર્પિક દક્ષિણા નિષેધ નહીં ( दक्षिणाशब्दात् ) કારણ કે આનત્યર્થદાનમાં જ દક્ષિણા શબ્દ રૂઢ હોવાથી ( तस्मात् नित्यानुवादः ) માટે નિત્યનો અનુવાદ માત્ર જ છે.

ભાવાર્થ :—સત્રમાં પ્રાસર્પિદાન રૂપ દક્ષિણાનો નિષેધ નથી પણ આનત્યર્થક દક્ષિણાનો અર્થાત્ કાર્ય કરાવવાના બદલામાં ઋત્વિજોને જે દાન આપવામાં આવે છે એ દક્ષિણાનો જ નિષેધ છે. માટે દક્ષિણાનો નિષેધ એ તો માત્ર નિત્યાનુવાદ અર્થાત્ અર્થવાદ માત્ર છે. ॥ ૩૬ ॥

' ઉદવસાનીય યાગમાં દાન પરિક્રયાર્થ છે. ' એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ. उदवसानीयः सत्रधर्मा स्यात् तदङ्गत्वात् तत्र दानं धर्ममात्रं स्यात् ॥ ३७ ॥

પદાર્થ :—( उदवसानीयः ) સત્ર સમાપ્ત કરીને પૃષ્ઠ શમનીય જ્યોતિષ્ટોમ સહસ્ર દક્ષિણાવાળાથી યાગ કરવો. એ યાગ ( सत्रधर्मा स्यात् ) સત્ર ધર્મવાળો છે. ( तदङ्गत्वात् ) ઉક્ત સત્રનું અંગ હોવાથી ( तत्र दानं धर्ममात्रं स्यात् ) તેમાં દાન કેવળ અદૃષ્ટાર્થક છે.

ભાવાર્થ :—' ઉદવસાનીય ' એ યાગવિશેષનું નામ છે. " सत्रादुदवसाय पृष्ठशमनीयेन ज्योतिष्टोमेन सहस्रदक्षिणेन यजेरन् " આ વાક્યથી એમ સમજી શકાય છે કે સત્ર સમાપ્ત કર્યા પછી જેમાં હજારની દક્ષિણા હોય એવો પૃષ્ઠશમનીય નામક સોમયાગ કરવો. હવે આ યાગમાં જે દક્ષિણા આપવામાં આવે છે તે ઋત્વિજોએ કર્મ કરાવ્યું તેના બદલામાં નહિ પણ કેવળ ધર્મબુદ્ધિથી જ એટલે એ દક્ષિણા અદૃષ્ટાર્થક છે. કારણ કે ઉક્ત યાગ સત્રનું જ અંગ છે, માટે જે સત્રના ધર્મ તેજ પૃષ્ઠશમનીય ઉદવસાનીય યાગમાં પણ હોવા જોઈએ. ॥ ૩૭ ॥

સિદ્ધાંત સૂત્ર. न त्वतत्प्रकृतिकत्वाद् विभक्तचोदितत्वात् ॥ ३८ ॥

પદાર્થ :—( न ) નહિ ( तु ) સિદ્ધાંત સૂચક છે. ( अतत्प्रकृतिकत्वात् ) સત્ર એની પ્રકૃતિ ન હોવાથી ( विभक्तचोदितत्वात् ) પૃથક્ વિહિત હોવાથી.

ભાવાર્થ :—ઉદવસાનીય યાગ સત્રપ્રકૃતિક નથી તેમ તે સત્રનું અંગ પણ નથી કારણ કે સત્ર સમાપ્ત કર્યા પછી એનું અલગ જ વિધાન છે તેથી એમા જે દક્ષિણા આપવામાં આવે છે તે અદૃષ્ટાર્થક નથી પણ ઋત્વિજોને કર્મ કરાવ્યાનો બદલો છે. અર્થાત્ એ દક્ષિણા દૃષ્ટાર્થક છે. ॥ ૩૮ ॥

'સત્રમાંના ઋત્વિજોમાના દરેક ઋત્વિજે ઉદવસાનીય યાગ કરવો જોઇએ.' એ અધિકરણનાં સૂત્રો

પૂર્વપક્ષ સૂત્ર. **तेषां तु वचनाद् द्वियज्ञवत् सहप्रयोगः स्यात्** ॥ ३९ ॥

પદાર્થ :—( तेषां तु वचनात् ) સત્ર કરનાર ઋત્વિજોને માટે વચન હોવાથી ( द्वियज्ञवत् ) રાજપુરોહિતકર્તૃક યજ્ઞવત્ ( सहप्रयोगः स्यात् ) બધા ઋત્વિજોએ સાથે મળી ઉદવસાનીય યાગ કરવો જોઇએ.

ભાવાર્થ :—ઉદવસાનીયા ઇષ્ટિ સત્રમત જેટલા ઋત્વિજો હતા તે બધાએ મળીને કરવી કે દરેક ઋત્વિજે જુદી જુદી ઇષ્ટિ કરવી એના સંબંધમાં આ પૂર્વપક્ષનું એવું માનવું છે કે જેમ રાજા અને પુરોહિત બન્ને સાથે મળીને યાગ કરે છે તેમ ઉદવસાનીયા ઇષ્ટિ બધા ઋત્વિજોએ ભેગા મળીને કરવી. કારણ કે ' यजेरन् ' અહીં બહુવચનનો નિર્દેશ છે, તેથી બધાએ મળીને ઉક્ત યાગ કરવો એવું સૂચન ફલિત થાય છે. આ પૂર્વપક્ષનો ઉત્તર ૪૧ મા સૂત્રમાં છે. વચ્ચે ચાલીશમાં સૂત્રમાં બીજું જ અધિકરણ છે. ॥ ૩૯ ॥

'ઉદવસાનીયના ઋત્વિજો સત્રિ ઋત્વિજો કરતાં જુદા હોવા જોઇએ.' એ અધિકરણનું સૂત્ર.

**तत्रान्यान् ऋत्विजो वृणीरन्** ॥ ४० ॥

પદાર્થ :—( तत्र ) ઉદવસાનીયા ઇષ્ટિમાં ( अन्यान् ऋत्विजः ) સત્રના ઋત્વિજો કરતાં જુદા ઋત્વિજોનું ( वृणीरन् ) વરણ કરવું જોઇએ.

ભાવાર્થ :—ઉદવસાનીયા ઇષ્ટિમાં જે ઋત્વિજો સત્રમાં હતા તેના કરતાં જુદા ઋત્વિજોનું વરણ કરવું જોઇએ. ॥ ૪૦ ॥

" પૃષ્ઠશમનીયમાં દરેકની યષ્ટૃતા છે. " એ અધિકરણનું સૂત્ર.

**एकैकशस्त्वप्रतिषेधात् प्रकृतेश्चैकसंयोगात्** ॥ ४१ ॥

પદાર્થ :—( एकैकशः ) સત્રના ઋત્વિજોમાંનો દરેક ઋત્વિજ પૃષ્ઠશમનીય અર્થાત્ ઉદવસાનીય યાગ કરી શકે છે ( तु ) કારણ કે ( अप्रतिषेधात् ) પ્રતિષેધ ન હોવાથી ( प्रकृतेः च एक संयोगात् ) પ્રકૃતમાં એકકર્તાનો સંયોગ હોવાથી.

ભાવાર્થ :—૩૯ સૂત્રમાં ઉદવસાનીય યાગ બધાએ ભેગા મળીને કરવાનો છે તેના સંબંધમાં આ સિદ્ધાંત વચન છે. આ સૂત્રમાં એમ કહેવામાં આવ્યું છે કે ઉદવસાનીય યાગ

અર્થાત્ પૃષ્ઠશમનીય યાગ હરેક ઋત્વિજે કરવો કારણ કે એમ કરવામાં કોઇ બાધક વચન જણાતું નથી. દ્વિયજ્ઞમાં તો વૈષમ્ય છે.

### 'કામેષ્ટિમાં દાન અદૃષ્ટાર્થક છે.' એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ સૂત્ર. **कामेष्टौ च दानशब्दात् ॥ ४२ ॥**

પદાર્થ :—( च ) અને ( कामेष्टौ ) કામેષ્ટિમાં ( दानशब्दात् ) દક્ષિણા વિહિત હોવાથી ક્રયાર્થક છે.

ભાવાર્થ :—સારસ્વત સત્રમાં કામેષ્ટિ કરવાની હોય છે તેમાં દક્ષિણા વિહિત છે. આ દક્ષિણા પરિક્રયાર્થ છે અર્થાત દૃષ્ટાર્થક છે. ॥ ૪૨ ॥

સિદ્ધાંત સૂત્ર. **वचनं वा सत्रत्वात् ॥ ४३ ॥**

પદાર્થ :—( वा ) અથવા ( वचनम् ) પરિક્રયને માટે વચન નથી ( सत्रत्वात् ) સત્રનું અંગ હોવાથી.

ભાવાર્થ :—કામેષ્ટિ સત્રનું અંગ છે, અને સત્રમાં પરિક્રયાર્થક દક્ષિણા હોતી નથી તેથી સત્રમધ્યગત કામેષ્ટિમાં જે દક્ષિણા છે તે પણ પરિક્રયાર્થક નથી પણ અદૃષ્ટાર્થક છે. અર્થાત્ ધર્મને માટે છે. ॥ ૪૩ ॥

### દર્શપૂર્ણમાસમાં દ્વેષ્ય ઋત્વિજને જે દાન આપવામાં આવે છે તે અદૃષ્ટાર્થક છે.

**द्वेष्ये वा चोदनात् दक्षिणापनयात् ॥ ४४ ॥**

પદાર્થ :—( वा ) અથવા ( द्वेष्ये ) દ્વેષ્યને ( चोदनात् ) દક્ષિણા આપવાનું કથન હોવાથી ( दक्षिणापनयात् ) દક્ષિણાનો અપનય હોવાથી.

ભાવાર્થ :—નિમિત્તવિશેષમાં ઇષ્ટિનું શ્રવણ છે તેમાં દ્વેષ્ય ઋત્વિજને દક્ષિણા આપવાનું વચન છે. द्वेष्याय दद्यात् આ પ્રમાણે વચન છે. આનું સમાધાન એ છે કે જે દ્વેષ્ય હોય તેને ઋત્વિજ બનાવી શકાય જ નહિ. ऋत्विगाचार्यो नातिचरितव्यौ ઋત્વિક અને આચાર્યનું ઉલ્લંઘન કરવું નહિ. માટે ઋત્વિક્દ્વેષ્ય હોઇ શકે નહિ. માટે ઉક્ત વાક્યથી જે દક્ષિણા આપવામાં આવે છે તે અદૃષ્ટાર્થક જ છે. ॥ ૪૪ ॥

### 'અસ્થિયજ્ઞ એ જીવતા માણસે કરવાનો હોય છે.' એ અધિકરણનાં સૂત્રો.

**अस्थियज्ञोऽविप्रतिषेधादितरेषां स्याद्विप्रतिषेधादस्थ्नाम् ॥ ४५ ॥**

પદાર્થ :—( अस्थियज्ञः ) અસ્થિયજ્ઞ નામથી સૂચવાતો યજ્ઞ ( इतरेषाम् ) મૃતભિન્નોનો ( स्यात् ) છે. ( अविप्रतिषेधात् ) બાધ ન આવવાથી ( अस्थ्नां विप्रतिषेधात् ) અસ્થિનો બાધ હોવાથી.

ભાવાર્થ :—સત્રમાં આ પ્રમાણે ઉલ્લેખ છે. यदि संदीक्षितानामेकः प्रमीयेत तं दग्धा कृष्णाजिनेऽस्थीनि उपनह्य योऽस्य नेदिष्ठः तं तस्य स्थाने दीक्षयित्वा तेन सह यजेरन्, ततः संवत्सरेऽस्थीनि याजयेत्। સત્રમાં દીક્ષિત થયેલા ઋત્વિજોમાંથી જો કોઇ સત્ર પૂરો થયાં પહેલાં મરી જાય તો તેનો અગ્નિ સંસ્કાર કરી તેના અસ્થિઓને મૃગચર્મમાં બાંધીને મૃતનો જે નજીકનો સગો હોય તેને, તેના સ્થાને દીક્ષિત કરી તેની સાથે યજ્ઞ કરવો. પછી એક વરસ બાદ અસ્થિયજ્ઞ કરવો. એ અસ્થિયજ્ઞ જન્ય જે ફળ હોય છે તે મરી ગયેલાને મળે છે એવું પૂર્વપક્ષવાદીનું માનવું છે અને સિદ્ધાંતવાદીનું માનવું છે કે જીવતાને એનું ફળ મળે છે. અર્થાત્ જે અસ્થિયજ્ઞ કરે છે તેને ફળ મળે છે. ॥ ૪૫ ॥

यावदुक्तमेतेषाम् ॥ ४६ ॥

પદાર્થ :—( यावत् ) જેટલું ( उक्तम् ) કહ્યું ( एतेषाम् ) એઓનું.

ભાવાર્થ :—અસ્થિનો અસ્થિયજ્ઞમાં ઉપયોગ કોઇક ઠેકાણે થાય છે જેમ કે अस्थिन- कुम्भमुपनिधाय स्तुवीत અસ્થિ ઉપર ઘડાને મૂકીને સ્તુતિ કરવી. પણ આટલાથી જ જેનાં અસ્થિ છે તે મૃત પુરુષને યજ્ઞનું ફળ મળતું નથી યજ્ઞની મુખ્યક્રિયા તો ત્યાગ છે. ધન આદિનો ત્યાગ કરવો એ અસ્થિને માટે સંભવી શકે ન હિ. કારણ કે અસ્થિ એ તો જડ વસ્તુ છે. ॥ ૪૬ ॥

" અસ્થિયાગમાં અસ્થિને જપ આદિનું અનુષ્ઠાન સંભવતું નથી. "

એ અધિકરણનાં સૂત્રો.

यदि तु वचनात् तेषां जपसंस्कारमर्थलुप्तं सेष्टि तदर्थत्वात् ॥ ४७ ॥

પદાર્થ :—( तु ) પણ ( यदि ) જો ( वचनात् ) વચનથી (तेषाम्) અસ્થિને લગતા ( जपसंस्कारम् ) જપ અને સંસ્કાર માનવામાં આવે તો ( सेष्टि ) ઇષ્ટિ સહિત ( लुप्तम् ) લુપ્ત થાય છે. ( तदर्थत्वात् ) કર્તૃસંસ્કાર માટે હોવાથી.

ભાવાર્થ :—જો કોઇ વૈદિક વચનનો ભાવ નહીં સમજી અસ્થિકર્તૃક અસ્થિયજ્ઞ માને તો તેના મતમાં જપ અને કેશ અને શ્મશ્રુવપન આદિ સંસ્કારોનો તથા દીક્ષણીય ઇષ્ટિનો લોપ માનવો પડે. અસ્થિ જડ હોવાથી તેમાં ઉક્ત વસ્તુ સંભવી શકે નહિ. જે યજ્ઞ કરે છે તેના સંસ્કાર માટે ઉક્ત બાબતો જરૂર કર્તવ્ય હોય છે માટે અસ્થિકર્તૃક અસ્થિયજ્ઞ નથી માટે अस्थीनि याजयेत् એ લાક્ષણિક પ્રયોગ છે. જેનાં અસ્થિ છે તેના નજીકના સગાએ યજ્ઞ કરવો અને ઋત્વિજોએ તેની પાસે યજ્ઞ કરાવવો એવો ઉક્ત વાક્યનો ભાવ છે. આ બાબત સૌ કોઇ સમજી શકે છે કે જડ પદાર્થ યજ્ઞ કરી શકે નહીં છતાં શાસ્ત્રકારે એક વિસ્તાર કર્યો છે જેથી તેમાંથી પણ કંઇક વિશેષ જ્ઞાન થાય. આવી બાબતમાં મીમાંસામાં क्त्वा चिन्ता કરે છે. ॥ ૪૭ ॥

क्रत्वर्थं तु क्रियेत गुणभूतत्वात् ॥ ४८ ॥

પદાર્થ :—( तु ) પણ ( क्रत्वर्थम् ) ક્રતુને ઉપયોગી હોય તે ( क्रियेत ) કરવું જોઇએ ( गुणभूतत्वात् ) ગૌણ હોવાથી.

ભાવાર્થ :—જે કૃત્વર્થ હોય તે કરવું કારણ કે યજમાનનું ગુણભૂત કર્તવ્ય છે. જ્યાં ચેતનનો અધિકાર છે ત્યાં જડ અસ્થિ અધિકૃત નથી. ॥ ૪૮ ॥

" અસ્થિયજ્ઞમાં કામ્ય કર્મનું અનુષ્ઠાન કરવાનું હોતું નથી. "

એ અધિકરણનાં સૂત્ર.

**काम्यानि तु न विद्यन्ते कामाज्ञानाद् यथेतरस्यानुच्यमानानि ॥ ४९ ॥**

પદાર્થ :—( तु ) અને ( काम्यानि न विद्यन्ते ) કામ્ય કર્મ પણ કર્તવ્ય નથી ( कामाज्ञानात् ) કામનાનું જ્ઞાન ન હોવાથી ( यथा इतरस्य अनुच्यमानानि ) બીજાને અનુક્તનું જ્ઞાન થતું નથી તેમ.

ભાવાર્થ :—અસ્થિયજ્ઞમાં કામ્ય કર્મ પણ કર્તવ્ય નથી કારણ કે અસ્થિને કામનાનું જ્ઞાન હોતું નથી. એકના મનમાં શું છે તે જ્યાંસુધી બીજાને કહેવામાં ન આવે ત્યાંસુધી બીજાને તેનું જ્ઞાન થતું નથી તો અસ્થિ તો કેવળ જડ છે તેને તો કામનાનું જ્ઞાન હોઈ શકે જ નહિ. ॥ ૪૯ ॥

' અસ્થિયજ્ઞમાં સૂક્તવાકગતશાસનનું અનુષ્ઠાન નથી. ' એ અધિકરણ.

**ईहार्थाश्चाभावात् सूक्तवाकवत् ॥ ५० ॥**

પદાર્થ :—( इहार्थाः ) આયુષ્ આદિની પ્રાર્થના ( च ) પણ ( अभावात् ) જ્ઞાન ન હોવાથી કર્તવ્ય નથી ( सूक्तवाकवत् ) સૂક્તવાકમાં બતાવવામાં આવ્યા છે તે પ્રમાણે.

ભાવાર્થ :—સૂક્તવાકમાં આયુષ્નું આશંસન વગેરે જે જે બતાવવામાં આવ્યાં છે તે પણ અસ્થિયજ્ઞમાં કર્તવ્ય નથી કારણ ઇહાઆદિ અસ્થિમાં અસંભવિત છે. ॥ ૫૦ ॥

પૂર્વપક્ષ સૂત્ર. **स्युर्वाऽर्थवादत्वात् ॥ ५१ ॥**

પદાર્થ :—( वा ) અથવા ( स्युः ) ઉક્ત કર્મોનું અનુષ્ઠાન કરવું અને તે ( अर्थवादत्वात् ) કેવળ અર્થવાદરૂપ ગણાશે.

ભાવાર્થ :—અર્થવાદ રૂપે તે તે કર્મો કરવાં કે જે સૂક્તવાકમાં બતાવવામાં આવ્યાં છે અને તેને અર્થવાદના રૂપમાં ગણી કાઢવા. ॥ ૫૧ ॥

**नेच्छाभिधानात् तदभावादितरस्मिन् ॥ ५२ ॥**

પદાર્થ :—( न ) નહીં ( इच्छाभिधानात् ) ઇચ્છાનું કથન થતું હોવાથી ( इतरस्मिन् ) અન્ય જે અસ્થિ છે તેમાં ( तदभावात् ) ઇચ્છા ન હોવાથી.

ભાવાર્થ :—અસ્થિમાં ઇચ્છા જ ન હોવાથી આયુરાશંસન વગેરે કર્તવ્ય નથી. ॥ ૫૨ ॥

'અસ્થિયજ્ઞમાં હોતૃકામનો અભાવ છે.' એ અધિકરણ.

**स्युर्वा होतृकामाः ॥ ५३ ॥**

પદાર્થ :—( वा ) અથવા ( स्युः ) થવા જોઇએ ( होतृकामाः ) હોતૃકામ.

ભાવાર્થ :—કેવળ વિધાન હોવાથી જીવતાને જેમ હોતૃકામો કર્તવ્ય હોય છે તેમ અસ્થિને પણ કર્તવ્ય છે. એમ કરવાથી વિધિવાક્ય ચરિતાર્થ થશે. ॥ ૫૩ ॥

**न तदाशीष्ट्वात् ॥ ५४ ॥**

પદાર્થ :—( न ) નહીં ( तदाशीष्ट्वात् ) યજમાનની આશીઃ હોવાથી.

ભાવાર્થ :—હોતૃકામ યજમાનની આશીરૂપ છે. અસ્થિને જ્ઞાન કે ઇચ્છા ચેતનને લગતું કશું જ ન હોવાથી ચેતનને કરવાનું કશું ય અસ્થિયાગમાં કર્તવ્ય નથી. ॥ ૫૪ ॥

'યજમાનનું મરણ થાય તો પણ 'સર્વસ્વાર' યાગની સમાપ્તિ કરવી જોઇએ.' એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ સૂત્ર. **सर्वस्वारस्य दिष्ट गतौ समापनं न विद्यते कर्मणो जीवसंयोगात ॥ ५५ ॥**

પદાર્થ :—( दिष्टे ) મરણ ( गतौ ) થયા પછી પણ ( सर्वस्वारस्य ) 'સર્વસ્વાર' નામક ક્રતુની ( समापनम् ) સમાપ્તિ ( न विद्यते ) નથી. ( कर्मणो जीवसंयोगात् ) કર્મનો જીવતા યજમાન સાથે સંબંધ હોવાથી.

ભાવાર્થ :—'સર્વસ્વાર' નામક યાગવિશેષ છે અને તે જ્યોતિષ્ટોમનો વિકાર છે. मरणकामो ह्येतेन यजेत મરણની કામના કરનાર યજમાને એ યાગથી યજ્ઞ કરવો 'ब्राह्मणाः समापयत मे यज्ञम्' इति संप्रेष्यामौ संविशति હે બ્રાહ્મણો, મારો યજ્ઞ સમાપ્ત કરો એમ કહી યજમાને અગ્નિમાં પ્રવેશ કરવો, આ પ્રમાણે યજમાનના મરણ પછી સર્વસ્વારનામ ક્રતુનો બાકીનો ભાગ પૂરો કરવો કે નહિ ? આમાં પૂર્વપક્ષવાદીનું માનવું છે કે યાગરૂપકર્મ જીવતા યજમાન સાથે હોવાથી યજમાન મરી ગયા પછી સર્વસ્વારની સમાપ્તિ ન કરવી જોઇએ. ॥ ૫૫ ॥

સિદ્ધાંત સૂત્ર. **स्याद्वा उभयोः प्रत्यक्षशिष्टत्वात् ॥ ५६ ॥**

પદાર્થ :—( वा ) અથવા ( स्यात् ) સમાપ્તિ કરવી જોઇએ ( उभयोः ) ક્રતુ અને સમાપ્તિ ( प्रत्यक्षशिष्टत्वात् ) પ્રત્યક્ષ પ્રૈષથી વિધાન કરેલું હોવાથી.

ભાવાર્થ :—મરતી વખતે યજમાને સ્પષ્ટ કહ્યું છે કે 'હે બ્રાહ્મણો મારો યજ્ઞ સમાપ્ત કરો' આ વાક્યથી ક્રતુ અને સમાપ્તિ બન્ને કરતાં એવું યજમાનનું સ્પષ્ટ કથન છે તેથી સમાપ્તિ કરવી જોઇએ. ॥ ૫૬ ॥

## 'સર્વસ્વારમાં કાર્યબાધ્ય વ્યવસ્થા' નામનું અધિકરણ.

**गते कर्मास्थियज्ञवत् ॥ ५७ ॥**

પદાર્થ :—( गते ) યજમાન મૃતિને પ્રાપ્ત થયા પછી ( कर्म ) યાગરૂપ કર્મ કરવું જોઇએ ( अस्थियज्ञवत् ) અસ્થિયજ્ઞ પેઠે.

ભાવાર્થ :—જેમ યજમાનના મરણ પછી 'અસ્થિયજ્ઞ' કરવામાં આવે છે તેમ 'સર્વસ્વાર' નામક યાગપણ યજમાનના મરણ પછી તે ચાલુ રાખી તેની સમાપ્તિ કરવી જોઇએ ॥ ૫૭ ॥

## સર્વસ્વારમાં યજમાન મરણ પામ્યા પછી આયુષ્નું આશંસન કરવું એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ. **जीवत्यवचनमायुराशिषस्तदर्थत्वात् ॥ ५८ ॥**

પદાર્થ :—( जीवत्यवचनात् ) જીવનની કામના કરવાનું વચન હોવાથી ( आयुः ) આયુ:પ્રાર્થનાનો મંત્ર ન બોલવો જોઇએ. ( आशिषः ) જીવનનું આશંસન ( तदर्थत्वात् ) જીવવાની ઇચ્છા રાખનાર માટે હોવાથી.

ભાવાર્થ :—अयं यजमान आयुराशास्ते આ મંત્ર સર્વસ્વારમાં બોલવાનો હોય છે તે બોલવો કે નહીં ? આમાં પૂર્વપક્ષવાદીનું માનવું છે કે એ મંત્ર ન બોલવો કારણ કે યજમાન તો મરવાને જ ઇચ્છે છે તો પછી જીવનની આશંસા રાખવી એ કેવી રીતે બને ? ॥ ૫૮ ॥

સિદ્ધાંત સૂત્ર. **वचनं वा भागित्वात् प्राग्यथोक्तात् ॥ ५९ ॥**

પદાર્થ :—( वा ) અથવા ( वचनम् ) એ મંત્ર બોલવો જોઇએ. ( भागित्वात् ) આર્ભવ પવમાન સ્તોત્ર પૂરૂં થાય ત્યાંસુધી યજમાન જીવવા ઇચ્છતો હોવાથી ( यथोक्तात् प्राक् ) જેમ અન્ય ક્રિયા કરવામાં આવે છે તેમ આયુની આશા સૂચક મંત્રનો પાઠ પણ કરવો.

ભાવાર્થ :—આર્ભવ પવમાન સ્તોત્રનો પાઠ પૂર્ણ થાય ત્યાંસુધી યજમાનને જીવવાની ઇચ્છા હોય છે તેથી ત્યાંસુધી તો જીવન જરૂર યજમાને ટકાવી રાખવું જોઇએ માટે ઉક્ત મંત્રનો અવશ્ય પાઠ કરવો જોઇએ. ॥ ૫૯ ॥

## 'દ્વાદશાહ નામક સત્રમાં ઋતુયાજ્યાવરણનું અનુષ્ઠાન હોય છે.' એ અધિકરણનું સૂત્ર.

**क्रिया स्याद् धर्ममात्राणाम् ॥ ६० ॥**

પદાર્થ :—( धर्ममात्राणाम् ) અદૃષ્ટૈકપ્રયોજનવાળા કર્તવ્યોનું ( क्रिया स्यात् ) અનુષ્ઠાન થાય છે.

ભાવાર્થ :—'द्वादशाहमृद्धिकामा उपेयुः' આ સત્રમાં ઋતુયાજ્યાવરણનું અનુષ્ઠાન કરવાનું હોય છે કારણ કે કેવળ અદૃષ્ટને માટે હોય છે. જો કે સત્ર વરણ અને દાનની નિવૃત્તિ

હોય છે પણ તે તો આનતિ પ્રયોજન વાળાં હોય તો પણ આનત્યર્થ ન હોય તો અને અદૃષ્ટાર્થક હોય તો તે કરવામાં આપત્તિ નથી. ॥ ૬૦ ॥

'પવમાન ઇષ્ટિમાં નિર્વાપનું અષ્ઠાન હોય છે'

એ અધિકરણનું સૂત્ર.

**गुणलोपे तु मुख्यस्य ॥ ६१ ॥**

પદાર્થ :—( गुणलोपे तु ) ગુણનો લોપ થાય તો પણ ( मुख्यस्य ) મુખ્ય જે નિર્વાપ છે તેની ક્રિયા તો થાય છે.

ભાવાર્થ :—અગ્ન્યાધાનમાં પવમાનેષ્ટિઓ કર્તવ્ય હોય છે. તેમાં अग्निहोत्र हवण्या हवींषि निर्वपेत्' અગ્નિહોત્રહવણીઓ હવિષ્નો નિર્વાપ કરવો પણ આ તો અગ્ન્યાધાનનો સમય છે. અગ્નિહોત્રનો સમય તો ત્યાર પછી હોય છે તો પછી નિર્વાપનું સાધન અગ્નિહોત્ર હવણી કેવી રીતે થાય ? અર્થાત્ ન થાય. આ કારણથી નિર્વાપ ન કરવો એવો પૂર્વપક્ષવાદીનો મત છે. સિદ્ધાંતવાદીનું માનવું છે કે નિર્વાપ મુખ્ય છે અને અગ્નિહોત્રહવણી ગૌણ છે. માટે મુખ્યનો લોપ ન કરતાં અગ્નિહોત્રહવણીમાં તેની સાધનતાની નિવૃત્તિ માનવી એજ યોગ્ય છે. ॥ ૬૧ ॥

'વાજપેયમાં મુષ્ટિલોપનું' અધિકરણ.

**मुष्टिलोपात्तु संख्यालोपः तद्गुणत्वात् ॥ ६२ ॥**

પદાર્થ :—( तु ) અધિકરણનો આરંભ સૂચવે છે. ( मुष्टिलोपात् ) મુષ્ટિલોપ કરતાં ( संख्यालोपः ) સંખ્યાનો લોપ માનવો યોગ્ય છે ( तद्गुणत्वात् ) સંખ્યા એ મુષ્ટિનો ગુણ હોવાથી.

ભાવાર્થ :—वाजपेये नैवारस्सप्तदशशरावश्चरुर्भवति । तत्र चतुरो मुष्टीन्निर्वपति । આ વાક્યોથી એમ સમજાય છે કે, અતિદેશથી પ્રાપ્ત થતી ચાર મુષ્ટિઓનો સપ્તદશ શરાવથી બાધ થાય છે. તો અહીં પ્રશ્ન એ થય છે કે ચાર સંખ્યાનો બાધ કરવો કે મુષ્ટિઓનો ? એમાં પૂર્વપક્ષવાદીનું માનવું છે કે મુષ્ટિઓનો બાધ ન કરવો પણ ચાર સંખ્યાનો બાધ કરવો કારણ કે સંખ્યા એ મુષ્ટિ પ્રત્યે ગુણ છે. મુખ્ય કરતાં ગુણનો બાધ થવો યોગ્ય છે. ॥ ૬૨ ॥

**न निर्वापशेषात् ॥ ६३ ॥**

પદાર્થ :—( न ) નહીં ( निर्वापशेषात् ) નિર્વાપનો શેષ હોવાથી.

ભાવાર્થ :—સંખ્યા મુષ્ટિનો શેષ અર્થાત્ ગુણ નથી પણ નિર્વાપનો ગુણ છે. માટે સંખ્યાનો બાધ માનવો યોગ્ય નથી પણ મુષ્ટિનો બાધ માનવો જોઇએ. ॥ ૬૩ ॥

**संख्यां तु चोदनां प्रति सामान्यात् तद्विकारः संयोगाच्च परं मुष्टेः ॥ ६४ ॥**

પદાર્થ :—( तु ) 'तु' શબ્દ પૂર્વપક્ષને નિવૃત્ત કરે છે. ( चोदनां प्रति सामान्यात् ) વિધાન પ્રમાણે સાદૃશ્ય ( तद्विकारः ) ચતુર્ષ્ટુ વિકાર ( च ) અને ( संयोगात् ) દ્રવ્યના માનનથી ( परं मुष्टेः ) મુષ્ટિ વિકાર બાધિત થાય છે.

**ભાવાર્થ** :—મુષ્ટિનો લોપ કરવાથી સંખ્યાનો અનુગ્રહ થતો નથી અર્થાત્ સંખ્યા અબાધિત રહેતી નથી. ' ચાર ' એ સંખ્યાને બતાવે છે અને ' સત્તર ' એ શબ્દ પણ સંખ્યાને બતાવે છે, માટે સાદૃશ્યથી ' ચાર ' સંખ્યાનો બાધ ' સત્તર ' સંખ્યાથી થાય છે. ' મુષ્ટિ ' એ દ્રવ્ય છે અને ' શરાવ ' પણ દ્રવ્ય છે માટે શરાવથી મુષ્ટિનો બાધ થાય છે આ પ્રમાણે સાદૃશ્યથી સંખ્યા અને મુષ્ટિ બન્નેનો બાધ થાય છે. चतुरो मुष्टीन्निर्वपति આ પ્રકૃતિનું વાક્ય છે અને સપ્તદશ શરાવ એ વિકૃતિગત વાક્ય છે તેથી પ્રકૃતિમાં કહેલા પદાર્થોનો વિકૃતિમાં કહેલા પદાર્થોથી બાધ થાય છે. આ શાસ્ત્રાર્થ વાજપેય યાગ સંબંધી છે- ॥ ૬૪ ॥

સિદ્ધાંત સૂત્ર. **न चोदनाभिसम्बन्धात्प्रकृतौ संस्कारयोगात् ॥ ६५ ॥**

**પદાર્થ** :—( चोदनाभिसम्बन्धात् ) યાગની સાથે સંબંધ હોવાથી ( प्रकृतौ ) પ્રકૃતિમાં ( संस्कारयोगात् ) નિર્વાપરૂપ સંસ્કાર સાથે સંબંધ હોવાથી ( न ) બન્નેનો બાધ થતો નથી.

**ભાવાર્થ** :—ચાર મુષ્ટિનો સંબંધ પ્રકૃતિમાં નિર્વાપ સાથે છે અને સત્તર શરાવનો સંબંધ યાગની સાથે છે. આવી રીતે ભિન્ન સંબંધી હોવાથી બન્નેનો બાધ થતો નથી. પણ ચાર મુષ્ટિ અને સત્તર શરાવ એ બન્નેનો મેળ થઈ શકતો ન હોવાથી શરાવરૂપ દ્રવ્યથી મુષ્ટિ રૂપ દ્રવ્યનો બાધ જરૂર થવો જોઈએ. ચાર સંખ્યાનો બાધ થતો નથી. ॥ ૬૫ ॥

### ધેનુ આદિ શબ્દો ગોવાચક છે. એ અધિકરણનાં સૂત્રો.

**औत्पत्तिके तु द्रव्यतो विकारः स्यादकार्यत्वात् ॥ ६६ ॥**

**પદાર્થ** :—( औत्पत्तिके तु ) ઉત્પત્તિ વખતે ( द्रव्यतो विकारः ) પ્રકૃત દ્રવ્યનો બાધ ( स्यात् ) થાય છે. ( अकार्यत्वात् ) તેનું કાર્ય ન હોવાથી.

**ભાવાર્થ** :— द्यावापृथिव्यां धेनुमालभते । આ વાકયમાં ' ધેનુ ' શબ્દ છે તે ગુણવાચક છે. જે એક વખત વીઆય તે ' ધેનુ ' આવું પૂર્વપક્ષવાદીનું મંતવ્ય છે. સિદ્ધાંતવાદીનું મંતવ્ય છે કે ' ધેનુ ' શબ્દ કેવળ ગુણવાચક નથી પણ ગુણવિશિષ્ટ જાતિ વાચક છે માટે એક વખત પ્રસૂત થયેલી ગાયને ' ધેનુ ' કહેવામાં આવે છે. પૂર્વપક્ષવાદી કેવળ ગુણવાચક શબ્દ માની એક વખત પ્રસૂત થયેલી ' અજા ' ને ધેનુનો વાચ્ય માનતો હતો તેનું આ અધિકરણમાં નિરાકરણ કરવામાં આવ્યું છે. ॥ ૬૬ ॥

### વાયવ્યપશુથી ' અજ ' સમજવો. એ અધિકરણનું સૂત્ર.

**नैमित्तिके तु कार्यत्वात् प्रकृतेः स्यात्तदापत्तेः ॥ ६७ ॥**

**પદાર્થ** :—( नैमित्तिके तु ) કેવળ ગુણનું નિમિત્ત કરી પ્રવૃત્ત થયેલા શબ્દ ( कार्यत्वात् ) કાર્ય હોવાથી ( प्रकृतेः स्यात् ) પ્રકૃતિમાંથી ' અજ ' નું ગ્રહણ થાય છે. ( तदापत्तेः ) અતિદેશ શાસ્ત્રની ઉપપત્તિ થવાથી.

**ભાવાર્થ** :—' वायव्यं श्वेतमालभेत ' અહીં શ્વેત શબ્દ કેવળ ગુણનું નિમિત્ત કરી પ્રવૃત્ત થયો છે, અહીં જાતિ નિમિત્ત નથી માટે પ્રકૃતિમાંથી અતિદેશ શાસ્ત્ર વડે પ્રાપ્ત શ્વેત

અજનું ગ્રહણ થાય છે. અને તેનું દાન કોઇ યોગ્ય પુરુષને કરવું એવો તેનો અર્થ થાય છે. ॥ ૬૭ ॥

## ખલેવાલી અને તંડુલમાં ખાદિર અને વ્રૈહત્વનો નિયમ નથી.
## એ અધિકરણનું સૂત્ર.

**विप्रतिषेधे तद्वचनात् प्राकृतगुणलोपः स्यात् तेन कर्मसंयोगात् ॥ ६८ ॥**

પદાર્થ :—( विप्रतिषेधे ) પ્રાકૃત અને વૈકૃત ગુણોનો વિરોધ થાય ત્યારે ( तद्वचनात् ) વૈકૃતગુણનું વચન માન્ય હોવાથી ( प्राकृतगुणलोपः स्यात् ) પ્રાકૃત ગુણોનો બાધ થાય છે. ( तेन कर्मसंयोगात् ) સમીપવર્તી યૂપ સાથે ભાવનાનો અન્વય હોવાથી.

ભાવાર્થ :— खलेवाली यूपो भवति આ વાક્યથી ખલેવાલીમાં યૂપનું વિધાન છે અતિદેશ શાસ્ત્રથી ખલેવાલી ખાદિરથી કરવી જોઇએ પણ પ્રાકૃત ગુણ ખાદિરનો બાધ થાય છે માટે ખાદિર હોય કે અખાદિર હોય ગમે તે વૃક્ષમાંથી ખલેવાલી બનાવવી જોઇએ વગર છોલેલા પશુઆદિના વારણ માટે જે ખીલા જેવું કાઇ હોય છે તેને 'ખલેવાલી' કહેવાય છે. શાબર ભાષ્યમાં લખ્યું છે કે खलेवाली शब्दश्च यः खले वारणे प्रवर्तते तस्य वाचकः । તથા चित्रायां श्रूयते ચિત્રા યાગમાં શ્રવણ થાય છે કે दधिमधु घृतं पयो धाना उदकं तत्संसृष्टं प्राजापत्यं भवति અહીં પણ 'તંડુલ'થી વ્રીહિનું ગ્રહણ કરવાનું હોતું નથી. ॥ ૬૮ ॥

## 'ખલેવાલીમાં તક્ષણ આદિનું અનુષ્ઠાન નથી.' એ અધિકરણનું સૂત્ર.

**परेषां प्रतिषेधः स्यात् ॥ ६९ ॥**

પદાર્થ :—( परेषाम् ) બીજાનો ( प्रतिषेधः स्यात् ) પ્રતિષેધ થાય છે.

ભાવાર્થ :—ખલેવાલીમાં તક્ષણ અને અષ્ટાશ્રીકરણ એટલે આઠ ખુણા પણ કર્તવ્ય નથી. વગર ઘડેલું જ કાઇ હોવું જોઇએ એવો ભાવ છે. ॥ ૬૯ ॥

**विप्रतिषेधाच्च ॥ ७० ॥**

પદાર્થ :—( च ) અને ( विप्रतिषेधात् ) વિરોધ આવતો હોવાથી.

ભાવાર્થ :—જો એ કાઇને છોલવામાં આવે અને આઠખુણાવાળો યૂપ બનાવવામાં આવે તો તેને ખલેવાલી જ કહેવામાં આવે નહિ માટે એ પદાર્થો કર્તવ્ય નથી. ॥ ૭૦ ॥

## 'ખલેવાલીમાં પર્યુહણ આદિ સંસ્કારો કર્તવ્ય હોય છે' એ અધિકરણનું સૂત્ર.

**अर्थाभावे संस्कारत्वं स्यात ॥ ७१ ॥**

પદાર્થ :—( अर्थाभावे ) તક્ષણ આદિ અર્થોનો અભાવ હોવા છતાં ( संस्कारत्वं स्यात् ) જે સંસ્કારોનું ફળ દૃષ્ટ છે તે તો કરવા જોઇએ.

**ભાવાર્થ** :—ખલેવાલીમાં યૂપત્વના નિમિત્ત તક્ષણુ આદિ કર્તવ્ય નથી તો પણ પર્યુહણુ આદિ તો ખલેવાલીમાં કરવા જોઇએ. પર્યુહણુ એટલે જમીનમાં ખાડો ખોદી તેમાં તે કાષ્ઠ નાંખી તેમાં ધૂળ ઇત્યાદિ નાંખી પ્રાગો કરવો, પછી પાણી છાંટવું. આ ક્રિયાઓ કરવાથી ખલેવાલી જમીનમાં ખૂબ મજબુત થાય છે. પશુ એને ખેંચે તો પણુ સહેલાઇથી તે નીકળી શકતી નથી, માટે એ સંસ્કારો ખલેવાલીમાં કર્તવ્ય છે. ॥ ૭૧ ॥

'મહાપિતૃયજ્ઞમાં ધાનામાં અવઘાતનું અનુષ્ઠાન કરવું જોઇએ.' એ અધિકરણનું સૂત્ર.

**अर्थे न च विपर्यासे तादर्थ्यात् तत्वमेव स्यात् ॥ ७२ ॥**

**પદાર્થ** :—( विपर्यासे ) વિપરીત ક્રમમાં ( अर्थे ) પદાર્થ હોવાથી ( न च ધાનાત્વનો ભંગ થતો નથી ( तादर्थ्यात् ) ક્રમ પદાર્થનો શેષ હોવાથી ( तत्वमेव स्यात् ) ક્રમ રહિતત્વ અને ધાનાત્વ સંપાદન અવહનન થવાં જોઇએ.

**ભાવાર્થ** :—'महापितृयज्ञे पितृभ्यो बर्हिषद्भ्यो धानाः' ધાનાને હવિષ્ તરીકે બતાવ્યું છે. ધાના એટલે શેકેલા તલ. હવે અહીં અવહનન ધાનાનું કરવું કે નહિ ? એ પ્રશ્ન ઉપર વિચારણા છે. જો ધાના ઉપર અવહનન કરવામાં આવે તો ધાનાનો સક્તુ અર્થાત્ ચૂર્ણ જ થઇ જાય અને ધાનાત્વનો ભંગ થઇ જાય અને જો એમ થાય તો ધાના હવિષ્ તરીકે રહે નહિ માટે પ્રથમ અવહનન કરવું અને પછી ધાનાત્વ સંપાદન કરવું એવો સિદ્ધાંત પક્ષ છે. અવહનન પણુ ધાનાનો વિઘાત ન થાય એવી રીતે કરવું यथा न विघातकं भवति तथा करिष्यते। પહેલાં અવધાત અને પછી પાક કરવામાં ક્રમનો બાધ થાય છે પણુ પદાર્થનો થતો નથી. ક્રમ એ પદાર્થનું અંગ છે, માટે અંગનો બાધ કરવો એ પદાર્થના બાધ કરતાં ઠીક છે, એટલે ધાનામાં અવધાત પ્રથમ જરૂર કરવો જોઇએ. ॥ ૭૨ ॥

**इति मीमांसागुर्जरभाष्ये दशमाध्यायस्य द्वितीयः पादः**



**अथ मीमांसागुर्जरभाष्ये दशमाध्यायस्य तृतीयः पादः ॥**

'પશ્વાદિમાં સામિધેન્યાદિ પ્રાકૃત ઇતિકર્તવ્યતાનું અનુષ્ઠાન છે'

એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ. **विकृतौ शब्दवत्त्वात् प्रधानस्य गुणानामधिकोत्पत्तिः संनिधानात् ॥१॥**

**પદાર્થ** :—( विकृतौ ) પ્રાકૃત ગુણુથી વિલક્ષણુ ગુણુવાળા પ્રાકૃત અંગવાળા અગ્નીષોમીય પશ્વાદિમાં ( शब्दवत्वात् ) એકાદશત્વાદિવિશિષ્ટ પ્રયાજાદિવિધાયક શબ્દ હોવાથી ( गुणानाम् ) અપ્રાકૃત ગુણોની ( अधिकोत्पत्तिः ) સ્વતંત્રતાથી ઉત્પત્તિ છે ( प्रधानस्य संनिधानात् ) મુખ્ય ભાવનાનું સન્નિધાન હોવાથી.

**ભાવાર્થ** :—અગ્નીષોમીય વિકૃતિ યાગમાં અપ્રાકૃતગુણો કર્તવ્ય હોય છે કારણ કે વિકૃતિ યાગમાં एकादश प्रयाजान् यजति આવું વિધાન છે. પ્રાકૃત પ્રયાજોનો અનુવાદ કરવો અને સંખ્યા માત્ર વિહિત છે એમ માનવાની જરૂર નથી કારણ કે મુખ્ય ભાવના અર્થાત્ ધાત્વર્થનો વિધિજ યોગ્ય છે, એટલે પ્રાકૃત અંગોની ઉક્ત યાગમાં નિવૃત્તિ છે. ॥ ૧ ॥

**प्रकृतिवत्त्वस्य चानुपरोधः ॥ २ ॥**

**પદાર્થ** :—( च ) અને ( प्रकृतिवत्त्वस्य ) पशुमालमेत આ વાકયમાં પ્રકૃતિવત્વપદની ( अनुपरोधः ) કલ્પના કરવાની રહેતી નથી.

**ભાવાર્થ** :—'पशुमालमेत' આ વાકયમાં પ્રકૃતિવત્વ એ પ્રાકૃતપદની કલ્પના કરવી પડતી નથી. કારણ કે ઉક્ત પ્રયાજ વિધાયક વાકયથી જ કથંભાવાકાંક્ષાની શાંતિ થઈ જાય છે. ॥ ૨ ॥

**चोदनाप्रभुत्वाच्च ॥ ३ ॥**

**પદાર્થ** :—( च ) અને ( चोदनाप्रभुत्वात् ) પ્રયાજાદિવિધિમાં ઉક્ત વાકયનું જ પ્રભુત્વ છે,

**ભાવાર્થ** :—एकादशप्रयाजान् यजति આ ઠેકાણે પ્રયાજાદિના વિધાનમાં આ વાકયનું જ સામર્થ્ય છે. આ પ્રમાણે પ્રાકૃત અંગોની કર્તવ્યતા ઉક્ત વિકૃતિમાં નથી આવું પૂર્વપક્ષવાદીનું મંતવ્ય છે. ॥ ૩ ॥

**સિદ્ધાંત સૂત્ર. प्रधानं त्वङ्गसंयुक्तं तथाभूतमपूर्वं स्यात् तस्य विध्युपलक्षणात्सर्वो हि पूर्ववान् विधिरविशेषात् प्रवर्तितः ॥ ४ ॥**

**પદાર્થ** :—( प्रधानं तु ) પ્રાકૃત કર્મ ( अङ्गसंयुक्तम् ) જેવાં અંગોથી સંયુક્ત હોય એ ( तथाभूतम् अपूर्वं स्यात् ) તેવા અંગોથી સંયુક્ત વિકૃતિ સામાન્ય છે ( तस्य विध्युपलक्षणात् ) વિકૃતિમાં પ્રકૃત અંગોની ઉપલબ્ધિ થવાથી ( सर्वो हि पूर्ववान् विधिः ) બધો જ વિકૃતિ યાગ પણ પ્રકૃતિપૂર્વક થાય છે ( अविशेषात् प्रवर्तितः ) સામાન્યરૂપથી પ્રવર્તિત છે.

**ભાવાર્થ** :—પ્રકૃતિયાગમાં જે કર્મ હોય છે, જેવા અંગ સહિત હોય છે, તેવાં અંગ સહિત વિકૃતિ યાગ હોય છે. વિકૃતિ યાગમાં પ્રાકૃત અંગોની ઉપલબ્ધિ થતી હોવાથી બધાજ વિકૃતિ યાગો પ્રકૃતિ યાગની માફક થાય છે. માટે प्रकृतिवद् विकृतिः कर्तव्या એ સામાન્યરૂપે પ્રવર્તે છે, ખાસ કોઈ અમુક જ વિકૃતિ યાગને માટે નથી. ॥ ૪ ॥

**न चाङ्गविधिरनङ्गे स्यात् ॥ ५ ॥**

**પદાર્થ** :—( च ) અને ( अनङ्गे ) અંગરહિત કર્મમાં ( अङ्गविधिः ) અંગની વિશેષવિધિ ( न स्यात् ) થતી નથી.

ભાવાર્થ :—જો અંગરહિત કર્મ હોય તો અંગનો વિશેષવિધિ પણ ન હોવો જોઇએ. ( विशेषविधिः आश्ववालः प्रस्तरः, न हि असति प्रस्तरे प्रस्तरविशेषः शिष्येत ' જો પ્રસ્તર જ ન હોય તો આશ્વવાલરૂપ પ્રસ્તરવિશેષનું વિધાન ન જ હોય જેમકે જેને પુત્ર જ નહોય તેના પુત્રને માટે રમકડાં બનાવાતાં નથી માટે ગુણ વિધિ છે. ॥ ૫ ॥

**कर्मणश्चैकशब्द्यात्संनिधाने विधेराख्यासंयोगो गुणेन तद्विकारः स्यात् शब्दस्य विधिगामित्वाद् गुणस्य चोपदेश्यत्वात् ॥ ६ ॥**

પદાર્થ :—( कर्मणः च ऐकशब्द्यात् ) પ્રધાન કર્મ અને ગુણ કર્મ પ્રયોગ વાચક એક શબ્દથી કહેવાય છે. ( संनिधाने ) પ્રધાન વચનથી અંગો સંનિહિત હોય છે. ( विधेः आख्यासंयोगः ) અંગવિધિનો નામની સાથે સંબંધ થાય છે. ( गुणेन तद्विकारः स्यात् ) એકાદશત્વ સંખ્યારૂપ ગુણથી વિકાર થાય છે. ( शब्दस्य विधिगामित्वात् ) એકાદશત્વાદિ શબ્દ પ્રયાજાદિ વિધિગામી છે ( गुणस्य च उपदेश्यत्वात् ) ગુણ વિધેય હોવાથી.

ભાવાર્થ :—પ્રકૃતિ યાગમાંથી વિકૃતિયાગમાં ઇતિકર્તવ્યતા પ્રાપ્ત થાય છે તેમ છતાં ( एकादश प्रयाजान् यजति )વિકૃતિ યાગમાં કહેલું આ વચન નિરર્થક નથી કારણ કે ઉકત વાકયથી એકાદશત્વરૂપ સંખ્યાનું વિધાન છે અને સંખ્યા એ ગુણ છે. ॥ ૬ ॥

**अकार्यत्वाच्च नाम्नः ॥ ७ ॥**

પદાર્થ :—( नाम्नः ) નામનો ( अकार्यत्वात् च ) સંબંધ ન હોવાથી.

ભાવાર્થ :—' પ્રયાજ ' એવું નામ યાગમાં વિધાન કર્યું છે એમ પણ નહિ માટે પ્રસિદ્ધ નામવાળા પ્રયાજોનું ઉચ્ચારણ છે અને ગુણ વિધાન છે. ભાવ એ છે કે ઇતિકર્તવ્યતા પ્રકૃતિમાંથી પ્રાપ્ત થાય છે અને ગુણ વિધિ પણ છે. ॥ ૭ ॥

**तुल्या च प्रभुता गुणे ॥ ८ ॥**

પદાર્થ :—( च ) અને ( प्रभुता ) શકિત ( गुणे ) ગુણ કર્મમાં અને પ્રધાન કર્મમાં ( तुल्या ) તુલ્ય છે.

ભાવાર્થ :—અપૂર્વકર્મવિધાનમાં અને ગુણવિશેષ વિધાનમાં વિધિપ્રત્યયની શકિત સમાન હોય છે. ॥ ૮ ॥

**सर्वमेवं प्रधानमिति चेत् ॥ ९ ॥**

પદાર્થ :—( एवम् ) એ પ્રમાણે ( सर्वम् ) સર્વ કર્મ ( प्रधानम् इति चेत् ) પ્રધાન થશે જો એમ માનવામાં આવે તો.

ભાવાર્થ :—જો એમ માનવામાં આવે કે આખ્યાત વાચ્ય જે હોય તે પ્રધાન કર્મ છે તો સર્વ વિધાન પ્રધાન જ થવાં જોઇએ. આ શંકાનું સમાધાન આગળના સૂત્રમાં છે. ॥ ૯ ॥

तथाभूतेन संयोगाद् यथाऽर्थविधयः स्युः ॥ १० ॥

પદાર્થ :—( तथाभूतेन ) બીજા અધ્યાયમાં બતાવ્યા પ્રમાણે ( संयोगात् ) સંયુક્ત થવાથી ( यथा अर्थ विधय. स्युः ) ગુણ કર્મ વિધિએ માનવામાં આવે છે.

ભાવાર્થ ;—બીજા અધ્યાયમાં ગુણનું લક્ષણ અને પ્રધાનનું લક્ષણ બતાવવામાં આવ્યું છે તે પ્રમાણે ગુણ કર્મ અને પ્રધાન કર્મની વ્યવસ્થા જાણવી જોઇએ. ॥ ૧૦ ॥

विधित्वं चाविशिष्टं वैकृतैः कर्मणा योगात् तस्मात् सर्वं प्रधानार्थम् ॥११॥

પદાર્થ :—( च ) અને ( वैकृतैः अविशिष्टम् विधित्वम् ) વૈકૃત કર્મ સાથે વિધિત્વ સમાન છે. ( कर्मणा योगात् ) અર્થવાદ સાથે સંબંધ હોવાથી ( तस्मात् सर्वम प्रधानार्थम् ) માટે બધું પ્રધાનને માટે છે.

ભાવાર્થ :—શ્રૂયમાણ પ્રયાજાદિ વિધિ વૈકૃત અર્થવાદ સાથે સમાન જણાય છે. જેમ પ્રકૃતિમાં જણાવ્યું છે કે यदाज्यभागौ यजति चक्षुषी एव तद् यज्ञस्य प्रतिदधाति ' જે આજ્ય ભાગોનો યાગ કરવામાં આવે છે તે યજ્ઞની ચક્ષુ સ્વરૂપ છે તેમ વિકૃતિ યાગમાં પણ અર્થવાદ કહેવામાં આવ્યો છે. માટે આવી જાતનું બધું વિધાન પ્રધાન ને માટે જ હોય છે. ॥ ૧૧ ॥

समत्वाच्च तदुत्पत्तेः संस्कारैरधिकारः स्यात् ॥ १२ ॥

પદાર્થ :—( समत्वात् च ) સમાન ક્રમ હોવાથી ( तदुत्पत्तेः ) પ્રયાજાદિનો ( संस्कारैः अधिकारः स्यात् ) સંસ્કાર સાથે અધિકાર થાય છે.

ભાવાર્થ :—પ્રકૃતિમાં જે પ્રથમ પ્રયાજ વચ્ચે પ્રધાન કર્મ અને પછી અનુયાજ આવો ક્રમ હોય છે તેવો જ ક્રમ વિકૃતિમાં પણ હોય છે. માટે સામિધેન્યાદિ પ્રાકૃત ઇતિકર્તવ્યતા વિકૃતિમાં પણ કર્તવ્ય છે એવો આ અધિકરણનો ભાવ છે. ॥ ૧૨ ॥

' हिरण्यगर्भः ' આ મંત્ર ઉત્તર આઘારમાં ગુણ તરીકે વિહિત છે. '

એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ સૂત્ર. हिरण्यगर्भः पूर्वस्य मंत्रलिङ्गात् ॥ १३ ॥

પદાર્થ :—( हिरण्यगर्भः ) હિરણ્યગર્ભ ઇત્યાદિ મંત્ર ( पूर्वस्य ) પૂર્વ આઘારનો ગુણ તરીકે છે( मंत्रलिङ्गात् ) મંત્રમાં પ્રજાપતિ દેવતાનું સ્તવન હોવાથી.

ભાવાર્થ :—વાયવ્યપશુવિશેષમાં हिरण्यगर्भः समवर्तताग्रे ઇત્યાદિ મંત્રનું શ્રવણ થાય છે, માટે આ મંત્ર પ્રથમ આઘારનું અંગ છે કે ઉત્તર આઘારનું ? આ પ્રશ્નના ઉત્તરમાં પૂર્વપક્ષવાદીનું એવું માનવું છે કે પ્રથમ આઘારનું અંગ ઉક્ત મંત્ર છે કારણ કે પ્રકૃતિમાં પ્રજાપતિ શ્રવણ છે અને આ મંત્રમાં પણ પ્રજાપતિ દેવતાની સ્તુતિ છે. ॥ ૧૩ ॥

प्रकृत्यनुपरोधाच्च ॥ १४ ॥

પદાર્થ :—( च ) અને ( प्रकृत्यनुपरोधात् ) પ્રાકૃત મંત્રનો ઉપરોધ ન થતો હોવાથી.

ભાવાર્થ :—પૂર્વ આધારનો ઉક્ત મંત્ર ગુણ તરીકે માનવાથી પ્રાકૃત મંત્રનો બાધ થતો ન હોવાથી. દ્વિતીય આધારમાં પ્રાકૃતિમાં ऊर्ध्वो अध्वरः ઇત્યાદિ મંત્ર છે, જો દ્વિતીય આધારમાં हिरण्यगर्भ ઇત્યાદિમંત્ર ગુણ તરીકે માનવામાં આવે તો ऊर्ध्वो अध्वर ઇત્યાદિ મંત્રનો બાધ થાય. ॥ ૧૪ ॥

સિદ્ધાંત સૂત્ર. उत्तरस्य वा मन्त्रार्थित्वात् ॥ १५ ॥

પદાર્થ :—( वा ) અથવા ( उत्तरस्य ) ઉત્તર આધારને ( मन्त्रार्थित्वात् ) મંત્રની જરૂર હોવાથી.

ભાવાર્થ :—પૂર્વ આધારને મંત્રની જરૂર નથી. બીજા આધારને જ મંત્રની જરૂર છે માટે ઉત્તર આધારનો જ हिरण्यगर्भ એ ગુણ તરીકે છે. ॥ ૧૫ ॥

विध्यतिदेशात् तच्छ्रुतौ विकारः स्याद्गुणानामुपदेश्यत्वात् ॥ १६ ॥

પદાર્થ :—( विध्यतिदेशात् ) આધાર વિધિનો પ્રકૃતિમાંથી અતિદેશ થતો હોવાથી ( तच्छ्रुतौ विकारः स्यात् ) તેના અનુવાદમાં અનુવાદના જે પ્રાકૃત ગુણો હોય છે ( गुणानामुपदेश्यत्वात् ) તે ગુણોનું જ વિધાન થાય છે.

ભાવાર્થ :—પ્રકૃતિમાંથી આધાર વિધિનો અતિદેશ કરવાનો હોય છે. તેથી हिरण्यगर्भ એ મંત્રનો ઉત્તર આધારમાં અતિદેશ છે. પ્રાકૃત ગુણોનું જ વિધાન હોય છે ઉક્ત મંત્ર પ્રાકૃત ગુણ છે માટે એનું જ વિધાન છે અને દ્વિતીય આધારમાં જે ऊर्ध्वो अध्वरः ઇત્યાદિ મંત્ર છે તેનો બાધ થાય છે અને हिरण्यगर्भः ઉત્તર આધારનો ગુણ થાય છે. ॥ ૧૬ ॥

पूर्वस्मिंश्चामन्त्रदर्शनात् ॥ १७ ॥

પદાર્થ :—( च ) અને ( पूर्वस्मिन् ) પૂર્વ આધારમાં ( अमन्त्रदर्शनात् ) મંત્ર દર્શન નથી.

ભાવાર્થ :—પૂર્વ આધારમાં મંત્રની જરૂર નથી. न स्वाहा करोति मन्त्रं च नाह સ્વાહા બોલતા નથી અને મંત્ર પણ બોલતા નથી. માટે हिरण्यगर्भ એ મંત્ર ઉત્તર આધારનું અંગ છે. ॥ ૧૭ ॥

'આસાદન અને નિયોજન પ્રાકૃત ગુણ વિધિ છે'
એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ સૂત્ર. संस्कारे तु क्रियान्तरं तस्य विधायकत्वात् ॥ १८ ॥

પદાર્થ :—( तस्य विधायकत्वात् ) વાક્ય પશુ નિયોજનનું વિધાયક હોવાથી ( संस्कारे तु ) પરિધિના સંબંધથી પશુનો સંસ્કાર થતો હોવાથી ( क्रियान्तरम् ) પ્રાકૃત કર્મ કરતાં આ કર્મ ભિન્ન છે અને તે અદૃષ્ટાર્થક છે.

ભાવાર્થ :—સૌમિક ચાતુર્માસ્યમાં આ પ્રમાણે વાક્યનું શ્રવણ થાય છે. 'उत्करे वाजिनमासादयति परिधौ पशुं नियुञ्जन्ति' આ વાક્યથી એમ સમજાય છે કે પરિધિમાં નિયોજન કરવાથી પશુનો સંસ્કાર થાય છે એટલે કે તે અદષ્ટ કર્મ છે માટે તે પ્રાકૃત કર્મથી ભિન્ન કર્મ છે. પરિધિ નિયોજનનું કોઇ દષ્ટ ફળ જણાતું નથી. ॥ ૧૮ ॥

प्रकृत्यनुपरोधाच्च ॥ १९ ॥

પદાર્થ :—( च ) અને ( प्रकृत्यनुपरोधात् ) એ પ્રમાણે સ્વીકારવાથી પ્રાકૃત ધર્મનો પ્રાપક જે અતિદેશ છે તેનો ઉપરોધ થતો નથી

ભાવાર્થ :—ક્રિયાન્તર માનવાથી અતિદેશ વાક્યનો ઉપરોધ પણ થશે નહિ. ॥ ૧૯ ॥

સિદ્ધાંત સૂત્ર. विधेस्तु तत्र भावात् संदेहे यस्य शब्दस्तदर्थं स्यात् ॥ २० ॥

પદાર્થ :—( तु ) 'तु' શબ્દ સિદ્ધાંતને સૂચવે છે. ( विधेः ) નિયોજન વિષયક પ્રાકૃત અને પ્રત્યક્ષ વિધિઓનો ( तत्र ) ક્રતુવિશેષમાં ભાવ હોવાથી ( संदेहे ) સંદેહમાં ( यस्य ) જેને ઉદ્દેશી ( शब्दः ) પરિધિરૂપ શબ્દ પ્રયોજાયો છે તે ( तदर्थम् ) નિયોજનાર્થક ( स्यात् ) છે.

ભાવાર્થ :—વાજિનનું આસાદન ઉત્કરમાં અને પશુનું નિયોજન પરિધિમાં કરવાનું હોય છે. ઉત્કર એટલે વેદિમાંથી નીકળેલી ધૂળનો ઢગલો એના ઉપર વાજિન દ્રવ્ય નાંખી દેવું અને પશુને નાસી ન જાય માટે પરિધિએ બાંધવું. આ બન્ને કર્મ દષ્ટ ર્થક હોવાથી ગુણવિધિ છે કોઇ અપૂર્વ કર્મ નથી. ॥ ૨૦ ॥

संस्कारसामर्थ्याद् गुणसंयोगाच्च ॥ २१ ॥

પદાર્થ :—( संस्कारसामर्थ्यात् ) સંસ્કારનું સામર્થ્ય હોવાથી ( च ) અને ( गुणसंयोगात ) ગુણનો સંબંધ હોવાથી.

ભાવાર્થ :—પશુના નાશનું પ્રતિબંધ રૂપ સામર્થ્ય પરિધિમાં છે અને સ્થૂલતા ગુણ ઉત્કરમાં પણ છે તેથી તેના ઉપર વાજિન દ્રવ્ય રાખી શકાશે. આ દષ્ટાફલકત્વને લીધે આસાદન અને નિયોજન ગુણ વિધિ છે. અપૂર્ગ વિધિ નથી. ॥ ૨૧ ॥

विप्रतिषेधात क्रिया प्रकरणे स्यात् ॥ २२ ॥

પદાર્થ :—( प्रकरणे ) સૌત્રામણી પ્રકરણમાં ( विप्रतिषेधात् ) દષ્ટાર્થકતા સંભવિત ન હોવાથી ( क्रिया ) કર્મ ( स्यात् ) અપૂર્વકર્મ છે.

ભાવાર્થ :—સૌત્રામણી પ્રકરણમાં હવિરાસાદન અદષ્ટાર્થક છે તેથી તેમાં જે આસાદન કર્મ છે તે અપૂર્વ કર્મ છે પણ પ્રકૃતમાં તો દષ્ટાર્થક કર્મ હોવાથી ગુણ વિધિ છે. ॥ ૨૨ ॥

'અગ્નિ ચયનમાં પ્રાકૃત અને વૈકૃત બન્ને દીક્ષાહુતિઓનું અનુષ્ઠાન છે.'
એ અધિકરણનાં સૂત્રો.

**પૂર્વપક્ષ સૂત્ર.** **षड्भिर्दीक्षयतीति तासां मन्त्रविकारः श्रुतिसंयोगात् ॥ २३ ॥**

**પદાર્થ** :--( तासाम् ) પ્રાકૃત અને વૈકૃત દીક્ષા–આહુતિઓનો ( मन्त्रविकारः ) મંત્ર-વિકાર એટલે કે પ્રાકૃત મંત્રો કરતાં અન્ય મંત્રો હોય છે. ( षड्भिर्दीक्षयतीति श्रुतिसंयोगात् ) षड्भिर्दीक्षयति એ શ્રુતિનો સંબંધ હોવાથી.

**ભાવાર્થ** :—અગ્નિચયનમાં પ્રાકૃત અને વૈકૃત દીક્ષાહુતિઓનું અનુષ્ઠાન હોય છે. ( १ ) आकूतिमग्निं प्रयुजं स्वाहा ( २ ) मनोमेधामग्निं प्रयुजं स्वाहा ( ३ ) चित्तं विज्ञातमग्निं स्वाहा ( ४ ) वाचो विधृतमग्निं प्रयुजं स्वाहा ( ५ ) प्रजापतये मनवे स्वाहा ( ६ ) अग्नये वैश्वानराय स्वाहा આ ૭ પ્રાકૃત દીક્ષાહુતિના મંત્રો છે. ( १ ) आकूत्यै प्रयुजेऽग्नये स्वाहा ( २ ) मेधायै मनसेऽग्नये स्वाहा ( ३ ) दीक्षायै तपसेऽग्नये स्वाहा ( ४ ) सरस्वत्यै पूष्णेऽग्नये स्वाहा ( ५ ) आपो देवीर्बृहती विश्वशंभुवो द्यावापृथिवी उर्वन्तरिक्षं बृहस्पति र्नो हविषा विधातु स्वाहा ( ६ ) विश्वे देवस्य नेतुर्मर्तो वृणीत सख्यं विश्वे राय इषुध्यसि द्युम्नं वृणीत पुष्यसे स्वाहा આ વૈકૃતી દીક્ષાના ૭ મંત્રો છે. આમાં સંદેહ છે કે વૈકૃતાનો પ્રયોગ કરવો અને પ્રાકૃતીની નિવૃત્તિ કરવી ? કે બન્નેનો સમુચ્ચય કરવો ? આમાં પૂર્વપક્ષવાદીનું માનવું છે વૈકૃત મંત્રોથી પ્રાકૃતમંત્રો નિવૃત્ત થવા જોઈએ. षड्भिर्दीक्षयति અહીં ષટ્ શબ્દથી વૈકૃત મંત્રો ગ્રાહ્ય છે માટે પ્રાકૃત મંત્રોનો બાધ છે. બન્નેનો સમુચ્ચય નથી. ॥ ૨૩ ॥

**સિદ્ધાંત સૂત્ર.** **अभ्यासात्तु प्रधानस्य ॥ २४ ॥**

**પદાર્થ**: —( तु ) સિદ્ધાંત સૂચક છે. ( प्रधानस्य ) પ્રાકૃત દીક્ષાહુતિનો ( अभ्यासात् ) આવૃત્તિ હોવાથી.

**ભાવાર્થ** :—પ્રાકૃતદીક્ષા આહુતિથી આવૃત્તિ હોવાથી બન્નેની ઉપપત્તિ છે. અર્થાત્ પ્રાકૃત દીક્ષહુતિના મંત્રોનો બાધ નથી. જો બાધ કર્યા વગર ઉપપત્તિ થતી હોય તો બાધ માનવો યોગ્ય નથી. ॥ ૨૪ ॥

**आवृत्त्या मन्त्रकर्म स्यात् ॥ २५ ॥**

**પદાર્થ** :—( आवृत्त्या ) આવૃત્તિથી ( मन्त्रकर्म ) મંત્રકર્મ ( स्यात् ) થાય છે.

**ભાવાર્થ** :—વૈકૃત ૭ મંત્રો છે તેની આવૃત્તિ કરવી અને પ્રાકૃત મંત્રો છે તેનો બાધ થવો ન્યાય્ય છે. વૈકૃત મંત્રોનું પ્રત્યક્ષ વિધાન છે અને પ્રાકૃત મંત્રો અતિદેશથી પ્રાપ્ત થાય છે. અતિદેશ કરતાં પ્રત્યક્ષ વિધાન બલવત્ હોય છે, માટે પ્રાકૃતમંત્રોનો બાધ થાય છે. ॥ ૨૫ ॥

**પૂર્વપક્ષની વ્યાવૃત્તિ કરનારૂં સૂત્ર.**

**अपि वा प्रतिमन्त्रत्वात् प्राकृतानामहानिः स्यादन्यायश्च कृतेऽभ्यासः ॥ २६ ॥**

**પદાર્થ** :—( अपि वा ) આ શબ્દ પક્ષની વ્યાવૃત્તિ સૂચવે છે. ( प्रतिमन्त्रत्वात् ) પ્રત્યેક મંત્રે આહુતિ અપાતી હોવાથી માટે ( प्राकृतानाम् अहानिः स्यात ) પ્રાકૃત મંત્રોની હાનિ થતી

નથી ( वृते अभ्यासः अन्यायः ) એક વખત વૈકૃત મંત્રોનો પાઠ થાય છે ફરીથી પાઠ કરવો અન્યાય છે.

ભાવાર્થ :—વૈકૃત મંત્રોનો પ્રત્યક્ષ પાઠ છે. પ્રાકૃત મંત્રો અતિ દેશથી પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે બન્ને પ્રકારના મંત્રોનો સમુચ્ચય થઇ શકે છે. તો પછી વૈકૃત મંત્રોની આવૃત્તિ કરવી એ ન્યાય્ય નથી. વળી વૈકૃત મંત્રોનો પાઠ કરવો અને પ્રાકૃત મંત્રોનો પાઠ ન કરવો આમાં કોઇ વિનિગમક પ્રમાણ પણ નથી. માટે પ્રાકૃત મંત્રોની હાનિ થતી નથી. ॥ ૨૬ ॥

**पौर्वापर्यं चाभ्यासे नोपपद्यते नैमित्तिकत्वात् ॥ २७ ॥**

પદાર્થ :—( च ) અને ( अभ्यासे ) અભ્યાસમાં ( पौर्वापर्यम् ) પૂર્વાપરીભાવ ( न उपपद्यते ) સિદ્ધ થતો નથી ( नैमित्तिकत्वात् ) આગન્તુક નૈમિત્તિક હોવાથી.

ભાવાર્થ :—અભ્યાસ કરવામાં પૂર્વાપરીભાવ થઇ શકતો નથી. છ મંત્રો પૂર્વના અને છ ઉત્તરના આ પ્રમાણે શ્રવણ થાય છે. પ્રાકૃત મંત્ર આગન્તુક હોવાથી નૈમિત્તિક કહેવાય છે વૈકૃત મંત્રનો અભ્યાસ કરવાથી કયા છ મંત્રો પૂર્વ અને કયા ઉત્તર એ સમજી શકાય નહિ માટે પ્રાકૃત મંત્રોની હાનિ થતી નથી. ॥ ૨૭ ॥

**तत्पृथक्त्वं च दर्शयति ॥ २८ ॥**

પદાર્થ :—( च ) અને ( तत्पृथक्त्वम् ) તે આહુતિઓનું પૃથકત્વ ( दर्शयति ) બતાવે છે.

ભાવાર્થ :—उभयीर्जुहोति आग्निकीश्च आध्वरिकीश्च । ' આગ્નિકી અને આધ્વરિકી બન્ને આહુતિઓ હોમવી ' જો પ્રાકૃત મંત્રોથી અને વૈકૃત મંત્રોથી આહુતિઓ હોમવાની હોય તો જ ઉપરનો નિર્દેશ ચરિતાર્થ થઇ શકે. માટે પ્રાકૃત અને વૈકૃત બન્ને મંત્રોનો સમુચ્ચય જ છે. ॥૨૮॥

**न वा विशेषाद् व्यपदेशः ॥ २९ ॥**

પદાર્થ :—( न वा ) અથવા નહિ ( विशेषाद् ) નિમિત્તને લીધે ( व्यपदेशः ) વ્યપદેશ છે.

ભાવાર્થ :—સમુચ્ચય વગર નિમિત્ત તરીકે વ્યપદેશ થઇ શકે નહિ. 'पूर्वमध्वरस्याधाने.' આ પ્રમાણે વ્યપદેશ છે. માટે બન્ને પ્રકારના મંત્રોનો સમુચ્ચય છે, પ્રાકૃત મંત્રોનો બાધ નથી. માટે પ્રાકૃત અને વૈકૃત બન્ને દીક્ષાહુતિઓનું અનુષ્ઠાન કરવાનું હોય છે. ॥ ૨૯ ॥

**' પુનરાધાનમાં અગ્ન્યાધાનની દક્ષિણાની નિવૃત્તિ છે. '**
**એ અધિકરણનાં સૂત્રો.**

પૂર્વ પક્ષ. **अग्न्याधेयस्य नैमित्तिके गुणविकारे दक्षिणादानमधिकं स्याद् वाक्यसंयोगात् ॥ ३० ॥**

પદાર્થ :—( नैमित्तिके ) પુનર્ આધેયમાં ( गुणविकारे ) દક્ષિણા રૂપ ગુણનો વિકાર પ્રાપ્ત હોવા છતાં ( अग्न्याधेयस्य ) અગ્ન્યાધાનની ( दक्षिणादानम् ) દક્ષિણા દાન ( अधिकम् ) અધિક ( स्यात् ) છે. ( वाक्यसंयोगात् ) વાક્યનો સંબંધ હોવાથી

ભાવાર્થ :—જે કોઇપણ નિમિત્તને લીધે ફરીથી અગ્ન્યાધાન કરે છે તણે પૂર્વ અગ્ન્યાધાનની અને ફરીથી અગ્ન્યાધેયની દક્ષિણા આપવી પડે છે એટલે બંને દક્ષિણા રૂપ ગુણોનો સમુચ્ચય છે. वैकृतदक्षिणा पुनर्निष्कृतोरथः ફરીથી સુધારેલો રથ એ પુનરગ્ન્યાધાનની દક્ષિણા છે. કારણ કે उभयीर्ददाति अग्न्याधेयिकीः पुनराधेयिकीश्च આવું વાક્ય બને દક્ષિણાનો સમુચ્ચય બતાવે છે. ॥ ૩૦ ॥

शिष्टत्वाच्चेतरासां यथास्थानम् ॥ ३१ ॥

પદાર્થ :—( च ) અને ( शिष्टत्वात् ) વિધાન હોવાથી ( इतरासाम् ) બીજી પ્રાકૃત દક્ષિણાનું ( यथास्थानम् ) યથાક્રમ.

ભાવાર્થ :—પ્રાકૃત દક્ષિણા આપવાનું વિધાન હોવાથી ક્રમથી બન્ને દક્ષિણાઓ આપવી. અનુશાસન આ પ્રમાણે છે अग्न्याधेयिकीर्दत्वा पुनराधेयिकी र्ददाति । આ ઉપર બન્ને દક્ષિણાઓનો સમુચ્ચય છે આવુ પૂર્વપક્ષવાદીનું મંતવ્ય છે. ॥ ૩૧ ॥

સિદ્ધાંત સૂત્ર. विकारस्त्वप्रकरणे हि काम्यानि ॥ ३२ ॥

પદાર્થ :—( हि ) કારણ કે ( तु ) સિદ્ધાંત પક્ષના સૂચક છે. ( अप्रकरणे ) અપ્રકૃતિભૂત વિકૃતિ યાગમાં ( काम्यानि ) પુનરાધેયની જે દક્ષિણા હોય તે જ આપવાની હોય છે. ( विकारः ) પ્રાકૃત દક્ષિણાનો બાધ થાય છે.

ભાવાર્થ :—પુનરાધાનમાં પુનરાધેયની જે દક્ષિણા વિહિત હોય છે તે જ આપવાની હોય છે, પૂર્વઅગ્ન્યાધાનની દક્ષિણા નહિ. અર્થાત્ બન્ને દક્ષિણાનો સમુચ્ચય નથી, એક જ દક્ષિણા આપવાની હોય છે. ॥ ૩૨ ॥

शङ्कते च निवृत्तेरुभयत्वं हि श्रूयते ॥ ३३ ॥

પદાર્થ :—( च ) અને ( शङ्कते ) પ્રાકૃત દક્ષિણા સબંધી શંકા કરે છે. ( निवृत्ते ) પૂર્વદક્ષિણાની નિવૃત્તિ હોવાથી ( हि ) કારણ કે ( उभयत्वं श्रूयते ) ઉભય દક્ષિણા આપે છે તેવું સંભળાય છે.

ભાવાર્થ :—પ્રાકૃત દક્ષિણા આપવી કે નહિ એવી માત્ર શંકા બતાવી છે, 'यद्वैकृतीर्ददाति दक्षिणा उभयीरपि दक्षिणाः तेन प्रत्ता भवन्तीति श्रूयते' જે વૈકૃતી અર્થાત્ પુનરાધેયની દક્ષિણા આપે છે તે બન્ને દક્ષિણા આપે છે આવો માત્ર અર્થવાદ જ છે, વાસ્તવમાં બન્ને દક્ષિણાનો સમુચ્ચય નથી. કેવળ એક જ દક્ષિણા આપવાનો હોય છે. પૂર્વ અગ્ન્યાધાનની દક્ષિણાની નિવૃત્તિ હોય છે. ॥ ૩૩ ॥

'વાસઃ અને વત્સથી અન્વાહાર્યની નિવૃત્તિ છે.'
એ અધિકરણનું સૂત્ર.

वासोवत्सं च सामान्यात् ॥ ३४ ॥

પદાર્થ :—( च ) અને ( वासोवत्सम् ) વાસઃ અને વત્સ પુનરાધેય દક્ષિણાની પેઠે બાધ કરે છે ( सामान्यात् ) એક કાર્યકારી હોવાથી.

ભાવાર્થ :—' આગ્રયણમાં ' આ પ્રમાણે શ્રવણ છે. वासो दक्षिणावत्सः प्रथमजो दक्षिणा અનેપ્રકૃતિ યાગમાં અન્વાહાર્ય દક્ષિણા છે તે અહીં અતિદેશ શાસ્ત્રથી પ્રાપ્ત થાય છે. તેમાં સંશય છે કે વાસોવત્સ દક્ષિણા અન્વાહાર્યની નિવર્તિકા છે કે અનિવર્તિકા ? આમાં સિદ્ધાંત પક્ષ એ છે કે તે અન્વાહાર્યની નિવર્તિકા છે જેમ પુનરાધેયની દક્ષિણા પ્રાકૃત દક્ષિણાની બાધિકા છે તેમ અહીં પણ વાસોવત્સ દક્ષિણા અન્વાહાર્યની બાધિકા છે. ॥ ૩૪ ॥

'વાસોવત્સમાં અન્વાહાર્યના ધર્મોનું અનુષ્ઠાન છે.'

એ અધિકરણનું સૂત્ર.

अर्थापत्तेस्तद्धर्मः स्यान्निमित्ताख्याभिसंयोगात् ॥ ३५ ॥

પદાર્થ :—( अर्थापत्ते ) પ્રાકૃત મંત્ર આદિની ઉદ્દેશ્યભૂત દક્ષિણાની પ્રાપ્તિ થતી હોવાથી ( तद्धर्मः स्यात् ) વાસોવત્સમાં અન્વાહાર્યના ધર્મો થાય છે ( निमित्ताख्याभिसंयोगात् ) મંત્રનિમિત્તનો દક્ષિણા નામ સાથે સંયોગ હોવાથી.

ભાવાર્થ :—વાસઃ અને વત્સ એ અન્વાહાર્યના ધર્મ છે. વાસઃ એટલે વસ્ત્ર અને વત્સ એટલે વાછડો. આ બન્ને દક્ષિણામાં આપવા યોગ્ય આગ્રયણમાં કહ્યા છે અને તે અન્વાહાર્યના ધર્મો છે. ॥ ૩૫ ॥

વત્સમાં પાકનો અભાવ છે, એ અધિકરણ.

दाने पाकोऽर्थलक्षणः ॥ ३६ ॥

પદાર્થ :—( अर्थलक्षणः ) અર્થ લક્ષણ ( पाकः ) પાક હોવાથી ( दाने ) દાન સાધન વત્સમાં તેની નિવૃત્તિ છે

ભાવાર્થ :—અન્વાહાર્ય ધર્મોમાં પાક પણ કર્તવ્ય હોય છે પણ તે દાન સાધન વત્સમાં કર્તવ્ય નથી. કારણ કે વત્સમાં પાક કરવાથી પ્રાણિવધ થાય છે અને પ્રાણિવધ એ શ્રૌત કાર્ય નથી, માટે વત્સમાં પાક કર્તવ્ય નથી. ॥ ૩૬ ॥

'વાસસ્માં અર્થાત્ વસ્ત્રમાં પણ પાકનો અભાવ છે.' એ અધિકરણનું સૂત્ર.

पाकस्य चान्नकारित्वात् ॥ ३७ ॥

પદાર્થ :—( च ) અને ( पाकस्य अन्नकारित्वात् ) પાક એ અન્નમાં કર્તવ્ય હોવાથી.

ભાવાર્થ :—પાક તો ઓદન આદિ અન્નમાં કર્તવ્ય છે માટે વસ્ત્રમાં પણ પાકની નિવૃત્તિ છે. ॥ ૩૭ ॥

વસ્ત્રમાં અને વત્સમાં અભિઘારણનો પણ અભાવ છે. એ અધિકરણ.

तथाभिघारणस्य ॥ ३८ ॥

પદાર્થ :—( तथा ) તે પ્રમાણે ( अभिघारणस्य ) અભિઘારણની પણ નિવૃત્તિ છે.

**ભાવાર્થ** :—વસ્ત્ર અને વત્સમાં અભિધારણની પણ નિવૃત્તિ છે. અન્વાહાર્યનો ધર્મ અભિધારણ છે તે પણ વસ્ત્ર અને વત્સમાં કર્તવ્ય નથી. ઓદન આદિમાં તે કર્તવ્ય છે. ॥ ૩૮ ॥

**'જ્યોતિષ્ટોમમાં દ્વાદશશત ( એકસો બાર ) જે દક્ષિણા બતાવી છે તે ગાયની સાથે જ સંબંધ ધરાવે છે.' એ અધિકરણનાં સૂત્રો.**

પૂર્વપક્ષ. **द्रव्यविधिसंनिधौ संख्या तेषां गुणत्वात् स्यात् ॥ ३९ ॥**

**પદાર્થ** :—( द्रव्यविधिसंनिधौ ) દ્રવ્યવિધિની સંનિધિમાં ( संख्या ) જે સંખ્યા શબ્દ છે ( तेषाम् गुणत्वात् ) દ્રવ્યના ગુણ હોવાથી ( स्यात् ) પ્રત્યેક દ્રવ્યની સાથે તેનો સંબંધ છે.

**ભાવાર્થ** :—જ્યોતિષ્ટોમ પ્રકરણમાં આ પ્રમાણે પાઠ છે. गौश्चाश्वाश्वश्वतरश्च गर्दभश्चाजाश्चावयश्च व्रीहयश्च यवाश्च तिलाश्च माषाश्च तस्य द्वादशशतं दक्षिणा આ ઠેકાણે જે 'દ્વાદશશત' નો પાઠ છે તે ગવાદિ માષાન્ત જેટલાં દ્રવ્યો છે તે બધા સાથે દ્વાદશશતનો સંબંધ છે અર્થાત બધાજ દ્રવ્યો એકસોને બારની સંખ્યામાં દાનમાં આપવાં જોઇએ. દ્રવ્ય પ્રધાન છે અને સંખ્યા એ ગુણ છે प्रतिप्रधानमङ्गावृत्तिः જેટલાં પ્રધાન હોય તેની સાથે અંગની આવૃત્તિ કરવી જોઇએ માટે ઉક્ત દરેક દ્રવ્ય સાથે સંખ્યાનો સંબંધ છે. ॥ ૩૯ ॥

પૂર્વપક્ષમાં દૂષણ.

**समत्वात् तु गुणानामेकस्य श्रुतिसंयोगात् ॥ ४० ॥**

**પદાર્થ** :—( गुणानाम् ) માષાન્ત ગુણો અને સંખ્યાનું ( समत्वात् ) તુલ્યત્વ હોવાથી ( तु ) પૂર્વપક્ષ નિવૃત્તિ સૂચક ( श्रुतिसंयोगात् ) દ્વાદશશત શબ્દનો સંખ્યારૂપથી સંબંધ હોવાથી.

**ભાવાર્થ** :—ગવાદિ સાથે સંખ્યાનો સંબંધ નથી પણ દક્ષિણા સાથે ગવાદિનો સંબંધ છે. દ્વાદશશત સંખ્યા સમન્વિત દક્ષિણા જોઇએ. પછી ઉક્ત ગુણોમાંથી ગમે તે દ્વાદશશત હોય. ॥ ૪૦ ॥

**यस्य वा सन्निधाने स्याद्वाक्यतो ह्यभिसम्बन्धः ॥ ४१ ॥**

**પદાર્થ** :—( वा ) અથવા ( यस्य संनिधाने ) જેના સંનિધાનમાં સંખ્યા શબ્દ હોય ( तेन हि अभिसम्बन्धः ) તેની સાથે અભિસંબંધ જાણવો.

**ભાવાર્થ** :—જેના સંનિધાનમાં સંખ્યા શબ્દ પડયો હોય તેની સાથે સંબંધ જોડવો એજ વાક્યનો ભાવ છે. ॥ ૪૧ ॥

**असंयुक्तास्तु तुल्यवदितराभिर्विधीयन्ते तस्मात् सर्वाधिकारः स्यात् ॥ ४२ ॥**

**પદાર્થ** :—( तु ) સાંનિધ્ય પક્ષને દૂષિત કરે છે. ( असंयुक्ताः ) કેવળ માષ સાથે સંખ્યા સંયુક્ત નથી ( इतराभिः ) બીજી દ્રવ્ય શ્રુતિ સાથે ( तुल्यवत ) સમાનતાથી ( विधीयन्ते ) વિધાન છે ( तस्मात् ) માટે ( सर्वाधिकारः स्यात् ) સર્વ સાથે સંબંધ છે.

ભાવાર્થ :—ગોથી માંડીને માષ પર્યન્ત ચકારનો સંબંધ છે અને ચકાર સમુચ્ચયને સૂચવે છે તેથી બધાં દ્રવ્યો સાથે સંખ્યાનો સંબંધ છે. ॥ ૪૨ ॥

**असंयोगाद् विधिश्रुतावेकजाताधिकार : स्यात्**

**श्रुत्या कोपात्क्रतोः ॥ ४३ ॥**

પદાર્થ :—( असंयोगात ) બધાં દ્રવ્યો સાથે સંયોગ ન હોવાથી ( विधिश्रुतौ ) વિધિ વાક્યમાં ( एक जाताधिकारः स्यात् ) કોઇ એક દ્રવ્યો સાથે સંખ્યાનો અન્વય છે. ( श्रुत्या ) વિધિ વાક્યનો ( कोपात ) વ્યાકોપ થવાથી ( क्रतोः ) ક્રતુનું જ બોધન કરાવે.

ભાવાર્થ :—સંખ્યાનો બધાં દ્રવ્યો સાથે સંબંધ નથી કારણ કે तस्य द्वादशशतम् આ ઠેકાણે तस्य એ એક વચનનો પ્રયોગ છે માટે એક દ્રવ્ય સાથે જ સંબંધ છે. જો એમ ન માનવામાં આવે તો શ્રુતિનો વ્યાકોપ થાય એ તે દ્રવ્યનું બોધન ન કરાવતાં ક્રતુનું જ બોધન કરાવે, માટે એકજાતીય એકદ્રવ્ય સાથેજ સંખ્યાનો સંબંધ છે. ॥ ૪૩ ॥

**शब्दार्थश्चापि लोकवत् ॥ ४४ ॥**

પદાર્થ :—( च ) અને ( अपि ) પણ ( लोकवत ) લૌકિક ભાષા પેઠે ( शब्दार्थः ) વેદમાં પણ શબ્દનો અર્થ છે.

ભાવાર્થ :—લોક વ્યવહારમાં शतं गावः વાક્યથી જેમ સો ગાયો જ સમજાય છે તેમાં અશ્વાદિ વિજાતીય અર્થ લેવાતો નથી તેમ વેદમાં પણ એકજ જાતના અર્થો લઇ શકાય. વિજાતીય અશ્વ આદિનું ગ્રહણ થઈ શકે નહિ માટે દ્વાદશશત કોઇ એક જ જાતના પદાર્થો લેવા અને તે વાક્યમાં બતાવેલા गौश्चाश्वश्च ઇત્યાદિમાંથી જ એક જાતિના લેવા. ॥ ૪૪ ॥

'तस्य द्वादशशत' આ વાક્યથી કેવળ પશુગત સંખ્યાનું જ કથન છે,

**सा पशूनामुत्पत्तितो विभागात ॥ ४५ ॥**

પદાર્થ :—( सा ) સંખ્યા ( पशूनाम् ) પશુઓની ( उत्पत्तितः विभागात् ) લોકવ્યવહારથી જ વિભાગ હોવાથી.

ભાવાર્થ :—એકજાતીય દ્રવ્યમાં જ સંખ્યાનો સંબંધ છે અને તે પશુઓ સાથે જ સંબંધ છે કારણ કે એ બાબત લોક વ્યવહારથી જ સમજી શકાય છે. લોક વ્યવહારમાં આ પ્રમાણે પ્રયોગ થાય છે. 'પાંચ અશ્વો આપી અમુક વસ્તુ ખરીદી. પણ આવો પ્રયોગ થતો નથી. પાંચ અડદના દાણા આપી અમુક વસ્તુ ખરીદી. આ ઉપરથી સિદ્ધ થાય છે કે પશુઓ સાથે જ સંખ્યાનો સંબંધ છે. ॥ ૪૫ ॥

**'પશુઓમાં ગાયનો નિયમ છે.' એ અધિકરણનાં સૂત્રો.**

પૂર્વપક્ષ સૂત્ર. **अनियमोऽविशेषात ॥ ४६ ॥**

પદાર્થ :—( अनियमः ) નિયમ નથી ( अविशेषात ) વિશેષ ન જણાયાથી.

**ભાવાર્થ** :—પશુઓમાં ગાયોનું જ દાન કરવું એવો કોઈ વિશેષ નિયમ જણાતો નથી માટે ગાયોનું જ દાન કરવું એવો નિયમ નથી. ॥ ૪૬ ॥

**मागित्वाद् वा गवां स्यात् ॥ ४७ ॥**

**પદાર્થ** :—( वा ) પૂર્વપક્ષની નિવૃત્તિ સૂચવે છે. ( गवां स्यात् ) ગાયોનું જ દાન કરવું ( मागित्वात् ) મહાન્ ઉપકાર કરનાર હોવાથી.

**ભાવાર્થ** :—ગાયો બહુ જ ઉપકારક છે માટે ગાયોનું જ દાન કરવું જોઈએ અને તેથી ગાયોનો નિયમ બાંધવામાં આવે છે. અશ્વનું દાન ન કરવું કારણ કે તેને માટે નિષેધ છે. ॥ ૪૭ ॥

**प्रत्ययात् ॥ ४८ ॥**

**પદાર્થ** :—( प्रत्ययात् ) વિશેષ્યની આકાંક્ષામાં શાસ્ત્ર પ્રથમ ગાયનું જ પ્રતિપાદન કરે છે.

**ભાવાર્થ** :—गौश्चाश्वाश्वतरश्चेत्यादि શાસ્ત્રીય વાકયમાં ગાયનો નંબર પ્રથમ આવે છે તેથી ગાય જ પ્રથમ પ્રતીત થાય છે. જ્યાં સુધી કોઈ બાધક ન જણાય ત્યાં સુધી પ્રથમનો પરિત્યાગ ન કરવો જોઈએ. असति बाधके तत्परित्यागोऽनुचितः આ ઉપરથી ગોદાનનો નિયમ પ્રતીત થાય છે. ॥ ૪૮ ॥

**लिङ्गदर्शनात् ॥ ४९ ॥**

**પદાર્થ** :—( लिङ्गदर्शनात् ) શાસ્ત્રાન્તરમાં ગોદાન વિહિત હોવાથી.

**ભાવાર્થ** :—તૈત્તિરીય શાખામાં સપ્તમાષ્ટકમાં પ્રથમ પ્રપાઠકમાં સહસ્રદક્ષિણાર્થવાદમાં આ પ્રમાણે વાકય છે. ते संवत्सर एकां गामसृजन्तेति सा त्रीणि च शतानि असृजत त्रयस्त्रिंशतं चेति भूयो भूयो गोमहिमैव श्रूयते આ શાસ્ત્રી પણ ગોદાનમાં લિંગ તરીકે છે. આ કારણથી ગોદાનનો નિયમ છે. અર્થાત્ જ્યોતિષ્ટોમમાં ગોદક્ષિણા આપવી જોઈએ. ॥ ૪૯ ॥

'વિભાગ કરીને ગાયોની દક્ષિણા આપવી.' એ અધિકરણનાં સૂત્રો.

**तत्र दानं विभागेन प्रदानानां पृथक्त्वात् ॥ ५० ॥**

**પદાર્થ** :—( तत्र ) તેમાં ( दानम् ) ગાયોનું દાન ( विभागेन ) વિભાગ કરીને કરવું ( प्रदानानाम् ) પ્રતિગ્રહીતાઓ ( पृथक्त्वात् ) જુદા જુદા હોવાથી.

**ભાવાર્થ** :—જ્યોતિષ્ટોમમાં ગોદાન બતાવ્યું છે. યજ્ઞમાં પ્રતિગ્રહીતાઓ અર્થાત્ દાન લેનારા જુદા જુદા હોવાથી સૌને જુદું જુદું યોગ્યતા પ્રમાણે અને તેનાં કર્મ પ્રમાણે દાન આપવું જોઈએ. આ વિભાગ યજમાને પોતે જ કરવો જોઈએ.

**परिक्रयाच्च लोकवत् ॥ ५१ ॥**

**પદાર્થ** :—( च ) અને ( परिक्रयात् ) પરિક્રય હોવાથી ( लोकवत् ) જેમ લૌકિક વ્યવહારમાં.

ભાવાર્થ :—લૌકિક વ્યવહારમાં કાષ્ઠના ભાર વહેનારને સ્વામી વિભાગ કરીને તેની મજુરીનું ધન આપે છે તેમ યજમાને ઋત્વિજોને વિભાગ કરીને જ દાન આપવું જોઇએ. ઋત્વિજોએ પોતે જ સામૂહિક દાન લઇ પછી પોતે જાતે જ પોતામાં વહેંચણી કરવી નહિ. ॥ ૫૧ ॥

विभागं च दर्शयति ॥ ५२ ॥

પદાર્થ :—( च ) અને ( विभागम् ) વિભાગને ( दर्शयति ) શ્રુતિ બતાવે છે.

ભાવાર્થ :—तुथो वो विश्ववेदा विभजतु । આ મંત્ર વિભાગમાં કારણ તરીકે છે. अग्नीधे ददाति ब्रह्मणे ददाति અગ્નીધ્ નામક ઋત્વિજને દક્ષિણા આપે છે. બ્રહ્મા નામક ઋત્વિજને દક્ષિણા આપે છે આ પ્રમાણે પ્રતિગ્રહ કરનાર ઋત્વિજોના નામ લઇ દક્ષિણા આપવા લખ્યું છે ॥ ૫૨ ॥

'સમાખ્યા પ્રમાણે દક્ષિણાનો વિભાગ કરવો.' એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ સૂત્ર. समं स्यादश्रुतत्वात् ॥ ५३ ॥

પદાર્થ :—( समं स्यात् ) સર્વને સમાન દક્ષિણા આપવી ( अश्रुतत्वात् ) વૈષમ્યનું શ્રવણ ન હોવાથી.

ભાવાર્થ :—દક્ષિણાનો વિભાગ એક સરખો જોઇએ એમાં વિષમતા હોવાનું કોઇ પ્રમાણ ઉપલબ્ધ થતું નથી. ॥ ૫૩ ॥

બીજો પૂર્વપક્ષ. अपि वा कर्मवैषम्यात् ॥ ५४ ॥

પદાર્થ :—( अपि वा ) અથવા ( कर्मवैषम्यात् ) કર્મ પ્રમાણે વૈષમ્ય થવું જોઇએ.

ભાવાર્થ :—લોક વ્યવહારમાં જેમ કર્મ પ્રમાણે વેતનની ન્યૂનાધિકતા હોય છે તેમ અહીં પણ ઋત્વિજોના કાર્ય પ્રમાણે દક્ષિણાનો વિભાગ થવો જોઇએ. ॥ ૫૪ ॥

अतुल्याः स्युः परिक्रये विषमाख्याविधिश्रुतौ परिक्रयान्न कर्मण्युपपद्यते दर्शनाद् विशेषस्य तथाऽभ्युदये ॥ ५५ ॥

પદાર્થ :—( परिक्रये अतुल्याः स्युः ) દક્ષિણા દાનમાં અતુલ્ય વિભાગો જોઇએ ( विषमाख्याविधि श्रुतौ ) સમાખ્યા પ્રમાણે ઋત્વિજોમાં દક્ષિણાના વિભાગોના વૈષમ્યનો ( परिक्रयात् ) નિર્ણય હોવાથી ( कर्मणि न उपपद्यते ) કર્મમાં વૈષમ્ય ઉત્પન્ન થતું નથી. ( विशेषस्य दर्शनात् ) વિશેષનું દર્શન હોવાથી ( तथाऽभ्युदये ) અભ્યુદય સત્રમાં આવી શ્રુતિ છે.

ભાવાર્થ :—અભ્યુદય સત્રમાં દક્ષિણાના વિભાગો અતુલ્ય હોવાનું જણાવ્યું છે. દક્ષિણાના વૈષમ્યથી કર્મમાં વૈષમ્ય આવતું નથી. અભ્યુદય સત્રમાં આ પ્રમાણે ઉલ્લેખ છે. अर्धिनो दीक्षयति तृतीयिनो दीक्षयति पादिनो दीक्षयति ' જેટલી દક્ષિણા અધ્વર્યુને આપે તેના

કરતાં અર્ધી પ્રતિપ્રસ્થાતાને અને તેના કરતાં ચોથા ભાગની દક્ષિણા નેષ્ટા નામક ઋત્વિજને આપવી. આ પ્રમાણે દક્ષિણામાં વૈષમ્ય સ્પષ્ટ થાય છે. ॥ ૫૫ ॥

## 'ભૂસંજ્ઞક એકાહ યાગમાં ઔપદેશિક ધેનુદક્ષિણાથી આતિદેશિક બધી ક્રતુદક્ષિણાનો બાધ થાય છે.' એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ. तस्य धेनुरिति गवां प्रकृतौ विभक्तचोदितत्वात् सामान्यात् तद्विकारः स्याद्यथेष्टिर्गुणशब्देन ॥ ५६ ॥

**પદાર્થ** :—( तस्य धेनुः इति ) ભૂનામક યાગની એક ધેનુ દક્ષિણા વિહિત છે ( गवाम् ) તે અતિદેશ પ્રાપ્ત ગોરૂપદક્ષિણાનો બાધ કરે છે. ( विभक्तचोदितत्वात् ) પ્રકૃતિમાં गौश्च अश्वश्च આ પ્રમાણે ભિન્ન ભિન્ન દક્ષિણા બતાવવાથી ( सामान्यात् तद्विकारः ) માટે ધેનુનું ગોસાથે સામાન્ય હોવાથી તેનો જ બાધ ( स्यात् ) થાય છે ( यथा इष्टिः गुणशब्देन ) જેમ ઇષ્ટિમાં વિહિત દ્રવ્ય સૂર્યાદિ સાથે સંબંધ બતાવે છે.

**ભાવાર્થ** :— ' अथैष भूः ' આ પ્રમાણે ભૂનામક એકાહ યાગ વિશેષનો ઉપક્રમ કરીને તેમાં ધેનુર્દક્ષિણા વિહિત કરી છે. આ ધેનુરૂપ દક્ષિણા કેવળ ગાય રૂપ અતિદેશ પ્રાપ્ત દક્ષિણાનો બાધ કરે છે. या गौः सा धेनुः આ પ્રમાણે વિશેષણ વિશિષ્ટ કરી શકાય છે. અશ્વાદિ એ પ્રમાણે વિશેષિત થતા નથી. योऽश्वः सा धेनुः આવો પ્રયોગ થઈ શકતો નથી. માટે ગોરૂપ ધેનુથી પ્રાકૃત ગો સામાન્યનો જ બાધ થાય છે. જેમ सौर्यं चरुं निर्वपेत् અહીં ચરુ રૂપ અર્થનો સૂર્ય સાથે સંબંધ નિર્વાપદ્વારા કરવામાં આવે છે. सनिर्वपणकात् प्रयोगादनेन निर्वपणशब्देन ऐष्टिको विध्यन्तो नियम्यते । ઇતિ ભાષ્યકાર. ॥ ૫૬ ॥

સિદ્ધાંત સૂત્ર.

सर्वस्य वा क्रतुसंयोगादेकत्वं दक्षिणार्थस्य गुणानां कार्यैकत्वादर्थे विकृतौ श्रुतिभूतं स्यात् तस्मात् समवायाद्धि कर्मभिः ॥ ५७ ॥

**પદાર્થ** :—( सर्वस्य वा ) અથવા સર્વક્રતુદક્ષિણાનો એનાથી બાધ થાય છે. ( क्रतुसंयोगात् एकत्वम् ) સર્વદક્ષિણાનો ક્રતુસાથે સંબંધ હોવાથી એકત્વ અર્થાત્ સમુચ્ચય છે. ( गुणानाम् कार्यैकत्वात् ) ક્રતુમાં જેટલા ગુણો હોય છે તેનો મુખ્ય કાર્ય સાથે સંબંધ હોય છે ( अर्थे विकृतौ श्रुतिभूतं स्यात् ) વિકૃતિમાં જે શ્રુતિ હોય છે તે પ્રાકૃત અર્થનો બાધ કરે છે ( तस्मात् समवायात् कर्मभिः ) માટે સમુચ્ચય કર્મ સાથે હોવાથી ધેનુરૂપ દક્ષિણા સર્વદક્ષિણાની નિવર્તિકા છે.

**ભાવાર્થ** :—ભૂનામક વિકૃતિયાગમાં જે ધેનુરૂપ દક્ષિણા વિહિત છે તે પ્રાકૃત અખિલ દક્ષિણાનો બાધ કરે છે, કેવળ ગાયરૂપ દક્ષિણાનો નહિ. ગવાદિ માષાન્ત બધાં જ દ્રવ્યો એક દક્ષિણારૂપ છે કોઇ ભિન્ન ભિન્ન દક્ષિણા નથી. એટલે ઉક્ત યાગમાં ધેનુ દક્ષિણા આપ્યા પછી અશ્વ આદિની દક્ષિણા આપવાની રહેતી નથી. ॥ ૫૭ ॥

**चोदनानामनाश्रयाल्लिङ्गेन नियमः स्यात् ॥ ५८ ॥**

**પદાર્થ** :—( चोदनानाम् ) પ્રાકૃત અર્થ જો ( अनाश्रयात् ) અનાશ્રય હોય તો ( लिङ्गेन नियमः स्यात् ) લિંગથી નિયમ થાય છે.

**ભાવાર્થ** :—પ્રાકૃત અર્થ જો અનાશ્રય હોય તો લિંગથી એનો નિયમ બંધાય પણ અહીં તો ધેનુરૂપ દક્ષિણાનો સ્પષ્ટ વિધિ છે તેથી તેનાથી સર્વ પ્રાકૃત દક્ષિણાનો બાધ થશે. એને માટે લિંગ વાક્ય શોધવાની જરૂર રહેતી નથી. ॥ ૫૮ ॥

'एकां गामिति' પ્રાકૃત સંખ્યાનો બાધ થાય છે.'

એ અધિકરણનું સૂત્ર.

પૂર્વપક્ષ. **एका पञ्च चेति धेनुवत् ॥ ५९ ॥**

**પદાર્થ** :—( एका पञ्च इति ) એક ગાયની દક્ષિણા આપવી અથવા પાંચ ગાયની દક્ષિણા આપવી એનાથી સર્વ દક્ષિણાનો બાધ થાય છે. ( धेनुवत् ) જેમ આગળના અધિકરણમાં ધેનુ અન્ય દક્ષિણાની નિવર્તિકા બને છે.

**ભાવાર્થ** :—यस्य सोममपहरेयुरेकां गां दक्षिणां दद्यात् ઇત્યાદિથી જે ગાયની દક્ષિણા આપવાની કહી છે તે પ્રાકૃત ગાય, અશ્વ વગેરે દક્ષિણાની નિવર્તિકા છે. જેમ ઉપરના અધિકરણમાં ધેનુદક્ષિણા સર્વદક્ષિણાની નિવર્તિકા બને છે તેમ, આવું પૂર્વપક્ષવાદીનું મન્તવ્ય છે. ॥ ૫૯ ॥

સાદ્યસ્ક યાગમાં 'ત્રિવત્સ' થી સર્વ ક્રયાર્થનો બાધ થાય છે.

**त्रिवत्सश्च ॥ ६० ॥**

**પદાર્થ**: —( त्रिवत्सः ) ત્રણ વરસનો સાંઢ ( च ) અને.

**ભાવાર્થ** :—સાદ્યસ્ક યાગમાં ત્રણ વરસના સાંઢથી સોમનો ક્રય થાય છે. તથા અજા, હિરણ્ય વગેરે જે ક્રયનાં સાધનો બતાવ્યાં છે તે બધાયનો બાધ થાય છે કે કેવળ ઋષભનો જ બાધ થાય છે. આ સંદેહમાં પૂર્વપક્ષનો મત એ છે કે કેવળ ઋષભનો જ બાધ થાય છે કારણ કે સાંઢમાં અને ઋષભમાં પુંગવત્વ રૂપ ધર્મ સામાન્ય છે. સિદ્ધાંતપક્ષ છે કે 'ત્રિવત્સ' સાંઢ ક્રયનાં સર્વસાધનોનો બાધ કરે છે માટે તે કૃત્સ્ન ક્રયાર્થનો નિવર્તક છે. ॥ ૬૦ ॥

**तथा च लिङ्गदर्शनम् ॥ ६१ ॥**

**પદાર્થ** :—( तथा च ) તે પ્રમાણે ( लिङ्गदर्शनम् ) લિંગવાક્ય પણ છે.

**ભાવાર્થ** :—साधस्के त्री गौः सोमक्रयणी व्यावृत्ता येषां स्पर्धा । સાદ્યસ્કયાગમાં જેટલાં સોમક્રયના સાધન છે તેનો બાધ કરી સર્વને બદલે એક સ્ત્રી ગો હોવાથી સ્પર્ધાની નિવૃત્તિ થાય છે. એટલે સોમના ક્રયનું સાધન એક જ રહેવાથી બીજા સાધનથી સોમનો ક્રય કરવો કે નહિ એ પ્રશ્ન જ રહેતો નથી. ॥ ૬૧ ॥

एके तु श्रुतिभूतत्वात्संख्याया गवां लिङ्गविशेषेण ॥ ६२ ॥

પદાર્થ :—( एके तु ) एकाम् એ દ્વાદશશત સંખ્યા વિશિષ્ટ ગાયને બોધક છે ( श्रुतिभूत्वात् ) એનું એ શ્રુતિનું તાત્પર્ય હોવાથી ( गवां संख्याया ) ગોવૃત્તિ સંખ્યાવાળાને ( लिङ्गविशेषेण ) સ્ત્રીલિંગ ગોગત એક સખ્યાને ભાવ છે.

ભાવાર્થ :—एकाम् એ સ્ત્રીલિંગ છે અને ગાયનું વિશેષણ છે અને એનાથી પ્રાકૃત સંખ્યા યુક્ત ગાયોની નિવૃત્તિ કરે છે. एकाम् એને સંબંધ દક્ષિણા સાથે નથી પણ ગાયની સાથે છે, માટે સાદ્યસ્કયાગમાં વિહિત એક ગાયની દક્ષિણા પ્રાકૃત સંખ્યા વિશિષ્ટ ગાયોની જ નિવર્તિકા છે, અશ્વાદિની નહિ. ॥ ६२ ॥

અશ્વમેધમાં 'प्राकाशौ' ઇત્યાદિથી અધ્વર્યુના ભાગને બાધ થાય છે.

પૂર્વપક્ષ प्राकाशौ च तथेति चेत् ॥ ६३ ॥

પદાર્થ :—( च ) અને ( प्राकाशौ ) સોનાના દીપસ્તંભને પ્રાકાશ કહેવામાં આવે છે એનું અધ્વર્યુને દાન જે આપવામાં આવે છે તે ( तद्देति चेत् ) પણ ધેનુની માફક બધી દક્ષિણાઓને બાધ કરે છે.

ભાવાર્થ :—'પ્રાકાશ' એ શબ્દને અર્થ સુવર્ણમય દીપસ્તંભ અથવા તો દર્પણ છે. એનું અધ્વર્યુને દાન આપવામાં આવે છે. આ દાનવિધિ અશ્વમેધ યાગમાં છે. આ દાન આપ્યા પછી કોઇને દક્ષિણા આપવાની રહેતી નથી આવું પૂર્વપક્ષનું માનવું છે. ॥ ६३ ॥

अपि त्ववयवार्थत्वाद्विभक्तप्रकृतित्वाद्गुणेदन्ता विकारः स्यात् ॥ ६४ ॥

પદાર્થ :—( अपि तु ) સિદ્ધાંતપક્ષને સૂચવે છે. ( अवयवार्थत्वात् ) ઋત્વિજોમાં એકદેશ અધ્વર્યુ હોવાથી ( तदर्थत्वात् ) અધ્વર્યુને માટે જ દક્ષિણા હોવાથી ( विभक्तप्रकृतिकत्वात् ) વિભાગવાળી દક્ષિણા હોવાથી ( इदन्ताविकारः स्यात् ) પ્રાકાશ દક્ષિણા અધ્વર્યુની જ હોવાથી બીજાની દક્ષિણા બાકી રહે છે.

ભાવાર્થ :—પ્રાકાશરૂપ દક્ષિણા અધ્વર્યુને જ આપવાની હોય છે. એટલે એની દક્ષિણાને એનાથી બાધ થાય છે. બીજા ઋત્વિજોની દક્ષિણાને બાધ થતો નથી અર્થાત્ બીજાઓને દક્ષિણા આપવાની રહે છે ॥ ६४ ॥

'ઉપહવ્યમાં અશ્વથી સંપૂર્ણ દક્ષિણાને બાધ થાય છે.'

એ અધિકરણનાં સૂત્રો.

धेनुवच्चाश्वदक्षिणा स ब्रह्मण इति पुरुषापनयो यथा हिरण्यस्य ॥ ६५ ॥

પદાર્થ :—( धेनुवत् अश्वदक्षिणा ) ઉપહવ્ય નામક એકાહ યાગમાં જે અશ્વદક્ષિણા છે તે ધેનુદક્ષિણા માફક સંપૂર્ણ દક્ષિણા નિવારિકા છે. ( स ब्रह्मणे इति पुरुषापनयः ) स ब्रह्मणे परिहरति આ વાક્યથી જે અશ્વદક્ષિણા સમજાય છે તે બીજા ઋત્વિજોના સંબંધને દૂર કરે છે. ( यथा हिरण्यस्य ) જેમ શતકૃષ્ણલ ચરૂમાં સોનાની દક્ષિણા કેવળ બ્રહ્માને અપાય છે તેમ.

**ભાવાર્થ** :—ઉપહવ્ય નામક એક દિવસનો યાગ હોય છે તેમાં श्यावः रुक्मललाटो दक्षिणा स ब्रह्मणे परिहरति કાળો અને સુવર્ણ જેવા લલાટમાં જેને વાળ છે એવા અશ્વની દક્ષિણા આપવાની હોય છે, એ દક્ષિણા કેવળ બ્રહ્માનામક હોતાને આપવી. આ દક્ષિણા બીજી બધી દક્ષિણાનો બાધ કરે છે. એટલે કે બીજાને ક્રતુ દક્ષિણા આપવાની રહેતી નથી. બીજા ઋત્વિજો કામમાં જોડાય તેને માટે ક્રતુ સાથે સંબંધ ન રાખતું ગમે તે ધન લૌકિક દાન તરીકે આપવું, પણ ક્રતુ-દક્ષિણા તો બ્રહ્માને જ આપવી આવો સૂત્રનો ભાવ છે. ॥ ૬૫ ॥

પૂર્વપક્ષ સૂત્ર. एके तु कर्तृसंयोगात् स्रग्वत् तस्य लिङ्गविशेषेण ॥ ६६ ॥

**પદાર્થ** :—( एके तु ) 'तु' શબ્દ પૂર્વપક્ષનું બોધન કરાવે છે. દક્ષિણાના કેટલાક ભાગો નિવૃત્ત થાય છે, બધી દક્ષિણા નિવૃત્ત થતી નથી. ( कर्तृसंयोगात् ) કર્મ કરાવનાર બ્રહ્માનો સંબંધ હોવાથી ( स्रग्वत् ) સ્રગ્ જેમ ઉદ્ગાતાનામક હોતાને આપવામાં આવે છે અને બીજાની દક્ષિણા કાયમ રહે છે તેમ. ( तस्य लिङ्गविशेषेण ) કારણ કે એક જ ઋત્વિજનો સંબંધ હોવાથી.

**ભાવાર્થ** :—એ દક્ષિણા અતિદિષ્ટ સર્વ દક્ષિણાનો બાધ કરતી નથી પણ દક્ષિણાના અમુક ભાગની જ નિવૃત્તિ કરે છે. બ્રહ્માને જો ઉક્ત પ્રકારના અશ્વની દક્ષિણા છે તો બીજા ઋત્વિજોને પણ દક્ષિણા હોવી જોઇએ અને તે પ્રકૃતિ યાગમાં બતાવેલી દક્ષિણા હોવી જોઇએ એવો સૂત્રનો ભાવ છે. ॥ ૬૬ ॥

સિદ્ધાંત સૂત્ર. अपि वा तदधिकारात् हिरण्यविकारः स्यात् ॥ ६७ ॥

**પદાર્થ** :—( अपि वा ) અથવા ( तदधिकारात् ) દક્ષિણાનો અધિકાર હોવાથી ( हिरण्यवद् विकारः स्यात् ) હિરણ્ય માફક તે દક્ષિણાનો જ વિકાર છે.

**ભાવાર્થ** :—ઉક્ત અશ્વદક્ષિણા સર્વનો વિકાર છે અર્થાત્ સર્વનો બાધ કરે છે. દક્ષિણાનો સંબંધ ક્રતુ સાથે છે. ઉક્ત દક્ષિણા બોધક વાક્યમાં બે ભાગ છે. એક ભાગથી કેવળ દક્ષિણાનું વિધાન થાય છે અને स ब्रह्मणे परिहरति એનાથી પુરુષાન્તરનો દક્ષિણા સાથેનો સંબંધ નિવૃત્ત કરે છે. ॥ ૬૭ ॥

## 'ઋતપેય નામક યાગ વિશેષમાં સોમચમસની દક્ષિણાથી સંપૂર્ણ ક્રતુ દક્ષિણાનો બાધ થાય છે' એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ. तथा च सोमचमसः ॥ ६८ ॥

**પદાર્થ** :—( तथा च ) તે પ્રમાણે ( सोमचमसः ) સોમચમસ દક્ષિણા બ્રહ્મભાગનો બાધ કરે છે.

**ભાવાર્થ** :—'ऋतपेये श्रूयते' ઋતુપેય નામક યાગમાં સંભળાય છે કે उदुम्बरः सोमचमसो दक्षिणा स ब्रह्मणे देयः ઉદુમ્બર નામક કાષ્ઠમાંથી બનાવેલ સોમચમસ ઋતપેય યાગમાં દક્ષિણા રૂપે હોય છે અને એ દક્ષિણા બ્રહ્મા નામક ઋત્વિજને આપવામાં આવે છે અને તે પ્રાકાશ દક્ષિણા જેમ અધ્વર્યુ ભાગનો બાધ કરે છે તેમ ઉક્ત દક્ષિણા બ્રહ્માના ભાગનો બાધ કરે છે. ॥ ૬૮ ॥

સિધ્ધાંત સૂત્ર. **सर्वविकारो वा क्रत्वर्थे पशूनां प्रतिषेधात् ॥ ६९ ॥**

**પદાર્થ :**—( वा ) અથવા ( सर्वविकारः ) સર્વને બાધ કરે છે. ( क्रत्वर्थे ) ક્રત્વર્થક દાનમાં ( पशूनां प्रतिषेधात् ) પશુદાનને પ્રતિષેધ છે.

**ભાવાર્થ :**—ऋतं वै सोमः अनृतं पशवः यत्पशून् दद्यात् सोऽनृतं करोति આ વાક્યમાં ઋતપેય યાગ પશુદાનની નિંદા કરવામાં આવી છે અને સોમચમસ દક્ષિણાનેજ વિહિત ગણી છે, અને એ દક્ષિણા બ્રહ્માને આપવાની હાય છે. માટે તે સર્વ દક્ષિણાઓને બાધ કરે છે. ॥ ૬૯ ॥

પૂર્વપક્ષ. **ब्रह्मदानेऽवशिष्टमिति चेत् ॥ ७० ॥**

**પદાર્થ :**—( ब्रह्मदाने ) બ્રહ્માને દક્ષિણા આપવાથી ( अवशिष्टम् ) બીજી દક્ષિણા બાકી રહે છે ( इति चेत् ) જો એમ માનવામાં આવે તો આનો ઉત્તર આગળના સૂત્રમાં છે.

**ભાવાર્થ :**—કેવળ બ્રહ્મા નામક ઋત્વિજને દક્ષિણા આપવામાં આવે છે તો બીજા ઋત્વિજોની દક્ષિણા બાકી રહે છે માટે એને પણ દક્ષિણા આપવી જોઇએ માટે એ દક્ષિણા કેવળ બ્રહ્માને જ બાધ કરે છે બીજા ઋત્વિજોને આપવાની દક્ષિણાનો બાધ થતો નથી. ॥ ૭૦ ॥

સિદ્ધાંત સૂત્ર. **उत्सर्गस्य क्रत्वर्थत्वात् प्रतिषिद्धस्य कर्मत्वात् न च गौणः प्रयोजनमर्थः स दक्षिणानां स्यात् ॥ ७१ ॥**

**પદાર્થ :**—( उत्सर्गस्य क्रत्वर्थत्वात् ) દાન ક્રતુને માટે હોય છે માટે એક જ દક્ષિણા હોવી જોઇએ ( प्रतिषिद्धस्य कर्मत्वात् ) ક્રતુમાં જે પશુદાન કરવામાં આવે છે તે પ્રકૃત યાગમાં નિષિદ્ધ કર્યું હોવાથી સર્વનાં સ્થાનમાં ચમસદક્ષિણા જ છે ( न च गौणः प्रयोजनम् अर्थः स दक्षिणानां स्यात् ) ચમસરૂપ દક્ષિણાનો ગૌણ અર્થ પ્રયોજન નથી.

**ભાવાર્થ :**—સોમ ચમસરૂપ એક દક્ષિણા ક્રતુને માટે હોય છે અને બ્રહ્માને આપવામાં આવે છે, તો હવે બીજી દક્ષિણા કયી આપવી ? પશુઓનું દાન તો યાગમાં નિષિદ્ધ છે. દક્ષિણા શબ્દનો ગૌણ અર્થ તો કરી શકાય નહિ અર્થાત્ સોમ ચમસ એ તો દક્ષિણાનો એક ભાગ જ છે સંપૂર્ણ દક્ષિણા નથી આવો અર્થ કરી શકાય નહિ. માટે સોમ ચમસ રૂપ દક્ષિણા સંપૂર્ણ ક્રતુદક્ષિણાનો બાધ કરે છે. ॥ ૭૧ ॥

**यदि तु ब्रह्मणः तदूनं तद्विकारः स्यात् ॥ ७२ ॥**

**પદાર્થ :**—( यदि तु ) જો ( ब्रह्मणः ) સોમચમસદાન બ્રહ્માને જ હોય તો ( तदूनं तद्विकारः स्यात् ) તે ઊન અર્થાત્ અલ્પ થશે અને કેવળ અમુક ભાગનો જ બાધ કરશે.

**ભાવાર્થ :**—જો બ્રહ્માને જ ઉક્ત દક્ષિણા આપવામાં આવે તો બીજા ઋત્વિજોની દક્ષિણા કે જે પ્રકૃતિ યાગમાં કહી છે તે બાકી રહે છે અને ઉક્ત દક્ષિણા બ્રહ્માને આપવાની બીજી દક્ષિણાનો બાધ કરે છે. આતું પૂર્વપક્ષના મતે ઠરે છે. ॥ ૭૨ ॥

सर्वं वा पुरुषापनयात् तासां क्रतुप्रधानत्वात् ॥ ७३ ॥

પદાર્થ :—( सर्वं वा ) ઉક્ત સર્વદક્ષિણાની નિવૃત્તિ કરે છે. ( पुरुषापनयात् ) બીજા ઋત્વિજોના ભાગનો અપનય કરવામાં આવતો હોવાથી ( तासाम् क्रतुप्रधानत्वात् ) દક્ષિણામાં ક્રતુ જ પ્રધાન હોવાથી.

ભાવાર્થ :—બીજા ઋત્વિજોનો ભાગ દક્ષિણામાં દૂર કરવામાં આવ્યો છે. ક્રતુને ઉદ્દેશીને જે દક્ષિણા આપવાની છે તે તો બ્રહ્માને અપાઇ જાય છે, તો બીજી દક્ષિણા કોને ઉદ્દેશીને આપવી ? ક્રતુનો ફરીથી ઉદ્દેશ થવો અયોગ્ય છે. માટે બ્રહ્માને જે દક્ષિણા આપવામાં આવે છે તે સર્વ દક્ષિણાનો બાધ કરે છે. બીજા ઋત્વિજોના આનમન માટે લૌકિક દાન આપવું યોગ્ય છે કત્તર્થક નહિ આવું સિદ્ધાંતવાદીનું માનવું છે. ॥ ૭૩ ॥

‘ વાજપેય યાગમાં રથનું ભાગનિયામકત્વ અધિકરણ. ’

પૂર્વપક્ષ સૂત્ર. यजुर्युक्तोऽध्वर्योर्दक्षिणाविकारः स्यात् ॥ ७४ ॥

પદાર્થ :—( यजुर्युक्तः ) યજુર્વેદયુક્ત રથ ( अध्वर्योः ) અધ્વર્યુને જે આપવામાં આવે છે તે ( दक्षिणाविकारः स्यात् ) બીજી દક્ષિણાઓનો બાધ કરે છે.

ભાવાર્થ :—વાજપેય યાગમાં રથ, શકટ, દાસી, નિષ્ક વગેરે મળી સત્તર દ્રવ્ય પ્રાકૃત ગવાશ્વાદિ દ્રવ્યનાં બાધક તરીકે અહીં વિહિત છે. જેટલાં દ્રવ્યો જે દક્ષિણા તરીકે વિહિત કર્યાં છે તે પ્રત્યેક સત્તરની સંખ્યામાં હોય છે. દક્ષિણા આપતી વખતે યજુર્વેદ મંત્રોથી તૈયાર કરેલો રથ અધ્વર્યુને આપવામાં આવે છે. આ યજુર્યુક્ત રથ અધ્વર્યુને બીજી દક્ષિણાનો બાધ કરે છે. એટલે કે આ સિવાય બીજા દ્રવ્યોમાં અધ્વર્યુનો ભાગ હોતો નથી. ॥ ૭૪ ॥

સિદ્ધાંત સૂત્ર. अपि वा श्रुतिभूतत्वात् सर्वासां तस्य भागो नियम्येत ॥ ७५ ॥

પદાર્થ ;—( अपि वा ) અથવા ( श्रुतिभूतत्वात् ) શ્રૂયમાણ હોવાથી ( सर्वासाम् ) સર્વ દક્ષિણાની પ્રાપ્તિ હોવાથી ( तस्य ) અધ્વર્યુના ( भागः नियम्येत ) ભાગનો નિયમ કરવામાં આવે છે.

ભાવાર્થ :—સત્તર દ્રવ્યો દક્ષિણા તરીકે આપવાના હોય છે તેમાં કોને કયું દ્રવ્ય આપવું એનો પણ નિયમ બાંધવામાં આવે છે તેમાં અધ્વર્યુને યજુર્વેદના મંત્રો બોલી તૈયાર કરેલો રથ અધ્વર્યુને જ આપવો જોઇએ. આવો નિયમ બાંધવામાં આવે છે. આમાં કોઇ પણ બીજી દક્ષિણાનો બાધ કરવામાં આવતો નથી. એવું સિદ્ધાંતવાદીનું માનવું છે. ॥ ૭૫ ॥

इति मीमांसागुर्जरभाष्ये दशमाध्यायस्य तृतीयः पादः ॥



## अथ गुर्जरभाषायां मीमांसाभाष्ये दशमाध्यायस्य चतुर्थः पादः

### ' અગ્ન્યાદિમાં નારિષ્ટહોમાદિ સાથે નક્ષત્રેષ્ટયાદિનો સમુચ્ચય છે. ' એ અધિકરણનાં સૂત્રો

**प्रकृतिलिङ्गासंयोगात् कर्मसंस्कारं विकृतावधिकं स्यात् ॥ १ ॥**

પદાર્થ :—( प्रकृतिलिङ्गासंयोगात् ) પ્રકૃતિના કાર્ય સાથે સંયોગ ન હોવાથી ( कर्मसंस्कारम् ) અદૃષ્ટફલક છે તેથી ( विकृतौ ) વિકૃતિમાં ( अधिकम् स्यात् ) સમુચ્ચય થાય છે.

ભાવાર્થ :—આ પાદમાં પ્રાકૃત અને વૈકૃત કાર્યના સમુચ્ચયનો વિચાર કરવામાં આવે છે. શ્યેન યાગમાં लोहितोष्णीषा लोहितवसना निवीता ऋत्विजः प्रचरन्ति । લાલ પાઘડીવાળા, લાલ કપડાવાળા નિવીત ગળામાં માળાપેઠે જનોઇ ધારણ કરેલા ઋત્વિજો યજ્ઞમાં ફરે છે. અહીં નિવીતનું વિધાન છે અને उपव्ययते એ વાક્યને ઉપવીતનું પણ વિધાન છે. उपवीत એટલે ડાબા ખંભા ઉપર જનોઇ ધારણ કરવી તે. નિવીત અને ઉપવીત એક સાથે થઇ શકે નહિ માટે ઉપવીતનો નિવીતવિધાનથી બાધ થવો જોઇએ એવું પૂર્વપક્ષનું માનવું છે. સિદ્ધાંત પક્ષ એવો છે કે ઉપવીત અને નિવીત બન્ને થવાં જોઇએ. જનોઇથી ઉપવીત થઇ શકશે અને ઉપવસ્ત્રથી નિવીત પણ થઈ શકશે આમ બન્ને કાર્ય એકી સાથે થઇ શકશે, માટે ઉપવીત અને નિવીતનો સમુચ્ચય છે. તે પ્રમાણે અન્યત્ર પણ બાધ ન કરતાં સમુચ્ચય સમજવો જોઇએ ॥ ૧ ॥

**चोदनालिङ्गसंयोगे तद्विकारः प्रतीयेत प्रकृतिसंनिधानात् ॥ २ ॥**

પદાર્થ :—( चोदनालिङ्गसंयोगे ) પ્રાકૃતવિધિમાં સંયોગ હોવાથી ( तद्विकारः प्रतीयेत ) તેના બાધની પ્રતીતિ થાય છે. ( प्रकृतिसंनिधानात् ) વિધિઘટક શબ્દનું સંનિધાન હોવાથી.

ભાવાર્થ :—પ્રકૃતિયાગમાં જેનું વિધાન કર્યું હોય છે તેનું જો બાધક લિંગ વાક્ય હોય તો વિકૃતિમાં પ્રકૃતિમાં વિહિત અર્થનો બાધ થાય છે. જેમકે शरमयं बर्हिर्भवति આ વાક્ય બર્હિને સ્થાને શરનામક ઘાસ પાથરવાનું વિધાન છે તેથી બર્હિનો શરથી બાધ થાય છે પણ ઉપરના ઉદાહરણમાં ઉપવીતનો બાધ નિવીત કરે છે એવું કોઇ લિંગ વાક્ય નથી માટે ત્યાં તો સમુચ્ચય જ ઇષ્ટ છે. ॥ ૨ ॥

### ' બૃહસ્પતિ સવ-આદિમાં બાર્હસ્પત્યાદિ ગ્રહો સાથે પ્રાકૃત ઐન્દ્ર વાયવાદિ ગ્રહોનો સમુચ્ચય છે. ' એ અધિકરણનાં સૂત્રો.

**सर्वत्र तु ग्रहाम्नातमधिकं स्यात् प्रकृतिवत् ॥ ३ ॥**

પદાર્થ :—( सर्वत्र तु ) સર્વ ઠેકાણે ( ग्रहाम्नातम् ) ગ્રહોનું આમ્નાન હોય ત્યાં ( अधिकम् ) પ્રાકૃત ગ્રહો કરતાં વધારે ( स्यात् ) સમુચ્ચય હોયછે. ( प्रकृतिवत् ) જેમ પ્રકૃતિ યાગમાં ऐन्द्रवायवं गृह्णाति, मैत्रावरुणं गृह्णाति અહીં સમુચ્ચય છે તેમ.

ભાવાર્થ :—પ્રકૃતિયાગમાં ग्रहं गृह्णाति આવાં વાક્યોથી જેમ સમુચ્ચય માનવામાં આવે છે તેમ બૃહસ્પતિ સવમાં बार्हस्पत्यं ग्रहं गृह्णाति આ વાક્યથી પણ પ્રાકૃતગ્રહો સાથે સમુચ્ચય જ છે. બાધ નથી. ॥ ૩ ॥

**अधिकश्चैकवाक्यत्वात् ॥ ४ ॥**

પદાર્થ :—( अधिकः च ) અને સમુચ્ચય છે. ( एकवाक्यत्वात् ) એક વાક્યતા હોવાથી.

ભાવાર્થ :—વાજપેયમાં सप्तदश प्राजापत्या ग्रह गृह्यन्ते सोमग्रहांश्च सुराग्रहांश्च गृह्णाति આ વાક્યથી પ્રતીત થતી એકવાક્યતાથી પણ સમુચ્ચય થાય છે. ॥ ૪ ॥

**लिङ्गदर्शनाच्च ॥ ५ ॥**

પદાર્થ :—( च ) અને ( लिङ्गदर्शनात् ) લિંગ વાક્યના દર્શનથી પણ.

ભાવાર્થ :—विरण्यो वा एष यज्ञक्रतुर्यद्वाजपेय इति આ વાક્યનો એવો અર્થ થાય છે કે જ્યોતિષ્ટોમાદિ કરતાં આ યાગ વિરણ્ય છે એટલે વિસ્તૃત છે. આ વિરણ્ય શબ્દ પણ સમુચ્ચયને જ સૂચવે છે. ॥ ૫ ॥

**વાજપેય યાગમાં પ્રાજાપત્યપશુઓ સાથે ક્રતુપશુઓનો સમુચ્ચય છે.**
**એ અધિકરણનું સૂત્ર.**

**प्राजापत्येषु चाम्नानात् ॥ ६ ॥**

પદાર્થ :—( च ) અને ( प्राजापत्येषु ) પ્રાજાપત્ય પશુઓ સાથે પણ સમુચ્ચય છે ( आम्नानात् ) આમ્નાન હોવાથી.

ભાવાર્થ :—વાજપેયમાં સત્તર પશુઓનું દાન કરવાનું હોય છે. તેમાં પ્રાકૃતપશુઓનો સમુચ્ચય હોય છે. ब्रह्मवादिनो वदन्ति नाग्निष्टोमो नोक्थ्य इत्यारभ्य तान् पशुभिरेवावरुन्धे ' આ વાક્યથી સમુચ્ચય સ્પષ્ટ થાય છે. ॥ ૬ ॥

**સાંગ્રહણી ઇષ્ટિમાં આમન હોમો સાથે અનુયાજોનો સમુચ્ચય છે.**
**એ અધિકરણનું સૂત્ર.**

**आमने लिङ्गदर्शनात् ॥ ७ ॥**

પદાર્થ :—( आमने ) આમનમાં સમુચ્ચય છે ( लिङ्गदर्शनात् ) લિંગવાક્ય હોવાથી.

ભાવાર્થ :—' आमनमस्यामनस्य देवा ' આનાથી ત્રણ આહુતિઓ આપવામાં આવે છે. આ આહુતિઓથી અનુયાજોનો બાધ થતો નથી પણ એની સાથે સમુચ્ચય થાય છે. आत्मा वै प्रयाजानुयाजा आत्मा देवता यत्प्रयाजानुयाजानां पुरस्ताद् उपरिष्टाद्वा जुहुयाद् बहिरात्मानं सजातात्समादधीत यन्मध्यतो जुहोति मध्यत एव सजातानात्मन्धत्ते । આ લિંગવાક્યથી આમન હોમોનો અનુયાજો સાથે સમુચ્ચય સૂચિત થાય છે. ॥ ૭ ॥

## 'મહાવ્રતમાં ઋત્વિક્‌નાં ઉપગાનનો પત્ન્યુપગાન સાથે સમુચ્ચય છે.' એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ. उपगेषु शरवत्स्यात्प्रकृतिलिङ्गसंयोगात् ॥ ८ ॥

પદાર્થ :—( उपगेषु ) ઉપગાન કરનારાઓમાં ( शरवत् स्यात् ) દર્ભમાં જેમ શર બાધક થાય છે તેમ પત્ન્યુપગાન બાધક થાય છે. ( प्रकृतिलिङ्गसंबन्धात् ) પ્રાકૃત ઉપગાનની સાથે સંબંધ હોવાથી.

ભાવાર્થ :—મહાવ્રતમાં આ પ્રમાણે સંભળાય છે पत्नय उपगायन्ति પત્નીઓ ઉપગાન કરે છે. આ ઉપગાન પ્રકૃતિયાગમાં ઋત્વિજના ઉપગાનનું બાધક છે એવું પૂર્વપક્ષનું માનવું છે. ॥ ૮ ॥

आनर्थक्यात्त्वधिकं स्यात् ॥ ९ ॥

પદાર્થ :—( अधिकं स्यात् ) ઋત્વિગુપગાન સાથે સમુચ્ચય છે ( आनर्थक्यात् ) નહીં તો કાંડવીણા આદિથી ઉપગાનનું વિધાન નિરર્થક થઇ જાય.

ભાવાર્થ :—ઋત્વિજના ઉપગાનનો બાધ થતો નથી પણ તેની સાથે પત્ની ઉપગાનનો સમુચ્ચય છે. જો બાધ માનવામાં આવે તો કાંડવીણા આદિથી જે ઉપગાનનું વિધાન કરવામાં આવ્યું છે તે અનર્થક થઇ જાય ॥ ૯ ॥

## 'અંજન અને અભ્યંજન સંસ્કારમાં નવનીતાભ્યંજનનો ગૌગ્ગુલવાભ્યંજન સાથે સમુચ્ચય છે.' એ અધિકરણનાં સૂત્રો.

संस्कारे चान्यसंयोगात् ॥ १० ॥

પદાર્થ :—( संस्कारे ) અંજન અને અભ્યંજન સંસ્કારમાં ( अन्यसंयोगात् ) દીક્ષા કાલ અને સુત્યાકાલનો સંયોગ હોવાથી સમુચ્ચય છે. ( च ) સિદ્ધાંતને સૂચવે છે.

ભાવાર્થ :—અંજનાભ્યંજન સંજ્ઞક ઓગણ પચ્ચાસ દિવસથી સિદ્ધ થનાર એક સત્ર છે તેમાં गौग्गुलवेन प्रातः सवने समञ्जते આ પ્રમાણે વિધાનથી नवनीतेन अभ्यंजते એ પ્રમાણે પ્રાકૃત નવનીતાંજનનો બાધ થાય છે આ પ્રકારના પૂર્વ પક્ષના ઉત્તરમાં આ સૂત્રમાં કહ્યું છે કે પ્રાકૃત નવનીતઅંજનનો બાધ થતો નથી પણ તેનો સમુચ્ચય થાય છે, કારણ કે એક દીક્ષા કાલિક છે અને બીજું સુત્યાકાલિક છે. આ પ્રમાણે કાળભેદ હોવાથી બાધનો અવસર નથી. ॥ ૧૦ ॥

प्रयाजवदिति चेन्नार्थान्यत्वात् ॥ ११ ॥

પદાર્થ :—( प्रयाजवत् इति चेत् ) પ્રયાજો જેમ ભિન્ન કાલિક હોવા છતાં બાધ થાય છે તેમ અહીં પણ બાધ થશે જો એમ કહેવામાં આવે તો ( न अर्थान्यत्वात् ) ભિન્ન કાર્ય હોવાથી બાધ થઇ શકશે નહિ.

ભાવાર્થ :--નવનીતના અંજનથી ત્વક્માં મૃદુતા ઉત્પન્ન કરવાનું કાર્ય છે અને ગૌગ્ગુલવ અંજનથી શૈત્ય ઉત્પન્ન કરવાનું છે આમ ભિન્ન કાર્ય હોવાથી પ્રયોજનનું દૃષ્ટ ત લઇ બાધ માની શકાય નહી પણ સમુચ્ચય જ છે. એ સિદ્ધાંત ક્ષ છે. ॥ ૧૧ ॥

'મહાવ્રતમાં અહતવાસસ્નો તાર્ય-આદિ સાથે સમુચ્ચય છે.' એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ. आच्छादने त्वैकार्थ्यात्प्राकृतस्य विकारः स्यात् ॥ १२ ॥

પદાર્થ :--( तु ) પૂર્વપક્ષને સૂચવે છે. ( आच्छादने ) આચ્છાદનમાં ( ऐकार्थ्यात् ) એક પ્રયોજન હોવાથી ( प्राकृतस्य ) પ્રાકૃત અહતવાસસ્નો ( विकारः स्यात् ) બાધ થાય છે.

ભાવાર્થ :—મહાવ્રતમાં આ પ્રમાણે શ્રવણ થાય છે. तार्यं यजमानं 'परिधापयति' યજમાનને તાર્ય પહેરાવવું જોઇએ. તાર્ય એટલે ઘીથી ભીંજવલો કંબલ 'घृताक्तकम्बल-स्तार्यम्' પ્રકૃતિમાં અહતવાસસ્ અર્થાત્ કોરૂં કપડું પહેરવાનું વિધાન છે માટે અતિદેશ શાસ્ત્રથી પ્રાપ્ત અહતવાસસ્ સાથે તાર્યનો મહાવ્રતમાં બાધ થાય છે એમ સમજવું જોઇએ, કારણ કે બન્ને વસ્ત્રોનું શરીર ઢાંકવારૂપ એક જ પ્રયોજન છે એટલે એકની જરૂર છે, બેની નહિ. ॥ ૧૨ ॥

સિદ્ધાંત સૂત્ર. अधिकं वाऽन्यार्थत्वात् ॥ १३ ॥

પદાર્થ :—( वा ) અથવા ( अधिकम् ) સમુચ્ચય છે ( अन्यार्थत्वात् ) ભિન્ન પ્રયોજન હોવાથી.

ભાવાર્થ :—બંને વસ્ત્રોનું પ્રયોજન જુદું છે. એક ગુહ્યનું આચ્છાદન કરે છે જયારે બીજું ઉપવસ્ત્ર તરીકે કામમાં આવે છે. તાર્યનો અર્થ આ ઠેકાણે કૌપીન સમજવો અને તે ઘૃતાક્ત હોવો જોઇએ. એવો ભાવ घृताक्तकम्बलस्तार्यम् નો છે. ॥ ૧૩ ॥

મહાવ્રતમાં રથંતર સામનો શ્લોકાદિ સામ સાથે સમુચ્ચય છે.

सामस्वर्थान्तरश्रुतेरविकारः प्रतीयेत ॥ १४ ॥

પદાર્થ :—( सामसु ) સામગાનમાં ( अर्थान्तरश्रुतेः ) પ્રાકૃત સામ સાથે ( अविकारः प्रतीयेत ) સમુચ્ચયની પ્રતીતિ થાય છે.

ભાવાર્થ :—મહાવ્રતમાં આ પ્રમાણે શ્રવણ છે. श्लोकेन पुरस्तात् सदसः स्तुवन्ति આ વાકયથી એમ સમજાય છે કે શ્લોકસામથી પ્રાકૃત રથન્તરાદિ સામનો બાધ થવો જોઇએ પણ બાધ ન થતાં સમુચ્ચય જ છે કારણ કે પ્રાકૃતસ્તુતિરૂપ જે અર્થ છે તેનો શ્લોક સામ સાથે અન્વય થઇ શકતો નથી. માટે સામશ્લોકથી નવીન જ સ્તુતિ જણાય છે તેથી રથંતરાદિ સાથે એનો સમુચ્ચય છે, બાધ નહિ. ॥ ૧૪ ॥

વિકૃતિવિશેષમાં પ્રાકૃતસામગાનનો કૌત્સાદિથી બાધ થાય છે. એ અધિકરણનું સૂત્ર.

अर्थे त्वश्रूयमाणे शेषत्वात् प्राकृतस्य विकारः स्यात् ॥ १५ ॥

પદાર્થ :—( तु ) સિદ્ધાંતને સૂચવે છે. ( अर्थे ) પ્રાકૃત ફળ ( अश्रूयमाणे ) શ્રૂયમાણ ન હોવા છતાં ( प्राकृतस्य ) પ્રાકૃત સામગાનનો ( विकारः स्यात् ) બાધ થાય છે.

ભાવાર્થ :—કોઈ વિકૃતિવિશેષમાં આ પ્રમાણે શ્રવણ થાય છે कौत्सं भवति । भगं यशसी भवतः આ વિકૃતિગત વાકયથી અતિદેશથી પ્રાકૃત સામગાનનો બાધ થાય છે. જો કે स्तुवते આવું ક્રિયાપદ ઉક્ત વાકયમાં નથી, પણ સામગાન પાત્ર ક્રતુના અંગભૂત જ હોય છે. માટે વિકૃતિગત સામગાનથી ઋચાનો સંસ્કાર થઈ જાય છે તો પછી અતિદેશલબ્ધ પ્રાકૃત સામનું કશું પ્રયોજન રહેતું નથી. માટે પ્રાકૃત સામથી જે કાર્ય કરવાનું હોય છે તે કાર્ય વિકૃતિગત સામગાનથી થઈ જાય છે માટે વિકૃતિ સામગાનથી પ્રાકૃત સામગાનનો બાધ થાય છે. કૌત્સ આદિ પણ સામજ છે. ॥ ૧૫ ॥

## કૌત્સાદિસામગાનથી વ્યવસ્થાપૂર્વક બાધ થાય છે એ અધિકરણનાં સૂત્ર.

પૂર્વપક્ષ સૂત્ર. **सर्वेषामविशेषात ॥ १६ ॥**

પદાર્થ :—( सर्वेषाम् ) સર્વ સામના વિકૃતિ પઠિત સામ નિવર્તક છે ( अविशेषात् ) વિશેષ કશું ન હોવાથી.

ભાવાર્થ :—કોઈપણ એક સામ વિકૃતિપઠિત હોય તો તે પ્રકૃતિપઠિત બધાં જ સામગાનોનું બાધક થાય છે. અમુક સામ અમુક સામનું જ નિવર્તક છે એવું જણાવતું કોઈપણ પ્રમાણ ઉપલબ્ધ થતું ન હોવાથી. ॥ ૧૬ ॥

સિદ્ધાંત સૂત્ર. **एकस्य वा श्रुतिसामर्थ्यात्प्रकृतेश्चाविकारात ॥ १७ ॥**

પદાર્થ :—( वा ) અથવા ( एकस्य ) એક સામ એકનું નિવર્તક છે ( श्रुतिसामर्थ्यात् ) એક વચનાદિ શ્રુતિના બળથી. ( च ) અને ( प्रकृतेः ) પ્રાકૃત સામોનું ( अविकारात् ) ગ્રહણ થતું હોવાથી.

ભાવાર્થ :—વિકૃતિગત એક વચન વિશિષ્ટ સામ હોય તો એક જ પ્રાકૃત સામ નિવૃત્ત થાય છે. દ્વિવચનવિશિષ્ટ હોય તો બે સામ નિવૃત્ત થાય છે. જેમકે कौत्सं भवति અહીં એકવચન હોવાથી એકની નિવૃત્તિ સમજવી. शुद्धा शुद्धीये भवतः અહીં દ્વિવચન હોવાથી બેની નિવૃત્તિ સમજવી અને क्रौञ्चानि भवन्ति અહીં બહુ વચન હોવાથી ત્રણની નિવૃત્તિ સમજવી. આમ બીજાં જે બાકી રહેલાં સામ હોય છે તેનું વિકૃતિમાં ગ્રહણ સમજવું અને અતિદેશ શાસ્ત્રનો પણ આમ કરવાથી અનુગ્રહ થાય છે અર્થાત્ એ શાસ્ત્રનો પણ અહીં ઉપયોગ થઈ શકે છે, માટે એક એકનું, બે બેનું અને બહુ બહુનું નિવર્તક છે એમ સમજવું. ॥ ૧૭ ॥

## વિવૃદ્ધ અને અવિવૃદ્ધ નામવાળા ક્રતુઓમાં ક્રમ પ્રમાણે બાધ અથવા સમુચ્ચય થવો જોઈએ.' એ અધિકરણનું સૂત્ર.

**स्तोमवृद्धौ त्वधिकं स्यादविवृद्धौ द्रव्यविकारः स्यादितरस्याश्रुतित्वात् ॥ १८॥**

પદાર્થ :—( स्तोमवृद्धौ ) સ્તોમની જયાં વૃદ્ધિ હોય તે ક્રતુમાં ( तु अधिकं स्यात् ) પ્રાકૃતસામ અને વિકૃતસામનો સમુચ્ચય હોય છે. ( इतरस्य ) બીજાનું ( अश्रुतित्वात् ) શ્રવણ ન

થતું હોવાથી આગમ કરવો જોઇએ. ( अविवृद्धौ ) જે ક્રતુમાં સ્તોમની વૃદ્ધિ ન બતાવી હોય ત્યાં ( द्रव्यविकारः स्यात् ) સામરૂપ દ્રવ્યનો બાધ થાય છે.

**ભાવાર્થ** :—વિવૃદ્ધસ્તોમક અને અવિવૃદ્ધસ્તોમક ક્રતુઓ હોય છે. તેમાં જે ક્રતુમાં સ્તોમની વૃદ્ધિ બતાવી હોય ત્યાં પ્રાકૃતસામનો સમુચ્ચય છે એમ સમજવું અને જ્યાં સ્તોમની વૃદ્ધિ ન બતાવી હોય ત્યાં ત્યાં પ્રાકૃતસામનો બાધ છે એમ સમજવું. આ સૂત્રમાં સામને દ્રવ્ય કહેવામાં આવ્યું છે તેથી કેટલાક વિદ્વાનો એમ માને છે કે મીમાંસકના મતમાં શબ્દ દ્રવ્ય છે. मीमांसकमते शब्दस्य द्रव्यरूपत्वे गमकमिदम् । આ પ્રમાણે સુબોધિની ટીકામાં ઉલ્લેખ છે. ॥ ૧૮ ॥

## વિવૃદ્ધ અને અવિવૃદ્ધ સ્તોમવાળા ક્રતુઓના પવમાન સ્તોત્રોમાં જ સામના આવાપ અને ઉદ્વાપ થાય છે. એ અધિકરણનાં સૂત્રો.

**पवमाने स्यातां तस्मिन्नावापोद्वापदर्शनात् ॥ १९ ॥**

પદાર્થ :—( पवमाने ) પવમાન સ્તોત્રમાં ( स्याताम् ) આવાપ અને ઉદ્વાપ થાય છે. ( तस्मिन् ) તેમાં ( आवापोद्वापदर्शनात् ) આવાપ અને ઉદ્વાપ જોવામાં આવતા હોવાથી

ભાવાર્થ :—વિવૃદ્ધસ્તોમક ક્રતુમાં કોઇ ઠેકાણે આવાપ-એટલે સામગાનના મંત્ર ઉમેરવા, અને ઉદ્વાપ-એટલે સામગાનના મંત્રોની નિવૃત્તિ કરવી એ થાય છે. કારણ કે अत्र ह्येव आवपन्ति અને अत एव उद्वपन्ति આવાં વચનો છે. अत्र એટલે પવમાન સ્તોત્રમાં અને अतः પવમાન સ્તોત્રમાંથી આવો અર્થ છે. ભાવાર્થ એ છે કે આવાપ એટલે સમુચ્ચય અને ઉદ્વાપ એટલે નિવૃત્તિ આ બન્ને પવમાન સ્તોત્રમાં થાય છે. ॥ ૧૯ ॥

**वचनानि त्वपूर्वत्वात् ॥ २० ॥**

પદાર્થ :—( वचनानि तु ) વચનો પણ ( अपूर्वत्वात् ) ન્યાયના અભાવમાં નિર્ણાયક છે.

ભાવાર્થ :—ઉક્ત વચનો અર્થાત् अत्र ह्येव आवपन्ति ઇત્યાદિ નિર્ણાયક છે. આ વચનો અર્થવાદ નથી તથા અપૂર્વને માટે હોવાથી અનુવાદ પણ નથી માટે પવમાનસ્તોત્રોમાં જ ગાયત્રી આદિ છન્દોમાં સામગાનના આવાપ અને ઉદ્વાપ સમજવા. ॥ ૨૦ ॥

## 'યાગાદિમાં વિધિગત દેવતાશબ્દનું જ ઉચ્ચારણ કરવું તેના પર્યાય શબ્દોનું નહિ. એ અધિકરણનાં સૂત્રો.

**विधिशब्दस्य मन्त्रत्वे भावः स्यात् तेन चोदना ॥ २१ ॥**

પદાર્થ :—( विधिशब्दस्य मन्त्रत्वे ) મંત્ર સંબંધી દેવતાવાચક શબ્દનું ઉચ્ચારણ અવશ્ય હોવાથી ( भावः स्यात् ) યાગ અને નિર્વાપમાં એજ શબ્દનું ઉચ્ચારણ થવું જોઇએ. ( तेन चोदना ) તે વિધિગત શબ્દથી જ વિધાન હોવાથી.

**ભાવાર્થ** :—વિધિવાક્યમાં દેવતાવાચક જે પદ હોય તે જ પદથી યાગમાં અને નિર્વાપમાં વ્યવહાર થવો જોઇએ તેના પર્યાયવાચક શબ્દોથી નહિ, જેમકે आग्नेयोऽष्टाकपालो

भवति અહીં અગ્નિ શબ્દનો પ્રયોગ થયો છે તો પુરોડાશના યાગમાં अग्नये स्वाहा એમ જ બોલવું જોઇએ. અને इदमग्नये इदं न मम એમ જ કહેવું જોઇએ. અગ્નિના પર્યાયવાચક वह्नि આદિ શબ્દનો પ્રયોગ ન કરવો એટલે કે वह्नये स्वाहा અને इदं वह्नये इदंन मम આવો પ્રયોગ ન કરવો. કારણ કે અગ્નિપદથી અગ્નિ રૂપ અર્થમાં જે બોધ થાય છે તે वह्नि આદિ પદથી થતો નથી. મંત્રમાં જે શબ્દ ઉચ્ચારાયેલો હોય છે તે પણ અંગ તરીકે ગણાય છે. વૈદિક કર્મમાં પદવાચ્ય કેવળ અર્થનો ઉપયોગ હોતો નથી પણ તદ્વાચક શબ્દનો પણ ઉપયોગ હોય છે. यत्र ह्यर्थे कार्यमासाद्यते तत्र शब्दोऽर्थप्रत्यायनार्थो भवति यत्र अर्थे न प्रयोजनम् । यत्र पुन: शब्द एव कार्यं तत्र कार्यसम्बन्धार्थ: शब्द एव प्रत्याययितव्य: ॥ ( શાબરભાષ્ય ) આ વાક્યનો પણ ઉપર કહેલો જ ભાવ છે. આ કારણથી મંત્રગત શબ્દને યાગ વખતે અને નિર્વાપ વખતે બદલવો નહિ. વિનિયોગ કરતી વખતે પણ તેજ શબ્દને ચતુર્થી વિભક્તિ વાપરવી. વસ્તુરૂપ અર્થ એક જ છે પણ તેના ભિન્ન ભિન્ન ગુણ અને ક્રિયા વાચક શબ્દો અનેક છે, જે શબ્દથી જે ગુણ અથવા ક્રિયા સમજાય છે તે ગુણ અને ક્રિયા બીજા શબ્દથી ન જ સમજી શકાય. દરેક અર્થને માટે શબ્દો નિયત હોય છે પછી રૂઢ અર્થ ભલે એક જ હોય. આ ઉપરથી સમજાય છે કે વેદમાં तच्छब्द विशिष्ट: अर्थ: एव देवतापदार्थ: તે તે શબ્દ વિશિષ્ટ અર્થ જ દેવતા પદનો અર્થ છે. આ કારણથી પર્યાયવાચક શબ્દોનો પ્રયોગ યાગમાં કે નિર્વાપમાં થઇ શકતો નથી. આવો સિદ્ધાંતપક્ષ છે. ॥ ૨૧ ॥

**शेषाणां वा चोदनैकत्वात् तस्मात सर्वत्र श्रूयते ॥ २२ ॥**

**પદાર્થ** :—( शेषाणाम् वा ) શેષ મંત્રોમાં પણ ( चोदनैकत्वात् ) વિધિની એકરૂપતા હોવાથી ( तस्मात् सर्वत्र श्रूयते ) બધે ઠેકાણે વિધિગત શબ્દનો જ પ્રયોગ થવો ઇષ્ટ છે.

**ભાવાર્થ** :—ઉત્તમ પ્રયાજ સ્વિષ્ટકૃત્ આદિ નિગદોમાં પણ વિધિની એકરૂપતા હોવાથી વિધિગત શબ્દનો જ સર્વત્ર પ્રયોગ થવો જોઇએ. પર્યાયવાચક શબ્દોનો નહિ. ॥ ૨૨ ॥

**અતિદેશસ્થળમાં પણ વિધિગત જે શબ્દ હોય છે તેનાથી જ દેવતાશબ્દનું અભિધાન થાય છે.**

**तथोत्तरस्यां ततौ तत्प्रकृतित्वात् ॥ २३ ॥**

**પદાર્થ** :—( तथा ) તે પ્રમાણે ( उत्तरस्यां ततौ ) સૌર્યાદિ વિકૃતિ યાગમાં પણ શબ્દનો નિયમ છે ( तत्प्रकृतित्वात् ) તે દર્શપૂર્ણમાસ પ્રકૃતિવાળા હોવાથી.

ભાવાર્થ :—દર્શપૂર્ણમાસની વિકૃતિ જે સૌર્યાદિ યાગ છે તેમાં પણ શબ્દનો નિયમ છે. सौर्यं चरुं निर्वपेत् ઇત્યાદિમાં પણ સૂર્ય શબ્દનું અભિધાન થવું જોઇએ. પર્યાયવાચક આદિત્યાદિ શબ્દોનું નહિ. ઉક્ત વાક્યમાં સૂર્યનો સંબંધ निर्वपेत् ની સાથે છે. એટલે વિધિગત જ સૂર્ય શબ્દ છે. માટે પ્રયોગમાં યાજ્યા પુરોવાક્યાદિમાં જ્યાં પ્રયોગ કરવો હોય ત્યાં સૂર્ય શબ્દનો જ પ્રયોગ ઇષ્ટ છે. જ્યાં કેવળ અર્થ જ વિવક્ષિત હોય તો ત્યાં પર્યાયનો પ્રયોગ થાય પણ જ્યાં શબ્દ પણ વિવક્ષિત હોય ત્યાં તો શબ્દ ફરી શકે જ નહિ. ॥ ૨૩ ॥

## આધાનમાં અગ્નિનું સગુણથી અભિધાન છે એ અધિકરણનાં સૂત્રો.

**प्राकृतस्य गुणश्रुतौ सगुणेनाभिधानं स्यात् ॥ २४ ॥**

**પદાર્થ** :—( प्राकृतस्य ) પ્રાકૃત અગ્નિની ( गुणश्रुतौ ) ગુણશ્રુતિમાં ( सगुणेन अभिधानं स्यात् ) સગુણનું જ અભિધાન થાય છે.

**ભાવાર્થ** :—अग्नये पावकायाष्टाकपालम् ઇત્યાદિ શ્રવણ છે. અગ્નિ સાથે પાવક શબ્દ છે અને તે અગ્નિનો ગુણવાચક શબ્દ છે માટે દેવતાનું અભિધાન પાવક ગુણવિશિષ્ટ અગ્નિ શબ્દથી કરવું, કેવળ અગ્નિ શબ્દથી નહિ. જો દેવતા વાચક કેવળ અગ્નિ શબ્દ હોય તો पावक શબ્દનો પાઠ નિરર્થક થઇ જાય. ॥ ૨૪ ॥

**પૂર્વપક્ષ સૂત્ર. अविकारो वाऽर्थशब्दानपायात् स्याद् द्रव्यवत् ॥ २५ ॥**

**પદાર્થ** :—( वा ) અથવા ( अविकार: ) કેવળ અગ્નિ શબ્દનો પ્રયોગ કરવો ( अर्थशब्दानपायात् ) કેવળ અગ્નિ શબ્દના પ્રયોગથી પણ અર્થનો ત્યાગ થતો નથી. ( द्रव्यवत् ) દ્રવ્ય પેઠે.

**ભાવાર્થ** :—ગુણ વિશિષ્ટ અગ્નિ શબ્દનો દેવતા તરીકે જ્યાં પ્રયોગ હોય ત્યાં પણ કેવળ અગ્નિ શબ્દ વડે જ દેવતાનું અભિધાન થઇ શકે છે, એટલે વિધિગત ભલે ગુણવિશિષ્ટ અગ્નિ શબ્દનો પ્રયોગ હોય પણ જ્યારે દેવતાનું અભિધાન કરવું હોય ત્યારે કેવળ અગ્નિ શબ્દનો પ્રયોગ પણ ચાલી શકે. જેમ ઉત્પત્તિ વાકયમાં સગુણ દ્રવ્યનું અભિધાન હોય છે પણ ત્યાગાદિ વખતે કેવળ ગુણ રહિત દ્રવ્યનું અભિધાન ઇષ્ટ માનવામાં આવે છે તેમ દેવતાભિધાનમાં પણ સમજવું. દ્રવ્ય સંબંધમાં ઉત્પત્તિ વાકયમાં अजा वशा वायव्या આમ ગુણ વિશિષ્ટ अजा શબ્દનો પ્રયોગ છે પણ જ્યારે દ્રવ્યનું દાન કરવાનું હોય છે ત્યારે કેવળ अजा શબ્દનો પ્રયોગ પણ ઇષ્ટ છે. તેમ દેવતાના સંબંધમાં પણ સમજવું. ॥ ૨૫ ॥

**સિદ્ધાંત સૂત્ર. आरम्भासमवायात् चोदितेनाभिधानं स्यादर्थस्य श्रुतिसमवायित्वादवचने च गुणशासनमनर्थं स्यात् ॥ २६ ॥**

**પદાર્થ**: —( आरंभसामर्थ्यात् ) કેવળ અગ્ન્યાદિ પદનો અર્થ ઉત્પત્તિવાકયમાં તિઙ્ વાચ્ય ભાવનામાં અસંબદ્ધ હોવાથી ( चोदितेन अभिधानं स्यात् ) વિધિવિહિત ગુણ વિશિષ્ટ અગ્ન્યાદિપદથી જ અભિધાન થવું જોઇએ ( अर्थस्य श्रुतिसमवायात ) ઉત્પત્તિવાકયમાં ગુણ વિશિષ્ટ અગ્ન્યાદિનો બોધ થતો હોવાથી ( च ) અને જો કેવળ અગ્નિ શબ્દનો પ્રયોગ સ્વીકારવામાં આવે તો ( गुणशासनम् अनर्थं स्यात् ) ગુણનું શાસન કરવું નકામું થઈ જાય.

**ભાવાર્થ** :—વિધિવાકયમાં ગુણ વિશિષ્ટ દેવતા વાચક પદ હોય તો દેવતાને ઉદ્દેશીને જ્યાં હવિસ્ત્યાગ થતો હોય ત્યાં ગુણ વિશિષ્ટ દેવતાનું અભિધાન કરવું. ઉકત સ્થળે કેવળ અગ્ન્યાદિ શબ્દનો અર્થ દેવતા છે જ નહિ. ગુણ વિશિષ્ટ જ દેવતા છે. એવે ઠેકાણે જો કેવળ અગ્નિઆદિ દેવતા શબ્દોનું અભિધાન કરવામાં આવે તો ગુણ વાચક પદ નિરર્થક થઇ જાય. ગુણ વાચક જે પદ દેવતા સાથે હોય તે પદ સાથે દેવતાનું કથન કરવું જોઇએ. ॥ ૨૬ ॥

द्रव्येष्वारम्भगामित्वादर्थे विकारे सामर्थ्यात् ॥ २७ ॥

**પદાર્થ** :—( द्रव्येषु ) દ્રવ્યોમાં ( आरम्भगामित्वात् ) ઉત્પત્તિ વાક્યમાં ગુણ રહિત દ્રવ્ય ભાવના સાથે સંબદ્ધ હોવાથી ( अर्थे विकारे स्यात ) કેવળ ગુણ રહિત દ્રવ્યનું અભિધાન ઇષ્ટ છે.

**ભાવાર્થ** :—દ્રવ્યના સંબંધમાં તો કેવળ દ્રવ્ય જ ભાવના સાથે સંબદ્ધ હોવાથી ગુણ રહિત દ્રવ્યનું પણ અભિધાન થવું ઇષ્ટ છે પણ દેવતામાં એમ થતું નથી એટલે કે જો સગુણ દેવતા સંબદ્ધ ભાવના સાથે હોય તો સગુણ દેવતાનું જ કથન કરવું અને કેવળ દેવતાનો ભાવના સાથે સંબંધ હોય તો કેવળ દેવતાનું અભિધાન કરવું માટે વર્ણાગુણ રહિત આજ્ય દ્રવ્યનું અભિધાન ઇષ્ટ છે અને પાવક વિશિષ્ટ અગ્નિ દેવતાનું અભિધાન જ ઇષ્ટ છે. ॥ ૨૭ ॥

## પવમાન ઇષ્ટિઓમાં આજ્યભાગોમાં નિર્ગુણ દેવતાપદનું અભિધાન કરવું એ અધિકરણનાં સૂત્રો

પૂર્વપક્ષ बुध्न्वान् पवमानवद्विशेषनिर्देशात ॥ २८ ॥

**પદાર્થ** :—( पवमानवत ) પવમાન ઇષ્ટિમાં જેમ पवमानः अग्निः સગુણ દેવતાનું અભિધાન થાય છે તેમ ( बुधन्वान् ) बुधन्वान् आग्नेयः આ ઠેકાણે બુધન્વાન્ અગ્નિનુ વિશેષણ હોવાથી ( विशेषनिर्देशात् ) अग्निर्बुधन्वान् આવો વિશેષ નિર્દેશ અર્થવાન્ થઇ શકશે. માટે સગુણ અગ્નિનું અભિધાન કરવું જોઇએ.

**ભાવાર્થ** :—बुधन्वान् એ પદ અગ્નિના ગુણનું કથન કરતું હોવાથી નિગમમાં સગુણ અગ્નિપદનું અભિધાન કરવું જોઇએ. बुधन्वान् એ અગ્નિનું વિશેષણ છે, માટે પવમાન ઇષ્ટિમાં જે पवमानः अग्निः તેમ આજ્ય ભાગોમાં પણ बुधन्वान् अग्निः આવું અભિધાન કરવું જોઇએ. આવું પૂર્વપક્ષનું મન્તવ્ય છે. ॥ ૨૮ ॥

સિદ્ધાંત સૂત્ર. मन्त्रविशेषनिर्देशान्न देवताविकारः स्यात् ॥ २९ ॥

**પદાર્થ** :—( मन्त्रविशेषनिर्देशात ) વિશેષ મંત્રનો વાચક હોવાથી ( देवताविकारः न स्यात् ) દેવતાનું વિશેષણ बुधन्वान् નથી.

**ભાવાર્થ** :—बुधन्वान् આ પદ અગ્નિદેવતાનું વિશેષણ નથી પણ મંત્રનું વિશેષણ છે, માટે पवमानः अग्निः આ જે દૃષ્ટાંત આપ્યું છે તે અસંગત છે. આ કારણથી નિર્ગુણ દેવતાનું અર્થાત્ કેવળ અગ્નિનું અભિધાન થવું યોગ્ય છે. ॥ ૨૯ ॥

## આનુબન્ધ્ય અને વનસ્પતિ યાગના નિગમોમાં વિધિગત ઉસ્ત્રા વનસ્પતિ શબ્દોથીજ દ્રવ્ય અને દેવતાનું અભિધાન કરવું. એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ. विधिनिगमभेदात् प्रकृतौ तत्प्रकृतित्वाद्विकृतावपि भेदः स्यात् ॥ ३० ॥

**પદાર્થ** :—( प्रकृतौ ) પ્રકૃતિમાં ( विधि निगमभेदात् ) વિધિ અને નિગમમાં ભેદ બતાવેલો હોવાથી ( विकृतौ अपि ) વિકૃતિમાં પણ ( भेदः स्यात् ) ભેદ હોવો જોઇએ ( तत्प्रकृतित्वात् ) गौरनुबन्ध्यः આની પ્રકૃતિ अमीषोमीय पशुः એ હોવાથી.

**ભાવાર્થ** :—પ્રકૃતિમાં વિધિ અને નિગમમાં ભેદ બતાવ્યો છે. વિધિ વાક્યમાં એટલે ઉત્પત્તિ વાક્યમાં 'પશુ' શબ્દ પ્રયુક્ત છે હવે જ્યોતિષ્ટોમમાં गौरनुबन्ध्यः આવો પાઠ છે. અહીં गो શબ્દ વિધિગત્ છે તો તેનું અભિધાન गो ના પર્યાય વાચક શબ્દથી થઇ શકે. આવું પૂર્વપક્ષવાદીનું માનવું છે. ॥ ૩૦ ॥

સિદ્ધાંત સૂત્ર. **यथोक्तं वा विप्रतिपत्तेर्न चोदना ॥ ३१ ॥**

**પદાર્થ** :—(वा) અથવા (यथोक्तम्) જે પ્રમાણે વિધિમાં શબ્દ પાઠ હોય તે પ્રમાણેજ અભિધાન કરવું (विप्रतिपत्ते : न चोदना) વિધિવાક્યશ્રુત શબ્દ કરતાં બીજા શબ્દનો પ્રયોગ કરવો એવો કોઈ વિધિ નથી.

**ભાવાર્થ** :—વિધિગત જે શબ્દ હોય તેનો જ પ્રયોગ નિગદ આદિમાં કરવો જોઇએ. જો गो શબ્દ વિધિગત હોય તો गो સિવાય તેના પર્યાય વાચક શબ્દનો પાઠ કરવો યોગ્ય નથી અને એવો કોઇ વિધિ નથી. ॥ ૩૧ ॥

**અવભૃથમાં અગ્નીવરુણ બન્ને દેવતાઓનું અભિધાન સ્વિષ્ટકૃત્ સાથે છે એ અધિકરણનાં સૂત્રો.**

પૂર્વપક્ષ. **स्विष्टकृद्देवतान्यत्वे तच्छब्दत्वान्निवर्तेत ॥ ३२ ॥**

**પદાર્થ** :—(स्विष्टकृद्देवतान्यत्वे) પ્રકૃતિમાં સ્વિષ્ટકૃત્માં જે દેવતા છે તેનાથી ભિન્ન હોવાથી (तच्छब्दत्वात्) પ્રાકૃત અગ્નિ રૂપ અર્થ વિશિષ્ટ શબ્દ હોવાથી (निवर्तेत) સ્વિષ્ટકૃત શબ્દની નિવૃત્તિ થાય છે.

**ભાવાર્થ** :—अवभृथे अग्नीवरुणौ स्विष्टकृतौ यजति આવું વાક્ય છે. પ્રકૃતિમાં સ્વિષ્ટકૃત ગુણ વિશિષ્ટ અગ્નિ દેવતા છે તેના જ એકદેશથી સ્વિષ્ટકૃત્ શબ્દથી અનુવાદ કરી તે અગ્નિના સ્થાનમાં અગ્નીવરુણનું વિધાન છે અને પ્રાકૃત ગુણનો બાધ કર્યો છે એટલે કેવળ અગ્નીવરુણનું અભિધાન કરવું જોઇએ સ્વિષ્ટકૃતનું નહિ. એવો ભાવ પૂર્વપક્ષવાદીનો છે. ॥ ૩૨ ॥

સિદ્ધાંત સૂત્ર. **संयोगो वाऽर्थापत्तेरभिधानस्य कर्मजत्वात् ॥ ३३ ॥**

**પદાર્થ** :—(वा संयोगः) અથવા સ્વિષ્ટકૃત્ સહિત અગ્નીવરુણનું અભિધાન કરવું. (अर्थापत्तेः) स्विष्टं करोति અથવા स्विष्टं कृतवान् આવા અર્થની પ્રાપ્તિ હોવાથી (अभिधानस्य कर्मजत्वात्) સ્વિષ્ટકૃત્ શબ્દ ક્રિયાનિમિત્તક હોવાથી.

**ભાવાર્થ** :—જેમ 'પાચક' શબ્દ ક્રિયાનિમિત્તક છે તેમ સ્વિષ્ટકૃત શબ્દ પણ ક્રિયાનિમિત્તક છે તેથી સ્વિષ્ટકૃત્ શબ્દ સાથે જ અગ્નિવરુણ દેવતાનું અભિધાન થવું જોઇએ. ॥ ૩૩ ॥

આનાપ્રીયામીય પશુમાં સર્વત્ર પ્રયોગમાં નિર્ગુણ અગ્નિનું અભિધાન થવું જોઈએ એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ સૂત્ર. सगुणस्य गुणलोपे निगमेषु गुणस्थाने यावदुक्तं स्यात् ॥ ३४ ॥

પદાર્થ :—( सगुणस्य गुणस्थाने गुणलोपे ) પ્રકૃતિમાં સગુણ સ્થાનમાં ગુણલોપ પ્રાપ્ત થતો હોવાથી ( निगमेषु ) મંત્રોમાં ( यावदुक्तं स्यात् ) શ્રુતના ત્યાગમાં જેટલો દોષ છે તેટલો જ અશ્રુતની કલ્પનામાં દોષ છે માટે યાગમાં જ ગુણનો લોપ થવો જોઈએ, નિગમો આદિમાં નહિ.

ભાવાર્થ :—अग्नि यजति આવો પાઠ સ્વિષ્ટકૃત્ ગુણનો લોપ કરીને સોમયાગમાં કર્યો છે. માટે યાગમાં સ્વિષ્ટકૃતનો લોપ કરી અગ્નિનું અભિધાન કરવું બીજે ઠેકાણે નહિ. જો બીજે ઠેકાણે નિગમાદિમાં પણ ગુણનો લોપ કરવામાં આવે તો જે અશ્રુત છે તેની કલ્પના કરવી પડે, અને એમ કરવામાં દોષ છે માટે યાગ પૂરતો જ નિર્ગુણ અગ્નિ શબ્દનો પ્રયોગ થવો જોઈએ. ॥ ૩૪ ॥

સિદ્ધાંત સૂત્ર. सर्वस्य वैककर्म्यात् ॥ ३५ ॥

પદાર્થ :—( वा ) અથવા ( सर्वस्य ) સ્વિષ્ટકૃત અગ્નિશબ્દના ગુણનો લોપ થવો જોઈએ ( ऐककर्म्यात् ) યાગ રૂપ એક જ પ્રયોગ હોવાથી.

ભાવાર્થ :—સર્વ સ્વિષ્ટકૃત્ યાગ પ્રયોગમાં ગુણનો લોપ થવો જોઈએ, કારણ કે, યાગરૂપ પ્રયોગ તો એક જ છે માટે નિગદોમાં અને નિગમોમાં પણ ગુણ રહિત અગ્નિશબ્દનું અભિધાન થવું યોગ્ય છે. ॥ ૩૫ ॥

અનુયાજમાં સ્વિષ્ટકૃત્ યાગ સંસ્કાર કર્મ છે એ અધિકરણનું સૂત્ર.

स्विष्टकृदावापिकोऽनुयाजे स्यात् प्रयोजनवदङ्गानामर्थसंयोगात् ॥ ३६ ॥

પદાર્થ :—( स्विष्टकृत् ) અનુયાજના સ્વિષ્ટકૃત્ ( आवापिकः ) આજ્યભાગ અને સ્વિષ્ટકૃત્ વચ્ચે જે હોય તે આવાપ. એ આવાપનો સંબંધી સ્વિષ્ટકૃત ( अनुयाजे स्यात् ) અનુયાજમાં હોય છે ( प्रयोजनवदङ्गानाम् अर्थसंयोगात् ) સમીપવર્તિ અંગો વાક્યમાં શ્રૂયમાણ અર્થ સાથે સંયોગ પામતાં હોવાથી.

ભાવાર્થ :—આવાપિક સ્વિષ્ટકૃત યાગ સંસ્કાર કર્મ છે "आज्यभागस्विष्टकृतान्तराऽऽवापस्थानम्" આજ્યભાગ અને સ્વિષ્ટકૃત વચ્ચે આવાપ સ્થાન હોય છે. એ પ્રમાણે શાબર ભાષ્યમાં ઉલ્લેખ છે. अपि च द्विविधान्यङ्गानि आरादुपकारकाणि सामवायिकानि च आरादुपकारकेभ्यः सामवायिकानि गरीयांसि ॥ શાબર ભાષ્ય. અંગ બે પ્રકારના હોય છે- એક આરાદુપકારક અને બીજું સામવાયિક. આરાદુપકારક કર્મ કરતાં સામવાયિક પ્રબળ હોય છે. માટે ઉક્ત આવાપિક સ્વિષ્ટકૃત યાગ સામવાયિક અર્થાત્ સંસ્કાર કર્મ છે. ॥ ૩૬ ॥

દર્શ અને પૂર્ણમાસમાં યાજ્યા અને પુરોનુવાક્યા ઋચાઓ સંસ્કાર કર્મને
માટે છે એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ સૂત્ર. अन्वाहेति च शब्दवत्कर्म स्याच्चोदनान्तरात् ॥ ३७ ॥

પદાર્થ :—( अन्वाह इति च ) तिष्ठन् अन्वाह ઇત્યાદિ ( शब्दवत् ) [illegible] ( कर्म स्यात् ) પ્રધાન કર્મ છે. ( चोदनान्तरात् ) સ્વતંત્રવિધિવિહિત હોવાથી.

ભાવાર્થ :—દર્શપૂર્ણમાસ યાગમાં तिष्ठन् अन्वाह એ વાક્યથી યાજ્યા ઋચા અને પુરોવાક્યા ઋચાનું અનુવચન એ પ્રધાન કર્મ છે. જો સંસ્કાર કર્મ હોત તો अन्वाह એ વચનની જરૂર પડત નહિ. મંત્રના સ્વરૂપથી દેવતા સ્મરણ સમજી શકાત. એ પ્રધાન કર્મ હોય તો જ अन्वाह એ પદ ચરિતાર્થ થઇ શકે, માટે પ્રધાન કર્મ છે. ॥ ૩૭ ॥

સિદ્ધાંત સૂત્ર. संस्कारो वा चोदितस्य शब्दस्य वचनार्थत्वात् ॥ ३८ ॥

પદાર્થ :—( वा ) અથવા ( संस्कारः ) સંસ્કાર કર્મ છે. ( चोदितस्य शब्दस्य वचनार्थत्वात् ) વિહિત જે વાચક શબ્દ છે તે દૃષ્ટાર્થક હોવાનો સંભવ છે.

ભાવાર્થ :— अन्वाह એ સંસ્કારક કર્મને સૂચવે છે. અર્થાત્ દેવતાનું સ્મરણ કરાવીને સંસ્કાર ઉત્પન્ન કરે છે. વિહિત જે શબ્દ છે તે દૃષ્ટ અર્થનો જ બોધક છે. માટે તે અપૂર્વ કર્મને માટે નથી. ॥ ૩૮ ॥

अवाच्यत्वान्नेति चेत् ॥ ३९ ॥

પદાર્થ :—( अवाच्यत्वात् ) વિધિ ન હોવાથી ( न इति चेत् ) દૃષ્ટાર્થ નથી એવી શંકા કરવામાં આવે તો.

ભાવાર્થ :—જો એવી શંકા કરવામાં આવે કે દૃષ્ટ અર્થને માટે અપૂર્વ વિધાન ન હોય, તો તેનો ઉત્તર આગળના સૂત્રમાં છે. ॥ ૩૯ ॥

स्याद् गुणार्थत्वात् ॥ ४० ॥

પદાર્થ :—( गुणार्थत्वात् ) ગુણાર્થ ( स्यात् ) હોય છે.

ભાવાર્થ :—ગુણાર્થક હોવાથી દૃષ્ટ અર્થને માટેજ એ પઠન છે અર્થાત્ तिष्ठन् अन्वाह એ પ્રધાન કર્મ નથી પણ સંસ્કાર કર્મ છે. ॥ ૪૦ ॥

મનોતા મંત્રમાં ઊહ નથી એ અધિકરણનું સૂત્ર

मनोतायां तु वचनादविकारः स्यात् ॥ ४१ ॥

પદાર્થ :—( मनोतायां तु ) त्वं ह्यग्ने प्रथमो मनोता ઇત્યાદિ મંત્રમાં ( वचनात् ) વચન હોવાથી ( अविकारः स्यात् ) ઊહ કરવાનો હોતો નથી.

ભાવાર્થ :—त्वं ह्यग्ने प्रथमो मनोता ઇત્યાદિ પ્રકૃતિગત્ મંત્ર છે. એ મંત્રનો અગ્નિ છે એટલે કે તે આગ્નેયી ઋચા છે. વાયવ્યપશુમાં त्वं हि वायो આવો ઊહ કરવો આવા પૂર્વપક્ષના સંબંધમાં કહેવામાં આવે છે કે પશુ અન્ય દેવત્ય છે એટલે કે વાયવ્ય પશુ છે અને મનોતા આગ્નેયી છે પણ વચન હોવાથી ઊહ કરવામાં આવતો નથી. માટે મનોતા મંત્રમાં વિકાર કર્યા વગર જ તેનો પાઠ કરવો. ॥ ૪૧ ॥

## કણ્વ રથંતરનું ગાન સ્વયોનિમાં હોય છે એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ. पृष्ठार्थेऽन्यद् रथन्तरात्तद्योनिपूर्वत्वादृचां प्रविभक्तत्वात् ॥ ४२ ॥

પદાર્થ :—( पृष्ठार्थे ) પૃષ્ઠ સ્તોત્ર કાર્યમાં ( रथंतराद् अन्यत् ) રથંતરથી ભિન્ન જે કણ્વ રથંતર સામ વિહિત કર્યું છે ( तद्योनिपूर्वत्वात ) તે જ્યોતિષ્ટોમ પ્રકૃતિક હોવાથી રથંતર યોનિમાં ગાવું જોઇએ. ( ऋचां प्रविभक्तत्वात् ) બહદ્યોનિભૂત ઋચોની નિવૃત્તિ થયેલી હોવાથી.

ભાવાર્થ :—વૈશ્ય સ્તોત્રમાં कण्वरथंतरं पृष्ठं भवति કણ્વરથંતર સામ ગાવાનું હોય છે એ ગાન રથંતર સામની જે યોનિ અર્થાત્ ઋચા હોય છે તેમાં ગાન કરવું. બૃહત્પૃષ્ઠની જે ઋચા હોય છે તેમાં નહિ. આવું પૂર્વપક્ષવાદી નું મંતવ્ય છે. ॥ ૪૨ ॥

પૂર્વપક્ષનું દૂષણ.

स्वयोनौ वा सर्वाख्यत्वात् ॥ ४३ ॥

પદાર્થ :—( स्वयोनौ वा ) અથવા કણ્વરથંતરની જે યોનિ હોય તેમાં ગાવું ( सर्वाख्यत्वात् ) કણ્વરથંતર એ શબ્દ સામવિશેષમાં રૂઢ હોવાથી.

ભાવાર્થ :—કણ્વરથંતર એ ખાસ વિશિષ્ટ સામમાં રૂઢ છે માટે તેની જે યોનિ અર્થાત્ ઋચા હોય છે તેમાં જ કણ્વરથંતરનામનું સામગાન કરવું જોઇએ. ॥ ૪૩ ॥ .

પૂર્વપક્ષની શંકા. यूपवदिति चेत् ॥ ४४ ॥

પદાર્થ :—( यूपवत् इति चेत् ) યૂપ શબ્દ પેઠે સંસ્કારને નિમિત્ત કરી એ શબ્દ પ્રવૃત્ત થયો છે. એવી જો શંકા કરવામાં આવે તો. આનો ઉત્તર આગળના સૂત્રમાં છે.

ભાવાર્થ :—જેમ યૂપ શબ્દ સંસ્કારને નિમિત્ત કરીને પ્રવૃત્ત થયેલો હોય છે. ગમે તે કાષ્ઠને અથવા વૃક્ષને યૂપ કહેવામાં આવતો નથી તેમ પ્રાકૃત રથંતર સંબંધી જેટલા ધર્મો છે તદ્વિશિષ્ટમાં રથંતર શબ્દ પ્રવૃત્ત છે માટે કણ્વરથંતર સામ રથંતરની યોનિમાં જ ગાવું જોઇએ. આ શંકાનો ઉત્તર આગળના સૂત્રમાં છે. ॥ ૪૪ ॥

न कर्मसंयोगात् ॥ ४५ ॥

પદાર્થ :—( कर्मसंयोगात् ) કર્મના સંયોગને લીધે ( न ) પ્રવૃત્ત થયો નથી.

ભાવાર્થ :—યૂપની પેઠે કણ્વરથંતર ક્રિયાને નિમિત્ત કરીને પ્રવૃત્ત થયો નથી પણ એ તો રૂઢ છે. જેમ હસ્તિનખ શબ્દ પુરદ્વારમાં રૂઢ છે તે કણ્વરથંતર શબ્દ સામવિશેષમાં રૂઢ છે. માટે તેની જે ઋચા હોય તેમાં જ તેનું ગાન કરવું કેવળ રથંતરની ઋચામાં નહિ. ॥ ૪૫ ॥

## કણ્વરથંતર સામની જે ઋચા હોય તેની પછી બીજી બે ઋચામાં ગાન કરવું. ' એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ. कार्यत्वादुत्तरयोर्यथाप्रकृति ॥ ४६ ॥

પદાર્થ :—( कार्यत्वात् ) સામગાન રૂપ કાર્ય ( उत्तरयोः ) પ્રથમ સિવાય બીજી બે ઋચામાં પણ હોવાથી ( यथाप्रकृति ) બીજી બે ઋચા પ્રકૃતિમાં જે બે ઉત્તર ઋચા હોય તેનો અતિદેશ સમજવો.

ભાવાર્થ :—સામગાન ત્રણ ઋચામાં કરવાનું હોય છે. હવે કણ્વરથંતર સામગાન માટે એક ઋચા તો તેની પોતાની હોય છે પણ બીજી ઉત્તર બે ઉત્તર ઋચાઓ જે અપેક્ષિત છે તે પ્રકૃતિમાંથી લઈને તેમાં કણ્વરથંતર સામગાન કરવું. આ બે જે ઉત્તર ઋચાઓ ગાનાધિકરણ હોય છે તે રથંતર અને બૃહત્ સામની પ્રકૃતિ પ્રમાણે હોય છે. આમ કરવાથી અતિદેશ શાસ્ત્રનો બાધ થતો નથી. એટલે ઉત્તરા ઋચા રથંતર અથવા બૃહત્સામની હોવી જોઇએ. ॥ ૪૬ ॥

સિદ્ધાંત સૂત્ર. समानदेवते वा तृचस्याविभागात् ॥ ४७

પદાર્થ :—( वा ) ( तृचस्य अविभागात् ) ત્રણ ઋચાઓનો એટલે તૃચનો વિભાગ હોતો નથી ( समानदेवते ) એ સંપૂર્ણ તૃચનો દેવતા એક જ હોય છે.

ભાવાર્થ —एकं साम तृचे क्रियते એક સામગાન તૃચમાં કરવું, ત્રણ ઋચાઓનો જે સમૂહ હોય છે તેને તૃચ કહે છે. એ ત્રણે ઋચાઓની દેવતા એક જ હોય છે અને છંદપણ એક જ હોય છે માટે તેમાં વિભાગ ગણાતો નથી. આ ત્રણ ઋચામાં કણ્વરથંતર સામ ગાવાનું હોવાથી બીજી ઉત્તરા ઋચાઓની અપેક્ષા રહેતી નથી. ઉક્ત વચનથી અતિદેશ શાસ્ત્રનો પણ બાધ થાય છે. समानच्छन्दसि समानदेवताके च अविशेषितस्तृचशब्दो भवति આ પ્રમાણે શાબરભાષ્યમાં તૃચ શબ્દનો ખુલાસો કરવામાં આવ્યો છે. ॥ ૪૭ ॥

## અગ્નિષ્ટુદ્ યાગમાં સ્તુત અને શસ્ત્ર મંત્રોમાં ઊહ નથી એ અધિકરણનું સૂત્ર.

ग्रहाणां देवतान्यत्वे स्तुतशस्त्रयोः कर्मत्वादविकारः स्यात् ॥ ४८ ॥

પદાર્થ :—( ग्रहाणां देवतान्यत्वे ) ગ્રહોના દેવતા સ્તુત શસ્ત્ર મંત્રના દેવતાથી ભિન્ન હોવા છતાં ( अविकारः स्यात् ) ઊહ થતો નથી ( स्तुतशस्त्रयोः कर्मत्वात् ) સ્તુતશસ્ત્ર અર્થાત્ સ્તોત્ર અને શસ્ત્ર પ્રધાન કર્મ હોવાથી.

ભાવાર્થ :—अप्रगीतमन्त्रसाध्यास्तुतिः शस्त्रम् । प्रगीतमन्त्रसाध्या स्तुतिः स्तोत्रम् । મંત્રોના ગાન કર્યા વગર જે સ્તુતિ થાય છે તે શસ્ત્ર કહેવાય છે અને મંત્રોનું ગાન કરી જે સ્તુતિ થાય છે તે સ્તોત્ર કહેવાય છે. આ સ્તોત્ર અને શસ્ત્ર પ્રધાન કર્મ હોય છે, સંસ્કારક કર્મ નહિ. તેથી आग्नेया ग्रहा भवन्ति આ વાક્ય ગ્રહોની દેવતા અગ્નિ છે એમ સમજાય છે. સ્તોત્ર અને શસ્ત્રના મંત્રોની દેવતા અગ્નિ કરતાં જુદા છે છતાં સ્તોત્ર અને શસ્ત્રના મંત્રમાં અગ્નિ

દેવતાનો ઊહ કરવાનો હોતો નથી. દ્વિતીય અધ્યાયના પ્રથમ પાદમાં સ્તોત્ર અને શસ્ત્ર પ્રધાન કર્મ છે એવું સિદ્ધાંત રૂપે સ્થાપિત કર્યું છે. ॥ ૪૮ ॥

ચાતુર્માસ્ય યાગમાં ' આજ્ય ' શબ્દનો અવિકારથી અર્થાત્ ઊહ કર્યા વગર આવાહન કરવું એ અધિકરણનાં સૂત્રો.

**પૂર્વપક્ષ સૂત્ર.** उभयपानात् पृषदाज्ये दध्नोप्युपलक्षणं निगमेषु पातव्यस्योपलक्षणत्वात् ॥ ४९ ॥

**પદાર્થ :—** ( पृषदाज्ये ) પૃષદાજ્ય હવિષ્‌માં ( उभयपानात् ) દધિ અને ઘૃત બન્નેનું પાન હોવાથી ( दध्नः अपि उपलक्षणम् ) દહીંનું પણ ઉપલક્ષણ સમજવું ( नि॰ मेषु पातव्यस्य उपलक्षणत्वात् ) મંત્રમાં જે પીવા યોગ્ય વસ્તુ છે તેનું ઉપલક્ષણ છે.

**ભાવાર્થ :—** ચાતુર્માસ્યમાં पृषदाज्येन अनुयाजान् यजति પ્રકૃતિમાં देवान् आज्यपान् आवह આ પ્રમાણે મંત્ર છે आज्यं पिबतीति आज्यपः આ પ્રમાણે आज्यप શબ્દની વ્યુત્પત્તિ થાય છે. पृषदाज्य હવિષ્ છે માટે તેના સંબંધમાં आज्यपान् आवह તેની સાથે दधि શબ્દનું ઉપલક્ષણ સમજવું એટલે કે दध्याज्यपान् आवह આ પ્રમાણે ઊહ કરવો જોઇએ. કારણ કે મંત્રમાં પાતવ્ય માત્રનું ઉપલક્ષણ છે. दधि અને आज्य બન્ને પાતવ્ય છે. કારણ કે જે હોમમાં આવે છે તે પીવાય છે. यत् त्यज्यते तत्पीयते આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે आज्यपान् आवह આ મંત્રમાં પૃષદાજ્ય હવિષ્ આપતી વખતે दधि શબ્દનો પણ ઊહ કરવો. એટલે दध्याज्यपान् आवह એમ બોલવું. ॥ ૪૯ ॥

પૂર્વપક્ષમાં દોષ બતાવનારૂ સૂત્ર.

न वा परार्थत्वात् ॥ ५० ॥

**પદાર્થ :—** ( न वा ) અથવા બન્નેનો અર્થાત્ દધિ અને આજ્યનો મંત્રમાં પ્રયોગ કરવો નહિ. ( परार्थत्वात् ) પરપ્રત્યાયક હોવાથી.

**ભાવાર્થ :—** आज्य શબ્દના પ્રયોગથી દધિ પણ સમજી શકાય છે. જેમ कम्बुग्रीवादिमत्वं घटत्वम् અથવા कपालजन्यत्वम् घटत्वम् આ બે લક્ષણમાંથી કોઇ પણ એક બોલવાથી ' ઘટ ' પદાર્થ સમજી શકાય છે તેમ आज्य શબ્દ દધિને માટે પણ છે મંત્રમાં દધિ શબ્દનો ઊહ કરી પ્રયોગ કરવાની જરૂર નથી. એમાંથી કોઈ પણ શબ્દના પ્રયોગથી દેવતાનું સ્મરણ થઇ શકે છે. ॥ ૫૦ ॥

ઉપરના કથનને દૃષ્ટાંત કરી પૂર્વપક્ષને ટેકો આપનારૂં સૂત્ર.

स्याद्वा आवाहनस्य तादर्थ्यात् ॥ ५१ ॥

**પદાર્થ :—** ( स्याद् वा ) દધિ પદનો પ્રક્ષેપ કરવો જોઇએ. ( आवाहनस्य तादर्थ्यात् ) આવાહન પાત્ અને પેય બન્નેનું સ્મારક હોવાથી.

ભાવાર્થ :—આવાહન પ્રાત અને પેય બન્નેનું સ્મારક હોવાથી દધિ શબ્દનો પણ પ્રક્ષેપ મંત્રમાં કરવો જોઇએ. ॥ ૫૧ ॥

સિદ્ધાંતપક્ષનું ઉદ્‌ભાવન.

**न वा संस्कारशब्दत्वात् ॥ ५२ ॥**

પદાર્થ :—( न वा ) દધિનું ઉપલક્ષણ નથી ( संस्कारशब्दत्वात् ) દધિરૂપ અર્થ તો સંસ્કારને માટે છે.

ભાવાર્થ :—आज्य જેમ મુખ્ય છે તેમ દધિ મુખ્ય નથી. એ તો આજ્યમાં ચિત્રતા રૂપ સંસ્કાર લાવવા માટે છે તેથી મંત્રમાં દધિ શબ્દનો ઊહ કરી પ્રયોગ કરવાની જરૂર નથી. જેમ आज्यनो હોમ થાય છે તેમ " પૃષદાજ્યમાં " દધિનો હોમ થતો નથી. ॥ ૫૨ ॥

ફરીથી પૂર્વપક્ષ. **स्याद् वा द्रव्याभिधानात् ॥ ५३ ॥**

પદાર્થ :—( स्याद् वा ) અથવા દધિ શબ્દનો પ્રયોગ કરવો જોઇએ ( द्रव्याभिधानात् ) દધિ પણ દ્રવ્ય તરીકે અભિહિત છે.

ભાવાર્થ :—पृषदाज्यं गृह्णाति પૃષદાજ્યનું ગ્રહણ કરે છે જ્યારે એમ કહેવામાં આવે છે ત્યારે सर्पिश्चैव दधि द्वन्द्वं वै मिथुनं प्रजननम् આ પ્રમાણે ઉલ્લેખ છે. આથી સમજી શકાય છે કે આજ્ય સમાન દધિ દ્રવ્યનું પણ અભિધાન છે, માટે દધિશબ્દનો પ્રયોગ કરવો જોઇએ. ॥ ૫૩ ॥

ઉક્ત પક્ષનું નિરાકરણ.

**दध्नस्तु गुणभूतत्वादाज्यपा निगमाः स्युर्गुणत्वं श्रुतेराज्यप्रधानत्वात् ॥ ५४ ॥**

પદાર્થ :—( दध्नस्तु गुणभूतत्वात् ) દધિ ગૌણ હોવાથી ( आज्यपा निगमाः स्युः ) નિગમોમાં आज्य શબ્દોનો જ પ્રયોગ હોવો જોઇએ ( गुणत्वम् ) દધિનું ગુણત્વ છે. ( श्रुतेः आज्यप्रधानत्वात् ) આજ્યની પ્રધાનતા તો શ્રુતિથી સમજી શકાય છે.

ભાવાર્થ :— पृषदाज्येन यजति આ વાક્યમાં आज्य શબ્દની ઉત્તરમાં ત્રીજી વિભક્તિનું શ્રવણ છે તેથી આજ્ય યાગનું અંગ છે એ સ્પષ્ટ સમજી શકાય છે. દધિ તો આજ્યના સંસ્કાર માટે ઉપયુક્ત છે માટે આજ્ય તુલ્ય દધિ નથી તેથી મંત્રમાં તેનો ઊહ ન કરવો જોઇએ. ॥ ૫૪ ॥

ફરીથી દધિનું પ્રાધાન્ય જણાવનારૂં સૂત્ર.

**दधि वा स्यात्प्रधानमाज्ये प्रथमान्त्यसंयोगात् ॥ ५५ ॥**

પદાર્થ :—( दधि वा स्यात् प्रधानम् ) દધિ પ્રધાન છે. ( आज्ये ) આજ્ય સાથે ( प्रथमान्त्यसंयोगात् ) પ્રથમ અને અન્તે સંયોગ હોવાથી.

ભાવાર્થ :—ઉપસ્તરણ અને અભિઘારણમાં આજ્ય સાથે સંબંધ હોવાથી દધિ પ્રધાન છે. यदि वसन्ते यजेत द्विरुपस्तृणीयात् सकृदभिघारयेत् આ પ્રમાણે પુરોડાશ હવિષ્યમાં

બે વખત ઉપસ્તરણુ અને એક વખત અભિધારણુ બતાવ્યું છે. ઉપસ્તરણુ પ્રથમ હોય છે અને અભિધારણુ પછીથી હોય છે. આ પ્રધાન સંસ્કાર બતાવેલો હોવાથી દધિ પણુ મુખ્ય છે ગૌણુ નથી. માટે તેનો પણુ મંત્રમાં પ્રયોગ કરવો જોઇએ. ॥ ૫૫ ॥

સિદ્ધાંત સૂત્ર. अपि वाऽऽज्यप्रधानत्वाद् गुणार्थे व्यपदेशे भक्त्या संस्कारशब्दः स्यात् ॥ ५६ ॥

પદાર્થ :—( अपि वा आज्यप्रधानत्वात् ) અથવા આજ્ય જ પ્રધાન છે. ( गुणार्थे भक्त्या व्यपदेशे ) ગુણાર્થ હોવાથી ઉપસ્તરણુ આદિ ભક્તિયો અર્થાત્ લક્ષણાથી પ્રયુક્ત છે. ( संस्कारशब्दः स्यात् ) માટે દધિ સંસ્કાર ને ખાતર છે તેથી તે મુખ્ય નથી.

ભાવાર્થ :—ઉપસ્તરણુ આદિ શબ્દ અવદાનાર્થક છે એટલે તેનો પ્રયોગ લક્ષણુથી કર્યો છે. आज्यमवदानेन संस्कुर्यात् એવો ઉક્ત વાક્યનો અર્થ છે તેથી દધિ ગૌણુ છે અને આજ્ય પ્રધાન છે તેથી નિગમમાં દધિ શબ્દનો ઊહ કરી દધિનો મંત્રમાં પ્રક્ષેપ કરવો નહિ. ॥ ૫૬ ॥

ઉપર કહ્યા કરતાં જુદોજ પૂર્વપક્ષ નીચેનું સૂત્ર બતાવે છે.

अपि वाऽऽख्याविकारत्वात्तेन स्यादुपलक्षणम् ॥ ५७ ॥

પદાર્થ :—( अपि वा ) અથવા ( आख्याविकारत्वात् ) સંજ્ઞાનો ભેદ હોવાથી ( तेन ) તે સંજ્ઞાનો ( उपलक्षणं स्यात् ) મંત્રમાં પ્રયોગ કરવો.

ભાવાર્થ —આજ્યમાં જ્યારે દધિ નાંખવામાં આવે છે ત્યારે તે જુદું દ્રવ્ય થઇ જાય છે અને તે દ્રવ્યને પૃષત્ એવું નામ આપવામાં આવે છે. માટે મંત્રમાં पृषदाज्यपान् देवान् आवह આવો ઊહ કરવો જોઇએ. ॥ ૫૭ ॥

સિદ્ધાંત સૂત્ર. न वा स्याद्गुणशास्त्रत्वात् ॥ ५८ ॥

પદાર્થ :—(न वा स्यात्) ભિન્ન દ્રવ્ય થતું નથી ( गुणशास्त्रत्वात् ) સંસ્કાર જનક હોવાથી.

ભાવાર્થ :—આજ્યમાં દધિ નાંખવાથી કોઇ જુદું દ્રવ્ય બનતું નથી. દધિ નાખવાથી આજ્યમાં કેવળ સંસ્કાર થાય છે. પૃષત્ શબ્દ ચિત્રનો વાચક છે. આજ્યમાં દધિ નાંખવાથી ચિત્રતા જણાય છે દધિ અને આજ્ય આ બેના સમુદાયને ચિત્રાજ્ય કહેવાય છે અને તે જ પૃષદાજ્ય છે. અહીં કોઇ નૂતન દ્રવ્ય પેદા થતું નથી, માટે દધિ આજ્યમાં સંસ્કાર ઉત્પન્ન કરવાને અર્થે હોવાથી તે સંસ્કારક દ્રવ્ય અર્થાત્ ગૌણુ દ્રવ્ય છે એટલે पृषदाज्यपान् આવો ઊહ કરવાની પણુ જરૂર નથી. ભાવાર્થ એ છે કે आज्यपान् અહીં કોઇનો ઊહ કર્યા વગર જેવો પ્રકૃતિમાં પાઠ છે તેવો જ પ્રયોગ કરવો. અર્થાત્ પૃષદાજ્ય હવિષૂમાં आज्यपान् देवान् आवह । આવો જ પ્રયોગ કરવો.

इति श्री गुर्जरभाषायां मीमांसाभाष्ये दशमाध्यायस्य चतुर्थः पादः

अथ मीमांसाया गुर्जरभाषाभाष्ये दशमाध्यायस्य पञ्चमः पादः

## વિકૃતિ યાગમાં જ્યાં એકદેશનું ગ્રહણ કરવાનું હોય ત્યાં જેટલી સંખ્યા હોય તેમાંથી આદ્યસંખ્યાનું ગ્રહણ કરવું. એ અધિકરણનાં સૂત્ર.

સિદ્ધાંત સૂત્ર. आनुपूर्व्यवतामेकदेशग्रहणेष्वागमवदन्त्यलोपः स्यात् ॥ १ ॥

પદાર્થ :—( आनुपूर्व्यवताम् ) નિયત ક્રમવાળામાં ( एकदेशग्रहणेषु ) વિકૃતિમાં જ્યાં એકદેશનું અર્થાત અમુક એક ભાગનું ગ્રહણ કરવાનું હોય ત્યાં ( अन्त्यलोपः स्यात् ) છેવટના પદાર્થોનો લોપ થાય છે ( आगमवत् ) લોક સમાજમાં જેમ બને છે તેમ.

ભાવાર્થ :—આ દશમા અધ્યાયના પાંચમા પાદમાં પ્રાકૃત ધર્મોમાંથી એક દેશના બાધ ઉપર વિચારણા ચાલે છે. જેમકે द्यावापृथिव्यमेककपालं भवति वैष्णवं त्रिकपालम् આ વિકૃતિમાં પ્રકૃતિમાંથી આઠ ઉપધાન મંત્રોની પ્રાપ્તિ થાય છે. પણ અર્થ આઠ નથી માટે કેટલાક મંત્રોની નિવૃત્તિ થવી જોઇએ. હવે શંકા એ છે કે શરૂઆતના મંત્રોની નિવૃત્તિ થવી જોઇએ કે ગમે તે મંત્રોની નિવૃત્તિ થવી જોઇએ અથવા છેલ્લા મંત્રોની નિવૃત્તિ થવી જોઇએ. આનો ઉત્તર આ સૂત્રમાં સિદ્ધાંત રૂપે છે. જેનો ક્રમ નિયત હોય અને તેમાં જો એક દેશનું ગ્રહણ કરવાનું હોય તો આદ્ય અર્થાત્ શરૂઆતના પદાર્થોનું ગ્રહણ અને છેલ્લાની નિવૃત્તિ કરવી. લોક સમાજમાં પણ એવો નિયમ છે કે સમાજમાં માણસો પોતપોતાને સ્થાને બેસી ગયા હોય અને પછી બીજા કોઇ આવ્યા હોય તો જે બેઠેલા હોય છે તેને ઉઠાડયા વગર બીજી વ્યવસ્થા કરવામાં આવે છે તેમ અહીં પણ સમજવું. ઉપરના સૂત્રમાં એક કપાલ અથવા ત્રણ કપાલ વિહિત છે તો તેને માટે પ્રથમનો એક મંત્ર અથવા પ્રથમના ત્રણ મંત્રોનો ઉપયોગ કરવો અને બાકીનાની નિવૃત્તિ કરવી. ॥ ૧ ॥

लिङ्गदर्शनाच्च ॥ २ ॥

પદાર્થ :—( च ) અને ( लिङ्गदर्शनात् ) લિંગ વાકયનું દર્શન હોવાથી.

ભાવાર્થ :—' आग्नेयं पञ्चकपालमुदवसानीयम् ' આ ઠેકાણે પાચમું કપાલ લેવાનું કહ્યું છે એટલે છઠ્ઠા કપાલનો લોપ થાય એ સ્પષ્ટ જ છે. આ લિંગ વાકયથી ચરમ નિવૃત્તિ થાય છે એ સ્પષ્ટ સમજાય છે. ॥ ૨ ॥

પૂર્વપક્ષ સૂત્ર. विकल्पो वा समत्वात् ॥ ३ ॥

પદાર્થ :—( वा ) અથવા ( विकल्पः ) વિકલ્પ છે ( समत्वात् ) સમાન હોવાથી.

ભાવાર્થ :—પ્રથમ અથવા ચરમના લોપમાં કોઇ વિધાન ન હોવાથી કોઇ વખતે શરૂઆતનો અને કોઇ વખતે ચરમપદાર્થનો લોપ કરવો. આ પ્રમાણે વિકલ્પે લોપ કરવો આવું પૂર્વપક્ષનું મંતવ્ય છે. ॥ ૩ ॥

**क्रमादुपसर्जनोऽन्ते स्यात् ॥ ४ ॥**

**પદાર્થ** :—( क्रमात् ) ક્લૃપ્તક્રમ હોવાથી ( उपसर्जनः ) અપ્રધાન ( अन्ते स्यात् ) છેવટે થાય છે.

**ભાવાર્થ** :—લોક સમાજનું જે દૃષ્ટાન્ત આપવામાં આવ્યું છે ત્યાં તો ક્રમ નિર્ણીત હોય છે તેથી આગન્તુક અપ્રધાન હોવાથી અન્તિમ સ્થાન આપવું પડે છે પણ જ્યાં ક્રમનિર્ણીત હોતો નથી ત્યાં લોક સમાજનું દૃષ્ટાન્ત લાગુ પડતું નથી. ॥ ४ ॥

**लिङ्गमविशिष्टं संख्याया हि तद्वचनम् ॥ ५ ॥**

**પદાર્થ** :—( लिङ्गम् ) લિંગ વાક્ય ( अविशिष्टम् ) સાધક થઇ શકતું નથી ( हि ) કારણ કે ( संख्याया तद्वचनम् ) તે વચન તો માત્ર સંખ્યાનો જ બોધ કરાવે છે.

**ભાવાર્થ** :—ઉપર જે લિંગ વાક્ય આપ્યું તે પણ સાધક નથી કારણ કે તેનાથી તો માત્ર સંખ્યા જ સમજાય છે. છેલ્લી જ સંખ્યા હોવી જોઇએ એવો કોઇ નિયમ એમાંથી જાણી શકાતો નથી. જેમકે છ ભાઇઓ હોય તેમાંથી જો કોઇ એક ન દેખાય તો લોકો એમ કહે છે કે પાંચ તો તમે છો પણ છઠ્ઠો કયાં ગયો? આમાં જે છઠ્ઠો તે સૌથી ન્હાનો જ અથવા સૌથી મ્હોટાનો જ વાચક છે એવું કશું જ નથી. છ માંનો કોઇ એક કે જે દેખાતો નથી તેને માટે છઠ્ઠો શબ્દ વપરાય છે. માટે લિંગ વાક્ય પણ અન્તિમની નિવૃત્તિ કરવી, એવું જણાવતું નથી. ॥ ५ ॥

સિદ્ધાંત સૂત્ર. **आदितो वा प्रवृत्तिः स्यादारम्भस्य तदादित्वा-द्वचनादन्त्यविधिः स्यात् ॥ ६ ॥**

**પદાર્થ** :—( आदितः वाः प्रवृत्तिः ) અથવા શરૂઆતથી પ્રવૃત્તિ ( स्यात् ) થાય છે ( तदादित्वात् ) કપાલોપધાનમાં મંત્રકરણક આરંભ હોવાથી ( वचनाद् अन्त्यविविः स्यात ) વચનથી અન્ત્ય વિધિ થાય છે.

**ભાવાર્થ** :—કપાલોના ઉપધાનનો પ્રારંભ થાય છે ત્યારે ક્રમથી એક એક મંત્ર બોલીને એક એક કપાલ મૂકવામાં આવે છે આવો પ્રકૃતિમાં ક્રમ હોય છે તેજ વિકૃતિમાં પણ રાખવાનો હોય છે એટલે ત્રણ કપાલોનું ઉપધાન થઇ ગયા પછી કપાલ ન રહેવાથી ઉપધાન પણ રહેતું નથી એટલે શરૂઆતના ઉપયોગમાં આવેલા ત્રણ મંત્ર પછી બાકી રહેલા મંત્રોની નિવૃત્તિ થાય છે એ સ્પષ્ટ છે. પરંતુ અવભૃથ આદિમાં તો चतुरः प्रयाजान् यजति આવા વિધાનમાં अपबर्हिषः प्रयाजान् यजति આવા વચનના પ્રામાણ્યને લીધે અન્ત્ય વિધિ પણ ઇષ્ટ છે. પણ જ્યાં એવું વચન ન હોય ત્યાં તો પ્રારંભનો જ વિધિ હોય છે અને અન્ત્યનો લોપ હોય છે. ॥ ६ ॥

**એકાત્રક નામક યાગમાં આદ્યતૃચમાં ગાન હોય છે. એ અધિકરણનાં સૂત્રો**

પૂર્વપક્ષ **एकत्रिके तृचादिषु माध्यन्दिनश्छन्दसां श्रुतिभूतत्वात् ॥ ७ ॥**

**પદાર્થ** :—( एकत्रिके ) એકત્રિક નામક ક્રતુમાં ( तृचादिषु ) ત્રણ તૃચોમાં દરેક તૃચની પ્રથમ ઋક્‌માં ગાન થાય છે ( माध्यन्दिनः ) માધ્યંદિન પવમાન ( छन्दसाम् ) ઋચાઓના છન્દોનું ( श्रुतिभूतत्वात् ) પ્રકૃતિમાં શ્રવણ થતું હોવાથી.

ભાવાર્થ :—એકત્રિક નામનો યાગ છે. તેમાં માધ્યંદિન પવમાનમાં પ્રકૃતિમાં જે ત્રણ તૃચો વિહિત છે તેમાંથી એક તૃચથી પ્રાપ્તિ અતિદેશ શાસ્ત્રથી થાય છે. હવે એક તૃચ એવી રીતે પ્રાપ્ત કરવો કે પ્રકૃતિમાં જે ત્રણ તૃચ કહ્યા છે તેમાંથી દરેકની પહેલી ઋચા લેવી એટલે એક તૃચ થઇ જશે અને પછી તેમાં સામગાન કરવું. પહેલી ઋચા ગાયત્રી છન્દમાં બીજી ઋચા બૃહતી છંદમાં અને ત્રીજી ઋચા ત્રિષ્ટુપ્ છન્દમાં આવશે. જેમકે उच्चाते जातम् ઇત્યાદિ આ ગાયત્રી છંદમાં છે. पुनानः सोम ઇત્યાદિ આ બૃહતી છંદમાં છે અને प्रतु द्रवः આ ત્રિષ્ટુપ્ છંદમાં છે. આ પ્રમાણે જુદા જુદા છન્દવાળા જે ત્રણ તૃચ બન્યા છે તેમાંથી દરેકની પ્રથમની ઋચા લઇ તેમાં સામગાન કરવું. એવો પૂર્વપક્ષનો આશય છે. ॥ ૭ ॥

સિદ્ધાંત સૂત્ર.

आदितो वा तन्न्यायत्वादितरस्यानुमानिकत्वात् ॥ ८ ॥

પદાર્થ :—( वा ) અથવા ( आदितः ) આદ્ય તૃચમાં ગાન કરવું. ( तन्न्यायत्वात् ) પૂર્વોક્ત કપાલના ન્યાયથી ( इतरस्य ) દરેક તૃચની પ્રથમ ઋચા લઇ ત્રિક કરવી એ તો ( आनुमानिकत्वात् ) આનુમાનિક છે.

ભાવાર્થ :—પ્રથમ તૃચ એટલે ત્રણ ઋચા કે જે ત્રીછંદમાં છે એ જ ત્રણ ઋચામાં ગાન કરવું બીજા અને ત્રીજા તૃચની બૃહતી છન્દવાળી અને ત્રિષ્ટુપ્ છન્દવાળી ઋચા લઇ તૃચ બનાવવો નહિ અને તેમાં ગાન પણ કરવું નહિ. કારણ કે દરેક તૃચની પ્રથમ ઋચા લઇ તેમાં ગાન કરવું એવું કોઇ શ્રુતિ વચન નથી. એ તો માત્ર આનુમાનિક છે. માટે પૂર્વપક્ષ ઠીક નથી. ગાયત્રી છન્દવાળા પ્રથમ તૃચમાં જ ગાન કરવું એજ સિદ્ધાંત છે. ॥ ૮ ॥

यथानिवेशं च प्रकृतिवत् संख्यामात्रविकारत्वात् ॥ ९ ॥

પદાર્થ :—( च ) અને ( प्रकृतिवत् ) પ્રકૃતિમાં જે ક્રમ છે તે પ્રમાણે ( यथानिवेशम् ) અને જે પ્રમાણે તૃચોનો નિવેશ છે તે જ પ્રમાણે ( संख्यामात्रविकारत्वात् ) પ્રકૃતિ નિર્દિષ્ટ બીજા બે તૃચોનો બાધ થતો હોવાથી.

ભાવાર્થ :—પ્રકૃતિમાં તૃચોનો જે ક્રમથી સંનિવેશ છે તે જ પ્રમાણે પ્રથમ નંબરમાં રહેલો તૃચ ત્યાર પછી બન્ને તૃચોનો બાધ કરે છે, એટલે પ્રથમ ગાયત્રી છંદવાળો જે તૃચ અર્થાત્ ત્રણ ઋચાઓ છે તેમાં જ ગાન કરવું. ॥ ૯ ॥

'એક ઋચામાં ધૂર્ગાન કરવું.' એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ. त्रिकस्तृचेधुर्ये स्यात् ॥ १० ॥

પદાર્થ :—( धुर्ये ) ધૂર્ગાનસંપાદ્યસ્તોત્રમાં ( त्रिकः ) જે ત્રિકસ્તોત્ર છે ( तृचे स्यात् ) તે ત્રણ ઋચામાં થવો જોઇએ.

ભાવાર્થ :—એકત્રિક નામક ક્રતુમાં કોઇક ઠેકાણે ધૂર્ગાન વિહિત છે. તે ત્રણે ઋચામાં ગાવું કે એક ઋચામાં આના સંબંધમાં પૂર્વપક્ષ સંબંધી આ સૂત્ર છે અને આનો અર્થ એવો થાય છે કે ધૂર્ગાન તૃચમાં અર્થાત્ ત્રણ ઋચામાં ગાવું જોઇએ. ॥ ૧૦ ॥

સિધ્ધાંત સૂત્ર. एकस्यां वा स्तोमस्यावृत्तिधर्मत्वात् ॥ ११ ॥

પદાર્થ :—( वा ) અથવા ( एकस्याम् ) એક ઋચામાં ( स्तोमस्य ) સ્તોત્રનો ( आवृत्तिधर्मत्वात् ) આવૃત્તિ ધર્મ હોવાથી.

ભાવાર્થ :—आवृत्तं धूर्षु स्तुवते આ વચન ઉપરથી સમજી શકાય છે કે સ્તોમ અર્થાત્ સ્તુતિની આવૃત્તિ થાય છે. આવૃત્તિ એ સ્તુતિનું વિશેષણ છે જો સ્તોમની ઋચાઓ જુદી જુદી માનવામાં આવે તો ઋચાદીઠ જુદા જુદા અર્થ હોવાથી સ્તુતિમાં ભેદ પડે, અને જો એ ભેદને સહન કરવામાં આવે તો આવૃત્તિનો બાધ થાય, માટે એક જ ઋચામાં ધૂર્ગાન થવું જોઇએ. ॥ ૧૧ ॥

'દ્વિરાત્રાદિયાગોમાં દશરાત્રના વિધ્યન્તનું અનુષ્ઠાન થાય છે.'
એ અધિકરણનાં સૂત્રો.

चोदनासु त्वपूर्वत्वाल्लिङ्गेन धर्मनियमः स्यात् ॥ १२ ॥

પદાર્થ :—( चोदनासु ) द्विरात्रेण याजयेत् દ્વિરાત્રનામક યાગથી યાગ કરવો. એ વિધિ વિહિત રાત્રિઓમાં ( तु अपूर्वत्वात् ) દ્વાદશાહ સંબંધી પ્રથમ અને ચરમ દિવસો ( अपूर्वत्वात् ) પ્રકૃતિ હોવાથી ( लिङ्गेन ) દ્વિરાત્ર સમીપમાં જે લિંગ વચન છે તેનાથી ( धर्मनियमः ) ધર્મનો નિયમ બંધાય છે.

ભાવાર્થ :—દ્વિરાત્ર યાગ એ દ્વાદશાહ નામક યાગનો વિકૃતિ છે. દ્વિરાત્ર યાગમાં બે રાત્રિ અપેક્ષિત છે હવે આ બે રાત્રિ દ્વાદશાહમાંથી કઇ બે ગણવી પહેલી બે કે કોઇ બીજી ? તો તેના સંબંધમાં એવું કથન છે કે દ્વાદશાહ એટલે બાર દિવસે પૂરો થતો યાગ. તેમાં પહેલો દિવસ પ્રાયણીય અને છેલ્લો દિવસ ઉદયનીય સંજ્ઞાવાળો છે. દ્વિરાત્ર સંજ્ઞક યાગમાં ઉક્ત બાર દિવસોનાં યાગમાં પહેલો દિવસ છોડી બીજા બે દિવસો લેવા. અર્થાત્ એ બે દિવસોમાં જે વિધિ થાય છે તે દ્વિરાત્ર સંજ્ઞક યાગમાં વિધિ કરવો. લિંગવચન પણ એવું છે કે यत्प्रथमं तद् द्वितीयम् यद्द्वितीयम् तत् तृतीयम्, जगतीमन्तर्यन्तीति । જે પહેલો તે બીજો, જે બીજો તે ત્રીજો અને જગતી અર્થાત્ ચોથાનો ત્યાગ કરવો આ વચન જો દ્વાદશાહમાંના પ્રથમ દિવસનો ત્યાગ કરી બીજા દિવસને દ્વિરાત્રનો પ્રથમ દિવસ માનવામાં આવે તો જ સાર્થક થાય માટે પ્રથમ દિવસ સિવાય બીજા અને ત્રીજા દિવસનો વિધિશેષ દ્વિરાત્રમાં કરવો. એવો આ સૂત્રનો ભાવ છે. ॥ ૧૨ ॥

प्राप्तिस्तु रात्रिसम्बन्धात् ॥ १३ ॥

પદાર્થ :—( प्राप्तिः तु ) ધર્મની પ્રાપ્તિ તો ( रात्रिसम्बन्धात् ) રાત્રિનો સંબંધ હોવાથી સમજાય છે.

ભાવાર્થ :—द्विरात्रम् 'दशरात्रम्' આ બન્ને ઠેકાણે રાત્રિનો સંબંધ છે માટે દ્વાદશરાત્રના ધર્મો દ્વિરાત્રમાં પ્રાપ્ત થાય છે. ॥ ૧૩ ॥

'सप्तभिराधुनोति' આ વાક્યથી અગ્નિમાં ધૂનનાદિ અર્થોના મંત્રોનું
ઉપાદાન અનિયમથી છે.' એ અધિકરણનાં સૂત્રો.

अपूर्वासु तु संख्यासु विकल्पः स्यात् सर्वासामर्थवत्वात् ॥ १४ ॥

પદાર્થ :—( अपूर्वासु तु ) વિધિવિહિત ( संख्यासु ) સંખ્યાઓમાં ( विकल्पः स्यात् ) વિકલ્પ છે ( सर्वासाम् अर्थवत्वात् ) બધી ઋચાઓનું ફળ હોવાથી.

પદાર્થ :—મહાગ્નિચયનમાં या जाता ઇત્યાદિ બીજાવાપ મંત્રો ચૌદ કરતાં વધારે છે. સાત મંત્રોથી અગ્નિધૂનન કરવાનું હોય છે. તેમાં ઉક્ત મંત્રોમાંથી ગમે તે સાત મંત્રોથી અગ્નિધૂનન રૂપ અર્થનું અનુષ્ઠાન થઇ શકે છે, કારણ કે બધી ઋચાઓના પાઠ હોવાનું ફળ છે. નિષ્ફળ કોઈ નથી. ॥ ૧૪ ॥

'વિવૃદ્ધસ્તોમમાં અપ્રાકૃત સામમંત્રોનો આગમ થાય છે.' એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ. स्तोमविवृद्धौ प्राकृतीनामभ्यासेन संख्यापूरणमधिकारात्
संख्यायां गुणशब्दत्वादन्यस्य चाश्रुतित्वात् ॥ १५ ॥

પદાર્થ :—( स्तोमविवृद्धौ ) સ્તોમ અર્થાત્ સ્તુતિના સામ મંત્રોની જ્યાં વૃદ્ધિ હોય છે ત્યાં ( प्राकृतीनाम् ) પ્રકૃતિમાં વિહિત કરેલી સામ ઋચાઓની ( अभ्यासेन ) આવૃત્તિ કરીને ( संख्यापूरणम् ) સંખ્યાની પૂર્તિ કરવામાં આવે છે ( अधिकारात् ) સંનિધાન હોવાથી ( गुण-शब्दत्वात् ) એક વિંશતિ સંખ્યા શબ્દ ગુણશબ્દ હોવાથી ( अन्यस्य च अश्रुतत्वात् ) અપ્રાકૃત ઋચાઓ અશ્રાવ્ય હોવાથી.

ભાવાર્થ :—કોઇક ક્રતુઓમાં સ્તોમની વૃદ્ધિ પણ જોવામાં આવે છે તે ઠેકાણે પ્રકૃતિમાં સામની જે ઋચાઓ વિહિત કરેલી હોય છે તેની આવૃત્તિ કરીને સંખ્યાની પૂર્તિ કરવી. પ્રકૃતિ સામ ઋચાઓ ન હોય એવી કોઇ અન્ય ઋચાઓ લાવી સંખ્યાની પૂર્તિ કરવી નહિ. જેમકે एकविंशेनातिरात्रेण प्रजाकामं याजयेत् અહીં એકવીશ સામ મંત્રોથી યાગ કરવા કહ્યો છે. હવે પ્રકૃતિમાં તો ત્રણ, પંદર અથવા સત્તર ઋચાઓ વિહિત છે તો સંખ્યાની પૂર્તિ પ્રકૃતિગત કોઇ પણ સામ ઋચાની આવૃત્તિ કરીને કરવી. બીજા કોઇ પ્રકૃતિ બહારના સામ મંત્રો બોલવા નહિ આવો પૂર્વપક્ષવાદીનો ભાવ છે. ॥ ૧૫ ॥

સિદ્ધાંત સૂત્ર. आगमेन वाऽभ्यासस्याश्रुतित्वात् ॥ १६ ॥

પદાર્થ :—( वा ) સિદ્ધાંત પક્ષનું સૂચન કરે છે. ( आगमेन ) પ્રકૃતિ બહારના મંત્રો લાવી સંખ્યા પૂરી કરવી ( अभ्यासस्य ) આવૃત્તિનું ( अश्रुतित्वात् ) શ્રવણ થતું ન હોવાથી.

ભાવાર્થ :—પ્રકૃતિમાંથી સામ ઋચાઓ વિકૃતિમાં અતિદિષ્ટ થયા પછી પણ જો સંખ્યા પૂર્તિ ન થતી હોય તો બીજા મંત્રો લાવી સંખ્યાની પૂર્તિ કરવી. પ્રકૃતિ ઋચાની આવૃત્તિ કરવી નહિ, કારણ કે આવૃત્તિ વિહિત નથી. ॥ ૧૬ ॥

**संख्यायाश्च पृथक्त्वे निवेशात् ॥ १७ ॥**

**પદાર્થ** :—( च ) અને ( संख्यायाः ) સંખ્યાનો ( पृथक्त्वेन ) પૃથક્પણાથી ( निवेशात् ) નિવેશ હોવાથી.

**ભાવાર્થ** :—સંખ્યાની અલગ અલગ સંખ્યેયથી પૂર્તિ કરવી જોઇએ. જેમકે કોઇને આઠ ઘડાની જરૂર હોય તો એક ઘડાને આઠ વખત વારા ફરતી લઇ જવા લાવવાથી આઠ ઘડા થઇ શકતા નથી પણ આઠ ઘટવ્યક્તિઓ જ જોઇએ. તે જ પ્રમાણે સામમંત્રાપણ જુદા જુદા જ જોઇએ. ॥ ૧૭ ॥

**पराक्शब्दत्वात् ॥ १८ ॥**

**પદાર્થ** :—( पराक् शब्दत्वात् ) પરાક્શબ્દનો પ્રયોગ હોવાથી.

**ભાવાર્થ** :—' પરાક્ ' શબ્દ આવૃત્તિનો વાચક નથી જેમકે पराग् बहिष्पवमानेन स्तुवीत આ વાકયથી પણ ભિન્ન ભિન્ન સામ ઋચાઓથી સંખ્યાનું પૂરણ કરવું એ સિદ્ધ થાય છે. ॥ ૧૮ ॥

**उक्ताविकाराच्च ॥ १९ ॥**

**પદાર્થ** :—( च ) અને ( उक्ताविकारात् ) નિંદાનું શ્રવણ થતું હોવાથી.

**ભાવાર્થ** :—जामि वा एतद् यज्ञस्य क्रियते यन्नेकं पुनः क्रियते । આ વાકયથી એક જ ઋચાનો અભ્યાસ કરવામાં નિંદાની પ્રતીતિ થાય છે, માટે આવૃત્તિ કરવી નહિ. ॥ ૧૯ ॥

**अश्रुतित्वादिति चेत् ॥ २० ॥**

**પદાર્થ** :—( अश्रुतित्वात् ) આગમનું શ્રવણ થતું નથી ( इति चेत् ) જો એમ કહેવામાં આવે તો ?

**ભાવાર્થ** :—આગમ કરવો. અર્થાત્ બીજા મંત્રો લાવી સંખ્યાની પૂર્તિ કરવી આવું પણ વિધાન નથી. જો એવી શંકા કરવામાં આવે તો ? આ પ્રશ્નનો ખુલાસો આગળના સૂત્રમાં છે. ॥ ૨૦ ॥

**स्यादर्थचोदितानां परिमाणशास्त्रम् ॥ २१ ॥**

**પદાર્થ** :—( अर्थचोदितानाम् ) એકવીશ ઋચાઓ બોલવી આવું સ્પષ્ટ વિધાન છે ( परिमाणशास्त्रं स्यात् ) માટે એ પરિમાણ બતાવનાર શાસ્ત્ર પ્રમાણે કાર્ય થવું જોઇએ.

**ભાવાર્થ** :—एकविंशेन अतिरात्रेण प्रजाकामं याजयेत् અહીં સ્પષ્ટ એકવીશનું પરિમાણ વિહિત છે. માટે એકવીશ સામ ઋચાઓની ભિન્ન ભિન્ન વ્યક્તિઓ જોઇએ. તો જ એ શાસ્ત્ર ચરિતાર્થ થાય છે. આ કારણથી બહારથી સામની ઋચાઓ લઇ એકવીશની સંખ્યા પૂરી કરવી. ॥ ૨૧ ॥

आवापवचनं वाऽभ्यासे नोपपद्यते ॥ २२ ॥

પદાર્થ :—( वा ) અથવા ( अभ्यासे ) આવૃત્તિ કરવામાં ( आवापवचनम् ) આવાપ = મેળવણીનું વચન પણ ( नोपपद्यते ) ઉપપન્ન થતું નથી.

ભાવાર્થ :—अत्र ह्यावापन्ति અહીં આવાપ કરવો અર્થાત્ આમાં બીજા મંત્રો ઉમેરવા આ ઉમેરણ બીજા મંત્રો લાવ્યા સિવાય બની શકે નહી. ઉમેરણ અને આવૃત્તિ એક નથી, માટે પ્રકૃતિ બહારના સામ મંત્રો ઉમેરવા જોઇએ. ॥ ૨૨ ॥

साम्नां चोत्पत्तिसामर्थ्यात् ॥ २३ ॥

પદાર્થ :—( च ) અને ( साम्नाम् ) અપ્રાકૃત સામ મંત્રોના ( उत्पत्ति सामर्थ्यात् ) પાઠનું સામર્થ્ય હોવાથી.

ભાવાર્થ :—જો બધે ઠેકાણે આવૃત્તિથી સંખ્યાની પૂર્તિ માનવામાં આવે તો પાઠ વ્યર્થ થઇ જાય.

જેમકે :— दश सामसहस्राणि शतानि च चतुर्दश ।
साङ्गानि सरहस्यानि यानि गायन्ति सामगाः ॥
अशीतिशतमाग्नेयं पावमानं चतुःशतम् ।
ऐन्द्रं स्यात्सप्तविंशानि यानि गायन्ति सामगाः ॥

જો આવૃત્તિથી જ સંખ્યાની પૂર્તિ માનવામાં આવે તો આ સામ મંત્રોની સંખ્યા બતાવવી નિરર્થક થઇ જાય. માટે આગમ કરવો જોઇએ. ॥ ૨૩ ॥

धुर्येष्वपीति चेत् ॥ २४ ॥

પદાર્થ :—( धुर्येषु अपि इति चेत् ) તો પછી ધૂર્ગાનમાં આવૃત્તિ શામાટે હોવી જોઇએ ત્યાં પણ આગમ અર્થાત્ બીજા મંત્રો લાવવા જોઇએ.

ભાવાર્થ :—ધૂર્ગાનમાં આવૃત્તિ માની છે. તો ત્યાં પણ ત્રણે ઋચામાં ગાન શામાટે ન માનવું ? આજ પાઠનું જુઓ સૂત્ર ૧૧ મું. ॥ ૨૪ ॥

नावृत्तिधर्मत्वात् ॥ २५ ॥

પદાર્થ :—( न ) નહી ( आवृत्तिधर्मत्वात् ) આવૃત્તિનો ધર્મ હોવાથી.

ભાવાર્થ :—ધૂર્ગાનમાં તો આવૃત્તિનું સ્પષ્ટ વિધાન છે. आवृत्तं धूर्षु स्तुवते । पुनरावृत्तं पृष्ठैरुपतिष्ठते આ વચન આવૃત્તિ કરવા માટે પ્રમાણ છે. આવું વચન વિવૃદ્ધસ્તોમક ક્રતુમાં નથી. માટે સામાન્તરનો આગમ કરવો જોઇએ, આવૃત્તિ નહિ. ॥ ૨૫ ॥

' બહિષ્પવમાનમાં ઋચાઓનો આગમ કરવો પડે છે. '
એ અધિકરણનું સૂત્ર.

**बहिष्पवमाने त्वृगागमः सामैकत्वात् ॥ २६ ॥**

**પદાર્થ** :—( तु ) પણ ( बहिष्पवमाने ) બહિષ્પવમાન નામક સ્તોમ વૃદ્ધિમાં ( ऋगागमः ) ઋચાઓનો આગમ કરવો પડે છે. ( सामैकत्वात् ) તેમાં એક જ સામ છે.

**ભાવાર્થ** :—બહિષ્પવમાન નામના સ્તોમની વૃદ્ધિ આગન્તુક ઋચાઓથી સંખ્યાની પૂર્તિ કરવી. કારણ કે ત્યાં એક જ સામનું વિધાન કરી બીજા સામનો પ્રતિષેધ કર્યો છે. ॥ ૨૬ ॥

' સામિધેનીઓમાં બાકી રહેલીઓમાં બીજા મંત્રો લાવી સંખ્યા પૂરી
કરવી જોઇએ. ' એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ સૂત્ર. **अभ्यासेन तु संख्यापूरणं सामिधेनिष्वभ्यास-
प्रकृतित्वात् ।। २७ ॥**

**પદાર્થ** :—( अभ्यासप्रकृतित्वात् ) પ્રકૃતિમાં અભ્યાસ હોવાથી ( सामिधेनिषु ) જ્યાં એકવીશ સામિધેની મંત્રો બોલવાના હોય ત્યાં ( अभ्यासेन संख्यापूरणम् ) અભ્યાસ કરીને સંખ્યાની પૂર્તિ કરવી જોઇએ.

**ભાવાર્થ** :—एकविंशतिमनुब्रूयात् એકવીશ સામિધેની મંત્ર બોલવા. હવે અહીં મૂળ પ્રકૃતિમાં અગ્યાર સામિધેની વિહિત છે તો બાકીની ૧૦ ઋચાઓ ક્યાંથી કાઢવી તો તેનો ઉત્તર પૂર્વપક્ષ તરફથી આપવામાં આવે છે કે બાકીની સંખ્યા અગ્યાર ઋચાઓમાંથી કોઇ પણ ઋચાઓનો અભ્યાસ કરી એકવીશની સંખ્યા પૂરી કરવી. त्रिः प्रथमामन्वाह त्रिरुत्तमाम् અગ્યાર ઋચાઓમાં પહેલી અને છેલ્લી ત્રણ ત્રણ વખત બોલવી આ પ્રમાણે પંદર તો થઇ જાય છે અને એનું વિધાન પણ સ્પષ્ટ છે, તો તેજ રીતે બીજી ઋચાઓનો પણ અભ્યાસ કરી એકવીશ સંખ્યા પૂરી કરવી. ॥ ૨૭ ॥

**अविशेषादिति चेत् ॥ २८ ॥**

**પદાર્થ** :—( अविशेषात् ) પંચદશ સામિધેનીઓ એકવીસ સામિધેનીઓની પ્રકૃતિ છે એમાં કોઇ પ્રમાણ ન હોવાથી ઉક્ત પદ્ધતિ તેમાં ગણવી ઠીક નથી ( इति चेत् ) જો એવી શંકા કરવામાં આવે તો. ઉત્તર આગળના સૂત્રમાં છે.

**ભાવાર્થ** :—જ્યાં પંદર સામિધેનીઓ બોલવામાં આવે છે તે યાગ જ્યાં એકવીશ સામિધેની બોલવાનું કહ્યું છે તેની પ્રકૃતિ નથી. અભ્યાસ તો જ્યાં પ્રકૃતિ વિકૃતિ ભાવ હોય ત્યાં થાય છે જો આવી શંકા કરવામાં આવે તો આનો ઉત્તર આગળના સૂત્રમાં જુઓ. ॥ ૨૮ ॥

**स्यात्तद्धर्मत्वात् प्रकृतिवदभ्यस्येतासंख्यापूरणात् ॥ २९ ॥**

**પદાર્થ** :—( तद्धर्मत्वात् स्यात् ) એકવીશ સામિધેની બોલવી એ પંચદશની વિકૃતિ છે માટે ( प्रकृतिवत् ) પુર્વપ્રકૃતિની સંખ્યા પેઠે ( अभ्यस्येत ) અભ્યાસ કરવો ( आसंख्यापूरणात् ) સંખ્યાની પૂર્તિ થાય ત્યાં સુધી.

**ભાવાર્થ** :—અહીં પણ પ્રકૃતિ વિકૃતિ ભાવ છે. પંચદશ એ પ્રકૃતિ છે અને એકવીશ એ વિકૃતિ છે, માટે જ્યાં સુધી સંખ્યા પૂરી થાય ત્યાં સુધી ઋચાઓનો અભ્યાસ કરવો. ॥ ૨૯ ॥

### यावदुक्तं वा कृतपरिमाणत्वात् ॥ ३० ॥

**પદાર્થ** :—( वा ) અથવા ( यावदुक्तम् ) શાસ્ત્રમાં જેટલું કહ્યું હોય તેટલાનો જ અભ્યાસ કરવો ( कृतपरिमाणत्वात् ) પરિમાણ કરેલું હોવાથી.

**ભાવાર્થ** :—અગ્યારમાંથી પંદર કરવા માટે તો શાસ્ત્રમાં વિધાન છે જેમકે त्रिः प्रथमामन्वाह त्रिरुत्तमाम् । પણ પંદરમાંથી એકવીશની સંખ્યા પૂરી કરવા માટે ઉપર લખ્યા પ્રમાણે શાસ્ત્રમાં વિધાન નથી. માટે જ્યાં પ્રત્યક્ષ અભ્યાસનું વિધાન ન હોય ત્યાં તો બીજી ઋચાઓનો ઉમેરો કરી સંખ્યાની પૂર્તિ કરવી. ॥ ૩૦ ॥

### अधिकानां च दर्शनात् ॥ ३१ ॥

**પદાર્થ** :—( च ) અને ( अधिकानां दर्शनात् ) વધારે ઋચાઓનો ઉમેરો કરવાનું ( दर्शनात् ) દર્શન પણ છે.

**ભાવાર્થ** :—અભ્યાસની નિવૃત્તિ કરવાને માટે બીજું પણ સાધક પ્રમાણ છે. अग्नीषोमीयपशौ सप्तदशसामिधेनीके पृथुपाजाः तं संबाध इति ऋचोः अधिकयोर्दर्शनात् ઉક્ત પ્રકરણમાં બે ઋચાઓનો ઉમેરો કરવાનું વિધાન પણ સ્પષ્ટ છે. માટે પ્રકૃત સ્થળમાં પણ ઋચાઓનો ઉમેરો કરવો જોઇએ. ॥ ૩૧ ॥

### कर्मस्वपीति चेत ॥ ३२ ॥

**પદાર્થ** :—( कर्मसु अपि ) ધૂર્ગાન કર્મમાં પણ બીજી ઋચાઓનો ઉમેરો કરવો ( इति चेत् ) જો એવી શંકા કરવામાં આવે તો ?

**ભાવાર્થ** :—તો ધૂર્ગાન રૂપ કર્મમાં પણ ઘટતી ઋચાઓમાં બીજી ઋચાઓનો ઉમેરો શા માટે ન કરવો ? આ પ્રશ્નનો ઉત્તર આગળના સૂત્રમાં છે. ॥ ૩૨ ॥

### न चोदितत्वात् ॥ ३३ ॥

**પદાર્થ** :—( न ) ઉકત શંકા ઠીક નથી ( चोदितत्वात् ) કારણકે ત્યાં સ્પષ્ટ વિધાન છે.

**ભાવાર્થ** :—ધૂર્ગાનમાં તો અભ્યાસ કરવાનું સ્પષ્ટ વિધાન છે. જેમકે आवृत्तं धूर्षु गायेत् માટે ત્યાં બીજી ઋચાઓનો ઉમેરો થઇ શકે નહિ. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે एकविंशतिमनुब्रूयात् प्रतिष्ठाकामस्य चतुर्विंशतिमनुब्रूयाद् ब्रह्मवर्चसकामस्य ઇત્યાદિ સ્થળમાં બીજી ઋચાઓનો આગમ અર્થાત્ ઉમેરો કરી સંખ્યા પૂરી કરવી. ॥ ૩૩ ॥

### પૂર્વપક્ષ સૂત્ર. षोडशिनो वैकृतत्वं तत्र कृत्स्नविधानात् ॥ ३४ ॥

**પદાર્થ** :—( षोडशिनः ) ષોડશિનું ( वैकृतत्वम् ) વૈકૃતત્વ છે અર્થાત્ ષોડશી ગ્રહ એ વિકૃતિ વિહિત પદાર્થ છે. ( तत्र ) વિકૃતિમાં તેનું ( कृत्स्नविधानात् ) સંપૂર્ણ વિધાન હોવાથી.

**ભાવાર્થ** :—यस्यैवं विदुषः षोडशी गृह्यते આનાથી ષોડશી નામનો ગ્રહ વિહિત છે. આને પ્રકૃતિ વિહિત સમજવો કે વિકૃતિ વિહિત ? અહીં પૂર્વપક્ષવાદી એવું જણાવે છે કે એ ષોડશી ગ્રહ વિકૃતિ વિહિત છે કારણ કે ત્યાંજ તેનાં બધાં અંગો વિહિત છે. द्विरात्र આદિ વિકૃતિ યાગો છે અને તેમાં તેનું વિધાન છે. ॥ ૩૪ ॥

प्रकृतौ चाभावदर्शनात् ॥ ३५ ॥

**પદાર્થ** :—( च ) અને ( प्रकृतौ ) પ્રકૃતિમાં ( अभावदर्शनात् ) અભાવનું દર્શન હોવાથી.

**ભાવાર્થ** :—પ્રકૃતિમાં ષોડશી ગ્રહના અભાવનું દર્શન હોવાથી એટલે કે પ્રકૃતિમાં એનો નિષેધ પણ છે. ॥ ૩૫ ॥

अयज्ञवचनाच्च ॥ ३६ ॥

**પદાર્થ** :—( च ) અને ( अयज्ञवचनात् ) કોઈક ઠેકાણે એનું અયજ્ઞવચન પણ છે.

**ભાવાર્થ** :—अयज्ञो वाव ज्योतिष्टोमो यदि षोडस्य हीनः ષોડશીથી રહિત જ્યોતિષ્ટોમ અયજ્ઞ છે. આ વાક્યથી ષોડશીનો અભાવ જ્યોતિષ્ટોમ રૂપ પ્રકૃતિમાં છે એમ સમજાય છે. ॥ ૩૬ ॥

સિદ્ધાંત સૂત્ર. प्रकृतौ वा शिष्टत्वात् ॥ ३७ ॥

**પદાર્થ** :—( वा ) અથવા ( प्रकृतौ ) પ્રકૃતિમાં ( शिष्टत्वात् ) વિહિત હોવાથી તે પ્રાકૃત છે.

**ભાવાર્થ** :—પ્રકૃતિમાં અર્થાત્ જ્યોતિષ્ટોમમાં ષોડશી આમ્નાત્ છે. પ્રકરણથી જ્યોતિષ્ટોમ સાથે એક વાક્યતા થઈ શકે છે. વિકૃતિમાં એ કહેવામાં આવ્યો હોય તેથી તે પ્રકૃતિમાં કહેલાનો નિષેધ કરી શકતું નથી. માટે પ્રકૃતિમાં શિષ્ટનો પ્રતિષેધ ન હોવાથી ષોડશી પ્રાકૃત છે. ॥ ૩૭ ॥

प्रकृतिदर्शनाच्च ॥ ३८ ॥

**પદાર્થ** :—( च ) અને ( प्रकृतिदर्शनात् ) પ્રકૃતિમાં પણ વાક્યનું દર્શન હોવાથી.

**ભાવાર્થ** :—જો એમ કહેવામાં આવે કે ષોડશી જ્યોતિષ્ટોમનું અંગ હોવામાં પ્રકરણ પ્રમાણ તરીકે છે અને દ્વિરાત્રાદિ વિકૃતિનું અંગ હોવામાં વાક્ય પ્રમાણ તરીકે છે. પ્રકરણ કરતાં વાક્ય બલવત્ હોય છે માટે તે વૈકૃત છે. આનો ઉત્તર એ છે કે अप्यग्निष्टोमे राजन्यस्य गृह्णीयात् આ પ્રકૃતિમાં પણ વાક્ય છે. અને તે ષોડશીને લગતું છે માટે ષોડશી પ્રાકૃત છે. ॥ ૩૮ ॥

आम्नानं परिसंख्यार्थम् ॥ ३९ ॥

**પદાર્થ** :—( आम्नानम् ) આમ્નાન ( परिसंख्यार्थम् ) પરિસંખ્યાને માટે છે.

ભાવાર્થ :—પ્રકૃતિમાં ષોડશીનું નિમિત્ત રાજન્યકર્તૃત્વ છે. માટે વિકૃતિમાં નિમિત્ત હોય તો જ ષોડશી ગ્રહ પ્રાપ્ત થાય માટે નિમિત્તનું પરિસંખ્યાન કરવા માટે વિકૃતિમાં પણ આમ્નાન છે. ॥ ૩૯ ॥

उक्तमभावदर्शनम् ॥ ४० ॥

પદાર્થ :—( अभावदर्शनम् ) અભાવનું દર્શન ( उक्तम् ) કહેવામાં આવ્યું છે.

ભાવાર્થ :—પ્રકૃતિમાં જે અભાવ જોવામાં આવે છે તે તો વિકલ્પને માટે છે. ॥ ૪૦ ॥

गुणादयज्ञत्वम् ॥ ४१ ॥

પદાર્થ :—( गुणात ) સ્તુતિને લીધે ( अयज्ञत्वम् ) અયજ્ઞત્વ કહેવામાં આવ્યું છે.

ભાવાર્થ :—પક્ષમાં તે યજ્ઞ ન હોવાથી તે વૈકલ્પિત છે પક્ષમાં અભાવ હોવાથી ગૌણ-વૃત્તિથી અયજ્ઞ કહેવામાં આવ્યો છે. માટે ષોડશી ગ્રહ પ્રાપ્ત છે. ॥ ૪૧ ॥

'ષોડશી ગ્રહમાંથી જે સોમરસનું ગ્રહણ કરવું તે ષોડશીનું ગ્રહણ આગ્રયણમાંથી કરવું જોઇએ' એ અધિકરણનાં સૂત્રો.

સિદ્ધાંત સૂત્ર. तस्याग्रयणाद् ग्रहणम् ॥ ४२ ॥

પદાર્થ :—( तस्य ) તે ષોડશી ગ્રહનું ( ग्रहणम् ) ગ્રહણ ( आग्रयणात् ) આગ્રયણ-માંથી કરવું.

ભાવાર્થ :—આગ્રયણમાંથી ષોડશી ગ્રહનો સોમરસ લેવો. ॥ ૪૨ ॥

उक्थ्याच्च ॥ ४३ ॥

પદાર્થ :—( च ) અને ( उक्थ्यात् ) ઉક્થ્યમાંથી પણ ષોડશીનું ગ્રહણ કરવું.

ભાવાર્થ :—उक्थ्याद्गृह्णाति આ વાક્ય બળથી ઉક્થ્યમાંથી પણ ષોડશી ગ્રહનું ગ્રહણ કરવું એમ પણ જણાય છે. આ પ્રકરણ પૂર્ણ કર્યા પહેલાં જ વચ્ચે બીજો વિચાર મૂકે છે. ॥ ૪૩ ॥

ત્રીજા સવનમાં ષોડશીનું ગ્રહણ કરવું.

तृतीयसवने वचनात्स्यात ॥ ४४ ॥

પદાર્થ :—( वचनात ) વચન હોવાથી ( तृतीयसवने स्यात ) ત્રીજા સવનમાં ગ્રહણ કરવું.

ભાવાર્થ :—तृतीये सवने गृह्णीयात् આ વચનના બળથી ત્રીજા સવનમાં ષોડશી ગ્રહનું ગ્રહણ કરવું એજ સિદ્ધાંત પક્ષ છે. દરેક સવનમાં ગ્રહણ કરવું એવું જે વચન છે તે તો માત્ર સ્તુતિ છે. ॥ ૪૪ ॥

આ પ્રકરણ પૂર્ણ કરી ઉપર અધુરૂં રહેલું પ્રકરણ ફરીથી શરૂ કરે છે.

**अनभ्यासे पराक् शब्दस्य तादर्थ्यात् ॥ ૪૫ ॥**

પદાર્થ :—( अनभ्यासे ) એક વખત ગ્રહણ કરવામાં ( पराक्शब्दस्य ) પરાક્ શબ્દનો પ્રયોગ થયો છે. ( तादर्थ्यात् ) પરાક્ શબ્દનો એવો અર્થ થતો હોવાથી.

ભાવાર્થ :—' પરાક્ ' શબ્દ દિગ્વાચક છે તથા ' એક જ વખત ' એવો પણ અર્થ છે पराञ्चमुक्थ्याद् गृह्णाति આ વાકયમાં ' પરાક્ '. શબ્દ ' એક જ વખત ' થાય છે. उक्थ्यात् આ જે પંચમી વિભકિત છે તે અપાદાનના અર્થમાં છે. પરાક્ શબ્દના સંબંધને લીધે પંચમી નથી અર્થાત્ ઉપપદ પંચમી નથી પણ કારક પંચમી છે. ॥ ૪૫ ॥

પૂર્વપક્ષ. **उक्थ्यविच्छेददर्शनाच्च ॥ ૪૬ ॥**

પદાર્થ :—( च ) અને ( उक्थ्यविच्छेददर्शनात् ) ઉકથ્યોનો વિચ્છેદ થતો હોવાથી.

ભાવાર્થ :—જો ઉકથ્યમાંથી ગ્રહણ કરવામાં ન આવે તો ઉકથ્ય સામ મંત્રો અને ષોડશી-ગ્રહણનો વિચ્છેદ થઈ જાય. અન્યોન્યનો અસંબંધ થાય .માટે ઉકથ્યમાંથી ગ્રહણ કરવું જોઇએ એવું પૂર્વપક્ષવાદીનું માનવું છે ॥ ૪૬ ॥

સિદ્ધાંત સૂત્ર. **आग्रयणाद्वा पराक्शब्दस्य देशवाचित्वात् पुनराधेयवत् ॥ ૪૭ ॥**

પદાર્થ :—( आग्रयणाद्वा ) આગ્રયણમાંથી ગ્રહણ કરવું. ( पराक् शब्दस्य देशवाचित्वात् ) પરાક્ શબ્દ દેશવાચી હોવાથી ( पुनराधेयव ) પુનરાધેયમાં ઉત્તરકાલ રૂપ દેશના અર્થમાં એનો પ્રયોગ થયો છે.

ભાવાર્થ :—यथा पराञ्चमग्न्याधेयात् पुनरादधीत આ ઠેકાણે ઉત્તરકાલ રૂપ દેશ વાચક પરાક્ શબ્દનો પ્રયાગ થયો છે. એટલે ભાવાર્થ એ છે કે ઉકથ્ય પછી આગ્રયણમાંથી ષોડશીનું ગ્રહણ કરવું. ॥ ૪૭ ॥

**विच्छेदः स्तोमसामान्यात् ॥ ૪૮ ॥**

પદાર્થ :—( विच्छेदः ) વિચ્છેદ વચન ( स्तोमसामान्यात् ) એકવિંશતિ સ્તોમ સામાન્યને લીધે.

ભાવાર્થ :—સ્તોમ સામાન્યને લીધે વિચ્છેદ વચન કહ્યું છે માટે આગ્રયણમાંથી ષોડશી ગ્રહણ કરવું એજ સિદ્ધાંત પક્ષ છે. ॥ ૪૮ ॥

' ષોડશી ગ્રહ સ્તોત્ર અને શસ્ત્ર સાથે છે. ' એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ સૂત્ર. **उक्थ्याग्निष्टोमसंयोगादस्तुतशस्त्रः स्यात् सति संस्थान्यत्वम् ॥ ૪૯ ॥**

પદાર્થ :—( अस्तुतशस्त्रः ) આ ષોડશી ગ્રહ સ્તોત્ર અને શસ્ત્રથી રહિત સમજવો ( अग्निष्टोमसंयोगात् ) અગ્નિષ્ટોમનો સંબંધ હોવાથી ( सति ) જો સ્તુત અને શસ્ત્ર માનવામાં આવે તો ( संस्थान्यत्वम् ) ભિન્ન સંસ્થા માનવી પડે.

ભાવાર્થ :—અગ્નિષ્ટોમ આદિ તે તે સામથી ક્રતુને નિમિત્ત કરી પ્રવૃત્ત થયેલી છે, જો ષોડશી પણ સામયુકત હોત તો ષોડશી સામથી સમાપ્ત થવાથી ષોડશી નામની એક જ જુદી જ સંસ્થા ગણાત. પણ અગ્નિષ્ટોમાદિ સંસ્થાનું જ શ્રવણ થાય છે. ષોડશીનામક સંસ્થાનું શ્રવણ થતું નથી માટે ષોડશી સ્તુત અને શસ્ત્રથી રહિત છે. ॥ ૪૯ ॥

સિદ્ધાંત સૂત્ર. सस्तुतशस्त्रोवा तदङ्गत्वात् ॥ ५० ॥

પદાર્થ :—( वा ) અથવા ( सस्तुतशस्त्रः ) ષોડશી ગ્રહ સ્તુત અને શસ્ત્ર સહિત છે. ( तदङ्गत्वात् ) સ્તુત અને શસ્ત્ર ગ્રહના અંગ હોવાથી.

ભાવાર્થ :—ષોડશી ગ્રહ સ્તુત અને શસ્ત્ર સહિત છે કારણ કે, સ્તુત અને શસ્ત્ર ગ્રહના અંગ છે. અંગ વગર અંગી હોઇ શકે નહિ. ॥ ૫૦ ॥

लिङ्गदर्शनाच्च ॥ ५१ ॥

પદાર્થ :—( च ) અને ( लिङ्गदर्शनात् ) લિંગ વાક્યનું શ્રવણ થતું હોવાથી.

ભાવાર્થ :—" ऊर्ध्वा वान्ये यज्ञक्रतवः सन्तिष्ठन्ते तिर्यञ्चोऽन्ये ये होतारमभिसंतिष्ठन्ते ते ऊर्ध्वा येऽच्छावाकं ते तिर्यञ्चः " આ વાક્યથી ક્રતુઓ ઊર્ધ્વ અને તિર્યક્‌ના ભેદથી બે પ્રકારના બતાવ્યા છે. જો અસ્તુતશસ્ત્ર હોત તો अध्वर्युमभिसंतिष्ठेत આવો ત્રીજો પણ ભેદ હોત, પણ નથી, માટે ષોડશી ગ્રહ સસ્તુત શસ્ત્ર છે. ॥ ૫૧ ॥

वचनात् संस्थाऽन्यत्वम् ॥ ५२ ॥

પદાર્થ :—( वचनात् ) વચન હોવાને લીધે ( संस्थाऽन्यत्वम् ) જુદી સંસ્થા પણ માન્ય છે.

ભાવાર્થ :—વચન હોવાને લીધે જુદી સંસ્થા હોવાની જે આપત્તિ બતાવી છે, તે ઈષ્ટાપત્તિ છે. વચનને લીધે જુદી સંસ્થા પણ છે. वचनं यथेच्छं कर्तुं शक्नोति વચન જે કરવું હોય તે કરી શકે છે. ॥ ૫૨ ॥

' અંગિરસોના દ્વિરાત્રયાગમાં ષોડશીની પરિસંખ્યા છે '
એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ સૂત્ર. अभावादतिरात्रेषु गृह्यते ॥ ५३ ॥

પદાર્થ :—( अभावात् ) અંગિરસના દ્વિરાત્રમાં અભાવ હોવાથી ( अतिरात्रेषु ) અંગિરસ દ્વિરાત્રમાં ( गृह्यते ) ષોડશીનું ગ્રહણ થાય છે.

ભાવાર્થ :—वैखानसं पूर्वेऽहन् साम भवति षोडशी उत्तरे આ વાક્યથી આંગિરસ દ્વિરાત્રમાં જ ષોડશી ગ્રહ પ્રાપ્ત થાય છે કારણ કે બીજા દ્વિરાત્રમાં તો વિકલ્પ પ્રાપ્ત છે જ. આવો પૂર્વપક્ષવાદીનો મત છે. ॥ ૫૩ ॥

સિદ્ધાંત સૂત્ર.　　　अन्वयो वाऽनारभ्यविधानात् ॥ ૫૪ ॥

પદાર્થ :—( वा ) અથવા ( अन्वयः ) બધા દ્વિરાત્રમાં ષોડશી ગ્રહનો સંબંધ હોય છે. ( अनारभ्याधीतत्वात् ) અનારભ્યાધીત વાક્યથી.

ભાવાર્થ :—उत्तरेऽहनि द्विरात्रस्य गृह्यते આ સામાન્ય વિધિ વાક્યથી બધા જ દ્વિરાત્રમાં ષોડશી ગ્રહનો સંબંધ છે. ॥ ૫૪ ॥

## 'નાનાહીન અર્થાત્ જુદા જુદા અહીન યાગોમાં ષોડશી ગ્રહણ છે.' એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ સૂત્ર.

चतुर्थे चतुर्थेऽहन्यहीनस्य गृह्यत इत्यभ्यासेन प्रतीयते भोजनवत् ॥ ૫૫ ॥

પદાર્થ :—( अहीनस्य ) એક જ અહીન યાગમાં ( चतुर्थे चतुर्थे अहनि ) ચોથે ચોથે દિવસે ( गृह्यते ) ષોડશીનું ગ્રહણ થાય છે ( इति अभ्यासेन प्रतीयते ) એવું ચતુર્થ શબ્દના અભ્યાસથી પ્રતીત થાય છે. ( भोजनवत् ) ભોજન પેઠે.

ભાવાર્થ :—અહીન યાગના ચોથે ચોથે દિવસે ષોડશીનું ગ્રહણ કરવું. અહીં એક જ અહીન યાગના ચોથે ચોથે દિવસે એવો અર્થ સમજવો. પ્રથમ ચોથે દિવસે ષોડશીનું ગ્રહણ કર્યા પછી આઠમા દિવસે ગ્રહણ કરવું એવો અર્થ ફલિત થાય છે. જો એવો અર્થ કરવામાં આવે તો चतुर्थे चतुर्थे આવો અભ્યાસ ચરિતાર્થ થાય છે. જેમ ચોથે ચોથે દિવસે ભોજન કરે છે તો તેનો એવો જ અર્થ થાય કે જે દિવસે ભોજન કર્યું હોય ત્યાર પછી આવતા ચોથે દિવસે ફરીથી ભોજન કરે છે, માટે એક જ અહીન યાગના ચતુર્થ દિવસો સમજવા. અહીન યાગ કરવામાં ઘણા દિવસો લાગે. ॥ ૫૫ ॥

સિદ્ધાંત સૂત્ર.　　अपि वा संख्यावत्त्वान्नानाहीनेषु गृह्यते पक्षवदेकस्मिन् संख्यार्थभावात् ॥ ૫૬ ॥

પદાર્થ :—( अपि वा ) અથવા ( संख्यावत्त्वात् ) ચતુર્થ એ સંખ્યા વાચક હોવાથી ( नानाहीनेषु ) જુદા જુદા અહીન યાગોમાં ( गृह्यते ) ષોડશીનું ગ્રહણ થાય છે. ( एकस्मिन् ) એકમાં ( संख्यार्थभावात् ) સંખ્યાનો અર્થ સફલ થતો હોવાથી.

ભાવાર્થ :—'ચતુર્થ' આ સંખ્યા વાચક શબ્દ છે. એક અહીન યાગમાં કંઈ બે ચતુર્થ દિવસો આવતા નથી એક ચતુર્થ પછી ત્યાંથી માંડી જે બીજો ચતુર્થ આવે છે તે તો અહીન યાગનો અષ્ટમ દિવસ કહેવાય છે માટે ચતુર્થ શબ્દના અર્થની ફલવત્તાને લીધે જુદા જુદા અહીન યાગોના ચતુર્થ દિવસો લેવા અને એમાં વીપ્સા પણ ચરિતાર્થ થશે. જેમ पक्षस्यां पक्षस्यां भुङ्क्ते' પાંચમે પાંચમે ભોજન કરે છે એટલે જુદા જુદા પખવાડીઆની પાંચમો લેવાય છે. એક જ પખવાડીઆમાં કંઈ બે વખત કે ત્રણ વખત પાંચમ આવતી નથી. માટે જુદા જુદા અહીન યાગોમાં ચતુર્થ ચતુર્થ દિવસે ષોડશીનું ગ્રહણ કરવું એજ સિદ્ધાંત પક્ષ છે. ॥ ૫૬ ॥

भोजने च तत्संख्यं स्यात् ॥ ૫૭ ॥

પદાર્થ :—( च ) અને ( भोजने ) ભોજનમાં ( तत्संख्यं स्यात् ) તે જ સંખ્યા થશે.

ભાવાર્થ :—ચોથે ચોથે દિવસે ભોજન કરે છે. એ તો અહીં જે ભોજન કર્યા પછીને જે જે ચોથો દિવસ આવે છે તેને ચતુર્થ દિવસ કહેવામાં આવે છે તે તો લોક વ્યવહારને લીધે છે. એક ચતુર્થ પછી બીજો ચતુર્થ આવે એતો ખરી રીતે અષ્ટમ દિવસ જ ગણાય લોક વ્યવહાર વૈદિક કર્મકાંડમાં પ્રમાણ તરીકે ન લેવાય. માટે સિદ્ધાંત પક્ષમાં જુદા જુદા અહીન યાગો માટે ચતુર્થ શબ્દ બનાવ્યો છે તેજ વાસ્તવિક છે. ॥ ૫૭ ॥

' વિકૃતિમાં ગ્રહોનું આગ્રયણાગ્રત્વ છે. ' એ અધિકરણનું સૂત્ર.

जगत्साम्नि सामाभावादृक्तः साम तदाख्यं स्यात् ॥ ૫૮ ॥

પદાર્થ :—( जगत्साम्नि ) જગત્ સામપદ ઘટિત પૂર્વોક્તશ્રુતિમાં ( ऋक्तः ) જગતી છંદવાળી ઋચાનો સંબંધ હોવાથી ( तदाख्यं स्यात् ) જગત્સામ એવી આખ્યાવાળું સામ છે. ( सामाभावात् ) સંપૂર્ણ સામવેદમાં જગત્સંજ્ઞક સામનો અભાવ હોવાથી.

ભાવાર્થ :—' यदि जगत्सामा आग्रायणाग्रान् ' આવું જ્યોતિષ્ટોમ પ્રકરણમાં વાક્ય છે. આ વાક્યનો પ્રકૃતિ યાગમાં નિવેશ નથી કારણ કે જગત્સંજ્ઞક સામ આખાયે સામવેદમાં નથી. માટે ઉક્ત વાક્યનો નિવેશ વિકૃતિ યાગમાં છે અને એનો અર્થ એવો કરવો કે જગતી છંદમાં જે ઋચા ગવાતી હોય તે જગત્સામ છે રથંતર સામ આદિની પેઠે જગત્સામ સામવેદમાં નથી. ॥ ૫૮ ॥

' ગોસવ ' માં उपवती અને अप्रवतीનો અભાવ છે એ અધિકરણનાં સૂત્રો.

પ્રથમ પક્ષ. उभयसाम्नि नैमित्तिकं विकल्पेन समत्वात्स्यात् ॥ ૫૯ ॥

પદાર્થ :—( उभयसाम्नि ) બન્ને સામ જેમાં પ્રાપ્ત થાય છે એવા ' ગોસવ ' આદિ ક્રતુમાં ( नैमित्तिकम् ) જેનું નિમિત્ત હોય તે નૈમિત્તિક ( विकल्पेन ) વિકલ્પથી પ્રાપ્ત થાય છે ( समत्वात् ) નિયામક કારણ ન હોવાથી.

ભાવાર્થ :—પ્રકૃતિમાં આ પ્રમાણે આમ્નાન છે. गोसवे उभे कुर्यात् । उपवतीं रथंतर-पृष्ठस्य प्रतिपदं कुर्यात् अप्रवतीं बृहत्पृष्ठस्य ' આ પ્રમાણે ઉપવતી રંથતર પૃષ્ઠની અને अप्रवती બૃહત્પૃષ્ઠની ઋચાઓ વિહિત છે. હવે બન્નેને પ્રથમ નંબર એક સાથે આપી શકાય નહિ માટે તેનો વિકલ્પ થવો જોઇએ અને ખાસ કોઇ નિયામક કારણ ન હોવાથી ગમે તેને પ્રથમ નંબર આપી શકાય. ॥ ૫૯ ॥

બીજો પક્ષ. मुख्येन वा नियम्येत ॥ ૬૦ ॥

પદાર્થ :—( वा ) અથવા ( मुख्येन ) પ્રથમ ઋચા ( नियम्येत ) નો જ નિયમ બંધાય છે.

ભાવાર્થ :—ઉપવતી ઋચા પ્રથમ છે માટે જ્યાં બે સામમંત્ર પ્રાપ્ત હોય ત્યાં રથંતર સામની ઉપવતી ઋચાને જ પ્રથમ નંબર આપવો. અર્થાત્ એ ઋચાથી રથંતર સામનું પ્રથમ ગાન કરવું ॥ ૬૦ ॥

સિદ્ધાંત સૂત્ર. निमित्तविघाताद्वा क्रतुयुक्तस्य कर्म स्यात ॥ ૬૧ ॥

પદાર્થ :—( वा ) અથવા ( निमित्तविघाताद् ) નિમિત્તનો વિઘાત હોવાથી ( क्रतुयुक्तस्य कर्म स्यात् ) ક્રતુ નિમિત્ત તેનાથી ભિન્ન જ છે.

ભાવાર્થ :—બન્ને ઋચા પ્રાપ્ત કરવાનું તે તે પૃષ્ઠ અર્થાત્ સ્તોત્ર નિમિત્ત તરીકે પ્રકૃતિમાં હોય છે. જો રથંતર સામ નિમિત્ત તરીકે હોય તો પ્રથમ ઉપવતી ઋચાથી સામગાન પ્રથમ કરવું, જો બૃહત્સામ નિમિત્ત તરીકે હોય તો અગ્રવતી ઇત્યાદિ ઋચાથી સામગાન કરવું. પણ પ્રકૃત ગોસવાદિમાં કોઇપણ નિમિત્ત ન હોવાથી નૈમિત્તિક ઉપવતી અને અગ્રવતી આ બેમાંથી એકે ય ઋચા પ્રાપ્ત થતી નથી પણ તેનાથી કોઇ અન્ય જ ઋચા પ્રાપ્ત છે માટે ઉક્ત ક્રતુમાં ઉપવતી અને અગ્રવતી ઋચાઓનો અભાવ છે. ॥ ૬૧ ॥

## ‘ ઐન્દ્રવાયવ ગ્રહનો સર્વની આદિમાં પ્રતિકર્ષ ન કરવો. ’
## એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ સૂત્ર. ऐन्द्रवायवस्याग्रवचनादादितः प्रतिकर्षः स्यात् ॥ ૬૨ ॥

પદાર્થ :—( ऐन्द्रवायवस्य ) ઐન્દ્રવાયવ ગ્રહનું ( अग्रवचनात् ) અગ્રવચન હોવાથી ( आदितः प्रतिकर्षः स्यात् ) સૌથી પહેલા એનું ગ્રહણ થવું જોઇએ.

ભાવાર્થ :—જ્યોતિષ્ટોમમાં મંત્રકાંડ અને વિધિકાંડના ગ્રહોનો આ પ્રમાણે પાઠક્રમ છે. “ उपांशुग्रहः प्रथमः, अन्तर्यामग्रहो द्वितीयः, ऐन्द्रवायवग्रहस्तृतीयः, मैत्रावरुणग्रहश्चतुर्थः ” હવે ઐન્દ્રવાયવમાં અગ્રતાનું વિધાન હોવાથી પ્રથમ તેનું ગ્રહણ થવું જોઇએ. ॥ ૬૨ ॥

સિદ્ધાંત સૂત્ર. अपि वा धर्मविशेषात्तद्धर्माणां स्वस्थाने प्रकरणादग्रत्वमुच्यते ॥ ૬૩ ॥

પદાર્થ :—( अपि वा ) અથવા ( तद्धर्मविशेषात् ) ઐન્દ્રવાયવ પ્રભૃતિત્વવિશેષ હોવાથી ( प्रकरणात् ) પ્રકરણગત પડતા ક્રમપ્રમાણે ( स्वस्थाने ) સ્વસ્થાનમાં ( अग्रत्वम् उच्यते ) અગ્રત્વ વિધીયમાન થાય છે.

ભાવાર્થ :—અહીં અગ્રતાનું વિધાન નથી પણ મૈત્રાવરુણ આશ્વિન આદિ સર્વગ્રહોનો અનુવાદ કરી કેવળ ગ્રહણનું જ વિધાન છે માટે પાઠ પ્રમાણે પોતપોતાના સ્થાનમાં જ સ્થિત રહેલાનું અગ્રત્વ કહેવાય છે. ॥ ૬૩ ॥

धारासंयोगाच्च ॥ ૬૪ ॥

પદાર્થ :—( च ) અને ( धारासंयोगात् ) ધારાગ્રહ એજ અગ્રતા છે.

ભાવાર્થ :—ધારાગ્રહ એજ અગ્રતા છે સર્વની અગ્રતાનું વિધાન નથી માટે સર્વની આદિમાં પ્રતિકર્ષ કરવો નહિ. ॥ ૬૪ ॥

## 'કામસંયોગમાં પણ ઐન્દ્રવાયવ ગ્રહનો આદિમાં પ્રતિકર્ષ નથી.' એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ સૂત્ર. **कामसंयोगे तु वचनादादितः प्रतिकर्षः स्यात् ॥ ६५ ॥**

પદાર્થ :—(तु) પૂર્વપક્ષને સૂચવે છે. (कामसंयोगे) કામનો સંયોગ જે વાકયમાં બતાવ્યો છે ત્યાં તો (वचनात्) વચનને લીધે (आदितः) સર્વની આદિમાં (प्रतिकर्षः स्यात्) પ્રતિકર્ષ થાય છે.

ભાવાર્થ :—ऐन्द्रवायवाग्रान् गृह्णीयात् यः कामयेत यथापूर्वं प्रजाः कल्पेरन् આ વાકયમાં कामयेत ક્રિયાપદથી 'કામના' સૂચિત થાય છે, માટે જ્યાં કામનાનો સંયોગ બતાવ્યો હોય ત્યાં તો સર્વથી પહેલા પ્રતિકર્ષ કરવો જોઇએ, નહીં તો कामयेत આ પદનો કશો અર્થજ રહેતો નથી. ॥ ૬૫ ॥

સિદ્ધાંત સૂત્ર. **तद्देशानां वाऽग्रसंयोगात्तद्युक्ते कामशास्त्रं स्यात् नित्यसंयोगात् ॥ ६६ ॥**

પદાર્થ :—(तद्देशानां वा) પોત પોતાના દેશમાં સ્થિત રહેલા ગ્રહોનું જ ગ્રહણ થાય છે. (अग्रसंयोगात्) અગ્રતાનો સંબંધ હોવાથી (तद्युक्ते) સ્વસ્થાન યુક્તમાં (कामशास्त्रं स्यात्) ફલ બોધક વિધિ છે (नित्यसंयोगात्) નિત્ય સંયોગ હોવાથી.

ભાવાર્થ :—કામના બોધક પદ જે વાકયમાં છે ત્યાં પણ ગ્રહના ગ્રહણમાં ફરક પડતો નથી અર્થાત પાઠના ક્રમ પ્રમાણેજ ગ્રહણ થાય છે. કામનાના સંયોગથી ઐન્દ્રવાયવ ગ્રહનું પ્રથમ ગ્રહણ થતું નથી એજ સિદ્ધાંત પક્ષનું માનવું છે. ॥ ૬૬ ॥

## આશ્વિનાદિ ગ્રહો પ્રતિકર્ષ થાય છે એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ સૂત્ર. **परेषु वाऽग्रशब्दः पूर्ववत्स्यात् तदादिषु ॥ ६७ ॥**

પદાર્થ :—(परेषु वा) ઐન્દ્રવાયવ આદિ ગ્રહોમાં શ્રૂયમાણ (अग्रशब्दः) અગ્રશબ્દ (पूर्ववत् स्यात्) પૂર્વ બતાવેલા અધિકરણ પેઠે થાય છે. (तदादिषु) તત્પ્રભૃતિઓમાં.

ભાવાર્થ :—शुक्राग्रान् गृह्णीत गतश्रीः प्रतिष्ठाकामः આ વાકયથો જે શુક્રાદિગ્રહોનું ગ્રહણ કરવાનું પ્રતિષ્ઠા કામને માટે કહેવામાં આવ્યું છે તેમાં પણ પૂર્વપેઠે યથાસ્થાનસ્થિત શુક્ર ગ્રહનું ગ્રહણ થવું ન્યાય્ય છે. ॥ ૬૭ ॥

સિદ્ધાંત સૂત્ર. **प्रतिकर्षो वा नित्यार्थेनाग्रस्य तदसंयोगात ॥ ६८ ॥**

પદાર્થ :—(प्रतिकर्षो वा) ઐન્દ્રવાયવથી ચતુર્થ સ્થાનમાં રહેલા શુક્રગ્રહનું ઐન્દ્રવાયવ ગ્રહ પહેલાં ગ્રહણ થવું જોઇએ (नित्यार्थेन) પાઠ ક્રમથી નિત્ય પ્રાપ્ત પ્રથમ સ્થાન ઐન્દ્રવાયવ ગ્રહ તેનાથી સંબદ્ધ છે. (अग्रस्य) અગ્રતાનો (तदसंयोगात) ફલ સાથે સંબંધ ન હોવાથી.

ભાવાર્થ :—વાક્યમાં જે શુક્રાગ્રતા સંભળાય છે તેનો ફળની સાથે સંબંધ છે. માટે શુક્ર ગ્રહનો સ્વસ્થાનમાંથી ભંશ કરી તેનું ઐન્દ્રવાયવ ગ્રહની પહેલા ગ્રહણ કરવું જોઇએ. ॥ ૬૮ ॥

प्रतिकर्षं च दर्शयति ॥ ६९ ॥

પદાર્થ :—( च ) અને ( प्रतिकर्षं दर्शयति ) લિંગ વાક્ય પ્રતિકર્ષને બતાવે છે.

ભાવાર્થ ;—धारयेयुस्तं यं कामाय गृह्णीयुः, ऐन्द्रवायवं गृहीत्वा सादयेत तम् આ વાક્યથી શુક્ર ગ્રહનું ઐન્દ્રવાયવ ગ્રહ કરતાં પહેલું ગ્રહણ થાય છે એવું સૂચન છે. પહેલાં શુક્ર ગ્રહનું ગ્રહણ કરવું પછી ઐન્દ્રવાયવ ગ્રહને લઇ શુક્ર ગ્રહને નીચે મૂકવો. આથી સ્પષ્ટ સિદ્ધ થાય છે કે શુક્ર ગ્રહનો પ્રતિકર્ષ થાય છે. પ્રતિકર્ષ એટલે ક્રમપ્રાપ્ત ગ્રહણમાં ફેરફાર કરી પૂર્વ ગ્રહણ કરવું. ॥ ૬૯ ॥

'આશ્વિન આદિગ્રહોનું ગ્રહણ ઐન્દ્રવાયવ ગ્રહ આદિની પહેલા થવું જોઇએ.' એ અધિકરણનાં સૂત્રો.

पुरस्तादैन्द्रवायवादग्रस्य कृतदेशत्वात् ॥ ७० ॥

પદાર્થ :—( ऐन्द्रवायवात् पुरस्तात् ) ઐન્દ્રવાયવ ગ્રહની પહેલાં કરવું ( अग्रस्य कृतदेशत्वात् ) અગ્રતાનો દેશ કલૃપ્ત અર્થાત્ નિર્ણીત હોવાથી.

ભાવાર્થ :—ઐન્દ્રવાયવ ગ્રહની પહેલાં આશ્વિન આદિ ગ્રહોનું ગ્રહણ હોવું જોઇએ પણ ઉપાંશુ અને અંતર્યામ ગ્રહોની પહેલાં નહિ. કારણ કે ધારાગ્રહનો અધિકાર છે. જે ધારાગ્રહ હોય તેની પહેલાનું ગ્રહણ હોવું જોઇએ. જે અધારાગ્રહ હોય તેની પહેલાં નહિ, માટે ઉપાંશુ અને અન્તર્યામગ્રહ પહેલાં આશ્વિન આદિનું ગ્રહણ ન થવું જોઇએ. ॥ ૭૦ ॥

तुल्यधर्मत्वाच्च ॥ ७१ ॥

પદાર્થ :—( च ) અને ( तुल्यधर्मत्वात् ) સમાનધર્મતા હોવાથી.

ભાવાર્થ :—ધારાગ્રહત્વરૂપ તુલ્યધર્મ હોવાથી. માટે ઐન્દ્રવાયવ પહેલાં આશ્વિન આદિનું ગ્રહણ થવું યોગ્ય છે. ॥ ૭૧ ॥

तथा च लिङ्गदर्शनम् ॥ ७२ ॥

પદાર્થ :—( तथा च ) તે પ્રમાણે ( लिङ्गदर्शनात ) લિંગવાક્ય પણ છે.

ભાવાર્થ :—લિંગ વાક્ય પણ એ જ ક્રમ બતાવે છે. જુઓ શાબર ભાષ્ય. धारयेयुस्तं यं कामाय गृह्णीयुः। ऐन्द्रवायवं गृहीत्वा सादयेत्। अथ तं सादयेत्, यं कामाय गृह्णीयुः, इति काम्यस्य धारणानन्तर मैन्द्रवायवस्य ग्रहणं दर्शयति तस्मादैन्द्रवायवस्य पुरस्तात्प्रतिकर्षः આ ભાષ્યની પંક્તિઓથી પણ સ્પષ્ટ થાય છે કે આશ્વિનાદિ ગ્રહોનું ગ્રહણ ઐન્દ્ર વાયવ ગ્રહની જ પહેલાં થવું જોઇએ. ॥ ૭૨ ॥

'સાદનનો પણ પ્રતિકર્ષ થવો જોઇએ.' એ અધિકરણનાં સૂત્ર.

सादनं चापि शेषत्वात् ॥ ७३ ॥

**પદાર્થ :**—( सादनं च अपि ) અને સાદન પણ અપકૃષ્ટ થાય છે. ( शेषत्वात् ) તે ગ્રહણનું શેષ હોવાથી.

**ભાવાર્થ :**—જ્યાં ગ્રહણનો અપકર્ષ થાય છે ત્યાં સાદનનો પણ અપકર્ષ કરવો જોઇએ કારણ કે સાદન ગ્રહણનું શેષ છે. ગ્રહણ એટલે ગ્રહ પાત્રનું લેવું તે અને સાદન એટલે પાત્રનું વિહિત સ્થાને મૂકવું તે. ગ્રહણ અંગિ છે અને સાદન તેનું અંગ છે. અંગિના અપકર્ષ સાથે અંગનો અપકર્ષ હોવો જ જોઇએ. ॥ ૭૩ ॥

लिङ्गदर्शनाच्च ॥ ७४ ॥

**પદાર્થ :**—( च ) અને ( लिङ्गदर्शनात् ) લિંગ વાક્યનું શ્રવણ હોવાથી.

**ભાવાર્થ :**—ऐन्द्रवायवं गृहीत्वा सादयेत् આ વાક્યથી પણ સાદનનો અપકર્ષ સિદ્ધ થાય છે. ॥ ૭૪ ॥

'પ્રદાનનો પ્રતિકર્ષ થતો નથી.' એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ. प्रदानं चापि सादनवत् ॥ ७५ ॥

**પદાર્થ :**—( प्रदानं च अपि ) પ્રદાન એટલે યાગ પણ ( सादनवत् ) આસાદન પેઠે પ્રતિકૃષ્ટ થાય છે.

**ભાવાર્થ :**—જેમ આસાદનનો પ્રતિકર્ષ થાય છે તેમ પ્રદાન એટલે હવિસ્ત્યાગ અર્થાત્ યાગનો પણ પ્રતિકર્ષ થાય છે. આવું પૂર્વપક્ષવાદીનું માનવું છે. ॥ ૭૫ ॥

સિદ્ધાંત સૂત્ર. न वा प्रधानत्वात् सादनं तथा ॥ ७६ ॥

**પદાર્થ :**—( न वा ) અથવા નહિ ( प्रधानत्वात् ) પ્રધાન હોવાથી ( तथा सादनम् ) સાદન પેઠે તેનો પ્રતિકર્ષ થતો નથી.

**ભાવાર્થ :**—આસાદન પેઠે પ્રદાનનો પ્રતિકર્ષ થતો નથી કારણ પ્રદાન એ તો પ્રધાન છે અર્થાત્ મુખ્ય કર્મ છે. મુખ્યનો પ્રતિકર્ષ અમુખ્યને લીધે થતો નથી. ॥ ૭૬ ॥

'ત્ર્યનીકામાં ઐન્દ્રવાયવની ઉક્તિ છે તે સમાનવિધિને માટે છે.'
એ અધિકરણનાં સૂત્ર.

પૂર્વપક્ષ સૂત્ર. त्र्यनीकायां न्यायोक्तेष्वाम्नानं गुणार्थं स्यात् ॥ ७७ ॥

**પદાર્થ :**—( त्र्यनीकायाम् ) દ્વાદશાહગત પહેલો, છઠ્ઠો અને દસમા દિવસનો ત્યાગ કરી બાકી જે નવ દિવસો છે તેને ત્ર્યનીકા એવું નામ આપવામાં આવ્યું છે. તે ત્ર્યનીકામાં

( न्यायोक्तेषु ) અતિદેશ શાસ્ત્રથી પ્રાપ્તમાં ( आम्नानम् ) જે પુનઃકથન કરવામાં આવ્યું છે તે ( गुणार्थं स्यात् ) સ્તુતિને માટે છે.

**ભાવાર્થ** :—દ્વાદશાહમાં પ્રથમ, દશમ અને દ્વાદશ દિવસ સિવાય બાકીના રહેલા નવ દિવસોના ત્રણ ત્રિક થાય છે આને ' ત્ર્યનીકા ' એવું નામ આપવામાં આવ્યું છે. તેમાં ક્રમથી અગ્રતા શ્રુત થાય છે. જેમકે एन्द्रवायवाग्रं प्रथममहः, अथ शुक्राग्रम्, अथाग्रयणाग्रम् આમ પ્રથમ ત્રિકના ક્રમ પ્રમાણે જ બાકી રહેલા બે ત્રિકનો પણ એજ ક્રમ અગ્રતા વિધાનને માટે છે. હવે બીજા દિવસમાં જે અગ્રતા કહી છે તે તો પ્રકૃતિમાંથી જ અતિદેશશાસ્ત્રથી પ્રાપ્ત થાય છે તો પછી એ અપૂર્વ વિધાન છે કે અર્થવાદ છે? આનો ઉત્તર પૂર્વપક્ષવાદી તરફથી એવો આપવામાં આવે છે કે એ તો કેવળ અર્થવાદ છે. ॥ ૭૭ ॥

સિદ્ધાંત સૂત્ર. **अपि वाऽहर्गणेष्वग्निवत्समानं विधानं स्यात् ॥ ७८ ॥**

**પદાર્થ** :—( अपि वा ) અથવા ( अहर्गणेषु ) અહર્ગણોમાં ( अग्निवत् ) અગ્નિયજન પેઠે ( समानं विधानं स्यात् ) સમાન વિધાન છે અર્થવાદ નથી.

**ભાવાર્થ** :—' अथातोऽग्निमग्निष्टोमेन यजेत तं द्विरात्रेण ' આ પ્રમાણે જેમ અગ્નિષ્ટોમમાં અગ્નિનું વિધાન છે તેમ પ્રકૃત સ્થળમાં પણ અતિદેશ શાસ્ત્રથી અગ્રતાની પ્રાપ્તિ પ્રકૃતિમાંથી હોવા છતાં ફરીથી વિધાન જ છે. તે અર્થવાદ નથી. ॥ ૭૮ ॥

**' વ્યૂઢ દ્વાદશાહ એ સમૂઢનો વિકાર છે. ' એ અધિકરણનાં સૂત્રો.**

**પૂર્વપક્ષ સૂત્ર.**

**द्वादशाहस्य व्यूढसमूढत्वं पृष्ठवत् समानविधानं स्यात् ॥७९॥**

**પદાર્થ** :—( द्वादशाहस्य ) દ્વાદશાહ ( पृष्ठवत् ) પૃષ્ઠની પેઠે ( व्यूढसमूढत्वम् ) વ્યૂઢ અને સમૂઢ રૂપે ( समानविधानं स्यात् ) સમાન વિધિવાળા છે.

ભાવાર્થ :—દ્વાદશાહ યાગ બે પ્રકારે છે એક સમૂઢ રૂપે અને બીજો વ્યૂઢ રૂપે. અહીં પૂર્વપક્ષવાદીનું એવું માનવું છે કે બન્ને પ્રકારોમાં સમાન વિધિ છે અર્થાત્ કોઇ કોઇની પ્રકૃતિ કે વિકૃતિ નથી બન્ને સમાન વિધિના વિષય છે. બૃહદ અને રથંતરમાં જેમ સમાન વિધાન છે તેમ દ્વાદશાહમાં પણ સમજવું. સમૂઢ દ્વાદશાહની ગણત્રી આ પ્રકારે શાબર ભાષ્યાદિમાં બતાવી છે.

समूढस्तावत् ऐन्द्रवायवाग्रौ प्रायणीयोदयनीयौ दशमं चाहः, अथेतरेषां नवानामह्नाम् ऐन्द्रवायवाग्रं प्रथममहः, अथशुक्राग्रम्, अथाग्रयणाग्रम्। अथैन्द्रवायवाग्रम, अथ शुक्राग्रम अथाग्रयणाग्रम्। अथेन्द्रवायवाग्रम् अथ शुक्राग्रम अथाग्रयणाग्रम् ॥ ઇતિ આ પ્રમાણે સમૂઢ દ્વાદશાહ. अथ व्यूढः, ऐन्द्रवायवाग्रौ प्रायणोयोदयनोयौ, अथेतरेषां दशानामह्नामैन्द्रवायवाग्रं प्रथममहः, अथ शुक्राग्रम्। अथ द्वे आग्रयणाग्रे। अथैन्द्रवायवाग्रम् अथ द्वे शुक्राग्रे, अथाग्रयणाग्रम् अथ द्वे ऐन्द्रवायवाग्रे ॥ આ પ્રમાણે વ્યૂઢ દ્વાદશાહ બતાવ્યો છે. બન્ને સ્વતંત્ર વિધિ છે એમ પૂર્વપક્ષવાદીનું મન્તવ્ય છે. ॥ ૭૯ ॥

સિધ્ધાંત સૂત્ર. व्यूढो वा लिङ्गदर्शनात् समूढविकार: ॥ ८० ॥

પદાર્થ :—( वा ) અથવા ( व्यूढ: ) વ્યૂઢ ( समूढ विकार: ) સમૂઢનો વિકાર છે. ( लिङ्गदर्शनात् ) લિંગ વાકયનું દર્શન હોવાથી.

ભાવાર્થ :—વ્યૂઢ દ્વાદશાહ એ સમૂઢ દ્વાદશાહ યાગનો વિકૃતિ યાગ છે. તેને માટે આ પ્રમાણે લિંગ વાકય છે. ऐन्द्रवायवस्य वा एतदायतनं यच्चतुर्थमहः આવું વ્યૂઢમાં વાકય શ્રવણ છે. આ વાકયની ઉપપત્તિ જો વ્યૂઢને સમૂઢની વિકૃતિને માને તો જ થઇ શકે છે. આના વિશેષ ખુલાસા માટે શાબર ભાષ્ય જુઓ. ॥ ૮૦ ॥

कामसंयोगात् ॥ ८१ ॥

પદાર્થ :—( कामसंयोगात् ) કામનાનો સંબંધ હોવાથી.

ભાવાર્થ :—यः कामयेत बहु स्यां प्रजायेय આવું વ્યૂઢ દ્વાદશાહમાં શ્રવણ થાય છે. જે કામ્ય હોય છે તે નિત્યની વિકૃતિ હોય છે એ તો પ્રસિદ્ધ છે માટે વ્યૂઢ એ સમૂઢની વિકૃતિ છે. ॥ ૮૧ ॥

પ્રયોજન સૂત્ર. तस्योभयथाप्रवृत्तिरैककर्म्यात् ॥ ८२ ॥

પદાર્થ :—( तस्य ) બન્ને પ્રકાર વાળા દ્વાદશાહની ( उभयथा प्रवृत्तिः ) બન્ને રીતે પ્રવૃત્તિ થાય છે ( ऐककर्म्यात् ) એકરૂપે હોવાથી,

ભાવાર્થ :—જ્યાં વ્યૂઢ દ્વાદશાહ કરવાનું લિંગ વાકય મળે ત્યાં જ વ્યૂઢની દ્વાદશાહની પ્રવૃત્તિ સમજવી. અને જ્યાં લિંગ વાકય ન હોય ત્યાં પ્રકૃતિભૂત સમૂઢ દ્વાદશાહની જ પ્રવૃત્તિ છે એમ સમજવું ॥ ૮૨ ॥

'સંવત્સર સત્રમાં અનીકોની વિવૃદ્ધિ છે.' એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ સૂત્ર. एकादशिनवत् त्र्यनीकापरिवृत्तिः स्यात् ॥ ८३ ॥

પદાર્થ :—( एकादशिनवत् ) એકાદશિન પ્રકરણમાં જેવી આવૃત્તિ થાય છે. તેવી ( त्र्यनीकापरिवृत्तिः ) ત્ર્યનીકોની પરિવૃત્તિ ( स्यात् ) થાય છે.

ભાવાર્થ :—गवामयन નામનો એક ક્રતુ હોય છે, તે એક વરસ સુધી ચાલે છે. તે ક્રતુ દ્વાદશાહની વિકૃતિ છે તેમાં આગળના અધિકરણમાં બતાવેલા ત્ર્યનીકોની આવૃત્તિ કરવાની હોય છે. તે આવૃત્તિ બે પ્રકારની હોય છે એક દંડાકલિત અને બીજી સ્વસ્થાન વૃદ્ધિ. પૂર્વપક્ષ-વાદીનું એવું માનવું છે કે ગવામયનમાં ત્ર્યનીકોની આવૃત્તિ જેમ દંડની આવૃત્તિ થાય છે તેમ કરવી. જેમ દંડના આદિ, મધ્ય અને અન્ત્ય ભાગ હોય છે અને દરેક વખતે એ ત્રણેને સાથે જ લેવાય છે તે પ્રમાણે એક વખત ત્રણ ત્રિકનું અનુષ્ઠાન કર્યા પછી બીજી વખત ત્રણત્રિકનું અનુષ્ઠાન કરવું આ પ્રમાણે ક્રતુની સમાપ્તિ થાય ત્યાં સુધી કર્યે જવું. અર્થાત વરસ પૂરું થાય ત્યાં સુધી કર્યે જવું ॥ ૮૩ ॥

સિદ્ધાંત સૂત્ર. स्वस्थानविवृद्धिर्वा अह्नामप्रत्यक्षसंख्यत्वात् ॥ ૮૪ ॥

પદાર્થ :—( वा ) અથવા ( स्वस्थानविवृद्धिः ) સ્વસ્થાન વિવૃદ્ધિ રૂપ આવૃત્તિ કરવી ( अह्नाम् अप्रत्यक्षसंख्यत्वात् ) દિવસોની સંખ્યા અપ્રત્યક્ષ છે.

ભાવાર્થ :—સિદ્ધાંતપક્ષવાદીનું એવું માનવું છે કે સ્વસ્થાન વિવૃદ્ધિરૂપ આવૃત્તિ કરવી. કારણ કે અહન્ અર્થાત્ દિવસનો અધિકાર નથી. કેવળ ઐન્દ્રવાયવાગ્રનું જ વિધાન છે. અહન્નું વિધાન નથી. आग्रयणान् कृत्वा ऐन्द्रवायवाग्राः कर्तव्या એટલે પ્રથમ આગ્રયણો કરીને પછી ઐન્દ્રવાયવાગ્ર કરવા. આ પ્રમાણે સ્વસ્થાનવૃદ્ધિરૂપ આવૃત્તિ છે. વિશેષ ખુલાસા માટે શાબર ભાષ્ય આદિ આકરગ્રંથ જુઓ. ॥ ૮૪ ॥

पृष्ठ्यावृत्तौ चाग्रयणस्य दर्शनात् त्रयस्त्रिंशे परिवृत्तौ पुनरैन्द्रवायवः स्यात् ॥ ૮૫ ॥

પદાર્થ :—( च ) અને ( पृष्ठ्यावृत्तौ ) પૃષ્ઠ્યની આવૃત્તિમાં ( आग्रयणस्य ) આગ્રયણાગ્રતાનું ( दर्शनात् ) દર્શન થવાથી. ( त्रयस्त्रिंशे ) તેત્રીસમે દિવસે ( परिवृत्तौ ) દંડાકલિત આવૃત્તિમાં તો ( पुनः ऐन्द्रवायवः स्यात् ) ઐન્દ્રવાયવ થાય છે.

ભાવાર્થ :—પૃષ્ઠ્ય આવૃત્તિમાં તેત્રીશમે દિવસે આગ્રયણનું દર્શન થાય છે અને દંડાકલિતવત્ આવૃત્તિ કરવાથી તે ઐન્દ્રવાયવાગ્ર થાય છે. આનો વિશેષ ખુલાસો શાબર ભાષ્ય આદિ આકરગ્રંથમાં જોઇ લેવો. આ સૂત્રમાં સ્વસ્થાનવૃદ્ધિરૂપ આવૃત્તિનું જ સમર્થન છે. ॥ ૮૫ ॥

वचनात्परिवृत्तिरेकादशिनेषु ॥ ૮૬ ॥

પદાર્થ :—( एकादशिनेषु ) એકાદશિન પ્રકરણમાં ( परिवृत्तिः ) દંડકલિત આવૃત્તિ કરવામાં આવે છે તેમાં તો ( वचनात् ) વચનના પ્રમાણને લીધે.

ભાવાર્થ :—એકાદશિન પ્રકરણમાં દંડકલિતરૂપ આવૃત્તિ સ્વીકારવામાં આવે છે તેમાં તો વચન પ્રમાણ છે. वारुणमन्ततः पुनः पर्यावृत्तेषु आग्नेयमेव प्रथमेऽहन्यालमेत ॥ આ વચનના પ્રામાણ્યથી એકાદિશન પ્રકરણમાં દંડકલિત આવૃત્તિ સ્વીકારવામાં આવે છે. જુઓ શાબર ભાષ્ય. ॥ ૮૬ ॥

लिङ्गदर्शनाच्च ॥ ૮૭ ॥

પદાર્થ :—( च ) અને ( लिङ्गदर्शनात् ) લિંગ વાક્ય હોવાથી.

ભાવાર્થ :—दण्डकलितवदेकादशिना आवर्तन्ते આવું લિંગવચન પણ છે જેથી એકાદિશન પ્રકરણમાં દંડકલિત આવૃત્તિ સ્વીકારવામાં આવે છે. ॥ ૮૭ ॥

'વ્યૂહાત્મક દ્વાદશાહમાં મંત્રોના જ છંદોનો વ્યતિક્રમ થાય છે.'

એ અધિકરણનું સૂત્ર.

**छन्दोव्यतिक्रमाद् व्यूढे भक्षपवमानपरिधिकपालस्य मन्त्राणां यथोत्पत्तिवचनमूहवत् स्यात् ॥ ८८ ॥**

પદાર્થ—( व्यूढे ) વ્યૂઢ સંજ્ઞક દ્વાદશાહ યાગમાં ( छन्दोव्यतिक्रमात् ) મુખ્ય છન્દસોનો જ વ્યતિક્રમ શ્રુત હોવાથી. ( भक्षपवमानपरिधिकपालस्य ) ભક્ષ, પવમાન, પરિધિ અને કપાલના ( मन्त्राणाम् ) મંત્રોનો ( यथोत्पत्तिवचनम् ) જેવો પાઠક્રમ છે તેજ પ્રમાણે બોલવું. ( ऊहवत् ) ઊહ તો કેવળ છંદનો જ છે.

ભાવાર્થ :—વ્યૂઢ દ્વાદશાહમાં કેવળ છંદોનો જ વ્યતિક્રમ થાય છે. તે તે છંદવાળા મંત્રોનું વચન જ વિપર્યસ્ત થાય છે. ભક્ષાદિનો વ્યતિક્રમ અસંભવિત છે. तस्मादसंभवो भक्षादीनां व्यतिक्रमणस्य. આ પ્રમાણે શાબરમાં પાઠ છે, જુઓ. માટે મંત્રગત છંદોનો જ વ્યતિક્રમ થાય છે. આ બન્ને અધિકરણો શાબર ભાષ્યાદિ આકર ગ્રંથો વાંચવાથી વધારે સ્પષ્ટ થશે. માટે જિજ્ઞાસુએ તે વાંચવા પ્રયત્ન કરવો. ॥ ૮૮ ॥

**इति मीमांसागुर्जरभाष्ये दशमाध्यायस्य पञ्चमः पादः**



**अथ दशमाध्यायस्यः षष्ठः पादः**

'રથંતર આદિ સામોનું તૃચમાં ગાન કરવું.' એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ સૂત્ર. **एकर्चस्थानानि यज्ञे स्युः स्वाध्यायवत् ॥ १ ॥**

પદાર્થ :—( एकर्चस्थानानि ) એક જ ઋચા જેનો આશ્રય છે એવાં સામો ( यज्ञे स्युः ) પ્રયોગ વખતે યજ્ઞમાં ગાવાનાં હોય છે ( स्वाध्यायवत् ) સ્વાધ્યાય પેઠે.

ભાવાર્થ :—રથંતર, બૃહદ્, વૈરૂપ, વૈરાજ, શાક્વર અને રૈવત આ બધાં જુદાં જુદાં સામગાનોનાં નામ છે. જ્યારે યજ્ઞમાં આ ગાવાનાં હોય ત્યારે એક જ ઋચામાં ગાવા કે તૃચમાં ? અહીં પૂર્વપક્ષ એવો છે કે યજ્ઞમાં એક જ ઋચામાં સામગાન કરવું, કારણ કે અધ્યયન કરતી વખતે એક જ ઋચામાં સામગાન કરેલું હોય છે અને અધ્યયન અનુષ્ઠાનને માટે હોય છે, માટે જેવું અધ્યયન વખતે સામગાન કર્યું હોય તેવું યજ્ઞમાં પણ ગાવું, એક જ ઋચામાં ગાવાથી અધ્યયન પ્રમાણે પ્રયોગમાં પણ એકરૂપતા આવે છે, માટે એક ઋચામાં ગાન કરવું. ॥ ૧ ॥

સિદ્ધાંત સૂત્ર.　　　　तृचे वा लिङ्गदर्शनात् ॥ २ ॥

પદાર્થ :—( वा ) અથવા ( तृचे ) ત્રણેય ઋચાઓમાં સામ ગાવું ( लिङ्गदर्शनात् ) લિંગ બોધક વાક્ય હોવાથી.

ભાવાર્થ :—अष्टाक्षरेण प्रथमाया ऋचः प्रस्तौति द्व्यक्षरेणोत्तरयोः અહીં ત્રણેય ઋચાઓમાં પ્રસ્તોતાએ ગાવા યોગ્ય ભાગનું નિરૂપણ કર્યું છે, માટે તૃચમાં સામગાન કરવું. ऋक्सामोवाच ઇત્યાદિ અર્થવાદમાં પણ ત્રણ ઋચાઓનો જ સ્વીકાર કર્યો છે, માટે તૃચમાં ગાન કરવું. ॥ ૨ ॥

'સ્વર્દૃશ શબ્દથી જે વીક્ષણ બતાવ્યું છે તે કાલાર્થક છે.'
એ અધિકરણનું સૂત્ર.

स्वर्दृशं प्रति वीक्षणं कालमात्रं परार्थत्वात् ॥ ३ ॥

પદાર્થ :—( स्वर्दृशं प्रति वीक्षणम् ) સ્વર્દૃશ શબ્દને ઉદ્દેશીને જે વીક્ષણ કહેવામાં આવ્યું છે તે ( कालमात्रम् ) કાળનું લક્ષણ છે ( परार्थत्वात् ) સ્તુત્યર્થક હોવાથી.

ભાવાર્થ :—રથંતર સામ ગાવાની આ ઋચા યોનિભૂત ગણાય છે अभि त्वा शूर नोनुमोऽदुग्धा इव धेनवः। ईशानमस्य जगतः स्वर्दृश मीशान मिन्द्र तस्थुषः ॥ ऋ. ૯-૩૧-૨૨ આ ઋચામાં स्वर्दृक् શબ્દ આવ્યો છે. रथंतरे प्रस्तूयमाने संमीलयेत् स्वर्दृशं प्रति वीक्षेत। રથંતરની યોનિભૂત ઉક્ત ઋચા જ્યારે ગાવામાં આવે ત્યારે સંમીલન કરવું અને જ્યારે તેમાં સ્વર્દૃક્ શબ્દ આવે ત્યારે વીક્ષણ કરવું અર્થાત્ જોવું. આ ઠેકાણે સ્વર્દૃક્પદ વીક્ષણનું અંગ નથી. પણ તે તો કાળનું લક્ષ છે. સ્વર્દૃક્ પદ સ્તુતિને માટે છે. સ્તુતિમાં વિનિયુક્ત થયા પછી તે વીક્ષણનું અંગ થઇ શકે નહિ. ॥ ૩ ॥

ગવામયનકમાં પૃષ્ઠ્ય ષડહમાં 'બૃહદ્' અને 'રથંતર' સામનો વિભાગ છે
એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ સૂત્ર.　　　　पृष्ठ्यस्य युगपद्विधेरेकाहवद् द्विसामत्वम् ॥ ४ ॥

પદાર્થ :—( पृष्ठ्यस्य ) પૃષ્ઠ સ્તોત્રનું ( युगपद्विधेः ) એક સાથે વિધાન હોવાથી ( एकाहवत् ) એકાહ પેઠે ( द्विसामत्वम् ) બન્ને સામોનું એક દિવસમાં અનુષ્ઠાન કરવું.

ભાવાર્થ :—આ પ્રકારે આમ્નાન છે पृष्ठ्यः षडहो बृहद्रथंतरसामा इति અહીં એવો અર્થ નીકળે છે કે પૃષ્ઠ સ્તોત્રનું એક સાથે વિધાન છે એટલે કે 'બૃહત્' અને 'રથંતર' બન્ને સામોનું ષડહ નામક યાગમાં પ્રત્યેક દિવસે અનુષ્ઠાન કરવું અર્થાત્ બન્ને સામોનું ગાન દરરોજ થવું જોઇએ. આવું પૂર્વપક્ષવાદીનું માનવુ છે बृहद्रथंतरसामा આ દ્વન્દ્વગર્ભિત બહુવ્રીહિ સમાસ છે. તેથી ઉક્ત પ્રકારનો અર્થ નીકળે છે. ॥ ૪ ॥

विभक्ते वा समस्तविधानात् तद्विभागेऽप्रतिषिद्धम् ॥ ५ ॥

પદાર્થ :—( वा ) અથવા ( विभक्ते ) દ્વન્દ્વસમાસથી ઉક્ત પદ શૂન્ય હોવાથી ( समस्तविधानात ) કેવળ બહુવ્રીહિ સમાસનું વિધાન હોવાથી( तद्विभागे ) બૃહદ અને રથંતરનાં વિભાગમાં ( अप्रतिषिद्धम् ) અબાધિત છે.

**ભાવાર્થ** :—'बृहद्रथन्तरसामा' આમાં દ્વન્દ્વ સમાસ નથી. કેવળ બહુવ્રીહિ સમાસ જ છે. માટે વિભાગનો પ્રતિષેધ થતો નથી અર્થાત્ પ્રકૃતિમાં જેમ એક એક દિવસે એક એક સ્તોત્રનું અનુષ્ઠાન હોય છે તેમ વિકૃતિભૂત 'ષડહ' યાગમાં પણ દરરોજ એક એક સ્તોત્રનું અનુષ્ઠાન છે અર્થાત્ એક દિવસે રથંતરનું તો બીજે દિવસે બૃહત્ સામનું અનુષ્ઠાન કરવું એ જ ક્રમ ૭ દિવસો પૂરા થાય ત્યાં સુધી ચાલુ રાખવો. ॥ ૫ ॥

## 'પ્રાયણીય અને ઉદયનીય દિવસોમાં ઐકાદશિન પશુઓનું દાન કરવું.' એ અધિકરણનાં સૂત્રો.

**પૂર્વપક્ષ સૂત્ર.** **समासस्त्वैकादशिनेषु तत्प्रकृतित्वात् ॥ ६ ॥**

**પદાર્થ** :—(तु) પૂર્વપક્ષને સૂચવે છે. (ऐकादशिनेषु) ઐકાદશિન પશુઓના દાનના વિષયમાં પ્રાયણીય અને ઉદયનીય દિવસોમાં તેઓનું દાન કરવું. (समासः) સંપૂર્ણનું અનુષ્ઠાન કરવું (तत्प्रकृतित्वात्) દ્વાદશાહની પ્રકૃતિ જે જ્યોતિષ્ટોમ છે તેના જે ધર્મો છે તે ધર્મવાળા દ્વાદશાહ પણ છે.

**ભાવાર્થ** :—દ્વાદશાહની પ્રકૃતિ જ્યોતિષ્ટોમ છે તેમાં એક જ દિવસે બધા પશુઓનું દાન કરવામાં આવે છે. તેની વિકૃતિભૂત દ્વાદશાહમાં પણ એજ ધર્મોનું અનુષ્ઠાન થવું જોઇએ માટે એક જ દિવસમાં બધા પશુઓનુ દાન થવું જોઇએ. ॥ ૬ ॥

**विहारप्रतिषेधाच्च ॥ ७ ॥**

**પદાર્થ** :—(च) અને (विहारप्रतिषेधात्) અસામાનાધિકરણ્યનો પ્રતિષેધ હોવાથી.

**ભાવાર્થ** :—જો દરરોજ એક એક પશુનું દાન કરવામાં આવે તો તેનુ અસામાનાધિકરણ્ય થઈ જાય. प्रायणीयोदयनीययोरालभेत આ વાક્યમાં પ્રાયણીય અને ઉદયનીય દિવસમાં બધાં પશુઓનું દાન આપવા જણાવ્યું છે તેથી અસામાનાધિકરણ્યનો પ્રતિષેધ સ્પષ્ટ સમજાય છે. આ કારણથી એક જ સાથે પશુઓનું દાન રૂપ અનુષ્ઠાન થવું જોઇએ. ॥ ૭ ॥

**સિદ્ધાંત સૂત્ર.** **श्रुतितो वा लोकवद्विभागः ॥ ८ ॥**

**પદાર્થ** :—(वा) અથવા (श्रुतितः) દ્વિવચનની શ્રુતિ હોવાથી (लोकवद्विभागः) લોકવ્યવહારમાં જેમ વિભાગ સમજાય છે તેમ વૈદિક વાકયમાં સમજવું.

**ભાવાર્થ** :—प्रायणीयोदयनीययोः આ ઠેકાણે દ્વિવચન છે. માટે લોક વ્યવહારમાં જેમ चैत्रमैत्रयोः शतं देहि આ લૌકિક વાકયમાં ચૈત્રમૈત્ર શબ્દને દ્વિવચન છે અને તેથી ઉક્ત વાકયનો અર્થ એમ સમજાય છે કે સો રૂપીઆ ચૈત્ર અને મૈત્ર નામના માણસને આપી દો એટલે પચ્ચાસ ચૈત્રને અને પચ્ચાસ મૈત્રને આવી રીતે વિભાગ કરી આપવા એમ સમજાય છે તેવી જ રીતે પ્રાયણીય અને ઉદયનીય આ બે દિવસમાં પશુઓનું દાન કરવું એમ સમજવું જોઇએ. દરેક દિવસે એક એક પશુનું દાન કરવું આવો અર્થ કરવો એ ઠીક નથી અને તેને માટે કોઇ પ્રમાણ પણ નથી. ॥ ૮ ॥

**विहारप्रकृतित्वाच्च ॥ ९ ॥**

પદાર્થ :—( च ) અને ( विहारप्रकृतित्वात् ) વિહાર અર્થાત્ ' દરરોજ એક એક પશુનું દાન કરવું ' આવું પણ વિધાન હોવાથી દરરોજ દાન કરવું એવું પણ સમજાય છે.

ભાવાર્થ :—अन्वहमेकैकमालभेत આ વાકય પ્રતિદિન દાન કરવું એવો પણ અર્થ બતાવે છે. માટે એ પ્રમાણે કરવું કે નહિ ? જો ન કરવામાં આવે તો વાકય નિરર્થક થઈ જાય. ॥ ૯ ॥

**यावच्छक्यं तावद्विहारस्यानुग्रहीतव्यं विशये च तदासत्तिः ॥ १० ॥**

પદાર્થ :—( यावच्छक्यम् ) જયાંસુધી શકય હોય ત્યાંસુધી એ ( विहारस्य अनुग्रहीतव्यम् ) વિહાર-વાકયના અર્થને અનુસરવું ( विशये ) સંશય થાય ત્યારે ( तदासत्तिः ) પ્રકૃતિ પ્રમાણે મુખ્ય પ્રમાણે અનુસરવું જોઇએ.

ભાવાર્થ :—એ વિહાર વાકયનો જેટલો અર્થ લઈ શકાય તેટલો લેવો. જયારે જયારે સંશય થાય ત્યારે ત્યારે મુખ્ય વાકયને આધારે નિર્ણય કરવો જોઇએ. ॥ ૧૦ ॥

**त्रयस्तथेति चेत् ॥ ११ ॥**

પદાર્થ :—( तथा ) તે પ્રમાણે ( त्रयः ) ત્રણ ભાગ પાડવા ( इति चेत् ) જો એમ માનવામાં આવે તો.

ભાવાર્થ :—તો એ જ દિવસમાં એ બધાં પશુઓ દાનમાં આપવાં અને ત્રણ દિવસ શા માટે નહિ ? આનો ઉત્તર આગળના વાકયમાં છે. ॥ ૧૧ ॥

**न समत्वात् प्रयाजवत् ॥ १२ ॥**

પદાર્થ :—( न ) નહિ ( समत्वात् ) સમાન ભાગ હોવાથી ( प्रयाजवत् ) પ્રયાજો પેઠે.

ભાવાર્થ :—एकादशमध्ये षडागन्तवः प्रयाजाः प्रथमोत्तमयोर्विकारभूताः साम्येन प्रविभज्यन्ते एवमिहापि અગ્યાર પ્રયાજોમાં છ આગન્તુક પ્રયાજો પ્રથમ અને ઉત્તમના વિકારરૂપે હોય છે અને તેનો સરખો વિભાગ થાય છે તેમ અહીં પણ પ્રાયણીય અને ઉદયનીય આ બે દિવસોમાં સઘળાં પશુઓ આપવાં. પાંચ પ્રાયણીય દિવસે અને પાંચ ઉદયનીય દિવસે. એક બચ્યું તે પણ છેલ્લો દિવસ નજીક હોવાથી છેલ્લે દિવસે એટલે ઉદયનીય દિવસે જ આપી દેવું. ॥ ૧૨ ॥

## વિશ્વજિત્ સર્વપૃષ્ઠ છે, આ વિધાનમાં એક જ સામનો પૃષ્ઠદેશમાં નિવેશ કરવાનો હોય છે. એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ સૂત્ર.　　**सर्वपृष्ठे पृष्ठशब्दात् तेषां स्यादेकदेशत्वं पृष्ठस्य कृतदेशत्वात् ॥ १३ ॥**

પદાર્થ :—( तेषाम् ) રથન્તર, બૃહદ, વૈરૂપ, વૈરાજ, શાકવર અને રૈવત આ છ યે સામોનો ( एकदेशत्वम् ) એક જ દેશ છે. અને પૃષ્ઠદેશ જ છે. ( पृष्ठशब्दात् ) પૃષ્ઠ શબ્દથી નિર્દેશ હોવાથી ( पृष्ठस्य ) પૃષ્ઠનો ( कृतदेशत्वात् ) નિર્ણીત દેશ હોવાથી.

ભાવાર્થ :—રથંતર, બૃહદ્, વૈરૂપ, વૈરાજ, શાક્વર અને રૈવત આ ૭ સામ છે. विश्वजित् सव पृष्ठो भवति એટલે વિશ્વજિત્ યાગમાં બધાયે સામોનો વિનિયોગ છે. આ બધાયે સામોનો એકજ દેશ છે. એક ઠેકાણે ગાવાનાં હોય છે. ऊर्ध्वं माध्यंदिनपवमानात् प्राङ् मैत्रावरुणसाम्नः, इदमन्तरालं पृष्ठदेशः માધ્યંદિન પવમાન પછી અને મૈત્રાવરુણ સામ પહેલાં જે સમય છે તે પૃષ્ઠદેશ કહેવાય છે. આ દેશ જ સર્વ સામોને માટે છે એવો પૂર્વપક્ષવાદીનો મત છે. ॥ ૧૩ ॥

સિદ્ધાંત સૂત્ર. विधेस्तु विप्रकर्षः स्यात् ॥ १४ ॥

પદાર્થ :—( तु ) પણ ( विधेः ) વિધિ વચનથી ( विप्रकर्षः स्यात् ) દેશભેદ થાય છે.

ભાવાર્થ :—ન્યાયથી બધા સામોની એક દેશમાં અર્થાત્ પૃષ્ઠ દેશમાં પ્રાપ્તિ હોવા છતાં પ્રત્યક્ષ વચનથી ભિન્ન દેશો માનવા જોઇએ. શાબર ભાષ્યમાં આ પ્રમાણે ભિન્ન ભિન્ન દેશ બતાવવામાં આવ્યો છે. पवमाने रथंतरं करोति, आभवे बृहत्, मध्ये इतराणि, वैरूपं होतुः पृष्ठम्, वैराजं ब्रह्म साम शाक्वरं मैत्रावरुणसाम रैवतमच्छावाकसाम આ પ્રમાણે જુદા જુદા દેશો બતાવવામાં આવ્યા છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે એક સામનો જ પૃષ્ઠ કાર્યમાં નિવેશ છે. ॥ ૧૪ ॥

'વૈરૂપ અને વૈરાજ સામોનો પૃષ્ઠકાર્યમાં નિવેશ છે' એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ સૂત્ર. वैरूपसामा क्रतुसंयोगात् त्रिवृद्वदेकसामा स्यात् ॥ १५ ॥

પદાર્થ :—( वैरूपसामा ) જ્યોતિષ્ટોમની સંસ્થા વિશેષ ઉકથ્ય ક્રતુ છે તેમાં એક જ સામ કર્તવ્ય છે, એ સામનો ( क्रतुसंयोगात् ) સમગ્ર ક્રતુની સાથે સંબંધ હોવાથી. ( त्रिवृद्वत् ) જે ત્રિવૃત્ અગ્નિષ્ટોમ સમગ્ર ક્રતુમાં ત્રિવૃત્સ્તોમ છે તેમ ( एकसामा स्यात् ) એક જ સામવાળો છે.

ભાવાર્થ :—જ્યોતિષ્ટોમની સંસ્થા વિશેષ ઉકથ્ય ક્રતુ છે. તેમાં એક જ સામ વિહિત છે અને તેનો સંબંધ સમગ્ર ક્રતુની સાથે છે. જેમ અગ્નિષ્ટોમમાં કેવળ ત્રિવૃત્સ્તોમ હોય છે તેમ અહીં પણ એક જ સામ સમજવું ॥ ૧૫ ॥

સિદ્ધાંત સૂત્ર. पृष्ठार्थे वा प्रकृतिलिङ्गसंयोगात् ॥ १६ ॥

પદાર્થ :—( वा ) અથવા ( पृष्ठार्थे ) પૃષ્ઠ કાર્યમાં વૈરૂપ સામનો નિવેશ છે. ( प्रकृतिलिङ्गसंयोगात् ) પ્રકૃતિમાં પૃષ્ઠ સામ વિધાન વાકયમાં वैरूपसामा અહીં બહુવ્રીહિ સમાસની પ્રતીતિ થતી હોવાથી,

ભાવાર્થ :—વૈરૂપ સામનો ક્રતુની સાથે સીધો સંબંધ નથી પણ એ સામનો સંબંધ પૃષ્ઠમાં છે અને તે દ્વારા ક્રતુ સાથે સંબંધ પામે છે. ॥ ૧૬ ॥

त्रिवृद्वदिति चेत् ॥ १७ ॥

પદાર્થ :—( त्रिवृद्वत् ) ત્રિવૃત્ જેમ ક્રતુ સાથે સંબંધ પામે છે તેમ અહીં પણ થવું જોઇએ ( इति चेत् ) જો એવી શંકા કરવામાં આવે તો ?

ભાવાર્થ :—જેમ ત્રિવૃત્ સમગ્ર ક્રતુમાં સીધો સંબંધ છે તેમ અહીં શા માટે નહિ. આનો ઉત્તર આગળના સૂત્રમા છે. ॥ ૧૭ ॥

**न प्रकृतावकृत्स्नसंयोगात् ॥ १८ ॥**

પદાર્થ :—( प्रकृतौ ) પ્રકૃતમાં ( अकृत्स्नसंयोगात् ) સંપૂર્ણ ક્રતુ સાથે સંબંધ ન હોવાથી ( न ) ક્રતુ સાથે સંબંધ નથી.

ભાવાર્થ :—પ્રકૃતિમાં સામવિધાયક જે વાકયો છે તે બધામાં બહુવ્રીહિનો યોગ નથી પણ કોઇક જ પૃષ્ઠસ્તોત્ર ઠેકાણે બહુવ્રીહિ સમાસ હોય છે. માટે કેટલાક સામોનો બાધ થાય છે. ॥ ૧૮ ॥

**विधित्वान्नेतिचेन्न ॥ १९ ॥**

પદાર્થ :—( विधित्वात् ) धेनुर्दक्षिणा અહીં જેમ ક્રતુની સાથે સંબંધ છે તેમ ઉક્ત ઠેકાણે પણ ક્રતુ સાથે સંબધ હોવો જોઇએ ( इति चेन्न ) એવી શંકા પણ કરવી જોઇએ નહિ. ॥ ૧૯ ॥

**न स्याद् विशये तन्यायत्वात् कर्माविभागात् ॥ २० ॥**

પદાર્થ :—( न स्यात् ) ધેનુ સમાન આ વિધિ નથી. ( विशये ) સંશયમાં ( तन्याय-त्वात् ) ન્યાય્ય હોવાથી ( कर्माविभागात् ) એક કાર્ય હોવાથી.

ભાવાર્થ :—ધેનુ દક્ષિણારૂપ કાર્ય એક હોવાથી તેનો સમગ્ર ક્રતુની સાથે સંબંધ માની શકાય પણ અહીં તો સામોનો ભેદ હોવાથી વિષમતા છે. ॥ ૨૦ ॥

**प्रकृतेश्चाविकारात् ॥ २१ ॥**

પદાર્થ :—( प्रकृतेः च ) અતિદેશ શાસ્ત્રનો અન્ય સામનો ( अविकारात् ) બાધ ન હોવાથી.

ભાવાર્થ :—પ્રકૃતિગત સામનો અતિદેશ શાસ્ત્રનો બીજા સામોમાં બાધ થતો ન હોવાથી બીજા સામોની પણ પ્રાપ્તિ થઇ શકે છે. તેથી વૈરૂપ સામનો જ પૃષ્ઠ દ્વારા ઉકથ્ય ક્રતુમાં સંબંધ છે. वैरूपसामाक्रतुरुकथ्यः અહીં પૃષ્ઠ કાર્યમાં જ વૈરૂપ સામનો નિવેશ છે. ॥ ૨૧ ॥

## 'ત્રિવૃત અગ્નિષ્ટોમ' આ ઠેકાણે સ્તોમગત સંખ્યાનો વિકાર થાય છે એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ સૂત્ર. **त्रिवृति संख्यात्वेन सर्वसंख्याविकारः स्यात् ॥ २२ ॥**

પદાર્થ :—( त्रिवृत्ति ) ત્રિવૃત્પદમાં ( संख्यात्वेन ) ત્રૈગુણ્યરૂપ સંખ્યાનો બોધ થતો હોવાથી ( सर्वसंख्यायाः ) જ્યોતિષ્ટોમસાધનભૂત દ્રવ્યોની પરિચ્છેદક સંખ્યાનો ( विकारः स्यात् ) બાધ થાય છે.

ભાવાર્થ :—જ્યોતિષ્ટોમ યાગમાં ત્રિવૃત્ આવું પદ હોવાથી તેના જે જે સાધનો હોય તે બધાં ત્રણ ત્રણની સંખ્યામાં હોવા જોઈએ એવું પ્રતીત થાય છે કારણ કે ત્રિવૃત્નો અર્થ ત્રણ ગણું અથવા ત્રેવડું. જેમ ત્રેવડી દોરી એટલે જે ત્રણ દોરડાથી બનાવેલી દોરી હોય તે, તેજ પ્રમાણે સર્વત્ર સમજવું. ॥ ૨૨ ॥

સિદ્ધાંત સૂત્ર. **स्तोमस्य वा तल्लिङ्गात् ॥ २३ ॥**

**પદાર્થ** :—( वा ) અથવા ( स्तोमस्य ) નવ ઋચાનો વાચક છે ( तल्लिङ्गात् ) પ્રકૃતિમાં લિંગવચન હોવાથી.

ભાવાર્થ :—ત્રિવૃત્ શબ્દની પ્રવૃત્તિ ૯ નવ સંખ્યા ઋચાઓની છે તેને લીધે છે. त्रिवद्वहिष्पवमानः અહીં બહિષ્પવમાન સ્તોત્રની સાથે સામાનાધિકરણ્ય હોવાથી ત્રિવૃત્ શબ્દ સ્તોમને લઈને પ્રવૃત્તિ પામેલો છે બીજાં સાધનો સાથે ત્રિવૃત્નો સંબંધ નથી. ॥ ૨૩ ॥

**'ઉભય સામમાં બૃહદ્ અને રથંતરનો સમુચ્ચય છે'**
**એ અધિકરણનાં સૂત્રો.**

પૂર્વપક્ષ સૂત્ર. **उभयसाम्नि विश्वजिद्वद्विभागः स्यात् ॥ २४ ॥**

**પદાર્થ** :—( उभयसाम्नि ) ઉભય સામવાળા યાગમાં ( विश्वजिद्वद् ) વિશ્વજિદ યાગ પેઠે ( विभागः स्यात् ) વિભાગ માનવામાં આવે છે.

**ભાવાર્થ** :—संसवे बृहद्रथन्तरे उभे कुर्यात् આ પ્રમાણે વચન છે. ઉભયસામવાળા સંસવ અર્થાત્ યાગમાં જેમ વિશ્વજિદ યાગમાં પૃષ્ઠકાર્યમાં એક જ સામનો વિનિયોગ છે તેમ અહીં પણ એક જ સામનો વિનિયોગ સમજવો. બૃહદ્ અને રથન્તર આ બન્ને સામનો એકસાથે વિનિયોગ નથી અર્થાત્ સમુચ્ચય નથી. ભાવાર્થ એ છે કે એનો વિભાગ છે. એક પૃષ્ઠ કાર્યમાં વિનિયોગ અને બીજાનો બીજા સ્તોત્ર સાથે વિનિયોગ સમજવો. ॥ ૨૪ ॥

સિદ્ધાંત સૂત્ર. **पृष्ठार्थे वाऽतदर्थत्वात् ॥ २५ ॥**

**પદાર્થ** :—( वा ) અથવા ( पृष्ठार्थे ) પૃષ્ઠકાર્યમાં બન્નેનો વિનિયોગ છે ( अतदर्थत्वात् ) બીજા સ્તોત્ર સાથે એનો સંબંધ નથી.

ભાવાર્થ —પૃષ્ઠકાર્યમાં જ બન્ને સામગાનોનો વિનિયોગ છે. સ્તોત્રાન્તર સાથે એનો સંબંધ નથી એટલે કે બૃહદ્ અને રથન્તરનો સમુચ્ચય છે. रथन्तरसहित बृहता पृष्ठकार्यं साधयेत् આવો જ વાક્યાર્થ છે. ॥ ૨૫ ॥

**लिङ्गदर्शनाच्च ॥ २६ ॥**

**પદાર્થ** :—( च ) અને ( लिङ्गदर्शनात् ) લિંગવાક્ય પણ હોવાથી.

ભાવાર્થ :— पूर्वाह्णो वै रथन्तरमपराह्णो बृहत् દિવસનો પૂર્વભાગ એ રથન્તર છે અને દિવસનો ઉત્તર ભાગ એ બૃહત્ છે. આમ એક જ દિવસ સાથે બન્ને સામોનો સંબંધ હોવાથી બન્નેનું એક જ સ્થાન છે, તેથી એ બન્નેનો સમુચ્ચય જ છે. ॥ ૨૬ ॥

'ગવામયનમાં વૈકલ્પિક જે મધ્વશન અને ઘૃતાશન કહ્યું છે તે
ષડહ યાગ પૂરો જે દિવસે થાય તે દિવસે કરવું'
એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ સૂત્ર. पृष्ठे रसभोजनमावृत्ते संस्थिते त्रयस्त्रिंशेऽहनि स्यात् तदानन्तार्यात् प्रकृतिवत् ॥ २७ ॥

પદાર્થ :—( रसभोजनम् ) ઉત્તમ ભોજન ( आवृत्ते ) પ્રકૃતિથી વિપરીત સ્તોમવાળા ( संस्थिते पृष्ठे षडहे ) સમાપ્ત થયેલા પૃષ્ઠ ષડહ યાગમાં ( त्रयस्त्रिंशे अहनि ) તેત્રીસમે દિવસે કરવું ( प्रकृतौ ) પ્રકૃતિમાં ( तदानन्तर्यात् ) તેનું આનન્તર્ય હોવાથી.

ભાવાર્થ :—દ્વાદશાહયાગ પ્રકરણમાં संस्थिते पृष्ठ्ये षडहे मध्वाशयेत् આવું વચન છે. ષડહ યાગ જ્યારે સંપૂર્ણ થાય ત્યારે તેત્રીસમે દિવસે મધ્વશન એટલે ઉત્તમ રસવાળું ભોજન કરવું. પ્રકૃતિ યાગમાં પણ યાગ પૂર્ણ થાય છે ત્યારે મધ્વશન કરવામાં આવે છે. પ્રકૃતિ અને વિકૃતિ આનન્તર્ય અર્થાત્ ક્રમ હોય છે માટે એ ક્રમ પ્રમાણે અતિદેશ શાસ્ત્ર પ્રાપ્ત ઉક્ત દિવસે મધ્વશન અર્થાત્ ઉત્તમ રસવાળું ભોજન કરવું જોઇએ. આ પૂર્વપક્ષ છે. ॥ ૨૭ ॥

સિદ્ધાંત સૂત્ર. अन्ते वा कृतकालत्वात् ॥ २८ ॥

પદાર્થ :—( वा ) અથવા ( अन्ते ) છેલ્લા દિવસે ( कृतकालत्वात् ) સમયનો નિર્ણય કરેલો હોવાથી.

ભાવાર્થ :—તેત્રીસમે દિવસે રસવાળું ભોજન કરવું અર્થાત્ મધ્વશન કરવું જે પૂર્વપક્ષ તરફથી કહેવામાં આવ્યું છે તે ઠીક નથી. કારણ કે षडहे संस्थिते । ષડહ નામક યાગ પૂરો થાય ત્યારે મધ્વશન કરવું આ વચનને આધારે છઠ્ઠે દિવસે મધ્વશન કરવું જોઇએ. કારણ છઠ્ઠે દિવસે ષડહ નામક યાગ પૂરો થાય છે. ઉપર જે આનન્તર્ય રૂપ હેતુ આપ્યો છે તે વચનને લીધે બાધિત થાય છે. ॥ ૨૮ ॥

ષડહની આવૃત્તિ થાય તો પણ મધ્વશન અને ઘૃતાશનનું અનુષ્ઠાન
તો એક જ વખત કરવું.

પૂર્વપક્ષ સૂત્ર. अभ्यासे च तदभ्यासः कर्मणः पुनः प्रयोगात् ॥ २९ ॥

પદાર્થ :—( च ) અને ( अभ्यासे ) ષડહની આવૃત્તિ થાય તો ( तदभ्यासः ) મધ્વશન અને ઘૃતાશનની પણ આવૃત્તિ કરવી જોઇએ ( कर्मणः ) ષડહરૂપ કર્મનો ( पुनः प्रयोगात् ) ફરીથી પ્રયોગ થતો હોવાથી.

ભાવાર્થ :--કોઇક ઠેકાણે ષડહ યાગની આવૃત્તિ પણ થાય છે, તો જ્યાં ષડહની આવૃત્તિ થાય ત્યાં મધ્વશન અને ઘૃતાશનની પણ આવૃત્તિ કરવી અર્થાત્ જ્યારે જ્યારે ષડહ પૂરો થાય ત્યારે મધ્વશન અને ઘૃતાશન કરવું. ॥ ૨૯ ॥

સિદ્ધાંત સૂત્ર. अन्ते कृतकालत्वात् ॥ ३० ॥

પદાર્થ :—( अन्ते ) છેવટે ( कृतकालत्वात् ) સમયનો નિર્ણય થયેલો હોવાથી.

ભાવાર્થ :—એક કર્મમાં ષડહની આવૃત્તિ થાય તો પ્રત્યેક ષડહ સમાપ્તિમાં મધ્વસન અને ઘૃતાશન ન કરવું પણ પ્રારબ્ધ કર્મ જે ષડહે સંપૂર્ણ થાય એ ષડહ સમાપ્તિમાં મધ્વશન અને ઘૃતાશન કરવું ॥ ૩૦ ॥

'ગવામયનમાં મધ્વશન અને ઘૃતાશનની હરેક માસે આવૃત્તિ કરવી.' એ અધિકરણનું સૂત્ર.

आवृत्तिस्तु व्यवाये कालभेदात् ॥ ३० ॥

પદાર્થ :—( आवृत्तिः तु ) આવૃત્તિ કરવી જોઈએ ( व्यवाये ) ષડહ વ્યવહિત થવાથી ( कालभेदात् ) કાળનો ભેદ થવાથી.

ભાવાર્થ :--ગવામયનમાં પ્રથમ ષડહ કરે પછી ચાર અભિપ્લવક નામવાળા અહનોનું અનુષ્ઠાન કરે અને પછી ષડહનું અનુષ્ઠાન કરે. આ એક જ કર્મ છે અને બે ષડહો વચ્ચે અભિપ્લવ અહનોનું વ્યવધાન આવે છે માટે ષડહની આવૃત્તિ સાથે મધ્વશનની પણ પ્રતિમાસે આવૃત્તિ થવી જોઈએ. નિમિત્તનો ભેદ પડવાથી નૈમિત્તિકની પણ આવૃત્તિ થવી જોઇએ. ॥ ૩૧ ॥

દ્વાદશાહમાં સત્રીઓએ પણ મધ્વશન કરવું જોઇએ. એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ સૂત્ર. मधु न दीक्षिता ब्रह्मचारित्वात् ॥ ३२ ॥

પદાર્થ :—( दीक्षिताः ) સત્રીઓ દીક્ષિત હોય છે. માટે ( ब्रह्मचारित्वात् ) તેમણે બ્રહ્મચર્યવ્રત પાળવાનું હોવાથી ( मधु न ) મધુ ભક્ષણ તેમણે ન કરવું.

ભાવાર્થ :—સત્રરૂપ દ્વાદશાહ નામક યાગમાં બધા ઋત્વિજોએ દીક્ષા લીધેલી હોય છે. જે દીક્ષિત હોય તેમણે બ્રહ્મચર્યનું વ્રત પાળવું જ જોઇએ. બ્રહ્મચારીઓને મધુભક્ષણ નિષિદ્ધ છે. આ કારણથી સત્રીઓએ મધુભક્ષણ ન કરવું જોઈએ. ॥ ૩૨ ॥

સિદ્ધાંત સૂત્ર. प्राश्येत वा यज्ञार्थत्वात् ॥ ३३ ॥

પદાર્થ :—( वा ) અથવા ( प्राश्येत ) મધુભક્ષણ કરવું જોઈએ ( यज्ञार्थत्वात् ) આ ભક્ષણ ક્રત્વર્થક હોવાથી.

**ભાવાર્થ** :—બ્રહ્મચારીઓને રસવાળા ભોજનમાં રાગ ન હોવો જોઇએ અર્થાત્ એવા ભોજનમાં પ્રીતિ ન હોવી જોઇએ. પણ જો યજ્ઞના અંગ તરીકે રસવાળું ભોજન કરવાનું વિહિત હોય તો તે કરવું જોઇએ. આસક્તિરહિત રસવાળા ભોજનમાં દોષ નથી. ॥ ૩૩ ॥

**'માનસ ગ્રહ દશમ અહનનું અંગ છે.' એ અધિકરણનાં સૂત્રો.**

**પૂર્વપક્ષ સૂત્ર.** *मानसमहरन्तरं स्याद् द्वादशाहे व्यपदेशात् ॥ ३४ ॥*

**પદાર્થ** :—( *मानसम्* ) માનસગ્રહ ( *अहरन्तरम्* ) દ્વાદશાહના બાર દિવસ કરતાં જુદા જ દિવસનું અંગ ( *स्यात्* ) છે ( *द्वादशाहे व्यपदेशात्* ) અર્થવાદના વ્યપદેશથી.

ભાવાર્થ :—वाग्वै द्वादशाहो मनो मानसम् આ વાકયથી સમજાય છે કે માનસ ગ્રહ બાર દિવસથી ભિન્ન દિવસનું અંગ છે કારણ કે એમાં વાણીને બારમો દિવસ કહ્યો છે અને મનને ભિન્ન સંખ્યાથી જણાવ્યું છે. ॥ ૩૪ ॥ .

**तेन च संस्तवात् ॥ ३५ ॥**

પદાર્થ :—( तेन च ) અને તેનાથી ( संस्तवात् ) સ્તુતિ કરવામાં આવેલી હોવાથી.

**ભાવાર્થ** :—સ્તુતિ વાક્ય આ પ્રમાણે છે द्वादशाहस्य गतरसानि छन्दांसि तानि मानसेन आप्याययन्ति દ્વાદશાહ યાગના છંદો રસહીન થયલા હોય છે તે માનસ ગ્રહથી આપ્યાયિત અર્થાત રસવાળાં થાય છે આ અર્થવાદથી માનસ ગ્રહ દ્વાદશાહથી જુદોજ જણાય છે, માનસ ગ્રહ સ્તાવક છે અને દ્વાદશાહ સ્તુત્ય છે. સ્તુત્ય અને સ્તાવકમાં ભેદ હોય છે. ॥ ૩૫ ॥

**अहरन्ताच्च परेण चोदना ॥ ३६ ॥**

**પદાર્થ** :—( च ) અને ( अहरन्तात् ) બાર દિવસના છેલ્લા દિવસ ( परेण ) પછી ( चोदना ) વિધાન છે.

**ભાવાર્થ** :—पत्नीः संयाज्य प्राञ्च उद्रेत्य मानसाय प्रसर्पन्ति । પત્નીસંયાજાત્મક કર્મ બારમે દિવસે હોય છે. અને પછી માનસને માટે પ્રસર્પણ બતાવ્યું એથી પણ માનસ ગ્રહ દ્વાદશાહથી ભિન્ન દિવસનું અંગ સમજાય છે. ॥ ૩૬ ॥

**पक्षे संख्या सहस्रवत् ॥ ३७ ॥**

**પદાર્થ** :—( पक्षे ) જો તેર દિવસ માનવામાં આવે તો બારની સંખ્યા બાધિત થાય માટે કહે છે કે ( संख्या ) દ્વાદશાહ સંખ્યા ( सहस्रवत् ) સહસ્રની પેઠે વધારેમાં પણ પ્રયુક્ત થાય છે

**ભાવાર્થ** :—આ પક્ષમાં જો સંખ્યાનો અર્થાત્ બારની સંખ્યાનો બાધ માનવામાં આવે તો अतिरात्रेण सहस्रसाध्येन यजेरन् જેમ આ વાકયમાં સહસ્રશબ્દ સહસ્ર કરતાં વધારે સંખ્યામાં પ્રયોજાયો છે તેમ અહીં દ્વાદશાહ શબ્દ પણ બાર કરતાં વધારે સંખ્યામાં પ્રયુક્ત થયો

છે એમ સમજવું "अजया त्वा पृथिव्या पात्रेण समुद्ररसया प्रजापत्ये त्वा जुष्टं गृह्णामि इति मानसं प्राजापत्यं गृह्णाति આનો એવો અર્થ થાય છે કે પૃથ્વી પાત્ર છે સમુદ્રસોમ છે અને પ્રજાપતિ દેવતા છે. આવી જાતના ગ્રહને ગ્રહણ કરવામાં મનજ સાધન છે, માટે ઉક્ત ગ્રહને માનસ ગ્રહ કહેવામાં આવે છે. ॥ ૩૭ ॥

સિદ્ધાંત સૂત્ર. अहरङ्गं वांशुवच्चोदनाऽभावात ॥ ३८ ॥

પદાર્થ :—( वा ) અથવા ( अहरङ्गम् ) દશમ અહનનું અંગ છે. એ પૃથક્ કર્મ નથી. ( अंशुवद् ) જેમ અંશુગ્રહ સોમયાગમાં સુત્યાદિવસનું અંગ છે તેમ. ( चोदनाऽभावात् ) પૃથક્ વિધાન ન હોવાથી.

ભાવાર્થ :—દશમ દિવસનું જ માનસગ્રહ અંગ છે એ કોઈ અલગ કર્મ નથી. 'अंशुं गृह्णाति' આ વાકયથી જેમ અંશુગ્રહ સોમયાગમાં અભ્યાસરૂપ સુત્યાદિવસનું અંગ હોય છે તેમ તે દશમાં દિવસનું અંગ છે તે કોઇ અલગ વિધાન નથી. ॥ ૩૮ ॥

दशमविसर्गवचनाच्च ॥ ३९ ॥

પદાર્થ ;—( च ) અને ( दशमविसर्गवचनात् ) દશમ દિવસના વિસર્ગ-વચન હોવાથી.

ભાવાર્થ :—एष वै दशमस्याह्नो विसर्गो यन्मानसम् આ વચનથી પણ સિદ્ધ થાય છે કે માનસ દશમા દિવસનું અંગ છે. ॥ ૩૯ ॥

दशमेऽहनीति च तद्गुणशास्त्रात ॥ ४० ॥

પદાર્થ :—( च ) અને ( दशमे अहनि ) દશમે દિવસે ( तद्गुणशास्त्रात् ) ગુણવાચક શાસ્ત્ર હોવાથી.

ભાવાર્થ :—दशमेऽहनि मानसाय प्रसर्पन्ति એ શાસ્ત્ર વચન માનસગ્રહને માટે પ્રસર્પણ રૂપ ગુણનું બોધન કરાવે છે. તેથી પણ સમજી શકાય છે કે માનસગ્રહ દશમા દિવસનું અંગ છે. ॥ ૪૦ ॥

संख्या सामञ्जस्यात ॥ ४१ ॥

પદાર્થ :—( संख्यासामाञ्जस्यात् ) સંખ્યાનું સામંજસ્ય પ્રતીત થતું હોવાથી.

ભાવાર્થ :—જો દશમા દિવસનું માનસગ્રહને અંગ માનવામાં આવે તો 'દ્વાદશાહ' યાગની જે બાર દિવસની સંખ્યા પ્રતીત થાય છે તેમાં સામંજસ્ય આવે છે અર્થાત્ યથાર્થતા તેમાં સિદ્ધ થાય છે. અને જો માનસગ્રહ બાર કરતાં વધારે દિવસનું અંગ માનવામાં આવે તો દ્વાદશાહની સંખ્યા ગૌણ પડે છે. કારણ કે તેર સંખ્યાને બાર સંખ્યા ગૌણ વૃત્તિથી માનવી પડે. ॥ ૪૧ ॥

पशवतिरेके चैकस्य भावात् ॥ ४२ ॥

પદાર્થ :—( वा ) અને ( पशवतिरेके ) પશુઓના દાનમાં એક વધારેમાં ( एकस्यभावात ) એક સંબંધી શંકા કરેલી હોવાથી.

**ભાવાર્થ** :—દ્વાદશાહમાં અગ્યાર પશુઓના દાનનું વિધાન કર્યા પછી તેના અર્થવાદમાં એકને માટે શંકા બતાવી છે અર્થાત્ कथमेकादशपशवो द्वादशाहनि યાગના દિવસ બાર હોય છે તો અગ્યાર જ પશુઓ શા માટે? પશુઓ કરતાં એક દિવસ વધી પડે છે. આવી શંકા પણ બાર જ દિવસને સાબિત કરે છે, બાર કરતાં વધારે નહિ. ॥ ૪૨ ॥

**स्तुतिव्यपदेशमङ्गेनाविप्रतिषिद्धं व्रतवत् ॥ ४३ ॥**

**પદાર્થ** :—( स्तुतिव्यपदेशम् ) સ્તુતિકથન ( अङ्गेन ) અંગથી અંગીનું થઈ શકે છે માટે ( अविप्रतिषिद्धम् ) વિપ્રતિષિદ્ધ નથી ( व्रतवत् ) વ્રતની પેઠે.

**ભાવાર્થ** :—અંગથી અંગીની સ્તુતિ થઈ શકે છે. એટલે દશમ દિવસના અંગની સ્તુતિથી દ્વાદશાહરૂપ અંગીની સ્તુતિ થઈ શકે છે. મહાવ્રતમાં પણ એવી રીતે સ્તુતિ કરે છે. गवामयने चरमं महाव्रतसंज्ञं तस्य यन्ति वा एते मिथुनाये संवत्सरमुपयन्त्यन्तर्वेदि मिथुनौ संभवतस्तेनैव मिथुनान्न यन्ति આ વાક્યથી એમ સૂચિત થાય છે કે સંવત્સરસાધ્ય ઉક્ત સત્રમાં લાંબા વખત સુધી બ્રહ્મચર્ય પાળવાને લીધે અંતર્વેદિમાં જ મિથુનીભાવને પ્રાપ્ત થાય છે. આ એક સંવત્સર સાધ્ય સત્રની સ્તુતિ છે. અહીં સ્તુત્ય અને સ્તાવક સત્ર કરતાં ભિન્ન નથી અર્થાત્ સત્રની અંદરનું કોઈ અંગ અંગી ભૂત સત્રની સ્તુતિ કરે છે તેમ ઉક્ત દ્વાદશાહમાં પણ સમજવું. ॥ ૪૩ ॥

**वचनादतदन्तत्त्वम् ॥ ४४ ॥**

**પદાર્થ** :—( वचनात् ) વચનથી ( अतदन्तत्त्वम् ) તદન્તતા નથી.

**ભાવાર્થ** :—पत्नीः संयाज्य मानसाय प्रसर्पन्ति આ વચન પણ દ્વાદશાહના છેલ્લા દિવસનો બોધ કરાવતું નથી પણ દ્વાદશાહના દશમા દિવસનો જ બોધ કરાવે છે. સમાપ્તિ વચન તો દશમાં કરતાં જુદા દિવસમાં હોય છે. આથી સિદ્ધ થાય છે કે માનસગ્રહ દશમા દિવસનું જ અંગ છે. ॥ ૪૪ ॥

**' સત્ર બહુકર્તૃક છે. ' એ અધિકરણનાં સૂત્રો.**

**પૂર્વપક્ષ સૂત્ર.** **सत्रमेकः प्रकृतिवत् ॥ ४५ ॥**

**પદાર્થ** :—( सत्रम् ) સત્રને ( एकः ) એક કર્તા કરે છે ( प्रकृतिवत् ) પ્રકૃતિભૂત જ્યોતિષ્ટોમમાં જેમ એક કર્તા છે તેમ.

**ભાવાર્થ** :—જેમ પ્રકૃતિભૂત જ્યોતિષ્ટોમમાં એક કર્તા હોય છે તેમ દ્વાદશાહ આદિ વિકૃતિભૂત સત્રોમાં પણ એક જ કર્તા હોવો જોઈએ. ॥ ૪૫ ॥

**સિદ્ધાંત સૂત્ર.** **बहुवचनात्तु बहूनां स्यात् ॥ ४६ ॥**

**પદાર્થ** :—( तु ) પણ ( बहुवचनात् ) બહુ વચનનો પ્રયોગ હોવાથી ( बहूनां स्यात् ) ઘણાઓનું કર્તૃત્વ છે.

**ભાવાર્થ** :—ऋद्धिकामाः सत्रमासीरन् અહીં आसीरन એ ક્રિયાપદ તથા ऋद्धिकामाः આ કર્તૃપદમાં બહુ વચન હોવાથી સત્રના કર્તા બહુ હોય છે એમ જણાય છે. ॥ ૪૬ ॥

अपदेशः स्यादिति चेत् ॥ ૪૭ ॥

**પદાર્થ** :—( अपदेशः स्यात् ) માત્ર ક્રિયાના સંબંધને લઈને બહુ વચનનો પ્રયોગ થયો છે ( इति चेत् ) જો એવી શંકા કરવામાં આવે તો ?

**ભાવાર્થ** :—એ તો માત્ર ક્રિયાના બહુ વચનને લઈ ऋद्धिकामाः અહીં બહુ વચન પ્રયોજાયેલું છે. એક કર્તા પણ હોઈ શકે. જો ધનનો લાભ થાય તો ઘણા બ્રાહ્મણો પણ યજ્ઞ કરે અહીં અલગ અલગ કર્તાને લઈને પણ બહુ વચન થઈ શકે છે. આવી શંકા પૂર્વપક્ષ તરફથી કરવામાં આવે તો તેનો ઉત્તર આગળના સૂત્રમાં આપ્યો છે. ॥ ૪૭ ॥

नैकव्यपदेशात ॥ ૪૮ ॥

**પદાર્થ** :—( न ) નહિં ( एकव्यपदेशात् ) એકનો વ્યપદેશ હોવાથી.

**ભાવાર્થ** :—દ્વાદશાહ બે પ્રકારનો હોય છે એક સત્રરૂપ અને બીજો અહીનરૂપ एष ह वै कुणपमतिः यः सत्रे प्रतिगृह्णाति આ વાક્યમાં સત્રમાં પ્રતિગ્રહની નિંદા કરવામાં આવી છે અને એક વચનનો પ્રયોગ કર્યો છે, માટે સત્રમાં બહુ કર્તાઓ હોવા જોઈએ એ સિદ્ધ થાય છે. ॥ ૪૮ ॥

संनिवापं च दर्शयति ॥ ૪૯ ॥

**પદાર્થ** :—( च ) અને ( संनिवापम् ) સંનિવાપનો પ્રયોગ પણ બહુકર્તૃક સત્રને ( दर्शयति ) બતાવે છે.

**ભાવાર્થ** :—सावित्राणि होष्यन्त; सन्निवपेरन् इति बहु यजमाना ये अग्नयः तेषामेकत्र मेलनं दर्शयति આ વાક્યથી પણ સત્રનું બહુકર્તૃકત્વ સિદ્ધ થાય છે. ॥ ૪૯ ॥

बहूनामिति चैकस्मिन् विशेषवचने व्यर्थम् ॥ ૫૦ ॥

**પદાર્થ** :—( बहूनाम् इति च एकस्मिन् ) बहूनाम् અને एकस्मिन् પદવાળા વાક્યમાં એક મુખ્ય કર્તા સાથે ( विशेषवचने व्यर्थम् ) બહુનો નિર્દેશ હોવાથી એ વ્યર્થ થઈ જાય.

**ભાવાર્થ** :—यो वै बहूनां यजमानानां गृहपतिः स सत्रस्य प्रत्येता स हि भूयिष्ठां समृद्धिमाप्नोति इति एकस्मिन् गृहपतौ बहुभिर्यजमानैः सह प्रवृत्ते फलविशेषं दर्शयति ॥ આ વાક્યમાં ઘણા સત્રના કર્તા સાથે ગૃહપતિને વિશેષ ફળ બતાવ્યું છે. જો સત્રમાં બહુકર્તાઓ ન હોય તો ઉક્ત વચન વ્યર્થ પડે, માટે સત્ર બહુકર્તૃક હોય છે એ સિદ્ધ થાય છે. અને સત્ર બહુકર્તૃક હોય છે એ સિદ્ધાંત છે. ॥ ૫૦ ॥

## સત્રમાં યજમાનો જ ઋત્વિજો હોય છે એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ अन्ये स्युर्ऋत्विजः प्रकृतिवत् ॥ ५१ ॥

પદાર્થ :—( अन्ये ऋत्विजः स्युः ) સત્રમાં યજમાન કરતાં જુદા જ ઋત્વિજો હોય છે ( प्रकृतिवत् ) જેમ જ્યોતિષ્ટોમરૂપ પ્રકૃતિમાં હોય છે તેમ.

ભાવાર્થ :—જ્યોતિષ્ટોમરૂપ પ્રકૃતિમાં યજમાનો કરતાં ઋત્વિજો જુદા હોય છે તેમ સત્રમાં પણ યજમાનો અને ઋત્વિજો જુદા જુદા હોવા જોઈએ એ જ ન્યાય્ય છે. ॥ ૫૧ ॥

સિદ્ધાંત સૂત્ર. अपि वा यजमानाः स्युर्ऋत्विजामभिधान संयोगात्

तेषां स्याद्यजमानत्वम् ॥ ५२ ॥

પદાર્થ :—( अपिवा ) અથવા ( यजमानाः स्युः ) યજમાનો પોતે જ ઋત્વિજો હોય છે ( ऋत्विजाम् अभिधानसंयोगात् ) ઋત્વિજોના નામનો સંબંધ હોવાથી ( तेषां यजमानत्वं स्यात् ) તેઓનું યજમાનત્વ છે.

ભાવાર્થ :—સત્રમાં તો ઋત્વિજો જ યજમાન તરીકે હોય છે. કારણ કે જે સંસ્કાર યજમાનને કરવામાં આવે છે તેજ સંસ્કાર ઋત્વિજોને કરવામાં આવે છે. દીક્ષા એ યજમાનનો સંસ્કાર છે સત્રમાં ઋત્વિજોનેજ દીક્ષારૂપ સંસ્કાર કરવામાં આવે છે. જેમકે अध्वर्युर्गृहपतिं दीक्षयित्वा ब्रह्माणं दीक्षयति બ્રહ્મા આ નામ ઋત્વિજનું છે અને તેને અધ્વર્યુ દીક્ષા આપે છે. આ દીક્ષારૂપ સંસ્કારથી સિદ્ધ થાય છે કે ઋત્વિજો જ સત્રમાં યજમાન તરીકે હોય છે. ॥ ૫૨ ॥

શંકાસૂત્ર. कर्तृसंस्कारो वचनाद्याधातृवदिति चेत् ॥ ५३ ॥

પદાર્થ :—( कर्तृसंस्कारः ) યજમાનનો સંસ્કાર ( वचनात् ) વચનને લીધે ઋત્વિક્ સંસ્કાર તરીકે ગણાય છે ( आधातृवत् इति चेत् ) જેમ આધાનમાં થાય છે તેમ. જો એવી શંકા કરવામાં આવે તો ?

ભાવાર્થ :—આધાન પ્રકરણમાં શ્રવણ થાય છે કે अग्नीन् आधास्यन् स्यात् स एतां रात्रिं चरेदिति न मांसमश्नीयात् न स्त्रियमुपेयादिति આ વાક્યમાં ઉપદેશાયેલું જે વ્રત છે તદ્રુપ સંસ્કાર યજમાનનો છે છતાં ઋત્વિક્ સંસ્કાર પણ વચનને લીધે માનવો પડે છે. માટે દીક્ષારૂપ સંસ્કાર ઋત્વિજોને કહેવા છતાં સત્રમાં તે યજમાનથી જુદા જ હોવા જોઈએ. આ શંકાનું સમાધાન આગળના સૂત્રમાં છે. ॥ ૫૩ ॥

स्याद्विशये तन्न्यायत्वात् प्रकृतिवत् ॥ ५४ ॥

પદાર્થ :—( विशये ) સંશયમાં ( स्यात् ) ઋત્વિજો જ યજમાન છે ( तन्न्यायत्वात् ) अपि वा यजमानाः એ જ ન્યાય્ય હોવાથી ( प्रकृतिवत् ) પ્રકૃતિ પેઠે.

ભાવાર્થ :—દ્વાદશાહમાં દીક્ષા પ્રકૃતિમાંથી પ્રાપ્ત થાય છે અને તેનાથી ઋત્વિજોનો જ સંસ્કાર થાય છે કારણ કે ઋત્વિજોનું નામ લઈને તેને દીક્ષા આપવામાં આવે છે. આધાનનું

વચન આ ઠેકાણે લાગુ પડતું નથી કારણ કે તેનાથી તો અપૂર્વનું વિધાન હોવાથી યજમાન સંસ્કાર સ્વીકારવો પડે છે. પરંતુ પ્રકૃતનાં તેમ નથી. ॥ ૫૪ ॥

**ફરીથી શંકા સૂત્ર.**

**स्वाम्याख्याः स्युर्गृहपतिवदिति चेत् ॥ ५५ ॥**

પદાર્થ :—( स्वाम्याख्याः स्युः ) જેમ સ્વામિત્વ વાચક શબ્દો હોય છે તેમ ( गृहपतिवत् इति चेत् ) ગૃહપતિ પેઠે જો એવી શંકા કરવામાં આવે તો ?

ભાવાર્થ :—જેમ ગૃહપતિ શબ્દ યોગ શક્તિથી યજમાન વાચક બને છે તેમ બ્રહ્મા આદિ કે જે ઋત્વિજોના વાચક છે તે પણ સ્વામિત્વ વાચક અર્થાત્ યજમાન વાચક થવા જોઇએ. આ શંકાનું સમાધાન આગળના સૂત્રમાં છે. ॥ ૫૫ ॥

**न प्रसिद्धग्रहणत्वादसंयुक्तस्य तद्धर्मेण ॥ ५६ ॥**

પદાર્થ :—( न ) નહિ ( प्रसिद्धग्रहणत्वात् ) પ્રસિદ્ધનું ગ્રહણ થતું હોવાથી ( असंयुक्तस्य तद्धर्मेण ) તે ક્રિયારૂપ ધર્મથી અસંયુક્તનું ગ્રહણ થતું નથી.

ભાવાર્થ :—અધ્વર્યુ, બ્રહ્મા આદિ પદો અમુક અમુક ક્રિયાને લઇને વ્યવહારમાં પ્રયુક્ત થાય છે. માટે એ ક્રિયાથી જે સંયુક્ત ન હોય તેઓને અધ્વર્યુ બ્રહ્મા આદિ કહેવાય નહિ માટે યજમાન અધ્વર્યુ આદિ ઋત્વિક્ પદવાચ્ય બની શકે નહિ. ॥ ૫૬ ॥

**बहूनामिति तुल्येषु विशेषवचनं नोपपद्यते ॥ ५७ ॥**

પદાર્થ :—( बहूनाम् इति ) ઘણા યજમાનોમાં જે ગૃહપતિ હોય છે તે સત્રકર્તા કહેવાય છે. ( तुल्येषु ) કેવળ યજમાનોમાં ( विशेषवचनं न उपपद्यते ) વિશેષ વચન સિદ્ધ થઇ શકતું નથી.

ભાવાર્થ :—ઋત્વિક્‌નું કામ જે ન કરતા હોય અને કેવળ યજમાનનું કામ કરતા હોય તો ગૃહપતિ વચન સિદ્ધ થઇ શકતું નથી. અમારા મત પ્રમાણે સોળ ઋત્વિજો અને યજમાન એ બન્ને કર્તાઓ તરીકે છે અને તેમાં ગૃહપતિવચન ઉપપન્ન છે. बहूनां यजमानानां गृहपतिः सत्रस्य प्रत्येता આ ગૃહપતિ વચન છે. ॥ ૫૭ ॥

**दीक्षितादीक्षितव्यपदेशश्च नोपपद्यतेऽर्थयो र्नित्यभावित्वात् ॥ ५८ ॥**

પદાર્થ :—( दीक्षितादीक्षितव्यपदेशः च ) અને દીક્ષિત અને અદીક્ષિતનો વ્યપદેશ ( न उपपद्यते ) સિદ્ધ થતો નથી. ( अर्थयोः नित्यभावित्वात् ) અર્થનો નિત્યભાવ હોવાથી.

ભાવાર્થ :—સત્રમાં દીક્ષિત અથવા અદીક્ષિત વ્યવહાર પણ ઉપપન્ન નથી. કારણ કે એ બન્ને નિત્ય છે માટે સત્રમાં યાગ કરનારમાં દીક્ષિતત્વ પ્રસિદ્ધ છે. આ કારણથી એ રૂપે સત્રમાં વ્યવહાર ન થવો જોઇએ. ॥ ૫૮ ॥

अदक्षिणत्वाच्च ॥ ५९ ॥

પદાર્થ :—( च ) અને ( अदक्षिणत्वात् ) સત્રમાં દક્ષિણા ન હોવાથી.

ભાવાર્થ :—સત્રમાં દક્ષિણા આપવામાં આવતી નથી. માટે તેમાં યજમાન અને ઋત્વિજો જુદા હોતા નથી, જે ઋત્વિજો હોય તેને જ યજમાન માનવા. अदक्षिणानि सत्राणि । દક્ષિણાહીન સત્રો હોય છે. न ह्यत्र गौर्दीयते, न वासः, न हिरण्यम् સત્રમાં ગાય, કપડું કે સોનું દાનમાં અપાતું નથી માટે ઋત્વિજો પોતે જ કર્તા છે એમ માનવું જોઇએ. જો સત્રના કર્તા ઋત્વિજોથી જુદા કર્તા હોય તો દક્ષિણાનું વિધાન હોવું જોઇએ. परकर्तृत्वे हि दक्षिणा भावो नोपपद्यते । न हि कश्चिदृऋते स्वार्थात् परार्थे परः प्रवर्तते, तस्मादपि गम्यते स्वयंकर्तृकाणि सत्राणि । શાબરભાષ્યમાં વિશેષ અર્થ જિજ્ઞાસુઓએ જોવો જોઇએ.

## 'સત્ર અને અહીનમાં શો ફેર છે?' એ બતાવનારૂં અધિકરણ.

द्वादशाहस्य सत्रत्वमासनोपेयिचोदनेन यजमान-
बहुत्वेन च सत्रशब्दाभिसंयोगात् ॥ ६० ॥

પદાર્થ :—( आसनोपेयिचोदनेन ) आस् અને उप + इ ધાતુના પ્રયોગથી જેમાં વિધાન થયું હોય ( च ) અને ( यजमानबहुत्वेन ) નિયમથી જેમાં બહુ યજમાનો હોય ( द्वादशाहस्य ) દ્વાદશાહ સંબંધી ( सत्रशब्दाभिसंयोगात् ) સત્ર શબ્દનો સંબંધ હોય તે સત્ર કહેવાય છે.

ભાવાર્થ :—આ સૂત્રમાં સત્રનું લક્ષણ બતાવ્યું છે. જેમાં आस અને उप + इ ધાતુના વિધ્યર્થ રૂપ હોય, બહુ યજમાનો હોય અને સાથે સાથે દ્વાદશાહ સંબંધ રાખનો સત્ર શબ્દનો પ્રયોગ હોય તો તે સત્ર કહેવાય છે જેમકે गावो वा सत्रमासत सप्तदशावराः सत्रमासीरन् આ વાકયમાં आस ધાતુનું વિધ્યર્થ રૂપ છે, બહુ યજમાનો પણ બતાવ્યા છે અને સત્ર શબ્દનો પ્રયોગ પણ કર્યો છે માટે તે સત્રનું જ પ્રતિપાદન કરે છે.

यजतिचोदनादहीनत्वं स्वामिनां चास्थितपरिमाणत्वात् ॥ ६१ ॥

પદાર્થ :—( यजतिचोदनात् ) यज ધાતુનું વિધ્યર્થ રૂપ હોય ( च ) અને ( स्वामिनाम् ) યજમાનોનું ( अस्थितपरिमाणत्वात् ) ચોક્કસ પ્રમાણ ન બાંધવાથી 'અહીન' કહેવાય છે.

ભાવાર્થ :—જેમાં यजेत અથવા यजेरन् આવું વિધાન હોય, યજમાનોનું પરિમાણ અર્થાત્ પ્રમાણ બાંધ્યું ન હોય તો તે 'અહીન' યાગ કહેવાય છે. ॥ ६१ ॥

## 'પૌંડરીક' યાગમાં દશ હજાર ગાયોનું અને એક હજાર અશ્વોનું દાન આપવાનું હોય છે, તે એક વખત આપવું.' એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષસૂત્ર.

अहिने दक्षिणाशास्त्रं गुणत्वात् प्रत्यहं कर्मभेदात् स्यात् ॥ ६२ ॥

પદાર્થ :—( अहीने ) પૌંડરીક અહીનમાં ( दक्षिणाशास्त्रम् ) દક્ષિણાનું જે વિધાન છે તે ( गुणत्वात् ) ગુણ હોવાથી ( प्रत्यहम् ) દરરોજ થવું જોઇએ ( कर्मभेदात् ) દરરોજ ભિન્ન ભિન્ન કર્મ થતાં હોવાથી.

**ભાવાર્થ** :— अहीनः पौण्डरीकः एकादशरात्रः અગ્યાર રાત્રિઓએ પૂર્ણ થતો પૌંડરીક નામનો અહીન યાગ કરવાનો હોય છે તેણે એ યાગનું અનુષ્ઠાન કરવાનું હોય છે. તેમાં દશ હજાર ગાયો અને એક હજાર અશ્વોનું દાન દક્ષિણા તરીકે આપવાનું હોય છે. આ દક્ષિણા દરરોજ આપવી જોઇએ કારણ કે દરરોજ જુદાં જુદાં કર્મ કર્તવ્ય હોય છે માટે તે કર્મની સમાપ્તિ થાય એટલે ઉપર બતાવેલી દક્ષિણા આપવી જોઇએ આવું પૂર્વપક્ષવાદીનું મંતવ્ય છે. ॥ ૬૨ ॥

સિદ્ધાંતસૂત્ર. सर्वस्य वैककर्म्यात् ॥ ६३ ॥

**પદાર્થ** :—( वा ) અથવા ( सर्वस्य ) બધાય અહનોના સમુદાયરૂપ ( ऐककर्म्यात ) એક કર્મ હોવાથી.

**ભાવાર્થ** :—અગ્યાર દિવસના કર્મોનો જે સમૂહ છે તેની તે દક્ષિણા છે માટે એ યાગ પૂરો થાય એટલે સમાપ્તિ વખતે એકજ વાર દક્ષિણા આપવી જોઇએ. ॥ ૬૩ ॥

पृषदाज्यवद्वाऽह्नां गुणशास्त्रं स्यात् ॥ ६४ ॥

**પદાર્થ** :—( वा ) અથવા ( पृषदाज्यवत् ) પૃષદરૂપ ગુણ દરેક અનુયાજમાં આવર્તન પામે છે તેમ ( अह्नां गुणशास्त्रं स्यात् ) દક્ષિણા અહનોનું ગુણશાસ્ત્ર છે.

**ભાવાર્થ** :—જેમ અનુયાજ પ્રધાન છે અને પૃષદ્ = ઘી તેનું ગુણ છે એટલે જેટલા અનુયાજો કરવાના હોય તેટલા વખત પૃષત્ = ઘી લેવું પડે છે તેમ અહીં અહન એ પ્રધાન છે અને દક્ષિણા તેનું અંગ છે માટે દરેક દિવસે દક્ષિણાની આવૃત્તિ થવી જોઇએ. प्रतिप्रधानम् अङ्गावृत्तिः દરેક પ્રધાને અંગની આવૃત્તિ થવી જોઇએ આવો નિયમ છે. આ સૂત્ર પૂર્વપક્ષને પુષ્ટિ આપે છે. ॥ ૬૪ ॥

ज्यौतिष्टोम्यस्तु दक्षिणाः सर्वासामेककर्मत्वात्
प्रकृतिवत् तस्मात् तासां विकारः स्यात् ॥ ६५ ॥

**પદાર્થ** :—( ज्यौतिष्टोम्यः दक्षिणाः ) જ્યોતિષ્ટોમની દક્ષિણા એક હોય છે. ( सर्वासाम् एककर्मत्वात् ) બધી દક્ષિણાઓનું વિધાન નિખિલ કર્મોને ઉદ્દેશીને હોય છે. ( प्रकृतिवत् ) માટે પ્રકૃતિ પેઠે ( तस्मात् ) માટે ( तासां विकारः स्यात ) તેનો વિકાર અર્થાત્ વિકૃતિ છે.

**ભાવાર્થ** :—આ અહીન યાગ વિકાર છે. જ્યોતિષ્ટોમમાં એકજ વખત દક્ષિણાનું વિધાન છે તેમ આ પૌંડરીક યાગમાં પણ એક જ વખત દક્ષિણાનું વિધાન છે. કર્મસમુદાયને ઉદ્દેશીને દક્ષિણા આપવાની હોય છે. અંગીભૂત યાગના અવાંતર કર્મોને ઉદ્દેશીને દક્ષિણા હોતી નથી માટે દરેક અવાન્તર કર્મ દીઠ દક્ષિણાની આવૃત્તિ હોતી નથી. ॥ ૬૫ ॥

द्वादशाहे तु वचनात्प्रत्यहं दक्षिणाभेद स्तत्प्रकृतित्वात्परेषु
तासां संख्याविकारः स्यात् ॥ ६६ ॥

**પદાર્થ** :—( तु ) પૂર્વપક્ષને સૂચવે છે. ( द्वादशाहे वचनात् ) દ્વાદશાહ યાગમાં પ્રત્યક્ષ વચન હોવાથી ( दक्षिणाभेदः ) દક્ષિણામાં ભેદ છે ( परेषु ) પૌંડરીક આદિ યાગો પણ ( तत्प्रकृतित्वात् )

દ્વાદશાહપ્રકૃતિવાળા હોવાથી ( तासाम् ) દક્ષિણામાં ( संख्याविकारः स्यात् ) કર્મના અવયવ પ્રમાણે વિકાર થવો જોઇએ.

ભાવાર્થ :—દ્વાદશાહમાં દરરોજ દક્ષિણા આપવામાં આવે છે. अन्वहं द्वादशशतं ददाति આવું પ્રત્યક્ષ વચન પણ છે. પૌંડરીક પણ દ્વાદશાહ યાગની વિકૃતિ છે માટે જેમ પ્રકૃતિમાં દરરોજ દક્ષિણા આપવામાં આવે છે તેમ પૌંડરીકમાં પણ દરરોજ દક્ષિણા આપવી જોઇએ. અવાંતર કર્મની સમાપ્તિ સાથે દક્ષિણા હોવી જોઇએ એવું પૂર્વપક્ષવાદી તરફથી કહેવામાં આવે છે. ॥ ૬૬ ॥

સિદ્ધાંત સૂત્ર. परिक्रयाविभागाद्वा समस्तस्य विकारः स्यात ॥ ६७ ॥

પદાર્થ :—( वा ) અથવા ( परिक्रयाविभागात् ) પરિક્રયમાં વિભાગ ન હોવાથી ( समस्तस्य विकारः स्यात् ) સમસ્તનો વિકાર થાય છે.

ભાવાર્થ :—સંપૂર્ણ ક્રતુ કરાવવો એવું ઋત્વિજો સ્વીકારે છે અને તેને માટે એમને દક્ષિણા આપવામાં આવે છે. ઋત્વિજો જે કર્મ કરાવવાનો સ્વીકાર કરે છે તે પરિક્રય કહેવાય છે. એ પરિક્રય એક છે માટે દક્ષિણા એક જ હોવી જોઇએ. અવાંતર કર્મોની જુદી દક્ષિણા ન હોવી જોઇએ. સમસ્ત ક્રતુ ફલ આપનાર છે કંઇ તેનો એક અવયવ ફળ આપનાર હોતો નથી માટે સમસ્ત ક્રતુની એક જ વખત દક્ષિણા આપવામાં આવે છે. એજ સિદ્ધાંતપક્ષ છે. ॥ ૬૭ ॥

भेदस्तु गुणसंयोगात् ॥ ६८ ॥

પદાર્થ :—( तु ) પણ ( भेदः ) દ્વાદશાહમાં જે ભેદ છે તેતો ગુણના સંબંધને લીધે.

ભાવાર્થ :—દ્વાદશાહમાં પરિક્રય તો એક છે અને તેને લીધે ત્યાં પણ દક્ષિણા એક જ હોવી જોઇએ પણ ત્યાં તો ખાસ વચન છે અને સુત્યાના સંબંધને લીધે દક્ષિણામાં ભેદ પડે છે પણ પૌંડરીક યાગમાં એવું કોઇ વચન નથી, માટે પૌંડરીક યાગમાં તો એક જ વખત દક્ષિણા આપવી એ જ સિદ્ધાંત છે. ॥ ૬૮ ॥

પૌંડરીક યાગમાં બધી દક્ષિણાઓનો વિભાગ કરીને નયન કરવું જોઇએ. એ અધિકરણનાં સૂત્રો.

प्रत्यहं सर्वसंस्कारः प्रकृतिवत् सर्वासां सर्वशेषत्वात् ॥ ६९ ॥

પદાર્થ :—( प्रत्यहम् ) દરરોજ ( सर्वसंस्कारः ) સર્વદક્ષિણાનો સંસ્કાર ( प्रकृतिवत् ) પ્રકૃતિપેઠે ( सर्वासाम् ) સર્વનો થવો જોઇએ. ( सर्वशेषत्वात् ) સકલ માધ્યંદિન સવનનો શેષ હોવાથી.

ભાવાર્થ :—જ્યોતિષ્ટોમમાં માધ્યંદિન સવનમાં દક્ષિણાનયન થાય છે. આ પૌંડરીક યાગમાં પણ અતિદેશ શાસ્ત્રથી એ જ નયનસંસ્કાર સંપૂર્ણ દક્ષિણાને પ્રાપ્ત થાય છે. ॥ ૬૯ ॥

एकार्थत्वान्नेति चेत् ॥ ७० ॥

પદાર્થ :—( न ) નિખિલ દક્ષિણાનો દરરોજ નયનરૂપ સંસ્કાર થતો નથી (एकार्थत्वात्) ઋત્વિક્ આનતિરૂપ એક કાર્ય હોવાથી ( इतिचेत् ) જો એવી શંકા કરવામાં આવે તો ?

ભાવાર્થ :—દરરોજ સંપૂર્ણ દક્ષિણાનો નયન રૂપ સંસ્કાર થતો નથી પણ એક માધ્યંદિનમાં નિખિલ દક્ષિણાનું નયન થાય છે. આ પૂર્વપક્ષનો ઉત્તર આગળના સૂત્રમાં છે. ॥ ૭૦ ॥

उत्पत्तौ कालभेदात् ॥ ७१ ॥

પદાર્થ :—( उत्पत्तौ ) પોતાનો પ્રકૃતિભૂત દ્વાદશાહમાં ( कालभेदात् ) કાળનો ભેદ હોવાથી.

ભાવાર્થ :—પૌંડરીક યાગની પ્રકૃતિભૂત દ્વાદશાહ યાગમાં નયનરૂપ સંસ્કારના ભેદનું શ્રવણ થાય છે. ॥ ૭૧ ॥

સિદ્ધાંત સૂત્ર. विभज्य तु संस्कारो वचनाद् द्वादशाहवत् ॥ ७२ ॥

પદાર્થ :—( तु ) સિદ્ધાંતપક્ષને સૂચવે છે ( विभज्य संस्कारः ) વિભાગ કરીને નયનરૂપ સંસ્કાર કરવો જોઇએ. ( वचनात् ) વચન હોવાથી ( द्वादशाहवत् ) જેમ દ્વાદશાહમાં થાય છે તેમ.

ભાવાર્થ :—વિભાગથી નયનરૂપ સંસ્કાર થવો જોઇએ. દ્વાદશાહમાં આ પ્રમાણે વચન છે. अन्वहं द्वादशशतं ददाति આ વાક્યથી નયન સંસ્કારનો વિભાગ છે. પૌંડરીક યાગ પણ દ્વાદશાહની વિકૃતિ છે, માટે નયનરૂપ સંસ્કારનો ભેદ હોવો ન્યાય્ય છે. એટલે દરરોજ એક એક હજાર ગાયોનો નયન રૂપ સંસ્કાર થવો જોઇએ અર્થાત્ દક્ષિણામાં આપવી અને અગ્યારમે દિવસે એક હજાર અશ્વો દક્ષિણામાં આપવા. ॥ ૭૨ ॥

" मनोज्योतिः " આ વાક્યથી મનુઋષિની જેટલી ઋચાઓ છે તેમાંથી જેટલીની જરૂર હોય તેટલીનો સામિધેની તરીકે વિનિયોગ સમજવો.

એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષસૂત્ર. लिङ्गेन द्रव्यनिर्देशे सर्वत्र प्रत्ययः स्याल्लिङ्गस्य सर्वगामित्वात् ॥ ७३ ॥

પદાર્થ :—( लिङ्गेन ) લિંગ વાક્યથી ( द्रव्यनिर्देशे ) શબ્દના નિર્દેશમાં ( सर्वत्र प्रत्ययः ) લિંગ-લક્ષિત સર્વ માનવી ઋચાઓનો પ્રત્યય થાય છે. ( लिङ्गस्य सर्वगामित्वात् ) લિંગવાક્ય સર્વગામિ હોવાથી.

ભાવાર્થ :—કોઇ કર્મ વિશેષમાં આ પ્રમાણે વાક્ય છે मनोर्ऋचः सामिधेन्यो भवन्ति । મનુઋષિની ઋચાઓ સામિધેની હોય છે. આ લિંગ વચનથી દાશતયી અર્થાત્ દશમંડળવાળા

ઋગ્વેદમાં જેટલી મનુઋષિની ઋચાઓ છે તે બધીનો જ આભિધેનીમાં વિનિયોગ કરવો કે જેટલીની જરૂર હોય તેટલીનો ? અહીં પૂર્વપક્ષવાદીનું માનવું છે. બધી જ માનવી ઋચાઓનો આભિધેનીમાં વિનિયોગ કરવો જેમકે आग्नेयेन संवत्सरमिष्टका उपदधाति અહીં બધાં જ આગ્નેય સૂક્તો ગ્રહણ કરવામાં આવે છે તેમ સર્વ માનવી ઋચાઓનું ગ્રહણ કરવું. ॥ ૭૩ ॥

સિદ્ધાંત સૂત્ર. यावदर्थं वाऽर्थे शेषत्वादतोऽर्थेन परिमाणं स्यात तस्मिंश्च लिङ्गसामर्थ्यम ॥ ७४ ॥

પદાર્થ :—( वा ) અથવા ( यावदर्थम् ) જેટલી માનવી ઋચાઓથી કાર્યસિદ્ધિ થાય તેટલી લેવી. ( अर्थे ) કાર્યમાં ( शेषत्वात ) અંગ તરીકે હોવાથી ( अर्थेन परिमाणं स्यात् ) કાર્ય ઉપરથી તેનું પરિમાણ બાંધવું ( च ) અને ( तस्मिन् ) તેમાં ( लिङ्गसामर्थ्यम् ) લિંગ વાક્યનું સામર્થ્ય સમજવું.

ભાવાર્થ :—જેટલી માનવી ઋચાઓની કાર્યમાં જરૂર હોય તેટલી જ લેવી. કાર્ય ઉપરથી તેનું પરિમાણ બંધાય છે અને લિંગ વાક્યનું તેટલીજ ઋચાઓ લેવામાં તાત્પર્ય છે એમ સમજવું. ॥ ૭૪ ॥

आग्नेये कृत्स्नविधिः ॥ ७५ ॥

પદાર્થ :—( आग्नेये ) આગ્નેય સૂક્તમાં ( कृत्स्नविधिः ) અખિલ મંત્રના અંગત્વનો બોધક છે.

ભાવાર્થ :—आग्नेयैः सूक्तैरिष्टका उपदधाति અહીંતો બધાં જ સૂક્તો લેવામાં આવે છે. કારણ કે ઇષ્ટકા બહુ છે અને દરેક સૂક્તે उपदधाति એવું વચન છે. સૂક્તો થોડા છે માટે સંપૂર્ણ સૂક્તો ઇષ્ટકોપધાન માટે ગ્રહણ કરવાનાં હોય છે. ॥ ૭૫ ॥

ऋजीषस्य प्रधानत्वादहर्गणे सर्वस्य प्रतिपत्तिः स्यात् ॥ ७६ ॥

પદાર્થ :—( ऋजीषस्य ) ઋજીષ ( प्रधानत्वात् ) પ્રધાન હોવાથી ( अहर्गणे ) દ્વાદશ-રાત્રાદિમાં ( सर्वस्य प्रतिपत्तिः स्यात् ) સર્વની પ્રતિપત્તિ થાય છે.

ભાવાર્થ :—ઋજીષ એટલે અભિષવ કર્યા પછી સારવગરની જે સોમલતા અથવા તેના ટુકડા. સોમરસ કાઢયા પછી જે છોતા રહે તે ઋજીષ કહેવાય છે. દરરોજ સોમરસ કાઢી લીધા પછી છોતાઓને પાણીમાં ફેંકી દેવા. ' ऋजीषमप्सु प्रक्षिपेत् ' પાણીમાં છોતાને નાખવા તે તેની પ્રતિપત્તિ કહેવાય છે.. અહીં એક જ દિવસ છોતાને પાણીમાં ફેંકવાથી તેનો પ્રતિપત્તિ સંસ્કાર થઈ જાય છે, તો રોજને રોજ છોતા પાણીમાં શા માટે ફેંકવા ? જેમ બધા દિવસના છોતા એટલે ઋજીષ પાણીમાં ફેંકવામાં આવે છે તેમ બધી જ માનવી ઋચાઓ ઉપયોગમાં લેવી આ દૃષ્ટાંત પણ ઠીક નથી, કારણ કે, ઋજીષ એ અહીં પ્રધાન છે અને પ્રક્ષેપ તેનું અંગ છે. માટે प्रतिप्रधानम् अङ्गावृत्तिः દરેક પ્રધાનને અંગની આવૃત્તિ થવી જોઇએ. એટલે બધું જ ઋજીષ પાણીમાં ફેંકવું એ યોગ્ય છે. પણ દાર્ષ્ટાન્તમાં એવું કોઇ પ્રમાણ નથી કે જેથી બધી જ માનવી ઋચાઓ લઈ શકાય. ॥ ૭૬ ॥

જ્યોતિષ્ટોમમાં સોમનું માન અને ઉપાવહરણ બન્ને વસ્ત્રમાં થવું જોઇએ.
એ અધિકરણનું સૂત્ર.

वाससि मानोपावहरणे प्रकृतौ सोमस्य वचनात् ॥ ७७ ॥

પદાર્થ :—( वाससि ) કપડામાં ( मानोपावहरणे ) માન અને ઉપાવહરણ થવાં જોઇએ. ( प्रकृतौ ) પ્રકૃતિમાં ( सोमस्य वचनात् ) સોમનું વચન હોવાથી.

ભાવાર્થ :—પ્રકૃતિમાં અર્થાત્ જ્યોતિષ્ટોમમાં વચન છે કે वाससि मीनम्, वाससा चोपावहरणं कार्यम्। કપડામાં સોમને લાવવો અર્થાત્ બન્ને ક્રિયા એક જ કપડામાં કરવી જુદા જુદા કપડામાં નહિ. ॥ ૭૭ ॥

'અહર્ગણમાં અર્થાપત્તિથી બીજું વસ્ત્ર લેવું.'
એ અધિકરણનું સૂત્ર.

तत्राहर्गणेऽर्थाद्वासः प्रकृतिः ॥ ७८ ॥

પદાર્થ :—( तत्र ) તે ( अहर्गणे ) દ્વાદશાહ અહર્ગણમાં ( अर्थात् ) અર્થાપત્તિથી ( वासः प्रकृतिः ) અન્ય વસ્ત્રનું સંપાદન કરવું જોઇએ.

ભાવાર્થ :—અહર્ગણમાં તો તે તે દિવસને માટે જોઇતો સોમ ખરીદેલા સોમમાંથી અલગ કરવો પડે છે. એટલે જે કપડાંમાં બધો સોમ રાખ્યો હોય તેમાંથી તે દિવસને માટે જોઇતો સોમ બીજા વસ્ત્રમાં જ લેવો જોઇએ. એટલે વસ્ત્રનું સંપાદન કરવું જ રહ્યું. એક જ વસ્ત્રમાં માન અને ઉપાવહરણ થવાં અશક્ય છે માટે વસ્ત્રાન્તરનું સંપાદન કરવું જોઇએ. ॥૭૮॥

'ઉપાવહરણને માટે જ બીજા વસ્ત્રનું ઉત્પાદન કરવું જોઇએ.'
એ અધિકરણનું સૂત્ર.

પૂર્વપક્ષ સૂત્ર. मानं प्रत्युत्पादयेत् प्रकृतौ तेन दर्शनादुपावहरणस्य ॥ ७९. ॥

પદાર્થ :—( मानं प्रति ) માનને ઉદ્દેશીને ( उत्पादयेत् ) બીજું વસ્ત્ર મેળવવું જોઇએ. ( प्रकृतौ ) પ્રકૃતિમાં ( उपावहरणस्य दर्शनात् ) તે જ વસ્ત્રથી ઉપાવહરણનું શ્રવણ છે.

ભાવાર્થ :—માનનો જે કાળ હોય છે તેજ વખતે બીજું વસ્ત્ર મેળવવું જોઇએ કારણ કે જે વસ્ત્રથી માન કર્યું હોય છે તે જ વસ્ત્રથી સોમનું ઉપાવહરણ થાય છે. ॥ ૭૯ ॥

સિદ્ધાંત સૂત્ર. हरणे वा श्रुत्यसंयोगादर्थाद्विकृतौ तेन ॥ ८० ॥

પદાર્થ :—( वा ) અથવા ( हरणे ) ઉપાવહરણ વખતે ઉત્પન્ન કરવું જોઇએ. ( तेन विकृतौ श्रुत्यसंयोगात् ) માન વખતે ઉત્પન્ન કરવામાં શ્રુતિનું બોધન જણાતું નથી.

ભાવાર્થ :—સોમના ઉપાવહરણ વખતે જ બીજા વસ્ત્રનું ઉત્પાદન કરવું જોઇએ. માન અને ઉપાવહરણ બન્નેને માટે જુદાં જુદાં વસ્ત્ર જોઇએ એવો ભાવ છે. ॥ ૮૦ ॥

इति जैमिनीय गुर्जरमीमांसाभाष्ये दशमाध्यायस्य षष्ठः पादः ॥

अथ दशमाध्यायस्य सप्तमः पादः ॥

'જ્યોતિષ્ટોમ યાગમાં દરરોજ હવિષ્માં ભેદ હોય છે.' એ અધિકરણનાં સૂત્રો

પૂર્વપક્ષસૂત્ર. पशावेकहविष्ट्वं समस्तचोदितत्वात् ॥ १ ॥

પદાર્થ :—( पशौ ) પશુમાં ( एकहविष्ट्वम् ) એક હવિષ્ટ્વની કલ્પના હોય છે. ( समस्तचोदितत्वात् ) સમસ્તરૂપે વિધિ હોવાથી.

ભાવાર્થ :—પશુમાં પણ હવિષ્પણાની કલ્પના હોય છે કારણ કે તે હોમીય દ્રવ્યનું સાધન હોય છે. સંપૂર્ણ પશુ ઘી દુધ આદિનું સાધન હોવાથી તેમાં એક હવિષ્પણાની કલ્પના કરવી જોઇએ. આવું પૂર્વપક્ષવાદીનું માનવું છે ॥ ૧ ॥

સિદ્ધાંત સૂત્ર. प्रत्यङ्गं वा ग्रहवदङ्गानां पृथक्कल्पनत्वात् ॥ २ ॥

પદાર્થ :—( वा ) અથવા ( प्रत्यङ्गम् ) દરેક અંગમાં કલ્પના કરવી. ( ग्रहवत् ) જેમ ગ્રહોમાં કરવામાં આવે છે તેમ. ( अङ्गानां पृथक्कल्पनत्वात् ) અંગોની પૃથક્ કલ્પના હોવાથી.

ભાવાર્થ :—સમગ્ર પશુમાં એક હવિષ્ટ્વની કલ્પના કરવા કરતાં તેના અંગોમાં એવી કલ્પના કરવી એજ યોગ્ય છે. જેમ ગ્રહોમાં જુદી જુદી કલ્પના હોય છે તેમ તેમાં પણ કલ્પના કરવી. અંગો વગર અંગી બની શકે નહિ માટે અંગોજ ઘૃત આદિ મુખ્ય હવિષ્નાં સાધનો છે, માટે અંગરૂપ સાધનોમાં હવિષ્ટ્વની કલ્પના કરવી. કવિઓએ પણ પશુમાં આહુતિ-સાધનની કલ્પના કરી છે; જેમકે—

हुतिवादिन एवास्य होतुराहुतिसाधनम् अनिन्द्या नन्दिनी नाम धेनुराववृते वनात्

અહીં કવિએ નંદિની નામની ધેનુને આહુતિ સાધન તરીકે કલ્પી છે. આહુતિ સાધન અને હવિષ્ એક જ વસ્તુ છે. ઘી દુધ આદિ મુખ્ય હવિષ્ ગણાય છે અને પરંપરાસંબંધથી ધેનુ પણ આહુતિ સાધન ગણાય છે. એટલે મુખ્ય હવિષ્ પ્રાપ્ત કરવા માટે ધેનુ આદિનું રક્ષણ અને પોષણ બહુ સંભાળ પૂર્વક કરતાં રહેવું. ॥ ૨ ॥

પશુના અવયવવિશેષો હવિષ્ટ્વ કલ્પનામાં કારણ છે.

એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષસૂત્ર. हविर्भेदात् कर्मणोऽभ्यासः तस्मात् तेभ्योऽवदानं स्यात् ॥ ३ ॥

પદાર્થ :—( हविर्भेदात् ) હવિષમાં ભેદ હોવાથી ( कर्मणोऽभ्यासः ) કર્મનો પણ અભ્યાસ હોય છે ( तस्मात् ) માટે ( तेभ्यः अवदानं स्यात् ) તે અવયવો મારફત મુખ્ય હવિષ્ મેળવી શકાય છે.

ભાવાર્થ :—અંગોમાં ભિન્નતા હોય છે અને તેને લીધે હવિષ્માં ભિન્નતા આવે છે. માટે અંગ પ્રમાણે કર્મોનો અભ્યાસ થવો જોઇએ. અને તેના સર્વ અવયવોમાંથી મુખ્ય હવિષ્ મેળવવામાં સહાયતા હોય છે. દુધ પ્રાપ્ત કરવામાં ગાયના સર્વ અવયવોની સહાયતા હોય છે. ॥ ૩ ॥

સિદ્ધાંત સૂત્ર. आज्यभागवद् वा निर्देशात् परिसंख्या स्यात् ॥ ४ ॥

પદાર્થ :—( वा ) અથવા ( आज्यभागवत् ) આજ્ય પેઠે ( निर्देशात् ) નિર્દેશ હોવાથી ( परिसंख्या स्यात् ) પરિસંખ્યા હોય.

ભાવાર્થ :—સર્વ અંગો મુખ્ય હવિષ્ પ્રાપ્ત કરવામાં સરખી મદદ કરતાં નથી માટે જે જે અંગોનો નિર્દેશ હોય તેમાં જ હવિર્બુદ્ધી અને અવદાનની કલ્પના કરવી બીજામાં એવી કલ્પના ન કરવી. ॥ ૪ ॥

तेषां वा द्व्यवदानत्वं विवक्षन्नभिनिर्दिशेत्पशोः पञ्चावदानत्वात् ॥ ५ ॥

પદાર્થ :—( वा ) અથવા ( तेषाम् ) હવિષોમાંથી ( द्व्यवदानत्वं विवक्षन् अभिनिर्दिशेत् ) બબ્બે અવદાનો કરવાં ( पशोः पञ्चावदानत्वात् ) પશુજન્ય ઘૃત દૂધ આદિમાંથી પાંચ અવદાન કરેલાં હોવાથી.

ભાવાર્થ :—અગ્યાર હવિષો હોય છે તેમાંથી બબ્બે અવદાન કરવાં. આ કોઇ અનુવાદ નથી અપૂર્વ વિધિ છે. કારણ કે પશુજન્ય ઘૃતાદિમાં પાંચ અવદાનનું શ્રવણ છે. માટે દ્વ્યવદાન એ અપ્રાપ્ત છે. અપ્રાપ્તનું વિધાન જ હોઇ શકે અનુવાદ નહિ. તેથી અગ્યાર સિવાયનાં જેટલાં હવિષો હોય તેમાંથી પણ ત્યાગ કરવો અર્થાત્ બધામાંથી અવદેય થવું જોઇએ. બધાં હવિષોમાંથી થોડું થોડું લઇ હોમ કરવો. ॥ ૫ ॥

अंसशिरोनूकसक्थिप्रतिषेधश्च तदन्यपरिसंख्यानेऽनर्थकःस्यात्प्रदानत्वात्तेषां निरवदानप्रतिषेधः स्यात् ॥ ६ ॥

પદાર્થ :—( च ) અને ( अंसशिरोनूकसक्थिप्रतिषेधः ) અંસાદિમાં હવિષ્તરીકે કલ્પના કરવાનો પ્રતિષેધ છે ( तदन्यपरिसंख्याने ) તેના સિવાયના પરિસંખ્યાનમાં ( अनर्थकः स्यात ) પ્રતિષેધ અનર્થક થઇ જાય માટે ( तेषां प्रदानत्वात् ) તે પણ પ્રદેય હોવાથી ( निरवदानप्रतिषेधः स्यात् ) એક એક વખત અવદાન કરવું.

ભાવાર્થ :—ઘૃત આદિ અગ્યાર સિવાય જેટલાં હવિષો હોય તેમાંથી એક એકવાર અવદાન કરવું અને ઉક્ત અગ્યારમાંથી બબ્બે વખત અવદાન કરવું અને અંસાદિમાં હવિષ્ તરીકે કલ્પના કરવી નહિ. ॥ ૬ ॥

अपि वा परिसंख्या स्यादनवदानीयशब्दत्वात् ॥ ७ ॥

પદાર્થ :—( अपि वा ) અથવા ( परिसंख्या स्यात् ) નામ વિધિ છે. ( अनवदानीयशब्दत्वात् ) અનવદાનીય શબ્દનો પ્રયોગ હોવાથી.

ભાવાર્થ :—જેટલાં હોમીય દ્રવ્ય હોય તે બધાંમાંથી હોમાર્થ અવદાન થવું જોઇએ. અને એને માટે પરિસંખ્યા નામક વિધિ માનવામાં આવે છે. ॥ ૭ ॥

अब्राह्मणे च दर्शनात् ॥ ८ ॥

પદાર્થ :—( च ) અને ( अब्राह्मणे ) બ્રાહ્મણ ભિન્નને ( दर्शनात् ) અવશિષ્ટ હવિષનું ભક્ષણ વિહિત છે.

ભાવાર્થ :—યાગ વિશેષમાં બ્રાહ્મણ ભિન્ન યજમાન હોય તો તેને હવિષ્ શેષનું ભક્ષણ વિહિત છે. ककुभो राजपुत्रः प्राश्नाति આ વાક્યમાં બ્રાહ્મણ ભિન્ન રાજપુત્રનો નિર્દેશ છે. ॥ ८ ॥

शृताशृतोपदेशाच्च तेषामुत्सर्गवदयज्ञशेषत्वं सर्वेषां न श्रपणं स्यात् ॥ ९ ॥

પદાર્થ :—( च ) અને ( शृताशृतोपदेशात् ) અગ્નિપક્વ અને અનગ્નિપક્વ ( तेषाम् उत्सर्गवत् ) તેઓનું ઉત્સર્ગ પ્રમાણે ( अयज्ञशेषत्वम् ) અયજ્ઞશેષ છે ( सर्वेषां न श्रपणं स्यात् ) બધાંનું શ્રપણ હોતું નથી.

ભાવાર્થ :—યજ્ઞમાં જે જે દ્રવ્યો એટલે હવિષો હોય છે તે બધાં જ રાંધેલાં હોવાં જોઇએ એવો નિયમ નથી. નહીં રાંધેલા દ્રવ્યો પણ હોમી શકાય છે. જે દ્રવ્ય હવિષ્ તરીકે ન હોય તે યજ્ઞશેષ પણ ગણી શકાય નહિ. ॥ ९ ॥

સ્વિષ્ટકૃત્ હોમ અધિકરણ.

इज्याशेषात्स्विष्टकृदिज्येत प्रकृतिवत् ॥ १० ॥

પદાર્થ :—( इज्याशेषात् ) ઇજ્યાશેષમાંથી ( स्विष्टकृत् इज्येत ) સ્વિષ્ટકૃત્ હોમ કરવો ( प्रकृतिवत् ) જેમ પ્રકૃતિ યાગમાં કરવામાં આવે છે તેમ.

ભાવાર્થ :—પ્રકૃતિયાગમાં જેમ ઇજ્યાશેષમાંથી સ્વિષ્ટકૃત્ હોમ કરવામાં આવે છે તેમ વિકૃતિયાગમાં પણ ઇજ્યાશેષમાંથી જ સ્વિષ્ટકૃત્ હોમ કરવો. ॥ १० ॥

त्र्यङ्गैर्वा शरवद्विकारः स्यात् ॥ ११ ॥

પદાર્થ :—( वा ) અથવા ( त्र्यङ्गैः ) ત્રણ જાતના હવિષોથી સ્વિષ્ટકૃત્ હોમ કરવો. ( शरवत् विकारः स्यात् ) શર પેઠે-વિકાર માનવામાં આવે છે.

ભાવાર્થ :—शरमयं बर्हिः આ વચનથી જેમ શરનામના ઘાસના વિધાનથી કુશોનો બાધ થાય છે તેમ કેવળ એક અંગથી સ્વિષ્ટહોમ ન કરતા પક્વ અપક્વ હવિષો અને ઘૃત એ ત્રણે યજ્ઞના અંગોથી સ્વિષ્ટકૃત્ હોમ કરવો. ॥ ११ ॥

અધ્યૂઘ્નીની ઇડાવિકારની કલ્પના-અધિકરણ.

अध्यूध्नी तु होतुस्त्र्यङ्गवदिडाभक्षविकारः स्यात् ॥ १२ ॥

પદાર્થ :—( अध्यूध्नी तु ) અધ્યૂધ્ની નામક પશુનો અવયવ હોય છે તે ( त्र्यङ्गवत् ) અનિજ્યા શેષ ત્ર્યંગોથી ઇજ્યા શેષની નિવૃત્તિ થાય છે. તેમાં ( होतुः ) હોતાએ ( इडाभक्षविकारः ) ઇડાનામક હવિષ્ના વિકારની કલ્પના કરવી.

ભાવાર્થ :—પશુના દરેક અંગ યજ્ઞ અર્થાત પરોપકાર કરી રહ્યાં છે માટે તેમાં ભિન્ન ભિન્ન યજ્ઞાંગની કલ્પના કરવાની હોય છે. અધ્યૂધ્રી આ પણ એક અંગ છે તેમાં ઘડાનામક હવિષૂની કલ્પના કરવી એવો સૂત્રનો ભાવ છે. ॥ ૧૨ ॥

शेषे वा समवैति तस्माद् द्रव्यवन्नियमः स्यात् ॥ १३ ॥

પદાર્થ :—(वा) અથવા (शेषे) હુતશેષ દ્રવ્યોમાં (समवैति) અન્તર્ભૂતિ થાય છે (तस्मात्) માટે (द्रव्यवत्) દ્રવ્યની પેઠે નિયમ બાંધવામાં આવે છે.

ભાવાર્થ :—હુતશેષ દ્રવ્યોમાંના કોઈ પણ દ્રવ્યની કલ્પના થઈ શકે પણ ઉક્ત અવયવ માટે નિયમ બાંધવામાં આવે છે જેમ વાજપેય યાગમાં સત્તર રથ હોય છે તેમાં યજુર્યુક્ત રથ અધ્વર્યુને આપવો એવો નિયમ હોય છે. તેમ હોતાએજ ઉક્ત ઘડાવિકારની કલ્પના કરવી. ॥૧૩॥

अशास्त्रत्वात्तु नैवं स्यात् ॥ १४ ॥

પદાર્થ :—(तु अशास्त्रत्वात्) અશાસ્ત્રીય હોવાથી (एवं न स्यात्) આવી કલ્પના ન કરવી.

ભાવાર્થ :—ઘડાનામક હવિષૂના ઉક્ત અવયવમાં કલ્પના કરવી એ શાસ્ત્રીય નથી અર્થાત એવું શાસ્ત્રમાં જણાતું નથી. ॥ ૧૪ ॥

अपि वा दानमात्रं स्यात् भक्षशब्दानभिसम्बन्धात् ॥ १५ ॥

પદાર્થ :—(अपि वा) અથવા (दानमात्रं स्यात्) કેવળ પશુનું દાન જ કરવું જોઇએ (भक्षशब्दानभिसम्बन्धात्) ભક્ષશબ્દનો સંબંધ ન હોવાથી.

ભાવાર્થ :—ઘડાનામક હવિષ્ તો ભક્ષ પણ છે અને ઉક્ત કલ્પના કરવામાં એનો કશો સંબંધ જણાતો નથી માટે પશુનું દાન જ થવું જોઇએ. ॥ ૧૫ ॥

दातुस्त्वविद्यमानत्वादिडाभक्षविकारः स्याच्छेषं प्रत्यविशिष्टत्वात् ॥ १६ ॥

પદાર્થ—(दातुः) દાતા (अविद्यमानत्वात्) વિદ્યમાન ન હોવાથી (इडाभक्षविकारः स्यात्) ઘડાભક્ષના વિકારની કલ્પના થાય છે. (शेषं प्रति) શેષમાં (अविशिष्टत्वात्) સમાનતા હોવાથી.

ભાવાર્થ :—પશુ જો યજમાનનું ન હોય તો યજમાનને દાન કરવાનો અધિકાર નથી હોતાને લેવાનો પણ અધિકાર નથી. માટે ઘડાનામક હવિષૂનો કલ્પના કરવી જ યોગ્ય છે. કલ્પના કરવાનો ઉદ્દેશ પશુને પવિત્ર ગણી તેની રક્ષા કરવાનો છે. ॥ ૧૬ ॥

## વનિષ્ઠુ સંબંધી અધિકરણ

अग्नीधश्च वनिष्ठुरध्यूध्रीवत् ॥ १७ ॥

પદાર્થ :—(च) અને (अग्नीधः) અગ્નીધ્ નામના ઋત્વિજને (वनिष्ठुः) વનિષ્ઠુ નામક અવયવની કલ્પના પણ (अध्यूध्रीवत्) અધ્યૂધ્રી પેઠે છે.

ભાવાર્થ :—અગ્નીધ્રની પેઠે વનિષ્ઠુની કલ્પના કરવામાં અગ્નીધ્ નામના ઋત્વિજનું કર્તવ્ય છે. ॥ ૧૭ ॥

### મૈત્રાવરુણનામના ઋત્વિજ્ શેષ હવિષ્ના ભક્ષ સંબંધી અધિકરણ.

अप्राकृतत्वान्मैत्रावरुणस्याभक्षत्वम् ॥ १८ ॥

પદાર્થ :—( अप्राकृतत्वात् ) પ્રકૃતિમાં વિધાન ન હોવાથી ( मैत्रावरुणस्य अभक्षत्वम् ) મૈત્રાવરુણ નામક ઋત્વિજને અભક્ષ છે.

ભાવાર્થ :—મૈત્રાવરુણ નામક ઋત્વિજને દર્શપૂર્ણમાસ સાથે સંબંધ ન હોવાથી પ્રાકૃતભક્ષનો પણ અભાવ હોય છે. ॥ ૧૮ ॥

### વનિષ્ઠુ સંબંધી અધિકરણ.

स्याद्वा होत्रध्वर्युविकारत्वात्तयोः कर्माभिसम्बन्धात् ॥ १९ ॥

પદાર્થ :—( वा ) અથવા ( स्यात् ) છે. ( होत्रध्वर्युविकारत्वात् ) હોતા અને અધ્વર્યુનું કામ કરવાનું હોવાથી ( तयोः कर्माभिसम्बन्धात् ) હોતા અને અધ્વર્યુને પ્રાકૃત કર્મ સાથે સંબંધ હોવાથી.

ભાવાર્થ :—હોતા અને અધ્વર્યુને પ્રાકૃત કર્મ સાથે સંબંધ છે. પ્રૈષરૂપ કાર્ય અધ્વર્યુનું છે, તે કામ મૈત્રાવરુણે કરવાનું હોય છે. અને અનુવચન કર્મ હોતાનું હોય છે તે કામ પણ મૈત્રાવરુણ નામના ઋત્વિજે કરવાનું હોય છે, માટે મૈત્રાવરુણનો ભક્ષ સાથે સંબંધ છે. એટલે કે મૈત્રાવરુણે શેષ હવિનું ભક્ષણ કરવાનું હોય છે. ॥ ૩૯ ॥

### મૈત્રાવરુણના એક ભાગ સંબંધી અધિકરણ.

પૂર્વપક્ષ સૂત્ર. द्विभागः स्याद् द्विकर्मत्वात् ॥ २० ॥

પદાર્થ :—( द्विभागः स्यात् ) બે ભાગ મળવા જોઇએ. ( द्विकर्मत्वात् ) બન્નેના કર્મ કરતો હોવાથી.

ભાવાર્થ :—મૈત્રાવરુણ હોતા અને અધ્વર્યુ બન્નેના કર્મ કરતો હોવાથી તેને બે ભાગ મળવા જોઇએ. ॥ ૨૦ ॥

સિદ્ધાંત સૂત્ર. एकत्वाद्वैकभागः स्याद्भागस्याश्रुतिभूतत्वात् ॥ २१ ॥

પદાર્થ :—( वा ) અથવા ( एकत्वात् ) કર્મનિમિત્ત ભક્ષણ એક હોવાથી ( एकभागः स्यात् ) એક ભાગ હોવો જોઇએ. ( भागस्य अश्रुतिभूतत्वात् ) ભાગ સંબંધી શાસ્ત્રમાં ઉલ્લેખ ન હોવાથી.

ભાવાર્થ :—હોતાનો અને અધ્વર્યુનો ભાગ મૈત્રાવરુણને આપવો આવું શાસ્ત્રમાં વિધાન ન હોવાથી કર્મ નિમિત્ત ભક્ષણ એક જ હોવાથી કર્મકર્તાને ભક્ષણ પણ એકજ હોવું જોઇએ. ॥ ૨૧ ॥

## પ્રતિપ્રસ્થાતા નામક ઋત્વિજને ભક્ષનો અધિકાર નથી એ અધિકરણ.

પૂર્વપક્ષ. **प्रतिप्रस्थातुश्च वपाश्रपणात् ॥ २२ ॥**

**પદાર્થ** :—( च ) અને ( प्रतिप्रस्थातुः ) પ્રતિપ્રસ્થાતાનામક ઋત્વિજને શેષ હવિનું ભક્ષણ કરવાનું છે. ( वपाश्रपणात् ) વપાશ્રપણની કલ્પના કરવાનું હોવાથી.

**ભાવાર્થ** :—વપાશ્રપણની કલ્પના અર્થાત્ ભાવના કરવી એ અધ્વર્યુનું કર્તવ્ય છે પણ પ્રકૃત સ્થળમાં પ્રતિપ્રસ્થાતા તે કર્મ કરે છે માટે તેણે હવિઃશેષનું ભક્ષણ કરવું એવો પૂર્વપક્ષનો મત છે. ॥ ૨૨ ॥

સિદ્ધાંત સૂત્ર. **अभक्षो वा कर्मभेदात्तस्याः सर्वप्रदानत्वात् ॥ २३ ॥**

**પદાર્થ** :—( वा ) અથવા ( अभक्षः ) ભક્ષણ નથી ( कर्मभेदात् ) કર્મ ભેદ હોવાથી ( तस्याः सर्वप्रदानत्वात् ) તેનું સંપૂર્ણ દાન હોવાથી.

**ભાવાર્થ** :—પ્રતિપ્રસ્થાતાને શેષ હવિષનું ભક્ષણ કરવાનું રહેતું નથી કારણ કે જે હવિષ્ હોમવાનું હોય છે તે નિઃશેષ હોમવાનું હોય છે. ॥ ૨૩ ॥

## ગૃહમેધીય આજ્યભાગોનું ફરીથી શ્રવણ થતું હોવાથી તે અપૂર્વવિધાન છે એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ સૂત્ર. **विकृतौ प्राकृतस्य विधेर्ग्रहणात् पुनः श्रुतिरनर्थिका स्यात् ॥ २४ ॥**

**પદાર્થ** :—( विकृतौ ) ગૃહમેધીય પ્રકરણમાં ( प्राकृतस्यविधेः ) દર્શપૂર્ણમાસના વિધિનું ( पुनः ग्रहणात् ) ફરીથી ગ્રહણ કરેલું હોવાથી ( श्रुतिः ) શ્રુતિવચન ( अनर्थिका स्यात् ) નિરર્થક થઈ જાય છે.

**ભાવાર્થ** :— ચાતુર્માસ્ય પ્રકરણમાં આવતા ગૃહમેધીય પ્રકરણમાં " आज्यभागौ यजति यज्ञस्यैव चक्षुषी नान्तरेति" આ પ્રમાણે વચન છે. આમાં ઘણાં પક્ષો છે તેમાંથી પ્રથમ પક્ષનું ઉત્થાન આ પ્રમાણે છે. વિકૃતિભૂત ગૃહમેધીયમાં દર્શપૂર્ણમાસના આજ્યભાગવિધિનું ફરીથી ગ્રહણ કર્યું છે તેથી તે વચન નિરર્થક થઈ જાય છે, કારણ કે પ્રકૃતિગત ધર્મોનું વિકૃતિમાં અતિદેશ શાસ્ત્રથી અનુષ્ઠાન પ્રાપ્ત જ છે, તો પછી ફરીથી એનું વાક્ય વિકૃતિમાં ન હોવું જોઈએ છતાં છે તે માત્ર અનુવાદરૂપ જ છે કોઈ અપૂર્વવિધાન નથી. ॥ ૨૪ ॥

બીજો પક્ષ. **अपि वाऽऽग्नेयवद् द्विशब्दत्वं स्यात् ॥ २५ ॥**

**પદાર્થ** :—( अपि वा ) આ બન્ને શબ્દો પૂર્વપક્ષમાં અન્ય પક્ષકારનો અસ્વરસ સૂચવે છે. ( आग्नेयवत् ) આગ્નેય વિધિ પેઠે ( द्विशब्दत्व स्यात् ) બે શબ્દોથી એક જ શાબ્દબોધની પ્રતીતિ થાય છે.

**ભાવાર્થ** :– જેમ ' अग्निमग्न आवह ' આ ઠેકાણે બે અગ્નિ શબ્દો છે છતાં શબ્દ-જન્ય જ્ઞાન તો એકજ અગ્નિવિષયક શબ્દથી થાય છે તેમ પ્રકૃત સ્થળમાં પણ અતિદેશ શાસ્ત્રથી અને ગૃહ-

મેધીયમાં રહેલા પ્રત્યક્ષ વચનથી એકજ શબ્દબોધ થાય છે. પ્રકૃતિ પ્રમાણે વિકૃતિમાં અનુષ્ઠાન કરવું અને એ સાદૃશ્ય આજ્યભાગવત્ત્વરૂપ થાય છે એમ સમજવું. માટે એ વાક્ય નિરર્થક નથી. ॥ ૨૫ ॥

**न वा शब्दपृथक्त्वात् ॥ २६ ॥**

**પદાર્થ** :—( न वा ) ઉપરનું કથન ઠીક નથી. ( शब्दपृथक्त्वात् ) દષ્ટાન્તમાં અગ્નિ-શબ્દ ભિન્ન ભિન્ન અર્થને સૂચવે છે.

**ભાવાર્થ** :—'अग्निमग्न आवह' આ દૃષ્ટાન્તમાં એક અગ્નિશબ્દથી અવોઢા અગ્નિ-પ્રતીત થાય છે અને બીજા અગ્નિ શબ્દથી અવોઢવ્ય અગ્નિ પ્રતીત થાય છે માટે શબ્દો ભિન્ન ભિન્ન છે. પણ आज्यभागौ यजति અહીં એવા ભિન્ન ભિન્ન અર્થ જણાતા નથી. ઉકત વાકય પ્રકૃતિમાં અને વિકૃતિમાં એકજ અર્થને સૂચવે છે. માટે તે વચન આજ્યભાગની સ્તુતિને માટેજ છે અર્થાત અનુવાદરૂપ છે. ॥ ૨૬ ॥

**अधिकं वार्थवत्त्वात्स्यादर्थवादगुणाभावे वचनादविकारे तेषु हि तादर्थ्यं स्यादपूर्वत्वात् ॥ २७ ॥**

**પદાર્થ** :—( वा ) અથવા ( अधिकं स्यात् अर्थवत्वात् ) પ્રાકત અર્થ કરતાં અહીં વિશેષ અર્થ હોવાથી અધિક વિધાન છે. ( अर्थवादगुणाभावे अविकारे वचनात ) અર્થવાદને। સંભવ નથી. ( तेषु हि तादर्थ्यं स्यात् अपूर्वत्वात ) સ્તુતિ અને ગુણની વિધિનો તથા પ્રાકૃતધર્મનો બાધ થતો હોવાથી અપૂર્વવિધાન છે.

ભાવાર્થ :—' आज्यभागौ यजति ' આ વાકય અર્થવાદ, ગુણવાદ અને પ્રાકૃતધર્મનો પ્રાપક ન હોવાથી વિશિષ્ટ અર્થનું અર્થાત અધિક અર્થનું કથન કરે છે. એવો આ સૂત્રનો ભાવ છે. ॥ ૨૭ ॥

**प्रतिषेधः स्यादिति चेत् ॥ २८ ॥**

**પદાર્થ** :—( प्रतिषेधः स्यात् ) આજ્યભાગથી અતિરિકત કર્મ કરવું નહિ આવો પ્રતિષેધ માનવો ( इतिचेत् ) શંકાસૂચક શબ્દો છે.

**ભાવાર્થ** :—જો ઉકત વાકય અર્થાત आज्यभागौ यजति ને પ્રતિષેધરૂપે માનવામાં આવે તો ? આ શંકાનું સમાધાન આગળના સૂત્રમાં છે. પ્રતિષેધ એટલે આજ્યભાગરૂપ કર્મ સિવાય બીજું કર્મ ન કરવું. ॥ ૨૮ ॥

**नाश्रुतत्वात ॥ २९ ॥**

**પદાર્થ** :—( न ) નહિ ( अश्रुतत्वात् ) એવું શ્રવણ નથી.

**ભાવાર્થ** :—એવો પ્રતિષેધ માનવામાં અશ્રુત કલ્પના કરવી પડે છે અને સ્વાર્થ અર્થાત્ વાકયનો જે અર્થ જણાય છે તેનો ત્યાગ કરવો પડે છે. માટે એવું પરિસંખ્યાત્મક કથન ઠીક નથી. ॥ ૨૯ ॥

अग्रहणादिति चेत् ॥ ३० ॥

પદાર્થ :—( अग्रहणात् ) ગ્રહણ ન થતું હોવાથી ( इतिचेत् ) શંકા સૂચક શબ્દો છે.

ભાવાર્થ :—ઉક્ત વાક્યનો એવો અર્થ કરવો કે આજ્ય ભાગ સિવાય બીજાં અંગો ચોદક શાસ્ત્રથી પ્રાપ્ત થાય છે. આજ્ય ભાગનું તો પ્રત્યક્ષ વચન છે માટે તેનું ગ્રહણ અતિદેશ શાસ્ત્ર કરતું નથી. આ શંકાનું સમાધાન આગળના સૂત્રમાં છે. ॥ ૩૦ ॥

न तुल्यत्वात् ॥ ३१ ॥

પદાર્થ :—( न ) નહિ ( तुल्यत्वात् ) તુલ્ય હોવાથી.

ભાવાર્થ :—प्रकृतिवद् विकृतिः कर्तव्या આ એક જ વાક્યથી પ્રકૃતિગત બધા જ ધર્મોનું અનુષ્ઠાન વિહિત થતું હોવાથી પ્રકૃતિના અમુક ધર્મોનું ગ્રહણ નથી થતું અને અમુકનું થાય છે એમ કહી શકાય નહિ એ તો બધાને માટે તુલ્ય વાક્ય છે. ॥ ૩૧ ॥

तथा तद्ग्रहणे स्यात् ॥ ३२ ॥

પદાર્થ :—( तथा ) તે પ્રમાણે ( तद्ग्रहणे स्यात् ) તેના ગ્રહણમાં હોઇ શકે.

ભાવાર્થ :—જેમ સપ્તદશ સામિધેની સ્થળમાં બે વાક્ય છે તેમ આજ્ય ભાગ ગ્રહણમાં હોય તો સંભવી શકે પણ અહીં તો ચોદક શાસ્ત્ર આનુમાનિક છે આટલું વૈષમ્ય હોવાથી ઉક્ત વાક્ય વિધિ વાક્ય નથી. ॥ ૩૨ ॥

સિદ્ધાંત સૂત્ર. अपूर्वतां तु दर्शयेद् ग्रहणस्यार्थवत्त्वात् ॥ ३३ ॥

પદાર્થ :—( तु ) સિદ્ધાંતને સૂચવે છે ( अपूर्वतां दर्शयेत् ) અપૂર્વ અર્થને બતાવે છે. ( ग्रहणस्य अर्थवत्त्वात् ) ગ્રહણ અર્થવાળું હોવાથી.

ભાવાર્થ :—આજ્ય ભાગ ગ્રહણ અર્થવાળું હોવાથી आज्यभागौ यजति આ વાક્ય દર્શપૂર્ણમાસ રૂપ પ્રકૃતિ કરતાં ભિન્ન અર્થનું પ્રતિપાદન કરે છે એટલે તે અપૂર્વ અર્થને પ્રતિપાદન કરે છે. તેથી તે સફલ વિધાન છે. ॥ ૩૩ ॥

ગૃહમેધીયમાં સ્વિષ્ટકૃત્ આદિનું અનુષ્ઠાન કરવું.
એ અધિકરણનું સૂત્ર.

ततोऽपि यावदुक्तं स्यात् ॥ ३४ ॥

પદાર્થ :—( ततः अपि ) કથંભાવની આકાંક્ષાની નિવૃત્તિ થતી હોવાથી ( यावदुक्तम् स्यात् ) જેનું જેનું પ્રત્યક્ષ વિધાન હોય તે બધાનું અનુષ્ઠાન કરવું.

ભાવાર્થ :—ગૃહમેધીય પ્રકરણમાં સ્વિષ્ટકૃત્ આદિ જે જે કર્મ વિહિત હોય તે બધાનું અનુષ્ઠાન કરવું.अग्नये स्विष्टकृते समवद्यति इडामुपह्वयति ઇત્યાદિનું અનુષ્ઠાન કરવું. પૂર્વપક્ષવાદીનું માનવું છે કે આજ્ય ભાગ સિવાય બીજાનું અનુષ્ઠાન ન કરવું તેના સમાધાન માટે આ સૂત્ર છે. ॥ ૩૪ ॥

'गृहमेधीयमां प्राशित्राना भक्षणनो अभाव छे.'
ए अधिकरणनां सूत्रो.

**स्विष्टकृति भक्षणप्रतिषेधः स्यात्तुल्यकारणत्वात् ॥ ३५ ॥**

पदार्थ :—( स्विष्टकृति ) स्विष्टकृतनुं जे श्रवण थाय छे तेथी ( भक्षणप्रतिषेधः स्यात ) शेष हविपूना भक्षणनो प्रतिषेध थाय छे ( तुल्यकारणत्वात् ) एक फलजनक होवाथी.

भावार्थ :—गृहमेधीय प्रकरणमां हविर् शेष जे प्राशित्रादि छे तेना भक्षणनो प्रतिषेध छे. ॥ ३५ ॥

पूर्वपक्ष. **अप्रतिषेधो वा दर्शनादिडायां स्यात् ॥ ३६ ॥**

पदार्थ :—( वा ) अथवा ( अप्रतिषेधः ) प्रतिषेध नथी. ( इडायां दर्शनात् स्यात् ) इडानामक हविपूमां भक्षनुं श्रवण थाय छे.

भावार्थ :—स्विष्टकृत स्वसजातीयनुं ज व्यावर्तन करे छे तेथी भक्षना विधिनी प्रतीति थाय छे. अर्थात् प्राशित्रादिनुं भक्षण प्रतीत थाय छे. ॥ ३६ ॥

सि. सू. **प्रतिषेधो वा विधिपूर्वस्य दर्शनात् ॥ ३७ ॥**

पदार्थ :—( वा ) अथवा ( प्रतिषेधः ) प्रतिषेध छे ( विधिपूर्वस्य ) जेनो विधि होय तेनुं भक्षण होय छे ( दर्शनात् ) दर्शन होवाथी.

भावार्थ :—जेनुं भक्षण विहित होय तेनुं भक्षण थवुं जोइए. आनुमानिक भक्षण बाधित थाय छे. इडामेवावद्यति इत्यादि वाकयथी केवल इडानामकनुं भक्षण प्रतीत थाय छे माटे तेना सिवाय प्राशित्रादिना भक्षणनो अभाव छे एम समजवुं ॥ ३७ ॥

प्रायणीय अने आतिथ्य इष्टिओ क्रमथी शंयुवाक अने इडा भक्ष
करी समाप्त करवाना नियमनुं अधिकरण.

पूर्वपक्ष. **शंय्विडान्तत्वे विकल्पः स्यात्परेषु पत्न्यनूयाज-प्रतिषेधोऽनर्थकः स्यात् ॥ ३८ ॥**

पदार्थ :—( शंय्विडान्तत्वे ) शंयुवाक अने इडाभक्षान्त पछी ( विकल्पः स्यात् ) विकल्पमां तात्पर्य छे. ( परेषु ) पछी ( पत्न्यनूयाजप्रतिषेधः अनर्थकः स्यात् ) पत्नीसंयाज अने अनूयाजनो प्रतिषेध अनर्थक थाय छे.

भावार्थ :—शंय्वन्ता प्रायणीया सन्तिष्ठते न पत्नीः संयाजयन्ति । इडान्ता आतिथ्या नानूयाजैश्चरन्ति आ वाकयोथी प्रायणीया अने आतिथ्य इष्टिओ शंयुवाक अने इडान्तभक्ष पछी कर्म समाप्त थाय छे छतां पछी पत्नीसंयाजनो अने अनूयाजनो प्रतिषेध बतावे छे तेथी उत्तर कर्ममां विकल्प प्रतीत थाय छे. जो विकल्प न मानवामां आवे तो प्रतिषेध करवो निरर्थक छे. कारण के पत्नीसंयाज अने अनुयाजनी प्राप्ति ज नथी तो निषेध शामाटे ? ॥ ३८ ॥

સિદ્ધાંત સૂત્ર. नित्यानुवादो वा कर्मणः स्यादशब्दत्वात् ॥ ३९ ॥

પદાર્થ :--( वा ) અથવા ( नित्यानुवादः ) અર્થવાદ ( स्यात् ) છે. ( कर्मणः अशब्दत्वात् ) શંયુવાક પછી કર્મ કરવામાં કોઇ પ્રમાણ ન હોવાથી.

ભાવાર્થ :—શંયુવાક આદિ કર્યા પછી કોઇ કર્મ વિહિત નથી માટે જ પ્રતિષેધ કરવામાં આવ્યો છે, તે તો કેવળ અર્થવાદ છે. ॥ ૩૯ ॥

પ્રાયણીય અને આતિથ્ય ઇષ્ટિઓ શંયુ અને ઇડા કર્મ કર્યા પછી સમાપ્ત થાય છે. એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ સૂત્ર. प्रतिषेधार्थवत्त्वाच्चोत्तरस्य परस्तात् प्रतिषेधः स्यात् ॥ ४० ॥

પદાર્થ :—( प्रतिषेधार्थवत्वात् ) પ્રતિષેધ સાર્થક થતો હોવાથી. ( उत्तरस्य परस्तात् ) દ્વિતીય ગાર્હપત્ય સંબંધીના પછીના કર્મોનો ( प्रतिषेधः स्यात् ) પ્રતિષેધ થાય છે.

ભાવાર્થ :—दर्शपूर्णमासयोः एकः शंयुः, गार्हपत्ये परः एवमिडाद्वयं श्रूयते । આ વાક્યથી બે શંયુ અને બે ઇડા સમજાય છે. આમાં પછીના શંયુની ઉત્તરમાં જે કર્મો કરવાના હોય છે તેનો પ્રતિષેધ થાય છે. એમ માનવાથી પ્રતિષેધ સાર્થક થઇ શકે છે. ॥ ૪૦ ॥

સિદ્ધાંત સૂત્ર. प्राप्तेर्वा पूर्वस्य वचनादतिक्रमः स्यात् ॥ ४१ ॥

પદાર્થ :—( वा ) અથવા ( पूर्वस्य प्राप्तेः ) પ્રથમ શંયુ વખતે પ્રાયણા સમાપ્ત કરવાની પ્રાપ્તિ છે. ( वचनात् ) વચનથી ( अतिक्रमः स्यात् ) નહીં તો શાસ્ત્રનો અતિક્રમ થાય છે.

ભાવાર્થ :—પ્રથમ શંયુવાકની પ્રથમ પ્રાપ્તિ થાય છે માટે ત્યાં જ સમાપ્તિ કરવી જોઇએ, જો પ્રથમ શંયુવાકે સમાપ્તિ ન કરવામાં આવે તો પ્રથમનો અતિક્રમ કરવામાં કોઇ પ્રમાણ નથી અને એમ કરવાથી શાસ્ત્રનો પણ અતિક્રમ થાય છે. માટે પ્રથમ શંયુવાક થઇ રહ્યા પછી બધા અંગની સમાપ્તિ જ કરવી જોઇએ. ॥ ૪૧ ॥

प्रतिषेधस्य त्वरायुक्तत्वात् तस्य च नान्यदेशत्वम् ॥ ४२ ॥

પદાર્થ :—( प्रतिषेधस्य त्वरायुक्तत्वात ) પ્રતિષેધ કર્માનુષ્ઠાનમાં ત્વરા જ સૂચવતો હોવાથી. ( तस्य च न अन्यदेशत्वम् ) શંયુવાકનું અન્યદેશત્વ નથી.

ભાવાર્થ :—જે પ્રતિષેધ છે તે તો માત્ર કર્મની ત્વરા સૂચવે છે. અર્થાત બધા અંગોનું અનુષ્ઠાન કરી જલદી સમાપ્ત કરો. બીજા શંયુવાકનું ગ્રહણ થતું નથી અર્થાત બીજા શંયુવાક વખતે કર્મની સમાપ્તિ ન કરવી પણ શંયુવાક વખતેજ કરવી એજ અધિકરણનો ભાવ છે. ॥ ૪૨ ॥

षडुपसदः ઇત્યાદિ વાકયથી અપૂર્વ ઉપસત્કર્મનું વિધાન છે.
એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ સૂત્ર. उपसत्सु यावदुक्तमकर्म स्यात् ॥ ४३ ॥

પદાર્થ :—( उपसत्सु ) ઉપસત્કર્મમાં ( यावदुक्तम् ) અતિદેશ શાસ્ત્રથી પ્રાપ્ત બધુંજ કર્મ કરવું ( अकर्म स्यात् ) પ્રતિષિદ્ધ પ્રયાજાદિનું અનુષ્ઠાન ન કરવું.

ભાવાર્થ :—अप्रयाजास्ता अननुयाजा; આ વાકયથી પ્રયાજ અને અનુયાજોનો નિષેધ થાય છે. માટે એ નિષિદ્ધ કર્મનો ત્યાગ કરી અતિદેશ શાસ્ત્રથી પ્રાપ્ત બીજાં બધાં કર્મ કરવાં. ॥ ૪૩ ॥

સિદ્ધાંત સૂત્ર. स्रौवेण वाऽगुणत्वाच्छेषप्रतिषेधः स्यात् ॥ ४४ ॥

પદાર્થ :—( वा ) અથવા ( स्रौवेण ) સ્રૌવ વાકયથી આધારનું વિધાન થાય છે માટે તે પણ કરવું. ( अगुणत्वात् शेषप्रतिषेधः स्यात् ) અગુણ હોવાથી બાકીનો પ્રતિષેધ થાય છે.

ભાવાર્થ :—स्रौवेण = स्रुवेण आघारमाघारयति આ વાકયથી આધારનું અનુષ્ઠાન કરવું. જેટલાનો ઉપદેશ થયો હોય તે બધાનું અનુષ્ઠાન કરવું. માત્ર પ્રતિષિદ્ધ પદાર્થનોજ ત્યાગ કરવો. ॥ ૪૪ ॥

अप्रतिषिद्धं वा प्रतिषिध्य प्रतिप्रसवात् ॥ ४५ ॥

પદાર્થ :—( वा ) અથવા ( अप्रतिषिद्धम् ) અપ્રતિષિદ્ધ બધુંજ કરવું ( प्रतिषिध्य ) પ્રતિષેધ કરીને ( प्रतिप्रसवात् ) પ્રતિપ્રસવ હોવાથી અર્થાત નિષેધનો નિષેધ હોવાથી.

ભાવાર્થ :—જેનો પ્રતિષેધ થયો હોય તેનો ત્યાગ કરી બધુંજ કરવું. नान्यामाहुतिं पुरस्ताज्जुहुयात् આનાથી ઉપસદ હોમ કર્યા પહેલા હોમસામાન્યનો નિષેધ છે પછી स्रुवेण आघारमाघारयति આ વાકયથી પ્રતિપ્રસવ થાય છે તેથી શેષનો પ્રતિષેધ નથી માટે આધાર બોધક વાકય વ્યર્થ નથી. ॥ ૪૫ ॥

अनिज्या वा शेषस्य मुख्यदेवतानभीज्यत्वात् ॥ ४६ ॥

પદાર્થ :—( वा ) અથવા ( शेषस्य अनिज्या ) શ્રૂયમાણ પ્રાકૃત હોમો કરવા નહિ. ( मुख्यदेवतानभीज्यत्वात् ) મુખ્ય આહુતિઓમાં અગ્નિ સિવાય બીજી આહુતિઓના પ્રાથમ્યનો નિષેધ હોવાથી.

ભાવાર્થ :—અશ્રૂયમાણ પ્રાકૃત હોમનું અનુષ્ઠાન કરવું નહિ. કારણ કે પ્રાકૃત હોમ કરવામાં આવે તો स्रुवेण आघारमाघारयति આ વાકય વ્યર્થ થઇ પડે છે. અગ્નિ, સોમ અને વિષ્ણુ દેવતાક આહુતિઓમાં અગ્નિ દેવતાક આહુતિ સિવાય બીજી આહુતિ પ્રથમ હોતી નથી. ॥ ૪૬ ॥

અવભૃથનું અપૂર્વત્વાધિકરણ.

अवभृथे बर्हिषः प्रतिषेधाच्छेषकर्म स्यात् ॥ ४७ ॥

પદાર્થ :—( अवभृथे ) અવભૃથમાં ( बर्हिषः प्रतिषेधात् ) બર્હિષ્ યાગનો પ્રતિષેધ કરવાથી ( शेषकर्म स्यात् ) બાકી કર્મ અતિદેશ શાસ્ત્રથી પ્રાપ્ત થાય છે.

**ભાવાર્થ** :—અવભૃથમાં अपबर्हिषः प्रयाजान् यजति આ વાકયથી બર્હિર્યાગ સિવાય શેષ કર્મ અતિદેશ શાસ્ત્રથી કર્તવ્ય તરીકે પ્રાપ્ત થાય છે. બર્હિ સિવાય બીજાં બધાં જ પ્રાકૃત કર્મ અતિદેશ શાસ્ત્રને આધારે કરવાં જોઇએ. ॥ ૪૭ ॥

**आज्यभागयो र्वा गुणत्वात् शेषप्रतिषेधः स्यात् ॥ ४८ ॥**

**પદાર્થ** :—( वा ) અથવા ( आज्यभागयोः गुणत्वात् ) આજ્ય ભાગોનું ગુણત્વ તરીકે શ્રવણ થતું હોવાથી ( शेषप्रतिषेधः स्यात् ) બાકીના શેષ કાર્યનો પ્રતિષેધ થાય છે.

**ભાવાર્થ** :—આજ્ય ભાગ આહુતિઓનું શેષ તરીકે કર્તવ્ય હોવાનું શ્રવણ થાય છે માટે તે સિવાય બીજાં શેષ કર્મ ન કરવાં એવું પ્રતીત થાય છે. ॥ ૪૮ ॥

**प्रयाजानां त्वेकदेशप्रतिषेधवाक्यशेषत्वं
तस्मान्नित्यानुवादः स्यात् ॥ ४९ ॥**

**પદાર્થ** :—( तु ) પણ ( प्रयाजानाम् एकदेशप्रतिषेध वाक्यशेषत्वम् ) પ્રયાજોમાં બર્હિર્યાગ એક ભાગ છે. તેનો પ્રતિષેધ થવાથી બાકીનાનું વિધાન થઇ શકતું નથી. ( तस्मात् ) માટે ( नित्यानुवादः स्यात् ) આજ્ય ભાગાહુતિ કે જે અતિદેશ શાસ્ત્રથી પ્રાપ્ત થાય છે તે નિત્યાનુવાદ માત્ર છે.

ભાવાર્થ :—બર્હિર્યાગ પ્રયાજોનો એક ભાગ છે, તેના નિષેધથી બાકીના અંગોની પ્રાપ્તિ થતી નથી. માટે आज्यभागौ यजति આ નિત્યાનુવાદ છે.

**आज्यभागयो र्ग्रहणं नित्यानुवादो वा गृहमेधीयवत्स्यात् ॥ ५० ॥**

**પદાર્થ** :—( आज्यभागयोः ग्रहणम् ) આજ્યભાગોનું ગ્રહણ ( नित्यानुवादः ) નિત્યાનુવાદ ( वा ) નથી. अत्र वा शद्धो नञर्थे અહીં વા શબ્દ નકારાર્થક છે. ( गृहमेधीयवत् स्यात् ) ગૃહમેધીયવત્ છે.

ભાવાર્થ ;—અહીં આજ્યભાગોનું ગ્રહણ એ નિત્યાનુવાદ અર્થાત્ અર્થવાદ નથી. પણ બર્હિષ યાગ સિવાય બીજા પ્રયાજોનું વિધાન થાય છે. માટે અપૂર્વ અવભૃથનું વિધાન છે. ॥ ૫૦ ॥

**વાજપેય આદિ વિકૃતિ યાગોમાં વૈકલ્પિક પ્રાકૃત પદાર્થોમાંના કોઈ એકની ફરીથી શ્રુતિ થાય છે તેનું નિયમ વિધાન છે એ અધિકરણનાં સૂત્રો.**

સિદ્ધાંત સૂત્ર. **विरोधिना मेकश्रुतौ नियमः स्याद् ग्रहणस्यार्थ-
वत्त्वाच्छरवच्च श्रुतितो विशिष्टत्वात् ॥ ५१ ॥**

**પદાર્થ** :—( विरोधिनाम् एकश्रुतौ ) પ્રકૃતિમાં વિકલ્પિતમાંના કોઇપણ એક પદાર્થનું શ્રવણ થાય તો ( नियमः ) નિયમ વિધિ ( स्यात् ) થાય છે. ( ग्रहणस्य अर्थवत्वात् ) ગ્રહણશાસ્ત્ર અર્થવાળું હોવાથી ( श्रुतितः विशिष्टत्वात् ) પક્ષશ્રુતિ પ્રબળ હોવાથી.

ભાવાર્થ :—शरदि वाजपेयेन स्वाराज्यकामो यजेत । આ વાક્યથી વિકૃતિભૂત વાજપેય યાગનું વિધાન થાય છે. તેમાં જે યૂપ હોય છે તે ખાદિરનો હોવો જોઇએ બૃહત જ પૃષ્ઠ હોવું જોઇએ. પુરોડાશ જવનો જ હોવો જોઇએ. એ પ્રમાણે માનવાથી खादिरो यूपो भवति વગેરે વચનો સાર્થક થાય છે. નહી તો અતિદેશ શાસ્ત્રથી પ્રાપ્ત એ બધા નિરર્થક થઇ જાય. ઉક્ત વાક્યોથી વિહિત થયેલા યૂપઆદિ પ્રાકૃત પલાશ યૂપ આદિનો બાધ કરે છે. शरमयं बर्हिर्भवति આ વાક્યથી જેમ શરોથી બર્હિનો બાધ થાય છે તેમ ઉપરના સ્થળમાં પણ સમજવું. ॥ ૫૧ ॥

## उभयप्रदेशान्नेति चेत् ॥ ૫૨ ॥

પદાર્થ :—( उभयप्रदेशात् न इति चेत् ) બન્નેનો અતિદેશ થતો હોવાથી જો એવી શંકા કરવામાં આવે તો.

ભાવાર્થ :—અતિદેશ શાસ્ત્ર ખાદિર અને પલાશ બન્નેને પ્રાપ્ત કરવા કહે છે તો પછી ખાદિર પલાશનો બાધક કેવી રીતે થઇ શકે! તે જ પ્રમાણે બીજા પદાર્થોમાં પણ શંકા ઉઠાવી શકાય છે. ॥ ૫૨ ॥

## शरेष्वपीति चेत् ॥ ૫૩ ॥

પદાર્થ :—( शरेषु अपि इति चेत् ) જો બન્નેનો અતિદેશ થતો હોવા છતાં બન્ને કર્તવ્ય કરતા હોય તો શરમાં પણ એમ થવું જોઇએ.

ભાવાર્થ :—ખાદિર અને પલાશ બન્ને અતિદેશ શાસ્ત્ર પ્રાપ્ત થતા હોય અને તેમાં બાધ્ય બાધક ભાવ ન હોય તો શરમાં પણ એમ થવુ જોઇએ, અર્થાત शरमयं बर्हिर्भवति આ કેકાણે પણ શરોથી બર્હિની નિવૃત્તિ ન થવી જોઇએ.

## विरोध्यग्रहणात्तथा शरेष्विति चेत् ॥ ૫૪ ॥

પદાર્થ :—( विरोध्यग्रहणात् ) વિરોધપદાર્થનું ગ્રહણ ન થવું હોવાથી ( शरेषु तथा इति चेत् ) શરોમાં એમ માની શકાય, જો એમ કહેવામાં આવે તો.

ભાવાર્થ :—શરોમાં કોઇપણ દોષ જણાતો નથી. જ્યાં શરનામનું ઘાસ ગ્રહણ કરવાનું કહ્યું હોય ત્યાં કુશોની નિવૃત્તિ થઇ શકે છે. વિરોધિ શરોનો અંગિકાર કર્યા પછી કુશોનું અંગ તરીકે ગ્રહણ થઇ શકે નહિ. માટે ત્યાં તો કુશોની નિવૃત્તિ થઇ શકે છે. ॥ ૫૪ ॥

## तथेतरस्मिन् ॥ ૫૫ ॥

પદાર્થ ;—( तथा ) તે પ્રમાણે ( इतरस्मिन् ) બીજા પદાર્થમાં પણ માનવું જોઇએ.

ભાવાર્થ ;—જો શરોનો અંગીકાર કરવાથી કુશોનો બાધ માની શકાતો હોય તો ખાદિરના અંગીકાર થયા પછી પલાશનો બાધ થવો જોઇએ. બન્નેમાં એક પ્રકારનો જ ન્યાય છે. ॥ ૫૫ ॥

**श्रुत्यानर्थक्यमिति चेत् ॥ ५६ ॥**

પદાર્થ :—( श्रुत्यानर्थक्यम् इति चेत् ) એમ માનવાથી શ્રુતિ નિરર્થક થઇ જાય છે જો એવી શંકા કરવામાં આવે તો ?

ભાવાર્થ :—જો ખાદિરથી પલાશનો બાધ થાય તો અતિદેશ શાસ્ત્ર નિરર્થક થઇ જાય, કારણ કે અતિદેશ શાસ્ત્ર તો બન્નેને પ્રાપ્ત કરાવે છે. ॥ ૫૬ ॥

**ग्रहणस्यार्थवत्त्वादुभयोरप्रतिपत्तिः स्यात् ॥ ५७ ॥**

પદાર્થ :—( ग्रहणस्य अर्थवत्वात् ) ગ્રહણ શાસ્ત્ર અર્થવાળું હોવાથી ( उभयोः ) બન્નેની ( अप्रतिपत्तिः स्यात् ) પ્રાપ્તિ થઇ શકે નહિ.

ભાવાર્થ :— खादिरो यूपो भवति ઇત્યાદિ શાસ્ત્ર સાર્થક હોવાથી પલાશ અને ખદિર બન્નેની પ્રાપ્તિ હોઇ શકે નહિ. જો બન્નેની પ્રાપ્તિ હોત તો ચોદક શાસ્ત્રથી તેની પ્રાપ્તિ હતી જ તો પછી ખાદિરનું વિધાન શા માટે કર્યું ? માટે ખાદિર પલાશનો નિવર્તક છે. ॥ ૫૭ ॥

કામ્ય ઇષ્ટિઓમાં પ્રાકૃત દ્રવ્ય દેવતાની નિવૃત્તિ છે.
એ અધિકરણનાં સૂત્રો.

**सर्वासां च गुणानामर्थवत्त्वाद् ग्रहणमप्रवृत्ते स्यात् ॥ ५८ ॥**

પદાર્થ :—( सर्वासां च ) સર્વ કામ્યેષ્ટિ સંબંધી ચોદના અર્થાત્ વિધિઓની ( गुणानाम् अर्थवत्त्वात् ) અને ગુણોની અર્થવત્તા હોવાથી ( अप्रवृत्ते ) અતિદેશ શાસ્ત્રથી પ્રાપ્ત દ્રવ્ય દેવતામાં આકાંક્ષા ન હોવાથી ( ग्रहणं स्यात् ) વિકૃતિમાં કહેલા દ્રવ્ય દેવતાનું ગ્રહણ થાય છે.

ભાવાર્થ :—કામ્યેષ્ટિઓમાં વિકૃતિમાં કહેલા દ્રવ્ય અને દેવતાનું ગ્રહણ થાય છે. પ્રાકૃતગત દ્રવ્ય દેવતાઓનુ કામ્યેષ્ટિમાં ગ્રહણ થતું નથી. પ્રાકૃત દ્રવ્ય દેવતા સાથે વિકૃતિના દ્રવ્ય દેવતાનો વિકલ્પ તથા સમુચ્ચય પણ નથી. ॥ ૫૮ ॥

**अधिकं स्यादिति चेत् ॥ ५९ ॥**

પદાર્થ :— ( अधिकं स्यात् ) સમુચ્ચય અથવા વિકલ્પ થાય છે. ( इतिचेत् ) જો એવી શંકા કરવામાં આવે તો ? આવું સમાધાન આગળના સૂત્રમાં છે. ॥ ૫૯ ॥

**नार्थाभावात् ॥ ६० ॥**

પદાર્થ :—( न ) નહિ ( अर्थाभावात् ) આકાંક્ષા ન હોવાથી.

ભાવાર્થ :—વિકૃતિમાં કહેલા દ્રવ્ય અને દેવતાથી આકાંક્ષા નિવૃત્ત થાય છે માટે પ્રાકૃત દ્રવ્ય દેવતામાં આકાંક્ષા રહેતી નથી અને તેનું કામ્ય ઇષ્ટિમાં ગ્રહણ થતું નથી. ॥ ૬૦ ॥

## ખાદિર યૂપના નિયમનું અધિકરણ.

**तथैकार्थविकारे प्राकृतस्याप्रवृत्तिः प्रवृत्तौ हि विकल्पः स्यात् ॥ ६१ ॥**

પદાર્થ :—( तथा ) તે જ પ્રમાણે ( एकार्थविकारे ) એક જ ફળવાળા ખાદિર દ્રવ્ય અને ઉદુમ્બર દ્રવ્ય વિધિમાં ( प्राकृतस्य अप्रवृत्तिः ) પ્રાકૃત ખાદિરની પ્રવૃત્તિ થતી નથી. ( प्रवृत्तौ हि विकल्पः स्यात् ) કારણ કે પ્રવૃત્તિ થાય તો વિકલ્પ માનવો પડે.

ભાવાર્થ :—વિકૃતિમાં અને પ્રકૃતિમાં બે વિરુદ્ધ દ્રવ્યોનું વિધાન હોય તો વિકૃતિમાં પ્રાકૃત દ્રવ્યની પ્રવૃત્તિ થતી નથી. જો વિરુદ્ધ પ્રાકૃત દ્રવ્યની પ્રવૃત્તિ માનવામાં આવે તો વિકૃતિમાં કહેલા દ્રવ્ય સાથે વિકલ્પ માનવો પડે, માટે જો વિકૃતિ ઉદુમ્બરનું વિધાન હોય તો તેમાં પ્રાકૃત ખાદિર યૂપની પ્રવૃત્તિ થતી નથી. ॥ ૬૧ ॥

પૂર્વપક્ષ સૂત્ર. **यावच्छ्रुतीति चेत् ॥ ६२ ॥**

પદાર્થ :—( यावच्छ्रुति ) જેટલું શ્રવણ થાય તેટલું ગ્રહણ કરવું ( इति चेत् ) જો એવી શંકા કરવામાં આવે તો.

ભાવાર્થ :—અતિદેશ શાસ્ત્રથી પ્રકૃતિમાં જે પ્રાપ્ત થાય તે અને વિકૃતિમાં પ્રત્યક્ષ શ્રુત થતું હોય તે, એ બન્નેનો સમુચ્ચય કરવો. અર્થાત્ ખાદિર અને ઉદુમ્બર બન્નેનું ગ્રહણ કરવું. ॥ ૬૨ ॥

સિદ્ધાંત સૂત્ર. **न प्रकृतावशब्दत्वात् ॥ ६२ ॥**

પદાર્થ :—( न ) નહિ ( प्रकृतौ ) પ્રકૃતિ અને વિકૃતિમાં કહેલાં બન્ને પદાર્થોનું ગ્રહણ કરવાનું ( अशब्दत्वात् ) શાસ્ત્રવિહિત નથી.

ભાવાર્થ :—પ્રાકૃત અને વૈકૃત પદાર્થોનું એકી સાથે ગ્રહણ કરવું એ શાસ્ત્ર વિહિત નથી. અર્થાત્ ખાદિર યૂપ અને ઉદુમ્બર યૂપ બન્નેનું એકી સાથે ગ્રહણ થતું નથી. વિકલ્પ અને સમુચ્ચય માનવામાં શાસ્ત્ર પ્રમાણ નથી. ॥ ૬૩ ॥

## જેને બ્રહ્મવર્ચસ્ની ઇચ્છા હોય તેણે વ્રીહિથી જ યાગ કરવો. એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ સૂત્ર. **विकृते त्वनियमः स्यात् पृषदाज्यवद्ग्रहणस्य गुणार्थत्वादुभयोश्च प्रदिष्टत्वाद्गुणशास्त्रं यदेति स्यात् ॥ ६४ ॥**

પદાર્થ :—( विकृते तु अनियमः स्यात् ) વિકૃતિમાં વિરોધિદ્રવ્યોમાં નિયમ નથી. ( पृषदाज्यवत् , પૃષદાજ્ય પેઠે ( ग्रहणस्य गुणार्थत्वात् ) વ્રીહિનું ગુણાર્થ હોવાથી ( उभयोः प्रदिष्टत्वात् ) ચોદક શાસ્ત્રથી બન્ને પ્રાપ્ત રત હોવાથી. ( गुणशास्त्रं यदा इति स्यात् ) જે વખતે વ્રીહિરૂપ ગુણ વિધાયક શાસ્ત્રની પ્રવૃત્તિ થાય છે ત્યારે યવશાસ્ત્રની પ્રવૃત્તિનો બાધ થાય છે.

ભાવાર્થ :—अग्नये गृहपतये पुरोडाश मष्टाकपालं निर्वपति कृष्णानां व्रीहीणाम् આ વાકયથી વ્રીહિથી યાગ કરવાનું વિહિત છે. પ્રકૃતિમાંથી યવોથી પણ યાગ કરવાનું પ્રાપ્ત થાય છે. માટે વિકલ્પથી બન્નેથી અર્થાત્ વ્રીહિથી અને યવથી પણ યાગ કરવો એવું ફલિત થાય છે. કારણ કે વ્રીહિ તો માત્ર ગુણાર્થ છે. વ્રીહિથી જ યાગ કરવો એવો કોઈ નિયમ બંધાતો નથી. પૃષદાજ્યમાં જેમ આજ્ય ગુણવિધિ માટે છે તેમ અહીં પણ વ્રીહિ ગુણવિધિ માટે છે જ્યારે વ્રીહિ શાસ્ત્ર પ્રવર્તતું હોય ત્યારે જ યવશાસ્ત્ર પણ પ્રવૃત્ત થાય છે એટલે કે યવ અને વ્રીહિનો વિકલ્પ છે' આવું પૂર્વપક્ષનું માનવું છે. ॥ ૬૪ ॥

સિદ્ધાંત સૂત્ર. ऐकार्थ्याद् वा नियम्येत श्रुतितो विशिष्टत्वात् ॥ ६५ ॥

પદાર્થ :—( वा ) અથવા ( ऐकार्थ्यात ) એક પ્રયોજન હોવાથી ( नियम्येत ) નિયમ વિધિ છે. ( श्रुतित ) પ્રત્યક્ષ શ્રવણ હોવાથી. ( विशिष्टत्वात् ) આનુમાનિક યવશાસ્ત્ર કરતાં પ્રત્યક્ષ શાસ્ત્ર બળવાન્ હોવાથી.

ભાવાર્થ :—વ્રીહિ તથા યવનું પ્રયોજન તો પુરોડાશ રૂપ એક જ છે. એમાંથી એકથી પુરોડાશ થવાથી બીજું દ્રવ્ય ગ્રહણ કરવાની જરૂર નથી. યવ તો ચોદક શાસ્ત્રથી અર્થાત્ અતિદેશ શાસ્ત્રથી પ્રાપ્ત થતા હોવાથી તે આનુમાનિક છે અને વ્રીહિનું તો વિકૃતિમાં પ્રત્યક્ષ વિધાન હોવાથી તે પ્રત્યક્ષ છે. અનુમાન કરતાં પ્રત્યક્ષ બળવાન્ હોવાથી વ્રીહિથી જ યાગ કરવો જોઈએ. ॥ ૬૫ ॥

विरोधित्वाच्च लोकवत् ॥ ६६ ॥

પદાર્થ :—( च ) અને ( विरोधित्वात् ) પરસ્પર વિરોધ હોવાથી પ્રવૃત્તિ થઈ શકે નહિ ( लोकवत् ) વ્યવહારના દૃષ્ટાંતથી પણ એ સમજી શકાય છે.

ભાવાર્થ :—જે પરસ્પર વિરોધી હોય તેની એક સાથે પ્રવૃત્તિ થઈ શકે નહિ. એ તો લોક દૃષ્ટાંતથી પણ સમજી શકાય છે. ॥ ૬૬ ॥

क्रतोश्च तद्गुणत्वात् ॥ ६७ ॥

પદાર્થ :—( च ) અને ( क्रतोः ) ક્રતુનો ( तद्गुणत्वात् ) તેના ગુણ સાથે સંબંધ હોવાથી.

ભાવાર્થ :—ક્રતુનો સંબંધ શુક્લ અને કૃષ્ણ વ્રીહિની સાથે હોવાથી વ્રીહિથી જ યાગ કરવો એ સિદ્ધ થાય છે. ॥ ૬૭ ॥

विरोधिनां च तच्छ्रुतावशब्दत्वाद्विकल्पः स्यात् ॥ ६८ ॥

પદાર્થ :—( च ) અને ( विरोधिनां तच्छ्रुतौ ) વિરોધીઓમાંના કોઈ એકનું શ્રવણ થાય તો ( अशब्दत्वात् ) અતિદેશ શાસ્ત્રથી પ્રાપ્ત ( अशब्दत्वात् ) પ્રત્યક્ષ વિહિત ન હોવાથી ( विकल्पः स्यात् ) વિકલ્પ માનવો એ અન્યાય્ય છે.

ભાવાર્થ :—પ્રત્યક્ષ વિહિત બળવાન્ હોવાથી અતિદેશ શાસ્ત્ર પ્રાપ્ત દ્રવ્ય સાથે વિકલ્પ માનવો એ અન્યાય્ય છે. ॥ ૬૮ ॥

**पृषदाज्ये समुच्चयाद् ग्रहणस्य गुणार्थत्वम् ॥ ૬૯ ॥**

**પદાર્થ** :—( पृषदाज्ये ) પૃષદાજ્યમાં ( समुच्चयात् ) સમુચ્ચય હોવાથી ( ग्रहणस्य ) આજ્યગ્રહણ ( गुणार्थत्वम् ) ગુણાર્થક છે.

ભાવાર્થ :—પૃષદાજ્ય સ્થળમાં તો આજ્ય ગ્રહણ દધિ સાથે સંબંધ બાંધવા માટે છે. માટે ત્યાં દધિ સાથે આજ્યનો વિરોધ નથી. આજ્ય અને દધિનો સમુચ્ચય પૃષદાજ્યમાં સ્પષ્ટ છે. ॥ ૬૯ ॥

**क्रत्वन्तरे वाऽतन्न्यायत्वात् कर्मभेदात् ॥ ૭૦ ॥**

**પદાર્થ** :—( वा ) અથવા ( क्रत्वन्तरे ) દર્શપૂર્ણમાસમાં ( कर्मभेदात् ) કર્મ ભિન્ન હોવાથી ( अतन्न्यायत्वम् ) વિરોધિ હોવાથી.

ભાવાર્થ :—દર્શપૂર્ણમાસમાં ચતુરવત્ત અને પંચાવત્ત વિશેષ હોવાથી લોકવત્ એ ન્યાયનો પ્રસર થતો નથી. ॥ ૭૦ ॥

**પંચ અવત્તનું અધિકરણ.**        **यथाश्रुतीति चेत् ॥ ૭૧ ॥**

**પદાર્થ** :—( यथाश्रुति इति चेत् ) કોઇ હવિષ્માં પંચ-અવત્ત શ્રવણ હોય તો શ્રુતિ પ્રમાણે કાર્ય કરવું.

ભાવાર્થ :—કોઈ પણ હવિષ્ વિશેષ પંચ-અવત્તનું વિધાન હોય તો અર્થાત્ પાંચ વખત અવદાન કરવાનું વિધાન હોય તો તે શ્રુતિ પ્રમાણે કરવું. ચતુરવત્ત કોઇમાં અને કોઇમાં પંચાવત્ત ્રુતિ પ્રમાણે કરવું. ॥ ૭૧ ॥

**સિદ્ધાંત સૂત્ર.**        **न चोदनैकत्वात् ॥ ૭૨ ॥**

**પદાર્થ** :—( न ) નહિ, ( चोदनैकत्वात् ) એક જ વિધાન હોવાથી.

ભાવાર્થ :—વિશિષ્ટ હવિષ્ અને સામાન્ય બીજાં હવિષોમાં એકજ વિધાન હોવાથી બધાં હવિરૂપ અંગોમાં પંચવત્તતાનું જ અનુષ્ઠાન કરવું. ॥ ૭૨ ॥

*इति गुर्जरभाषायां जैमिनीयमीमांसाभाष्ये दशमाध्यायस्य सप्तमः पादः ॥*



## अथ दशमाध्यायस्य अष्टमः पादः

### પ્રદેશ અને અનારભ્યવિધાનમાં નિષેધનું પર્યુદાસત્વ છે. એ અધિકરણનાં સૂત્રો.

**प्रतिषेधः प्रदेशेऽनारभ्यविधाने प्राप्तप्रतिषिद्धत्वाद्विकल्पः स्यात् ॥ १ ॥**

પદાર્થ :—( प्रतिषेधः ) પ્રતિષેધ ( प्रदेशे ) ચોદક શાસ્ત્રથી પ્રાપ્ત તથા ( अनारभ्यविधाने ) ये यजामहे ઇત્યાદિ વિધાનમાં ( प्राप्तप्रतिषिद्धत्वात् ) પ્રત્યક્ષ અને અતિદેશ શાસ્ત્રથી પ્રાપ્તનો પ્રતિષેધ હોવાથી ( विकल्पः स्यात् ) વિકલ્પ થાય છે.

ભાવાર્થ :—મહાપિતૃયજ્ઞમાં नार्षेयं वृणीते આ પ્રમાણે વરણનો નિષેધ છે, તથા અનારભ્ય યજતિમાં ये यजामहं करोति नानूयाजेषु અહીં પણ નિષેધ છે. અતિદેશ શાસ્ત્રથી પ્રાપ્તિ છે. महापितृयज्ञेन यजेत प्रकृतिवत् પ્રકૃતિ પ્રમાણે મહાપિતૃયજ્ઞથી યાગ કરવો એમ લખ્યું છે. આથી પ્રાપ્તિ અને પ્રતિષેધ બન્ને પ્રમાણવાળા છે માટે વિકલ્પ માનવો જોઇએ. ॥ ૧ ॥

**अर्थप्राप्तवदिति चेत् ॥ २ ॥**

પદાર્થ :—( अर्थप्राप्तवत् ) અર્થ પ્રાપ્ત પેઠે ( इति चेत् ) જો એમ માનવામાં આવે તો.

ભાવાર્થ :—જેમ विषं न भक्षयितव्यम्, આ અર્થમાં 'વિષ ખાવું અને ન ખાવું' આવો વિકલ્પ માનવામાં આવતો નથી તેમ ઉક્ત સ્થળમાં વિકલ્પ ન માનવો જોઇએ, નિષેધ જ માનવો જોઇએ. ॥ ૨ ॥

**न तुल्यत्वादुभयं शब्दलक्षणम् ॥ ३ ॥**

પદાર્થ :—( न ) નહિ ( तुल्यत्वात् ) સમાન હોવાથી ( उभयम् ) બન્ને ( शब्दलक्षणम् ) શબ્દથી પ્રાપ્ત થાય છે.

ભાવાર્થ :—કેવળ પ્રતિષેધ જ માની શકાય નહિ. કારણ કે પ્રાપ્તિ પણ શબ્દથી જ પ્રાપ્ત થાય છે અને પ્રતિષેધ પણ શબ્દથી જ પ્રાપ્ત થાય છે. प्राप्तिरपि प्रतिषेध प्राप्ते અને प्रतिषेधोऽपि प्राप्तौ प्राप्तायाम् આ પ્રમાણે શાબર ભાષ્યમાં લખ્યું છે. જ્યારે બન્ને શબ્દથી જ પ્રાપ્ત થાય છે તો બન્ને પ્રમાણ માનવા જોઇએ એટલે વિકલ્પ જ માનવો યોગ્ય છે. ॥ ૩ ॥

સિદ્ધાંત સૂત્ર. **अपि तु वाक्यशेषः स्यात् अन्याय्यत्वाद् विकल्पस्य विधीनामेकदेशः स्यात् ॥ ४ ॥**

પદાર્થ :—( ( अपि तु ) આ બન્ને શબ્દો પૂર્વપક્ષની વ્યાવૃત્તિ સૂચવે છે. ( वाक्यशेषः स्यात् ) વાક્ય શેષથી પ્રતિષેધ જ માનવો જોઇએ ( विकल्पस्य अन्याय्यत्वात् ) વિકલ્પ માનવો એ અન્યાય્ય છે. ( विधीनाम् एकदेषः स्यात् ) વિધિના એક ભાગમાં નિષેધનો સંબંધ છે.

ભાવાર્થ :—आर्षेयवरणभिन्न प्रकृतिवत् कार्यम् એટલે આર્ષેય વરણ સિવાય બીજું બધું કર્મ પ્રકૃતિ પ્રમાણે કરવું. તથા अनूयाजातिरिक्तेषु ये यजामह इति वक्तव्यम् અનુયાજ સિવાય

બીજામાં ये यजामहे એ પ્રમાણે કહેવું આ પ્રમાણે જે નञ् નો પ્રયોગ થયો છે તેનો અર્થ પર્યુદાસ નિષેધ તરીકે સમજવો. અર્થાત ઉક્ત સ્થળે વિકલ્પ માનવો નહિ પણ પર્યુદાસ નિષેધ માનવો. ॥ ૪ ॥

न तौ पशौ करोति આમાં જે નञ् પદથી નિષેધ છે તે અર્થવાદ છે
એ અધિકરણનું સૂત્ર.

**अपूर्वे चार्थवादः स्यात् ॥ ५ ॥**

**પદાર્થ** :—( च ) અને ( अपूर्वे ) કોઇ પણ પ્રમાણથી પ્રાપ્તિનો અભાવ હોય તો ( अर्थवादः स्यात् ) તે અર્થવાદ કહેવાય છે.

**ભાવાર્થ** :—સોમયાગમાં અજ્ય ભાગને પ્રાપ્ત કરાવનાર કોઇ પ્રમાણ નથી માટે તે નિષેધ અર્થવાદ છે જેમકે न तौ पशौ करोति न सोमेऽध्वरे અહીં સોમ અધ્વરમાં જે न થી નિષેધ જણાય છે તે અર્થવાદ છે. ॥ ૫ ॥

અતિરાત્રમાં ષોડશીનો જે નિષેધ છે તે વિકલ્પ છે
એ અધિકરણનું સૂત્ર.

**शिष्ट्वा तु प्रतिषेधः स्यात् ॥ ६ ॥**

**પદાર્થ** :—( शिष्ट्वा तु ) કોઇ બીજા પ્રમાણથી પ્રાપ્તિ થતી હોય અને પછી ( प्रतिषेधः स्यात् ) પ્રતિષેધ થતો હોય તો તે વિકલ્પ કહેવાય છે.

**ભાવાર્થ** :—કોઇ પણ પ્રમાણથી પ્રાપ્તિ થઈ હોય અને પછી નિષેધ પણ હોય તો ત્યાં વિકલ્પ સમજવો. જેમકે :- अतिरात्रे षोडशिनं गृह्णाति नातिरात्रे । અહીં અતિરાત્ર યાગમાં શબ્દ પ્રમાણથી ષોડશીનું ગ્રહણ પણ જણાય છે અને પછી નિષેધ પણ જણાય છે માટે અતિરાત્ર યાગમાં ષોડશી ગ્રહનો વિકલ્પ સમજવો. ॥ ૬ ॥

" अनाहुतिर्वै जर्तिलाः " આ ઠેકાણે આહુતિ સાથે જે નિષેધ જણાય છે
તે અર્થવાદ છે. એ અધિકરણનું સૂત્ર.

**न चेदन्यं प्रकल्पयेत्प्रक्लृप्तावर्थवादः**
**स्यादानर्थक्यात्परसामर्थ्यात ॥ ७ ॥**

**પદાર્થ** :—( न चेत् अन्यं प्रकल्पयेत् ) અન્ય વિધેયનું વિધાન ન થતું હોય તો વિકલ્પ માની શકાય. ( प्रक्लृप्तौ ) જો અન્યનું વિધાન હોય તો ( अर्थवादः स्यात् ) વિહિતનો અર્થવાદ થાય છે. ( पर सामर्थ्यात् ) પર દ્રવ્યના વિધાનના સામર્થ્યથી ( आनर्थक्यात् ) નિષેધ વ્યર્થ થતો હોવાથી.

**ભાવાર્થ** :—જ્યાં અન્યનું વિધાન ન હોય ત્યાં નિષેધ વિકલ્પ તરીકે હોય છે પણ જ્યાં અન્યનું વિધાન કર્યું હોય ત્યાં નિષેધ અર્થવાદ તરીકે હોય છે. જેમકે અગ્નિ ચયનમાં શ્રવણ

મ.ય છે કે जर्तिलयवाग्वा वा जुहुयाद् गवीधुकयवाग्वा वा, न ग्राम्यान् पशून् हिनस्ति नारण्यान् अथो खलु अनाहुतयो वै जर्तिलाश्च गवीधुकाश्चेति अजक्षीरेण जुहोति इति जर्तिलयवाग्वादीनां विधिनिन्दाश्रवणेन पूर्वाधिकरणवद् विकल्पे प्राप्ते सिद्धान्तमाह. પ્રથમ જર્તિલ અને ગવીધુકનો યવાગૂથી હોમ કરવાનું કહ્યું છે પછી તેનો નિષેધ કર્યો છે, અને અજક્ષીર અર્થાત્ બકરીના દૂધથી હોમ કરવા જણાવ્યું અને જર્તિલની આહુતિને અનાહુતિ કહી છે. જર્તિલ એટલે જંગલી તલ. ગવીધુક એટલે જંગલી ઘઉં આ ઠેકાણે જે નિષેધ છે તે માત્ર અર્થવાદ છે અને તે બકરીના દૂધની પ્રશંસાજ કરે છે. આ પ્રમાણે અનાહુતિમાં પ્રતીત થતો નિષેધ અજક્ષીર દ્રવ્યનો અર્થવાદ છે. અર્થાત્ નિષેધ કોઇ ઠેકાણે અર્થવાદ તરીકે પણ હોય છે. ॥ ૭ ॥

## ત્રૈયમ્બકાદિમાં અભિઘારણ અને અનાભિઘારણ અર્થવાદ રૂપે છે. એ અધિકરણનું સૂત્ર.

**पूर्वैश्च तुल्यकालत्वात् ॥ ८ ॥**

**પદાર્થ** :—( च ) અને ( पूर्वैः ) પૂર્વના ન્યાયો સાથે ( समानकालत्वात् ) સમાન યોગ ક્ષેમ હોવાથી.

**ભાવાર્થ** :—चातुर्मास्येषु त्र्यम्बकमन्त्रसंयोगेन त्र्यम्बकनामका एककपालाः पुरोडाशा विहिताः । तानूप्रकृत्य श्रूयते अभिघार्या अनभिघार्या इति मीमांसन्ते ब्रह्मवादिनः आधाने श्रूयते होतव्यमग्निहोत्रं न वा, इति मीमांसन्ते ब्रह्मवादिनः । इति अधिकरणमाला આ પ્રમાણે ત્ર્યંબકમંત્રના સંબંધથી ત્ર્યંબકનામક પુરોડાશ આદિ અભિઘાર્ય છે કે અનભિઘાર્ય, તથા આધાનમાં શ્રવણ થાય છે કે અગ્નિહોત્ર હોમ કરવો કે ન કરવો ? અહીં જે નિષેધ જણાય છે તે પૂર્વ સૂત્રમાં કહેલાં ન્યાય પ્રમાણે નિષેધથી અર્થવાદ સમજાય છે. इत्थं तूष्णीं होमः प्रशस्तः । શાબર ભાષ્ય. ઉક્ત નિષેધથી તૂષ્ણીં હોમની પ્રશંસા પ્રતીત થાય છે એમ શાબર ભાષ્યમાં લખ્યું છે. ॥ ૮ ॥

## આધાનમાં ઉપવાદ વિકલ્પ સૂચવે છે એ અધિકરણનાં સૂત્રો.

**उपवादश्च तद्वत् ॥ ९ ॥**

**પદાર્થ** :—( च ) અને ( उपवादः ) ઉપ શબ્દથી જે વાદ છે અર્થાત् उपवीता वा एतस्य अग्नयो भवन्ति यस्याग्न्याधेये ब्रह्मा सामानि गायति આ ઠેકાણે જે નિષેધ જણાય છે તે ( तद्वत् ) शिष्ट्वा तु प्रतिषेधः स्यात् એ સૂત્રમાં કહ્યા પ્રમાણે વિકલ્પાર્થક છે.

**ભાવાર્થ** :—' उपवीता वा एतस्य अग्नयो भवन्ति यस्याग्न्याधेये ब्रह्मा सामानि गायति ' એટલે કે જે બ્રહ્મા સામગાન કરે છે ત્યાં અગ્નિઓ ચાલ્યા જાય છે. એટલે બ્રહ્મા નામક હોતાને સામગાનનો અધિકાર નથી એવો નિષેધ પ્રતીત થાય છે. એ નિષેધ વિકલ્પને સૂચવે છે. ॥ ૯ ॥

**प्रतिषेधादकर्मेति चेत् ॥ १० ॥**

**પદાર્થ** :--( प्रतिषेधात् ) પ્રતિષેધ હોવાથી ( अकर्म इति चेत् ) કર્મ નથી એવી શંકા કરવામાં આવે તો.

**ભાવાર્થ** :—ઉક્ત સ્થળમાં સામગાનની નિંદા પ્રતીત થાય છે. માટે સામગાન અકર્મ છે. જે નિંદિત હોય તે કર્તવ્ય તરીકે ન હોઈ શકે જો આવી શંકા કરવામાં આવે તો. ઉત્તર આગળના સૂત્રમાં છે. ॥ ૧૦ ॥

**न शब्दपूर्वत्वात् ॥ ११ ॥**

**પદાર્થ** :--( न ) નહિ ( शब्दपूर्वत्वात् ) સામગાન તો કર્તવ્ય છે કારણ કે તેનું વિધાન છે.

**ભાવાર્થ** :—સામગાન તો કર્તવ્ય છે. रथंतर मभिगायते आधीयमाने । જ્યારે ગાર્હપત્યનું આધાન થાય ત્યારે રથંતર સામ ગાવું. આ ગાન બ્રહ્મા કરે એટલે બ્રાહ્મણત્વ જાતિવાળો ઉદ્‌ગાતા સામગાન કરે. હવે એક વખત તેનો નિષેધ પણ છે જેમકે ઉપર કહ્યું છે કે उपवीता वा एतस्य अमयो भवन्ति यस्याग्न्याधेये ब्रह्मा सामानि गायति આ ઉપરથી સામગાનનો વિકલ્પ માનવામાં આવે છે. જે વિધિવાક્ય છે તે અનુષ્ઠાનને માટે છે અને ઉપવાદ છે તે ત્યાગને માટે છે. तस्मादनुष्ठातुं विधिः वर्जयितुमुपवादः ॥ ११ ॥

दीक्षितो न ददाति ઇત્યાદિ જે નિષેધ છે તેનો અર્થ પર્યુદાસ છે.

એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ સૂત્ર. **दीक्षितस्य दानहोमपाकप्रतिषेधेऽविशेषात्
सर्वदानहोमपाकनिषेधः स्यात् ॥ १२ ॥**

**પદાર્થ** :—( दीक्षितस्य ) ક્રતુમાં દીક્ષા પામેલ યજમાનને ( दानहोमपाकप्रतिषेधः ) જે દાન, હોમ અને પાકનો પ્રતિષેધ છે તે ( अविशेषात् ) કોઇ વિશેષ પ્રમાણ નહીં હોવાથી ( सर्वदानहोमपाक निषेधः स्यात् ) બધાં જ દાન હોમ અને પાકનો નિષેધ છે.

**ભાવાર્થ** :--ક્રતુમાં દીક્ષા પામેલ યજમાનને દાન, હોમ અને પાક કરવાનો નિષેધ છે. આ નિષેધ ક્રતુસંબંધિ દાનાદિ અને અક્રતુસંબંધિ દાનાદિનો પણ નિષેધ છે કારણ કે એવું કોઇ પ્રમાણ નથી કે જે ક્રતુસાથે સંબંધ ન હોય તેવાં જ દાન આદિનો નિષેધ છે માટે સર્વદાનાદિનો નિષેધ છે એમ સમજવું આવું પૂર્વપક્ષવાદીનું માનવું છે. ॥ ૧૨ ॥

બીજો પક્ષ. **अक्रतुयुक्तानां वा धर्मः स्यात् क्रतोः प्रत्यक्षशिष्टत्वात् ॥ १३ ॥**

**પદાર્થ** :—( वा ) અથવા ( अक्रतुयुक्तानां वा धर्मः स्यात् ) ક્રતુ સાથે જેનો સંબંધ નથી એવાં દાન-આદિનો નિષેધ ધર્મ છે. ( क्रतोः ) ક્રતુમાટેનાં દાન-આદિ તો ( प्रत्यक्षशिष्टत्वात् ) પ્રત્યક્ષ વિહિત હોવાથી એનો નિષેધ એ ધર્મ નથી.

ભાવાર્થ :—દાન હોમ અને પાક એ ક્રતુને માટે હોય છે અને ક્રતુ સાથે સંબંધ નહીં ધરાવતાં પુરુષાર્થ માટે પણ હોય છે. તેમાંથી પુરુષાર્થ દાન-આદિનો નિષેધ છે એમ સમજવું. ક્રત્વર્થ તો પ્રત્યક્ષ વિહિત હોવાથી તે કરવાં જ જોઇએ જો એ ન કરવામાં આવે તો પ્રત્યક્ષ વિધાન વ્યર્થ જ થઇ જાય. मैत्रेयाय हिरण्यं ददाति दाक्षिणानि जुहोति આ ક્રતુને લગતાં દાન હોમ તો દીક્ષિતે કરવાં જ જોઇએ. ॥ ૧૩ ॥

ત્રીજો પક્ષ. तस्य वाऽप्यानुमानिकमविशेषात् ॥ १४ ॥

પદાર્થ :—( वा ) અથવા ( तस्य ) તે નિષેધનો વિષય ( आनुमानिकम् ) અતિદેશ-શાસ્ત્રથી જે પ્રાપ્ત છે તે દાનાદિ છે. ( अविशेषात् ) વિશેષ પ્રમાણ ન હોવાથી.

ભાવાર્થ :—દીક્ષણીય આદિ ઇષ્ટિમાં ચોદક શાસ્ત્રથી પ્રાપ્ત જે પ્રયાજાદિનો હોમ તથા જે અગ્નિહોત્ર છે તે બન્ને નિષેધનો વિષય છે. કારણ કે તે પ્રત્યક્ષ વિહિત નથી પણ આનુમાનિક છે. અગ્નિહોત્ર પણ નિષેધ વિષય છે કારણ કે તેના ત્યાગમાં કોઇ વિશેષ પ્રમાણ નથી. એટલે કે ક્રતુમાં જે યજમાને દીક્ષા લીધી છે તેણે અગ્નિહોત્ર પણ ન કરવો. ॥ ૧૪ ॥

સિદ્ધાંત સૂત્ર. अपि तु वाक्यशेषत्वादितरस्य पर्युदासः स्यात प्रतिषेधे विकल्पः स्यात ॥ १५ ॥

પદાર્થ :—( अपि तु ) પૂર્વપક્ષ ઠીક નથી ( इतरस्य वाक्यशेषत्वात् ) न ददाति એ બીજાનો વાક્યશેષ છે માટે ( पर्युदासः स्यात् ) નિષેધનો અર્થ પર્યુદાસ છે. ( प्रतिषेधे ) જો પ્રતિષેધ માનવામાં આવે તો ( विकल्पः स्यात् ) વિકલ્પ માનવો પડે અને વિકલ્પ અન્યાય્ય છે.

ભાવાર્થ :—अहरहरग्निहोत्रं जुहुयात् આ વિધિ વાક્યનો न दीक्षितो ददाति ઇત્યાદિ વાક્ય શેષ છે. એટલે અર્થ એ નીકળે છે કે જે દીક્ષિત ન હોય તેણે અગ્નિહોત્ર કરવો. આમ માનવાથી નિષેધનો અર્થ પર્યુદાસ થાય છે. જો પ્રતિષેધ અર્થાત્ નઞ્નો સંબંધ ક્રિયાપદ સાથે રાખવામાં આવે તો પ્રતિષેધ થાય છે. પ્રતિષેધ માનવા જતાં વિકલ્પ માનવો પડે અને તે અન્યાય્ય છે. માટે ઉપર બતાવેલી રીત પ્રમાણે નિષેધનો અર્થ પર્યુદાસ જ સ્વીકારવો જોઇએ. ॥ ૧૫ ॥

વર્મ હોમાદિથી આહવનીયનો બાધ થાય છે.

એ અધિકરણનું સૂત્ર.

अविशेषेण यच्छास्त्रमन्याय्यत्वाद्विकल्पस्य तत्संदिग्धमाराद्विशेषशिष्टं स्यात् ॥ १६ ॥

પદાર્થ :—( विशेषशिष्टं स्यात् ) વિશેષ શાસ્ત્ર વિહિત પદાર્થ કર્તવ્ય છે. ( अविशेषेण यच्छास्त्रं तत्संदिग्धम् ) સામાન્ય શાસ્ત્ર વિહિત જ હોય છે તે સંદિગ્ધ બને છે અને તેથી ( आराद् ) તે દૂર પડે છે ( विकल्पस्य अन्याय्यत्वात् ) વિકલ્પ અન્યાય્ય હોવાથી વિકલ્પ બાધ થતો નથી.

ભાવાર્થ :—यद् आहवनीये जुहोति इति सामान्यशास्त्रं सप्तमे पदे जुहोति इति विशेष शास्त्रम् આ બન્ને કર્મો જ્યોતિષ્ટોમમાં હોમાર્થ હોવાથી એકી સાથે પ્રાપ્ત થાય છે. બન્ને હોમ એકી સાથે થઈ શકે નહિ માટે સામાન્યશાસ્ત્રથી જે કર્મ હોય છે તેનો બાધ થાય છે અને વિશેષ શાસ્ત્રથી જે હોમ વિહિત હોય છે તેનું અનુષ્ઠાન થાય છે, આહવનીયમાં હોમ એ સામાન્યશાસ્ત્ર વિહિત છે તેથી તેનો બાધ થાય છે અને સપ્તમ પગલે જે હોમ બતાવ્યો છે તે વિશેષ શાસ્ત્રથી વિહિત હોવાથી તેનું અનુષ્ઠાન થાય છે. સામાન્યનો વિકલ્પથી બાધ માનવો નહિ પણ નિત્ય બાધ માનવો જોઈએ. વિશેષનું જ્યાં વિધાન ન હોય ત્યાં સામાન્યની પ્રવૃત્તિ થાય છે. ॥ ૧૬ ॥

## વૈમૃધાદિમાં સાપ્તદશ્યનું જે વિધાન છે તે વાકય શેષ તરીકે છે એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ સૂત્ર. **अप्रकरणे तु यच्छास्त्रं विशेषे श्रूयमाणमविकृतमाज्यभागवत्प्राकृतप्रतिषेधार्थम् ॥ १७ ॥**

પદાર્થ :— ( अप्रकरणे तु यत् शास्त्रम् ) અપ્રકરણ પઠિત જે શાસ્ત્ર છે તે જ પાછું વૈમૃધ આદિ વિકૃતમાં શ્રૂયમાણ છે તે ( अविकृतम् ) અવિલક્ષણ છે જો એમ કહેવામાં આવે તો ( प्राकृतप्रतिषेधार्थम् ) પ્રાકૃત અંગના પ્રતિષેધને માટે છે ( आज्यभागवत् ) આજ્ય ભાગ પેઠે.

ભાવાર્થ :—' सप्तदश सामिधेनी रन्वाह ' આ અનારભ્ય વિધિ છે, અનારભ્ય વિધિ-વિહિતનો પ્રકૃતિમાં પ્રવેશ થાય છે પણ ત્યાં પાંચદશ્યનું વિધાન છે એટલે સાપ્તદશનો સંબંધ વિકૃતિઓમાં જાય છે છતાં વિકૃતિમાં સાપ્તદશ્યનો જે પાઠ છે તે એમ સૂચવે છે કે नान्यत् प्राकृतं कुर्यात् બીજાં પ્રકૃતિનાં અંગોનું અનુષ્ઠાન ન કરવા માટે છે. તેથી એમ પણ ન સમજવું કે જે વિકૃતિ એનો પાઠ છે તેમાંજ તેનું અનુષ્ઠાન કરવું બીજી વિકૃતિઓમાં ન કરવું. ॥ ૧૭ ॥

**विकारे तु तदर्थं स्यात् ॥ १८ ॥**

પદાર્થ :— ( विकारे तु ) વિકારમાં તો ( तदर्थं स्यात् ) વિકારને માટે છે.

ભાવાર્થ :—જો સામિધેનીનો વિકાર શ્રુત થતો હોય તો તે વિકારને માટે છે એમ સમજવું પણ એવું શ્રવણ થતું નથી. માટે પ્રાકૃત અંગના પ્રતિષેધને માટે છે. ॥ ૧૮ ॥

સિદ્ધાંત પક્ષ. **वाक्यशेषो वा क्रतुनाग्रहणात् स्यादनारभ्यविधानस्य ॥ १९ ॥**

પદાર્થ :—( वा ) પૂર્વપક્ષની વ્યાવૃત્તિ સૂચવે છે. ( वाक्यशेषः ) વાકય શેષ ( स्यात् ) છે. ( अनारभ्य विधानस्य ) અનારભ્ય વિધિનો ( क्रतुना ग्रहणात् ) ક્રતુ સાથે સંબંધ હોવાથી.

ભાવાર્થ :—વિધીયમાન સાપ્તદશ્યનો ક્રતુની સાથે સંબંધ છે અને સામિધેની સાથેનો પણ સંબંધ છે. પ્રાકરણિક વાકય ક્રતુસંબંધ જણાવે છે અને બીજું વાકય સામિધેની સંબંધ જણાવે છે. બીજી વિકૃતિઓમાં ક્રતુ સાથે સંબંધ ન હોવાથી તેનું અનુષ્ઠાન થતું નથી વૈમૃધ આદિમાં તેનું અનુષ્ઠાન થાય છે કારણ કે તે તેનું અંગ છે. અર્થાત્ અનારભ્યાધીન સાપ્તદશ્યનો સંબંધ વૈમૃધાદિ વિકૃતિઓમાં જ થાય છે. ॥ ૧૯

પૃથિવ્યૈ स्वाहा ઇત્યાદિ વિધિથી જેમાં સ્વાહાકારનું વિધાન નથી એવા પ્રદાનોમાં સ્વાહાકારનું વિધાન સમજવું. એ અધિકરણનાં સૂત્રો.

**मन्त्रेष्ववाक्यशेषत्वं गुणोपदेशात् स्यात् ॥ २० ॥**

**પદાર્થ** :-- ( मन्त्रेषु अवाक्यशेषत्वम् ) મંત્રોમાં વાકયશેષ નથી. ( गुणोपदेशात् ) વર્ણાનુપૂર્વી રૂપ ગુણનો ઉપદેશ હોવાથી.

**ભાવાર્થ** :--અનારભ્ય વાકયનું આ પ્રમાણે શ્રવણ થય છે. स्वाहाकारेण देवेभ्योऽन्नं ददाति સ્વાહા શબ્દનું ઉચ્ચારણ કરીને દેવોને અન્ન આપે છે. હવે કોઇક પ્રકરણમાં पृथिव्यै स्वाहा આ પ્રમાણે શ્રવણ થાય છે. આ સ્વાહાકારાન્ત મંત્ર છે. તેમાં અનારભ્યાધીન વાકયનો ઉપસંહાર છે. આવું પૂર્વપક્ષનું માનવું છે. તેના ઉત્તરમાં આ સૂત્ર છે કે ઉકતમંત્રનો ઉકતવાકય શેષ તરીકે નથી. એટલે કે એ મંત્રમાં ઉકતવાકયનો ઉપસંહાર થતો નથી. पृथिव्यै स्वाहा અહી જે સ્વાહા શબ્દ ઉચ્ચાર્યો છે તે તો એવો નિયમ બાંધે છે કે પૃથિવી શબ્દનું ચતુર્થી વિભકિતમાં ઉચ્ચાર્યા પછીજ 'સ્વાહા' શબ્દ બોલવો જોઇએ પૃથ્વીની આગળ નહિ. તથા સ્વાહા જ ઉચ્ચારવો જોઇએ 'વષટ્' નહિ. આવા નિયમને માટે ઉકત મંત્ર છે એમાં અનારભ્યાધીત વાકયનો ઉપસંહાર થઇ શકે નહિ. ॥ ૨૦ ॥

**अनाम्नाते दर्शनात् ॥ २१ ॥**

**પદાર્થ** :--( अनाम्नाते ) 'સ્વાહા' કારનું ત્યાં આમ્નાન નથી (दर्शनात्) વિધાન હોવાથી.

**ભાવાર્થ** :--જ્યાં સ્વાહાકાર નથી ત્યાં સ્વાહાકારનું વિધાન છે. જેમકે घृतेन द्यावापृथिवी आपृणेथामित्यौदुम्बर्यां जुहोतीत्युक्त्वा भूमिप्राप्ते घृते स्वाहा करोति ' હવે જો પઠિત મંત્ર અર્થાત્ पृथिव्यै स्वाहा આ મંત્રમાં જ ઉપસંહાર હોય તો ઉપર આમ્નાનમાં સ્વાહાનું વિધાન કરવુ અસંગત થઇ જાય. ॥ ૨૧ ॥

**प्रतिषेधाच्च ॥ २२ ॥**

**પદાર્થ** :--( च ) અને ( प्रतिषेधात् ) પ્રતિષેધ હોવાથી.

**ભાવાર્થ** :--क्वचिन्न स्वाहा करोति આવો પ્રતિષેધ પણ છે. પ્રાપ્તનો જ પ્રતિષેધ થાય એ પણ પ્રસિદ્ધ છે. જો ઉપસંહાર માનવામાં આવે તો પ્રતિષેધ વ્યર્થ થઇ જાય. ॥ ૨૨ ॥

અગ્નિ અને અતિગ્રાહ્યનામક ગ્રહનો વિકૃતિમાં ઉપદેશ છે. એ અધિકરણનાં સૂત્રો.

**પૂર્વપક્ષ. अग्न्यतिग्राह्यस्य विकृतावुपदेशादप्रवृत्तिः स्यात् ॥ २३ ॥**

**પદાર્થ** :--( अग्न्यतिग्राह्यस्य ) અગ્નિ અને અતિગ્રાહ્યનો ( विकृतौ ) વિકૃતિમાં ( उपदेशात् ) ઉપદેશ હોવાથી ( अप्रवृत्तिः स्यात् ) ચોદક શાસ્ત્રની પ્રવૃત્તિ થતી નથી.

**ભાવાર્થ** :—અગ્નિ અને અતિગ્રાહ્યનામક ગ્રહોનો વિકૃતિમાં ઉપદેશ છે તેથી ચોદક શાસ્ત્ર અર્થાત્ અતિદેશ શાસ્ત્રની પ્રવૃત્તિ વિકૃતિમાં થતી નથી. अथातोऽग्निष्टोमेन यजेत न द्विरात्रेण અગ્નિષ્ટોમ પ્રકૃતિ છે અને દ્વિરાત્ર વિકૃતિ છે. प्रकृतिवद् विकृतिः कर्तव्या આ ચોદક શાસ્ત્રને આધારે પ્રકૃતિના ધર્મો વિકૃતિમાં અનુષ્ઠેય થવા જોઈએ પણ જ્યારે વિકૃતિમાં જ એ ધર્મોનો ઉપદેશ હોય તો ચોદક શાસ્ત્રની પ્રવૃત્તિ કેવી રીતે થઇ શકે ? અર્થાત્ ન થઇ શકે. ॥ ૨૩ ॥

**मासि ग्रहणं च तद्वत् ॥ २४ ॥**

**પદાર્થ** :—( च ) અને ( मासिग्रहणम् तद्वत् ) તે જ પેઠે. માસિ ગ્રહણ કર્યું છે તે પણ ચોદક શાસ્ત્રની પ્રવૃત્તિનો નિષેધ જણાવે છે.

**ભાવાર્થ** :— मासि मासि अतिग्राह्या गृह्यन्ते જો ચોદક શાસ્ત્રથી વિકૃતિમાં અતિગ્રાહ્યની પ્રાપ્તિ થતી હોય તો 'માસિ અર્થાત મહિને અતિગ્રાહ્યનું ગ્રહણ કરવું.' આવું કથન ન હોઇ શકે. માટે मासि ગ્રહણ પ્રાકૃતધર્મનું નિવર્તક છે. ॥ ૨૪ ॥

સિદ્ધાંત સૂત્ર. **ग्रहणं वा तुल्यत्वात ॥ २५ ॥**

**પદાર્થ** :— ( वा ) અથવા ( ग्रहणम् ) ચોદક શાસ્ત્રથી ગ્રહણ થાય છે ( तुल्यत्वात ) સમાનતા હોવાથી.

**ભાવાર્થ** :—જેમ બીજાં અંગો દ્વિરાત્ર આદિ વિકૃતિમાં ચોદકશાસ્ત્રથી પ્રાપ્ત થાય છે તેમ અગ્નિ અને અતિગ્રાહ્ય રૂપ ગ્રહરૂપ અંગની પણ પ્રાપ્તિ ચોદક શાસ્ત્રથી થાય છે એમ માનવું જોઇએ. ॥ ૨૫ ॥

**लिङ्गदर्शनाच्च ॥ २६ ॥**

**પદાર્થ** :—( च ) અને ( लिङ्गदर्शनात् ) લિંગ વાકય હોવાથી.

**ભાવાર્થ** :—આ લિંગ વાકય છે. ) कङ्कचितं चिन्वीत यः कामयेत शीर्षण्वानमसुष्मिंल्लोके स्यामिति यथा पश्चैन्द्रानतिग्राह्यान् गृह्णाति ઇતિ. કંકાકારતા અને ઐન્દ્રતાનું કથન અગ્નિ અને અતિગ્રાહ્યની વિકૃતિમાં પ્રાપ્તિ બતાવે છે. ॥ ૨૬ ॥

**ग्रहणं समानविधानं स्यात् ॥ २७ ॥**

**પદાર્થ** :—( ग्रहणम् ) વિકૃતિમાં જે સ્વાતંત્ર્યથી વિધાન છે તે તો (समानविधानं स्यात् ) સમાન વિધાન છે.

**ભાવાર્થ** :—જ્યોતિષ્ટોમ રૂપ પ્રકૃતિમાં વિધાન કરીને જો દ્વિરાત્રમાં સ્વાતંત્ર્યથી વિધાન ન થાય તો छन्दश्चितं चिन्वीत पशुकामः ઇત્યાદિ ગુણ અને ફળ સંબંધી વિધિની પ્રવૃત્તિ થાત નહિ, કારણ કે ગુણ અને ફળના સંબંધીની વિધિનો અતિદેશ હોતો નથી, માટે જો જ્યોતિષ્ટોમ સમાન વિધિ દ્વિરાત્રમાં હોય તો પશુકામ વિધિની પ્રવૃત્તિ થઈ શકે એટલા માટે વિકૃતિમાં ઉપદેશ છે. ॥ ૨૭ ॥

मासिग्रहणमभ्यासप्रतिषेधार्थम् ॥ २८ ॥

પદાર્થ :—( मासिग्रहणम् ) માસિગ્રહણ ( अभ्यासप्रतिषेधार्थम् ) અભ્યાસના પ્રતિષેધ માટે છે.

ભાવાર્થ :—દરરોજ અગ્નિ અને અતિગ્રાહ્યનું ગ્રહણ ન કરવું પણ મહિને મહિને કરવું તેને માટે માસિ ગ્રહણ છે. આ હેતુને લીધે વિકૃતિમાં અગ્નિ અને અતિગ્રાહ્યનો ઉપદેશ છે. ॥૨૮॥

ઉપસ્તરણ અને અભિઘારણ સાથે ચતુરવદાન છે.

એ અધિકરણનાં સૂત્ર.

પૂર્વપક્ષ. उत्पत्तितादर्थ्याच्चतुरवत्तं प्रधानस्य होमसंयोगादधिकमाज्यमतुल्यत्वाल्लोकवदुत्पत्तेर्गुणभूतत्वात् ॥ २९ ॥

પદાર્થ :—( उत्पत्तेः ) પુરોડાશની ઉત્પત્તિ ( तादर्थ्यात् ) હોમને માટે હોવાથી ( प्रधानस्य ) પુરોડાશનો ( चतुरवत्तम् ) ચાર ભાગ કરવા જોઇએ ( होमसंयोगात् ) જે હોતવ્ય છે તેના જ ચાર ભાગ કરવાના હોવાથી ( आज्यम् ) આજ્ય ( अधिकम् ) અધિક છે. ( अतुल्यत्वात् ) સમાન ન હોવાથી ( गुणभूतत्वात् ) ગૌણ હોવાથી ( लोकवत् ) લોક વ્યવહારમાં જેમ હોય છે તેમ.

ભાવાર્થ :—દર્શપૂર્ણમાસમાં શ્રવણ છે કે चतुरवत्तं जुहोति ચારવાર અવદાન કરીને હોમ કરવો. આ ચાર અવદાન પુરોડાશના હોવાં જોઇએ. કારણ કે તે જ હોમાર્થ છે આજ્ય તો પુરોડાશના સંસ્કાર માટે છે માટે આજ્યના અવદાનને ચતુરવત્તમાં ગણી શકાય નહિ. આજ્ય વધારાનું છે. લોકમાં પણ જે કોઇ માણસ એક શેર અનાજ ખાતો હોય તે ખોરાક શેર અનાજ ગણાય છે. શાક, ઘી વગેરે વધારે જ હોય છે એની ગણત્રી શેરમાં થતી નથી તેમ ચાર અવદાન પુરોડાશના જ ગણવા જોઇએ. ઉપસ્તરણ અને અભિઘારણની તેમાં ગણત્રી ન થવી જોઇએ. ॥ ૨૯ ॥

तत्संस्कारश्रुतेश्च ॥ ३० ॥

પદાર્થ :—( च ) અને ( तत्संस्कारश्रुतेः ) તે તો સંસ્કાર માટે છે.

ભાવાર્થ :—ઉપસ્તરણ અને અભિઘારણ પુરોડાશના સંસ્કાર માટે જ છે. ચતુરવદાનમાં એની ગણત્રી નથી. ॥ ૩૦

સિદ્ધાંત સૂત્ર. ताभ्यां वा सह स्विष्टकृतः सहत्वे द्विरभिघारणेन तदासिवचनात् ॥ ३१ ॥

પદાર્થ :—( वा ताभ्यां सह ) ઉપસ્તરણ અને અભિઘારણ સાથે ચતુરવત્ત થાય છે ( स्विष्टकृतः सहत्वे ) સ્વિષ્ટકૃત્ પ્રકરણમાં તેની સાથે હોવાનું શ્રવણ છે. ( द्विः अभिघारणेन तदासिवचनात् ) બે વખત અભિઘારણનું જે શ્રવણ છે તે તેની પૂર્તિ માટે છે.

ભાવાર્થ :—सकृत सकृत् अवद्यति આ પ્રમાણે સ્વિષ્ટકૃત્ પ્રકરણમાં પુરોડાશમાંથી બે વખત અવદાન કરવાનું બતાવી પછી द्विरभिघारयति બે વખત અભિઘારણ કહ્યું છે તે ચારની પૂર્તિ માટે છે. માટે ઉપસ્તરણ અને અભિઘારણ સાથે ચતુરવત્ત છે. ॥ ૩૧ ॥

तुल्यवच्चाभिधाय सर्वेषु भक्त्यनुक्रमात् ॥ ३२ ॥

પદાર્થ :—( तुल्यवत् ) સમાનતાથી ( अभिधाय ) કથન કરીને ( सर्वेषु ) બધામાં ( भक्त्यनुक्रमात् ) ભાગોનું કથન હોવાથી.

ભાવાર્થ :—चत्वारि वा एतानि देवदधानि अवदानानि यदुपस्तृणाति तदनुवाक्यायै, यत्पूर्वमवदानं तद्याज्यायै यदुत्तरं तद्देवतायै तदभिघारयति इति तद्वषट्कारायेति આ વાક્યમાં દેવદધ એટલે દેવના ભાગ ચાર બતાવ્યા છે. અને તે ઉપસ્તરણ અને અભિઘારણ સાથે જ છે. અને એ ચારેયને દેવદધ કહેવામાં આવ્યા છે માટે ઉપસ્તરણ અને અભિઘારણ સાથે ચાર અવદાનો છે એમ સમજવું ॥ ૩૨ ॥

ઉપાંશુયાગમાં પણ ચતુરવત્તની આવશ્યકતા છે.
એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ સૂત્ર. साप्तदश्यवन्नियम्येत ॥ ३३ ॥

પદાર્થ :—( साप्तदश्यवत् ) સામદશ્ય પેઠે ( नियम्येत ) નિયમ થઈ શકે.

ભાવાર્થ :—સપ્તદશ સામિધેનીનો વિકૃતિયાગોમાં જેમ નિયમ છે તેમ ઉપાંશુયાજમાં ચતુરવત્તનો નિયમ થઈ શકે અર્થાત્ જ્યાં ઉપસ્તરણ અને અભિઘારણ હોય ત્યાં જ ચતુરવત્તનો નિયમ હોઈ શકે ઉપાંશુયાગમાં એનો નિયમ નથી. ॥ ૩૩ ॥

સિદ્ધાંત સૂત્ર. हविषो वा गुणभूतत्वात् तथाभूतविवक्षा स्यात् ॥ ३४ ॥

પદાર્થ :—( वा ) અથવા ( हविषः गुणभूतत्वात् ) હવિષ્ વિધેય હોવાથી ( तथाभूतविवक्षा स्यात् ) હોમ-સામાન્યમાં ચતુરવત્ત હવિષની ગુણત્વવિવક્ષા છે.

ભાવાર્થ :—હોમમાં ચતુરવત્ત ગુણનું વિધાન છે તે ઉપાંશુ યાગમાં છે. ચાર ભાગ કરવા એ ઉપાંશુ યાગમાં પણ વિહિત છે. ઉપસ્તરણ અને ચતુરવત્ત વાક્યનાં શેષભૂત નથી. चतुरवत्तभूतमिह होतव्यं विवक्ष्यते नेतरस्ततोत्रा चतुरवदातव्यम् इति तस्मादुपांशुयाजेऽपि चतुरवत्तं कर्त्तव्यम्' હવિષ્નાં જ ચાર ભાગ કરી હોમવાની વિવક્ષા છે ગમે ત્યાંથી ચાર અવદાન કરવાનું નથી માટે ઉપાંશુ યાજમાં પણ ઉપસ્તરણ અને અભિઘારણ ન હોવા છતાં હવિષ્માંથી ચાર અવદાન કરવાનાં છે. આ પ્રમાણે શાબર ભાષ્યમાં ઉલ્લેખ છે. ॥ ૩૪ ॥

## દર્શપૂર્ણમાસ પ્રકરણમાં અસોમયાજીને પુરોડાશ-દ્વયનું શ્રવણ છે તે અનુવાદાર્થ છે. એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ. पुरोडाशाभ्यामित्यधिकृतानां पुरोडाशयोरुपदेशस्तच्छ्रुतित्वाद् वैश्यस्तोमवत् ॥ ३५ ॥

પદાર્થ :—( पुरोडाशाभ्याम् इति ) બન્ને પુરોડાશમાંથી ( अधिकृतानाम् ) અસોમયાજીઓને ( पुरोडाशयोः ) ઉક્ત પુરોડાશની ( उपदेशः ) વિધિ છે. ( तच्छ्रुतित्वात् ) સ્વર્ગની કામના રાખનાર અસોમયાજી એ વિશેષણત્વથી શ્રુત હોવાથી ( वैश्यस्तोमवत् ) વૈશ્યસ્તોમ પેઠે.

ભાવાર્થ :—पुरोडाशाभ्यामेवासोमयाजिनं याजयेद् यावेतौ आग्नेयश्चैन्द्राग्नश्च सान्नायेन तु सोमयाजिनम् इति ।

આ વાક્ય ઉપર જુદા જુદા પક્ષો બતાવી વિચાર કરવામાં આવે છે. તેમાં પ્રથમ પક્ષ એ છે કે અસોમયાજીઓને આગ્નેય અને ઐન્દ્રાગ્ન પુરોડાશનો વિધિ છે. કારણ કે અસોમયાજી જે સ્વર્ગની ઇચ્છા રાખે છે એ અધિકારીનું વિશેષણ છે. એટલે સ્વર્ગની ઇચ્છા રાખનાર અસોમયાજીને ઉક્ત પુરોડાશ દ્વયથી યાગ કરાવવો. જેમ વૈશ્ય વૈશ્યસ્તોમથી યજ્ઞ કરે અહીં વૈશ્ય સ્તોમમાં વૈશ્યને જ અધિકાર છે, તેમ અસોમયાજીને ઉક્ત પુરોડાશથી જ યજ્ઞ કરાવવો. ॥ ૩૫ ॥

બીજો પક્ષ. न त्वनित्याधिकारोऽस्ति विधेर्नित्येन सम्बन्धस्तस्माद्-वाक्यशेषत्वम् ॥ ३६ ॥

પદાર્થ :—( न तु अनित्याधिकारः अस्ति ) સ્વર્ગ કામનો અધિકાર નથી, કારણ કે ( विधेः नित्येन सम्बन्धः ) વિધિનો નિત્ય સાથે સંબંધ છે. ( तस्मात् अवाक्यशेषत्वम् ) માટે તે વાક્યનો શેષ નથી.

ભાવાર્થ :—સ્વર્ગ કામનો અધિકાર નથી કારણ કે પુરોડાશ કરણક યાગનો સંબંધ નિત્ય દર્શપૂર્ણમાસ સાથે છે માટે ફલ વાક્ય સાથે સંબંધ ન હોવાથી તે વાક્યનો શેષ નથી. તે બન્ને પુરોડાશ અનિત્ય સોમયાજી પ્રત્યે વિધેયમાન છે એ કહેવું અયોગ્ય છે. એ પુરોડાશો તો દર્શ-પૂર્ણમાસના વિધાનથી જ વિહિત છે. ॥ ૩૬ ॥

सति च नैकदेशेन कर्तुः प्रधानभूतत्वात् ॥ ३७ ॥

પદાર્થ :—( सति च ) અધિકાર શેષ હોવાથી ( न ) પુરોડાશનો અસોમયાજી કર્તા સાથે સંબંધ થઇ શકે નહિ. ( कर्तुः प्रधानभूतत्वात् ) પ્રધાનભૂત કર્તાનો નિર્દેશ થાય છે. ફળ વગર પ્રધાનભાવ થઇ શકે નહિ ( एकदेशेन ) દર્શપૂર્ણમાસના એકદેશભૂત પુરોડાશ પણ ફળના સાધક થઇ શકે નહિ.

ભાવાર્થ :—અધિકારનો શેષ હોય તો પુરોડાશનો સંબંધ અસોમયાજી કર્તા સાથે થઇ શકે નહિ અને દર્શપૂર્ણ માસના એક દેશભૂત પુરોડાશ ફળના સાધક થઇ શકે નહિ અને ફળ

વગર પ્રધાન ભાવ પણ બની શકે નહિ. तस्मादपि नास्त्यधिकारशेषः તેથી પણ અધિકારનો શેષ નથી. આ પ્રમાણે શાબર ભાષ્યમાં કથન છે. ॥ ૩૭ ॥

## कृत्स्नत्वात् तु तथा स्तोमे ॥ ३८ ॥

**પદાર્થ** :—( कृत्स्नत्वात् तु ) સંપૂર્ણ હોવાથી ( स्तोमे तथा ) વૈશ્ય સ્તોમમાં તેમ હોવું યોગ્ય છે.

**ભાવાર્થ** :—વૈશ્ય સ્તોમ તો સંપૂર્ણ છે એ કંઇ કોઇનો એક ભાગ નથી માટે તેનું ફળ હોવું યોગ્ય છે. માટે વૈશ્ય સ્તોમનું દૃષ્ટાન્ત આપવું યોગ્ય નથી. કારણ કે પ્રકૃતમાં પુરોડાશદ્વયનો યાગ તો દર્શપૂર્ણમાસનો એક ભાગ થઇ જાય છે અને એક ભાગનું ફળ હોઈ શકે નહિ. ॥ ૩૮ ॥

## कर्तुः स्यादिति चेत् ॥ ३९ ॥

**પદાર્થ** ;—( कर्तुः स्यात् ) ગૌણ કર્તાનું એ કર્મ છે ( इति चेत् ) જો એવી શંકા કરવામાં આવે તો ?

ભાવાર્થ ;—ઋત્વિજ રૂપ કર્તાનું વિધાન છે. એટલે કે જે અસોમયાજી હોય તેની પાસે ઋત્વિજે ઉક્ત પુરોડાશદ્વયથી યાગ કરાવવો. ॥ ૩૯ ॥

## न गुणार्थत्वात् प्राप्ते न चोपदेशार्थः ॥ ४० ॥

પદાર્થ :—( न ) નહિ ( गुणार्थत्वात् ) કર્માનુષ્ઠાનને માટે ( प्राप्ते ) એ તો પ્રાપ્ત જ હતો ( न च उपदेशार्थः ) માટે તેનો ઉપદેશ નકામો છે.

**ભાવાર્થ** :—ઋત્વિજ તો કર્મના અનુષ્ઠાનને માટે પ્રાપ્ત જ છે એનું ફરીથી વિધાન કરવું નકામું છે. માટે એ બન્ને પુરોડાશ રૂપ કરણથી અસોમયાજી યાગ કરે આવું એક જુદું જ કર્મનું વિધાન માનવું ઠીક છે આવો બીજા પક્ષનો અભિપ્રાય જણાય છે. ॥ ૪૦ ॥

## कर्मणोस्तु प्रकरणे तन्न्यायत्वात् गुणानां लिङ्गेन कालशास्त्रं स्यात् ॥ ४१ ॥

**પદાર્થ** :—( कर्मणोः तु ) પણ પુરોડાશ અને યાગરૂપ કર્મના ( प्रकरणे ) પ્રકરણમાં ( लिङ्गेन ) અસોમયાજીપદ પ્રયોગરૂપ લિંગથી લક્ષિત ( कालशास्त्रम् ) કાલશાસ્ત્ર ( स्यात् ) થાય છે.

**ભાવાર્થ** :—પુરોડાશ અને યાગના પ્રકરણમાં અસોમયાજી પદના પ્રયોગથી સમય જ લક્ષિત થાય છે. સોમયાગના સમયથી ભિન્ન સમયમાં દર્શ અને પૂર્ણમાસમાં ઉક્ત બન્ને પુરોડાશો થાય છે. માટે ભિન્ન કર્મ ન માનવું એવો આ સૂત્રનો અભિપ્રાય છે. ॥ ૪૧ ॥

**यदि तु सान्नाय्यं सोमयाजिनो न ताभ्यां समवायोऽस्ति विभक्तकालत्वात् ॥ ४२ ॥**

પદાર્થ :-( यदि तु ) પણ જે ( सान्नाय्यं सोमयाजिनः ) સાન્નાય હવિષ્ સોમયાજીને માટે હોય તે ( न ताभ्यां समवायः अस्ति ) તે પુરોડાશો સાથે સંબંધ થઇ શકે નહિ ( विभक्तकालत्वात् ) જુદો કાળ હોવાથી.

ભાવાર્થ :—જો સાન્નાય હવિષ સોમયાજીને માટે જ હોય તો ઉક્ત બન્ને પુરોડાશોનો સંબંધજ સોમયાજી સાથે થઇ શકે નહિ, કારણ કે પુરોડાશોનો સમય પૂર્વ સિદ્ધ છે. માટે પુરોડાશકરણક હોમ જુદું જ કર્મ છે એમ માનવું જોઇએ. ॥ ૪૨ ॥

**अपि वा विहितत्वाद् गुणार्थायां पुनः श्रुतौ संदेहे श्रुतिर्देवतार्था स्याद् यथाऽनभिप्रेतस्तथाऽऽग्नेयो दर्शनादेकदेवते ॥ ४३ ॥**

પદાર્થ :—( अपि वा ) બીજો પક્ષ સૂચવે છે ( विहितत्वात् ) દર્શ અને પૂર્ણમાસ બન્નેમાં આગ્નેય પુરોડાશ વિહિત છે. ( गुणार्थायां पुनःश्रुतौ संदेहे ) દેવતારૂપ ગુણાર્થક શ્રુતિમાં ફરીથી શ્રુતિ શા માટે ? એ સંદેહમાં ( द्विदेवतार्था स्यात् ) દ્વિદેવતાક વિધાનને માટે છે ( यथा अनभिप्रेतः तथा आग्नेयः दर्शनात् एकदेवते ) એક દેવતાક અગ્નિમાં આગ્નેય કેવળ અનુવાદરૂપ છે.

ભાવાર્થ :—આગ્નેય પુરોડાશ એક દેવતાક છે. પૌર્ણમાસ યાગમાં દ્વિદેવતાક વિધાનને માટે એ વચન છે. ઐન્દ્રાગ્ન પુરોડાશ કહેવાથી ઇંદ્ર અને અગ્નિ આમ બે દેવતા પ્રતીત થાય છે એ વિધાનને માટે પુનઃશ્રુતિ છે. ॥ ૪૩ ॥

**विधिं तु बादरायणः ॥ ४४ ॥**

પદાર્થ :—( तु ) પણ ( बादरायणः ) બાદરાયણ આચાર્ય ( विधिम् ) કાળ વિધિને માને છે.

ભાવાર્થ :—આગ્નેય પુરોડાશ અનુવાદ માટે છે અને ઐન્દ્રાગ્ન પુરોડાશ વિધાનને માટે છે એવું બાદરાયણ આચાર્ય માનતા નથી. એ તો બન્ને માટે કાગનું જ વિધાન માને છે. ॥ ૪૪ ॥

**प्रतिषिद्धविज्ञानाद्वा ॥ ४५ ॥**

પદાર્થ :—( वा ) અથવા ( प्रतिषिद्धविज्ञानात् ) સાન્નાય્યના પ્રતિષેધનું જ્ઞાન હોવાથી.

ભાવાર્થ :—સોમયાજીને સાંનાય્યના વિધાનને માટેજ એ વાક્ય છે. જે અસોમયાજી છે તેને માટે પુરોડાશનું વિધાન છે. સોમયાજીને ઐન્દ્રાગ્ન પુરોડાશનું વિધાન નથી. જુઓ ભાષ્ય अतो नैन्द्राग्नस्यापि विधिः । આ પ્રતિષેધ જણાય છે કે સાંનાય્યવિધિના શેષ રૂપ એ અર્થવાદ છે. ॥ ૪૫ ॥

तथा चान्यार्थदर्शनम ॥ ४६ ॥

પદાર્થ :—( तथा च ) અને તે પ્રમાણે ( अन्यार्थदर्शनम् ) અન્ય અર્થ પણ એજ બતાવે છે,

ભાવાર્થ :—અન્ય અર્થ પણ એજ બતાવે છે કે એ કોઇ બીજું કર્મ નથી પણ દર્શપૂર્ણમાસનું જ અંગ છે. જો જુદું માનવામાં આવે તો દર્શપૂર્ણમાસમાં અપેક્ષિત સત્તાવીસ આહુતિઓ કરતાં વધારે થઇ જાય. જુઓ શાબર ભાષ્ય. ॥ ૪૬ ॥

ઉપાંશુયાગ ધ્રૌવાજ્ય દ્રવ્યક છે. એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ. उपांशुयाजमन्तरा यजतीति हविर्लिङ्गाश्रुतित्वाद् यथाकामी प्रतीयेत ॥ ४७ ॥

પદાર્થ :—( उपांशुयाजम् अन्तरा यजति इति ) આ વાક્યથી ઉપાંશુયાજનું વિધાન થાય છે પણ ( हविर्लिङ्गाश्रुतित्वात् ) કોઇ હવિર્વિશેષનું શ્રવણ ન હોવાથી ( यथाकामी प्रतीयेत ) પોતે જે ઇચ્છે તે દ્રવ્યથી ઉપાંશુ યાગ કરવો.

ભાવાર્થ :—પૌર્ણમાસી યાગ વચ્ચે ઉપાંશુ યાગ કરવો એવું વિધાન છે પણ કયા દ્રવ્યથી યાગ કરવો એ જણાવ્યું નથી માટે કોઇ પણ દ્રવ્યથી ઉપાંશુ યાગ કરવો એવું પ્રતીત થાય છે. જો 'આજ્ય' દ્રવ્ય શ્રુત છે પણ તેમાં શંકા એ છે કે કોઇ પણ આજ્યથી ઉપાંશુ યાગ કરવો કે ખાસ વિશેષ આજ્યથી ? વિશેષનું પ્રમાણ ન હોવાથી ગમે તે આજ્યથી ઉપાંશુ યાગ થઇ શકે છે આવું પૂર્વપક્ષનું માનવું છે. ॥ ૪૭ ॥

સિદ્ધાંત પક્ષ. ध्रौवाद्वा सर्वसंयोगात् ॥ ४८ ॥

પદાર્થ :—( वा ) અથવા ( ध्रौवात् ) ધ્રુવાનામક પાત્રસ્થ આજ્યથી જ ઉપાંશુ યાગ કરવો. सर्वस्मै वा एतद् यज्ञाय गृह्यते यद् ध्रुवायाम् आज्यम् આ વાકયમાં સર્વશબ્દનો પ્રયોગ છે. એટલે સર્વયજ્ઞમાં ધ્રુવાજ્ય ઇષ્ટ છે. ॥ ૪૮ ॥

પૂર્વપક્ષ. तद्वच्च देवतायां स्यात् ॥ ४९॥

પદાર્થ :—( च ) અને ( तद्वत् ) તે જ પ્રમાણે ( देवतायाम् स्यात् ) દેવતામાં પણ છે.

ભાવાર્થ :—ઉપાંશુયાગ કયા દેવતાને માટે છે એનું પણ વિધાન નથી માટે ગમે તેને ઉદ્દેશીને ઉપાંશુ યાગ કરવો એવું પ્રતીત થાય છે. યાગનું સ્વરૂપ જ દ્રવ્ય અને દેવતા હોય છે માટે દેવતા પ્રત્યક્ષ વિહિત ન હોય તો તેની પણ કલ્પના કરવી જ રહી. ॥ ૪૯ ॥

સિદ્ધાંત સૂત્ર. तान्त्रीणां प्रकरणात् ॥ ५० ॥

પદાર્થ :—( प्रकरणात् ) દર્શપૂર્ણમાસમાં પઠિત જે યાગ હોય તે યાગની દેવતા તંત્રમાં અર્થાત પ્રકરણની દેવતા જ અવાન્તર યાગની છે, એમ સમજવું. દર્શપૂર્ણમાસ પ્રકરણમાં

જેટલી દેવતાઓ વિહિત હોય તેમાંથી કોઈપણ એક દેવતાને ઉદ્દેશીને ઉપાંશુ યાગ કરવો. (विष्णु-रुपांशुयष्टव्यः ) ઉપાંશુ યાગ વિષ્ણુને ઉદ્દેશીને કરવો એ તો માત્ર અર્થવાદ છે. ॥ ૫૦ ॥

## ઉપાંશુ યાગની દેવતા વિષ્ણુ, પ્રજાપતિ અને અગ્નીષોમ આ ત્રણમાંથી કોઈ પણ એક વિકલ્પથી હોય છે અને એ ઉપાંશુ યાગ પૌર્ણમાસીમાં જ કર્તવ્ય છે એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષસૂત્ર. **धर्माद् वा स्यात् प्रजापतिः ॥ ५१ ॥**

**પદાર્થ :**—( वा ) પૂર્વપક્ષને સૂચવે છે ( धर्मात् प्रजापतिः स्यात् ) ધર્મથી પ્રજાપતિ છે.

**ભાવાર્થ :**—ઉપાંશુત્વ અને પ્રજાપતિનો પણ ધર્મ છે માટે ઉપાંશુ યાગની દેવતા પ્રજાપતિ છે. ॥ ૫૧ ॥

**देवतायास्त्वनिर्वचनं तत्रशब्दस्येह मृदुत्वं तस्मा-दिहाधिकारेण ॥ ५२ ॥**

**પદાર્થ :**—( तु ) પણ ( तत्र देवतायाः अनिर्वचनम् ) ત્યાં દેવતાનું કથન નથી ( तत्र शब्दस्य इह मृदुत्वम् ) પ્રાજાપત્ય યાગમાં ઉપાંશુ ધર્મ વાચક શબ્દનું સ્પષ્ટ શ્રવણ નથી ( तस्माद् ) માટે શબ્દ સાદૃશ્ય ન હોવાથી ( इह ) ઉપાંશુ યાગમાં ( अधिकारेण ) મુખ્ય દેવતા અગ્નિનું જ સ્વામિત્વ છે.

**ભાવાર્થ :**—જ્યાં ઉપાંશુ યાગનું વિધાન છે ત્યાં તેની દેવતાનું કથન નથી. પ્રાજાપત્ય યાગમાં ઉપાંશુ ધર્મ વાચક શબ્દનું પણ સ્પષ્ટ શ્રવણ નથી માટે ઉપાંશુ યાગની દેવતા અગ્નિ છે કારણ કે, अग्निरग्ने प्रथमो देवतानाम् અત્રે દેવતાઓમાં અગ્નિ મુખ્ય છે. માટે જે યાગમાં દેવતાનું સ્પષ્ટ વિધાન ન હોય ત્યાં અગ્નિ દેવતા જ સમજી લેવો. ॥ ૫૨ ॥

**विष्णुर्वास्याद्धौत्राम्नानादमावास्या हविश्च स्याद्धौत्रस्य तत्र दर्शनात् ॥ ५३ ॥**

**પદાર્થ :**—( वा ) અથવા ( विष्णुः स्यात् ) ઉપાંશુ યાગના દેવતા વિષ્ણુ છે ( होत्राम्नात् ) હૌત્રનું આમ્નાન હોવાથી ( अमावास्याहविः च स्यात् ) અમાવાસ્યાનું હવિષ્ છે. ( होत्रस्य तत्र दर्शनात् ) અમાવાસ્યા સમીપ હવિષ્નું ત્યાં દર્શન થાય છે.

**ભાવાર્થ :**—ઉપાંશુ યાગની દેવતા વિષ્ણુ છે. इदं विष्णुः, प्रतद्विष्णुः આ યાજ્યા અને પુરો વાક્યાના બે મંત્રોનું આમ્નાન છે. હવિષ્ પણ અમાવાસ્યાનું છે. કારણ કે અમાવાસ્યા યાગ પાસે જ તેનું શ્રવણ છે. ॥ ૫૩ ॥

સિદ્ધાંત સૂત્ર. **अपि वा पौर्णमास्यां स्यात् प्रधान शब्दसंयोगात् गुणत्वान्मन्त्रो यथाप्रधानं स्यात् ॥ ५४ ॥**

**પદાર્થ :**—( अपि वा ) અથવા ( पौर्णमास्याम् स्यात् ) પૌર્ણમાસી યાગમાં ઉપાંશુ યાગ હોય છે. ( प्रधानशब्दसंयोगात् ) મુખ્ય શબ્દનું તેની સાથે શ્રવણ થતું હોવાથી. ( गुणत्वात् मन्त्रः ) મંત્ર ગુણરૂપે હોય છે. ( यथाप्रधानं स्यात् ) પ્રધાનને અનુસરી કર્મ કરવું જોઈએ.

ભાવાર્થ :—પૌર્ણમાસી યાગમાં જ ઉપાંશુ યાગ થાય છે અમાવાસ્યામાં નહિ. કારણ કે पौर्णमास्यां यजेरन् અહીં પૌર્ણમાસી શબ્દનો સ્પષ્ટ સંબંધ છે. માટે જ્યાં વિધિ વિહિત કર્મ હોય ત્યાં જ મંત્ર હોવો જોઇએ. પૌર્ણમાસીમાં કર્મ વિહિત છે માટે મંત્ર પણ ત્યાં જ હોવો જોઇએ. આ કારણથી विष्णुरुपांशुयष्टव्यः આ મંત્ર પૌર્ણમાસી સાથે સંબંધ ધરાવે છે. ॥ ૫૪ ॥

**आनन्तर्ये च सान्नायस्य पुरोडाशेन दर्शयत्यमावास्याविकारे ॥ ५५ ॥**

પદાર્થ :—( अमावास्याविकारे ) અમાવાસ્યાનો વિકૃતિ યાગ જે સાકંપ્રસ્થાનીય છે તેમાં ( पुरोडाशेन ) પુરોડાશ પછી ( सांनायस्य आनन्तर्यम् दर्शयति च ) સાંનાયનું આનન્તર્ય બતાવે છે.

ભાવાર્થ :—अमावास्याविकारे साकम्प्रस्थानीये आग्नेयेन पुरोडाशेन प्रचर्य सह कुम्भीभिराक्रमन्नाह આ વાક્યથી પુરોડાશ પછી સાંનાયને બતાવે છે ઉપાંશુયાગને નહિ માટે અમાવાસ્યામાં ઉપાંશુ યાગનું અનુષ્ઠાન નથી. ॥ ૫૫ ॥

**अग्नीषोमविधानात्तु पौर्णमास्यामुभयत्र विधीयते ॥ ५६ ॥**

પદાર્થ :—( तु ) આ શબ્દ પૂર્વપક્ષની વ્યાવૃત્તિ સૂચવે છે. ( अग्नीषोमाविधानात् ) પૌર્ણમાસી યાગમાં અગ્નીષોમ દેવતાનું વિધાન છે. ( पौर्णमास्याम् ) પૌર્ણમાસીમાં પણ ઉપાંશુ યાગ છે. ( उभयत्र च विधीयते ) પૌર્ણમાસી અને અમાવાસ્યા બન્નેમાં ઉપાંશુ યાગ કર્તવ્ય છે.

ભાવાર્થ :—પૌર્ણમાસી અને અમાવાસ્યા આ બન્નેમાં ઉપાંશુ યાગ કર્તવ્ય છે. પૌર્ણમાસીમાં અગ્નીષોમીય ઉપાંશુ યાગ છે અને અમાવાસ્યામાં વિષ્ણુદેવતાક ઉપાંશુ યાગ છે એમ સમજવું. तावब्रूताम् अग्नीषोमौ पौर्णमास्यां नौ यजेरन् આ વાક્યથી પૌર્ણમાસીમાં અગ્નીષોમીય દેવતાનું વિધાન છે. એ કોઈ ઉત્પત્તિ વિધિ નથી. ॥ ૫૬ ॥

**प्रतिषिध्य विधानाद्वा विष्णुः समानदेशः स्यात् ॥ ५७ ॥**

પદાર્થ :—( वा प्रतिषिध्य विधानात् ) પ્રતિષેધ કરીને વિધાન કરેલું હોવાથી ( विष्णुः समानदेशः स्यात् ) વિષ્ણુ સમાન દેશ છે.

ભાવાર્થ :—અમાવાસ્યાનું વર્જન કરીને પૌર્ણમાસીમાં જ ઉપાંશુ યાગનું વિધાન કરેલું છે. आज्यस्यैवनावुपांशु पौर्णमास्यां यजन्निति प्रकृत्य समाम्नायते जामि वा एतद्यज्ञस्य क्रियते यदन्वञ्चौ पुरोडाशौ उपांशुयाजमन्तरा यजतीति આ વાક્યથી ઉપાંશુ યાગનો સંબંધ પૌર્ણમાસી સાથેજ સમજાય છે. विष्णुरुपांशु यष्टव्योऽजामित्वाय, प्रजापतिरुपांशु यष्टव्योऽजामित्वाय अग्नीषोमौ उपांशु यष्टव्यौ अजामित्वाय આ વાક્યથી પણ પૌર્ણમાસીમાં ઉપાંશુયાજ છે અને વિષ્ણુ, પ્રજાપતિ અને અગ્નીષોમ દેવતાઓ પણ તેમાંજ છે એમ સમજાય છે. ॥ ૫૭ ॥

**तथा चान्यार्थदर्शनम् ॥ ५८ ॥**

પદાર્થ :—( तथा च ) અને તેજ પ્રમાણે ( अन्यार्थदर्शनम् ) અન્ય અર્થ પણ એ જ અર્થને બતાવે છે.

ભાવાર્થ :—પૌર્ણમાસીમાં ચૌદ આહુતિ હોમવામાં આવે છે. અને અમાવાસ્યામાં તેર આહુતિઓ હોમવામાં આવે છે. જો અમાવાસ્યામાં ઉપાંશુ યાગ હોય તો અમાવાસ્યામાં ચૌદ આહુતિઓ થઇ જાય માટે ઉપાંશુ યાગનો સંબંધ અમાવાસ્યા સાથે નથી. ॥ ૫૮ ॥

न वाऽनङ्गं सकृच्छ्रुतावुभयत्र विधीयेतासम्बन्धात् ॥ ५९ ॥

પદાર્થ :--( वा ) અથવા ( सकृत् श्रुतौ ) એક વખત શ્રુત થયેલું ( अनङ्गम् ) પ્રધાન ( उभयत्र न विधीयेत ) બન્ને ઠેકાણે વિહિત થઇ શકે નહિ. ( असम्बन्धात् ) સંબંધ ન હોવાથી.

ભાવાર્થ :—જે પ્રધાન હોય અને તેનું એક જ વખત શ્રવણ હોય તો તેનું બન્ને ઠેકાણે વિધાન થઇ શકે નહિ. કારણ કે પરસ્પર બન્નેનો સંબંધ હોતો નથી, માટે ઉપાંશુ યાગનો પૌર્ણમાસી અમાવાસ્યા બન્નેમાં સંબંધ નથી પણ પૌર્ણમાસીમાં જ સંબંધ છે. ॥ ૫૯ ॥

विकारे चाश्रुतित्वात् ॥ ६० ॥

પદાર્થ :--( च ) અને ( विकारे ) અમાવાસ્યાના વિકૃતિ યાગ સાકંપ્રસ્થાનીયમાં ( अश्रुतत्वात् ) શ્રુત ન હોવાથી.

ભાવાર્થ :--અમાવાસ્યાના વિકૃતિયાગમાં ઉપાંશુ યાગનું શ્રવણ થતું નથી, માટે અમાવાસ્યામાં ઉપાંશુ યાગ કર્તવ્ય નથી. ॥ ૬૦ ॥

એક પુરોડાશવાળી પૌર્ણમાસીમાં પણ ઉપાંશુ યાગ કર્તવ્ય છે.
એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ સૂત્ર. द्विपुरोडाशायां स्यादन्तरालगुणार्थत्वात् ॥ ६१ ॥

પદાર્થ :--( द्विपुरोडाशायाम् ) બે પુરોડાશવાળી પૌર્ણમાસીમાં ( स्यात् ) ઉપાંશુ યાગ થાય છે ( अन्तरालगुणार्थत्वात् ) અન્તરાલરૂપ ગુણનું વિધાન હોવાથી.

ભાવાર્થ :—पौर्णमास्यां सोमादूर्ध्वं पुरोडाशद्वयम्, प्रागेकः સોમયાગ પછી પૌર્ણમાસી યાગમાં બે પુરોડાશ હોય છે અને તેની પહેલાની પૌર્ણમાસી યાગમાં એક પુરોડાશ હોય છે. આમાં બે પુરોડાશવાળી પૌર્ણમાસીમાં ઉપાંશુ યાગ હોય છે. કારણ કે અંતરાલ એટલે મધ્ય ગુણ તરીકે વિહિત છે. એક પુરોડાશવાળી પૌર્ણમાસીમાં અન્તરાલ સંભવી શકતું નથી. ॥ ૬૧ ॥

अजामिकरणार्थत्वाच्च ॥ ६२ ॥

પદાર્થ :—( च ) અને ( अजामिकरणार्थत्वात ) અજામિત્વકરણને માટે.

ભાવાર્થ :— जामि सादृश्यम् શાબર ભાષ્યમાં ' જામિ ' શબ્દનો અર્થ સાદૃશ્ય કર્યો છે. માટે અજામિત્વકરણ એટલે અસાદૃશ્ય કરણને માટે પણ દ્વિપુરોડાશવાળી પૌર્ણમાસીમાં ઉપાંશુ યાગ કરવો. पुरोडाशयोः सादृश्य दोष उच्यते । બે પુરોડાશમાં સાદૃશ્ય દોષ કહેવાય છે यत्रदोषस्तत्रदोषविघातार्थेन भवितव्यम् જ્યાં દોષ હોય ત્યાં દોષનો વિઘાત પણ હોવો જોઇએ. માટે દ્વિપુરોડાશવાળી પૌર્ણમાસીમાં ઉપાંશુ યાગ કરવો. ॥ ૬૨ ॥

तदर्थमितिचेन्न तत्प्रधानत्वात् ॥ ६३ ॥

પદાર્થ :—( तदर्थम् इति चेत् न ) અન્તરાલત્વને માટે છે જો એમ કહેવામાં આવે તો નહિ. ( तत्प्रधानत्वात् ) પૌર્ણમાસી પ્રધાન હોવાથી.

ભાવાર્થ :—અન્તરાલ-ગુણ છે. પૌર્ણમાસી પ્રધાન છે. ઉપાંશુયાજ પૌર્ણમાસીનો અવયવ છે. ઉપાંશુ યાજનો અંતરાલ ગુણ છે. માટે અંતરાલ ન હોય તો પણ એક પુરોડાશવાળી પૌર્ણમાસીમાં ઉપાંશુયાજ કર્તવ્ય છે. ॥ ૬૩ ॥

अशिष्टेन च सम्बन्धात् ॥ ६४ ॥

પદાર્થ :—( च ) અને ( अशिष्टेन ) અશ્રુત અન્તરાલ અર્થ સાથે ( सम्बन्धात् ) ઉપાંશુ યાગનો સંબંધ કરવો જોઇએ.

ભાવાર્થ :—ઉપાંશુ યાજમાં અંતરાલ ગુણનો સંબંધ હોય છે પણ અંતરાલ ગુણત્વથી વિધીયમાન છે એવું જોવામાં આવતું નથી. માટે જ્યાં અંતરાલ ન હોય એવી એક પુરોડાશવાળી પૌર્ણમાસીમાં પણ ઉપાંશુ યાગ હોય છે. ॥ ૬૪ ॥

उत्पत्तेस्तु निवेशः स्यात् गुणस्यानुपरोधेनार्थस्य विद्यमानत्वाद्
विधानाद् अर्थान्तरस्य नैमित्तिकत्वादभावेऽश्रुतौ स्यात् ॥ ६५ ॥

પદાર્થ :—( तु ) આ શબ્દ ઉપર બતાવેલા પૂર્વપક્ષની વ્યાવૃત્તિ કરે છે. ( उत्पत्तेः निवेशः स्यात् ) ઉત્પત્તિ વાક્યથી નિવેશ છે. માટે ( गुणस्य अनुपरोधेन ) ગુણનો ઉપરોધ કર્યા વગર અંતરાલનો નિવેશ થાય છે. ( अर्थस्य विद्यमानत्वात् ) અન્તરાલ અર્થ દ્વિપુરોડાશમાં છે. ( विधानात् ) વિધાન હોવાથી ( नैमित्तिकत्वात् ) અન્તરાલ રૂપ નિમિત્ત હોય ત્યાં જ ઉપાંશુ યાગ થાય છે. ( अभावे ) જ્યાં અંતરાલ ન હોય ત્યાં ઉપાંશુ યાજ ન હોવો જોઇએ. ( अश्रुतौ स्यात् ) જો દ્વિપુરોડાશવાળી પૌર્ણમાસી ન હોય તો એક પુરોડાશવાળીમાં ઉપાંશુયાજ થાય પણ દ્વિપુરોડાશવાળી પૌર્ણમાસી છે માટે એક પુરોડાશવાળી પૌર્ણમાસીમાં ઉપાંશુ યાગ નથી.

ભાવાર્થ :—અન્તરાલ ગુણત્વથીજ વિધીયમાન છે. उपांशुयाजमन्तरा यजति આ ઉત્પત્તિ વાક્યથી અંતરાલ ગુણત્વથી વિહિત છે. જો દ્વિપુરોડાશવાળી પૌર્ણમાસી ન હોત તો એક પુરોડાશવાળી પૌર્ણમાસીમાં ઉપાંશુયાગ હોત પણ જ્યારે દ્વિપુરોડાશવાળી પૌર્ણમાસી છે તો પછી એક પુરોડાશવાળી પૌર્ણમાસીમાં ઉપાંશુયાજ કરવો એ વિધાન વિરૂદ્ધ છે. ॥ ૬૫ ॥

उभयोस्तु विधानात् ॥ ६६ ॥

પદાર્થ :—( तु ) ઉક્ત પક્ષનું નિરાકરણ કરે છે. ( उभयोः ) બન્ને પૌર્ણમાસીમાં ઉપાંશુ યાગ કરવો. ( विधानात् ) વિધાન હોવાથી.

ભાવાર્થ :—आज्यस्यैव नावुपांशु पौर्णमास्यां यजन्निति આ વાક્યમાં એક પુરોડાશવાળી પૌર્ણમાસીમાં પણ ઉપાંશુયાગનું વિધાન કરે છે. માટે બન્ને પૌર્ણમાસીમાં ઉપાંશુ યાગ કરવો જોઇએ. એટલે એક પુરોડાશવાળી પૌર્ણમાસીમાં પણ ઉપાંશુ યાગ કરવો એ વિહિત છે. ॥ ૬૬ ॥

गुणानां च परार्थत्वादुपवेषवद्यदेति स्यात् ॥ ६७ ॥

પદાર્થ :—( च ) અને ( गुणानां परार्थत्वात् ) ગુણો પ્રધાનને માટે જ હોય છે. માટે ( उपवेषवत् ) ઉપવેષ ની પેઠે છે. ( यदा इति स्यात् ) માટે એ ગુણ હોય તો અને ન હોય તો પણ પ્રધાન કાર્ય થાય છે.

ભાવાર્થ :—ગુણ પ્રધાન અર્થાત્ મુખ્ય કર્મને માટે હોય છે. દેવદત્ત નામનો માણસ રાજાને માટે રસોઇ બનાવે છે તો શું દેવદત્ત ન હોય તો બીજો માણસ રસોઇ ન કરે ? અર્થાત્ જરૂર કરે. ગુણના અભાવમાં પ્રધાનનું કર્મ અટકતું નથી. ઉપવેષથી કપાલોનું ઉપધાન કરવાનું હોય છે પણ જો ઉપવેષ ન હોય તો બીજાથી કપાલોનું ઉપધાન કરવું. ઉપવેષના અભાવથી કપાલોપધાનની નિવૃત્તિ થતી નથી. માટે અન્તરાય હોય તો પણ ઉપાંશુ યાગ અને ન હોય તો પણ ઉપાંશુ યાગ થાય છે જ. ॥ ૬૭ ॥

अनपायश्च कालस्य लक्षणं हि पुरोडाशौ ॥ ६८ ॥

પદાર્થ :—( च ) અને ( कालस्य लक्षणम् हि पुरोडाशौ ) બન્ને પુરોડાશો કાળને લક્ષિત કરે છે. ( अनपायः ) એક પુરોડાશમાં પણ એ લક્ષણ છે.

ભાવાર્થ :—બન્ને પુરોડાશો ઉપાંશુયાગના કાળને બતાવે છે. એટલે કે બે પુરોડાશ વચ્ચેનો જે સમય છે તે ઉપાંશુ યાગ કરવાનો સમય છે. જો પ્રથમ પુરોડાશ યાગ કરીને પછી તરતજ ઉપાંશુ યાગ ન કરવામાં આવે અને બીજો પુરાડાશ યાગ કરે તો જામિતાનામક દોષ લાગે છે એવું जामि वा एतद्यज्ञस्य क्रियते यदन्वञ्चौ पुरोडाशा उपांशुयाजमन्तरा यजति આ વાક્યથી બતાવવામાં આવ્યું છે. એ દોષનો પરિહાર વચ્ચે ઉપાંશુ યાગ કરવાથી દૂર થાય છે એમ જણાવ્યું છે. આ ઉપાંશુ યાગના સમયનું લક્ષણ એક પુરોડાશવાળી પૌર્ણમાસીમાં પણ છે. तस्मादुत्तरः स एव कालः, योऽसावन्तरालेन लक्षितः । यथा नागवेलायामागन्तव्यम्, शङ्खवेलायामागन्तव्यम्, पटहवेलायामागन्तव्यम् । જેમકે નાગને વખતે આવવું, શંખ વગાડવાની વેળાએ આવવું, પટહ વાગવાની વેળાએ આવવું. આ ઉપરથી એમ પણ સમજાય છે કે જે ગામમાં શંખ આદિ ન વાગતા હોય તે ગામમાં પણ તે જ વેળા આવવાનું છે. એજ પ્રમાણે એક પુરોડાશયાગ જે પૌર્ણમાસીમાં હોય તેમાં પણ ઉપાંશુયાગનો સમય ને જ છે. ॥ ૬૮ ॥

प्रशंसार्थमजामित्वं यथाऽमृतार्थत्वम् ॥ ६९ ॥

પદાર્થ :—( अजामित्वम् ) આગળ જે અજામિત્વને માટે ઉપાંશુ યાગ છે ( प्रशंसार्थम् ) તે તો પ્રશંસા માટે છે. ( यथा अमृतार्थम् ) જેમ અમૃતને માટે વગેરે કહેવામાં આવ્યું છે.

ભાવાર્થ :—આગળ જે ઉપાંશુ યાગ અજામિત્વને માટે છે એમ કહેવામાં આવ્યું છે તે તો માત્ર અર્થવાદ છે. ઉપાંશુ યાગ તો કાળનો લક્ષક છે. જેમ यदुपस्तृणाति अभिघारयति अमृताहुतिमेवैनां करोति જે આહુતિનું ઉપસ્તરણ અને અભિઘારણ કરે છે તે અમૃત છે. આ ઠેકાણે આહુતિને અમૃત કહેવી એ માત્ર પ્રશંસા છે તે ઉપાંશુ માટે પણ સમજવું. ॥ ૬૯ ॥

इति मीमांसागुर्जरभाष्ये दशमोऽध्यायः

## अथ गुर्जरभाषायां मीमांसाभाष्ये एकादशाध्यायस्य प्रथमः पादः

### દર્શપૂર્ણમાસમાં આગ્નેય આદિ જે સમુચ્ચિત યાગો છે તે બધા મળીને સ્વર્ગરૂપ ફળને ઉત્પન્ન કરે છે. એ અધિકરણનાં સૂત્રો.

સિદ્ધાંત સૂત્ર. प्रयोजनेनाभिसम्बन्धात्पृथक्सतां ततःस्यादेककार्य्य-मेकशब्दाभिसम्बन्धात् ॥ १ ॥

પદાર્થ :—( प्रयोजनाभिसम्बन्धात् ) બધા મળીને ફળની સાથે સંબંધ રાખતા હોવાથી ( पृथक् सताम् ) જુદા જુદા આગ્નેયઆદિ યાગો છતાં ( ऐककर्म्यम् ) એક ફળને જ ઉત્પન્ન કરે છે. ( एकशब्दाभिसम्बन्धात् ) એ છયે યાગોના સમુદાયનો વાચક શબ્દ એક જ છે અને તે 'દર્શપૂર્ણમાસ' છે.

ભાવાર્થ :—મીમાંસામાં 'તંત્ર' અને 'આવાપ' આ બે શબ્દો પારિભાષિક છે તેનો અર્થ અહીં સમજી લેવાની જરૂર છે.

साधारणं भवेत् तन्त्रं परार्थे त्वप्रयोजकः ।
एवमेव प्रसंगः स्याद्विद्यमाने स्वके विधौ ॥

જે એક ઉત્પન્ન થઈ એક સાથે ઘણાને ઉપકાર કરે છે તે તંત્ર કહેવાય છે જેમકે પ્રદીપ. પ્રદીપ એક જ વખત ઉત્પન્ન થઇ એક સાથે ઘણાને પ્રકાશ આપે છે. અને જે એક વખત ઉત્પન્ન થઇ ઘણાને ઉપકાર ન કરી શકે પણ વારે વારે ઉત્પન્ન થઇ ઉપકારક થાય છે તે 'આવાપ' કહેવાય છે. જેમકે ઘણાઓને આપવામાં આવતું ભોજન. અહીં ભોજનની આવૃત્તિ કરવી પડે છે. જે ભોજન અર્થાત્ અન્નગ્રાસ अ નામના માણસને ઉપકાર કરે છે, તેજ ગ્રાસ ब નામના માણસને ઉપકાર કરી શકશે નહિ. જો ब ને તૃપ્તિ આપવી હોય તો બીજો ગ્રાસ લેવો જોઇએ. આ પ્રમાણે ભોજનમાં આવૃત્તિ કરવી પડે છે. માટે એવાં પદાર્થોને આવાપ કહેવામાં આવે છે.

હવે દર્શપૂર્ણમાસમાં જે આગ્નેય આદિ છ યાગો છે તે તન્ત્રસ્થાનીય છે કે આવાપ સ્થાનીય? જો તંત્ર માનવામાં આવે તો દર્શમાં પ્રધાન ત્રિકનું એક જ વખત અનુષ્ઠાન કરવું જોઇએ. અને જો આવાપ હોય તો ત્રણ યાગોનું ત્રણવાર અનુષ્ઠાન કરવું જોઈએ. આમાં સિદ્ધાંત એ છે કે ઉક્ત છ યે યાગ તંત્ર રૂપ છે અર્થાત્ તે એક વખત અનુષ્ઠિત થઇ સામાન્ય ફળ સ્વર્ગને ઉત્પન્ન કરે છે. દરેક યાગના જુદાં જુદાં ફળ નથી. આગ્નેયાદિ છ યે યાગો 'દર્શપૂર્ણમાસ' રૂપ એક શબ્દથી અભિધેય થાય છે. दर्शपूर्णमासाभ्यां स्वर्गकामो यजेत 'દર્શ' અને 'પૂર્ણમાસ' આ બન્ને શબ્દો સમુદાય વાચક છે. એટલે કે ત્રણ યાગનો વાચક 'દર્શ' શબ્દ અને બીજા ત્રણ યાગનો વાચક 'પૂર્ણમાસ' શબ્દ છે. ग्रामेण खन्यते कूपः અહીં ગ્રામ શબ્દ સમુદાય વાચક છે અને એનાથી ઉત્પન્ન કરાતો કૂપ સાધારણ છે અને તે આખા ગામને ઉપકાર કરે છે. એક માણસે પોતા માટે કૂપ ખોદાવ્યો હોય તો તે ખાનગી છે, સાધારણ નથી અને એક જ કુટુંબને ઉપકાર કરે છે. દર્શ અને પૂર્ણમાસ એ ગ્રામ સ્થાનીય સમુદાય વાચક છે અને તજ્જન્ય ફળ એક જ છે અને તે સર્વયાગોનું સાધારણ છે. ॥ ૧ ॥

**शेषवद्वा प्रयोजनं प्रतिकर्म विभज्यते ॥ २ ॥**

**પદાર્થ** :—( वा ) અથવા ( शेषवत् ) શેષની પેઠે ( प्रयोजनं ) પ્રયોજન=ફળ ( प्रतिकर्म विभज्यते ) દરેક કર્મ દીઠ જુદું જુદું પણ હોય છે.

**ભાવાર્થ** :—સમુદાય શબ્દથી જે વાચ્ય હોય અથવા સમુદાય વાચક શબ્દથી પદાર્થનું ગ્રહણ કરી તેને ઉદ્દેશીને જે કંઇ કરવામાં આવે તે સમુદાયને જ લાગુ પડે છે એવો નિયમ નથી. સમુદાય ગત એક એક વ્યક્તિને પણ લાગુ પડે છે. જેમકે गणाय स्नानं આપ્યા જનસમુદાયને જે સ્નાનનો સંબંધ બતાવ્યો છે તે સમુદાયને લાગુ પડતો નથી પણ સમુદાય ગત વ્યક્તિને લાગુ પડે છે. માટે જેમ અહીં સમુદાયને ઉદ્દેશીને કહેવામાં આવેલું સ્નાન વ્યક્તિઓને લાગુ પડે છે તેમ દર્શ અને પૂર્ણમાસથી જે સ્વર્ગ રૂપ ફળ બતાવવામાં આવ્યું છે તે દર્શાન્તર્ગત અને પૂર્ણમાસાન્તર્ગત દરેક યાગને કેમ લાગુ ન પડે ? અર્થાત્ જેટલા યાગ તેટલાં ફળ માનવા જોઇએ એવો અહીં પૂર્વપક્ષવાદીનો અભિપ્રાય જણાય છે. અર્થાત્ તંત્ર રૂપે નથી પણ આવાપ રૂપે છે. ॥ ૨ ॥

**अविधानं तु नैवं स्यात् ॥ ३ ॥**

**પદાર્થ** :—( तु ) પૂર્વોક્ત દોષને દૂર કરે છે ( अविधानम् ) શેષ અને શેષીનું સામ્ય રૂપે વિધાન નથી ( न एवं स्यात् ) માટે એમ ન કહેવાય.

**ભાવાર્થ** :—શેષ અને શેષીનું એક રૂપે વિધાન નથી અર્થાત્ જ્યાં સમુદાયમાં સાહિત્ય વિવક્ષિત હોય ત્યાં વિધીયમાન કર્મ સમુદાયને લાગુ પડે છે અને જ્યાં સાહિત્ય વિવક્ષિત ન હોય ત્યાં સમુદાયીને લાગુ પડે છે. ब्राह्मणगणं पूजय અથવા गणाय स्नानम् અહીં સાહિત્ય વિવક્ષિત નથી માટે પૂજા અને સ્નાન સમુદાયીઓને લાગુ પડે છે પણ દર્શ અને પૂર્ણમાસમાં તો સાહિત્ય વિવક્ષિત છે એટલે જે સ્વર્ગરૂપ ફળ સાધ્ય તરીકે બતાવવામાં આવ્યું છે તે છએ યાગોથીજ જન્ય થાય છે એમ સમજવું. ॥ ૩ ॥

**शेषस्य हि परार्थत्वाद्विधानाद् प्रतिप्रधानभावः स्यात् ॥ ४ ॥**

**પદાર્થ** :—( हि ) કારણ કે ( शेषस्य परार्थत्वात् ) જે શેષ હોય છે તે પરાર્થ હોય છે અર્થાત્ પ્રધાન માટે હોય છે. ( विधानात् ) વિધાન હોવાથી શેષ છે. માટે ( प्रतिप्रधानभावः स्यात् ) દરેક પ્રધાનમાં અંગની આવૃત્તિ હોય છે.

**ભાવાર્થ** :—ફળની પ્રત્યે યાગ શેષ છે. કારણ કે ફળને ઉદ્દેશીને યાગનું વિધાન થાય છે. જ્યાં વિધીયમાનત્વ હોય છે તે શેષ કહેવાય છે. યાગમાં વિધીયમાનત્વ છે માટે એજ શેષ છે. તેથી છએ યાગરૂપ શેષોનું એક સ્વર્ગરૂપ ફળ છે. ॥ ૪ ॥

**બધાં અંગો મળીને કાર્ય ઉત્પન્ન કરે છે.એ અધિકરણનાં સૂત્રો.**

**પૂર્વપક્ષ.** **अङ्गानां तु शब्दभेदात् क्रतुवत् स्यात फलान्यत्वम् ॥ ५ ॥**

**પદાર્થ** :—( तु ) પૂર્વપક્ષને સૂચવે છે. ( क्रतुवत् ) ક્રતુઓ પેઠે ( अङ्गानां फलान्यत्वं स्यात् ) અંગોનાં ફળ જુદાં જુદાં હોય છે. ( शब्दभेदात् ) શબ્દોનો ભેદ હોવાથી.

ભાવાર્થ :—ऐन्द्राग्नमेकादशकपालं निर्वपेत् प्रजाकामः। ऐन्द्रं चरुं निर्वपेत पशुकामः। આ બંને ક્રતુઓના ફળ જુદાં જુદાં છે. એકનું ફળ પ્રજા છે જ્યારે બીજાનું ફળ પશુ પ્રાપ્તિ છે. માટે જેમ ક્રતુઓનાં ફળ ભિન્ન ભિન્ન છે તેમ અંગોનાં ફળ પણ ભિન્ન ભિન્ન હોવાં જોઇએ. समिधो यजति। तनूनपातं यजति આ બન્ને અંગ યાગ છે એનાં ફળ જુદાં જુદાં હોવા જોઇએ. બન્નેના શબ્દો પણ ભિન્ન છે. વળી એક અંગ બીજા અંગની આકાંક્ષા પણ રાખતું નથી માટે અંગોનાં ફળ ભિન્ન ભિન્ન હોવાં જોઇએ. ॥ ૫ ॥

સિદ્ધાંત સૂત્ર. अर्थभेदस्तु तत्रार्थेह्यैकार्थ्यादैककर्म्यम् ॥ ६ ॥

પદાર્થ :—( तु ) સિદ્ધાંતને સૂચવે છે. ( तत्र अर्थभेदः ) ક્રતુઓમાં અર્થભેદ છે. ( अथ इह ) પણ અહીં અંગોમાં ( ऐकार्थ्यात ) પ્રધાનને ઉપકારી હોવાથી ( ऐककर्म्यम् ) એક ફળ જનક છે.

ભાવાર્થ :—જ્યાં ભિન્ન ફળને પ્રતિપાદન કરનાર શબ્દ હોય ત્યાં ભિન્ન ફળ માનવાં જોઇએ પણ અંગો તો મુખ્ય કર્મને સહાયતા આપનાર હોવાથી તેઓનું ફળ એકજ છે અર્થાત્ પ્રધાન કર્મનું ફળ એજ અંગોનું ફળ હોય છે. ॥ ૬ ॥

शब्दभेदान्नेति चेत् ॥ ७ ॥

પદાર્થ :—( शब्दभेदात् ) શબ્દ ભિન્ન હોવાથી અંગોનું ફળ જુદું જુદું હોય છે ( इति चेत् ) જો એમ માનવામાં આવે તો આનો ઉત્તર આગળના સૂત્રમાં છે.

ભાવાર્થ :—ફલવાચક શબ્દ ભલે ન હોય પણ વિધિવાચક પ્રત્યયો તો જુદા જુદા હોવાં જોઇએ આ શંકાનું સમાધાન આગળના સૂત્રમાં છે. ॥ ૭ ॥

कर्मार्थत्वात प्रयोगे ताच्छब्द्यं स्यात तदर्थत्वात् ॥ ८ ॥

પદાર્થ :—પદાર્થ ( कर्मार्थत्वात् प्रयोगे ) પ્રધાન પ્રયોગ જ્યારે કહેવામાં આવે છે ત્યારે ( ताच्छब्द्यम् स्यात ) અંગોના પ્રયોગનો શબ્દ પણ જે હોય છે તે ( तदर्थत्वात ) મુખ્ય પ્રયોગ માટે હોય છે.

ભાવાર્થ :—समिधो यजति ઇત્યાદિ અંગ વાક્યો વિધાયક નથી એ તો दर्शपूर्णमासाभ्यां स्वर्गं कुर्यात् આવું જ્યારે જાણવામાં આવે છે ત્યારે દર્શ અને પૂર્ણમાસ કેવી રીતે કરવાં ? આ જે આકાંક્ષા ઉભી થાય છે તેને શાંત કરવા समिधो यजति ઇત્યાદિ અંગકલાપ હોય છે અને એ અંગો પ્રધાનભાવના સાથેજ સંબદ્ધ હોય છે. જેટલાં અંગો હોય છે તે કોઇ જુદાં જુદાં વિધાન હોતાં નથી. આ રીતે યાગ કરવો એ બતાવવા માટે અંગ વાક્યો હોય છે. ॥ ૮ ॥

कर्तृविधेर्नानार्थत्वाद्गुणप्रधानेषु ॥ ९ ॥

પદાર્થ :—( कर्तृविधेः ) કર્તાનો જે પ્રધાન વિધિ છે તે ( नानार्थत्वात् ) ભિન્નાર્થક હોવાથી ( गुणप्रधानेषु ) ગુણ અને પ્રધાન વિધિમાં.

ભાવાર્થ :—ગુણ પ્રધાનોમાં ગુણ વિષય અને પ્રધાન વિષયક કર્તાનો જે વિધિ છે અર્થાત્ જે ગુણ નુષ્ઠાન અને પ્રધાનાનુષ્ઠાન છે તેના ઉદ્દેશો જુદા જુદા હોય છે. અર્થાત્ પ્રધાનકર્મનો ઉદ્દેશ ફળ હોય છે અને અંગોનો ઉદ્દેશ પ્રધાન કર્મ હોય છે. આ પ્રમાણે એક જ વાક્યથી પ્રધાન કર્મ અને તેની ઇતિકર્તવ્યતાનું વિધાન થઇ શકે નહિ. ॥ ૯ ॥

आरम्भस्य शब्दपूर्वत्वात् ॥ १० ॥

પદાર્થ :—( आरम्भस्य ) વ્યાપાર ( शब्दपूर्वत्वात् ) ભાવના વાચક શબ્દ જન્ય હોવાથી.

ભાવાર્થ :—यजेत એટલે यागं कुर्यात् આવો અર્થ થાય છે. આ શબ્દ સાંભળતાં જ ત્રણ જાતની આકાંક્ષાઓ ઉત્પન્ન થાય છે. (૧) શું કરવું (૨) શાથી કરવું અને (૩) કેવી રીતે કરવું. પણ 'याग' શબ્દના ઉચ્ચારણ કરવાથી ત્રણ જાતની આકાંક્ષા ઉત્પન્ન થતી નથી. 'કેવી રીતે કરવું' આને इत्थंभावाकांक्षा કહેવામાં આવે છે અને એનું પ્રતિપાદન समिधो यजति વગેરે અંગ વાક્યો કરે છે. જો એનું પ્રતિપાદન ન થાય તો યાગ કેવા રીતે કરવો એજ ન સમજાતું હોવાથી આરંભ જ કરી શકાય નહિ आरम्भो व्यापारः क्रिया આ ત્રણેનો એક જ અર્થ છે. માટે અંગો પ્રધાનના ઉપકાર રૂપ કાર્યમાં જોડાય છે. એનું કોઇ જુદું ફળ હોતુ નથી. ॥ ૧૦ ॥

'દર્શપૂર્ણમાસ આદિ કામ્ય કર્મોમાં સર્વ અંગોનો ઉપસંહાર છે.' એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ. एकेनापि समाप्येत कृतार्थत्वाद् यथा क्रत्वन्तरेषु प्राप्तेषु चोत्तरावत्स्यात ॥ ११ ॥

પદાર્થ :—( एकेन अपि समाप्येत ) એક અંગનું અનુષ્ઠાન કરવાથી પ્રયોગ સમાપ્ત થાય છે. ( कृतार्थत्वात् ) કારણ તેનાથી કથંભાવની આકાંક્ષા પૂર્ણ થાય છે. ( यथा क्रत्वन्तरेषु प्राप्तेषु) સ્વર્ગ સાધન જ્યોતિષ્ટોમ આદિમાંથી કોઇપણ યાગથી સ્વર્ગભાવના પૂર્ણ થાય છે તેમ. ( उत्तरावत् च ) ઉત્તર ગાયોને દોવરાવવામાં જેમ નિયમ નથી.

ભાવાર્થ :—કોઇપણ એક અંગનું અનુષ્ઠાન કરવાથી પ્રયોગ પૂર્ણ થઇ શકે છે. માટે બધાં અંગોનું અનુષ્ઠાન કરવાની જરૂર રહેતી નથી, એક અંગથી કથંભાવાકાંક્ષા પૂરી થઇ તો પછી બીજા અંગના અનુષ્ઠાનની જરૂર રહેતી નથી. બધાં અંગોનું સંનિધાન છે માટે જ બધાં અંગોનું અનુષ્ઠાન કરવું એમ કહો તો પણ નિયમ તો ન જ બાંધી શકાય. બની શકે તેટલાં અંગોનું અનુષ્ઠાન કરવું, બધાંનું નહિ જેમકે सान्नाये तिस्रो वाग्यतो दोहयित्वा विसृष्टवाग-नन्वारभ्य तूष्णीमुत्तरा दोहयति સાન્નાય્ય પ્રકરણ ત્રણ ગાયોને વાગ્યત થઇ દોવરાવી પછી બીજી ગાયોને દોવરાવે છે. અહીં પ્રથમ ત્રણનો જેવો નિયમ હોય છે તેવો ત્યાર પછીનો નિયમ નથી. જેટલી બની શકે તેટલી ગાયો દોવરાવવી. એજ પ્રમાણે બની શકે તેટલાં અંગોનું અનુષ્ઠાન કરવું બધાંના અનુષ્ઠાનમાં નિયમ નથી. ॥ ૧૧ ॥

### फलाभावादिति चेत ॥ १२ ॥

**પદાર્થ** :—( फलाभावात् ) ફળ મળતું ન હોવાથી. ( इति चेत् ) જો એવી શંકા કરવામાં આવે તો.

**ભાવાર્થ** :—જો બધા અંગોનું અનુષ્ઠાન ન કરવામાં આવે તો સ્વર્ગરૂપ ફળની સિદ્ધિ થાય નહિ. આ શંકાનું સમાધાન આગળના સૂત્રમાં છે. ॥ ૧૨ ॥

### न कर्मसंयोगात् प्रयोजनमशब्ददोषं स्याव ॥ १३ ॥

**પદાર્થ** :—( न ) નહિ ( कर्मसंयोगात् ) પ્રધાન કર્મનો જ ફળ સાથે સંબંધ હોવાથી ( प्रयोजनम् ) ફળ ( अशब्ददोषं स्यात् ) કોઇપણ જાતનો શબ્દ દોષ નથી.

**ભાવાર્થ** :—ફળની સાથે સંબંધ તો પ્રધાન કર્મનો જ છે અંગોનો નહિ માટે શબ્દજન્ય દોષ પણ કતિપય અંગોનું અનુષ્ઠાન ન કરવામાં આવશે તો ગણાશે નહિ. જો અંગોનો પણ ફળ સાથે સંબંધ માનવામાં આવે તો કયું કર્મ પ્રધાન છે અને કયું અંગ છે એની સમજ પડી શકે નહિ. ॥ ૧૩ ॥

### ऐक्यशब्द्यादिति चेत ॥ १४ ॥

**પદાર્થ** :—( ऐकशब्द्यात् ) એક વિધિના જ વિષય બધાં અંગ હોવાથી બધાં અંગોનું અનુષ્ઠાન થવું જોઇએ. ( इति चेत ) જો એવી શંકા કરવામાં આવે તો એનું સમાધાન આગળના સૂત્રમાં છે.

**ભાવાર્થ** :—જેટલાં અંગો પ્રધાન કર્મ સાથે જોડાયેલાં હોય છે તે બધાં જ એક જ વિધિના વિષય હોય છે માટે બધાનું જ અનુષ્ઠાન થવું જોઇએ. કોઇપણ અંગ છોડવાથી પ્રયોગમાં અંગ વૈકલ્ય આવે છે અને વિકલાંગ પ્રયોગથી ફળસિદ્ધિ થતી નથી. ॥ ૧૪ ॥

### नार्थपृथक्त्वात समत्वादगुणत्वम ॥ १५ ॥

**પદાર્થ** :—( न ) બધાં અંગોનો ફળ સાથે સંબંધ નથી. ( अर्थपृथक्त्वात ) અર્થમાં પૃથક્ત્વ હોવાથી ( समत्वात् ) જો બધાં સમાન હોય તો ( अगुणत्वम् ) અમુક કર્મ ગુણકર્મ છે એમ કહી શકાય નહિ.

**ભાવાર્થ** :—જો બધાં જ કર્મ ફલ સાથે જોડાય તો અમુક કર્મ ગુણકર્મ છે એ કેમ ખબર પડે માટે કર્મના અર્થમાં ભેદ છે. જે કર્મ ફળ સાથે સંબંધ રાખે તે પ્રધાન કર્મ અને જે કર્મ પ્રધાનકર્મ સાથે સંબંધ રાખે તે ગુણકર્મ માટે સર્વ અંગોનો ઉપસંહાર નથી. ॥ ૧૫॥

**સિદ્ધાંત સૂત્ર.**

### विधेस्त्वेकश्रुतित्वात् अपर्यायविधानात् नित्यवच्छ्रुतभूताभिसंयोगादर्थेन युगपत्प्राप्तेर्यथाक्रमं निश्चीतवत् तस्मात् सर्वप्रयोगे प्रवृत्तिः स्यात् ॥ १६ ॥

**પદાર્થ** :—( विधेः एकश्रुतित्वात् ) સર્વ અંગોના અનુષ્ઠાનના બોધકનો વિધિ એક જ હોવાથી ( अपर्यायविधानात् ) વારા ફરતી વિધાન ન હોવાથા ( नित्यश्रुतभूताभिसंयोगात् ) નિત્ય

શ્રુતભાવના વાચક શબ્દથી ઉઠેલી કંથભાવાકાંક્ષા સાથે સંબંધ હોવાથી. ( अर्थेन युगपत्प्राप्तेः ) એકી સાથે પ્રધાન કર્મ સાથે અંગોનો સંબંધ હોવાથી. ( यथाक्रमम् ) ક્રમ પ્રમાણે સર્વ અંગોનું અનુષ્ઠાન કરવું. ( निवीतवत् ) નિવીત ઋત્વિજો પેઠે ( तस्मात् ) માટે ( सर्वप्रयोगे प्रवृत्तिः स्यात् ) સર્વ પ્રધાન પ્રયોગ સાથે સર્વ અંગોનું અનુષ્ઠાન કરવું જોઈએ.

**ભાવાર્થ** :— એક જ વિધિ વાકયથી સર્વ અંગોનો બોધ થાય છે તેથી, સમિધ યજન અને તનૂનપાત્ યજનનું પર્યાયથી વિધાન ન હોવાથી, ભાવનાવાચક શબ્દથી કંથભાવાકાંક્ષાનો સર્વ અંગો સાથે સંબંધ હોવાથી પ્રધાન કર્મના ઉપકારમાં સર્વ અંગોની ખલેકપોતન્યાયથી એક સાથે પ્રવૃત્તિ હોવાથી બધાંજ અંગોનું અનુષ્ઠાન કરવું જોઈએ. એટલે કે જે પ્રધાન કર્મ સાથે જે જે અંગો કંથભાવાકાંક્ષાથી જોડાયાં હોય તે બધાનું અનુષ્ઠાન કરવું જ જોઈએ. અંગ કર્મનાં પ્રતિપાદક વાકયોમાં વારાફરતી અંગાનુષ્ઠાન કરવાનું કથન પણ નથી. જેમ ખળામાં કબૂતરો એક સાથે ચણવા ઉતરી પડે છે તેમ બધાં જ અંગો પ્રધાન કર્મ ઉપર ઉપકાર કરવા એક સાથે પ્રવૃત્ત થાય છે. માટે બધાં જ અંગોનું અનુષ્ઠાન કરવું એજ સિદ્ધાંત છે. ॥ ૧૬ ॥

## तथा कर्मोपदेशः स्यात् ॥ १७ ॥

**પદાર્થ** :—( तथा ) તેમ કરવાથી ( कर्मोपदेशः ) કર્મનો ઉપદેશ ( स्यात् ) ચરિતાર્થ થાય છે.

**ભાવાર્થ** :—બધાંજ અંગોનું અનુષ્ઠાન કરવાથી ચૌદ આહુતિઓ પૌર્ણમાસીમાં અને તેર આહુતિ અમાવાસ્યામાં હોમવી. આ ઉપદેશ ચરિતાર્થ થાય છે. આ સંખ્યા બધાં અંગો અનુષ્ઠિત થાય તોજ સિદ્ધ થઈ શકે છે અન્યથા નહિ. ॥ ૧૭ ॥

## क्रत्वन्तरेषु पुनर्वचनम् ॥ १८ ॥

**પદાર્થ** :—( क्रत्वन्तरेषु ) જુદા જુદા યાગોમાં ( पुनर्वचनम् ) વારા ફરતી ફળ શ્રુતિ છે.

**ભાવાર્થ** :—જે જુદા જુદા ક્રતુઓ સંબંધે કહેવામાં આવ્યું છે કે કોઈ એક ક્રતુ કરવાથી સ્વર્ગ ભાવના થઈ શકે છે માટે બધા જ ક્રતુઓ કરવાની જરૂર નથી એ દૃષ્ટાન્તમાં તો વૈષમ્ય છે. કારણ કે ત્યાં તો દરેક ક્રતુનો ફળ સાથે સંબંધ બતાવ્યો છે. માટે એક ક્રતુ કરવાથી ફળ ભાવના સિદ્ધ થઈ શકે છે. પણ અંગ કર્મોનો સંબંધ ફળ સાથે હોતો નથી. ॥ ૧૮ ॥

## उत्तरास्वश्रुतित्वाद् विशेषाणां कृतार्थत्वात् स्वदोहे यथाकामी प्रतीयेत ॥ १९ ॥

**પદાર્થ** :—( उत्तरासु अश्रुतित्वात् ) ઉત્તર યાગોમાં દોહન વિહિત ન હોવાથી. ( विशेषाणाम् कृतार्थत्वात् ) વાગ્વિસર્ગ આદિના વિધાનથી કૃતાર્થ હોવાને લીધે ( स्वदोहे यथाकामी प्रतीयेत ) પોતાના દોહન માટે પોતાની ઇચ્છા પ્રમાણે દોહવાનું પ્રતીત થાય છે.

**ભાવાર્થ** :—ગાયોનું દૃષ્ટાન્ત પણ બરાબર નથી કારણ કે, ત્રણ ગાયો દોહવરાવવા પછી બાકીની ગાયોમાં દોહનનું વિધાન જ નથી. માટે ઇચ્છા પ્રમાણે ઉત્તર ગાયોનું દોહન પ્રતીત થાય છે પણ અંગ કર્મોમાં તો વિધાન હોય છે માટે તેના અનુષ્ઠાનમાં ઇચ્છા કામ આવી શકતી

નથી ત્યાં તો બધાં જ અંગોનું અનુષ્ઠાન કરવું જોઈએ. પ્રયોગમાં અંગ વૈકલ્ય ન થવું જોઈએ. ॥ ૧૯ ॥

**'કામ્ય કર્મ વારે વારે પણ કરી શકાય છે.' એ અધિકરણનાં સૂત્રો.**

સિદ્ધાંત સૂત્ર. **कर्मण्यारम्भभाव्यत्वात् कृषिवत् प्रत्यारम्भफलानि स्युः ॥ २० ॥**

**પદાર્થ** :—( कर्मणि आरम्भभाव्यत्वात् ) કર્મના અનુષ્ઠાનથી ફળ ઉત્પન્ન થતું હોવાથી ( कृषिवत ) કૃષિની માફક ( प्रत्यारम्भफलानि स्युः ) દરેક અનુષ્ઠાનને ફળ પ્રાપ્ત થાય છે.

**ભાવાર્થ** :—જેમ ખેતી દરેક વરસે કરવામાં આવે છે કારણ કે, ખેતી દરેક વરસે ફળ આપે છે. માટે ખેતીની આવૃત્તિ દરેક વરસે ખેડુતો કરે છે તેમ કર્મનું અનુષ્ઠાન પણ ફળ આપે છે. જો એક જ વખત કર્મ કરે તો એક જ વખત ફળ મળે અને વારે વારે કર્મ કરે તો વારે વારે ફળ મળે છે, માટે કામ્ય કર્મનું અનુષ્ઠાન વારે વારે પણ થઈ શકે છે. અર્થાત્ જ્યારે જ્યારે કામના થાય ત્યારે કર્માનુષ્ઠાન કરી ફળ મેળવી શકાય છે. ॥ ૨૦ ॥

**अधिकारश्च सर्वेषां कार्यत्वादुपपद्यते विशेषः ॥ २१ ॥**

**પદાર્થ** :—( च ) અને ( सर्वेषां कार्यत्वात् ) ઘણા કર્મો અનુષ્ઠેય હોવાથી ( विशेषः अधिकार उपपद्यते ) વિશેષ અધિકાર ઉપપન્ન થાય છે.

**ભાવાર્થ** :—જેટલાં અનુષ્ઠેય કામ્ય કર્મો છે તે બધાંનો અધિકાર વારે વારે કરવામાં આવે છે. ॥ ૨૧ ॥

પૂર્વપક્ષ સૂત્ર.. **सकृत्तु स्यात्कृतार्थत्वात् ॥ २२ ॥**

**પદાર્થ** :—( तु ) પૂર્વપક્ષ દ્યોતક છે. ( सकृत् स्यात् ) એક જ વખત અનુષ્ઠાન કરવું જોઈએ. ( कृतार्थत्वात् ) એક વાર અનુષ્ઠાન કરવાથી વિધિ ચરિતાર્થ થાય છે.

**ભાવાર્થ** :—કામ્ય કર્મ એકવાર કરવાથી વિધિ ચરિતાર્થ થઈ જાય છે તો પછી બીજી વાર કર્મ કરવાનો પ્રસંગ જ ઉભો થતો નથી. માટે જેમ એક પ્રયોગમાં અંગોનું અનુષ્ઠાન એક જ વખત થાય છે તેમ કામ્ય કર્મ પણ એક જ વખત કરવું. ॥ ૨૨ ॥

**शब्दार्थश्च तथा लोके ॥ २३ ॥**

**પદાર્થ** :—( च ) અને ( शब्दार्थः ) વિધિ શબ્દના અર્થનું અનુષ્ઠાન એકવાર થાય છે ( तथा लोके ) લોક વ્યવહારમાં એક જ વખત કાર્ય થાય છે.

**ભાવાર્થ** :—લોક વ્યવહારમાં ગુરુએ કહ્યું કે કાષ્ઠ લાવ એટલે શિષ્ય એક વખત કાષ્ઠ લાવી આપી ગુરુની આજ્ઞાને સફળ કરે છે તેમ કામ્ય કર્મ પણ એક જ વખત કરવું જોઈએ. ॥ ૨૩ ॥

સિદ્ધાંત પક્ષ. अपि वा संप्रयोगे यथाकामी प्रतीयेताश्रुतित्वात् विधिषु वचनानि स्युः ॥ २४ ॥

પદાર્થ :—( अपि वा ) અથવા ( संप्रयोगे ) પ્રયોગના અનુષ્ઠાનમાં ( यथाकामी प्रतीयेत ) કર્તાની ઇચ્છા પ્રમાણે એક અથવા વધારે વખત કામ્ય કર્મ કરી શકે છે. ( अश्रुतत्वात् ) એક જ વખત કર્મ કરવું એવું કોઇ શાસ્ત્રે વિધાન ન હોવાથી. ( विधिषु वचनानि स्युः ) વિધિ વચનો તો માત્ર અનુષ્ઠાન જ બતાવે છે. એક વાર કે બે વાર કે વધારે વાર કર્મ કરવામાં એનો વ્યાપાર નથી.

ભાવાર્થ :—વિધિ વચનો તો માત્ર કામ્ય કર્મ કરવાનું કહે છે. જોઇએ તો એક વાર કરો અને જોઇએ તો બહુવાર કરો. આ બાબતમાં કોઇ વિધાન જણાતું નથી. ॥ ૨૪ ॥

ऐकशब्द्यात्तथाऽङ्गेषु ॥ २५ ॥

પદાર્થ :—( ऐकशब्द्यात् ) એક જ વિધિ પ્રત્યય હોવાથી ( अङ्गेषु तथा ) અંગોના અનુષ્ઠાનમાં તેમ હોય છે.

ભાવાર્થ :—અંગોના અનુષ્ઠાનમાં તો મૂળ વિધિમાં એક જ પ્રત્યય છે અને તેમાં કથંભાવાકાંક્ષા પણ એક જ વખત ઉત્પન્ન થાય છે માટે પ્રધાન પ્રયોગમાં અંગોનું અનુષ્ઠાન એક જ વખત કરવું જોઇએ એવો નિયમ છે. પણ ફળની ઇચ્છામાં એમ નથી. માટે જ્યારે જ્યારે ફળની ઇચ્છા થાય ત્યારે ત્યારે કર્મનું અનુષ્ઠાન કરવું. એટલે કામ્ય કર્મની આવૃત્તિ થઇ શકે છે. ॥ ૨૫ ॥

लोके कर्मार्थलक्षणम् ॥ २६ ॥

પદાર્થ :—( लोके ) લૌકિક દૃષ્ટાંત પણ ઠીક નથી ( कर्मार्थलक्षणम् ) લૌકિક કર્મનું ફળ પ્રત્યક્ષ હોય છે માટે તેને અનુસરીને કર્મ થાય છે.

ભાવાર્થ :—લૌકિક કર્મનું ફળ પ્રત્યક્ષ હોય છે. ગુરુએ કાષ્ઠ લાવવા શિષ્યને આજ્ઞા આપી. શિષ્યે કાષ્ઠ લાવી આપ્યાં પણ જો એટલાં કાષ્ઠથી રસોઇ તૈયાર ન થાય તો બીજી વાર પણ શિષ્ય કાષ્ઠ લાવી આપે છે. અને છતાં પણ રસોઇમાં કચાશ રહે તો ત્રીજી વાર પણ લાવી આપે છે. જરૂર ન હોય તો એક વખત લાવી આપી શિષ્ય કૃતાર્થ બને છે. કારણ કે રસોઇ રૂપ ફળ પ્રત્યક્ષ છે. પણ સ્વર્ગપ્રાપ્તિ રૂપ ફળ તો અદૃષ્ટ છે તેમાં લૌકિક દૃષ્ટાન્ત ઘટી શકે નહિ. ॥ ૨૬ ॥

## 'અવઘાત આદિમાં તંડુલ પ્રાપ્ત થાય ત્યાં સુધી અવઘાત ક્રિયાની આવૃત્તિ કરવી જોઇએ.' એ અધિકરણનાં સૂત્રો.

क्रियाणामर्थशेषत्वात् प्रत्यक्षमतस्तन्निर्वृत्त्याऽपवर्गः स्यात् ॥ २७ ॥

પદાર્થ :—( क्रियाणाम् अर्थशेषत्वात् ) અવહનન આદિ ક્રિયાઓ તંડુલનિષ્પત્તિ માટે હોવાથી ( प्रत्यक्षम् ) ફળ પ્રત્યક્ષ છે ( अतः तन्निर्वृत्त्या ) માટે તેની સિદ્ધિ થાય ત્યાં સુધી આવૃત્તિ કરવી ( अपवर्गः स्यात् ) અને પછી સમાપ્તિ કરવી.

ભાવાર્થ :—व्रीहीन् अवहन्ति આ વાકયમાં વ્રીહિનું અવહનન કરવા કહ્યું છે. અવહનન તંડુલ કાઢવા માટે હોય છે, માટે તંડુલ ફોતરાંથી જુદા પડી જાય ત્યાં સુધી ખાંડવું. તંડુલ જુદા પડે એટલે ખાંડવાની ક્રિયા બંધ કરવી જોઇએ. 'માત્ર એક જ વખત અવહનન કરવું,' એવો કોઇ નિયમ નથી ॥ ૨૭ ॥

અદૃષ્ટ ફળ જયાં બતાવ્યું હોય ત્યાં એક જ વખત અવહનન કરવું.

धर्ममात्रे त्वदर्शनात् शब्दार्थेनापवर्गः स्यात् ॥ २८ ॥

પદાર્થ :—( धर्ममात्रे तु अदर्शनात् ) કેવળ અદૃષ્ટ ફળના સાધન તરીકે અવહનન હોય ત્યાં ( शब्दार्थेन अपवर्गः स्यात ) એક જ વખત અવહનન કરવાથી વિધિ ચરિતાર્થ થાય છે.

ભાવાર્થ :—જયાં અવહનન અદૃષ્ટ ફળને માટે હોય છે ત્યાં એક જ વખત અવહનન કરવું કારણ કે એમ કરવાથી વિધિ ચરિતાર્થ થાય છે. ત્યાં ફળ કંઇ પ્રત્યક્ષ હોતું નથી. માટે ફળ ઉપર વિશ્વાસ રાખી અવહનનક્રિયા ચાલુ રાખવી એ શાસ્ત્રોકત નથી. ॥ ૨૮ ॥

'પ્રયાજાદિ અંગોનું અનુષ્ઠાન એક જ વખત હોય છે.'

એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ સૂત્ર. क्रतुवद्वाऽनुमानेनाभ्यासे फलभूमा स्यात् ॥ २९ ॥

પદાર્થ :—( वा ) પૂર્વપક્ષને સૂચવે છે. ( क्रतुवद् ) કામ્યક્રતુની જેમ આવૃત્તિ થઇ શકે છે તેમ ( अनुमानेन ) અનુમાનથી ( फलभूमा ) ફલનું આધિકય ( स्यात् ) થાય છે.

ભાવાર્થ :—જેમ કામ્યક્રતુઓ વારાફરતી કરવાથી ફળવિશેષ પ્રાપ્ત થાય છે તેમ પ્રયાજાદિ અંગોનો પણ અભ્યાસ કરવો જોઇએ કારણ કે એમ કરવાથી પ્રધાન કર્મના ફળમાં વૃદ્ધિ પ્રાપ્ત થશે એમ અનુમાનથી સમજી શકાય છે. ॥ ૨૯ ॥

સિદ્ધાંત સૂત્ર. सकृद्वा करणैकत्वात् ॥ ३० ॥

પદાર્થ :—( सकृद् वा ) એક જ વખત અનુષ્ઠાન કરવું ( करणैकत्वात् ) પ્રધાન રૂપ કરણ એક હોવાથી.

ભાવાર્થ :—પ્રધાન રૂપ કરણ એક હોવાથી પ્રયાજાદિ અંગોનું અનુષ્ઠાન પણ એક જ વખત કરવું. માટીના પિંડમાંથી જયારે ઘડો ઉત્પન્ન કરવો હોય ત્યારે એ પિંડ જે ચક્ર ( ચાકડા ) ઉપર હોય તેને તેટલો જ ફેરવવો જોઇએ કે જેથી તેમાંથી ઘડો તૈયાર થાય. ઘડો તૈયાર થઇ ગયા પછી ચાકડાને ફેરવ્યા કરવો અનું કશું જ ફળ નથી ફળ રૂપ ઘડામાં કોઇપણ જાતનો વધારો થવાનો નથી. તેજ પ્રમાણે પ્રયાજાદિ અંગોમાં સમજવું જોઇએ. અર્થાત્ ફળ પ્રાપ્તિ યોગ્ય પ્રયાજાદિ અંગોનું અનુષ્ઠાન કર્યા પછી વધારે પ્રયાજોનું અનુષ્ઠાન કરવાથી કોઇપણ વિશેષ ફળ મળતું નથી. ॥ ૩૦ ॥

परिमाणं चानियमेन स्यात् ॥ ३१ ॥

પદાર્થ :—( परिमाणं च ) અને પરિમાણ ( अनियमेन स्यात् ) નિયમ વગર થઈ જાય.

ભાવાર્થ :—જો અંગોનું વધારે અનુષ્ઠાન કરવાથી વધારે ફળમળતું હોય તો પોર્ણમાસી યાગમાં ચોદ અને અમાવાસ્યા યાગમાં તેર આહુતિઓનો નિયમ જે બાંધ્યો છે તે નકામો થઈ જાય. કારણ કે વધારે આહુતિ આપવાથી વધારે ફળ મળત. પણ એમ કરવાથી વધારે ફળ મળતું નથી માટે અંગોનું એક જ વખત અનુષ્ઠાન કરવું. ॥ ૩૧ ॥

फलारम्भनिर्वृत्तेः क्रतुषु स्यात् फलान्यत्वम् ॥ ३२ ॥

પદાર્થ :—( फलारम्भनिर्वृत्तेः ) સ્વર્ગ આદિની ઉત્પત્તિ થવાથી ( क्रतुषु फलान्यत्वम् स्यात् ) ક્રતુઓમાં ભિન્ન ભિન્ન ફળ મળે છે.

ભાવાર્થ :—કામ્યક્રતુઓ તો મુખ્ય કર્મ છે, અને તેનું એક વખત અનુષ્ઠાન કરવાથી સ્વર્ગ પ્રાપ્તિ થાય છે. અને બીજી વખત કામ્ય ક્રતુ કરવાથી બીજું સ્વર્ગ પણ પ્રાપ્ત થાય છે. ક્રતુઓમાં ફળભેદ હોય છે પણ અંગોનું સ્વતંત્ર કોઈ ફળ જ નથી તો તેનું વધારે અનુષ્ઠાન કરવાથી ફળ ક્યાંથી પ્રાપ્ત થાય ? એ તો મુખ્ય કર્મ ઉપર ઉપકાર જ કરે છે. ॥ ૩૨ ॥

પૂર્વપક્ષ સૂત્ર.

अर्थवांस्तु नैकत्वादभ्यासः स्यादनर्थको यथा भोजनमेकस्मिन्नर्थस्या-परिमाणत्वात् प्रधाने च क्रियार्थत्वादनियमः स्यात् ॥ ३३ ॥

પદાર્થ :—( अर्थवान् तु ) અંગોનો અભ્યાસ ફલવાન્ હોય છે. ( न एकत्वात् अभ्यासः स्यात् ) કાર્ય અનેક હોવાથી, એક કાર્યવિષયક અભ્યાસ અનર્થક હોઇ શકે. ( यथा भोजनम् एकस्मिन् ) જેમ એક જ વખતે ભોજનની આવૃત્તિ નકામી થાય છે. ( अर्थस्य अपरिमाणत्वात् ) પ્રધાન ફળ નિયત ન હોવાથી ( प्रधाने च क्रियार्थत्वात् अनियमः स्यात् ) પ્રધાન કર્મમાં ક્રિયા ફળ ઉત્પન્ન કરવામાં મદદ કારક હોવાથી.

ભાવાર્થ :—પ્રધાનનું ફળ કેટલું છે અર્થાત્ પ્રધાન ફળ કેટલું સ્વર્ગ ઉત્પન્ન કરશે એનો કશો નિયમ હોતો નથી. સ્વર્ગ એ તો સુખવિશેષનો જ વાચક શબ્દ છે. માટે જો અંગોનો વધારે ઉપકાર થાય તો પ્રધાન કર્મ વધારે સ્વર્ગ અર્થાત્ સુખ અથવા પ્રીતિ ઉત્પન્ન કરી શકે, માટે અંગોની આવૃત્તિ વધારે સુખ ચાહનારે કરવી જોઇએ. ॥ ૩૩ ॥

पृथक्त्वाद् विधितः परिमाणं स्यात् ॥ ३४ ॥

પદાર્થ :—( पृथक्त्वात् ) અર્થ ભિન્ન હોવાથી ( विधितः ) વિધિપરક ( परिमाणं स्यात् ) સંખ્યા થાય.

ભાવાર્થ :—ચોદ અને તેર સંખ્યાનો જે નિયમ બાંધ્યો છે તે તો ભિન્ન અર્થ છે. માટે ત્યાં તો અર્થ પ્રમાણે આહુતિઓ આપી શકાય છે. ॥ ૩૪ ॥

સિદ્ધાંત સૂત્ર. **अनभ्यासो वा प्रयोगवचनैकत्वात्सर्वस्य युगपच्छास्त्रादफलत्वाच्च कर्मणः स्यात् क्रियार्थत्वात् ॥ ३५ ॥**

**પદાર્થ** :—( अनभ्यासः वा ) અંગોનો અભ્યાસ થતો નથી. ( प्रयोगवचनैकत्वात् ) પ્રયોગનું વચનૈકય હોવાથી ( सर्वस्य युगपत् शास्त्रात् ) એક ભાવનામાં અન્વય વખતે ફલકરણત્વથી પ્રધાન ક્રિયા જ અન્વિત થાય છે. ( कर्मणः अफलत्वात् च स्यात् ) ત્યારે અંગ કર્મો નકામાં છે ? ( क्रियार्थत्वात् ) નહિ. પ્રધાન ક્રિયાને ઉપકારક છે.

**ભાવાર્થ** :—અંગોનો અભ્યાસ કરવો નહિ. ભાવનામાં ફળના કરણ તરીકે મુખ્ય ક્રિયા જ અન્વિત થાય છે. અંગ ક્રિયા નહિ છતાં અંગક્રિયા નકામી નથી. તે તો પ્રધાન ક્રિયાને ઉપકાર કરશે અને તે દ્વારા તેની સફલતા છે. ॥ ૩૫ ॥

પૂર્વપક્ષ. **अभ्यासो वा छेदनसंमार्गावदानेषु वचनात्सकृत्त्वस्य ॥ ३६ ॥**

**પદાર્થ** :—( वा अभ्यासः ) અંગોનો અભ્યાસ થાય છે. ( छेदनसंमार्गावदानेषु सकृत्त्वस्य वचनात् ) છેદન, સંમાર્ગ અને અવદાનમાં એક વખત કરવાનું વચન હોવાથી.

**ભાવાર્થ** :—सकृदाच्छिनत्ति । परिधीन् सकृत्संमार्ष्टि । स्विष्टकृति सकृदवद्यति । ઉક્ત વચન એક વખત આચ્છેદન એક વખત સંમાર્ગ અને એક વખત અવદાન કરવાનું કહે છે તેથી સમજાય છે કે જ્યાં એક વખતનું વિધાન ન હોય ત્યાં આવૃત્તિ છે એમ સમજવું. ॥ ૩૬ ॥

સિદ્ધાંત સૂત્ર. **अनभ्यासस्तु वाच्यत्वात् ॥ ३७ ॥**

**પદાર્થ** :—( अनभ्यासः तु ) પ્રયાજાદિ અંગોનો અભ્યાસ ન કરવો. ( वाच्यत्वात् ) ઉક્ત સ્થળે જે એક જ વખતનું કથન કર્યું છે તેનું પ્રયોજન જુદું છે.

**ભાવાર્થ** :—દર્શપૂર્ણમાસમાં અનેકવાર આચ્છેદનનું વિધાન છે. હવે જો એક વખતનું વિધાન ન કરે તો અતિદેશથી અનેક વખત આચ્છેદન પ્રાપ્ત થાય. માટે સકૃત્તનું વિધાન છે. પ્રયાજ સંનિધિમાં પરિધિ સંમાર્ગનું ત્રણ વખત વિધાન છે માટે અનુયાજમાં એક વખતનું વિધાન છે. જો એ પ્રમાણે વિધાન કરવામાં ન આવે તો પ્રયાજના સાદૃશ્યને લીધે અનૂયાજમાં પણ ત્રણ વખત સંમાર્ગનું વિધાન સમજાય. બીજે ઠેકાણે બે વખત અવદાન કરવાનું વચન છે અને તે સ્વિષ્ટકૃતમાં પણ પ્રાપ્ત થઈ શકે માટે એક વખત અવદાન કરવાનું જણાવ્યું છે. આ પ્રમાણે અભિપ્રાય જુદો હોવાથી સકૃત્વ વિધાન અન્યત્ર અસકૃત્વનું બોધક નથી, એટલે સારાંશ એ છે કે અંગોનું એક જ વખત અનુષ્ઠાન કરવું. ॥ ૩૭ ॥

**'कपिञ्जलान्' આ ઠેકાણે કપિંજલ શબ્દને જે બહુવચનનો પ્રત્યય લગાડયો છે, તેનાથી 'ત્રણ જ સંખ્યા સમજવી.' એ અધિકરણનાં સૂત્રો.**

પૂર્વપક્ષ સૂત્ર. **बहुवचनेन सर्वप्राप्तेर्विकल्पः स्यात् ॥ ३८ ॥**

**પદાર્થ** :—( बहुवचनेन ) બહુવચન હોવાથી ( सर्वप्राप्तेः ) ત્રણથી માંડી કોઈપણ સંખ્યા લઈ શકાય માટે ( विकल्पः स्यात् ) સંખ્યાઓનો વિકલ્પ છે.

ભાવાર્થ :—'कपिञ्जलान् आलमेत' આ વાકયમાં 'કપિંજલ' શબ્દને બહુવચન લગાડયું છે અને બહુત્વ ત્રણથી માંડીને કોઇપણ સંખ્યામાં હોય છે તેથી કોઈ વખત ત્રણ કોઇ વખત ચાર અને કોઇ વખતપાંચ વગેરે સંખ્યા વિકલ્પે લઈ શકાય એટલે ત્રણ કપિંજલોને પ્રાપ્ત કરવા અથવા ચારને પણ પ્રાપ્ત કરવાં આ અર્થ છે. ॥ ૩૮ ॥

## दृष्टः प्रयोग इति चेत् ॥ ३९ ॥

પદાર્થ :—( प्रयोगः दृष्टः ) બહુ વચનથી ત્રણ વ્યક્તિઓ જ સમજાય છે અને તેમાં જ એનો પ્રયોગ થાય છે. ( इति चेत् ) જો એવી શંકા કરવામાં આવે તો

ભાવાર્થ :—બહુ વચન ત્રણ જ સમજાય છે ચાર નહિ. જો ચાર કહેવાની ઇચ્છા હોય તો चत्वारो ब्राह्मणाः આ ચાર શબ્દનો ઉલ્લેખ કરવો પડે છે, અને પાંચની જરૂર હોય તો પાંચ શબ્દનો ઉલ્લેખ કરવો પડે છે. માટે જો કોઇ ચાર પાંચ વગેરે સંખ્યા બોધક ઉપપદ ન હોય તો બહુ વચનનો અર્થ ત્રણ જ સમજવો. ॥ ૩૯ ॥

## तथेह ॥ ४० ॥

પદાર્થ :—( तथा इह ) તે જ પ્રમાણે અહીં પણ સમજવું.

ભાવાર્થ :—માણવકમાં અર્થાત્ બાળકને માટે કોઇ વખતે સિંહ શબ્દનો પ્રયોગ થાય છે. જે બાળક બળવાન્ અને નિર્ભય હોય તેને કોઇ વખત એમ કહેવામાં આવે છે કે આ તો 'સિંહ' છે. તે જ પ્રમાણે મયૂરમાં પણ કપિંજલ શબ્દનો પ્રયોગ જોવામાં આવે છે. તેથી કોઇ વખતે કપિંજલની જગાએ મયૂરની પણ પ્રાપ્તિ સમજી શકાય. ॥ ૪૦ ॥

## भक्त्येति चेत् ॥ ४१ ॥

પદાર્થ :—( भक्त्या ) ગૌણ વૃત્તિથી પ્રયોગ થાય છે. ( इति चेत् ) જો એમ કહેવામાં આવે તો ?

ભાવાર્થ :—બાળકો માટે જે સિંહ શબ્દનો પ્રયોગ કરવામાં આવે છે એ તો ગૌણ વૃત્તિથી, મુખ્ય વૃત્તિથી નહિ. ભક્તિ એટલે આ ઠેકાણે 'લક્ષણા' અર્થ સમજવો. ॥ ૪૧ ॥

## तथेतरस्मिन् ॥ ४२ ॥

પદાર્થ :—( तथा ) તે પ્રમાણે ( इतरस्मिन ) બીજે ઠેકાણે પણ ગૌણ વૃત્તિથી પ્રયોગ સમજવો

ભાવાર્થ :—જેમ બાળકને માટે ગૌણ વૃત્તિથી સિંહ શબ્દનો પ્રયોગ થાય છે તેમ બહુ શબ્દ પણ ત્રણથી માંડી પરાર્ધ સુધીની સંખ્યામાં પ્રયુક્ત થાય છે. બહુ શબ્દનો અર્થ ત્રણ જ થાય છે, આવો આગ્રહ શા માટે જોઈએ ?

प्रथमं वा नियम्येत कारणादतिक्रमः स्यात् ॥ ४३ ॥

પદાર્થ :--( वा ) અથવા ( प्रथमम् ) બહુ સંખ્યામાં પ્રથમ ત્રણ જ આવે છે ( नियम्येत ) માટે એનો નિયમ બાંધવામાં આવે છે. ( कारणात् अतिक्रमः स्यात् ) જો કોઇ ખાસ કારણ હોય તો ત્રણ સંખ્યાનો અતિક્રમ થાય છે.

ભાવાર્થ :—બહુ સંખ્યામાં ત્રણ પ્રથમ આવે, છે ચાર આદિ તો પછીથી આવે છે. માટે બહુનો અર્થ ત્રણ કરવો વાજબી છે વગર કારણે ત્રણનો ત્યાગ કરવો ઠીક નથી. હા, જો કોઇ કારણ હોય તો ત્રણનો ત્યાગ કરી ચાર પાંચ છ વગેરેમાંથી કોઇપણ સંખ્યા લઈ શકાય ॥ ४३ ॥

तथा चान्यार्थदर्शनम् ॥ ४४ ॥

પદાર્થ :—( तथा च ) કેવળ બહુ વચનનો પ્રયોગ હોય તો તેનો અર્થ ત્રણ જ સમજવો અને તેજ પ્રમાણે ( अन्दार्थदर्शनम् ) બીજા અર્થમાં પણ સમજાય છે.

ભાવાર્થ :—બહુ વચન ત્રણ સંખ્યા જ સમજવી. જેમ कृष्णा याम्याः, अवलिप्ता रौद्रा नभोरूपा पार्जन्याः । ऐन्द्राग्नो दशमः । આ વાકયમાં યામ્ય આદિને બહુ વચન છે. અને તેનો અર્થ ત્રણ જ છે. ત્રણ યામ્ય, ત્રણ રોદ્ર અને ત્રણ પાર્જન્ય અને દશમો ઐન્દ્રાગ્ન આવી રીતે ત્રણ ત્રણ લેતા નવ પદાર્થો થાય છે અને ઐન્દ્રાગ્ન દશમો થઇ શકે છે. માટે ऐन्द्राग्नो दशमः એ વાકય જ સમજાવે છે કે બહુ વચન જો ઉપપદ વગરનું હોય તો તેનો અર્થ ત્રણ સંખ્યા જ સમજવી. ॥ ४४ ॥

प्रकृत्या च पूर्ववत् तदासत्तेः ॥ ४५ ॥

પદાર્થ :—( च ) અને ( प्रकृत्या ) પ્રકૃતિથી ( तदासत्तेः ) તેનું સામીપ્ય હોવાથી ( पूर्ववत् ) આમ બીજું લિંગ વચન પણ છે.

ભાવાર્થ :—પ્રકૃતિમાં કહેવામાં આવ્યું છે કે अग्नीषोमीयं पशुमालभेत અહીં એક પશુ કહેવામાં આવ્યું છે અને પછી ' कपिञ्जलान् ' શબ્દનો પ્રયોગ કર્યો છે. હવે એકની પછી બહુ સંખ્યામાંથી ત્રણ સંખ્યા જ એકત્વની સમીપ છે, ચાર આદિ નહિ. માટે कपिञ्जलान् શબ્દથી ત્રણ જ કપિંજલો સમજાય છે. પ્રથમનો ત્યાગ કરવામાં કોઇ પ્રમાણ નથી. ॥ ४५ ॥

' उत्तरा दोहयति ' આ વાકયથી બધી ગાયોના દોહનનું વિધાન છે.

પૂર્વપક્ષ. उत्तरासु यावत्स्वमपूर्वत्वात् ॥ ४६ ॥

પદાર્થ :--( उत्तरासु ) ઉત્તર ગાયોમાંની ( यावत्स्वम् ) જેટલી ગાયોમાં પોતાનું સ્વત્વ હોય છે તેટલીમાં દોહનનું વિધાન છે. ( अपूर्वत्वात् ) અપ્રાપ્ત હોવાથી.

ભાવાર્થ :--સાંનાય્ય પ્રકરણમાં આ પ્રમાણે શ્રવણ થાય છે. वाग्यतस्तिस्रो दोहयित्वा त्रिसृष्टवागनन्वारभ्य उत्तरा दोहयति । ત્રણ ગાયોને મૌન રાખી દોવરાવ્યા પછી બીજી ગાયોને દોહવાનું જે કહ્યું છે તે શું વિધાન છે કે અનુવાદ ? અહીં પૂર્વપક્ષવાદી કહે છે કે વિધાન છે

કારણ કે ઉત્તર ગાયોનું દોહન અપ્રાપ્ત હતું, અપ્રાપ્તમાં એ કથન છે માટે અપૂર્વ વિધિ છે ॥ ૪૬ ॥

સિદ્ધાંત સૂત્ર. यावत्स्वं वाऽन्यविधानेनानुवादः स्यात ॥ ४७ ॥

પદાર્થ :—( वा ) સિદ્ધાંતને સૂચવે છે. ( यावत्स्वम् ) યાવત્ સ્વમ્ જેટલી ઉતર પોતાની ગાયોનું જે દોહન કહ્યું છે તે ( अनुवादः ) અનુવાદ છે. (अन्यविधानेन) વિધાન તો બીજામાં છે.

ભાવાર્થ :— विसृष्टवाग् अनन्वारभ्य આ વાક્યમાં વિધાન છે. उत्तरा दोहयति આ વાક્યમાં વિધાન નથી. ॥ ૪૭ ॥

કારણ બતાવનારૂં સૂત્ર. साकल्यविधानात् ॥ ४८ ॥

પદાર્થ :—( साकल्यविधानात ) બધી ગાયોમાં દોહનની પ્રાપ્તિ હોવાથી.

ભાવાર્થ :—બધી ગાયોમાં દોહન પહેલેથી પ્રાપ્ત છે. પ્રાપ્ત હોવાથી ઉપર કહેલું કથન અનુવાદ છે. नास्य एतां रात्रिं पयसाऽग्निहोत्रं जुहुयात् । कुमाराश्च न पयो लभेरन् આ વાક્યથી સકલ ગાયોનું દોહન પ્રાપ્ત છે. માટે પ્રાપ્તમાં કથન હોવાથી અનુવાદ છે. ॥ ૪૮ ॥

बह्वर्थत्वाच्च ॥ ४९ ॥

પદાર્થ :—( च ) અને ( बह्वर्थत्वात् ) બહુ અર્થનું કથન હોવાથી.

ભાવાર્થ :—बहु दुग्धि इन्द्राय हविः આ વાક્યથી બહુદોહન પણ પ્રતીત થાય છે. ॥ ૪૯ ॥

अग्निहोत्रे चाशेषवद् यवागूनियमः ॥ ५० ॥

પદાર્થ :—( च ) અને ( अग्निहोत्रे ) અગ્નિહોત્રમાં ( यवागूनियमः ) યવાગૂહોમનો નિયમ છે.

ભાવાર્થ :—नास्यैतां रात्रिं पयसाग्निहोत्रं जुहुयात्, यथाऽन्यस्यै देवतायै प्रत्तमन्यस्यै देवतायै दद्यात् तादृक् स्यात् । આ વાક્યથી જેટલું દૂધ છે તે બધું સાંનાય્યને માટે છે એમ જણાય છે. ॥ ૫૦ ॥

तथा पयः प्रतिषेधः कुमाराणाम ॥ ५१ ॥

પદાર્થ :—( तथा ) તથા ( पयः प्रतिषेधः कुमाराणाम् ) એ જે સંસ્કૃતવાક્ય ઉપરના સૂત્રમાં કહેવામાં આવ્યું છે તેની પણ વ્યાખ્યા થઇ જાય છે. અર્થાત્ એ વાક્યથી કુમારોને દૂધ આપવાનો નિષેધ નથી. ॥ ૫૧ ॥

सर्वप्राणिणाऽपि लिङ्गेन संयुज्य देवताभिसंयोगात् ॥ ५२ ॥

પદાર્થ :—( सर्वप्राणिणा अपि लिङ्गेन ) બધી ગાયોનું દોહન કરવું, એવા લિંગ વાક્યથી ( संयुज्य ) સંયોગ પામીને ( देवताभिसंयोगात् ) દેવતાની સાથે સંબંધ જોડેલો હોવાથી.

**ભાવાર્થ** :—' वत्सेभ्यश्च एताः पुरा मनुष्येभ्यश्च आप्याययन्त ' આ વાક્યથી વત્સ અને મનુષ્યોને માટે ગાયોનું આપ્યાયન કર્યું છે અને પછી દેવતાને માટે ગાયોનું આપ્યાયન બતાવ્યું છે. માટે સર્વ ગાયોનું દોહન છે એમ સ્પષ્ટ સમજાય છે. એટલે કે ત્રણ ગાયોને મૌન રીતે દોહવરાવ્યા પછી બધી જ ગાયોનું દોહન કરાવવું એવો સ્પષ્ટ અનુવાદ છે. ॥ ૫૨ ॥

## આગ્નેય આદિ પ્રધાનોનો ભેદ છે એનાં અંગો આઘારાદિ છે એનું અનુષ્ઠાન તંત્ર રૂપે કરવું કે તેની પ્રધાનદીઠ આવૃત્તિ કરવી ? એ અધિકરણનાં સૂત્રો

**પૂર્વપક્ષ સૂત્ર.**　**प्रधानकर्मार्थत्वादङ्गानां तद्भेदात् कर्मभेदः प्रयोगे स्यात् ॥ ५३ ॥**

**પદાર્થ** :—( अङ्गानाम् ) અંગો ( प्रधानार्थत्वात् ) પ્રધાનને માટે હોવાથી ( तद्भेदात् ) પ્રધાન કર્મોનો ભેદ હોવાથી ( कर्मभेदः ) અંગ કર્મોનો ભેદ ( प्रयोगे स्यात् ) અનુષ્ઠાનમાં હોય છે.

ભાવાર્થ :—અંગ કર્મો પ્રધાન કર્મને માટે હોય છે માટે જેટલાં પ્રધાન કર્મો હોય છે, તેટલી અંગ કર્મોની આવૃત્તિ થવી જોઇએ. અર્થાત્ પ્રધાનકર્મદીઠ અંગ કર્મોનું પણ અનુષ્ઠાન જુદું જુદું થવું જોઈએ. ॥ ૫૩ ॥

**क्रमकोपश्च यौगपद्ये स्यात् ॥ ५४ ॥**

**પદાર્થ** :—( च ) અને ( यौगपद्ये ) તંત્ર રૂપે અનુષ્ઠાન કરવાથી ( क्रमकोपः स्यात् ) વિહિત કર્મનો બાધ થાય છે.

**ભાવાર્થ** :—આગળ બતાવેલી તંત્રની રીત પ્રમાણે જો અંગોનું અનુષ્ઠાન એક જ વખત થાય તો જે ક્રમનું વિધાન કર્યું છે તેનો બાધ થાય. માટે પ્રધાન કર્મોના ક્રમ પ્રમાણે અંગકર્મોનું અનુષ્ઠાન અનુક્રમે જ થવું જોઇએ. અર્થાત્ અંગકર્મો ।। આવૃત્તિ થવી જોઇએ ॥ ૫૪ ॥

સિદ્ધાંત સૂત્ર.

**तुल्यानां तु यौगपद्यमेकशब्दोपदेशात् स्यात् विशेषाग्रहणात् ॥ ५५ ॥**

**પદાર્થ** :—( तु ) આ શબ્દ સિદ્ધાંતને સૂચવે છે. ( तुल्यानाम् ) દેશ, કાળ અને કર્તાથી જે સમાન હોય તેઓનું ( यौगपद्यम् ) એક જ સમયમાં અનુષ્ઠાન થાય છે. ( एकशब्द-प्रयोगात् ) દર્શ અને પૌર્ણમાસરૂપ એક જ શબ્દથી ઉપદેશ હોવાથી. ( विशेषाग्रहणात् ) અંગોમાં પણ કોઇ વિશેષ ન હોવાથી.

**ભાવાર્થ** :—જે કર્મના દેશ, કાળ, અને કર્તા એક જ હોય તેઓનું અનુષ્ઠાન એક સાથે જ થાય છે. અંગોનો ઉપદેશ પણ દર્શપૌર્ણમાસરૂપ એક જ શબ્દથી થાય છે. તેમજ અંગોમાં કોઇ વિશેષ પણ નથી. અર્થાત્ આ અંગ કલાપ આગ્નેય યાગનો છે અને આ અંગ કલાપ અગ્નીષોમીય યાગનો છે આવો કોઇ વિશેષ નથી. માટે તંત્રથી અનુષ્ઠાન હોવું યોગ્ય છે. ॥ ૫૫ ॥

ऐकार्थ्यादव्यवायः स्यात् ॥ ५६ ॥

**પદાર્થ :**—( ऐकार्थ्यात् ) એક જ પ્રયોજન વાળા હોવાથી ( अव्यवायः स्यात् ) ક્રમ-ભંગ થતો નથી.

**ભાવાર્થ :**—બધા જ અંગોનો ઉદ્દેશ એક જ છે માટે કોઇ પણ ક્રમનો ભંગ થતો નથી. સ્વર્ગરૂપ ફળ બધાંએ ભેગાં મળીને જ સાધવાનું છે. જેમ દંડ, ચક્ર અને બીજાં અંગો મળી ઘટ રૂપ એક જ કાર્ય કરે છે માટે ચક્રાદિનો પ્રયોગ એક સાથે જ થાય છે તેમ અહીં પણ સમજવું. ॥ ૫૬ ॥

तथा चान्यार्थदर्शनं कामुकायनः ॥ ५७ ॥

**પદાર્થ :**—( तथा च ) અને તેજ પ્રમાણે ( अन्यार्थदर्शनम् ) અન્ય દર્શન પણ અહીં લિંગ છે એવું ( कामुकायनः ) કામુકાયન આચાર્ય માને છે.

**ભાવાર્થ :**—ઉપર કહેલી આહુતિની સંખ્યા પણ એક સાથે પ્રયોગ કરવામાં કારણ છે. ॥ ૫૭ ॥

तन्न्यायत्वादशक्तेरानुपूर्व्यं स्यात् संस्कारस्य तदर्थत्वात् ॥ ५८ ॥

**પદાર્થ :**—( तन्न्यायत्वात् ) એજ ન્યાયથી ( अशक्तेः ) જ્યાં સહ અનુષ્ઠાન ન થઇ શકે એમ હોય ત્યાં ( आनुपूर्व्यं स्यात ) આવૃત્તિથી અંગોનું અનુષ્ઠાન થાય છે. ( संस्कारस्य तदर्थत्वात ) સંસ્કાર તેને માટે હોવાથી.

**ભાવાર્થ :**—સાથે મળીને જે અંગોનું અનુષ્ઠાન થઇ શકે એમ હોય ત્યાં જ તંત્રથી કામ થાય છે પણ જ્યાં સાથે અનુષ્ઠાન ન જ થઇ શકે એમ હોય ત્યાં આવૃત્તિથી કામ કરવું જોઇએ. એક ઠેકાણે પુરોડાશ કરવાથી અંગાર ઉપ્તન કરવાથી સર્વ ઠેકાણે તે થઇ શકે નહિ, માટે પુરોડાશની આવૃત્તિ જ થવી જોઇએ. અંગારની ઉપ્તત્તિ પુરોડાશના પાકને માટે જ હોય છે. એટલે કે જ્યાં યૌગપદ્યનો સંભવ ન હોય ત્યાં આનુપૂર્વ્યથી કર્મ કરવું જોઇએ. ॥ ૫૮ ॥

असंस्पृष्टोऽपि तादर्थ्यात् ॥ ५९ ॥

**પદાર્થ :**—( असंस्पृष्टः अपि ) સંસ્પૃષ્ટ ન હોવા છતાં ( तादर्थ्यात् ) તેને માટે જ હોવાથી.

**ભાવાર્થ :**—જે પ્રધાનની પાસે જેનું અનુષ્ઠાન થાય તે તેનું ગણાય. આ ન્યાયથી આધારાદિ આગ્નેય યાગનું અંગ છે. સ્વિષ્ટકૃત્ આદિ અગ્નીષોમીયનું અંગ છે. પણ ઉપાંશુ યાગ કોઇ પ્રધાનથી સ્પૃષ્ટ નથી માટે તે અનંગ હોવો જોઇએ, તો તેનો ઉત્તર એ છે કે ભલે તે કોઇની સાથે સ્પૃષ્ટ ન હોય છતાં તે પ્રકરણથી જણાય છે કે તે સર્વને માટે છે. માટે જ્યાં શક્ય ન હોય ત્યાં અંગોની આવૃત્તિ કરવી. ॥ ૫૯ ॥

विभवाद्वा प्रदीपवत् ॥ ६० ॥

પદાર્થ :—( वा ) અથવા ( विभवात् ) સામર્થ્ય હોવાથી ( प्रदीपवत् ) પ્રદીપ પેઠે કામ કરે છે.

ભાવાર્થ :—કોઇ અંગ એક વખત અનુષ્ઠિત કરવાથી સર્વ પ્રધાન કર્મો ઉપર ઉપકાર કરી શકે છે. તેમાં પ્રદીપનું દૃષ્ટાંત આપે છે. પ્રદીપ એક વખત સળગાવ્યો એટલે એના પ્રકાશમાં બેઠેલા બધાને જ એનો લાભ મળે છે. એજ ન્યાય કેટલાક અંગોમાં પણ છે. ॥ ૬૦ ॥

પૂર્વપક્ષ. अर्थात् तु लोके विधिः प्रतिप्रधानं स्यात् ॥ ६१ ॥

પદાર્થ :—( लोके तु ) લોક વ્યવહારમાં તો ( अर्थात् ) ફળ રૂપ અર્થ પ્રત્યક્ષ હોવાથી સકૃત અનુષ્ઠાન માની શકાય.( विधिः प्रतिप्रधानम् ) પણ વિધિ પ્રાપ્ત કર્મ તો દરેક પ્રધાન દીઠ ( स्यात् ) હોવું જોઇએ.

ભાવાર્થ :—લોક વ્યવહારમાં કર્મનું ફળ પ્રત્યક્ષ હોય છે માટે ફળને જોઈ સકૃત્ અનુષ્ઠાન માની શકાય પણ વિધિથી જે કર્મ કરવામાં આવે એનું ફળ પ્રત્યક્ષ હોતું નથી માટે જેટલાં પ્રધાન કર્મો તેટલાં જ અંગાનુષ્ઠાનો થવાં જોઇએ. ॥ ૬૧ ॥

सकृदिज्यां कामुकायनः परिमाणविरोधात् ॥ ६२ ॥

પદાર્થ :—( सकृत् इज्याम् ) એક જ વખત ઇજ્યા કરવી જોઇએ ( परिमाण विरोधात् ) તેર અને ચૌદ જે આહુતિઓનું પરિમાણ બતાવ્યું છે તેનો વિરોધ આવે છે. ( कामुकायनः ) આ પ્રમાણે કામુકાયન આચાર્ય માને છે.

ભાવાર્થ :—કામુકાયન આચાર્ય એવું માને છે કે એક જ વખત ઇજ્યા અંગોનું અનુષ્ઠાન કરવાથી સર્વ પ્રધાનો ઉપર ઉપકાર થઇ શકે છે. અર્થાત્ અંગોની તંત્રથી આવૃત્તિ કરવી. કામુકાયન આચાર્યના નામનું ગ્રહણ એમની કીર્તિને માટે છે બાકી બધા જ આચાર્યોનું એવું માનવું છે. ॥ ૬૨ ॥

विधेस्त्वितरार्थत्वात्सकृदिज्याश्रुतिव्यतिक्रमः स्यात् ॥ ६३ ॥

પદાર્થ :—( विधेः तु इतरार्थत्वात् ) અંગ કલાપ પ્રધાનકર્મને માટે હોવાથી ( सकृत् इज्या ) એક વખત ઇજ્યા કરવી. ( श्रुतिव्यतिक्रमः स्यात् ) શાસ્ત્ર વિરુદ્ધ થાય છે.

ભાવાર્થ :—તંત્રથી અનુષ્ઠાન કરવામાં શાસ્ત્રનો વિરોધ આવે છે. ॥ ૬૩ ॥

સિદ્ધાંત સૂત્ર. विधिवत् प्रकरणाविभागे प्रयोगं बादरायणः ॥ ६४ ॥

પદાર્થ :—( प्रकरणाविभागात् ) પ્રકરણમાં વિભાગ ન હોવાથી ( विधिवत् प्रयोगम् बादरायणः ) તંત્રથી પ્રયોગ થાય છે એમ બાદરાયણ આચાર્ય માને છે

ભાવાર્થ :—બાદરાયણ આચાર્ય માને છે કે એક જ પ્રકરણ હોવાથી તંત્રથી અર્થાત્ યોગપદ્યથી અનુષ્ઠાન કરવું. ॥ ૬૪ ॥

પૂર્વપક્ષ. क्वचिद्विधानान्नेति चेत् ॥ ६५ ॥

પદાર્થ :—( क्वचिद् विधानात् न ) કોઇક ઠેકાણે સહવિધાન કર્યું છે તેથી સામાન્ય સહવિધાન નથી ( इति चेत् ) એવી શંકા કરવામાં આવે તો ?

ભાવાર્થ :—અંગોનું સહ અનુષ્ઠાન છે એવું જો સામાન્ય વિધાન હોય તો પછી કોઇક ઠેકાણે સહવિધાન કરવું ન જોઇએ, છતાં કોઇક ઠેકાણે સહવિધાન છે. જેમકે सह बध्नन्ति सहर्पिषन्ति । આથી સમજાય છે કે સામાન્ય રૂપે સહવિધાન નથી. ॥ ૬૫ ॥

સિદ્ધાંત સૂત્ર. न विधेश्चोदितत्वात् ॥ ६६ ॥

પદાર્થ :—( न ) નહિ ( विधेः चोदितत्वात् ) નિર્વાપવિધિનું પૃથક્ કથન છે.

ભાવાર્થ :—નિર્વાપ વિધિમાં સહ વિધાનની પ્રાપ્તિ નથી કારણ કે ત્યાં તો પૃથક્ વિધાન કર્યું છે. માટે જે ઠેકાણે પૃથક્ વિધાન કર્યું હોય તેમાં કોઈ ઠેકાણે સહવિધાન અપેક્ષિત હોય ત્યાં ફરીથી સહ વિધાન કરવું પડે. આથી એવો સિદ્ધાન્ત નીકળતો નથી કે કોઇ ઠેકાણે સહવિધાન હોવાથી બીજે બધે પૃથક્ પૃથક્ વિધાન છે. માટે આઘારાદિ અંગોનું સહવિધાન અર્થાત્ તંત્રથી વિધાન છે.

## આગ્નેય દ્રવ્યનું આવૃત્તિથી પ્રદાન કરવાનું અધિકરણ.

પૂર્વપક્ષ. व्याख्यातं तु तुल्यानां यौगपद्य मगृह्यमाण विशेषाणाम् ॥ ६७ ॥

પદાર્થ :—( अगृह्यमाणविशेषाणाम् ) જેમાં કોઇ વિશેષનું ગ્રહણ ન થતું હોય ( तुल्यानाम् ) અને સમાન હોય તો ( यौगपद्यम् व्याख्यातम् ) તેનું યોગપદ્ય છે અર્થાત્ સહ અનુષ્ઠાન છે.

ભાવાર્થ :—પશુકાંડમાં આ પ્રમાણે શ્રવણ થાય છે. आग्नेयं कृष्णग्रीवमालभेत सौम्यं बभ्रुमाग्नेयं कृष्णग्रीवं पुरोधायां स्पर्धमान इति । આ વાકયમાં કૃષ્ણગ્રીવવાળા એ પશુઓનું દાન કરવાનું વિધાન છે તો તે બન્નેનું એક સાથે દાન આપવું જોઇએ, વારાફરતી નહિ. ॥ ૬૭ ॥

સિદ્ધાંત સૂત્ર. भेदस्तु कालभेदात् स्यात् चोदनाव्यवायात् स्यात् विशिष्टानां विधिः प्रधानकालत्वात् ॥ ६८ ॥

પદાર્થ :—( तु भेदः ) બન્ને પ્રધાન છે. અને તેના દાનનું અનુષ્ઠાન ક્રમથી કરવું જોઇએ. ( कालभेदात् स्यात् ) બન્નેના સમય જુદા હોવાથી ( चोदनाव्यवायात् ) સોમ્ય દેવતાક પશુ વિધાન વચ્ચે આવવાથી ( विशिष्टानां विधिः ) ભિન્ન ભિન્ન સમયમાં દાન કરવું જોઇએ ( कालप्रधानात् ) સમયની પ્રધાનતા હોવાથી.

ભાવાર્થ :—ઉક્ત બન્ને પશુઓનું દાન સાથે થઇ શકે નહિ કારણ કે એક પશુનું દાન કર્યા પછી સૌમ્ય પશુનું દાન કરવાનું વિધાન છે અને પછી પાછુ કૃષ્ણગ્રીવ પશુનું વિધાન

છે આમ બન્નેના સમય જુદા જુદા હોવાથી ભિન્ન ભિન્ન સમયમાં દાન કરવું માટે એવે ઠેકાણે આવૃત્તિરૂપ ક્રમથી અનુષ્ઠાન કરવું જોઇએ. ॥ ६८ ॥

**तथा चान्यार्थदर्शनम् ॥ ६९ ॥**

પદાર્થ :--( तथा च ) અને તે પ્રમાણે ( अन्यार्थदर्शनम् ) અન્ય અર્થનું પણ દર્શન છે.

ભાવાર્થ :—ઉક્ત અર્થનું દર્શન બીજા વાકયમાં પણ થાય છે. અર્થાત્ અર્થવાદમાં પણ પૃથક્ અનુષ્ઠાનનું દર્શન થાય છે. એ અર્થવાદ વાકય આ પ્રમાણે છે. अभितः सौममाग्नेयौ भवत इति આ વાકયમાં પૃથક્ દાન કરવાનું સ્પષ્ટ કથન છે. ॥ ६९ ॥

**विधिरिति चेन्न वर्तमानापदेशात् ॥ ७० ॥**

પદાર્થ :—( विधिः इति चेत् ) ઉકત વાકય વિધિ પરક છે, ( इति चेन्न ) જો એમ કહેવામાં આવે તો, નહિ. ( वर्तमानापदेशात् ) વર્તમાન કાળનો ઉલ્લેખ છે.

ભાવાર્થ :—જો કોઇ ' भवतः ' આ ક્રિયાપદ વિધિ પરક ગણે તો તે ભૂલ છે કારણ કે એ ક્રિયાપદ તો વર્તમાન કાળને બતાવે છે. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે આગ્નેય કૃષ્ણગ્રીવ બે પશુઓનું ક્રમથી દાન કરવું જોઇએ. ॥ ७० ॥

**इति गुर्जरभाषायां जैमिनीयमीमांसाभाष्ये एकादशाध्यायस्य प्रथमः पादः ॥**



## अथ जैमिनीयमीमांसाया एकादशाध्यायस्य द्वितीयः पादः

**આગ્નેય આદિ પ્રધાનોનું અનુષ્ઠાન તંત્રથી થાય છે. એ અધિકરણનાં સૂત્રો.**

સિદ્ધાંત સૂત્ર. **एकदेशकालकर्तृत्वं मुख्यानामेकशब्दोपदेशात् ॥ १ ॥**

પદાર્થ :—( एकदेशकालकर्तृत्वम् ) દેશ, કાળ અને કર્તાની એકતા છે ( मुख्यानाम् ) પ્રધાનભૂત છ યાગોનું ( एकशब्दोपदेशात् ) એક શબ્દથી વિધાન હોવાથી.

ભાવાર્થ :—આ પાદમાં અંગ સહિત પ્રધાનોના તંત્રનો ( યૌગપદ્યનો ) વિચાર કરવામાં આવશે. समे देशे यजेत, दर्शपूर्णमासाभ्यां यजेत दर्शपूर्णमासयोश्चत्वारो ऋत्विजः । ઇત્યાદિ વાકયોથી દેશ, કાળ અને કર્તાનું વિધાન છે. આ વિધાન ઉત્પત્તિ વિધિનું શેષ છે કે પ્રયોગ વિધિનું ? સમુદાય વાચક દર્શપૂર્ણમાસ રૂપ એક જ શબ્દથી વિધાન હોવાથી મુખ્ય છ યાગો સાથે અંગોના દેશ કાળ અને કર્તાની એકતા જ છે. અર્થાત્ પ્રધાન યાગ અને તેના અંગોના દેશ, કાળ અને કર્તા જુદા જુદા હોતા નથી. અર્થાત્ ઉક્ત વિધાન પ્રયોગ વિધિનું શેષ છે ઉત્પત્તિ વિધિનું નહિ. ॥ १ ॥

પૂર્વપક્ષ સૂત્ર. अविधिश्चेत् कर्मणामभिसम्बन्धः प्रतियेत तल्लक्षणार्थाभिसंयोगाद् विधित्वाच्चेतरेषां प्रतिप्रधानं भावः स्यात् ॥ २ ॥

**પદાર્થ** :—( अविधिः चेत् ) જો પ્રધાન કર્મોને ઉદ્દેશીને દેશાદિનું વિધાન ન હોય તો ( कर्मणाम् अभिसम्बन्धः ) દેશાદિનો સંબંધ એક છે ( प्रतीयेत ) એવી પ્રતીતિ થાય. પણ એમ નથી. ( लक्षणाभिसंयोगात ) લક્ષણાનો સ્વીકાર કરવામાં આવે છે. તેથી ( इतरेषां विधित्वात् ) બીજાં વિધેય હોવાથી ( प्रतिप्रधानं भावः स्यात् ) જેટલા પ્રધાનો છે તેટલા જ દેશાદિનો સંબંધ છે.

**ભાવાર્થ** :—દર્શપૂર્ણમાસમાં છ પ્રધાન યાગો છે. અને દરેક પ્રધાન દીઠ દેશ, કાળ અને કર્તા જુદા જુદા હોવા જોઈએ. અર્થાત્ તંત્રથી અનુષ્ઠાન ન થવું જોઈએ. પ્રધાન સાથે અંગોના દેશ, કાળ અને કર્તાનું વિધાન છે જ. દર્શપૂર્ણમાસ શબ્દમાં લક્ષણા સ્વીકારવી જોઈએ એટલે કે સમુદાય અને તેના એક દેશની સાથે વિધિનો સંબંધ છે. કારણ કે પ્રધાન અને અંગો બન્નેય વિધેય છે માટે દર્શપૂર્ણમાસ શબ્દમાં લક્ષણા સ્વીકાર્યા વગર છુટકો જ નથી. આ પૂર્વપક્ષનું સમાધાન આગળના અધિકરણમાં આવી જાય છે. ॥ ૨ ॥

અંગોનો પણ સમદેશ આદિનો નિયમ છે. એ અધિકરણનાં સૂત્રો.

अङ्गेषु च तदभावः प्रधानं प्रतिनिर्देशात् ॥ ३ ॥

**પદાર્થ** :—( अङ्गेषु ) પ્રયાજાદિ અંગોમાં ( तदभावः ) દેશાદિનો નિયમ નથી ( प्रधानं प्रति निर्देशात ) પ્રધાનનો ઉદ્દેશ કરીને વિધાન કરેલું હોવાથી.

**ભાવાર્થ** :—પ્રયાજાદિ અંગોમાં દેશાદિનો કોઈ નિયમ નથી કારણ કે દેશાદિ તો પ્રધાન કર્મને ઉદ્દેશીને જ છે. ॥ ૩ ॥

यदि तु कर्मणो विधिसम्बन्धः स्यादैक्यशब्द्यात् प्रधानार्थाभिसंयोगात् ॥ ४ ॥

**પદાર્થ** :—( यदि तु ) પૂર્વપક્ષ તરફથી શંકા દ્યોતક આ શબ્દ છે. ( कर्मणो विधिसम्बन्धः स्यात ) જો કર્મનો વિધિ સાથે સંબંધ હોય તો ભિન્ન ભિન્ન અનુષ્ઠાન હોય પણ એમ નથી. ( ऐकशब्द्यात् ) સમુદાય વાચક શબ્દથી નિર્દેશ હોવાથી ( प्रधानार्थाभिसंयोगात् ) સ્વર્ગ રૂપ પ્રધાન ફળના પ્રાપ્ત કરવાના પ્રયોગ સાથે સંબંધ હોવાથી.

**ભાવાર્થ** :—આગ્નેયાદિ પ્રધાન કર્મના વિધિ સાથે અંગોનો સંબંધ નથી પણ સ્વર્ગપ્રાપ્તિને અનુકૂળ પ્રયોગ રૂપ વ્યાપાર સાથે અંગોનો સંબંધ છે માટે તંત્રથી જ અંગોનું અનુષ્ઠાન થાય છે. સમુદાય વાચક દર્શપૂર્ણમાસ શબ્દથી નિર્દેશ પણ એનો જ છે, માટે સાંગપ્રધાનના પ્રયોગને માટે દેશાદિ નિયમ છે. ॥ ૪ ॥

तथा चान्यार्थदर्शनम् ॥ ५ ॥

**પદાર્થ** :—( तथा च ) તે જ પ્રમાણે ( अन्यार्थदर्शनम् ) અન્ય અર્થનું પણ દર્શન છે.

ભાવાર્થ :—उग्राणि ह वा एतानि घोराणि हवींषि यदमावास्यायां संभ्रियन्ते । आग्नेयं प्रथममैन्द्रे उत्तरे । ઉક્ત વાક્યમાં હવિષોનો એક કાળ બતાવ્યો છે માટે દેશાદિનો ભેદ અંગ અને પ્રધાનમાં નથી. ॥ ૫ ॥

श्रुतिश्चैषां प्रधानवत् कर्मश्रुतेः परार्थत्वात् कर्मणोऽश्रुतित्वात् ॥ ६ ॥

પદાર્થ ;—( च ) અને ( एषाम् ) દેશાદિની ( श्रुतिः ) શ્રવણ ( प्रधानवत् ) અનુવાદક પેઠે પ્રતીત થાય છે. ( कर्मश्रुतेः परार्थत्वात् ) દર્શપૂર્ણમાસ રૂપ કર્મની શ્રુતિનું પરાર્થત્વ હોવાથી ( कर्मणः अश्रुतित्वात् च ) કાર્યનું શ્રવણ ન હોવાથી.

ભાવાર્થ :—દર્શપૂર્ણમાસથી યજન કરવું આમ કહેવાથી દેશ અને કાળની પ્રતીતિ ચોક્કસ થાય છે. કારણ કે દેશ અને કાળ વગર યજ્ઞની કર્તવ્યતા જ કેવા રીતે થઇ શકે? દેશાદિ તો પ્રયોગનાં અંગ છે. આ સમસ્ત સૂત્રનું તાત્પર્ય છે. ॥ ૬ ॥

अङ्गानि तु विधानत्वात्प्रधानेनोपदिश्येरंस्तस्मात्स्यादेकदेशत्वम् ॥ ७ ॥

પદાર્થ :—( अङ्गानि तु ) અંગો તો ( विधानत्वात् ) ફળ વાક્યથી વિહિત હોવાથી ( प्रधानेन उपदिश्येरन् ) પ્રધાન સાથે ઉપદિશ્યમાન હોય છે. ( तस्मात् ) માટે અંગોનો ( एकदेशत्वम् स्यात् ) એક દેશ હોય છે.

ભાવાર્થ :—અંગોનો પરંપરા સંબંધથી ફળ સાથે સંબંધ હોય છે તેથી પ્રધાન કર્મ સાથે એનો ઉપદેશ હોય છે. માટે પ્રધાન સાથે અંગોનું સાહિત્ય હોય છે માટે એનો એક દેશ હોવો જોઇએ. ॥ ૭ ॥

પૂર્વપક્ષ સૂત્ર. द्रव्यदेवतं तथेति चेत् ॥ ८ ॥

પદાર્થ :—( द्रव्यदेवतम् ) દ્રવ્ય અને દેવતા ( तथेति चेत् ) તે પ્રમાણે છે.

ભાવાર્થ :—દ્રવ્ય અને દેવતા પ્રધાન કર્મ અને અંગ કર્મના ભેદ પ્રમાણે હોય છે તે જ પ્રમાણે દેશઆદિ પણ થશે. આ શંકાનું સમાધાન આગળના સૂત્રમાં છે. ॥ ૮ ॥

સિદ્ધાંત સૂત્ર. न चोदनाविधिशेषत्वान्नियमार्थो विशेषः ॥ ९ ॥

પદાર્થ :—( न ) નહિ ( चोदनाविधिशेषत्वात् ) ઉત્પત્તિ વિધિના શેષ હોવાથી. ( नियमार्थः विशेषः ) વિશેષ નિયમને માટે છે.

ભાવાર્થ :—દ્રવ્ય અને દેવતાનું દૃષ્ટાન્ત વિષમ છે કારણ કે યાગના રૂપ બે હોય છે. એક દ્રવ્ય અને બીજું દેવતા. ઉત્પત્તિ વિધિ યાગનું સ્વરૂપ બતાવે છે. માટે દ્રવ્ય અને દેવતા ઉત્પત્તિ વિધિના શેષ છે અને દેશ આદિ પ્રયોગ વિધિના શેષ છે. ॥ ૯ ॥

तेषु समवेतानां समवायात् तन्त्रमङ्गानि भेदस्तु तद्भेदात् कर्मभेदः प्रयोगे स्यात् तेषां प्रधानशब्दत्वात् तथा चान्यार्थदर्शनम ॥ १० ॥

પદાર્થ :—( तेषु ) પ્રધાન યાગોમાં ( समवेतानाम् ) વિહિતોનો ( समवायात् ) સંબંધ હોવાથી તંત્રથી અનુષ્ઠાન થાય છે. ( तद्भेदात् ) દ્રવ્ય અને દેવતાનો ભેદ હોવાથી ( कर्मभेदः ) અનુષ્ઠાનમાં પણ ભેદ હોય છે ( प्रयोगे स्यात् ) પ્રયોગમાં હોય છે. ( तेषाम् प्रधानत्वात् ) છ યાગો પ્રધાન હોવાથી. ( तथा चान्यार्थदर्शनम् ) અંગ અને અંગીનું તંત્રથી અનુષ્ઠાન કરવાથી પૌર્ણમસીમાં ચૌદ આહુતિઓ આપવાનું વિધાન ઉત્પન્ન થાય છે.

ભાવાર્થ :—પ્રધાન છ યાગો વિહિત અંગોમાં સંબંધ છે. માટે અંગોનું અનુષ્ઠાન તંત્રથી થવું જોઇએ. અંગ અને પ્રધાન કર્મના દ્રવ્ય અને દેવતાનું ઐક્ય છે. પણ જ્યાં દ્રવ્ય અને દેવતાઓનો ભેદ હોય ત્યાં કર્મનો પણ ભેદ માનવો જોઇએ, અર્થાત્ પ્રયોગમાં પણ ભેદ હોવો જોઇએ. પ્રધાન છ યાગો છે તેની સાથે અંગોનું તંત્રથી અનુષ્ઠાન થવું જોઇએ. અંગ અને અંગીનું તંત્રથી અર્થાત્ એક સાથે અનુષ્ઠાન થવાથી પોર્ણમાસીમાં ચૌદ આહુતિઓ આપવાનું જે વિધાન છે તે પણ ઉપપન્ન થાય છે. ॥ ૧૦ ॥

## 'દર્શપૂર્ણમાસેષ્ટિ આદિમાં સંઘભેદથી અંગોનું, ભેદથી અનુષ્ઠાન થાય છે.' એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ સૂત્ર. इष्टिराजसूयचातुर्मास्येष्वैककर्म्यादङ्गानां तन्त्रभावः स्यात् ॥ ११ ॥

પદાર્થ :—( इष्टिराजसूयचातुर्मास्येषु ) દર્શેષ્ટિ, પૌર્ણમાસેષ્ટિ રાજસૂય અને ચાતુર્માસ્યમાં ( ऐककर्म्यात् ) એ બધાનું એક ફલ હોવાથી ( तन्त्रभावः स्यात् ) તંત્રભાવ છે.

ભાવાર્થ :—ઇષ્ટિ, રાજસૂય અને ચાતુર્માસ્યમાં ફળ એક હોવાથી અંગોનું અને પ્રધાન કર્મોનું અનુષ્ઠાન તંત્રથી કરવું જોઇએ. તંત્રથી એટલે એક સાથે. ॥ ૧૧ ॥

कालभेदान्नेति चेत् ॥ १२ ॥

પદાર્થ :—( कालभेदात् ) કાળનો ભેદ હોવાથી તંત્રથી અનુષ્ઠાન કરવું ( न ) યોગ્ય નથી. ( इति चेत् ) જો એવી શંકા કરવામાં આવે તો આનો ઉત્તર આગળના સૂત્રમાં છે.

ભાવાર્થ :—કાળ અને દેશ ભિન્ન હોવાથી તંત્રથી અનુષ્ઠાન ન થઇ શકે આનો ઉત્તર આગળના સૂત્રમાં છે. ॥ ૧૨ ॥

नैकदेशत्वात् पशुवत् ॥ १३ ॥

પદાર્થ :—( न ) નહિ ( एकदेशत्वात् ) એક દેશ હોવાથી ( पशुवत् ) પશુ પ્રમાણે.

ભાવાર્થ :—જે વાક્યમાં પ્રધાન કર્મોનું વિધાન છે તે જ વાક્યમાં અંગો પ્રધાનના ઉપકારક છે એમ કહ્યું છે માટે તંત્રથી અનુષ્ઠાનની ઉપપત્તિ થઇ શકે છે. જેમ સવનીય પશુમાં તંત્રથી અનુષ્ઠાન થાય છે તેમ ઉક્ત સ્થળોમાં તંત્રથી અનુષ્ઠાન થઇ શકશે. ॥ ૧૩ ॥

સિદ્ધાંત સૂત્ર.

**अपि वा कर्मपृथक्त्वात् तेषां तंत्रविधानात् साङ्गानामुपदेशः स्यात् ॥ १४ ॥**

**પદાર્થ** :—( अपि वा ) અથવા ( कर्मपृथक्त्वात् ) દર્શપ્રયોગ અને પૌર્ણમાસ પ્રયોગ પૃથક્ હોવાથી ( तेषां तंत्रविधानात ) દર્શયાગત્રય અને પૌર્ણમાસ યાગત્રયનું તંત્રથી અનુવાદરૂપે કથન કરીને ( साङ्गानाम् उपदेशः स्यात् ) ફરીથી અમાવાસ્યા અને પૌર્ણમાસીથી યજન વિધાન કર્યું છે.

**ભાવાર્થ** :—તંત્રથી અંગોનું અનુષ્ઠાન નથી કારણ ત્રણ દર્શયાગ અને ત્રણ પૌર્ણમાસ યાગો પૃથક્ત્વથી વિધાન કર્યું છે. તે તે પ્રયોગમાં અંગ સહિત પ્રયોગોનો ઉપદેશ છે. તેથી પૃથક્ત્વથી જ અનુષ્ઠાન કરવું જોઈએ. ॥ ૧૪ ॥

**तथा चान्यार्थदर्शनम् ॥ १५ ॥**

**પદાર્થ** :—( तथा च ) તે પ્રમાણે ( अन्यार्थदर्शनम् ) અન્ય અર્થના દર્શનમાં પ્રમાણ છે.

**ભાવાર્થ** :—પૌર્ણમાસ યાગમાં ચૌદ આહુતિઓ અને અમાવાસ્યા યાગમાં તેર આહુતિઓ હોમવાનું વિધાન છે. આ ભેદાનુષ્ઠાન વગર સંભવી શકે નહિ ॥ ૧૫ ॥

**तदाऽवयवेषु स्यात् ॥ १६ ॥**

**પદાર્થ** :—( तदा ) ત્યારે ( अवयवेषु स्यात् ) ચાતુર્માસ્યાદિના અવયવોમાં તે પ્રમાણે થાય છે.

**ભાવાર્થ** :—ચાતુર્માસ્યાદિના અવયવોમાં પણ ભેદથી અનુષ્ઠાન થવું યોગ્ય છે. ॥ ૧૬ ॥

**पशौ तु चोदनैकत्वात् तन्त्रस्य विप्रकर्षः ॥ १७ ॥**

**પદાર્થ** :—( पशौ तु ) સવનીય પશુમાં તો ( चोदनैकत्वात् ) એક વિધાન હોવાથી ( तन्त्रस्य विप्रकर्षः ) તંત્રથી અનુષ્ઠાન હોવું યોગ્ય છે.

**ભાવાર્થ** :—સવનીય પશુના સ્થાનમાં અંગ કર્મોનું તંત્રથી અનુષ્ઠાન થવું યોગ્ય છે કારણ કે વિધાન એક જ છે. ॥ ૧૭ ॥

**'અધ્વરકલ્પ' આદિ ઇષ્ટિઓમાં ત્રણ સંઘોમાં અંગોનું ભેદથી અનુષ્ઠાન કરવું' એ અધિકરણનાં સૂત્રો.**

પૂર્વપક્ષ. **तथा स्यादध्वरकल्पायां विशेषस्यैककालत्वात् ॥ १८ ॥**

**પદાર્થ** :—( तथा ) તે પ્રમાણે ( अध्वरकल्पायाम् ) અધ્વરકલ્પ નામવાળી ઇષ્ટિમાં ( स्यात् ) એક પ્રયોગ છે. અર્થાત્ તંત્રથી અનુષ્ઠાન થાય છે. ( विशेषस्य ) નિર્વાપાન્ત અંગકલાપ ( एककालत्वात् ) એક જ કાળમાં વિહિત હોવાથી.

**ભાવાર્થ** :—અધ્વરકલ્પ નામક ઇષ્ટિમાં અગ્ન્યન્વધાનથી લઇ નિર્વાપ પર્યંન્ત કર્મનું તંત્રથી અનુષ્ઠાન થાય છે માટે તેની પછીના અંગોનું પણ તંત્રથી અનુષ્ઠાન કરવું અર્થાત્ અભેદથી અનુષ્ઠાન થાય છે. ॥ ૧૮ ॥

**इष्टिरिति चैकवच्छ्रुतिः ॥ १९ ॥**

**પદાર્થ** :—( इष्टिः इति च ) અને अध्वरकल्पेष्टिः અહીં ( एकवत् श्रुतिः ) એક વચનનું શ્રવણ, થતું હોવાથી.

**ભાવાર્થ** :—અધ્વરકલ્પ ઇષ્ટિમાં એક વચનનો પ્રયોગ છે તેથી પણ સમજાય છે કે અભેદથી અનુષ્ઠાન કરવું. ॥ ૧૯ ॥

સિદ્ધાંત સૂત્ર.

**न वा कर्मपृथक्त्वात्तेषां च तन्त्रविधानात् साङ्गानामुपदेशः स्यात् ॥ २० ॥**

**પદાર્થ** :—( न वा ) અથવા અભેદથી અનુષ્ઠાન નથી ( कर्मपृथक्त्वात च तेषाम् ) ભિન્ન ભિન્ન કાળમાં કર્મોનું વિધાન હોવાથી ( तन्त्रविधानात ) શાસ્ત્રથી વિધાન હોવાથી ( साङ्गानाम् उपदेशः स्यात् ) સાંગ કર્મોના ઉપદેશ ભેદથી અનુષ્ઠાન કરવા માટે છે.

**ભાવાર્થ** :—આગ્નાવૈષ્ણવદેવ તાવાળા પુરોડાશ ત્રયનું જુદા જુદા ત્રણે કાળમાં શાસ્ત્રથી વિધાન છે. એકનું પ્રાતઃકાળે, બીજાનું મધ્યાહ્ને અને ત્રીજાનું સાયંકાળે અનુષ્ઠાન કરવાનું હોય છે માટે ભેદથી જ અનુષ્ઠાન થવું જોઇએ. ॥ ૨૦ ॥

**प्रथमस्य वा कालवचनम् ॥ २१ ॥**

**પદાર્થ** :—( वा ) અથવા ( कालवचनम ) પ્રાતઃકાળનું જે વિધાન છે તે પ્રથમ પુરોડાશને માટે છે. બીજાને માટે નહિ.

ભાવાર્થ :—पुरा वाचः प्रवदितो निर्वपेत् આ વાકયથી જે પ્રાતઃકાળમાં કર્મ કરવાનું વિધાન જણાય છે તે તો પ્રથમ પુરોડાશને માટે છે બધાયને માટે નહિ. ॥ ૨૧ ॥

**फलैकत्वादिष्टिशब्दो यथाऽन्यत्र ॥ २२ ॥**

**પદાર્થ** :—( फलैकत्वात् ) એક ફળનો ઉપદેશ હોવાથી ( इष्टिशब्दः ) ઇષ્ટિ શબ્દમાં એક વચનનો પ્રયોગ છે. ( यथा अन्यत्र ) જેવી રીતે બીજે ઠેકાણે.

**ભાવાર્થ** :—ઇષ્ટિ શબ્દમાં જે એક વચન જણાય છે તેથી પણ અભેદથી અનુષ્ઠાન પ્રતીત થતું નથી એ એક વચન તો નવ યાગોનું એક જ ફળ છે એમ બતાવે છે. સર્વપૃષ્ઠ–ઇષ્ટિ તથા મૃગારેષ્ટિ આદિમાં પણ એક વચનનો પ્રયોગ છે. આથી સિદ્ધ થાય છે કે ઉકત ઠેકાણે ભેદથી જ કર્મોનું અનુષ્ઠાન કરવું. ॥ ૨૨ ॥

## 'વસાહોમ તંત્રથી અનુષ્ઠિત થાય છે.' એ અધિકરણનું સૂત્ર.

**वसाहोमस्तन्त्रमेकदेवतेषु स्यात प्रधानस्यैककालत्वात ॥ २३ ॥**

**પદાર્થ** :—( एकदेवतेषु ) પ્રજાપતિ=પરમાત્મા પ્રીત્યર્થ જે પશુઓનું દાન કરવામાં આવે છે તેમાં ( वसाहोमः ) પુષ્ટ પશુને દાન આપતી વખતે ( स्यात ) હોમ કરવામાં આવે છે ( प्रधानस्य एककालत्वात् ) તેનો સમય એક જ હોવાથી.

**ભાવાર્થ** ;—જેટલાં પશુઓનું બ્રાહ્મણોને દાન કરવાનું હોય છે તે વખતે જુદા હોમ કરવાના હોતા નથી પણ એક જ વખત હોમ કરવો જોઇએ. આ ઠેકાણે વસાહોમનો અર્થ શક્તિશાળી પશુનું દાન એવો થાય છે. વસા એટલે વસાવાળું અને હોમ એટલે દાન ॥ ૨૩ ॥

**कालभेदत्वाच्चावृत्तिर्देवताभेदे ॥ २४ ॥**

**પદાર્થ** :—( च ) અને ( कालभेदत्वात् ) સમયનો ભેદ હોવાથી અને ( देवताभेदे ) દેવતાનો પણ ભેદ હોવાથી ( आवृत्तिः ) ભેદથી અનુષ્ઠાન કરવું.

**ભાવાર્થ** :—સમય અને દેવતાનો જ્યાં ભેદ બતાવ્યો હોય ત્યાં હોમનું ભેદથી અનુષ્ઠાન થાય છે. એકી સાથે નહિ. ॥ ૨૪ ॥

## " યૂપૈકાદશિનીમાં તંત્રથી યૂપાહુતિનું અનુષ્ઠાન થાય છે. " એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ.　　　　**अन्ते यूपाहुतिस्तद्वत् ॥ २५ ॥**

**પદાર્થ** :—( तद्वत् ) વસાહોમ પેઠે ( अन्ते ) અન્તિકમાં ( यूपाहुतिः ) યૂપાહુતિ આવૃત્તિથી આપવી.

**ભાવાર્થ** :—જ્યોતિષ્ટોમમાં યૂપાહુતિઓ આપવાની હોય છે. तत्र यूपस्य अन्तिके अग्निं मथित्वा यूपाहुतिं जुहोति આ અગ્યાર આહુતિ ક્રમથી આપવાની હોય છે. એક જ ઠેકાણે બધી આહુતિઓ આપવાની હોતી નથી. ॥ ૨૫ ॥

સિદ્ધાંત સૂત્ર.　　　　**इतरप्रतिषेधो वा ॥ २६ ॥**

**પદાર્થ** :—( वा ) અથવા ( इतरप्रतिषेधः ) આહવનીયનો પ્રતિષેધ છે.

**ભાવાર્થ** :—ઉપરના વાક્યથી યૂપદેશના સાંનિધ્યમાં જઇ અગ્નિ મથન કરવું એ ન્યાયપ્રાપ્ત છે માટે એનો તો માત્ર અનુવાદ છે અર્થાત્ સમીપતાનો કેવળ અનુવાદ છે અને આહવનીયમાં જે હોમ પ્રાપ્ત હતો તેનો પ્રતિષેધ જ વિવક્ષિત છે એટલે આહવનીયમાં હોમ ન કરતાં યૂપોની સમીપ જઇ હોમ કરવો, અને તેમાં જ બધી આહુતિ આપવી. એટલે તે આહુતિઓ તંત્રથી આપવી. જુદી જુદી વારાફરતી નહિ. ॥ ૨૬ ॥

**अशास्त्रत्वाच्च देशानाम् ॥ २७ ॥**

**પદાર્થ** :—( च ) અને ( देशानाम् ) દેશોનું ( अशास्त्रत्वात ) વિધાન ન હોવાથી.

ભાવાર્થ :—હોમને માટે યૂપના દેશોનું સામીપ્ય વિહિત નથી. न च अन्तिकदेशाः शक्याः शासितुम् । आपेक्षितत्वादन्तिकस्य । अथ परमान्तिकं शिष्येत तदा यूप उपदहोत । 'યૂપની અન્તિકતાનું વિધાન થઇ શકે નહિ કારણ કે અન્તિકતા તો અપેક્ષાકૃત ગેય છે, જો કહો કે પરમ અન્તિકતાનું વિધાન છે તો એનો ઉત્તર એ છે કે એમ કરવાથી યૂપનો જ દાહ થઇ જાય છે. માટે અન્તિકતાનું વિધાન થઈ શકે નહિ. શાબર ભાષ્ય.' ॥ ૨૭ ॥

અવભૃથમાં સાંગપ્રધાનનું અનુષ્ઠાન છે. એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ સૂત્ર.

**अवभृथे प्रधानेऽग्निविकारः स्यात् न हि तद्धेतुरग्निसंयोगः ॥ २८ ॥**

પદાર્થ :—(अवभृथे) અવભૃથમાં (प्रधाने अग्निविकारः) પ્રધાન કર્મ જ કરવું જોઇએ. (हि) કારણ કે, (तद्धेतुः न अग्निसंयोगः) અગ્નિ સાથે પ્રધાન હેતુક અંગોનો સંબંધ હોતો નથી.

ભાવાર્થ :—જ્યોતિષ્ટોમ પ્રકરણમાં શ્રવણ થાય છે કે 'अवभृथेन चरन्ति' અહીં आपः અર્થાત્ જળમાં જે કર્તવ્ય છે તે માત્ર પ્રધાન કર્મ હોય તેજ કરવાનું છે. અંગ કર્મો જળમાં કરવાનાં હોતાં નથી. કારણ કે अवभृथशब्दो वरुणदेवतस्य एककपालस्य यागस्य वाचकः વરુણ દેવતાક એક કપાલ દ્રવ્યક યાગનો વાચક અવભૃથ શબ્દ છે માટે અવભૃથ શબ્દથી એક કપાલ રૂપ દ્રવ્યનો વરુણ દેવતા સાથે સંબંધ બતાવવો એજ કહ્યું છે. એ પ્રધાન કર્મ છે એમાં અંગોનો સંબંધ બતાવવાનો પ્રસંગ જ નથી. ॥ ૨૮ ॥

**द्रव्य देवतावत् ॥ २९ ॥**

પદાર્થ :—(द्रव्यदेवतावत्) દ્રવ્ય અને દેવતા યાગના સ્વરૂપ છે, તેની પેઠે.

ભાવાર્થ :—જેમ એક કપાલ રૂપ દ્રવ્ય અને વરુણ દેવતા પ્રધાન કર્મમાં વિહિત છે અંગ કર્મમાં નહિ. તેમ જળ પણ પ્રધાન કર્મમાંજ વિહિત છે. એટલે અવભૃથ કર્મમાં અંગોનો સંબંધ નથી. ॥ ૨૯ ॥

**साङ्गो वा प्रयोगवचनैकत्वात् ॥ ३० ॥**

પદાર્થ :—(वा) અથવા (साङ्गः) અંગ સહિત પ્રધાન કર્મ જળમાં કર્તવ્ય છે. (प्रयोगवचनैकत्वात्) પ્રયોગ વિધિ અંગ અને પ્રધાનમાં સાધારણ હોય છે.

ભાવાર્થ :—દેશ, કાળ અને કર્તા આદિ પ્રયોગનાં અંગ હોય છે. 'अप्सु' આ શબ્દથી દેશનું વિધાન છે, માટે એનો પ્રયોગ સાથે સંબંધ છે. તેથી તેમાં અંગ અને પ્રધાન બંનેનો સંબંધ છે. ॥ ૩૦ ॥

**लिङ्गदर्शनाच्च ॥ ३१ ॥**

પદાર્થ :—(च) અને (लिङ्गदर्शनात्) લિંગભૂત વાક્યનું પણ શ્રવણ થાય છે.

**ભાવાર્થ** :—अप्सु तृणं प्रास्य आधारमाधारयति આ વાક્યમાં પાણીમાં દર્ભ નાખી આધાર અંગ કરવાનું સ્પષ્ટ કથન છે. આધાર એ અંગ કર્મ છે માટે પ્રધાન અને અંગ બન્ને કર્મ જળમાં કરવાનાં હોય છે, એ સ્પષ્ટ થાય છે. ॥ ૩૧ ॥

**शब्दविभागाच्च देवतानपनयः ॥ ३२ ॥**

**પદાર્થ** :—( च ) અને ( शब्दविभागात् ) અવભથ શબ્દથી દેવતાનો વિભાગ થતો હોવાથી ( देवतानपनयः ) અંગોમાં દેવતાનો સંબંધ છે.

**ભાવાર્થ** :—અવભૃથ શબ્દથી દેવતાનો વિભાગ થાય છે. દ્રવ્ય અને દેવતા એ તો યાગનું સ્વરૂપ છે, તેથી ઉત્પત્તિ વાક્યમાં તેનો અવભથ પદના વાચ્ય સાથે સંબંધ છે. અર્થાત દેવતા અને દ્રવ્યનો અવભૃથના અર્થ સાથે સંબંધ બતાવ્યો છે તેથી કંઇ અંગોના અનુષ્ઠાનનો સંબંધ દૂર થતો નથી, આથી સ્પષ્ટ થાય છે કે અવભૃથમાં સાંગ પ્રધાનનું અનુષ્ઠાન કરવાનું હોય છે. ॥ ૩૨ ॥

**' ઉત્તર દક્ષિણ વિહારોના અંગોનું ભેદથી અનુષ્ઠાન કરવું. ' એ અધિકરણનાં સૂત્રો.**

**दक्षिणेऽग्नौ वरुणप्रघासेषु देशभेदात् सर्वं विक्रियते ॥ ३३ ॥**

પદાર્થ :—( दक्षिणे ) દક્ષિણ વિહારમાં ( अग्नौ ) અગ્નિમાં ( वरुणप्रघासेषु ) વરુણ પ્રઘાસમાં ( देशभेदात् ) દેશ ભિન્ન હોવાથી ( सर्वम् विक्रियते ) સર્વનું અનુષ્ઠાન ભિન્નતાથી થાય છે.

**ભાવાર્થ** :—વરુણ પ્રઘાસમાં વિહારનું પૃથક્ત્વ આમ્નાત થયું છે. उत्तरस्यां वेद्यामन्यानि हवींषि सादयति दक्षिणस्यां मारुतीमिति चातुर्मास्ये वरुणप्रघासे श्रुतम् આ પ્રમાણે ચાતુર્માસ્યમાં વરુણ પ્રઘાસમાં શ્રવણ થાય છે. અહીં એ સિદ્ધાંત કે કે દક્ષિણ અગ્નિમાં અલગ અલગ સર્વ અંગોનું અનુષ્ઠાન થાય છે, તંત્રથી નહિ. ॥ ૩૩ ॥

**अचोदनेति चेत् ॥ ३४ ॥**

**પદાર્થ** :—( अचोदना इति चेत् ) ફળ પ્રત્યે કર્મની ચોદના અર્થાત્ વિધાન નથી જો એવી શંકા કરવામાં આવે તો આનો ઉત્તર આગળના સૂત્રમાં છે.

**ભાવાર્થ** :—ફળને ઉદ્દેશીને વિધાન નથી એટલે કે મારુત્વતીનું વિધાન ફળ બોધક નથી, તો અહીં અંગોની પ્રાપ્તિ જ નથી. જ્યાં અંગોની પ્રાપ્તિ જ નથી ત્યાં તંત્રથી અનુષ્ઠાન કરવું કે ભેદથી એ વિચારને અવકાશ જ રહેતો નથી. આ શંકાનું સમાધાન આગળના સૂત્રમાં છે. ॥ ૩૪ ॥

**स्यात् पौर्णमासीवत् ॥ ३५ ॥**

**પદાર્થ** :—( स्यात् ) અંગોની પ્રાપ્તિ છે. ( पौर्णमासीवत् ) પૌર્ણમાસી પેઠે.

ભાવાર્થ :—पौर्णमास्या यजेत આ ઠેકાણે ફળનો સંબંધ બતાવ્યો નથી છતાં અંગોનું અનુષ્ઠાન થાય છે તે જ પ્રમાણે दक्षिणस्यां मारुतीम् આ ઠેકાણે પણ અંગોનું અનુષ્ઠાન થાય છે. ॥ ૩૫ ॥

प्रयोगचोदनेति चेत् ॥ ३६ ॥

પદાર્થ :—( प्रयोगचोदना इति चेत् ) પ્રયોગ વિધિ છે તેથી.

ભાવાર્થ :—જો એવી શંકા કરવામાં આવે કે पौर्णमास्या यजेत આ ઠેકાણે તે यजेत આ આખ્યાત પદથી પ્રયોગનું વિધાન છે માટે ત્યાં તો અંગ અને પ્રધાન કર્મોનું અનુષ્ઠાન થવું યોગ્ય છે. આ શંકાનું સમાધાન આગળના સૂત્રમાં છે. ॥ ૩૬ ॥

तथेह ॥ ३७ ॥

પદાર્થ :—( तथा इह ) તે પ્રમાણે અહીં છે.

ભાવાર્થ :—મારુતીનો પણ પ્રયોગ જ વિહિત છે. आसादयति આ આખ્યાતનો ઉલ્લેખ અહીં પણ છે, तस्मान्मारुत्यपि दक्षिण विहारे कर्तव्या શાબર ભાષ્ય. મારુતી પ્રયોગ પણ દક્ષિણ વિહારમાં અંગો સહિત કરવો. ॥ ૩૭ ॥

आसादनमिति चेत् ॥ ३८ ॥

પદાર્થ :—( आसादनम् इति चेत् ) મારુતી પ્રયોગમાં આસાદન છે. જો એવી શંકા કરવામાં આવે તો.

ભાવાર્થ :—પૌર્ણમાસી વાક્યમાં यजति આખ્યાતનું શ્રવણ છે. મારુતીમાં आसादयति આખ્યાતનું શ્રવણ છે, માટે અંગથી પ્રયોગવિધિ સંભવે છે એ કથન ઠીક નથી. આસાદન માત્ર વિધિ તો અદૃષ્ટાર્થક છે. ॥ ૩૮ ॥

नोत्तरेणैकवाक्यत्वात् ॥ ३९ ॥

પદાર્થ :—( न ) નહિ. ( उत्तरेण ) ઉત્તર સાથે ( एकवाक्यत्वात् ) તુલ્ય યોગક્ષેમ હોવાથી.

ભાવાર્થ :—જેમ ઉત્તર વેદિમાં હવિષેનું આસાદન યાગને માટે છે તેમ દક્ષિણ વેદિમાં હવિષ્નું આસાદન પણ યાગને માટે છે. અદૃષ્ટને માટે નથી. ॥ ૩૯ ॥

अवाच्यत्वात् ॥ ४० ॥

પદાર્થ :—( अवाच्यत्वात् ) આસાદનથી હોમ વાચ્ય નથી માટે પ્રયોગ વિધિ નથી.

ભાવાર્થ :—आसादयति આ પદ હોમક્રિયાનું વાચક નથી એ બરાબર છે છતાં એ પદની લક્ષણા માની પ્રયોગ વિધિ સ્વીકારવો જોઈએ. ॥ ૪૦ ॥

**आम्नायवचनं तद्वत् ॥ ४१ ॥**

**પદાર્થ** :—( तद्वत् ) તે પ્રમાણે ( आम्नाय वचनम् ) લક્ષણા સ્વીકારવામાં આમ્નાયનું વચન કારણ તરીકે છે.

**ભાવાર્થ** :—यदेव अध्वर्युः करोति तत्प्रतिप्रस्थाता करोति तथा देवतायजानिति આ વચનથી દક્ષિણ વિહારમાં પણ ઉત્તર વિહાર પેઠે યાગનું વિધાન થાય છે. માટે દક્ષિણ વિહારમાં અંગોનું ભેદથી અનુષ્ઠાન થાય છે. ॥ ૪૧ ॥

પૂર્વપક્ષ સૂત્ર. **कर्तृभेदस्तथेति चेत् ॥ ४२ ॥**

**પદાર્થ** :—( कर्तृभेदः ) કર્તાઓનો પણ ભેદ હોવો જોઇએ ( तथा इति चेत् ) ઉપર પ્રમાણે માનવાથી જો એ શંકા કરવામાં આવે તો, ઉત્તર આગળના સૂત્રમાં છે.

**ભાવાર્થ** :—દક્ષિણ વિહારમાં ઋત્વિજો જુદા હોવા જોઇએ કે તે જ એ શંકામાં પૂર્વપક્ષવાદીનું કહેવું છે કે કર્તાઓનો ભેદ હોવો જોઇએ. ચતુર્માસ્યના યજ્ઞ ક્રતુઓના પાંચ ઋત્વિજો હોય છે. चातुर्मास्यानां यज्ञक्रतूनां पञ्चर्त्विजः । અધ્વર્યુ, પ્રતિપ્રસ્થાત્, હોતૃ, બ્રહ્મા અને આગ્નીધ્ર આ પાંચ ઋત્વિજો ચાતુર્માસ્ય યજ્ઞ ક્રતુઓમાં હોય છે. તેજ ઋત્વિજો દક્ષિણ વિહારમાં હોતા નથી જુદા હોવા જોઇએ આવું પૂર્વપક્ષવાદીનું મંતવ્ય છે. ॥ ૪૨ ॥

સિદ્ધાંત સૂત્ર. **न समवायात् ॥ ४३ ॥**

પદાર્થ :—( न ) નહિ, ( समवायात् ) પંચત્વનો જ સમવાય હોવાથી.

ભાવાર્થ :—દક્ષિણ વિહારમાં ઉપર કહેવામાં આવેલા જ પાંચ ઋત્વિજો કર્મ કરાવનાર હોય છે. પાંચથી વધારે ઋત્વિજો ન હોવા જોઇએ. ॥ ૪૩ ॥

**लिङ्गदर्शनाच्च ॥ ४४ ॥**

**પદાર્થ** :—( च ) અને ( लिङ्गदर्शनात् ) લિંગ વાક્યનું શ્રવણ હોવાથી.

**ભાવાર્થ** :—' प्रत्र्यसमृषभं दक्षिणां ददाति ' આ પ્રમાણે એ જ કર્તાઓનું બોધક વાક્ય પણ છે. અન્યત્ર દક્ષિણ વિહારમાં દક્ષિણાનું શ્રવણ થતું નથી માટે વધારે ઋત્વિજો નથી આવું અનુમાન થાય છે. ॥ ૪૪ ॥

**वेदिसंयोगादिति चेत् ॥ ४५ ॥**

**પદાર્થ** :—( वेदिसंयोगात् ) વેદિ સાથે હોતાના પાદનો સંબંધ હોવાથી. ( इति चेत् ) જો એવી શંકા કરવામાં આવે તો.

**ભાવાર્થ** :—अन्तर्वेद्यन्यः पादः बहिर्वेद्यन्यः पादः होतुः આ વાક્ય એમ બતાવે છે કે હોતાનો પાદ અન્તર્વેદિમાં હોય છે અને વેદિની બહાર પણ હોય છે. જો એક હોતા જ હોય

તો વેદિની અંદર અને બહાર કેવી રીતે સંભવી શકે ? માટે કર્તામાં ભેદ છે એમ સમજાય છે એટલે કે બે હોતા હોવા જોઇએ. આ શંકાનું સમાધાન આગળના સૂત્રમાં છે. ॥ ૪૫ ॥

न देशमात्रत्वात् ॥ ४६ ॥

પદાર્થ :—( न ) નહિ ( देशमात्रत्वात् ) દેશવિશેષની વિધિરૂપ હોવાથી.

ભાવાર્થ :—હોતા પાદનો પ્રક્ષેપ એ કંઇ વેદિના સંસ્કાર માટે હોતો નથી. देशमात्रमेतद्विधीयते तस्मिन् देशे होत्रा स्यातव्यम् यत्रास्यैकः पादोऽन्तर्वेदि भवति बहिर्वेद्यन्यः ॥ ઉક્ત વાક્યથી દેશવિશેષનું વિધાન છે. હોતાએ એવે ઠેકાણે ઉભા રહેવું જોઇએ કે એનો એક પગ વેદિના અન્તરભાગમાં હોય અને બીજો પગ વેદિની બહાર હોય. માટે બીજા હોતાનું અહીં વિધાન જણાતું નથી. માટે ચાતુર્માસ્ય યજ્ઞ અને ક્રતુમાં પાંચ કર્તાઓ સિવાય વધારાનું વિધાન નથી, એટલે કર્તાનો અભેદ છે. ॥ ૪૬ ॥

ઉત્તર દક્ષિણ વિહારના આપરાગ્નિક હોમોનું પૃથક્ અનુષ્ઠાન થાય છે. એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ. एकाग्नित्वादपरेषु तन्त्रं स्यात् ॥ ४७ ॥

પદાર્થ :—( एकाग्नित्वात् ) એક જ અગ્નિ હોવાથી. ( अपरेषु ) પત્ની સંયાજાદિમાં ( तन्त्रं स्यात् ) તંત્ર હોય છે.

ભાવાર્થ :—ગાર્હપત્યરૂપ એક જ અગ્નિ હોવાથી પત્ની સંયાજાદિ પણ તંત્રથી થાય છે. અર્થાત્ એક સાથે થાય છે. ॥ ૪૭ ॥

नाना वा कर्तृभेदात् ॥ ४८ ॥

પદાર્થ :—( वा ) અથવા ( नाना ) આવૃત્તિથી થાય છે ( कर्तृभेदात् ) કર્તાઓમાં ભેદ હોવાથી.

ભાવાર્થ :—મારુતી ઇષ્ટિના જે અંગો હોય છે તે પ્રતિપ્રસ્થાતૃ નામક ઋત્વિજે કરવાનાં હોય છે. અને બીજા અંગો અધ્વર્યુએ કરવાનાં હોય છે. આમ કર્તાઓ ભિન્ન હોવાથી કર્મની આવૃત્તિ થાય છે. એટલે કે એક સાથે એ કર્મ થતાં નથી. ભલે ગાર્હપત્યરૂપ અગ્નિ એક રહ્યો પણ તેના કર્તાઓ જુદા જુદા હોય છે. ॥ ૪૮ ॥

'વાજપેયમાં બ્રહ્મસામકાળમાં આલંભ કર્મશેષનો પ્રતિષેધ છે.' એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ. पर्यग्निकृतानामुत्सर्गे प्राजापत्यानां कर्मोत्सर्गः श्रुतिसामान्यादारण्यवत् तस्माद् ब्रह्मसाम्नि चोदनापृथक्त्वं स्यात् ॥ ४९ ॥

પદાર્થ :—( उत्सर्गे ) ઉત્સર્ગ વખતે ( प्राजापत्यानाम् ) પ્રાજાપત્ય પશુઓ સંબંધી જે આલંભન અર્થાત્ પ્રાપ્તિ છે ( कर्मोत्सर्गः ) તેનો ઉત્સર્ગ કરવામાં આવે છે. ( पर्यग्निकृतानाम्

आरण्यवत् ) પર્યગ્નિ કરેલાં આરણ્ય પશુઓને જેમ છોડી મૂકવામાં આવે છે તેમ. ( श्रुतिसामान्यात् ) उत्सृजति પદનો અર્થ છોડવું થાય છે એને આધારે. ( तस्मात् ) માટે ( ब्रह्मसाम्नि ) બ્રહ્મસામ વખતે ( चोदनापृथक्त्वम् स्यात् ) કર્માન્તર છે.

**ભાવાર્થ** :--વાજપેય યાગમાં પ્રાજાપત્ય પશુઓને અર્થાત્ પરમાત્મા દેવતાનું સ્મરણ કરી જે પશુઓનું યજ્ઞમાં દાન આપવામાં આવે છે તેનો ઉત્સર્ગ અર્થાત્ ત્યાગ કરવો એ કર્મ શેષ નથી પણ એક જુદું કર્મ જ છે. આવું પૂર્વપક્ષવાદીનું મંતવ્ય છે. ॥ ૪૯ ॥

સિદ્ધાંત સૂત્ર. **संस्कारप्रतिषेधो वा वाक्यैकत्वे क्रतुसामान्यात् ॥ ५० ॥**

**પદાર્થ** :—( वा ) અથવા ( संस्कारप्रतिषेधः ) સંસ્કાર કાલમાત્રનો પ્રતિષેધ છે. ( वाक्यैकत्वे ) એક વાક્ય હોવાથી ( क्रतुसामान्यात् ) ક્રતુ સામાન્ય હોવાથી.

**ભાવાર્થ** :—' पर्यग्निकृतान् उत्सृजन्ति ब्रह्मसाम्न्यालभते ' આ બન્ને વાક્યો મળી એક વાક્યતા થાય છે. દ્રવ્ય દેવતાનું શ્રવણ થતું ન હોવાથી પૂર્વોત્તરવાક્યોનું સમાન કર્તુત્વ સિદ્ધ થાય છે. આ ઉપરથી એ સિદ્ધ થાય છે કે ઉપરના બે વાક્યોથી કોઇ જુદું કર્મ વિહિત નથી પણ સંસ્કાર કાલ માત્રનો પ્રતિષેધ થાય છે. ॥ ૫૦ ॥

**वपायां चानभिघारणस्य दर्शनात् ॥ ५१ ॥**

**પદાર્થ** :—( च ) અને ( वपायाम् ) વપામાં ( अनभिघारणस्य ) અનભિઘારણ ( दर्शनात् ) જોવાથી.

**ભાવાર્થ** :—પર્યગ્નિકરણ પછી કોઇ બીજાં કર્મોનો વ્યાપાર નથી. એવો उत्सर्ग શબ્દથી અનુવાદ થાય છે. ॥ ૫૧ ॥

**' અહીન ક્રતુમાં ઉક્ષાનો ઉત્સગ કર્મશેષના પ્રતિષેધ માટે છે. '**

**એ અધિકરણનાં સૂત્રો.**

પૂર્વપક્ષ. **पञ्चशारदीयास्तथेति चेत् ॥ ५२ ॥**

**પદાર્થ** :—( तथा ) પૂર્વ અધિકરણ પેઠે. ( पञ्चशारदीयाः ) પંચશારદીય નામક ક્રતુઓ શેષ કર્મની અત્યન્ત નિવૃત્તિ નથી. ( इति चेत् ) જો એમ શંકા કરવામાં આવે તો. ઉત્તર આગળના સૂત્રમાં છે.

**ભાવાર્થ** :—પાંચ વરસ સુધી ચાલે એવો પંચશારદીય નામક ક્રતુ હોય છે. તેમાં કેટલાક પશુઓનું પ્રથમ વરસે દાન કરવામાં આવે છે અને બાકીના પશુઓનું દાન પછીના વરસોમાં કરવામાં આવે છે અને તેને માટે શેષકર્મની અત્યન્ત નિવૃત્તિ નથી. ॥ ૫૨ ॥

સિદ્ધાંત સૂત્ર. **न चोदनैकवाक्यत्वात् ॥ ५३ ॥**

**પદાર્થ** :—( न ) નહિ ( चोदना ) અપૂર્વ કર્મનું વિધાન છે. ( एकवाक्यत्वात् ) અનેક ગુણવિશિષ્ટ અપૂર્વ કર્મવિધાનમાં એક વાક્યતા છે.

ભાવાર્થ :—પાંચમે વરસે જે પશુઓનું દાન કરવામાં આવે છે તે અપૂર્વકર્મ જ છે. કોઈ શેષ કર્મ કરવાનું હોતું નથી. ॥ ૫૩ ॥

संस्काराणां च दर्शनात् ॥ ५४ ॥

પદાર્થ :—( च ) અને ( संस्काराणाम् ) સંસ્કારોનું ( दर्शनात् ) શ્રવણ થતું હોવાથી.

ભાવાર્થ :—જે નૂતન પશુઓનું દાન કરવામાં આવે છે તેને માટે પર્યગ્નિકરણ અને પ્રોક્ષણ રૂપ સંસ્કરો પણ કરવાના હોય છે. ॥ ૫૪ ॥

અભિષેચનીય અને દશપેય ક્રતુઓનું ભિન્ન ભિન્ન અનુષ્ઠાન કરવું જોઇએ.

પૂર્વપક્ષ. दशपेये क्रयप्रतिकर्षात्प्रतिकर्षस्ततः प्राचां तत्समानं तन्त्रं स्यात् ॥ ५५ ॥

પદાર્થ :—( दशपेये ) દશપેય નામક એકાહ ક્રતુમાં ક્રયનો પ્રતિકર્ષ હોવાથી ( ततः प्राचां प्रतिकर्षः ) સોમ ક્રય પહેલાંનાં અંગોનો પણ પ્રતિકર્ષ છે. ( तत् समानं तन्त्रं स्यात ) માટે સમાનતંત્ર છે.

ભાવાર્થ :—અભિષેચનીય અને દશપેય ક્રતુઓનાં અંગોનું સહ અનુષ્ઠાન થાય છે. સોમક્રયની પહેલાંનાં અંગોનું સહતંત્ર હોવાથી ઉત્તર અંગોનું પણ સહતંત્ર છે. એવો પૂર્વપક્ષવાદીનો ભાવ છે. ॥ ૫૫ ॥

समानवचनं तद्वत् ॥ ५६ ॥

પદાર્થ :—( तद्वत् ) તે પ્રમાણે ( समानवचनम् ) દશપેય અને અભિષેચનીય યજ્ઞોનું સમાનવચન પણ છે.

ભાવાર્થ :—જે સમયમાં અભિષેચનીય યજ્ઞના અંગ કલાપોનું પ્રતિપાદન કર્યું છે તે જ કાળમાં દશપેય યજ્ઞના અંગ કલાપોનું પ્રતિપાદન કર્યું છે, આ સમાનતાને લીધે પણ બન્ને યાગોનું સહઅનુષ્ઠાન કરવાનું હોય છે. અર્થાત્ એ બંનેનું તંત્ર છે. ॥ ૫૬ ॥

સિદ્ધાંત સૂત્ર. अप्रतिकर्षो वाऽर्थहेतुत्वात् सहत्वं विधीयते ॥ ५७ ॥

પદાર્થ :—( वा ) અથવા ( अप्रतिकर्षः ) પ્રતિકર્ષ નથી. ( अर्थहेतुत्वात ) પૂર્વક્રય અર્થ હેતુ હોવાથી ( सहत्वं विधीयते ) સહત્વનું વિધાન છે.

ભાવાર્થ :—મુખ્ય ક્રયમાં સહત્વ અર્થાત્ તંત્રનું વિધાન છે. ક્રતુ શરૂ થયાં પહેલાં સોમવિક્રેતા સાથે જે લેવડ દેવડનો સંવાદ થાય છે તેમાં સોમક્રયનો નિશ્ચય થાય છે અને તે જ અર્થ હેતુ છે. જો પ્રથમ સોમ ખરીદ્યો ન હોય તો પ્રયોગ વખતે સોમ ન પણ મળે એટલે ક્રતુ જ થાય નહિ માટે સાથે ક્રય કરવા રૂપ જે પ્રતિકર્ષ છે તે તો મુખ્ય ક્રયમાં પ્રયોગ વખતે પ્રતિકર્ષ નથી. માટે તેમાં સહત્વ પણ નથી. ॥ ૫૭ ॥

**पूर्वस्मिंश्चावभृथस्य दर्शनात् ॥ ૫૮ ॥**

**પદાર્થ** :—( च ) અને ( पूर्वस्मिन् ) પૂર્વ જે અભિષેચનીય છે તેમાં ( अवभृथस्य दर्शनात् ) અવભૃથનું દર્શન પણ છે.

**ભાવાર્થ** :—समानं वा एतद् यज्ञं छिन्दन्ति यदभिषेचनीयस्यावभृथ इति ॥ જો બન્ને યજ્ઞના અંગોનું સહ અનુષ્ઠાન હોત તો અવભૃથ રૂપ અંગ પણ દશપેય પછી અનુષ્ઠિત થવું જોઈતું હતું પણ તેમ ન હોતાં પહેલાં જ અવભૃથનું શ્રવણ થાય છે તેથી સમજાય છે કે બન્ને યજ્ઞોનું તંત્ર નથી. ॥ ૫૮ ॥

**दीक्षाणां चोत्तरस्य ॥ ૫૯ ॥**

**પદાર્થ** :—( च ) અને ( उत्तरस्य ) દશપેયના દિવસે ( दीक्षाणाम् ) દીક્ષાનું વિધાન છે.

**ભાવાર્થ** :—જો બંનેના અંગોનું સહ અનુષ્ઠાન હોત તો દીક્ષા પણ સાથે હોવી જોઈતી હતી પણ દશપેયની દીક્ષાનું વિધાન સ્વતંત્રતાથી દશપેય દિવસે છે તેથી પણ સ્પષ્ટ સમજાય છે કે બંને યજ્ઞોનાં અંગોનું તંત્ર નથી. ॥ ૫૯ ॥

**समानः कालसामान्यात् ॥ ૬૦ ॥**

**પદાર્થ** :—( समानः ) સમાનતા તો ( कालसामान्यात् ) એક ઋતુરૂપ કાળને લીધે છે.

**ભાવાર્થ** :—સમાન શબ્દનો જે પ્રયોગ કર્યો છે તે તો ઋતુરૂપ જે સ્થૂલકાલ વિહિત છે તેને લીધે છે. અર્થાત્ અભિષેચનીય અને દશપેય આ બંને યાગો એક જ ઋતુમાં અનુષ્ઠિત થાય છે. એટલા પૂરતું જ સામ્ય છે. બાકી બંને યાગોનાં અંગોનું અનુષ્ઠાન તો ભેદથી થાય છે. ॥ ૬૦ ॥

**" वारुण्या निष्कासेन अवभृथं यन्ति " આ વાકય કર્માન્તરનો ઉપદેશ કરે છે.**

**એ અધિકરણનાં સૂત્રો.**

**પૂર્વપક્ષ. निष्कासस्यावभृथे तदेकदेशत्वात्पशुवत् प्रदानविप्रकर्षः स्यात् ॥ ૬૧ ॥**

**પદાર્થ** :—( निष्कासस्य ) નિષ્કાસ ( तदेकदेशत्वात् ) આમિક્ષાનો એક દેશ હોવાથી ( अवभृथे ) અવભૃથમાં ( पशुवत् ) પશુ પેઠે ( प्रदानविप्रकर्षः स्यात् ) પ્રદાનનો વિપ્રકર્ષ માત્ર જ છે.

**ભાવાર્થ** :—વરુણ પ્રઘાસમાં શ્રવણ થાય છે કે, વારુણી આમિક્ષા નિષ્કાસથી ( આમિક્ષા શેષભાગથી ) અને તુષથી અવભૃથનું અનુષ્ઠાન કરવું આ અનુષ્ઠાન આમિક્ષા પ્રદાનનો વિપ્રકર્ષ શેષકર્મ છે કે, કોઈ નૂતન કર્મ છે? આ સંશયમાં પૂર્વપક્ષનું માનવું છે કે જેમ પશુદાન એ શેષ કર્મ છે તેમ નિષ્કાસથી અવભૃથનું અનુષ્ઠાન કરવું એ વારુણી આમિક્ષા પ્રદાનનું શેષ કર્મ જ છે કોઈ અપૂર્વ કર્મ નથી. કારણ કે વારુણી આમિક્ષાનો તે એકદેશ છે અને દેવતા પણ એની અને આમિક્ષાની એક જ છે. માટે પ્રદાનનો વિપ્રકર્ષ અર્થાત્ શેષકર્મ માનવું યોગ્ય છે. ॥ ૬૧ ॥

સિદ્ધાંત સૂત્ર. अपनयो वा प्रसिद्धेनाभिसंयोगात् ॥ ६२ ॥

પદાર્થ :—( वा ) અથવા ( अपनयः ) જુદું જ કર્મ છે. ( प्रसिद्धेन अभिसंयोगात् ) પ્રસિદ્ધ કર્મનામથી તેનો નિર્દેશ થયેલો હોવાથી.

ભાવાર્થ :—નિષ્કાસથી અવભૃથનું અનુષ્ઠાન કરવું એ એક જુદું જ કર્મ છે. કારણ કે ' અવભૃથ ' આ પ્રસિદ્ધ કર્મનામથી નિર્દેશ છે. ॥ ૬૨ ॥

प्रतिपत्तिरितिचेन्न ॥ ६३ ॥

પદાર્થ :—( प्रतिपत्तिः ) પ્રતિપત્તિ કર્મ છે ( इति चेत् न ) જો એમ માનવામાં આવે તો તે ઠીક નથી.

ભાવાર્થ :—નિષ્કાસથી અને તુષથી અવભૃથનું અનુષ્ઠાન કરવું એ પ્રતિકર્મ છે એ માનવું પણ ઠીક નથી કારણ કે निष्कासेन આ તૃતીયા વિભક્તિથી અવભૃથમાં પ્રધાન કર્મ સાથે સંબંધ જણાય છે. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે નિષ્કાસ અને તુષ દ્રવ્યથી જે અવભૃથ કર્મ કરવામાં આવે છે તે ભિન્ન કર્મ છે. અર્થનું પણ એ શેષ કર્મ નથી એટલે કે પ્રદાનનો વિપ્રકર્ષ નથી. ॥ ૬૩ ॥

' પ્રાયણીય નિષ્કાસ ઉદયનીય કર્મના નિર્વાપનું અર્થકર્મ છે. '

એ અધિકરણનાં સૂત્રો.

प्रायणीये च तद्वत् ॥ ६४ ॥

પદાર્થ :—( च ) અને ( प्रायणीये ) પ્રાયણીયનો નિષ્કાસ ( तद्वत् ) અવભૃથની પેઠે અપૂર્વકર્મ છે.

ભાવાર્થ :—જેમ અવભૃથધર્મક કર્મ અપૂર્વ છે તેમ ઉદયનીયધર્મક પણ અપૂર્વ કર્મ છે. જ્યોતિષ્ટોમમાં આ પ્રમાણે શ્રવણ છે ' प्रायणीयस्य निष्कास उदयनीयमभिनिर्वपति ' આ વાક્યમાં ' निष्कासे ' એ સાતમી વિભક્તિ છે અને સપ્તમી વિભક્તિવાળા પદનો અર્થ ગુણ તરીકે હોય છે. એટલે ઉદયનીય કર્મનિર્વાપમાં પ્રાયણીય નિષ્કાસ ગુણ તરીકે છે. ॥ ૬૪ ॥

બીજો પક્ષ. प्रतिपत्तिर्वाऽकर्मसंयोगात् ॥ ६५ ॥

પદાર્થ :—( वा ) અથવા ( प्रतिपत्तिः ) પ્રાયણીયાશેષ પ્રતિપત્તિરૂપ કર્મ છે. ( अकर्मसंयोगात् ) કર્મ ભિન્ન નિર્વાપ સાથે સંબંધ હોવાથી.

ભાવાર્થ :—નિષ્કાસ પદાર્થનો ઉદયનીયારૂપ જે કર્મ છે તેનાથી ભિન્ન નિર્વાપ સાથે સંબંધ હોવાથી એ પ્રતિપત્તિરૂપ કર્મ છે. ॥ ૬૫ ॥

સિદ્ધાંત સૂત્ર. अर्थकर्म वा शेषत्वाच्छ्रपणवत्तदर्थेन विधानात् ॥ ६६ ॥

પદાર્થ :—( वा ) અથવા ( अर्थकर्म ) નિર્વાપ એ પ્રધાન કર્મ છે. ( शेषत्वात् ) નિર્વાપ પ્રત્યે નિષ્કાસ રૂપ દ્રવ્ય શેષ હોવાથી ( श्रपणवत् ) શ્રપણ પેઠે. ( तदर्थेन विधानात् ) સમ્પ્રમ્પન્ત પદનો અર્થ નિર્વાપને માટે વિહિત હોવાથી.

ભાવાર્થ :—નિષ્કાસરૂપ દ્રવ્ય નિર્વાપને માટે હોવાથી નિષ્કાસ એ ગુણ છે અને નિર્વાપ એ અપૂર્વ કર્મ છે. એટલે ઉદયનીયા નિર્વાપ જે નિષ્કાસ દ્રવ્યથી કરવામાં આવે છે તે અપૂર્વ કર્મ છે. ॥ ૬૬ ॥

इति गुर्जरभाषायां जैमिनीयमीमांसाभाष्ये एकादशाध्यायस्य द्वितीयः पादः



अथ मीमांसाया गुर्जरभाषाभाष्ये एकादशाध्यायस्य तृतीयः पादः

'વેદિ આદિ અંગોના કર્તવ્યનો કાળ પ્રધાન કર્મના કાળથી જુદો હોય છે.'
એ અધિકરણનાં સૂત્રો.

अङ्गानां मुख्यकालत्वाद् वचनादन्यकालत्वम् ॥ १ ॥

પદાર્થ :—( अङ्गानाम् ) અંગ કર્મના અનુષ્ઠાનનો ( मुख्यकालत्वात् ) પ્રધાન કર્મના અનુષ્ઠાનનો જે સમય હોય છે તે જ સમય હોય છે ( वचनाद् अन्यकालत्वात् ) જો ભિન્ન કાળ બતાવનારૂં કોઇ વચન હોય તો ભિન્ન કાળમાં પણ અનુષ્ઠાન થાય છે.

ભાવાર્થ :—અંગ કર્મોના અનુષ્ઠાનનો સમય પ્રધાન કર્મના અનુષ્ઠાનના સમય સાથે જ હોય છે. પણ જો ભિન્ન સમય બતાવનારૂં કોઈ વચન પ્રમાણ હોય તો ભિન્ન કાળમાં પણ અંગોનું અનુષ્ઠાન થાય છે. ॥ ૧ ॥

આધાનનું તંત્રથી અનુષ્ઠાન થાય છે.

द्रव्यस्याकर्मकालनिष्पत्तेः प्रयोगः सर्वार्थः स्यात् स्वकालत्वात् ॥ २ ॥

પદાર્થ :—( स्वकालत्वात् ) વસન્તાદિરૂપ સ્વકાળમાં વિહિત હોવાથી ( द्रव्यस्य ) આધાન સંસ્કૃત વહ્નિનો ( अकर्मकाले ) પ્રધાન કર્મના ભિન્ન કાળમાં ( निष्पत्ते. ) ઉત્પન્ન થયેલ હોવાથી ( प्रयोग. सर्वार्थः ) આધાન પ્રયોગ સર્વને માટે છે.

ભાવાર્થ :—અગ્ન્યાધાનનો પ્રયોગ સર્વ ક્રતુઓને માટે છે. वसन्ते ब्राह्मणोऽग्निमादधीत આ આધાન સર્વ ક્રતુઓને માટે છે. કારણ પ્રધાન કાળથી ભિન્ન કાળમાં એનું અનુષ્ઠાન થયેલું છે, અર્થાત્ પ્રધાન અને આધાનના સમયો જુદા જુદા છે. ॥ ૨ ॥

## અગ્નીષોમીયાદિમાં યૂપનું તંત્રથી અનુષ્ઠાન છે.
## એ અધિકરણનું સૂત્ર.

**यूपश्चाकर्मकालत्वात् ॥ ३ ॥**

પદાર્થ :—( च ) અને ( अकर्मकालत्वात् ) અનુષ્ઠાન વખતે યૂપની અનુત્પત્તિ હોવાથી ( यूपः ) તંત્ર છે.

ભાવાર્થ :—યૂપ પણ કર્મોના અનુષ્ઠાન વખતે ઉત્પન્ન ન હોવાથી તેનું અનુષ્ઠાન પણ તંત્રથી થાય છે. ખાસ અમુક અગ્નીષોમીયને માટે જ યૂપ છે આવો નિયમ બાંધી શકાય નહિ. ॥ ૩ ॥

## યૂપ સંસ્કારોનું પણ તંત્રથી અનુષ્ઠાન થાય છે
## એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ. **संस्कारास्त्वावर्तेरन्नर्थकालत्वात् ॥ ४ ॥**

પદાર્થ :—( संस्काराः ) યૂપના જે પ્રોક્ષણ અંજન આદિ સંસ્કારો છે તેની ( आवर्तेरन् ) આવૃત્તિ થાય છે ( अर्थकालत्वात् ) પશુ નિયોજનના વખતના હોવાથી.

ભાવાર્થ :—પશુ નિયોજનના વખતના પ્રોક્ષણાદિ હોવાથી યૂપના પ્રોક્ષણાદિ સંસ્કારોની આવૃત્તિ થાય છે. ॥ ૪ ॥

સિદ્ધાંત સૂત્ર. **तत्कालास्तु यूपकर्मत्वात् तस्य धर्मविधानात् सर्वार्थानां वचनादन्यकालत्वम् ॥ ५ ॥**

પદાર્થ :—( तत्कालाः तु ) સંસ્કારો તો દીક્ષાકાલીન હોય છે. ( यूपकर्मत्वात् ) યૂપ એનું કાર્ય હોવાથી. ( तस्य धर्मविधानात् ) તે યૂપના ધર્મ તરીકે વિધાન હોવાથી ( सर्वार्थानाम् ) સર્વાર્થ હોવા છતાં ( वचनात् अन्यकालत्वम् ) વચન હોવાથી તેનો ભિન્ન કાળ સિદ્ધ થાયછે.

ભાવાર્થ :—' दीक्षासु यूपं छिनत्ति ' આ વચનથી સિદ્ધ થાય છે કે યૂપ દીક્ષાના વખતે ઉત્પન્ન કરવામાં આવે છે. અને પ્રોક્ષણાદિ સંસ્કારો પણ યૂપના ધર્મો છે તેથી તે પણ યૂપોત્પત્તિ વખતે કરવામાં આવે છે. છેદન એ યૂપના બધાજ સંસ્કારોનું ઉપલક્ષક છે. માટે સંસ્કારોની ભિન્નકાલતા ઉક્ત વચનથી સિદ્ધ થાય છે. ॥ ૫ ॥

**सकृन्मानं च दर्शयति ॥ ६ ॥**

પદાર્થ :—( च ) અને ( सकृन्मानं ) એક વખત યૂપનું માન પણ ( दर्शयति ) બતાવે છે.

ભાવાર્થ :—યૂપના પરિમાણ આદિ માનનું અનુષ્ઠાન પણ તંત્રથી કરવું એમ બતાવવામાં આવે છે. ॥ ૬ ॥

## સ્વરુ સાધારણ છે. એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ. स्वरुस्तन्त्रापवर्गः स्यादस्वकालत्वात् ॥ ७ ॥

પદાર્થ :—( स्वरुस्तन्त्रापवर्गः ) અગ્નીષોમીય તંત્રથી સ્વરૂની સમાપ્તિ ( स्यात् ) છે. ( अस्वकालत्वात् ) સ્વરુનો પોતાનો સ્વતંત્ર કાળ ન હોવાથી.

ભાવાર્થ :—' સ્વરુ ' એટલે ' યૂપ ' નું છેદન કરતી વખતે જે પ્રથમ ટુકડો જુદો પડે છે તે. એનો ઉપયોગ અંજન રૂપ સંસ્કારમાં હોય છે. યૂપને માટે સ્વરુ હોતો નથી. માટે એનું વિધાન અંજન રૂપ સંસ્કાર વખતે હોય છે. ॥ ૭ ॥

સિદ્ધાંત સૂત્ર. साधारणो वाऽनुनिष्पत्तिस्तस्य साधारणत्वात् ॥ ८ ॥

પદાર્થ :—( वा साधारणः ) સ્વરુ સાધારણ હોય છે ( अनुनिष्पत्तेः ) યૂપની સાથે તેની ઉત્પત્તિ હોવાથી. ( तस्य साधारणत्वात् ) તે એક હોવાથી.

ભાવાર્થ :—યૂપના છેદન વખતે સ્વરુની ઉત્પત્તિ હોય છે અને સ્વરુ પ્રથમ ટુકડાને જ કહેવામાં આવે છે. માટે તે સાધારણ અર્થાત્ સર્વને માટે છે. ॥ ૮ ॥

सोमान्ते च प्रतिपत्तिदर्शनात् ॥ ९ ॥

પદાર્થ :—( सोमान्ते च ) સવન ત્રયને અંતે ( प्रतिपत्ति दर्शनात् ) સ્વરુની પ્રતિપત્તિનું દર્શન થતું હોવાથી.

ભાવાર્થ :—संस्थिते सोमे प्रस्तरं स्वरुं च प्रहरति આ પ્રમાણે સુબોધિની નામક જૈમિનિ સૂત્રવૃત્તિમાં ઉલ્લેખ છે. ત્રણે સવન સંપૂર્ણ થયા પછી પ્રસ્તર અને સ્વરુનું પ્રહરણ કરવામાં આવે છે. यदि भेदेन स्वरुः अग्नीषोमीयान्त एव प्रहरणं स्यादिति આ પણ સૂત્રવૃત્તિમાંનું પ્રમાણ છે. જો ભેદથી સ્વરુ હોત તો અગ્નીષોમીયના અંતે જ પ્રહરણ કરવામાં આવત. માટે સ્વરુ સાધારણ છે. ॥ ૯ ॥

પૂર્વપક્ષ વાદીની શંકા. तत्कालो वा प्रस्तरवत् ॥ १० ॥

પદાર્થ :—( वा ) અથવા ( तत्कालः ) તેજ કાળ છે ( प्रस्तरवत् ) પ્રસ્તર પેઠે.

ભાવાર્થ :—જેમ પ્રસ્તરના પ્રહરણમાં સોમાન્ત કાળ છે તેમ સ્વરુનો પણ તેજ કાળ માનવામાં આવે, અર્થાત્ સ્વરુનો અવધિ તે કાળ છે. ॥ ૧૦ ॥

न वोत्पत्तिवाक्यत्वात् प्रदेशात् प्रस्तरे तथा ॥ ११ ॥

પદાર્થ :—( वा ) અથવા ( न ) નહીં ( उत्पत्ति वाक्यत्वात् ) ઉત્પત્તિ વાક્ય હોવાથી ( प्रदेशात् ) દર્શપૂર્ણમાસ પ્રદેશમાંથી ( प्रस्तरे तथा ) પ્રસ્તર પ્રહરણનું કાલવિધાન પ્રાપ્ત છે.

ભાવાર્થ :—પ્રસ્તરની પેઠે સ્વરુ પ્રહરણ નથી, સ્વરુ પ્રહરણ તો અત્યંત અપ્રાપ્ત છે. તેની ઉત્પત્તિ તો संस्थिते सोमे प्रस्तरं स्वरुं च प्रहरति એ વાક્યથી જ છે. પ્રસ્તરનું જે

કાળ વિધાન છે તે તો દર્શપૂર્ણમાસમાંથી અતિદેશ શાસ્ત્રથી પ્રાપ્ત છે. માટે સ્વરુ સાધારણ છે. આ અધિકરણનો ઉત્તરપક્ષ શ્રી સાયણાચાર્ય આ પ્રમાણે બતાવે છે. ' यः प्रथमः शकलः परापतेत् स स्वरुः कार्यः' इति श्रुतं प्राथम्यमेकस्मिन्नेव शकले युक्तम्। स च शकलो यूपकालीनः पशुविशेषसम्बन्धे हेतुमलभमानो यूपवत् तन्त्रेण सर्वेषु पशुषूपकरिष्यति ॥ ११ ॥

## ' દ્વાદશાહમાં કૃષ્ણ વિષાણા પ્રાસની અન્ત્ય દિવસે જ કર્તવ્યતા છે.' એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ. अहर्गणे विषाणाप्रासनं धर्मविप्रतिषेधादन्त्ये प्रथमेऽहनि वा विकल्पः स्यात् ॥ १२ ॥

પદાર્થ :—( अहर्गणे ) દ્વાદશાહ આદિ અહર્ગણ સાધ્ય યાગમાં ( विषाणाप्रासनम् ) કંડૂયનાર્થ જે વિષાણ હોય છે તેનું પ્રાસન ( धर्मविप्रतिषेधात् ) બંને પક્ષમાંથી કોઇ પણ પક્ષ સ્વીકારતાં ધર્મનો લોપ થતો હોવાથી ( अन्त्ये प्रथमे अहनि वा ) પહેલે દિવસે અથવા છેલ્લે દિવસે વિષાણનું પ્રાસન કરવું ( विकल्पः स्यात् ) આ પ્રમાણે પ્રાસનનો વિકલ્પ છે.

ભાવાર્થ :—' ज्योतिष्टोमे नीतासु दक्षिणासु चात्वाले कृष्णविषाणां प्रास्यति ' જ્યોતિષ્ટોમમાં દક્ષિણા અપાયા પછી ચાત્વાલમાં કૃષ્ણ વિષાણનું પ્રાસન ( મૂકી દેવું ) હોય છે. આ કૃષ્ણ વિષાણાનું પ્રાસન પ્રથમ દિવસે અથવા તો છેલ્લે દિવસે કરવાનો વિકલ્પ છે. ॥ ૧૨ ॥

સિદ્ધાંત સૂત્ર. पाणेस्त्वश्रुतिभूतत्वाद्विषाणानियमः स्यात् प्रातःसवनमध्यत्वाच्छिष्टे चाभिप्रवृत्तत्वात् ॥ १३ ॥

પદાર્થ :—( पाणेः तु अश्रुतिभूतत्वात ) હાથથી કંડૂયન કરવાનું વિહિત ન હોવાથી તેનો લોપ થવાથી અંગનો લોપ થતો નથી માટે ( विषाणानियमः ) વિષાણાપ્રાસનનો નિયમ ( स्यात् ) છે. ( प्रातःसवनमध्यत्वात् ) પ્રાતઃસવન જેના મધ્યમાં છે ( शिष्टे च ) અને બીજા સમયમાં ( अभिप्रवृत्तत्वात् ) દક્ષિણા દાનના પછીના સમય સુધી વિષાણાપ્રાસનનો નિયમ છે.

ભાવાર્થ :—વિષાણાપ્રાસનનો વિકલ્પ નથી પણ છેલ્લે દિવસે જ તેનું પ્રાસન કરવું એવો નિયમ છે. પાણિથી ( હાથથી ) કંડૂયન કરવાનું યજ્ઞ વખતે શાસ્ત્ર વિહિત નથી માટે એનો લોપ થાય તો એમાં કશી હરકત નથી. છેલ્લા દિવસના મધ્યાહ્ને વિષાણાપ્રાસનનો નિયમ છે. ॥ ૧૩ ॥

## 'રાજસૂય યજ્ઞમાં છેલ્લા હવિષ્કૃત્ કાળમાં વાગ્વિસર્ગ કરવો.' એ અધિકરણનું સૂત્ર.

वाग्विसर्गो हविष्कृता बीजभेदे तथा स्यात् ॥ १४ ॥

પદાર્થ :—( हविष्कृता ) હવિષ્કૃત્ યજમાને ( वाग्विसर्गः ) વાણીનો વિસર્ગ કરવો ( बीजभेदे ) જુદાં જુદાં બીજ ભેદવાળી ઇષ્ટિમાં ( तथा स्यात् ) તે પ્રમાણે થાય છે.

ભાવાર્થ :—રાજસૂય યજ્ઞમાં જુદાં જુદાં બીજ ભેદવાળી ઈષ્ટિમાં છેલ્લા હવિષ્કૃત્ આહ્વાન વખતે વાણીનો વિસર્ગ કરવો, અર્થાત્ પ્રણીતા વખતે જે મૌન સ્વીકાર્યું હતું તે મૌન ' हविष्कृद् एहि ' આવી રીતે છેલ્લા હવિષ્કૃત્ આહ્વાન વખતે છોડવું. ॥ ૧૪ ॥

## ' અગ્નીષોમીયમાં પૌરાડાશિક કાળ વખતે વાગ્વિસર્ગ કરવો. '

## એ અધિકરણનું સૂત્ર.

**पशौ च पुरोडाशे समानतन्त्रं भवेत् ॥ १५ ॥**

પદાર્થ :—( पशौ च पुरोडाशे ) પશુનું દાન કરતી વખતે અને પુરોડાશ વખતે ( समान तन्त्रं स्यात् ) સમાન તંત્ર છે.

ભાવાર્થ :—પશુનું દાન કરતી વખતે અને પુરોડાશ વખતે વાઙ્નિયમ રાખતો અર્થાત્ મૌન સેવન કરવું એટલે પૌરાડાશિકતંત્ર પર્યન્ત વાઙ્નિયમ કરવો જોઈએ. ॥ ૧૫ ॥

## ' અગ્નિ ચયનમાં અગ્નિ વિમોક પ્રધાનના અપવર્ગ વખતે કરવો. '

## એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ સૂત્ર. **अग्निसंयोगः सोमकाले तदर्थत्वात्संस्कृतकर्मणः परेषु साङ्गस्य तस्मात्सर्वापवर्गे विमोकः स्यात् ॥ १६ ॥**

પદાર્થ :—( सोमकाले अग्निसंयोगः ) સોમ વખતે જે અગ્નિસંયોગ अग्निं युनज्मि ઇત્યાદિ હોમ કરવામાં આવે છે તે ( साङ्गस्य ) અંગ સહિત પ્રધાન માટે છે. ( संस्कृतकर्मणः ) એ આહુતિથી સંસ્કૃત થયેલો અગ્નિ ( तदर्थत्वात् ) અંગોને માટે પણ હોવાથી ( परेषु ) પછીના અગ્નિ કાર્ય માટે પણ છે. ( तस्मात् ) માટે ( सर्वापवर्गे ) સર્વ કર્મ થઈ રહ્યા પછી ( विमोकः स्यात् ) વિમોક થાય છે.

ભાવાર્થ :—अग्निं युनज्मि ઇત્યાદિ મંત્રથી જે હોમ થાય છે તેને યોગ કહેવામાં આવે છે અને इमं स्तनम् ઇત્યાદિ મંત્રથી જે હોમ થાય છે તે વિમોક કહેવાય છે. આ વિમોકઆહુતિ પ્રધાન અને અંગ કર્મોને અંતે આપવી જોઈએ. કારણ યોગ નામક હોમ સર્વને માટે હોય છે, તેથી જેને માટે યોગ થયો છે તેની સમાપ્તિ પછી જ અગ્નિ વિમોક કરવો એ જ ઉચિત છે. ॥ ૧૬ ॥

સિદ્ધાંત સૂત્ર. **प्रधानापवर्गे वा ॥ १७ ॥**

પદાર્થ :—( वा ) અથવા ( प्रधानापवर्गे ) પ્રધાન કર્મને અંતે અપવર્ગ અર્થાત્ વિમોક આહુતિ આપવી.

ભાવાર્થ :—અથવા પ્રધાન કર્મને માટે યોગ રૂપ કર્મ હોય છે માટે પ્રધાન કર્મ સમાપ્ત થયા પછી તુરત જ इमं स्तनम् ઇત્યાદિ મંત્ર બોલી અગ્નિ વિમોક નામની આહુતિ આપવી જોઈએ. ॥ ૧૭ ॥

अवभृथे च तद्वत् प्रधानार्थस्य प्रतिषेधो अपवृक्तार्थत्वात् ॥ १८ ॥

પદાર્થ :—( तद्वत ) તેજ પ્રમાણે ( अवभृथे च ) અવભૃથમાં ( प्रधानार्थस्य ) પ્રધાનને માટે હોવાથી ( प्रतिषेधः ) હોતાના વરણુનો પ્રતિષેધ સાર્થક થાય છે. ( अपवृक्तार्थत्वात् ) અપવર્ગને માટે હોવાથી.

ભાવાર્થ :—અવભૃથમાં अवभृथे न होतारं वृणीते આ વરણુનો નિષેધ જો સાંગ પ્રધાનને માટે હોય તો અસંગત થઇ જાય માટે હોતૃવરણુ પણ પ્રધાન કર્મને માટે છે તેમ યોગ હોમ પણ પ્રધાન કર્મ માટે હોઇ વિમોક પણ પ્રધાન કર્મને અંતે હોવો જોઇએ. ॥ ૧૮ ॥

अहर्गणे प्रत्यहं स्यात् तदर्थत्वात् ॥ १९ ॥

પદાર્થ :—( अहर्गणे ) દ્વાદશ રાત્રાદિમાં ( तदर्थत्वात् ) પ્રધાન માટે જ હોવાથી ( प्रत्यहं स्यात् ) દરરોજ યોગ અને વિમોક રૂપ કર્મ શ્રુતિથી થાય છે.

ભાવાર્થ :—દ્વાદશાદિ અહર્ગણ યાગમાં દરરોજ યાગ અને વિમોક રૂપ હોમ કાર્ય શ્રુતિ બતાવે છે. अहरहर्युनक्ति अहरहर्विमुञ्चति ઇત્યાદિ જો સર્વાર્થ યોગ હોત તો સર્વને અંતે વિમોક થાત તો પછી દરરોજ યોગ અને વિમોકનું વિધાન કરવાનો શો હેતુ રહે છે ? માટે પ્રધાનને માટે જ યોગ છે. તેથી વિમોક પણ પ્રધાનને અન્તે કરવો જોઇએ. ॥ ૧૯ ॥

ઉપસત્કાલીન સુબ્રહ્મણ્યાહ્વાન તંત્રથી અનુષ્ઠિત થાય છે.

सुब्रह्मण्या तु तन्त्रं दीक्षावदन्यकालत्वात् ॥ २० ॥

પદાર્થ :—( तु ) સિદ્ધાંતને સૂચવે છે ( सुब्रह्मण्या ) સુબ્રહ્મણ્યાહ્વાન ( दीक्षावत् ) દીક્ષા પેઠે ( अन्यकालत्वात् ) અન્યકાલિક હોવાથી ( तन्त्रम् ) તંત્રથી થાય છે.

ભાવાર્થ :—જ્યોતિષ્ટોમમાં પ્રવર્ગ્યસંનિધિમાં સુબ્રહ્મણ્યાહ્વાન વિહિત છે તે તંત્રથી અર્થાત્ યુગપત્ કરવું જેમ દીક્ષાકાલ સુત્યાકાલથી ભિન્ન કાળમાં છે તેમ સુબ્રહ્મણ્યા પણ અન્યકાલમાં હોવાથી તંત્રથી જ તેનું અનુષ્ઠાન કરવું. ॥ ૨૦ ॥

' સુત્યાકાલિક સુબ્રહ્મણ્યાહ્વાનનું ભેદથી અનુષ્ઠાન કરવું '
એ અધિકરણનાં સૂત્રો.

સિદ્ધાંત સૂત્ર. तत्काला त्वावर्तेत प्रयोगतो विशेषसंयोगात् ॥ २१ ॥

પદાર્થ :—( तत्काला तु आवर्तेत ) સુત્યાકાલિક સુબ્રહ્મણ્યાહ્વાનની આવૃત્તિ છે ( प्रयोगतः ) અદ્ય શબ્દનો પ્રયોગ હોવાથી ( विशेषसंयोगात ) વિશેષપદનો સંયોગ હોવાથી.

ભાવાર્થ :—अद्य सुत्यामागच्छ આ પ્રયોગમાં अद्य એ વિશેષ પદનો સંબંધ હોવાથી સુબ્રહ્મણ્યાહ્વાન ભેદથી અનુષ્ઠિત થાય છે. ॥ ૨૧ ॥

**अप्रयोगाङ्गमिति चेत् ॥ २२ ॥**

**પદાર્થ** :—( अप्रयोगाङ्गम् ) એ શબ્દ પ્રયોગનુ અંગ નથી ( इति चेत् ) જો એવી શંકા કરવામાં આવે તો ?

**ભાવાર્થ** :—' अद्य ' શબ્દ પ્રયોગનું અંગ નથી. सुत्या मागच्छ એ જ અર્થ વિવક્ષિત છે, જો એવી શંકા કરવામાં આવે તો ? આનો ઉત્તર આગળના સૂત્રમાં છે. ॥ ૨૨ ॥

**स्यात्प्रयोगनिर्देशात्कर्तृभेदवत् ॥ २३ ॥**

**પદાર્થ** :—( स्यात् ) પ્રયોગનું અંગ છે. ( प्रयोगनिर्देशात् ) પ્રયોગમાં એનો નિર્દેશ થયો છે માટે ( कर्तृभेदवत् ) કર્તાના ભેદ પેઠે.

**ભાવાર્થ** :—જેમ વરુણ પ્રઘાસમાં આહવનીયમાં મારુતીના યાગનો સંભવ હોવા છતાં અદૃષ્ટાર્થ દક્ષિણ વેદિરૂપ દેશના ભેદને લીધે કર્તાઓમાં જેમ ભેદ બતાવ્યો છે તથા તેમ અહીં પણ ભેદથી જ અનુષ્ઠાન એટલે સુબ્રહ્મણ્યાહ્વાન થવું જોઈએ. ॥ ૨૩ ॥

**तद्भूतस्थानादग्निवदिति चेदपवर्गस्तदर्थत्वात् ॥ २४ ॥**

**પદાર્થ** :—( तद्भूतस्थानात् ) એક વખત આહ્વાનથી સંસ્કૃત થયેલી અધિષ્ઠાન રૂપ દેવતા સર્વાર્થ છે. ( अग्निवत् ) એક વખત આધાનથી સંસ્કૃત થયેલી અગ્નિ સર્વને માટે હોય છે તેમ. ( इति चेत् ) જો એમ માનવામાં આવે તો ઉત્તર એ છે કે. ( अपवर्गः तदर्थत्वात् ) તેનું આહ્વાન તે દિવસને માટે જ હોય છે.

**ભાવાર્થ** :—એક વખત આહ્વાનથી સંસ્કૃત થયેલી દેવતા સર્વને માટે છે જો એમ કહેવામાં આવે તો એનો ઉત્તર એ છે કે જે દિવસે આહ્વાન કર્યું હોય તે તે દિવસને માટે જ તે દેવતા હોય છે બીજા દિવસને માટે નહિ. જેમ અગ્નિસંમાર્ગાદિ હોય છે તેમ માટે ભેદથી અનુષ્ઠાન થાય છે. ॥ ૨૪ ॥

**अग्निवदिति चेत् ॥ २५ ॥**

**પદાર્થ** :—( अग्निवद् इति चेत् ) જો તમે અગ્નિસંમાર્ગનું દૃષ્ટાંત આપો તો અમે આહવનીય અગ્નિનું દૃષ્ટાન્ત તંત્રને માટે આપીએ છીએ. એટલે શંકાનું સમાધાન થઈ શકતું નથી. આનો ઉત્તર આગળના સૂત્રમાં છે. ॥ ૨૫ ॥

**न प्रयोगसाधारण्यात् ॥ २६ ॥**

**પદાર્થ** :—( न ) આધાન તુલ્ય નથી ( प्रयोगसाधारण्यात् ) આધાન તો પ્રયોગાન્તઃપાતિ છે.

**ભાવાર્થ** :—અગ્ન્યાધાન તો પ્રયોગની અંદર જ હોવાથી આની સાથે તુલ્યતા નથી. એટલે સુબ્રહ્મણ્યાહ્વાન સાથે તુલ્યતા નથી. ॥ ૨૬ ॥

लिङ्गदर्शनाच्च ॥ २७ ॥

પદાર્થ :—( च ) અને ( लिङ्गदर्शनात् ). લિંગવાક્યનું શ્રવણ થતું હોવાથી.

ભાવાર્થ :—संस्थिते संस्थिते अहनि आग्नीध्रागारं प्रविश्य सुब्रह्मण्य सुब्रह्मण्या- माह्वयेति આ વાક્ય પ્રતિદિન પ્રૈષનું વિધાન છે તે ભેદથી અનુષ્ઠાન કરવામાં કારણ છે. ॥ ૨૭ ॥

પૂર્વપક્ષની શંકા. तद्धि तथेति चेत ॥ २८ ॥

પદાર્થ :—( तद्धि तथा ) યૂપાહુતિ રૂપ કર્મ તંત્ર છે તેમ આ પણ તંત્ર જ છે ( इति चेत ) જો એવી શંકા કરવામાં આવે તો ? ઉત્તર આગળના સૂત્રમાં છે.

ભાવાર્થ :—એકાદશિની અર્થાત્ અગ્યાર યૂપો સમક્ષ કોઇપણ એક યૂપની સમીપ જઇ આહુતિ આપવામાં આવે છે. દરેક યૂપની પાસે જઇ આપવાની જરૂર નથી. એટલે આ દૃષ્ટાન્ત જેમ તંત્રરૂપે છે તેમ સુબ્રહ્મણ્યાહ્વાન પણ તંત્રરૂપે અર્થાત્ એક જ વખત થાય છે. ॥ ૨૮ ॥

ઉક્ત શંકાનું સમાધાન. नाशिष्टत्वादितरन्यायत्वात् ॥ २९ ॥

પદાર્થ :—( न ) નહિ ( अशिष्टत्वात् ) વિહિત ન હોવાથી ( इतरन्यायवत् ) ઇતર અગ્નિ સંસ્કાર ન્યાય જ યોગ્ય છે.

ભાવાર્થ :—યૂપાહુતિઓમાં દેશનું સામીપ્ય વિહિત જ નથી. ત્યાં તો માત્ર આહવનીયના પ્રતિષેધમાં જ તાત્પર્ય છે એ આગળ કહેવાઇ ગયું છે. આ વિષયમાં તો ઇતર અગ્નિસંસ્કાર ન્યાય જ યોગ્ય છે. ॥ ૨૯ ॥

પૂર્વ તરફથી શંકા. विध्येकत्वादिति चेत ॥ ३० ॥

પદાર્થ :—( विध्येकत्वात् ) એક વિધિ હોવાથી ( इति चेत ) જો એમ માનવામાં આવે તો ? સમાધાન આગળના સૂત્રમાં

ભાવાર્થ :—વિધિ વિહિત वसतीवर्य्यादि संभरणादीनाम् एकत्वात् वसतीवर्य्यादि માં જેમ એકત્વ છે તેમ અહીં પણ એકત્વ સ્વીકારવુ જોઇએ. આને માટે વિશેષ વિવરણ શાબરભાષ્ય આદિમાં જોવું. ॥ ૩૦ ॥

न कृत्स्नस्य पुनः प्रयोगात्प्रधानवत ॥ ३१ ॥

પદાર્થ :—( न ) નહિ ( कृत्स्नस्य पुनः प्रयोगात् ) સોમાભિષવાદિ સમગ્રનો ફરીથી પ્રયોગ થતો હોવાથી ( प्रधानवत् ) પ્રધાન પેઠે.

ભાવાર્થ :—સોમાભિષવ આદિ સમગ્ર પ્રયોગનું ફરીથી અનુષ્ઠાન થાય છે. માટે તંત્ર નથી. वसतीवरी संभरण એ તો સુત્યાદિવસ પહેલાં અનુષ્ઠેય હોય છે એટલે ભિન્નકાળને લીધે તંત્ર સંભવી શકે પણ આ તો પ્રધાન કાલીન હોવાથી તંત્ર નથી. જેમ પ્રધાનનું ફરીથી અનુષ્ઠાન થાય છે એક સાથે નહિ, તેમ સુબ્રહ્મણ્યાહ્વાનનું પણ ભેદમાં જ અનુષ્ઠાન થાય છે. ॥ ૩૧ ॥

### દેશ, પાત્ર અને ઋત્વિજોના અન્ય પ્રયોગમાં આદાનમાં ઐચ્છિકતા છે. એ અધિકરણનાં સૂત્રો.

**लौकिकेषु यथाकामो संस्कारानर्थलोपात् ॥ ३२ ॥**

પદાર્થ :—( लौकिकेषु ) દેશ, કર્તા અને પાત્ર આદિ પૂર્વ યાગાદિ પ્રયોગમાં જે ઉપયોગમાં આવ્યા છે તેના બીજા પ્રયોગમાં સ્વીકાર કરવો કે નહીં એમાં ( यथाकामी ) ઇચ્છા નિયામિકા છે ( संस्कारानर्थलोपात् ) સંસ્કારરૂપ અર્થનો લોપ થતો ન હોવાથી.

ભાવાર્થ :—એક યાગમાં જે દેશનો જે પાત્રોનો અને જે ઋત્વિજોનો ઉપયોગ થયો હોય તેઓનો બીજા યાગ આદિ પ્રયોગમાં સ્વીકાર કરવો કે નહિ એમાં યજમાનની ઇચ્છા જ તે જ દેશાદિને ઉપયોગમાં લે છે અને ઇચ્છા ન હોય તો બીજા દેશાદિનો ઉપયોગ પણ કરી શકે છે જે ઋત્વિજે એક યાગ કરાવ્યો હોય તે ઋત્વિજ બીજા યાગમાં અયોગ્ય થતો નથી કેટલાક લોકો દૃષ્ટાન્ત આપે છે કે જે કેળનું પાંદડું એક વખત ભોજનના ઉપયોગમાં આવ્યું હોય તે પાંદડું ધોઇને સાફ કર્યું હોય તો પણ તે બીજી વખત ભોજન કરવા માટે ઉપયોગમાં આવતું નથી તેમ ઋત્વિજ આદિ પણ બીજા પ્રયોગમાં ઉપયોગાર્હ રહેતા નથી. આ કથન ઠીક નથી. કારણ કે શિષ્ટ લોકો ઋત્વિજ આદિ માટે એવું માનતા નથી. એક વખત ઉપયોગમાં આવેલી વસ્તુ બીજા પ્રયોગમાં ઉપયોગમાં આવે કે નહિ ? એમાં શિષ્ટ પુરુષોનો વ્યવહાર જ માન્ય કરવો જોઇએ. એક વખત પહેરેલુ કપડું ધોઇને બીજી વખત ઉપયોગમાં લેવાય છે તેમ યજ્ઞ આદિને માટે તેજ દેશ, પાત્ર અને ઋત્વિજોનો ઉપયોગ કરવો હોય તો કરી શકે છે. ॥ ૩૨ ॥

### ' યજ્ઞપાત્રો અગ્નિહોત્રીએ જીવન પર્યન્ત ધારણ કરવાં જોઇએ. ' એ અધિકરણનાં સૂત્રો.

સિદ્ધાંત સૂત્ર. **यज्ञायुधानि धार्येरन् प्रतिपत्तिविधानादृजीषवत् ॥ ३३ ॥**

પદાર્થ :—( यज्ञायुधानि ) યજ્ઞપાત્રો ( धार्येरन् ) આમરણાન્ત ધારણ કરવાં જોઇએ ( प्रतिपत्तिविधानात् ) તેની પ્રતિપત્તિ અગ્નિહોત્રીના મરણ વખતે થાય છે. ( ऋजीषवत् ) ઋજીષની પેઠે. જેમાંથી સાર કાઢી લીધો હોય એવો સોમ અને જવ ઋજીષ કહેવાય છે.

ભાવાર્થ :—आहिताग्निमग्निभिर्दहन्ति यज्ञपात्रैश्च ॥ મરણ પામેલા આહિતાગ્નિને અગ્નિથી યજ્ઞપાત્ર સાથે બાળે છે. આ વાકયથી સિદ્ધ થાય છે કે આહિતાગ્નિએ મરણપર્યન્ત યજ્ઞપાત્રો રાખવાં જોઇએ, કારણ કે યજ્ઞપાત્રોના પ્રતિપત્તિ તે વખતે થાય છે. અહર્ગણોમાં બધા દિવસોનો ઋજીષ રાખી મૂકવામાં આવે છે અને પછી અવભૃથ વખતે તેને જળમાં નાખી દેવામાં આવે છે, તેમ જીવનપર્યન્ત યજ્ઞપાત્રો ધારણ કરવા અને મરણ કાળે આહિતાગ્નિના શબ સાથે બાળી મૂકવાં. ॥ ૩૩ ॥

પૂર્વપક્ષ. **यजमानसंस्कारो वा तदर्थः श्रूयते तत्र यथाकामी तदर्थत्वात् ॥ ३४ ॥**

પદાર્થ :—( वा ) અથવા ( यजमानसंस्कारः ) પાત્રો યજમાનના અંગ તરીકે છે ( तदर्थः ) તેથી એ યજમાન માટે હોય છે ( तत्र ) પાત્રધારણ કરવામાં ( यथाकामी ) યજમાનની ઇચ્છા નિયામક છે. ( तदर्थत्वात् ) તે યજમાન માટે હોવાથી.

**ભાવાર્થ** :—પાત્ર ધારણ કરવામાં યજમાનની ઇચ્છા નિયામક છે એટલે જો પ્રથમ પ્રયોગ કરી યજ્ઞ પાત્રોનો ત્યાગ કરે તો છેલ્લા પ્રયોગ વખતે અર્થાત્ અન્ત્યેષ્ટિ સંસ્કાર વખતે બીજાં પાત્રોથી પણ યજમાનનો અન્ત્યેષ્ટિ સંસ્કાર થઈ શકે છે. ॥ ૩૪ ॥

**मुख्यस्य धारणं वा मरणस्यानियतत्वात् ॥ ३५ ॥**

**પદાર્થ** :—( मुख्यस्य धारणं वा ) અથવા આદ્યપાત્રોનું જ ધારણ કરી રાખવું જોઈએ ( मरणस्य अनियतत्वात् ) મરણનો કાળ નિયત ન હોવાથી.

**ભાવાર્થ** :—પાત્રોનો ત્યાગ કરી દીધો હોય અને પછી તુરત યજમાનનું મૃત્યુ થયું હોય તો યજમાનના શરીરના સંસ્કારનો લોપ થઇ જાય એટલે કે પાત્ર વગર શબ્દનો અગ્નિદાહ કરવો પડે માટે મુખ્ય પાત્રોનું ધારણ કરી રાખવું જ જોઇએ. ॥ ૩૫ ॥

**यो वा यजनीयेऽहनि म्रियेत सोऽधिकृतः स्यादुपवेषवत् ॥ ३६ ॥**

**પદાર્થ** :—( वा ) અથવા ( यः ) જે યજમાન ( यजनीये अहनि ) યજ્ઞના દિવસે મરી જાય ( सः अधिकृतः स्यात् ) તે સંસ્કારને માટે અધિકારી છે કારણ કે તેનાં પાત્રો સંનિહિત છે ( उपवेषवत् ) જેમ સાંનાય્યયાજીને જ ઉપવેષોપધાનનો અધિકાર હોય છે.

**ભાવાર્થ** —જે સાંનાય્યયાજી હોય તેને ઉપવેષોપધાનનો અધિકાર હોય છે કારણ કે તેની પાસે ઉપવેષ વિદ્યમાન હોય છે તે જ પ્રમાણે જે યજમાન યજ્ઞના દિવસોમાં મરી જાય છે તેના દેહનો તેના પાત્ર સાથે અન્ત્યેષ્ટિ સંસ્કાર કરવો જોઇએ. કારણ કે, પાત્રો તૈયાર હોય છે. ॥ ૩૬ ॥

**न वा शास्त्रलक्षणत्वात् ॥ ३७ ॥**

**પદાર્થ** :—( वा ) અથવા ( न ) દૃષ્ટાન્ત બરાબર નથી ( शास्त्रलक्षणत्वात ) સાંનાય્યને માટે શાખા હોય છે તેમાંથી ઉપવેષ બનાવવામાં આવે છે. જે સાંનાય્ય યાગ ન કરતો હોય તેને શાખાની નિવૃત્તિ હોવાથી ઉપવેષની પણ નિવૃત્તિ હોય છે એ શાસ્ત્રલક્ષણ છે.

**ભાવાર્થ** :—સાંનાય્ય યાગ ન કરે તેને ઉપવેષ હોવો અસંભવિત છે, પણ અહીં તો આહિતાગ્નિના મૃતદેહને પાત્ર સાથે સંસ્કાર કરવાનો હોય છે, અને પાત્રો હોવાનો પૂર્ણ સંભવ હોય છે. માટે પાત્રો મરણ પર્યન્ત ધારણ કરી રાખવાં જોઈએ. ॥ ૩૭ ॥

**उत्पत्तिर्वा प्रयोजकत्वादाशिरवत् ॥ ३८ ॥**

**પદાર્થ** :—( वा ) અથવા ( उत्पत्तिः ) મરણ વખતે નવાં પાત્રો બનાવવાં ( प्रयोजकत्वात् ) અંત્યેષ્ટિ સંસ્કારના તે પ્રયોજક હોવાથી. ( आशिरवत् ) આશિરને માટે નવીન ગાયનું દોહન થાય છે.

**ભાવાર્થ** :—આહિતાગ્નિના મરણ વખતે બીજાં નવાં પાત્રો બનાવીને પણ તેના મૃતદેહનો સંસ્કાર થઇ શકે છે તો પછી પાત્રો ધારણ કરી રાખવાની કશી જરૂર નથી. प्रतदुघां आशिरे दुहन्ति આશિરમાં દોહન માટે જેમ નવીન ગાયનું દોહન થાય છે તેમ. ॥ ૩૮ ॥

शब्दासामञ्जस्यमिति ॥ ३९ ॥

पदार्थ :--( शब्दासामञ्जस्यम् ) शब्दमां असामंजस्य आवशे ( इति चेत् ) जो एवी शंका करवामां आवे तो, आनो उत्तर आगळना सूत्रमां छे.

भावार्थ :—नवीन पात्रोमां यज्ञनो संबंध थयेलो न होवाथी ते यज्ञपात्रो कही शकाय नहि. यज्ञपात्रो ज आज्येष्टिमां जोइए. माटे शब्दमां असामंजस्य उत्पन्न थाय छे, तेथी यज्ञपात्रो धारण करी राखवां जोइए. ॥ ३९ ॥

तथाऽऽशिरे ॥ ४० ॥

पदार्थ :--( तथा ) ते प्रमाणे ( आशिरे ) आशिरना संबंधमां समजवुं.

भावार्थ :—आशिरमां दोहवा माटे जे नवी गाय लेवामां आवे छे ते गाय यजमाननी व्रतदुघ् कहेवाती नथी माटे त्यां पण शब्दनुं असामंजस्य छे. तेम अहीं पण जे नवां पात्रो बतावषामां आवे छे ते यज्ञना संबंध पाम्या वगर यज्ञपात्रो कहेवाय न हे. ॥ ४० ॥

शास्त्रात्तु विप्रयोगस्तत्रैकद्रव्यचिकीर्षया कृतावथेहापूर्वार्थवद्भूतोपदेशः ॥ ४१ ॥

पदार्थ :—( तु ) शंकाना समाधानने माटे छे. ( शास्त्रात् ) घृतव्रतौ भवतः ए शास्त्रथी ( विप्रयोगः ) शब्दनुं असामंजस्य छे. ( तत्र एक द्रव्यचिकीर्षया ) प्रकृतिभूत ज्योतिष्टोममां एक गायनुं द्रव्य अर्थात् दूधनुं व्रतमां अने आशिरमां करवानी इच्छाथी ( कृतौ ) नवीन गो संपादन करवा छतां ( अथ इह ) पण अहीं ( अपूर्वार्थवत् ) अपूर्व अर्थनी विधिवाळो ( भूतोपदेशः ) यज्ञ संबंधी पात्रनो उपदेश छे.

भावार्थ :—प्रकृतिभूत ज्योतिष्टोममां एक गायनुं दूध व्रतमां अने आशिरमां उपयोगमां लाववानी इच्छाथी व्रतदुघामाशिरे दुह्रन्ति आ प्रमाणे श्रवण छे, तेथी अतिदेशथी प्राप्तिमां घृतव्रतथी पयोव्रतनो बाध थतो होवाथी आशिरमां नवीन गोसंपादन कर्युं होवा छतां अहीं आहिताग्निना मृतदेहना संस्कारमां तो यज्ञपात्रो ज जोइए नवीन पात्रो काम न लागे. ॥ ४१ ॥

'अग्न्याधान थयुं त्यारथी मांडीने पात्रोनुं धारण करवुं.' ए अधिकरणनां सूत्रो.

पूर्वपक्ष. प्रकृत्यर्थत्वात् पौर्णमास्याः क्रियेरन् ॥ ४२ ॥

पदार्थ :—( प्रकृत्यर्थत्वात ) आ पात्रो अनाध्याधीन होवाथी ( पौर्णमास्याः क्रियेरन् ) पौर्णमासाथी मांडीने धारण करवां.

भावार्थ :—यज्ञपात्रो पौर्णमासीथी शरू करीने मरण पर्यन्त धारण करवां, जे दिवसे अग्निनुं आधान कर्युं होय ते दिवसथी मांडीने नहीं आवुं पूर्व पक्षवादीनुं मानवुं छे. ॥ ४२ ॥

સિદ્ધાંત સૂત્ર.

**अग्न्याधेये वाऽविप्रतिषेधात् तानि धारयेन्मरणस्यानिमित्तत्वात् ॥ ४૩ ॥**

**પદાર્થ** :—( वा ) અથવા ( अग्न्याधेये ) અગ્ન્યાધાનથી માંડીને પાત્રોનું ધારણ કરવું ( अविप्रतिषेधात् ) કોઇ બાધક ન હોવાથી, ( मरणस्य अनिमित्तत्वात् ) મરણ નિયત ન હોવાથી ( तानि ) યજ્ઞપાત્રો પૌર્ણમાસી માટે હોવા છતાં.

**ભાવાર્થ** :—યજ્ઞપાત્રો જોકે પૌર્ણમાસી યાગ માટે હોય છે છતાં મરણનો કોઇ ચોક્કસ સમય ન હોવાથી જ્યારથી અગ્ન્યાધાન કર્યું હોય ત્યારથી પાત્રોનું ધારણ કરવું અર્થાત્ પાત્રો રાખવાં. જો એમ ન કરવામાં આવે તો પૌર્ણમાસી પહેલાં જો યજમાનનું મરણ થય તો યજમાનના શરીરનો સંસ્કાર થઇ શકે નહિ, અર્થાત્ પાત્ર સાથે તેનો દાહ થઇ શકે નહિ. ॥ ૪૩ ॥

**प्रतिपत्तिर्वाऽन्यन्येषाम् ॥ ४४ ॥**

**પદાર્થ** :—( वा ) અથવા ( अन्येषाम् ) અન્ય પાત્રો પેઠે યજ્ઞપાત્રોનો પણ ( प्रतिपत्तिः ) પ્રતિપત્તિ રૂપ સંસ્કાર છે.

**ભાવાર્થ** :—જેમ સોમલિપ્ત પાત્રો અવભૃથ વખતે જળમાં નાંખી દેવામાં આવે છે અર્થાત્ જળમાં તેનો પ્રતિપત્તિ નામક સંસ્કાર થાય છે. તેમ યજ્ઞપાત્રોનો પણ આહિતાગ્નિના મૃતદેહ સાથે અગ્નિમાં સંસ્કાર થાય છે. दक्षिणे पाणौ जुहूम्, नासिकयोः स्रुवौ આ પ્રમાણે મૃતદેહ સાથે યજ્ઞપાત્ર ગોઠવવાનો પણ વિધિ બતાવ્યો છે. યજમાન શરીર સાથે પાત્રોનો જે નિક્ષેપ છે તે જ પ્રતિપત્તિ છે. ॥ ૪૪ ॥

**'વાજપેયમાં સર્વ સોમોનું અનુષ્ઠાન થયા પછી પ્રાજાપત્યનો પ્રચાર થાય છે.'**
**એ અધિકરણનાં સૂત્રો.**

સિદ્ધાંત સૂત્ર. **उपरिष्टात् सोमानां प्राजापत्यैश्चरन्तीति सर्वेषा मविशेषा-दवाच्यो हि प्रकृतिकालः ॥४५ ॥**

**પદાર્થ** :—( सोमानाम उपरिष्टात् प्राजापत्यैः चरन्ति इति ) સર્વ સોમોનું અનુષ્ઠાન થયા પછી પ્રાજાપત્ય રૂપ અંગનો પ્રચાર થાય છે. ( सर्वेषाम् अविशेषात् ) સર્વ સોમો પછી કહેવામાં આવ્યું છે. અમુક સોમ પછી આવો કોઇ વિશેષ બતાવવામાં આવ્યો નથી. ( हि ) કારણ કે ( प्रकृतिकालः ) આર્ભવ પવમાન કાળ ( अवाच्यः ) આનુમાનિક છે.

**ભાવાર્થ** :—તૃતીય સવનનાં સર્વ સોમોનું અનુષ્ઠાન થયા પછી પ્રાજાપત્ય અંગોનો પ્રચાર થાય છે. જોકે પ્રકૃતિમાં આર્ભવ પવમાન કાળ કહ્યો છે, પણ તે તો અતિદેશથી પ્રાપ્ત થાય છે. उपरिष्टात् सोमानां प्राजापत्यैश्चरन्ति આ પ્રત્યક્ષ શ્રૌત વચનથી અતિદેશનો બાધ થાય છે. ॥ ૪૫ ॥

अङ्गविपर्यासो विना वचनादिति चेत् ॥ ४६ ॥

પદાર્થ :—( विना वचनात् ) જો એમ માનવામાં આવશે તો વચન વગર ( अङ्गविपर्यासः ) ક્રમનો બાધ થશે ( इति चेत् ) જો એવી શંકા કરવામાં આવે તો તેનો ઉત્તર આગળના સૂત્રમાં છે.

ભાવાર્થ :—જો સર્વસોમો પછી પ્રાજાપત્ય અંગોનું અનુષ્ઠાન કરવામાં આવે તો अग्निमारुतादूर्ध्वमनूयाजैश्चरन्ति इतिप्रहृत्य परिधीन् हारियोजनेन प्रचरति આ વાકયમાં જે ક્રમ બતાવવામાં આવ્યો છે તેનો બાધ થશે. આનો ઉત્તર આગળના સૂત્રમાં છે. ॥ ४६ ॥

उत्कर्षः संयोगात् कालमात्रमितरत्र ॥ ४७ ॥

પદાર્થ :—( उत्कर्षः ) અનૂયાજ અને પરિધિ પ્રહરણનો ઉત્કર્ષ પશુ પ્રચારના ઉત્કર્ષ સાથે કરવો જોઇએ ( संयोगात् ) પશુ પ્રચાર સાથે એનો સંબંધ હોવાથી ( इतरत्र कालमात्रम् ) બીજે ઠેકાણે કેવળ કાળનું જ બોધન છે.

ભાવાર્થ :—પશુ પ્રચારનો ઉત્કર્ષ હોવાથી અનૂયાજ અને પરિધિ પ્રહરણનો પણ ઉત્કર્ષ કરવો જોઇએ. आग्नमारुतादूर्ध्वमनूयाजैश्चरन्ति प्रहृत्य परिधीन् जुहोति આ વાકયથી કેવળ કાળનું સૂચન થાય છે. ॥ ४७ ॥

प्रकृतिकालसत्तेः शस्त्रवतामिति चेत् ॥ ४८ ॥

પદાર્થ :—( प्रकृति कालसत्तेः ) પ્રકૃતિ કાળની આસત્તિ હોવાથી ( शस्त्रवताम् ) શસ્ત્રવતનો છેવટે પ્રચાર થાય છે. ( इति चेत् ) જો એવી શંકા કરવામાં આવે તો ઉત્તર આગળના સૂત્રમાં છે.

ભાવાર્થ :—પ્રકૃતિમાં નિર્દિષ્ટ કાળની સમીપતા હોવાથી શસ્ત્રવત્ અર્થાત્ સ્તુતિ કરનારાનો પ્રચાર છેવટે થાય છે. પ્રકૃતિ કાળની પ્રાપ્તિ ન હોવા છતાં તેનાં સામીપ્યની પ્રાપ્તિ તો થાય જ છે. ॥ ४८ ॥

न श्रुतिप्रतिषेधात् ॥ ४९ ॥

પદાર્થ :—( न ) નહિ ( श्रुतिप्रतिषेधात् ) શ્રુતિનો બાધ થતો હોવાથી.

ભાવાર્થ :—અવિશેષથી શ્રુત થયેલા કાળનો બાધ થતો હોવાથી માટે ' शस्त्रवतां सोमानामुपरिष्टात् प्रचारो युक्तः ' શસ્ત્ર સોમોનો પછીથી પ્રચાર થવો યોગ્ય છે. આ પ્રમાણે શાબર ભાષ્યમાં ઉલ્લેખ છે. ॥ ४९ ॥

विकारस्थाने इति चेत् ॥ ५० ॥

પદાર્થ :—( विकारस्थाने ) વિકારના સ્થાનમાં પ્રચાર થવો જોઇએ ( इति चेत् ) જો એવી શંકા કરવામાં આવે તો ? આનો ઉતર આગળના સૂત્રમાં છે.

ભાવાર્થ :—ઉકથ્યાદિ સંસ્થાઓ અગ્નિષ્ટોમ સંસ્થાના વિકારો છે. તેના સ્થાનમાં अग्निष्टोमप्रचारादूर्ध्वं तत्र प्रचारो भवतु ' પ્રચાર થવો જોઇએ. આ શંકાનું સમાધાન પણ આગળના સૂત્રમાં છે. ॥ ૫૦ ॥

न चोदनापृथक्त्वात् ॥ ५१ ॥

પદાર્થ :—( न ) નહિ, ( चोदनापृथक्त्वात् ) ભિન્ન ભિન્ન કર્મ હોવાથી.

ભાવાર્થ :—સોમયાગ અને પશુ પ્રચાર આ બન્ને કર્મો સ્વતંત્ર છે આમાં પ્રકૃતિ વિકૃતિભાવ નથી માટે ઉપરના સૂત્રમાં વિકૃતિના સ્થાનમાં પ્રચાર થવો જોઈએ. એ શંકા ઠીક નથી. ॥ ૫૧ ॥

સવનીય પુરોડાશમાં દેવતાનો ઉત્કર્ષ છે. એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ. उत्कर्षे सूक्तवाकस्य न सोमदेवतानामुत्कर्षः

पश्वनङ्गत्वाद्यथा निष्कर्षेऽनन्वयः ॥ ५२ ॥

પદાર્થ :—( सूक्तवाकस्य उत्कर्षे ) સૂક્ત વાકના ઉત્કર્ષમાં ( सोमदेवतानाम् उत्कर्षः न ) સોમ દેવતાનો ઉત્કર્ષ નથી. ( पश्वनङ्गत्वात् ) પશુના અંગ ન હોવાથી ( यथा निष्कर्षे अनन्वयः ) જેમ નિષ્કર્ષમાં અનન્વય છે.

ભાવાર્થ :—સૂક્ત વાકનો ઉત્કર્ષ થાય છે પણ સોમ દેવતાનો ઉત્કર્ષ થતો નથી કારણ કે તે પશુના અંગભૂત નથી જેવી રીતે નિષ્કર્ષમાં અર્થાત્ પૌર્ણમાસ પ્રયોગના અંગભૂત દર્શ-દેવતાનો નિષ્કર્ષનો બહિર્ભાવ હોવાથી સૂક્ત વાકમાં પૌર્ણમાસીમાં દર્શ દેવતાનો અનન્વય છે તેજ રીતે અહીં પણ લાગુ પડે છે. ॥ ૫૨ ॥

સિદ્ધાંત સૂત્ર. वाक्यसंयोगाद्वोत्कर्षः समानतन्त्रत्वादर्थलोपादनन्वयः ॥ ५३ ॥

પદાર્થ :—( वाक्यसंयोगात् ) સૂક્ત વાકયમાં દેવતાઓનો પણ સંયોગ હોવાથી ( उत्कर्षः ) ઉત્કર્ષ થાય છે. ( समानतन्त्रत्वात् ) સમાન તંત્ર હોવાથી ( अर्थलोपाद् अनन्वयः ) અર્થનો લોપ થવાથી અનન્વય હોઈ શકે.

ભાવાર્થ :—સૂક્ત વાક વાકયમાં દેવતાનો પણ સંબંધ હોવાથી તેનો પણ ઉત્કર્ષ થાય છે અર્થાત્ દેવતાનો પણ ઉત્કર્ષ થાય છે. દર્શપૂર્ણમાસનો પ્રયોગ પાઠ સમાન તંત્રથી કરવામાં આવ્યો છે માટે એક વાકયમાં સર્વ દેવતાઓનો પાઠ છે. અમાવાસ્યામાં અને પૌર્ણમાસીમાં કાળભેદ હોવાથી અનુષ્ઠાન કરવામાં ઇષ્ટ દેવતાના સ્મરણ રૂપ કાર્યનો લોપ થવાથી તે પ્રયોગમાં બીજાનો અનન્વય થવો યોગ્ય છે, પણ પ્રકૃતમાં તેમ નથી. આનું વિશેષ સ્પષ્ટીકરણ શાબર ભાષ્યમાં જોઈ લેવું. ॥ ૫૩ ॥

इति गुर्जरभाषायां जैमिनीयमीमांसाभाष्ये एकादशाध्यायस्य तृतीयः पादः ।



## अथैकादशाध्यायस्य चतुर्थः पादः ।

### 'રાજસૂય યજ્ઞમાં આગ્નાવૈષ્ણવાદિકમાં અંગોનું ભેદથી અનુષ્ઠાન કરવાનું હોય છે ' એ અધિકરણનાં સૂત્રો.

**પૂર્વપક્ષ સૂત્ર.** चोदनैकत्त्वाद् राजसूयेऽनुक्तदेशकालानांसमवायात्तन्त्रमङ्गानि ॥ १ ॥

પદાર્થ :—( राजसूये ) રાજસૂય યજ્ઞમાં ( अनुक्तदेशकालानाम् ) જેના દેશ અને કાળનું કથન કરવામાં નથી આવ્યું એવા અંગોનો ( समवायात् ) ફળની ઉત્પતિ કરવામાં સમવાય અર્થાત્ સબંધ હોવાથી ( चोदनैकत्वात ) એક જ વિધાન હોવાથી ( अङ्गानि ) અંગોનું અનુષ્ઠાન તંત્રથી કરવું.

ભાવાર્થ :—રાજસૂય યજ્ઞમાં જેના દેશ અને કાળ નથી કહ્યા એવા પ્રધાનોના અંગો બધાં ભેગા મળીને એક ફળ જનક હોવાથી અંગોનું અનુષ્ઠાન તંત્રથી કરવું જોઇએ, ભેદથી નહિ. राजसूयेन स्वाराज्यकामो यजेत આ વિધિ એક જ છે. એ સમવાયમાં હેતુ છે. ॥ ૧ ॥

**સિદ્ધાંત સૂત્ર.** प्रतिदक्षिणं वा कर्तृसम्बन्धादिष्टिवदङ्गभूतत्वात् समुदायो हि तन्निर्वृत्त्या तदेकशब्दोपदेशः स्यात् ॥ २ ॥

પદાર્થ :—( वा ) અથવા ( प्रतिदक्षिणं कर्तृसम्बन्धात् ) દરેક દક્ષિણાએ કર્તાનો સંબંધ હોવાથી ( इष्टिवत् ) ઇષ્ટિ પેઠે. ( हि ) કારણ કે ( तन्निर्वृत्त्या ) ફળની ઉત્પત્ત હોવાથી ( तदेकशब्दोपदेशः ) એક શબ્દથી ઉપદેશ કર્યો છે.

ભાવાર્થ :—દરેક દક્ષિણાએ ભિન્ન ઋત્વિજનો સંબંધ છે. માટે તે તે અંગોનું અનુષ્ઠાન દર્શેષ્ટિ અને પોર્ણમાસેષ્ટિ પેઠે ભેદથી કરવું જોઇએ, માટે અંગોની આવૃત્તિ કરવી જોઇએ. અને જે એક વિધાન કર્યું છે તેનો પ્રયોગ એક છે એવા અભિપ્રાયથી. ભાવાર્થ એ છે કે રાજસૂયના અંગોનું અનુષ્ઠાન ભેદથી કરવું તંત્રથી નહિ. ॥ ૨ ॥

तथा चान्यार्थदर्शनम् ॥ ३ ॥

પદાર્થ :—( तथा च ) અને તે પ્રમાણે ( अन्यार्थदर्शनम् ) અન્ય અર્થનું પણ દર્શન છે.

ભાવાર્થ :—आग्नावैष्णवमेकादशकपालं निर्वपेत् । ऐन्द्रावैष्णवमेकादशकपालं, वैष्णवं त्रिकपालम् । वामनो दक्षिणा, इत्येकं त्रिकम् । अग्नीषोमीयमेकादशकपालम्, इन्द्रासोमीयमेकादशकपालं सौम्यं चरुं बभ्रुर्दक्षिणा इत्यपरं त्रिकम् ॥ આમાં જે પ્રથમ ત્રિક છે તેનું વીરજનન છે. અને જે બીજું ત્રિક છે તેનું ફળ પશુ જનન છે. આ પ્રમાણે પ્રયોગ ભિન્ન હોવાથી અંગોનું ભેદથી અનુષ્ઠાન થવું જોઇએ. ઉપરનું જે લિંગ વાક્ય છે તે પણ ભેદાનુષ્ઠાનનું સાધક છે. ॥ ૩ ॥

## 'રાજસૂયમાં કર્તા એક જ હોય છે.' એ અધિકરણનાં સૂત્રો

પૂર્વપક્ષ સૂત્ર. **अनियमः स्यादिति चेत् ॥ ४ ॥**

**પદાર્થ** :—( अनियमः स्यात ) અનિયમ છે ( इति चेत ) જો એમ કહેવામાં આવે તો? આનો ઉત્તર આગળના સૂત્રમાં છે.

ભાવાર્થ :—રાજસૂય યજ્ઞમાં જે ઋત્વિજોનું વરણ થયું હોય તેજ યજ્ઞસમાપ્તિપર્યન્ત રહે છે એવો કોઇ નિયમ નથી. આ શંકાસૂચક સૂત્ર છે. આનો ઉત્તર આગળના સૂત્રમાં છે ॥ ૪ ॥

**नोपदिष्टत्वात् ॥ ५ ॥**

**પદાર્થ** :—( न ) નહિ ( उपदिष्टत्वात् ) ઋત્વિજોનું વરણ થયેલું હોવાથી.

**ભાવાર્થ** :—યજ્ઞની શરૂઆતમાં જ ઋત્વિજોનું વરણ કરવામાં આવે છે. અને જેનું વરણ થયેલું હોય તેમણે જ યજ્ઞની સમાપ્તિ સુધી કર્મ કરાવવું જોઇએ એવો ઋત્વિજોને ઉપદેશ આપેલો હોય છે. માટે વરણ પામેલા ઋત્વિજો જ હોવા જોઇએ બીજા નહિ. ॥ ૫ ॥

**लाघवापत्तिश्च ॥ ६ ॥**

**પદાર્થ** :—( च ) અને ( लाघवापत्तिः ) એક જ વખત કરવામાં લાઘવ હોય છે.

ભાવાર્થ :—ઋત્વિજોનું વારંવાર વરણ કરવા કરતાં એક જ વખત વરણ કરવું એમાં યત્નલાઘવ હોય છે. અર્થાત્ કર્મ કરાવતાં ગૌરવ પડતું નથી માટે એક જ ઋત્વિજો જોઈએ. ॥ ૬ ॥

**प्रयोजनैकत्वात् ॥ ७ ॥**

**પદાર્થ** :—( प्रयोजनैकत्वात् ) એક જ પ્રયોજન હોવાથી.

**ભાવાર્થ** :—આનતિ અર્થાત્ કર્મ કરાવવાનું સ્વીકરણ રૂપ એક પ્રયોજન હોવાથી પણ તેજ ઋત્વિજો જોઇએ બીજા નહિ. ઋત્વિજોના સમુદાયમાં દક્ષિણાનું શ્રવણ ન હોવા છતાં અવયવની આનતિથી સમુદાયની આનતિ સિદ્ધ થાય છે, કારણ કે અવયવો કરતાં કોઇ જુદો સમુદાય હોતો નથી. ॥ ૭ ॥

**विशेषार्थ च पुनःश्रुतिः ॥ ८ ॥**

**પદાર્થ** :—( विशेषार्था च ) વિશેષ અર્થના કથન માટે ( पुनः श्रुतिः ) ફરીથી શ્રવણ થાય છે.

**ભાવાર્થ** :—અવયવમાં જે દક્ષિણા આપવાનું ફરીથી શ્રવણ થાય છે તે તો અપૂર્વ અર્થને માટે છે. ભાવાર્થ એ છે કે જુદા જુદા ઋત્વિજો ન હોવા જોઇએ. જેનું વરણ થયું હોય તેમણે જ કર્મની સમાપ્તિ સુધી કર્મ કરાવવું જોઈએ. આ સૂત્રમાં આને જ તંત્ર કહેવામાં આવ્યું છે. ॥ ૮ ॥

'અવેષ્ટિમાં અંગોનું અનુષ્ઠાન ભેદથી થાય છે.' એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ સૂત્ર. अवेष्टौ चैकतन्त्र्यं स्याल्लिङ्गदर्शनात् ॥ ९ ॥

પદાર્થ :—( च ) અને ( अवेष्टौ ) અવેષ્ટિ નામક ઇષ્ટિમાં ( ऐकतन्त्र्यम ) એક તંત્ર ( स्यात् ) છે. ( लिङ्गदर्शनात् ) એક તંત્ર હોવામાં લિંગ વાકય પણ છે.

ભાવાર્થ :—રાજસૂય યજ્ઞમાં અવેષ્ટિનામની પાંચહવિષ્વાળી ઇષ્ટિ છે. અને પાંચેની જુદી જુદી દક્ષિણા પણ છે. પાંચેની દેવતા અનુક્રમે આ પ્રમાણે છે. અગ્નિ, વિશ્વદેવ, મિત્રા-વરુણ અને બૃહસ્પતિ, એ પાંચયાગો તંત્રથી થાય છે અર્થાત્ તેનું અનુષ્ઠાન સાથે થાય છે. અને એમાં લિંગ વાકય પણ આ પ્રમાણે છે. यदि ब्राह्मणो यजेत बार्हस्पत्यं मध्ये निधाय આ વાકયમાં બાર્હસ્પત્ય ચરુને મધ્યમાં રાખવું એમ કહ્યું છે, હવે જો પાંચે યાગો સાથે ન હોય તો મધ્યે મૂકવું, એ કથન અસંગત થાય છે. એક એક હવિષ્નો અલગ અલગ યાગ હોય તો એકમાં મધ્ય કથન થઇ શકે નહિ, માટે પાંચ યાગોનું સહ અનુષ્ઠાન છે. ॥ ૯ ॥

સિદ્ધાંત સૂત્ર. वचनात् कामसंयोगेन ॥ १० ॥

પદાર્થ :—( वचनात् ) વચનથી ( कामसंयोगेन ) કામનાનો સંબંધ બતાવેલો હોવાથી.

ભાવાર્થ :—एतयाऽन्नाद्यकामं याजयेत् આ વચનથી રાજસૂયથી બહિર્ભૂત પ્રયોગની સિદ્ધિ થાય છે. ઉપરના સૂત્રમાં જે વચન તંત્ર માટે કહ્યું છે, તેનો ઉપયોગ પણ ત્યાંજ છે. માટે અવેષ્ટિના અંગોનું ભેદથી અનુષ્ઠાન કરવું જોઇએ ॥ ૧૦ ॥

क्रत्वर्थायामितिचेन्न वर्णसंयोगात् ॥ ११ ॥

પદાર્થ :—( क्रत्वर्थायाम् इति चेत् न ) એ ઇષ્ટિ ક્રત્વર્થ છે એમ કહેવું ઠીક નથી કારણ કે ( वर्णसंयोगात् ) વર્ણનો સંબંધ હોવાથી.

ભાવાર્થ :—एतया अन्नाद्यकामं याजयेत् એ વાકયથી પ્રતીત થતી ઇષ્ટિ ક્રત્વર્થક માની શકાય નહિ એટલે કે રાજસૂય યજ્ઞથી એ બહિર્ભૂત છે એમ માનવું જોઇએ. કારણ કે એની સાથે બ્રાહ્મણ અને વૈશ્ય વર્ણનો સંબંધ બતાવ્યો છે यदि ब्राह्मणो यजेत ઇત્યાદિ. રાજસૂય યજ્ઞ કરવાનો અધિકાર ક્ષત્રિયને જ છે, બ્રાહ્મણ અને વૈશ્યને નહિ, માટે બ્રાહ્મણ આદિના સંબંધને લીધે એ ઇષ્ટિ રાજસૂય ક્રતુને માટે નથી એથી એ ઇષ્ટિઓનું ભેદથી અનુષ્ઠાન કરવું એ સિદ્ધ થાય છે. ॥ ૧૧ ॥

પવમાનેષ્ટિના હવિષોનું ભેદથી અનુષ્ઠાન થાય છે.

પૂર્વપક્ષ. पवमानहविःष्वैकतन्त्र्यं प्रयोगवचनैकत्वात् ॥ १२ ॥

પદાર્થ :—( पवमानहविःषु ) પવમાન હવિષોમાં ( ऐकतन्त्र्यम् ) એક તંત્રતા છે. ( प्रयोगवचनैकत्वात् ) પ્રયોગ વચન એક હોવાથી.

ભાવાર્થ :—આધાનમાં આ પ્રમાણે શ્રવણ છે. " यः कामयेत वशीयान् स्यात् इति सोऽग्नये पवमानाय निरुप्य पावकशुचिभ्यां समानबर्हिषि निर्वपेत् ॥ પ્રયોગવચન એક હોવાથી અને અહીં निरुप्याणि આ વાક્ય એક જ પ્રયોગો બતાવે છે માટે તંત્રથી અનુષ્ઠાન થાય છે. ॥ ૧૨ ॥

## लिङ्गदर्शनाच्च ॥ १३ ॥

પદાર્થ :—( च ) અને ( लिङ्गदर्शनात् ) समानबर्हिषि भवन्ति આ લિંગ વાક્ય હોવાથી.

ભાવાર્થ :—ઉક્ત લિંગ વાક્યથી પણ સિદ્ધ થાય છે કે તંત્રથી જ ઉક્ત હવિષો થાય છે. ॥ ૧૩ ॥

## સિદ્ધાંત સૂત્ર वचनात्तु तन्त्रभेदः स्यात् ॥ १४ ॥

પદાર્થ :—( तु ) સિદ્ધાંત પક્ષને સૂચવે છે. ( वचनात् ) વચનથી ( तन्त्रभेदः ) તંત્રમાં ભેદ હોય છે.

ભાવાર્થ :—' अग्नये पवमानाय ' આ પ્રમાણે કહીને પછી સમાન બર્હિષમાં નિર્વાપ કરવાનું કહ્યું છે તેથી તંત્રમાં ભેદ છે. અર્થાત્ હવિઓનો નિર્વાપ ભિન્ન ભિન્ન કરવો. પ્રથમ હવિષમાં ભેદ છે અને ત્યાર પછીના બેમાં તંત્ર છે. ॥ ૧૪ ॥

## सहत्वे नित्यानुवादः स्यात् ॥ १५ ॥

પદાર્થ :—( सहत्वे ) સહત્વમાં ( नित्यानुवादः स्यात् ) નિત્યાનુવાદ છે.

ભાવાર્થ :—यो ब्रह्मवर्चसकामः स्यात् तस्य सर्वाणि हवींषि निरुप्याणि । तस्य सहप्रयोगो भवति ॥ જે બ્રહ્મવર્ચસની ઇચ્છા રાખનાર હોય તેણે બધાં હવિષોનો નિર્વાપ કરવો. આ ઠેકાણે સહપ્રયોગ છે કારણ निरुप्याणि અહીં બહુવચનનો પ્રયોગ છે. અને તે બહુવચન વિવક્ષિત છે માટે આ ઠેકાણે સહપ્રયોગ છે અને ઉપરના સૂત્રમાં બતાવવામાં આવેલા ઠેકાણે પ્રથમહવિષમાં ભેદ છે અને પછીના બેમાં તંત્રથી પ્રયોગ છે. ॥ ૧૫ ॥

## ' દ્વાદશાહમાં દીક્ષોપસત્સુત્યા કર્મોમાંનું પ્રત્યેક કર્મ બાર દિવસનું સાધ્ય થાય છે. ' એ અધિકરણનાં સૂત્રો.

## પ્રથમપક્ષ. द्वादशाहे तत्प्रकृतित्वादेकैकमहरपवृज्येतकर्म पृथक्त्वात् ॥ १६ ॥

પદાર્થ :—( द्वादशाहे ) દ્વાદશાહનામક યાગમાં ( तत्प्रकृतित्वात् ) જ્યોતિષ્ટોમરૂપ પ્રકૃતિના ધર્મો કર્તવ્ય હોવાથી ( एकैकम् ) એક એક કર્મ સમાપ્ત થાય છે ( कर्मपृथक्त्वात् ) ભિન્ન ભિન્ન કર્મ હોવાથી.

ભાવાર્થ :—દીક્ષા અને ઉપસદ્ સહિત એક એક અહ સમાપ્ત થાય છે. આ રીતે દ્વાદશ દીક્ષા, દ્વાદશ ઉપસત્ અને એક સુત્યા દિવસ મળી પચ્ચીસ દિવસમાં દ્વાદશાહનામક

યાગ પૂર્ણ થાય છે અને જ્યોતિષ્ટોમ પ્રમાણે દીક્ષા અને ઉપસદ્ એક એક અહનાત્મક કરવું. ज्योतिष्टोमवत् सदीक्षोपसदमेकैकमहः कर्तव्यम् આ શાબર ભાષ્યમાં ઉલ્લેખ છે. तत्रैकैको यागः फलसाधनत्वात् ज्योतिष्टोमाद्विध्यन्तं गृह्णाति દરેક યાગ ફળ અને સાધનવાન્ હોવાથી જ્યોતિષ્ટોમમાંથી વિધ્યન્ત ગ્રહણ કરે છે. આ પ્રમાણે તંત્રવાર્તિકમાં પણ ઉલ્લેખ છે. ॥ ૧૬ ॥

બીજોપક્ષ. अह्नां वा श्रुतत्वात्तत्र साङ्गं क्रियेत यथा माध्यंदिने ॥ १७ ॥

પદાર્થ :—( वा ) અથવા ( अह्नां श्रुतित्वात् ) અહની બાર સંખ્યા પ્રત્યક્ષ શ્રુત હોવાથી. ( साङ्गं क्रियेत ) અંગ સહિત કરવામાં આવે છે ( यथा माध्यंदिने ) જેમ માધ્યંદિનમાં.

ભાવાર્થ :—प्रजाकामं द्वादशाहेन याजयेत् અહીં અહની દ્વાદશ સંખ્યા પ્રત્યક્ષ શ્રુત છે તેનો ત્યાગ કરી પચ્ચીસ દિવસ સુધીનું કર્મ કરાવવું એ ઠીક નથી માટે અંગ સહિત પ્રધાન કર્મ દ્વાદશ દિવસોમાં કરાવવું જોઈએ. જે પ્રધાનનો કાળ હોય છે તેજ અંગ કર્મોનો પણ કાળ હોય છે. तत्कालं तदीयं दीक्षोपसदम् શાબરભાષ્ય. જેમ સાતનીયનું માધ્યંદિનમાં નિર્વપણ થાય છે તેમ અહીં પણ દ્વાદશ સાદ્યસ્ક યાગો કરવામાં આવે છે. ॥ ૧૭ ॥

ત્રીજોપક્ષ. अपि वा फलकर्तृसम्बन्धात्सहप्रयोगःस्यादाग्नेयाग्नीषोमीयवत् ॥ १८ ॥

પદાર્થ :—( अपि वा ) અથવા ( सहप्रयोगः ) અંગોનો સહપ્રયોગ ( स्यात् ) થાય છે. ( फलकर्तृसम्बन्धात् ) ફળ અને કર્તાનો સંબંધ હોવાથી ( आग्नेयाग्नीषोमीयवत् ) અગ્નીષોમીય અને આગ્નેયનાં અંગો પેઠે.

ભાવાર્થ :—અથવા પ્રજારૂપ ફળ અને કર્તાઓમાં દક્ષિણાની એકતાનો સંબંધ હોવાથી સહપ્રયોગ અથવા તંત્રથી અનુષ્ઠાન થાય છે. જેમ અગ્નીષોમીય અને આગ્નેય યાગના અંગોનું તંત્રથી અનુષ્ઠાન થાય છે તેમ. चतुरहे दीक्षाः चतुरहे उपसदश्चतुरहे सुत्याः ( શાબરભાષ્ય ) ચાર દિવસમાં દીક્ષા, ચાર દિવસમાં ઉપસદો અને ચાર દિવસોમાં સુત્યા કર્મ થાય છે. આમ બાર દિવસમાં ઉપર પ્રમાણે અંગો સહિત દ્વાદશાહ રૂપ યાગ પૂર્ણ થાય છે. માટે બાર સાદ્યસ્ક યાગો કરવા એ બીજાપક્ષનું માનવું ઠીક નથી. ત્રીજા પક્ષમાં સહપ્રયોગ અને અહઃ સંખ્યાનું ઉપપાદન થઈ શકે છે માટે તેજ પક્ષ ઠીક છે. तदुभयमेवमुपपादितं भवति सहप्रयोगोऽहःसंख्या च । तस्मादेष पक्षः श्रेयान् જુઓ શાબરભાષ્ય. ॥ ૧૮ ॥

સિદ્ધાંત સૂત્ર. साङ्गकालश्रुतत्वाद्वा स्वस्थानानां विकारः स्यात् ॥ १९ ॥

પદાર્થ :—( वा ) અથવા ( साङ्गकालश्रुतत्वात् ) સાંગોનો કાળ શ્રુત હોવાથી ( स्वस्थानानां विकारः स्यात् ) સ્વસ્થાનોની વૃદ્ધિ થાય છે.

ભાવાર્થ :—દીક્ષા, ઉપસદ્ અને સુત્યાના પૃથક્ કાળનું વિધાન છે અને દરેકની સાથે દ્વાદશ સંખ્યાનો સંબંધ છે. प्रथमं दीक्षाः तासां तत्रैव द्वादशत्वम् । तत उपसदः तासामपि तद्द्वादशत्वमेव अन्ते सुत्या । तस्या अपि तत्स्थानाद्या एव विवृद्धिः तदपेक्षत्वं द्वादशत्वम् । શાબરભાષ્ય જુઓ. ॥ ૧૯ ॥

तदपेक्षत्वं च द्वादशत्वम् ॥ २० ॥

પદાર્થ :—( च ) અને ( तदपेक्षत्वं च द्वादशत्वम् ) દીક્ષાપેક્ષ દ્વાદશત્વ છે.

ભાવાર્થ :—દીક્ષામાં પણ યોગાર્થ અપેક્ષાએ દ્વાદશનો સંબંધ છે. ॥ ૨૦ ॥

दीक्षोपसदां च संख्या पृथक् पृथक् प्रत्यक्षसंयोगात् ॥ २१ ॥

પદાર્થ :—( दीक्षोपसदां च ) દીક્ષા અને ઉપસદોની ( संख्या ) સંખ્યા ( पृथक् पृथक् ) અલગ અલગ ( प्रत्यक्ष संयोगात् ) દ્વાદશરાત્રપદ પ્રયોગને માટે છે.

ભાવાર્થ :—દીક્ષા અને ઉપસદ્ સાથે અલગ અલગ દ્વાદશ સંખ્યાનો સંબંધ છે. 'દ્વાદશરાત્ર' પદનો યૌગિક અર્થ પ્રધાનને માટે છે. द्वादशरात्रपदयोगार्थः प्रधान एवास्तु એ સુબોધિની જૈમિનીય સૂત્રવૃત્તિમાં જુઓ. ॥ ૨૧ ॥

वसतीवरीपर्यन्तानि पूर्वाणि तन्त्रमन्यकालत्वादवभृथादीन्युत्तराणि दीक्षाविसर्गार्थत्वात्

પદાર્થ :—( वसतीवरीपर्यन्तानि पूर्वाणि तन्त्रम् ) વસતીવરીપર્યન્ત પૂર્વતંત્ર છે. ( अन्यकालत्वात् ) સ્વકાળમાં વિહિત ન હોવાથી. ( अवभृथादीनि उत्तराणि ) અવભૃથ આદિ ઉત્તર તંત્ર છે ( दीक्षाविसर्गार्थत्वात् ) દીક્ષા વિસર્ગ માટે હોવાથી.

ભાવાર્થ :—વસતીવરીપર્યન્ત પૂર્વતંત્ર છે પ્રથમતંત્ર છે. અવભૃથ આદિ ઉત્તરતંત્ર છે. આનો વિશેષ અર્થ ભાષ્યમાં જુઓ. આ સૂત્ર સુબોધિની નામક જૈમિનીય સૂત્રવૃત્તિમાં નથી. ॥

तथा चान्यार्थदर्शनम् ॥ २३ ॥

પદાર્થ ;—( तथा च ) અને તે પ્રમાણે ( अन्यार्थदर्शनम् ) અન્યાર્થ દર્શન પણ છે.

ભાવાર્થ :—દીક્ષા, અહ્ન અને ઉપસદ્ સાથે દ્વાદશનો સંબંધ હોવાથી અન્યાર્થદર્શન પણ ઉપપન્ન થાય છે. षट् त्रिंशदहो वा एष यद् द्वादशरात्रः ( द्वादशाह પણ ભાષ્યમાં લખ્યું છે. ) આથી અન્યાર્થદર્શન પણ સિદ્ધ થાય છે. એટલે કે દ્વાદશરાત્ર છત્રીસ દિવસનો પ્રયોગ છે. ઉક્ત રીત પ્રમાણે માનવાથી છત્રીસ દિવસ ઉપપન્ન થાય છે ।. ૨૩ ॥

चोदनापृथक्त्वे त्वैकतन्त्र्यं समवेतानां कालसंयोगात् ॥ २३ ॥

પદાર્થ :—( चोदनापृथक्त्वे तु ) આગ્નેય અને અગ્નીષોમમાં ચોદનાપૃથક્ હોવા છતાં ( समवेतानाम् ) મળેલા અંગસહિત પ્રધાનોનું ( ऐकतन्त्र्यम् ) એક તંત્ર છે ( कालसंयोगात् ) એક કાળનો સંબંધ વિહિત હોવાથી.

ભાવાર્થ :—पौर्णमास्यां पौर्णमास्या साङ्गया यजेत એ વાક્યથી આગ્નેય અને અગ્નીષોમનું વિધાન થતું હોવાથી કાળ, દેશ અને કર્તાના એકત્વનું વિધાન પ્રતીત થતું હોવાથી

તંત્ર અર્થાત્ સહપ્રયોગ છે પણ અહીં તો પ્રધાનકાળ વિહિત દીક્ષાદિથી લઈ વસતીવરીય અહણાન્ત અવધાન પેઠે સ્વકાલવિહિત હોવાથી અને સ્વતંત્રતાથી વિધાન ન હોવાથી તંત્ર અર્થાત્ સહપ્રયોગ છે. ॥ ૨૩ ॥

## 'પ્રધાનો સાથે જેનો અપૃથક્કાળ હોય છે એવાં અંગોનું ભેદથી અનુષ્ઠાન થાય છે' એ અધિકરણનાં સૂત્રો.

સિદ્ધાંત સૂત્ર. **भेदस्तु तद्भेदात् कर्मभेदः प्रयोगे स्यात् तेषां प्रधानशब्दत्वात् ॥२४॥**

**પદાર્થ** :—( तु ) સિદ્ધાંતને સૂચવે છે. ( तद्भेदात् ) પ્રધાનકાળનો ભેદ હોવાથી ( प्रयोगे ) તે તે પ્રધાનના પ્રયોગમાં અંગોનો પણ (भेदः) ભેદ હોય છે. (तेषां प्रधानशब्दत्वात्) પ્રધાનવિધિથી વિધેય હોવાથી.

**ભાવાર્થ** :—પ્રધાનના અનુષ્ઠાનનો જુદો જુદો કાળ હોવાથી તેની સાથે સમાનકાળ ધરાવતાં અંગોનો પણ પ્રયોગમાં ભેદ હોય છે. यदद्य प्रधानं तस्य अद्यकालानि अङ्गानि, यत् श्वस्तस्य श्वःकालानि तस्माद्भेदः ( શાબરભાષ્યે ) જે પ્રધાન આજે કરવાનું હોય તેનાં અંગો આજે અને જે પ્રધાન કાલે કરવાનું હોય તેનાં અંગો કાલે કરવાં આ પ્રમાણે અંગોનું અનુષ્ઠાન ભેદથી થાય છે. તંત્રથી નહિ. ॥ ૨૪ ॥

**तथा चान्यार्थदर्शनम् ॥ २५ ॥**

**પદાર્થ** :—( तथा च ) અને તે પ્રમાણે ( अन्यार्थदर्शनम् ) અન્ય અર્થનું દર્શન પણ ઉપપન્ન થય છે.

**ભાવાર્થ** :—' पत्नीसंयाजान्तानि अहानि संतिष्ठन्ते ' આ વાક્યમાં જુદા જુદા દિવસે પત્ની સંયાજો બતાવ્યા છે તે જો ભેદથી કર્મ કર્તવ્ય હોય તોજ ઉપપન્ન થઈ શકે. ॥ ૨૫ ॥

**श्वः सुत्यावचनं च तद्वत् ॥ २६ ॥**

**પદાર્થ** :—( श्वः सुत्यावचनम् च ) અને ' श्वः सुत्यावचनम् ' આ બીજું પણ લિંગ વાક્ય છે એ પણ ( तद्वत् ) તે પ્રમાણે કર્મભેદમાં પ્રમાણ છે.

**ભાવાર્થ** :—संस्थिते संस्थितेऽहनि आग्नीध्रागारं प्रविश्य सुब्रह्मण्ये सुब्रह्मण्यामाह्वयेति प्रैषेण एकसुत्यासमाप्त्यनन्तरं तस्मिन्नेवाहनि सुब्रह्मण्यः श्वः सुत्या भवति ઇત્યાદિ અન્યલિંગવાક્ય પણ અંગકર્મના ભેદાનુષ્ઠાનમાં પ્રમાણ છે. ॥ ૨૬ ॥

**पश्वतिरेकश्च ॥ २७ ॥**

**પદાર્થ** :—( च ) અને ( पश्वतिरेकः ) પશુનો અતિરેક પણ કર્મભેદને સૂચવે છે.

**ભાવાર્થ** :—દરરોજ એક એક પશુનું દાન કરવામાં આવે છે અને બારમે દિવસે એ પશુ આપવાનું બાકી રહે છે એ જે કથન છે તે પણ અંગ કર્મના ભેદાનુષ્ઠાનને સૂચવે છે. ॥ ૨૭ ॥

'ઉપસત્કાલમાં સુબ્રહ્મણ્યાહ્વાનની કર્તવ્યતા અવિકારથી અર્થાત્ એક વખત થાય છે' એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ. सुत्याविवृद्धौ सुब्रह्मण्यायां सर्वेषामुपलक्षणं प्रकृत्यन्वयादावाहनवत् ॥ २८ ॥

**પદાર્થ** :—( सुत्याविवृद्धौ ) દ્વાદશાહ-આદિમાં ( सुब्रह्मण्यायाम् ) સુબ્રહ્મણ્ય અર્થાત્ ઇન્દ્ર દેવતાના આહ્વાનમાં ( सर्वेषाम् उपलक्षणम् ) સર્વ દિવસોનું ઉપલક્ષણ છે. ( प्रकृत्यन्वयात् ) જ્યોતિષ્ટોમરૂપ પ્રકૃતિમાં ચતુરહાદિ સંખ્યાનો અહન્માં અન્વય હોવાથી. ( आवाहनवत् ) આગ્નેય-યાગમાં જેમ આવાહનની આવૃત્તિ થાય છે તેમ.

**ભાવાર્થ** ;—દ્વાદશાહમાં જે સુબ્રહ્મણ્યાહ્વાન કરવામાં આવે છે તે દરેક દિવસે કરવું જોઇએ કારણ પ્રકૃતિરૂપ જ્યોતિષ્ટોમમાં એ પ્રમાણે દરેક આહ્વાનનો મંત્ર બોલવામાં આવે છે. જેમ આગ્નેય યાગમાં દરેક દિવસે આવાહન મંત્રની આવૃત્તિ થાય છે તેમ દ્વાદશાહમાં પણ 'सुत्यामागच्छ मघवन्' એ મંત્ર દરેક દિવસે બોલવો જોઇએ. ॥ ૨૮ ॥

સિદ્ધાંત સૂત્ર. अपि वेन्द्राभिधानत्वात् सकृत्स्यादुपलक्षणम् ॥ २९ ॥

**પદાર્થ** :—( अपि वा ) અથવા ( इन्द्राभिधानत्वात् ) મંત્ર ઇન્દ્રવાચક હોવાથી ( उपलक्षणम् सकृत् स्यात् ) એક જ વખત પ્રયોગ કરવો જોઇએ.

**ભાવાર્થ** :—ઇન્દ્રરૂપ ( પરમાત્મા રૂપ ) એક જ દેવતા હોવાથી દરરોજ મંત્રની આવૃત્તિ કરવાની જરૂર નથી. એક જ વખતે એ મંત્રનું ઉચ્ચારણ કરવું. એક જ વખતના ઉચ્ચારણથી સંસ્કૃત દેવના સર્વાર્થ થઇ શકે છે. ॥ ૨૯ ॥

कालस्य लक्षणार्थत्वादविभागाच्च ॥ ३० ॥

**પદાર્થ** :—( च ) અને ( कालस्य ) કાલવાચક ચતુરહાદિ શબ્દ ( लक्षणार्थत्वात् ) લક્ષણાર્થક હોવાથી ( अविभागात् ) વિભાગ ન હોવાથી.

**ભાવાર્થ** :—ચતુરહાદિ કાલવાચક શબ્દ છે તેનાથી સુત્યાત્મક કર્મવિશેષ લક્ષિત થાય છે. " उपलक्षणं चतुरहादिपदानां कालरूपे स्वार्थेन तात्पर्यं किन्तु सुत्यायाम् " આગ્નેય યાગમાં તો વચ્ચે સૌમ્યયાગનું વ્યવધાન છે માટે ત્યાં આવાહનની આવૃત્તિ થઇ શકે છે પણ અહીં સુત્યાકર્મ કોઇથી પણ વ્યવહિત થતું નથી માટે એક જ વખત આહ્વાન મંત્રનું ઉચ્ચારણ કરવું. ॥ ૩૦ ॥

'વાજપેયમાં પ્રાજાપત્ય શૂલાદિની તંત્રતા છે.' એ અધિકરણનાં સૂત્રો.

पशुगणे कुम्भीशूलवपाश्रपणीनां प्रभुत्वात्तन्त्रभावः स्यात् ॥ ३१ ॥

**પદાર્થ** :—( पशुगणे ) પ્રાજાપત્ય પશુદાનમાં ( कुम्भीशूलवपाश्रपणीनाम् ) કુંભી, શૂલ અને વપાશ્રપણીનું ( प्रभुत्वात् ) પ્રભુત્વ, કાર્યક્ષમત્વ હોવાથી ( तन्त्रभावः स्यात् ) તંત્ર ભાવ છે.

**ભાવાર્થ** :—કુંભી, શૂલ અને વપાશ્રપણી એ પાત્ર વિશેષનાં વાચક શબ્દો છે. તેનો પણ તંત્ર ભાવ છે. અર્થાત્ એક જ પાત્ર જુદાં જુદાં દ્રવ્ય પકાવવ માં પ્રભુત્વ ધરાવી શકે છે. એક જ તપેલીમાં વારાફરતી ભાત દાળ વગેરે પદાર્થો રાંધી શકાય છે. દ્રવ્ય દીઠ નવાં નવાં પાત્રનો ઉપયોગ થતો નથી. ॥ ૩૧ ॥

## ભિન્ન દેવતાક શૂલાદિમાં પણ તંત્રભાવ છે. એ અધિકરણનાં સૂત્રો.

**भेदस्तु संदेहाद् देवतान्तरे ॥ ३२ ॥**

**પદાર્થ** :—( तु ) પૂર્વપક્ષ સૂચક છે. ( देवतान्तरे ) જુદા જુદા દેવતાનાં નામો હોય ત્યાં ( संदेहात ) સંદેહ હોવાથી ( भेदः ) ભેદ છે.

**ભાવાર્થ** :—જ્યાં જુદા જુદા દેવતાઓનાં નામ હોય અને તેને ઉદ્દેશીને પાક બનાવવો હોય ત્યાં જુદાં જુદાં પાત્રો હેવાં જોઈએ એટલે શૂલ નામક પાત્રમાં ભિન્નતા હોવી જોઇએ. ॥ ૩૨ ॥

**अर्थाद्वा लिङ्गकर्म स्यात ॥ ३३ ॥**

**પદાર્થ** :—( वा ) અથવા ( अर्थात ) સહ પ્રયોગ હોવાથી ભેદ થતો નથી ( लिङ्गकर्म स्यात ) એક જ પાત્ર હોવાનું કોઇ ચિહ્ન કરવામાં આવે છે.

**ભાવાર્થ** :—ભિન્ન દેવતાક પાકમાં પણ કુંભી આદિ એક પાત્રનો જ ઉપયોગ થઇ શકે છે. એક પાત્ર હોવામાં ચિહ્ન વિશેષ પણ કરવામાં આવે છે. ભાવાર્થ એ છે કે જ્યાં જુદાં જુદાં દેવના વાચક નામ હોય છે ત્યાં પણ જો પાક વિશેષ બનાવવો હોય તો જેટલાં નામ છે તેટલાં પાત્રમાં પાક કરવાની જરૂર નથી, એક જ પાત્રમાં પાક તૈયાર થઇ શકે છે અને પછી તે તે નામનો ઉદ્દેશ કરી ત્યાગ કરી શકાય છે. ॥ ૩૩ ॥

## કુંભીની પણ તંત્રતા છે. એ અધિકરણનાં સૂત્રો.

**પૂર્વપક્ષ. अयाज्यत्वाद् वसानां भेदः स्यात स्वयाज्यप्रदानत्वात् ॥ ३४ ॥**

**પદાર્થ** :—( वसानाम् स्वयाज्यप्रदानत्वात् ) સ્નિગ્ધ દ્રવ્યનો ઋગ્વિશેષ મંત્રનું ઉચ્ચારણ કરી હોમ કરવામાં આવતો હોવાથી ( अयाज्यत्वाद् भेदः स्यात् ) કુંભીરૂપ પાત્રના ભેદ વગર અયાજ્ય હોવાથી ભેદ છે.

**ભાવાર્થ** :— સ્નિગ્ધ દ્રવ્યનો પોતપોતાના યાજ્યા અર્થાત્ ઋગ્વિશેષના મંત્રોનું ઉચ્ચારણ કરી હોમ કરવાનો હોવાથી કુંભીરૂપ પાત્રો જુદાં જુદાં હોવાં જોઇએ તે વગર સ્નિગ્ધ દ્રવ્યનો હોમ થઇ શકતો ન હોવાથી કુંભી પાત્રો જુદાં જુદાં હોવાં જોઇએ. ॥ ૩૪ ॥

**સિદ્ધાંત સૂત્ર. अपि वा प्रतिपत्तित्वात् तन्त्रं स्यात् स्वत्वस्याश्रुतिभूतत्वात ॥ ३५ ॥**

**પદાર્થ** :—( अपि वा ) અથવા ( प्रतिपत्तित्वात ) પ્રતિપત્તિરૂપ કર્મ હોવાથી ( तन्त्रं स्यात ) તંત્ર રૂપે જ કુંભી પાત્ર છે ( स्वत्वस्य अश्रुतिभूतत्वात् ) અર્ધ મંત્ર બોલી હોમ કરવો એવી કોઇ શ્રુતિ ન હોવાથી.

ભાવાર્થ :—એક જ કુંભી પાત્ર હોવું જોઇએ, સ્નિગ્ધ દ્રવ્યનો પાક બનાવવા માટે જુદી જુદી કુંભી હોવી અને અર્ધો મંત્ર બોલી તે તે દેવતાને ઉદ્દેશીને હોમ કરવો ઇત્યાદિ કથનમાં કોઇ શ્રૌત પ્રમાણ નથી. ॥ ૩૫ ॥

सकृदिति चेत् ॥ ३६ ॥

પદાર્થ :- ( सकृत् ) એક જ વખત મંત્રાર્ધ બોલી બધો હોમ પૂરો કરવો ( इति चेत् ) જો એવી શંકા કરવામાં આવે તો આનો ઉત્તર આગળના સૂત્રમાં છે.

ભાવાર્થ :—કોઈ પણ સ્નિગ્ધ દ્રવ્યનો હોમ અર્ધર્ચ અર્થાત્ અર્ધી ઋચા બોલીને કરી નાંખવો. જો એવી શંકા કરવામાં આવે તો તેનો ઉત્તર આગળના સૂત્રમાં છે.

न कालभेदात् ॥ ३७ ॥

પદાર્થ :—( न ) નહિ ( कालभेदात् ) અર્ધર્ચોના ભિન્નકાળનું નિમિત્ત હોવાથી.

ભાવાર્થ :—અર્ધર્ચ મંત્રો હોમવાનું નિમિત્ત છે અને નિમિત્તોનો કાળ ભિન્ન હોવાથી એકી વખતે સર્વનો હોમ કરી નાંખવો યોગ્ય નથી. કાળ ભેદને લીધે નૈમિત્તિકની આવૃત્તિ હોવી એ ન્યાય સંગત છે. ॥ ૩૭ ॥

' ભિન્ન જાતિમાં કુંભીનો ભેદ હોવો જોઇએ. ' એ અધિકરણનાં સૂત્રો.

जात्यन्तरे भेदः स्यात् पक्तिवैषम्यात् ॥ ३८ ॥

પદાર્થ :—( जात्यन्तरे ) જુદી જુદી જાતનાં દ્રવ્યનો પાક કરવો હોય તો (पक्तिवैषम्यात्) પાકની વિષમતાને લીધે ( भेदः स्यात् ) ભેદ માનવો જોઇએ.

ભાવાર્થ :—જુદી જુદી જાતનાં દ્રવ્યો પકાવવાનાં હોય તો જુદાં જુદાં કુંભી રૂપ પાત્રોનો ભેદ હોવો જોઇએ કારણ કે હરેક દ્રવ્યની પાકની અવધિ સરખી હોતી નથી. ॥ ૩૮ ॥

वृद्धिदर्शनाच्च ॥ ३९ ॥

પદાર્થ :—( च ) અને ( वृद्धिदर्शनात् ) પાત્રોની વૃદ્ધિ હોવાનું વચન પણ હોવાથી.

ભાવાર્થ :—કોઇ દ્રવ્ય જલદી પકવ થાય છે કોઇને વધારે વિલંબ પણ લાગે છે એવે ઠેકાણે જુદા જુદા પાત્રમાં પાકો કરવાના હોવાથી પાત્રોની વૃદ્ધિ પણ કરી છે. એટલે એવે ઠેકાણે કુંભીરૂપ પાત્રનો ભેદ હોવો યોગ્ય છે. ॥ ૩૯ ॥

પુરોડાશ પ્રમાણે ચતુષ્કપાલ પાત્રોનો પણ ભેદ હોવો જોઇએ.

પૂર્વપક્ષ कपालानि च कुम्भीवत् तुल्यसंख्यानाम् ॥ ४० ॥

પદાર્થ :—( च ) અને ( कपालानि ) પુરોડાશ પકાવવાનાં કપાલનામક પાત્રો ( कुम्भीवत् ) કુંભીની પેઠે ( तुल्यसंख्यानाम् ) સમાન સંખ્યાવાળાનું તંત્ર હોવું જોઇએ.

**ભાવાર્થ** :—સમસંખ્યાક કપાલ કર્મદીઠ કુંભીપાત્ર પેઠે તંત્રરૂપે કર્મ કરવું અર્થાત પુરાડાશ સંખ્યા પ્રમાણે કપાલપાત્રમાં દીર્ઘતા ઉત્પન્ન કરી ચારજ કપાલોમાં બહુ પુરોડાશોનો પણ પાક થઇ શકશે એટલે કપાલોમાં પણ તંત્રતાજ માનવી. ॥ ૪૦ ॥

સિધ્ધાંત સૂત્ર.　　　**प्रतिप्रधानं वा प्रकृतिवत् ॥ ४१ ॥**

પદાર્થ :— ( वा ) અથવા ( प्रतिप्रधानम् ) હરેક પુરોડાશ માટે ભિન્ન ભિન્ન કપાલનામ પાત્ર જોઇએ. ( प्रकृतिवत् ) પ્રકૃતિ પેઠે.

**ભાવાર્થ** :—જેમ આગ્નેય અષ્ટાકપાલ આઠ કપાલપાત્રમાં સંસ્કૃત થાય છે. अग्नीषोमीय एकादशकपाल: અગ્નીષોમીય પુરાડાશ એકાદશ કપાલોમાં સંસ્કૃત થાય છે તેમ અહીં પણ હરેક પ્રધાન પુરાડાશ પ્રત્યે જુદાં જુદાં પાત્રો હોવાં જોઇએ. ॥ ૪૧ ॥

**सर्वेषां चाभिप्रथनं स्यात् ॥ ४२ ॥**

**પદાર્થ** :—( सर्वेषां च ) બધાય કપાલનો સંબંધ કરી ( अभिप्रथनं स्यात् ) વિસ્તાર કરવામાં આવ્યો છે.

**ભાવાર્થ** :—यावत्कपालं पुरोडाशं प्रथयति જેટલા કપાલો બતાવ્યા હોય તે પ્રમાણે પુરોડાશનો વિસ્તાર કરવામાં આવે છે. આ કથન કપાલોનો ભેદ માન્યા વગર સંગત થઇ શકે નહિ. માટે પુરોડાશ પ્રમાણે ચતુષ્કપાલમાં ભેદ માનવો જોઇએ. ॥ ૪૨ ॥

## 'વ્રીહિના અવહનન આદિમાં પ્રતિપ્રહારે મંત્રની આવૃત્તિ નથી.' એ અધિકરણનું સૂત્ર.

**एकद्रव्ये संस्काराणां व्याख्यातमेककर्मत्वं तस्मिन् मन्त्रार्थनानात्वादावृत्तौ मन्त्रस्यासकृत् प्रयोगः स्यात् ॥ ४३ ॥**

**પદાર્થ** :—( एकद्रव्ये ) વ્રીહિ આદિ એક દ્રવ્યમાં ( संस्काराणाम् ) અવહનન આદિ સંસ્કારો ( एककर्मत्वं व्याख्यातम् ) એક કર્મ આગળ કહેવામાં આવ્યું છે. ( तस्मिन् मन्त्रार्थनानात्वात् ) જ્યાં મંત્રના અર્થ ભિન્ન ભિન્ન હોય ત્યાં ( मन्त्रस्य असकृत् प्रयोगः स्यात् ) મંત્રનો વારંવાર પ્રયોગ થાય છે.

**ભાવાર્થ** :—व्रीहीन् अवहन्ति વ્રીહિનું અવહનન કરવું અર્થાત્ તેનો અવઘાત કરી છોતરાંથી વ્રીહિને જુદા પાડવા. આ અવઘાત કરતી વખતે अवरक्षो दिवः सपत्नं वध्यासम् આ મંત્ર બોલવાનો હોય છે. તે અવઘાતની શરૂઆતમાં જ બોલવો. જ્યારે જ્યારે વ્રીહિ ઉપર મુસલનો પ્રહાર કરવામાં આવે ત્યારે ત્યારે બોલવો નહિ અર્થાત્ એ મંત્રની આવૃત્તિ કરવી નહિ એક જ વખતના મંત્રોચ્ચારથી તુષ વિવેચન સુધીના પ્રહારો અભિસંહિત હોય છે, માટે ત્યાં મંત્રની આવૃત્તિ નિરર્થક હોય છે. ॥ ૪૩ ॥

## જુદાં જુદાં બીજોની દષ્ટિમાં દ્રવ્યભેદ હોવાથી સંસ્કારોની આવૃત્તિ માટે મંત્રની આવૃત્તિ કરવી જોઇએ. એ અધિકરણનું સૂત્ર.

**द्रव्यान्तरे कृतार्थत्वात्तस्य पुनः प्रयोगान्मन्त्रस्य तद्गुणत्वात् पुनः प्रयोगः स्यात्तदर्थेन विधानात् ॥ ४४ ॥**

પદાર્થ :—( द्रव्यान्तरे ) જ્યાં જુદાં જુદાં દ્રવ્યો હોય ત્યાં ( कृतार्थत्वात् ) પ્રથમ બીજમાં મંત્ર કૃતાર્થ થઇ જવાથી બીજાં બીજ ખાંડતી વખતે ( तस्य पुनः प्रयोगात् ) તેનો ફરીથી પ્રયોગ થતો હોવાથી ( तद्गुणत्वात् ) તે પ્રયોગ મંત્ર ગુણભૂત હોવાથી ( पुनः प्रयोगः स्यात् ) મંત્રનો ફરીથી પ્રયોગ થાય છે. ( तदर्थेन विधानात् ) અતિદેશ શાસ્ત્ર તેને માટે વિધાન કરતું હોવાથી.

ભાવાર્થ :—જ્યાં દ્રવ્યોનો ભેદ હોય અર્થાત્ જુદાં જુદાં દ્રવ્ય ખાંડવાનાં હોય ત્યાં જ્યારે જ્યારે દ્રવ્ય બદલાય ત્યારે ત્યારે મંત્ર બોલવો જોઈએ અર્થાત જુદાં જુદાં દ્રવ્યોના સ્થળે મંત્રની આવૃત્તિ હોય છે. ॥ ૪૪ ॥

## દર્શપૂર્ણમાસમાં પ્રતિનિર્વપણાદિમાં મંત્રની આવૃત્તિ છે. એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ. **निर्वपणलवनास्तरणाज्यग्रहणेषु चैकद्रव्यवत् प्रयोजनैकत्वात् ॥ ४५ ॥**

પદાર્થ :—( च ) અને ( निर्वपणलवनास्तरणाज्यग्रहणेषु ) નિર્વપણ, લવન, આસ્તરણ અને આજ્ય ગ્રહણમાં ( एकद्रव्यत्वात् ) એક દ્રવ્ય પેઠે ( प्रयोजनैकत्वात् ) એક પ્રયોજન હોવાથી મંત્રનો એક જ વખત પાઠ કરવો.

ભાવાર્થ :—નિર્વપણ, લવન, આસ્તરણ અને આજ્ય ગ્રહણમાં અવધાત પેઠે એક જ પ્રયોજન હોવાથી એક જ વાર મંત્ર બોલવો જોઇએ. चतुरो मुष्टीन् निर्वपति આ ઠેકાણે देवस्य त्वा ઇત્યાદિ મંત્ર બોલવો. अयुजो मुष्टीन् लुनाति આ ઠેકાણે 'बर्हिर्देवसदनं दामि' એ મંત્ર બોલવો. त्रिधा तु पञ्चधा तु वेदीं स्तृणाति આ ઠેકાણે ऊर्णम्रदसं त्वा ઇત્યાદિ મંત્ર બોલવો. चतुर्जुह्वां गृह्णाति ( જુહૂમાં ચાર વખત ઘી લેવું. ) આ ઠેકાણે शुक्रं त्वा ઇત્યાદિ મંત્ર બોલવો. નિર્વાપ આદિ એક એક પ્રયોજન હોવાથી એક જ મંત્ર બોલવો એટલે કે પ્રતિ ક્રિયામાં મંત્રની આવૃત્તિ કરવી નહિ. ચાર વખત મુઠી ભરી નિર્વાપ કરવાનો હોય ત્યાં ચાર વખત મંત્ર ન બોલતાં એક વખત જ મંત્ર બોલવો. ઇત્યાદિ. ॥ ૪૫ ॥

સિદ્ધાંત સૂત્ર. **द्रव्यान्तरवद्वा स्यात् संस्कारात् ॥ ४६ ॥**

પદાર્થ :—( वा ) અથવા ( द्रव्यान्तरवत् ) જુદાં જુદાં બીજના અવહનન પેઠે ( संस्कारात् ) સંસ્કાર્ય દ્રવ્યમાં ભેદ હોવાથી ( स्यात् ) મંત્રની આવૃત્તિ થાય છે.

ભાવાર્થ :—મંત્રથી સ્મરણ પૂર્વક નિર્વાપ ક્રિયાથી ભિન્ન ભિન્ન દ્રવ્યોનો સંસ્કાર હોવો જરૂરી હોવાથી દરેક ક્રિયા વખતે ઉક્ત સ્થળે મંત્રની આવૃત્તિ કરવી ઇષ્ટ છે. ॥ ૪૬ ॥

**'વેદિ પ્રોક્ષણમાં પ્રત્યાવૃત્તિ મંત્રની આવૃત્તિ થતી નથી.' એ અધિકરણનાં સૂત્રો.**

**પૂર્વપક્ષ. वेदिप्रोक्षणे मन्त्राभ्यासः कर्मणः पुनः प्रयोगात् ॥ ૪૭ ॥**

**પદાર્થ** :—( वेदिप्रोक्षणे ) વેદિના પ્રોક્ષણમાં ( मन्त्राभ्यासः ) મંત્રની આવૃત્તિ કરવી જોઇએ ( कर्मणः पुनः प्रयोगात् ) કર્મનો ફરીથી પ્રયોગ થતો હોવાથી.

**ભાવાર્થ** :—वेदिरसि ઇત્યાદિ મંત્રથી त्रिर्वेदीं प्रोक्षति ત્રણ વખત વેદી ઉપર પ્રોક્ષણ કરવું. આ ઠેકાણે ત્રણવાર પ્રોક્ષણ કરવાનું હોવાથી ત્રણવાર મંત્ર પણ બોલવો જોઇએ. प्रोक्षण क्रिया પ્રધાન છે અને મંત્ર એના પ્રત્યે અંગ છે. प्रतिप्रधानमङ्गावृत्तिः જ્યારે જ્યારે પ્રધાન કર્મ થાય ત્યારે તેનું અંગ પણ કરવું જ જોઇએ એવો નિયમ છે, એટલે કે મંત્રની આવૃત્તિ કરવી જોઇએ. ॥ ૪૭ ॥

**પૂર્વપક્ષ. एकस्य वा गुणविधिर्द्रव्यैकत्वात्तस्मात् सकृत्प्रयोगः ॥ ૪૮ ॥**

**પદાર્થ** :—( वा ) અથવા ( एकस्य गुणविधिः ) એક જ કર્મની ત્રણ વખત કરવારૂપ અભ્યાસની ગુણ વિધિ છે. ( तस्मात् ) માટે ( सकृत् प्रयोगः ) મંત્રનો એક જ વખત પ્રયોગ કરવો. ( द्रव्यैकत्वात् ) એક જ દ્રવ્ય હોવાથી.

**ભાવાર્થ** :—વેદિપ્રોક્ષણરૂપ ક્રિયા એક છે, ત્રણ વખત પ્રોક્ષણ કરવાથી ક્રિયા જુદી થતી નથી માટે એકજ વખત મંત્ર બોલવો ત્રણ વખત નહિ અર્થાત મંત્રની અનાવૃત્તિ છે. ॥ ૪૮ ॥

**કંડૂયન મંત્રનો એકજ વખત પ્રયોગ કરવા સંબંધી અધિકરણ**

**પૂર્વપક્ષ સૂત્ર. कण्डूयने प्रत्यङ्गं कर्मभेदः स्यात् ॥ ૪૯ ॥**

**પદાર્થ** :—( कण्डूयने ) અંગોના કંડૂયનમાં ( प्रत्यङ्गम् ) જે જે અંગમાં કંડૂયન કરવું હોય તે તે અંગના કંડૂયન વખતે ( कर्मभेदः स्यात् ) મંત્ર બોલવો જોઇએ. એટલે મંત્રની આવૃત્તિ કરવી જોઇએ.

**ભાવાર્થ** :—દીક્ષિત યજમાનને જ્યારે શરીરના કોઇપણ અવયવમાં કંડૂતિ ઉત્પન્ન થાય ત્યારે કૃષ્ણવિષાણાથી કંડૂતિ કરવી અને દરેક કંડૂતિ વખતે મંત્રનું પુનઃ પુનઃ ઉચ્ચારણ કરવું. એટલે કે મંત્રની આવૃત્તિ કરવી. ॥ ૪૯ ॥

**સિદ્ધાંત સૂત્ર. अपि वा चोदनैककालमैककर्म्यं स्यात् ॥ ૫૦ ॥**

**પદાર્થ** :—( अपि वा ) અથવા ( चोदनैककालम् ) વિધિકાલ એક હોવાથી ( ऐककर्म्यम् स्यात् ) એક કર્મજ હોય છે.

**ભાવાર્થ** :—કંડૂયન ( ખજવાળવું ) એ કોઇ શરીરના અવયવના સંસ્કારને માટે હોતું નથી અને તેને માટે કંડૂયનનું વિધાન પણ નથી. કંડૂયન તો રાગપ્રાપ્ત છે. તાત્કાલિક દુઃખની નિવૃત્તિને માટે છે. તેથી તાત્કાલિક દુઃખની નિવૃત્તિને ઉત્પન્ન કરનાર કંડૂયન વ્યક્તિઓ જુદી જુદી હોવા છતાં પ્રતિકંડૂયન મંત્રની આવૃત્તિ કરવી નહિ. અવહનનવત્ એક જ વખત

મંત્ર બોલી કંડૂયન જે જે અવયવોમાં કરવું હોય તે તે અવયવોમાં કરવું. એટલે કે કંડૂયન મંત્રનો એકજ વખત પ્રયોગ કરવો. ॥ ૫૦ ॥

## જ્યોતિષ્ટોમ કરતી વખતે સ્વપ્નાદિમાં મંત્રની અનાવૃત્તિ છે.

**स्वप्ननदीतरणाभिवर्षणामेध्यप्रतिमन्त्रणेषु चैवम ॥ ५१ ॥**

**પદાર્થ** :--(च) અને ( एवम् ) એ પ્રમાણે (स्वप्ननदीतरणाभिवर्षणामेध्यप्रतिमन्त्रणेषु) સ્વપ્ન, નદીતરણ, અભિવર્ષણ અને અમેધ્ય દર્શનમાં મંત્રની અનાવૃત્તિ છે.

**ભાવાર્થ** :—દીક્ષિત યજમાનને સ્વપ્ન આવ્યું હોય નદી તરવાના પ્રસંગમાં, અભિવૃષ્ટિમાં અને અપવિત્ર વસ્તુના દર્શનમાં જે જે મંત્ર બોલવાનો હોય તે એકજ વખત બોલવો. આ મંત્રો શાબરભાષ્ય આદિ આકર ગ્રંથમાં આપ્યા છે ત્યાં જોઇ લેવા. ॥ ૫૧ ॥

## દીક્ષિત યજમાનને પ્રયાણ કરતી વખતે મંત્રની અનાવૃત્તિ હોય છે.

**प्रयाणे त्वार्थनिर्वृत्तेः ॥ ५२ ॥**

પદાર્થ :--( प्रयाणे ) પ્રયાણ વખતે ( तु ) તો ( आर्थनिर्वृत्तेः ) હેતુ નિર્વૃત્તિ હોવાથી.

ભાવાર્થ :--દીક્ષિત યજમાન કોઇ ઠેકાણે પ્રસ્થાન કરે તો જ્યાં જ્યાં વિશ્રાંતિ લઇ અને ફરીથી પ્રયાણ કરે ત્યાં ત્યાં વારંવાર મંત્ર બોલવો નહિ પ્રયાણની શરૂઆતમાં એક જ વખત મંત્ર બોલવો. પ્રયાણનું ફળ મળે એને ઉદ્દેશીને મંત્ર બોલવામાં આવે છે. આ ફળ એક જ છે માટે એક વખત મંત્ર બોલવો. પ્રયાણનો મંત્ર भद्रादभिश्रेय: प्रेहि છે. આ મંત્રનો એક જ વખત પ્રયોગ કરવો ॥ ૫૨ ॥

## 'ઉપરવ મંત્રની આવૃત્તિ કરવાની હોય છે.

પૂર્વપક્ષ. **उपरवमन्त्रस्तन्त्रं स्याल्लोकवच्च बहुवचनात् ॥ ५३ ॥**

**પદાર્થ** :--( उपरवमन्त्र: ) ઉપરવ મંત્ર ( तन्त्रम् ) તંત્ર તરીકે ( स्यात् ) હોય છે. ( च ) અને ( लोकवत् ) લૌકિક વ્યવહાર પેઠે ( बहुवचनात् ) બહુ વચનનો પ્રયોગ હોવાથી.

ભાવાર્થ :—ઉપરવ એટલે સોમ રસ કાઢવા માટે જમીનમાં જે ખાડા ખોદવામાં આવે છે તે ' सन्ति ज्योतिष्टोमे पीठपादचतुष्टयाकारा बाहुमात्राखाता उपरवनामकाश्चत्वारो गर्ता: ' આ પ્રમાણે સાયણાચાર્યે ન્યાયમાલા વિસ્તારમાં ઉપરવનો અર્થ આપ્યો છે. આવા ખાડા ચાર કરવાના હોય છે અને તે એક હાથ ઉંડા કરવાના હોય છે. આ ઉપરવ અર્થાત્ ગર્તા ખોદતી વખતે रक्षहणो वलगहनो वैष्णवान् खनामि આ મંત્ર બોલવાનો હોય છે. હરેક ગર્તા ખોદતી વખતે આ મંત્રની આવૃત્તિ કરવી નહિ પણ એક જ વખત મંત્ર બોલી ચારેય ઉપરવ ખોદવા. અર્થાત મંત્રની આવૃત્તિ કરવી નહિ. આવૃત્તિ ન કરવી એનું નામજ તંત્ર છે. ॥ ૫૩ ॥

સિદ્ધાંત સૂત્ર. **न संनिपातितत्वादसंनिपातिकर्मणां विशेषाग्रहणे कालैकत्वात् सकृद्वचनम् ॥ ५४ ॥**

**પદાર્થ** :—( न ) નહિ ( सन्निपातित्वात् ) ઉપરવનો મંત્ર અનુષ્ઠેય ક્રિયાના સ્મરણનો જનક હોવાથી ( असन्निपातिकर्मणाम् विशेषाग्रहणे ) જે મંત્રો અર્થ સ્મરણ દ્વારા અદૃષ્ટ

જનક નથી હોતા પણ માત્ર અદૃષ્ટ જનક જ હોય છે તેમાં કોઇ વિશેષનું ગ્રહણ થતું ન હોવાથી ( सकृद्वचनम् ) તંત્ર ભલે હોય ( कालैकत्वात् ) કાળની એકતા પણ એટલા માટે જ હોય છે.

ભાવાર્થ :--કેટલાક મંત્રો અર્થનું સ્મરણ કરાવી અદૃષ્ટ જનક હોય છે અને કેટલાક માત્ર અદૃષ્ટ જનક જ હોય છે. જે મંત્રો અર્થનું સ્મરણ કરાવી અદૃષ્ટ જનક હોય છે તેની આવૃત્તિ કરવી જોઇએ. કેવળ અદૃષ્ટ જનક હોય તેની આવૃત્તિ ન કરવી જોઇએ. પ્રકૃતમાં દરેક ઉપરવના ખનનમાં રક્ષોહણ મંત્રથી સ્મરણ કરવાનું હોય છે यावदेव मन्त्रजनितं ज्ञानं तावदेव तत्क्रियाकरणम् । આ પ્રમાણે સુબોધિની સૂત્રવૃતિમાં ઉલ્લેખ છે. માટે ઉપરવ ખોદતી વખતે મંત્રની આવૃત્તિ કરવી જોઇએ. એટલે કે ઉપરવ મંત્રની આવૃત્તિ છે. ॥ ૫૪ ॥

## હવિષ્કૃત્ આદિ મંત્રોની આવૃત્તિ છે એ અધિકરણનાં સૂત્રો.

**हविष्कृदध्रिगुपुरोनुवाक्यामनोतस्यावृत्तिः कालभेदात् ॥ ५५ ॥**

પદાર્થ :—( हविष्कृदध्रिगुपुरोनुवाक्यामनोतस्य आवृत्तिः ) હવિષ્કૃત્, અધ્રિગુ, પુરોવાકયા અને મનોતા મંત્રોની પણ આવૃત્તિ થાય છે ( कालभेदात् ) કાળના ભેદને લીધે.

ભાવાર્થ :—हविष्कृदेहि એ હવિષ્કૃત્ મંત્ર दैव्याः शमितारः એ અધ્રિગુ પ્રૈષમંત્ર अग्ने नय सुपथा ઇત્યાદિ પુરોનુવાકયા મંત્ર અને त्वं ह्यग्ने मनोता એ મનોતા મંત્ર કહેવાય છે. એ ચારેય મંત્રોની કાળના ભેદને લીધે પ્રતિકર્મ આવૃત્તિ થાય છે. ॥ ૫૫ ॥

**अध्रिगोश्च विपर्यासात् ॥ ५६ ॥**

પદાર્થ :--( च ) અને ( अध्रिगोः ) અધ્રિગુ મંત્રોની તો ( विपर्यासात् ) વિહિત ક્રમના લોપથી પણ આવૃત્તિ થાય છે.

ભાવાર્થ :—અધ્રિગુ મંત્રની આવૃત્તિમાં વિહિત ક્રમનો લોપ થવો એ પણ કારણ છે. આનો વિશેષભાવ ભાષ્યમાંથી જોઇ લેવો. ॥ ૫૬ ॥

**करिष्यद्वचनात् ॥ ५७ ॥**

પદાર્થ :—( करिष्यद्वचनात् ) કરિષ્યદ્ વચનથી પણ આવૃત્તિ સિદ્ધ થાય છે.

ભાવાર્થ :—आरभध्वम्, उपनयत આવું વચન કર્મ કરનાર પ્રત્યે કહેવામાં આવે છે. આનાથી પણ અધ્રિગુ મંત્રની આવૃત્તિ સિદ્ધ થાય છે. या चेयमध्रिगोर्विभक्तिः ઇત્યાદિ ભાષ્ય વિશેષ જિજ્ઞાસા ધરાવનારે જોવું. ॥ ૫૭ ॥

**इति गुर्जरभाषायां जैमिनीयमीमांसाभाष्ये एकादशाध्यायस्य चतुर्थः पादः**



## अथ द्वादशाध्यायस्य प्रथमः पादः

### 'અગ્નીષોમીય અને પ્રયાજ આદિથી પુરોડાશનો ઉપકાર થાય છે.' એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ. तन्त्रिसमवाये चोदनातः समानानामेकतन्त्रमतुल्येषु तु भेदो विधिक्रमतादर्थ्यात् तादर्थ्यं श्रुतिकालनिर्देशात् ॥ १ ॥

પદાર્થ :—(तन्त्रिसमवाये) પ્રધાનોના સમવાયમાં (चोदनातः) વિધિ વાકયથી (समानानाम्) સરખાના અર્થાત્ એકવિધિથી વિહિતોનો (एकतन्त्रम्) એક પ્રયોગ હોય છે. (अतुल्येषु तु भेदः) ભિન્નવિધિ બોધિત કર્મોમાં ભેદ હોય છે. (विधिक्रमतादर्थ्यात) અંગોના અનુષ્ઠાનનો ક્રમ તેને માટે હોય છે. (तादर्थ्यम्) તાદર્થ્ય (श्रुतिकालनिर्देशात्) પ્રયોગારંભ કાલના ભેદનો નિર્દેશ હોવાથી.

ભાવાર્થ :—પ્રધાન કર્મોનો જ્યાં સમવાય હોય ત્યાં વિધિવાકયથી સરખા એટલે એક વિધિથી વિહિત અંગોનો એક પ્રયોગ હોય છે. ભિન્નભિન્ન વિધિવાકયથી બોધિત કર્મોમાં ભેદ હોય છે. એવે ઠેકાણે અંગોના અનુષ્ઠાન ક્રમ આવૃત્તિથી જ થાય છે. પ્રયોગકાળના આરંભનો પણ ભેદ હોય છે. આનાં ઉદાહરણો શાબરભાષ્ય આદિ આકર ગ્રંથમાં જોઇ લેવાં ॥ ૧ ॥

गुणकालविकाराच्च तन्त्रभेदः स्यात् ॥ २ ॥

પદાર્થ :—(च) અને (गुणकालविकारात्) ગુણ અને કાળના ભેદથી (तन्त्रभेदः स्यात्) તંત્રમાં ભેદ આવે છે.

ભાવાર્થ :—જો ગુણમાં અને કાળમાં ભેદ હોય તો તંત્રમાં ભેદ આવે છે અર્થાત્ સમાનતાથી કાર્ય કરી શકાતું નથી. ॥ ૨ ॥

સિદ્ધાંત સૂત્ર. तन्त्रमध्ये विधानाद्वा मुख्यतन्त्रेण सिद्धः स्यात् तन्त्रार्थस्याविशिष्टत्वात् ॥ ३ ॥

પદાર્થ :—(वा) અથવા (तन्त्रमध्ये विधानात्) એક તંત્રમાં વિધાન હોવાથી (मुख्यतन्त्रेण सिद्धः स्यात्) મુખ્ય તંત્રથી સિદ્ધ થાય છે (तन्त्रार्थस्य अविशिष्टत्वात्) અંગ કૃત જે અર્થ હોય છે તે ઉપકાર વિશિષ્ટ હોય છે.

ભાવાર્થ :—મુખ્ય તંત્રથી અર્થાત્ મુખ્ય પ્રયોગથી પુરોડાશ આદિ ઉપર ઉપકાર થાય છે. કારણ તંત્રોમાં જ પુરોડાશ આદિનું વિધાન છે અને તંત્રના જે અંગો હોય છે તે પણ ઉપકાર વિશિષ્ટ અર્થાત્ પ્રધાન કર્મ ઉપર ઉપકાર કરનારાં હોય છે. ॥ ૩ ॥

विकाराच्च न भेदः स्यादर्थस्याविकृतत्वात् ॥ ४ ॥

પદાર્થ :—(च) અને (विकारात् न भेदः स्यात्) એકાદશત્વ અને પૃષદાજ્ય રૂપ ગુણ વિકારથી ભેદ થતો નથી. અર્થાત્ પ્રયોગમાં ભેદ પડતો નથી. (अर्थस्य अविकृतत्वात्) અંગ-જનિત ઉપકાર અવિકૃત હોવાથી.

**ભાવાર્થ** :—વિકારથી એટલે કે એકાદશત્વ અને પૃષદાજ્યરૂપ ગુણ વિકારથી મુખ્ય પ્રયોગમાં ભેદ આવતો નથી અર્થાત્ પ્રયાજાદિની આવૃત્તિ થતી નથી. કારણ કે અંગ જનિત જે ઉપકાર હોય છે તેનો અતિદેશ કરવાથી ફલાંશ કશો વિકાર થતો નથી. ॥ ૪ ॥

**एकेषां चाशक्यत्वात् ॥ ५ ॥**

પદાર્થ :—( च ) અને ( एकेषाम् ) કેટલાક અંગોનું ( अशक्यत्वात् ) ભેદથી અનુષ્ઠાન શકય પણ હેતું નથી.

ભાવાર્થ :—જ્યાં દેશ અને કાળના નિયમમાં ભંગ થતો હોય ત્યાં અંગોનું ભેદથી અનુષ્ઠાન પણ થઈ શકતું નથી. ॥ ૫ ॥

**एकाग्निवच्च दर्शनम् ॥ ६ ॥**

**પદાર્થ** :—( च ) અને ( एकाग्निवत् ) એક અગ્નિ પેઠે ( दर्शनम् ) પ્રત્યક્ષશ્રુતિ-દર્શન છે.

ભાવાર્થ :—દ્રવ્યાદિ સામગ્રી અને પુરોડાશ વગેરે એકજ અગ્નિમાં હોમાય છે તેને માટે ભિન્ન ભિન્ન અગ્નિ હોતા નથી. मध्ये अग्नेराज्याहुतीर्जुहोति पुरोडाशाहुतीश्च આ વાકયથી એકજ અગ્નિમાં હોમવું એવું દર્શન અર્થાત્ જ્ઞાન થાય છે. ॥ ૬ ॥

## પુરોડાશમાં આજ્યભાગોની કર્તવ્યતાનું અધિકરણ.

**जैमिनेः परतन्त्रापत्तेः स्वतन्त्रप्रतिषेधः स्यात् ॥ ७ ॥**

પદાર્થ :—( जैमिनेः ) જૈમિનિ આચાર્યના મતમાં આજ્યભાગ કર્તવ્ય છે ( परतन्त्रापत्तेः ) પરતંત્રની પ્રાપ્તિ હોવાથી ( स्वतन्त्रप्रतिषेधः स्यात् ) પોતાના તંત્રનો પ્રતિષેધ થાય છે.

ભાવાર્થ :—પાશુક તંત્ર પરનું તંત્ર છે તેનાથી આજ્યભાગની પ્રાપ્તિ થાય છે. પુરોડાશ તંત્ર એ સ્વતંત્ર અર્થાત્ પોતાનું તંત્ર છે તેમાં પ્રયોગવિધિનો પ્રતિષેધ છે. આજ્ય ભાગાદિ વિષયમાં પરની પ્રાપ્તિ નથી માટે તેનો બાધ થતો નથી. શાબરભાષ્ય જુઓ. यथा देवदत्ते यज्ञदत्तयानमारूढे देवदत्तयानं निवर्तते न वस्त्रालङ्कारः જેમ દેવદત્ત યજ્ઞદત્તના યાન ઉપર બેઠા પછી દેવદત્તનું જે પોતાનું યાન હોય તે પાછું ફરી જાય છે, પણ દેવદત્તનાં વસ્ત્ર અલંકાર વગેરે પાછાં ફરતાં નથી કારણ કે તેમાં પર તંત્રની પ્રાપ્તિ નથી. તેજ પ્રમાણે આજ્ય ભાગ કરવામાં કોઈપણ પાશુક અંગની પ્રાપ્તિ થતી નથી, માટે તેનો પ્રતિષેધ થતો નથી. ॥ ૭ ॥

## સોમમાં દાર્શિક વેદિનું કરણ નથી એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ સૂત્ર. **नानार्थत्वात्सोमे दर्शपूर्णमासप्रकृतीनां वेदिकर्म स्यात् ॥ ८ ॥**

**પદાર્થ** :—( सोमे ) સોમ યાગમાં ( दर्शपूर्णमासप्रकृतीनाम् ) દર્શપૂર્ણમાસ જેની પ્રકૃતિ છે તેને માટે ( वेदिकर्म स्यात् ) અલગ વેદિ બનાવવી જોઈએ ( नानार्थत्वात् ) ભિન્ન ફળ હોવાથી.

ભાવાર્થ :—ભિન્ન ફળ હોવાથી સૌમિક વેદિ કરતાં જુદી વેદિ બનાવવી જોઇએ. સૌમિકી વેદિ અવદાન ગ્રહણ આદિ પ્રચાર માટે હોય છે. અને દાર્શપૌર્ણમાસિકી વેદિ હવિષોના આસાદન માટે હોય છે. તેથી અલગ વેદિ કરવી જોઇએ. ॥ ૮ ॥

સિદ્ધાંત સૂત્ર. अकर्म वा कृतदूषा स्यात् ॥ ९ ॥

પદાર્થ :—( वा ) અથવા ( अकर्म ) અલગ વેદિ કરવી નહિ. ( कृतदूषा स्यात् ) જે અલગ વેદિ કરવામાં આવે તો તે સૌમિકી વેદિની દૂષણરૂપ થશે.

ભાવાર્થ :—સૌમિકી વેદિ હવિર્ધારણને માટે પણ સમર્થ છે અને પ્રચારને માટે પણ સમર્થ છે, માટે હવિષોના ધારણ માટે જુદી વેદિ બનાવવી એ સૌમિકી વેદિના દૂષણ રૂપ છે તેથી જુદી વેદિ ન બનાવવી. ॥ ૯ ॥

## સોમમાં દાર્શિક સ્રુવ આદિ પાત્રોથી સાવન પુરોડાશાદિનો હોમ કરવા સંબંધી અધિકરણ.

પૂર્વપક્ષ. पात्रेषु च प्रसङ्गः स्याद्धोमार्थत्वात् ॥ १० ॥

પદાર્થ :—( च ) અને पात्रेषु ) હોમ સાધન પાત્રોમાં ( प्रसङ्गः स्यात् ) ગ્રહચમસોથી જ હોમની સિદ્ધિ થાય છે. ( होमार्थत्वात् ) હોમને માટે જ હોવાથી.

ભાવાર્થ :—જ્યોતિષ્ટોમમાં ગ્રહચમસ પાત્રોથી જ હોમની સિદ્ધિ થાય છે. દર્શપૂર્ણમાસનાં જુહૂ ઉપભૃત્ વગેરે પાત્રોની હોમને માટે જરૂર નથી. ॥ ૧૦ ॥

સિદ્ધાંત સૂત્ર. न्याय्यानि वा प्रयुक्तत्वादप्रयुक्ते प्रसङ्गः स्यात् ॥ ११ ॥

પદાર્થ :—( वा ) અથવા ( न्याय्यानि ) દર્શપૂર્ણમાસનાં પાત્રો જ્યોતિષ્ટોમમાં હોવાં ન્યાય્ય છે ( प्रयुक्तत्वात् ) કારણ કે તે પાત્રોનો પરિગ્રહ થયેલો હોય છે. ( अप्रयुक्ते प्रसङ्गः स्यात् ) નહીં તો અપરિગ્રહમાં પ્રસંગ થશે.

ભાવાર્થ :—પ્રાકૃત જુહૂ આદિ પાત્રો સંનિહિત હોવાથી અન્ય પાત્રોનો પ્રસંગ હોવો યોગ્ય નથી. દર્શ પૂર્ણમાસ યાગ પ્રકૃતિ હોય છે. માટે તેનાં પાત્રોથી જ હોમ કરવો. લોક વ્યવહારમાં પણ કોઈને કયાંય જવું હોય અને પોતાનું વાહન તૈયાર હોય તો તે બીજાના વાહનની રાહ જોતો નથી. આ હેતુથી પ્રાકૃત જુહૂ આદિ પાત્રો હોવાં ન્યાય્ય છે. ॥ ૧૧ ॥

## શામિત્રમાં પુરોડાશશ્રપણના અભાવનું અધિકરણ.

शामित्रे च पशुपुरोडाशो न स्यादितरस्य प्रयुक्तत्वात् ॥ १२ ॥

પદાર્થ :—( च ) અને ( शामित्रे पशुपुरोडाशो न स्यात् ) શામિત્ર અગ્નિમાં પુરોડાશનું શ્રપણ કરવું નહિ. અને તે પશુનું બ્રાહ્મણાદિને દાન પણ આપવું નહિ. ( इतरस्य प्रयुक्तत्वात् ) ગાર્હપત્ય અગ્નિ તેની પહેલાં તૈયાર હોવાથી.

ભાવાર્થ :--પુરોડાશનું શ્રપણ શામિત્ર નામક અગ્નિમાં કરવું નહિ, પણ ગાર્હપત્ય અગ્નિમાં પુરોડાશનું શ્રપણ કરવું. ॥ ૧૨ ॥

## કૌંડપાયીઓના અયનમાં અગ્નિહોત્ર દ્રવ્યનું પ્રાજહિતમાં શ્રપણ કરવું. એ સબંધી અધિકરણ.

**श्रपणं चाग्निहोत्रस्य शालामुखीये न स्यात् प्राजहितस्य विद्यमानत्वात् ॥ १३ ॥**

પદાર્થ :—( च ) અને ( अग्निहोत्रस्य शालामुखीये श्रपणं न स्यात् ) અગ્નિહોત્ર હવિષ્નું શ્રપણ શાલામુખીય અગ્નિમાં કરવું નહિ. ( प्राजहितस्य विद्यमानत्वात् ) પ્રાજહિત અર્થાત્ ગાર્હપત્ય અગ્નિ વિદ્યમાન હોવાથી.

ભાવાર્થ :—કુંડપાયીઓના અયનમાં અગ્નિહોત્રના હવિષ્નું શ્રપણ શાલામુખીય અગ્નિમાં કરવું નહિ પણ ગાર્હપત્ય અગ્નિમાં કરવું. આ સૂત્રમાં પ્રાજહિત શબ્દ ગાર્હપત્ય અગ્નિ માટે વપરાયો છે. प्राजहित इति गार्हपत्यस्य पूर्वाचार्यसंज्ञा ગાર્હપત્યને પૂર્વના આચાર્યો ' પ્રાજહિત ' એવું નામ આપતા હતા. ॥ ૧૩ ॥

## હવિર્ધાન શકટભિન્ન શકટમાં ઔષધ દ્રવ્યવાળા પુરોડાશનો નિર્વાપ થાય છે એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ સૂત્ર. **हविर्धाने निर्वपणार्थं साधयेतां प्रयुक्तत्वात् ॥ १४ ॥**

પદાર્થ :—( हविर्धाने ) સોમના આધારભૂત શકટો ( निर्वापार्थम् ) નિર્વાપને માટે ( साधयेताम् ) ઉત્પન્ન કરે ( प्रयुक्तत्वात् ) પ્રયુક્ત હોવાથી.

ભાવાર્થ :— હવિર્ધાન નામક શકટ નિર્વાપને માટે સિદ્ધ છે એટલે નિર્વાપને માટે બીજું શકટ મેળવવાની જરૂર નથી. अन्यस्य उपादाने केवलमनर्थको व्यापारः બીજા શકટ મેળવવામાં નકામો પ્રયત્ન છે. જે શકટમાં ઔષધગુણવાળાં આષ્ટિક કર્મો કરવામાં આવે છે તેમાં જ નિર્વાપ પણ કરવો. ॥ ૧૪ ॥

સિદ્ધાંત સૂત્ર. **असिद्धिर्वाऽन्यदेशत्वात्प्रधानवैगुण्यादवैगुण्ये प्रसङ्गः स्यात् ॥ १५ ॥**

પદાર્થ :--( वा ) અથવા ( असिद्धिः ) હવિર્ધાન નામક બે શકટોમાં નિર્વાપ સાધનની અસિદ્ધિ છે. ( अन्यदेशत्वात् ) ભિન્ન સ્થાન હોવાથી ( प्रधानवैगुण्यात् ) પ્રધાનમાં વૈગુણ્ય આવતું હોવાથી ( अवैगुण्ये प्रसङ्गः स्यात् ) અવૈગુણ્યમાં પ્રસંગ થવો જોઇએ.

ભાવાર્થ :—બે હવિર્ધાન શકટો જે હોય છે તેમાં નિર્વાપની સિદ્ધિ થઇ શકે નહિ. કારણ કે એ બે શકટો હવિર્ધાનના મંડળમાં હોય છે. તેને ગાર્હપત્યના પાછળના ભાગમાં લઇ જઇ નિર્વાપ કરવાથી પ્રધાન જે સોમયાગ છે તેમાં વૈગુણ્ય ઉત્પન્ન થાય છે. અતઃ વૈગુણ્ય ન આવે તેને ખાતર અન્ય શકટનું ઉપાદાન કરવું જોઇએ. ॥ ૧૫ ॥

अनसां च दर्शनात् ॥ १६ ॥

**પદાર્થ** :—( च ) અને ( अनसां दर्शनात् ) બહુ શકટો હોવાનું સૂચન થાય છે.

**ભાવાર્થ** :—अनांसि प्रवर्तयन्ति અહીં અનસ્ બહુવચનમાં પ્રયુક્ત થયું છે તેથી બે કરતાં વધારે શકટો હોવાં જોઇએ એવું અનુમાન થાય છે. સોમના આધારભૂત શકટને તો દ્વિવચન છે તેથી બહુ શકટોની પ્રતીતિ ન થાય, પણ ઉક્ત વાકયથી બહુ શકટોની પ્રતીતિ થાય છે. આથી સિદ્ધ થાય છે કે હવિર્ધાન શકટ કરતાં બીજા શકટમાં નિર્વાપ કરવો. ॥ ૧૬ ॥

## પ્રાયણીય આદિમાં દીક્ષાજાગરણના અભાવનું અધિકરણ

तद्युक्तं च कालभेदात् ॥ १७ ॥

**પદાર્થ** :—( च ) અને ( तत् ) પૃથક્ જાગરણ ( युक्तम् ) યોગ્ય છે. ( कालभेदात् ) કાળભેદ હોવાથી.

**ભાવાર્થ** :—દીક્ષાને દિવસે રાત્રિએ જાગરણ કરવું એવું શ્રવણ છે. તેમજ દર્શ અને પૂર્ણમાસમાં ઔપવસ્થ્ય દિવસે રાત્રિ જાગરણનું શ્રવણ છે. પ્રાયણીયાદિમાં તે અતિદિષ્ટ છે તેની દીક્ષાજાગરણ સાથે પ્રસંગસિદ્ધિ થાય છે. આ પૂર્વપક્ષના સંબંધમાં ઉત્તર એ છે કે દીક્ષા જાગરણથી જુદું જાગરણ પ્રાયણીયાદિમાં કરવું કારણ કે બંનેનાં સમયમાં ભેદ છે. ॥ ૧૭ ॥

## વિહારના ભેદમાં મંત્રનો ભેદ છે એ અધિકરણનું સૂત્ર.

मन्त्राश्च सन्निपातित्वात् ॥ १८ ॥

**પદાર્થ** :—( च ) અને ( मन्त्राः ) મંત્રો ( सन्निपातित्वात् ) સમીપમાં ઉપકારક હોવાથી.

**ભાવાર્થ** :—વરુણ પ્રઘાસમાં મારુતી પ્રચારાર્થ પ્રતિ પ્રસ્થાતા અને અધ્વર્યુએ મંત્રો બોલવાના હોય છે. આ મંત્રોમાં તંત્ર છે કે આવૃત્તિ અર્થાત્ એક જ ઋત્વિજ બન્ને મંત્રો બોલે. આ પૂર્વપક્ષમાં સમાધાન એ છે કે બન્ને ઋત્વિજોએ પોતપોતાનો મંત્ર બોલવો જોઇએ. મંત્રને અંતે गृह्णामि આવું ઉત્તમ પુરુષનું ક્રિયાપદ હોય છે તે એમ સૂચવે છે કે જે મંત્રને બોલે તેને ઉપકારક એ મંત્ર થઇ શકતો નથી આ કારણથી બંનેએ મંત્રો બોલવા અર્થાત્ તંત્ર નથી પણ ભેદ છે. ॥ ૧૮ ॥

## દીક્ષણીય આદિમાં અગ્ન્યન્વાધાનનો અભાવ છે. એ અધિકરણનું સૂત્ર.

धारणार्थत्वात्सोमेऽग्न्यन्वाधानं न विद्यते ॥ १९ ॥

**પદાર્થ** :—( सोमे ) સોમ સંબંધી દીક્ષણીય આદિમાં ( धारणार्थत्वात् ) સમાપ્તિ પર્યન્ત ધારણ માટે હોવાથી ( अग्न्याधानं न विद्यते ) અગ્ન્યાધાન હોતું નથી.

**ભાવાર્થ** :—અગ્નિના ધારણ કરવા માટે અગ્ન્યાધાન હોય છે. અને તે ધારણ દીક્ષણીયાદિ કરતાં પ્રાચીન સૌમિક અન્વાધાનથી સિદ્ધ છે માટે દીક્ષણીય આદિમાં અગ્ન્યાધાન કરવાનું રહેતું નથી. न च घृतस्य धारणकार्यमस्ति ॥ १९ ॥

### દીક્ષણીય આદિમાં વ્રતોપાયનનો અભાવ છે.

**तथा व्रतमुपेतत्वात् ॥ २० ॥**

પદાર્થ :—( तथा ) તે પ્રમાણે ( व्रतम् ) વ્રત પ્રાપ્ત કરવાનું હોતું નથી ( उपेतत्वात् ) વ્રત લીધેલું હોવાથી.

ભાવાર્થ :—સત્યવચન અને બ્રહ્મચર્યપાલનરૂપ સોમયાગને માટે પહેલાંથી જ લીધેલું હોય છે અને તે સોમયાગ પૂરો થાય ત્યાં સુધી પાળવાનું હોય છે માટે દર્શપોર્ણમાસિક વ્રત કે જે અતિદેશથી પ્રાપ્ત થાય છે તેનો અતિદેશ કરવો નહિ. કારણ વ્રત તો અતિદેશ પહેલાં જ પ્રાપ્ત કરેલું હોય છે. अग्ने व्रतपते ઇત્યાદિ મંત્રો વ્રત ગ્રહણને માટે હોય છે. ॥ ૨૦ ॥

**विप्रतिषेधाच्च ॥ २१ ॥**

પદાર્થ :—( च ) અને ( विप्रतिषेधात् ) વિપ્રતિષેધ એટલે બાધ આવતો હોવાથી.

ભાવાર્થ :—સૌમિક વ્રત તો પહેલાથીજ લીધેલું હોય છે અને એ વ્રત ચાલુ હોય છે. આવે વખતે व्रतं चरिष्यामि હું વ્રતનું આચરણ કરીશ આવી રીતે ભવિષ્યકાળ સાથે વ્રતનો સંબંધ બતાવવો એમાં ચોખો બાધ જણાય છે. જે માણસ સત્ય અને બ્રહ્મચર્ય પહેલેથી પાળતો હોય તે જો એમ કહે કે હું સત્ય બોલીશ અને બ્રહ્મચર્ય પાળીશ એટલે તે અત્યારે એ વ્રત નથી પાળતો એવી પ્રતીતિ થાય છે માટે આવો બાધ આવતો હોવાથી આતિદેશિક વ્રતનો અભાવ માનવો જોઇએ. ॥ ૨૧ ॥

**सत्यवदिति चेत् ॥ २२ ॥**

પદાર્થ :—( सत्यवत् ) તું સત્ય બોલ ( इति वत् ) એ પ્રમાણે માનવામાં બાધ નથી જો એવી શંકા કરવામાં આવે તો ? એનો ઉત્તર આગળના સૂત્રમાં છે.

ભાવાર્થ :—सत्यं वद આવી આજ્ઞા ધર્મશાસ્ત્રથી પ્રાપ્ત હોય જ છે છતાં દર્શપૂર્ણમાસ પ્રકરણમાં એ વ્રત ફરીથી લેવામાં આવે છે. તેની પેઠે આતિદેશિક વ્રતની પ્રાપ્તિ કરવામાં શો વાંધો છે ? આનો ઉત્તર આગળના સૂત્રમાં આપવામાં આવે છે. ॥ ૨૨ ॥

**न संयोगपृथक्त्वात् ॥ २३ ॥**

પદાર્થ :—( न ) નહિ ( संयोगपृथक्त्वात् ) ઉદ્દેશમાં ભેદ હોવાથી.

ભાવાર્થ :—દૃષ્ટાન્તમાં વૈષમ્ય દોષ છે. સ્મૃતિ જે સત્ય વચનનો ઉપદેશ આપે છે તે પુરુષને ઉદ્દેશીને અને અહીં ક્રતુને ઉદ્દેશીને સત્યનો ઉપદેશ હોય છે. અને તે ઉપદેશ રૂપ વ્રત સોમયાગ વખતે લેવાઇ ગયેલું હોવાથી આતિદેશિક વ્રત પ્રાપ્ત કરવાની જરૂર રહેતી નથી. ॥ ૨૩ ॥

### ઔપ્ટકોમાં અગ્ન્યન્વાધાનનું અનુષ્ઠાન નથી. એ અધિકરણનાં સૂત્રો.

**ग्रहार्थं च पूर्वमिष्टेस्तदर्थत्वात् ॥ २४ ॥**

પદાર્થ :—( च ) અને ( ग्रहार्थम् ) દેવતા પરિગ્રહને માટે પણ અગ્ન્યન્વાધાનની જરૂર નથી. ( इष्टेः पूर्वम् ) દીક્ષણીય ઇષ્ટિ ( तदर्थत्वात् ) તેને માટે હોવાથી.

**ભાવાર્થ** ;—સૌમિક અગ્ન્યન્વાધાન ધારગૃને માટે હોવાથી ચોદક પ્રાપ્ત અન્વાધાન રહો પણ દેવતા પરિગ્રહને માટે અન્વાધાન કેમ ન કરવું? એના ઉતરમાં આ સૂત્રમાં એ ખુલાસો છે કે દેવતા પરિગ્રહને માટે પણ અન્વાધાનની જરૂર નથી પ્રસંગથી તેની પણ સિદ્ધિ થઇ જાય છે. દીક્ષણીયા ઇષ્ટિ તેને માટે જ હોવાથી. એટલે કે દેવતા પરિગ્રહને માટે જ હોય છે. ॥ ૨૪ ॥

**પૂર્વપક્ષની શંકા.** **शेषवदिति चेत् ॥ २५ ॥**

**પદાર્થ** :—( शेषवत् इति चेत् ) અંગ દેવતાને માટે ઐષ્ટિક અન્વાધાન હોય છે જો એવી શંકા કરવામાં આવે તો? એનો ઉત્તર આગળના સૂત્રમાં છે.

ભાવાર્થ :—દીક્ષણીય ઇષ્ટિમાં જે અન્વાધાન કરવામાં આવે છે તે તો અંગભૂત ઐષ્ટિક દેવતાના પરિગ્રહને માટે છે. દીક્ષણીયેષ્ટિથી તો પ્રધાન દેવતાનો પરિગ્રહ કરવાનો હોય છે આમ ભિન્નાર્થક હોવાથી પ્રપંચ સિદ્ધિ થઇ શકતી નથી. આ શંકાનું સમધાન આગળના સૂત્રમાં છે. ॥ ૨૫ ॥

**न वैश्वदेवो हि ॥ २६ ॥**

**પદાર્થ** :—( न ) ઉક્ત શંકા બરાબર નથી ( हि ) કારણ કે ( वैश्वदेवः ) વિશ્વદેવ એ પદ સમગ્રદેવોને માટે પ્રયુક્ત હોવાથી પ્રધાન દેવતા પણ આવી જાય છે.

**ભાવાર્થ** :—પ્રધાનમાં વૈશ્વદેવનું ગ્રહણ છે. વૈશ્વદેવ એ તો સકલ દેવતાઓનું વાચક પદ છે એટલે विश्वदेवपदवाच्यं देवतात्वावच्छिन्नसामान्यं देवतात्वावच्छिन्नान्तःपातिना-मङ्गदेवतानामपि तद्ग्रहसम्बन्धात् प्रधानत्वमस्ति । વૈશ્વદેવમાં અંગભૂત દેવતાને પણ પ્રધાનત્વનો સંબંધ છે જ. ॥ ૨૬ ॥

**પૂર્વપક્ષ વાદીની શંકા.** **स्याद्वा व्यपदेशात ॥ २७ ॥**

પદાર્થ :—( वा ) અથવા ( स्यात् ) ઐષ્ટિક અન્વાધાન કરવું જોઇએ. ( व्यपदेशात ) ભેદથી નિર્દેશ થયો હોવાથી.

**ભાવાર્થ** :—ઐષ્ટિક અન્વાધાન કરવું જોઇએ કારણ કે વૈશ્વદેવનો ભેદથી નિર્દેશ છે જેમકે :—अग्निर्वसुभिः, सोमो रुद्रैः, इन्द्रो मरुद्भिः, वरुण आदित्यैः बृहस्पति र्विश्वदेवैः અહીં વસુ આદિ દેવો કરતાં વિશ્વદેવો જુદા બતાવવામાં આવ્યા છે. માટે विश्वदेवाः એ પદ અમુક દેવતાઓનું વાચક છે, સમગ્ર દેવતાઓનું નહિ. માટે અંગદેવતાઓ તે પદના વાચ્ય ન હોવાથી ઐષ્ટિક અન્વાધાન કરવું જોઈએ. ॥ ૨૭ ॥

**શંકાનું સમાધાન.** **न गुणार्थत्वात ॥ २८ ॥**

પદાર્થ :—( न ) નહિ ( गुणार्थत्वात् ) સ્તુતિને માટે હોવાથી.

**ભાવાર્થ** :—ઉપરના સ્થળમાં વિશ્વદેવોને એક ભિન્ન દેવગણ તરીકે બતાવવામાં આવ્યા છે એ તો માત્ર સ્તુતિ-પરક છે. સ્તુતિ આ પ્રમાણે ઉક્ત વાક્યમાંથી નીકળે છે.

अग्न्यादयो वरुणान्ता मरुदाद्येकदेशयुक्ताः, बृहस्पतिस्तु सकलदेवतायुक्तः અગ્ન્યાદિથી વરુણાન્ત દેવો મરુદાદિના એકદેશ જેવા છે પણ બૃહસ્પતિ તો સર્વદેવતાયુક્ત છે. આમ કહી બૃહસ્પતિની શ્રેષ્ઠતા બતાવી છે. માટે ઐષ્ટિક અન્વાધાન કરવાની જરૂર નથી. ॥ ૨૮ ॥

'ઐષ્ટિકમાં પત્નીના સંનહનનું અનુષ્ઠાન નથી' એ અધિકરણનું સૂત્ર.

संनहनं वृत्तत्वात् ॥ २९ ॥

પદાર્થ :—( संनहनम् ) પત્નીસંનહન કરવું નહિ કારણ કે ( वृत्तत्वात् ) થઇ ગયેલું હોવાથી.

ભાવાર્થ :—સોમના અંગભૂત ઐષ્ટિક કર્મોમાં પત્નીનું સંનહન કરવું નહિ, દીક્ષા વખતે સોમને માટે પત્ની સંનહન થઇ ગયેલું હોય છે. योक्त्रेण पत्नीं सन्नह्यति मेखलया दीक्षितम् । યોકત્ર ( જોતર ) થી પત્નીનું સંનહન કરવું અને મેખલાથી દીક્ષિત યજમાનનું સંનહન કરવું. આ સંનહન પહેરેલું વસ્ત્ર નીકળી ન જાય તેને માટે હોય છે. संनहनं च वाससो धारणार्थं सर्वार्थम् આ પ્રમાણે શાબર ભાષ્યમાં ઉલ્લેખ છે. ॥ ૨૯ ॥

ઐષ્ટિક કર્મમાં આરણ્ય ભોજનનો અભાવ છે. એ અધિકરણનું સૂત્ર.

अन्यविधानादारण्यभोजनं न स्यादुभयं हि वृत्यर्थम् ॥ ३० ॥

પદાર્થ :—( अन्यविधानात् ) અન્યનું વિધાન હોવાથી ( आरण्यभोजनं न स्यात् ) આરણ્ય-ભોજન કરવું નહિ ( हि ) કારણ કે ( उभयं वृत्यर्थम् ) બન્ને વૃત્તિને માટે હોય છે.

ભાવાર્થ :—દર્શપૂર્ણમાસમાં આરણ્ય ભોજનનું આમ્નાન છે. આરણ્ય એટલે ઇંદ્રિય. ઇન્દ્રિય તૃપ્તિને માટે જે ભોજન હોય તેનું નામ આરણ્ય ભોજન. આ ભોજનની પ્રાપ્તિ અતિદેશથી સોમના ઐષ્ટિક કર્મ જે પ્રાયણીય આદિ છે, તેમાં પણ પ્રાપ્ત થાય છે, છતાં અતિદેશ કરવાની જરૂર નથી કારણ કે સોમમાં ભોજન નો પ્રત્યક્ષ આમ્નાત છે. જેમકે पयोव्रतं ब्राह्मणस्य यवागू राजन्यस्याऽऽमिक्षा वैश्यस्य આ બન્ને ભોજન દૃષ્ટાર્થક છે અને તે વૃત્તિને માટે જ છે. અતિદિષ્ટ ભોજન કરતાં પ્રત્યક્ષ શ્રુત ભોજન પ્રબળ છે માટે આરણ્ય ભોજનનો અતિદેશ કરવો નહિ. પય આદિનું ભોજન કરવું ॥ ૩૦ ॥

'ઐષ્ટિકોમાં શેષભક્ષોનું અનુષ્ઠાન કરવું જોઇએ. એ અધિકરણનું સૂત્ર.

शेषभक्षास्तथेति चेन्नान्यार्थत्वात् ॥ ३१ ॥

પદાર્થ :—( शेषभक्षाः तथा इति चेत् न ) ઇડાભક્ષણ આદિની પણ તે જ રીતે નિવૃત્તિ માનવી જો એવી શંકા કરવામાં આવે તો તે બરાબર નથી. ( अन्यार्थत्वात् ) એ ભક્ષણનો ઉદ્દેશ જુદો હોય છે.

ભાવાર્થ :—શેષભક્ષણ તો સંસ્કારને માટે હોય છે વૃત્તિને માટે નહિ માટે શેષ ભક્ષણ તો કરવું જ જોઇએ. हविःशेषान् भक्षयति અહીં જે બીજી વિભક્તિ વાપરી છે તેનાથી સંસ્કાર સમજાય છે. માટે એ શેષભક્ષણ તો કરવું જ જોઇએ. ॥ ૩૧ ॥

## ઐષ્ટિકમાં અન્વાહાર્યદાનનો અભાવ છે. એ અધિકરણ.

**भृतत्वाच्च परिक्रयः ॥ ३२ ॥**

પદાર્થ :—( च ) અને ( परिक्रयः ) દર્શપૂર્ણમાસ પરિક્રયરૂપ અન્વાહાર્યની નિવૃત્તિ થાય છે ( भृतत्वात् ) જ્યોતિષ્ટોમની દક્ષિણાથી પરિક્રીત હોવાથી.

ભાવાર્થ :—જ્યોતિષ્ટોમની દક્ષિણા એ મુખ્ય દક્ષિણા છે. અને દર્શપૂર્ણમાસની દક્ષિણા એ તો અવાન્તર અંગ દક્ષિણા છે. આ અંગદક્ષિણાને અન્વાહાર્ય પરિક્રય કહેવામાં આવે છે. આ અંગદક્ષિણાની નિવૃત્તિ થાય છે અર્થાત્ એ દક્ષિણા ન આપવી કારણ ઋત્વિજો તો જ્યોતિષ્ટોમની મુખ્ય દક્ષિણાથી પરિક્રીત હોય છે. तस्य द्वादशशतं दक्षिणा મુખ્ય દક્ષિણા બારસો રૂપીઆની હોય છે. ॥ ૩૨ ॥

## ઐષ્ટિક કર્મોમાં શેષભક્ષ સંસ્કારાર્થ હોવાથી તે તો કર્તવ્ય જ છે. એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ–આશંકા સૂત્ર. **शेषभक्षास्तथेति चेत् ॥ ३३ ॥**

પદાર્થ :—( शेषभक्षाः तथा इति चेत् ) અન્વાહાર્યની પેઠે શેષભક્ષણની પણ નિવૃત્તિ શામાટે નહિ.

ભાવાર્થ :—જેમ અન્વાહાર્ય પરિક્રય નિવૃત્તિ માનવામાં આવે છે તેમ શેષભક્ષની પણ નિવૃત્તિ માનવી જોઇએ કારણ કે તે પણ પરિક્રયને માટે છે. ॥ ૩ ॥

શંકા સમાધાન. **न, कर्मसंयोगात् ॥ ३४ ॥**

પદાર્થ :—( न ) નહિ ( कर्मसंयोगात् ) કર્મવાચક દ્વિતીયા વિભક્તિનું શ્રવણ થતું હોવાથી.

ભાવાર્થ :—અન્વાહાર્ય પરિક્રયની પેઠે શેષભક્ષની નિવૃત્તિ થઇ શકે નહિ કારણ કે ભક્ષ તો સંસ્કાર કર્મને માટે છે. हविः शेषान् આ ઠેકાણે બીજી વિભક્તિનો પ્રયોગ સંસ્કાર કર્મને સૂચવે છે માટે તેની નિવૃત્તિ ન થવી જોઇએ. અન્વાહાર્ય પરિક્રય સંસ્કાર કર્મને માટે નથી માટે તેની નિવૃત્તિ થઇ શકે છે. ॥ ૩૪ ॥

## ઐષ્ટિક કર્મોમાં હોતાના વરણનો સદ્ભાવ છે. એ અધિકરણનાં સૂત્રો.

**प्रवृत्तवरणात्प्रतितन्त्रं वरणं होतुः क्रियते ॥ ३५ ॥**

પદાર્થ :—( प्रतितन्त्रम् ) હરેક ઇષ્ટિએ ( होतुः वरणं क्रियते ) હોતાનું વરણ કરવામાં આવે છે. ( प्रवृत्तवरणात् ) પ્રવૃત્તિ થયા પછી કર્મમાં વરણ કરવામાં આવતું હોવાથી.

ભાવાર્થ :—अग्निर्देवो दैव्यो होता देवान् यक्षत આ મંત્રથી જો ઐષ્ટિક વરણુ ઋત્વિજની અનુમતિના પ્રકાશન માટે હોય તો કર્મ શરૂ થયાં પહેલાં એ વરણુ થવું જોઈએ, પણ અહીં તો કર્મની પ્રવૃત્તિ થઇ ગયા પછી મધ્યમાં વરણુનું આમ્નાન છે. માટે એ અનુમતિ પ્રકાશન માટે નથી પણ અદૃષ્ટાર્થક છે. તે અદૃષ્ટાર્થક વરણુ સૌમિક વરણુથી સિદ્ધ થતું નથી માટે વરણુની આવૃત્તિ થવી જોઇએ. ॥ ૩૫ ॥

પૂર્વપક્ષનું શંકા સૂત્ર. ब्रह्मापीति चेत ॥ ३६ ॥

પદાર્થ :—( ब्रह्मा अपि इति चेत् ) બ્રહ્માનું વરણુ પણુ મધ્યમાં થવું જોઈએ. જો એવી શંકા કરવામાં આવે તો ? એનો ઉત્તર આગળના સૂત્રમાં છે.

ભાવાર્થ :—भूपते भुवनपत्ते ઇત્યાદિ મંત્રથી બ્રહ્માનામક ઋત્વિજ્નું વરણુ પણ કર્મની વચ્ચે થવું જોઇએ. અર્થાત હરેક ઇષ્ટિએ તેનું પણ વરણુ થવું જોઇએ. વરણુની આવૃત્તિ થવી જોઇએ. ॥ ૩૬ ॥

न पाग् नियमात् तदर्थं हि ॥ ३७ ॥

પદાર્થ :—( न ) નહિ ( पाग् ) પહેલાં ( नियमात् ) વરણુ થઇ ગયેલું હોવાથી ( हि ) કારણુ કે ( तदर्थम् ) બ્રહ્માની અનુમતિના જ્ઞાન માટે તે હોય છે.

ભાવાર્થ :—આ સૂત્ર હોતા અને બ્રહ્માના વરણુમાં વૈષમ્ય બતાવવા માટે છે. બ્રહ્માનું વરણુ બ્રહ્મકર્તૃક ક્રિયાની પહેલાં થયેલું હોવાથી વચ્ચે તેનું વરણુ કરવાની જરૂર નથી. અન્યકર્તૃક ક્રિયા ભલે પહેલાં શરૂ થઇ હોય પણ બ્રહ્મકર્તૃક કોઇપણ ક્રિયા તેના વરણુ પહેલાં શરૂ થઇ હોતી નથી, હોતા અને બ્રહ્માના વરણુમાં આટલું વૈષમ્ય છે. એટલે કે હોતાનું વરણુ ક્રિયા શરૂ થયા પછી આમ્નાત છે અને બ્રહ્માનું વરણુ ક્રિયા શરૂ થયાં પહેલાં હોય છે. ॥ ૩૭ ॥

निर्दिष्टस्येति चेत् ॥ ३८ ॥

પદાર્થ :—( निर्दिष्टस्य इति चेत् ) અમાવાસ્યાના પહેલે દિવસે वेदिं करोति આ વાક્યથી વિહિત પરિગ્રહની અનુજ્ઞા રૂપ જે અંગ છે તે પ્રથમ હોવાથી ઉપરના સૂત્રનો અર્થ અસિદ્ધ છે.

ભાવાર્થ :—બ્રહ્માના વરણુ પહેલાં પણુ બ્રહ્મકર્તૃક ક્રિયા શરૂ થયેલી હોય છે, જેમકે અમાવાસ્યાને પહેલે દિવસે વેદિ બનાવવાની અનુજ્ઞા બ્રહ્માએ આપેલી હોય છે આ અંગ કર્મ બ્રહ્માના વરણુ પહેલાં થયેલું હોવાથી ઉપરના સૂત્રનો જે અર્થ બતાવ્યો છે તે અસિદ્ધ છે અર્થાત્ હોતા અને બ્રહ્મા બન્ને પ્રવૃત્તવરણુ થાય છે. ॥ ૩૮ ॥

नाश्रुतत्वात् ॥ ३९ ॥

પદાર્થ :—( न ) નહિ ( अश्रुतत्वात ) પરિગ્રહ શ્રુત ન હોવાથી.

ભાવાર્થ :—ઉપરના સૂત્રમાં જે શંકા કરી છે તે બરાબર નથી, કારણુ કે અમાવાસ્યાને પહેલે દિવસે વેદિ બનાવવાનું કર્મ હોય છે પણ બ્રહ્માએ તેનો પરિગ્રહ કરવો એ તો

બ્રહ્માના વરણ પછીજ હોય છે. બ્રહ્માના વરણ પહેલાં વેદિપરિગ્રહ શ્રુત નથી. અર્થાત્ શાસ્ત્રવિહિત નથી. ॥ ૩૯ ॥

## होतुस्तथेति चेत् ॥ ४० ॥

પદાર્થ :—( होतुः तथा इति चेत् ) હોતાનું પણ તેમજ છે.

ભાવાર્થ :—હોતાના વરણ પહેલાં પણ કોઇપણ હોતૃકર્તૃક ક્રિયા નથી. ॥ ૪૦ ॥

## न कर्मसंयोगात् ॥ ४१ ॥

પદાર્થ :—( न ) નહિ, ( कर्मसंयोगात् ) કર્મની સાથે સંબંધ છે.

ભાવાર્થ :—હોતાના વરણ પહેલાં તો હોતૃકર્તૃક કર્મ છે. જેમકે अवृत्त सामिधेनीरन्वाह હોતા પોતે વૃત થયાં પહેલાં સામિધેની મંત્રો બોલે છે. માટે હોતાનું વરણ તો કર્મની શરૂઆત થયા પછી વચ્ચે હોવાથી તે અદૃષ્ટાર્થક છે, માટે ઐષ્ટિક દીક્ષણીય આદિ કર્મમાં હોતાનું વરણ થવું જોઇએ. બ્રહ્માનું વરણ તો દૃષ્ટાર્થક છે અને તે સોમયાગની શરૂઆતમાં જ થયેલું હોવાથી ફરીથી તેનું વરણ કરવાની જરૂર નથી. ॥ ૪૧ ॥

## 'આતિથ્યામાં બર્હિષના પ્રતિકર્મ પ્રોક્ષણાદિના અભાવે છે' એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ. यज्ञोत्पत्युपदेशे निष्ठितकर्मप्रयोगभेदात् प्रतितन्त्रं क्रियते ॥ ४२ ॥

પદાર્થ :—( यज्ञोत्पत्युपदेशे ) આતિથ્યારૂપ યજ્ઞના સમીપદેશમાં ( निष्ठितकर्म ) જે નિષ્ઠિત કર્મ અર્થાત્ પ્રોક્ષણાદિ કર્મ કરવામાં આવે છે તે ( प्रयोगभेदात् ) ભિન્ન પ્રયોગ હોવાથી ( प्रतितन्त्रं क्रियते ) દરેક પ્રયોગે કરવામાં આવે છે.

ભાવાર્થ :—यदातिथ्यायां बर्हिः तदुपसदाम्, तदग्नीषोमीयस्य ઇત્યાદિ શ્રુત છે. આ બર્હિ આતિથ્યા, ઉપસદ્ અને અગ્નીષોમીય આ ત્રણે ને માટે સાધારણ હોય છે એ આગળ ચતુર્થ અધ્યાયમાં કહેવામાં આવ્યું છે. એ સાધારણ બર્હિષ્માં પ્રોક્ષણ આદિ સંસ્કાર દરેક કર્મમાં જુદો જુદો કરવો. ॥ ૪૨ ॥

સિદ્ધાંત સૂત્ર. न वा कृतत्वात्तदुपदेशो हि ॥ ४३ ॥

પદાર્થ :—( वा ) અથવા ( न ) નહિ, પ્રતિપ્રયોગે આવૃત્તિ કરવી નહિ. ( हि ) કારણ કે ( तदुपदेशः ) બર્હિષ્ના ઉદ્દેશથી ઉપદેશ છે.

ભાવાર્થ :—' बर्हिः प्रोक्षति ' આ ઠેકાણે બર્હિષ્નો બીજી વિભકિતમાં પ્રયોગ છે. તે બર્હિષ્નો સંસ્કાર બતાવે છે. એ બર્હિષ્ એકજ હોવાથી પ્રોક્ષણાદિ સંસ્કારની આવૃત્તિ કરવાની જરૂર નથી. ॥ ૪૩ ॥

### આતિથ્યમ સ્તરણુ મંત્રની આવૃત્તિ છે. એ અધિકરણનું સૂત્ર.

**देशपृथक्त्वान्मन्त्रोऽभ्यावर्तते ॥ ४४ ॥**

પદાર્થ :—( देशपृथक्त्वात् ) ભિન્ન ભિન્ન દેશ હોવાથી ( मन्त्रः ) મંત્રની ( अभ्यावर्तते ) આવૃત્તિ થાય છે.

ભાવાર્થ :—આતિથ્યાનો દેશ ' પ્રાગ્વંશ ' છે, અને અગ્નીષોમીયનો દેશ ઉત્તરવેદિ છે. આમ દેશ ભેદને લીધે " ऊर्णाम्रदसं त्वा स्तृणामि " આ મંત્રની આવૃત્તિ કરવી જોઇએ. ॥ ૪૪ ॥

### બર્હિંપૂને દેશાન્તરમાં લઇ જવામાં સંનહન અને હરણુ મન્ત્રોનો પ્રયોગ ન કરવો એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ સૂત્ર. **संनहनहरणे तथेति चेत् ॥ ४५ ॥**

પદાર્થ :—( संनहन हरणे ) બર્હિંપૂને દેશાન્તરમાં લઇ જવામાં અને સંનહનમાં ( तथा इति चेत् ) મંત્રોની આવૃત્તિ થાય છે.

ભાવાર્થ :— पूषा ते ग्रन्थिम् ઇત્યાદિ મંત્રથી સંનહન કરવામાં આવે છે અને बृहस्पतेमूर्ध्ना हरामि આ મંત્રથી હરણુ કરવામાં આવે છે. આ બન્ને મંત્રોની આવૃત્તિ કરવી એવો પૂર્વપક્ષવાદીનો મત છે.

સિદ્ધાંત સૂત્ર. **नान्यार्थत्वात् ॥ ४६ ॥**

પદાર્થ :—( न ) નહિ ( अन्यार्थत्वात् ) ભિન્ન અર્થ હોવાથી.

ભાવાર્થ :—વેદિમાં સ્તરણુને માટે જે દર્ભનાં સંનહન અને હરણુ કરવામાં આવે છે તેને માટે એ મંત્રો નથી, પણુ દર્ભ દેશમાં જ્યારે તેનું છેદન કરવામાં આવે છે તે વખતના સંનહન અને હરણુ માટેના એ મંત્રો છે. તે એક જ હોવાથી આવૃત્તિની જરૂર નથી. यथा तत्रैवातिथ्यायां यदा गार्हपत्यदेशादाहवनीयदेशं प्रोक्षणाय बर्हिर्नीयते न तदाहरणमन्त्रः प्रयुज्यते एवमिहापि શબર ભાષ્ય. જેમ આતિથ્યામાં જ્યારે ગાર્હપત્ય દેશમાંથી આહવનીય દેશમાં દર્ભને પ્રોક્ષણુ માટે લઇ જવામાં આવે છે તે વખતે આહરણુ મંત્રનો પ્રયોગ થતો નથી તેમ અહીં પણુ અર્થાત્ એ મંત્રોની આવૃત્તિ થતી નથી. ॥ ૪૬ ॥

**इति गुर्जरभाषायां जैमिनीयमीमांसाभाष्ये द्वादशाध्यायस्य प्रथमः पादः ॥**



## अथ मीमांसाया गुर्जरभाषाभाष्ये द्वादशाध्यायस्य द्वितीयः पादः

### ' વિહાર-અગ્નિ વૈદિક કર્મને માટેજ હોય છે ' એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ । **विहारो लौकिकानामर्थं साधयेत् प्रभुत्वात् ॥ १ ॥**

પદાર્થ :—( विहारः ) ગાર્હપત્ય આદિ ત્રણુ અગ્નિઓ ( प्रभुत्वात् ) શક્તિવાળા હોવાથી ( लौकिकानाम् अर्थं साधयेत् ) લૌકિક કર્મોના અર્થને પણુ સિદ્ધ કરે છે.

**ભાવાર્થ** :—ગાર્હપત્ય અગ્નિ, દક્ષિણાગ્નિ અને આહવનીય અગ્નિ આ ત્રણ અગ્નિને વિહાર કહેવામાં આવે છે. તે અગ્નિઓ લૌકિક કર્મને પણ સિદ્ધ કરે છે. પકાવવું, બાળવું અને પ્રકાશ આપવો આદિ અગ્નિનાં કર્મો છે. કોઇક લૌકિક પદાર્થ રાંધવો હોય તો પણ વિહાર-અગ્નિમાં રાંધી શકાય છે કારણ કે તેમાં અગ્નિ સમર્થ છે. ॥ ૧ ॥

**मांसपाकप्रतिषेधश्च तद्वत् ॥ २ ॥**

**પદાર્થ** :—( च ) અને ( तद्वत् ) તે પ્રમાણે ( मांसपाक प्रतिषेधः ) માંસપાકનો તો પ્રતિષેધ છે.

**ભાવાર્થ** :—વિહાર અગ્નિમાં માંસપાકનો પ્રતિષેધ છે અર્થાત્ વિહાર અગ્નિમાં કોઇપણ લૌકિક પાક બનાવી શકાય નહિ. માંસપાકનો અર્થ અહીં માંસ વધારનાર પુષ્ટિકારક પાક છે. ॥ ૨ ॥

**સિદ્ધાંત સૂત્ર. निर्देशाद्वा वैदिकानां स्यात् ॥ ३ ॥**

**પદાર્થ** :—( वा ) અથવા ( निर्देशात ) નિર્દેશ હોવાથી ( वैदिकानाम् स्यात् ) વૈદિક કર્મો થઇ શકે છે.

ભાવાર્થ :—વિહાર અગ્નિથી વૈદિક કર્મો થઇ શકે છે કારણ કે તેને માટે નિર્દેશ અર્થાત્ વિધાન છે. જેમ गार्हपत्ये पत्नीः संयाजयन्ति, दक्षिणाग्नौ फलीकरणहोमं करोति। यदाहवनीये जुहोति આ ત્રણે વાકયોમાં ત્રણ અગ્નિમાં હોમ કરવાનું વિધાન છે. આથી સિદ્ધ થાય છે કે ઉપર કહેલા વિહાર અગ્નિમાં વૈદિક કર્મો જ થઇ શકે છે, લૌકિક કર્મો નહિ માટે अग्निहोत्रादिर्वैदिकार्थो विहारः આ પ્રમાણે માધવાચાર્યે પણ ન્યાયમાલામાં ઉલ્લેખ કર્યો છે. ॥ ૩ ॥

**सति चौपासनस्य दर्शनात् ॥ ४ ॥**

**પદાર્થ** :—( सति च ) વિહારાગ્નિમાં ( औपासनस्य दर्शनात् ) કામનાપ્રયુક્ત હોમ ઔપાસન અગ્નિમાં જોવામાં આવે છે.

ભાવાર્થ :—જો લૌકિક કર્મ પણ વિહારાગ્નિમાં કરવામાં આવતાં હોત તો કામના-પ્રયુક્ત હોમ ઔપાસનાગ્નિમાં વિહિત છે તે શા માટે હોવો જોઇએ ? ઔપાસનાગ્નિમાં હોમનું વિધાન કરવું નકામું હતું. લૌકિક હોમનું વિધાન રાજસૂય યજ્ઞમાં ઔપાસન અગ્નિમાં બતાવ્યું છે તેથી સિદ્ધ થાય છે કે વિહારાગ્નિઓ તો વૈદિક કર્મ માટે જ છે. ॥ ૪ ॥

**अभावदर्शनाच्च ॥ ५ ॥**

**પદાર્થ** :—( च ) અને ( अभावदर्शनात् ) માંસ આદિ અપવિત્ર વસ્તુઓનો યજ્ઞમાં અભાવ જ હોવાનું દર્શન થાય છે.

**ભાવાર્થ** :—માંસ આદિ અપવિત્ર વસ્તુઓનો યજ્ઞમાં અભાવ જ છે તથા વિહાર-અગ્નિઓમાં માંસવર્ધક પુષ્ટિકારક પાકો રાંધવાનો પણ નિષેધ છે. ॥ ૫ ॥

**मांसपाको विहितप्रतिषेधः स्याद्वाऽऽहुतिसंयोगात् ॥ ६ ॥**

**પદાર્થ** :—( मांसपाकः विहितप्रतिषेधः स्याद् वा ) અથવા પુષ્ટિજનક પાકનો વિધિ નિષેધ છે ( आहुति संयोगात् ) આહુતિનો સંયોગ હોવાથી.

**ભાવાર્થ** :—જે પુષ્ટિકારક પાક વૈદિક અગ્નિમાં હોમવાના હોય તે પાક વૈદિક અગ્નિમાં બનાવવાનું વિધાન છે અને જે પુષ્ટિકારક પાક વૈદિક અગ્નિમાં હોમવાનું વિધાન ન હોય તેનો પાક વિહાર અગ્નિ ઉપર ન કરવો. અમુક પુષ્ટિકારક પાકની આહુતિઓ વૈદિક અગ્નિમાં આપવાનું વિધાન છે. ॥ ૬ ॥

**वाक्यशेषो वा दक्षिणस्मिन्नारम्यविधानस्य ॥ ७ ॥**

**પદાર્થ** :—( वा ) અથવા ( वाक्यशेषः ) વાકયશેષ છે. ( दक्षिणस्मिन् ) દક્ષિણાગ્નિમાં ( अनारम्यविधानस्य ) અનારભ્યવિધાનનો.

**ભાવાર્થ** :—દક્ષિણાગ્નિમાં पत्नीव्रतं श्रपयति આ અનારભ્યવિધિનો વાકયશેષ છે. જો કોઇ કારણથી યજમાન પત્નીએ પુષ્ટિકારક પાકનું વ્રત હોમને માટે કર્યું હોય તો તે પાકનું શ્રપણ દક્ષિણાગ્નિમાં થઇ શકે છે. दक्षिणेऽग्नौ पत्न्या व्रतस्य श्रपणमाम्नातम् ॥ શાબર ભાષ્ય. પત્ની વ્રતને માટે શ્રપણનું આમ્નાન છે આ પ્રમાણે શાબરભાષ્યમાં ઉલ્લેખ છે. ॥ ૭ ॥

## સવનીય પશુમાં પુરોડાશની કર્તવ્યતાનું અધિકરણ

**પૂર્વપક્ષ સૂત્ર.** **सवनीये छिद्रापिधानार्थत्वात् पशुपुरोडाशो न स्याद-न्येषामेवमर्थत्वात् ॥ ८ ॥**

**પદાર્થ** :—( सवनीये ) જે વખતે પશુને વિપ્ર આદિને દાનમાં આપવામાં આવે છે તે વખતે ( छिद्रापिधानार्थत्वात् ) યજ્ઞ કર્મ કરવામાં કંઇ વૈગુણ્ય અજ્ઞાનથી આવ્યું હોય તો તેને માટે ( पशुपुरोडाशः ) પશુદાનની પાછળ પુરોડાશ ( न स्यात् ) ન થવો જોઇએ. ( अन्येषाम् एवमर्थत्वात् ) અન્ય કર્મોથી તે કાર્ય સરતું હોવાથી.

**ભાવાર્થ** :—જે વખતે પશુને દાનમાં આપવામાં આવે છે તે વખતે પશુ નિમિત કોઇ પુરોડાશ કરવાની જરૂર નથી. જો અજ્ઞાનને લીધે કર્મમાં કંઇ ન્યૂનતા અથવા અધિકતા થઇ હશે તો તે દોષ નિવારવા અન્ય કર્મો કરવાથી દૂર થઇ શકશે. ॥ ૮ ॥

**સિદ્ધાંત સૂત્ર.** **क्रिया वा देवतार्थत्वात् ॥ ९ ॥**

**પદાર્થ** :—( वा ) અથવા ( क्रिया ) પુરોડાશ કરવો જોઇએ. ( देवतार्थत्वात् ) દેવતાર્થક હોવાથી.

**ભાવાર્થ** :—દેવતાના સંસ્કાર માટે અર્થાત્ સંસ્કાર જન્ય દેવતાના સ્મરણ માટે હોવાથી પુરોડાશ કરવો જોઇએ. ॥ ૯ ॥

लिङ्गदर्शनाच्च ॥ १० ॥

**પદાર્થ** :—( च ) અને ( लिङ्गदर्शनात् ) લિંગ વાકય હોવાથી.

**ભાવાર્થ** :—पुरोडाशेन माध्यंदिने सवने चरन्ति આ પુરોડાશની કર્તવ્યતા બતાવનાર વાકય હોવાથી પુરોડાશ કરવો જોઇએ. પુરોડાશ જવના અથવા ઘઉંના લોટનો બનાવવામાં આવે છે. ॥ ૧૦ ॥

## સવનીય પુરોડાશમાં હવિષ્કૃત્‌ના આહ્વાનનો અભાવ છે. એ અધિકરણનું સૂત્ર.

हविष्कृत्सवनीयेषु न स्यात् प्रकृतौ यदि सर्वार्थी पशुं प्रत्याहूता सा कुर्याद् विद्यमानत्वात् ॥ ११ ॥

**પદાર્થ** :—( सवनीयेषु हविष्कृत् न स्यात् ) સવનીય પુરોડાશોમાં હવિષ્કૃતનું આહ્વાન હોતું નથી. ( प्रकृतौ यदि सर्वार्था ) જો પ્રકૃતિમાં આહ્વાન છે તો તે સર્વને માટે છે તો ( पशुं प्रत्याहूता सा ) તે હવિષ્કૃત પશુના દાન વખતે આહૂત છે. ( कुर्याद् विद्यमानत्वात् ) તે જ આહ્વાન કરશે. ફરીથી આહ્વાન કરવાની જરૂર નથી.

**ભાવાર્થ** :—સવનીય પુરોડાશોમાં હવિષ્કૃતનું આહ્વાન કરવું નહિ. તે તો પશુને માટે હોય છે. પશુ માટે બોલાવેલી તે હવિષ્કૃત્ સવનીય પુરોડાશમાં હાજર જ હોય છે. માટે ત્યાં પણ આહ્વાન કરશે. ફરીથી આહ્વાન કરવાની જરૂર રહેતી નથી. ॥ ૧૧ ॥

## તૃતીય સવનમાં હવિષ્કૃત્‌ના આહ્વાનની પુનરાવૃત્તિ નથી. એ અધિકરણનાં સૂત્રો.

पशौ तु संस्कृते विधानात् तार्तीयसवनकेषु स्यात् सौम्याश्विनयो-श्चापवृत्तार्थत्वात् ॥ १२ ॥

**પદાર્થ** :—( पशौ तु संस्कृते विधानात् ) વિપ્રાદિને દાન આપવા માટે તૈયાર કરેલા પશુમાં હવિષ્કૃત્‌નું વિધાન હોવાથી ( तार्तीय सवनकेषु स्यात् ) ત્રીજા સવનમાં પુરોડાશમાં ( सौम्याश्विनयोः च ) અને સૌમ્ય આશ્વિન ચરુમાં આહ્વાન ભેદથી થાય છે. ( अपवृत्तार्थत्वात् ) ગતાર્થક હોવાથી.

**ભાવાર્થ** :—તૃતીય સવનમાં પુરોડાશ વખતે અને સૌમ્ય આશ્વિન ચરુ વખતે હવિષ્કૃત્‌નું આહ્વાન ભેદથી થાય છે. પશુને દાન આપતી વખતે તે હવિષ્કૃતની જરૂર નથી. હવિષ્કૃત્ હવિષો બનાવી ચાલી જઇ શકે છે. હવિષ્ બનાવનાર કોઇ સ્ત્રી હોય છે એવું સ્ત્રીલિંગ શબ્દ મૂકવાથી સમજાય છે. હવિષો બનાવવા માટે તે આવેલી હોવાથી ફરીથી તેને બોલાવવાની જરૂર રહેતી નથી. ॥ ૧૨ ॥

योगाद् वा यज्ञाय तद्विमोके विसर्गः स्यात् ॥ १३ ॥

**પદાર્થ** :—( वा ) અથવા ( यज्ञाय योगात् ) યજ્ઞને માટે તે નિયુક્ત હોવાથી ( तद्विमोके विसर्गः स्यात् ) યજ્ઞની પૂર્તિ થયા પછી તેનો વિસર્ગ થાય છે અર્થાત્ છૂટી મળે છે.

**ભાવાર્થ** :—હવિષ્કૃતની નિયુક્તિ યજ્ઞસંપાદન માટે હોય છે માટે યજ્ઞની સમાપ્તિ થયા પછી હવિષ્કૃતને છૂટી કરવામાં આવે છે. તે પહેલાં નહિ. ॥ ૧૩ ॥

## (નિશિયજ્ઞમાં અમાવાસ્યાતંત્રપ્રયોગનું અધિકરણ.

**પૂર્વપક્ષ સૂત્ર.** **निशियज्ञे प्राकृतस्याप्रवृत्तिः स्यात् प्रत्यक्षशिष्टत्वात् ॥ १४ ॥**

**પદાર્થ** :—( निशियज्ञे ) નિશિયજ્ઞમાં ( प्राकृतस्य ) અમાવાસ્યા તંત્રની ( अप्रवृत्तिः स्यात् ) પ્રસક્તિ નથી ( प्रत्यक्षशिष्टत्वात् ) આ ઇષ્ટિ પ્રત્યક્ષ શિષ્ટ હોવાથી.

**ભાવાર્થ** :—નિશિ યજ્ઞમાં દર્શેષ્ટિ તંત્રની પ્રવૃત્તિ હોતી નથી કારણ કે આ નિશિયજ્ઞરૂપ ઇષ્ટિ પ્રત્યક્ષ વિહિત છે, એ ઇષ્ટિ કોઇનું પણ અંગ નથી સ્વાતંત્ર્યથી જ એની શ્રુતિ છે. अग्नये रक्षोघ्ने अष्टाकपालं निर्वपेत् यो रक्षोभ्यो बिभीयात् ' આ નિશિયજ્ઞના વિધાનનું વાક્ય છે. માટે તંત્ર ભેદ અર્થાત્ પ્રયોગભેદ છે. ॥ ૧૪ ॥

**कालवाक्यभेदाच्च तन्त्रभेदः स्यात् ॥ १५ ॥**

**પદાર્થ** :—( च ) અને ( कालवाक्यभेदात् ) કાળ અને વાક્યનો ભેદ હોવાથી ( तन्त्रभेदः स्यात् ) તંત્રમાં ભેદ છે.

**ભાવાર્થ** :—કામ્યેષ્ટિનો અર્ધરાત્રે કરવાનો વખત હોય છે. અને દર્શેષ્ટિ બીજે દિવસે કરવામાં આવે છે. આવી રીતે કામ્યેષ્ટિ અને દર્શેષ્ટિના સમયમાં ભેદ હોય છે. જ્યાં દર્શયાગની ઉત્પત્તિ બતાવી છે ત્યાં આ ઇષ્ટિની ઉત્પત્તિ પણ નથી, પણ કામ્યેષ્ટિ કાંડમાં જ આની ઉત્પત્તિ છે. માટે તંત્રમાં ભેદ માનવો જોઇએ. ॥ ૧૫ ॥

**वेद्युद्धननव्रतं विप्रतिषेधात् तदेव स्यात् ॥ १६ ॥**

**પદાર્થ** :—( वेद्युद्धननव्रतम् ) વેદિ-ખનન અને વ્રત ગ્રહણ દર્શિક જ હોય છે. ( विप्रतिषेधात् ) વિપ્રતિષેધ હોવાથી ( तदेव स्यात् ) તે જ હોય છે.

**ભાવાર્થ** :—પ્રયોગ ભેદ હોવા છતાં બધાં જ અંગોની આવૃત્તિ હોતી નથી. કેટલાંક અંગો તો તેના તેજ રહે છે. દર્શેષ્ટિને માટે બનાવેલી વેદિ તેની તેજ રહે છે તેને ખોદી નાંખવાથી દર્શેષ્ટિ વિગુણ થઇ જાય છે. વ્રતગ્રહણ પણ તેનું તેજ હોય છે. ॥ ૧૬ ॥

**સિદ્ધાંત સૂત્ર.** **तन्त्रमध्ये विधानाद्वा तत्तन्त्रा सवनीयवत् ॥ १७ ॥**

**પદાર્થ** :—( वा ) અથવા ( सवनीयवत् ) સવનીય પુરોડાશ પેઠે ( तन्त्रमध्ये विधानात् ) તંત્ર વચ્ચે વિહિત હોવાથી ( तत्तन्त्रा ) કામ્યેષ્ટિ દર્શતંત્રવાળી હોય છે.

**ભાવાર્થ** :—નિશિયજ્ઞ અર્થાત્ કામ્યેષ્ટિ સ્વતંત્ર નથી પણ દર્શતંત્રને આધીન હોય છે, કારણ કે અમાવાસ્યાના તંત્રમાં જ એનું વિધાન છે. अमावास्यायां निशि निर्वपेत् ॥ આ પ્રમાણે વિધાન છે. સવનીય પુરોડાશો જેમ પશુતંત્રમાં વિહિત હોવાથી પશુતંત્રવાળા જ તે માનવા પડે છે તેમ અમાવાસ્યાના તંત્રમાં વિહિત નિશિયજ્ઞ-કામ્યેષ્ટિ પણ તે તંત્રવાળી જ છે. ॥ ૧૭ ॥

वैगुण्यादिध्मावर्हिनं साधयेदग्न्यन्वाधानं च यदि देवतार्थम् ॥ १८ ॥

પદાર્થ :— वैगुण्यात् ) વિગુણતાને લીધે ( इध्माबर्हिः न साधयेत् ) ઇધ્મ અને બર્હિ નિશિયજ્ઞને સિદ્ધ ન કરી શકે ( च ) અને ( अग्न्यन्वाधानं ) અગ્નિ સમિન્ધન પણ ( यदि देवतार्थम् ) જો દેવતાર્થ હોય તો.

ભાવાર્થ :—ઇધ્મા, બર્હિ અને અગ્નિસમિન્ધન આ અંગો નિશિયજ્ઞને સિદ્ધ કરી શકતા નથી માટે એમાં ભેદ માનવો જોઇએ અર્થાત્ દર્શેષ્ટિના જે અંગો નિશિયજ્ઞને સિદ્ધ કરી શકે તે અંગોની આવૃત્તિ કરવી નહિ. બીજા અંગોની આવૃત્તિ કરવી એવો આ અધિકરણનો ભાવ છે ॥ ૧૮ ॥

'દર્શપૂર્ણમાસની વિકૃતિઓ જે સૌર્યાદિ છે તેમાં આરંભણીયા ઇષ્ટિ કરવી.'
એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ સૂત્ર. आरम्भणीया विकृतौ न स्यात्प्रकृतिकालमध्यत्वात् कृता पुनस्तदर्थेन ॥ १९ ॥

પદાર્થ :—( आरम्भणीया विकृतौ न स्यात् ) આરંભણીયા ઇષ્ટિ વિકૃતિ સૌર્યાદિમાં ન કરવી ( प्रकृतिकालमध्यपातित्वात् ) પ્રકૃતિભૂત દર્શપૂર્ણમાસનો જે કાળ છે તેમાં આવી જવાથી ( कृता ) કરવામાં આવી છે ( तदर्थेन ) તે પ્રયોગને માટે ( पुनः ) ફરીથી કરવાની જરૂર નથી.

ભાવાર્થ :—સૌર્યાદિ વિકૃતિ યાગમાં આરંભણીયા ઇષ્ટિ કરવી નહિ. કારણ કે यावज्जीवं दर्शपूर्णमासाभ्यां यजेत આ વાકયથી જીવન પરિમિત કાલ અંગત્વથી વિહિત થાય છે. એક કાળમાં અનુષ્ઠાયમાન પ્રયોગ એક જ હોય છે અને તેમાં સૌર્યાદિનો પ્રયોગ છે, માટે પ્રકૃતિ કાળ વખતે કરવામાં આવેલી આરંભણીયા ઇષ્ટિનું ફરીથી અનુષ્ઠાન કરવાનું રહેતું નથી. જે પ્રકૃતિમાં કરવામાં આવી છે એજ સૌર્યાદિ યાગને માટે છે. ॥ ૧૯ ॥

સિદ્ધાંત સૂત્ર. स्याद्वा कालस्याशेषभूतत्वात् ॥ २० ॥

પદાર્થ :—( वा ) અથવા ( स्यात् ) સૌર્યાદિ વિકૃતિ યાગમાં આરંભણીયા ઇષ્ટિ કરવી જોઇએ ( कालस्य अशेषभूतत्वात् ) યાવજ્જીવન જે કાળ બતાવ્યો છે તે પ્રકૃતિનો શેષ ન હોવાથી.

ભાવાર્થ :—વિહિત જે યાવજ્જીવન કાળ છે તે પ્રકૃતિનું અંગ નથી. એ તો નિમિત્ત પરક છે. પ્રતિપર્વ ભિન્ન પ્રયોગ હોવાથી અને તંત્ર મધ્ય તે આવતો ન હોવાથી સૌર્યાદિ વિકૃતિ યાગમાં પણ આરંભણીયા ઇષ્ટિ કરવી જોઇએ. ॥ ૨૦ ॥

आरम्भविभागाच्च ॥ २१ ॥

પદાર્થ :—( च ) અને ( आरम्भविभागात् ) આરંભનો વિભાગ હોવાથી.

ભાવાર્થ :—દર્શપૂર્ણમાસારંભ કરતાં સૌર્ય યાગનો આરંભ જુદો હોવાથી પ્રધાનનો ભેદ પડે છે અને પ્રતિપ્રધાનમાં અંગાવૃત્તિ કરવી પડે છે, માટે સૌર્યાદિ યાગોમાં આરંભણીય ઇષ્ટિ કરવી જોઇએ. ॥ ૨૧ ॥

‘ પ્રધાનોના ધર્મના વિરોધમાં બહુધર્મોનું અનુષ્ઠાન કર્તવ્ય બને છે. ’
એ અધિકરણનું સૂત્ર.

**विप्रतिषिद्धधर्माणां समवाये भूयसां स्यात्सधर्मत्वम् ॥ २२ ॥**

**પદાર્થ** :—( विप्रतिषिद्धधर्माणाम् ) વિરૂદ્ધ ધર્મોના ( समवाये ) સમવાયમાં ( भूयसां सधर्मत्वं स्यात् ) ઘણું અંગોમાં જે સાધારણ ધર્મ હોય તેનું અનુષ્ઠાન કરવું.

**ભાવાર્થ** :—પરસ્પર વિરોધિ ધર્મોનો જ્યાં સંનિપાત થતો હોય તો ઘણા અંગોમાં જે સાધારણ ધર્મ હોય તે કર્તવ્ય તરીકે ગણાય છે. જેમ કે એક ઓરડામાં અગીયાર દીવાઓ રાખ્યા હોય અને બીજા ઓરડામાં એક જ દીવો રાખ્યો હોય તો પ્રકાશનો જ્યાં વધારે લાભ થતો હોય ત્યાં જ પુસ્તક વાચનારે બેસવું જોઇએ. આના સંબંધમાં વિશેષ જિજ્ઞાસા ધરાવનારે શાબરભાષ્ય વાંચવું. ॥ ૨૨ ॥

‘ સમાનસંખ્યાવાળા પ્રધાન અંગોમાં જો ધર્મ વિરોધ જણાય તો
પ્રથમપઠિતના ધર્મો જ કર્તવ્ય હોય છે. ’ એ અધિકરણનાં સૂત્રો.

**मुख्यं वा पूर्वचोदनाल्लोकवत् ॥ २३ ॥**

**પદાર્થ** :—( वा ) સિદ્ધાંત સૂચક છે. ( मुख्यम् ) પ્રાથમિક તંત્ર જ કરવું જોઇએ ( पूर्वचोदनात् लोकवत् ) પૂર્વ પઠિત હોવાથી લૌકિક વ્યવહારમાં જેમ બને છે તેમ.

**ભાવાર્થ** :—સમાનસંખ્યાવાળા પ્રધાન અંગોમાં જો વિરોધ જણાય તો પ્રથમપઠિત જે પ્રધાન અંગ હોય તેના ધર્મો જ કર્તવ્ય છે. જેમકે आग्नावैष्णवमेकादशकपालं निर्वपेदपराह्णे । सारस्वतीमथाज्यस्य यजत इति આમાં પ્રથમ પઠિત આગ્નાવૈષ્ણવ એકાદશ કપાલના ધર્મો કર્તવ્ય છે કારણ તે, પાઠના ક્રમે પ્રથમ પઠિત છે. ॥ ૨૩ ॥

**तथा चान्यार्थदर्शनम् ॥ २४ ॥**

**પદાર્થ** :—( तथा च ) અને તે પ્રમાણે ( अन्यार्थदर्शनम् )

**ભાવાર્થ** :—અન્ય અર્થનું દર્શન પણ એ જ બતાવે છે. જેમકે :—अध्वरस्येव पूर्वमथाग्नेयीज्यते । ઇત્યાદિ. વિશેષ શાબર ભાષ્યમાં જુઓ. ॥ ૨૪ ॥

‘ અંગ પ્રધાનના ધર્મોના વિરોધમાં પ્રધાનના ધર્મોનું જ અનુષ્ઠાન કરવામાં
આવે છે. ’ એ અધિકરણનું સૂત્ર.

**अङ्गगुणविरोधे च तादर्थ्यात् ॥ २५ ॥**

**પદાર્થ** :—( च ) અને ( अङ्गगुणविरोधे ) પ્રધાન સાથે અંગના ગુણોનો વિરોધ આવે તો પ્રધાનના અંગો કર્તવ્ય હોય છે ( तादर्थ्यात ) અંગ પ્રધાનને માટે જ હોવાથી

**ભાવાર્થ** :—દીક્ષણીયા રૂપ અંગનો પ્રધાન સોમયાગના ગુણ સાથે વિરોધ આવે છે. અહીં પ્રધાનના ગુણનું જ રક્ષણ કરવાનું હોય છે કારણ કે અંગના ગુણો પ્રધાનના જ સાફલ્ય

માટે હોય છે. ' य इष्टया पशुना सोमेन वा यजेत सोऽमावास्यायां पौर्णमास्यां वा ' અહીં દીક્ષણીયા ઇષ્ટિ હોવાથી તેનો પર્વ સાથે સંબંધ છે અને સોમ યાગનો પણ પર્વ સાથે સંબંધ છે. આ ઠેકાણે સોમ યાગ પ્રધાન હોવાથી પર્વને દિવસે એનું જ અનુષ્ઠાન કરવું. પૌર્ણમાસી અને અમાવાસ્યા આ બંને દિવસો પર્વ દિવસો ગણાય છે. ॥ ૨૫ ॥

' પરિધિમાં પરિધિ અને યૂપ આ બન્નેના ધર્મોનું અનુષ્ઠાન કરવું. '

એ અધિકરણનું સૂત્ર

**परिधिर्द्व्यर्थत्वादुभयधर्मा स्यात् ॥ २६ ॥**

પદાર્થ :—( परिधिः ) પરિધિ ( द्व्यर्थत्वात् ) બન્ને અર્થવાળી હોવાથી ( उभयधर्मा स्यात् ) ઉભય ધર્મા બને છે.

ભાવાર્થ :—જેમ માર્જનાદિ પરિધિના ધર્મો છે અને તે અગ્નિ પરિધાર્થક હોવાથી તેનું અનુષ્ઠાન થાય છે તેમ નિયોજન એ યૂપનું કાર્ય છે માટે પરિધિના વિધાનથી યૂપના ધર્મો જે પ્રોક્ષણ આદિ છે તેનું પણ અનુષ્ઠાન કરવું જોઇએ. ॥ ૨૬ ॥

' પરિધિમાં પોતાના ધર્મમાં વિરોધ આવે તો યૂપના ધર્મોનું અનુષ્ઠાન ન કરવું. '

એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ સૂત્ર. **यौप्यस्तु विरोधे स्यान्मुख्यानन्तर्यात् ॥ २७ ॥**

પદાર્થ :—( विरोधे तु ) જ્યાં પરિધિ અને યૂપના ધર્મોનો વિરોધ જણાય ત્યાં ( यौप्यः ) યૂપના ધર્માનું અનુષ્ઠાન કરવું. ( मुख्यानन्तर्यात ) મુખ્યનું જ સામીપ્ય હોવાથી.

ભાવાર્થ :—જ્યાં યૂપના ધર્મો અને પરિધિના ધર્મોમાં વિરોધ જણાય ત્યાં યૂપના ધર્મોનું અનુષ્ઠાન કરવું જોઇએ કારણ કે યૂપ એ મુખ્ય છે. ॥ ૨૭ ॥

સિદ્ધાંત સૂત્ર. **इतरो वा तस्य तत्र विधानात ॥ २८ ॥**

પદાર્થ :—( वा ) અથવા ( इतरः ) પરિધિનો ધર્મ કર્તવ્ય છે. ( तत्र तस्य विधानात् ) પશુ નિયોજન પરિધિમાં વિહિત હોવાથી.

ભાવાર્થ :—પરિધિમાં પરિધિત્વનું રક્ષણ કરી તેમાં પશુને બાંધવું જોઇએ. યજ્ઞમાં દૂધ દહીં વગેરે પદાર્થોની જરૂર પડતી હોવાથી ત્યાં ગાય આદિ પશુને લાવીને બાંધવું પડે છે અને તેને દોહવું પડે છે. એટલે તક્ષણાદિ યૂપધર્મોને કરી પરિધિનો ભંગ ન કરવો જોઈએ. પરિધિ સત્વક્ હોય છે. તેને છોલવાથી સત્વક્ત્વનો ભંગ થાય છે. યૂપની જે છાલ હોય છે તેને ત્વક્ કહે છે. ભાવાર્થ એ છે કે પરિધિ સાથે યૂપના જે ધર્મનો વિરોધ ન હોય તે ધર્મનું અનુષ્ઠાન કરવું. ॥ ૨૮ ॥

**उभयोश्चाङ्गसंयोगः ॥ २९ ॥**

પદાર્થ :—( च ) અને ( उभयोः ) બંને પક્ષોનો ( अङ्गसंयोगः ) અંગસાથે સંબંધ છે.

ભાવાર્થ :--બન્ને પક્ષોના અંગ અર્થાત્ શેષની સાથે સંબંધ છે ત્યાં કોઇપણ ઠેકાણે પ્રધાનની પ્રત્યાસત્તિ નથી માટે પરિધિનો ધર્મ જ કર્તવ્ય છે. અહીં શાબરભાષ્યમાં આ પ્રમાણે ઉલ્લેખ છે. उभयोश्च पक्षयोरङ्गैनैव धर्मस्य संयोगः । न क्वचित्प्रधानस्य प्रत्यासत्तिः । नासत्योपकारकविशेषः । अतः परिधिधर्मः कर्तव्यः ॥२९ ॥

'સવનીય અને પુરોડાશમાં પશુનું જ તંત્રિત્વ હોવાથી પાશુક તંત્રનું જ આદાન કરવું.' એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ સૂત્ર. पशुसवनीयेषु विकल्पः स्याद्वैकृतश्चेदुभयोरश्रुतिभूतत्वात् ॥ ३० ॥

પદાર્થ :—( पशुसवनीयेषु ) પશુદાનનો પ્રયોગ અને પુરોડાશ હોમવાના પ્રયોગનો ( विकल्पः ) વિકલ્પ ( स्यात् ) છે. ( वैकृतः चेत् ) અતિદેશ શાસ્ત્રથી એના અંગો ગૃહીત થાય છે. અહીં 'चेत्' શબ્દ સંશય દ્યોતક નથી, નિશ્ચય હોવાથી. ( उभयोः ) બન્નેનાં અંગોનું ( अश्रुतिभूतत्वात् ) શ્રવણ ન હોવાથી.

ભાવાર્થ :—यदीयतन्त्रमध्येऽर्थान्तरं स तन्त्री । अर्थान्तरं प्रसङ्गि । જેના તંત્રમાં બીજો અર્થ આવી જતો હોય તે તંત્રી કહેવાય છે. આવી જતો અર્થ પ્રસંગિ કહેવાય છે. પશુદાનનો પ્રયોગ અને પુરોડાશનો પ્રયોગ આ બંનેમાં વિકલ્પ છે. કારણ કે બંને કોઇનાં અંગો પ્રત્યક્ષ વિહિત નથી પણ અતિદેશશાસ્ત્રથી પ્રાપ્ત થાય છે. આ સૂત્રમાં જે चेत् શબ્દનો પ્રયોગ કર્યો છે તે સંશય-દ્યોતક નથી, કારણ કે નિશ્ચય જ છે.

ईजाना बहुभिर्यज्ञैर्ब्राह्मणावेदपारगाः ।
शास्त्राणि चेत्प्रमाणं स्युर्यातास्ते परमां गतिम् ॥

આ શ્લોકમાં चेत् શબ્દ સંશય દ્યોતક નથી કારણ કે યજ્ઞ કરનારા વિદ્વાન્ બ્રાહ્મણો અવશ્ય પરમ ગતિને પામે છે એવો એનો અર્થ છે. આથી એ સ્પષ્ટ થાય છે કે કોઇક વખત चेत् શબ્દ નિશ્ચય અર્થને પણ જણાવે છે. ॥ ૩૦ ॥

સિદ્ધાંત સૂત્ર. पाशुकं वा तस्य वैशेषिकाम्नानात्तदनर्थकं विकल्पे स्यात् ॥ ३१ ॥

પદાર્થ :—( वा ) અથવા ( पाशुकम् ) પશુ સંબંધી પ્રયોગ તંત્રી છે. ( तस्य ) તેનું ( वैशेषिकाम्नानात् ) વિશેષ આમ્નાન હોવાથી ( विकल्पे ) જો વિકલ્પ હોય તો ( स्यात् ) તેનું વિશેષ આમ્નાન નિરર્થક થઇ જાય.

ભાવાર્થ :—ઉક્ત બન્ને પ્રયોગોમાં પશુ સંબંધી પ્રયોગ જ તંત્રી અર્થાત્ મુખ્ય છે અને પુરોડાશ પ્રયોગ તેની અંદર જ સમાતો હોવાથી તંત્રી નથી. જો બન્નેમાંથી કોઇ પણ તંત્રી થઇ શકતો હોત તો પાશુક પ્રયોગનું વિશેષ આમ્નાન હોવું નિરર્થક થઇ જાત. ॥ ૩૧ ॥

पशोश्च विप्रकर्षस्तन्त्रमध्ये विधानात् ॥ ३२ ॥

પદાર્થ :—( च ) અને ( पशोः विप्रकर्षः ) પશુને દાન આપવાનો પ્રયોગ દીર્ઘકાળ પર્યન્ત હોય છે ( तन्त्रमध्ये विधानात् ) પુરોડાશ પ્રયોગ તો તેની વચ્ચે આવી જાય છે.

ભાવાર્થ :—પ્રાતઃ સવનમાં પશુદાન આપવાનો પ્રયોગ છે અને સાયંકાળના સવનમાં પણ એનો જ પ્રયોગ હોય છે. ફક્ત મધ્યંદિનના સવનમાં પુરોડાશનો પ્રયોગ હોય છે માટે પાશુક પ્રયોગ જ તન્ત્રી એટલે મુખ્ય છે અને પુરોડાશ પ્રયોગ પ્રસંગી છે. ॥ ૩૨ ॥

## પ્રકૃતિ અને વિકૃતિનું સમાન તંત્ર હોય ત્યારે વૈકૃત અંગોમાં પ્રકૃતિ પ્રસંગી થાય છે એ અધિકરણનું સૂત્ર

अपूर्वं च प्रकृतौ समानतन्त्रा चेदनित्यत्वादनर्थकं हि स्यात् ॥ ३३ ॥

પદાર્થ :—( च ) અને ( प्रकृतौ समानतन्त्रा ) પ્રકૃતિ સાથે વિકૃતિ સમાન તંત્ર હોય તો ( अपूर्वम् ) પ્રકૃતિ તંત્ર થાય છે ( चेत ) જો એમ કહેવામાં આવે તો ( अनित्यत्वात् ) વિકૃતિ અનિત્ય હોવાથી ( अनर्थकं हि स्यात् ) તે અનર્થક થઇ જાય.

ભાવાર્થ :—વિકૃતિ અને પ્રકૃતિ સમાનતંત્ર હોય તો પ્રકૃતિ તંત્ર જ કરવું કારણ કે તે નિત્ય છે આવા પૂર્વપક્ષવાદનો ઉત્તર એ છે કે વિકૃતિ તંત્ર જ કરવું જોઇએ કારણ વિકૃતિ અનિત્ય હોય છે. જો વિકૃતિને એ પ્રસંગે સ્થાન ન આપવામાં આવે તો તે નિરર્થક થઇ જાય છે. આ ઠેકાણે શાબરભાષ્યમાં ઉલ્લેખ છે કે नैमित्तिकी चिकीर्षा नित्यां चिकीर्षां बाधते ' નૈમિત્તિક ચિકીર્ષા નિત્ય ચિકીર્ષાનો બાધ કરે છે. વિકૃતિ નૈમિત્તિક હોય છે અને પ્રકૃતિ નિત્ય હોય છે, માટે બન્ને સમાનતંત્ર જ્યાં હોય ત્યાં વિકૃતિ તંત્ર જ કરવું પ્રકૃતિ તંત્રમાં પ્રસક્ત થાય છે. ॥ ૩૩ ॥

## ' આગ્રયણમાં પ્રસૂન બર્હિષોનું જ ગ્રહણ છે. ' એ અધિકરણનું સૂત્ર.

अधिकश्च गुणः साधारणेऽविरोधात्कांस्यभोजिवदमुख्येऽपि ॥ ३४ ॥

પદાર્થ :—( च ) અને ( साधारणे अविरोधात् ) સાધારણમાં વિરોધ ન હોવાથી ( अधिकः गुणः ) અધિકગુણ કરવો જોઇએ. ( कांस्य भोजिवत ) કાંસ્ય પાત્રમાં ભોજનવત પાલનાર શિષ્યાદિ પેઠે. ( अमुख्ये अपि ) મુખ્ય ન હોય છતાં પણ.

ભાવાર્થ :—આગ્રયણમાં ઐન્દ્રાગ્ન, વૈશ્વદેવ અને દ્યાવાપૃથિવ્ય આવી રીતે ક્રમથી હવિષો હોય છે તેમાં પહેલાં એમાં પુષ્પિત અથવા અપુષ્પિત દર્ભો લેવાના હોય છે અને છેલ્લા દ્યાવાપૃથિવ્ય હવિષમાં તો પ્રસૂન બર્હિ અર્થાત્ પુષ્પિત બર્હિ જ એટલે દર્ભ લેવાનો હોય છે હવે આગ્રયણમાં પુષ્પિત બર્હિ લેવો કે અપુષ્પિત ? આમાં સિદ્ધાંત એ છે કે અમુખ્ય અર્થાત્ ચરમ ઉપસ્થિતિવાળા આગ્રયણમાં અધિકગુણ અર્થાત્ પુષ્પિત બર્હિનું જ ગ્રહણ થાય છે. ઐન્દ્રાગ્નમાં અંગલોપ થતો ન હોવાથી કોઈ વિરોધ આવતો નથી. જેમ ગુરુ મુખ્ય છે અને શિષ્ય અમુખ્ય છે પણ શિષ્યને કાંસાનાં વાસણમાં જમવાનો નિયમ છે, તો હવે કોઇક ઠેકાણે

એ બન્ને ગુરુશિષ્યને સાથે ભોજન કરવાનો વખત આવે તો ગુરુને શિષ્ય વનપાત્રાર્થ કાંસાના વાસણમાં ભોજન કરે તો વાંધો આવતો નથી. ભાવાર્થ એ છે કે મુખ્યને વાંધો ન હોય તો અમુખ્ય અધિક ગુણનો પાત્ર બને છે ॥ ૩૪ ॥

## દ્યાવાપૃથિવ્યાદિની તંત્રતા છે એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ સૂત્ર. **तत्प्रवृत्त्या तु तन्त्रस्य नियमः स्याद्यथा पाशुकं सूक्तवाकेन ॥ ३५ ॥**

**પદાર્થ** :—( तु ) પૂર્વપક્ષને સૂચવે છે. ( तत्प्रवृत्त्या ) પ્રસ્તુત બર્હિના નિયમની પ્રવૃત્તિ હોવાથી ( तन्त्रस्य नियमः स्यात् ) દ્યાવાપૃથિવ્યતંત્રનો નિયમ છે. ( यथा पाशुकं सूक्तवाकेन ) જેમ આગળ સૂત્ર ૩૧ માં સૂક્તવાક મંત્રની પ્રવૃત્તિથી પાશુક તંત્રનો નિયમ છે તેમ.

**ભાવાર્થ** :—પ્રસ્તુત બર્હિના નિયમની પ્રવૃત્તિ થતી હોવાથી દ્યાવાપૃથિવ્ય તંત્રનું જ અનુષ્ઠાન થવું જોઈએ એટલે એ જ મુખ્ય છે એમ માનવું જોઈએ જેમ આ જ પાદમાં ૩૧ માં સૂત્રમાં પાશુક તંત્રનો નિયમ બાંધવામાં આવ્યો છે તેમ અહીં પણ દ્યાવાપૃથિવ્યનું જ તંત્ર હોવું જોઈએ. ॥ ૩૫ ॥

સિદ્ધાંત સૂત્ર. **न वाऽविरोधात् ॥ ३६ ॥**

**પદાર્થ** :—( वा ) અથવા ( न ) નહિ ( अविरोधात् ) વિરોધ ન હોવાથી.

**ભાવાર્થ** :—અહીં કોઈપણ પ્રકારનો વિરોધ નથી. જે ઐન્દ્રાગ્નનું પ્રસ્તુત બર્હિ અંગ છે તેમ દ્યાવાપૃથિવ્યનું પણ એ અંગ છે. અંગમાત્રની ભીતિ ન હોવાથી એમાંથી કોઈ એકનો નિયમ થઈ શકતો નથી એટલે એમાંથી ગમે તેના તંત્રનું અનુષ્ઠાન થઈ શકે છે. બંને મંત્રો અતિદેશથી પ્રાપ્ત છે. ॥ ૩૬ ॥

**अशास्त्रलक्षणत्वाच्च ॥ ३७ ॥**

**પદાર્થ** :—( च ) અને ( अशास्त्रलक्षणत्वात् ) પ્રસ્તુત બર્હિષૂને માટે કોઈ પ્રત્યક્ષ શાસ્ત્રલક્ષણ નથી.

**ભાવાર્થ** :—પ્રત્યક્ષશાસ્ત્ર અર્થાત્ શ્રુતિવચન એમાંથી એકેયનું ન હોવાથી એટલે કે બંને પ્રકૃતિમાંથી અતિશાસ્ત્રથી પ્રાપ્ત હોવાથી એમાંથી અમુકનું તંત્રનું હોવું જોઈએ એવો નિયમ બાંધી શકાતો નથી માટે બન્નેની તન્ત્રિતા છે. ॥ ૩૭ ॥

**इति गुर्जरभाषायां जैमिनीयमीमांसाभाष्ये द्वादशाध्यायस्य द्वितीयः पादः**



## अथ द्वादशाध्यायस्य तृतीयः पादः ॥

### અષ્ટરાત્રનામ યાગમાં વત્સત્વક્ અને અહતવાસનો સમુચ્ચય છે. એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ સૂત્ર.

**विश्वजिति वत्सत्वङ् नामधेयादितरथा तन्त्रभूयस्त्वादहतं स्यात् ॥ १ ॥**

પદાર્થ :—( विश्वजिति ) વિશ્વજિત્ નામક યાગમાં ( वत्सत्वङ्नामधेयात् ) વત્સત્વક્ નામધેય અર્થાત્ નામરૂપ અતિદેશથી પ્રાપ્ત થાય છે. ( इतरथा ) અન્યથા ( तन्त्रभूयस्त्वात् ) અહતોનું ભૂયસ્ત્વ હોવાથી ( अहतं स्यात् ) અહત વસ્ત્રની પ્રાપ્તિ થાત.

ભાવાર્થ :—અષ્ટરાત્રનામક એક અહીન ક્રતુ છે. તેમાં પહેલા દિવસના યાગનું નામ વિશ્વજિત્ છે અને આઠમા દિવસના યાગનું નામ અભિજિત્ છે. વચ્ચેના ૭ દિવસના યાગનું નામ જ્યોતિ છે. વિશ્વજિત્ એકાહમાં વત્સત્વક્ પરિધાનાર્થં આમ્નાત છે. વત્સત્વક્ એટલે પ્રાવરણ વસ્ત્ર. अवभृथादुदेत्य वत्सत्वचं परिधत्ते ॥ જ્યોતિષ્ટોમમાં અહતવાસઃ વિહિત છે. અષ્ટરાત્ર નામક યાગમાં આ બન્નેની પ્રાપ્તિ થાય છે. આના સમાધાનમાં આ સૂત્ર છે કે વત્સત્વક્ અર્થાત્ પ્રાવરણ વસ્ત્ર જ અષ્ટરાત્રમાં ઉપયોગમાં લેવું. કારણ કે નામધેયથી એની જ પ્રાપ્તિ થાય છે. ચોદક કરતાં નામધેય બલવત્તર હોય છે. જો નામનો અતિદેશ ન હોત તો અહત વસ્ત્રની પ્રાપ્તિ થાત. ॥ ૧ ॥

સિદ્ધાંત સૂત્ર **अविरोधो वा उपरिवासो वत्सत्वक् ॥ २ ॥**

પદાર્થ :—( वा ) અથવા ( अविरोधः ) બંનેમાં વિરોધ નથી ( उपरिवासो वत्सत्वक् ) ઉપર નું જે આચ્છાદાન છે તેજ વત્સત્વક્ છે.

ભાવાર્થ :—અહત વસ્ત્ર અને પ્રાવરણ વસ્ત્ર આ બન્નેમાં વિરોધ નથી. જો એકથી બીજાનું કામ સરતું હોત તો વિરોધ આવત અને વિકલ્પ થાત પણ એમ નથી. અહતવાસ કૌપીન માટે હોય છે અને વત્સત્વક્ એટલે પ્રાવરણ વસ્ત્ર શરીર ઉપર ઢાંકવા માટેનું વસ્ત્ર છે. બન્નેની જરૂર હોય છે. માટે અહત અને પ્રાવરણ વસ્ત્રોનો સમુચ્ચય છે. ॥ ૨ ॥

### 'અનુનિર્વાપ્ય પશુ પુરોડાશોમાં પશુ પુરોડાશનું જ તંત્રિત્વ છે.' એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ સૂત્ર. **अनुनिर्वाप्येषु भूयस्त्वेन तन्त्रनियमः स्यात् ॥ ३ ॥**

પદાર્થ :—( अनुनिर्वाप्येषु ) અનુ નિર્વાપ્ય હવિષોમાં ( भूयस्त्वेन ) બહુત્વ હોવાથી ( तन्त्रनियमः स्यात् ) પશુ પુરોડાશમાં તંત્રની પ્રસક્તિ છે.

ભાવાર્થ :—અગ્નિ પ્રકરણમાં આ પ્રમાણે શ્રવણ છે કે अग्नीषोमीयपशुपुरोडाशमनु अष्टौ देवसुवां हवींषि निर्वपति આ આઠ હવિષોનો નિર્વાપ હોવાથી બહુત્વના અનુગ્રહને લીધે હવિષોના તંત્રનું જ અનુષ્ઠાન થવું જોઇએ. ॥ ૩ ॥

સિદ્ધાંત સૂત્ર.

**आगन्तुकत्वाद्वा स्वधर्मा स्याच्छ्रुतिविशेषादितरस्य च मुख्यत्वात् ॥ ४ ॥**

પદાર્થ :—( वा ) અથવા ( आगन्तुकत्वात् ) અમુખ્ય હોવાથી ( स्वधर्मा स्यात् ) પુરોડાશનું તંત્ર હોવું જોઇએ. ( श्रुतिविशेषात् ) અનુ શબ્દના સ્વારસ્યથી ( इतरस्य च मुख्यत्वात् ) પુરોડાશ મુખ્ય હોવાથી.

ભાવાર્થ :—આઠ જે અનુનિર્વાપ્ય હવિષો છે તે આગન્તુક અર્થાત્ અમુખ્ય હોવાથી અને પુરોડાશ પછી નિર્વાપ્ય હોવાથી પુરોડાશનું જ તંત્રિત્વ હોવું જોઇએ અર્થાત્ પુરોડાશના તંત્રનુ જ અનુષ્ઠાન થવું જોઇએ. ॥ ૪ ॥

**स्वस्थानत्वाच्च ॥ ५ ॥**

પદાર્થ :—( च ) અને ( स्वस्थानत्वात् ) પોતાના સ્થાનમાં હોવાથી.

ભાવાર્થ :—પુરોડાશ સ્વસ્થાનમાં હોવાથી પુરોડાશ તંત્ર જ હોવું જોઇએ. અનુનિર્વાપ્યોનું નહિ. ॥ ૫ ॥

**स्विष्टकृच्छ्रवणान्नेति चेत् ॥ ६ ॥**

પદાર્થ :—( स्विष्टकृच्छ्रवणात् ) સ્વિષ્ટકૃતનું શ્રવણ થતું હોવાથી ( न इति चेत् ) પુરોડાશનું તંત્ર થઇ શકે નહિ, આ શંકાનું સમાધાન આગળના સૂત્રમાં છે ॥ ૬ ॥

**विकारः पवमानवत् ॥ ७ ॥**

પદાર્થ :—( विकारः ) अग्नये पवमानाय અહીં જેમ ગુણ વિધાન છે ( पवमानवत् ) તેમ પવમાન રૂપ ગુણ વિધાન પેઠે પ્રકૃતમાં પણ ગુણ વિધાન છે.

ભાવાર્થ :—જેમ અગ્નિ માટે પવમાન ગુણ વિધિ છે તેમ આઠ દેવસૂ હવિષો માટે સ્વિષ્ટકૃત્ પણ ગુણ વિધિ છે. ॥ ૭ ॥

**अविकारो वा प्रकृतिवच्चोदनां प्रति भावाच्च ॥ ८ ॥**

પદાર્થ :—( वा ) અથવા ( अविकारः ) અસ્વિષ્ટકૃત્ શબ્દવાળું વચન કરવું જોઇએ. ( प्रकृतिवत् ) પ્રકૃતિ પેઠે ( चोदनां प्रति भावात् च ) વિધિ પ્રત્યે અનુવાદ હોવાથી.

ભાવાર્થ :—અસ્વિષ્ટકૃદ્ વચન કરવું જોઇએ પ્રકૃતિ પેઠે અતિદેશ હોવાથી. દર્શપૂર્ણમાસમાં જે સ્વિષ્ટકૃત્ વિધાન છે તેની પ્રત્યે આ વિધાન છે એટલે કે સ્વિષ્ટકૃત્ શબ્દથી પ્રાકૃતી દેવતા લક્ષણાથી અનુવાદિત થાય છે. પુરોડાશ તંત્રનું જ અનુષ્ઠાન થવું જોઇએ એ સમગ્ર અધિકરણનો ભાવ છે. ॥ ૮ ॥

'એક કર્મમાં ભિન્ન ભિન્ન કાર્યવાળા ગુણોનો સમુચ્ચય હોય છે.'
એ અધિકરણનું સૂત્ર

**एककर्मणि शिष्टत्वाद् गुणानां सर्वकर्म स्यात् ॥ ९ ॥**

પદાર્થ :—( एक कर्मणि ) એક કર્મમાં ( गुणानां शिष्टत्वात् ) અનેક ગુણોનું વિધાન હોય તો ( सर्वकर्म स्यात् ) સર્વ ગુણોનો ઉપયોગ કરવો એટલે કે ગુણોનો સમુચ્ચય કરવો.

ભાવાર્થ :—એક કર્મને ઉદ્દેશીને જો ઘણા ગુણો વિહિત હોય તો તે બધાનો સમુચ્ચય છે એમ સમજવું. જેમકે :—ऋजुमाघारयति । संततमाघारयति અહીં આધારરૂપ એક કર્મમાં ઋજુત્વ અને સંતત્વ ગુણોનો સમુચ્ચય છે એમ સમજવું. ॥ ૯ ॥

'જો બધાય ગુણોનું એક જ પ્રયોજન હોય તો ગુણોનો વિકલ્પ સમજવો.'
એ અધિકરણનું સૂત્ર.

**एकार्थास्तु विकल्पेरन् समुच्चये ह्यावृत्तिः स्यात् ॥ १० ॥**

પદાર્થ :—( तु ) પણ ( एकार्थाः ) જો બધા ગુણોનું એક પ્રયોજન હોય તો ( विकल्पेरन् ) ગુણોનો વિકલ્પ સમજવો. ( हि ) કારણ કે ( समुच्चये ) સમુચ્ચય માનવામાં આવે તો ( आवृत्तिः स्यात् ) પ્રધાનની આવૃત્તિ માનવી પડે.

ભાવાર્થ :—જો એક જ પ્રયોજનને ઉદ્દેશીને અનેક ગુણોનું વિધાન હોય તો ગુણોનો વિકલ્પ માનવો. કારણ કે એક જ ગુણથી પ્રયોજન નિષ્પન્ન થઇ જવાથી બીજા ગુણોના અનુષ્ઠાનની જરૂર રહેતી નથી. જો બીજા ગુણોનું પણ અનુષ્ઠાન કરવામાં આવે તો પ્રધાનની આવૃત્તિ માનવી પડે અને એવી આવૃત્તિમાં કોઇ પણ પ્રમાણ નથી. પ્રધાનને માટે ગુણ હોય છે કંઇ ગુણને માટે પ્રધાન કર્મ હોતું નથી. ॥ ૧૦ ॥

**अभ्यस्येतार्थवत्वादिति चेत् ॥ ११ ॥**

પદાર્થ :—( अर्थवत्वात् ) અપૂર્વને માટે ( अभ्यस्येत ) પ્રધાનની પણ આવૃત્તિ કરવી ( इति चेत् ) જો એવી શંકા કરવામાં આવે તો તેનો ઉત્તર આગળના સૂત્રમાં આપે છે.

ભાવાર્થ :—અનેક ગુણો હોવાથી પ્રધાનની પણ આવૃત્તિ કરવામાં આવે અને તેનાથી અપૂર્વની ઉત્પત્તિ કરવામાં આવે તો શો દોષ છે? આ શંકાનું સમાધાન આગળના સૂત્રમાં છે. ॥ ૧૧ ॥

**नाश्रुतित्वात् ॥ १२ ॥**

પદાર્થ :—( न ) નહિ ( अश्रुतित्वात् ) એવી આવૃત્તિ કરવાને માટે કોઇ શ્રુતિ વચન નથી.

ભાવાર્થ :—વધારાના અંગના ઉપયોગ માટે પ્રધાનની પણ આવૃત્તિ કરવી એવું કોઇ શ્રુતિનું વચન નથી. જ્યાં સુધી અપૂર્વત્વની સિદ્ધિ ન થાય ત્યાં સુધી તે વચન શાસ્ત્ર.પણ કહેવાય

નહિ. નિષ્ફળ વચન કદી પણ શાસ્ત્રનું રૂપ ધારણ કરી શકે નહિ. જો એમ કહેવામાં આવે કે ત્યારે બીજા ગુણોનું વિધાન શા માટે કરવામાં આવ્યું તો તેનું સમાધાન એ છે કે એક ગુણનો ઉપયોગ આ કાળમાં કર્યો તો બીજા ગુણનો ઉપયોગ બીજા કાળમાં થશે. આવી રીતે બીજા ગુણોની પણ અર્થવત્તા સિદ્ધ થશે. શાબર ભાષ્યમાં પણ લખ્યું છે કે गुणान्तरशासनस्य र्थतत्रं वक्ष्यति, कालान्तरे अर्थवत्वं स्यादिति આ પંક્તિનો ભાવ ઉપરના લખાણમાં આવી જાય છે. આ ઉપરથી સમજી લેવું જોઈએ કે ગુણાન્તરનું આનર્થક્ય નથી. ॥ ૧૨ ॥

सति चाभ्यासशास्त्रत्वात् ॥ १३ ॥

પદાર્થ ;—( सति च ) અને જો અભ્યાસ શાસ્ત્ર વિહિત હોય તો ( अभ्यासशास्त्रत्वात् ) અભ્યાસ કરવો યોગ્ય છે.

ભાવાર્થ :—જો અભ્યાસ શાસ્ત્રમાં વિહિત હોય તો કરવો. જેમકે – उभे बृहद्रथन्तरे भवतः ) આ ઠેકાણે બે બૃહદ્રથંતર બતાવ્યાં છે તો બન્ને ગાવાં. ॥ ૧૩ ॥

विकल्पवच्च दर्शयति ॥ १४ ॥

પદાર્થ :—( च ) અને ( विकल्पवत् ) વિકલ્પ વિધાન પણ ( दर्शयति ) બતાવે છે.

ભાવાર્થ :—કોઈક ક્રતુમાં ગુણોના વિધાનનો વિકલ્પ પણ બતાવે છે. જેમકે – बैल्वो वा खादिरो वा पालाशो वा । બિલ્વનો, ખદિરનો કે પલાશનો યૂપ ક્રતુમાં કરવો. આ ઠેકાણે વિકલ્પ બતાવવામાં આવ્યો છે. ॥ ૧૪ ॥

कालान्तरेऽर्थवत्वं स्यात् ॥ १५ ॥

પદાર્થ :—( कालान्तरे ) વિકલ્પ કાળાન્તરમાં ( अर्थवत्वं स्यात् ) સફળ પ્રયોજન-વાળો થશે.

ભાવાર્થ :—વિકલ્પમાં એકથી કાર્ય સિદ્ધ થતું હોવાથી, બીજો ગુણ કે જે વિહિત છે તે નિરર્થક થઈ જશે. આ શંકાનું સમાધાન એ છે કે બીજે વખતે એનો ઉપયોગ થશે અને વિધાન સફળ થશે. કોઈક બિલ્વનો ઉપયોગ કરશે તો કોઈક પલાશનો પણ ઉપયોગ કરશે. આમ હોવાથી વિધાનનું સાફલ્ય થશે અને વિકલ્પ પણ પ્રામાણિક માનવામાં આવશે. ॥ ૧૫ ॥

'વૈગુણ્ય દૂર કરવા માટે જે જે પ્રાયશ્ચિત્તો વિહિત હોય તેનો પણ વિકલ્પ છે.'

એ અધિકરણનું સૂત્ર.

प्रायश्चित्तेषु चैकार्थ्यान्निष्पन्नेनाभिसंयोगस्तस्माद् सर्वस्य निर्घातः ॥ १६ ॥

પદાર્થ :—( च ) અને ( प्रायश्चित्तेषु ) અનેક પ્રાયશ્ચિત્તોમાં ( ऐकार्थ्यात् ) એક જ પ્રયોજન હોવાથી ( निष्पन्नेन ) ઉત્પન્ન થયેલા નિમિત્ત સાથે ( अभिसंयोगः ) પ્રાયશ્ચિત્તનો સંબંધ થાય છે. ( तस्मात् ) માટે એક જ પ્રાયશ્ચિતના અનુષ્ઠાનથી ( सर्वस्य निर्घातः ) સર્વ દોષનો નાશ થાય છે.

ભાવાર્થ :—અનેક પાયશ્ચિત્તો હોય છે. ક્રતુ કરવામાં ક્યાંય પણ વૈગુણ્ય થયું હોય તો પ્રાયશ્ચિત્ત કરવામાં આવે છે. એક જ પ્રાયશ્ચિત્તના અનુષ્ઠાનથી ઉત્પન્ન થયેલા વૈગુણ્યનો નાશ થાય છે. વૈગુણ્ય થયું એ શાસ્ત્રથી જ સમજાય છે અને પ્રાયશ્ચિત્ત કરવાથી એનો નાશ થાય છે એ પણ શાસ્ત્રથી જ સમજાય છે. આથી પ્રાયશ્ચિત્તોનો સમુચ્ચય છે એમ સમજવું નહિ શાસ્ત્રમાં બતાવ્યા પ્રમાણે કોઇ પણ એક પ્રાયશ્ચિત્ત કરવાથી ક્રતુમાં ઉત્પન્ન થયેલા દોષનો નાશ થાય છે, માટે તેજ દોષના નાશ કરવા માટે બીજા પ્રાયશ્ચિત્તનું અનુષ્ઠાન કરવું નહિ. અર્થાત્ જ્યાં અનેક પ્રાયશ્ચિત્તો બતાવ્યાં હોય ત્યાં વિકલ્પ છે એમ સમજવું. ॥ ૧૬ ॥

## 'નૈમિત્તિક પ્રાયશ્ચિત્તોનો સમુચ્ચય છે.' એ અધિકરણનું સૂત્ર.

**समुच्चयस्त्वदोषोऽर्थेषु ॥ १७ ॥**

પદાર્થ :—( अर्थेषु अदोषः ) જ્યાં અર્થમાં વૈગુણ્ય અથવા પ્રત્યવાયનું શ્રવણ ન હોય અને કેવળ કર્મકર્તવ્યતા માત્રનું શ્રવણ થતું હોય ત્યાં ( समुच्चयः ) પ્રાયશ્ચિત્તોનો સમુચ્ચય માનવો જોઇએ.

ભાવાર્થ :—જ્યાં કર્મમાં વૈગુણ્યનું કે દોષનું શ્રવણ થતું ન હોય અને પ્રાયશ્ચિત્ત નિમિત્તને લીધે બતાવવામાં આવતાં હોય ત્યાં પ્રાયશ્ચિત્તોનો સમુચ્ચય છે એમ સમજવું. જેમકે भिन्नेषु जुहोति । स्कन्ने जुहोति । યજ્ઞનું પાત્ર ભાંગી ગયું હોય અથવા તેમાં છિદ્ર આદિ પડવાથી તેમાં રાખેલો પ્રવાહી પદાર્થ વહી ગયો હોય તો હોમ કરવો. આ ઠેકાણે બન્ને હોમોનો સમુચ્ચય સમજવો. ભિન્નતા અને સ્કન્નતા નિમિત્તમાત્ર છે અને તેને લીધે કરવામાં આવતા હોમ કર્મનાં અંગો બને છે. ॥ ૧૭ ॥

## 'કર્મકાળમાં અનધ્યાય આવે તો પણ મંત્રોનો પ્રયોગ કરવો જોઇએ.' એ અધિકરણનાં સૂત્રો.

**પૂર્વપક્ષ સૂત્ર.** **मन्त्राणां कर्मसंयोगात् स्वधर्मेण प्रयोगः स्याद् धर्मस्य तन्निमित्तत्वात् ॥ १८ ॥**

પદાર્થ :—( मन्त्राणां कर्मसंयोगात् ) મંત્રોનો સંબંધ કર્મ સાથે હોવાથી ( स्वधर्मेण प्रयोगः स्यात् ) મંત્રના ધર્મ સાથે જ પ્રયોગ થવો જોઇએ, ( धर्मस्य तन्निमित्तत्वात् ) પઠિતત્વ રૂપ ધર્મ પઠનને માટે જ હોવાથી.

ભાવાર્થ :—કર્મના અંગ તરીકે જે મંત્રોનું વિધાન થયું હોય છે તે મંત્રો કર્મ કરતી વખતે જો અમાવાસ્યા આદિ પર્વ આવ્યું હોય તો તે દિવસે મંત્રોનો પાઠ ન કરવો જોઇએ કારણ કે પર્વમાં અધ્યયનનો નિષેધ છે. જ્યારે જ્યારે મંત્રનું પઠન થાય ત્યારે ત્યારે સ્વાધ્યાય જ છે. અને અનધ્યાયના દિવસોમાં સ્વાધ્યાય ન કરવો જોઇએ. માટે જો કર્મ કરતી વખતે અનધ્યાયનો દિવસ આવ્યો હોય તો કર્મના અંગભૂત મંત્રો તે દિવસે બોલવા નહિ. ॥ ૧૮ ॥

સિદ્ધાંત સૂત્ર. **विद्यां प्रति विधानाद्वा सर्वकालं प्रयोगः स्यात् कर्मार्थत्वात् प्रयोगस्य ॥ १९ ॥**

**પદાર્થ** :—( वा ) અથવા ( विद्यां प्रति विधानात् ) અધ્યયન પ્રત્યે અનધ્યાયનું વિધાન હોવાથી ( सर्वकालं प्रयोगः स्यात् ) દરેક દિવસે કર્મ થઇ શકે છે ( कर्मार्थत्वात् प्रयोगस्य ) કર્મનો પ્રયોગ કર્મને માટે હોવાથી.

ભાવાર્થ :—અધ્યયનમાં અનધ્યાયના દિવસોનો સંબંધ છે. યજ્ઞ આદિ કર્મના પ્રયોગમાં એનો સંબંધ નથી. યજ્ઞમાં જે મંત્રો બોલવામાં આવે છે તે કંઇ અધ્યયનને માટે હોતા નથી એ તો કર્મ સિદ્ધિને માટે હોય છે તેથી યજ્ઞ આદિ કર્મ તો અનધ્યાયને દિવસે પણ થઇ શકે છે અને મંત્રો પણ બોલી શકાય છે એમાં કોઇ પણ જાતનો પ્રત્યવાય નથી. ॥ ૧૯ ॥

## જપાદિ મંત્રોમાં મંત્રસમામ્નાય સિદ્ધસ્વર નિયમનું અધિકરણ.

પૂર્વપક્ષ સૂત્ર. **भाषास्वरोपदेशादैरवत् प्रावचनप्रतिषेधः स्यात् ॥ २० ॥**

**પદાર્થ** :—( भाषास्वरोपदेशात् ) ભાષિક સ્વરના ઉપદેશથી ( प्रावचनप्रतिषेधः स्यात् ) પ્રાવચન સ્વરોનો પ્રતિષેધ થાય છે ( ऐरवत् ) જેમ इरा પદના ઉપદેશથી गिरा પદનો નિષેધ થાય છે તેમ.

ભાવાર્થ :—બ્રાહ્મણ ગ્રંથમાં કેટલાક મંત્રોમાં ભાષિક સ્વરો હોય છે. અને મંત્ર-સમામ્નાયમાં ત્રૈસ્વર્યથી મંત્રો પઠિત હોય છે. ભાષિક સ્વર એટલે......

छन्दोगा बह्वृचाश्चैव तथा वाजसनेयिनः ।
उच्चनीचस्वरं प्राहुः स वै भाषिक उच्यते ॥

સામવેદી, ઋગ્વેદી અને યજુર્વેદી બ્રાહ્મણો ઉદાત્ત, અનુદાત્ત અને સ્વરિત સ્વરોનું જે ઉચ્ચારણ કરે છે તે ભાષિક સ્વર કહેવાય છે. તેમાં મંત્રોમાં જે પ્રવચનનો સ્વર હોય છે તેનો પ્રતિષેધ થાય છે જેમ ઇરા પદના ઉચ્ચારવાથી ' ગિરા ' પદનો નિષેધ થાય છે તેમ. ભાષિક સ્વર જુદો હોય છે અને પ્રાવચન સ્વર પણ જુદો હોય છે. પ્રાવચનના સ્થાનમાં સ્વરનું ઉચ્ચારણ કરવાથી પ્રાવચનનો નિષેધ થાય છે. ॥ ૨૦ ॥

સિદ્ધાંત સૂત્ર. **मन्त्रोपदेशो वा न भाषिकस्य प्रायापत्तेर्भाषिकश्रुतिः ॥ २१ ॥**

**પદાર્થ** :—( वा ) અથવા ( मन्त्रोपदेशः ) મંત્રનો જ ઉપદેશ હોય છે ( न भाषिकस्य ) ભાષિક સ્વરનો ઉપદેશ નથી. ( प्रायापत्तेः ) ઉત્પત્તિકાલિક સ્વરનો બાધ આવવાથી ( भाषिकश्रुतिः ) ભાષિકશ્રુતિ છે.

**ભાવાર્થ** :—કેવળ ભાષિક સ્વરનો ઉપદેશ નથી પણ સ્વરવિશિષ્ટ મંત્રનો ઉપદેશ હોય છે. મંત્રોત્પત્તિ વખતનો જે સ્વર હોય છે તે જ કર્મ કરતી વખતે બ્રાહ્મણ સ્વર હોય છે. એટલે પ્રાવચન સ્વરવિશિષ્ટ મંત્રનું જ ઉચ્ચારણ કરવું. એક સ્વરના સ્થાનમાં બીજો સ્વર બોલવો એ ઠીક નથી. ॥ ૨૧ ॥

विकारः कारणाग्रहणे ॥ २२ ॥

પદાર્થ :—( कारणाग्रहणे ) કારણનું ગ્રહણ ન હોવાને લીધે ( विकारः ) 'ઇરા' પદથી ગિરાપદનો બાધ થાય છે.

ભાવાર્થ :—इरा પદથી गिरा પદનો વિકાર થઇ શકે છે. જેમ સ્વરમાં તો ભાષિક સ્વરના અનુપદેશમાં મંત્રનો ઉપદેશ કારણ રૂપે છે તેમ इरा પદ રૂપ વિકાર ગિરાનો બાધ ન કરે એમાં કશું કારણ નથી. ॥ ૨૨ ॥

'બ્રાહ્મણોત્પન્ન મંત્રોનો ભાષિક સ્વર નિયમ છે.' એ અધિકરણનું સૂત્ર.

પૂર્વપક્ષ સૂત્ર. तन्न्यायत्वाददृष्टोऽप्येवम् ॥ २३ ॥

પદાર્થ :—( तन्न्यायत्वात् ) તે જ ન્યાયથી ( अदृष्टः अपि एवम् ) મંત્રકાંડમાં અદૃષ્ટ મંત્ર પણ પ્રાવચન સ્વર હોય છે.

ભાવાર્થ :—यज्ञकर्मण्यजपन्यूङ्खसामसु । पाणिनीय વ્યાકરણ. ॥ ૧-૨-૩૪ ॥ વેદમાં ત્રૈસ્વર્યથી મંત્રો પઠિત છે. પણ યજ્ઞ કર્મ કરતી વખતે તેમાં એક શ્રુતિ સ્વર છે. બ્રાહ્મણમાં બતાવેલા સ્વરથી પાઠ કરવાની જરૂર નથી અર્થાત્ ભાષિક સ્વરથી એ મંત્રો બોલવા નહિ. કારણ કે પૂર્વ સૂત્રમાં મંત્ર માત્રનું વિધાન હોવાથી સ્વર વિધાન નથી. ॥ ૨૩ ॥

સિધ્ધાંત સૂત્ર. तदुत्पत्तेर्वा प्रवचनलक्षणत्वात् ॥ २४ ॥

પદાર્થ :—( वा ) અથવા ( तदुत्पत्तेः ) બ્રાહ્મણમાં ઉત્પત્તિ હોવાથી. ( प्रवचनलक्षणत्वात् ) પ્રવચનનું લક્ષણ તેમાં હોવાથી બ્રાહ્મણ વાકયમાં મંત્રત્વ પણ છે જ.

ભાવાર્થ :—બ્રાહ્મણ ગ્રન્થમાં જે મંત્રની ઉત્પત્તિ છે તેમાં તો ભાષિક સ્વર જ છે. સ્વર-વિશિષ્ટ જ બ્રાહ્મણ મંત્રની ઉત્પત્તિ છે. પ્રવચન મંત્રનું જે લક્ષણ બીજા અધ્યાયમાં કહ્યું છે તે લક્ષણ બ્રાહ્મણ વાકયમાં પણ હોવાથી બ્રાહ્મણ વાકયને પણ મંત્ર તરીકે કહેવું યોગ્ય છે. અહીં શાબર ભાષ્યમાં આ પ્રમાણે ઉલ્લેખ છે. ब्राह्मणोत्पत्तेर्मन्त्रस्य । भाषिकेणप्रयोगः स्यात् । प्रवचनलक्षणत्वात् । प्रवचनं मन्त्राणां लक्षणं यथा मंत्रा प्रोच्यन्ते तथाविधा विज्ञायन्ते । ते च भाषिक एव उत्पन्नाः । तेषामन्यथा वित्तत्वे प्रमाणं नास्ति तस्माद्यथोत्पन्नास्तथाविधा एव प्रयोक्तव्याः બ્રાહ્મણ ગ્રંથોમાં જે સ્વરથી મંત્રો ઉત્પન્ન થયા છે તે સ્વરથી જ પ્રયોક્તવ્ય હોવા જોઇએ. ભાષિક સ્વરમાં ઉત્પન્ન થયા છે માટે ભાષિક સ્વરથી જ પ્રયોગ કરવો જોઇએ. ॥ ૨૪ ॥

'કરણમંત્રોમાં મંત્રાંતે કર્મનો પ્રારંભ કરવો જોઇએ.'
એ અધિકરણનું સૂત્ર.

मन्त्राणां करणार्थत्वान्मन्त्रान्तेन कर्मादिसंनिपातः स्यात् सर्वस्य वचनार्थत्वात् ॥ २५ ॥

પદાર્થ :—( मन्त्राणां करणार्थत्वात् ) મંત્ર ક્રિયા કરવાને માટે હોવાથી ( मन्त्रान्तेन ) મંત્ર બોલ્યા પછી ( कर्मादिसंनिपातः स्यात् ) કર્મ શરૂ કરવું. ( सर्वस्य वचनार्थत्वात् ) સર્વ મંત્ર સમસ્ત અર્થ બતાવતો હોવાથી

ભાવાર્થ :—કર્મકાંડમાં અમુક મંત્રથી અમુક કર્મ કરવું. એવું જ્યાં બતાવવામાં આવ્યું છે ત્યાં સંપૂર્ણ મંત્ર બોલ્યા પછી તે કર્મ કરવું જોઇએ, કારણ કે મંત્ર તો અર્થના સ્મારક હોય છે. સંપૂર્ણ મંત્ર બોલ્યા વગર અર્થનું સ્મરણ થઇ શકે નહિ અને જો મંત્રની શરૂઆતમાં એકાદ પદ બોલીને જ કર્મ કરી લેવામાં આવે તો પછીનો મંત્રભાગ બોલવો વ્યર્થ છે કારણ કે અર્થનું પ્રથમથી જ સ્મરણ થઇ ગયું હવે બાકીનો મંત્ર શા માટે બોલવો. આથી એવો નિયમ ઘડવામાં આવ્યો છે કે સંપૂર્ણ મંત્ર બોલ્યા પછી જ ક્રિયા કરવી. ॥ ૨૫ ॥

**'वसोर्धारामां પૂર્વની પેઠે મંત્રના કર્મનો સંનિપાત થાય છે.' એ અધિકરણનાં સૂત્રો.**

**પૂર્વપક્ષ સૂત્ર. सन्ततवचनाद् धारायामादिसंयोगः ॥ २६ ॥**

પદાર્થ :—( संततवचनात् ) સંતત એવું વચન હોવાથી ( धारायाम् ) ધારામાં ( आदि-संयोगः ) આદિ સંયોગ છે.

ભાવાર્થ :—મંત્ર અને ધારાનો અત્યંત સંયોગ હોવાથી મંત્રની શરૂઆતમાં જ ધારાનો સંયોગ થવો જોઇએ. संततां वसोर्धारां जुहोतीति આ વાક્યમાં કર્મનો મંત્ર સાથે આદિ સંયોગ ઇષ્ટ છે કે અન્ત્ય સંયોગ. અર્થાત્ મંત્ર બોલી રહ્યા પછી ધારા કરવી ? આ શંકાનું સમાધાન પૂર્વપક્ષ તરફથી ઉપર પ્રમાણે કરવામાં આવ્યું છે. ॥ ૨૬ ॥

**સિદ્ધાંત સૂત્ર. कर्मसंतानो वा नानाकर्मत्वादितरस्याशक्यत्वात् ॥ २७ ॥**

પદાર્થ :—( वा ) અથવા ( कर्मसन्तानः ) કર્મનો અત્યંત સંયોગ ક્રિયા અને મંત્રનો નથી પણ ક્રિયાઓનો જ અત્યંત સંયોગ હોય છે ( नानाकर्मत्वात् ) કર્મ અનેક હોવાથી ( इतरस्य अशक्यत्वात् ) ક્રિયા અને મંત્રનો સંતત સંયોગ અશક્ય હોવાથી.

ભાવાર્થ :—ક્રિયા આશુતર વિનાશિની હોય છે અને મંત્ર ચિરસ્થાયી હોય છે. એટલે એ બેનો સંયોગ થઇ શકે નહિ. સંયોગ તો સમકાલમાં સ્થિર પદાર્થોનો જ થઇ શકે છે. માટે મંત્રને અંતે અર્થાત્ મંત્ર બોલી રહ્યા પછી ક્રિયા થવી જોઇએ. द्वादश द्वादश जुहोति એ સંખ્યાથી અનેક કર્મ હોવાનું સમજાય છે. ॥ ૨૭ ॥

**આઘારમાં પણ મંત્રાન્તમાં જ કર્મસંનિપાત હોય છે. એ અધિકરણનું સૂત્ર.**

**आघारे चेद् दीर्घधारत्वात् ॥ २८ ॥**

પદાર્થ :—( आघारे चेत् ) આઘારમાં જો મંત્રની શરૂઆતમાં સંયોગ ઇષ્ટ છે એ શંકાના સમાધાનમાં કહે છે કે ( दीर्घधारत्वात् ) દીર્ઘધારા હોવાથી.

ભાવાર્થ :—संततमाघारयति આ ઠેકાણે પણ સંતત વચન દીર્ઘધારાપરક હોવાથી મંત્રાન્તમાં જ આઘાર કરવો એજ ઇષ્ટ છે. ॥ ૨૮ ॥

**એકકાર્યમંત્રોનું વિકલ્પાધિકરણ.**

**मन्त्राणां संनिपातित्वादेकार्थानां विकल्पः स्यात् ॥ २९ ॥**

પદાર્થ :—( मन्त्राणां संनिपातित्वात् ) મંત્રો સ્મરણ દ્વારા કર્મમાં પ્રાપ્ત થઇ ઉપકારક હોવાથી ( एकार्थानां विकल्पः स्या , એક અર્થવાળાઓનો વિકલ્પ હોય છે.

**ભાવાર્થ** :—पूषा वां विभजतु, भगो वां विभजतु, अर्यमा वां विभजतु । આ ત્રણે મંત્રો પુરોડાશ વિભાગને માટે છે. આ વિભાગ એક મંત્રથી પણ શકય છે, કારણ કે એક મંત્રથી પુરોડાશ વિભાગનું સ્મરણ થઇ શકે છે. માટે આ ત્રણે મંત્રમાંથી કોઈ પણ એક મંત્રથી કાર્ય થાય છે. આ ઉપરથી એ સિદ્ધાંત નીકળે છે કે એક જ અર્થવાળા અથવા એક પ્રયોજનવાળા મંત્રો એક કરતાં વધારે હોય તો તેનો વિકલ્પ માનવો. ॥ ૨૯ ॥

**સંખ્યા યુક્ત વચન વિહિત મંત્રોનો સમુચ્ચય છે. એ અધિકરણનાં સૂત્રો.**

**संख्याविहितेषु समुच्चयोऽसंनिपातित्वात् ॥ ३० ॥**

**પદાર્થ** :—( संख्याविहितेषु ) સંખ્યા સાથે જ્યાં મંત્રોનું વિધાન હોય ત્યાં ( समुचयः ) મંત્રોનો સમુચ્ચય સમજવો ( असंनिपातित्वात् ) કર્મમાં સ્મરણ દ્વારા સર્વમંત્રો હેતુ તરીકે હોવાથી.

**ભાવાર્થ** :—चतुर्भिरग्निमादत्ते આ ઠેકાણે ચારેય મંત્રોથી અગ્નિનું આદાન હોય છે. ચારેય મંત્રો બોલ્યા પછી અગ્નિને હાથથી પકડવો જો કે છેલ્લા મંત્રથી જ અર્થ સ્મરણ થવાથી પૂર્વોક્ત ત્રણ મંત્ર બોલવાની જરૂર રહેતી નથી છતાં એનું ઉચ્ચારણ અવશ્ય કરવાનું હોય છે કારણ કે તે વિહિત હોવાથી અદૃષ્ટ જનક હોય છે. ॥ ૩૦ ॥

**'બ્રાહ્મણ વિહિત उरुप्रथस्व ઈત્યાદિ મંત્રોનો વિકલ્પ છે.' એ અધિકરણનાં સૂત્રો.**

**પૂર્વપક્ષ સૂત્ર.** **ब्राह्मणविहितेषु च संख्यावत्सर्वेषामुपदिष्टत्वात् ॥ ३१ ॥**

**પદાર્થ** :—( च ) અને ( ब्राह्मणविहितेषु ) બ્રાહ્મણગ્રંથોમાં વિહિત ( संख्यावत् ) સંખ્યા પેઠે ( सर्वेषाम् ) સર્વમંત્રોનો સમુચ્ચય હોય છે ( उपदिष्टत्वात् ) ઉપદિષ્ટ હોવાથી.

**ભાવાર્થ** :—" उरु प्रथस्व " " उरु प्रथोरु ते यज्ञपतिः प्रथताम् " આ બન્ને બ્રાહ્મણ ગ્રંથોક્ત મંત્રો છે અને તેનો વિનિયોગ લિંગરૂપ પ્રમાણથી પુરોડાશ–પ્રથનમાં છે, બન્ને મંત્રો ઉદ્દેશ દ્વારા વિહિત છે તેથી પ્રથન રૂપ કાર્યમાં એ બન્નેનો સમુચ્ચય માનવો જોઇએ. ॥ ૩૧ ॥

**याज्यावषट्कारयोश्च समुच्चयदर्शनं तद्वत् ॥ ३२ ॥**

**પદાર્થ** :—( च ) અને ( याज्यावषट्कारयोः ) જેમ યાજ્યા અને વષટ્કારનું ( समुचयदर्शनम् ) સમુચ્ચય દર્શન થાય છે ( तद्वत् ) તે પ્રમાણે.

**ભાવાર્થ** :—" याज्याया जुहोति " वषट्कारेण जुहोति આ બન્ને મંત્રોનો જેમ એક હોમ રૂપ કાર્યમાં સમુચ્ચય છે તેમ પુરોડાશ-પ્રથનમાં પણ ઉપર કહેલાં બંને મંત્રોનો સમુચ્ચય છે. ॥ ૩૨ ॥

**સિદ્ધાંત સૂત્ર.** **विकल्पो वा समुच्चयस्याश्रुतित्वात ॥ ३३ ॥**

**પદાર્થ** :—( वा ) અથવા ( विकल्पः ) વિકલ્પ છે ( समुच्चयस्य अश्रुतित्वात् ) સમુચ્ચયનું શ્રવણ ન થતું વાથી.

**ભાવાર્થ** :—સમુચ્ચયનું શ્રવણ થતું ન હોવાથી પુરોડાશ મંત્રોમાં વિકલ્પ જ માનવો જોઈએ. ॥ ૩૩ ॥

**गुणार्थत्वादुपदेशस्य ॥ ३४ ॥**

**પદાર્થ** :—( उपदेशस्य ) ઉપદેશ ( गुणार्थत्वात् ) ગુણાર્થક હોવાથી.

ભાવાર્થ :—જો કે મંત્રમાં પ્રથસ્વ રૂપ ક્રિયાપદથી કાર્ય સમજી શકાતું હોવાથી લિંગદ્વારા જ મંત્રોનો વિનિયોગ થઈ શકે છે છતાં વિનિયોગનો જે ઉપદેશ કર્યો છે, તે ગુણાર્થક છે, અર્થાત્ સ્તુતિરૂપ અર્થવાદને માટે છે.

**वषट्कारे नानार्थत्वात् समुच्चयः ॥ ३५ ॥**

પદાર્થ :—( वषट्कारे ) વષટ્કાર દષ્ટાન્તમાં ( नानार्थत्वात् ) ભિન્નાર્થકતા હોવાથી ( समुच्चयः ) ત્યાં સમુચ્ચય માનવો પડે છે.

**ભાવાર્થ** :—વષટ્કાર રૂપ જે દષ્ટાંત આપ્યું છે તે બરાબર નથી કારણ યાજ્યા એ તો મંત્ર છે અને તે દેવતાનું સ્મરણ કરાવે છે. વષટ્કાર એ તો પ્રદાનને માટે હોય છે. આમ યાજ્યા અને વષટ્કારના જુદા જુદા અર્થ માટે ત્યાં સમુચ્ચય થઈ શકે છે પણ उरु प्रथस्व આદિ મંત્રોમાં એવો ભેદ ન હોવાથી વિકલ્પ જ માનવો જોઈએ. ॥ ૩૫ ॥

**' હૌત્ર મંત્રોનો પણ સમુચ્ચય છે. ' એ અધિકરણનાં સૂત્રો.**

**પૂર્વપક્ષ મંત્ર. हौत्रास्तु विकल्पेरन्नेकार्थत्वात् ॥ ३६ ॥**

**પદાર્થ** :—( हौत्राः तु ) હૌત્ર મંત્રોમાં તો ( विकल्पेरन् ) વિકલ્પ હોય છે ( एकार्थत्वात् ) એકાર્થક હોવાથી.

**ભાવાર્થ** :—यूपाय उच्छ्रीयमाणाय अनुब्रूहि આ પ્રમાણે પ્રૈષવાક્ય પછી હોતાએ ઉચ્છ્રયણલિંગક મંત્ર બોલવો જોઈએ. ઉચ્છ્રયણલિંગક મંત્રો ચાર છે. " उच्छ्रयस्व वनस्पते " એક " समिद्धस्य " બીજો " ऊर्ध्वम् ऊषु णः " ત્રીજો અને " ऊर्ध्वोन " એ ચોથો આ ચારેય મંત્રોનો સમુચ્ચય માનવો કે વિકલ્પ ? આમાં પૂર્વપક્ષવાદીનું માનવું છે કે વિકલ્પ માનવો જોઈએ. ॥ ૩૬ ॥

**સિદ્ધાંત સૂત્ર. क्रियमाणानुवादित्वात् समुच्चयो वा हौत्राणाम् ॥ ३७ ॥**

**પદાર્થ** :—( वा ) અથવા ( क्रियमाणानुवादित्वात् ) ક્રિયમાણ કર્મનો અનુવાદક હોવાથી ( समुच्चयः ) સમુચ્ચય છે ( हौत्राणाम् ) હૌત્ર મંત્રોનો.

**ભાવાર્થ** :—નિર્વાપાદિ મંત્રો પેઠે કર્તાને સ્મરણ કરાવનારા એ મંત્રો નથી પણ અધ્વર્યુ જે કામ કરે છે તેનો અનુવાદ હોતાએ કરવાનો હોય છે માટે હૌત્ર મંત્રોમાં સમુચ્ચય જ માનવો જોઈએ વિકલ્પ નહિ. ॥ ૩૭ ॥

समुच्चयं च दर्शयति ॥ ३८ ॥

પદાર્થ :—( च ) અને ( समुच्चयं दर्शयति ) સમુચ્ચય બતાવનાર વાક્ય પણ છે.

ભાવાર્થ :—'त्रिः प्रथमामन्वाह' પહેલી ઋચાને ત્રણ વાર બોલવી त्रिरुत्तमाम् ત્રીજી ઋચા ત્રણ વખત બોલવી અહીં પ્રથમત્વ અને ઉત્તમત્વ મંત્ર ગણન વગર સંભવી શકે નહિ. માટે સમુચ્ચય જ માનવો જોઇએ. ॥ ૩૮ ॥

इति गुर्जरभाषायां जैमिनीयमीमांसाभाष्ये द्वादशाध्यायस्य तृतीयः पादः



## अथ द्वादशाध्यायस्य चतुर्थः पादः

### જપ, સ્તુતિ, આશીઃ અને અભિધાનોનો સમુચ્ચય છે. એ અધિકરણનાં સૂત્રો.

**जपाश्चाकर्मसंयुक्ताः स्तुत्याशीरभिधानाश्च याजमानेषु समुच्चयः स्यादाशीःपृथक्त्वात् ॥ १ ॥**

પદાર્થ :—( जपाः च ) અને જપના મંત્રોનો સમુચ્ચય છે. ( अकर्मसंयुक्ताः ) કર્મ-પ્રકાશક લિંગથી શૂન્ય હોવાથી. ( स्तुत्याशीरभिधानात् च ) સ્તુતિ, આશીઃ અને અભિધાન હોવાથી ( याजमानेषु ) યજમાન કર્મમાં ( समुच्चयः स्यात् ) સમુચ્ચય હોય છે. ( आशीःपृथक्त्वात् ) આશીઃ જુદી જુદી હોવાથી.

ભાવાર્થ :—કર્મ પ્રકાશક લિંગથી રહિત અને યજમાન વડે બોલવામાં આવતા જપ પ્રયોજનવાળા મંત્રોનો સમુચ્ચય માનવામાં આવે છે. આયુઃ વર્ચઃ ઇત્યાદિ જુદી જુદી આશિષો હોવાથી. એ જ પ્રમાણે જપ અને સ્તુતિના મંત્રોનો પણ સમુચ્ચય માનવો, કારણ કે તેનો અર્થ દૃષ્ટ હોય છે. वैष्णवीमनूच्य वाग् यन्तव्या सारस्वतीमनूच्य वाग् यन्तव्या। बार्हस्पत्य-मनूच्य वाग् यन्तव्या, આનાથી જપનું વિધાન થાય છે. अग्निर्मूर्धा ઇત્યાદિ સ્તુતિનો મંત્ર છે અને आयुर्दा अग्नेस्यायुर्मे देहि આ આશી મંત્ર છે. ભાવાર્થ એ છે કે આશિષો જેટલી મંત્રોમાં બતાવી હોય તે બધીનો સમુચ્ચય કરવો. કેવળ એક જ આશીર્વચન બોલી બીજીને પડતી મૂકવી એમ ન સમજવું. કારણ કે જુદા અર્થોની આશિષો અને સ્તુતિઓ જુદી હોય છે. એ પ્રમાણે જપના જે મંત્રો હોય તેનો પણ સમુચ્ચય જ સમજવો. ॥ ૧ ॥

समुच्चयं च दर्शयति ॥ २ ॥

પદાર્થ :—( च ) અને ( समुच्चयं दर्शयति ) સમુચ્ચય બતાવે છે.

ભાવાર્થ :—त्रिः प्रथमामन्वाह ઇત્યાદિ વાક્યોથી સમુચ્ચય બતાવવામાં પણ આવે છે. આ ઠેકાણે શાબર ભાષ્યમાં આ પ્રમાણે ઉલ્લેખ છે. एकस्मिंश्च मन्त्रे त्रितयमपि संभवति

स्तुतिरभिधानं जपश्च यथा, इदं विष्णुर्विचक्रमे, इति । यदि विष्णुर्बोध्यते ततः स्तुतिः अथान्यस्मै वृत्तान्त आख्यायते ततोऽभिधानम् । अथात्मनावधार्यते ततो जपः એક જ મંત્રમાં સ્તુતિ અભિધાન અને જપ ત્રણે હોય છે. જેમકે :-इदं विष्णुर्विचक्रमे ઇત્યાદિ મંત્રમાં જો બીજાને વિષ્ણુનો બોધ કરાવવામાં આવે તો તે સ્તુતિ, જો કેવળ વૃત્તાન્ત જ કહેવામાં આવે તો અભિધાન અને પોતે જ પોતાને માટે નિર્ણય કરતો હોય તો જપ કહેવાય છે. ॥ ૨ ॥

## 'ઐન્દ્ર બાર્હસ્પત્યમાં દ્વિવિ યાજ્યા અને અનુવાકયાનો વિકલ્પ છે.'
## એ અધિકરણનાં સૂત્રો.

**याज्यानुवाक्यासु तु विकल्पः स्याद् देवतोपलक्षणार्थत्वात् ॥ ३ ॥**

**પદાર્થ :**—( तु ) પણ ( याज्यानुवाक्यासु ) ઐન્દ્રબાર્હસ્પત્યલિંગક અનેક યાજ્યા અને પુરોવાક્યા યુગલોનો ( विकल्पः स्यात् ) વિકલ્પ માનવામાં આવે છે ( देवतोपलक्षणार्थत्वात् ) દેવતાના સ્મરણને માટે હોવાથી.

**ભાવાર્થ :**—इदं वामास्ये हविः એ અનુવાકમાં ઐન્દ્ર અને બાર્હસ્પત્ય લિંગવાળા યાજ્યા અને અનુવાકયાનાં યુગલો આમ્નાત છે. તેમાં સમુચ્ચય માનવાનો નથી પણ વિકલ્પ જ માનવો જોઇએ અર્થાત્ કોઇપણ એક યાજ્યા અને અનુવાકયા ઋક્ બોલવી જોઇએ. યાજ્યા અને અનુવાકયાનો ઉદ્દેશ દેવતાનું સ્મરણ કરાવવું એ હોય છે અને ઇષ્ટ ફળ તો એક જ હોય છે. ॥ ૩ ॥

**लिङ्गदर्शनाच्च ॥ ४**

**પદાર્થ :**—( च ) અને ( लिङ्गदर्शनात ) લિંગવાક્યનું દર્શન થતું હોવાથી.

**ભાવાર્થ :**—द्वे द्वे संभरति ' આમાં એક યાજ્યા અને એક પુરોવાક્યા સંજ્ઞક એમ મળી બે ઋચાઓનું કથન છે. આ લિંગ વાક્યથી પણ વિકલ્પ જ જણાય છે. ॥ ૪ ॥

## સોમક્રયના સાધનભૂત દ્રવ્યોના સમુચ્ચયનું અધિકરણ.

પૂર્વપક્ષ. **क्रयणेषु तु विकल्पः स्यादेकार्थत्वात् ॥ ५ ॥**

**પદાર્થ :**—( तु ) પૂર્વપક્ષ દ્યોતક અવ્યય છે. ( क्रयणेषु ) સોમ ખરીદવાના દ્રવ્યોમાં ( विकल्पः स्यात् ) વિકલ્પ હોય છે. ( एकार्थत्वात् ) બધાયનું એક પ્રયોજન હોવાથી.

**ભાવાર્થ :**—સોમ ખરીદવાના સાધન દ્રવ્ય ઘણાં હોય છે. अजया क्रीणाति हिरण्येन क्रीणाति ઇત્યાદિ. બકરી આપીને સોમ વેચાતો લઇ શકાય છે, સોનું આપીને પણ ખરીદી શકાય છે. વસ્ત્ર આપીને પણ સોમ વેચાતો લઇ શકાય છે. આ દ્રવ્યોમાંથી કોઇ પણ એક દ્રવ્ય આપી સોમલતા ખરીદી લેવી જોઇએ. સર્વ દ્રવ્યોથી સોમ ખરીદવાની જરૂર નથી માટે સોમક્રયના સાધન દ્રવ્યોમાં વિકલ્પ છે. આવું પૂર્વપક્ષવાદીનું મન્તવ્ય છે. ॥ ૫ ॥

સિદ્ધાંત સૂત્ર. समुच्चयो वा प्रयोगे द्रव्यसमवायात् ॥ ६ ॥

**પદાર્થ** :—( वा ) અથવા ( समुच्चयः ) સમુચ્ચય છે ( प्रयोगे ) પ્રયોગમાં ( द्रव्यसमवायात् ) દ્રવ્યોનો સમવાય બતાવેલો હોવાથી.

**ભાવાર્થ** :—પ્રયોગમાં અર્થાત્ સોમ યાગમાં જેટલાં દ્રવ્યો સોમ ક્રયના સાધન તરીકે વિહિત કર્યાં છે તે બધાથી સોમ ખરીદવો. એટલે સાધન દ્રવ્યનો સમુચ્ચય છે, વિકલ્પ નહિ. ॥ ૬ ॥

समुचयं च दर्शयति ॥ ७ ॥

પદાર્થ :—( च ) અને ( समुचयं दर्शयति ) સમુચ્ચય બોધક વચન પણ છે.

ભાવાર્થ :—दशभिः क्रीणाति, दशाक्षरा विराट्, विराजमेव प्राप्नोति ઇત્યાદિ વાક્યો દ્રવ્યોનો સમુચ્ચય બતાવે છે. માટે ક્રય દ્રવ્યોનો સમુચ્ચય માનવો એજ સિદ્ધાંત છે. ॥ ૭ ॥

ઉપયજનાદિ પ્રતિપત્તિ કર્મોનો સમુચ્ચય છે. એ અધિકરણનું સૂત્ર.

संस्कारे च तत्प्रधानत्वात् ॥ ८ ॥

પદાર્થ :—( च ) અને ( संस्कारे ) સંસ્કારમાં ( तत्प्रधानत्वात् ) તે પ્રધાન હોવાથી.

**ભાવાર્થ** :—ઉપયજનમાં હોમીય દ્રવ્યના પ્રતિપત્તિ સંસ્કારમાં હોમીય દ્રવ્ય પ્રધાન હોવાથી સકલ દ્રવ્યોનો સમુચ્ચય છે. प्रतिप्रधानमङ्गावृत्तिः પ્રધાન દીઠ અંગ કર્મોની આવૃત્તિ કરવી આવશ્યક છે. ॥ ૮ ॥

આધાનમાં વિવિધ સંખ્યાક દક્ષિણાઓનો વિકલ્પ છે. એ અધિકરણનું સૂત્ર.

संख्यासु तु विकल्पः स्याच्छ्रुतिविप्रतिषेधात् ॥ ९ ॥

પદાર્થ :—( तु ) સિદ્ધાંત સૂચક છે. ( संख्यासु ) સંખ્યાઓમાં ( विकल्पः स्यात् ) વિકલ્પ છે ( श्रुतिविप्रतिषेधात् ) સંખ્યાના શ્રવણમાં વિરોધ હોવાથી.

ભાવાર્થ :—આધાનમાં આ પ્રમાણે શ્રવણ છે. एका देया, षड् देया, द्वादश देया આ પ્રમાણે દક્ષિણા દાનનું વિધાન છે. અહીં સમુચ્ચય માનવો કે વિકલ્પ? આ શંકાના સમાધાનમાં આ સૂત્ર છે અને દક્ષિણાઓમાં વિકલ્પ છે, સમુચ્ચય નથી એ સિદ્ધાંત છે. અર્થાત્ એકને એકજ દક્ષિણા આપવી અનેક નહિ. ॥ ૯ ॥

પશુગણોમાં દ્રવ્યાહુતિઓનો વિકલ્પ છે એ અધિકરણનાં સૂત્રો.

સિદ્ધાંત સૂત્ર.

द्रव्यविकारे च पूर्ववदर्थकर्म स्यात् तथा विकल्पे नियमः प्रधानत्वात् ॥ १० ॥

**પદાર્થ** :— ( द्रव्यविकारे च ) અને દ્રવ્યના વિકારમાં ( पूर्ववत् ) ઉપરના અધિકરણ પ્રમાણે ( अर्थकर्म स्यात् ) અર્થકર્મ છે અર્થાત વિકલ્પ છે. ( तथा विकल्पे

नियमः ) તથા વિકલ્પમાં નિયમ બંધાય છે. ( प्रधानत्वात् ) પ્રધાન હોવાથી દ્રવ્યહોમનો સમુચ્ચય નથી.

**ભાવાર્થ :—** જે યજ્ઞમાં ઘણાં પશુઓ દાનમાં આપવામાં આવે છે ત્યાં તેને લગતાં પવિત્ર દ્રવ્યોનો હોમ કરવાનો હોય છે. એ દ્રવ્યોમાં વિકલ્પ છે અર્થાત્ કોઇ એક દ્રવ્યથી હોમ કરવો બધાં દ્રવ્યોથી નહિ. કર્મ પ્રધાન હોય છે અને દ્રવ્ય ગુણ હોય છે માટે વિકલ્પ હોવો એજ ઇષ્ટ છે. ॥ ૧૦ ॥

સિધ્ધાંતાક્ષેપ સૂત્ર. द्रव्यत्वेऽपि समुच्चयो द्रव्यस्य कर्मनिष्पत्तेः प्रतिपशु कर्मभेदादेवं सति यथाप्रकृति ॥ ११ ॥

**પદાર્થ :—** ( द्रव्यत्वे अपि समुच्चयः ) ક્રિયા પ્રત્યે દ્રવ્ય ગુણભૂત હોવા છતાં ( द्रव्यस्य कर्मनिष्पत्तेः ) હોમને યોગ્ય દ્રવ્યની ઉત્પત્તિ કર્મથી થતી હોવાને લીધે ( प्रतिपशु ) દરેક પશુની પાછળ ( कर्मभेदात् ) કર્મનો ભેદ હોવાથી સમુચ્ચય હોવો ઇષ્ટ છે. ( एवं सति ) એ પ્રમાણે હોવાથી ( यथाप्रकृति ) પ્રકૃતિ પ્રમાણે થવું યોગ્ય છે.

**ભાવાર્થ :—** ક્રિયાને ઉદ્દેશીને દ્રવ્ય ગુણરૂપ હોય છે તથાપિ દ્રવ્યોનો સમુચ્ચય થવો ઇષ્ટ છે. કારણ કે દ્રવ્યને હોમને લાયક વિશુદ્ધિ ગુણવાળું બનાવવું એ કર્મથી થાય છે તથા જે જે પશુ દાનમાં આપવામાં આવે છે તેની પાછળ હોમરૂપ કાર્ય કરવાનું હોય છે આ પ્રમાણે પ્રકૃત પ્રમાણે વિકૃતમાં પણ સમુચ્ચય હોવો એજ ન્યાય છે. આ પ્રમાણે સિદ્ધાંત ઉપર આક્ષેપ કરનારનું માનવું છે. ॥ ૧૧ ॥

कपालेऽपि तथेति चेत् ॥ १२ ॥

**પદાર્થ :—** ( कपाले अपि तथा ) કપાલોમાં પણ સમુચ્ચય માનવો જોઇએ ( इति चेत् ) જો એવી શંકા કરવામાં આવે તો.

**ભાવાર્થ :—** કર્મથી દ્રવ્યની નિષ્પત્તિ થાય છે એટલા કારણથીજ જો દ્રવ્યોનો સમુચ્ચય માનવામાં આવે તો કપાલરૂપ દ્રવ્યોનો પણ સમુચ્ચય માનવો જોઇએ કારણ કપાલોનો પ્રયોગ પણ કર્મથી જ થાય છે. ॥ ૧૨ ॥

न कर्मणः परार्थत्वात् ॥ १३ ॥

**પદાર્થ :—** ( न ) નહિ ( कर्मणः परार्थत्वात् ) કર્મ તો પરાર્થ જ હોય છે.

**ભાવાર્થ :—** કર્મ તો પરાર્થ જ હોય છે. તેને લીધે કંઇ દ્રવ્યોમાં સમુચ્ચય માની શકાતો નથી. तद्यथा काष्ठान्याहर्तुं प्रस्थिते पुरुषे शाकाहरणमप्युपाधिः क्रियते शाकमप्याहरेति । શાબરભાષ્ય. કોઇ માણસ કાષ્ઠો લેવા જતો હોય તેને શાક પણ લાવવાનું કહેવામાં આવે છે એટલે કે વાડીમાંથી શાક પણ લાવજે પણ અહીં કાષ્ઠાનયન મુખ્ય છે અને શાકાનયન ગૌણ હોય છે. એટલે એ બંનેનો સમુચ્ચય થઇ શકતો નથી, પણ શાકનો વિકલ્પ જ રહે છે. તેમ પ્રકૃતસ્થળમાં પણ હોમીય દ્રવ્યોમાંથી કોઇ એક દ્રવ્યનો વિકલ્પ જ હોય છે. ॥ ૧૩ ॥

प्रतिपत्तिस्तु शेषत्वात ॥ १४ ॥

પદાર્થ :—( तु ) પણ ( प्रतिपत्तिः ) પ્રતિપત્તિરૂપ કર્મ છે ( शेषत्वात् ) શેષ હોવાથી.

ભાવાર્થ :—આ સૂત્ર પણ શેષદ્રવ્યોમાં સમુચ્ચય જ બતાવવાની આશંકા કરે છે. બાકી રહેલાં દ્રવ્યની પ્રતિપત્તિ કરવાની હોય છે. પ્રતિપત્તિ એટલે તેને યોગ્ય સ્થાનમાં મૂકી દેવાં તે. એટલે તેનાથી પણ સમુચ્ચયની જ સિદ્ધિ થાય છે. ॥ ૧૪ ॥

शृतेऽपि पूर्ववत ॥ १५ ॥

પદાર્થ :—( शृते अपि ) શૃતમાં પણ ( पूर्ववत् ) પૂર્વની પેઠે સમુચ્ચય જ છે.

ભાવાર્થ :—शृते चरुम्, दधंश्चरुम् આ પ્રમાણે અભ્યુદયેષ્ટિમાં આમ્નાન છે. येऽणिष्ठास्तान् विष्णवे शिपिविष्टाय शृते चरुमिति विहिते शृते क्षीरेऽपि । अत्र शृतपदं ये स्थविष्ठास्तानिन्द्राय प्रदात्रे दधंश्चरुमित्यत्र दध्नोप्युपलक्षणम् ॥ આ લેખથી પ્રતિપત્તિ કર્મ બતાવવામાં આવ્યું છે અને સમુચ્ચયનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે. ॥ ૧૫ ॥

સિદ્ધાંત સૂત્ર. विकल्पे त्वर्थकर्म नियमप्रधानत्वाच्छेषे च कर्मकार्य-समवायात्तस्मात् तेनार्थकर्म स्यात् ॥ १६ ॥

પદાર્થ :—( विकल्पे तु अर्थकर्म ) વિકલ્પમાં તો અર્થકર્મ હોય છે. ( नियमप्रधानत्वात् ) નિયમમાં જ તાત્પર્ય હોવાથી. ( शेषे च ) અને શેષમાં ( कर्म ) અર્થકર્મ છે ( कार्यसमवायात् ) શૃતનો કાર્યમાં સમવાય હોવાથી ( तस्मात ) માટે ( तेन अर्थकर्म स्यात ) અર્થ કર્મ જ છે.

ભાવાર્થ :—પશુને દાનમાં આપ્યા પછી તેને અંગે જે હોમીય દ્રવ્ય હોય છે તે એક જ દ્રવ્યથી હોમ કરવો એવો નિયમ હોય છે. એટલે પ્રકૃતિપ્રાપ્ત અર્થકર્મનું વારણ થઈ શકતું નથી. શેષ દ્રવ્યમાં પણ જો તે દ્રવ્યનો ક્યાંય પણ ઉપયોગ ન થયો હોય તો એનું પ્રતિપત્તિકર્મ હોય છે પણ જો તેનો ક્યાંય પણ ઉપયોગ કરવાનો હોય તો તે અર્થકર્મ જ કહેવાય છે. દધિ અને શૃતનો ક્યાંય પણ ઉપયોગ થયેલો ન હોવાથી એનું પ્રતિપત્તિકર્મ નથી પણ અર્થકર્મ જ છે. ॥ ૧૬ ॥

કામ્ય અગ્નિ સાથે નિત્ય અગ્નિનો વિકાર છે. એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ સૂત્ર. उखायां काम्यनित्यसमुच्चयो नियोगे कामदर्शनात ॥ १७ ॥

પદાર્થ :—( उखायाम् ) ઉખામાં ( काम्यनित्यसमुच्चयः ) કામ્ય અને નિત્ય અગ્નિનો સમુચ્ચય છે ( नियोगे ) અગ્નિના નિયોજનમાં ( कामदर्शनात ) કામનું દર્શન થતું હોવાથી.

ભાવાર્થ :—અગ્નિચયન રૂપ કર્મમાં ઉખા બનાવી તેમાં અગ્નિનું ધારણ કરી રાખવામાં આવે છે એ નિત્ય અગ્નિ છે. હવે તેમાં કામ્ય અગ્નિનું પણ શ્રવણ થાય છે वृक्षाग्रात् ज्वलतो ब्रह्मवर्चसकामस्य आहृत्य अवदध्यात् " જેને બ્રહ્મવર્ચસની કામના હોય તેણે વનના

વખતે સળગતા વૃક્ષના અગ્રભાગમાંથી અગ્નિ લાવી આધાન કરવું. આ અગ્નિ કામ્ય કહેવાય છે. કારણ કે બ્રહ્મવર્ચસ રૂપ કામનાનો એની સાથે સંબંધ છે. જે કામ્ય અગ્નિ હોય તે અનિત્ય હોય છે. તેમાં નિત્ય અગ્નિમાં હોમ કરવો. જે કામ્ય અગ્નિ છે તેનો ફળને માટે ધારણ કરવામાં આવ્યો છે. वृक्षाग्निः केवलनिधानार्थः संतापाग्नहोंमार्थः ' આમ બન્ને અગ્નિઓનાં જુદાં જુદાં ફળ હોવાથી બાધ થતો નથી માટે તેનો સમુચ્ચય હોય છે. ॥ ૧૭ ॥

**असति चासंस्कृतेषु कर्म स्यात ॥ १८ ॥**

**પદાર્થ** :—( असति च ) જો સમુચ્ચય ન માનવામાં આવે તો ( असंस्कृतेषु ) અસંસ્કૃત અગ્નિમાં ( कर्म स्यात् ) કર્મ કરવું પડે.

**ભાવાર્થ** :—જો કામ્ય અગ્નિથી નિત્ય અગ્નિનો બાધ થાય તો અસંસ્કૃત અગ્નિમાં કર્યું કહેવાય. વૃક્ષાગ્ર ઉપરથી લાવવામાં આવેલો અગ્નિ અસંસ્કૃત કહેવાય છે. સંસ્કૃત અગ્નિ જ સર્વને માટે હોય છે માટે બાધ થતો નથી પણ સમુચ્ચય છે એમ માનવું જોઇએ. ॥ ૧૮ ॥

**तस्य च देवतार्थत्वात् ॥ १९ ॥**

**પદાર્થ** :—( तस्य च ) અને તે અગ્નિ ( देवतार्थत्वात् ) દેવના માટે હોય છે.

**ભાવાર્થ** :—નિત્ય અગ્નિ દેવતોદ્દેશ્યક હોમાર્થ હોવાથી તેમાં થવી જોઇએ કામ્યઅગ્નિ તો કેવળ સંનિધાનને માટે જ રાખ્યો છે માટે સમુચ્ચય માનવો જોઇએ. ॥ ૧૯ ॥

સિદ્ધાંત સૂત્ર. **विकारो वा तदुक्तहेतुः ॥ २० ॥**

**પદાર્થ** :—( वा ) અથવા ( विकारः ) બાધ થાય છે. ( तदुक्त हेतुः ) તે હેતુ કહેવામાં આવ્યો છે.

**ભાવાર્થ** :—નિત્ય અગ્નિ કે જે હોમને માટે વિહિત છે તેનો બાધ થાય છે. એટલે કે નિત્ય અગ્નિનું જે કાર્ય છે તે કામ્ય અગ્નિ પણ કરે છે અર્થાત્ કામ્ય અગ્નિમાં હોમ થાય છે. જો કામ્ય અગ્નિમાં હોમ ન થાય તો તેનું આહરણ કરવું નકામું છે. જ્યાં બાધક નહીં હોય ત્યાં નિત્ય અગ્નિ પણ કામ કરશે. એટલે એના વિષયનો પણ લોપ થશે નહિ. બાધ થવાથી વિકલ્પ માનવો પડે છે. જે કામી હોય તેણે કામ્ય અગ્નિમાં હોમ કરવો અને જે અકામી હોય તેણે નિત્ય અગ્નિમાં હોમ કરવો. ॥ ૨૦ ॥

**वचनादसंस्कृतेषु कर्म स्यात ॥ २१ ॥**

**પદાર્થ** :—( वचनात् ) વચન હોવાથી ( असंस्कृतेषु ) અસંસ્કૃત અગ્નિમાં ( कर्म स्यात् ) કર્મ થવું જોઇએ.

**ભાવાર્થ** :—વચનના બળથી અસંસ્કૃત અગ્નિમાં પણ હોમરૂપ કર્મ થઇ શકે છે. ॥૨૧॥

संसर्गे चापि दोषः स्यात् ॥ २२ ॥

પદાર્થ :—( अपि संसर्गे च ) પણ સંસર્ગમાં ( दोषः स्यात ) દોષ થાય.

ભાવાર્થ :—જો સમુચ્ચય માનવામાં આવે તો પ્રાદાવ્ય અગ્નિ સાથે વૈહારિક અગ્નિનો સંસર્ગ થશે અને તેમાં દોષનું શ્રવણ થશે. અસંસ્કૃત અગ્નિને પ્રાદાવ્ય અગ્નિ કહેવામાં આવે છે. अमये क्षुचयेऽष्टाकपालं निर्वपेत् શુચિ અગ્નિમાં અષ્ટાકપાલ પુરોડાશનો નિર્વાપ કરવો. માટે સમુચ્ચય ન માનવો. ॥ ૨૨ ॥

वचनादिति चेत् ॥ २३ ॥

પદાર્થ :—( वचनात ) વચનને લીધે સંસર્ગ માનવો ( इति चेत ) જો એવી શંકા કરવામાં આવે તો ?

ભાવાર્થ :—સંસર્ગ કરવાનું વચન છે. વાચનિક કર્મ કરવામાં કોઇ પણ જાતનો દોષ નથી જો એવી શંકા કરવામાં આવે તો તેનો ઉત્તર આગળના સૂત્રમાં છે. ॥ ૨૩ ॥

तथेतरस्मिन् ॥ २४ ॥

પદાર્થ :—( तथा ) તે પ્રમાણે ( इतरस्मिन् ) અન્ય પક્ષમાં પણ વચન છે.

ભાવાર્થ :—અસંસ્કૃત અગ્નિમાં હોમ કરવો એ પણ વાચનિક જ છે. માટે તેમાં પણ દોષ નથી. આ ઉપરથી એ સિદ્ધ થાય છે કે જે નૈમિત્તિક અગ્નિ હોય તેનાથી નિત્યનો બાધ માનવો જોઇએ, બન્નેનો સમુચ્ચય નહિ. ॥ ૨૪ ॥

उत्सर्गेऽपि कर्मणः कृतत्वात् ॥ २५ ॥

પદાર્થ :—(उत्सर्गे अपि) ઉત્સર્ગ અગ્નિમાં પણ ( कर्मणः कृतत्वात् ) કર્મ કરેલું હોવાથી.

ભાવાર્થ :—નિત્ય અગ્નિ દેવતા પરિગ્રહને માટે છે એ જે કહ્યું છે તેમાં પણ દોષ આવતો નથી. અગ્નિના અન્વાધાનથી દેવતાનો પરિગ્રહ થઇ શકે છે. કેવળ અગ્નિથી નહિ. જે અન્વાધાન રૂપ કર્મ કરવામાં આવ્યું છે તેનાથી દેવતાનો પરિગ્રહ પણ થાય છે. માટે બીજા અગ્નિમાં પણ વચનથી યજન થાય છે. ॥ ૨૫ ॥

વૈકારિક અગ્નિમાં આહવનીયત્વનો અભાવ છે. એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ સૂત્ર. स आहवनीयः स्यादाहुतिसंयोगात् ॥ २६ ॥

પદાર્થ :—( सः आहवनीयः ) વૃક્ષાગ્ર ઉપરથી લાવવામાં આવેલો અગ્નિ આહવનીય સંજ્ઞાવાળો ( स्यात् ) થાય છે ( आहुति संयोगात ) આહુતિના સંબંધથી.

ભાવાર્થ :—વૃક્ષાગ્ર ઉપરથી લાવવામાં આવેલો અગ્નિ વૈકારિક અગ્નિ કહેવાય છે એને આહવનીય એવું નામ આપવામાં આવે છે કે નહિ ? આ શંકાના સંબંધમાં પૂર્વપક્ષવાદીનું એવું

માનવું છે કે એને ' આહવનીય ' એ નામ આપી શકાય છે કારણ કે, ' हूयतेऽस्मिन् ' આની અંદર પણ આહુતિઓ આપવામાં આવે છે. આહુતિના સંબંધથી ' આહવનીય ' સંજ્ઞા તેને પણ લાગુ પડે છે. ॥ ૨૬ ॥

સિદ્ધાંત સૂત્ર.　　　अन्यो वोद्धृत्याहरणात् ॥ २७ ॥

પદાર્થ :—( वा ) અથવા ( अन्यः ) આહવનીયથી એ અન્ય છે ( उद्धृत्य आहरणात् ) વૃક્ષના અગ્ર ભાગ ઉપરથી જ લાવવામાં આવેલો હોવાથી.

ભાવાર્થ :—વૃક્ષના અગ્ર ઉપરથી લાવવામાં આવેલો લૌકિક અગ્નિ છે. તે આહવનીય કહી શકાય નહિ. આધાનાદિથી સંસ્કૃત થયેલો અગ્નિ જ આહવનીય કહેવાય છે. કેવળ યોગથી ' આહવનીય ' એવું નામ પ્રસિદ્ધ નથી. ॥ ૨૭ ॥

## ' વૈકારિક અગ્નિને આધાનિક સંસ્કારનો અભાવ છે. '
## એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ સૂત્ર.　　　तस्मिन् संस्कारकर्म शिष्टत्वात् ॥ २८ ॥

પદાર્થ :—( तस्मिन् ) તે વૈકારિક અગ્નિમાં ( संस्कारकर्म ) આધાનાદિ સંસ્કાર કર્મ કરવું જોઈએ ( शिष्टत्वात् ) સર્વ કર્મના શેષ તરીકે વિહિત હોવાથી.

ભાવાર્થ :—વૈકારિક અગ્નિમાં આધાનાદિ સંસ્કારો કરવાં જોઈએ. કારણ કે, તે સર્વ કર્મોના શેષ તરીકે વિહિત છે. જો આધાન સંસ્કાર ન કરવામાં આવે તો તેમાં કરવામાં આવતો હોમ વિગુણ થઈ જાય. ॥ ૨૮ ॥

સિદ્ધાંત સૂત્ર.　　　स्थानात्तु परिलुप्येरन् ॥ २९ ॥

પદાર્થ :—( तु ) સિદ્ધાંત સૂચક છે. ( स्थानात् ) અસંસ્કૃત અગ્નિ સંસ્કૃત અગ્નિના સ્થાનમાં આવેલો હોવાથી ( परिलुप्येरन् ) આધાનાદિ સંસ્કારોનો તેમાં લોપ છે.

ભાવાર્થ :—સંસ્કૃત અગ્નિના સ્થાનમાં તે વૈકારિક અગ્નિ આવ્યો છે માટે તેમાં આધાનાદિ સંસ્કારો ન કરવાં જોઈએ. यथा चैत्रो मैत्रकार्ये विनियुक्तः मैत्रकार्यं कुरुते, मैत्रमातुरुदरान्निःसरणादि नापेक्षते । ( જૈમિનિ સૂત્ર વૃત્તિ ) મૈત્રના કાર્યમાં વિનિયુક્ત થયેલો ચૈત્ર મૈત્રનું કાર્ય કરે છે પણ મૈત્રની માતાના ઉદરમાંથી નિકળવા આદિ ક્રિયાઓની તે અપેક્ષા રાખતો નથી. માટે વૈકારિક અગ્નિ આધાનાદિ સંસ્કારની અપેક્ષા રાખતો નથી. ॥ ૨૯ ॥

## નિત્ય ઉખ્ય અગ્નિના નિત્ય ધારણ કરવાનો અભાવ છે.
## એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ સૂત્ર.　नित्य धारणे विकल्पो न ह्यकस्मात्प्रतिषेधः स्यात् ॥ ३ ॥

પદાર્થ :—( नित्यधारणे ) ઉખ્ય અગ્નિના નિત્ય ધારણ કરવામાં ( विकल्पः ) વિકલ્પ છે. ( हि ) કારણ કે ( अकस्मात् प्रतिषेधः न स्यात् ) અકસ્માત્ પ્રતિષેધ થઈ શકે નહિ.

ભાવાર્થ :—અગ્નિચયનમાં જે નિત્ય ઉખ્ય અગ્નિ છે તેનું સાર્વકાલિક ધારણ કરવું એ વિકલ્પિત છે. કારણ કે न प्रतिसमिन्धः ઇત્યાદિ પ્રતિષેધ અકસ્માત્ થઈ શકે નહિ. પ્રાપ્તિપૂર્વક પ્રતિષેધ હોય છે, માટે ધારણ વિધિની કલ્પના કરવામાં આવે છે. માટે નિત્યધારણની વિધાયિકા શ્રુતિની કલ્પના કરવી જોઇએ. આ કારણથી ઉખ્ય અગ્નિના નિત્ય ધારણ કરવામાં વિકલ્પ છે. ॥ ૩૦ ॥

સિદ્ધાંત સૂત્ર. नियमधारणाद् वा प्रतिषेधो गतश्रियः ॥ ३१ ॥

પદાર્થ :—( वा ) અથવા ( नित्यधारणात् ) નિત્ય ધારણ હોવાથી ( गतश्रियः प्रतिषेधः ) ગતશ્રીને માટે પ્રતિષેધ છે.

ભાવાર્થ :—ગતશ્રી પુરુષે ઉખ્ય અગ્નિ નિત્ય ધારણ કરવાનો હોય છે માટે તેનો જ પ્રતિષેધ ઉખ્ય-અગ્નિમાં છે. માટે વિકલ્પ નથી. ' धार्यो गतश्रिय आहवनीयः ' આ વાક્ય ગતશ્રીને આહવનીય અગ્નિને ધારણ કરવાનું વિધાન કરે છે. आहवनीयस्थानापन्नत्वात् उख्यस्यापि ( શાબર ભાષ્ય ) આહવનીય સ્થાનાપન્ન ઉખ્ય અગ્નિ હોવાથી તેનું પણ નિત્ય ધારણ પ્રસક્ત છે. માટે તેના પ્રતિષેધને માટે જ न प्रतिसमिन्धः ઇત્યાદિ શ્રુતિ છે. ભાવ એ છે કે ગતશ્રી સિવાય બીજાએ ઉખ્ય અગ્નિને નિત્ય ધારણ કરવાનો અભાવ છે. ॥ ૩૧ ॥

સત્રમાં શુક્ર ગ્રહસ્પર્શાદિનું એકકર્તૃકત્વ છે એ અધિકરણનું સૂત્ર.

परार्थान्येको यजमानगणे ॥ ३२ ॥

પદાર્થ :—( यजमानगणे ) ઘણા યજમાનોમાં ( परार्थानि ) પરાર્થ કર્મો ( एकः ) એક યજમાન કરે છે.

ભાવાર્થ :—शुक्रं यजमानोऽन्वारभते ઇત્યાદિ શુક્રગ્રહ સંસ્કારાદિ કર્મ પરાર્થ હોવાથી એક જ યજમાન કરે છે. સત્રમાં અનેક યજમાનો હોય છે તે તે કર્મ બધાએ કરવાનું નથી. ॥ ૩૨ ॥

' અહીન યજ્ઞમાં શુક્રસ્પર્શાદિ કોઇ પણ કરી શકે છે. ' એ અધિકરણનું સૂત્ર.

अनियमोऽविशेषात् ॥ ३३ ॥

પદાર્થ :—( अनियमः ) નિયમ નથી ( अविशेषात् ) વિશેષ ન હોવાથી.

ભાવાર્થ :—અહીન ક્રતુમાં શુક્રસ્પર્શ કોઇ પણ યજમાન કરી શકે છે. અમુક જ યજમાન સ્પર્શ કરે એવો નિયમ નથી. વિશેષનું અવધારણ કરાવતું કોઇ પ્રમાણ મળતું નથી. ॥ ૩૩ ॥

સત્રમાં શુક્ર સ્પર્શ ગૃહપતિએ જ કરવો એ અધિકરણનું સૂત્ર.

मुख्यो वाऽविप्रतिषेधात् ॥ ३४ ॥

પદાર્થ :—( वा ) અથવા ( मुख्यः ) મુખ્ય યજમાન જ સત્રમાં શુક્ર સ્પર્શ કરે ( अविप्रतिषेधात् ) વિરોધ ન હોવાથી

**ભાવાર્થ** :—સત્રમાં યજમાનનાં કાર્યો જે શુક્રગ્રહ સ્પર્શ આદિ છે તે તો મુખ્ય ગૃહપતિ એ જ કરવાં તેમ કરવામાં કોઈ વિરોધ ન હોવાથી. ॥ ૩૪ ॥

## સત્રમાં અંજનાદિ સંસ્કારો સર્વે એ કરવાં એ અધિકરણનાં સૂત્રો.

**सत्रे गृहपतिरसंयोगात् हौत्रवत् ॥ ३५ ॥**

**પદાર્થ** ;—( सत्रे ) સત્રમાં અંજન અને અભ્યંજન સંસ્કારો. ( गृहपतिः ) ગૃહપતિ એ જ કરવા ( असंयोगात् ) અસંયોગનો અભાવ હોવાથી. ( हौत्रवत् ) હોતા પેઠે.

**ભાવાર્થ** :—જેમ હૌત્ર કર્મ હોતા જ કરે છે અને તેથી હોતૃ શબ્દની શક્તિ અબાધિત રહે છે તેમ અંજનાદિ સંસ્કારો ગૃહપતિએ જ કરવાં જોઈએ તેમ કરવાથી ગૃહપતિ શબ્દની શક્તિ અબાધિત થાય છે. ॥ ૩૫ ॥

**आम्नायवचनाच्च ॥ ३६ ॥**

**પદાર્થ** :—( च ) અને ( आम्नायवचनात् ) આમ્નાયનું વચન હોવાથી.

**ભાવાર્થ** :—ગૃહપતિને માટે આમ્નાયનું વચન પણ છે. भूयसां यजमानानां यो गृहपतिः समूर्यिष्ठामृद्धिमृध्नोति । જે ગૃહપતિ હોય છે તે વધારે ઋદ્ધિને પામે છે. ॥ ૩૬ ॥

સિધ્ધાંત સૂત્ર. **सर्वे वा तदर्थत्वात् ॥ ३७ ॥**

**પદાર્થ** :—( वा ) અથવા ( सर्वे ) બધાં જ યજમાનો અંજનાદિ સંસ્કારો કરે ( तदर्थत्वात् ) સર્વને માટે તે હોવાથી.

**ભાવાર્થ** :—સોળ ઋત્વિજો અને એક ગૃહપતિ આ બધા મળીને સત્તર થાય છે. એ સર્વને માટે સંસ્કારો છે. માટે અંજનાદિ સંસ્કારોથી બધાય સંસ્કાર્ય છે. ॥ ૩૭ ॥

**गृहपतिरिति च समाख्या सामान्यात् ॥ ३८ ॥**

**પદાર્થ** :—( च ) અને ( गृहपति इति समाख्या ) 'ગૃહપતિ' આ સમાખ્યા છે ( सामान्यात् ) સાધારણ સ્વામિત્વનો પ્રકર્ષ બોધક હોવાથી.

**ભાવાર્થ** :— ऋद्धिकामाः सत्रमासीरन् આ વાકયથી સર્વાર્થત્વ પ્રતીત થાય છે. गृहस्य शालाया मखस्य वा प्रमुत्वं सर्वसाधारणं शक्यार्थस्य बाधाभावः આ વાકયથી સામાન્યની પ્રતીતિ થાય છે. માટે અંજનાદિ સંસ્કારો બધાયે કરવા જોઈએ. ॥ ૩૮ ॥

**विप्रतिषेधे परम् ॥ ३९ ॥**

**પદાર્થ** :—( विप्रतिषेधे ) વિરોધમાં ( परम् ) જે પર હોય તે થાય છે.

**ભાવાર્થ** :—જ્યાં યજમાનનાં કાર્યો અને ઋત્વિજોનાં કાર્યો એક સાથે કરવાના હોય છે ત્યાં ઋત્વિજોનાં કાર્યો જ કરવાં કારણ કે ये यजमानास्ते ऋत्विजः ' આ વાકયથી ઋત્વિક કર્મ આતિદેશિક હોવાથી યજમાનના કાર્ય કરતાં પ્રબળ છે. ॥ ૩૯ ॥

हौत्रे परार्थत्वात् ॥ ४० ॥

પદાર્થ :—( हौत्रे ) હોતૃના કર્મમાં ( परार्थत्वात् ) તે પરાર્થ હોવાથી.

ભાવાર્થ —હોત્ર કર્મ કરવામાં પુરુષ પરાર્થ છે. માટે તે કર્મ કોઇ એક પુરુષે કરવું જોઇએ. तत्र समाख्या नियामिका અહીં સમાખ્યા નિયમ કરનારી હોય છે. અર્થાત્ તે કર્મ હોતાએ જ કરવું જોઇએ. ત્યાં હોતા ગુણભૂત છે અને એકે કરેલા અંજન રૂપ સંસ્કારથી ફળ-સંસ્કાર થાય છે. માટે હોત્ર કર્મમાં યજમાન પ્રધાન હોય છે માટે પ્રધાન સંસ્કારની આવૃત્તિ કરવી જોઇએ. માટે આગળ જે હૌત્રવત્ જે દૃષ્ટાન્ત પૂર્વપક્ષવાદીએ આપ્યું છે તે બરાબર નથી. ॥ ૪૦ ॥

वचनं परम् ॥ ४१ ॥

પદાર્થ :—( वचनम् ) આમ્નાય વચન જે આપ્યું છે તે ( परम् ) અર્થવાદ છે.

ભાવાર્થ :—ફલ ભૂયસ્ત્વને બતાવનારૂં જે વચન આપ્યું છે તે તો અર્થવદ છે. तत्परमर्थवादः ( સૂત્રવૃત્તિ: ) ॥ ૪૧ ॥

બ્રાહ્મણને જ આર્ત્વિજ્ય કરવામાં અધિકાર છે. એ અધિકરણનાં સૂત્રો.

પૂર્વપક્ષ. प्रभुत्वादार्त्विज्यं सर्ववर्णानां स्यात् ॥ ४२ ॥

પદાર્થ :—( प्रभुत्वात ) સમર્થ હોવાથી ( आर्त्विज्यम् ) ઋત્વિક્કર્મ ( सर्ववर्णानाम् स्यात ) બધા વર્ણોએ કરવું જોઇએ.

ભાવાર્થ :—ઋત્વિક્નું કર્મ કયા વર્ણે કરવું જોઇએ એનો નિર્ણય આ અધિકરણમાં છે. પૂર્વપક્ષવાદી એવું માને છે કે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય વર્ણોમાંથી કોઇપણ વર્ણનો પુરુષ ઋત્વિક્ કર્મ કરાવી શકે છે. કારણ કે બધાય વિદ્વાન્ હોય છે. न ह्यविद्वान् विहितोऽस्ति જે અવિદ્વાન્ હોય છે તે કોઇપણ કર્મમાં વિહિત જ નથી. ॥ ૪૨ ॥

સિદ્ધાંત સૂત્ર. स्मृते वा स्याद् ब्राह्मणानाम ॥ ४३ ॥

પદાર્થ :—( वा ) અથવા ( स्मृतेः ) સ્મૃતિ પ્રમાણથી ( ब्राह्मणानाम् स्यात् ) બ્રાહ્મણ-વર્ણસ્થ પુરુષોએ જ ઋત્વિક્ કર્મ કરવાનું હોય છે.

ભાવાર્થ :—યાજન, અધ્યાપન અને પ્રતિગ્રહ આ ત્રણ કર્મ તો બ્રાહ્મણોએ જ કરાવવાં કારણ કે તેની આજીવિકારૂપે છે प्रतिग्रहोऽधिको विप्रे याजनाध्यापने तथा આવું સ્મૃતિનું વચન છે. કલ્પસૂત્રમાં પણ બ્રાહ્મણોને જ આર્ત્વિજ્ય કરવાનું કહ્યું છે. માટે બ્રાહ્મણો જ ઋત્વિજો હોઇ શકે ક્ષત્રિય અથવા વૈશ્ય નહિ. ॥ ૪૩ ॥

फलचमसविधानाच्चेतरेषाम् ॥ ४४ ॥

પદાર્થ :—( च ) અને ( फलचमसविधानात् ) ફલચમસનું વિધાન હોવાથી ( इतरेषाम् ) ક્ષત્રિય અને વૈશ્ય વર્ણોને.

ભાવાર્થ :—ઋત્વિજોએ આર્ત્વિજ્ય કર્મમાં સોમપાન કરવાનું હોય છે. હવે ક્ષત્રિય અને વૈશ્યને સોમપાન કરવાનો નિષેધ છે. અને આ પ્રમાણે પ્રમાણવાક્ય છે. यदि राजन्यं वैश्यं वा याजयेत् स यदि सोमं बिभक्षयिषेत् न्यग्रोधस्तिमिनीराहृत्य ताः सम्पिष्य दधन्युन्मृज्य तमस्मै भक्षं प्रयच्छेन्न सोमम् इति सोमपान निषेधात् ॥ જો રાજન્ય અથવા વૈશ્યને યજ્ઞ કરાવે તો અને તે જો સોમ ભક્ષણની ઇચ્છા કરે તો તેને વડવૃક્ષની કુંપળોને પીસીને તેમાં દહીં નાંખી તે ભક્ષ આપવો. આ ભક્ષને ' ફલચમસ ' કહે છે. પણ સોમ રસ તો ક્ષત્રિય અને વૈશ્યને આપવો નહિ. આ નિષેધને લીધે ક્ષત્રિય અને વૈશ્ય ઋત્વિક્ બની શકતા નથી. ઋત્વિજોએ તો સોમપાન કરવું જોઇએ. એટલે ભાવ એ જ છે કે આર્ત્વિજ્ય કર્મ કરવાનો અધિકાર બ્રાહ્મણોને જ છે. ॥ ૪૪ ॥

साम्नाय्येऽप्येवं प्रतिषेधः सोमपीथ हेतुत्वात् ॥ ४५ ॥

પદાર્થ :—( साम्नाय्ये अपि एवम् ) સાન્નાય્યમાં પણ એ પ્રમાણે ( प्रतिषेधः ) પ્રતિષેધ છે. ( सोमपीथहेतुत्वात् ) એ સોમપાનનો નિષેધ બતાવે છે.

ભાવાર્થ :—સાન્નાય્ય પાનનો રાજન્ય અને વૈશ્યને નિષેધ છે. न राजन्यो न वैश्यो वा साम्नाय्यं पिबेत् ॥ કારણ કે રાજન્ય અને વૈશ્ય અસોમપીથ હોય છે. એટલે કે સોમપાનને અર્હ રાજન્ય અને વૈશ્ય હોતા નથી. ॥ ૪૫ ॥

चतुर्धाकरणे च निर्देशात् ॥ ४६ ॥

પદાર્થ :—( च ) અને ( चतुर्धाकरणे ) ચતુર્ધાકરણમાં પણ ( निर्देशात् ) બ્રાહ્મણોનો જ નિર્દેશ છે.

ભાવાર્થ :—દર્શપૂર્ણમાસ યાગમાં ચતુર્ધાકરણ મંત્રલિંગ પણ બ્રાહ્મણને જ આર્ત્વિજ્યનો અધિકાર આપે છે. ब्राह्मणानामिदं हविः सोम्यानां सोमपीथिनाम् સોમપાન કરનારા બ્રાહ્મણોનું આ હવિષ્ છે. नेहाब्राह्मणस्यास्ति અબ્રાહ્મણનું નથી અર્થાત્ ચતુર્ધાકરણ રાજન્ય અથવા વૈશ્યનું નથી. શેષ હવિષ્‌ના ભક્ષણને માટે જે ચાર ભાગ પાડવામાં આવે છે તેને 'ચતુર્ધાકરણ' કહેવામાં આવે છે અને તેનું ઋત્વિજોએ ભક્ષણ કરવાનું હોય છે. માટે બ્રાહ્મણોને જ આર્ત્વિજ્યનો અધિકાર છે. ॥ ૪૬ ॥

अन्वाहार्ये च दर्शनात् ॥ ४७ ॥

પદાર્થ :—( च ) અને ( अन्वाहार्ये ) અન્વાહાર્ય દક્ષિણામાં ( दर्शनात् ) બ્રાહ્મણોનું જ દર્શન હોવાથી.

ભાવાર્થ ;—દર્શપૂર્ણમાસિકી દક્ષિણામાં એટલે અન્વાહાર્ય દક્ષિણા લેવા માટે બ્રાહ્મણો જ હોય છે. ક્ષત્રિય અથવા વૈશ્ય દક્ષિણા લેતા નથી. एते वै देवा अहुतादो यद्ब्राह्मणा यदन्वाहार्यमाहरन्ति तानेव तेन प्रीणाति આ વચનનો ભાવ એ છે કે જે બ્રાહ્મણો છે તે અહુતાદ અર્થાત્ અહુત = નહીં હોમેલાનો ભક્ષણ કરનારા છે અર્થાત્ દક્ષિણા લેનારા છે. એને દક્ષિણા લેવામાં સંતોષ હોય છે. દક્ષિણા ઋત્વિજોને જ આપવામાં આવે છે. માટે સિદ્ધ થાય છે કે આર્ત્વિજ્ય કર્મમાં બ્રાહ્મણોનો જ અધિકાર છે, ક્ષત્રિય અથવા વૈશ્યનો આર્ત્વિજ્ય અથવા ઋત્વિક્ કર્મમાં અધિકાર નથી. ॥ ૪૭ ॥ इति शम्।

इति गुर्जरभाषायां जैमिनीयमीमांसाभाष्ये द्वादशाध्यायस्य चतुर्थः पादः

संपूर्णोऽयं द्वादशाध्यायः संपूर्णं चेदं गुर्जरभाषाभाष्यम् ॥

महेशकृपया नीतो ग्रन्थोऽयं विधिगोचरः
पूर्तिं गुर्जरभारत्यां मयाशङ्करशर्मणा ॥